॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

આદિ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ વિરચિત

# શ્રીહરિલીલાકલ્પતરુ

સ્કંધ ૧ થી ૧૨નો મૂળ સંસ્કૃતશ્લોકો સહિત-સટીક ગુજરાતી અનુવાદ

ભાગ - ૧

(સ્કંધ : ૧-૨)






પ્રકાશક : શ્રી સ્વામિનારાયણ મંદિર - સરધાર

॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

તીર્થધામ સરધાર મંદિર મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ ગ્રંથમાળા શ્રેણી

**વડતાલ શ્રીલક્ષ્મીનારાયણદેવ પીઠાધિપતિ**
**આદિઆચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ વિરચિત**

# શ્રીહરિલીલાકલ્પતરુ

સ્કંધ ૧ થી ૧૨નો મૂળ સંસ્કૃતશ્લોકો સહિત-સટીક ગુજરાતી અનુવાદ

## ભાગ-૧

**(સ્કંધ : ૧-૨)**

શ્રીલક્ષ્મીનારાયણદેવ પીઠાધિપતિ પ.પૂ. ધ.ધુ. ૧૦૦૮
**આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રી**ની આજ્ઞાથી પ્રકાશિત

ગ્રંથ રચયિતા : **સદ્‌ગુરુ બ્રહ્મચારી શ્રી અચિંત્યાનંદજી સ્વામી**
ગ્રંથ સંશોધક : **સ્વામી આનંદસ્વરૂપદાસજી** (વેદાંતાચાર્ય)

પ્રેરક : **પૂ. સ.ગુ. સ્વામી શ્રી નિત્યસ્વરૂપદાસજી**




: પ્રકાશક :
**શ્રી સ્વામિનારાયણ મંદિર - સરધાર**
તા.જી. રાજકોટ - ૩૬૦૦૨૫

# શ્રીહરિલીલાકલ્પતરુ

સ્કંધ ૧ થી ૧૨નો મૂળ સંસ્કૃતશ્લોકો સહિત-સટીક ગુજરાતી અનુવાદ

## ભાગ-૧

**(સ્કંધ : ૧-૨)**


**પ્રકાશક :**

**શ્રી સ્વામિનારાયણ મંદિર - સરધાર**

તા.જી. રાજકોટ.

**પ્રથમ આવૃતિ :**

પ્રત : ૩૦૦૦ (ઈ.સ. ૨૦૨૧)

**પ્રકાશન તિથિ :**

સરધારધામને આંગણે ભવ્ય-નૂતન શિખરબધ્ધ **શ્રી સ્વામિનારાયણ મંદિર મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ** પ્રસંગે સં. ૨૦૭૮ માગશર સુદ - ૧૦, તા. ૧૩-૧૨-૨૦૨૧

**કિંમત :**

પડતર કિંમત : ૨૦૦૦/- (સંપૂર્ણ સેટ : ભાગ ૧ થી ૪)

સેવામૂલ્ય રૂા. : ૧૫૦૦/- (સૌજન્યને આભારી)

**પ્રાપ્તિસ્થાન:**

| | |
|---|---|
| સરધાર | : શ્રી સ્વામિનારાયણ મંદિર, તા.જી. રાજકોટ.મો. ૯૦૯૯૯૯૯૬૪૩ |
| ભાવનગર | : શ્રી સ્વામિનારાયણ મંદિર, ચિત્રા, રાજકોટ હાઈવે, નારીચોકડી. મો. ૭૮૭૮૪૪૪૪૩૦ |
| મહુવા | : શ્રી સ્વામિનારાયણ મંદિર, ખારગેટ, જી. ભાવનગર. મો. ૭૨૦૩૯૭૭૩૭૩ |
| સુરત | : શ્રી સ્વામિનારાયણ મંદિર, પાવર હાઉસની પાછળ, ગજેરા સ્કૂલની બાજુમાં, મો. ૮૦૦૦૦૫૮૫૦૩ |
| ડોંબીવલી | : શ્રી સ્વામિનારાયણ મંદિર, રાજાજી રોડ, રેલ્વે બ્રીજની બાજુમાં. મો. ૮૮૮૮૦૫૮૫૦૩ |
| જગન્નાથપુરી | : શ્રી સ્વામિનારાયણ મંદિર, પુરી-કોણાર્ક બાયપાસ હાઈવે રોડ. મો. ૮૦૦૦૦૫૮૫૦૬ |
| વિદ્યાનગર | : શ્રી સ્વામિનારાયણ મંદિર, પ્રોફેસર સોસાયટી સામે, મેઈન બજાર, વિદ્યાનગર. મો. ૯૮૭૯૨૫૮૫૦૩ |

**મુદ્રક :**

શ્રીજી આર્ટ - અમદાવાદ

મો. ૯૮૭૯૯૬૦૬૬૮૬, ૭૬૦૦૦૨૬૬૮૬

**E-mail :** shreejiart@gmail.com, **Web :** www.shreejiarts.org

શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના ચરિત્રનાયક સર્વોપરી પરબ્રહ્મ પૂર્ણ પુરુષોત્તમ



# સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણ

**साक्षात् स्वयं ब्रह्मपुराधिवासी सर्वावतारैकनिदानमीशः ।**
**अत्राविरासीद् दयया जनानां कर्तुं किलात्यन्तिकमुक्तिमुर्व्याम् ।।**

બ્રહ્મપુરમાં વાસ કરનારા, સર્વ અવતારોના કારણ હે પ્રત્યક્ષ શ્રીહરિ !
તમો મુમુક્ષુઓની આત્યંતિકી મુક્તિ કરવા માટે પૃથ્વીમાં (વર્તમાનકાળે) દયા કરીને પધાર્યા છો.

(શ્રીહરિલીલાકલ્પતરુ : ૨/૪/૩૦)



ત્રણ ફૂલના મર્મનો પ્રસંગ કહી આદિઆચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ અને સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામી વિદ્વાન શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ રચવાની આજ્ઞા આપે છે.

# ગ્રંથ અર્પણ



સંપ્રદાયમાં સંતોની સોહામણી સૂરજમાળના મોભાર સમા સંત, શ્રીજીમહારાજે સ્વધામગમન સમયે જેમને પાસે બોલાવી બંને દેશના તમામ સંતો-હરિભક્તોના મોભી બનાવ્યા, અંતિમ શ્વાસ સુધી સતત વિચરણ કરતા જ રહી,સંપ્રદાયમાં ભગવાન શ્રીહરિની આજ્ઞા-ઉપાસના દઢ કરાવી છે એવા; તેમજ આ ગ્રંથના રચયિતા શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને સત્સંગ કરાવનાર, તથા મેંગણીના ઠાકોર સાહેબ માનસિંહ રાજા તથા લોધિકાના દરબાર અભેસિંહજી વગેરેને ભરાડીઓમાંથી ભક્ત બનાવનાર

**યોગીરાજ સદ્‌ગુરુ શ્રી ગોપાળાનંદ સ્વામી**નાં

કરકમળોમાં શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથનો **પ્રથમ ભાગ** અર્પણ



॥ श्री स्वामिनारायणो विजयतेतराम् ॥



आचार्य जा. र. नं. 22/2099

**सनातन धर्मधुरंधर आचार्य श्री १००८ श्री राकेशप्रसादजी महाराजश्री**

श्री लक्ष्मीनारायण देव दक्षिण देश गादी

संस्थान : वडताल - पीन : ३८७ ३७५

તા. ૨૦-૧૦-૨૦૨૧

# આશીર્વાદપત્ર

પ્રતિશ્રી,

શ્રી સ્વા.નિત્યસ્વરૂપદાસજી સરધાર.

વડતાલવાસી શ્રીલક્ષ્મીનારાયણ દેવ તથા આરાધ્ય ઈષ્ટદેવ શ્રીહરિકૃષ્ણ મહારાજના ચરણકમળ સમીપથી **પ.પૂ.ધ.ધુ.૧૦૦૮ આચાર્યશ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રીના સસ્નેહ જય શ્રી સ્વામિનારાયણ વાંચશો.**

ભગવાન શ્રીહરિને ચિત્ર, સ્થાપત્ય, સંગીત, સાહિત્ય જેવી કળાના પોષક તરીકે પણ યાદ કરવામાં આવે છે. આત્માના આત્યંતિક શ્રેય માટે શ્રીહરિએ અનેક ઉપાયો કહ્યા છે. તે તમામ તત્કાલીન સંતોએ સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં કંડાર્યા છે, **"પુષ્ટિ વધે ગ્રંથથી સંપ્રદાયની"** કહીને આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજે ગ.મ.-૫૮ મા વચનામૃતનું અનુસરણ કર્યું છે. નંદકાળને સાહિત્યકાળ કહીએ તો પણ કંઈ જ અતિશયોક્તિ નથી, અને આ સાહિત્ય સર્જનમાં આચાર્યશ્રીઓનું પણ અમૂલ્ય યોગદાન રહ્યું છે. જેમાં આદ્યાચાર્યશ્રી રઘુવીરજી મહારાજનો પ્રસ્તુત **"શ્રીહરિલીલાકલ્પતરુ"** ગ્રંથ, શ્રી ભગવત્પ્રસાદજી મહારાજની **"શ્રીમદ્ ભાગવતજીની ભક્તમનોરંજની ટીકા"** શ્રી વિહારીલાલજી મહારાજનું **"શ્રીહરિલીલામૃત"** વગેરે વિશેષ નોંધપાત્ર રહ્યા છે.

પ્રસ્તુત ગ્રંથ સાહિત્યની દ્રષ્ટિએ પદ - અલંકાર વગેરેની દ્રષ્ટિએ મહત્ત્વનો છે, આ ગ્રંથમાં આદ્યાચાર્યશ્રી રઘુવીરજી મહારાજની અનન્ય ભક્તિના દર્શન થાય છે. તેમણે ઈષ્ટદેવનો પ્રૌઢ પ્રતાપ મુક્ત કંઠે ગાયો છે. શ્રીમદ્ ભાગવતની પદ્ધતિથી લખાયેલ આ ગ્રંથમાં ૧૨ સ્કંધ અને ૩૩ હજાર જેટલા શ્લોકો છે. આ વિરાટ ગ્રંથના અધ્યયનથી શ્રીહરિની દિવ્ય માનુષી લીલાઓનું સતત સ્મરણ રહે છે, અને અનન્ય શરણાગતિની દ્રઢતા રૂપ ફળ પ્રાપ્ત થાય છે.

આ ગ્રંથનું સંશોધન સંપાદન કરાવીને આપ જ્યારે સરધાર મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ પ્રસંગે પ્રકાશન કરી રહ્યા છો ત્યારે અમોને અતિશય આનંદ થાય છે. શ્રી શા.આનંદસ્વરૂપ સ્વામી વર્ષો સુધી મહેનત કરીને ગ્રંથકર્તા એવં અનુવાદકર્તા સદ્.શ્રી શ્વેતવૈકુંઠદાસજી સ્વામીના આશીર્વાદના અધિકારી બન્યા છે.

આ ગ્રંથના પ્રકાશનમાં તન - મન - ધનથી સહયોગી બનેલા ત્યાગી - ગૃહી સહુ ઉપર શ્રીહરિકૃષ્ણ મહારાજ, શ્રીલક્ષ્મીનારાયણ દેવની કૃપા દ્રષ્ટિ બની રહે; એ શુભાશિષ સાથે અમારા ભાવથી જય શ્રી સ્વામિનારાયણ.



(signature)

**આચાર્ય મહારાજ શ્રી**

# શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ પરિચય


આદિઆચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ


ભગવાન શ્રી સ્વામિનારાયણ


સ.ગુ. શ્રી ગુણાતીતાનંદ સ્વામી


સ.ગુ. શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજી


સ.ગુ. શ્રી શુકાનંદ સ્વામી




શ્રી માનસિંહજી બાપુ


શ્રી અભેસિંહજી બાપુ



| | | |
|---|---|---|
| **ગ્રંથના ઈષ્ટદેવ** | : | ભગવાન શ્રી સ્વામિનારાયણ |
| **ગ્રંથના સ્વપ્નદ્રષ્ટા** | : | આદિઆચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ |
| **ગ્રંથની પ્રેરણા** | : | સ.ગુ. શ્રી ગુણાતીતાનંદ સ્વામી |
| **ગ્રંથના રચયિતા** | : | સ.ગુ. શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજી |
| **ગ્રંથના પ્રથમ વક્તા** | : | સ.ગુ. શ્રી શુકાનંદ સ્વામી |
| **ગ્રંથના પ્રથમ શ્રોતા** | : | દરબાર શ્રી માનસિંહજી બાપુ - મેંગણી |
| **ગ્રંથના દ્વિતીય શ્રોતા** | : | દરબાર શ્રી અભેસિંહજી બાપુ - લોધિકા |
| **ગ્રંથ સંવાદ સ્થળ** | : | ગોમતી સરોવર કાંઠે, વડતાલ |
| **ગ્રંથમાં કુલ પ્રકરણો** | : | ૧૨ સ્કંધ |
| **ગ્રંથમાં કુલ અધ્યાયો** | : | ૬૩૪ (+૧૪ અધ્યાય ગ્રંથ માહાત્મ્ય=૬૪૮) |
| **ગ્રંથના અનુષ્ટુપ કુલ શ્લોકો** | : | ૩૪૦૦૦ (ગ્રંથ માહાત્મ્ય સહિત) |

# શ્રીહરિલીલાકલ્પતરુ

## ગ્રંથ પ્રકાશન સૌજન્ય



ઈષ્ટદેવ **ભગવાન શ્રી સ્વામિનારાયણ**ની પ્રસન્નતાર્થે

સત્સંગ સાહિત્યપ્રેમી અને સંતો-ભક્તોના કૃપાપાત્ર

ગામ - બોઘરાવદર, હાલ - રાજકોટ નિવાસી

**પ.ભ. શ્રી દલપતભાઈ શામજીભાઈ ડોબરિયા**

**ધર્મપત્ની શ્રીમતી જયાબેન દલપતભાઈ ડોબરિયા**

**સુપુત્ર પરેશભાઈ દલપતભાઈ ડોબરિયા**

પુત્રવધૂ સંગીતાબેન પરેશભાઈ ડોબરિયા

પૌત્રી વૈદેહી તથા પૌત્ર હરિકૃષ્ણ

•

**સુપુત્ર હિતેશભાઈ દલપતભાઈ ડોબરિયા**

પુત્રવધૂ નયનાબેન હિતેશભાઈ ડોબરિયા, પૌત્ર આત્મન

ફર્મ : **નોબલ એન્જીનીયર્સ - મેટોડા, રાજકોટ**



આ દાનવીર-સેવાભાવી દાતાશ્રી **ડોબરિયા પરિવાર**ને ઈષ્ટદેવ સર્વાવતારી **ભગવાન શ્રી સ્વામિનારાયણ**ની અસીમ કૃપા તથા **સંતો-હરિભક્તો**નો રાજીપો પ્રાપ્ત થતાં રહે એ જ શ્રીચરણોમાં પ્રાર્થના સહ **જય શ્રી સ્વામિનારાયણ.**

# પ્રસ્તાવના



પૂ. સ.ગુ સ્વામી
શ્રી નિત્યસ્વરૂપદાસજી

અક્ષરાધામાધિપતિ સર્વાવતારી પૂર્ણ પુરુષોત્તમ **ભગવાન શ્રી સ્વામિનારાયણ** આ પૃથ્વી ઉપર એમના મુક્તો સાથે અઢારમી સદીમાં પ્રગટ થયા. ઉદ્ધવ સંપ્રદાયની ધર્મધુરા સંભાળીને લલિતકળાના પોષક અને ઉત્તેજક એવા ભગવાન શ્રીહરિએ પોતાના સંતોમાં લેખનકળા, સાહિત્યકળા, સંગીતકળા, વાદ્યકળા, ચિત્રકળા, સ્થાપત્યકળા, શિલ્પકળા વગેરે વિવિધ કળાઓ ખીલવીને સદ્‌ગુરુ રામાનંદ સ્વામી દ્વારા પ્રસ્થાપિત **ઉદ્ધવ સંપ્રદાય**ને સ્વામિનારાયણ સંપ્રદાયના નામે **વિશાળ ફલક** ઉપર મૂકી દીધો.

ભગવાન શ્રીહરિએ સંપ્રદાયની પુષ્ટિ અંગે પ્રશ્ન કર્યો ને પોતે જ એનો સ્પષ્ટ ને સચોટ ઉત્તર આપતાં ગઢડા મધ્ય પ્રકરણના ૫૮મા **વચનામૃત**માં કહ્યું છે કે, ''સંપ્રદાયની પુષ્ટિ તો એમ થાય છે જે, જે સંપ્રદાયના ઈષ્ટદેવ હોય તેનો જે હેતુ માટે પૃથ્વીને વિષે જન્મ થયો હોય અને જન્મ ધરીને તેણે જે જે ચરિત્ર કર્યાં હોય અને જે જે આચરણ કર્યાં હોય, તે આચરણને વિષે ધર્મ પણ સહજે આવી જાય અને તે ઈષ્ટદેવનો મહિમા પણ આવી જાય. માટે પોતાના ઈષ્ટદેવનાં જે જન્મથી કરીને દેહ મૂકવા પર્યંત ચરિત્ર તેનું જે શાસ્ત્ર તેણે કરીને **સંપ્રદાય**ની **પુષ્ટિ** થાય છે.''

આ હેતુને અનુલક્ષીને ભગવાન શ્રીહરિએ સદ્‌ગુરુ શ્રી શતાનંદ સ્વામી દ્વારા સંપ્રદાયના બંધારણ સમાન સંસ્કૃતમાં **શ્રીમદ્ સત્સંગિજીવન** ગ્રંથની રચના કરાવી અને ગુજરાતી પદ્યમાં સદ્‌ગુરુ શ્રી નિષ્કુળાનંદ સ્વામી દ્વારા **ભક્તચિંતામણિ**ની રચના કરાવી. સ્વયં ભગવાન શ્રીહરિએ આશ્રિતો માટે આચારસંહિતા સમી **શિક્ષાપત્રી** લખી. સદ્‌ગુરુ શ્રી ગોપાળાનંદ સ્વામી, સદ્‌ગુરુ શ્રી મુક્તાનંદ સ્વામી, સદ્‌ગુરુ શ્રી નિત્યાનંદ સ્વામી અને સદ્‌ગુરુ શ્રી શુકાનંદ સ્વામી આદિક ચાર સદ્‌ગુરુઓ પાસે જ્ઞાનસભર અધ્યાત્મના અર્ક સમાન **વચનામૃત**નું સંપાદન કરાવ્યું.

ભગવાન શ્રીહરિના સ્વધામગમન પછી પણ સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં શ્રીવચનામૃત, શ્રીમદ્ સત્સંગિજીવન, શિક્ષાપત્રી ભાષ્ય વગેરે નાના-મોટા ઘણા ગ્રંથોની રચના થતી રહી છે. શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયમાં ગદ્ય-પદ્ય સાહિત્યનો સાગર ઘૂઘવે છે. વિશેષ કરીને 'શ્રીહરિલીલાકલ્પતરુ', 'શ્રીહરિચરિત્રામૃતસાગર', 'શ્રીહરિલીલામૃત' અને 'નંદસંતોની વાતો' વગેરે ગ્રંથો સંપ્રદાયને પોષણ આપતા રહ્યા છે.

પ્રસ્તુત શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથની રચના પાછળ આદિઆચાર્ય શ્રી રઘુવીરજી મહારાજનો **શુભ સંકલ્પ** અને જૂનાગઢ શ્રી સ્વામિનારાયણ મંદિરના આદિ મહંત સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામીના **અંતરના આશીર્વાદ** સાથે ગીર્વાણ સંસ્કૃત પદ્ય ભાષા સાહિત્યના અનુભવી તેમજ ઊંડા ચિંતક કવિરાજ સદ્‌ગુરુ બ્રહ્મચારી શ્રી અચિંત્યાનંદજી સ્વામીના **પ્રબળ પુરુષાર્થ**ના **ત્રિવેણી સંગમ**માં ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણની **પરમ કૃપા**નો **સુભગ સમન્વય** જોવા મળે છે.

સંસ્કૃત ભાષાના મૂર્ધન્ય વિદ્વાન કવિ શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજીએ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજના નામે આ ગ્રંથનું આલેખન કર્યું છે. આ ગ્રંથમાં ભગવાન શ્રીહરિના કૃપાપાત્ર સદ્‌ગુરુ શ્રી શુકાનંદ સ્વામીને વક્તા અને સદ્‌ગુરુ શ્રી ગોપાળાનંદ સ્વામીના કૃપાપાત્ર મેંગણીના દરબાર શ્રી માનસિંહજી રાજાને મુખ્ય શ્રોતા તરીકે દર્શાવ્યા છે. આ ગ્રંથનું માહાત્મ્ય સદ્‌ગુરુ શ્રી પવિત્રાનંદ સ્વામીના નામે લખાયું છે.

વિવિધ અલંકાર, પદલાલિત્ય સભર વર્ણનથી ભરપૂર આ ગ્રંથની **વિશેષતા** તો એના અધ્યયનથી જ સમજાય એવી છે. આ ગ્રંથમાં અચિંત્યાનંદ બ્રહ્મચારીજીએ પોતાના અંતરમાં ઊભરાતા અદકેરા અહોભાવથી ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણનું **સર્વાવતારીપણું** અને અમોઘ **પ્રૌઢ પ્રતાપ** યથાસ્થિત વર્ણવેલ છે. સાથે સાથે ધર્મકુળ

અને સંતો-ભક્તોનો પણ **અપાર મહિમા** ગાયો છે. ભગવાન શ્રીહરિના સત્સંગ વિચરણ અને ઉત્સવ-સમૈયા પ્રસંગે બ્રહ્મચારીજીએ ધર્મકુળને સપરિવાર સાથે રાખેલ છે. એટલું જ નહિ સત્સંગમાં એમને આદરણીય અને પૂજનીય દર્શાવ્યા છે. એ આ ગ્રંથની **વિશેષતા** છે. ભગવાન શ્રીહરિના મોક્ષમૂલક સદાચારમય એકાંતિક ભાગવત ધર્મના પ્રચારક નંદસંતોનું ગૌરવ અને મહિમાનું **ગાન** કરીને એમના ત્યાગ-વૈરાગ્ય અને સેવાભાવને અહોભાવથી બિરદાવ્યા છે. વિશાળ સાગર સમા સત્સંગમાં રહેલ જનકજી અને અંબરીષજી જેવા જક્તવિરક્ત અને ભગવાન શ્રીહરિના સ્વરૂપમાં આસક્ત હરિભક્તો બાઈઓ અને ભાઈઓને પણ પ્રસંગે પ્રસંગે સુંદર રીતે બિરદાવ્યા છે.

ગ્રંથ રચયિતા બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વિદ્વત્તા, આર્ષદૃષ્ટિ અને મેધાવી શક્તિનો પરિચય આ ગ્રંથના વાંચનથી થઈ આવે છે. આ ગ્રંથમાં આલેખવામાં આવેલ ઈષ્ટદેવ ભગવાન શ્રીહરિનાં લીલાચરિત્રોમાં સર્વોપરીપણાની ઝલક ધબકતી અને ઝબકતી રહે છે. બીજા સ્કંધના ૨૬ થી ૩૩ સુધીના આઠ અધ્યાયોમાં કાશીમાં ધર્મદેવના અધ્યક્ષસ્થાને યોજાયેલ વિદ્વત્ સભામાં મતપંથી વિદ્વાનોએ પૂછેલ ગહન વિવિધ પ્રશ્નોના બાળપ્રભુ ઘનશ્યામે આપેલ શાસ્ત્ર સમંત સચોટ ને સ્પષ્ટ ઉત્તરોમાં એમના પારમૈશ્વર્યના દર્શન છે, એટલું જ નહિ પણ તે લીલાચરિત્રોના નિરૂપણમાં રહેલ નવીનતા પણ પ્રગટ થાય છે.

સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણનું અમોઘ પારમૈશ્વર્ય, સર્વનિયંતાપણું અને સર્વોપરીપણાને બિરદાવતા, આ ગ્રંથમાં ૧૨ સ્કંધ અને ૩૩૦૦૦ હજાર જેટલા શ્લોકો છે. વિદ્વત્તાથી સભર આ ગ્રંથ તે ગામડામાં વસતા સામાન્ય માણસ પણ સમજી શકે તેટલા માટે ઘણા સમયથી સત્સંગી ભક્તજનોની માગણી અને લાગણીને કારણે સંતોએ કરેલા શુભ સંકલ્પથી આ ગ્રંથનું સંશોધનકાર્ય અમારા અનુજ ગુરુબંધુ **પૂ. સ્વામી આનંદસ્વરૂપદાસજી**એ ઘણાં વર્ષો સુધી અતિ **દાખડો** કરી સંસ્કૃતમાંથી સરળ ગુજરાતી ભાષામાં આપ સર્વે ભક્તજનો સુધી વડતાલ પીઠાધિપતિ પ.પૂ. ધ.ધુ. ૧૦૦૮ **આચાર્ય શ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રી**ના આશીર્વાદાત્મક આજ્ઞાપત્ર સાથે મૂકવાનો પ્રયાસ કર્યો છે. અને તેના છાપકામ આદિક કાર્યમાં **સાધુ અમૃતસ્વરૂપદાસજી** તથા **સાધુ ન્યાકરણદાસજી**એ પણ કાળજીપૂર્વક ખંતથી **સેવા** બજાવી છે, તે બદલ આ સંતો ઉપર અમો પણ હૃદયથી ખૂબજ રાજી થયા છીએ. તેમજ **પ.ભ. શ્રી અરવિંદભાઈ ડુંગરાણી** (શ્રીજી આર્ટ-અમદાવાદ)એ પણ ગ્રંથને સુઘડ અને સુંદર વાંચનીય અને શ્રવણગમ્ય બનાવવા ઘણોજ **પરિશ્રમ** લીધો છે.

તીર્થધામ સરધારમાં **ભગવાન શ્રી સ્વામિનારાયણે** આપેલ આશીર્વાદ **'ભવિષ્યમાં અહીંયાં મોટું મંદિર થશે'** તેનું સાકાર સ્વરૂપ એટલે સૌરાષ્ટ્રના નજરાણારૂપ કલાત્મક નકશીકામ યુક્ત **નવનિર્મિત શિખરબધ્ધ શ્રી સ્વામિનારાયણ મંદિર.** આ મંદિરના ભવ્ય મંગલ **'મૂર્તિ પ્રતિષ્ઠા મહોત્સવ'**ના ઉપક્રમે ભગવાન શ્રીહરિની પ્રસન્નાર્થે આ વિશાળ ગ્રંથ ઓછામાં ઓછી કિંમતથી પ્રાપ્ત થાય અને નાનામાં નાના હરિભક્ત પણ તેને પોતાને ઘેરે વસાવી શકે તેટલા માટે રાજકોટનિવાસી **પ.ભ. શ્રી હિતેશભાઈ દલપતભાઈ ડોબરિયા** સહપરિવારે પોતાનું **આર્થિક યોગદાન** આપેલ છે. તે બદલ તેઓ સર્વેને ભગવાન શ્રીહરિ આલોક-પરલોકમાં ખૂબજ **સુખિયા** કરે તેવી તેમનાં ચરણોમાં અંતઃકરણપૂર્વક **પ્રાર્થના** કરીએ છીએ.

આ **ગ્રંથ** તૈયાર કરવામાં ઘણી જ ચીવટ રાખેલ છે. તેમ છતાં કોઈ જગ્યાએ ક્ષતિ રહી ગઈ હોય તો વાંચક સર્વે ભક્તજનો તેને ક્ષમ્ય ગણી આ ગ્રંથમાં લખેલ **હેતુ**ને જીવનમાં ઉતારશો તો પૂ. સ્વામી દ્વારા ગ્રંથ-સંપાદનમાં ઘણાં વર્ષો સુધી કરવામાં આવેલ મહેનત **સાર્થક** ગણાશે.

આ ગ્રંથના નિર્માણ કાર્યમાં જે કોઈએ યત્કિંચિત્-જે કોઈ પ્રકારે પણ **પ્રયત્ન** કર્યો છે તેમના પર ઈષ્ટદેવ સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણનો **પૂર્ણ રાજીપો** પ્રાપ્ત થાય તેવી **અભ્યર્થના** સહ...

લી. **સ્વામી નિત્યસ્વરૂપદાસજી**ના

ઘણા સ્નેહપૂર્વક જય શ્રી સ્વામિનારાયણ.

## ભગવાન શ્રી સ્વામિનારાયણના
## પ્રાગટ્યની શ્રીવેદવ્યાસ પ્રણીત આગાહી

મયા કૃષ્ણેન નિહતાઃ સાઽર્જુનેન રણેષુ યે ॥
પ્રવર્તયિષ્યન્ત્યસુરાસ્ તે ત્વધર્મં યદા ક્ષિતૌ ॥ ૪૨ ॥
ધર્મદેવાત્ તદા ભક્તાદહં નારાયણો મુનિઃ ॥
જનિષ્યે કોશલે દેશે ભૂમૌ હિ સામગો દ્વિજઃ ॥ ૪૩ ॥
મુનિશાપાન્ નૃતાં પ્રાપ્તાન્ ઋષીંસ્તાત ! તથોદ્ધવમ્ ॥
તતોઽવિતાઽસુરેભ્યોઽહં સદ્ધર્મં સ્થાપયન્નજ ! ॥ ૪૪ ॥

હે બ્રહ્મન્ ! અર્જુને સહિત મારા દ્વારા રણમાં હણાયેલાં સવાસનિક અસુરો જ્યારે પૃથ્વી ઉપર અધર્મ પ્રવર્તાવશે. ત્યારે **નારાયણમુનિ** (શ્રીસ્વામિનારાયણ ભગવાન) એવો જે હું તે પિતા ધર્મદેવ અને માતા ભક્તિદેવી થકી પૃથ્વી ઉપર કોશલ દેશમાં સામવેદી-દ્વિજકુળમાં **અવતાર** ધારણ કરીશ.

હે અજ ! હે તાત ! સદ્ધર્મનું સ્થાપન કરતો થકો હું મુનિના શાપથી મનુષ્યત્વ પ્રાપ્ત કરેલા તે ઋષિઓનું તથા ઉદ્ધવનું અસુરો થકી **રક્ષણ** કરીશ.

સ્કંદપુરાણ : વિષ્ણુખંડ : વાસુદેવ માહાત્મ્ય : ૧૮/૪૨-૪૩-૪૪

:: પ્રકાશક ::

૧. શ્રીવેંકટેશ્વર (સ્ટીમ્)મુદ્રણાલય - મુંબઈ (૧૯૬૬)
૨. નાગ પ્રકાશક - દિલ્હી (૧૯૮૬)
૩. ચૌખમ્બા કૃષ્ણદાસ અકાદમી - વારાસણી
૪. ગુરુમંડલ ગ્રંથમાલા - કલકતા

# શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ પારાયણ વાંચનવિધિ

(શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય ગ્રંથના અધ્યાય નં. ૮ મુજબ)

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ★ પક્ષ પારાયણ (૧૫ દિવસ) ★ | | | | | | | | | | | | | | | | |
| **દિવસ :** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૧ | ૪૩+૧ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૧ | ૪૨ | ૪૨ | **કુલ : ૬૩૪** |
| ★ માસ પારાયણ (૩૦ દિવસ) ★ | | | | | | | | | | | | | | | | |
| **દિવસ :** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૦ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | **કુલ : ૩૧૭** |
| **દિવસ :** | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૨૨ | ૨૧ | ૨૨+૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૦ | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૦ | **કુલ : ૩૧૭** |
| | | | | | | | | | | | | | | | | **= ૬૩૪** |
| ★ ઋતુ પારાયણ (બે માસ = ૬૦ દિવસ) ★ | | | | | | | | | | | | | | | | |
| **દિવસ :** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૨ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૦ | **કુલ : ૧૫૯** |
| **દિવસ :** | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | **કુલ : ૧૫૮** |
| **દિવસ :** | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૩+૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | **કુલ : ૧૬૦** |
| **દિવસ :** | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૦૯ | ૧૧ | **કુલ : ૧૫૭** |
| | | | | | | | | | | | | | | | | **= ૬૩૪** |

**નોંધ :** અત્રે પ્રસ્તુત શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથમાં અધ્યાય-૭ મુજબ જ્યાં-જ્યાં જે જે અધ્યાયને અંતે વિરામ નિષેધ છે ત્યાં ત્યાં ઈતિશ્રીની આગળ '۞' આ પ્રકારની નિશાની મૂકેલી છે.

# ★ સંશોધક નિવેદન ★

સર્વાવતારી ભગવાન શ્રીસ્વામિનારાયણ સ્થાપિત-પ્રવર્તિત સંપ્રદાયમાં પ્રત્યક્ષ ભગવાન શ્રીહરિએ રચાવેલ સ્વચરિત્રગર્ભિત ધર્મશાસ્ત્ર સત્સંગિજીવનનું સ્થાન સૌપ્રથમનું **અગ્રગણ્ય** છે, તેવું જ તે પ્રત્યક્ષ શ્રીહરિની ઉપાસના-આજ્ઞા, ચરિત્ર-ઐશ્વર્ય-રહસ્યાદિ **અનેકવિધ બાબતો** જે જીવાત્માને મોક્ષપથમાં ખૂબજ ઉપયોગી છે એટલું જ નહિ પણ **જીવનરૂપ** છે એમ નિશ્ચિત કહી શકાય એવી **તમામ હકીકતો;** ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિ; તથા સાંખ્ય-યોગ-વેદાંત-પંચરાત્રાદિ તમામ શાસ્ત્રોનાં અતિસારરૂપ **રહસ્યો** જેમાં દૃષ્ટાંત-આખ્યાનાદિ દ્વારા સુબોધપણે નિરૂપ્યાં છે; એવો 'શ્રીહરિલીલાકલ્પતરુ' ગ્રંથ પણ મોખરાનું **સ્થાન** ધરાવે છે.

આ ગ્રંથની **કથા** સાંભળવા-સંભળાવવાનો આગ્રહ પણ પૂર્વે આચાર્યશ્રીઓ સહિત મોટા સંતો-ભક્તો ખૂબ જ રાખતા હતા અને સંવત ૧૯૨૫માં ધોલેરા ધામમાં આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજે મહોત્સવપૂર્વક, આ ગ્રંથની કથા પીજ નિવાસી મૂર્ધન્ય વિદ્વાન શા. ભોળાનાથ ભટ્ટ દ્વારા વંચાવીને હજારો વિપ્રો અને સંતો-ભક્તોને **લાભ** અપાવ્યો હતો. તેમજ આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજના સમય સુધીમાં ગઢપુર, ધોલેરા, જૂનાગઢ વગેરે ધામોમાં **અનેકવાર** આ ગ્રંથની **કથા** થયેલી છે. તેમજ ખંભાત વગેરે સ્થાનોમાં પણ આ ગ્રંથની કથા ખૂબ જ આદરપૂર્વક થયેલી છે, તે સદ્. બ્રહ્મચારી શ્રી અચિંત્યાનંદજીના જીવનચરિત્રાદિ **અનેક ગ્રંથો** દ્વારા જાણી શકાય છે.

આ પ્રમાણે આ ગ્રંથનું ગુજરાતી ભાષાંતર પણ હજુ નહોતું થયું ત્યારે પણ મોટા વિદ્વાન બ્રાહ્મણો અને વિદ્વાન શાસ્ત્રી-પુરાણી સંતો દ્વારા **કથાનું રસપાન** અવારનવાર કરાવવામાં આવતું હતું. જૂનાગઢ મંદિરના મહંત - સમર્થ સંત શ્રીનારાયણદાસજી સ્વામીએ તો જૂનાગઢની જેમ મેંગણીમાં પણ પ.પૂ. શ્રી કૃષ્ણચરણદાસજી સ્વામી વગેરે સદ્ગુરુઓને તેમના ચાર મંડળના ૩૦ જેટલા સંતો સહિત તેડાવી જૂનાગઢના સદ્ગુરુ શ્રીબાલમુકુંદદાસજી સ્વામીના શિષ્ય - પુરાણી શ્રીહરિસ્વરૂપદાસજી સ્વામી (જે અમારા ગુરુ પ.પૂ. શ્રીહરિવલ્લભદાસજીના દાદાગુરુ; અર્થાત્ જેતપુર શ્રી સ્વા.મંદિરના મહાન સંત કો. અ.નિ. પ.પૂ. શ્રીહરિજીવનદાસજી સ્વામીના ગુરુ, તે) તથા રાજકોટ ગુરુકુળના નિર્માતા શા. શ્રી ધર્મજીવનદાસજી સ્વામી આ બંને વક્તાશ્રીઓ દ્વારા **બે માસ** સુધી આ ગ્રંથની કથા કરાવી હતી. આ રીતે આ વિરાટ ગ્રંથનો મોટા વિદ્વાન સદ્ગુરુ સંતો દ્વારા હરિભક્તોને અતિ દુર્લભ **લાભ** મળતો હતો.

આ રીતે સંસ્કૃત ભાષાના આ ગ્રંથનો રચનાકાળ સં. ૧૯૧૫ પછીના ૧૦૫ જેટલા વર્ષ સુધી આ ગ્રંથની કથાનો લાભ માત્ર વિદ્વાન વક્તાશ્રીઓના શ્રીમુખથી જ સૌને **પ્રાપ્ય** હતો.

પરંતુ ભગવત્કૃપાથી સં. ૨૦૧૫ થી આરંભીને સંપ્રદાયના મૂર્ધન્ય સંત - જેમણે 'સત્સંગિજીવન-હરિસંભવ મહાકાવ્યમ્' વગેરે અનેક સંસ્કૃત ગ્રંથોના અનુવાદ કરેલા છે એવા; 'પ્રાચીન ન્યાયાચાર્ય - વેદાન્તતીર્થ-સાંખ્ય-યોગરત્ન - પંડિત' વગેરે વિવિધ પદવીધારી શા. સદ્. શ્રી શ્વેતવૈકુંઠદાસજી સ્વામીએ સંતો-ભક્તોની પ્રસન્નતાર્થે આ વિરાટકાય **ગ્રંથ**ના ગુજરાતી **અનુવાદ**નું કાર્ય હાથ ધરીને સં. ૨૦૨૦ માં આશરે પાંચેક વર્ષના ટૂંકાગાળામાં આ કાર્ય પૂર્ણ કર્યું અને તે અનુવાદને સંસ્કૃત શ્લોકો સહિત છપાવવાનું કાર્ય ઘણા મહાનુભાવ સંતો-વિદ્વાનોના સાથ-સહકાર પૂર્વક મહામહેનતે પાર પાડ્યું. જેથી આ ગ્રંથ થોડો **સુલભ** થયો અને સંતો ભક્તો ખૂબ રાજી થયા.

તે સમયે ગ્રંથના **સંસ્કૃત શ્લોકો**નું પ્રુફ-રીડિંગાદિ **સંપાદન કાર્ય** વડોદરાના 'વિદ્યાભાસ્કર-વિદ્યાવાચસ્પતિ-ધર્મશાસ્ત્રરત્ન-વ્યાકરણશાસ્ત્રી' **શ્રી મણિશંકર વસંતરામ ઉપાધ્યાય**ને સોંપવામાં આવ્યું હતું તેમણે પણ પોતાની અનેક પદવી ભૂષિત વિદ્યાને સાર્થક કરવા માટે ખૂબ જ ઉત્સાહપૂર્વક કરી આપેલું છે અને સાથોસાથ **'અલ્પ નિવેદન'** નામના શીર્ષકથી ખૂબ જ ભાવસભર - શ્રી હરિલીલાકલ્પતરુ ગ્રંથનું શ્રીમદ્ ભાગવતની સાથે **તુલનાત્મક અધ્યયન** પૂર્વક આ ગ્રંથના ચરિત્ર નાયક ભગવાન શ્રીસ્વામિનારાયણ - શ્રીહરિના સંબંધથી શ્રીમદ્ ભાગવતથી પણ **અધિક** મહિમા વર્ણવ્યો છે અને ગ્રંથલેખક શ્રીઅચિંત્યાનંદજીનો પણ ભાગવત લેખક શ્રીવ્યાસજીની તુલનામાં ખૂબ જ અધિક **મહિમા** વર્ણવ્યો છે. આ રીતે ગ્રંથવિષય-અર્થ-રહસ્યાદિ સભર ખૂબ જ અભ્યસનીય-મનનીય 'મહામહિમ નિવેદન' પણ લખી આપીને પોતાની ભૂરિ પરિશ્રમ પ્રાપ્ત **વિદ્યા**ને પણ **સાર્થક** કરી છે. (આ 'અલ્પ નિવેદન' ૨૮ પેજમાં લખાયેલું છે તેને આ ગ્રંથમાં સમાવેશ કરવાની ઈચ્છા હોવા છતાં પણ ગ્રંથવિસ્તારભયથી અત્રે સમાવેશ કરી શકાયો નથી - જિજ્ઞાસુઓએ તે જૂની આવૃત્તિના ગ્રંથોમાંથી જાણી લેવા યોગ્ય છે.)

આ રીતે આ મહાગ્રંથને સરળ ભાષાનુવાદ સહિત જનજન પ્રત્યે પહોંચાડવા માટે **મહાપ્રયત્નશીલ** વિદ્વાનો-સંતોના પ્રોત્સાહનરૂપે શ્રીહરિલીલાકલ્પતરુ **મૂળ ગ્રંથની પ્રતો** અનુવાદકર્તાને આપવા - અપાવવામાં; તત્કાલીન ધ.ધુ. આચાર્યશ્રી આનંદપ્રસાદજી મહારાજ તથા ધ.ધુ. શ્રી નરેન્દ્રપ્રસાદજી મહારાજશ્રીએ પણ પોતાના પદને અનુરૂપ **પ્રયત્ન** કરેલો છે તથા **આશીર્વાદપત્ર** લખી આપ્યો છે, તેમજ અમદાવાદ શ્રીનરનારાયણદેવ ગાદીના તત્કાલીન ધ.ધુ. આચાર્યશ્રી દેવેન્દ્રપ્રસાદજી મહારાજે પણ તા. ૨૮/૧૧/૧૯૬૩ ના દિને હ.જા.ર.નં. ૧૨૨૧૦/૬૩ ની મિતિ યુક્ત **આજ્ઞાપત્ર** પણ લખી આપ્યો છે. આ

બંને આશીર્વાદ-આજ્ઞાપત્રો પણ ઉપરોક્ત સદ્‌ગુરુ શા. શ્રીશ્વેતવૈકુંઠદાસજી સ્વામી દ્વારા સં. ૨૦૨૦ માં પ્રકાશિત આ ગ્રંથના ભાગ ૧/૨ માં જોવા મળે છે.

આ રીતે દરેક સંતો-ભક્તોને ગુર્જરાનુવાદ સહિત પ્રાપ્ય થયેલો ગ્રંથ પણ પચાસેક વર્ષ બાદ જ્યારે અપ્રાપ્ય બન્યો ત્યારે તીર્થધામ સરધાર નિવાસી મારા વડીલ ગુરુબંધુ પ.પૂ. સદ્‌ગુરુ સ્વામી શ્રીનિત્યસ્વરૂપદાસજીની આ **ગ્રંથનું સંશોધનપૂર્વક** પ્રકાશન કરવાની, ભગવાન શ્રીહરિની પ્રેરણાથી ઈચ્છા હોવાથી; અને સને ૨૦૦૭માં સ.જી. ગ્રંથનું પ્રકાશન કાર્ય ત્રણેક વર્ષના સમયગાળા બાદ પૂર્ણ થઈ રહ્યું હોવાથી તુરંત જ પ.પૂ. સ્વામીશ્રીએ તા. ૧૯-૯-૨૦૦૭ ના દિને અભયદાન સત્સંગ સભામાં જ મને વિદ્વાન હોવાને નાતે હાર પહેરાવવાપૂર્વક આ ગ્રંથ **સંશોધનપૂર્વક પ્રકાશન**ની જવાબદારી સોંપી.

આ રીતે સોંપાયેલ કાર્ય તા. ૨૫-૯-૨૦૦૭ ના દિવસથી શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથનું પ્રુફ શ્રીજી આર્ટમાંથી મળતાં પ્રારંભ કર્યો. પરંતુ વચ્ચે **બીજાં કાર્યો,** જેવાં કે 'ચિંતન' માસિકના લેખો તપાસવા, (૨) જે-તે સમયે પ્રકાશન કરવા યોગ્ય ગ્રંથોઃ- સદ્. શ્રી ગુણાતીતાનંદ સ્વામીની વાતો તથા સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીની વાતો, શ્રીવાસુદેવ માહાત્મ્ય, નિષ્કુળાનંદ કાવ્ય, કીર્તનામૃત, શ્રી સ્વામિનારાયણ મહામંત્ર મહિમા, શ્રીરઘુવીરજી મહારાજનું જીવન દર્શન, વગેરે ગ્રંથોનું સંશોધન પૂર્વક પ્રકાશન તથા દર વર્ષે કેલેન્ડર પ્રકાશન સંબંધી કાર્યો પણ અવારનવાર આવતા જ રહેતા હોવાથી સને ૨૦૧૫માં જ્યારે સિસલ્સમાં સ.જી. ની કથાપારાયણ હતી તે પ્રસંગે ત્યાં જવાનું થયું ત્યારે આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથનું કાર્ય હાથ ધર્યાને **૮ વર્ષ** જેવો સમય પૂર્ણ થવા આવવા છતાં આ ગ્રંથના ચાર ભાગોમાંથી હજુ માંડ ભાગ-૧/૨નું જ પ્રકાશન કરવું હોય તો પણ એકાદ વર્ષ પછી થઈ શકે એવી **પરિસ્થિતિ** હતી. અને આ ગ્રંથની માંગ હરિભક્તોમાં ખૂબ જ હતી જેથી છાપવાનું કામ કરી આપનાર દ્વારા પણ આ ગ્રંથનો એક-એક ભાગ જ્યારે તૈયાર થાય ત્યારે તેને પ્રકાશન કરી દેવો એવી માગણી હોવાથી પૂજ્ય સ્વામીશ્રી પાસે તદનુસાર **વાત** મેં રજૂ કરી, ત્યારે પૂજ્ય સ્વામીશ્રીએ કહેલું કે, 'આવો મોટો ગ્રંથ છે. તેનું અપૂર્ણ સ્વરૂપે પ્રકાશન ન થવું જોઈએ અને એક સાથે જ બધા ભાગોનું પ્રકાશન થાય તો તે ગ્રંથને સૌજન્યદાતા વગેરેને પહોંચાડવો સરળ પડે.'

ત્યારબાદ સરધાર પધારીને 'સંત શિબિર' દરમ્યાન પ.પૂ. સ્વામીશ્રીએ સંતો આગળ વાત કરતાં કહ્યું કે 'જો આનંદ સ્વામી બીજાં બધાં જ કાર્યોને એકબાજુ રાખી મૌન પૂર્વક સતત કુટિરમાં બેસી **ગ્રંથ** તૈયાર કરવા માંડે તો બે-ત્રણ વર્ષમાં આ સંપૂર્ણ ગ્રંથનું પ્રકાશન થઈ શકે, સૌજન્યદાતાની ચિંતા પણ સ્વામીએ કરવાની નથી; એ કાર્ય તો અમે કરાવી દેશું.'' આ રીતે કહ્યું ત્યારે મારે તો એવું જ ઈચ્છિત હોવાથી મેં તુરંત જ હા પાડી અને 'માત્ર બે વર્ષ સુધીમાં જરૂર આ ગ્રંથ **કાર્ય** પૂર્ણ કરી આપીશ' એમ ખૂબ જ કોડપૂર્વક કહ્યું. અને એ રીતે તા. ૧૫-૯-૨૦૧૫ થી આ કાર્ય વિશેષ એકાગ્રતાપૂર્વક શરૂ થયું અને પૂ. સર્વે સંતોએ પણ ધીમે ધીમે આવશ્યક પ્રકાશન અને ચિંતન લેખના પ્રુફીંગ સિવાયના તમામ કાર્યોનો **ભાર** નહિવત્ કરી ખૂબ મદદ કરી જેથી આ કાર્ય શરૂ કર્યાથી આરંભીને ૧૪ વર્ષ જેટલા સમયગાળામાંથી માત્ર આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ સંપાદનાર્થે જ રાત્રિ-દિવસ વીતાવેલા ૨૧૨૦ દિવસો એટલે કે **પોણા છ વર્ષ** જેટલા સમયે શ્રીહરિની પૂર્ણ કૃપાથી **સંતોષકારક** રીતે **પૂર્ણ** થયું છે.

શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના પ્રથમ મુદ્રણકાર્યમાં જેમને સદ્. શા. શ્વેતવૈકુંઠદાસજી સ્વામી દ્વારા આ ગ્રંથના સંસ્કૃત શ્લોકાત્મક ભાગનું સંપાદન સોંપવામાં આવેલું હતું એવા વડોદરાવાસી શાંકરમતના મહાવિદ્વાન શ્રી **મણિશંકર વસંતરામ** ઉપાધ્યાયજીએ આ ગ્રંથના પ્રકાશન સમયે સં. ૨૦૨૦ માં (આજથી ૫૭ વર્ષ પૂર્વે) જે **'અલ્પ નિવેદન'** લખી આપેલ છે તે ખૂબ જ જાણવા જેવું છે. A4 સાઈઝના ૨૮ પેજોમાં હોવાથી તેનું એક નાના પુસ્તક રૂપે પણ **પ્રકાશન** કરવા જેવું છે. તેમાંથી અત્રે માત્ર કેટલાક **અતિસારરૂપ મુદ્દાઓ** જ **તેમના જ શબ્દોમાં** નોંધીએ છીએ :-

''હું સંપ્રદાયોની અંધશ્રદ્ધામાં તણાયેલો નથી પણ સંપ્રદાયોની સાધુતાને સ્વીકાર્યા વગર મનમાં **શાંતિનું સંપાદન** પણ થતું નથી.

શ્રી**હરિલીલાકલ્પતરુ** ગ્રંથરાજને ભલે આપણે સાંપ્રદાયિક ગ્રંથ માનીએ; પણ ખરી રીતે જોતાં આ ગ્રંથ સાહિત્યાનુરાગીઓનો એક મહાન **સાહિત્ય ગ્રંથ** છે, એ વૈયાકરણોનો એક મહાન **વ્યાકરણ ગ્રંથ** છે, દાર્શનિકોનો એક મહાન **દર્શન ગ્રંથ** છે, ઐતિહાસિકોનો એક મહાન **ઈતિહાસગ્રંથ** છે, ભક્તજનોનો એક મહાન **ભજન ગ્રંથ** છે, શ્રદ્ધાળુઓનો એક મહાન **શ્રદ્ધેય ગ્રંથ** છે અને ભગવદુપાસકોનો એક મહાન **ભાગવત ગ્રંથ** છે.''

''શ્રીમદ્ ભાગવત એ યશોદાનંદન, ગોપીજનવલ્લભ, દ્વારકાધીશ ભગવાન શ્રીકૃષ્ણચંદ્રનું **શાબ્દિક** મૂર્ત સ્વરૂપ છે; અને ગ્રંથરાજ શ્રીહરિલીલાકલ્પતરુ એ ભક્તિનંદન-ધર્મપુત્ર-સાધુજનવલ્લભ-વૃત્તાલયાધીશ ભગવાન શ્રીસ્વા. મહાપ્રભુનું શાબ્દિક **મૂર્ત સ્વરૂપ** છે.

શ્રીમદ્‌ભાગવતની સમારાધનાથી એક રસિક **કૃષ્ણભક્ત** જે ફલસિદ્ધિઓને પામી શકે છે તે જ ફલસિદ્ધિઓને શ્રીહરિલીલાકલ્પતરુની આરાધના કરનારો એક **શ્રીસ્વામિભક્ત** પ્રાપ્ત કરી શકે છે.

શ્રીમદ્ ભાગવત એ પણ બાર સ્કંધોમાં લખાયેલો (૧૮૦૦૦ શ્લોકોનો) **ગ્રંથરાજ** છે અને શ્રીહરિલીલાકલ્પતરુ પણ બાર સ્કંધોમાં જ લખાયેલો (૩૩૦૦૦ થી વધુ શ્લોકોનો) **મહાન ગ્રંથરાજ** છે.''

આ રીતે પ્રારંભમાં **પ્રસ્તાવપૂર્વક** આ બંને ગ્રંથોનાં ચરિત્રો + પાત્રોની પણ સામ્યતા અને વિશિષ્ટતાનું વિસ્તારપૂર્વક **વર્ણન** કરીને શાંકરમતના મહાવિદ્વાન **શ્રીમણિશંકરજી** પોતાના **નિવેદન**ના **અંતભાગ**માં લખે છે :-

''આવી રીતે શ્રીમદ્‌ભાગવતના ભગવાન શ્રીકૃષ્ણચંદ્રમાં અને શ્રીહરિલીલાકલ્પતરુના શ્રીહરિકૃષ્ણ ભગવાનમાં લાક્ષણિક ઘણું સાદશ્ય હોવા છતાં શ્રીહરિકૃષ્ણ ભગવાનની **વિશિષ્ટતાઓ** ગ્રંથરાજમાં ડગલે ને પગલે સંકળાયેલી જોવા મળે છે. તેનું **વિવરણ** કરતાં નિવેદનનું કલેવર વધી જવાનો ભારે ભય છે. માટે તે તરફ હવે વધારે નહીં ઢળતાં મારે આટલું જ **નિવેદન** કરવાનું છે કે - 'સાહિત્યશાસ્ત્રમાં વર્ણવાયેલા **નવે નવ રસો** આપણને ગૌણ-મુખ્યભાવે શ્રીહરિલીલાકલ્પતરુમાં જણાઈ આવે છે.'

સાહિત્યશાસ્ત્રમાં પ્રખ્યાતિને પામેલા **બધા જ ગુણો,** બધી જ **રીતિઓ** અને બધા જ **અલંકારો** અહીંયાં ઉદાહરણાર્થે ઉપલબ્ધ થઈ શકે તેમ છે. છન્દઃશાસ્ત્રની દષ્ટિએ શ્રીમદ્‌ભાગવતમાં પ્રવિષ્ટ થયેલા તેમજ અન્ય કાવ્યનાટકોમાં ઓછાવત્તા પ્રમાણે ઉલ્લિખિત થયેલા બધાજ આકર્ષક છન્દો શ્રીહરિલીલાકલ્પતરુમાં આપણને અનાયાસે **ઉપલબ્ધ** થાય છે. ચમત્કારથી ભરેલા વૈયાકરણ પ્રયોગો ખરેખર ગ્રંથકારના પૂર્ણ વૈયાકરણપણાનો **પરિચય** આપે છે. દાર્શનિકક્ષેત્રમાં પણ **હરિલીલાકલ્પતરુ**નો **ખૂંટો** બહુ જ ઊંડો ઊતરેલો છે.''

આ પ્રમાણે વડોદરાના **મહાવિદ્વાન** પંડિત શ્રીમણિશંકરજીની માફક જ, ''उत्तरप्रदेश संस्कृत संस्थान - लखनउ'' દ્વારા પ્રકાશિત ૧૨૫૦૦થી વધુ પૃષ્ઠનો, ''संस्कृत-वाङ्मय का बृहद् इतिहास'' એ નામનો સંસ્કૃતમય **હિન્દી ભાષા**માં રચાયેલો **મહાગ્રંથ;** જે ગ્રંથ ભારતની તમામ સંસ્કૃત યુનિવર્સિટીઓના સંસ્કૃત અભ્યાસક્રમમાં પ્રચલિત છે, તે વિરાટકાય **ગ્રંથ**ના **રચયિતા** प्रधान सम्पादक - 'पद्मभूषण' आचार्य श्री बलदेव उपाध्यायजी પણ એ મહાકાય ગ્રંથના કુલ ૧૮ ભાગ પૈકી દશમા ભાગમાં રહેલ 'वेदान्तखण्ड'ના પૃષ્ઠ ૨૭૨માં) 'श्रीस्वामिनारायण संप्रदाय का साहित्य' એ શીર્ષક નીચે ક્રમાંક નં. ૫-૬ માં પ્રસ્તુત શ્રીહરિલીલાકલ્પતરુ વિષે ખૂબ જ સારું **મંતવ્ય** લખે છેઃ-

**( ५ ) ( श्रीस्वा. संप्रदायमें ) सांप्रदायिक और दार्शनिक बातो में सर्वज्ञान संग्रह, जैसे** दो ग्रंथो में **'सत्संगिजीवनम्' को मूलभूत प्रथम स्थान प्राप्त है ।**

**( ६ ) ऐसा ही दूसरा विशाल** अनुपम ग्रंथ **हे – 'श्रीहरिलीलाकल्पतरु' । यह ग्रंथ श्रीमद् अचिंत्यानंद ब्रह्मचारी ने लिखा है । इस ग्रंथ का** हेतु **'श्रीस्वामिनारायणस्तु सर्वावतारी परब्रह्म भगवान् स्वयम्' प्रस्थापित करना है । बारह स्कंध और तैंतीस हजार श्लोको में व्यापक यह ग्रंथ श्रीमद्‌भागवत की भाषा, शैली, और सर्वांगीणता को** अनुसरण **कर रचित है । मुख्यरूप से श्रीस्वामिनारायण भगवान् और उनके भक्तो के** चरित्र **का** आलेखन **करता यह ग्रंथ साम्प्रदायिक दृष्टि से आवश्यक जानकारियो से** समृद्ध **है । अचिन्त्यानंद ब्रह्मचारी ने 'हरिसंभवमहाकाव्य' तथा लगभग ५० अन्य ग्रंथ** संस्कृत **में लिखे है ।**

આ પ્રમાણે સદ્. અચિંત્યાનંદ બ્ર. રચિત શ્રીહરિલીલાકલ્પતરુ જેવા ગ્રંથો ઉપર 'પદ્‌મભૂષણ' પદવીધારી **મહાવિદ્વાનો** પણ વારી જાય છે, આફરીન થઈ જાય છે.

આ ગ્રંથનું સંશોધનપૂર્વક પ્રકાશન થાય તે માટે પૂર્વે ઘણા સારા ભક્તજનો તથા સંતોને પણ ખૂબ જ **સદ્‌ભાવના** રહેતી હતી અને તે માટે યથાશક્ય **પ્રયત્નો** પણ યથાસમય કરતા જ રહેતા હતા. ભગવાન શ્રીહરિએ તીર્થધામ સરધારમાં નિવાસ કરી વિવિધ પ્રકારે સંપ્રદાયનો વિકાસ કરી રહેલા પ.પૂ. સદ્. શ્રીનિત્યસ્વરૂપદાસજી સ્વામીને **પ્રેરણા**પૂર્વક **નિમિત્ત** બનાવી તેમની સાથે અનુજ ગુરુબંધુના સંબંધથી જોડાયેલા મને આ ગ્રંથનું **સંપાદન** કાર્ય તા. ૧૯-૯-૨૦૦૭ ના દિને સોંપાવ્યું તે કાર્ય મારા દ્વારા હાલ તા. ૧૧-૧૦-૨૦૨૧ ના દિને ૧૪ વર્ષના લાંબા સમયગાળામાંથી માત્ર આ શ્રીહરિલીલાકલ્પતરુના કાર્ય માટે જ **૨૧૨૦ દિવસ** એટલે કે પોણા છ વર્ષના પ્રતિદિન ૫/૬ કે ૭ કલાક **સતત** આ **ગ્રંથ**નું સંશોધન કરાવવાપૂર્વક પ્રકાશનનું કાર્ય **સંપૂર્ણ** કરાવ્યું છે. આ મારા માટે ખૂબ જ આનંદની ક્ષણો છે. અન્યથા 'આ કાર્ય જો અપૂર્ણ રહેશે તો ભગવાન શ્રીહરિ મને ફરીથી આ લોકમાં આ કાર્યને પૂર્ણ કરવા માટે જ ફરીથી મોકલશે.' એવી મને ચિંતા રહેતી હતી. તે ચિંતા આજે ટળી જવાથી **વિશેષ આનંદ** છે.

આ ગ્રંથના સંસ્કૃત શ્લોકોના પ્રુફરીડિંગ દરમ્યાન અતિ અગત્યનાં સ્થાનો, જેવા કે 'छान्दसः प्रयोगः' તથા 'आर्षः प्रयोगः' જેવા પ્રયોગોમાં - ગ્રાહ્યતાદિના તાત્કાલિક અને ચોક્કસ નિર્ણયો માટે તથા કોઈ ઠેકાણે પૂર્વસંપાદકો દ્વારા કરાયેલા પાઠાન્તરભેદોમાં ક્યાંઈક જરૂરી જ હોય ત્યાં તો પાણિનીય વ્યાકરણાનુસાર **પાઠભેદ** સ્વીકારીએ એ તો સહજ છે, પરંતુ જ્યાં જરૂરી ન હોય ને

પાઠભેદ થયા હોય તેમાં ગ્રાહ્ય-અગ્રાહ્યના વિવેચનપૂર્વક બિનજરૂરી પાઠાન્તરોને પરિત્યજીને **મૌલિક પાઠ**ને જ તેના મૂળસ્થાને સ્થાપવામાં જરૂરી **વ્યાકરણ શાસ્ત્ર**ના **નિયમો** સંબંધી ઊંડી **ચર્ચા-વિચારણા** માટે અગાઉથી એકત્રિત કરાયેલ નોંધોના તત્કાળ યોગ્ય નિર્ણયાર્થે જ્યારે જરૂર પડે ત્યારે વ્યાકરણાચાર્ય, ન્યાય-વેદાંતાચાર્ય, વિદ્યાવારિધિ (Ph.d.), વિદ્યાવાચસ્પતિ (D.Lit.) શ્રી યોગેશ્વરદાસજી સ્વામીએ તેમજ તેમની આજ્ઞાનુસાર સરધાર સ્થિત 'શ્રીસ્વામિનારાયણ-સંસ્કૃત વિદ્યાપ્રતિષ્ઠાનમ્' (S.S.V.P.) માં સંસ્કૃત **વ્યાકરણાચાર્ય** કક્ષાનો **ઉચ્ચ અભ્યાસ** કરતા-કરાવતા સાધુ પ્રેમવત્સલદાસજી-ક્ષમાસાગરદાસજી તથા વિવેકસાગરદાસજી વગેરે સંતોએ પણ ખૂબજ ઉત્સાહપૂર્વક આ કાર્યમાં ભળી સત્વરે **શંકા**ઓનું **સમાધાન** કરાવેલું છે તે બદલ તેઓ **ધન્યવાદ** સહિત **અભિનંદન**ને પાત્ર છે.

આ શ્રીસ્વા. મંદિર સરધાર દ્વારા, મૂળ હ.લી.ક. ગ્રંથના મુખ્ય આધાર પૂર્વક વડતાલના સદ્. શા. સ્વામી શ્રીશ્વેતવૈકુંઠદાસજી દ્વારા પ્રથમ મુદ્રિત ગ્રંથાનુસાર જ પ્રાયઃ શબ્દાર્થ-ભાષાશૈલી વગેરે યથાપૂર્વ રાખીને સૌને વાંચતા કે સાંભળતાંવેંત જ સરળતાથી શાબ્દબોધ થાય તે માટે; સ.જી. ની માફક વાક્યરચનાદિ સહિત સને ૨૦૦૭ થી આરંભ કર્યો હતો, અને તે વાતની ઉમરેઠવાસી ભક્તોને સત્સંગનો વિશેષ લાભ આપતા પૂ. સદ્‌ગુરુ શ્રી રઘુવીરચરણદાસજીને જાણ હોવાથી તેઓએ આ અંગે સત્સંગિજીવનના પ્રકાશનની માફક જ પોતાનો **રાજીપો** અવારનવાર વ્યક્ત કર્યો છે. તે બદલ તેમનો તથા તેમના સંતમંડળનો પણ હું આ તકે **આભાર** માનું છું.

આ ગ્રંથના મહાખર્ચાળ **પ્રકાશન**ની જવાબદારી પ.પૂ. સ્વામીશ્રીએ માથે લીધેલી છતાં તે નિમિત્તે મને થોડીઘણી ચિંતા રહેતી હતી, તે સૌજન્યની જવાબદારી પણ રાજકોટના એક જ હરિભક્ત શ્રીહિતેશભાઈ ડોબરિયાએ પોતાને શિરે લઈને મારી આ પ્રકાશનકાર્યની ચિંતા ખૂબ જ હળવી કરી આપી છે, તેમજ બીજો પણ સંપાદન દરમિયાન વિવિધ પ્રકારે ઘણો જ **સહકાર** આપી આભારિત કર્યો છે.

તેમજ અમારા મંડળના સંતો, સાધુ ન્યાલકરણદાસજી તથા સાધુ નંદકિશોરદાસજી વગેરેએ તેમજ મહેતાજીઓએ પણ આ ગ્રંથસંબંધી કાર્યમાં ઈ-મેઈલ, પ્રીન્ટ વગેરે જે તે સમયે તાત્કાલિક **કોમ્પ્યુટર સંબંધી** કાર્ય દ્વારા સારી **મદદ** કરી છે, તેમજ શ્રીજી આર્ટમાં છેલ્લા ચૌદેક વર્ષથી કામ કરતાં ઓપરેટર પ્રણવભાઈને પણ આ તકે કેમ ભૂલી શકાય; કારણ કે તેમણે પણ પોતે ચુસ્ત જૈનધર્મી હોવા છતાં ભગવાન શ્રીસ્વામિનારાયણનું કામ એ પોતાના ભગવાનનું કામ છે એમ જાણી આ કાર્યમાં તે તે સમયે ખૂબ જ સારી રીતે **સહકાર** આપ્યો છે, તે બદલ શ્રીહરિ તેમનું પણ સર્વપ્રકારે શ્રેય કરે એવી પ્રાર્થના.

વિશેષમાં આ ગ્રંથના સંપૂર્ણપણે અબાધિત સંપાદનાર્થે ભગવાન શ્રીસ્વામિનારાયણની પ્રેરણાપૂર્વક જેમણે પણ આ શ્રીહ.લી.ક. ગ્રંથની હ.લિ. **મૂળ પ્રતો,** જેવી કે (૧) શ્રી જૂનાગઢ મંદિરમાં રહેલ રસબોધિની ટીકા યુક્ત સં. ૧૯૭૨ ની પ્રત તથા (૨) વડતાલ મંદિરના પુસ્તકાલયમાં રહેલ શ્રીહ.લી.ક.ની આદિ આચાર્યશ્રીની આજ્ઞાનુસાર સાધુ પરમસુખદાસજીના હસ્તે લખાયેલ; મૂળમાત્ર સહિત રસબોધિની-અધિરોહણી બંને ટીકાઓ યુક્ત હ.લિ. પ્રતો આપવા-અપાવવામાં જેમનો યથાસમય **અમૂલ્ય સહકાર** મળ્યો છે, એવા આ બંને મુખ્ય મંદિરોના તત્કાલીન પૂ. કોઠારીશ્રી-ચેરમેનશ્રી તથા ટ્રસ્ટીશ્રીઓનો પણ આ તકે ખૂબ જ **આભાર** માનું છું. અને તેમાં પણ, 'વડતાલ પુસ્તકાલયમાં શ્રીહરિલીલાકલ્પતરુ **ગ્રંથ**ની હસ્તલિખિત કેટલીક **પ્રતો** છે'. એમ મને સૌપ્રથમ કહેનારા તથા એ પુસ્તકો, પુસ્તકાલય સંભાળનાર પૂ. શા. શ્રીગોવિંદસ્વામી મેતપુરવાળા દ્વારા સંસ્થાના નિયમાનુસાર તા. ૨૦-૧-૨૦૨૧ના દિને સ્કેનીંગ માટે અપાવનાર; હાલના વડતાલ મંદિરના મુખ્ય કોઠારીશ્રી પૂ. શા. શ્રીસંતવલ્લભદાસજીનો હું ખૂબ જ **આભાર** માનું છું તથા પુસ્તકાલય સંચાલક મેતપુરવાળા પૂ. શ્રીગોવિંદસ્વામીનો તથા અમારા સરધાર નિવાસી સંતમંડળના સાધુ પૂ. શ્રી બાલમુકુંદસ્વામીનો પણ તે તે સમયે આ પુસ્તકોના સ્કેનીંગાદિ કાર્યમાં જરૂરી માર્ગદર્શન સહિત સાધન-સામગ્રી પૂરી પાડવા બદલ ખૂબ ખૂબ **અભિનંદન સહ** આભાર માનું છું.

આ ગ્રંથ છાપવા-છપાવવામાં અમારા સંતમંડળના સાધુ અમૃતસ્વરૂપદાસજી વગેરેની માફક જેમણે પોતાનાથી જે કાંઈ બની શકે તેવો **તમામ પ્રયત્ન** મન-કર્મ-વચને કર્યો છે, તથા જેમણે અતિ જરૂરી જૂની-મુદ્રિત પ્રતો આપી કે અપાવી છે; જરૂરી કાગળ-પેનાદિ તથા સૌજન્યાદિ આપવા-અપાવવામાં સહકાર આપ્યો છે તે સર્વને પણ; આ પોતાના **કલ્પવૃક્ષ સમાન** વાઙ્મય 'શ્રીહરિલીલાકલ્પતરુ' ગ્રંથ સ્વરૂપે સદૈવ પ્રત્યક્ષ બિરાજતા વૃત્તાલયવાસી **શ્રીહરિકૃષ્ણ મહારાજ** પોતાની શીતળ છાયા વિસ્તારીને આત્યંતિક શ્રેયઃ-પ્રેયઃ રૂપી **અમૃતફળ** સદૈવ આપતા રહે એવી **પ્રાર્થના** સહ; આ ગ્રંથના પ્રુફરીડિંગાદિ કાર્યમાં મારાથી અજાણે કોઈ ઠેકાણે કાંઈ નાની-મોટી ક્ષતિ રહી ગઈ હોય તો ઉદાર દિલથી **દરગુજર** કરી ગ્રંથાર્થને જીવનમાં ઉતારવા **વિનંતિ** સહ...

**લી. સાધુ આનંદસ્વરૂપદાસ** ગુરુ **સ્વામી શ્રીહરિવલ્લભદાસજી**ના સસ્નેહ **જય શ્રી સ્વામિનારાયણ.**

તા. ૧૧-૧૦-૨૦૨૧, **શ્રી સ્વામિનારાયણ શક સંવત** ૨૪૦, આસો સુદ-૬, સોમવાર



# ★ ગ્રંથકર્તા - આદિઆચાર્ય શ્રીરઘુવીરજી મહારાજનું સંક્ષિપ્ત જીવનચરિત્ર ★

અક્ષરાદિ અનેક ધામાધિપતિ - સર્વાવતારી ભગવાન શ્રીસ્વામિનારાયણે જેમને માત્ર ૧૪ વર્ષની જ ઉંમરે, સ્વસ્થાપિત ઉદ્ધવ સંપ્રદાયરૂપ-સનાતન ધર્મના **આચાર્યપદ** માટે પસંદ કર્યા હતા; એવા શ્રી રઘુવીરજી મહારાજને **વંદના** કરતાં શ્રીહરિલીલામૃત ગ્રંથના કર્તા-તૃતીય આચાર્યવર્ય **શ્રીવિહારીલાલજી મહારાજ** ગ્રંથના આરંભમાં (કળશ-૧/૧/૨૨-૨૩માં) લખે છે :

**વસંતતિલકાવૃત્ત :-**

જેને મહાપ્રભુજિએ પદ આપ આપ્યું, જેનું વિશેષ જનમાં યશ વિશ્વ વ્યાપ્યું;
જેણે પ્રસન્ન પરિપૂર્ણ કર્યા હરિને, વંદૂં સદા સદ્‌ગુરુ રઘુવીરજીને ॥૨૨॥
આચાર્યધર્મ બહુ મર્મ સુકર્મ જાણે, સુજ્ઞાનવાન અભિમાન ઉરે ન આણે;
દેતા વિશેષ ઉપદેશ કૃપા કરીને, વંદૂં સદા સદ્‌ગુરુ રઘુવીરજીને ॥૨૩॥

➠ **જન્મ અને બાળપણ :-** સનાતન ધર્મનું સંરક્ષણ કરવા માટે, અને અપાર સંસૃતિસાગર થકી તરવાને ઈચ્છતા અનેક મુમુક્ષુજનોના આત્યંતિક કલ્યાણરૂપ સમુદ્ધારાર્થે પોતે સ્થાપન કરેલા ઉદ્ધવ સંપ્રદાયની સદૈવ શુભ પ્રવૃત્તિ-પ્રવૃદ્ધિ માટે; અનંત બ્રહ્માંડોના અધિપતિ ભગવાન શ્રીસ્વામિનારાયણ શ્રીહરિએ જેમને પોતાની આચાર્ય પદવી ઉપર સ્થાપન કરેલા છે એવા આ **શ્રીરઘુવીરજી મહારાજ** તે ભગવાન શ્રીહરિના અનુજ ભ્રાતા **શ્રીઈચ્છારામજી**ના ઔરસ **પુત્ર** હતા.

તેમના મોટાભાઈનું નામ ગોપાળજી હતું અને ત્રણ અનુજ બંધુઓનાં નામ અનુક્રમે વૃંદાવન, સીતારામ અને બદરીનાથ હતાં. તેમજ ફૂલસરી અને ફૂલઝરી નામનાં બે બહેનો હતાં.

આ આચાર્યવર્યનો **જન્મ** ભગવાન શ્રી સહજાનંદ સ્વામીના અવતરણથી અને વિચરણથી પવિત્ર થયેલા ઉત્તર કોશલ દેશમાં પોતાના મોસાળના ગામ **આંબલિયા** મધ્યે માતા વરિયાળી દેવીની કૂખે સં. ૧૮૬૮ ના ફાગણ વદી ૪ ને દિવસે થયો હતો.

બાલ્યાવસ્થાથી જ સ્વાભાવિકપણે પરહિતમાં જ એકમાત્ર પ્રવૃત્તિવાળા, દુર્ગુણોથી દૂર રહેનારા અને સદ્‌ગુણોથી સંપન્ન તેમજ સત્ય છે પ્રિય જેમને એવા આ રઘુવીરજી માત્ર માતા-પિતાને જ પ્રિય હતા એમ નહિ, પરંતુ સર્વજનોને પણ પ્રિય બન્યા હતા.

➠ **વિદ્યાભ્યાસાદિ સદ્‌ગુણો :-** ત્યારપછી યોગ્ય સમયે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે **યજ્ઞોપવીત સંસ્કાર** પામીને થોડા જ સમયમાં વેદ-વેદાંગમાં પ્રવીણ થયા, વિદ્યાની પેઠે વિનયથી પણ સંપન્ન થયા અને યૌવનની શોભાની પેઠે વિવેકની શોભાથી પણ શોભવા લાગ્યા.

વિદ્યા-ધન અને પરિવારના ઉત્કર્ષપણાની પેઠે પોતાના સરળ સ્વભાવથી પણ વિશેષ શોભતા એવા શ્રીરઘુવીરજી મહારાજ પોતાની ધર્મયુક્ત-મધુર અને કોમળ વાણીથી; પોતાની સેવા-શુશ્રૂષા કરનાર જનોનાં ચિત્તને પણ આકર્ષણ કરતા હતા.

➠ **આચાર્યપદે સ્થાપના :** જ્યારે પરબ્રહ્મ-પુરુષોત્તમ ભગવાન શ્રીસ્વામિનારાયણ પોતે લાંબો સમય ધારણ કરેલી, ધર્મનું રક્ષણ કરવાના જ પ્રયોજનવાળી - પરનું એકમાત્ર હિત જ કરનારી - આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવાના લક્ષણને જણાવનારી પોતાની આચાર્ય પદવીને યોગ્ય પુરુષમાં અર્પણ કરી પોતાના સ્વસ્વરૂપના સુખમાં નિમગ્ન રહી દિવ્ય અક્ષરધામમાં જવાને ઈચ્છા કરી ત્યારે આ ભગવાન શ્રીહરિની દૃષ્ટિએ ગુણયુક્ત પોતાના મોટા અને નાના ભાઈના બે પુત્રોમાં જ પ્રવેશ કર્યો, જેમાંના એક આચાર્યવર્ય **શ્રીરઘુવીરજી મહારાજ** હતા અને બીજા **શ્રીઅયોધ્યાપ્રસાદજી** હતા.

પોતે લાંબા સમય પર્યંત ધારણ કરેલી **આચાર્ય પદવી**ને આ બેને વિષે વિભાગ પાડી **સ્થાપન** કરવાની ઈચ્છાવાળા શ્રીહરિએ તે બંનેને પોતાના પુત્રપણે સ્વીકારીને સં. ૧૮૮૨ના કાર્તિક સુદ-૧૧ ના દિને બંને દત્તપુત્રોનો અભિષેક કર્યો. તેમાં આ શ્રીરઘુવીરજી મહારાજનો શ્રીલક્ષ્મીનારાયણ દેવથી અલંકૃત દક્ષિણ દેશ વિભાગમાં અભિષેક કર્યો અને પોતાના સંપ્રદાયની પ્રવૃત્તિ કરાવવા રૂપ આચાર્ય પદવી **સમર્પણ** કરી.

ઉપાસ્યમૂર્તિ-ઈષ્ટદેવ ભગવાન શ્રીસ્વામિનારાયણ સં. ૧૮૮૬ના જેઠ સુદ-૧૦ ના દિને અંતર્ધાન થયા બાદ આચાર્ય **શ્રીરઘુવીરજી મહારાજ** તે ગુરુરાજ ભગવાન શ્રીસહજાનંદ સ્વામીની આજ્ઞાને વારંવાર સંભારીને દેશોદેશમાં સંતોને વિચરણાર્થે મોકલી તેમના સદુપદેશો દ્વારા અને પોતે પણ સત્સંગ-સભાઓના માધ્યમથી સદ્‌બોધાદિ દ્વારા સર્વાવતારી સ્વામિનારાયણ શ્રીહરિ સ્થાપિત સંપ્રદાયને ચોતરફ પ્રવર્તાવીને પ્રતિદિન વૃદ્ધિ પમાડવા લાગ્યા. અને પ્રતિદિન વૃદ્ધિ પામેલી આચાર્યત્વની સંપત્તિ તેણે કરીને સર્વજનોને **સ્પૃહણીય** થયા.

➠ **આ આચાર્યશ્રીના દિવ્ય સદ્‌ગુણો :-** સર્વાવતારી ભગવાન શ્રીહરિનાં ચરણકમળના આશ્રયવાળા **પરમહંસો** પણ સ્વઈષ્ટદેવ ભગવાન શ્રીહરિની આજ્ઞાને સંભારીને તે આ શ્રીરઘુવીરજી મહારાજની આજ્ઞામાં રહીને પ્રથમની પેઠે જ સર્વ મુમુક્ષુઓને અનંત સદુપદેશે કરીને સારી રીતે બોધ આપતા થકા લોકોના હિત માટે દેશાંતરમાં વિચરવા લાગ્યા; અને આચાર્યવર્ય તે પણ આ પરમહંસો સાક્ષાત્ ભગવાન શ્રીહરિનાં ચરણકમળના આશ્રયવાળા છે એમ જાણી તે સર્વને વિષે બહુ પ્રેમ દર્શાવતા થકા સન્માનપૂર્વક પ્રતિદિન **પૂજ્યભાવ** રાખવા લાગ્યા. અને પોતે ગૃહસ્થાશ્રમમાં હતા તો પણ તેમનું કોઈ કર્મ; સકામ ભાવવાળું ન હતું કે જેથી વાસનારૂપ કર્મ તેમને બંધનરૂપ થઈ શકે. અને સમગ્ર પોતાનું જીવન એકમાત્ર શ્રીહરિકૃષ્ણ મહારાજ - શ્રીલક્ષ્મીનારાયણાદિ દેવોની સેવા કરવામાં જ, શ્રીહરિની આજ્ઞા મુજબ વ્યતીત કરવું એવો તેમનો **સદાશય** હમેશાં રહેતો અને પરમૈકાન્તિકના ધર્મો પ્રવર્તાવવા તથા બ્રહ્મવિદ્યારૂપ સારી વિદ્યાની ઉન્નતિ કરવી તથા શાન્તિમાં રહેવું એ આદિક તેઓશ્રીના **દિવ્ય ગુણો** સર્વ પરમહંસોને પણ આદર કરવા યોગ્ય હતા.

(આ આચાર્યવર્યના **અનેકાનેક સદ્‌ગુણો,** જેવા કે - અર્ધરાત્રિએ પણ પોતે જ રોટલો બનાવી બિમાર સંતને જમાડ્યા, જૂનાગઢ સદ્‌ગુરુ શ્રીગુણાતીતાનંદ સ્વામીનો **સંતસમાગમ-કથાવાર્તા**નો લાભ લેવા પધારે ત્યારે સાથે ઓછામાં ઓછા સેવકો જ લઈને આવવું અને કાચું-પાકું ઝટપટ જમીને પણ કથા-વાર્તાનો **અમૂલ્ય લાભ** જવા ન દેવો; ઈત્યાદિ સુપ્રસિદ્ધ સદ્‌ગુણો યુક્ત **ચરિત્રો,** સદ્‌ગુરુ આધારાનંદ સ્વામી વગેરે **નંદસંતો** તથા તે નંદસંતોના **શિષ્ય-પ્રશિષ્ય સંતો** સદ્. શ્રી રૂગનાથચરણદાસજી, સદ્. શ્રીબાલમુકુંદદાસજી તથા સદ્. બ્ર. અચિંત્યાનંદજી વગેરે દ્વારા રચાયેલ ગ્રંથો; જેવા કે - શ્રીહરિચરિત્રામૃતસાગર, શ્રીહરિચરિત્ર ચિંતામણિ ભાગ-૩, સદ્. શ્રીગુણાતીતાનંદ સ્વામીની વાતો, સદ્. બ્ર. અક્ષરાનંદ સ્વામીની વાતો, પ્રસ્તુત શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ, શ્રીદુર્ગપુર માહાત્મ્ય, વગેરે અનેક ગ્રંથોમાં શ્રીરઘુવીરજી મહારાજના સાક્ષાત્ શ્રીરામચંદ્ર ભગવાનના અવતારપણાને જણાવતાં ચરિત્રો-વાતો તથા સર્વાવતારી ભગવાન શ્રીહરિએ શ્રીરઘુવીરજી મહારાજ દ્વારા જણાવેલાં ઐશ્વર્ય-પ્રતાપ તેમજ શ્રીરઘુવીરજી મહારાજે પોતાના અલૌકિક પ્રભાવથી સં. ૧૯૧૨ માં (અષાઢ સુદ-૪ થી કારતક સુદ-૧૧ સુધી) સવા ચાર માસ સુધી સંતો-ભક્તોની 'સત્સંગ છાવણી' કરાવી એ આદિક **અદ્‌ભુત કાર્યો**નું ઉપરોક્ત નંદસંતો અને તેમના **શ્રોત્રિય** અને **બ્રહ્મનિષ્ઠ** શિષ્ય-પ્રશિષ્ય **સંતો-બ્રહ્મચારીઓ** વગેરે દ્વારા તેમણે રચિત ગ્રંથોમાં ખૂબ જ પરિશ્રમપૂર્વક સુંદર રીતે **આલેખન** કરવામાં આવ્યું છે. અત્રે ગ્રંથના કદ વિસ્તારભયથી તે ચરિત્રો-વાતો વગેરેનું આલેખન શક્ય ન હોવાથી વિશેષ જિજ્ઞાસુઓએ ઉપરોક્ત વિવિધ ગ્રંથોમાંથી જાણી લેવાં; અથવા સં. ૨૦૬૮માં શ્રીરઘુવીરજી મહારાજના **જન્મ દ્વિશતાબ્દી** નિમિત્તે ઉજવાયેલ **કૃતાંજલિ મહોત્સવ** નિમિત્તે સરધાર નિવાસી પ.પૂ. સદ્. સ્વામી શ્રીનિત્યસ્વરૂપદાસજીની પ્રેરણાથી **સાધુ અમૃતસ્વરૂપદાસજી** તથા **સાધુ જ્ઞાનસાગરદાસજી** (પૂર્વ નામ : પાર્ષદ ખુશાલ ભગત) દ્વારા ઉપરોક્ત તમામ ગ્રંથોમાં જ્યાં જ્યાં પણ શ્રીરઘુવીરજી મહારાજ સંબંધિત જે કાંઈ સાહિત્ય સવિસ્તૃત હતું તેનું એકત્રીકરણ કરીને **'શ્રીરઘુવીરજી મહારાજનું જીવન દર્શન'** એ નામના એક સુંદર ચરિત્ર **ગ્રંથ**ની **રચના** કરવામાં આવી હતી; તેમાંથી શ્રીરઘુવીરજી મહારાજે રચેલ-રચાવેલ શ્રીહરિલીલાકલ્પતરુ, શ્રીદુર્ગપુર માહાત્મ્ય, સર્વમંગલ-જનમંગલ આ બંને સ્તોત્રોની ટીકાઓ, શ્રીહરિવાક્યસુધાસિંધુ-સેતુમાલા ટીકા, શિક્ષાપત્રી ભાષ્ય, તથા શ્રીરઘુવીરજી મહારાજની વાતો જે સદ્. ગોપાળાનંદ સ્વામીની વાતોની સાથે (એક જ પુસ્તકમાં) પ્રકાશિત કરવામાં આવેલ છે, તે તમામનું સમગ્ર માહિતીસભર-સંતોષકારક **નિરૂપણ** પણ તે જીવનચરિત્રના ગ્રંથમાં સરસ રીતે કરવામાં આવ્યું છે; તેને પણ તે થકી જ જાણી લેવું.)

➠ **મંદિરોનું નિર્માણ અને મૂર્તિપ્રતિષ્ઠાઓ :-** આ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજે સ્વયં ભગવાન શ્રીહરિ દ્વારા નિર્માણ કરાયેલાં મંદિરોમાં તથા પોતે નવાં કરાવેલાં મંદિરોમાં **મૂર્તિઓ** પધરાવવી તથા સત્શાસ્ત્રો રચવાં એ આદિકે કરી શ્રીહરિની આજ્ઞાને પાલન કરતા થકા વરતાલ આદિક મંદિરોમાં મૂર્તિઓની **પ્રતિષ્ઠા** કરી.

તેમાં મુખ્યપણે કરીને તો વરતાલના મંદિરમાં શ્રીલક્ષ્મીનારાયણની દેવની બાજુમાં દ્વારકાધીશ શ્રીરણછોડરાયની પ્રતિષ્ઠા કરાવી અને ગઢપુરને વિષે રેવતી-બળદેવ સહિત શ્રીકૃષ્ણની મૂર્તિની પ્રતિષ્ઠા કરાવી તથા ધોલેરા-ગઢપુર અને જૂનાગઢમાં **શ્રીહરિકૃષ્ણ મહારાજ**ની મૂર્તિઓની **પ્રતિષ્ઠાઓ** કરાવી. ખંભાતમાં નવું મંદિર કરાવી તે મંદિરમાં શ્રીહરિકૃષ્ણમહારાજ તથા શ્રીરાધાકૃષ્ણદેવની પ્રતિષ્ઠા કરાવી તેમજ ભરૂચમાં નવું મંદિર કરાવી રેવતી-બળદેવ સહિત શ્રીકૃષ્ણની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. તથા સુરતમાં મંદિર કરાવીને શ્રી નારાયણમુનિ તથા શ્રી રાધાકૃષ્ણ દેવની પ્રતિષ્ઠા કરી તથા મુંબઈમાં મંદિર કરાવીને શ્રીહરિકૃષ્ણમહારાજ તથા રાધિકા યુક્ત ગોલોકવિહારી ભગવાનની પ્રતિષ્ઠા કરાવી. તથા નિમાડ દેશમાં ધરગામમાં નારાયણ ભગવાનની **પ્રતિષ્ઠા** કરી

તથા બુરાનપુરમાં શ્રીહરિકૃષ્ણમહારાજ તથા શ્રીલક્ષ્મીનારાયણ દેવની પ્રતિષ્ઠા કરાવી. અને સાવદામાં શ્રીરાધાકૃષ્ણદેવની પ્રતિષ્ઠા કરાવી તેમજ સોરઠ દેશમાં માણાવદર ગામમાં નવું મંદિર કરાવીને શ્રીહરિકૃષ્ણ મહારાજની પ્રતિષ્ઠા કરાવી અને ઉનામાં શ્રી બાલમુકુંદ ભગવાનની પ્રતિષ્ઠા કરી.

આ ઉપરોક્ત તે તે પ્રતિષ્ઠાઓના મહોત્સવોમાં તેઓશ્રીએ હરિભક્તોનો અતિશય આદરભાવ, અને પ્રતિષ્ઠા કરવામાં લેશમાત્ર પણ સ્ખલન નહિ થયેલું વૈદિક કર્મ તથા હજારો બ્રાહ્મણોને જમાડવા તથા દક્ષિણાઓ આપવી. એ આદિકને પ્રત્યક્ષ ભગવાન શ્રીહરિના સમય પ્રમાણે જ કર્યું હતું. આ આચાર્યવર્યના શાન્ત અને પવિત્ર સ્વભાવથી **સત્સંગ**ની **કીર્તિ** દિન-પ્રતિદિન વૃદ્ધિ પામીને દરેક દિશાઓમાં વ્યાપી ગઈ હતી.

➠ **આ આચાર્યશ્રીએ રચેલા ગ્રંથો :-**

(૧) બાર સ્કંધનો પ્રસ્તુત **'શ્રીહરિલીલાકલ્પતરુ'** ગ્રંથ, જેમાં સર્વાવતારી ભગવાન શ્રીસ્વામિનારાયણ શ્રીહરિનું સર્વોપરિ ચરિત્ર-સ્વરૂપ-ઐશ્વર્યાદિ **વિસ્તાર પૂર્વક** વર્ણવેલ છે.

(૨) **'શ્રીદુર્ગપુર માહાત્મ્ય'** જેમાં પ્રત્યક્ષ ભગવાન શ્રીહરિએ ગઢપુરમાં કરેલી **વિવિધ લીલાઓ**નું તે તે સ્થાનોએ સહિત સુંદર વર્ણન છે.

(૩) શતાનંદ મુનિકૃત **'શ્રીહરિવાક્યસુધાસિંધુ'** અર્થાત્ 'પ્રત્યક્ષ શ્રીહરિના વચનામૃતોનો સંસ્કૃત ભાષામાં અનુવાદ' ગ્રંથની **સેતુમાલા** ટીકા.

(૪) **'ભાવપ્રબોધિની'** નામની **સર્વમંગલ સ્તોત્ર**ની વ્યાખ્યા.

(૫) **'ભાવાર્થ પ્રકાશિકા'** નામની **જનમંગલ સ્તોત્ર**ની ટીકા.

(૬) **શિક્ષાપત્રીનું ભાષ્ય.**

આ ભાષ્યમાં સ્થળે-સ્થળે અપ્રતિપત્તિ, વિપ્રતિપત્તિ, તથા અન્યથા પ્રતિપત્તિઓનો નિષેધ કરવા પૂર્વક **મૂળ અભિપ્રાય** પ્રકટ કરેલો છે.

આ પ્રમાણે આ આચાર્યશ્રીએ શાસ્ત્ર દ્વારા તથા ભગવાનનાં મંદિરો કરવાં તથા તેમાં મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવી તે દ્વારા અને રૂડા ઉપદેશ દ્વારા લાંબા વખત પર્યંત ભગવાન શ્રીહરિ સ્થાપિત **સંપ્રદાય**ની **વૃદ્ધિ** કરીને છેલ્લી અવસ્થામાં પરમાત્મ સ્વરૂપમાં જ એક પ્રીતિ જેમને થયેલી છે એવા થકા બહારત્ય વૃત્તિને ત્યાગ કરવાની ઈચ્છાથી; પોતે જ જેમને યજ્ઞોપવીત આપીને બાલ્યાવસ્થામાંથી સંપૂર્ણ વિદ્યાભ્યાસમાં પારંગત કરેલા છે એવા પોતાના ભત્રીજા **શ્રી ભગવત્પ્રસાદજી મહારાજ,** તેમને આચાર્યપદ ઉપર **અભિષેક** કરીને પોતે સર્વાન્તર્યામી પરમાત્મા-પુરુષોત્તમ ભગવાન શ્રીસ્વામિનારાયણ શ્રીહરિની મૂર્તિમાં મનને ધારણ કરી, તે શ્રીહરિની **આરાધના** કરવામાં જ **તત્પર** થયા.

ત્યારપછી સમય થતાં જૂના વસ્ત્રની પેઠે શરીરને ત્યાગ કરી અક્ષરધામમાં જવાની ઈચ્છા કરતાં પોતે સર્વ બ્રહ્મચારીઓ તથા સાધુઓને બોલાવીને **સમયોચિત** ઉપદેશ આપીને તથા શ્રી ભગવત્પ્રસાદજી મહારાજને સંપ્રદાયને પાલન કરવું એજ જેમાં **મુખ્ય કર્તવ્ય** છે એવા આચાર્યપદને શોભાડનાર **પરમધર્મ**નો **ઉપદેશ** આપીને, સંવત્ ૧૯૧૯ ના મહા શુદિ બીજને દિવસે શ્વાસ જેમનો શાન્ત થયો છે અને જેઓ ભગવાન શ્રીહરિની મૂર્તિમાં નિમગ્ન થયેલા છે; એવા શ્રી રઘુવીરજી મહારાજ આ લોકમાં (તા. ૨-૩-૧૮૧૨ સોમવારથી તા. ૨૧-૧-૧૮૬૩ બુધવાર સુધી) માત્ર ૫૦ વર્ષ ૧૦ માસ અને ૧૫ દિવસ જ રહીને, સર્વાવતારી શ્રીહરિની સેવાર્થે જ ધારણ કરેલા પંચભૌતિક શરીરનો વરતાલધામમાં જ ત્યાગ કરી શ્રીહરિના **અક્ષરધામ**માં ગયા.

જેમણે કરેલાં-કરાવેલાં **મંદિરો** તથા પ્રસ્તુત શ્રી હરિલીલાકલ્પતરુ જેવા અતિમહાન **ગ્રંથો**એ લક્ષાવધિ મનુષ્યોનું સ્વરૂપનિષ્ઠાના જ્ઞાનપૂર્વક **આત્યંતિક કલ્યાણ** કર્યું છે અને 'यावच्चन्द्रदिवाकरौ' કરતા જ રહેશે; એવા સર્વાવતારી શ્રીહરિના શુદ્ધ ઉપાસક અને આજ્ઞાપાલક-સાક્ષાત્ **શ્રીરામચંદ્રજી સમાન** મહાયશસ્વી-ધર્મમર્યાદાપાલક આદિઆચાર્ય **શ્રી રઘુવીરજી મહારાજ**નાં ચરણોમાં **કોટિ કોટિ વંદન** સહ...

લી. સાધુ **આનંદસ્વરૂપદાસ** ગુરુ **સ્વામી શ્રીહરિવલ્લભદાસજી**ના સસ્નેહ **જય શ્રી સ્વામિનારાયણ.**

તા. ૦૮-૧૦-૨૦૨૧, **શ્રી સ્વામિનારાયણ શક સંવત** ૨૪૦,

આસો સુદ-૨, શુક્રવાર

# સ.ગુ. બ્રહ્મચારી શ્રી અચિંત્યાનંદ સ્વામીનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત

ભગવાન શ્રીહરિને મળેલા અનેક મુક્તોમાં આ એક મુક્તનું નામ શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના નભોમંડળમાં સદાય ચમકતું રહેશે. એ છે 'બ્રહ્મચારી **અચિંત્યાનંદજી** સ્વામી.' આવા મહા વિદ્વાનો હર કાળમાં નથી થાતા. ભાગ્યે જ આવા ભક્ત વિદ્વાન પુરુષો અને એમાંય ત્યાગી **બ્રહ્મચારી**ના રૂપે પૃથ્વી ઉપર ક્યારેક જ થતા હોય છે.

★ અજોડ વિદ્વત્તા અને પ્રૌઢ પ્રતિભાથી સમગ્ર ગુજરાતમાં પ્રસિદ્ધિ પામેલા શ્રી સ્વામિનારાયણ સંપ્રદાયના **મહાન સંતરત્ન** એટલે **અચિંત્યાનંદજી** બ્રહ્મચારી.

★ **'સરલ સ્વભાવ ન મન કુટિલાઈ, યથાલાભ સંતોષ સદાઈ...'** ગોસ્વામી તુલસીદાસજીની આ પંક્તિને આજીવન જીવનમાં આત્મસાત્ કરનાર **મહાન સંત** એટલે **અચિંત્યાનંદજી** બ્રહ્મચારી.

★ 'સ્વામિનારાયણ સંપ્રદાય એ વૈદિક નથી.' એવી ખોટી અફવા ફેલાવનાર શંકરાચાર્ય કૈલાસાનંદજી સાથે શાસ્ત્રાર્થ કરી જગજાહેર સંપ્રદાયની વૈદિકતા સિદ્ધ કરનાર **પ્રખર વિદ્વાન** એટલે **અચિંત્યાનંદજી** બ્રહ્મચારી.

★ જૂનાગઢના રાજપંડિત મહાવિદ્વાન કમળનયન શાસ્ત્રીને શાસ્ત્રાર્થમાં પરાજય કરી **સત્સંગનો ડંકો વગાડનાર** મહાન સંત એટલે **અચિંત્યાનંદજી** બ્રહ્મચારી.

### ➠ પૂર્વાશ્રમ :

ગુજરાતના ચરોતર પ્રદેશમાં ખેડા જિલ્લાના પ્રસિદ્ધ **તીર્થધામ ડાકોર** પાસે **ત્રણોલ** ગામમાં ટોળકિયા ઋગ્વેદી બ્રાહ્મણ જ્ઞાતિમાં ભટ્ટ પરિવારમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીનો જન્મ સં. ૧૮૭૯ માં થયો હતો. તેમનું પૂર્વાશ્રમનું નામ **ગંગાશંકર** હતું. પિતાશ્રીનું નામ **દુર્લભરામ ભટ્ટ** હતું. તેમનું ગોત્ર કશ્યપ, શાખા આશ્વલાયિની અને કશ્યપ-વત્સર-ધ્રુવેતી એ ત્રણ પ્રવર હતા.

દુર્લભરામ મોટા પંડિત અને સારા કથાકાર હતા. જગપ્રસિદ્ધ ડાકોરનાથના મંદિરમાં ભાગવત આદિ પુરાણોની કથા કરવા માટે પરંપરા મુજબ તેમની નિમણૂંક થઈ હતી. અને આસપાસના વિસ્તારમાં પણ તેઓ **મહાન વક્તા** તરીકે પ્રસિદ્ધ હતા. તેમના ધર્મપત્ની **કમળાબા** અતિ ગુણિયલ, ભક્તિભાવથી ભરપૂર, સત્સંગપ્રેમી અને પતિવ્રતા હતા.

આ પવિત્ર દંપતીને ત્યાં જ સં.૧૮૭૯માં અનેક સદ્‌ગ્રંથોના નિર્માતા અને ત્રિકાળજ્ઞ મુક્તાત્માનો જન્મ થયો હતો. ગંગા જેવા પવિત્ર અને અનેકને પાવન કરનારા એવા આ મુક્તાત્માનું બાળપણનું નામ 'ગંગાશંકર' રાખ્યું હતું. તેમના નાનાભાઈનું નામ સંતોકરામ હતું.

બાળકભાવથી માત-પિતાને રાજી કરતા થકા ગંગાશંકર સુદ પક્ષના ચંદ્રમાની પેઠે વધવા લાગ્યા. યોગ્ય ઉંમર થતા પિતાશ્રીએ ગંગાશંકરને **ઉપવીત સંસ્કાર** આપવા નિમિત્તે મોટો **ઉત્સવ** કર્યો. ઉપવીત સંસ્કાર બાદ દુર્લભરામે પોતે જ પુત્ર ગંગાશંકરને વ્યાકરણ, ન્યાય, કાવ્ય વગેરેનો **અભ્યાસ** શરૂ કરાવ્યો. વડોદરા-નરેશ સયાજીરાવ ગાયકવાડ પણ તેમની નિઃસ્પૃહતા, સરળતા અને વિદ્વત્તાદિક સદ્‌ગુણોથી પ્રભાવિત હતા.

સં.૧૮૮૨માં ગાયકવાડ સરકારના આમંત્રણથી સર્વાવતારી **શ્રીહરિ** વડોદરા પધાર્યા, ત્યારે હરખરામ ભટ્ટના કહેવાથી વડોદરા નરેશે સજ્જન અને વિદ્વાન દુર્લભરામ ભટ્ટને **આમંત્રણ** આપ્યું. તેથી પુત્ર ગંગાશંકરને લઈને દુર્લભરામ ભટ્ટ **વડોદરા** પધાર્યા હતા. વર્ષોથી પોતાને મળવા તલસતા બાળ ગંગાશંકરને જોઈને ભગવાન શ્રી સ્વામિનારાય બહુ જ રાજી થયા. અને જ્યારે વડોદરા નરેશે ભગવાન શ્રીહરિને નવગજા હાથી ઉપર બેસારી ભવ્ય સવારી કાઢી ત્યારે અતિશય પ્રસન્ન થયેલા ભગવાન શ્રીહરિએ બાળ ગંગાશંકરને પોતાના હાથી ઉપર બેસાર્યા હતા. જેનું વર્ણન કરતાં શ્રીહરિલીલામૃત ગ્રંથ ૧|૬|૬ માં આ રીતે લખ્યું છે :

**વળી તે વર્ણીને બહુ બહુ વખાણ્યા નરવિરે, સ્વહસ્તે બેસાર્યા વટનગરમાં મેંગળ શિરે;**
**કહે શ્રીજી પોતે અધિક વરષો જેમ જ જશે, અમારા શિષ્યોમાં સુરતરુ સમા આ બટુ થશે.**

(શ્રીહરિલીલામૃત : ૧/૬)

આ સમયે ભગવાન શ્રીહરિએ બાળ ગંગાશંકરના મસ્તકે હાથ મૂક્યો અને **ભવિષ્યવાણી** ઉચ્ચારતા બોલ્યા કે, 'આ **ગંગાશંકર** જેમ જેમ મોટા થશે તેમ તેમ **મહાન વિદ્વાન** થશે અને અમારા તમામ શિષ્યોમાં **કલ્પવૃક્ષ**ની **સમાન** બનેલા તેમના દ્વારા અનેક સારાં કામો થશે.' આ સમયે બ્રહ્મચારીની ઉંમર માત્ર ચાર વર્ષની હતી. આ રીતે પિતાની સાથે ગંગાશંકર ભગવાન શ્રીહરિની સવારીનાં દર્શન કરવા વડોદરામાં આવ્યા હતા. મહારાજે તેમનું હીર પારખીને **રૂડા આશીર્વાદ** આપ્યા હતા. ભગવાન શ્રીહરિ અને મોટા સદ્‌ગુરુઓનાં દર્શન પામી ધન્ય થયેલા ગંગાશંકર પિતા સાથે પાછા પોતાને ગામ ત્રણોલ પધાર્યા.

### ➠ વિદ્યાભ્યાસ અને ભગવાન શ્રીહરિના પુનઃદર્શન :

થોડું અક્ષરજ્ઞાન પિતાશ્રીએ આપ્યું. પરંતુ દુર્લભરામના દિલમાં **વિચાર** આવ્યો કે, 'પ્રતિભાશાળી પુત્ર ગંગાશંકરને કોઈ સારી સંસ્કૃત વિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરાવ્યો હોય તો બાળપણથી સદ્‌વિદ્યાના સંસ્કારો ઊંડા રોપાય. આ સમયે પેટલાદમાં 'નારાયણ **સંસ્કૃત** વિદ્યાલય' ચાલતું હતું ત્યાં ગયા. પિતાશ્રીએ પુત્રને ત્યાં ભણવાની વ્યવસ્થા કરી આપી. બાળ ગંગાશંકર પેટલાદ વિદ્યાલયમાં **વિદ્યાભ્યાસ** કરવા લાગ્યા. પૂર્વજન્મના સંસ્કારી ગંગાશંકર **એકપાઠી** હતા. જે કાંઈ ભણાવે તે એક જ વારે બધું યાદ રહી જતું. તેથી તે પાઠશાળાના પંડિતો પણ આ બાળમુક્તથી ખૂબ જ **પ્રભાવિત** થતા હતા.

પેટલાદમાં ગંગાશંકરને પ્રગટ ભગવાન શ્રીહરિના ઉપાસક ભક્તોનો અને મોટા સંતોનો **સમાગમ** થયો. તેથી પૂર્વજન્મની પ્રીત પ્રગટી. સંતોના મુખેથી સાંભળ્યું કે, 'કરોડો જીવોના કલ્યાણ કરવા માટે સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણ પ્રગટ થયા છે અને તે હાલ વડતાલમાં બિરાજે છે.' આથી વડોદરામાં ભગવાન શ્રીહરિએ **આશીર્વાદ** આપ્યા હતા તેની **સ્મૃતિ** થઈ આવી. ભગવાન શ્રીહરિના **દર્શન**ની પુનઃ **ઉત્કંઠા** જાગી, તેથી અભ્યાસ છોડીને વડતાલ જવા તૈયાર થયા. ત્યારે ભણનારા સહપાઠી એક વિદ્યાર્થીએ કહ્યું, 'હે ગુણિયલ ગંગાશંકર ! આપણે સાથે ભણીએ છીએ, માટે ગુરુબંધુ છીએ ને હું હરિભક્ત છું, માટે થોડું રોકાઓ તો આપણે બંને સાથે દર્શન કરવા જશું.' થોડા દિવસ બાદ તેઓ બંને વડતાલ ભગવાન શ્રીહરિનાં દર્શન કરવા ગયા. તે સમયે શ્રીહરિ વડતાલથી નીકળી ગઢપુર પધાર્યા હતા.

સં.૧૮૮૫માં મિત્ર સાથે ગંગાશંકર **વડતાલ** આવ્યા અને ત્યાં મહંત **અક્ષરાનંદ સ્વામી**ને પૂછ્યું કે, ભગવાન શ્રીસ્વામિનારાયણ ક્યાં છે ?' ત્યારે સ્વામી કહે, 'અત્યારે તો ભક્તોને દર્શન આપતાં આપતાં ગઢપુર પધાર્યા છે; પરંતુ પૂર્વજન્મથી જ જેમને અષ્ટાંગ યોગ સિદ્ધ છે, વેદોના તમામ પારને પામેલા છે એવા મહાન સમર્થ સદ્.ગોપાળાનંદ સ્વામી અહીં બિરાજે છે.' એમ કહી અક્ષરાનંદ સ્વામી તેમને સંતોની વિશાળ ધર્મશાળામાં ગોપાળાનંદ સ્વામી પાસે લઈ ગયા.

તે સમયે અખંડ મૂર્તિધારક યોગીરાજ સદ્‌ગુરુ શ્રી **ગોપાળાનંદ સ્વામી** ભક્તોને એકાંતિક ધર્મનું રહસ્ય સમજાવતા હતા. યોગીરાજ શ્રીગોપાળાનંદ સ્વામીના દર્શન થતાં જ મતિમાન આ બંને બ્રહ્મકુમારોનું દિલ ખેંચાયું. સ્વામીને દંડવત પ્રણામ કર્યા. ત્યારે સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ મીઠા શબ્દથી બોલાવી તેમને પાસે બેસાર્યા. પછી સર્વજ્ઞ એવા ગોપાળાનંદ સ્વામીએ ત્રિતમુનિના અવતાર એવા ગંગાશંકરની તેજસ્વિતા દેખીને પ્રેમથી કહ્યું, 'બ્રહ્મકુમારો! ક્યાંથી આવ્યા છો ? અને કોનું કામ છે ?'

સ્વામીનાં આટલાં વચનો સાંભળવાથી કૃતાર્થ થયેલા તે વિપ્રે કહ્યું, 'હું પેટલાદથી આવ્યો છું. જન્મ-મરણના ભયથી છૂટવા માગું છું. અને એટલે જ આપના ગુરુ શ્રીસ્વામિનારાયણનાં દર્શન કરવા આવ્યો છું. પરંતુ તેમનાં દર્શન થયાં નહીં. પરમહંસોના યોગથી શ્રીહરિ સાક્ષાત્ ભગવાન છે અને તેમનાં ચરણારવિંદ જ સેવવા-ભજવા અને પૂજવા યોગ્ય છે. એવો મને પૂર્ણ વિશ્વાસ આવ્યો છે.'

આવાં મુમુક્ષુતાસભર ગંગાશંકરનાં વચનો સાંભળી સર્વજ્ઞ એવા ગોપાળાનંદ સ્વામીએ કહ્યું, 'ગંગાશંકર ! તમે પૂર્વના ખૂબ જ સંસ્કારી છો. તમને એકાંતિક ધર્મ ગમે છે. તમારું મન ભગવન્મિલનનું પ્યાસું છે. તમે પૂર્વજન્મના ત્રિત મહર્ષિ છો. અક્ષરાધિપતિ પુરુષોત્તમનારાયણનો સાક્ષાત્કાર કરવા માટે તમોએ પૂર્વજન્મમાં વર્ષો સુધી એકાગ્ર થઈ મનને નિર્મળ રાખી તેમની સર્વોત્તમ આરાધના કરી છે. તે જ અક્ષરાધિપતિ પુરુષોત્તમ નારાયણ આજે અવની ઉપર સ્વામિનારાયણ એવું નામ ધારણ કરી વિચરે છે.' પછી તેમણે પૂર્વજન્મમાં ભગવાનને રાજી કરવા માટે જે જે કર્યું હતું તે બધું જ કહી દેખાડ્યું અને અનુભવ પણ કરાવ્યો.

અતિશય કૃતાર્થ થયેલા ગંગાશંકરે ફરી ગોપાળાનંદ સ્વામીને કહ્યું, 'હે યોગીરાજ ! કાળ-માયાદિના નિયામક પરાત્પર પરબ્રહ્મ પુરુષોત્તમ નારાયણનાં દર્શન આપ જ હવે મને કૃપા કરીને કરાવો.' ત્યારે સ્વામીએ કહ્યું, 'મહાદયાળુ પ્રભુ અત્યારે ગઢપુરમાં બિરાજે છે. ચાલો હું તમારી સાથે આવું. આપણે સહુ સાથે મળી ગઢપુર પ્રગટ શ્રીહરિના દર્શન કરવા માટે જઈએ.'

પછી પોતાના સંતમંડળને સાથે લઈ તે વિપ્રની સાથે ગોપાળાનંદ સ્વામી **ગઢપુર** આવ્યા. તે સમયે ભગવાન શ્રીહરિ ઘણાક સંતો તથા સખાઓ સાથે ઉન્મતગંગાના પ્રભાસતીર્થમાં સ્નાન કરવા પધાર્યા હતા. તેથી ગોપાળાનંદ સ્વામી પણ સંઘ સાથે ત્યાં પધાર્યા. સ્વામી આવ્યા છે એવું સાંભળીને ભગવાન શ્રીહરિ એકદમ ઉતાવળથી સ્વામી અને તેની સાથે આવેલા બાળવિપ્રને સત્કારવા તત્કાળ કિનારા પર આવ્યા. ભગવાન શ્રીહરિ, સ્વામી તથા બાળ ગંગાશંકરને ભાવથી ભેટ્યા. ગંગાશંકરની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. તેમનું શરીર રોમાંચિત થઈ ગયું. થોડીવાર તે આનંદના મહાસાગરમાં ખોવાઈ ગયા. પછી ભગવાન શ્રીહરિના દર્શનથી અતિ પ્રસન્ન થયેલા એવા સ્વામીશ્રી, સંતો અને તે વિપ્રનું સ્વાગત કરી મહારાજે ખૂબ **પ્રશંસા** કરી. પછી સહુને સાથે લઈ પુનઃ ઉન્મતગંગામાં સ્નાન કરવા ગયા. મહારાજે આવેલા સહુ સંતો સાથે તે બાળકના મસ્તક ઉપર ખોબે ખોબે પાણી

રેડી ખૂબ જ **સ્નાન** કરાવ્યું. પછી ગંગાશંકરના હાથનું કાંડું ઝાલીને ભગવાન શ્રીહરિ જળથી બહાર નીકળ્યા. કિનારે આવી કોરાં વસ્ત્રો પહેર્યાં. સુંદર ફૂલહારાદિ ધારણ કર્યાં.

પછી સેવકોએ તૈયાર કરેલ સુંદર ગાદી ઉપર ભગવાન શ્રીહરિ બેઠા. સંતો-ભક્તોની સભા ભરાણી. તે જ સમયે હરિઈચ્છાથી ગંગાશંકરને ફરીવાર પૂર્વજન્મનું જ્ઞાન થઈ આવ્યું. તેથી અતિ હર્ષાયમાન થયેલા તેમની આંખોમાંથી આંસુની ધારા વહેવા લાગી. અતિ કૃતાર્થ થયેલા તે રડતા હૃદયે બોલ્યા, 'હે નાથ ! જેને એક જ વાર આપનાં દર્શન થાય તેને ફરીવાર સંસારમાં ભટકવું પડતું નથી. આપ તો સર્વથી પર અક્ષરના પણ અધિપતિ છો. પરાત્પર છો. સ્મરણીય મૂર્તિ છો. ભવ-બ્રહ્માદિક દેવો અને મોટા ઈશ્વરો પણ હંમેશાં આપની પ્રાર્થના કરે છે. એવા પ્રગટ પુરુષોત્તમ નારાયણ આપને હું પ્રણામ કરું છું. આપ મનુષ્ય જેવા દેખાઓ છો છતાં અનંત ભુવનના નાથ છો. હું આપને શરણે છું. આપ મને ભાગવતી દીક્ષા આપો અને સદા આપને શરણે રાખો.'

આવા તે વિપ્ર ગંગાશંકરનાં વચન સાંભળી ભગવાન શ્રીહરિએ તેમને પોતાની પાસે બોલાવ્યા. મસ્તક પર હાથ મૂકી **અભયદાન** આપ્યું અને કહ્યું, 'તમો પૂર્વજન્મથી અમારા જ છો. હજી તમારો વિદ્યાભ્યાસ ચાલું છે. માટે આ રઘુવીરજી તમોને ભાગવતી દીક્ષા આપશે અને અચિંત્યાનંદ એવું નામ રાખશે. અને તમો અમારા સર્વોપરિ મહિમાનું ગાન કરતા સદ્‌ગ્રંથો રચવામાં ખૂબ જ નિપુણ થશો.' આ રીતે તેમની ખૂબ જ પ્રશંસા કરી રૂડા આશીર્વાદ આપ્યા અને કહ્યું, 'આપણે જ્યાં સ્નાન કર્યું છે એવો આ ઘેલા નદીનો ઘાટ ભવિષ્યમાં **'અચિંત્યાનંદ ઘાટ'** તરીકે પ્રસિદ્ધ થશે. અહીં પ્રભાસ નામનું તીર્થ રહ્યું છે તેના અધિષ્ઠાતા દેવ પુત્રદ ભગવાન છે. જે કોઈ ભવિષ્યમાં અહીં આવશે, હરિજયંતીનું વ્રત કરશે અને આ તીર્થમાં સ્નાન કરશે તેમને ગુણિયલ પુત્રોની પ્રાપ્તિ થશે.' આ રીતે ન શ્રીહરિએ **ભવિષ્યવાણી** ભાખી રૂડા આશીર્વાદ આપી ગંગાશંકરને **કૃતાર્થ** કર્યા.

જ્યારે વિહારીલાલજી મહારાજ ગાદીએ બેઠા ત્યારે પણ ભગવાન શ્રીહરિને મળેલા મોટા સંતોને અને બ્રહ્મચારીઓને બોલાવીને કહ્યું હતું :

**બોલ્યા આચાર્ય લાલવિહારી, સુણો સદ્‌ગુરુઓ સુવિચારી; અહો અદ્‌ભુતાનંદ મુનીંદ, ભૂમાનંદ ને વિજ્ઞાનાનંદ.**
**શ્વેતવૈકુંઠાનંદ સુજાણ, સાધુ નિષ્કામાનંદ પ્રમાણ; આનંદાનંદજી બ્રહ્મચારી, અચિંત્યાનંદજી અવિકારી.**
**છોજી પ્રગટ પ્રભુને મળેલા, શ્રીજી તમ શિર અઢળ ઢળેલા; વળી શ્રીજી તણો અભિપ્રાય, તે તો જાણો તમે મુનિરાય.**
**તમે સદ્‌ગુરુ છો મુખ્ય સાત, જેમ ઋષિયોમાં સાત વિખ્યાત; કામ સોંપું છું તમને આ કાળ, આખા સતસંગની લ્યો સંભાળ.**

વળી, વિહારીલાલજી મહારાજને માણેજના મૂળજીભાઈ પટેલે પ્રગટ પ્રભુનાં ચરિત્રો પૂછ્યાં ત્યારે તેઓ કહે છે, 'જેમ પ્રતાપસિંહ રાજાને સુવ્રત મુનિએ લીલા કહી હતી તેમ અચિંત્યાનંદ આદિક બ્રહ્મચારીએ મને જે વાત કહી છે તે હું તમને કહું છું. કેમ જે, તેઓ પ્રગટ ભગવાનને મળેલા હતા.'

### ➠ ગૃહત્યાગ :

ગંગાશંકર કુશાગ્ર બુદ્ધિવાળા હોવાથી થોડા જ સમયમાં ઘણા વિષયોનું અધ્યયન તેમણે પૂરું કર્યું. પછી પિતાની પાસે પાછા ત્રણોલ આવ્યા. પિતાશ્રીએ પણ પોતા પાસે રહેલી વિદ્યા સુપાત્ર એવા નિજ પુત્રને ભણાવી. ગંગાશંકર ભણી-ગણી સોળ વર્ષની ઉંમરે તો વિદ્વાન થઈ ગયા. પછી પુત્રની વિદ્વત્તા અને કથાની શૈલીની પરીક્ષા કરવા દુર્લભરામ ભટ્ટ તેમને એક વાર ડાકોર પોતાની સાથે લઈ ગયા. અને તે દિવસે પોતાને સ્થાને ભાગવતની **કથા** વાંચવાની ગંગાશંકરને **આજ્ઞા** કરી.

ત્યારે તેમની સોળેક વર્ષની ઉંમર હતી. કૃષદેહ, ગૌરવર્ણ, ઉન્નત અને તેજસ્વી ભાલપ્રદેશ, મરોડદાર ભ્રકુટિ અને સ્મિત વેરતું વદન સહુને પ્રભાવિત કરતું હતું. ગંગાશંકર જ્યારે કથા વાંચવા વ્યાસાસન ઉપર બેઠા ત્યારે શ્રોતાજનોનાં હૃદયમાં **પુરાણનિષ્ણાત** પૌરાણિકની છાપ પડી ગઈ. કથાનું પાનું તો હજી હાથમાં લીધું ન હતું. કેડ સુધી લાંબા કાળા ભમ્મર જેવા વાળને બાંધી ગંગાશંકરે જ્યારે મંગળાચરણના શ્લોકનું ઉચ્ચારણ કર્યું, ત્યારે જાણે તેમના કંઠમાંથી અમૃતનો સ્રોત વરસતો હોય તેમ સહુ શ્રોતાઓને **અનુભવ** થયો.

ધીરે ધીરે કથાપ્રવાહ આગળ વધતો ગયો તેમ તેમ પ્રસંગોચિત શબ્દાલંકાર, અર્થાલંકાર, સાહિત્યના શ્લોકો તથા સમયોચિત દૃષ્ટાંતોથી શ્રોતાઓને **મંત્રમુગ્ધ** કરી દીધા. કથાની સમાપ્તિ થઈ ત્યારે મુક્તકંઠે **શ્રોતાવર્ગ** તેમની પ્રશંસા કરવા લાગ્યા. પિતા **દુર્લભરામ** પણ પુત્રની વિવિધ રસમાધુર્યભરી વાણીથી **પ્રસન્ન** થયા. ગંગાશંકરનો મધુરકંઠ તો પરમાત્માની અનુપમ બક્ષિસ હતી. તેઓ જ્યારે શ્લોકો બોલતા ત્યારે જાણે કંઠમાંથી અમૃત ઝરતું હોય તેવી મીઠાશ સર્વત્ર પ્રસરતી. કવિશ્રીની આવી મધુરતાથી, સાદાઈથી, વિદ્વત્તાથી અને સાધુ સ્વભાવથી તેમને ત્યાં લક્ષ્મીજી અને સરસ્વતીજી બંનેનો સારો **સુમેળ** થયો હતો.

યોગ્ય ઉંમર થતા દુર્લભરામે પોતાના બંને પુત્ર સંતોકરામ અને ગંગાશંકરના લાડકોડથી લગ્ન કર્યાં. તેમાં સંતોકરામ સંસારમાં જોડાયા. તેમને મૂળજી ભટ્ટ નામે પુત્ર થયા હતા. જ્યારે ગંગાશંકરે તો પરણ્યા પછી તરત જ તેમના માતપિતાને કહ્યું કે, 'મારા લગ્નનો મનોરથ તમે પૂર્ણ કર્યો, હવે હું મારા આત્માને પરમેશ્વર સાથે પરણાવવા માગું છું.' એમ કહી પરણેતરના પ્રથમ દિવસથી જ તેમણે આજીવન બ્રહ્મચર્ય પાળવાનો દઢ નિર્ધાર કર્યો. પત્નીના મનને રાજી રાખવા ગંગાશંકર નશ્વર દેહના નાશંવત સંબંધનો વિચાર કરી, ધીરજ રાખી તેમની સાથે થોડો સમય ગૃહસ્થાશ્રમમાં રહ્યા. વીજળી કે શરદઋતુનાં વાદળાં જેમ અસ્થિર છે તેમ જ આ શરીર પણ અસ્થિર છે. કાળના એક ઝપાટે દેહ અને દુનિયાનો નાશ થઈ જાય છે, પ્રાપ્તિ અપ્રાપ્તિમાં ફરી જાય છે. આ વિચારથી ગંગાશંકરને ક્ષણભંગુર દેહમાં રહેલા અજર-અમર આત્મસ્વરૂપનો વિચાર દઢ થયો. પછી આત્માને અખંડ પરમાત્માની સેવામાં સમર્પિત કરવા એ જ વિદ્યાનું અને મનુષ્યદેહનું સાર્થકપણું છે. એવો **સુદઢ નિશ્ચય** કર્યો.

આ નિશ્ચયના પરિપાકરૂપે તેમણે એકાએક **નિર્ણય** કરી લીધો કે, 'હવે આત્મા અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન સિદ્ધ કરવું છે. દેહથી જુદા આત્મરૂપ થઈ પરમાત્માનું સાંનિધ્ય સેવવું છે. આ એક દેહ સર્વાવતારી ભગવાન શ્રી સ્વામિનારાયણને સેવામાં સમર્પણ કરવો છે. જેમણે મને ગઢપુરમાં પૂર્વજન્મનું જ્ઞાન કરાવ્યું હતું અને આશીર્વાદ આપ્યા હતા તે કાર્ય કરવાનો સમય મારે આવી ચૂક્યો છે. માતપિતાને મને પરણાવવાનો કોડ હતો તે મેં પૂરો કર્યો. હવે મારા આત્માને પુરુષોત્તમનારાયણને પરણાવવાનો મારો કોડ હું સિદ્ધ કરું.'

નવયુવાન ગંગાશંકર આવા વિચારો કરતા હતા, ત્યાં એકાએક તેમનું બારણું ખખડ્યું, તેઓ વિચારમગ્ન સ્થિતિમાંથી બહાર આવ્યા. અને બારણું ઉઘાડ્યું. સામે તેમના ત્રણ મિત્રો ઊભા હતા. મિત્રોનો સત્કાર કરી તેમને અંદર બોલાવ્યા. પછી ગંગાશંકરે મિત્રોને આગમનનું કારણ પૂછ્યું. ત્યારે ત્રણે મિત્રોએ કહ્યું, 'આવતી કાલે જ અમારે વિશેષ અભ્યાસ માટે કાશી જવા ઇચ્છા છે; જો તમે સાથે આવો તો સારું.' પોતાના આંતરિક વિચારને કાંઈક મળતો જ આ વિચાર છે અને આ બહાને ગૃહત્યાગનો મોકો છે. તેવો વિચાર કરીને ગંગાશંકરે તરત જ સંમતિ આપી. બીજે દિવસે વહેલી સવારે ગામને પાદર શિવાલયમાં તેમણે મળવાનું નક્કી કરી સહુ છૂટા પડ્યા.

ગંગાશંકરે પણ કાશીએ વિદ્યાભ્યાસ કરવા જવા માટે માતપિતા તથા પત્ની પાસેથી રજા મેળવી. પરંતુ ભગવત્પ્રાપ્તિ માટે ગૃહત્યાગ કરવાનો અંતરમાં દઢ ઠેરાવ કર્યો હતો. બીજે દિવસે વહેલી સવારે ગૃહત્યાગ કરી ગંગાશંકર મિત્રોની વાટ જોતા શિવાલયમાં ગયા. 'જગતઃ પિતરૌ વન્દે પાર્વતીપરમેશ્વરૌ' એ રીતે આ શુભ કાર્યમાં જગતના પિતા શિવજી અને પાર્વતીજીને વંદન કર્યું. પછી ગંગાશંકર પોતાના ભાવિના વિચારમાં તલ્લીન બની ગયા હતા. ત્યાં ત્રણે મિત્રો આવ્યા. તેમણે નક્કી કર્યું કે, વડતાલધામે જઈ શ્રીલક્ષ્મીનારાયણ દેવ તથા શ્રીહરિકૃષ્ણ મહારાજનાં દર્શન કરીને પછી કાશી જવું. આ રીતે ૨૧ વર્ષની વયે સંવત્ ૧૯૦૦માં અક્ષરાધિપતિ શ્રીહરિનો આનંદ માણવા ગંગાશંકરે **ગૃહત્યાગ** કર્યો.

### ➠ વડતાલમાં આગમન :

વડતાલ આવી શ્રીહરિકૃષ્ણ મહારાજ તથા લક્ષ્મીનારાયણ આદિ દેવોનાં દર્શન કર્યાં. ત્યાંના અત્યંત પવિત્ર વાતાવરણથી તેમના અંતરમાં ખૂબ શાંતિ થઈ ગઈ. મંદિરે દર્શન કરીને સાધુની ધર્મશાળામાં યોગીરાજ ગોપાળાનંદ સ્વામીના દર્શને ગયા. સ્વામીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. સર્વજ્ઞ સ્વામી તો તેમને જોઈને બહુ જ રાજી થયા અને પોતાની સન્મુખ બેસાડ્યા. પછી પ્રેમથી તેમની તરફ જોઈ પૂછ્યું, 'ગંગાશંકર ! અચાનક ક્યાં જવા નીકળ્યા છો ?'

ત્યારે તે કહે, 'આ મારા મિત્રો સાથે હું કાશી વધુ વિદ્યાભ્યાસ માટે જાઉં છું. અહીં તો ફક્ત પંચકાવ્ય અને શ્રીમદ્ભાગવત તથા વ્યાકરણનો અભ્યાસ પેટલાદ સંસ્કૃત પાઠશાળામાં તથા મારા પિતા પાસે કર્યો છે.' ગંગાશંકરની વાણીમાં અમૃતની મીઠાશ હતી. પછી સ્વામીએ ધીરે રહીને પૂછ્યું, 'માઘ ભણ્યા છો ?' ત્યારે ગંગાશંકરે હા કહી અને વિશેષ જણાવતાં કહ્યું કે, **"माघे सन्ति त्रयो गुणाः'** માઘમાં કાલીદાસની ઉપમા, ભારવિનું અર્થગૌરવ અને દંડીનું પદલાલિત્ય આ ત્રણ ગુણ છે.' એટલું કહીને વળી બોલ્યા કે, **'अध्येति माघं स भवेद् व्याघ्रः'** જે માઘનું કાવ્ય ભણે તે સાહિત્ય ક્ષેત્રમાં સિંહ સમાન થાય છે. એવી પણ માઘની પ્રશસ્તિ ગણાય છે.

યુવાન ગંગાશંકરની આ વાત સાંભળી સ્વામીશ્રી રાજી થયા. જેમ ઝવેરી હીરાને પારખે તેમ ગોપાળાનંદ સ્વામીએ પોતાની સર્વજ્ઞતાથી આ હીરાને પારખી લીધો. સ્વામી મનમાં વિચારે છે કે, 'ગંગાશંકર કાશીમાં નહિ પરંતુ વડતાલમાં જ રહીને વિશેષ વિદ્યાભ્યાસ કરે તો સારું.' આમ, વિચારી યુવાન ગંગાશંકર સામે પ્રેમભરી દૃષ્ટિથી જોયું. તે સમયે ગંગાશંકર શ્લોક બોલ્યા, **'आकारसदृशप्रज्ञः प्रज्ञया सदृशागमः । आगमैः सदृशारम्भ आरम्भसदृशोद्यमः ॥'** અર્થાત્ 'આકાર પ્રમાણે જ તેની પ્રજ્ઞા છે, પ્રજ્ઞા પ્રમાણે જ તેની કાર્ય સાધવાની તમન્ના છે; અને તેનાં કાર્યોની સિદ્ધિ પણ તેની આ તમન્નાને લીધે જ તદનુસારી છે.''

કવિવર માઘના ગુણોની **ઉપમા** વર્ણવતા 'રઘુવંશ'ના આ **શ્લોક**ને સાંભળીને પંડિતવર્ય શ્રી નિત્યાનંદ સ્વામીને પણ આ યુવાન વિદ્યાર્થીનું આકર્ષણ થયું. તેમણે તેમના આસનેથી પૂછ્યું, ' સ્વામી ! આ સુંદર શ્લોક કોણ બોલે છે ? એ વિદ્યાર્થીને મારા આસને મોકલો.' એટલે ગોપાળાનંદ સ્વામીએ તે સર્વેને નિત્યાનંદ સ્વામીના આસને જવા આજ્ઞા કરી. ગંગાશંકર પોતાના મિત્રોને લઈ નિત્યાનંદ સ્વામી પાસે આવ્યા. નિત્યાનંદ સ્વામીને સાષ્ટાંગ દંડવત્ કરી, પગે લાગી તેમની સન્મુખ હાથ જોડીને બેઠા. પછી સ્વામીએ પૂછ્યું, 'હમણાં તમો શ્લોક બોલતા હતા ?' ત્યારે તેમણે કહ્યું, 'હા સ્વામી !' એટલે સ્વામીએ કહ્યું, 'એ શ્લોક ફરી બોલો.' તેથી ગંગાશંકર તે શ્લોક બોલ્યા. પછી સ્વામીએ માઘનો બીજો શ્લોક બોલવા કહ્યું. એટલે માઘનો બીજો શ્લોક ગંગાશંકર બોલ્યા. નિત્યાનંદ સ્વામી તે સાંભળી અત્યંત રાજી થયા.

પછી પોતાના શિષ્ય ભગવદાનંદ સ્વામી સાથે તેમને **શાસ્ત્રચર્ચા** કરવા કહ્યું. એટલે ગંગાશંકર અને ભગવદાનંદ સ્વામીનો શાસ્ત્રાર્થ થયો. નિત્યાનંદ સ્વામી પણ યુવાન ગંગાશંકરનું બુદ્ધિચાતુર્ય જોઈ અત્યંત પ્રસન્ન થયા. પછી સ્વામીએ તેને પૂછ્યું, 'તમે શું ભણો છો ?' ત્યારે તેમણે કહ્યું, 'નૈષધકાવ્ય, માઘકાવ્ય, કિરાતાર્જુનીય કાવ્ય, રઘુવંશ ઈત્યાદિક કાવ્યશાસ્ત્રોનો **અભ્યાસ** કર્યો છે.'

પછી નિત્યાનંદ સ્વામીએ કહ્યું, 'એક-એક અક્ષરમાંથી **અનેક અર્થો** નીકળતા હોય એવા પદલાલિત્યયુક્ત માઘકાવ્યના શ્લોક બોલો.' ત્યારે ગંગાશંકરે તે શ્લોક બોલી તેના બાર બાર અર્થ કર્યા. લોભીને ધન મળે કે વાંજિયાને પુત્ર મળે અને જે આનંદ તેમને થાય તેવો જ **આનંદ** નિત્યાનંદ સ્વામીને મુમુક્ષુ ગંગાશંકરને જોઈને થયો.

પછી નિત્યાનંદ સ્વામીએ તેમના પાર્ષદ હકાભગતને કહ્યું, 'આ સાઠ કેળાંની લૂમ છે તેને સુધારીને તેમાં ઘી તથા ખાંડ નાખી અહીં લાવો, એટલે આ વિદ્યાર્થીઓને ફળાહાર કરાવીએ.' પછી કેળાં સુધારી તેમાં ઘી-ખાંડ નાંખી હકાભગત ત્યાં લઈ આવ્યા. પછી નિત્યાનંદ સ્વામીએ અતિ વહાલથી ગંગાશંકર વગેરે વિદ્યાર્થીઓને સારી રીતે ફળાહાર કરાવ્યું. પછી સ્વામીએ શૂન્યાતીતાનંદ સ્વામીને બોલાવીને કહ્યું, 'બ્રહ્મચારીના ભંડારે લઈ જઈ આ વિદ્યાર્થીઓને ઠાકોરજીનો મિષ્ટ પ્રસાદ જમાડજો.' એટલે શૂન્યાતીતાનંદ સ્વામીએ તે પ્રમાણે બ્રહ્મચારીના ભંડારમાં લઈ જઈ તેમને પ્રેમથી જમાડ્યા.

જમીને તેઓ ગોપાળાનંદ સ્વામીને આસને પાછા આવ્યા. ત્યારે ગોપાળાનંદ સ્વામીએ રમૂજ કરતાં તેમને કહ્યું, 'તમો દરેકે કેટલા કેટલા મોદક ખાધા તે કહી દઉં ?' ત્યારે તે વિદ્યાર્થીઓને થોડું આશ્ચર્ય થયું. પાછો વિચાર આવ્યો કે, કદાચ કોઈએ આવીને સ્વામીશ્રીને કહી દીધું હશે, નહિ તો સ્વામી આ કેવી રીતે જાણે ? તેમના આ વિચારને જાણીને સર્વજ્ઞ ગોપાળાનંદ સ્વામીએ તેમને કહ્યું, 'મને કોઈએ આવીને કહ્યું નથી. છતાં ધારો કે અહીંની વાત કોઈ કહી ગયું હોય તોપણ તમો અહીં આવતાં માર્ગમાં કૂવાના થાળામાં બેસીને વિચાર કરતા હતા કે, 'મંદિરમાં આપણને કોઈ જમાડશે કે નહિ ? બોલો આ વાત સાચી ?' આવી સ્વામીની અંતર્યામીશક્તિ જોઈ સર્વે વિદ્યાર્થીઓના આશ્ચર્યનો પાર ન રહ્યો. પછી સ્વામીએ કહ્યું, 'તમારો સંકલ્પ સત્ય થયો છે અને શ્રીહરિજીની કૃપાથી અખિલ બ્રહ્માંડમાં શું શું બને છે તે હું મારી જમણી હથેળીમાં રાખેલું જળનું ટીપું દેખાય તેમ જોઈ રહ્યો છું. છતાં તમો કહો તો તમારા મનમાં જે વિચારો ચાલી રહ્યા છે તે તમામ કહી દઉં.' એમ કહી સ્વામીએ તે સર્વેના વિચારો ક્રમશઃ કહી દીધા.

પછી સ્વામીએ ગંગાશંકર ઉપર **કરુણાદૃષ્ટિ** રેલાવતાં કહ્યું, 'કાશીમાં અભ્યાસ કરવા જાઓ છો પણ ત્યાં સાંઢ બનેલા શુષ્ક વેદાંતીઓ અને અધઃપતન પામેલી વિધવા સ્ત્રીઓનું જોર છે. તેથી શુદ્ધ જીવન જીવવું મુશ્કેલ છે. જો અહીં રહીને અભ્યાસ કરો તો અમે સર્વે વ્યવસ્થા કરી આપીએ.' સ્વામીની આ **આજ્ઞા** અધઃપતનના ભય સહિત, પૂર્વના મુક્તાત્મા ગંગાશંકરના જીવમાં ઊતરી ગઈ. તેમણે મનોમન નિર્ણય કરી લીધો અને બીજા જ દિવસથી ગોપાળાનંદ સ્વામી પાસે વડતાલમાં જ વિદ્યાભ્યાસ શરૂ કરી દીધો. થોડા દિવસો બાદ ગંગાશંકરના મિત્રો મૂંઝાવા લાગ્યા. તેમણે ગંગાશંકરને કાશીએ સાથે આવવા કહ્યું.

ત્યારે ગંગાશંકરે કહ્યું, 'જેમની જિહ્વાના અગ્ર ભાગમાં સ્વામિનારાયણ નામ વસ્યું છે ત્યાં જ ગંગા, કાશી, કેદાર, પ્રયાગ, પુષ્કર વગેરે **કરોડો તીર્થો** વસ્યાં છે. માટે હવે શા સારુ કાશી જવું જોઈએ ? મારે તો અહીં રહેવાનો વિચાર છે. તમો પણ બધા મારી સાથે અહીં જ રહો એવી મારી ઈચ્છા છે. કારણ કે સદ્.ગોપાળાનંદ સ્વામી જેવા સમર્થ સંતની છત્રછાયામાં તમામ વિદ્યાની સિદ્ધિ સાથે ત્રિવિધ તાપથી મુક્તિ મળશે. મને તો તેમના સમાગમથી **શાશ્વત શાંતિ** મળી ગઈ છે.' ગંગાશંકરના આ વિચારો તેના મિત્રોને રુચ્યા નહીં. તેથી ગંગાશંકરે તેમને શુભેચ્છાઓ સાથે કાશી જવા રજા આપી.

### ➠ સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી સાથે ગંગાશંકર :

ગંગાશંકરને ગોપાળાનંદ સ્વામીનાં દર્શન અને સમાગમથી શાશ્વત શાંતિનો અનુભવ થયો હતો. સ્વામીશ્રીના સાંનિધ્યનું સેવન કરવાથી તેમની વૃત્તિઓ આપોઆપ બ્રહ્માકાર થવા લાગી. એક વખત તેઓ સ્વામીશ્રી પાસે બેઠા હતા. ત્યારે સ્વામીએ

તેમની સામે કરુણામય દૃષ્ટિથી જોઈ કહ્યું, 'ગંગાશંકર ! હવે આ સ્વાંગ ક્યાં સુધી રાખવો છે ? હવે તો દીક્ષા લઈ સફેદ વસ્ત્રધારી પાર્ષદ બનો અને ભગવાન શ્રીહરિની સેવામાં તન-મન સમર્પણ કરો. કેમ જે, શ્રીહરિને અંતરમાં પ્રગટ કરવા હોય તો તપ, નિવૃત્તિ ધર્મ અને વૈરાગ્ય આ ત્રણ સાધનો અવશ્ય કરવાં પડશે.' સ્વામીશ્રીનું આ વચન સાંભળી ગંગાશંકર તરત જ ગૃહસ્થના સ્વાંગનો ત્યાગ કરી **પાર્ષદ** થયા.

પછી તે જ વખતે નિત્યાનંદ સ્વામીના સેવકે આવી કહ્યું 'આ નવા પાર્ષદને સ્વામી બોલાવે છે.' તેથી ગંગાશંકર ભગત નિત્યાનંદ સ્વામીના આસને આવ્યા. અને સ્વામીને સાષ્ટાંગ દંડવત્ કરી પગે લાગી બેઠા. તે વખતે નિત્યાનંદ સ્વામી તેમના શિષ્યવૃંદને શ્રીમદ્‌ભાગવત ભણાવતા હતા. તેથી સ્વામીએ પાર્ષદ ગંગાશંકર ભગતને પૂછ્યું, 'તમે ભાગવત ભણ્યા છો ?' એટલે ગંગાશંકર ભગતે હાથ જોડી કહ્યું, 'હા, સ્વામીજી આપની કૃપાથી કાવ્ય, ભાગવત વગેરે ભણ્યો છું.' એટલે સ્વામીએ તેમને ભાગવતમાંથી કેટલાક **કૂટ પ્રશ્નો** પૂછ્યા. તે તમામ પ્રશ્નોના પાર્ષદ ગંગાશંકર ભગતે સુંદર **ઉત્તર** આપ્યા. તે સાંભળી નિત્યાનંદ સ્વામી તેમના ઉપર અત્યંત પ્રસન્ન થયા.

એક વખત **ગંગાશંકર ભગત** ગોપાળાનંદ સ્વામી સાથે શુકાનંદમુનિ પાસે ગયા. શુકાનંદમુનિએ આ વિદ્યાર્થીની તેજસ્વિતાની ખૂબ પ્રશંસા સાંભળી હતી. તેથી તેમણે સુંદર કાવ્ય સંભળાવવાનું કહ્યું. એટલે ગંગાશંકર ભગતે ભાગવતનો એક શ્લોક સંભળાવ્યો. ત્યારે તેમની અત્યંત મીઠી વાણી સાંભળી શુકમુનિ ખૂબ જ પ્રસન્ન થયા અને 'ખરેખર સંપ્રદાયને આ એક અમૂલ્ય રત્ન સાંપડ્યું છે.' એમ જાણી ગંગાશંકર ભગતને રૂડા **આશીર્વાદ** આપ્યા.

પછી ગોપાળાનંદ સ્વામીએ પાર્ષદ ગંગાશંકર ભગતની અથેતિ **ઓળખાણ** આપતાં કહ્યું, ' સ્વામી ! વ્યક્તિએ મહાન બનવા અને જીવન વિકસાવવા માટે **ત્રણ ગુણો** અવશ્ય કેળવવા જોઈએ. (૧) **તેજસ્વિતા** કહેતાં લક્ષસિદ્ધ ન થાય ત્યાં સુધી શૂરતાપૂર્વક દૃઢ મનોબળ સાથે ટકી રહેવું. (૨) **તપસ્વિતા** કહેતાં સંયમ. આધ્યાત્મિક માર્ગે આગળ ચાલતા કામ- ક્રોધ, અહં-આસક્તિ આદિ દોષો પ્રવેશી ન જાય તેવી જાગૃતિ. અને (૩) **તત્પરતા** કહેતાં જે વેગથી ગંગા સાગરને મળે છે તે રીતે હાથમાં લીધેલા કાર્યને સિદ્ધ કરવાની ત્વરા-સાવધાની. હરિકૃપાથી આ ત્રણેય ગુણો ગંગાશંકરમાં સહજપણે રહ્યા છે.

### ➠ ગંગાશંકર શાસ્ત્રીને અલૌકિક દર્શન :

આ જ અરસામાં ગંગાશંકર ભગતના કેટલાક સંબંધીઓને જાણ થઈ કે, તેમણે ત્યાગીની દીક્ષા લીધી છે. તેથી તેઓ તેમને ઘેર પાછા લઈ જવા માટે વડતાલ આવ્યા હતા. તેમને જોઈને ગંગાશંકર ભગતને થયું કે, 'હવે જરૂર ઉપાધિ થશે અને ઘેર જવું પડશે.' તેથી તેમણે ગોપાળાનંદ સ્વામીને કહ્યું, 'આ સંબંધીઓ કદાચ ઉપાધિ કરશે, માટે મને આપ અહીંથી બીજે સ્થાને મોકલી દ્યો.' ગોપાળાનંદ સ્વામી તેમના તીવ્ર વૈરાગ્યની પરાકાષ્ઠા જાણતા હતા. તેથી સ્વામીએ સભામાં સંબંધીઓની હાજરીમાં તેમને વાતો કરવાનું કહ્યું.

ગુરુઆજ્ઞાથી ગંગાશંકર ભગતે સભામાં કેટલીક વૈરાગ્યસભર વાતો કરી. તે સાંભળી ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી અને રઘુવીરજી મહારાજ પણ પ્રસન્ન થયા. પછી જ્યારે સભા પૂરી થઈ ત્યારે સાધુઓનાં દર્શન કરવા ગયા. સર્વ સાધુને પગે લાગી પછી જૂનાગઢના સાધુ મેડે ઊતર્યા હતા ત્યાં દર્શને ગયા. તે સમે ગુણાતીતાનંદ સ્વામીને પગે લાગી ત્યાં ઘડીક બેઠા. ત્યારે સ્વામીએ પૂછ્યું કે, 'તમે બ્રહ્મચારી થશો ?' ત્યારે ગંગાશંકર ભગતે કહ્યું કે, 'હું હજી ભણું છું. નાનપણથી જ મારા લગ્ન થઈ ગયા છે.' તે સાંભળી સ્વામી બોલ્યા કે, 'જ્યારે તમોને કામ પડે ત્યારે ભગવાન શ્રીહરિ અને ગોપાળાનંદ સ્વામીને સંભારજો, તે તમારી રક્ષા કરશે.' આ શબ્દો તેમના અંતરમાં આરપાર ઊતરી ગયા. તેવા તે વિશ્વાસુ અને સંતપ્રેમી હતા.

પછી ગંગાશંકર ભગત કહે, 'ઠીક, સ્વામી !' પછી બે દિવસ સંબંધીઓ રોકાયા. ત્રીજે દિવસે ગંગાશંકર ભગતને આગ્રહપૂર્વક તેમના સંબંધીઓ તેમને પોતાને ઘેર **ત્રણોલ** પાછા લઈ ગયા. ત્યાં એક દિવસ રાત્રિએ અગિયાર વાગે સત્સંગનો લાભ લઈ ગંગાશંકર પોતાના ઘર તરફ આવતા હતા. ત્યાં લૂંટારાઓ સામા મળ્યા. ગંગાશંકર ભગત તેઓને ઓળખી ગયા હતા. તેથી તેમણે ભગતને કહ્યું કે, 'જો કોઈને વાત કરી તો બંદૂક દાબતા આટલી જ વાર છે.' તેથી ભય પામી વિચારમાં પડી ગયા ત્યાં ગુણાતીતાનંદ સ્વામીના શબ્દો સાંભર્યા.

તેથી તરત જ ભગત શ્રીહરિ અને ગોપાળાનંદ સ્વામીને યાદ કર્યા એટલે ક્ષણભરમાં શ્રીહરિ સાથે સ્વામી ત્યાં દિવ્યરૂપે પ્રગટ થયા. અને અમૃતમય દૃષ્ટિથી ગંગાશંકર ભગત સામું જોયું. લૂંટારાઓને ભગવાન શ્રીહરિ કાળરૂપે દેખાયા, તેથી તેઓ ભય પામી ભાગી ગયા. શ્રીહરિ અને સ્વામીની કૃપાથી ગંગાશંકરજીની તરત જ નિરાવરણ દૃષ્ટિ થઈ ગઈ. તેથી તેમને સર્વે જીવોનાં પુણ્ય-પાપ દેખાવા લાગ્યાં. તે જોઈ તેઓ એકદમ ઉદાસ થઈ ગયા. પછી ગોપાળાનંદ સ્વામીએ યોગશક્તિથી તેમનો જમણો હાથ

ઝાલી ગંગાશંકરજીને એકદમ વડતાલના સીમાડામાં મૂકી દીધા. ત્યાં સ્વામીએ ઘણી જ્ઞાન, વૈરાગ્યની વાતો કરી. તેથી ગંગાશંકર ભગતે શાંત થઈ સ્વામીને કહ્યું કે, 'હવે મારે ગૃહસ્થાશ્રમમાં રહેવું નથી, આપ કૃપા કરો.'

ત્યારે સ્વામી કહે, 'તમે કોઈ વાતે મૂંઝાતા નહીં. ભગવાન શ્રીહરિની કૃપાથી રજોગુણ, તમોગુણના વેગ અમે તમારામાં નહીં આવવા દઈએ અને સર્વ પ્રકારે તમારી રક્ષા કરશું.' આમ કહી ભગવાન શ્રીહરિ સાથે સ્વામી અદશ્ય થઈ ગયા. આ અનુભવને વાગોળતા થકા ગંગાશંકર ભગત વહેલી સવારે વડતાલ મંદિરે પહોંચ્યા.

### ➠ ગંગાશંકર બ્રહ્મચારી થયા :

થોડા દિવસો ગોપાળાનંદ સ્વામી તથા નિત્યાનંદ સ્વામીએ તેમને વિદ્યાભ્યાસ કરાવ્યો. આ બંને સંતોના સમાગમથી ટૂંક સમયમાં જ તેમણે ભગવાન સ્વામિનારાયણની સર્વોપરિ નિષ્ઠા પાકી કરી લીધી. વળી, વડતાલ જેવા પવિત્ર ધામમાં મહાપવિત્ર સંતોના યોગથી તેમને વૈરાગ્યની દઢતા થઈ. ત્યાગાશ્રમની વિશેષતા અને ગંભીરતા સમજાણી. ધર્મનિષ્ઠા પક્વ કરી યુવા અવસ્થામાં જ તેઓ સહુના મનમાં જ્ઞાનવૃદ્ધ જેવા દેખાવા લાગ્યા. તેથી યોગ્ય સમયને વિચારીને એક દિવસ ગોપાળાનંદ સ્વામી ગંગાશંકર ભગતને રઘુવીરજી મહારાજ પાસે લઈ ગયા. સંવત્ ૧૯૦૧ વૈશાખ વદ-૬ ને સોમવારના શુભ દિવસે વડતાલમાં રઘુવીરજી મહારાજે ગંગાશંકર ભગતને **ભાગવતી દીક્ષા** આપી અને ગોપાળાનંદ સ્વામીએ **'અચિંત્યાનંદ'** એવું શુભ નામ રાખ્યું.

આ દીક્ષા પ્રસંગથી આચાર્યશ્રી પણ ખૂબ જ રાજી થયા. પછી સંબંધીઓની ફરીને ઉપાધિ ન થાય અને ભગવાન શ્રીહરિના સર્વોપરિ સ્વરૂપનું જ્ઞાન અને મહિમા અંતરમાં દઢ થાય એવા હેતુથી વડતાલ સમૈયામાં આવેલા ગુણાતીતાનંદ સ્વામી સાથે ગોપાળાનંદ સ્વામીએ તેમને જૂનાગઢ મોકલવા નક્કી કર્યું.

પછી ગોપાળાનંદ સ્વામીએ અચિંત્યાનંદજીને કહ્યું, 'તમે શ્રીજીમહારાજની પ્રસાદીની લોજભૂમિનાં દર્શન નથી કર્યાં, માટે આ ગુણાતીતાનંદ સ્વામી સાથે ત્યાં દર્શન કરી જૂનાગઢ જાઓ. ત્યાં તેમના સમાગમથી તમને ભગવાન શ્રીહરિના સર્વોપરિ જ્ઞાનની દઢતા થશે અને હવે ત્યાં કોઈ ઉપાધિ પણ નહિ થાય.' અચિંત્યાનંદજીને તો એટલું જ જોઈતું હતું. ગુણાતીતાનંદ સ્વામીના દર્શનથી જ તેમને મનોમન લાગ્યું કે ખરેખર આ સંતવર્યની સેવા-સમાગમ મારા ભાગ્યમાં ક્યાંથી હોય ?

પછી જૂનાગઢ જતી વખતે અચિંત્યાનંદજીએ ગોપાળાનંદ સ્વામીને વિનંતી કરતાં કહ્યું કે, 'હું આપની આજ્ઞાથી જૂનાગઢ જાઉં પણ ત્યાં મને વિદ્યાભ્યાસ કોણ કરાવશે ?' ત્યારે ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું કે, 'અચિંત્યાનંદ ! તમારો વિદ્યાભ્યાસ હું અટકવા નહિ દઉં. અહીં તો તમે પુરાણ અને વેદાંતનો અભ્યાસ કરો છો, પરંતુ હું ત્યાં તમોને પુરાણોની સાથે કુરાનનો પણ અભ્યાસ કરાવીશ.' તે સાંભળીને વર્ણી અચિંત્યાનંદ રાજી થયા. પછી ગોપાળાનંદ સ્વામીની આજ્ઞા મુજબ લોજ વગેરે પંચતીર્થીના દર્શન કરી તેઓ સ્વામી સાથે જૂનાગઢ આવ્યા.

### ➠ જૂનાગઢમાં સંસ્કૃત વિદ્યાભ્યાસ :

ગુણાતીતાનંદ સ્વામીએ બ્રહ્મચારી અચિંત્યાનંદજીની તેજસ્વિતા જોઈને તેમને જૂનાગઢમાં વિશુદ્ધાત્માનંદ સ્વામી પાસે ભણવાની સગવડતા કરી આપી. બ્રહ્મચારી અચિંત્યાનંદજી અને રઘુવીરચરણ સ્વામી વગેરે સંતોએ મંદિરમાં રહીને સંસ્કૃતનો સારો અભ્યાસ કર્યો.

વળી, એક વિદ્વાન મુસ્લિમ કાજી પાસે, મુસ્લિમ ધર્મગ્રંથ કુરાનનો અભ્યાસ પણ કરાવ્યો. ભગવાન શ્રીહરિની આજ્ઞાનુસાર સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામી દર વર્ષે જૂનાગઢ પધારતા. આ વર્ષે પણ જૂનાગઢ પધાર્યા ત્યારે તેમના અંતરમાં અચિંત્યાનંદના વિકાસના વિચારો રમતા હતા. જૂનાગઢ જેવું તપનું સ્થાન અને ગુણાતીતાનંદ સ્વામી જેવા ભગવાન શ્રીહરિની સર્વોપરિ નિષ્ઠાના ધારક સંતવર્યની સેવા-સમાગમથી અચિંત્યાનંદજીએ અનેક સંતોનાં હૃદયમાં સ્થાન પ્રાપ્ત થાય એવા સદ્‌ગુણો કેળવ્યા.

### ➠ ગોપાળાનંદ સ્વામીએ રોગ મટાડ્યો :

એક વખત જૂનાગઢમાં સદ્‌ગુરુ ગોપાળાનંદ સ્વામીએ બ્રહ્મચારી અચિંત્યાનંદજીને વ્યાસસૂત્રની કથા વાંચવા માટે આજ્ઞા કરી. ત્યારે અચિંત્યાનંદજીએ વિનમ્રતાથી કહ્યું કે, " સ્વામી ! મને વારે વારે લઘુશંકા કરવા જવાનું થાય છે, એટલે મારાથી એકધારી કથા થઈ શકતી નથી." ત્યારે યોગીરાજ ગોપાળાનંદ સ્વામીએ અચિંત્યાનંદ સ્વામી ઉપર કૃપાદષ્ટિ કરીને કહ્યું કે, "જાઓ ! હવે તમને એ રોગ નહિ નડે, પ્રેમથી કથા વાંચો. શ્રીજીમહારાજ તમારું તે દર્દ મટાડી દેશે."

સ્વામીનાં કૃપાવચન સાંભળીને નિશ્ચિંત બનેલા બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ પોતાની મધુર શૈલીથી વ્યાસસૂત્રની સુંદર કથા કરી અને શ્રોતાજનોને ખૂબ જ રાજી કર્યા. ગોપાળાનંદ સ્વામીના આશીર્વાદથી તેમનું તે દર્દ તરત જ નાબૂદ થઈ ગયું. મહાપુરુષના આશીર્વાદથી ગમે તેવું મોટું દુઃખ હોય તે પણ પળવારમાં દૂર થાય છે.

ગોપાળાનંદ સ્વામી તથા ગુણાતીતાનંદ સ્વામી જેવા સમર્થ સંતોના સંગથી અને આશીર્વાદથી અચિંત્યાનંદજીના અંતરમાં શ્રીજીમહારાજની સર્વોપરિ નિષ્ઠાની દ્રઢતા થઈ. અને ભગવાન શ્રીહરિનો અપરોક્ષ અનુભવ પણ થયો. પછી તો તેઓ જ્યારે મોટા સદ્‌ગુરુઓના મુખેથી ભગવાન શ્રીહરિની સર્વોપરિતાની અને સર્વાવતારીપણાની વાતો સાંભળતા ત્યારે મહારાજની મૂર્તિમાં તલ્લીન થઈ જતા અને '**अहो भाग्यम्... अहो भाग्यम्...**' એમ અંતરમાં થવા લાગતું. આ રીતે ભગવાન શ્રીહરિ અને સદ્‌ગુરુની કૃપાથી તેઓ બ્રહ્મસ્થિતિને પામ્યા.

## ➠ ગોપાળાનંદ સ્વામી સાથે જામનગર ગયા :

આ અરસામાં આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજ નિત્યાનંદ સ્વામીને તથા તેમના શિષ્ય મંડળને લઈને **જામનગર** પધાર્યા હતા. તેમણે જામનગરથી એક ખેપિયો જૂનાગઢ મોકલ્યો. ખેપિયાએ જૂનાગઢ મંદિરમાં આવી ગોપાળાનંદ સ્વામીનું નામ પૂછ્યું. તરત જ તેને ગોપાળાનંદ સ્વામીના આસને તેડી ગયા.

ખેપિયાએ સ્વામીને નિત્યાનંદ સ્વામીએ મોકલેલ **પત્ર** આપ્યો અને મોઢેથી પણ **સંદેશો** કહ્યો કે, 'આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ જામનગર પધાર્યા છે અને અચિંત્યાનંદ બ્રહ્મચારીને લઈને તમને જામનગર તેડાવ્યા છે. નિત્યાનંદ સ્વામી આદિ સંતમંડળ પણ સાથે છે.' સ્વામીએ પછી તે પત્ર ઉઘાડીને વાંચ્યો. તેમાં જણાવ્યું હતું કે, 'જામનગરના રાજપંડિત સાથે શાસ્ત્રાર્થ થવાનો સંભવ છે. માટે અચિંત્યાનંદજીને લઈને તરત જ તમો જામનગર પધારશોજી.' આ સંદેશો સાંભળી ગોપાળાનંદ સ્વામી તરત જ પોતાના શિષ્ય મંડળ તથા બ્રહ્મચારી અચિંત્યાનંદજીને લઈ **જામનગર** ગયા.

જામનગરના મંદિરમાં વ્યવસ્થિત રીતે સભાસ્થાન ગોઠવ્યું હતું. એક પછી એક મુનિઓએ સભાસ્થાનમાં આવી પોતાનું આસન લીધું. નિત્યાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી વગેરે પોતાના શિષ્યમંડળ સાથે સભામાં આવી ગયા. રાજપંડિત **કેશવજી શાસ્ત્રી** પણ પોતાના વિદ્યાર્થી વિદ્વાનો સાથે આવ્યા અને તેમના આસને બેઠા. વિદ્યાનો મદ તેમની આંખોમાં જણાતો હતો. 'સ્વામિનારાયણના સાધુ કાઠી-કોળીના ગુરુઓ શાસ્ત્રમાં શું જાણે ?' એવા મિથ્યા અભિમાનમાં તેમણે સભામાં સંસ્કૃત ભાષામાં બોલવાનું શરૂ કર્યું.

વિદ્યાના ઘેનમાં અખંડ વહેતી વાગ્ધારામાં અશુદ્ધ શબ્દ-પ્રયોગો સાંભળી અચિંત્યાનંદ સ્વામીએ વચમાં ઝંપલાવ્યું અને શાસ્ત્રીજીને કહ્યું, 'પંડિતો અશુદ્ધ શબ્દ-પ્રયોગ કરે તે યોગ્ય નથી.' આમ કહી તેમના જ શબ્દ દ્વારા તેમને પકડ્યા. તેથી શાસ્ત્રીજી આ યુવાન બ્રહ્મચારીની તીવ્ર અને સતેજ બુદ્ધિ આગળ મૂંઝાયા. ઉત્તર આપી શકાયો નહીં. પછી 'સાંજ પડી ગઈ છે, માટે આવતી કાલે સમજાવીશ.' એવું કહી તેમણે સભા વિસર્જન કરાવી દીધી. નિત્યાનંદ સ્વામી તો અચિંત્યાનંદ સ્વામીની સતેજ બુદ્ધિથી બહુ જ પ્રસન્ન થયા. તેમણે તેમના શિષ્યોને કહ્યું, 'તમે આટલા ભણનારા છો પણ કોઈને શાસ્ત્રીના શબ્દપ્રયોગની ભૂલ ન પકડાણી અને અચિંત્યાનંદ સ્વામીએ કેવી ભૂલ બતાવી ?' આ પ્રસંગથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વ્યાકરણ શાસ્ત્રની અપ્રતિમ વિદ્વત્તા સહુને જણાઈ આવી.

બીજે દિવસે પંડિત કેશવજી શાસ્ત્રી વિદ્યાના એ જ ચકચૂર મદમાં સભામાં આવ્યા, પણ આજે અચિંત્યાનંદ સ્વામીને જોઈને તેમનો મદ ઊતરી ગયો. તેમણે તરત જ કહ્યું, 'ગઈ કાલે જે બ્રહ્મચારીએ શંકા કરી હતી તેને મારી પાસે લાવો.' એટલે નિત્યાનંદ સ્વામીની આજ્ઞાથી અચિંત્યાનંદ સ્વામી સભાની મધ્યે પીઠિકા ઉપર હાજર થયા. તે સમયે અચિંત્યાનંદ સ્વામીએ કેશવજી શાસ્ત્રીના પૂછવાથી ગીર્વાણ ગિરામાં ગૂંથેલા સુંદર શબ્દપ્રયોગો સંભળાવ્યા. તે પ્રયોગો સાંભળી શાસ્ત્રીજીની આંખમાં આંસુ આવી ગયાં. તેમણે નિત્યાનંદ સ્વામીને પૂછ્યું, ' સ્વામી ! આવું રત્ન ક્યાંથી હાથ આવી ગયું ?' એટલે નિત્યાનંદ સ્વામીએ અચિંત્યાનંદજી બ્રહ્મચારીનો સંપૂર્ણ પરિચય આપ્યો.

આવી રીતે સભામાં વાત ચાલી રહી છે એટલામાં આચાર્યશ્રી તરફથી શાસ્ત્રીજીને પહેરામણી માટેની સામગ્રીનો થાળ આવ્યો. ત્યારે શાસ્ત્રીજીએ કહ્યું, 'આજની પહેરામણી તો આ યુવાન વિદ્યાર્થી અચિંત્યાનંદજીને ઘટે છે.' ત્યારે અચિંત્યાનંદ સ્વામીએ વિનયપૂર્વક હાથ જોડીને શાસ્ત્રીજીને કહ્યું, 'આચાર્ય મહારાજની ઈચ્છા છે, માટે આપ જ પહેરામણી સ્વીકારો.' શાસ્ત્રીજી અચિંત્યાનંદ સ્વામીની વિદ્વત્તા સાથેની નમ્રતા જોઈને ખૂબ પ્રસન્ન થયા અને તેમને આશીર્વાદ આપી, પહેરામણી સ્વીકારી વિદાય થયા.

સભાસદોને પણ લાગ્યું કે, પહેરામણી તો અચિંત્યાનંદ સ્વામીને જ થવી જોઈએ. પરંતુ અચિંત્યાનંદ સ્વામીના વિનયથી સહુના અંતરમાં તેમની સુંદર છાપ પડી. આ રીતે જામનગરમાં પંડિતોનો પરાજય કર્યો અને સંપ્રદાયનું ગૌરવ વધાર્યું. પછી સહુની સાથે વડતાલ પધાર્યા. પછી તો તેઓ ભગવાન તથા ગુરુકૃપાથી ગમે તેવા મહાન પંડિત સાથે શાસ્ત્રાર્થ કરવામાં કદી પરાભવ પામ્યા ન હતા.

### ➠ અચિંત્યાનંદ બ્રહ્મચારીનું સન્માન તથા હરિસંભવ કાવ્યની પ્રેરણા :

સં.૧૯૦૨ ના કાર્તિકી સમૈયામાં પૂનમને દિવસે વડતાલમાં મોટી સભા ભરાણી. તેમાં આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજે મહાન વિદ્વાન અચિંત્યાનંદ બ્રહ્મચારીનું ખૂબ જ સન્માન કર્યું. તેમને ખુરશીએ બેસાર્યા અને **કથાવાર્તા** કરવાનો **અધિકાર** આપ્યો. તે સમયે સંપ્રદાયની આ એક પ્રથા હતી. સમજુ અને પીઢ સાધુઓને સદ્‌ગુરુઓની સાંનિધ્યમાં આચાર્યશ્રી ખુરશીએ બેસારી કથાવાર્તા કરવાનો અધિકાર આપતા. પછી તે સંતો કથાવાર્તા કરતા, તેથી સહુની સમજણ એકસરખી રહેતી. તે સમયે સહુને વ્યવહાર કરતા પણ કથાવાર્તામાં વધારે રસ હતો અને કોઠારીપદ કરતા પણ આ પદ શ્રેષ્ઠ ગણાતું.

સં.૧૯૦૨માં રઘુવીરજી મહારાજે અચિંત્યાનંદ બ્રહ્મચારીને વડતાલમાં વાતો કરવાનો અધિકાર આપ્યો. તેનું વર્ણન કરતાં **વિહારીલાલજી મહારાજ** કહે છે,

**અચિંત્યાનંદજી વિદ્વાન, તેને આપ્યું સભા માંહિ માન; બેસી ખુરશીએ તેહ વાર, વાત કરવા આપ્યો અધિકાર.**
**સર્વ સદ્‌ગુરુઓ તેહ ટાણે, ગુણ તે વર્ણીના વખાણે; ગોપાળાનંદે વાણી ઉચ્ચારી, કહે કેવા છે આ બ્રહ્મચારી.**
**મુક્તાનંદ વિશે ગુણ જેવા, દીસે આ બ્રહ્મચારીમાં એવા; માટે એહને આપ્યું જે માન, તે તો છે યથાયોગ્ય નિદાન.**

આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજે આ રીતે યોગ્ય વ્યક્તિનું યોગ્ય રીતે સન્માન કર્યું, ત્યારે સર્વ સદ્‌ગુરુઓએ બ્રહ્મચારીના સદ્‌ગુણોને બિરદાવ્યા. પછી ગોપાળાનંદ સ્વામી તેના ઉપર મોરછાપ મારતા હોય તેમ કહે કે 'મહારાજશ્રી ! આ બ્રહ્મચારીમાં તો મુક્તાનંદ સ્વામી જેવા સદ્‌ગુણો છે. માટે તમે તેને જે માન આપ્યું તે ખરેખર યોગ્ય છે; તે માનને પાત્ર છે. કેમ જે, ભગવાન નશ્રીહરિએ પણ તેમના સદ્‌ગુણોને બિરદાવ્યા છે.' વળી, શ્રીહરિલીલામૃત ગ્રંથમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીના સદ્‌ગુણોનું વર્ણન કરતાં **વિહારીલાલજી મહારાજ** કહે છે :

**અચિંત્યાનંદાખ્ય, પ્રવર વરણીના ગુણ કહું; ભલા યોગાભ્યાસી, જગ થકિ ઉદાસી દિલ બહુ.**
**કર્યાં કાવ્યો કેવાં, સુખકર સુધા સાગર સમાં; સદા રાખી વૃત્તિ, પ્રગટ પ્રભુ કેરા ભજનમાં.**
**કરે વાર્તા જ્યારે અમૃતરસ ત્યારે મુખ ઝરે, વિરાગી ને ત્યાગી સકળ શ્રુતિના અર્થ ઉચરે;**
**સદાચારી સારી મતિ સુહિતકારી સહુતણી, મુખી વિદ્વાનોના સકળ મુનિયોના શિરમણી.**

(શ્રીહરિલીલામૃત : ૧/૬)

બ્રહ્મચારીને આ સમયે કથાવાર્તા કરવાનો અધિકાર આપ્યો. તેઓ જ્યારે કથાવાર્તા કરતા ત્યારે મુખેથી અમૃત ઝરતું હોય તેવું સહુને ગમતું. ગંગાના પ્રવાહની જેમ તેમના મુખમાંથી સર્વે શાસ્ત્રોનો સાર સહજ નીસરતો. તેઓ સદાચારી, ત્યાગી, વૈરાગી, મિતભાષી, મિતાહારી, સહુના હિતકારી, સર્વે પરમહંસોને માન્ય અને વિદ્વાનોમાં શિરોમણિ હતા. સદ્‌ગુણોના સાગર એવા નિત્યાનંદ સ્વામી, ગોપાળાનંદ સ્વામી, ગુણાતીતાનંદ સ્વામી અને રઘુવીજી મહારાજે આ બ્રહ્મચારીરૂપી કલ્પતરુની કદર કરી. શુભ સંસ્કારો અને પ્રેમ-હૂંફ આપી તેમનો ઉછેર કર્યો.

**પછી નિત્યાનંદે ગુણજલધિ ગોપાળમુનિયે, ગુણાતીતાનંદે રઘુવીરજી આચારજજિયે;**
**અચિંત્યાનંદાખ્ય સુરતરુ ઉછેર્યું શુભ સમે, પછી પોષ્યું પાળ્યું ભગવતપ્રસાદે વળી અમે.**

પછી આચાર્ય શ્રી ભગવત્પ્રસાદજી મહારાજ તથા આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે પણ તેમનો યોગ્ય સત્કાર કર્યો. અને તેમના દ્વારા સત્સંગની ધરોહર જેવા અનેક સદ્‌ગ્રંથોની રચના કરાવી. ભગવાન શ્રીહરિનાં વચનો વિચારીને આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજે સદ્‌ગુરુઓ થકી સેવાયેલા અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે શ્રીહરિલીલાકલ્પતરુ, દુર્ગપુરમાહાત્મ્ય, સર્વમંગલસ્તોત્ર ઉપર ભાવપ્રબોધની ટીકા, જનમંગલસ્તોત્ર ઉપર ભાવાર્થ પ્રકાશિકા ટીકા, શિક્ષાપત્રી ભાષ્ય અને વિશિષ્ટાદ્વૈત ચિંતામણિ જેવા અનેક સદ્‌ગ્રંથો રચાવ્યા. તેઓ બહુ મોટા વિદ્વાન હતા. આચાર્ય શ્રી ભગવત્પ્રસાદજી મહારાજે પણ શ્રીહરિલીલાપ્રદીપ તથા શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ ઉપર રસબોધિની ટીકા જેવા સદ્‌ગ્રંથો રચાવ્યા. વિહારીલાલજી મહારાજે ઉન્મત્તગંગા માહાત્મ્ય તથા સંપ્રદાયશુદ્ધિ જેવા સદ્‌ગ્રંથો રચાવ્યા હતા. એવા અચિંત્યાનંદ સ્વામીને રઘુવીરજી મહારાજે સં.૧૯૦૨માં કથાવાર્તા કરવાનો અધિકાર આપ્યો. અને પછીથી આચાર્યશ્રી તેમને કાયમ **'વર્ણિરાજ'** કહીને બોલાવતા હતા. આ કાર્તિકી સમૈયામાં...

**પછી તે વરણીએ તે ટાણે, કરી વાત સુશાસ્ત્ર પ્રમાણે; ધર્મ ભક્તિ વૈરાગ્ય ને જ્ઞાન, કહ્યાં મુક્તિના ચાર નિદાન.**
**સંભળાવ્યો તેનો વિસ્તાર, સુણી હરખિયા સર્વ અપાર; સમૈયાના દિવસ ગયા જ્યારે, ગયા સૌ સૌને ઘરે ત્યારે.**

### ➠ હરિસંભવ મહાકાવ્ય ગ્રંથ રચવાની આજ્ઞા :

સંવત્ ૧૯૦૨નો કાર્તિકી સમૈયો પૂરો થયો ત્યારે સંતો ગામડે ગયા. ગોપાળાનંદ સ્વામી તથા નિત્યાનંદ સ્વામી, આ બંને સદ્‌ગુરુઓ અને આચાર્યશ્રીએ અચિંત્યાનંદ બ્રહ્મચારીને કહ્યું,

**નવું કાવ્ય કરો એહ ઠામ, હરિસંભવ રાખજો નામ; તેમાં શ્રીજીનું જન્મ-ચરિત્ર, વરણવજો તે પરમ પવિત્ર.**
**લાવજો રસ ને અલંકાર, ચિત્ર કાવ્ય અનેક પ્રકાર; તેમાં નિર્લજ શબ્દ ન આવે, ત્યાગીને ભણતાં પણ ફાવે.**
**આજ્ઞા વર્ણીએ શિર ધરી લીધી, ગ્રંથ રચવાની શરૂઆત કીધી;**

અચિંત્યાનંદ બ્રહ્મચારીએ સદ્‌ગુરુઓ તથા આચાર્યશ્રીની આ આજ્ઞાને અંતરમાં ધારી અને 'હરિસંભવ' મહાકાવ્ય ગ્રંથ રચવાનો આરંભ કર્યો.

આ વર્ષે ચાતુર્માસમાં રઘુવીરજી મહારાજ વડતાલમાં રોકાયા. તેઓ ત્યારે નિત્ય સવારમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીના મુખથી કથા સાંભળતા. પછી પોતે જ સત્સંગિજીવન અને હરિવાક્યસુધાસિંધુ ગ્રંથનો અભ્યાસ કરતા.

**આચારજજી રહ્યા વડતાલ, પણ કાઢે નહિ વ્યર્થ કાલ; અચિંત્યાનંદજી બ્રહ્મચારી, કવિતા કરે સંસ્કૃત સારી.**
**હરિસંભવ ગ્રંથ તે કરતા, આચારજજી તેમાં દૃષ્ટિ ધરતા; થાય રાજી બહુ કોઈ ટાણે, વર્ણીની કવિતાને વખાણે.**

ચાતુર્માસમાં અચિંત્યાનંદ બ્રહ્મચારી હરિસંભવ મહાકાવ્ય કરતા હતા. તે જોવા અને તેમને પ્રોત્સાહિત કરવા આચાર્ય મહારાજ જતા ને બહુ રાજી થતા. બ્રહ્મચારીને તથા તેમના કાવ્યને બિરદાવતા હતા.

### ➠ બ્રહ્મચારીના સદ્‌ગુણો અને તેમનું બહુમાન :

અચિંત્યાનંદજી બ્રહ્મચારીશ્રીની સેવા-સમાગમે કરીને તથા તેમની પાસે વિદ્યાભ્યાસ કરીને ઈશાનંદ બ્રહ્મચારી, ત્યાગાનંદ બ્રહ્મચારી, હરિહર્યાનંદ બ્રહ્મચારી વગેરે બ્રહ્મચારીઓ **મહાસમર્થ** થયા હતા. વળી; બીજા પણ **સંતો**, જેવા કે -

**શાંતાનંદ ધરે શાંતિ એવા, અચિંત્યાનંદજી જેણે સેવ્યા; મહાયોગી યોગેશ્વરદાસ, હરિ મૂર્તિ દેખે ચારે પાસ.**
**એવી વાતો કરે જગવૃંદ, આવ્યા વર્ણિ ત્યાં જગદીશાનંદ; અચિંત્યાનંદજીના એ શિષ્ય, કવિતાની રુચિ અહોનીશ.**

કવિવર જગદીશાનંદ સ્વામી જેવા સમર્થ પુરુષોની સત્સંગને પ્રાપ્તિ અચિંત્યાનંદ બ્રહ્મચારીને કારણે થઈ છે.

વડોદરાવાસી ઈશ્વરભાઈ દવે, વ્રજલાલભાઈ શેઠ અને નારાયણભાઈ તંબોળી વગેરે રાજકાર્યમાં સમજનારા **ભક્તો** પણ આ અચિંત્યાનંદ બ્રહ્મચારીજીનો **સમાગમ** કરતા હતા. સં. ૧૯૦૩માં તેમણે વડોદરા સરકારને મળી સદ્‌ગુરુ સંતો સહિત આચાર્યશ્રી **રઘુવીરજી મહારાજ**ને ત્યાં લાવવાનું નક્કી કર્યું. આ બાજુ આચાર્યશ્રી કારતક વદ-૧૩ ને દિને સદ્‌ગુરુ સંતોનાં મંડળ સહિત **સત્સંગ વિચરણ** માટે નીકળ્યા. વાસદ રાત રહ્યા. સવારમાં મહીસાગરમાં સ્નાન કર્યું. ત્યાંથી સાંકરદા થઈ **છાણી** આવ્યા.

સં.૧૯૦૩ કારતક વદ અમાસના દિવસે સિયાજીરાવ ગાયકવાડે પાંચ શણગારેલા હાથી સાથે **ભવ્ય સવારી** સ્વાગત માટે સામે મોકલી. પહેલા હાથી ઉપર ભગવત્પ્રસાદજી મહારાજ સહિત રઘુવીરજી મહારાજ બેઠા. બીજા હાથી ઉપર નિત્યાનંદ સ્વામી બેઠા. ત્રીજા હાથી ઉપર શુકાનંદ સ્વામી તથા અચિંત્યાનંદ બ્રહ્મચારીને બેસાર્યા. ચોથા હાથી ઉપર ગુણાતીતાનંદ સ્વામી તથા અદ્‌ભુતાનંદ સ્વામી બેઠા. પાંચમા હાથી ઉપર પવિત્રાનંદ સ્વામી, શાસ્ત્રી માધવદાસ સ્વામી અને પંડિત ભોળાનાથ બેઠા. ગોપાળાનંદ સ્વામીની તબિયત નાજુક હોવાથી તેઓ પાલખીમાં બેઠા હતા. તે સમયે આચાર્યની સાથોસાથ મોટા સંતોના સ્વાગત-સામૈયાં થતાં અને સહુ સદ્‌ગુરુઓ હાથીએ બેસતા. જ્યારે શ્રીજીમહારાજ વડોદરા પધાર્યા ત્યારેય મહારાજની સાથે સદ્‌ગુરુઓ પણ હાથી ઉપર બેઠા હતા. પરંતુ આ સવારીની **વિશેષતા** એ હતી કે અનેક સદ્‌ગુણો જોઈને સંપ્રદાયમાં હજી **નવા જ દીક્ષિત** થયેલા અચિંત્યાનંદ બ્રહ્મચારીને પણ આચાર્ય તથા મોટા સદ્‌ગુરુઓની જેમ જ હાથીના હોદ્દે બેસાડી તેમનું **બહુમાન** કર્યું હતું.

ત્યારબાદ ગોપાળાનંદ સ્વામી, નિત્યાનંદ સ્વામી, અચિંત્યાનંદ બ્રહ્મચારી વગેરે સંતો-પાર્ષદોને સાથે લઈ આચાર્યશ્રી સંવત્ ૧૯૦૩ માગશર વદ-૧૧ના દિવસે **સત્સંગવિચરણ** કરવા માટે ચાલ્યા. તે નાર, બુધેજ થઈ મોટી બોરું આવ્યા. ત્યાંના રાજાએ ખૂબ સન્માન કર્યું. ત્યાં જમ્યા અને રાત રહ્યા.

### ➠ પાલીતાણામાં જૈનમતના વિદ્વાનોએ વખાણ્યા :

પછી ધોલેરા વગેરે તીર્થોમાં ફરતાં ફરતાં **ગઢપુર** આવ્યા. ત્યાં એક દિવસ રહ્યા. ત્યાંથી રોહિશાળા, ઉમરાળા, ખાખરિયા વગેરે ગામ થઈને **પાલિતાણા** આવ્યા. ત્યાંના રાજાના કારભારી તથા ગીલાભાઈ વગેરે ભક્તોએ ખૂબ સેવા કરી. પછી સભામાં પ્રેમાનંદ સ્વામી વગેરે સદ્‌ગુરુઓએ કીર્તનભક્તિનો રંગ જમાવ્યો. ત્યાંના રાજા પણ નિત્ય સ્નેહથી સંતોના દર્શને આવતા.

**એક દિવસ ઘણા ગોરજી, આવ્યા જૈન તણા વિદ્વાન; વાદ વિવાદ ઘણો કર્યો, સારી રીતે કર્યું સમાધાન.**
**અચિંત્યાનંદજી વર્ણિએ, કહ્યો ઉદ્ધવમત સિદ્ધાંત; ધર્મ અમારો અહિંસા છે, એમ કહિને ભાંગી ભ્રાંત.**
**અષ્ટ પ્રકારે પાળિયે, બ્રહ્મચર્ય અમે ભલી ભાત; તે સુણી ગોરજીએ કહી, નવ વાડ તણી શુભ વાત.**

જૈનમતના વિદ્વાન ત્યાં **શાસ્ત્રાર્થ** કરવા આવ્યા. તેમને અચિંત્યાનંદ બ્રહ્મચારીએ **સચોટ ઉત્તર** આપ્યા અને ઉદ્ધવ સંપ્રદાયનો સિદ્ધાંત તથા સંતોના બ્રહ્મચર્યાદિક વર્તમાન સમજાવ્યાં. તેથી તે વિદ્વાનોએ સત્સંગની ખૂબ પ્રશંસા કરતા કહ્યું, "અમારા મહાવીર સ્વામીએ શીલ આદિક વ્રતોની **નવ વાડ્યો** કહેતા નવ નિયમો બાંધ્યા છે. તે અમારાથી પળાતા નથી અને તમો આજ તે નિયમોને પાળો છો, માટે તમોને **ધન્ય** છે. પછી વિચરણ કરતાં કરતાં પરત વડતાલ પધાર્યા.

સં.૧૯૦૪માં શ્રીરઘુવીરજી મહારાજ, ગોપાળાનંદ સ્વામી વગેરે સદ્‌ગુરુઓને સાથે લઈ; વડતાલથી વિચરણ કરતાં કરતાં **ગઢપુર** આવ્યા. ત્યાં શ્રીગોપીનાથજી મહારાજનાં દર્શન કર્યાં. ઉન્મત્તગંગામાં સ્નાન કર્યું. ભગવાન શ્રીહરિનું ધ્યાન કર્યું. ત્યાં થોડા દિવસ રહ્યા. પછી ત્યાંથી માંડવધાર, વાંકિયા, કોટડા, જેતપુર થઈ **ધોરાજી** આવ્યા. તે તે ગામના ભક્તોને ખૂબ રાજી કર્યા.

પછી **જૂનાગઢ** આવ્યા. સંતો ત્યાંના નવાબની સવારી સાથે સામા આવ્યા. એક હાથી ઉપર આચાર્યશ્રી બેઠા અને બીજા હાથી ઉપર ગુણાતીતાનંદ સ્વામી તથા અચિંત્યાનંદ બ્રહ્મચારીને બેસાર્યા. શહેરમાં સહુને દર્શન આપી મંદિરે પધાર્યા. ત્યાં પ્રેમથી દેવોનાં દર્શન કર્યાં અને ભગવાનનાં સ્વરૂપને અંતરમાં ધારણ કર્યું. આ રીતે આચાર્યશ્રી બ્રહ્મચારીજીને અનેક જગ્યાએ મોટા સદ્‌ગુરુઓ સાથે હાથી પર બેસાડીને સહુના અંતરમાં તેમનું માન વધારતા હતા. છતાં તેઓ દાસના દાસ બની ડૂબીને સેવા કરતા, હંમેશાં સત્કાર્યોનો **યશ** બીજાને આપતા; એ બ્રહ્મચારી અચિંત્યાનંદજીની **મહાનતા** હતી.

પછી સર્વે જૂનાગઢની પંચતીર્થી કરી ચાલ્યા, તે જેતપુર, વીરપુર, ગોંડળ, રામોદ આદિ અનેક ગામોને પાવન કરી કુલ ૧૧૪ દિવસ બાદ ચૈત્ર સુદ-૯ના રોજ **વડતાલ** પધાર્યા.

### ➠ હરિસંભવ મહાકાવ્ય પૂર્ણ થયું :

સં.૧૯૦૪માં વડતાલમાં ખૂબ જ ધામધૂમીપૂર્વક **ચૈત્રી સમૈયો** કર્યો. તેમાં કથાવાર્તા ને કીર્તનની હેલી મચાવી.

**અચિંત્યાનંદજી વર્ણિએ, હરિસંભવ જે કર્યું કાવ્ય; તેહ સભા માંહિ લાવીને, આપ્યું આચાર્યને ધરી ભાવ.**
**સદ્‌ગુરુ શાસ્ત્રીઓ સૌ મળી, તેનો કીધો વિશેષ તપાસ; સૌ વિદ્વાને વખાણિયું, પામી અંતર માંહિ ઉલ્લાસ.**
**આચારજે અરચન કર્યું, ઉતારી ભલી આરતી ત્યાંય; પૂજિયા સંતોને હરિજને, મોટો હરખ ધરી મનમાંય.**

તે સમયે સત્સંગમાં ઘણાક અન્ય કાર્યો કરવા છતાં અઢી વર્ષે બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ **હરિસંભવ મહાકાવ્ય** પૂર્ણ કર્યું. તેથી આચાર્યશ્રીએ ગ્રંથનું તથા લેખક બ્રહ્મચારીનું **પૂજન** કરી આરતી ઉતારી. તે જોઈને સહુ ભક્તોએ પણ તેમનું પૂજન કર્યું. સહુને ખૂબ જ આનંદ થયો. વિદ્વાનોએ આ ગ્રંથને ખૂબ જ વખાણ્યો. સંપ્રદાયના ગ્રંથોથી **સંપ્રદાય**ની **પુષ્ટિ** થાય છે, એવું સમજીને આચાર્યે ભોળાનાથ ભટ્ટને હરિસંભવ મહાકાવ્યની **ટીકા** કરવાનું કહ્યું.

**હરિસંભવ કાવ્ય છે જેહ, અચિંત્યાનંદે કીધું છે તેહ;**
**તેની ટીકા તમે તો બનાવો, ગુઢ અર્થ પ્રગટ દર્શાવો.**
**આજ્ઞા સ્વીકાર ભટજીએ કીધી, ટીકા કરવાની હાથમાં લીધી;**
**એવી ટીકા એનાથી જ થાય, બીજા કોઈ થકી ન કરાય.**

આ રીતે ભોળાનાથ ભટ્ટ પાસે હરિસંભવ મહાકાવ્યની ટીકા રચાવી. આમ, ભણીગણીને હોશિયાર થયેલા અચિંત્યાનંદ બ્રહ્મચારીના અંતરમાં રહી ભગવાન શ્રીહરિ અનેક સદ્‌ગ્રંથો રચવા લાગ્યા. અને તેનો યશ બ્રહ્મચારીને આપવા લાગ્યા.

કવિ કાલીદાસના પદ્ય ગ્રંથની અને માઘના શિશુપાલવધ કાવ્યની બરોબરી કરી શકે તેવો **"શ્રીહરિસંભવ મહાકાવ્ય"** ગ્રંથ બ્રહ્મચારીજીએ સંસ્કૃત ભાષામાં લખીને પોતાની વિદ્વત્તાનો અને કવિત્વનો **ઉત્તમ નમૂનો** નાની ઉંમરે સ્થાપિત કર્યો હતો.

આ મહાકાવ્ય આજે પણ ઘણા સંતો ભણે છે અને ભણવા જેવું છે. રઘુવંશ, શિશુપાલવધ, કિરાતાર્જુનીય વગેરે કાવ્યો સારાં છે. પરંતુ હરિસંભવમહાકાવ્ય તો એથી પણ **અતિશય સારું** છે.

### ➠ ચૈત્રી સમૈયામાં બ્રહ્મચારીજીએ કરેલી કથા :

સંવત્ ૧૯૦૫માં વડતાલધામમાં મોટો **ચૈત્રી સમૈયો** થયો. આ સમૈયામાં પણ અચિંત્યાનંદ બ્રહ્મચારીએ **કથામૃતનું રસપાન** કરાવ્યું હતું અનેક મુમુક્ષુઓને અભયદાન આપ્યું હતું.

અચિંત્યાનંદ બ્રહ્મચારી જ્યારે જ્યારે જ્ઞાન-વૈરાગ્યની વાતો કરતા, શ્રીહરિના મહિમાની અને સર્વોપરિતાની વાતો કરતા ત્યારે સહુના અંતરમાં સત્સંગનો રંગ છવાઈ જતો હતો. તાક્યા તીર ફેંકે એવા તે **અનુપમ વક્તા** હતા. આ સમયે ગોપાળાનંદ સ્વામીએ ઉમરેઠમાં રહીને ઈશાવાસ્યાદિક ઉપનિષદોનું ભાષ્ય અને ઉદ્ધવ સંપ્રદાયને અનુસરતું વ્યાસસૂત્ર પર સૂત્રાર્થદીપિકારત્ન નામનું ભાષ્ય કર્યું હતું. આ બંને ભાષ્યો સ્વામી આ ચૈત્રી સમૈયામાં પૂનમના દિવસે સભામાં લાવ્યા.

**તેમજ ગોપાળ સ્વામીએ, ઈશાવાસ્ય તણું કર્યું ભાષ્ય; ભાષ્ય કર્યું વ્યાસસૂત્રનું, તેહ લાવી મૂક્યું સહું પાસ.**

ગોપાળાનંદ સ્વામીનાં આ બંને ભાષ્યોને મોટા મોટા વિદ્વાનોએ વખાણ્યાં, પ્રમાણિત કર્યાં. આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજે બંને ગ્રંથોની તથા ગ્રંથકર્તા ગોપાળાનંદ સ્વામીની ખૂબ પ્રેમથી **પૂજા** કરી. પછી સહુ ભક્તો પોતપોતાને દેશ ગયા. સંતો પણ સત્સંગમાં ફરવા ગયા.

સં.૧૯૦૫માં અચિંત્યાનંદ બ્રહ્મચારી-ગોપાળાનંદ સ્વામી-નિત્યાનંદ સ્વામી વગેરે સદ્‌ગુરુઓને સાથે લઈ રઘુવીરજી મહારાજ વૈશાખ મહિનામાં અમદાવાદ ગયા. ત્યારે ત્યાંના ભક્તો અતિશય ઉત્સાહમાં આવી નિત્યે ભાતભાતની ભેટો ધરતા. સહુને હાર-તોરા ધરાવતા. ઉત્તમ અવસર જાણીને વિવિધ પ્રકારની મીઠાઈઓ લાવતા અને રસોઈ આપતા.

**ભાત ભાતની આપે રસોઈ, અતિ ઉત્તમ અવસર જોઈ; પીરસે ત્યાં આચારજ બેય, તેમાં સદ્‌ગુરુઓ પીરસેય.**

નિત્ય પંક્તિ થાય, બંને આચાર્યો તથા મોટા મોટા સદ્‌ગુરુઓ રોજે સહુ સંતો-ભક્તોને પીરસવા આવે. આવી સેવા-ભાવના જોઈને સહુને આચાર્ય તથા સદ્‌ગુરુઓમાં ખૂબ જ પ્રેમ થતો. વળી નિત્યાનંદ સ્વામી, મહાનુભાવાનંદ સ્વામી, આનંદાનંદ સ્વામી, વાસુદેવાનંદ બ્રહ્મચારી, અચિંત્યાનંદ બ્રહ્મચારી વગેરે સદ્‌ગુરુઓ નિત્ય સભામાં **ઉપદેશ** આપતા.

**સદ્‌ગુરુઓ કરે ઉપદેશ, અચિંત્યાનંદ વર્ણી વિશેષ; પધરામણીઓ થાય જ્યાંય, જાય બેય આચારજ ત્યાંય.**

આ રીતે અમદાવાદ જયજયકાર કરી પરત વડતાલ પધાર્યા.

### ➠ વડતાલમાં હરિવાક્યસુધાસિંધુની કથા કરી :

સં.૧૯૦૬ અષાઢ સુદ-૧૧ને દેવપોઢી એકાદશીના દિવસે આચાર્યશ્રીએ, સર્વે સંતોએ અને સહુ ભક્તોએ ભગવાન શ્રીહરિને પ્રસન્ન કરવા તથા પ્રભુમાં પ્રેમ વધારવા પોતપોતાનાં અંગ પ્રમાણે નિયમો લીધા. આ ચાતુર્માસમાં ગોપાળાનંદ સ્વામી તથા નિત્યાનંદ સ્વામીના કૃપાપાત્ર એવા પીજના પંડિત ભોળાનાથ ભટ્ટ નિત્ય સવારે સત્સંગિજીવનની કથા કરે, એવી ગોઠવણી કરી હતી. નિત્ય સાંજે શુકાનંદ સ્વામી ભાગવતની કથા વાંચતા અને રાત્રિએ **અચિંત્યાનંદ બ્રહ્મચારી** શ્રીહરિવાક્યસુધાસિંધુની **કથા** કરતા હતા. તેથી સહુને ખૂબ જ આનંદ થતો.

**ભાગવત સાંજે શુકમુનિ વાંચે, સુણી મર્મ સહુ જન રાચે; અચિંત્યાનંદજી વાંચે રાતે, હરિવાક્યસુધા ભલી ભાતે.**
**સુણી અર્થ અંતરમાંહી ધારે, ઊંડો મર્મ તે મનમાં વિચારે; વળી આચાર્યે ધારીયું આવું, આના ઉપર ટીકા બનાવું.**

રઘુવીરજી મહારાજ આ ત્રણેય કથા સાંભળવા સમયસર પહોંચી જતા. તેમના સાન્નિધ્યે નિત્ય ત્રણ વાર કથા થતી. એટલે સહુની સમજણ ખૂબ ચોખ્ખી રહેતી. અહં અને આસક્તિ ટળતી, વાસના બળતી અને આત્મીયતા તથા સંપ બહુ રહેતો.

વળી, હરિવાક્યસુધાસિંધુની કથા અચિંત્યાનંદ બ્રહ્મચારી વાંચતા અને વચનામૃતોનાં **ગહન રહસ્યો** સહુને સમજાવતા. તે સાંભળીને રઘુવીરજી મહારાજનાં મનમાં વિચાર થયો જે, ‘આના ઉપર સુંદર ટીકા કરી હોય તો ભવિષ્યમાં આ બધાં રહસ્યો સહુને સમજાય.’ આવું ધારીને તેમણે આ સમયે **હરિવાક્યસુધાસિંધુ** ઉપર **ટીકા** રચવાનું મનમાં નક્કી કર્યું હતું.

આખો ચાતુર્માસ રઘુવીરજી મહારાજ વડતાલ રહ્યા. તે સમયે **શુકાનંદ સ્વામી,** ગોપાળાનંદ સ્વામીના શિષ્ય **શાસ્ત્રી માધવદાસજી સ્વામી,** પીજના પંડિત **ભોળાનાથ ભટ્ટ** તથા **અચિંત્યાનંદ બ્રહ્મચારી;** આ સહુ મળી હરિવાક્યસુધાસિંધુ ઉપર **સેતુમાલા** નામની **ટીકા** કરતા હતા.

**અચિંત્યાનંદજી બ્રહ્મચારી, તેહ ત્રણેય તણી બુદ્ધિ સારી; ટીકા સત્સંગિજીવનનીય, સજે તે શુકાનંદમુનીય.**

તેમાં મુખ્ય **શુકાનંદ સ્વામી** હતા. રઘુવીરજી મહારાજ તે સહુને પ્રોત્સાહન આપતા અને આ ટીકા પ્રેમથી વાંચતા, તપાસતા અને બહુ જ રાજી થતા. વળી, શુકમુનિ **સત્સંગિજીવનની ટીકા** રચતા, તે પણ રઘુવીરજી મહારાજ તપાસતા અને લહિયા પરમસુખદાસજી સ્વામી પાસે વ્યવસ્થિત તેની હસ્તપ્રત બનાવડાવતા.

### ➠ મેંગણીના માનભાને ઉપદેશ :

સં. ૧૯૦૭માં બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામી તથા મોટા સદ્‌ગુરુઓને સાથે લઈ આચાર્યશ્રી રઘુવીરજી મહારાજ સત્સંગવિચરણ કરતાં આવ્યા. ત્યાં ગોપાળાનંદ સ્વામીના કૃપાપાત્ર જેઠા મહારાજ રહેતા. તેમણે આચાર્ય તથા સદ્‌ગુરુઓને વિનંતી કરતા કહ્યું, ‘બાજુમાં જ **મેંગણી** ગામ છે. ત્યાંના **નરેશ** માનભા બહુ હિંસા કરે છે. અમારું લેશ પણ માનતા નથી. માટે હે યોગીરાજ ગોપાળાનંદ સ્વામી ! આપ ત્યાં પધારો.

**સ્વામીજી છો મહા જોગીરાજ, કૃપા એના ઉપર કરો આજ; સુણી સ્વામી દયા ધરી ચિત્ત, અચિંત્યાનંદ વર્ણી સહિત.**
**જેઠા મહારાજને લઈ સંગ, ગયા ત્યાં મન ધારી ઉમંગ; નદી તટ નૃપનો બાગ સારો, કર્યો તે માંહી જઈને ઉતારો.**

**માનસિંહ આવ્યા તેહ ઠામ, દેખી સ્વામીને કીધા પ્રણામ; કૃપાદૃષ્ટિથી સ્વામીએ જોયું, જાણે તેથી તેનું મન ધોયું.**
**દીધો સ્વામીએ સદ્ ઉપદેશ, થયો તે તેના મનમાં પ્રવેશ; સ્વામી ઉપર ઉપજ્યો સ્નેહ, નીરખ્યો તેના મનમાં તેહ.**
**પછી સ્વામીની આજ્ઞા લઈને, અચિંત્યાનંદે સ્વસ્થ થઈને; ઉપદેશની બહુ કરી વાત, માનસિંહે સુણી ભલી ભાત.**
**એથી એમ વિચાર્યું મન, આવા સંત જમે મુજ અન્ન; તેથી મારું સારું કાંઈ થાય, મારાં પાપ સર્વે મટી જાય.**

પછી અચિંત્યાનંદ સ્વામી દ્વારા ગોપાળાનંદ સ્વામીને વિનંતી કરાવી. અને પોતાનું અન્ન સંતો જમે એવી વ્યવસ્થા કરાવી. ગોપાળાનંદ સ્વામી વગેરે સંતોએ તેમને ત્યાં થાળ કર્યો. આ રીતે ગોપાળાનંદ સ્વામી તથા બ્રહ્મચારીજીના સહવાસથી પાપના પર્વતસમા મેંગણીનરેશ **માનભા** પુણ્યના પર્વત બની ગયા. અને પછી તો બ્રહ્મચારીજીએ મેંગણીનરેશને અનેકવાર **ઉપદેશ** આપ્યો હતો. તેથી જ હરિલીલાકલ્પતરુમાં તેમનો **સંવાદ** રાખવામાં આવ્યો છે.

### ➠ ઉમરેઠમાં અચિંત્યાનંદ બ્રહ્મચારીએ ગીતાભાષ્યની કથા કરી :

સં.૧૯૦૮માં રઘુવીરજી મહારાજ ગોપાળાનંદ સ્વામી-ગુણાતીતાનંદ સ્વામી-શુકાનંદ સ્વામી-પવિત્રાનંદ સ્વામી- મંજુકેશાનંદ સ્વામી તથા બ્રહ્મચારી અખંડાનંદજી, પાર્ષદ રતનજી બાપુ વગેરે પચાસ ત્યાગીઓને લઈને ઉમરેઠ પધાર્યા. ત્યાં નિત્ય કથા, કીર્તન, વાતોનો લાભ આપતા હતા. નિત્ય બ્રહ્મરસ વરસતો, અતિ આનંદ થતો.

**બ્રાહ્મણોની સભા ત્યાં ભરાય, ચર્ચા વેદ પુરાણની થાય; સ્વામી ગોપાળ ત્યાં ભલી ભાત, કરે વેદાંતની બહુ વાત.**
**ધર્મશાસ્ત્રનો ધર્મ વખાણે, સતકર્મ કથા કોઈ ટાણે; સદ્ગુરુ શ્રીગુણાતીતાનંદ, ક્યારેક વાત કરે જગવંદ.**
**કરે વાત શુકાનંદ ક્યારે, અચિંત્યાનંદ વર્ણિ ઉચ્ચારે; સુણતા વધે અંગ ઉમંગ, તહાં તેથી વધ્યો સત્સંગ.**

સંવત્ ૧૯૦૮માં બ્રહ્મચારી પણ આચાર્ય મહારાજ સાથે ઉમરેઠ ગયા હતા. અહીં બ્રહ્મચારીજીએ ગીતા ઉપર ગોપાળાનંદ સ્વામીએ રચેલા ભાષ્યની કથા કરી હતી. તે સાંભળી ઉમરેઠના વિદ્વાન બ્રાહ્મણો ખૂબ જ પ્રસન્ન થયા. ગીતા ઉપર આવું સુંદર અને અપ્રતિમ સ્પષ્ટાર્થવાળું ભાષ્ય અચિંત્યાનંદ બ્રહ્મચારીજીના મુખથી સાંભળીને સહુ મંત્રમુગ્ધ બની ગયા. સહુને ગીતાજીના સ્પષ્ટ રહસ્યનું યથાર્થ જ્ઞાન થયું.

એ જ રીતે જૂનાગઢમાં પણ એકવાર ગુણાતીતાનંદ સ્વામીની આજ્ઞાથી અચિંત્યાનંદ બ્રહ્મચારીએ ભગવદ્ગીતા વગેરે ગ્રંથો ઉપર સુંદર વિવેચન કર્યું હતું. એક પ્રસંગે એક જ વિષય ઉપર કલાકો સુધી જ્ઞાનામૃતનું પાન કરાવી બ્રહ્મચારીએ અનેક શિવપંથી નાગરોનાં મન જીતી લીધાં હતાં. અને નાગરોએ પણ તેમની ખૂબ જ પ્રશંસા કરી હતી.

### ➠ બ્રહ્મચારી પાસે બાલમુકુંદદાસજી સ્વામી ભણ્યા :

અચિંત્યાનંદ બ્રહ્મચારી સદ્ગ્રંથો ઉપર કથા તો કરતા જ, પરંતુ અનેક સંતોને આ સદ્ગ્રંથોનું અધ્યયન કરાવતા અને સહુના અંતરમાં સ્વામિનારાયણ ભગવાનની નિષ્ઠા તથા મહિમા ઘોળી ઘોળીને પાઈ દેતા. એવા તે પ્રૌઢ વિદ્વાન અને નિષ્ઠાવાન મહાપુરુષ હતા.

ગુણાતીતાનંદ સ્વામીની ઈચ્છા હતી કે, ''બાલમુકુંદદાસ સંસ્કૃતનો અભ્યાસ કરે તો સારું.'' પરંતુ તેમને સદ્ગુરુ ગુણાતીતાનંદ સ્વામીમાં અસાધારણ હેત હતું. એમના મનમાં થયું, ''જો હું ભણવામાં રોકાઈશ, તો સ્વામીથી જુદું પડવું પડશે.''

વાછરડાને ગાયથી જુદું પડવું ન ગમે, એ જ રીતે બાલમુકુંદદાસ સ્વામી કોઈ રીતે સ્વામીથી જુદા પડવા માગતા નહોતા. જ્યારે સ્વામીએ ભણવાની વાત કરી ત્યારે બાલમુકુંદદાસ સ્વામી રડવા માંડ્યા. ત્યારે સ્વામીએ તેનું કારણ પૂછ્યું. બાલમુકુંદદાસ સ્વામીએ કહ્યું, '' સ્વામી ! મને તો ભણવા કરતાંય આપની સેવા કરવાનો વધારે આનંદ છે.''

પછી ગુણાતીતાનંદ સ્વામીએ તેમને કહ્યું, ''સાધુરામ ! અમારે તો તમને કાયમ અમારી સાથે જ રાખવા છે, છતાં તમને એ રીતે **વિદ્યાભ્યાસ** કરાવીશું કે, તમારે અમારાથી જુદું નહિ પડવું પડે.''

પછી સ્વામીએ બ્રહ્મચારી અચિંત્યાનંદજીને કહ્યું, ''તમે આ બાલમુકુંદદાસજીને સંસ્કૃતનો વિદ્યાભ્યાસ કરાવો.'' બ્રહ્મચારી અચિંત્યાનંદજી એમને ભણાવવા માંડ્યા. સ્વામી બાલમુકુંદદાસજી અત્યંત કુશાગ્ર બુદ્ધિના હોવાથી ટૂંક સમયમાં જ એમણે વ્યાકરણ-કાવ્યનો અભ્યાસ પૂર્ણ કર્યો અને ગુણાતીતાનંદ સ્વામી પાસે વાસુદેવમાહાત્મ્યની **કથા** કરી પોતાના વિદ્યાભ્યાસને સનાથ કર્યો.

બાલમુકુંદદાસ સ્વામીની કથાશૈલી અચિંત્યાનંદ બ્રહ્મચારી જેવી જ ખૂબ સુંદર અને રસાળ હતી. એમના શબ્દોમાં શાસ્ત્રોનો ભાવ યથાર્થ નિરૂપણ થતો હતો. તે જોઈને ગુણાતીતાનંદ સ્વામી અને બ્રહ્મચારીજી બાલમુકુંદદાસ સ્વામી ઉપર અતિ રાજી થયા.

ધોરાજીમાં માવજી દવેના પુત્ર રાઘવજી અને હીરજીભાઈ હતા. હીરજીભાઈને ત્યાં હરિશંકરભાઈ નામે પુત્ર થયા હતા. હરિશંકર દવેએ બ્રહ્મચારી અચિંત્યાનંદજી સ્વામી પાસે રહીને સંસ્કૃતનો ખૂબ સારો અભ્યાસ કર્યો હતો. તેઓ ખૂબ સારા કથાકાર

થયા હતા. તેઓ જ્યારે કરુણ સ્વરે દ્રૌપદીવસ્ત્રાહરણ છંદ બોલતા ત્યારે મોટા મોટા સદ્‌ગુરુ સંતોનાં નેત્રોમાંથી પણ આંસુડાંની ધારા વહેવા લાગતી હતી. આ રીતે બ્રહ્મચારીએ અનેક સંતો-ભક્તોને ભણાવીને અનુપમ કથા કરી શકે એવા વક્તા તૈયાર કરી સંપ્રદાયની ખૂબ મોટી **સેવા** કરી હતી.

### ➠ સં. ૧૯૧૧માં ચાતુર્માસની સત્સંગ છાવણીમાં વક્તા :

આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજે સહુ મોટેરા સદ્‌ગુરુઓ સાથે મળીને સં.૧૯૧૧ અષાઢ સુદ-૪ ને દિવસથી વડતાલમાં ચાતુર્માસ સત્સંગ છાવણી કરવાનો **ઠરાવ** કર્યો. તેમાં એવો **પ્રબંધ** કર્યો કે મંગળા આરતી પહેલાં સહુએ નાહી પૂજા કરી લેવી. પછી સહુએ કથા સાંભળવા માટે પધારી જવું. વહેલા ૫.૧૫ કલાકે મંગળા આરતી થાય. તે આરતી પૂરી થાય પછી શણગાર આરતી સુધી ભોળાનાથ ભટ્ટ સત્સંગિજીવનની કથા કરે. શણગાર આરતીથી રાજભોગ આરતી થાય ત્યાં સુધી ગુણાતીતાનંદ સ્વામી વાતું કરે. ઠાકોરજી જાગ્યા પછી સાંજ સુધી શુકમુનિ કથા કરે અને રાતે સંધ્યા અને શયન આ બે આરતી વચ્ચે અચિંત્યાનંદ બ્રહ્મચારી કથા કરે. આવી રીતે નિત્ય ચાર વાર કથાવાર્તાનો **કાર્યક્રમ** ગોઠવાયો.

આ સત્સંગ છાવણીના મુખ્ય યજમાન અને મુખ્ય શ્રોતા તરીકે રઘુવીરજી મહારાજ રહ્યા. નિત્ય બ્રહ્મસંવાદ થાતો, ભજન-ભક્તિ અને કથાવાર્તાના અખાડાથી વડતાલ ગૂંજવા લાગ્યું. સહુને ખૂબ સુખ આવતું. એક દિવસ અચિંત્યાનંદ બ્રહ્મચારીએ ગુણાતીતાનંદ સ્વામીને પૂછ્યું જે, 'મોક્ષ સારુ ભેગા થયા છીએ, તે મોક્ષમાં વિઘ્ન ન આવે ને મહારાજનો અભિપ્રાય જેમ છે તેમ જણાય, તે કૃપા કરીને કહો.' ત્યારે સ્વામી કહે, 'જેમ સ્ત્રી-પુરુષને કોઈ રીતે અંતરાય રહેતો નથી, તેમ મહારાજની દૃઢ ઉપાસનાવાળા સાથે કોઈ રીતે અંતરાય ન રહે તો શ્રીજીમહારાજનો અભિપ્રાય યથાર્થ જણાય ને મોક્ષમાં વિઘ્ન પણ ન આવે.' આવા અનેક સંવાદો રચાતા.

તે વખતે ભોજન ભૂખ્યો નહિ પણ ભજન ભૂખ્યો સત્સંગ હતો. તેથી સહુને બહુ મજા આવતી. ત્યારે સંપત્તિ કરતાં સદ્‌મતિ અને સમજણ વધારે હતી. અને તેનું કારણ અખંડ કથાવાર્તાનો અખાડો ચાલુ રહેતો. કથાવાર્તાથી આસક્તિ ટળે છે. સહુને સુખ-શાંતિ, સંપ અને આનંદ મળે છે. માટે જ બધાએ ભેળા મળીને આખો દિવસ સત્સંગ કથાવાર્તા કરવાનું નક્કી કર્યું હતું. તેથી આખું વાતાવરણ દિવ્યતાથી છલકાયું હતું.જ્યારે આ સત્સંગ છાવણી પૂરી થઈ ત્યારે સહુ કહેતા કે, જેમ સાગર જેવો એક સાગર છે, સૂર્ય જેવો એક સૂર્ય છે, તેમ આ જ્ઞાનયજ્ઞ જેવો તો આ એક જ જ્ઞાનયજ્ઞ છે. અચિંત્યાનંદ વર્ણી કહે, 'હું ધ્યાનમાં અક્ષરધામમાં જાઉં છું તો ત્યાં પણ આ જ્ઞાનયજ્ઞની વાતો વખણાય છે.'

**ધ્યાનમાં એવું દેખું છું હુંય, તે થકી તમને કહું છુંય; સદા એવા આચારજ થાજો, જન સર્વમાં સારા ગણાજો.**
**સુખ ને શાંતિ સર્વને થાય, એવાં કામ તે કરજો સદાય; જ્ઞાનયજ્ઞનું વર્ણન ભાવે, કોઈ સાંભળે કે જો સુણાવે.**
**પ્રભુજી તેને થાય પ્રસન્ન, પૂરે ઈચ્છા જેવી હોય મન; અહો રાય પુરો ધરી પ્યાર, બોલો શ્રીજીનો જયજયકાર.**

આમ આ સત્સંગ છાવણી સત્સંગમાં સદા અમર બની ગઈ. સં.૧૯૧૨ કાર્તિકી પૂનમના દિવસે આ ઐતિહાસિક સત્સંગ છાવણીની પૂર્ણાહુતિ થઈ. સહુ ભક્તો દિવ્યાનુભૂતિને માણતાં અને વાગોળતાં પોતપોતાને ઘેર ગયા. મોટા મોટા સદ્‌ગુરુઓ વડતાલમાં જ રોકાયા.

### ➠ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથરચનાની પૂર્વભૂમિકા :

પછી સં.૧૯૧૨ કારતક વદ બીજને દિવસે વડતાલમાં ગાદીવાળા મેડે રઘુવીરજી મહારાજે ગુણાતીતાનંદ સ્વામીને **પ્રશ્ન** પૂછ્યો, "હે સ્વામી ! મહારાજનાં ચરિત્ર દીઠાં હોય, ઐશ્વર્ય—પ્રતાપ જોયો હોય અને સાંભળ્યો હોય તોપણ જીવ કહેતા કે લખતા કેમ અટકે છે ? જેમ છે તેમ ભગવાન શ્રીહરિની સર્વોપરિતા બધા લખી કે કહી કેમ શકતા નથી" ત્યારે સ્વામીએ કહ્યું, "એક ઘોડાને સ્વપ્નમાં તેનો પગ ભાંગી ગયો છે, એમ લાગ્યું. પછી તે જ્યારે જાગ્યો ત્યારે પણ પગ અધ્ધર તોળીને ઊભો રહ્યો. તેથી ઘોડાના ધણીને થયું કે આને શું થયું છે ? પછી તો વૈદ્ય હકીમોને બોલાવ્યા. પણ કોઈ કાંઈ કળી શક્યું નહીં. છેવટે એક હોશિયાર વૈદ્યે કહ્યું, 'આ ઘોડાનો પગ ભાંગ્યો નથી ને કાંઈ માંદોય થયો નથી, પણ એને તો સ્વપ્ન થયું છે. માટે બસેં ઘોડા સાબદા કરો ને તોપુંના ને બંદૂકુંના ભડાકા કરવા માંડો એટલે ચમકશે; તેથી સ્વપ્ન થયું છે તે મૂકી દેશે.'

આ દૃષ્ટાંતનો સિદ્ધાંત શું ? તો, શ્રીજીમહારાજનાં ચરિત્ર દીઠાં હોય અને સાંભળ્યાં હોય છતાં જેને શાસ્ત્રના શબ્દોની **ભ્રાંતિ** પડી ગઈ છે તે કહેતા-લખતા અટકે છે. પણ આમ ને આમ સ્વામિનારાયણ ભગવાનના સર્વોપરિ સ્વરૂપની વાતો કર્યા કરીશું એટલે તેને શાસ્ત્રના શબ્દની ભ્રાંતિ ટળી જશે. અને મહારાજનું જેવું છે તેવું સ્વરૂપ હૈયામાં સમજાઈ જશે. પછી લખતા નહિ અટકે. અને જ્યારે શ્રીજીમહારાજનું સ્વરૂપ સમજાશે ત્યારે અંતરમાં આનંદના ફુવારા છૂટશે." આ **વાત** સાંભળી સહુ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા.

પછી તે દિવસ કથાની સમાપ્તિ થઈ તે વખતે શુકાનંદ સ્વામી તથા પવિત્રાનંદ સ્વામી વિગેરે **સદ્‌ગુરુઓ** સભામાં બેઠા હતા. પછી રઘુવીરજી મહારાજની ગાદી ઉપર ચંપાનાં **ત્રણ ફૂલ** હતાં. તેને ગોઠવીને **આચાર્યશ્રી** બોલ્યા જે, 'હે સંતો ! કેટલાક તો આ પહેલા ફૂલ સુધી પહોંચે છે, (કહેતા શ્રીજીમહારાજને રામ જેવા જાણે છે) અને કેટલાક આ બીજા ફૂલ સુધી પહોંચે છે, (કહેતા શ્રીજીમહારાજને શ્રીકૃષ્ણ જેવા જાણે છે) અને કેટલાક આ ત્રીજા ફૂલ સુધી પહોંચે છે, (કહેતા મહારાજને સર્વ અવતારના અવતારી, અક્ષરાધિપતિ, સર્વોપરિ **પુરુષોત્તમ નારાયણ** જાણે છે.) પરંતુ આ ત્રીજા ફૂલ સુધી બહુ ઝાઝા પૂગતા નથી. (અર્થાત્ સર્વ અવતારોથી પર સર્વ અવતારના અવતારી અક્ષરધામાધિપતિ **શ્રીજીમહારાજ** છે. આવું **રહસ્યજ્ઞાન** બહુ ઓછા સમજે છે.)'

એ સમયે સભામાં બેઠેલા **ગુણાતીતાનંદ સ્વામી** રઘુવીરજી મહારાજના કહેવાનો મર્મ સમજી ગયા. એમણે એ છેલ્લું ફૂલ ઉઠાવી અચિંત્યાનંદ બ્રહ્મચારીના માથે મૂક્યું અને બોલ્યા, "બાપજી ! આ ફૂલ સુધી આ બ્રહ્મચારી પહોંચ્યા છે."

ત્યારે **રઘુવીરજી મહારાજ** હસીને કહે, "સ્વામી ! પારસો આવ્યો કે શું ?" પારસો કહેતાં વાછડાને જોઈને ગાયના આંચળમાંથી દૂધની ધારા ફૂટવા માંડે એને પારસો આવ્યો કહેવાય. ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, "પાત્ર હોય તો પારસા આવે. જેમ વાછડાને જોઈને ગાયને પારસો આવે એમ સુપાત્ર શિષ્યને જોઈને સદ્‌ગુરુને પારસો આવે છે." કહેતાં સત્કાર્ય કરાવવાની કૃપા વરસવા લાગે છે.

તે સમયે રઘુવીરજી મહારાજ અને ગુણાતીતાનંદ સ્વામી પરસ્પર સંકેતમાં શું વાત કરી રહ્યા છે ? એની કેટલાક મહાન સંતો સિવાય ભાગ્યે જ કોઈને ગમ પડતી હતી. થોડીવાર કથાવાર્તા થયા પછી સભા બરખાસ્ત થઈ. પછી આચાર્યશ્રી અને મોટેરા સંતો બેઠા હતા ત્યારે **ગુણાતીતાનંદ સ્વામી** કહે,

**સત્સંગિજીવન ગ્રંથ જેહ, સારું છે ધર્મશાસ્ત્ર તો તેહ; રીત ધર્મની વર્ણવી પૂરી, લીલા રહી છે જ તો અધૂરી.**
**માટે હે રઘુવીરજી આપ, વર્ણવો શ્રીહરિનો પ્રતાપ; હરિલીલા કલ્પતરુ નામ, ભક્તિશાસ્ત્ર રચો સુખધામ.**

સત્સંગિજીવન ગ્રંથ સારો છે. તે ધર્મશાસ્ત્ર હોવાથી તેમાં ધર્મની રીતો વિશેષ લખી છે. તેથી શ્રીજીમહારાજની પૂરેપૂરી લીલા તથા પ્રતાપ તે ગ્રંથમાં લખાણાં નથી. માટે હે રઘુવીરજી ! આપ શ્રીજીમહારાજનાં તમામ લીલા-ચરિત્રો અને ઐશ્વર્ય-પ્રતાપને વર્ણવતો એક **અનુપમ ગ્રંથ** રચો. અને તેમાં આપની તથા મોટા સંતોની અનુભવ વાણીને યથાર્થ રૂપમાં લખો; જેથી યુગો સુધી અનેક મુમુક્ષુઓને ભગવાનનું સ્વરૂપ સમજવા માટે **દીવાદાંડી** બની જાય.

આ પ્રસંગથી રઘુવીરજી મહારાજના અંતરમાં ગ્રંથ રચવાની **પ્રેરણા** થઈ. પછી તેઓ એકાંતમાં બેસીને **વિચાર** કરવા લાગ્યા કે, 'સર્વાવતારી શ્રીજીમહારાજનાં દિવ્યાતિદિવ્ય ચરિત્રો અને અનુપમ ઐશ્વર્યોથી ભરપૂર એક મહાન ગ્રંથ રચાય તો સારું. પરંતુ તે કેવી રીતે બનાવવો ? શ્રીજીમહારાજની ઈચ્છા હોય અને તેઓ જ સહાય કરે તો જ આવો **અજોડ ગ્રંથ** રચી શકાય.'

### ➠ ભગવાન શ્રીહરિએ દર્શન આપી ગ્રંથ રચવાની પ્રેરણા કરી :

પછી હૃદયથી ભગવાન શ્રીહરિની **પ્રાર્થના** કરી. તે જ સમયે ભગવાન શ્રીસ્વામિનારાયણ પ્રગટ થયા. આ વાત શ્રીહરિલીલાકલ્પતરુ ૧/૧૧/૬માં લખી છે :

**सद्विचारमिति कुर्वति तस्मिन् प्रीत एव स तदाशयवेत्ता ।**
**श्रीहरिर्निजविधिप्रसिताय स्वीयदर्शनमदान्नृप तस्मै ॥**

આ પ્રમાણે રઘુવીરાચાર્ય **સદ્‌વિચાર** કરતા હતા. એ સમયે તેમના સંકલ્પને જાણનારા શ્રીહરિએ અતિ પ્રસન્ન થઈ દર્શન આપ્યાં. તેથી આચાર્યશ્રી **સ્તુતિ** કરતાં કહેવા લાગ્યા, "હે નાથ ! કેવળ અકારણ કરુણા કરી આપે મનુષ્યશરીર ધારણ કર્યું. અનંત પાપી જીવોનો ઉદ્ધાર કર્યો. આપ સત્ય, શૌચ અને વાત્સલ્યાદિક અનેક ગુણોના સાગર છો. તમામ દેવો, ઈશ્વરો અને અક્ષરાદિક મુક્તોને પણ પ્રાર્થનીય, સેવનીય અને ભજનીય છો."

ત્યારે કરુણાસાગર સર્વાવતારી શ્રીહરિએ કહ્યું, "હે રઘુવીર ! તમોએ ધર્મમાં રહી મને પ્રસન્ન કરવા માટે અનેક કાર્યો કર્યાં છે; તેથી હું અતિ પ્રસન્ન થયો છું. માટે હે બુદ્ધિશાળી ! તમે **વરદાન** માગો, હું તમારા તમામ મનોરથ પૂર્ણ કરીશ." આવું શ્રીહરિનું વચન સાંભળીને બે હાથ જોડી રઘુવીરજી મહારાજે કહ્યું, "હે સુખસાગર શ્રીહરિ ! હું આપનાં ચરણની સેવા સિવાય બીજું કાંઈ ઈચ્છતો નથી. કેમ જે, આપ સર્વ અવતારના અવતારી અને સર્વ કારણનું કારણ મને પ્રત્યક્ષ મળ્યા છો, તેથી અન્ય કોઈ ઈચ્છા નથી. પરંતુ,

**तस्माद् यदा त्वं नु मयि प्रसन्नो मद्-याचितं देहि तदा वरं मे । यथा परत्वं पुरुषोत्तमत्वं तवाऽवतारित्वमनन्यतुल्यम् ॥**
**तथैव तद्वर्णनयुक्तमग्र्यं त्वदीयलीलाग्रथनोपपन्नम् । ग्रन्थं चिकीर्षामि मनोरथं मे त्विमं दयाब्धे ! सफलीकुरु त्वम् ।**

(श्रीहरिलीलाकल्पतरु : १/१३/९-१०)

હે દયાસાગર શ્રીહરિ ! જો તમે મારી ઉપર પ્રસન્ન થયા હો તો આપનું જેવું સર્વોપરિ પુરુષોત્તમ સ્વરૂપ છે; તેની તુલનામાં બીજા કોઈ અવતારો આવે એમ નથી, એવા આપના સર્વાવતારી સ્વરૂપ અને તે સ્વરૂપની અનુપમ દિવ્ય લીલાના વર્ણનવાળો **સર્વોત્તમ ગ્રંથ** રચવાની મારી ઈચ્છા છે. તે ઈચ્છા પૂર્ણ થાય એવો **વર** આપ મને આપો.''

આવી તેમની વિનંતી સાંભળી ભગવાન શ્રીહરિએ કહ્યું, ''હે બુદ્ધિમાન રઘુવીર ! તમો મારાં ચરિત્રોથી યુક્ત ગ્રંથ રચો તેમાં હું રાજી છું. મારી આજ્ઞાથી તમોએ રચવા ઈચ્છેલો ગ્રંથ અર્થગંભીર, સર્વોત્તમ, અતિ અનુપમ, અને સંસારરૂપી તીવ્ર રોગથી પીડાતા જનો માટે ઉત્તમ ઔષધ જેવો થશે. મારી કૃપાથી તમારા શુદ્ધ અંતરમાં મારાં વિવિધ પ્રકારનાં ચરિત્રો તમને સ્ફુરશે; એવી **સર્વજ્ઞતા** આપું છું.'' આમ, અતિ પ્રસન્ન થયેલા શ્રીહરિ વરદાન આપી તત્કાળ અંતર્ધાન થયા.

### ➠ શ્રીરઘુવીરજી મહારાજ, ગુણાતીતાનંદ સ્વામી અને બ્રહ્મચારીનો સંવાદ :

ભગવાન શ્રીહરિના વરદાન મુજબ શ્રીરઘુવીરજી મહારાજના દિલમાં આવાં તો અનેક શ્રીહરિનાં ઐશ્વર્ય, પ્રતાપયુક્ત ચરિત્રો સ્ફુરવા લાગ્યાં. પછી તેમણે વિચાર્યું કે, આવાં ચરિત્રો ગ્રંથમાં લખવામાં આવે તો વર્ષો અને યુગો સુધી લોકોને તેનો લાભ મળે અને સહુ શ્રીજીમહારાજનો જેમ છે તેમ મહિમા સમજી મહાસુખને પામે.

પરંતુ સંસ્કૃત ભાષામાં આવો મોટો ગ્રંથ રચે કોણ ? કોઈ મોટા વિદ્વાન સંત ગ્રંથ રચે તો તેને વ્યવસ્થિત તપાસી શકે, એવી શક્તિ અને સમય તેમની પાસે હતો પરંતુ રઘુવીરજી મહારાજ પોતે વિશાળકાય ગ્રંથની રચના કરી શકે એવા વિદ્વાન તથા કવિ ન હતા. એટલે રઘુવીરજી મહારાજ વિચારતા હતા કે, 'ગ્રંથ કોણ રચશે ?' ત્યારે ગુણાતીતાનંદ સ્વામી કહે, 'આ **અચિંત્યાનંદ બ્રહ્મચારી** ગ્રંથ બનાવશે.'

તેથી રઘુવીરજી મહારાજે ગુણાતીતાનંદ સ્વામીની હાજરીમાં અચિંત્યાનંદ બ્રહ્મચારીને બોલાવીને કહ્યું, ''વર્ણિરાજ ! તમારામાં ભક્તિ અને વિદ્વત્તા બંને છે. અમારા અંતરની ઈચ્છા છે કે તમે ભગવાન શ્રીહરિનું સર્વોપરિપણું પ્રતિપાદિત થતું હોય એવો ગ્રંથ રચો.''

પછી અચિંત્યાનંદ બ્રહ્મચારી થોડીવાર મૂંઝાયા, 'આવો ગ્રંથ મારાથી કેમ થઈ શકશે ?' પછી તેઓ કહે, 'મહારાજ ! એવડો મોટો ગ્રંથ હું ન કરી શકું. હું તો બહુ મહેનત કરું ત્યારે આખા દિવસમાં દસ-પંદર શ્લોક માંડ માંડ બનાવી શકું છું. માટે એવડો મોટો ગ્રંથ મારાથી શી રીતે બની શકે ?' ત્યારે ગુણાતીતાનંદ સ્વામીએ કહ્યું, ''બ્રહ્મચારીજી ! રઘુવીરજી મહારાજની ઈચ્છા છે, એટલે આ ગ્રંથ રચવામાં શ્રીજીમહારાજ અવશ્ય તમને શક્તિ આપશે.'' ત્યારે બ્રહ્મચારી બોલ્યા, ''આપ બંને દયા કરો. પણ મારો ગજ તેમાં વાગે એમ નથી.''

ત્યારે **ગુણાતીતાનંદ સ્વામી** કહે, 'શ્રીહરિ સહાય કરશે, માટે હા પાડો, તમારાથી ગ્રંથ બનશે બનશે ને બનશે જ.' એમ કહી સ્વામીએ રાજી થઈને પોતાની ડોકમાંથી પુષ્પનો હાર કાઢીને બ્રહ્મચારીને કહ્યું, 'લ્યો આ ગ્રંથ રચવાનો હાર.' એમ કહીને બ્રહ્મચારીની ડોકમાં હાર પહેરાવ્યો. છતાં બ્રહ્મચારી કહે, 'મારાથી આવો મોટો ગ્રંથ શી રીતે બનશે ?'

ત્યારે સ્વામીએ વાંસો થાબડીને કહ્યું, 'આવા મોટા સાધુ, આચાર્ય અને શ્રીજીમહારાજને સંભારીને ચાલું કરો; તમારાથી જરૂર બનશે.' એમ કહી ભગવાન શ્રીહરિનું રહસ્ય સમજાવતાં કહ્યું, 'શબ્દ માત્ર આ ત્રીજા ફૂલ સુધી પહોંચે તેમ ગ્રંથની રચના કરજો.'

ત્યારે **શુકાનંદ સ્વામી** કહે, 'બીજો ગ્રંથ થાય તો સત્સંગિજીવનનો મહિમા ઘટે ને એ બ્રહ્મચારીને શું ગ્રંથ કરતા આવડે ?' ત્યાં રાજભોગ આરતીનો ડંકો થયો એટલે સભા સહુ ઊઠી ગઈ. પછી બ્રહ્મચારી ઘણા જ મૂંઝવણમાં પડ્યા. તેથી રાત્રિએ ગુણાતીતાનંદ સ્વામી તેમના આસને ગયા. ત્યારે તે કહે, 'આપ આજ્ઞા કરો છો પણ મારામાં એવી શક્તિ નથી અને મારી સહુ ઠેકડી કરે એવું થાશે. વળી, શુક સ્વામીની પણ મરજી નથી જણાતી.'

ત્યારે **ગુણાતીતાનંદ સ્વામી** કહે, 'તમારી શક્તિને તમે જાણતા નથી. કદાચ શક્તિ ન હોય તો શ્રીહરિ અને મોટા સંતો તે શક્તિ આપશે, માટે ગ્રંથ કરો. અને શુક સ્વામી તથા મેંગણીનરેશ માનભાના સંવાદમાં ગ્રંથ રચજો, તેથી શ્રીહરિ અને સહુ સંતો-ભક્તો રાજી થશે.'

આ સમયે રઘુવીરજી મહારાજ પણ ત્યાં બેઠા હતા. તેમણે નિજઅનુભવ જણાવતાં કહ્યું, ''વર્ણિરાજ ! ગઈ કાલે રાતે શ્રીજીમહારાજે મને દિવ્ય દર્શન દઈને આવો ગ્રંથ રચવાની **આજ્ઞા** કરી છે. મારા મનમાં થતું હતું કે આવો ગ્રંથ કરનાર વિદ્વાન કોણ મળશે ? ત્યાં તો કોઈને માથે હાથણી કળશ ઢોળે એમ આ જૂનાગઢના જોગીએ શ્રીજીમહારાજની ઈચ્છાથી જ આપને માથે ફૂલ મૂકીને કળશ ઢોળ્યો છે; માટે અવઢવ છોડી ગ્રંથ રચવા માંડો અને મને દર્શન દઈને શ્રીહરિએ આપેલી **સર્વજ્ઞતા** હું તમને આપું છું, માટે તમારાથી ગ્રંથ થશે.''

ત્યારે અચિંત્યાનંદજી **બ્રહ્મચારી** બોલ્યા, ''આપ જેવા બન્ને મહાન પુરુષોની આજ્ઞા છે એટલે હું અવશ્ય પ્રયાસ કરીશ..!'' બ્રહ્મચારીની સંમતિ સાંભળીને બન્ને મહાપુરુષો ખૂબ જ રાજી થયા.

**➠ ભગવાન શ્રીહરિએ બ્રહ્મચારીને દર્શન આપી ગ્રંથ રચવા કહ્યું :**

પછી બ્રહ્મચારી ત્યાંથી પોતાને આસને ગયા. અને એ સંકલ્પમાં જ સૂતા. ત્યારે શ્રીજીમહારાજે રાત્રિએ બ્રહ્મચારીજીને સાક્ષાત્ દર્શન દઈને કહ્યું જે, 'શું સંકલ્પ કરો છો ? રઘુવીરજી મહારાજ તથા ગુણાતીતાનંદ સ્વામીએ ગ્રંથ કરવાની આજ્ઞા કરી છે. વળી, રઘુવીરજીને મેં આપેલી સર્વજ્ઞતા તેમણે તમને આપી છે; માટે તમે ગ્રંથ કરો. તમારાથી ગ્રંથ બહુ જ સારો થશે. અને હું પણ તમારી સાથે રહી તમારા અંતરમાં **પ્રેરણા** કરીશ, માટે મૂંઝાતા નહીં.' આમ કહી બ્રહ્મચારીને સર્વજ્ઞતાનો અનુભવ કરાવી શ્રીજીમહારાજ અદૃશ્ય થઈ ગયા. પછી બ્રહ્મચારી ખુશ થયા ને બીજે દિવસે ગુણાતીતાનંદ સ્વામી તથા રઘુવીરજી મહારાજની આગળ રાત્રિનો અનુભવ કહી પ્રસન્નતાપૂર્વક ગ્રંથ રચવાની હા પાડી.

પછી બીજે દિવસે રઘુવીરજી મહારાજે સહુ સંતોને બોલાવ્યા અને કહ્યું, ''તમોએ ભગવાન શ્રીહરિની લીલાના જોયેલા અને અનુભવેલા જે જે પ્રસંગોના **ખરડા** લખ્યા છે તે અમને આપો; આપણે એક અનુપમ ગ્રંથ રચવો છે. અને શ્રીહરિએ મને તથા વર્ણિરાજને દર્શન આપીને તે ગ્રંથ રચવાની **આજ્ઞા** કરી છે.'' તેથી જેની પાસે શ્રીજીમહારાજની લીલાના તથા વાતોના ખરડા લખેલા હતા, તે ખરડાઓ સહુ સંતો પ્રેમથી આપવા લાગ્યા. અને જેમ જેમ ખરડાઓ આવતા ગયા તેમ તેમ રઘુવીરજી મહારાજ અચિંત્યાનંદ બ્રહ્મચારીને આપવા લાગ્યા.

વળી, શ્રીજીમહારાજે જ્યારે દર્શન આપ્યાં ત્યારે કહ્યું હતું, 'તમોને અમારા અનેક દિવ્યપ્રસંગો અંતરમાં સ્ફુરશે.' આ વરદાન અનુસાર રઘુવીરજી મહારાજને એક પોતે શ્રીહરિની ચરણચંપી કરતાં **નજરે નિહાળેલો પ્રસંગ** અંતરમાં સ્ફુરવા લાગ્યો.

આ પ્રસંગને કહેવા માટે **રઘુવીરજી મહારાજ** રાત્રિએ અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે ગયા. અને અતિ સ્નેહથી તે પ્રસંગને કહેતા થકા બોલ્યા, 'વર્ણિરાજ ! એક સમે શ્રીજીમહારાજ ગઢડામાં આથમણા બારના ઓરડાની ઓસરીએ સભા કરીને વિરાજમાન હતા. તે સમે થાળ થયો એટલે બ્રહ્મચારી મહારાજને જમવા બોલાવવા આવ્યા. તેથી શ્રીજીમહારાજ મારા ઘરે જમવા પધાર્યા. તે થાળ જમીને મહારાજ મુખવાસ જમતાં જમતાં અક્ષરઓરડીએ પધાર્યા અને ત્યાં સંતો-ભક્તોને વાતો કરવા માંડ્યા; ત્યારે હું ત્યાં ગયો.

ત્યારે શ્રીજીમહારાજે મને પૂછ્યું જે, ''તમે જમ્યા ?'' ત્યારે મેં કહ્યું, ''હા, હું જમ્યો.'' ત્યારે મહારાજની સેવામાં લાખા ભક્ત હતા. તેણે કહ્યું જે, ''હવે સર્વે સભા ઊઠો, મહારાજને પોઢવું છે.'' એટલે સૌ ઊઠ્યા અને પોતપોતાને આસને ગયા.

ત્યારે મહારાજે મને કહ્યું જે, ''તમે અહીં બેસી રહો.'' અને સેવક લાખાને કહ્યું જે, ''તું જા.'' એટલે તે ગયા. પછી હું થોડીવાર મહારાજ પાસે બેઠો અને શ્રીહરિનાં ચરણ ચાંપવા માંડ્યો.

તે સમે અક્ષર ઓરડીના આથમણા બારણામાં સારંગપુરના પુંજાભગત બેઠા હતા. તે પુંજાભક્તે મહારાજનાં ચરણારવિંદ સામું જોયું, ત્યારે પુંજાભગતને મનસૂબો થયો જે, 'મહારાજનાં ચરણારવિંદમાં ચિહ્ન અને ઊર્ધ્વરેખાઓ કેવી હશે ?' એમ કરીને મહારાજના ઢોલિયા પાસે જઈને પુંજાભગત મહારાજનાં ચરણારવિંદમાં જોવા મંડ્યા.

હે વર્ણિરાજ ! ત્યારે મેં કહ્યું જે, ''શું જુવો છો ?'' ત્યારે પુંજાભગત કહે, ''ગરીબ ઉપર દયા કરી બોલશો નહીં.'' તેથી હું મૌન રહ્યો. ત્યારે ઊર્ધ્વરેખાએ સહિત સોળે ચિહ્ન પુંજાભક્તને દેખાણાં. તે ઊર્ધ્વરેખાએ સહિત સોળે ચિહ્ન સારી પેઠે પુંજાભક્તે નીરખ્યાં. ત્યાં ઊર્ધ્વરેખામાંથી અને સોળ ચિહ્નમાંથી તેજનો મહાસુખદાયક સમૂહ દેખાણો. તે એક ઘડી સુધી દેખાણો. પછી તે બધું તેજ ચરણારવિંદની ઊર્ધ્વરેખામાં તથા સોળ ચિહ્નમાં સમાઈ ગયું.

ત્યારે મહારાજ પોઢ્યા હતા, તે જાગીને બેઠા થયા ને પુંજાભગતને કહ્યું જે, ''તુંને કાંઈ દેખાણું ?'' ત્યારે પુંજાભગતે કહ્યું જે, ''મહારાજ, તમારાં ચરણારવિંદ નીરખતાં તેજ દેખાણું.'' પછી કહે, ''મહારાજ, તમને એક વાત પૂછવી છે.'' ત્યારે મહારાજ બોલ્યા જે, ''પૂછો.'' એટલે પુંજાભગત બોલ્યા જે, ''હે મહારાજ ! અક્ષરધામને વિષે ભગવાનનું સ્વરૂપ કેવું હશે ?''

ત્યારે શ્રીજીમહારાજે કહ્યું જે, ''બ્રહ્માના બાપ વૈરાજપુરુષ છે. તેને પણ એ અક્ષરધામમાં રહેલા ભગવાનના સ્વરૂપનું દર્શન નથી. અને વૈરાટબ્રહ્માના બાપ મહત્તત્ત્વ છે. તેને પણ તે ભગવાનના સ્વરૂપનું દર્શન નથી. અને મહત્તત્ત્વના બાપ પ્રધાનપુરુષ છે. તેને પણ તે ભગવાનના સ્વરૂપનું દર્શન નથી. અને પ્રધાનપુરુષના બાપ મૂળપુરુષ છે. તેને પણ એ અક્ષરાધિપતિ ભગવાનનું દર્શન ક્યારેક થાય ને ક્યારેક ન થાય. તે ભગવાનના સ્વરૂપનું દર્શન તો અક્ષરધામના મુક્તોને નિરંતર થાય છે અને

તમારે એ ભગવાનનું દર્શન થાય છે.'' તે સાંભળીને હું તથા પુંજાભક્ત અતિશય રાજી રાજી થઈ ગયા. આચાર્યશ્રીના મુખથી આ પ્રસંગ સાંભળી **બ્રહ્મચારી** ખૂબ જ રાજી થયા. તેમના અંતરમાં પણ શ્રીહરિના વરદાનથી જાણે નજરે નિહાળેલાં હોય એ રીતે શ્રીહરિનાં **અનેક ચરિત્રો** અને **પ્રસંગો** સ્ફુરવા લાગ્યાં.

### ➠ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથલેખનનો આરંભ :

બીજે દિવસે સં.૧૯૧૨ કારતક વદ-૪ (તા.૨૮/૧૧/૧૮૫૫, બુધવાર)ના રોજ શણગાર આરતીનાં દર્શન કરીને અચિંત્યાનંદ બ્રહ્મચારીએ રઘુવીરજી મહારાજ તથા સૌ સદ્‌ગુરુઓનો રાજીપો અને ભગવાન શ્રીહરિની મરજી જોઈ હરિમંડપ પાસે મૂળજી બ્રહ્મચારીના આસનની સમીપમાં અચિંત્યાનંદ બ્રહ્મચારીનું આસન હતું. તે સ્થાને બેસીને શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ કરવાની શરૂઆત કરી. તે રાજભોગની આરતી થઈ ત્યાં સુધીમાં પોણોસો (૭૫) શ્લોક રચ્યા. પછી જમવા બેઠા. ત્યારબાદ જમીને ગ્રંથ લખવા બેઠા, તે ઠાકોરજી જાગતા સુધીમાં બીજા પંચોતેર શ્લોક કર્યા. અને સાંજ સુધીમાં કુલ **બસો શ્લોક** રચ્યા.

ત્યારે રઘુવીરજી મહારાજ તેમની પાસે આવ્યા અને કહ્યું, 'બ્રહ્મચારીજી ! આપ કહેતા હતા કે મારાથી આખા દિવસમાં માંડ દશ પંદર શ્લોક રચાય છે અને આજ તો તમે બસો શ્લોકો રચી નાખ્યા..!' ત્યારે તેઓ કહે, 'શ્રીહરિ જ અંતરથી **પ્રેરણા** કરે છે અને લખાવી રહ્યા છે; તેવો મને **અનુભવ** થાય છે. અને ભગવાન કરે તો શું ન થાય ?'

વળી, **બ્રહ્મચારી** સંતોને કહેતા કે, ''એક દિવસ સવારે વહેલા ઊઠીને હું દીવે લખતો હતો. ત્યાં રઘુવીરજી મહારાજ મારી પાસે આવીને જરાવાર ઊભા રહ્યા. તે જ્યારે મને ખબર પડી, ત્યારે મેં મહારાજશ્રીને આસન નાખી દીધું. તેથી તે બહુ હેતથી મારી પાસે બેઠા. અને મને કહે કે, 'બહુ ઉતાવળે આમ કેમ લખી શકો છો ?' ત્યારે મેં તેમને કહ્યું જે, 'હે મહારાજશ્રી ! ભગવાન શ્રીહરિ તથા સદ્‌ગુરુ શ્રી ગોપાળાનંદ સ્વામી, સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામી વગેરે સદ્‌ગુરુઓને સંભારીને જરા વિચાર કરું છું તેવામાં તો શબ્દોની હારના સમૂહના સમૂહ મારી આગળ દેખાય છે. અને જાણે કે તે ગ્રંથમાં જોડાવા ઉતાવળ કરતા હોય એમ મને લાગે છે.'' એમ કહ્યું. તેથી **રઘુવીરજી મહારાજ** બહુ જ રાજી થયા.

આ રીતે ભગવાન શ્રીહરિ, આચાર્ય મહારાજ અને ગુણાતીતાનંદ સ્વામીની **સંપૂર્ણ કૃપા** વરસી. તેથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીને શાસ્ત્રમાત્રનું સર્વજ્ઞપણું સહજમાં જ પ્રાપ્ત થયું. પછી તો ગ્રંથ રચવા માટે જેવો સંકલ્પ કરે તેવું તત્કાળ જ ભગવાન શ્રીહરિ સિદ્ધ કરી આપતા.

એ પ્રમાણે બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામીએ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ રચતા હતા. તેમની સાથે મદદમાં પીજના પંડિત **ભોળાનાથ ભટ્ટ** તથા લહિયા તરીકે **પરમસુખદાસજી** સ્વામી અને પુરાણી **મધુસૂદનદાસજી** સ્વામીને રાખ્યા હતા. આ રીતે આ ગ્રંથરચનાની ભગવાન શ્રીહરિએ જ પ્રેરણા કરી, શ્રીહરિએ જ મદદ કરી અને શ્રીહરિની કૃપાથી જ ગ્રંથ રચાયો છે. આ આખો **ઈતિહાસ** ગ્રંથની પ્રામાણિકતા વિશેનો **દસ્તાવેજી પુરાવા સમાન** છે અને ગ્રંથ પણ સ્વતઃસિદ્ધ **પ્રમાણભૂત** છે. કેમ જે, ભગવાન શ્રીહરિએ જ દર્શન આપી, પ્રસન્ન થઈ ગ્રંથ રચવાની **આજ્ઞા** આપી છે. સંપૂર્ણ સિદ્ધ થવાનું **વરદાન** આપ્યું છે. સાથોસાથ આવા અનુપમ ગ્રંથની રચનામાં આવશ્યક **સર્વજ્ઞપણું** પણ આપ્યું છે.

વેદવ્યાસકૃત શ્રીમદ્‌ભાગવતના ઘણા પ્રસંગો સમાધિ ભાષાના કહેવાય છે. પરંતુ આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથની રચના તો શ્રીહરિની જ ઈચ્છાશક્તિ અને જ્ઞાનશક્તિના સંચારથી થઈ છે. માટે આ ગ્રંથ **અત્યંત પ્રમાણભૂત** છે. આટલો ઈતિહાસ જાણ્યા પછી હવે આ ગ્રંથની પ્રામાણિકતા વિશે બીજાં કોઈ પ્રમાણ શોધવાના રહેતાં નથી.

**હરિ તણી કરુણાથી કામ થાય, વણ કરુણાથી ન કોઈએ કરાય;**
**સુર સુરપતિ આદિ જીવ છોટા, હરિકરુણાથી થયા જ સર્વ મોટા.**

જ્યારે હરિવર કરુણા કરે ત્યારે અશક્ય કામ પણ શક્ય થઈ જાય છે. અને દશ વર્ષનું કામ બે વર્ષમાં થાય એવી ઝડપ આવે છે. પ્રભુની કરુણા વિના કાંઈ થતું નથી. નાના એવા જીવો પણ શ્રીહરિની કૃપાથી મોટામોટા દેવો અને ઈશ્વરો જેવી મોટપને પામ્યા છે. અરે... ! અક્ષરમુક્તોની સ્થિતિ પણ શ્રીહરિ જ કરુણા કરીને આપે છે. પરંતુ જ્યાં સુધી આપણામાં અહમ્ હોય ત્યાં સુધી શ્રીહરિની કરુણાનાં દર્શન થતાં નથી. અહંશૂન્ય વ્યક્તિને જ પરમેશ્વરની **કૃપા**નાં **દર્શન** થાય છે. આ ગ્રંથના રચયિતા અને પ્રેરક અહંશૂન્ય છે તેથી એમને હરપળ શ્રીહરિની કરુણાનાં દર્શન થાય છે. આપણે પણ એવા અહંશૂન્ય બનીએ.

આ સમયે શુકમુનિ વગેરે સંતો હરિવાક્યસુધાસિંધુની **'સેતુમાલા'** નામની **ટીકા** રચતા હતા. અને બ્રહ્મચારી અચિંત્યાનંદજી **હરિલીલાકલ્પતરુ ગ્રંથ** લખતા હતા. તેમને આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ ખૂબ **પ્રોત્સાહન** આપતા.

### ➠ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ પૂર્ણ અને તેની વિશેષતા :

આ જ સમયે વડતાલમાં સંતોની ધર્મશાળાની પૂર્વ દિશામાં આવેલ પ્રસાદીભૂત **બુરજ** નીચે, શાંતિદાયક ખંડમાં બેસીને આધારાનંદ સ્વામી હિન્દીભાષામાં શ્રીહરિચરિત્રામૃતસાગર જેવા મહાકાય ગ્રંથની રચના કરતા હતા. તો બીજી બાજુ એક ખંડમાં બેસીને અતિ સમર્થ અને મહાન વિદ્વાન અચિંત્યાનંદજી બ્રહ્મચારી સંસ્કૃતભાષામાં **શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ**ની **રચના** કરતા હતા. રઘુવીરજી મહારાજ તે ગ્રંથો નિત્ય વાંચતા હતા. કોઈ પોતાને **અલૌકિક ચરિત્ર** સ્ફુરી આવે તો તેમને કહેતા અને તે પણ ગ્રંથમાં લખાવતા. અને ગ્રંથના શ્લોકો વાંચતા અને સુંદર રચના જોઈ રાજી થતા.

પછી સં.૧૯૧૫માં પ્રબોધની ઉત્સવ વડતાલમાં ભવ્યતાપૂર્વક ઉજવાયો. હજારો સંતો-ભક્તો વડતાલધામમાં આવ્યા.

**આવી પ્રબોધિની એ સમે, સમૈયો થયો તે શુભ રીત; સંત હરિજન આવિયા, દેશોદેશ થકી અગણિત.**
**સભા વિશે સદ્‌ગુરુ કહે, જ્ઞાન ધ્યાન તણો ઉપદેશ; તે સુણતાં જન જાતિમાં, પ્રભુભક્તિ વધે જ વિશેષ.**
**સત્સંગી આપે રસોઈયો, એવો ઉત્તમ અવસર જોઇ; પૂજા આચારજ સંતની, કરે પ્રેમ અધિકથી કોઈ.**
**હરિલીલાકલ્પતરુ તણો, પોતે ગ્રંથ રચ્યો શુભ જેહ;**

આ રીતે સં.૧૯૧૫ પ્રબોધિની એકાદશી (તા.૧૭/૧૧/૧૮૫૮, બુધવાર)ના રોજ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ ત્રણ વર્ષના અંતે પૂર્ણ થયો. આ ગ્રંથનું માહાત્મ્ય ચૌદ અધ્યાયમાં પવિત્રાનંદ સ્વામીના નામે લખેલ છે. આમાં કુલ **બાર સ્કંધ** છે અને (આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી વિરચિત અને તેમની આજ્ઞાથી સાધુ પરમસુખદાસજી લિખિત પ્રતો અને તદનુસારી મુદ્રિત પ્રતો મુજબ) શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના **વૃત્ત પ્રમાણે** ૨૯,૨૨૮ શ્લોકો છે, **અનુષ્ટુપ્ શ્લોકો**ની ગણતી જણાવતાં આચાર્યશ્રી **વિહારીલાલજી મહારાજ** લખે છે તેમ;

**પણ લેખક ગણતી પ્રકાર, તેના શ્લોક તેત્રીશ હજાર; એકત્રીશ બસેં ઉપરાંત, તેમાં ભાસે નહીં કાંઈ ભ્રાંત.**

(શ્રીહરિલીલામૃત : ૧/૨)

લેખકની ગણતરી પ્રમાણે તેના તેત્રીશ હજાર બસો ને એકત્રીશ **શ્લોકો** થાય છે. તેમાં કોઈ સંશય નથી. વળી, આ ગ્રંથના માહાત્મ્ય ગ્રંથમાં કુલ ચૌદ અધ્યાય છે અને તેના **લેખક ગણતરી** મુજબ ૭૧૯ શ્લોક છે. આમ કુલ મળીને આશરે ચોત્રીશ હજાર શ્લોકોનો વિશાળકાય ગ્રંથ રચાયો છે. ભાગવતમાં ૧૮,૦૦૦ શ્લોકો છે. જ્યારે આ ગ્રંથમાં ૩૪,૦૦૦ શ્લોકો છે અને ભાગવત સાથે આ ગ્રંથનો તુલનાત્મક અભ્યાસ કરે તો સુજ્ઞ વિદ્વાનોના મતે ભાગવતથી પણ આ ગ્રંથનું લેવલ ઘણું ઊંચુ જણાય છે. આ ગ્રંથમાં જ્ઞાનની ગહેરાઈ, પરાભક્તિની પરાકાષ્ઠા તથા ભગવત્પ્રાપ્તિના ઉપાયોનું નિરૂપણ અષ્ટાદશ પુરાણો કરતાં પણ શ્રેષ્ઠ રીતે કર્યું છે. આ ગ્રંથની વિશેષતા વર્ણવતાં આચાર્ય **શ્રીવિહારીલાલજી મહારાજ** કહે છે,

**હરિલીલાકલ્પતરુ તણો, પોતે ગ્રંથ રચ્યો શુભ જેહ; સભા વિશે સર્વ આગળે, મૂક્યો તપાસવાને તેહ.**
**તે તતકાળ તપાસીને, બહુ રાજી થયા વિદ્વાન; સંત તથા સત્સંગીએ, કર્યું આચાર્યનું સનમાન.**
**પુસ્તકનું પૂજન કર્યું, આચારજે પૂરો ધરી પ્યાર; સહાય કારક જે હતા, પૂજ્યા તેહને પણ તેહ વાર.**

આ ગ્રંથને અનેક મોટા મોટા વિદ્વાનોએ તપાસ્યો, તેથી સહુ બહુ રાજી થયા. પછી આવા **ભગીરથ કાર્ય** કરવા બદલ તમામ સંતો અને સત્સંગીઓએ પ્રથમ ગ્રંથરાજનું તથા શ્રીરઘુવીરજી મહારાજનું **સન્માન-પૂજન** કર્યું. પછી આ નિમિત્તે રઘુવીરજી મહારાજે ગ્રંથના લેખક બ્રહ્મચારી અચિંત્યાનંદ સ્વામી તથા તેમની મદદ કરનારા શાસ્ત્રી માધવદાસજી સ્વામી, બ્રહ્મચારી હરિપ્રસાદાનંદ સ્વામી, લહિયા પરમસુખદાસજી સ્વામી વગેરે મહાપુરુષોની **પૂજા** કરી.

**હરિલીલાકલ્પતરુ નામે, ભક્તિશાસ્ત્ર રચ્યું એ જ કામે; તેમાં ધર્મ એકાંતિક તણું, પ્રતિપાદન કીધું છે ઘણું.**
**પોતે વરતિયા એ જ પ્રમાણે, સર્વ સંત ને હરિજન જાણે;**

સંપ્રદાયના ધર્મશાસ્ત્ર સત્સંગિજીવનમાં જ્યાં જ્યાં **પ્રસંગવિસ્તાર** હોય ત્યાં આ ગ્રંથમાં તે પ્રસંગ સંક્ષિપ્તથી વર્ણવી વિસ્તાર માટે સત્સંગિજીવનનું અનુસંધાન ટાંકવાનો **ઉલ્લેખ** છે. તે જ રીતે સત્સંગિજીવન ગ્રંથમાં જે પ્રસંગો સંક્ષેપમાં હોય તે પ્રસંગો આ ગ્રંથમાં વિસ્તારથી રજૂ કરેલ છે. તદુપરાંત નિત્યાનંદમુનિકૃત શ્રીહરિદિગ્વિજય ગ્રંથમાં પણ અમુક પ્રસંગ વિસ્તારથી લખેલા છે. તેનું **અનુસંધાન** પણ આ ગ્રંથમાં ટાંકવામાં આવેલ છે. અને એ ગ્રંથોમાં જે ન હોય તે સૈદ્ધાંતિક વાતો અને ચરિત્રો આ ગ્રંથમાં વિસ્તારથી છે. આમ, આ **ત્રણેય ગ્રંથો** એકમેકના **પૂરક** છે; તે આ ગ્રંથની **વિશેષતા** છે.

વિશેષમાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ આ મહાન ગ્રંથની રચના કરી છતાં પણ તેનો સમગ્ર યશ તેમણે આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજને આપેલો અને તે આચાર્યશ્રીના નામે જ પ્રસિદ્ધ કરેલો. આ બાબત બ્રહ્મચારી અચિંત્યાનંદજીનું નિર્માનીપણું અને ગુરુભક્તિ દર્શાવે છે. તેઓના આ ગુરુભક્તિના ગુણને લીધે જ તેઓ દ્વારા ભગવાન શ્રીહરિએ અનેક સત્કાર્યો કરાવ્યાં છે.

### ➠ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ પર ટીકા અને કથાની વિગત :

પછી તે સમયે રઘુવીરજી મહારાજે ભગવત્પ્રસાદજી મહારાજને યોગ્ય વિદ્વાન પાસે તેના પર **ટીકા** કરાવવાની **આજ્ઞા** કરી. તે મુજબ પંડિત ભોળાનાથ ભટ્ટ, મહા વિદ્વાન શાસ્ત્રી માધવદાસજી સ્વામી અને હરિલીલાકલ્પતરુ ગ્રંથના લેખક અચિંત્યાનંદ બ્રહ્મચારી વગેરે મહાપુરુષોએ મળી ભગવત્પ્રસાદજી મહારાજના નામે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ ઉપર **રસબોધિની** નામની **ટીકા** લખી. આ ટીકા સં.૧૯૨૩ શ્રાવણ વદ-૮, જન્માષ્ટમીના દિવસે વડતાલધામમાં પૂર્ણ થઈ હતી.

**વર્ષાઋતુ સારી સુહાવી, તેમાં ગોકળ અષ્ટમી આવી; હરિલીલાકલ્પતરુ કેરી, ટીકા પૂરી થઈ તે ભલેરી.**
**તેનો ઉત્સવ ઉત્તમ કીધો, પોતે ટીકા કરી જશ લીધો; શુકાનંદમુનિ આદિક જન, થયા વાંચીને પરમ પ્રસન્ન.**

વળી, પંડિત ભોળાનાથ ભટ્ટે અમુક અધ્યાયો ઉપર વિશેષ પ્રકાશ પાથરવા માટે **'અધિરોહણી'** તથા **'હરિરહસ્યસાર'** નામની સુંદર **ટીકા** પણ લખેલી છે. આ ગ્રંથ લખાયા પછી વડતાલમાં જ અનેકવાર આ ગ્રંથની કથા થયેલી છે. એકવાર મેંગણીનરેશ **માનભા** વડતાલ આવ્યા.

**તે પછી તે વડતાલમાં, આવી વશ્યા ઘણા દિન વાસ; હરિલીલા કલ્પતરુ તણી, કથા સુણી શુકાનંદ પાસ.**
**સુવ્રત મુનિના મુખ થકી, નૃપ પ્રતાપસિંહે જેમ; સત્સંગિજીવનની કથા, સુણી કલ્પતરુની તેમ.**
**શ્રીમદ્ભાગવત સાંભળ્યું, શુક મુખે પરીક્ષિતે જેમ; મેંગણી પતિએ શુક મુખે, કથા કલ્પતરુ સુણી તેમ.**

આ રીતે સૌ પ્રથમ શુકાનંદ સ્વામીએ આ ગ્રંથની કથા કરી હતી. વળી, આચાર્ય શ્રી ભગવત્પ્રસાદજી મહારાજ અને આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજના સમયમાં પણ વડતાલ વગેરે ધામોમાં આ ગ્રંથની **અનેકવાર** કથા થયેલી છે.

**એક અવસરે શ્રીવડતાલે, સમૈયો થયો કાર્તિક કાલે; દેશોદેશથી આવિયા સંત, સત્સંગીઓ આવ્યા અનંત.**
**સભા સારી ભરાઈ સવારે, હરિલીલા કલ્પતરુ ત્યારે; કથા થઈ તેની ભલીભાત, આવી બામણોલી તણી વાત.**
**રુડી રાયણે હીંડોળો કીધો, તખા ભક્તે ભલો લાવ લીધો; હેતે ત્યાં શ્રીહરિને ઝુલાવ્યા, દેવ ઈન્દ્રાદિ દર્શને આવ્યા.**
**ઘણાં ઐશ્વર્ય હરિયે દેખાડ્યાં, અતિ અચરજ સૌને પમાડ્યાં; કથામાં એવી સાંભળી વાણી, મહિમા મોટો તેહનો જાણી.**

આમ, અચિંત્યાનંદ બ્રહ્મચારીકૃત આ ગ્રંથની તેમની હયાતીમાં જ અનેકવાર **કથા** થયેલી છે. ભગવત્પ્રસાદજી મહારાજે સં.૧૯૨૫માં ધોલેરાધામમાં હરિલીલાકલ્પતરુ ગ્રંથની કથા કરાવી તે નિમિત્તે મોટો **મહોત્સવ** કર્યો હતો. આ કથાના **વક્તા** મૂર્ધન્ય વિદ્વાન **ભોળાનાથ ભટ્ટ** હતા. આ ઉત્સવની શ્રીધરાનંદ સ્વામી, વાસુદેવચરણદાસજી સ્વામી અને ગોપાળદાસજી સ્વામી, આ ત્રણેય સંતોએ તમામ વ્યવસ્થા કરી હતી. ભોજનાલયની તમામ જવાબદારી બ્રહ્મચારી પતિતપાવનાનંદજી અને હરિપ્રસાદાનંદજીએ સંભાળી હતી. આ સમયે હજારો વિપ્રો અને સંતોભક્તોનો ભીડો થયો હતો. આ રીતે **હરિલીલાકલ્પતરુ મહોત્સવ** યોજી ભગવત્પ્રસાદજી મહારાજે આ **ગ્રંથ**નું **ગૌરવ** વધાર્યું હતું.

આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજના સમય સુધીમાં વડતાલ, ગઢપુર, ધોલેરા, જૂનાગઢ વગેરે ધામોમાં અનેકવાર આ ગ્રંથની કથા થયેલી છે. માયાતીતાનંદ સ્વામીએ મહાન પંડિતવર્ય શ્રીકૃષ્ણવલ્લભાચાર્યજી પાસે એક મહિનો ખંભાતમાં આ **ગ્રંથ**ની **કથા** કરાવી હતી. અને **જૂનાગઢ**ના સભામંડપમાં તો દર **ચાતુર્માસ**માં આ ગ્રંથની **કથા** નિત્ય થાય છે.

વડોદરાના વિદ્યાભાસ્કર, વિદ્યાવાચસ્પતિ, ધર્મશાસ્ત્ર રત્ન, વ્યાકરણ શાસ્ત્રી અને 'શાંકર મત'ના પ્રકાંડ પંડિત શ્રી મણિશંકર વસંતરામ ઉપાધ્યાય 'શ્રીહરિલીલાકલ્પતરુ' ગ્રંથના નિવેદનમાં એવું જણાવે છે કે, ''જેને શાસ્ત્રો પુરુષોત્તમ કે પરબ્રહ્મ કહે છે, તેને શ્રીજીમહારાજે પોતાના મતમાં **મૂળપુરુષ** કહ્યા છે. વળી, બ્રહ્મચારી અચિંત્યાનંદજીની **મહત્તા** કેટલી હદે સમજવી, તેનું માપ હું કાઢી શકતો નથી; તો બ્રહ્મચારી મહારાજના ઈષ્ટદેવ શ્રીજીમહારાજ, શ્રીસહજાનંદજી ભગવાનનો મહિમા કેટલો અગાધ, અમાપ અને અનવધિકાતિશય હોય ! તે તો માત્ર **કલ્પનાતીત** જ રહે છે.'' આ રીતે મોટા મોટા પંડિતોનું પણ બ્રહ્મચારી અચિંત્યાનંદજીના ગ્રંથોને વાંચીને દિલ ડોલી જાય છે. એવી અદ્ભુત **ગ્રંથરચના** કરવાનો યશ ભગવાન શ્રીહરિએ તેમને આપ્યો છે.

### ➠ સદ્ગુરુ સંતોના મતે શ્રીહરિલીલાકલ્પતરુ :

એકવાર **ગુણાતીતાનંદ સ્વામી** સભામાં વિધાત્રાનંદ સ્વામીવાળી **પત્રી** કહેતાં તેમણે રચેલ **પુરુષોત્તમ નિરૂપણ** ગ્રંથ વંચાવીને બોલ્યા જે, 'આ વાત યથાર્થ જાણ્યા પછી કાંઈ કરવું બાકી રહે નહીં. આ પત્રી ઉપર અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે ગ્રંથ આખો કરાવ્યો છે, તેમાં મહિમા સમજવાની સંપૂર્ણ વાત આવી ગઈ છે. અહો..! હમણાં ઘણી પ્રાપ્તિ છે ! પણ કહ્યા વિના સમજાય નહીં.'

વળી, શ્રીજીમહારાજને સર્વોપરિ પુરુષોત્તમ સમજવા. તે હમણાં અચિંત્યાનંદ બ્રહ્મચારી પાસે અમે ગ્રંથ કરાવ્યો તેમાં સંપૂર્ણ પુરુષોત્તમપણું નિરૂપણ થયું છે. અને એક જણે રામકથા વાંચી, પણ એનો તો સૌને નિશ્ચય છે જ; પણ આ પ્રગટ પુરુષોત્તમનો નિશ્ચય કરવો એ વાત કઠણ છે.

જ્યારે સત્સંગિજીવન ગ્રંથ રચાતો હતો તેમાં ઉપાસનાનો પ્રસંગ નિસર્યો તે ઉપર એકવાર શ્રીજીમહારાજે નિત્યાનંદ સ્વામીને ઉદ્દેશીને રાજી થઈને કહ્યું હતું કે, 'હે સ્વામી ! શ્રીકૃષ્ણ ભગવાને દર્શન દીધાં છે ત્યાં ત્યાં ચતુર્ભુજ એટલે વૈકુંઠનાથરૂપે દર્શન દીધાં છે અને ભાગવતમાં પણ તેમને વૈકુંઠનાથ લખ્યા છે, પણ ગોલોકધામના પતિ છે, તેમ લખ્યા નથી; તોપણ શ્રીકૃષ્ણ ગોલોકધામના પતિ હતા, તો આપણે સર્વે ગોલોકધામના પતિ કહીએ છીએ. પુરાણોની વાત તો તેમાં ને તેમાં રહી. અને પોતે ગોલોકના પતિ હતા તો તેમ જ પ્રસિદ્ધ થયા છે. તેમ જ સ્વામી અમને પણ સત્સંગિજીવનમાં કૃષ્ણ જેવા લખ્યા છે તે ગ્રંથમાં જ રહેવાનું છે. અને અમે એ સર્વેથી પર અક્ષરધામના પતિ, સર્વે અવતારોનું કારણ પુરુષોત્તમનારાયણ જેવા છીએ તેવા જ સત્સંગમાં પ્રસિદ્ધ થાશું.' એમ મહારાજે કહ્યું હતું તે વાત સહુ જાણે છે.

અને જે આવો મહારાજનો અભિપ્રાય અને રહસ્ય જાણતા નથી તે પ્રથા પ્રથા કૂટે છે. માટે આપણે તો શ્રીજીમહારાજ જેવા છે તેવા કહ્યા હોય એવું મહિમાવાળું શાસ્ત્ર મુખ્ય રાખવું. તે વેદરસ અને જૂના વચનામૃતોના ખરડાઓમાં બહુ પુરુષોત્તમપણું નિરૂપણ કર્યું છે. તેથી જ મહારાજના સ્વરૂપની આગળ પુષ્ટિ થાશે. અને **ગુણાતીતાનંદ સ્વામી** કહે, 'જ્યારે અમે સત્સંગિજીવન સાંભળ્યો ત્યારે અમને વિચાર થયો જે આ ગ્રંથમાં મહારાજનું **સર્વોપરિપણું** આવ્યું નહીં. પછી રઘુવીરજી મહારાજ તથા અમે મળીને શ્રીહરિની પ્રેરણાથી બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે **શ્રીહરિલીલાકલ્પતરુ** ગ્રંથ કરાવ્યો છે. એ ગ્રંથ તૈયાર થયો ત્યારે શ્રીહરિ, અમે અને આખો સત્સંગ ઘણું રાજી થયા. અને આ ગ્રંથ મહિમાવાળો છે. માટે એક દિવસ તે **મુખ્ય** ગણાશે.'

આચાર્યશ્રી લક્ષ્મીપ્રસાદજી મહારાજે **"સ્તોત્રરત્નસિંધુ"** માં જે સ્તોત્રોનો સંગ્રહ કરેલ છે તેમાના ઘણાંખરાં સ્તોત્રો આ ગ્રંથનાં જ છે. તદુપરાંત **"ધર્મરત્નાકર"** નામનો ગ્રંથ પણ આ ગ્રંથના સપ્તમ સ્કંધનો જ એક ભાગ છે. આમ, સર્વ રીતે જોતા **સર્વ શાસ્ત્રોનો સારરૂપ** આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ સંપ્રદાયનો ખરેખર **અદ્વિતીય ગ્રંથ** બની રહ્યો છે. અને ભવિષ્યમાં વિશ્વનો અદ્વિતીય ગ્રંથ બને એવી ક્ષમતાવાળો છે.

### ➠ ડોક્ટરને આશીર્વાદ :

સ.ગુ.બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ "શ્રીહરિલીલાકલ્પતરુ" નામના મહાન ગ્રંથ ઉપરાંત અનેક ગ્રંથોનું લેખન અને અધ્યયન કરેલું. તેથી તેઓની આંખોમાં મોતિયો આવ્યો. એટલે તેઓની આંખોનું તેજ ક્ષીણ થઈ ગયું હતું. તે વખતે વડોદરાના એક પારસી ડોક્ટરે બ્રહ્મચારીશ્રીની આંખનું ઓપરેશન કર્યું. તેથી બ્રહ્મચારીની આંખની તકલીફ દૂર થઈ હતી.

તે ડોક્ટરને ઓપરેશન બદલ એક સો સાઈઠ રૂપિયા આપવામાં આવ્યા. પરંતુ તેનો અસ્વીકાર કરીને ડોક્ટરે મહિમા સાથે એટલું જ કહ્યું કે, 'આવા મહાન સંતની સેવા મળી તે મારાં મોટાં ભાગ્ય છે અને તે જ મારી સાચી કમાણી છે. અને જો બ્રહ્મચારી અચિંત્યાનંદજી મારી ઉપર ખરેખર રાજી થયા હોય તો મારે પુત્ર નથી તેથી મારે ત્યાં પુત્ર થાય એવા આશીર્વાદ મને આપો.'

ડોક્ટરની લાગણી, સેવાભાવના અને માંગણીને સાંભળીને બ્રહ્મચારી અચિંત્યાનંદજીનું હૃદય દ્રવી ઊઠ્યું અને તેઓશ્રીએ શ્રીજીમહારાજને સંભારીને ડોક્ટરને પુત્રપ્રાપ્તિના આશીર્વાદ આપ્યા. સમય જતાં બ્રહ્મચારીશ્રીના આશીર્વાદથી ૪૮ વર્ષની ઉંમરે તે ડોક્ટર પારસીને ત્યાં પુત્રનો જન્મ થયો હતો. મહાપુરુષોના આશીર્વાદથી અશક્ય કાર્ય શક્ય બની જાય છે.

### ➠ શિષ્ય શાંતાનંદજીને આશીર્વાદ :

શાંતાનંદ બ્રહ્મચારી અચિંત્યાનંદજી બ્રહ્મચારી મહારાજના કૃપાપાત્ર શિષ્ય હતા. જ્યારથી તેઓ બ્રહ્મચારી થયા ત્યારથી મન, કર્મ, વચને ગુરુસેવામાં જોડાઈ ગયા હતા અને ગુરુદેવના રાજીપાને જ મોક્ષ માન્યો હતો.

એક સમયે આચાર્ય શ્રી ભગવત્પ્રસાદજી મહારાજ સંતો-પાર્ષદો તથા વર્ણીઓ સાથે ગામડાઓમાં સત્સંગ અર્થે ફરવા નીકળેલા. તે સમયે રસ્તામાં એક મોટી નદી આવી. તે નદી પાર કરવા માટે સહુ પોતાનાં વસ્ત્રો, પગરખાં વગેરે સલામત રીતે રાખીને નદી ઊતરતા હતા. ત્યારે પાર્ષદોએ ભગવત્પ્રસાદજી મહારાજનો ખેસ, મોજડી, પાઘ વગેરે સાચવીને પોતાની પાસે લઈ લીધાં અને ભગવત્પ્રસાદજી મહારાજનો હાથ ઝાલીને તેઓને નદી પાર કરાવી.

તે સમયે બ્રહ્મચારી અચિંત્યાનંદજી પણ પોતાનો ખેસ, પાઘડી વગેરે ઉતારીને પોતાના સેવક બ્રહ્મચારી શાંતાનંદજીને આપતા હતા. ત્યારે બ્રહ્મચારી શાંતાનંદજીએ વિનમ્રભાવે કહ્યું કે, 'ગુરુજી ! આપ આપના ખેસ, પાઘડી વગેરે ઉતારશો નહિ.

તમે મારા ખભ્ભા ઉપર બેસી જાવ. હું તમોને જે રીતે આપ દર્શન આપો છો તેવા વેશે જ સહજતાથી નદી પાર કરાવી આપું.' એમ કહીને બ્રહ્મચારી **અચિંત્યાનંદજી**ને પોતાના ખભ્ભા ઉપર બેસાડીને શિષ્ય શાંતાનંદજીએ ગુરુ સાથે નદી પાર કરી. બ્રહ્મચારી શાંતાનંદજીની પોતાના ગુરુ પ્રત્યેની આવી અદ્‌ભુત **સેવાભાવના** જોઈને ત્યાં રહેલ આચાર્યશ્રીએ હસતાં હસતાં બ્રહ્મચારી અચિંત્યાનંદજીને કહ્યું કે, 'બ્રહ્મચારી મહારાજ ! મારે સેવકો ઘણા છે, પરંતુ આવી રીતે અદ્‌ભુત સેવા કરે તેવો કોઈ સેવક મારે નથી; તમારા આ સેવકની સેવાભાવના અજોડ છે.' આ રીતે તકની સેવા કરી શાંતાનંદ બ્રહ્મચારીએ પોતાના ગુરુદેવ, આચાર્યશ્રી અને મોટા મોટા ઘણા સંતોનો **રાજીપો** મેળવ્યો હતો.

બ્રહ્મચારી શાંતાનંદજી પોતાના ગુરુ બ્રહ્મચારી અચિંત્યાનંદજીને હાથ ધોવા માટે કપડાથી માટી ચાળીને અંદર કાંકરી ન રહે તેમ કરીને બ્રહ્મચારી અચિંત્યાનંદજીને હાથ ધોવડાવતા તેમજ પોતાના ગુરુનાં ધોતિયા વગેરે પણ શાંતાનંદજી પોતે જ ધોતા હતા. આમ, શાંતાનંદજી પોતાના ગુરુ એવા બ્રહ્મચારી અચિંત્યાનંદજીની ખૂબ સેવા કરતા તેમજ સાથે સાથે દેવ સેવા પણ કરતા.

બ્રહ્મચારી અચિંત્યાનંદજીની ખૂબ ઈચ્છા હતી કે, શાંતાનંદજી ખૂબ જ વિદ્યાભ્યાસ કરીને વિદ્વાન બને. પરંતુ શાંતાનંદજીને તો કેવળ સેવાનું જ તાન હતું. બ્રહ્મચારી અચિંત્યાનંદજી પણ તેમના આ ભાવથી પરિચિત હતા. પોતાનો વિદ્યાવારસો ન જાળવી શકવા બદલ બ્રહ્મચારી અચિંત્યાનંદજી પણ રોજ સવારે પૂજા કરીને શાંતાનંદજીને આશીર્વાદ આપીને ત્રણ વખત બોલતા કે, ''મારા ગુણ શાંતમાં આવજો.''

સમય જતા બ્રહ્મચારી મહારાજ વૃદ્ધ થયા. શરીરે બિમારી આવી. શાંતાનંદજી મહિમા જાણી રાત્રિ-દિવસ એક કરી ખૂબ સેવા કરતાં. બિમારી વધતા અચિંત્યાનંદ બ્રહ્મચારીજીને ખ્યાલ આવી ગયો કે, હવે મારો દેહ નહિ રહે.' તેથી એક દિવસ જમ્યા નહિ. તે જોઈ શાંતાનંદજીને બહુ દુઃખ થયું. તેમણે રડતે હ્રદયે કહ્યું, હે ગુરુદેવ ! મારા હાથનું કાંઈક જમો.' શિષ્યના આગ્રહથી પ્રસન્ન થઈ તેમણે બનાવેલા માલપૂડા જમ્યા.

પછી અચિંત્યાનંદજી બ્રહ્મચારી મહારાજે પોતાની ખૂબ જ સેવા કરનાર સેવકને કહ્યું, 'હે શાંતાનંદ ! આજથી ત્રીજે દિવસે મારે ધામમાં જાવું છે. તમારી સેવાથી હું બહુ જ પ્રસન્ન થયો છું. માટે તમારી જે ઈચ્છા હોય તે માગો.' ધામમાં જવાની વાત સાંભળી ગુરુદેવ સાથે આત્મબુદ્ધિથી જોડાયેલા શાંતાનંદજી પોક મૂકી રડી પડ્યા. અને નીતરતે નેત્રે કહ્યું, 'હે ગુરુદેવ ! આપ ધામમાં જશો તો હું એકલો થઈ જઈશ. મારા ગુરુબંધુઓ તો આપની પાસેથી ખૂબ જ ભણ્યા છે, તેઓ વિદ્વાન છે તેથી સત્સંગમાં કથા-વાર્તા દ્વારા સંતો-ભક્તોને રાજી કરશે. પરંતુ હું શું કરીશ ? મારે તો આપની સેવા જ આધાર છે.'

આવી તેમની નમ્રતા ભરેલી વાણી સાંભળી અચિંત્યાનંદ સ્વામીના અંતરમાંથી સહજ **આશીર્વાદ** નીકળી ગયો, 'હે શાંતાનંદ ! તે મારી નિષ્કામભાવથી સેવા કરી છે. માટે 'હું તારા ઉપર અતિ રાજી અને તેથી જ મારી સર્વે વિદ્યા તારામાં તાજી! તારામાં તાજી ! જા તારા જેવો કોઈ ઉત્તમ વક્તા નહિ થાય. આખો સત્સંગ તને જ કથા-વાર્તા કરવા તેડાવશે.' આ રીતે સેવકને બ્રહ્મચારી મહારાજે ધામગમન પહેલા **વરદાન** આપ્યું હતું.

### ➠ અંતિમ બિમારી અને અક્ષરવાસ :

એક સમયે આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજે શ્રીજીમહારાજનાં લીલાચરિત્રોથી સભર ગ્રંથ ''શ્રીહરિલીલામૃતમ્'' ના લેખનકાર્ય માટે બ્રહ્મચારી અચિંત્યાનંદજીને યોગ્ય જાણી તેમણે બ્રહ્મચારીશ્રીને જૂનાગઢથી વડતાલ બોલાવ્યા. તેથી બ્રહ્મચારીશ્રી **વડતાલ** પધાર્યા. ત્યારબાદ કોઈ પ્રતિકૂળ સંજોગોને કારણે તે ગ્રંથના લેખનકાર્યમાં ઘણો વિલંબ થયો.

બ્રહ્મચારી અચિંત્યાનંદજીનો ઉત્કર્ષ સર્વત્ર વધી રહ્યો હતો. આ ઉત્કર્ષ અમુક તેજોદ્વેષી લોકોથી સહન ન થયો. તેથી તેમણે બ્રહ્મચારી ઉપર વર્તમાન લોપ્યાનો મિથ્યા આરોપ મૂક્યો. આ કારણથી તેઓ વડતાલમાં રહેતા થકા ઉદાસી થયા અને મનમાં જાણ્યું જે, 'હવે મારું કાર્ય પૂરું થયું છે.' પછી પોતાની તમામ વૃત્તિઓને પાછી વાળી લીધી. વળી, તે સમયે બ્રહ્મચારીશ્રીને શરીરે મધુપ્રમેહ (ડાયાબીટીસ) નામનો રોગ હતો, પરિણામે તેઓ શરીરે અસ્વસ્થ રહેતા હતા. તેથી તેઓશ્રીએ આ દેહનો ત્યાગ કરી અક્ષરધામમાં જવાનું નક્કી કર્યું. પછી વડતાલની બાજુમાં રહેલા **વલાસણ** ગામના એક હરિભક્ત કે જેઓ બ્રહ્મચારીના પરમ સેવક હતા. તેમને રાત્રીને સમયે બ્રહ્મચારીશ્રીએ દિવ્યરૂપે દર્શન આપીને કહ્યું કે, ''આવતી કાલે હું અક્ષરધામમાં જવાનો છું. તેથી તમારે અમારાં છેલ્લાં દર્શન કરવાં હોય તો કાલ વડતાલ આવી જજો.''

બ્રહ્મચારીશ્રીનાં આ વચનો સાંભળીને બીજે દિવસે તે હરિભક્ત તુરંત વડતાલ આવ્યા. તેમણે ઠાકોરજીના તથા બ્રહ્મચારીશ્રીના દર્શન કર્યા. પછી તે હરિભક્તે દેવો તથા સંતો-ભક્તોને પૂરણપોળીની રસોઈ આપવાનો પોતાનો વિચાર બ્રહ્મચારી અચિંત્યાનંદજી પાસે રજૂ કર્યો.

તેથી બ્રહ્મચારી અચિંત્યાનંદજીએ તેમને કહ્યું કે, ''જો તમે રસોઈ આપવા માંગતા હો તો હું તમારી તે રસોઈ જમીને પછી ધામમાં જઈશ.'' પછી તે હરિભક્તે મંદિરમાં પૂરણપોળીની રસોઈ આપી અને સંતો, હરિભક્તો તથા બ્રહ્મચારીશ્રીને જમાડ્યા.

પછી તે જ દિવસે બપોરે ઉત્થાપન સમયે મંદિરમાં દર્શને ગયા. અને વડતાલવિહારી શ્રીહરિકૃષ્ણ મહારાજની આગળ માળા ફેરવતા થકા જ સંવત ૧૯૪૦ના ફાગણ સુદ ૪, તા. ૧/૩/૧૮૮૪ને શનિવારના દિવસે બ્રહ્મચારી અચિંત્યાનંદજી સ્વતંત્ર થકા **અક્ષરવાસી** થયા.

બ્રહ્મચારી અચિંત્યાનંદજીના એકાએક અક્ષરવાસથી આચાર્ય શ્રી વિહારીલાલજી મહારાજને મનમાં ખૂબ દુઃખ થયું અને બ્રહ્મચારીશ્રી પાસે 'શ્રીહરિલીલામૃતમ્' ગ્રંથ ન લખાવી શકવા બદલ તેઓને ખૂબ અફસોસ થયો. નામની કામના છોડી પાયાના પથ્થર રહી બ્રહ્મચારી શ્રી અચિંત્યાનંદજીએ અનેક સદ્ગ્રંથોરૂપી સાહિત્યમંદિરની રચનાઓ કરી સમગ્ર સંપ્રદાયને **ઋણી** બનાવ્યો છે. એમાં પણ પ્રાયઃ ગ્રંથો આચાર્યશ્રીને અર્પણ કરી ધર્મકુળને વિશેષ ઋણી બનાવ્યા છે. અચિંત્યાનંદ બ્રહ્મચારીજી અચાનક અક્ષરવાસી થયા બાદ વિહારીલાલજી મહારાજે કવીશ્વર દલપતરામ પાસે શ્રીહરિલીલામૃત ગ્રંથની **રચના** કરાવી. તેમાં આવા મહામુક્તરાજનું **'यावच्चन्द्रदिवाकरौ'** સહુ નામ લેતા રહે અને પાવન બનતા રહે તથા પોતાને પણ કિંચિત ઋણ અદા કર્યાનો સંતોષ મળે તેવા હેતુથી 'શ્રીહરિલીલામૃતમ્'માં ગ્રંથના વક્તા તરીકેનું **સ્થાન** બ્રહ્મચારી અચિંત્યાનંદજીને આપેલું.

**કથા વક્તા શ્રીઅચિંત્યાનંદ, જે છે વર્ણિ મંડળમાં ચંદ; શ્રોતા ભક્ત અભેસિંહરાય, તેની જાણવા મૂળ કથાય.**

આચાર્યશ્રી વિહારીલાલજી મહારાજ પણ વર્ણિરાજ અચિંત્યાનંદજી બ્રહ્મચારીનો મહિમા ખૂબ સમજતા અને તેથી જ તેઓશ્રીએ શ્રીહરિલીલામૃત ગ્રંથ ૧/૬ માં બ્રહ્મચારી અચિંત્યાનંદજીનો **મહિમા** જણાવતા ઘણા **શ્લોકો** લખ્યા છે.

**અચિંત્યાનંદાખ્ય પ્રવર વરણીના ગુણ કહું, ભલા યોગાભ્યાસી જગ થકી ઉદાસી દિલ બહુ;**
**કર્યાં કાવ્યો કેવાં સુખકર સુધાસાગર સમાં, સદા રાખી વૃત્તિ પ્રગટ પ્રભુ કેરા ભજનમાં.**
**કરે વાર્તા જ્યારે અમૃતરસ ત્યારે મુખ ઝરે, વિરાગી ને ત્યાગી સકળ શ્રુતિના અર્થ ઉચરે;**
**સદાચારી સારી મતિ સુહિતકારી સહુ તણી, મુખી વિદ્વાનોના સકળ મુનિયોના શિરમણી.**
**વળી તે વર્ણીને બહુ બહુ વખાણ્યા નરવીરે, સ્વહસ્તે બેસાર્યા વટનગરમાં મેંગળ શિરે;**
**કહે શ્રીજી પોતે અધિક વરસો જેમ જ જશે, અમારા શિષ્યોમાં સુરતરુ સમા આ બટુ થશે.**
**પછી નિત્યાનંદે ગુણજલધિ ગોપાળમુનિયે, ગુણાતીતાનંદે રઘુવીરજી આચારજજીયે;**
**અચિંત્યાનંદાખ્ય સુરતરુ ઉછેર્યું શુભ સમે, પછી પોષ્યું પાળ્યું ભગવતપ્રસાદે વળી અમે.**

(શ્રીહરિલીલામૃત : ૧/૬)

સદ્ગુરુ શ્રી ગોપાળાનંદ સ્વામી પણ બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વિદ્વત્તા અને સદ્ગુણો જોઈને તેઓનો ખૂબ મહિમા સમજતા અને તેઓશ્રી બ્રહ્મચારી અચિંત્યાનંદજીને ત્રિકાલજ્ઞ **ત્રિતમુનિ**નો **અવતાર** કહી બિરદાવતા હતા.

બ્રહ્મચારી અચિંત્યાનંદજી એટલે અન્યને હરિસમ યશદાતા, હનુમાનજી તથા શુકાનંદસ્વામી જેવા દાસત્વમૂર્તિ અને દઢ નિષ્કામી, બ્રહ્માનંદસ્વામી જેવા કવિસમ્રાટ તથા ધર્મમર્યાદાપાલક, નિત્યાનંદ સ્વામી જેવા **પ્રતિભાસંપન્ન** વિદ્વાન, પ્રેમાનંદસ્વામી જેવા નિર્માની અને પ્રેમી, વ્યાસ ભગવાનની તુલ્ય અનુપમ લેખક, શુકદેવજી જેવા મધુરભાષી વક્તા અને ગોપાળાનંદ સ્વામી જેવા મહાન સંતોએ વિશાળ સભામાં **પ્રમાણિત** કરેલા **મહાન સંત**..!!

બ્રહ્મચારી અચિંત્યાનંદજીને બાળપણમાં શ્રીજીમહારાજે વડોદરામાં **આશીર્વાદ** આપ્યો હતો. વળી તેઓ સદ્.શ્રીગોપાળાનંદ સ્વામી, સદ્. શ્રીનિત્યાનંદ સ્વામી, સદ્.શ્રીગુણાતીતાનંદ સ્વામી તથા આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજના અતિશય **કૃપાપાત્ર** સંત હતા. તેમણે નામની કામના છોડી પાયાનો પથ્થર બની આજીવન નિષ્કામભાવે સેવા કરી છે. વ્યક્તિના જીવનમાં પંચવિષય અને સ્ત્રી-ધનાદિકનો મોહ છૂટે છે, પરંતુ માન છૂટવું કઠણ છે. માન હટે પછી જ પ્રભુજી પ્રગટે છે. યશની ઈચ્છા જાય તો જ પરમેશ્વર વશ થાય.

આ રીતે સત્સંગમાં ૩૯ વર્ષ સુધી અવિરતરણે સેવા કરી, મોટેરા સર્વ સદ્ગુરુઓને રાજી કરી, ભગવાન શ્રી સ્વામિનારાયણની સર્વોપરી સ્વરૂપનિષ્ઠા પ્રવર્તાવવામાં **અગ્રગણ્ય** ભાગ ભજવી, અચિંત્યાનંદ બ્રહ્મચારીજી ભગવાન શ્રીહરિના ધામમાં બિરાજી ગયા. આવા એકાંતિક બ્રહ્મનિષ્ઠ **સંતવર્ય** શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજીનાં **ચરણો**માં **હજારો હજાર વંદના...**

(-શ્રી સ્વા.મંદિર કુંડળધામ દ્વારા પ્રકાશિત **'સદ્. શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીનું જીવનકવન'** પુસ્તકના આધારે-**સાભાર** સંકલિત..

• • •

# અનુક્રમણિકા

| અધ્યાય | વિષય | પાના નંબર |
|---|---|---|

## ભાગ-૧



## શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય



## પ્રથમ-સ્કંધ

| અધ્યાય | વિષય | પાના નંબર |
|---|---|---|



## દ્વિતીય-સ્કંધ

❈ ❈ ❈



॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

॥ श्रीहरिकृष्णाय परमात्मने नमः ॥

# ॥ श्रीहरिलीलाकल्पतरु-माहात्म्यम् ॥

## सद्. श्रीपवित्रानन्दमुनिविरचितम्-गुर्जरानुवादसहितम् ।

સદ્‌ગુરુ શ્રી પવિત્રાનંદસ્વામી રચિત

# શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય

સર્વાવતારી પ્રત્યક્ષ શ્રીહરિ, તત્સ્થાપિત આદિ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજાદિ આચાર્ય પરંપરા;
તથા શ્રીહરિઆશ્રિત સંતો-ભક્તોની પ્રસન્નતાર્થે સાધુ આનંદસ્વરૂપદાસ (વેદાંતાચાર્ય) સંશોધિત

**ગુજરાતી ભાષાંતર સહિત**

## ॥ अथ प्रथमोऽध्यायः ॥

यो दिव्याऽक्षरमुक्तजुष्टचरणोऽनन्तार्कतेजोमये
धाम्नि ब्रह्मपुरे शुभावयववान् दिव्ये निजे राजते ।
यो धृत्वाऽत्र नराकृतिं च सवृषां भक्तिं वितेने क्षितौ
तं धार्मिं ह्यवतारिणं च सहजानन्दं हरिं चिन्तये ॥१॥

---

## અધ્યાય : ૧

## જૂનાગઢમાં કથા પ્રસંગે સદ્. શ્રી શુકાનંદ સ્વામી અને અભયસિંહ રાજાનો સંવાદ.

**પવિત્રાનંદ મુનિ કૃત મંગલાચરણ :-** દિવ્ય અક્ષર મુક્તોએ સેવ્યા છે ચરણકમળ જેમનાં એવા, અનંત સૂર્ય સમાન તેજોમય એવા પોતાના દિવ્ય બ્રહ્મપુર ધામમાં કલ્યાણકારી અવયવોવાળા વિરાજમાન છે, જેમણે આ પૃથ્વીમાં મનુષ્યાકાર ધારણ કરીને ધર્મે સહિત ભક્તિનું પ્રસારણ કર્યું છે એવા, ધર્મના પુત્ર, અવતારી, શ્રી સહજાનંદ **શ્રીહરિનું હું (પવિત્રાનંદ મુનિ) ચિંતવન** કરું છું.

योऽसङ्ख्यान् हि जनान् समाधिमवनौ तूर्णं विधाप्याऽद्भुतं स्वैश्वर्य्यं समदीदृशद् बहुविधं दिव्यं त्वनन्योपमम् । रम्यैकान्तिकधर्मवर्मपरमं धार्मिं मनोज्ञाकृतिं वन्दे तं पुरुषोत्तमं हरिमहं श्रीस्वामिनारायणम् ॥२॥ धर्मस्थो वृषपुष्टिकृत् सुकृतभूर्धर्मप्रियो भूतले धर्मद्वेषिमहान्धकारतरणिर्धर्मान्वयं स्थापयन् । पाषण्डादिकुमार्गखण्डनविधौ चाधर्मनिर्मूलने दक्षो मे हरिकृष्ण एव दिशतात् सद्बुद्धिमीशेश्वरः ॥३॥ योऽसंख्याण्डभवादिकारणमहामाया-पुमादीशिता सर्वाम्नायशिरःप्रकीर्तितयशा वर्वर्ति सर्वोपरि । यस्याऽनन्तगुणादिपारमखिला नो यान्ति शेषादयो धार्मिर्मे स भृशं तनोतु सहजानन्दो हरिर्मङ्गलम् ॥४॥ इह ननु हरिणा स्वां येन दत्त्वा शुभेक्षां स्वनिरतरघुवीराचार्यवर्य्याय तेन । शुभतरहरिलीलाकल्पतर्वाख्य एको रुचिरतरनिबन्धः कारितोऽहं नतस्तम् ॥५॥ हरेस्तस्य प्रीत्यै बहुलकरुणोदारजलधेस्तथा भक्तानां तच्चरणकमलासक्तमनसाम् । निबन्धस्यैवास्य प्रवरमिह माहात्म्यमधुना पवित्रानन्दोऽहं मुनिरधिकहर्षेण विदधे ॥६॥ एकदा रघुवीराख्यो देशिकेन्द्रो महोत्सवम् । ऐच्छद् वासन्तिकं कर्तुं जीर्णदुर्गाभिधे पुरे ॥७॥ सोऽथाचार्य्यो हयारूढो यानस्थैरात्मबन्धुभिः । युक्तः सादिगणैः पद्गैर्नानाशस्त्रधरैस्तथा ॥८॥ प्रतस्थे वर्णिनिकरैस्तथा साधुगणैर्युतः । जीर्णदुर्गपुरं यातुं पुराद् वृत्तालयाभिधात् ॥९॥ जीर्णदुर्गपुरे कर्तुं यान्तं वासन्तिकोत्सवम् । ज्ञात्वा तमन्वयुर्भक्तास्तच्छिष्या गृहिणो जनाः ॥१०॥

---

જે પૃથ્વીમાં અસંખ્ય જનોને તત્કાળ સમાધિ કરાવીને પોતાનું અનેકવિધ દિવ્ય-અનુપમેય-અલૌકિક ઐશ્વર્ય બતાવતા હતા. સુખદ એકાંતિક ધર્મના શ્રેષ્ઠ બખ્તર રૂપ, રમણીય આકૃતિવાળા, ધર્મપુત્ર પુરુષોત્તમ શ્રીહરિ શ્રીસ્વામિનારાયણને હું **વંદન** કરું છું. (૨) ધર્મમાં રહેલાં, ધર્મની પુષ્ટિ કરનારા, ધર્મ થકી ઉત્પન્ન થયેલા, ધર્મ છે પ્રિય જેમને એવા, પૃથ્વી ઉપર ધર્મના વૈરી અધર્મરૂપી મહાઅંધકારને નાશ કરવામાં સૂર્યરૂપ, ધર્મના વંશનું સ્થાપન કરતા થકા પાખંડાદિ કુમાર્ગોનું ખંડન તથા અધર્મને નિર્મૂળ કરવામાં ચતુર, ઈશ્વરોના ઈશ્વર, એજ ભગવાન શ્રીહરિકૃષ્ણ મને **સદ્‌બુદ્ધિ** આપો. (૩)

જે અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણ-મહા માયા તથા મહા પુરુષાદિના નિયંતા છે, સર્વોપનિષદોએ પ્રકર્ષપણે ગાન કરી છે કીર્તિ જેમની એવા, સર્વોપરી, જેમના અનંત ગુણાદિનો પાર સમગ્ર શેષાદિ ભેગા મળીને પણ પામતા નથી એવા ધર્મપુત્ર શ્રી સહજાનંદ શ્રીહરિ મારું અત્યંત **મંગળ** વિસ્તારો. (૪) આ લોકમાં જે શ્રીહરિએ પોતાને વિષે અત્યંત પ્રીતિવાળા શ્રીરઘુવીરાચાર્યવર્યને પોતાનાં મંગળકારી દર્શન આપીને, અત્યંત કલ્યાણકારી **શ્રીહરિલીલાકલ્પતરુ** નામનો-સમગ્ર શાસ્ત્રોમાં પ્રધાનરૂપ, અતિ સુંદર **ગ્રંથ** કરાવ્યો છે. તે શ્રીહરિને હું નમસ્કાર કરું છું. (૫)

**માહાત્મ્યગ્રંથ રચવાનો ઉદ્દેશ :-** અત્યંત કરુણાના મહાસમુદ્રરૂપ તે શ્રીહરિની પ્રસન્નતા માટે, તથા શ્રીહરિના ચરણકમળમાં આસક્ત મનવાળા ભક્તોની પ્રીતિ માટે, આ શ્રીહરિલીલાકલ્પતરુ નામના ગ્રંથનું ઉત્તમ **માહાત્મ્ય** હું **પવિત્રાનંદ મુનિ,** અત્યંત હર્ષપૂર્વક લખું છું. (૬)

**જૂનાગઢમાં સ્મરણીય મહોત્સવનું આયોજન :-** એક સમયે **આચાર્યવર્ય** શ્રી રઘુવીરજી મહારાજે, વસંતપંચમીનો મહોત્સવ જૂનાગઢ નગરમાં કરવા માટે **ઈચ્છા** કરી. (૭) પછી આચાર્યવર્ય શ્રી રઘુવીરજી મહારાજે, વાહનસ્થ પોતાના સંબંધીઓ તેમજ નાના પ્રકારના આયુધોને ધારણ કરનારા ઘોડેસ્વારો તથા પાર્ષદો તેમજ બ્રહ્મચારીઓ અને સાધુગણોની સાથે, વૃત્તાલય પુરથી અશ્વ ઉપર બેસી જૂનાગઢ જવા માટે **પ્રયાણ** કર્યું. (૮-૯) આ રીતે તેમને જૂનાગઢમાં વસંત પંચમીનો મહોત્સવ કરવા માટે જતા જાણીને તેમના શિષ્ય ગૃહસ્થ ભક્તો પણ તેમની પાછળ જતા હતા. (૧૦)

भक्तग्रामेष्वथ वसन् मार्गे मुन्यादिभिर्युतः । स तैर्निषेव्यमाणस्तान् सद्वार्त्ताद्यैरतोषयत् ॥११॥ सोऽध्वन्येवं व्रजन् युक्तः साधुवर्णिपुरःसरैः । प्रापद्दिनैः कतिपयैर्जीर्णदुर्गाभिधं पुरम् ॥१२॥ अथ श्रुत्वा तमायान्तं तत्पुराधीश्वरो नृपः । ससैन्योऽभ्याययौ प्रीत्या नानावाद्यरवान्वितम् ॥१३॥ मन्दिरस्थास्तमभ्यायंस्तच्छिष्यास्त्यागिनोऽखिलाः । पौरा भक्तास्तथा सर्वे जनाश्चान्ये दिदृक्षवः ॥१४॥ अथ स्वं वन्दमानांस्तान् भूपादींस्त्यागिनस्तथा । स पौरांश्चाऽखिलान् भक्तान् यथार्हं समभावयत् ॥१५॥ सार्द्धं स तैरथ प्रीत्या नानावाद्यस्वनैस्तथा । प्राविशच्छिबिकारूढस्तत् पुरं राजचिह्नयुक् ॥१६॥ अथ प्राप्य स तैः साकं श्रीराधारमणालयम् । स्वीयादाचार्य्यतिलको यानादुत्तीर्णवान् द्रुतम् ॥१७॥ सोऽथ मुन्यादिभिर्युक्तः पद्वैर्हेतिधरैस्तथा । श्रीराधारमणादीनां दर्शनं विदधे मुदा ॥१८॥ मन्दिरस्याऽथ सविधे विस्तीर्णे सौध एव सः । स्वावासार्हेऽकरोत् सार्द्धं निवासं पार्षदैर्निजैः ॥१९॥ सौधेऽन्यस्मिंस्तथा तस्य भ्रात्राद्या बन्धवोऽखिलाः । आवासं चक्रिरे युक्ता धर्मज्ञानादिभिर्गुणैः ॥२०॥ विस्तीर्णसाधुशालायां वासं चक्रुर्मुनिव्रजाः । सुखं न्यूषुस्तथाऽऽवासे वर्णिनां वर्णिनोऽखिलाः ॥२१॥ पद्वावासे तथा पद्वा वसन्ति स्म यथासुखम् । सद्मस्वन्येषु गृहिणो भक्ता हर्म्याश्रितास्तथा ॥२२॥ स निषद्याऽथ रम्यायां सभायां स्वासने वरे । वार्तां चकार मधुरां धर्मज्ञानादिबोधिनीम् ॥२३॥

---

માર્ગમાં ભક્તોના ગામોમાં નિવાસ કરતા; તેમજ મુનિઓ વગેરેની સાથે તે ભક્તોએ સેવાયેલા; તે ભક્તોને સારી વાર્તાઓથી સંતોષ પમાડતાં **શ્રી રઘુવીરજી મહારાજ,** સાધુ-બ્રહ્મચારી વગેરે સહિત એ પ્રકારે ચાલતાં, કેટલાક દિવસો પછી **જૂનાગઢ** પહોંચ્યા. (૧૧-૧૨)

તે પુરના અધિપતિ રાજા, તેમને આવતાં સાંભળીને, સૈન્ય લઈ નાના પ્રકારના વાજિંત્રો સહિત પ્રીતિપૂર્વક સન્મુખ ગયા. (૧૩) મંદિરમાં રહેલા તેમના શિષ્યો, સમગ્ર ત્યાગીઓ, પુરના ભક્તજનો તથા આ સ્વારીના દર્શન ઈચ્છતા અન્ય જનો તેમની સન્મુખ ગયા. (૧૪) પછી પોતાને વંદન કરતા રાજા આદિક, તેમજ ત્યાગીઓ તથા પુરના સમગ્ર ભક્તોની યથાયોગ્ય સંભાવના કરીને; પ્રીતિપૂર્વક તેમણે લાવેલી શિબિકામાં બેસીને શ્રીરઘુવીરજી મહારાજે તેમની સાથે નાના પ્રકારના વાજિંત્રો તથા છત્ર-ચામર વગેરે રાજચિહ્નોએ સહિત તે પુરમાં પ્રવેશ કર્યો. (૧૫-૧૬)

**સંતો સહિત આચાર્યવર્યનું જૂનાગઢમાં આગમન :-** પછી શ્રીરઘુવીરજી મહારાજ; રાજા તથા સંતો-વર્ણીઓ, પાર્ષદો તથા હરિભક્તો સાથે, શ્રી રાધારમણદેવના મંદિરે પહોંચ્યા એટલે આચાર્ય ચૂડામણિ પોતાના વાહન થકી તત્કાળ ઊતર્યા. (૧૭) પછી આચાર્યવર્યે મુનિઓએ સહિત તેમજ શસ્ત્રધારી પાર્ષદોએ સહિત, શ્રીરાધારમણ દેવનાં દર્શન હર્ષપૂર્વક કર્યાં. (૧૮) પછી મંદિરની સમીપમાં પોતાને રહેવા માટે યોગ્ય વિસ્તારવાળી હવેલીમાં પોતાના પાર્ષદોએ સહિત આચાર્યશ્રીએ **નિવાસ** કર્યો. (૧૯) બીજા ભુવનમાં, ધર્મજ્ઞાનાદિક ગુણોથી યુક્ત તેમના ભાઈઓ વગેરેએ નિવાસ કર્યો. (૨૦)

મુનિમંડળોએ વિસ્તારવાળી સાધુની ધર્મશાળામાં નિવાસ કર્યો. તેમજ બ્રહ્મચારીઓએ વર્ણીઓના નિવાસમાં સુખપૂર્વક નિવાસ કર્યો. (૨૧) પાર્ષદોના નિવાસમાં સુખપૂર્વક પાર્ષદોએ નિવાસ કર્યો, અને ગૃહસ્થોની બીજી હવેલીઓમાં ભગવાનના આશ્રિત ભક્તજનોએ સુખપૂર્વક નિવાસ કર્યો. (૨૨) પછી રમણીય **સભા**માં શ્રીરઘુવીરજી મહારાજ પોતાના શ્રેષ્ઠ આસનમાં બેસીને, ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય અને ભક્તિનો ઉપદેશ કરતી **મધુર વાતો** કરતા હતા. (૨૩)

प्रसन्नास्तेऽथ भूपाद्यास्तं नत्वा नागरा जनाः । श्लाघयन्तश्च तं साधून् स्वस्वावासान् ययुर्मुदा ॥२४॥ सोऽथ स्नात्वा निजं कृत्वा सर्वं माध्याह्निकं विधिम् । विष्णवर्पितानि भोज्यानि भ्रात्राद्यैर्बुभुजेऽन्वितः ॥२५॥ वर्णिनश्चैव मुनयः पत्तयो निखिलास्तथा । गृहस्थाश्च यथायोग्यं भोज्यान्यादन् पृथक् पृथक् ॥२६॥ तदा तन्मन्दिरावासास्त्यागिनो निखिला मुदा । परिचेरुस्तमाचार्यं पौरा भक्ताश्च सर्वशः ॥२७॥ गुणातीतानन्दमुनेराज्ञया सद्वरीयसः । साधवो विरजानन्दमुख्याः सेवां सतां व्यधुः ॥२८॥ अचिन्त्यानन्दप्रमुखा वर्णिनो वर्णिनां तथा । सेवां चक्रुर्हि पद्गानां पद्गा ज्वरभयादयः ॥२९॥ केवलात्मानन्दमुनिर्विष्णुवल्लभदासयुक् । हरिदासादयश्चान्ये केशवाद्याश्च पत्तयः ॥३०॥ मुन्याद्यपेक्ष्यमाणानां वस्तूनामर्पणेऽन्वहम् । मुख्या एवाभवन् प्रीत्या तत्सेवातत्परास्तथा ॥३१॥ आगच्छद्भ्यस्तदीक्षार्थं भक्तेभ्यस्तत्र भूरिशः । आवासादिप्रदाने ते मुख्याश्चासन् विचक्षणाः ॥३२॥ अथोत्सवोत्सुकमना देशिकेन्द्रो महामतिः । आहारयन्निजैः शिष्यैस्सम्भारानुत्सवोचितान् ॥३३॥ तत्र कर्तुं तमायातं श्रुत्वा वासन्तिकोत्सवम् । नानादेशेभ्य एवाऽऽयंस्तत्र भक्तजनव्रजाः ॥३४॥ तथा सौराष्ट्रदेशस्था हरिभक्ता नरेश्वराः । तद्दर्शनाय तत्रायन्नुत्सवोत्सुकचेतसः ॥३५॥ ततो वसन्तपञ्चम्यां तत्राचार्यो महोत्सवम् । भक्तानानन्दयंश्चक्रे प्रापयन् विस्मयं जनान् ॥३६॥ उत्सवान्तेऽथ तं स्वस्थं सभायां स्वासनास्थितम् । भूपा भक्ताश्च निखिलाः पौरजानपदास्तथा

પછી પ્રસન્ન થયેલા રાજા વગેરે નગરના જનો તેમને નમસ્કાર કરીને, તેમની તથા સાધુઓની પ્રશંસા કરતા થકા હર્ષપૂર્વક પોતપોતાના નિવાસસ્થાન પ્રત્યે ગયા. (૨૪)

પછી **આચાર્યવર્ય** સ્નાન કરીને, પોતાનો માધ્યાહ્નિક સર્વ વિધિ કરીને ભગવાનને અર્પણ કરેલાં ભોજનો બંધુજનો સાથે જમ્યા. (૨૫)

સમગ્ર વર્ણીઓ, મુનિઓ, પાર્ષદો તથા ગૃહસ્થો પોતપોતાની યોગ્ય રીતે; જુદે જુદે સ્થળે ભોજન જમ્યા. (૨૬) તે વખતે તે મંદિરમાં રહેતા સમગ્ર ત્યાગીઓ, હર્ષપૂર્વક તે આચાર્યની **સેવા** કરતા હતા, તેમજ પુરના ભક્તજનો પણ સેવા કરતા હતા. (૨૭)

સત્પુરુષોમાં શ્રેષ્ઠ ગુણાતીતાનંદ મુનિની આજ્ઞાથી વિરજાનંદાદિ સાધુઓ સંતોની સેવા કરતા હતા. (૨૮) અચિંત્યાનંદ વગેરે બ્રહ્મચારીઓ સર્વ વર્ણીઓની સેવા કરતા હતા. જોરાભાઈ વગેરે પાર્ષદો પાર્ષદોની સેવા કરતા હતા. (૨૯)

વિષ્ણુવલ્લભદાસ સહિત કેવળાત્માનંદ મુનિ તથા હરિદાસ વગેરે સાધુઓ તથા કેશવાદિ પાર્ષદો; મુનિ વગેરેને જોઈતી વસ્તુઓ હંમેશાં પ્રીતિપૂર્વક આપવામાં મુખ્યપણે રહ્યા થકા તેમની સેવામાં તત્પર રહેતા હતા. તેમજ ત્યાં તેમનાં દર્શન કરવા આવતા ઘણા ભક્તોને ઉતારાદિ આપવામાં બુદ્ધિશાળી તેઓ જ **મુખ્ય** હતા. (૩૦-૩૧-૩૨)

**વસંતપંચમી મહોત્સવ :-** પછી ઉત્સવમાં ઉત્સાહી મનવાળા, મહા બુદ્ધિશાળી આચાર્યેન્દ્ર, પોતાના શિષ્યો દ્વારા ઉત્સવને યોગ્ય સામગ્રી મંગાવતા હતા. (૩૩) 'ત્યાં વસંતોત્સવ કરવા માટે આચાર્યવર્ય શ્રીરઘુવીરજી મહારાજ પધાર્યા છે' તે સાંભળીને જુદા જુદા દેશોમાંથી ભક્તજનના સમુદાયો ત્યાં આવ્યા. (૩૪) તેમજ સૌરાષ્ટ્ર દેશમાં રહેલા, ઉત્સવમાં ઉત્સાહિત ચિત્તવાળા શ્રીહરિના ભક્ત રાજાઓ, તેમનાં **દર્શન** કરવા માટે આવ્યા. (૩૫)

ત્યારબાદ આચાર્યશ્રીએ વસંતપંચમીને દિવસે ભક્તોને આનંદ પમાડતા થકા જનોને વિસ્મયકારી મહોત્સવ કર્યો. (૩૬) ઉત્સવની સમાપ્તિ પછી સભામાં સુખપૂર્વક પોતાના આસન ઉપર બેઠેલા શ્રીરઘુવીરજી મહારાજનું,

॥३७॥ भूषावस्त्रैर्महामूल्यैश्चन्दनाक्षतकुङ्कुमैः । माल्यहारादिभिश्चान्यैरुपचारैरपूजयन् ॥३८॥ अथैवाऽभयसिंहाख्यो ★[१]राजाऽभूल्लोध्रकाभिधे । पुरे वसन् हरेर्भक्तो हरिध्यानरतः सदा ॥३९॥ हरेरैकान्तिकसतां प्रसङ्गेन महीयसीम् । रतिं प्राप्तो दृढतरां हरौ धर्मभुवि प्रभौ ॥४०॥ हरेस्तस्याऽनिशं कुर्वन् भक्तिमैकान्तिकीं शुभाम् । निजे राज्येप्यतिथिवद् वर्त्तमानो विविक्तधीः ॥४१॥

एत्य नत्वा शुकानन्दं सदःस्थं मुनिपुङ्गवम् । इत्थं जगाद वचनं सादरं दीर्घदर्शिनम् ॥४२॥ मुनिराड् रघुवीरेण देशिकेन्द्रेण चामुना । हरिलीलाकल्पतरुग्रन्थस्सन्दर्भितोऽस्ति यः ॥४३॥ स त्वया मानसिंहाय क्षोणिपालाय पावनः । श्रावितो हि महाबुद्धे ! श्रुतमेवं मया मुने ! ॥४४॥ श्रोतुमिच्छामि तमहं त्वत्तः शास्त्रविदां वरात् । तेनेत्थं प्रार्थ्यमानस्तं स प्रोचे योगिराडिदम् ॥४५॥ आज्ञावशोऽस्म्यहं राजन्नस्याचार्यस्य सर्वदा । ततोऽस्याज्ञैव चेत्तुभ्यं श्रावयेयं तदैव तम् ॥४६॥ अथ प्रणम्य तं गत्वा स एवाचार्य्यसन्निधिम् । प्राञ्जलिस्तमिदं प्रोचे सादरं देशिकाग्रणीम्★[२] ॥४७॥ हरिलीलाकल्पतरुग्रन्थं पुण्यं दयानिधे ! । श्रोतुमिच्छाम्यहं भक्ताः शुश्रूषन्ति तथेतरे ॥४८॥ तस्मात्त्वयाऽत्र मुन्याद्यैस्सार्द्धं स्थेयं महामते ! । आज्ञाप्यश्च शुकानन्दो ग्रन्थं वाचयितुं हि तम् ॥४९॥

---

રાજાઓ તથા સમગ્ર ભક્તજનો તેમજ પુરના તથા દેશાંતરથી આવેલા જનોએ મહામૂલ્યવાળા અલંકારો-વસ્ત્રો તથા ચંદન-અક્ષત-કુંકુમ-પુષ્પના હારાદિ અન્ય ઉપચારોથી **પૂજન** કર્યું. (૩૭-૩૮)

**ગ્રંથ-શ્રવણાર્થી લોધિકાના અભયસિંહજીની લાગણી :-** પછી લોધિકા પુરમાં વસતાં શ્રીહરિના ભક્ત, શ્રીહરિના ધ્યાનમાં હંમેશાં પ્રીતિવાળા **અભયસિંહરાજા;** જે શ્રીહરિના એકાંતિક સત્પુરુષોના પ્રસંગથી ધર્મનંદન પ્રભુ શ્રીહરિમાં અત્યંત દૃઢ પ્રીતિયુક્ત છે (૩૯-૪૦) તેમજ તે શ્રીહરિની રાત્રિ દિવસ શુભ એકાંતિકી ભક્તિ કરતા થકા સારાસારને જાણતા હોવાથી પોતાના રાજ્યમાં પણ અતિથિની માફક વર્તે છે; એવા અભયસિંહ રાજાએ સભામાં બેઠેલા, મુનિઓમાં શ્રેષ્ઠ અને દીર્ઘદૃષ્ટિવાળા શ્રીશુકાનંદ મુનિની સમીપે આવી તેમને નમસ્કાર કરીને આદરપૂર્વક આ પ્રમાણે વચન કહ્યુંઃ (૪૧-૪૨)

'હે મુનિરાજ ! આ આચાર્યેન્દ્ર શ્રીરઘુવીરજી મહારાજે **હરિલીલાકલ્પતરુ** નામનો જે **ગ્રંથ** રચ્યો છે. (૪૩) તે પવિત્ર ગ્રંથ તમોએ (મેંગણી ગામના) માનસિંહ રાજાને સંભળાવ્યો છે. હે મહાબુદ્ધિશાળી મહામુનિ ! એમ મેં સાંભળ્યું છે. (૪૪) માટે શાસ્ત્રજ્ઞોમાં શ્રેષ્ઠ ! તમારી પાસેથી તે ગ્રંથ સાંભળવા માટે હું ઈચ્છું છું.' યોગીરાજ શ્રીશુકાનંદમુનિને તેમણે આ પ્રમાણે **પ્રાર્થના** કરી એટલે તેઓ બોલ્યાઃ (૪૫)

'હે રાજન્ ! હું હંમેશાં આ આચાર્યવર્યની આજ્ઞાને જ વશ વર્તનારો છું. માટે આચાર્યશ્રીની **આજ્ઞા** હોય તો જ તમોને તે ગ્રંથ સંભળાવીશ.' (૪૬)

પછી તેમણે આચાર્યશ્રીની સમીપે જઈને પ્રણામ કર્યા અને હાથ જોડીને આદરપૂર્વક આચાર્ય શ્રેષ્ઠ શ્રીરઘુવીરજી મહારાજને કહ્યું : (૪૭)

'હે દયાનિધિ ! હું અહીં પવિત્ર શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ સાંભળવા ઈચ્છું છું. તેવી રીતે બીજા ભક્તો પણ સાંભળવા ઈચ્છે છે. (૪૮) હે મહામતે ! તેથી તે ગ્રંથ વાંચવા માટે શ્રીશુકાનંદમુનિને આપશ્રી આજ્ઞા આપો. તેમજ મુનિઓ સાથે તમો પણ અહીં જ રહો. (૪૯)

---

★१. ''राजा लोकाधिकाभिधे'' इति ( क=रसबो० सह मूलग्रन्थे ) पाठान्तरम् ।
★२. छान्दसो यणभावः । ( एरनेकाचो० इति सूत्रेण प्राप्तस्य यणो निषेधार्थम् )

कथासमाप्तिपर्यन्तं भोजनादेर्व्ययं च ते । हरिकृष्णो हि भगवान् पूरयिष्यति सर्वदा ॥५०॥ स इत्थं तद्वचः श्रुत्वा प्रीतः शिष्यहितोद्यतः । स्थित्वाऽत्र वाचयिष्ये तं ग्रन्थं चैवं तमब्रवीत् ॥५१॥

अथ प्रीतः स तं नत्वा न्यषीदत्तत्र भूपतिः । आचार्योऽथ शुकानन्दं ग्रन्थं वक्तुमजिज्ञपत् ॥५२॥ देशान्तरीयानथ भक्तसङ्घान्, स देशिकेन्द्रो नितरां दयालुः । श्रोतुं कथां स्थातुमघौघहन्त्रीमजिज्ञपत्तापहरां सुभद्राम् ॥५३॥ स्वस्वान्निवासानथ तानशेषानाज्ञाप्य गन्तुं मुदितांस्तथाऽन्यान् । स वेष्ट्यमानो निजपार्षदाग्र्यैरुपाययौ स्वीयनिवासमग्र्यम् ॥५४॥

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये श्रीमदाचार्य्यकारितकथावाचनानुज्ञानिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

वाचयिष्यन्नथ कथां द्वितीयेऽह्नि स देशिकः । पीठं स्थापयितुं वक्तुर्न्ययुङ्क्त स्वीयपार्षदान् ॥१॥ ततस्ते साधुशालाग्रे विचित्रोल्लोचमण्डितम् । चतुष्कं विस्तृतं रम्यं मार्ज्जयामासुरादरात् ॥२॥ तत्राऽऽस्तीर्याथ रम्याणि विचित्राण्यासनानि ते । सिंहासनं यथायोग्यं वाचकार्थमतिष्ठिपन् ॥३॥ तत्रास्तीर्यातिललितां कोमलां तेऽथ तूलिकाम् । सत्पुस्तकासनं तस्मिन् यथायोग्यमतिष्ठिपन् ॥४॥

---

કથાની સમાપ્તિ પર્યન્ત તમારો ભોજન વગેરેનો ખર્ચ ભગવાન શ્રીહરિકૃષ્ણ (મારા જેવા ભક્ત દ્વારા) સર્વ પ્રકારે પૂર્ણ કરશે.' (૫૦)

**ગ્રંથ વાંચન માટે શ્રીશુકાનંદ મુનિને આચાર્યશ્રીની અનુજ્ઞા :-** પછી શિષ્યોના હિતમાં તત્પર આચાર્યવર્યે, તેમનું આવું વચન સાંભળીને, પ્રસન્ન થઈને કહ્યું : 'અહીં રહીને એ ગ્રંથ હું વંચાવીશ.' (૫૧) પછી પ્રસન્ન થયેલા અભયસિંહ રાજા આચાર્યશ્રીને નમસ્કાર કરીને ત્યાં સભામાં બેઠા. પછી આચાર્યશ્રીએ શુકાનંદ મુનિને તે ગ્રંથ વાંચવા માટે **આજ્ઞા** આપી. (૫૨) ત્યારબાદ અત્યંત દયાળુ આચાર્યેન્દ્રે દેશાંતરથી આવેલા ભક્તોના સમુદાયોને પણ કલ્યાણકારી-ત્રિવિધ તાપ હરનારી-પાપોના સમુદાયો નાશ કરનારી કથા સાંભળવા માટે આજ્ઞા કરી. (૫૩) પછી પ્રસન્ન થયેલા તે સમગ્ર ભક્તજનો તથા પોતાના બંધુ વગેરેને પોતપોતાનાં નિવાસસ્થાનોમાં જવા આજ્ઞા આપીને પોતાના શ્રેષ્ઠ પાર્ષદોથી વીંટાયેલા **આચાર્યશ્રી** પોતાના સર્વશ્રેષ્ઠ ઉતારામાં પધાર્યા. (૫૪)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યમાં
'શ્રીમદ્-રઘુવીરાચાર્યે કરેલી કથા વાંચવાની અનુજ્ઞા નિરૂપણ' નામે પહેલો અધ્યાય સંપૂર્ણ. (૧)

## અધ્યાય : ૨

## શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથનું - માહાત્મ્યાદિ પ્રશ્ન નિરૂપણ.

**સભાસ્થાનમાં વ્યાસાસન વ્યવસ્થા :-** પછી બીજે દિવસે કથા વંચાવવા તત્પર આચાર્યશ્રીએ પોતાના પાર્ષદોને વક્તાનું વ્યાસાસન સ્થાપવા માટે **પ્રેરણા** કરી. (૧) ત્યાર બાદ પાર્ષદોએ સાધુની ધર્મશાળાની આગળ વિવિધ રંગના ઉલ્લોચોથી સુશોભિત, વિસ્તારવાળો રમણીય ચોક, આદરપૂર્વક વાળીને તથા પાણી છાંટીને સાફ કર્યો. (૨) ત્યાં રમણીય રંગબેરંગી પાથરણાં પાથરીને પાર્ષદોએ વક્તાને માટે યથાયોગ્ય **સિંહાસન** સ્થાપન કર્યું. (૩) તે સિંહાસન ઉપર અતિ સુંદર કોમળ ગાદલું પાથરીને પુસ્તક મૂકવા માટે તેના ઉપર યથાયોગ્ય ઉત્તમ બાજોઠની સ્થાપના કરી. (૪)

अथाऽऽचार्यस्य ते पीठं तत्रैवाऽस्थापयन् मुदा । यथार्हमुत्तमैर्युक्तं कोमलैस्तूलिकादिभिः ॥५॥ कृतनित्यविधिस्तावद्देशिकेन्द्रो निजैर्युतः । बन्धुभिः पार्षदैश्चाऽऽयात् सभास्थानं मनोहरम् ॥६॥ राजितेऽथ निजे पीठे स न्यषीदन्महामतिः । तद्बन्धवो यथायोग्यं न्यषीदंस्तत्र सर्वशः ॥७॥ तत्रोपेत्याऽथ निखिला वर्णिनो मुनयस्तथा । नत्वाऽऽचार्य्यं च पद्गास्तं तस्थुस्तत्र यथोचितम् ॥८॥ तथा जानपदा भक्ताः पौरास्तत्रैत्य चाखिलाः । नत्वा निषेदुराचार्य्यं यथावर्णवयोगुणम् ॥९॥ शुकानन्दमुनेः शिष्यो गृहीत्वा पुस्तकं ततः । भोलानाथाभिधो विप्रस्तां सभामाययौ शुभाम् ॥१०॥ स प्रणम्याऽथ मुदितो देशिकेन्द्रं च तां सभाम् । कोमलास्तरणे पीठे संन्यधात् पुस्तकं शुभम् ॥११॥ वृतोऽथ शिष्यनिकरैः शुकानन्दो महामुनिः । तत्राऽऽययौ हरिं ध्यायन् वेदशास्त्रविशारदः ॥१२॥ अथाऽऽलोक्य तमायान्तं शान्तं सद्गुणभूषणम् । उत्तस्थुर्युगपत् सर्वे सदस्या एव सादरम् ॥१३॥ स प्रविश्याथ दिव्यायां तस्यां संसदि सत्तमः । तं ववन्दे मुदाऽऽचार्यं समग्रांश्च सभासदः ॥१४॥ अथाऽऽज्ञया स मुनिराट् तस्याऽऽचार्य्यवरीयसः । उपाविशत् कथां वक्तुं मुदा व्यासासने वरे ॥१५॥ नरेन्द्रोऽभयसिंहाख्यश्चन्दनेनाऽथ चारुणा । उपचारैश्च पुष्पाद्यैरादौ पुस्तकमार्च्चयत् ॥१६॥ कैसरेणाथ स मुदा चन्दनेन सुगन्धिना । चक्रे पत्रलतां

---

પછી પાર્ષદોએ ત્યાં આચાર્યશ્રીનું સિંહાસન ઉત્તમ કોમળ ગાદી વગેરે યુક્ત હર્ષપૂર્વક સ્થાપન કર્યું. (૫)

**આચાર્યશ્રીનું આગમન :-** તેટલામાં **આચાર્યેન્દ્ર** નિત્યવિધિ કરીને પોતાના બંધુઓ તથા પાર્ષદો સાથે રમણીય સભાસ્થાનમાં આવ્યા. (૬) મહા બુદ્ધિશાળી આચાર્યશ્રી પોતાના શોભાયમાન આસન ઉપર વિરાજમાન થયા. તેમના બંધુઓ પણ ત્યાં યથાયોગ્ય સ્થાને બેઠા. (૭) પછી સમગ્ર વર્ણીઓ, મુનિઓ, તથા પાર્ષદો ત્યાં આવીને આચાર્યશ્રીને નમસ્કાર કરીને સભામાં યોગ્યતા પ્રમાણે બેઠા. (૮) તેવી રીતે દેશાંતરથી આવેલા ભક્તજનો તથા પુરના સમગ્ર ભક્તો આચાર્યને નમસ્કાર કરીને વર્ણાશ્રમ અનુસાર તથા ઉંમર અને ગુણની યોગ્યતા પ્રમાણે બેઠા. (૯)

ત્યારબાદ પુસ્તક લઈને શુકાનંદમુનિના શિષ્ય **ભોલાનાથ બ્રાહ્મણ** મંગળકારી સભા પ્રત્યે આવ્યા. (૧૦) પછી દેશિકેન્દ્રને તથા તે સભાને હર્ષયુક્ત પ્રણામ કરીને, કોમળ પાથરણા યુક્ત બાજોઠ ઉપર, પવિત્ર પુસ્તકની સ્થાપના કરી. (૧૧)

**વક્તા શ્રી શુકાનંદ મુનિનું આગમન :-**

પછી વેદશાસ્ત્રમાં વિશારદ, તેમજ શ્રીહરિના ધ્યાનમાં નિમગ્ન **મહામુનિ શુકાનંદ,** પોતાના શિષ્ય સમુદાયની સાથે તે સભામાં આવ્યા. (૧૨)

સભામાં બેઠેલા સર્વે ભક્તો સદ્‌ગુણોના અલંકારરૂપ, શાન્ત મૂર્તિ શુકાનંદમુનિને આવતા જોઈને, એકદમ એકીસાથે આદરપૂર્વક ઊભા થયા. (૧૩) સજ્જનોમાં શ્રેષ્ઠ, મુનિરાજ તે શુકાનંદે તે દિવ્ય સભામાં પ્રવેશ કર્યો અને પરમાનંદપૂર્વક આચાર્યવર્ય શ્રી રઘુવીરજીને પ્રથમ વંદન કરી બધા સભાસદોને પણ સાદર **વંદન** કર્યાં. (૧૪) પછી મુનિરાય શ્રી શુકાનંદ-સ્વામી પ્રસન્નતાપૂર્વક આચાર્યશ્રેષ્ઠની આજ્ઞાથી કથા વાંચવા માટે શ્રેષ્ઠ વ્યાસાસન ઉપર બેઠા. (૧૫)

**શ્રીહરિલીલા કલ્પતરુ-ગ્રંથ તથા વક્તાશ્રીનું પૂજન :-**

નરેન્દ્ર અભયસિંહે સુંદર ચંદન તથા પુષ્પાદિક ઉપચારો વડે પ્રથમ પુસ્તકની **પૂજા** કરી. (૧૬) પછી હર્ષપૂર્વક કેસરેયુક્ત સુગંધીમાન ચંદનથી શુકાનંદ મહામુનિના કપાળમાં પત્રની લતાની માફક **અર્ચા** કરી; તેમજ તેમના ભાલમાં

भाले शुकानन्दमहामुनेः ॥१७॥ स तत्राथ वरं कृत्वा वृत्तं कुङ्कुमचन्द्रकम् । टोपीं सन्माल्यरचितां तस्य मूर्द्धन्यधारयत् ॥१८॥ सोऽथ तं धारयांचक्रे नानामाल्यविनिर्मितान् । हारकेयूरवलयान् प्राणमत्तं ततो मुदा ॥१९॥ चन्दनेनाथ स प्रीत्या पुष्पवेष्टनशेखरैः । पौष्पसद्धारकेयूरकर्णपूरसुकङ्कणैः ॥२०॥ उपचारैश्च विविधैराचार्यं समपूजयत् । तद्बन्धून् वर्णिमुन्यादीन् यथायोग्यं तथाऽखिलान् ॥२१॥

कथां वक्ष्यन्नथ शुभां शुकानन्दो महामुनिः । पूर्वमित्थं स विदधे मङ्गलाचरणं मुदा ॥२२॥ दधन्माल्योष्णीषं कुसुमरचितां प्रच्छदपटीं तथा पौष्पान् हारान् कुसुमरचितं कञ्चुकवरम् । तथा तन्मञ्जीरौ वरकुसुमकेयूरवलयानजस्त्रं धार्मिर्मे वसतु हृदि नारायणमुनिः ॥२३॥ स्वमूर्तौ बिभ्राणं सितरुचिरवासांस्यनुदिनं क्वचिज्जन्माष्टम्यादिकमहदिनेष्वाश्रितमुदे । विभूषा वस्त्राणि स्फुटपुरटसूत्राणि दधतं हरिं ध्याये धार्मिं हृदि हि सहजानन्दमनिशम् ॥२४॥

लसद्वक्त्रस्मेरस्फुरितरदचन्द्रावलिरुचिच्छटाराजद्बिम्बाधरमतुलशोभाजलनिधिम् । दयापाथोराशिं नलिननयनं चञ्चलगतिं सदा वन्द्यं वन्दे जगति हरिकृष्णं वृषभुवम् ॥२५॥ मङ्गलाचरणं चैवं योगिराजो विधाय सः । हरिलीलाकल्पततरुग्रन्थस्यैवाऽकरोत् कथाम् ॥२६॥ तन्मुखेन्दु परिच्योतत्कथासारसुधारसम् । कर्णकंसैः समपिबंस्ते

---

કુંકુમનો ગોળ ચાંદલો કરી સુંદર પુષ્પોથી બનાવેલી ટોપી તેમના મસ્તક ઉપર ધારણ કરી. (૧૭-૧૮) પછી અભયસિંહ નૃપે વિવિધ પ્રકારના પુષ્પોના હાર-બાજુબંધ-કડાં શુકાનંદમુનિને ધારણ કરાવી હર્ષથી તેમને **પ્રણામ** કર્યા. (૧૯)

પછી આચાર્યવર્ય શ્રીરઘુવીરજી મહારાજની પ્રીતિપૂર્વક ચંદન—પુષ્પની પાઘડી તથા પુષ્પોના સુંદર હાર-તોરા-બાજુબંધ- ગુચ્છો-કંકણો તથા વિવિધ પ્રકારની પૂજાની સામગ્રીઓથી સારી રીતે પૂજા કરી, તેમજ તેમના બંધુઓ તથા વર્ણીઓ- મુનિઓ વગેરે સર્વેનું પણ યથાયોગ્ય **પૂજન** કર્યું. (૨૦-૨૧)

પછી શુભ કથાના પ્રારંભમાં વક્તા મહામુનિ શ્રીશુકાનંદજીએ પ્રથમ આ પ્રમાણે હર્ષપૂર્વક **મંગલાચરણ** કર્યું. (૨૨)

પુષ્પની પાઘડી ધારણ કરનારા, પુષ્પની શ્રેષ્ઠ ડગલી તથા પુષ્પનો ખેસ, પુષ્પના સુંદર હાર તથા બન્ને ચરણ કમળમાં પુષ્પનાં સાંકળાં, બાજુબંધ, કડાં વગેરે પુષ્પના અલંકારો ધારણ કરનારા ધર્મપુત્ર શ્રીનારાયણમુનિ, મારા હૃદયકમળમાં હંમેશાં નિવાસ કરો. (૨૩) સ્વયં શ્રીહરિ પોતે હંમેશાં શ્વેત સુંદર વસ્ત્રો ધારણ કરતા, ક્યારેક જન્માષ્ટમી આદિ ઉત્સવના દિવસોમાં આશ્રિત ભક્તોના આનંદ માટે, નાના પ્રકારના અલંકારો, શુદ્ધ સુવર્ણના તારના બનાવેલાં વસ્ત્રો ધારણ કરતા એવા ધર્મનંદન શ્રીહરિ સહજાનંદજીનું, હું હંમેશાં હૃદયમાં **ધ્યાન** કરું છું. (૨૪)

સુશોભિત મંદ હાસ્યયુક્ત મુખારવિંદથી સ્ફુરાયમાન દંતરૂપી ચંદ્રમાઓની પંક્તિના સુંદર કિરણોથી શોભતા બિંબ ફળ (પાકાં ઘીલોડાં) જેવા ઓષ્ઠવાળા, અનુપમ શોભાના સાગર, દયાના સમુદ્ર, કમળનયન, ચપળ ગતિવાળા, જગતમાં હંમેશાં વંદના કરવા યોગ્ય, ધર્મનંદન શ્રી હરિકૃષ્ણને હું **વંદન** કરું છું. (૨૫)

યોગીરાજ શ્રી શુકાનંદ મુનિએ આવી રીતે મંગળાચરણ કરીને શ્રી હરિલીલા કલ્પતરુ ગ્રંથની **કથા** કરવાનો **આરંભ** કર્યો. (૨૬) શુકાનંદ સ્વામીના મુખરૂપ ચંદ્રમાંથી ઝરતા કથાના સારરૂપ અમૃત રસને, કર્ણ રૂપી પ્યાલાઓથી,

श्रोतारोऽचलान्तराः ॥२७॥ अजस्रं वाचयन् पुण्यं स तं ग्रन्थं महामुनिः । श्रोतॄन् मासेन तान् सर्वं श्रावयामास सादरम् ॥२८॥

समाप्तौ तस्य जातायां विचित्रैरुपचारकैः । नरेन्द्रोऽभयसिंहस्तत् पूजयामास पुस्तकम् ॥२९॥ ततश्चित्रोपचारैस्तं पूजयित्वा स वाचकम् । महार्हवस्त्रभूषाद्यैराचार्यं चाऽऽर्च्चयन्मुदा ॥३०॥ तद्बन्धूंश्च यथायोग्यं चारुनानोपचारकैः । वर्णिनश्च सतो भक्तानितरान् स मुदाऽऽर्च्चयत् ॥३१॥ त्यागित्वाद् वाचकस्यैवाऽस्वीकार्याण्यदिशन्नृपः । तद्देयाभूषणादीनि श्रीराधारमणाय सः ॥३२॥ स प्रीत्या सद्रसैर्भोज्यैराचार्य्यं बन्धुभिर्युतम् । अतर्पयच्च मुन्यादीन् ब्राह्मणांश्च सहस्रशः ॥३३॥ ततस्तेभ्योऽतिमुदितो विप्रेभ्यः स महामनाः । भूयसीं दक्षिणां दत्त्वा भोजनं विदधे स्वयम् ॥३४॥ अथ स्वस्थं सभासीनं शुकानन्दं सदग्रणीम् । नरेन्द्रोऽभयसिंहस्तं पप्रच्छैवं कृताञ्जलिः ॥३५॥ हरिलीलाकल्पतरुग्रन्थं पावनमद्भुतम् । मां त्वयाऽऽश्राव्य कृपया कृतार्थोऽहं कृतो भृशम् ॥३६॥ श्रेयस्कृत् सरसं स्पष्टं पावनं त्वद्वचोऽमृतम्। पिबंस्तापोपशमनं तृप्तिं नाप्नोमि योगिराट् ॥३७॥ ततः श्रीरघुवीरेण सर्वाचार्यवरीयसा । रचितस्य निबन्धस्य माहात्म्यं कीर्त्तयाऽस्य मे ॥३८॥ श्रवणेऽस्याधिकारोऽस्ति कस्य वा तत्र किं फलम् । श्रव्योऽसौ कीदृशे देशे कीदृक्काले तथा मुने ॥३९॥ कीदृशोऽस्य भवेद् वक्ता श्रोतारः स्युश्च कीदृशाः । श्रुत्वा

---

સ્થિર અંતઃકરણવાળા શ્રોતાઓ, સારી રીતે પાન કરવા લાગ્યા. (૨૭) મહામુનિ તે પવિત્ર ગ્રંથને હંમેશાં (સતત-નિરંતર) વાંચતા; તે પ્રમાણે એક માસમાં શ્રોતાઓને સમગ્ર ગ્રંથ આદરપૂર્વક સંભળાવ્યો. (૨૮)

ગ્રંથની **સમાપ્તિ**ના દિવસે વિવિધ ઉપચારો વડે અભયસિંહ રાજાએ પુસ્તકની **પૂજા** કરી (૨૯) પછી વિવિધોપચારથી કથા વાંચનાર શ્રી શુકાનંદ મુનિની પૂજા કરીને, મહામૂલ્ય વસ્ત્રો તથા અલંકારો વડે હર્ષપૂર્વક આચાર્યવર્યને પૂજ્યા. (૩૦) તેમજ સુંદર વિવિધ ઉપચારો વડે તેમના બંધુઓ, વર્ણીઓ મુનિઓ તથા બીજા ભક્તોની હર્ષપૂર્વક યથાયોગ્ય પૂજા કરી (૩૧) વક્તા ત્યાગી હોવાથી તેમણે ન સ્વીકાર કરવા યોગ્ય; તેમને (વક્તાશ્રીને) આપવાનાં ભૂષણો તથા સોનેરી વસ્ત્રો વગેરે રાજાએ શ્રીરાધારમણદેવને અર્પણ કર્યાં. (૩૨)

અભયસિંહ રાજાએ પ્રીતિપૂર્વક સુંદર રસયુક્ત ભોજનો આચાર્યવર્ય તથા તેમના બંધુઓ મુનિઓ, વર્ણીઓ તેમજ હજારો હજાર બ્રાહ્મણોને જમાડ્યા અને તેમને તૃપ્ત કર્યા (૩૩) પછી અત્યંત પ્રસન્ન, ઉદાર મનવાળા, અભયસિંહ રાજાએ બ્રાહ્મણોને ઘણી દક્ષિણા આપીને પછી પોતે ભોજન કર્યું. (૩૪)

**ગ્રંથનું માહાત્મ્ય તથા વાંચન સંબંધી પ્રશ્ન :-**

પછી સભામાં સુખપૂર્વક બેઠેલા, સત્પુરુષોમાં અગ્રેસર શ્રી શુકાનંદમુનિને **અભયસિંહ નરેન્દ્ર** હાથ જોડીને આ પ્રમાણે પૂછતા હતા : (૩૫)

'હે મુને ! અલૌકિક, પવિત્ર **શ્રી હરિલીલાકલ્પતરુ ગ્રંથ** તમોએ કૃપાથી સંભળાવીને મને અત્યંત કૃતાર્થ કર્યો છે. (૩૬) કલ્યાણ કરનારું - રસયુક્ત, પરમ પવિત્ર, તાપને નાશ કરનારું, તમારા વચનરૂપી અમૃતનું પાન કરતો થકો હું હે યોગીરાજ ! તૃપ્તિ પામતો નથી. (૩૭) માટે સર્વ આચાર્યોમાં શ્રેષ્ઠ શ્રીરઘુવીરજી મહારાજે રચેલા આ ગ્રંથનું **માહાત્મ્ય** તમો મને કહો. (૩૮) આ ગ્રંથ સાંભળવામાં કોને **અધિકાર** છે ? શ્રવણનું શું **ફળ** છે ? તેમજ હે મુને ! કેવા **દેશ**માં અને કેવા **કાળ**માં આ ગ્રંથ સાંભળવો ? (૩૯) આ ગ્રંથના **વક્તા** કેવા હોવા જોઈએ, તેમજ

**चैतत् समाप्तौ किं देयं तद् ब्रूहि मे मुने ॥४०॥ जिज्ञासुना त्वभयसिंहमहीभुजैवं श्रद्धालुना हरिकथाश्रवणेऽतिपुण्ये । पृष्टो मुदा सविनयं स मुनिप्रवर्य्यस्तुष्टो भृशं तमिति वाचमुवाच रम्याम् ॥४१॥**

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहनृपतिसंवादे नृपतिकृततन्माहात्म्यादि-प्रश्ननिरूपणनामा द्वितीयोऽध्यायः ॥२॥

## ॥ अथ तृतीयोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच – **साधु पृष्टं त्वया राजन् ! सर्वजीवहितावहम् । पर्यायेणोत्तराण्येव त्वत्प्रश्नानां करोम्यहम् ॥१॥ सर्ववेदपुराणानां शास्त्राणां चैव सर्वशः । साररूपो निबन्धोऽयं वर्तते धरणीपते ! ॥२॥ पापतापौघशमनो भवरोगैकभेषजम् । संभृतो वर्तते यस्मिन् हरिलीलासुधारसः ॥३॥ विद्यतेऽयं हरेर्धार्मेस्तिरोधानादनन्तरम् । नौसमानो हि तरणे संसाराब्धेर्वपुर्भृताम् ॥४॥ दुष्कर्मकर्दमालेपक्षालनेऽतिक्षमोऽस्त्यसौ । हरिस्वरूपबोधाब्जप्रकाशे भास्करोपमः ॥५॥ क्व *पीयूषरसो राजन् क्व चैतच्छ्रुतिसद्रसः । महामूल्येन मणिना काचस्तुल्यः कथं भवेत् ॥६॥ पीतामृतैरपि सुरैरेतद्ग्रन्थकथारसः । पिपास्यते प्रतिदिनं नन्वैकान्तिकमुक्तिदः ॥७॥ कालव्यालकरालास्यग्रासत्रासनिवृत्तये । निषेव्योऽयं जनैर्भक्त्या पावनश्रुतिकीर्त्तनः ॥८॥ मनःशुद्ध्यै नृणामस्मात् परं किञ्चिन्न वर्त्तते । जन्मान्तरे भवेत्**

---

**શ્રોતાઓ** કેવા હોવા જોઈએ ? આ ગ્રંથ સાંભળીને તેની સમાપ્તિમાં, હે મુને ! શું આપવું જોઈએ ? તે પણ તમો મને કહો.' (૪૦) જિજ્ઞાસુ, શ્રીહરિની કથાના અતિ પાવનકારી શ્રવણમાં શ્રદ્ધાવાળા અભયસિંહ રાજાએ વિનયપૂર્વક હર્ષથી મુનિ પ્રવર શુકમુનિને આ પ્રમાણે પૂછ્યું તેથી અત્યંત પ્રસન્ન થઈને, શુકાનંદમુનિ તેમને આ પ્રમાણે **મધુરવાણી** કહેવા લાગ્યાઃ (૪૧)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યમાં 'શુકાનંદમુનિ અને અભયસિંહ નૃપતિના સંવાદમાં રાજાએ પૂછેલ હરિલીલાકલ્પતરુ ગ્રંથનું માહાત્મ્યાદિ પ્રશ્ન નિરૂપણ' નામે બીજો અધ્યાય સંપૂર્ણ (૨)

## અધ્યાય : 3

## ગ્રંથ માહાત્મ્યાદિ-પ્રશ્નોત્તર નિરૂપણ.

**શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ-માહાત્મ્ય :-**

**શ્રીશુકાનંદ મુનિ બોલ્યા** : હે રાજન્ ! તમોએ સર્વ જીવોને હિતકારી આ બહુ સારો **પ્રશ્ન** પૂછ્યો. તમારા પ્રશ્નોના **ઉત્તર** હું અનુક્રમે કરું છું. (૧) હે ધરણીપતે ! સર્વ વેદ-પુરાણો તથા સર્વ શાસ્ત્રોના **સારરૂપ** આ ગ્રંથ છે. (૨) પાપ તથા ત્રિવિધ તાપસમૂહને શમન કરનાર, જન્મમરણરૂપી રોગની તો એક ઔષધીરૂપ આ ગ્રંથ છે. જેમાં શ્રીહરિની લીલારૂપી અમૃત રસ ભરેલો છે. (૩) ધર્મના પુત્ર શ્રીહરિના તિરોધાન પછી આ ગ્રંથ દેહધારીઓને સંસારરૂપી સમુદ્ર તરવામાં **નૌકા સમાન** છે. (૪) દુષ્કર્મરૂપી કાદવના લેપને ધોવામાં આ ગ્રંથ અતિ સમર્થ છે. શ્રીહરિના સ્વરૂપના જ્ઞાનરૂપી કમળને પ્રફુલ્લિત કરવામાં આ ગ્રંથ **સૂર્યનારાયણ સમાન** છે. (૫)

હે રાજન્ ! અમૃતમાં જે રસ છે તે ક્યાં ? અને આ ગ્રંથના શ્રવણમાં જે સુંદર રસ છે તે ક્યાં ? મહામૂલ્યવાળા મણિની સાથે કાચની તુલ્યતા કેવી રીતે થાય ? (૬) અમૃતનું પાન કરનાર દેવતાઓ પણ, એકાંતિકી મુક્તિ આપનાર આ ગ્રંથના કથારસનું હંમેશાં પાન કરવા ઈચ્છે છે. (૭) કાળરૂપી સર્પના ભયંકર મુખના કોળિયાના ત્રાસની નિવૃત્તિ માટે; પવિત્ર કરનારું છે શ્રવણ અને કીર્તન જેનું એવા આ ગ્રંથનું જનોએ ભક્તિપૂર્વક સેવન કરવું. (૮) મનુષ્યોને

---

★ ''क्व पीयूषे रसो राजन्'' इति (क) पाठान्तरम् ।

पुण्यं लभेतैनं तदा पुमान् ॥९॥ हरिकृष्णप्रसादेन ग्रन्थः संदर्भितोऽस्त्ययम् । रघुवीरार्यवर्य्येण श्रेयसे प्राणधारिणाम् ॥१०॥ संसारदुस्तरमहागदच्छेदपटीयसः । सर्वोत्तमं नरपते माहात्म्यं चाऽस्य विद्यते ॥११॥ दुर्भेद्यानाद्यविद्यानिबिडतरमहाध्वान्तविध्वंसभास्वान् ग्रन्थोऽयं सच्छ्रुतानां भवति वरतरो मङ्गलं मङ्गलानाम् । श्रोतॄणां गायतां वा सकलकलिमलक्षालनाऽनल्पशक्तिस्तस्मात् सेव्यो मुदाऽसौ स्वहितरतजनैः पावनस्तापहारी ॥१२॥ हरिपदाम्बुजसक्तिविवर्द्धनस्तनुभृतामखिलेष्टसुखप्रदः । अयमनन्यसमो मुनिसेवितो भवति पुण्यतरश्रुतिकीर्त्तनः ॥१३॥ हरिचरित्रसुधारससंभृतस्त्रिविधतापशमश्रुतिरद्भुतः । ननु जनश्रुतिमानसरञ्जनः श्रवणमात्रकुबुद्धिविभेदनः ॥१४॥ अयमशेषकवीन्द्रविभूषणं विजयते हरिसंस्मृतिकारणम् । मनसिजाद्यरिभीतिनिवारणो हरिपदाश्रितपङ्कजभास्करः ॥१५॥ वरतरो भगणेषु यथा रविर्भवति चापभृतां च यथाऽर्जुनः । सकलवक्तृषु देवगुरुर्यथा श्रुतगणेषु तथाऽयमुरूत्तमः ॥१६॥ विषयतीव्रविषेण विमूर्च्छनां गतवतामिह देहभृतामसौ । प्रचुरशान्तिविधौ ननु सत्वरं भवति जीवनवल्लिकया समः ॥१७॥ द्रुहिणशङ्करविष्णुपुरःसरैरयमभीप्सित एव सुरेश्वरैः । कलिमलक्षपणश्रुतिवर्णनो भवति भागवतव्रजवल्लभः ॥१८॥ भवदुरन्तदवोग्रहविर्भुजो बहुशिखाभिरिह ज्वलतां भृशम् । भुवि शरीरभृतामधिशान्तये शुभतरोऽस्त्ययमेव सुधाम्बुदः ॥१९॥

---

મનની શુદ્ધિ માટે આ ગ્રંથથી બીજો કોઈ **ઉત્તમ ગ્રંથ** નથી. અનેક જન્મોમાં પુણ્ય કર્યા હોય તે પુરુષ આ ગ્રંથનું પાન કરી શકે છે. (૯) પ્રાણધારીઓના મોક્ષ માટે, શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાથી, આ ગ્રંથ શ્રી રઘુવીરાચાર્યેન્દ્રે કરેલો છે. (૧૦)

હે રાજન્ ! સંસારરૂપી દુસ્તર મહારોગનો નાશ કરવામાં અતિ ચતુર એવા આ ગ્રંથનું માહાત્મ્ય **સર્વોત્તમ** છે. (૧૧) પરમ પવિત્ર, તાપને નાશ કરનારો, ન ભેદી શકાય તેવા અવિદ્યારૂપી ગાઢાંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન, ઉત્તમ-મંગળકારી સત્શાસ્ત્રોમાં પણ અતિ શ્રેષ્ઠ, શ્રોતા તથા વક્તાઓના સમગ્ર કળિમળ ધોવામાં અત્યંત શક્તિવાળો, આ ગ્રંથ અતિશય **મંગળકારી** છે. માટે પોતાના હિતમાં અત્યંત પ્રીતિવાળા જનોએ હર્ષપૂર્વક આ ગ્રંથનું સેવન કરવું. (૧૨) શ્રીહરિના ચરણકમળમાં પ્રીતિ વધારનારો, શરીરધારીઓને સમગ્ર ઈષ્ટ સુખને આપનારો, અત્યંત પવિત્ર શ્રવણ અને કીર્તન છે જેનું અને જેની સમાન બીજો નથી, એવો આ ગ્રંથ મુનિજનોએ સેવેલો છે. (૧૩)

શ્રીહરિના ચરિત્રરૂપી સુધારસથી ભરેલો, ત્રિવિધ તાપનું શમન કરનાર છે શ્રવણ જેનું એવો, અલૌકિક, જનોને શ્રવણ માત્રથી રંજન કરનારો, શ્રવણ માત્રથી કુબુદ્ધિને ભેદી નાખનારો; (૧૪) સમગ્ર કવિઓના ભૂષણરૂપ, પરમાત્માની સંસ્મૃતિમાં કારણરૂપ, કામાદિ શત્રુઓના ભયને નિવારણ કરનારો, શ્રીહરિના ચરણાશ્રિતરૂપી કમળોને **સૂર્ય સમાન** આ ગ્રંથ **ઉત્કૃષ્ટપણે** વિજય પામે છે. (૧૫)

જ્યોતિ સમુદાયમાં જેમ સૂર્યનારાયણ અત્યંત શ્રેષ્ઠ છે, ધનુર્ધારીઓમાં જેમ અર્જુન તથા સમગ્ર વક્તાઓમાં બૃહસ્પતિ શ્રેષ્ઠ છે, તેમ શાસ્ત્ર સમુદાયોમાં અત્યંત ઉત્તમ આ ગ્રંથ છે. (૧૬) વિષયરૂપી તીવ્ર ઝેરથી મૂર્છિત થયેલા પ્રાણીઓને આ લોકમાં તત્કાળ અત્યંત શાંતિ કરવામાં **સંજીવની ઔષધી** સમાન આ ગ્રંથ છે. (૧૭) બ્રહ્મા-શંકર-વિષ્ણુ વગેરે દેવેશ્વરોએ પણ આ ગ્રંથ ઈચ્છેલો છે. કળિમળને નાશ કરનારું છે શ્રવણ અને કીર્તન જેનું એવો આ ગ્રંથ ભગવાનના ભક્ત સમુદાયોને અત્યંત પ્રિય છે. (૧૮) સંસારરૂપી દુરંત વનના પ્રચંડ અગ્નિ (દાવાનળ)ની ઝાળથી અહીં ભૂલોકમાં બળતા શરીરધારીઓની શાંતિ માટે કલ્યાણકારી, અમૃતના મેઘ સમાન આ ગ્રંથ છે. (૧૯)

असुभृतां श्रुतिगायनकारिणां सकलमङ्गलपुण्यविवर्द्धनः । अयमिहास्त्यखिलेष्टसुखावहो हरिवराक्षरधामगतिप्रदः ॥२०॥ हरिरमुष्य किल श्रुतिमात्रतः सपदि चित्तमधिप्रविशेत् स्वयम् । तदयमेव जनैर्हरितुष्टये निजहितप्रयतैरधिषेव्यताम् ॥२१॥ अयं श्रुतो न क्वचिदत्र येन संसारतापप्रशमैकहेतुः । स्वकीयमातुर्दशमासमेव व्यथाकृतस्तस्य जनुस्त्वपार्थम् ॥२२॥ श्रुता न येनाऽस्य कथा पवित्रा श्वसन् मृतोऽस्त्येव स मन्दबुद्धिः । वदन्ति देवा भुवि भाररूपं धिगेव तं मुक्तिमसाधयन्तम् ॥२३॥ अथाऽस्य श्रवणे तुभ्यं कीर्त्तयाम्यधिकारिणम् । शुश्रूषवे नरपते शृणु त्वं स्वस्थमानसः ॥२४॥ पुंसां नृदेहमाप्तानां योषितां चात्र भूतले । एतस्य श्रवणे राजन्नधिकारो हि वर्त्तते ॥२५॥ आश्रमाणां च वर्णानां चतुर्णामधिकारिता । श्रवणेऽस्याऽस्ति तत् सर्वैः श्रव्योऽयं तैर्हि सादरम् ॥२६॥ श्रवणेनाऽस्य यद्राजन् फलं ग्रन्थशिरोमणेः । वर्त्तते तद् ब्रुवे तुभ्यं श्रवणाऽऽसक्तचेतसे ॥२७॥ समग्रयज्ञदानानां सर्वतीर्थाप्लवस्य च । फलं यदस्ति तत् सर्वं श्रुत्याऽस्यैवाप्यते जनैः ॥२८॥ अस्य श्रवणमात्रेण प्रीत एव हरिर्भृशम् । श्रोतॄणां पूरयत्येव द्रुतं सर्वान् मनोरथान् ॥२९॥ न शक्नोति कलौ तीव्रं जनः कर्तुं महत्तपः । नानादानानि वा यज्ञान् हरिप्रीणनहेतवे ॥३०॥ ततोऽयं श्रद्धया श्रव्यो जनैर्दक्षैर्हितोद्यतैः । श्रवणेनाऽस्य राजर्षे प्रीयतेऽतितरो हरिः ॥३१॥

---

શ્રવણ અને કીર્તન કરનારા પ્રાણધારીઓનું આલોકમાં મંગળ તથા પુણ્ય વધારનારો, ઈષ્ટ સુખ આપનારો, તેમજ દેહાન્તે શ્રીહરિના શ્રેષ્ઠ અક્ષરધામની પ્રાપ્તિ કરાવનારો આ ગ્રંથ છે. (૨૦)

આ ગ્રંથના શ્રવણથી તત્કાળ શ્રીહરિ સ્વયં ચિત્તમાં પ્રવેશ કરે છે, માટે પોતાના હિતમાં તત્પર જનોએ શ્રીહરિની પ્રસન્નતા માટે આ ગ્રંથનું જ સેવન કરવું. (૨૧) આ લોકમાં સંસારના તાપની શાન્તિ કરવામાં એક કારણરૂપ આ ગ્રંથ જેણે ક્યારેય પણ સાંભળ્યો નથી તેનો જન્મ નિરર્થક છે, અને પોતાની માતાના ગર્ભમાં દશ માસ સુધી રહી તેણે માતાને કેવળ દુઃખ જ આપ્યું છે. (૨૨) જેણે આ ગ્રંથની પવિત્ર કથા સાંભળી નથી, તે મૂઢમતિ શ્વાસ લે છે છતાં મરેલો જ છે. મુક્તિની સિદ્ધિ નથી કરતો તેથી દેવો ધિક્કારે છે અને 'તે પૃથ્વીમાં ભારરૂપ છે' એમ કહે છે. (૨૩)

**ગ્રંથ-શ્રવણમાં અધિકારી :-**

હવે આ ગ્રંથના શ્રવણમાં કોણ **અધિકારી** છે તે સાંભળવાને ઈચ્છતા તમોને હું કહું છું, હે રાજન્ ! સ્વસ્થ મનવાળા તમે સાંભળો. (૨૪) હે રાજન્ ! આ પૃથ્વીમાં મનુષ્ય દેહ પામેલા પુરુષો તથા સ્ત્રીઓ આ ગ્રંથના શ્રવણમાં અધિકારી છે. (૨૫) ચાર વર્ણો તથા ચાર આશ્રમવાસી આ ગ્રંથના શ્રવણમાં અધિકારી છે. માટે તેમણે સર્વેએ આદરપૂર્વક આ ગ્રંથ સાંભળવો. (૨૬)

**ગ્રંથ-શ્રવણનું ફળ :-**

હે રાજન્ ! આ ગ્રંથશિરોમણિના શ્રવણથી જે **ફળ** થાય છે તે સાંભળવામાં આસક્તચિત્તવાળા તમોને હું કહું છું. (૨૭) સમગ્ર યજ્ઞ તથા દાન કરવાથી તથા સર્વ તીર્થોમાં સ્નાન કરવાથી જે ફળ છે તે સર્વ ફળ આ ગ્રંથના શ્રવણ માત્રથી જ લોકોને મળે છે. (૨૮) આ ગ્રંથના શ્રવણથી અત્યંત પ્રસન્ન થયેલા શ્રીહરિ શ્રોતાઓના સર્વ મનોરથો તત્કાળ પૂર્ણ કરે છે. (૨૯) શ્રીહરિને પ્રસન્ન કરવા માટે કળિયુગમાં લોકો તીવ્ર તપ કરવા તથા વિવિધ પ્રકારના દાન દેવા તેમજ યજ્ઞો કરવા માટે સમર્થ નથી; (૩૦) માટે પોતાના હિતમાં ઉદ્યમવાળા ડાહ્યા પુરુષોએ આ ગ્રંથ શ્રદ્ધાથી સાંભળવો. હે રાજર્ષે ! આ ગ્રંથના શ્રવણથી શ્રીહરિ અત્યંત પ્રસન્ન થાય છે. (૩૧)

एतत्कथाऽमृतं पीतं सादरं यैर्हरेः पदम् । कालव्यालमहाग्रासत्रासमुक्ता व्रजन्ति ते ॥३२॥ सुधापानैरपि सुरैर्युगानां हि सहस्रतः । पश्चादसौ कालभीत्या सद्भ्यो लब्धुमधीष्यते ॥३३॥ शास्त्रमेतदपि देवदुर्लभं श्रीहरेर्हि दययाऽत्र देहिनाम् । जातमस्ति सुलभं ततो जनैः श्रव्यमेतदखिलैर्यथेप्सितम् ॥३४॥ श्रव्यमादरतयेदमङ्गिभिर्दुर्लभं किमपि नास्त्यतः परम् । प्राप्यमेव तदिदं जनैर्वरं पावनं सकलवाञ्छितार्थदम् ॥३५॥ भूपते विविधपातकक्षतेर्यस्य चेतसि तु वाञ्छितं भवेत् । तेन सर्वमुनिवर्य्यशीलितं श्रव्यमेतदघजालभेदनम् ॥३६॥ क्वापि यैरिदमिहैव न श्रुतं तैर्नृवर्ष्म वररत्नसन्निभम् । उज्झितं सुरवरैरपीप्सितं कूप एव पुरुषार्थसाधनम् ॥३७॥ अस्य हि श्रवणमन्तरा बुधैरीरितः पशुसमः शरीरभृत् । श्रद्धया श्रवणमस्य तज्जनैः कार्यमेव सकलेष्टसिद्धिदम् ॥३८॥ नाऽऽत्मजा न च परिच्छदा गृहा राज्यमत्र निखिलाश्च सम्पदः । देहिनं न समवन्त्यसुक्षये तर्हि चैकमिदमस्ति रक्षकम् ॥३९॥ अथैतच्छ्रवणस्थानं यथाशास्त्रं प्रकीर्त्तितम् । ब्रुवे तुभ्यमहं राजंस्त्वं शृणु स्वस्थचेतसा ॥४०॥

कृष्णालये सरित्तीरे मार्ज्जिते स्वालये तथा । वितानादियुते लिप्ते श्रव्यमेतद्धि सादरम् ॥४१॥ कालमेतच्छ्रुते राजन् यथाशास्त्रं वदाम्यहम् । श्रवणात्यादरवते तुभ्यं भक्तवरीयसे ॥४२॥ शास्त्रमेतदिह प्रीत्या श्रोतव्यं नित्यदा

---

જેમણે આદરપૂર્વક આ **ગ્રંથ**ની કથારૂપી અમૃતનું **પાન** કર્યું છે, તે પુરુષો કાળરૂપી મહાસર્પના મહાદંશના ત્રાસથી મુક્ત થઈને શ્રીહરિના ધામને પામે છે. (૩૨) હજારો યુગ પર્યન્ત સુધાનું પાન કરનારા દેવો પણ પછીથી કાળના ભયથી મુક્ત થવા, સત્પુરુષોના મુખથી આ ગ્રંથના શ્રવણરૂપ અમૃતરસના પાનની ઈચ્છા કરે છે. (૩૩) દેવતાઓને પણ દુર્લભ એવું આ શાસ્ત્ર, આ લોકમાં જનોને શ્રીહરિની દયાથી જ સુલભ થયું છે. માટે સમગ્ર જનોએ ઈચ્છા પ્રમાણે-યથેષ્ટ સાંભળવું. (૩૪) આ ગ્રંથ આદરપૂર્વક સાંભળવો. આ ગ્રંથ કરતાં દેહધારીઓને બીજું કાંઈ દુર્લભ નથી. માટે સમગ્ર ઈચ્છિતાર્થ આપનાર, પરમ પવિત્ર આ ગ્રંથ-જનોએ સાંભળવા યોગ્ય છે. (૩૫)

હે રાજન્ ! વિવિધ પ્રકારના પાતકોનો નાશ કરવાની જેના મનમાં ઈચ્છા હોય, તેણે સર્વ શ્રેષ્ઠ મુનિઓએ પરિશીલન કરેલ તેમજ પાપોના સમુદાયોને ભેદનાર આ ગ્રંથનું શ્રવણ અવશ્ય કરવું. (૩૬)

જેમણે આ લોકમાં ક્યારેય પણ આ શાસ્ત્ર નથી સાંભળ્યું, તેમણે સર્વ પુરુષાર્થના સાધનરૂપ મનુષ્ય દેહ; જેને દેવો પણ ઈચ્છે છે અને જે રત્ન સમાન છે, તેને કૂવામાં નાખ્યું છે. (૩૭) બુધજનોએ-વિદ્વાનોએ આ શાસ્ત્રના શ્રવણ વિનાના શરીરધારી મનુષ્યને પશુ સમાન કહ્યો છે. તેથી જનોએ સકલ ઈષ્ટ સિદ્ધિને આપનારું આ શાસ્ત્રનું શ્રવણ શ્રદ્ધાથી અવશ્ય કરવું. (૩૮) પ્રાણનો ત્યાગ થવા સમયે આત્માનું, પુત્રો તેમજ પરિવાર, ગૃહ, રાજ્ય, સમગ્ર સંપત્તિ, કોઈ રક્ષણ કરતું નથી. તે સમયે તો આ એક જ ( આ ગ્રંથના શ્રવણરૂપી સત્કર્મ જ ) રક્ષણ કરનાર છે. (૩૯) હવે આ શાસ્ત્રના **શ્રવણનું સ્થાન** શાસ્ત્ર પ્રમાણે કહેલું છે. હે રાજન્ ! હું તમોને કહું છું. તેને તમો શાન્ત ચિત્તથી સાંભળો.(૪૦)

**ગ્રંથ શ્રવણનું સ્થળ તથા સમય :-**

શ્રીકૃષ્ણના મંદિરમાં, નદીના કાંઠે, અથવા લીંપીને પવિત્ર કરેલા પોતાના ઘરમાં; ચંદરવા વગેરે બાંધીને, આદરપૂર્વક આ ગ્રંથનું શ્રવણ કરવું. (૪૧) હે રાજન્ ! ભક્તમાં શ્રેષ્ઠ, શ્રવણમાં અત્યંત પ્રીતિવાળા તમોને શાસ્ત્ર પ્રમાણે આ **શાસ્ત્ર શ્રવણનો સમય** કહું છું. (૪૨) આ લોકમાં આ શાસ્ત્ર જનોએ હંમેશાં પ્રીતિપૂર્વક સાંભળવું. દરરોજ સાંભળવામાં

जनैः । तत्रैवाननुकूलत्वे चातुर्मास्ये त्ववश्यतः ॥४३॥ चातुर्मास्येऽपि चेदस्य स्याच्छ्रुतौ नानुकूलता । तदाऽवश्यं नभोमासे श्रोतव्यं हि जनैरिदम् ॥४४॥ तत्राऽप्यननुकूलत्वे मधौ मासे तु सर्वथा । मार्गशीर्षेऽथवा मासे भद्रं श्रव्यमिदं मुदा ॥४५॥ अस्यैव श्रवणं कार्यं मलमासे त्ववश्यतः । यतोऽस्ति सर्वमासानां वरोऽयं हरिदैवतः ॥४६॥ अथ लक्ष्माणि ते राजन्नेतद्वक्तुरहं ब्रुवे । यस्याननोद्गता वाणी श्रोतृसंसारहारिणी ॥४७॥ तत्तद्भावान्वितं धीरं सुस्वरं सरसं तथा । स्पष्टवर्णविभेदं च सोत्साहं नाऽतिविस्तृतम् ॥४८॥ यो वाचयेत्तथा शान्तं श्रद्धालुर्दृढनिश्चयः । सम्प्रदायश्रुताधीतिर्ग्रन्थार्थं चाऽखिलं विदन् ॥४९॥ दुराग्रहेण रहितः साधुशीलो जितेन्द्रियः । वाग्मी यथार्थवक्तैव श्रोतृबोधविचक्षणः ॥५०॥ यदृच्छालाभसन्तुष्टो दयालुश्चाऽनहंकृतिः । शान्त एवातिमृदुलस्वभावो हरिभक्तिमान् ॥५१॥ लोकापवादरहितो जितकामश्च निःस्पृहः । प्रतिग्रहं ह्यकुर्वाणो लोभकोपविवर्ज्जितः ॥५२॥ साधुवृत्तिश्च निर्द्दम्भो मैत्रो धीरस्त्वकिञ्चनः । उपकारी तथा जात्या विप्रो वक्ताऽस्य कीर्त्तितः ॥५३॥ योऽन्यः प्राप्तो द्विजातिः स्याद्दीक्षां भागवतीं हि सः । अष्टाङ्गब्रह्मचर्यस्थो निर्लोभश्चेद् वदेत् कथाम् ॥५४॥

---

અનુકૂળતા ન હોય તો ચાતુર્માસમાં તો અવશ્ય સાંભળવું. (૪૩) સમગ્ર ચાતુર્માસમાં આ શાસ્ત્ર શ્રવણમાં અનુકૂળતા ન હોય તો શ્રાવણ માસમાં જનોએ આ શાસ્ત્ર અવશ્ય સાંભળવું. (૪૪) સર્વ પ્રકારે શ્રાવણ માસમાં પણ જો અનુકૂળતા ન હોય તો ચૈત્ર માસમાં અથવા માગશર માસમાં આ શ્રેયસ્કર શાસ્ત્ર હર્ષપૂર્વક સાંભળવું. (૪૫) આ **હરિલીલાકલ્પતરુ** ગ્રંથનું શ્રવણ મલ માસમાં (પુરુષોત્તમ માસમાં) તો અવશ્યપણે કરવું, કારણકે સર્વ માસોમાં હરિ દેવતા જેના છે એવો આ **અધિક માસ** સર્વથી શ્રેષ્ઠ છે. (૪૬)

**વક્તાના લક્ષણો :-**

હવે હે રાજન્ ! આ ગ્રંથના **વક્તાનાં લક્ષણો** હું કહું છું, જેના મુખમાંથી નીકળેલી વાણી શ્રોતાઓના જન્મમરણરૂપી સંસારને નાશ કરનારી છે. (૪૭)

ગ્રંથના વાક્યોના ભાવયુક્ત, ધીર, સુંદર સ્વરે યુક્ત, રસ યુક્ત, તેમજ સ્પષ્ટ શબ્દોચ્ચારણપૂર્વક, ઉત્સાહ સહિત, વાંચનમાં લંબાણપૂર્વક અતિ વિસ્તાર કરે નહીં; (૪૮) તેમજ શાંતસ્વભાવ યુક્ત જે વાંચન કરે, તથા દઢ નિશ્ચયવાળા અને શ્રદ્ધાવાળા, સંપ્રદાયના શાસ્ત્રોને ભણેલા, ગ્રંથના અર્થને સમગ્રપણે જાણનારા, વક્તા હોવા જોઈએ. (૪૯) જે દુરાગ્રહ રહિત, સારા સ્વભાવવાળા, જિતેન્દ્રિય, બોલવામાં ચતુર, જેવો અર્થ હોય તેવું કહેનાર, શ્રોતાઓને ઉપદેશ આપવામાં વિચક્ષણ; (૫૦) ઈશ્વરેચ્છાથી જે મળે તેનાથી સંતોષવાળા, દયાળુ, અહંકારે રહિત, શાંત, અત્યંત કોમળ સ્વભાવવાળા, શ્રીહરિની ભક્તિવાળા; (૫૧) લોકાપવાદથી રહિત, જીત્યો છે કામ જેણે એવા, નિઃસ્પૃહી, પ્રતિગ્રહ રહિત, (યજમાન સિવાય કોઈનું દાન ન લેનાર); (૫૨) જે સદ્વૃત્તિવાળો, લોભ અને ક્રોધથી રહિત, નિર્દંભ, મિત્રની માફક આચરણ કરનાર, ધીર, અકિંચન, ઉપકારી, તેમજ જ્ઞાતિથી બ્રાહ્મણ હોય તે, આ ગ્રંથનો **વક્તા** કહેલો છે. (૫૩) બ્રાહ્મણ સિવાય બીજો જે દ્વિજાતિ-ભાગવતી દીક્ષાને પામેલો મુમુક્ષુ-ત્યાગી થઈને, અષ્ટાંગ બ્રહ્મચર્યને પાલન કરતો થકો નિર્લોભી હોય તો તે પણ આ ગ્રંથની કથા વાંચવામાં **અધિકારી** કહ્યો છે. (૫૪)

अथाऽस्यातिपवित्रस्य श्रोतॄणां लक्षणान्यहम् । तुभ्यं बुभुत्सवे राजन् यथाशास्त्रं प्रकीर्त्तये ॥५५॥ लालसा नान्यकार्येषु श्रद्धाभक्तिसमन्विताः । वाग्यताः शुचयोऽव्यग्राः श्रोतारः पुण्यभागिनः ॥५६॥ दान्ताः प्रश्रयसंयुक्ता दम्भमत्सरवर्जिताः । स्वधर्मस्था हरौ साक्षात् प्रेमवृद्ध्यभिकाङ्क्षिणः ॥५७॥

समाप्तावस्य कर्त्तव्यं यत् प्रोक्तं शास्त्रदर्शिभिः । वक्त्रे देयं च यद्राजंस्तुभ्यं तत्कीर्त्तयाम्यहम् ॥५८॥ एतत्समाप्तौ विधिवद्विधेयं भद्रं महापूजनमस्य राजन् । उष्णीषवस्त्रं रुचिरं प्रदेयं वक्त्रे यथाशक्ति च हेममुख्यम् ॥५९॥ तस्मै विचित्राणि महाधनानि देयानि वासांसि नवानि भक्त्या । तथा यथाशक्ति विभूषणानि देया सुवर्णादिकदक्षिणैव ॥६०॥ यानं धनं वसनमेव पदानि पात्रं भूषां वरां च निजशक्त्यनुसारतस्ते । श्रोतार उत्सुकतया पृथगेव सर्वे दद्युश्च वाचकवराय नरेन्द्र तस्मै ॥६१॥ वचो निशम्येत्यमृतायमानं शुभं शुकानन्दमुनेः स राजा । मुदं प्रपन्नस्तमनाप्ततृप्तिर्बुभुत्समानः पुनरित्यपृच्छत् ॥६२॥

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे तन्माहात्म्यादिप्रश्नोत्तरनिरूपणनामा तृतीयोऽध्यायः ॥३॥

---

**શ્રોતાના લક્ષણો :-**

હવે અતિ પવિત્ર આ ગ્રંથના **શ્રોતાઓનાં લક્ષણો** હે રાજન્ ! જાણવા માટે ઈચ્છતા તમોને શાસ્ત્ર પ્રમાણે કહું છું. (૫૫) બીજા કાર્યોમાં લાલસા રહિત, શ્રદ્ધા તથા ભક્તિવાળા, વાણીને નિયમિત રાખનારા, પવિત્ર, અવ્યગ્ર ચિત્તવાળા; ઈન્દ્રિયોનું નિયમન કરનારા, વિનયી, દંભ અને મત્સરથી રહિત, પોતાના ધર્મમાં રહેલા, સાક્ષાત્ શ્રીહરિમાં પ્રેમની વૃદ્ધિને ઈચ્છનારા આ પ્રકારના સુલક્ષણ યુક્ત થઈને જે શ્રોતાજનો કથાનું શ્રવણ કરે છે તે **પુણ્યભાગી** કહેલા છે. (૫૬-૫૭)

**પૂર્ણાહુતિ પ્રસંગે :-**

હે રાજન્ ! આ **ગ્રંથની સમાપ્તિમાં** શાસ્ત્રદર્શીઓએ જે **કર્તવ્ય** કહેલું છે **અને વક્તાને આપવા યોગ્ય** જે છે, તે હું તમોને કહું છું. (૫૮) હે રાજન્ ! આ ગ્રંથની સમાપ્તિમાં કલ્યાણકારી **મહાપૂજન,** વિધિ પ્રમાણે કરવું. વક્તાને પાઘડીનું સુંદર વસ્ત્ર તથા સોનું મુખ્ય જેમાં છે એવું યથાશક્તિ **દાન** આપવું. (૫૯) વક્તાને વિવિધ રંગવાળાં તેમજ મહામૂલ્ય નવાં વસ્ત્રો ભક્તિપૂર્વક આપવાં. તેમજ શક્તિ પ્રમાણે અલંકારો તથા સુવર્ણાદિ **દક્ષિણા** આપવી. (૬૦) વાહન, ધન, વસ્ત્ર, પદો (આસન-પગરખાં વગેરે તેર પ્રકારનાં પદો કહ્યાં છે), પાત્રો, શ્રેષ્ઠ ભૂષણો, પોતાની શક્તિને અનુસારે ઉત્સાહથી જુદા જુદા શ્રોતાઓ, કથા વાંચનારને આપે. (૬૧)

**અભયસિંહ રાજા,** શ્રીશુકાનંદ મુનિનું અમૃત જેવું શ્રેયસ્કારી વચન સાંભળીને આનંદ પામ્યા, તેમ છતાં જેને તૃપ્તિ થઈ નથી એવા થકા જાણવા માટે ઈચ્છતા ફરીથી શ્રીશુકાનંદ મુનિને પૂછવા લાગ્યાઃ (૬૨)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ મુનિ અભયસિંહ નૃપ સંવાદે
'ગ્રંથ માહાત્મ્યાદિ પ્રશ્નોત્તર નિરૂપણ' નામે ત્રીજો અધ્યાય સંપૂર્ણ. (૩)



## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

राजोवाच - **अहं श्रुतेरस्य विधिं दयालोरिच्छामि बोद्धुं भवतो मुनीन्द्रात् । ततो महात्मन् भवदीयशिष्यं मां वक्तुमर्हत्यखिलं भवांस्तम् ॥१॥ इत्थं स राज्ञाऽभयसिंहनाम्ना पृष्टो महाबोधनिधिर्विधिज्ञः । मुदं प्रपन्नः करुणैकशीलस्तं चेति चित्रां समुवाच वाचम् ॥२॥**

श्रीशुकानन्द उवाच - **चतुर्षु वर्णेषु तथाऽऽश्रमेषु स्थितिं गतानामिह देहभाजाम् । मयाऽखिलानामतिमङ्गलस्य प्रोक्तोऽस्य भूप श्रवणेऽधिकारः ॥३॥ साधारणोऽयं भवति प्रसिद्धः सर्वार्थसिद्धिप्रद एव पन्थाः । प्रोक्तस्तथा ज्ञानिवरैर्मुनीन्द्रैर्नरेन्द्र संपूजित एव देवैः ॥४॥ स्वरूपबोधस्तु हरेः कथायाः श्रुतिं विना नैव भवेज्जनानाम् । तमन्तरा स्यात् कथमत्र भद्रं तूर्णं नृणां संसरणप्रणाशः ॥५॥ अबोधनध्वान्तगतेक्षणानां दीपोऽयमेवाऽस्ति विबोधसिद्ध्यै । हरेः कथायाः श्रवणं जनानामस्त्यौषधं वै भवरोगभाजाम् ॥६॥ सर्वात्मना चात्मन एव चित्ते श्रेयोऽत्र वाञ्छन्ति शरीरिणो ये । शृण्वन्तु तेऽस्यैव कथामुदारां पापार्त्तिपूगच्छिदुरामजस्त्रम् ॥७॥**

**निरन्तरं श्रोतुमिमां कथां यो भवेन्न शक्तः स तु भक्तियुक्तः । मुहूर्त्तमप्यत्र हि संयतात्मा दिनेदिने वै शृणुयान्नरेन्द्र ॥८॥ यः स्यात् सदा श्रोतुमिमामशक्तः स पुण्यमासेषु कथां मनुष्यः । एतां हि भक्त्या शृणुयात्**

---

### અધ્યાય : ૪

## શ્રીહરિલીલા કલ્પતરુ-ગ્રંથ શ્રવણનો સામાન્ય વિધિ.

**અભયસિંહ રાજા પૂછે છે :** 'હે દયાળુ ! હું આ **શાસ્ત્ર શ્રવણ**નો **વિધિ** મુનિઓમાં શ્રેષ્ઠ ! તમારી પાસેથી જાણવા ઈચ્છું છું. માટે હે મહાત્મન્ ! તમારો શિષ્ય એવો જે હું, તે મને તમો તે સર્વ કહેવા માટે યોગ્ય છો.' (૧) આવી રીતે અભયસિંહ રાજાએ પૂછવાથી મહાજ્ઞાન સાગર, વિધિને જાણનારા, દયાળુ સ્વભાવવાળા, શ્રીશુકાનંદ મુનિ હર્ષપૂર્વક આશ્ચર્યકારી **સુંદર વાણી** બોલ્યા. (૨)

**કથા શ્રવણમાં અધિકારી :-**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! આ લોકમાં બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ તથા બ્રહ્મચર્ય-ગૃહસ્થ-વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમોમાં સ્થિતિ પામેલા, સમગ્ર શરીરધારીઓને અતિમંગળ રૂપ આ ગ્રંથના શ્રવણમાં **અધિકાર** મેં કહેલો છે (૩)

હે નરેન્દ્ર ! સર્વજનોને સુગમ અને સર્વાર્થ સિદ્ધિ આપનારો આ કથા શ્રવણરૂપ **પ્રસિદ્ધ માર્ગ** છે. તેવી રીતે શ્રેષ્ઠ જ્ઞાની મુનીંદ્રોએ કહ્યો છે. તથા દેવોએ પણ પૂજેલો છે. (૪) મનુષ્યોને શ્રીહરિની કથાના શ્રવણ વિના શ્રીહરિના સ્વરૂપનું જ્ઞાન કોઈ પ્રકારે ન જ થાય. ભગવત્સ્વરૂપનાં જ્ઞાન વિના આલોકમાં કલ્યાણ ઈચ્છતા મનુષ્યોના સંસારનો તત્કાળ નાશ કેવી રીતે થાય ? અર્થાત્ ન જ થાય. (૫) અજ્ઞાન રૂપી અંધારાને પામેલા નેત્રોવાળાને વિજ્ઞાનની સિદ્ધિ માટે આ ગ્રંથ જ **દીવો** છે. જન્મ-મરણરૂપી રોગથી પીડાયેલાને શ્રીહરિની કથાનું શ્રવણ એજ નિશ્ચય **ઔષધ** છે. (૬)

આ લોકમાં સર્વ પ્રકારે જે શરીરધારીઓ પોતાના ચિત્તમાં શ્રેયને ઈચ્છે છે, તે પુરુષો પાપ અને પીડાના સમુદાયને છેદનારી, આ ગ્રંથની જ અસાધારણ કથા હંમેશાં સાંભળે. (૭) જે પુરુષ આ કથાને નિરંતર સાંભળવા માટે અશક્ત હોય, તે તો ભક્તિયુક્ત થઈને હે નરેન્દ્ર ! દરરોજ નિયમપૂર્વક મુહૂર્ત માત્ર પણ નિશ્ચય સાંભળે. (૮) આ રીતે જે મનુષ્ય આ કથા હંમેશાં સાંભળવા માટે અશક્ત હોય તે મનુષ્ય, પવિત્ર મહિનાઓમાં ભક્તિપૂર્વક આ

पवित्रां तथैव पुण्यासु तिथिष्वपूर्वाम् ॥९॥ मुहूर्त्तमात्रं त्वथवा तदर्धक्षणं कथां वाऽस्य भवापहन्त्रीम् । शृण्वन्ति ये देहभृतोऽत्र भक्त्या तेषां क्वचिद् दुर्गतिरेव न स्यात् ॥१०॥ समग्रयज्ञेषु फलं यदुक्तं निःशेषदानेषु तथा फलं यत् । एतस्य भक्त्या श्रवणेन सर्वं तद्विन्दते चैव फलं मनुष्यः ॥११॥ विनाऽस्य पुण्यं श्रवणं हि राजन् मतोऽस्ति देही पशुना समानः । तस्माज्जनैरात्महितप्रसक्तैरेतस्य भक्त्या श्रवणं विधेयम् ॥१२॥ अस्याऽऽनुकूल्यं श्रवणेऽन्वहं चेन्न स्यात्तदाऽवश्यमभद्रहर्त्तुः । जनोऽस्य पुण्यं श्रवणं हितार्थी वर्षासु पर्वस्वपि चैव कुर्यात् ॥१३॥ निजं विधायाह्निकमेव सर्वं वक्तारमाहूय च शास्त्रदक्षम् । संभाव्य चैवासनदानतस्तं वन्देत भक्त्यादरपूर्वमेव ॥१४॥ आस्थाप्य तत्पुस्तकमुच्चपीठे ततोऽवरे वाचकमादरेण । व्यासासने कोमल एव रम्ये निषादयेच्छ्रोतृवरोऽतिनम्रः ॥१५॥ सम्पूज्य तत्पुस्तकमेव पूर्वं भक्त्यार्च्चयेद् वक्तृवरं च राजन् । सुचन्दनेनाऽक्षतकुङ्कुमाभ्यां सत्पुष्पहारादिभिरेव रम्यैः ॥१६॥ दशाङ्गधूपेन तथा प्रदीपैर्नैवेद्यताम्बूलफलैर्वरिष्ठैः । सम्पूज्य चैवोत्तमदक्षिणाभिर्नीराजयित्वा प्रणमेद्धि भक्त्या ॥१७॥

वन्दे शुकानन्दमुनीन्द्ररूपं त्वां सर्वशास्त्रार्थनिबोधदक्षम् । नारायणैकान्तिकभक्तमर्च्यं तद्बोधदातारमुदारबुद्धे ॥१८॥ अनेन मन्त्रेण तमेव भक्त्या वक्तारमानम्य ततः समग्रान् । श्रोतृन् यथार्हं धरणीसुरान् वै श्रोता वरीयान्

કથા સાંભળે, તેવી જ રીતે આ અલૌકિક કથા પુણ્યતિથિઓમાં પણ શ્રવણ કરે. (૯) જન્મ-મરણરૂપી સંસારને નાશ કરનારી આ ગ્રંથની કથા, મુહૂર્ત માત્ર અથવા તેનો અર્ધો ભાગ અથવા અર્ધક્ષણ પણ જે દેહધારીઓ આ લોકમાં શ્રદ્ધા-ભક્તિપૂર્વક સાંભળે છે, તેમની ક્યારેય પણ દુર્ગતિ થતી જ નથી. (૧૦) સમગ્ર યજ્ઞોમાં જે ફળ કહેલું છે, તેવી રીતે સમગ્ર દાનોમાં જે ફળ કહેલું છે, તે સર્વ ફળ મનુષ્ય ભક્તિપૂર્વક આ ગ્રંથના શ્રવણથી પામે છે. (૧૧) હે રાજન્! આ ગ્રંથના **પાવનકારી** શ્રવણ વિના મનુષ્યને પશુ સમાન કહ્યો છે તેથી પોતાના હિતમાં તત્પર જનોએ આ ગ્રંથનું ભક્તિપૂર્વક **શ્રવણ** કરવું. (૧૨)

આ ગ્રંથના શ્રવણમાં દરરોજ અનુકૂળતા ન હોય તો, દુઃખને હરનારા આ ગ્રંથનું પવિત્ર શ્રવણ; હિતાર્થી પુરુષ ચાતુર્માસમાં અથવા શુભ પર્વોમાં અવશ્ય કરે. (૧૩)

**કથા-શ્રવણ-પ્રારંભનો પ્રકાર :-**

પોતાનો આહ્નિક વિધિ કરીને, શાસ્ત્રમાં ચતુર-વિદ્વાન વક્તાને બોલાવીને, તેમને આસન આપવાપૂર્વક સંભાવના કરીને, ભક્તિથી સત્કારપૂર્વક વંદન કરે. (૧૪) ઊંચા બાજોઠ ઉપર તેમનું પુસ્તક સ્થાપન કરીને પછી પુસ્તકના આસનથી થોડા નીચે, સુંદર કોમળ વ્યાસાસન ઉપર કથાના વક્તાને મુખ્ય શ્રોતા અત્યંત નમ્રતાથી વિનયપૂર્વક બેસાડે. (૧૫)

હે રાજન્ ! ત્યારબાદ પ્રથમ તે પુસ્તકનું ભક્તિપૂર્વક સુગંધીમાન ચંદન, અક્ષત, કુંકુમ, સુંદર-સારા પુષ્પોના હાર વગેરેથી **સંપૂજન** કરીને પછી શ્રેષ્ઠ વક્તાનું પૂજન કરે. (૧૬) દશાંગ ધૂપ-દીપ તથા અતિશ્રેષ્ઠ નૈવેદ્ય-તાંબૂલ અને ફળોથી તેમજ ઉત્તમ દક્ષિણાથી પૂજા કરીને; ભક્તિપૂર્વક આરતી ઉતારીને પછી, વક્તાને પ્રણામ કરે. (૧૭)

**વક્તાને નમસ્કાર :-**

હે ઉદાર બુદ્ધે ! શ્રીહરિના સ્વરૂપનું જ્ઞાન આપનારા, પૂજા કરવા યોગ્ય, નારાયણના એકાંતિક ભક્ત, શાસ્ત્રના સર્વઅર્થને સમજાવવામાં નિપુણ શુકાનંદ મુનીંદ્ર રૂપ તમોને હું **વંદન** કરું છું. (૧૮) આ મંત્રથી તે વક્તાને જ

परिपूजयेत् सः ॥१९॥ वक्तुर्हि पीठादवरेषु सर्वे तत्रासनेष्वेव निषद्य राजन् । प्रणम्य वक्तारमनन्यचित्ता एतत्कथां वै शृणुयुर्जनास्ते ॥२०॥ तत्रैव विप्रैरुपवेश्यमग्रे तत्पृष्ठतः संसदि बाहुजैश्च । तत्पृष्ठतो वैश्यजनैर्निषद्यं तेषां तु पश्चादखिलैश्च शूद्रैः ॥२१॥ ये स्युर्जनाः सङ्करजातिजातास्तैश्चोपवेश्यं ननु शूद्रपृष्ठे । मर्यादयैवं हि निषद्य भक्त्या श्रव्या हरेश्चारुकथा मनुष्यैः ॥२२॥ ये ब्रह्मनिष्ठास्तपसा च वृद्धा द्विजाश्च ये स्युर्नृप बोधवृद्धाः । ते श्रोतृभिः श्रोतृजनव्रजानामग्रे निषाद्या विनयेन सर्वे ॥२३॥ पुंभ्यो धनुर्मात्रत एव दूरे मर्यादया तत्र निषद्य योषाः । अव्यग्रचित्ताः शृणुयुर्भवघ्नीं कथां हरेस्तामखिलेष्टदात्रीम् ॥२४॥ पत्रं प्रसूनं हि फलं च रौप्यं सुधान्यमुष्टिं त्वपि ताम्रमुद्राम् । निवेद्य वक्त्रे परमादरेण श्रव्या कथा श्रोतृजनैरशेषैः ॥२५॥ बालो युवा स्यादथवापि वृद्धस्तथा दरिद्रोऽपि बलेन हीनः । वक्ताऽस्य शास्त्रस्य सदैव वन्द्यस्तथाऽर्च्चनीयः सुकृतार्थिभिर्वै ॥२६॥ एतस्य वक्तर्य्यतिपावनस्य क्वचिन्नहि प्राकृतधीर्विधेया । यस्योद्गता वक्त्रत एव वाणी शरीरिणां कामदुघास्ति राजन् ॥२७॥

ये जन्मतो वाऽत्र गुणैश्च रम्यैर्भवन्ति लोके गुरवो जनानाम् । तेभ्योऽपि सर्वेभ्य उदीरितो वै वक्ता बुधैरस्य गुरुर्वरीयान् ॥२८॥ दुरन्तदुःखप्रभवे भवेऽस्मिन् पुनः पुनः संसरणार्दितेभ्यः । ज्ञानं हरेर्यो दिशति प्रकामं ततोऽत्र कोऽन्योऽस्ति गुरुर्वरिष्ठः ॥२९॥

---

ભક્તિપૂર્વક નમસ્કાર કરીને, પછી યથાયોગ્ય સમગ્ર બ્રાહ્મણો વગેરે શ્રોતાઓનું, મુખ્ય શ્રોતા **પૂજન** કરે. (૧૯) હે રાજન્ ! વક્તાના આસનથી નીચા આસનમાં, સર્વે શ્રોતાજનો વક્તાને પ્રણામ કરીને બેસે અને એકાગ્ર ચિત્તવાળા થઈને આ કથા સાંભળે. (૨૦)

**સભામાં બેસવાની સવિવેક મર્યાદા :-**

તે સભામાં બ્રાહ્મણોએ આગળ બેસવું, તેમની પાછળ સભામાં ક્ષત્રિયોએ બેસવું, તેમના પછી વૈશ્યજનોએ બેસવું, તેમની પાછળ શૂદ્રોએ બેસવું, (૨૧) શૂદ્રોની પાછળ વર્ણસંકર જાતિના જનોએ બેસવું. આ પ્રકારની મર્યાદાથી બેસીને ભક્તિપૂર્વક મનુષ્યોએ શ્રીહરિની સુંદર કથા સાંભળવી. (૨૨)

હે રાજન્ ! જે બ્રહ્મનિષ્ઠ તથા તપથી વૃદ્ધ, તેમજ જ્ઞાનવૃદ્ધ દ્વિજો હોય તેમને શ્રોતાઓએ શ્રોતાના જનસમુદાયમાં વિનયપૂર્વક આગળ બેસાડવા. (૨૩) પુરુષોથી ચાર હાથ દૂર સ્ત્રીઓ, સભામાં મર્યાદાપૂર્વક બેસીને એકાગ્ર ચિત્તથી સંસારને નાશ કરનારી; ઈષ્ટ ફળને આપનારી શ્રીહરિની કથા સાંભળે. (૨૪)

**વક્તાને આપવા યોગ્ય :-**

સમગ્ર શ્રોતાજનોએ પત્ર, પુષ્પ, ફળ, રૂપાનાણું, તાંબાનાણું અથવા ધાન્ય મુષ્ટિ પરમ આદરથી વક્તાને અર્પણ કરીને પછી કથા સાંભળવી. (૨૫) આ શાસ્ત્રનો વક્તા બાળક હોય અથવા યુવાન હોય કે વૃદ્ધ હોય; તથા દરિદ્ર હોય કે બળરહિત હોય, તો પણ પુણ્યાર્થીઓએ હંમેશાં વંદન કરવા યોગ્ય છે. તેમજ પૂજા કરવા યોગ્ય છે. (૨૬)

**ગ્રંથનો વક્તા સર્વશ્રેષ્ઠ ગુરુ છે :-**

આ અતિ પવિત્ર ગ્રંથના વક્તામાં પ્રાકૃત બુદ્ધિ ન કરવી. હે રાજન્ ! જેના મુખમાંથી નીકળેલી વાણી કામદુઘા સમાન મનુષ્યોની સર્વ કામનાઓ પૂર્ણ કરનારી છે. (૨૭) જે જન્મથી અથવા આ લોકમાં રમણીય ગુણોથી જનોના ગુરુ પ્રસિદ્ધ છે. તે સર્વથી પણ વિદ્વાન પુરુષોએ આ ગ્રંથના વક્તાને **અતિ શ્રેષ્ઠ ગુરુ** કહેલા છે. (૨૮) દુરંત દુઃખની ઉત્પત્તિરૂપ આ સંસારમાં વારંવાર જન્મમરણરૂપ સંસરણથી પીડા પામેલાઓને જે શ્રીહરિનું જ્ઞાન આપે છે, તેનાથી આ લોકમાં બીજો કોણ અતિ શ્રેષ્ઠ ગુરુ છે ? (અર્થાત્ જ્ઞાન આપનાર વક્તા જ સર્વશ્રેષ્ઠ ગુરુ છે.) (૨૯)

दुर्वृत्तयुक्ता भुवि येऽत्र धूर्त्ता भवन्ति चैवाऽन्यजिगीषवो ये । जनाश्च वृत्तिं कुटिलां श्रिता ये वाच्या न तेषां पुरतः कथैषा ॥३०॥ समाकुले दुष्टजनैस्तु देशे शूद्रैस्तथा श्वापदसङ्कुलेऽपि । द्यूतालये चैव हरेरुदारां न वाचयेत् पुण्यकथां मनीषी ॥३१॥ ग्रामे शुभे सङ्कुल एव सद्भिः क्षेत्रे च पुण्येऽमरमन्दिरे वा । नदीतटे वेश्मनि चैव शुद्धे वाच्या कथैषा त्वशनालये वा ॥३२॥ गन्धप्रमुख्यैर्नमनेन चैतज्जनास्त्वसंपूज्य च येऽत्र शास्त्रम् । शृण्वन्ति भक्त्यादरवर्जितास्ते राजन् भवेयुर्नितरां दरिद्राः ॥३३॥ श्रव्या न चोष्णीषयुतैः कथेयं ताम्बूलपूगाशनमेव सर्वैः । कार्यं न च श्रोतृजनैस्तमालप्रमुख्यसंसेवनमत्र निन्द्यम् ॥३४॥ तुङ्गासने वक्तृसमासने वा न प्रौढपादैरपि तैर्निषद्यम् । वीरासनेनैव न चोपवेश्यं बद्ध्वा न जानू क्वचिदंशुकेन ॥३५॥ श्रोतृभिस्तु जनै राजन् दैहिकीमापदं विना । शयानैरेव न श्रव्या कथा संसारहारिणी ॥३६॥ ये स्त्रीवक्त्राणि पश्यन्तः शृण्वन्ति श्रीहरेः कथाम् । कामिनस्ते नरा दुष्टा जायन्ते ग्रामशूकराः ॥३७॥

---

**કથા કોની આગળ ન કરવી ?**

આ પૃથ્વી ઉપર જે ધૂર્ત હોય, જેનું ચારિત્ર્ય સારું ન હોય; બીજાને જીતવાની ઈચ્છાવાળા તથા કુટિલ વૃત્તિવાળા વગેરે દુષ્ટ સ્વભાવયુક્ત જે જનો હોય, તેમની આગળ આ કથા ન કહેવી. (૩૦)

**કથા કેવા સ્થળમાં ન કરવી.**

જે દેશમાં દુષ્ટ જનો, તેમજ શૂદ્રો તથા હિંસક પ્રાણીઓનો ત્રાસ હોય તે દેશમાં તથા દ્યૂત રમવાના સ્થાનમાં, બુદ્ધિશાળી પુરુષ, શ્રીહરિની આ અતિ ઉત્તમ **પવિત્ર કથા** ન વંચાવે. (૩૧)

**કથા કેવા સ્થળમાં કરવી ?**

જે દેશમાં સજ્જન પુરુષો વસતા હોય તેવા શુભ પવિત્ર ક્ષેત્રમાં, તથા દેવ મંદિરમાં અથવા નદીના કાંઠે, શુદ્ધ ઘરમાં અથવા ભોજન શાળામાં, આ કથા કરવી. (૩૨) જે જનો ચંદન-પુષ્પાદિથી તથા નમસ્કાર વડે આ ગ્રંથનું પૂજન કર્યા સિવાય, તેમજ ભક્તિ તથા આદરભાવથી રહિત થકા આ શાસ્ત્ર સાંભળે છે તે હંમેશાં **દરિદ્ર** થાય છે. (૩૩)

**કથા સાંભળવાની રીત :-**

શ્રોતાજનોએ પાઘડી પહેરીને કથા ન સાંભળવી. તેમજ કથા સાંભળતાં તાંબૂલ તથા સોપારી ન ખાવાં, તેમજ તમાકુ વિગેરે નિંદ્ય વ્યસનનું સેવન ન કરવું. (૩૪) વક્તાના આસન કરતાં ઊંચા આસને, તેમજ તેમના સમાન આસને ન બેસવું. પગ ઉપર પગ ચઢાવીને ન બેસવું. તેમજ વીરાસનથી તથા વસ્ત્રથી ઢીંચણ બાંધીને પણ ન બેસવું. (૩૫) હે રાજન્ ! શ્રોતાજનોએ દૈહિક આપત્તિ વિના સૂતાં સૂતાં, સંસારને હરણ કરનારી આ કથા ન સાંભળવી. (૩૬)

**કથાશ્રવણમાં નિયમ ભંગ કરનારની દશા :-**

જે પુરુષો સ્ત્રીઓના મુખ જોતા જોતા શ્રીહરિની આ કથા સાંભળે છે તે દુષ્ટ કામી પુરુષો ગ્રામ્ય (ગામમાં ફરનારા) **ભૂંડ** થાય છે. (૩૭)

कथायां वाच्यमानायां ये ब्रुवन्त्यपरा गिरः । रासभास्ते तु जायन्ते तथा वाददुराग्रहाः ॥३८॥ कथायां कीर्त्त्यमानायां शठा विघ्नं जनाश्च ये । राजन् कुर्वन्ति दुर्भाग्या पिशाचत्वं व्रजन्ति ते ॥३९॥ जुगुप्सन्त्यस्य वक्तारं ये कथां वा भवच्छिदाम् । शुनकास्ते तु जायन्ते नरा जन्मशतं ध्रुवम् ॥४०॥ श्रोतव्या सादरं तस्मात् प्रश्रयेण कथा हरेः । नियमेन यथैव स्याद् वाचकस्य सुखं तथा ॥४१॥ देहं संमर्द्य तैलेन स्नपनीयोऽस्य वाचकः । भोजनीयस्तथा नित्यं मृष्टैरन्नैर्हि सद्रसैः ॥४२॥ पूर्वाह्णे नित्यदा तस्मै दातव्यं स्वरशुद्धये । गालितं शर्करोपेतं गोक्षीरं क्वथितं तथा ॥४३॥ पूर्णे पूर्णेऽस्य तु स्कन्धे व्रताहेषु च पर्वसु विशिष्टार्चा विधातव्या शक्त्या देया च दक्षिणा ॥४४॥ एतत्कथासमाप्तौ वै विधेयं पूजनं महत् । यथाशक्त्याऽखिलैर्देया श्रोतृभिर्हेमदक्षिणा ॥४५॥ रौप्यं च ताम्रमुद्रां वा यानं वाऽन्नं तथांऽशुकम् । यथाशक्त्यर्पयेत्तस्मै दरिद्रोऽपीन्धनं मृदम् ॥४६॥ याने निषाद्य रुचिरे वस्त्रभूषादिपूजितम् । नयेयुर्गीतवाद्यैस्तं श्रोतारस्तद्गृहं ततः ॥४७॥ श्रवणस्य विधिस्तुभ्यं सामान्येन मयेति ते । हरिलीलाकल्पतरुग्रन्थस्याऽस्य समीरितः ॥४८॥ अनेन राजन् विधिना जना ये शुभं हि शास्त्रं शृणुयुर्मुदैतत् । भवेज्जनानां सफलं हि तेषां फलं मया पूर्वमुदीरितं यत् ॥४९॥

---

જે જનો કથા વંચાતી હોય તે વખતે બીજી વાતો કરે છે, તેમજ વાદમાં દુરાગ્રહવાળા હોય છે; તેવા પુરુષો ગધેડાના અવતાર પામે છે. (૩૮) જે શઠ પુરુષો કથા વખતે વિઘ્ન કરે છે, હે રાજન્ ! તે દુર્ભાગી પુરુષો પિશાચપણાને પામે છે. (૩૯)

જે પુરુષો આ ગ્રંથના વક્તાની નિંદા કરે છે અથવા સંસારને નાશ કરનારી કથાને નિંદે છે, તે નરો તો નિશ્ચય સો જન્મ સુધી કૂતરાના અવતાર પામે છે. (૪૦) તેથી આદરપૂર્વક તેમજ નમ્રતાથી, વાંચનારને જેવી રીતે સુખ થાય તેવી રીતે, નિયમપૂર્વક, શ્રીહરિની કથા સાંભળવી. (૪૧)

**વક્તાની સાર સંભાળની રીત :-**

આ ગ્રંથના વક્તાને તેલથી શરીર ચોળીને સ્નાન કરાવવું. તેવી રીતે સારા રસયુક્ત સુંદર અન્નનું ભોજન નિત્ય કરાવવું. (૪૨) સવારમાં હંમેશાં કથાવાંચનમાં સ્વરની શુદ્ધિ માટે, ગાયનું દૂધ સાકર નાંખીને ઉકાળેલું કરીને વક્તાને આપવું. (૪૩) આ ગ્રંથના પ્રત્યેક સ્કંધ સંપૂર્ણ થાય ત્યારે તથા વ્રતના દિવસોમાં, તેમજ પુણ્ય પર્વોમાં **વિશિષ્ટ પૂજા** કરવી અને શક્તિ પ્રમાણે દક્ષિણા આપવી. (૪૪)

**કથાન્તે વિશેષપૂજન :-**

આ કથાની સમાપ્તિમાં **મોટી પૂજા** કરવી. સમગ્ર શ્રોતાઓએ પોતાની શક્તિ પ્રમાણે વક્તાશ્રીને સુવર્ણ દક્ષિણા આપવી. (૪૫) અથવા રૂપાનાણું અથવા તાંબાનાણું, વાહન તથા અન્ન, તેમજ વસ્ત્ર પોતાની શક્તિ પ્રમાણે આપવા. દરિદ્ર હોય તેણે પણ વક્તાને ઉપયોગી કાષ્ઠ અથવા મૃત્તિકા આપવી. (૪૬) ત્યારબાદ શ્રોતાઓએ વસ્ત્ર તથા અલંકારોથી વક્તાનું પૂજન કરીને, તેને રમણીય વાહનમાં બેસારીને ગીત વાંજિત્રોની સાથે આદરપૂર્વક તેના ગૃહ પ્રત્યે લઈ જવા. (૪૭)

હે રાજન્ ! આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના શ્રવણનો વિધિ મેં તમોને સામાન્યપણે કહ્યો. જે જનો આ વિધિ પ્રમાણે આ શ્રેયસ્કર શાસ્ત્ર હર્ષપૂર્વક સાંભળશે તે જનોને મેં પૂર્વે કહેલું **સમગ્ર ફળ** પ્રાપ્ત થશે. (૪૮-૪૯)

**निशम्य चैतं विधिमेव पूर्वं विधेयमस्य श्रवणं पवित्रम् । जनैस्तु राजन् विधिनाऽमुनैव ततोऽखिलं सिध्यति वाञ्छितं स्वम् ॥५०॥**

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाऽभयसिंहसंवादे सामान्यतस्तच्छ्रवणविधिनिरूपणनामा चतुर्थोऽध्यायः ॥४॥

## ॥ अथ पञ्चमोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच - **अथैतच्छ्रवणस्याऽहं विधिं शास्त्रोदितं शुभम् । विशेषतो ब्रुवे तुभ्यं शृणु त्वं भूप सादरम् ॥१॥ रुदन्त्येनांसि चैवैतच्छ्रवणस्य क्षणे भृशम् । हा कथेयं किलाऽस्माकं नाशं तूर्णं विधास्यते ॥२॥ वाङ्मनःकायजं त्वार्द्रं शुष्कं पापं तथाऽल्पकम् । स्थूलं कथाश्रुतिर्वह्निज्वालैधांसीव निर्दहेत् ॥३॥ एतस्मिन् भारते वर्षे नृणां चाऽशृण्वतां कथाम् । जन्म निष्फलमेवोक्तं देवसंसदि सूरिभिः ॥४॥ बलीयसाऽतिपुष्टेन मोहतो रक्षितेन वा । अध्रुवेण शरीरेण किं विनैतत्कथाश्रुतिम् ॥५॥ अस्थिस्तम्भञ्च मांसाऽसृग्लिप्तं बद्धं हि चर्मणा । दुर्गन्धं स्नायुभिर्नद्धं मूत्रवर्च्चस्कभाजनम् ॥६॥ विपाकार्तं जरायुक्तं शोकरोगादिमन्दिरम् । नानादोषं कृतघ्नं च दुष्पूरं क्षणभङ्गुरम् ॥७॥**

---

હે રાજન્ ! પહેલા આ ગ્રંથનો શ્રવણ-વિધિ સાંભળીને પછી આ વિધિથી જ જનોએ આ ગ્રંથનું શ્રવણ કરવું. તેથી પોતે ઈચ્છેલું સમગ્ર સિદ્ધ થાય છે. (૫૦)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ અભયસિંહ સંવાદે
'સામાન્યપણે શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથનો શ્રવણવિધિ નિરૂપણ' નામનો ચોથો અધ્યાય સંપૂર્ણ. (૪)

## અધ્યાય : ૫

## શ્રી હરિલીલાકલ્પતરુ-ગ્રંથ શ્રવણનો વિશેષ વિધિ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! હવે આ શાસ્ત્રના શ્રવણનો શાસ્ત્રમાં કહેલો **શુભવિધિ** વિશેષપણાથી હું તમોને કહું છું. તેને તમો આદરપૂર્વક સાંભળો. (૧)

**કથારૂપી પ્રદીપ્ત અગ્નિનો પ્રભાવ :-**

આ શાસ્ત્રના શ્રવણ સમયે **પાપનો સમુદાય** અત્યંત **રુદન** કરે છે કારણ કે તેમને બીક લાગે છે કે 'અરે ! આ કથા નિશ્ચે અમારો તત્કાળ નાશ કરશે. (૨) આ ગ્રંથનું કથાશ્રવણ, શરીર-વાણી અને મનથી થયેલાં નાનાંમોટાં-પાપો અગ્નિની જ્વાળાઓ જેમ આર્દ્ર તથા શુષ્ક તથા નાનાં-મોટાં લાકડાંને બાળી મૂકે છે. તેમ બાળી મૂકે છે. (૩) આ ભારતવર્ષમાં આ કથા નહિ સાંભળતા મનુષ્યોનો જન્મ, દેવોની સભામાં પંડિતોએ નિષ્ફળ જ કહેલો છે. (૪) બળવાન, અતિપુષ્ટ અથવા મોહથી રક્ષણ કરાયેલું નાશવંત શરીર, આ કથાના શ્રવણ વિના નકામું જ છે. (૫)

**બુદ્ધિશાળી પંડિતોની સમજણ :-**

હાડકાંરૂપી સ્તંભોવાળું, માંસ અને લોહીથી લીંપેલું, ચામડાથી મઢેલું, દુર્ગંધવાળું, નાડીઓથી બાંધેલું, મૂત્ર અને વિષ્ટાના પાત્ર ભૂત; (૬) પરિપાક(પીડા)થી દુઃખી, વૃદ્ધાવસ્થાવાળું, શોક તથા રોગાદિના સ્થાનભૂત, નાના પ્રકારના દોષોવાળું, કરેલા કૃત્યને નહિ જાણનારું, દુઃખથી પણ ન પૂરાય તેવું, ક્ષણવિનાશી; (૭)

कृमिविड्भस्मसंज्ञान्तं शरीरं चेति कीर्तितम् । तेन यः साधयेत् स्वार्थं पण्डितः स मतो बुधैः ॥८॥ प्रातर्यत् संस्कृतं त्वन्नं सायं नाशमुपैति तत् । तद्रसेनैव संपुष्टे काये का नाम नित्यता ॥९॥ जन्तुष्विवात्र मशका बुद्बुदा इव वारिषु । जायन्ते मृत्यवे मर्त्त्या ये कथाश्रवणोज्झिताः ॥१०॥ तस्मादुक्तेषु मासेषु यत्र स्यात् स्वास्थ्यमात्मनः । शास्त्रं तस्मिन्निदं श्रव्यं पापतापप्रणाशनम् ॥११॥ श्रवणस्यैव पक्षेण द्वितियायास्तिथेः सुधीः । प्रारभेतैव मासेन श्रवणेप्येवमाचरेत् ॥१२॥ श्रवणे ऋतुनैतस्य कर्त्तव्ये सति भूपते । तृतीयातिथितः कार्यः समारम्भो यथोचितम् ॥१३॥ अस्याऽऽरम्भे तिथिस्त्वाद्या चतुर्थी नृप चाष्टमी । वर्ज्या चतुर्दशी चान्याः सर्वशस्तिथयः शुभाः ॥१४॥ अश्विनी रेवती हस्तः पुष्यो मृगपुनर्वसू । अनुराधाराऽभिजित्स्वाती रोहिणी श्रवणत्रयम् ॥१५॥ ऋक्षाण्येतानि पुण्यानि ग्राह्याण्यत्रैव भूपते । प्रोक्तान्यतोऽस्य कर्त्तव्यः प्रारम्भस्तेषु सिद्धिदः ॥१६॥ ज्ञातीन् देशान्तरात् स्वीयानाह्वयेत् सुहृदस्तथा । श्रद्धा स्यात्तच्छ्रुतौ येषां तांश्चारम्भदिनात् पुरा ॥१७॥

કૃમિ-વિષ્ટા ને ભસ્મ સંજ્ઞા છે અંતમાં જેની એવું આ શરીર છે. એવા શરીરથી જે પોતાનો મોક્ષરૂપી અર્થ સાધે તેને ડાહ્યા માણસોએ **પંડિત** માનેલો છે. (૮)

**શરીરની નાશવંતતા :-**

સવારમાં જે અન્ન રાંધેલું હોય તે સાયંકાળે નાશ પામે છે. એવા અન્નના રસ વડે પુષ્ટ થયેલા શરીરમાં અવિનાશીપણું ક્યાંથી હોય ? (૯) આ લોકમાં જંતુઓમાં મચ્છરો, તેમજ જળમાં પરપોટા, જેમ મરવાને માટે જ ઉત્પન્ન થાય છે. તેમ, જે આ કથા શ્રવણથી રહિત છે તે પણ મરવા માટે જ ઉત્પન્ન થાય છે. (૧૦)

**પારાયણનો પ્રારંભ કરવા યોગ્ય સમય :-**

તેથી નિર્દેશ કરેલા મહિનાઓમાં જ્યારે પણ પોતાને કથા શ્રવણમાં એકાગ્ર ચિત્તરૂપી સ્વાસ્થ્યની અનુકૂળતા હોય તેવા સમયમાં, પાપ તથા તાપને નાશ કરનારું આ શાસ્ત્ર સાંભળવું. (૧૧) આ ગ્રંથનું શ્રવણ જો પંદર દિવસમાં કરવું હોય તો બુદ્ધિમાન મનુષ્ય દ્વિતીયા તિથિથી તેનો આરંભ કરે, અને એક માસમાં શ્રવણ કરવાનું હોય તો પણ દ્વિતીયા તિથિથી જ આરંભ કરે. (૧૨) આ ગ્રંથ બે માસમાં શ્રવણ કરવો હોય તો હે રાજન્ ! તૃતીયા તિથિથી યથાયોગ્ય આરંભ કરવો. (૧૩)

**ગ્રંથારંભમાં ત્યાજ્ય અને ગ્રાહ્ય તિથ્યાદિ :-**

આ ગ્રંથના આરંભમાં હે રાજન્ ! પ્રતિપદા, ચતુર્થી, અષ્ટમી તથા ચતુર્દશી આ તિથિઓ ત્યાગ કરવી. બીજી બધી તિથિઓ **શુભ** છે. (૧૪)

અશ્વિની, રેવતી, હસ્ત, પુષ્ય, મૃગશીર્ષ, પુનર્વસુ, અનુરાધા, અભિજિત, સ્વાતિ, રોહિણી, શ્રવણ, ધનિષ્ઠા, શતતારકા (૧૫) હે રાજન્ ! પવિત્ર આ **નક્ષત્રો** આ ગ્રંથના આરંભ માટે ગ્રહણ કરવાનાં કહેલાં છે. તે નક્ષત્રોમાં કરેલો **આરંભ** સિદ્ધિ આપનારો થાય છે. (૧૬)

**સંબંધી તથા શ્રદ્ધાળુ શ્રોતાજનોને નિમંત્રણ :-**

આરંભના દિવસ પહેલાં પોતાના સગાં સંબંધીઓ તથા મિત્રો તથા શાસ્ત્ર શ્રવણમાં જેમને શ્રદ્ધા હોય તેમને દેશાંતરથી બોલાવવા. (૧૭)

ये विरक्ताश्च निर्दम्भा देशे देशेऽत्र वैष्णवाः । लेख्यं तेभ्योऽपि पत्रं तानायातांश्चैव मानयेत् ॥१८॥ अर्वाक् पञ्चाहतो यत्नादासनादीनि मेलयेत् । स्याद् भूमिर्यत्र विस्तीर्णा तत्र कुर्यात् कथास्थलम् ॥१९॥ कुर्यात्तत्र शुचौ स्थाने विस्तृतं मण्डपं वरम् । दुकूलैश्च फलैर्माल्यै रम्भास्तम्भैश्च शोभितम् ॥२०॥

नृणां तत्रोपवेशार्थं स्त्रीणां स्थानानि चादरात् । यथार्हं रचयेद्दक्षस्तथा व्यासासनं वरम् ॥२१॥ श्रोतृणामासनात्तुङ्गं कोमलास्तरणान्वितम् । सत्पार्श्विकादिसहितं शोभमानं विशेषतः ॥२२॥ पृथौ तुङ्गे च तत्पीठात् कोमले चासने वरे । सद्बन्धनं सुफलकं पुस्तकं धारयेन्मुदा ॥२३॥ पूर्वोक्तलक्षणोपेतो ग्रन्थस्यैतस्य वाचकः । उषस्युत्थाय सततं सर्वं कुर्यान्निजाह्निकम् ॥२४॥ सोऽथ श्रोतृभिराहूतः कथामण्डपमाव्रजेत् । प्रक्षाल्य पाणिपादाऽऽस्यं कुर्वीताऽऽचमनत्रयम् ॥२५॥ धौतशुभ्राम्बरधरः सद्गुरुं स्वहृदि स्मरन् । नत्वा साधूंस्तथा विप्रान् पुस्तकं प्रणमेन्मुदा ॥२६॥ अथ स्वपूज्यस्य मनोज्ञशीलो गुरुप्रमुख्यस्य शुभाज्ञया सः । व्यासासने प्राङ्मुख उत्तरास्यस्तथा निषीदेद् विनयावनम्रः ॥२७॥

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे विशेषतस्तच्छ्रवणविधिनिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

---

જે વૈરાગ્યવાળા ત્યાગી સંતો તથા નિર્દંભ વૈષ્ણવો હોય તેમને પણ આ કથામાં આવવા માટે પત્ર લખવો અને આવેલાઓનું સન્માન કરવું. (૧૮)

**રમણીય મંડપ અને વ્યાસાસન રચના :-**

પાંચ દિવસ પહેલાં અગાઉથી મંડપ તથા બેસવાના આસન વગેરે મેળવવા અને જ્યાં વિસ્તારવાળી ભૂમિ હોય ત્યાં કથા વાંચવાનું સ્થાન કરવું. (૧૯) ત્યાં પવિત્ર સ્થાનમાં, વિસ્તારવાળો, રેશમી વસ્ત્રો તથા ફળો તથા પુષ્પો તથા કેળના સ્તંભોથી શોભાયમાન **મંડપ** કરવો. (૨૦) તે મંડપમાં ચતુર મનુષ્યે પુરુષો તથા સ્ત્રીઓને બેસવા માટે આદરપૂર્વક અલગ અલગ સ્થાનોની રચના કરવી. તેમજ શ્રેષ્ઠ **વ્યાસાસન**ની રચના યથાયોગ્ય કરવી. (૨૧) એ વ્યાસાસન શ્રોતાઓના આસનથી ઊંચું, કોમળ ગાદલાદિ બિછાના યુક્ત તેમજ પડખે સુંદર ઓઠીંગણ વગેરે સહિત વિશિષ્ટ રીતે શોભાયમાન કરવું. (૨૨) તે વ્યાસાસનથી ઊંચા-કોમળ અને પહોળા શ્રેષ્ઠ આસનમાં સુંદર પાટિયાં સહિત સારી રીતે બાંધેલા **ગ્રંથ**ને હર્ષપૂર્વક પધરાવવો. (૨૩)

પૂર્વોક્ત કહેલા લક્ષણોવાળા આ ગ્રંથના વક્તા, પ્રતિદિન પ્રાતઃકાળમાં ઊઠીને પોતાનો સર્વ - પ્રાતઃકાલીન આહ્નિક વિધિ કરે. (૨૪) પછી શ્રોતાઓએ બોલાવેલા **વક્તા** કથા મંડપમાં જાય. હાથ-પગ-મુખ ધોઈને ત્રણ વખત આચમન કરે. (૨૫) ધોયેલાં ધોળાં વસ્ત્રો ધારણ કરનાર વક્તા હૃદયમાં સદ્‌ગુરુનું સ્મરણ કરતા થકા સાધુ તથા બ્રાહ્મણોને નમસ્કાર કરીને ગ્રંથને હર્ષપૂર્વક પ્રણામ કરે. (૨૬) પછી પોતાને પૂજવા યોગ્ય ગુરુ આદિકની શુભ આજ્ઞાથી સુંદર આચારવાળો વક્તા વિનયથી નમ્ર થકો **પૂર્વમુખે** અથવા **ઉત્તરમુખે** વ્યાસાસન ઉપર બેસે. (૨૭)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ અભયસિંહ સંવાદે
'વિશેષપણાથી ગ્રંથ શ્રવણવિધિ નિરૂપણ' નામનો પાંચમો અધ્યાય સંપૂર્ણ. (૫)



## ॥ अथ षष्ठोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच - **अस्याधिदेवमेवैतच्छास्त्ररूपं ततो हरिम् । मुख्यः श्रोताऽऽर्च्चयेदेतैर्मन्त्रैरेव कृताह्निकः ॥१॥ एतस्य प्रथमः स्कन्धो यस्य स्तः पादपङ्कजे । द्वितीयो घुटिके स्कन्धस्तृतीयो जानुनी तथा ॥२॥**

**चतुर्थः सक्थियुगलं तुन्दं यस्याऽस्ति पञ्चमः । षष्ठस्स्कन्धश्च हृदयं कण्ठो यस्यैव सप्तमः ॥३॥ आस्याब्जमष्टमो यस्य नासिका नवमस्तथा । वर्तेते दशमस्स्कन्धो यस्य नेत्रसरोरुहे ॥४॥ स्कन्ध एकादशो यस्य विद्यते भालमुत्तमम् । तथैव द्वादशः स्कन्धो मस्तकं यस्य वर्त्तते ॥५॥ अस्यैव द्वादशस्कन्धा राजन् मङ्गलकारिणः । द्वादशाङ्गानि विद्यन्ते भक्तचिन्त्यानि यस्य वै ॥६॥ तं स्वभक्तार्तिशमनं श्रीहरिं करुणार्णवम् । चिन्तयेऽहं हृदि मुदा भक्तिधर्मात्मजं प्रभुम् ॥७॥ स्वीयभक्तजनानन्दं साधुवर्णिनिषेवितम् । शान्तं तारुण्यवयसं दर्शनीयनराकृतिम् ॥८॥ रूपानुरूपबहुलश्रीयुक्तावयवाद्भुतम् । सरसोन्मृदुसद्वाचं कञ्जपत्रवरेक्षणम् ॥९॥ रक्ताम्भोजारुणतलश्रीमत्पादकराम्बुजम् । तुङ्गारक्तस्फुरत्तेजोनखेन्दुश्रेणिभास्वरम् ॥१०॥ चारुस्मेरस्फुरद्दन्तप्रभासंलज्जितोडुपम् । दीर्घपीवरदोर्दण्डं शालिविस्तीर्णवक्षसम् ॥११॥ बिम्बाधरं परिलसत्कपोलं चारुकर्णकम् । तुङ्गपृथूल्लसद्भालं भुग्नचारुतरभ्रुवम्**

## અધ્યાય : ૬

## શ્રવણ વિધિમાં ગ્રંથ તથા વક્તાશ્રીના પૂજનનો - વિશેષ વિધિ.

**શ્રી શુકાનંદમુનિ કહે છે :-** હે રાજન્ ! ત્યારબાદ આ શાસ્ત્રના અધિદેવતા આ શાસ્ત્રરૂપ શ્રીહરિ છે; માટે જેણે આહ્નિક વિધિ કરેલો છે એવા મુખ્ય શ્રોતા પૂર્વોક્ત મંત્રો વડે જ ગ્રંથરૂપ શ્રીહરિનું પૂજન કરે. (૧)

**સ્કંધમય ગ્રંથ સ્વરૂપે બિરાજતા શ્રીહરિનું ધ્યાન :-**

આ ગ્રંથનો પ્રથમ સ્કંધ તે શ્રીહરિના બન્ને **ચરણકમળ** છે, બીજો સ્કંધ બન્ને **ઘૂંટીઓ** છે, ત્રીજો સ્કંધ **ઘૂંટણ** છે. તથા ચોથો સ્કંધ **સાથળો** છે. પાંચમો સ્કંધ **ઉદર** છે, છઠ્ઠો સ્કંધ **હૃદય** છે, સાતમો સ્કંધ જેમનો **કંઠ** છે. (૨-૩) આઠમો સ્કંધ **મુખકમળ** છે અને નવમો સ્કંધ જેમની **નાસિકા** છે. દશમો સ્કંધ જેમનાં **નેત્રકમળ** છે. (૪) અગિયારમો સ્કંધ જે શ્રીહરિનું ઉત્તમ **ભાલ** છે, તે જ પ્રકારે બારમો સ્કંધ જેમનું **મસ્તક** છે. (૫)

હે રાજન્ ! આ પ્રકારે આ ગ્રંથના મંગળકારી **બાર સ્કંધો** છે. તે શ્રીહરિના **બાર અંગો,** ભક્તોએ ચિંતવન કરવા યોગ્ય છે. (૬) તે પોતાના ભક્તોની પીડાને શમન કરનારા, કરુણાસાગર, ભક્તિ-ધર્મના પુત્ર, પ્રભુ શ્રીહરિનું હૃદયમાં હું હર્ષપૂર્વક **ચિંતવન (ધ્યાન)** કરું છું. (૭)

**ધ્યાનમાં પ્રત્યક્ષ શ્રીહરિના સ્વરૂપની શોભા-માધુરી :-**

પોતાના ભક્તજનોને આનંદ આપનારા, સાધુ તથા વર્ણીઓએ સેવેલા, શાન્ત, તરુણ અવસ્થાવાળા, દર્શનીય મનુષ્યાકૃતિવાળા; રૂપને અનુરૂપ ઘણી શોભાવાળા અવયવોથી આશ્ચર્યકારી, રસયુક્ત-અત્યંત કોમળ-સુંદર વાણીવાળા, કમળપત્રના સરખાં સુંદર નેત્રવાળા, નવીન લાલ કમળ જેવા સુંદર-શોભાયમાન ચરણકમળોનાં તથા હસ્તકમળનાં તળિયાં જેમના છે, ઊંચા (કિંચિત્ ઊપડતા) અને લાલ સ્ફુરાયમાન-તેજાયમાન નખરૂપી ચંદ્રમાઓની પંક્તિઓથી શોભાયમાન; સુંદર મંદહાસ્યથી સ્ફુરાયમાન દાંતની કાન્તિથી લજ્જા પમાડ્યો છે ચંદ્રમા જેમણે એવા, લાંબા અને પુષ્ટ હાથરૂપી દંડથી શોભાયમાન, વિસ્તારવાળું વક્ષઃસ્થળ જેમનું છે એવા; બિંબફળ (પાકાં ઘિલોડાં)ની માફક લાલ ઓષ્ઠવાળા, ચારેય બાજુથી શોભાયમાન કપોળવાળા, સુંદર કાનવાળા, ઊંચા અને પહોળા શોભાયમાન ભાલવાળા,

॥१२॥ विशाले ललिते भाले कैसरं तिलकं शुभम् । ऊर्ध्वञ्च बिभ्रतं राजद्वृत्तकाश्मीरचन्द्रकम् ॥१३॥ बिभ्राणं दक्षिणे पाणौ वृन्दामालां सुमञ्जुलाम् । तथाऽन्यस्मिन् करेऽभीतिं सान्द्रनीरधरप्रभम् ॥१४॥ कण्ठे चारुणि बिभ्राणं सूक्ष्मवृन्देन्धनस्त्रजौ । वामांसे च बिसश्वेतं ब्रह्मसूत्रं मनोहरम् ॥१५॥

शुभ्रं परिदधानं च सद्वस्त्रं दृढकच्छकम् । मरालपक्षधवलं वसानं ह्युत्तरीयकम् ॥१६॥ बध्नन्तं मस्तके सूक्ष्मं शोभनं पटकं सितम् । उत्सवे विविधा भूषा दधानं भक्तसंमुदे ॥१७॥ चारुचन्दनसन्माल्यस्त्रगाऽऽपीडाङ्गदादिभिः । पूज्यमानं निजैर्भक्तैर्मन्दहासमनोहरम् ॥१८॥ तारावृन्दस्थमुदितं स्वच्छं पूर्णमिवोडुपम् । स्वीयभक्तसभासंस्थं जनौघानतपत्कजम् ॥१९॥ हरन्तं भक्तचेतांसि प्रोल्लसत्पाणिचेष्टया । दृशा दयार्द्रया भक्तान् पश्यन्तं चिन्तये मुदा ॥२०॥ ''इति श्रीहरिलीलाकल्पतरुग्रन्थाकृतये श्रीहरिकृष्णपरमात्मने नमो ध्यायामि ॥'' इति ध्यानम् ।

आवाहनम्–**आवाहयाम्यहं धार्मिं कोटिकन्दर्पसुन्दरम् । हरिलीलाकल्पतरुग्रन्थरूपं हरिं परम् ॥२१॥**

आसनम्–**एतद् भास्वन्मणिमयं स्वर्णसिंहासनं हरे । तवोचितं मया दत्तं कृपया स्वीकुरु प्रभो ! ॥२२॥**

---

વાંકી અત્યંત સુંદર ભ્રકુટિવાળા, વિશાળ અને શોભાયમાન રમણીય લલાટમાં કેશરેયુક્ત ચંદનનું ઊર્ધ્વપુંડ્ર તિલક તથા શોભાયમાન ગોળ કુંકુમનો ચાંદલો ધારણ કરતા; તથા જમણા હાથમાં અત્યંત મનોહર તુલસીની માળા, તેમજ ડાબા હાથમાં ઘાટા મેઘની કાન્તિ સમાન અભય ધારણ કરતા; રમણીય કંઠમાં તુલસીના કાષ્ઠની સૂક્ષ્મ બેવડી કંઠી ધારણ કરતા, ડાબા ખભા ઉપર બીસ તંતુ (કમળના તંતુ)ના સમાન શ્વેત મનોહર બ્રહ્મસૂત્ર(ઉપવીત); તથા ધોળું સુંદર પહેરવાનું વસ્ત્ર દૃઢ કચ્છ સહિત ધારણ કરતા, તેમજ હંસની પાંખની સમાન ધોળું ઉત્તરીય (ઓઢવાનું વસ્ત્ર) ધારી રહેલા, મસ્તક ઉપર સૂક્ષ્મ-ધોળી શોભાયમાન પાઘ બાંધતા, ઉત્સવમાં ભક્તોના આનંદ માટે વિવિધ પ્રકારનાં ભૂષણો ધારણ કરતા; (૮ થી૧૭)

સુંદર ચંદન તથા સુંદર પુષ્પોના હાર-તોરા-બાજુબંધ વગેરેથી પોતાના ભક્તોએ પૂજેલા; મંદહાસ્યથી મનોહર, તારા ગણના સમુદાયમાં રહેલ- નિર્મળ-ઉદય પામેલા પૂર્ણ ચંદ્રમાની માફક પોતાના ભક્તોની સભામાં બેઠેલા, જનના સમુદાયોએ નમસ્કાર કર્યા છે જેમનાં ચરણકમળોમાં એવા, પ્રકર્ષપણે શોભતી સુંદર હસ્તની ચેષ્ટાથી ભક્તોના મનને હરણ કરતા, દયાર્દ્ર દૃષ્ટિથી ભક્તોને જોતા, શ્રીહરિનું હર્ષપૂર્વક હું **ચિંતવન** કરું છું. (૧૮ થી ૨૦) આ પ્રકારે ધ્યાન કરી પોતાના હૃદયમાં 'इति श्रीहरिलीलाकल्पतरुग्रन्थाकृतये श्रीहरिकृष्णपरमात्मने नमः, ध्यायामि ॥'

આ રીતે પૂર્વોક્ત શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથની આકૃતિવાળા શ્રીહરિકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરીને હું તેમનું **ધ્યાન** કરું છું. એવી રીતે ધ્યાનની **ભાવના** કરવી.

**આવાહન મંત્ર** :- હરિલીલાકલ્પતરુ ગ્રંથરૂપ-કોટિ કામદેવના સમાન સુંદર-ધર્મના પુત્ર પરમેશ્વર શ્રીહરિનું હું આવાહન કરું છું. (આ પ્રકારે આવાહન કરવું) (૨૧)

**આસન** :- હે હરિ ! પ્રકાશમાન મણિમય-સુવર્ણ નિર્મિત તેમજ તમારે માટે યોગ્ય, મેં અર્પણ કરેલું આ સિંહાસન હે પ્રભો ! આપ કૃપા કરીને સ્વીકાર કરો. (આ મંત્રથી આસન અર્પણ કરવું.) (૨૨)

पाद्यम्-**स्वाश्रितैकान्तिकगतिप्रदायिन् कलिदोषहृत् । मयि देवेश दयया पाद्यं स्वीकुरु सत्पते ! ॥२३॥**

अर्घ्यम्-**नैकावतारलीलाभिर्भक्तव्रातार्तिमोचन । गन्धाद्यष्टाङ्गसहितं हरेऽर्घ्यं गृह्यतां त्वया ॥२४॥**

आचमनीयम्-**भूपासुरस्मयोच्छेदिन् दुर्गपूर्जनहर्षकृत् । गृहाणाचमनीयं च भक्तपङ्कजभानुमन् ॥२५॥**

स्नानम्-**पावन्युत्तमगङ्गासन्नीरवारिविहारकृत् । तन्नीरश्लाघनकर स्नानीयं स्वीकुरु प्रभो ! ॥२६॥**

वस्त्रम्-**पीताम्बरं हरे धार्मे स्वर्णवर्णं नवं वरम् । परिधानार्हमेतत्ते गृहाण त्वं मयार्पितम् ॥२७॥**

यज्ञोपवीतम्-**स्वर्णसूत्रैर्विरचितं सावित्रीग्रन्थिसंयुतम् । उपवीतं गृहाण त्वं भास्वरं धर्मनन्दन ! ॥२८॥**

आभूषणानि-**कुण्डलाद्या वरा भूषा दिव्या नानाविधा हरे । गृहाण देवदेव त्वं प्रीत्या तुभ्यं मयाऽर्पिताः ॥२९॥**

चन्दनम्-**कर्पूरकेसरोपेतं काश्मीरेण विराजितम् । भक्तिधर्मात्मज हरे चन्दनं गृह्यतां त्वया ॥३०॥**

पुष्पाणि-**अलंकारार्थेऽक्षतान्-सुगन्धिचित्रमाल्यानां हारकेयूरशेखरान् । तुलसीवनमालां च स्वीकुरु त्वं दयानिधे ॥३१॥**

---

**પાદ્ય મંત્ર :-** પોતાના આશ્રિત એકાંતિક ભક્તોને મોક્ષ આપનારા, કલિયુગના દોષોને નાશ કરનારા, હે દેવેશ ! હે સત્પતે ! મારા ઉપર દયા કરીને પાદ્ય સ્વીકાર કરો. (આ મંત્રથી પાદ્ય અર્પણ કરવું) (૨૩)

**અર્ઘ્ય પ્રદાન :-** અનેક અવતારોની લીલા વડે ભક્તોના સમુદાયોની પીડાને નાશ કરનારા, ગંધાદિ અષ્ટાંગધૂપ સહિત અર્ઘ્ય (હાથ ધોવા માટેનું જળ) હે હરે ! તમો ગ્રહણ કરો. (આ મંત્રથી અર્ઘ્ય અર્પણ કરવું.)(૨૪)

**આચમન પ્રદાન મંત્ર :-** આસુરી સંપત્તિવાળા રાજાઓના અહંકાર છેદી નાખનાર, ગઢપુર નિવાસીજનોને હર્ષ કરનાર, ભક્તરૂપી કમળોને તો સૂર્ય સમાન હે પ્રભો ! તમો આચમન ગ્રહણ કરો. (આ મંત્રથી આચમન અર્પણ કરવું.) (૨૫)

**સ્નાન મંત્ર :-** પવિત્ર ઉન્મત્ત ગંગાના જળમાં જલક્રીડા કરનારા ,ઉન્મત્ત ગંગાના જળના પ્રશંસક હે પ્રભો ! સ્નાન કરવા માટે જળ ગ્રહણ કરો. (આ મંત્રથી જળ અર્પણ કરવું.) (૨૬)

**વસ્ત્ર પ્રદાન :-** હે હરે ! હે ધર્મપુત્ર ! સુવર્ણ વર્ણવાળું, શ્રેષ્ઠ, નવું, મેં અર્પણ કરેલું, તમારે પહેરવા માટે યોગ્ય પીતાંબર તમો ગ્રહણ કરો. (આ મંત્રથી વસ્ત્ર અર્પણ કરવું.) (૨૭)

**યજ્ઞોપવીત :-** સુવર્ણના સૂત્રોથી રચેલું, ગાયત્રી મંત્ર (સાવિત્રી) થી અધિષ્ઠત- ગ્રંથિ યુક્ત, હે ધર્મનંદન ! તમો પ્રકાશમાન ઉપવીત ગ્રહણ કરો. (આ મંત્રથી ઉપવીત અર્પણ કરવું.) (૨૮)

**આભૂષણ પ્રદાન :-** હે હરે ! હે દેવ ! દિવ્ય નાના પ્રકારના કુંડળો વગેરે શ્રેષ્ઠ આભૂષણો પ્રીતિપૂર્વક મેં અર્પણ કરેલાં તમો ગ્રહણ કરો. (આ મંત્રથી આભૂષણ અર્પણ કરવાં.) (૨૯)

**ચંદન સમર્પણ :-** હે હરે ! હે ભક્તિધર્માત્મજ ! કર્પૂર તથા કેસરથી યુક્ત કુંકુમથી અત્યંત શોભતું ચંદન, તમો ગ્રહણ કરો. (આ મંત્રથી ચંદન અર્પણ કરવું.) (૩૦)

**પુષ્પ પ્રદાન :-** હે દયાનિધે ! શોભાને માટે અક્ષત, સુગંધીમાન નાના પ્રકારના પુષ્પોના હાર, બાજુબંધ, તોરા, તુલસીની વનમાળા તમો સ્વીકાર કરો. (આ મંત્રથી પુષ્પો અર્પણ કરવાં.) (૩૧)

सौभाग्यपरिमलद्रव्याणि-सुगन्धितैलञ्च-**विष्णुतैलं सुललितं सुगन्धिद्रव्यवासितम् । गृहाण त्वं करुणया सर्वलोकेप्सितं हरे ॥३२॥**

धूपः-**कालिदत्तासुरोच्छेदिन् बालसल्लीलया दृशा । कृत्यागणपरिद्राविंस्त्वं धूपं स्वीकुरु प्रभो ! ॥३३॥**

दीपः-**भूरिभास्करसंराजत्तेजोधामन् स्वयंप्रभ । अन्धकारहरं दीपं त्वं गृहाणाऽनुकम्पया ॥३४॥**

नैवेद्यम्-**नैवेद्यं चित्रपक्वान्नं षड्भिर्युक्तं रसैर्वरैः । इदं विश्वम्भर हरे गृहाण त्वं मनोरमम् ॥३५॥**

मध्ये पानीयम्-उत्तरापोशनम्-**उशीरैलादिभिर्द्रव्यैर्वासितं निर्मलं जलम् । पावनं जीवनं पुंसां पानार्थं स्वीकुरु प्रभो ॥३६॥**

पुनराचमनीयम्-हस्तमुखप्रक्षालनम्-करोद्वर्त्तनम्-**पावनं विशदं गाङ्गं हरे नीरं सुवासितम् । पुनराचमनीयं त्वं गृहाणैवानुकम्पया ॥३७॥**

ताम्बूलम्-**जातीपूगलवङ्गैलामिश्रं ताम्बूलमुत्तमम् । खदिराढ्यं गृहाण त्वं कृपया भक्तिनन्दन ! ॥३८॥**

फलम्-**सर्वाऽमरप्रियं सर्वफलानामुत्तमं प्रभो ! नालिकेरं गृहाण त्वं हरे धर्मधुरन्धर ! ॥३९॥**

दक्षिणा-**हेमरूप्यादिमुद्रास्ते यथाशक्त्यर्पिता मया । वृत्तालयाख्यनगरस्थिते स्वीकुरु दक्षिणाः ॥४०॥**

---

**સુગંધી તૈલ-અત્તર પ્રદાન :-** સુગંધી દ્રવ્યોથી વાસિત, સુંદર અત્તર, સર્વ લોકોએ ઈચ્છેલું હે હરિ ! કરુણાથી તમો ગ્રહણ કરો. (આ મંત્રથી અત્તર (વિષ્ણુ તૈલ)અર્પણ કરવું.) (૩૨)

**ધૂપ પ્રદાન :-** કાલિદત્ત નામના અસુરને નાશ કરનાર, બાલપણાની સુંદર લીલાવાળી દૃષ્ટિથી કૃત્યાઓના ગણને દોડાવનાર એવા હે પ્રભો ! તમો ધૂપ ગ્રહણ કરો. (આ મંત્રથી ધૂપ અર્પણ કરવો.) (૩૩)

**દીપ પ્રદાન :-** અનેક સૂર્યના સમાન શોભતા તેજના ધામ રૂપ સ્વયંપ્રકાશ એવા તમો, અંધકાર નાશ કરનાર, દીપ અનુકંપાથી ગ્રહણ કરો. (આ મંત્રથી દીપ અર્પણ કરવો.) (૩૪)

**નૈવેદ્ય પ્રદાન :-** હે વિશ્વંભર ! હે હરે શ્રેષ્ઠ ષડ્રસથી યુક્ત, મનોહર, વિવિધ પ્રકારના પકવાન્નોનું નૈવેદ્ય તમો ગ્રહણ કરો. (આ મંત્રથી નૈવેદ્ય અર્પણ કરવું.) (૩૫)

**મધ્યેપાનીય સમર્પણ :-** હે પ્રભો ! સુગંધી વીરણનાવાળા તથા એલાયચી વગેરે સુગંધી દ્રવ્યોથી સુગંધીમાન, નિર્મળ જળ, પવિત્રજનોને જીવનરૂપ, ભોજનના મધ્ય ભાગમાં પીવા માટે ગ્રહણ કરો. (આ મંત્રથી જળ અર્પણ કરવું.) (૩૬)

**પુનઃ આચમનીયમ્ :-** હે હરે ! સુગંધીમાન, પવિત્ર, સ્વચ્છ ગંગાનદી (ઘેલા નદી)નું જળ, હસ્ત-મુખ પ્રક્ષાલન કરવાપૂર્વક ફરીથી આચમન કરવા અનુકંપાથી તમો ગ્રહણ કરો. (આ મંત્રથી ફરીથી આચમન માટે જળ અર્પણ કરવું.) (૩૭)

**તાંબૂલ સમર્પણ મંત્ર :-** હે ભક્તિનંદન ! જાયફળ, સોપારી, લવિંગ, એલાયચી તથા ઉત્તમ કાથાથી યુક્ત પાન બીડું કૃપાથી ગ્રહણ કરો. (આ મંત્રથી તાંબૂલ અર્પણ કરવું.) (૩૮)

**ફળ પ્રદાન :-** હે પ્રભો ! સર્વ દેવતાઓને પ્રિય, સર્વફળોમાં ઉત્તમ, હે ધર્મધુરંધર ! હે હરે ! તમો આ મેં અર્પણ કરેલું નાળિયેર ગ્રહણ કરો. (આ મંત્રથી શ્રીફળ અર્પણ કરવું.) (૩૯)

**દક્ષિણાપ્રદાન મંત્ર :-** વૃત્તાલય નામના નગરમાં નિવાસ કરી રહેલા હે હરે ! હું તમોને સોનારૂપાની મુદ્રાઓ શક્તિ પ્રમાણે અર્પણ કરું છું તે દક્ષિણા તમો ગ્રહણ કરો. (આ મંત્રથી દક્ષિણા અર્પણ કરવી.) (૪૦)

नीराजनम्-**ज्योतिषां पतये तुभ्यं नमो नीराजयाम्यहम् । आरात्रिकं गृहाण त्वं देवदेवेश सत्प्रिय ! ॥४१॥**

प्रदक्षिणा-**वराभयकरं स्वामिन् देवदेवेश सत्पते । त्वत्प्रदक्षिणयैव स्यात् सर्वदेवप्रदक्षिणा ॥४२॥**

नमस्कारः-**नौमि त्वामत्र लोकानां प्रादुर्भूतं विमुक्तये । हरिलीलाकल्पतरुग्रन्थरूपं हरिं परम् ॥४३॥**

प्रार्थना-**पतितोऽहं भवाम्भोधौ विपाकेनात्मकर्मणाम् । तं मामुद्धर तस्मात्त्वं दयाम्भोधेऽनुकम्पया ॥४४॥ हरिलीलाकल्पतरुग्रन्थाख्यः पुरुषोत्तमः । साक्षात्त्वं मां करुणया पाहि त्वच्छरणं हरे ॥४५॥ सम्पूज्येति हरिं चैतद्ग्रन्थरूपं समर्च्चयेत् । वक्तारं चारुगन्धेन पुष्पहारादिभिर्मुदा ॥४६॥ सम्पूज्य नूतनैर्वस्त्रैर्भूषणैश्चाऽऽर्प्य दक्षिणाम् । प्रागुक्तेनाथ मन्त्रेण तं नत्वा प्रार्थयेत् पुमान् ॥४७॥ शुकानन्दाकृते विद्वन् सर्वशास्त्रविशारद । एतत्कथाप्रकाशेन नाशयाऽज्ञानमाशु मे ॥४८॥ संप्रार्थ्य वाचकममुष्य यथार्हमित्थं श्रोतॄन् मुदा क्षितिसुरान् परिपूजयेत् सः । श्रोता निजैश्च नियमैरखिलैरुपेतो भद्रां कथां सरसमस्य शृणोतु राजन् ॥४९॥**

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे तच्छ्रवणविशेषविधौ तत्पूजाविधिनिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥

---

**નીરાજનપ્રદાન મંત્ર :-** જ્યોતિષો (સૂર્યચંદ્રાદિ) જે પ્રકાશક છે તેના પતિ ! તમોને નમસ્કાર કરી હું આરતી કરું છું. હે સત્પુરુષોના પ્રિય ! હે દેવોના દેવ ! તમો આરતી ગ્રહણ કરો. (આ મંત્રથી આરતી અર્પણ કરવી.) (૪૧)

**પ્રદક્ષિણા મંત્ર :-** હે સત્પતે ! હે દેવદેવેશ ! વરદાન તથા અભયદાન આપનાર છે હસ્ત કમળો જેમના, એવા હે સ્વામિન્ તમારી પ્રદક્ષિણાથી જ સર્વ દેવોની પ્રદક્ષિણા થાય છે. (આ મંત્રથી પ્રદક્ષિણા કરવી.) (૪૨)

**નમસ્કાર મંત્ર :-** આ લોકમાં લોકોના કલ્યાણ માટે પ્રાદુર્ભાવ પામેલા હરિલીલાકલ્પતરુ ગ્રંથરૂપ સર્વોપરિ શ્રીહરિ ! તમોને હું નમસ્કાર કરું છું. (આ મંત્રથી નમસ્કાર કરવો.) (૪૩)

**પ્રાર્થના મંત્ર :-** હે દયાસાગર ! મારા કર્મોના વિપાકથી સંસારરૂપી સમુદ્રમાં હું પડેલો છું. દયા લાવીને સંસાર સાગરમાંથી તમો મારો ઉદ્ધાર કરો. (૪૪)

હે હરે ! શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ સ્વરૂપ સાક્ષાત્પુરુષોત્તમ ! તમો, તમારે શરણે આવેલા મારુ કરુણાથી રક્ષણ કરો. (આ મંત્રથી પ્રાર્થના કરવી.) (૪૫)

આ પ્રમાણે ષોડશોપચારથી, શ્રીહરિની પૂજા કરીને, પછી આ ગ્રંથરૂપ શ્રીહરિનું સુંદર સુગંધીમાન પુષ્પહારાદિ વડે હર્ષપૂર્વક **પૂજન** કરવું. તેમજ કથાના વક્તાનું પણ પૂજન કરવું. (૪૬)

**ગ્રંથરૂપ શ્રીહરિની પૂજા-પ્રાર્થના પછી, વક્તાની પૂજા અને પ્રાર્થના :-**

નવીન વસ્ત્રો તથા અલંકારોથી પૂજા કરીને તેમજ દક્ષિણા આપીને, પછી પૂર્વોક્ત મંત્ર વડે વક્તાશ્રીને નમસ્કાર કરીને, મુખ્ય શ્રોતા **પ્રાર્થના** કરે. (૪૭) શુકાનંદજીની આકૃતિવાળા હે વિદ્વન્ ! સર્વ શાસ્ત્ર વિશારદ ! આ કથાના પ્રકાશથી મારું અજ્ઞાન તત્કાળ નાશ કરો. (૪૮)

હે રાજન્ ! આ ગ્રંથના વક્તાની આ પ્રમાણે સારી રીતે પ્રાર્થના કરીને, મુખ્ય યજમાન શ્રોતા અન્ય બ્રાહ્મણાદિ શ્રોતાઓની યથા યોગ્ય પૂજા કરે, ત્યારબાદ શ્રોતાજનોએ પોતાના સમગ્ર નિયમોથી યુક્ત થઈને આ ગ્રંથની સરસ કલ્યાણકારી કથા આદરથી સાંભળવી. (૪૯)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ અભયસિંહ સંવાદે 'ગ્રંથશ્રવણના વિશેષ વિધિની ઉક્તિમાં તત્(ગ્રંથ)પૂજા વિધિ નિરૂપણ' નામે છઠ્ઠો અધ્યાય સંપૂર્ણઃ (૬)



## ॥ अथ सप्तमोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच – **श्रोत्राऽथ पूजितो वक्ता पूर्वं कुर्वीत मङ्गलम् । नृप ! श्रीजुष्ट इत्यादिश्लोकान् वै चतुरः पठेत् ॥१॥ नारायणो नीलकण्ठो स्वामिनारायणो हरिः । हरिकृष्णश्च सहजानन्दः कृष्णोऽस्तु मे हृदि ॥२॥ जनानामित्यथ शुभं वक्तैकं श्लोकमुच्चरेत् । ततस्तत्पुस्तकं नत्वा प्रीत्या पद्ये पठेदिमे ॥३॥ श्रूयतां देवदेवेश स्वामिनारायण प्रभो । त्वदीयेनावधानेन कथयिष्ये शुभाः कथाः ॥४॥ नत्वा श्रीसहजानन्दस्वामिनं भक्तिधर्मजम् । तद्वाणीं रघुवीरार्यं जयं भद्रं ह्युदीरयेत् ॥५॥ वक्ता श्लोकौ पठित्वैतौ वाचयेत् सादरं कथाम् । वीक्ष्य विप्रान् मुनींश्चार्थं कुर्वीत स्त्रीर्न हि क्वचित् ॥६॥ समाप्तिर्यस्य यस्याऽन्ते नाध्यायस्याथ संमता । न तत्र तत्र विरमेदध्यायांस्तानहं ब्रुवे ॥७॥ आद्यस्तत्रादिमे स्कन्धे द्वितीयोऽध्याय एव च । तृतीयो विरतौ तुर्यः पञ्चमश्च निषेधितः ॥८॥ नवमो दशमोऽध्यायो राजन्नेकादशस्तथा । त्रयोदशस्तथाऽध्यायो निषिद्धा विरताविमे ॥९॥**

**चतुर्दशः षोडशश्च त्रयोविंशस्तथेतरः । अष्टाविंशश्च विरतौ नैतेऽध्यायास्तु सम्मताः ॥१०॥ द्वादशो द्वितीयस्कन्धे त्रयोविंशश्च भूपते । चतुर्विंशश्च षड्विंशो निषिद्धा विरताविमे ॥११॥ सप्तविंशस्तथैकोनत्रिंशश्च त्रिंशकः परः । एकत्रिंशस्तथाऽध्याया न चैते विरतौ मताः ॥१२॥ पञ्चत्रिंशस्तथा त्वेकचत्वारिंशो महीपते । अष्टचत्वारिंश एते**

---

### અધ્યાય : ૭

## વિરામમાં નિષિદ્ધ અધ્યાયાદિ નિરૂપણ.

### કથાના પ્રારંભમાં મંગલાચરણના શ્લોકો :-

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! શ્રોતાએ પૂજેલા વક્તા પ્રથમ **મંગળાચરણ** કરે. ''શ્રીજુષ્ટ'' ઈત્યાદિ **ચાર શ્લોકો**[1] બોલે. ત્યારબાદ નારાયણ, નીલકંઠ, સ્વામિનારાયણ, હરિ, હરિકૃષ્ણ અને સહજાનંદ, કૃષ્ણ મારા હૃદયમાં વિરાજમાન થાવ. આ શ્લોક બોલે (૧-૨) પછી ''જનાનામ્'' એ શુભ **એક શ્લોક**[2] વક્તા બોલે. પછી તે ગ્રંથને નમસ્કાર કરીને[2] આ **બે શ્લોકો** બોલેઃ 'હે દેવદેવેશ ! હે સ્વામિનારાયણ ! હે પ્રભો ! સાંભળો, તમારા ધ્યાન પરાયણ થઈને શુભ કથા હું કહીશ.' (૩-૪) શ્રી સહજાનંદ સ્વામી, ભક્તિ ધર્મના પુત્ર તેમને, તેમની વાણીને, તથા રઘુવીરજીને નમસ્કાર કરીને, કલ્યાણકારી **જયનાદ** ઉચ્ચારણ કરે. (૫)

વક્તા આ (ઉપરોક્ત) બે શ્લોકો બોલીને પછી આદરપૂર્વક કથા વાંચે, બ્રાહ્મણો તથા મુનિઓને જોઈને અર્થ કરે. પરંતુ ક્યારેય સ્ત્રીઓને જોઈને અર્થ કરે નહીં. (૬)

**અધ્યાયને અંતે વિરામ નિષેધના નિયમો :-**

જે જે અધ્યાયના અંતમાં કથાની સમાપ્તિ કરવાની નથી. ત્યાં ત્યાં વિરામ ન કરવો, હે રાજન્ ! તે **અધ્યાયો** હું તમોને કહું છું. (૭)

**પ્રથમ સ્કંધમાં :-** તેમાં પ્રથમ સ્કંધમાં પહેલો, બીજો, ત્રીજો, ચોથો, પાંચમો; તેમજ નવમો, દશમો, અગિયારમો, તેરમો; તથા ચૌદમો, સોળમો, તેવીસમો, તથા અઠ્ઠાવીશમો આટલા અધ્યાયો કથા સમાપ્તિમાં નિષેધ કરેલા છે. આ અધ્યાયોના અંતમાં વિરામ કરવો નહીં. (૮ થી ૧૦)

**દ્વિતીય સ્કંધમાં :** બારમો, તેવીસમો, ચોવીસમો, છવીસમો, સત્તાવીસમો, ઓગણત્રીસમો, ત્રીશમો, તથા

---

૧. હરિલીલાકલ્પતરુ સ્કંધ-૧/અ.૧/શ્લો. નં. ૧ થી ૪.

૨. હરિલીલાકલ્પતરુ સ્કંધ-૧/અ.૧૪/શ્લો. નં. ૨૧

निषिद्धा विरतौ बुधैः ॥१३॥ द्विपञ्चाशत्तमः सप्तपञ्चाशत्तम एव च । विरतौ संमतौ नैतावध्यायौ शास्त्रवेदिभिः ॥१४॥ द्विषष्टितम एवान्यस्त्रिषष्टितम एव च । अध्यायौ विरतावेतौ निषिद्धावेव कोविदैः ॥१५॥ तृतीयस्कन्धके तुर्यः पञ्चमश्च चतुर्दशः । सप्तविंशस्तथाऽध्यायो निषिद्धा विरताविमे ॥१६॥ चतुश्चत्वारिंश एव षट्चत्वारिंशकस्त्वमी । षष्टितमश्च विरतौ न त्रिषष्टितमो मताः ॥१७॥ स्कन्धेऽथ सप्तमस्तुर्ये त्वष्टमो नवमस्तथा । एकादशस्तथाऽध्यायो निषिद्धा विरताविमे ॥१८॥ चतुर्दशस्तथा सप्तदशो विंशश्च भूपते । द्वाविंशः पञ्चविंशश्च निषिद्धा विरताविमे ॥१९॥ अष्टचत्वारिंश एव नाध्यायो विरतौ मतः । तथैवैकोनपञ्चाशो निषिद्धो विरतौ बुधैः ॥२०॥ नवमः पञ्चमस्कन्धे राजन्नेकादशस्तथा । तथा पञ्चदशश्चैते नाध्याया विरतौ मताः ॥२१॥ राजन् सप्तदशश्चैकोनषष्टितमकस्तथा । एकोनसप्ततितमो निषिद्धा विरताविमे ॥२२॥ स्कन्धे षष्ठे तथैतस्य भूपते सप्तविंशकः । तथाऽष्टाविंश इत्येतौ नाध्यायौ विरतौ मतौ ॥२३॥ पञ्चमः सप्तमे स्कन्धे द्वादशो भूपते तथा । विंशो द्वाविंश इत्येते नाध्याया विरतौ मताः ॥२४॥ पंचविंशस्तथाऽध्यायः षट्त्रिंशश्च तथेतरः । निषिद्धा विरतौ सप्तत्रिंशश्चैते मनीषिभिः ॥२५॥

अष्टात्रिंशस्तथा पञ्चचत्वारिंशश्च भूपते । सप्तचत्वारिंशकश्च निषिद्धा विरताविमे ॥२६॥ अष्टचत्वारिंश ऊनपञ्चाशत्तम एव च । पञ्चाशश्चैकपञ्चाशो निषिद्धा विरताविमे ॥२७॥ पञ्चपञ्चाशत्तमश्च षट्पञ्चाशत्तमस्तथा । षष्टितमस्तथाऽध्याया निषिद्धो विरताविमे ॥२८॥ यश्चतुःसप्ततितमो ह्यध्यायोऽस्य महीपते । स निषिद्धोऽत्र विरतौ जनैरागमवेदिभिः ॥२९॥ अस्यैव चारुशास्त्रस्य स्कन्ध एवाऽष्टमे शुभे । निषेधार्हस्तु विरतावध्यायो दशमो मतः ॥३०॥ चतुर्दशोऽथ नवमे स्कन्धेऽध्यायो महीपते । चतुस्त्रिंशश्च विरतौ द्वाविमौ प्रतिषेधितौ ॥३१॥ प्रथमो दशमस्कन्धे तृतीयस्तुर्य एव च । षष्ठः सप्तदशश्चैते नाध्याया विरतौ मताः ॥३२॥ अष्टात्रिंशस्तथाऽध्यायो

---

એકત્રીશમો; પાંત્રીસમો, એકતાલીશમો, અડતાલીશમો, બાવનમો, સત્તાવનમો, બાસઠમો, ત્રેસઠમો આટલા (પંદર) અધ્યાયો વિરામ માટે શાસ્ત્રજ્ઞ વિદ્વાનોએ નિષેધ કરેલા છે. માટે આ અધ્યાયોને અંતે **વિરામ** કરવો નહિ. (૧૧ થી ૧૫)

**તૃતીય સ્કંધમાં** : ચોથો, પાંચમો, ચૌદમો, સત્તાવીશમો તેમજ ચુંમાલીશમો, છેંતાલીસમો, સાઠમો તથા ત્રેસઠમો આ અધ્યાયો વિરામમાં **નિષેધ** કરેલા છે. (૧૬-૧૭)

**ચતુર્થ સ્કંધમાં** : સાતમો, આઠમો, નવમો, અગિયારમો; તથા ચૌદમો, સત્તરમો, વીશમો, બાવીશમો, પચીસમો; અડતાલીસમો તેમજ ઓગણપચાસમો અધ્યાય વિરામમાં નિષેધ માનેલા છે. (૧૮ થી ૨૦)

**પાંચમા સ્કંધમાં** : નવમો, અગિયારમો, પંદરમો, સત્તરમો, ઓગણસાઠમો તથા ઓગણસીતેરમોઃ આ અધ્યાયો વિરામ કરવામાં નિષેધ કરેલા છે. (૨૧-૨૨)

**છઠ્ઠા સ્કંધમાં** : સત્તાવીશમો તથા અઠ્ઠાવીશમો આ બે અધ્યાયો વિરામમાં નિષેધિત માનેલા છે. (૨૩)

**સાતમા સ્કંધમાં** : પાંચમો, બારમો, વીસમો, બાવીસમો; તથા પચ્ચીસમો, છત્રીસમો, સાડત્રીસમો; આડત્રીસમો, પીસ્તાલીસમો, સુડતાલીસમો; અડતાલીસમો, ઓગણપચાસમો, પચાસમો, એકાવનમો; પંચાવનમો, છપ્પનમો, સાઠમો; તથા ચુંમોતેરમોઃ આ અધ્યાયો વિરામમાં શાસ્ત્રને જાણનારાઓએ નિષેધ કરેલા છે. (૨૪ થી ૨૯)

**આઠમા સ્કંધમાં** : આ સુંદર શાસ્ત્રના આઠમા સ્કંધમાં દશમો અધ્યાય, વિરામમાં નિષેધ કરવા યોગ્ય માનેલો છે. (૩૦) **નવમા સ્કંધમાં**ઃ ચૌદમો તથા ચોત્રીસમો આ બે અધ્યાયો વિરામમાં પ્રતિષેધ કરેલા છે. (૩૧) **દશમા**

द्विचत्वारिंश इत्यमी । विरतावत्र हि चतुश्चत्वारिंशो निषेधिताः ॥३३॥ इहाऽध्यायस्तथा पञ्चचत्वारिंशो महीपते । ऊनपञ्चाशत्तमोऽपि निषिद्धौ विरताविमौ ॥३४॥ राजन्नेकादशस्कन्धे शास्त्रस्यास्य वरीयसः । चतुःषष्टितमोऽध्यायो निषिद्धो विरतौ बुधैः ॥३५॥ एतस्य द्वादशे स्कन्धे शास्त्रवर्य्यस्य भूपते । चतुर्थो विरतौ राजन् शास्त्रविद्भिर्निषेधितः ॥३६॥ अष्टमो द्वादशो राजंस्तथाऽध्यायस्त्रयोदशः । एतेऽध्यायास्तु विरतौ निषिद्धास्सन्ति कोविदैः ॥३७॥ एषामन्ते न विरतिः क्वापि कार्याऽस्य वाचकैः । नित्यैकाऽध्यायपाठानामप्यसाविष्यते विधिः ॥३८॥ मुहूर्त्तं वापि घटिकां कथान्ते नामकीर्त्तनम् । श्रीहरेरन्वहं कुर्यादुत्तरेदासनात्ततः ॥३९॥ पुनर्नत्वाऽऽत्मगुर्वादीन् गच्छेद् वक्ता निजालयम् । कथासमाप्तिपर्यन्तं नित्यमेवं समाचरेत् ॥४०॥ कथारम्भदिनाद् यावत्समाप्त्यन्यस्य नाहरेत् । अन्नं प्रतिग्रहं वापि पापभीरुः स पण्डितः ॥४१॥ श्रोतारः स्वस्य पर्य्याप्तं न दद्युर्यदि नित्यदा । अन्नं तदाऽन्यसंदत्तं स्वीकुर्यान्नाऽत्र पातकम् ॥४२॥

पक्षपारायणे राजन् मासपारायणे तथा । ऋतुपारायणेऽप्युक्तस्तथासावुत्तमो विधिः ॥४३॥ नातिभुक्तिं त्वसौ कुर्यान्नाश्नीयाद्वातुलं तथा । कटुतैलं च शाकाद्यं वर्ज्जयेद्रोगकृत्तथा ॥४४॥ ब्रह्मचर्यं तथाऽहिंसां सत्याऽस्तेये च पालयेत् । कथाविघ्नकरं यत्तत् कर्म कुर्यान्न कर्हिचित् ॥४५॥

---

**સ્કંધમાં:-** પ્રથમ, ત્રીજો, ચોથો, છઠ્ઠો, સત્તરમો, આડત્રીશમો, બેતાલીશમો, ચુંમાલીશમો; પીસ્તાલીશમો, તથા ઓગણપચાસમો : આ અધ્યાયોના અંતમાં વિરામ કરવો નહીં. (૩૨ થી ૩૪)

**અગિયારમા સ્કંધમાં** : ચોસઠમો અધ્યાય વિદ્વાનોએ વિરામમાં નિષેધ માનેલો છે. (૩૫)

**બારમા સ્કંધમાં** : આ અતિ શ્રેષ્ઠ શાસ્ત્રને જાણનારાઓએ ચોથો; આઠમો, બારમો અને તેરમો : આ અધ્યાયો **વિરામ** કરવામાં **નિષેધ** કરેલા છે; તેથી એ અધ્યાયોના અંતે આ શાસ્ત્રને વાંચનારાઓએ ક્યારેય પણ વિરામ કરવો નહીં. નિત્ય એક અધ્યાયનો પાઠ કરનાર માટે પણ આ જ **વિધિ** સૂચવ્યો છે. (૩૬ થી ૩૮)

પ્રતિદિન **કથાના અંતે** મુહૂર્ત અથવા ઘડીવાર પણ શ્રીહરિનું **નામ કીર્તન** અવશ્ય કરવું. ત્યારબાદ આસનથી ઊતરવું (૩૯) ફરીથી પોતાના ગુરુ વગેરેને **નમસ્કાર** કરીને, વક્તા પોતાના સ્થાનમાં બેસે. કથા સમાપ્તિ પર્યન્ત હંમેશાં આવી રીતે **આચરણ** કરે. (૪૦)

**વક્તાને અન્ન-ભોજનાદિ પ્રતિગ્રહનો નિયમ :-**

કથાના આરંભથી તે સમાપ્તિ સુધી, પાપથી ભય પામનારો પંડિત વક્તા બીજા કોઈનું અન્ન (ભોજન) તથા દાન પણ ગ્રહણ ન કરે. (૪૧) જો હંમેશાં શ્રોતાઓ પોતાને જોઈએ તેટલું અન્ન ન આપે તો બીજાએ આપેલું અન્ન સ્વીકાર કરે, તેમાં પાપ નથી. (૪૨) હે રાજન્ ! પક્ષ પારાયણમાં તથા માસ પારાયણમાં તેમજ ઋતુ પારાયણમાં પણ આ ગ્રંથનો ઉત્તમ વિધિ આ પ્રકારે જ કહેલો છે. (૪૩)

વક્તા અત્યંત ભોજન કરે નહીં, તેમજ વાયુ કરે તેવા પદાર્થો ખાય નહીં. તીખું તથા તેલમાં પકાવેલાં પદાર્થો તેમજ રોગ કરે તેવા શાક વગેરે કોઈ પણ પદાર્થો ખાય નહીં. (૪૪) વક્તાએ બ્રહ્મચર્ય-અહિંસા-સત્ય તથા અસ્તેયનું પાલન કરવું અને કથામાં વિઘ્ન કરનારું કર્મ ક્યારેય કરવું નહીં. (૪૫)

पूर्वोक्तलक्षणैर्युक्तः श्रोता पुस्तकवाचकौ । पूर्वोक्तविधिनाऽभ्यर्च्य प्रीत्या तां शृणुयात् कथाम् ॥४६॥ अनुष्णीषोऽप्रौढपादो न च स्थानान्तरं व्रजन् । शुचिः पूगादि चानश्नन् वाग्यतः शृणुयात् कथाम् ॥४७॥ वीरासनेनोपविशेन्न च पश्येदितस्ततः । वार्त्तां कुर्यान्न चाऽन्योऽन्यं स्यात्तदेकाग्रमानसः ॥४८॥ संशये सति वक्तारं सम्पृच्छेत शनैर्नमन् । न कुर्यात्संसदि श्रोता पाणिपादादिचापलम् ॥४९॥ पालयेद् ब्रह्मचर्य्यादीन्नियमानुत्सवादिके । स्कन्धाऽन्ते चार्पयेद्वक्त्रे यथाशक्त्येव दक्षिणाम् ॥५०॥ एकैकस्मिन् समाप्तेऽस्य स्कन्धे विप्रान् हि भोजयेत् । शक्तः श्रोता तु पञ्चाशदवरान् श्रद्धयाऽन्वितः ॥५१॥ शतावरानशक्तस्तु समाप्तौ चाऽस्य भोजयेत् । तदिष्टैर्भोजनैर्विप्रान् दक्षिणाभिश्च तोषयेत् ॥५२॥ कथारम्भदिने मुख्यः श्रोताऽभ्यर्च्य गणाधिपम् । जपार्थं वरयेद्विप्रांस्त्रीन् स्वधर्मपरायणान् ॥५३॥ सहस्त्रपञ्चकं नित्यं तैः समाप्त्यवधि ध्रुवम् । हरिप्रीत्यै मनुर्जप्यो वसुवर्णो दृढव्रतैः ॥५४॥ तेभ्यो दद्यात् स चैवान्ते वासांस्यन्नं च दक्षिणाम् । श्रोतृभ्यश्चापि विप्रेभ्यो दद्याच्छक्त्यैव दक्षिणाम् ॥५५॥

स्वल्पाहारः सुखकरो जयार्थं मलमूत्रयोः । हविष्यान्नेन तच्छ्रोता त्वेकभक्तं समाचरेत् ॥५६॥ अद्यान्निर्लवणं सोऽन्नमेकभक्तं च वाऽऽचरेत् । तद्धि शुश्रूषुणा कार्यं सुखसाध्यं च यद् भवेत् ॥५७॥ भोजनं हि वरं प्रोक्तं कथासंश्रुतिकारकम् । कथाविघ्नकरः श्रेष्ठो नोपवासो मतो बुधैः ॥५८॥

---

**શ્રોતાજનોના કથા શ્રવણોપયોગી નિયમ-સંયમો :-**

પૂર્વે કહેલા લક્ષણોએ યુક્ત શ્રોતા,ગ્રંથ તથા વક્તાની પૂર્વોક્ત વિધિથી પૂજા કરીને પ્રીતિપૂર્વક કથા સાંભળે. (૪૬) પાઘડી રહિત બેસે તથા પગ ઉપર પગ ચઢાવીને ન બેસે. ચાલતા ચાલતા કથા ન સાંભળે. કથા દરમ્યાન સોપારી વગેરે કંઈ પણ ખાય નહીં. વાણી નિયમમાં રાખીને કથા સાંભળે. (૪૭) વીરાસન વાળીને ન બેસે. આગળ પાછળ જોયા વગર એક બીજા સાથે પરસ્પર વાતો ન કરવી અને એકાગ્ર મનવાળા થઈને કથા સાંભળવી. (૪૮) સંશય થાય તો નમસ્કાર કરીને ધીમે રહીને વક્તાને પૂછે. સભામાં શ્રોતા હાથ પગ આદિકની ચંચળતાથી રહિત થઈ, સ્થિરતાથી બેસે. (૪૯) બ્રહ્મચર્યાદિ નિયમોનું પાલન કરે. ઉત્સવાદિકમાં તથા સ્કંધના અંતે વક્તાને પોતાની શક્તિ પ્રમાણે દક્ષિણા અર્પણ કરે. (૫૦)

આ ગ્રંથનો એક એક સ્કંધ સમાપ્ત થાય ત્યારે શક્તિમાન શ્રોતા તો શ્રદ્ધાપૂર્વક ઓછામાં ઓછા પચાસ બ્રાહ્મણોને જમાડે. અશક્ત શ્રોતાએ તો આ ગ્રંથની સમાપ્તિમાં જ એકસો બ્રાહ્મણોને ઈષ્ટ-મિષ્ટ ભોજનોથી જમાડવા તેમજ યથાશક્તિ દક્ષિણાથી સંતોષ પમાડવા. (૫૧-૫૨) મુખ્ય શ્રોતા કથાના આરંભને દિવસે ગણપતિને પૂજીને, પોતાના ધર્મ પરાયણ ત્રણ વિપ્રોને જપને માટે બેસાડે. (૫૩) દૃઢ વ્રતવાળા તે બ્રાહ્મણો ગ્રંથની સમાપ્તિ પર્યંત હંમેશાં સ્પષ્ટાક્ષરના ઉચ્ચારથી શ્રીહરિની પ્રસન્નતા માટે પાંચ હજાર મંત્રોનો જપ કરે. (૫૪) કથા અન્તે મુખ્ય શ્રોતા તેમને વસ્ત્ર, અન્ન અને દક્ષિણા આપે. તેમજ કથાશ્રવણ કરનાર બ્રાહ્મણોને પણ શક્તિ પ્રમાણે દક્ષિણા આપવી. (૫૫)

**શ્રોતાઓને કથા-શ્રવણમાં ઉપયોગી આહારસંયમ :-**

મળ-મૂત્રના સંયમન માટે સ્વલ્પાહાર (થોડો આહાર) સુખકારી છે. માટે આ ગ્રંથના શ્રોતા એકવાર હવિષ્યાન્નથી ભોજન કરે. (૫૬) શ્રોતા મીઠા વિનાનું ભોજન કરે અથવા એકવાર ભોજન કરે, ગ્રંથ સાંભળવાની ઈચ્છા કરનારે આમાં સુખેથી જે બની શકે તેમ કરવું. (૫૭) કથાનું શ્રવણ કરનારને ભોજન કરવું શ્રેષ્ઠ માન્યું છે. વિદ્વાનોએ કથામાં વિઘ્ન કરનાર ઉપવાસ શ્રેષ્ઠ માન્યો નથી. (૫૮)

कार्या समाप्तिदिवसे महापूजा यथाधनम् । श्रोतारोऽप्यखिलाः कुर्युर्वक्तुरर्चां यथोचितम् ॥५९॥ नूत्नकौशेयवस्त्राणि कङ्कणाद्यं च कुण्डले । वक्त्रे श्रोताऽग्रिमो दद्यात् स्वर्णमुद्राश्च शक्तितः ॥६०॥ द्रव्यसंपदि सत्यां वै वित्तशाठ्यं तु कर्हिचित् । यथाप्रोक्तफलाऽवाप्तिं वाञ्छन् कुर्यान्न भूपते ॥६१॥ अन्येऽपि शक्तितो दद्युर्भूषणाम्बरदक्षिणाः । गृहस्थधर्मोपयिकं यत्किञ्चिद्देयमेव वा ॥६२॥ स्वर्णमाषो रौप्यको वा स्वस्य शक्त्या च दक्षिणा । श्रोतॄणामल्पवित्तानां वक्त्रे देया पृथक् पृथक् ॥६३॥ ततः पयस्विनीं धेनुं वक्त्रे दद्यात् प्रयत्नतः । दशांशेनोक्तमन्त्रस्य होमं कुर्यात्ततः शुभम् ॥६४॥ द्रव्येण पायसाऽऽज्येन तथा व्याहृतिभिर्नरः । कुर्याद् व्रीहितिलद्रव्यहोमं शास्त्रविधानतः ॥६५॥ होमानुकूल्यं न स्याच्चेत्तदा *वक्त्रेऽग्रिमः सुधीः । दद्यात्तन्निष्क्रयधनं स्यात्तेनैवाऽखिलं फलम् ॥६६॥ एतस्य श्रवणे तुभ्यं विशेषश्चेत्ययं विधिः । उक्तश्चाऽन्योऽपि पूर्वोक्तो राजन् बोध्यो विधिस्त्वया ॥६७॥ ये त्वित्थमत्र विधिना शुभशास्त्रमेतच्छृण्वन्ति ते निखिलपापमपास्य राजन् । पूर्वोदितं सकलमेव फलं लभन्ते स्वाभीष्टमत्र च परत्र सुखं समग्रम् ॥६८॥

---

**કથાની પૂર્ણાહુતિમાં વક્તાનું પૂજન અને દાનનો વિધિ :-**

સમાપ્તિને દિવસે **મુખ્ય શ્રોતાએ** પોતાની ધનસંપત્તિ પ્રમાણે મહાપૂજા કરવી. સમગ્ર શ્રોતાઓ પણ વક્તાની યથાયોગ્ય પૂજા કરે. (૫૯) મુખ્ય શ્રોતા, નવીન રેશમી વસ્ત્રો, કડાં, કુંડળ, સુવર્ણ મહોરો વગેરે પોતાની શક્તિ પ્રમાણે આપે. (૬૦) દ્રવ્યની સંપત્તિ હોય તો ધન વાપરવામાં ક્યારેય પણ શઠપણું કરવું નહી. હે ભૂપતે ! શાસ્ત્રમાં કહેલા યથાર્થ ફળની પ્રાપ્તિ જે ઈચ્છતો હોય તેણે દ્રવ્ય સંપત્તિ હોય તો ક્યારેય પણ વિત્ત વાપરવામાં શઠપણું (કંજૂસપણું) કરવું નહીં. (૬૧)

**બીજા શ્રોતાઓએ પણ** શક્તિ પ્રમાણે ઘરેણાં, વસ્ત્રો, દક્ષિણા તથા ગૃહસ્થાશ્રમ ધર્મને ઉપયોગી જે કોઈ પણ પદાર્થ હોય તે આપવું. (૬૨) જેની પાસે અલ્પ દ્રવ્ય હોય તેવા શ્રોતાઓ માષપરિમિત (૧૬ માષા=રૂપિયાભાર) સુવર્ણ અથવા રૂપિયો પોતાની શક્તિ પ્રમાણે આપે. (૬૩)

પછી સારા પ્રમાણમાં દૂધ દે તેવી ગાય વક્તાને આપે, ત્યારબાદ કલ્યાણકારી દશાંશથી કહેલા મંત્રનો હોમ કરે. (૬૪) દૂધપાક, ઘી, વગેરે દ્રવ્યથી **વ્યાહૃતિ** ભૂર્ભુવઃ વગેરે **મંત્રો** સહિત ડાંગર, તલેયુક્ત હોમ શાસ્ત્ર વિધાનથી કરે. (૬૫) જો હોમની અનુકૂળતા ન હોય તો તેના મૂલ્ય જેટલું ધન ડાહ્યા પુરુષે વક્તાને આપવું. તેનાથી જ સમગ્ર ફળ સિદ્ધ થાય. (૬૬) હે રાજન્ ! આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના શ્રવણમાં જે **વિશેષ વિધિ** મેં તમોને આ પ્રમાણે કહ્યો. પહેલાંનો કહેલો વિધિ પણ તમારે આ ગ્રંથના કથા શ્રવણમાં જાણવો. (૬૭) જે પુરુષો આ લોકમાં આ વિધિ પ્રમાણે આ શુભ શાસ્ત્ર સાંભળે છે તે પુરુષો હે રાજન્ ! પોતાના સમગ્ર પાપો ટાળી નાંખીને, પૂર્વે કહેલું **ફળ** અવશ્ય પામે છે અને આલોકમાં તેમજ પરલોકમાં સમગ્ર **સ્વાભીષ્ટ સુખ**ને પામે છે. (૬૮)

---

★ ''वक्ताऽग्रिमः'' इति (ब-क) पाठान्तरम् । (अथवा श्रोताऽग्रिमः इति वा साधुर्भाति)

**इत्थं तदीयवचनं विशदं विचित्रं पीयूषतुल्यमतिशान्तिकरं स राजा । श्रुत्वाऽतिशान्तिमुपलभ्य बुभुत्समानस्तं प्राञ्जलिर्मुनिवरं पुनरित्यपृच्छत् ॥६९॥**

इति श्रीहरिलीलाकल्पतरु माहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे विरतिनिषेधाऽध्यायादिनिरूपणनामा सप्तमोऽध्यायः ॥७॥

## ॥ अथाष्टमोऽध्यायः ॥

राजोवाच – **पक्षपारायणे विद्वन् मासपारायणे तथा । ऋतुपारायणे चाऽस्य क्रियमाणे महामते ॥१॥ प्राग्येऽध्याया निगदिता निषिद्धा विरतौ त्वया । तान् विहाय विधातव्यं कथं पारायणं शुभम् ॥२॥ पक्षपारायणे विद्वन् मासपारायणे तथा । ऋतुपारायणे चैव ग्रन्थस्यैतस्य योगिराट् ॥३॥ कति कत्यन्वहं वाच्या अध्यायास्तत्त्ववित्तम ! । एतत् सर्वमहं योगिन् बोद्धुमिच्छामि तत्त्वतः ॥४॥ यस्मात्त्वदन्य एवैतद्वेत्ति नात्र यथार्थतः । तस्मादिदं करुणया वक्तुमर्हसि मेऽञ्जसा ॥५॥**

श्रीशुकानन्द उवाच – **पक्षेणाऽस्य यदा कुर्याद् राजन् पारायणं तदा । अध्यायानां हि नियमं वाच्यानान्ते वदाम्यहम् ॥६॥**

**वाच्यास्तु पूर्वदिवसादातृतीयं दिनं सदा । द्विचत्वारिंशदध्याया द्विचत्वारिंशदीरिताः ॥७॥ चतुर्थाहात् सप्तमाहं त्वध्याया हि निरन्तरम् । वाच्यास्त्रिचत्वारिंशच्च त्रिचत्वारिंशदीरिताः ॥८॥ एकचत्वारिंशदुक्ता अध्याया वासरेऽष्टमे**

---

આ પ્રકારે સ્પષ્ટતર, અમૃત તુલ્ય, આશ્ચર્યકારી, શાંતિદાયક, શુકાનંદ મુનિના વચન સાંભળીને **અભયસિંહ** રાજા શાંતિ પામ્યા, અને બીજું પણ જાણવાની ઈચ્છા હોવાથી હાથ જોડીને મુનિવરને ફરીથી પૂછવા લાગ્યાઃ (૬૯)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ-અભયસિંહ સંવાદે વિરતિ નિષેધ કરેલા અધ્યાયોનું નિરૂપણ નામે સાતમો અધ્યાય સંપૂર્ણ. (૭)

## અધ્યાય : ૮

## શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના પારાયણ વિધિમાં નિત્યે વાંચવાના અધ્યાયોની સંખ્યા નિરૂપણ.

**અભયસિંહ રાજા પૂછે છે :** ‘હે વિદ્વન્ ! આ ગ્રંથનું પક્ષ પારાયણ તથા માસ પારાયણ તેમજ ઋતુ પારાયણ કરીએ ત્યારે હે મહામતે ! તમોએ જે અધ્યાયો વિરામમાં નિષેધ કરેલા છે, તેનો ત્યાગ કરીને **શુભ પારાયણ** કેવી રીતે કરવું. (૧-૨) હે યોગિરાજ ! આ ગ્રંથના પક્ષ પારાયણ તથા માસ પારાયણ તથા ઋતુ પારાયણમાં દરરોજ કેટલા કેટલા અધ્યાયો વાંચવા ? હે તત્ત્વ જાણનારાઓમાં શ્રેષ્ઠ ! હે યોગિન્ ! એ બધું હું યથાર્થપણે જાણવા માટે ઈચ્છું છું (૩-૪) તમારા વિના બીજા આ વિષયમાં યથાર્થપણે જાણતા નથી. તેથી કરુણા કરીને તમો મને આ **વિધિ** તત્ત્વથી કહેવા માટે યોગ્ય છો.’ (૫)

**શ્રીશુકાનંદ મુનિ બોલ્યા :** હે રાજન્ આ ગ્રંથનું **પક્ષ પારાયણ** કરવું હોય ત્યારે વાંચવાના અધ્યાયોનો નિયમ હું તમોને કહું છું. (૬)

**પક્ષ પારાયણમાં પ્રતિદિન વાંચવાના અધ્યાયોની સંખ્યા :-**

પહેલા દિવસથી ત્રીજા દિવસ સુધી હંમેશાં **બેતાલીસ-બેતાલીસ** અધ્યાયો વાંચવાના કહેલાં છે. (૭)

ચોથા દિવસથી તે સાતમા દિવસ સુધી હંમેશાં **તેતાલીસ-તેતાલીસ** અધ્યાયો વાંચવા. (૮) આઠમા દિવસે

नवमेऽह्नि तथा वाच्यास्त्रिचत्वारिंशदीरिताः ॥९॥ एकचत्वारिंशदुक्ता वाच्या वै दशमे दिने । एकादशेऽह्नि चाऽध्याया द्विचत्वारिंशदीरिताः ॥१०॥ द्वादशे दिवसेऽध्यायास्त्रिचत्वारिंशदीरिताः । एकचत्वारिंशदुक्ता वाच्याश्चाऽह्नि त्रयोदशे ॥११॥ दिने चतुर्दशेऽध्याया द्विचत्वारिंशदीरिताः । दिने पञ्चदशे वाच्यास्तावन्तश्चैव भूपते ॥१२॥ मासेनाऽस्य यदा कुर्याद् राजन् पारायणं तदा । नियमं वाचनीयानामध्यायानां वदामि ते ॥१३॥ आद्ये वाच्या दिनेऽध्याया राजन्नेवैकविंशतिः । द्वाविंशतिर्द्वितीयेऽह्नि तृतीये वासरे तथा ॥१४॥ वाच्यास्तुर्ये दिनेऽध्याया विंशतिश्चैव पञ्चमात् । दिनात् सप्ताहमध्याया वाच्या एवैकविंशतिः ॥१५॥ वाच्या दिनेऽष्टमेऽध्याया राजन् द्वाविंशतिर्मताः । दिनाच्चारभ्य नवमाद्यावत् पञ्चदशं दिनम् ॥१६॥ तावन्निरन्तरं वाच्या अध्यायास्त्वेकविंशतिः । तथा द्वाविंशतिर्वाच्या अध्यायाः षोडशे दिने ॥१७॥ दिने सप्तदशेऽध्याया वाच्या एवैकविंशतिः । अष्टादशे दिनेऽध्याया वाच्या द्वाविंशतिस्तथा ॥१८॥ आरभ्यैकोनविंशाहं पञ्चविंशाहमन्वहम् । एकविंशतिरध्याया वाचनीया महीपते ॥१९॥ वाच्या विंशतिरध्यायाः षड्विंशे वासरे तथा । सप्तविंशे दिनेऽध्याया वाच्या द्वाविंशतिर्मताः ॥२०॥ दिनेऽष्टाविंश एकोनत्रिंशे चैवैकविंशतिः । अध्यायाश्च दिने त्रिंशे वाच्या विंशतिरीरिताः ॥२१॥

ऋतुनाऽस्य यदा कुर्याद् राजन् पारायणं तदा । नियमं वाचनीयानामध्यायानामहं ब्रुवे ॥२२॥ पूर्वेऽह्नि द्वादशाध्याया दश वाच्या द्वितीयके । एकादश तथाऽध्यायास्तृतीये वासरे मताः ॥२३॥ एकादश तथाऽध्याया वाच्या तुर्येऽह्नि भूपते । पञ्चमे च दिने षष्ठे दशैकादश ईरिताः ॥२४॥ एकादशैकादश वै सप्तमे चाऽष्टमे दिने । नवमे

**એકતાલીસ** અધ્યાય વાંચવા. નવમા દિવસે ★**તેતાલીસ**(+૧=૪૪) અધ્યાયો વાંચવાના કહેલા છે. (૯) દશમા દિવસે **એકતાલીસ** અધ્યાયો કહેલા છે. અગિયારમા દિવસે **બેતાલીસ** અધ્યાયો કહેલા છે. (૧૦) બારમા દિવસે **તેતાલીસ** અધ્યાયો કહેલા છે. તેરમા દિવસે **એકતાલીસ** અધ્યાયો કહેલા છે. (૧૧) હે રાજન્ ! ચૌદમા દિવસે **બેતાલીસ** અધ્યાયો કહેલા છે. પંદરમા દિવસે પણ **બેતાલીસ** અધ્યાયો વાંચવાના કહ્યા છે. (૧૨)

**માસ પારાયણમાં.....:-** આ ગ્રંથનું એક માસનું પારાયણ જ્યારે કરે ત્યારે નિયમથી વાંચવાના અધ્યાયો હું તમોને કહું છું (૧૩) હે રાજન્ ! પહેલા દિવસે **એકવીસ** અધ્યાયો વાંચવા. બીજા દિવસે **બાવીસ** અધ્યાયો તથા ત્રીજા દિવસે પણ **બાવીસ** અધ્યાયો વાંચવા. (૧૪) ચોથા દિવસે **વીસ** અધ્યાયો વાંચવા. પાંચમા દિવસથી સાતમા દિવસ સુધી દરરોજ **એકવીસ** અધ્યાયો વાંચવા. (૧૫) હે રાજન્ ! આઠમા દિવસે **બાવીસ** અધ્યાયો કહેલા છે. નવમા દિવસથી આરંભીને પંદરમા દિવસ પર્યન્ત **એકવીસ** અધ્યાયો નિરંતર વાંચવા. તેમજ સોળમા દિવસે **બાવીસ** અધ્યાય વાંચવા. (૧૬-૧૭) સત્તરમા દિવસે **એકવીસ** અધ્યાયો વાંચવા, અઢારમા દિવસે **બાવીસ**(+૧=૨૩) અધ્યાયો વાંચવા. ઓગણીસમા દિવસથી આરંભીને પચીસમા દિવસ સુધી નિરંતર **એકવીસ** અધ્યાયો વાંચવા (૧૮-૧૯) હે મહીપતે! છવીસમા દિવસે **વીસ** અધ્યાય વાંચવા. સત્તાવીસમા દિવસે **બાવીસ** અધ્યાય વાંચવા. (૨૦) અઠ્ઠાવીસમા દિવસે તથા ઓગણત્રીસમા દિવસે **એકવીસ-એકવીસ** અધ્યાય વાંચવા. ત્રીસમા દિવસે **વીસ** અધ્યાય કહેલા છે. (૨૧)

**ઋતુ પારાયણમાં..... :-** હે રાજન્ ! જ્યારે ઋતુ(બે માસ)થી પારાયણ કરે, ત્યારે વાંચવાના અધ્યાયોનો નિયમ હું તમોને કહું છું. (૨૨) પહેલા દિવસે **બાર** અધ્યાયો વાંચવા. બીજા દિવસે **દશ** અને ત્રીજા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવા. (૨૩) હે રાજન્ ! ચોથા દિવસે **અગિયાર,** પાંચમા દિવસે **દશ** અને છઠ્ઠા દિવસે **અગિયાર** કહેલા છે. (૨૪) સાતમા તથા આઠમા દિવસે **અગિયાર-અગિયાર** અધ્યાયો વાંચવાના કહેલા છે. નવમા અને દશમા દિવસે

★ અહીં સાતમા સ્કંધમાં મૂળ ગ્રંથના અધ્યાય નં. ૩૨ માં તેની 'અધિરોહણી' ટીકાની રચના સમયે વરતાલની ફૂલદોલોત્સવની **વિશેષ લીલા** ઉમેરીને ૩૨/૩૩ આ પ્રકારે એક જ અધ્યાયના **બે અધ્યાયો** થયેલ છે. માટે જ આ ગ્રંથના અધ્યાયો જે પૂર્વે ૬૩૩ સંખ્યામાં હતા તે જ ૬૩૪ અધ્યાયો થયેલ છે. તે મુજબ અહીં તથા માસ+ઋતુપારાયણમાં પણ યથાયોગ્ય ૧ **અધ્યાયનો સંખ્યામેળ** યથાયોગ્ય કરી લેવો.

दशमेऽध्याया वाच्या दश दश स्मृताः ॥२५॥ एकादशे दिनेऽध्याया वाच्या एकादश स्मृताः । द्वादशेऽह्नि दश त्वेकादश वाच्यास्त्रयोदशे ॥२६॥ दिने चतुर्दशे पञ्चदशे दश दश स्मृताः । ते वाच्या षोडशे चैकादश सप्तदशे दश ॥२७॥ अष्टादशे दिने चैकादश चैकोनविंशके । वाच्या एव दशाध्याया विंशेऽह्न्येकादश स्मृताः ॥२८॥ एकविंशे दशाध्याया वाच्या द्वाविंशके दिने । एकादश त्रयोविंशे दश वाच्या उदीरिताः ॥२९॥ चतुर्विंशे दिनेऽध्याया वाच्या एकादश स्मृताः । पञ्चविंशे दश त्वेकादश षड्विंशके तथा ॥३०॥ सप्तविंशे दशाध्यायास्तथाऽष्टाविंशके दिने । एकादश तथैकोनत्रिंशे वाच्या दश स्मृताः ॥३१॥ एकादश दिने त्रिंशे त्वेकत्रिंशे दश स्मृताः । द्वात्रिंशे च दिनेऽध्याया वाच्या एकादश स्मृताः ॥३२॥ त्रयस्त्रिंशे चतुस्त्रिंशे दश चैकादश स्मृताः । पञ्चत्रिंशे दशाध्यायाः षट्त्रिंशे च त्रयोदश ॥३३॥ सप्तत्रिंशे दश त्वेकादशाष्टत्रिंशके दिने । दशाऽध्याया दिने चोनचत्वारिंशे प्रकीर्तिताः ॥३४॥ चत्वारिंशे दिनेऽध्याया वाच्या एकादश स्मृताः । एकचत्वारिंश उक्ता दशाऽध्याया महीपते ॥३५॥

द्विचत्वारिंश एवाप्ते वासरे धरणीपते । वाचनीयाः शुभाऽध्याया बुधैरेकादशोदिताः ॥३६॥ वाच्या दिने दशाऽध्यायास्त्रिचत्वारिंश ईरिताः । चतुश्चत्वारिंश एकादश वाच्या दिने स्मृताः ॥३७॥ दश वाच्या दिने पञ्चचत्वारिंशे महीपते । षट्चत्वारिंशके चैकादशाऽध्याया दिने स्मृताः ॥३८॥ दशाऽध्याया दिने सप्तचत्वारिंश उदीरिताः ।

---

**દશ-દશ** વાંચવા કહેલા છે. (૨૫) અગિયારમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવાના કહેલા છે. બારમા દિવસે **દશ** તેમજ તેરમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવા. (૨૬)

ચૌદમા તથા પંદરમા દિવસે **દશ દશ** કહેલા છે. સોળમા દિવસે **અગિયાર** તથા સત્તરમા દિવસે **દશ** વાંચવા. (૨૭) અઢારમા દિવસે **અગિયાર** તથા ઓગણીસમા દિવસે **દશ** અધ્યાયો તથા વીસમા દિવસે **અગિયાર** અધ્યાયો વાંચવાના કહેલા છે. (૨૮) એકવીસમા દિવસે **દશ** અધ્યાયો વાંચવા, બાવીસમા દિવસે **અગિયાર,** તેવીસમા દિવસે **દશ** અધ્યાય વાંચવા. (૨૯) ચોવીસમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવા કહેલા છે. પચીસમા દિવસે **દશ** અધ્યાય, છવીસમા દિવસે **અગિયાર** અધ્યાય કહેલા છે. (૩૦)

સત્તાવીસમા દિવસે **દશ** અધ્યાય, અઠ્ઠાવીસમા દિવસે **અગિયાર,** ઓગણત્રીસમા દિવસે **દશ** અધ્યાય વાંચવાના કહેલા છે. (૩૧) ત્રીસમા દિવસે **અગિયાર,** એકત્રીસમા દિવસે **દશ** અધ્યાય કહેલા છે. બત્રીસમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવાના કહેલા છે. (૩૨)

તેત્રીસમા દિવસે **દશ** તથા ચોત્રીસમા દિવસે **અગિયાર,** પાંત્રીસમા દિવસે **દશ** અધ્યાય, છત્રીસમા દિવસે **તેર**(+૧=૧૪) અધ્યાય વાંચવાના કહેલા છે. (૩૩) સાડત્રીસમા દિવસે **દશ,** આડત્રીસમા દિવસે અગિયાર, ઓગણચાલીસમા દિવસે **દશ** અધ્યાય કહેલા છે. (૩૪) ચાલીસમા દિવસે **અગિયાર** અધ્યાયો વાંચવાના કહેલા છે. હે રાજન્ ! એકતાલીસમા દિવસે **દશ** અધ્યાય કહેલા છે. (૩૫)

બેતાલીસમા દિવસે **અગિયાર** શુભ અધ્યાયો વિદ્વાન પુરુષોએ વાંચવાના કહેલા છે. (૩૬) તેતાલીસમા દિવસે **દશ** અધ્યાય વાંચવા, ચુંમાલીસમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવાના કહેલા છે. (૩૭) પિસ્તાલીસમા દિવસે **દશ** વાંચવા, છેતાલીસમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવા. (૩૮) સુડતાલીસમા દિવસે **દશ** અધ્યાય વાંચવા, અડતાલીસમા

वाच्याश्चैकादशैवाष्टचत्वारिंशे दिने स्मृताः ॥३९॥ दशाऽध्यायास्तथैकोनपञ्चाशत्तम ईरिताः । एकादश दिने वाच्याः पञ्चाशत्तम ईरिताः ॥४०॥ दशाऽध्याया दिने चैकपञ्चाशत्तम ईरिताः । वाच्या दिने द्विपञ्चाशत्तमे चैव दश स्मृताः ॥४१॥ त्रिपञ्चाशत्तमेऽध्याया दिने त्वेकादश स्मृताः । चतुःपञ्चाशत्तमे च वाच्या एकादशोदिताः ॥४२॥ दशाऽध्याया दिने पञ्चपञ्चाशत्तम ईरिताः । षट्पञ्चाशत्तमेऽध्याया वाच्या एकादश स्मृताः ॥४३॥ दशाऽध्याया दिने सप्तपञ्चाशत्तम ईरिताः । वाच्याश्चैकादशैवाष्टपञ्चाशत्तम ईरिताः ॥४४॥ नवाऽध्यायास्तथा वाच्या ऊनषष्टितमे दिने । षष्टितमे दिनेऽध्याया वाच्याश्चैकादश स्मृताः ॥४५॥ एवं राजन् मया तुभ्यं पक्षपारायणादिषु । संख्योक्ता वाचनीयानामध्यायानां यथाक्रमम् ॥४६॥ अध्याया विरतौ पूर्वं निषिद्धा ये समीरिताः । तान् विहायैव संख्येयं विज्ञातव्या त्वया स्फुटम् ॥४७॥ पक्षस्तु पञ्चदशभिः पक्षपारायणे दिनैः । मासपारायणे मासो ज्ञेयश्च त्रिंशता दिनैः ॥४८॥ ऋतुपारायणे ज्ञेयः षष्ट्यहोभिर्ऋतुस्तथा । आरभ्यैव प्रतिपदं पक्षाद्या न बुधैर्मताः ॥४९॥

एतद्ग्रन्थपुरश्चर्या भुक्तिमुक्तिफलप्रदा । विधातव्या जनै राजन् भुवि श्रेयोऽर्थिभिर्मुदा ॥५०॥ इत्थं शुकानन्दमुनेरुदारां गिरं सुधाभां स निशम्य राजा । आनन्दमाप्तो नितरां मुनीन्द्रं तमित्यपृच्छद्विनयावनम्रः ॥५१॥

इति श्रीहरिलीलाकल्पतरु माहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे
तत्पारायणे वाचनीयाध्यायसंख्या-निरूपणनामाऽष्टमोऽध्यायः ॥८॥

---

દિવસે **અગિયાર** અધ્યાય વાંચવા. (૩૯) ઓગણપચાસમા દિવસે **દશ** અધ્યાય વાંચવાના કહેલા છે. પચાસમા દિવસે **અગિયાર** વાંચવાના કહેલા છે. (૪૦)

એકાવનમા દિવસે **દશ** અધ્યાય તથા બાવનમા દિવસે **દશ** અધ્યાય વાંચવાના કહેલા છે. (૪૧) ત્રેપનમા દિવસે **અગિયાર** અધ્યાયો કહેલા છે. તથા ચોપનમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવાના કહેલા છે. (૪૨) પંચાવનમા દિવસે **દશ** અધ્યાય વાંચવાના કહેલા છે. છપ્પનમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવા. (૪૩)

સત્તાવનમા દિવસે **દશ** અધ્યાય કહેલા છે. અઠ્ઠાવનમા દિવસે **અગિયાર** જ અધ્યાય કહેલા છે. (૪૪) ઓગણસાઠમા દિવસે **નવ** અધ્યાય વાંચવા, સાઠમા દિવસે **અગિયાર** અધ્યાય વાંચવાના કહેલા છે. (૪૫)

**શ્રીશુકાનંદ મુનિ અભયસિંહ રાજાને કહે છે :-** હે રાજન્ ! આ પ્રકારે પક્ષ પારાયણ, માસ પારાયણ તથા ઋતુ પારાયણમાં પ્રતિદિન વાંચવાના અધ્યાયોની સંખ્યા મેં તમોને અનુક્રમ પ્રમાણે કહી. (૪૬) પૂર્વે જે વિરામમાં નિષેધ કરેલા છે તે અધ્યાયોનો ત્યાગ કરીને જ આ સંખ્યા તમોને સ્પષ્ટ કહેલી છે. એમ જાણવું. (૪૭) પક્ષ પારાયણમાં **પખવાડિયું** તો પંદર દિવસનું જાણવું. માસ પારાયણમાં **માસ** ત્રીશ દિવસનો જાણવો (૪૮) ઋતુ પારાયણમાં સાઠ દિવસો વડે **ઋતુ** જાણવી. વિદ્વાન પુરુષોએ પ્રતિપદાને આરંભીને જ પખવાડિયું વગેરે માનેલા નથી. (૪૯)

હે રાજન્ ! આ ગ્રંથનું પુરશ્ચરણ ભુક્તિ અને મુક્તિરૂપી ફળ આપનારું છે, માટે પૃથ્વીમાં કલ્યાણ ઈચ્છતા જનોએ હર્ષપૂર્વક તે કરાવવું. (૫૦)

આ પ્રકારની શુકાનંદ મુનિની અમૃત સમાન કલ્યાણકારી વાણી સાંભળીને અત્યંત આનંદ પામેલા, વિનયથી નમ્રતાવાળા, અભયસિંહ રાજા તે મુનીંદ્રને આ પ્રમાણે પૂછતા હતા. (૫૧)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ અભયસિંહ સંવાદમાં
'ગ્રંથ પારાયણમાં વાંચવાના અધ્યાયોની સંખ્યા નિરૂપણ' નામે આઠમો અધ્યાય સંપૂર્ણ. (૮)

## ॥ अथ नवमोऽध्यायः ॥

राजोवाच - **शुश्रूषाम्यहमेतस्य पुरश्चर्याविधिं शुभम् । तस्मात्त्वं कृपया मह्यं वक्तुमर्हसि योगिराट् ॥१॥**

श्रीशुकानन्द उवाच - **पूर्वं तुभ्यं शुभफलप्रदा ये कीर्त्तिता मया । कालास्तेषु पुरश्चर्याऽऽरम्भः कार्यो महीपते ॥२॥ मुहूर्ते वरयेद् भद्रे पूर्वोक्तैर्वक्तृलक्ष्मभिः । उपेतान् वाडवान् राजन् षड् नव द्वादशापि वा ॥३॥ नित्यधार्याणि शुभ्राणि तेभ्यो वस्त्राणि चोर्मिकाः । हैमीर्दद्याच्च पात्राणि चारुपीठानि कम्बलान् ॥४॥ योजयेद् भूसुरानन्यांस्तच्छुश्रूषाविधौ ततः । उष्णोदकं च कुर्युस्ते पाकाद्यं चाङ्गमर्दनम् ॥५॥**

**पुरातने शुभक्षेत्रे प्रसिद्धे चामरालये । पुरश्चर्यासमारम्भः कार्यो वा हरिमन्दिरे ॥६॥ श्रीहरिप्रतिमां हैमीं स्थापयित्वाऽथवा गृहे । ते यथानियतं नित्यं कुर्युः पारायणं द्विजाः ॥७॥ अष्टाधिकशतेनैव पाठानामस्य भूपते । सत्पुरश्चरणं प्रोक्तं सर्वाभीष्टफलप्रदम् ॥८॥ पक्षेणैव वृतः कुर्यादेतत्पारायणं द्विजः । तानि चान्ये वृताः कुर्युर्विप्रास्त्वेवं पृथक् पृथक् ॥९॥ पूर्वोक्ताऽध्यायसंपूर्त्तौ कर्तव्या विरतिश्च तैः । स्पष्टवर्णं च तैर्वाच्यं भाष्यं सार्द्धं न केनचित् ॥१०॥ दक्षिणाऽन्यस्य नाऽऽदेया वृतैस्तैर्वाडवैः क्वचित् । अन्नवस्त्राद्यपि तथा ग्रहीतव्यं न कर्हिचित् ॥११॥**

---

### અધ્યાય : ૯

## શ્રીહરિલીલાકલ્પતરુ-ગ્રંથ પુરશ્ચરણવિધિ તથા દાનવિધિ.

**અભયસિંહ રાજા પૂછે છે :-** હે યોગિરાજ ! હું આ ગ્રંથના **પુરશ્ચરણ**નો **શુભવિધિ** સાંભળવા ઈચ્છું છું. માટે કૃપા કરીને તે વિધિ તમો મને કહેવાને યોગ્ય છે. (૧)

**શ્રીશુકાનંદ મુનિ બોલ્યા :-** હે રાજન્ ! પહેલાં શુભ ફળ આપનારા જે કાળ મેં તમોને કહ્યા છે તે કાળમાં પુરશ્ચરણનો **આરંભ** કરવો. (૨) હે રાજન્ ! પૂર્વોક્ત વક્તાના લક્ષણવાળા છ અથવા નવ અથવા બાર બ્રાહ્મણોની શુભ મુહૂર્તમાં વરણી કરવી. (૩) તે બ્રાહ્મણોને હંમેશાં પહેરવા માટે ધોળાં વસ્ત્રો, સોનાની વીંટી, પાત્રો તથા બેસવા માટે સુંદર પાટલાઓ અને કામળાઓ આપવા. (૪) તેમની સેવા કરવામાં બીજા બ્રાહ્મણોની યોજના કરવી. સેવા કરનાર બ્રાહ્મણો તેમને ગરમ પાણી કરી આપે, રસોઈ વગેરે કરે, વળી તેમના અંગનું મર્દન પણ કરે. (૫) પુરશ્ચરણનો સમારંભ પ્રસિદ્ધ પુરાતન શુભ ક્ષેત્રમાં અથવા દેવાલયમાં અથવા શ્રીહરિના મંદિરમાં કરવો. (૬) અથવા પોતાના ઘરમાં શ્રીહરિની સુવર્ણ પ્રતિમા સ્થાપીને કરવો. તે બ્રાહ્મણો નિયમપૂર્વક હંમેશાં ત્યાં **પારાયણ** કરે. (૭)

**આ ગ્રંથના પુરશ્ચરણની નિયતસંખ્યા :-**

હે રાજન્ ! આ ગ્રંથના **એકસો આઠ** પાઠ કરવાથી જ સર્વ અભીષ્ટ ફળને આપનારું શ્રેષ્ઠ **પુરશ્ચરણ** કહેલું છે. (૮) વરણી કરેલા વિપ્રે પંદર દિવસમાં આ ગ્રંથના પુરશ્ચરણ માટે એક એક પારાયણ કરવું, તેમજ બીજા વરેલા બ્રાહ્મણો પણ સાથે મળીને જુદાં જુદાં પારાયણ કરે. (૯) પૂર્વે કહેલા અધ્યાયોની સંપૂર્તિમાં જ તે બ્રાહ્મણોએ-વિરામ કરવો, સ્પષ્ટ ઉચ્ચારણ થાય તેમ વાંચવું અને વાંચતી વખતે કોઈની સાથે બોલવું નહિ. (૧૦) તે વરેલા બ્રાહ્મણોએ અન્યજનો પાસેથી દક્ષિણા ક્યારેય ગ્રહણ ન કરવી તેમજ મુખ્ય યજમાન સિવાય અન્યનું અન્ન-વસ્ત્રાદિ પણ ક્યારેય ગ્રહણ કરવું નહિ. (૧૧)

एकैकस्मिंस्तु सम्पूर्णे जाते पक्षे च दक्षिणाम् । स्वर्णमुद्रात्रयं दद्यादेकैकस्मै पृथक् पृथक् ॥१२॥ नियतानां च पाठनामन्ते वाप्यस्य सर्वशः । एकीकृत्यैव दद्यात्ता दक्षिणा वै पृथक् पृथक् ॥१३॥ भवेद्दातुमशक्तो यो हेममुद्रात्रयं पुमान् । दद्यात्तदर्द्धं विप्रेभ्यस्तदर्द्धं वाऽल्पवित्तवान् ॥१४॥ दातुं भवेन्न शक्तो यः कनिष्ठां चापि दक्षिणाम् । स नैव श्रमयेद् विप्रान् कुर्यादन्यत् स्वशक्तितः ॥१५॥ पुरश्चर्यापरो राजन् वासरे यत्र स द्विजान् । वृणुयाद्दिवसे तस्मिन्नष्टवर्णमनोर्जपम् ॥१६॥ विधातुं वरयेद् विप्रांस्तज्जपस्य दशांशतः । होमं कुर्यात्तथा विप्रान् भोजयेत्तद्दशांशतः ॥१७॥ समर्थोऽस्य पुरश्चर्याकारको भूपते पुमान् । ग्रन्थेनाऽनेन जुहुयात् पायसान्नघृतादिभिः ॥१८॥

प्रत्युवाचं प्रतिश्लोकं प्रतीतिश्रि तथा तदा । कारयेत् क्रमतो धीमान् होमं मृग्या स मुद्रया ॥१९॥ होमं कर्त्तुमशक्तस्तु द्वादशाऽस्यैव कारयेत् । पारायणानि होमार्थं वृतैस्तैर्ब्राह्मणोत्तमैः ॥२०॥ पुरश्चर्याऽऽरम्भदिनादासमाप्तिदिनं सदा । ब्रह्मचर्यव्रतं पाल्यं यजमानान्वितैर्द्विजैः ॥२१॥ अन्यथा न यथोक्तं स्यात् फलं चेत्यस्ति निर्णयः । तत्तस्मिन् पालिते सर्वे सिद्धिं यान्ति मनोरथाः ॥२२॥ एवमस्य पुरश्चर्यां कारयेयुर्जनास्तु ये । कुर्युश्चैवाऽत्र ते यायुश्चतुर्वर्गफलं द्रुतम् ॥२३॥

---

એક એક પખવાડિયું સંપૂર્ણ થાય ત્યારે પ્રત્યેક પારાયણ કરનાર વિપ્રને ત્રણ ત્રણ સોના મહોરની દક્ષિણા આપવી. અથવા નિયત પાઠની સંખ્યા સંપૂર્ણ થાય ત્યારે સમગ્ર દક્ષિણા એક સાથે દરેક બ્રાહ્મણને આપવી. (૧૨-૧૩) જે પુરુષ ત્રણ સોના મહોરો આપવામાં અશક્ત હોય. તેણે તેથી અર્ધું આપવું, તેથી અલ્પ ધનવાળાએ તો તેનું પણ અર્ધું આપવું. (૧૪)

જે કનિષ્ઠ દક્ષિણા પણ આપવા માટે અશક્ત હોય તેમણે બ્રાહ્મણો પાસે વૃથા શ્રમ કરાવવો જ નહિ. પરંતુ પોતાની શક્તિ પ્રમાણે બીજું જ કંઈ સત્કર્મ કરવું. (૧૫)

હે રાજન્ ! પુરશ્ચરણ પરાયણ પુરુષ જે દિવસે બ્રાહ્મણોની વરણી કરે તે દિવસે અષ્ટાક્ષર મંત્રનો જપ કરવા માટે બ્રાહ્મણોની વરણી કરે અને તે જપના **દશાંશથી હોમ** કરે. હોમના દશાંશથી બ્રાહ્મણોને જમાડે. (૧૬-૧૭) હે રાજન્ ! આ ગ્રંથનું પુરશ્ચરણ કરાવનાર, યજમાન જો શક્તિશાળી હોય તો આ ગ્રંથના પ્રત્યેક શ્લોક બોલીને ઘી-દૂધપાક વગેરે હવિષ્યાન્નથી હોમ કરે. (૧૮)

ગ્રંથરાજમાં જ્યાં જ્યાં 'उवाच' આવે ત્યાં, તથા પ્રત્યેક શ્લોકને અંતે તેમજ દરેક અધ્યાયને અંતે જ્યાં 'इतिश्री' આવે ત્યાં પણ આહુતિ આપવી. આ પ્રત્યેક આહુતિ મૃગી-મુદ્રાથી ગ્રહણ કરેલા અન્નાદિકથી અનુક્રમે આપવી. (૧૯) હોમ કરવા માટે અશક્ત હોય તે તો આ ગ્રંથના હોમ-ફળની સિદ્ધિ માટે વરણી કરેલા એજ ઉત્તમ બ્રાહ્મણો પાસે **બાર પારાયણો** કરાવે. (૨૦)

યજમાને સહિત બ્રાહ્મણો, પુરશ્ચરણના આરંભના દિવસથી તે સમાપ્તિ પર્યંત, હંમેશાં બ્રહ્મચર્ય વ્રતનું પાલન કરે. (૨૧) જો બ્રહ્મચર્યાદિક નિયમોનું પાલન ન કરે તો શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે ફળ ન થાય એવો નિર્ણય છે. જો તે નિયમો સંપૂર્ણ પાળેલા હોય તો સર્વે મનોરથો સિદ્ધ થાય છે. (૨૨) જે જનો આ પ્રકારે આ ગ્રંથનું **પુરશ્ચરણ** કરાવે અથવા જે કરે તે જનો અહીં જ તત્કાળ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી **ફળ** પામે છે. (૨૩)

**संक्षेपेणेति ते राजन् पुरश्चर्याविधिर्मया । ग्रन्थस्यैतस्य संप्रोक्तो भुक्तिमुक्तिफलप्रदः ॥२४॥ हरिलीलाकल्पतरुग्रन्थस्याऽऽस्य महीपते । दानं कुर्वन्ति ते सौख्यं यान्त्यत्रान्यत्र चेप्सितम् ॥२५॥**

राजोवाच - **श्रोतुमिच्छाम्यहं त्वत्तो ग्रन्थस्याऽस्य महामुने । सर्वं दानविधिं तस्माद् ब्रूहि त्वं मे तमञ्जसा ॥२६॥**

श्रीशुकानन्द उवाच - **ग्रन्थस्यैतस्य राजर्षे तुभ्यं दानविधिं ब्रुवे । फलं स्याद् येन सम्पूर्णं नृणां तद्दानकारिणाम् ॥२७॥ मधोराद्यैव नवमी शुक्लैकादशिका तथा । पूर्णिमा कार्त्तिकी मुख्यः कालो दानस्य कीर्तितः ॥२८॥ एकादश्योऽथवा सर्वाः पूर्णमास्योऽपि सर्वशः । तथा व्रतोत्सवाहा वै दानकाला उदीरिताः ॥२९॥ दाताऽत्र लेखयेत् पूर्वं ग्रन्थस्यैतस्य पुस्तकम् । दृढपत्रं ह्यसंमिश्रपङ्क्ति चारुस्फुटाक्षरम् ॥३०॥ शोधयित्वा नवीनं तन्नूत्नैः फलकवेष्टनैः । निबध्य स्थाप्यमतुलप्रेम्णा दात्रा शरीरिणा ॥३१॥**

**चतुरङ्गे महावस्त्रे सौवर्णाष्टदलाम्बुजे । इदं दानदिने दाता शास्त्रं संस्थापयेन्मुदा ॥३२॥ कुर्यात् पलत्रयोन्मानं काञ्चनाष्टदलाम्बुजम् । अत्यल्पद्रविणः कुर्यात्तत्पलार्द्धमितं पुमान् ॥३३॥ ततः पूर्वोदितैर्मन्त्रैर्गीतवाद्यपुरःसरम् । यथालब्धोपचारैस्तं पुस्तकं सोऽर्च्चयेत् सुधीः ॥३४॥ अथ प्रतिग्रहीतारं पूजयेत् स द्विजोत्तमम् । एतद्ग्रन्थप्रियं भक्तं श्रीहरेर्विजितेन्द्रियम् ॥३५॥**

---

હે રાજન્ ! આ રીતે મેં આ હરિલીલાકલ્પતરુ ગ્રંથનો પુરશ્ચર્યા વિધિ જે ભુક્તિ અને મુક્તિ આપનારો છે તે તમોને સંક્ષેપથી કહ્યો. (૨૪) તેમજ હે રાજન્ ! આ હરિલીલાકલ્પતરુ ગ્રંથનું **દાન** જે કરે છે તે આ લોકમાં ને પરલોકમાં ઈચ્છિત સુખ પામે છે. (૨૫)

**અભયસિંહ રાજા કહે છે :-** હે મહામુને ! આ ગ્રંથના દાનનો સર્વ **વિધિ** હું તમારી પાસેથી સાંભળવા ઈચ્છું છું. તેથી તમો મને તત્ત્વથી કહો. (૨૬)

**શ્રીહરિલીલાકલ્પતરુ-ગ્રંથના દાનનો વિધિ :-**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજર્ષે ! આ ગ્રંથનો **દાનવિધિ** હું તમોને કહું છું. જેનાથી તેનું દાન કરનાર મનુષ્યોને સંપૂર્ણ ફળ થાય. (૨૭)

**ગ્રંથનું દાન કરવાનો સમય :-**

ચૈત્ર સુદ નવમી તથા ચૈત્ર સુદી એકાદશી, તેમજ કાર્તિકી પૂર્ણિમા તે આ ગ્રંથના દાનનો **મુખ્ય સમય** કહેલો છે. અથવા સર્વ એકાદશી, સર્વ પૂર્ણિમા તેમજ વ્રત-ઉત્સવના દિવસોમાં, દાનનો સમય નિર્દેશ કર્યો છે. (૨૮-૨૯) દાતા, પહેલાં આ ગ્રંથનું પુસ્તક સારા પાનાવાળું તેમજ પંક્તિ ભેગી નહિ થઈ ગયેલું એવું સુંદર સ્ફુટ અક્ષરવાળું લખાવે, વળી તેનું સંશોધન કરાવે, કાષ્ઠના નવાં પાટિયાં તથા બાંધવાના સુંદર વસ્ત્રમાં બાંધી અનુપમ પ્રેમથી, દેહધારી દાન કરનારાએ સંસ્થાપન કરીને, (૩૦-૩૧) રંગ બેરંગી અમૂલ્ય વસ્ત્રમાં સુવર્ણમય આઠ પાંદડાંનું કમળ તેના ઉપર દાન કરવાના દિવસે દાતા હર્ષપૂર્વક આ શાસ્ત્ર સ્થાપન કરે. (૩૨) ત્રણ પળ (ત્રણ આની) સોનાનું અષ્ટ પત્રનું કમળ કરે. અલ્પ દ્રવ્યવાળો પુરુષ તેના અર્ધ પલ (અર્ધી આની) સુવર્ણથી કરે. (૩૩) ત્યાર બાદ પૂર્વે કહેલા મંત્રો વડે તેમજ ગીત વાજિંત્ર પુરઃસર જેવા પ્રાપ્ત થયેલા ઉપચારોથી બુદ્ધિમાન દાતાપુરુષ પુસ્તકનું પૂજન કરે. (૩૪) પછી પ્રતિગ્રહ કરનાર, આ ગ્રંથ પ્રિય જેને છે એવા શ્રીહરિના ભક્ત, ઉત્તમ જિતેન્દ્રિય બ્રાહ્મણને પૂજે. (૩૫)

कौशेयैरम्बरैर्नूत्नैर्हेममुक्तादिभूषणैः । गन्धमाल्योपहारैस्तं पूजयित्वा नमेत् पुमान् ॥३६॥ निषीदेत् प्राङ्मुखो दाता ग्रहीतोदङ्मुखस्तथा । सङ्कल्प्याऽथ वदन्नेतान् मन्त्रांस्तस्मै तदर्पयेत् ॥३७॥ अनेककोटिजन्मोत्थं कृष्णभक्त्यन्तरायकृत् । दानेनाऽनेन दुरितं नाशमायातु मेऽखिलम् ॥३८॥ हरिलीलाकल्पतरुग्रन्थं वेदसमं त्विमम् । ददाम्यहं द्विजेन्द्राय प्रीयतां तेन मे हरिः ॥३९॥ माऽस्तु कृष्णवियोगो मे मा वियोगोऽस्तु तत्सताम् । दानेनैतेन सुप्रीतो हरिर्दत्तां मदीप्सितम् ॥४०॥ इत्युच्चार्य्यैव तद्दत्त्वा तस्मै दद्याच्च दक्षिणाम् । शक्तस्तु श्रद्धया रूप्यमुद्रा दद्याच्छतावराः ॥४१॥ यथाशक्ति नरोऽशक्तः शाठ्यहीनोऽर्पयेन्मुदा । तद्दक्षिणानुरूपं वै भोजयेद् वाडवांस्ततः ॥४२॥ एतेन विधिना दद्याद् यस्तु ग्रन्थमिमं पुमान् । स भास्वता विमानेन धाम दिव्यं हरेर्व्रजेत् ॥४३॥ तत्रायं प्राप्नुयाद्दिव्यान् भोगान् सर्वान् स्ववाञ्छितान् । तस्याऽप्राप्यं न किञ्चित् स्याद्धरिकृष्णप्रसादतः ॥४४॥

अपुत्रः प्राप्नुयात् पुत्रं निर्द्धनश्चाप्नुयाद्धनम् । विद्यार्थी चाप्नुयाद् विद्यां शास्त्रस्यैतस्य दानतः ॥४५॥ शास्त्रोदितोऽस्य शुभदानविधिर्मयैवं शुश्रूषवे निगदितो नरराज तुभ्यम् । यं कुर्वतां तनुभृतामिह कापि वाञ्छा नो शिष्यतेऽत्र भुवि चैव परत्र लोके ॥४६॥

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे
तत्पुरश्चरणविधितद्दानविधिनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

---

રેશમી નવાં વસ્ત્રો તથા સુવર્ણ-મોતી આદિકનાં નવા આભૂષણો તથા ચંદન-પુષ્પ વગેરે ઉપહારોથી પૂજા કરીને દાતાપુરુષ પુસ્તક ગ્રહણ કરનાર બ્રાહ્મણને નમસ્કાર કરે. (૩૬) દાતા પૂર્વમુખે બેસે અને ગ્રહણ કરનાર ઉત્તરમુખે બેસે. પછી દાનનો સંકલ્પ કરીને અત્રે કહેલા (નીચે મુજબ) મંત્રો બોલે. પછી તે પુસ્તક બ્રાહ્મણને અર્પણ કરે. (૩૭)

**દાન સમયે બોલવાના મંત્રો :-**

ભગવાનની ભક્તિમાં અંતરાય કરનારાં, કરોડો જન્મથી થયેલાં મારા સમગ્ર પાપો આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના દાન વડે નાશ પામો. (૩૮) વેદ સમાન આ **હરિલીલાકલ્પતરુ** ગ્રંથ હું દ્વિજેન્દ્રને આપું છું. તેથી મારા ઉપર શ્રીહરિ પ્રસન્ન થાઓ. (૩૯) મને ભગવાન શ્રીહરિનો તેમજ તેમના સત્પુરુષોનો વિયોગ ક્યારેય ન થાય. આ દાનથી અત્યંત પ્રસન્ન થયેલા શ્રીહરિ મારી સર્વ ઈચ્છાઓ પૂર્ણ કરો. (૪૦) આ પ્રમાણે ઉચ્ચારણ કરીને બ્રાહ્મણને પુસ્તક આપીને શક્તિમાને તો શ્રદ્ધાથી સો રૂપિયાથી ઓછી નહી, એવી દક્ષિણા આપવી. અથવા અશક્ત પુરુષતો લોભથી રહિત થઈને યથાશક્તિ દક્ષિણા હર્ષપૂર્વક અર્પણ કરે, ત્યાર પછી તે દક્ષિણાને અનુરૂપ બ્રાહ્મણોને જમાડવા. (૪૧-૪૨)

**શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથના દાનનું ફળ :-**

જે પુરુષ આ વિધિથી આ ગ્રંથ અર્પણ કરે તે પ્રકાશમાન વિમાનમાં બેસી શ્રીહરિના દિવ્ય ધામમાં જાય છે. (૪૩) ત્યાં પોતાને ઈચ્છિત સર્વ અલૌકિક ભોગો પામે છે; તેને શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાથી કંઈપણ અપ્રાપ્ય રહેતું નથી. (૪૪) આ લોકમાં આ શાસ્ત્રના દાનથી પુત્ર વિનાનો પુરુષ પુત્ર પામે, નિર્ધન ધન પામે, વિદ્યાર્થી વિદ્યા પામે. (૪૫) હે નરરાજ ! શાસ્ત્રમાં કહેલો, આ શાસ્ત્રનો શુભ દાન વિધિ સાંભળવાને ઈચ્છતા તમોને મેં આવી રીતે કહ્યો. આ વિધિ પ્રમાણે દાન કરવાથી મનુષ્યોને આ લોકમાં તથા પરલોકમાં કોઈ પ્રકારની ઈચ્છા બાકી (અધૂરી) રહેતી નથી. (૪૬)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ-અભયસિંહ સંવાદે
'ગ્રંથ પુરશ્ચરણ વિધિ તથા ગ્રંથના દાનનો વિધિ કહ્યો' એ નામે નવમો અધ્યાય સંપૂર્ણ. (૯)

## ॥ अथ दशमोऽध्यायः ॥

एवं सुधारसं सारं शुकानन्दमुनेर्वचः । राजा श्रुत्वा महानन्दं प्राप सभ्यास्तथाऽव्रजन् ॥१॥ एतस्मिन्नन्तरे तत्राऽऽश्चर्य्यमासीदिदं महत् । यन्नृपाद्या जनाः सभ्याः साक्षादैक्षन्त सर्वशः ॥२॥ सहसाऽऽसन् विमानानां व्योम्नि कोट्यर्कतेजसाम् । पङ्क्तयो यास्तु सभ्यास्ते दृष्ट्वाऽऽश्चर्यं ययुर्महत् ॥३॥ उपविष्टान् विमानेषु तेषु कोट्यर्कभास्वरान् । तेऽपश्यन् पार्षदान् दिव्यान् विस्मयाऽऽविष्टचेतसः ॥४॥ तत्राथ पार्षदौ रम्यौ द्वौ कौचित् प्राप्य वाडवौ । उपविष्टावनुसभं★ निगूढं चेत्यवोचतुः ॥५॥ विप्रौ चैतत्कथाश्रुत्या नष्टं वां सर्वपातकम् । महापुण्यं च सञ्जातं भृशं प्रीतो हरिस्तथा ॥६॥ प्रारब्धकर्मणश्चान्तो जातो वामद्य देहयोः । तस्माद् वामक्षरं दिव्यं धाम नेतुं परं हरेः ॥७॥ वयं त्वत्राऽऽगतास्तस्य श्रीहरेराज्ञया ध्रुवम् । तन्निषाद्य विमाने वां नेष्यामो धाम तद् वयम् ॥८॥ एवमाकर्ण्य तद्वाक्यं तौ प्रीतौ वाडवौ भृशम् । ताविदं पार्षदौ दिव्यौ विस्मितौ वाक्यमूचतुः ॥९॥ नमोऽस्तु पार्षदाभ्यां वां वाचं नौ शृणुतामिमाम् । पार्षदाग्र्यौ हि माहात्म्यं ग्रन्थस्याऽस्त्यस्य चातुलम् ॥१०॥ अहो साक्षाद्धरिर्धार्मिर्योगिदुर्ल्लभदर्शनः । प्रीतो नौ निर्भरं ह्येतत्कथासंश्रुतिमात्रतः ॥११॥ तस्मात्तेनैव करुणामहापाथोधिनाऽधुना । अनुग्रहस्तु हरिणा कृत एवाऽऽवयोर्महान् ॥१२॥ नेतुं निजं पदं दिव्यं पुण्यैनैतत्कथाश्रुतेः । आवां तेनेरिता दिव्याः पार्षदा भवदादयः ॥१३॥ आवां स्नात्वा

---

## અધ્યાય : ૧૦

## શ્રી હરિલીલાકલ્પતરુ-ગ્રંથ શ્રવણથી બે બ્રાહ્મણોની મુક્તિ.

રાજા અભયસિંહ, આ પ્રકારે અમૃતના જેવું સાર રૂપ શુકાનંદમુનિનું વચન સાંભળીને, મહા આનંદ પામ્યા. તેવી રીતે સભામાં બેઠેલા જનો પણ **મહાઆનંદ** પામ્યા. (૧)

એટલી વારમાં ત્યાં એક **મોટું આશ્ચર્ય** થયું. રાજા તથા સભામાં બેઠેલા સર્વે જનો તેને સાક્ષાત્ જોતા હતા. (૨) એકદમ આકાશમાં કરોડો કરોડ સૂર્યના સમાન તેજસ્વી વિમાનોની પંક્તિઓને જોઈને સર્વે મહાશ્ચર્ય પામ્યા. (૩) આશ્ચર્ય યુક્ત મનવાળા સભાજનોએ તે વિમાનોમાં કરોડો સૂર્ય સમાન કાંતિવાળા દિવ્ય પાર્ષદોને બેઠેલા જોયા. (૪) પછી **બે** રમ્ય **પાર્ષદો** સભામાં પાછળ બેઠેલા **બે બ્રાહ્મણો**ને ગુપ્તપણે કહેવા લાગ્યા. (૫)

'હે બ્રાહ્મણો ! આ ગ્રંથના શ્રવણથી તમારા બન્નેના સર્વ પાતક નાશ પામ્યા છે અને તમોને મોટું પુણ્ય થયું છે. તેમજ શ્રીહરિ પણ અત્યંત પ્રસન્ન થયા છે. (૬) હાલમાં તમારા બન્નેના દેહનાં પ્રારબ્ધ કર્મનો નાશ થયો. તેથી શ્રીહરિના પરમ દિવ્ય અક્ષરધામમાં લઈ જવા માટે શ્રીહરિની આજ્ઞાથી જ અમો અહીં આવેલા છીએ. તમો બન્નેને વિમાનમાં બેસાડીને તે અક્ષરધામમાં અમો લઈ જઈશું.' (૭-૮) આ પ્રકારનું પાર્ષદોનું વચન સાંભળીને, અત્યંત પ્રસન્ન થયેલા **બન્ને** બ્રાહ્મણો, વિસ્મય પામીને દિવ્ય પાર્ષદોને કહેવા લાગ્યાઃ (૯)

'તમો બન્ને **પાર્ષદો**ને નમસ્કાર છે, અમારા બન્નેનું આ વચન સાંભળો. હે પાર્ષદોમાં અગ્રેસરો ! આ ગ્રંથનું માહાત્મ્ય અકલ્પનીય જ છે. (૧૦) અહો ! યોગીજનોને દુર્લભ દર્શનવાળા, ધર્મના પુત્ર પ્રત્યક્ષ શ્રીહરિ, આ કથાના સંશ્રવણ માત્રથી અમારા બન્ને ઉપર અત્યંત પ્રસન્ન થયા છે ! (૧૧) તેથી કરુણાના મહાસાગર તે શ્રીહરિએ જ હાલમાં અમારા બન્ને ઉપર **મોટો અનુગ્રહ** કર્યો છે અને આ ગ્રંથની કથા શ્રવણના પુણ્યથી પોતાના દિવ્ય ધામમાં અમો બન્નેને લઈ જવા માટે તેમણે જ તમને દિવ્ય પાર્ષદોને પ્રેરેલા છે. (૧૨-૧૩) હે વિચક્ષણ પાર્ષદો ! તેથી અમો

---

★ ''अनुसभाम्'' इति (क–रसबोधिन्या सह मूलग्रन्थे) पाठान्तरम् । (तत्र अव्ययीभावसमासेऽपि दीर्घस्तु लेखकदोषेन दृश्यते)

ततो नद्यां कृष्णवेण्यां विचक्षणौ । युवाभ्यामाव्रजिष्यावः सार्द्धं धाम हरेर्हि तत् ॥१४॥ एवं निशम्य तद्वाक्यं तौ प्रीतौ ताविदं वचः । प्रोचतुस्तत्तु कर्त्तव्यं युवाभ्यामेव सत्वरम् ॥१५॥ तौ प्रणम्याथ विप्रौ तौ यथाज्ञा वां तथा द्रुतम् । आवामावश्यकं कार्य्यं विधास्यावो महाधियौ ॥१६॥ ततो दिव्यविमानस्थौ तौ मुक्तौ पश्यतोस्तयोः । एत्य तस्थतुराकाशे तद्विमानौघमण्डले ॥१७॥ तौ प्रविश्याऽथ मुदितौ ब्राह्मणौ तां महासभाम् । शुकानन्दं प्रणम्यैवं वाचं प्रोचतुराद्दतौ ॥१८॥

पाययित्वैव नौ विद्वन् हरिलीलासुधां त्वया । कालव्यालमहाग्रासत्रासाद् रक्षा कृताऽऽवयोः ॥१९॥ एतद्ग्रन्थकथाश्रुत्या महापुण्येन सत्वरम् । आवां विनष्टदुरितौ प्राप्तौ नूनं कृतार्थताम् ॥२०॥ गतौ प्रारब्धकर्मान्तं नेतुमावां पदं हरेः । अत्र दिव्यविमानस्था आयाता दिव्यपार्षदाः ॥२१॥ कृष्णवेण्यां ततो नद्यां स्नात्वा चैतत्पुरान्तिके । धाम दिव्यं हरेरावां यास्यावस्त्वत्प्रसादतः ॥२२॥ तमित्युक्त्वा पुनर्नत्वा तं मुनीन्द्रं मुदैव तौ देशिकेन्द्रं च मुन्यादीन् स्नातुं तामीयतुर्नदीम् ॥२३॥ कृष्णवेणीसमाख्यायां नद्यां तत्राऽथ तौ द्विजौ । कीर्त्तयन्तौ मुदाऽस्नातां स्वामिनारायणाभिधाम् ॥२४॥ ततस्तौ प्राकृतं देहं त्यक्त्वा *दिव्यतनुं गतौ । सद्यो न्यषादयन् दिव्ये विमाने पार्षदा हरेः ॥२५॥ ततो दिव्यविमानस्थौ तौ दिव्यास्ते हि पार्षदाः । निन्युर्दिव्यविमानस्था धाम ब्रह्मपुरं हरेः ॥२६॥

---

બન્ને કૃષ્ણવેણી નદીમાં **સ્નાન** કરીને, તમારી સાથે શ્રીહરિના અક્ષરધામમાં આવીશું.' (૧૪) આવું તે બન્ને બ્રાહ્મણોનું વચન સાંભળીને, બન્ને પાર્ષદો પ્રસન્ન થયા અને બન્ને બ્રાહ્મણોને કહ્યું કે 'તમારે જે સ્નાન કરવું છે તે તત્કાળ કરો.' (૧૫)

પછી બન્ને બ્રાહ્મણોએ, બન્ને પાર્ષદોને પ્રણામ કરીને કહ્યું ' હે મહાબુદ્ધિશાળી ! જેમ તમારી આજ્ઞા છે તે પ્રમાણે તત્કાળ અમો બન્ને **આવશ્યક કાર્ય** કરીશું.' (૧૬)

ત્યાર બાદ દિવ્ય વિમાનમાં બેઠેલા તે મુક્તો, તે બન્નેને દેખાતા થકા જ વિમાનોના સમુદાય મંડળવાળા આકાશમાં સ્થિર થયા. (૧૭)

હર્ષ પામેલા તે **બન્ને બ્રાહ્મણો** તે મહાસભામાં પ્રવેશ કરીને આદરપૂર્વક શુકાનંદ સ્વામીને પ્રણામ કરીને કહેવા લાગ્યા. (૧૮)

'હે વિદ્વન્ ! અમો બન્નેને તમોએ હરિલીલારૂપી અમૃતનું પાન કરાવીને કાળરૂપી મહાસર્પના ગ્રાસના ત્રાસથી અમારી રક્ષા કરી છે. (૧૯) આ ગ્રંથની કથા શ્રવણ માત્રથી થયેલા મહાપુણ્ય વડે અમો વિનષ્ટ પાપવાળા થઈને કૃતાર્થ થયા છીએ. (૨૦) જે કર્મોથી દેહ બંધાય છે તે અમારા કર્મોનો અંત આવ્યો છે, અને અમોને શ્રીહરિના ધામમાં લઈ જવા માટે અહીં દિવ્ય વિમાનમાં બેઠેલા દિવ્ય પાર્ષદો આવ્યા છે. (૨૧) આ પુરની સમીપમાં કૃષ્ણવેણી નદીમાં સ્નાન કરીને તમારી પ્રસન્નતાથી અમો બન્ને ભગવાનના દિવ્ય ધામમાં જઈશું.' (૨૨)

આ પ્રકારે શુકાનંદ મુનિને કહીને ફરીથી હર્ષપૂર્વક તે બન્ને જણા શુકાનંદ મુનીંદ્રને નમસ્કાર કરીને, આચાર્યેન્દ્ર તથા મુનિઓને નમસ્કાર કરીને સ્નાન કરવા નદીમાં ગયા. (૨૩) પછી બન્ને બ્રાહ્મણોએ કૃષ્ણવેણી નદીમાં હર્ષપૂર્વક સ્વામિનારાયણ નામનું ઉચ્ચારણ કરીને સ્નાન કર્યું. (૨૪) ત્યારબાદ પ્રકૃતિજન્ય શરીરનો ત્યાગ કરીને, દિવ્ય તનુ પામેલા, બન્ને બ્રાહ્મણોને શ્રીહરિના પાર્ષદોએ તત્કાળ દિવ્ય વિમાનમાં બેસાડ્યા. (૨૫) એ રીતે દિવ્ય વિમાનમાં બેઠેલા તે બન્ને બ્રાહ્મણોને **દિવ્ય પાર્ષદો** શ્રીહરિના બ્રહ્મપુર ધામમાં લઈ ગયા. (૨૬)

---

★ ''दिव्यतनू गतौ–'' इति (ब) पाठान्तरम् ।

**अथ प्रीतमना राजा शुकानन्दं सविस्मयः । प्रीत्यैवाऽभयसिंहाख्यस्तं पप्रच्छेति सादरम् ॥२७॥ श्रुत्वा त्वत्तो महायोगिन्नेतद्ग्रन्थकथां शुभाम् । यौ प्राप्तौ परमां मुक्तिं तापसैरपि दुर्लभाम् ॥२८॥ तौ नु कौ पुरुषौ विद्वन् क्वाऽऽवासश्चाभवत्तयोः । कस्मादत्र समायातौ तौ महात्मन् दयानिधे ॥२९॥ श्रोतुमिच्छाम्यहं त्वेतत् त्वत्त एव महामुने । तस्मात्त्वं तत् करुणया वक्तुमर्हसि मेऽञ्जसा ॥३०॥**

**तेनेति राज्ञा विनयेन पृष्टो बुभुत्समानेन कृतादरेण । प्रीत्या शुकानन्दमुनिर्मनीषी तमित्यवोचत् करुणार्द्रचित्तः ॥ ३१॥**

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहनृपतिसंवादे तत्कथाश्रवणमाहात्म्ये
द्विजयोर्मुक्तिनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

## ॥ अथैकादशोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच – **देवव्रताभिधो राजन् विप्रर्षिर्विश्रुतोऽभवत् । वेदशास्त्रपुराणज्ञो धर्मस्थो निर्जितेन्द्रियः ॥१॥ आम्नायकर्मनिपुणो विरक्तिज्ञानराजितः । महातपा हरेर्भक्तो ब्रह्मवर्च्चसमण्डितः ॥२॥ प्रतिग्रहेऽप्यनासक्तो महासन्तोषसंयुतः । तपःसिद्धिं परां प्राप्तो माननीयो महर्षिभिः ॥३॥ रोषे दुर्वाससा तुल्यः शीघ्रशापप्रसादयोः । शम्भुसन्निभ एवाऽभूद्दुर्द्धर्षोऽग्निरिव ज्वलन् ॥४॥ आसीत् पुण्यवती नाम्ना तस्य पत्नी पतिव्रता । सेवमाना पतिं प्रीत्या साध्वीधर्माधिनिष्ठिता ॥५॥**

---

ત્યારબાદ પ્રસન્ન મનવાળા, આશ્ચર્ય પામેલા **અભયસિંહ રાજા** પ્રીતિપૂર્વક આદર સહિત શુકાનંદ મુનિને આ પ્રમાણે પૂછવા લાગ્યાઃ (૨૭) 'હે મહાયોગી ! તમારા થકી આ શુભ ગ્રંથની કથા સાંભળીને જેઓ તપસ્વીઓને પણ દુર્લભ એવી આત્યંતિક મુક્તિ તે પામ્યા. (૨૮) હે વિદ્વન્ ! તે બન્ને જણ કોણ હતા ? તેમનો નિવાસ ક્યાં હતો ? હે દયાનિધે ! હે મહાત્મન્ ! તે બન્ને જણ અહીં ક્યાંથી આવ્યા હતા ? (૨૯) હે મહામુને ! તમારી પાસેથી હું તે સાંભળવા ઈચ્છું છું. તેથી તમો મને કૃપા કરીને યથાર્થ કહેવાને યોગ્ય છો.' (૩૦) આવી રીતે આદરપૂર્વક જાણવા ઈચ્છતા અભયસિંહ રાજાએ વિનયપૂર્વક પૂછેલા બુદ્ધિમાન, દયાર્દ્ર ચિત્તવાળા, **શુકાનંદમુનિ** પ્રીતિપૂર્વક તેમના પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા. (૩૧)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદમુનિ-અભયસિંહ સંવાદમાં 'આ ગ્રંથનાં કથા શ્રવણ માહાત્મ્યમાં 'બન્ને બ્રાહ્મણોની મુક્તિ નિરૂપણ' નામે દશમો અધ્યાય સંપૂર્ણ. (૧૦)

## અધ્યાય : ૧૧

### કથા શ્રવણથી મુક્તિ પામેલા બંને બ્રાહ્મણોનું પૂર્વવૃત્તાંત.

**શ્રી શુકાનંદમુનિ બોલ્યા** :- હે રાજન્ ! વેદશાસ્ત્ર અને પુરાણમાં પારંગત, ધર્મિષ્ઠ, જિતેન્દ્રિય, **દેવવ્રત** નામના એક પ્રસિદ્ધ **બ્રાહ્મણ** હતા. (૧) વૈદિક ક્રિયામાં નિપુણ, વૈરાગ્ય અને જ્ઞાનથી શોભતા, મહાતપસ્વી, બ્રહ્મતેજથી અલંકૃત, શ્રીહરિના ભક્ત, (૨) દાન લેવામાં આસક્તિ રહિત, મહા સંતોષવાળા, ઉત્કૃષ્ટ તપની સિદ્ધિ પામેલા, મહર્ષિઓએ માનવા યોગ્ય; (૩) ક્રોધમાં દુર્વાસા મુનિ જેવા, તત્કાળ શાપ દેવામાં તથા પ્રસન્ન થવામાં શિવજી સમાન, તેમજ કોઈનાથી ન દબાવી શકાય એવા પ્રજ્વલિત અગ્નિ સમાન હતા. (૪) તે દેવવ્રતની **પુણ્યવતી** નામની પતિવ્રતા ધર્મનું પાલન કરતી પત્ની, પ્રીતિપૂર્વક તેની સેવા કરતી હતી. (૫)

तस्यामेकोऽभवत् पुत्रो राजंस्तस्याऽग्रजन्मनः । प्रबुद्धसंज्ञको धीमान् रूपशीलगुणान्वितः ॥६॥ दुर्ज्जनानां ततस्तस्य प्रसङ्गो यौवनेऽभवत् । तेनाऽऽसीद् विषयासक्तो मोहान्धो दुर्मतिर्हि सः ॥ ७॥ स त्यक्त्वा वैदिकं मार्गं पाखण्डं मार्गमाश्रयत् । स्वपित्रा शिक्ष्यमाणोऽपि कदध्वानं न चाऽत्यजत् ॥८॥ त्यक्तुकामोऽपि तं पुत्रं स पुत्रासक्तचेतसा । स्वपत्न्या वार्यमाणोऽभून्न शक्तस्त्यक्तुमेव तम् ॥९॥ सोऽन्तर्वेदाभिधे देशे सौरभ्याऽऽख्यपुरान्तिके । तीरे ब्रह्महृदस्यैव स्वाश्रमे न्यवसद्वरे ॥१०॥ प्रबुद्धस्तत्सुतो राजन्नेकदा विचरन् क्षितौ । रमापुरादिषु स्वस्य कार्यार्थं प्रययौ स्वयम् ॥११॥ ततो वृत्तालयपुरं समायातः स वाडवः । निजेच्छयाऽवसद्राजंस्तत्र वासरपञ्चकम् ॥१२॥ तदा★ त्वकरवं भद्रां कथां संसारहारिणीम् । हरिलीलाकल्पतरुग्रन्थस्यैतस्य भूपते ॥१३॥ तर्हि सोऽनूपविश्यैव द्विजन्मा महतीं सभाम् । कथां शुश्राव पश्चाहं तां शुभां पापनाशिनीम् ॥१४॥ आजन्म तस्य चैतावत् पुण्यमासीन्महीपते । अथ क्षोण्यां चरन् स्वैरं स प्रपेदे निजाश्रमम् ॥१५॥ अथैकदा पिता तस्य न्ययुङ्क्ताऽऽहर्त्तुमेव तम् । समित्पुष्पाणि स ततो नेतुं तान्यव्रजद् वनम् ॥१६॥ ततस्तस्मिन् वने जग्ध्वा चारुपक्वफलानि सः । सुष्वाप क्षमारुहोदारच्छायायां स्वोदरंभरः ॥१७॥ स प्रमत्तस्ततः सायं प्रबुद्धो दुर्ज्जनप्रियः । समित्पुष्पाण्यगृहीत्वा स्वीयमाश्रममाययौ ॥१८॥ अथान्तिकं तमायातं पुत्रमालोक्य तत्पिता । इत्यूचे रोषताम्राक्षो दारुणः फणिराडिव ॥१९॥

---

હે રાજન્ ! તે બ્રાહ્મણને પુણ્યવતી પત્નીથી **પ્રબુદ્ધ** સંજ્ઞાવાળો બુદ્ધિમાન, રૂપ તેમજ શીલાદિ સદ્‌ગુણોથી યુક્ત એક પુત્ર થયો. (૬) ત્યારબાદ તેને યુવાવસ્થામાં દુર્જનોનો પ્રસંગ થયો. તેથી તે વિષયોમાં આસક્તિવાળો, મોહાંધ, કુબુદ્ધિવાળો થયો. (૭) તે વૈદિક માર્ગનો ત્યાગ કરીને પાખંડ માર્ગને અનુસર્યો. પોતાના પિતાએ ઉપદેશ આપવા છતાં પણ દુષ્ટ માર્ગનો ત્યાગ ન કર્યો. (૮) તેને ત્યાગ કરવાની ઈચ્છાવાળા પિતા, પુત્રને વિષે આસક્તિવાળી પોતાના પત્નીના નિવારણથી, તેનો ત્યાગ કરી ન શક્યા. (૯) હે રાજન્ ! આ બ્રાહ્મણ **અંતર્વેદ** નામના **દેશ**માં આમોદપુરની સમીપમાં બ્રહ્મહૃદના કાંઠે, પોતાના સુંદર આશ્રમમાં નિવાસ કરતા હતા. તેમનો પુત્ર પ્રબુદ્ધ, એક સમયે અન્ય નગરોમાં ફરતો ફરતો શ્રીનગર(અમદાવાદ)માં પોતાના કોઈક કાર્ય માટે ગયો. (૧૦-૧૧)

ત્યારબાદ તે બ્રાહ્મણ પુત્ર **વૃત્તાલયપુર**માં આવ્યો. હે રાજન્ ! ત્યાં પોતાની ઈચ્છાથી પાંચ દિવસ રહ્યો. (૧૨) હે રાજન્ ! તે વખતે હું, સંસારને નાશ કરનારી આ **હરિલીલાકલ્પતરુ** ગ્રંથની કલ્યાણકારી **કથા** કરતો હતો. (૧૩) તે વખતે તે બ્રાહ્મણે, તે મહાન સભામાં પાછળ બેસીને, પાપને નાશ કરનારી શુભ કથા, **પાંચ દિવસ** સાંભળી. (૧૪) હે રાજન્ ! જન્મથી આરંભીને તેનું ફક્ત તેટલું જ પુણ્ય હતું. પછી પૃથ્વીમાં ફરતા ફરતા પોતાની ઈચ્છાથી તે **બ્રાહ્મણપુત્ર** પોતાના આશ્રમે પહોંચ્યો. (૧૫)

પછી એક સમયે તેના પિતાએ તેને સમિધ તથા પુષ્પો લાવવા માટે પ્રેરણા કરી. તેથી તે લેવા માટે વનમાં ગયો. (૧૬) પછી તે વનમાં પોતાના ઉદરનું ભરણપોષણ કરનાર તે બ્રાહ્મણપુત્ર, સુંદર પાકેલાં ફળો ખાઈને વૃક્ષની સુંદર છાયામાં નિદ્રા વશ થયો. (૧૭) પછી દુર્જનો જેને પ્રિય છે એવો, તે **પ્રદ્યુમ્ન** બ્રાહ્મણ સાયંકાલે જાગીને ઉન્મત્ત જેવો, સમિધ તથા પુષ્પો લીધા વગર પોતાના આશ્રમમાં આવ્યો. (૧૮) પછી સમિધાદિ લીધા વિના પોતાની પાસે આવેલા પુત્રને જોઈને તેના **પિતા** ક્રોધથી લાલ નેત્રવાળા, કઠોર સર્પરાજની માફક બોલ્યા : (૧૯)

---

★ ''तदाऽकुर्वमहं भद्राम्०'' इति (क) पाठान्तरम् ।

रे दुराचार दुर्बुद्धे पुत्रव्याजमहारिपो । अतिक्रम्य मदाज्ञां त्वं वर्त्तसेऽत्युद्धतः कथम् ॥२०॥ तीव्रक्ष्वेडमिव क्षीरं रूपं श्वित्र इवोत्तमम् । तैलं तोयमिव स्वच्छं कुलं नो दूषयस्यलम् ॥२१॥ चन्दनक्ष्मारुहव्राते क्ष्वेडवृक्ष इवाधमः । अस्मद्वंशेऽतिविशदे जातस्त्वं कुलपांसनः ॥२२॥ स्वतातेनेत्युपालब्धो रोषाक्रान्तेन सोऽपि तम् । वाग्बाणैर्निर्घृणस्तीक्ष्णैस्तिरश्चक्रेऽर्द्दयन् भृशम् ॥२३॥ रोषस्तस्याऽथ नितरामाज्यसेकैरिवाऽनलः । तत्पितुर्ववृधे दण्डप्रहारैरिव भोगिनः ॥२४॥ अत्रिपुत्र इव क्रुद्धस्तत्पिता तं निजात्मजम् । त्यक्त्वाद्यासून् यमपुरीं दुष्ट गच्छेति चाशपत् ॥२५॥ तपःसिद्धिमतस्तस्य शापेनैव स तत्सुतः । मृत्युं प्रापाऽथ तं निन्युर्याम्या दूता यमालयम् ॥२६॥ ततः संयमनीं रम्यां भान्तीं सत्कर्मकारिणाम् । पापकृतां तु मर्त्यानां भासन्तीं चातिभीषणाम् ॥२७॥ चित्रगुप्तमहासौधां धर्मराजपुरीं हि सः । सप्तप्राकारसहितां चतुरस्रां व्यलोकयत् ॥२८॥ सहस्रयोजनायामा चित्रगोपुरभास्वरा । याऽस्ति नानामणिमयी भूरिशोभासमन्विता ॥२९॥ तदन्तर्वर्तते सौधं धर्मराजस्य शोभनम् । पञ्चाशद्योजनायामं देवानामपि मोहनम् ॥३०॥ यस्योच्छ्रायस्तु विंशत्या योजनैरस्ति संमितः । भाति यत्तोरणशतैः पताकानां शतैस्तथा ॥३१॥ भास्वन्नानामणिमयं विद्युद्भास्करभास्वरम् । मुक्तावातायनोपेतं मणिस्तम्भसहस्रकम् ॥३२॥ विद्यते तत्र विस्तीर्णो हेमस्तम्भातिभासितः । सभामण्डप एवाग्र्यो वितानाद्यैर्विराजितः ॥३३॥

---

'અરે દુરાચારી ! દુર્બુદ્ધે ! હે પુત્રના મિષથી મહાશત્રુ ! ઉદ્ધત બની મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી તું કેમ વર્તે છે ? (૨૦) તીવ્ર ઝેર દૂધને જેમ વિષરૂપ કરે છે, ઉત્તમ રૂપને કોઢ જેમ કુરૂપ કરે છે, સ્વચ્છ જળને તેલ જેમ દૂષિત કરે છે, તેમ અમારા કુળને તું અત્યંત દૂષણ પમાડી રહ્યો છે. (૨૧) ચંદન વૃક્ષોના સમુદાયમાં અધમ ઝેરના વૃક્ષની માફક અમારા પવિત્ર વંશમાં તું કુળના મળ રૂપ થયો છે.' (૨૨)

ક્રોધાવિષ્ટ પોતાના પિતાએ આ પ્રકારે ઠપકો આપેલો તે પુત્ર પણ ક્રોધથી નિર્દય થઈને તીક્ષ્ણ વાગ્બાણો વડે, પિતાને અત્યંત પીડા પમાડવા લાગ્યો. (૨૩) ઘૃતના હોમવાથી જેમ અગ્નિ વૃદ્ધિ પામે છે તેમ તેના પિતાનો **ક્રોધ** દંડના પ્રહારો વડે સર્પના ક્રોધની જેમ વૃદ્ધિ પામ્યો. (૨૪)

અત્રિ પુત્ર દુર્વાસાની માફક ક્રોધ પામેલા તેના પિતાએ, પોતાના પુત્રને 'હે દુષ્ટ ! અત્યારે જ પ્રાણનો ત્યાગ કરીને યમપુરીમાં જા' એવો **શાપ** આપ્યો. (૨૫) તપની સિદ્ધિવાળા પિતાના એવા શાપથી જ તેમનો પુત્ર **મૃત્યુ** પામ્યો. પછી તેને યમદૂતો યમપુરીમાં લઈ ગયા. (૨૬) સત્કર્મ કરનારાઓને જે **સંયમની પુરી** રમણીય લાગે છે. પાપકર્મો કરનારા મનુષ્યોને તો તે અતિ ભયંકર લાગે છે. (૨૭)

ચિત્રગુપ્તની મહા રમણીય હવેલી યુક્ત ધર્મ રાજાની પુરી, સાત કિલ્લાઓ સહિત, ચાર ખૂણાઓ સહિત તે બ્રાહ્મણપુત્ર જોવા લાગ્યો. (૨૮) તે પુરી હજાર યોજન વિસ્તારવાળી, ચિત્ર વિચિત્ર દરવાજાથી સુંદર, વિવિધ પ્રકારના મણિવાળી, ઘણી શોભાથી યુક્ત છે. (૨૯) તે પુરીમાં ધર્મરાજાનો સુંદર મહેલ, પચાસ યોજન વિસ્તારવાળો, દેવતાઓને પણ મોહ પમાડે એવો છે. (૩૦)

જેની ઊંચાઈ તો વીસ યોજન માપ વાળી છે, જે સેંકડો તોરણોથી તેમજ સેંકડો પતાકાઓથી શોભાયમાન છે. (૩૧) પ્રકાશમય વિવિધ પ્રકારના મણિમય, વીજળી તથા સૂર્ય સમાન તેજસ્વી, મોતીઓના જાળિયાંથી યુક્ત, હજારો મણિઓના સ્થંભ શોભી રહ્યા છે. તે મધ્યે સોનાના થાંભલાઓથી અતિ પ્રકાશમાન, વિસ્તારવાળો, અતિ ઉત્તમ, ઉલ્લોચ વગેરેથી શોભાયમાન, સભામંડપ છે. (૩૨-૩૩)

तत्र सिंहासने दिव्ये नीलसन्मणिराजिते ॥ दशयोजनविस्तीर्णे यमो नित्यं निषीदति ॥३४॥ तस्यां प्रवेशितो याम्यै र्यमस्यैत्य★ सभां हि सः । तं नत्वा मानितस्तेन न्यषीदत्तत्र भूपते ॥३५॥ आहूयाऽथ यमस्तूर्णं चित्रगुप्तं स्वलेखकम् । तेन न्यवाचयल्लेखं तस्य पुण्यं च पातकम् ॥३६॥ तेनाऽथ वाच्यमानानि लेखे तस्यैव भूरिशः । पातकानि यमोऽश्रौषीत् पुण्यमेकमिदं तथा ॥३७॥ हरिलीलाकल्पतरुग्रन्थो वासरपञ्चकम् । श्रुतस्तेनेति तत्पुण्यं श्रुत्वेत्यूचे यमो वचः ॥३८॥ अहो सर्वावताराणां हेतोर्धर्मभुवो हरेः । साक्षाल्लीलासुधापूर्णो ग्रन्थस्तापाघमोचनः ॥३९॥ यस्मात् पञ्चदिनान्येव श्रुतोऽज्ञात्वापि चाऽमुना । तस्माद् भूरितरं पुण्यं जातमेतस्य देहिनः ॥४०॥ तेनैवाऽयं तु पुण्येन दण्डं यातुं न मेऽर्हति । तस्मादायुर्निजं शेषं भोक्ता गत्वा निजां तनुम् ॥४१॥ शापो निवर्त्ततां चाऽस्य स्वपित्रैवाऽर्पितो द्रुतम् । इत्युक्त्वा धर्मराजस्तं प्रोचे वाक्यमिदं मुदा ॥४२॥ प्राणिन् साक्षाद्धरेर्धार्मेर्दयालोश्चावतारिणः । दिव्यलीलासुधोपेतो निबन्धः पावनश्रुतिः ॥४३॥ अविज्ञायापि भवता वासरान् पञ्च हि श्रुतः । तेनाऽपि त्वं तु मद्दण्डान्मुक्त एवातिदुःसहात् ॥४४॥ तदा तं शृण्वतां सर्वं श्रद्धया प्राणधारिणाम् । तूर्णं भवेत् परा मुक्तिश्चित्रं किं तत्र विद्यते ॥४५॥ हरिलीलाकल्पतरुग्रन्थस्ततस्त्वयैव सः । श्रोतव्यस्तेन मुक्तिं त्वं सुखं यास्यसि चेप्सितम् ॥४६॥

---

તે સભામંડપમાં દિવ્ય, સુંદર નીલ-મણિઓથી શોભિત, દશ યોજન વિસ્તારવાળા સિંહાસનમાં **ધર્મરાજા** હંમેશાં બેસે છે. (૩૪)

હે રાજન્ ! તે બ્રાહ્મણને યમદૂતો યમરાજાની સભામાં લાવ્યા. સભામાં આવીને, તેમને નમસ્કાર કરીને, યમે સત્કાર કરેલો તે ત્યાં બેઠો. (૩૫) પછી યમે, પોતાના લેખક **ચિત્રગુપ્ત**ને તત્કાળ બોલાવીને લેખમાં ચિત્રગુપ્તની પાસે તેનાં સમગ્ર પુણ્ય તથા પાપ વંચાવ્યા. (૩૬)

પછી ચિત્રગુપ્તે લેખમાં વાંચવા માંડેલા તેનાં ઘણાં પાપો યમે સાંભળ્યા. તેમજ હરિલીલાકલ્પતરુની કથાના શ્રવણનું એક **પુણ્ય** પણ સાંભળ્યું. (૩૭) હરિલીલાકલ્પતરુ ગ્રંથ પાંચ દિવસ તેણે સાંભળ્યો એ **પુણ્ય** સાંભળીને **યમરાજા બોલ્યા** : (૩૮)

‘‘અહો ! સર્વાવતારોના કારણ ધર્મપુત્ર શ્રીહરિની પ્રત્યક્ષ લીલા રૂપી સુધાથી પરિપૂર્ણ ગ્રંથ, તાપ તથા પાપથી મુકાવનાર ગ્રંથ આ બ્રાહ્મણે મહિમા નહિ જાણતાં છતાં પણ સાંભળ્યો તેથી આ દેહધારી બ્રાહ્મણને અત્યંત પુણ્ય થયું છે. (૩૯-૪૦) તે જ પુણ્યથી આ બ્રાહ્મણ મારો દંડ પામવા માટે યોગ્ય નથી, માટે ભલે તે પોતાના શરીરમાં જઈને પોતાનું બાકીનું આયુષ્ય ભોગવે. (૪૧) તેના પિતાએ આપેલો શાપ તત્કાળ નિવૃત્તિ પામો.’’ એમ કહીને ધર્મરાજા તે બ્રાહ્મણ પ્રત્યે હર્ષપૂર્વક આ પ્રમાણે **વાક્ય** કહેવા લાગ્યાઃ (૪૨)

‘હે પ્રાણી ! પ્રત્યક્ષ ધર્મપુત્ર, દયાળુ, અવતારી શ્રીહરિની દિવ્ય લીલારૂપી સુધાથી યુક્ત ગ્રંથ, પાવન કરનાર છે શ્રવણ જેનું એવા એ ગ્રંથનું માહાત્મ્ય જાણ્યા વિના પણ તમોએ **પાંચ દિવસ** સાંભળ્યો છે તેથી તમે તો અતિ દુઃસહ એવા પણ મારા દંડ થકી નિશ્ચે મુક્ત થયા છો. (૪૩-૪૪) ત્યારે શ્રદ્ધાપૂર્વક તે સંપૂર્ણ ગ્રંથ સાંભળનાર મનુષ્યો તત્કાળ **આત્યંતિકી મુક્તિ** પામે તેમાં શું આશ્ચર્ય છે ? (૪૫) માટે તમોએ તે હરિલીલાકલ્પતરુ ગ્રંથ સંપૂર્ણ સાંભળવો. તેથી તમો મુક્તિ તથા ઈચ્છિત સુખ પણ પામશો.’ (૪૬)

---

★ ‘‘र्यमस्याभ्येत्य सन्निधिम्’’ इति ( ब=प्रथममुद्रिते ) पाठान्तरम् ।

**स श्रुत्वैवं वचस्तस्य प्रीतो नत्वैव तं पुनः । इत्थं जगाद तद्ग्रन्थमाहात्म्यश्रुतिविस्मितः ॥४७॥ धर्मराज महाबुद्धे यथा प्रोक्तं त्वया वचः। तत्तथैव विधास्येऽहं त्वया ज्ञेयमिदं ध्रुवम् ॥४८॥ महाराज, क्षितौ केचिन्नास्तिका देहिनस्त्विमाः । शास्त्रोदिताश्च विविधा न मन्यन्तेऽत्र यातनाः ॥४९॥ तस्मादेता विलोक्याऽहं यातना एव भूरिशः । वदिष्याम्यतिदुष्टांस्तानित्थं मेऽस्ति मनोरथः ॥५०॥ तस्मात्स्वाघेन भुञ्जानान्निरयेष्वत्र यातनाः । त्वं तान् दर्शयितुं धीमन् पापिनोऽर्हसि देहिनः ॥५१॥ श्रुत्वेति तद्वाक्यमतिप्रसन्नो यमोऽर्द्यमानान् स्वभटैरनेकान् । कृतैनसो दर्शयितुं जनांस्तं प्रायुङ्क्त राजन्ननु चित्रगुप्तम् ॥५२॥**

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाऽभयसिंहसंवादे तत्कथाश्रवणमाहात्म्ये मुक्तिगतद्विजयोः पूर्ववृत्तान्तनिरूपणनामैकादशोऽध्यायः ॥११॥

## ॥ अथ द्वादशोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच - **चित्रगुप्तस्ततो नानानिरयेष्वेव भूरिशः । भुञ्जानान् यातनां जीवान् निन्ये दर्शयितुं च तम् ॥१॥ ततस्तेष्वर्द्यमानांस्तान् याम्यैराक्रोशतो बहून् । सोऽपश्यत् प्राणिनो राजन् व्याकुलान् पापकारिणः ॥२॥ तत्र तामिस्रनिरये ताड्यमानान् यमानुगैः । लोहदण्डैः स पापिष्ठान् कांश्चित् प्रैक्षत मूर्च्छितान् ॥३॥**

---

આ પ્રકારનું ધર્મરાજાનું વચન સાંભળીને, પ્રસન્ન થઈને, ફરીથી યમરાજાને નમસ્કાર કરીને, ગ્રંથના માહાત્મ્યના શ્રવણથી આશ્ચર્ય પામેલો **બ્રાહ્મણ બોલ્યોઃ** (૪૭)

'હે મહાબુદ્ધે ! હે ધર્મરાજ ! તમોએ જે વચન કહ્યું તે પ્રમાણે જ હું કરીશ. તમારે નિશ્ચય તે પ્રમાણે જાણવું. (૪૮) હે મહારાજ ! પૃથ્વીમાં કેટલાક નાસ્તિકો શાસ્ત્રમાં કહેલી વિવિધ પ્રકારની આ યમપુરીની યાતનાઓને માનતા નથી. (૪૯)

તેથી તે બધી યાતનાઓ જોઈને, તે વર્ણન હું તે દુષ્ટોને કહીશ. આવો મારો **મનોરથ** છે. (૫૦) તેથી પોતાના પાપથી અહીં નરકમાં દુઃખ ભોગવતા પાપી પ્રાણીઓ તમો મને બતાવો.' (૫૧)

હે રાજન્ ! આ પ્રકારનું તેનું વચન સાંભળીને, અતિ પ્રસન્ન થયેલા યમરાજાએ, પોતાના દૂતો દ્વારા, કર્યા છે પાપ જેમણે એવા, પીડાને પામતા અનેક જનોને, બતાવવા માટે ચિત્રગુપ્તને **પ્રેરણા** કરી. (૫૨)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ-અભયસિંહ સંવાદમાં, આ ગ્રંથની કથાશ્રવણ માહાત્મ્યમાં 'મુક્તિ પામેલા બે બ્રાહ્મણોનું પૂર્વ વૃત્તાંત નિરૂપણ' નામે અગિયારમો અધ્યાય સંપૂર્ણ. (૧૧)

## અધ્યાય : ૧૨

## બ્રાહ્મણપુત્રે જોયેલી નરકયાતનાઓનું વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** પછી **ચિત્રગુપ્ત** વિવિધ પ્રકારના નરકના કુંડોમાં ઘણી **યાતનાઓ** ભોગવતા જીવોને બતાવવા માટે તે બ્રાહ્મણપુત્રને લઈ ગયા. (૧)

ત્યારબાદ યમદૂતોએ પીડા પમાડેલા, ઘણી બૂમો પાડતા, દુઃખી થતા, પાપી પ્રાણીઓને તે જોવા લાગ્યો. (૨) ત્યાં **તામિસ્ર** નામના નરકમાં યમદૂતોએ લોહના દંડોથી તાડન કરાયેલા કેટલાક પાપીઓને મૂર્છા પામેલા જોયા. (૩)

कुठारैरन्धतामिस्त्रे च्छिद्यमानाकृतींश्च तैः । फुल्लकिंशुकसंकाशान् सोऽपश्यत् कांश्चनाघिनः ॥४॥ रौरवे निरये क्रूरै रुरुसञ्ज्ञैश्च जन्तुभिः । भक्ष्यमाणान् स कतिचित् पापिनोऽवैक्षताऽऽतुरान् ॥५॥ क्रव्यादाख्यैश्च रुरुभिर्महारौरव एव सः । हन्यमानान् हि मांसार्थं कांश्चन प्रैक्षताघिनः ॥६॥ कुम्भीपाके स नरके तप्ततैले यमानुगैः । पाच्यमानांश्च कतिचिद् दुष्टान् प्रैक्षत वित्रसन् ॥७॥ कालसूत्रेऽग्निना तप्ते कांश्चित्ताम्रमये स तैः । प्रवेशितान् कृताक्रोशान् दग्धाङ्गांस्तान् व्यलोकयत् ॥८॥ असिपत्रवने याम्यैः प्रवेश्य प्रहृतान् भृशम् । महालोहकशाभिर्वै धावतस्तानितस्ततः ॥९॥ कांश्चिद्विच्छिद्यमानाङ्गान् खड्गधारच्छदैर्नरान् । हा हा हताः स्म इत्युच्चैर्ब्रुवाणान् स व्यलोकयत् ॥१०॥

शूकरास्ये च सोऽपश्यल्लोहयन्त्रेषु पापिनः । कांश्चिन्निष्पिष्यमाणाङ्गान् याम्यैरेवेक्षुदण्डवत् ॥११॥ अन्धकूपे च मशकैर्यूकाभिर्मत्कुणैस्तथा । दंष्ट्रिभिश्चापि सर्पाद्यैर्दष्टानुग्रैर्हि सर्वतः ॥१२॥ तथा विदीर्यमाणाङ्गान् पक्षिभिस्तीक्ष्णचञ्चुभिः । कांश्चिद्रोरूयमाणांस्तान् सोऽपश्यत् पापिनो जनान् ॥१३॥ पतितान् पापिनः कांश्चित् क्रिम्यादान् क्रिमिभोजने । क्रिमीभूतांश्च सोऽपश्यद्भक्ष्यमाणान् क्रिमिव्रजैः ॥१४॥ सन्दंशे निरये याम्यैरग्नितप्तैरयस्मयैः । छिन्नत्वचो हि सन्दंशैः कांश्चित्सोऽचष्ट पापिनः ॥१५॥ तप्तसूर्म्याख्यनरके महाक्लेशपदेऽग्निना । तप्ताभिरायसीभिश्च स्त्रीमूर्त्तिभिर्यमानुगैः ॥१६॥ आलिङ्गितान्नरान् कांश्चिद् व्यभिचाराघकारिणः । ताडितांल्लोहकशया सोऽपश्यत् त्रस्तमानसः ॥१७॥ नृमूर्त्तिभिस्तथा याम्यैस्तद्विधाभिर्व्यचष्ट सः । व्यभिचारपरा योषा बलादालिङ्गिता ध्रुवम् ॥१८॥

---

**અંધ તામિસ્ર**માં યમદૂતોએ કુઠારાથી કેટલાક પાપીઓના છેદાતા, ફૂલેલા ખાખરા સમાન શરીરો જોવા લાગ્યા. (૪) **રૌરવ** નામના નરકમાં રુરુ નામના ક્રૂર જંતુઓ વડે ભક્ષણ કરાવાથી દુઃખી, કેટલાક પાપીઓને જોયા. (૫)

મહા રૌરવ નરકમાં ક્રવ્યાદ નામના રુરુ પ્રાણીઓ દ્વારા માંસ માટે કેટલાક પાપીઓને હણાતા હતા તે જોયા. (૬) **કુંભીપાક** નરકમાં યમના દૂતોએ, તપાયમાન તેલમાં પકવવા માંડેલા કેટલાક દુષ્ટોને ત્રાસ પામતા જોયા. (૭) **કાળસૂત્ર** નામના નરકમાં અગ્નિથી તપાયમાન તાંબાની માફક લાલચોળ નરકમાં યમદૂતોએ પ્રવેશ કરાવેલા, કર્યા છે આક્રોશ (બૂમરાણ) જેમણે એવા બળેલા અંગોવાળાને જોયા. (૮) **અસિપત્ર** નામના વનમાં યમદૂતોએ પ્રવેશ કરાવીને લોઢાની મોટી ચાબુકો વડે પ્રહાર કરાયેલા અહીંથી ત્યાં દોડતા પાપીઓને જોયા. (૯) કેટલાકને તરવારની ધાર જેવા પાંદડાથી છેદાતા અંગોવાળા હા હા અમો હણાઈ ગયા છીએ. એમ ઊંચા સ્વરોથી બોલતા મનુષ્યોને જોયા. (૧૦)

**શૂકરાસ્ય** નામના નરકમાં યમદૂતોએ લોહ યંત્રોમાં શેરડીના દંડની માફક પીલાવાતા અંગવાળા કેટલાક પાપીઓને જોયા. (૧૧) **અંધકૂપ** નામના નરકમાં મચ્છરો, જૂ, તથા માંકણો તેમજ ઉગ્ર દાઢોવાળા પ્રાણીઓ તથા ક્રોધાયમાન સર્પાદિકોએ સર્વ પ્રકારથી કરડેલા. (૧૨) તથા કેટલાકને તીક્ષ્ણ ચાંચો વડે પક્ષીઓએ વિદારણ કરાતા અંગોવાળા, વારંવાર અત્યંત રડતા પાપી જનોને તે બ્રાહ્મણ જોતો હતો. (૧૩) **ક્રિમિભોજન** નામના નરકમાં પડેલા કેટલાક પાપીઓને ક્રિમિ રૂપે થયેલા તેમજ કીડાઓના સમુદાયે ભક્ષણ કરાતા જોયા. (૧૪) **સંદંશ** નામના નરકમાં યમદૂતોએ અગ્નિથી તપાયમાન લોઢાની સાણસીઓ વડે છેદેલી છે ચામડીઓ જેમની એવા પાપીઓને જોયા. (૧૫)

મહા ક્લેશના સ્થાન ભૂત **તપ્તસૂર્મી** નામના નરકમાં અગ્નિથી તપાયમાન, લોખંડની સ્ત્રીની મૂર્તિઓની સાથે યમદૂતોએ વ્યભિચાર કર્મ કરનારા કેટલાક પુરુષોને આલિંગન કરાવીને લોઢાની ચાબુકો વડે તાડન કરાયેલા એવાને બ્રાહ્મણપુત્રે મનમાં ત્રાસ પામતા થકા જોયા. (૧૬-૧૭) તેવી રીતે યમદૂતોએ તપાયમાન લોખંડની પુરુષની મૂર્તિઓ સાથે વ્યભિચાર કર્મ કરનારી સ્ત્રીઓને બળાત્કારથી આલિંગન કરાયેલી જોઈ. (૧૮)

वज्रकण्टकशाल्मल्याह्वयेऽपि नरके तथा । याम्यैरारोप्य हि क्रूरैर्वज्रकण्टकशाल्मलीः ॥१९॥ कांश्चिदाकृष्यमाणान् वै सोऽपश्यत् पापिनो जनान् । आर्त्तनादान् विदधतो रुदतो व्याकुलान् भृशम् । ॥२०॥ विण्मूत्रादिप्रपूर्णायां वैतरण्यां यमानुगैः । निपातितान् महानद्यां यादोव्रातैरितस्ततः ॥२१॥ भक्ष्यमाणान् महाक्लेशान् नरान् कांश्चित् कृतैनसः । स व्यचष्ट निजं पापं स्मृत्वा शोकं प्रकुर्वतः ॥२२॥ लालाभक्षाख्यनिरये पूयश्लेष्मादिसंभृते । सोऽपश्यत् पतितान् दुष्टान् कांश्चित् पूयादिभक्षिणः ॥२३॥

लक्ष्यभूतान् यमभटैर्विध्यमानान् महेषुभिः । इतस्ततः स्रवद्रक्तान् कांश्चित् सोऽवैक्षताऽघिनः ॥२४॥ खड्गादिभिस्तथा शस्त्रैर्निर्दयैर्यमकिङ्करैः । कतिचिच्छिन्नभिन्नाङ्गान् सोऽपश्यत् पापिनो जनान् ॥२५॥ वज्रदंष्ट्रैश्च भषकैर्भक्ष्यमाणान् भयङ्करैः । कतिचित्पापिनोऽपश्यत्कृताक्रोशान् भृशाकुलान् ॥२६॥ शतयोजनतुङ्गाद् वै शैलशृङ्गाद् यमानुगैः । पात्यमानान् शिलापृष्ठे तिलशः शीर्णविग्रहान् ॥२७॥ अधःशिरस एवार्त्तान् कुर्वतो रोदनं मुहुः । सोऽपश्यत्पापिनः कांश्चित्कम्पमानो दयाकुलः ॥२८॥ सिक्ताऽऽस्यान् कांश्चिदेवाऽग्निस्त्रवत्कार्ष्णायसेन तैः । वक्षस्येव पदाऽऽक्रान्तान् स याम्यैरैक्षताघिनः ॥२९॥ क्षारपङ्के यमभटैरर्वाग्मूर्धतया जनान् । प्रवेशितांश्च कतिचित् पापिनः स व्यलोकयत् ॥३०॥ शस्त्रैर्विदार्य केषाञ्चित्पापिनां देहिनां तनूः । तच्छोणितं प्रपिबतो नृत्यतो गायतो मुदा ॥३१॥ याम्यान् सोऽवैक्षत क्रूरान् दयालेशविवर्ज्जितान् । दृष्ट्वा रोरूयमाणांस्तान् पापिनस्त्रासमव्रजत् ॥३२॥

---

તેમજ **વજકંટક શાલ્મલી** નામના નરકમાં પણ ક્રૂર યમદૂતોએ વજકંટક શાલ્મલીના વૃક્ષોની ઉપર મૂકીને ખેંચવાથી આર્તનાદો કરતા, રડતા, અત્યંત દુઃખી થતા કેટલાક પાપી જનોને તેણે જોયા. (૧૯-૨૦)

કેટલાક પાપીઓને યમદૂતોએ વિષ્ટા, મૂત્ર, વગેરેથી પૂર્ણ એવી **વૈતરણી** નામની મહાનદીમાં નાંખેલા અને જળજંતુ જે મગરમચ્છાદિકોએ અહીં-તહીં ખાવા માંડેલા, મહા દુઃખિયા થઈને પોતાના પાપને સ્મરણ કરવાપૂર્વક, શોક કરતા નરોને જોયા. (૨૧-૨૨) કેટલાક દુષ્ટ પાપીઓને પરુ-પાચ, કફાદિથી ભરપૂર **લાલાભક્ષ** નામના નરકમાં પડેલા અને પરુ વગેરેનું ભક્ષણ કરાવાતા જોયા. (૨૩) યમ ભટોએ લક્ષ્યરૂપ કેટલાક પાપીઓને મોટા બાણોથી વીંધવા માંડેલા, જ્યાં ત્યાંથી સ્રવે છે લોહી જેમને એવાને જોયા. (૨૪) નિર્દય યમ કિંકરોએ તરવાર આદિક શસ્ત્રો વડે છિન્ન ભિન્ન કરેલા અંગોવાળા કેટલાક પાપી જનોને તે બ્રાહ્મણ જોવા લાગ્યો.(૨૫)

તેમજ વજ જેવી દાઢોવાળા-ભયંકર કૂતરાઓથી ખાવા માંડેલા, બૂમો પાડતા, અત્યંત પીડાથી દુઃખી થયેલા પાપીઓને જોયા. (૨૬) યમના દૂતોએ સો યોજન ઊંચા પર્વતના શિખર પરથી પત્થરની શિલા ઉપર પાડેલા, તેથીજ તલતલ જેટલા વિશીર્ણ થયા છે શરીરો જેમનાં અને નીચે છે મસ્તક જેમના એવા, દુઃખથી વારંવાર રુદન કરતા, કેટલાક પાપીઓને દયાથી વ્યાકુળ થઈ કંપતો થકો તે બ્રાહ્મણ જોતો હતો. (૨૭-૨૮) કેટલાક પાપીઓને યમના દૂતોએ અગ્નિથી સ્રવતો લોઢાનો રસ મુખમાં રેડ્યો છે એવા; પગથી છાતીમાં દબાવેલા છે એવા પાપીઓને જોયા. (૨૯) તથા યમના ભટોએ **ક્ષારકર્દમ** નામના નરકમાં નીચે મસ્તક રખાવીને પ્રવિષ્ટ કરાવેલા પાપી જનોને જોયા. (૩૦)

કેટલાક પાપ કર્મ કરનારા દેહધારીઓના શરીરને શસ્ત્રોથી વિદારણ કરીને, તેમના લોહીનું પાન કરતા થકા હર્ષપૂર્વક નાચ કરતા, તથા ગાન કરતા ક્રૂર અને લગારેય પણ દયા જેમને નથી એવા યમદૂતોને જોઈને વારંવાર અત્યંત રુદન કરતા તે પાપીઓને જોઈને તેને ત્રાસ થયો. (૩૧-૩૨)

याम्यैः शूलादिषु क्रूरैस्तिग्मेषु प्रोतविग्रहान् । तिग्मतुण्डैश्च विहगैर्गृध्रकङ्कबटादिभिः ॥३३॥ इतस्ततो विदीर्णाङ्गान् दुरन्तव्यसनाकुलान् । स व्यचष्टैव रुदतः कांश्चिद् दुष्कर्मकारिणः ॥३४॥ पञ्चाननैश्च सप्तास्यैर्दन्दशूकैर्भयंकरैः । दष्टान् कांश्चन सोऽपश्यत् पापिनो दुस्तरव्यथान् ॥३५॥ कांश्चिद् विषाग्निधूमे तै रुद्धान् दुष्टान् व्यचष्ट सः । उत्पाटितेक्षणांश्चाऽन्यान् गृध्राद्यैस्तीक्ष्णचञ्चुभिः ॥३६॥

नृणामुद्धृत्य देहेभ्यः केषाञ्चित् पापिनां त्वचः । याम्यान् स प्रेक्षतैवोग्रान् सीव्यतस्तुन्नवायवत् ॥३७॥ शिलावृष्ट्या यमभटैः पीडितान् कांश्चनाऽघिनः । वह्निवृष्ट्या तथा कांश्चिच्छस्त्रवृष्ट्या व्यचष्ट सः ॥३८॥ रुद्धान् क्षारजले कांश्चिद्याम्यैर्दुष्टान् व्यचष्ट सः । निषिच्यैव पयोऽत्युष्णं कतिचिच्चातिपीडितान् ॥३९॥ कांश्चिद् विदीर्यमाणाङ्गान् करपत्रैर्व्यचष्ट सः । याम्यैः पुरीषलिप्ताङ्गान् पुरीषादांश्च कांश्चन ॥४०॥ बद्धान् याम्यैश्च कतिचित् पाशैर्मुद्गरताडितान् । सर्वसन्धिषु सोऽपश्यत् कांश्चिच्चैवाऽवदारितान् ॥४१॥ ज्वलदङ्गारशय्यायां शायितान् यमकिङ्करैः । स व्यचष्टाऽघिनः कांश्चित् प्रदीप्तेऽग्नौ च दाहितान् ॥४२॥ उद्धृत्यैव त्वचो याम्यैर्वृक्षशाखास्ववाङ्मुखान् । बद्धान् कांश्चिदधो वह्निज्वालादग्धान् व्यचष्ट सः ॥४३॥ याम्यैर्विदार्यमाणाङ्गान् कांश्चिद् दुष्टान्महागजैः । निषिच्याऽम्भश्च सोऽपश्यद् वक्त्रादौ क्षारमर्दितान् ॥४४॥ आस्येषु वह्निना तप्तं याम्यैः पिण्डं किलाऽऽयसम् । प्रवेश्य पीडितान् कांश्चित् सोऽपश्यत् पापिनो जनान् ॥४५॥

---

ક્રૂર યમદૂતોએ તીક્ષ્ણ શૂળી વગેરે ઉપર પરોવેલા છે શરીર જેમનાં, તેમજ કઠોર ચાંચો વડે પક્ષીઓઃ ગીધો, કાગડા તથા માંસાહારી બટ પક્ષી વગેરેએ ચારેય બાજુથી તોડી નાંખેલા અંગો વાળા, દુરંત દુઃખની પીડાથી રડતા, દુષ્કર્મ કરનારા કેટલાક પાપીઓને જોયા. (૩૩-૩૪) ભયંકર પાંચ મુખવાળા તથા સાતમુખવાળા ઝેરી સર્પોએ દંશ કરાયેલા અત્યંત પીડા પામતા કેટલાક પાપીઓને જોયા. (૩૫)

કેટલાક દુષ્ટોને ઝેરી અગ્નિના ધુમાડામાં યમદૂતોએ રુંધેલા, તેમજ બીજા કેટલાક પાપીઓને ગીધો વગેરેએ તીક્ષ્ણ ચાંચો વડે ઉખેડી નાંખ્યા છે નેત્રો જેમનાં એવા જોયા. (૩૬) કેટલાક પાપીઓની ચામડીને તેમના દેહથી ઉખેડીને દરજીની માફક સાંધતા ઉગ્ર સ્વભાવવાળા, યમદૂતોને જોયા. (૩૭) યમ ભટ્ટોએ કેટલાક પાપીજનોને શિલાનો વરસાદ વરસાવીને તેમજ અગ્નિના વર્ષાદથી તથા કેટલાક પાપીઓને શસ્ત્રના વર્ષાદથી પીડા પમાડાતા જોયા. (૩૮) યમદૂતોએ ખારા પાણીમાં રોકેલા, દુષ્ટ કર્મ કરનારાઓને કેટલાકને અતિ ઊનું જળ રેડીને અત્યંત પીડા પમાડેલા જોયા. (૩૯) યમદૂતોએ કેટલાક પાપીજનોને કરવતોથી છેદવા માંડેલા અંગવાળા, તેમજ વિષ્ટા ચોપડેલા અંગોવાળા તથા વિષ્ટા ખાતા તે બ્રાહ્મણે જોયા. (૪૦)

યમદૂતોએ કેટલાકને પાશથી બાંધેલા તથા મુદ્‌ગળથી તાડન કરાયેલા, તથા કેટલાક પાપી જનોને તો સર્વ સાંધાઓ છેદી નાંખેલા જોયા. (૪૧) યમના કિંકરોએ બળતા અંગારાની પથારીમાં સુવાડેલા, કેટલાક પાપી જનોને પ્રદીપ્ત અગ્નિમાં બળાતા જોયા. (૪૨) યમદૂતોએ કેટલાક પાપીઓની ચામડી ઉખેડી લઈને વૃક્ષની ડાળખીઓમાં નીચે મુખ રાખીને બાંધેલા તેમજ કેટલાક પાપી જનોને અગ્નિની જ્વાલાઓથી બાળેલા જોયા. (૪૩) યમદૂતોએ કેટલાક દુષ્ટોને મોટા હાથીઓ પાસે વિદારણ કરાયેલા અંગોવાળા, કેટલાક પાપીઓના મુખ વગેરેમાં ખારું પાણી રેડીને પીડા પમાડેલા જોયા. (૪૪) યમદૂતોએ કેટલાકના મુખમાં અગ્નિથી તપાવેલો લોઢાનો ગોળો નાંખીને પીડા પમાડેલા જોયા. (૪૫)

पीड्यमानांश्च शार्दूलैर्दुष्टान् कांश्चिद् व्यचष्ट सः । महिषाद्यैश्च कतिचित्ताड्यमानान् कृतैनसः ॥४६॥ महातिक्ताऽऽदनैः कांश्चित् पीडितान् पापिनश्च तैः । सोऽपश्यत् कर्दमे क्षारे शाययित्वा तथाऽर्दितान् ॥४७॥ नानाशस्त्रास्त्रशयने शाययित्वा यमानुगैः । सोऽर्दितान् कांश्चनाऽपश्यत्तप्ताऽयःशयनेन च ॥४८॥ अत्युष्णतैलपानेन पीडितांस्तैश्च पापिनः । सोऽपश्यद् वह्नितप्ताऽश्मप्राशनैश्चार्दितान् भृशम् ॥४९॥

कषायनीरपानेन भूरिशीतोष्णवारिभिः । स्नपनेनार्दितान् याम्यैर्दुष्टान् कांश्चिद् व्यचष्ट सः ॥५०॥ सूचीः प्रवेश्य चैवाक्ष्णोर्याम्यैर्वै नखसन्धिषु । स व्यचष्टार्दितान् दुष्टान् कांश्चिद्भग्नरदांस्तथा ॥५१॥ जीवतामपि केषांचिदन्त्राण्युद्धृत्य पापिनाम् । पीडितांस्तान् भृशं याम्यैरपश्यत् स दयार्दितः ॥५२॥ दीर्घकण्टकशय्यायां याम्यैः कांश्चन शायितान् । आर्त्तनादांश्च रुदतः सोऽपश्यत् पापिनो जनान् ॥५३॥ इत्थं वर्षसहस्रेण वक्तुं नैव क्वचित्क्षमाः । भुञ्जानान् यातनाश्चित्रा मर्त्यान् दुष्टान् व्यचष्ट सः ॥५४॥ समारुह्य विमानानि यमपुर्य्याः समीपतः । सोऽपश्यद्गच्छतो राजन् प्राणिनः पुण्यकारिणः ॥५५॥ स इत्यालोक्य विविधा यातनास्त्रस्तमानसः । चित्रगुप्तान्वितश्चायाद्धर्मराजमहासभाम् ॥५६॥ ततो यमं स तं नत्वा मानितस्तेन वाडवः । न्यषीदत्तत्र तं धर्मो ह्युपचारैस्तथाऽर्चयत् ॥५७॥ अथेत्यूचे स धर्मस्तं याहि त्वं विप्र मा चिरम् । नो चेत्ते दाहयिष्यन्ति देहं त्वद्बान्धवा द्रुतम् ॥५८॥

કેટલાક દુષ્ટ પુરુષોને વ્યાઘ્રોએ પીડા પમાડેલા, કેટલાકને પાડા વગેરે પ્રાણીઓએ તાડન કરાયેલા જોયા. (૪૬) યમદૂતોએ અત્યંત તીખાં ભોજનો વડે કેટલાક પાપીઓને પીડા કરાયેલા, તથા **ખારા કાદવમાં** સુવડાવીને પીડા પમાડેલા, તે બ્રાહ્મણે જોયા. (૪૭) યમદૂતોએ વિવિધ પ્રકારના શસ્ત્ર-અસ્ત્રોના શયનમાં સુવડાવીને તથા તપેલા લોઢાની શય્યામાં સુવડાવીને **પીડા** પમાડેલા કેટલાક પાપીઓને બ્રાહ્મણે જોયા. (૪૮) પાપીઓને અત્યંત ઊનું તેલ પીવડાવવાથી પીડા પમાડેલા, તથા અગ્નિથી તપાયમાન પથ્થરો ખવડાવવાથી અત્યંત પીડા પમાડેલા જોયા. (૪૯) યમદૂતોએ કષાયેલુ પાણી પાવાથી, તેમજ અત્યંત ટાઢાં તથા અત્યંત ગરમ પાણી વડે સ્નાન કરાવવાથી પીડા પમાડેલા જોયા. (૫૦)

યમપુરુષોએ આંખોમાં સોયા ઘાલીને તેમજ નખના સાંધાઓમાં સોયા ઘાલીને, તેમજ ભાંગી નાખ્યા છે દાંત જેમના એવા પીડા પમાડેલા પાપી પુરુષોને જોયા. (૫૧) યમદૂતોએ જીવતા કેટલાક પાપીઓના આંતરડાં ઉખાડીને અત્યંત પીડા પમાડેલા પાપીઓને તે બ્રાહ્મણે દયાથી આર્દ્ર બની જોયા. (૫૨) યમદૂતોએ લાંબા કાંટાની શય્યામાં સુવાડેલા કેટલાક પાપીજનોને આર્તનાદો કરતા થકા **રુદન** કરતા જોયા. (૫૩) આ પ્રકારે હજાર વર્ષે પણ જે આ યમયાતનાનું દુઃખ કોઈથી ક્યારેય વર્ણવી શકાય નહિ એવી, નાના પ્રકારની યમયાતનાને ભોગવતા દુષ્ટ પ્રાણીઓ તેણે જોયા. (૫૪)

હે રાજન્ ! પુણ્યશાળી પ્રાણીઓને તે પ્રદ્યુમ્ન બ્રાહ્મણે યમપુરીની સમીપથી વિમાનોમાં બેસીને જતા જોયા. (૫૫) તે બ્રાહ્મણ આ પ્રકારે વિવિધ **યાતનાઓ** જોઈને, મનમાં ત્રાસ પામેલો થકો ચિત્રગુપ્તની સાથે ધર્મરાજાની મહાસભામાં આવ્યો. (૫૬)

ત્યારબાદ તે બ્રાહ્મણ યમરાજાને નમસ્કાર કરીને, તેમજ યમે માન આપેલો થકો ત્યાં બેઠો. ધર્મરાજાએ તેની વિવિધોપચારથી પૂજા કરી. (૫૭) પછી ધર્મરાજાએ તેને કહ્યું 'તમો તત્કાળ (દેહ પ્રત્યે) જાવ. જો તમો જવામાં વિલંબ કરશો તો તમારો દેહ તમારા બંધુઓ તત્કાળ બાળી દેશે.' (૫૮)

**आज्ञप्त इत्थं स यमेन विप्रस्तद्यातनावीक्षणकम्पमानः । प्रणम्य तं पुण्यजनाभिरामं स्वमाविशद्देहमुपेत्य राजन् ॥५९॥**

**एवं शुकानन्दमुनेरुदारां गिरं निशम्यैव स भूमिपालः । शुश्रूषमाणो विनयावनम्रो मुदेत्यपृच्छत्तमगाधबोधम् ॥६०॥**

इति श्रीहरिलीलाकल्पतरूमाहात्म्ये शुकानन्दाऽभयसिंहसंवादे द्विजदृष्टनिरययातनानिरूपणनामा द्वादशोऽध्यायः ॥१२॥

## ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

राजोवाच – **मृत्वा निजात्मजे विद्वन् याते संयमनीं पुरीम् । कीदृशं तत्पितुर्जातं वृत्तान्तं ब्रूहि तद्धि मे ॥१॥ इत्थं जिज्ञासमानेन स पृष्टस्तेन भूभुजा । शुकानन्दो मुनीन्द्रस्तं प्रोचे वाक्यमिदं मुदा ॥२॥**

श्रीशुकानन्द उवाच – **राजंस्तज्जनकस्याहं वृत्तान्तं कथयामि ते । शुश्रूषवेऽनुरक्ताय त्वं शृणु स्वस्थमानसः ॥३॥ भूपते स्वस्य शापेन त्यक्त्वा देहं निजात्मजे । गते याम्यां पुरीं जाते विरामे क्रोधरंहसः ॥४॥ स्मरन् पुत्रं स विप्रस्तं तद्वियोगव्यथाऽऽकुलः । नष्टधैर्योऽतिविलपन् प्रोचे शोचन्निदं वचः ॥५॥**

---

આ પ્રમાણે યમરાજાએ આજ્ઞા કરી તેથી તે યમપુરીનું દુઃખ જોવાથી કંપાયમાન બ્રાહ્મણે પુણ્યશાળી પુરુષોને તો અતિ રમણીય, યમરાજાને પ્રણામ કરીને પોતાના દેહમાં પ્રવેશ કર્યો. (૫૯)

આ પ્રમાણે શુકાનંદ મુનિની ઉદાર વાણી સાંભળીને વિશેષ સાંભળવાને ઈચ્છતા, વિનયથી નમ્રતાવાળા **અભયસિંહ રાજા** હર્ષપૂર્વક અગાધ જ્ઞાનવાળા શુકાનંદમુનિને આ પ્રકારે પૂછવા લાગ્યાઃ (૬૦)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદમુનિ-અભયસિંહ સંવાદમાં
'બ્રાહ્મણે જોયેલી નરકની યાતના નિરૂપણ' નામે બારમો અધ્યાય સંપૂર્ણ. (૧૨)

## અધ્યાય : ૧૩

## પ્રદ્યુમ્ન-બ્રાહ્મણે કહેલું પોતાનું વૃત્તાંત તથા કથા-શ્રવણનું મહાફળ.

**અભયસિંહ રાજા પૂછે છેઃ-** 'હે વિદ્વન્ ! પોતાનો પુત્ર મરીને યમપુરીમાં ગયો ત્યારે તેના પિતાનું શું થયું ? એ **વૃત્તાંત** મને કહો.' (૧) આ પ્રમાણે જાણવા ઈચ્છતા તે રાજાએ પૂછ્યું તેથી શુકાનંદ મુનીન્દ્ર તે રાજાને હર્ષપૂર્વક કહેવા લાગ્યા. (૨)

**શ્રીશુકાનંદ મુનિ બોલ્યા :-** હે રાજન્ ! અતિશય પ્રેમ મગ્ન થઈને સાંભળવા ઈચ્છતા તમોને હું તેના પિતાનું વૃત્તાંત કહું છું. તમો સ્વસ્થ મનથી તે સાંભળો. (૩)

હે રાજન્ ! પોતાના શાપથી પોતાનો પુત્ર દેહત્યાગ કરીને યમપુરીમાં ગયો. પરંતુ ક્રોધનો વેગ શાંત થયા પછી તે **બ્રાહ્મણ** પુત્રના વિયોગની પીડાથી દુઃખી થઈને નાશ પામી છે ધીરજ જેની એવો થકો પુત્રને સંભારતો, તેમજ અત્યંત વિલાપ કરતો, આવી રીતે બોલવા લાગ્યોઃ (૪-૫)

अहो मया बताऽन्यायं किं कृतं कर्म निन्दितम् । येनाऽसभ्यस्य मे जाता ब्रह्महत्या दुरत्यया ॥६॥ अहो श्वसन्नपि मृतो मन्दबुद्धिर्महाजनैः । गर्ह्यो मृत्वैव विवशो लोकं यास्याम्यहं तु कम् ॥७॥ हहा ममैव शापेन पुत्रोऽप्येको मृतिं गतः । कं कुर्यां चाधुनोपायं कं पृच्छेयं विदुत्तमम् ॥८॥ द्राघीयसा हि वयसा जाता जीर्णा मदाकृतिः । ततोऽशक्तस्य नितरां सेवां को मे विधास्यते ॥९॥ इत्थं नितान्तशोकार्तो विप्रस्तं स्वात्मजं स्मरन् । विलपन् भूरिकष्टेन राजन्निन्येऽखिलां निशाम् ॥१०॥ शबदाहस्य यामिन्यां निषेधादेव स प्रगे । कर्तुं तद्दाहसंस्कारं यावदासीत्स उद्यतः॥११॥ तावत्तस्यात्मजो राजन् यमपुर्या उपागतः । प्राविशत्तन्निजं गात्रं ततोऽभूच्चञ्चलं हि तत् ॥१२॥ तद्विलोक्याऽखिला विप्रास्तत्पित्राद्यास्तु विस्मिताः । मृत्युं प्राप्तोऽप्ययं तूर्णं जीवितश्चेत्यवोचिरे ॥१३॥ अथोत्थायाऽऽशु तत्पुत्रो विप्रान् विस्माययन् भृशम् । पितरं स्वं महानन्दं प्रोचे वाक्यमिदं मुदा ॥१४॥ अहं संयमनीं यातो धर्मराजपुरीं पितः । धर्मराजेन सम्मानः कृतस्तत्रैव मे महान् ॥१५॥ दुःसहास्तत्र विविधा यातनाः पापकारिणाम् । मयाऽवलोकितास्तस्माच्चकम्पेऽहं पितर्भृशम् ॥१६॥ हरिलीलाकल्पतरुग्रन्थो मुक्तिप्रदो मया । पञ्चाहानि श्रुतो यस्मात् पापतापप्रणाशनः ॥१७॥ तस्मात्तेनैव पुण्येन धर्मराजपुरे त्वहम् । यातनाभ्यो हि निर्मुक्तः पुनरत्राऽऽगतः पितः ॥१८॥ त्वच्छापान्मोचयित्वा मां धर्मराजो महामतिः । मय्येवानुग्रहं कृत्वा प्रोचे वाक्यमिदं शुभम् ॥१९॥

---

'અહો, ખેદની વાત છે કે મેં અન્યાય કર્યો. આ તે કેવું નિંદિત કર્મ કર્યું ? જે કર્મ કરવાથી અસભ્ય બનેલા મને નાશ ન પામે તેવી બ્રહ્મહત્યા પ્રાપ્ત થઈ. (૬) અહો ! શ્વાસ લેવા છતાં પણ હું મરેલો છું. મંદ બુદ્ધિવાળો, મહાજનોએ નિંદિત, વિવશ થઈને મરીને હું કયા લોકમાં જઈશ ? (૭) અરેરે મારા જ શાપથી એકનો એક પુત્ર પણ મૃત્યુ પામ્યો. હવે હું કયો ઉપાય કરું ? વિદ્વાનોમાં ઉત્તમ કયા વિદ્વાનને પૂછું ? (૮) મારી અત્યંત વૃદ્ધાવસ્થાથી મારું શરીર જીર્ણ થયું છે. તેથી અશક્ત એવા મારી સેવા પણ કોણ કરશે ?' (૯)

હે રાજન્ ! આ પ્રકારે અત્યંત શોકથી પીડા પામેલા બ્રાહ્મણે, પોતાના પુત્રને સંભારીને ઘણા દુઃખથી વિલાપ કરીને, સમગ્ર રાત્રિ વિતાવી. (૧૦) રાત્રિમાં શબને અગ્નિસંસ્કાર કરવાનો નિષેધ હોવાથી તે બ્રાહ્મણ પ્રાતઃકાળમાં જ્યાં (જેટલામાં) તેનો દાહ સંસ્કાર કરવા માટે તૈયાર થયો. (૧૧)

તેટલામાં હે રાજન્ ! યમપુરીથી આવેલા તેના પુત્રે પોતાના શરીરમાં પ્રવેશ કર્યો. તેથી તેનું શરીર હાલતું ચાલતું થયું. (૧૨) તેને જોઈને તેના પિતા વગેરે સર્વે બ્રાહ્મણો તો આશ્ચર્યચકિત થઈને 'આ મૃત્યુ પામીને પણ તત્કાળ જીવતો થયો' એમ બોલ્યા. (૧૩) પછી તત્કાળ તેનો **પુત્ર** ઊઠીને બ્રાહ્મણોને અત્યંત વિસ્મય પમાડતો થકો મહા આનંદવાળા પોતાના પિતાને આ પ્રમાણે હર્ષથી કહેવા લાગ્યોઃ (૧૪)

'હે પિતા ! હું સંયમિની નામની ધર્મરાજાની પુરીમાં ગયો હતો. ત્યાં ધર્મરાજાએ મારું મોટું સન્માન કર્યું. યમપુરીમાં પાપ કર્મ કરનારા પ્રાણીઓની દુઃસહ વિવિધ યાતનાઓ મેં જોઈ. તેથી હે પિતા ! હું અત્યંત કંપાયમાન થયો છું. (૧૫-૧૬) જેથી મુક્તિ આપનારો, પાપ તાપને નાશ કરનારો, હરિલીલાકલ્પતરુ નામનો **ગ્રંથ** મે પાંચ દિવસ સાંભળ્યો હતો. (૧૭)

તેથી તેના **પુણ્ય** વડે જ ધર્મરાજાની પુરીમાંથી હું હે પિતા ! યાતનાઓથી મુક્ત થઈને, અહીં આવેલો છું. (૧૮) મહાબુદ્ધિશાળી ધર્મરાજાએ મને તમારા શાપથી મુક્ત કરીને, મારા ઉપર અનુગ્રહ કરીને આવું **શુભ વચન** કહ્યુંઃ (૧૯)

हरेर्धर्मभुवः साक्षाद्दिव्यलीलासुधारसम् । ग्रन्थं पञ्च दिनान्येव श्रुत्वा मुक्तस्त्वमापदः ॥२०॥ शृणुयुस्तं तदा सर्वं ये जनास्तेऽञ्जसा भवात् । मुञ्चेयुस्तत्र किञ्चित्रं श्रव्यो ग्रन्थः स तत्त्वया ॥२१॥ यास्यसि त्वं ततो नूनं भुक्तिं मुक्तिं तथेप्सिताम् । इत्थं तद्वचनं श्रुत्वा सुप्रीतोऽत्राऽऽगतोऽस्म्यहम् ॥२२॥ एवमाकर्ण्य तद्वाक्यं तत्पिता प्रीतमानसः । मुमुक्षुस्तं निजं पुत्रं प्रोचे वाक्यमिदं मुदा ॥२३॥ प्राणिनां पापकर्तृणां पुत्र वैवस्वतालये । दुःखं प्रोक्तमसह्यं यत्त्वया तत्सत्यमस्ति वै ॥२४॥ पापिनां सन्ति भोक्तव्याः शास्त्रेषूक्ता हि यातनाः । गर्भवासोद्भवं चोक्तं भूरि दुःखमसह्यकम् ॥२५॥ दश मासान्निवसतो विण्मूत्रादिमलैर्भृते । प्रसूदरेऽङ्गिनोऽनन्तं कष्टमस्ति महत्तरम् ॥२६॥ जरायुवेष्टितः प्राणी तत्रान्त्रैरावृतो बहिः । तिष्ठत्यधोमुखो भुग्नपृष्ठग्रीवो व्यथाकुलः ॥२७॥ विण्मूत्राद्यन्विते गर्त्ते सुप्तस्तत्रैव सोऽवशः । कृमिपूर्णे च संकीर्णे रुद्धश्वासो विचेष्टनः ॥२८॥ मात्रा भुक्तैः कटुक्षारतीक्ष्णोष्णाम्लादिवस्तुभिः । स्पृश्यमानः स लभते सर्वाङ्गेष्वतिवेदनाम् ॥२९॥ स तस्मिन् कर्हिचित् कर्त्तुं स्वाङ्गचेष्टामशक्नुवन् । मुह्यमानो हि तत्राऽऽस्ते पञ्जराऽऽरुद्धपक्षिवत् ॥३०॥

---

“પ્રત્યક્ષ ધર્મના પુત્ર શ્રીહરિની દિવ્યલીલારૂપી અમૃત રસવાળો ગ્રંથ પાંચ જ દિવસ સાંભળીને, તમો આપત્તિથી મુકાયેલા છો. (૨૦) તો સમગ્ર ગ્રંથ જે જનો સાંભળે તે જનો તત્કાળ સંસારથી મુક્ત થાય તેમાં આશ્ચર્ય શું ? માટે તમારે તે ગ્રંથ (સંપૂર્ણ) સાંભળવો.(૨૧) ગ્રંથના શ્રવણથી નિશ્ચે ઈચ્છિત ભુક્તિ તથા મુક્તિ તમો પામશો.” આવું યમરાજાનું વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થઈને હું અહીંયાં આવ્યો છું.’ (૨૨)

પોતાના પુત્રનું આવું વચન સાંભળીને, પ્રસન્ન મનવાળા મુક્તિ ઈચ્છતા તેના **પિતા**એ પોતાના પુત્રને હર્ષપૂર્વક આવું **વચન** કહ્યું. (૨૩) ‘હે પુત્ર ! પાપ કરનાર પ્રાણીઓનું યમરાજાની પુરીમાં અસહ્ય દુઃખ જે તમોએ કહ્યું, તે નિશ્ચયજ સત્ય છે. (૨૪)

શાસ્ત્રોમાં કહેલી યાતનાઓ પાપીજનોને ભોગવવી પડે છે. ગર્ભવાસથી ઉત્પન્ન થયેલું દુઃખ અસહ્ય કહ્યું છે. (૨૫)

વિષ્ટા-મૂત્રાદિથી ભરેલા માતાના ઉદરમાં દશ માસ નિવાસ કરતા દેહધારીને અનંત, મહા કષ્ટ થાય છે. (૨૬)

માતાના ઉદરમાં પ્રાણી આંતરડાથી આવરણવાળો ને બહાર ઓરથી વીંટાયેલો હોય છે. નીચા મુખવાળો, ડોક તથા પૃષ્ઠ ભાગથી ભાંગેલો એવો, પીડાથી આકુળ વ્યાકુળ હોય છે. (૨૭)

વિષ્ટા-મૂત્રાદિથી યુક્ત તથા કીડાઓથી પૂર્ણ એવા ખાડામાં જ તે પરવશ થઈને સૂવે છે. શ્વાસ રોકાયેલો હોવાથી ચેષ્ટાથી રહિત હોય છે. (૨૮)

માતાએ ખાધેલાં કડવાં, ખારાં, તીખાં, ઊનાં તથા ખાટાં પદાર્થોના સ્પર્શથી તે પ્રાણી બધા અંગોમાં અત્યંત વેદના પામે છે. (૨૯)

તે પ્રાણી માતાના ઉદરમાં ક્યારેય પણ પોતાના અંગની ચેષ્ટા કરવા માટે સમર્થ થતો નથી. તેથી મોહ પામીને પાંજરામાં પૂરેલા પક્ષીની માફક તે ત્યાં જ રહે છે. (૩૦)

**कोमलत्वेन कृमिभिर्जाठरैश्च बुभुक्षितैः । क्षताङ्गो मुहुरत्यार्त्तो मूर्च्छामाप्नोति स ध्रुवम् ॥३१॥ जाठराग्निमहाज्वालाज्वलद्गात्रो निरन्तरम् । निर्गन्तुञ्चाक्षमस्तस्मात्तत्राऽसृक् सोऽश्नुते भृशम् ॥३२॥ खन्यां मलप्रपूर्णायामास्ते विड्भूर्यथाऽनिशम् । तथा स्वमातुरुदरे स तिष्ठत्याकुलो ध्रुवम् ॥३३॥ तस्माद् गर्भे तु निरयात्कुम्भीपाकादपि ध्रुवम् । अधिका दुःसहाऽऽपत्तिर्वर्तते चेति बुध्यताम् ॥३४॥ समग्रां तामहं वक्तुं पुत्र वर्षशतैरपि । न शक्नोमि ततः प्रोक्ता सा संक्षेपेण ते मया ॥३५॥ एवं हि स्वेदजाद्यासु चतसृष्वेव योनिषु । कोटिवारान् विद्यतेऽत्र गर्भवासार्त्तिरङ्गिनाम् ॥३६॥ आधिव्याधिजनुर्मृत्युजराद्यैरर्दितात्मनाम् । नृणामस्त्यत्र संसारे क्लेशोऽनन्तो दुरत्ययः ॥३७॥ लोभकामादिदावाग्निज्वालादग्धात्मनां सदा । मायाकालभयार्त्तानां जनानां न क्वचित् सुखम् ॥३८॥ कृच्छ्राप्तैरत्र मर्त्यानां कामैरर्थैश्च किं सुखम् । नित्यं दन्दह्यमानानां तापैराध्यात्मिकादिभिः ॥३९॥ शारदाभ्रतडिल्लोलं वित्तमायुश्च यौवनम् । भोगकाले च विषया रम्याश्चान्ते महार्त्तिदाः ॥४०॥ गवाक्ष्यास्तु फलं चान्तर्विषं रम्यं बहिर्यथा । तथा सन्त्येव विषया भुक्ता भूरिव्यथाप्रदाः ॥४१॥ मरीचिकाजलौपम्या दुस्त्यजा मोहकारिणः । शब्दाद्याः पञ्च विषयाः सन्ति संसारहेतवः ॥४२॥ देहिनामस्ति दुर्वार्यं जन्मदुःखं पुनः पुनः । जराद्यार्त्तिश्च मरणक्लेशश्चैवातिदुःसहः ॥४३॥**

---

તે પ્રાણી કોમળ હોવાથી, ભૂખ્યા જઠરના કૃમિઓએ ખાવા માંડેલા અંગોવાળો, વારંવાર દુઃખી થઈને મૂર્છા પામે છે. (૩૧) હંમેશાં જઠરાગ્નિની મહા જ્વાલાથી બળતા શરીરવાળો નીકળવા માટે અસમર્થ હોવાથી તે ત્યાં માતાના રુધિરનું જ પાન કરે છે. (૩૨)

રાત્રિ દિવસ વિષ્ટાથી પરિપૂર્ણ ખાણમાં, વિષ્ટામાં થનારા કીડાઓ જેમ વિષ્ટામાં પડી રહે છે તેમ પોતાની માતાના ઉદરમાં દુઃખી થઈને રહે છે. (૩૩) તેથી ગર્ભમાં તો કુંભીપાક નામના નરકથી પણ અત્યંત દુઃસહ પીડા છે એમ જાણો. (૩૪)

હે પુત્ર ! સો વર્ષો સુધી કહીએ તો પણ તે બધું દુઃખ કહેવા માટે કોઈ સમર્થ નથી. તેથી મેં તમોને સંક્ષેપથી કહ્યું છે. (૩૫) આ પ્રકારે સ્વેદજ, જરાયુજ, અંડજ અને ઉદ્‌ભિજ એ ચાર યોનિઓમાં પ્રાણધારીઓને કરોડો વાર ગર્ભવાસની પીડા થાય છે. (૩૬) આધિ, વ્યાધિ, જન્મ, મૃત્યુ, વૃદ્ધાવસ્થા વગેરેથી પીડાયેલા પ્રાણીઓને આ સંસારમાં નાશ ન પામે તેવો ક્લેશ હોય છે. (૩૭) લોભ-કામાદિરૂપી અગ્નિની જ્વાળાઓથી સદા બળેલા છે શરીર જેમનાં એવા, માયા અને કાળભયથી પીડા પામેલા જનોને ક્યાંય પણ સુખ નથી. (૩૮)

આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક, આ **ત્રિવિધ તાપથી** હંમેશાં વારંવાર બળતા મનુષ્યોને અતિશય દુઃખથી પ્રાપ્ત થયેલા અર્થ-કામથી શું સુખ થાય ? ન જ થાય. (૩૯) શરદઋતુના વાદળાં તથા વીજળીની માફક ધન, આયુષ્ય, અને યૌવન ચંચલ છે. ભોગ સમયમાં **વિષયો** રમણીય જણાય છે. અંતે મહાપીડા આપનારા છે. (૪૦) ઈન્દ્ર વરણાનું ફળ માંહેલીકોર ઝેરવાળું પરંતુ ઉપરથી રમણીય હોય છે. તેમ વિષયો તેવા છે. ભોગવેલા વિષયો ઘણી પીડા કરનારા છે. (૪૧)

ઝાંઝવાના જળની માફક દુસ્ત્યજ શબ્દાદિ પંચ વિષયો, મોહ કરનારા છે અને સંસૃતિના **કારણભૂત** છે. (૪૨) પ્રાણીઓને વારંવાર ન ત્યાગ થઈ શકે તેવું જન્મનું દુઃખ; વૃદ્ધાવસ્થાદિની પીડા તથા મરણનો ક્લેશ અતિ દુઃસહ છે. (૪૩)

लोभकामादिकग्राहे तृष्णाकल्लोलसङ्कुले । संसारसागरेऽपारे कष्टमस्त्यङ्गिनां महत् ॥४४॥ तस्मान्मनुष्यदेहेन प्रार्थितेनाऽपि निर्ज्जरैः । यो मुक्तिं साधयेन्मर्त्त्यो धीमान् स प्रोच्यते बुधैः ॥४५॥ आवाभ्यां हि ततस्तूर्णं गम्यं स्वश्रेयसे द्रुतम् । स्वामिनारायणीयानां साधूनामेव सन्निधौ ॥४६॥ तत्रैव सन्मुखादावां श्रोष्यावो मुक्तिकारणम् । हरिलीलाकल्पतरुग्रन्थं पापौघहारिणम् ॥४७॥ ततो नौ निश्चितं मुक्तिर्भविष्यत्यञ्जसोत्तमा । तमित्युक्त्वा स एवाऽभून्मोक्षसंसाधनोद्यतः ॥४८॥ स ततस्स्वात्मजोपेतो निर्गतः स्वाश्रमात् सुधीः । आयाद् वृत्तालयपुरं मोक्षसाधनतत्परः ॥४९॥ आचार्य्यं स ततः श्रुत्वा कर्तुं वासन्तिकोत्सवम् । जीर्णदुर्गपुरं यातं सपुत्रोऽत्राऽऽययौ द्रुतम् ॥५०॥ अत्राऽथ सात्मजो विप्रः सभामनूपविश्य सः । एतद्ग्रन्थकथां भद्रां वाच्यमानां मयाऽशृणोत् ॥५१॥ ततस्त्वेतत्कथाश्रुत्या महापुण्येन सात्मजः । दिव्यं विमानमारूढो धाम प्राप हरेर्हि सः ॥५२॥ इत्थं शुश्रूषुणा राजन् यत्पृष्टं मां त्वयैव तत् । स्पष्टं प्रोक्तं मयाऽशेषं तुभ्यमेव बुभुत्सवे ॥५३॥ श्रवणेऽस्येति शास्त्रस्य राजन्नस्ति महाफलम् । तदेतच्छृण्वतां पुंसां मुक्तिर्नैवाऽस्ति दुर्लभा ॥५४॥ ग्रन्थोऽयमस्ति कलिकल्मषजालहारी मोक्षैकहेतुरिह भक्तिविवृद्धिकारी । सन्तस्तदेनमनिशं प्रपिबन्तु भक्त्या लोके जनाश्च सततं स्वहितप्रसक्ताः ॥५५॥

---

દેહધારીઓને લોભ, કામાદિ રૂપી મગરમચ્છોવાળા તેમજ તૃષ્ણારૂપ તરંગોથી વ્યાપ્ત થયેલા સંસારરૂપી અપાર સમુદ્રમાં મહાન કષ્ટ છે. (૪૪) તેથી દેવતાઓએ પણ પ્રાર્થના કરાયેલું મનુષ્ય દેહ જે વડે જેણે મુક્તિ સિદ્ધ કરી છે, તે મનુષ્યને વિદ્વાનોએ બુદ્ધિમાન કહેલો છે. (૪૫)

તેથી આપણે બન્નેએ તત્કાળ આપણા કલ્યાણ માટે સ્વામિનારાયણના સાધુઓની પાસે જ જવું. (૪૬) ત્યાંજ પાપના સમુદાયને હરણ કરનાર; મુક્તિમાં કારણરૂપ, હરિલીલાકલ્પતરુ નામનો ગ્રંથ સંતોના મુખથી આપણે સાંભળીશું. (૪૭) તેથી આપણા બન્નેની તત્કાળ ઉત્તમ મુક્તિ નિશ્ચય થશે.' પોતાના પુત્રને આ પ્રમાણે કહીને તે બ્રાહ્મણ મોક્ષનું સાધન કરવામાં જ ઉદ્યમવાળો થયો. (૪૮)

પછી પોતાના પુત્રે સહિત પોતાના આશ્રમમાંથી નીકળીને બુદ્ધિમાન, મોક્ષ સાધનમાં તત્પર બ્રાહ્મણ, વૃત્તાલયપુરમાં આવ્યો. (૪૯) ત્યારબાદ ત્યાંથી 'વસંતનો ઉત્સવ કરવા માટે આચાર્યશ્રી જૂનાગઢ ગયા છે' એમ સાંભળીને, પુત્રની સાથે તત્કાળ અહીં આવ્યો. (૫૦) પછી અહીં પુત્રે સહિત તે બ્રાહ્મણ સભામાં પાછળ બેસીને એ હરિલીલાકલ્પતરુની કલ્યાણકારી કથા હું વાંચતો હતો, તે સાંભળીને; એ કથાના શ્રવણરૂપ મહા પુણ્યથી પોતાના પુત્ર સહિત દિવ્ય વિમાનમાં બેસીને તે ભગવાનના ધામમાં ગયો. (૫૧-૫૨)

હે રાજન્ ! આ પ્રમાણે સાંભળવાની ઈચ્છાવાળા તમોએ મને જે પૂછ્યું હતું તે, મેં જાણવાને ઈચ્છતા તમોને સ્પષ્ટ કહ્યું. (૫૩)

હે રાજન્ ! આવી રીતે આ શાસ્ત્રના શ્રવણમાં મોક્ષને આપવારૂપી **મહાફળ** છે. આ ગ્રંથ સાંભળતા પુરુષોને મુક્તિ દુર્લભ નથી જ. (૫૪)

આ ગ્રંથ કળિયુગના પાપ સમૂહને હરનારો, મોક્ષના એક સાધન રૂપ તથા આ લોકમાં શ્રીહરિની ભક્તિ વૃદ્ધિ કરનારો છે. માટે આ લોકમાં પોતાના કલ્યાણમાં તત્પર થયેલા સંતો તથા ભક્તજનો તે આ ગ્રંથનું રાત્રિ દિવસ ભક્તિપૂર્વક સારી રીતે પાન કરો. (શ્રવણ કરો.) (૫૫)

**अपारे संसारे विविधपरितापातुरधियां जनानां ग्रन्थोऽयं भवति ननु पीयूषजलधिः । हरेर्लीलायुक्तो विषयविषतीव्रार्त्तिशमनो जनैस्तस्मात् सेव्यो निजपरमनिःश्रेयसपरैः ॥५६॥ भवभयहरमेव द्वादशस्कन्धयुक्तं भवति परमपुण्यं शास्त्रमेतन्मनोज्ञम् । न भवति परमस्मात् किञ्चिदन्यद्धि राजंस्तदिदमिह निपेयं शान्तिहेतोर्मनुष्यैः ॥५७॥ इह भुवि हरिलीलाकल्पतर्वाख्यमेतं कथयति च निबन्धं यः शृणोत्येव भक्त्या । व्रजति स परशान्तिं चाशु सर्वार्थसिद्धिं हरिरपि ननु तस्मिन् धार्मिराप्नोति तोषम् ॥५८॥**

इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहनृपतिसंवादे द्विजवृत्तान्तकथने गर्भादिदुःखकथनपूर्वं तद्ग्रन्थकथाश्रवणमाहात्म्यनिरूपणनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

## ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच – **एतद्ग्रन्थस्य माहात्म्यं राजन्नित्थं सुपावनम् । पृष्टं प्रोक्तं मया तुभ्यं शुश्रूषायुक्तचेतसे ॥१॥ आदौ श्रुत्वा जनैरेतद् ग्रन्थमाहात्म्यमुत्तमम् । हरिलीलाकल्पतरुग्रन्थः श्रव्यो हि सादरम् ॥२॥ एवं श्रुत्वा स भूपालः शुकानन्दमुनेर्वचः । आनन्दं परमं प्रापत् सभ्याश्चेयुर्महामुदम् ॥३॥**

---

અસાર સંસારમાં વિવિધ પ્રકારના પરિતાપથી મૂંઝાયેલી બુદ્ધિવાળા જનોને આ ગ્રંથ નિશ્ચય અમૃતના સમુદ્ર સમાન છે કેમકે તે ભગવાન શ્રીહરિની લીલાથી ભરપૂર છે, અને વિષયરૂપી ઝેરનું જે તીવ્ર દુઃખ તેને શમાવનારો છે. માટે પોતાનું કલ્યાણ ઈચ્છનારા જનોએ આ ગ્રંથનું સેવન કરવા યોગ્ય છે. (૫૬)

આ શાસ્ત્ર કેવું છે, તો સંસારના ભયને હરનારું છે. દ્વાદશ સ્કંધવાળું પરમ પુણ્યકારી અને મનોહર છે. વળી આ શાસ્ત્રથી બીજી કોઈપણ વસ્તુ વિશેષ નથી, તેથી હે રાજન્ ! મનુષ્યોએ પોતાની શાંતિ માટે આ લોકમાં અવશ્ય આ શાસ્ત્રનું પાન કરવું. (૫૭)

આ લોકમાં જે મનુષ્ય આ **શ્રીહરિલીલાકલ્પતરુ** ગ્રંથની **કથા** કહેશે અથવા ભક્તિથી તેનું **શ્રવણ** કરશે, તે તત્કાળ ધર્મ, અર્થ, કામ અને મોક્ષરૂપી સર્વે અર્થોની સિદ્ધિ તેમજ પરમ શાન્તિને પામશે અને તેના ઉપર ધર્મના પુત્ર શ્રીહરિ **અતિ પ્રસન્ન** થશે. (૫૮)

ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યમાં શુકાનંદમુનિ–અભયસિંહ સંવાદમાં, બ્રાહ્મણના વૃત્તાન્ત કથનમાં 'ગર્ભવાસાદિ દુઃખ વર્ણન પૂર્વક; કથા સાંભળવાનું માહાત્મ્ય નિરૂપણ' નામે તેરમો અધ્યાય સંપૂર્ણ. (૧૩)

## અધ્યાય : ૧૪

### જૂનાગઢમાં કથા શ્રવણ કરીને શ્રી રઘુવીરાચાર્યનું પુનઃ વૃત્તાલયાગમન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે રાજન્ ! સાંભળવાની ઈચ્છાએ યુક્ત મનવાળા તમોને મેં આ ગ્રંથનું પાવનકારી **માહાત્મ્ય** સ્પષ્ટ રીતે કહ્યું. (૧) મનુષ્યોએ પ્રથમ આ ગ્રંથનું અતિશ્રેષ્ઠ માહાત્મ્ય સાંભળીને, પછી આદરપૂર્વક **હરિલીલાકલ્પતરુ** નામનો ગ્રંથ સાંભળવો. (૨)

તે અભયસિંહ રાજા શુકાનંદમુનિનું આવું વચન સાંભળીને, પરમ આનંદ પામ્યા. તેમજ સભામાં બેઠેલા જનો પણ **મહા આનંદ** પામ્યા. (૩)

तत्राऽथ रघुवीराख्यो देशिकेन्द्रो महामतिः । भक्तान् संप्रीणयंश्चक्रे पुष्पदोलामहोत्सवम् ॥४॥ भूपाश्चाभयसिंहाद्यास्ततो भक्तास्तथेतरे । तं सद्वस्त्रविभूषाद्यैरुपचारैरपूजयन् ॥५॥ ततस्तेन समाज्ञप्ता भक्तास्ते ह्यभिवन्द्य तम् । मुनिमुख्यांस्तथा राधारमणादीन् ववन्दिरे ॥६॥ प्रतस्थिरेऽथ भक्तास्ते तां कथां च महोत्सवम् । स्तुवन्तोऽथ व्रजन्तस्ते स्वस्वस्थानानि लेभिरे ॥७॥ आचार्योऽथ गुणातीतानन्दमुख्यैरशेषतः । त्यागिभिर्मन्दिरावासैर्भक्तैः पौरैस्तथाऽखिलैः ॥८॥ प्रस्थापितो हयारूढो यानस्थैर्बन्धुभिर्युतः । अयान्मुन्यादिभिः सार्द्धं पुरं वृत्तालयाभिधम् ॥९॥

हरिलीलाकल्पतरुग्रन्थमाहात्म्यमद्भुतम् । शुकानन्दास्यतो यद्वत् सभायां संश्रुतं मया ॥१०॥ हरिलीलाकल्पतरुमाहात्म्याख्यस्तथा कृतः । पवित्रानन्दमुनिना निबन्धोऽयं यथामति ॥११॥ इमं श्रोष्यन्ति ये भक्ता पठिष्यन्त्यत्र ते जनाः । हरिलीलाकल्पतरोर्यास्यन्ति श्रुतिजं फलम् ॥१२॥ श्रीहरेस्ते प्रसादेन प्राप्स्यन्ति स्वेप्सितं सुखम् । परामैकान्तिकीं भक्तिं धार्मेस्तस्य तथा ध्रुवम् ॥१३॥ श्रीमद्ब्रह्मपुरे स्वधाम्नि परमेऽनन्तार्कतेजोमये, यो दिव्याऽवयवाकृतिः शुभगुणाद्यम्भोनिधिर्भ्राजते । मुक्तैरक्षरसंज्ञितैरतिमुदा जुष्टाङ्घ्रिपाथोरुहस्तं वन्दे वृषनन्दनं च सहजानन्दं सदा श्रीहरिम् ॥१४॥ श्रीमत्सान्द्रपयोदकान्तिवपुषं कोटिस्मरोल्लज्जनं राजत्सूक्ष्मवलक्षसान्द्रवसनं पौष्पांश्च हारान् वरान् । बिभ्राणं बहुशेखरान् मुखरुचा कोटीन्दुलज्जावहं ध्याये भूषणभूषणाङ्गमतुलं श्रीस्वामिनारायणम् ॥१५॥

---

પછી જૂનાગઢમાં મહા બુદ્ધિશાળી આચાર્યેન્દ્ર શ્રી રઘુવીરજી મહારાજે, ભક્તોને આનંદ આપતા સતા ફૂલદોલનો મહોત્સવ કર્યો. (૪) પછી અભયસિંહ વગેરે રાજાઓ તથા બીજા ભક્તોએ તેમની સુંદર વસ્ત્રો તથા અલંકારાદિ ઉપચારોથી **પૂજા** કરી.(૫) પછી તેમણે આજ્ઞા આપેલા ભક્તોએ તેમને અભિવંદન કરીને, મુખ્ય મુનિઓને તથા રાધારમણ આદિક દેવોને **વંદન** કરી, પોતપોતાના ગામમાં જવા માટે **પ્રયાણ** કર્યું. તે ભક્તો કથા તથા મહોત્સવની પ્રશંસા કરતા થકા માર્ગમાં ચાલતાં પોતપોતાના નિવાસસ્થાને પહોંચ્યા. (૬-૭)

પછી મંદિરમાં નિવાસ કરતા ગુણાતીતાનંદ મુનિ મુખ્ય છે એવા સમગ્ર ત્યાગીઓ તથા પુરના સમગ્ર ભક્તોએ વળાવેલા, ઘોડા ઉપર બેઠેલા, આચાર્યેન્દ્ર રઘુવીરજી મહારાજ, વાહનો ઉપર બેઠેલા પોતાના બંધુઓની સાથે તેમજ મુનિઓની સાથે વૃત્તાલય નામના પુરમાં આવ્યા. (૮-૯)

શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથનું આશ્ચર્યજનક માહાત્મ્ય શુકાનંદમુનિના મુખથી સભામાં જેવી રીતે મેં **પવિત્રાનંદમુનિ**એ, સાંભળ્યું છે તે પ્રમાણે મારી બુદ્ધિ અનુસાર તે ગ્રંથના માહાત્મ્યનો આ ગ્રંથ મેં રચ્યો છે (૧૦-૧૧)

આ લોકમાં જે જન આ **'શ્રી હરિલીલાકલ્પતરુ ગ્રંથ માહાત્મ્ય'** ભક્તિપૂર્વક કહેશે અથવા સાંભળશે તે પુરુષ હરિલીલાકલ્પતરુ ગ્રંથનું શ્રવણજન્ય **ફળ** પામશે. (૧૨) તે પુરુષો શ્રીહરિની પ્રસન્નતાથી પોતે ઈચ્છેલું સુખ પામશે. તેવી રીતે શ્રીહરિની પરમૈકાંતિકી ભક્તિ પણ નિશ્ચે પામશે. (૧૩)

અનંત સૂર્ય સમાન તેજોમય, શોભાયમાન, પોતાના બ્રહ્મપુર નામના પરમ ધામમાં જે દિવ્ય અવયવોની આકૃતિવાળા, કલ્યાણકારી ગુણાદિના સમુદ્ર વિરાજમાન છે અક્ષર નામના મુક્તોએ અત્યંત હર્ષપૂર્વક સેવ્યા છે ચરણ કમળ જેમના એવા ધર્મનંદન સહજાનંદ શ્રીહરિને હું **વંદન** કરું છું. (૧૪) શોભાયમાન ઘાટા મેઘની કાંતિ સમાન શરીરવાળા કરોડો કામદેવને લજ્જા પમાડનારા, શોભાયમાન સૂક્ષ્મ-ધોળાં-ઘાટાં વસ્ત્ર ધારણ કરનાર, શ્રેષ્ઠ પુષ્પોના હાર તથા ઘણા તોરાઓ ધારણ કરનાર, મુખની કાંતિથી કરોડો ચંદ્રમાને લજ્જા પમાડનારા, ભૂષણોને પણ ભૂષિત કરનારા અંગોવાળા, અનુપમ શ્રી સ્વામિનારાયણનું હું **ધ્યાન** કરું છું. (૧૫)

सादरं सततमक्षरमुक्तैश्चिन्त्यमानचरणो रमणीयः । धार्मिरेव हृदि मे परमात्मा श्रीहरिर्निवसतादवतारी ॥१६॥
स्वाश्रिताऽखिलजनावनकारी भूतलेऽत्र नरनाटनधारी । तोषमेतु मयि चारुविहारी श्रीहरिर्वृषभवो भवहारी ॥१७॥
तत्पदाब्जरतमानसभृङ्गः सर्वदेशिकवरो रघुवीरः । प्रीयतां मयि तथाऽखिलसन्तो यान्तु तोषमपि ये हरिभक्ताः ॥१८॥

इति श्रीहरिपदसरोरुहसारङ्गायमाणमानससद्गुरु-पवित्रानन्दमुनिविरचिते श्रीहरिलीलाकल्पतरुमाहात्म्ये शुकानन्दाभयसिंहसंवादे श्रीमद्रघुवीराचार्यस्य जीर्णदुर्गपुरतः पुनर्वृत्तालयागमनिरूपणनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

**॥ इति श्रीहरिलीलाकल्पतरुमाहात्म्यं सम्पूर्णम् ॥**



---

હંમેશાં આદરપૂર્વક અક્ષરમુક્તોએ ચિંતવન કરાયેલા છે ચરણો જેમના એવા, રમણીય, ધર્મના પુત્ર, અવતારી શ્રીહરિ પરમાત્મા મારા હૃદયમાં **નિવાસ** કરો. (૧૬)

આ પૃથ્વીતળમાં પોતાના આશ્રિત સમગ્ર જનોનું રક્ષણ કરનારા, નરનાટક ધારણ કરનારા, સુંદર વિચરણરૂપી વિહાર કરનારા, સંસારનું હરણ કરનારા, ધર્મનંદન **શ્રીહરિ,** મારી ઉપર પ્રસન્ન થાઓ. (૧૭) તથા તે શ્રીહરિના ચરણકમળમાં પ્રસક્ત છે માનસરૂપી ભ્રમર જેમનું એવા, સર્વ આચાર્યોમાં શ્રેષ્ઠ, **રઘુવીરજી મહારાજ** મારા ઉપર પ્રસન્ન થાઓ. તેમજ સમગ્ર **સંતો** મારા ઉપર પ્રસન્ન થાઓ તથા **હરિભક્તો** પણ મારા ઉપર પ્રસન્ન થાઓ. (આવી રીતે હું **પવિત્રાનંદમુનિ** સ્તુતિ કરું છું.) (૧૮)

**ઈતિ શ્રી સદ્‌ગુરુ પવિત્રાનંદ મુનિ વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્યે શુકાનંદ-અભયસિંહ સંવાદમાં ‘શ્રીમદ્ રઘુવીરાચાર્યનું જૂનાગઢ થકી પુનઃ વૃત્તાલયાગમન નિરૂપણ’ નામે ચૌદમો અધ્યાય [તેનું, વડતાલ (હાલ તીર્થધામ સરધાર) નિવાસી સાધુ આનંદસ્વરૂપદાસ (વેદાંતાચાર્ય) દ્વારા સંશોધિત-સંયોજીત ગુજરાતી ભાષાંતર] સંપૂર્ણ. (૧૪)**

**॥ ઈતિ શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય સંપૂર્ણ ॥**



---

શ્રી હ.લી.ક. માહાત્મ્ય ગ્રંથના **અધ્યાયો** તથા **શ્લોકો**ની સંખ્યાસૂચિ

| अध्यायः - श्लोकाः | | | अध्यायः - श्लोकाः | | |
|---|---|---|---|---|---|
| ૧ | - | ૫૪ | ૮ | - | ૫૧ |
| ૨ | - | ૪૧ | ૯ | - | ૪૬ |
| ૩ | - | ૬૨ | ૧૦ | - | ૩૧ |
| ૪ | - | ૫૦ | ૧૧ | - | ૫૨ |
| ૫ | - | ૨૭ | ૧૨ | - | ૬૦ |
| ૬ | - | ૪૯ | ૧૩ | - | ૫૮ |
| ૭ | - | ૬૯ | ૧૪ | - | ૫૮ |
| | | | કુલ | = | ૭૦૮ (સાતસો આઠ) |

॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

॥ श्रीसहजानन्दस्वामिने नमः ॥ ॥ श्रीहरिकृष्णाय भगवते नमः ॥

સાક્ષાત્ ભગવાન શ્રીહરિના દત્તપુત્ર-
આદિ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજકૃત-
શ્રીહરિલીલાકલ્પતરુ **ગ્રંથ**ની **વ્યાખ્યા**કર્તા, તેમના જ
અનુગામી પુત્ર ૧૦૦૮ શ્રી આચાર્ય શ્રી **ભગવત્પ્રસાદજી મહારાજ** કૃત-
**''રસબોધિની-વ્યાખ્યાનું મંગલાચરણ''**

धार्मेः सुतो मम पितार्य्यशिरोमणिर्यस् तच्चारुचित्रचरितं रघुवीरनामा ।
अध्यापयद्वरनिबन्धमिमं शुकं मां कृत्वाथ नौमि तमहं बुधलोकवन्द्यम् ॥५॥
हरिलीलाकल्पतरोर्व्याख्या रसबोधिनी मया ।
क्रियते भगवत्प्रसादनाम्ना रघुवीराज्ञया दिव्या ॥६॥

---

[**ભાવાર્થ :-** જે ધર્મપુત્ર શ્રીહરિકૃષ્ણ મહારાજના પુત્ર આચાર્ય શિરોમણિ એવા મારા પિતા શ્રીરઘુવીરજીએ અક્ષરાતીત **સર્વાવતારી ભગવાન શ્રીસ્વામિનારાયણ**ના આશ્ચર્યકારી અતિસુંદર ચરિત્રોનો આ ગ્રંથ બનાવી શુકાનંદમુનિને તથા મને (આચાર્યશ્રી ભગવત્પ્રસાદજીને) ભણાવ્યો છે એવા, વિદ્વાનજનોએ પણ વંદનીય છે ચરણ જેમનાં એવા; આચાર્યશ્રી **રઘુવીરજી મહારાજ**ની આજ્ઞાથી આ શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથની દિવ્ય **રસબોધિની** નામની **વ્યાખ્યા**ને હું આચાર્ય ભગવત્પ્રસાદજી નામે જે તે **પરમગુરુ શ્રીહરિ** તથા **સંતો-ભક્તો**ની **પ્રસન્નતાર્થે** રચું છું.]

– હ.લી.ક.ની રસબોધિની વ્યાખ્યા અ.૧ શ્લો.નં.૫/૬

**✳ આ શ્રીહ.લી.ક. ગ્રંથમાં સંસ્કૃત ભાગમાં મુકાયેલ ફૂટનોટની વિગત તથા સંકેત સૂચિ ✳**

(૧) अ = હસ્તલિખિત, મૂળગ્રંથ છતાં હાલ **અપ્રાપ્ત** થયેલો **હ.લિ.** ગ્રંથ.

(૨) ब = વિ.સં. ૨૦૧૯ થી, પ્રથમ અનુવાદકર્તા શા.સ્વા. શ્રી શ્વેતવૈકુંઠદાસજી કૃત ગુજરાતી ભાષાંતર સહિત **પ્રસિદ્ધ ગ્રંથ.**

(૩) क = રસબોધિની વ્યાખ્યા – આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજ કૃત (હાલ-જૂનાગઢથી પ્રાપ્ત પ્રત).

(૪) ड = શ્રીરઘુવીરજી મહારાજની આજ્ઞાથી – પરમસુખદાસજી સ્વામી લિખિત (હાલ-વડતાલથી પ્રાપ્ત) હ.લિ. **મૂળ ગ્રંથ.**

# શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ પારાયણ વાંચનવિધિ

(શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય ગ્રંથના અધ્યાય નં. ૮ મુજબ)

### ★ પક્ષ પારાયણ (૧૫ દિવસ) ★

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **દિવસ :** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૪૨ | ૪૨ | ૪૨ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૩ | ૪૧ | ૪૩+૧ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૧ | ૪૨ | ૪૨ | **કુલ : ૬૩૪** |

### ★ માસ પારાયણ (૩૦ દિવસ) ★

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **દિવસ :** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૨૧ | ૨૨ | ૨૨ | ૨૦ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | **કુલ : ૩૧૭** |
| **દિવસ :** | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૨૨ | ૨૧ | ૨૨+૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૧ | ૨૦ | ૨૨ | ૨૧ | ૨૧ | ૨૦ | **કુલ : ૩૧૭** |
| | | | | | | | | | | | | | | | | **= ૬૩૪** |

### ★ ઋતુ પારાયણ (બે માસ = ૬૦ દિવસ) ★

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **દિવસ :** | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૨ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૦ | **કુલ : ૧૫૯** |
| **દિવસ :** | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ | ૨૮ | ૨૯ | ૩૦ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | **કુલ : ૧૫૮** |
| **દિવસ :** | ૩૧ | ૩૨ | ૩૩ | ૩૪ | ૩૫ | ૩૬ | ૩૭ | ૩૮ | ૩૯ | ૪૦ | ૪૧ | ૪૨ | ૪૩ | ૪૪ | ૪૫ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૩+૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | **કુલ : ૧૬૦** |
| **દિવસ :** | ૪૬ | ૪૭ | ૪૮ | ૪૯ | ૫૦ | ૫૧ | ૫૨ | ૫૩ | ૫૪ | ૫૫ | ૫૬ | ૫૭ | ૫૮ | ૫૯ | ૬૦ | **કુલ : ૧૫** |
| **અધ્યાય :** | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૦ | ૧૧ | ૧૦ | ૧૧ | ૦૯ | ૧૧ | **કુલ : ૧૫૭** |
| | | | | | | | | | | | | | | | | **= ૬૩૪** |

**નોંધ :** અત્રે પ્રસ્તુત શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથમાં અધ્યાય-૭ મુજબ જ્યાં-જ્યાં જે જે અધ્યાયને અંતે વિરામ નિષેધ છે ત્યાં ત્યાં ઈતિશ્રીની આગળ '۞' આ પ્રકારની નિશાની મૂકેલી છે.



॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

॥ श्रीसहजानन्दस्वामिने नमः ॥ ॥ श्रीहरिकृष्णाय भगवते नमः ॥

# ॥ श्रीहरिलीलाकल्पतरुः ॥

श्रीरघुवीराचार्यविरचितम्-भक्तिशास्त्रम् । गुर्जरानुवादसहितम् ।

**શ્રીરઘુવીરાચાર્યવિરચિત ભક્તિશાસ્ત્ર-શ્રીહરિલીલાકલ્પતરુ**

સર્વાવતારી પ્રત્યક્ષ શ્રીહરિ, તત્સ્થાપિત આદિ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજાદિ આચાર્ય પરંપરા;
તથા શ્રીહરિઆશ્રિત સંતો-ભક્તોની પ્રસન્નતાર્થે સાધુ આનંદસ્વરૂપદાસ (વેદાંતાચાર્ય) સંશોધિત

**प्रथम-स्कन्धः ।**

## ગુજરાતી અનુવાદ સહિત-પ્રથમ સ્કંધ

## ॥ तत्र प्रथमोऽध्यायः ॥

( तत्रास्मिन् प्रथमेऽध्याये मङ्गलं ग्रन्थगौरवम् । सत्सङ्गिजीवनग्रन्थकथा चोक्तं त्विदं त्रयम् ॥ )

॥ श्रीभक्तिधर्मात्मजाय प्रत्यक्षपुरुषोत्तमाय श्रीहरिकृष्णाय नमः ॥

श्रीजुष्टेऽक्षरधाम्नि शर्मनिचये मायापरे राजते यो दिव्यावयवोऽक्षरात्परतरः सर्वातिरिक्ताकृतिः ।
सर्वेशोऽक्षरमुक्तजुष्टचरणः सौन्दर्यपाथोनिधिर्वन्दे मत्पितरं सदैव सहजानन्दं हरिं तं मुदा ॥१॥

---

**અધ્યાય : ૧**

### શ્રીરઘુવીરજી મહારાજ કૃત મંગલાચરણ તથા ગ્રંથ માહાત્મ્ય વર્ણન.

[શ્રી ભક્તિધર્મના પુત્ર પ્રત્યક્ષ પુરુષોત્તમ **શ્રીહરિકૃષ્ણ મહારાજ**ને નમસ્કાર કરીને આદિ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજ, સારી રીતે રચવા ઈચ્છેલા **શ્રી હરિલીલાકલ્પતરુ ગ્રંથ**ની નિર્વિઘ્ન પરિસમાપ્તિ માટે, શિષ્ટાચારના નિયમ પ્રમાણે, પોતાના ઈષ્ટદેવને નમસ્કારરૂપ **મંગલાચરણ** આ ગ્રંથના પ્રારંભમાં આદિ ભાગમાં **ગ્રથન** કરતા કહે છે :-]

જે અનેક પ્રકારની અલૌકિક શોભાએ યુક્ત, અલૌકિક-અવિનાશી દિવ્ય સુખનો સમુદાય જેમાં છે એવા; પ્રધાન પ્રકૃતિ તથા મૂળ પ્રકૃતિ (મહામાયા)થી પર જે અક્ષરધામ તેને વિષે સદાય દિવ્ય કરચરણાદિ અવયવવાન વિરાજમાન રહે છે, પરાત્પર અક્ષરબ્રહ્મ થકી પણ જે સ્વરૂપ-સ્વભાવાદિથી અત્યંત વિલક્ષણ છે, જેમનું સ્વરૂપ અક્ષરાદિ થકી અતિ અધિક શોભાયમાન છે એવા; સર્વેશ્વર, સૌંદર્યના સમુદ્રરૂપ, જેમના ચરણારવિંદને અક્ષરધામસ્થ મુક્તો પ્રેમથી સેવન કરે છે, સહજ સ્વભાવસિદ્ધ આનંદમય હોવાથી જે **સહજાનંદ** નામથી પ્રસિદ્ધ; મારા પિતા શ્રીહરિને હું **આનંદપૂર્વક** સર્વદા મન-વાણી અને શરીરથી **વંદન** કરું છું.

वेदत्राता गिरीन्द्रं दधदथ जगतीमुद्धरन् दैत्यहन्ता, कुर्वन् वैरोचनेर्यश्छलनमिह मुहुर्नाशयन् क्षत्रवंशम् । पौलस्त्यं घ्नँश्च कंसं सुविततकरुणो म्लेच्छवृन्दच्छिदेवं, बिभ्रत्सर्वावतारान् वसतु मम हृदि स्वामिनारायणः सः ॥२॥

गीर्वाणेन्द्रकिरीटकोटिपटलव्याघट्टनाङ्घ्र्यासनं कारुण्यार्णवपुण्यसद्गुणमणिश्रेणिश्रियं कारणम् । नैकाण्डोद्भवपालनादिकलनालीलं ललामं सतां श्रीधार्मिं पुरुषोत्तमं च सहजानन्दं हरिं तं भजे ॥३॥ योऽवार्य्यैश्वर्य्यवीर्य्यः स्थिरतरपरमानन्दसंदोहमूर्त्तिः स्मर्त्तव्यः कालमायाभयहरशरणो मारगर्वापहारी । कालाद्या यस्य वश्याः सभयमिव वृषा विद्धनासा नराणामस्पृष्टाशेषदोषः स जयति सहजानन्द एवात्र लोके ॥४॥ नलिनललितलोचनं ललामं विशदलसद्रदकुन्दसुन्दरास्यम् । हरिमनिशमहं नमामि धार्मिं जितनवपल्लवसौष्ठवोष्ठमिष्टम् ॥५॥

---

જે શ્રીહરિ-સ્વામિનારાયણ ભગવાને મત્સ્યાવતારમાં હયગ્રીવ નામના અસુરને હણીને બ્રહ્માને વેદો પાછા લાવી આપીને વેદોનું રક્ષણ કરેલું છે, દેવતાઓને અમૃતપાનની સિદ્ધિ માટે કૂર્મરૂપે થઈને મંદરાચળ જેવા ગિરીન્દ્રને પોતાની પીઠ ઉપર ધારણ કરેલો છે, પ્રલયકાળમાં જળમાં ડૂબેલી પૃથ્વીને વરાહરૂપ ધારણ કરીને પોતાની દાઢથી ઊંચકીને જળ ઉપર મૂકેલી છે, નૃસિંહરૂપ ધારણ કરીને હિરણ્યકશિપુ નામના દૈત્યને હણ્યો છે, વામનરૂપથી દેવહિતાર્થે બલિરાજાનું છળપૂર્વક સર્વસ્વ છીનવી લીધું, ભારતવર્ષમાં થયેલા દુષ્ટ ક્ષત્રિયોના વંશને પરશુરામરૂપે વારંવાર (એકવીશ વખત) નાશ કર્યો છે, શ્રીરામ રૂપે પ્રગટ થઈને મહા અહંકારી-દુષ્ટ રાવણનો નાશ કર્યો છે, તેમજ શ્રીકૃષ્ણરૂપે કંસાદિ દુષ્ટ અસુરોનો નાશ કર્યો છે, બુદ્ધરૂપે કારુણ્યનો વિસ્તાર કર્યો છે, કલ્કિરૂપે મ્લેચ્છોના સમુદાયોને છેદનારા; એવી રીતે જે દશાવતારો (મત્સ્ય-કચ્છ-વરાહ-નૃસિંહ-વામન-પરશુરામ-રામચંદ્ર-કૃષ્ણ-બુદ્ધ-કલ્કિ) તથા યજ્ઞ-ઋષભ-કપિલ-દત્ત વગેરે બીજા સર્વે (અનંત) અવતારોના કારણ છે તે **સ્વામિનારાયણ** નામથી જગત્પ્રસિદ્ધ **શ્રીહરિ,** મારા હૃદયમાં નિવાસ કરીને રહો. (૨)

દેવતાઓના નિયંતા બ્રહ્માદિકના કોટી કોટી મુગટોના અગ્રભાગથી જ્યાં નમસ્કાર કરતા થકા ઘસારો થયેલ છે એવું જેમનું પાદપીઠનું આસન એવા, કરુણાસાગર, પાવનકારી સત્ય-શૌચાદિક ગુણરૂપી મણિઓની પંક્તિની શોભાવાળા, પુરુષ-કાલ-માયા આદિના પણ કારણ, અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને લયની રચના રૂપી લીલાવાળા, સત્પુરુષોના ભૂષણરૂપ, શ્રીધર્મપુત્ર **પુરુષોત્તમ** શ્રીસહજાનંદ-શ્રીહરિને હું ભજું છું. (૩)

કાલ, માયા અને અક્ષરાદિથી પણ ન નિવારણ થઈ શકે એવું ઐશ્વર્ય-વીર્ય-બલ જેમનું છે એવા, અત્યંત સ્થિર-નિરવધિકાતિશય-સર્વોત્તમ આનંદના સમૂહો જેમાં છે એવી મૂર્તિવાળા, બ્રહ્મભાવને પામેલાઓને પણ હંમેશાં સ્મરણીય, જેમના શરણથી કાલ-માયાનો ભય નાશ પામે છે, કામદેવના ગર્વને હરનારા, નાથેલા બળદો જેમ ખેડૂતને આધીન રહે છે તેમ કાલ-માયા વગેરે ભયે સહિત થકા જે સહજાનંદ ભગવાનને વશ વર્તે છે; તેમજ સમગ્ર પ્રાકૃતભાવો રૂપી દોષો જેમને ક્યારે પણ સ્પર્શ કરી શક્યા નથી, એવા **શ્રી સહજાનંદ સ્વામી** આ લોકમાં સર્વોત્કર્ષપણે વર્તે છે. (૪)

નવીન-લાલ કમળના પત્રની માફક સુંદર નેત્રોવાળા, સ્વાભાવિક રમણીય આકૃતિવાળા, મોગરાની કળીઓ જેવા શોભતા ઉજ્જ્વળ દંતોથી મનોહર મુખવાળા, નૂતન પલ્લવોની શોભાને પરાભવ પમાડે એવા ઓષ્ઠવાળા, અતિપ્રિય (ઈષ્ટદેવ) ધર્મપુત્ર ભગવાન શ્રીહરિને હું પ્રતિદિન મન-વાણી અને શરીરથી **નમસ્કાર** કરું છું. (૫)

गुणमणिगणभूषणं★[१] पुराणो वृषकुलकैरवकाननैकचन्द्रः । कलिकलुषहरो निजार्त्तिहारी प्रभुरखिलं वितनोतु मङ्गलं मे ॥६॥

मूकं यत्करुणा करोति निपुणं नानागिरां भाषणे पङ्गुं चापि जनं महाक्षितिधरं प्रोल्लङ्घयत्यञ्जसा । अल्पं प्रापयतेऽपि दिव्यपदवीं ब्रह्मादिभिर्दुर्ल्लभां स श्रीधर्मसुतो मतिं दिशतु मे श्रीस्वामिनारायणः ॥७॥ यस्योदारसदाश्रयेण जनता हित्वात्र दुःशीलतां धर्माद्यङ्गसमन्वितां विदधिरे भक्तिं यदीयां सदा । नित्यं स्वाचरितोपगायनविधौ सर्वापदुच्छेदने श्रीधार्मिर्हरिकृष्ण एव हरतात्सर्वं प्रमादं स मे ॥८॥ यस्यालोकनमात्रतो ह्यसुभृतस्तूर्णं समाधिस्थितिं प्राप्ताः साधनकारिभिर्हि नितरां योगिव्रजैर्दुर्लभाम् । यस्यैवाश्रयमात्रतोऽक्षरपदं प्रापुर्जनाः कोटिशो विघ्नान् ग्रन्थविधौ स एव★[२] हरतां श्रीस्वामिनारायणः ॥९॥ शुभमथ हरिलीलाकल्पतर्वाख्यमेतं वरतमसुनिबन्धं मन्मनीषानुसारम् । प्रचुरतरमुदेऽहं श्रीहरेरेव कुर्वे हरिचरणरतानामत्र चैकान्तिकानाम् ॥१०॥ यदि हरौ रतिवृद्धिरभीप्सिता यदि भवाम्बुधिपारगमैषणा । शिवकरश्रुतिगानमिमं तदा निशमयन्तु रसप्रविद★[३] प्रजाः ॥११॥

---

સત્ય-શૌચ-નિર્દોષતા-અપાર કારુણ્ય-વાત્સલ્ય ઈત્યાદિ ગુણોરૂપી મણિગણોના ભૂષણ સ્વરૂપ, સનાતન મૂર્તિ, ધર્મકુળરૂપી કુમુદવનના એક ચંદ્રમા, કલિયુગના પાપોને હરનારા તેમજ પોતાના ભક્તોની પીડાને હરનારા, સર્વનિયંતા; ભગવાન શ્રીહરિ મારું સમગ્ર મંગળ વિસ્તારો. (૬)

જેની કરુણાથી મૂંગો માણસ વાણી બોલવામાં નિપુણ બને છે, પાંગળો માણસ પણ તત્કાળ મોટાં પર્વત ઉલ્લંઘન કરી શકે છે, જેની કૃપાથી સાધારણ મનુષ્ય પણ બ્રહ્માદિ દેવતાઓને દુર્લભ એવી દિવ્ય પદવી પામે છે, એવા ધર્મપુત્ર ભગવાન શ્રી સ્વામિનારાયણ મને આ ગ્રંથ રચવા માટે અનુરૂપ બુદ્ધિ આપો. (૭)

આ લોકના મનુષ્યો જેમના મહાન-શ્રેષ્ઠ (અથવા સત્પુરુષોના) આશ્રયથી પોતાના દૂષિત સ્વભાવનો ત્યાગ કરીને સ્વધર્મ-જ્ઞાન-વૈરાગ્યાદિ (મસ્તક-હૃદય-ચરણાદિરૂપ) અંગો સહિત જે શ્રીહરિકૃષ્ણ ભગવાનની ભક્તિ સર્વદા કરે છે, એવા ધર્મદેવના પુત્ર ભગવાન શ્રીહરિકૃષ્ણ; તેમનાં દિવ્ય-મનુષ્ય ચરિત્રો જે સમગ્ર આપત્તિઓને નાશ કરનારાં છે, તે ચરિત્રોનું વર્ણન કરવા માટે મારો સર્વ પ્રમાદ હરો. (૮)

યમ-નિયમ આદિ સાધનોથી અષ્ટાંગ યોગ સિદ્ધ કરનારા યોગીઓને પણ જે સમાધિ સ્થિતિ અતિશય દુર્લભ છે, તે સમાધિ સ્થિતિ જેના કેવળ દર્શન માત્રથીજ કરોડો પ્રાણીઓ પામે છે; જેના આશ્રય માત્રથીજ કરોડો ભક્તજનો અક્ષરધામને પામ્યા છે, તે શ્રીસ્વામિનારાયણ ભગવાન મેં આરંભ કરેલા આ ગ્રંથ વિધાનમાં વિઘ્નોનો નાશ કરો. (૯) શ્રીહરિકૃષ્ણ ભગવાનની લીલારૂપી કલ્પતરુ **(કલ્પતરુ જેમ પોતાની સમીપમાં રહેલા જનોને સંકલ્પ પ્રમાણે ઈચ્છિત પદાર્થો આપે છે, તેમ આ કલ્પતરુ ગ્રંથને શ્રવણ કરવાથી મુમુક્ષુ જનોને અભીષ્ટ અનેક પ્રકારની શ્રીહરિની લીલાનું જ્ઞાન કરાવે છે એવા અર્થસભર)** નામનો આ અત્યંત શ્રેષ્ઠ ગ્રંથ, મારી બુદ્ધિ અનુસારે શ્રીહરિની અત્યંત પ્રીતિ માટે; તથા આ લોકમાં શ્રીહરિના ચરણકમળમાં અતિ આસક્તિવાળા એકાંતિક ભક્તોના અતિશય આનંદ માટે હું રચું છું. (૧૦) હે ભક્તિરસના સ્વાદમાં વિચક્ષણ જનો ! જો શ્રી હરિમાં સર્વ પ્રકારે પ્રેમ પામવાની ઈચ્છા હોય, જો સંસારરૂપી સમુદ્રની પાર જવાની ઈચ્છા હોય, તો સર્વ પ્રકારે સુખ ઉત્પન્ન કરનારું છે શ્રવણ અને કીર્તન જેનું, એવા આ મેં રચેલા ગ્રંથને સાંભળો. (૧૧)

---

★૧. 'गुणमणिगणभूषणः' આ પાઠ વધારે સારો લાગે છે.

★૨. ''स एव हरतात्'' इति स्थाने ''स एव हरताम्'' इति छान्दसः प्रयोगः । ( सर्वेष्वपि पाठेषु दृश्यते ।)

★૩. 'रसप्रविदः' : આ પાઠ વધારે સારો લાગે છે. इगुपधलक्षणं कं बाधित्वा सत्सूद्विषित्यादिना क्विपः प्रवृत्तेः ।

श्रवणवर्णनकारिशरीरिणां सकलकल्मषजालविलुम्पनम् । परममुक्तिनिमित्तमिमं जनो न शृणुयादिह कः स्वहितोद्यतः ॥१२॥ वरतरस्य हरेरवतारिणो भवति धर्मभुवो भवहारिणः । भृतमिमं चरितामृतसद्रसैः श्रुतवतां सफलं हि जनुर्नृणाम् ॥१३॥ श्रवणतोऽस्य किलापि सकृन्मनो व्रजति देहभृतां परनिर्वृतिम् । स्मरदवज्वलदेत्य सरिन्नदं वनहुताशनतप्त इव द्विपः ॥१४॥ इह न येन कदाचिदयं श्रुतो नरकलेवरमाप्य सुरेप्सितम् । सपदि तेन महान्धुजले मणिस्तनुभृताऽसुलभोऽपि विसर्ज्जितः ॥१५॥ हरिपदस्मरणप्रणयान्वितैर्मुनिजनैरधिसेव्यमिमं जनः । इह शृणोति न यश्च मतं बुधैर्दृतिवदुच्छ्वसितं ननु तस्य यत् ॥१६॥ स्मर्त्तॄणां जडतान्धकारभिदुरः सर्वार्त्तिहृत्पावनो ग्रन्थोऽयं ननु गायतां तनुभृतां वा शृण्वतां सादरम् । सर्वाभीष्टफलप्रदोऽस्त्यपि चतुर्वर्गाप्तिहेतुस्ततः सच्छास्त्रातिवरो जयत्यतितरां भक्तातिसम्मोदनः ॥१७॥

अथोत्तमे पश्चिमशब्दपूर्वे पञ्चालदेशे भवति प्रसिद्धम् । मनोहरं दुर्गपुरं वरिष्ठं निर्भर्त्सितस्वर्गसमग्रशोभम् ॥१८॥

---

શ્રવણ તથા વર્ણન કરનાર મનુષ્યોના સમગ્ર પાપ સમુદાયનો નાશ કરનાર, આત્યંતિકી મુક્તિમાં કારણરૂપ, આ હરિલીલાકલ્પતરુ ગ્રંથ, આ લોકમાં પોતાના હિતમાં ઉદ્યમ કરવાવાળો કયો પુરુષ ન સાંભળે ? અર્થાત્ સાંભળે જ. (૧૨)

સકલ અવતારોને ધારણ કરનારા **(અથવા ધર્મની સ્થિતિને માટે પોતાના ગુણ, વિભૂતિ, ઐશ્વર્ય વગેરેથી મુક્તોને પૃથ્વી ઉપર અવતાર ધારણ કરાવવાના સ્વભાવવાળા)** તેથી જ સ્વભાવસિદ્ધ અતિ શ્રેષ્ઠ, જન્મ-મરણરૂપ સંસૃતિનો નાશ કરનારા, ધર્મપુત્ર શ્રીહરિના અમૃતમય રસથી ભરપૂર, દિવ્ય તથા મનુષ્ય ચરિત્રોથી પરિપૂર્ણ, આ ગ્રંથ સાંભળનાર મનુષ્યોનો જન્મ સફળ થાય છે. (૧૩)

આ ગ્રંથના એકવાર પણ શ્રવણથી કામરૂપી દાવાનળથી અત્યંત બળતું પ્રાણીઓનું મન, જેમ અરણ્યના અગ્નિથી તપાયમાન હાથી નદીના ધરાને પામીને અત્યંત સુખ પામે છે તેમ, શાંત થાય છે. (૧૪)

આ ભરત ખંડમાં દેવોએ ઈચ્છેલાં મનુષ્ય શરીરને પામીને પણ જે મનુષ્યે આ ગ્રંથ ક્યારેય નથી સાંભળ્યો, તે મનુષ્યે દુર્લભ ચિંતામણિસમાન આ દેહને પણ તત્કાળ મહાન ઊંડા કૂવાના જળમાં જ ફેંકી દીધો છે. (૧૫)

શ્રીહરિના ચરણકમળના ચિંતનમાં પ્રેમેયુક્ત મુનિજનોએ અત્યંત સાંભળવા યોગ્ય આ ગ્રંથને, જે મનુષ્ય નથી સાંભળતો, તે કેવળ ધમણ સમાન જ શ્વાસ લે છે એમ જ્ઞાની પુરુષોએ માનેલું છે. (૧૬)

આ ગ્રંથને જે આદરપૂર્વક સાંભળે છે અથવા તેનું ગાન કરે છે તથા તેના અર્થનું સ્મરણ કરે છે, તે મનુષ્યોની અજ્ઞાનરૂપી જડતાનો, પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપ જ્ઞાનથી, નાશ થાય છે, સર્વ પ્રકારની પીડા પણ નાશ પામે છે તથા મન પવિત્ર થાય છે, સર્વ અભીષ્ટ ફળ પામે છે અને ધર્મ-અર્થ-કામ તથા મોક્ષ પણ મેળવે છે. માટે ભગવાનના સાકારસ્વરૂપનું પ્રતિપાદન કરનાર વેદાદિ સમગ્ર સદ્ગ્રંથોમાં અતિશ્રેષ્ઠ, ભક્તજનોને અત્યંત આનંદ આપનાર આ ગ્રંથ અતિશય સર્વોપરી વર્તે છે. (૧૭)

સાક્ષાત્ ભગવાનના નિવાસથી સર્વ દેશોમાં શ્રેષ્ઠ-પશ્ચિમ પંચાલ દેશમાં પ્રસિદ્ધ અને મનોહર, સ્વર્ગની સમગ્ર શોભાનો પણ જેણે તિરસ્કાર કર્યો છે, તેવું સકલ નગરોમાં શ્રેષ્ઠ **દુર્ગપત્તન** નામનું નગર છે. (૧૮)

उवास यस्मिन् हि जगन्निवासो निजार्तिहारी नरनाट्यधारी । अशेषदृग् धार्मिरुदारकीर्तिः परोऽवतारी हरिकृष्ण ईशः ॥१९॥ तस्योत्तमाख्यो नगरस्य राजा बभूव शान्तो मतिमान् यशस्वी । नारायणैकान्तिकभक्तियोगे वरोऽम्बरीषादपि भूमिपालात् ॥२०॥ दुर्गे तदीये रुचिरेऽस्ति गोपीनाथस्य सन्मन्दिरमत्युदारम् । सौवर्णभास्वत्कलशाभिरामं श्रीमद्विमानप्रतिमानमुच्चैः ॥२१॥ तस्मात्प्रतीच्यां दिशि चास्ति दीर्घा शाला मुनीनां ललिता विशाला । तत्रैकदाऽऽसीत्समितिर्हि तेषां सत्सङ्गिनां चापि मनोभिरामा ॥२२॥ पीठेऽहमाचार्य उरूत्तमायां तस्यां न्यषीदं रघुवीरनामा । यथोचितं ते मुनयो निषेदुस्तथोत्तमो भूमिपतिश्च पौराः ॥२३॥ सत्सङ्गिनश्चापि यथाधिकारं देशान्तरीया हरिकृष्णभक्ताः । तस्यां निषेदुर्हरिसत्कथायाः संसारहर्त्र्याः श्रवणे प्रसक्ताः ॥२४॥

तस्यां मुनीन्द्रः स्पृहणीयशीलः सतां महाबुद्धिमतां वरीयान् । कथां प्रवक्तुं समियाय नित्यानन्दाभिधानो दृढधर्मनिष्ठः ॥२५॥ वेदागमार्थाखिलतत्त्ववेत्ता सुतीव्रवैराग्यविराजमानः । दोषैरधर्मान्वयजैरपेतः सर्वोपकर्त्ता परबोधदक्षः

---

જેમાં સમગ્ર જગતોના આધારરૂપ, પોતાના ભક્તજનોની પીડાને હરનારા, નટ જેમ વેષાંતર ધારણ કરે છે, તેમ મનુષ્યભાવ ધારણ કરનારા, સમગ્ર જીવાત્માઓના અંતર્યામી હોવાથી સર્વના સાક્ષી, સર્વનિયંતા, મહાકીર્તિવાળા, ધર્મપુત્ર-અવતારી, પરમાત્મા શ્રી હરિકૃષ્ણ ભગવાને નિવાસ કર્યો, તેવું એ દુર્ગપત્તન છે. (૧૯)

તેમાં સ્વભાવથી શાંત (ઈન્દ્રિયો-અંતઃકરણને વશમાં રાખનાર), અતિશય બુદ્ધિમાન, યશસ્વી, નારાયણ પ્રત્યેની એકાંતિક ભક્તિમાં અંબરીષ રાજાથી પણ અતિ શ્રેષ્ઠ, **ઉત્તમ** નામના તે દુર્ગપત્તનના **નરેશ** હતા. (૨૦)

આ ઉત્તમ રાજાના દરબાર મધ્યે શુદ્ધ સુવર્ણમય, સૂર્યકિરણોના સંબંધથી ચળકતા સુવર્ણ કળશો વડે અતિ મનોહર દેખાતું, ચતુર શિલ્પીઓની અદ્‌ભુત કલા દર્શાવતું સુંદર વિમાન જેવું, અતિ ઊંચું-વિશાળ અને વિવિધ પ્રકારના ચિત્રોથી શોભતું, શ્રી **ગોપીનાથ** ભગવાનના અર્ચાવતાર સ્વરૂપનું, ત્રણ શિખરોવાળું અતિ મનોહર **મંદિર** છે. (૨૧)

તે મંદિરની પશ્ચિમ દિશામાં સાધુઓને રહેવા માટે ત્રણ માળની અતિવિશાળ-સુંદર **ધર્મશાળા** છે. એક સમયે તે ધર્મશાળામાં મુનિઓની તથા સત્સંગીઓની મનોહર **સભા** થઈ. (૨૨)

અતિશ્રેષ્ઠ તે સભામાં ઊંચા સિંહાસનમાં હું (આચાર્યપદને અલંકૃત કરતા આ ગ્રંથના લેખક **સ્વયં** કહે છે : આચાર્યસ્થાને હું - **રઘુવીર** નામથી પ્રસિદ્ધ આચાર્ય-પોતે) બેઠો હતો. વળી મુનિઓ પણ જેમ ઘટે તેમ બેઠા હતા. તેમજ ઉત્તમ રાજા તથા પુરના નિવાસી હરિભક્તો પણ યથોચિત બેઠા હતા. (૨૩)

તેમજ સંસારનું દુઃખ હરનારી શ્રીહરિની સુંદર કથા સાંભળવામાં આસક્ત અને પ્રત્યક્ષ શ્રીહરિની એકાંતિક ભાવથી ઉપાસના કરનારા, (તેથી જ સત્સંગી સંજ્ઞાથી પ્રસિદ્ધ થયેલા) સત્સંગી હરિભક્તો, દેશાંતરથી મંદિરે શ્રીહરિનાં દર્શનાર્થે આવ્યા હતા, તે પણ તે સભામાં પોતાની યોગ્યતા પ્રમાણે બેઠા હતા. (૨૪)

તે સભામાં; સત્પુરુષોએ સ્પૃહા કરવા યોગ્ય સ્વભાવવાળા, પ્રતિભાશાળી પુરુષોમાં શ્રેષ્ઠ, દૃઢ ધર્મનિષ્ઠ, શ્રી **નિત્યાનંદ મુનિ** તે સમયે કથા કરવા પધાર્યા. (૨૫)

**(હવે ૧૫ શ્લોકથી શ્રીનિત્યાનંદ મુનિનું વર્ણન કરે છે :-)**

ચાર વેદ તથા છ શાસ્ત્રનું રહસ્ય યથાર્થ જાણનારા, અતિ તીવ્ર વૈરાગ્યથી શોભતા, અધર્મસર્ગના સર્વ દોષથી રહિત, સદા પરોપકાર કરનારા, પ્રત્યક્ષ ભગવાનના સ્વરૂપને ઓળખાવવામાં અતિ પ્રવીણ, શ્રી સ્વામિનારાયણ

॥२६॥ श्रीस्वामिनारायणदिव्यमूर्तिध्यानाधिहृष्टोऽन्तरदृष्टियुक्तः । रसान्वितस्पष्टतरप्रभाषी हरिप्रलीलाकथनादिसक्तः ॥२७॥ सर्वोत्तमोदारतरानुरक्त्या वशीकृतश्रीहरिरात्मनिष्ठः । सुधैर्यगाम्भीर्यविलज्जिताब्धिर्विलज्जयन् क्षान्तिगुणेन गोत्राम् ॥२८॥ प्रतापभास्वत्क्षतदुर्मतोरुध्वान्तोऽत्यजेयाखिलवादिजेता । विद्वत्सभाविस्मयकार्युदन्तः प्रगल्भवाक् पण्डितगीतकीर्त्तिः ॥२९॥ विवादिवृन्दानि यदीयनामश्रुत्या पलायन्त नितान्तभीत्या । द्रुतं हि पञ्चाननभीमनादत्रस्तानि यूथानि यथा मृगाणाम् ॥३०॥ जनौघविस्मापनभूरिभूतिर्नितान्तशान्तिप्रदपुण्यवीक्षः । रम्यैरनाकृष्टमनाः कदापि सुरेन्द्रगम्यैर्विषयैरुपेतैः ॥३१॥ अशेषमर्त्यातिहितप्रसक्तः सदाऽप्रमत्तो जनजातमित्रम् । सुखप्रदाता शरणागतानां नितान्तवात्सल्यनिधिर्गुणज्ञः ॥३२॥ श्रीधर्मपुत्रं ह्यवतारहेतुं हरिं स्मरन्मालिकयाऽनुघस्त्रम् । प्रतोषयंस्तं विशदानुवृत्त्या प्राप्तो निवासं सविधे तदीये ॥३३॥

चन्द्रो यथा चन्दनभूरुहोऽब्दः शरीरिणः शान्तयतीह सर्वान् । तथा जनानां प्रशमय्य तीव्रं कामादितापं प्रणयन्सुशान्तिम् ॥३४ ॥ यथा चकोरस्य रतिर्हिमांशौ यथा मयूरस्य घनेऽस्त्युदारा । तोये च मीनस्य तथैव यस्य प्रीतिर्हरावक्षरतः परेऽभूत् ॥३५॥

अनुग्रहेणैव हरेरवाप्तैः सतां गुणैरत्र महाजनेष्टैः । अशेषतापोपशमैः पवित्रैर्विरोचमानो नितरां दुरापैः ॥३६॥ यदीयसौशील्यगुणातितुष्टः प्रासादिकान्यात्मन ईश्वरेशः । मुहुर्ददावम्बरमाल्यमालाभोज्यप्रमुख्यानि मुदैव यस्मै ॥३७॥

---

ભગવાનની દિવ્ય મૂર્તિના ધ્યાનથી અતિ આનંદ પામેલા, સદા અંતર્દષ્ટિએ યુક્ત, રસયુક્ત-સ્પષ્ટ વક્તા, શ્રીહરિની લીલાનું ગાનાદિ કરવામાં આસક્ત; જેમણે અત્યંત પ્રીતિયુક્ત ભક્તિથી શ્રીહરિને વશ કર્યા છે, વળી ધીરગંભીર સમુદ્ર પણ જેના ધૈર્ય અને ગાંભીર્યથી લજ્જા પામ્યો છે તેમજ પૃથ્વી પણ જેના ક્ષાંતિરૂપ (સહનશીલતા) ગુણથી લજ્જા પામી છે; પોતાના જ્ઞાનના પ્રતાપરૂપી સૂર્યથી જેમણે કૌલ, નાસ્તિક વગેરે દુષ્ટ મતના અજ્ઞાનરૂપી મહા અંધકારનો નાશ કર્યો છે, વળી અતિદુર્જય એવા વાદીઓનો પણ પરાજય કરનાર, પોતાના જ્ઞાન અને ઉપદેશથી વિદ્વાનોને આશ્ચર્ય પમાડનારા, શાસ્ત્રીય ચાતુર્યયુક્ત પ્રગલ્ભ વાણીવાળા, પંડિતો જેમની કીર્તિનું સદા ગાન કરે છે; જેમ સિંહની ત્રાડથી ભયભીત બનેલા મૃગલાંઓ ત્રાસ પામી નાસી જાય છે તેમ, જેમના વિવિધ પ્રકારનાં શાસ્ત્રનાં વિધાનોથી વાદીઓના સમૂહે, ત્રાસ પામી તેમના નામને સાંભળવા માત્રથી જ પરાભવના ભયથી, સભામાં આવવાનું જ બંધ કર્યું છે એવા; (૨૬ થી ૩૦)

જેની ઉત્કૃષ્ટ ગુણ સંપત્તિથી જનસમૂહો આશ્ચર્ય પામે છે, જેમનું પુણ્યકારી દર્શન શાંતિ આપનારું છે; જે દેવતાઓને પણ દુર્લભ એવા જે રમણીય પંચવિષય તેમાં પણ સદા અનાસક્ત છે; અને સમગ્ર જનોનાં કલ્યાણના કાર્યમાં સદા આસક્ત છે, શાસ્ત્ર વિહિત કર્તવ્યમાં પ્રમાદ રહિત છે, જન સમુદાયના જે મિત્ર છે, શરણે આવેલાને સુખ આપનારા, વાત્સલ્યના સમુદ્ર, ગુણને જાણનારા, દરરોજ તુલસીની માળા વડે નિયમપૂર્વક સર્વ અવતારોના કારણ ભક્તિ-ધર્મના પુત્ર શ્રીહરિનું સ્મરણ કરતાં, પૂર્વે જે સાક્ષાત્ શ્રીહરિની નિષ્કપટ ભાવથી અનુવૃત્તિ સાચવી તેમને પ્રસન્ન કરતા થકા તેમની સમીપે સેવામાં જ રહેલા છે; જેમ ચંદ્ર-ચંદન વૃક્ષ અને મેઘ આ લોકમાં સર્વ શરીરધારીઓને શાંતિ પમાડે છે તે પ્રમાણે પોતાના શરણે આવેલા ભક્તોના કામાદિ પરિતાપનો નાશ કરી, તેમને અખંડ શાંતિ પમાડનારા જે શ્રી **નિત્યાનંદ મુનિ**ને; અક્ષરબ્રહ્મ થકી પણ સ્વરૂપ-સ્વભાવ-ગુણ અને વિભૂતિથી પર (અતિ શ્રેષ્ઠ) શ્રીહરિના દિવ્ય સ્વરૂપમાં; જેવી ચકોર પક્ષીને ચંદ્રમાં અતિશય પ્રીતિ છે, મયૂરને મેઘમાં પ્રીતિ છે અને મીનને જળમાં પ્રીતિ છે, તેવી અભૂતપૂર્વ પ્રીતિ હતી. (૩૧ થી ૩૫)

જે **સદ્‌ગુણો** મહાન પુરુષોએ પામવા ઈચ્છેલા છે, સાધનોથી અતિશય દુષ્પ્રાપ્ય છે અને શ્રીહરિના અનુગ્રહથી જ પ્રાપ્ત કરી શકાય છે એવા-ત્રિવિધ તાપને શમાવનારા-પાવનકારી કૃપાળુતા વગેરે સાચા સંતના ગુણોથી શોભાયમાન;

यः स्वामिनारायणदिव्यमूर्त्तिं विना न वाञ्छन् क्व च योगसिद्धीः । मुक्तीश्चतस्त्रोऽपि जनैर्दुरापा न चापि कैवल्यसुखं महीयः ॥३८॥ विधाय धार्मेर्निजनैत्यिकं यः सुखोपविष्टो मुनिमण्डले हि । कृत्वैव वार्ताः परभावयुक्ताः पुरः सतां तान्सुखिनो व्यधाच्च ॥३९॥ साक्षाद्धरेरक्षरतः परस्य जानन् यथार्थं महिमानमेव । हरिप्रसादाप्तविशालबोधः शान्तः सुधीरो मृदुरेव सौम्यः ॥४०॥ व्यासासने तमुपवेश्य मुनीन्द्रमग्र्ये प्रीत्योत्तमो नरपतिर्वरचन्दनाद्यैः । ग्रन्थं तथा तमभिपूज्य नमन् समग्रान् योग्यासनेऽथ निषसाद स वक्तुरग्रे ॥४१॥ ध्यायंस्ततः स हरिकृष्णमभीष्टदेवं प्रेमातिरेकपुलकाङ्कितकान्तकायः । सन्मङ्गलाचरणमत्रभवान्विधाय सत्सङ्गिजीवनकथामकरोन्मनोज्ञाम् ॥४२॥ मासैस्त्रिभिस्त्वथ तदीयकथासमाप्तौ पौराणिकं सुधियमुत्तमभूपतिस्तम् । आनर्च वस्त्रवरगन्धसुखोपचारैस्त्यागिव्रजाश्च गृहिणः समपूजयंस्तम् ॥४३॥ तस्मिन् दिने नृपतिरुत्तम एव सर्वे ये त्यागिनो गृहिजना बहवश्च पौराः । देशान्तराभ्युपगताः समतर्पयत्तान् भोज्यैः सिताघृतसितैर्मधुरैर्विचित्रैः ॥४४॥

---

જેના સૌશીલ્ય (સારો સ્વભાવ; મોટાઈના અહંકારથી રહિતપણું) આદિ ગુણોથી અતિ પ્રસન્ન થયેલા, ઈશ્વરોના પણ ઈશ્વર શ્રી સ્વામિનારાયણ ભગવાન પોતાની પ્રસાદીરૂપ વિવિધ પ્રકારનાં વસ્ત્રો, પુષ્પની અનેક પ્રકારની માળાઓ તથા ભોજ્ય પદાર્થો વગેરે હર્ષપૂર્વક જે નિત્યાનંદ મુનિને આપતા હતા; વળી તે મુનિ શ્રી સ્વામિનારાયણ ભગવાનની દિવ્ય મૂર્તિ વિના ક્યારેય પણ યોગની સિદ્ધિઓને તથા મનુષ્યોને દુર્લભ સાલોક્યાદિ ચતુર્ધા મુક્તિ, તેમજ અતિ મહાન કૈવલ્યસુખને પણ ઈચ્છતા ન હતા; જે નિત્યાનંદમુનિ પોતાનો નિત્યવિધિ કરીને મારા નિવાસસ્થાને આવીને સભાના રૂપમાં બેઠેલાં મુનિમંડળમાં સુખપૂર્વક હંમેશાં બેસીને, ધર્મના પુત્ર શ્રીહરિના પરભાવયુક્ત (અર્થાત્ શ્રીહરિનું સર્વોપરીપણું, સર્વ કારણપણું તથા સર્વાવતારીપણું નિરૂપણ કરતી) વાર્તાઓ કહેતા થકા ત્યાં આવેલા મુનિઓને સદા સુખ આપતા હતા. (૩૬ થી ૩૯)

સર્વથી પર અક્ષર અને તેથી પણ સ્વરૂપ-ગુણ-વિભૂતિ-ઐશ્વર્યાદિથી વિલક્ષણ પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ ભગવાનનો મહિમા (અક્ષરના પણ નિયંતા ઈત્યાદિ ઉત્કૃષ્ટ મહિમા) શ્રીહરિના અનુગ્રહથી જેણે નિઃસંશયપણે યથાર્થ જાણ્યો છે, તેમજ તે સ્વરૂપનું **અગાધ જ્ઞાન** જેમને પ્રાપ્ત થયું છે; વળી શાંત, અતિદૃઢ ધૈર્યવાન, મૃદુ સ્વભાવ અને સૌમ્ય આકૃતિવાળા મુનીંદ્ર નિત્યાનંદજીને શ્રેષ્ઠ વ્યાસાસન ઉપર બેસારીને **ઉત્તમ રાજા** (દાદાખાચર) કુંકુમ-ચંદન તથા પુષ્પહારોથી તેમનું તથા શ્રીમદ્ સત્સંગિજીવન ગ્રંથનું **પૂજન** કરીને તે સભામાં બેઠેલા મુનિઓ તથા ભક્તોને સ્નેહથી **નમસ્કાર** કરીને નિત્યાનંદ મુનિની સન્મુખ યોગ્ય આસન ઉપર બેઠા (૪૦-૪૧)

શ્રીહરિની મૂર્તિની સ્મૃતિજન્ય પ્રેમથી જેમનાં ગાત્ર રોમાંચિત થયા છે એવા સુંદર શરીરવાળા, તથા સજ્જનોએ પૂજવા યોગ્ય **નિત્યાનંદ મુનિ** પોતાના અભીષ્ટ દેવ શ્રીહરિકૃષ્ણ ભગવાનનું ચિંતવન સુંદર **મંગલાચરણ** શ્લોકથી કરીને, સત્સંગિજીવન ગ્રંથની **કથા**નો શુભ **આરંભ** કરતા હતા. (૪૨)

આ રીતે શરૂ થયેલી સત્સંગિજીવનની કથાની ત્રણ માસ પછી **પૂર્ણાહુતિ** થઈ. પૂર્ણાહુતિ પ્રસંગે ઉત્તમ રાજાએ તેમજ ત્યાગી સંતોએ તથા અન્ય ગૃહસ્થ ભક્તોએ પણ કથાના વક્તા શ્રી નિત્યાનંદ મુનિનું શ્વેતવસ્ત્રો, કુંકુમ, ચંદન તથા પુષ્પહારોથી **પૂજન** કર્યું. તેમજ ત્યાગી સંતોએ તથા બીજા ગૃહસ્થ ભક્તોએ પણ નિત્યાનંદ મુનિનું પૂજન કર્યું. (૪૩) તે દિવસે ઉત્તમ રાજાએ કથા પ્રસંગે પધારેલા સર્વ ત્યાગીઓ તથા દેશાંતરથી આવેલા ગૃહસ્થ હરિભક્તો તથા પુરવાસી ભક્તોને દળેલી સાકર અને સુંદર ઘીથી શ્વેત સ્વાદિષ્ટ લાડુ તથા જલેબી વગેરે અનેક પ્રકારનાં ભોજનોથી તૃપ્ત કર્યા. (૪૪)

स्वस्वान् देशान्निदेशादथ गुरुविहितान्मङ्क्षु सत्सङ्गिनस्ते सर्वे जग्मुर्मुनीन्द्रा विविधजनपदान् प्राणिनिःश्रेयसार्थम् । तत्रात्मीयेन युक्तो निखिलमुनिवरो मण्डलेनातिशान्तो गोपालानन्दनामा व्यचरदुरुमतिश्चारुसौराष्ट्रदेशे ॥४५॥ गच्छंस्तत्र समग्रसद्गुणनिधिः सन्मण्डलीमण्डनं भक्तिं धर्मयुतां हरेरुपदिशन् प्राणिव्रजेभ्योऽनिशम् । स श्रीमद्धरिपादपद्मयुगलभ्राम्यन्मनोलिर्मुनिः प्रापत्सुन्दरमेङ्गनायनपुरं मान्यो दयार्द्रः सताम् ॥४६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे मङ्गलाचरणादिनिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

**( द्वितीये वर्णितास्तस्य मुनेः सर्वे शुभा गुणाः । समाध्याप्तिर्नृपस्याथ प्रत्युक्त्युक्ती तयोर्मिथः ॥ )**

दूरेऽथ तस्मान्नगरान्मुनीन्द्रः स वीक्ष्य रम्याम्रवणं विविक्तम् । स्थित्वैव तस्मिन् मुनिभिः सह स्वैर्हरिं परं धर्मभुवं विदध्यौ ॥१॥ स्थितो योग्ये पीठे कणितनयनो निश्चलतनुर्विधायाऽन्तर्दृष्टिं परमहरिकृष्णं प्रियतरम् । मुनिर्ध्यायन् रेजे निभृतकरणो निर्मलमनाः स गोपालानन्दो मृदुलहृदयः सद्गुरुवरः ॥२॥ निजात्मानं मायागुणभवदवस्थात्रयपरं सदा

પછી તે સત્સંગીઓ ગુરુ (=પોતાના ધ.ધુ. શ્રી રઘુવીરજી મહારાજ)ની આજ્ઞાથી પોતપોતાના દેશમાં જવા લાગ્યા. સાધુઓનાં મંડળો પણ જનકલ્યાણ માટે જુદા જુદા દેશ તરફ જવા લાગ્યા. તે સંતોમાં અત્યંત બુદ્ધિશાળી, અતિ શાંત, સર્વ મુનિઓમાં શ્રેષ્ઠ (શ્રીહરિની આજ્ઞાથી સર્વ સાધુઓને સ્વધર્મમાં સ્થિત્યાદિ માટે સદ્બોધ કરનારા), શ્રી **ગોપાળાનંદ મુનિ** પોતાના મંડળ સાથે સુંદર **સૌરાષ્ટ્ર** દેશમાં વિચરવા પધારતા હતા. (૪૫)

સમગ્ર સદ્ગુણોના નિધિ, સત્પુરુષોના સમુદાયના ભૂષણરૂપ, જનસમૂહોને નિરંતર સ્વધર્મ સહિત પ્રત્યક્ષ ભગવાનની ભક્તિનો ઉપદેશ કરનારા, વળી ઊર્ધ્વરેખાદિ સોળ ચિહ્નોથી શોભતા શ્રીહરિનાં સુંદર ચરણકમળમાં જ ભ્રમરની જેમ જેમનું ચિત્ત સદા રમણ કરે છે, સર્વ મુનિજનોએ માનવા યોગ્ય, દયાથી આર્દ્ર (ભીના) બનેલા હૃદયવાળા, તે ગોપાળાનંદ મુનિ સૌરાષ્ટ્રમાં ફરતા ફરતા **મેંગણી** નામના નગરમાં પધાર્યા. (૪૬)

❂ઈતિ★ શ્રી હરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્યે રચેલા શ્રીહરિલીલાકલ્પતરુ નામે ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'મંગલાચરણાદિ નિરૂપણ' નામે પહેલો અધ્યાય સંપૂર્ણ. (૧)

## અધ્યાય : ૨

### સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીના સદ્ગુણો, મેંગણીના માનસિંહ રાજાને તેઓશ્રી સાથે મેળાપ.

ત્યારબાદ નગરથી થોડે દૂર આંબાના વૃક્ષોથી ભરપૂર રમણીય બગીચાનાં સ્થાનને પવિત્ર અને નિર્જન જોઈ, મુનિવર **ગોપાળાનંદ મુનિ** પોતાના મંડળના સંતો સાથે ત્યાં રોકાયા અને ધર્મપુત્ર શ્રીહરિ પરમાત્માનું ચિંતવન કરવા લાગ્યા. (૧)

યોગ્ય આસનમાં બેઠેલા, અંતર્વૃત્તિથી મીંચેલા નેત્રવાળા, નિશ્ચલ શરીરયુક્ત થકા પોતાના અતિ પ્રિયતર પરમેશ્વર શ્રીહરિકૃષ્ણ ભગવાનનું અંતર્દષ્ટિએ કરીને ધ્યાન કરતાં, નિશ્ચલ ઈન્દ્રિયો-નિર્મળ અંતઃકરણ અને કોમળ હૃદયવાળા, સદ્ગુરુઓમાં શ્રેષ્ઠ શ્રી ગોપાળાનંદ મુનિ, તે સમયે અત્યંત શોભતા હતા. (૨) પોતાના આત્મસ્વરૂપને પ્રકૃતિના ગુણોથી ઉત્પન્ન થતી ત્રણ અવસ્થાથી પર-દિવ્ય કાંતિયુક્ત-અક્ષરબ્રહ્મ સમાન નિર્લેપ જોતા થકા સદા આત્માભિમુખ

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ ❂ આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (**દા.ત.** અધ્યાય ૨, ૩, ૪, ૫, ૯ વગેરે)

पश्यन् स्फारस्फुरितरुचिमेवाक्षरसमम् । बहिश्चान्तः साक्षाल्ललितमवतारोदयमजं हरिं स्वप्रेयांसं सुकृतभुवमीशं प्रतिदिनम् ॥३॥ हरिर्यस्योदारप्रणयरशनाबद्धचरणो हृदो यस्य क्वापि क्षणमपि च नीरादिव रसः । क्षमो दूरे स्थातुं न विभुरतिनिर्वासनहृदे सदाऽऽनन्दं यस्मै दिशति निजमेवानुदिवसम् ॥४॥

तपस्तेजोराजद्वपुरतुलकारुण्यनिलयो जनाऽज्ञानध्वान्तक्षतितरुणमार्तण्डतुलनः । सदा नैर्गुण्यस्थो मृदितमदनाद्यन्तररिपुर्विना स्वेष्टं सक्तः क्वचिदपि न चैवाक्षरसुखे ॥५॥ अशेषार्तिध्वंसे हरिजनगणानामतिपटुर्महायोगैश्वर्यैरिह जगति विस्मापितजनः । हरिप्रीत्यै सिद्धीकृतसकलयोगोऽप्यविमदो गभीरात्मा धीरः श्रुतनिगमसिद्धान्तनिपुणः ॥६॥ जनानां कुर्वाणो ह्यपकृतिकृतामप्युपकृतिं सदा ज्ञानाभ्यासस्फुरदुरुतरज्ञानसरणिः । क्षितिक्षान्त्या युक्तः शुचिरखिलसल्लक्ष्मनिलयो दधानः साधुत्वावधिरधिशुभैकान्तिकवृषम् ॥७॥ परमोपशमैकसंश्रयो हितसत्यप्रियभाषिणां वरः । व्यसनार्दनपुण्यदर्शनो जनमित्रं गतमानमत्सरः ॥८॥ उपकारपरो निसर्गतः सततं सर्वशरीरधारिणाम् । स्पृहणीयगुणो महत्तमैरतिसन्तोषसुशीलतान्वितः ॥९॥ रमणीयतरैः स्वगोचरैर्विषयैरप्यमरेशदुर्लभैः । अविकृष्टमनाश्च यो हि तान् विजहौ तीव्रगरं यथा जनः ॥१०॥ प्रवरोऽखिलदीर्घदर्शिनां निखिलप्राणिहितोद्यतः सदा । ऋजुरूर्जितयोगवैभवः शुचिसर्वाचरणो हरिप्रियः ॥११॥ अणिमादिकसिद्धिसञ्चयं न हृदेच्छन् हरिमूर्तिमन्तरा । समदृग् जनतार्थितेक्षणः सततं हर्य्यनुवृत्तितत्परः ॥१२॥

---

દૃષ્ટિવાળા, શ્રી ગોપાળાનંદ મુનિ, મત્સ્યાદિ સર્વ અવતારોનો આવિર્ભાવ જેમનાથી છે તેવા અને ધર્મભક્તિ થકી જન્મ હોવા છતાં પણ સદા અજન્મા; પોતાને અતિપ્રિય શ્રીહરિ પરમાત્માને, દરરોજ પોતાના નેત્રની સમીપે તથા પોતાના આત્મામાં જેમ પ્રત્યક્ષ જોતા હોય તેમ જોતા હતા. (૩) જે ગોપાળાનંદ મુનિના અતિસ્નેહરૂપી દોરડીથી બંધાયેલા શ્રીહરિ, જેમ જળથી રસ ક્ષણવાર પણ છૂટો પડતો નથી, તેમ તે મુનિના માનસથી દૂર રહેવા સમર્થ થતા નથી. અતિ નિર્વાસનિક અંતઃકરણવાળા તે મુનિને શ્રીહરિ પોતાના પરમ સત્ય સ્વરૂપનો આનંદ રાત્રિદિવસ આપે છે. (૪)

તપ તથા તેજથી શોભાયમાન શરીરવાળા, અપાર કરુણાના સ્થાનભૂત, મનુષ્યોના અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરવામાં તરુણ સૂર્ય સમાન, સદાય ગુણાતીત સ્થિતિવાળા, કામાદિ અંતઃશત્રુઓનો નાશ કર્યો છે જેમણે એવા અને પોતાના ઈષ્ટદેવ શ્રીહરિ વિના અક્ષરબ્રહ્મના સર્વોત્તમ સુખમાં પણ સદા અનાસક્ત; હરિભક્તોના દુઃખને નાશ કરવામાં અતિપ્રવીણ, જનોને આશ્ચર્યકારી મહા યોગૈશ્વર્યવાળા અને શ્રીહરિની પ્રીતિ માટે જ જેમણે અષ્ટાંગયોગ સિદ્ધ કર્યો છે, છતાં પણ જે ગર્વરહિત છે, ગંભીર અંતઃકરણવાળા, ધીર તેમજ વેદોના યથાર્થ નિર્ણયમાં નિપુણ; અપકાર કરનારાનું પણ શ્રેય કરનારા, શુદ્ધ જ્ઞાનવાળા, ક્ષમાવાન, બાહ્ય અને આભ્યંતર શુદ્ધિવાળા, દયાળુતા વગેરે સત્પુરુષોના સમગ્ર લક્ષણોના સ્થાનભૂત, સાધુતાની સીમારૂપ, અતિશુભ એકાંતિક ધર્મ ધારણ કરનારા; સર્વકાળે ઉપશમ અવસ્થાવાળા, હિતકારી- સત્ય અને પ્રિય વાણી બોલનારા મનુષ્યોમાં શ્રેષ્ઠ, જેમનાં દર્શનથી વિપત્તિઓ નાશ થાય છે એવા, જે સર્વના મિત્ર છે તેમજ માન અને મત્સર રહિત છે; ઉપકાર પરાયણ, અતિ મોટા પુરુષોએ સ્પૃહા કરવા યોગ્ય વાત્સલ્યાદિ સાધુતાના લક્ષણવાળા, અતિ સંતોષ તથા સુશીલતા યુક્ત; દેવતાઓને પણ દુર્લભ એવા અતિ રમણીય પંચવિષય પ્રાપ્ત થવા છતાં, મનુષ્ય જેમ તીવ્ર ઝેરનો ત્યાગ કરે છે તેમ, તે પંચ વિષયોનો જેમણે સદા ત્યાગ જ કર્યો છે; તેવા **ગોપાળાનંદ મુનિ** સમગ્ર દીર્ઘદર્શીઓમાં શ્રેષ્ઠ, સર્વજીવોના હિતમાં તત્પર, સરળ, સુંદર યોગવૈભવવાળા, શુદ્ધ આચરણવાળા અને શ્રીહરિમાં પ્રીતિવાળા, ભગવાનની મૂર્તિ વિના અણિમાદિ સિદ્ધિઓને પણ જે કદી ઈચ્છતા નથી, ઉત્તમ-મધ્યમ અને કનિષ્ઠ લૌકિક ભોગસુખમાં જેને પ્રકૃતિજન્યપણાથી સમદૃષ્ટિ છે, જેમનાં દર્શન જનસમુદાય સદા ઈચ્છે છે અને જે હંમેશાં શ્રીહરિની અનુવૃત્તિ પરાયણ છે. (૫ થી ૧૨)

प्रथयन् हरिकृष्णतुष्टये परमैकान्तिकधर्ममन्वहम् । भ्रमरीकृतमानसोऽनिशं सहजानन्दपदाम्बुजद्वये ॥१३॥ एवंविधे ध्यायति साधुवर्ये तस्मिन् परं श्रीहरिकृष्णमीशम् । निर्वैरशान्ताखिलसत्त्वमासीत्तत् काननं तस्य शुभप्रभावात् ॥१४॥

ग्रामान्तरात्तावदुपाव्रजन् स्वं राजा पुरं सैन्ययुतो मुनींस्तान् । आलोक्य दुरान्नु मानसिंहस्तत्रायययावाशु तदीक्षणार्थम् ॥१५॥ उत्तीर्य वाहादथ भूमिपालस्तान् स प्रणम्यैव महामुनिं तम् । सन्मण्डलाग्रेसरमन्तरस्थं व्यालोकयामास महानुभावम् ॥१६॥ जनातिगाऽलौकिकगात्रलक्ष्म्या प्रसह्य चित्तेषु शरीरभाजाम् । असंस्तवानामपि योजयन्तं भृशार्द्रभावं स्पृहणीयशीलम् ॥१७॥ नितान्तशान्तेन कलेवरेण प्रसादमाधुर्यविराजितेन । शुभां निजान्तःकरणस्य वृत्तिं प्रसूचयन्तं नितरां विविक्ताम् ॥१८॥ ततः सतां मध्यगतं प्रशान्तं महीपतिस्तं स महामुनीन्द्रम् । उदारतेजोवृतसर्वगात्रं ददर्श दिव्यां दृशमाशु यातः ॥१९॥ तदा तदीयं तु मनोऽप्यजस्रं स्मरादिदावानलतप्यमानम् । ययौ परां शान्तिमिव द्विपेन्द्रो जलौघमाप्यातिदवाग्निदग्धः ॥२०॥ तेजोमयानेव तथाऽखिलाँस्तान् पश्यन् स चित्रार्पितवत् स्थिराङ्गः । तस्थौ विलोक्यैव तथाविधं तं तन्मन्त्रिवर्यास्तु ययुर्विचित्रम् ॥२१ ॥ नारायणप्रेरित एव तावन्महामुनिर्ध्यानत उत्थितोऽभूत् । उत्तस्थुरेवाखिलसाधवस्ते स्थिरं तमैक्षन्त ततोऽन्तिकस्थम् ॥२२॥ महामुनिस्तत्र तमीक्षमाणस्तदीयमन्त्रिप्रमुखाँस्तथाऽन्यान् । स विस्मयान्मन्त्रिवरं तदीयं क एष सौम्यः समपृच्छतेति ॥२३॥

---

એવા સંતવર્ય શ્રીગોપાળાનંદ મુનિ તે સમયે શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતા માટે, સર્વોત્તમ એકાંતિક ધર્મને વિસ્તારતાં રાત્રિદિવસ ભગવાન શ્રીસહજાનંદ સ્વામીના બંને ચરણકમળમાં ભ્રમરની જેમ જેમણે મન પરોવ્યું છે; (૧૩) એવા થકા અક્ષરથી પણ પર પુરુષોત્તમ શ્રીહરિકૃષ્ણ ભગવાનનું ચિંતવન કરતા હતા. તે મુનિના શુભ પ્રભાવથી તે આમ્રવૃક્ષોના બગીચામાં રહેતા સમગ્ર પ્રાણીઓ પણ પરસ્પર વૈરભાવ ભૂલીને શાંત અને સત્ત્વગુણી બની ગયા હતા. (૧૪)

એવામાં તે પુરના રાજા માનસિંહ, બહારગામ ગયેલા ત્યાંથી પોતાના સૈન્ય સહિત પુર તરફ પાછા ફરતા હતા; તે ગોપાળાનંદાદિ મુનિઓને ધ્યાનમાં બેઠેલા જોઈને, તેમના દર્શન માટે ત્યાં આવ્યા. (૧૫) રાજા માનસિંહે, પોતાના અશ્વથી ઊતરીને તે મુનિઓને પ્રણામ કર્યા. પછી મુનિમંડળના મધ્યમાં બેઠેલા **મહાનુભાવ** શ્રી ગોપાળાનંદ મુનિને તેણે જોયા. (૧૬) મનુષ્યોમાં પૂર્વે નહીં જોયેલી અલૌકિક શરીર શોભાથી, અપરિચિત એવાં પણ પોતાનાં ચિત્તને સ્નેહાર્દ્ર ભાવથી આકર્ષતા, સદા સ્પૃહા કરવા યોગ્ય સ્વભાવવાળા; પ્રસન્નતા તથા સ્વાભાવિક મનોજ્ઞતાથી શોભતા શાંતાકૃતિ શરીરથી જે ત્યાં અતિશય પવિત્ર અને મંગળ ભાવને પ્રસારી રહ્યા છે; (એવા શ્રીગોપાળાનંદમુનિના દર્શન કર્યાં.) (૧૭-૧૮)

ગોપાળાનંદ સ્વામીના પ્રતાપથી **દિવ્યદ્રષ્ટિ** પામેલા **માનસિંહ રાજા**એ સાધુઓના મધ્યમાં રહેલા મુનીન્દ્ર શ્રી ગોપાળાનંદ મુનિને મહા તેજથી વ્યાપ્ત સમગ્ર અંગોવાળા જોયા. (૧૯)

તે સમયે નિરંતર કામક્રોધાદિ દાવાનળના અગ્નિથી દગ્ધ થયેલું તે રાજાનું મન જેમ દ્વિપેન્દ્ર (હાથી) ગંગા નદીના ધરાને પામીને શાંત થાય છે, તેમ શાંત થઈ ગયું અને સમગ્ર મુનિઓને પણ અતિશય તેજોમય જોતા થકા તે રાજા સ્થિર થઈ ગયા ! તેમના મંત્રી તથા બીજા તો રાજાની આવી સ્થિતિ જોઈને આશ્ચર્ય પામ્યા ! (૨૦-૨૧) તે સમયે શ્રીહરિની પ્રેરણાથી ગોપાળાનંદ મુનિ ધ્યાનમાંથી જાગ્રત થયા. તેમજ સર્વે મુનિઓ પણ સમાધિમાંથી ઊઠ્યા. પછી તે ગોપાળાનંદ સ્વામી વગેરે સર્વ સંતો પોતાની પાસે સ્થિર થયેલા રાજાને જોવા લાગ્યા. (૨૨) રાજાને તથા આશ્ચર્ય પામેલા અમાત્ય વગેરે જનોને ત્યાં જોવાથી **ગોપાળાનંદ મહામુનિ,** 'શુભાકૃતિવાળા આ કોણ છે ?' એ પ્રમાણે તેમના પ્રધાન મંત્રીને પૂછવા લાગ્યા. (૨૩)

मन्त्री ततः प्राह तमित्युदारं राजाऽयमेतन्नगरस्य साधो । ग्रामान्तरात् स्वं पुरमाव्रजन् वो द्रष्टुं सतो नूनमिहाभ्युपेतः ॥२४॥

किमेतदासीत्सहसाऽस्य राज्ञश्चित्रार्पिताकार इवाचलाङ्गः । अयं नृपो वक्ति न नेक्षते वा खेदोऽस्ति नस्तन्मुनिवर्य भूयान् ॥२५॥ वयं नु गत्वा नरराजदुर्गे वक्ष्याम एतस्य किमेव बन्धून् । दयानिधेऽस्मान् ननु बन्धुवर्गो राज्ञः समग्रान् व्यथयिष्यतेऽस्य ॥२६॥ तस्मान्मुनीन्द्र त्वदवेक्षणेन दशामिमां प्राप्तमिमं नरेन्द्रम् । कर्तुं यथापूर्वमुदारबुद्धे दयालुरेवार्हसि जीवबन्धो ॥२७॥ ततो दयार्द्रः स महामुनीन्द्रो, मा शोच, तं मन्त्रिणमित्युदीर्य । ददर्श भूपं दययैव यावत्तावत् समाधेर्नृप उत्थितोऽभूत् ॥२८॥ ततः स राजा सचिवादिकानां हर्षेण सार्द्धं स्वजनव्रजानाम् । ननाम भक्त्याऽऽशु मुनिप्रवर्यं स्पृशन् स्वमूर्ध्ना चरणौ तदीयौ ॥२९॥ नम्रोऽथ राजा विहिताञ्जलिस्तं महामुनिं चेत्यवदत्सबाष्पः । त्वद्दर्शनेनाशु दयैकधामन् मनो मदीयं नितरां प्रशान्तम् ॥३०॥ अनन्यसामान्यविविक्तवृत्तिर्जनैकबन्धुः करुणार्द्रचित्तः । त्वमेव साक्षान्मिलितोऽस्यधीशं हरिं मयाऽनन्यसमोऽद्य बुद्धः ॥३१॥ नन्वन्यथा स्यात्कथमित्थमंहःसमूहकर्तुर्बहुदोषधाम्नः । देहाभिमानोरगदष्टदृष्टेर्मर्मोन्मदस्योत्पथगस्य विद्वन् ॥३२॥ आजन्म दुर्बुद्धिजनप्रसङ्गं प्राप्तोऽस्म्यहं कर्मवशादजस्त्रम् । तस्मात् सुरामद्यपमुख्यवर्ती मांसाशनो हिंसनकर्मसक्तः ॥३३॥

---

પછી **મંત્રી** મહામુનિને કહેવા લાગ્યા, ‘હે સાધો ! આ મેંગણીના રાજા છે. બીજા ગામથી પોતાના પુરમાં આવતાં તમારા દર્શન માટે અત્રે આવ્યા છે. (૨૪)

હે મુનિવર્ય ! ચિત્રની આકૃતિની માફક સ્થિર શરીરવાળા આ રાજા બોલતા નથી તેમજ જોતા પણ નથી. તેથી આ રાજાને અકસ્માત્ આ શું થયું ? આ બાબત અમોને બહુ જ દુઃખ થાય છે. (૨૫)

હે દયાનિધે ! અમો રાજાના દરબારમાં જઈને રાજાના બંધુઓને શું કહીશું ? આ રાજાનો બંધુ વર્ગ અમોને પીડા કરશે. (૨૬)

માટે હે મુનીન્દ્ર ! તમો સમગ્ર જીવોના હિતકર્તા છો, તમારાં દર્શન માત્રથી જ આ રાજા જડ અવસ્થાને પામ્યા છે. તો હવે હે દયાળુ ? ઉદાર બુદ્ધિવાળા તમો જ તેની પૂર્વવત્ સ્થિતિ કરી આપવાને યોગ્ય છો.’ (૨૭)

પછી દયાથી આર્દ્ર થયેલા મહામુનીન્દ્ર **ગોપાળાનંદ મુનિ**એ મંત્રીને કહ્યું ‘તમે શોક ના કરશો.’ પછી તેમણે રાજા પ્રત્યે દયાપૂર્વક જોયું તેથી રાજા સમાધિમાંથી તુરત ઊઠ્યા. (૨૮)

પછી તે રાજા પોતાના મંત્રી આદિ સ્વજનોની સાથે હર્ષપૂર્વક મુનિના ચરણોને પોતાના મસ્તકથી સ્પર્શ કરીને, તે મુનિવર્યને નમસ્કાર કરવા લાગ્યા. (૨૯) પછી નતમસ્તકવાળા તે **રાજા** હાથ જોડીને નેત્રોમાં અશ્રુ સાથે મહામુનિને કહેવા લાગ્યાઃ ‘હે દયાના ધામરૂપ ! તમારા દર્શન માત્રથી જ મારું મન અત્યંત શાંતિ પામ્યું છે; ધર્મમાર્ગમાં અનુપમ શુદ્ધ વર્તનારા, મનુષ્યમાત્રના બંધુ ! કરુણાથી કોમળ હૃદયવાળા, તમો અક્ષરાદિના નિયંતા પ્રત્યક્ષ શ્રીહરિને મળેલા છો. હમણાં જ આપના તે અદ્વિતીય સ્વરૂપને મેં જાણ્યું છે. (૩૦-૩૧)

હે વિદ્વન્ ! જો એમ ન હોય તો હું પાપોના પર્વતસમાન ઘણા દોષોના સ્થાન રૂપ; દેહમાં જ અહંમતિરૂપ સર્પે કરેલા દંશથી મૂર્છા વડે, નષ્ટ જ્ઞાનવાળો, અત્યંત મદવાળો, કુમાર્ગમાં ચાલનારો, તે મારું ચિત્ત શાંત કેમ થાય ? (૩૨) કર્મવશ થઈને જન્મથી આરંભીને અદ્યાપિ પર્યંત હું દુષ્ટ જનોના પ્રસંગમાં રહ્યો છું. તેથી ત્રણ પ્રકારની સુરા અને અગિયાર પ્રકારના મદ્યનું પાન કરવામાં અગ્રેસર, માંસ ભક્ષણ કરનાર તેમજ હિંસક કર્મ કરનારો છું. (૩૩)

**विनिन्दितानि व्यभिचारचौर्य-प्रमुख्यकर्माणि दुराग्रहेण । कुर्वन्नहं पापिजनाग्रगण्यो गतोऽस्मि तुल्यत्वमजामिलेन ॥३४॥ उद्धर्तुमेवाऽप्यधमं भवाब्धेरेवंविधं मां त्वमुरुप्रभावः । प्राप्तोऽसि को वा भगवत्प्रणुन्नो वक्तुं त्वमेवार्हसि मे महात्मन् ॥३५॥ इत्थं सुपृष्टः स हि तेन राज्ञा किञ्चिद् विहस्येत्यवदत्तमार्यः । श्रीस्वामिनारायणसंश्रितोऽहं साधुर्भवामीत्थमवेहि राजन् ॥३६॥ तस्य प्रतापेन हरेर्नरेन्द्र त्वयेदमाश्चर्यमलोकि नूनम् । श्रुत्वेति तद्वाक्यमतिप्रसन्नः पुनस्तमाहेति नृपो मुनीन्द्रम् ॥३७॥ न स्वामिनारायण ईक्षितोऽसौ मया त्वदीयेक्षणमात्रतो मे । जातं यदाश्चर्यमवैमि तस्मान्महान्तमाश्चर्यनिधिं भवन्तम् ॥३८॥ श्रीस्वामिनारायण आर्तबन्धो, स कीदृशो वा भवति त्वदुक्तः । सन्तस्तदीयास्तु मयाऽद्य दृष्टा भवन्ति कीदृग्विधलक्षणास्ते ॥३९॥ एतद् वद त्वं कृपया दयालो, त्वामागतं मां शरणं शरण्यम् । त्वद्वीक्षयाऽहं मुनिवर्य मन्ये, कृतार्थमात्मानमपास्तपापम् ॥४०॥**

**इति क्षोणीभर्त्रा विनयपरमप्रेमनिभृता मुनीन्द्रः सम्पृष्टो बहुलकरुणापूर्णहृदयः । तपोलक्ष्म्या युक्तो जननिकरनिर्वाणनिरतः स गोपालानन्दः सरसमिदमूचे नरपतिम् ॥४१॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे, श्रीहरिकृष्ण-भगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे गोपालानन्दमुनि-मानसिंहनृपसमागमे राजकृतप्रश्ननिरूपणनामा द्वितीयोऽध्यायः ॥२॥

---

વ્યભિચાર, ચોરી વગેરે નિંદિત કર્મો નિઃશંક થઈને કરનાર અને પાપીજનોમાં અગ્રગણ્ય હું અજામિલ જેવો જ થઈ ગયો છું. (૩૪)

હે મહાત્મન્ ! ભગવાનની પ્રેરણાથી જ મારા જેવા અધમનો ઉદ્ધાર કરવા માટે તમો મને પ્રાપ્ત થયા છો. હે મહાભાગ ! આપ કોણ છો ? તે આપ જ મને કૃપા કરીને કહો.' (૩૫)

રાજાએ આ પ્રમાણે પૂછવાથી સ્વધર્મનિષ્ઠ **ગોપાળાનંદ મુનિ** થોડું હસીને તે રાજાને કહેવા લાગ્યા, 'હે રાજન્! હું શ્રી સ્વામિનારાયણ ભગવાનનો આશ્રિત સાધુ છું. (૩૬)

હે નરેન્દ્ર ! શ્રીહરિએ મારા દ્વારા જે પ્રભાવ બતાવ્યો છે તેથી તમોએ આ આશ્ચર્ય જોયું છે.' આ પ્રકારે ગોપાળાનંદ મુનિનું વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા **રાજા** મુનીન્દ્રને ફરીથી કહેવા લાગ્યાઃ (૩૭)

'હે મુને ! આ સ્વામિનારાયણ ભગવાનને મેં પ્રત્યક્ષ જોયા નથી, મને તો તમારા દર્શન માત્રથી જ અલૌકિક સમાધિરૂપ આશ્ચર્ય થયું છે. તેથી હું તો તમોને જ મહા આશ્ચર્યના નિધિ જાણું છું. (૩૮) હે દુઃખીજનોનું હિત કરનાર! તમોએ કહેલા **શ્રી સ્વામિનારાયણ** ભગવાન કેવા છે ? તેમના **સાધુઓ**ને પણ મેં આજ જ જોયા છે, માટે તે સાધુઓના **લક્ષણો** કેવા હોય છે ? (૩૯) હે દયાળુ ! શરણે આવેલાનું રક્ષણ કરનારા ! આ સર્વ આપ મને સમજાવો. હે મુનિવર્ય ! હું તો તમારા દર્શન માત્રથી જ નિવૃત્ત પાપવાળા મારા આત્માને કૃતાર્થ માનું છું.' (૪૦)

આ પ્રમાણે વિનય અને પ્રેમસભર માનસિંહ રાજાએ પૂછેલા અતિ કરુણાથી ભરપૂર હૃદયવાળા, તપની સંપત્તિથી યુક્ત, ભગવાન શ્રીહરિની આજ્ઞાથી જન સમુદાયનું કલ્યાણ કરવામાં પ્રીતિપૂર્વક તત્પર મુનીન્દ્ર **ગોપાળાનંદ મુનિ** માનસિંહ રાજાને આ પ્રમાણે રસપૂર્ણ રીતે કહેવા લાગ્યાઃ (૪૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુ નામે ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'ગોપાળાનંદ મુનિ અને માનસિંહ રાજાના મેળાપમાં રાજાએ પૂછેલા પ્રશ્નોનું નિરૂપણ' નામે બીજો અધ્યાય સંપૂર્ણ. (૨)

## ॥ अथ तृतीयोऽध्यायः ॥

## ( आजन्माऽथाऽऽतिरोधानं तृतीये कथिता कथा । राजप्रश्नोत्तरत्वेन मुनिना श्रीहरेः परा ।)

श्रीगोपालानन्द उवाच - **श्रीस्वामिनारायण एव राजन् साक्षात्स्वतन्त्रो भगवानधीशः । नानाऽवतारान् दधदस्ति भूमौ मायापरब्रह्मपुराधिवासी ॥१॥ सोऽप्राकृतैश्वर्यमहागुणाद्यैर्वर्वर्ति सर्वोपरि पूर्णकामः । सर्वोत्तमोदारशुभप्रतापो भक्तप्रियोऽसङ्ख्यजगन्नियन्ता ॥२॥ प्रादुर्बभूवात्र यथा स भूमा भूमौ जनात्यन्तिकमुक्तयेऽस्याम् । राजँश्चचारैव यथा स्वतन्त्रस्तस्य प्रतापादि च यद् विभूम्नः ॥३॥ संक्षेपतस्तत् प्रवदामि तुभ्यं शुश्रूषमाणाय मुमुक्षवेऽहम् । निःशेषमेतद् गदितुं न शक्ताः शेषादयस्तर्हि परे कथं स्युः ॥४॥ ग्रामो भवत्युत्तरकोसलेषु यश्छुप्पयःसंज्ञक एव तस्मिन् । श्रीदेवशर्मा मतिमानुदारो धर्मावतारोऽवसदग्रजन्मा ॥५॥ सामाख्यवेदो निगमागमज्ञः सावर्णिगोत्रो दृढधर्मनिष्ठः । नारायणध्यानपरः प्रशान्तो गुणैर्गरीयान् गुरुगीतगाथः ॥६॥ तस्याऽभवद् भक्त्यभिधा विशुद्धा वरीयसी सर्वपतिव्रतानाम् । पत्नी गुणैश्चारुतरैरुपेता महाविरक्तिः परमात्मभक्तिः ॥७॥**

---

### अध्याय : 3

### માનસિંહ રાજાના પૂછવાથી સદ્. શ્રી ગોપાળાનંદ સ્વામીએ ભગવાન શ્રીહરિના પ્રાગટ્યથી આરંભીને અંતર્ધાન પર્યંતનાં ચરિત્રોની કથા સંક્ષેપમાં કહી.

**ગોપાળાનંદ મુનિએ કહ્યુંઃ** હે રાજન્ ! અક્ષર બ્રહ્મ પર્યન્ત સર્વના નિયંતા, કર્તું-અકર્તું-અન્યથા કર્તું સમર્થ, સ્વતંત્ર, માયાથી પર જે અક્ષર બ્રહ્મધામ તેના નિવાસી, વિવિધ અનેક અવતારના ધારણ કરનારા **શ્રી સ્વામિનારાયણ** પ્રત્યક્ષ★ ભગવાન છે; તે પૂર્ણકામ, સર્વોત્તમ મહા શુભ પ્રતાપવાળા, ભક્તપ્રિય, અસંખ્ય બ્રહ્માંડોના નિયંતા, શ્રી સ્વામિનારાયણ **ભગવાન** જ અનેક દિવ્ય ઐશ્વર્યો તથા મહાગુણો વગેરેથી **સર્વોપરી** વર્તે છે. હે રાજન્ ! અત્યંત દિવ્ય ગુણાદિ યુક્ત શ્રીસ્વામિનારાયણ ભગવાન સ્વતંત્રપણે આ ભારત ભૂમિમાં મનુષ્યોની આત્યંતિકી મુક્તિ કરવા માટે જેવી રીતે પોતે પ્રગટ થયા, વિચરણ કર્યું, વિશિષ્ટૈશ્વર્ય તથા પ્રતાપ દર્શાવ્યો એ આદિક જે તેમનાં **દિવ્ય ચરિત્રો** છે; (૧ થી ૩)

તે ચરિત્રો સમગ્રપણે કહેવા માટે શેષાદિ પણ શક્તિમાન નથી. તો મારા જેવા કેમ શક્તિમાન થાય ? માટે એ ચરિત્રો હું તમોને સાંભળવા ઈચ્છતા-મુમુક્ષુ જાણી **સંક્ષેપ**થી કહું છું : (૪)

ઉત્તર કોશળ દેશમાં **છપૈયા** નામનું ગામ છે. તેમાં પ્રશસ્ત બુદ્ધિવાળા, અતિ ચતુર, ધર્મના અવતારરૂપ **દેવશર્મા** નામના બ્રાહ્મણ વસતા હતા; જેઓ સામવેદી, વેદોથી પરમાત્મ તત્ત્વને જાણનારા (અથવા વેદો તથા શાસ્ત્રોને જાણનારા), સાવર્ણિગોત્રી, ધર્મમાં દઢ નિષ્ઠાવાળા, નારાયણ ધ્યાન પરાયણ, પ્રશાંત, મહાગુણવાળા, ગુરુજનોએ પણ જેમના શુદ્ધ ચરિત્રોનું ગાન કરેલું છે એવા હતા. (૫-૬) **(હવે તેમના પત્નીનું વર્ણન કરે છે.)** વિશુદ્ધાચારવાળા, સર્વ પતિવ્રતાઓમાં શ્રેષ્ઠ, અતિ સુંદર ગુણોથી યુક્ત, મહા વૈરાગ્યવાળા તેમજ પરમાત્મા પ્રત્યે ભક્તિવાળા, એવા **ભક્તિ** નામના તેમનાં પત્ની હતાં. (૭)

---

★ એવા જે આ પ્રત્યક્ષ પુરુષોત્તમ ભગવાન તે અક્ષરાદિક સર્વના નિયંતા છે, ઈશ્વરના પણ ઈશ્વર છે ને સર્વ કારણના પણ કારણ છે ને સર્વોપરી વર્તે છે ને સર્વ અવતારના અવતારી છે...**(વચનામૃત ગ.અં.૩૮)**

विप्राधिराजः स पवित्रशीलः सहैत्य वृन्दावनमात्मपत्न्या । तस्मिन् महाविष्णुमखेन भक्त्या हरिं समाराधयदक्षरेशम् ॥८॥ अथ प्रसन्नो भगवान् स तस्मै धर्मं भुवि स्थापयितुं तथाऽन्यम् । अधर्ममुन्मूलयितुं च तस्माद् विप्रात्प्रजज्ञे हि तदीयपत्न्याम् ॥९॥ बाल्यात् समग्रेक्षकचित्तहारी स विश्रुतः श्रीहरिसंज्ञयाऽऽसीत् । जीवानसङ्ख्यान्निजदर्शनाद्यैरमोचयत्संसरणाच्च पापात् ॥१०॥ अनिर्दशाहोऽपि स एव बालो बालग्रहान् स्वीयजिघांसयाऽऽप्तान् । दहन् स्वदृष्ट्या ननु कोटरादीन् व्याद्रावयत्तूर्णमहो समग्रान् ॥११॥ त्रिहायनोऽप्येव ततः स कालीदत्तं तु कृत्यासृजमुग्रवीर्यम् । विमोहयामास महाऽसुरेन्द्रं दृष्ट्यैव तेनाऽऽप मृतिं भ्रमन्सः ॥१२॥ कृत्यागणोग्राऽमरवैरिवर्गैर्नित्यं कृतोत्पातभयेन पित्रा । साकेतपुर्यां स ततः स्वकीयं प्राचीनमग्र्यं भवनं प्रणिन्ये ॥१३॥ कौमारलीलामथ तत्र कुर्वन् बहून् स्वसक्तानपि पौरबालान् । विस्माययन् पौरजनान् स चक्रे समाधिभाजो ननु योगितुल्यान् ॥१४॥ पौगण्ड एवातिशुभैरसङ्ख्यैः सोऽभूदनन्यप्रतिमैरमायैः । युक्तो गुणैरार्यजनार्थ्यमानैरलौकिकैश्वर्यसुखादिवार्धिः ॥१५॥

अथाऽष्टमेऽब्दे विधिवत्स्वपित्रा कृतोपवीतिर्महतां गतिः सः । व्रतं स्वयं नैष्ठिकमेव पुण्यं समाश्रयद् वर्णिविशिक्षणार्थम् ॥१६॥ अथाल्पकालेन विशालबुद्धिर्वसन् स्वकीये सदनेऽध्यगात्सः । आम्नायमुखा निखिलास्तु

બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ, પવિત્ર સ્વભાવવાળા **દેવશર્મા** પોતાની પત્ની **ભક્તિદેવી** સાથે વૃંદાવનમાં જઈને ત્યાં મહા વિષ્ણુયાગથી ભક્તિપૂર્વક અક્ષરના પણ નિયંતા શ્રીહરિ (ભગવાન શ્રીવાસુદેવ)ની સારી રીતે **આરાધના** કરવા લાગ્યા. (૮) પછી તેમનાં ધર્મ-ભક્તિ વગેરે ગુણોથી પ્રસન્ન થયેલા ભગવાન પૃથ્વીમાં એકાન્તિક ધર્મ સ્થાપન કરવા માટે, તેમજ અધર્મનું મૂળ ઉખેડવા માટે; તે દેવશર્મા બ્રાહ્મણથી તેમનાં પત્ની ભક્તિમાં **પ્રાદુર્ભાવ** પામ્યા. (૯)

પોતાની બાલ્ય અવસ્થાથી જ દર્શન કરનારા સમગ્ર જનોનાં ચિત્તને હરનારા, તે બાળમૂર્તિ ભગવાન **શ્રીહરિ** નામથી પ્રસિદ્ધ થયા. બાળ શ્રીહરિ પોતાના દર્શનદાનાદિથી અસંખ્ય જીવોને સંસૃતિ થકી તેમજ સંસૃતિના હેતુભૂત પાપો થકી તત્કાળ મુકાવતા હતા. (૧૦)

જન્મથી ફક્ત છઠ્ઠા જ દિવસે તે બાળરૂપ શ્રીહરિએ પોતાને હણવા આવેલી કોટરાદિ બાળગ્રહોને પોતાની દૃષ્ટિથી જ બાળીને તત્કાળ નસાડી મૂકી, તે નિશ્ચય **આશ્ચર્યકારક** છે. (૧૧) ત્યારબાદ શ્રીહરિ ત્રણ વર્ષના થયા ત્યારે તેમને હણવા માટે પોતે આરાધેલી કૃત્યા ગણોને પ્રેરનાર, મહાબળવાન; અસુરોમાં શ્રેષ્ઠ કાલીદત્ત નામના અસુરને તો પોતાની દૃષ્ટિમાત્રથી જ વિમોહિત કર્યો; અને તે મોહથી જ તે ભમતો ભમતો મરણ પામ્યો. (૧૨)

પછી કૃત્યા ગણો તથા અસુરોના સમૂહથી પ્રતિદિન થતા ઉત્પાતોના ભયથી છપૈયાપુરનો ત્યાગ કરીને પરિવાર સહિત ધર્મદેવ અયોધ્યામાં પોતાના પુરાતન ભુવનમાં જઈને રહ્યા. (૧૩)

પછી શ્રીહરિ ત્યાં અનેક પ્રકારની **કૌમાર લીલાઓ** કરવા લાગ્યા; અને પોતાને વિષે પ્રીતિવાળા, ઘણા પુરવાસીજનોના બાળકોને સમાધિ કરાવી, યોગીઓની તુલ્ય બનાવ્યા (૧૪) તેથી પુરજનો ઘણું આશ્ચર્ય પામવા લાગ્યા. પૌગંડાવસ્થા પામેલા શ્રીહરિ અનુપમ દિવ્યૈશ્વર્યોના તથા સુખાદિના સમુદ્ર સમાન હતા, તેમજ મહાપુરુષોએ પ્રાર્થના કરાયેલા અતિશુભ અગણિત દિવ્ય ગુણોએ યુક્ત હતા. (૧૫)

આઠમે વર્ષે શાસ્ત્ર વિધિ પ્રમાણે પોતાના પિતાએ તેમનો **ઉપનયન સંસ્કાર** કર્યો. તે પછી મહાજનોના શરણ સ્વરૂપ શ્રીહરિએ બ્રહ્મચારીઓના શિક્ષણ માટે પવિત્ર નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત ધારણ કર્યું. (૧૬) વિશાળ બુદ્ધિવાળા

विद्या विस्मापयन्नैव★ गुरुं नितान्तम् ॥१७॥ स्वस्याथ पित्रे स तथा जनन्यै दत्त्वा परां दिव्यगतिं दयालुः । एकादशेऽब्दे नितरां विरक्त्या स्वयं प्रवव्राज निजादगारात् ॥१८॥ स्वयं ततो ह्याचरणेन धर्मान् प्रदर्शयन्नैष्ठिकवर्णिनां सः । भूमौ चचारासुभृतां विमुक्त्यै तीर्थानि तीर्थीकरणाय राजन् ॥१९॥ हरिस्तपोरीतिमिहाखिलेभ्यः स तापसेभ्यस्तप एव कुर्वन् । सन्दर्शयामास हि योगरीतिं योगिव्रजेभ्यो विदधच्च योगम् ॥२०॥ शाक्तान् बहून् सीरपुरेऽतिदुष्टान् नानाभिचाराचरणप्रवीणान् । सिद्धत्वमानान् स हरिर्हि चक्रे निजौजसा ध्वस्तमदानशेषान् ॥२१॥ अग्राह्यदानग्रहणेन तूर्णं श्यामत्वमाप्तं नितरां च कञ्चित् । विप्रं व्यधात्स्वं शरणं प्रपन्नं दृष्ट्वा हरिः पूर्ववदेव गौरम् ॥२२॥ वीराँश्च शाक्तान् महतोऽप्यजेयान् सहस्रशश्चैव जिगाय कृत्याः । स दुष्कृतान्यत्र निजाश्रितानां सहस्रशस्त्याजयति स्म सद्यः ॥२३॥

हरिर्जगन्नाथपुरे स राजन् सहस्रशो देवरिपून् बलिष्ठान् । स्वमायया मङ्क्षु हि मोहयित्वा परस्परं घातयति स्म सर्वान् ॥२४॥ स मानसाख्ये नगरे सहस्रं सुरद्विषां सेतुभिदामशेषम् । अजीघनत्स्वाश्रितसत्रधर्मक्षितीश्वरेणावितुमेव धर्मम् ॥२५॥ स एव तीर्थेषु चरन्नधीशो जनानसङ्ख्यान्महसा निजेन । स्ववीक्षणस्पर्शनभाषणाद्यैरिहोद्दधारैव भवप्रवाहात् ॥२६॥ उन्मूलयन् भूमितलादधर्मं संस्थापयन्नित्थमसौ सुधर्मम् । गच्छन् हि लोजाख्यपुरं समायात्

---

શ્રીહરિ પોતાના ભુવનમાં જ રહીને વિદ્યાગુરુ પોતાના પિતાને અત્યંત આશ્ચર્ય પમાડતા થકા વેદ જેમાં મુખ્ય છે એવી (વેદાદિક) સમગ્ર વિદ્યાઓ પણ થોડાજ સમયમાં ભણી ગયા. (૧૭)

પછી દયાળુ **શ્રીહરિ,** પોતાની માતા તથા પિતાને ભાગવતી તનુરૂપ ઉત્તમ દિવ્ય ગતિ આપીને, અગિયારમા વર્ષે અતિ વૈરાગ્યથી પોતાના **ગૃહ**નો **ત્યાગ** કરીને ચાલી નીકળ્યા. હે રાજન્ ! પછી શ્રીહરિ પોતે પોતાના આચરણથી નૈષ્ઠિક બ્રહ્મચારીઓના ધર્મ પ્રવર્તાવવા માટે, તથા પ્રાણીઓની મુક્તિ કરવા માટે, અને તીર્થોને પણ તીર્થરૂપ કરવા માટે, **પૃથ્વીમાં** ફરવા લાગ્યા. (૧૮-૧૯)

શ્રીહરિ પોતે પોતાના તીવ્ર તપથી આ લોકમાં સમગ્ર તપસ્વીઓને **તપની રીત** બતાવતા હતા. તેમજ યોગિ સમુદાયોને પણ **અષ્ટાંગ યોગની રીત** બતાવતા હતા. (૨૦)

શ્રીહરિએ, સીરપુરમાં મંત્ર જંત્રમાં પ્રવીણ; અતિદુષ્ટ-સિદ્ધત્વના અભિમાન વાળા ઘણા શક્તિના ઉપાસકોનો ગર્વ પોતાના પ્રતાપથી હરી લીધો. વળી અગ્રાહ્ય વસ્તુઓનું દાન લેવાથી શ્યામ બનેલા અને પોતાના શરણે આવેલા તિલંગ દેશના એક બ્રાહ્મણને તે પુરમાં પોતાના દર્શનમાત્રથી તત્કાળ પૂર્વની માફક **ગૌરવર્ણ** વાળો કર્યો. (૨૧-૨૨) વળી તે શ્રીહરિએ ન જીતી શકાય તેવા હજારો શક્તિ પંથીઓને તેમજ તેમણે મોકલેલા કાળ ભૈરવાદિ વીર ગણોને તથા કૃત્યાઓને જીતી લીધા. એટલું જ નહિ પરંતુ પોતાના આશ્રિતોના હજારો દુષ્કૃતોનો પણ ત્યાગ કરાવતા હતા. (૨૩)

હે રાજન્ ! જગન્નાથપુરીમાં શ્રીહરિએ અત્યંત બળવાન અગણિત દૈત્યોને તત્કાળ જ પોતાની યોગ શક્તિથી મોહ પમાડીને સર્વેનો પરસ્પર નાશ કરાવ્યો. તે શ્રીહરિએ માનસપત્તનમાં પોતાના આશ્રિત **સત્રધર્મા રાજા** દ્વારા ધર્મનું રક્ષણ કરવા માટે, ધર્મ મર્યાદાઓને તોડનારા હજારો અસુરોનો સમગ્રપણે નાશ કરાવ્યો. (૨૪-૨૫)

સર્વના એક સ્વામી **શ્રીહરિ** આ પૃથ્વીમાં પુલહાશ્રમાદિ તીર્થોમાં ફરતા ફરતા અસંખ્ય જનોનો,પોતાના પ્રતાપથી તેમજ પોતાનાં દર્શન-સ્પર્શ અને ઉપદેશાદિથી સંસારસાગરના વહેતા પ્રવાહમાંથી ઉદ્ધાર કરતા હતા. (૨૬) આ પ્રકારે પૃથ્વી ઉપરથી અધર્મને મૂળમાંથી ઉખેડીને હિંસાદિ દોષ રહિત ધર્મનું સ્થાપન કરતાં શ્રીહરિ તીર્થ સ્થાનોમાં ફરતા થકા

---

★ ''विस्माययन्नेव'' इति ( क-ड ) पाठान्तरम् ।

सौराष्ट्रदेशस्थितमात्मतन्त्रः ॥२७॥ ततः स देशेषु चरन् स्वशिष्यैः सहात्र सौराष्ट्रमुखेषु राजन् । जनव्रजाऽत्यन्तिकमुक्तये स्वं प्रदर्शयामास महाप्रतापम् ॥२८॥ आत्मीयमैश्वर्यमनन्यसाम्यं सन्दर्शयन् कारयति स्म तूर्णम् । दारानसंख्याँश्च नरान् स्वरूपे स प्राणवृत्तिप्रतिरोधमीशः ॥२९॥ एते स्विदत्र त्वधिकारिणो वा नैते जनाः सन्ति तदैवमीशः । न प्रैक्षताऽसङ्ख्यजनोद्दिधीर्षुः स प्रावृषीवाम्बुधरोऽभिवर्षन् ॥३०॥ गोलोकमुख्यानि जनान् समाधौ धामानि दिव्यानि निजान्युदारः । सोऽदीदृशत् पार्षदशक्तिजातैरैश्वर्यवृन्दैश्च सहैव दिव्यैः ॥३१॥

प्रादात्समाधौ स तथा जनेभ्यो राजन् स्ववीक्षां हरिरद्वितीयः । श्रीकृष्णरूपेण तथैव लक्ष्मीनारायणाद्यैर्विविधैर्हि रूपैः ॥३२॥ स साधनान्येव विनाऽपि भक्तानष्टाङ्गयोगं कृपया प्रणिन्ये । परां समाधिस्थितिमप्यलभ्यां योगिप्रवर्यैरपि चात्मतन्त्रः ॥३३॥ इत्थं तदैश्वर्यमवेक्ष्य दिव्यं मुमुक्षवो भूमितलेऽत्र जीवाः । श्रित्वा ह्यसङ्ख्यास्तमजस्रमीशं स्वधर्मसंस्थाः स्म भजन्ति साक्षात् ॥३४॥ एवं प्रतापं प्रथयन् पृथिव्यां सहस्रशस्त्यागिजनैः स्वशिष्यैः । सार्धं चरन् भूरि दयापयोधिर्हरिर्विरं दुर्गपुरं प्रपेदे ॥३५॥ तत्रोत्तमाख्यस्य नृपस्य दुर्गे स्वैकान्तभक्तस्य मनोज्ञसौधे । सार्धं निजैर्बन्धुगणैश्च राज्ञा संसेवितस्तेन सदाऽवसत् सः ॥३६॥

---

સૌરાષ્ટ્ર દેશમાં આવેલા **લોજ** નામનાં પુરમાં પધાર્યા. હે રાજન્ ! પછી શ્રીહરિ પોતાના શિષ્યો સાથે અત્રે સૌરાષ્ટ્રાદિ દેશોમાં ફરતા થકા મનુષ્યોની આત્યંતિક મુક્તિ માટે **મહા પ્રતાપ** બતાવવા લાગ્યા. (૨૭-૨૮) હે રાજન્ ! પરમેશ્વર શ્રીહરિ પોતાનું અસાધારણ ઐશ્વર્ય બતાવતા થકા અગણિત પુરુષો તથા સ્ત્રીઓના પ્રાણની વૃત્તિનો પોતાની મૂર્તિમાં નિરોધ કરાવીને પોતાના દર્શન માત્રથી જ તેમને **સમાધિ** કરાવતા હતા. (૨૯) અસંખ્ય જનોનું કલ્યાણ કરવા ઈચ્છતા શ્રીહરિએ વર્ષાઋતુમાં મેઘ જેમ બધે જ વર્ષે છે, તે પ્રકારે સમાધિ કરાવવામાં આ જનો અધિકારી છે કે નથી તેવો વિચાર કર્યો નહીં. (૩૦)

અતિઉદાર શ્રીહરિ ગોલોક આદિ ★દિવ્ય પોતાના ધામો, તે તે ધામના દિવ્ય પાર્ષદો-શક્તિઓ તથા ઐશ્વર્યો સહિત તે સર્વેને સમાધિમાં બતાવતા હતા. (૩૧) હે રાજન્ ! તેજ પ્રકારે એક અને અદ્વિતીય એવા શ્રીહરિએ પોતે શ્રીકૃષ્ણરૂપે તેમજ લક્ષ્મીનારાયણ આદિ **વિવિધ સ્વરૂપોથી** સમાધિ દ્વારા સર્વજનોને **દર્શન** આપ્યા. (૩૨) કોઈપણ પ્રકારના સાધન વિના કેવળ કૃપાથીજ સ્વતંત્ર શ્રીહરિ પોતાના આશ્રિતજનોને અષ્ટાંગ યોગની સિદ્ધિ પમાડતા હતા અને યોગીજનોને પણ અતિદુર્લભ એવી ઉત્તમ સમાધિ સ્થિતિને પમાડતા હતા. (૩૩)

આ પ્રકારે શ્રીહરિનો અદ્‌ભુત પ્રભાવ જોઈને, હજારો **મુમુક્ષુ જીવો** તેમનો આશ્રય કરીને સ્વધર્મે સહિત નિરંતર તેમનું પ્રત્યક્ષપણે **ભજન** કરવા લાગ્યા. (૩૪)

કરુણાના સાગર શ્રીહરિ આવી રીતે પૃથ્વીમાં દિવ્ય ઐશ્વર્યને વિસ્તારતા થકા પોતાના શિષ્યભાવને પામેલા હજારો ત્યાગી સાધુ તથા વર્ણીઓ વગેરેની સાથે ફરતા ફરતા સર્વોત્તમ **દુર્ગપત્તન** નગરમાં પધાર્યા. (૩૫)

ત્યાં દુર્ગપત્તનમાં પોતાના એકાંતિક ભક્ત ઉત્તમ રાજાના દરબારમાં, સુંદર મહેલમાં, પોતાના બંધુજનોની સાથે ઉત્તમ રાજાએ સેવ્યા છે એવા તે શ્રીહરિ, હંમેશાં **નિવાસ** કરીને રહેતા હતા. (૩૬)

---

★ ભગવાનનું માહાત્મ્ય સમજવાની રીત સમજાવતાં શ્રીહરિ તેમના **વચનામૃત**માં સમજાવે છે કે, ' આ ભગવાન છે તે બ્રહ્મમહોલ, ગોલોક, શ્વેતદ્વીપ એ આદિક સર્વે ધામના પતિ છે....' (ગ.પ્ર.૫૯.) તથા 'ભગવાન વૈકુંઠ, ગોલોક, બ્રહ્મમહોલ એ સર્વે ધામના પતિ છે.' (ગ.પ્ર.૬૦ ઈત્યાદિ વચનોથી શ્રીહરિ સર્વ ધામોના અધિપતિ છે એવી રીતે તેમનું માહાત્મ્ય સમજવું)

चक्रे वसँस्तत्र हरिर्मनोज्ञान् स पुष्पदोलाख्यमहप्रमुख्यान् । महोत्सवान् भक्तमुदे च गत्वा स्वभक्तपुर्यादिषु तानुदारान् ॥३७॥

भक्तिप्रवृत्त्यै बहुकालमुर्व्यां सोऽकारयच्चोत्तममन्दिराणि । अतिष्ठिपत्तत्र हरेः स मूर्तीर्मुक्त्यै जनानां विधिवद् विधिज्ञः ॥३८॥ स स्वाग्रजस्याथ सुतं त्वयोध्याप्रसादमात्मावरजस्य पुत्रौ । अतिष्ठिपद् वै रघुवीरसंज्ञं कृत्वा निजाचार्यपदेऽखिलज्ञः ॥३९॥ ताभ्यां हरिश्चारुगुणान्विताभ्यां निजानुवृत्त्यामतितत्पराभ्याम् । देशान् स सर्वानपि मन्दिराणि प्रभुर्विभज्यैव ददौ यथार्हम् ॥४०॥ कल्याणरीतिं निगमागमोक्तां संस्थाप्य सुज्ञैरिह वर्ण्यमानाम् । प्रवर्तितैकान्तिकपुण्यधर्मः सोऽन्तर्धिलीलां विदधेऽनवद्यः ॥४१॥ सन्तस्तदीयास्तु सहस्त्रशो ये पुण्यं हि साष्टाङ्गबृहद्व्रतं ते । सम्पालयन्तस्तमनन्यभावा भजन्ति धर्मादिगुणैरुपेताः ॥४२॥ लोभस्मरस्नेहरसाभिमानैरधर्मवंश्यैरखिलैश्च दोषैः । हीना विशुद्धात्मदृढैकनिष्ठा जितेन्द्रियान्तःकरणाः प्रशान्ताः ॥४३॥ राजन्नसंख्या गृहिणोऽपि भक्तास्तदाश्रितास्तं हरिमेव नित्यम् । स्वस्वीयधर्मेषु हि वर्तमाना भजन्ति दोषानपहाय दूरम् ॥४४॥ स्वैकान्तिकेभ्योऽप्यधुना निजेक्षां प्रत्यक्षवत्स प्रभुरेव दत्ते । नूनं स सत्सङ्गिजनव्रजेभ्यो न तिष्ठति क्वापि नरेन्द्र दूरे ॥४५॥ अद्यापि देहाँस्त्यजतः

ગઢપુરમાં વસતા શ્રીહરિ સર્વ ઉત્સવોમાં મુખ્ય ફૂલદોલ ઉત્સવ તથા બીજા ઘણાં મનોજ્ઞ **મહોત્સવો** કરતા હતા. તેમજ પોતાના ભક્તોને આનંદ ઉપજાવવા માટે તે ભક્તોના ગામોમાં જઈને પણ અતિ મોટા ઉત્સવો કરતા હતા. (૩૭)

શ્રીહરિ પૃથ્વીમાં ઘણાં કાળ સુધી મનુષ્યોની મુક્તિને અર્થે પોતાની ભક્તિના પ્રવર્તન માટે, ઉત્તમ શિખર બદ્ધ **મંદિરો** કરાવતા હતા. વિધિને જાણનારા શ્રીહરિ યથાવિધિ તે **મંદિરો**માં શ્રીલક્ષ્મીનારાયણ-શ્રીનરનારાયણાદિ સ્વરૂપ પોતાની અર્ચાવતારરૂપ **મૂર્તિઓનું સ્થાપન** કરતા હતા. (૩૮)

પછી સર્વજ્ઞ શ્રીહરિએ પોતાના મોટાભાઈ રામપ્રતાપના પુત્ર અયોધ્યાપ્રસાદ, તથા નાનાભાઈ ઈચ્છારામના પુત્ર રઘુવીરજીને દત્તવિધાનથી પોતાના પુત્રપણે સ્વીકારી **આચાર્યપદે** સ્થાપન કર્યા. (૩૯)

શ્રીહરિએ તે આચાર્યપણાને યોગ્ય સુંદર ગુણોથી યુક્ત તેમજ પોતાની ઈચ્છા પ્રમાણે વર્તવામાં અતિ તત્પર; અયોધ્યાપ્રસાદ તથા રઘુવીરપ્રસાદ એ બંને આચાર્યોને સમગ્ર **દેશ** તથા **મંદિરો** યથાયોગ્ય વહેંચી આપ્યાં. (૪૦)

સદા નિર્દોષ **શ્રીહરિ** વેદ અને શાસ્ત્રોએ કહેલી, આ લોકમાં સુજ્ઞ પુરુષોએ પ્રશંસા કરેલી કલ્યાણની રીતિ પ્રવર્તાવી એકાંતિક ધર્મનું સ્થાપન કરીને **અંતર્ધાન** થયા. (૪૧)

તેમના જે **અસંખ્ય સાધુઓ** તે પવિત્ર નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રતનું પાલન કરીને ધર્મ-જ્ઞાન-વૈરાગ્યાદિક ગુણ સહિત અનન્ય ભાવપૂર્વક તે શ્રીસ્વામિનારાયણ ભગવાનને ભજે છે. (૪૨)

અધર્મના વંશમાં ઉત્પન્ન થયેલા લોભ, કામ, સ્નેહ, રસાસ્વાદ, અભિમાન વગેરે સમગ્ર દોષોથી રહિત, વિશુદ્ધ આત્મનિષ્ઠાવાળા, ઈન્દ્રિયો તથા અંતઃકરણને જીતનારા, સર્વદા ઉપશમ અવસ્થાવાળા, તેમના સંતો છે. (૪૩)

હે રાજન્ ! શ્રીહરિનો આશ્રય કરેલા **અસંખ્ય** ગૃહસ્થ **ભક્તો** પણ પાપકર્મોનો દૂરથીજ ત્યાગ કરીને પોતપોતાના ધર્મોમાં રહીને હંમેશાં સ્વાશ્રિતોના સમગ્ર દુઃખ હરનારા શ્રી સ્વામિનારાયણ ભગવાનનું જ ભજન કરે છે. (૪૪)

હે રાજન્ ! અતિ સમર્થ **શ્રીહરિ** હાલમાં પોતાના એકાન્તિક ભક્તોને પોતે જેમ પ્રત્યક્ષ હતા તેજ પ્રમાણે પોતાના દર્શન આપે છે. હે નરેન્દ્ર ! તે સ્વામિનારાયણ ભગવાન સત્સંગીજનોથી ક્યારેય પણ દૂર રહેતા નથી. (૪૫)

स्वभक्तान्नेतुं निजं ब्रह्मपुरं हि दिव्यम् । आयाति वै दिव्यविमानसंस्थो युक्तो विमानस्थितपार्षदैः सः ॥४६॥ तस्मादशेषाश्रितकामपूरं सर्वावतारैकनिमित्तमाद्यम् । जानीहि राजन् हरिकृष्णमेतं कालप्रकृत्यादिकशासितारम् ॥४७॥ इत्थं तन्मुनिराजसन्मुखविधोर्बोधामृतं निर्गतं पीत्वैव स्वककर्णकंसनिभृतं शान्तिं गतो भूयसीम् । तद्वाग्विश्वसनान्वितो नरपतिर्हर्षं प्रपन्नो भृशं प्रोचे प्राञ्जलिरेवमश्रुनयनस्तं सद्वरं सादरम् ॥४८॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे,
गोपालानन्दमुनिकृतराजप्रश्नोत्तरनिरूपणनामा तृतीयोऽध्यायः ॥३॥

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

**( कृत्वा हर्याश्रितं भूपं स्वीकृत्याऽस्यार्हणादिकम् । मुनिर्वृत्तालयं प्राप्य धामाऽक्षरमगात्स्वयम् ॥१॥ तच्छ्रुत्याप्तमहाखेदः कुत्सां कृत्वाऽऽत्मनो नृपः । वृत्तालयागमायाऽभूत्सज्जस्तूर्य इतीरितम् ॥२॥ )**

राजोवाच - अहो त्वदीयागमनेन जातं मुनीन्द्र नूनं सफलं जनुर्मे । भवद्विधानां महतां प्रसङ्गाद् ऋते जनो वेत्ति न मुक्तिमार्गम् ॥१॥ यस्मिन् भवेन्नैव भवादृशानां सतां प्रसङ्गो भगवत्प्रियाणाम् । सुरेशलोकोऽपि स नैव सेव्यो निःश्रेयसाय प्रयतेन पुंसा ॥२॥ यावद् भवादृक्षमहत्तमानां जनो न यात्यङ्घ्रिरजोऽभिषेकम् । तावत्तपोयज्ञमुखैरुपायैरप्येति न श्रीहरिमेव साक्षात् ॥३॥

---

હે રાજન્ ! શ્રી સ્વામિનારાયણ ભગવાન પોતાના ભક્તોને દેહ મૂકવા સમયે પોતાના દિવ્ય અક્ષર ધામમાં લઈ જવા માટે પાર્ષદો સહિત પોતે દિવ્ય વિમાનમાં બેસીને આવે છે. તે સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. (૪૬)

માટે હે રાજન્ ! એવા ઐશ્વર્યવાળા શ્રીહરિકૃષ્ણ ભગવાન કાળ-પ્રકૃતિ વગેરેના નિયામક છે, સમગ્ર આશ્રિતોની મનોકામના પૂર્ણ કરનારા છે; અને સર્વ અવતારોના એક કારણરૂપ, માટે જ જગતની ઉત્પત્તિ પહેલાના શ્રુતિવર્ણિત **આદિ પુરુષ** છે એમ જાણો. ('एकमेवाऽद्वितीयम्' એ શ્રુતિથી પ્રતિપાદન કરેલા **પરમેશ્વર** એ પોતે જ છે એમ જાણો.) (૪૭)

આ પ્રકારે મુનિરાજ ગોપાળાનંદ મુનિના મુખરૂપી ચંદ્રમાંથી સ્રવેલું તેમજ પોતાના કર્ણરૂપી પાત્રમાં ભરેલું જે જ્ઞાનરૂપી અમૃત તેનું આદરપૂર્વક શ્રવણરૂપ પાન કરીને અત્યંત શાંતિ પામેલા; તથા તેમની વાણીમાં વિશ્વાસવાળા **માનસિંહ રાજા,** નેત્રમાં હર્ષાશ્રુ સાથે બન્ને હાથ જોડીને સત્પુરુષોમાં શ્રેષ્ઠ ગોપાળાનંદ મુનિને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૪૮)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુ નામે ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'ગોપાળાનંદ મુનિએ કરેલું રાજાના પ્રશ્નોના ઉત્તરનું નિરૂપણ' નામે ત્રીજો અધ્યાય સંપૂર્ણ. (૩)

## અધ્યાય : ૪

### માનસિંહ રાજાને શ્રીહરિના આશ્રિત કરીને કાળાંતરે સદ્. શ્રીગોપાળાનંદ સ્વામીનું સ્વધામગમન. ત્યારબાદ મહાખેદ પામેલા માનસિંહ રાજાનું વડતાલમાં આગમન.

**માનસિંહ રાજા કહે છે :-** 'હે મુનીન્દ્ર ! આ મારા નગરમાં આપના પધારવાથી મારો જન્મ સફળ થયો છે. તમારા જેવા મોટા પુરુષોના પ્રસંગ વિના **મુક્તિનો માર્ગ** મનુષ્ય જાણી શકતો નથી. (૧)

જે જન્મમાં આપના જેવા ભગવાનના પ્રિય સાધુપુરુષોનો પ્રસંગ ન થાય. તેવા જન્મવાળો દેવલોક પણ કલ્યાણને માટે પ્રયત્ન કરતા પુરુષે **સેવવા યોગ્ય** નથી. હે મુને ! મનુષ્યે જ્યાં સુધી તમારા જેવા અતિ મોટા પુરુષોની **ચરણરજ**થી અભિષેક (સ્પર્શ) નથી કર્યો ત્યાં સુધી, તપ-યજ્ઞ વગેરે ઉપાયોથી પણ તે પ્રત્યક્ષ શ્રીહરિને પામી શકતો નથી. (૨-૩)

राज्योरुकार्याकुलचेतसो मे हरेर्न जातो मुनिवर्य साक्षात् । सम्बन्ध एवेति महान् हि लाभः परो व्यतीतो मनसीति मन्ये ॥४॥ तथापि ते योगमहं प्रपन्नो हरिं तमेष्यामि तव प्रभावात् । भवद्विधाः सन्ति महत्तमा यद् हरेर्हि साक्षाद्धृदयं दयालो ॥५॥ घनोऽभिवर्षन्निह देहभाजां तनोति शान्तिं हि यथाऽखिलानाम् । तथा प्रबोधामृतवर्षणेन त्वमातनोष्यत्र शमं जनानाम् ॥६॥ संसारपाशच्छिदुरं त्वदीयं प्रसङ्गमाप्तोऽहमघौघहारम् । अतो मुने प्राक्तनजन्मपुण्यैः कृतार्थमात्मानमवैमि चित्ते ॥७॥ विधेहि तस्मात् कृपयाऽऽश्रितं मां हरेर्हि साक्षात्त्वमशेषभर्तुः । तदाश्रयेणैव भवाम्बुराशेर्मुनीन्द्र यास्यामि सुखेन पारम् ॥८॥

तद्वाक्यमित्थं स निशम्य हृष्टो जगाद तं भूपमिदं मुनीन्द्रः । सङ्गेन दैत्यांशगुरोस्त्वमाप्तो नरेन्द्र दुर्मार्गमघार्तिहेतुम् ॥९॥ ततोऽपि पापाचरणे प्रवृत्तो मुमुक्षुरेव त्वमसि प्रकामम् । सङ्गस्त्वयाऽतो ह्यसतां स हेयो विपन्महैनोभवबन्धहेतुः ॥१०॥ अद्य प्रभृत्येव नरेन्द्र हेयं पानं विनिन्द्यं हि सुरामधूनाम् । मांसाशनं च व्यभिचारचौर्ये द्यूतं च हिंसादिकपापकृत्यम् ॥११॥ स्थेयं स्वधर्मे सुखदे हि नित्यं न वर्णसाङ्कर्यकुकर्म कार्यम् । नीरादि नाऽगालितमेव पेयं प्रजास्तु पाल्याः सुतवत्त्वयैव ॥१२॥ कृताञ्जलौ गृह्णति तत्र भूपे निजं शुभं सादरमेव वाक्यम् । शुभां हरेर्धर्मयुतां स भक्तिं मुनीन्द्र एवोपदिदेश तस्मै ॥१३॥

---

હે મુનિવર્ય ! રાજ્યના મોટા કાર્યથી વ્યગ્ર મનવાળા મને પ્રત્યક્ષ **શ્રીહરિનો સંબંધ** નથી થયો. તેથી સર્વોત્તમ લાભ મને નથી મળ્યો એમ હું મારા મનમાં સમજું છું. (૪) હે દયાળુ ! તો પણ તમારા સંબંધને હું પામ્યો છું એટલે તમારા પ્રભાવથી શ્રીહરિને જરૂર હું પામીશ. કારણ કે તમારા જેવા **અતિ મોટા પુરુષો** તો પ્રત્યક્ષ શ્રીહરિના **હૃદય સમાન** છે, (તેથી શ્રીહરિ તમારાથી ક્યારેય દૂર રહેતા જ નથી.) (૫)

આ લોકમાં જેમ વર્ષતો મેઘ મનુષ્યોને શાંતિ આપે છે, તેવી રીતે આપ જ્ઞાનામૃતરૂપી વર્ષાદથી આ લોકમાં જનોને શાન્તિ આપો છો. (૬) હે મુને ! સંસારરૂપી પાશને છેદનાર તથા પાપના સમુદાયોનો નાશ કરનારો તમારો **પ્રસંગ** હું પૂર્વજન્મના પુણ્યોથી પામ્યો છું. તેથી હું મારા આત્માને **કૃતાર્થ** માનું છું. (૭) હે મુનીન્દ્ર ! તમો કૃપા કરીને મને વિશ્વાધાર પ્રત્યક્ષ શ્રીહરિનો આશ્રિત કરો. તેમના આશ્રયથી જ સંસારરૂપી સમુદ્રનો પાર હું સુખેથી પામીશ.' (૮)

આવું રાજાનું વચન સાંભળીને પ્રસન્ન થયેલા **ગોપાળાનંદ મુનિ** રાજાને કહેવા લાગ્યા : હે નરેન્દ્ર ! મનુષ્ય વેશમાં રહેલા દૈત્યાંશવાળા ગુરુના સમાગમથી તમો પાપકર્મ તથા તેનાથી થતી પીડાના કારણભૂત દુષ્ટ માર્ગને અનુસર્યા છો. (૯) હે રાજન્ ! તમો પાપોના આચરણમાં પ્રવર્તેલા છો, છતાં પણ અતિ મુમુક્ષુ છો, તેથી તમારે હવે વિપત્તિઓ તથા મહાપાપ તથા સંસારના બંધનોમાં કારણભૂત અસુર સ્વભાવવાળા જનોના સંગનો ત્યાગ કરવો. (૧૦) હે નરેન્દ્ર ! આજથી જ હવે તમારે સત્પુરુષોએ નિંદેલું સુરાપાન-મદ્યપાન-માંસભક્ષણ-વ્યભિચાર-ચોરી-જુગાર તથા હિંસાદિક પાપકર્મોનો ત્યાગ કરવો. (૧૧) હે નરેન્દ્ર ! તમારે હવે સુખ આપનારા પોતાના ધર્મમાં જ સદા રહેવું. વર્ણસંકરતારૂપ કુકર્મ ન કરવું. પાણી-દૂધ-ઘી-તેલ વગેરે વસ્ત્રથી ગાળીને જ ઉપયોગમાં લેવા. વળી જેમ પિતા પોતાના પુત્રોને પ્રેમથી પાળે તેમ તમારે પ્રજાનું પાલન કરવું. (૧૨)

બે હાથ જોડીને બેઠેલા તે રાજા પોતાને અપાતા શુભ **આદેશ**ને આદરપૂર્વક ગ્રહણ કરતા હોવાથી, ગોપાળાનંદ મુનિએ તેને ધર્મે સહિત શ્રીહરિની શુભ ભક્તિનો પણ **ઉપદેશ** કર્યો. (૧૩)

श्रीस्वामिनारायणसंश्रितं तं कृत्वेति योगिप्रवरो नरेन्द्रम् । आसीत् प्रयाणोद्यत एव तूर्णं मुक्त्यै जनानां चरितुं धरित्र्याम् ॥१४॥ तावत्स राजा प्रणयाश्रुनेत्रस्तत्पादसम्मुक्तशिरोधरः सन् । तं प्रार्थयन्नित्थमुदारवाक्यं बद्धाञ्जलिर्गद्गदमाह नम्रः ॥१५॥ त्वदीयशिष्यस्य निकेतनान्मे यदा निराहारतयैष्यसि त्वम् । तदाऽपकीर्तिर्भविता ममाऽस्मिन् पुरे मुनीन्द्र प्रणतैकबन्धो ॥१६॥ तस्यान्मयि त्वं करुणां हि कृत्वा गतस्पृहोऽप्यत्र विधाय भुक्तिम् । कृत्वा कृतार्थं शरणागतं मां मुनेऽर्हसि प्राणिहिताय गन्तुम् ॥१७॥

वाक्यं ततस्तस्य दयार्द्रचित्तः स मानयन् मण्डलयुक्त एव । राज्ञा प्रदत्ते वसति स्म सौधे मुनिस्तदारामविरोचमाने ॥१८॥ अथ प्रसन्नो नृपतिः स्वभृत्यानाहर्तुमेवैरयदाशु दक्षः । स पाकसम्भारभरानुदारो व्यधुस्ततः साधुजनास्तु पाकम् ॥ १९॥ ते मोदकादीनि ततोऽखिलानि भोज्यानि रम्याणि निवेद्य भक्त्या । श्रीविष्णवे तानि विमिश्र्य नीरं निक्षिप्य तेषु व्यधुरेव भुक्तिम् ॥२०॥ तद् वीक्ष्य राजा स तथा तदीया मन्त्रिप्रमुख्या ययुरेव सर्वे । आश्चर्यमेवं रससक्तिहीना नान्ये हि सन्तो जगदुस्तदेति ॥२१॥ ततो नृपश्चन्दनपुष्पहारैर्नवांशुकैश्चान्यवरोपचारैः । समण्डलं तं प्रवरं मुनीनां मुदा भृशं पूजयति स्म पूज्यम् ॥२२॥ अथो मुनीन्द्रो नृपतिं दयार्द्रो विविक्तबोधामृतभूरिवृष्ट्या । स तर्पयन्नेव निशामशेषां निनाय तां जीवहितैकतानः ॥२३॥

---

આ પ્રકારે યોગીપ્રવર શ્રી ગોપાળાનંદ સ્વામી, માનસિંહ રાજાને શ્રી સ્વામિનારાયણ ભગવાનનો આશ્રિત બનાવીને પૃથ્વીમાં બીજે ઠેકાણે જનોની મુક્તિ માટે **વિચરણ** કરવા જવા માટે તત્કાળ **તત્પર** થયા. (૧૪)

ગોપાળાનંદ મુનિ ત્યાંથી જવા તૈયાર થયા એટલે હર્ષાશ્રુથી ભરેલા નેત્રે, મુનિના ચરણમાં મસ્તક મૂકીને બે હાથ જોડીને મુનિને પ્રાર્થના કરતા **માનસિંહ રાજા** નમ્રતાપૂર્વક દક્ષતા ભરેલું વચન ગદ્‌ગદ કંઠે બોલ્યાઃ 'હે મુનીન્દ્ર ! હે શરણે આવેલાનું પાલન કરનાર ! હું હવે આપનો શિષ્ય થયો છું, તેથી મારા સ્થાનથી જો આપ ભોજન કર્યા વિના જશો તો મારા આ પુરમાં મારી અપકીર્તિ થશે. (૧૫-૧૬) હે મુને ! આપ તો નિસ્પૃહી છો, છતાં મારા પ્રત્યે કરુણા કરીને અહીં ભોજન કરી મને કૃતાર્થ કરીને જ આપ અહીંથી પધારો. (૧૭)

ત્યારબાદ દયાર્દ્ર ચિત્તવાળા ગોપાળાનંદ મુનિએ માનસિંહ રાજાનું **વચન** અંગીકાર કરીને, તે રાજાના બગીચામાં રાજાએ આપેલા સુશોભિત મહેલમાં સાધુના મંડળ સાથે ઉતારો કર્યો. (૧૮)

તેથી પ્રસન્ન થયેલા ચતુર તેમજ ઉદાર સ્વભાવવાળા રાજાએ રસોઈ માટે જોઈતી તમામ સામગ્રી પુષ્કળ પ્રમાણમાં લાવવા માટે પોતાના દૂતોને **પ્રેરણા** કરી. રસોઈની સામગ્રી આવ્યા પછી સંતોએ રસોઈ બનાવવાની શરુઆત કરી. (૧૯) રસોઈ તૈયાર થયા બાદ ગોપાળાનંદ મુનિ તથા સર્વ સંતજનોએ લાડુ આદિકનું મનોહર ભોજન; ભક્તિ તથા શ્રદ્ધાપૂર્વક અર્ચામૂર્તિ શ્રી ભગવાનને નિવેદન કર્યું. પછી સહુ પોતપોતાના પાત્રમાં પીરસાયેલા તે ભોજનમાં પ્રસાદીનું જળ નાંખીને બધું મિશ્ર કરીને જમવા લાગ્યા. (૨૦)

રાજા માનસિંહ તથા તેમના મંત્રી વગેરે સર્વે જનો સંતોને આવી રીતે જળ મિશ્રિત અન્ન જમતા જોઈને આશ્ચર્ય પામ્યા અને 'રસાસ્વાદે રહિત આવા સંતો પૃથ્વીમાં આપણે બીજે ક્યાંય જોયા નથી. !!' એમ પરસ્પર કહેવા લાગ્યા. (૨૧) પછી માનસિંહ રાજાએ સાધુશ્રેષ્ઠ ગોપાળાનંદ મુનિની તથા મંડળના સંતોની ચંદન-પુષ્પના હારો તથા નવીન વસ્ત્રો તેમજ અન્ય શ્રેષ્ઠ ઉપચારો વડે અત્યંત પ્રેમપૂર્વક **પૂજા** કરી. (૨૨)

પછી દયાથી કોમળ હૃદયવાળા અને જીવોનું કલ્યાણ કરવાના આગ્રહવાળા મુનીન્દ્ર ગોપાળાનંદ મુનિ, તે રાજાને આત્મા-પરમાત્માદિ સંબંધી અતિ શુદ્ધ જ્ઞાનામૃતની વૃષ્ટિથી તૃપ્તિ પમાડતા હતા; એ રીતે રાત્રિ વીતી ગઈ. (૨૩)

अथ प्रभाते विहितेऽपि राज्ञा महाऽऽग्रहे रक्षितुमार्यशीलः । समण्डलोऽभून्मुनिरेव सज्जो द्रुतं प्रयातुं जनबोधनार्थम् ॥२४॥ प्रस्थाप्यमानः स ततो मुनीन्द्रः स्नेहाश्रुनेत्रेण नरेश्वरेण । समण्डलोऽस्यां व्यचरद्धरण्यां मुमुक्षुबोधार्थमगाधबोधः ॥२५॥

ततस्तदुक्तान्नियमानजस्त्रं स पालयन्नेव भजन्नरेन्द्रः । परं हरिं धर्मभुवं स्वराज्ये प्रवर्तयामास शुभं हि धर्मम् ॥२६॥ मुनिप्रवर्योऽथ चरन् स भूमौ प्रवर्तयन्नेव जनाननेकान् । वृषान्वितायां हरिकृष्णभक्तौ पुरं हि वृत्तालयमेत्य तस्थौ ॥२७॥ ततः स कालेन कलेवरं स्वं महामुनिर्योगकलाप्रवीणः । हित्वा हरिध्यानपरोऽतिधीरः पदं हरेर्ब्रह्मपुरं प्रपेदे ॥२८॥ स मानसिंहोऽथ निशम्य राजा विहाय देहं हरिधाम यातम् । निजं गुरुं तं मुनिराजमन्तर्विषण्ण एवेत्यकरोद् वितर्कम् ॥२९॥ साक्षाद्धरेस्तस्य मयाऽऽर्तिहारी सम्बन्ध एवातिशुभो न लब्धः । सहस्त्रशो यं प्रतिपद्य भूमौ गता गुणौघाँश्च जनाः समाधिम् ॥३०॥ तन्निश्चयो येन विधापितो मे विमुक्तिदां बोधसुधां ममाधिः । मां पाययित्वा शमितो गुरुर्मे स धाम यातोऽपि हरेर्मुनीन्द्रः ॥३१॥ मदीयदुर्बुद्धिमुदस्य सद्यः स्मरादितप्तं कुपथस्थितं माम् । अशीशमद् यो गरलाग्नितप्तं यथोग्रसर्पं वरचन्दनद्रुः ॥३२॥

---

પ્રાતઃકાળ થતાં રાજાએ મુનિને પાંચ દિવસ રોકાવા માટે ઘણો આગ્રહ કર્યો. તોપણ આર્યપુરુષોના પરોપકારી સ્વભાવવાળા **ગોપાળાનંદમુનિ** પોતાના મંડળ સહિત મનુષ્યોને ઉપદેશ અર્થે વિચરણ કરવા તત્કાળ તૈયાર થયા. (૨૪) પછી સ્નેહાશ્રુથી ભરેલા નેત્રવાળા માનસિંહ રાજાએ વળાવ્યા થકા અગાધ જ્ઞાનવાળા મુનીન્દ્ર, મંડળે સહિત મુમુક્ષુઓને ઉપદેશ આપવા માટે પૃથ્વીમાં વિચરવા લાગ્યા. (૨૫)

પછી તે રાજાએ, ગોપાળાનંદ મુનિએ આપેલા નિયમોને અનુસરીને અક્ષરાતીત ધર્મનંદન શ્રીહરિ ભગવાનની ભક્તિ કરતા થકા પોતાના રાજ્યમાં **અહિંસા ધર્મ** પ્રવર્તાવ્યો. (૨૬)

પછી મુનિવર્ય ગોપાળાનંદ સ્વામી પૃથ્વીમાં ફરતા ફરતા અનેક જનોને ધર્મેસહિત શ્રીહરિકૃષ્ણ ભગવાનની નવધા ભક્તિમાં પ્રવર્તાવતા થકા વૃત્તાલય પુરમાં આવીને રહ્યા. (૨૭)

પછી યોગકળામાં પ્રવીણ અને શ્રીહરિકૃષ્ણ ભગવાનનું અખંડ ધ્યાન (તેલની ધારની માફક તથા વાયુ વિનાના સ્થાનમાં રહેલા દીપની શિખાની જેમ સ્થિર સ્મરણ) પરાયણ, અતિ ધૈર્યવાળા, મહામુનિ **શ્રીગોપાળાનંદ મુનિ** કાળે કરીને પોતાના દેહનો ત્યાગ કરીને શ્રીહરિના નિવાસસ્થાનરૂપ અક્ષરધામને પામ્યા. (૨૮)

પછી **માનસિંહ રાજા,** પોતાના ગુરુ મુનિરાજ શ્રી ગોપાળાનંદ મુનિ, ભૌતિક શરીરનો ત્યાગ કરીને ભગવાનના ધામને પામ્યા છે, તે સાંભળીને વિષાદયુક્ત અંતઃકરણથી પોતાના મનમાં આ પ્રમાણે **વિચાર** કરવા લાગ્યાઃ (૨૯) '(અહો !) જગત પ્રસિદ્ધ પ્રત્યક્ષ શ્રીહરિનો અતિશુદ્ધ અને સંસારના સમગ્ર દુઃખોને હરનારો સંબંધ મને થયો નહીં, જ્યારે પૃથ્વી ઉપર હજારો જનો, એ સંબંધ પામીને નિષ્કામ, નિર્લોભ, નિઃસ્નેહ વગેરે ગુણો તથા શ્રીહરિની મૂર્તિમાં ચિત્તના નિરોધરૂપ સમાધિ પણ પામી ગયા. (૩૦) વળી જે મુનિએ મને શ્રીહરિના સ્વરૂપનો નિશ્ચય કરાવ્યો તથા મોક્ષ આપનાર વિશિષ્ટ જ્ઞાનરૂપ અમૃત પાઈને મારા મનની પીડાને શમાવી, એવા મારા ગુરુ તે મુનીન્દ્ર પણ અક્ષરધામને પામ્યા. (૩૧) જેમ ઝેરના અગ્નિથી તપાયમાન થયેલા મહાસર્પને શ્રેષ્ઠ મલયાગર ચંદનનું વૃક્ષ શાંતિ પમાડી દે છે, તેની પેઠે મારા ગુરુ મારી દુર્બુદ્ધિનો નાશ કરીને કુમાર્ગે ગયેલા અને કામાદિ અંતઃશત્રુઓથી તપ્ત બનેલા મારા હૃદયને શાંતિ પમાડતા હતા. (૩૨)

शान्तिप्रदातुर्घनवज्जनानां दोषापहर्तुर्निखिलोपकर्तुः । तस्य प्रसङ्गो भगवत्प्रियस्य ममाल्पभाग्यस्य भृशं न जातः ॥३३॥ संस्मृत्य संस्मृत्य ततस्तदीयान् गुणाँश्च तं साधुवरं स राजा । स्वस्मिन् कृतं तेन महोपकारं विषादमेवातितरां प्रपेदे ॥३४॥ वृत्तालयेऽथ रुचिरे नगरे महीयान् सत्सङ्गिजीवनकथाश्रवणोत्सवोऽभूत् । आदाय दत्तविधिनाऽथ मतं जनैर्मे भ्रातुः सुतं शुभपदेऽहमतिष्ठिपं मे ॥३५॥ आसीत्तदाऽप्यतिमहोत्सव एव रम्यस्तस्मिन्महोत्सवयुगेऽप्यवलोकनीये । आगन्तुमुद्यमपरोऽपि स एव राजा कार्यातिगौरवतयैतुमभून्न शक्तः ॥३६॥ अल्पैरेव दिनैरथ क्षितिपतिर्लीलाकथां श्रीहरेः श्रोतुं सक्तमनाः परीक्षिदवनीपालोपमः श्रद्धया । शूरो धर्मदृढस्थितिर्हि निरतः सत्सङ्गतौ निर्भरं सम्प्रायात् परिमेयभृत्यसहितो वृत्तालयं सत्पुरम् ॥३७॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु - श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे राज्ञो गोपालानन्दमुनिकारितश्रीहर्याश्रय-निरूपणनामा चतुर्थोऽध्यायः ॥४॥

---

મુમુક્ષુજનોને મેઘની જેમ શાંતિ આપનારા, દોષને હણનારા તેમજ સમગ્ર જનોને ઉપકાર કરનારા, ભગવત્પ્રિય એવા મારા ગુરુનો પ્રસંગ પણ અલ્પ ભાગ્યવાળા મને અધિક થયો નહીં.' (૩૩)

આ પ્રમાણે માનસિંહ રાજા સાધુમાં શ્રેષ્ઠ ગોપાળાનંદ સ્વામીને તથા તેમના ગુણોને તેમજ તેમણે કરેલા મોટા ઉપકારને સંભારી સંભારીને **અત્યંત શોક** કરવા લાગ્યા. (૩૪)

પછી ભગવાનના નિવાસથી અતિસુંદર બનેલા વૃત્તાલય નગરમાં સત્સંગિજીવન નામના (શતાનંદમુનિ રચિત) અતિ મહાન ગ્રંથની પારાયણ મેં (રઘુવીરાચાર્યે) કરાવી હતી તે પ્રસંગે ત્યાં મોટો ઉત્સવ થયો હતો. ત્યાર બાદ મહાગુણવાળા સાધુજનો વગેરેએ આચાર્યત્વની યોગ્યતાના ગુણોથી પ્રમાણિત, મારા ભાઈ બદરીનાથના પુત્ર ભગવત્પ્રસાદને દત્તપુત્ર કરીને મારા સકળજનોના ગુરુપદમાં મેં સ્થાપ્યા; તે વખતે પણ અતિ મોટો રમણીય ઉત્સવ થયો હતો. સર્વ જનોએ જોવા યોગ્ય આ બન્ને ઉત્સવોમાં આવવા માટે **માનસિંહ રાજા** તત્પર થયા પણ રાજ્ય-કાર્યના ભારને લીધે આવી શક્યા નહીં. (૩૫-૩૬)

પછી શ્રીહરિની લીલાની કથા સાંભળવા માટે આસક્ત મનવાળા, તેથી જ પરિક્ષિત રાજાની ઉપમા યોગ્ય, શૂરવીર, ધર્મમાં દૃઢ સ્થિતિવાળા અને એકાન્તિક સંતોનો મન-વચન-કર્મથી સમાગમ કરવામાં અતિ આસક્ત, માનસિંહ રાજા થોડા જ દિવસોમાં પોતાના કેટલાક (થોડા) સેવકજનો સહિત સુંદર **વૃત્તાલય નગર**માં આવ્યા. (૩૭)

❂ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'રાજા માનસિંહને ગોપાળાનંદ મુનિએ ભગવાનનો આશ્રિત કર્યો તેનું નિરૂપણ' એ નામે ચોથો અધ્યાય સંપૂર્ણ. (૪)



---

★ **નોંધ :** આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ ❂ આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (**દા.ત.** અધ્યાય ૫, ૯, ૧૦, ૧૧, ૧૩ વગેરે)

## ॥ अथ पञ्चमोऽध्यायः ॥

( लक्ष्मीनारायणस्येक्षा गुणोत्कर्षाश्रवे मुनेः । समागमोऽस्य भूपस्य प्रश्नपृच्छेति पञ्चमे ॥ )

धीमानहोभिः कतिभिश्चिदाप्तो वृत्तालयं चारुपुरं स राजा । प्रणम्य मूर्तीश्च हरेर्हि लक्ष्मीनारायणाद्या भृशमाप हर्षम् ॥१॥ ततो नृपस्त्रिष्वपि मन्दिरेषु प्रीत्या निधायैव स रूप्यमुद्राः । सहस्रशो दण्डवदेव भक्त्या चक्रे प्रणामान् बहुशो यथावत् ॥२॥ अथाऽनुकूले नृपतिर्निकेते विधाय वासं विविधैः स भोज्यैः । हरिश्रितास्त्यागिजनाँस्तथाऽन्यानतीतृपद् भक्तजनानशेषान् ॥३॥ स गोमतीतीर्थवरेऽथ कृत्वा स्नानं नरेन्द्रो विधिवत्सह स्वैः । नितान्तसंहृष्टमना वदान्यो दानान्यदाद् भूमिसुरव्रजेभ्यः ॥४॥ स्थानानि गत्वाऽथ हरेः पदाङ्कैर्नितान्तपूतानि च तानि भक्तैः । सन्दर्शितान्येव विलोक्य राजा ननाम भक्त्याऽश्रुपरीतनेत्रः ॥५॥ स्वावासमेत्याथ नृपो दिनान्ते नीराजने तत्र हि जायमाने । श्रीमन्दिरे दुन्दुभिनादमुच्चैरायान्निशम्याशु हरीक्षणार्थम् ॥६॥ कुर्वद्भिरेवाऽथ हरेः सुनाम्नां संकीर्तनं साधुगणैस्तथाऽन्यैः । सतालिकावादनमुत्कचित्तः सहाऽकरोद् भूमिपतिस्तथा तत् ॥७॥

---

## અધ્યાય : ૫

### શ્રીલક્ષ્મીનારાયણાદિ દેવના દર્શન બાદ માનસિંહ રાજાને જેમના ગુણો સાંભળ્યા છે એવા શુકાનંદમુનિનો સમાગમ અને રાજાએ પૂછેલા કથા સંબંધી પ્રશ્નો.

કેટલાક દિવસો પછી બુદ્ધિમાન **માનસિંહ રાજા** રમણીય **વરતાલ** પુરમાં આવ્યા. અહીં શ્રીહરિકૃષ્ણ મહારાજ તથા શ્રી લક્ષ્મીનારાયણાદિકની મૂર્તિઓને સાષ્ટાંગ પ્રણામ કરીને અતિઆનંદ પામ્યા. (૧)

પછી જેમાં શ્રીહરિકૃષ્ણ વૃંદાવનવિહારી તથા લક્ષ્મીનારાયણ તથા ભક્તિ-ધર્માત્મજ શ્રીહરિની મૂર્તિઓ સ્થાપેલી છે, તે ત્રણે મંદિરોમાં સ્નેહથી દરેક મંદિરમાં સોનાના થાળમાં ભરેલા હજાર હજાર રૂપિયા ભેટ મૂકીને ભક્તિપૂર્વક દંડની માફક ઘણા સાષ્ટાંગ પ્રણામો કર્યા. (૨)

પછી માનસિંહ રાજાએ યથાયોગ્ય સ્થાને ઉતારો કરીને વિવિધ પ્રકારનાં ભોજનોથી શ્રીહરિના આશ્રિત ત્યાગી, સાધુ-બ્રહ્મચારી અને પાર્ષદો તેમજ સમગ્ર હરિભક્તોને પણ તૃપ્ત કર્યા. (૩)

ત્યારબાદ અત્યંત હર્ષિત મનવાળા અને દાનમાં શૂરવીર **માનસિંહ રાજા** પરિચારકોની સાથે સર્વતીર્થોમાં શ્રેષ્ઠ ગોમતી સરોવરમાં શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સ્નાન કરીને, બ્રાહ્મણોને દાન આપતા હતા. (૪)

પછી માનસિંહ રાજા શ્રીહરિના ચરણકમળનાં ઊર્ધ્વરેખાદિ ચિહ્નોથી અંકિત થયેલાં, શ્રીહરિના ભક્તજનોએ બતાવેલાં અતિ પવિત્ર સ્થાનોમાં દર્શને ગયા અને તે સ્થાનોના દર્શન કરીને અશ્રુઓથી વ્યાપ્ત નેત્રયુક્ત થકા તે સ્થાનોને ભક્તિપૂર્વક નમસ્કાર કરતા હતા. (૫)

પછી રાજા પોતાના ઉતારામાં આવ્યા. સાયંકાળે આરતી સમયે નગારાનો મહાન ધ્વનિ સાંભળીને, શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં શ્રીહરિની મૂર્તિઓનાં દર્શન કરવા માટે તત્કાળ આવ્યા. (૬)

તે ભૂમિપતિ ઉત્સાહપૂર્વક ત્યાં શ્રીહરિના નામોનું સંકીર્તન ઉચ્ચ સ્વરથી તાળી વગાડીને કરતા સાધુગણો તથા ભક્તજનોની સાથે તેવી જ રીતે ઉત્સાહથી કરતા હતા. (૭)

नत्वा ततस्ता हरिदिव्यमूर्तीः सतश्च भक्तान्निखिलान् स राजा । सतां सभायामभिवन्द्य सभ्यान् सर्वान् न्यषीदन्ननु सत्कृतस्तैः ॥८॥ वार्ताप्रसङ्गेन सुधीश्च कश्चिन्मुनिर्जगादेति ततः सभायाम् । नित्यं शुकानन्दमुनेस्तु यावानस्याऽभवच्छ्रीहरिकृष्णयोगः ॥९॥ तावान्न जातः स किलाऽन्यसाधोरतोऽस्त्ययं तत्करुणैकपात्रम् । शान्तं शुकानन्दमुनिं तु चैनं हरिः कदाचिन्न चकार दूरे ॥१०॥ तस्मादयं तस्य समग्रलीला जानाति दिव्या मतिमान् मुनीन्द्रः । माहात्म्यमेवातिशुभं तदीयं याथार्थ्यतस्तस्य तथा प्रसादात् ॥११॥ एवं नरेन्द्रः स निशम्य वार्तां सद्भिः पुरा चात्मपुरोपयातैः । विज्ञापितोद्दामगुणप्रकर्षं मेने मुनिं तं नितरां महान्तम् ॥१२॥ ततः स सञ्जातनितान्तहर्षश्चकार राजा व्यवसायमेवम् । वक्त्रान्मुनेरस्य विदांवरस्य श्रोष्यामि नित्यं हरिदिव्यलीलाः ॥१३॥ स्वस्वान् निवासानथ तेषु राजा गतेषु सभ्येषु सहाऽऽत्मभृत्यैः । स्वावासमेत्यैव हरेः प्रतापं विचारयँस्तां क्षणदां प्रणिन्ये★ ॥१४॥ उषस्यथोत्थाय सह स्वभृत्यैर्ययौ मुमुक्षुर्मनुजेन्द्रवर्यः । स गोमतीतीर्थजलेऽभिषेकं विधातुमेव प्रणयाऽऽकुलात्मा ॥१५॥

स्नात्वाऽथ तस्यां स नृपः सह स्वैस्तीरे तदीये तरुजालशालाम् । जगाम वेदीमवलोकयँस्तां साक्षाद्धरिर्यत्र मुहुर्न्यषीदत् ॥१६॥ स दण्डवत्तामभिवन्द्य वेदीं मुनिं ततोऽवैक्षत तत्र पीठे । स्थितं शुकानन्दमुदग्दिगास्यं

પછી શ્રીહરિની દિવ્ય મૂર્તિઓને તથા સમગ્ર સાધુજનોને તેમજ બ્રહ્મચારી, પાર્ષદો, હરિભક્તોને નમસ્કાર કરીને; સાધુ-બ્રહ્મચારી તથા હરિભક્તોની સભામાં આવીને સભામાં રહેલા સર્વેને અભિવાદન કરીને તેમણે પણ સત્કાર કર્યા થકા તે રાજા, સભામાં યોગ્ય સ્થાને બેઠા. (૮)

પછી તે સભામાં બુદ્ધિમાન **સર્વનિવાસાનંદ** નામના મુનિ કથાના પ્રસંગમાં આ પ્રમાણે બોલ્યાઃ 'હે મુનિઓ ! સભામાં આ શુકાનંદમુનિ બેઠા છે. તેમને પ્રગટ શ્રીહરિકૃષ્ણ ભગવાનનો યોગ(સહવાસ) જેટલા પ્રમાણમાં થયો છે; તેટલો યોગ બીજા કોઈ સાધુને થયો નથી. શ્રીહરિની કરુણાના પાત્ર, શાંત આ શુકાનંદ મુનિને શ્રીહરિએ પોતાનાથી કદી દૂર કર્યા નથી. (૯-૧૦)

તેથી મતિમાન શુકાનંદ મુનીંદ્ર શ્રીહરિની સમગ્ર દિવ્ય લીલાઓ જાણે છે, તેમજ શ્રીહરિના અનુગ્રહથી શ્રીહરિનો અતિશુભ મહિમા પણ યથાર્થ જાણે છે.' આ પ્રકારે સર્વનિવાસાનંદ સ્વામીની વાત સાંભળીને, તેમજ પોતાના નગરમાં આવેલા ગોપાળાનંદ મુનિના મંડળના સાધુજનોએ પણ સ્વધર્મનિષ્ઠત્વાદિ **શુકાનંદ મુનિ**નો **ગુણોત્કર્ષ** પોતાને કહ્યો હતો, તે વિચારીને માનસિંહ રાજા શુકાનંદમુનિને અત્યંત મોટા પુરુષ જાણવા લાગ્યા. (૧૧-૧૨) પછી અતિ હર્ષાન્વિત થયેલા તેમણે 'સકળ શાસ્ત્રજ્ઞોમાં શ્રેષ્ઠ શુકાનંદમુનિના મુખ થકી મારે શ્રીહરિની દિવ્ય લીલાઓ નિત્ય સાંભળવી છે' એ પ્રમાણે **નિશ્ચય** કર્યો. (૧૩)

ત્યારબાદ (ભગવાનની શયન આરતી થયા પછી) સભામાં બેઠેલા મુનિઓ પોતપોતાના સ્થાનમાં ગયા પછી માનસિંહ રાજા સેવકોની સાથે પોતાના ઉતારામાં ગયા. ત્યાં શ્રીહરિનો પ્રતાપ વિચારતાં રાત્રિ નિર્ગમન કરી; સવારમાં ઊઠીને પ્રેમભક્તિથી વ્યગ્ર ચિત્તવાળા **માનસિંહ રાજા** સેવકોની સાથે ગોમતી તીર્થમાં સ્નાન કરવા માટે ગયા. (૧૪-૧૫)

ગોમતીમાં આત્મીયજનોની સાથે યથાવિધિ સ્નાન કરીને ગોમતીના કાંઠે વૃક્ષોના સમૂહમાં શોભતી વેદિકા જેમાં શ્રીહરિ વારંવાર બેઠા હતા, તે વેદિકાને જોતાં રાજા તે વેદિકા પાસે ગયા; પછી તે વેદિકાને દંડવત્ કર્યા. વેદિકાની સમીપમાં ઉત્તર દિશા તરફ મુખ કરીને આસન ઉપર બેઠેલા અને અંતરમાં પરમેશ્વરનું ધ્યાન કરતા શુકાનંદ મુનિના

★ निनायेति चारुतरः पाठः ।

ध्यायन्तमन्तर्हरिकृष्णमीशम् ॥१७॥ नत्वाऽथ तं ध्यानपरं मुनीन्द्रं हरिप्रलीलाश्रुतिलालसः सः । उपाविशत्तस्य पुरो नरेन्द्रस्तं लोकयन्नेव निमीलिताक्षम् ॥१८॥ ऋजुराजितशान्तविग्रहः सहजानन्दमधीश्वरं हरिम् । स्वहृदि प्रणयेन चिन्तयन् स हि तस्थौ मुनिराड् घटीद्वयम् ॥१९॥ हरिकृष्ण उदारविक्रमे परमैकान्तिकभक्तिसंयुतः । भगवच्चरितादिवर्णन-श्रवणादिष्वतुलादरान्वितः ॥२०॥ जनबोधविधानपाटवो विजितान्तःकरणाखिलेन्द्रियः । निरहङ्करणो यदृच्छया परिलब्धान्नजलादितुष्टिमान् ॥२१॥ अतिशान्तसुशीलनिःस्पृहः करुणार्द्रश्च दुराग्रहोज्झितः । विविधाखिलदेशकालविद् गतबाधाऽधिकबोधमादधत् ॥२२॥ सरसस्फुटवर्णभाषणो मृदुरष्टाङ्गबृहद्व्रतस्थितः । श्रुतिशास्त्रपुराणहार्दवित् पुरुधैर्यो मददम्भवर्जितः ॥२३॥ रहितो मदनादिदूषणैरुपकारी विशदाशयान्वितः । अगताच्युतभक्तिवर्जितक्षणमात्रो मतिमानकिञ्चनः ॥२४॥ एवंविधो मुनिवरः स ततो महात्मा ध्यानाद्धरेर्निजपतेर्ध्रुवमुत्थितः सन् । तं वीक्ष्य भूमिपतिमात्मपुरो निषण्णं सम्भाषणेन समभावयदात्मसक्तम् ॥२५॥

प्रीतस्ततः स विहिताञ्जलिरेव राजा तद्वाक्सुधारसपिपासुरुदारभावः । मूर्धानमाशु निजमङ्घ्रियुगे तदीये धृत्वाऽनमन्मुनिवरं तमगाधबोधम् ॥२६॥ श्रद्धान्वितो हरिकथाश्रवणेऽतिपुण्ये दान्तो हरिप्रणयवृद्ध्यभिलाषयुक्तः । अव्याकुलश्च यतवाग् दृढभक्तिरीशे कार्यान्तरक्षपितलालसशुद्धभावः ॥२७॥ नित्यं नितान्तनिरतो महतां प्रसङ्गे

---

તે રાજા દર્શન કરવા લાગ્યા; શ્રીહરિના લીલા ચરિત્ર સાંભળવાની ઈચ્છાથી તે રાજા, ધ્યાનમાં આસક્ત નિમીલિત નેત્રવાળા તે મુનીંદ્રને સાષ્ટાંગ પ્રણામ કરીને, અનિમિષ દૃષ્ટિથી તે મુનિના દર્શન કરતાં તેમની સમીપમાં બેઠા. (૧૬ થી ૧૮)

સુંદર, શાંત (સ્થિર) શરીરવાળા **શુકાનંદ મુનીંદ્ર** શુકાનંદ મુનીંદ્ર પરમેશ્વર શ્રી સહજાનંદ શ્રીહરિને પોતાના હૃદયમાં સ્નેહથી ચિંતવન કરતાં બે ઘડી પર્યન્ત બેઠા. (૧૯) મહા પરાક્રમી શ્રીહરિકૃષ્ણ ભગવાનને વિષે પરમૈકાંતિક ભક્તિવાળા, પ્રત્યક્ષ ભગવાનનાં ચરિત્રો તથા ગુણોનું વર્ણન તથા શ્રવણાદિમાં અનુપમ પ્રેમવાળા, મુમુક્ષુજનોને ઉપદેશ આપવામાં અતિ ચતુર; અંતઃકરણ તથા સમગ્ર ઈન્દ્રિઓ જેમણે જીતી છે, અહંકાર રહિત, દૈવ ઈચ્છાથી પ્રાપ્ત થયેલા અન્નજળાદિથી સંતોષવાળા; અતિશાંત, સરળ સ્વભાવવાળા, તૃષ્ણારહિત, દયાથી કોમળ હૃદયવાળા, દુરાગ્રહથી રહિત, વિવિધ પ્રકારના શુભ-અશુભ દેશકાળને જાણનારા, નિર્બાધ-સર્વાધિક જ્ઞાનના ધર્તા; સ્પષ્ટ તથા રસયુક્ત ભાષાથી ઉપદેશ કરનારા, કોમળ, અષ્ટાંગ બ્રહ્મચર્ય દઢ પાળનારા, શ્રુતિ-શાસ્ત્ર પુરાણના રહસ્યને જાણનારા, અતિધીરજવાળા, મદ તથા દંભથી રહિત, કામાદિ દૂષણોથી રહિત, ઉપકારી, શુદ્ધ અભિપ્રાયવાળા, ભગવાનની નવધા ભક્તિ વિના ક્ષણ માત્ર કાળ જેમનો ગયો નથી તેવા, પ્રતિભાશાળી, અકિંચન. (૨૦ થી ૨૪) આવા ગુણે યુક્ત મહાત્મા મુનિવર શુકાનંદમુનિ પોતાના સ્વામી શ્રીહરિના ધ્યાનમાંથી જાગ્રત થયા. અને પોતાની આગળ નિશ્ચલ બેઠેલા, પોતાને વિષે અનુરાગવાળા, માનસિંહને જોઈને, તેમનો મધુર વચનથી **સત્કાર** કર્યો. (૨૫)

મુનિની વાણી સાંભળીને પ્રસન્ન થયેલા, તેમજ તે વાણીરૂપ અમૃતના પાનની ઈચ્છાવાળા રાજા માનસિંહ, બન્ને હાથ જોડીને, શુકાનંદ મુનિના ચરણ કમળમાં પોતાનું મસ્તક મૂકીને તેમને **નમસ્કાર** કરતા હતા. (૨૬) શ્રીહરિની પાવનકારી કથાના શ્રવણમાં શ્રદ્ધાવાળા, ઈન્દ્રિયોનું દમન કરનારા, શ્રીહરિમાં પ્રેમવૃદ્ધિની ઈચ્છાવાળા, અવ્યગ્ર, નિયત વાણીવાળા, શ્રીહરિની ભક્તિ વિના બીજું ન ઈચ્છનારા અને શુદ્ધ ભાવનાવાળા; સત્પુરુષોના પ્રસંગમાં અત્યંત પ્રીતિવાળા, પત્ની-દેહ-પુત્ર-ધન-ધામ-ધરા વગેરેમાં આસક્તિએ રહિત, સદાય સત્સંગિ ભક્તજનોનાં દર્શન કરવામાં અત્યંત હર્ષવાળા, મોક્ષની ઈચ્છાવાળા, વિનયશીલ, ધર્મનિષ્ઠ (૨૭-૨૮) **માનસિંહ રાજા;** મંદહાસ્યથી શોભતા-દોષ

जायाऽऽत्मपुत्रधनधामधराद्यसक्तः । सत्सङ्गिभक्तजन-दर्शनभूरिहर्षो मोक्षैषणो विनयवान् दृढधर्मनिष्ठः ॥२८॥ राजा मुदाऽथ परिसंयतपाणियुग्मस्तं मन्दहासविलसद्वदनं मुनीन्द्रम् । प्राहेति निर्मलविशालमतिं प्रशान्तं दान्तं च सद्गुणगणैरधिराजमानम् ॥२९॥

वृत्तालयेऽत्र विहितो रघुवीरनाम्ना ब्रह्मन् सुदेशिकवरेण महोत्सवो यः । सत्सङ्गिजीवनकथां परमां सुपुण्यामुद्दिश्य सर्वहरिभक्तहितार्थमेव ॥३०॥ उद्घोष एव ननु तस्य महोत्सवस्य जातोऽत्र दिक्षु च विदिक्षु मुनीन्द्र ! भूयान् । तत्राभियातुमहमेव कृतोद्यमोऽपि नाऽत्राऽऽव्रजं त्वलघुकार्यनिरुध्यमानः ॥३१॥ धर्म्यां निजामथ धुरं भगवत्प्रसादनाम्ने स्वसोदरसुताय ददद् गुरुर्यम् । भूयो व्यधान्महमिहापि कृतोद्यमोऽहं तत्रोपयातुमशकं न गदार्द्यमानः ॥३२॥

तस्मात् तयोस्तु हरिकृष्णमहाप्रतापज्ञानाश्रयं प्रथममेव महोत्सवं तम् । श्रोतुं भृशोत्सुकमना भवतोऽस्मि तत्त्वं तं वक्तुमर्हसि सविस्तरमेव मह्यम् ॥३३॥ प्रष्टव्यमस्ति मम चेतसि यत्परं त्वां प्रक्ष्याम्यहं तदखिलं मुनिवर्य पश्चात् । पूर्वं ततो महमुदारतरं वरेण्यं तं मे वद श्रवणसक्तिभृते दयालो ॥३४॥

एवं तस्य नरेश्वरस्य ललितं श्रुत्वा मुनीन्द्रो वचस्तस्मिँस्तुष्टमनाः प्रशस्य नृपतिं ज्ञात्वा मुमुक्षुं हि तम् । प्रीत्या तस्य महोत्सवस्य रुचिरां पुण्यां प्रवक्तुं कथामारम्भं विदधत् स मङ्गलमिदं चक्रेऽनुरक्तो हरौ ॥३५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे शुकानन्दमुनिमानसिंहनृपसमागम-राजकृतप्रश्ननिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

---

વર્જિત-મહાબુદ્ધિશાળી-પ્રશાન્ત તેમજ ઈન્દ્રિય દમનમાં પ્રીતિવાળા-સાધુઓના ગુણગણોથી અતિ અધિક શોભાયમાન એવા શુકાનંદ મુનીંદ્રને બંને હાથ જોડીને આ પ્રમાણે કહેતા હતા. (૨૯)

હે બ્રહ્મન્ ! આ વરતાલ પુરમાં સારા લક્ષણવાળા ગુરુઓમાં શ્રેષ્ઠ રઘુવીરજી આચાર્યે સર્વોત્તમ અને શ્રોતાઓને સહજમાં પુણ્યકારી એવી સત્સંગિજીવનની કથા નિમિત્તે સર્વ હરિભક્તોના હિત માટે મહોત્સવ કર્યો હતો. (૩૦)

હે મુનીન્દ્ર ! તે મહોત્સવનો આ પૃથ્વીમાં ચારેય દિશાઓમાં તેમજ વિદિશાઓમાં મોટો **ઉદ્‍ઘોષ** થયો. તે મહોત્સવમાં આવવા માટે મેં ઘણી ઈચ્છા કરી; પરંતુ રાજ્યનાં મોટાં કાર્યોમાં રોકાયેલો હોવાથી વૃત્તાલયમાં આવવા માટે શક્તિમાન થયો નહીં. (૩૧)

ત્યાર પછી રઘુવીરજી મહારાજે તેમના નાના ભાઈ બદરીનાથજીના પુત્ર ભગવત્પ્રસાદજીને પોતાની ધર્મધુરા સોંપવાના સમયે પણ આ પુરમાં મહોત્સવ કર્યો. તે ઉત્સવમાં પણ હું માંદગીને લીધે આવી શક્યો નહિ. (૩૨)

માટે શ્રીહરિકૃષ્ણ ભગવાનના મહાપ્રભાવનું જેનાથી જ્ઞાન થાય છે, તે સત્સંગિજીવનની **કથા**ના **મહોત્સવ**નો **પ્રસંગ** સૌપ્રથમ તમારા થકી સાંભળવાની મને **અતિ ઉત્કંઠા** છે. માટે આપ તે મને વિસ્તારપૂર્વક કહો. (૩૩) હે મુનિવર્ય ! મારા મનમાં બીજું પણ કાંઈક પૂછવાનું બાકી રહે છે પરંતુ તે હું પાછળથી પૂછીશ. માટે હે દયાળુ ! સાંભળવાની ઈચ્છાવાળા મને તમો સત્સંગિજીવનની કથાનો જે અતિ મોટો ઉત્સવ થયો તે પ્રસંગ **પ્રથમ** કહો. (૩૪)

તે રાજાનું આવું સુંદર વચન સાંભળીને, શ્રીહરિમાં પ્રીતિવાળા શ્રીશુકાનંદ મુનીંદ્રે, તે રાજાને મુમુક્ષુ જાણીને તેના ઉપર અતિ પ્રસન્ન થઈને તેની પ્રશંસા કરી; પછી શ્રીસત્સંગિજીવન કથા નિમિત્તના મહોત્સવ પ્રસંગની પવિત્ર અને સુંદર કથા કહેવા માટે આ પ્રમાણે **મંગળાચરણ** પ્રેમપૂર્વક કર્યું. (૩૫)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શુકાનંદમુનિ ને માનસિંહ રાજાનો સમાગમ અને રાજાએ પૂછેલા પ્રશ્નનું નિરૂપણ' એ નામે પાંચમો અધ્યાય સંપૂર્ણ. (૫)

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

## ( आचार्यस्य गुणाख्यानं कथारंभविचारणम् । सामग्र्याहरणं भक्तागमः षष्ठ इतीरितम् ॥ )

कृपापूर्णप्रेक्षाशमितजनतापं नखमणिच्छटारोचीराजत्करचरणमीक्षोत्सवकरम् । लसन्मन्दस्मेरद्युतिजितशरत्पूर्णशशिनं हरिं ध्याये धार्मिं रुचिरतरगौराम्बरधरम् ॥१॥ स्वसौन्दर्योत्कर्षक्षपित - शतकामस्मयभरो लसद्विस्तीर्णोरःस्थल-कुसुमहारालिलिलितः । क्वचिद् भक्तप्रीत्यै स्फुटपुरटबुट्टांशुकधृतिर्हरिः सर्वात्माऽऽत्मा वसतु हृदि मे धर्मतनयः ॥२॥ अनेकब्रह्माण्डस्थपतिमुकुटाघट्टित-महत्परश्रीमत्पीठं कलिकलुषजालक्षयपटुम् । तुलालेशं यस्य क्वचिदपि लभन्ते न कवयो हरिं वन्दे भक्त्या तमिह सहजानन्दमनिशम् ॥३॥ नियन्ता सर्वेषां शुभगुणगणैश्वर्यनिलयो लसल्लीलोल्लासी जनितजनताऽऽनन्दनिकरः । निजावेक्षामात्रादगणितजनानत्र गमयन् समाधिं मे बुद्धिं दिशतु स हि नारायणमुनिः ॥४॥ मुनिराडिति मङ्गलं शुभं स विधायेत्थमुवाच तं नृपम् । शृणु भूप महोत्सवं त्वया परिपृष्टं कथयामि ते वरम् ॥५॥

---

## અધ્યાય : ૬

## આચાર્યશ્રીના સદ્‌ગુણો, તેમણે કરેલો સત્સંગિજીવન કથા (છાવણી)નો વિચાર, સામગ્રી સંપાદન તથા ભક્તજનોનું આગમન.

**(શ્રીશુકાનંદમુનિ મંગલાચરણ કરે છે :)** કેવળ (નિષ્કારણ) અપાર કરુણા સભર દૃષ્ટિથી જ જેમણે પોતાના આશ્રિત જનોના તાપ શમાવ્યા છે, નખરૂપી મણિઓનાં સમૂહોની કાન્તિથી જેમનાં કરચરણ શોભી રહ્યાં છે, જેમનાં દર્શનથી નેત્રોને આનંદ થાય છે, સુંદર મંદ હાસ્યની કાન્તિથી પરાજીત કર્યો છે શરદ પૂર્ણિમાનો ચંદ્ર જેમણે એવા, અતિસુંદર શ્વેત વસ્ત્રો ધારણ કરનારા ધર્મપુત્ર શ્રીહરિનું હું શુકાનંદમુનિ **ચિંતવન** કરું છું; (૧) પોતાના અતિ સૌંદર્યના ઉત્કર્ષથી જેમણે સેંકડો કામદેવના સૌંદર્યના મહા ગર્વને હણ્યો છે, તથા સુંદર વિશાળ વક્ષસ્થળમાં વિરાજી રહેલા પુષ્પહારોની પંક્તિથી અતિ શોભાયમાન, કોઈ સમયે ભક્ત જનોની પ્રસન્નતા માટે શુદ્ધ સુવર્ણના બુટ્ટાદાર વસ્ત્રોને ધારણ કરનારા, સર્વ આત્માઓના અંતર્યામી, ધર્મતનય શ્રીહરિ મારા હૃદયમાં **નિવાસ** કરો; (૨) અનંત બ્રહ્માંડોના બ્રહ્માદિક અનેક અધિપતિઓના મુગટો વડે (તેમના નમસ્કારોથી) જેમનું અતિ સુશોભિત ચરણારવિંદનું મહાસન ઘસાયેલું છે (અર્થાત્ બ્રહ્માદિક દેવતાઓ જેમને નિરંતર નમસ્કાર કરે છે) એવા, તથા કલિયુગમાં પાપની જાળને નાશ કરવામાં ચતુર, વળી મોટા મોટા કવિ તથા મુનિવરો પણ આ બ્રહ્માંડમાં શ્રીહરિને ઉપમા યોગ્ય કોઈ વસ્તુ કે વ્યક્તિને શોધી શક્યા નથી, એટલું જ નહિ પરંતુ, શ્રીહરિની ઉપમાના લેશ ભાગને પણ જે ક્યાંય પામ્યા નથી, એવા શ્રી સહજાનંદ-શ્રીહરિને નિરંતર ભક્તિથી હું **વંદન** કરું છું; (૩) સર્વના નિયંતા શુભ ગુણગણોના તથા સમગ્ર ઐશ્વર્યના ધામરૂપ, શોભાયમાન દિવ્ય તથા માનુષી લીલાઓથી અધિક શોભતા, જેમનાથી મનુષ્યોના સમૂહોને અત્યંત આનંદ પ્રાપ્ત થયો છે એવા; આ લોકમાં પોતાના દર્શન માત્રથી જ અનેક જનોને સમાધિ કરાવનારા, **શ્રીનારાયણમુનિ** મને (તેમના ઉત્સવનું વર્ણન કરવામાં અનુકૂળ) **બુદ્ધિ** આપો. (૪)

મુનિરાજ **શુકાનંદ મુનિ** આ પ્રકારે શુભ મંગલાચરણ કરીને માનસિંહ રાજાને કહેવા લાગ્યાઃ હે રાજન્ ! તમોએ જિજ્ઞાસાથી પૂછેલો, સત્સંગિજીવનની કથા સંબંધી **શ્રેષ્ઠ મહોત્સવ** હવે હું તમને કહું છું. તમો એકાગ્ર મનથી સાંભળો. (૫)

अथ भूप वसन्त एकदा रघुवीरो वरदेशिकाग्रणीः । कृतनित्यविधी रहःस्थितो हृदि दध्यौ हरिकृष्णमच्युतम् ॥६॥ शुचिरेव महादयानिधिर्निखिलप्राणिहितैकतत्परः । अतिसूक्ष्मपवित्रशेमुषिर्जनताप्रार्थ्यतरप्रियेक्षणः ॥७॥ निगमागमनिर्णयं विदन् धृतिगाम्भीर्यपुरुक्षमालयः । निरहंकरणः कृतज्ञतानिधिरेवाखिलशिष्यवत्सलः ॥८॥ मनुजान्निजशिष्यतां गतान् गृहिणस्त्यागिजनाँस्तथाऽखिलान् । निगमाद्युदिते निजे निजे सुकृते वर्तयितुं भृशं क्षमः ॥९॥ निजशिष्यवृषप्रवर्तनान्निजधर्माचरणाच्च सार्थकम् । बहुशास्त्रगतार्थसञ्चयाद्दधदाचार्य इति स्वमाह्वयम् ॥१०॥ सततं परिपालयन् हरेर्निखिलाज्ञां यतमानसेन्द्रियः । व्यवहारभृशारुचिः सदा परमैकान्तिकसङ्गवल्लभः ॥११॥ विनयोपशमप्रगल्भता-स्मृतितोषस्थिरतादिराजितः । अतिनिर्मलकोमलान्तरो जनताशान्तिविधौ विधूपमः ॥१२॥ हरिकृष्णपदाम्बुजद्वयभ्रमरीभूतविशुद्धमानसः । हितकार्युपदेशतत्परः सदसद्-व्यक्तिविधौ विचक्षणः ॥१३॥ परमप्रियतथ्यपथ्यवाग् विशदात्मा परमात्मसक्तिमान् । विषयेष्वखिलेषु निःस्पृहो भगवद्ध्यानपरायणः सदा ॥१४॥ सुदुर्भेद्याऽविद्याद्रुतदलनदीक्षाविधिपटुर्महाश्रद्धायुक्तो बहुलविमलज्ञाननिलयः । असन्मार्गध्वान्तक्षपणतरुणार्कप्रतिनिभो मदक्रोधानङ्गप्रभृतिमलहीनोऽक्षरसमः ॥१५॥

निजात्मानं साक्षात् स्फुरदुरुतरार्चिश्चयवृतं सदा पश्यन् मेध्यं शमदमनिधिर्धाम महसः । निजात्मन्येवेड्यं सुखदसहजानन्दमतुलं निजप्रेष्ठं पश्यन् हरिमधिपतिं सर्वजगताम् ॥१६॥ गुणैर्यस्योदारैरनिशमनुवृत्त्या च निजया भृशं

હે રાજન્ ! એક સમયે વસંતઋતુમાં ગુરુઓમાં અગ્રેસર **શ્રી રઘુવીરાચાર્ય** પોતાની નિત્યવિધિથી પરવારીને એકાંતમાં બેસીને અચ્યુત શ્રીહરિકૃષ્ણનું હૃદયમાં ધ્યાન કરતા હતા. (૬)

પવિત્ર તથા મહાદયાના સાગર, સમગ્ર પ્રાણીઓના હિતમાં જ તત્પર, અતિ સૂક્ષ્મ-પવિત્ર બુદ્ધિવાળા, જન સમુદાયે અતિ પ્રાર્થનીય પ્રિય દર્શનવાળા; (૭) વેદો તથા શાસ્ત્રોના સિદ્ધાન્તોને જાણનારા, ધીરજતા-ગંભીરતા તથા ક્ષમાના સ્થાનભૂત, નિરહંકારી, કૃતજ્ઞતાના નિધિ, સમગ્ર શિષ્યોમાં વાત્સલ્યથી સ્નેહવાળા; (૮) પોતાના સમગ્ર ગૃહસ્થ-શિષ્યો તથા ત્યાગીજનોને વેદાદિ શાસ્ત્રોમાં કહેલા પોતપોતાના ધર્મમાર્ગમાં વર્તાવવા સમર્થ; (૯) પોતે દીક્ષા આપેલા જનોને તેમના વર્ણાશ્રમ ધર્મમાં પ્રવર્તાવવાથી તેમજ પોતાના જે ધર્મો તેનું આચરણ કરવાથી, તથા ઘણાં શાસ્ત્રોમાં રહેલા અર્થોનો સંગ્રહ કરવાથી 'આચાર્ય' નામને સાર્થક ધારણ કરતા; (૧૦) પોતાના પિતા શ્રીહરિની તમામ આજ્ઞા હંમેશાં પાલન કરનારા, મન તથા ઈન્દ્રિયોને નિયમમાં રાખનારા, લૌકિક કાર્યમાં અતિશય અરુચિવાળા; (૧૧) નિરંતર પરમૈકાંતિક જનોના સમાગમમાં પ્રીતિવાળા, વિનય-ઉપશમ-પ્રતિભાશક્તિ તેમજ સ્મૃતિ-સંતોષ-સ્થિરતા-જ્ઞાન-વૈરાગ્યાદિથી અતિ શોભાયમાન, અત્યંત નિર્મળ-કોમળ હૃદયવાળા, જન સમુદાયને શાંતિ કરવામાં ચંદ્ર સમાન; (૧૨) હરિકૃષ્ણ ભગવાનનાં બન્ને ચરણ કમળોમાં ભ્રમરની માફક જેમનું વિશુદ્ધ મન જોડાયેલું છે, સર્વ જનોને હિતકારી ઉપદેશપરાયણ, સદ્ અસદ્‌ના વિવેકમાં વિચક્ષણ; (૧૩) સત્ય-પ્રિય અને હિતકારી વાણીવાળા, અજ્ઞાનનો નાશ કરવાના સ્વભાવવાળા, પરમાત્મામાં આસક્તિવાળા, સમગ્ર વિષયોમાં નિઃસ્પૃહ, હંમેશાં ભગવાનના ધ્યાનપરાયણ; (૧૪) અતિશય દુર્ભેદ્ય અવિદ્યાનો તત્કાળ નાશ કરનારી જે ભાગવતી દીક્ષા તે આપવામાં નિપુણ, મહાશ્રદ્ધાવાળા, અતિનિર્મળ જ્ઞાનના નિધિ, અસત્ માર્ગરૂપી અંધકારનો નાશ કરવામાં મધ્યાહ્નકાળના સૂર્યસમાન, મદ-ક્રોધ-કામાદિ દોષોથી રહિત, અક્ષર સમાન બ્રહ્મસ્વરૂપ; (૧૫)

ઘણા કિરણોના સમૂહથી આવૃત થયેલા પોતાના પવિત્ર આત્માને સદા પ્રત્યક્ષપણે જોતા, ભગવન્નિષ્ઠ બુદ્ધિવાળા તથા બાહ્યેન્દ્રિયોના સંયમના તો સમુદ્ર જેવા,ઉત્સવના ધામરૂપ, બ્રહ્માદિથી અક્ષરમુક્ત પર્યંત સમગ્રને સ્તુતિ કરવા યોગ્ય-અનુપમ - પોતાના પ્રાણપ્રિય-સકળ બ્રહ્માંડોના અધિપતિ-સ્વાશ્રિતોને અતિ સુખદાયી સ્વાભાવિક આનંદવાળા

यस्मिन् प्रीतः स हरिवतारी वृषजनिः । धुरं धर्म्यां स्वीयां जननिकरनिर्वाणसरणिं स्वयं यस्मै प्रादादतुलतरवात्सल्यजलधिः ॥१७॥ राजन् स इत्यखिलदेशिकलक्ष्मशाली सम्प्रेरितो भगवतेत्यकरोद्विचारम् । आहूय सज्जनगणान् गृहिणश्च भक्तान् सत्सङ्गिजीवनकथां प्रविधापयेऽहम् ॥१८॥ कार्यो मया शुभमहोत्सव एष एव तत्राऽऽगताः सकलसाधुजना विचित्रैः । भोज्यैर्वरैरनुदिनं ननु भोजनीयाः पक्वाम्रसत्फलरसैर्बहुशर्कराज्यैः ॥१९॥ सम्भावना निखिलभक्तजनव्रजानां प्रीत्या यथार्हमनिशं हि विधापनीया । पात्रेन्धनान्नमुखमीप्सितवस्तु देयं तेभ्यो भवेयुरखिलाः सुखिनो यथा ते ॥२०॥ एवं कृते सति भवेद् विशदाशयानामैकान्तिकाखिलसतां प्रचुरः प्रसङ्गः । सत्सङ्गिजीवनकथाश्रवणाज्जनानां सौख्यं हरिस्मरणवीक्षणजं च भूयः ॥२१॥ श्रेयो भविष्यति तथा बहुदेहभाजां तस्मान्मया पुरुतरद्रविणव्ययेन । कार्यो महोत्सव उत क्षणभङ्गुरत्वात् कायस्य धर्मकरणे न विलम्बनीयम् ॥२२॥

इत्थं विचार्य स मुनीन् नृपते गरिष्ठान् आहूय तान्निजमनोगतमाह सर्वम् । ते तन्निशम्य जनजातहितप्रसक्तास्तं सस्मितास्यमवदन्निति भूरिहर्षाः ॥२३॥ सत्सङ्गिजीवनकथाश्रवणस्य नोऽस्ति सङ्कल्प एव हृदयेषु गुरो महीयान् । तस्मादिदं व्यवसितं भवतैव दिष्ट्या सत्सङ्गिनामतिहितं हरिभक्तिभाजाम् ॥२४॥ प्रसन्नतामित्यवगत्य तेषामाहूय तूर्णं गणकाग्रगण्यम् । द्विजं दयाराममपृच्छदार्यः स तत्कथारम्भमुहूर्तमेव ॥२५॥ शिरःपटात् स्वस्य ततः स दीर्घं निष्कास्य

---

શ્રીહરિને પોતાના આત્મામાં જોતા; સર્વ અવતારોના અવતારી, અનુપમ વાત્સલ્યના સમુદ્ર, ધર્મપુત્ર શ્રીહરિએ જેમના (પૂર્વોક્ત) મહાગુણોથી તેમજ સદાય પોતાની ભક્તિરૂપ અનુવૃત્તિથી જેમની ઉપર અત્યંત પ્રસન્ન થઈને જનસમૂહના મોક્ષમાર્ગભૂત, પોતાની ધર્મધુરા જેને આપી હતી એવા. (૧૬-૧૭)

હે રાજન્ ! ગુરુ (આચાર્ય)નાં ગુણ અને લક્ષણોથી શોભતા **શ્રી રઘુવીરાચાર્ય,** શ્રીહરિએ અંતઃકરણમાં પ્રેરણા કરી હોવાથી આ પ્રમાણે **વિચાર** કરતા હતા: ''હું સમગ્ર મુનિઓને તથા ગૃહસ્થાશ્રમી ભક્તોને બોલાવીને સત્સંગિજીવનની કથા કરાવું; મારે સત્સંગિજીવનની કથાનો એ **શુભ મહોત્સવ** કરવો, તેમજ ઉત્સવમાં આવેલા સમગ્ર સાધુજનોને નાના પ્રકારના ઉત્તમ ભોજનો તથા પાકેલી કેરીના રસમાં બહુ ઘી તથા સાકર નાંખીને જમાડવા; વળી તે સમગ્ર ભક્તજનોના સમૂહની સંભાવના પણ મારે નિરંતર પ્રીતિપૂર્વક યથાયોગ્ય કરાવવી: સમગ્ર ભક્તજનોને જેમ તેઓને સુખ થાય તે મુજબ આ પ્રસંગે રસોઈ માટે વાસણો તથા પાત્રો, લાકડાં તથા ઘઉંનો લોટ, સુંદર ડાંગરના ચોખા તથા ઉત્તમ દાળ વગેરે તેમની ઈચ્છા પ્રમાણે આપવાં; સત્સંગિજીવનની કથા નિમિત્તનો એ પ્રકારનો મહોત્સવ કરવાથી અતિ નિર્મળ અંતઃકરણવાળા, એકાંતિક સમગ્ર સાધુજનોનો મને ઘણો પ્રસંગ થશે. અને ભક્તજનોને ભગવાનનું સ્મરણ તથા દર્શનથી ઘણું સુખ પણ થશે. (૧૮ થી ૨૧) વળી આ રીતે મહોત્સવ કરવાથી ઘણાં પ્રાણીઓનું પણ કલ્યાણ થશે. એટલાજ માટે મારે આ મોટો ઉત્સવ પુષ્કળ દ્રવ્ય વાપરીને કરવો. આ શરીર ક્ષણભંગુર હોવાથી આ ધર્મકાર્યમાં વિલંબ કરવો નહીં.'' (૨૨)

હે રાજન્ ! આ પ્રકારે રઘુવીરાચાર્યજીએ **વિચાર** કરીને અક્ષરાનંદ આદિ મોટા સાધુજનોને બોલાવી, પોતાના મનનો **સંકલ્પ** તેમને કહ્યો. તે સાંભળીને સર્વ મનુષ્યોનું હિત કરવામાં સદા તત્પર તે **સાધુજનો** અતિ હર્ષ પામીને કહેવા લાગ્યા: (૨૩)

'હે ગુરો ! અમારા હૃદયમાં સત્સંગિજીવનની કથા સાંભળવાનો પ્રબળ સંકલ્પ છે. તેથી હરિભક્તિ કરનારા સત્સંગીઓને હિતકારક આ કાર્ય તમોએ જે ધાર્યું છે તે ખરેખર **મહાઆનંદરૂપ** છે.' (૨૪)

આ પ્રકારે સકળ શિષ્યના સ્વામી રઘુવીરાચાર્ય તે સર્વે મુનિઓની પ્રસન્નતા જાણીને તેજ ક્ષણે જ્યોતિષ શાસ્ત્ર જાણનારાઓમાં શ્રેષ્ઠ દયારામ વિપ્રને બોલાવીને સત્સંગિજીવનની કથાના આરંભનું **મુહૂર્ત** પૂછ્યું. (૨૫)

पञ्चाङ्गमवेक्ष्य चोचे । आषाढमासाद्यदले चतुर्थ्यां मुहूर्तमस्तीति वरं सुभद्रम् ॥२६॥ अथ स्वकीयाखिलमन्दिरेषु त्यागिव्रजान् संवसतः स सर्वान् । भक्ताँश्च नानाविधदेशवासानाह्वातुमूर्व्यां गृहिणोऽप्यशेषान् ॥२७॥ प्रीत्यैव सन्मङ्गलपत्रिका द्राक् संलेख्य भूपाऽखिलमन्दिराणि । काश्मीरचारुद्रवसिच्यमानाः स प्रेषयामास विचित्रदेशान् ॥२८॥ ततः स तूर्णं शकटैरनेकैर्वलक्षगोधूमचयानुदारः । व्रीहीन् मनोज्ञान् द्विदलाश्च रम्या गुडं तथाऽऽहारयति स्म भक्तैः ॥२९॥ आनाययद् वै शतशः स पूर्णाः कुतूर्घृतैश्चापि सिताढ्यपेटाः । महोत्सवार्हान् विविधाँस्तथाऽन्यान्नरेन्द्र सम्भारभरान्त्सुरम्यान् ॥३०॥

अस्मिन् क्षोणितले तदाऽऽम्रतरवो वृक्षाश्च जम्ब्वादयो राजन्नस्य मनोरथान् हि सफलान्त्संसूचयन्तो गुरोः । भूयिष्ठां फलवृद्धिमेव सहसा चाभूतपूर्वां ययुर्यान् दृष्ट्वा फलभारभङ्गुरतराँश्चित्रं जना लेभिरे ॥३१॥ आसीत्तर्हि विचित्रभूरिसुरसैर्युक्ताऽपि सर्वा मही जातं वस्तु धरापते नवमिवाशेषं तदा सद्गुणम् । अस्याचार्यवरस्य सद्गुणगणैः सर्वंसहा मङ्गलैराप्तप्रस्नवना धरा ननु तदाऽमुञ्चद् रसौघान् द्रुतम् ॥३२॥ त्यागिव्रजास्तेऽथ गृहस्थभक्ताः श्रुत्वा च तन्मङ्गलपत्रिकास्ताः । हर्षं समीयुर्नृपते महान्तं द्रुतं मयूरा इव मेघनादम् ॥३३॥ सहस्रशो वर्णिमुनीन्द्रपद्गाः सरो यथा मानसमत्र हंसाः । द्रुतं महानन्दपरीतचित्ताः पुरं हि वृत्तालयमेतदायन् ॥३४॥

---

પછી દયારામ વિપ્રે પોતાની પાઘડીમાંથી પંચાંગ કાઢીને તેમાં જોઈને 'અષાઢ સુદી ચોથને દિવસે અતિ શ્રેયસ્કર મુહૂર્ત છે તેમ જણાવ્યું.' (૨૬)

હે રાજન્ ! પછી તેમનું આવું આ વચન સાંભળીને રઘુવીરાચાર્ય પોતાના તમામ મંદિરોમાં રહેતા ત્યાગી મંડળોને તથા જુદા જુદા દેશમાં રહેતા ગૃહસ્થ ભક્તોને બોલાવવા માટે; કુંકુમથી છંટાયેલી **મંગળ પત્રિકાઓ** લખાવીને બધા મંદિરોમાં તથા દેશોમાં દૂતો દ્વારા સ્નેહથી મોકલવા લાગ્યા. (૨૭-૨૮)

પછી ઉદાર મનવાળા આચાર્ય ધોળા તથા સુંદર ઘઉં, સુગંધીમાન પંખાળી વગેરેના ચોખા તથા રમણીય તુવેરાદિની દાળ, કોંકણ દેશનો ગોળ વગેરે અનેક ગાડાંઓ મોકલી ભક્તો દ્વારા મંગાવતા હતા. (૨૯)

હે નરેન્દ્ર ! રઘુવીરાચાર્યે ગાળેલા ઘીથી ભરેલાં સેંકડો કુલ્લાં તથા સાકરની ભરેલી પેટીઓ તથા મહોત્સવને યોગ્ય નાના પ્રકારની અતિશ્રેષ્ઠ બીજી સામગ્રીઓ પણ મંગાવી. (૩૦)

હે રાજન્ ! તે સમયે પૃથ્વીમાં રહેલાં આંબાના તથા જાંબુ આદિના વૃક્ષો 'તે રઘુવીરજીના મનોરથો સફળ થશે' એમ સૂચવતા થકા એકાએક અપૂર્વ ફળ વૃદ્ધિ પામીને; પૂર્વે કદીપણ નહીં થયેલાં એવાં અતિફળોના ભારથી નમ્ર થયાં. જેને જોઈને જનો આશ્ચર્ય પામતા હતા. (૩૧)

તે સમયે સમગ્ર પૃથ્વી પણ છ પ્રકારના રસવાળી બની ગઈ. તેમજ સમગ્ર પદાર્થો પણ નવાં જેવાં જ થઈ ગયાં. આચાર્યોમાં શ્રેષ્ઠ રઘુવીરાચાર્યના મંગળકારી સદ્‌ગુણોથી વાછરડાંને જોઈને ગાયના આંચળોમાં દૂધ સ્રવે તેની પેઠે, પૃથ્વી પણ રસયુક્ત બની ગઈ. (૩૨)

હે રાજન્ ! ત્યાગી તથા ગૃહસ્થ ભક્તો આચાર્યે મોકલેલી સુંદર મંગળ પત્રિકાને વાંચી મેઘધ્વનિ સાંભળીને મયૂરોની જેમ, તત્કાળ **મહા હર્ષ** પામ્યા. (૩૩)

આનંદથી વ્યાપ્ત ચિત્તવાળા હજારો **વર્ણીઓ, મુનિઓ** તથા **પાર્ષદો** આ લોકમાં માનસ સરોવર પ્રત્યે હંસોની જેમ વૃત્તાલયમાં આવવા લાગ્યા. (૩૪)

यथाऽन्यनीरस्पृहया विहीनान् प्रकुर्वतश्चात्मपुरु प्रतीक्षाम् । स्वात्यम्बुदश्चातकपक्षिपूगान् वर्षन् समन्तात् सुखयत्यदभ्रम् ॥३५॥ प्रतीक्षमाणान् हि तथा कथासत्सुधां हरेरत्र वियोगतप्तान् । भक्तव्रजान् देशिकराड् विधाता शान्तान् कथाग्र्यामृतवर्षणेन ॥३६॥ एवं हि मार्गेषु वितर्कयन्तः श्रीस्वामिनारायणनाम पुण्यम् । उच्चैर्वदन्तो हरिभक्तसंघास्तूर्णं हि वृत्तालयमाययुस्ते ॥३७॥ देशान्तरेभ्यो हरिभक्तसंघा माघे जनौघा इव तीर्थराजम् । कथासुधापाननिषक्तचित्ताः पुरं समायन्निदमाशु रम्यम् ॥३८॥

स्त्रीणां नराणां च हरिश्रितानां गणा भृशं तद्विरहेण तप्ताः । कथासुधाम्भोनिधिमेव धर्मज्ञानादिमुक्तागणरत्नयुक्तम् ॥३९॥ विगाहितुं कल्मषतापहारं पुरं समाजग्मुरिदं हि सद्यः । यथा गजेन्द्रा वनवह्नितप्ता भागीरथीपूरमदभ्रशीतम् ॥४०॥ हित्वा कुलायान् विहगाः स्वकीयान् व्रजन्ति चैवाऽभ्यवहारसिद्ध्यै । कथां तथा श्रोतुमुपाव्रजँस्ते पुरं हि वृत्तालयमात्मगेहान् ॥४१॥ सहस्रशस्त्यागिजनाँस्तथाऽन्याञ् जनानसंख्यान् व्रजतो हि लोकाः । दृष्ट्वा किमुद्वेलतरोऽब्धिरित्थं जनौघरूपो विदधुर्वितर्कम् ॥४२॥ तदाऽक्षरानन्दमुनिर्महीयान् नारायणानन्दसमाख्यवर्णी । उभौ किलाऽऽचार्यवराऽऽज्ञयाऽऽस्तां त्यागिव्रजावासयथार्हदाने ॥४३॥ मुनिव्रजा वर्णिगणाश्च पद्मा: सहस्रशस्ते हि तयोर्निदेशात् । न्यूषुर्मुदा मन्दिरसन्निधाने महत्सु सौधेषु यथार्हमेव ॥४४॥

---

'જેમ બીજા જળની સ્પૃહા નહિ રાખતા થકા પોતાની અત્યંત રાહ જોઈને બેઠેલા ચાતક પક્ષીઓના સમૂહને, સ્વાતિ નક્ષત્રનું જળ વર્ષીને અતિ સુખ આપે છે; તેની પેઠે જ શ્રી રઘુવીરાચાર્ય પોતે આરંભેલ આ સત્સંગિજીવનની કથારૂપી અમૃતથી, જેની પ્રતીક્ષા આ લોકમાં શ્રીહરિના વિયોગથી તપાયમાન થયેલા ભક્તો કરતા હતા; તે સર્વોત્તમ કથા શ્રવણરૂપ અમૃતનો વર્ષાદ વર્ષાવી આ તાપની શાંતિ કરશે.' (૩૫-૩૬) આ પ્રકારે સંકલ્પો કરતા થકા શ્રીસ્વામિનારાયણ નામનો મોટેથી ઉચ્ચાર કરતાં **હરિભક્તોના સંઘો** વરતાલમાં આવતા હતા. (૩૭)

કથામૃતના પાનમાં આસક્ત ચિત્તવાળા, હરિભક્તોના સંઘો, માઘ માસમાં તીર્થરાજ પ્રયાગ પ્રત્યે જેમ જનસમુદાયના સંઘ ઉમટે તેમ, દેશાંતરથી આ રમણીય વૃત્તાલય પુરમાં તત્કાળ આવતા હતા. (૩૮)

શ્રીહરિના વિયોગથી અતિ તપાયમાન શ્રીહરિના આશ્રિત પુરુષો તથા સ્ત્રીઓના સમૂહ; ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય-ભક્ત્યાદિરૂપ મોતી અને રત્નોથી શોભતા કથામૃતના સમુદ્રમાં પ્રવેશ કરવા માટે, જેમ દાવાનળથી તપ્ત થયેલા ગજેન્દ્રો અત્યંત શીતળ ભાગીરથીના પ્રવાહને પામીને શાંતિ પામે છે; તેમ પાપ તથા તાપથી નિવૃત્તિ પામી શાંતિ પામવા માટે, આ વૃત્તાલય પુરમાં આવતા હતા. (૩૯-૪૦) પક્ષીઓ જેમ પોતાના માળાનો ત્યાગ કરીને પોતાનો ચારો લેવા માટે દેશાંતરમાં જાય છે, તેની પેઠે હરિજનો પોતાના ઘર છોડીને કથા સાંભળવા **વરતાલ** આવવા લાગ્યા. (૪૧)

વરતાલમાં આવતા હજારો ત્યાગીજનો તથા અસંખ્ય ગૃહસ્થ ભક્તોને જોઈને માર્ગમાં આવતા ગામોના મનુષ્યો 'જાણે માનવ સમૂહરૂપ સમુદ્રે મર્યાદા અત્યંત ત્યાગ કરી છે કે શું ?' એમ તર્ક કરતા હતા. (૪૨)

હે રાજન્ ! ઉત્સવના આરંભમાં મોટા અક્ષરાનંદ મુનિ તથા નારાયણાનંદ નામના બ્રહ્મચારી એ બન્ને, ગુરુવર્ય શ્રી રઘુવીરાચાર્યની આજ્ઞાથી દેશાંતરથી આવેલા બ્રહ્મચારી તથા સાધુ સમૂહોને રહેવાના સ્થાનો **યથાયોગ્ય** આપવામાં તત્પર હતા. (૪૩)

દેશાંતરથી આવેલા હજારો મુનિગણો-વર્ણીઓ તથા પાર્ષદો તે અક્ષરાનંદ સ્વામી તથા નારાયણાનંદ બ્રહ્મચારીની આજ્ઞાથી શ્રી લક્ષ્મીનારાયણના મંદિરની સમીપમાં, મંદિરની પશ્ચિમ તથા ઉત્તર દિશામાં રહેલી મોટી હવેલીઓમાં, આનંદપૂર્વક યથાયોગ્ય **નિવાસ** કરતા હતા. (૪૪)

नृप दानतरामनामविप्रः करुणाशङ्कर इत्युभौ गुरुः सः । विससर्ज निवासदानकार्ये वनितानां च नृणामिहागतानाम् ॥४५॥ इतरेऽपि तयोर्हि संमतेन बहवस्तत्र सदोद्यता बभूवुः । ललनाश्च नरान् पुरे निवासान् सुधियस्ते समकारयन् यथावत् ॥४६॥

दीर्घासु ते मन्दिरपूर्वभागे शालासु विस्तीर्णतरोत्तमासु । सहस्रशो नॄन् वनिता यथार्हं न्यवासयँश्चाखिलकार्यदक्षाः ॥४७॥ अस्यैव शाखानगरेषु केचित् सत्सङ्गिनो भक्तजना नरेन्द्र । चक्रुर्निवासान् प्रपिपासमानाः कथाऽमृतं शान्तिकरं पवित्रम् ॥४८॥ महानसे वर्णिजनव्रजानां स माधवानन्दसमाख्यवर्णी । मुख्योऽभवद् योऽखिलपाककृत्ये न्ययोजयद् वर्णिगणाँश्च विप्रान् ॥४९॥ महानसे चारुतरे महिष्ठे सतां हि नारायणदासनामा । अग्रेसरः पाकविधौ समग्रान् नियोजयामास मुनीन् यथार्हम् ॥५०॥ विप्रादिकानां शतशः समासन् सत्सङ्गिनामत्र च पाकशालाः । आसीत्तदानीं नगरे नरेन्द्र सम्मर्द एवातितरां जनानाम् ॥ ५१॥ वणिक् तदाऽऽसीद्धरिलालनामा कोशाधिकारे गुरुणा नियुक्तः । चक्रे वणिग् वै शिवचन्द्रसंज्ञो गोवर्धनस्तर्हि च मोदिकार्यम् ॥५२॥ चक्रे तदानीं हसनो लिखित्वा देशान्तरेष्वाशु हि काकुदाँश्च । तत्प्रेषणं सुन्दरपाकसिद्ध्यै सम्भारपूगाहरणं च नित्यम् ॥५३॥ शान्तधीर्हरिभियाभिध आर्यस्तर्हि देशिकवरेण नियुक्तः । तत्तदीप्सितधनं जनसंघान् संददत् सुखयति स्म सदैव ॥५४॥

---

હે રાજન્ ! શ્રી રઘુવીરાચાર્યે નડિયાદના નાગર બ્રાહ્મણ દાનતરામ તથા ડભોઈના ઉદીચ્ય બ્રાહ્મણ કરુણાશંકર એ બન્નેને, આ ઉત્સવમાં આવેલા ગૃહસ્થ ભક્તજનોને તથા સ્ત્રીઓને ઉતારા આપવાની આજ્ઞા કરી હતી. (૪૫)

એ બન્ને બ્રાહ્મણોની સંમતિથી બીજા ઘણા બ્રાહ્મણો વનમાળી, મોહનરામ વગેરે પણ હરિભક્તોને નિવાસ આપવાના કાર્યમાં સર્વદા ઉદ્યમે યુક્ત થયા. આ રીતે દાનતરામ વગેરે બ્રાહ્મણો દેશાંતરથી આવેલા પુરુષો તથા સ્ત્રીઓને વરતાલ નગરમાં યથાયોગ્ય **ઉતારા** કરાવતા હતા. (૪૬)

આ પ્રમાણે કાર્યમાં પ્રવીણ દાનતરામ તથા અન્ય બ્રાહ્મણોએ મંદિરના પૂર્વભાગમાં લાંબી અને વિશેષ પહોળી ઉત્તમ ધર્મશાળાઓમાં હજારો મનુષ્યો તથા સ્ત્રીઓને નિવાસ કરાવ્યો. (૪૭)

હે નરેન્દ્ર ! શાંતિ કરનાર પવિત્ર સત્સંગિજીવનની કથામૃતનું પાન કરવાની ઈચ્છાવાળા કેટલાક સત્સંગી ભક્તજનો આ વરતાલના શાખાનગરો જોળ, સંજાયા, બામરોલી વગેરેમાં **નિવાસ** કરતા હતા. (૪૮)

માધવાનંદ વર્ણી, બ્રહ્મચારીઓની પાકશાળામાં અગ્રેસર હતા. તેઓ બ્રહ્મચારીઓના સમૂહને તથા બ્રાહ્મણોને રસોઈ કાર્યમાં જોડીને **માર્ગદર્શન** આપતા હતા; પાક કરવામાં અગ્રેસર નારાયણદાસ નામના સાધુ, સમગ્ર મુનિઓ જે પુરુષોત્તમદાસ વગેરે સાધુઓ તેમને પાક તૈયાર કરવામાં યથાયોગ્ય યોજના કરતા હતા. (૪૯-૫૦)

હે નરેન્દ્ર ! તે સમયે વરતાલ નગરમાં બ્રાહ્મણાદિક સત્સંગીઓ માટેના સેંકડો રસોડાં થયાં હતાં. તથા સત્સંગીજનોનો ભારે સમૂહ ભેળો થયો હતો. (૫૧)

તે સમયે હરિલાલ નામના વણિકની દ્રવ્ય આપવા-લેવા રૂપ કાર્યમાં આચાર્યશ્રીએ **યોજના** કરી હતી. તે કાર્યમાં તે તત્પર હતા. વળી શિવચંદ્ર તથા ગોવર્ધનદાસ નામના વણિકોને મોદીખાનાના કાર્યમાં આચાર્યે નિયુક્ત કર્યા હતા; સુંદર સ્પષ્ટ અક્ષર લખવામાં પ્રવીણ હસન નામના ભક્ત દેશાંતરમાં પત્રો લખીને મોકલવાનું તથા સુંદર પાક સિદ્ધિને માટે સામગ્રીઓ લાવવાનું કાર્ય દરરોજ કરતા હતા. (૫૨-૫૩)

શાંત બુદ્ધિવાળા ભક્ત હરિભાઈને રઘુવીરાચાર્યે ભક્તોને જરૂરી ધન આપીને સદા સુખી કરવા માટે નિયુક્ત કર્યા હતા, તે કાર્યમાં તે સદા **તત્પર** હતા. (૫૪)

**ये नथ्थु-हिक्कप्रमुखास्तु पद्गा भक्तव्रजेभ्यस्तदपेक्षिताँस्ते । नानाऽन्नशाकेन्धनभाजनादीन् ददुः पदार्थान् सततं यथार्हम् ॥५५॥ सम्भावनां वेत्रधरो जनानामाचार्यनुन्नः प्रभुदासनामा । चक्रे सदाऽन्येऽम्मयदासमुख्यास्तदाज्ञया तां विदधुश्च पद्गाः ॥५६॥ त्यागिव्रजाँश्च प्रथमाश्रमस्थानाचार्यवर्योऽनिशमाशनाद्यैः । यथार्हमेवाऽप्यमितानुदारः सम्भावयामास नितान्तदक्षः ॥५७॥ सत्सङ्गिजीवनकथाऽवसरस्य सन्तो भक्ताश्च चातकगणा इव ते गृहस्थाः । स्वात्यम्बुदस्य हि विधाय बहु प्रतीक्षां तस्थुश्च देवगुरुदर्शनहृष्टचित्ताः ॥५८॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते, प्रथमस्कन्धे, शुकानन्दमुनिमानसिंहनृपसंवादे शुकानन्दमुनिकृतमङ्गलाचरणादिनिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥

## ॥ अथ सप्तमोऽध्यायः ॥

## ( कथाश्रोतृजनानां तु धर्मा गुरुवरोदिताः । सभायां सप्तमे सर्वे कथिता हितकारकाः ॥ )

श्रीशुकानन्द उवाच – **अथ क्षोणीपते श्रीमन्मूर्तीनां परमौजसाम् । लक्ष्मीनारायणादीनां सायं नीराजनोत्तरम् ॥१॥ लक्ष्मीनारायणस्योच्चैर्मन्दिरात् प्रत्यगायते । चतुष्के विस्तृते दिव्ये मनोज्ञाऽऽसीन्महासभा ॥२॥**

---

વળી નથુજી ભક્ત, હિકજી (હકો) ભક્ત તથા સવજી ભક્ત વગેરે પાર્ષદો ભક્તજનોને વિવિધ અનાજ-શાક-લાકડાં તથા રસોઈનાં વાસણો વગેરે જેમ ઘટે તેમ (યથાયોગ્ય) હંમેશાં આપતા હતા; સુવર્ણની છડી ધરનારા પ્રભુદાસ ભક્ત આચાર્યની પ્રેરણાથી ભક્તોને કાંઈ ઔષધની જરૂર પડે તો તે આપવાનું કામ કરતા હતા. તેમજ અંબાઈદાસ આદિ પાર્ષદો પણ આચાર્યની આજ્ઞાથી તેવી જ રીતની સંભાવનામાં **નિરંતર** રહેતા હતા. (૫૫-૫૬)

અત્યંત નિપુણ તેમજ ઉદાર વૃત્તિવાળા **આચાર્યવર્ય** અનેક ત્યાગીજનો તથા પ્રથમાશ્રમી બ્રહ્મચારીઓની ભોજનાદિકથી હંમેશાં યથાયોગ્ય **સંભાવના** કરતા હતા. (૫૭)

લક્ષ્મીનારાયણ દેવ વગેરેની મૂર્તિઓ તથા આચાર્યશ્રીના દર્શનથી રાજી થયું છે ચિત્ત જેમનું એવા સાધુઓ તથા ગૃહસ્થો; ચાતક ગણો સ્વાતિ નક્ષત્રના મેઘની જેમ **રાહ** જુએ, તેમ સત્સંગિજીવનની કથાના અવસરની ખૂબજ રાહ જોઈ રહ્યા હતા. (૫૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં શુકાનંદમુનિ અને માનસિંહ રાજાના સંવાદમાં 'શુકાનંદ મુનિકૃત મંગળાચરણાદિ નિરૂપણ' નામે છઠ્ઠો અધ્યાય સંપૂર્ણઃ (૬)

## અધ્યાય : ૭

## કથા શ્રવણમાં શ્રોતાજનોને હિતકારી સર્વે ધર્મો શ્રીરઘુવીરજી મહારાજે સ્વાશ્રિતોને કહ્યા.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! ભગવાન શ્રીહરિની મહાપ્રતાપશાળી, શ્રીલક્ષ્મીનારાયણાદિ મૂર્તિઓની સાયંકાળની આરતી થયા બાદ શ્રીલક્ષ્મીનારાયણના ઊંચા મંદિરની પશ્ચિમ દિશામાં અત્યંત મોટા-વિસ્તારવાળા સુંદર ચોકમાં મનોહર, મોટી **સભા** થઈ (૧-૨)

तन्मध्यस्थेऽन्विते पीठे कोमलैस्तूलिकादिभिः । रघुवीराभिधाचार्यो न्यषीदत्सद्गुणालयः ॥३॥ तस्यां सहस्त्रशो भक्तास्त्यागिनो गृहिणस्तथा । स्वस्वमर्यादया सर्वे न्यषीदन्नभिवन्द्य तम् ॥ ४॥ अथाऽऽचार्यवरो राजन् बोधयिष्यन् स तान् मुदा । समग्रान् मौनयाञ्चक्रे सदस्यान् मौनमुद्रया ॥५॥ ततस्तूष्णीं निषण्णेषु स्वास्यनेत्रेषु तेषु सः । वचस्तान् मधुरं प्रीत्या जगादाऽऽनन्दयन्निदम् ॥६॥

श्रीरघुवीराचार्य उवाच – सत्सङ्गिजीवनाख्यस्य ग्रन्थस्यैव गरीयसः । कार्यो जनाः कथारम्भो मुहूर्ते प्रातरुत्तमे ॥७॥ तस्मान्निजं निजं प्रातः कृत्वा नित्यविधिं जनाः । श्रोतुं युष्माभिरखिलैरागन्तव्यं कथां शुभाम् ॥८॥ लक्ष्मीनारायणस्यैव प्रातर्नीराजनोत्तरम् । शृङ्गारारार्त्रिकं यावत्तावच्छ्रव्या कथा सदा ॥९॥

अपराह्णे तथा यावत् सायं नीराजनं हरेः । भवेत्तावत् कथा श्रव्या युष्माभिर्निखिलैर्जनाः ॥१०॥ ततः शयनभोगस्य यावन्नीराजनं भवेत् । तावद् भक्तजनैः सर्वैर्भद्रं पेयं कथाऽमृतम् ॥११॥ त्रिकालमित्थमनिशं सावधानतयाऽखिलैः । भवद्भिर्हि कथा पुण्या श्रोतव्या श्रद्धया भृशम् ॥१२॥ कार्यो नैवान्यकार्यस्य संकल्पस्तु कथाश्रुतौ । एवमव्यग्रमनसा कथा श्रव्या निरन्तरम् ॥१३॥ अस्मिन् सर्वोत्तमे भक्ता धाम्नि पुण्यतरे स्थितैः । न कार्या कर्हिचित् कैश्चिद् ग्राम्यवार्ता तु सर्वथा ॥१४॥ श्रोतृभिर्गृहिभिर्भक्तैस्तद्दारैश्च यथोचितम् । ब्रह्मचर्यं प्रतिदिनं पालनीयं फलप्रदम् ॥१५॥

---

સભાના મધ્યમાં કોમળ રૂથી ભરેલી ગાદી વગેરે યુક્ત બેઠક ઉપર સદ્‌ગુણનિધિ શ્રીરઘુવીરાચાર્ય બેઠા. (૩)

સભામાં ત્યાગીઓ તથા ગૃહસ્થ આદિ હજારો ભક્તો આચાર્યને અભિવાદન (આદરપૂર્વક નમસ્કાર) કરીને પોતપોતાની મર્યાદાથી બેઠા. (૪) હે રાજન્ ! પછી પ્રસન્નવદન આચાર્યવર્યે સભામાં બેઠેલા સમગ્ર ત્યાગીઓ તથા ગૃહસ્થ ભક્તજનોને ઉપદેશ આપવાના હેતુથી મૌન મુદ્રાથી (અર્થાત્ નાસિકાના અગ્રભાગ ઉપર તર્જની આંગળીના ઈશારાથી) સૌને મૌન કર્યા. (૫)

પછી મૌન બેઠેલા તથા પોતાના મુખ તરફ નેત્રોવાળા સભાજનોને આનંદ આપતાં શ્રીરઘુવીરાચાર્ય પ્રીતિપૂર્વક આ પ્રમાણે મધુર વચન કહેવા લાગ્યા; **શ્રીરઘુવીરાચાર્ય બોલ્યા** : હે ભક્તજનો ! સત્સંગિજીવન નામના ગ્રંથની કથાનો આરંભ આવતી કાલે પ્રાતઃકાળમાં ઉત્તમ મુહૂર્તમાં કરવાનો છે. (૬-૭)

તેથી હે ભક્તજનો ! સવારમાં નિત્યવિધિ કરીને તમારે સૌએ આ શુભ કથા સાંભળવા માટે આવવું. દરરોજ લક્ષ્મીનારાયણની મંગળા આરતી પછીથી શણગારની આરતી થાય ત્યાં સુધી કથા સાંભળવી (૮-૯)

તેવી જ રીતે હે ભક્તજનો ! બપોર પછીના સમયથી (ત્રણ વાગ્યાથી) આરંભીને સાયંકાળની આરતી થાય ત્યાં સુધી કથા સાંભળવી; ત્યારબાદ સંધ્યા આરતી થયા પછીથી શયનની આરતી થાય ત્યાં સુધી સર્વ ભક્તજનોએ મંગળકારી કથામૃતનું પાન કરવું. (૧૦-૧૧)

આ પ્રમાણે તમારે દરરોજ ત્રણ વખત અત્યંત સાવધાનતાથી શ્રદ્ધાપૂર્વક આ શુભ કથા સાંભળવી. કથાશ્રવણ સમયે બીજા કાર્યનો સંકલ્પ પણ ન કરવો અને એકાગ્રચિત્તથી નિરંતર કથા સાંભળવી. (૧૨-૧૩)

હે ભક્તો ! અતિ પવિત્ર અને સર્વોત્તમ આ વડતાલ ધામમાં કોઈએ ક્યારેય પણ ગ્રામ્યવાર્તા તો કોઈ પ્રકારે કરવી જ નહિ; કથાશ્રવણ કરનાર ગૃહસ્થ ભક્તો તથા તેમની સ્ત્રીઓએ યથાયોગ્ય ફળને આપનારું બ્રહ્મચર્ય હંમેશાં પાળવું. (૧૪-૧૫)

सर्वावतारहेतोश्च ध्यानं धर्मभुवो हरेः । विधेयं निखिलैर्भक्तैर्भक्त्याऽजस्त्रमतन्द्रितैः ॥१६॥ सद्भ्योऽखिलैरनुदिनं भवद्भिः सादरं जनाः । धर्मज्ञानादिबोधिन्यो वार्ताः श्रव्या हितावहाः ॥१७॥ एवमैकान्तिकसतां भवतां सङ्गमः पुनः । दुर्लभोऽस्ति यतो देहो वर्तते क्षणभङ्गुरः ॥१८॥ पञ्चकालं सदैव श्रीलक्ष्मीनारायणेक्षणे । न कार्यो मन्दिरे कैश्चित् सम्मर्दो दुर्बलार्दनः ॥१९॥

द्विवारं गोमतीतीर्थे स्नातुं गच्छद्भिरन्वहम् । कार्या हरेः स्मृतिर्भक्तैस्तन्नामोच्चारणं तथा ॥२०॥ साक्षाद् धर्मभुवो राजत्पादचिह्नैर्मुहुर्हरेः । तीर्थीकृतानि सर्वाणि स्थानानीक्ष्याणि सादरम् ॥ २१॥ कायेन मनसा वाचा सर्वदा श्रीहरिश्रितैः । युष्माभिर्हरितोषार्थं वृत्यं तद्भक्तितत्परैः ॥२२॥ कथावार्ताश्रुतौ तस्मात् साम्प्रतं स्वार्थकोविदैः । न रक्ष्यं कैश्चिदालस्यं यत् तया स्यात् परं सुखम् ॥२३॥ यथाशक्ति यथाऽवस्थं चातुर्मास्ये हितैषिभिः । विधेयं त्यागिभिस्तुष्ट्यै हरेश्चान्द्रायणं व्रतम् ॥२४॥ धारणापारणादीनि व्रतानि श्रद्धयाऽन्वितैः । तैर्विधेयानि तोषार्थं साक्षाद् धर्मभुवो हरेः ॥२५॥ चातुर्मास्ये तथा भक्तैर्गृहस्थैर्हरितुष्टये । विशेषनियमः स्त्रीभिर्धारणीयश्च सादरम् ॥२६॥ यः स्नात्वा गोमतीतीर्थे सर्वतीर्थोत्तमे शुभे । लक्ष्मीनारायणादीनां कुरुते चेक्षणं सताम् ॥२७॥ सोऽश्नुते सर्वतीर्थानां यज्ञानां चापि सर्वशः । फलं यत्परमं स्थानं साक्षादस्ति हरेरिदम् ॥२८॥

---

સર્વ અવતારના કારણ-ધર્મપુત્ર શ્રીહરિનું **ધ્યાન** પ્રમાદ રહિત થઈને સર્વ ભક્તોએ ભક્તિપૂર્વક નિરંતર કરવું. હે જનો ! તમારે ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય અને ભક્તિનો ઉપદેશ આપનારી, હિતકારી શ્રી ગુણાતીતાનંદ સ્વામી આદિ સંતોની **વાતો** દરરોજ આદરપૂર્વક સાંભળવી. (૧૬-૧૭)

આ કથા પ્રસંગે એકાંતિક સંતોના સમાગમનો લાભ તમોને મળશે. તેવા સમાગમનો લાભ તમોને ફરી દુર્લભ છે. કેમ કે, આ દેહ ક્ષણભંગુર છે. (૧૮) મંગળા, શણગાર, રાજભોગ, સાયંકાળ અને શયન એ પાંચ આરતીના સમયમાં શ્રીલક્ષ્મીનારાયણાદિ દેવના દર્શન કરવામાં દુર્બળ ભક્તોને પીડા થાય એવી ભીડ મંદિરમાં કોઈએ કરવી નહિ. (૧૯)

દરરોજ ગોમતી તીર્થમાં બેવાર સ્નાન કરવા માટે તમો જ્યારે જાઓ ત્યારે માર્ગમાં શ્રીહરિની સ્મૃતિ કરવી તથા શ્રીહરિનું નામોચ્ચારણ કરવું. ધર્મના પુત્ર પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ ભગવાનનાં શોભાયમાન ચરણકમળનાં ચિહ્નોથી તીર્થરૂપ કરાયેલાં સર્વ સ્થાનોનાં આદરપૂર્વક દર્શન કરવાં. (૨૦-૨૧)

શ્રીહરિના આશ્રિત તમોએ મન-વાણી અને શરીરથી હંમેશાં શ્રીહરિની પ્રસન્નતા માટે તેમની ભક્તિ પરાયણ થવું. (૨૨) પોતાનો મોક્ષરૂપ સ્વાર્થ સાધવામાં કુશળ કોઈપણ ભક્તોએ આ અવસરમાં સત્સંગિજીવનની કથાના તથા સાધુ જનોના ઉપદેશ શ્રવણમાં પ્રમાદ ન રાખવો. પ્રમાદ રહિત થઈને કથા સાંભળવાથી પરમ સુખ થાય છે. (૨૩)

પોતાની શક્તિ પ્રમાણે અને પોતાની અવસ્થાને અનુસરીને મોક્ષની ઈચ્છાવાળા સર્વ ત્યાગી સાધુઓએ ચાતુર્માસમાં (અષાઢ સુદી એકાદશીથી આરંભીને કારતક સુદી એકાદશી પર્યન્ત) શ્રીહરિની પ્રસન્નતા માટે **વિશેષ નિયમો** આદરપૂર્વક ધારણ કરવા. શ્રદ્ધાવાળા ત્યાગીઓએ પ્રત્યક્ષ ધર્મપુત્ર શ્રીહરિની પ્રસન્નતા માટે ધારણાં-પારણાંદિ **વ્રતો** કરવાં. (૨૪-૨૫) ત્યાગીજનોની માફક ચાતુર્માસમાં ગૃહસ્થ ભક્તોએ તથા સ્ત્રીઓએ પણ શ્રીહરિની પ્રસન્નતા માટે **વિશેષ નિયમ** આદરપૂર્વક ધારણ કરવો.(૨૬)

જે ભક્તજન સર્વ તીર્થોમાં ઉત્તમ, શુભ ગોમતી તીર્થમાં સ્નાન કરીને શ્રીહરિની લક્ષ્મીનારાયણાદિ દિવ્ય મૂર્તિઓનાં તથા સાધુપુરુષોનાં **દર્શન** કરે છે; તે ભક્તજન સર્વતીર્થોનું તથા સર્વ યજ્ઞો કર્યાનું **ફળ** પામે છે. કારણકે, સર્વોપરી શ્રીહરિનું આ **સર્વોત્કૃષ્ટ સ્થાન** છે. (૨૭-૨૮)

श्रीशुकानन्द उवाच - **श्रुत्वेति तस्य मधुराक्षरसारवार्तां त्यागिव्रजा गृहिगणाश्च सदोनिषण्णाः । प्राप्ता मुदं स्वहृदयेष्ववधार्य तां च प्राहुर्नरेन्द्र विहिताञ्जलयस्तमित्थम् ॥२९॥**

**आचार्यराज परमं भवता यथोक्तं प्रीत्या तथाऽनुदिवसं वयमप्यशेषाः । वत्स्याम एव स निशम्य तदुक्तवाचं प्रापन्मुदं स्वहृदये गुरुराजराजः ॥३०॥ तावत्तु शिल्पनिपुणो भृगुजित्सुभक्तस्तक्षाऽऽगमत् सदसि तत्र मुदा गृहीत्वा । सिंहासनं विरचितं ह्युपवेशनार्थं पौराणिकस्य कमनीयतरं सचित्रम् ॥३१॥ वीक्ष्याऽथ तद् रुचिरमेव स देशिकेन्द्रः सत्पारितोषिकमदान्मुदितो हि तस्मै । सिंहासनं शुभकथाकथनास्पदं तत् प्रीत्या व्यतिष्ठिपदथानुचरैः स्वकीयैः ॥३२॥ इत्याह वाक्यमथ भक्तगणान् स येषां स्याद् वस्तु यच्च यदपेक्षितमत्र तैस्तत् । तद् ग्राह्यमेव निखिलैरपि तत्र लज्जा कैश्चित् क्वचिद् हरिजनैर्नहि रक्षणीया ॥३३॥ इत्युक्त्वा निखिलान् स भक्तनिकरान् स्वस्वाननुज्ञाप्य तान्, आवासान् प्रति गन्तुमुत्तममगात्सद्वत्सलः स्वालयम् । सर्वे त्यागिजनास्ततोऽतिमुदिता भक्ता गृहस्थास्तथा, स्वान्स्वाँस्ते प्रतिपेदिरे नरपते वासान्त्स्मरन्तो हरिम् ॥३४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे,
आचार्यकृतस्वशिष्यशिक्षानिरूपणनामा सप्तमोऽध्यायः ॥७॥

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે નરેન્દ્ર ! શ્રી રઘુવીરાચાર્યની સારરૂપ મધુર વાણી સાંભળીને તથા હૃદયમાં ધારીને સભામાં બેઠેલા **ત્યાગીઓ** તથા **ગૃહસ્થ ભક્તો** આનંદ પામ્યા. પછી બન્ને હાથ જોડીને શ્રી રઘુવીરાચાર્યને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૨૯)

'હે આચાર્યરાજ ! તમોએ જે શિક્ષાવચન કહ્યા તે પ્રમાણે અમો સર્વે પ્રીતિથી દરરોજ વર્તીશું.' ગુરુશ્રેષ્ઠ શ્રી રઘુવીરાચાર્ય તેમની વાણી સાંભળીને પોતાના હૃદયમાં આનંદ પામ્યા. (૩૦)

તે સમયે શિલ્પ કળામાં નિપુણ સુથાર જ્ઞાતિના ભક્ત ભગુજી, પુરાણીને બેસવા માટે નિર્માણ કરેલું ચિત્રોથી અંકિત કરેલું, અતિ સુંદર **સિંહાસન** સાથે લઈને તે સભામાં હર્ષપૂર્વક આવતા હતા; પછી ગુરુવર્ય રઘુવીરાચાર્ય તે સુંદર સિંહાસન જોઈને હર્ષ પામ્યા અને તે ભગુજી ભક્તને ભગવાનની પ્રસાદીરૂપ વસ્ત્રાદિ, પારિતોષિક આપ્યું. પછી શુભ કથા કહેવાના સ્થાનરૂપ તે સિંહાસનને પોતાના સેવકો પાસે પ્રીતિપૂર્વક યોગ્ય સ્થાનમાં **સ્થાપન** કરાવ્યું. (૩૧-૩૨)

પછી **શ્રી રઘુવીરાચાર્ય** સભામાં બેઠેલા સમગ્ર ભક્તજનોને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે ભક્તો ! આ કથાના ઉત્સવમાં જે ભગવાનના ભક્તજનોને જે જે વસ્તુ જોઈતી હોય તે તે વસ્તુ અમારી આજ્ઞાથી અમારા અધિકારી જનો પાસેથી માંગી લેવી. તેમાં કોઈએ ક્યારેય પણ લજ્જા રાખવી નહિ.' (૩૩)

પછી સત્પુરુષોમાં પ્રીતિવાળા શ્રી રઘુવીરાચાર્ય સમગ્ર ભક્તજનોને પોતપોતાના ઉતારામાં જવા માટે **આજ્ઞા** આપીને, પોતે પોતાના ઉતારામાં ગયા. હે નરપતે ! પછી અતિ આનંદ પામેલા સર્વે ત્યાગીજનો તથા ગૃહસ્થ ભક્તો, શ્રીહરિનું સ્મરણ કરતા કરતા પોતપોતાના ઉતારામાં ગયા. (૩૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના
પ્રથમ સ્કંધમાં 'આચાર્યકૃત સ્વશિષ્ય શિક્ષા નિરૂપણ' નામે સાતમો અધ્યાય સંપૂર્ણ. (૭)

## ॥ अथाऽष्टमोऽध्यायः ॥

## ( सभोपवेशनं श्रुत्यै कथायास्तत आगमः । पुराणवक्तुस्तत्प्रोक्तं मङ्गलं प्रोक्तमष्टमे ॥ )

श्रीशुकानन्द उवाच - **आचार्यवर्योऽथ निशैकयामे शेषे जजागार स वश्यनिद्रः । कृत्वाऽथ शौचं सवनं च चक्रे वेदोदितं नित्यविधिं यथावत् ॥१॥ ततः प्रभाते भवति स्म लक्ष्मीनारायणस्याशु हि मङ्गलाख्यम् । नीराजनं तर्हि तदीक्षणार्थं भृत्यैर्वृतो देशिकराट् समायात् ॥२॥ श्रीगोमतीतीर्थजलेऽभिषेकं निजं निजं नित्यविधिं च कृत्वा । त्यागिव्रजाश्चैव गृहस्थभक्तास्तदा ययुस्तत्र तदीयदृष्ट्यै ॥३॥ तन्मन्दिरादुत्तरतोऽथ राजन् दीर्घा विशाला ललितैव शाला । या वर्तते तत्र गृहस्थपुंसां सभाऽभवत्त्यागवतां च तेषाम् ॥४॥ तन्मध्यतः प्राङ्मुखमेव रम्यं कथाप्रवक्तुर्ह्युपवेशनार्थम् । सिंहासनं तुङ्गतरं नवीनं व्यतिष्ठिपन् भक्तजनाः सहर्षम् ॥५॥ अथ स्वभृत्यैर्विविधोपचारैर्भृतानि रौप्याणि सुभाजनानि । समादधानैर्गुरुराट् समेतः प्रायात्सभां तां च सबन्धुवर्गः ॥६॥ आयान्तमालोक्य तमेव दूरादुत्थाय नेमुर्निखिलाः सदस्याः । अथैत्य★ पीठे रुचिरे स्वकीये नमन् स साधून् निषसाद योग्ये ॥७॥ तत्सन्निधाने निखिला निषेदुर्यथोचितं बन्धुगणास्तदीयाः । पौराणिकस्यासनसन्मुखं ते मुदा न्यषीदन् रघुवीरमुख्याः ॥८॥**

---

### અધ્યાય : ૮

## કથા શ્રવણાર્થે થયેલી સભાનું વર્ણન, વક્તાશ્રીનું આગમનપૂર્વક કથા પ્રારંભ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** (હે રાજન્ !) આચાર્યવર્ય **શ્રી રઘુવીરાચાર્ય** રાત્રીનો એક પ્રહર બાકી રહ્યો તે સમયે જાગ્યા. પછી શૌચ તથા સ્નાન કરીને વેદોક્ત વિધિ પ્રમાણે સંધ્યા વંદનાદિ **નિત્યવિધિ** કરતા હતા. (૧)

પછી પ્રભાતમાં શ્રી લક્ષ્મીનારાયણાદિ દેવની મંગળા આરતી થઈ તે સમયે **દેવનાં દર્શન** કરવા માટે પાર્ષદોથી વીંટાયેલા ગુરુરાજશ્રી રઘુવીરાચાર્ય મંદિરમાં આવ્યા. (૨)

શ્રી ગોમતી તીર્થમાં સ્નાન કરીને તથા પોતપોતાનો નિત્યવિધિ કરીને ત્યાગી તથા ગૃહસ્થ ભક્તો તે સમયે લક્ષ્મીનારાયણાદિ દેવનાં દર્શન કરવા માટે મંદિરમાં આવ્યા. (૩)

હે રાજન્ ! દર્શન કર્યા પછી તે મંદિરની ઉત્તર દિશાએ વિશાળ **ધર્મશાળા** છે ત્યાં ત્યાગીઓ તથા ગૃહસ્થોની **સભા** થઈ. તે સભાના મધ્યમાં કથાના વક્તા-પુરાણીને બેસવા માટે માટે અતિ ઊંચું-રમણીય-નવીન સિંહાસન, વક્તાનું મુખ પૂર્વદિશા તરફ રહે તેવી રીતે, ભક્તજનોએ હર્ષપૂર્વક સ્થાપન કર્યું. (૪-૫)

પછી ચંદન-પુષ્પાદિ ઉપચારોથી ભરેલાં ચાંદીનાં સારાં વાસણો લઈને પોતાના સેવકો તથા બંધુ વર્ગ સહિત ગુરુરાજ **શ્રી રઘુવીરાચાર્ય** સભામાં આવ્યા; (૬) તેમને દૂરથી આવતા જોઈને સમગ્ર સભાજનો ઊઠીને નમસ્કાર કરતા હતા. પછી રઘુવીરાચાર્ય સભામાં આવીને સાધુઓને **નમસ્કાર** કરતા થકા પોતાને બેસવા યોગ્ય સુંદર સિંહાસનમાં બેઠા. તેમની સમીપમાં તેમના બંધુજનો યથાયોગ્ય-જેમ ઘટે તેમ બેઠા. રઘુવીરાચાર્ય આદિક તે સર્વે; પુરાણીના આસનની સન્મુખ જેમ ઘટે તેમ હર્ષથી બેઠા. (૭-૮)

---

★ ''अथेत्य'' પાઠ વધારે સારો લાગે છે. 'अवेहि'वद् वृद्धिं बाधित्वा ''ओमाङोश्चे''-त्यस्य प्रवृत्तेः ।

राजन् गुरोस्तस्य तु दक्षभागे सहस्त्रशः साधुजना न्यषीदन् । तद्वामभागे च यथाऽधिकारं वर्णिव्रजास्तत्र मुदा निषेदुः ॥९॥ उपाविशन् पत्तिगणास्तु पश्चादाचार्यवर्यस्य विशालबुद्धेः । मनोज्ञपौराणिकपीठपृष्ठे भक्ता न्यषीदन् गृहिणो यथार्हम् ॥१०॥ कथासभादक्षिणभागसौधान्तरालशालान्तरशालिपीठे । आचार्यपत्नी निषसाद सुज्ञा श्रोतुं कथामेव पतिव्रतेड्या ॥११॥ स्वस्वामिनो ज्येष्ठकनिष्ठबन्धुयोषा ननान्दृप्रमुखाश्च योषाः । न्यषादयत् सा निखिलाः सभायां यथार्हपीठेषु विधाय मानम् ॥१२॥ आचार्यपत्न्या वनिताश्च सर्वाः सम्भाव्यमाना निखिला यथावत् । देशान्तरीयाः शतशो निषेदुः श्रोतुं कथां तत्र महासभायाम् ॥१३॥ तेनाऽऽर्यवर्येण ततः प्रणुन्नो भृत्यस्तु पौराणिकचारुपीठे । सुकोमलां तूलपटीं नवीनां तस्तार तूर्णं प्रणयेन युक्तः ॥१४॥ सिंहासने तत्र ततः सुरम्ये दधार मृद्वास्तरणोपपन्नम् । चतुष्कपीठं रुचिरं विचित्रं तत्पुस्तकस्थापनयोग्यमेव ॥१५॥ भोलानाथमथाह्वयत् स गुरुराट् स्वीयाश्रयं वाडवं, सर्वाम्नायपुराणशास्त्रनिपुणं पौराणिकं सद्गुणम् । कक्षालम्बितपुस्तकेन स ततः शिष्येण चान्यैर्युतः, शिष्यैस्तत्र समाययौ द्रुततरं प्रेमप्रफुल्लाननः ॥१६॥

प्रीत्याऽऽचार्यवरानुवृत्तिकुशलो वश्येन्द्रियो निर्मदो नानाऽर्थप्रतिभानवानथ मुदा स प्राणमद्देशिकम् । साधून् वर्णिगणाँश्च पार्षदजनान् भक्तान् ववन्दे ततः, प्राप्याऽऽज्ञां निषसाद तस्य हि गुरोर्व्यासासने सुन्दरे ॥१७॥

---

હે રાજન્ ! તે ગુરુના જમણા ભાગમાં હજારો સાધુઓ બેઠા, તેમના ડાબે પડખે બ્રહ્મચારી સમુદાયો પોતાની યોગ્યતા પ્રમાણે હર્ષથી બેઠા. શ્રીમદાચાર્યના પાર્ષદો મહાબુદ્ધિમાન આચાર્યવર્ય શ્રી રઘુવીરજીની પછવાડે યોગ્યતા પ્રમાણે બેઠા. ગૃહસ્થ ભક્તો પુરાણીના સુંદર સિંહાસન પાછળ યથાયોગ્ય બેઠા. (૯-૧૦)

તે સભાના દક્ષિણ ભાગમાં જે હવેલી હતી તેની ધર્મશાળામાં, સુંદર આસન ઉપર પતિવ્રતા સ્ત્રીઓએ સ્તુતિ કરવા યોગ્ય આચાર્યશ્રીનાં સુજ્ઞ પત્ની (વિરજા દેવી) કથા સાંભળવા સારુ બેઠાં હતાં; તેમજ તેઓશ્રી પોતાનાં જેઠાણી-દેરાણી-નણંદ વગેરેને તથા અન્ય હરિભક્ત સ્ત્રીઓને પણ તે સભામાં યથાયોગ્ય આસનો ઉપર સન્માનપૂર્વક બેસારતાં હતાં. (૧૧-૧૨) દેશાંતરથી કથા સાંભળવા માટે આવેલી **સર્વ સ્ત્રીઓ** પણ તે આચાર્ય પત્નીશ્રી દ્વારા યથાયોગ્ય સત્કાર પામીને, તે મહાસભામાં યોગ્ય સ્થાને બેસતી હતી. (૧૩)

આર્ય પુરુષોમાં ઉત્તમ શ્રી રઘુવીરાચાર્યની પ્રેરણાથી પાર્ષદ જીવણ ભક્તે પુરાણીના આસન ઉપર કોમળ અને નવીન રૂની ભરેલી ગોદડી (રજાઈ) બિછાવી; પછી તે રમણીય સિંહાસનમાં જીવણભક્તે કોમળ આસ્તરણથી બિછાવેલો, સુંદર ચિત્રોવાળો બાજોઠ (પાટલો) સત્સંગિજીવનનું પુસ્તક સ્થાપવા માટે મૂક્યો, (૧૪-૧૫)

પછી ગુરુરાજ રઘુવીરાચાર્યે પોતાના આશ્રિત અને વેદપુરાણ આદિ શાસ્ત્રોમાં નિપુણ અનેકાનેક શુભ ગુણોવાળા પુરાણ વક્તા શ્રી **ભોળાનાથ ભટ્ટ**ને (પોતાના બે પાર્ષદોને મોકલીને) બોલાવ્યા. એટલે સત્સંગિજીવનનું વિસ્તૃત પુસ્તક (પોથીજી) જેમણે ઉપાડેલ છે એવા પોતાના વિદ્યાર્થી-શિષ્ય ભાનુજીત તથા અન્ય શિષ્યગણ રાજારામ વગેરે સાથે ભોળાનાથ ભટ્ટ પ્રસન્ન ચિત્તથી ત્યાં આવ્યા. (૧૬)

પ્રીતિથી આચાર્યવર્યની અનુવૃત્તિ સમજવામાં કુશળ, જિતેન્દ્રિય; મદથી રહિત, શાસ્ત્રીય શબ્દો જે પ્રકરણમાં આવે તેને અનુસરીને તેના અર્થ કહેવામાં સ્ફૂર્તિવાળા, વક્તાશ્રી ભોળાનાથે આનંદપૂર્વક આચાર્યને **પ્રણામ** કર્યા. પછી આત્માનંદમુનિ-ગુણાતીતાનંદ સ્વામી આદિ સંતો તથા અખંડાનંદ-નારાયણાનંદ આદિ બ્રહ્મચારી તથા રતનજી આદિ પાર્ષદો તથા ગૃહસ્થ સર્વે સત્સંગીઓને **નમસ્કાર** કર્યા. પછી ગુરુની આજ્ઞા લઈને સુંદર વ્યાસાસન ઉપર કથા વાંચવા બેઠા. (૧૭)

पृथ्वीपते गुरुवरोऽथ विधिप्रवीणः कस्तूरिकारुचिरकेसरचन्दनेन । सत्कुङ्कुमाक्षतविचित्रसुमाल्यहारैर्दीपैश्च सौरभविशेषदशाङ्गधूपैः ॥१८॥ नानाविधैर्वरफलैरपि रूप्यमुद्रा-मुख्योपचारनिचयैर्विदधे यथावत् । सत्सङ्गिजीवननिबन्धवरस्य पूजां नीराजनं विविधवाद्यरवैश्च सार्द्धम् ॥१९॥ श्रीखण्डकेसरवरेन्दुमुखैश्च गन्धैः कुन्दादिपुष्पवलयाङ्गदहारमुख्यैः । नानाविधैरतिवरैर्हि तथोपचारैः पौराणिकस्य गुरुराट् स चकार पूजाम् ॥२०॥ प्रीत्या विधाय स ततो मुनिवर्णिपूजां सद्गन्धकुङ्कुममनोहरमाल्यहारैः । तत्पुस्तकं समभिवन्द्य वरे न्यषीदत्, पीठे निजे शुभकथाश्रवणोत्कचित्तः ॥२१॥ सत्सङ्गिजीवनकथामथ कीर्तयिष्यन्, पौराणिको मधुरदीर्घगभीरनादः । लोभस्मरादिरहितो हरिभक्तिसक्तः सन्मङ्गलाचरणमित्यकरोत्प्रहृष्टः ॥२२॥ प्रचण्डं पाखण्डं क्षयमिह नयन्तं स्वमहसा सदर्पं कन्दर्पं भुवि परिभवन्तं मुनिपतिम् । महत्पक्षं दक्षं सुकृतभुवमीशं हरिमहं दधे कान्तं शान्तं स्वहृदि सहजानन्दमनिशम् ॥२३॥ जनस्वान्तध्वान्तक्षपणपुरुविस्मापितरविं सदा युक्तैर्मुक्तैरमलहृदयैर्ध्यातवपुषम् । उदारं संसारं द्रुतमिह हरन्तं च भजतां, भजे श्रेष्ठं प्रेष्ठं स्वहृदि हरिकृष्णं मुनियुतम् ॥२४॥

वरिष्ठं नेदिष्ठं विमलहृदयैकान्तिकसतां दविष्ठं निर्दिष्टं मलिनहृदयेभ्यः श्रुतिगणैः । पुराणं निर्वाणं परमिह निजेभ्यः प्रददतं स्वतन्त्रं सन्मन्त्रं हरिमितिमुदा नौमि सततम् ॥२५॥

---

હે પૃથ્વીપતે ! વિધિપ્રવીણ ગુરુવર શ્રી રઘુવીરે કસ્તૂરી યુક્ત સુંદર ચંદન-કુંકુમ-અક્ષત-જાતજાતના પુષ્પના હાર તથા ધૂપ-દીપ; વિવિધ પ્રકારના શ્રેષ્ઠ ફળો તથા રૂપામહોરો વગેરે ઉપચારોથી **યથાવિધિ** શ્રીમદ્ સત્સંગિજીવન ગ્રંથની **પૂજા** કરી. તથા વિવિધ પ્રકારના વાદ્યોના ધ્વનિ સાથે **આરતી** કરી. (૧૮-૧૯)

તેમજ ચંદન, કેસર, કપૂર મિશ્રિત ચંદન તથા મોગરાદિ પુષ્પોના હાર-બાજુબંધ-તોરા વગેરે અતિશ્રેષ્ઠ વિવિધ સામગ્રીઓ વડે ભોળાનાથ પુરાણીની **પૂજા** કરી. પછી રઘુવીરાચાર્ય સુગંધીમાન ચંદન-કુંકુમ અને મનોહર પુષ્પના હારોથી મુનિઓ તથા વર્ણીઓની પૂજા પ્રીતિપૂર્વક કરીને સત્સંગિજીવન પુસ્તકને **અભિવંદન** કરીને શુભ કથા સાંભળવામાં ઉત્કંઠાપૂર્વક પોતાના શ્રેષ્ઠ આસનમાં બેઠા (૨૦-૨૧)

પછી મધુર-ઉચ્ચ અને ગંભીર નાદ(સ્વર) વાળા, લોભ-કામાદિ દોષોથી રહિત અને શ્રીહરિની ભક્તિમાં પ્રીતિવાળા ભોળાનાથ પુરાણીએ સત્સંગિજીવનની કથા કહેવા માટે પ્રસન્નવદને આ પ્રમાણે **મંગળાચરણ** શરૂ કર્યું. (૨૨)

'પોતાના દિવ્ય તેજથી અતિતીવ્ર પાખંડ માર્ગને મૂળમાંથી વિનાશ કરતા તેમજ ગર્વિત કામદેવનો પરાભવ કરતા, મુનિજનોના એક સ્વામી, સાધુ પુરુષોના પક્ષવાળા, સર્વ પ્રકારે વિચક્ષણ, સર્વનિયંતા, મનોહર આકૃતિવાળા, શાન્ત, ધર્મના પુત્ર **શ્રી સહજાનંદસ્વામી**નું રાત્રિ દિવસ હું મારા હૃદયમાં **સ્મરણ** કરું છું. (૨૩) મનુષ્યોના અંતઃકરણમાં રહેલા અનાદિ અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરી સૂર્યને જેણે અતિ વિસ્મિત કર્યો છે એવા; વળી ભગવાન-સાધુ-સદ્ધર્મ અને એ ત્રણેનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર એ ચારેમાં પ્રીતિવાળા અને તેથી જ જેમનું હૃદય નિર્મળ છે એવા મુક્તોએ જેમના દિવ્ય વિગ્રહનું ધ્યાન કર્યું છે એવા; તેમજ આલોકમાં ભક્તજનોના અતિ વિકટ જન્મ-મરણના પ્રવાહને તત્કાળ નાશ કરનારા, સર્વોપરી અતિપ્રિય શ્રીહરિને તેમના એકાંતિક (મુક્તાનંદ-ગોપાળાનંદાદિ) મુનિઓ સહિત મારા હૃદયમાં હું ભજું છું. (૨૪) અતિ શ્રેષ્ઠ-નિર્મળ હૃદયવાળા એકાન્તિક સાધુઓના સમીપમાં રહેલા, તથા મલિન હૃદયવાળા જનોથી અતિ દૂર રહેલા, શ્રુતિગણોએ જેમને **અનાદિ સિદ્ધ** કહેલા છે એવા, પોતાના જનોને સર્વોત્તમ મોક્ષ આપનારા, સ્વતંત્ર; અને જેમનું **'સ્વામિનારાયણ'** એવું સન્મંત્રરૂપ **નામ** છે, એવા શ્રીહરિને હું નિરંતર અતિ હર્ષપૂર્વક **નમસ્કાર** કરું છું.' (૨૫)

यथार्थवागित्थमुदारबुद्धिः स मङ्गलं चारु विधाय राजन् । कथां शुभां श्रीहरिकृष्णलीलासुधाश्रयां वाचयति स्म रम्याम् ॥२६॥ सर्वार्थसुस्पष्टविबोधयुक्तां स वाचयँस्तां मधुरस्वरेण । पौराणिको रञ्जयति स्म नूनं श्रोतॄन्सदाचार्यमुखानसंख्यान् ॥२७॥ कथाऽमृतं श्रोतृजनास्त्वशेषास्ते चातकौघा इव तोयदस्य । स्वातौ जलं हर्षपरीतचित्ताः पपुस्तदेकाग्रसुनिश्चलाक्षाः ॥२८॥ स्वातिप्रवर्षज्जलदस्य नीरं यथाऽम्बुधौ शुक्तय उत्पतन्त्यः । तथैव ते वक्तृमुखाद्विनिर्यत् सर्वे न्यगृह्णन्नु शब्दवृन्दम् ॥२९॥ तां सादरं पुण्यकथासुधां ते मुदा पिबन्तो निभृता बभूवुः । यथा निवातस्थितदीपकानां शिखा यथा योगिजनाः समाधौ ॥३०॥ कथां शुभां तां हरिदिव्यलीलापीयूषमाधुर्यधरां सुबोधाम् । श्रोतुं तदाऽऽयन् गगने सहर्षं विमानसंस्था विधिमुख्यदेवाः ॥३१॥ तां श्रोतुकामा बदरीवनस्थाः श्वेतान्तरीपस्थितयश्च मुक्ताः । गोलोकमुख्याखिलधामवासास्तथाऽऽययुस्तत्र हि मुक्तसंघाः ॥३२॥

प्रीता भृशं ते निखिलास्तदानीं सुगन्धिसच्चन्दनमाल्यवृष्टिम् । चक्रुर्मुहुस्तत्र पुरे सभायां चित्रं नयन्तोऽखिलपौरलोकम् ॥३३॥ आकाशसंकीर्णविमानपुञ्जान् देवाँश्च मुक्ताँस्तु तथा मुनीन्द्राः । समाधिमाप्ता बहवस्तथाऽन्ये साक्षादपश्यन्नवदँस्तथाऽन्यान् ॥३४॥ क्वचित् क्वचित्तत्र बभूव राजन् आश्चर्यमेवं भगवत्प्रतापात् । मुमुक्षवो यद् विनिरीक्ष्य जीवाः समाश्रयन्ति स्म हरिं त्वनेके ॥३५॥

---

હે રાજન્ ! યથાર્થ વાણીવાળા, મહાબુદ્ધિશાળી પુરાણીએ આ પ્રકારે સુંદર મંગળાચરણ કર્યું. ત્યારબાદ શ્રીહરિકૃષ્ણ ભગવાનની લીલારૂપી અમૃતમય,-શ્રોતાજનોને આનંદ ઉપજાવનારી **શુભ કથા** વાંચવા લાગ્યા. (૨૬)

કથાના સર્વ અર્થને સુસ્પષ્ટ અને સુબોધ થાય તે રીતે મધુરસ્વરથી સમજાવતાં પુરાણી; આચાર્ય આદિક અસંખ્ય શ્રોતાઓને રંજન કરતા હતા. (૨૭) સમગ્ર શ્રોતાજનો હર્ષપૂર્વક, નિશ્ચલ ઈન્દ્રિયો (અંગો) અને એકાગ્રવૃત્તિથી સ્વાતિ નક્ષત્રમાં મેઘના જળને ચાતક પક્ષીઓ જેમ પાન કરે છે, તેમ આ **કથામૃતનું પાન** કરતા હતા. (૨૮) સ્વાતિ નક્ષત્રમાં વર્ષતા મેઘના જળને સમુદ્રમાં છીપો જેમ ઊંચે ઊછળીને ગ્રહણ કરે છે, એજ રીતે વક્તાના મુખ થકી નીકળતા આ કથાના **મધુર શબ્દો** સર્વે જનો ગ્રહણ કરતા હતા. (૨૯) આ પવિત્ર કથામૃતને હર્ષપૂર્વક આદરપૂર્વક પાન કરતા ભક્તજનો જેમ વાયુરહિત સ્થાનમાં દીપકની શિખા સ્થિર રહે છે; તથા સમાધિસ્થ યોગીજનો જેમ નિશ્ચલ અંગવાળા હોય છે, તે રીતે સ્થિર થઈ ગયા હતા. (૩૦) શ્રીહરિની દિવ્યલીલાના અમૃતરૂપ માધુર્યને ધારણ કરનારી, આત્મા પરમાત્માનું જ્ઞાન શ્રોતાઓને કરાવતી, અને તેથીજ કલ્યાણ કરનારી, તે કથાને સાંભળવા માટે તે સમયે વિમાનમાં બેસીને આકાશમાર્ગે બ્રહ્માદિ દેવતાઓ હર્ષપૂર્વક આવ્યા; વળી બદરીવનમાં રહેલા મુક્તો, શ્વેતદ્વીપના મુક્તો તથા ગોલોક વગેરે સમગ્ર ધામના **મુક્ત સમુદાયો** આ સભામાં કથા સાંભળવા આવ્યા હતા. (૩૧-૩૨)

પ્રસન્ન થયેલા બ્રહ્માદિ સમગ્ર દેવો તથા મુક્તો તે વખતે વૃત્તાલય નગરમાં તથા સભામાં સુગંધીમાન સુંદર ચંદન તથા પુષ્પની વૃષ્ટિ વારંવાર કરતા થકા સમગ્ર જનોને આશ્ચર્ય પમાડતા હતા. સમાધિ પામેલા ઘણા મુનિઓ તથા હરિભક્તો, આકાશમાં અસંખ્ય વિમાનો તથા બ્રહ્માદિ દેવો તથા મુક્તોને, પ્રત્યક્ષ જોતા હતા. તેમજ સમાધિમાંથી જાગ્રત થયા પછી આ **દિવ્ય ઘટના** બીજા ભક્તોને કહેતા હતા. (૩૩-૩૪)

હે રાજન્ ! ત્યાં ક્યારેક ક્યારેક આ પ્રકારનું આશ્ચર્ય ભગવાનના પ્રતાપથી થતું હતું જે આશ્ચર્ય જોઈને અનેક મુમુક્ષુ જીવો શ્રીહરિનો આશ્રય કરતા હતા. (૩૫)

शास्त्रेतिहासनिगमागमसत्पुराणमुख्या निबन्धनिकरा विविधाश्च मूर्ताः । श्रोतुं कथां सह सुरैर्गगनेऽभ्युपेतास्तां वै निशम्य मुदिता जगदुस्तदेत्थम् ॥३६॥ ग्रन्थे यथाऽत्र गदितं भगवत्स्वरूपं धर्मादिलक्षणमपि स्फुटमत्युदारम् । शक्तास्तथा निगदितुं न वयं ततोऽसौ पूज्योऽस्ति नोऽखिलनिबन्धवरश्च मान्यः ॥३७॥ कथान्ते तस्याज्ञां ननु गुरुवरस्याऽऽप्य मुनिराड् गुणातीतानन्दो रुचिरहरिकृष्णार्पितमनाः । हरेर्वार्तां चक्रे वृषवयुनमुख्यैकविषयामनेकैर्दृष्टान्तै-र्विविधवरसिद्धान्तसहितैः ॥३८॥ आचार्यो रघुवीर आर्यतिलको वार्तां तथा श्रीहरेर्माहात्म्यादिविबोधिनीमनुसृतां वेदागमानां प्रथाम् । गाम्भीर्यादिगुणोर्जितां सुमधुरां दृष्टांतसिद्धान्तगां विद्वद्वृन्दमुदावहां च विदधे सद्बुद्धिदां सुन्दराम् ॥३९॥

एवं प्रातः पराह्णे निशि च ननु कथाऽजस्रमासीन्मनोज्ञा श्रोतृणां गायतां वा सकलकलिमलक्षालिनी मुक्तिदात्री । श्रोतारस्तां श्रुतां ते निजनिजनिलयानेत्य संगत्य सर्वे प्रोक्तामेकैकपुंसाऽनुदिनमतिमुदा शुश्रुवुः स्मारयन्तः ॥४०॥ वार्तां सद्भ्यो हरेस्ते सततमतिहितां शुश्रुवुर्भूरिभावास्तस्याश्चक्रुर्नितान्तं मननमथ तथा तन्निदिध्यासमार्याः । तत्रैके त्यागिनस्ते व्रतमघशमनं धारणापारणाख्यं केचिच्चान्द्रायणं श्रीभगवदतिमुदे चक्रिरे श्रद्धयैव ॥४१॥ अन्ये नानाव्रतानि व्यधुरतुलमुदे स्वामिनारायणस्य चातुर्मासे व्रतानि व्यधुरपि गृहिणस्ते यथार्हं च योषाः । उच्चैरुच्चार्यमाणः प्रकटभगवतो नामघोषोऽनिशं तैर्भूयाँस्तत्पद्यगानध्वनिरखिलदिशो व्याप पापप्रणाशः ॥४२॥

---

છ શાસ્ત્રો, ઈતિહાસ, વેદો, આગમ (પંચરાત્ર), તથા પુરાણાદિ વિવિધ **ગ્રંથ સમુદાય** મૂર્તિમાન સ્વરૂપે કથા સાંભળવા માટે આકાશમાં દેવતાઓ સાથે આવ્યા હતા. કથા શ્રવણ કર્યા પછી તેઓ હર્ષથી આ પ્રમાણે બોલવા લાગ્યાઃ (૩૬) **(વેદાદિ શાસ્ત્રો બિરદાવે છે :)** 'આ ગ્રંથમાં જેવું ભગવાનનું સ્વરૂપ કહ્યું છે તેમજ ધર્માદિનું લક્ષણ જેવું કહ્યું છે. તેવી રીતે કહેવા માટે અમે સમર્થ નથી. તેથી સમગ્ર ગ્રંથોમાં શ્રેષ્ઠ આ ગ્રંથ અમોને પણ પૂજ્ય છે અને માન્ય છે.' (૩૭) કથા સમાપ્તિ થયા પછી ગુરુવર રઘુવીરાચાર્યની આજ્ઞા થકી; મનોહર શ્રીહરિકૃષ્ણમાં મન અર્પણ કરનાર, મુનિ શ્રેષ્ઠ શ્રી **ગુણાતીતાનંદ સ્વામી** શ્રેષ્ઠ સિદ્ધાંતો સહિત અનેક દૃષ્ટાંતોથી ધર્મ-જ્ઞાનાદિ એકૈક સંબંધી શ્રીહરિની **દિવ્ય વાતો** કરતા હતા. (૩૮)

આચાર્યતિલક **શ્રી રઘુવીરાચાર્ય** પણ ગુણાતીતાનંદ મુનિની માફક શ્રીહરિનું માહાત્મ્ય તથા જ્ઞાન-વૈરાગ્ય-ભક્તિ-ધર્માદિથી ભરપૂર, વેદ તથા શાસ્ત્ર સંમત; ગાંભીર્યાદિ ગુણોથી શોભતી, સુંદર દૃષ્ટાંતોથી વિદ્વદ્જનોને આનંદકારી, બુદ્ધિમાં પ્રકાશ કરતી, **વાતો** કરતા હતા. (૩૯)

આ પ્રકારે સવારે, બપોરે તથા રાત્રે પાપમોચની અને મુક્તિ આપનારી આ **કથા** થતી હતી. પછી શ્રોતાજનો પોતપોતાનાં સ્થાનમાં જઈને સર્વે ભેગા થઈને સાંભળેલી કથા સ્મરણપૂર્વક દરરોજ અંદરો અંદર કહેતા અને અતિ હર્ષથી સાંભળતા હતા. શ્રીહરિના લીલાચરિત્ર અને સ્વરૂપ સંબંધી આ વાતો સર્વ ભક્તો તથા સાધુઓ ઘણા ભાવથી સાંભળતા હતા; પછી તે કથાનું મનન તથા નિદિધ્યાસ કરતા હતા. આ પ્રસંગે કેટલાક ત્યાગીઓ પાપનો નાશ કરનાર ધારણાં-પારણાં તથા ચાંદ્રાયણનાં **વ્રતો** શ્રીહરિની પ્રસન્નતા માટે શ્રદ્ધાથી કરતા હતા. (૪૦-૪૧)

ગૃહસ્થ ભક્તજનો ચાતુર્માસમાં સ્વેષ્ટ શ્રીસ્વામિનારાયણ ભગવાનની અનુપમ પ્રસન્નતા માટે વિવિધ પ્રકારનાં વ્રતો કરતા હતા. સ્ત્રીઓ પણ પોતાના સામર્થ્ય પ્રમાણે વ્રતો કરતી હતી. આ પ્રસંગે સર્વજનોએ અહોનિશ ઊંચા સ્વરથી ઉચ્ચારેલો પ્રગટ ભગવાનના **નામનો** ઘોષ તથા પાપપ્રણાશક **કીર્તનો**નો ધ્વનિ સમગ્ર દિશાઓમાં વ્યાપી જતો હતો. (૪૨)

चक्रुस्ते योगयज्ञं जपयजनमपि ब्रह्मयज्ञं च नित्यं प्रीत्यैव ज्ञानयज्ञं विमलतरतपोयज्ञमैक्षन्त साक्षात् । सर्वेशानामधीशं हरिमनुदिवसं स्वप्न एनं तु केचिद् राजँस्तेषां तु भाग्यं बहुलतरमहं नास्मि वक्तुं हि शक्तः ॥४३॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते, प्रथमस्कन्धे, सभावर्णनादिनिरूपणनामाऽष्टमोऽध्यायः ॥८॥

## ॥ अथ नवमोऽध्यायः ॥

**( आषण्मासं सदाद्याशः सदन्नैर्देशिककृतः । महः कथासमाप्तेश्चेत्याद्युक्तं नवमे स्फुटम् ॥ )**

श्रीशुकानन्द उवाच- **आचार्यवर्यो रघुवीरनामा सहस्त्रशस्त्यागिजनानुदारः । सशर्कराऽऽज्याऽऽम्ररसैश्च भोज्यैरतीतृपन्मञ्जुलपोलिकाद्यैः ॥१॥ स्वयं मुदा त्यागिजनव्रजानां सुदीर्घमालासु चरन् गरीयान् । सितां घृतं चाम्ररसं द्विमासौ व्यतर्पयत्तान् परिवेषयन् सः ॥२॥ अन्याँस्तथा भक्तजनानसंख्यान् सिताऽऽज्ययुक्ताम्ररसैरशेषान् । सत्पोलिकादिप्रवरैश्च भोज्यैर्महामना नित्यमतर्पयत् सः ॥३॥ क्वचित्तथा भूरिसिताऽऽज्यशुभ्रैः स लड्डुकैस्तान् सकलानगण्यान् । अतर्पयत् क्वापि च शर्करायुक्संयावयुक्तोत्तमपूरिकाद्यैः ॥४॥ सशर्करेणैव च पायसेन पूरीप्रमुख्यैः क्वचिदेव भोज्यैः। क्वचित्सितायुक्तबिरञ्जमुख्यैरतर्पयत्तानखिलान्मुदैव ॥५॥**

---

સર્વ ભક્તજનો યોગયજ્ઞ (ધ્યાનાત્મક), જપયજ્ઞ, બ્રહ્મયજ્ઞ (શાસ્ત્રપઠનાદિ સ્વાધ્યાય યજ્ઞ), જ્ઞાનયજ્ઞ (શાસ્ત્રાર્થ વિચારણા રૂપ) તથા અતિશુદ્ધ તપયજ્ઞ (કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિક વ્રતો) અતિપ્રેમથી કરતા હતા. કેટલાક ભક્તો તો સમગ્ર ઈશ્વરોના અધીશ શ્રીહરિને દરરોજ પ્રત્યક્ષની જ માફક સ્વપ્નમાં જોતા હતા. હે રાજન્ ! તે શ્રીહરિના સ્વપ્નમાં પણ દર્શન કરનારા ભક્તજનોના **પરમ ભાગ્યનું વર્ણન** કરવા માટે તો હું કદાપિ શક્તિમાન જ નથી. (૪૩)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'સભાવર્ણનાદિ નિરૂપણ' નામે આઠમો અધ્યાય સંપૂર્ણ. (૮)

## અધ્યાય : ૯

## કથાના પ્રારંભથી સમાપ્તિ પર્યંત શ્રીરઘુવીરાચાર્યે સુભોજનાદિથી કરેલી ત્યાગી-ગૃહી સમગ્ર ભક્તોની સંભાવના તથા પૂર્ણાહુતિ મહોત્સવ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** (હે રાજન્ !) અતિ ઉદાર આચાર્યવર્ય **શ્રીરઘુવીરજી** હજારો ત્યાગીજનોને સાકર-ઘી સહિત આમ્રરસ તેમજ રોટલી વગેરે ભોજનોથી તૃપ્તિ પમાડતા હતા. (૧) પોતાના આશ્રિતોને સદા સુખકર હોવાથી મહત્તાને પામેલા ગુરુવર્ય શ્રીરઘુવીરાચાર્ય પોતે પણ ત્યાગીજનોની લાંબી પંક્તિમાં ફરતા ફરતા તેમને સાકર, ઘી તથા આંબાનો રસ બે માસ પર્યન્ત રોજ પીરસતા હતા અને એ રીતે તેમને **તૃપ્તિ** પમાડતા હતા. (૨) તે જ પ્રકારે અસંખ્ય ભક્તજનોને પણ સાકર-ઘી યુક્ત આમ્રરસથી તથા સુંદર પૂરીઓ વગેરે શ્રેષ્ઠ ભોજ્ય પદાર્થોથી દરરોજ તૃપ્તિ પમાડતા હતા. (૩) શ્રીરઘુવીરાચાર્ય તેવી જ રીતે ક્યારેક ઘી-સાકરના શ્વેત લાડુઓ; ક્યારેક સાકરનો શીરો તથા ઉત્તમ પૂરીઓ, કંસાર આદિક ભોજનોથી સમગ્રજનોને તૃપ્તિ પમાડતા હતા. શ્રીરઘુવીરજી ક્યારેક સાકર સહિત દૂધપાક તથા પૂરીના ભોજનોથી, ક્યારેક સાકરે સહિત કેસરયુક્ત બિરંજના ભોજનથી સમગ્ર ભક્તજનોને ખૂબજ હર્ષપૂર્વક તૃપ્તિ પમાડતા હતા. (૪-૫)

स कर्हिचिद् मौक्तिकलड्डुकैस्तान् अपूपमुख्यैः क्वचिदेव भोज्यैः । सच्छष्कुलीपिण्डकपर्पिकाद्यैरतर्पयत्तान् क्व च चारुखाद्यैः ॥६॥ आकथोत्सवसमाप्ति सुभोज्यैरुत्तरोत्तरसुचारुरसैः सः । तानतर्पयदसंख्यजनौघान् विस्मयं हि जनयन् भुवि राज्ञाम् ॥७॥ तत्रागतानर्थिजनाननेकान् सदैव राजन् गुरुराजराजः । तदीप्सितान्नादिकदापनेन सम्भावयामास वदान्यवर्यः ॥८॥

अनेन वर्णाध्ययनेऽप्यधीतो न किं नकारोऽप्युत विस्मृतो वा । इत्यर्थिसन्देहविशालदोलाखेलं चकारैव तदा नकारः ॥९॥ तत्राजस्त्रं दीयतां दीयतां वै शब्दश्चेत्थं गृह्यतां गृह्यतां वा । आसीत्तत्राऽऽयातदेहिव्रजानां क्लेशोऽनश्यत्सार्धमंहःसमूहैः ॥१०॥ त्यागिनो गुरुवरं तमजस्त्रं चारुगन्धवरमाल्यसुहारैः । माल्यशेखरवराङ्गदगुच्छैरार्चयन्नरपते ननु भक्त्या ॥११॥ श्रीहरिप्रणयिनो गृहिणस्ते कुङ्कुमाक्षतमनोहरगन्धैः । भूषणैरतिवरैश्च दुकूलैरार्चिचन् कुसुमहारमुखैस्तम् ॥१२॥ भूरिसौरभविचित्रसुमाल्यैर्वेष्टनं विरचितं कति भक्ताः । धारयन्ति परमं स्म गुरुं तं तद्विधां च कतिचिन्ननु टोपीम् ॥१३॥ बन्धुवर्गमपि तस्य समग्रं त्यागिनोऽपि निखिलानुपचारैः । आर्चयन् हरिजना निखिलास्ते योषितोऽपि सकला गुरुपत्नीम् ॥१४॥ एकादशी कार्तिकशुक्लपक्षे प्रबोधनी याऽभिधयाऽस्ति तस्याम् । तिथौ कथैषाऽखिलपापहन्त्री समाप्तिमापद् भवसिन्धुनौका ॥१५॥ स तत्र राजन् दिवसे गरीयान्

---

વળી ક્યારેક તો મોતિયા લાડુ, ક્યારેક માલપૂઆ અને ક્યારેક જલેબી, પેંડા, બરફી વગેરે સુંદર ભોજનોથી શ્રીરઘુવીરાચાર્ય સૌને તૃપ્તિ પમાડતા હતા. આ પ્રમાણે ઉત્તરોત્તર અતિસુંદર રસવાળાં ભોજનો વડે કથાની સમાપ્તિ સુધી અસંખ્ય જનોને તૃપ્તિ પમાડતા હતા, જે ઉદાર ચરિત્રથી પૃથ્વીના સર્વ રાજાઓ **વિસ્મય** પામતા હતા. (૬-૭)

હે રાજન્ ! અતિ ઉદાર-ગુરુશ્રેષ્ઠ શ્રીરઘુવીરજી આ બ્રહ્મયજ્ઞમાં આવેલા અનેક અર્થીજનોને પણ ઈચ્છિત અન્નાદિકથી હંમેશાં સંભાવના કરતા હતા. (૮)

'કોઈને પણ કોઈ વસ્તુની ના નહિ કહેતા રઘુવીરાચાર્ય અધ્યયન સમયે **'ન'કાર** શબ્દ ભણ્યા જ નથી કે શું ? અથવા ભણ્યા હશે તો તે શબ્દ તેમને વિસ્મૃત થયો છે કે શું ?' એમ (આ રીતે દાન આપતા રઘુવીરાચાર્યને જોઈને) યાચકજનો મહા આશ્ચર્ય પામતા હતા. (૯)

આ બ્રહ્મસત્રમાં ''દીયતામ્ દીયતામ્'' અથવા ''ગૃહ્યતામ્ ગૃહ્યતામ્'' '' આપો આપો'' ''લ્યો લ્યો '' આ પ્રકારના શબ્દ હંમેશાં સંભળાતા હતા. આ બ્રહ્મસત્રમાં આવેલા સર્વ મનુષ્યોના ક્લેશનો તથા પાપના પુંજનો પણ નાશ થઈ જતો હતો (૧૦)

હે નરપતે ! ગુરુવર્ય શ્રીરઘુવીરાચાર્યને **સર્વ ત્યાગીઓ** સુંદર ચંદન-કુંકુમ, પુષ્પોના હાર-બાજુબંધ-તોરા તથા ગુચ્છો વડે પ્રતિદિન ભક્તિપૂર્વક પૂજતા હતા; તેમજ શ્રીહરિની પ્રસન્નતા ઈચ્છતા **ગૃહસ્થ ભક્તો** પુષ્પહારાદિ સહિત કુંકુમ-અક્ષત-ચંદન, અતિશ્રેષ્ઠ આભૂષણો તથા શાલ-દુશાલાદિથી ભક્તિપૂર્વક પ્રતિદિન પૂજતા હતા. (૧૧-૧૨)

કેટલાક ભક્તો અત્યંત સુગંધીમાન પુષ્પોથી રચેલું મંડિલ (માથે બાંધવાનું વસ્ત્ર) આચાર્યવર્યને ધારણ કરાવતા હતા. કેટલાક ભક્તો પુષ્પની ટોપી બનાવીને આચાર્યશ્રીને ધરાવતા હતા. સર્વ હરિભક્તો આચાર્યના બંધુવર્ગને તેમજ સમગ્ર ત્યાગીઓને પણ ચંદન-પુષ્પહારાદિથી પૂજતા હતા. તેવી રીતે **સર્વ સ્ત્રીઓ** પણ ગુરુપત્નીને પૂજતી હતી. (૧૩-૧૪) કાર્તિક સુદી પ્રબોધિની એકાદશીને દિવસે, સકળ પાપને નાશ કરનારી-સંસાર સમુદ્રની **નૌકાસમાન** આ સત્સંગિજીવનની **કથા** સમાપ્ત થઈ. (૧૫) હે રાજન્ ! શ્રીરઘુવીરાચાર્ય તે કથાની **સમાપ્તિ**ને દિવસે સુગંધીમાન સુંદર

सुगन्धिसच्चन्दनकुङ्कुमाभ्याम् । सत्पुष्पहारैर्वरशर्कराद्यैर्नैवेद्यवर्यैरितरोपचारैः ॥१६॥ तत्पुस्तकं सादरमर्चयित्वा सहैव नानाविधवाद्यघोषैः । चकार नीराजनमत्युदारं तद्ग्रन्थवक्तारमथार्चयत्तम् ॥१७॥

पौराणिकाय प्रददौ स राजन् महार्हवस्त्राभरणानि तस्मै । सहस्रशो राजतमुद्रिकाभिर्भृतं च पात्रं दिशति स्म रौप्यम् ॥१८॥ ततः स नानाविधपुष्पहारैः सुगन्धिसच्चन्दनकुङ्कुमाद्यैः । चक्रे स्वयं वर्णिमुनिव्रजानां पूजां विनीतो विधिवद् विधिज्ञः ॥१९॥ घनानि सूक्ष्माणि च नूतनानि प्रादात्स तेभ्यो वसनान्युदारः । नत्वाऽखिलाँस्तान् विनयावनम्रो निजासने चारुतरे न्यषीदत् ॥२०॥ पौराणिकं श्रोतृजना मुदाऽथो सद्रूप्यमुद्रावसनादिभिस्तम् । सहस्रशः सादरमार्यशीलं सम्पूजयन्ति स्म महीपतीश ॥२१॥ आचार्यस्तमथोपवेश्य तुरगे सोऽलङ्कृते सादरं नानामङ्गलवाद्यगीतनिनदैः सद्बन्धुकीधूष्कृतैः । सार्द्धं पौरजनव्रजानतितरां विस्मापयन् संयुतो भक्तौघैस्तुरगे स्थितोऽतिरुचिरे प्रास्थापयत्तद्गृहम् ॥२२॥ अन्येद्युरेव वरशष्कुलिकादिभोज्यैस्त्यागिव्रजान् स बहुशोऽखिलदेशिकेन्द्रः । सत्सङ्गिनोऽपि सुधियो ननु लक्षशस्तान् प्रीत्या भृशं समधितर्पयति स्म राजन् ॥२३॥ तर्ह्यागतानपि सहस्रश एव विप्रान् पौराँस्तथेतरजनानपि चाभ्युपेतान् । आचार्य एव समभोजयदत्युदारः सद्धर्मपोषणविधाननितान्तदक्षः ॥२४॥ दानान्यदात्स तु सहस्रश आगतेभ्यस्तत्रातितुष्टहृदयोऽवनिनिर्जरेभ्यः । दृष्ट्वा तदैव घनवद् धनवर्षिणं तं भक्ताश्च विस्मयमयुर्मनुजास्तथाऽन्ये ॥२५॥ राजँस्ततो निखिलधर्मधुरन्धरोऽसौ सन्मन्दिरे निवसतोऽत्र मुनीन् गरीयान् । बोधार्थमत्र हि मुमुक्षुजनव्रजानामाज्ञापयद्

---

ચંદન-કુંકુમ-પુષ્પના હાર, શ્રેષ્ઠ સાકરાદિ નૈવેદ્યો તથા બીજા ઉપચારોથી સત્સંગિજીવનના પુસ્તકને આદરપૂર્વક પૂજીને, મહા આરતી કરતા હતા; પછી તે ગ્રંથના વક્તા ભોળાનાથ પુરાણીને પૂજતા હતા. આ સમયે વિવિધ વાજિંત્રોનો મધુર ધ્વનિ સર્વત્ર પ્રસરી રહ્યો હતો. (૧૬-૧૭)

હે રાજન્ ! રઘુવીરાચાર્યે પુરાણીને મહામૂલ્યવાળાં વસ્ત્રો, અલંકારો તથા હજાર રૂપામુદ્રા (રૂપિયા)થી ભરેલો ચાંદીનો થાળ અર્પણ કર્યો. (૧૮) વળી વિનયવાળા વિધિજ્ઞ **શ્રી રઘુવીરાચાર્ય** સુગંધીમાન સુંદર ચંદન-કુંકુમાદિ તથા પુષ્પના હારોથી વર્ણીઓની તથા મુનિજનોની પૂજા વિધિ-પ્રમાણે કરતા હતા; ઉદાર આચાર્યશ્રી વર્ણી તથા મુનિગણને ઘાટાં-સૂક્ષ્મ નવીન વસ્ત્રો **ભેટ** આપતા હતા. ત્યારબાદ સમગ્ર વર્ણી વગેરેને નમસ્કાર કરી અતિ વિનમ્ર આચાર્યવર્ય પોતાના અતિસુંદર આસને બેઠા. (૧૯-૨૦) તે પછી હે રાજેન્દ્ર ! હજારો શ્રોતાજનો પણ રૂપિયા તથા વસ્ત્રાદિથી સદ્‌વૃત્તાંતવાળા પુરાણી ભોળાનાથની સહર્ષ-આદરપૂર્વક **પૂજા** કરતા હતા. (૨૧)

પછી આચાર્યે સોનાના શણગારોથી શણગારેલા અશ્વ ઉપર આદરપૂર્વક પુરાણીને બેસાડીને મંગળ વાદ્ય ધ્વનિ તથા ગીતોના શબ્દો તથા બંધૂકોના અવાજથી નગરજનોને અતિ વિસ્મય પમાડતા થકા ભક્તજનોના સંઘની સાથે, પોતે પણ અતિસુંદર અશ્વ પર આરૂઢ થઈને ભોળાનાથને તેમને ઘેર-પહોંચાડ્યા. (૨૨)

હે રાજન્ ! ગુરુરાજ શ્રીરઘુવીરાચાર્ય બીજે દિવસે જ સમગ્ર ત્યાગી સમૂહને તેમજ લાખો હરિભક્તોને જલેબી આદિકનાં ભોજન અત્યંત પ્રીતિપૂર્વક જમાડતા હતા. એકાંતિક ધર્મનું પોષણ કરવામાં અતિ પ્રવીણ, અત્યુદાર આચાર્ય તે સમયે આવેલા હજારો વિપ્રોને, પુરજનોને તથા બીજાને પણ **ભોજન** કરાવતા હતા. (૨૩-૨૪)

અતિ પ્રસન્ન હૃદયવાળા શ્રી રઘુવીરાચાર્યે ત્યાં આવેલા હજારો બ્રાહ્મણોને ભૂમિદાનાદિ અનેક પ્રકારનાં **દાન** આપ્યાં. તે સમયે મેઘની માફક ધન વરસાવતા શ્રી રઘુવીરને જોઈને, તેમને જોનારા સર્વ ભક્તજનો તથા તેમની કીર્તિ સાંભળનારા મનુષ્યો **વિસ્મય** પામતા હતા. (૨૫) હે રાજન્ ! પછી ધર્મની સમગ્ર ધુરાઓ ધારણ કરનારા મહાન આચાર્ય, આ મંદિરમાં છ માસ પૂર્વેથી રહીને કથા સાંભળતા પૂજ્ય મુનિગણોને, આ લોકમાં રહેલા મુમુક્ષુજનોના સમુદાયોને ઉપદેશ કરવા જવા

विचरितुं महतो जगत्याम् ॥२६॥ त्यागिव्रजानितरमन्दिरवासिनस्तान् स्वं स्वं हि मन्दिरमुपेतुमजिज्ञपत्सः । सत्सङ्गिनो विविधदेशसमागताँस्तान् स्वस्वाँस्तथा जनपदान् प्रति गन्तुमेव ॥२७॥ तस्याऽऽज्ञयाऽतिशुभया मुनयस्तु लक्ष्मी-नारायणालयनिवासविधायिनस्ते । औदार्यमध्वनि गुरोरनुवर्णयन्तो भूमौ ययुर्विचरितुं जनबोधनार्थम् ॥२८॥ त्यागिव्रजास्तदपरे ननु मन्दिराणि स्वस्वानि जग्मुरखिलाः स्वगुरोरुदारान् । वात्सल्यधैर्यकरुणादिगुणान् स्मरन्तो मार्गे महोत्सवमुदारकथां च पुण्याम् ॥२९॥ देशान्निजानपि हि गन्तुमकामयन्तस्ते भूरिशस्तु गृहिणः प्रणयाश्रुनेत्राः । तस्याऽऽज्ञया निजनिजान् ययुरेव देशान् रम्योत्सवं गुरुकृपां च कथां स्तुवन्तः ॥३०॥ एवं चारुमहोत्सवोऽयमतुलस्तुभ्यं मया भूपते सम्प्रोक्तो हरिकृष्णदिव्यमहिमज्ञानप्रकाशांशुमान् । यस्याऽऽसीद्धरणीतलेऽपि नितरामुद्घोष एवाखिले यं श्रुत्वा जगतीभुजोऽपि निखिलाश्चित्रं भृशं लेभिरे ॥३१॥ आचार्येण महोत्सवं कृतमिमं पुण्यं हि साक्षाद् हरेरीशेशस्य शुभप्रभावनिभृतं श्रोष्यन्ति वक्ष्यन्ति ये । ते प्राप्स्यन्ति जना निरस्तदुरिताः स्वेष्टार्थसिद्धिं द्रुतं तेषु प्रीतिमवाप्स्यति प्रभुरलं श्रीस्वामिनारायणः ॥३२॥ यत्पृष्टं भवतैव मां नरपते तत् ते मया कीर्तितं प्रष्टव्यं हृदि यद् भवेत्तव परं तत्पृच्छ मां सन्मते । इत्थं तस्य वचो निशम्य मधुरं प्रीतिं गतो भूयसीं तं प्राहेति कृताञ्जलिर्नरपतिर्वाक्यं विनम्रः शुभम् ॥३३॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे, आचार्यकारितमुन्यादिभोजनादिनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

---

માટે આજ્ઞા કરતા હતા; તેમજ પોતાની આજ્ઞાથી બીજા મંદિરોમાં રહેતા ત્યાગી સમુદાયને પોતપોતાના (નિવાસસ્થાન) મંદિર પ્રત્યે જવા માટે આચાર્યશ્રીએ **આજ્ઞા** કરી. તેવી રીતે દેશ દેશાંતરથી આવેલા સત્સંગીઓને પણ પોતપોતાના દેશમાં જવા માટે આજ્ઞા કરી. (૨૬-૨૭)

લક્ષ્મીનારાયણના મંદિરમાં નિવાસ કરનારા મુનિઓ પણ આચાર્યશ્રીની શુભ આજ્ઞાથી મુમુક્ષુ જનોને ઉપદેશ આપવા દેશાંતરમાં ફરવા નીકળી ગયા; માર્ગમાં તેઓ પોતાના આચાર્યની ઉદારતાનું વર્ણન કરતાં જતા હતા. (૨૮) બીજા સાધુઓ; સમગ્ર ત્યાગી સમૂહ પોતાના ગુરુના અતિ મહાન વાત્સલ્ય-ધૈર્ય અને કરુણા વગેરે ગુણોને તથા મહોત્સવને તેમજ પવિત્ર કથાને સંભારતાં, પોતપોતાના મંદિર પ્રત્યે જતા હતા. (૨૯)

અનેક ગૃહસ્થજનો તો પોતાના દેશ પ્રત્યે જવાને ઈચ્છતા જ ન હતા. છતાં પણ સ્નેહાશ્રુનેત્રવાળા, આચાર્યની આજ્ઞાથી રમણીય મહોત્સવ-ગુરુકૃપા તથા કથાની પ્રશંસા કરતા થકા **પોતપોતાના દેશ પ્રત્યે** ગયા. (૩૦)

હે ભૂપતે ! આ પ્રકારે અનુપમ શ્રીહરિકૃષ્ણના દિવ્ય મહિમાના જ્ઞાનને પ્રકાશ કરવામાં સૂર્ય સમાન આ સુંદર **મહોત્સવ** મેં તમોને કહ્યો; આ ઉત્સવનો **અતિમહાન** ઉદ્‌ઘોષ સમગ્ર પૃથ્વીમાં થયો હતો. સમગ્ર રાજાઓ પણ જે ઉત્સવનો ઉદ્‌ઘોષ સાંભળીને અત્યંત **આશ્ચર્ય** પામ્યા. (૩૧)

સમગ્ર ઈશ્વરોના ઈશ્વર પ્રત્યક્ષ શ્રીહરિના કલ્યાણકારી પ્રતાપયુક્ત, આચાર્યે કરાવેલા પાવનકારી આ મહોત્સવનું જે ગાન કરશે તથા સાંભળશે તે મનુષ્યો પોતાના સમગ્ર પાપથી મુક્ત થઈને પોતાના **ઈષ્ટાર્થ**ની **સિદ્ધિ** તત્કાળ પામશે. શ્રીસ્વામિનારાયણ મહાપ્રભુ પણ તેમના ઉપર અતિશય પ્રસન્ન થશે. (૩૨) હે નરપતે ! આ પ્રકારે તમારા પ્રશ્ન અનુસાર મહોત્સવ મેં તમને સવિસ્તર કહ્યો. હે સન્મતે ! બીજું તમારા હૃદયમાં પૂછવાનું જે હોય તે મને પૂછો. શુકાનંદ મુનિનું આવું મધુર વચન સાંભળીને પ્રીતિપૂર્વક બન્ને હાથ જોડીને નમ્રતાયુક્ત થકા નરપતિ આ પ્રકારે **શુભ વચન** શુકાનંદમુનિને કહેવા લાગ્યાઃ (૩૩)

**ઈતિ શ્રી હરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રી રઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુ રૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'આચાર્યે મુનિ આદિકને કરાવેલા ભોજનાદિ નિરૂપણ' નામે નવમો અધ્યાય સંપૂર્ણ. (૯)**

## ॥ अथ दशमोऽध्यायः ॥

**( शुकानन्दप्रशंसोक्ता नृपेण दशमे हरेः । प्रादुर्भावादिसल्लीलाश्रुत्यै प्रश्नस्ततः कृतः )**

राजोवाच – **ब्रह्मन् भवदवज्वालादह्यमानवपुर्भृतः । घनवत् त्वादृशाः सन्तस्तूर्णं शान्तिं नयन्त्यलम् ॥१॥ यथा विषाग्नितप्तानां सर्पाणां चन्दनद्रुमाः । तापं हरन्ति जीवानां तथा सन्तो भवादृशाः ॥२॥ जनानां मज्जतामस्मिन् दुस्तरे भवसागरे । प्लवतुल्या महात्मानस्त्वद्विधाः सन्ति साधवः ॥३॥ यत्प्रसङ्गे भगवतो दिव्यलीलाकथासुधाम् । मर्त्याः पिबन्ति सुखदां भवव्याधिमहौषधिम् ॥४॥ भवद्विधास्तु ये शान्ता मुनीन्द्रा लोकपावनाः । पुनन्त्याशु जनान् दृष्ट्वा गङ्गा त्वेवोरुकालतः ॥५॥ येषां समागमात् साक्षाद् भक्तिरेव हरेर्जनैः । साङ्गा प्रपद्यते नौका संसारापारनीरधेः ॥६॥ तेषां भवादृशां सङ्गः संसारे भ्रमतां मुहुः । नृणां चिन्तामणिसमो वर्तते स्वेप्सितप्रदः ॥७॥**

**तस्मात् प्रसङ्गमधुना प्राप्तोऽहं ते दयानिधेः । मन्ये कृतार्थमात्मानं त्वद्वाक्यामृतनिर्वृतम् ॥८॥ ततो धर्मभुवो ब्रह्मन् हरेर्ब्रह्मपुरेशितुः । कथाऽमृतं करुणया त्वं मां पायय पावनम् ॥९॥ आविर्भावे क्षितावस्यां निमित्तं परमात्मनः । तस्य क्षराक्षरेशस्य ब्रूहि त्वं मे बुभुत्सते ॥१०॥ या लीलास्तस्य ललिता बाल्यादारभ्य सत्पतेः । तास्त्वमर्हसि मे वक्तुं शुश्रूषाऽऽसक्तचेतसे ॥११॥ धर्म्यां धुरं प्रददता स्वां स्वीयभ्रातृसूनवे । आचार्येण कृतोऽनेन**

---

## અધ્યાય : ૧૦

## માનસિંહ રાજાએ સદ્. શ્રીશુકાનંદ મુનિની પ્રશંસાપૂર્વક શ્રીહરિની પ્રાદુર્ભાવાદિ લીલા શ્રવણાર્થે પૂછેલો પ્રશ્ન.

**માનસિંહ રાજા (બીજો પ્રશ્ન પૂછતાં) કહે છે :** હે બ્રહ્મન્ ! સંસારરૂપી દાવાનળમાં બળતા શરીરધારીઓને તમારા જેવા સંતો મેઘની માફક અતિશય શાંતિ પમાડે છે. (૧) ઝેરના અગ્નિથી તપાયમાન સર્પોને જેમ **ચંદન વૃક્ષો** શાંતિ પમાડે છે, તેમ તમારા જેવા સંતો જીવોના ત્રિવિધ સંતાપોનો નાશ કરે છે. (૨) આ દુસ્તર ભવ સાગરમાં બૂડતા જનોને તમારા જેવા મહાત્મા સાધુઓ **નાવ સમાન** છે. (૩) જે સાધુઓના પ્રસંગથી મનુષ્યો સંસારરૂપી રોગની **મહા ઔષધિ** રૂપ; ભગવાનની સુખકર દિવ્ય લીલાના કથામૃતનું પાન કરે છે. (૪) ગંગા તો ઘણાં કાળે લોકોને પવિત્ર કરે છે, પરંતુ તમારા જેવા જે **શાંત મુનિઓ** છે, તે તો દર્શન માત્રથી લોકોને પવિત્ર કરે છે. (૫) જેમના સમાગમથી મુમુક્ષુઓ ધર્મ-જ્ઞાન-વૈરાગ્ય એ ત્રણ અંગે સહિત સંસારરૂપી અપાર સમુદ્રની નૌકારૂપ શ્રીહરિની **પ્રત્યક્ષ ભક્તિ** પામે છે; એવા તમારા જેવા સત્પુરુષોનો સંગ સંસારમાં વારંવાર ભમતા જનોને પોતાને ઈચ્છિત આપનારો **ચિંતામણિ સમાન** છે. (૬-૭)

તેથી હે મુને ! દયાસાગર એવા તમારો **પ્રસંગ** મને હમણાં જ થયો છે છતાં મારા આત્માને તમારા ઉપદેશામૃતથી સુખી અને કૃતાર્થ માનું છું. (૮)

તેથી હે બ્રહ્મન્ ! અક્ષર ધામના અધિપતિ ધર્મપુત્ર શ્રીહરિની પાવનકારી **કથામૃતનું** તમો કરુણાથી મને પાન કરાવો. (૯) વળી ક્ષર-અક્ષર (જડ તથા ચેતન પ્રકૃતિ)ના નિયંતા પરમાત્મા શ્રીહરિનો આ પૃથ્વીમાં જે કારણથી **આવિર્ભાવ** થયો હોય તે મને કહો. (૧૦)

સત્પુરુષોના પતિ શ્રીહરિના, બાલ્યાવસ્થાથી આરંભીને સુંદર **લીલા ચરિત્રો** છે. મારું ચિત્ત તે કથા સાંભળવામાં આસક્ત થયું છે. માટે તમે જ તે કહેવા માટે યોગ્ય છો. (૧૧) પોતાના નાના ભાઈના પુત્રને ધર્મની ધુરા સોંપી તે સમયે આચાર્યશ્રી રઘુવીરજીએ આ વૃત્તાલયપુરમાં જે **મોટો ઉત્સવ** કર્યો તે સાંભળવાની પણ મારા ચિત્તમાં ઈચ્છા

यो महीयानिहोत्सवः ॥१२॥ तच्छुश्रूषाऽस्ति मच्चित्ते तथापि क्षणभङ्गुरः । नृदेहोऽस्ति ततो लीलां श्रोतुं मेऽतित्वरा हरेः ॥१३॥ तस्मात्तमुत्सवं पश्चाद् ब्रूयास्त्वं मां महामुने । साम्प्रतं तु हरेर्लीलासुधां पायय मां शुभाम् ॥१४॥ तेनेतिपृष्टो मुनिराट् स राज्ञा तत्स्मारितस्वेष्टहरिस्वरूपे । मग्नेन्द्रियाऽन्तःकरणोऽचलाङ्गः क्षणं हि तस्थौ प्रतिलोमवृत्त्या ॥१५॥ पुनः स कृच्छ्रेण हरीच्छयाऽऽप्तो बहिर्दृशं शान्तमतिर्महात्मा । प्रवक्तुमुत्को हरिदिव्यलीलास्तमित्यवोचत् कृपया नरेन्द्रम् ॥१६॥

श्रीशुकानन्द उवाच – **श्रद्धान्वितस्त्वं परमात्मलीलाश्रुतौ भवस्येव नरेन्द्र धन्यः । पृष्टं त्वया साधुतरं जनानां हितावहं शान्तिकरं पवित्रम् ॥१७॥**

**साक्षाद्धरेश्चारुविचित्रलीलाश्रुतिर्जनानां परमोऽस्ति लाभः । तयैव साक्षात्क्रियते यथेशो जनैर्हरिर्नैव तथाऽन्ययोगैः ॥१८॥ संसारपाशच्छिदुरामुदारामेतत्कथां योऽत्र विहाय मन्दः । शृणोत्यसद्ग्राम्यकथामपुण्यां स शोचनीयोऽस्त्यधमो जनानाम् ॥१९॥ लीलासुधां योऽत्र हरेस्तु हित्वा शृणोति गाथामपरामभद्राम् । दुरन्तदुःखं स किलैति मूढो विषद्रुवल्लीमिव सेवमानः ॥२०॥ येऽत्यन्तपापेन जनास्तु राजन्नेतत्कथाया विमुखा हि तेषाम् । असत्प्रलापस्मरणक्रियाणामायुर्विमोघं विधुनोति कालः ॥२१॥ लब्ध्वाऽमरप्रार्थितमत्र नृत्वं कथामिमां यस्तु विहाय देही । शृणोति गाथामसतीं मतिघ्नीं पशोर्यथा जन्म वृथैव तस्य ॥२२॥ लीलाकथामत्र हरेरुदारां विहाय यो ग्राम्यकथां शृणोति । हरेः पदं नैति स हि,**

---

છે. પરંતુ હે મુને ! મનુષ્યદેહ ક્ષણભંગુર છે, માટે શ્રીહરિની લીલા સાંભળવાની મારે અતિત્વરા છે; તેથી હે મુને ! તમો મને તે ઉત્સવની કથા પછી કહેજો. હાલમાં તો મને શ્રીહરિના શુભ લીલામૃતનું પાન કરાવો. (૧૨ થી ૧૪)

માનસિંહ રાજાના આ પ્રશ્નથી મુનિ મુખ્ય શુકાનંદ મુનિને પોતાના ઈષ્ટદેવનું સ્મરણ થતાં તે શ્રીહરિની મૂર્તિમાં તેમના ઈન્દ્રિયો અંતઃકરણ લીન થઈ ગયાં. એવી રીતે સ્થિર અંગવાળા તેઓ ક્ષણવાર અંતર્વૃત્તિથી બેઠા. (૧૫)

અતિમહાન અને શાંત મતિવાળા(ઉપશમસ્થ) **શ્રીશુકાનંદ મુનિ** શ્રીહરિ ઈચ્છાથી પછી પ્રયત્નપૂર્વક જાગ્રત થયા અને શ્રીહરિની દિવ્ય લીલા કહેવા માટે ઉત્સાહિત બની કૃપાથી માનસિંહ રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૧૬)

**શ્રીશુકાનંદ મુનિ બોલ્યા** :- 'હે રાજન્ ! તમે પરમાત્મા શ્રીહરિનાં લીલાચરિત્રોના શ્રવણમાં શ્રદ્ધાવાળા છો. તેથી તમને **ધન્ય** છે. તમોએ ખૂબ સારો પ્રશ્ન પૂછ્યો છે, કારણકે આ પાવનકારી પ્રશ્ન સમગ્રજનોને હિતાવહ તેમજ શાંતિકારી છે. (૧૭) સાક્ષાત્ શ્રીહરિની સુંદર અને વિવિધ-આશ્ચર્યકારી લીલાના શ્રવણથી ભક્તજનોને પરમ લાભ થાય છે. ભક્તોને શ્રીહરિની લીલા શ્રવણથી તેમનું જેવું પ્રત્યક્ષપણું અનુભવાય છે તેવું બીજા ઉપાયોથી અનુભવાતું નથી. (૧૮) આ લોકમાં સંસારરૂપી પાશને છેદનારી શ્રીહરિની કથાનો ત્યાગ કરીને, સુકૃતનો નાશ કરનારી અસત્ ગ્રામ્ય કથાને જે સાંભળે છે, તે માણસ **અધમ** અને **મૂર્ખ** છે; વિવેકી પુરુષો તેનો શોક કરે છે. (૧૯) જે માણસ શ્રીહરિના લીલામૃતનો ત્યાગ કરીને અમંગળ રૂપ બીજી વાર્તા સાંભળે છે તે મૂઢ, ઝેરના વૃક્ષની લતાને સેવતો હોયને શું ? એમ દુરંત દુઃખને પામે છે. (૨૦)

હે રાજન્ ! જે જનો અત્યંત પાપથી આ કથા થકી વિમુખ થાય છે, તેવા મનુષ્યો-જેમની બોલવાની અને સ્મરણની ક્રિયાઓ અસત્ય (વ્યર્થ) છે; તેવા મનુષ્યોનું **નિષ્ફળ આયુષ્ય** કાળ નાશ કરે છે. (૨૧) આ લોકમાં જે મનુષ્ય દેવતાઓએ ઈચ્છેલ મનુષ્ય શરીર પામીને આ શ્રીહરિની મહાન કથાનો ત્યાગ કરીને સદ્બુદ્ધિનાશક અનાદરણીય વાતો સાંભળે છે, તેનો જન્મ પશુના જન્મની જેમ **વૃથા** છે. (૨૨) આ લોકમાં જે શ્રીહરિની લીલા કથાનો ત્યાગ કરીને ગ્રામ્ય કથા સાંભળે છે, તે શ્રીહરિના ધામને નથી પામતા; એટલું જ નહિ હે રાજન્ ! તેવા મનુષ્યોને તે

श्रुता सा, तं निक्षिपत्युग्रतमस्सु राजन् ॥२३॥ विहाय नारायणदिव्यलीलाकथामघौघक्षयकारिणीं यः । शृणोति गाथां विषयावबोधां विषं पिबत्येव सुधां स हित्वा ॥२४॥ यदि हृदि भवभीतिमुक्तिवाञ्छा यदि सरसं हरिचिन्तने मनः स्यात् । जन-कदन-विधूननं तदेदं हरिचरिताऽमृतमङ्गिभिर्निपेयम् ॥२५॥ इदमशिवहरं निशम्य रम्यं सकृदपि मानसमेत्युदारशान्तिम् । गज इव दवदावदह्यमानो नदमतिशीतजलं प्रपद्य गाङ्गम् ॥२६॥

इदमतिनिपुणैर्निषेव्यमाणं कलिमलजालविलुम्पनं ललामम् । शरदिव विमलीकरोति नीरं विषयकषायमयं जनस्य चेतः ॥२७॥ इदमतिसुखदं प्रपद्य सारं विमलधियो हृदि कामयन्ति नान्यत् । धनतृष इव दिव्यमाप्य चिन्तामणिमखिलेप्सितवस्तुदानशक्तम् ॥२८॥ सुरवरनिकरैः प्रलिप्स्यते यत् प्रतिदिनमेव कृताऽमृतातिपानैः । निजहृदि सभयं वितर्कयद्भिः स्वपदलयं विधिवासराऽवसाने ॥२९॥ इदमिह मनुजा विहाय मुग्धा विदधति येऽन्यकथाश्रुतिं जनास्ते । शिशव इव सुशर्करादि हित्वा समदमदन्ति मृदं गदप्रदात्रीम् ॥३०॥ सलिलधरकणाँश्च भूमिरेणून् अपि गणयेत् पुरुकालतो मनीषी । तदपि गणयितुं कदापि काले हरिचरितानि नहि क्षमेत राजन् ॥३१॥ अदितिसुतपथं यथा शकुन्ता निजनिजशक्त्यनुरूपमुत्पतन्ति । स्वमतिगतिसमं तथा महान्तो हरिचरितानि वदन्ति बुद्धिमन्तः ॥३२॥ भवदवशमनीर्हरेस्तु लीलाः शतधृतिरप्यनुकीर्तयन्नजस्त्रम् । पशुपतिरपि वापि सर्पराजो निखिलतया न किल क्षमेत वक्तुम् ॥३३॥

---

ગ્રામ્યવાર્તા ઘોર નરકને જ પમાડે છે. (૨૩) જે માણસ પાપના સમૂહને નાશ કરનારી નારાયણની દિવ્ય લીલાઓની કથા ત્યાગ કરી, શબ્દાદિ વિષયો સંબંધી વાર્તા સાંભળે છે. તે માણસ અમૃતનો ત્યાગ કરી ઝેરને જ પીવે છે. (૨૪)

હે રાજન્ ! સંસારપાશથી જેને મુક્ત થવું હોય, તેમજ હરિચિંતનમાં પ્રેમે સહિત મન પરોવવું હોય તેમણે સર્વ પાપને નાશ કરનારું આ (જેનું મારા દ્વારા વર્ણન થશે તે પ્રસ્તુત ગ્રંથરૂપ) હરિચરિત્રામૃતનું પાન કરવું. (૨૫) દાવાનળથી તપાયમાન હાથી જેમ ગંગા નદીના ધરાને પામીને શાંતિ પામે છે, તેમ અમંગળને નાશ કરનારું શ્રોતાના મન અને શ્રવણને રંજન કરનારું આ શ્રીહરિના ચરિત્રોવાળું શાસ્ત્ર એકવાર પણ સાંભળીને મન **અત્યંત શાંતિ** પામે છે. (૨૬) કળિમળના સમૂહને નાશ કરનારું, નિપુણ પુરુષોએ સેવેલું આ સુંદર શાસ્ત્ર, શરદઋતુ જેમ જળને નિર્મળ કરે છે, તેમ વિષયોની ભોગવાસના યુક્ત મનને નિર્મળ કરે છે. (૨૭) જેમ ઘણાં ધનની ઈચ્છાવાળા જનો સર્વઈચ્છિત વસ્તુને આપનારી દિવ્ય ચિંતામણિને પામીને બીજા ધનને નથી ઈચ્છતા, તેમ વિમળ બુદ્ધિવાળા જનો સમગ્ર શાસ્ત્રના સારભૂત સર્વ સુખમય આ શાસ્ત્ર સાંભળીને હૃદયમાં બીજું ઈચ્છતા નથી. (૨૮) પ્રતિદિન અમૃતનું પાન કરનારા ઈન્દ્રાદિ દેવતાઓ પણ બ્રહ્માના દિવસના અંતે (નિમિત્ત પ્રલય સમયે) પોતાના હૃદયમાં, પોતાના સ્થાનના નાશનો ભયપૂર્વક વિચાર કરતાં, આ શાસ્ત્ર સાંભળવા ઈચ્છે છે. (૨૯) જે મનુષ્યો આ લોકમાં શ્રીહરિના આ ચરિતામૃતના શાસ્ત્ર સિવાય બીજી કથા સાંભળે છે, તે જનો તો બાળકો જેમ સાકર-દ્રાક્ષ વગેરેનો ત્યાગ કરીને રોગ કરનારી મૃત્તિકાને હર્ષપૂર્વક ખાય છે, તેના જેવા **મૂઢ** છે. (૩૦)

હે રાજન્ ! બુદ્ધિમાન મનુષ્ય કદાચ મેઘના બિંદુઓને તથા પૃથ્વીના રજકણને ઘણાં કાળે કરીને ગણી શકે, છતાં પણ હરિના ચરિત્રોને ગણવા માટે તો કોઈ **સમર્થ** થતું જ નથી. (૩૧) આકાશમાં જેમ પક્ષીઓ પોતાની શક્તિ પ્રમાણે ઊડે છે, તે પ્રમાણે બુદ્ધિમાન મનુષ્યો હરિનાં ચરિત્રોને પોતાની બુદ્ધિ પ્રમાણે કહે છે. (૩૨) સંસારરૂપી દાવાનળને શાંત કરનારી શ્રીહરિની લીલાનું નિરંતર કીર્તન કરતાં બ્રહ્મા-શંકર-સર્પરાજ શેષજી વગેરે પણ તે લીલા સમગ્રપણે કહેવા સમર્થ થતા નથી. (૩૩)

तस्मान्मुनिप्रवर्येण शतानन्देन भूपते । वर्णितान्येव कतिचिच्चरित्राणि हरेर्विभोः ॥३४॥ तद्वर्णितावशिष्टानि श्रुतानि श्रीहरेर्मुखात् । यान्यैकान्तिकसाधुभ्यो मया दृष्टानि कानिचित् ॥३५॥ तानि तानि हरेर्धार्मेश्चरित्राणि सतांपतेः । वर्णयिष्ये यथाप्रज्ञं तुभ्यं भूपशिरोमणे ॥३६॥ तत्राप्याचार्यवर्येण रघुवीरेण गुम्फितः । योऽस्ति सर्वोत्तमो ग्रन्थो हरिलीलासुधाभृतः ॥३७॥

तद्द्वारा नृपते तुभ्यं चरित्राणि हरेरहम् । नानाविधानि दिव्यानि श्रावयिष्ये महामते ॥३८॥ इत्थं पापार्तिशमनं तद्वचोऽमृतमुत्तमम् । पीत्वा शान्तिं परां प्राप्तस्तमित्यूचे वचो नृपः ॥३९॥

राजोवाच - अहो देशिकवर्येण रघुवीरेण धीमता । ग्रन्थो यो रचितः साक्षाद् हरिलीलासुधालयः ॥४०॥ निबन्धं तं शुभं ब्रह्मन् सर्वग्रन्थशिरोमणिम् । श्रोष्यामि त्वन्मुखात्तस्मान्नूनं यास्यामि धन्यताम् ॥४१॥ इमं ग्रन्थं किमाचार्यः स्वयं चक्रे महामुने । केनचित् प्रेर्यमाणो वा तन्मे ब्रूहि बुभुत्सवे ॥४२॥ तद्वक्त्रेन्दुपतद्वचोऽमृतरसं पातुं प्रसक्तात्मनस्तस्येत्थं वचनं निशम्य विनयानम्रस्य गोत्रापतेः । साक्षात्तं हृदये स्मरन् प्रियतरं श्रीस्वामिनारायणं क्षोणीपालमुवाच तं त्विति शुकानन्दो मुनीन्द्रो मुदा ॥४३॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे राजकृतमुनिप्रशंसा - भगवत्प्रादुर्भावप्रश्नादिनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

---

તેથી હે રાજન્ ! સર્વાન્તરાત્મા શ્રીહરિનાં કેટલાંક ચરિત્રો મુનિવર્ય શતાનંદજીએ વર્ણન કરેલાં છે. તેમના વર્ણન કરવાથી બાકી રહેલાં કેટલાક મેં શ્રીહરિના મુખ થકી સાંભળેલાં, કેટલાક એકાંતિક સાધુઓ થકી મેં સાંભળેલાં, અને કેટલાક ચરિત્રો મેં જોયેલાં છે. (૩૪-૩૫) સત્પુરુષોના પતિ ધર્મના પુત્ર શ્રીહરિનાં તે તે ચરિત્રો હે ભૂપશિરોમણિ ! મારી બુદ્ધિ અનુસારે તમારી આગળ **વર્ણન** કરીશ. (૩૬)

તેમાં પણ આચાર્યવર્ય શ્રી રઘુવીરજીએ કરેલો શ્રીહરિની લીલારૂપી અમૃતથી પૂર્ણ જે **સર્વોત્તમ ગ્રંથ** છે. (૩૭)

હે નૃપતે ! તે ગ્રંથ દ્વારા શ્રીહરિનાં અનેક પ્રકારના દિવ્ય ચરિત્રો મહાબુદ્ધિશાળી એવા તમોને હું સંભળાવીશ.' (૩૮) આવી રીતે સર્વ કલેશનો નાશ કરનારું અમૃતતુલ્ય શુકાનંદ મુનિનું ઉત્તમ વચન સાંભળીને પરમશાંતિ પામેલા માનસિંહ રાજા બોલ્યા. (૩૯)

**માનસિંહ રાજા કહે છે** : 'અહો ! બુદ્ધિશાળી આચાર્યવર્ય રઘુવીરજીએ પ્રત્યક્ષ શ્રીહરિની લીલા-સુધાના પાત્રરૂપી જે ગ્રંથ રચેલો છે, હે બ્રહ્મન્ ! સર્વ ગ્રંથ શિરોમણિ તે શુભ ગ્રંથને તમારા મુખ થકી સાંભળીને હું કૃતાર્થ થઈશ. (૪૦-૪૧) હે મહામુને ! આ ગ્રંથ આચાર્યે પોતાની ઈચ્છાથી કર્યો છે કે કોઈએ પ્રેરણા કરી તેથી કર્યો ? એ આપ જાણવાની ઈચ્છાવાળા મને કહો.' (૪૨)

શ્રી રઘુવીરાચાર્યના મુખચંદ્રમાંથી સ્રવેલા વચનરૂપી અમૃતનું પાન કરવાની જેના ચિત્તમાં આસક્તિ છે એવા, વિનમ્ર માનસિંહ રાજાનું આ વચન સાંભળીને પોતાના પ્રાણથી પ્રિય શ્રીસ્વામિનારાયણ ભગવાનને પોતાના હૃદયમાં સંભારીને **શુકાનંદ મુનિ** માનસિંહરાજાને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૪૩)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'માનસિંહ રાજાએ શુકાનંદ મુનિની પ્રશંસા કરી તથા ભગવાનના પ્રાદુર્ભાવાદિનો પ્રશ્ન કર્યો તે નિરૂપણ' નામે દશમો અધ્યાય સંપૂર્ણ (૧૦)

## ॥ अथैकादशोऽध्यायः ॥

**( रघुवीरकृतः पूर्वं विचारो रहसि प्रभोः । उक्त एकादशे वीक्षा तन्मूर्त्तेर्वर्णनं ततः ॥)**

श्रीशुकानन्द उवाच - **एकदाऽऽचार्यतिलको रघुवीरो महामतिः । विविक्ते स्वासनासीनो राजन्नित्थं व्यतर्कयत् ॥१॥ श्रीहरेरतिदिव्यानां विचित्राणां सविस्तरम् । वर्णनेन चरित्राणां युक्तो ग्रन्थो न विद्यते ॥२॥ तस्मात्सर्वावताराणां कारणस्य शुभैर्हरेः । भूरिभिश्चरितैर्युक्तो महान् ग्रन्थः कथं भवेत् ॥३॥ हरीच्छया यदा स स्यात्तदा तं शृण्वतां नृणाम् । वक्तृणामपि सर्वेषां मुक्तिरात्यन्तिकी भवेत् ॥४॥ तद्ग्रन्थश्रुतिमात्रेण श्रीहर्य्याश्रयिणां सताम् । सत्सङ्गिनां तथैव स्याद् हरिस्मृत्या परं सुखम् ॥५॥ सद्विचारमिति कुर्वति तस्मिन् प्रीत एव स तदाशयवेत्ता । श्रीहरिर्निजविधिप्रसिताय स्वीयदर्शनमदान्नृप तस्मै ॥६॥ द्योतमाननखसद्विधुमाला-शालिपाणिचरणो रमणीयः । शोणवर्णमुदुलातिविराजदङ्घ्रिपद्मतलषोडशलक्ष्मा ॥७॥ वृत्तकोमलमनोहरजङ्घाजानुसक्थिविलसत्कटिबिम्बः । कुञ्जराशनदलप्रतिमानश्रीनिधानपुरुमार्दवतुन्दः ॥८॥ निम्नवृत्तशुभनाभिविभासी प्रोल्लसद्वरवलित्रयशाली । राजमानशुभलक्ष्मविराजद्विस्तृतायतसमोन्नतवक्षाः ॥९॥ नीलसन्मणिरुचिस्तनशोभी जानुलम्बिविलसद्भुजयुग्मः । पीनमाल्यमृदुलांसयुगश्रीर्भ्राजमानदरसुन्दरकण्ठः ॥१०॥ दर्शनीयहनुसच्चिबुकश्रीर्गण्डमण्डलयुगोत्तमलक्ष्मीः ।**

### અધ્યાય : ૧૧

## શ્રીરઘુવીરાચાર્યે સર્વોપરિ ગ્રંથ સંબંધી વિચારણા કરવાથી શ્રીહરિએ દર્શન આપ્યા - તે મૂર્તિનું વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! એક સમયે મહાબુદ્ધિશાળી આચાર્યવર્ય **રઘુવીરજી** એકાન્ત સ્થળમાં પોતાના આસને બેસીને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યાઃ (૧) 'શ્રીહરિનાં અતિદિવ્ય-વિવિધ ચરિત્રોનો સવિસ્તર ગ્રંથ નથી, તેથી સર્વાવતારોના કારણ શ્રીહરિના શુભ ચરિત્રોવાળો ગ્રંથ કેવી રીતે તૈયાર થાય ? જો શ્રીહરિના સંકલ્પથી ગ્રંથ તૈયાર થાય તો તેને સાંભળનાર શ્રોતાજનો તથા વક્તાઓની પણ **આત્યંતિકી મુક્તિ** થાય. (૨-૩-૪)

તે ગ્રંથના શ્રવણ માત્રથી પ્રત્યક્ષ ભગવાનના આશ્રિત સંતો તથા સત્સંગીઓને શ્રીહરિની મૂર્તિ આદિના સ્મરણથી પરમ સુખ થાય.' (૫)

હે રાજન્ ! શ્રીરઘુવીરાચાર્ય આ પ્રમાણે **સદ્વિચાર** કરતા હતા, તે સમયે અતિ પ્રસન્ન થયેલા અને તેમના સંકલ્પને જાણનારા શ્રીહરિએ આજ્ઞા પાળવામાં તત્પર શ્રી રઘુવીરજીને પોતાના **દર્શન** આપ્યાં. (૬)

**તે શ્રીહરિનું હવે વીસ શ્લોકથી વર્ણન કરે છે :-** નિષ્કલંક ચંદ્રમાઓની કાંતિસમ શોભાયુક્ત નખ પંક્તિથી શોભતા કરચરણ જેમનાં છે, રાતા વર્ણવાળાં-મૃદુલ અને અતિસુંદર બન્ને ચરણ કમળનાં તળાં; જે ઊર્ધ્વરેખા તથા સોળ ચિહ્નોથી અંકિત છે; (૭) ગોળ-કોમળ તથા મનોહર બે જંઘાઓ-જાનુઓ તથા સાથળો જેમને છે, અને સુંદર શોભતી કેડ્યવાળા, પીપળાના પાન સમાન શોભાના ધામરૂપ-અતિકોમળ ઉદરવાળા; (૮) ઊંડી-ગોળ અને સુંદર નાભિથી શોભતા ઉદર પર પડતી **ત્રિવળી** વડે જેઓ અતિ શોભે છે; શુભ શ્રીવત્સના ચિહ્ન વડે દીપતા વિશાળ અને ઊપડતા વક્ષઃસ્થળવાળા; (૯) સુંદર નીલમણિની કાંતિવાળા સ્તનોથી શોભતા, જાનુપર્યંત લાંબી-શોભાયમાન બંને ભુજાવાળા; માંસલ-પુષ્ટ છતાં પુષ્પની માફક કોમળ સુંદર બે ખભાવાળા, ત્રણ રેખાઓથી શોભાયમાન શંખ જેવા

शष्कुलीललितकर्णयुगश्री-श्चञ्चलातिविलसद्विपुलेक्षः ॥११॥ स्निग्धलोलतरतारकमन्तर्यस्य नेत्रयुगलं स्मरणीयम् । अन्तरप्रचलषट्पदयुक्तं फुल्लनूतनमलज्जयदब्जम् ॥१२॥ चारुदीपकलिकाशुकचञ्चुश्रीवितर्जि-पुरुसौष्ठवनासः । स्वीयचापरुचिरत्वजभूरिस्वान्तजस्मयहरातिवरभ्रूः ॥१३॥ मन्दहासविसरद्दभासाभासितोष्ठजितकुन्दगबिम्बः । कुन्दकुड्मलरदावलिशाली मन्दमन्दशुभहासविलासी ॥१४॥ स्निग्धभूरिकरुणामृतपूर्ण-प्रोल्लसत्तरलमङ्गलवीक्षः । दर्शनोचितनिजाननशोभार्तर्जिताम्बुरुहशारदचन्द्रः ॥१५॥ ध्यातृचित्तगतदूषणहारी यन्मुखेन्दुरपि भूमितलस्थः । व्योमचारिणमपि क्षणदेशं दोषयुक्तमकरोदध एव ॥१६॥ यस्य वक्त्रमवलोक्य निशेशो विस्मयावहमनन्यसमानम् । मोहमाप्य नितरां सुरमार्गे भ्राम्यतीव बहुलाद्भुतयुक्तः ॥१७॥ श्रीर्गता सरसिजं शशिलक्ष्मीं नैति पङ्कजगुणान् विधुमाप्ता । यस्य दिव्यवदनाचलवासा श्रीस्तु सैत्युभयमेव वरिष्ठा ॥१८॥

कोटिकोटिमदनस्मयहारिश्रेष्ठसौष्ठवमहाजलराशिः । स व्यभात् कनकसूत्रदुकूलैर्विद्युदंशुनिचयैरिव वार्दः ॥१९॥ रत्नहेममयनूपुरराजत् - किङ्किणीझणझणत्कृतियुक्तः । काञ्चनीय-परिणद्धमणिश्री-मेखलाकलितसत्कटिबिम्बः ॥२०॥

---

કંઠવાળા; (૧૦) સુશોભિત હડપચી (દાઢી) તથા ચિબુકથી દર્શનીય ઉત્તમ શોભાયમાન બે લમણાં, તથા જલેબી આકારના બે સુંદર કાનવાળા, ચંચળ અને અતિ શોભાયમાન કર્ણ પર્યંત વિકસેલાં બે નેત્રોવાળા; (૧૧) જે શ્રીહરિનાં કમળ સમાન તેમજ સ્નેહપૂર્ણ - ચંચળ તારલા (કીકીઓ) યુક્ત **નેત્રયુગલ** (બંને નેત્રો) તે જે તે જેમાં ભ્રમર અતિ ચંચલ થકો ભમે છે એવાં પ્રફુલ્લિત - નૂતન કમળને પણ લજ્જા પમાડે છે, તેવા; (૧૨)

દીવાની સુંદર જ્યોત તથા પોપટની ચાંચની શોભાનો પણ તિરસ્કાર કરનારી અતિ સુંદર નાસિકાવાળા, કામદેવને પોતાના ધનુષ્યની શોભાથી ઉત્પન્ન થયેલા ગર્વનો જેમણે નાશ કર્યો છે એવી અતિશ્રેષ્ઠ બન્ને ભ્રકુટિથી શોભતા; (૧૩) મંદ મંદ હસવાથી પ્રસરતી દાંતોની કાંતિથી શોભતા સુંદર **ઓષ્ઠ** જે મોગરાના પુષ્પ યુક્ત બિંબફળની સુંદરતાનો પણ તિરસ્કાર કરે છે એવી શોભાવાળા, મોગરાની કળી જેવી સુંદર દંત પંક્તિથી શોભતા, તથા મંદ મંદ હાસ્યથી વિલાસવાળા; (૧૪) પોતાના આશ્રિતો ઉપર સ્નેહ યુક્ત કરુણામૃતથી પૂર્ણ અને અતિ શોભાયમાન-ચપળ તેમજ મંગળકારી **દ્રષ્ટિ** જેમની છે, સર્વને દર્શનીય પોતાના મુખની શોભાથી તિરસ્કૃત કર્યા છે-કમળ અને શરદ ઋતુના ચંદ્રને જેમણે એવા; (૧૫) ધ્યાન કરનારા ભક્તોના ચિત્તમાં રહેલા દોષને નાશ કરનાર ચંદ્રરૂપી શ્રીહરિનું **મુખારવિંદ** પૃથ્વી ઉપર શોભી રહ્યું છે; જે મુખચંદ્ર આકાશમાં રહેલા છતાં કલંકવાળા ચંદ્રને શરમાવી દે છે. (૧૬)

શ્રીહરિનું આશ્ચર્યજનક અને અનુપમ **મુખકમળ** જોઈને નિશાનાથ ચંદ્ર મોહ પામીને અતિ આશ્ચર્યયુક્ત થકો નિરંતર આકાશમાં ભમતો હોયને શું ? એમ ભાસે છે. (૧૭) શોભાયમાન લક્ષ્મી નવીન કમળને પામે છે છતાં તે સમયે ચંદ્રની કાંતિરૂપ આહ્લાદક ભાવને નથી પામતી. વળી ચંદ્રમંડળમાં રહેલી લક્ષ્મી કમળના સુગંધીરૂપ ગુણને પણ નથી પામતી. જ્યારે શ્રીહરિના દિવ્ય મુખારવિંદમાં નિવાસ કરતી લક્ષ્મી તો ચંદ્રની આહ્લાદક કાંતિનો ગુણ તથા કમળનો સુગંધીરૂપ ગુણ એ બન્ને ગુણો વાળી બને છે. (૧૮)

કોટી કામદેવના ગર્વને હરનારા-લાવણ્યના સમુદ્રરૂપ **શ્રીહરિ,** સોનેરી વસ્ત્રોથી મેઘ જેમ ચંચળ વીજળીના કિરણોના સમુદાયથી શોભે છે તેમ, શોભતા હતા. (૧૯) ચરણમાં રત્નજડિત સુવર્ણનાં ઝાંઝરોની શોભાયમાન ઘૂઘરીઓના ઝણઝણાટથી યુક્ત, જેમણે સુંદર કેડ્ય ઉપર શોભાયમાન મણિજડિત કંચનમય કંદોરો (મેખલા) ધારણ

काञ्चनीर्विविधशुद्धमणीनां विस्फुरत्किरणमण्डलयुक्ताः । ऊर्मिका बहुविधा रमणीया बिभ्रदुत्तमकराङ्गुलिकासु
॥२१॥ द्योतमानकमनीयसुवर्ण-शृङ्खलावलयभूषणपाणिः । नद्धशुद्धमणिराजिविराजत्-काञ्चनाङ्गदलसद्भुजयुग्मः
॥२२॥ चित्रवर्णमणिकाञ्चनमुक्तानिर्मिताँश्च विविधान् वरहारान् । सारहारनिकरानपि पौष्पान् कम्बुभास्वरगले निदधानः
॥२३॥ शुद्धहेममयनद्धमणीन्द्र-प्रोल्लसच्चपलकुण्डलशाली । स्वर्णसूत्रमयवेष्टनराजन्माल्यहेममणिशेखरराजिः ॥२४॥
रक्तनीरुरुहसन्निभवर्णे यस्य दक्षिणकरे प्रचलन्ती । स्वर्णयष्टिरधिकस्फुरितत्विड् दिद्युते तडिदिवात्यरुणाभे ॥२५॥
पादपद्मपरिवीतविराजत्-पादुकाचटचटध्वनियुक्तः । धूनयन् धवलनक्तकपाणिं चारुचङ्क्रमविलज्जितहंसः ॥२६॥
केसरोर्ध्वतिलकान्तरराजच्चारुकुङ्कुमसुवर्तुलचन्द्रः । स्वाङ्गविस्मयवहातुलशोभा-प्रापिताखिलविभूषणलक्ष्मीः ॥२७॥
बिभ्राणं श्रियमिति सुन्दरामतर्क्यां दृष्ट्वेक्ष्यं हरिमवतारिणं स्वतन्त्रम् । आचार्यः पुलकितविग्रहः सबाष्पो नम्रः सन्
सपदि कृताञ्जलिर्ववन्दे ॥२८॥ तद्वीक्षाप्रभवमहाप्रमोदयुक्तस्तं साक्षान्निजपितरं परं परस्मात् । सोत्कण्ठं मृदुलतरे
निषाद्य पीठे सर्वज्ञं स विनयवान्नुनाव धीमान् ॥२९॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे श्रीहरिमूर्तिवर्णननामैकादशोऽध्यायः ॥११॥

---

કરેલ છે. તેમજ વિવિધ-શુદ્ધ મણિઓના સ્ફુરાયમાન ચંચળ કિરણોથી યુક્ત સુવર્ણની રમણીય **વીંટીઓ** શ્રેષ્ઠ આંગળીઓમાં ધારણ કરી છે; (૨૦-૨૧) બન્ને હાથમાં ચળકતાં મનોહર સુવર્ણનાં **સાંકળાં** તથા **કડાં** ધારણ કર્યાં છે, તથા જેમની બંને ભુજાઓમાં મણિ જડેલા સુવર્ણના **બાજુબંધ** શોભે છે; (૨૨) ચિત્રવિચિત્ર વર્ણવાળા મણિ-સુવર્ણ તથા મોતીથી નિર્માણ કરેલા અનેક પ્રકારના શ્રેષ્ઠહાર તેમજ પુષ્પોના ઉત્તમ હારોને કંબુ સમાન કંઠમાં ધારણ કરતા; (૨૩) મણીંદ્રોથી શોભતાં સુવર્ણનાં ચંચલ કુંડળવાળા, વળી જેમણે પુષ્પ-સુવર્ણ તથા મણિમય તોરાઓની પંક્તિથી શોભાયમાન સોનેરી પાઘ ધારણ કરી છે તેવા શ્રીહરિ લાલકમળ સમાન જમણા હાથમાં સુવર્ણની સોટીને આંગળીઓથી ફેરવતા હતા, જે લાલ વાદળમાં કાંતિવાળી વીજળીની જેમ શોભતી હતી. (૨૪-૨૫)

ચટ્ચટ ધ્વનિ કરતી સુંદર પાદુકા જેમણે બંને ચરણકમળમાં ધારણ કરી છે એવા **શ્રીહરિ** સફેદ રુમાલથી શોભતા હાથને હલાવતા થકા સુંદર ચાલથી હંસ ગતિને પણ લજ્જા પમાડતા હતા. (૨૬) કેસરના ઊર્ધ્વપુંડ્ર તિલક મધ્યે કુંકુમનો ગોળ ચાંલ્લો કપાળમાં શોભે છે, જેમનું શરીર આશ્ચર્યકારી લાવણ્યતાયુક્ત અલંકારોને પણ અલંકૃત કરે છે એવા; (૨૭) સુંદર અને કલ્પનામાં પણ ન આવે એવી શોભાને ધારણ કરનારા-અવતારી-દર્શનીય અને સ્વતંત્ર શ્રીહરિના દિવ્ય સ્વરૂપે દર્શન કરીને અશ્રુથી ભરપૂર નેત્રવાળા આચાર્યશ્રી રઘુવીરજીએ તત્કાળ અતિ વિનમ્ર થકા બે હાથ જોડીને **પ્રણામ** કર્યા. શ્રીહરિના દર્શનથી અતિ આનંદ પામેલા શ્રીરઘુવીરાચાર્ય સર્વથકી પર જે અક્ષર તેનાથી પણ પર, પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થયેલા સર્વજ્ઞ પોતાના પિતા શ્રીહરિને અતિ કોમળ આસન ઉપર બેસાડીને બંને હાથ જોડીને ઉત્કંઠાપૂર્વક **સ્તુતિ** કરવા લાગ્યા. (૨૮-૨૯)

✪ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શ્રીહરિ મૂર્તિ વર્ણન' નામે અગિયારમો અધ્યાય સંપૂર્ણ (૧૧)

---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ ✪ આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (**દા.ત.** અધ્યાય ૧૩, ૧૪, ૧૬, ૨૩, ૨૮ વગેરે)

## ॥ अथ द्वादशोऽध्याय : ॥

( स्वपितृभगवद्वीक्षानंदसंदोहवश्यतः । गद्यपूर्वं चित्रवृत्तैरार्योऽस्तौद्द्वादशे हरिम् ॥)

श्रीरघुवीराचार्य उवाच - **परम ! ब्रह्मधामनिवासिन्, सर्वाविर्भावकारण, परात्पर, पुरुषोत्तम, समस्तस्वेतरवस्तुविलक्षणश्चिदचिद्वर्गैकनियन्ता, परमात्मा, सकलहेयप्रत्यनीको विजयसे । स्वसम्मतोचितैकरूपानवद्यदिव्यनित्याद्भुतातर्क्य-निरवधिकातिशय-मार्दवौज्ज्वल्य-सौरभ्य-सौन्दर्य-लावण्य-तारुण्याद्यनन्त-स्वरूपगुणगणमहार्णवो; नित्यसिद्धाऽपार-सौगन्ध्यमार्दवौज्ज्वल्य-तेजो-माधुर्य-सौष्ठवावयव-दिव्यानन्यसाम्यरूपः; ( ★[1]तथाविध- ) ★स्वाभाविकानवधिकातिशय★-ज्ञानैश्वर्य-बलतेजः-शक्ति-वीर्य-मुख्यासङ्ख्य-कल्याणगुणमणिगणभूषणी-भूतविग्रहोऽस्पृष्टसर्वदूषणलेशो, विचित्रविशेषनैकलोकशरण्यः, ★प्रणतार्तिहरो, निजाश्रितवात्सल्यैकजलधिर्★, विचित्रापारभोग्यभोक्तृ-भोगसाधन-भोगायतन-परिपूर्णाक्षरधामस्थिताक्षरमुक्तोपासित-पादाम्बुजोऽसङ्ख्येय-ब्रह्माण्डप्रभव-पालन-प्रतिसञ्चरादिलीलस्त्वम् ॥१॥**
**तवाऽवतारस्य विधिर्महत्त्वं वैराजपुंसो न विबोद्धुमीशे । हरे तदानीमवतारिणस्ते किमत्र चित्रं परमस्य साक्षात् ॥२॥**
**स्वधर्मनिष्ठा भुवि येऽसुभाजस्त्वदीयवार्तां भवदीयसद्भ्यः। शृण्वन्ति तेभ्यो वितरस्युदारामैकान्तिकीं मुक्तिमहो दयालो ॥३॥**

---

## અધ્યાય : ૧૨

## આચાર્યશ્રી રઘુવીરજી મહારાજે (ગદ્ય-પદ્યાદિ શ્લોકોથી) કરેલી શ્રીહરિની સ્તુતિ

**શ્રીરઘુવીરાચાર્ય સ્તુતિ કરતા કહે છે :-** હે સર્વોત્તમ ! અક્ષરધામ નિવાસી, સર્વ અવતારોના કારણ, અક્ષર બ્રહ્મ થકી પણ પર, પુરુષોત્તમ, પોતાથી ભિન્ન સમસ્ત વસ્તુઓથી સ્વરૂપ સ્વભાવ વગેરેથી વિલક્ષણ, પ્રાકૃત તથા અપ્રાકૃત વર્ગના એક નિયન્તા, સર્વાન્તર્યામી, સકલ હેય પ્રત્યનીક અર્થાત્ દોષો કે અંતઃશત્રુના વૈરી, તમો સર્વોત્કૃષ્ટપણે વર્તો છો. સ્વસંમત-ઉચિત એકરૂપવાળા જે અવિકારી, દિવ્ય, અવિનાશી, અદ્‌ભુત તેમજ અતકર્ય-અનવધિકાતિશય મૃદુતા, ઉજ્જવલતા, સૌરભ્ય (સહજ-સુગંધીપણું), સૌંદર્ય, લાવણ્ય, તારુણ્ય એ આદિ અસંખ્ય **સ્વરૂપ સંબંધી** ગુણ ગણોના મહાસમુદ્ર; તેમજ **નિત્યસિદ્ધ** જે અપાર સૌગંધ્ય-માર્દવતા (કોમળપણું)-ઉજ્જવલતા-તેજસ્વિતા-મધુરતા-સૌષ્ઠવતા (અર્થાત્ ઊર્ધ્વરેખાદિ ચિહ્નોથી થતું મનોજ્ઞપણું) આદિક **સ્વાભાવિક ગુણોથી યુક્ત** અનુપમ-દિવ્ય **અવયવોથી** શોભાયમાન; (તેવીજ રીતે) સ્વાભાવિક અનવધિકાતિશય જ્ઞાન-ઐશ્વર્ય-બળ-તેજ-શક્તિ-વીર્ય આદિ જે અસંખ્ય કલ્યાણકારી ગુણરૂપ મણિગણો તેનું ભૂષણરૂપ (શોભાજનક) વિગ્રહ (સ્વરૂપ) છે જેમનું એવા; તેમજ સદા નિર્દોષ, અનેક લોકોને આશ્રયના સ્થાનરૂપ, શરણાગત ભક્તોના દુઃખનો નાશ કરનારા, આશ્રિત પ્રત્યે નિર્ઝરતા સ્નેહ-વાત્સલ્યના સમુદ્રરૂપ, વિવિધ પ્રકારના ભોગવવા યોગ્ય પદાર્થો તથા તેને ભોગવનારા અને ભોગના સાધનો તથા ભોગના સ્થાનોથી પરિપૂર્ણ-અક્ષરધામમાં રહેલા અક્ષર મુક્તોએ જેમના ચરણકમળની ઉપાસના કરી છે, તથા અસંખ્ય બ્રહ્માંડની ઉત્પત્તિ-પાલન-પ્રલયાદિ લીલા છે જેમની એવા તમો **જયકારી** પ્રવર્તો છો ! (૧) વૈરાજ પુરુષની નાભિમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા તમારા આદિ અવતારના (વૈરાજપુરુષના) મહિમાને જાણવાને સમર્થ થયા નહિ, તો હે હરે ! સકળ અવતારોના અવતારી એવા તમારા સર્વોત્તમ પ્રત્યક્ષ સ્વરૂપનો **યથાર્થ મહિમા** તે ન જાણી શકે તેમાં શું આશ્ચર્ય છે ? (૨) પૃથ્વીના જે ધર્મનિષ્ઠ પુરુષો, તમારા સંતો પાસેથી તમારા સ્વરૂપની વાતો સાંભળે છે, તે મનુષ્યોને હે દયાળુ ! તમે અતિ મહાન **એકાંતિકી મુક્તિ** આપો છો. (૩)

---

★१. एते 'तथाविध' 'तादृग्विध-' इत्यादयः शब्दाः मूलग्रन्थे प्रयुक्ताः दृश्यन्ते । रसबोधिन्यां तु 'तथाविधे-'त्यादि-शब्दानां विवेचनात्मकाः एवैते '★स्वाभाविकानवधि०' इत्यादयः शब्दाः दृश्यन्ते ॥ '★प्रणतार्तिहरेत्यादि-जलध्यन्तं' तु मूले न दृश्यते, अतः रसबोधिन्यामेवाऽधिकः पाठः । मूले त्वत्र 'तादृग्विधविचित्रापारभोगभोक्तृ०' इत्येवंविधः पाठः दृश्यते ॥

परश्रेयोहेतुं तव जगति भक्तिं तनुभृतो विहायाऽऽप्तुं ज्ञानं विदधति नु ये क्लेशमनिशम् । महाक्लेशस्तेषां भवति ननु शेषो जडधियां तुषाणां स्थूलानामिव तनुभृतां कण्डनकृताम् ॥४॥ अनेके योगीन्द्रास्त्वदुपहितचित्तेन्द्रियगणाः कथां ते कल्याणीं सततमिह शृण्वन्ति मुदिताः । प्रकुर्वन्ति प्राप्तास्तव चरणयोर्भक्तिमतुलां न तेभ्यो दूरस्त्वं वियदिव भवस्यन्तरगतम् ॥५॥ विकारेभ्यो हीनं निरवधि शुभज्ञाननिलयं बुधैरस्य ज्ञेयं भवति तव रूपं परमिदम् । न पारं यान्त्यस्याक्षरपरममुक्ताः श्रुतिशिरोव्रजास्तर्हि स्वामिन् किमु न तु लभेरँस्तदपरे ॥६॥ प्रकुर्युर्ये संख्यां बहुलतरकालेन निपुणा धरित्रीपांसूनां जलधरकणानामपि हरे । न शक्तास्तेऽपि स्युर्निरवधिमहिम्नोऽक्षरपतेर्गुणाधिष्ठातुस्ते गणयितुमसङ्ख्यान् गुणगणान् ॥७॥ प्रतीक्षां कुर्वाणस्तव पुरुकृपायाः प्रतिदिनं जनो यो भुञ्जानः स्वकृतफलमासक्तिरहितः । मनोवाग्देहैस्त्वामिह जगति जीवेदभिनमन् परे मुक्तिस्थाने भजति ननु दायं स मतिमान् ॥८॥ असङ्ख्यब्रह्माण्डान्यपि तव तु लोमैककुहरे, भ्रमन्त्युच्चैरष्टावरणसहितानीश्वरपते

---

(આથી કોઈને કદાચ શંકા થાય કે ''ऋते ज्ञानान्न मुक्तिः'' એ શ્રુતિ અનુસાર મુક્તિ તો જ્ઞાનથી જ થાય છે. તો કેવળ તમારી વાર્તા શ્રવણરૂપ ભક્તિથી મોક્ષ થાય એમ શાથી કહો છો ? એ **શંકાનું નિવારણ** કરતાં કહે છેઃ) હે પરમાત્મન્ ! કેવળ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે રાત્રિ દિવસ જે યોગાભ્યાસનો શ્રમ કરે છે, તે જડબુદ્ધિ મનુષ્યો ડાંગરના ફોતરાં ખાંડનારા મૂર્ખાઓની માફક મહાક્લેશ પામે છે. (શ્રીમદ્ ભાગવતમાં 'श्रेयःश्रुतिं भक्तिमुदस्य ते' તથા શ્રીમદ્ ભગવદ્ગીતા (૧૨/૫)માં ''क्लेशोऽधिकतरस्तेषाम् अव्यक्तासक्तचेतसाम्'' એમ કહ્યું છે.) (૪)

હે પરમાત્મન્ ! આ લોકમાં અનેક યોગી પુરુષો જેમનાં અંતઃકરણ અને ઈન્દ્રિયો આપના સ્વરૂપમાં જ લીન થયા છે, તેઓ હર્ષપૂર્વક આપની **કલ્યાણકારી કથા** સતત સાંભળે છે, આપના ચરણકમળનું શરણ લઈને આપની અચળ **ભક્તિ** કરે છે. તેમના હૃદયમાં રહેલા તમો આકાશની માફક તેમનાથી કદાપિ દૂર થતા નથી. (૫)

એ **દુર્જ્ઞેય મૂર્તિ**નો **મહિમા** કહેતા કહે છે :-

હે સ્વામિન્ ! આ મારા નેત્રને દર્શનના વિષયરૂપ આપની **સર્વોત્તમ મૂર્તિ** પ્રકૃતિના સોળ વિકાર (માયાજન્ય પંચ જ્ઞાનેન્દ્રિયો, પંચ કર્મેન્દ્રિયો, પંચભૂત અને મન)થી રહિત છે તથા અપરિછેદ્ય છે, અને શુભ જ્ઞાનના સ્થાનરૂપ છે. (તેથી જ તાર્કિકો જ્ઞાનાધિકરણ આત્માને માને છે, શારીરક સૂત્રકાર જ્ઞાન શબ્દથી **જ્ઞાનાધિકરણ** પરમાત્માને કહે છે. રામાનુજાચાર્ય પણ એવું જ વ્યાખ્યાન કરે છે. એ પ્રકારે જ્ઞાનીઓએ જાણવા યોગ્ય છે.) અક્ષરધામના મહામુક્તો તથા સર્વે ઉપનિષદો આપના સ્વરૂપના મહિમાનો પાર નથી પામતા તો બીજા તેના પારને ન પામે તેમાં શું આશ્ચર્ય ? (૬) હે હરે ! ગણિતવિદ્યામાં નિપુણ કદાચ પૃથ્વીના રજકણો અથવા વર્ષાદના બિંદુઓની **સંખ્યા** બહુ કાળે ગણી શકે, પણ અપરિમિત મહિમાવાળા અનેક દિવ્ય ગુણોના આધાર અક્ષરપતિ આપના **અસંખ્ય ગુણો**ના સમૂહને ગણવા તેઓ પણ શક્તિમાન ન થાય. (૭) હે હરે ! આ જગતમાં આસક્તિ રહિત થઈને પોતાનાં કરેલાં કર્મનાં ફળ ભોગવતા થકા આપની કૃપા મેળવવાની ઈચ્છા રાખતા જે મનુષ્યો, મન-વાણી અને દેહે કરીને આપનું ભજન કરતાં જીવન નિર્ગમન કરે છે, તે બુદ્ધિમાન જનો અક્ષરધામની પ્રાપ્તિરૂપ **પરમ મુક્તિ** પામે છે. (૮)

હે ઈશ્વરોના પતિ ! આપના શરીરના એકેક રોમના છિદ્રમાં અષ્ટાવરણ (પ્રકૃતિ - મહત્ - અહંકાર - આકાશ - વાયુ - તેજ - જળ- પૃથ્વી) સહિત **અસંખ્ય બ્રહ્માંડો** ભમે છે. (અહીં ધામ તથા ધામીની અભેદ

। तवैवंभूतस्याऽनवधिमहिमानं तनुधियो, वदन्तो नैवाऽन्तं वियत इव यान्ति द्विजगणाः ॥९॥ विभो केऽपि स्वामिन् परम तव लीलास्त्रिभुवने हरे स्वित् क्वाऽहो वा कथमुत कदा वा कतिपयाः । क्षमेरन्न ज्ञातुं त्विति निजपरं योगविभवं वितन्वँस्त्वं क्रीडां सुखकर ! करोष्यक्षरपरः ॥१०॥ क्षराक्षरेशोऽक्षरतः परश्च मायामहापूरुषमुख्यशास्ता । अनन्तकल्याणगुणाम्बुराशिस्त्वं काल-वित्रासकरेक्षणोऽसि ॥११॥ त्वं मूलमायापुरुषात्मनैव ब्रह्माण्डकोटिप्रभवादिलीलाम् । करोष्यधीशोऽसि तथाऽप्यकर्ता भवस्यतो निर्गुण एव भूमन् ॥१२॥ साक्षात् परब्रह्म परात्परस्त्वं स्वयंप्रभोऽचिन्त्यविचित्रशक्तिः । ब्रह्मस्वरूपाक्षरमुक्तसेव्यो बृहद्व्रतातिप्रथनोरुवीर्यः ॥१३॥

विनिर्जिताऽमर्त्यनरेश्वराद्या मनोज-लोभ-स्मय-कोप-मुख्याः । अन्तर्द्विषो येऽपि तव प्रतापाद् दूरीभवन्त्येव तवाऽऽश्रितेभ्यः ॥१४॥ वेदादिराद्धान्तविधिप्रवीणो विस्तार्यमाणाऽमृतभद्रमार्गः । अधर्मसर्गोत्खननातिशक्तस्त्वमव्ययात्मा सकलात्मबन्धुः ॥१५॥

---

વિવક્ષાથી કહ્યું છે.★) એવા આપના અપાર મહિમાને વર્ણન કરતાં છતાં અમે અલ્પબુદ્ધિવાળા દેહધારીઓ, આકાશનો પાર જેમ પક્ષીઓ નથી પામતા તેમ આપના **અપાર મહિમા**નો પાર પામતા નથી. (૯) હે વિભો ! હે સ્વામિન્ ! હે સર્વોત્તમ ! હે હરે ! હે સુખકર ! આ આશ્ચર્યની વાત છે કે ત્રણ ભુવનમાં આપની લીલા; કયા સ્થાનોમાં, કયા પ્રકારે, ક્યારે અને કેટલી આપ કરશો એ **રહસ્ય** કોઈપણ જાણી શકતું નથી. અક્ષરબ્રહ્મથી પર આપ જ્યારે આપના યોગ વૈભવને વિસ્તારતાં ક્રીડા કરો છો, ત્યારે આપની **યોગમાયા** ખરેખર ન જાણી શકાય તેવી હોય છે. (૧૦)

**(આપ મનુષ્યનાટ્યધારી છો છતાં આપ ભગવાન છો એ વાત કહે છેઃ)**

હે હરે ! તમો ક્ષર અને અક્ષર બન્નેના નિયંતા, અક્ષર થકી પર અને મૂળ પ્રકૃતિ તથા મહાપુરુષના મુખ્ય શાસન કર્તા છો, તથા અનંત કલ્યાણકારી **ગુણ**ના **સમુદ્ર** છો. આપની દૃષ્ટિથી કાળ પણ ત્રાસ પામે છે. (૧૧)

[નનુ 'जगद् व्यापार वर्जं' એ સૂત્રથી જગતનો વ્યાપાર (કાર્યભાર) તો મારે જ આધીન છે. માટે તેમાં મારે માયા તથા પુરુષનું શું **પ્રયોજન** છે, એમ આશંકા થાય તો જેમ રાજા રાજ્યનાં કાર્યો અમાત્યાદિ દ્વારાએ કરાવે છે, તેમ તમો માયા તથા પુરુષદ્વારા **જગદ્વ્યાપાર** કરો છો એમ કહે છે] હે ભૂમન્ ! (બહુ પ્રતાપવાળા) અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને લયરૂપી લીલા આપ મૂળમાયા અને પુરુષ દ્વારા કરો છો; તો પણ તમે તેનાં નિયંતા છો, તેથી આપ અકર્તા અને નિર્ગુણ જ છો. (૧૨) હે સ્વયંપ્રભો ! આપની વિચિત્ર (અનેકવિધ) શક્તિઓ ચિંતવનમાં ન આવે એવી છે. સર્વોપરી અક્ષરબ્રહ્મ તે થકી પણ આપ પર છો, અને આપ પ્રત્યક્ષ પરબ્રહ્મ છો. બ્રહ્મ સ્વરૂપ એવા અક્ષરમુક્તોએ સેવા કરવા યોગ્ય છો. અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્યપાલન પ્રવર્તાવવાથી આપ પરાક્રમશાળી છો. (૧૩) બ્રહ્મા, શંકર વગેરે દેવો તથા યયાતિ વગેરે રાજાઓ પણ જે કામ-ક્રોધ-લોભ-ગર્વ આદિ અંતઃશત્રુઓને જીતી શક્યા નથી; તે અંતઃશત્રુઓ પણ આપના પ્રતાપથી આપના આશ્રિત ભક્તોથી દૂર ભાગે છે. (૧૪) વેદાદિ ચૌદ વિદ્યાના સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં પ્રવીણ, કલ્યાણકારી મોક્ષમાર્ગ વિસ્તારનારા, અધર્મના સર્ગને મૂળમાંથી ઉખેડી નાખવામાં અતિ શક્તિમાન, અવિનાશી આત્મસ્વરૂપવાળા આપ સમગ્ર જીવોના **હિતકર્તા** છો. (૧૫)

---

★ હકીકતમાં તો અસંખ્ય બ્રહ્માંડો અક્ષરધામના એક એક રોમના છિદ્રમાં અષ્ટાવરણ સહિત ભમે છે. પરંતુ પુરુષોત્તમ શ્રીહરિ અક્ષરધામના પતિ હોવાથી, આ મહિમા તેમની મૂર્તિનો પણ ગવાય છે. તેથી ધામ અને ધામીની **અભેદ વિવક્ષા** કહી છે.

क्रियास्त्वशेषा निरवद्यमूर्तेर्भवन्ति मायागुणयोगहीनाः । जनैश्चतुर्वर्गफलाप्तिकामैस्त्वमर्चनीयोऽसि दयापयोधे ॥१६॥

संसारमायायम-काल-भूरि-त्रासात् समर्थोऽस्यवितुं त्वमेकः। निजानपश्यन्निजभक्तमन्तूंन्नितान्तवात्सल्यनिधिर्दयालुः ॥१७॥ योऽप्यन्तकालेऽपि वदेत्तवाऽऽख्यां विचिन्तयेद्वा तव दिव्यरूपम् । सोऽप्याशु घोरादपि पापपूगात् तूर्णं विहीनो व्रजति प्रमुक्तिम् ॥१८॥ यस्त्वां विहायात्र जनः स्वदेहे प्रसज्जते पुत्रधनादिकेषु । स मायया वञ्चित एव भूमन् न याति सौख्यं क्वचिदेव मन्दः ॥१९॥ नृगात्रमेतत्तव भक्तियोग्यं स्वर्गस्थदेवैरपि लिप्स्यमानम् । अवैमि चैतत्तव भक्तिहीनं स्वर्लोकसौख्यं निरयोपमानम् ॥२०॥ ईशाना नलिनभवादयोऽपि माया-कालाद्यास्तव विधिमुद्वहन्त्यजस्त्रम् । त्वद्भीता जगदुदयस्थितिप्रणाशान् ब्रह्माद्या विदधति वै भवत्प्रणुन्नाः ॥२१॥ मूर्तिस्तेऽपरिमितसौष्ठवादियुक्ता सन्तापप्रशमनकारणावलोका । स्वारामैर्मुनिनिकरैर्विचिन्त्यमाना हर्षं मे मनसि तनोति वीक्षमाणा ॥२२॥

त्वद्रूपं प्रकृतिविकारहीयमानं दिव्यानां गुणसुखसम्पदां निधानम् । ऐश्वर्याद्यचलनिकेतनं त्वसाम्यं संस्तुत्यं निगमशिरोगणाक्षराद्यैः ॥२३॥ कारुण्याऽऽदृतनरनाटनो जगत्यामैश्वर्यं निजमतुलं जनान् समाधौ । त्वं भूमन् विविधमिहैव दर्शयित्वा निर्वाणं ननु परमं दिदेश* तेभ्यः ॥२४॥

(મનુષ્યની માફક સાધારણ ક્રિયાવાળા છતાં મંગળકારી મોક્ષમાર્ગને વિસ્તારનારા !! એ કેમ ઘટે ? એમ આશંકા થતી હોય તો કહે છેઃ) હે હરે ! નિર્દોષ મૂર્તિ એવા આપની સર્વક્રિયા માયાના ત્રણ ગુણથી રહિત છે. તેથી હે દયાસાગર ! ધર્મ-અર્થ-કામ અને મોક્ષરૂપી ફળ પ્રાપ્તિની કામનાવાળા જનોને તમે જ **પૂજનીય** છો. (૧૬)

હે ભક્તો પ્રત્યે સ્નેહના સમુદ્રરૂપ, દયાળુ ! આપ એક જ આપના ભક્તોના અપરાધોને નહિ ગણતાં તેમને સંસાર, માયા, યમ, અને કાળના ત્રાસથી રક્ષણ કરવા **સમર્થ** છો. (૧૭) હે હરે ! જે મનુષ્ય અંતકાળે પણ તમારું નામ લે છે, અથવા તમારા દિવ્ય રૂપનું **ચિંતન** કરે છે, તે મનુષ્ય પણ તત્કાળ ઘોર પાપથી પણ મુક્ત થઈને મુક્તિ પામે છે. (૧૮) હે ભૂમન્ ! આ લોકમાં જે મનુષ્ય આપનો ત્યાગ કરીને પોતાનો દેહ તથા પુત્ર-ધન-સ્ત્રી-ક્ષેત્રાદિમાં અતિ આસક્ત થાય છે, તે માયાથી ઠગાએલો **મૂઢ મનુષ્ય** ક્યારેય પણ સુખ પામતો નથી. (૧૯) હે હરે ! સ્વર્ગમાં રહેલા દેવતાઓએ પણ ઈચ્છેલું આ મનુષ્યદેહ કેવળ તમારી ભક્તિ માટે જ યોગ્ય છે. આ દેહને સ્વર્ગનું સુખ મળતું હોય તો પણ જો તમારી ભક્તિ રહિત હોય તો તે દેહને હું **નરક તુલ્ય** જાણું છું. (૨૦) કમળમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા, શિવ વગેરે **ઈશ્વરો,** તથા માયા-કાલાદિ તમારી **શક્તિઓ** પણ હંમેશાં તમારી આજ્ઞાનું પાલન કરે છે. જગતની ઉત્પત્ત્યાદિ કરવા માટે આપે પ્રેરેલા બ્રહ્માદિ દેવતાઓ તમારા અપરિમિત પ્રતાપથી **ભય** પામીને જગતની ઉત્પત્તિ-સ્થિતિ અને લય કરે છે. (૨૧)

અપરિમિત સૌંદર્યાદિ ગુણોથી યુક્ત, દર્શનમાત્રથી ત્રિવિધ **તાપ**ને શમાવનારી, આપની દિવ્યમૂર્તિ, જેનું આત્મસ્વરૂપમાં રમનારા મુનિઓ પોતાના હૃદયમાં રાત્રિ-દિવસ ચિંતવન કરે છે, તે આપની આ મૂર્તિના દર્શનથી મારા મનમાં **અતિ આનંદ** થાય છે. (૨૨) હે હરે ! આ આપનું **સ્વરૂપ** પ્રકૃતિના વિકારોથી રહિત છે, તથા સત્ય-શૌચ-વાત્સલ્ય-ઔદાર્ય વગેરે દિવ્ય ગુણ તથા સુખ-સંપત્તિઓના **ધામરૂપ** છે. વળી અનંત ઐશ્વર્યાદિના અચળ સ્થાનરૂપ છે, અનુપમ છે તેમજ ઉપનિષદો તથા અક્ષરાદિ મુક્તોએ સર્વદા સ્તુતિ કરવા યોગ્ય છે. (૨૩) હે ભૂમન્ ! કેવળ કરુણાથી જ આપ આ જગતમાં આ મનુષ્ય શરીર ધારણ કરીને, આપનું અનુપમ વિવિધ ઐશ્વર્ય અહીંયાં ભક્તોને સમાધિમાં બતાવીને, તેમને **પરમ મોક્ષ** આપો છો. (૨૪)

★. त्वंपदयोगे ''दिदेशिथाद्यः'' इति पाठः साधुर्भाति ।

अष्टाङ्गं शुभमिह योगमाश्रितौघान् निन्ये★१ त्वं ह्यविहितसाधनानपीशः । कृत्वा त्वं शुभचरितान्युदारवीर्यो भक्तानां निजवशतां मनांसि★२ निन्ये ॥२५॥ स्वभक्तवृन्दपालिनं मणीन्द्रमाल्यमालिनं विमुक्तसंघशालिनं स्वसक्तियुक्तलालिनम् । क्षमा-दयादिमालिनं विनाशिताघजालिनं भवन्तमार्तिकन्दनं भजामि धर्मनन्दनम् ॥२६॥ अलक्तरक्त - सक्तभक्त - पत्तलातिशालिनं नहीनमीन-कीन-वीन-चिह्नपाणिमालिनम् । नितान्तशान्तदान्तकान्त-सन्निशान्तचारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥२७॥ धरामराकरादरं वरामरादिवन्दितं सदुक्तियुक्तिभुक्तिदं मुनीन्द्रवृन्दनन्दितम् । अवित्तचित्त-वित्तवित्तमाद्भुतातिसारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥२८॥ अधीललीलवीलनीलगात्रशीलरञ्जनं प्रभूतभूत-भूतल-प्रसूत-भीतिभञ्जनम् । अमन्दनन्द-शंद-भन्द-वन्दनार्तिहारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥२९॥

अशेषजेशशेषकेशगीतमस्तदूषणं गभीरधीरवीरहीरकादिहेमभूषणम् । सुशर्मभर्मधर्मवर्मकर्मबन्धहारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥३०॥

---

હે પરમેશ્વર ! આપ આપના આશ્રિત ભક્તોને જેમણે અષ્ટાંગ યોગના કોઈ સાધન કર્યાં નથી છતાં યોગની સિદ્ધિ પમાડો છો. આપના એકાંતિક મુક્તો જે મોક્ષદાયક આપના ચરિત્રનું ગાન કરે છે તેમજ સાંભળે છે તેમનાં મન આપે વશ કર્યા છે. (૨૫)

પોતાના ભક્તસમુદાયનું પાલન કરનારા, ઉત્તમ મણિ તથા પુષ્પોના હારને કંઠમાં ધારણ કરનારા, સ્વધર્મનિષ્ઠ સાધુઓના સમુદાયમાં શોભતા, પોતાના સ્વરૂપમાં પ્રીતિવાળા ભક્તોનું પાલન કરનારા, ક્ષમા-દયા-શીલ-સંતોષાદિ ગુણો વડે શોભતા, તથા પાપીજનોને નાશ કર્યા છે જેમણે એવા અને સ્વાશ્રિતોના દુઃખને નાશ કરનારા એવા હે ધર્મપુત્ર ! શ્રીહરિ હું તમારું **ભજન** કરું છું. (૨૬) અલક્ત (લાક્ષ) વૃક્ષના રસ જેવા લાલ; ભક્તજનોને આસક્તિ પમાડનારા ચરણ યુગ્મના તળાંથી અત્યંત રમણીય, તથા અનિંદ્ય એવા મત્સ્ય-ગજેન્દ્ર-મયૂર તથા સૂર્યના ચિહ્નોથી અંકિત છે જે આપના હસ્તકમળ, એવા આપ; અત્યંત શાંત-દાંત-સદુપદેશથી ચિત્ત હરનારા જે સાધુઓ તેમના નિવાસસ્થાન પ્રત્યે તેમના સમાસાર્થે ગતિ કરો છો એવા, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૨૭) બ્રાહ્મણોને સન્માનતા, શ્રેષ્ઠ દેવાદિકોએ વંદન કરાયેલા; ભગવદ્ગુણ વર્ણનમાં સારી વાણી તથા યોગાભ્યાસમાં શ્રેષ્ઠ યુક્તિ અને કળાઓના પ્રકારોને (ભુક્તિ=પ્રતિભા અથવા અનુભવ વિશેષથી) જણાવી આપનારા, મુનિઓના વૃંદોને આનંદ આપનારા, વિત્તમાં અનાસક્ત એવા નિષ્કામી ભક્તોને જેમનું આશ્ચર્યકારી અતિશય બળ છે એવા; (અથવા એવા ઉત્તમ ભક્તોની પરીક્ષાર્થે અણિમાદિ ઐશ્વર્યના પ્રેરક એવા;) હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરે ! હું તમોને **પ્રણામ** કરું છું. (૨૮) પૃથ્વી ઉપર અતિ સ્તુત્ય લીલા વિસ્તારનારા, નીલ શરીરવાળા, સ્વભાવથી પોતાના ભક્તોને રંજન કરનારા, પૃથ્વી ઉપર ઉત્પન્ન થયેલા પ્રાણીઓના જન્મમરણના ભયનો નાશ કરનારા, સુજ્ઞજનોને આનંદ પમાડનારા, કલ્યાણકારી, પોતાને વંદન કરતા ભક્તોની પીડા હરનારા, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૨૯) તમામ રાજાઓ, શેષનાગ, બ્રહ્મા-વિષ્ણુ-શિવ જેમની કીર્તિનું ગાન કરે છે, સદા નિર્દોષ, અપાર મહિમાવાળા, અવિકારી, ભક્તોના અંતઃશત્રુઓ ઉપર વિજય મેળવનાર; હીરાદિ નંગજડિત સુવર્ણનાં ભૂષણો ધારણ કરનારા, શ્રેષ્ઠ સુખોના પોષક, ધર્મનું કવચની માફક રક્ષણ કરનારા, પોતાના આશ્રિતોના કર્મ બંધનોનો નાશ કરનારા, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૩૦)

---

★१. त्वंपदयोगे ''नीत्वैतानविहित०'' इत्यादिः पाठः साधुर्भायात् ।( अन्यथा 'युष्मद्युपपदे... मध्यमः' इति पाणिनीयसूत्रेण बाधापत्तिः ।)
★२. त्वंपदयोगे ''मनांस्यनैषीः'' इतिपाठः साधुः ।
( अथवा सर्वत्र च्छान्दसः पुरुषव्यत्ययो बोध्यः )

सदापजापजापतापपापपुञ्जभेदनं करालकालजालपालभक्तदत्तवेदनम् । अदार-नार-सारचार-सद्गुणप्रसारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥३१॥

सुनाम-साम-वाम-धाम-कामगर्वगञ्जनं स्वतन्त्रमन्त्र-तन्त्र-यन्त्रविज्जयं निरञ्जनम् । उदारतारसारहारधारणप्रकारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥३२॥ विलासहासभासदासवासनानिरासिनं विकारभारधारदारसक्तदेहिशासिनम् । सदङ्गसङ्गसङ्गताङ्गभृद्भवाब्धितारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥३३॥ सुवेद-भेदवेद-खेदहारिभद्रधर्मदं स्वलोकलोकशोकमोककोकसक्तशर्मदम् । अरोष-तोष-जोष-दोषशोषणावतारिणं नमामि धर्मधारिणं हरिं वृषारिदारिणम् ॥३४॥ भवन्तमत्र रञ्जनं य आश्रितोऽघभञ्जनं स याति चित्तलोभनं तवैव धाम शोभनम् । अशेषधामभूषणं पदं त्विषामदूषणं दुरापमेति गौरवं, कदापि नैव रौरवम् ॥३५॥ दुष्टभयङ्कर-धर्मधुरन्धर-दिव्यनिजाक्षरधामविहारे बोधविचक्षण-सर्वविलक्षण-सुन्दरमानवनाटनधारे । दिव्यगुणाकर-चित्ततमोहर-भक्तगणान्तर-वैरिविदारे नाथ मनो मम तिष्ठतु सन्ततमार्तिहरे त्वयि मोहनिवारे ॥३६॥

---

આપના પવિત્ર (ધર્મવંશી આચાર્યશ્રીથી પ્રાપ્ત કરેલ) મંત્ર જાપથી ત્રિવિધ સંતાપ તથા પાપના સમૂહને ભેદનારા, ભયંકર કાળરૂપ જાળથી રક્ષણ કરવા માટે ભક્તોને આપના સ્વરૂપનું દિવ્યજ્ઞાન આપનારા, સ્ત્રી સંબંધ રહિત જે નર સમૂહ (ત્યાગીજનો) તેમાં વિચરણ (નિવાસ) કરનારા સદ્‌ગુણોના પ્રેરક, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૩૧)

પાપ વિમોચક પવિત્ર નામો, મધુરભાષણ તથા ધનના ધામરૂપ, કામદેવના ગર્વનું ખંડન કરનારા, મંત્ર-તંત્ર તથા ત્રિકોણ, ષટ્‌કોણ, અષ્ટકોણ વગેરે યંત્રોને જાણનારાઓ ઉપર વિજય મેળવનારા, માયાના આવરણથી રહિત, મહા મૂલ્યવાળા શુદ્ધ મોતીઓના અનેક પ્રકારના શ્રેષ્ઠ હારોને ધારણ કરનારા, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૩૨) વસંતપંચમી-ફૂલદોલાદિ ઉત્સવોમાં શુભક્રીડા કરનારા, મંદ હાસ્યથી શોભતા તથા હરિભક્તોને નિર્વાસનિક કરનારા, કામાદિ વિકારોથી ભરેલ સ્ત્રીઓમાં આસક્ત થયેલા મનુષ્યોનું શાસન કરનારા, સંતોને ભક્તિભાવથી ભેટતા અર્થાત્ પ્રસંગમાં આવેલા ભક્તોને સંસાર સાગરથી તારનારા, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૩૩) ઋગ્વેદ આદિ ચારવેદોમાં ભેદબોધક શ્રુતિઓના ઉપદેશથી શોકની નિવૃત્તિકારક, કલ્યાણકારી- મોક્ષરૂપ ધર્મ (ભાગવત ધર્મ) ને આપનારા, દર્શન માત્રથી શોકને હરનારા, આપની મૂર્તિમાં આસક્ત થયેલા સત્પરુષોને સદા સુખ આપનારા, ક્રોધરહિત-સંતોષી-નિર્દોષ સાધુજનોને ધ્યાનકાળમાં દર્શન આપવા માટે અવતરણ કરનારા, હે ધર્મધુરંધર-અધર્મવિનાશક શ્રીહરિ ! હું તમોને **પ્રણામ** કરું છું. (૩૪) જે જન આલોકમાં પોતાના ભક્તોના ચિત્તને આનંદકારી તેમજ દર્શનાદિથી દુઃખને હરનારા એવા આપનો આશ્રય કરે છે, તે જન મનને આકર્ષક-સકળ શોભાયુક્ત-સમગ્ર ધામોના ભૂષણરૂપ ચંદ્ર-સૂર્યાદિનાં તેજના સ્થાનભૂત તેમજ સમગ્ર દૂષણથી રહિત-દુર્લભ એવા આપના ધામને પામે છે; અને મહાન એકાંતિક ભક્તપણારૂપ **ગૌરવ**ને પામે છે, ક્યારેય પણ રૌરવને પામતો નથી. (૩૫) હે દુષ્ટ પુરુષોને ભયંકર, ધર્મધુરંધર, સ્વસ્વરૂપનું જ્ઞાન આપવામાં વિચક્ષણ, સર્વથી વિલક્ષણ, દિવ્યગુણોના નિધિ, ચિત્તના અંધકારને હરનાર, હે નાથ ! દિવ્ય અક્ષરધામના વિહારી-સુંદર નરનાટ્ય ધારણ કરનારા-ભક્ત ગણોના અંતઃશત્રુઓનો નાશ કરનારા-આશ્રિત જનોની પીડાને હરનારા તથા મોહનું નિવારણ કરનારા હે શ્રીહરિ ! આપના સ્વરૂપમાં મારું ચિત્ત નિરંતર રહો, એવી **પ્રાર્થના** કરું છું. (૩૬)

श्रीशुकानन्द उवाच - **स्तुत्वेत्थं मधुरैर्वचोभिरमलैर्नानाविधार्थोर्जितैस्तं साक्षादवतारकारणमुरु-क्लेशक्षयप्रेक्षणम् । जीवेशादिकसाक्षिणं गुणनिधिं श्रीस्वामिनारायणं तूष्णींभूय समैक्षत प्रियतमं सद्देशिकेन्द्रो मुदा ॥३७॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे, आचार्यकृतश्रीहरिस्तुतिनिरूपणनामा द्वादशोऽध्यायः ॥१२॥

## ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

## ( प्रसन्नं हरिमालक्ष्य रघुवीरोऽर्थयद्वरम् ॥ तस्मै त्रयोदशे प्रादाद्ग्रन्थं कर्तुं वरं हरिः ॥ )

श्रीशुकानन्द उवाच - **अथ प्रसन्नो भगवान् स राजँस्तस्मिन् किलाऽऽचार्यवरेऽक्षरेशः । तमित्यवोचन्मतिमँस्त्वया मां यत्प्रोक्तमुद्दिश्य तदस्ति सत्यम् ॥१॥ सदा मदाज्ञापरिपालनेन निरन्तरं शिष्यजनव्रजानाम् । संस्थापनेनापि यथोक्तधर्मे प्रीतोऽस्मि पुत्र त्वयि निर्व्यलीके ॥२॥**

**अनन्यसाम्यं त्ववतारिणो मे रूपं यथा तस्य तथा जनौघान् । विधापयस्यत्र सुनिश्चयं तत् प्रेयान् यथा त्वं नहि मे तथाऽन्यः ॥३॥ वृणीष्व मत्तो वरमेव धीमन् मनोगतं तुभ्यमहं प्रदास्ये । भवादृशैकान्तिकपुङ्गवाय ममास्ति किञ्चिन्नहि वस्त्वदेयम् ॥४॥ तुष्टं तमेवं स भृशं विदित्वा कृताञ्जलिश्चेति जगाद वाक्यम् । न कामयेऽन्यत्तव पादपद्मादशेषसौख्यालयतोऽनवद्यात् ॥५॥**

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! આ પ્રકારે નિર્મળ અને અર્થ ભરપૂર મધુર વચનો દ્વારા; સર્વાવતારના કારણ, દર્શનમાત્રથી ક્લેશ દૂર કરનાર, જીવ તથા ઈશ્વરના સાક્ષી, ગુણસાગર, પ્રત્યક્ષ શ્રીસ્વામિનારાયણ ભગવાનની, ગુરુશ્રેષ્ઠ શ્રી રઘુવીરજી મહારાજે **સ્તુતિ** કરી પછી મૌન ભાવે તે રમણીય મૂર્તિના **દર્શન** કરવા લાગ્યા. (૩૭)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'આચાર્યકૃત શ્રીહરિ સ્તુતિ નિરૂપણ' નામે દ્વાદશો અધ્યાય સંપૂર્ણ. (૧૨)

## અધ્યાય : ૧૩

## રઘુવીરજીની પ્રાર્થનાથી પ્રસન્ન થયેલા શ્રીહરિએ સર્વોત્તમ ગ્રંથ રચવાની આજ્ઞા સહિત ગ્રંથની પરિપૂર્ણતાનું વરદાન આપ્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! પછી આચાર્યશ્રી રઘુવીરજી ઉપર પ્રસન્ન થયેલા અક્ષરાધિપતિ ભગવાને તેમને કહ્યું, ' હે મતિમન્ ! તમોએ જે મારા **ઐશ્વર્યાદિનું વર્ણન** કર્યું તે સત્ય છે.(૧)

હે પુત્ર ! સદાય મારી **આજ્ઞાનું પાલન** કરવાથી તેમજ શિષ્યજનોને પોતપોતાના ધર્મોમાં વર્તાવવાથી, નિષ્કપટ એવા તમારા ઉપર હું **પ્રસન્ન** થયો છું. (૨) સર્વ અવતારોના અવતારી મારા અનુપમ સ્વરૂપનો, તમો આ લોકમાં સૌને નિશ્ચય કરાવો છો. તેથી આ લોકમાં જેવા તમો મને અતિ પ્રિય છો તેવા બીજા નથી જ, (૩) હે ધીમન્ ! તમો **વર** માગો. તમારા મનમાં જે ઈચ્છા હશે તે હું તમને આપીશ. તમારા જેવા ઉત્તમ એકાન્તિક ભક્તને ન આપવા યોગ્ય એવી કોઈ પણ વસ્તુ નથી.' (૪)

શ્રીહરિને પ્રસન્ન થયેલા જાણીને **રઘુવીરજી** બન્ને હાથ જોડીને **કહેવા લાગ્યા :** 'હે હરે ! સમગ્ર સુખના સ્થાનભૂત-નિર્દોષ, તમારાં ચરણકમળ સિવાય બીજું કાંઈપણ હું ઈચ્છતો નથી. (૫)

प्रपद्य साक्षादवतारिणं त्वां वृणीत विद्वान् विषयान् कथंस्वित् । ये देहभाजां निरयस्थितानां, भवन्ति नेच्छामि हि तान् विना त्वाम् ॥६॥ इच्छन्ति ये फल्गुतराँस्तु कामान् विमुक्तिदात्त्वत् तव भक्तिभाजः । वणिक्समास्ते न तवैव भक्ता विमोहयुक्ता विषयप्रसक्ताः ॥७॥ तस्मात् त्वदीयामतिसौख्यदात्रीं सौन्दर्यमाधुर्यमुखैरनन्याम् । मूर्तिं विनाऽप्यक्षरभूरिसौख्ये न मेऽस्ति वाञ्छा किमु चेतरस्मिन् ॥८॥ तस्माद् यदा त्वं नु मयि प्रसन्नो मद्-याचितं देहि तदा वरं मे । यथा परत्वं पुरुषोत्तमत्वं तवाऽवतारित्वमनन्यतुल्यम् ॥९॥ तथैव तद्वर्णनयुक्तमग्र्यं त्वदीयलीलाग्रथनोपपन्नम् । ग्रन्थं चिकीर्षामि मनोरथं मे त्विमं दयाब्धे सफलीकुरु त्वम् ॥१०॥ स्वस्याप्यभिप्रेतमिति प्रकामं श्रुत्वा स तत्प्रार्थितमीश्वरेशः । तमित्यवोचद् हसदाननः सन् दयासुधार्द्रेक्षणवीक्षमाणः ॥११॥

श्रीहरिकृष्ण उवाच - **मदाज्ञया मच्चरितैरुपेतं ग्रन्थं कुरु त्वं रघुवीर धीमन् । चिकीर्ष्यमाणो भवता निबन्धो भविष्यति त्वं त्विति विद्धि सत्यम् ॥१२॥**

**रम्यार्थगौरवपदस्फुटतासमेतः सामर्थ्यवान् वरगिरां पृथगर्थयुक्तः । माधुर्यमुख्यगुणयुग् भविता निबन्धो जीवातुरेव भवतीव्ररुजार्दितानाम् ॥१३॥ मदीयनानाचरितानि चित्ते तव स्फुरिष्यन्ति नितान्तशुद्धे । बहुज्ञतां प्राप्स्यसि मे प्रसादादनन्यलभ्याद् भवतेति वेद्यम् ॥१४॥**

श्रीशुकानन्द उवाच - **एवं तमुक्त्वा स भृशं प्रसन्नस्तं सस्वजे गाढमुदारकीर्तिः । तस्मै दिदेशोत्तमपुष्पहारान् न्यधाच्च तद्वक्षसि पादपद्मे ॥१५॥ वरं प्रदायेतिमुदा स तस्मै तस्मिन् महानुग्रहमेव कृत्वा । स्वयं**

---

અવતારના અવતારી તમો પ્રત્યક્ષ મળ્યા પછી વિદ્વાન પુરુષ વિષયોને કેમ ઈચ્છે ? કેમ કે વિષયો તો વિષ્ટામાં રહેલા દેહધારીઓને પણ મળે છે. માટે તમારા **દિવ્ય સ્વરૂપ** વિના વિષયોને હું ઈચ્છતો નથી. (૬) જે જનો તમારી ભક્તિ કરીને પણ મોક્ષ દાતા તમારી પાસેથી અતિતુચ્છ વિષયોને ઈચ્છે છે, તે મોહ પામેલા વિષયાસક્ત વાણિયા (વેપારી) જેવા છે. તેને તમારા ભક્તો ન જાણવા. (૭) માટે સૌંદર્ય, માધુર્ય વગેરે ગુણોથી યુક્ત અને સુખદાયક તમારી મૂર્તિ વિના, અક્ષરના અત્યંત સુખને પણ હું ઈચ્છતો નથી, તો બીજા માયિક સુખની ઈચ્છા તો હોય જ ક્યાંથી ? (૮) તેથી હે હરે ! જો તમો મારી ઉપર પ્રસન્ન થયા હો તો હું જે માગું છું તે **વર** મને આપોઃ 'જેવું આપનું સર્વોપરીપણું છે, તથા જેવું પુરુષોત્તમપણું છે તેમજ અનુપમ અવતારીપણું છે તેવું જ આપનાં સર્વોપરી-પુરુષોત્તમ અને સર્વાવતારી સ્વરૂપનું વર્ણન યુક્ત અને તે સ્વરૂપની જે **દિવ્ય લીલાઓ** તેની ગૂંથણીવાળો **સર્વોત્તમ ગ્રંથ** રચવાની મારી **ઈચ્છા** છે. હે કરુણાસાગર ! આ મારો મનોરથ છે તે **પરિપૂર્ણ** થાય એવું વરદાન મને આપો.' (૯-૧૦)

કરુણારૂપી અમૃત ભર્યા નયનોથી દૃષ્ટિ કરતા ઈશ્વરના પણ ઈશ્વર **શ્રીહરિ** પોતાને અંતરમાં જે પ્રિય હતું તેની જ રઘુવીરજીએ પ્રાર્થના કરી છે, તેથી પ્રસન્ન વદનથી રઘુવીરજી પ્રત્યે કહેવા લાગ્યાઃ (૧૧)

**શ્રીહરિકૃષ્ણ બોલ્યાઃ** 'હે બુદ્ધિમાન રઘુવીર ! તમો મારા ચરિત્રોથી યુક્ત ગ્રંથ રચો, મારી આજ્ઞાથી તમે રચવા ઈચ્છેલો ગ્રંથ તમારી ઈચ્છા પ્રમાણે થશે. તે ગ્રંથ અર્થ ગૌરવવાળો તથા સ્ફુટપદોવાળો, સર્વોત્તમ ભાષાવાળો તથા અવાંતર વાક્યોના જુદા અર્થોવાળો-પદોની પરસ્પર આકાંક્ષાવાળો, માધુર્યાદિ ગુણોવાળો સંસારરૂપી તીવ્ર રોગથી પીડા પામેલા જનોને જીવનની ઔષધીરૂપ થશે. (૧૨-૧૩) હે પુત્ર ! તમારા શુદ્ધ ચિત્તમાં મારા વિવિધ પ્રકારનાં ચરિત્રો સ્ફુરશે. મારા અનુગ્રહથી સર્વજ્ઞતા પામશો. જે બીજાને દુર્લભ છે, એમ તમારે સત્ય જાણવું.' (૧૪)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** અત્યંત પ્રસન્ન થયેલા શ્રીહરિ આ પ્રમાણે રઘુવીરજીને કહીને તેમને અતિ સ્નેહથી ભેટ્યા તથા તેમને પુષ્પના હાર આપ્યા, અને છાતીમાં ચરણકમળ મૂક્યાં. (૧૫) ભક્તોના હિતના આગ્રહવાળા

हरिर्भक्तहितैकतानस्तिरोबभूवाशु किलाऽऽत्मतन्त्रः ॥१६॥ अथ चकार नरेन्द्र महामतिर्गुरुवरो रघुवीरसमाह्वयः । हरिचरित्रसुरद्रुमसंज्ञकं शुभनिबन्धमुदारमुरूत्तमम् ॥१७॥ भवदवप्रशमश्रुतिवर्णनं सकलतापविशान्तिविधायिनम् । हरिसमाश्रितभक्तमुनिप्रियं विविधचारुतरागमभूषणम् ॥१८॥ हरिविचित्रचरित्रसुधाश्रयं बुधजनव्रजमानसरञ्जनम् । भवसुदुस्तरनीरनिधिप्लवं कुमतिकल्मषजालतमोहरम् ॥१९॥ परतराच्युतरूपविनिश्चये विविधसंशयवृन्दनिकन्दनम् । सकलकोविदपङ्कजभास्करं परमभागवतव्रजसेवितम् ॥२०॥ कल्पद्रुमो वर इवाखिलभूरुहेषु चिन्तामणिर्विविधसर्वधनेष्विवाग्र्यः । ज्योतिर्गणेष्विव दिनाधिपतिर्वरीयान् ग्रन्थेष्वयं वरतरोऽस्ति शुभो निबन्धः ॥२१॥

एवंविधं श्रीहरिकृष्णलीलायुक्तं प्रबन्धं रुचिरं रचित्वा । एतन्निबन्धाऽध्ययनेऽधिकारी मुख्योऽस्ति कश्चैवमचिन्तयत्सः ॥२२॥ राजँस्ततः सुव्रतसंज्ञकस्य महामुनेरेव सुशिष्यवर्यम् । सोऽवेत्य मुख्यं ह्यधिकारिणं मामध्यापयत् स्वेन कृतं निबन्धम् ॥२३॥ तमेव मुक्तैरधिगीयमानं भवौषधं कर्णमनोभिरामम् । ग्रन्थं हरेश्चारुचरित्रचित्रं संश्रावयिष्यामि नरेन्द्र तुभ्यम् ॥२४॥

---

સ્વતંત્ર શ્રીહરિ, આ પ્રકારે રઘુવીરજી ઉપર અનુગ્રહ કરીને તેમને વર આપીને તત્કાળ અંતર્ધાન થયા. (૧૬) હે નરેન્દ્ર ! પછી મહાબુદ્ધિશાળી ગુરુવર્ય શ્રી રઘુવીરજી **હરિલીલાકલ્પતરુ** નામનો અતિમહાન-શુભ **ગ્રંથ** કરવા લાગ્યા. (૧૭)

**(હવે ત્રણ શ્લોકથી ગ્રંથનું મહત્ત્વ કહે છેઃ)** આ ગ્રંથનું **શ્રવણ** અને **કીર્તન** સંસારરૂપી દાવાનળને નિવૃત્તિ પમાડનાર છે, તેમજ આ ગ્રંથ સમગ્ર તાપને ટાળનારો, શ્રીહરિના આશ્રિત ભક્તો તથા મુનિઓને પ્રિય, વિવિધ પ્રકારના અતિ સુંદર શાસ્ત્રોના અલંકારરૂપ; (૧૮) શ્રીહરિના આશ્ચર્યકારી-વિવિધ ચરિત્રામૃતના આશ્રયરૂપ, પંડિતજનોના મનને રંજન કરનારો, સંસારરૂપી અપાર જળનિધિમાં નૌકા સમાન, કુબુદ્ધિ તથા પાપના સમૂહનો અને અજ્ઞાનાત્મક અંધકારનો નાશ કરનાર; (૧૯) સર્વોપરી જે ભગવાનનું સ્વરૂપ, તેના નિશ્ચયમાં વિવિધ પ્રકારના સંશય સમૂહોનો નાશ કરનાર, સમગ્ર પંડિતોરૂપી કમળો માટે સૂર્યરૂપ, પરમૈકાન્તિક ભક્તસમૂહોએ સેવેલો; (૨૦) સમગ્ર વૃક્ષોમાં **કલ્પવૃક્ષ** જેમ શ્રેષ્ઠ છે, વિવિધ પ્રકારના રત્નાદિ ધનમાં **ચિંતામણી** જેમ શ્રેષ્ઠ છે, જ્યોતિ સમુદાયમાં જેમ સૂર્ય શ્રેષ્ઠ છે, તેમ આ શુભ ગ્રંથ સમગ્ર ગ્રંથોમાં **શ્રેષ્ઠ** છે. (૨૧)

આ પ્રકારે શ્રીહરિકૃષ્ણની લીલાયુક્ત, સુંદર ગ્રંથ રચીને, આ ગ્રંથનું અધ્યયન અર્થાત્ અભ્યાસ કરવામાં **મુખ્ય અધિકારી** કોણ રહેશે ? તે શ્રી રઘુવીરાચાર્ય **ચિંતવન** કરવા લાગ્યા. (૨૨)

હે રાજન્ ! પછી રઘુવીરાચાર્યે સુવ્રતમુનિના જ શ્રેષ્ઠ શિષ્ય, મને (શુકાનંદ મુનિને) મુખ્ય અધિકારી જાણીને; [જેમ શતાનંદ મુનિએ રચેલ સત્સંગિજીવન નામના ગ્રંથના મુખ્ય અધિકારી સુવ્રતમુનિ હતા. તેમના શિષ્ય હોવાથી તેમનાથી પ્રાપ્ત સદ્‌ગુણવાળા હોવાથી આ ગ્રંથના અધ્યયનમાં અધિકારી જાણીને] તેમણે પોતે કરેલો આ ગ્રંથ મને ભણાવ્યો. (૨૩)

મુક્તોએ પણ જેની અતિ પ્રશંસા કરી છે, ભવરોગ નિવારણમાં મહૌષધરૂપ, શ્રોત્ર તથા મનને પ્રિય, શ્રીહરિનાં સુંદર ચરિત્રોથી આશ્ચર્ય કરનાર એવો એ **હરિલીલાકલ્પતરુ** નામનો **ગ્રંથ** હે નરેન્દ્ર હું તને સંભળાવીશ. (૨૪)

**शुकानन्दनामा मुनीन्द्रो महात्मा गदित्वेति तं भूपतिं मानसिंहम् । प्रवक्तुं समारम्भमानन्दमूर्तिं चकार स्मरन् स्वेष्टदेवं निजान्तः ॥२५॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते प्रथमस्कन्धे, ग्रन्थरचनावरप्रदाननिरूपणनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

## ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

## ( मङ्गलाचरणे पूर्वं स्वेष्टमाहात्म्यवर्णनम् । मुनिः कृत्वाऽवदद्ब्रह्मधामोत्कर्षं चतुर्दशे ॥ )

श्रीशुकानन्द उवाच - **श्रीमत्कौसुमहारशेखरमुखैर्नानाविधैश्चन्दनैर्भक्तैरर्चितमादरेण निखिलैः पूजोपहारैस्तथा । बिभ्राणं धवलाम्बराणि जलदश्याममप्रभे विग्रहे वन्दे भूषणभूषणाङ्गमनिशं श्रीस्वामिनारायणम् ॥१॥ बिभ्रन्मानवनाटनं त्वपि जनश्रेयो विधातुं क्षितौ यो मायागुणवर्जितो ननु परं ब्रह्माऽस्ति दिव्यः प्रभुः । मुक्तैरक्षरतुल्यतामधिगतैर्यश्चिन्त्यते सर्वदा तस्मै श्रीपुरुषोत्तमाय सहजानन्दाय वन्दे सदा ॥२॥**

**सुदुर्भेद्याविद्यामयमतिशयं संसृतिपदं जनानामज्ञानं शुभवरतरस्वीयमहसा । द्रुतं येनोदस्तं जनहितकृता सर्वगुरुणा मदिष्टं तं वन्दे हरिमघहरं चाक्षरपरम् ॥३॥**

---

શ્રીશુકાનંદ મુનીન્દ્રે માનસિંહ રાજાને આ પ્રકારે કહીને પોતાના મનમાં આનંદઘન પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરતા થકા તે ગ્રંથને કહેવાનો **આરંભ** કર્યો. (૨૫)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'ગ્રંથરચના વરપ્રદાન નિરૂપણ' નામે તેરમો અધ્યાય સંપૂર્ણ. (૧૩)

## અધ્યાય : ૧૪

## શુકાનંદમુનિએ ઈષ્ટદેવ શ્રીહરિનું માહાત્મ્ય વર્ણવીને કરેલું બ્રહ્મધામનું વર્ણન.

**શ્રીશુકાનંદમુનિ મંગલાચરણ કરે છે :** અતિ શોભાવાળા મોગરાના પુષ્પના હાર તથા તોરા, ગુચ્છ, બાજુબંધ અને ચંદન આદિ સુગંધી પદાર્થો તથા પૂજાના સમગ્ર ઉપચારોથી ભક્તજનોએ પૂજેલા, મેઘના સરખી શ્યામ સુંદર કાન્તિવાળા શરીરમાં હંમેશાં સફેદ વસ્ત્રો ધારણ કરતા, આભૂષણોને પણ ભૂષિત કરનારું જેમનું અંગ છે, એવા શ્રી સ્વામિનારાયણ ભગવાનને હું સદા **વંદન** કરું છું. (૧) પોતાના આશ્રિતજનોનું કલ્યાણ કરવા મનુષ્યદેહ ધારણ કર્યું છે અને છતાં જે દિવ્યદેહ ધારી છે, નિગ્રહ અને અનુગ્રહ કરવામાં સમર્થ, માયાના ગુણોથી રહિત, જે નિશ્ચય પરમાત્મા જ છે, જેના પ્રભાવથી અક્ષર બ્રહ્મના સાધર્મ્યપણાને પામેલા મુક્તો (મુક્તાનંદ-સ્વરૂપાનંદ-ગોપાળાનંદ સ્વામી આદિક સાધુઓ) પણ જેનું હંમેશાં ચિંતવન કરે છે. તેવા શ્રી પુરુષોત્તમ સહજાનંદ સ્વામીને હું સદા **અભિવંદન** કરું છું. (૨) સર્વના ગુરુ, સમગ્ર જનોનું હિત કરનારા જે શ્રી સ્વામિનારાયણ ભગવાને શસ્ત્રાદિથી પણ ન ભેદી શકાય એવા; અવિદ્યામય સંસારના પ્રવાહમાં (જન્મ-મરણાદિમાં) વહેતા મનુષ્યોના અનાદિ અજ્ઞાનને પોતાના કલ્યાણકારી અતિશ્રેષ્ઠ પ્રતાપથી તત્કાળ નાશ કર્યું છે, અને જે સર્વ થકી પર જે અક્ષર તેના થકી પણ સ્વરૂપ-સ્વભાવાદિકથી અતિ ઉત્કૃષ્ટ; અને સ્મરણ કરનારાઓના પાપ પુંજોને નાશ કરનારા છે, તે મારા ઈષ્ટદેવ શ્રીહરિને હું વંદન કરું છું. (૩)

इह क्षेप्तुं सद्योऽसुरगुरुमतध्वान्तनिचयं प्रचण्डो मार्तण्डः श्रितनिकरवात्सल्यनिलयः । नरामर्त्याधीशप्रजयमद-काम-स्मयहरो हृदि स्वामी धार्मिर्मम वसतु नारायणमुनिः ॥४॥ महाऽऽमोदभ्राम्यद्-भ्रमरनिकरोद्गीतिललितैः प्रसूनानां हारैरतिविलसितं शेखरचयैः । निजे दक्षे पाणौ ललितजपमालां च दधतं हरिं ध्यायामि स्वे हृदि मधुरमूर्तिं मुनिपतिम् ॥५॥ यत्पदस्मरणतो विचक्षणा नैकलोकविषयेषु निःस्पृहाः । यान्ति दिव्यगतिमञ्जसैव तं नौमि धर्मभुवमीश्वरं हरिम् ॥ ६॥ यस्य कीर्तनमनुस्मृतिः श्रुतिर्वीक्षणं च नमनं समर्चनम् । नाशयत्यचिरमेव पातकं तं नमामि पुरुषोत्तमं सदा ॥७॥ यद्विचिन्तनविशुद्धया धिया यस्य रूपमवलोक्यते बुधैः । यं यथामति वदन्ति सूरयस्तं नमामि हरिकृष्णमच्युतम् ॥८॥

सर्वभूतहृदयेष्ववस्थितं चक्षते सततमेव तत्क्रियाः । सर्वकर्मफलदोऽस्ति यो विभुस्तं नमाम्यखिलजीवसाक्षिणम् ॥९॥ निखिलेश्वरमुख्यशासिता मनसा प्रेरयति स्म वेधसे । निगमान्ननु यो दयानिधिस्तमजं धर्मभुवं नमाम्यहम् ॥१०॥ विधिशम्भुफणाधरेश्वरप्रमुखेशामपि दुर्लभेक्षणः । इह भक्तजनेक्षितश्च यः स हरिर्मे वितनोतु मङ्गलम् ॥११॥ यो दुर्लभोऽपि बहुजन्मतपःप्रयासैः स्वेच्छागृहीतनृतनुर्जनमोक्षणाय । संशुद्धमुद्धवपथं धरणौ वितेने वन्दे मुदा तमनिशं हरिकृष्णमीशम् ॥१२॥

---

અસુરગુરુઓના મતરૂપી અંધકારનો વિનાશ કરવામાં મધ્યાહ્નના પ્રચંડ સૂર્ય સમાન, પોતાના આશ્રિતો સાથે સદા વાત્સલ્યથી ભરપૂર સમુદ્રસમાન, મનુષ્યો તથા દેવોના ઈશ્વરો જે યયાતિ-બ્રહ્મા-ઈન્દ્ર વગેરેનો પરાજય કરી ઉન્મત્ત બનેલા કામદેવના મદને હરનારા, આ પ્રકારના અગણિત ઐશ્વર્યના એક સ્વામી, ધર્મના પુત્ર **નારાયણમુનિ,** મારા હૃદયમાં વસો. (૪) અતિશય સુગંધીના લોભથી ગુંજારવ કરતા ભમરાઓના સુંદર ગાનથી યુક્ત પુષ્પોના હાર અને તોરાઓથી અત્યંત શોભાયમાન; જેમણે પોતાના જમણા હાથમાં સુંદર માળા ધારણ કરી છે એવા, અતિ મનોહર મૂર્તિવાળા શ્રીહરિનું હું મારા હૃદયમાં **ધ્યાન** કરું છું. (૫)

સત્શાસ્ત્રના જ્ઞાનમાં નિપુણ પુરુષો જેમના ચરણારવિંદના સ્મરણ પ્રતાપથી ચૌદ લોકના બ્રહ્માંડના ભોગસુખમાંથી વૃત્તિ પાછી ખેંચી સ્પૃહા રહિત થકા તત્કાળ દિવ્યગતિને પામે છે, **તે ભગવાન શ્રીહરિને હું નમસ્કાર કરું છું.** (૬) જેનું કીર્તન, સ્મરણ, કથાશ્રવણ, દર્શન, નમસ્કાર તથા પૂજન તત્કાળ સર્વ પાપનો નાશ કરે છે, એવા પુરુષોત્તમ શ્રીહરિને હું સદા **નમસ્કાર** કરું છું. (૭) જેના ધ્યાનથી બુદ્ધિ શુદ્ધ થતાં સુજ્ઞજનો જેના સ્વરૂપના દર્શન કરે છે, વિદ્વાનો જેનું પોતાની બુદ્ધિ પ્રમાણે વર્ણન કરે છે. તે પરમેશ્વર શ્રીહરિકૃષ્ણને હું **નમસ્કાર** કરું છું. (૮) ઈન્દ્રિયોનો ઉપયોગ જેમણે ફક્ત શ્રીહરિની પ્રીતિ માટે જ કર્યો છે એવા ભક્તજનો જે શ્રીહરિને સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલા હંમેશાં જુએ છે, જે સર્વ કર્મનાં ફળને આપનારા છે, સમગ્ર જીવોના સાક્ષી તે શ્રીહરિકૃષ્ણને હું **નમસ્કાર** કરું છું. (૯) ઈશ્વરોના મુખ્ય નિયંતા જે દયાનિધિ; બ્રહ્માને સંકલ્પમાત્રથી વેદોની પ્રેરણા કરતા હતા તે અજન્મા **ધર્મપુત્ર શ્રીહરિને હું નમસ્કાર કરું છું.** (૧૦)

બ્રહ્મા-શંકર-સર્પરાજ શેષજી વગેરે ઈશ્વરોને પણ જેમનાં દર્શન દુર્લભ છે; અને એવા છે, છતાં પણ જે આલોકમાં પોતાના ભક્તોને પ્રત્યક્ષ નયનગોચર વર્તે છે, તે **શ્રીહરિ** મારું **મંગળ** વિસ્તારો. (૧૧) જેમનું દર્શન અનેક જન્મના તપથી પણ થઈ શકતું નથી એવા, છતાં પણ અનેક જનોનો મોક્ષ કરવા માટે જેમણે પોતાના ભક્તોની ઈચ્છાનુસાર સ્વેચ્છાથી મનુષ્યાકૃતિ ધારણ કરી છે અને પૃથ્વી ઉપર વિશુદ્ધ ઉદ્ધવ માર્ગ પ્રવર્તાવ્યો છે, તે પરમેશ્વર શ્રીહરિકૃષ્ણને હું **વંદન** કરું છું. (૧૨)

मानुष्यदिव्यचरितै रुचिरैर्विचित्रैरानन्दयन्तमखिलाश्रितदेहभाजः । सर्वोपतापशमनाश्रयमाप्तकामं वन्दे हरिं श्रुतिशिरोगणगीयमानम् ॥१३॥ सुखदो निजभक्तसज्जनेभ्यो गुणपाथोधिरधीशवन्द्यमानः । कलिदोषविनाशनप्रतापो जयति श्रीहरिरेव धर्मसूनुः ॥१४॥ नतसुरवरपालप्रोल्लसन्मौलिमालावरतरमणिकान्तिद्योतमानाङ्घ्रिपीठः। नतजनभवहारी सर्वदैवात्मतन्त्रः स जयति हरिकृष्णो ब्रह्मभूतैरुपास्यः ॥१५॥ सहजानन्दमुदारं खण्डितदर्पं विवादिवृन्दानाम् । रुचिरविचित्रचरित्रं मदनमदभिदं भवच्छिदं वन्दे ॥१६॥ असुरगुरुपराभवानुभावो जितनिगमागमवेदिवादिवृन्दः । विमलहृदयसज्जनप्रसन्नो हरिरजितो मयि तुष्यतादुदारः ॥१७॥

मदेर्ष्यास्मरक्रोधमात्सर्यमुख्यादधर्मान्वयान्मोचयित्वाऽऽत्मभक्तान् । हरिर्योऽक्षरं धाम देहावसानेऽनयत्तान् स तुष्याद् भृशं मे दयालुः ॥१८॥ वृषज्ञानवैराग्यमाहात्म्ययुक्तो भवाब्धेस्तरीं भक्तिमत्रामरारीन् । विजित्य स्वकीयौजसा यो वितेने स मेऽलङ्करोत्विष्टदेवो वचांसि ॥१९॥ यः स्वेष्टदेवभगवत्यनुरक्तचेता ब्रह्मस्थितिं ह्यधिगतोऽतिविरक्तियुक्तः । शान्तं सतां गुरुमुदारविशुद्धबोधं तं सुव्रतं मुनिमहं प्रणमाम्यजस्त्रम् ॥२०॥

---

વિવિધ પ્રકારના માનુષ્ય તથા દિવ્ય ચરિત્રોથી આશ્રિત ભક્તોને આનંદ પમાડતા, જેમના આશ્રયથી સર્વ દુઃખો નાશ પામે છે એવા, પૂર્ણકામ, જેમની ઉજ્જવલ કીર્તિનું ઉપનિષદોએ ગાન કર્યું છે, તે શ્રીહરિને હું **વંદન** કરું છું. (૧૩) પોતાના સત્સંગીઓ તથા સાધુઓને અપાર સુખ આપનારા, સત્ય-શૌચાદિ ગુણોના સમુદ્ર, બ્રહ્માદિ દેવેશ્વરોએ વંદન કરાયેલા, જેના પ્રતાપથી કલિના કામ-ક્રોધાદિક દોષોનો નાશ થાય છે, તે ધર્મપુત્ર **શ્રીહરિ** સદા **જય** પામે છે. (૧૪) પ્રણામ કરતા બ્રહ્માદિક દેવતાઓ તથા ઈન્દ્રાદિક દિગ્પાલોના દેદીપ્યમાન મુગટોમાં જડેલા અતિ શ્રેષ્ઠ મણિઓની કાન્તિથી જેમના સિંહાસનના પગથિયાં (પગ મૂકવાને યોગ્ય સ્થાન) અતિશય પ્રકાશમાન છે, જે પોતાને પ્રણામ કરતા મનુષ્યોના સંસાર બંધનને હરનારા છે અને સદા સ્વતંત્ર છે; બ્રહ્મસ્થિતિ પામેલા મુનિઓને પણ ઉપાસ્ય છે, તે પ્રત્યક્ષ ભગવાન **શ્રીહરિકૃષ્ણ** સર્વોત્કૃષ્ટપણે **જય** પામે છે. (૧૫)

અતિ ઉદાર, વાદીસમૂહોના ગર્વનું ખંડન કરનારા, સુંદર આશ્ચર્યકારી ચરિત્રો કરનાર, કામદેવના મદને હરનારા અને સંસારરૂપ જન્મમરણના બંધનને છેદનારા, શ્રી સહજાનંદ સ્વામીને હું **વંદન** કરું છું. (૧૬) જેમના પ્રતાપથી અસુર ગુરુઓનો પરાભવ થયો છે, વળી વેદશાસ્ત્રને જાણનારા વાદીઓના વૃંદને જેમણે જીત્યા છે, અને જેમને શુદ્ધ હૃદયવાળા સંતોમાં હંમેશાં પ્રીતિ છે, જે ભક્તો વિના કોઈથી પણ પરાભવ નથી પામતા તે ઉદાર **શ્રીહરિ** મારા પર પ્રસન્ન થાઓ. (૧૭) જે પોતાના ભક્તોને ગર્વ-ઈર્ષા-કામ-ક્રોધ-મત્સર વગેરે અધર્મના વંશથી મુકાવીને અંતકાળે અક્ષરધામ પ્રત્યે પહોંચાડે છે, તે દયાળુ શ્રીહરિ મારા ઉપર **અતિ પ્રસન્ન** થાઓ. (૧૮) આત્મા-પરમાત્મા સંબંધી જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ તથા 'સર્વના નિયંતા શ્રીહરિ છે' ઈત્યાદિ માહાત્મ્યજ્ઞાન; આ ચાર અંગ સહિત ભક્તિ જે **ભવસાગરની નૌકા** છે, તેને આલોકમાં દૈત્યાંશથી ઉત્પન્ન થયેલા ગુરુ તથા રાજાઓને પોતાના પ્રતાપથી જીતીને જેણે પ્રવર્તાવી છે, તે ઈષ્ટદેવ શ્રીહરિ મારી ભાષાને **ગૌરવશાળી** બનાવો. (૧૯)

**ગુરુવંદના :-**

જે પોતાના ઈષ્ટદેવ પ્રત્યે અનુરક્ત ચિત્તવાળા, બ્રહ્મસ્થિતિવાળા, અત્યંત વૈરાગ્યવાન, સંતોને પણ ગુરુની માફક પૂજનીય, સદા ઉપશમ અવસ્થાવાળા, તથા મહા વિશુદ્ધ જ્ઞાનવાળા છે એવા **સુવ્રતમુનિ**ને હું હંમેશાં **પ્રણામ** કરું છું. (૨૦)

जनानामाप्तानां स्वमिह शरणं स्थापनतया★ हरेरैकान्तिक्यां जगति ननु भक्तौ वृषभुवः । हरिर्यस्मिन् प्रीतः स भृशमभवत्तं शुभगुणं नमाम्याचार्येन्दुं मम हि रघुवीरं गुरुमहम् ॥२१॥ राजन् परं निखिलधामविभूषणं सच्चिच्चाक्षरं भवति धाम हरेरुदारम् । युक्तं श्रिया परमयाऽमृतनामधेयं छान्दोग्यमुख्यपरमोपनिषत्प्रगीतम् ॥२२॥ अस्त्युत्तरोत्तरदशप्रमिताधिकांशैर्युक्ताभ्य एव परमष्टमितावृतिभ्यः । यन्निर्गुणं परमबोधमयं प्रशान्तमानन्दमुख्यशुभलक्ष्मवदद्वितीयम् ॥२३॥ आद्यन्तहीनमभयं विशदं विशोकं सत्यं सनातनमलौकिकशर्मपूर्णम् । यस्याग्रतोऽतिरुचिराण्यपि लोकपालस्थानानि चैव निरयोपमतां लभन्ते ॥२४॥ तत्संस्थिताऽविगणिताक्षरमुक्तपुंसामेकैकरोम्णि ननु कोटिदिनेशतुल्यम् । तेजोऽस्ति तन्निखिलमुक्त-महांसि यायुर्लीनत्वमेव नृप यस्य तु चाल्पदेशे ॥२५॥

एवंविधातिसुखकारिनितान्ततेजोविभ्राजितं सततमेव यदीयभासा । उद्भासितास्तरणि-तारक-वह्निचन्द्रा विश्वं नरेन्द्र निखिलं परिभासयन्ति ॥२६॥ एषाऽन्विता निखिलभूरुहपर्वताद्यैः सर्वा मही विमलकाचमयी यदा स्यात् । यावन्त एव भगणा गगने भवन्ति तावन्त एव युगपद् व्युदियुर्यदाऽर्काः ॥२७॥ भूम्या तदेति परमश्रियमाप्नुवत्या यस्योत्तमस्य तु भवेत्प्रतिमानलेशः । दिव्याद्भुताऽपरिमितोत्तमशक्तियुक्तं दिव्यातिचित्रविभवप्रकरैरुपेतम् ॥२८॥

---

**ગ્રંથના અધ્યાપક ગુરુ શ્રી રઘુવીરજીને પ્રણામ** :- જેમણે આ જગતમાં પોતાના શરણે આવેલા મનુષ્યોને ભગવાન શ્રીહરિની એકાંતિકી ભક્તિમાં પ્રવર્તાવ્યા છે, અને તેથીજ તે એકાંતિક ભક્તિ પ્રવર્તક ભગવાન શ્રીહરિ જેમની ઉપર અત્યંત પ્રસન્ન થયેલા છે; જેમ ચંદ્રમા સર્વ મનુષ્યોને આનંદ ઉપજાવે છે તેમ આચાર્યોને આનંદ ઉપજાવનારા, અનેક શુભગુણો યુક્ત મારા ગુરુ શ્રી **રઘુવીરાચાર્ય**ને હું પ્રીતિપૂર્વક **નમસ્કાર** કરું છું. (૨૧)

**અક્ષરધામનું વર્ણન** :- હે રાજન્ ! સર્વોત્તમ, સર્વ ધામોના અલંકાર રૂપ, તથા ભૂત-ભવિષ્ય-વર્તમાન એ ત્રણે કાળમાં સત્ય, ચૈતન્યાત્મક, અતિમોટું, અતિશય શોભાવાળું, અમૃત નામવાળું, તથા છાંદોગ્યાદિ ઉપનિષદોએ જેનો યશ ગાયો છે, એવું શ્રીહરિનું **અક્ષરધામ** છે. (૨૨) એક એકથી દશગણા અધિક આઠ આવરણોથી પર; માયાના ત્રણ ગુણ સત્ત્વ-રજ અને તમથી રહિત, પરમ જ્ઞાનસ્વરૂપ, પ્રશાંત તેમજ સદા આનંદાદિ શુભ લક્ષણોવાળું, અદ્વિતીય; (૨૩) આદિ અને અંતરહિત, સદા નિર્ભય અને શ્વેત કાન્તિમાન, શોકરહિત, સત્યસ્વરૂપ, સનાતન, દિવ્યસુખથી પૂર્ણ જે અક્ષર ધામની રમણીયતા પાસે લોકપાલોના સ્થાનો પણ નરક સમાન ભાસે છે; (૨૪) તે અક્ષરધામમાં રહેતા અસંખ્ય અક્ષરમુક્ત પુરુષોના એક એક રોમમાં કરોડ સૂર્યના સમાન **તેજ** છે, વળી તે સમગ્ર મુક્તોનું આવું અનવધિકાતિશય તેજ પણ હે રાજન્ ! જે અક્ષરના અણુમાત્ર પ્રદેશમાં લીન થઈ જાય છે. (૨૫) એવા અતિ સુખકારી અપાર પ્રકાશથી અક્ષરધામ સદાય દેદીપ્યમાન છે. અક્ષરધામના અતિ સુખકારી આ પ્રકાશથી જ હે રાજન્! સૂર્ય- તારા-અગ્નિ-ચંદ્ર, પ્રકાશ પામ્યા છે. તે પ્રકાશથી જ સમગ્ર વિશ્વને તેઓ **પ્રકાશ** આપવા સમર્થ છે, તેવું અક્ષરધામ છે. (૨૬) સમગ્ર વૃક્ષો-પર્વતો-નદીઓ-સમુદ્રો વગેરેથી યુક્ત આ પૃથ્વી જ્યારે ફક્ત શુદ્ધ કાચમય જ હોય, અને વળી આકાશમાં જેટલા તારા છે તેટલા જ સૂર્ય જો એક સમયમાં ઉદય પામે; ત્યારે પરમ શોભાયુક્ત બનેલી સમગ્ર પૃથ્વીની જે **શોભા** તે પણ જે અક્ષરધામની અત્યંત શોભા આગળ ફક્ત એક લેશ સમાન જ જણાય છેઃ આ પ્રકારે દિવ્ય-અદ્‌ભુત-અપરિમિત અને ઉત્તમ શક્તિઓથી યુક્ત, અને વળી અતિ સુંદર વિવિધ પ્રકારના દિવ્ય વૈભવોથી યુક્ત; (૨૭-૨૮)

---

★ ''स्थापनतया'' इत्यस्य स्थाने ''स्थापयति यो'' इति पाठान्तरं मूलपुस्तके दृश्यते । नन्द्यादित्वाल्ल्यौ तु नन्दनवत्स्थापनशब्दोऽपि स्थापकपरो भवतीति पाठान्तरकरणं व्यर्थं भाति ।

शुभैर्दिव्यैर्भोग्यैर्बहुलतरभोगोपकरणैः कदम्बैर्भोक्तॄणां युतमगणितैश्वर्यनिकरैः । निराधारं नित्यं निखिलजगदाधारममलं विचित्रैराश्चर्यैर्निभृतमतुलानन्दनिलयम् ॥२९॥ अमिताक्षरमुक्तसंश्रितं निगमैर्ब्रह्मपुरं यदीरितम् । अनवद्यमचिन्त्यमद्भुतं परमव्योमसमाह्वयं तथा ॥३०॥ करुणार्द्रहृदोऽवतारिणो हरिकृष्णस्य किल प्रसादतः । रुचिरं यदवाप्यते जनैर्विमलैकान्तिकधर्मधारिभिः ॥३१॥ दिव्यस्फुरद्विविधवर्णमणीन्द्रहेम-स्तम्भालिमञ्जुलकपाटगवाक्षमुख्यैः । युक्ताभिरुन्नतसुदिव्यसमोज्ज्वलाभिः सौधालिभिर्वरवितानविराजिताभिः ॥३२॥ स्त्रीणां नृणां च हरिकृष्णपदाश्रयाणां दिव्यातिचित्रवसनोन्मणिभूषणानाम् । वासैर्युताभिरतुलाभिरुदारशोभापृक्ताभिरेव नितरां परिरोचमानम् ॥३३॥

तन्मध्यतो भवति मन्दिरमेव दिव्यं दिव्योल्लसन्मणिसुवर्णमयं विशालम् । अप्राकृतामलमणीन्द्रसुवर्णराजत्स्तम्भादिदिव्यमणिकाञ्चनतोरणाश्रि ॥३४॥ दिव्यातिभास्वर-विचित्रमणीन्द्रभास्वन्मुक्तालताकलितचित्रवितानशालम् । यस्योपमां कथयितुं निखिलाः कवीन्द्राः शेषादयोऽपि निपुणाश्च नहि क्षमन्ते ॥३५॥ तस्यान्तरे खचितदिव्यमणीन्द्रसार-रत्नेन्द्रसारविविधद्युतिभासमानम् । दिव्यस्फुरद्रुचिसुवर्णमयं मनोज्ञं सिंहासनं भवति दिव्यमुदारलीलम् ॥३६॥ तस्मिन्निषीदति सदा हरिकृष्ण ईशो

---

અત્યંત શોભાયમાન-દિવ્ય ભોગ્ય પદાર્થો તથા તે પદાર્થોના ભોગના ઉપકરણો તેમજ દિવ્ય ભોક્તાઓના સમૂહવાળું, અપરિમિત ઐશ્વર્યવાળું, (પરબ્રહ્મ વિના બીજા) કોઈના આધાર વિનાનું, અવિકારી, સમગ્ર બ્રહ્માંડોના આધારરૂપ, નિર્મળ, વિવિધ આશ્ચર્યોથી ભરપૂર, અનુપમ આનંદના સ્થાનભૂત; (૨૯) અસંખ્ય અક્ષરમુક્તોએ કરેલા આશ્રય સ્થાનરૂપ, વેદોએ જેને **બ્રહ્મપુર** નામથી વર્ણવેલું છે, નિર્દોષ, ચિંતવનમાં ન આવે તેવું, અદ્ભુત તથા પરમ વ્યોમની★ સંજ્ઞાવાળું; (૩૦)

મનોહર જે અક્ષરધામ છે, તે નિષ્કારણ અપાર દયાથી આર્દ્ર જેમનું હૃદય છે એવા અવતારી શ્રીહરિકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાથી જ એકાંતિક ધર્મધારક ભક્તોએ સમાધિમાં અથવા અંતકાળે પમાય છે; એવું એ **અક્ષરધામ** છે. (૩૧)

**અક્ષરધામમાં હવેલી-મહેલોની શોભાનું વર્ણન :-** દિવ્ય અને ચળકતા વિવિધ વર્ણવાળા ઉત્તમ મણિઓ જેમાં જડેલા છે એવા સુવર્ણ સ્તંભોની પંક્તિઓ; તથા સુંદર બારણાં-ગોખો-છજાં વગેરેથી યુક્ત તેમજ અતિશય શ્રેષ્ઠ ઉલ્લોચોથી શોભાયમાન, જેમને શ્રીહરિકૃષ્ણ ભગવાનના ચરણારવિંદનો આશ્રય છે એવા સ્ત્રી-પુરુષરૂપ સમગ્ર દિવ્ય મુક્તો જે અત્યંત શોભાયમાન વસ્ત્રો તથા શ્રેષ્ઠ મણિઓથી જડિત આભૂષણોથી શોભી રહ્યા છે તેમના નિવાસ સ્થાનરૂપ એવી; જે ઊંચી-અતિદિવ્ય-સમાન તેમજ ઉજ્જવળ છે એવી, મહા શોભાવાળી હવેલીઓની અસંખ્ય પંક્તિઓથી જે અક્ષરધામ અત્યંત શોભે છે. (૩૨-૩૩)

તે અક્ષર ધામના મધ્ય ભાગમાં **મંદિર** છે. તે મંદિર સુંદરતાના ધામરૂપ છે, નીલ-પીતાદિ વર્ણોથી દેદીપ્યમાન મણિઓ તથા સુવર્ણથી નિર્મિત અને વિશાળ છે, દિવ્ય-નિર્મળ મણિઓ જડિત સુવર્ણના શોભાયમાન સ્તંભોની પંક્તિઓવાળું છે અને દિવ્યમણિઓ યુક્ત સુવર્ણના તોરણોથી શોભે છે; (૩૪) દિવ્ય-અતિ તેજસ્વી અને વિવિધ પ્રકારના ઉત્તમ મણિઓ તથા પ્રકાશમાન મોતીઓની સેરોથી સુશોભિત-ચારે બાજુએ વ્યાપ્ત-વિવિધ વર્ણવાળા ઉલ્લોચોથી અતિ શોભાયમાન છે. જેની ઉપમા કહેવા માટે સમગ્ર શ્રેષ્ઠ કવિઓ તથા અતિનિપુણ શેષજી વગેરે પણ સમર્થ થતા નથી. (૩૫) (મંદિરના મધ્યમાં **સિંહાસન** છે. તેનું **વર્ણન** કરે છે.) તે મંદિરના મધ્ય ભાગમાં; શ્રેષ્ઠ મણિ તથા ઉત્તમ રત્નોની વિવિધ પ્રકારની કાંતિથી શોભાયમાન તથા પ્રસરતી દિવ્ય કાંતિવાળું, શુદ્ધ સુવર્ણથી નિર્માણ કરેલું, મનોહર-દિવ્ય અને મહા અદ્ભુત ચાતુરીથી ભરપૂર એક સિંહાસન છે. (૩૬) તે **સિંહાસન**માં અનેક અવતાર સમૂહોના

---

★ अक्षरे परमेव्योम्नि...

नानावतारनिकरैकनिदानमूर्तिः । दिव्यात्मभिस्त्वगणिताक्षरसंज्ञमुक्तैरात्माननैकनयनैरभिवेष्ट्यमानः ॥३७॥ सर्वज्ञं तमनुपमश्रियं स्वतन्त्रं सर्वेषां पतिमतुलं क्षराक्षराणाम् । संक्षेपात्स्वमतिसमं निरूपयिष्ये राजर्षे स्थिरतरचेतसा शृणु त्वम् ॥३८॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे ब्रह्मपुरशोभानिरूपणनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

## ॥ अथ पञ्चदशोऽध्यायः ॥

**( उक्तं पञ्चदशे श्रीमद्धरिकृष्णमहाप्रभोः । स्वरूपवर्णनं सम्यक् परमैश्वर्यसंयुतम् ॥ )**

श्रीशुकानन्द उवाच - **स जयत्यदभ्रकरुणामहोदधिर्हरिरेव तत्र पुरुषोत्तमोत्तमः । सततं किशोरवयसा विराजितो द्विभुजो वराभयकरो दयाकरः ॥१॥ अवधीरितागणितमारसौष्ठवप्रवराखिलावयववान् परोऽक्षरात् । बहुमूल्यदिव्यवरभास्वराम्बरो विविधातिदिव्यमणिहेमभूषणः ॥२॥ नवसान्द्रवारिधरवर्णसुन्दरो वरशारदाब्जदलतर्जिलोचनः । स्वशुभाङ्गनिर्यदुरुतेजसा वृतो नटवर्यवेषरुचिरो मनोहरः ॥३॥ अमिताऽण्डसर्गपरिपालनक्षय-प्रविलासकारिसदपाङ्गवीक्षणः । परिणद्धदिव्यमणिविस्फुरत्प्रभा-विलसद्धिरण्मयकिरीटमण्डितः ॥४॥**

---

એકમાત્ર કારણરૂપ મૂર્તિ જેમની છે એવા, પરમેશ્વર **શ્રીહરિકૃષ્ણ** જેમને દિવ્ય સ્વરૂપવાળા-અગણિત અક્ષર મુક્તો જેમના મુખકમળ તરફજ સ્થિર દૃષ્ટિયુક્ત થકા ચારે તરફ વીંટાયેલા છે એવા થકા સદા બિરાજે છે. (૩૭)

તે સર્વજ્ઞ, અનુપમ શોભાવાળા, સ્વતંત્ર, અનુપમેય, ક્ષર અને અક્ષરના અધિપતિ શ્રીહરિનું હું મારી બુદ્ધિ પ્રમાણે, હે રાજર્ષે, તમારી આગળ **સંક્ષેપથી વર્ણન** કરીશ. તે તમો સ્થિર ચિત્તથી સાંભળો. (૩૮)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'બ્રહ્મપુર શોભા નિરૂપણ' નામે ચૌદમો અધ્યાય સંપૂર્ણ. (૧૪)

## અધ્યાય : ૧૫

## અક્ષરધામસ્થ ભગવાન શ્રીહરિનું પરમ ઐશ્વર્ય સહિત સ્વરૂપ વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** નિરવધિકાતિશય દયાના મહાસાગર, પ્રધાન પતિ તથા મહામાયા પતિ તથા અક્ષરપુરુષોથી ઉત્તમ પુરુષોત્તમ, સદા સોળ વર્ષની કિશોર વયવાળા, વર અને અભય આપનારી બે ભુજાવાળા, દયાનિધિ **શ્રીહરિકૃષ્ણ** અક્ષરધામમાં સર્વોત્કર્ષપણે વર્તે છે. (૧) અનંત કામદેવોની શોભાને તિરસ્કૃત કરનારા સર્વોત્તમ સર્વ અવયવો જેમના છે એવા, અક્ષરથી પર, બહુ મૂલ્યવાળાં-દિવ્ય તથા ઉત્તમ કાન્તિવાળાં શ્રેષ્ઠ વસ્ત્રો જેમણે ધારણ કર્યાં છે. અતિદિવ્ય વિવિધ મણિઓથી જડિત સુવર્ણ અલંકારોને ધારણ કરનારા; (૨) નવીન મેઘના વર્ણ જેવા શ્યામ (ઘનશ્યામ), શરદ્‌ઋતુમાં પ્રફુલ્લિત થયેલા સુંદર કમળના પત્રોને પણ લજ્જા પમાડનારા નેત્રોવાળા, પોતાના શુભ અંગ થકી નીકળતા અતિશય તેજથી આવૃત, તેમજ નટરાજના જેવા સુંદર શણગારથી રમણીય તથા મનોહર દેખાતા; (પોતાની મૂર્તિમાં સર્વજનોના અંતઃકરણને ખેંચનારા) (૩) અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને લયરૂપી ઉત્તમ વિલાસો બ્રહ્માદિ દેવતાઓ દ્વારા પ્રવર્તાવનાર સુંદર ભ્રકુટિના કટાક્ષથી જેમની દૃષ્ટિ શોભાયમાન છે, જેમણે ધારણ કરેલા દિવ્ય મુગટમાંથી મણિ અને સુવર્ણની કાંતિ ચારે તરફ પ્રસરી રહી છે; (૪)

वरभूरिसौरभसुदिव्यचन्दन-प्रविचर्चितावयवदर्शनोचितः । करुणामृतार्द्ररमणीयवीक्षणः परमः पुराणपुरुषो निरञ्जनः ॥५॥ सुन्दराम्बरलसत्कटिबिम्बे राजितः कनकसन्मणिकाञ्च्या । नद्धदिव्यमणिकान्तिविराजत्स्वर्णनूपुरपदाम्बुजलक्ष्मीः ॥६॥ स्वर्णकङ्कणविभूषण-पाणिर्हेमरत्नखचिताङ्गदशाली । भूरिसौरभचलद्भ्रमरालिभ्राजमानवरकौसुमहारः ॥७॥

नद्धरत्नमकराकृतिहेमप्रोल्लसत्तरलकुण्डलशाली । कर्णिकाप्रसरदुत्तमकान्तिद्योतितामलकपोलतलश्रीः ॥८॥ कीरचञ्चुपरितर्जननासो बिम्बपल्लववराधरलक्ष्मीः । भासमानशुभकर्णयुगश्रीर्भास्वरोल्लसितहासविलासः ॥९॥ बिभ्रदेव पृथुवक्षसि हारान् हेमचित्रमणिमौक्तिकरम्यान् । प्रोल्लसद्विमललम्बनशाली चारुकौस्तुभविभूषणकण्ठः॥१०॥ स्मेरभास्वरतराननशोभा-तर्जितेन्दुनवशारदपद्मः । स्निग्धवीक्षणहृतेक्षकचित्तः शोभयँस्तदपि धाम समग्रम् ॥११॥ योगसाधनविधिप्रयतानां योगिनां विगतसर्वमलानाम् । भाग्यमेव शुभसिद्धसमाधेश्चिन्तितः परमहंससमूहैः ॥१२॥ योगिभिर्विमलनिश्चलचित्तैर्योगमार्गपरिमार्गितरूपः । अष्टभिः सदणिमप्रमुखाभिः सिद्धिभिश्च सहितो ह्यचलाभिः ॥१३॥ आधारो योऽस्ति सङ्ख्याविरहितजगतां सच्चिदानन्दलक्ष्मा दिव्यानादिस्वसिद्धाऽनवधिकबहुलाश्चर्यसौन्दर्यवार्धिः । मुक्तैर्जुष्टोऽक्षराख्यैः पुरुषविधलसद्दिव्य-रूपैरसंख्यैर्धर्मेणाभ्यर्च्यमानो बलिभिरपि तथा भक्ति-राधा-रमाभिः ॥१४॥

---

અતિશય સુગંધીમાન ચંદનથી જેમનું હૃદય, કર અને ચરણાદિક ચર્ચેલાં છે, તે શ્રીહરિ સર્વોત્તમ લક્ષ્મી(શોભા)વાળા, અનાદિ સિદ્ધ અને માયાના આવરણથી રહિત, કરુણામૃતથી ભરપૂર, રમણીય અને સદા અનિમેષ દૃષ્ટિથી દર્શનીય છે. (૫)

સુંદર પીતાંબર ધારણ કરવાથી શોભતી સુંદર કેડ્ય ઉપર મણિ અને રત્ન જડિત સુવર્ણનો કંદોરો જેમણે ધારણ કર્યો છે, અને ચરણકમળની લક્ષ્મી સમાન, જડિત મણિની કાંતિથી શોભતાં બે સુંદર ઝાંઝરો જેમણે ચરણમાં ધારણ કર્યાં છે; (૬) જેમણે બે હાથમાં સુવર્ણનાં કંકણો અને રત્નજડિત બાજુબંધ ધારણ કર્યાં છે, અતિશય સુગંધથી ભરપૂર અને તેથી આકર્ષિત ભ્રમરાની પંક્તિથી શોભતા પુષ્પના હાર જેમણે કંઠમાં ધારણ કર્યા છે; (૭) રત્ન જડિત સુવર્ણનાં મત્સ્યાકૃતિવાળાં કુંડળો જેમણે કાનમાં ધારણ કર્યાં છે, તથા તે કુંડળોમાંથી નીકળતા પ્રકાશથી જેમનો નિર્મળ કપોળ પ્રદેશ (ગાલવાળો ભાગ) શોભી રહ્યો છે; (૮) પોપટની ચાંચને શરમાવે તેવી સુંદર નાસિકા જેમને છે, તથા આસોપાલવ અને આંબાના નવીન સુંદર પર્ણની કોમળતાથી ભરપૂર અને પાકાં ઘિલોડાના લાલ રંગની શોભાએ યુક્ત જેમના સુંદર ઓષ્ઠ છે, તેમજ પ્રકાશમાન શુભ કર્ણ યુગલની શોભા જેમને છે એવા, ઉજ્જ્વલ શુભ હાસ્યવિલાસ યુક્ત; (૯) સુવર્ણના ચિત્રોવાળા મણિકાઓ તથા મોતીથી રમણીય દેખાતા હારો વિશાળ ઉરઃસ્થળમાં જેમણે ધારણ કર્યા છે, પ્રકાશમાન સુંદર કંઠીથી શોભાયમાન જેમનો કંઠ કૌસ્તુભ મણિને પણ અલંકૃત કરતો હોય તેમ શોભે છે. (૧૦)

હાસ્ય ઝરતા મુખકમળની શોભાથી ચંદ્ર તથા શરદઋતુમાં વિકસેલું કમળ પણ લજ્જા પામ્યું છે. સ્નેહાર્દ્ર દૃષ્ટિથી દર્શન કરનારા ભક્તોના ચિત્તને હરતાં **શ્રીહરિ** પૂર્વોક્ત સમગ્ર ધામને પણ શોભાડે છે. (૧૧) યોગીઓ જે અષ્ટાંગ યોગ સિદ્ધ કરવામાં સદા તત્પર હોય છે, પાપરહિત થયેલા તે યોગીઓના યોગની સિદ્ધિ રૂપ જે સમાધિ તેના ફળરૂપ શ્રીહરિના સ્વરૂપનું પરમહંસો ચિંતવન કરે છે; (૧૨) નિર્મળ અને સ્થિર ચિત્તવાળા યોગીઓએ જેમનું સ્વરૂપ યોગ માર્ગથી ખોળ્યું છે; અને જે અણિમાદિ આઠ અચળ અને સત્ય સિદ્ધિઓથી યુક્ત છે; (૧૩) જે શ્રીહરિ અનંત બ્રહ્માંડના આધારરૂપ છે, જેમના સત્-ચિત્ અને આનંદ એ ત્રણ **સ્વરૂપગત લક્ષણો** છે, તે શ્રીહરિ; દિવ્ય-અનાદિ-સ્વતઃસિદ્ધ-અનંત આશ્ચર્યને ઉત્પન્ન કરનાર જે સૌંદર્યો તેના સમુદ્રરૂપ છે, પુરુષના જેવી સુંદર-શોભાયમાન દિવ્યાકૃતિવાળા અસંખ્ય અક્ષર મુક્તોએ સેવેલા, તેમજ ધર્મ-ભક્તિ તથા રાધા-રમાદિ શક્તિઓએ પણ નાના પ્રકારના ઉપચારોથી પૂજેલા છે. (૧૪)

यस्यादेशेनैव कुर्वन्ति राजन् काले काले ब्रह्मविष्णुत्रिनेत्राः । विश्वोत्पत्तिस्थेमनाशान् स्वतन्त्रो यः सम्प्रोक्तो निर्गुणो निर्विकारः ॥१५॥

ईशाधीशः कारणं कारणानामन्तर्यामी देहिनां देवदेवः । हेयातीतो यः परब्रह्मसंज्ञो नानावीर्यैश्वर्यवान् कालकालः ॥१६॥ यत्पदप्रणयिनोऽखिलभक्ता यत्कथामृतमनोज्ञरसज्ञाः । क्वापि नैव गणयन्त्यपि मुक्तिं प्राकृतं किमुत फल्गु सुखं यत् ॥१७॥ यद्भयाद्दिनकरश्च हिमांशुर्नित्यमेत्युदयमेव तथाऽस्तम् । यद्भयाज्जगति वाति समीरो यद्भिया चरति मृत्युरजस्त्रम् ॥१८॥ पावको दहति वर्षति चेन्द्रो यद्भयान्ननु यदीयनिदेशात् । अप्सु मज्जति न चैव धरित्री वर्तते स्थिरतयेयमजस्त्रम् ॥१९॥ आधारोज्झितमपि यस्य चेच्छयैतत् ताराणां वलयमजस्त्रमन्तरिक्षे । आकाशे स्थितमगताश्रयं च नीरं तस्मिन्वै सनिनदमास्फुरन्ति शम्पाः ॥२०॥ मर्यादां ननु रचितां च येन भूम्ना निःसेतुस्त्वपि न भिनत्ति नीरराशिः । कल्याणाऽपरिमितसद्गुणादिवार्धिर्यः सर्वाद्भुतनिधिरस्त्यनन्यसाम्यः ॥२१॥ भागैः षड्भिर्दिव्यैर्विशदवयुनाद्यैस्तनुधरैरतुल्यैर्जुष्टाङ्घ्रिर्बहुलपरमाश्चर्यनिवहैः । अनेकब्रह्माण्डस्थितजनगणानामपि विदन् समस्तान् संकल्पान् सततमपि हस्तामलकवत् ॥२२॥ स्तुवन्त्येवाम्नाया यमखिलपतिं दिव्यतनवस्तथाऽन्ये शेषाद्या निपुणमतयश्चाक्षरगणाः । यदैश्वर्यादीनां सततमपि ते वर्णनपरा लभन्ते नैवान्तं नभस इव पारं द्विजगणाः ॥२३॥

---

હે રાજન્ ! બ્રહ્મા, વિષ્ણુ અને શંકર જેમની આજ્ઞાથી સમય સમય પ્રમાણે વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય કરે છે. જે સ્વતંત્ર, નિર્ગુણ અને અવિકારી છે. (૧૫) જે ઈશ્વરોના પણ ઈશ્વર, સર્વ કારણના કારણ★[૧], જીવોના અંતર્યામી, દેવોના પણ દેવ, ત્યાગ કરવા યોગ્ય ભાગો (માયામય અવયવો)થી રહિત, પરબ્રહ્મ સંજ્ઞાવાળા, અનેકવિધ પરાક્રમ તથા ઐશ્વર્યોથી ભરપૂર, કાળના પણ કાળ છે. (૧૬) એ શ્રીહરિના ચરણકમળમાં જેમને પ્રીતિ છે, તેમની કથામૃતનો સ્વાદ જેણે ચાખ્યો છે એવા ભક્તો ક્યારેય પણ સાલોક્યાદિ ચતુર્વિધ મુક્તિ પણ ઈચ્છતા નથી. (જ્યારે મુક્તિને પણ ઈચ્છતા નથી તો) પ્રાકૃત સુખને ન ઈચ્છે તેમાં શું કહેવું. ? (૧૭) જેના ભયથી સૂર્ય-ચંદ્ર પ્રતિદિન ઉદય અસ્ત પામે છે, જેના ભયથી જગતમાં વાયુ વાય છે, જેના ભયથી મૃત્યુ જનોમાં **નિરંતર** ફરે છે; જેના ભયથી અગ્નિ કાષ્ઠાદિને બાળે છે, ઈન્દ્ર વરસાદ વરસાવે છે, જેની આજ્ઞાથી પૃથ્વી જળમાં બૂડતી નથી અને નિરંતર સ્થિર રહે છે; જેની ઈચ્છાથી આધાર વિનાનું જ્યોતિઓનું મંડળ નિરંતર અંતરિક્ષમાં રહે છે, જળ આકાશમાં રહે છે અને તેમાં શબ્દે સહિત વીજળી સ્ફુરાયમાન થાય છે, વળી પરમૈશ્વર્યશાળી શ્રીહરિએ રચેલી મર્યાદાને પાળ વિનાનો સમુદ્ર ઉલ્લંઘન કરતો નથી. જે શ્રીહરિ અસંખ્ય સદ્ગુણાદિના સમુદ્રરૂપ તથા સમગ્ર આશ્ચર્યોના નિધિ, **અનુપમ** છે. (૧૮ થી ૨૧)

શુદ્ધ જ્ઞાન વગેરે મૂર્તિમાન-દિવ્ય છ ઐશ્વર્યો★[૨] જે અનુપમ તથા બહુવિધ આશ્ચર્યોના સ્થાનભૂત છે, તે પણ જેમનાં ચરણોનું સેવન કરે છે એવા શ્રીહરિ પ્રાણીમાત્રના સંકલ્પોને હથેળીમાં રહેલા આમળાને જેમ જુએ, તેમ સમ્યક્ પ્રકારે જાણે છે. (૨૨) દિવ્ય શરીરધારી વેદો પણ જે સર્વાધીશ પરમાત્માની **સ્તુતિ** કરે છે, તેમજ સકળ શાસ્ત્રમાં જે પ્રવીણ છે એવા નિપુણ મતિવાળા શેષ-શારદા વગેરે તથા અક્ષર ધામના મુક્તો પણ જેમના ઐશ્વર્યાદિનું નિરંતર **વર્ણન** કરે છે. તો પણ (શ્રીહરિના ગુણ-ઐશ્વર્યાદિ અનન્ત હોવાથી) જેમ આકાશનો પાર પક્ષીઓ પામતા નથી, તેમ તેમના ગુણ તથા ઐશ્વર્યાદિનો પાર નથી જ પામતા. (૨૩)

---

★૧. સર્વેનું કારણ અક્ષર બ્રહ્મ છે. ને તે અક્ષર તો પુરુષોત્તમ ભગવાનનું ધામ છે. (વચનામૃત ગ.પ્ર. ૬૩.)

★૨. જ્ઞાન, બળ, ઐશ્વર્ય, વીર્ય, શક્તિ, અને તેજઃ વાયુ પુરાણમાં આ **છ ઐશ્વર્ય** આ રીતે વર્ણવ્યા છે; સર્વજ્ઞતા, તૃપ્તિ, અનાદિ જ્ઞાન સ્વરૂપ, સ્વતંત્રતા, જેની દૃષ્ટિ કાળ અને માયાથી પણ નાશ પામતી નથી તેવી નિત્ય અલુપ્ત દૃષ્ટિ અને અનંત શક્તિ.

यौ महाप्रकृतिपूरुषौ तथा येऽक्षराह्वयविमुक्तसञ्चयाः । येऽन्तकप्रभृतयोऽखिला हि ते पालयन्ति सभयं च यद्विधिम् ॥२४॥ नारायणाख्यश्च सहस्त्रशीर्षा प्रोक्तोऽस्ति वैराजपुमान् महान् यः । प्रादुर्भवत्येव स चापि यस्मादतर्क्यवीर्यान्महनीयकीर्तेः ॥२५॥ चतुर्विंशतिर्मूर्तयः केशवाद्याश्चतुःसम्मिता वासुदेवप्रमुख्याः । भवन्त्येव यास्ताः समुद्यन्ति यस्माद् वराहादयश्चावतारा: समग्राः ॥२६॥ वचोमानसागोचरः साङ्ख्ययोगैः श्रुतीनां शिरोभिः प्रगीतोरुकीर्तिः । सदाऽऽनन्दसन्दोहमानन्दमूर्तिर्निजैकान्तिकेभ्यो दिशत्यन्वहं यः ॥२७॥ समग्रं यत्तेजोऽक्षरपरमधामस्थमतुलं न तत्तुल्यं यस्य क्वचिदपि च लोम्नोऽपि महसा । महातेजःपुञ्जस्फुरितरुचिराप्राकृततनुस्तुलालेशापेतो भवति स निजानन्दजलधिः ॥२८॥ वेदादिशास्त्राणि वदन्ति कृष्णं यं वासुदेवं परमेश्वरं च । विष्णुं परब्रह्म परात्परं वा नारायणं वा परमात्मसंज्ञम् ॥२९॥ ब्रह्म यं परमपूरुषं तथा कीर्तयन्ति भगवन्तमीश्वरम् । पूरुषोत्तममथेश्वरेश्वरं श्रीमहापुरुषमुख्यनामभिः ॥३०॥ तद्धामवासिनो मुक्ताः सन्ति सर्वेऽक्षराभिधाः । कोटिकोट्यर्कमहसः सच्चिदानन्दरूपिणः ॥३१॥ भोगस्थानानि दिव्यानि विद्यन्ते तत्र भूरिशः । सुखरूपाणि नित्यानि भोगाः सन्ति च तादृशाः ॥३२॥ तादृशान्येव विद्यन्ते भोगोपकरणानि च । तत्रत्यं यत्सुखं तद्वै वक्तुं केऽपि नहि क्षमाः ॥३३॥

यथा भौतिकदेहानां भोगाः सन्त्यत्र भौतिकाः । चिद्रूपाणां तथा तेषां सन्ति भोगास्तु चिन्मयाः ॥ ३४॥ तेजोमयाश्च भोगाद्या गुणातीताः क्षयोज्झिताः । सन्ति दिव्यास्तथाऽतुल्याः सत्यज्ञानसुखात्मकाः ॥३५॥

મૂળ પ્રકૃતિ તથા પુરુષ, અક્ષરમુક્તો તથા મૃત્યુ વગેરે અતિશય ભયે સહિત જેમની આજ્ઞાનું યથાર્થ પાલન કરે છે; સહસ્રશીર્ષા-નારાયણ સંજ્ઞા પામેલા **વૈરાજ પુરુષ** પણ અતકર્ય વીર્ય તથા પૂજ્ય કીર્તિવાળા એ શ્રીહરિ થકી પ્રાદુર્ભાવ પામે છે. (૨૪-૨૫)

તેમજ કેશવાદિ **ચોવીશ** મૂર્તિઓ તથા **ચતુર્વ્યૂહ** સ્વરૂપ-વાસુદેવ, સંકર્ષણ, અનિરુદ્ધ અને પ્રદ્યુમ્ન તથા વારાહાદિ સમગ્ર અવતારો જેમના થકી ઉત્પન્ન થાય છે, અને અભ્યુદય કરનારું **ઐશ્વર્ય** તે પણ જેમના થકી જ પામે છે; (૨૬) અભક્ત-અસુરોનાં વાણી અને મન જેમને પહોંચી શકતા નથી. ઉપનિષદો-સાંખ્ય તથા યોગ શાસ્ત્ર જેમની કીર્તિનું સદા ગાન કરે છે, જેમની મૂર્તિમાં અનવધિકાતિશય **સુખ** રહેલું છે, એવા શ્રીહરિ પોતાના ભક્તોને સદા અતિશય આનંદ આપે છે. (૨૭) પરમધામ અક્ષરમાં જે અનુપમ **તેજ** રહ્યું છે, તે સમગ્ર તેજ પણ જેના એકરોમના તેજની સરખામણીમાં આવી શકતું નથી; એવા મહા તેજના સમુદાયમાં જેમની રમણીય **દિવ્ય મૂર્તિ** છે એવા; અનુપમેય આનંદના સમુદ્રરૂપ **શ્રીહરિ** છે. (૨૮) વેદાદિ શાસ્ત્રો જે શ્રીહરિને કૃષ્ણ કહે છે, વાસુદેવ, પરમેશ્વર, વિષ્ણુ, પરબ્રહ્મ, પરાત્પર, નારાયણ, પરમાત્મા એ **નામ**થી કહે છે; તેમજ બ્રહ્મ તથા પરમપુરુષ, ભગવાન, ઈશ્વર, પુરુષોત્તમ, ઈશ્વરેશ્વર તથા શ્રી મહાપુરુષ આદિ **નામો**થી કહે છે. (૨૯-૩૦)

તે શ્રીહરિના અક્ષર ધામમાં રહેનારા **અક્ષરમુક્તો**માં કરોડ કરોડ સૂર્યોનું તેજ છે. એવા પ્રકાશે યુક્ત કહ્યા છે અને તે સદા સત્, ચિત્, આનંદ સ્વરૂપ છે. (૩૧) વળી એ અક્ષરધામમાં ઘણાં દિવ્ય ભોગનાં સ્થાન તથા દિવ્ય ભોગ પણ સુખરૂપ અને નિત્ય છે; (૩૨) ત્યાં ભોગનાં સાધનો પણ નિત્ય, સુખરૂપ અને દિવ્ય છે. ત્યાંનાં સુખનું વર્ણન કરવા માટે કોઈ સમર્થ નથી; (૩૩)

આ લોકમાં ભૌતિક શરીરોવાળા પ્રાણીઓના ભોગ જેમ ભૌતિક છે, તેજ પ્રમાણે ચૈતન્યમય શરીરવાળા અક્ષરધામના મુક્તના ભોગ પણ **ચૈતન્યમય** જ છે. (૩૪) અક્ષરધામમાં ભોગ તથા ભોગના સાધનો તથા ભોગના સ્થાન તથા ભોક્તાઓ તે બધા તેજોમય છે; પ્રાકૃત સત્ત્વાદિ ગુણોથી રહિત (ગુણાતીત) તથા ક્ષયથી રહિત-દિવ્ય, અનુપમ, સત્ય-જ્ઞાન અને સુખાત્મક છે. (૩૫)

सद्दिव्यमूर्तयस्तस्मिन् धाम्नि योषाश्च पूरुषाः । दिव्यालङ्कारवसना विद्यन्तेऽप्राकृतेन्द्रियाः ॥३६॥ हरिकृष्णात् सदा तेषां सुखेच्छाऽस्त्येव नाऽन्यतः । समानं स सुखं तेभ्यः सर्वेभ्यो ददतेऽनिशम् ॥३७॥ सच्चित्सुखात्मनां तेषां भोगैश्वर्यसुखानि च । समृद्धिस्थानरूपाणि तुल्यान्येतानि सन्ति वै ॥३८॥ न्यूनत्वे तत्र चाऽधिक्ये भोगादेरस्ति सर्वथा । इच्छैव भोक्तृवर्गाणां कारणं नेतरत् क्वचित् ॥३९॥ यथा स्वीयेच्छया कश्चित् समृद्धोऽपि नरेश्वरः । भुङ्क्ते भोगान् न भुङ्क्ते वा तेऽपि तद्वन्निजेच्छया ॥४०॥ दिव्यमूर्तिहरिकृष्णचेतसां तत्र धामनि नृणां च योषिताम् । भूरिनिर्मलधियां परस्परं न क्वचिद् भवति कामवासना ॥४१॥ इति विलसति तत्र धाम्नि दिव्ये शुभतरधामगणोत्तमोत्तमे सः । अविरतमधिराजतेऽवतारी निखिलपरो हरिकृष्ण ईश्वरेशः ॥४२॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे, समाहात्म्यश्रीहरिकृष्णमूर्तिनिरूपणनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

## ॥ अथ षोडशोऽध्यायः ॥

**( षोडशे स्वोदयायाऽत्र नरनारायणाग्रतः । हेतुमुक्त्वाऽऽह तद्द्वारा स्वाविर्भावं हरिर्हितम् ॥ )**

श्रीशुकानन्द उवाच - **स एव भगवान् साक्षात् परमात्मा परात्परः । सर्वज्ञो वासुदेवाख्यो हरिकृष्णोऽखिलेश्वरः ॥१॥ आविर्भूय स्वयं क्षोण्यामसंख्यानां शरीरिणाम् । कर्तुमात्यन्तिकं श्रेयो वाञ्छन्नित्थं व्यचिन्तयत् ॥२॥**

---

સ્ત્રીઓ તથા પુરુષો પણ અવિનાશી, દિવ્ય અને અતિ સુંદર શરીરવાળાં તેમજ દિવ્ય અલંકાર તથા વસ્ત્રો ધારણ કરેલાં; ચૈતન્યમય દિવ્ય ઈન્દ્રિયોવાળાં જ છે. (૩૬) અક્ષરધામમાં રહેલા સર્વમુક્તોને શ્રી હરિકૃષ્ણ ભગવાન સિવાય બીજા થકી લેશ માત્ર સુખની ઈચ્છા નથી. તે શ્રી હરિકૃષ્ણ સર્વને હંમેશાં **સમાન સુખ** આપે છે. (૩૭) સત્-ચિત્ અને આનંદવાળા તે મુક્તોના, ભોગ તથા ઐશ્વર્ય સુખ તથા સમૃદ્ધિ, સ્થાન તથા રૂપ, એ સર્વે નિશ્ચય સરખાં જ છે. (૩૮)

તે ધામના દિવ્ય ભોગ અધિક ભોગવવા અથવા ઓછા ભોગવવા તે તો મુક્તોની **ઈચ્છા** ઉપર જ અવલંબે છે; પરંતુ ઈચ્છા વિના બીજું કારણ નથી. (૩૯) જેમ કોઈ સાર્વભૌમ રાજા સર્વ સંપત્તિથી પૂર્ણ છે, છતાં પણ પોતાની ઈચ્છાથી ભોગોને ભોગવે છે અથવા નથી ભોગવતો, તે પ્રમાણે તે અક્ષરધામના મુક્તો પણ પોતાની ઈચ્છાથી દિવ્ય ભોગ ભોગવે છે અથવા નથી ભોગવતા. (૪૦) તે ધામમાં અધિપતિ **દિવ્ય મૂર્તિ** શ્રીહરિકૃષ્ણ ભગવાનમાં આસક્ત ચિત્તવાળા અને અત્યંત નિર્મળબુદ્ધિવાળા સ્ત્રીઓ તથા પુરુષોને પરસ્પર ક્યારેય પણ કામ વાસના નથી. (૪૧)

આ પ્રકારે શોભાયમાન-દિવ્ય અને અતિ શુભ, સર્વ ધામો થકી ઉત્તમોત્તમ અક્ષરધામમાં સર્વોપરી-ઈશ્વરોના ઈશ્વર અવતારી **શ્રીહરિકૃષ્ણ** હંમેશાં અધિરાજપણાની શોભાથી વિરાજે છે. (૪૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રનાં પ્રથમ સ્કંધમાં 'અક્ષરધામસ્થ શ્રીહરિકૃષ્ણ મૂર્તિનું સમાહાત્મ્ય નિરૂપણ' નામે પંદરમો અધ્યાય સંપૂર્ણ. (૧૫)

## અધ્યાય : ૧૬

### બદરિકાશ્રમમાં શ્રીનરનારાયણ ઋષિને શ્રીહરિકૃષ્ણ મહાપ્રભુ પોતાના પ્રાગટ્યનો હેતુ કહીને તેમના જ દ્વારા સ્વ-પ્રાદુર્ભાવનો સંકલ્પ કહે છે.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) એજ **પરબ્રહ્મ-પરમાત્મા,** સર્વ થકી પર અક્ષર તે થકી પણ પર, સર્વજ્ઞ, વાસુદેવ, સર્વેશ્વર, સાક્ષાત્ ભગવાન **શ્રીહરિકૃષ્ણ** ભારત વર્ષમાં પોતે પ્રગટ થઈને અસંખ્ય મનુષ્યોના આત્યંતિક કલ્યાણ કરવા ઈચ્છતા થકા આવી રીતે **ચિંતવન** કરતા હતા. (૧-૨)

धरित्र्यां भारते वर्षे मया दत्तां सुदुर्लभाम् । नृतामर्थप्रदां प्राप्ता लोका देवैरपीप्सिताम् ॥३॥ पीडितास्त्वसुरव्रातैर्धर्मसेतून् मया कृतान् । न पालयन्ति वर्तन्ते सदा वर्त्मनि गर्हिते ॥४॥ साम्प्रतं भूतले तस्मिन्, अधर्मः सान्वयः कलेः । साहाय्यं प्राप्य यत् सर्वप्रजास्वेवाभिवर्धते ॥५॥ ततो ये धर्मगोप्तारो राजानो गुरवस्तथा । प्रवृत्ता दुर्धियोऽधर्मे सेतून् भिन्दन्ति मत्कृतान् ॥६॥ प्रसक्ताः सन्ति मनुजा महापापादिकर्मसु । सर्वे त्यक्तसदाचारा लोलुपा विषयेष्वलम् ॥७॥ तस्मात् संयमनीमार्गो जातस्तैरतिसंकुलः । तद्गोप्ता कोऽपि भूलोके साम्प्रतं नैव दृश्यते ॥८॥ तस्मात्समग्रलोकानां भजनीयेन सर्वथा । मयाऽऽविर्भूय भूलोके रक्षणीया जनव्रजाः ॥९॥ स एवं सत्यसंकल्पो विचार्योरुदयाऽऽकुलः । प्रादुर्भूय क्षितावैच्छाल्लोकान् पातुमधर्मतः ॥१०॥

तावद् बदरिकारण्ये नरनारायणो निजम् । कृत्वा नित्यविधिं चित्ते हरिं स्वेष्टमचिन्तयत् ॥११॥ सपदि स हरिकृष्ण ईश्वरेशोऽभवदमृतः प्रकटोऽन्तिके तदीये । जनचयभवमोचनैकतानो बहुकरुणोऽक्षरतः परोऽवतारी ॥१२॥ युगपदुदितकोटिसूर्यचन्द्रप्रतिनिभशान्तमहोविभासिताङ्गः । मितहसनविभासमानवक्त्रो जितनवकोकनदच्छदाक्षिरम्यः ॥१३॥ नवकिसलयरक्तलक्ष्मलीलाललित-सुमङ्गलपत्तलाभिरामः । मरकतमणिवर्णवक्त्रराजद्भृकुटि-विलासलसत्कृपाकटाक्षः ॥१४॥

---

“સમગ્ર પૃથ્વીમાં શ્રેષ્ઠ ભારત ખંડમાં, સર્વ પુરુષાર્થને સિદ્ધ કરનાર; દેવોએ પણ ઈચ્છેલ દુર્લભ મનુષ્ય જન્મ, મેં જેને આપ્યો છે તેઓ, અસુરોના ગુરુઓ તથા રાજાઓની પીડાથી મારી બાંધેલી ધર્મમર્યાદાનું પાલન કરતા નથી અને અતિનિંદિત **દુરાચાર** આચરે છે. (૩-૪)

તે ભરતખંડમાં હમણાં અધર્મ પોતાના પરિવાર સાથે, કળિયુગની સહાયથી, સર્વ પ્રજામાં વૃદ્ધિ પામે છે. (૫) તેથી ધર્મરક્ષણ કરનારા રાજાઓ તથા ગુરુઓ કુબુદ્ધિથી અધર્મમાં પ્રવર્તીને મારી બાંધેલી **મર્યાદા**ને તોડી નાંખે છે. (૬)

સર્વ મનુષ્યો સદાચારનો ત્યાગ કરીને મહાપાપાદિ પાપ કર્મોમાં આસક્તિવાળા બની પંચવિષયમાં અતિશય લાલસાવાળા થયા છે. (૭) તેથી યમપુરીના માર્ગમાં તેવા પાપી મનુષ્યોની ભીડ અતિશય થાય છે. હાલ પૃથ્વીમાં તેના થકી રક્ષણ કરનાર કોઈ દેખાતું જ નથી. (૮)

તેથી સમગ્ર જનોને સર્વ પ્રકારે ભજન કરવા યોગ્ય એવા મારે પૃથ્વી ઉપર અવતાર ધરીને તેમનું રક્ષણ કરવું જોઈએ.” આ પ્રમાણે સત્ય સંકલ્પ અને અતિ દયાળુ શ્રીહરિકૃષ્ણ ભગવાને **વિચાર** કરીને પૃથ્વીમાં પોતે જ પ્રગટ થઈ અધર્મ થકી લોકોનું **રક્ષણ** કરવા માટે **ઈચ્છા** કરી. (૯-૧૦)

તેજ સમયે બદરિકાશ્રમમાં **શ્રી નરનારાયણ** ભગવાન પોતાનો નિત્યવિધિ કરીને ચિત્તમાં પોતાના ઈષ્ટદેવ શ્રી વાસુદેવ ભગવાનનું **ધ્યાન** કરતા હતા. (૧૧) તે વખતે અક્ષરથી પર તેથી જ અમૃત, અક્ષરપર્યંત સર્વના એક નિયંતા, અવતારી, અતિઅપાર કરુણાવાળા, તે શ્રીહરિકૃષ્ણ વાસુદેવ જેમને માત્ર જનસમૂહોના જન્મમરણરૂપી સંસારના પાશનો નાશ કરવાનું જ એકતાન છે એવા થકા નરનારાયણની સમીપે **પ્રગટ** થયા. (૧૨)

એકજ સમયે ઉદય પામેલા કરોડો સૂર્ય-ચંદ્રના સમાન શાન્ત તેજથી જેમનાં અંગો પ્રકાશિત છે, તથા મંદમંદ હસવાથી જેમનું **મુખારવિંદ** શોભે છે, રાતા કમળની પાંખડીઓને પણ શરમાવે તેવા સુંદર નેત્રોથી રમણીય; (૧૩) અશોક તથા આંબાદિનાં નૂતન પાનના રાતા વર્ણ જેવા-સ્વાભાવિક સુંદર-અતિરમણીય ચરણતળથી શોભતા, ઈન્દ્રનીલમણિના વર્ણ જેવી-વાંકી બન્ને ભ્રકુટીનાં વિલાસથી અતિશય શોભતા કૃપા કટાક્ષવાળા; (૧૪)

मृदुलसुललिताङ्गुलिप्रराजन्नखविधुमण्डलशालिपादपाणिः । अधरविजितनूतनप्रवालो वदनविलज्जितपूर्णशारदेन्दुः ॥१५॥ शुचिरुचिनिचयाचिरांशुचेलश्चटुलपदक्रमलज्जितद्विपेन्द्रः । मणिगणमयहेमभूरिभूषालसितशुभावयवोऽवलोकनीयः ॥१६॥ निखिलभुवनवर्तिलोकलक्ष्मी-प्रजयमदस्मरकोटिचारुतापि । न यदवयवरम्यतापयोधेर्व्रजति तरङ्गविलासलेशसाम्यम् ॥१७॥ इति तं दधतं महाश्रियं नरनारायण एव भूपते । अवलोक्य ननाम सत्पतिं परमात्मानमुदारदर्शनम् ॥१८॥ अथ तं स परात्परं हरिं रुचिरे चैव निषाद्य विष्टरे । विदधे मुदितो यथोचितं स्तवनं तस्य च सत्कृतिं भृशम् ॥१९॥ हरिकृष्णस्ततस्तुष्टः सुखासीनो वरासने । नरनारायणं प्रेम्णा जगादेत्थं स्मितानन: ॥२०॥

साम्प्रतं भूतले ब्रह्मन् कल्यधर्मार्दितैर्जनैः । असुरांशगुरुक्ष्मैशैर्भिन्ना मत्कृतसेतवः ॥२१॥ हेतोरस्यवताराणां स्वतन्त्रस्यावतारिणः । ममाऽवतारस्त्वमतो मद्रूपो मदतिप्रियः ॥२२॥ निमित्तीकृत्य तस्मात्त्वामहमेवात्र भूतले । गमिष्यामि वृषाद् भक्तौ प्रादुर्भावं हि सत्वरम् ॥२३॥ अथ प्रोन्मूल्य कलिना वर्ध्यमानं बलीयसा । अधर्मं सान्वयं, धर्मं स्थापयिष्ये धरातले ॥२४॥ नष्टं कालेन महता धर्ममैकान्तिकं क्षितौ । स्थापयिष्यामि सुखदं मत्पदप्राप्तिसाधनम् ॥२५॥ क्लिश्यमानाञ् जनव्रातानविद्याकामकर्मभिः । भवाद् विमोच्य चासंख्यान् नयिष्ये धाम मेऽक्षरम् ॥२६॥

---

તથા કોમળ અને અતિ સુંદર આંગળીઓના સુશોભિત નખરૂપી ચંદ્રોના મંડળથી જેમનાં બન્ને ચરણ તથા હસ્ત કમળ શોભે છે, નૂતન પરવાળાની શોભાને પરાભવ પમાડતા બન્ને ઓષ્ઠ જેમના છે, જેમનું મુખકમળ શરદ્ઋતુમાં પૂર્ણ કળાએ ખીલેલા ચંદ્રને પણ સુંદરતામાં શરમાવે છે; (૧૫) વીજળીના કિરણોની કાંતિ જેવું શ્વેત **પીતાંબર** જેમણે ધારણ કર્યું છે, ચપળ ચાલથી જેમણે દ્વિપેન્દ્રને પણ લજ્જિત કર્યો છે, શરીર ઉપર ધારણ કરેલાં મણિજડિત સુવર્ણના ઘણાં આભૂષણોથી જેમનાં અવયવો શોભે છે, અને તેથીજ દર્શનીય; (૧૬) ચૌદ લોકની શોભાને જીતવાના મદથી ભરપૂર કોટી કામદેવની સુંદરતા પણ જેમના અવયવોની રમણીયતારૂપી સમુદ્રના તરંગોની શોભા આગળ કિંચિત્ (લેશમાત્ર) પણ જણાતી નથી. (૧૭)

હે રાજન્ ! આ રીતની મહાશોભાવાળા, જેમનું દર્શન **મહા પુણ્યકારી** છે એવા; સત્પુરુષોના એકમાત્ર સ્વામી, અક્ષરધામના અધિપતિ, પરમાત્મા શ્રીહરિકૃષ્ણ ભગવાનને જોઈને નરનારાયણ ઋષિએ **નમસ્કાર** કર્યા. (૧૮)

પછી તે નરનારાયણ ઋષિએ પરાત્પર શ્રીહરિને સુંદર આસન ઉપર બેસાડીને અતિ હર્ષથી તેમનું યથાયોગ્ય સન્માન કર્યું અને ઘણીક **સ્તુતિ** કરી; પછી શ્રેષ્ઠ આસને સુખપૂર્વક બેઠેલા, પ્રસન્ન મુખકમળવાળા **શ્રીહરિકૃષ્ણ** નર સહિત નારાયણ પ્રત્યે મંદ હાસ્યપૂર્વક પ્રેમથી આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૧૯-૨૦)

‘હે નરનારાયણ ! હાલમાં કળિયુગ તથા અધર્મથી પીડિત જનોએ, તેમજ અસુરાંશથી પૃથ્વી ઉપર જન્મેલા ગુરુઓ તથા રાજાઓએ મેં સ્થાપન કરેલી ધર્મમર્યાદાઓને અનેક પ્રકારે ભેદી નાંખી છે; (૨૧) મત્સ્ય-કૂર્મ-વારાહાદિ સમગ્ર અવતારોના કારણ અને સ્વતંત્ર એવા મારા અવતારી સ્વરૂપના તમે **અવતાર** છો. માટે મદ્રૂપ=મારું જ સ્વરૂપ છો અને મને અત્યંત પ્રિય છો; (૨૨) તેથી તમોને નિમિત્ત બનાવી (નિમિત્ત વિના જન્મ ધરવો યોગ્ય નથી અને મારા ધામમાં નિમિત્તનો સંભવ નથી તેથી અહીં તમારા દ્વારા નિમિત્ત ઉત્પન્ન કરી) આ ભૂતળમાં હું જ ધર્મ અને ભક્તિ થકી ટૂંક સમયમાં **પ્રાદુર્ભાવ** પામીશ; (૨૩) અને અતિબળવાન કળિયુગ દ્વારા વૃદ્ધિ પમાડેલા, કુટુંબ સહિત અધર્મને મૂળમાંથી ઉખાડીને પૃથ્વી ઉપર ધર્મનું સ્થાપન કરીશ; (૨૪) મારી પ્રાપ્તિના સાધનભૂત અને વળી સુખકારી છતાં ઘણાં કાળથી નષ્ટ થયેલો **એકાન્તિક ધર્મ** હું પૃથ્વીમાં ફરી સ્થાપન કરીશ; અવિદ્યારૂપ માયા તથા તજ્જન્ય કામાદિ દોષો અને અશુભ કર્મોથી પીડાતા અસંખ્ય જનોને સંસૃતિના પ્રવાહથી મુકાવીને તેઓને મારા અક્ષરધામમાં હું લઈ જઈશ. (૨૫-૨૬)

अभेद्यानाद्यविद्याख्यं यदज्ञानतमो नृणाम् । नाशयिष्ये तदेवाहं मदीयज्ञानभास्वता ॥२७॥ तथा प्रवर्तयिष्येऽहं ब्रह्मचर्यव्रतं परम् । अनन्यसाध्यमवनौ तदा त्वं प्रीतिमेष्यसि ॥२८॥ मुने मद्दृष्टिमात्रेण समाधिं देहिसञ्चयान् । कारयिष्यामि कृपया विना साधनसम्पदम् ॥२९॥ समाधिद्वारया जीवान्-अनन्यप्रतिमान्यहम् । मदैश्वर्याणि दिव्यानि दर्शयिष्यामि चाञ्जसा ॥३०॥ अष्टाङ्गयोगमवनौ वितनिष्येऽहमञ्जसा । जनान् सिद्धदशां प्राप्तान् विधास्येऽगणितान् क्षितौ ॥३१॥ असङ्ख्यानेव भूलोके जनान् मच्छरणं गतान् । विधास्ये सद्‌गुणैर्युक्तान् ब्रह्मभूतान् ममौजसा ॥३२॥

एतत् कार्यं मया साध्यं विद्यते त्वेकहेतुना । सर्वेषामवताराणां, तत्प्रादुर्भविताऽस्म्यहम् ॥३३॥ तस्मान्मदिच्छया भाव्यं यदग्रे तद् ब्रवीमि ते । तन्निशम्य त्वया कार्यं ममाभिप्रेतमुत्तमम् ॥३४॥ आयास्यन्ति महर्षयस्त्विह मरीच्यग्रेसरा भूरिशो वीक्षार्थं तव सर्वदैव परमं दिव्यं तपः कुर्वतः । तेभ्यो भारतवर्षसंस्थजनतास्वास्थ्यं हि पृच्छ्यं त्वया ते वक्ष्यन्ति भुवि प्रवृत्तमभितोऽधर्मं पुरस्तेऽखिलम् ॥३५॥ श्रीनारायण तावदेष्यति वृषस्त्वां वीक्षितुं त्वत्पिता तस्मै यन्मुनिकीर्तितं तदखिलं वाच्यं यथावत्त्वया । दुर्वासास्तु मुनिस्तदैष्यति महारोषोऽत्र नूनं द्रुतं वृत्तान्तं भविता ततो यदखिलं तद् वच्मि ते, श्रूयताम् ॥३६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे श्रीहरिकृष्णभगवत्प्रादुर्भाव-विचारादिनिरूपणनामा षोडशोऽध्यायः ॥१६॥

---

અનાદિ અજ્ઞાનરૂપી અવિદ્યાનું જે અંધારું છે તેને મનુષ્યો પોતાની મેળે ભેદી શકે તેમ નથી, તેથી મારા સ્વરૂપના યથાર્થ જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશથી હું જ તે અવિદ્યાનો નાશ કરીશ; (૨૭) વળી બીજા કોઈથી પણ સાધ્ય ન કરી શકાય તેવું સર્વોત્તમ **બ્રહ્મચર્ય વ્રત** તેને પણ હું આ પૃથ્વીમાં પ્રવર્તાવીશ તે વખતે તમો બ્રહ્મચર્ય વ્રત પ્રિય હોવાથી પ્રસન્ન થશો. (૨૮) હે મુને ! મારી દૃષ્ટિમાત્રથી જ, કોઈ પણ સાધન વિના કેવળ કૃપાથી જ ઘણાં મનુષ્યોને સમાધિ (મારા સ્વરૂપમાં ચિત્તના નિરોધરૂપી ધ્યાન) કરાવીશ; અને એ પ્રકારની **કૃપા સમાધિ** દ્વારા, મારાં અનુપમ દિવ્ય ઐશ્વર્યો હું ઘણા જીવોને બતાવીશ. (૨૯-૩૦)

વળી અષ્ટાંગયોગની ક્રિયા પણ હું આ પૃથ્વીમાં યથાર્થ પ્રવર્તાવીશ અને અગણિત જનોને સિદ્ધદશાને પમાડીશ. મારા શરણે આવેલા અગણિત જનોને મારા પ્રતાપથી સદ્‌ગુણોવાળા અને બ્રહ્મ સ્થિતિવાળા કરીશ.' (૩૧-૩૨)

આ કાર્ય સર્વ અવતારોના એકમાત્ર કારણભૂત મારાથી જ થઈ શકે તેમ છે, તેથી હું જ આ પૃથ્વી પર પ્રાદુર્ભાવ પામવાનો છું. (આ સ્વરૂપથી જ પ્રગટ થઈશ.) (૩૩) તેથી **સત્યસંકલ્પ** એવા મારી ઈચ્છાથી હવે જે આગળ થવાનું છે તે હું કહું છું, તે સાંભળીને તમારે મારી સર્વોત્કૃષ્ટ **ઈચ્છા** પ્રમાણે તે **કાર્ય** કરવું. (૩૪) 'સર્વ તપસ્વીઓના તપથી પણ અતિ ઉત્કૃષ્ટ તપ તમો કરો છો.' તેથી અહીં તમારા દર્શન કરવા માટે; મારા અંતર્ધાન થયા પછી તુરત જ મરીચિ આદિ ઘણા ઋષિઓ આવશે. તે ઋષિઓને તમારે ભારત ખંડમાં રહેલા મનુષ્યોનું સ્વાસ્થ્ય પૂછવું. તે ઋષિઓ તમને પૃથ્વીમાં ચારે બાજુ પ્રવર્તેલા અધર્મની વાત યથાર્થપણે કરશે. (૩૫) હે નરનારાયણ ! તેટલામાં જ તમારા પિતા ધર્મ તમારા દર્શને આવશે. તે ધર્મને તમારે ઋષિઓએ કહેલી વાત યથાવત કહેવી. તે સમયમાં જ મહા ક્રોધવાળા દુર્વાસા મુનિ પણ અહીં આવશે. પછી જે **વૃત્તાંત** થશે તે હું તમોને કહું છું તે તમો સાંભળોઃ (૩૬)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રી રઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શ્રી હરિકૃષ્ણ ભગવાનનો પ્રાદુર્ભાવ-વિચારાદિ નિરૂપણ' નામે સોળમો અધ્યાય સંપૂર્ણ (૧૬)



## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

**( मत्वाऽऽत्मानमवज्ञातं शप्स्यत्येव ततो मुनिः । धर्मादींस्त्वमिति ब्रूया इति सप्तदशे स्थितम् ॥)**

श्रीहरिकृष्ण उवाच - **दुर्वासास्तु मुने वार्ता-विधानैकाग्रचेतसः । त्वत्तो न प्राप्स्यति यदा सन्मानं मुनिवन्दितात् ॥१॥ वार्त्ताश्रुत्येकचित्तेभ्यो धर्मादिभ्योऽपि सत्कृतिम् । न प्राप्स्यति तदा रोषं महान्तं यास्यति द्रुतम् ॥२॥ अवज्ञातं निजात्मानं ततो मत्त्वा स दारुणः । दास्यति त्वां च धर्मादीनित्थं शापं रुषाकुलः ॥३॥ यूयं सर्वेऽपि धर्माद्या ममाऽनादरकारिणः । मानुष्यं भूतले सद्यो लभध्वं बहुगर्विणः ॥४॥ तत्राऽपि कल्यधर्माभ्यामाविष्टेभ्यो महत्तरम् । कष्टं यूयं सुरारिभ्यः प्राप्नुत प्रतिवासरम् ॥५॥ मदवज्ञाकृतो यूयं तेभ्योऽवज्ञां हि भूयसीम् । लभध्वं मत्सराक्रान्तास्तपोविद्यामदोद्धताः ॥६॥ तेनेत्थं गदिते धर्मः सान्त्वयिष्यति तं ततः । शान्तः किञ्चित्स यद् वक्ता तत्ते वच्मि शृणु स्फुटम् ॥७॥ धर्म नास्मि क्षणक्रोधः शापान्मे कञ्चिदप्यहम् । विमोचयामि नैवेत्थं त्रैलोक्ये ख्यातिरस्ति मे ॥८॥ तस्मान्ममाऽन्यथा शापो भविष्यत्येव न क्वचित् । तत्राऽप्यनुग्रहं कुर्वे तुभ्यं तच्छृणु सन्मते ॥९॥ एषा नृत्वेऽपि ते पत्नी मूर्तिर्भाव्या शुचिव्रता । एष नारायणः साक्षात् पुत्रस्ते भविता पुनः ॥१०॥**

---

## અધ્યાય : ૧૭

## શ્રીહરિકૃષ્ણ ભગવાન શ્રી નારાયણને, દુર્વાસાના શાપનું નિમિત્ત બનાવી; જીવોનું આત્યંતિક કલ્યાણ કરવા પોતાના પ્રાગટ્ય-પ્રકારની વાત કરે છે.

**શ્રીહરિકૃષ્ણ કહે છે :-** હે નારાયણ ઋષે ! ભરત ખંડની વાત કરવામાં એકાગ્ર ચિત્તવાળા તથા મુનિઓએ વંદના કરેલા તમારાથી જ્યારે **દુર્વાસામુનિ** સન્માન નહીં પામે, તેમજ તે વાત સાંભળવામાં એકાગ્ર ચિત્તવાળા ધર્માદિકથી પણ સત્કાર નહીં પામે, ત્યારે તત્કાળ **મહાક્રોધ** કરશે. (૧-૨)

પછી પોતાનું અપમાન થયું છે એમ માનીને દુર્વાસા ભયાનક ક્રોધથી આકુળ વ્યાકુળ થઈને ધર્માદિકને તેમજ તમોને આ પ્રમાણે **શાપ** આપશેઃ (૩) 'અત્યંત ગર્વવાળા અને તેથીજ મારો અનાદર કરનારા ધર્માદિ તમો સર્વે પણ પૃથ્વી ઉપર તત્કાળ મનુષ્ય દેહ પામો; એ દેહમાં તમો કલિ અને અધર્મથી વ્યાપ્ત અસુરોથી દરરોજ મહાન કષ્ટ પામો; મારું અપમાન કરનારા તમો અસુરોથી અત્યંત અપમાન પામશો. તમને મત્સર વ્યાપ્યો છે. અને તપ તથા વિદ્યાના મદથી ઉદ્ધત થઈ ગયા છો.' (૪ થી ૬)

દુર્વાસામુનિ આ પ્રમાણે શાપ આપશે એટલે ધર્મ તેમની **સાંત્વના** કરશે. પછી કંઈક શાન્ત થયા પછી તે જે વચન કહેશે તે વચન તમોને હું સ્પષ્ટ કહું છું તે સાંભળો, (૭) ''હે ધર્મ ! હું કાંઈ ક્ષણિક ક્રોધ કરનારો નથી. હું મારા શાપથી લગારેય કોઈને છોડું એવો નથી, એવી મારી ત્રિલોકમાં પ્રસિદ્ધિ છે; તેથી મારો શાપ ક્યારેય પણ મિથ્યા નહીં થાય. તો પણ હે સન્મતે ! તમારા ઉપર હું **અનુગ્રહ** કરું છું. તે સાંભળોઃ (૮-૯)

'તમારા મનુષ્ય સ્વરૂપમાં પણ પતિવ્રતા આ મૂર્તિ તમારાં પત્ની થશે. આ નારાયણ પણ ફરીથી સાક્ષાત્ તમારા પુત્રરૂપે પ્રગટ થશે; (૧૦)

दुष्टाऽधर्मासुरापद्भ्यो युवां सर्वान् मुनींस्तथा । अयं रक्षिष्यति क्षोण्यां पोष्टा त्वामेव सर्वथा ॥११॥ पुत्रीभूते हरौ तस्मिन् स्नेहोद्रेकतया युवाम् । रुद्धचित्तौ हि शापान्मे कालेनाऽल्पेन मोक्ष्यथः★१ ॥१२॥ ततो दिव्यगतिं स्वेष्टां प्राप्स्यथो धर्म वै युवाम् । एतद्वाक्यं मया प्रोक्तं नाऽन्यथा भविता क्वचित् ॥१३॥ सोद्धवा मुनयो यूयं नृषु क्षोण्यां द्विजातिषु । जन्म प्राप्स्यथ युष्मासु हरिर्मैत्रीं विधास्यति ॥१४॥ उक्त्वेति तस्मिन्हि मुनौ प्रयाते धर्मः सुधीस्त्वां ब्रवितेति★२ नम्रः । ऋषिव्रजानामवनं तथा मे त्वया विधेयं त्वसुरव्रजेभ्यः ॥१५॥ वाच्यं त्वयैवं वचनं ततस्तं चिन्तां निजे मा कुरु चेतसि त्वम् । शापो हि जातोऽस्ति मदिच्छयाऽसौ त्वयाऽवसेयं मनसीति विद्वन् ॥१६॥ अग्निर्यथा वायुसहायमाप्तस्तथा बलं प्राप्य कलेरधर्मः । भूमौ प्रवृत्तोऽस्त्यधुना जनौघा भृशं निपीड्यन्त इहैव तेन ॥१७॥ त्वत्पुत्रतां धर्म ततोऽहमूर्व्यां प्रपद्य नूनं हरिनामधेयः । उन्मूलयिष्यामि हि सर्वतस्तं सम्पालयन् साधुजनाँस्तथा त्वाम् ॥१८॥ ते प्रेषणीया भवतेति सर्वे स्वस्वाश्रमानेव मुने गदित्वा । प्रादुर्भविष्यन्ति ततोऽखिलास्ते मुन्यादयो भूमितले यदाऽस्मिन् ॥१९॥ अहं ग्रहीष्यामि तदा त्वदीयं स्वीकृत्य शापं नरनाट्यमूर्व्याम् । उद्देशतस्ते कृपया जनानामात्यन्तिकीं कर्तुमिहैव मुक्तिम् ॥२०॥

---

અધર્મ તથા અસુરોએ કરેલી આપદાઓથી તમારું બંનેનું તથા સર્વ મુનિઓનું આ નારાયણ જ રક્ષણ કરશે. હે ધર્મ ! પૃથ્વીમાં તમારું તો સર્વ પ્રકારે પોષણ કરશે; (૧૧) તમારા પુત્ર થયેલા શ્રીહરિમાં અત્યંત સ્નેહથી તેમનામાં જ આસક્ત બની તમો બન્ને દંપતી અલ્પકાળમાં જ મારા શાપ થકી મુકાઈ જશો; (૧૨) હે ધર્મ ! પછી તમો બન્ને દંપતી દિવ્યગતિ પામશો. મેં કહેલું આ વાક્ય ક્યારેય પણ મિથ્યા નહીં થાય; (૧૩) હે મુનિઓ ! ઉદ્ધવે સહિત તમો પૃથ્વીમાં મનુષ્યોમાં શ્રેષ્ઠ એવી દ્વિજ જાતિમાં જન્મ પામશો. ત્યાં પણ હરિ તમારે વિષે મૈત્રી કરશે.' (૧૪)

આ પ્રમાણે કહીને દુર્વાસા મુનિ જશે, પછી વિનયી અને બુદ્ધિશાળી **ધર્મ** તમોને આ પ્રમાણે કહેશેઃ 'હે નારાયણ ! તમો અસુરોથકી મારું તથા ઋષિઓનું રક્ષણ કરજો.' (૧૫)

ત્યારે તમારે ધર્મને આ પ્રમાણે કહેવુંઃ 'હે ધર્મ ! તમો જરા પણ ચિંતા ન કરશો કારણ કે આ શાપ મારી ઈચ્છાથી થયો છે એમ હે વિદ્વન્ ! તમારે મનમાં જાણવું, (૧૬) અગ્નિ જેમ વાયુની સહાયથી વૃદ્ધિ પામે છે, તેમ અધર્મ; કળિના બળથી આ ભૂમિમાં વૃદ્ધિ પામીને પ્રવર્ત્યો છે. તેથી આ લોકમાં જનસમુદાય અત્યંત પીડા પામે છે. (૧૭) તેથી હે ધર્મ ! હું પૃથ્વીમાં તમારો પુત્ર થઈશ અને **હરિ**નામ ધારણ કરીને સાધુજનોનું તથા તમારું સર્વ પ્રકારે પાલન કરતો થકો તે અધર્મને સર્વ ઠેકાણેથી મૂળમાંથી નિશ્ચે ઉખેડી નાખીશ.' (૧૮)

હે નારાયણ ઋષે ! તેમને આ પ્રમાણે કહીને તે સર્વેને તમારે તેમના આશ્રમમાં મોકલવા. પછી આ ભૂમિતલમાં સમગ્ર મુનિઓ જ્યારે પ્રગટ થશે; ત્યારે તમોને દુર્વાસા મુનિએ આપેલો શાપ તેને હું જ ગ્રહણ કરીને પૃથ્વીમાં નર નાટ્ય ધારણ કરીશ. (તમારા શાપના નિમિત્તથી હું જ **પ્રાદુર્ભાવ** પામીશ.) હે નારાયણ ! મારી દયાળુ પ્રકૃતિ હોવાથી જનોની આત્યંતિકી મુક્તિ કરવા માટે તમારા નિમિત્તથી (આ પ્રત્યક્ષ નારાયણ દુર્વાસાના શાપથી ઉત્પન્ન થયેલા છે, એમ તમારી ઉત્પત્તિને **નિમિત્ત** બનાવીને) આ લોકમાં હું જ પ્રગટ થઈશ. (પોતાના સંકલ્પને દૃઢતાપૂર્વક સત્ય કરવા માટે પોતાના જ પ્રાદુર્ભાવનો અહીં પુનરુચ્ચારણ કરી **ઉલ્લેખ** કરેલ છે.) (૧૯-૨૦)

---

★१. ''देहं मोक्ष्यथः'' इत्यर्थः । धात्वर्थेनोपसंग्रहादकर्मकत्वेन 'शापान्मुक्तौ भविष्यथः' इत्यर्थो वावसेयः ।

★२. ''गदितेति'' इति पाठान्तरम् । छान्दसो वा वचादेशाभावः ।

इत्युक्त्वा तमथ वचोऽवतारहेतुः सर्वज्ञो ननु हरिकृष्ण ईश्वरेशः । जीवानां भवभयमोचनैकतानो राजर्षे सपदि ततस्तिरोबभूव ॥२१॥ नारायणोपि स ततो नितरां प्रसन्नो जीवव्रजातिसुखकारिपवित्रशीलः । वेदागमोक्तशुभनैष्ठिकधर्मनिष्ठः प्रोक्तं यदेव हरिणा समचिन्तयत्तत् ॥२२॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे, हरिकृष्णभगवत्प्रादुर्भावनिमित्तनिरूपणनामा सप्तदशोऽध्यायः ॥१७॥

## ॥ अथाऽष्टादशोऽध्यायः ॥

### ( नारायणेक्षायात-मरीच्यादिमुनीरितः । भारतीयप्रजावृत्तांतोऽष्टादशे समीरितः ॥ )

श्रीशुकानन्द उवाच – **एतस्मिन्नन्तरे सार्धं स्वस्वशिष्यैः सहस्रशः । मरीचिप्रमुखा राजन् भूतलेऽत्र महर्षयः ॥१॥ तीर्थयात्रां प्रकुर्वाणा नरनारायणेक्षणम् । आयन् विधातुमुत्कण्ठा बदर्याश्रम उत्तमे ॥२॥ राजँस्तेऽथ विशालाया अधस्तादम्बरस्पृशः । निषण्णं नैत्यिकं कृत्वा नरं प्रैक्षन्त सादरम् ॥३॥ नवयोगेश्वरैर्युक्तं तन्वाद्यैर्मुनिभिस्तथा । शान्तचित्तैर्वृतं विष्वक् कलापग्रामवासिभिः ॥४॥ वर्णिवेषं घनश्यामं सुप्रसन्नमुखाम्बुजम् । स्वर्णवर्णजटापुञ्जं दृष्ट्वा**

---

હે રાજર્ષે ! સર્વ અવતારોના કારણ, સર્વજ્ઞ, ઈશ્વરોના પણ ઈશ્વર અને જીવોને સંસારના ભયમાંથી મુકાવવાનો જ એક આગ્રહ છે જેમનો એવા, તે **શ્રી હરિકૃષ્ણ** ભગવાન, તે નારાયણને આ પ્રમાણે કહીને ત્યાંથી તત્કાળ **અંતર્ધાન** થઈ ગયા. (૨૧) જનસમુદાયને અતિ સુખકર અને અતિ પવિત્ર સ્વભાવવાળા તથા વેદ અને શાસ્ત્રોમાં કહેલા નૈષ્ઠિક ધર્મમાં નિષ્ઠાવાળા **શ્રીનારાયણ ઋષિ** પણ શ્રીહરિકૃષ્ણ ભગવાને પોતાને કહેલા વચનોથી અતિ પ્રસન્ન થયેલા સતા; (પોતે નારાયણ છે છતાં પણ અક્ષરધામાધિપતિ ભગવાન પુરુષોત્તમના પ્રત્યક્ષ દર્શન અને વચનોથી) 'શ્રીહરિએ મારા ઉપર અત્યંત **અનુગ્રહ** કર્યો છે,' એમ જાણી તે શ્રીહરિએ જે કહેલું; તેને **ચિંતવન** કરતા હતા. (૨૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શ્રીહરિકૃષ્ણ ભગવાનના પ્રાદુર્ભાવનું નિમિત્ત નિરૂપણ' નામે સત્તરમો અધ્યાય સંપૂર્ણ. (૧૭)

## અધ્યાય : ૧૮

### શ્રીનરનારાયણ ઋષિના દર્શનાર્થે આવેલ મરીચ્યાદિ ઋષિઓ ભરતખંડની પ્રજાની અધર્મકૃત-દુર્દશાનું વૃત્તાંત કહે છે.

**શ્રીશુકાનંદમુનિ કહે છે :-** હે રાજન્ ! તે સમયે (નારાયણ જ્યારે પુરુષોત્તમે કહેલું ચિંતવન કરતા હતા, એ જ સમયે) પોતપોતાના શિષ્યો સહિત આ ભૂતળમાં તીર્થયાત્રા કરીને મરીચ્યાદિ **હજારો મહર્ષિઓ** નરનારાયણના દર્શન કરવા માટે ઉત્સાહપૂર્વક બદ્રિકાશ્રમમાં આવ્યા. (૧-૨)

હે રાજન્ ! પછી તે મહર્ષિઓ આકાશને સ્પર્શ કરતી **વિશાલા** નામની બોરડીની નીચે પોતાનો સંધ્યા વંદનાદિ નિત્યકર્મ કરીને બેઠેલા નર ઋષિના આદરપૂર્વક **દર્શન** કરવા લાગ્યા. (૩) જે નરઋષિની સાથે નવ યોગેશ્વરો હતા તેમજ તનુ આદિ શાંત ચિત્તવાળા કલાપ ગ્રામ નિવાસી મુનિઓથી ચારે તરફ વીંટાયેલા હતા, વળી બ્રહ્મચારીનો વેશ ધારણ કરતા, મેઘ જેવા શ્યામ વર્ણના, અત્યંત પ્રસન્ન મુખકમળવાળા, તથા સુવર્ણના જેવો જેમની જટાનો વર્ણ છે

तं ते ह्यमोमुदन् ।।५।। स्वप्रियाँस्तानथ मुनीन् दृष्ट्वा हृष्टतरो नरः । ब्रह्मण्यदेव एव द्राग् अभ्यगाद्धि जगद्गुरुः ।।६।। ववन्दे तानथ प्रीत्या मानितस्तैर्मुदैव सः । परिरभ्य यथायोग्यं सत्पीठेषु न्यषीषदत् ।।७।। कृत्वाऽऽतिथ्यं ततस्तेषामृषीन्द्राणां यथोचितम् । तानित्यूचे नरो नम्रो देशकालोचितं वचः ।।८।। जातोऽधुना महाऽऽनन्दो युष्माकं दर्शनेन मे । सुलभं वर्तते सर्वं सत्प्रसङ्गोऽस्ति दुर्लभः ।।९।। हृदि नारायणो येषां स्फुरत्येव सदा प्रभुः । जानीमस्तान् वयं नूनं मुनीन्द्राँस्तु महत्तमान् ।।१०।। सर्वे मुक्ता महात्मानो यूयं पावनदर्शनाः । तेषां मन्ये हि युष्माकं सङ्गमं जनदुर्लभम् ।।११।। यस्याऽऽराद् भवनिर्मुक्तिः प्रसङ्गस्तस्य वो भवेत् । येनैव श्रीहरौ स्नेहो भवत्यार्तिविनाशनः ।।१२।। तेन स्वदेहगेहादौ गतासक्तिः प्रशान्तधीः । परं पुमान् पदं स्वेष्टं याति ब्रह्मादिदुर्लभम् ।।१३।। नारायणात्मनां तेषां सतां केन भवेत्तुला । क्षित्यां परोपकारार्थं तीर्थव्याजेन चारिणाम् ।।१४।। दयालवो हि नितरां सन्ति सन्तो भवादृशाः । परोपकारनिरता जीवजातहितावहाः ।।१५।।

उत्तमावसरे यूयं दिष्ट्याऽऽयाता हरिप्रियाः । नारायणोऽधुना साक्षाद् दास्यते स्वेक्षणं हि वः ।।१६।। प्रत्यहं स्वीयवीक्षार्थं मुनीनां द्युसदां तथा । अस्त्यत्राऽऽव्रजतां स्वेक्षाप्रदानाऽवसरोधुना ।।१७।। मुनयोऽस्यां तु वेलायां विधिं पौर्वाह्णिकं प्रभुः । अत्राऽऽयाति समाप्यैव प्रत्यहं नैष्ठिकोचितम् ।।१८।। एवं वाण्या मधुरया कुर्वाणं सत्कृतिं नरम् । यथावन्मुनयोऽदभ्रं श्लाघयामासुरादृताः ।।१९।।

---

એવા હતા; તે નરને જોઈને તે મુનિઓ **અત્યંત આનંદ** પામ્યા; (૪-૫) પછી જગદ્‌ગુરુ, તપસ્વીઓના દેવ નરઋષિ, પોતાને અતિપ્રિય તે મુનિઓને જોઈ અતિ પ્રસન્ન થયા અને તત્કાળ જ તેમની સન્મુખ ગયા; (૬) પછી નરઋષિએ તે ઋષિઓને પ્રીતિપૂર્વક વંદના કરી. ઋષિઓથી સન્માનિત થકા હર્ષપૂર્વક તેમને યથાયોગ્ય ભેટીને, તેમને સૌને સુંદર આસન ઉપર બેસાડ્યા; (૭) પછી **નરઋષિ** તે ઋષિઓનો આતિથ્ય સત્કાર યથાયોગ્ય કરીને વિનયથી તેમને દેશકાલોચિત **વચન** આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૮)

'હે મુનિઓ ! તમારા દર્શનથી મને ખૂબજ આનંદ થયો છે. જગતમાં બધું સુલભ વર્તે છે પરંતુ તમારા જેવા સત્પુરુષોનો પ્રસંગ (સમાગમ) તો **અતિ દુર્લભ** છે; (૯) હે મુનિઓ ! જે સત્પુરુષોના હૃદયમાં અતિ સમર્થ નારાયણ હંમેશાં સ્ફુરાયમાન છે તેવા મુનીંદ્રોને તો અમે અત્યંત મોટા જાણીએ છીએ. (૧૦) તમો સર્વે મહાત્માઓ દર્શનમાત્રથી પાવનકારી મુક્તો છો. તમારો સમાગમ મનુષ્યોને દુર્લભ છે એમ હું માનું છું. (અનંત જન્મના પુણ્યોથી તમારા જેવાનો સમાગમ થાય) (૧૧) જેની મુક્તિ થવાની નજીકમાં હોય તેવા પુરુષને જ તમારો પ્રસંગ થાય. તમારા પ્રસંગથી જ સંસારની પીડાને નાશ કરનાર શ્રીહરિમાં **સ્નેહ** થાય છે. (૧૨)

શ્રીહરિમાં સ્નેહ થવાથી પોતાના દેહ-ગેહ વગેરેમાં સહજ જ જેને આસક્તિ તૂટે છે, તેથી પ્રશાન્ત બુદ્ધિવાળો પુરુષ, બ્રહ્માદિકને પણ દુર્લભ; પોતે ઈચ્છેલું **પરમપદ** પામે છે. (૧૩) પૃથ્વીમાં તીર્થયાત્રાના મિષથી પરોપકાર માટે વિચરતા અને શ્રીહરિમાં જ આસક્ત મનવાળા આપના જેવા સંતોની તુલના કોની સાથે થઈ શકે ? (અર્થાત્ ઉપમા યોગ્ય બીજું કોઈ નથી.) તમારા જેવા પરોપકાર પરાયણ દયાળુ સંતો જીવોના સદાય **હિતકારી** હોય છે. (૧૪-૧૫)

શ્રીહરિને પ્રિય તમો આજે અહીં ઉત્તમ સમયે આવ્યા છો, કારણ કે સાક્ષાત્ નારાયણ પોતાના દર્શન તમોને હમણાં આપશે. તેમને પ્રતિદિન તેમના દર્શનાર્થે હંમેશાં અહીં આવતા મુનિઓ તથા દેવોને દર્શન આપવાનો સમય અત્યારે થયો છે. (૧૬-૧૭)

હે મુનિઓ ! શ્રીનારાયણ પ્રભુ આ સમયે નૈષ્ઠિક ધર્મને યોગ્ય વિધિ કરીને અહીં આવે છે. (૧૮) આ પ્રકારે મધુરવાણીથી યથાયોગ્ય સત્કાર કરતા નરઋષિની મુનિઓ અત્યંત આદરપૂર્વક પ્રશંસા કરવા લાગ્યા. (૧૯)

तावन्नित्यविधिं सर्वं समाप्यैवाऽऽत्मनो विभुः । आययौ स्वोटजात् साक्षात् तत्र नारायणः स्वयम् ॥२०॥

नवीनाम्भोधरश्यामं श्वेतसारघनाम्बरम् । दृष्ट्वा नारायणं शान्तं वर्णिवेषं तपोनिधिम् ॥२१॥ जाताह्लादा मुनीन्द्रास्ते प्रोत्थिता निखिला द्रुतम् । पतित्वा दण्डवद् भूमौ प्रणेमुस्तं मुदश्रवः ॥२२॥ यथावत् परिरम्भाद्यैर्मानयित्वा स तान् प्रभुः । स्वासनेऽधो विशालाया न्यषीदद् वन्दितोऽखिलैः ॥२३॥ मुनयस्ते ततो हृष्टा नरं नारायणं तथा । विचित्रैरुपचारैस्तं वेदमन्त्रैरपूजयन् ॥२४॥ महानीराजनं कृत्वा मन्त्रपुष्पाञ्जलिं तथा । तं साष्टाङ्गं प्रणेमुस्ते प्रेमबाष्पाकुलेक्षणाः ॥२५॥ ततो नारायणं साक्षान्मुनीन्द्रास्ते मुदान्विताः । तुष्टुवुर्मधुरैर्वाक्यैरर्थगौरवगर्भितैः ॥२६॥ ते निषद्याथ तस्याग्रे मुनीन्द्रास्तुष्टचेतसः । व्यलोकयँस्तदीयास्यं मधुरस्मेरभास्वरम् ॥२७॥

प्रीणयन् श्लक्ष्णया वाण्या ततो नारायणो मुनीन् । प्रशस्य तानिदं प्रोचे प्राञ्जलीन् मधुरं वचः ॥२८॥ समग्रेष्वपि लोकेषु श्रेयसे सर्वदेहिनाम् । मुनीन्द्रा भवतां सभ्या जाने सञ्चरणं ध्रुवम् ॥२९॥ ततो यूयं किमायाता द्युलोकाद्वा रसातलात् । भूलोकादथवा तन्मे वक्तुमर्हथ सत्तमाः ॥३०॥

ऋषय ऊचुः - **तीर्थयात्रां वयं स्वामिन् वर्षेऽस्मिन् भारतेऽखिलाम् । कृत्वा त्वदीयवीक्षार्थं भूमन्नत्र समागताः ॥३१॥** श्रीनारायण उवाच - **प्राप्ता भारतवर्षेऽस्मिन् प्रजा नृत्वं सुदुर्लभम् । पालयन्ति शुभान् कच्चिद् धर्मसेतून् मया कृतान् ॥३२॥**

---

તેટલામાં **નારાયણ** સાક્ષાત્ વિભુ પોતાનો નિત્ય વિધિ સમાપ્ત કરીને પોતાની પર્ણકુટીમાંથી ત્યાં આવ્યા. (૨૦)

**નારાયણનું વર્ણન કરે છે :-** નવીન મેઘ જેવા શ્યામ વર્ણવાળા, શ્વેત અને ઘાટાં વસ્ત્રો પહેર્યાં છે, શાન્ત સ્વભાવવાળા, વર્ણિવેશધારી તપોનિધિ, નારાયણને જોઈને, તે સમગ્ર મુનીન્દ્રો હર્ષપૂર્વક તત્કાળ ઊભા થયા અને હર્ષાશ્રુ સહિત શ્રી નારાયણને સાષ્ટાંગ **દંડવત્ પ્રણામ** કર્યા. (૨૧-૨૨)

પરમેશ્વર નારાયણ, મુનિઓને ભેટવું વગેરેથી તેમનું યથાયોગ્ય સન્માન કરીને વિશાલા નીચે પોતાના આસન ઉપર સમગ્ર મુનિઓએ પ્રણામ કર્યા થકા બેઠા. (૨૩)

અતિ પ્રસન્ન થયેલા સર્વે મુનિઓ વેદ-મંત્રોચ્ચારપૂર્વક ચંદન-પુષ્પાદિ ઉપચારોથી નારાયણ તથા નરને પૂજવા લાગ્યા; તે મુનિઓ મહા નીરાજન કરીને તથા મંત્રપુષ્પાંજલિ આપીને હર્ષાશ્રુ સહિત નારાયણને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા લાગ્યા. (૨૪-૨૫) પછી તે મુનીન્દ્રો અર્થગૌરવથી ગર્ભિત શ્રવણપ્રિય વાક્યોથી સાક્ષાત્ નારાયણની **સ્તુતિ** કરવા લાગ્યા; પછી પ્રસન્ન મનવાળા તે મુનીંદ્રો શ્રીનારાયણની સન્મુખ બેસીને મધુર હાસ્યથી શોભતું તેમનું મુખકમળ જોવા લાગ્યા. (૨૬-૨૭)

પછી **શ્રીનારાયણ** મધુર વાણીથી મુનિઓને પ્રસન્ન કરતા થકા તેમની પ્રશંસા કરીને, બન્ને હાથ જોડીને બેઠેલા તે મુનિઓને **મધુર વચન** કહેવા લાગ્યાઃ (૨૮)

હે સભામાં બેઠેલા મુનીંદ્રો ! તમે જીવોના કલ્યાણ માટે દરેક લોકમાં ફરો છો, એમ હું જાણું છું; તેથી તમોને હું પૂછું છું કે, તમો અત્યારે સ્વર્ગ (ભૂલોકથી ઉપરના સ્વર્ગાદિ) લોકમાંથી આવ્યા છો કે રસાતળથી કે ભૂલોકથી આવ્યા છો ? હે સત્તમો! તે તમે મને કહો. (૨૯-૩૦)

**ઋષિઓ બોલ્યા :-** 'હે સ્વામિન્ ! અમો ભારતવર્ષમાં તીર્થયાત્રા કરીને તમારા દર્શન કરવા માટે હે ભૂમન્ ! આ વિશાળા (બદરિકાશ્રમ)માં આવ્યા છીએ'. (૩૧) (મુનિઓનું આ વચન સાંભળીને) **શ્રીનારાયણ પૂછે છે :-** હે મુનિઓ ! ભારતવર્ષમાં અત્યંત દુર્લભ મનુષ્ય દેહ પામીને ભારત વર્ષની પ્રજા પૂર્વે થયેલા મારા અવતારો દ્વારા મેં બાંધેલી શુભ ધર્મની મર્યાદાનું પાલન કરે છે કે કેમ ? (૩૨)

श्रीशुकानन्द उवाच – **पृष्टा नारायणेनैवं महर्षीणां व्रजा हि ते । अधर्मं सान्वयं दुष्टं वर्धितं कलिना भृशम् ॥३३॥ प्राहुस्तस्मै भगवते प्रवृत्तं सर्वभूतले । कृतामसद्गुरुक्ष्मैशैर्धर्मसेतुभिदां तथा ॥३४॥ जनानां वर्णसांकर्यं महापापादिकारिणाम् । विषयाऽऽसक्तचित्तानां दुराचारं च तेऽवदन् ॥३५॥ ऋषिवाक्यं प्रभुः श्रुत्वा जातोदारदयाकुलः । तूर्णमैच्छत् स एव स्वा अधर्मादवितुं प्रजाः ॥३६॥**

**एतस्मिन्नन्तरे धर्मस्तत्र मूर्त्या सहागमत् । मुनिव्रातागमं ज्ञात्वा श्रीमन्नारायणे रतः ॥३७॥ ततो नरेण नितरां तथा नारायणेन तौ । मानितौ वन्दितौ प्रीत्या मूर्तिधर्मौ तथेतरैः ॥३८॥ दत्त्वाऽऽशीर्वचनं ताभ्यां स्वपुत्राभ्यां मुदान्वितौ । तद्दत्तासनयो राजन् पुण्यवीक्षौ निषेदतुः ॥३९॥ नारायणः स्वं पितरं ततस्तं पप्रच्छ स स्वागतमीड्यकीर्तिः । प्रीत्या स्वकीयां जननीं च मूर्तिं दयानिधिः सर्वविधिप्रवीणः ॥४०॥**

**श्रुतं मुनिभ्योऽकथयत्ततस्तावधर्मजातं तमुपद्रवं सः । तेषामृषीणामुपशृण्वतां श्री-नारायणो भूरिदयार्द्रचित्तः ॥४१॥ वार्तां तामिति तन्मुखाब्जगलितां तेषां सतां शृण्वताम्, आसन्मानसवृत्तयो ननु तदा राजँस्तदेकाश्रयाः । स्थैर्यं ते तु निवातदीपकशिखौपम्यं समाधौ यथा, प्रापुस्तद्वदनेन्दुसक्तनयना हृष्टास्तदीयेक्षया ॥४२॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे मरीच्यादिमुनिप्रणीत-भरतखण्डप्रजावृत्तान्त-निरूपणनामाऽष्टादशोऽध्यायः ॥१८॥

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છેઃ-** આ પ્રકારે નારાયણે પૂછ્યું ત્યારે તે **મુનિઓ** કલિથી વૃદ્ધિ પામેલા દુષ્ટ-સપરિવાર અધર્મથી સર્વ ભૂતળમાં અસંત ગુરુઓ અને રાજાઓએ ધર્મની મર્યાદાનો ભંગ કર્યો છે તે **સમગ્ર વૃત્તાંત** શ્રી નારાયણને કહેવા લાગ્યા. (૩૩-૩૪) તેમજ બ્રહ્મહત્યાદિ મહાપાપો તથા ઉપપાપાદિ અનેકવિધ પાપો કરનારા જનોનું વર્ણસંકરપણું, તથા વિષયમાં આસક્ત દુષ્ટ જનોના દુરાચાર શ્રીનારાયણને કહેવા લાગ્યા. (૩૫) ઋષિઓનું વચન સાંભળીને અતિશય દયાથી આકુળ થયેલા નારાયણે અધર્મથકી પોતાના ભારતવર્ષની પ્રજાનું રક્ષણ કરવા **સંકલ્પ** કર્યો. (૩૬)

તે સમયે 'મરીચ્યાદિ મુનિઓ અત્રે આવેલા છે' તેવું (નારદ ઋષિ પાસેથી) જાણીને પુત્રરૂપ શ્રી નારાયણમાં ગાઢ પ્રીતિવાળા ધર્મ, મૂર્તિએ સહિત નારાયણની સમીપમાં આવ્યા. (૩૭) પછી ઋષિઓ સહિત નર તથા નારાયણે જેમને નમસ્કાર કર્યા છે, અને જેમનો સત્કાર કર્યો છે, તે પવિત્ર દર્શનવાળા **મૂર્તિ** તથા **ધર્મ** બન્ને અતિ આનંદપૂર્વક પોતાના બન્ને પુત્રો નર તથા નારાયણને ''जय, स्वाश्रितान् पालय'' ''अचलतया स्वधर्मे तिष्ठ'' એવા **આશીર્વાદ** આપીને હે રાજન્ ! નર અને નારાયણે આપેલા આસન ઉપર બેઠા. (૩૮-૩૯) જેમની કીર્તિ સ્તુતિ કરવા યોગ્ય છે, જે દયાના સાગર છે અને સર્વ વિધિ પ્રવીણ છે એવા **નારાયણ** તથા **નર** તે પોતાના માતા પિતાને ''કેમ છો ?'' ''સુખપૂર્વક પધાર્યા'' વગેરેથી **સ્વાગત** પૂછવા લાગ્યા, અને ધર્મ પિતા અને મૂર્તિદેવીનું સન્માન કરવા લાગ્યા. (૪૦)

પછી અત્યંત દયાર્દ્ર ચિત્તવાળા **નારાયણ,** મરીચ્યાદિ ઋષિઓ સાંભળે તે પ્રમાણે મૂર્તિ તથા ધર્મને, મુનિઓ પાસેથી સાંભળેલી પૃથ્વીમાં પ્રવર્તેલા અધર્મની વાત અને તેનાથી પોતાને થયેલું દુઃખ તે કહેવા લાગ્યા; હે રાજન્ ! આ પ્રકારે શ્રીનારાયણના મુખકમળથી નીકળેલી **વાત** સાંભળતા થકા જેમના ચિત્તની વૃત્તિઓ શ્રીહરિના મુખકમળને સમ્યક્ પ્રકારે જોવામાં જ તત્પર છે, તેમજ જેમનાં નેત્ર શ્રીહરિના વદનરૂપી ચંદ્રમાં આસક્ત થયા છે, એવા આનંદમગ્ન તે મુનિઓ તો સમાધિમાં ગયેલાની માફક; વાયુવિનાના સ્થાનમાં દીવાની જ્યોતની જેમ **સ્થિર** થયા હતા. (૪૧-૪૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'મરીચ્યાદિ મુનિઓએ કહેલ ભરતખંડની પ્રજાનું વૃત્તાંત નિરૂપણ' એ નામે અઢારમો અધ્યાય સંપૂર્ણ. (૧૮)

## ॥ अथैकोनविंशोऽध्यायः ॥

**( स्वात्मानं मन्यमानेनाऽवज्ञातं तैर्वृषर्षिभिः । शप्ता दुर्वाससा तेषामूनविंशेऽस्त्यनुग्रहः ॥ )**

श्रीशुकानन्द उवाच - **धर्मे मुनीन्द्रेषु तथेतिवार्तां शृण्वत्सु नारायणकीर्त्यमानाम् । तदास्यपद्मस्थिरनेत्र-चेतोवृत्तिषु सर्वेष्वपि सत्सु राजन् ॥१॥ नारायणे सत्यपि चैकचित्ते वार्ताविधाने करुणानिधाने । हरीच्छया शङ्करवासशैलाद् दुर्वाससा तत्र किलाऽभिपेदे ॥२॥ स्थितोऽथ राजन् मुनिमण्डलस्थं नारायणं तं सनरं च धर्मम् । ददर्श मूर्तिं च मुनिव्रजाँस्ताँस्तथोद्धवं सिद्धतनुं निषण्णम् ॥३॥ वार्ताऽतिसंसक्तमनस्तया तं न कोऽपि तत्रैक्षत चादरं तत् । न किञ्चिदप्येव चकार राजँस्तस्यापि मान्यस्य तपोधनस्य ॥४॥ सभासदस्तान् स निरीक्षमाणो निजामवज्ञां हृदि मन्यमानः । तत्रैव तिष्ठन् घटिकां तदानीं सर्वेभ्य एवाधिचुकोप तेभ्यः ॥५॥ ज्वलन्महाङ्गारवितामनेत्रो रोषाकुलः कम्पितसर्वगात्रः । दिधक्षुरुग्रस्त्रिपुरासुरस्य पुराण्यभूच्छम्भुरिवातिभीमः ॥६॥ मुञ्चन् स रोषेण तदाऽश्रुजालं घनोरुघर्मोदकभिन्नगण्डः**

---

## અધ્યાય : ૧૯

## સભામાં પોતાને અપમાનિત માનતા દુર્વાસાએ આપેલો શાપ. ઋષિઓ ઉપર નારાયણે કરેલો અનુગ્રહ. ધર્માદિકનું દ્વિજાતિમાં જન્મ ધારણ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! શ્રી ધર્મ પ્રજાપતિ, મરીચ્યાદિ તથા તનુઋષિ આદિ મુનિઓએ શ્રી નારાયણે કહેવાતી ભરતખંડમાં પ્રવર્તેલા અધર્મની વાત સાંભળતા થકા, નારાયણના મુખ કમળમાં નેત્રની વૃત્તિ સ્થિર કરી દીધી. તેમજ કરુણાસાગર નારાયણ પણ ધર્મ પ્રત્યે ભારતીય પ્રજાના અધઃપતનનું વૃત્તાંત નિવેદન કરવામાં એકાગ્ર ચિત્તવાળા થઈ ગયા હતા. તે સમયે અક્ષરધામ નિવાસી શ્રીહરિકૃષ્ણ પુરુષોત્તમના સંકલ્પથી, કૈલાસ પર્વતથી શંકરના અંશથી ઉત્પન્ન થયેલા અત્રિ મુનિના પુત્ર **દુર્વાસા મુનિ** ત્યાં આવ્યા. (૧-૨) હે રાજન્ ! સભામાં બેઠેલા સર્વ મુનિઓની પાછળ ઊભા રહેલા દુર્વાસા મુનિ, મુનિ મંડળના મધ્યમાં યોગ્ય આસન ઉપર બેઠેલા નારાયણ તથા નર, તથા ધર્મ તથા તેમના પત્ની મૂર્તિ તથા મરીચ્યાદિ મુનિઓને તથા ત્યાં બેઠેલા સિદ્ધ ગતિ પામેલા ઉદ્ધવને જોવા લાગ્યા. (૩) હે રાજન્ ! તે સમયે શ્રીનારાયણ પાસેથી વૃત્તાંત સાંભળવામાં સર્વે એકાગ્ર ચિત્ત થયા હતા. તેથી શ્રી નારાયણે તથા બીજા કોઈએ પણ દુર્વાસાને ન દીઠા. તેથી તપોધન ઋષિનું કંઈ સન્માન ત્યાં થયું નહીં. એક ઘડી સુધી તે પ્રમાણે સભાની પાછળ ઊભા રહીને સર્વ મુનિઓને જોતા તે દુર્વાસા મુનિ પોતાનું અપમાન થયું છે. એમ અંતરમાં માનતાં તે સમયે તે સર્વ ઉપર અત્યંત **ક્રોધાયમાન** થયા. (૪-૫)

તે દુર્વાસા મુનિ બળતા અંગારા જેવા રાતાં નેત્રવાળા, ક્રોધથી વ્યાકુળ ચિત્તવાળા, ક્રોધથી જ સર્વ અંગમાં કંપ ઉત્પન્ન થયો છે એવા, જાણે ત્રિપુરાસુરના નગરો બાળી નાખવાને ઈચ્છતા કોપાયમાન શંભુ હોય તેવા ઉગ્ર અને અતિ ભયંકર દેખાયા. (૬) અતિ ક્રોધથી જેમના નેત્રોમાંથી આંસુનો પ્રવાહ ચાલે છે, અને શરીરમાંથી નીકળતા પરસેવાના બિંદુઓથી જેમના હાથ અતિ ભયંકર દેખાય છે, તેમજ કપોળ પ્રદેશ (ગાલ) પણ પરસેવાથી ભીના થઈ ગયા છે,

। स्वेदाम्बुजालातिकरालहस्तो बभौ त्रिधा भिन्न इव द्विपेन्द्रः ॥७॥ पिशङ्गपुष्पोत्तमदामयुक्तं वक्षःस्थलं तस्य रुषाऽऽकुलस्य । ऋषेस्तदा क्रोधमहाहुताशज्वालाव्रजाच्छन्नमिवोच्चकासे ॥८॥ तदा प्रपद्यात्यधिरक्तभावं दृष्टिस्तदीया बहुसाहसेष्टा । अक्षान्तिमालम्बत भीतिहीनां सखीमिवाभ्यर्णचरीं सदैव ॥९॥ नितान्तवक्रातिभयङ्करभ्रूर्भूमिर्भयानां कुटिलेक्षणाभ्याम् । पश्यन् स सभ्यान् प्रदहन्निवोच्चैर्दष्टाधरो मृत्युरिवावतस्थे ॥१०॥ निर्भर्त्स्य तान् कोपदवानलेन दन्दह्यमानो नितरां स खिद्यन् । उद्बाहुरुग्रारुणदृष्टिरेवं शशाप तान् भीषणदीर्घशब्दः ॥११॥ मनुष्यभावं निखिला लभन्तां धर्मादयो भूमितले भवन्तः । तत्रापि कष्टं किल कल्यधर्माविष्टासुरेभ्यो नितरां च नित्यम् ॥१२॥

श्रीशुकानन्द उवाच - **इत्थं सभ्यान्तसमग्राँस्ताँस्तूष्णीं शप्त्वाऽभवच्च सः । ब्रह्माण्डं सहसा क्रूरस्तस्थौ धक्ष्यन्निवाखिलम् ॥१३॥ मुनयश्चोद्धवो धर्मस्ततो नारायणस्तथा । निशम्योच्चैस्तदाक्रोशं तं प्रैक्षन्ताऽनलोपमम् ॥१४॥ ज्वलत्कोपानलज्वालाजालप्लुष्टकलेवरम् । दुर्निरीक्ष्येक्षणं भीमं दन्तदष्टाधरं तथा ॥१५॥ तूर्णमुत्थाय ते सर्वे तं प्रणम्याथ सादरम् । उपावेश्यासने नम्रास्तं क्रूरं समसान्त्वयन् ॥१६॥**

**युक्त्याऽतिप्रार्थ्यमानस्तैर्हविर्भिः स इवानलः । भूयोऽप्यदीप्यत भृशं शाम्यति स्म न तु ध्रुवम् ॥१७॥ ततः शपन्तं धर्मस्तं विनीतः सन् कृताञ्जलिः । सान्त्वयामास निपुणैर्वाक्यैः सान्त्वनपाटवः ॥१८॥**

---

નેત્ર-કપોળ અને હાથમાંથી જેમને મદ સ્રવે છે. (એમ ત્રણ ઠેકાણે મદ ઝરતા) એવા હાથીની માફક દુર્વાસા મુનિ શોભતા હતા; (૭) ક્રોધથી આકુળ વ્યાકુળ થયેલા દુર્વાસા મુનિનું પીળા પુષ્પના હારથી યુક્ત વક્ષઃસ્થળ જાણે કે ક્રોધરૂપી અગ્નિથી ઢંકાયેલું હોય ને શું ? એમ દેખાતું હતું; (૮) તે સમયે સદાય અવિચારી કાર્ય કરવાનું ગમે છે એવી, દુર્વાસા મુનિની લાલચોળ થયેલી દષ્ટિ, જાણે કે સદાય પોતાની સમીપે વર્તતી અક્ષમારૂપ નિર્ભય સખીને આલંબન કરતી હતી; (૯) કુટિલ અને તેથીજ અતિ ભયંકર ભ્રકુટિવાળા-સકળ જગતને ભય ઉત્પન્ન કરનાર-બીકની ઉત્પત્તિના સ્થાનરૂપ-વાંકા કરેલાં નેત્રોનાં જોડલાંથી આ સભામાં રહેલા સર્વજનોને બાળતા હોયને શું, તેવા દુર્વાસા ક્રૂર દાંતોથી હોઠ બીડીને જગતને હણવાની ઈચ્છાથી આવેલા **મૃત્યુની માફક** ત્યાં ઊભા રહ્યા. (૧૦)

ક્રોધરૂપી દાવાનળથી બળતા અને અંતરમાં **ખેદ** પામતા (અહો, હું દુર્વાસા તે મારું આમણે અપમાન કર્યું ! ધિક્કાર છે મારા જીવિતને ! એમ અતિશય ખેદ પામતા, લાલચોળ નેત્રોવાળા દુર્વાસા) બન્ને હાથ ઊંચા કરી, ભયંકર શબ્દથી સભાજનોનો તિરસ્કાર કરીને તેમને **શાપ** આપવા લાગ્યાઃ (૧૧) 'હે ધર્માદિ ! તમે બધા પૃથ્વી ઉપર મનુષ્ય જન્મ પામો. અને ત્યાં કળિયુગ અને અધર્મથી ઘેરાયેલા અસુરોથી અતિશય દુઃખ પામો.' (૧૨)

**શ્રીશુકાનંદમુનિ કહે છે :** ક્રોધી દુર્વાસા આ પ્રમાણે તે બધા સભ્યોને શાપ આપી મૌન રહ્યા. અને જાણે હમણાં સમગ્ર બ્રહ્માંડને ભસ્મીભૂત કરશે કે શું ? એમ ઊભા રહ્યા; (૧૩) દુર્વાસાએ ઊંચેથી કરેલા આક્રોશ શબ્દોને સાંભળીને **મુનિઓ** તથા **ઉદ્ધવજી, ધર્મ** તથા નારાયણ વગેરે બળતા અગ્નિ સમાન દુર્વાસા સામું જોઈ રહ્યા; (૧૪) ક્રોધાગ્નિથી જેમનું સમગ્ર શરીર બળે છે, ભયંકર નેત્રવાળા, દાંતથી જેમણે હોઠ પીસેલો છે તેવા અતિ ભયંકર દુર્વાસાને જોઈને સર્વ મુનિઓ ઊભા થઈને તેમને આદરપૂર્વક **પ્રણામ** કરીને વિનય પૂર્વક આસન ઉપર બેસાડીને શાંત કરવા લાગ્યા. (૧૫-૧૬)

મરીચ્યાદિ મુનિઓએ યુક્તિપૂર્વક ઘણી **પ્રાર્થના** કરી, પરંતુ જેમ અગ્નિમાં ઘી હોમવાથી તે વધુ પ્રજ્વલિત થાય. તેમ, દુર્વાસા ફરીથી અત્યંત ક્રોધાયમાન થયા, પરંતુ શાંત તો ન જ થયા; (૧૭) મુનિઓનાં વિનય વચનો સાંભળીને ઘણો ક્રોધ કરતા દુર્વાસાને શાંત પાડવામાં નિપુણ ધર્મે તેમને બે હાથ જોડી વિનય વચનોથી શાંત કર્યા. (૧૮)

अनुनीतः स धर्मेण नीतिज्ञेनाऽमलाऽऽत्मना । किञ्चित्प्रशान्तरुड्वेगस्तमित्यूचे कृताञ्जलिम् ॥१९॥ धर्म नाहं क्षणक्रोधः शापान्मे कञ्चन क्वचित् । मोचये नेति मे ख्यातिस्त्रिलोक्यामत्र वर्तते ॥२०॥ तथापि पुण्यमूर्तेस्ते सन्निधावनघ ध्रुवम् । मच्चित्तमधुना किञ्चिज्जातं कोमलमाविलम् ॥२१॥ भविष्यत्येव शापोऽयं नाऽन्यथा मम कर्हिचित् । तथापि धर्म युष्माकं करोम्येवमनुग्रहम् ॥२२॥ भविष्यत्यपि मानुष्ये पत्नी मूर्तिस्तव त्वियम् । पुत्रो नारायणः साक्षाद् भूयस्ते भविता विभुः ॥२३॥ स युवामविता दैत्याऽधर्मकष्टात् तथा मुनीन् । पोषणं सर्वथा भूमौ विधाता युवयोर्भृशम् ॥२४॥ पुत्रीभूते हरौ तस्मिन् स्नेहाधिक्येन वै युवाम् । निरुद्धचित्तौ मोक्ष्येथे शापान्मे ह्यल्पकालतः ॥२५॥ ततो दिव्यगतिं स्वेष्टां प्राप्स्यथो धर्म निश्चितम् । एतदेवं हि मद्वाक्यं भविता नाऽन्यथा क्वचित् ॥२६॥ सोद्धवा मुनयो यूयं क्षोण्यामेव द्विजातिताम् । प्राप्स्यथाऽथ हरिर्मैत्रीं कर्ता युष्मासु सत्पतिः ॥२७॥ ततो विमुच्य मच्छापाद् दिव्यां यास्यथ वै गतिम् । इत्थमुक्त्वा स नत्वा तान् कैलासाद्रिं पुनर्ययौ ॥२८॥

जिघृक्षन्तोऽन्यदेहाँस्ते तत्रोषुर्मुनयोऽखिलाः । शप्तुं दुर्वाससं सर्वे शक्ता अप्यशपन्न ते ॥२९॥ ऋषीणां चैव धर्मस्य शाप एव निरागसाम् । हेतुर्ज्ञेयो हरेरिच्छा धर्म-शत्रून् हनिष्यतः★ ॥३०॥ ततो दुर्वाससं स्वीयाँस्तं शपन्तमकारणम् । स नोपालभतेषद्वै न शापं चान्यथाऽकरोत् ॥३१॥

---

નીતિજ્ઞ અને નિર્મળ અંતઃકરણવાળા ધર્મના વચનથી કાંઈક શાંત થયેલા **દુર્વાસા,** વિનયથી બે હાથ જોડેલા ધર્મ પ્રત્યે આમ કહેવા લાગ્યાઃ (૧૯) ‘‘હે ધર્મ ! હું ક્ષણિક ક્રોધવાળો નથી. હું કોઈને ક્યારેય પણ મારા શાપ થકી છોડતો નથી. એવી મારી પ્રસિદ્ધિ આ ત્રિલોકમાં છે; હે નિષ્પાપ ! આમ છે છતાં પણ પુણ્ય મૂર્તિ તમારા સાન્નિધ્યમાં ક્રોધથી કલુષિત થયેલું મારું ચિત્ત કાંઈક કોમળ થયું છે; હે ધર્મ ! આ મારો શાપ ક્યારેય પણ અન્યથા નહીં જ થાય. તો પણ તમારા ઉપર હું આ પ્રમાણે **અનુગ્રહ** કરું છું; (૨૦-૨૧-૨૨) ‘હે ધર્મ ! તમો મનુષ્યભાવ પામશો તો પણ આ મૂર્તિ તે તમારી જ પત્ની થશે. વિભુ પ્રત્યક્ષ નારાયણ ફરીથી પણ તમારા પુત્ર થશે; તમારા પુત્ર થયેલા નારાયણ દૈત્યો તથા દૈત્યોના અંશથી ઉત્પન્ન થયેલા રાજાઓ, ગુરુઓ, અધર્મ તથા કષ્ટથી તમારા બંનેનું તથા આ મુનિઓનું પણ રક્ષણ કરશે. તેમજ પૃથ્વીમાં તમારું બન્નેનું પોષણ સર્વે પ્રકારે કરશે. (૨૩-૨૪) તમારા પુત્રરૂપ શ્રીહરિમાં સ્નેહથી આસક્ત થયેલા ચિત્તવાળા તમો બન્ને થોડા સમયમાં મારા શાપ થકી મુક્ત થશો; પછી હે ધર્મ ! તમારી ઈચ્છિત દિવ્ય ગતિ તમો પામશો. આ મારું **વાક્ય** આ પ્રમાણે જ થશે, પરંતુ અન્યથા ક્યારેય નહીં થાય.’ (૨૫-૨૬)

ઉદ્ધવે સહિત હે મુનિઓ ! તમો પૃથ્વીમાં દ્વિજ જાતિમાં જન્મ ધરશો. પછી સત્પુરુષોના પતિ શ્રીહરિ તમારે વિષે મૈત્રી કરશે. શ્રીહરિ સાથેની મિત્રતાથી થતા સુખના અનુભવ પછી મારા શાપથી મુકાઈને તમો નિશ્ચે દિવ્યગતિ પામશો.’’ આ પ્રકારે કહીને તે સર્વેને નમસ્કાર કરીને દુર્વાસા મુનિ કૈલાસ પર્વતમાં ગયા. (૨૭-૨૮)

બીજા દેહ ગ્રહણ કરવા ઈચ્છતા તે સર્વે મુનિઓ ત્યાં નારાયણની સમીપે રહેવા લાગ્યા. તે સર્વે મુનિઓ દુર્વાસાને શાપ આપવા સમર્થ હતા છતાં પણ શાપ આપ્યો નહીં. (૨૯) કોઈ પણ જાતના અપરાધ વિના ઋષિઓને તથા ધર્મદેવને દુર્વાસાએ **શાપ** આપ્યો તેનું કારણ તો ‘ધર્મના શત્રુઓ એવા અસુરોને હણવા ઈચ્છતા **શ્રીહરિની ઈચ્છા** જ હતી’ એમ જાણવું. (૩૦) તેથી કારણ વિના પણ પોતાના ભક્તોને શાપ આપતા દુર્વાસાને નારાયણે લગારે પણ ઠપકો આપ્યો નહીં તથા તેમના શાપને મિથ્યા પણ કર્યો નહીં. (જો નારાયણની ઈચ્છા ન હોત તો ઠપકો આપત તથા શાપ પણ મિથ્યા કરત, એવું **તાત્પર્ય** જાણવું.) (૩૧)

---

★ शत्रन्ताद् ङसि रूपमिदं ‘हनिष्यतः’, हरेर्विशेषणम् ।

धर्मो हरिं ततः प्रोचे मम नारायण त्वया । ऋषीणां च सदा कार्या रक्षाऽधर्माऽसुरार्दनात् ॥३२॥

तमित्याहाथ भगवाँश्चिन्ता कार्या न हि त्वया । मदिच्छयैव शापोऽयं पितर्जात इतीयताम् ॥३३॥ प्रवृत्तोऽस्त्यधुनाऽधर्मो धरित्र्यां कलिनैधितः । पीड्यन्ते तेन नितरां सर्वदा सर्वदेहिनः ॥३४॥ पुनस्त्वत्पुत्रतां लब्ध्वा हरिनामाऽहमेव तम् । विष्वगुन्मूलयिष्यामि पालयन्नेव सज्जनान् ॥३५॥ साङ्गां भक्तिं यथापूर्वं प्रथयिष्यामि भूतले । युष्माभिर्मत्प्रियैः सार्धं विचरन्नेव सन्मते ॥३६॥ उत्पद्यध्वं ततश्चिन्तां सर्वां हित्वा हि सत्तमाः । त्रैवर्णिकनरेष्वस्मिन् यथेष्टं भूतलेऽखिलाः ॥३७॥ आश्रमं स्वं स्वमखिला यात धर्मादयोऽधुना । हृत्सु मत्स्मरणं कार्यं युष्माभिर्मङ्गलावहम् ॥३८॥ इत्युक्तास्ते हरिं नत्वा प्रायन्त्सर्वे निजाश्रमान् । नरनारायणं प्रीत्या स्मरन्तो हृत्सु सादरम् ॥३९॥

सार्धं पत्न्या ततो धर्मः कोसलेषु जनुर्नृषु । जिघृक्षुश्चोद्धवो योग्यौ पितरौ समचिन्तयत् ॥४०॥

ते वै महर्षिनिकरास्तु मनुष्यजातौ जन्म क्षिताविह जिघृक्षव एव याताः । देशेषु चैव विविधेषु जनूंषि सर्वे कालेन मानवपते जगृहुर्द्विजेषु ॥४१॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे दुर्वासःशप्तर्षीणां नारायणकृतानुग्रहनिरूपणनामैकोनविंशोऽध्यायः ॥१९॥

---

દુર્વાસા કૈલાસમાં ગયા પછી **ધર્મ,** ભગવાન નારાયણ પ્રત્યે કહેવા લાગ્યા : 'હે નારાયણ ! તમારે અધર્મ અને અસુરોની પીડાથી મારી તથા મુનિઓની સદા **રક્ષા** કરવી.' (૩૨)

પછી નારાયણે કહ્યું: 'હે પિતાજી ! આ શાપ મારી ઈચ્છાથી જ થયો છે. માટે તમારે ચિંતા કરવી નહીં; (૩૩) હાલ પૃથ્વીમાં અધર્મ પ્રવર્ત્યો છે અને કળિના બળથી ખૂબજ વૃદ્ધિ પામ્યો છે. કળિની સહાયતાથી અધર્મ સર્વ પ્રાણીઓને હંમેશાં અતિ પીડા કરે છે; તેથી હું જ હે ધર્મ ! ફરીથી તમારા પુત્રભાવને પામી **હરિ**નામ ધારણ કરીશ. અને સજ્જનોનું પાલન કરતો થકો અધર્મને ચારેય તરફથી મૂળે સહિત ઉખેડી નાંખીશ; (૩૪-૩૫) હે સન્મતે ! મને પ્રિય એવા તમારી સર્વની સાથે ફરતા ફરતા જ પૃથ્વીમાં પૂર્વની માફક ધર્મ-જ્ઞાન-વૈરાગ્યે સહિત ભક્તિ પ્રવર્તાવીશ; (૩૬) માટે હે સત્તમો ! તમો સર્વે ચિંતાનો ત્યાગ કરી ભારત વર્ષમાં બ્રાહ્મણ-ક્ષત્રિય અને વૈશ્યોમાં જેને જ્યાં ઈચ્છિત હોય ત્યાં ઉત્પન્ન થાઓ; (૩૭) હે ધર્માદિ ! હાલમાં તમો સૌ પોતપોતાના આશ્રમ પ્રત્યે જાઓ. તમોએ પોતપોતાના હૃદયમાં સર્વ પ્રકારે **મંગળકારક** (મારા ગુણ-વિભૂતિ-ઐશ્વર્યે સહિત) મારા સ્વરૂપનું **ચિંતવન** કરવું.' (૩૮)

નારાયણે આ પ્રમાણે કહ્યું તેથી **ધર્માદિ** સર્વે ભગવાન શ્રી નરનારાયણને આદરથી નમસ્કાર કરી પોતાના હૃદયમાં પ્રીતિપૂર્વક તેમનું સ્મરણ કરતા કરતા પોતપોતાના આશ્રમમાં ગયા. (૩૯)

પછી પોતાની પત્ની મૂર્તિ સહિત ધર્મ, તેમજ ઉદ્ધવજી પણ પૃથ્વી ઉપર કોશલ દેશમાં જન્મ ધરવા માટે યોગ્ય માતાપિતાનું ચિંતવન કરવા લાગ્યા. (૪૦)

તેજ પ્રમાણે હે રાજન્ ! પૃથ્વી ઉપર ભરતખંડમાં મનુષ્ય જાતિમાં **જન્મ ગ્રહણ** કરવાને ઈચ્છતા એવા સર્વે મહર્ષિ સમુદાયો પણ જુદા જુદા દેશોમાં કાળે કરીને બ્રાહ્મણાદિ ત્રણ જ્ઞાતિ(દ્વિજાતિ)માં જન્મ ગ્રહણ કરવા લાગ્યા. (૪૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'દુર્વાસાએ શાપ આપેલા ઋષિઓ ઉપર નારાયણે કરેલા અનુગ્રહનું નિરૂપણ' એ નામે ઓગણીસમો અધ્યાય સંપૂર્ણ. (૧૯)

## ॥ अथ विंशतितमोऽध्यायः ॥

**( धर्मादीनां जनेः पूर्वं प्रादुर्भूयाऽसुराः क्षितौ । प्रावर्तयन् दुराचारान्-इत्युक्तं विंशके स्फुटम् ॥)**

श्रीशुकानन्द उवाच - **अत्रान्तरे भूमितलेऽत्र दैत्या रक्षांस्यदेवाश्च सहस्रशो वै । ज्ञाता अभूवन्नपि दानवा ये यक्षास्तथा ते मनुजेन्द्र दुष्टाः ॥१॥ सुरासुराणां प्रधने पुरस्तात् साहाय्यमाप्तैरमरैर्मुरारेः । निर्बर्हिता ये त्वसुरा हरौ ते बबन्धुरीशे नितरां हि वैरम् ॥२॥**

**अतिप्रियं तस्य हरेरुदारं सनातनं धर्ममवेत्य राजन् । विनाशतस्तस्य तदीयनाशं स्वहृत्सु निश्चिक्युरधार्मिकास्ते ॥३॥ ततः कलिद्वापरयोस्तु सन्धौ क्षितावजायन्त दुराशयास्ते । नरेषु केचिद् विहगेषु चैके तथैव पश्वादिषु केचिदुग्राः ॥४॥ आम्नायदेवर्षिमहीसुराणां तथा सतां द्रोहमिहाचरँस्ते । ज्ञात्वैव सर्वान् भगवज्जनाँस्तान् सदाऽभवँस्तत्कदने प्रसक्ताः ॥५॥ जघान कृष्णोऽथ दुरन्तवीर्यस्तान् काँश्चनोग्रान् क्षितिभारभूतान् । मदोद्धताँस्तान् कतिचिद् बलिष्ठान् व्यघातयद् भीमबलार्जुनाद्यैः ॥६॥ ये ये हतास्तेन सुरारिवर्गा हतास्तथाऽन्यैरपि भूम्नि तस्मिन् । प्रसक्तचित्ता मरणं समीयुर्ये वीक्षितास्तेन तथाऽन्तकाले ॥७॥ प्रपेदिरे ते त्वसुरा विमुक्तिं स्ववाञ्छितां यत् करुणापयोधिः । मेने हरिस्तामपि वैरबुद्धिं हेतुं निजध्यानविधौ स्वभक्तिम् ॥८॥**

---

### અધ્યાય : ૨૦

## ધર્મ તથા ઋષિઓના જન્મ પહેલાં જ અસુરોએ પૃથ્વીમાં પ્રગટ થઈને કરેલી દુરાચારની પ્રવૃત્તિ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! એજ અરસામાં જે દૈત્યો, રાક્ષસો, અસુરો, દાનવો અને યક્ષો જે દુષ્ટાત્માઓ હતા તે હજારો હજાર સંખ્યામાં (દિતિના પુત્રના વંશમાં થયેલા **દૈત્યો,** પુલસ્ત્યના દીકરાના વંશમાં ઉત્પન્ન થયેલા રાક્ષસો, બ્રહ્માના જઘનમાંથી થયેલા-કામભોગમાં અતિ લાલસાવાળા **અસુરો,** કશ્યપની પત્ની દનુના પુત્રના વંશમાં થયેલા **દાનવો,** તથા ઉત્પત્તિ સમયમાં પણ 'પિતાને જ ખાઓ' આ પ્રકારે બોલનારા યક્ષોના કુળમાં ઉત્પન્ન થયેલા **યક્ષો**) આ પૃથ્વી ઉપર પ્રગટ થયા. (૧) પૂર્વે દેવતા અને અસુરોના સંગ્રામમાં વિષ્ણુની સહાયથી દેવોએ જે અસુરોને હણ્યા તે અસુરોએ દેવોનો પક્ષપાત કરનાર શ્રી વિષ્ણુ સાથે **અતિશય વેર** બાંધ્યું. (૨) હે રાજન્ ! તે અધર્મી અસુરો, શ્રી હરિને સનાતન ધર્મ અત્યંત પ્રિય છે એમ જાણીને, 'ધર્મનો નાશ કરવાથી ભગવાનનો વિનાશ જરૂર થશે' એમ પોતાના અંતરમાં નિશ્ચય કરતા હતા. (૩) પછી દુષ્ટાભિપ્રાયવાળા અસુરો કળિ અને દ્વાપરની સંધિમાં પૃથ્વીમાં ઉત્પન્ન થયા. તેમાં અતિ ઉગ્ર કર્મવાળા કેટલાક અસુરો મનુષ્યોમાં ઉત્પન્ન થયા. કેટલાક અસુરો તો બકાદિ પક્ષીઓમાં તથા કેટલાક પશુ આદિકમાં (બલીવર્દ-અશ્વ-ગર્દભ-અજગર વગેરેમાં) ઉત્પન્ન થયા; (૪) તે અસુરો વેદ-દેવ-ઋષિ-બ્રાહ્મણ અને સત્પુરુષો ભગવાનને પ્રિય છે એમ જાણી તેમના દ્વેષી હોવાથી તેમને હંમેશાં **પીડા** કરવામાં જ ઉદ્યમશાળી થયા. (૫)

પૃથ્વીના ભારરૂપ અતિક્રૂર અને મદાંધ તે અસુરો જે અપાર પરાક્રમવાળા સ્વયં શ્રીકૃષ્ણને જ હણવાની ઈચ્છા કરતા હતા. તે બળવાન અસુરોને કેટલાકને પોતે જ તેમજ કેટલાકને ભીમસેન, બળભદ્ર, અર્જુન તથા યાદવો દ્વારા શ્રીકૃષ્ણે મારી નંખાવ્યા. (૬) તેમાં જે જે અસુરોને શ્રીકૃષ્ણે પોતે માર્યા હતા, તથા ભીમાદિ પાસે મરાવ્યા હતા; તેઓ જે અતિ મહાન શ્રીકૃષ્ણમાં ચિત્તની વૃત્તિ રાખીને મૃત્યુ પામ્યા, તેમજ દેહના અંતકાળે જે અસુરો શ્રીકૃષ્ણે કરુણાદૃષ્ટિથી જોયા થકા મૃત્યુ પામ્યા હતા, તે બન્ને પ્રકારના અસુરો તો પોતાને ઈચ્છિત મુક્તિને પામ્યા. કેમકે દયાના સાગર શ્રીહરિએ તેમની **વેર બુદ્ધિ**ને પણ 'પોતાનું ધ્યાન કરાવનારી-ભક્તિરૂપ' માની. (૭-૮)

अन्ये तथाभावमनाप्नुवन्तो ये वैरिणस्तत्र हता हि युद्धे । दुरन्तनानाविषयोपभोगसुतीक्ष्णतृष्णाकुलदुष्टचित्ताः ॥९॥ एवंविधाऽसद्बहुवासनास्ते जनिं हरेरत्र कलौ विदित्वा । शप्तात् किलाऽत्रेस्तनयेन धर्मात् प्रादुर्बभूवुर्धरणीतलेऽस्मिन् ॥१०॥ ते पीडनेनैव युतस्य पत्न्या धर्मस्य तेषां च मुनिव्रजानाम् । महीतले स्वाहितकृष्णवैरनिर्यातिमैच्छन् पुनरेव राजन् ॥११॥ प्रागेव धर्मादिजनेस्ततस्ते सहस्रशोऽत्रामरवैरिणो द्राक् । नरेषु जाताः शतशश्च भूमौ धर्मद्रुहो निर्दयदुष्टचित्ताः ॥१२॥

दैत्यास्तथा तत्र तु दानवा ये ते क्ष्मातले राजकुलेषु जाताः । ये ब्रह्मगुह्याङ्गभवाश्च रक्षोयक्षा हि विप्रादिषु तेऽत्र जाताः ॥१३॥ गोप्तुं स्वकीयासुरतां किलैते विष्णोस्त्रिनेत्रस्य तथैव काल्याः । दीक्षां गृहीत्वा गुरुतां जनानां भेजुर्जनौघानिह वञ्चयन्तः ॥१४॥ ते कृष्णवैरेण सदैव सर्वे धर्मं तदात्माधिकवल्लभं च । भूयोऽत्र वर्णाश्रमरूपमूर्व्यामपीडयँस्तस्य शुभां च भक्तिम् ॥१५॥ ते देशिकास्तत्र महीतलेऽस्मिन् इन्द्रेण कर्तुं पृथुयागभङ्गम् । धृत्वा प्रहीणान् विविधौपधर्म्यान् वेषान् विचित्रान् स्म समाश्रयन्ते ॥१६॥ यः स्त्रीगणोऽथ त्रिविधो बलाख्याऽसुराऽननात् प्रादुरभूत्तदीशाः । प्राहुर्हि ते देवनिवेदितेरामांसादिमाहात्म्यमुरुप्रकारैः ॥१७॥ एतैर्हि वेषादिभिरत्र भूमौ ते लोभयित्वा

---

બીજા જે અસુરોનો યુદ્ધમાં શ્રીકૃષ્ણે વિનાશ કર્યો હતો અને (તેમ છતાં) જેમનું તેમનાં સ્વરૂપમાં ચિત્ત આસક્ત નહોતું થયું, તે બધા, વિષય ભોગની અતિતીવ્ર તૃષ્ણાથી વ્યાકુળ દુષ્ટ ચિત્તવાળા-અનેકવિધ અસદ્‌વાસનાથી ભરેલા હતા તે 'આ અઠાવીશમાં કળિયુગમાં અત્રિમુનિના પુત્ર દુર્વાસાના શાપથી શ્રીહરિનો ધર્મથકી જન્મ થશે' એમ જાણીને, આ પૃથ્વીમાં પ્રગટ થવા લાગ્યા. (૯-૧૦)

હે રાજન્ ! તે અસુરો, પોતાની સ્ત્રીસહિત (સપત્નીક) ધર્મ તથા મુનિઓને પીડા કરવાના માધ્યમથી પોતાના વૈરી શ્રીકૃષ્ણ ઉપર ફરીથી વેર લેવાની ઈચ્છા કરવા લાગ્યા. (૧૧) ધર્મના દ્રોહી, નિર્દય અને દુષ્ટ ચિત્તવાળા અસંખ્ય અસુરો, ધર્મદેવાદિના જન્મ પહેલાં જ આ લોકમાં મનુષ્ય યોનિમાં જન્મ લેતા હતા; તે અસુરોમાં દૈત્યો અને દાનવો હતા તે તો પૃથ્વી ઉપર રાજકુલોમાં ઉત્પન્ન થયા. બ્રહ્માના ગુહ્યાંગમાંથી ઉત્પન્ન થયેલા અસુરો, તેમજ રાક્ષસો અને યક્ષો પૃથ્વી ઉપર બ્રાહ્મણાદિકુળમાં ઉત્પન્ન થયા. (૧૨-૧૩)

(**શંકા** :- જો તે અસુરો હતા તો લોકોએ કેમ જાણ્યા નહીં ? તેના **ઉત્તર** રૂપે કહે છે કે, કાળનેમિ-રાવણ- રાહુની માફક વૈરાગીના વેશથી લોકોને ઠગતા હતા માટે લોકોએ ન જાણ્યા.) એ અસુરો પોતાના અસુરભાવને આચ્છાદન કરવા માટે, વિષ્ણુ તથા શંકર તથા કાલીદેવીની દીક્ષા ગ્રહણ કરી, આ લોકમાં મનુષ્યોને ઠગતા થકા સૌના ગુરુ સ્થાને બેસી ગયા; (૧૪) તે સર્વે અસુરોને શ્રીકૃષ્ણ સાથે વેર હોવાથી, શ્રીકૃષ્ણને પોતાના આત્માથી પણ સદા અધિકપ્રિય વર્ણાશ્રમના સદાચાર રૂપ મૂર્તિમાન ધર્મ તથા જ્ઞાન- વૈરાગ્યરૂપી ત્રણે અંગે સહિત કલ્યાણકારી ભક્તિને પૃથ્વીમાં વારંવાર પીડા કરવા લાગ્યા. (૧૫)

ઉપરોક્ત સિવાયના જે બીજા (વિધર્મ-ઉપધર્માદિ વેદ વિરુદ્ધ માર્ગોના) ગુરુ બનેલા અસુરો હતા, તેઓ આ પૃથ્વી ઉપર ઈન્દ્રે પૃથુ રાજાના યજ્ઞનો નાશ કરવા માટે ધારણ કરીને ત્યાગ કરેલા વિવિધ પ્રકારના ધર્માભાસ જેમાં છે એવા વિચિત્ર, નગ્ન-રક્ત પટાદિરૂપ વેશ ધારણ કરતા હતા. (૧૬) ત્યારબાદ, જે બળનામે અસુરના મુખમાંથી સ્વૈરિણી, કામિની, અને પુંશ્ચલી એ ત્રણ પ્રકારનો સ્ત્રીસમુદાય ઉત્પન્ન થયો હતો; તે સ્ત્રીસમુદાયના પતિ બનેલા તે અસુરો દેવોને નિવેદન કરેલાં સુરા તથા માંસાદિનાં ભક્ષણનું માહાત્મ્ય પોતાના આશ્રિતોને બહુ પ્રકારે સમજાવવા લાગ્યા. (૧૭) આ લોકમાં તે અસુરો પૂર્વોક્ત મુજબ ત્યાગીનો ભ્રમ ઉપજાવે તેવા વેશાદિ ધારણ કરી, પોતાના આશ્રિત જીવોને ઘણાં

बहुधैव जीवान् । भक्तेर्हरेश्चापि शुभात्स्वधर्माद् निपातयामासुरजस्त्रमेव ॥१८॥ सक्ताः परस्त्रीषु रसे च मांसे मद्ये धनादौ कलिवर्धितास्ते । मन्त्रैश्च यन्त्रादिभिरेव दुष्टा लोकान् वशीचक्रुरशान्तकृत्याः ॥१९॥ मत्वा यथा स्वान्निजधर्मयुक्तान् विश्वस्य योषाद्रविणान्नमुख्यम् । स्वेभ्यो जना दद्युरतिप्रसन्नास्तथा क्रियाश्चक्रुरजस्त्रमेव ॥२०॥

व्यधुस्तथा ब्रह्मनिरूपणं ते बोधं स्वधर्मस्य हरेश्च भक्तेः। स्वीयार्थसिद्धेरनुकूलमेव चक्रुश्च शास्त्रार्थविनिर्णयाँस्ते ॥२१॥ ते हिंस्त्रयज्ञैकपरं समग्रं प्राहुर्हि वेदं दुरितप्रसक्ताः । पशुव्रजान् पक्षिगणाँश्च यज्ञोद्देशेन जघ्नुर्भयहीयमानाः ॥२२॥ श्रुतिस्मृतीनामपि शब्दभेदैस्ते वैपरीत्येन किलाखिलार्थान् । दुष्टा यथास्वस्वरुचि प्रचक्रुर्नितान्तपापाचरणप्रवीणाः ॥२३॥ ब्रह्मात्मरूपस्य तथैव साक्षात्कारेऽब्रुवन् साधनतस्तु मुख्यम् । पानं सुराया मलिनाशयास्ते विरक्तिमुख्यादधिकं जनेभ्यः ॥२४॥ शिवस्य विष्णोश्च तथैव काल्याः प्रसादने वीक्षण एव साक्षात् । तेऽग्रेसरं साधनमाहुरुग्रा मांसं तथा मैथुनमेव मद्यम् ॥२५॥ दैवे च पित्र्ये च तथाऽमरादिप्रीत्यै विदुर्मांसबलिं दुराशाः । ते सात्त्विकानप्यमरानसभ्या मांसप्रमुख्यैरयजन् पदार्थैः ॥२६॥

---

પ્રકારે લોભાવીને શ્રીકૃષ્ણની ભક્તિથી અને શ્રુતિસ્મૃતિ પ્રતિપાદિત શુભફળ આપનારા સદાચાર રૂપી ધર્મથી, તેમને નિરંતર પાડી નાંખવા લાગ્યા; (૧૮) કળિના બળથી વૃદ્ધિ પામેલા અને અવિરત દુષ્ટ કર્મ કરવાવાળા અને દુષ્ટ સ્વભાવવાળા તે અસુરો, પરસ્ત્રીગમન-રસાસ્વાદ-માંસ ભક્ષણ-મદ્યપાન તથા ધનાદિમાં આસક્ત થઈને, મંત્રો તથા યંત્રાદિથી લોકોને વશ કરવા લાગ્યા; (૧૯) જે રીતે પોતાને સ્વધર્મ યુક્ત માનીને પોતામાં વિશ્વાસ કરતા મનુષ્યો અતિ પ્રસન્ન થઈને પોતાને સ્ત્રીઓ, દ્રવ્ય, અન્ન વગેરે વસ્તુઓ આપે તેવીજ ક્રિયાઓ તેઓ નિરંતર કરતા હતા. (૨૦)

તે અસુરો બ્રહ્મનું નિરૂપણ, તથા સ્વધર્મ અને હરિભક્તિનો ઉપદેશ, પોતાના સ્વાર્થની સિદ્ધિ થાય તે અનુસારે જ કરતા હતા; અને શાસ્ત્રાર્થનો નિર્ણય પણ તે અનુસારે જ કરતા હતા. (૨૧) પાપકર્મમાં આસક્ત અસુરો, સમગ્ર વેદમાં હિંસામય યજ્ઞનું જ પ્રધાનપણું છે એમ કહેવા લાગ્યા, અને યમાદિના ભય રહિત થકા યજ્ઞ નિમિત્તે પશુ તથા પક્ષીઓને મારવા લાગ્યા. (૨૨) અતિશય પાપાચરણમાં પ્રવીણ, દુષ્ટ અસુરો, શ્રુતિ-સ્મૃતિના સમગ્ર અર્થો તેમજ શબ્દ ભેદ પણ પોતપોતાની રુચિ પ્રમાણે કરવા લાગ્યા. (વિપરીતાર્થનું ઉદાહરણ :- ''अजेन यजेत्'' એ શ્રુતિમાં અજ શબ્દથી 'अजसंज्ञानि बीजानि એ વાક્યથી તથા ''अजस्त्रैवार्षिको व्रीहिः'' એમ અમરકોષમાં કહ્યું છે. તો અજ શબ્દનો અર્થ ત્રણ વર્ષની ડાંગર થાય છે. તેને બદલે **વિપરીતાર્થ** અજ શબ્દનો અર્થ બકરો કરે છે. શબ્દભેદનું ઉદાહરણઃ- ''दशावरान् ब्राह्माणान् भोजयेत्'' દશ અવરા જેમને છે'' અર્થાત્ ઓછામાં ઓછા દશ એવા અર્થનો ત્યાગ કરીને दशभ्यः अवरान् દશથી ઓછા એવો **શબ્દ ભેદ** કરીને અર્થ (ખરેખર તો **અનર્થ**) કરે છે.) (૨૩)

તેમજ મલિન અંતઃકરણવાળા તે અસુરો 'બ્રહ્મસ્વરૂપના સાક્ષાત્કાર માટે તો સુરાપાન એજ વૈરાગ્યાદિ સાધનોથી અધિક છે' એમ જનોને કહેવા લાગ્યા. (૨૪) એજ રીતે ઉગ્ર કર્મ કરનારા તે અસુરો 'શિવ-વિષ્ણુ તથા મહાકાલી દેવીને પ્રસન્ન કરવા માટે તથા તેમનાં પ્રત્યક્ષ દર્શન કરવામાં મુખ્ય સાધન, માંસ ભક્ષણ-મૈથુન તથા અગિયાર પ્રકારનું મદ્યપાન એ જ છે' એમ કહેવા લાગ્યા; (૨૫) દુષ્ટ આશયવાળા, અસાધુ તે અસુરો, 'દેવ સંબંધી કાર્યમાં તથા પિતૃ સંબંધી કાર્યમાં દેવતાઓની પ્રીતિ માટે માંસનું બલિદાન આપવું.' એમ કહેવા લાગ્યા અને સાત્ત્વિક દેવોને પણ માંસાદિક પદાર્થોથી પૂજવા લાગ્યા. (૨૬)

ते स्वेष्टदेवाखिलमन्दिरेषु सङ्गं हि चक्रुश्च पराङ्गनानाम् । प्रायो महैनांस्यपि दुष्टभावास्ते स्वार्थसिद्ध्यै विदधुर्हि नित्यम् ॥२७॥ ते पुण्यतीर्थाऽमरमन्दिरेषु प्रायो वसन्ति स्म पुरेषु राजन् । तपस्विवेषान्निदधुश्च केचिद्दधुश्च शस्त्राणि च के च भीमाः ॥२८॥

स्याद् यत्र चात्माश्रयशिष्यशाखा बलं हि तत्र प्रकटं स्वकीयम् । चक्रुर्दुराचारमनार्यशीला गुप्तं तथाऽन्यत्र समाचरँस्ते ॥२९॥ एवंविधस्यात्ममतस्य पुष्ट्यै ग्रन्थाँश्च नूलान् समचीक्लृपँस्ते । तत्स्वप्रबन्धानुसृतं किलार्थं वेदागमानां विदधुस्त्वशेषम् ॥३०॥ एतान् गुरुत्वेन दुरन्तपापान् समाश्रयन् भूमिभुजोऽसुरांशाः । ते वै तदाज्ञाऽनुरताः समग्रा शुभानभिन्दन् भुवि धर्मसेतून् ॥३१॥ तदा त्वधर्माचरणेऽत्र तत्तद्भूपप्रजा निर्भयतामवापुः । यथाऽत्र राजा हि तथा प्रजा स्यादितिप्रसिद्धिस्तु तदा स्फुटाऽऽसीत् ॥३२॥ उच्छिन्नतां सर्वत एव भूमौ तदा प्रपेदेऽखिलयज्ञमार्गः । प्रपेदिरे तेन नितान्तकार्श्यं ब्रह्मादयो देवगणास्तु सर्वे ॥३३॥ कलिक्ष्मापालबलप्रवृद्धैस्तैरेव दुष्टैरसुरैः समन्तात् । प्रवर्त्यमाने नितरामधर्मे धरा चकम्पे मुहुरेव राजन् ॥३४॥ सद्-द्रोहिणां पापधियां हि तेषां भारं विषोढुं न तु चक्षमे क्ष्मा । सद्धर्मतीर्थाऽमरभूमिदेवा ये साधवस्तेऽपि ययुर्महार्तिम् ॥३५॥ दुर्भिक्षमासीन्मुहुरेव विद्युत्पाता बभूवुर्भयदा धरित्र्याम् । अदभ्रवेगेन समीरणेन द्रुमा महान्तो बहुशश्च पेतुः ॥३६॥

---

તે અસુરો પોતાના ઈષ્ટદેવોના જે મંદિરો તેમાં પણ પરસ્ત્રીઓનો સંગ કરવા લાગ્યા. તેમજ પ્રતિદિન પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે બ્રહ્મહત્યાદિ મહાપાપો પણ કરતા હતા. (૨૭)

હે રાજન્ ! અસુરો ઘણું કરીને તો પુણ્ય તીર્થો તથા દેવતાનાં મંદિરો તથા શહેરોમાં વસતા હતા. તેમાં પણ કેટલાક અસુરો તપસ્વીના જેવા વેશો ધારણ કરતા હતા. વળી ભયંકર કેટલાક અસુરો તરવાર-ઢાલ-ચક્ર-ધનુષ્ય, અગ્નિબાણ, વગેરે આયુધો પણ ધારણ કરતા હતા. (૨૮) દુષ્ટ સ્વભાવવાળા તે અસુરો જે સ્થાનમાં પોતાના આશ્રિત શિષ્યોનું બહુપણાનું સામર્થ્ય હોય, ત્યાં પોતાનો દુરાચાર પ્રગટ કરતા હતા; બીજે ઠેકાણે છાની રીતે કરતા હતા. એવી રીતના (દુષ્ટ કર્મોમાં દોષભાવ દેખાડનારા) તેઓ પોતાના મતની પુષ્ટિ માટે તેઓ **નવીન ગ્રંથો** રચવા લાગ્યા. વેદ અને આગમોના સંપૂર્ણ અર્થ પોતાના કુલાર્ણવાદિ ગ્રંથના અર્થ અનુસાર તેઓ કરતા હતા. (૨૯-૩૦)

અસુરાંશથી ઉત્પન્ન થયેલા જે રાજાઓ, તે આ અત્યંત પાપ કરનારા છતાં ગુરુની પદવી પામેલા અસુર ગુરુઓનો જ ગુરુભાવથી આશ્રય કરતા હતા. અને તેમની આજ્ઞામાં જ તત્પર થકા તે રાજાઓ પૃથ્વી ઉપર ધર્મની શુભ મર્યાદાઓને ભેદી નાખતા હતા. (૩૧) આ લોકમાં તે સમયની તે રાજાઓની પ્રજા પણ રાગપ્રાપ્ત અધર્માચરણને નિર્ભયપણે આચરવા લાગી. “જેવો રાજા તેવી પ્રજા” યથા राजा तथा प्रजा એવી શાસ્ત્રપ્રસિદ્ધ ઉક્તિ છે તે, તે સમયના રાજા અને પ્રજામાં પ્રત્યક્ષ જોવા મળતી હતી. (૩૨)

તે સમયે સર્વદેશમાંથી યજ્ઞમાર્ગ વિનાશ પામ્યો તેથી બ્રહ્માદિ સર્વે દેવગણો (આહુતિ ન મળવાથી) અત્યંત દુર્બળ થઈ ગયા. (૩૩) કળિયુગ અને અસુરાંશ રાજાઓના બળથી વૃદ્ધિ પામેલા દુષ્ટ અસુર ગુરુઓએ જ જ્યારે ચોતરફ અધર્મ પ્રવર્તાવ્યો ત્યારે હે રાજન્ ! સર્વ લોકોને ધારણ કરનારી ભૂમિ વારંવાર કંપાયમાન થતી હતી. (૩૪) સત્પુરુષોનો દ્રોહ કરનારા તથા પાપ-બુદ્ધિવાળા તે અસુરોનો ભાર સહન કરવા પૃથ્વી સમર્થ ન થઈ, સર્વ સુખનું કારણ ધર્મ-તીર્થો-દેવો-ભૂમિદેવો (બ્રાહ્મણો) તથા સાધુઓ પણ તેથી અત્યંત પીડા પામ્યા. (૩૫) પૃથ્વી ઉપર વિનાશકારી વીજળી પડવા માંડી તથા વારંવાર દુકાળ પણ પડવા લાગ્યો. તેમજ અતિ વેગથી વાતા વાયુથી મોટાં મોટાં ઘણાં વૃક્ષો પણ પડવા લાગ્યાં. (૩૬)

एवं भूमिपतेऽखिले क्षितितलेऽधर्मे प्रवृत्ते भृशं भद्रैकान्तिकधर्मवर्मभगवद्वासः सतां वल्लभः । पत्न्या स्वस्य सहाऽजनिष्ट सुखदो धर्मो जनानां क्षितौ सर्वे तेऽपि महर्षयश्च जगृहुर्जन्मानि वै सोद्धवाः ॥३७॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे आसुरदुराचारप्रवृत्तिनिरूपणनामा विंशतितमोऽध्यायः ॥२०॥

## ॥ अथैकविंशोऽध्यायः ॥

(सामान्येनोदितं धर्म-जन्मोक्तं त्वेकविंशके । मूर्तेस्तदङ्गनायाश्चाप्युक्तं जन्माऽघहृच्छ्रुतेः ॥

श्रीशुकानन्द उवाच – **राजन् कोसलदेशस्थं पुरमिट्टारसंज्ञकम् । सरयूत्तरतीरेऽस्ति चातुर्वर्ण्यजनाश्रयम् ॥१॥ तस्मिन् पुरेऽवसद् विप्रो यस्याऽऽसन् प्रवरास्त्रयः । भार्गवो वैतहव्यश्च सावेतस इति श्रुताः ॥२॥ सामवेदश्च सावर्णिर्गोत्रं यस्याऽऽस कौथुमी । शाखा, लक्ष्मणशर्मेति नाम्ना सोऽभूद् भुवि श्रुतः ॥३॥ तस्य वंशीधरः पुत्रो वेदमानश्च तत्सुतः । कनीयानिति तत्पुत्रो विख्यातोऽभून्महामतिः ॥४॥ कञ्चित् कालं कदाचित्स मेहदावे पुरे द्विजः । पण्डितः सुरनेत्राख्यक्ष्मेशवंशार्चितोऽवसत् ॥५॥ तत्पुत्रो बालशर्माऽऽसीद् वेदशास्त्रविशारदः । जितेन्द्रियो विशुद्धात्मा सत्यवाग् धर्मवल्लभः ॥६॥ याज्ञिकश्च महाप्राज्ञो ब्रह्मांशो मेध्यवंशजः । शान्ति-लज्जा-दया-विद्या-सौशील्यादिगुणैर्युतः ॥७॥ तस्य भाग्यवतीसंज्ञा पत्न्यासीत् सद्गुणान्विता । स ब्राह्मणस्तया सार्धं धर्ममेवाचरत् सदा ॥८॥**

---

હે ભૂમિપતે ! આ પ્રકારે પૃથ્વીમાં જ્યારે અતિશય અધર્મ પ્રવર્ત્યો ત્યારે મંગળકારી એકાંતિક ધર્મના રક્ષક ભગવાનના નિવાસરૂપ, તેમજ સત્પુરુષોને અતિપ્રિય અને દૈવી સંપત્તિ યુક્ત જનોને સુખ આપનારા ધર્મે પોતાની પત્નીની સાથે પૃથ્વીમાં **જન્મ ગ્રહણ** કર્યો. તેમજ ઉદ્ધવ તથા મરીચ્યાદિ મુનિઓ પણ પૃથ્વી ઉપર જન્મ ગ્રહણ કરવા લાગ્યા. (૩૭)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'અસુરકૃત દુરાચાર પ્રવૃત્તિ નિરૂપણ' નામે વીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૦)

## અધ્યાય : ૨૧

## શ્રવણ માત્રથી પાપનાશક, ધર્મ તથા ભક્તિદેવીનો જન્મોત્સવ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે રાજન્ ! કોશલ દેશમાં ચાર વર્ણના મનુષ્યોથી વસેલું **ઈટાર** નામનું પુર સરયૂ નદીની ઉત્તર દિશાના તીરે આવેલું છે. (૧) ભાર્ગવ, સાવેતસ, વૈતહવ્ય એ ત્રણ જેના પ્રસિદ્ધ પ્રવર (પ્રવર ઋષિઓ) છે તેવા એક બ્રાહ્મણ તે પુરમાં વસતા હતા. સામવેદી, સાવર્ણિ ગોત્ર અને કૌથુમી શાખાવાળા તે બ્રાહ્મણ **લક્ષ્મણ શર્મા** નામથી પૃથ્વીમાં પ્રસિદ્ધ હતા. (૨-૩) તે લક્ષ્મણ શર્માના પુત્ર **વંશીધર** હતા અને વંશીધરના પુત્ર **વેદમાન** હતા. તે વેદમાનના પુત્ર **કન્હીરામ** બહુજ પ્રસિદ્ધ અને મહા બુદ્ધિશાળી હતા. તે કન્હીરામ સુરનેતા નામના રાજાના વંશજોએ પૂજેલા **પંડિત** અટકવાળા હતા અને તે કોઈ સમયે થોડા દિવસ સુધી **મેહદાવ** પુરમાં પણ રહ્યા હતા; (૪-૫) કન્હીરામ શર્માના પુત્ર **બાલશર્મા** હતા. તે વેદ તથા શાસ્ત્રોમાં પ્રવીણ, જિતેન્દ્રિય, શુદ્ધઅંતઃકરણવાળા તથા કોઈનો પણ દ્રોહ ન થાય તેવી મધુર વાણીવાળા, ધર્મપ્રિય; યાજ્ઞિક, પ્રતિભાશાળી, બ્રહ્માના અંશથકી ઉત્પન્ન થયેલા, શુદ્ધકુળમાં જન્મવાળા, તેમજ શાંતિ-લજ્જા-દયા-વિદ્યા-સૌશીલ્યાદિ ગુણોવાળા હતા; (૬-૭) તે બાલશર્માને **ભાગ્યવતી** નામે સદ્ગુણી પત્ની હતી. બાલશર્મા પોતાની ભાગ્યવતી સ્ત્રી સાથે હંમેશાં પોતાના વર્ણાશ્રમને યોગ્ય સદાચારનું પાલન કરતા હતા. (૮)

शुद्धान्तःकरणौ राजन् दम्पती तौ हरिप्रियौ । कर्तुं स्वपितरौ धर्मो निश्चिकाय स्वतेजसा ॥९॥ स कालेन वृषस्तस्मिन् आविर्भूयाथ भूसुरे । भाग्यवत्या हि जठरे गर्भो भूत्वाऽवसन्नृवत् ॥१०॥ दशमेऽथाऽऽगते मासे नृत्वं धर्मोऽत्र नाटयन् । आविर्बभूव सद्व्रातान् सुखयिष्यन् हरिप्रियः ॥११॥

आनीय नन्दनवनात् कुसुमानि हर्षादुत्प्रेक्षणं विदधतां गगने सुराणाम् । सार्धं प्रसूनचयवृष्टिजयप्रणादा आत्मद्रुहां भयभरैश्च तदाऽभवन् हि ॥१२॥ संवत्सरे प्रमोदाख्ये दक्षिणायनगे रवौ । शरदृतौ तथोर्जस्य शुक्लैकादशिकातिथौ ॥१३॥ सौम्यवारे च कल्याणी-करणे मङ्गलावहे । उत्तराभाद्रपदभे वज्रयोगे तथोत्तमे ॥१४॥ कुम्भलग्ने च भौमादिचतुष्के केन्द्रसंस्थिते । धर्मदेवो जगद्धर्ता भाग्यवत्या स्म सूयते ॥१५॥ साक्षाज्जाते सुरा धर्मे स्वपोषोत्सुकचेतसः । वाद्यान्यवादयन् प्रीत्या दुन्दुभिप्रमुखानि वै ॥१६॥ सुरैस्तैर्वाद्यमानानां वाद्यानां प्रमुदा भृशम् । तदा नादो महान् व्यापत् त्रिलोकीं भूपतेऽखिलाम् ॥१७॥ गन्धर्वा मधुरस्वरं ननु जगुर्गीतप्रबन्धैस्तदा स्वर्लोकेऽप्सरसो मुदा विदधिरे नृत्यं तथैवोत्सवः । देवानामभवन्महान् हि सुकृताविर्भावसौधे मुहुर्माल्यानां परिवर्षणं विदधतामानन्दयुक्तात्मनाम् ॥१८॥ ग्रामपूर्व्रजमुखेषु धरित्र्यां मङ्गलानि निलयेषु तदाऽऽसन् । वह्नयोऽनलचितां गतधूमास्तर्हि नूनमभवन्नतिदीप्ताः ॥१९॥

---

હે રાજન્ ! શ્રીહરિ જેમને પ્રિય છે, એવા શુદ્ધ અંતઃકરણવાળા તે દંપતીને ત્યાં જન્મ લેવાનો ધર્મદેવે મનમાં નિશ્ચય કર્યો. (૯) પછી યથા સમયે તે બાલશર્મામાં આવિર્ભાવ પામીને ભાગ્યવતીના ઉદરમાં ગર્ભરૂપે થઈને, મનુષ્યની પેઠે નિવાસ કરવા લાગ્યા. (૧૦) પછી શ્રીહરિને અતિપ્રિય; મનુષ્યભાવને અનુસરેલા ધર્મ, ગર્ભ ધારણથી દશમે મહિને, (दशमे मासि जायते એવી શ્રુતિ છે, તદનુસાર) સાધુજનોને સુખી કરવા માટે ઉત્પન્ન થયા. (૧૧)

તે સમયે પોત પોતાના વિમાનોમાં બેસીને હર્ષ પામીને, નંદનવનમાંથી ઉત્તમ પુષ્પો લાવીને ધર્મના જન્મની પ્રતીક્ષા કરતા બ્રહ્માદિ દેવતાઓએ, આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરી તથા જયજયના ધ્વનિ કર્યા. પરંતુ આ પ્રસંગથી પોતાનો દ્રોહ કરનારા અસુરોને અતિશય ભય ઉત્પન્ન થયો. (૧૨) વિક્રમ સંવત ૧૭૯૬ **પ્રમોદ** સંવત્સરમાં સૂર્ય જ્યારે દક્ષિણાયનમાં હતા ત્યારે શરદઋતુમાં, કાર્તિક માસમાં શુક્લ પક્ષની એકાદશીને દિવસે ધર્મદેવનો જન્મ થયો. (૧૩) બુધવારના તે દિવસે મંગળકારી કલ્યાણી કરણ (વિષ્ટિ કરણ) હતું. અહિર્બુધ્ન દેવતાત્મક ઉત્તરા ભાદ્રપદ નક્ષત્ર હતું તથા ઉત્તમ વજ્ર નામનો યોગ હતો, કુંભ લગ્ન હતું. મંગળ વગેરે ચાર ગ્રહો પોતાના કેન્દ્ર સ્થાનમાં હતા. એ સમયમાં જગતને ધારણ કરનારા ધર્મદેવને ભાગ્યવતીએ જન્મ આપ્યો. (૧૪-૧૫)

પોતાની પુષ્ટિના અભિલાષી **દેવો** ધર્મના જન્મથી હવે પોતાની પુષ્ટિ થશે એમ જાણી પ્રીતિપૂર્વક દુંદુભિ વગેરે વાજિંત્રો વગાડવા લાગ્યા. (૧૬) હે રાજન્ ! તે સમયે દેવોએ આનંદપૂર્વક વગાડેલા વાજિંત્રોનો મહાનાદ સમગ્ર ત્રિલોકીમાં વ્યાપી ગયો. (૧૭) ધર્મદેવના આવિર્ભાવ સમયે ગંધર્વો સ્વર્ગલોકમાં સુંદર ગીતોના પ્રબંધથી મધુરસ્વરથી ગાયન કરવા લાગ્યા; અપ્સરાઓ હર્ષ પૂર્વક નૃત્ય કરવા લાગી, તેવી જ રીતે ધર્મદેવના જન્મસ્થાનના મહેલ ઉપર વારંવાર પુષ્પની વૃષ્ટિ કરતા થકા આનંદિત દેવોએ હર્ષપૂર્વક મોટો **ઉત્સવ** ઊજવ્યો. (૧૮)

પૃથ્વીમાં તે સમયે ગામો, નગરો, તથા ઉપનગરોમાં રહેનારા જનોએ મંગળ કાર્યો કર્યા. તેમજ યાજ્ઞિક બ્રાહ્મણોના યજ્ઞના અગ્નિ નિર્ધૂમ હોવા છતાં પણ પ્રજ્વલિત થયા; (૧૯)

સાધુજનો તથા દેવતાઓના મન પણ તત્કાળ નિર્મળ થઈ ગયાં. સરોવરોમાં પણ વિવિધ પ્રકારનાં કમળો

सद्य एव विमलानि तदाऽऽसन् मानसान्यपि सतां च सुराणाम् । फुल्लचित्तनलिनानि तदानीं भूरिनिर्मलजलानि सरांसि ॥२०॥ मन्दशीतलसुगन्धिसमीराः संववुर्विमलमम्बरमासीत् । आशिषः समदिशन्नृषिवर्याश्चक्रिरे जयरवं पुरु सिद्धाः ॥२१॥

विप्रेन्द्रः सुतजन्मजातबहुलानन्दाकुलस्तत्पिता तूर्णं स्नानविधिं विधाय निपुणो धर्मागमादौ भृशम् । विप्रान् वेदविदोऽभिपूज्य विधिवच्चक्रे शुभं जातकं विप्रेभ्यो निजवैभवोचितमथो दानान्यदाद् भूरिशः ॥२२॥ दंशैस्तथा स मशकैरपि तुद्यमानः सेहे रुजं मृदुतरावयवोऽपि चैवम् । तस्य क्षमां समवलोक्य विवेकभाजः प्राग्योगिनं तमविदन्ननु योषितोऽपि ॥२३॥ नूत्ननीरधरभास्वरमूर्तिं जानुदीर्घभुजयुग्मलसन्तम् । तं विलोक्य मधुरस्मितवक्त्रं प्रापतुर्हि पितरावधिहर्षम् ॥२४॥ स द्वादशेऽह्नि विदधे जनकस्तदीयस्तस्याऽऽत्मजस्य विधिवच्छुभनामधेयम् । एषोऽङ्गकान्तिललितोऽस्ति यतो हि तस्मात् ख्यातो भवत्वभिधया भुवि देवशर्मा ॥२५॥ कृताह्वयश्चेति निजेन पित्रा जहार तच्चित्तमहर्निशं सः । कुर्वन्नृनाट्यं विविधं सदासीद् विलोकनीयोऽखिलदेहभाजाम् ॥२६॥ संवर्धमानोऽनुदिनं मनोज्ञो हिमांशुकान्तो निजगाद पूर्वाम् । कलां गिरं यां शुभशैशवे तां निशम्य तद्बन्धुजना ननन्दुः ॥२७॥ संस्कारान्निगमोदितान् स निखिलानन्नाशनादींस्ततो मौञ्जीबन्धमवाप्य चापि विधिवत् सद्ब्रह्मचर्यव्रतम् । कण्ठप्राणमजीवयद् व्रतधरो वै द्वादशाब्दान् वसन् वेदानङ्ग्युतान् स्वयं गुरुकुले स्वध्यैत सद्बुद्धिमान् ॥२८॥ ततो गुरुं तं तदभीष्टदानैर्भृशं हि सन्तोष्य स देवशर्मा । शुभं समावर्तनमादृतः

---

ખીલ્યાં, મંદ- શીતલ અને સુગંધીમાન વાયુ વાવા લાગ્યો, આકાશ નિર્મળ થયું. ઋષિવર્યો 'જય પામો; ઘણું જીવો.' તેવા આશીર્વાદ આપવા લાગ્યા. સિદ્ધજનો જયનો અતિ મોટો ધ્વનિ કરવા લાગ્યા. (૨૦-૨૧)

પુત્રના જન્મથી અત્યંત હર્ષ પામેલા અને હર્ષથી આકુળ થયેલા વિપ્રેન્દ્ર, શાસ્ત્રમાં કહેલા જાત કર્માદિ સંસ્કારમાં અત્યંત નિપુણ **બાલશર્મા,** પુત્રનો જન્મ થતાં જ સ્નાનવિધિ કરીને, વેદને જાણનાર બ્રાહ્મણોનું પૂજન કરીને, શુભ જાતકર્મ સંસ્કાર શાસ્ત્રવિધિ પ્રમાણે કરતા હતા. પછી તેમણે બ્રાહ્મણોને પુષ્કળ દાન આપ્યા. (૨૨) મોટી માંખો તથા મચ્છરોએ ડંસથી પીડા પમાડેલા, અતિ કોમળ અવયવવાળા છતાં પણ તે પીડાને સહન કરતા તે બાળકની ક્ષમાશીલતા જોઈને વિવેકીજનો તથા તેવી સ્ત્રીઓ પણ બાળકને પૂર્વ જન્મના યોગી જાણવા લાગ્યા. (૨૩) નવીન મેઘના જેવા સુંદર શરીરવાળા, જાનુ પર્યંત લાંબી બે ભુજાવાળા (આજાન બાહુ), મંદ મંદ હસતા મુખવાળા, તે બાળકને જોઈને માતાપિતાને અતિશય **આનંદ** થવા લાગ્યો. (૨૪)

તેમના પિતા બાલશર્માએ પોતાના પુત્રના જન્મથી બારમા દિવસે પુત્રનું **શુભ નામ** તેમના લક્ષણ મુજબ વિધિ પ્રમાણે પાડ્યું. 'આ પુત્ર શરીરની કાંતિથી (શોભાથી) અતિ સુંદર છે તેથી **દેવશર્મા** નામથી પ્રસિદ્ધ થાઓ.' (૨૫) આ પ્રમાણે પિતાએ નામ પાડેલ દેવશર્મા રાત્રિ દિવસ પોતાના પિતાનું મન હરી લેતા હતા. વિવિધ પ્રકારે મનુષ્ય ભાવનું અનુકરણ બતાવતાં, સમગ્ર દેહધારીઓને સદા દર્શનીય હતા; (૨૬) મનોહર ચંદ્રની માફક આનંદ ઉપજાવનારા, પ્રતિદિન વૃદ્ધિ પામતા દેવશર્મા શુભ બાળપણમાં જે મધુર કાલી કાલી વાણી પ્રથમ બોલ્યા; તે વાણી સાંભળીને તેમના બંધુઓ આનંદ પામ્યા. (૨૭) પછી સદ્‌બુદ્ધિમાન દેવશર્માએ શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે અન્નપ્રાશનાદિ **સંસ્કારો** પ્રાપ્ત કર્યા. તેમજ મૌંજિબંધન પણ વિધિ પ્રમાણે ગુરુ થકી પ્રાપ્ત કર્યું. ત્યારબાદ જેના પ્રાણ કંઠે આવી ગયા છે એવા (મરણતોલ) બ્રહ્મચર્યને ધારણ કરી તેને પુનર્જીવન આપતા થકા, બાર વર્ષ પર્યંત વેદવ્રતોને ધારણ કરતા થકા ગુરુકુળમાં રહી શિક્ષાદિ છ અંગો સહિત વેદો પોતે ભણતા હતા. (૨૮) સુંદર સ્વભાવવાળા દેવશર્મા, વેદાધ્યાપક ગુરુને આદરપૂર્વક પ્રિય વસ્તુઓ આપીને તેમને અત્યંત સંતોષ પમાડીને ક્રમપ્રાપ્ત **સમાવર્તન** નામનો શુભ **સંસ્કાર**

सन् व्यधात् क्रमप्राप्तमनर्घ्यशीलः ॥२९॥ स्वोचितां स ततो भार्यां स्नातकव्रतनिष्ठितः । कुलीनां च गुणैर्योग्यामैच्छदुद्वोढुमुत्तमाम् ॥३०॥ तत्र देशे नदी नाम्ना वर्तते हि मनोरमा । तस्यां तीर्थं मखौढाख्यं पापौघच्छेदि विद्यते ॥३१॥ तदुत्तरदिशि ग्रामश्छुप्पया इति विश्रुतः । वर्तते याज्ञिकप्रेयाँश्चातुर्वर्ण्यजनाकुलः ॥३२॥ समानपङ्क्तिविलसत्तुङ्गवेश्मघटाऽन्वितः । राजितो विष्वगुद्यानैर्नानाभूरुहसंकुलैः ॥३३॥ सभास्थानैरतिवरैर्भ्राजितैर्देवमन्दिरैः। नानाविशालशालाभिश्चतुष्कैश्च विराजितः ॥३४॥ कुर्वतां वेदपठनं विप्राणां मधुरस्वरैः । मङ्गलैर्वेदनिर्घोषैर्दिग्विकीर्णैरलङ्कृतः ॥३५॥ स्वच्छनीरेण महता नानाभूरुहशालिना । तडागेनाऽतिविलसन् नीरजेन विराजितः ॥३६॥ तत्राऽऽसीद् वाडवो विद्वान् कृष्णशर्मा जितेन्द्रियः । भवानीसंज्ञा तस्यासीत् पत्नी साध्वी गुणान्विता ॥३७॥ निश्छद्महृदयौ शुद्धौ दम्पती तौ परात्परे । वासुदेवे परां भक्तिं व्यधत्तामचलां सदा ॥३८॥ पुत्री तयोरभूत् साक्षान्मूर्तिर्धर्मसधर्मिणी । तपोनिष्ठा विशुद्धात्मा शीलसद्गुणमण्डिता ॥३९॥ कार्तिकस्य सिते पक्षे पूर्णमास्यां तिथौ बुधे । भद्रे तथाऽग्निनक्षत्रे कल्याणीकरणे शुभे ॥४०॥ पूर्णेन्दुनेन्द्रदिग्वक्त्रे लिम्पिते करकुङ्कुमैः । सहसा प्रादुरासीत्सा पुरुद्योतितविग्रहा ॥४१॥ मूर्तिर्भूमितले यदाऽजनि मुनेः शापेन दुर्वाससो राजन्नाशु हरेस्तदैव नवधा भक्तौ मनांस्यङ्गिनाम् । औत्कण्ठ्यं ययुरुत्सवः समभवत् सन्मदिरेषु प्रभोर्भूयानुत्तरमाप्तवानिह वयोऽदेवैः सह क्ष्माभरः ॥४२॥

---

(ગૃહસ્થ થવાનું કર્મ) કરતા હતા. (૨૯) સ્નાતક વ્રતમાં નિષ્ઠાવાળા દેવશર્માએ સમાવર્તન કર્મ કર્યા પછી સારાકુળમાં ઉત્પન્ન થયેલી, સૌશીલ્યાદિ ગુણોથી યુક્ત, ઉત્તમ, પોતાને યોગ્ય (પુરુષના કોઈપણ ચિહ્નથી રહિત) ભાર્યા સાથે વિવાહ કરવા ધાર્યું. (૩૦)

કોશલ દેશમાં મનોરમા નામની નદી છે. તે નદીની ઉપર પાપને નાશ કરનારું **મખોઢા તીર્થ** છે; તેનાથી ઉત્તર દિશામાં **છપૈયા** ગામ છે. તે ગામ યજ્ઞ કરનારા મનુષ્યોને અતિપ્રિય છે, તથા ચારેય વર્ણોના ઘણા મનુષ્યો ત્યાં રહે છે. (૩૧-૩૨) વળી તે ગામ સમાન પંક્તિઓથી શોભતી ઊંચી હવેલીઓવાળું; નાના પ્રકારનાં વૃક્ષો તથા બાગબગીચાઓથી ચારેય તરફ શોભે છે, તેમજ અતિ શ્રેષ્ઠ સભાસ્થાનોથી શોભાયમાન દેવ મંદિરો તથા વિશાળ ચોકસહિત ધર્મશાળાઓથી શોભે છે. (૩૩-૩૪) વેદાધ્યયન કરતા બ્રાહ્મણોના વેદપાઠથી ચારે દિશામાં વ્યાપતા વેદના મધુરસ્વર યુક્ત મંગળ ઘોષથી જે ગામ શોભે છે. જેની સમીપે સ્વચ્છ જળથી યુક્ત, (૩૫) વિવિધ પ્રકારના વિશાળ વૃક્ષોથી તેમજ સુંદર કમળોથી અતિશય શોભતું એક સરોવર છે; તેનાથી જે ગામ અતિ શોભે છે. (૩૬)

એવા તે છપૈયા ગામમાં જિતેન્દ્રિય અને વિદ્વાન બ્રાહ્મણ **કૃષ્ણશર્મા** રહેતા હતા. તેને પતિવ્રતાના ગુણોવાળી **ભવાની** નામે પત્ની હતી; સરળ હૃદયી અને શુદ્ધ આચરણવાળા બંને દંપતીને સર્વથી પર જે વાસુદેવ ભગવાન તેમને વિષે અચળ અને પરાભક્તિ હતી; (૩૭-૩૮) સાક્ષાત્ મૂર્તિદેવી તે ભવાની અને કૃષ્ણશર્માના પુત્રી થયાં હતાં. તે મૂર્તિ તપોનિષ્ઠ, વિશુદ્ધ આત્માવાળાં અને શીલ તથા સદ્‌ગુણવાળાં હતાંઃ (૩૯) કાર્તિક માસના શુક્લ પક્ષમાં પૂર્ણિમાને દિવસે બુધવારે, મંગળકારી કૃત્તિકા નક્ષત્રમાં તથા કલ્યાણી કરણમાં, જ્યારે સોળે કળાએ યુક્ત પૂર્ણચંદ્રે પૂર્વદિશાના મુખને જાણે કે (પોતાના કિરણરૂપી) કર કુંકુમથી લીંપન કર્યું હોય; એવા સાયંકાળે અતિશય કાંતિમય દેહવાળાં મૂર્તિ એકાએક પ્રગટ થયાં. (૪૦-૪૧)

હે રાજન્ ! દુર્વાસા મુનિના શાપથી મૂર્તિનો જ્યારે આ પૃથ્વી ઉપર **જન્મ** થયો ત્યારે પ્રાણીઓનાં મન શ્રીહરિની નવધા ભક્તિમાં અતિ ઉત્સાહિત થયાં. પ્રભુના સુંદર મંદિરોમાં મોટો ઉત્સવ થવા લાગ્યો તેમજ આ લોકમાં જે પૃથ્વીનો ભાર હતો તે અસુરોએ સહિત ઉત્તર અવસ્થાને (મરણાન્તિક અવસ્થાને) પામ્યો. (૪૨)

आकाशात् कुसुमव्रजान् समकिरन् देवाः प्रसन्नास्तदा नृत्यं चाप्सरसो मुदा विदधिरे गन्धर्वसङ्घा जगुः । नेदुर्दुन्दुभयोऽभवद् दिवि तथा भूमौ महानुत्सवो भूमिर्मङ्गलशालिसर्वनगरग्रामव्रजाद्याऽभवत् ॥४३॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे श्रीधर्मभक्तिजन्मोत्सवनिरूपणनामैकविंशोऽध्यायः ॥२१॥

## ॥ अथ द्वाविंशोऽध्यायः ॥

**( उक्तं धर्मविवाहे तत्पित्रुक्तं शासनं तयोः । दीक्षाऽऽप्तिरस्य द्वाविंशे रामानन्दाच्च तज्जनुः ॥ )**

श्रीशुकानन्द उवाच - **कृष्णशर्माथ संस्काराँश्चक्रे तस्या यथाविधि । राजन् बालेति कन्याया व्यधात्संज्ञां महामुदा ॥१॥ आरभ्य तज्जनिं गेहं सर्वदा कृष्णशर्मणः । आसीन्निरापत् संवृद्धधनधान्यादिवैभवम् ॥२॥**

**हर्षयन्ती स्वपितरौ सा बाला बाललीलया । अवर्धताऽऽदिमे पक्षे★ चन्द्रलेखेव सर्वदा ॥३॥ रूप-शील-गुण-चारुलक्षणैर्देवहूतिसदृशी बभूव सा । कृष्णभक्तिनिरता स्वभावतः शैशवेऽप्यभवदेव सत्यवाक् ॥४॥ कृष्णभक्तिमचलां प्रकुर्वतीं प्रेमपूर्वमनिशं विलोक्य ताम् । भूमिपाल सकलोऽपि वै जनस्त्वाजुहाव ननु भक्तिसंज्ञया ॥५॥ तां कृष्णशर्माऽथ ददौ स्वकन्यां श्रीदेवशर्माऽभिधयाऽन्विताय । वराय योग्याय गुणैकधाम्ने वाग्दानरीत्यैव यथाविधानम्**

---

તે મૂર્તિના જન્મ સમયે પ્રસન્ન થયેલા **દેવો** વિમાનોમાં બેસીને **પુષ્પની વૃષ્ટિ** કરવા લાગ્યા. અપ્સરાઓ આનંદિત થઈને નૃત્ય કરતી હતી, ગાંધર્વના સંઘો ગાન કરતા હતા. તેજ પ્રમાણે સ્વર્ગમાં દુંદુભિના નાદ થતા હતા; પૃથ્વી ઉપર મોટો **ઉત્સવ** થતો હતો. સર્વ નગર, ગામ, વ્રજ વગેરે જેમાં મંગળશાલી થયા છે એવી પૃથ્વી મંગળભાવથી શોભવા લાગી. (૪૩)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શ્રી ધર્મદેવ અને ભક્તિ માતાના જન્મોત્સવનું નિરૂપણ' નામે એકવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૧)

## અધ્યાય : ૨૨

## શ્રીધર્મ-ભક્તિનો વિવાહ; પિતા બાલશર્માનો દંપતીને ઉપદેશ. તથા સદ્. શ્રીરામાનંદ સ્વામીનો જન્મ અને તેમના થકી ધર્મદેવે પ્રયાગમાં વૈષ્ણવી દીક્ષા ગ્રહણ કરી.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** ત્યાર પછી કૃષ્ણશર્માએ પોતાની પુત્રીના સંસ્કારો વિધિપૂર્વક કર્યા. હે રાજન્ ! પછી આનંદપૂર્વક પોતાની પુત્રીનું નામ **બાલા** પાડ્યું. (૧) તે પુત્રીના જન્મથી જ કૃષ્ણ શર્માની બધી આપત્તિઓ નાશ પામી ગઈ અને ધન ધાન્યાદિકનો વૈભવ વૃદ્ધિ પામ્યો. (૨) બાળ લીલાઓથી પોતાના માતાપિતાને હર્ષ પમાડતી બાળા, શુક્લ પક્ષમાં ચંદ્રલેખાની માફક વૃદ્ધિ પામવા લાગ્યાં, બાલા બાલ્યાવસ્થામાં પણ સત્ય વાણીવાળાં અને સ્વાભાવિક પ્રકૃતિથી જ શ્રીકૃષ્ણની ભક્તિમાં નિરત હતાં; તથા રૂપ, શીલ=સારો સ્વભાવ, તેમજ સ્વધર્મનિષ્ઠતા-ક્ષમા-દયા વગેરે ગુણોથી અને સામુદ્રિક શાસ્ત્રે કહેલ શુભ લક્ષણો વડે કપિલ ભગવાનનાં માતુશ્રી સમાન હતાં. હે રાજન્ ! તે બાલાને હંમેશાં પ્રેમપૂર્વક શ્રીકૃષ્ણની અચળ **ભક્તિ** કરતાં જોઈને સર્વજનો તેમને ભક્તિ નામથી બોલાવતા હતા. (૩ થી ૫)

પછી કૃષ્ણશર્માએ પોતાની પુત્રી બાલાનો સર્વગુણ સંપન્ન દેવશર્મા સાથે વાગ્દાનપૂર્વક યથાવિધિ **વિવાહ** કર્યો; કૃષ્ણ શર્મા ભીનાકંકુના રક્ત બિંદુનાં છાંટણાં છાંટી ઉત્તમ બ્રાહ્મણને તે લગ્નપત્રિકા આપી, બાલશર્માને ઘેર તેને

---

★ ''आदिमः पक्षः शुक्लः । स च भृगुकच्छराष्ट्रे ( गुजरातप्रान्ते ) सुप्रसिद्धः । तेन ग्रन्थकर्तुर्भृगुकच्छराष्ट्रियता द्योत्यते ॥

।।६।। अथाऽऽर्द्रकाश्मीरसुबिन्दुयुक्तं स कृष्णशर्मा वरलग्नपत्रम् । प्रेष्याऽऽह्वयत्स्वावसथं द्विजेन्द्रं श्रीबालशर्माणमुदारबुद्धिम् ।।७।। अथाऽऽययौ तस्य गृहं स विप्रो जन्यैर्निजैर्बन्धुभिरेव सार्धम् । युतोऽतिहर्षेण हि बालशर्मा तं मानयामास च कृष्णशर्मा ।।८।। उद्वाहयामास ततः स्वपुत्रं स बालशर्मा विधिवद् विधिज्ञः । सुधालता-कल्पतरूपमानौ जनाः स्तुवन्ति स्म वधूवरौ तौ ।।९।। जामातरं पुण्यगुणालयं तं स कृष्णशर्मा रमणीयशीलम् । प्रेम्णैव संप्रार्थ्य भृशं स्वगेहे निवासयामास समृद्धिपूर्णे।।१०।। तत्प्रीतये तत्र तु देवशर्मा स पण्डितो विप्रवरो न्यवात्सीत् । पितुर्निदेशेन निजस्य धीमान् स्वयोषितश्चानुमतेन राजन् ।।११।। तत्राऽथ सभ्यः कतिचिद्दिनानि स्थित्वार्यवर्यो ननु बालशर्मा । स्वपुत्रसौशील्यगुणातितुष्टो गन्तुं स्वगेहं भवति स्म सज्जः ।।१२।। अथ स्नुषां प्राह स विप्रराजः साध्वीवृषानागमकीर्त्यमानान् । शास्त्रोदितानेव गृहस्थधर्मानुवाच सर्वान् स्वसुतं विनीतम् ।।१३।। स्ववंशपूज्यस्य मरुत्सुतस्य तथा गणेशस्य समर्चनस्य । विधिं स तस्मै निजगाद धीमान् एकादशीमुख्यशुभव्रतानाम् ।।१४।।

स्नुषां च पुत्रं त्विति बालशर्मा मुदाऽनुशिष्यैव स पूर्णकामः । शान्तेन्द्रियाऽन्तःकरणो महात्मा प्रायान्निजागारमुदारकीर्तिः ।।१५।। स देवशर्मा पितरि स्वकीये गते वसन् वै श्वशुरस्य गेहे । सह स्वपत्न्या गृहमेधिधर्मान् सम्पालयामास सदा यथोक्तम् ।।१६।। सोऽथ भूरिदृढधर्मनिष्ठया रञ्जयन्निखिलसज्जनव्रजान् । धर्मिकृष्णरतभक्तसङ्गमं सर्वदा ननु चकार सत्यवाक् ।।१७।। तं समग्रजनवाञ्छितेक्षणं वीक्ष्य धर्मसुदृढस्थितिं जनाः । सर्वशोऽपि ननु धर्मसंज्ञया

મોકલી, પોતાને ઘેર ઉદાર બુદ્ધિવાળા બાલશર્માને બોલાવતા હતા. (૬-૭) પછી બાલશર્મા પોતાના બંધુઓની સાથે કૃષ્ણશર્માને ઘેર આવ્યા. કૃષ્ણશર્માએ અતિ પ્રેમથી બાલશર્માને ઉતારો આપ્યો અને પાદ્ય-અર્ધ્યાદિ આપી તેમનું સન્માન કર્યું. (૮) પછી વિધિજ્ઞ બાલશર્મા યથાવિધિ પોતાના પુત્રને પરણાવતા હતા. અમૃતવેલી અને કલ્પતરુ સમાન વધૂ અને વરની લોકો પ્રશંસા કરતા હતા. (૯) પછી કૃષ્ણશર્માએ શ્રેષ્ઠ ગુણોના નિવાસસ્થાનરૂપ, સુંદર સ્વભાવવાળા પોતાના જમાઈ દેવશર્માને પ્રેમથી ખૂબ પ્રાર્થના કરી અને તેમને સમૃદ્ધિથી ભરપૂર પોતાના ઘરમાં નિવાસ કરાવ્યો. (૧૦)

હે રાજન્ ! બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ અને પંડિત અટકવાળા બુદ્ધિશાળી દેવશર્મા, તો પોતાના સસરા કૃષ્ણશર્માની પ્રસન્નતા માટે પોતાના પિતાની આજ્ઞાથી અને પોતાની સ્ત્રીની અનુમતિથી કૃષ્ણશર્માના ઘરમાં નિવાસ કરીને રહ્યા. (૧૧) પછી આર્યોમાં શ્રેષ્ઠ અને સજ્જન **બાલશર્મા** કેટલાક દિવસ ત્યાં રહ્યા. પોતાના પુત્રના સુશીલતા આદિ ગુણોથી સંતોષ પામી થોડા દિવસ બાદ પોતાને ઘેર જવા તૈયાર થયા. (૧૨) તે સમયે વિપ્રરાજ બાલશર્માએ શાસ્ત્રોમાં લખેલ પતિવ્રતા સ્ત્રીના ધર્મ પોતાની પુત્રવધૂને કહ્યા. તેમ જ પોતાના વિનયશીલ પુત્રને પણ શાસ્ત્રમાં કહેલો **ગૃહસ્થ ધર્મ** કહ્યો. (૧૩) પોતાના કુળદેવતા વાયુપુત્ર હનુમાનજી તથા શ્રીગણેશના (આસો વદી ૧૪ ચૌદશને દિવસે શ્રી હનુમાનજીના તથા ભાદરવા સુદી ૪ ચોથને દિવસે શ્રી ગણેશજીના) પૂજનનો વિધિ તથા એકાદશી આદિ શુભ વ્રતોનો વિધિ બાલશર્માએ પોતાની પુત્રવધૂને તથા પોતાના પુત્રને સમજાવ્યો. અને પછી આત્માને પૂર્ણકામ માનતા થકા જેના ઈન્દ્રિયો અંતઃકરણ શાંત થયા છે એવા, ઉદાર કીર્તિવાળા બાલશર્મા પોતાને ઘેર ગયા. (૧૪-૧૫)

પિતાના ગયા પછી સસરાના ઘરમાં રહેતા દેવશર્મા નિરંતર પોતાની પત્નીની સાથે ગૃહસ્થના ધર્મનું શાસ્ત્ર આજ્ઞા પ્રમાણે યથાર્થ પાલન કરતા હતા. (૧૬) અતિ દ્રઢ ધર્મનિષ્ઠા અને સદાચારથી સમગ્ર સજ્જન સમુદાયોને નિરંતર આનંદ પમાડતા. સત્યવાદી દેવશર્મા, કૃષ્ણમાં પ્રીતિવાળા-સ્વધર્મનિષ્ઠ ભક્તોનો સમાગમ કરતા હતા. (૧૭) ધર્મમાં દ્રઢ સ્થિતિવાળા અને તેથી જ સૌને દર્શન કરવા યોગ્ય ધર્મને જોઈને સૌ તેમને બહુ સ્નેહપૂર્વક સદા **ધર્મ** અથવા

प्रेमनिर्भरतया सदाऽऽह्वयन् ॥१८॥ आगमोक्तगृहिधर्मधारिणौ तौ सदैव हरिभक्तितत्परौ । सज्जनैरभवतां हि मानितौ गेयपावनकथावुषस्यलम् ॥१९॥ तयोः स्वधर्मस्थितयोस्ततोऽभूत् कालेन पुत्रो रुचिरः पवित्रः । रामप्रतापाभिधया प्रसिद्धो गुणैस्तु सङ्कर्षणसाम्यमाप्तः ॥२०॥ स्वजन्मनः पूर्वमिहैव जातैस्तत्रार्दितौ तावसुरैरनेकैः । हित्वैव तं ग्राममनिन्द्यशीलावाऽऽगच्छतामाशु पुरीमयोध्याम् ॥२१॥ तत्रापि तौ स्वीयवृषैकनिष्ठौ कलिप्रवृद्धा हि सदाऽसुरास्ते । अपीडयँश्चान्नधनापहारैर्दुर्वाक्यबाणैरपि ताडनाद्यैः ॥२२॥ गत्वाऽथ काशीं सह धर्मपत्न्या तस्यां न्यवात्सीत् कतिचिद्दिनानि । तत्रापि दैत्यैरतिपीडितस्तैरुपेत्य तस्थौ स ततः प्रयागम् ॥२३॥

तत्राऽथ स महाप्रज्ञं रामानन्दाभिधं सुधीः । उदारं वैष्णवाचार्यं धर्मोऽपश्यन्महीपते ॥२४॥ श्रीकृष्णेन पुरा स्वीयं ज्ञानं बोधयितुं क्षितौ । रक्षितः सिद्धदेहोऽस्थाद् विशालायां किलोद्धवः ॥२५॥ स एवाऽजयविप्रेन्द्राद् अयोध्यापुरवासिनः । तत्पत्न्यां सुमतौ जन्म प्रापदात्रेयशापतः ॥२६॥ तस्याथ राम इत्याख्यां तत्पिता मुदितो व्यधात् । बाल्येऽपि प्राक्तनाभ्यासात् कृष्णभक्तिं स चाकरोत् ॥२७॥ प्राप्तोपनीतिसंस्कारो नैष्ठिकं व्रतमास्थितः । विरक्त्या तीव्रयाऽत्याक्षीत् समृद्धं स्वगृहं हि सः ॥२८॥ तीर्थयात्रां क्षितौ कुर्वंस्ततो वृन्दावनं सुधीः । स प्राप्योवास तस्मिन् वै कृष्णमाराधयन्

---

**धर्मदेव** એ નામથી બોલાવવા લાગ્યા. (૧૮) શાસ્ત્રોક્ત ગૃહસ્થ ધર્મનું યથાર્થ પાલન કરતા થકા સદાય શ્રીહરિની ભક્તિ પરાયણ; તે પતિ-પત્ની પોતાના આ પ્રકારના આચરણથી પ્રાતઃકાળમાં અતિશય ગાન કરવા યોગ્ય કીર્તિવાળાં અને સજ્જનોને આદરણીય બન્યાં. (૧૯) ધર્મમાં સ્થિર તે દંપતીને સમય જતાં મનોહર-શુદ્ધ અંતઃકરણવાળા, શૌર્ય-વીર્ય-ઉદારતા-સંતોષ વગેરે ગુણોથી સંકર્ષણ સમાન **રામપ્રતાપ** નામે પ્રસિદ્ધ પુત્ર થયા. (૨૦)

આ પૃથ્વીમાં પોતાના (ધર્મ-ભક્તિના) પ્રાદુર્ભાવ પહેલા ઉત્પન્ન થયેલા અનેક અસુરોએ છપૈયા ગામમાં, ચારિત્ર્યશીલ ધર્મ અને ભક્તિને પીડા કરી તેથી તે બન્ને છપૈયા ગામ છોડીને તત્કાળ અયોધ્યા પુરીમાં આવ્યા હતા; કળિયુગથી પ્રવૃદ્ધિ પામેલા તે અસુરો ત્યાં પણ ધર્મમાં એકનિષ્ઠાવાળાં તે દંપતીનું અન્ન-ધન લૂંટી જવા લાગ્યા. તથા શબ્દ બાણોથી અને તાડનથી તેમને ત્યાં પણ હંમેશાં પીડા પમાડવા લાગ્યા. (૨૧-૨૨)

પછી ધર્મ પોતાની પત્નીની સાથે કાશીમાં જઈને કેટલાક દિવસ રહ્યા. પરંતુ કાશીનગરીમાં પણ અસુરો તેમની પાછળ પડ્યા એટલે ત્યાંથી અતિપીડિત તેઓ **પ્રયાગરાજ** તીર્થમાં જઈને રહ્યા. (૨૩)

**(હવે શ્રીરામાનંદ સ્વામીનું આખ્યાન કહે છે :-)** હે રાજન્ ! બુદ્ધિશાળી ધર્મદેવે ત્યાં પ્રયાગમાં ઉદ્ધવ સંપ્રદાયના વૈષ્ણવજનોના આચાર્ય, મહાબુદ્ધિમાન અને ઉદાર શ્રીરામાનંદ સ્વામીને જોયા. (૨૪) શ્રીકૃષ્ણ ભગવાને પોતે સ્વધામ જવાના સમયે જેમને મુમુક્ષુ ભક્તોને આત્મા પરમાત્માના શુદ્ધ જ્ઞાનનો ઉપદેશ કરવા માટે પૃથ્વી પર રાખ્યા હતા, તે સિદ્ધ દેહવાળા ઉદ્ધવ બદરિકાશ્રમમાં રહેતા હતા; તે ઉદ્ધવજીએ જ દુર્વાસાના શાપથી અયોધ્યા પુરનિવાસી બ્રાહ્મણ શ્રેષ્ઠ શ્રી **અજય** અને તેમના પત્ની **સુમતિ**ને ઘેર (સં.૧૭૯૫ શ્રા.વદ-૮ના દિને) પુત્ર તરીકે જન્મ લીધો હતો. (૨૫-૨૬) પછી પુત્રજન્મથી હર્ષિત તેમના પિતાએ તે મનોહર પુત્રનું **રામ** એવું સાર્થક નામકરણ કર્યું. તે રામ પૂર્વજન્મના અભ્યાસથી બાલ્ય અવસ્થામાં પણ શ્રીકૃષ્ણની ભક્તિ કરતા હતા. (૨૭) ઉપનયન સંસ્કાર પ્રાપ્ત કર્યા પછી નૈષ્ઠિક વ્રતમાં રહેલા રામે તીવ્ર વૈરાગ્યથી, સમૃદ્ધિવાળા પોતાના ઘરનો ત્યાગ કરી દીધો. (૨૮) પછી પોતાના ઘેરથી નીકળેલા **રામશર્મા** પૃથ્વીમાં તીર્થયાત્રા કરતા થકા વૃંદાવનમાં જઈને શ્રીકૃષ્ણની અત્યંત આરાધના કરતાં ત્યાંજ નિવાસ કરીને રહ્યા. તેમની આરાધનાથી પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણે, રામશર્માને પોતાના પ્રત્યક્ષ દર્શન

भृशम् ॥२९॥ कृष्णस्तस्मै ततस्तुष्टः साक्षात् स्वेक्षामदात् प्रभुः । दत्त्वाथ वैष्णवीं दीक्षां★[१] स तं प्राहेति सत्पतिः ॥३०॥ मदाज्ञयौद्धवो धीमन् सम्प्रदायो विमुक्तिदः । नूत्नस्त्वया प्रवर्त्योऽस्मिन् भूतले शास्त्रसम्मतः ॥३१॥ एवमाचार्यपदवीं तस्मै दत्त्वा स सर्ववित् । पश्यतस्तस्य सहसा प्रसन्नोऽन्तर्दधे ततः ॥३२॥ सोऽथ तीर्थानि विचरन् बोधयँश्च जनान् क्षितौ । गुर्वाप्तरामानन्दाख्यः★[२] प्रयागं तीर्थमाययौ ॥३३॥ तस्मिँस्तीर्थे धर्मदेवस्य योगो रामानन्देनैव सार्धं हि जातः । तस्मादेव ज्ञातभूरिप्रतापाद् धर्मो दीक्षां वैष्णवीं प्राप राजन् ॥३४॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे, श्रीभक्तिविवाहदीक्षादि-रामानन्दजन्मोत्सवादिनिरूपणनामा द्वाविंशोऽध्यायः ॥२२॥

## ॥ अथ त्रयोविंशोऽध्यायः ॥

## (रामानन्दात् समासाद्य दीक्षां भागवतीं वृषः । तच्छिक्षितो गृहं गत्वा प्राप देवारिजां व्यथाम् ॥)

श्रीशुकानन्द उवाच - **रामानन्दस्ततः प्रीतस्तस्मै धर्माय भूपते । साधारणानहिंसादीन् धर्मान् सर्वानुपादिशत् ॥१॥ तथा वर्णाश्रमवतो विशेषानखिलान् मुदा । वेदागमोदितान् धर्मान् स तस्मै समुपादिशत् ॥२॥ स्वधर्मज्ञानवैराग्यैर्माहात्म्येन हरेस्तथा । अनन्यां स हरेर्भक्तिं तस्मै प्रीत्योपदिष्टवान् ॥३॥**

આપ્યા. સત્પુરુષોના પતિ શ્રીકૃષ્ણે તેમને વૈષ્ણવી દીક્ષા આપી અને તેમનું **રામાનંદ** એવું નામાભિધાન★[૧] કરીને પછી શ્રીકૃષ્ણ તેમને કહેવા લાગ્યાઃ (૨૯-૩૦)

'હે ધીમન્ ! તમારે મારી આજ્ઞાથી, મુક્તિ આપનારો શાસ્ત્રસંમત **નૂતન સંપ્રદાય** આ ભૂમિ ઉપર પ્રવર્તાવવો. તમો ઉદ્ધવનો અવતાર હોવાથી તે સંપ્રદાય ઉદ્ધવ સંપ્રદાયને નામે થશે.' પ્રસન્ન થયેલા સર્વજ્ઞ શ્રીકૃષ્ણ આવી રીતે રામશર્માને આચાર્ય પદવી આપીને તેમના દેખતા જ ત્યાંથી તત્કાળ અંતર્ધાન થઈ ગયા. (૩૧-૩૨) પછી જેમણે ગુરુ થકી **રામાનંદ** એવું નામ ધારણ★[૨] કર્યું છે તે રામાનંદ સ્વામી ત્યાંથી તીર્થોમાં ફરતા ફરતા મુમુક્ષુજનોને ઉપદેશ આપતા આપતા પ્રયાગ તીર્થમાં આવ્યા. (૩૩) હે રાજન્ ! તે પ્રયાગ ક્ષેત્રમાં ધર્મદેવને રામાનંદ સ્વામીનો યોગ થયો. અને ત્યાં જેમનો મહાન પ્રતાપ જાણ્યો છે એવા તે રામાનંદ સ્વામી પાસેથી જ ધર્મદેવે **વૈષ્ણવી દીક્ષા** ગ્રહણ કરી. (૩૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શ્રી ધર્મ-ભક્તિનો વિવાહ-દીક્ષા તથા રામાનંદ જન્મોત્સવાદિ નિરૂપણ' નામે બાવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૨)

## અધ્યાય : ૨૩

## ગુરુ થકી ભાગવતી દીક્ષા પામીને ઘેર આવેલા ધર્મ તથા ભક્તિદેવીને અસુરોએ કરેલા ઉપદ્રવનું વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! પ્રસન્ન થયેલા રામાનંદ સ્વામીએ ધર્મને અહિંસાદિ સર્વ સાધારણ ધર્મોનો **ઉપદેશ** કર્યો. (૧) વળી વર્ણ આશ્રમને અનુસરતા જનોને વિશેષ પાલન કરવા યોગ્ય વેદ તથા શાસ્ત્રોમાં કહેલા ધર્મો, રામાનંદ મુનિએ ધર્મદેવને કહ્યા; તેમજ સ્વધર્મ, જ્ઞાન, વૈરાગ્યે સહિત તથા શ્રીહરિના માહાત્મ્ય સહિત એકાંતિકી શ્રીહરિની ભક્તિનો ધર્મદેવને પ્રીતિપૂર્વક ઉપદેશ આપ્યો. (૨-૩)

★૧ 'रामानन्द इत्यभिधां च कृत्वेति शेषः ।' આ પ્રમાણે અત્રે 'રસબોધિની વ્યાખ્યા'માં નામકરણનો ઉલ્લેખ છે.

★૨ 'गुर्वाप्तरामानन्दाख्यः' અત્રે 'सत्सङ्गिजीवन-हरिदिग्विजयाख्यग्रन्थेक्षया... कथाशेषो बोध्यः ।' અહીં અવશેષ રહેલો કથાપ્રસંગ 'શ્રીસત્સંગિજીવન' તથા 'શ્રીહરિદિગ્વિજય' ગ્રંથ થકી સવિસ્તર જાણવો. આ પ્રમાણે **શ્રી હ.લી.ક. ની રસબોધિની વ્યાખ્યામાં** વ્યાખ્યાકર્તા શ્રીભગવત્પ્રસાદજી મહારાજે કહ્યું છે.

रामानन्दो गुरुवरस्तमथेत्याह विप्रराट् । श्रेयसे यतसे यस्मात् तस्माद् धन्योऽसि सन्मते ।।४।। धर्मज्ञानविरागाद्याः सन्ति ये त्वयि सद्गुणाः । तेऽन्यैर्जनैस्त्वतितरां विद्यन्ते ननु दुर्लभाः ।।५।। तस्मान्मे सर्वशिष्याणां मुख्य एव महामते । भविता त्वं, यतो ज्यैष्ठ्यं वर्त्मन्येवास्ति नो गुणैः ।।६।। गत्वाऽगारं सभार्यस्त्वं साङ्गां भक्तिं हरेर्व्यधाः । आश्रितेभ्यो यथायोग्यं तां शुभां त्वमुपादिशेः ।।७।। पतिव्रतेड्यया धीमन् धर्म पत्न्या तवैतया । उपादेश्या हरेर्भक्तिः साङ्गा स्त्रीभ्यो यथोचितम् ।।८।। अथ प्रीतमना धर्मो गुरुं स्वीयं प्रणम्य तम् । तदाज्ञया निजागारं स्वपत्न्या सार्धमाययौ ।।९।।

कुर्वतोऽथ हरेर्भक्तिं तस्य धर्मादिसद्गुणैः । साक्षाद् धर्मोऽयमेवं तं दैवा नूनं विदुर्ज्जनाः ।।१०।। ततस्ते स्वीयमोक्षार्थं गुरूनस्वानसुरांशजान् । त्यक्त्वा समाश्रयन् धर्मं वर्जितान् गुरुलक्षणैः ।।११।। धर्मेण दीक्षिता राजन् ये जनास्ते तु सर्वशः । विराजन्ते स्म धर्माद्यैर्गुणैर्युक्ता इवर्षयः ।।१२।। ते त्यक्ताऽसुरकर्माणो भक्तिं धर्मान्वितां हरेः । कुर्वन्तः शुचयस्त्वासन् वर्षापायेन्दुवद् भृशम् ।।१३।। धनान्नवस्त्रयानाद्यैस्तस्य ते सत्कृतिं मुहु : । व्यधुस्तेनाऽभवद् धर्मः समृद्धो भूपतीन्द्रवत् ।।१४।। सँस्कारानुपनीत्यन्तान् स्वपुत्रस्याथ स व्यधात् । तेषु दानानि विदधे लोकान् विस्माययन् भृशम् ।।१५।। समत्सरास्तदुत्कर्षं दृष्ट्वा तेऽसुरदेशिकाः । नुन्ना देवारिभूपालैस्तं तदीयाँस्तथाऽर्दयन् ।।१६।। धर्मस्य जीविकावृत्तीर्जहुर्द्रव्याणि तेऽसुराः । सहस्त्रशश्च गाश्चक्रुर्भृशं तस्यापमाननाम् ।।१७।। प्रागावन्त्यं यथा विप्रं तथा धर्मं हि तेऽनिशम् । पीडयन्ति स्म पापिष्ठास्तथा सर्वांस्तदाश्रितान् ।।१८।।

પછી **ગુરુવર રામાનંદ** ધર્મદેવને આ પ્રમાણે કહેવા લાગ્યા : 'હે વિપ્રરાજ ! હે સન્મતે ! તમો કલ્યાણ માટે યત્ન કરો છો તેથી તમોને **ધન્યવાદ** ઘટે છે. હે ધર્મ તમારે વિષે જે જ્ઞાન, વૈરાગ્યાદિ સદ્ગુણો છે તે તો બીજા જનોને નિશ્ચે અત્યંત દુર્લભ જ છે; હે મહામતે ! તેથી તમો મારા સર્વ શિષ્યોમાં મુખ્ય થશો. કારણકે અમારા સંપ્રદાયમાં ગુણોથી જ મહત્પણું છે; હે ધર્મ ! પત્ની સાથે તમો ઘેર જઈને શ્રીહરિની ધર્માદિ અંગે સહિત ભક્તિ કરો અને આશ્રિત જનોને પણ યથાયોગ્ય ભક્તિનો ઉપદેશ આપો. હે ધીમન્ ! હે ધર્મ ! પતિવ્રતાઓએ સ્તુતિ કરવા યોગ્ય આ તમારી પત્ની દ્વારાએ સ્ત્રીઓને યથાયોગ્ય ધર્મ સહિત ભક્તિનો ઉપદેશ કરાવજો.' (૪ થી ૮)

પછી પ્રસન્ન મનવાળા ધર્મ પોતાના ગુરુ રામાનંદ સ્વામીને પ્રણામ કરીને તેમની આજ્ઞાથી પોતાની પત્નીએ સહિત પોતાને ઘેર આવ્યા. શ્રીહરિની ભક્તિ કરતા ધર્મને તેમના ધર્માદિ સદ્ગુણોથી આ **સાક્ષાત્ ધર્મ** છે તેમ દૈવીજનો માનવા લાગ્યા. પછી તે દૈવીજનો પોતાના મોક્ષ માટે સાચા સદ્ગુરુના લક્ષણ વગરના અસુર ગુરુઓનો ત્યાગ કરીને ધર્મનો આશ્રય કરવા લાગ્યા. હે રાજન્ ! જે જનોને ધર્મે દીક્ષા આપી હતી, તે સર્વે ધર્માદિ ગુણોથી ઋષિઓની માફક શોભવા લાગ્યા; આસુરિક કર્મોનો ત્યાગ કરીને તેવા મનુષ્યો ધર્મે સહિત શ્રીહરિની ભક્તિ કરતા કરતા, શરદઋતુમાં ચંદ્રમાની જેમ અત્યંત પવિત્ર થઈ ગયા. ધર્મના આશ્રયવાળા આ મનુષ્યો ધન, અન્ન, વસ્ત્ર, વાહનો વગેરે જે જે સંપત્તિ જેમની પાસે હતી તે વડે વારંવાર તેઓ ધર્મદેવનો સત્કાર કરતા હતા. તેથી ધર્મ ચક્રવર્તી-મહારાજાના જેવા સમૃદ્ધિવાન થયા. (૯ થી ૧૪)

પછી ધર્મદેવે પોતાના પુત્રના મૌંજીબંધન પર્યંતના સંસ્કાર કર્યા અને તે પ્રસંગોમાં ધર્મદેવે લોકો વિસ્મય પામે તેવા પ્રમાણમાં સત્પાત્રોને દાન આપ્યાં. ધર્મનો અતિ ઉત્કર્ષ જોઈને તેને સહન ન કરી શકનાર **અસુર ગુરુઓ;** અસુર રાજાઓએ પણ "ધર્મને પીડા કરો, અમો તમારી સહાય કરીશું" એવી રીતે પ્રેરેલા સતા ધર્મને તથા તેમના આશ્રિત જનોને **પીડા** કરવા લાગ્યા; રાજારૂપ તથા ગુરુરૂપ અસુરો ધર્મના જીવન નિર્વાહના સાધનો તેમની જમીન, વર્ષાસન, દ્રવ્ય, તથા હજારો ગાયો લઈ ગયા. તેમજ ધર્મદેવનું ભારે અપમાન પણ કરતા હતા. જેમ પૂર્વે અવન્તી (ઉજ્જૈન) નગરીમાં કદર્ય નામના બ્રાહ્મણને લોકોએ **દુઃખ** આપ્યું હતું, તેવી રીતે ધર્મદેવને તથા તેમના આશ્રિતોને આ અસુરો સતત પીડા પમાડતા હતા. (૧૫ થી ૧૮)

तस्यामापदि खिद्यन्तीं भक्तिं बाष्पाकुलेक्षणाम् । धर्मो विचित्रदृष्टान्तैः सान्त्वयामास धैर्यवान् ॥१९॥ ततस्तत्क्लेशनाशार्थं धर्मदेवो महामतिः । आराधयद्धि विधिवन्मारुतिं स्वकुलामरम् ॥२०॥ सोऽथ तुष्टो ददौ तस्मै साक्षात् स्वेक्षां मरुत्सुतः । ततो हसँस्तमित्यूचे धर्मं शान्तमनाकुलम् ॥२१॥

गच्छ वृन्दावनं धीमन् प्राचीनास्तत्र तेऽखिलाः । सखायो मुनयो नूनं मिलिष्यन्ति महामते ॥२२॥ ततस्तवाल्पकालेन क्लेशो यास्यति हि क्षयम् । चिन्तां मा कुरु तस्मात्त्वं याहि वृन्दावनं द्रुतम् ॥२३॥ तमित्युक्त्वा स हनुमाँस्तत्रैवान्तर्दधे द्रुतम् । ततो गन्तुं मनश्चक्रे धर्मो वृन्दावनं शुभम् ॥२४॥ विन्यस्याथ निजं पुत्रं मातुलस्य निकेतने । सार्धं पत्न्या ययौ धर्मो वृन्दारण्यं सतांप्रियः ॥२५॥ व्रजन् मार्गे स शनकैर्धर्मदेवः सह स्त्रिया । पुष्पदोलोत्सवदिने प्रापद् वृन्दावनं शुभम् ॥२६॥ तावत्तत्राययुः सर्वे शप्ता दुर्वाससा क्षितौ । नृत्वं प्राप्ता भ्रमन्तस्तैरर्दिता बहुधाऽसुरैः ॥२७॥ हरीच्छयाऽथ ते सर्वे धर्मं तं मनुजाकृतिम् । लक्षणैर्विविदुर्धर्मस्ताँस्तथा बुबुधे सुधीः ॥२८॥ प्राग्जातिस्मृतिमाप्तास्ते ततस्तस्येच्छया प्रभोः । तस्थुरेवैकमनसो धर्मं संगत्य सर्वशः ॥२९॥ मिलित्वा स्वस्ववृत्तान्तं तेऽथ दैतेययूथजम् । असह्यं कथयाञ्चक्रुस्तापसा हरिवल्लभाः ॥३०॥ धर्मकृच्छ्रमवलोक्य दुःसहं तेऽव्यथन्त निखिला महर्षयः । वीक्ष्य तद्व्यसनमेव स व्यथां प्राप कोमलमनास्तथा भृशम् ॥३१॥

---

આ આપત્તિથી અતિશય દુઃખ પામેલાં, જેમનાં નેત્રો સદા આંસુથી ભરેલાં છે એવા ભક્તિ દેવીનાં દુઃખના નિવારણ અર્થે ધીરજવાન ધર્મદેવ પોતાના કુળદેવતા **હનુમાનજી**નું વિધિવત્ **આરાધન** કરવા લાગ્યા. (૧૯) પછી વાયુ પુત્ર હનુમાનજી પ્રસન્ન થઈને ધર્મને પ્રત્યક્ષ દર્શન આપ્યા અને હસતા હસતા ધર્મને આ પ્રમાણે કહેવા લાગ્યા : હે મહામતે ! ભગવાનના પ્રત્યક્ષ દર્શનના ઉત્સવમાં (ભગવદ્ આરાધના માટે) હે ધીમન્ ! ધર્મ ! તમો વૃંદાવનમાં જાઓ. ત્યાં તમારા પૂર્વ જન્મના સખા એવા સમગ્ર મુનિઓ-તમોને મળશે; પછી થોડા સમયમાં તમારું દુઃખ નાશ પામશે. તમો ચિંતા કરશો નહીં. તત્કાળ વૃંદાવનમાં જાઓ. (૨૦ થી ૨૩)

તે હનુમાનજી ધર્મને આ પ્રમાણે કહીને તત્કાળ ત્યાં જ અંતર્ધાન થયા, પછી ધર્મ વૃંદાવનમાં જવા માટે વિચારવા લાગ્યા. પછી સત્પુરુષોને પ્રિય ધર્મ, પોતાના પુત્ર રામપ્રતાપને તેમના મામા વિશ્રામને ઘેર મૂકીને, પત્નીની સાથે વૃંદાવનમાં ગયા; ભક્તિદેવી સાથે માર્ગમાં ધીમે ધીમે ચાલતા ચાલતા ધર્મદેવ પુષ્પ દોલોત્સવને દિવસે **વૃંદાવન** પહોંચ્યા. (૨૪ થી ૨૬) એ જ સમયે દુર્વાસા મુનિના શાપથી મનુષ્ય તરીકે અવતરેલા સર્વ મુનિઓ જે અસુરોથી પીડા પામેલા હતા તે પણ પૃથ્વી ઉપર ફરતા ફરતા ત્યાં વૃંદાવનમાં આવ્યા. (૨૭) પછી તે સર્વ મુનિઓ મનુષ્ય સ્વરૂપમાં રહેલા ધર્મને શ્રીહરિના સંકલ્પથી તેમના સત્ય-શૌચાદિ અસાધારણ ગુણોથી આ પ્રત્યક્ષ ધર્મ છે એમ જાણી ગયા. તેવી જ રીતે બુદ્ધિમાન ધર્મ પણ ઋષિઓને આ મરીચ્યાદિ મુનિઓ જ છે. તે રીતે ઓળખી ગયા. પછી થોડા જ સમયમાં હવે પ્રાદુર્ભાવ પામનારા પ્રભુની ઈચ્છાથી જેમને પૂર્વ જન્મની સ્મૃતિ થઈ છે એવા, તે સર્વ મુનિઓ ધર્મને મળીને નિશ્ચિત મનથી ત્યાં જ રહેવા લાગ્યા. પછી શ્રીહરિને વહાલા તે તપસ્વીઓ સૌ એકાંતમાં મળીને દૈત્યોએ તેમને જે અસહ્ય દુઃખ આપ્યું હતું તે વૃત્તાંત એક બીજાને કહેવા લાગ્યા. (૨૮ થી ૩૦)

સમગ્ર **મહર્ષિઓ** અસુરોએ ધર્મદેવને આપેલું દુઃસહ દુઃખ સાંભળીને અત્યંત દુઃખી થયા. તે જ પ્રમાણે કોમળ મનવાળા **ધર્મદેવ** પણ મુનિઓને અસુરોએ આપેલું દુઃખ સાંભળીને અત્યંત દુઃખ પામ્યા. (૩૧)

**रौद्रमत्रितनयस्य शापतोऽस्माभिराप्तमिह कष्टमासुरम् । दुःसहं बहुतरं नु साम्प्रतं तद्विनाशनविधिर्विचिन्त्यताम् ॥३२॥**

**एवमाहुरखिला मुनिव्रजा धर्मदेववदनैकलोचनाः । सान्त्वयन्नथ महामतिः स तान् धर्म इत्थमवदत् प्रियं वचः ॥३३॥**

धर्म उवाच – **सोढव्यमेतद् व्यसनं द्विजेन्द्रा धैर्येण देवारिभवं दुरन्तम् । भवादृशां लोकहितावहानां भूषा क्षमैवास्ति यतोऽनघानाम् ॥३४॥ कृष्णो यदा दास्यति नो निजेक्षां साक्षादशेषार्तिविनाशकर्त्रीम् । इदं तदाऽस्माकमशर्म सर्वं तमो दिनेशादिव नङ्क्ष्यति द्राक् ॥३५॥ अस्माभिरत्राशु ततो ह्युपायः कार्यस्तदाराधनलक्षणो वै । येन प्रसन्नो वितरेन्निजेक्षां कृष्णोऽखिलापत्प्रशमैकहेतुम् ॥३६॥**

श्रीशुकानन्द उवाच – **श्रुत्वेति वाक्यं मधुरं सुपथ्यं धर्मस्य ते प्रीततरा मुनीन्द्राः । अस्माभिरित्थं निखिलैर्विधेयं निश्चिक्युरेवं हृदयेषु राजन् ॥३७॥ आराधनं भगवतोऽथ विधातुमग्र्यं कृष्णस्य धर्मसहिता मुनयोऽतिहृष्टाः । कुर्वन्त एव विमलानि तपांसि राजन् आरेभिरेऽद्भुततरं शुभविष्णुयागम् ॥३८॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथम-स्कन्धे भक्तिधर्मयोरसुरकृतोपद्रवादिनिरूपणनामा त्रयोविंशोऽध्यायः ॥२३॥

---

ઋષિઓ કહેવા લાગ્યા : હે ધર્મ ! દુર્વાસાના શાપથી આપણે આ લોકમાં અતિ ભયંકર ને ન વેઠી શકાય તેવું દુઃખ અસુરો તરફથી પામ્યા છીએ. તે કષ્ટના વિનાશનો વિધિ (કોઈ પણ પ્રકાર) હવે તમો બતાવો. (૩૨)

ધર્મદેવના મુખ સામી જ એક દષ્ટિવાળા સમગ્ર મુનિઓએ આ પ્રમાણે ધર્મને કહ્યું. ત્યારે મહા બુદ્ધિશાળી ધર્મદેવ મુનિઓને શાંતિ પમાડતાં આ પ્રમાણે **પ્રિય વચન** બોલ્યા. (૩૩)

**ધર્મદેવ કહે છે :** 'હે મહર્ષિઓ ! અસુરોએ કરેલું દુરંત દુઃખ ધીરજથી સહન કરવું. તમારા જેવા નિષ્પાપ અને લોકોનું સર્વથા હિત ઈચ્છનારા મુનિઓને તો ક્ષમા એ જ આભૂષણ છે, હે મુનિઓ ! સ્વયં **વાસુદેવ** જ્યારે આપણને પ્રત્યક્ષ દર્શન આપશે, ત્યારે આ સર્વદુઃખ, સૂર્યનારાયણના દર્શનથી જેમ અંધકાર નાશ પામે છે તેમ, તત્કાળ નાશ પામશે; તેથી કૃષ્ણ પરમાત્માના નિવાસસ્થાન વૃંદાવનમાં શ્રીકૃષ્ણની આરાધનારૂપી ઉપાય આપણે તત્કાળ કરવો; જેથી શ્રીકૃષ્ણ પ્રસન્ન થઈને સમગ્ર આપત્તિઓને શાંત કરવામાં કારણરૂપ પોતાના **દર્શન** આપે.' (૩૪ થી ૩૬)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! આ પ્રકારે પ્રિય અને હિત કરનારું ધર્મનું વાક્ય સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા મુનીંદ્રોએ 'આપણે હવે આ પ્રમાણે કરવું' તેમ અંતરમાં **નિશ્ચય** કર્યો. હે રાજન્ ! પછી ધર્મ સહિત મુનિઓ ભગવાન શ્રીકૃષ્ણનું સર્વોત્તમ **આરાધન** કરવા માટે તપ કરીને **વિષ્ણુયાગ**નો આરંભ કરતા હતા. (૩૭-૩૮)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'ભક્તિ તથા ધર્મને અસુરોએ કરેલા ઉપદ્રવાદિ નિરૂપણ' નામે ત્રેવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૩)

---

★ **નોંધ :** આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, **'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ ❂ આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (**દા.ત.** અધ્યાય ૨૮ વગેરે)

## ॥ अथ चतुर्विंशोऽध्यायः ॥

**( विष्णुयागेन धर्माद्यैः कृतेन प्रीत ईश्वरः । श्रीकृष्णो व्यतरत्तेभ्यो दर्शनं दुःखनाशनम् ॥
चतुर्विंशे तेन तेषु प्रीतेषु सुकृताय सः । पुत्रोऽहं भविता धर्म तवेति व्यतरद् वरम् ॥ )**

श्रीशुकानन्द उवाच - **फाल्गुनस्यासिते पक्षे द्वितीयायां महीपते । विष्णुयागसमारम्भं धर्माद्या मुनयो व्यधुः ॥१॥ तत्र धर्मः समारेभे यजमानो यथाविधि । यथाशक्ति पुरश्चर्यां कृष्णमन्त्रस्य सादरम् ॥२॥ गीताभागवतादीनां सच्छास्त्राणां महर्षयः । पाठं यथाविधि मुदा चक्रिरे नृप केचन ॥३॥ कृष्णनाम्नः स्मृतिं केचिदुत्सुका विदधुस्तथा । चक्रिरे विष्णुगायत्री-जपं केचन सादरम् ॥४॥ रासलीलैकविषयां श्रीमद्भागवतस्थिताम् । पञ्चाध्यायीं मुदा भक्तिर्न्यपठत् सर्वदा शुभाम् ॥५॥ रात्रौ सर्वजने सुप्ते गीतगोविन्दमेव ते । जगुर्वीणामृदङ्गाद्यैर्युक्तं संगत्य सर्वशः ॥६॥ इत्याराधयतां तेषां कृष्णं क्लेशविनाशनम् । वैशाखस्यcraft शुक्ला मोहिन्येकादशी शुभा ॥७॥ तावद् ब्रह्मपुराधीशो मनोवागाद्यगोचरः । स एव सर्वविद् राजन् परब्रह्म परात्परः ॥८॥ प्रादुर्बुभूषुणा भूमौ स्वेन यत् सर्ववेदिना । नरनारायणायोक्तं कर्तुमिच्छन् हि तद्व्रतम् ॥९॥ सोऽसौ क्षराक्षरपरः सत्यसङ्कल्प ईश्वरः । इत्थं विचारमकरोत् सर्वाधारो निरञ्जनः ॥१०॥**

---

### અધ્યાય : ૨૪

**ધર્મ તથા ઋષિઓએ વૃંદાવનમાં આરંભેલા વિષ્ણુયાગથી પ્રસન્ન થયેલા અક્ષરાધિપતિ શ્રીપુરુષોત્તમ નારાયણે તેમને શ્રીકૃષ્ણ સ્વરૂપે દર્શન દીધા અને પોતે ધર્મપુત્ર રૂપે પ્રગટ થઈને સર્વ આપત્તિઓથી રક્ષણ કરવાનું વચન આપ્યું.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે મહીપતે ! ફાગણ માસના કૃષ્ણ પક્ષની બીજને દિવસે ધર્મે મુનિઓ સાથે વિષ્ણુયાગનો **આરંભ** કર્યો; વિષ્ણુયાગમાં ધર્મને યજમાનની દીક્ષા સૌએ આપી અને ધર્મે યથાવિધિ શક્તિ પ્રમાણે શ્રીકૃષ્ણના અષ્ટાક્ષર મંત્રના **પુરશ્ચરણ**નો આરંભ કર્યો. (૧-૨) હે રાજન્ ! કેટલાક મહર્ષિઓ ગીતા, ભાગવત તથા વિષ્ણુસહસ્ર નામાદિક સત્શાસ્ત્રોનો યથાવિધિ પાઠ હર્ષપૂર્વક કરવા લાગ્યા; કેટલાક મહર્ષિઓ ઉત્સાહથી શ્રીકૃષ્ણના નામનું સ્મરણ કરતા હતા. કેટલાક આદરપૂર્વક વિષ્ણુગાયત્રી મંત્રનો જપ કરતા હતા; શ્રીમદ્ભાગવતમાં રહેલી શુભ રાસ પંચાધ્યાયીનો શ્રીભક્તિદેવી હંમેશાં હર્ષપૂર્વક પાઠ કરતા હતા; સર્વે મુનિઓ ભેગાં થઈને રાત્રીએ જ્યારે બધા જનો સૂઈ જાય ત્યારે વીણા, મૃદંગ આદિક વાજિંત્રો સાથે ગીતગોવિંદનું ગાન કરતા હતા; આ પ્રકારે દુઃખનું નિવારણ કરનારા શ્રીકૃષ્ણની આરાધના કરતા તેઓને વૈશાખ શુક્લ પક્ષની શુભ ફળને આપનારી **મોહિની એકાદશી** આવી. (૩ થી ૭)

હે રાજન્ ! તે અવસરમાં (સર્વાવતારી ભગવાન શ્રીહરિએ **સ્વપ્રાદુર્ભાવનો વિચાર** કર્યો તે અત્રે પાંચ શ્લોકથી કહે છેઃ) જે મન વાણી વગેરે સર્વ ઈન્દ્રિયોથી પર, અક્ષરધામના અધિપતિ, પરાત્પર=સર્વથી પર અક્ષર તેનાથી પણ પર, સર્વવિત્, સ્વયં પુરુષોત્તમ, પરબ્રહ્મ છે; જે જગતની ઉત્પત્ત્યાદિ સર્વ ક્રિયાને જાણનારા છે, એજ ભગવાને પોતે પ્રાગટ્યની ઈચ્છાથી પૂર્વે નરનારાયણને કહ્યું હતું કે હું પૃથ્વી ઉપર પ્રગટ થઈશ; તે વચન સત્ય કરવા માટે, જે ક્ષર અને અક્ષરથી પર; સત્યસંકલ્પ, સર્વાધાર, નિરંજન અને સર્વના નિયંતા છે, તે પરબ્રહ્મ પુરુષોત્તમે આ પ્રકારે **વિચાર** કર્યોઃ (૮ થી ૧૦)

कृष्णस्याराधनं यस्मात् कृतं धर्मादिभिर्हि तैः ॥ तस्मात् कृष्णात्मना तेभ्यो मया देयं मदीक्षणम् ॥११॥
धर्मायाऽथ वरान् दत्त्वा तस्याभीष्टानशेषतः । भक्तौ धर्मात् करुणया भूमौ प्रादुर्भवाम्यहम् ॥१२॥ स एवं भगवान्
राजन् विचिन्त्याऽमोघवाञ्छितः । स्वेक्षां श्रीकृष्णरूपेण तेभ्योऽदित्सद् दयोदधिः ॥१३॥ ततस्तेषु तपोऽत्यन्तक्षामाङ्गेषु
प्रभुर्हि सः । प्रीतः सन् कृष्णरूपेण प्रादात्तेभ्यो निजेक्षणम् ॥१४॥ कृत्वा कृष्णमहार्हांते तद्रात्रौ जाग्रतोऽखिलाः ।
तेजोऽपश्यन् सितं ब्राह्मे मुहूर्ते सहसा भृशम् ॥१५॥ कोटिकोट्यर्कचन्द्राभे सच्चिदानन्दलक्षणे । तस्मिँस्तेजसि भूयिष्ठे
श्रीकृष्णं ते व्यलोकयन् ॥१६॥ कोटिकोटिरविचन्द्रसमान-ज्योतिरोघधवलातुलभासम् । सान्द्रनूतनपयोधरवर्णं
कोटिकाममदभेदनरूपम् ॥१७॥ तप्यमानतपनीयविराजद्भास्वराम्बरधरं रमणीयम् । वादयन्तमधरार्पितवेणुं
चित्रचारुमधुरस्वरभेदैः ॥१८॥ उल्लसन्नटवरोत्तमवेषं चञ्चलभ्रुवमतिस्पृहणीयम् । दर्शनीयमितहासविलासं
चित्तमोषणकटाक्षविमोक्षम् ॥१९॥ नद्धचित्रमणिहेमकिरीटं स्वर्णसन्मणिगणाभरणाङ्गम् । नद्धरत्नशकुलाकृतिराजत्-
स्वर्णकुण्डलविभूषणकर्णम् ॥२०॥

स्थूलवर्तुलविभास्वरमुक्ता-सारहारविलसद्भुजमध्यम् । भूरिगन्धवरमाल्यसुमालं दीर्घसत्कुसुमशेखरराजिम् ॥२१॥
सल्ललाटपटलेऽतिविशाले कैसरोर्ध्वतिलकेन लसन्तम् । बिम्बविद्रुमवराधरशोभं पूर्णशारदसुधाधरवक्त्रम् ॥२२॥

"ધર્મ તથા મુનિઓએ પોતાના હિતની ઈચ્છાથી શ્રીકૃષ્ણનું **આરાધન** કર્યું, તેથી અક્ષરધામના પતિ એવા મારે તે ધર્મ તથા સર્વ મુનિઓને કૃષ્ણરૂપે મારું દર્શન આપવું. પછી ધર્મે ઈચ્છેલ સમગ્ર વરદાનો તેમને આપીને તેમના થકી તેમની પત્ની ભક્તિમાં હું જ પ્રગટ થઈશ." (૧૧-૧૨) હે રાજન્ ! સત્યસંકલ્પ અને દયાના સાગર, અક્ષરધામના અધિપતિ ભગવાન આ પ્રકારે **ચિંતવન** કરીને, તે ધર્મ તથા મુનિઓને શ્રીકૃષ્ણ સ્વરૂપે પોતાના દર્શન આપવા ઈચ્છતા હતા; (૧૩) તપથી જેમનું શરીર અતિક્ષીણ થયું છે, તે ધર્મ તથા મુનિઓ ઉપર પ્રસન્ન થઈને તે પ્રભુએ તેમને કૃષ્ણરૂપે પોતાનું **દર્શન** આપ્યું. (૧૪)

**કેવી રીતે દર્શન આપ્યાં તે કહે છે :-** તે ધર્મ તથા મુનિઓએ તે એકાદશીની રાત્રીએ શ્રીકૃષ્ણની મહાપૂજા કરીને આખી રાત જાગરણ કર્યું. પછી બ્રાહ્મ મુહૂર્તમાં એકદમ અતિ શ્વેત તેજ તેમને દેખાવા લાગ્યું; (૧૫) તે તેજ કરોડ કરોડ સૂર્ય તથા ચંદ્રની કાંતિ સરખું અને સત્-ચિત્ અને આનંદ સ્વરૂપ હતું. એવા મહા તેજમાં તે ધર્મ તથા મુનિઓને શ્રીકૃષ્ણના સ્વરૂપના દર્શન થયા; (૧૬) કરોડ કરોડ સૂર્ય અને ચંદ્રના સરખા તેજના સમૂહમાં અનુપમ કાંતિવાળા, તથા મેઘના જેવા શ્યામ વર્ણવાળા, કોટી કામદેવના ગર્વને હરે તેવા અતિ સુંદર સ્વરૂપવાન; (૧૭) જેમણે અગ્નિમાં તપાવેલ સુવર્ણ સરખાં પીળાં વસ્ત્ર પહેર્યાં છે, જેમની આકૃતિ રમણીય છે, ઓષ્ઠ ઉપર વાંસળી ધારણ કરી છે; તેના મધુર સૂરથી સૌને સુખ આપનારા-મનને પ્રિય સ્વરભેદથી તે વાંસળી વગાડતા; (૧૮) અતિશય શોભતા ઉત્તમ વેશવાળા, ચંચળ ભ્રકુટીવાળા, જેમનું સ્વરૂપ મંદ હાસ્યથી સદા દર્શનીય બન્યું છે અને જેમણે નયન કટાક્ષથી દર્શન કરનારાના ચિત્ત ચોરી લીધાં છે; (૧૯) વિચિત્ર મણિ જડિત સુવર્ણનો મુગટ ધારણ કરનાર, તથા મણિજડિત સુવર્ણનાં આભૂષણો જેમણે ધારણ કર્યાં છે, તથા રત્નજડિત મકરાકૃતિવાળા સુવર્ણના કુંડળોથી જેમના બન્ને કાન વિભૂષિત છે; (૨૦)

મોટા અને ગોળ તથા ચળકતાં મોતીઓના ઉત્તમ હારથી જેમનું વક્ષઃસ્થળ શોભે છે, અતિશય સુગંધીમાન પુષ્પની સુંદર માળાઓ તેમજ સુંદર પુષ્પોના તોરાઓની પંક્તિઓ જેમણે ધારણ કરી છે; (૨૧) જેમનું અતિવિશાળ લલાટ કેસરના ઊર્ધ્વતિલકથી શોભે છે, તથા ગલોલાંનાં ફળ (પાકાં ટીંડોરાં) અને વિદ્રુમ મણિ સરખા સુંદર ઓષ્ઠવાળા, શરદઋતુના પૂર્ણ ચંદ્ર સરખા સુંદર મુખવાળા; (૨૨) શરદ્ઋતુમાં તાજા ખીલેલા કમળની પાંખડી જેવાં નેત્રોવાળા,

शारदीयनवफुल्लविराजन्नीरजच्छदविराजितनेत्रम् । सूक्ष्मनीलमृदुलाऽनृजुकेशं भास्वरावयवसौष्ठवरम्यम् ॥२३॥ रुक्मिणीप्रमुखपट्टयोषितां मण्डलेन परिवेष्टितं तथा । गोपिकागणवृतं समन्ततो राधिकादिपरिवारसंयुतम् ॥२४॥ एवमीक्षणमहोत्सवाकृतिं तं कृपाऽमृतरसार्द्रवीक्षणम् । तं विलोक्य सुकृतादयो मुदा तुष्टुवुर्निगमशास्त्रवेदिनः ॥२५॥ तत्स्तुतिं स हि निशम्य सत्पतिस्तान्निरीक्ष्य निखिलाँस्तपःकृशान् । दानवांशगुरुभूपपीडितान् हर्तुमैच्छदखिलां तदाऽऽपदम् ॥२६॥ प्रीत्याथ स प्रभुरदभ्रदयार्द्रचित्तस्तान् दुश्चरोरुतपसाऽतिकृशीकृताङ्गान् । आप्याययन् मधुरवाक्यसुधाप्रवाहैरित्थं जगाद रुचिरस्मितभासितास्यः ॥२७॥

श्रीभगवानुवाच - युष्माभिर्वचनमिदं ममाऽवधार्यं ज्ञातं वोऽसुरपरिपीडनं मयाऽऽर्याः । यास्यन्ति क्षयमसुरास्त्वसत्क्रियास्ते पापिष्ठा द्रुतमखिला निजांहसैव ॥२८॥ ऐश्वर्यप्रवरगुणैश्च धर्म सर्वैर्दिव्यैर्मे सह समुपेत्य ते सुतत्वम् । रक्षां वः सुखनिवहः सदा विधास्ये युष्माभिर्भुवि विचरन् सहैव धीमन् ॥२९॥

धर्मज्ञानविरक्तिभिर्हि सहितां माहात्म्यबोधान्वितां भक्तिं भूमितले भवप्रशमनीं विस्तारयिष्ये भृशम् । वेदानामिह दुर्मतानि वचनैः प्रामाण्यभूतैः स्वतो ध्वंसिष्ये धरणेर्मदीयमहसा ध्वान्तानि सूर्यो यथा ॥३०॥ युष्माकं क्षयमेष्यति ध्रुवमिदं द्रारिद्र्यदुःखं द्रुतं हातव्या निखिला तदेव सकलैश्चिन्ता भवद्भिर्बुधाः । उक्त्वेत्थं पुरुषोत्तमोऽक्षरपरः सोऽन्तर्दधे सत्पतिस्ते तद्वाक्यसुधारसेन हि सुखं प्रापुस्तदाऽऽप्यायिताः ॥३१॥

---

તેમજ મુલાયમ વાંકડિયા સુંદર કેશવાળા, અવયવોની સ્વાભાવિક મનોહરતાથી રમણીય દેખાતા; (૨૩) રુકિમણીઆદિ પટરાણીઓ તથા ગોપીઓની મંડળીથી વીંટાયેલા, રાધિકાજીઆદિ પરિવાર સહિત, આ રીતે દર્શન કરનારા ધર્મ અને મુનિઓને આનંદ ઉપજાવનારા સુંદર સ્વરૂપવાળા, કૃપાથી ભીનાં નેત્રવાળા શ્રીહરિને વેદ તથા શાસ્ત્રોને જાણનારા મુનિઓએ તથા ધર્મે દિવ્યસ્વરૂપે જોયા અને અત્યંત હર્ષ પામીને **સ્તુતિ** કરવા લાગ્યા. (૨૪-૨૫)

ધર્મ તથા મુનિઓએ કરેલી સ્તુતિ સાંભળીને સત્પુરુષોના પતિ શ્રીહરિએ, તેમને તપ તથા અસુરોની પીડાથી કૃશ થયેલા જોઈને, તેમની તે આપદાનો નાશ કરવા સંકલ્પ કર્યો. (૨૬)

અતિશય દયાળુ અને કોમળ ચિત્તવાળા, મંદમંદ હાસ્યથી શોભતા મુખકમળવાળા **શ્રીહરિ,** દુષ્કર તપથી કૃશ થયેલા ધર્મ તથા મુનિઓને પ્રીતિપૂર્વક મધુર શબ્દોથી અમૃત વર્ષાવતા કહેવા લાગ્યા. (૨૭)

**શ્રીભગવાન બોલ્યા** :- ‘હે આર્યો ! તમોને અસુરાંશ ગુરુ તથા રાજાઓએ પીડા કરી તે મેં જાણ્યું છે. હવે તમોએ મારું આ વચન હૃદયમાં ધારવું: હે ધર્મ તથા મુનિઓ ! અસત્ ક્રિયા કરનારા પાપીઓ તો પોતપોતાના પાપથી જ નાશ પામશે; (૨૮) હે ધર્મ ! મારા દિવ્ય ઐશ્વર્ય ગુણો તથા દિવ્ય સુખના ભાવ સાથે જ હું તમારે ત્યાં જન્મ લઈશ. અને તમારી સાથે પૃથ્વીમાં વિચરતો થકો સદા તમારું રક્ષણ કરીશ; તથા મારા સ્વરૂપના માહાત્મ્યજ્ઞાન યુક્ત—જેના મસ્તકરૂપ ધર્મ, હૃદયરૂપ જ્ઞાન તથા ચરણરૂપ વૈરાગ્ય છે તે (ત્રણે) અંગે સહિત—સંસારના પ્રવાહનો નાશ કરનારી ભક્તિ આ પૃથ્વીમાં હું અતિશય પ્રવર્તાવીશ. વળી સૂર્ય પોતાના પ્રકાશથી જેમ અંધકારનો નાશ કરે છે તેમ મારા મહિમાના પ્રકાશથી અંધકારરૂપી કૌલાદિ દુષ્ટ મતોને હું સ્વતઃ પ્રમાણભૂત વેદોનાં વચનોથી પૃથ્વી ઉપરથી નાશ કરીશ. (૨૯-૩૦) હે ધર્મ ! આ તમારું દારિદ્રય દુઃખ પણ તત્કાળ નક્કી નાશ પામશે. તેથી હે વિદ્વાનો ! તમારે સમગ્ર ચિંતાનો ત્યાગ કરવો.’ આ પ્રમાણે કહીને અક્ષરબ્રહ્મથી પર, સત્પતિ પુરુષોત્તમ અંતર્ધાન થયા. તેમના સુધામૃત જેવા શબ્દો સાંભળીને સુપુષ્ટિ પામેલા ધર્મ વગેરે તે સમયે અત્યંત આનંદ પામ્યા. (૩૧)

धर्माद्या वरविष्णुयागमथ ते तूर्णं समाप्याखिलाः सिद्धार्था हि महर्षयो विधिविदः सम्भोज्य विप्रान् बहून् । द्वादश्यामपि पारणामतिमुदा कृत्वा स्मरन्तो हरिं स्वं स्वं स्थानमतिप्रशान्तमनसो जग्मुस्तपोनिष्ठिताः ॥३२॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे धर्मदेवाद्यारब्धविष्णुयागादिनिरूपणनामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

## ॥ अथ पञ्चविंशोऽध्यायः ॥

**( वृषस्याऽऽगच्छतो गेहं द्रौणेः शापो वने ततः । खिद्यतो मारुतेर्वीक्षातद्दर्शितपथव्रजिः ॥ गृहाप्तिश्चाढ्यताप्राप्तिर्धर्मस्यात्याप्तसत्कृतिः । पञ्चविंशे हरेर्भक्तेर्गर्भे वासोऽस्त्युदीरितः ॥ )**

श्रीशुकानन्द उवाच - **धर्मस्याथ महर्षीणां तथा प्राग्जननस्मृतिः । हरीच्छयाऽभवद्राजन् क्वाप्यल्पा क्वापि नान्वहम् ॥१॥ सह स्त्रियाऽथ सन्तुष्टो धर्मो लब्धमनोरथः । ग्रामं गच्छन्नगाद् भीमं नैमिषं काननं महद् ॥२॥ शालजालाऽऽकुले तस्मिन् व्रजन्तौ प्रान्तरे हि तौ । काँश्चिदागच्छतोऽदेवान् वीक्ष्य तां जहतुः सृतिम् ॥३॥ स्मृतिर्महाध्वनोऽनश्यत् कानने भ्रमतोस्तयोः । प्रपेदेऽप्यस्तं तरणिर्ग्रामः कश्चिन्न सङ्गतः ॥४॥ क्व गच्छावस्तमस्येवं तत्रोक्त्वा तौ न्यषीदताम् । राजन् धीरौ तपःक्षामौ तृषार्तौ क्षुधितौ तथा ॥५॥ तावत्तत्राययौ द्रौणिर्वर्णिवेषो जटाधरः**

પછી દ્વાદશીને દિવસે, તે પુરશ્ચરણ-યાગાદિ વિધિને જાણનારા, (ભગવાનના દર્શનથી) જેમના ઈચ્છિત સમગ્ર મનોરથો સફળ થયા છે એવા ધર્માદિ મહર્ષિઓએ શ્રેષ્ઠ વિષ્ણુયાગની તત્કાળ સમાપ્તિ કરી. અને ઘણા બ્રાહ્મણોને મિષ્ટ ભોજનોથી જમાડી, પોતે પણ અતિ હર્ષથી પારણાં કરીને; જેમનાં મન અત્યંત શાંત થયા છે એવા, તપોનિષ્ઠ તે સર્વે શ્રીહરિનું સ્મરણ કરતા થકા પોતપોતાના સ્થાન પ્રત્યે ગયા. (૩૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'ધર્મદેવાદિએ આરંભેલા વિષ્ણુયાગાદિ નિરૂપણ' નામે ચોવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૪)

## અધ્યાય : ૨૫

### વૃંદાવનથી ઘેર જતાં રસ્તામાં અશ્વત્થામાએ ધર્મદેવને આપેલો શાપ, હનુમાનજીનું દર્શન તથા ધર્મ-ભક્તિ થકી પ્રગટ થનાર પુરુષોત્તમ નારાયણના ઐશ્વર્ય-પ્રતાપથી ધર્મદેવને અનેકવિધ સમૃદ્ધિની પ્રાપ્તિ, ભક્તિદેવીએ અક્ષરાધિપતિ ભગવાનને પોતાના ઉદરમાં ગર્ભરૂપે ધારણ કર્યા.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! ધર્મ તથા તે મહર્ષિઓને શ્રીહરિની ઈચ્છાથી પોતાના પૂર્વ જન્મની સ્મૃતિ ક્યારેક સંપૂર્ણપણે થતી અને ક્યારેક તો (સ્વપ્નની પેઠે) સ્વલ્પ માત્ર થતી હતી પણ સદા-પ્રતિદિન સ્મૃતિ થતી ન હતી. (૧)

ભગવાનના જે દર્શનથી પોતાનો મનોરથ સિદ્ધ થયો છે તેથી સંતોષ પામેલા શ્રી ધર્મ તથા ભક્તિ, વૃંદાવનથી પોતાના પુર તરફ જતાં, જે રસ્તામાં વિશાળ ઘાટું અને ભયંકર **નૈમિષારણ્ય** નામનું **મહાવન** છે ત્યાં પહોંચ્યાં; ખાખરાના વૃક્ષોની ઘટામાં ચાલતા તેઓએ માર્ગમાં કેટલાક અસુરોને જોયા તેથી તે માર્ગનો ત્યાગ કર્યો. પછી એ વનમાં ચાલતા ચાલતા ધર્મ તથા ભક્તિ રાજમાર્ગથી ભૂલાં પડ્યાં. (મુખ્યમાર્ગની વિસ્મૃતિ થઈ.) એટલામાં સૂર્યાસ્ત થઈ ગયો અને માર્ગમાં કોઈ ગામ પણ આવ્યું જ નહીં. (૨ થી ૪)

હે રાજન્ ! તપથી કૃશ થયેલાં; અત્યંત ધીરજવાળાં, તૃષાથી પીડાતાં, તથા ભૂખ્યા થયેલાં દંપતી, અંધારામાં આપણે ક્યાં જશું ? એમ કહીને ત્યાંજ પૃથ્વી ઉપર બેસી ગયાં. (૫) તેટલામાં ત્યાં બ્રહ્મચારીના જેવા વેશવાળો તથા

। खल्वाटमस्तको रौद्रो रक्तनेत्रोऽञ्जनद्युतिः ॥६॥ धर्मो दृष्ट्वाऽथ तं ज्ञात्वा सिद्धं संप्राणमन्मुदा । पृष्टस्तेनाऽथ वृत्तान्तं प्राह धर्मोऽखिलं निजम् ॥७॥

तत्राऽऽकर्ण्य स्वमित्राणामसुराणां स तु क्षये । हेतोरत्रैव कृष्णस्य प्रादुर्भावं ययौ क्रुधम् ॥८॥ सोऽथ क्रुद्धोसुरगुरुर्धर्मं तिर्यग्दृशोग्रया । पश्यन् दहन्निवात्युग्रो व्यसृजच्छापमित्यरम् ॥९॥ शस्त्रं धारयितुं शक्तस्त्वत्पुत्रो माऽस्तु कर्हिचित् । ऋते येन तु नैव स्यात् स्वीयशत्रुविनाशनम् ॥१०॥ नीतिज्ञोऽपि महाशूरः पुमान् कश्चिद् विनाऽऽयुधम् । कर्तुं नाशं स्वशत्रूणां न शक्नोत्येव कर्हिचित् ॥११॥ सोऽतिक्रम्य वचश्चेन्मे धारयिष्यति चायुधम् । तदैष्यति स्वशत्रुभ्यो नूनमाशु पराभवम् ॥१२॥ शप्त्वेत्यन्तर्दधे द्रौणिस्तौ कान्तारेऽथ दम्पती । तच्छापचिन्तया राजन् भूरि खेदं न्यगच्छताम् ॥१३॥ दुस्तराऽऽपत्पयोराशौ तदा मज्जितयोस्तयोः । धैर्यं हरीच्छया प्राप्तं प्लव एकं किलाऽभवत् ॥१४॥ खिद्यन्तीं स्त्रीं निसर्गत्वाद् भक्तिं धर्मस्तदा सुधीः । इत्यूचे नः शुभे सिद्धं कार्यं दैवेन विघ्नितम् ॥१५॥ ततो विघ्नविनाशार्थं प्रोक्तं गणपतेर्व्रतम् । पुराणेषु सति स्वीयप्रेप्सितार्थाशुसिद्धिदम् ॥१६॥ भाद्रशुक्लचतुर्थ्यां तत् करिष्यावोऽनुवत्सरम् । प्रीतो विधास्यते तेन प्रत्यूहेभ्योऽवनं स नौ ॥१७॥ एवं तौ मनसा राजन् नियमं तत्र चक्रतुः । इत्थमाह पुनर्धर्मो भक्तिं

---

જેના માથામાંથી તાળવું નીકળી ગયું છે, તેવા મસ્તક ઉપર જટા ધારણ કરેલો, અતિ ભયંકર, રાતા નેત્રવાળો, શ્યામ વર્ણવાળો **અશ્વત્થામા** યદચ્છાથી ત્યાં આવ્યો. (૬) જેને જોઈને ધર્મદેવે ધાર્યું કે આ કોઈ મહાન સિદ્ધપુરુષ છે, એમ જાણીને આનંદથી તેને પ્રણામ કર્યા. પછી અશ્વત્થામાએ ધર્મને 'તમે કોણ છો ? ક્યાંથી આવ્યા ?' વગેરે પ્રશ્નો પૂછ્યા. તેથી ધર્મ તેના ઉત્તરમાં તમામ **વૃત્તાંત** કહેવા લાગ્યા. (૭)

ધર્મે કહેલું વૃત્તાંત સાંભળીને, પોતાના મિત્ર દુર્યોધનાદિ અસુરોનો કુટુંબ સહિત વિનાશ કરનાર શ્રીકૃષ્ણ જ આ ધર્મને ઘેર અવતાર ધારણ કરશે, તેમ જાણી, અસુરગુરુ અશ્વત્થામાને અતિશય **ક્રોધ** થયો. (૮) અશ્વત્થામા વાંકી અને ભયંકર દૃષ્ટિથી ધર્મ તરફ જોતો થકો ક્રોધથી જાણે બળતો હોય ને શું તેમ અતિ ઉગ્ર થઈને શ્વાસ લેતો ધર્મને આ પ્રમાણે તત્કાળ **શાપ** દેવા લાગ્યો; 'હે ધર્મ ! તમારો પુત્ર શ્રીહરિ ક્યારેય શસ્ત્ર ધારણ કરવા શક્તિમાન થશે નહીં અને તેથી પોતાના શત્રુનો વિનાશ કરી શકશે નહીં. મહાશૂરવીર હોય અને નીતિશાસ્ત્રોને જાણતો હોય તો પણ શસ્ત્ર વિના પોતાના શત્રુઓનો નાશ કરવા કોઈ પણ શક્તિમાન થાય નહીં. જો તમારો પુત્ર મારા વચનને ઉલ્લંઘન કરીને આયુધ ધારણ કરશે તો નિશ્ચય પોતાના શત્રુથી **પરાભવ** પામશે.' (૯ થી ૧૨)

આ પ્રકારે ગહન વનમાં શાપ આપીને અશ્વત્થામા અંતર્ધાન થયો. પછી હે રાજન્ ! ભક્તિ તથા ધર્મ એ બન્ને શાપની ચિંતાથી અત્યંત **ખેદ** પામ્યાં. (૧૩) આપત્તિના આ સમુદ્રમાં બૂડેલાં ભક્તિ તથા ધર્મ આ સમયે શ્રીહરિની ઈચ્છાથી જ ધીરજ ધારી શક્યાં. (૧૪) બુદ્ધિમાન ધર્મે સ્ત્રીસહજ ભાવથી દુઃખ પામેલાં ભક્તિને કહ્યું હે શુભે ! સિદ્ધ થયેલાં આપણાં કાર્યમાં દૈવે વિઘ્ન નાખ્યું; માટે આ વિઘ્નના વિનાશ માટે પુરાણોમાં જે ગણપતિનું વ્રત કહેલું છે તે હે સતિ ! આપણા ધારેલા મનોરથને તત્કાળ સિદ્ધ કરશે. (૧૫-૧૬) હે સતિ ! ગણપતિનું વ્રત દરેક વર્ષે ભાદરવા સુદિ ૪ ને દિવસે આપણે કરીશું. તે વ્રત કરવાથી પ્રસન્ન થયેલા વિઘ્નેશ વિઘ્નો થકી આપણી રક્ષા કરશે. (૧૭)

હે રાજન્ ! ભક્તિ તથા ધર્મ બન્નેએ મનથી આ પ્રમાણે તે સમયે ગણપતિ વ્રત કરવાનો નિયમ ધાર્યો પછી ધર્મે ફરીથી દુઃખ નિવારક વચન આ પ્રમાણે કહ્યું; 'હે ભદ્રે ! આ લોકમાં આવું દુઃખ આપણને જ પડ્યું છે એમ ન માનશો. કેમ કે આ

शोकार्तिहृद् वचः ॥१८॥ आवाभ्यामेव धरणौ दुःखं प्राप्तमिहेदृशम् । मा मंस्था इति भद्रे त्वं विश्वं क्लेशमयं यतः ॥१९॥ पुरा श्रीरामचन्द्रेण बन्धुना च सह स्त्रिया । ईशेनाऽपि भृशं दुःखं भुक्तं कान्तारवासजम् ॥२०॥

इत्युक्त्वा रामचरितं तस्यै धर्मोऽवदच्छुभम् । महिम्ना मारुतेर्युक्तं याता यामा निशस्त्रयः ॥२१॥ तत्र तत्र सहायत्वं कृतं दाशरथेर्मुहुः । आञ्जनेयेन सा प्रीत्या शृण्वतीत्थं व्यचिन्तयत् ॥२२॥ अहो रामप्रियोऽस्माकं वंशदेवोऽस्ति मारुतिः । समर्थोऽपि कथं सोऽस्मान् महादुःखेऽप्युपेक्षते ॥२३॥ हनूमन् रक्ष रक्षैवं यावद् वाणीं जगाद सा । तावत् प्रत्यक्ष एवाऽऽसीन्मारुतिर्विप्ररूपभृत् ॥२४॥ तौ ततः स इति प्रोचे भक्ते धर्म त्यज व्यथाम् । कुलदेवोऽस्मि युष्माकं हनूमान् रक्षिताऽस्मि वः ॥२५॥ द्रौणिशापेन वां पुत्रो धारयिष्यति नायुधम् । तथापि स्वधिया भाव्यस्त्रैलोक्यस्य जये क्षमः ॥२६॥ भविता सोऽप्यशस्त्रो वै शत्रुभीतिविवर्जितः । नाशयिष्यति वां सर्वं दुःखं दारिद्र्यजं द्रुतम् ॥२७॥ इत्युक्त्वा तौ महाऽध्वानं स प्रापय्याऽऽशु विस्मितौ । अन्तर्धिं प्राप हनुमाँस्ततस्तौ गन्तुमैच्छताम् ॥२८॥ तत्प्रभृत्येव तावास्तां राजन् सर्वव्यथोज्झितौ । प्रतिपन्नान्नवस्त्राद्यौ स्वस्थौ चिन्ताविवर्जितौ ॥२९॥ महामार्गेऽथ चलितौ निर्भयौ शुद्धमानसौ । कार्यसिद्धिं हि मन्वानौ तौ प्रसन्नौ बभूवतुः ॥३०॥

---

જગત ફક્ત દુઃખથી જ ભરેલું છે; શ્રીરામચંદ્ર ભગવાને પરમેશ્વર હતા છતાં પણ લક્ષ્મણ તથા સીતાની સાથે વનવાસનું મોટું દુઃખ ભોગવ્યું હતું.' (૧૮ થી ૨૦)

ભક્તિને આ પ્રમાણે કહીને પછી ધર્મ હનુમાનજીના મહિમા યુક્ત શુભ **રામચરિત** કહેવા લાગ્યા. તેટલામાં રાત્રિના ત્રણ પહોરો વીતી ગયા. (૨૧) તેમાં તે તે મહા આપતકાળોમાં મારુતિએ શ્રી રામચંદ્રને વારંવાર કરેલી સહાયના પ્રસંગો પ્રીતિપૂર્વક સાંભળીને **ભક્તિ દેવી** આ પ્રમાણે વિચારવા લાગ્યાં: (૨૨) 'અહો રામ જેમને પ્રિય છે, તે હનુમાનજી અમારા કુળ દેવતા છે. તે હનુમાનજી સમર્થ છે છતાં આવા મહા દુઃખમાં અમારી કેમ ઉપેક્ષા કરે છે? હે હનુમન્ ! રક્ષણ કરો, રક્ષણ કરો.' આ પ્રકારે ભક્તિ સ્તુતિ કરે છે તે સમયમાં જ બ્રાહ્મણનું રૂપ ધારણ કરનારા **મારુતિ** ત્યાં પ્રત્યક્ષ થયા. (૨૩-૨૪)

હનુમાનજીએ તેમને કહ્યું : 'હે ભક્તિ ! હે ધર્મ ! અશ્વત્થામાના શાપની ચિંતા છોડી દો. હું તમારો કુળદેવ હનુમાન છું. તમારું રક્ષણ હું કરીશ. (૨૫)

તમારા પુત્રરૂપ **શ્રીહરિ** દ્રોણપુત્રના શાપથી આયુધ ધારણ નહીં કરે. છતાં પણ પોતાની બુદ્ધિરૂપી શસ્ત્રથી ત્રિલોકને જીતવા સમર્થ થશે. જેને શત્રુઓનો કદી ભય જ નથી એવા તમારા પુત્ર શ્રીહરિ શસ્ત્ર ધારણ નહીં કરે છતાં પણ અસુરોથી ક્યારેય પરાભવ નહિ પામે અને તમારા સમગ્ર દારિદ્ર્ય દુઃખનો પણ નાશ કરશે.' (૨૬-૨૭)

ધર્મ તથા ભક્તિને આ પ્રમાણે કહીને આશ્ચર્ય પામેલા તે બંનેને તત્કાળ મુખ્ય માર્ગ ઉપર પહોંચાડીને હનુમાનજી અંતર્ધાન થયા. પછી તે **દંપતી** ત્યાંથી આગળ ચાલવા લાગ્યાં. (૨૮)

હે રાજન્ ! તે સમયથી જ તેઓની સર્વ આપત્તિઓ નાશ પામી, એટલું જ નહીં પણ પુષ્કળ પ્રમાણમાં અન્ન, વસ્ત્રાદિ પણ મળવા લાગ્યા અને સર્વ ચિંતાથી રહિત થયાં. (૨૯)

રાજમાર્ગમાં ચાલતાં નિર્ભય બનેલા શુદ્ધ અંતકરણવાળા ધર્મ અને ભક્તિ પ્રસન્ન થયાં અને પોતાના કાર્યની સિદ્ધિ નિશ્ચિત થશે તેમ માનતાં હતાં. (૩૦)

मारुतेश्चिरजीवित्वं पृष्टो भक्त्या विदांवरः । धर्मो जगाद तत्प्रीत्या यथाशास्त्रं महामतिः ॥३१॥ यथाशक्ति तया सार्धं व्रजन् धर्मोऽतिधैर्यवान् । प्रपेदे सार्धमासेन ग्रामं स्वीयं महीपते ॥३२॥ दृष्ट्वा तावागतौ प्रार्थ्यौ धनं वीक्ष्य यथाऽधनाः । स्वजना ज्ञातयश्चैवाऽदभ्रं हर्षं प्रपेदिरे ॥३३॥ अथ प्रतापेन हरेस्तदीया वैरिव्रजा मित्रसमा बभूवुः । तदीक्षणात्ते नितरामशेषा बिभ्युर्हि विष्णोरिव दैत्यसंघाः ॥३४॥ आसीत्पशुद्रव्यसुयानधान्यप्रमुख्यवृद्धिर्भवनेऽथ तस्य । पूर्वाधिकैवातितरां जनानां चित्रावहाऽवर्धत चातिसौख्यम् ॥३५॥ प्रसादमाप्येति हरेरुदारं महाव्रतैश्चापि जनैर्दुरापम् । स धर्मदेवो भवति स्म भूमौ हरिप्रसादाभिधया प्रसिद्धः ॥३६॥ स ततोऽक्षरतः परात्परो हरिकृष्णोऽक्षरधामसत्पतिः । युत एव परैरमायिकैर्निखिलैश्वर्यगुणादिभिर्निजैः ॥३७॥ ऋषि -भक्ति- वृषोद्धवादिसज्जनताऽऽनन्दकदम्बदित्सया । परमुक्तय एव देहिनां कृपया धर्मनिकेतमाययौ ॥३८॥ हृदयेऽथ वृषस्य निर्मले न्यवसद् ब्रह्मपुरेश्वरो हि सः । अभवत् स ततो महौजसां नृप धर्मो निधिरर्कवद् बभौ ॥३९॥ सुकृतेन ततो महौजसा प्रणयापूर्णहृदा दृशेक्षिता । ननु भक्तिरधान्निजोदरे हरिकृष्णं पुरुषोत्तमं परम् ॥४०॥ दृढतरभवपाशच्छेदहेतुं जनानां वृषरिपुगणनाशं सच्चिदानन्दरूपम् । उपनिषदतिगेयं मङ्गलं मङ्गलानां क्षितिभरहरणं तं गर्भमाधत्त भक्तिः ॥४१॥

---

પછી ભક્તિએ પૂછ્યું કે, 'વાયુપુત્ર હનુમાનજી **ચિરંજીવી** કેવી રીતે થયા છે ? તેનો ઉત્તર કરતાં પંડિતવર્ય બુદ્ધિમાન ધર્મદેવે, હનુમાનજીનું ચિરંજીવીપણાનું **વૃત્તાંત** ઋષિપ્રણીત રામાયણમાંથી કહ્યું; હે મહીપતે ! આ પ્રમાણે પત્ની સાથે ચાલતા અતિ ધૈર્યવાન ધર્મદેવ દોઢ માસ પછી પોતાના ગામમાં પહોંચ્યા. (૩૧-૩૨)

પ્રાર્થનીય (જેમના સંબંધથી મોક્ષ અને સુખ બન્ને પ્રાપ્ત થાય છે એવા;) ધર્મ અને ભક્તિને આવેલાં જોઈને, નિર્ધનો ધનને જોઈને જેમ સુખ પામે તેમ, સ્વજનો તથા જ્ઞાતિજનો તત્કાળ અતિશય આનંદ પામ્યા; શ્રીહરિના પ્રતાપથી ધર્મના વૈરીઓ પણ તેમના મિત્ર થયા. એટલું જ નહિ પણ વિષ્ણુના દર્શનથી જેમ દૈત્યો ભય પામે છે તેમ ધર્મના દર્શનથી તે શત્રુઓ ભયભીત થવા લાગ્યા. (૩૩-૩૪)

પછી તે ધર્મના ભવનમાં ગાયો-ભેંસો આદિક પશુઓ, સુવર્ણ-રૂપામુદ્રા વગેરે દ્રવ્ય તથા શોભાયમાન હાથી-ઘોડા-રથાદિ વાહનો તેમજ ચોખા-ઘઉં-દાળ વગેરે ધાન્યાદિ વૃદ્ધિ પામવા લાગ્યાં. તેમની સમૃદ્ધિ અને સુખ લોકો આશ્ચર્ય પામે તેમ સમગ્ર પ્રકારે વધવા લાગ્યાં; મહાવ્રતવાળા લોકોને પણ દુષ્પ્રાપ્ય એવા શ્રીહરિના આ પ્રકારના અનુગ્રહથી, ધર્મદેવ પૃથ્વીમાં **હરિપ્રસાદ** નામથી પ્રસિદ્ધ થયા. (૩૫-૩૬)

ત્યારબાદ પરાત્પર અક્ષરધામ અને તે ધામના મુક્તોના પતિ સર્વોત્તમ **શ્રીહરિ,** પોતાનાં અસાધારણ દિવ્ય ઐશ્વર્યો તથા સત્ય-શૌચાદિ ગુણો તથા ભોગ-ભોગનાં ઉપકરણ તથા સ્થાન એ આદિક સહિત, મરીચ્યાદિ ઋષિઓ તથા ધર્મ-ભક્તિ અને ઉદ્ધવાદિ સત્પુરુષોને આનંદ આપવાની ઈચ્છાથી, અને પોતાના આશ્રિતજનોની સર્વોત્તમ મુક્તિ માટે, કેવળ દયાથી જ ધર્મના ભુવનમાં પધાર્યા. (૩૭-૩૮)

પછી બ્રહ્મપુરના સ્વામી શ્રીહરિએ નિર્મળ હૃદયના ધર્મમાં **નિવાસ** કર્યો. તેથી હે રાજન્ ! ધર્મ મહા તેજસ્વી સૂર્ય સમાન શોભવા લાગ્યા. (૩૯)

મહાશક્તિશાળી તથા સ્નેહાર્દ્ર હૃદયવાળા ધર્મની દૃષ્ટિથી જ ભક્તિદેવીએ સર્વથી પર શ્રીહરિકૃષ્ણ પુરુષોત્તમને પોતાના ઉદરમાં ગર્ભરૂપે ધારણ કર્યા; જનોના સંસારના અતિદૃઢ પાશને છેદવામાં કારણભૂત, ધર્મવૈરી અધર્મ તથા અસુરોનો નાશ કરનાર, સચ્ચિદાનંદ મૂર્તિરૂપ, વેદ તથા ઉપનિષદોએ સદા ગાન કરવા યોગ્ય, માંગલિક પદાર્થોને પણ પોતાના સંબંધથી વિશેષ **મંગળકારી** બનાવતા, ભૂમિનો ભાર હરનારા, તે શ્રી અચ્યુતાત્મક **ગર્ભ**ને ભક્તિએ ધારણ કર્યો. (૪૦-૪૧)

महसाऽथ भास्वरतरैव सुन्दरी प्रवराखिलप्रियसखीप्रियेक्षणा । जठरे परं पुरुषमेव बिभ्रती प्रणताऽभवत् सुरगणैरपि ध्रुवम् ॥४२॥ मनुजेन्द्र मासि दशमे ननु सा जठरे दधत्यतुलमेव हरिम् । स्फुरता शुभेन महसाऽदितिवद् रुरुचेऽमरीप्रचुरचित्रकरी ॥४३॥ बिभ्राणा हरिकृष्णमेव निखिलाऽऽविर्भावहेतुं परं तेजःपुञ्जविराजिताङ्गरुचिरा सा वन्द्यमाना जनैः । देवेशैरपि वन्दिता च विनुता भूरिप्रभावान्विता धर्मज्ञानमुखैरभूच्छुभगुणैः श्रीदेवहूत्या समा ॥४४॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे धर्मदेवोपलब्ध-द्रौणिशापादिनिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

## ॥ अथ षड्विंशोऽध्यायः ॥

**(स्ववाञ्छितार्थसंसिद्ध्यै प्रार्चयन् विन्ध्यवासिनीम् । असुरास्तद्दुराचार-दर्शनात् कुपिता तु सा ॥ अशपत्तत्-क्रियाकर्तृवंशोच्छेदावधि द्रुतम् । षड्विंशे ऽ तः परं तेषां मन्त्रः प्रोक्तो रहःकृतः ॥)**

श्रीशुकानन्द उवाच - अत्रान्तरेऽसुरा राजंश्चातुर्वर्ण्योद्भवाः क्षितौ । मिलित्वा शतशो देवीमार्चयन् विन्ध्यवासिनीम् ॥१॥ इषमासस्य शुक्लायां नवम्यां हि महोत्सवम् । ते व्यधुर्मन्दिरेऽप्युग्रा देव्या दुष्टक्रियाकृतः ॥२॥ सहस्रशोऽजाँश्च निहत्य तेऽवीन् पशूँस्तथाऽन्यान् महिषप्रमुख्यान् । नराननेकाँश्च सुराघटान् वै न्यवेदयन् भूरिमुदैव देव्यै ॥३॥ जग्ध्वाऽऽमिषं भूरिसुरां च पीत्वा देवालयेऽपि व्यधुरेव सङ्गम् । ते स्वैरिणीनामपि कामिनीनां तथाऽङ्गनानामपि पुँश्चलीनाम् ॥४॥

---

પોતાના ઉદરમાં સર્વોત્તમ પરમપુરુષને ધારણ કરનારા **ભક્તિ માતા,** તે ઈશ્વરાંશના તેજથી અતિ દેદીપ્યમાન તેમજ સર્વ સ્ત્રીઓમાં અતિ શ્રેષ્ઠ દેખાવા લાગ્યાં; અને પોતાની પ્રિય સખીઓમાં પણ પોતે અધિકતર પ્રિય બની, સર્વ દેવોને પણ વંદનીય બન્યાં; (૪૨) હે મનુજેન્દ્ર ! અનુપમ શ્રીહરિને ઉદરમાં ધારણ કરતા ભક્તિદેવી, ઉજ્જ્વલ પ્રકાશની જેમ તેજસ્વી બન્યાં, અને દશમે મહિને તો દેવાંગનાઓને પણ આશ્ચર્ય પમાડે તેમ ત્રિવિક્રમ ભગવાનના માતૃશ્રી અદિતિની માફક શોભવા લાગ્યાં; (૪૩) વરાહાદિ સમગ્ર અવતારોના કારણરૂપ, પરાત્પર શ્રીહરિકૃષ્ણ ભગવાનને પોતાના ઉદરમાં ધારણ કરતાં ભક્તિદેવી, જાણે તેજના સમૂહમાં વિરાજીત એવા અંગ વડે રમણીય, સર્વ લોકો તથા દેવતાઓને પણ વંદનીય અને સ્તુતિ પાત્ર, અતિશય પ્રભાવશાળી ભક્તિદેવી ધર્મ-જ્ઞાન-વૈરાગ્યાદિ એવા શુભ ગુણોથી **શ્રી દેવહૂતિ સમાન** શોભતાં હતાં. (૪૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'ધર્મદેવને મળેલા અશ્વત્થામાએ શાપ આપ્યો-ઈત્યાદિ નિરૂપણ' નામે પચ્ચીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૫)

## અધ્યાય : ૨૬

## અસુરોએ પોતાના ઈચ્છિતાર્થની સિદ્ધિ માટે મદ્ય-માંસાદિથી કરેલું વિંધ્યવાસિની દેવીનું પૂજન. તેમના દુરાચારથી દેવીનો કોપ અને શાપ. ત્યારબાદ અસુરોએ કરેલી ગુપ્ત મંત્રણા.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** - હે રાજન્ ! એ સમયમાં પૃથ્વી ઉપર ચારે વર્ણમાં ઉત્પન્ન થયેલા સો એ સો અસુરો મળીને **વિંધ્યવાસિની** દેવીને પૂજતા હતા. દુષ્ટકર્મ કરનારા તે અસુરો આસો સુદી નવમીને દિવસે દેવીના મંદિરમાં મહોત્સવ કરવા લાગ્યા; તે અસુરોએ હજારો બકરાં, ઘેટાં તથા પાડા તથા બીજા અનેક પશુઓનો તથા અનેક મનુષ્યોનો વધ કરી, અતિહર્ષથી માંસનું તથા દારુના ઘડાઓનું દેવીને નૈવેદ્ય ધર્યું; પછી તેમણે તે માંસ ખાધું તથા સુરાનું પાન કર્યું. અને દેવીના મંદિરમાં પણ સ્વૈરિણી, કામિની તથા પુંશ્ચલી સ્ત્રીઓનો સંગ કર્યો. (૧-૪)

अधर्ममन्यायमथेति तेषां देवी विलोक्यैव चुकोप तेभ्यः । तत्रातिदुष्टाय भृशं तु कालीदत्ताय तद्देशिकतां गताय ॥५॥ स्वप्ने निशायां तमुपेत्य भीमा देवी दधाना करवालमुग्रम् । तथा त्रिशूलं विकरालवेषा सुरक्तनेत्रेति जगाद वाक्यम् ॥६॥

देव्युवाच – **सर्वेऽपि मत्ता भवथैव यूयं मर्यादया चाप्यसुरा विहीनाः । उद्देशतो मे हि सुरादिपानं मांसाशनं वा कुरुथैव दुष्टाः ॥७॥ हिंसां पशूनां च नरव्रजानां सन्मन्दिरेऽत्रापि च पारदार्यम् । प्रकुर्वतो निर्दयदुष्टचित्तान् युष्मान् शपाम्येव कुकर्मसक्तान् ॥८॥ सर्वेषामेव युष्माकं वंशच्छेदो भविष्यति । समग्रं नङ्क्ष्यति तथा वित्तवृत्त्यादि सत्वरम् ॥९॥**

**अद्यप्रभृति पूजां मे यथा यूयं तथेतरे । सुराद्यैर्ये विधास्यन्ति क्ष्मादेवक्षत्रियादयः ॥१०॥ वंशोच्छेदो ध्रुवं तेषां युष्माकं भविता यथा । हीना धान्यधनाद्यैस्ते गन्तारो निरयान् मृताः ॥११॥ पूर्वशत्रुर्हि वः कृष्णो धर्मात् कोसलदेशजात् । भक्तौ भूत्वा हरिर्युष्मान् बुद्धिशस्त्रो हनिष्यति ॥१२॥ पर्यटन्नवनीं सर्वां लीनान् वः स इतस्ततः । एकैकशो विमृग्यैव कर्ता युष्मन्निकन्दनम् ॥१३॥ कुर्वते येऽत्र भूपालाः साहाय्यं भवतां ध्रुवम् । भविष्यति क्षयस्तेषां निश्चितं भवतां यथा ॥१४॥ पावन्या दिश आयातः कश्चिद् रक्ताननो नृपः । वशं नीत्वाऽऽशु तान् भूपान् सर्वां भोक्ष्यति मेदिनीम् ॥१५॥**

श्रीशुकानन्द उवाच – **तेभ्यो रुष्टेति सा देवी शप्त्वा तूर्णं तिरोदधे । तदाकर्ण्य जहौ निद्रां कालीदत्तो भयाकुलः ॥१६॥ सोऽसुरेभ्योऽथ सर्वेभ्यो देवीवाक्यं जगाद तत् । श्रुत्वा तत् कम्पमानास्ते भूरिचिन्ताऽर्त्तयोऽभवन् ॥१७॥**

---

તેમના દુષ્ટ કર્મ અને અધર્મ તથા અન્યાયી **વર્તણૂક** જોઈને તે દેવી તેમના ઉપર **ક્રોધિત** થયાં. તેમાં પણ તે સર્વના ગુરુ દુષ્ટ કાલીદત્ત ઉપર તો **દેવી** અત્યંત ક્રોધ પામી. (૫)

અતિ તીક્ષ્ણ તરવાર તથા ત્રિશૂલ ધારણ કરેલું છે જેણે એવી, ભયંકર આકૃતિ તેમજ વિકરાળ વેશવાળી, લાલ નેત્રવાળી, દેવી કાલીદત્તને સ્વપ્નમાં દર્શન દઈને કહેવા લાગીઃ (૬)

‘હે કાલીદત્ત ! તમો સર્વે અસુરો મદોન્મત્ત અને મર્યાદારહિત બની ગયા છો. તમો મારું મિષ લઈને માંસ ભક્ષણ તથા સુરાપાન કરો છો. મારા મંદિરમાં પશુઓ તથા મનુષ્યોની હિંસા કરનારા તથા તે મંદિરમાં જ પરસ્ત્રીઓનો સંગ કરનારા તમો સર્વે નિર્દય અને કુકર્મીઓને હું **શાપ** આપું છું; (૭-૮) હે કાલીદત્ત ! તમે જે સર્વ અસુરો, તમારા વંશનો ઉચ્છેદ થશે તથા તમારું ધન તથા તે પ્રાપ્ત કરવાના સાધનો પણ નાશ પામશે. (૯) આજથી આરંભીને જેમ તમો મારી પૂજા કરો છો તેમ બીજા બ્રાહ્મણાદિ પણ જે સુરાપાન આદિથી મારું પૂજન કરશે, તેઓનો પણ તમારી પેઠે તત્કાળ વંશોચ્છેદ થશે, તેમજ તમારી પેઠે તેમના ધન-ધાન્યાદિ નાશ પામશે અને મરીને નર્કમાં પડશે. (૧૦-૧૧)

તમારા પૂર્વના શત્રુ કૃષ્ણ કોશળદેશમાં ધર્મદેવ થકી ભક્તિમાતાને વિષે પ્રગટ થશે, તે શ્રીહરિ બુદ્ધિરૂપ શસ્ત્ર વડે તમારો નાશ કરશે. (૧૨) તે શ્રીહરિ સમગ્ર પૃથ્વી ઉપર ફરી, ગુપ્ત રહેલા તમને એક એકને શોધીને તમારું નિકંદન કાઢશે, વળી જે રાજાઓ તમારી સહાય કરશે તેઓનો પણ તમારી પેઠે જ નાશ કરશે; (૧૩-૧૪) વળી વાયુ દિશામાંથી આવેલો લાલ મુખવાળો રાજા, દુષ્ટ રાજાઓને વશ કરીને, સર્વ પૃથ્વી ઉપર રાજ્ય કરશે.’ (૧૫)

તેમના પર કોપ પામેલી દેવી આ પ્રમાણે શાપ આપીને તત્કાળ **અંતર્ધાન** થઈ ગયા. ક્રોધાયમાન દેવીનાં વચન સાંભળીને કાલીદત્ત ભયથી આકુળ વ્યાકુળ થયો, અને તેની નિદ્રા ઊડી ગઈ. (૧૬) પછી કાલીદત્તે સર્વે અસુરોને દેવીના શાપની **વાત** કરી. તે સાંભળીને અસુરો ચિંતાથી વ્યગ્ર થયા અને ભયથી કંપવા લાગ્યા. (૧૭) અનેક

**साधनैरनिवार्यं तं शापं मत्वाऽऽत्मकर्मजम् । भ्रूघ्राणघर्षणाद्यैस्तां देवीं ते न्यक्षमापयन् ॥१८॥ स्वस्वशक्त्याऽथ ते शाप-प्रतीकारं विधित्सवः । अचिरोपस्थितक्लेशा विचारं चेति चक्रिरे ॥१९॥ कृत्या उत्पाद्य ताभिर्वै शस्त्रैरस्त्रैश्च साधितैः । वीरैर्मन्त्रैस्तथा यन्त्रैर्बाल्ये वध्यो हरिर्हि सः ॥२०॥ प्रतिकर्तुं न शक्योऽरिर्वृद्धमित्रबलादिकः । हनिष्यामस्ततो बालं तं वयं नूनमुद्यताः ॥२१॥**

**धर्मारयो व्यवस्यैवं स्वं स्वं स्थानं हि ते ययुः । कृत्योत्पादादिमनसः प्रतीक्षन्ते स्म तज्जनिम् ॥२२॥ आत्मीयशत्रुजननस्ववधप्रतिज्ञा-श्रुत्या स्रवद्धृतिभरा भुवि तेऽसुरौघाः । चिन्ताव्यथार्त्तमनसः सभयं कथञ्चिन्निन्युर्युगप्रतिनिभान् दिवसानशेषान् ॥२३॥ तावद् गताऽसुरभयः स हरिप्रसादश्चक्रे व्रतं गणपतेर्हि नभस्यमासे । प्रीत्याऽर्चनोत्सवमुदारमथेषमासे वातात्मजस्य विधिवच्च वरोपचारैः ॥२४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते प्रथमस्कन्धे,
असुरकृतविन्ध्यवासिनीपूजादिनिरूपणनामा षड्विंशोऽध्यायः ॥२६॥

---

ઉપાયોથી પણ નિવારણ ન થઈ શકે તેવો તે શાપ પોતાના દુષ્કર્મોથી થયો છે, તેમ જાણી તે અસુરો પૃથ્વી ઉપર નાક ઘસી પ્રણામ કરીને તે દેવીની **ક્ષમા** માગવા લાગ્યા. (૧૮)

પછી તે **અસુરો** પોતપોતાની શક્તિ પ્રમાણે શાપની નિવૃત્તિ કરવા માટે આ પ્રમાણે **વિચાર** કરવા લાગ્યા; (૧૯) સિદ્ધ કરેલા મંત્રોથી કૃત્યાઓ ઉત્પન્ન કરવી તથા તે કૃત્યા દ્વારા અથવા વીરોની સાધના કરી, તે દ્વારા અથવા શસ્ત્ર, અસ્ત્ર, કે મંત્રો સાધી તે વડે આપણા શત્રુ હરિને બાળપણમાં જ મારી નાંખવો;, કારણ કે જો શત્રુ મોટો થાય તો પછી તેનો પરાભવ શક્ય નથી તેથી આપણે સર્વેએ તે હરિને બાળપણમાં જ મારી નાંખવો. (૨૦-૨૧)

ધર્મના વેરી તે અસુરો આ પ્રમાણે નિશ્ચય કરીને પોતપોતાના સ્થાનમાં ગયા. કૃત્યાઓને ઉત્પન્ન કરવાની ઈચ્છાવાળા તે અસુરો, શ્રીહરિના જન્મની વાટ જોવા લાગ્યા. (૨૨)

પોતાના શત્રુનો જન્મ અને તેનાથી પોતાનો વધ થશે તે જાણી, તે અસુરો ધીરજ વિનાના; ચિંતાથી વ્યગ્ર અને ભયભીત બની એક એક દિવસ યુગની જેમ પસાર કરવા લાગ્યા. (૨૩)

તેજ સમયમાં અસુરોથી નિર્ભય બનેલા શ્રી હરિપ્રસાદે (ધર્મદેવે) ભાદરવા માસમાં ગણપતિનું **વ્રત** કર્યું અને પછી આસો સુદી ૧૪ ના દિવસે વાયુપુત્ર હનુમાનજીની શ્રેષ્ઠ ઉપચારો (સિંદૂરાદિ સામગ્રીઓ)થી વિધિપૂર્વક **મહાપૂજા** કરી. (૨૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના
પ્રથમ સ્કંધમાં 'અસુરોએ વિંધ્યવાસિની દેવીની કરેલી પૂજાદિ નિરૂપણ' નામે
છવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૬)



## ॥ अथ सप्तविंशोऽध्यायः ॥

( सप्तविंशे हरेर्मातुर्भक्तेः शोभाद्युदीरितम् । हरिप्रादुर्भाववेला-शोभायाश्च निरूपणम् ॥ )

श्रीशुकानन्द उवाच - **गर्भे दधाना परमं पुमांसं सा देवमातेव बभूव भक्तिः । सम्भावनीयाऽखिलसुन्दरीणां पुण्येक्षणा सादरमेव वन्द्या ॥१॥ सा सर्वसौधं निजचारुमूर्तेर्विभासयन्त्यद्भुतभूरिभासा । अनेकलोकैकनिवासवासा रराज राजन् द्विजराजकान्तिः ॥२॥ तां भ्राजितस्वीयगृहाङ्गणस्थां संगत्य चेतस्तत एव लोकाः । ग्राम्या मुदं यूथश आप्नुवन्तश्चित्रं तथैक्षन्त मुहुर्हि राजन् ॥३॥**

**अन्तर्वत्नी भूरिलज्जासमेता ध्वान्तं सर्वं निघ्नती स्वाङ्गकान्त्या । स्वीयावेक्षासक्तलोकव्रजार्त्ता नो निर्याति स्माऽऽत्मगेहाद् बहिः सा ॥४॥ शास्त्रज्ञो विमलमना द्विजोत्तमस्तां गायत्रीमिव स विलोक्य वेदगर्भाम् । ज्ञात्वा तां धृतपुरुषोत्तमां प्रपेदे साश्चर्यं प्रचुरमपि प्रमोदमन्तः ॥५॥ अदृष्टपूर्वां रमणीयशोभां स्मिताननां तामवलोक्य योषाः । तेजस्विनीं भूरितरानुभावां परस्परं सादरमित्यवोचन् ॥६॥** स्त्रिय ऊचुः - **अहो स्त्रियोऽस्माभिरवेक्षिताः स्विद् बह्व्योऽत्र योषा भुवि गर्भवत्यः । एवंविधा न क्वचिदेव दृष्टा न च श्रुता भूमितलेऽखिलेऽस्मिन् ॥७॥ तस्माद्धरिः**

## અધ્યાય : ૨૭

## ગર્ભસ્થ-શ્રીહરિના માતુશ્રી ભક્તિદેવીની શોભાનું વર્ણન તથા શ્રીહરિના પ્રાદુર્ભાવ સમયની શોભાનું વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પરમ પુરુષને ગર્ભમાં ધારણ કરતા ભક્તિમાતા, શ્રીકૃષ્ણના માતા દેવકીજીની જેમ સમગ્ર સ્ત્રીઓએ સન્માનનીય-મંગળકારી **દર્શનીય** સ્વરૂપવાળાં તેમજ આદરપૂર્વક **વંદનીય** બન્યાં; (૧) પોતાના સ્વરૂપની અદ્‌ભુત અને અતિશય કાંતિથી સમગ્ર ભુવનને પ્રકાશિત કરતા, જેમના સ્વરૂપમાં અનેક લોકનો-બ્રહ્માંડોનો નિવાસ છે તે ભગવાનનો જેમના ઉદરમાં નિવાસ થયો છે એવાં, ચંદ્રના સરખી કાંતિવાળાં ભક્તિમાતા અતિશય શોભતાં હતાં; (૨) હે રાજન્ ! તે **ભક્તિદેવી** અતિશય કાંતિથી શોભતા હતા, તેથી તેમને પોતાના ઘરના આંગણામાં બેઠેલાં જોઈ, તે ગામના જનો જ્યાં-ત્યાંથી એકત્ર થઈને હર્ષ તથા આશ્ચર્ય પામતા થકા વારંવાર તેમને જોતા હતા. (૩) પોતાના શરીરની કાન્તિથી ઘરના અંદરના ઓરડાના અંધારાનો નાશ કરતા, ભક્તિદેવી, સગર્ભા હોવાથી અતિશય લજ્જા યુક્ત થકા, પોતાને જોવામાં આસક્ત લોક સમુદાયોથી વ્યથા પામતાં હતાં તેથી પોતાના ઘરની બહાર નીકળતાં નહોતાં. (૪)

સકળ શાસ્ત્રનો સિદ્ધાંત જાણનારા-નિર્મળ મનવાળા-દ્વિજોત્તમ **ધર્મ,** વેદો જેમના ગર્ભમાં છે એવાં ગાયત્રી દેવીની જેમ શોભતાં પોતાના પત્ની ભક્તિદેવી, 'જેમણે પુરુષોત્તમ ભગવાનને પોતાના ગર્ભમાં ધારણ કર્યા છે.' તેવું જાણીને, તેમને જોઈને આશ્ચર્યપૂર્વક **અતિશય આનંદ** પામતા હતા. (૫)

પહેલાં ક્યારેય પણ આ પ્રકારે નહીં જોયેલાં, રમણીય શોભાવાળાં, મંદ હાસ્યવાળાં, પ્રશસ્ત તેજવાળાં તથા અત્યંત પ્રભાવવાળાં, ભક્તિને જોઈને તે નગરની **સ્ત્રીઓ** આદરપૂર્વક પરસ્પર આ પ્રમાણે કહેવા લાગી; (૬) 'હે સ્ત્રીઓ ! આ આશ્ચર્ય છે. આ પૃથ્વીમાં અમોએ ઘણી ગર્ભવતી સ્ત્રીઓ જોઈ છે. પરંતુ આ ભક્તિદેવી સમાન તો હજુ સુધી કોઈ સ્ત્રી જોઈ નથી. એટલું જ નહીં, 'સમગ્ર પૃથ્વીમાં પણ આવી કાંતિવાન સ્ત્રી હતી' તેવું સાંભળ્યું પણ નથી. (માટે આ એકજ આવા કેમ ? તે **કારણ** જણાવતાં કહે છેઃ) 'સર્વ બ્રહ્માંડો જેમનામાં રહ્યાં છે, તે સકળ

सर्वजगन्निवासो धृतोऽनया स्वोदर एव भूमा । पतिव्रताप्रार्थितसद्‌गुणाया भाग्यं किमस्या वयमीरयामः ॥८॥

श्रीशुकानन्द उवाच - उक्त्वेति योषा दधुरादृतास्ताः शिरस्सु तत्पादरजोऽतिपुण्यम् । सदा तदीयं महिमानमेवं जगुर्नितान्तं मुदिता रमण्यः ॥९॥ ईदृग्विधा साऽमरवन्द्यमाना विशुद्धचित्ता महसा त्वनन्या । अरिष्टगेहे न्यवसत् सुरम्ये विप्रोदिते माङ्गलिके मुहूर्ते ॥१०॥

सोष्यन्तीकर्मयोग्यान्निगमविधिविदां श्रेष्ठ एवाग्रजन्मा, सम्भारान् देवशर्मा द्रुततरमखिलान् साधयामास राजन् । भक्तेरावासगेहे बहुतरपरमश्रीनिधाने समृद्धे, संवासं साविकाद्या व्यधुरतिनिपुणा योषितस्तत्र कार्ये ॥११॥ कालोऽथ रम्यो भवति स्म राजन् निःशेषसन्मङ्गलहेतुरेव । अभूतपूर्वं यमवेक्ष्य लोका ययुर्भृशं विस्मयमेव सर्वे ॥१२॥ अतर्क्यैश्वर्यस्याऽनवधिकगुणाद्येकजलधेरधीशस्येशानां परमपुरुषस्याक्षरपतेः । हरेराविर्भावक्षण इह समग्रे त्रिभुवने महानेवानन्दः समभवदतुल्यो नरपते ॥१३॥ नृप हरिजनन-क्षणे वसन्तो भुवि जनयन् स्वगुणान्नितान्तरम्यान् । तमधिकमिव सेवितुं प्रकाशं सुललितकोसलमण्डलेषु लेभे ॥१४॥ कुसुमरुचिरसौरभातिलोभ-भ्रमदलिहुंकृतिभिर्विराजिताभिः । अतिशयमवनीरुहां लताभिर्बभुरखिलोपवनानि काननानि ॥१५॥ प्लुतमधुररवैस्तदाऽन्यपुष्टा व्रजत इतस्तत आप्तुमेव तीर्थम् । पथिकजनचयानिवाह्वयन्ति फलमिति सर्वमिहैव जन्मनोऽस्ति ॥१६॥ विविध-जलज-राजि-राजमाना निखिलनदाश्च विरेजिरे सरांसि । ययुरखिलजलान्यतिप्रसादं प्रचुरमुदं च

ઐશ્વર્યશાળી શ્રીહરિને આ ભક્તિએ પોતાના ઉદરમાં ધારણ કર્યા છે' તેથી પતિવ્રતા સ્ત્રીઓને પણ પ્રાર્થના કરવા યોગ્ય સર્વ સદ્‌ગુણોથી શોભાયમાન આ ભક્તિના **ભાગ્ય** આપણે શું કહીએ ? (૭-૮)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** તે સ્ત્રીઓ આ પ્રમાણે પરસ્પર પ્રીતિપૂર્વક બોલીને અતિ પવિત્ર ભક્તિની ચરણરજ પોતપોતાના મસ્તકે ધારણ કરવા લાગી. આ પ્રકારે અત્યંત આનંદ પામેલી તે સ્ત્રીઓ હંમેશાં ભક્તિદેવીના **મહિમાનું ગાન** કરતી હતી. (૯)

આ રીતે દેવતાઓએ પ્રણામ કરેલાં, વિશુદ્ધ ચિત્તવાળાં, અનુપમ તેજવાળાં, ભક્તિદેવી જ્યોતિષી બ્રાહ્મણના કહેવા પ્રમાણે મહામંગળ આપનારા મુહૂર્તમાં અતિ રમણીય સૂતિકાગારમાં **વાસ** કરવા લાગ્યાં. (૧૦)

હે રાજન્ ! વેદવિધિ જાણનારાઓમાં શ્રેષ્ઠ વિપ્ર દેવશર્માએ પ્રસવ કાર્ય સુખે કરીને થાય તે માટે, સોષ્યન્તી નામનો હોમ પ્રયોગ કરવા માટે, બધી સામગ્રી મંગાવી. તેમજ પ્રસવ કરાવવાના કામમાં અતિ નિપુણ સાવિકા (સૂયાણી) આદિક સ્ત્રીઓ પણ તે અતિસમૃદ્ધ સૂતિકાગૃહમાં **નિવાસ** કરવા લાગી. (૧૧)

પછી હે રાજન્ ! સમગ્ર મંગળોનો કારણરૂપ, શ્રીહરિનો રમણીય **જન્મ સમય** પ્રાપ્ત થયો. એવા અભૂતપૂર્વ કાળને જોઈને, સર્વ લોકો અતિ વિસ્મય પામી ગયા; (૧૨) હે રાજન્ ! અતર્ક્ય ઐશ્વર્યવાળા, અનવધિકાતિશય ગુણોના સમુદ્રરૂપ, બ્રહ્માદિક દેવેશ્વરોના સ્વામી, અક્ષરપતિ પરમપુરુષ શ્રીહરિના આવિર્ભાવ સમયમાં, આ સમગ્ર ત્રિભુવનમાં **અનુપમ આનંદ** વર્તવા લાગ્યો; (૧૩) હે નૃપ ! શ્રીહરિના પ્રાદુર્ભાવ સમયમાં પૃથ્વી ઉપર **વસંતઋતુ** શ્રીહરિની જાણે વિશેષ સેવા કરવા માટે જ પોતાના અતિશય રમણીય ગુણોને પ્રગટ કરતી, કોશલ દેશના મંડળોમાં (પ્રાંતોમાં) પ્રગટ થઈ; લચી પડતા પુષ્પોની સુગંધનો રસ લેવા ભ્રમણ કરતા ભમરાઓના ગુંજારવ વડે શોભાયમાન વૃક્ષોની લતાઓથી બગીચાઓ તથા વનો **વિશેષ** શોભવા લાગ્યાં. (૧૪-૧૫)

તે સમયમાં પોતાના કલ્યાણ માટે અનેક તીર્થોમાં ફરતા પથિક-યાત્રાળુઓને, કોકિલાઓ ઊંચા મધુર સ્વરથી જાણે બોલાવીને કહેતી હતી કે, હે યાત્રાળુજનો ! મનુષ્ય જન્મનું સર્વ **ફળ** આ સ્થાનમાં જ છે; (૧૬) વિવિધ

मनांसि सज्जनानाम् ॥१७॥ प्रतिगृहमतिमङ्गलप्रणादा बहु-पुरसंवसथादिषु स्म चासन् । इह जगति सभस्मकुण्डसंस्था अनलचितामनलाः समैन्धतैव ॥१८॥ अभवदपि जयाऽऽरवस्त्रिलोक्यां क्षितिरखिलाऽपि समङ्गला तदाऽऽसीत् । सपदि हि सकला दिशः प्रसेदुर्निखिलमभूच्छुभसूचकं तदानीम् ॥१९॥ गगनमभवदेव शुद्धताराग्रहभगणक्षणदेशराजमानम् । अतिसुखमपि चेयुरामयार्त्ता ववुरतिसौरभमन्दशीतवाताः ॥२०॥

सपदि निगडभेदनं ययुस्ते नरपतिबन्धनगेहयन्त्रिता ये । त्रिभुवनजनता सुखं प्रपेदे जनिसमये पुरुषोत्तमस्य भूम्नः ॥२१॥ अथ मुदितसुरैर्निनाद्यमाना दिवि पुरु दुन्दुभयस्तदा निनेदुः । जयजयनिनदं महर्षिसंघा विदधुरथाऽप्सरसो मुदैव नृत्यम् ॥२२॥ ददुरतुलमुदाऽऽशिषश्च सिद्धा जगुरखिलाः सुरगायकास्तदानीम् । सविविधवरवाद्यमुत्कचित्ताः सह मधुरस्वरमूर्च्छनादिभेदैः ॥२३॥ निगमगणपुराणशास्त्रजातं निजपरिरक्षणहर्षमाशु लेभे । जनपुरुसुखकारिधर्मसर्गो मुदमगमन्नृषयश्च सर्वदेवाः ॥२४॥ ययुरिह भुवि शुष्कबोधिनो ये गिरिनिलयं सह कुण्डशाक्तकौलैः । कलिरपि च हरौ प्रजायमाने सभयमियेष पलायनं सह स्वैः ॥२५॥ नृतनु-दनुज-मानसानि भावि - स्वपरिभिवावगमं भयं प्रकामम् । ययुरतिचकितोऽप्यधर्मसर्गः सपदि हि गन्तुमियेष दूरदेशम् ॥२६॥ जगति सहजवैरिणोऽपि वैरं जहुरतिदुस्त्यजमप्यशेषमेव

---

પ્રકારનાં કમળથી શોભાયમાન નદીઓ અને સરોવરો અત્યંત શોભવા લાગ્યા. તેમનાં જળ અતિ નિર્મળ થયાં. વળી સત્પુરુષોનાં મન પણ અત્યંત **આનંદ** પામ્યાં. (૧૭) નગરો, ઉપનગરો તથા ગામોમાં ઘેર ઘેર **મંગળ ગીતો** ગવાવાં લાગ્યાં. એટલું જ નહીં પણ ભસ્મે સહિત કુંડમાં રહેલા અગ્નિહોત્રીઓના અગ્નિ પણ પ્રજ્વલિત થયા; (૧૮) તે સમયમાં સમગ્ર ત્રિલોકમાં **જયજયકારના નાદ** થયા. તેમજ સમગ્ર પૃથ્વી પણ **મંગળકારી** થઈ. સકળ દિશાઓ પ્રસન્ન(સ્વચ્છ) થઈ અને સર્વ પદાર્થો શુભ સૂચક થવા લાગ્યા. (૧૯) વિશુદ્ધ તારાઓ, શુક્રાદિ ગ્રહો, નક્ષત્રો તથા ચંદ્રથી આકાશ અત્યંત શોભાયમાન થયું. રોગથી પીડાતા જનો પણ નીરોગી થયા. અતિ સુગંધીમાન-મંદ અને શીતલ વાયુ વાવા લાગ્યા; (૨૦) ગુણોથી અત્યંત શ્રેષ્ઠ શ્રી પુરુષોત્તમના જન્મ સમયે રાજાના બંધીખાને જે અપરાધીજનો હતા, તેમની બેડીઓ પણ એકાએક તૂટી ગઈ. એ પ્રમાણે ત્રિલોકનો **જનસમૂહ** સુખી થયો. (૨૧)

તે સમયે દેવોએ હર્ષપૂર્વક વગાડાતા દુંદુભિઓ પહેલાના કરતાં અધિક વાગવા લાગ્યા. મહર્ષિઓ **જયજય** શબ્દ બોલવા લાગ્યા, અપ્સરાઓ હર્ષપૂર્વક નૃત્ય કરવા લાગી. (૨૨) તે સમયે સિદ્ધો આનંદપૂર્વક **આશીર્વાદ** આપવા લાગ્યા; ગંધર્વો અતિ ઉત્સાહથી યુક્ત થકા વિવિધ પ્રકારના વાદ્યોથી મધુર સ્વરો અને મૂર્ચ્છનાદિ ભેદોથી **ગાન** કરવા લાગ્યા. (૨૩) ચારવેદ-પુરાણો તથા વિવિધ શાસ્ત્ર સમૂહ 'હવે પોતાનું રક્ષણ થશે' એમ સમજી હર્ષ પામ્યા. મનુષ્યોને અત્યંત સુખકારી ધર્મનો સર્ગ પણ આનંદ પામ્યો, તેમ જ ઋષિઓ તથા સર્વ દેવો પણ **આનંદ** પામ્યા. (૨૪)

શ્રીહરિનો પ્રાદુર્ભાવ થવાનો હોવાથી આ પૃથ્વીમાં કુંડાપંથી, શક્તિપંથી, અને કૌલ પંથીઓ સહિત શુષ્ક જ્ઞાનીઓ પર્વતોની ગુફામાં જઈને સંતાઈ ગયા. વળી કળિયુગ પણ ભય પામીને પોતાના પરિવાર સાથે પલાયન કરવાની ઈચ્છા કરતો હતો. (૨૫) તે સમયે મનુષ્ય દેહધારી અસુરોનાં મન પણ, હવે ભવિષ્યમાં પોતાનો પરાભવ થશે એમ નિશ્ચય જાણીને, અત્યંત ભય પામવા લાગ્યાં. અધર્મસર્ગ પણ પોતાના વિનાશના ભયથી તત્કાળ દૂરદેશ જવા માટે ઈચ્છતો હતો. (૨૬) જગતમાં સ્વભાવિક વેરવાળા પ્રાણીઓએ (જેમકે બિલાડી ને ઉંદર, સર્પ અને નોળિયો વગેરેએ) પોતાનાથી ન તજાય તેવું વૈર સંપૂર્ણ ત્યજી દીધું. દેવો તથા સમગ્ર મુનિઓ પ્રસન્ન મનથી **પુષ્પવૃષ્ટિ** કરવા લાગ્યા.

। दितिसुतरिपवः प्रसूनवृष्टिं व्यधुरखिला मुनयश्च हृष्टचित्ताः ॥२७॥ अभवदतिमहोत्सवस्तदानीं भुवि निखेलेष्वपि कृष्णमन्दिरेषु । प्रमुदितमनसोऽत्र भूमिदेवा व्यधुरतिमङ्गलकारिवेदघोषम् ॥२८॥ इह भुवि ननु धेनवोऽप्यमुञ्चन् प्रचुरपयांसि फलप्रसूनभारैः । अवनतविटपा द्रुमास्तदाऽऽसन् नवमिव चापि बभूव वस्तु सर्वम् ॥२९॥

क्षितिरपि निजरक्षणं प्रकर्तुर्जनिसमये परमेश्वरस्य तस्य । बहुलतरमुपेयुषी प्रमोदं प्रकटयति स्म तदा रसानशेषान् ॥३०॥ प्रकटहरिसमागमेन वन्द्या त्रिदशवरैर्भवितास्मि भूरिभूतिः । त्वमिति किमिव भूर्दिवं स्मयन्ती विकचतरैर्विरराज कुन्दमाल्यैः ॥३१॥ कमलबलिमिमं च नो गृहीत्वा सुकृतगृहं नयताऽऽशु देहभाजः । इति जलनिनदैस्तरङ्गहस्तैः सरित इवात्यरुचन् प्रसूचयन्त्यः ॥३२॥ हरिरुदयमुपेत्य चाधुनैव द्रुतमपनेष्यति ते दुरन्तभारम् । कथयितुमवनीमिमां पयोधिर्मुदित इवातितरां तदा जगर्ज्ज ॥३३॥ श्रियमतिशयिनीं तदा धरित्र्या नृप किमहं प्रवदाम्यदृष्टपूर्वाम् । तदुदयसमयेऽप्यशेषमेतद् भुवनमदभ्रतरां श्रियं प्रपेदे ॥३४॥ प्राकट्यं पुरुषोत्तमस्य परमं विज्ञाय तत्राऽऽगता, देवेन्द्रा विधिविष्णुशङ्करमुखाः सर्वे विमानस्थिताः । आवृत्त्योत्तमपुष्पसञ्चयभृतो धर्मालयं सर्वतस्तस्थुर्व्योम्नि मुदा प्रतीक्ष्य हि तदाऽऽविर्भावमात्मप्रियम् ॥३५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे श्रीहरिप्रादुर्भावसमयशोभानिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

---

(૨૭) તે સમયે પૃથ્વી ઉપર સમગ્ર કૃષ્ણ મંદિરોમાં મહોત્સવ થવા લાગ્યા. બ્રાહ્મણો અતિ માંગલિક વેદ મંત્રોના ઘોષ કરવા લાગ્યા. (૨૮) ગાયો પણ ઘણું દૂધ આપવા લાગી. તે સમયે ફળ તથા પુષ્પોના ભારથી લચી પડતી ડાળીઓથી વૃક્ષો શોભવા લાગ્યા; અને સર્વ વસ્તુઓ જાણે નવીન હોય ને શું ? એમ દેખાવા લાગી. (૨૯)

પૃથ્વી પણ પોતાના ભારનો નાશ કરી પોતાનું રક્ષણ કરનારા પરમેશ્વર શ્રીહરિના જન્મ સમયમાં, અતિશય આનંદ પામી, અને સમગ્ર રસ ઉત્પન્ન કરવા લાગી; તેમજ હવે 'હે સ્વર્ગ ! હું હવેથી પ્રગટ શ્રીહરિના સંબંધથી અતિશય સમૃદ્ધિવાળી, દેવેન્દ્રોએ પણ વંદન કરવા યોગ્ય થઈશ. તેથી મારી આગળ તું કોણ માત્ર ?' એમ સ્વર્ગને જાણે કહેતી હોય ને શું ? તથા અત્યંત પ્રફુલ્લિત માલતીના પુષ્પોથી દ્યુલોકને હસતી હોયને શું ? એમ વિશેષ શોભતી હતી. (૩૦-૩૧)

હે જનો ! અમારાં કમળો રૂપ બલિને ધર્મદેવના ભુવનમાં લઈ જાઓ, એમ **નદીઓ** પણ જળના નિનાદોથી તથા તરંગરૂપી હાથ વડે સૂચના કરતી હોય ને શું ? એમ અતિ શોભતી હતી; (૩૨) 'હે અવને ! શ્રીહરિ હમણાં જ જન્મ ધરીને તમારો ઘણાં કાળનો ભાર નાશ કરશે.' આમ જાણે કે પૃથ્વીને કહેવા માટે **સમુદ્ર** પણ હર્ષ પામતો અત્યંત ગર્જના કરતો હતો. (૩૩)

હે નૃપ ! શ્રીહરિના પ્રાદુર્ભાવ સમયે આ પૃથ્વીની **અપૂર્વ શોભા** હું શી રીતે વર્ણવું ? તે સમયે આ સમગ્ર બ્રહ્માંડ અત્યંત શોભાયમાન થયું, પુરુષોત્તમનું પરમ પ્રાગટ્ય હાલમાં જ થશે તેમ જાણીને ધર્મના ભુવન પ્રત્યે આવેલા બ્રહ્મા, વિષ્ણુ, શંકરાદિ વિમાનમાં બેઠેલા સર્વ **દેવેન્દ્રો,** ઉત્તમ પુષ્પોના સમુદાય સાથે; ધર્મના ભુવનને ચારેય બાજુથી આવરીને પોતાને અતિપ્રિય શ્રીહરિના આવિર્ભાવ સમયની રાહ જોઈને, આકાશમાં આનંદથી **સ્થિર** થયા. (૩૪-૩૫)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'શ્રીહરિના પ્રાદુર્ભાવ સમયની શોભાનું નિરૂપણ' નામે સતાવીશમો અધ્યાય સંપૂર્ણ. (૨૭)

## ॥ अथाऽष्टाविंशोऽध्यायः ॥
## ( अलौकिकस्तथा प्रादुर्भावोऽष्टाविंश ईरितः ।
## श्रीहरेरथ देवादिकृता स्तुतिरुदीरिता ॥ )

श्रीशुकानन्द उवाच - (वसंततिलका०) **भक्तेस्तनोरथ समग्रशरीरभाजां बाह्यान्तरीयतमसां नितरां घनानाम् । विध्वंसनातिपटु शुभ्रतरं हि तेजः सर्वोत्तमं सुखकरं सहसाऽऽविरासीत् ॥१॥ तद् व्याप्य गेहमखिलं प्रसरत् समन्ताद् भूमिं सरिज्जलधिपर्वतवृक्षयुक्ताम् । व्यापत्तथैतदपि सत्वरमन्तरिक्षम् आब्रह्मलोकमखिलाँश्च तथोर्ध्वलोकान् ॥२॥ तत् कोटिकोटितरणीन्दुमहस्तिरस्कृत् तेजोऽद्भुतं विततमूर्ध्वमदभ्रवेगम् । व्यापाऽतिविस्मयकरं सुरमानवानां ब्रह्माण्डगोलनिखिलावरणानि सद्यः ॥३॥ सच्चित्सुखात्मकमदृश्यत भूरि तेजः सर्वैर्जनैस्तदभितो नहि किञ्चिदन्यत् । नाऽधस्तथोर्ध्वमपि नैव यदन्तरालं नो भूर्दिशो न समलक्ष्यत देवलोकः ॥४॥ आकस्मिकेन जविना ननु तेजसैते ब्रह्माण्डगोलनिलयाः प्रतिरुद्धनेत्राः । सर्वे जनाः प्रलय इत्यतिभीतिमन्तो भ्रान्ता बभूवुरतिविस्मयमाप्नुवन्तः ॥५॥ तत्रागता ननु समाधिबलेन चाविर्भावं विबुध्य परमं पुरुषोत्तमस्य । ब्रह्मादयः सुरवराः सह शक्तिभिर्ये तद् वीक्ष्य तेऽपि बहुविस्मयमीयुरेव ॥६॥ विश्वोद्भवस्थितिविनाशविधायिनस्तत्तेजःसमूहपरिसंवृतलोचनास्ते । देव्योऽतिविस्मयभृतश्च पुराणमूर्तिर्जातोऽक्षरादिति परो विविदुः परस्मात् ॥७॥ तद्वीक्षणं भवदवप्रशमं सुरेन्द्राः कर्तुं समुत्कमनसो नलिनासनाद्याः । तत्प्राप्तसर्वविभवास्तमशेषवन्द्यं प्रीत्याऽस्तुवन्निति वरैरवकीर्य पुष्पैः ॥८॥**

---

## અધ્યાય : ૨૮

## શ્રીહરિનો અલૌકિક પ્રાદુર્ભાવ તથા દેવતાઓએ કરેલી સ્તુતિ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી સમગ્ર શરીરધારીઓના અંતરના તથા બહારના અતિ ઘાટાં અંધકારનો નાશ કરનારું, સર્વોત્તમ-અતિશ્વેત અને સુખકર **તેજ** ભક્તિના શરીરમાંથી એકદમ નીકળવા લાગ્યું. (૧) ચારેય તરફ પ્રસરતું તે તેજ, સમગ્ર સૂતિકા ગૃહને વ્યાપીને નદીઓ, સમુદ્રો, પર્વતો તથા વૃક્ષો વડે શોભતી પૃથ્વી ઉપર તથા આકાશમાં, તેમજ બ્રહ્મલોક પર્યન્ત સમગ્ર ઊર્ધ્વલોકમાં પણ વ્યાપી ગયું. (૨) તે તેજ કેવું હતું ? તો, કરોડ કરોડ સૂર્યો તથા ચંદ્રો તેમનાં તેજને પણ ઝાંખું કરે તેવું હતું. આશ્ચર્ય પમાડનારું અતિ વેગવાન અને ઊર્ધ્વ વ્યાપી તે વિસ્તૃત તેજ, અનેક બ્રહ્માંડો તથા સમગ્ર આવરણોને ભેદી સર્વત્ર વ્યાપી ગયું. (૩) તે સચ્ચિદાનંદ રૂપ અતિશય તેજ ચારેય બાજુએ સર્વ જનોએ જોયું. બીજું કાંઈપણ ઊંચે કે નીચે તેમને દેખાયું નહીં, આકાશ તથા પૃથ્વી પણ દેખાયાં નહીં. તેમજ દિશાઓ તથા દેવલોક પણ ન દેખાયાં. (૪) એકદમ ઉત્પન્ન થયેલા વેગવાન આ તેજથી બ્રહ્માંડોમાં રહેતા દેહધારીઓનાં નેત્રો ઢંકાઈ ગયાં. તેથી અતિ આશ્ચર્ય પામતાં તે સર્વે ભયભીત બનીને આ પ્રલય કાળનો અગ્નિ આવ્યો કે શું ? એમ ભ્રાંતચિત્ત થઈ ગયા. (૫)

'પુરુષોત્તમ નારાયણનો પૃથ્વી ઉપર **સર્વોત્કૃષ્ટ જન્મ** થવાનો છે' એમ સમાધિયોગથી જાણીને, પોતપોતાની પત્નીઓ સહિત ત્યાં આવેલા; દેવતાઓમાં શ્રેષ્ઠ બ્રહ્મા વગેરે પણ ધર્મના ભુવનમાં તે તેજ જોઈને બહુ વિસ્મય પામ્યા. (૬)

વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય કરનારા બ્રહ્માદિ તથા તેમની પત્નીઓનાં નેત્રો પણ તેજના સમૂહથી અંજાઈ ગયાં. તેથી તેઓ પણ અતિશય વિસ્મય પામ્યાં. પર થકી પર અક્ષર તે થકી પણ પર પુરાણમૂર્તિ શ્રીહરિ પ્રગટ થાય છે એમ તેમણે જાણ્યું. (૭) કમળ ઉપર આસન જેમનું છે એવા બ્રહ્મા તથા બીજા દેવો, જે સંસારરૂપી અગ્નિને શાંત કરનાર શ્રીહરિનું દર્શન કરવા માટે અતિ ઉત્સાહી છે અને જેમને શ્રીહરિ થકી જ સર્વ વૈભવો પ્રાપ્ત થયા છે તે દેવેન્દ્રો, સર્વ પ્રાણીઓને વંદનીય ધર્મના ગૃહમાં પ્રાદુર્ભાવ પામેલા શ્રીહરિને ઉત્તમ પુષ્પોથી વધાવીને પ્રેમથી આ પ્રમાણે **સ્તુતિ** કરવા લાગ્યા. (૮)

देवा ऊचुः- (स्रग्धरा०) :- **तेजःपुञ्जातिराजद्वरतरवपुषे कालमायादियन्त्रे दिव्यैश्वर्याय मायापरपुरुषपरिध्येयसद्विग्रहाय । निर्दोषायातिदिव्यप्रथितगुणगणोदारसौख्यैकधाम्ने भूयो भूयो नमामोऽक्षरपरपरमाश्चर्यजुष्टाय तुभ्यम् ॥९॥ तेजोऽप्येकस्वरोम्णः प्रकटमिह यदि त्वं विदध्याः समग्रं नाऽऽलक्ष्येतैव मायापरपुरुषगणैस्तद् वृतं त्वत्स्वरूपम् । प्रादुर्भूताः प्रधानाद् वयममरणगणा मायया मोहितास्ते द्रष्टुं त्वां तर्हि शक्ताः कथमखिलपते दिव्यरूपं भवेम ॥१०॥ त्वत्तेजोवार्धिमग्ने वयमिह पतितास्त्वण्डगोले दयालो तस्मादन्यत्र किञ्चित् परमपि च जनं न स्वकीयं जनं वा । पश्यामो नाऽऽत्मदेहं भुवनमपि तथा नेदमालोकयामो दिव्यं तेजस्त्वदीयं स्वनयनविषयं प्राप्तमेतत् किलैकम् ॥११॥**

**शक्ता द्रष्टुं न हि स्मो वयमतिशयितं ज्योतिरेतत् त्वदीयं तस्मादस्माभिरक्ष्णां सकरुण विहिते संपिधानेऽपि चान्तः । तेजः पश्याम एकं निबिडतरमतिभ्रान्तचित्ता वयं तत् संहृत्यैतत्त्वदीयं शरणमुपगतान् दर्शयाऽस्मान् स्वमूर्तिम् ॥१२॥**

श्रीशुकानन्द उवाच - (उपजाति०) :- **तैरीड्यमानः स इति स्वतेजः संहृत्य सर्वं स्वयमात्ममूर्तौ । सन्दर्शनीयोऽभवदञ्जसा तैः स्त्रीभिश्च तेषां निखिलैर्मुनीन्द्रैः ॥१३॥ यादृक् स्वकीयेऽक्षरधाम्नि दिव्ये स दिव्यरूपो रमतेऽखिलेशः । तथाविधं तं समलोकयँस्ते तद्दत्तया दिव्यदृशाऽञ्जसैव ॥१४॥ तेजोविरामे जनकस्तदीयस्तं ध्यायमानो सततं च भक्तिः । विलोक्य चात्मीयसुतत्वनाट्यं बिभ्राणमाश्चर्यमवापतुस्तौ ॥१५॥ ज्ञात्वाऽमरेन्द्राः प्रकटीभवन्तं**

---

**દેવતાઓ સ્તુતિ કરે છે :-** હે અક્ષર પર ! તેજનાં પુંજમાં આપનું **અતિ દિવ્ય** અતિશ્રેષ્ઠ **સ્વરૂપ** શોભે છે; આપ કાળ-માયા આદિના નિયંતા છો. દિવ્ય ઐશ્વર્યવાળા છો અને માયા તથા મહાપુરુષે ધ્યાન કરવા યોગ્ય છો. આપ સદા નિર્દોષ છો. અતિ દિવ્ય-મહાગુણોના ભંડારરૂપ છો. સર્વ સુખના નિધિ પરમાશ્ચર્યવાન એવા આપને અમે વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૯) હે હરે ! તમારા એક રોમનું તેજ જો તમે અહીં પ્રગટ કરો તો તે તેજથી વીંટાયેલા તમારા સ્વરૂપને મૂળ માયા તથા અક્ષરાત્મક પુરુષના ગણો (અક્ષરધામસ્થ મુક્તવૃંદો) પણ જોઈ ન શકે, તો પછી પ્રધાન પ્રકૃતિથી આવિર્ભાવ પામેલા અને તમારી માયાથી મોહ પામેલા અમો દેવતાઓ, હે સકળજન સ્વામિન્! દિવ્યરૂપવાળા તમોને જોવા કેમ શક્તિમાન થઈએ ? (૧૦) હે દયાળુ ! આ બ્રહ્માંડ જે તમારા તેજરૂપી સમુદ્રમાં ડૂબેલું છે, તેમાં અમો પડ્યા છીએ. તે તેજથી બીજું કાંઈ પણ અમે જોતા નથી. બીજા મનુષ્યોને તથા અમારા દેહને પણ જોઈ શકતા નથી. તેવી રીતે આ ભુવનને પણ જોઈ શકતા નથી. પરંતુ અમારાં નેત્ર આગળ રહેલું આ દિવ્ય તેજ જ ફક્ત દેખીએ છીએ; (૧૧) હે હરે ! તમારું આ અતિશય તેજ જોવા માટે અમો શક્તિમાન થતા નથી. તેથી અમોએ અમારાં નેત્રો મીંચી દીધાં છે. મીંચાયેલાં નેત્રોમાં પણ અંદર અતિ ઘાટું એક તેજ જ અમો જોઈએ છીએ. તેથી હે કરુણાળુ ! (અવધિએ રહિત અતિશય દયાવાળા એવા ભગવાન !) અમો અતિ ભ્રાન્ત ચિત્તવાળા થયા છીએ. માટે આ આપનું તેજ સંકેલીને તમારા શરણે આવેલા અમોને આપની મનોહર મૂર્તિનાં **દર્શન** કરાવો. (૧૨)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** તે દેવતાઓની **સ્તુતિ** સાંભળીને સ્વયં શ્રીહરિએ પોતાનું તેજ પોતાની મૂર્તિમાં સંકેલી લીધું અને તે દેવોને, તેમની પત્નીઓને તથા સમગ્ર મુનીન્દ્રોને પોતાની મૂર્તિનાં યથાર્થ-સુખકારી દર્શન કરાવ્યા. (૧૩) દિવ્યરૂપવાળા, અખિલેશ્વર શ્રીહરિ પોતાના દિવ્ય અક્ષરધામમાં જેવા સ્વરૂપે પોતાના મુક્તજનો સાથે ક્રીડા કરે છે, તેવા જ તેમને તેમની આપેલી **દિવ્ય દ્રષ્ટિ**થી તે સર્વ દેવતાઓએ જોયા. (૧૪)

શ્રીહરિએ પોતાની મૂર્તિમાં સમગ્ર તેજને લીન કરી દીધું ત્યારે, તેમનું સતત ધ્યાન કરનારા તેમના પિતા દેવશર્મા તથા ભક્તિમાતા બન્ને તે શ્રીહરિને પોતાના પુત્રભાવનું અનુકરણ કરતા જોઈને આશ્ચર્ય પામતાં હતાં. (૧૫) દર્શન

तमेव साक्षात् परमेश्वरं ते । पातुं समग्रामरशत्रुवर्गाद् धर्मं शुभं चात्मरतान् मुनीन्द्रान् ॥१६॥ प्रणम्य तं दण्डवदाप्तहर्षा भक्त्या निबद्धाञ्जलयः सुरेन्द्राः । प्रीत्योपसंगम्य नितान्तनम्राः समीडिरे★ ते भुवनैकनाथम् ॥१७॥

देवा ऊचु - (शिखरिणी०) :- **स्वभक्तप्रेयासं प्रकृतिगुणहीनाक्षरपरं ह्यनेकब्रह्माण्डस्थपतिपरिशास्तारमनघम् । समाविर्भूतं त्वां परमकृपया धर्मसदने नमामस्त्वद्दासा वयमसुरसर्गक्षयपटुम् ॥१८॥ तवाऽधीनाः सर्वे गुणसित-शकुन्ता इव वयं वहामः सर्वात्मँस्त्वदुदितविधिं मूर्धसु हरे । न हि स्वातन्त्र्येण क्वचिदपि जगत् कर्तुमितरः क्षमः कश्चिन्मुख्यस्तदखिलनियन्ता ननु भवान् ॥१९॥ परो योऽप्यस्मत्तो भवति किल वैराजपुरुषः प्रधानेशस्तस्मात् पर उदित एवैतदधिपः । परस्तस्मान्मूलप्रकृतिपतिरुक्तोऽक्षरपुमाँस्त्वमेषां सर्वेषां नियमनपटीयानसि विभो ॥२०॥ विनैव त्वद्भक्तिं भवदवमहातापशमनीम् अपीशा देवानां क्वचिदपि कृतान्तोग्रभयतः । न मुच्यन्ते यस्माद् भवहर परार्धद्वयमितं यदायुर्वैराजः स भुवनवपुर्यात्यपि भयम् ॥२१॥ यदीक्षायै स्वामिन्नपि सकलराज्यादिविभवं नृपास्त्यक्त्वा तीव्रं विदधति तपः स्वार्थनिपुणाः । तमेव त्वां साक्षात्तव करुणयाऽऽलोक्य भगवन् कृतार्थाः सञ्जाता मुदमधिगताश्चातिशयिनीम् ॥२२॥**

---

કરતા અમરેન્દ્રો,'ધર્મના બાળક આ સાક્ષાત્ પુરુષોત્તમ જ છે અને સમગ્ર દૈત્યોને હણીને પોતામાં જ એકમાત્ર પ્રીતિ પરાયણ શ્રી ધર્મદેવ તથા મુનીન્દ્રોનું રક્ષણ કરવા માટે જ પ્રગટ થયા છે,' એમ જાણતા હતા. (૧૬) સમગ્ર ભુવનના એકમાત્ર સ્વામી શ્રીહરિને દેવતાઓ હર્ષપૂર્વક ભક્તિસહિત દંડવત પ્રણામ કરીને બે હાથ જોડીને અત્યંત વિનયપૂર્વક તથા આનંદપૂર્વક સમીપમાં આવીને **સ્તુતિ** કરવા લાગ્યા. (૧૭)

**દેવતાઓ સ્તુતિ કરે છે :-** પોતાના ભક્તોને પ્રિય, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા સત્ત્વાદિ ગુણોથી રહિત, અક્ષરથી પર, અનેક બ્રહ્માંડના અધિપતિઓના નિયામક, નિષ્પાપ તથા પરમકૃપાથી ધર્મના ભુવનમાં પ્રગટ થયેલા, અસુરોનો વિનાશ કરવામાં ચતુર તમોને, તમારા દાસ, અમો **નમસ્કાર** કરીએ છીએ; (૧૮) હે સર્વાન્તર્યામિન્ ! હે હરે ! દોરાથી બાંધેલા પક્ષીઓની જેમ અમો સર્વ તમારે આધીન છીએ, અને આપે કરેલી આજ્ઞા મસ્તક ઉપર ધારણ કરીએ છીએ. તમારી શક્તિ વિના અમે સ્વતંત્ર રીતે જગત સર્જવા માટે ક્યારેય પણ સમર્થ નથી. માટે જગતની ઉત્પત્ત્યાદિ કરનારા બ્રહ્માદિ દેવોના **નિયંતા** આપ જ છો; (૧૯) અમારાથી પર વૈરાજ પુરુષ છે. તેનાથી પણ પર પ્રધાનપ્રકૃતિના પતિ (પ્રધાનપુરુષ) છે. પ્રધાન પુરુષથી પર મૂળપ્રકૃતિ પતિ અક્ષરપુરુષ (મહાપુરુષ) કહ્યા છે; એ સર્વેના પણ હે વિભો ! અતિનિપુણ **શાસક** તમો જ છો. (૨૦)

હે સંસાર નિવર્તક ! સંસારરૂપી દાવાનળના મહાતાપને શાંત કરનારી તમારી ભક્તિ વિના દેવતાઓના ઈશ્વરો પણ ક્યારેય મૃત્યુના ભયથી મુકાતા નથી. બ્રહ્માંડ શરીરાભિમાની વૈરાજ પુરુષ જેમની દ્વિપરાર્ધ આયુષ્ય છે, તે પણ કૃતાંત કાળથી **ભય** પામે છે. (૨૧)

હે સ્વામિન્ ! પોતાનો આત્યંતિક મોક્ષરૂપી પુરુષાર્થ સિદ્ધ કરવામાં નિપુણ એવા રાજાઓ, જે આપના દર્શન માટે સમગ્ર રાજ્યાદિ વૈભવોનો પણ ત્યાગ કરી વનમાં જઈને **તીવ્ર તપ** કરે છે. હે ભગવન્ ! એ જ આપના, અમો આપની કૃપાથી જ દર્શન પામી કૃતાર્થ થયા છીએ અને અતિ **આનંદ** પામ્યા છીએ. (૨૨)

---

★ ''समीडिरे' - अत्रामाद्यभावश्छान्दसः । (अन्यथा तु 'समीड्याञ्चक्रिरे' इति लिट् लकारे आमादि सहितं रूपं स्यात्)

**न हि स्तोतुं शक्ताः प्रकृतिगुणभावैरपहता वयं शान्तानन्तद्युतिमधुरदिव्यावयविनम् । अतर्क्यैश्वर्यं त्वामनवधिकमाहात्म्यनिलयं नमामस्तस्मात् त्वां जय जय परानन्दजलधे ॥२३॥**

श्रीशुकानन्द उवाच - (उपजाति०) :- **इति स्तुतिं तस्य सुरादयस्ते विधाय नत्वा तमुदारभक्त्या । स्थित्वाऽथ दूरे ददृशुस्तमीशं नितान्तसंहृष्टविलोचनास्याः ॥२४॥ सस्वाङ्गनो विप्रवरस्ततस्तं स वीक्ष्य सौन्दर्यमहापयोधिम् । सत्यप्रतिज्ञं प्रणयाश्रुनेत्रो बद्धाञ्जलिः शुद्धमतिः समस्तौत् ॥२५॥**

धर्मदेव उवाच - (कोकिल०) :- **प्रकृतिपरेऽक्षरे स्वनिलयेऽक्षरमुक्तगणैरपरिमितैर्निषेवितपदः परदिव्यतनुः । दुरधिगमो मयाऽवसित एव तपस्विजनैर्निखिलभगैर्युतस्त्वमखिलेशपतिः परमः ॥२६॥ शम-दम-सत्यता-स्ववशताऽऽर्जव-शान्ति-यशः-श्रुत-शुचि-कान्ति-शील-बल-धैर्य-तपः-प्रमुखैः । अचलसुदिव्यमङ्गलकरैर्महदिष्टतैरपरिमितैर्गुणैः सततसेवित एव भवान् ॥२७॥ तव चरणाम्बुजोत्तमरसप्रसिताः सुधियो न परिलषन्ति चाऽप्यखिलविश्वमहाविभवान् । न हि बहुदुर्लभामपि विमुक्तिमहो स भवान् इह कृपयाऽऽगतोऽक्षरपरः स्मरणीयतरः ॥२८॥** (स्वागता०) **मुक्तये जनचयैर्भवपाशाद् भक्तियुक्तमनसा स्मरणीयम् । स्वीयभक्तजनवाञ्छितपूरं नौमि सत्पदसरोजयुगं ते ॥२९॥**

---

અમારું જ્ઞાન, પ્રકૃતિના ગુણ સત્ત્વ-રજ અને તમ, તે ભાવથી આવૃત્ત થયું છે. માટે દર્શન માત્રથી શાંતિ આપનારા, અપાર શોભા અને લાવણ્યતાએ યુક્ત દિવ્ય અવયવોવાળા, અપાર ઐશ્વર્યવાળા, અનવધિકાતિશય માહાત્મ્યના સ્થાનભૂત, આપની સ્તુતિ કરવા માટે અમો શક્તિમાન નથી. માટે આપને અમો **નમસ્કાર** જ કરીએ છીએ. હે શ્રેષ્ઠ આનંદના સમુદ્ર, હે હરે ! આપનો **જયજયકાર** થાઓ. (આપના ઐશ્વર્યને પ્રગટ કરો.) (૨૩)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** તે દેવાદિકો આ પ્રમાણે શ્રીહરિની સ્તુતિ કરીને, ખૂબજ ભક્તિપૂર્વક શ્રીહરિને નમસ્કાર કરીને પછી દૂર ઊભા રહીને અતિ પ્રસન્ન નેત્રોયુક્ત મુખથી સકળ નિયંતા શ્રીહરિનાં **દર્શન** કરતા હતા. (૨૪)

ત્યારબાદ પોતાની પત્નીએ સહિત, શુદ્ધ બુદ્ધિવાળા વિપ્રવર **ધર્મદેવ** તે સૌંદર્યના મહાસાગર અને સત્ય પ્રતિજ્ઞાવાળા શ્રીહરિને જોઈને, સ્નેહથી આંખમાં અશ્રુ સાથે બન્ને હાથ જોડીને શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા. (૨૫)

(બાર તેજસ્વી સૂર્ય સમાન **બાર શ્લોકોથી** ધર્મનું પોષણ કરનારા **પરમેશ્વર શ્રીહરિ**ની **સ્તુતિ** કરે છે.)

**શ્રી ધર્મદેવ કહે છે :-** મૂળ પ્રકૃતિથી પર અક્ષરબ્રહ્મ નામના પોતાના ધામમાં અસંખ્ય અક્ષરમુક્તોએ જેમના ચરણકમળ સેવ્યાં છે એવા, હે પરમેશ્વર આપ અતિ શ્રેષ્ઠ **દિવ્યમૂર્તિ** છો, તપસ્વી જનોને પણ અત્યંત દુષ્પ્રાપ્ય છો, અને સમગ્ર ઐશ્વર્યોયે યુક્ત, તમો સમગ્ર ઈશ્વરોના પણ સ્વામી છો, એમ મેં જાણ્યું છે. (૨૬) શમ, દમ, સત્ય, સ્વવશતા, આર્જવ, શાન્તિ, યશ, શ્રુત, શૌચ, કાંતિ, શીલ, બળ, ધૈર્ય, તપ વગેરે અચળ દિવ્ય અને મંગળકારી ગુણો, જે ગુણોને **સત્પુરુષો** સદા ઈચ્છે છે, તે અપરિમિત ગુણોથી આપ નિરંતર સેવાયેલા છો; (૨૭) હે હરે ! તમારા ચરણરૂપી કમળમાં જે ઉત્તમ રસ છે, તેમાં આસક્તિવાળા એકાંતિક મુક્તો, સમગ્ર વિશ્વના મહા વૈભવો પણ ઈચ્છતા નથી. તેમજ અતિ દુર્લભ મુક્તિ પણ ઈચ્છતા નથી. અહો ! આ એક આશ્ચર્ય છે ! આપ અક્ષરથી પણ પર છો, અતિ સ્મરણીય છો, છતાં કેવળ અમારા ઉપર કૃપા કરીને જ અમારા આ ભુવનમાં પધાર્યા છો, તેથી હું ધન્ય છું; (૨૮) મુમુક્ષુજનોએ સંસારના પાશથી મુક્ત થવા ભક્તિયુક્ત મનથી સ્મરણ કરવા યોગ્ય. આપના ભક્તજનોને મનવાંચ્છિત આપનારા, મુક્ત જનોએ પૂજેલા આપના ચરણ કમળના યુગલને હું મન-વાણી તથા શરીરથી **નમસ્કાર** કરું છું. (૨૯)

नैकदेवपतिचारुमणीन्द्रश्रीकिरीटतटपीडितपीठम् । चिन्तये निखिलतीर्थनिकेतं त्वत्पदाम्बुजयुगं स्मरणीयम् ॥३०॥ ध्यानमात्रपरितापविभेदि श्रीमदुत्तमनखेन्दुमनोज्ञम् । कालभीतिहरणं श्रयणीयं त्वत्पदाब्जयुगलं शरणं मे ॥३१॥ स्वीयधीबलतयाऽपि सुरेशैरात्मरूपमेव बोद्धुमशक्यम्। इत्युपेत्य नृतनुं निजरूपज्ञानदायिनमहं प्रणतस्त्वाम् ॥३२॥ दुर्जरं तनुभृतां यदनाद्यं बन्धनं हि परिभेत्तुमसीशः । नास्ति ते ह्युपकृतिं प्रतिकर्तुं कोऽपि शक्त इह जन्मसहस्रैः ॥३३॥ ईश्वराश्च गुरवोऽपि नरेशास्त्वत्प्रसादलवतुल्यमपीश । नो फलं वितरितुं किल शक्तास्त्वां गतोऽस्मि शरणं तदधीशम् ॥३४॥ नैकविश्वरचनादिविलासस्त्वं हरे निखिलकारणहेतुः । मत्समीप्सितवरप्रद एव प्राणिमोक्षणकरः करुणाब्धिः ॥३५॥ (शार्दूल०) धर्मं पासि युगे युगे भुवि सतो धृत्वाऽवतारान् बहून् निघ्नन् धर्मरिपून् स्वकीयमहसा ज्ञानं ददास्याऽऽत्मनः । स त्वं भूप-गुरुस्थमद्य कलिना संवर्ध्यमानं क्षितौ हत्वाऽधर्मकुलं निजान् समवितुं गेहेऽवतीर्णोऽसि मे ॥३६॥ दिव्यापारगुणो ह्यसङ्ख्यभुवनाधारोऽखिलाधीश्वरः सर्वज्ञोऽक्षरमुक्तवत्सलतरोऽन्तर्याम्यशेषाऽऽत्मनाम् । आत्मारामसुनीन्द्र-चिन्त्यचरणः सर्वेन्द्रियागोचरस्त्वं मे प्रादुरभूर्हरेऽत्र सदने चित्रं किलैतन्महत् ॥३७॥

---

આપનું દિવ્ય સિંહાસન અસંખ્ય દેવાધિપતિઓના સુંદર મણીન્દ્રોની કાંતિવાળા મુગટોની અણીથી ઘસાયેલું છે. સમગ્ર તીર્થોના સ્થાનરૂપ અને સ્વાભાવિક સુંદર આપનાં ચરણ કમળના યુગ્મનું હું સદાય **ધ્યાન** કરું છું. (૩૦)

જેના કેવળ સ્મરણથી જ આધ્યાત્મિકાદિ સંતાપો નાશ પામે છે એવા, અતિ શોભાવાળા-ઉત્તમ નખરૂપી ચંદ્રના મનોહર પ્રકાશથી અંધકારનો નાશ કરનારા, તેમજ કાળના ભયનો નાશ કરનારા અને આશ્રય કરવા યોગ્ય એવાં આપના ચરણકમળ યુગલનો હું **આશ્રય** કરું છું. (૩૧) પોતાના બુદ્ધિબળથી બ્રહ્માદિ દેવેન્દ્રો પણ આપનું સ્વરૂપ સમ્યક્ જાણી શકતા નથી. તેથી જ મનુષ્ય મૂર્તિ ધારણ કરીને, 'હું આવો છું.' આ પ્રકારે સ્વસ્વરૂપનું જ્ઞાન આપનાર તમોને હું **પ્રણામ** કરું છું. (૩૨) શરીરધારીઓને અનાદિકાળથી થયેલા અભેદ્ય બંધનને ભેદી નાંખવા માટે તમો સમર્થ છો. આ જગતમાં હજારો જન્મ વડે પણ કોઈ ભક્ત તમારા ઉપકારનો બદલો આપવા માટે **શક્તિમાન** નથી. (૩૩) હે ઈશ ! બ્રહ્માદિ દેવેશ્વરો, ગુરુઓ (બૃહસ્પતિ આદિ) તેમજ રાજાઓ પોતાને પ્રસન્ન કરનારા સેવકોને તેઓ, તમારી પ્રસન્નતાથી જે ફળ મળે છે તેના લેશની પણ સમાન ફળ આપવા માટે શક્તિમાન નથી. તેથી હે ઈશ્વરોના ઈશ્વર ! હું તમારે શરણે આવ્યો છું. (૩૪) અનેક વિશ્વોની ઉત્પતિ-સ્થિતિ અને લયાદિ જેમના વિલાસો (લીલા માત્ર) છે એવા તમો, સમગ્ર કારણના પણ કારણ, મને સમ્યક્ પ્રકારે ઈચ્છિત વર આપનારા અને પ્રાણીઓનો મોક્ષ કરનારા, કરુણાસાગર હે ભગવાન ! આપ પૃથ્વીમાં ઘણાં અવતારો ધારણ કરીને પોતાના પરાક્રમથી અસુરોને હણીને યુગે યુગે સાધુપુરુષોનું **રક્ષણ** કરો છો. તેમજ તમારા સ્વરૂપનું જ્ઞાન આપો છો. તે આપ હાલમાં અસુરાંશ રાજાઓ તથા ગુરુઓમાં રહેલા અને કળિયુગે વૃદ્ધિ પમાડેલા અધર્મકુળને હણીને, તમારા ભક્તોનું રક્ષણ કરવા માટે મારા ગૃહમાં અવતરેલા છો; (૩૫-૩૬) દિવ્ય અને અપાર ગુણવાળા, અસંખ્ય ભુવનોના આધાર, મૂળપ્રકૃતિ પુરુષના અધીશ્વર, સર્વજ્ઞ, અક્ષરભાવને પામેલા મુક્તોમાં અત્યંત સ્નેહવાળા અને સમગ્ર આત્માઓના અંતર્યામી, આત્મારામ મુનીન્દ્રોએ ચિંતવન કરવા યોગ્ય છે ચરણ જેમનાં એવા, સર્વજનોની ઈન્દ્રિયોથી ન ગ્રહણ થઈ શકે એવા તમો હે હરે! મારા ગૃહમાં પ્રગટ થયા છો, ખરેખર તેજ **મહદાશ્ચર્ય** છે. (૩૭)

श्रीशुकानन्द उवाच – **प्रेमोद्रेकभृताऽतिनिर्मलधिया चैकान्तिनां प्रेयसा तेनेत्थं समभिष्टुतः स भगवान् भक्तेष्टसौख्यप्रदः । कर्तुं प्राणिहितं स्वकीयमहसा नानाऽवतारान् दधद् वाञ्छन् मानवनाटनं च बहुधा कर्तुं तमित्यब्रवीत् ॥३८॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे ब्रह्मादिदेवकृतस्तुतिनिरूपणनामाऽष्टाविंशोऽध्यायः ॥२८॥

## ॥ अथैकोनत्रिंशोऽध्यायः ॥

**( धर्मस्य पूर्वजनुषो वृत्तान्तस्मृतये हरिः । कथयामास तद्वृत्तं बालभावो हरेस्ततः ॥**
**पुत्रोत्सवस्य धर्मस्य हरेर्मूर्तेश्च वर्णनम् । उनत्रिंशे जातकर्मसंस्काराद्यस्य चेरितम् ॥ )**

श्रीभगवानुवाच – **धर्मदेवो भवान् साक्षाद् विप्रेन्द्र प्राग्भवेऽभवत् । इयं मूर्तिर्भवद्भार्या सदा त्वामनुवर्तिनी ॥१॥ शापाद् दुर्वाससोऽत्राप्तौ नृत्वं कलिबलैधितम् । अधर्मं संगतैर्दुष्टैर्मानवैर्मुहुर्रदितौ ॥२॥ धर्मनिष्ठौ प्रकुर्वन्तौ तीर्थयात्रां धरातले । कृष्णाश्रितोद्धवाल्लब्ध्वा कार्ष्णीं दीक्षां मुदाऽन्वितौ ॥३॥ दारिद्र्यातिव्यथोच्छेदं शत्रुभ्यः स्वावनं तथा । कृष्णादेवाऽभिवाञ्छन्तौ सदा निर्दम्भवर्तनौ ॥४॥**

**युवां वृन्दावनं गत्वा कृष्णाराधनमादरात् । महता विष्णुयागेन व्यधातां स्वस्थचेतसौ ॥५॥ जितनिद्रौ जिताहारौ ब्रह्मचर्यातिनिष्ठितौ । प्रत्याहृतेन्द्रियौ शान्तौ निर्द्वन्द्वौ निष्परिग्रहौ ॥६॥**

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છેઃ-** અતિશય સ્નેહાર્દ્ર, અતિ નિર્મળ બુદ્ધિવાળા અને એકાંતિક ભક્તોને અતિપ્રિય, ધર્મે આ પ્રકારે સ્તુતિ કરી ત્યારે; ભક્તોને ઈષ્ટ સુખ આપનારા, પોતાના અસાધારણ પ્રતાપથી જીવોનું હિત કરવા માટે નાના પ્રકારના અવતારો ધારણ કરતા તે **ભગવાન** બહુ પ્રકારે મનુષ્યભાવનું અનુકરણ કરવા ઈચ્છતા થકા ધર્મને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૩૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના પ્રથમ સ્કંધમાં 'બ્રહ્માદિ દેવોએ સ્તુતિ કરી તે નિરૂપણ' એ નામે અઠ્ઠાવીશમો અધ્યાય સંપૂર્ણ. (૨૮)

## અધ્યાય : ૨૯

**ધર્મદેવને ભગવાન શ્રીહરિ તેમના પૂર્વજન્મની સ્મૃતિ કરાવી તેમનું વૃત્તાંત કહે છે. પછી પોતાના તે દિવ્યભાવની વિસ્મૃતિ કરાવી બાલભાવ પ્રાપ્ત કરે છે. પુત્રના જન્મોત્સવમાં આનંદિત ધર્મદેવ પુત્રભાવ પામેલા શ્રીહરિના જાતકર્માદિ વિધિ કરે છે.**

**શ્રી ભગવાન કહે છે :-** 'હે વિપ્રેન્દ્ર ! પૂર્વ જન્મમાં તમો પ્રજાપતિ **ધર્મદેવ** હતા અને આપની પત્ની સદાય આપને અનુસરતા આ ભક્તિ તે **મૂર્તિ** હતાં. (૧) પછી દુર્વાસાના શાપથી આ લોકમાં તમે મનુષ્ય જન્મ ધર્યો. કળિના બળથી વૃદ્ધિ પામેલા અધર્મથી ભરપૂર, દુષ્ટ માનવોએ તમોને વારંવાર પીડા કરી. (૨) ધર્મનિષ્ઠાવાળાં તમોએ, તીર્થયાત્રા કરતાં શ્રી કૃષ્ણના આશ્રિત શ્રી ઉદ્ધવજી પાસેથી હર્ષપૂર્વક કૃષ્ણ સંબંધી દીક્ષા ગ્રહણ કરી; ત્યારબાદ દારિદ્ર્યની વ્યથા તથા શત્રુઓની પીડાથી પોતાનું રક્ષણ કૃષ્ણથી જ ઈચ્છતાં તમો હંમેશાં નિર્દંભ વર્તનવાળાં, બન્ને દંપતીએ વૃંદાવનમાં જઈને સ્વસ્થ ચિત્તથી મહા વિષ્ણુયાગથી આદરપૂર્વક શ્રીકૃષ્ણનું **આરાધન** કર્યું. (૩-૪-૫)

નિદ્રા તથા આહારને જીતીને દૃઢ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરી, વિષયોમાંથી ઈન્દ્રિયોને પાછી વાળી, તમો શાન્ત તથા શીત-ઉષ્ણ આદિ દ્વંદ્વથી રહિત તથા કોઈપણ વસ્તુના સંગ્રહની ઈચ્છાથી પણ રહિત હતાં; (૬)

**तच्चित्तौ त्यक्तविषयौ चरन्तौ दुश्चरं तपः । तपःक्षामौ महाधीरौ मदेकभावनान्वितौ ॥७॥ एवंभूतावथाहं वां ज्ञात्वा प्रीतोऽक्षराधिपः । त्वदाराधितकृष्णादि-सर्वाविर्भावकारणम् ॥८॥ तूर्णं श्रीकृष्णरूपेण मत्प्रेक्षां वामदां शुभाम् । ततस्त्वद्वाञ्छितास्तुभ्यं सर्वे दत्ता वरा मया ॥९॥ प्रसेदुषाऽथ नितरां मयैवं तुभ्यमीरितम् । सुतत्वं प्राप्य ते रक्षां विधास्ये सर्वदैव ते ॥१०॥ अथाऽन्तर्धानमापन्ने मयि त्वं स्वालयं गतः । तत्प्रभृत्येव ते दैन्यं नष्टं शत्रुभयं तथा ॥११॥ तद्रूपस्मृतये दिव्यं रूपं ते दर्शितं मया । त्वदात्मजत्वं प्राप्तोऽहं याहि स्वास्थ्यं द्विजोत्तम ॥१२॥**

श्रीशुकानन्द उवाच - **तमित्युक्त्वा हरिस्तूर्णं दिव्योऽभून्मनुजाऽर्भकः । सोऽथ रेमे प्रसूतल्पे रुचिराङ्गो विधुप्रभः ॥१३॥ तदिच्छयाऽथ नष्टाऽभूद् दिव्यभावस्मृतिस्तयोः । पुत्रं प्रजातं ज्ञात्वा तं तौ महानन्दमीयतुः ॥१४॥ धृतमानवभावं तं स च देवादयो मुदा । वेषान्तरमिव प्राप्तं नटवर्य्यं व्यलोकयन् ॥१५॥**

**कोटिकामस्मयहरश्रीमत्सर्वाङ्गराजितम् । सकलङ्कं निशाधीशं लज्जयन्तं मुखश्रिया ॥१६॥ अनेकलोकलावण्यं निर्जयन्तं निजश्रिया । पश्यतां परमानन्दं तन्वानं पुण्यदर्शनम् ॥१७॥ सामुद्रिकाऽऽगमप्रोक्तैर्लक्षणैरतिमङ्गलैः । युक्तैरवयवैर्दिव्यैर्भ्राजमानकलेवरम् ॥१८॥ नयनानन्दजनकैरतिपुण्यैरनन्यगैः । उत्कर्षव्यञ्जकैर्जुष्टं पुरुषोत्तमलक्ष्मभिः ॥१९॥ उत्तुङ्गारक्तसंराजन्नखविस्तीर्णरश्मिभिः । आच्छादयन्तमखिलाः सूर्यादीनामपि त्विषः ॥२०॥**

---

તમારાં ચિત્ત કેવળ કૃષ્ણમાંજ લાગેલાં હતાં. સમગ્ર વિષય-ભોગનો તમે ત્યાગ કરી દીધો હતો, અને મહાધૈર્યપૂર્વક મારી જ એક ભાવના યુક્ત અતિ કઠણ તપ કરતાં હતાં. જેથી તમારા શરીર અતિ કૃશ થઈ ગયા હતા. (૭) એ રીતના તમને જાણીને તમારા ઉપર પ્રસન્ન થયેલો હું-જે અક્ષરધામનો પતિ તેમજ તમોએ આરાધના કરેલ કૃષ્ણાદિ સર્વ અવતારોનું કારણ છું; એવા મેં તત્કાળ અતિ શુભ કરનારું મારું **દર્શન** શ્રીકૃષ્ણરૂપે તમને આપ્યું. પછી તમોએ ઈચ્છેલા સર્વે વરો મેં તમોને આપ્યા. પછી અત્યંત પ્રસન્ન થયેલા મેં 'હે ધર્મ ! તમારા ઘેર પુત્રરૂપે અવતરીને હંમેશાં તમારું રક્ષણ કરીશ' એમ તમને મેં **વચન** આપ્યું. (૮ થી ૧૦)

હે ધર્મ ! એટલું કહીને હું અંતર્ધાન થયો અને તમે સૌ તમારા સ્થાનમાં ગયા, ત્યારથી આરંભીને તમારું દરિદ્રપણું તથા શત્રુનો ભય નષ્ટ થયો છે. તે રૂપની સ્મૃતિ માટે તમોને મેં આ **દિવ્ય સ્વરૂપ** બતાવ્યું છે. હે દ્વિજોત્તમ ! હું તમારા પુત્રરૂપે થયો છું માટે હવે તમો **સ્વસ્થ** થાઓ.' (૧૧-૧૨)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! શ્રીહરિ ધર્મને આ પ્રકારે કહીને તત્કાળ દિવ્ય છતાં પણ મનુષ્ય ભાવ બતાવતાં **બાળક સમાન** થયા. પછી ચંદ્રમાની કાંતિ સમાન કાંતિવાળા અને અતિ મનોહર અંગવાળા **શ્રીહરિ** પોતાની માતાની શય્યામાં રમવા લાગ્યા. (૧૩) પછી શ્રીહરિના સંકલ્પથી ભક્તિ તથા ધર્મને તે દિવ્ય ભાવની સ્મૃતિ નષ્ટ થઈ ગઈ. પોતાને પુત્ર પ્રાપ્ત થયો છે એમ જાણી, તે બન્ને દંપતી મહા આનંદ પામ્યાં. તે ધર્મદેવ તથા સર્વદેવો વેષાંતરને પામેલા નટવર્યની માફક જેમણે **મનુષ્યભાવ** ધારણ કર્યો છે એવા શ્રીહરિને (બાળરૂપે) આનંદથી જોવા લાગ્યા. (૧૪-૧૫)

કોટી કામદેવના ગર્વને હરનારાં શોભાયમાન એવાં સર્વે અંગોથી શોભતા, અને સહજ સુંદર એવા મુખની કાંતિથી, કલંક યુક્ત ચંદ્રને લજ્જા પમાડનારા; (૧૬) અનેક લોકોનું જે લાવણ્ય તેને પોતાના અંગની લાવણ્યતાથી અત્યંત જીતતા, અને પોતાના દર્શન કરનારા જનોને **પરમાનંદ** આપતા એવા પુણ્યદર્શનવાળા; (૧૭) સામુદ્રિક શાસ્ત્રમાં કહેલા અતિ મંગળ લક્ષણો વડે ચરણતળમાં રહેલા ઊર્ધ્વ રેખાદિ ચિહ્નોથી યુક્ત-દિવ્ય અવયવોથી શોભાયમાન શરીર જેમનું છે એવા; (૧૮) નયનોને આનંદકારી-અતિ પવિત્ર-ઉત્કર્ષ સૂચક એવા, પુરુષોત્તમ **સ્વરૂપ**નાં ચિહ્નોથી યુક્ત; (૧૯)

મધ્ય પ્રદેશમાં લગારેક ઊંચા અને લગારેક રતાશવાળા સુંદર શોભતા જે નખમણી, તેનાં કિરણો વડે સૂર્યાદિની પણ સમગ્ર કાંતિને ઢાંકી દેતા; (૨૦)

नवीननीलजलदश्यामसुन्दरविग्रहम् । कस्तूरीकेसरवर-प्रसरद्गात्रसौरभम् ॥२१॥ स्वानुरूपाऽनवधिकाऽतिशयाऽऽश्चर्यमङ्गलैः । कान्ति-सौष्ठव-माधुर्य-मार्दवादिभिरन्वितम् ॥२२॥ एवंविधं तमीशानं प्रणिपत्त्याऽवतारिणम् । स्वस्वधामानि देवेन्द्रा ययुस्तद्दर्शनोत्सवाः ॥२३॥ एवं सुरम्ये सदने तदीये स्वच्छः कलापूर्ण इवोडुराजः । विरोधकृन्नामनि चारुवर्षे सौम्यायनं भानुमति प्रपन्ने ॥२४॥ ऋतौ वसन्ते मधुशुक्लपक्षे चन्द्रे नवम्यां च सुरेज्यऋक्षे । सुकर्मयोगे करणे तृतीये तथाऽलिलग्ने हरिराविरासीत् ॥२५॥ ग्रामस्तदाऽऽसीत् परिमृष्टसिक्तसमग्रगेहाङ्गणमार्गरम्यः । सचित्रवर्णोत्तमतोरणश्रीर्जयप्रणादैश्च युतो जनानाम् ॥२६॥

श्रीधर्मदेवस्य गृहे तदानीं बभूव नानाविधवाद्यनादः । जगुर्मुदा गीतिविदः पुमांसो विचित्रतूर्याणि निनादयन्तः ॥२७॥ विप्रादयस्तत्र जनाः समग्रा बलीन् गृहीत्वा विविधान् प्रसन्नाः । उपाययुर्धर्मगृहं च तूर्णं महोत्सवेनातिविराजमानम् ॥२८॥ सुवर्णपात्राणि करेषु नार्यस्तदा समादाय गुडान्वितानि । आजग्मुरेवोज्झितसर्वकार्या धर्मालयं सत्वरमुत्कचित्ताः ॥२९॥ जगुस्तदोच्चैर्जनमङ्गलं ता मुदाऽऽशिषो बालमुकुन्दमीशम् । ददुर्मिथश्चक्रुरदभ्रहर्षाः सत्कुङ्कुमादिप्रविलेपनं च ॥३०॥ अशेषतापोपशमाऽवलोकं मुखं तदीयं नयनाभिरामम् । विलोकयन्त्यो नयनैरतृप्तैरानन्दमीयुर्वनिता नितान्तम् ॥३१॥ विलोक्य तं भूरिमुदं ययुस्ते तदीयसम्बन्धिजनाः समेताः । उपात्तमर्त्यार्भकनाटनाय तस्मै ददुश्चाशिष ईश्वराय ॥३२॥

---

નવીન નીલમેઘની માફક શ્યામ સુંદર શરીરવાળા, કેસર-કસ્તૂરી તથા કુંકુમના લેપથી જેમના શરીરમાં સુગંધ પ્રસર્યો છે; (૨૧) પોતાને અનુરૂપ-અવધિરહિત-અતિશય આશ્ચર્ય અને મંગલકારી કાંતિ, સૌષ્ઠવ, માધુર્ય તથા માર્દવાદિ ગુણોથી યુક્ત (૨૨) સર્વ નિયંતા, અવતારી તે ભગવાનને પ્રણામ કરીને તેમનાં દર્શનથી જેમને આનંદ છે એવા દેવો પોતપોતાના ધામમાં ગયા. (૨૩)

આ રીતે અત્યંત રમણીય એવા ધર્મદેવના ભુવનમાં, જાણે કે નિર્મળ અને સંપૂર્ણ કલાવાળો ચંદ્રમા ઊગ્યો હોય તેમ **શ્રીહરિ** પ્રગટ થયા. તે સમયે વિરોધકૃત નામે સંવત્સરમાં સૂર્ય ઉત્તરાયનમાં હતા. ત્યારે સંવત ૧૮૩૭ના વસંત ઋતુમાં, ચૈત્ર માસની શુક્લ પક્ષની નવમી તિથિમાં સોમવારના દિવસે (તા. ૨-૪-૧૭૮૧) પુષ્ય નક્ષત્રમાં, સુકર્મ નામના યોગમાં, કૌલવ નામના કરણમાં, અને વૃશ્ચિક લગ્નમાં, શ્રીહરિનો **પ્રાદુર્ભાવ** થયો. (૨૪-૨૫)

તે સમયે છપૈયાપુર; ઘરો-આંગણાઓ તથા માર્ગો વાળીને સાફ કરવાથી અને પાણીના છંટકાવથી, રમણીય લાગતું હતું, તેમજ રંગબેરંગી ઉત્તમ તોરણોની શોભાવાળું અને જયજયકારના શબ્દોથી **છપૈયાપુર** ગાજતું હતું. (૨૬)

તે વખતે શ્રી ધર્મદેવને ઘેર વિવિધ પ્રકારનાં વાજિંત્રો વાગતાં હતાં. ગાનવિદ્યામાં નિપુણ પુરુષો વિચિત્ર પ્રકારનાં તૂર્યાદિ વાજિંત્રો વગાડી **આનંદ** પામતા હતા, (૨૭) તે સમયે બ્રાહ્મણો તથા અન્યજનો પ્રસન્નવદને વિવિધ પ્રકારની ભેટ સામગ્રી (ગોળ, સાકર વગેરે) લઈને મહોત્સવથી અત્યંત શોભતા ધર્મના ગૃહે આવતા હતા. (૨૮) હાથમાં ગોળથી ભરેલાં સુવર્ણનાં પાત્રો લઈને, ઘરનાં બીજાં કાર્યો છોડી દઈને ઉત્સાહવાળી સ્ત્રીઓ પણ જલદીથી ધર્મદેવના ગૃહ પ્રત્યે આવતી હતી. (૨૯) જે મંગળ ગીતો વડે મનુષ્યનું કલ્યાણ થાય તેવા **મંગળ ગીતો** સ્ત્રીઓ ઊંચા સ્વરે ગાતી હતી અને પરમેશ્વર બાળમુકુંદને આનંદથી આશીર્વાદ આપતી હતી. તેમજ અતિશય હર્ષથી પરસ્પર કુંકુમાદિનો લેપ કરતી હતી. (૩૦)

દર્શનથી સમગ્ર તાપને શમાવે અને નેત્રને આનંદ આપે તેવું ધર્મપુત્રનું મુખ, અતૃપ્ત નેત્રોથી જોતી થકી તે સ્ત્રીઓ અત્યંત આનંદ પામતી હતી; (૩૧) તેમનાં સંબંધીજનો પણ શ્રીહરિને જોઈને અતિ આનંદ પામતા હતા. અને તેઓ વારંવાર ભેગા થઈને મનુષ્યભાવથી બાળનાટ્ય કરતા પરમેશ્વરને ‘‘જય પામો - ઘણું જીવો, સારી વિદ્યાવાળા થાઓ-પિતાના કુળને ઉજ્જવલ કરો’’ એવા **આશીર્વાદો** આપતા હતા; (૩૨)

तं विलोक्य पुरुषोत्तमं तदा प्राप्तमद्भुतकुमारतां स्वयम् । प्राप तस्य जनको महामुदं नीरराशिरिव चन्द्रदर्शनात् ॥३३॥ जातकर्म निगमोदितं ततस्तस्य वेद-निपुणैर्द्विजोत्तमैः । सर्वनैगमविधिप्रविद्वरः स व्यधापयदमोघवाञ्छितः ॥३४॥ वारिभिः सपुरटैर्विधाय स प्रागथाऽऽप्लवनमाशु साम्बरम् । स्वीयचारुसदने श्रुतीरितैर्मन्त्रकैरकृत पितृतर्पणम् ॥३५॥ धर्मो वेदागमज्ञः सुतजनिजनिताऽऽनन्दपाथोधिमग्नो विप्रैर्वेदप्रवीणैर्विधिवदतिवरैर्मङ्गलं वाचयित्वा । योग्यं चाकारयद् वै विधिमथ रसनामार्जनाख्यं यथावद् वेदप्रोक्तं च मेधाजननमुरु ददौ चापि दानं तदङ्गम् ॥३६॥

ज्ञातयश्च मिलिता मुदान्वितास्तस्य वेश्मनि कुमारमाशिषा । योजयन्त्य उरुहर्षमाययुस्तं विलोक्य रमणीयविग्रहम् ॥३७॥ प्रत्यगारमभवत्तदोत्सवो गीतमङ्गलनिनाद उच्चकैः । सम्बभूव, निखिलाश्च देहिनो भूयसीं ननु मुदं प्रपेदिरे ॥३८॥ पुत्रजन्मप्रमुदितः स दानान्यपि भूरिशः । विप्रौघेभ्यस्तथाऽन्येभ्यो यथार्हं व्यतरत्तदा ॥३९॥ रूप्यमुद्रास्तथा स्वर्णं प्रादिशत् स महामनाः । द्विजेभ्यो बहुमूल्यानि वस्त्राण्याभरणानि च ॥४०॥

सर्वैरुपस्करैर्युक्तान् असङ्ख्यान् वाजिनो ददौ । वारणान् रथमुख्यानि नाना यानानि चादरात् ॥४१॥ विचित्राणि च पात्राणि सन्ध्योपकरणानि सः । गृहान् प्रादाद् द्विजाग्रेभ्यो निखिलोपस्करान्वितान् ॥४२॥ धेनू रूप्यखुरोपेताः सवत्साश्चारुलक्षणाः । सोऽसङ्ख्या व्यतरत्तेभ्यो हेमशृङ्गीर्वराम्बराः ॥४३॥ द्विजैर्दरिद्रैश्चाऽप्यन्यैस्तदा

---

કુમારપણાના અદ્‌ભુત ભાવને ધારણ કરતા પુરુષોત્તમને જોઈને, ચંદ્રદર્શનથી જેમ સમુદ્ર આનંદ પામે, તેમ શ્રીહરિના પિતા **ધર્મદેવ** મહા આનંદ પામતા હતા; (૩૩) ત્યારબાદ વેદોક્ત જાતકર્માદિ સમગ્ર સંસ્કાર વિધિને જાણનારા એમાં શ્રેષ્ઠ; જેમના સમગ્ર મનોરથો સફળ થયા છે એવા ધર્મ, વેદોક્ત કર્મમાં નિપુણ બ્રાહ્મણો પાસે, તે બાળકનો **જાત કર્મ સંસ્કાર** કરાવતા હતા. પછી ધર્મદેવ સુવર્ણ યુક્ત જળ વડે વસ્ત્ર સહિત સ્નાન કરીને પોતાના સુંદર ભુવનમાં વેદોક્ત મંત્રો વડે પિતૃતર્પણ કરતા હતા. (૩૪-૩૫)

વેદ-શાસ્ત્રોને જાણનારા તથા પોતાના પુત્રના જન્મથી ઉદ્‌ભવેલા આનંદરૂપી સમુદ્રમાં મગ્ન થયેલા ધર્મદેવ, વેદપ્રવીણ અતિ શ્રેષ્ઠ બ્રાહ્મણો પાસે વિધિ પ્રમાણે **મંગળ વાંચન** કરાવીને પછી **''રસના માર્જન''** વિધિ વિધિસર કરાવતા હતા. પછી વેદોક્ત **''મેધા જનન''** એ નામે સંસ્કાર કરાવતા હતા. તેમજ તે સંસ્કાર પછી તેના અંગરૂપ દાન પણ અધિક પ્રમાણમાં આપતા હતા. (૩૬) તે ધર્મના ઘરમાં એકત્ર થયેલા અને આનંદ પામેલા જ્ઞાતિજનો પણ કુમારને આશિષ આપતા હતા અને રમણીય દેહવાળા તે કુમારને જોઈને બહુ આનંદ પામતા હતા. (૩૭) તે સમયે છપૈયાપુરમાં ઘેરઘેર **મહોત્સવ** થતો હતો. મંગળ ગીતોનો નાદ સર્વત્ર સંભળાતો હતો. દરેક દેહધારીઓને અનેરો આનંદ થતો હતો. (૩૮) વળી પુત્ર જન્મથી આનંદ પામેલ તે ધર્મદેવ વિપ્રોને તથા બીજાઓને પણ, યથાયોગ્ય ઘણાં **દાનો** આપતા હતા. (૩૯) અતિ ઉદાર મનવાળા ધર્મદેવ બ્રાહ્મણોને રૂપિયા તથા સોનું તથા બહુ મૂલ્યવાળાં વસ્ત્રો તથા આભૂષણો આપતા હતા. (૪૦)

સમગ્ર સામાનથી સજ્જ કરેલા અસંખ્ય ઘોડા તથા સર્વ ઉપસ્કરો (ઝુલ વગેરે તમામ વસ્તુઓ) થી યુક્ત હાથીઓ તથા સર્વ સાધનોથી યુક્ત રથો વગેરે નાના પ્રકારનાં વાહનો આદરપૂર્વક આપતા હતા; (૪૧) ધર્મદેવ પાત્ર અને ઉપપાત્ર સહિત જળ ભરવાનાં વાસણો, તથા સંધ્યાનાં ઉપકરણો (ગૌમુખી, આસન, આચમની, પવિત્રિકાદિ વસ્તુઓ) તથા ખાંડણીઓ તથા ઘંટી તથા સૂપડું, સાંબેલું, જળ ભરવાનાં તેમજ રસોઈ કરવાનાં વાસણો વગેરે ઉત્તમ બ્રાહ્મણોને આપતા હતા. (૪૨) તે ધર્મ રૂપાની ખરી જડેલાં વાછરડાં તેમજ સુંદર લક્ષણવાળી સોનાનાં શીંગડાવાળી, શ્રેષ્ઠ વસ્ત્રોયુક્ત અસંખ્ય ગાયો, બ્રાહ્મણોને આપતા હતા. (૪૩) દાતારોમાં અગ્રગણ્ય તે ધર્મદેવ, દરિદ્રજનોએ તથા બીજા

**यद् यत् प्रयाचितम् । तत्तदेवाऽदिशत् प्रीत्या स दातॄणां शिरोमणिः ॥४४॥ दानान्येव तथा प्रादाद् धर्मस्तत्र महोत्सवे । यन्निशम्यापि राजानो महाश्चर्यं प्रपेदिरे ॥४५॥ रन्तिदेवो हरिश्चन्द्रः किंवाऽयं च शिबिर्नृगः । भक्तवर्यो बलिः किंवा पुनर्जातोऽत्र भूतले ॥४६॥ जातः किंवा नराकृत्या क्षितौ कल्पमहीरुहः । इत्यर्थिनो ययुस्तस्मिन् द्रव्यवर्षिणि संशयम् ॥४७॥**

**तस्यैव चेच्छया राजन् नरनाट्यं चिकीर्षतः । अयं श्रीभगवानित्थं कश्चनाऽप्यविदन्न तम् ॥४८॥ पुत्रभावस्तयोरासीत् स्वात्मजत्वं गते हरौ । तस्येच्छया प्रभोश्चित्रां बाललीलां विधित्सतः ॥४९॥ ईशत्वेन मम ज्ञानात् पुत्रभावेन चैतयोः । लालनं स्यादलभ्यं मे ज्ञात्वेत्थं स तथाऽकरोत् ॥५०॥ प्राप्तौ मनोरथफलं त्वितरैरलभ्यं तौ हर्षमीयतुरनल्पमुदारभाग्यौ । तस्मिन्नराकृतिधरे ननु वासुदेवे प्रीतिं बबन्धतुरदभ्रतरामनन्याम् ॥५१॥**

**तज्जन्मनोऽद्भुतकथा कथिता मयेत्थं तुभ्यं नरेन्द्र परितापहरोपगीतिः । यः श्रद्धया परिपठेच्छृणुयादिमां वा स प्राप्नुयान्ननु जनः पुरुषार्थजातम् ॥५२॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते प्रथमस्कन्धे,
शुकानन्दमुनि-मानसिंह-संवादे श्रीहरिप्रादुर्भावादिनिरूपणनामैकोनत्रिंशत्तमोऽध्यायः ॥२९॥

---

કોઈપણ બ્રાહ્મણોએ તે સમયે જે જે યાચના કરી તે તે આનંદપૂર્વક પ્રીતિથી આપતા હતા; ધર્મદેવે તે મહોત્સવમાં તે જ પ્રકારે દાન આપ્યાં કે જેને સાંભળીને રાજાઓ પણ અતિ આશ્ચર્ય પામતા હતા. (૪૪-૪૫)

ધર્મદેવને આંગણે આવેલા યાચકો, 'આ પૃથ્વીમાં ધર્મદેવ તે રંતિદેવ ફરીથી ઉત્પન્ન થયા કે શું ? અથવા હરિશ્ચંદ્ર કે શિબિરાજા કે નૃગરાજા અથવા ભક્તવર્ય બલિ પૃથ્વીમાં ફરીથી ઉત્પન્ન થયા કે શું ?' કે મનુષ્ય રૂપે સાક્ષાત્ કલ્પવૃક્ષ ઉત્પન્ન થયા કે શું ? આ પ્રકારે પુત્ર જન્મ પ્રસંગે દ્રવ્યનાં વરસાદથી ધર્મ તે કોણ હશે ! તેમ સંશય પામ્યા હતા. (૪૬-૪૭)

હે રાજન્ ! નર નાટક કરવાને ઈચ્છતા ધર્મના પુત્ર રૂપ શ્રીહરિની ઈચ્છાથી જ, 'આ ધર્મના પુત્ર **સાક્ષાત્ ભગવાન** છે.' તેમ કોઈએ પણ જાણ્યું નહીં. (૪૮) ભક્તિ-ધર્મને પણ આશ્ચર્યકારી બાળલીલાઓ કરવા ઈચ્છતા શ્રીહરિમાં તેમની ઈચ્છાથી પુત્રભાવ જ હતો. 'આ પરમેશ્વર છે આવું મારા સ્વરૂપનું જ્ઞાન પામીને મારા માતાપિતાને પુત્રભાવથી મને લાડ લડાવવાનું દુર્લભ થશે' એમ જાણીને ભગવાન **મનુષ્ય નાટ્ય** કરતા હતા. (૪૯-૫૦)

બીજાઓને તો જેની પ્રાપ્તિ ન થાય એવા પોતાના મનોરથનું ફળ પામેલાં અને મહા ભાગ્યવાળાં તે ભક્તિ તથા ધર્મ, બંને અતિશય હર્ષ પામતાં હતાં. તેમજ નરાકૃતિ ધારણ કરનાર વાસુદેવ ભગવાનમાં અસાધારણ ગાઢ સ્નેહ બાંધતાં હતાં. (૫૧)

હે રાજન્ ! આધ્યાત્મિક-આધિભૌતિક અને આધિદૈવિક ત્રિવિધ તાપને હરનારું જેનું ગાન છે એવી; શ્રીહરિના પ્રાદુર્ભાવ સંબંધી આશ્ચર્યજનક **કથા** તમોને મેં આ પ્રકારે કહી. જે જન આ કથાનો શ્રદ્ધાથી **પાઠ** કરશે અથવા સાંભળશે તે જન ધર્મ-અર્થ-કામ અને મોક્ષરૂપી **પુરુષાર્થ ચતુષ્ટય** જરૂર પામશે. (૫૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના
પ્રથમ સ્કંધમાં [આચાર્યપ્રવર શ્રી ભગવત્પ્રસાદજી મહારાજકૃત રસબોધિની વ્યાખ્યા અનુસાર,
તીર્થધામ સરધાર નિવાસી સાધુ આનંદસ્વરૂપદાસ (વેદાંતાચાર્ય) સંશોધિત ગુજરાતી ભાષાંતરમાં]
શુકાનંદમુનિ માનસિંહ સંવાદમાં 'શ્રીહરિનો પ્રાદુર્ભાવાદિ નિરૂપણ' નામે
ઓગણત્રીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૯)

[उद्देशं बदरीपतेर्गुणनिधिर्यो ब्रह्मधामेश्वरः
कृत्वा श्रीपुरुषोत्तमः क्षितितले भद्रं किलैकान्तिकम् ।
धर्मं स्थापयितुं भवोग्रजलधेरुद्धर्तुमङ्गिव्रजान्
भक्तौ प्रादुरभूद् वृषात् तमनिशं वन्दे मुदा श्रीहरिम् ॥ – 'रसबोधिनी']

॥ समाप्तः प्रथमः स्कन्धः ॥

(શ્રી **હરિલીલાકલ્પતરુ** ગ્રંથની **રસબોધિની**-વ્યાખ્યાકર્તા શ્રી **ભગવત્પ્રસાદજી મહારાજ** અત્રે પ્રથમ સ્કંધના અંતે **મંગલાત્મક ઉદ્બોધન** કરતા લખે છે :- જે ગુણસાગર, બ્રહ્મધામાધિતિ શ્રી પુરુષોત્તમ ભગવાન પૃથ્વીતળમાં કલ્યાણકારી એકાન્તિક ધર્મનું સ્થાપન કરવા તેમજ મહાભયંકર ભવસાગરથી દેહધારીઓના ઉદ્ધાર (મુક્તિ) માટે; શ્રી નરનારાયણને નિમિત્ત બનાવી ધર્મદેવ થકી ભક્તિમાતાને વિષે પ્રાગટ્ય પામ્યા છે, તે શ્રીહરિને હું હર્ષપૂર્વક સદા **વંદન** કરું છું.)

**॥ પ્રથમ સ્કંધ સમાપ્ત ॥**

## પરિશિષ્ટ-૧

## આ શ્રી હ.લી.ક. ગ્રંથમાં સંસ્કૃત ભાગમાં મુકાયેલ ફૂટનોટની સંકેત સૂચિ તેમજ અધ્યાય + શ્લોકોની સંખ્યાસૂચિ

(૧) अ = હસ્તલિખિત, મૂળગ્રંથ છતાં હાલ **અપ્રાપ્ત** થયેલો **હ.લિ.** ગ્રંથ.
(૨) ब = વિ.સં. ૨૦૧૯ થી, પ્રથમ અનુવાદકર્તા શા.સ્વા. શ્રી શ્વેતવૈકુંઠદાસજી કૃત ગુજરાતી ભાષાંતર સહિત **પ્રસિદ્ધ ગ્રંથ.**
(૩) क = રસબોધિની વ્યાખ્યા – આચાર્યશ્રી ભગવત્પ્રસાદજી મહારાજ કૃત (હાલ-જૂનાગઢથી પ્રાપ્ત પ્રત).
(૪) ड = શ્રીરઘુવીરજી મહારાજની આજ્ઞાથી – પરમસુખદાસજી સ્વામી લિખિત (હાલ-વડતાલથી પ્રાપ્ત) હ.લિ. **મૂળ ગ્રંથ.**

શ્રી હ.લી.ક. ગ્રંથના **સ્કંધ-૧** ના **અધ્યાયો** તથા **શ્લોકો**ની સંખ્યાસૂચિ

| अध्यायः - श्लोकाः | अध्यायः - श्लोकाः | अध्यायः - श्लोकाः |
|---|---|---|
| १ - ४६ | ११ - २९ | २१ - ४३ |
| २ - ४१ | १२ - ३७ | २२ - ३४ |
| ३ - ४८ | १३ - २५ | २३ - ३८ |
| ४ - ३७ | १४ - ३८ | २४ - ३२ |
| ५ - ३५ | १५ - ४२ | २५ - ४४ |
| ६ - ५८ | १६ - ३६ | २६ - २४ |
| ७ - ३४ | १७ - २२ | २७ - ३५ |
| ८ - ४३ | १८ - ४२ | २८ - ३८ |
| ९ - ३३ | १९ - ४१ | २९ - ५२ |
| १० - ४३ | २० - ३७ | |
| | | કુલ = ११०७ (એક હજાર એકસો સાત) |

॥ श्रीस्वामिनारायणो विजयतेतराम् ॥

॥ श्रीसहजानन्दस्वामिने नमः ॥ ॥ श्रीहरिकृष्णाय भगवते नमः ॥

# ॥ श्रीहरिलीलाकल्पतरुः ॥

श्रीरघुवीराचार्यविरचितम्-भक्तिशास्त्रम् । गुर्जरानुवादसहितम् ।

**શ્રીરઘુવીરાચાર્યવિરચિત ભક્તિશાસ્ત્ર**

# શ્રીહરિલીલાકલ્પતરુ

સર્વાવતારી પ્રત્યક્ષ શ્રીહરિ, તત્સ્થાપિત આદિ આચાર્ય શ્રીરઘુવીરજી મહારાજાદિ આચાર્ય પરંપરા; તથા શ્રીહરિઆશ્રિત સંતો-ભક્તોની પ્રસન્નતાર્થે સાધુ આનંદસ્વરૂપદાસ (વેદાંતાચાર્ય) સંશોધિત

## द्वितीय-स्कन्धः ।

ગુજરાતી અનુવાદ સહિત

## દ્વિતીય-સ્કંધ

## ॥ तत्र प्रथमोऽध्यायः ॥

श्रीशुकानन्द उवाच - **तस्याऽथ श्रीहरे राजन् बाल्यादारभ्य वच्मि ते ।**
**पावनीर्ललिता लीलास्त्वं शृणु स्वस्थचेतसा ॥१॥**

---

## દ્વિતીય-સ્કંધ

## અધ્યાય : ૧

### બાલપ્રભુ શ્રીહરિએ ષષ્ઠીના દિને કરેલો કૃત્યાઓનો પરાભવ.

**શ્રીશુકાનંદ મુનિ માનસિંહ રાજાને કહે છે :-** હે રાજન્ ! હવે (પ્રાદુર્ભાવ કથા પછી) મનુષ્યાકૃતિ ધારણ કરેલા **શ્રીહરિ**ની, શ્રોતા તથા વક્તાઓને પવિત્ર કરનારી, બાલ્યકાળથી આરંભીને સુંદર **લીલા** તમોને કહું છું. તમો એકાગ્ર મનથી તે સાંભળો.

निमित्तैर्हि ततो दैत्या वामाङ्गस्फुरणादिभिः । विविदुस्त्रस्तमनसः प्रादुर्भावं निजद्विषः ॥२॥ अथ ते मूढमतयस्तं साक्षात्पुरुषोत्तमम् । हन्तुमुत्पादयांचक्रुस्तूर्णं कृत्याः सहस्रशः ॥३॥ अतिदीर्घाधरा भीमाः कज्जलश्यामविग्रहाः । विस्तीर्णाऽऽरक्तनयनाः शैलगह्वरनासिकाः ॥४॥ भूभृत्सानुश्रेणिदंष्ट्रा व्यात्तकूपनिभाननाः । विकीर्णाऽऽरक्तचिकुरा विकरालायतभ्रुवः ॥५॥ मुण्डस्त्रगन्त्रकाञ्चीभिर्युक्ताः सिन्दूरबिन्दुभिः । त्रिशूलादीनि शस्त्राणि दधतीः क्रूरदृष्टिकाः ॥६॥ कालीदत्तेरितस्तासां गणः षष्ठे दिनेऽर्भकम् । गत्वा सूतिगृहं हस्ताद्भक्तेराच्छिद्य चाद्रवत् ॥७॥

अथ स्वीयात्मजासक्तौ दम्पती मूर्च्छितौ भृशम् । राजन्नरुदतामार्तौ गतप्राप्तधनाविव ॥८॥ कोटराऽथ बहिर्ग्रामाद्गत्वा तासामधीश्वरी । खमुत्पपात तरसा बालं हृत्वा तमद्भुतम् ॥९॥ महातेजोनिधानेन तेन सौन्दर्यवार्द्धिना । भूषणेनेव सा रेजे महार्हमणिशालिना ॥१०॥ त्विषा महामणीन्द्राणां भूभृतः शिखरावलिः । यथा द्यौश्च यथार्केण चकासे★ तेन सा तथा ॥११॥ यदीयलेशलावण्यप्राप्त्या लोका हि सर्वशः । राजन्ति साक्षात्तत्प्राप्त्या राजेत्साश्चर्य्यमत्र किम् ॥१२॥ तल्लीलां द्रष्टुमायाता दिवि देवेश्वरा द्रुतम् । ब्रह्मादयो विमानस्था विस्मितास्तं व्यलोकयन् ॥१३॥

---

શ્રીહરિના પ્રાદુર્ભાવ પછી દૈત્યોના ડાબા અંગ ફરકવા લાગ્યા એ આદિક અપશુકનોથી તેમના મનમાં ત્રાસ ઉત્પન્ન થયો.

તેથી તેમણે જાણ્યું કે, 'પોતાના શત્રુ શ્રીહરિનો પ્રાદુર્ભાવ થઈ ગયો છે.' ત્યાર બાદ તે મૂઢમતિવાળા અસુરોએ પ્રત્યક્ષ પુરુષોત્તમ બાલ શ્રીહરિને હણવા માટે તત્કાળ હજારો હજાર **કૃત્યાઓ** ઉત્પન્ન કરી. (૨-૩)

તે કૃત્યાઓ અતિ લાંબા હોઠવાળી, ભયંકર દેખાતી. કાજળ જેવાં કાળા શરીરવાળી, અત્યંત ક્રોધથી પહોળાં થયેલાં લાલચોળ નેત્રોવાળી, પર્વતોની ગુફા જેવાં નાસિકાના છિદ્રોવાળી હતી, (૪) તેમની બે દાઢો પર્વતોના શિખરોની હાર જેવી હતી, તેમના મુખ પહોળા કૂવા જેવાં હતાં, તામ્રવર્ણા કેશ છૂટા અને વીખાયેલા હતા, ભ્રકુટિ ભયંકર અને લાંબી હતી, (૫) ગળામાં ખોપરીની માળા તેમજ કેડ્યમાં આંતરડાની કટિમેખલા પહેરી હતી. સિંદૂરના ચાંલ્લા કર્યા હતા. ત્રિશૂલ, તલવાર, ઢાલ, વગેરે શસ્ત્રોને હાથમાં ધારણ કર્યા હતાં. દૃષ્ટિ ભયંકર હતી. (૬) શ્રીહરિના જન્મથી છટ્ઠે દિવસે જ કાલીદત્ત અસુરે મોકલેલી તે કૃત્યાઓ સૂતિકા ગૃહમાં આવી અને ભક્તિદેવીના હાથમાંથી બાળસ્વરૂપ શ્રીહરિને બળપૂર્વક ખેંચી લઈને નાસી ગઈ. (૭)

તેથી હે રાજન્ ! પોતાના પુત્રમાં પ્રેમથી આસક્ત **ધર્મ-ભક્તિ** મૂર્છા પામ્યાં, જેમ પ્રાપ્ત થયેલું ધન નાશ પામેલો જન દુઃખી થાય તેમ તેઓ અત્યંત દુઃખ પામ્યાં, અને રુદન કરવા લાગ્યાં. (૮)

તે કૃત્યાઓમાં મુખ્ય અત્યંત બળવાળી **કોટરા** નામની કૃત્યા બાળ શ્રીહરિને હરીને ગામથી બહાર જઈને વેગથી આકાશમાં ઊડી ગઈ. (૯) મહા તેજના નિધિસ્વરૂપ, સૌંદર્યના સમુદ્ર, મહામૂલ્યવાળા મણિઓથી શોભતા **બાળકૃષ્ણ** તે કોટરાના હાથમાં હોવાથી, તે પણ જાણે અંગે આભૂષણો ધારણ કર્યાં હોય તેમ, શોભવા લાગી. (૧૦) શ્રેષ્ઠ મણિઓની કાંતિથી પર્વતેન્દ્રના શિખરો જેમ શોભે, તથા આકાશ જેમ સૂર્યથી શોભે તેમ તે કોટરા શ્રી બાળસ્વરૂપ શ્રીહરિથી શોભવા લાગી. જેના લાવણ્યનો લેશ જ પ્રાપ્ત થવાથી સર્વે લોકો શોભે છે, તો તે કોટરા તેમની પ્રત્યક્ષ પ્રાપ્તિથી શોભે તેમાં શું આશ્ચર્ય ? (૧૧-૧૨)

તે લીલા જોવા માટે પોતાના વિમાનોમાં બેસી આકાશમાં આવેલા **બ્રહ્માદિક** દેવતા આશ્ચર્ય પામીને શ્રી બાળકૃષ્ણને જોવા લાગ્યા. (૧૩)

---

★ ''चकाशे'' इति (अ) पाठान्तरम् ।

तत्तेजसा प्रसरता सर्वतेजोऽतिशायिना । चन्द्रश्छन्नोऽप्यभूद्रात्रौ देहिनां वासरभ्रमः ॥१४॥ तदीयभारव्यथिता सा तदेत्थमतर्कयत् । भारः कुतोऽस्य चैतावान् मयाप्यत्यन्तदुर्वहः ॥१५॥ अहो प्रवर्त्तते नास्मिन्मम मायाबलं महत् । नाऽपि शस्त्रबलं किञ्चित्तमिस्त्रेव दिवाकरे ॥१६॥ महामन्त्रौषधिबलात् सर्पिण्या इव मे बलम् । निखिलं रुद्धमेतस्मिन्कं कुर्यामधुनोद्यमम् ॥१७॥ बहवो हिंसिता बाला मयाऽत्रैतादृशः क्वचित् । भयहीनो महातेजा न दृष्टोऽयं तु कीदृशः ॥१८॥

विचारयन्तीं तामित्थमतिसंभ्रान्तमानसाम् । सोऽतिक्रूरदृशाऽपश्यत्कल्पान्ताग्निसमानया ॥१९॥ तया दन्दह्यमानाऽतिव्यायताखिलविग्रहा । सा पुरुव्याकुलाऽत्याक्षीत्सद्यस्तं विहतोद्यमा ॥२०॥ तमापतन्तामाकाशाज्जनैरेवानवेक्षिताः । पार्षदा जगृहुर्दिव्यास्तस्य तत्सक्तचेतसः ॥२१॥ ते पुरा रचिते भूम्यां कोमलास्तरणान्विते । तं निवेश्यासने हैमे तस्थुरन्यैरलक्षिताः ॥२२॥ प्रसुप्तमासने बालं स्वतन्त्रं सर्वतोऽभयम् । पियूषार्द्रैः करैः शीतैस्तमासेवत चन्द्रमाः ॥२३॥ रत्नसुवर्णदण्डेन★ मुक्ताजालविभासिना । आतपत्रेण तं प्रीत्या सिषेवे पाकशासनः ॥२४॥ तथा दिक्पतयश्चान्ये चामराद्यैरुपस्करैः । सिषेविरे जनादृश्यास्तं स्वीयोदयकारिणम् ॥२५॥

ચારે બાજુ પ્રસરતા, શ્રી બાળકૃષ્ણના અન્ય-સર્વ તેજને પરાભવ કરતા દિવ્ય તેજથી ચંદ્રમા પણ ઢંકાઈ ગયો. તેથી રાત્રી હોવા છતાં જાણે દિવસ હોય તેવો મનુષ્યોને **ભ્રમ** થયો. (૧૪)

કોટરા આકાશમાં ઊડી પરંતુ બાળકૃષ્ણના ભારથી પીડા પામવા લાગી અને વિચારવા લાગી કે મારાથી પણ ઉંચકવા માટે અશક્ય આ બાળકનો આટલો ભાર ક્યાંથી ? (૧૫) મારી માયાના બળથી સૌ પરાજય પામે છે. પરંતુ આ બાળક પાસે તે બળ ચાલતું નથી. તેમજ મારું શસ્ત્રબળ પણ સૂર્યની હાજરીમાં રાત્રિના બળની માફક આ બાળક ઉપર લગારેય ચાલતું નથી. આ એક **અતિ આશ્ચર્ય** છે. (૧૬) મહા મંત્રના બળથી સર્પિણીની માફક મારું બળ આ બાળકે રૂંધી લીધું છે, હવે હું શું કરું ? (૧૭) મેં આ લોકમાં ઘણા બાળકોને માર્યા છે. પણ હજુ સુધી કોઈ આવો મહા તેજસ્વી અને ભયરહિત બાળક દીઠો નથી. આ તો કેવો છે ? (૧૮)

આ પ્રમાણે વિચાર કરતી અત્યંત ભ્રાંત મનવાળી તે કૃત્યા તરફ શ્રીહરિએ પ્રલયાગ્નિ સમાન અત્યંત ક્રૂર દૃષ્ટિથી જોયું. બાલકૃષ્ણની અતિતીવ્ર દૃષ્ટિથી અતિશય બળતી, જેણે પોતાના દેહનો અતિ વિસ્તાર કર્યો છે, એવી તે કૃત્યા અત્યંત ક્ષોભ પામી. કંઈ ન સૂજવાથી તેણે તે બાળ શ્રીહરિને તત્કાળ ફેંકી દીધા. (૧૯-૨૦) બાળકૃષ્ણમાં અતિશય પ્રીતિવાળા તેમના **પાર્ષદો**એ, જેમના દિવ્ય સ્વરૂપને મનુષ્યો જોઈ શકતા નથી એવા થકા આકાશથી નીચે આવતા શ્રી બાળકૃષ્ણને અંતરિક્ષમાંથી જ ગ્રહણ કરી લીધા. તે દિવ્ય પાર્ષદોએ, પછી પૃથ્વી દેવીએ રચેલી કોમળ ગાદી અને ઓછાડે સહિત સુવર્ણની ઢોલણી (નાની પલંગડી)માં બાળકૃષ્ણને સુવાડીને કોઈ જોઈ ન શકે તેવા દિવ્ય સ્વરૂપથી ત્યાંજ બેઠા. (૨૧-૨૨)

ભયનું કારણ હોવા છતાં જે સદાય **નિર્ભય** છે, અને સ્વતંત્ર છે એવા; ઢોલણીમાં પોઢેલા શ્રી **બાળકૃષ્ણ**ને ચંદ્રમાએ અમૃતથી ભીનાં તેથીજ ઠંડા કિરણોથી સેવ્યા; (૨૩) રત્ન તથા મોતીઓથી જડેલા-શોભાયમાન સુવર્ણ દંડવાળા છત્રથી ઈન્દ્રે બાળકૃષ્ણની પ્રીતિપૂર્વક સેવા કરી; તેવી રીતે બીજી દિશાઓના પતિ યમ, વરુણ, કુબેરાદિ પણ ચામર-છડી- અબદાગીરી વગેરે રાજ્ય ચિહ્નોથી; પોતાનો ઉદય કરનારા બાળકૃષ્ણની મનુષ્યો ન દેખે તેવી રીતે **સેવા** કરવા લાગ્યા. (૨૪-૨૫)

★ ''रत्नसौवर्णदण्डेन'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

अथोद्यम्य निजं शूलं तामायान्तीं पुनः क्रुधा । दुराशयाऽऽग्रहोपेतां स ददर्शोग्रया दृशा ॥२६॥ तस्मिँस्तदा कुर्वति रोषदृष्टिं महीतलं चापि चचाल सर्वम् । ग्रहर्क्षतारावलयं समग्रं क्षोभं नितान्तं नभसि प्रपेदे ॥२७॥ भयाकुला दिक्पतयोऽपि सर्वे किमेतदित्थं सहसा बभूवुः । ब्रह्मादयो बिभ्युरदभ्रमीशा ववौ न वातोऽप्यतिभीतिमाप्तः ॥२८॥

स वीक्ष्य लोकान् व्यथितांस्तदानीं दयानिधिः सर्वहितोऽवतारी । अमोघसङ्कल्प उदारवीर्यो निगूहयामास हि दिव्यभावम् ॥२९॥ हन्तुं समर्थः स तदाप्यहिंसाबृहद्व्रतक्षान्तिदयाद्यमीशः । धर्मं जनेभ्यो ह्युपदेष्टुकामो जघान तां नापि कृतापराधाम् ॥३०॥ यो नन्वसंख्यभुवनानि सृजत्यपि भ्रूविजृम्भणेन महनीयपुराणमूर्तिः । स्वेच्छागृहीतनृतनोरतिपुण्यकीर्त्तेः किं तस्य दुर्घटमुदारपराक्रमस्य ॥३१॥ तद्दृग्दन्दह्यमानाङ्गी चीत्कृत्याश्वथ साऽद्रवत् । पश्चात्पश्यन्ती★ मुह्यन्ती स्खलन्ती च पतन्त्यपि ॥३२॥ कृत्या अपि ततः सर्वा भयव्याकुलचेतसः । पलायन्तैव सर्पिण्यो वैनतेयादिव द्रुतम् ॥३३॥ विपत्तौ भक्तिधर्माभ्यां कुलदेवोऽथ संस्मृतः । आययावञ्जनीपुत्रस्तावाश्वासयितुं द्रुतम् ॥३४॥ आगच्छन् पथि धावन्तीः कृत्या वीक्ष्य स वीरहा । हरिं पीडयितुं याता इमा मत्प्रेष्ठमित्यवैत् ॥३५॥

---

એટલામાં ફરીથી પણ પોતાનું ત્રિશૂલ ઉગામીને શ્રીહરિને મારવાના દુષ્ટ હેતુથી ત્યાં આવતી કોટરાને જોઈને શ્રીહરિએ ક્રોધથી તીક્ષ્ણ દૃષ્ટિથી તેના તરફ જોયું. (૨૬) તે સમયે શ્રીહરિની કોપાયમાન દૃષ્ટિથી પૃથ્વીનું તળ પણ ચલાયમાન થયું. આકાશમાં રહેલું સમગ્ર ગ્રહ-નક્ષત્રાદિ જ્યોતિ મંડળ અત્યંત ક્ષોભ પામ્યું; 'અકસ્માત આ શું થયું ?' આ પ્રકારે વિચાર કરીને સર્વ દિશાઓના પતિ પણ ભયથી વ્યાકુલ થયા. બ્રહ્માદિ લોકેશ્વરો પણ અત્યંત ભય પામ્યા વાયુદેવ પણ ભય પામીને પોતાની ગતિ રોકવા લાગ્યા. (૨૭-૨૮)

સર્વના હિતકારી, અવતારી, દયાનિધિ, સત્ય સંકલ્પ, મહા પરાક્રમી શ્રીહરિએ જ્યારે **ક્રોધ** અંગીકાર કર્યો ત્યારે તેનાથી સર્વલોકમાં **ત્રાસ** ઉત્પન્ન થતો જોઈને પોતે તે દિવ્યભાવ ઢાંકી દીધો. (૨૯)

પોતે સમર્થ હોવા છતાં પણ અહિંસા-નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત-ક્ષમા-દયા આદિ ગુણોથી અલંકૃત શ્રી બાળકૃષ્ણ ભગવાને કેવળ ધર્મના ઉપદેશ અને સ્થાપનની જ ઈચ્છાવાળા હોવાથી, તે અપરાધી કૃત્યાને પણ ન હણી. (૩૦)

જે સનાતન દિવ્ય મૂર્તિ શ્રી બાળકૃષ્ણ, ભ્રકુટિના વિલાસ માત્રથી જ અસંખ્ય બ્રહ્માંડોને ઉત્પન્ન કરે છે. જેમણે સ્વેચ્છાથી જ મનુષ્ય શરીર ધારણ કર્યું છે તે અતિ પુણ્ય કીર્તિવાળા, મહાપરાક્રમી બાળકૃષ્ણને માટે શું અસંભવિત છે? (૩૧)

બાળકૃષ્ણની કોપાયમાન દૃષ્ટિથી અત્યંત બળતી તે કૃત્યા ચી-ચી-ચી એમ બૂમ મારીને પાછળ જોતી થકી મોહ પામતી, પડતી, આખડતી ત્યાંથી દોડી ગઈ. મરણના ભયથી વ્યાકુળ ચિત્તવાળી બીજી કૃત્યાઓ પણ જેમ ગરુડથી સર્પિણીઓ બીવે તેમ બાળકૃષ્ણની બીકથી ત્યાંથી **તત્કાળ** દોડી ગઈ. (૩૨-૩૩)

તે સમયે ધર્મના ભુવનમાં ભક્તિ તથા ધર્મદેવે આપત્કાળમાં સંભારેલા કુળદેવ અંજનીપુત્ર, ધર્મ-ભક્તિને **આશ્વાસન** આપવા માટે, ત્યાં આવ્યા. (૩૪) અત્યંત મોટા શરીરવાળાઓને પણ હણનારા અંજની પુત્રે, માર્ગમાં દોડતી કૃત્યાઓને જોઈને, પોતે ભક્તિ-ધર્મની પાસે આવતા હોવા છતાં પણ, 'આ કૃત્યાઓ મારા પ્રિય શ્રીહરિને પીડા પમાડવા માટે ગઈ હતી,' એમ જાણ્યું; (૩૫)

---

★ ''पश्चात् पश्यति मुह्यन्ती''० इति (अ-ग्रन्थे) पाठान्तरम् ।

नास्त्यन्यस्तं विना त्वेताः पराभावयितुं क्षमः । तदिमास्तत्पराभूताः द्रवन्त्येवममन्यत ।।३६।। अथ स्वप्रेष्ठभगवत्कृतातिक्रमकोपितः । ता हन्तुमापतत्तूर्णं महाशूरः स मारुतिः ।।३७।। अथोत्प्लवन्नतिक्रूरो दन्तान्★[१] कट्कटयंश्च सः । ता वै हुंकृत्य चीत्कृत्य ताडयामास निर्भरम् ।।३८।।

चपेटाभिश्च लत्ताभिर्नखाग्रैर्निशितैर्भृशम् । कुर्वन् किलकिलाशब्दं प्रजह्रे निखिलाः स ताः ।।३९।। तासां दन्तान् स कासांचिद्वज्रनिष्ठुरमुष्टिभिः । अपातयत्तथाऽन्यासां द्रागङ्गानि व्यदारयत् ।।४०।। धूर्त्तानां स महावीर्यो भुजाभ्यामुदपाटयत् । केशपाशांश्च कासांचिद्रम्भा मत्त इव द्विपः ।।४१।। अथोत्सृज्य मृतप्रायाः प्रारब्धाक्षतजीविताः । कृत्या हर्यन्तिकं प्राप्तस्तं व्यचष्ट★[२] स हि प्रियम् ।।४२।। कोमलास्तरणे पीठे चारुण्युत्तानशायिनम् । जुष्टं स्वपार्षदैर्दिव्यैरिन्द्राद्यैश्च दिगीश्वरैः ।।४३।। ततस्ते पार्षदाद्यास्तं नेतुं धर्मालयं हरिम् । हरिप्रियं बलीयांसं प्रैरयन्मारुतात्मजम् ।।४४।। ततस्तं माल्यमृदुना स महार्हेण वाससा । प्रावृत्य मारुतिर्धर्मवेश्म स्म प्रनिनीषति ।।४५।। तदा प्रसन्नमनसः सुरेन्द्रा व्योमसंस्थिताः । तं मार्गे नन्दनवनप्रसूनैः समवाकिरन् ।।४६।। आञ्जनेयस्ततः प्राप्तो धर्मदेवनिकेतनम् । श्रीहरिं भक्तिधर्माभ्यां शोकार्त्ताभ्यां ददौ मुदा ।।४७।।

---

એ કૃત્યાઓનો પરાભવ કરવા માટે મારા ઈષ્ટ બાળકૃષ્ણ વિના અન્ય કોઈ સમર્થ નથી. તેથી બાળકૃષ્ણથી પરાભવ પામેલી આ કૃત્યાઓ દોડે છે, તેમ હનુમાનજીએ જાણ્યું. (૩૬)

પોતાના અતિપ્રિય બાલ ભગવાનનો અપહરણરૂપ અપરાધ કરવાથી **કોપાયમાન** થયેલા મહાશૂરવીર, મારુતિ તે કૃત્યાઓને હણવા માટે તેની સામે દોડ્યા. અતિક્રૂર સ્વરૂપ ધારણ કરેલા તે **હનુમાનજી**એ કૂદતા થકા તથા દાંતો કટકટાવતા, હુંકારા કરતા, તેમજ ચીં-ચીં શબ્દો બોલતા થકા કૃત્યાઓને માર માર્યો. હનુમાનજીએ કિલકિલાટ શબ્દો કરીને તે બધી કૃત્યાઓને તમાચા (હાથની થપાટ), લાતો (પગથી) તથા તીક્ષ્ણ નખોથી મારી; હનુમાનજીએ કેટલીક કૃત્યાઓના દાંતો વજ્રની માફક કઠિન મુષ્ટિઓના પ્રહારોથી પાડી નાંખ્યા, કેટલીક કૃત્યાઓના અંગો તત્કાળ તોડી નાંખ્યાં. (૩૭ થી ૪૦)

મહા બલિષ્ઠ હનુમાનજીએ બંને હાથે કેટલીક કૃત્યાઓના કેશ, જેમ મદોન્મત્ત હાથી કેળોને ઉખેડી નાંખે તેમ ઉખેડી નાંખ્યા. પ્રારબ્ધ કર્મનો ભોગ જેને હજુ બાકી છે, તેથી જીવતા છતાં પણ મરણ તુલ્ય થયેલી તે કૃત્યાઓનો ત્યાગ કરી હનુમાનજી શ્રીહરિની સમીપે ગયા અને પ્રિય **બાળકૃષ્ણ**ના **દર્શન** કર્યા. કોમળ પથારીયુક્ત સુંદર ઢોલણી ઉપર સૂતેલા, પોતાના દિવ્ય પાર્ષદો તથા ઈન્દ્રાદિ દિગીશ્વર દેવતાઓએ સેવા કરાયેલા, શ્રીહરિના તેમણે દર્શન કર્યા. (૪૧ થી ૪૩)

ત્યારબાદ તે દિવ્ય **પાર્ષદો** તથા ઈન્દ્રાદિક **દેવતાઓ**એ શ્રીહરિને તેમના ભુવનમાં લઈ જવા માટે, શ્રીહરિને પ્રિય-મહા બળવાન, વાયુપુત્રને **પ્રેરણા** કરી. (૪૪) પછી હનુમાનજી બાળકૃષ્ણને પુષ્પ જેવા કોમળ તેમજ મહામૂલ્યવાળા વસ્ત્રથી ઢાંકીને ધર્મદેવના ગૃહ પ્રત્યે લઈ જવા **તત્પર** થયા; (૪૫) તે સમયે આકાશમાં વિમાનોમાં બેઠેલા પ્રસન્ન મનવાળા દેવતાઓએ ઘર પ્રત્યે જતા બાળકૃષ્ણને નંદનવનમાંથી લાવેલા પારિજાતના પુષ્પોથી વધાવ્યા; (૪૬) ધર્મદેવના ભુવનમાં પહોંચેલા હનુમાનજીએ પુત્રના વિયોગથી શોકાર્ત થયેલાં ભક્તિ-ધર્મને હર્ષપૂર્વક શ્રીહરિ **અર્પણ** કર્યા. (૪૭)

---

★१. ''दन्तान् कट्कटयँश्च सः'' इति (क-ग्रन्थे) पाठान्तरम् ।

★२. ''व्यचष्टे'' इति (क+ड ग्रन्थयोः) पाठान्तरम् ।

चिन्तामणिं पुनर्लब्ध्वा यथा चौराहृतं★१ द्रुतं जनाः । यान्त्यानन्दं तथा कृत्याहृतं तौ तं समीयतुः ॥४८॥ स मारुतिस्ततः प्रीतस्तावित्यूचे वचः प्रियम् । अयं युष्मत्सुतः साक्षाद्वर्त्तते पुरुषोत्तमः ॥४९॥ अमुना दृष्टिमात्रेण कृत्या विद्राविता मया । धावन्त्यस्ता मृतप्रायाः कृताश्चास्य प्रतापतः ॥५०॥

युष्मत्पुत्राद् बिभेत्यस्मात्सर्वलोकभयंकरः । कालस्तथेश्वराः सर्वे सन्त्यस्यादेशवर्त्तिनः ॥५१॥ हेतुरेवावताराणामवतारी स्वराट् प्रभुः । एष क्षराक्षरपरः★२ कारणानाञ्च कारणम् ॥५२॥ निःश्रेयसाय जीवानामवतीर्णो गृहेऽत्र वाम् । मनुष्यबालतुल्योऽयं नास्ति तद्युवयोः सुतः ॥५३॥ विधास्यतेऽयं सूनुर्वां सर्वापद्भ्यो हि रक्षणम् । जनांश्च स्वाश्रितान् सर्वान् गोपायिष्यति सर्वथा ॥५४॥ नूनं धन्यौ युवां मन्ये वन्दनीयौ महात्मभिः । पूजनीयौ यतः साक्षात्पुत्रतां वामयं गतः ॥५५॥ स्वपुत्रोत्कर्षविषयं तावित्याकर्ण्य तद्वचः । ईयतुर्हर्षमतुलं स्वात्मजासक्तचेतसौ ॥५६॥ तदिच्छया तिरोभूते तस्मिन् पुत्रसुखं तयोः । दित्समानो हरिर्मायां तेने पुत्रानुरक्तिदाम् ॥५७॥ अथ श्रुतिशिरोवृन्दैरशेषैरागमैरपि । गीतकीर्तिं हरिं त्वेतावमन्येतां निजात्मजम् ॥५८॥ धर्मदेवस्ततश्चक्रे कृत्योपद्रवशान्तये । शान्तिकर्म वरैर्भोज्यैर्भूरि विप्रानतर्पयत् ॥५९॥ तदेत्य★३ कृत्या इत्यूचुः कालीदत्तं सुरद्विषम् । अजेयोऽस्त्येव नः शत्रुर्निर्ज्जरैरसुरैर्नरैः ॥६०॥ यो बालोऽपि

---

ચોરાયેલી ચિંતામણી ફરી પ્રાપ્ત થતાં મનુષ્યો જેવો આનંદ પામે તેવો, ભક્તિ-ધર્મ પોતાના પુત્રને પામીને આનંદ પામ્યાં. (૪૮) પ્રસન્ન થયેલા **હનુમાનજી** 'આ તમારા પુત્ર સાક્ષાત્ પરમેશ્વર છે' તેમ ભક્તિ ધર્મને **પ્રિય વચનો** કહેવા લાગ્યાઃ 'હે ભક્તિ-ધર્મ ! આ તમારા પુત્રે દૃષ્ટિ માત્રથી કૃત્યાઓને નસાડી દીધી હતી. તે દોડતી કૃત્યાઓને મેં આ શ્રીહરિના પ્રતાપથી મરણ તુલ્ય કરી છે. (૪૯-૫૦)

સર્વ લોકોને ભયકારી કાળ પણ આ તમારા પુત્રથી **ભય** પામે છે. તેમજ ઈશ્વરસંજ્ઞાથી ઓળખાતા બ્રહ્માદિક દેવતાઓ પણ આ શ્રીહરિની આજ્ઞામાં વર્તે છે. (૫૧) આ તમારા પુત્ર મત્સ્ય-કૂર્માદિ સમગ્ર અવતારોના આવિર્ભાવનું કારણ છે માટે જ અવતારી; સર્વને નિયમન કરવામાં સમર્થ, સ્વરાટ્, ક્ષર અને અક્ષર થકી પણ પર, અને સર્વ કારણોના પણ કારણ છે. (૫૨) આ શ્રીબાલકૃષ્ણે કેવળ જીવોના કલ્યાણ કરવા માટે જ તમારે ત્યાં જન્મ લીધો છે. તેથી આ તમારા પુત્ર બીજા સામાન્ય બાળક જેવા નથી. (૫૩) તમારા પુત્ર આ શ્રીહરિ તમારું સર્વ વિપત્તિઓથી રક્ષણ કરશે, તેમજ તેમનો જે જે આશ્રય કરશે તેમનું પણ સર્વ વિપત્તિઓથી સર્વથા **રક્ષણ** કરશે. (૫૪) તમો પતિપત્ની કૃતાર્થ છો. અને મોટા પુરુષોને પણ પૂજનીય છો. એમ હું નિશ્ચય માનું છું. કારણકે સર્વોત્તમ શ્રીહરિ બાલકૃષ્ણ સ્વરૂપે તમારે ત્યાં પુત્રરૂપે પધાર્યા છે.' (૫૫)

આ પ્રકારે પોતાના પુત્રનો **અપૂર્વ મહિમા** સાંભળીને પુત્રમાં આસક્ત ચિત્તવાળાં ભક્તિ-ધર્મ, અવર્ણનીય **આનંદ** પામ્યાં. (૫૬) બાલકૃષ્ણની ઈચ્છાથી હનુમાનજી અંતર્ધાન થયા. પછી ભક્તિ તથા ધર્મને પુત્ર સુખ આપવાની ઈચ્છાથી, શ્રીહરિએ તેમને પોતાને વિષે કેવળ પુત્રભાવની જ પ્રીતિ કરાવનારી, પોતાની માયાનો વિસ્તાર કર્યો. (૫૭) પછી સમગ્ર ઉપનિષદો તથા પંચરાત્રાદિ શાસ્ત્રોએ જેની કીર્તિનું ગાન કર્યું છે, તે શ્રીહરિને ભક્તિ-ધર્મ 'આ અમારા પુત્ર છે' એમ માનવા લાગ્યાં. (૫૮) ત્યાર પછી ધર્મદેવે કૃત્યાઓએ પોતાના પુત્રને કરેલા ઉપદ્રવને નિવારવા માટે ઘણા બ્રાહ્મણોને ઉત્તમ ભોજનોથી જમાડવા રૂપ **શાંતિ કર્મ** કર્યું. (૫૯)

તે સમયે **કૃત્યાઓ** મુખ્ય અસુર કાલીદત્તને મળીને કહેવા લાગી, 'હે કાલીદત્ત ! આપણો શત્રુ મનુષ્યોથી, દેવોથી તથા અસુરોથી પણ પરાભવ પમાડી શકાય તેવો નથી. (૬૦)

---

★१. ''चौराद् द्रुतम्' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

★२. ''एषोऽक्षराक्षरपरः'' इति (ब-ड) पाठान्तरम् । ''एषोक्षराक्षरपरः'' इति च (क) पाठः । (तत्र 'एतत्तदो॰' इति सूत्रं चिन्तनीयम्)

★३. ''तदैत्य'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

**द्रुतं ह्यस्मान् स्वदृष्ट्याऽज्वलयद् भृशम् । तस्मात्तस्याग्रतो धीमन् स्थातुमीशीत को जनः ? ॥६१॥ तद्दर्शनार्थमागच्छन्मारुतिर्नोऽध्वनि ध्रुवम् । ज्ञात्वा तन्निकटायातास्ताडयामास निर्भरम् ॥६२॥ गन्तुं तस्याग्रतो भूयो न प्रेष्या हि वयं त्वया । मृतप्रायाः प्रयातव्यं यदा तत्र तदा व्रज ॥६३॥**

**तत्प्रतापमिति श्रुत्वा स क्रूरो जातमत्सरः । प्रपेदे नितरां क्रोधं दण्डघातादिवोरगः ॥६४॥ सोऽथेत्यूचे निजान् बाल्येऽप्यस्यास्ति बलमीदृशम् । तस्मात्तन्निधनोपायः कार्योऽस्माभिर्हि सत्वरम् ॥६५॥ अल्पोऽप्युपेक्षितो वैरी वर्धमान इवामयः । जेतुं न शक्यते यस्मात्स हन्तव्योऽचिरात्ततः ॥६६॥ इत्थं दुराशयो मानी नितान्तोद्विग्नमानसः । सोऽतिशूरोऽपि न प्रापन्निशि निद्रामपि क्षणम् ॥६७॥**

राजोवाच – **स्पर्शं प्राप्ता हरेर्ब्रह्मन् कोटरा ह्यवतारिणः । तत्क्वचित्सद्गतिस्तस्या भाव्या नो वेति मे वद ॥६८॥**

श्रीशुकानन्द उवाच – **पापीयस्यपि सा राजन् स्पर्शं प्राप्ता यतो हरेः । देहान्ते लप्स्यते तस्मान्मुक्तिमेव यथेप्सितम् ॥६९॥ राजन्नस्यावतारस्य श्रीकृष्णस्यैव योगतः । यदा तन्मातृसदृशीं प्रपेदे पूतना गतिम् ॥७०॥ तदा सर्वावताराणां कारणस्यास्य भूपते । सम्बन्धात्कोटरा गच्छेत्सद्गतिं तत्र का कथा ॥७१॥**

---

હે બુદ્ધિમાન કાલીદત્ત ! આપણા શત્રુ બાલ શ્રીહરિએ અમને બધાને પોતાની દૃષ્ટિથી જ બાળ્યા, તેથી તેમની પાસે જવા માટે કોણ સમર્થ થાય ? અર્થાત્ કોઈ સમર્થ નથી જ; તેમની દૃષ્ટિથી અમારા અંગો બળતા હતા. તેથી અમો દોડીને નાસી જતી હતી ત્યાં માર્ગમાં, આપણા શત્રુના દર્શન કરવા માટે આવતા હનુમાનજીએ અમોને 'શ્રીહરિને પીડવા તેમની સમીપે આવેલી છે' તેમ જાણીને, અમને પકડીને અત્યંત માર માર્યો. (૬૧-૬૨) હે કાલીદત્ત ! અમો મરણ તુલ્ય થયાં છીએ, તે શ્રીહરિની આગળ ફરીથી જવા માટે તમારે અમને ન મોકલવી. 'હવે જવું હોય તો તમો જ જજો.' (૬૩)

શ્રીહરિનો પ્રતાપ સાંભળીને ક્રોધી સ્વભાવના તે કાલીદત્તે ઈર્ષાથી, જેમ સર્પને લાકડીથી મારે અને ક્રોધ કરે તેમ, અત્યંત ક્રોધ કર્યો. (૬૪) બાલ્યાવસ્થામાં પણ આપણા શત્રુનું આવું બળ છે, માટે હવે તેના મરણનો ઉપાય આપણે તત્કાળ કરવો, એમ કાલીદત્તે પોતાના માણસોને કહ્યું. (૬૫) શત્રુ નાનો હોય પણ જો તેની ઉપેક્ષા કરીએ તો વૃદ્ધિ પામતા રોગની માફક તેને જીતી ન શકાય. માટે તે નાનો છતાં પણ શત્રુ જ છે, તેથી તેને તત્કાળ હણવો. (૬૬)

આ રીતે અતિ દુષ્ટાશયવાળો, માની, કાલીદત્ત અતિ શૂરવીર છતાં પણ ઉદ્વેગથી **ચિંતાતુર** બની રાત્રિએ ક્ષણમાત્ર પણ નિદ્રા પામતો ન હતો. (૬૭)

**માનસિંહ રાજા શુકાનંદ મુનિને પૂછે છે :-** હે બ્રહ્મન્ ! (પૂતના શ્રીકૃષ્ણના સ્પર્શની માફક) **કોટરા** જે કોઈ પણ નિમિત્તે અવતારી શ્રીહરિના સ્પર્શને પામી તેથી ક્યારેય પણ તે કોટરાની **સદ્‌ગતિ** થશે કે નહીં થાય ? તે મને કહો. (૬૮)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! અત્યંત પાપરૂપ એવી કોટરા પણ જેથી શ્રીહરિનો **સ્પર્શ** પામી છે તેથી દેહના અંતકાળે પોતાને ઈચ્છિત મુક્તિને જરૂર પામશે. (૬૯)

હે રાજન્ ! આ જ શ્રીહરિના અવતાર સ્વરૂપ શ્રીકૃષ્ણના સંબંધથી પૂતના જો શ્રીકૃષ્ણની માતા યશોદાના જેવી ગતિ પામી હોય, તો હે રાજન્ ! સર્વે અવતારના કારણ શ્રીહરિના **સંબંધથી** આ કોટરા દેહના અંતે સદ્‌ગતિને પામે તેમાં શું કહેવું ? એ તો પામે જ. (૭૦-૭૧)

**स्वेच्छोपात्तनराकृतेर्भगवतः प्रोक्तं परं पावनं, दिव्यं बालचरित्रमत्र पुरुषाः श्रोष्यन्ति वा योषितः । तद्बालान्न किलैष्यति क्षितिपते बालग्रहोपद्रवः. श्रुत्वा नङ्क्ष्यति चैतदन्तररिपुक्लेशोऽपि सर्वो नृणाम् ॥७२॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे, शुकानन्दमुनि-मानसिंह-संवादे श्रीहरिकृष्णकृत्यागणपराजयनिरूपणनामा प्रथमोऽध्यायः ॥१॥

## ॥ अथ द्वितीयोऽध्यायः ॥

**( द्वितीये नामकरण-संस्कारं प्रविधाय सः । मार्कण्डेयो गुणान् धार्मेर्धर्मं प्राहेत्युदीरितम् ॥ )**

श्रीशुकानन्द उवाच - **अथ बालातिललितां नानावर्णातिभास्वराम् । पर्यङ्क्किकां निजं पुत्रं समध्यारोहयन्मुदा ॥१॥ गालितं साऽथ गोदुग्धं तनुजस्निग्धमानसा । शङ्खेन विधिवत्प्रीत्या स्वीयपुत्रमपाययत् ॥२॥ संस्कारं साऽथ विदधे शुभं निष्क्रमणाभिधम् । अर्केक्षणं च तं चन्द्रदर्शनं समकारयत् ॥३॥ एकदा विचरन् भूमौ पुण्यतीर्थचिकीर्षया । मुनीन्द्रो धर्मसदनं मार्कण्डेयः समाययौ ॥४॥ शिष्यैः परिवृतोऽनैकैस्तेजीयान् देशकालवित् । पुराणवेदवेदाङ्ग-सर्वशास्त्रविचक्षणः ॥५॥ वर्णिवेषधरः प्राज्ञो ज्योतिःशास्त्रविदुत्तमः । माननीयस्तपोविद्यागुणवद्भिर्महर्षिभिः ॥६॥**

---

પોતાની ઈચ્છાથી જ જેમણે **મનુષ્યાકૃતિ** ગ્રહણ કરી છે એવા **શ્રીહરિ**નું સર્વોત્તમ, શ્રવણ માત્રથી પવિત્ર કરનારું, દિવ્ય, **બાલ ચરિત્ર** મેં તમોને કહ્યું. તે આ લોકમાં જે પુરુષો તથા સ્ત્રીઓ સાંભળશે હે રાજન્ તેમના **બાળકો** કૃત્યારૂપ બાલગ્રહોથી કદાપિ **પીડા** નહીં પામે, અને જે નિષ્કામ ભાવે કેવળ ભગવાનની પ્રસન્નતા માટે સાંભળશે તેમની સર્વ અંતરશત્રુની પીડા પણ નાશ પામશે. (૭૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃષ્ણ-પ્રભુએ કૃત્યા ગણનો પરાજય કર્યો' એ નિરૂપણ નામે પહેલો અધ્યાય સંપૂર્ણ. (૧)

## અધ્યાય : ૨

## માર્કંડેય મુનિએ ધર્મપુત્ર શ્રીહરિનો નામકરણ વિધિ કર્યો અને તેમના ગુણોનું વર્ણન કર્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી ધર્મપત્ની બાલાદેવીએ પોતાના પુત્રને (જન્મથી બત્રીશમા દિવસે જ શુભ મુહૂર્ત હોવાથી) સુવર્ણના મણિ તથા લાલ પીળા રત્નોથી જડિત પારણામાં પ્રેમપૂર્વક સુવાડ્યા. (૧) પછી પુત્રમાં સ્નેહાસક્ત ભક્તિમાતાએ ગાળેલું-ગાયનું દૂધ શંખમાં ભરીને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે (એકત્રીશમા દિવસે) પ્રીતિપૂર્વક તે પુત્રને પાયું, પછી (ત્રણ માસના થયેલા) સ્વપુત્ર શ્રીહરિને દિવસે સૂર્યાવલોકન વિધિ કરાવ્યો અને રાત્રિમાં ચંદ્રદર્શન કરાવ્યું. (૨-૩)

તે અરસામાં તીર્થોમાં ફરતા ફરતા મુનિશ્રેષ્ઠ **માર્કંડેય મુનિ** ધર્મદેવના ઘેર આવ્યા. (૪) શિષ્યમંડળથી વીંટાયેલા માર્કંડેયઋષિ અતિ તેજસ્વી; દેશ કાળને જાણનારા, બ્રહ્મઆદિ અઢાર પુરાણો, શિક્ષાદિ છ અંગો સહિત ઋગાદિક વેદો તથા સાંખ્ય-યોગાદિ સર્વ શાસ્ત્રોમાં નિષ્ણાત હતા. (૫) વર્ણીવેશધારી તેઓ ત્રિકાળજ્ઞાની હતા. તેમજ જ્યોતિષ શાસ્ત્રજ્ઞોમાં પણ શ્રેષ્ઠ હતા. તપ-વિદ્યા-સૌજન્યાદિ ગુણોથી મહર્ષિઓને પણ પૂજવા યોગ્ય; (૬) સંતોષ-વિનય-ક્ષમા-

**संतोषप्रश्रयक्षान्तित्यागशान्तिदयादिभिः । अतिरम्यैर्गुणैर्जुष्टः प्रेष्ठसज्जनसंगमः ॥७॥ स विप्रेन्द्रस्तमायान्तं दृष्ट्वा धर्मो विदांवरः । मानयामास विधिवत्प्रत्युत्थानासनादिभिः ॥८॥ अथासने तमासीनं नितान्तप्रीतचेतसम् । स प्रीणयन्मधुरया गिरेत्थमवदत्सुधीः ॥९॥ ब्रह्मन्महानुभावानां तीर्थपावनकारिणाम् । त्वादृशानां विचरणं श्रेयसेऽत्र शरीरिणाम् ॥१०॥ सर्वधर्मज्ञ विप्रर्षे त्वदीयागमनादहम् । वाञ्छितादपि देवेन्द्रैर्नूनमाप्तः कृतार्थताम् ॥११॥ ज्योतिःशास्त्रान्तगन्ता त्वं पुत्रस्यास्य महामुने । विधिवन्नामकरणं मुहूर्त्ते कुरु मङ्गले ॥१२॥ प्रार्थ्यमानः स तेनेत्थं मार्कण्डेयो महामुनिः । विधिज्ञो विदधे सर्वं वेदोक्तं विधिमादरात् ॥१३॥ सोऽथ ज्ञानदृशा जानन् हरेः सर्वं विधित्सितम् । कुर्वन्नाम पुरुप्रीत्या सार्थमित्थमुवाच तम् ॥१४॥**

मार्कण्डेय उवाच – **आपदो हि युवयोर्हरिष्यति स्वाश्रयं गतवतां च देहिनाम् । एष तत्कुलिरराशिजन्मतस्त्वत्सुतोऽस्तु हरिसंज्ञितो द्विज ॥१५॥ कृष्णवर्ण इति देहिमानसाकर्षणान्निजतनौ जनेर्मधौ । एष विप्रवर कृष्णसंज्ञया ख्यात एव भविता तवार्भकः ॥१६॥ नामयुग्ममिदमस्य कीर्तितं भिन्नमार्य तव पुत्रकस्य यत् । प्राणिजातहितकारिजन्मनो मिश्रितं च भवितापि तत्क्षितौ ॥१७॥ धर्म वेदनतपोविरक्तिभिस्त्यागतश्च शिवसन्निभोऽस्त्ययम् । तद्भविष्यति सुतस्य ते शुभं नीलकण्ठ इति नाम विश्रुतम् ॥१८॥**

---

ત્યાગ-ઉપશમ-દયા વગેરે અતિ રમણીય ગુણોથી યુક્ત તથા સજ્જન પુરુષોના પ્રસંગમાં અતિ પ્રીતિવાળા; માર્કંડેય મુનિને પોતાને ઘેર આવતા જોઈ, શાસ્ત્રજ્ઞોમાં શ્રેષ્ઠ વિપ્રવર્ય ધર્મદેવે તેમની સામા જવું-આસન આપવું વગેરેથી તેમનું યથાવિધિ **સન્માન** કર્યું. (૭-૮)

પછી સુખપૂર્વક આસનમાં બેઠેલા, અત્યંત પ્રસન્ન મનવાળા માર્કંડેય મુનિને ધર્મદેવે (ભલે પધાર્યા-સુખી છો ? વગેરે સ્વાગતાદિ સભર) મધુરવાણીથી પ્રસન્ન કરતાં કહ્યું, 'હે બ્રહ્મન્ ! તીર્થોને પવિત્ર કરનારા તમારા જેવા મહાનુભાવોનું આ લોકમાં વિચરણ મનુષ્યોના કલ્યાણ માટે જ હોય છે. (૯-૧૦) હે સર્વધર્મજ્ઞ ! હે બ્રહ્મર્ષિ ! દેવેન્દ્રો પણ જેમનું આગમન ઈચ્છે છે. એવા આપના પધારવાથી હું નિશ્ચય કૃતાર્થ થયો છું. હે મહામુને ! જ્યોતિષશાસ્ત્રમાં તમો પારંગત છો, તેથી આ મારા પુત્રનો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે **નામકરણ સંસ્કાર** શુભમુહૂર્તમાં આપ કરો.' (૧૧-૧૨)

ધર્મદેવે આ પ્રમાણે **પ્રાર્થના** કરી તેથી નામકરણ સંસ્કારની વિધિ જાણનારા માર્કંડેય મહામુનિએ વેદોક્ત સર્વ વિધિ ઉત્સાહપૂર્વક કરી. (૧૩) પછી માર્કંડેય મુનિ શ્રીહરિના ધ્યાનથી પ્રાપ્ત થયેલા જ્ઞાનથી, શ્રીહરિએ કરવા ઈચ્છેલા કાર્યને જાણતા થકા, તેમનું તે પ્રમાણે સાર્થક નામ પાડતાં ધર્મદેવને કહેવા લાગ્યા. (૧૪) **માર્કંડેય મુનિ કહે છે :-** 'હે દ્વિજ ! દેવશર્મા ! આ તમારો પુત્ર પોતાના આશ્રિત મનુષ્યોની તથા તમારી બન્નેની આપદાઓ નિશ્ચય હણશે; તેથી તેમજ કર્ક રાશિમાં જન્મ હોવાથી તેમનું **'હરિ'** એવું નામ થાઓ. (૧૫) આ બાળક વર્ણથી કૃષ્ણ છે. તેથી પોતાની મધુર મૂર્તિમાં મનુષ્યોના મનને આકર્ષણ કરશે, અને ચૈત્ર માસમાં જન્મ હોવાથી હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! ધર્મદેવ ! તમારો આ પુત્ર **કૃષ્ણ** નામથી પણ પ્રસિદ્ધ થશે. (૧૬) હે આર્ય ! પ્રાણિસમુદાયના કલ્યાણ માટે આવિર્ભાવ પામેલા આ તમારા નાના પુત્રના જુદા જુદા જે આ (હરિ-કૃષ્ણ) બે નામ કહ્યાં છે તે બન્ને મળીને પૃથ્વીમાં **હરિકૃષ્ણ** એવું નામ પણ પ્રસિદ્ધ થશે. (૧૭) હે ધર્મ ! આ તમારો પુત્ર જ્ઞાન-વૈરાગ્ય-તપ-ત્યાગ-સ્વધર્મ તથા યોગથી શિવ સમાન થશે. તેથી તમારા પુત્રનું મંગળકારી સર્વજન પ્રસિદ્ધ **નીલકંઠ** નામ પણ થશે. (૧૮)

इत्थमेव बहुभिश्च नामभिः स्वीयचारितगुणानुसारिभिः । युक्त एष भविताऽतिमङ्गलैर्धर्मदेव तनयस्तवाद्भुतः ॥१९॥ श्रद्धया हरिकथाश्रुतावयं तुल्य एव पृथुना भविष्यति । त्यागयोगकरुणाक्षमादिभिर्लोमशाभिधमहर्षिसन्निभः ॥२०॥ सांख्यबोधनविधौ तवात्मजस्तुल्य एव कपिलेन विष्णुना । दोषवर्ज्जनगुणग्रहे समो विप्र एष भविताऽत्रिजन्मना ॥२१॥ प्रश्नसूत्तरविधौ तवात्मजो वाक्पतेरपि वरो भविष्यति । धैर्य्य एष बलिना समो वृष सर्वसाधुजनतागुरुस्तथा ॥२२॥ आर्षभाच्च भरतादपि ध्रुवं साधुताऽस्य भविता वरीयसी । मुख्य एष भुवि चात्मदर्शिनां त्यागिनां तव सुतो भविष्यति ॥२३॥ सर्वयोगकलनानुशीलने प्राप्तरम्यविभवात्यनादरे । ब्रह्मरूपनिभृतस्थितावयं भाव्य एव ऋषभेण सन्निभः ॥२४॥ धर्मवर्ज्जितजनस्य वर्ज्जने पापकारितनुभृत्पराभवे । सत्यसंगरतयाऽयमर्भको रामचन्द्रसदृशो भविष्यति ॥२५॥ स्वाश्रिताखिलजनातिरञ्जने भक्तदुःखविनिवारणे तथा । सर्वदुर्ज्जयसुरारिनिर्ज्जये तुल्य एव वसुदेवसूनुना ॥२६॥ करे सृणि नीरजमूर्ध्वरेखामुख्यानि लक्ष्माणि तथाङ्घ्रियुग्मे । सन्त्यस्य तस्माद्भविता विनेता पुत्रो ह्यसङ्ख्यासुभृतां त्वदीयः ॥२७॥

---

હે ધર્મદેવ ! આ તમારા અદ્‌ભુતમૂર્તિ પુત્ર પોતાનાં ચરિત્રો તથા ગુણોને લઈને અતિ મંગળકારી બહુનામોથી યુક્ત થશે. હે ધર્મ ! **આ તમારા પુત્ર,** શ્રીહરિની કથા સાંભળવાની શ્રદ્ધામાં પૃથુરાજાની તુલ્ય થશે. ત્યાગ, યોગ, કરુણા, ક્ષમા વગેરે ગુણોથી લોમશ મહર્ષિના તુલ્ય થશે. (૧૯-૨૦)

હે ધર્મ ! સાંખ્ય તત્ત્વે કહેલી અચિત્ પ્રકૃતિના સ્વરૂપનું તથા જ્ઞાનાત્મક ચિદ્રૂપ પુરુષસ્વરૂપના જ્ઞાન નિરૂપણમાં આ **તમારો બાળક** વિષ્ણુના અવતાર કપિલમુનિના જેવા જ થશે. દોષત્યાગ કરવામાં અને ગુણ ગ્રહણ કરવામાં દત્તાત્રેય મુનિ સમાન થશે. (૨૧) પ્રશ્ન પૂછવામાં તેમજ પ્રશ્નનો પ્રત્યુત્તર આપવામાં તમારો આ બાળક બૃહસ્પતિથી પણ શ્રેષ્ઠ થશે. હે ધર્મદેવ ! ધૈર્ય અર્થાત્ વિકારવાન પદાર્થો પ્રાપ્ત થવા છતાં અવિકારી રહેવામાં વિરોચનના પુત્ર બલિરાજાના સમાન આ પુત્ર થશે. તેમ જ સર્વ સાધુપુરુષોના, તેમજ ભગવાનના ભક્તોના **ગુરુ** થશે. (૨૨) હે ધર્મદેવ ! આ તમારા પુત્રની સાધુતા ઋષભદેવના પુત્ર ભરતથી પણ અતિ શ્રેષ્ઠ થશે, વળી આ તમારો પુત્ર પૃથ્વીમાં આત્મદર્શી ત્યાગીઓમાં **અગ્રેસર** થશે. (૨૩) અષ્ટાંગ યોગની સર્વ કળાના અભ્યાસમાં, તથા પ્રાપ્ત થયેલા રમણીય વૈભવોના અતિ અનાદરમાં, તથા બ્રહ્મસ્વરૂપ પોતાના આત્મામાં અચળ સ્થિતિ કરવામાં આ પુત્ર, ઋષભદેવ ભગવાનની સમાન જ થશે. (૨૪) વર્ણાશ્રમ ધર્મને યોગ્ય સદાચાર રહિત મનુષ્યોનો ત્યાગ કરવામાં તથા પાપ કરનાર પ્રાણીઓનું પ્રશાસન કરવામાં, તથા પ્રતિજ્ઞાનું યથાર્થ પાલન કરવામાં, આ બાળક રામચંદ્રજી સમાન થશે. (૨૫)

પોતાના આશ્રિત સમગ્ર જનોને પ્રસન્ન કરવામાં, તથા તેમનું દુઃખ નાશ કરવામાં, તેમ જ ન જીતી શકાય એવા અસુરોને જીતવામાં વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ સમાન થશે. (૨૬) હે ધર્મ ! આ તમારા પુત્રની હથેળીમાં તેમજ બંને ચરણારવિંદમાં પણ અંકુશ (અંકુશના આકારવાળી રેખાનું ચિહ્ન) તથા ચક્ર (ચક્રના આકારવાળી રેખાનું ચિહ્ન), પદ્મ, ઊર્ધ્વરેખા, ધ્વજાદિક રેખાઓના **ચિહ્નો** છે. તેથી તમારો પુત્ર અસંખ્ય જનોનો નિયામક થશે. (તેવી રીતે સામુદ્રિકમાં કહ્યું છે. "अंकुशं कमलं चक्रं यस्य पाणितले भवेत् । तस्य राज्यं विनिर्दिष्टं समुद्रवचनं यथा ॥ ध्वज-वज्रांकुश-छत्र-शंख-पद्मादयस्तले, पाणिपादेषु दृश्यन्ते यस्य सः श्रीपतिः पुमान् । कस्योर्ध्वरेखा न करोति राज्यम्" इत्यादि । (२७)

विधास्यतेऽयं युवयोरशेषक्लेशेभ्य एवात्र सदातिरक्षाम् । निजाश्रितानामपि देहभाजां दिवौकसां विष्णुरिवाखिलानाम् ॥२८॥ तेजस्तपःशमदमस्मृतिसत्यशौचस्वातन्त्र्यधैर्यबलकौशलशीलसाम्यैः । क्षान्त्यार्ज्जवोपरतिकान्तिविरक्तितोष-गाम्भीर्यमार्दवभगस्थिरतास्तिकत्वैः ॥२९॥ ऐश्वर्य-कीर्ति-करुणा-श्रुत-शौर्य-दानैः प्रागल्भ्य-वेदन-मुखैश्च गुणैरुदारैः । दिव्यैरयं भगवतस्तनयस्तवदीयो युक्तो भविष्यति महाजनलिप्स्यमानैः ॥३०॥ एवंविधानामतिपावनानामलौकिकानां च मनोहराणाम् । वरीयसामस्य शिशोर्गुणानां व्रजामि नान्तं महदीप्सितानाम् ॥३१॥

श्रीशुकानन्द उवाच - **उक्त्वेति तूष्णीं मुनये स्थिताय प्रादान्महार्हाणि मुदा स धर्मः । नूत्नानि वासांसि धनं त्वनल्पं नानाविधालंकरणान्युदारः ॥३२॥ संपूजितस्तेन वरीयसेत्थं स्थित्वाऽथ तत्रैकदिनं महात्मा । प्रत्यक्षकृष्णेक्षणहृष्टचित्तः स तीर्थराजं समगान्मुनीन्द्रः ॥३३॥**

**इति निशम्य गुणानथ दम्पती निजसुतस्य महाजनवाञ्छितान् । परमहर्षपयोधिपरिप्लुतौ न किल सस्मरतुश्च जगत्क्रियाम् ॥३४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे,
मार्कण्डेयकृत-श्रीहरिनामादिनिरूपणनामा द्वितीयोऽध्यायः ॥२॥

---

હે ધર્મ ! આ તમારો પુત્ર આ લોકમાં તમારું સર્વ આપદાથી સદા રક્ષણ કરશે. તેમજ વિષ્ણુ જેમ સમગ્ર દેવતાઓની રક્ષા કરે છે, તેમ પોતાના આશ્રિતોની પણ રક્ષા કરશે. (૨૮) તેજ, તપ, શમ, દમ, સ્મૃતિ, સત્ય, શૌચ, સ્વાતંત્ર્ય, ધૈર્ય, બળ, કુશળપણું, શીલ, સામ્ય, ક્ષાંતિ, આર્જવ, ઉપરતિ, કાંતિ, વિરક્તિ, સંતોષ, ગાંભીર્ય, મૃદુતા, જ્ઞાનાદિકનો ઉત્કર્ષ, સ્થિરતા, આસ્તિકતા; ઐશ્વર્ય, કીર્તિ, કરુણા, સર્વશાસ્ત્રોના અર્થોનું યથાર્થ જ્ઞાતાપણું, શૌર્ય, દાન, પ્રાગલ્ભ્ય તથા જ્ઞાનાદિ જે પરમેશ્વરનાં **અલૌકિક ગુણો** છે; જેને મોટા સત્પુરુષો સદા ઈચ્છે છે તેણે યુક્ત થશે. (૨૯-૩૦) હે ધર્મદેવ ! આવા અતિ પવિત્ર-દિવ્ય-મનોહર અને મોટા પુરુષોએ ઈચ્છેલા આ તમારા પુત્રના અતિ મહાન ગુણોના પારને હું નથી પામતો.' (૩૧)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** આ પ્રમાણે કહીને મૌન રહેલા માર્કંડેય મુનિને ધર્મદેવે હર્ષપૂર્વક મહામૂલ્યવાળાં નવીન વસ્ત્રો-અલંકારો તથા સુવર્ણ-રૂપિયાદિ પુષ્કળ ધન પણ આપ્યું. (૩૨) પછી ગુણશ્રેષ્ઠ ધર્મદેવે જેમનું આ પ્રકારે યથાવિધિ પૂજન કર્યું છે એવા, ઉદાર મનવાળા **માર્કંડેય ઋષિ** પ્રત્યક્ષ શ્રીકૃષ્ણના સમ્યક્ દર્શનથી પ્રસન્ન થઈને ધર્મદેવને ઘેર એક દિવસ રહ્યા અને પછી તીર્થરાજ પ્રયાગ ક્ષેત્ર તરફ ગયા. (૩૩)

ભક્તિ અને ધર્મદેવ આ રીતે માર્કંડેય મુનિ પાસેથી પોતાના પુત્રના ગુણો સાંભળીને પરમ હર્ષના સમુદ્રમાં નિમગ્ન થઈ ગયાં અને જગત વ્યવહાર ભૂલી ગયાં. (૩૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના
દ્વિતીય સ્કંધમાં 'માર્કંડેય મુનિએ શ્રીહરિનો નામકરણ વિધિ કર્યો'
ઈત્યાદિ નિરૂપણ નામે બીજો અધ્યાય સંપૂર્ણ. (૨)

## ॥ अथ तृतीयोऽध्यायः ॥

### ( तृतीये भूपवेशाद्याः संस्कारा उदिता हरेः । बाललीलाश्च चन्द्राद्यैः कृतमस्यार्चनादिकम् ॥

श्रीशुकानन्द उवाच - **स तस्य पञ्चमे मासे व्यधात्क्षित्युपवेशनम् । वराहं पृथिवीयुक्तं पुपूजेह यथाविधि ॥१॥ षष्ठे मास्यनुरक्तात्मा पुत्रेऽलंकारमालिनः । स चान्नप्राशनं तस्य स्वपुत्रस्याकरोन्मुदा ॥२॥ पिता वृत्तिपरीक्षार्थं स्वपुत्रस्य पुरस्ततः । निदधे वसनं पात्रं शस्त्रं वसु च पुस्तकम् ॥३॥ चत्वार्याद्यानि हित्वान्त्यं पुस्तकं स समग्रहीत् । बहुविज्जनकस्तेन प्रपेदे परमां मुदम् ॥४॥ सप्तमे मासि विधिवत्कर्णवेधं व्यधापयत् । तत्र स्वकुलदेवस्य पूजां धर्मो व्यधान्मुदा ॥५॥ स जनानन्दनिलयः पितृभ्यां प्रतिवासरम् । ववृधे पोषितः प्रीत्या सितपक्ष इवोडुपः ॥६॥**

**नृनाट्यमनुकुर्वाणो देहिनां मानसानि सः । विलसद्बाललीलाभिः पश्यतामाहरद् भृशम् ॥७॥ श्रीहरेः पुत्रभावेन लालनं कुर्वतोस्तयोः । अहोरात्राणि दम्पत्योः क्षणवद् भूपते ययुः ॥८॥ पुंसां तमीक्षमाणानां स्त्रीणां चासक्तचेतसाम् । हृदये नाविशन् नूनं क्वाऽपि संसारवेदनाः ॥९॥ तत्प्रेमविवशात्मानो वृद्धा अपि विपश्चितः । विस्मृत्य वार्द्धकं स्वीयं तेन सार्द्धं हि रेमिरे ॥१०॥ भगवान्मङ्गलतनुस्तेषां श्रेयोविधित्सया । यथा यथा भवेत्स्वस्मिंश्चेतोवृत्तिस्तथा व्यधात् ॥११॥ तल्लालनमतिप्रीत्या कुर्वतीनां च योषिताम् । नैव स्वपरभेदोऽभूत्कस्याश्चिदपि कर्हिचित् ॥१२॥ लालयन्त्यश्च**

---

### અધ્યાય : 3

## શ્રીહરિના ભૂમિ ઉપવેશનાદિ સંસ્કારો, બાળલીલા તથા શ્રીહરિએ રમવા બોલાવેલા ચંદ્રે સપરિવાર આવીને શ્રીહરિનું પૂજન કર્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) ધર્મદેવે પાંચમા માસે પુત્રનો પૃથ્વી ઉપર બેસાડવાનો સંસ્કાર કર્યો. આ સંસ્કારમાં પૃથ્વીએ સહિત વરાહ ભગવાનનું શાસ્ત્રોક્ત વિધિથી પૂજન કર્યું. પુત્રમાં પ્રીતિવાળા ધર્મદેવે છઠ્ઠા માસમાં વિવિધ પ્રકારના અલંકારોથી શોભતા તે પોતાના પુત્રનો **''અન્ન પ્રાશન''** નામનો સંસ્કાર હર્ષપૂર્વક કર્યો. ત્યારબાદ ધર્મદેવે પોતાના પુત્રની **અભિરુચિની પરીક્ષા** કરવા માટે તેમની પાસે, વસ્ત્ર, પાત્ર, તરવાર, ધન, પુસ્તક, આ પાંચ વસ્તુઓ હારબંધ મૂકી. શ્રીહરિએ પહેલી ચાર વસ્તુઓને છોડી છેલ્લું પુસ્તક ગ્રહણ કર્યું. તેથી ઘણા શાસ્ત્રોના અર્થોને જાણનારા ધર્મદેવ અત્યંત આનંદ પામ્યા. ધર્મદેવે સાતમા માસને વિષે વિધિ પ્રમાણે **''કર્ણવેધ''** નામનો સંસ્કાર કરાવ્યો. તેમાં પોતાના કુળદેવની પૂજા હર્ષથી કરી. આનંદ ઘન શ્રીહરિ, માતા-પિતા દ્વારા પ્રીતિપૂર્વક પોષણથી, શુક્લ પક્ષના ચંદ્રમાની જેમ દિન પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા. (૧ થી ૬)

મનુષ્ય ભાવ દર્શાવતા શ્રીહરિ પોતાની રમ્ય બાળલીલાઓથી જોનારા મનુષ્યોનાં મન હરવા લાગ્યા. હે રાજન્ ! ધર્મ-ભક્તિ પુત્રભાવથી શ્રીહરિને લાડ કરતાં (તેમને રમાડતાં, સ્પર્શ કરતાં, ચુંબન કરતાં) થકાં રાત્રિ દિવસ ક્ષણની માફક વિતાવવા લાગ્યાં. શ્રીહરિના બાળ સ્વરૂપમાં આસક્ત થયેલાં, દર્શન કરનારાં **સ્ત્રી-પુરુષો**ના હૃદયમાં સંસારની વેદના ક્યારેય પણ પ્રવેશ કરતી ન હતી. વયોવૃદ્ધ **વિદ્વાનો** પણ શ્રીહરિ પ્રત્યે સ્નેહાસક્ત થકા (પ્રેમાધીનતાથી) પોતાનું વૃદ્ધપણું તથા વિદ્વત્તા ભૂલી જઈને આ બાળકની સાથે રમતા હતા. મંગળમૂર્તિ બાળ શ્રીહરિ પણ તેમનું શ્રેય કરવાની ઈચ્છાથી જેમ જેમ તેમની ચિત્તવૃત્તિ પોતાને વિષે સંલગ્ન થાય તેમ જ કરતા હતા. (૭ થી ૧૧)

શ્રીહરિને લાડ લડાવતી (સ્પર્શાદિ જનિત સુખાનુભવપૂર્વક શ્રીહરિને ચુંબનાદિ કરતી) સ્ત્રીઓમાં કોઈને પણ ક્યારેય 'આ ભક્તિનો જ **પુત્ર** છે, મારો નથી' 'આ આનો જ **સંબંધી** છે, મારો નથી' આવો પારકો-પોતાનો **ભેદ** થતો

तं वृद्धाः पुत्रभावेन सर्वदा । भ्रातृभावेन चैवान्याः स्वीयागाराणि नास्मरन् ॥१३॥ एकैकस्याः करात्प्रीत्या जिघृक्षूणां तमर्भकम् । न त्वं न त्वं ग्रहीष्येऽहं तासामित्यभवत्कलिः ॥१४॥ अतिकारुण्यवचनैर्नारीभिर्वारिता मुहुः । न तन्माताऽपि राजेन्द्र लेभे तल्लालनान्तरम् ॥१५॥ वदन्तमथ तं बालं मनोज्ञं कलभाषणम् । अम्ब तातेति नार्य्यस्ता मुहुर्वक्तुमशिक्षयन् ॥१६॥ ता हासयंस्तदा प्रोचे सोऽर्द्धवर्णपदैः कलम् । प्रवक्तुं चलितुं वर्षे प्रथमेऽशिक्षदर्भकः ॥१७॥

स बाललीलया स्वीयानित्थमानन्दयन् हरिः । अत्यक्रामन्निजेच्छात्तन्राकृतिर्वर्षमादिमम् ॥१८॥ सोऽथ विप्रवरः स्वीयज्येष्ठसूनोरशेषवित् । भूपविस्मापनं चक्रे विवाहं स्वान्वयोचितम् ॥१९॥ अथ द्वितीयवर्षस्य प्रारम्भे स महोत्सवम् । स्वपुत्रस्यातिहृष्टात्मा यथाशास्त्रमकारयत् ॥२०॥ सहस्त्रशस्तदा विप्रान् हरिभक्तानभोजयत् । सद्रसैर्विविधैर्भोज्यैस्तेभ्यः सोऽदाच्च दक्षिणाः ॥२१॥ जनानामपि सर्वेषां बालरूपे हरौ रतिः । नितरामभवत्पित्रोर्विशेषेणैव सर्वतः ॥२२॥ अथ

---

જ નહીં. (અર્થાત્ સર્વે પોતપોતાના પુત્રાદિના સ્નેહભાવથી તેમને **સમાનપણે** લાડ લડાવતી હતી.) વૃદ્ધ સ્ત્રીઓ શ્રીહરિને પુત્રભાવથી રાત્રિ દિવસ લાડ લડાવતી, પોતાના ઘરને પણ ભૂલી જતી હતી. નાની ઉંમરવાળી સ્ત્રીઓ ભ્રાતૃભાવથી તેમને રમાડતી હતી, અને તે સમયે પોતાના ઘરની તેમને વિસ્મૃતિ થઈ જતી. બાળ શ્રીહરિને વિષે પ્રીતિવાળી તે **સ્ત્રીઓ** ''તે બાળકને તું નહીં, હું તેડીશ'' એમ અંદરોઅંદર **પ્રેમકલહ** કરતી હતી. હે રાજેન્દ્ર ! શ્રીહરિને રમાડવા માટે આવતી ઘણી સ્ત્રીઓએ (હે બહેન ! હે માતા ! હું તમોને નમસ્કાર કરું છું. આ બાળકને ક્ષણવાર મને રમાડવા આપો, ફરીથી હું તમોને જ આપીશ.) તેવા અતિ દીન વચનોથી વારંવાર **પ્રાર્થના** કરાયેલા ભક્તિમાતાને તો પોતાને પણ પોતાના પુત્ર શ્રીહરિને રમાડવાનો અવકાશ જ રહેતો નહીં. (૧૨ થી ૧૫)

તે સ્ત્રીઓ કાલી (મધુર) અને ન સમજાય તેવી છતાં તે બાળ શ્રીહરિની પ્રિય વાણી સાંભળીને, તેમને વારંવાર 'અમ્બ' (હે મા !) ''તાત'' (હે પિતા !) વગેરે શબ્દો બોલતા શીખવાડતી હતી. (૧૬) બાળ સ્વરૂપ શ્રીહરિ તે શબ્દો (અર્ધા-અર્ધા) ભાંગ્યા તૂટ્યા બોલતા તેથી તે સ્ત્રીઓ હસતી. એ રીતે **બાળ શ્રીહરિ** ન સમજાય છતાં પણ મધુર લાગે તેવું બોલતા થકા પહેલે વર્ષે જ સ્પષ્ટ બોલવાનું તથા ચાલવાનું શીખી ગયા. (૧૭)

પોતાના સંકલ્પથી જ જેમણે મનુષ્ય દેહ ગ્રહણ કર્યું છે એવા શ્રીહરિએ પોતાની **બાળલીલા**થી આ પ્રકારે કુટુંબીઓને આનંદ આપતા થકા પહેલું વર્ષ પૂર્ણ કરીને **બીજા વર્ષમાં પ્રવેશ** કર્યો. (૧૮) કર્તવ્યને યથાર્થ જાણનારા ધર્મદેવે પોતાના મોટા પુત્ર **રામપ્રતાપજી**નો પોતાના કુળને યોગ્ય **વિવાહ** રાજાઓને પણ વિસ્મય પમાડે તેવી રીતે કર્યો. (બળદેવ શર્માની કન્યા **''સુવાસિની''** ની સાથે તે વિવાહ શાસ્ત્રોક્ત વિધિથી થયો.) (૧૯)

પછી ધર્મદેવે પોતાના બાળ પુત્ર શ્રીહરિના બીજા વર્ષના આરંભમાં આનંદપૂર્વક યથાશાસ્ત્ર (**અબ્દ પૂર્ત્યાખ્ય** કર્મ વિધાનની રીતે)મહોત્સવ કર્યો. તે સમયે હજારો ભગવદ્‌ભક્ત બ્રાહ્મણોને સારાં રસવાળાં વિવિધ પ્રકારનાં ભોજનો જમાડ્યા અને તેમને દક્ષિણા પણ આપી. (રામનવમી વ્રત વૈષ્ણવોને હોવાથી આ **બ્રાહ્મણભોજન** બીજે દિવસે કરાવ્યું એમ જાણવું.) (૨૦-૨૧)

સર્વજનોને બાળસ્વરૂપ શ્રીહરિમાં અત્યંત પ્રીતિ થઈ. શ્રીહરિના માતા પિતાને તો તેમને વિષે સર્વથી વિશેષ પ્રીતિ થઈ. (૨૨) પછી પૂર્ણિમાની રાત્રિનો દોઢ પ્રહર (સાડા ચાર કલાક) વીત્યો અને લોકો નિદ્રાવશ થયા. તે સમયે પોતાના ભુવનના સુંદર ચોકમાં; સુંદર કોમળ રજાઈઓ પાથરેલા પલંગમાં બેઠેલાં, લાલ રેશમી વસ્ત્રો અને વિવિધ અલંકારોથી

राकानिशो याते सार्द्धयामे च निद्रिते । जने स्वीयनिकेतस्य चतुष्केऽतिमनोहरे ॥२३॥ आसीना रुचिरे मञ्चे श्रीमत्कोमलतूलिके । अरुणक्षौमवसना नानालंकारभूषिता ॥२४॥ माता स्वीयसुतं श्रीमद्विचित्राभरणान्वितम् । निधायाऽतिमुदा स्वाङ्के श्रीहरिं समलालयत् ॥२५॥ पीतकौशेयवासाश्च सालंकारा स्थिताऽऽसने । भ्रातृजाया हरेस्तस्य चारुशीला सुवासिनी ॥२६॥ वदनं तस्य पश्यन्ती चन्द्रलज्जाकरं हरेः । व्यजनेनातिरम्येण प्रीत्या तं समवीजयत् ॥२७॥ चित्रपद्यानि गायन्ती जननी पुत्रवत्सला । तं पश्यन्ती निजात्मानं मेने पूर्णमनोरथम् ॥२८॥

अभिधास्तेन बन्धूनां भाषयन्ती मुदान्विता । अनुब्रुवन्तं दृष्ट्वा तं सा जहास स्नुषान्विता ॥२९॥ मन्दहासस्फुरत्कुन्दकुड्मलाल्परदप्रभम् । बिम्बाधरं तदीयास्यं सेक्षमाणा मुदं ययौ ॥३०॥ पद्मपत्रातिललिते साञ्जनापाङ्गराजिते । तदीये चञ्चले नेत्रे सादरं सा व्यलोकयत् ॥३१॥ वंशभूषणरूपेण बाललीलातिशालिना । तेन नीलाब्जवृन्देन बभौ गङ्गेव सा प्रसूः ॥३२॥ लालयन्ती महाभागा सा पुत्रं परमेश्वरम् । स्मयन्ती तमिति प्रोचे पश्येमं रजनीकरम् ॥३३॥ मनुष्यचेष्टितं कुर्वन् पश्यन्नूर्ध्वं तदा हरिः । अब्रवीन्मातरं चन्द्रं रन्तुमत्रानयेति सः ॥३४॥ तमिति प्राह सा हृष्टा पुत्र त्वं चन्द्रमाह्वय । तर्ज्जन्याकुञ्चनं कृत्वा हरिश्चन्द्रमथाह्वयत् ॥३५॥ तदादरं स मन्वानः स्वं कृतार्थं विधुर्द्रुतम् । तद्वीक्षार्थं मुदा प्रायात्स्वाङ्गनानुगसंयुतः ॥३६॥ मुक्तास्रजं दधत्पाणौ ततस्तं प्राप्य सोऽनमत् । प्राणमंस्तस्य वनिताः सोपदाः पार्षदास्तथा ॥३७॥ सुधाकरस्ततस्तस्य कण्ठे प्रेमपरिप्लुतः । सारमारोपयांचक्रे मुक्ताहारं महाधनम्

---

શોભતાં **ભક્તિમાતા,** વિવિધ પ્રકારના સુશોભિત અલંકારોથી શણગારેલા પોતાના પુત્ર શ્રીહરિને અતિ હર્ષપૂર્વક પોતાના ખોળામાં બેસાડીને રમાડતાં હતાં. (૨૩-૨૫) તેમજ સુંદર શીલ-સ્વભાવવાળાં શ્રીહરિનાં ભાભી **સુવાસિની** પણ પીળાં રેશમી વસ્ત્રો તથા અલંકારો જેમણે ધાર્યા છે એવા થકા શુભાસને બેસીને, ચંદ્રને પણ લજ્જા પમાડનારું શ્રીહરિનું મુખારવિંદ જોતાં જોતાં, તેમને સુંદર વીંજણાથી પવન નાખતાં હતાં; પુત્રમાં પ્રીતિવાળા ભક્તિમાતા શ્રીહરિ સંબંધી સુંદર વિવિધ પદો ગાતાં થકાં તે પુત્રને જોઈને પોતાના આત્માને **પૂર્ણકામ** માનતાં હતાં. (૨૬-૨૮) પછી શ્રીહરિ પાસે પોતાના સંબંધી જનોના નામો બોલાવતાં ભક્તિમાતા શ્રીહરિને તે મુજબ બોલતા જોઈને હર્ષિત થતાં પુત્રવધૂ સુવાસિની સહિત અત્યંત હસતાં હતાં. તે સમયે મંદમંદ હસતા શ્રીહરિના મોગરાની કળીઓ જેવા નાના દાંત તથા પાકાં ઘિલોડાંના જેવા લાલહોઠથી શોભતું શ્રીહરિનું મુખારવિંદ જોઈને, ભક્તિમાતા **આનંદ** પામતાં હતાં. (૨૯-૩૦)

સુંદર કાજળથી શોભતા, કમળના પત્ર જેવા અતિસુંદર શ્રીહરિના **નયન કટાક્ષ** ભક્તિમાતા આદરપૂર્વક જોતાં હતાં. કુળના ભૂષણરૂપ, અને બાળલીલાથી પ્રિય લાગતા શ્રીહરિથી; નીલ કમળોથી જેમ ગંગાનદી શોભે તેમ, ભક્તિમાતા શોભતાં હતાં. (૩૧-૩૨) પરમેશ્વરરૂપ પુત્રને લાડ લડાવતાં મહાભાગ્યશાળી ભક્તિ હસતાં હસતાં તે પુત્રને 'હે વત્સ! આ ચંદ્રને જુઓ' એમ કહેતાં હતાં. (૩૩) તે સમયે ઊંચું જોવાની મનુષ્ય ચેષ્ટા કરતાં શ્રીહરિએ માતાને કહ્યું: ''હે માતા ! મારે રમવા માટે આકાશમાં રહેલા ચંદ્રમાને મારી પાસે લાવો.'' ચંદ્રને પાસે લાવવાનો આગ્રહ કરતા બાળ શ્રીહરિને ભક્તિમાતાએ હસતાં હસતાં કહ્યું, 'હે પુત્ર ! મારો બોલાવ્યો ચંદ્ર નહીં આવે. માટે તમે જ ચંદ્રમાને બોલાવો.' ત્યારે શ્રીહરિએ તર્જની આંગળી વાંકી કરીને ચંદ્રને કહ્યું કે, 'હે ચંદ્ર ! તત્કાળ અહીં આવો.' (૩૪-૩૫)

સાક્ષાત્ શ્રીહરિએ પોતાને બોલાવ્યા તે રૂપ આદરને સ્વીકારતા થકા પોતાનું સદ્‌ભાગ્ય માનતા ચંદ્રમા, પોતાની સ્ત્રીઓ તથા અનુચરો સાથે શ્રીહરિનાં દર્શન કરવા ત્યાં હર્ષપૂર્વક આવ્યા. (૩૬) ઉત્તમ મોતીઓની **માળા** હાથમાં ધારી રહેલા ચંદ્રે શ્રીહરિને નમસ્કાર કર્યા. ચંદ્રની સ્ત્રીઓ તથા પાર્ષદોએ પણ શ્રીહરિ પાસે ભેટો મૂકી તેમને પ્રણામ કર્યાં. (૩૭) ત્યારપછી સુધાકરે સ્નેહથી પરિપૂર્ણ બનીને શ્રીહરિના કંઠમાં અત્યુત્તમ મહામૂલ્યવાળો મોતીઓનો હાર

॥३८॥ टोपीं मणिमयीं हैमीं तत्प्रिया रोहिणी ततः । स्वर्णसूत्रमयीं तं च झुल्लरीं पर्यधापयत् ॥३९॥ ततस्तद्योषितश्चान्याः स्वर्णरत्नमयान्वरान् । वलयादीनलंकारान्हरिं प्रीत्या न्यधारयत् ॥४०॥ उपायनान्यतिमुदा विचित्राण्यस्य पार्षदाः । ददुर्भगवते तस्मै प्रणतक्लेशहारिणे ॥४१॥

अदृष्टपूर्वांस्तान् दृष्ट्वा दिव्यान्भक्तिर्महौजसः । हरिं पूजयतोऽपृच्छत् के यूयं चेति विस्मिता ॥४२॥ तन्निशम्याग्रगण्यत्वात्तामित्याह सुधाकरः । त्वत्प्रेरितेन कल्याणि त्वत्पुत्रेणावतारिणा ॥४३॥ हेतुनैवाक्षरादीनामाहूतो हरिणाऽमुना । द्रष्टुमेनं समायातश्चन्द्रोऽहं पुरुषोत्तमम् ॥४४॥ विद्धि मद्वनिताश्चैता मदीयान्पार्षदानमून् । एवं तद्वचनं श्रुत्वा भक्तिः प्राप परां मुदम् ॥४५॥ सोऽथ तद्दर्शनाह्लादस्रवद्बाष्पाकुलेक्षणः । तमस्तौत्प्राञ्जलिश्चन्द्रः सर्वकारणकारणम् ॥४६॥

चन्द्र उवाच - **वन्दे तवाद्य पुरुषोत्तम पादपद्मं सर्वातिरिक्तनिखिलर्द्धिनिषेव्यमाणम् ॥ संसारवारिधिनिमज्जदसंख्यजीवप्रोत्तारणप्लवमिदं मुनिवृन्दवन्द्यम् ॥४७॥ त्वत्तः प्रकाशमुपलभ्य वयं परात्मन् विश्वं रविप्रभृतयो ननु भासयामः । ईशा विधिप्रभृतयस्तव सन्ति वश्यास्त्वत्तो बिभेत्यखिलभीतिकरोऽपि कालः ॥४८॥ त्वां ज्ञातुमत्र नरनाट्यधरं न शक्तः कश्चित्प्रभो भवदनुग्रहमन्तरेण । त्वन्मायया त्रिगुणयाऽतिविमुह्यमानं मां रक्ष वै प्रकृतिपूरुषतः परस्त्वम् ॥४९॥**

---

અર્પણ કર્યો. (૩૮) પછી ચંદ્રમાની પ્રિયા રોહિણીએ સુવર્ણસૂત્રના વસ્ત્રથી કરેલી, વિવિધ મણિઓથી જડેલી **ટોપી** તથા સોનેરી વસ્ત્રની **અંગરખી** શ્રીહરિને ધારણ કરાવી. (૩૯) પછી ચંદ્રમાની બીજી સ્ત્રીઓએ રત્નજડિત સુવર્ણનાં ઉત્તમ કારીગરોએ કરેલાં શ્રેષ્ઠ કડાં, સાંકળાં, વગેરે અલંકારો પ્રીતિપૂર્વક શ્રીહરિને ધારણ કરાવ્યાં; ચંદ્રમાના પાર્ષદોએ પણ અતિ પ્રીતિપૂર્વક ચંદ્રલોકની **વિવિધ ભેટો,** પોતાને નમસ્કાર કરનારના દુઃખનો નાશ કરનાર શ્રીહરિને, અર્પણ કરી. (૪૦-૪૧)

ભક્તિમાતાએ પૂર્વે ક્યારેય પણ નહીં જોયેલા, અતિ સુંદર, મહા તેજસ્વી; પોતાના પુત્રની પૂજા કરતા તે સર્વને 'હે દિવ્ય પુરુષો ! તમારું નામ શું છે ?' એમ વિસ્મય પામતાં પૂછ્યું. તે ભગવાનની માતાનું વચન સાંભળીને અગ્રગણ્યપણે સુધાકરે કહ્યું, 'તમારી પ્રેરણાથી, અક્ષરાદિકના પણ કારણ-અવતારી તમારા આ પુત્ર શ્રીહરિએ મને બોલાવ્યો તેથી હું ચંદ્ર તમારાં બાળકરૂપ આ પુરુષોત્તમનાં દર્શન કરવા માટે આવ્યો છું. આ મારી સ્ત્રીઓ છે અને પેલાં મારા પાર્ષદો છે.' ચંદ્રમાનું આવું વાક્ય સાંભળીને ભક્તિમાતા અતિ આનંદ પામ્યાં. (૪૨ થી ૪૫)

શ્રીહરિના પ્રત્યક્ષ દર્શનથી અત્યંત આનંદિત થયેલા **ચંદ્રમા** હર્ષાશ્રુથી વ્યાપ્ત બની બે હાથ જોડીને સર્વ કારણના કારણ શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા. (૪૬)

**ચંદ્રમા બોલ્યા** :- હે પુરુષોત્તમ ! સર્વોત્તમ ! સમગ્ર સંપત્તિઓના સ્વામી ! સંસારરૂપી સમુદ્રમાં બૂડતા અસંખ્ય જીવોને સુખપૂર્વક તરવા માટે નૌકા સ્વરૂપ તથા મુનિ સમુદાયોએ સ્તુતિ કરાયેલા આ તમારાં ચરણકમળને હું વંદુ છું, (૪૭) હે પરમાત્મન્ ! તમારાથી પ્રકાશ પામીને સૂર્યાદિ અમો જગતને પ્રકાશ આપીએ છીએ. બ્રહ્માદિક ઈશ્વરો તમારે વશ વર્તે છે, સર્વને ભય પમાડનારો કાળ પણ તમારાથી **ભય** પામે છે. (૪૮) હે પ્રભો ! આ લોકમાં મનુષ્યભાવ બતાવતા તમોને (જેવા તમે છો તેવા તમોને) જાણવા માટે તો તમારા અનુગ્રહવિના કોઈ પણ શક્તિમાન નથી. તેથી પ્રકૃતિ પુરુષથી પર એવા આપ; સત્ત્વ, રજ અને તમ યુક્ત તમારી માયાથી અત્યંત મોહ પામતા એવા મારું (મોહનિવારણ પૂર્વક આપના સ્વરૂપના યથાર્થ જ્ઞાન દાનથી) **રક્ષણ** કરો. (૪૯)

श्रीशुकानन्द उवाच – **स्तुत्वेति तं परिजनैश्च सहाङ्गनाभिस्तस्येच्छया भगवतः स तिरोबभूव । माता स्नुषा च तदवेक्ष्य सुविस्मयं ते प्राप्ते तदूचतुरथाऽखिलबान्धवेभ्यः ॥५०॥ श्रुत्वेति चित्रमतिविस्मितचेतसस्ते ज्ञात्वा तदीयमहिमानमुदारमेव । प्रापुर्मुदं हि नितरां नृपते बभूवुस्तन्मायया सपदि विस्मृतदिव्यभावाः ॥५१॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे, चन्द्रकृतश्रीहरिपूजनादिनिरूपणनामा तृतीयोऽध्यायः ॥३॥

## ॥ अथ चतुर्थोऽध्यायः ॥

### ( कर्तुं सरोवरे स्नानं सह नीतं प्रयातया । मात्रा सन्तुष्टुवुस्तुर्ये ब्रह्माद्या हरिमीरितम् ॥ )

श्रीशुकानन्द उवाच – **अथैकदा महापुण्या जनयित्रि निजात्मजम् । रुचिरैर्भूषयांचक्रे वासोऽलंकरणैर्मुदा ॥१॥ स्वर्णबुट्टाचितां रक्तां कच्छनीं झुल्लरीं तथा । स्वर्णकिङ्किणिकायुक्तां सा हरिं पर्यधापयत् ॥२॥ टोपीं सा ललितां शोणां स्वर्णबुट्टविराजिताम् । तन्मूर्ध्न्यधारयन्मुक्तावृन्दहेमलताश्रियम् ॥३॥ नानासद्रत्नखचितं चारुचन्द्रं हिरण्मयम् । विशालभाले सा तस्य धारयामास भास्वरम् ॥४॥ ग्रैवेयाण्यथ रम्याणि कर्णयोः स्वर्णकुण्डले । सा तस्य धारयांचक्रे करपादाद्यलंकृतीः॥५॥ उदुह्याथ सुतं माता चारुवस्त्रविभूषणा । अन्विता स्नुषया भास्वद्वासोऽलंकरणश्रिया ॥६॥ स्वकीयशिष्यतां प्राप्तैर्विप्रदारैश्च वेष्टिता । नारायणसरःसंज्ञं स्नातुं प्रायान्महासरः ॥७॥**

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છેઃ-** આ પ્રમાણે શ્રીહરિની સ્તુતિ કરીને તે ભગવાનની ઈચ્છાથી ચંદ્રમા પોતાની પત્નીઓ તથા પાર્ષદો સહિત અંતર્ધાન થયા. પછી તે **આશ્ચર્ય** જોઈને ‘અહો ! આ શ્રીહરિનો આવો પ્રતાપ છે.’ એમ આશ્ચર્ય પામેલા **ભક્તિમાતા** તથા **સુવાસિની** બન્ને પોતાના સમગ્ર સંબંધીજનોને ચંદ્રમાના આગમનનું આશ્ચર્ય કહેતાં હતાં, હે રાજન્ ! આ સાંભળીને આશ્ચર્ય પામેલા તે બંધુજનો શ્રીહરિનો અત્યંત મહિમા જાણીને **આનંદ** પામ્યા, પરંતુ પછી શ્રીહરિની ઈચ્છાથી તે દિવ્યભાવની તેમને વિસ્મૃતિ થઈ ગઈ. (૫૦-૫૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં ‘ચંદ્રે શ્રીહરિનું પૂજન કર્યું ઈત્યાદિ નિરૂપણ’ નામે ત્રીજો અધ્યાય સંપૂર્ણ. (૩)

## અધ્યાય : ૪

### માતા ભક્તિદેવીએ સ્નાન કરાવવા સરોવર પ્રત્યે લાવેલા શ્રીહરિની બ્રહ્માદિ દેવોએ કરેલી પૂજા તથા સ્તુતિ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) એક સમયે પુણ્યશાળી શ્રીહરિની માતાએ હર્ષથી પોતાના પુત્રને સુંદર વસ્ત્રો તથા અલંકારો ધારણ કરાવ્યાં. (૧) ભક્તિમાતાએ સોનાની ઝરી (તાર)ના બુટ્ટાથી ભરેલી લાલ રંગની સુંથણી (ચોરણી) તથા સોનાની ઘૂઘરીઓવાળી અંગરખી શ્રીહરિને પહેરાવી. અને સોનેરી બુટ્ટાવાળી, લાલ, મોતી જડેલી, સુંદર ટોપી પણ શ્રીહરિના મસ્તક ઉપર ધારણ કરાવી; વળી રત્નોથી જડેલ તેજોમય સુવર્ણ નિર્મિત ચંદ્રક પણ ભક્તિમાતાએ શ્રીહરિના વિશાળ ભાલમાં ધારણ કરાવ્યો. (૨-૪) પછી કંઠનાં આભૂષણો, બન્ને કાનમાં સોનાનાં કુંડળો, હાથમાં સોનાનાં કડાં, પદારવિંદમાં હંસક (ઝાંઝર), બન્ને હાથમાં બાજુબંધ, આંગળીઓમાં વીંટીઓ, કેડમાં કંદોરો વગેરે અલંકારો ભક્તિમાતાએ શ્રીહરિને ધારણ કરાવ્યાં. (૫) પછી સુંદર વસ્ત્ર તથા આભૂષણોથી શોભતા પુત્રવધૂ સહિત ભક્તિમાતા પોતાના પુત્રને પોતાની કેડ્ય ઉપર બેસાડીને; પોતાના શિષ્યભાવને પામેલી દ્વિજની સ્ત્રીઓ સાથે સ્નાન કરવા **નારાયણ સરોવર** પ્રત્યે ગયા. (૬-૭)

गायन्त्यो हरिपद्यानि तन्मुखेक्षणवृत्तयः । रेजुस्तेन व्रजन्त्यस्ता विद्युतो वार्मुचा यथा ॥८॥ ताभिर्वृतः स भगवान् बभौ लोकैकसुन्दरः । यमुनाया इव स्रोतः प्रफुल्लैः पीतनीरजैः ॥९॥ नितान्तानन्दनिवहं दर्शनं तस्य पावनम् । नवं नवमभूत्तासां हरेर्वार्त्ता सतामिव ॥१०॥ ग्रामात्प्राग्वर्तमानं तत्प्रापुस्ता विमलं सरः । राजमानं महत्स्वान्तस्वच्छनीरं जलाण्डजैः ॥११॥ राजद्राजीवराजीनां सौरभ्याद्भ्रमतां भृशम् । गुञ्जितैरलिनां रम्यैर्गीयमानमिवाच्युतम् ॥१२॥ नीलपीतारुणश्वेतैर्विचित्रैः फुल्लनीरजैः । बिभ्राणमिव रोमाञ्चं मुदा तद्दर्शनाप्तया ॥१३॥ कादम्बसारसक्रौञ्चप्रमुख्यानां पतत्रिणाम् । तमाह्वयदिव प्रेक्ष्यं भ्राजमानं कलस्वनैः ॥१४॥ फलप्रवालमाल्यानां भारैरेवातिभङ्गुरैः । भूरुहैर्विविधैर्युक्तं लसन्माल्यलताकुलम् ॥१५॥ एवंविधां सुललितां शोभां बिभ्रति तत्र तम् । कासारे श्रीहरिं प्रीत्या तन्माता समसिस्नपत् ॥१६॥ अथालोक्य हरिस्तस्मिन् प्रफुल्लान्यम्बुजानि सः । मामानयस्व पद्मानि मातरित्यब्रवीत्प्रसूम् ॥१७॥ आहृत्याब्जं ततस्तस्मै भ्रातृजाया मुदा ददौ । अथानीय हरिं तीरं ममार्ज्जाङ्गानि तस्य सा ॥१८॥ वासयित्वाम्बरं बालं ततोऽशोकतरोरधः । उपवेश्यासने सस्नौ भक्तिं संस्नप्य तत्र सा ॥१९॥ तथा भक्त्यनुवर्त्तिन्यो योषितोऽन्या हि सर्वशः । श्रीहरिप्रेक्षणासक्ताः सस्नुस्तत्र सरोवरे ॥२०॥ एतस्मिन्नन्तरे कांचित् कर्तुं विज्ञापनां मुदा । ब्रह्मविष्णुत्रिनयनास्तत्राऽऽयन्नन्तिकं हरेः ॥२१॥

---

હરિપદ ગાતી ગાતી શ્રીહરિના મુખારવિંદ સામે જોતી, સરોવર પ્રત્યે જતી ભક્તિ માતા આદિક સર્વ સ્ત્રીઓ, મેઘથી જેમ વીજળી શોભે તેમ, શ્રીહરિ વડે શોભતી હતી. (૮) સર્વાંગ સુંદર ભગવાન શ્રીહરિ તે સ્ત્રીઓ મધ્યે પ્રફુલ્લિત પીળા કમળોથી વીંટાયેલા યમુનાના પ્રવાહની માફક, શોભતા હતા. (૯) અતિ આનંદ આપનારું અને પવિત્ર કરનારું શ્રીહરિનું દર્શન, સત્પુરુષોને જેમ શ્રીહરિની વાતો નવીન લાગે છે તેમ તે સ્ત્રીઓને નવીન નવીન જ લાગતું હતું. (૧૦)

તે ભક્તિમાતા વગેરે સ્ત્રીઓ ગામની પૂર્વ દિશામાં આવેલ, પવિત્ર પુરુષોના અંતઃકરણ જેવાં નિર્મળ જળયુક્ત, જળકૂકડાદિ પક્ષીઓથી શોભાયમાન, (પાપરૂપ) મળને દૂર કરનાર જે **નારાયણ સરોવર** તેની સમીપે આવ્યાં. (૧૧)

સરોવરમાં શોભતાં કમળો ઉપર અતિશય ભ્રમણ કરતા ભ્રમરોના ગુંજારવથી જાણે કે તે સરોવર શ્રીહરિનું યશોગાન કરતું હોય ને શું ? નીલા-પીળા-લાલ તથા શ્વેત, એવા વિવિધ પ્રકારનાં પ્રફુલ્લિત કમળો વડે, શ્રીહરિના દર્શનજન્ય હર્ષથી સરોવર રોમાંચ અનુભવતું હોય ને શું ? બતક-સારસ-ક્રૌંચ આદિ પક્ષીઓના ન સમજાય તેવા છતાં મધુર શબ્દોથી જાણે કે ભૂષણોથી શોભતા-દર્શનીય શ્રીહરિને બોલાવતું હોય ને શું ? (હે હરે ! તમો અહીંયાં સ્નાન કરવા પધારો એમ બોલાવતું હોય ને શું ?) ફળો-નવાંકુરો તથા પુષ્પોના ભારથી નમેલા વિવિધ પ્રકારના વૃક્ષો તથા સુંદર પુષ્પોવાળી લત્તાઓથી શોભતા તે નારાયણ સરોવરમાં શ્રીહરિને ભક્તિમાતા પ્રીતિપૂર્વક **સ્નાન** કરાવતાં હતાં. (૧૨ થી ૧૬)

સરોવરમાં સ્નાન કર્યા પછી **શ્રીહરિ** પ્રફુલ્લિત કમળોને જોઈને માતાને કહેવા લાગ્યા : ‘હે માતા ! મને કમળો લાવી આપો.’ પછી સુવાસિની ભાભીએ તે સરોવરમાંથી **કમળ પુષ્પો** લાવીને શ્રીહરિને આપ્યાં. તેમજ શ્રીહરિને સરોવરને કાંઠે લાવીને તેમનાં અંગો કોમળ વસ્ત્રોથી લુછ્યાં. ત્યારબાદ સુવાસિનીએ બાલમૂર્તિ શ્રીહરિને વસ્ત્ર પહેરાવીને અશોકવૃક્ષની નીચે સુંદર વસ્ત્રો પાથરેલાં આસન ઉપર બેસાડીને પોતાનાં સાસુ ભક્તિદેવીને સ્નાન કરાવ્યું, અને પછી પોતે પણ સરોવરમાં સ્નાન કર્યું. તેમજ ભક્તિમાતાની આજ્ઞામાં વર્તનારી બીજી સર્વ સ્ત્રીઓએ પણ શ્રીહરિનાં પ્રેમપૂર્વક દર્શન કરતાં કરતાં તે સરોવરમાં સ્નાન કર્યું. (૧૭ થી ૨૦)

એ સમયે ત્યાં કાંઈક વિજ્ઞાપના કરવા આવેલા બ્રહ્મા-વિષ્ણુ અને શિવ ત્યાં સરોવરને કિનારે શ્રીહરિની સમીપમાં હર્ષપૂર્વક આવ્યા. (૨૧) પછી શ્રેષ્ઠ અશોકવૃક્ષની નીચે બેઠેલા બાલ સ્વરૂપ શ્રીહરિના દર્શનથી આનંદ પામેલા તે

तदीयवीक्षाप्तमुदस्ततस्ते हरिं वराशोकतरोरधस्तम् । निषण्णमात्मीयशिरांसि धृत्वा तदीयपादाब्जयुगे प्रणेमुः ॥२२॥ महौजसस्तानथ वीक्ष्य माता हरेस्तथा भ्रातृवधूश्च योषाः । अदृष्टपूर्वाः क इमे स्विदेवं वितर्कयन्त्यो मुदिताश्च तस्थुः ॥२३॥ त्रयस्ततस्ते वसनैर्महार्हैर्मणीन्द्रसुस्वर्णविभूषणैस्तम् । सुवर्णमुक्तामणिहारमुख्यैर- पूजयँश्चारुतरोपचारैः ॥२४॥ त्रिभिरिति परिपूजितोऽमरेशैर्विलसदशोकतरोरधो निषण्णः । मदनशतविमोहनः स तेषां हरिरहरच्च भृशं मनांसि तासाम् ॥२५॥ ललितबहुलतेजसा परीतो मणिगणभूषणभूषणाखिलाङ्गः । विलसिततडिदम्बराभिरामो वदनविलज्जितपूर्णशर्वरीशः ॥२६॥ मितहसनविसारिदन्तभासा विशदविराजितगण्डवीक्षणीयः । अधरविजितविद्रुमप्रवालो नयनविर्तर्ज्जितनूतनारविन्दः ॥२७॥ चपलपुरुदयामृतार्द्रदृष्टिर्नवसजलाम्बुधरोपमेयवर्णः । करचरणनखेन्दुपङ्क्तिशाली सुललितलक्षणलक्षणीयरूपः ॥२८॥ तं वै प्रभुं तेऽद्भुतभूरिशोभं विलोक्य चित्रं भृशमाप्नुवन्तः । पुरो हरेः साञ्जलयो निषेदुस्ततस्त्रयस्ते हरिमित्यवोचन् ॥२९॥

ब्रह्मादय ऊचु : - साक्षात्स्वयं ब्रह्मपुराधिवासी सर्वावतारैकनिदानमीशः । अत्राविरासीर्दयया जनानां कर्तुं किलात्यन्तिकमुक्तिमुर्व्याम् ॥३०॥ धर्मं तथा स्थापयितुं परात्मन्नधर्ममुन्मूलयितुं च भूमौ । स्वैकान्तिकेभ्योऽर्पयितुं च सौख्यं तथौजसा दुर्ज्जनमर्दनाय ॥३१॥ प्राक्ट्यमाज्ञाय तवाऽत्र लोके सहस्रशो दैत्यगणा हि जाताः । तांस्त्वं पराभावयिताऽप्यशस्त्रो निजौजसाऽनन्यसमानवीर्य्यः ॥३२॥ तत्रोग्रकर्मा भगवन् हि कालीदत्ताभिधानोऽपि सुरैरजेयः

દેવતાઓએ શ્રીહરિને, તેમના ચરણકમળમાં પોતાનાં મસ્તક મૂકીને પ્રણામ કર્યા. (૨૨) તેમને જોઈને શ્રીહરિના માતૃશ્રી, તથા રામપ્રતાપજીના પત્ની સુવાસિની, તથા બીજી સ્ત્રીઓ, (ક્યારેય નહિ જોયેલા) આ ત્રણ કોણ હશે ?' આ પ્રમાણે વિચાર કરતાં આનંદપૂર્વક ત્યાં સ્થિર થઈ ગયાં ! (૨૩) પછી તે ત્રણે દેવોએ મહામૂલ્યવાળાં વસ્ત્રો, શ્રેષ્ઠ મણિ જડેલાં સુવર્ણનાં આભૂષણો, તથા સુવર્ણ-મોતી અને મણિઓના હારાદિ શ્રેષ્ઠ ઉપચારોથી શ્રીહરિનું **પૂજન** કર્યું. (૨૪) આ પ્રમાણે બ્રહ્માદિક દેવતાઓએ જેમનું પૂજન કર્યું છે એવા; શોભાયમાન અશોક (આસોપાલવ) વૃક્ષની નીચે બેઠેલા, કોટી કામદેવને પણ મોહ પમાડતા શ્રીહરિએ તે બ્રહ્માદિક દેવતાઓ તથા ભક્તિમાતા અને અન્ય સ્ત્રીઓનાં મન અતિશય હરી લીધાં, (તે સમયે તેમનાં મન હરી લીધાં તેથી **હરિ નામ** સાર્થક કર્યું.) (૨૫)

સુંદર અત્યંત તેજથી વ્યાપ્ત, મણિમય ભૂષણોને પણ શોભા આપતા સુંદર અંગોવાળા, ચમકતી વીજળીના જેવા તેજસ્વી વસ્ત્રોથી મનોહર, પૂર્ણિમાના ચંદ્રને પણ લજ્જા પમાડે તેવા મુખ કમળવાળા; (૨૬) મંદ હાસ્યથી શોભતી દંત પંક્તિની કાંતિથી અત્યંત શોભાયમાન બંને કપોળોથી દર્શનીય, પરવાળા (વિદ્રુમ મણિ) તથા નવ પલ્લવને બન્ને ઓષ્ઠોથી જીત્યાં છે જેમણે, નેત્રોથી તિરસ્કૃત કર્યાં છે નવીન કમળો જેમણે; (૨૭) ચંચળ અને અતિદયારૂપી અમૃતથી આર્દ્ર દૃષ્ટિવાળા, નવીન મેઘના જેવા શ્યામ વર્ણવાળા, હાથ અને પગના નખરૂપી ચંદ્રમાઓની પંક્તિથી શોભાયમાન, તેમજ મહાપુરુષપણું (ભગવાનપણું) જણાવનારાં અતિ સુંદર ચિહ્નોથી દર્શનીય એવાં શ્રીહરિને જોઈને, બ્રહ્માદિક દેવતાઓ આશ્ચર્ય પામતા થકા, હાથ જોડીને શ્રીહરિની આગળ બેઠા. ત્યારબાદ તેઓ શ્રીહરિને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૨૮-૨૯)

**બ્રહ્માદિ બોલ્યા** :- 'બ્રહ્મપુરમાં વાસ કરનારા, સર્વ અવતારોના કારણ હે પ્રત્યક્ષ પરમેશ્વર ! તમો સ્વયં મુમુક્ષુઓની આત્યંતિકી મુક્તિ કરવા માટે પૃથ્વીમાં આ મનુષ્યલોકમાં દયા કરીને પધાર્યા છો. (૩૦) હે પરમાત્મન્! પૃથ્વીમાં ધર્મ સ્થાપન કરવા માટે, અધર્મને ઉખેડવા માટે તથા પોતાના એકાંતિક જનોને સુખ આપવા માટે, તેમજ શસ્ત્ર ધારણ કર્યા વિના પણ કેવળ પોતાના પ્રતાપથી જ દુર્જનોના સમ્યક્ વિનાશ માટે; તમારો પ્રાદુર્ભાવ જાણીને, આલોકમાં હજારો હજાર **દૈત્યો** ઉત્પન્ન થયા છે. અતુલ બળવાળા તમો શસ્ત્ર વિના પણ તમારા પ્રતાપથી જ તેઓનો પરાભવ કરનારા છો. (૩૧-૩૨) તે અસુરોમાં પણ હે ભગવન્ ! અતિ તીવ્ર પાપ કરનારો જે **કાલીદત્ત** નામનો;

। मायाविनामस्ति गुरुर्दुरात्मा नित्यं भृशं पीडयिता जनानाम् ॥३३॥ द्रोग्धुर्मुनिभ्यश्च सुरादिकेभ्यो जगन्महात्रासवहस्य तस्य । नाशे न कार्य्यो भवता विलम्बो दुरन्तवीर्येण जगन्नियन्त्रा ॥३४॥ क्षराक्षराणां सततैकसाक्षी जानास्यनन्यप्रतिमस्त्वमेतत् । तथापि तद्भीत्यतिविक्लवत्वादस्माभिरेवं हि निवेदितं ते ॥३५॥ चिकीर्षितं स्वेन यथा तथोक्तं निशम्य देवैः सुतरां प्रसन्नः । तानित्यवोचत्सकलेश्वरेशो हरिर्वरस्मेरविभासिवक्त्रः ॥३६॥

श्रीहरिकृष्ण उवाच - देवेश्वरास्तेन कृतं सुराणामत्यर्द्दनं चाप्यखिलाङ्गभाजाम् । विशेषतो धर्मसदादिकानां पुरैव बुद्धं निखिलं मया तत् ॥३७॥ ततस्त्रिलोकीज्वरमुग्रवीर्य्यं तं दृष्टिमात्रेण निहत्य दैत्यम् । सौख्यं तनिष्ये भवतामदभ्रं सतां च धर्मस्य जनव्रजानाम् ॥३८॥ तस्मात्तदीयामपहाय भीतिं निजं निजं स्थानमुपेत्य चेशाः । स्वस्वाधिकारानुसृतं विधेयं कार्यं तु निश्चिन्ततया भवद्भिः ॥३९॥ प्राप्याथ तान् सा भगवत्सवित्री के यूयमित्थं त्रिदशेश्वरांस्तान् । पप्रच्छ तत्राथ विधिर्मुदैवं बद्धाञ्जलिस्तां समुवाच वाचम् ॥४०॥

अहं विधाताऽस्म्ययमस्ति विष्णुर्हरोऽयमेवेति वयं सुरेशाः । अत्राऽऽगताः स्मोऽस्य वशा हि किंचित्पुत्राय विज्ञापयितुं तवास्मै ॥४१॥ पुत्रोऽवतारी सकलावतारहेतुस्तवासौ पुरुषोत्तमाख्यः । तामित्युदीर्य प्रतिगन्तुकामास्ते प्रार्थयंस्तस्य हरेर्मुदाऽऽज्ञाम् ॥४२॥ आज्ञाप्यमानास्त्वथ ते सुरेशा ब्रह्मादयस्तं स्वपतिं प्रहृष्टाः । स्तुत्वा मिषन्तीर्वनिताः सतीश्च नत्वा च तत्रैव तिरोदधुर्द्राक् ॥४३॥

---

ઈન્દ્રાદિક દેવોથી પણ જીતી ન શકાય તેવો માયાવીઓનો ગુરુ છે તે દુષ્ટાત્મા તમારા આશ્રિતોને નિત્ય અત્યંત પીડા કરે છે; તેમજ પ્રાદુર્ભાવ પામેલા મુનિઓ (ઋષિઓ) તથા દેવતાઓનો દ્રોહ કરતો થકો જગતમાં **મહાત્રાસ** વર્તાવે છે તે કાલીદત્તનો વિનાશ કરવામાં અપાર સામર્થ્યવાળા, જગતનું **રક્ષણ** કરનારા, આપે હવે વિલંબ ન કરવો. (૩૩-૩૪) જડ અને ચૈતન્યના સાક્ષી તમો આ સર્વ જાણો છો, છતાં પણ કાલીદત્તના ભયથી અમો અત્યંત વ્યાકુળ થયા છીએ. તેથી તેના વિનાશ માટે આ પ્રમાણે અમો આપને પ્રાર્થનારૂપે **નિવેદન** કરીએ છીએ.' (૩૫)

બ્રહ્માદિ દેવતાઓનું પ્રાર્થના વચન સાંભળીને, પોતે પણ તે પ્રમાણે જ કરવા ઈચ્છતા હોવાથી અત્યંત પ્રસન્ન થયેલા સર્વે ઈશ્વરોના ઈશ્વર, શ્રેષ્ઠ મંદહાસ્યથી શોભાયમાન મુખારવિંદવાળા, શ્રીહરિ તે દેવતાઓને આ પ્રમાણે કહેવા લાગ્યા. (૩૬) **શ્રીહરિકૃષ્ણ બોલ્યા** : 'હે દેવેશ્વરો ! કાલીદતે દેવતાઓ તથા અન્ય મનુષ્યોને અત્યંત પીડા કરી છે તેમજ સંતો, બ્રાહ્મણો અને ધર્મનું પણ તેણે વિશેષપણે ખંડન કર્યું છે તે હું પહેલેથી જાણું છું. (૩૭) તેથી હે અધીશ્વરો! ત્રણેય લોકને પ્રાણાન્તકાલીન જ્વરની માફક પીડા કરનાર, અતિ તીવ્ર બળવાળા, કાલીદત્ત દૈત્યને હું દષ્ટિમાત્રથી જ હણીને તમારું, સાધુઓનું, ધર્મનું અને સદ્ધર્મનિષ્ઠ મારા ભક્તજનોનું **રક્ષણ** કરીશ; તેથી હે ઈશ્વરો ! કાલીદત્તના ભયનો ત્યાગ કરીને તમો પોતપોતાના સ્થાને જઈ નિશ્ચિંતપણે તમારા અધિકાર અનુસાર **કાર્ય** કરો.' (૩૮-૩૯)

પછી ભગવાનના માતૃશ્રી **ભક્તિદેવી**એ તે દેવોની સમીપે જઈને 'તમો કોણ છો ?' એમ પૂછ્યું. ત્યારે બ્રહ્માએ બંને હાથ જોડીને ભક્તિમાતાને હર્ષથી કહ્યું :- 'હે માતા ! હું જગતને સર્જનારો બ્રહ્મા છું, આ વિષ્ણુ છે, આ શંકર છે. આ રીતે અમો ત્રણે **દેવેશ્વરો** છીએ અને આ તમારા પુત્રની આજ્ઞામાં વર્તતા થકા અમે તેમને કંઈક (અમારું દુઃખ) નિવેદન કરવા માટે અહીં આવ્યા છીએ. (૪૦-૪૧) હે માતૃશ્રી ! આ તમારા પુત્ર સર્વ અવતારના કારણ અવતારી પુરુષોત્તમ છે.' આવી રીતે ભક્તિમાતાને કહીને તે ત્રણેય દેવતાઓએ હર્ષપૂર્વક 'હે હરે ! તમારી આજ્ઞા હોય તો અમે જઈએ' એમ **આજ્ઞા** માગી. પછી શ્રીહરિએ આજ્ઞા આપી તેથી પ્રસન્ન થયેલા તેઓ પોતાના સ્વામી શ્રીહરિની સ્તુતિ કરીને, તેમને દેખનારી પતિવ્રતા સ્ત્રીઓ જે ભક્તિમાતા આદિક તેમને સર્વને **નમસ્કાર** કરીને, ત્યાં જ અંતર્ધાન થઈ ગયા. (૪૨-૪૩)

हरिस्ततः स्वां जननीं विदित्वा स्वदिव्यभावेक्षणजातशङ्काम् । शुभं नृनाट्यं प्रथयन् स राजन् ब्रुवन् किलाम्बेत्यरुदत्तदानीम् ॥४४॥ अथोत्सुका प्रेमवती दधानं निजं परं ब्रह्म शिशुत्वनाट्यम् । मत्वा सुतं स्नेहपरिस्नुवत्तं न्यपाययत्स्तन्यमनन्यभावा ॥४५॥ उदुह्य कट्यामथ तं च सार्द्धं ताभिर्मुदा सा निखिलाङ्गनाभिः । आयान्त्यगारं निजमुच्चकाशे चित्रेन्द्रचापाम्बुमुचेव विद्युत् ॥४६॥ प्राप्याथ गेहं पुनराप्य तस्य तद्दिव्यभावस्मृतिमिच्छयैव । भक्त्यादयस्ता वनिता जनेभ्यस्तच्चित्रमाहुर्हि वृषादिकेभ्यः ॥४७॥ श्रुत्वेति ते सर्वजनास्त्वनन्यं तद्दिव्यभावं च सुरेश्वरैस्ताम् । कृतां हि तस्यापचितिं स्तवाद्यं प्रपेदिरे चित्रमुदारमेव ॥४८॥ अथेत्यवोचन् मुदिता मिथस्ते ब्रह्मादयोऽप्यस्य यदर्भकस्य । कुर्वन्ति पूजां स्तवनं च नम्रा नैवान्यबालप्रतिमस्तदेषः ॥४९॥

जनेस्तु षष्ठे दिवसेऽपि भीमं कृत्यागणं स्वीयजिघांसयाऽऽप्तम् । दृशा स्वया कालकरालयाऽसौ सुदुर्ज्जयं द्रावयति स्म तूर्णम् ॥५०॥ अनन्यसाधारण एव तस्माज्जातोऽत्र साक्षाद् भगवान् स्वतन्त्रः । अयं महाश्चर्यविचित्रकर्मा धन्या वयं त्वेनमवेक्षमाणाः ॥५१॥ एवं निजालौकिकभावबोधान् ज्ञात्वा जनांस्तान् स हरिस्तु सर्वान् । दास्यन्नृनाट्येन सुखं हि तेभ्यश्चक्रे स्वयं विस्मृतदिव्यभावान् ॥५२॥ अथ तं स वृषो निजं तनूजं हरिमारोप्य मुदान्वितो निजाङ्के । कृतपुण्यचयश्च मूर्ध्नि जिघ्रन् पुरुशान्तिं परिलालयन् प्रपेदे ॥५३॥

---

ત્યારબાદ **શ્રીહરિ,** પોતાની માતાને પોતાના દિવ્યભાવથી (આ પરમેશ્વરને વિષે પુત્રભાવ કેમ પરઠાય ? એ પ્રમાણે) સ્તબ્ધપણું થયું છે, તે જાણીને ફરી પાછા મનુષ્ય લીલા કરતા 'હે માતૃશ્રી !' એમ બોલીને રડવા લાગ્યા. (૪૪)

ત્યારે માતા-પ્રેમવતીએ પરબ્રહ્મ પરમાત્મા જ આ પોતાના પુત્રરૂપે **બાળ નાટ્ય** કરે છે, તેમ માનીને પોતાના પુત્રને સ્નેહપૂર્વક **સ્તનપાન** કરાવ્યું. પછી શ્રીહરિને બે હાથથી ઊંચકીને કેડ્યમાં તેડીને બધી સ્ત્રીઓ સાથે પોતાના ઘર પ્રત્યે આવતાં ભક્તિમાતા, વિવિધ વર્ણવાળું ઈન્દ્રનું ધનુષ્ય જેમાં છે એવા મેઘથી વીજળી જેમ શોભે, તેમ શ્રીહરિથી અત્યંત શોભવા લાગ્યાં. (૪૫-૪૬)

ભક્તિમાતા તથા અન્ય સ્ત્રીઓ પોતાના ઘેર જઈને શ્રીહરિની ઈચ્છાથી, બ્રહ્માદિક દેવતાઓએ કરેલી શ્રીહરિની પૂજાની સ્મૃતિ થવાથી નારાયણ સરોવરને કાંઠે થયેલું તે **આશ્ચર્ય** ધર્મદેવ તથા અન્યજનોને કહેવા લાગી. (૪૭) ધર્મદેવ તથા સર્વેજનો તો શ્રીહરિનો આવો અસાધારણ દિવ્યભાવ સાંભળીને, બહુજ આશ્ચર્ય પામ્યા અને 'બ્રહ્માદિ પણ વિનમ્રભાવે આ બાળકની પૂજા સ્તુતિ કરે છે તેથી આ હરિ બીજા બાળક જેવા નથી' તેમ પરસ્પર કહેવા લાગ્યા. (૪૮-૪૯) આ શ્રીહરિએ જન્મથી છઠ્ઠા દિવસે પોતાને મારવા આવેલી ભયંકર કૃત્યાઓને, કાળને પણ ભય પમાડનારી દૃષ્ટિથી, તત્કાળ નસાડી દીધી. તેથી પ્રત્યક્ષ ભગવાને જ અહીં ધર્મદેવના ઘરમાં જન્મ ધર્યો છે. એમ સમજી, ''તેમના અત્યંત આશ્ચર્ય પમાડનારા દિવ્યચરિત્રોનું દર્શન કરનારા આપણે સૌ **ધન્ય ભાગી** છીએ'' એમ માનવા લાગ્યા. (૫૦-૫૧) આ રીતે પોતાને વિષે દિવ્યભાવ આમને થયો છે, એમ જાણીને, તેમને ફક્ત પુત્ર ભાવનાં-બાળક ભાવનાં-સુખ આપવાની ઈચ્છાથી શ્રીહરિએ પોતાના તે **દિવ્યભાવ**નું તેમને **વિસ્મરણ** કરાવી દીધું.(૫૨)

પછી મહાપુણ્યશાળી ધર્મદેવ પોતાના પુત્ર શ્રીહરિને પોતાના ખોળામાં બેસાડીને તેમનું મસ્તક સૂંઘતા થકા, પોતાના હસ્તથી પુત્રના અંગોને સ્પર્શ કરતાં, તેમજ મુખથી શ્રીહરિના મુખને ચુંબન કરતાં (લાડ લડાવતા થકા), અત્યંત શાંતિ પામ્યા. (૫૩)

**सर्वाशुभोपशमनश्रवणानुवादं दिव्यं मयेति गदितं चरितं हरेस्ते । यः श्रद्धयाऽत्र शृणुयात्प्रवदेत्तथैतद् भक्तिं लभेत स हि तत्र पवित्रकीर्त्तौ ॥५४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीय-स्कन्धे ब्रह्मादिकृतश्रीहरिपूजनादिनिरूपणनामा चतुर्थोऽध्यायः ॥४॥

## ॥ अथ पञ्चमोऽध्यायः ॥

**( श्रीहर्यारूढदोलायाः शोभा मूर्तेर्हरेस्ततः । वर्णिता बाललीलाऽस्य मात्रादेः पञ्चमे रतिः ॥ )**

श्रीशुकानन्द उवाच - **अथ तत्र समग्राणां जनानां धर्मनन्दनः । एक एवाऽभवद् दृश्यश्चकोराणामिवोडुपः ॥१॥ आगच्छन्ति यथाऽऽरामं सर्वतो भ्रमरव्रजाः । तथाऽभ्ययुस्तदीक्षार्थं नरा नार्य्यश्च यूथशः ॥२॥ तं दृष्ट्वोदारसौन्दर्य्यं चारुशैशवचेष्टितम् । आसीज्जनानामानन्दो बर्हिणामिव नीरदम् ॥३॥ अहो राजन् महद् भाग्यं तेषां श्रीपुरुषोत्तमे । येषां तत्राऽभवत्प्रीतिः सर्वानर्थविनाशिनी ॥४॥ धन्या प्रेमवती माता बालनाट्यानुकारिणम् । हरिं स्नेहस्नुतस्तन्यं या मुदा समपाययत् ॥५॥ प्रवेष्टुं क्षमते यस्मिन्न चित्तं योगिनामपि । लालयामास तं प्रीत्या पुत्रभावेन या सदा ॥६॥ यत्पदाब्जरजो राजन् स्पृहयन्त्यपि सज्जनाः । याऽरीरमत साक्षात्तं बालक्रीडापरिच्छदैः ॥७॥**

---

હે રાજન્ ! આ રીતે જેનું શ્રવણ અને સંકીર્તન કરવાથી સર્વ અશુભોનો નાશ થાય છે. તેવું શ્રીહરિનું **દિવ્ય ચરિત્ર** મેં તમોને કહ્યું. આ ચરિત્ર આ લોકને વિષે જે શ્રદ્ધાથી સાંભળશે તથા કહેશે તે શ્રોતા-વક્તા બન્ને પવિત્ર કીર્તિવાળા ભગવાન શ્રીહરિને વિશે **ભક્તિ** પામશે. (૫૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'બ્રહ્માદિ દેવતાઓએ કરેલું શ્રીહરિનું પૂજનાદિ નિરૂપણ' નામે ચોથો અધ્યાય સંપૂર્ણ. (૪)

## અધ્યાય : ૫

## બાળપ્રભુ શ્રીહરિના પારણાની શોભા તથા બાળલીલાઓથી માતા વગેરે અને સમગ્ર પુરજનોને પણ તેમને વિષે અતિપ્રેમનું વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) જેમ ચકોર પક્ષીને ચંદ્રમાના દર્શનથી જ આનંદ થાય, તેમ છપૈયાપુરના જનોને એકમાત્ર ધર્મપુત્ર શ્રીહરિના દર્શનથી જ **આનંદ** થતો હતો. (૧) જેમ ભમરાઓ ચારેબાજુથી બધું છોડીને ફૂલના બગીચામાં આવે, તેમ મંગળમૂર્તિ શ્રીહરિના દર્શન કરવા માટે પુરુષો તેમજ સ્ત્રીઓ આવતાં હતાં. (૨) સુંદર બાળચેષ્ટા કરતા અતિરમણીય શ્રીહરિને જોઈને, મેઘને જોઈને જેમ મયૂરો આનંદ પામે તેમ, તેમને આનંદ થતો; હે રાજન્ ! જે જનોને ધર્મના પુત્ર પુરુષોત્તમમાં; સર્વ અનર્થોને નાશ કરનારી **પ્રીતિ** થઈ, તેમનું અતિમોટું ભાગ્ય છે !! (૩-૪) બાલ નાટ્ય કરનારા શ્રીહરિને જે માતા પ્રેમવતીએ સ્નેહ સ્રવતા સ્તનોથી દૂધ પાન કરાવ્યું છે, તે માતા ખરેખર કૃતાર્થ છે. (૫) યોગીજનોનું ચિત્ત જેને વિષે પ્રવેશ કરવા માટે સમર્થ થતું નથી તે ભગવાનને જે ભક્તિમાતા હંમેશાં પ્રીતિપૂર્વક પુત્રભાવથી **લાડ** લડાવતાં હતાં. હે રાજન્ ! સાધુપુરુષો જેમના ચરણકમળની રજ ઈચ્છે છે તે પ્રત્યક્ષ ભગવાનને ભક્તિમાતા ઘૂઘરા, ચૂસણી, ચપટી વગાડવી, પોપટ, સારિકા, આદિ રમકડાં વડે રમાડતાં હતાં. (૬-૭)

अथ प्रणद्धोत्तमपञ्चवर्णस्फुरन्मणित्विट्परिराजमाने । सत्पालने स्वर्णमये मनोज्ञे कौशेयराजद्रशनासमेते ॥८॥ निषाद्य तं श्रीपुरुषोत्तमं सा मनोहरं प्रेमवती स्वपुत्रम् । आन्दोलयामास करे गृहीत्वा कौशेयरज्जुं कृतपद्यगीतिः ॥९॥

यस्मिन्नभूच्छिल्पिजनातिदाक्ष्यं लोकैरशेषं परिलोकनीयम् । सुवर्णभास्वत्कलकिङ्किणीयुक् त्वष्ट्रेव यन्निर्मितमुच्चकाशे★१ ॥१०॥ प्रणद्धनानामणिरत्नहीरसौवर्णराजत्कलशातिशोभम् । परिस्फुरत्काञ्चनदाडिमाद्यै रराज नानारचनान्वितं यत् ॥११॥ दिद्युते पिकशिखण्डिमरालैः सारिकाप्रभृतिभिश्च विहङ्गैः । नीलपीतसितरक्तमणीनां सत्यताभ्रमकरैरपि यच्च ॥१२॥ काञ्चनैश्च मुकुरैरपि दान्तैर्हैमरूप्यपुरुघुर्घुरिकाभिः । युक्तमुज्ज्वलमणिद्युतिमिश्रं यद्रराज नितरां रमणीयम् ॥१३॥ पालनं तदपि चाद्भुतशोभं श्रीहरिर्भृशमशोभयदेव । बालनाटनधरोऽवनकारी कोटिकामनिखिलस्मयहारी ॥१४॥ प्रतिबिम्बितविग्रहो हरिर्विलसत्पालनसन्मणिष्वलम् । बहुरूप इवापि चैकलो रुरुचे धार्मिरवेक्षणोचितः ॥१५॥ अथ तं रुचिरं तथाविधं परमं भ्रातृवधूर्जिघृक्षति★२ । क इति भ्रमवत्तया हरिं न नु निश्चेतुमभूच्चिरं क्षमा ॥१६॥ अरुणां रुचिरां च कच्छनीं निदधत्पिङ्गलबुट्टमण्डिताम् । अरुणोत्तमबुट्टसंयुतां कपिशां भूरिधनां च झुह्लरीम् ॥१७॥ तपनीयमयीं दधद्वरां खचितोद्भासिमणीन्द्रमौक्तिकाम् । रुचिरे निजमूर्ध्नि टोपिकां बहुलार्हां प्रसरन्महाद्युतिम् ॥१८॥

---

પછી ઉત્તમ નીલ, રક્ત, પીત, શ્વેત તથા લીલા એ પાંચ પ્રકારના રંગવાળા મણિઓની કાંતિથી અત્યંત શોભાયમાન, શુદ્ધ સુવર્ણનું બનાવેલ, અતિસુંદર, રેશમની સુશોભિત દોરડીથી યુક્ત પારણામાં પ્રેમવતી માતા પોતાના મનોહર પુત્ર શ્રી પુરુષોત્તમને બેસાડીને હાથમાં રેશમની દોરી પકડીને; હાલરડાં ગાતાં ઝુલાવતાં હતાં. (૮-૯)

શિલ્પીજનોની સુંદર કળાથી શોભતું તે **પારણું** સૌને સંપૂર્ણપણે જોવા યોગ્ય હતું. સોનાની ચમકતી-મધુર શબ્દ કરતી નાની નાની ઘૂઘરીઓથી યુક્ત તે પારણું, જાણે કે વિશ્વકર્માએ જ નિર્માણ કર્યું હોયને શું ? એમ શોભતું હતું. (૧૦) વિવિધ પ્રકારનાં મણિ, રત્નો અને હીરાથી જડેલા સુવર્ણના કળશોથી શોભાયમાન તે પારણું અત્યંત પ્રકાશમાન સુવર્ણનાં દાડમ, પોપટ, ચકલીઓ, વગેરેની વિવિધ રચનાઓથી વિશેષ શોભતું હતું. (૧૧) જે પારણું, તેમાં નીલ-પીત-શ્વેત અને રાતા રંગના મણિના બનાવેલાં કોયલ-મયૂરો-હંસો તથા સારિકાઓ વગેરે; જાણે કે સજીવ જ હોય! એવી સત્યપણાની ભ્રાંતિ ઉપજાવનારા જે પક્ષીઓ તેનાથી અત્યંત શોભતું હતું. (૧૨) સુવર્ણ તથા હાથીદાંતથી મઢેલાં દર્પણો, તેમજ સોના-ચાંદીની ઘૂઘરીઓ અને પ્રકાશમાન મણિઓની કાંતિથી યુક્ત; અતિ રમણીય તે પારણું શોભતું હતું. (૧૩)

બાળલીલા કરનારા, સર્વજનોનું રક્ષણ કરનારા, કરોડો કામદેવનો ગર્વ હરનારા શ્રીહરિ; અલૌકિક શોભાવાળા તે પારણાને પણ અતિશય શોભાડતા હતા. (૧૪) પારણામાં જડેલા શ્રેષ્ઠ મણિઓમાં જેમના બાળ દેહનું પ્રતિબિંબ પડે છે એવા દર્શનીય **ધર્મપુત્ર** શ્રીહરિ, એક છે છતાં પણ અનેક દર્પણોમાં અનેકરૂપે થયા હોય તેમ શોભતા હતા. (૧૫) એવા; યોગીઓને ધ્યેય, સ્વભાવ સુંદર શ્રીહરિને (હે સુવાસિની ! હવે ઘણી વેળા વીતિ ગઈ છે એટલે મારા પુત્ર હરિ ભૂખ્યા થયા હશે માટે તેમને પારણામાંથી લાવો', એમ સાસુએ કહ્યું તેથી) ગ્રહણ કરવા ઈચ્છતા રામપ્રતાપના ધર્મપત્ની "પારણામાં દેખાતા અનેક હરિ મધ્યે **સાચા હરિ** કયા હશે ?" તેમ ભ્રાન્તિ થવાથી ઘણા વખત સુધી સાચા શ્રીહરિને ઓળખી ન શક્યાં. (૧૬)

લાલ રંગના વસ્ત્રમાં પીળા બુટ્ટાઓ ભરેલો સુંદર સુરવાળ જેમણે ધારણ કર્યો છે અને લાલ બુટ્ટાઓથી ભરેલી કપિશ વર્ણવાળી (ઘાટાં ભૂરા રંગની) મૂલ્યવાન અંગરખી પણ ધારણ કરી છે; અતિ શોભાયમાન મણિ તથા મોતીઓથી ભરેલી-સુંદર સુવર્ણના તારની-બહુ મૂલ્યવાળી પ્રકાશમાન ટોપી જેમણે પોતાના મનોહર મસ્તકમાં પહેરી છે, (૧૭-૧૮) સુવર્ણના કડાં તથા સાંકળાં બન્ને હાથમાં ધારણ કર્યાં છે, તેમજ મણિની કાંતિથી ચળકતાં સુવર્ણના બાજુબંધ બંને

---

★१. "चकासे" इति (क-ड) पाठान्तरम् ।

★२. "जिघृक्षती" इति (क-ड ग्रन्थयोः) पाठान्तरे नुमभावश्छान्दसः ।

दधदुत्तमहेमनिर्मिते करयुग्मे वलये च शृङ्खले । वरबाहुयुगे हिरण्मये मणिकान्तिस्फुरिते तथाऽङ्गदे ॥१९॥
मणिकाञ्चनकर्णभूषणो विमलस्वर्णमणीन्द्रभास्वराः । विविधाश्च दधन्महाधना गलभूषा ललितां ललन्तिकाम्
॥२०॥ परिणद्धमणीन्द्रभासितं रुचिरं सारसनं हिरण्मयम् । वरकाञ्चनकिङ्किणीप्रभं कटिबिम्बे दधदीक्षणोचिते
॥२१॥ वसुघुर्घुरिकाविराजिते खचितस्वच्छमणिस्फुरत्प्रभे । चरणाब्जयुगे च नूपुरे वरकार्त्तस्वरनिर्मिते दधत् ॥२२॥
मणिकाञ्चनकेशमण्डनो रुचिरं काञ्चनघुर्घुरं निजे । शुभदक्षकरे मनोहरे निदधानो वरबालचेष्टितः ॥२३॥ तमुदुह्य कटौ
निधाय सा कुतुकालोचनहासविक्लवा । प्रणिनाय हरिं प्रसूं ततः कथयामास निजेक्षितं च ताम् ॥२४॥ अथ
मातृसमीक्षिताननो विलसत्साञ्जनलोललोचनः । नवनिर्मलकुन्दकोरकप्रवरोद्भासि-तनुद्विजावलिः ॥२५॥
नवपल्लवलज्जनाधरः स्मितकान्त्युज्ज्वलगण्डमण्डलः । तिलमाल्यसुनासिकाच्छविः शुभपीनायतसद्भुजद्वयः ॥२६॥
विततोन्नतसद्भुजान्तरो निखिलाङ्गातुलितश्रियाऽन्वितः । चटुलातिमनोहरेक्षणो नवजीमूतसितेतरच्छविः ॥२७॥
विदधद्भवभीतिहारिणीं शिशुलीलां ललितां सुमङ्गलाम् । विविधां श्रवणाधिभेदिनीं जनयित्रीं समनन्दयद्धरिः ॥२८॥
शुभशैशवनाट्यधारिणं तमथ ब्रह्मपुरेश्वरं हरिम् । स्तनपानमलं विधाप्य सा पुनरस्वापयदेव पालने ॥२९॥ आन्दोलयन्ती
तमनन्यभावा सा कुर्वती मङ्गलगीतगानम् । भक्तिस्तदास्यं स्मितकान्ति हर्षं चन्द्रञ्चकोरीव विलोक्य लेभे ॥३०॥

હાથમાં પહેર્યા છે. મણિઓથી જડેલાં સોનાનાં કુંડળ કાનમાં પહેર્યાં છે; મણિજડિત શુદ્ધ સુવર્ણના વિવિધ પ્રકારના મહા મૂલ્યવાળા કંઠના અલંકારો તથા નાભિ સુધી લાંબી સોનાની કંઠી ધારણ કરી છે; (૧૯-૨૦) મણીંદ્રોથી જડેલો તેમજ સોનાની ઘૂઘરીઓથી શોભાયમાન સુવર્ણનો કંદોરો જેમણે દર્શનીય કેડ્ય ઉપર પહેર્યો છે; તેમજ સોનાની ઘૂઘરીઓથી શોભિત-જડેલા મણિઓથી પ્રકાશમાન શુદ્ધ સુવર્ણનાં ઝાંઝર બન્ને ચરણોમાં ધારણ કર્યાં છે. (૨૧-૨૨) મણિજડિત સુવર્ણનું આભૂષણ, મસ્તકે ધારણ કર્યું છે. અને સોનાનો ઘૂઘરો જમણા હાથમાં પકડ્યો છે. તેવા બાળ ચેષ્ટાવાળા; પ્રત્યેક મણિઓમાં પ્રતિબિંબિત થયેલા શ્રીહરિના દર્શનથી ભ્રાંતિ પામેલાં અને તેથી (કૌતુકના વારંવાર વિચારથી) હસતાં હસતાં વ્યાકુળ બનેલાં સુવાસિની પછી શ્રીહરિના **સત્ય સ્વરૂપ**ને ઓળખીને, શોભાયમાન તે **શ્રીહરિ**ને પારણામાંથી ઊંચકીને પોતાની કેડમાં બેસાડીને ભક્તિમાતા પાસે લાવ્યા. અને પોતાને થયેલી ભ્રાંતિની વાત તે પોતાના સાસુને કહેવા લાગ્યાં. (૨૩-૨૪)

પછી માતા શ્રીહરિનાં મુખારવિંદને નીરખવા લાગ્યાં: આંજણ આંજેલાં ચપળ નેત્ર તથા નવીન મોગરાની કળી જેવી શુદ્ધ દંત પંક્તિવાળું જેમનું મુખકમળ છે, સુંદર લાલ અધરોષ્ઠ અને મંદ હાસ્યની કાંતિથી શોભતું સુંદર કપોળ છે, તલના ફૂલની જેવી શોભાવાળી નાસિકાની કાંતિ છે, પુષ્ટ અને જાનુ પર્યંત લાંબા બે હાથ જેમના છે; (૨૫-૨૬) પહોળું અને ઉપડતું સુંદર વક્ષઃસ્થળ જેમનું છે, જેમનાં નેત્ર ચપળ અને અતિ **મનોહર** છે, એવા અનુપમ શોભાયુક્ત સમગ્ર અંગોવાળા નવીન મેઘ સમાન કાંતિ યુક્ત શ્રીહરિ; જે (બાળ લીલા)ને સાંભળવાથી જ માનસિક વ્યથાઓ નાશ પામે છે અને મંગળકારી સંસ્કારો ઉદય થાય છે, સંસૃતિનો ભય નાશ પામે છે, તેવી વિવિધ **બાળલીલા** કરતા થકા પોતાનાં માતૃશ્રીને અત્યંત આનંદ પમાડતા હતા. (૨૭-૨૮)

કલ્યાણકારી બાળ લીલા કરનારા બ્રહ્મપુરેશ્વર શ્રીહરિને ભક્તિમાતાએ ઈચ્છા પ્રમાણે સ્તનપાન કરાવીને તેમને ફરીથી પારણામાં સુવાડ્યા. (૨૯) ભક્તિમાતા, જેમને પોતાના પુત્ર સિવાય બીજે પ્રીતિ નથી તેવા અનન્ય ભાવથી પુત્રને હીંચકાવતા માંગલિક ગીત ગાતા થકા મંદ હાસ્યથી શોભાયમાન કાંતિવાળા શ્રીહરિનું મુખકમળ જોઈને, ચંદ્રને જોઈને ચકોરી જેમ આનંદ પામે, તેમ **આનંદ** પામતાં હતાં. (૩૦) પુત્રરૂપે વર્તતા પરબ્રહ્મ શ્રીહરિમાં અતિ ભાગ્યશાળી

तस्मिन्परब्रह्मणि चात्मपुत्रे प्रीतिस्तु तस्या बहुभाग्यवत्याः । न शक्यते साम्यविवर्जितत्वात्किलोपमातुं नृपते कवीन्द्रैः ॥३१॥ स्वाङ्के निधायैव तमात्मसूनुं सा लालयन्ती विविधैः प्रकारैः । तमीक्षमाणाऽनिमिषेक्षणाभ्यां कृतार्थतां प्राप विशुद्धचित्ता ॥३२॥ हैयङ्गवं चारु सशर्करं सा क्षीरं तथोष्णं दधि पिच्छलं च । तं भोजयामास तथेतराणि विचित्रभोज्यानि सुधोपमानि ॥३३॥ उपगीयमानमहिमं★ पराक्षरैः पुरुषैश्च नागपतिनारदादिभिः । जननी हरेस्तमवतारकारणं पुरुषोत्तमं सततमित्यलालयत् ॥३४॥ शुभमेव यस्य चरणाब्जसद्रजो बहुजन्मभूरितपसां यतात्मनाम् । भुवि दुर्लभं श्रुतिशिरोव्रजैस्तथा परिमार्गितं भवति भुक्तिमुक्तिदम् ॥३५॥ प्रोत्साहितः स भगवान् क्वचिदात्ममात्रा तालीर्विवाद्य मुहुरेव तथाऽङ्गनाभिः । सिञ्जत्सुवर्णवरनूपुरनादहृष्टो नृत्यं चकार नटवर्यवदीक्षणीयम् ॥३६॥ स प्रेरितः क्वचन ताभिरुदारलीलो गानं चकार मधुरं श्रवणाभिरामम् । ता हासयन्नतिमुदा स्वमवेक्षमाणा मुग्धस्मितद्युतिलसद्वदनारविन्दः ॥३७॥ क्वापि स्म रोदिति मनोहरबालनाट्यं कुर्वन् कदाचिदहसत्स विलोकनीयः । राजन्नवैक्षत कदाचिदिवातिभीतो दृग्भ्यां विलोलरुचिराञ्जनराजिताभ्याम् ॥३८॥

शिशुरपि स, महात्मनां जनानामुपरि महामहसां विवर्तमानः । प्रणतजनभवोरुभीतिहारी प्रचुरमभासत दर्शनीयमूर्तिः ॥३९॥ स्मरणशिवकरं द्वयं तदीयं जनचयलोचनलोभनं बभूव । विमलमुखविधोः सुमञ्जुलत्वं चरणयुगेऽरुणिमा

---

ભક્તિમાતાની **પ્રીતિ** અનુપમ હતી. તે પ્રીતિને બીજી ઉપમા આપવા હે રાજન્ ! કવીંદ્રો શક્તિમાન થતા નથી. (૩૧) શુદ્ધ અંતઃકરણવાળા **ભક્તિમાતા** પોતાના પુત્ર શ્રીહરિને પોતાના ખોળામાં બેસાડી લાડ લડાવતાં મટકા રહિત નેત્રોથી શ્રીહરિને જોતાં કૃતાર્થ થયાં. (૩૨) પછી ભક્તિમાતા સાકર અને તાજા ઘીથી મિશ્રિત ઊનું દૂધ તથા સુંદર દહીં તથા અમૃત તુલ્ય બીજાં ભોજનો પારણામાં બેઠેલા પોતાના પુત્રને જમાડતાં હતાં. (૩૩) અક્ષરધામના અનેક મુક્તો તથા શેષ-નારદાદિકે જેમનો મહિમા ગાયો છે એવા, સર્વ અવતારના કારણ, પુરુષોત્તમ શ્રીહરિને, માતા ભક્તિદેવી નિરંતર આ પ્રમાણે લાડ લડાવતાં હતાં. (અન્ય જનોને તો જેમની ચરણરજ પણ અતિદુર્લભ છે, તે કહે છેઃ) અનેક જન્મોથી જેણે તીવ્ર તપ કર્યું છે, જેમનું મન સંયમવાળું છે તેવા જનોને પણ પૃથ્વીમાં જે શ્રીહરિની મંગળકારી એ ભુક્તિ અને મુક્તિદાયક ચરણરજ પ્રાપ્ત થવી દુર્લભ છે, એ ભુક્તિ-મુક્તિદાયક ચરણરજને ઉપનિષદો પણ શોધે છે. (એવા ભગવાન જેને પુત્રભાવથી સુખ આપે છે તે ભક્તિમાતા **અતિ ધન્ય** છે.) (૩૪-૩૫)

આવા અપાર મહિમાવાળા ભગવાન, ક્યારેક પોતાની માતાએ તથા બીજી સ્ત્રીઓએ ફરીફરીને તાલી વગાડીને પ્રોત્સાહિત કર્યા થકા, સુવર્ણનાં ઝાંઝરના નાદથી હર્ષિત થતા હતા, ઉત્તમ નટની માફક બાળસુલભ નૃત્ય કરતા હતા. (૩૬) ક્યારેક સ્ત્રીઓએ સંપ્રેરિત **અલૌકિક લીલા** કરતા શ્રીહરિ અત્યંત હર્ષપૂર્વક પોતાને જોતી સ્ત્રીઓને હસાવતા થકા સુંદર મંદ સ્મિતથી શોભતા મુખકમળયુક્ત થકા, મધુર હલકથી સાંભળવામાં પ્રિય લાગે તેવાં ગીતો ગાતા હતા. (૩૭) હે રાજન્ ! દર્શનીય બાળકૃષ્ણ ક્યારેક તો મનોહર **બાળનાટક** કરતા થકા રોદન કરતા હતા, ક્યારેક હસતા હતા, ક્યારેક તો અત્યંત ભય પામેલાની માફક ચપળ, મનોહર અને અંજનથી શોભતાં નેત્રોથી માતાદિકને જોતા હતા. (૩૮)

શ્રીહરિ બાળક હોવા છતાં પણ મહાનુભાવ તથા મહાતેજસ્વી જનોના પણ ઈશ્વર છે, તેમને પ્રણામ કરતા ભક્તોની સંસૃતિના મહાભયને હરનારા, જેમની મૂર્તિ દર્શનીય છે એવા સૌને અતિશયપણે દેખાતા હતા. (૩૯) શ્રીહરિના અંગના ચિંતન માત્રથી જ કલ્યાણ કરનારી અને મનુષ્યોના નેત્રોને લોભાવનારી **બે વસ્તુઓ** હતીઃ એક તો

---

★ ''उपगीयमानो महिमा यस्य तम्'' इति रसबोधिनी । अस्मिन् पक्षे, अजितियोगविभागाद् बहुव्रीहेरच् समासान्तः पद्मनाभवत्। अथवा ''उपगीयमाना महिमा यस्य स'' इति बहुव्रीहिर्बोध्यः । आदन्तोऽपि महिमाशब्दस्तन्त्रे प्रसिद्धः ।

च पद्मसारे ॥४०॥ सुरभिरभिनवोऽन्यपुष्टयेव प्रवरगिरा पुरुषोत्तमः स बालः । विशदरजतकुन्दकोशभासा हसितलवेन
च निर्भरं चकाशे★ ॥४१॥ दशभिरथ स पन्नखैर्निशेशैः ककुभ इवात्यमला दश प्रकुर्वन् । अतिदिवमवनीं
विधित्समानो भुवि चरणक्रमणं शनैर्वितेने ॥४२॥ रुचिरचरणयोः स चङ्क्रमेण सुकनकनूपुरशिञ्जितान्वितेन ।
अतिशयरुचिरेण पैत्रगेहं ननु विदधेऽक्षरसन्निभं पवित्रम् ॥४३॥ विहितपुरुतपोभिरप्यधीशैरनधिगतेक्षणया श्रियार्चितो
यः । तदुरुगुणविलोभया स भक्त्या हरिरनुषेव्यत एव दिव्यमूर्त्या ॥४४॥ सविनयमखिलामरेन्द्रवृन्दैर्नत-
मुकुटैर्मनुजैरलक्ष्यरूपैः । हरिपदनखदर्पणेष्वजस्रं सरसमलोकिषताननाम्बुजानि ॥४५॥ शुभनिभृतगुणालयोऽनवद्यः
शिशुचरितातिनिगूढदिव्यभावः । विधृतनरकुमारतुल्यरूपैरनिशमसेव्यत सोऽक्षराख्यमुक्तैः ॥४६॥ स्वपितृकरतलेऽरुणे
स रेजे नवजलदावलिशालिनीलवर्णः । अतिमुदुलमशोकजं प्रवालं श्रित इव बालतमालसुप्रवालः ॥४७॥

सदसि स परिलालितो मनुष्यैः समनुवदन्मुहुराशिषस्तदुक्ताः । अमृतमधुरतावधीरणोक्तिर्निजगुरुणा हसता
हसन्मनोज्ञः ॥४८॥ अमृतवरपदार्थवर्णवत्या रसवदलंकृतिरम्यया गिरा सः । जनयितुहरन्मनो नितान्तं रुचिरपदक्रमयुक्तया

તેમનું અતિ શોભાયમાન નિર્મળ મુખરૂપી ચંદ્ર અને બીજી કમળોથી પણ અતિ સુંદર ચરણ યુગલની લાલિમા હતી. (૪૦) વસંત ઋતુના પ્રારંભમાં જેમ કોયલનો શબ્દ મીઠો લાગે છે તેમ બાળસ્વરૂપ પુરુષોત્તમ શ્રેષ્ઠ વાણીથી સૌને આનંદ પમાડતા હતા. સ્વચ્છ ચાંદી અને મોગરાના પુષ્પની વચલી કળીઓ જેવી કાંતિ જેની છે એવા મંદ હાસ્યથી શ્રીહરિ અત્યંત શોભતા હતા. ચંદ્ર જેવા નિર્મળ પ્રકાશવાન દશ ચરણ નખોથી દશે દિશાઓને નિર્મળ કરવા માટે પૃથ્વીને સ્વર્ગથી પણ અધિક માહાત્મ્યવાળી કરવાને ઈચ્છતા શ્રીહરિ ધરતી ઉપર ધીમે ધીમે ચાલતા હતા. સુવર્ણના ઝાંઝરોના સુંદર નાદ કરતા શ્રીહરિ અતિશય મનોહર બન્ને ચરણથી પિતાના ઘરને અક્ષરધામ તુલ્ય પવિત્ર કરતા હતા. બ્રહ્માદિ દેવતાઓએ ઘણાં તપ કર્યા છે છતાં જેમનું દર્શન તેમને નથી થયું તેવા; શ્રીહરિના કલ્યાણકારી ગુણોમાં જે અત્યંત લોભાયાં છે તેવાં-સુંદર આકૃતિવાળાં લક્ષ્મીજી જે શ્રીહરિને મહાપ્રયાસથી પામીને ભક્તિપૂર્વક રાત્રિ દિવસ સેવે-પૂજે છે !! મનુષ્યો જેમના રૂપને નથી દેખી શકતા એવા દેવેશ્વરોએ નમસ્કાર કરતી વખતે પોતાના નમેલા મુગટો સહિત, વિનમ્ર થકા જે શ્રીહરિના ચરણના નખરૂપી દર્પણોમાં પ્રેમપૂર્વક નિરંતર પોતાના મુખકમળોને જોવાયેલા છે એવા; (૪૧-૪૫)

કલ્યાણકારી અવિચળ ગુણોના સ્થાનરૂપ, દોષરહિત, બાળચરિત્રોથી **દિવ્યભાવ** જેમણે ઢાંકી દીધો છે, એવા શ્રીહરિ; ધારણ કરેલાં છે બાળસ્વરૂપો જેમણે એવા અક્ષર મુક્તોથી સેવન કરાયેલા છે. (૪૬) શ્રીહરિ પોતાના (વિદ્વાન અને વૃદ્ધ એવા) પિતાના હાથમાં, અતિમૃદુલ અશોક વૃક્ષનાં પલ્લવને આશ્રિત નાનાં શ્યામસુંદર તમાલપત્રની માફક, શોભતા હતા. (૪૭) સભામાં શ્રીહરિને રમાડનારા મનુષ્યો (ધર્મદેવના યજમાનો વગેરે) તેમને રમાડતા થકા તે બાળરૂપ શ્રીહરિ પાસે **આશીર્વાદ** માંગતા તે સમયે (ધર્મદેવના યજમાનો શ્રીહરિને રમાડતા રમાડતા 'હે હરિ શર્મન્ ! તમો અમારા પુરોહિત છો તેથી અમો તમોને નમસ્કાર કરીએ છીએ, માટે અમોને 'તમારું કલ્યાણ થાઓ એવા **આશીર્વાદ** આપો.' આ પ્રમાણે યજમાનોએ પ્રેરેલા શ્રીહરિ થોડા ખીજાવા સહિત) આશીર્વાદના ઉત્તરમાં **કલ્યાણં, કલ્યાણં, કલ્યાણં ભવતુ.** એમ વારંવાર કહેતા હતા તે સાંભળીને હાસ્ય કરતા પોતાના ગુરુ તુલ્ય પિતાની સાથે (તેમણે બોલેલા શબ્દોનું પાછળથી ઉચ્ચારણ કરતા) શ્રીહરિ પણ અમૃતની મધુરતાને પણ ભુલાવે તેવા મધુર વચન બોલતા થકા હસતા હતા. (૪૮)

★ ''चकासे'' इति ( क-ड ) पाठान्तरम् ।

किलेशः ॥४९॥ सुललितमुपधाय पुत्रमङ्के खचितविचित्रमणीन्द्रहेमभूषम् । स गुरुरिव नभः पयोदविद्युत्सुरपतिकार्मुकमिश्रितं विरेजे ॥५०॥ स्वतनयवदनं निवातकञ्जस्थिरसुदृशा पिबतः पितुः प्रमोदः । वपुषि न निरमादिव प्रवाहः सलिलनिधेर्हिमरश्मिदर्शनेन ॥५१॥ सुरुचिरमधिरोप्य तं निजाङ्के हृदि परिरभ्य दृढानुरक्तचित्तः । तदतिवरशरीरयोगजातं सुखमभिषिक्त इवामृतैः प्रपेदे ॥५२॥ प्रतिदिनमवलोक्य वर्धमानां स खलु महर्द्धिपरम्परां दुरापाम् । निखिलवरतरं निजं तनूजं निजहृदि हेतुममन्यतैव हृष्टः ॥५३॥ तस्य लालनमिति प्रकुर्वतोश्चिन्तनीयचरणस्य योगिभिः । भाग्यमेव कृतपुण्यपुञ्जयोः किं वदामि नृप भक्तिधर्मयोः ॥५४॥ सोऽप्यक्षरात्परतरः परतः स्वतन्त्रः ★संसारपाशमपकर्त्तितुमङ्गभाजाम् । अत्रावतीर्य्य वृषदेवगृहे जनानां चेतांसि बालचरितैरहरद्विचित्रैः ॥५५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिश्रितपालनशोभादिनिरूपणनामा पञ्चमोऽध्यायः ॥५॥

---

પરમેશ્વર શ્રીહરિ અમૃતથી પણ શ્રેષ્ઠ પદો-અર્થો અને અક્ષરોથી યુક્ત, નવ રસ યુક્ત તથા ઉપમા અલંકારોથી મનોહર, સુંદર (માધુર્ય-ઓજસ-પ્રસાદયુક્ત) પદોના જે ક્રમ (સામર્થ્ય તેમજ વાચ્યાન્વયની યોગ્યતા) તેણે યુક્ત વાણીથી પોતાના પિતાનાં મનને અતિશય હરતા હતા. (૪૯) શ્રીરામાનંદ મુનિની આજ્ઞાથી પોતાના આશ્રિતોને દીક્ષા આપનારા, સાચાગુરુ ધર્મદેવ રત્નજડિત સુંદર સુવર્ણના અલંકારોથી શોભતા પોતાના પુત્રને પોતાના ખોળામાં બેસાડીને, જેમ મેઘ-વીજળી અને ઈન્દ્ર ધનુષ્યથી યુક્ત આકાશ શોભે તેમ ધર્મદેવ શોભતા હતા. (અત્રે આકાશને ઠેકાણે ધર્મદેવ, મેઘને સ્થાને શ્રીહરિ, વીજળીને સ્થાને સુવર્ણાલંકારોની પ્રભા, ઈન્દ્ર ધનુષ્યને ઠેકાણે હારસ્થિત વિચિત્ર મણીન્દ્રોની કાંતિ એમ સમજવું.) (૫૦)

વાયુ રહિત પ્રદેશસ્થ કમળની માફક સ્થિર શુભ દૃષ્ટિથી (નેત્રકમળથી) પોતાના પુત્રનું મુખ જોતા પિતા ધર્મદેવનો આનંદ, ચંદ્રના દર્શનથી સમુદ્રનો પ્રવાહ જેમ ભરતીએ ચડે તેમ, શરીરમાં સમાતો ન હતો. (૫૧) પોતાના પુત્રમાં દૃઢ ચિત્તવાળા ધર્મદેવ પોતાના પુત્ર શ્રીહરિને પોતાના ખોળામાં બેસાડીને હૃદયમાં ચાંપતાં, જાણે અમૃતનો જ અભિષેક કર્યો હોય તેની માફક શ્રીહરિના અતિશ્રેષ્ઠ શરીરના સંબંધથી આનંદ પામતા હતા. (૫૨) અતિશય દુષ્કર છતાં પોતાને પ્રાપ્ત થયેલી અને પ્રતિદિન વૃદ્ધિ પામતી મોટી સંપત્તિને જોઈને પ્રસન્ન થતા ધર્મદેવ, 'પોતાનો આ ઉત્કર્ષ પોતાના સર્વશ્રેષ્ઠ આ પુત્રને જ આભારી છે.' એમ તેઓ પોતાના હૃદયમાં માનતા હતા. (૫૩)

હે નૃપ ! યોગીપુરુષોએ જેમના ચરણોનું ચિંતન કર્યું છે એવા શ્રીહરિને આ પ્રમાણે લાડ લડાવનાર અતિ પુણ્યશાળી ભક્તિ-ધર્મનાં ભાગ્યનું હું શું વર્ણન કરું ? (૫૪) સર્વથી પર અક્ષરબ્રહ્મ તેથી પણ પરતર, સ્વતંત્ર શ્રીહરિ પોતાના આશ્રિત મનુષ્યોનાં અનાદિ સંસૃતિરૂપ બંધનો મૂળે સહિત છેદી નાખવા માટે આલોકમાં ધર્મદેવના ગૃહમાં અવતરીને **વિવિધ બાલચરિત્રોથી** મનુષ્યોનાં ચિત્ત હરતા હતા. (૫૫)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિના પારણાની શોભા વગેરે નિરૂપણ' નામે પાંચમો અધ્યાય સંપૂર્ણ. (૫)

---

★ ''संसारपाशमपकृन्तितुम्'' इति (क-ड) पाठान्तरम् ।

## ॥ अथ षष्ठोऽध्यायः ॥

( हरिं खेलाय मात्राऽर्भा दत्तमादाय षष्ठके । जग्मुर्वनं कालीदत्तं स तत्राऽहन्निनीरितम् ॥ )

श्रीशुकानन्द उवाच – **तृतीये वत्सरे सूनोरथ तस्य मुदान्वितः । तत्पिता कर्म वेदज्ञैर्विप्रैश्चौलमचीकरत् ॥१॥ गोदानादि ततः कृत्वा भूरिविप्रानतर्पयत् । बह्वाज्यशर्करोपेतैर्भोज्यैराम्ररसादिभिः ॥२॥ स्वज्ञातिबन्धून् ग्रामस्थानपि सर्वजनांश्च सः । तत्रागतानपि जनांस्तत्राऽभोजयदुत्सवे ॥३॥ वासरे तत्र तन्माता तत्कर्मव्यग्रमानसा । प्रेयसोऽपि न पुत्रस्य शक्ता संभावनेऽभवत् ॥४॥ किशोरेभ्यः कुमारेभ्यो लालनाय निजात्मजम् । दत्त्वा साऽपूजयद्राजन् वनितास्तत्र संगताः ॥५॥ विधाय भोजनं सर्वे तेऽह्न एवाऽन्तिमेऽखिलाः । मुहूर्त्ते क्रीडितुं जग्मुर्गृहीत्वा धर्मनन्दनम् ॥६॥ स्वर्णसूत्रमयीं विद्युच्चञ्चत्कान्ति सुकच्छनीम् । बिभ्राणं चारुसौवर्णं कौसुम्भीं चाङ्गरक्षिकाम् ॥७॥ नानामणीन्द्रखचितां शुद्धहेमविनिर्मिताम् । स्फुरन्मुक्तालतायुक्तां टोपीं मूर्धनि बिभ्रतम् ॥८॥ नितान्तविस्फुरन्मुक्ताभूषणश्रवणद्वयम् । शिञ्जन्नुपुरटमञ्जीरं हेमकाञ्चीविराजितम् ॥९॥ स्वर्णकङ्कणकेयूरग्रैवेयैरतिभूषितम् । चारुप्रसन्नवदनं कोटिमन्मथमोहनम् ॥१०॥ साञ्जनालोलनयनं सर्वावयवसौष्ठवम् । जनव्रजैश्च साश्चर्य्यं वीक्ष्यमाणं★ स्थिरेक्षणैः ॥११॥ एकैकस्माद् गृहीत्वा तं कटिष्वंसेषु चार्भकाः । वहन्तोऽध्वनि तं प्रेष्ठं लालयन्तो ययुर्मुदा ॥१२॥**

## અધ્યાય : ૬

## ચૌલ સંસ્કારમાં માતાએ બાળકો સાથે રમવા મોકલેલા શ્રીહરિએ મહામાયાવી અસુર કાલીદત્તનો વધ કર્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- (હે રાજન્ !) શ્રીહરિના પિતાએ ત્રીજા વર્ષમાં વેદ જાણનાર બ્રાહ્મણો પાસે પુત્રનો **ચૌલ (કેશવપન)** સંસ્કાર કરાવ્યો. (૧) પછી ગાયોનું દાન તેના અંગ ભૂત દક્ષિણા વગેરે આપીને, ઘણાં બ્રાહ્મણોને ખૂબ ઘી-સાકરથી યુક્ત તથા કેરીના રસયુક્ત ભોજનોથી તૃપ્તિ પમાડ્યા; ધર્મદેવે ગામમાં રહેલા પોતાના જ્ઞાતિ બંધુઓને તેમજ અન્યજનોને તથા દેશાંતરથી આવેલા સૌને પણ આ ચૌલ સંસ્કાર **ઉત્સવ**માં જમાડ્યા. (૨-૩)

તે દિવસે ચૌલ કર્મ નિમિત્તે આવેલા સંબંધીઓની સંભાવના કરવામાં રોકાયેલા, શ્રીહરિની માતા અત્યંત પ્રિય પુત્રની પણ સંભાળ રાખી ન શક્યા; હે રાજન્ ! તે ભક્તિમાતા પોતાના પુત્રને, બીજા કુમારોને રમાડવા આપીને ત્યાં આવેલી સ્ત્રીઓની સેવામાં પ્રવૃત્ત થયા. તે પછી સ્વચ્છંદ (નિર્બંધ) કિશોરો ભોજન કરીને સાંજના સમયે ધર્મનંદનને લઈને રમવા માટે ગયા. (૪-૬)

સુવર્ણના તારથી બનાવેલી, સૂર્ય કિરણોથી વીજળીની માફક ચમકતી કાંતિવાળી સુંથણલી, તેમજ સુંદર સુવર્ણના તારયુક્ત કસુંબી અંગરખી તથા વિવિધ મણીન્દ્રોથી જડેલી, ચળકતાં મોતીઓની લટકતી સેરવાળી-સુવર્ણના તારથી બનાવેલી ટોપી મસ્તકે ધારી રહેલા; (૭-૮) બંને કાને અત્યંત ઝગારા મારતાં મોતીઓના આભૂષણો જેમને છે, તેમજ સુંદર અવાજ કરતા સોનાનાં ઝાંઝર અને સોનાના કંદોરાથી શોભાયમાન; સોનાનાં કડાં-બાજુબંધ-ગળાબંધ-સોનાની કંઠી (હીરા કંઠી) વગેરે આભૂષણોથી અતિ શોભાયમાન, સ્વભાવ સુંદર, પ્રસન્ન મુખવાળા, કોટી કામદેવોને મોહ કરનારા; (૯-૧૦) આંજણ આંજેલાં ચપળ નેત્રોવાળા, સુંદર અવયવોવાળા, મનુષ્યો જેમને સ્થિર નેત્રથી આશ્ચર્યવત્ જોઈ રહે છે એવા; પરમપ્રિય શ્રીહરિને તે કિશોરો માર્ગમાં એક બીજા પાસેથી લઈને પોતાની કેડ્ય ઉપર તથા ખભા ઉપર બેસાડી આનંદપૂર્વક રમાડતા રમાડતા લઈ જતા હતા. (૧૧-૧૨)

★ ''वीक्षमाणम्'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् ।

पाण्यङ्गुलीश्च संलग्नीकृत्योदुह्य तमर्भकौ । स्वांसविन्यस्तहस्ताब्जं मार्गे जग्मतुरुन्मुदौ ॥१३॥ ज्ञानिनां परमात्मानं दासानां परदैवतम् । मनुष्यसूनुमज्ञानां ये साक्षात्तमलालयन् ॥१४॥ महापुण्यवतां तेषां तत्समासक्तचेतसाम् । भाग्यं महत्तरं राजन्वक्तुमेव न शक्यते ॥१५॥ तल्लालनं प्रकुर्वन्तः क्रीडन्तस्ते महीपते । प्रागुद्यानं ययुर्ग्रामादतिरम्यं महत्तरम् ॥१६॥ तेऽलभन्त तदुद्यानं ललितैः कोकिलारवैः । हरेः कुर्वदिवाह्वानं नानापक्षिस्वनाकुलम् ॥१७॥ पल्लवैरनिलालोलैराह्वयद्भिरिवाच्युतम् । फलमाल्यानतैर्युक्तं विविधैर्धरणीरुहैः ॥१८॥ आनन्दमुपयातानामागमेन हरेर्भृशम् । राजमानं मयूराणां नटानामिव नर्त्तनैः ॥१९॥ गायन्मधुपगन्धर्वै र्ववौ यस्मिन् समन्ततः । माल्यान्युच्छालयन् हर्षादलं खेलन्निवानिलः ॥२०॥ तस्मिन्नाम्रतरोर्मूले कल्पिते वसनासने । श्रीधर्मनन्दनं बालास्तमुपावेशयन्मुदा ॥२१॥

आनीयामृतकल्पानि पक्वान्याम्रफलानि ते । तस्मै सुगन्धिपुष्पाणि विचित्राणि ददुस्तथा ॥२२॥ बाललीलातिललितं तं धार्मिं स्वप्रियं हरिम् । हासयन्तो हसन्तस्ते विक्रीडन्तो ययुर्मुदम् ॥२३॥ तरुपङ्क्तिं प्रपश्यन्तो भक्षयन्तः फलानि ते । रेमिरेऽस्तमगात् सूर्य्यः प्रवृत्तं तिमिरं ततः ॥२४॥

---

તેમજ તે શ્રીહરિને ક્યારેક બે કિશોરો પરસ્પર બે હાથના આંકડા ભીડી તેમાં બેસાડી, પોતાના ખભા ઉપર શ્રીહરિના બે હાથ રખાવી અતિઆનંદપૂર્વક રમાડતાં રમાડતાં ઊંચકીને ચાલતા હતા. (૧૩)

જે શ્રીહરિને જ્ઞાની પુરુષો પરમાત્મારૂપે જુએ છે, દાસ ભાવે વર્તનારા સ્વામી સ્વરૂપે, અને અજ્ઞાનીઓ બાળક સ્વરૂપે (અર્થાત્ ત્રણે પોતપોતાના જુદા જુદા ભાવ અનુસાર) જુએ છે, એવા સાક્ષાત્ બાળરૂપ શ્રીહરિને તે બાળકો રમાડતા હતા. (૧૪)

હે રાજન્ ! જે બાળકોને તે બાળહરિના સ્વરૂપમાં અત્યંત આસક્તિ છે. અને તેથી જ મહાપુણ્યવાળા તે બાળકોના અતિ મહત્ **ભાગ્યનું વર્ણન** થઈ શકે તેમ નથી. (૧૫)

હે રાજન્ ! તે બાળ શ્રીહરિને રમાડતાં અને પરસ્પર ખેલ કરતાં બાળકો ગામથી પૂર્વ દિશામાં આવેલા અતિરમ્ય અને વિશાળ આંબાના બગીચામાં ગયા. (૧૬) (તે **બગીચો કેવો હતો** તેનું **વર્ણન** કરે છે.) તે બગીચો રમણીય કોકિલાના શબ્દોથી જાણે શ્રીહરિને બોલાવતો હોયને શું ? એમ વિવિધ પ્રકારનાં પક્ષીઓના શબ્દોથી ગુંજતો હતો. (૧૭) વળી પવનથી હલતાં નવપલ્લવોથી જાણે અચ્યુત શ્રીહરિને બોલાવતા હોય ને શું ? તેવાં ફળ-ફૂલથી લચી પડતાં અનેક પ્રકારના વૃક્ષો જેમાં છે; (૧૮) જેમાં શ્રીહરિના આવવાથી અત્યંત આનંદ પામેલા મયૂરો નટરાજોના નૃત્યોની માફક નૃત્ય કરે છે, ગુંજારવ કરતા ભ્રમરો રૂપી ગંધર્વોથી જાણે ગાન કરતો હોય ને શું ? તેવા શોભાયમાન તે બગીચામાં ચારે બાજુએ પુષ્પો ઉછાળતો થકો વાયુ જાણે અતિશય ખેલતો હોયને શું ? એમ વાતો હતો. (૧૯-૨૦)

તે ઉપવનમાં એક આંબાના વૃક્ષના મૂળમાં સુંદર વસ્ત્રોના બનાવેલા આસન ઉપર શ્રી ધર્મનંદનને તે બાળકોએ હેતપૂર્વક બેસાડ્યા. (૨૧)

પછી તે બાળકો અમૃત જેવા સ્વાદિષ્ટ, આંબાનાં પાકાં ફળો લાવીને શ્રીહરિને આપતા હતા. વળી નાના પ્રકારનાં સુગંધી પુષ્પો પણ આપતા હતા. (૨૨) બાળલીલાથી શોભતા પોતાને પ્રિય ધર્મપુત્ર શ્રીહરિને હસાવતા થકા હસતા હસતા તે કુમારો અંદરો અંદર રમતા હતા. તે બાળકો તે વૃક્ષોને જોતાં ફળો ખાતા થકા રમતા હતા. તેવામાં સૂર્યાસ્ત થઈ ગયો અને અંધારું થઈ ગયું. (૨૩-૨૪)

कालीदत्तस्तत्र तावद् धृतसद्वेष आगमत् । कृत्यापराभवक्रुद्धो धर्मसूनुजिघांसया ॥२५॥ मायाविनां गुरुर्वैरिरन्ध्रान्वेषणतत्परः । तेष्वाविश्य स चिक्रीड★ हन्तुमिच्छंस्तमच्युतम् ॥२६॥ ज्वलदङ्गारनेत्राभ्यां स दहन्निव बालकान् । पश्यन् हरिं जिघृक्षुस्तं तत्सान्निध्यमुपागमत् ॥२७॥ सर्वेश्वरं जिहीर्षुस्तं प्रसार्य्यापि करद्वयम् । प्रलयाग्निसमं पश्यन् द्रष्टुं सोऽप्यक्षमोऽभवत् ॥२८॥ स्वदुष्प्रधर्ष्यमेवैनं विदित्वा स दुराशयः । तं हन्तुमासुरीं मायां प्रावर्त्तयत मन्त्रवित् ॥२९॥ अथातिरंहसा वायुर्ववौ धाराभिरम्बुदाः । अवर्षन् सलिलं भूयो द्योतन्ते स्म च विद्युतः ॥३०॥ स्तनयित्नव एवाऽऽसन्वज्रनिर्घातभीषणाः । बिभ्युस्तदा जनाः सर्वे लय आकस्मिके यथा ॥३१॥ पतिता बहवो वृक्षा मृताश्च पशुपक्षिणः । अपि स्वं च परं कश्चित्सान्द्रे तमसि नैक्षत ॥३२॥

अतिवातातिवृष्टिभ्यां बाला व्याकुलचेतसः । तस्थुर्वृक्षतले क्लिन्नवस्त्राः कम्पितविग्रहाः ॥३३॥ प्रतीक्षमाणा वृष्टेस्ते विरामं पवनस्य च । वृद्धौ सत्यां तयोरासीच्चिन्ताऽऽसंस्ते भयातुराः ॥३४॥ यत्र धर्मात्मजो न्यस्तस्तमस्मृत्वा महीरुहम् । स्वातिप्रियं तमन्यत्र विचिक्युर्भ्रान्तचेतसः ॥३५॥ नीलकण्ठ हरे कृष्ण तमुच्चैरिति ते वने । वित्रासगद्गदगिरा प्रियमाजुहुवुर्मुहुः ॥३६॥ वातवृष्टिमहाघोरनिनदैः शब्दमुच्चकैः । न शुश्राव हरिस्तेषां नाऽशृण्वन्नपि तस्य ते ॥३७॥

તે સમયે પોતે મોકલેલી કૃત્યાઓના પરાભવથી કોપાયમાન **કાલીદત્ત** સારો વેષ ધારણ કરીને, ધર્મપુત્ર શ્રી હરિને મારવાની ઈચ્છાથી, ત્યાં આવ્યો. માયાવીઓનો ગુરુ, દુશ્મનોને મારવાની તક શોધવામાં પ્રવીણ કાલીદત્ત અવિનાશી શ્રીહરિને મારવાની ઈચ્છાથી બાળકોમાં પ્રવેશ કરીને રમવા લાગ્યો. (૨૫-૨૬)

બળતા અંગારા જેવાં બન્ને નેત્રોથી બાળકોને બાળતો હોયને શું ? એમ જોતો તે કાલીદત્ત શ્રીહરિને પકડવાની ઈચ્છાથી શ્રીહરિ પાસે આવ્યો. (૨૭) કાળ, માયા, અક્ષરાદિ સર્વના નિયંતા શ્રીહરિને હણવાની ઈચ્છાથી કાલીદત્તે પોતાના બે હાથ લાંબા કર્યા. પરંતુ શ્રીહરિને પ્રલયકાળના અગ્નિ સમાન જોતો થકો તેમની સામું જોઈ પણ શક્યો નહીં; તેથી તેમને પોતાનાથી પરાભવ ન પામે તેવા જાણી, દુષ્ટ આશયથી શાંબરી આદિ અનેક પ્રકારની માયાવી સૃષ્ટિ કરવાના મંત્રોને જાણનારા અસુર કાલીદત્તે શ્રીહરિને મારવા માટે **આસુરી માયા** રચી. (૨૮-૨૯) પછી અત્યંત સુસવાટા કરતો વાયુ વેગપૂર્વક વાવા લાગ્યો, મેઘો મૂશળધારાથી વર્ષવા લાગ્યા અને તેમાં વીજળી વારંવાર અતિ પ્રકાશથી ચમકવા લાગી; (૩૦) બે વજ્રો પરસ્પર અથડાય અને ભયંકર કડકડાટી થાય તેથી પણ ભયંકર મેઘના શબ્દો થતા હતા. તે સમયે સર્વ લોકો જાણે અકસ્માત પ્રલયકાળ આવ્યો હોય અને ભય પામે તેમ ભય પામવા લાગ્યા; ઘણાં વૃક્ષો પડી ગયાં, ઘણાં પશુપક્ષી મરી ગયાં, અતિ ઘાટા અંધકારમાં કોઈપણ એક બીજાને જોઈ શકતા ન હતા. (૩૧-૩૨)

ભયંકર વાયુ અને અતિવૃષ્ટિથી આકુળ વ્યાકુળ થયેલા તે બાળકો જેમનાં વસ્ત્રો ભીંજાઈ ગયા હોવાથી શરીર ધ્રુજે છે એવા થકા વૃક્ષો નીચે ઊભા રહીને 'વર્ષાદ અને પવન ક્યારે બંધ થશે' તેની રાહ જોવા લાગ્યા. પરંતુ તેને વધતા જ જોઈને ચિંતા અને ભયથી અતિવ્યાકુળ થયા. (૩૩-૩૪) જે વૃક્ષની નીચે શ્રીહરિને બેસાડ્યા હતા તે સ્થાન તેઓ ભૂલી ગયા અને ભ્રાંત ચિત્તે પોતાના અતિપ્રિય શ્રીહરિને તેઓ બીજે સ્થળે શોધવા લાગ્યા. (૩૫) હે નીલકંઠ! હે હરે ! હે કૃષ્ણ ! આ પ્રકારે ઉપવનમાં તે બાળકો ઊંચા સ્વરે બોલતા થકા અતિ ત્રાસથી ગદ્‌ગદિત થયેલી વાણીથી પોતાના પ્રિય શ્રીહરિને વારંવાર બોલાવવા લાગ્યા. (૩૬) પવન અને વરસાદના ભયંકર અવાજમાં બાળકોના ઊંચા સ્વરે બોલાતા શબ્દો પણ શ્રીહરિ સાંભળી ન શક્યા. બાળકો પણ શ્રીહરિના શબ્દ સાંભળી ન શક્યા. (૩૭) વનમાં

★ ''चिक्रीडे'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् ।

अदृष्ट्वा तं वने बाला रुदन्तस्त्वित्थमब्रुवन् । हा हाऽऽनीतः कुतोऽस्माभिर्द्विजराजात्मजो वने ॥३८॥ जनान् किं कथयिष्यामो ग्रामं प्राप्योत्तरं वयम् । कथं वा प्रेक्षयिष्यामः पितृभ्यामस्य चाननम् ॥३९॥ तेऽहो किमेतदस्माभिः कृतं भाग्यविवर्ज्जितैः । चिन्तयेत्यरुदंस्तेषु मूर्च्छाँ च बहवो ययुः ॥४०॥ आसुरीं हरिरवेत्य स मायां तामथ स्वहननाय नियुक्ताम् । आत्मदृष्टि★-रणुविकृतिहीनस्तस्थिवान् गिरिरिव स्थिरगात्रः ॥४१॥ भूपते पुरुमरुज्जवघाताद् गण्डशैल इव कोमलमूर्त्तेः । तस्य चोपरि पपात महीयान् भग्नभूरिविटपः सहकारः ॥४२॥ कुमारस्याभवत्तस्य पतितस्तरुरेव सः । निवारणकरो वृष्टेर्वायोश्चैवातपत्रवत् ॥४३॥

जीवन्तं स हरिं दृष्ट्वा तं जिघृक्षुरुपागमत् । पद्भ्यां प्रकम्पयन्भूमिं वीरभद्र इवाऽपरः ॥४४॥ नितान्तव्यायतव्यात्तवक्त्रेणाखिलमम्बरम् । गिलिष्यन्निव भीमभ्रूज्वलदङ्गारलोचनः ॥४५॥ नितान्तदीर्घदंष्ट्रोष्ठः पुरुव्यायतविग्रहः । कूपनासो गिरिद्रोणीतुल्यसृक्किविभीषणः ॥४६॥ महातालायतभुजो तथा मृत्युभयंकरः । समग्रासुरमायानां वेदने मयसन्निभः ॥४७॥ युक्तः शिरोरुहैस्ताम्रैरतित्रासकरैर्बहिः । निर्गतैः क्रोधदावाग्निज्वालानां निकरैरिव ॥४८॥ दुराशयोऽसुरेन्द्रस्तं स्थितं भग्नतरोरधः । करौ प्रसारयांचक्रे ग्रहीतुं सत्वरं पुनः ॥४९॥ बालस्यैव दृशा तावन्मोहमाप्तो महाऽसुरः । ग्रहैर्गृहीतवद्भ्रान्तो वनेऽभ्रमदितस्ततः ॥५०॥

---

શ્રીહરિને ન જોવાથી રડતા રડતા હા, હા, અમે ધર્મદેવના પુત્રને વનમાં કેમ લાવ્યા ? આપણે ગામમાં જઈને (શ્રીહરિ ક્યાં ગયા એમ પૂછશે ત્યારે) લોકોને શું ઉત્તર આપીશું ? વળી આ શ્રીહરિના માતાપિતા ધર્મ ભક્તિને મુખ કેવી રીતે બતાવશું ? (૩૮-૩૯) તે બાળકો (ખેદ કરતા થકા) 'અહો ! ભાગ્યહીન આપણે આ શું કર્યું ?' આવી રીતે ચિંતાથી રડવા લાગ્યા. કેટલાક બાળકો તો મૂર્છા પણ પામી ગયા. (૪૦)

પોતાને મારવા માટે કાલીદત્તે ઉત્પન્ન કરેલી માયાને જાણી સ્વ સ્વરૂપને વિષે દૃષ્ટિવાળા, પર્વતની માફક સ્થિર શરીરવાળા, અણુ જેટલી પણ વિકૃતિથી રહિત, શ્રીહરિ એકદમ સ્થિર બેસી રહ્યા. (૪૧) હે રાજન્ ! અતિ વાયુના વેગ વારંવાર અથડાવાથી જેની ડાળીઓ ભાંગી ગઈ છે એવું અતિ મોટું આંબાનું વૃક્ષ; પર્વત ઉપરથી પડેલા પત્થરની માફક, કોમળ મૂર્તિવાળા શ્રીહરિ ઉપર પડ્યું. પરંતુ તે નીચે પડેલું વૃક્ષ જ શ્રીહરિની વર્ષાદ તથા પવનથી છત્રની માફક રક્ષા કરવા લાગ્યું. (૪૨-૪૩)

શ્રીહરિને જીવતા જોઈને કાલીદત્ત તેમને ફરી વખત પકડવા માટે જાણેકે બીજો વીરભદ્ર હોય તેમ બન્ને પગથી ધરણી ધ્રુજાવતો આવ્યો. (૪૪) અત્યંત મોટા પહોળા કરેલા મુખથી જાણે સમસ્ત આકાશને ગળી જશે કે શું ? તેવો, ભયંકર ભ્રકુટીવાળો અને બળતા અંગારા જેવાં નેત્રોવાળો; અત્યંત લાંબી દાઢો અને લાંબા હોઠવાળો, લાંબાદેહવાળો અને જાણે કે બે કૂવા હોય તેવાં પહોળાં નસકોરાવાળો, પર્વતોની ગુફા જેવા બંને હોઠના છેડાઓથી ભયાનક દેખાતો; તાડ જેવા લાંબા હાથવાળો, લોકોને મૃત્યુની માફક ભયંકર દેખાતો, આસુરી માયા રચવામાં મય દાનવ જેવો; ક્રોધાગ્નિની જ્વાળા જાણે બહાર નીકળતી હોય તેવા-ત્રાસદાયક રાતા વાળયુક્ત, ખરાબ આશયવાળા અસુરેન્દ્રે તૂટી પડેલા આંબાના વૃક્ષ નીચે સ્થિર બેઠેલા શ્રીહરિને, ફરીથી પકડવા માટે તરત જ બન્ને હાથ પ્રસાર્યા. (૪૫-૪૯)

પરંતુ તેટલામાં જ શ્રીહરિએ કરેલી ક્રૂર દૃષ્ટિથી મહાઅસુર **કાલીદત્ત** મોહ પામી ભૂતના વળગાડવાળા માણસની જેમ વનમાં, વિભ્રાંત બનીને વિહ્વળ થકો અહીં તહીં જ્યાં ત્યાં ભમવા લાગ્યો. (૫૦)

---

★ ''अणुवैकृतहीनः'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

दैत्यस्तडित्प्रकाशे तैर्ददृशे भयविह्वलैः । इतस्ततो वने मोहादुत्तिष्ठन्निपतन् भ्रमन् ॥५१॥ भूरिभूमिरुहाघातच्छिन्नसर्वाङ्गविग्रहः । फुल्लकिंशुकसंकाशो लक्षितोऽभून्मृतो द्रुतम् ॥५२॥ इत्थं सर्वेश्वराधीशः स कृष्णोऽपि निरायुधः । निजेच्छयाऽकरोत्तस्य स्वौजसैव विनाशनम् ॥५३॥ दैत्येन्द्रे निधनं प्राप्ते तुष्टा ब्रह्माद्यधीश्वराः । तं स्तुवन्तो वरैर्माल्यैः श्रीहरिं समवाकिरन् ॥५४॥

बालास्तेऽथ शनैर्जाते विरामे वृष्टिवातयोः । तत्र तस्येच्छया तूर्णं संज्ञां प्रापुर्विमूर्च्छिताः ॥५५॥ भक्तिधर्मौ ततो ग्रामे विप्राद्याश्चापरे जनाः । स्वस्वात्मजाननायातान् विचिक्युर्निशि विह्वलाः ॥५६॥ क्वाप्यदृष्ट्वा निजान् पुत्रान्वीक्ष्यातिवृष्टिमारुतौ । ते भीतमनसोऽरिष्टैर्महोत्पातं हि मेनिरे ॥५७॥ वृष्टिवातातिवेगेन सान्द्रेण तमसा च ते । इतस्ततोऽपतन्मूर्च्छामाप्ताः पुत्रवियोगतः ॥५८॥ आद्ये गते निशो यामे विरतिं वृष्टिमारुतौ । प्राप्तौ हरीच्छया यर्हि प्रबोधं ते ययुस्तदा ॥५९॥ दीपिका महतीः काचयन्त्रदीपान् विधाप्य च । शस्त्रादिहस्ता जग्मुस्ते तदुद्यानं व्यथातुराः ॥६०॥ गृहीतबाहुयुगलो बन्धुभिः श्लथदंशुकः । धर्मः शनैरगान्मार्गे शोचन्पुत्रानुरक्तधीः ॥६१॥ भक्तिर्म्लानमुखाम्भोजा

---

ભયથી વિહ્‌વળ થયેલા બાળકોએ વીજળીના પ્રકાશમાં મોહ પામેલા કાલીદત્તને આમતેમ પડતો અને ઊઠતો થકો ભટકતો જોયો; વારંવાર વૃક્ષો સાથે અથડાવવાથી જેનાં અંગો છેદાઈ ગયા છે એવો કાલીદત્ત ફૂલેલા કિંશુક (ખાખરાના વૃક્ષ) જેવો દેખાતો થકો તત્કાળ **મરણ** પામ્યો. (૫૧-૫૨)

આ પ્રકારે સર્વ ઈશ્વરોના સ્વામી શ્રીહરિકૃષ્ણે આયુધ વિના પણ પોતાની ઈચ્છાથી, પોતાના પ્રતાપથી જ, કાલીદત્તનો **નાશ** કર્યો. (૫૩)

દૈત્યેન્દ્ર કાલીદત્તના મરણ પામવાથી પ્રસન્ન થયેલા **બ્રહ્માદિ** અધીશ્વરો શ્રીહરિની **સ્તુતિ** કરતા થકા ઉત્તમ પુષ્પોથી શ્રીહરિને વધાવવા લાગ્યા. (૫૪)

પછી ધીમે ધીમે વરસાદ અને પવન શાંત થઈ ગયા. ત્યારે ત્યાં ભયથી મૂર્છા પામેલા **બાળકો** શ્રીહરિની ઈચ્છાથી તરત જ ભાનમાં આવ્યા. (૫૫)

તે સમયે છપૈયાપુરમાં ભક્તિ-ધર્મ તથા બીજા બ્રાહ્મણો અને અન્ય મનુષ્યો પણ પોતાના બાળકો રાત્રી થવા છતાં પણ ઘેર ન આવવાથી વિહ્‌વળ બની, તેમને ખોળવા લાગ્યા. (૫૬) ગામમાં બધે શોધ કરવા છતાં પોતાના બાળકો ન મળવાથી અને પુષ્કળ વર્ષાદ અને પવનના જોરથી જાણે આ બધા અપશુકનો થાય છે, એમ માની ધર્મ તથા બીજા મનુષ્યો આ મહા ઉત્પાતથી મનમાં ભય પામ્યા; વર્ષાદ અને પવનના વેગથી તથા ઘાટા અંધકારથી ધર્મ વગેરે આમ તેમ પડતા થકા પુત્રના વિયોગથી મૂર્છા પામ્યા. (૫૭-૫૮) રાત્રીનો પહેલો પ્રહર વીત્યા પછી શ્રીહરિની ઈચ્છાથી વર્ષાદ અને પવન બંધ પડ્યા, ત્યારે મૂર્છા પામેલા જનો ભાનમાં આવ્યા. (૫૯) પુત્ર વિરહથી દુઃખી થયેલા તે બધા, મશાલો તથા ફાનસો પ્રગટાવીને લાકડી, તલવાર, ધનુષ્ય વગેરે શસ્ત્રો હાથમાં લઈ ગામની પૂર્વ દિશામાં રહેલા બગીચામાં ગયા. (૬૦)

પુત્રમાં અત્યંત પ્રીતિથી તેમનો શોક કરતાં માર્ગમાં ચાલતા ધર્મદેવનાં વસ્ત્ર પણ અંગ ઉપરથી સરી જતાં હતાં. આ રીતે ચાલવામાં અશક્ત થયેલા તેમને, બંને બાજુએથી હાથ પકડીને તેમના સંબંધીઓ માર્ગમાં ધીમે ધીમે ચલાવતા હતા. (૬૧) હે પુત્ર ! હે પુત્ર ! આ પ્રમાણે વારંવાર બોલતા, શોક અને પીડાથી કરમાઈ ગયેલા મુખકમળવાળા

पुत्रपुत्रेतिवादिनी । गृहीता पार्श्वयोः स्त्रीभ्यां शोकार्ताऽध्वन्यगाच्छनैः ॥६२॥ रामप्रतापो नितरां शोचंस्तद्विरहातुरः । सोदरं स्वप्रियं मार्गे स्ववयस्यैर्ययौ शनैः ॥६३॥

अथ तत्रागतास्तूर्णं श्रद्धाद्या धर्मयोषितः । दिव्यरूपा ह्यपश्यंस्तं भग्नाम्रद्रुतलस्थितम् ॥६४॥ तं दृष्ट्वा जगृहुस्तूर्णं स्नेहस्नुतपयोधराः । तास्तमङ्कं मुदाऽऽरोप्य स्वं स्वं स्तनमपाययन् ॥६५॥

तासामतिसुतस्नेहं श्रीहरिर्वीक्ष्य तन्मुदे । धृत्वा द्वादश रूपाणि तासां स्तनरसं पपौ ॥६६॥ स्वस्वाङ्के मन्यमानास्तं भक्तकल्पमहीरुहम् । अभूवन्नपि सर्वास्ता राजन्पूर्णमनोरथाः ॥६७॥ अथ ग्रामजनाः पुत्रान्मृगयन्तोऽश्रुलोचनाः । मूर्च्छोत्थितांश्च रुदतो निजपुत्रान् प्रपेदिरे ॥६८॥ अपृच्छन्निति ते सर्वे तांस्तदाप्तिगताधयः । कुत्रास्ति धर्मतनयस्तानित्थं तेऽवदँस्ततः ॥६९॥ अस्मिन्वृक्षतलेऽस्माभिर्न्यस्तो रन्तुं स बालकः । भूयोऽप्यन्वेष्यमाणोऽस्मिन्नैवोद्यानेऽद्य वीक्ष्यते ॥७०॥ श्रुत्वेति ते व्यथां प्राप्ता वज्रपातनिभं वचः । इतस्ततो भ्रमन्तस्तं व्याक्रोशन्तो व्यमार्गयन् ॥७१॥ श्रद्धादयो द्रुमस्याधस्तं स्वहस्तातिमार्जिते । स्थाने हरिं निवेश्यासंस्तत्राद‍ृश्या हि मानवैः ॥७२॥ मातुली सुन्दरी तस्य विचिन्वन्ती★ च तत्र तम् । तत्रापि निर्भयं स्वस्थं तमपश्यत्किल स्थितम् ॥७३॥ प्राप्तो बालो मया प्राप्तो वदत्युच्चैर्मुदेति सा । तमादाय ददौ मात्रे तस्यै मुक्तास्त्रजं च सा ॥७४॥

---

ભક્તિ માતાને પડી જતા અટકાવવા માટે અન્ય સ્ત્રીઓ તેમને બંને બાજુએથી પકડીને તેમની સાથે ધીમે ધીમે ચાલતી હતી. (૬૨) શ્રીહરિના વિરહથી વ્યાકુળ રામપ્રતાપ, પોતાના પ્રિય બંધુનો અત્યંત શોક કરતા થકા પોતાના મિત્રોના સહારાથી રસ્તામાં ધીમે ધીમે ચાલતા હતા. (૬૩)

તે બગીચામાં તે સમયે (પુત્રના શોકથી વ્યાકુળ થયેલા પોતાના પતિ ધર્મદેવને તે સ્થાનમાં જોઈ) ધર્મની અન્ય શ્રદ્ધાદિ પત્નીઓ આંબાના વૃક્ષ નીચે રહેલા શ્રીહરિને જોવા લાગી. શ્રીહરિને જોઈને, શ્રદ્ધાદિક ધર્મની પત્નીઓ, તેમને તત્કાળ તેડીને ખોળામાં બેસાડી સ્નેહથી સ્રવતા પોતપોતાના સ્તનોનું પાન હર્ષપૂર્વક કરાવવા લાગી. શ્રીહરિ પણ તે શ્રદ્ધાદિક દ્વાદશ ધર્મપત્નીઓનો પ્રેમ જોઈ, તે માતાઓને આનંદ પમાડવા માટે **દ્વાદશ રૂપો** ધારણ કરીને તે શ્રદ્ધાદિક પોતાની માતાઓના સ્તનનું **દૂધપાન** કરવા લાગ્યા. હે રાજન્ ! પોતાના ભક્તોના કલ્પતરુની માફક ઈચ્છિત મનોરથ પૂર્ણ કરનારા શ્રીહરિને પોતપોતાના ખોળામાં જોતી સર્વે ધર્મ પત્નીઓના મનોરથ પૂર્ણ થયા. (૬૪ થી ૬૭)

પોતાના પુત્રને ખોળતા આંખમાં આંસુ સારતા તે પુરજનો મૂર્છામાંથી જાગૃત થઈ પોતાના રડતા પુત્રોને શોધી શક્યા. પોતાના બાળકો મળ્યા એટલે તેમનું દુઃખ ટળ્યું. પરંતુ પછી તે બાળકોને તેઓ 'ધર્મપુત્ર ક્યાં છે ?' એમ પૂછવા લાગ્યા. તેથી તે **બાળકો** તેમને કહેવા લાગ્યાઃ 'અમોએ આ વૃક્ષ નીચે બાળ શ્રીહરિને મૂક્યા હતા. પરંતુ પછીથી અમો તેને ખોળીએ છીએ તો પણ હજુ સુધી આ બગીચામાં ક્યાંય જોવા મળતા જ નથી.' (૬૮ થી ૭૦)

આવું વજ્રપાત સમાન વચન સાંભળીને દુઃખ પામેલા તે જનો ઉંચેથી બોલાવતાં અને આમતેમ ભમતા થકા શ્રીહરિને ખોળવા લાગ્યા. (૭૧)

શ્રદ્ધાદિક બાર ધર્મની પત્નીઓ પોતાના હાથથી અતિશુદ્ધ કરેલી પૃથ્વી ઉપર આંબાના વૃક્ષની નીચે શ્રીહરિને મૂકીને ત્યાંથી અદ્રશ્ય થઈ ગઈ. (૭૨)

એટલામાં ત્યાં શ્રીહરિને ખોળતી તેમની મામી **સુંદરી**એ શ્રીહરિને નિર્ભય બેઠેલા જોયા. એટલે હર્ષપૂર્વક 'મને બાળક મળ્યો છે' 'મને મળ્યો છે' આ રીતે ઉંચેથી બોલતી સુંદરીએ શ્રીહરિને તેડીને ભક્તિ માતાને આપ્યા. સુંદરીનાં વચનથી આનંદ પામેલા ભક્તિમાતાએ સુંદરીને મોતીઓની માળા **ભેટ** આપી. (૭૩-૭૪)

---

★ ''विचिन्वाना'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

पुनर्जातमिव स्वान्तर्मन्यमाना हि साऽत्मजम् । परिरभ्योरसि प्रीत्या स्नुतं स्तन्यमपाययत् ॥७५॥ धर्मादयस्ततः सर्वे स्वस्तिमन्तं प्रपद्य तम् । कुमारं जनतानन्दं महामोदं प्रपेदिरे ॥७६॥

पतितं वीक्ष्य दैत्येन्द्रं ते सर्वे भ्रान्तचेतसः । इत्यपृच्छन्मृतः कोऽयं बालांस्ते चावदंस्तदा ॥७७॥ हरिं जिघांसुरेवास्मानसुरस्त्रासयन् भृशम् । एतज्जिघृक्षया क्रूरदृष्टिः प्रासारयत्करौ ॥७८॥ अमुना नीलकण्ठेन दृष्टमात्रोऽप्ययं द्रुतम् । भ्रमन्नितस्ततः प्राप्तो मृत्युं नैवाऽत्र संशयः ॥७९॥ निशम्य तद्वचः सर्वे विस्मयाकुलचेतसः । दिष्ट्या मृतोऽयं पापीयानित्याहुर्निजपाप्मना ॥८०॥ अथ प्रसन्नास्ते सर्वे जाते चन्द्रोदये सति । ग्रामं समाययुः प्राप्ता महाश्चर्यं महीपते ॥८१॥ भक्तिधर्मावथ ज्ञानं प्राप्तौ तस्येच्छया प्रभोः । अतिप्रसन्नमनसौ वाक्यमित्थमवोचताम् ॥८२॥ वृन्दावने प्रतिज्ञातमस्मभ्यं हरिणाऽमुना । आवयोरवनं दैत्यनाशनं यत्प्रसेदुषा ॥८३॥ तदृतं कर्त्तुमत्रायं स एव पुरुषोत्तमः । अवतीर्णो दयासिन्धुर्भवने नूनमावयोः ॥८४॥ तन्मृतिं प्रापितोऽनेन सर्वासुरबलप्रदः । दैत्येन्द्रः सर्वहन्ताऽसौ हन्यात्कस्तमृते हरिम् ॥८५॥ दैत्यमूलस्य चैतस्य क्षये नाशः सुरद्विषाम् । जातो यथैव शाखानां मूलच्छेदे महीरुहः★ ॥८६॥ अहो

---

ભક્તિમાતા પોતાના મનમાં પુત્રને 'નવા અવતારે આવ્યા હોય' તેમ માની તેમને છાતીમાં ચાંપી અત્યંત સ્નેહથી સ્રવતા પોતાના સ્તનનું પાન કરાવવા લાગ્યાં. (૭૫)

પછી **ધર્મદેવ** તથા **અન્ય જનો** પણ, જન સમુદાયને આનંદ પમાડનાર ધર્મકુમારને ક્ષેમકુશળ મેળવીને, અતિ આનંદ પામ્યા. (૭૬)

તે સમયે મરણ પામેલા દૈત્યેન્દ્રને પડેલો જોઈ ભ્રાંત થયેલા તે સર્વે આ કોણ મરેલો પડ્યો છે ? એમ પૂછવા લાગ્યા, તેથી બાળકોએ કહ્યું : 'શ્રીહરિને હણવાની ઈચ્છાથી આવેલા આ અસુરે અમોને અત્યંત ત્રાસ આપ્યો હતો. ક્રૂર દૃષ્ટિવાળા તેણે શ્રીહરિને પકડવાની ઈચ્છાથી બન્ને હાથ પણ પ્રસાર્યા હતા. પરંતુ આ નીલકંઠની કેવળ દૃષ્ટિથી જ વ્યાકુળ બનેલો આ અસુર આમતેમ ભમતો થકો તત્કાળ મૃત્યુ પામ્યો; એમાં લેશ પણ શંકા નથી.' (૭૭ થી ૭૯)

સર્વ બાળકોનું વચન સાંભળીને વિસ્મય પામેલા તેઓ 'આ મહાપાપી અસુર પોતાના પાપથી જ મર્યો છે, આ બહુ સારું થયું' એમ **અંદરોઅંદર** બોલવા લાગ્યા. (૮૦)

પ્રસન્ન થયેલા તે સર્વે ચંદ્રોદય થયા પછી હે રાજન્ ! આ વિચિત્ર ઘટનાથી **આશ્ચર્ય** પામતાં પુર પ્રત્યે આવ્યા. (૮૧)

પરમેશ્વર શ્રીહરિની ઈચ્છાથી ધર્મ તથા ભક્તિને પૂર્વે અનુભવેલું ભગવાનના મહિમાનું જ્ઞાન થતાં તે બંને અતિ આનંદપૂર્વક આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૮૨) 'વૃંદાવનમાં અમોએ કરેલા વિષ્ણુયાગથી પ્રસન્ન થયેલા આ શ્રીહરિએ અમારા બન્નેનું રક્ષણ તથા દૈત્યોનો નાશ કરવાની પ્રતિજ્ઞા કરી હતી; તે પ્રતિજ્ઞા સત્ય કરવા માટે દયાસિંધુ પુરુષોત્તમ આ શ્રીહરિ નિશ્ચે અમારા ભવનમાં પ્રગટ થયા છે. (૮૩-૮૪) તેથી સર્વ અસુરોને બળ આપનાર તેમજ અનેકને મારનારા, દૈત્યેન્દ્ર કાલીદત્તનો આ બાળ સ્વરૂપ શ્રીહરિએ નાશ કર્યો. (૮૫) શ્રીહરિ વિના આ પાપીને બીજો કોણ હણી શકે ? દૈત્યોના મૂળ સમાન કાલીદત્તનો નાશ થવાથી જેમ મૂળ કાપવાથી વૃક્ષનો નાશ થાય છે તેમ, અસુરોનો નાશ હવે થઈ ગયો. (૮૬) અહો, બુદ્ધિશાળી આ શ્રીહરિએ બાલ્યાવસ્થા છતાં અને આયુધ વિના જ સર્વ શૂરવીરોને

---

★ ''महीरुहः=वृक्षस्य'' इत्यर्थः । क्विबन्ताद् ङसि रूपम् ।

**महाधियाऽनेन शैशवेप्यायुधं विना । ध्वस्तो महासुरस्तूर्णं सर्वशूरविनिर्जयः ॥८७॥ आवयोश्चास्मदीयानां पोषणं रक्षणं सदा । विधास्यतेऽयं भगवान् गतमद्यावयोर्भयम् ॥८८॥**
**दयालोर्भक्तवात्सल्यं वक्तुं नैवास्य शक्यते । इत्युक्त्वा तं परिष्वज्य निर्वृतिं भृशमीयतुः ॥८९॥ हरिस्तयोरिति स्वीयं दिव्यं ज्ञानमपाहरत् । तौ स्वपुत्रधियौ तस्मिन्नभूतां पूर्ववद्धरौ ॥९०॥ नाशहेतौ महोत्पाते शिशोस्तस्यापि जीवनम् । अमन्यतारिनाशं च धर्मः कृष्णप्रसादजम् ॥९१॥ अथ रात्रौ व्यतीतायां प्रातर्धर्मो द्विजोत्तमैः । कारयामास वेदोक्तं कर्म विघ्नोपशान्तये ॥९२॥ इत्थं शैशवमीरितं भगवतस्तुभ्यं चरित्रं मया क्लेशोन्मूलनकारणं च दुरितप्रध्वंसनं शृण्वताम् । अत्रेदं शृणुयाज्जनश्च कथयेद्योऽत्यादरेणान्वितः सर्वं स्वेप्सितमाप्नुयात्स हि सुखं मुक्तिं तथा भूपते ॥९३॥**

इति श्रीहरिलीलाकल्पतरौ श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतकालीदत्तासुरहननिरूपणनामा षष्ठोऽध्यायः ॥६॥

---

જીતનારા આ મહાઅસુરનો નાશ કર્યો. (૮૭) અમારું બન્નેનું તથા અમારા સંબંધીઓનું હંમેશાં પોષણ તથા રક્ષણ આ ભગવાન **શ્રીહરિ** કરશે. એટલે હવે અમારો ભય નાશ પામ્યો છે. દયાળુ શ્રીહરિનું ભક્તવત્સલપણું કહેવા માટે અમો શક્તિમાન નથી.' એમ કહીને શ્રીહરિને આલિંગન કરીને તે બન્ને **અતિ આનંદ** પામ્યા. (૮૮-૮૯)

શ્રીહરિએ ભક્તિ-ધર્મને પોતાના સ્વરૂપના દિવ્ય જ્ઞાનની વિસ્મૃતિ તરત જ કરાવી દીધી. એટલે ભક્તિ-ધર્મ શ્રીહરિમાં પૂર્વની માફક 'આ અમારા પુત્ર છે' એવા પ્રાકૃત ભાવવાળા થયા. (૯૦)

પુત્ર વિનાશમાં કારણભૂત થયેલા આ મહા ઉત્પાતમાંથી બાળ સ્વરૂપ શ્રીહરિ બચી ગયા અને શત્રુનો નાશ થયો. એ 'શ્રીકૃષ્ણ ભગવાનની પ્રસન્નતાથી થયું' એમ **ધર્મદેવ** માનવા લાગ્યા. (૯૧)

પછી સવાર થતાં ઉત્તમ બ્રાહ્મણો પાસે ધર્મદેવે વિઘ્નની શાંતિ માટે **વેદોક્ત કર્મ** કરાવ્યું. (૯૨)

હે રાજન્ ! આવી રીતે મેં સાંભળનારાઓના ક્લેશને નાશ કરવામાં કારણભૂત અને અનંત જન્મનાં પાપ નાશ કરનારું ભગવાન શ્રીહરિનું **બાળચરિત્ર** તમોને કહ્યું. આ લોકમાં જે મનુષ્ય આ ચરિત્ર સાંભળશે અને અતિ આદરપૂર્વક કહેશે તે પોતે ઈચ્છિત સુખ તથા મુક્તિ નિશ્ચે પામશે. (૯૩)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત કાલીદત્તાસુરનો વિનાશ નિરૂપણ' નામનો છઠ્ઠો અધ્યાય સંપૂર્ણ. (૬)



## ॥ अथ सप्तमोऽध्यायः ॥

## ( अत्यासुरकृतोत्पातं वीक्ष्यानुन्मानसो वृषः । गत्वाऽयोध्यां सप्तमेऽसौ न्यवात्सीदिति कीर्तितम् ॥)

श्रीशुकानन्द उवाच - **धर्मदेवो निजग्रामे कृतं दृष्ट्वाऽसुरैर्मुहुः । उपद्रवं ततोऽन्यत्र प्रयाणाय मनो दधे ॥१॥ स विप्रेन्द्रः शुभक्षेत्रे स्थातुमिच्छन् विभूतिमान् । तं हित्वा गन्तुमैवच्छत्साकेतनगरीं शुभाम् ॥२॥ शकटादिष्वथास्थाप्य स्वागारोपस्कराणि सः । अयोध्यां नगरीं प्रायात्सह पत्नीसुतादिभिः ॥३॥ सुवर्णकलशोपेते स्वर्णदर्पणचारुणि । स्यन्दने ललिते श्रीमद्रथगुप्तिविराजिते ॥४॥ अनर्घ्यवस्त्रालंकारश्रिया ज्येष्ठेन सूनुना । धर्मस्तस्थौ सहैकस्मिन्नक्षत्रेऽर्को यथेन्दुना ॥५॥ तद्विधेऽन्यरथे तस्थौ भक्तिर्नानाविभूषणा । सुश्वेतबिन्दुविलसन्नीलकौशेयशाटिका ॥६॥ बिभ्रती शाटिकां रक्तां पीतबिन्दुसमन्विताम् । नानालंकरणोपेता तस्थौ सार्धं तया स्नुषा ॥७॥ अनर्घ्यवसनं भास्वद्भूषणं स्वसुतं हरिम् । दधौ भक्तिर्निजोत्सङ्गे कल्याणमिव मूर्तिमत् ॥८॥ विरेजतुस्ते हरिणा निलयेनाखिलश्रियाम् । प्रावृट्पयोमुचा सेन्द्रधनुषा विद्युतौ यथा ॥९॥ हरिपद्यानि गायद्भिः सनानावाद्यवादनम् । धर्मः प्रस्थापितः शिष्यैर्निजैर्ग्रामाद्विनिर्ययौ ॥१०॥**

**स्वात्मजीयकलकाकलिकानां संमुदं निशमनेन किलाप्ता । सस्नुषा च जननी नहि मार्गं लङ्घ्यमानमविदत्सुतदृष्टिः ॥११॥ पूर्णशारदविधोरपि रम्यं लोकयँश्च जनकः सुतवक्त्रम् । ज्येष्ठपुत्रसहितः परिहृष्टो नाविदत्किल विलङ्घितवर्त्म**

## अध्याय : ७

## છપૈયામાં અસુરોએ કરેલા ઉત્પાતોથી ખિન્ન થયેલા ધર્મદેવે સકુટુંબ અયોધ્યાપુરીમાં આવીને નિવાસ કર્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) છપૈયાપુરમાં અસુરોએ વારંવાર કરેલા ઉપદ્રવથી ધર્મદેવે ત્યાંથી બીજે જવા માટે વિચાર કર્યો. (૧) શુભ સ્થળમાં રહેવા ઈચ્છતા વિભૂતિમાન વિપ્રેન્દ્ર ધર્મદેવે, છપૈયાપુરનો ત્યાગ કરી, કલ્યાણકારી **અયોધ્યા** નગરીમાં જવા માટે ઈચ્છા કરી. (૨) પછી ધર્મદેવ પોતાના ઘરનો સરસામાન ગાડાં વગેરેમાં ભરીને પત્ની તથા પુત્રાદિની સાથે અયોધ્યા નગરી પ્રત્યે જવા નીકળ્યા. (૩) સોનાના કળશવાળા, સુવર્ણ દર્પણોથી અત્યંત સુંદર, શોભાયમાન ઝૂલોથી યુક્ત સુંદર રથમાં, અમૂલ્ય વસ્ત્રાલંકારોથી ભૂષિત મોટા પુત્ર રામપ્રતાપની સાથે; એક નક્ષત્રમાં ચંદ્રમાની સાથે સૂર્યનારાયણ જેમ શોભે તેમ **ધર્મદેવ** બેઠા હતા. (૪-૫) તેવા જ બીજા રથમાં વિવિધ વિભૂષણોથી વિભૂષિત, સફેદ ટીપકીઓથી શોભતી લીલી રેશમી સાડી પહેરેલા **ભક્તિદેવી** બેઠા હતા. (૬) પીળી ટીપકીઓવાળી લાલ સાડી પહેરેલા વિવિધ અલંકારોથી અલંકૃત, રામપ્રતાપના પત્ની સુવાસિની ભક્તિ દેવીની સાથે બેઠાં હતાં; ભક્તિ માતાએ અમૂલ્ય વસ્ત્રવાળા, પ્રકાશમાન આભૂષણોથી શોભતા પોતાના પુત્ર **શ્રીહરિ**ને મૂર્તિમાન કલ્યાણના સ્વરૂપની માફક પોતાના ખોળામાં બેસાડ્યા હતા. (૭-૮) સમગ્ર લક્ષ્મીના સ્થાનભૂત શ્રીહરિથી, ઈન્દ્રધનુષ્યે યુક્ત વર્ષા ઋતુના મેઘથી જેમ બે વીજળીઓ શોભે તેમ સાસુ-વહુ બંને શોભતાં હતાં. (૯) વિવિધ વાજિંત્રોએ સહિત શ્રીહરિ સંબંધી કીર્તનો ગાતા પોતાના શિષ્યોએ વળાવ્યા થકા ધર્મદેવ છપૈયાપુરથી નીકળતા હતા. (૧૦)

પોતાના પુત્રના કાલા, મીઠા શબ્દો સાંભળીને આનંદ પામતા પોતાના પુત્રવધૂ સહિત ભક્તિમાતા પુત્ર તરફ દૃષ્ટિ હોવાથી કેટલો માર્ગ કપાયો તે જાણી શક્યા નહીં. મોટા પુત્ર સહિત ધર્મદેવ પણ શરદઋતુના પૂર્ણ ચંદ્રમાથી પણ

॥१२॥ प्रापन्मुहूर्त्ते स चतुर्दशेऽह्नस्तीरं सह स्वैः सरयूतटिन्याः । तां सर्वसम्बन्धिजनैरुदारां संप्रैक्षताऽत्यन्तविराजितां
च ॥१३॥ विलोलकल्लोलविलासयुक्तां हरिप्रवीक्षाप्तनितान्तहर्षाम् । अनेकशः पक्षिगणप्रणादैर्जयारवं चारुमिवोच्चरन्तीम्
॥१४॥ महोपलातिस्खलतां जलानां वाद्यं विनादैरिव वादयन्तीम् । श्रियं दधानां भृशमीक्षणीयां फेनैः स्मयन्तीं व★
मुदं प्रपन्नाम् ॥१५॥ रवैर्युतानां मधुरैर्द्विजानां तीरस्थितानां विविधद्रुमाणाम् । विचित्रवर्णैः
प्रतिबिम्बजालैर्मुक्ताफलस्वच्छजलातिशोभाम् ॥१६॥ उपस्करं सर्वमथ द्विजेन्द्रो न्यधापयन्नूतन-रञ्जितायाम् ।
विमानरम्यायतविस्तृतायां तर्यां लसत्केतुविराजितायाम् ॥१७॥ तरीसरित्तीरगतैः कपाटैस्ततायतैर्निर्मितवर्त्मनैव ।
स्वपोष्यवर्गेण सहातिधीरस्तस्यां न्यषीदत् प्रवरासने सः ॥१८॥ तदा जनन्यङ्कगतेन तेन प्रकामसौन्दर्य्यनिकेतनेन ।
शोभामदभ्रां पुरुषोत्तमेन नौका समग्रा च नदी प्रपेदे ॥१९॥

हरिं च धर्मप्रमुखांस्तदीयान् बन्धूनशेषान्परिपूजनीयान् । समुच्छलच्छीकरशुभ्रमाल्यैरवाकिरन्तीव नदी चकाशे
॥२०॥ सा चोर्मिहस्तैर्नलिनोपहारं समर्पयन्ती हरिपादपद्मे । तदीयपित्रोश्चरणांश्च तस्य पस्पर्श पादौ चलवीचिहस्तैः

---

અતિ સુંદર શ્રીહરિના મુખકમળને જોતા થકા (જુદા રથમાં બેઠેલા છે છતાં પણ અતિશય પ્રેમથી શ્રીહરિએ આપેલી દિવ્ય દૃષ્ટિથી શ્રીહરિ જાણે પોતાની પાસે હોય તેમ જોતા થકા) કેટલો માર્ગ કપાયો છે તે પણ જાણી ન શક્યા. (૧૧-૧૨)

દિવસના ચૌદમાં મુહૂર્તમાં (સાંજે બે ત્રણ ઘડી દિવસ બાકી હતો ત્યારે) પોતાના સંબંધીઓની સાથે સરયૂ નદીના કાંઠે આવી પહોંચેલા ધર્મદેવે અતિ શોભાયમાન વિશાળ **સરયૂ** નદીને જોઈ. (૧૩)

**સરયૂ નદીની સુંદર શોભા** :- ચંચળ તરંગોના વિલાસવાળી, શ્રીહરિના દર્શનથી ઉત્પન્ન થયેલા હર્ષોન્માદવાળી, વિવિધ પ્રકારનાં પક્ષીઓના સુંદર શબ્દોથી જાણે જય જય એવા સુંદર શબ્દોનું ઉચ્ચારણ કરતી હોયને શું ? મોટા ખડકોમાં અથડાતા જળના અવાજોથી જાણે સુંદર વાજિંત્રો વગાડતી હોય ને શું ? સફેદ ફીણોથી જાણે હાસ્ય કરતી હોય ને શું ? એવી દર્શનીય **શોભા** સરયૂ નદીની દેખાતી હતી. વળી મધુર શબ્દોવાળા પક્ષીઓ યુક્ત કાંઠા ઉપર રહેલા વૃક્ષોનાં જૂથોનાં રંગબેરંગી પ્રતિબિંબોથી અને મોતીના જેવા સ્વચ્છ જળથી અત્યંત શોભતી હતી. (૧૪-૧૬)

દ્વિજેન્દ્ર ધર્મદેવે રંગેલી નવીન વિમાન આકારની લાંબી અને પહોળી, ફરફરતા ધ્વજોથી અત્યંત શોભાયમાન, નૌકામાં પોતાનો બધો સરસામાન મુકાવ્યો. (૧૭) નદીના તટથી નૌકા સુધી મૂકેલા, લાંબા અને પહોળા પાટિયા ઉપર થઈને, ધૈર્યશાલી ધર્મદેવ પોતાના સંબંધીજનો સાથે નૌકામાં બિછાવેલા આસન ઉપર બેઠા. (૧૮) તે સમયે ભક્તિમાતાના ખોળામાં શોભતા સકળ સૌંદર્યના સ્થાનભૂત પૂર્ણ પુરુષોત્તમ, બાળ શ્રીહરિના સૌંદર્યથી સમગ્ર નૌકા તથા નદીની શોભા **અવર્ણનીય** દેખાવા લાગી. (૧૯) તે સરયૂ નદી, શ્રીહરિ અને ધર્મદેવના સંબંધથી જ અત્યંત પૂજનીય બનેલા તેમના સંબંધીઓને તથા સમગ્ર બંધુઓને ઊંચા ઊછળતા જળનાં બિંદુઓ રૂપી શ્વેત પુષ્પો વડે જાણે વધાવતી હોયને શું ? એમ શોભતી હતી. (૨૦) પોતાના તરંગરૂપી હાથથી શ્રીહરિના ચરણારવિંદમાં કમળની ભેટો સમર્પણ કરતી થકી શ્રીહરિના માતાપિતાના ચરણોને તથા શ્રીહરિના ચરણારવિંદોને ચલાયમાન તરંગોરૂપી હાથથી સ્પર્શ કરતી હતી.

---

★ ''इवार्थे व शब्दः'' इति रसबोधिनी ॥

॥२१॥ क्रीडत्तिमीनां भ्रमणैर्विलोलैर्विलोकयन्ती नयनैरिवेशम् । हरिं विरेजे नितरामुदारं लोलोर्मिभिर्या नरिनर्त्ततीव ॥२२॥ समुत्तीर्य्याथ धर्मस्तां पोष्यवर्गसमन्वितः । उपस्कारं तरीन्यस्तं समग्रं *समभावयत् ॥२३॥ सोऽथारुह्य निजं यानं पोष्यैर्यानस्थितैर्युतः । प्रत्युद्गतैर्निजैः शिष्यैर्गायद्भिर्मुदितात्मभिः ॥२४॥ हसन्तीं नाकशोभां तामयोध्यामाविशत्पुरीम् । मनुना रचितां प्राज्ञा मुक्तिदां प्रवदन्ति याम् ॥ २५॥ याऽतिरम्या सभास्थानैः समपङ्क्तिभिरापणैः । भ्राजिता नितरां यस्यां जज्ञे रामः स्वयं हरिः ॥२६॥ राज्ञामिक्ष्वाकुवंश्यानां राजधानीति कीर्तिता । उद्यानैः परितो रम्यैर्विचित्रैर्या विराजिता ॥२७॥ संमार्ज्जितलसद्रथ्याराजमार्गापणाङ्गणा । या वराऽक्षतपुष्पादिभ्राजितद्वारभास्वरा ॥२८॥ पङ्क्तिस्थैर्याऽतिविस्तीर्णैः साप्तभौमैर्मनोरमैः । सौधैर्विराजिता श्वेतैः कैलासशिखरोपमैः ॥२९॥ धर्मावतारस्य हरेः प्रतापाद्धर्मवर्त्मभिः । चातुर्वर्ण्यजनैर्जुष्टा या लसद्देवमन्दिरा ॥३०॥

स व्यतीत्य सपोष्यस्तां रामघाटस्य सन्निधौ । बरहट्टाभिधं प्रापत्तच्छाखानगरं नृप ॥३१॥ सेविते याज्ञिकैर्विप्रैश्चातुर्वर्ण्यजनाश्रिते । तस्मिन्प्राचीनभवने धर्मः स्वीयेऽवसन्मुदा ॥३२॥ विधाय सरयूनद्यां त्रिकालं स्नानमन्वहम् । कुर्वन् सन्ध्यादिकर्माणि कृष्णभक्तिं चकार सः ॥३३॥

---

(નૌકામાં બેસવા જતી વખતે પાટિયા ઉપર પધાર્યા ત્યારે નદીએ તરંગોથી ચરણારવિંદનો સ્પર્શ કર્યો, એમ જાણવું.) (૨૧) જળમાં ક્રીડા કરતાં ચંચળ માછલાંઓથી જાણે ચપળનેત્રોથી ઉદાર પરમેશ્વર શ્રીહરિને જોતી હોયને શું ? ચંચળ તરંગોથી જાણે નાચતી હોયને શું ? એવી **સરયૂનદી** અત્યંત શોભતી હતી. (૨૨) પોતાના સંબંધીજનો સાથે સરયૂને સામે કાંઠે પહોંચેલા ધર્મદેવે પહેલાંની માફક પાટિયા દ્વારા નદી ઊતરીને નૌકામાં મૂકેલો સરસામાન ઉતરાવ્યો. (૨૩)

પછી ધર્મદેવે રામપ્રતાપ વગેરે સહિત જુદા જુદા વાહનોમાં બેસીને, હર્ષપૂર્વક સામા આવેલા શિષ્યોની સાથે શ્રીહરિ ચરિત્રના પદોનું ગાન કરતા થકા; સ્વર્ગની શોભાને હસતી (લજાવતી) જે અયોધ્યાને વિદ્વાનોએ 'મનુ મહારાજાએ રચેલી અને **મુક્તિ આપનારી**' કહી છે, એ અયોધ્યાપુરીમાં પ્રવેશ કર્યો. (૨૪-૨૫)

જે અતિરમ્ય સભાસ્થાનો તથા સમાન પંક્તિવાળા બજારોથી અત્યંત શોભાયમાન, જેને વિષે સ્વયં શ્રી રામચંદ્રજી પ્રાદુર્ભાવ પામ્યા હતા; જે ઈક્ષ્વાકુ રાજાના વંશમાં થયેલા રાજાઓની **રાજધાની** કહેલી છે; તે અયોધ્યાપુરી વિવિધ પ્રકારના રમ્ય બગીચાઓથી ચારે તરફ અત્યંત શોભતી હતી. (૨૬-૨૭) સ્વચ્છતા યુક્ત શોભાયમાન શેરીઓ તથા સુંદર રાજમાર્ગો, દુકાનો, તેમજ કુંકુમ-અક્ષત-પુષ્પાદિથી સુશોભિત દ્વારયુક્ત ઘરના સુંદર પ્રાંગણોથી શોભતી અયોધ્યા નગરી; પંક્તિબદ્ધ-વિશાળ સુંદર શ્વેત અને સાતમાળ યુક્ત માટે જ કૈલાસના શિખરોની ઉપમા યોગ્ય રાજમહેલ સમાન ઘરોથી, અત્યંત શોભતી હતી; (૨૮-૨૯) ધર્મના અવતાર સમાન (ગૃહસ્થ ધર્મમાં એક- પત્ની વ્રત પાળવાથી ધર્માવતારથી પ્રસિદ્ધ) શ્રી દશરથપુત્ર રામચંદ્રજીના અથવા બ્રાહ્મણ શ્રેષ્ઠ ધર્મદેવથી પ્રાદુર્ભાવ જેમનો છે એવા શ્રીહરિના પ્રતાપથી ધર્મમાં વર્તનારા ચારેય વર્ણના લોકોથી વસેલી, શોભાયમાન દેવ મંદિરોથી અયોધ્યા નગરી શોભતી હતી. (૩૦)

હે રાજન્ ! ધર્મદેવ પોતાના સંબંધીઓ સાથે અયોધ્યા નગરીથી પેલી પાર **રામઘાટ** નામના સ્થાનની સમીપે **બરહટ્ટા** નામના અયોધ્યાના શાખા નગરમાં પધાર્યા. યાજ્ઞિક બ્રાહ્મણોએ સેવેલું તેમજ ચારેય વર્ણના મનુષ્યો જેમાં વસે છે એવા તે બરહટ્ટાખ્ય શાખા નગરમાં ધર્મદેવે પોતાના પ્રાચીન ભુવનમાં આનંદપૂર્વક **નિવાસ** કર્યો. (૩૧-૩૨)

ધર્મદેવ દરરોજ સરયૂ નદીમાં પ્રાતઃ મધ્યાહ્ન અને સાયંકાળ-ત્રણે કાળમાં - સ્નાન કરીને સંધ્યાદિક નિત્ય કર્મો કરતા થકા કૃષ્ણ ભક્તિ કરતા હતા. (૩૩)

---

★ ''समतारयत्'' इति ( ब ) पाठान्तरम् ।

विधीयमानां पित्रा तां कृष्णभक्तिं विलोक्य सः । तां कृष्णोऽपि स्वयं चक्रे तथैवार्भकलीलया ॥३४॥ ग्राम्यक्रीडोपकरणत्यागी बाल्येऽपि सोऽभवत् । साधुशीलगुणैर्जुष्टः कृष्णसेवारुचिर्हरिः ॥३५॥ स्नातुं स प्रातरगमत्सरयूमनुमातरम् । सर्वदा शिशिरेऽप्येतल्लोकशिक्षणहेतवे ॥३६॥ गेहं प्राप्यार्चयत्कृष्णं सोऽर्भलीलापरिच्छदैः । क्वचिद्भोज्यादि सस्मार न तत्सक्तमनस्तया ॥३७॥ सवयोभिर्युतो बालैर्मात्राऽऽहूतोऽपि स प्रभुः । शुश्राव सुचिरं नैतत् कृष्णध्यानपरः क्वचित् ॥३८॥ बाल्येऽप्यासीद्धरिकथाकीर्त्तनश्रवणोत्सुकः । हरेः कथां तु चाश्रौषीद् बहुशस्तत्र तत्र सः ॥३९॥ श्रेयस्करगुणाम्भोधिः प्राप्य वर्षं स पञ्चमम् । स्वीचक्रे साधुपदवीं स्थापयंस्तां महीतले ॥४०॥

प्रातर्नद्यां सदा स्नात्वा तस्यां देवालयानि, सः । नमस्कर्तुं ययौ देवान् भक्तिं शिक्षयितुं जनान् ॥४१॥ स कुर्वन् रामभक्तानां सङ्गमं सर्वदाऽशृणोत् । सर्वं रामायणं पुण्यं श्रीमद्भागवतं तथा ॥४२॥ अणुमात्रामपि प्रीतिं न बध्नाति स्म कुत्रचित् । पदार्थे प्राकृते पित्रोर्मित्रागारधनादिषु ॥४३॥ धर्मान्वर्णाश्रमाणां निजपितुरशृणोद्वेदशास्त्रप्रवीणात् स्त्रीणां धर्मानशेषानपि निजजननीवक्त्रतः शुश्रुवान् सः । बिभ्रन्मानुष्यनाट्यं निखिलगुरुवरः★ पण्डितैर्माननीयो बाल्येऽप्यासीत्समेतः शुभगुणनिकरैर्भूषणं सज्जनानाम् ॥४४॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे,
धर्मदेवस्याऽयोध्याप्राप्तिनिरूपणनामा सप्तमोऽध्यायः ॥७॥

---

પિતાને કૃષ્ણભક્તિ કરતા જોઈને **શ્રીહરિ,** સ્વયં ભગવાન છે તો પણ, એજ રીતે બાળ લીલાથી કૃષ્ણભક્તિ કરતા હતા. શ્રીહરિ બાલ્ય અવસ્થામાં પણ ઉચિત રમતો તથા રમકડાંનો ત્યાગ કરી સારા સદ્‌વૃત્તાંત અને વાત્સલ્યાદિ ગુણોથી યુક્ત, કૃષ્ણસેવામાં રુચિવાળા હતા. (૩૪-૩૫)

શ્રીહરિ આલોકના મનુષ્યોના ઉપદેશ માટે શિયાળામાં પણ સવારમાં સ્નાન કરવા માટે પોતાની માતાની સાથે સરયૂ નદીએ હંમેશાં જતા હતા; સ્નાન કરીને શ્રીહરિ ઘેર આવીને બાળકને ઉચિત પૂજા સામગ્રીથી શ્રીકૃષ્ણનું પૂજન કરતા હતા. શ્રીકૃષ્ણ ભક્તિમાં પ્રીતિવાળા બાળ શ્રીહરિ ક્યારેક તો ભોજન કરવાનું પણ સંભારતા ન હતા. (૩૬-૩૭) પોતાના સમવયસ્ક બાળકો સાથે શ્રીહરિ કૃષ્ણધ્યાન પરાયણ થઈ જતા. તેથી માતા જમવા બોલાવતાં તોપણ તે ઘણી વાર સુધી સાંભળતા ન હતા. (૩૮) બાલ્યાવસ્થા હોવા છતાં પણ પરમાત્માની **કથા** તથા **કીર્તન** સાંભળવામાં શ્રીહરિને અત્યંત **ઉત્સાહ** હતો. તેથી જ્યાં જ્યાં હરિકથા થતી હોય ત્યાં ત્યાં શ્રીહરિ કથા બહુવાર (ઘણા સમય સુધી) સાંભળતા. (૩૯)

કલ્યાણકારી ગુણોના સમુદ્ર શ્રીહરિ પાંચ વર્ષના થયા ત્યારે પૃથ્વીમાં **સાધુતાનો માર્ગ** સ્થાપન કરવા માટે, સાધુ પદવીનો (સાધુતાના માર્ગનો) સ્વીકાર કરતા હતા. (૪૦)

શ્રીહરિ સવારમાં સરયૂનદીમાં સ્નાન કરીને અયોધ્યામાં જનોને ભક્તિનું શિક્ષણ આપવા માટે, હંમેશાં દેવ મંદિરોમાં દેવદર્શને જતા. તેમજ તે તે સ્થાનોમાં રામભક્તોનો સમાગમ કરતા થકા સંપૂર્ણ રામાયણ તથા શ્રીમદ્‌ભાગવતની કથા હંમેશાં સાંભળતા હતા. (૪૧-૪૨) માતા-પિતા-મિત્રો-ધન તથા ગૃહાદિમાં તેમજ પ્રકૃતિજન્ય પદાર્થોમાં કોઈ ઠેકાણે શ્રીહરિ લગારેય પણ પ્રીતિ બાંધતા ન હતા. (૪૩)

વેદ અને શાસ્ત્રોમાં પ્રવીણ પિતા ધર્મદેવ પાસેથી **શ્રીહરિ** વર્ણાશ્રમના ધર્મો સાંભળતા હતા. તેમજ સ્ત્રીઓના સમગ્ર ધર્મો પણ પોતાની માતા પાસેથી સાંભળતા હતા. મનુષ્ય લીલા કરતા શ્રીહરિ સમગ્ર જનોના ગુરુઓમાં શ્રેષ્ઠ, પંડિતોએ પણ માનનીય, બાલ્યાવસ્થામાં પણ શુભ ગુણોથી યુક્ત, સજ્જનોના ભૂષણરૂપ હતા. (૪૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'ધર્મદેવ અયોધ્યામાં આવ્યા તે નિરૂપણ' નામનો સાતમો અધ્યાય સંપૂર્ણ. (૭)

---

★ 'निखिलगुरुवैः' इति ब पाठान्तरम् । एतत्पाठस्यापि रसबोधिन्याम् अर्थविवरणं कृतमस्ति ॥

## ॥ अथाष्टमोऽध्यायः ॥

**( स्वन्नमशित्वा स्वमात्रुत्संगस्थोऽदर्शयद्धरिः । नैकाण्डागतब्रह्मादीन् मात्रेऽष्टम इतीरितम् ॥ )**

श्रीशुकानन्द उवाच - **अथैकदात्मतनयं माता प्रेमवती हरिम् । निषाद्य पट्टके हैमे राजन् प्रीत्येत्यभोजयत् ॥१॥ सा रम्यं भाजनं हैममानीयाग्रे हरेर्न्यधात् । ओदनेन तथा भोज्यैरन्यैर्नानाविधैर्वरैः ॥२॥ सुवर्णवाटिकान्यस्तै राजिकाराद्धकैर्युतम् । चारुपर्पटशाकाद्यैः पुरीसंयावमोदकैः ॥३॥ हेमपात्रस्थितं सूपं पायसं शर्करान्वितम् । सोष्णं तथाऽऽनयत्क्षीरं पिच्छलं दधि चादरात् ॥४॥ दध्यक्तान् माषवटकान् विन्यस्तान् हेमभाजने । सोपदंशांश्च भज्यानि तस्याऽऽहृत्य पुरो न्यधात् ॥५॥ ततो भूरितरप्रेम्णा सुधास्वादून्यभोजयत् । चतुर्विधानि भोज्यानि श्रीहरिं सा निजात्मजम् ॥६॥ चारुस्वर्णोपपात्रेण पाययन्ती सुतं जलम् । भुङ्क्ष्वेदं भुङ्क्ष्व चैतत्त्वं सा ब्रुवत्येवमादयत् ॥७॥ नानाभोज्यानि शनकैर्भोजयित्वेति तं मुदा । सा भक्तं च वरं सूपं सादरं समभोजयत् ॥८॥ सशर्करेण दुग्धेन सार्द्धं दध्ना तथौदनम् । आशयत्परमात्मानं सा तं प्राणातिवल्लभम् ॥९॥ सा तस्य तर्हि परमं बहुभुक्तिदाक्ष्यं निःस्पन्दपक्ष्मनयनैव निरीक्षमाणा । वक्त्रं च दुग्धधवलावलिसुन्दरोष्ठं दृष्ट्वाऽगमन्मुदमनन्यतुलामनल्पाम् ॥१०॥**

**ज्ञात्वाऽथ तृप्त इति तं तनयं मनोज्ञं तत्रानुरक्तहृदया जननी तदीया । पाणिद्वयं च वदनं पयसा तदीयं प्रक्षाल्य चारुमुखवासमदाच्च तस्मै ॥११॥**

### અધ્યાય : ૮

## બાલપ્રભુ શ્રીહરિએ ભક્તિમાતાને દિવ્ય દ્રષ્ટિ આપીને, પોતાના દર્શને આવેલા અનંત બ્રહ્માંડના અનેકવિધ બ્રહ્મા-વિષ્ણુ-મહેશાદિને અસાધારણ ઐશ્વર્ય બતાવ્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છેઃ-** હે રાજન્ ! એક સમયે પ્રેમવતી માતા પોતાના પુત્ર શ્રીહરિને સોનાના પાટલા ઉપર બેસાડીને પ્રીતિપૂર્વક આ રીતે જમાડતાં હતાંઃ પ્રેમવતી માતાએ સોનાનું સુંદર **ભોજન પાત્ર** લાવીને શ્રીહરિની આગળ મૂક્યું. પછી સુંગધીમાન ભાત તથા બીજાં વિવિધ શ્રેષ્ઠ ભોજનો, સોનાની વાટકીઓમાં મૂકેલા રાયતાં, સુંદર પાપડ, શાક વગેરે તેમજ પૂરીઓ, શીરો, લાડુ; (૧-૩) તેમજ સુવર્ણની વાટકીઓમાં ભરેલી તુવેરની દાળ તથા દૂધપાક, ઊનું દૂધ, મલાઈયુક્ત મધુર દહીં; તથા સુવર્ણપાત્રમાં મૂકેલાં દહીંથી તરબોળ કરેલાં અડદનાં વડાં, વિવિધ પ્રકારનાં અથાણાં તથા ચટણી સહિત ભજિયાં આદરપૂર્વક પ્રેમવતી માતાએ લાવીને શ્રીહરિની આગળ મૂક્યાં. (૪-૫)

ત્યારબાદ **પ્રેમવતી** માતા પોતાના પુત્ર શ્રીહરિને અમૃત જેવાં સ્વાદિષ્ટ ભક્ષ્ય-ભોજ્ય-લેહ્ય-ચોષ્યાત્મક ચાર પ્રકારનાં **ભોજનો** ઘણાં પ્રેમથી જમાડતાં હતાં; સોનાના સુંદર પ્યાલાથી પુત્રને જળ પાતાં પાતાં હે પુત્ર ! તમે આ જમો, તે જમો એમ બોલતાં માતા પુત્રને જમાડતાં હતાં; આ રીતે પ્રેમવતીમાતા પુત્રને હર્ષથી ધીમે ધીમે વિવિધ ભોજનો જમાડીને પછી દાળ-ભાત પણ આદરપૂર્વક જમાડતાં હતાં. (૬-૮) એજ રીતે સાકર મિશ્રિત દૂધ સાથે અને દહીં સાથે ભાત પ્રાણથી અધિક પ્રિય પોતાના પુત્રને જમાડતાં હતાં. (૯) ભોજન જમવામાં અતિશય ચતુરાઈ બતાવતા શ્રીહરિની **ભોજન ચાતુરી**ને અનિમેષ દૃષ્ટિથી ઘણીવાર સુધી જોઈ રહેતાં પ્રેમવતી પોતાના પુત્રનું દૂધની ધોળી રેખાથી રમણીય હોઠવાળું મુખ જોઈને અતિશય **અનુપમ આનંદ** પામતાં હતાં. (૧૦)

પછી શ્રીહરિને તૃપ્ત થયેલા જાણીને તેમનામાં અનુરક્ત હૃદયવાળા પ્રેમવતીએ શ્રીહરિના બંને હાથ તથા મુખ જળથી ધોઈને શ્રીહરિને મુખવાસ આપ્યો. (૧૧)

स्वोत्सङ्गे तमथ निषाद्य मोदमाना तद्वक्त्रं स्मितमधुरं विलोकयन्ती । स्वानन्दं धृतसुकृतार्भनाट्यमीशं श्रीधामप्रवरगुणं ह्यरीरमत्सा ॥१२॥ अथ स्वां जननीं राजन् प्रादाद्दिव्यां दृशं हरिः । सा यया प्रैक्षताऽतुल्यं तस्यैश्वर्य्यं किलाद्भुतम् ॥१३॥ तावत्तत्र तदीक्षार्थं प्रायात्पद्मासनो मुदा । तं ततोऽविदितं भक्त्यै द्वारपालो न्यवेदयत् ॥१४॥ साऽथ तं दिव्यदृक् प्रीत्या पप्रच्छैवं निजात्मजम् । आगत्यास्ति नरः कश्चित्सौधद्वारेऽत्र नः स्थितः ॥१५॥ हरे स द्वारपालेन ज्ञाप्यमानो नरो यदा । त्वदाज्ञात्र तदाऽऽगच्छेत्तच्छ्रुत्वेत्यवदत्स ताम् ॥१६॥ आयातु मातरत्रासौ तेनेत्युक्ते मुदैव सा । प्रवेशयात्र तं चेत्थं प्रोचे दौवारिकं वचः ॥१७॥ अथ प्रवेशितस्तेन स तु तत्रैत्य सादरम् । नत्वा हरिं तदग्रेऽस्थादप्राक्षीत्तं स को भवान् ॥१८॥ ब्रह्माऽहमस्मि देवेशेत्युक्त्वा सोऽपि पुनर्हरिम् । प्रकाशितात्मरूपः सन् साष्टाङ्गं प्राणमद्धि तम् ॥१९॥ नमस्कुर्वाणमिति तं ब्रह्माणं चतुराननम् । दृष्ट्वा किरीटिनं भक्तिर्विस्मिताऽभून्महौजसम् ॥२०॥

स्वाग्रेऽथावस्थितं नम्रं ब्रह्माणं संयताञ्जलिम् । हरिस्त्वं कतमो ब्रह्मा पप्रच्छेत्थं विदन्नपि ॥२१॥ स एवं तद्वचः श्रुत्वा विस्मितः कमलासनः । बद्धाञ्जलिर्विनीतः सँस्तं प्राहेत्थं हरिं वचः ॥२२॥

---

શોભાના ધામરૂપ અને અતિશ્રેષ્ઠ ગુણવાળા શ્રીહરિને પોતાના ખોળામાં બેસાડીને આનંદ પામતાં ભક્તિમાતા મંદ હાસ્યથી મધુર શ્રીહરિનું **મુકારવિંદ** જોતાં થકા, ધર્મના પુત્રપણાનું માનુષ્યનાટ્ય ધારીને પોતાના સંબંધીઓને આનંદ પમાડતા પરમેશ્વર શ્રીહરિને રમાડતાં હતાં. (૧૨)

પછી શ્રીહરિએ પોતાના માતૃશ્રીને **દિવ્ય દ્રષ્ટિ** આપી તેથી ભક્તિમાતા તે દિવ્ય દૃષ્ટિથી શ્રીહરિનું અનુપમ આશ્ચર્યકારી ઐશ્વર્ય જોવા લાગ્યાં. (૧૩)

માતાને શ્રીહરિએ દિવ્ય દૃષ્ટિ આપી. એજ સમયે શ્રીહરિનાં દર્શન કરવા માટે **બ્રહ્મા**(પુરુષરૂપે) હર્ષપૂર્વક ત્યાં આવ્યા. એટલે તે પુરુષને અપરિચિત જાણીને દ્વારપાળે ભક્તિમાતાને પૂછ્યું, 'હે માતૃશ્રી ! તમારા પુત્રનાં દર્શન કરવા કોઈ આવ્યા છે. તેમને આવવા દેવા કે નહીં ?' દિવ્ય દૃષ્ટિવાળા ભક્તિ માતાએ પોતાના ખોળામાં બેઠેલા પુત્ર શ્રીહરિને પ્રીતિથી પૂછ્યુંઃ 'હે હરે ! આપણા આ ઘરના દ્વાર પાસે કોઈક માણસ આવીને ઊભો છે અને આપના દર્શનની આજ્ઞા માંગે છે' એમ આ દ્વારપાળ જણાવે છે તો તમારી **આજ્ઞા** હોય તો તે અહીં આવે.' તે સાંભળીને શ્રીહરિએ માતાને કહ્યું ' હે માતા ! તેમને અહીં આવવા દ્યો.' શ્રીહરિએ આજ્ઞા આપી તેથી ભક્તિમાતાએ હર્ષપૂર્વક તે દ્વારપાળને કહ્યું, 'હે દ્વારપાળ ! તેને અહીં બોલાવી લાવો.' (૧૪ થી ૧૭)

પછી દ્વારપાળે શ્રીહરિની સમીપમાં લાવેલા તે પુરુષ આદરપૂર્વક શ્રીહરિને નમસ્કાર કરીને, તેમની સન્મુખ બેઠા. ત્યારે શ્રીહરિએ 'આપ કોણ છો ?' એમ તેમને પૂછ્યું. ત્યારે 'હે દેવેશ ! હું બ્રહ્મા છું.' એમ કહીને પોતાનું સ્વરૂપ પ્રકાશિત કરતા થકા ફરીથી પણ તે બ્રહ્માએ શ્રીહરિને આદરપૂર્વક **સાષ્ટાંગ પ્રણામ** કર્યા. ભક્તિમાતા આ પ્રમાણે નમસ્કાર કરતા, મહા તેજસ્વી, મુગટધારી, ચાર મુખવાળા બ્રહ્માને જોઈને વિસ્મય પામ્યાં. (૧૮ થી ૨૦)

શ્રીહરિએ પોતાની આગળ હાથ જોડીને ઊભેલા વિનયથી નમ્ર, બ્રહ્માને ઓળખવા છતાં પણ 'તમે કયા બ્રહ્મા છો ? એમ પૂછ્યું, શ્રીહરિનું આ વચન સાંભળીને વિસ્મય પામેલા (મારા વિના બીજો બ્રહ્મા દેખાતો નથી અને આ શ્રીહરિ ''કયા બ્રહ્મા'' એમ મને કહે છે તેથી વિસ્મય પામેલા) **કમલાસન** (કમળ ઉપર જેમનું આસન છે તેવા બ્રહ્મા) હાથ જોડીને શ્રીહરિને કહેવા લાગ્યા. (૨૧-૨૨)

ब्रह्मोवाच - **स्वामिँस्त्वं कतमो ब्रह्मा मां जगादेति★ यद्वचः । तत्रास्ति संशयो मे यन्नान्यो मत्तोऽम्बुजासनः ॥२३॥ ज्ञातुमिच्छामि तत्त्वतो जीवान्तर्यामिणो हरे । सर्वेषामवताराणां कारणादीश्वरेश्वरात् ॥२४॥**

श्रीशुकानन्द उवाच - **ततो मन्दं हसन् प्रीत्या तं प्राहेत्थं वचो हरिः । कोटिब्रह्माण्डनिलयाः ब्रह्माद्याः सन्त्यनेकशः ॥२५॥ इत्युक्त्वा संस्मृतास्तेन कोटिब्रह्माण्डसंस्थिताः । तत्संकल्पेन तत्राऽऽयन् ब्रह्माद्या लोकपालकाः ॥२६॥ तत्राष्टास्यास्तु विधयश्चतुःषष्टिमुखास्तथा । शतास्याश्च सहस्रास्या लक्षवक्त्रान्वितास्तथा ॥२७॥ कोट्यास्या आययुश्चान्ये भूरिशो वेधसस्तथा । भूपाऽथ विष्णवस्त्वायन् भूयांसो हि हरेः पुरः ॥२८॥ चतुर्भुजास्तेऽष्टभुजा बाहुसाहस्रसंयुताः । प्रजारक्षैकमनसः सदा सत्त्वगुणान्विताः ॥२९॥ सहस्रशश्च तत्राऽथ रुद्रा दीर्घजटाधराः । विंशत्यास्याश्च पञ्चाशद्वक्त्रा आयन् शताननाः ॥३०॥**

**सहस्रास्यास्तथा लक्षबाहुमस्तकधारिणः । सहस्राक्षाश्च लक्षाक्षा नियुताक्षाश्च वासवाः ॥३१॥**

**विचित्राकृत्यलंकारा लोकपालास्तथाऽपरे । तत्रायन् सर्वशस्त्वेते प्राणमंस्तत्पदासनम् ॥३२॥ ततस्ते मुदिता राजन् हरिं प्रेक्ष्याऽवतारिणम् । उपहारांश्च विविधांस्तस्याग्रे निदधुर्वरान् ॥३३॥ ततः के यूयमित्थं ते पृष्टा भक्त्या सविस्मयम् । इत्याहुस्तां हि लोकेशा ब्रह्माद्या मानदे वयम् ॥३४॥**

---

**બ્રહ્મા બોલ્યા :-** હે સ્વામિન્ ! તમોએ "કયા બ્રહ્મા" એવું મને પૂછ્યું એટલે મને **સંશય** થયો છે કે, મારાથી બીજો બ્રહ્મા કોઈ નથી છતાં હે હરે ! તમો આ પ્રકારે મને કેમ પૂછો છો; માટે જીવોના અંતર્યામી સર્વ અવતારોના કારણ, ઈશ્વરના ઈશ્વર, તમારી પાસેથી હું તે યથાર્થ જાણવા ઈચ્છું છું. (૨૩-૨૪)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** પછી **શ્રીહરિ** મંદ મંદ હસતા થકા પ્રીતિપૂર્વક બ્રહ્માને કહેવા લાગ્યા; હે બ્રહ્મા! કરોડો બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા, વિષ્ણુ, શિવ **અસંખ્યાત** છે. (અનેક બ્રહ્માંડો છે તેમાં તમો એક જ બ્રહ્માંડના બ્રહ્મત્વાભિમાની બ્રહ્મા છો.) આવું કહીને શ્રીહરિએ **સ્મરણ** કર્યું, ત્યાં કરોડો બ્રહ્માંડમાં રહેલા બ્રહ્મા-વિષ્ણુ-શંકર શ્રીહરિના સંકલ્પથી ત્યાં આવ્યા. (૨૫-૨૬)

તેમાં કેટલાક આઠ મુખવાળા, સોળ મુખવાળા, બત્રીસ મુખવાળા, ચોસઠ મુખવાળા, સો મુખવાળા, હજાર મુખવાળા તથા લાખ મુખવાળા **બ્રહ્માઓ** ત્યાં આવ્યા. (૨૭) તેવી રીતે બીજા કરોડ મુખવાળા ઘણા બ્રહ્માઓ પણ ત્યાં આવ્યા. હે રાજન્ ! પછી અનંત **વિષ્ણુ** પણ શ્રીહરિની આગળ આવ્યા; વિષ્ણુમાં પણ કેટલાક ચાર ભુજાવાળા, આઠ ભુજાવાળા કેટલાક સહસ્ર ભુજાવાળા હતા. તેઓ સત્ત્વ ગુણેયુક્ત હતા અને સદા પ્રજાનું રક્ષણ કરવામાં તત્પર હતા. (૨૮-૨૯)

પછી લાંબી જટાવાળા વીશ મુખવાળા, પચાસ મુખવાળા, સો મુખવાળા, હજારો **રુદ્ર** ત્યાં આવ્યા. (૩૦) તેમજ હજાર મુખવાળા, લાખ બાહુ તથા મસ્તકવાળા, હજાર આંખોવાળા, લાખ નેત્રોવાળા તથા દસલાખ નેત્રોવાળા, **ઈન્દ્રો** પણ ત્યાં આવ્યા. (૩૧) તેવી રીતે બીજા વિવિધ આકૃતિઓ તથા અલંકારો ધારેલા **લોકપાળો,** શ્રીહરિના સમીપમાં આવ્યા. તે સર્વે બ્રહ્માદિકો શ્રીહરિના ચરણકમળ જે આસન ઉપર હતા તેને **નમસ્કાર** કરતા હતા. (૩૨) પછી હે રાજન્ ! અવતારી શ્રીહરિના દર્શન કરીને પ્રસન્ન થયેલા તે બ્રહ્માદિકોએ શ્રીહરિની આગળ **વિવિધ ઉપહારો** અર્પણ કર્યા. (૩૩)

ત્યારબાદ "તમે કોણ છો ? " આ રીતે આશ્ચર્યપૂર્વક ભક્તિમાતાએ પૂછાયેલા **બ્રહ્માદિકો** ભક્તિમાતાને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ 'હે માનદમાતા ! અમો બ્રહ્માદિ **લોકેશ્વરો** છીએ. (૩૪) અવતારોના કારણ આ તમારા પુત્રે

---

★ अत्रायं ( क-ड ग्रन्थयोः ) 'जगादेति' पाठ एव साधुः । भवच्छब्दयोगेन 'शेषे प्रथमः' इत्यनेन 'भवान् जगाद' इति प्रथमपुरुष एव समीचीनः । अत्र ब-ग्रन्थे प्रयुक्तो 'जगाथेति' पाठस्तु भ्रान्तिमूलक एव भाति ।

अनेनैवावताराणां कारणेनात्मजेन ते । नियुक्ता विश्वकार्येषु वयं सर्वे पृथक् पृथक् ॥३५॥ अस्याऽऽज्ञां सततं भद्रे पालयन्तो निरन्तरम् । योग्यं स्वस्वाधिकाराणां तत्तत् कार्यं हि कुर्महे ॥३६॥ कालाक्षरादयोऽशेषा लोकपाला वयं तथा । अस्माद् भीताः क्व चास्याज्ञां नैवोल्लङ्घयितुं क्षमाः ॥३७॥ तस्माद्वेदशिरोवृन्दैर्नागराजेन चेश्वरै : । अक्षराख्यैस्तथा मुक्तैर्महिमास्यैव गीयते ॥३८॥ पञ्चरात्रेण निखिलैः सांख्ययोगादिभिस्तथा । गीतमाहात्म्य एवाऽयं वर्त्तते पुरुषोत्तमः ॥३९॥ युवां ★[१]धन्यौ महाभाग्यौ दम्पती वन्दनोचितौ । यद्वां पुत्रत्वमाप्तोऽसौ हरिर्ब्रह्मपुरेश्वरः ॥४०॥ अतिदीर्घेण कालेन प्रयत्नेन च भूयसा । लब्ध्वाऽस्य दर्शनं प्राप्ता वयं सर्वे कृतार्थताम् ॥४१॥

इत्युक्त्वा तां तमीशानं प्रणम्यैवादरात्पुनः । आज्ञप्तास्तेन लोकेशास्ते तत्रान्तर्दधु★[२] र्द्रुतम् ॥४२॥ हरेः पूर्वागतो ब्रह्मा दृष्ट्वैश्वर्यं तथाविधम् । नत्वा स्तुत्वाऽथ तं प्रायाद् धाम स्वं विगतस्मयः ॥४३॥ अथैश्वर्यं स्वपुत्रस्य भक्तिर्दिव्यदृशेक्षितम् । प्रीत्या जगाद बन्धुभ्यो धर्मादिभ्यो महाद्भुतम् ॥४४॥ इति श्रुत्वाऽतिचित्रं ते तदैश्वर्य्यं महामुदः । एवं परस्परं प्रोचुस्तं पश्यन्तोऽद्भुताकृतिम् ॥४५॥

धर्मादय ऊचुः - अहोऽस्माभिरयं साक्षात्प्राप्तः सर्वेश्वरो हरिः । श्रीमद्ब्रह्मपुराधीशो रङ्कैश्चिन्तामणिर्यथा ॥४६॥ समग्रोपनिषद्गीतं मनोवागाद्यगोचरम् । एनमाप्ता वयं धन्या योगिदुर्लभदर्शनम् ॥४७॥ अस्यैव नामकरणे मार्कण्डेयेन वर्णितम् । माहात्म्यं यत्तदस्माभिर्दिव्यमेवानुभूयते ॥४८॥

---

જ અમને (જગતની સૃષ્ટિ વગેરે) વિશ્વનાં જુદાં જુદાં કાર્યોમાં નિયુક્ત કરેલા છે. (૩૫)

હે કલ્યાણી ! નિરંતર અમે તેમની **આજ્ઞા** પાળીને અમારા અધિકાર અનુસાર સદા તે તે **કાર્ય** કરીએ છીએ. (૩૬) કાળ-અક્ષર તથા અમો સમગ્ર લોકપાળો આ તમારા પુત્રના ભયથી તેમની આજ્ઞા ક્યારેય પણ ઉલ્લઘંન કરી શકતા જ નથી; તેથી ઉપનિષદો, સંકર્ષણ, વૈરાજાદિ ઈશ્વરો તથા અક્ષરમુક્તો પણ આ તમારા પુત્રનો જ **મહિમા** સદા ગાય છે. પંચરાત્ર તથા સમગ્ર સાંખ્ય યોગ વગેરે શાસ્ત્રોએ જેમનું માહાત્મ્ય ગાયું છે, તેજ આ તમારા પુત્ર **પુરુષોત્તમ** છે. (૩૭-૩૯) તમો બંને પતિ-પત્ની મહા ભાગ્યશાળી છો ! તમને ધન્યવાદ છે. તમો વંદન કરવા યોગ્ય છો. કારણ કે બ્રહ્મપુરના અધિપતિ આ શ્રીહરિ તમારા **પુત્રભાવ**ને પામ્યા છે. (૪૦) અમારા ઘણા કાળ પર્યન્તના તપ આદિકના ફળરૂપે આ તમારા પુત્રના દર્શન પામીને આજે અમે સર્વે **કૃતાર્થ** થયા છીએ.' (૪૧)

લોકેશ્વરો ભક્તિમાતાને આ પ્રકારે કહીને શ્રીહરિને આદરપૂર્વક ફરીથી પ્રણામ કરીને શ્રીહરિએ આજ્ઞા આપી એટલે તત્કાળ ત્યાંથી અંતર્ધાન થયા. પહેલા આવેલા બ્રહ્મા પણ શ્રીહરિનું ઐશ્વર્ય જોઈને, તેમને સાષ્ટાંગ પ્રણામ કરી, તેમની સ્તુતિ કરીને (ગર્વરહિત થઈને) પોતાના ધામ પ્રત્યે ગયા. (૪૨-૪૩)

પછી **ભક્તિમાતા** દિવ્ય દૃષ્ટિથી જોયેલું પોતાના પુત્રનું અદ્‌ભુત ઐશ્વર્ય ધર્મદેવ તથા રામપ્રતાપ વગેરે સ્વજનોને પ્રીતિપૂર્વક કહેવા લાગ્યાં; તે ધર્માદિક **સ્વજનો** તે આશ્ચર્ય સાંભળી આનંદઘન, અલૌકિક સ્વરૂપધારી શ્રીહરિને નિહાળતા થકા પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યા. (૪૪-૪૫) **ધર્માદિ બોલ્યા** :- 'આ તો **અતિ આશ્ચર્ય** છે, અલૌકિક શોભા-સંપત્તિ વગેરેથી યુક્ત એવું જે અક્ષરધામ તેના સ્વામી સર્વેશ્વર, સાક્ષાત્ આ શ્રીહરિ (રંકને જેમ ચિંતામણી મળે તેમ) આપણને પ્રાપ્ત થયા છે. (૪૬) સમગ્ર ઉપનિષદોએ ગાન કરેલા, મન અને વાણીને અગોચર, યોગી પુરુષોને પણ દુર્લભ દર્શનવાળા, શ્રીહરિને આપણે પામ્યા છીએ તેથી આપણે **ધન્યભાગી** છીએ. આ શ્રીહરિના નામ સંસ્કાર સમયે માર્કંડેય મુનિએ જે તેમનું માહાત્મ્ય કહ્યું હતું તે સહિત દિવ્ય ઘટનાઓનો આપણે સૌ **અનુભવ** કરીએ છીએ.' (૪૭-૪૮)

---

★१. ''युवां धन्ये महाभाग्ये दम्पती वन्दनोचिते'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् । ''परवल्लिङ्गं द्वन्द्वतत्पुरुषयो'' रिति सूत्रमत्र चिन्तनीयम् ।

★२. आत्मानमिति शेषः । धात्वर्थेनोपसंग्रहादकर्मकत्वं वा ।

श्रीशुकानन्द उवाच - **तस्येच्छयाऽथ परमस्य नरेन्द्र तेषां तद्दिव्यभावविषया स्मृतिराप नाशम् । धर्मस्ततस्तमखिलेश्वरमात्मपुत्रं मत्वा कृतोरुसुकृतः समलालयत्सः ॥४९॥ इत्येतत्परमतरं हरेश्चरित्रं यो ब्रूयाद् भुवि शृणुयाज्जनश्च भक्त्या । संमोहः सपदि तदीय एव नश्येत्तस्यैतद्धरिपररूपनिश्चयः स्यात् ॥५०॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे, जनन्यै श्रीहरिप्रदर्शिताऽसाधारणैश्वर्य्यनिरूपणनामाऽष्टमोऽध्यायः ॥८॥

## ॥ अथ नवमोऽध्यायः ॥

## ( अयोध्यानृपपुत्राभ्यां कृतं पूजादिकं हरेः । भवानीदीनसिंहाभ्यामित्युक्तं नवमे स्फुटम् ॥ )

श्रीशुकानन्द उवाच - **अयोध्यानगरे राजन् वसन् वैश्यो महामतिः । भृग्वभिख्यो हरौ प्रीतिं भूयसीं प्रापदच्युते ॥१॥ प्राचीनपुण्यनिचयैरात्मना विहितैर्हि सः । तस्मिन् सख्यं गतः सेहे त्यक्तुं तं चापि न क्षणम् ॥२॥ पूर्वोपार्जितपुण्यौघप्राप्तप्रेमभरो हरौ । श्रीहरेर्मानसारामो मातुलेयोऽभवत्सखा ॥३॥ तत्सेवानिरतौ नित्यं तावुभौ जग्मतुर्हरेः । क्रीडास्नानसुरेक्षादौ साहचर्यं निरन्तरम् ॥४॥ राजन् समानवयसः पौराश्चाऽन्येऽपि भूरिशः । लेभिरे शिशवो मैत्रीं सार्धं श्रीहरिणा दृढाम् ॥५॥ शैशवेऽपि प्रपन्नानां तत्प्रतापेन सद्गुणान् । तेषामुदारपुण्यानां भाग्यं किं भूप कीर्त्तये**

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજેન્દ્ર ! ત્યારબાદ ધર્મ આદિ સ્વજનોને પરમેશ્વર શ્રીહરિની ઈચ્છાથી તેમના એ દિવ્યભાવની **વિસ્મૃતિ** થઈ ગઈ. તેથી અતિ પુણ્યશાળી ધર્મદેવ સર્વ લોકોના એકમાત્ર સ્વામી શ્રીહરિને પોતાના પુત્ર માનીને સારી રીતે લાડ લડાવવા લાગ્યા. (૪૯)

આવું અતિ **સર્વોત્તમ** શ્રીહરિનું **ચરિત્ર** પૃથ્વીમાં જે માણસ ભક્તિપૂર્વક કહેશે અને સાંભળશે તેનો મોહ તત્કાળ નાશ પામશે અને તે ભક્તને આ શ્રીહરિના સર્વોત્તમ પર સ્વરૂપનો **નિશ્ચય** થશે. (૫૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રી રઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ માતાને પોતાનું અસાધારણ ઐશ્વર્ય દેખાડ્યું તે નિરૂપણ' નામે આઠમો અધ્યાય સંપૂર્ણ. (૮)

## અધ્યાય : ૯

## અયોધ્યાપુરીના રાજકુમારો ભવાનીસિંહ તથા દીનસિંહે બાલપ્રભુ શ્રીહરિને પોતાના મહેલમાં પધરાવી કરેલું પૂજન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! અયોધ્યા નગરમાં વસતા **ભૃગુ** નામના વૈશ્યને શ્રીહરિમાં ઘણી પ્રીતિ થઈ. પોતે કરેલા, પૂર્વજન્મના સુકૃતોથી ભૃગુને શ્રીહરિ સાથે **મિત્રભાવ** થયો અને ક્ષણવાર પણ શ્રીહરિથી છૂટો પડી શકતો નહીં. (૧-૨)

પૂર્વજન્મના પુણ્યથી શ્રીહરિના (વિશ્રામ નામના) મામાનો પુત્ર **મંછારામ** પણ શ્રીહરિનો મિત્ર થયો. તેને શ્રીહરિમાં અત્યંત **પ્રીતિ** હતી. (૩) શ્રીહરિની સેવામાં ભૃગુ તથા મંછારામ તત્પર રહેતા, રમત રમવી, સ્નાન, દેવદર્શન, ભગવાનનું ધ્યાન, માળા ફેરવવી વગેરે ક્રિયામાં તેઓ સદા શ્રીહરિની સાથેજ રહેતા હતા. (૪)

હે રાજન્ ! સમાન વયવાળા બીજા પણ ઘણાં પુરવાસી **બાળકો**ને શ્રીહરિ સાથે દૃઢ મિત્રભાવ થયો. (૫) શ્રીહરિના પ્રભાવથી બાળ અવસ્થામાં પણ સદ્‌ગુણોથી સંપન્ન, મહા પુણ્યશાળી તે બાળકોનાં ભાગ્ય હે રાજન્ ! હું શું કહું ? (યથાર્થ

॥६॥ सवयोभिर्महापुण्यैरात्मस्निग्धैर्हि तैर्हरिः । सर्वदा विचरन् सार्धं बाललीला व्यधाच्छुभाः ॥७॥ एतस्मिन्नन्तरे राजन् भवानीसिंहसंज्ञितः । साकेतभूपतनयो दीनसिंहाभिधस्तथा ॥८॥ धर्मनिष्ठौ सदा कृष्णे प्रीतिमन्तौ परोक्षतः । मार्गयन्तौ गुरुं नित्यं धर्मनिष्ठमुभौ हृदा ॥९॥ सद्गुरुत्वगुणैर्युक्तं धर्मं ज्ञात्वाऽथ तत्र तम् । प्राप्य तच्छिष्यतां सेवां धनाद्यैस्तस्य चक्रतुः ॥१०॥

ततो राजकुमारौ तौ पुत्रं स्वीयगुरोर्हरिम् । मुहुराह्वयतां प्रीत्या रम्यं संप्रेष्य वाहनम् ॥११॥ सवयोभिर्निजैमित्रैर्वेष्टितः स यदा यदा । आगच्छद्रूपमाधुर्यप्रागल्भ्यादिगुणोदधिम् ॥१२॥ तदा तदाऽऽशु तौ प्रीत्या सार्धं सभ्यैर्जनव्रजैः । उत्थाय स्वासने हैमे तं न्यषादयतां हरिम् ॥१३॥ गन्धकुङ्कुमकस्तूरीपुष्पहारादिभिर्वरैः । उपचारैश्च विविधैश्चक्रतुस्तौ तदर्चनम् ॥१४॥ पिण्डकादीनि खाद्यानि नानापक्वफलानि तौ । तथाऽदातां मुहुस्तस्मै द्राक्षैलाशर्करादिकम् ॥१५॥ प्रणमन्तौ हि तं प्रेम्णा तद्रूपाकृष्टमानसौ । निःस्पन्दपक्ष्यनयनैस्तौ प्रैक्षेतां नृपात्मजौ ॥१६॥ तस्मिन् साक्षाद्धरौ स्नेहं चक्रतुर्यौ भृशं दृढम् । भाग्यं किं वच्मि परमं तयोर्भूपकुमारयोः ॥१७॥ श्रीहरिः सादरं ताभ्यां मुहुः प्रस्थापितो निजैः । मित्रैर्वृतोऽर्भकैर्गत्वा न्यषीददद्रहसि स्वयम् ॥१८॥ सवयोभ्यस्ततस्तेभ्यो नानाखाद्यफलादि सः । प्रीत्या विभज्य तद्दत्तं भुङ्क्ते स्मैवान्वहं हरिः ॥१९॥ महापर्वण्यथ मुदा तौ संप्रेष्यैव वाहनम् । राजपुत्रौ गुरुसुतं समाह्वापयतां हरिम् ॥२०॥

કહેવા માટે સમર્થ નથી.) જે મહા સુકૃતશાળી; સર્વે આત્માઓના પણ આત્મભૂત શ્રીહરિમાં પ્રીતિવાળા બાળકોની સાથે શ્રીહરિ હંમેશાં ફરતા, તેમજ કલ્યાણકારી **બાળલીલાઓ** કરતા હતા. (૬-૭) હે રાજન્ ! તે સમયમાં અયોધ્યા નરેશના પુત્ર **ભવાનીસિંહ** તથા **દીનસિંહ** સદા ધર્મનિષ્ઠ તેમજ પરોક્ષપણે શ્રીકૃષ્ણમાં પ્રીતિવાળા હતા. તે રાજકુમારો પોતાના હૃદયથી ધર્મનિષ્ઠ સાચા ગુરુને હંમેશાં ખોળતા રહેતા હતા; પછી અયોધ્યામાં ધર્મદેવને જ સદ્‌ગુરુના ગુણોથી યુક્ત જાણીને, તેમના શિષ્ય થયા. અને ધનાદિ પદાર્થોથી તેમની સેવા કરતા હતા. (૮-૧૦) તે **બન્ને રાજકુમારો** પોતાના ગુરુપુત્ર શ્રીહરિને, રમણીય પુષ્પ રથ મોકલીને વારંવાર પ્રીતિપૂર્વક પોતાને ત્યાં બોલાવતા હતા. (૧૧) પોતાની સમાન વયના મિત્રો સાથે શ્રીહરિ જ્યારે જ્યારે રાજાના ભવનમાં આવતા ત્યારે રૂપ-માધુર્ય-પ્રાગલ્ભ્યાદિ ગુણોના સમુદ્ર શ્રીહરિને રાજકુમારો, સભામાં બેઠેલા સભાજનો સહિત પ્રીતિપૂર્વક તત્કાળ ઊઠીને પોતાના સુવર્ણમય આસનમાં બેસાડતા. (૧૨-૧૩) તે રાજકુમારો ચંદન-કુંકુમ-કસ્તૂરી-પુષ્પહાર વગેરે વિવિધ ઉપચારોથી શ્રીહરિની પૂજા કરતા હતા તેમજ પેંડા આદિ ખાદ્ય પદાર્થો, નાના પ્રકારનાં પાકેલાં ફળો તથા દ્રાક્ષ-એલાયચી-સાકર આદિક મેવાઓ શ્રીહરિને વારંવાર અર્પણ કરતા હતા. (૧૪-૧૫)

શ્રીહરિના રૂપમાં તે બન્ને રાજકુમારોનું મન અત્યંત આકર્ષાયું હોવાથી તે બન્ને સ્થિર નેત્રોથી શ્રીહરિનાં દર્શન કરતા; સાક્ષાત્ શ્રીહરિને વિષે દૃઢ સ્નેહવાળા તે બન્ને રાજકુમારોના **અતિઉત્કૃષ્ટ ભાગ્ય**ને હું કેવી રીતે (કયા શબ્દોમાં) વર્ણવું ? (૧૬-૧૭)

આ રીતે તે બન્ને રાજકુમારો શ્રીહરિને આદરપૂર્વક પોતાને ત્યાં વારંવાર બોલાવતા અને વિવિધ-ખાદ્ય પદાર્થો અર્પણ કરી પ્રેમથી વિદાય આપતા, પછી શ્રીહરિ ત્યાં પોતાની સાથે આવેલા બીજા બાળમિત્રો સાથે અન્ય સ્થાનોમાં જઈ એકાન્તમાં બેસતા; અને ત્યાં બન્ને રાજપુત્રોએ આપેલાં નાના પ્રકારના સ્વાદિષ્ટ ફળો પ્રતિદિન તે બાળમિત્રોને વહેંચીને જ પછી પોતે જમતા હતા. (૧૮-૧૯)

તે રાજપુત્રો **મોટા પર્વના દિવસે** વાહન મોકલીને ધર્મપુત્ર શ્રીહરિને હર્ષપૂર્વક પોતાના મહેલે બોલાવતા; (૨૦) ત્યારે શ્રીહરિ તે વાહનમાં બેસીને પોતાના મિત્રોથી વીંટાયા થકા ટોળેટોળાં મળીને એકત્રિત થયેલા પુરના જનોને દર્શન

उपविश्याथ तद्याने वृतो मित्रैर्निजैर्हरिः । आयाद्राजसभां पौरैर्यूथशो वीक्षितो जनैः ॥२१॥ ततो दृष्ट्वा तमायान्तं तौ प्रसन्नौ नृपात्मजौ । उत्तस्थतुर्जनैः सभ्यैर्द्रुतं सार्द्धं कृतादरौ ॥२२॥ तौ ततस्तं हरिं धार्मिं चारुशीलगुणार्णवम् । उपावेशयतां प्रीत्या स्वासने हेमनिर्मिते ॥२३॥ अथाम्बरैर्महामूल्यैर्हेमसूत्रमयैर्वरैः । नानाविधैश्च रुचिरैः स्वर्णसन्मणिभूषणैः ॥२४॥ चन्दनाक्षतकाश्मीरैर्हारैः पौष्पैश्च शेखरैः । हरिं चान्योपचारैस्तं तौ समार्च्चयतां मुदा ॥२५॥

अथ प्रक्षाल्य पयसा तौ हरेश्चरणाम्बुजे । सार्धमादधतां स्वीयैस्तत्पयः स्वोत्तमाङ्गयोः ॥२६॥ अथ पुष्परथं तस्मै द्विशृङ्गं ददतुर्हि तौ । सद्रत्नहेमकलशं स्वर्णदर्पणकिङ्किणिम् ॥२७॥ उदग्दिग्गिरिसंभूतं तुरङ्गं चैकवत्सरम् । प्रादातां स्यन्दने रम्ये तस्मिन् योजयितुं हि तौ ॥२८॥ योऽलंकृतो विधुसितश्चारुचिह्नान्विताकृतिः । आसीद्द्वजुर्गतिवरः सिञ्जन्नूपुरराजितः ॥२९॥ हरिवक्त्रश्रियो वीक्षां लब्धुं धृत्वा हयाकृतिम् । तत्सेवनार्थमायातः सोऽभाच्चन्द्र इवोज्ज्वलः ॥३०॥ तं रथे योजयित्वाऽश्वं निषाद्य तत्र तौ हरिम् । तं प्रास्थापयतां स्वीयं गेहं वाद्यस्वनान्वितम् ॥३१॥ संस्थितो हरिरवेक्षणोचितो राजसारथिविनोदिते रथे । देवकीसुत इवारुचद्रथे दारुकेण परिणोदिते स्थितः ॥३२॥ स्वर्णसूत्रमयभास्वराम्बरो नीलनीरजसमच्छविर्हरिः । नीलसन्मणिचयो विमिश्रितः पिङ्गलैरिव मणिव्रजैर्बभौ ॥३३॥ दाडिमारुणमहार्हवेष्टने मौक्तिकैः स विरराज शेखरैः । रक्तवारिजयुतः कलिन्दजानीरपूर इव चन्द्ररश्मिभिः ॥३४॥

---

દેતાં રાજસભામાં પધારતા, તેથી પ્રસન્ન થતા **રાજપુત્રો** શ્રીહરિનું આદરપૂર્વક સન્માન કરવા પોતાના સભાજનોની સાથે તત્કાળ ઊઠીને સામા આવતા. (૨૧-૨૨) પછી સર્વ ગુણના સમુદ્ર ધર્મપુત્ર શ્રીહરિને બન્ને રાજકુમારો પોતાનાં સુવર્ણનિર્મિત-શ્રેષ્ઠ આસનમાં પ્રીતિથી બેસાડતા હતા. (૨૩) પછી સુવર્ણના સુંદર તારના બનાવેલાં અત્યંત મૂલ્યવાળાં શ્રેષ્ઠ વસ્ત્રો, તેમજ વિવિધ પ્રકારના રમણીય સુવર્ણ અને મણિઓના અલંકારોથી; તેમજ ચંદન-કુંકુમ-અક્ષત તથા પુષ્પોના હાર-તોરાઓ તથા બીજા ઉપચારોથી બન્ને રાજકુમારો હર્ષથી શ્રીહરિની પૂજા કરતા. (૨૪-૨૫) પછી તે રાજકુમારો શ્રીહરિનાં બન્ને ચરણ કમળને જળથી ધોઈ, તે પ્રસાદી જળ પોતાના આત્મીય જનો સાથે પોતપોતાના શિરે ચઢાવતા હતા. (૨૬)

પછી બન્ને રાજકુમારો ગોળાકાર બે શિખરોયુક્ત, રત્નજડિત સુવર્ણ કળશયુક્ત સુવર્ણનાં દર્પણો તથા ઘૂઘરીઓ જડેલો **'પુષ્પ રથ'** શ્રીહરિને આપતા હતા. રાજકુમારોએ ઉત્તર દિશાના હિમાચલ પ્રદેશનો એક વર્ષની ઉંમરનો **ટંકણ ઘોડો** તે મનોહર રથમાં જોડવા માટે આપ્યો. (૨૭-૨૮) તે ઘોડાના સર્વે અંગો અલંકારોથી શણગાર્યા હતા. ચંદ્રની ચંદ્રિકાની માફક ઉજ્જવળ કાંતિવાળો, અશ્વ શાસ્ત્રમાં કહેલાં અશ્વના શુભ ચિહ્નોથી યુક્ત, પાંચ પ્રકારની ધીમી ચાલ ચાલવામાં શ્રેષ્ઠ, ઝાંઝરોના ઝણકારથી અત્યંત શોભતો; જાણેકે શ્રીહરિના મુખકમળની શોભા જોવા માટે, અશ્વના જેવું રૂપ ધારણ કરીને પોતાના મંડળથી **સાક્ષાત્ ચંદ્ર** જ આવ્યા હોય ને શું ? તેવો ઉજ્જવલ તે ઘોડો શોભતો હતો. (૨૯-૩૦) રાજકુમારો તે અશ્વને રથમાં જોડાવીને શ્રીહરિને રથમાં બેસાડીને વાજિંત્રો વગાડતા થકા શ્રીહરિને તેમને ઘેર મોકલતા હતા. (૩૧)

રાજાના સારથિએ જોડેલા તે રથમાં બેઠેલા **શ્રીહરિ**ની દર્શનીય **મૂર્તિ** દારુકે જોડેલા રથમાં બેઠેલા દેવકીસુત શ્રીકૃષ્ણની જેમ શોભતી હતી. (૩૨) સુવર્ણ તારના કાન્તિવાળાં વસ્ત્રો પહેરેલા તેમજ શ્યામ કમળના જેવી કાંતિવાળા શ્રીહરિ, પિંગલમણિના સમૂહો સાથે મિશ્રિત કરેલા નીલમણિના સમૂહની માફક અત્યંત શોભતા હતા; (૩૩) દાડમના પુષ્પો જેવા લાલ મહામૂલ્યોવાળાં મોળિયામાં મોતીઓના તોરાથી શ્રીહરિ, લાલ કમળથી યુક્ત યમુના નદીનું જળ

उप्तसन्मणिसुवर्णभूषणैर्दिद्युते स ननु धर्मनन्दनः । कर्षितेक्षकजनौघमानसः सेन्द्रचाप इव सान्द्रनीरदः ॥३५॥ इत्युदारपरमश्रियान्वितं राजवर्त्मनि तमीक्षितुं जनाः । स्वीयकार्यमपहाय यूथशस्तूर्णमाययुरदभ्रसंभ्रमाः ॥३६॥

वीक्ष्य तं बहुलनिर्वृतिं गता योषितश्च पुरुषाः सहस्रशः । स्त्रंसदाभरणचित्रवाससो नास्मरन्नपि निजान् हि विग्रहान् ॥३७॥ प्रोल्लसत्स्मितसुधारसोक्षितं श्रीहरेर्ललितलोचनं मुखम् । ते निपीय पुरवासिनो जनास्तृप्तिमेव न ययुर्महीपते ॥३८॥ तद्विलोकनविलुब्धलोचनाश्चित्रितस्थिरकलेवरा जनाः । स्वाक्षिपक्ष्मकरणैककारणं भर्त्सयन्ति नितरां स्म वेधसम् ॥३९॥ योषितोऽपि सरयूजलपूर्णा गर्गरीर्निजशिरस्सु दधत्यः । तं विलोक्य हरिमार्तिहरेक्षं सुस्थिरा लिखितचित्रवदासन् ॥४०॥ मानसप्रभृतिभिः सवयस्यैरर्भकैर्वृतरथं ननु पौराः । तं नरेन्द्र-सचिवानुचराद्यैर्वीक्ष्य युक्तमगमन्नतिचित्रम् ॥४१॥ तन्मनोज्ञतरमङ्गलरूपाकृष्टचित्तनयनास्तु जनौघाः । विस्मृताखिलकृताकृतिगेहास्तद्रथं समनुदुद्रुवुरेव ॥४२॥ श्रेयःकारणसद्गुणैकनिलयं भूषाविभूषाकृतिं पश्यन्मानसहर्षवर्धनकरीं प्रत्यङ्गसङ्गं गताम् । बिभ्राणं श्रियमेव कोटिमदनाशेषस्मयध्वंसनं युक्तं तं पुरवासिनो नवरसैरैक्षन्त नेत्रोत्सवम् ॥४३॥ इत्थं दर्शनदानतः पुरजनानानन्दयन्निर्भरं प्रापद्वेश्म निजं च तं स पितरौ दृष्ट्वाग्रजस्तद्वधूः । सर्वे बन्धुजनाः कृतोरुसुकृता हर्षं भृशं लेभिरे प्रीत्योत्तार्य्य रथात्पिताऽथ तनयं भक्तिस्तथाऽलालयत् ॥४४॥

---

ચંદ્રના કિરણોથી જેમ શોભે તેમ શોભતા હતા; (૩૪) મણિજડિત સુવર્ણ આભૂષણોથી જેમણે દર્શન કરનારા ભક્તોના મન હરી લીધાં છે તે ધર્મનંદન શ્રીહરિ, જેમ મેઘ ઈન્દ્રધનુષ્યથી શોભે તેમ શોભતા હતા. (૩૫)

આ પ્રકારે અત્યંત શ્રેષ્ઠ શોભાયુક્ત શ્રીહરિને જોવા માટે જનો રાજમાર્ગમાં પોતાનું કામ છોડીને, ટોળે ટોળાં મળીને, અત્યંત ભ્રાંત મનવાળા બનીને આવતા હતા. (૩૬) શ્રીહરિને જોઈને **અતિ આનંદ** પામેલાં હજારો હજાર સ્ત્રીઓ તથા પુરુષો તેમના શરીર ઉપરથી ખસી જતાં વસ્ત્રો તથા આભૂષણોનું પણ ભાન ખોઈ બેઠાં હતાં. (૩૭) અત્યંત મનોહર શ્રીહરિની સ્મિત સુધા તથા સુંદર લોચનવાળા શ્રીહરિના મુખનું પાન કરીને પુરવાસી જનો; હે રાજન્! તૃપ્તિ પામતા જ ન હતા. (૩૮) શ્રીહરિના દર્શનમાં આસક્ત નેત્રવાળા જનો ચિત્રેલા ચિત્રની જેમ સ્થિર બની, શ્રીહરિના દર્શનમાં વિક્ષેપ કરતી પોતાની આંખોની પાંપણોને બનાવનારા બ્રહ્માનો અત્યંત **તિરસ્કાર** કરતા હતા. (૩૯) સરયૂના જળથી ભરેલી ગાગરોને મસ્તક ઉપર ધારણ કરેલી **સ્ત્રીઓ** પણ, પીડા નાશ કરનાર દર્શન જેમનું છે, તેવા શ્રીહરિને જોઈને જાણે ચિત્રમાં ચિતરેલી હોયને શું એમ અત્યંત **સ્થિર** થઈ ગઈ. (૪૦)

સરખી ઉંમરવાળા, મંછારામ-ભૃગુ વગેરે, બાળમિત્રોથી વીંટાયેલા રથમાં બેઠેલા શ્રીહરિને; રાજા અને તેમના કારભારીઓ-સેવકો વગેરેથી યુક્ત જોઈને પુરના જનો **અતિ આશ્ચર્ય** પામ્યા. (૪૧) શ્રીહરિના અતિ મનોહર મંગળરૂપથી જેમનાં અંતઃકરણ તથા નેત્રો ખેંચાયા છે એવા જનસમુદાયો પોતાના સમગ્ર કામકાજ તથા દેહ-ગેહાદિને ભૂલી શ્રીહરિના રથની પછવાડે દોડતા હતા. (૪૨) આત્યંતિક શ્રેયમાં કારણભૂત એવા સદ્ગુણોના સ્થાનરૂપ, અલંકારોથી વિશેષ શોભતા શરીરવાળા, દર્શન કરનારાના મનમાં આનંદની વૃદ્ધિ કરનારી શોભાને દરેક અંગોમાં ધારી રહેલા, કરોડો કામદેવના મદનો નાશ કરનારા, શૃંગારાદિ ભક્તિરસાન્ત જે દશ પ્રકારના રસ તેના નિધિ, નેત્રોને આનંદ ઉપજાવનાર શ્રીહરિને તે સર્વે જોતા હતા. (૪૩)

આ રીતે પોતાના દર્શનથી પુરજનોને **અત્યંતાનંદ** પમાડતા થકા પોતાના ભુવન પ્રત્યે પધારેલા શ્રીહરિને જોઈને, શ્રીહરિના અત્યંત પુણ્યશાળી માતાપિતા, મોટાભાઈ રામપ્રતાપ અને રામ પ્રતાપના પત્ની સર્વે બંધુજનો અત્યંત આનંદ પામ્યા. પછી પોતાના પુત્રને પ્રીતિપૂર્વક રથમાંથી ઉતારીને ધર્મદેવ તથા ભક્તિમાતા તેમને પ્રેમથી લાડ લડાવતાં હતાં. (૪૪)

तद्भूरिप्रणयानुबद्धहृदयौ तौ दम्पती भूपते दिव्यानन्दमहोदधिं क्षितितले जातं जनश्रेयसे । नानादिव्यविचिन्त्यचारुचरितं सुस्वादुभोज्यानि तं प्रीत्याऽभोजयतां सदा ह्यभवतां तत्सेवने तत्परौ ॥४५॥ इत्थं तस्य हरेः कुमारवयसो दिव्यं चरित्रं मया प्रोक्तं ते नृपते त्विदं च शृणुयाद्यः कीर्त्तयेद्वा जनः । तस्मिन्नक्षरतः परात्परतरे साक्षात्परे ब्रह्मणि प्रीतिं श्रीपुरुषोत्तमेऽतिनिभृतां स प्राप्नुयान्मुक्तिदाम् ॥४६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे भवानीसिंहदीनसिंहाख्यनृपद्वयकृतश्रीहरिपूजादिनिरूपणनामा नवमोऽध्यायः ॥९॥

## ॥ अथ दशमोऽध्यायः ॥

### ( दशमे भ्रातृजायाया ऊर्मिकाचौर्यकर्मणा । तस्यै सन्दर्शयामास दिव्यैश्वर्यमितीरितम् ॥ )

श्रीशुकानन्द उवाच - **राजन् क्षराक्षरपरोऽप्यवतारहेतुर्दिव्यात्मसिद्धशुभबोधमहापयोधिः । स्वानन्दपूर्णनिरवद्यनिरञ्जनात्मा साक्षात्स एव हरिरस्त्यखिलेश्वरेशः ॥१॥ लोकेऽत्र तस्य पुरुषार्थनिधानमूर्त्तेस्तन्मायया विरचितेषु कदाचिदेव । नाल्पा स्पृहाऽस्ति विषयेषु न वा विधेयं प्राप्यं न किञ्चिदपि चात्मसुखाय नूनम् ॥२॥**

---

હે રાજન્ ! શ્રીહરિમાં અતિશય પ્રેમથી વ્યાપ્ત હૃદયવાળાં તે પતિપત્ની, ભારત ભૂમિમાં પોતાના આશ્રિત જનોના આત્યંતિક કલ્યાણ માટે પ્રગટ થયેલા, નાના પ્રકારનાં અલૌકિક અને ધ્યાન કરવા યોગ્ય રમણીય ચરિત્રોવાળા, દિવ્યાનંદના સમુદ્ર, શ્રીહરિને અત્યંત સ્વાદુ ભોજનો પ્રીતિપૂર્વક જમાડતાં હતાં. એવી રીતે તેઓ સદા શ્રીહરિના સેવન પરાયણ રહેતાં હતાં. (૪૫)

હે રાજન્ ! કુમાર અવસ્થાવાળા શ્રીહરિનું **દિવ્યચરિત્ર** મેં તમોને આવી રીતે કહ્યું; જે મનુષ્ય આ સાંભળશે અને કહેશે તે મનુષ્યને સર્વ થકી પર જે અક્ષર તે થકી પણ પર, સર્વોત્કૃષ્ટ, સર્વવ્યાપક શ્રી પુરુષોત્તમ પ્રત્યક્ષ શ્રીહરિમાં અતિ નિશ્ચળ, આત્યંતિક મુક્તિ આપનારી **પ્રીતિ** થશે. (૪૬)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'ભવાનીસિંહ તથા દીનસિંહ બંને રાજકુમારોએ શ્રીહરિની પૂજા કરી ઈત્યાદિ નિરૂપણ' નામનો નવમો અધ્યાય સંપૂર્ણ. (૯)

## અધ્યાય : ૧૦

## શ્રીહરિએ સુવાસિની ભાભીની અંગૂઠી ચોરી તેમને બતાવેલું પોતાનું પરમ દિવ્ય ઐશ્વર્ય.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! જે પરા-અપરા પ્રકૃતિથી અતિ વિલક્ષણ, સર્વ આવિર્ભાવના કારણ, દિવ્ય-સ્વતઃ સિદ્ધ-કલ્યાણકારી જ્ઞાનના મહા સમુદ્ર, પોતાના જ આનંદથી પૂર્ણ-સર્વ દોષથી તથા માયાના આવરણથી રહિત સ્વરૂપવાળા; અખિલેશ્વર છે તે જ આ **શ્રીહરિ** પ્રત્યક્ષ પ્રમાણ છે. (૧)

ધર્મ-અર્થ-કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થના **નિધિરૂપ** શ્રીહરિને; આ લોકમાં તેમને આધીન પ્રકૃતિએ રચેલા પંચવિષયોમાં ક્યારેય પણ ભોગની ઈચ્છા જ નથી, તેમજ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે કંઈ કરવાપણું અને પોતાના આત્માને સુખ થાય તેવી વસ્તુ પ્રાપ્ત કરવાપણું પણ કાંઈ નથી. તો પણ કેવળ અપાર દયાથી જ પોતાના આશ્રિતજનોની

आत्यन्तिकं तनुभृतां हि तथापि मोक्षं कर्तुं दधत्करुणया रुचिरं नृनाट्यम् । स्वैकान्तभक्तसुखदो हरिरद्वितीयः पित्रोर्मुदेऽकृत विचित्रशुभार्भलीलाम् ॥३॥ ब्रह्माण्डकोटिरचनावननष्टिदृष्टेर्दिव्याकृतेश्चिदचिदेकनियामकस्य । तस्याद्भुतं शिशुचरित्रमुदारमेकं तुभ्यं वदामि नृपते शृणु चैकचित्तः ॥४॥

स प्रातरेकदा बालैर्मानसाद्यैर्युतो हरिः । गत्वा नत्वा च सरयूं तत्र सस्नौ सहैव तैः ॥५॥ ततस्तैरखिलैर्युक्तो देवेक्षार्थं हरिर्मुदा । अयोध्यायां ययौ तस्यां देवागाराणि सर्वशः ॥६॥

आचरन् स जनान् भक्तिं शिक्षयन् पुरुषोत्तमः । कृत्वा देवेक्षणं प्रायात्स्वमगारं सहार्भकैः ॥७॥ स प्रविश्याथ गेहान्तस्तत्र नैक्षत भूपते । यातमन्यत्र कार्यार्थं स्वाग्रजं पितरं तथा ॥८॥ तथा स्वशिष्ययोषाभिर्युक्तां स्नातुं निजप्रसूम् । नापश्यत्सरयूं यातां श्रीहरिर्मातृवल्लभः ॥९॥ पाकशालामथ हरिर्गत्वा तत्र प्रकुर्वतीम् । पाकमेकाकिनीं राजन् भ्रातृजायामलोकयत् ॥१०॥ ततो नृनाटनं कुर्वंश्चारुचञ्चललोचनः । तां प्राहेति हरिर्वाचं भूरिमाधुर्यभाषणः ॥११॥ जाता प्रजावति क्षुन्मे भूयसी देहि मे ततः । भोज्यं त्वया न कर्तव्यो विलम्बस्तत्र सुव्रते ॥१२॥ तस्येत्याकर्ण्य सा वाक्यं बालनाट्यानुकारिणः । सस्मितेत्यवदद्वाचं तं साक्षात्पुरुषोत्तमम् ॥१३॥ जातौ सूपौदनौ सिद्धौ सन्ति कार्या हि पूरिकाः । पाकस्तु देवर ततः सत्वरं भविता ध्रुवम् ॥१४॥ निवेद्य विष्णवे भोज्यं ततो दास्यामि ते द्रुतम् । तस्मात्कुरुष्व पाकस्य त्वं हि किञ्चित्प्रतीक्षणम् ॥१५॥ त्वरा तथापि ते स्याच्चेत्पृथुकान्मुद्गलड्डुकान् । इमांश्च चणकांस्तात भुङ्क्ष्वेमां सुखदामपि ॥१६॥

---

આત્યંતિક મુક્તિ કરવા માટે, મનોહર મનુષ્ય નાટ્યધારી-એકાંતિક ભક્તોને સુખ આપનાર-અનુપમ શ્રીહરિ, માતા પિતાને આનંદ ઉપજાવવા અનેક પ્રકારની **કલ્યાણકારી** બાળલીલા કરતા હતા. (૨-૩)

કોટિ બ્રહ્માંડોની સૃષ્ટિ-પાલન-પ્રલય જેમની દૃષ્ટિમાત્રથી થાય છે અને જેમનું જ્ઞાન ત્રિકાળમાં પણ અબાધિત છે એવા, દિવ્યાકૃતિવાળા શ્રીહરિનું એક આશ્ચર્યકારક **બાળ ચરિત્ર** તમોને હું કહું છું. હે રાજન્ ! એકાગ્ર મનથી તમો તે સાંભળો. (૪)

એક સમયે સવારમાં મંછારામ-ભૃગુ આદિક બાળકો સહિત **શ્રીહરિ** સરયૂનદીએ ગયા. ને સરયૂને નમસ્કાર કરીને તેમાં બાળકોની સાથે જળક્રીડા કરતાં સ્નાન કરવા લાગ્યા. (૫) સ્નાન કર્યા પછી તે બધા બાળકો સાથે શ્રીહરિ આનંદથી દેવદર્શન માટે અયોધ્યાપુરીના દરેકે દરેક દેવ મંદિરમાં ગયા. (૬) તે પુરુષોત્તમ બાળપ્રભુ લોકોને ભક્તિનું શિક્ષણ મળે તેવું આચરણ કરતા થકા દેવદર્શન કરીને બાળકોની સાથે પોતાને ઘેર આવ્યા. (૭) હે રાજન્ ! પછી શ્રીહરિએ ઘરમાં પ્રવેશીને જોયું ત્યારે કાંઈ કામકાજ માટે બહાર ગયેલા પોતાના મોટા ભાઈ તથા પિતાશ્રીને તેમણે ન જોયા; વળી પોતાની શિષ્ય સ્ત્રીઓ સાથે સ્નાન કરવા સરયૂનદીએ ગયેલાં પોતાના માતુશ્રીને પણ માતૃપ્રિય શ્રીહરિએ ન જોયાં, હે રાજન્ ! પછી શ્રીહરિએ રસોડામાં જઈને ત્યાં રસોઈ બનાવતાં એકલાં સુવાસિની ભાભીને જોયાં; એટલે સુંદર ચંચળ નેત્રોવાળા, અત્યંત મધુરભાષી **શ્રીહરિ** ભાભીને કહેવા લાગ્યાઃ 'હે ભાભી ! મને ખૂબ જ ભૂખ લાગી છે. તેથી મને ભોજન આપો. હે સુવ્રતે ! તેમાં તમો જરા પણ વાર લગાડશો નહીં.' (૮-૧૨)

બાળ સ્વરૂપધારી મનુષ્યલીલા કરતા શ્રીહરિનું આવું વચન સાંભળીને પ્રત્યક્ષ પરમાત્મા શ્રીહરિને મંદ મંદ હસતાં **સુવાસિની** કહેવા લાગ્યાં; (૧૩) 'હે દિયર ! દાળ, ભાત તૈયાર છે પણ પૂરીઓ કરવાની બાકી છે; તેથી રસોઈ તો હમણાં જ તૈયાર થઈ જશે. પછી વિષ્ણુને નૈવેદ્ય ધરીને તમોને તરત જ આપીશ. તેથી તમો થોડા સમય સુધી વાટ જુઓ. (૧૪-૧૫) એમ છતાં પણ જો તમારે ઉતાવળ હોય તો હે તાત ! (અતિશય સ્નેહના સૂચન રૂપે **તાત** શબ્દનો પ્રયોગ છે.) આ પૌંવા, મગદળના લાડુ, ચણા અથવા સુખડી જમો. (૧૬)

इत्युवाच भ्रातृजाया स्वप्रियं तं हरिं ततः । नाऽशिष्यामि त्वयोक्तं यत्तत्सर्वमिति सोऽब्रवीत् ॥१७॥ यदि दास्यसि चेद्देहि पिण्डकान्मे हरौ पुनः । ब्रुवतीति न विद्यन्ते ते तु सेत्याह नो गृहे ॥१८॥ स ततो रत्नखचितां हरिर्हैमीं तदूर्मिकाम् । न्यस्तां तत्र तया भूमौ गृहीत्वेत्याह तां वचः ॥१९॥

क्षुधातुराय मे भोज्यं देहि कल्याणि मा चिरम् । नोचेद्भूषणमेतत्ते★ हृत्वा यास्यामि सत्वरम् ॥२०॥ ततः कान्दविकस्याट्टं गत्वा त्वद्भूषणं त्विदम् । विक्रीयाऽऽदाय भोक्ष्येऽहं पिण्डकान् सह मत्प्रियैः ॥२१॥ तामित्युक्त्वा स भगवान् मङ्गलं बालचापलम् । कुर्वंस्तन्मण्डनं हृत्वा ततो दुद्राव सत्वरम् ॥२२॥ ततो ग्रहीतुकामा तं सा प्रक्षाल्य करौ द्रुतम् । धावन्तं तत्र सदने विस्तीर्णेऽन्वद्रवद्धरिम् ॥२३॥ तस्मिन्नितस्ततो राजंश्चलन्तं चञ्चलक्रमम् । तं जिघृक्षन्त्यतितरां सा चक्रे मानिनी श्रमम् ॥२४॥ निरञ्जनं मनोवाणीपरं साक्षात्तमच्युतम् । ग्रहीतुं परमात्मानं सा यत्नेनापि नाशकत् ॥२५॥ दूरस्थितं साऽथ विलोकयन्ती हरिं मनोज्ञं चकितेक्षणं तम् । आहेति ते कार्यमिदं न योग्यं धीमन् हि धर्मान्वयमण्डनस्य ॥२६॥ इतो यदा यास्यसि देवर त्वं हृत्वेदमेवाशु विभूषणं मे । तदा ह्युपालप्स्यत एव धीमन् भ्राताऽग्रजस्ते पितरौ तथा त्वाम् ॥२७॥ अस्मिन्नयोध्यानगरे समग्रे प्रख्यातकीर्तिं स्पृहणीयशीलम् । अलौकिकानेकगुणाभिरामं त्वां तस्करं मंस्यत एव लोकः ॥२८॥ तमित्युदीर्याशु महागृहस्य द्वारं पिधायैव बहिःस्थिता सा । भयोज्झितं तं भवनान्तरस्थं वाक्यं जगादेति हरिं हसन्ती ॥२९॥ दातुं प्रतिज्ञां मम भूषणं त्वं कुर्या यदा तर्हि

આવી રીતે સુવાસિનીએ પોતાના પ્રિય શ્રીહરિને કહ્યું ત્યારે **શ્રીહરિ** ભાભીને કહેવા લાગ્યાઃ 'હે ભાભી ! તમોએ કહ્યાં તે પદાર્થો મારે નથી ખાવાં; જો આપતા હો તો મને પેંડા આપો.' શ્રીહરિએ આ પ્રમાણે કહ્યું; ત્યારે ભાભીએ કહ્યું 'પેંડા તો આપણા ઘરમાં નથી.' (૧૭-૧૮)

પછી ત્યાં ભાભીએ નીચે મૂકેલી રત્નજડિત સોનાની **અંગૂઠી** પોતાના હાથમાં લઈને **શ્રીહરિ** ભાભીને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૧૯) 'હે કલ્યાણી ! ભૂખથી મને અત્યંત પીડા થાય છે. માટે મને જમવાનું આપો. વિલંબ કરશો નહીં. જો હમણાં ભોજન નહીં આપો તો આ તમારી અંગૂઠી લઈને હું જતો રહીશ; પછી કંદોઈની દુકાને આ તમારી અંગૂઠી વેચીને પેંડા લઈ, હું મારા મિત્રો સાથે જમીશ.' (૨૦- ૨૧)

સકલૈશ્વર્ય સંપન્ન **શ્રીહરિ,** ભાભીને આવું કહીને શ્રોતાજનોને મંગળકારી-બાળક્રીડા ચંચળતાપૂર્વક કરતા; અંગૂઠી લઈને ત્યાંથી તત્કાળ નાઠા. (૨૨) તેથી સુવાસિની હાથ ધોઈને તરતજ શ્રીહરિને પકડવા માટે, અતિ વિશાળ ઘરમાં દોડતા શ્રીહરિની પછવાડે દોડ્યાં. (૨૩) હે રાજન્ ! તે વિશાળ ભુવનમાં અતિ ચપળ શ્રીહરિને પકડવા માટે માનિની **સુવાસિની** પ્રયત્ન કરતાં હતાં; નિરંજન, મન અને વાણીથી પર, અચ્યુત, પરમાત્મા તે શ્રીહરિને પકડવાનો પ્રયત્ન કરવા છતાં પણ **ભાભી** પકડી ન શક્યાં. (૨૪-૨૫) પછી દૂર રહેલા, ચંચળ નેત્રોવાળા, મનોહર શ્રીહરિને જોતાં સુવાસિનીએ કહ્યું, 'હે બુદ્ધિમાન ! ધર્મવંશના અલંકારરૂપ તમારે આ અંગૂઠીની ચોરી કરવી તે યોગ્ય નથી; હે દિયરજી ! જો આ મારી **અંગૂઠી** લઈને તમો ભાગી જશો તો હે ધીમન્ ! તમારા મોટાભાઈ તમોને ઠપકો આપશે. વળી ધર્મદેવ અને ભક્તિમાતા પણ તમોને ઠપકો આપશે. (૨૬-૨૭) આ અયોધ્યા નગરીમાં પ્રસિદ્ધ કીર્તિવાળા, સ્પૃહણીય સ્વભાવવાળા, અનેક અલૌકિક ગુણોથી શોભતા તમોને લોકો **ચોર** જ માનશે.' (૨૮)

શ્રીહરિને આ પ્રમાણે કહીને તે વિશાળ ઘરનું બારણું બંધ કરીને બહાર ઊભેલાં સુવાસિની ઘરના મધ્યમાં નિર્ભય ઊભેલા શ્રીહરિને હસતાં હસતાં કહેવા લાગ્યાંઃ (૨૯) 'હે હરે ! મારી અંગૂઠી આપવાનું તમે વચન આપશો,

★ ''एनत्ते'' इति ( ब ) पाठान्तरम् ।

गृहे निरुद्धम् । निष्कासयाम्येव निकेतनात्त्वां बहिर्न चैवेतरथेति वेद्यम् ॥३०॥ तावत्तमेवावरणैरपेतं ददर्श सा तद्भवनाङ्गणस्थम् । सस्मेरवक्त्रं परिदर्शयन्तं स्वभूषणं स्वीयकराम्बुजस्थम् ॥३१॥ वीक्ष्येति साश्चर्यमदृष्टपूर्वं तद्दिव्यभावावगमं प्रसन्ना । रुद्धो गृहान्तर्बहिरागतोऽसौ कथं गृहादित्यकरोद्वितर्कम् ॥३२॥

बहिर्बताहो यदि वीक्ष्यतेऽयं न स्यात्तदान्तर्भवनस्य किं वा । उद्घाटयामास विचिन्त्य चैवं द्वारे गृहस्याशु यशस्विनी सा ॥३३॥ सा तं ततस्तत्र हि तस्थिवांसं गेहान्तरे भूषणपाणिमीशम् । दृष्ट्वा वदन्तं प्रियनर्मवाक्यं वितर्कयामास सचित्रमित्थम् ॥३४॥ को वा गृहप्राङ्गण एव दृष्टो द्वारं पिधायैव गृहे निरुद्धः । पुनर्गृहान्तः स्थित ईक्ष्यतेऽयं को वेति सा विस्मयमाप चित्ते ॥३५॥ स्वाभाविकं स्विन्मम देवरस्य ध्रुवं मयैश्वर्य्यमुदारमेतत् । अस्यैव दृष्टं कथमन्यथा स्यादुरुद्धोऽपि गेहे बहिरेव दृश्यः ॥३६॥ न दृश्यतेऽद्यैव गृहाङ्गणेऽयं प्राग्वद्गृहान्तः पुनरीक्ष्यते तत् । योगप्रभावोऽस्य मयेक्षितोऽयं सा निश्चिकायेति हृदि स्वकीये ॥३७॥ ततस्तदीयं नृप दिव्यभावं तदिच्छया विस्मरति स्म सैव । अथेत्यवोचद्धरिमेव राजंश्चञ्चलच्चारुविलोचनेक्ष्यम् ॥३८॥ सुशीलवन् देवर धर्मधारिन् प्रदातुमेवार्हसि मण्डनं मे । हास्यं त्वयेत्थं जनगर्हणीयं कार्यं न वै सद्गुणमण्डितेन ॥३९॥ तामुच्चरन्तीं गिरमित्यगारद्वारस्थितां श्रीहरिरित्यवोचत् । त्वमेहि भद्रे मम सन्निधानं दास्यामि ते मण्डनमेव तुभ्यम् ॥४०॥ श्रुत्वेति वाक्यं मधुरं तदीयं साऽऽयाति यावद्भवनान्तरे सः । अह्नाय तावद्बहिरेव गेहान्निर्गत्य दुद्राव विलोलदृष्टिः ॥४१॥

---

ત્યારે જ ઘરમાં પુરાયેલા તમોને હું બહાર આવવા દઈશ. ત્યાં સુધી ઘરમાંથી બહાર આવવા નહીં જ દઉં.' (૩૦) સુવાસિની જ્યાં આ પ્રમાણે કહે છે તેવામાં, જેને કોઈ આવરણ નડતું નથી,તે શ્રીહરિને બહાર ભુવનના આંગણામાં ઊભેલા મંદ મંદ **હાસ્ય** કરતાં પોતાના કરકમળમાં રાખેલી વીંટી દેખાડતા, સુવાસિનીએ જોયા. (૩૧) પૂર્વે કદી નહીં જોયેલા શ્રીહરિના આ દિવ્ય આશ્ચર્યકારી ચરિત્રને જોઈ, 'શ્રીહરિને તો મેં ઘરમાં પૂર્યા છે. છતાં બહાર કેવી રીતે આવ્યા !' તે આશ્ચર્યથી પ્રસન્ન થતાં સુવાસિની વિચારવા લાગ્યાં, 'જો આ શ્રીહરિ ઘરની બહાર દેખાય છે તો શું ઘરમાં નહિ હોય ? આશ્ચર્ય પામતાં પતિવ્રતા ભાભીએ એમ વિચાર કરીને ઘરનું બારણું ઉઘાડી નાખ્યું. (૩૨-૩૩) સુવાસિનીએ હાથમાં વીંટી ધારી રહેલા, અતિરમણીય શ્રીહરિને ઘરમાં ઊભેલા જોયા. પછી તેમને હસતા (આ અંગૂઠી તમે મને ઘરમાં પૂરીને લીધી કે નહીં ? એમ કહેતા) જોઈને આશ્ચર્ય ચકિત થઈને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યાં; 'બારણું વાસીને ઘરમાં જ પૂરેલા છતાં ઘરની બહાર આંગણામાં દેખાયા, વળી ફરીથી આ ઘરની અંદર પણ દેખાય છે તે આ કેમ હશે ?' એમ ભાભી અંતઃકરણમાં આશ્ચર્ય પામ્યાં. (૩૪-૩૫) 'આ મારા દિયરનું અલૌકિક છતાં **સ્વાભાવિક ઐશ્વર્ય** મેં જોયું. જો એમ ન હોય તો ઘરમાં પૂર્યા છતાં બહાર દેખાય જ કેમ? વળી હમણાં ઘરની બહાર આંગણામાં દેખાતા નથી અને પહેલાંની માફક ઘરમાં જ દેખાય છે. તેથી મેં આમનો આ સ્વભાવ સિદ્ધ **યોગપ્રભાવ** જોયો.' આવી રીતે ભાભીએ પોતાના હૃદયમાં **નિશ્ચય** કર્યો. (૩૬-૩૭)

ત્યારબાદ હે રાજન્ ! સુવાસિનીને શ્રીહરિની ઈચ્છાથી જ તે દિવ્યભાવની **વિસ્મૃતિ** થઈ ગઈ. પછી હે રાજન્! રમણીય અને ચંચળ નેત્રોથી દર્શનીય શ્રીહરિને તેઓ કહેવા લાગ્યાઃ (૩૮) 'હે શીલવંતા ! હે ધર્મધારક દેવર ! તમો મારી અંગૂઠી આપી દ્યો. સદ્‌ગુણોથી શોભાયમાન તમારે આવી રીતે લોકોમાં નીંદનીય હાસ્ય ન જ કરવું જોઈએ.' (૩૯) આવી રીતે કહીને પોતાના ઘરના બારણામાં ઊભેલાં ભાભીને **શ્રીહરિ** કહેવા લાગ્યા, 'હે કલ્યાણી ! તમે મારી પાસે આવો. તમારી અંગૂઠી હું તમોને આપીશ.' (૪૦)

શ્રીહરિનું આવું મધુર વાક્ય સાંભળીને **સુવાસિની** જેવા ઘરની અંદર આવે છે, તેવામાં તત્કાળ શ્રીહરિ ઘરની બહાર નીકળીને ચપળ દૃષ્ટિથી જોતાં પલાયન કરી ગયા, (૪૧)

द्वारे ततः स्वभवनस्य पिधाय तूर्णं साऽन्वद्रवत्तमजितं च जिघृक्षमाणा । शीघ्राञ्चनाश्वसितफुल्लमुखी तमाराद् दृष्ट्वाऽपि नाशकदनल्पजवा ग्रहीतुम् ॥४२॥ स्रंसत्प्रसूनकबरीभ्रमरीपरीता प्रस्विद्यमानसकलाकृतिरेव तं सा । अप्राप्य वाङ्मनसदूरतरं प्रयाता, गेहं चकार निजकर्म सचित्रचित्ता ॥४३॥ ततः कान्दविकस्याऽट्टं हरिर्गत्वैव सत्वरम् । दत्त्वा तन्मण्डनं तस्य न्यग्रहीद्भूरिपिण्डकान् ॥४४॥ स्वातिस्निग्धानथ हरिर्बालानाहूय भूरिशः । गत्वा रहोऽखिलै राजंस्तैर्न्यषीदत्सह स्वयम् ॥४५॥ ★स्वातिप्रसक्तानथ हासयँस्तान् स्वमीक्षमाणान् हरिरेव सर्वान् । स पिण्डकांश्चोरुतरान् यथेष्टं संभोजयामास हसन् स्म भुङ्क्ते ॥४६॥ ब्रह्मादिदुर्लभतरं दुरितौघहारं प्रासादिकं भगवतः शिशुनाट्यधर्तुः । तस्याऽश्नतां बहुलपुण्यवतां सुखाद्यं तेषां वदामि किमहं मनुजेन्द्र भाग्यम् ॥४७॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे स्वभ्रातृजायोर्मिकाहरणच्छद्मना श्रीहरिप्रदर्शितदिव्यैश्वर्यनिरूपणनामा दशमोऽध्यायः ॥१०॥

---

પછી સુવાસિની તરત જ પોતાના ઘરનું બારણું બંધ કરીને, અજેય શ્રીહરિને પકડવા પાછળ દોડ્યાં. ઉતાવળું ચાલવાથી તેમને શ્વાસ ચઢ્યો અને મુખ શ્વાસથી ફૂલી ગયું ત્યારે પોતાના સમીપમાં જ શ્રીહરિને જોઈને બહુ વેગથી દોડ્યાં છતાં પણ તેમને પકડી ન શક્યાં, (૪૨) ભમરાઓથી વીંટાયેલા-ફૂલોથી શણગારેલા કેશપાશ (અંબોડા)માંથી વારંવાર ફૂલો ખરી પડે છે જેમને, તથા પરસેવાથી સમગ્ર અંગો ભીનાં થયાં છે, તે સુવાસિની વાણી અને મનથી અત્યંત દૂર શ્રીહરિને પકડી ન શકવાથી પોતાને ઘેર પાછાં આવ્યાં અને આશ્ચર્ય પામીને પોતાનું કામ કરવા લાગ્યાં. (૪૩)

પછી શ્રીહરિએ જલદીથી કંદોઈની દુકાને જઈને અંગૂઠી વેચીને પુષ્કળ પેંડા લીધા. અને હે રાજન્ ! શ્રીહરિ પોતાને વિષે અત્યંત સ્નેહવાળા ઘણાં બાળકોને બોલાવીને, તેમને સાથે લઈને એકાંત સ્થાનમાં જઈને બેઠા. (૪૪-૪૫) પછી તે **બાળકો** જે શ્રીહરિમાં પ્રેમભાવથી આસક્ત થકા તેમના દર્શન કરતા હતા, તેમને સર્વેને આનંદ કરાવતા અને પોતે પણ હસતા થકા શ્રીહરિએ તેમને ઘણા પેંડા જમાડ્યા અને પોતે પણ જમ્યા; હે રાજન્ ! બ્રહ્માદિકોને પણ અત્યંત દુર્લભ, જેનાં દર્શન કરનાર જનોના પાપપુંજનો નાશ થાય છે, એવી પ્રસાદીભૂત સુંદર ખાદ્ય વસ્તુઓ બાળ સ્વરૂપધારી ભગવાન શ્રીહરિની સાથે જમનારા; અત્યંત પુણ્યવાળા તે બાળકોનાં **ભાગ્ય**નું હું શું **વર્ણન** કરું ? (૪૬-૪૭)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'ભાભીની અંગૂઠી ચોરવાના મિષથી દિવ્ય ઐશ્વર્ય બતાવ્યું તે નિરૂપણ' નામનો દસમો અધ્યાય સંપૂર્ણ. (૧૦)



---

★ एतत्संपूर्णश्लोकस्य क-ड ग्रन्थयोस्तु ( रसबो० मूले च ) उपरोक्त एव पाठः । ब-ग्रन्थे ( प्रथममुद्रिते ) तु किञ्चिदन्यथा पाठान्तरं दृश्यते । यथा ''स्वातिप्रसक्तान् स्वमवेक्षमाणाँस्तान् हासयन्नेव हसँश्च सर्वान् । भुङ्क्ते स्वयं चोरुतरान् यथेष्टं संभोजयामास स पिण्डकान्तसः'' इति पाठः । अर्थे तु नाऽति-व्यत्यासः ॥

## ॥ अथैकादशोऽध्यायः ॥

**( वल्लभा श्रीहरिं प्रीत्या तद्योग्यं भक्ष्यमुत्तमम् ।
आशयित्वाऽऽनयद् गेहमित्येकादश ईरितम् ॥)**

श्रीशुकानन्द उवाच - **बालनाट्यमथ स्वीयं शोभयन् स हरिर्भिया । बालानाज्ञापयत्सर्वान् गन्तुं स्वस्वालयं हि तान् ॥१॥ परं ब्रह्म स्वयं साक्षाद्धरिस्त्रस्त इव द्रुतम् । एकाकी वल्लभाख्याया मातृसख्या गृहं ययौ ॥२॥ राजन् या वैश्यतनया छुप्पयोग्रामसंभवा । अयोध्यायां कृतोद्वाहा चारुशीलगुणाऽभवत् ॥३॥ दृढं सख्यं भृशं भक्तौ सा प्रपेदे पतिव्रता । भक्तेस्तस्यामभूत्प्रीतिर्भूयिष्ठाऽपि निजस्वसुः ॥४॥ तस्य भक्तिकुमारस्य रूपलावण्यसद्गुणान् । चक्रे सा वीक्ष्य हि स्नेहं तस्मिन् स्वीयात्मजाधिकम् ॥५॥ स्वस्मिंस्तस्या बहुप्रीतिं हरिर्ज्ञात्वा स सर्ववित् । मातृस्वसृसमं भावं तस्यां चक्रे महीपते ॥६॥ सवयोभिर्वृतो बालैरात्मप्रेमभरैर्हरिः । तस्या मुहुर्मुहुर्गेहं स प्रायाद्भक्तवत्सलः ॥७॥ सा मुहुस्तं बहुप्रीत्या पिण्डकान् पर्पिकाँस्तथा । शर्कराक्षीरसंमिश्रान् प्राशयत् पृथुकान् वरान् ॥८॥ स्वादु नानाविधं खाद्यं पक्वान्याम्रफलानि च । रम्भाफलामृतफलद्राक्षादीन्यादयच्च तम् ॥९॥ लालयन्ती महापुण्या साऽतिप्रेम्णा तमच्युतम् । नाशकद्गेहकार्याणि कर्तुमेव महीपते ॥१०॥ या वेदान्वेष्यपदविं निषेव्यं चाक्षरादिभिः । यशोदेव सिषेवे तं तद्भाग्यं किं नु वर्णये ॥११॥**

---

### અધ્યાય : ૧૧

**બાલપ્રભુ શ્રીહરિ અંગૂઠી ચોરી બાલમિત્રોને મીઠાઈ જમાડી ભયપૂર્વક ભક્તિમાતાના સખી વલ્લભાને ઘેર ગયા. વલ્લભા શ્રીહરિને કેડ્યમાં બેસાડી ભક્તિમાતા પાસે લાવ્યાં. શ્રીહરિનો નિર્દોષ ભાવ જોઈને સુવાસિની તથા ભક્તિમાતા ખૂબ રાજી થયાં.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) ભોજન બાદ બાળસ્વરૂપ નરનાટ્યથી શોભતા **શ્રીહરિ** ભયથી સર્વ બાળકોને પોતપોતાના ઘેર જવા માટે આજ્ઞા આપતા હતા. તેમજ પરબ્રહ્મ, સ્વયં પ્રત્યક્ષ શ્રીહરિ (ભાઈ, પિતા, માતા વગેરે તાડન કરશે એવી બીકથી) બીક પામેલા હોયને શું ? તેમ એકાએક ભક્તિ માતાની સખી **વલ્લભા**ને ઘેર ગયા. (૧-૨) વલ્લભા વૈશ્યની પુત્રી હતી. છપૈયાપુરમાં જન્મી હતી. અને અયોધ્યાપુરીમાં તેનાં લગ્ન થયાં હતાં. તે પતિવ્રતાના ગુણોવાળી હતી. ભક્તિ માતા સાથે તેને અતિ દૃઢ મૈત્રી હતી. ભક્તિ માતાને પણ વલ્લભા સાથે પોતાની બહેન કરતાં પણ અધિક પ્રીતિ હતી. (૩-૪) વલ્લભા ભક્તિકુમારનું રૂપ લાવણ્ય અને સદ્‌ગુણો જોઈ, તેમનામાં પોતાના પુત્ર કરતાં પણ **અધિક સ્નેહ** કરતી હતી. સર્વજ્ઞ શ્રીહરિ પોતાને વિષે તેની બહુ પ્રીતિ જાણીને, હે રાજન્ ! વલ્લભાને માતાની બહેન (માસી) સમાન ગણતા હતા. (૫-૬)

પોતાના પ્રેમી મિત્રો સાથે ભક્તવત્સલ શ્રીહરિ વલ્લભાને ઘેર વારંવાર જતા હતા. (૭) વલ્લભા અત્યંત પ્રેમપૂર્વક વારંવાર પેંડા, બરફી તથા સાકર અને દૂધ યુક્ત પુંઆ શ્રીહરિને જમાડતી; તેમજ વિવિધ પ્રકારનાં સ્વાદુ ભોજનો, પાકાં ફળો કેરી-કેળાં-જામફળ-દ્રાક્ષ, તથા ખારેક, બદામ વગેરે શ્રીહરિને ખવડાવતી. (૮-૯)

હે રાજન્ ! મહાપુણ્યવાળી **વલ્લભા** અચ્યુત શ્રીહરિને અતિ પ્રેમથી લાડ લડાવતી થકી ઘરનાં કાર્યો પણ કરી શકતી નહીં. વેદોએ જેને સદાય શોધ્યા છે, અક્ષર બ્રહ્મ વગેરેએ સેવનીય શ્રીહરિને, જેમ યશોદા કૃષ્ણને સેવતા હતા, તેમ વલ્લભા સેવતી હતી. તેના **ભાગ્ય**નું શું વર્ણન કરું. (૧૦-૧૧)

सा तदा स्वगृहायातं तं स्वप्राणातिवल्लभम् । अपाययत्पयो युक्तं चारुशर्करया मुदा ॥१२॥ पिण्डकाद्यं च तं खाद्यं सा संभोज्य कृतादरम् । प्रेम्णैव धारयांचक्रे भूरिमूल्याम्बराणि तम् ॥१३॥ ततो निश्चलनेत्राभ्यां मुग्धस्मेरसुधारसम् । तन्मुखं वीक्षमाणा सा तं हरिं समलालयत् ॥१४॥ अथाऽऽयात् स्वीयसदनं धर्मदेवस्तथा नृप । ज्येष्ठभ्राता हरेस्तस्य प्रसूर्भक्तिस्तथा शुभा ॥१५॥ स्नुषा भक्तिमथ प्रोचे स्वोर्मिकाहरणादिकम् । चरित्रं तस्य परमं तच्छ्रुत्वा साऽऽप विस्मयम् ॥१६॥ तावत्तत्राऽऽगता बाला गत्वा कान्दविकान्तिकम् । पिण्डकादानमुख्यं यत् कार्य्यं श्रीहरिणा कृतम् ॥१७॥ तदाचख्युर्हि निखिलं धर्मादिभ्यो यथातथम् । तन्निशम्य हसन्तस्ते विस्मयं लेभिरे भृशम् ॥१८॥ कट्यामुदुह्य तावत्तं हरिं तत्रेत्य★ वल्लभा । जनन्यै तत्प्रसक्तायै प्रेमवत्यै ददौ मुदा ॥१९॥ अथाऽऽधाय निजोत्सङ्गे माता प्रेमवती हरिम् । शृणवत्यां भ्रातृयोषायामित्युपालभतात्मजम् ॥२०॥ कथं पुत्र त्वया साधो चारुशीलगुणाम्बुधे । मण्डनं हृतमेतस्यास्तत् कर्म न तवोचितम् ॥२१॥ साञ्जने चकिते नेत्रे पाणिना मर्दयंस्ततः । हरिर्गद्गदया वाचा प्राहेत्थं स्फुरिताधरः ॥२२॥ मातर्मया न मुषितं नूनमस्या विभूषणम् । मयि मिथ्यापवादोऽयं तथाप्यारोपितोऽनया ॥२३॥ रूपतारुण्यगर्विष्ठा मानिनी मामनागसम् । हसत्येषोद्धता योषा मद्भ्रातुर्नोचितेदृशी ॥२४॥

---

વલ્લભાએ પોતાને ઘેર આવેલા પોતાના પ્રાણથી અતિપ્રિય શ્રીહરિને સુંદર સાકરથી યુક્ત દૂધનું પાન કરાવ્યું; પછી આદરપૂર્વક પેંડા આદિક ખાદ્ય પદાર્થો શ્રીહરિને સારી રીતે જમાડીને તેમને પ્રેમપૂર્વક બહુ મૂલ્યવાળાં વસ્ત્રો ધારણ કરાવ્યાં, (૧૨-૧૩) પછી કમનીય મંદ હાસ્ય રૂપી સુધારસયુક્ત શ્રીહરિના મુખારવિંદને સ્થિર નેત્રોથી જોતી તે વલ્લભા શ્રીહરિને સારી રીતે **લાડ** લડાવતી હતી. (૧૪) (જ્યારે શ્રીહરિ વલ્લભાને ઘેર ગયા તે સમયે) હે રાજન્! ધર્મદેવ તથા શ્રીહરિના મોટાભાઈ રામપ્રતાપ તથા કલ્યાણી શ્રીહરિની માતા (ભક્તિમાતા) બહારથી પોતાને ઘેર આવ્યાં. (૧૫)

સુવાસિનીએ પોતાની વીંટી શ્રીહરિ ચોરી ગયા, વગેરે તેમનું **દિવ્ય ચરિત્ર** ભક્તિમાતાને કહ્યું, તે સાંભળીને ભક્તિમાતા વિસ્મય પામ્યાં. (૧૬) તેવામાં શ્રીહરિના બાળમિત્રોએ, શ્રીહરિએ કંદોઈને ત્યાંથી પેંડા લીધા અને જમાડ્યા એ આદિક વૃત્તાંત ધર્મદેવ-ભક્તિમાતા વગેરેને કહ્યું, તે સાંભળીને હસતા હસતા તે સર્વે અત્યંત **વિસ્મય** પામ્યાં. (૧૭-૧૮) તેવામાં વલ્લભા શ્રીહરિને કેડ્યમાં બેસાડીને ત્યાં આવી અને શ્રીહરિમાં અતિશય પ્રીતિવાળા માતા પ્રેમવતીને હર્ષપૂર્વક બાળ શ્રીહરિ આપ્યા. (૧૯) પછી માતા **પ્રેમવતી** પોતાના પુત્રને પોતાના ખોળામાં લઈને ભાઈના પત્ની સુવાસિની સાંભળે તેમ **ઠપકો** આપવા લાગ્યાં. 'હે પુત્ર ! હે સદ્‌ગુણી ! હે સુંદર સ્વભાવવાળા ! હે ગુણસાગર ! તમો તમારી ભાભીની અંગૂઠી કેમ લઈ ગયા ? આવું કાર્ય કરવું તે તમારે માટે યોગ્ય નથી.' (૨૦-૨૧) પછી આંજણવાળાં-ભયથી ચકળ વકળ નેત્રો ઊંધા હાથથી ચોળતાં, ધ્રૂજતા હોઠ યુક્ત શ્રીહરિ રડતા સ્વરે ગદ્‌ગદ વાણીથી કહેવા લાગ્યાઃ (૨૨)

'હે માતૃશ્રી ! મેં અંગૂઠી ચોરી નથી તો પણ ભાભીએ આ ખોટું આળ મારા ઉપર મૂક્યું છે. રૂપ અને યૌવનના મદવાળી, ગુણોથી અત્યંત માન યુક્ત, ઉદ્ધત આ મારી ભાભી મને નિર્દોષને હસે છે તેથી આવી સ્ત્રી મારા ભાઈને લાયક નથી.' (૨૩-૨૪)

---

★ ''तत्रैत्य'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

ततस्तं सस्मितं सेत्थं प्राह पुत्र त्वया हृतम् । एतस्या मण्डनं चैवं वयस्यास्ते वदन्त्यमी ॥२५॥ वक्ति ते मातुलेयोऽपि कथं नेत्युच्यते त्वया । ततस्तां जनयन् प्रीतिं हरिरित्यब्रवीद्वचः ॥२६॥ याचितेऽपि मया मातर्भूरिक्षुत्पीडिताय मे । भोज्यं नैव यदा दत्तं स्त्रिया गर्विष्ठयैतया ॥२७॥ तदाऽस्या भूषणं तूर्णं पश्यन्त्या हि मया हृतम् । ह्रियते वस्तु यद् गुप्तं तद्धि चौर्यं प्रकीर्त्तितम् ॥२८॥ पीयूषाधिकमाधुर्य्यं माता श्रुत्वेति तद् वचः । सस्नुषैवाऽहसच्चान्ये धर्माद्या जहसुर्भृशम् ॥२९॥ ततो रामप्रतापस्तं गत्वा कान्दविकापणम् । दत्त्वा पिण्डकमूल्यं तद्भूषणं समुपानयत् ॥३०॥ सोऽथ तन्मण्डनं प्रादान्मात्रे तस्याङ्गना ततः । तं जगादेति वचनं मातुरङ्कगतं हरिम् ॥३१॥ भूषणं मे मुषित्वाऽसौ शान्तः साधुरिव स्थितः । श्रुत्वैतत् सस्मिता हृष्टा लालयामास तं प्रसूः ॥३२॥ अथ श्रीधर्मदेवस्तं स्वात्मजं पुरुषोत्तमम् । उपवेश्यासने रम्ये स्वान्तिके तमभोजयत् ॥३३॥ स पयः शर्करोपेतं संयावं चारुपूरिकाः । पायसं कैसरं भक्तं चारुसूपौदनौ तथा ॥३४॥ दधिमिश्रांश्च वटकान् स्वादुभोज्यं तथेतरत् । नीरं स्वर्णोपपात्रेण पाययंस्तं मुदाऽऽदयत् ॥३५॥ स्वाङ्गुल्या निर्द्दिशन् पित्रे चारुभोज्यानि स प्रभुः । पृच्छंस्तदभिधाश्चक्रे भोजनं तं प्रहर्षयन् ॥३६॥ धर्मस्तद्भुक्तिचातुर्य्यं दृष्ट्वा भक्तिस्तथापरे । लेभिरे परमाश्चर्य्यं तदास्याऽऽबद्धदृष्टयः ॥३७॥

---

**ભક્તિમાતા** મંદ મંદ હસતાં શ્રીહરિને કહેવા લાગ્યાઃ 'હે પુત્ર ! તમોએ તમારી ભાભીની અંગૂઠી ચોરી જ છે. આ તમારા બાળમિત્રો પણ કહે છે. હે હરે ! તમારા મામાનો દીકરો મંછારામ પણ કહે છે. માટે તમોએ મેં અંગૂઠી નથી લીધી એમ કેમ કહ્યું ?' પછી **શ્રીહરિ** માતાને પ્રીતિ ઉપજે તે પ્રમાણે બોલ્યા. (૨૫-૨૬)

'હે માતા ! 'મને ભોજન આપો' એમ કહ્યું, છતાં પણ અત્યંત ભૂખથી પીડાયેલા મને જ્યારે આ ગર્વિષ્ઠ ભાભીએ ભોજન ન આપ્યું ત્યારે ભાભી જુએ તેમ જ મેં તેની અંગૂઠી લઈ લીધી છે. જે વસ્તુ છાની લઈ લીધી હોય તે જ **ચોરી** કહેવાય ને ?' (૨૭-૨૮)

અમૃતથી પણ અધિક મધુર શ્રીહરિનું વચન સાંભળીને સુવાસિની સહિત ભક્તિમાતા તથા ધર્મદેવ વગેરે અત્યંત હસ્યા. (૨૯) પછી રામપ્રતાપભાઈ કંદોઈની દુકાને જઈને પેંડાનું મૂલ્ય આપીને, તે અંગૂઠી લઈ આવ્યા. (૩૦) પછી રામપ્રતાપભાઈએ અંગૂઠી ભક્તિમાતાને આપી. પછી ભાભીએ માતાના ખોળામાં બેઠેલા શ્રીહરિ સાંભળે તેમ માતા પ્રત્યે કહ્યુંઃ મારી અંગૂઠી છાનામાના લઈને શાંત સાધુની માફક, હે માતા ! આપના ખોળામાં બેસીને આ શ્રીહરિ ''મેં તો અંગૂઠી ચોરી જ નથી'' એમ કહીને કેવા મૌન બેસી રહ્યા છે ! તેમનું આ પ્રકારનું વચન સાંભળીને મંદ મંદ હસતાં **ભક્તિમાતા** પ્રસન્ન થઈને પોતાના પુત્રને લાડ લડાવવા લાગ્યાં. (૩૧-૩૨)

પછી શ્રી **ધર્મદેવ** પુરુષોત્તમ એવા પોતાના પુત્રને પોતાની પાસે સુંદર આસન ઉપર બેસાડીને ભોજન કરાવવા લાગ્યા. (૩૩) ધર્મદેવ સાકર સહિત દૂધ-શીરો, સુંદર પૂરીઓ, દૂધપાક, કેસરિયો બિરંજ, સુંદર દાળ-ભાત, દહીંવડાં, તેમજ જલેબી વગેરે સ્વાદિષ્ટ ભોજ્ય પદાર્થો; (જમતી વખતે) સુવર્ણના પ્યાલાથી જળપાન કરાવતા થકા જમાડવા લાગ્યા. પરમેશ્વર શ્રીહરિ પણ, તે સુંદર ભોજનોને એક પછી એક આંગળીથી બતાવીને, તેમનાં નામ (આ વસ્તુનું નામ શું ? એમ) પૂછતા થકા પિતાને અત્યંત હર્ષ પમાડતાં, ભોજન કરતા હતા; (૩૪-૩૬) શ્રીહરિના મુખારવિંદ પ્રત્યે જેમની દૃષ્ટિ જોડાયેલી છે એવા; ધર્મ, ભક્તિ તથા બીજા સંબંધીજનો શ્રીહરિનું ભોજન ચાતુર્ય જોઈને અત્યંત આશ્ચર્ય પામતા હતા. (૩૭) પછી ધર્મદેવે પોતાના પુત્રના બન્ને હાથ તથા મુખ ધોઈને તે પ્રત્યક્ષ પુરુષોત્તમને આનંદપૂર્વક

क्षालयित्वाऽथ जनको हस्तौ तस्याननं तथा । मुखवासं मुदा प्रादात्तं साक्षात्पुरुषोत्तमम् ॥३८॥ इत्थं भोजनपानाद्यैर्दम्पत्योः सेवमानयोः । तं साक्षात्परमात्मानं किं पुण्यं वर्णये तयोः ॥३९॥ कौमारमेतच्चरितं पवित्रं हरेरुदारं शृणुयाज्जनो यः। श्रद्धासमेतोऽप्यतिदुर्विभेद्यात् कृतान्तपाशात् समियात् स मुक्तिम् ॥४०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे श्रीहरेर्वल्लभालयगमनादिलीलानिरूपणनामैकादशोऽध्यायः ॥११॥

## ॥ अथ द्वादशोऽध्यायः ॥

## ( द्वादशे श्रीहरिर्मात्रेऽदर्शयत् कृपया प्रभुः । लोकानिन्द्रादिदेवानां विशेषैस्तद्गतैर्युतान् ॥ )

श्रीशुकानन्द उवाच - **माता चतुष्कपीठे तं निषाद्यात्मजमेकदा । साङ्गोद्वर्त्तनमुष्णेन स्नपयामास वारिणा ॥१॥ दुग्धफेनातिमृदुना[१] ततो मेध्येन वाससा । प्रमार्ज्याङ्गानि सत्कट्यां सा वस्त्रं पर्यधायपत् ॥२॥ तमुदुह्याथ कट्यां सा प्रीत्याऽऽनीयात्मवेश्मनः । शोभनायां बहिर्वेद्यां हेमपीठे न्यषादयत् ॥३॥ अथारुणं महामूल्यं स्वर्णबुटाङ्गरक्षकम् । परिधाप्याभ्ररङ्गं सा प्रावारं तमधारयत् ॥४॥ स्वर्णसूत्रमयीं टोपीं नद्धसद्रत्नभासिनीम् । मुक्तागुच्छातिललितां सा तन्मूर्धन्यदीधपत् ॥५॥ नानामणीन्द्रखचितानलंकारांस्ततो वरान् । धारयामास जननी तस्याङ्गेषु यथोचितम् ॥६॥ अथ स्मेरच्छविलसच्छरत्पूर्णेन्दुलज्जनम् । तद्वक्त्रं साऽनिमेषाभ्यां चक्षुर्भ्यां प्रैक्षतोत्सुका ॥७॥**

---

મુખવાસ આપ્યો. પ્રત્યક્ષ પુરુષોત્તમ શ્રીહરિની આવી રીતે ખાનપાનાદિ પદાર્થોથી સેવા કરતાં બન્ને દંપતી (ધર્મદેવ-ભક્તિમાતા) ના **પુણ્ય**નું હું શું વર્ણન કરું ? (અર્થાત્ તેમના પુણ્યનું વર્ણન થઈ શકે તેમ નથી.) (૩૮-૩૯)

જે મનુષ્ય શ્રદ્ધાપૂર્વક શ્રીહરિએ કુમાર અવસ્થામાં કરેલું આ કલ્યાણકારી મહાન **પવિત્ર ચરિત્ર** સાંભળશે તે અતિ દુઃખથી પણ ન ભેદી શકાય તેવા કૃતાંત (કાળ)ના પાશથી મુકાઈ જશે. (૪૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિની વલ્લભાને ઘેર જવાની લીલા વગેરે નિરૂપણ' નામે અગિયારમો અધ્યાય સંપૂર્ણ. (૧૧)

## અધ્યાય : ૧૨

## શ્રીહરિએ કૃપાથી ભક્તિમાતાને જુદા જુદા (ઈન્દ્રાદિ-પ્રધાન પુરુષાંત) લોકોનું દર્શન કરાવ્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) એક વખતે **ભક્તિમાતા** પોતાના પુત્રને પાટલા ઉપર બેસાડીને અંગો ચોળીને ગરમ પાણીથી સ્નાન કરાવતાં હતાં. (૧) પછી ભક્તિમાતાએ દૂધના ફીણથી પણ વધારે કોમળ અને પવિત્ર વસ્ત્રથી શ્રીહરિના અંગો લૂછીને શ્રીહરિની કેડ્ય ઉપર સુંદર વસ્ત્ર પહેરાવ્યું. પછી ભક્તિ માતાએ શ્રીહરિને હાથથી તેડીને પ્રેમપૂર્વક પોતાની કેડ્યમાં બેસાડીને પોતાના ઘરના સુશોભિત ઓટલા ઉપર સોનાના બાજઠ ઉપર (સોનેરી આસન ઉપર) બેસાડ્યા. (૨-૩) ભક્તિમાતાએ શ્રીહરિને લાલ રંગનું, મહામૂલ્યવાળું સોનેરી બુટ્ટાદાર અંગરખું પહેરાવીને વાદળી રંગનો ખેસ ધારણ કરાવ્યો; સુંદર જડેલાં રત્નોથી પ્રકાશતી-સોનેરી-મોતીઓના ગુચ્છાઓથી અતિ શોભતી ટોપી, શ્રીહરિને મસ્તક ઉપર પહેરાવી. (૪-૫) ભક્તિમાતાએ તેમના સર્વ અંગો ઉપર વિવિધ પ્રકારના મણીન્દ્રોથી જડેલાં ઉત્તમ આભૂષણો પહેરાવ્યાં. પછી મંદ હાસ્યની કાન્તિથી શોભતા શરદ ઋતુના પૂર્ણ ચંદ્રમાને લજ્જા પમાડનારા શ્રીહરિના મુખારવિંદને ભક્તિમાતા અનિમિષ દૃષ્ટિથી ઉત્સાહપૂર્વક જોતાં હતાં. (૬-૭)

स्वजनन्यै ततो राजन्नवतारैकहेतुताम् । तथा स्वस्य परं भावं वाञ्छन् दर्शयितुं हरिः ॥८॥ तां स्वमातरमित्यूचे पश्यन्तीं स्वाननं वचः । द्रष्टुं लोकान्तरं मातर्वाञ्छा स्वित्तेऽस्ति सद्व्रते ॥९॥

तदिच्छयाऽथ सा स्मृत्वा ब्रह्मणा यत्समीरितम् । माहात्म्यं तस्य तच्चित्रं वाक्यं प्राहेति तं मुदा ॥१०॥ इन्द्रादीनां हरे लोकान् धाम ब्रह्मपुरं च ते । वरिष्ठं सर्वधामभ्यो द्रष्टुमिच्छामि शोभनम् ॥११॥ पुरुषोत्तमतां स्वस्य ततो भावं परात्परम् । दर्शयिष्यन् हरिस्तस्यै समाधिं तामचीकरत् ॥१२॥ साऽथ तत्र किशोरं तं स्वपुत्रं भूरितेजसम् । स्वाग्रेचरं प्रपश्यन्ती गच्छन्ती स्वर्गमभ्ययात् ॥१३॥ ततस्तत्र हरिं शक्रः प्रत्युद्गम्य सहामरैः । न्यषादयन्मुदा रम्ये हेमसिंहासने वरे ॥१४॥ भूरिमूल्यैरथ हरिं वस्त्रभूषादिभिर्वरैः । उपचारैश्च विविधैरर्च्चयामास वासवः ॥१५॥ नत्वा स्तुत्वाऽथ स हरिं चक्रे तत्प्रार्थनां मुदा । सेवितोऽपि सुरव्रातैर्महौजा भूरिवैभवः ॥१६॥ एवमिन्द्रेण विहितं स्वसूनोरर्च्चनं हरेः । तद्दृष्ट्वि

હે રાજન્ ! ત્યાર પછી **શ્રીહરિ** પોતાની માતાને પોતાનું સર્વાવતારોનું કારણપણું તેમજ પોતાનો ★પરમ ભાવ બતાવવા માટે ઈચ્છતા હોવાથી માતાને કહેવા લાગ્યા : 'હે સદ્વ્રતે ! હે માત ! **લોકાંતર** (બ્રહ્માંડની અંદર રહેલા તથા બહાર રહેલા અનેક લોકોને) જોવાની તમારે ઈચ્છા છે ?' એમ પોતાનું મુખકમળ જોતાં પોતાના માતુશ્રીને શ્રીહરિએ કહ્યું. (૮-૯)

પછી **ભક્તિમાતા** પહેલાં આવેલા બ્રહ્માએ, જે પોતાના પુત્ર શ્રીહરિનું **આશ્ચર્યકારક માહાત્મ્ય** કહ્યું હતું, તેનું શ્રીહરિના જ સંકલ્પથી સ્મરણ કરીને હર્ષપૂર્વક શ્રીહરિને કહેવા લાગ્યા, 'હે હરે ! ઈન્દ્રાદિકના લોક તથા સર્વ ધામોથી અત્યંત શ્રેષ્ઠ, શોભાયમાન તમારું **બ્રહ્મપુર ધામ** જોવાને હું ઈચ્છું છું.' (૧૦-૧૧)

ત્યાર પછી શ્રીહરિ, માતાને પોતાનું પુરુષોત્તમપણું પરાત્પર ભાવ (સામર્થ્ય) દેખાડવાને ઈચ્છતા હોવાથી, તેમને સમાધિ કરાવી, (૧૨) ભક્તિમાતા સમાધિમાં પોતાના કિશોરાવસ્થાવાળા અત્યંત તેજોમય પુત્રને આગળ ચાલતા જોતાં થકાં તેમની પાછળ ચાલતાં ચાલતાં **સ્વર્ગમાં** ગયાં; (૧૩) સ્વર્ગમાં ઈન્દ્ર, દેવતાઓની સાથે, સામા આવીને શ્રીહરિને હર્ષપૂર્વક સ્વભવનમાં લઈ ગયા અને ત્યાં ઉત્તમ રમણીય સુવર્ણ સિંહાસનમાં બેસાડ્યા; (૧૪) ઈન્દ્રે શ્રીહરિનું, અતિમૂલ્યવાળા શ્રેષ્ઠ વસ્ત્રાલંકારોથી અને વિવિધ ઉપચારોથી **પૂજન** કર્યું. (૧૫) દેવોથી સેવાયેલા, મહાબલિષ્ઠ તેમજ વૈભવશાળી હોવા છતાં પણ ઈન્દ્રે શ્રીહરિને નમસ્કાર કરીને, હર્ષપૂર્વક **પ્રાર્થના** કરી. (૧૬) આ પ્રમાણે ઈન્દ્રે પોતાના

★ ત્યાં શ્રીહરિ **(પોતાનો પરંભાવ જણાવે છે :-)** પોતે, અક્ષરધામના મધ્યમાં આવેલું મંદિર તેના ચોકમાં રહેલા દિવ્ય સિંહાસનમાં બેઠેલા, શુદ્ધ સુવર્ણના શ્રેષ્ઠ પર્વતરાજના સમાન કાંતિવાળા, અનેક સૂર્યની જેમ કરોડો કિરણોવાળા, શાંત જળમાં ઉત્પન્ન થયેલા કોમળ નાળવાળા અને સૂર્યકિરણોથી પ્રફુલ્લિત બનેલા કમળની પાંખડી જેવા નેત્રવાળા, સુંદર ભ્રકુટી અને લલાટવાળા, કમનીય નાસિકાવાળા, મંદ હાસ્યથી શોભતા સુંદર હોઠવાળા, અત્યંત મનોહર કોમળ કપોળવાળા, શંખના જેવી ડોકવાળા, ઊંચા ખભાવાળા, કંઠે લાંબા રમણીય સુગંધીવાળાં વિવિધ રંગનાં પુષ્પના હારવાળા, સુંદર આકાર અને રૂપવાળા, દિવ્ય કાન ઉપર શોભતા નવીન અંકુરયુક્ત પુષ્પના ગુચ્છો જેમણે ધાર્યા છે, પુષ્ટ અને ગોળ લાંબી ભુજા, અત્યંત રમણીય હાથ તથા પગના તળિયાની સુંદર લાલિમાયુક્ત, નખરૂપી ચંદ્રમા તેના પ્રકાશથી પ્રકાશમાન આંગળીઓ, પાતળી કેડ, વિશાળ વક્ષ:સ્થળ એવી રીતે સુંદર અને પ્રમાણસર જેમનાં અવયવો છે એવા; તે અવર્ણનીય દિવ્ય સ્વરૂપી, યુદ્ધમાં સામર્થ્ય યુક્ત, સૌમ્ય વર્ણવાળા; પ્રફુલ્લિત કમળ જેવા અત્યંત રમણીય ચરણકમળથી શોભતા, સ્વાનુરૂપ પીતાંબર ધારણ કર્યું છે, તે શ્રીહરિ નિર્મળ કિરીટ-કુંડળ-હાર-કૌસ્તુભમણિ-બાજુબંધ-કડાં-ઝાંઝર-કંદોરો વગેરે અત્યંત આશ્ચર્યને ઉપજાવનારાં અનંત દિવ્ય વિભૂષણોથી વિભૂષિત, શંખ-ચક્ર-ગદા-તલવાર-શાર્ઙ્ગ વગેરે મૂર્તિમાન આયુધોએ સેવન કરાયેલા; શ્રીવત્સ અને વનમાળાના ચિહ્નથી અલંકૃત, અતિશય સૌંદર્યથી સમગ્ર જનોના મન તથા દૃષ્ટિની વૃત્તિ જેમણે હરી લીધી છે, પોતાના લાવણ્યામૃતથી સમગ્ર ભૂત પ્રાણી માત્રને શોભાયમાન કર્યા છે, અતિ અદ્ભુત-અચિંત્ય નિત્ય યૌવનવાળા, ખીલેલા પુષ્પ જેવા કોમળ, પોતાની પવિત્ર સુગંધથી દિગંતો જેણે સુગંધીમાન કર્યાં છે. ત્રિલોકીને આક્રમણ કરતા ગંભીર ભાવવાળા, કરુણામય પ્રેમ અને મધુરી દૃષ્ટિથી પોતાના આશ્રિતોને સદા જોતાં, પુરુષોત્તમ, સમગ્ર જગતની ઉત્પત્તિ-સ્થિતિ અને સંહારની લીલા કરનારા, સમસ્ત દોષથી રહિત, સર્વથી વિલક્ષણ, કલ્યાણ ગુણોના નિધિ, પરમાત્મા, પરબ્રહ્મ, નારાયણ, આવા પ્રકારના (ઉપરોક્ત મુજબ) રૂપવાળા છે એમ જાણવું.

स्वर्गशोभां च भक्तिर्दृष्ट्वाऽऽप विस्मयम् ॥१७॥ ततो गच्छन् हरिर्मात्रा सार्द्धं त्रीन् महरादिकान् । भूरिशोभानपि स्वर्गात्तस्यै लोकानदर्शयत् ॥१८॥

तत्तल्लोकेश्वरकृतं तत्र तत्रार्च्चनं हरेः । तत्तच्छोभां तथा दृष्ट्वा भक्तिश्चित्रं भृशं ययौ ॥१९॥ अथाद्भुतश्रियं राजन् स्वर्लोकादिवरं हरिः । स्वीयमात्रे व्रजन्नग्रे सत्यलोकं व्यदीदृशत् ॥२०॥ तस्मिन्सोऽदर्शयत्तस्यै वैराजस्य महासभाम् । युक्तामाश्चर्यनिवहां सनकाद्यैर्महर्षिभिः ॥२१॥ यत्र वैराजपुरुषो महाभूतिर्निजानुगैः । सेवितो राजते नित्यं स्वर्णसिंहासने निजे ॥२२॥ सोऽपि तूर्णं हरिं सार्द्धं सभ्यैरभ्येत्य सत्वरम् । निषाद्य स्वासने चित्रैरुपचारैरपूजयत् ॥२३॥ नत्वा स्तुत्वाऽथ तं भक्त्या प्राहेत्थं स कृताञ्जलिः । हेतुरत्रावताराणां दिष्ट्या भूमंस्त्वमागतः ॥२४॥ प्रभो प्रतीक्षमाणस्य त्वद्वीक्षां योगिदुर्लभाम् । ममायुस्त्वन्नियोज्यस्य यातमर्द्धं दयानिधे ॥२५॥ साम्प्रतं कृपया दत्त्वा मह्यं त्वद्दर्शनं त्वया । अहं कृतार्थतां नीतस्त्वद्वीक्षोत्कण्ठमानसः ॥२६॥ एवमुक्त्वा स मुदितः संसेव्योऽपि महर्षिभिः । जुष्टो राज्यश्रिया राजन् प्राणमत्तं पुनर्हरिम् ॥२७॥ वीक्ष्यैवं विनयं पुत्रे, प्रोक्तैश्वर्यस्य तस्य सा । स्वात्मजस्यातिमाहात्म्यं ज्ञात्वा भक्तिर्मुदं ययौ ॥२८॥ ततस्तस्मादपि वरैरैश्वर्यैरन्वितान् हरिः । चतुर्विंशतितत्त्वानां तस्यै लोकानदर्शयत् ॥२९॥ तेष्वतीभ्राजमानेषु तत्तल्लोकेश्वरैर्हरेः । कृतां पूजां स्वपुत्रस्य भक्तिर्दृष्ट्वाऽऽप विस्मयम् ॥३०॥ स तेभ्योऽप्यधिकैश्वर्यं भूरिशोभं ततो हरिः

---

પુત્ર શ્રીહરિની પૂજા કરી તેથી, તથા ઈન્દ્રની સમૃદ્ધિ, સ્વર્ગની શોભા, વગેરે જોઈને ભક્તિમાતા આશ્ચર્ય પામ્યાં; (૧૭) શ્રીહરિએ માતાની સાથે ચાલતા ચાલતા તેમને સ્વર્ગથી પણ ઘણી શોભાવાળા મહર્, જન અને તપ આ ત્રણે લોક બતાવ્યા; (૧૮) તે લોકના ભૃગુ આદિક ઈશ્વરો (અધિપતિઓ) તેમણે શ્રીહરિનું પૂજન કર્યું. તે તે લોકોમાં રહેલા ઈશ્વરોની તથા તે લોકની શોભા જોઈને, ભક્તિમાતા ખૂબ આશ્ચર્ય પામ્યાં; (૧૯) હે રાજન્ ! શ્રીહરિએ આગળ ચાલતાં સ્વર્ગાદિ લોકથી પણ અતિ શ્રેષ્ઠ અલૌકિક શોભાવાળો **સત્યલોક** પોતાના માતૃશ્રીને દેખાડ્યો. (૨૦) શ્રીહરિએ તે લોકમાં અતિ આશ્ચર્યકારી, સનકાદિ મહર્ષિઓથી યુક્ત વૈરાજની મહાસભા માતાને બતાવી; (૨૧) જે સભામાં મહા વૈભવશાળી **વૈરાજ પુરુષ** પોતાના પાર્ષદોથી સેવાયેલા હંમેશાં પોતાના સુવર્ણ સિંહાસનમાં બિરાજે છે; તેણે પણ સભામાં બેઠેલા સનકાદિક મહર્ષિઓ સાથે તત્કાળ શ્રીહરિની સામે જઈને પોતાના મહેલમાં લઈ જઈને, ત્યાં પોતાના સિંહાસનમાં શ્રીહરિને બેસાડીને વિવિધ ઉપચારોથી તેમનું **પૂજન** કર્યું. (૨૨-૨૩)

પછી હાથ જોડીને વૈરાજ પુરુષે શ્રીહરિને **નમસ્કાર** કર્યા તથા પ્રેમપૂર્વક **સ્તુતિ** કરીઃ ‘હે ભૂમન્ ! અવતારોના કારણ ! તમો અહીં પધાર્યા તેથી અમારા ઉત્તમ ભાગ્યનો ઉદય થયો; (૨૪) હે પ્રભો ! યોગીઓને પણ દુર્લભ તમારા દર્શનની રાહ જોતાં તમારી આજ્ઞામાં વર્તનાર મારી અર્ધી આવરદા ચાલી ગઈ; હે હરે ! હાલમાં કૃપા કરીને આપે તમારા દર્શનની ઉત્કંઠાવાળા મને દર્શન આપીને કૃતાર્થ કર્યો છે.’ (૨૫-૨૬) હે રાજન્ ! મહર્ષિઓએ સેવનીય તથા રાજ્ય શોભાથી યુક્ત હોવા છતાં પણ વૈરાજ પુરુષે આવી રીતે શ્રીહરિની સ્તુતિ કરીને ફરીથી શ્રીહરિને નમસ્કાર કર્યા. (૨૭)

વૈરાજ પુરુષનો પોતાના પુત્ર સાથે આવો **વિનય** જોઈને પોતાના પુત્રનું અતિ માહાત્મ્ય જાણીને ભક્તિમાતા હર્ષ પામ્યા; (૨૮) પછી શ્રીહરિએ વૈરાજ પુરુષના ઐશ્વર્યથી પણ શ્રેષ્ઠ ઐશ્વર્યોયુક્ત ચોવીસ તત્ત્વોના જુદા જુદા લોક માતાને બતાવ્યા; અત્યંત પ્રકાશતા તે તત્ત્વોના લોકમાં તે તે લોકેશ્વરોએ કરેલી પોતાના પુત્ર શ્રીહરિની **પૂજા** જોઈને, ભક્તિમાતા વિસ્મય પામ્યાં; (મોક્ષધર્મની ટીકામાં બતાવેલાં પુરાણ વાક્યોથી કહેલા તત્ત્વાભિમાની દેવતાઓનું શ્રીહરિએ પોતાની માતાને દર્શન કરાવ્યું એમ જાણવું.) (૨૯-૩૦) પછી શ્રીહરિ તત્ત્વોના લોકથી પણ અધિક ઐશ્વર્યયુક્ત અને અત્યંત

। प्राधानपौरुषं लोकं प्रेमवत्यै व्यदर्शयत् ॥३१॥ प्रधानाधिपतिर्यस्मिन्सेवितः पुरुषो निजैः । पार्षदैरतितेजीयान् वर्त्तते भूरिवैभवः ॥३२॥ सोऽपि तं स्वाधिपं दृष्ट्वा सभ्यैरभ्येत्य सत्वरम् । निषाद्य स्वासने चित्रैरुपचारै र्मुदाऽर्चयत् ॥३३॥ तत्कृतां स्वात्मजस्यैवं पूजां वीक्ष्याऽतिविस्मिता । भक्तिस्तत्रैक्षत वरां सद्वस्त्रालंकृतिं स्त्रियम् ॥३४॥ साऽपृच्छत्तामथ प्रीत्या का त्वमित्थं महाप्रभे । अथ प्रधानमाया सा भक्तिमित्याह साञ्जलिः ॥३५॥ भद्रे प्रधानमायां मां विद्धि त्वं मत्पतिं त्विमम् । आवां भगवतः प्राप्तौ पुत्रात्तेऽस्माद्धि वैभवम् ॥३६॥ अस्मत्तुल्यानि सूनोस्ते वश्यान्येवाऽस्य कोटिशः । सन्ति प्रधानपुरुषद्वन्द्वानि प्रेष्ठदर्शने ॥३७॥ संजातानि महामायापुरुषाभ्यां शुचिव्रते । तानि तेषां तथाऽन्येषां कारणं तेऽस्त्ययं सुतः ॥३८॥ इत्युक्त्वाऽनर्घ्यभूषाद्यैर्भक्तिं साऽपूजयन्मुदा । सा दृष्ट्वेत्थं तदैश्वर्यं प्राप चित्रं महत्तरम् ॥३९॥ तस्माद्वरैश्वर्य्यमथातिरम्यं स मूलमायापुरुषाधिवासम् । विचित्रराजद्रचनाभिरामं तस्यै हरिर्दर्शयति स्म लोकम् ॥४०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनु-श्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे, स्वमात्रे श्रीहरिकृतेन्द्रलोकादिप्रदर्शनादिनिरूपणनामा द्वादशोऽध्यायः ॥१२॥

---

શોભાયુક્ત, પ્રધાન પુરુષનો લોક, પ્રેમવતી માતાને બતાવતા હતા, (૩૧) જે લોકમાં **પ્રધાનાધિપતિ** પોતાના પાર્ષદોથી સેવાયેલા, પુરુષના જેવી આકૃતિવાળા અતિશય વૈભવશાળી અને અત્યંત તેજસ્વી છે; તે પ્રધાનાધિપતિ પણ પોતાના સ્વામી શ્રીહરિને જોઈને તત્કાળ પોતાના સભ્યોની સાથે સામા જઈને તેમને પોતાને આસને બેસાડી હર્ષપૂર્વક વિવિધ ઉપચારથી તેમની પૂજા કરવા લાગ્યા. (૩૨-૩૩) એવી રીતે પ્રધાનાધિપતિએ કરેલી પોતાના પુત્રની પૂજા જોઈને અત્યંત વિસ્મય પામેલાં ભક્તિમાતાએ ત્યાં એક સુશોભિત વસ્ત્રાલંકારવાળી શ્રેષ્ઠ સ્ત્રીને જોઈ. (૩૪)

ભક્તિ માતાએ, હે મહાપ્રભે ! તમે કોણ છો ! એમ પ્રેમપૂર્વક તે સ્ત્રીને પૂછ્યું. ત્યારે **પ્રધાન માયા**એ હાથ જોડીને આ પ્રમાણે કહ્યું, 'હે કલ્યાણી ! (પરમેશ્વરની માતુશ્રી હોવાથી સર્વ મંગળ સ્વરૂપા !) હું પ્રધાન નામની પ્રકૃતિ છું. આ મારા પતિ છે. અમો બન્ને તમારા આ પુત્રની કૃપાથી આ **વૈભવ** પામ્યા છીએ. (૩૫-૩૬) હે પ્રિયદર્શને ! હે માતુશ્રી ! અમારા જેવા કોટાનકોટિ પ્રધાન પુરુષના જોડલાં તમારા આ પુત્રને વશ વર્તે છે. (તમો સર્વે કોના થકી ઉત્પન્ન થયા છો તે જિજ્ઞાસાના ઉત્તરમાં કહે છે:) હે પતિવ્રતે ! મહામાયા તથા મહાપુરુષથી અમો સર્વે ઉત્પન્ન થયા છીએ. વળી તે અમારા (પ્રધાન-પુરુષોના) તથા મહાપુરુષ, મહામાયા, અક્ષરબ્રહ્મ વગેરેના પણ **કારણ** આ તમારા પુત્ર છે. (૩૭-૩૮)

એટલું કહીને પ્રધાન પ્રકૃતિ અમૂલ્ય ભૂષણોથી હર્ષપૂર્વક ભક્તિમાતાને પૂજવા લાગ્યાં, ભક્તિમાતા પોતાના પુત્રનું આ પ્રકારનું અતિ મહાન ઐશ્વર્ય જોઈને **આશ્ચર્ય** પામ્યાં. (૩૯)

પછી શ્રીહરિએ પ્રધાન પુરુષના લોક થકી ઉત્તમૈશ્વર્યવાળો, મૂળ માયા અને મૂળ પુરુષના નિવાસવાળો, વિવિધ પ્રકારની શોભાયમાન રચનાઓથી સુંદર અને અત્યંત મનોહર લોક માતાને બતાવ્યો. (૪૦)

❂ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના સુપુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'પોતાના માતુશ્રીને શ્રીહરિએ જુદા જુદા લોકનું દર્શન કરાવ્યું' ઈત્યાદિ નિરૂપણ નામે બારમો અધ્યાય સંપૂર્ણ. (૧૨)

---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ ❂ આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (**દા.ત.** અધ્યાય ૨૪, ૨૬, ૨૭, ૨૯, ૩૦ વગેરે)

## ॥ अथ त्रयोदशोऽध्यायः ॥

### ( मूलमायापुरुषयोर्लोके वैभव★ एतयोः । तत्कृतो हरिसंमानः सम्प्रोक्तोऽस्ति त्रयोदशे ॥)

श्रीशुकानन्द उवाच – **राजितेऽथ महासौधैस्तस्मिन् लोके मनोहरैः । सत्सभामण्डपं भक्तिर्हेमस्तम्भं व्यलोकयत्**
**॥१॥ तत्राऽथ मूलमायेशं स्वर्णसिंहासने स्थितम् । भक्तिर्महार्हवसनं पुरुषं प्रैक्षताऽद्भुतम् ॥२॥ अनर्घ्यभूषावसनचन्दनाद्यैः**
**स्वपार्षदैः । निषेवितं महैश्वर्य्यं भूरिवीर्यप्रतापकम् ॥३॥ सोऽपि दृष्ट्वा हरिं सभ्यैरभ्येत्यानीय मन्दिरे । निषाद्य स्वासने**
**चित्रैरुपचारैरपूजयत् ॥४॥ अथोपचारनिभृतं स्वर्णपात्रं करे स्त्रियम् । बिभ्रतीं सदलङ्कारां सा ददर्श रमोपमाम् ॥५॥**
**ततोऽनर्घ्यविभूषाणां विद्युद्वस्त्रोरुतेजसाम् । द्वन्द्वानि सैक्षत स्त्रीणां पूरुषाणां च भूरिशः ॥६॥ तत्र तान्येव कतिचिद्बद्ध्वा**
**हस्ताञ्जलीन्मुदा । तत्स्तुतिं चक्रिरे भद्रां प्रेमगद्गदया गिरा ॥७॥ कानिचित्तस्य पूजार्थं मुक्तारत्नादिनिर्मितान् । हारांश्च**
**शेखरान् धृत्वा पाणिष्वेवावतस्थिरे ॥८॥ कतिचित्स्वर्णपात्राणि स्वर्णसन्मणिभूषणैः । युक्तान्यादाय हस्तेषु**
**तस्थुस्तत्पूजनेच्छया ॥९॥ चारुकुङ्कुमकस्तूरीचन्दनाद्यल्पभाजनैः । युक्तानि स्वर्णपात्राणि तस्थुर्धृत्वैव कानिचित् ॥१०॥**
**नानासुगन्धिपुष्पाणां हारकेयूरशेखरैः । मिश्राणि हेमपात्राणि भृत्वा तस्थुश्च कानिचित् ॥११॥**
**विचित्रानर्घ्यवसनैर्युतान्यादाय कानिचित् । स्वर्णाऽमत्राणि तत्पूजां कर्तुं तत्रावतस्थिरे ॥१२॥ उपायनैश्च**
**विविधैर्भृतान्यादाय कानिचित् । हिरण्मयानि पात्राणि प्रीत्या तस्थुर्महीपते ॥१३॥**

## અધ્યાય : ૧૩

## શ્રીહરિએ ભક્તિમાતાને મૂળપ્રકૃતિ-પુરુષાદિકના લોક બતાવ્યા. તથા તેમણે કહેલો પ્રત્યક્ષ શ્રીહરિનો મહિમા

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) મનોહર-મોટી હવેલીઓથી શોભતા તે લોકમાં સુવર્ણના સ્તંભવાળો, શોભાયમાન સભામંડપ ભક્તિમાતા જોવા લાગ્યાં; (૧) તે લોકમાં ભક્તિ માતાએ સુવર્ણ સિંહાસનમાં અમૂલ્ય વસ્ત્રો પહેરીને બેઠેલા મૂળ માયાના નિયંતા **અલૌકિક પુરુષ**ને જોયા; (૨) અમૂલ્ય ભૂષણો-વસ્ત્રો તથા ચંદનાદિથી પાર્ષદોએ પૂજેલા, અત્યંત પરાક્રમ તથા પ્રતાપવાળા; મહાપુરુષે પણ શ્રીહરિને જોઈને પોતાના પાર્ષદો સાથે ઊઠીને સન્મુખ જઈને શ્રીહરિને પોતાના આસનમાં બેસાડીને વિવિધોપચારથી તેમનું **પૂજન** કર્યું. (૩-૪)

પછી પૂજાની સામગ્રીથી ભરેલો સોનાનો થાળ હાથમાં લઈને ઊભેલાં, સુશોભિત અલંકારવાળાં, રમાની ઉપમા યોગ્ય, સ્ત્રીને ભક્તિમાતાએ જોયાં. (૫) તથા અમૂલ્ય આભૂષણોથી શોભતા વીજળી સમાન તેજસ્વી વસ્ત્રો પહેરેલાં પુરુષો અને સ્ત્રીઓનાં જોડલાં ભક્તિ માતાએ જોયાં (૬) તેમાં કેટલાક દ્વંદ્વો તો હર્ષપૂર્વક હાથ જોડીને ગદ્‌ગદ વાણીથી શ્રીહરિની માંગલિક સ્તુતિ કરતાં હતાં (૭) કેટલાંક દ્વંદ્વો તો મોતી અને રત્નોથી બનાવેલા હાર તથા તોરાઓ હાથમાં ઝાલીને શ્રીહરિને પહેરાવવા ઊભાં રહ્યાં હતાં, કેટલાંક સ્ત્રી પુરુષોનાં જોડલાં સુવર્ણ અને ઉત્તમ મણિના અલંકારોથી ભરેલાં સુવર્ણ પાત્રો હાથમાં પકડીને ઊભાં હતાં. (૮-૯) કેટલાંક જોડલાં સુંદર કુંકુમ-કસ્તૂરી-ચંદનાદિના નાના પાત્રોથી યુક્ત સુવર્ણ પાત્રો હાથમાં પકડીને શ્રીહરિની પૂજાવિધિ કરવાની ઈચ્છાથી ઊભાં હતાં. (૧૦) કેટલાંક તો વિવિધ પ્રકારના સુગંધી પુષ્પોના હાર-ગુચ્છ-તોરાથી ભરેલાં સુવર્ણ પાત્રો હાથમાં લઈને ઊભાં હતાં. (૧૧) કેટલાંક સ્ત્રી પુરુષોનાં જોડલાં અમૂલ્ય વસ્ત્રોથી ભરેલાં સુવર્ણ પાત્રો લઈને શ્રીહરિની પૂજા કરવા માટે ઊભાં હતાં; હે મહીપતે! કેટલાંક વિવિધ ભેટો ભરેલાં સુવર્ણ પાત્રો ગ્રહણ કરીને પ્રસન્નતાપૂર્વક ઊભાં હતાં. (૧૨-૧૩)

★ ''लोको वैभव'' इति ( क=रसबो० पाठः ) । ''लोकवैभव' इति च ( ब ) पाठः ।

नानोपचारनिभृतस्वर्णपात्रकराणि सा । तानि दृष्ट्वा स्थितान्येवं भक्तिश्चित्रं ययौ महत् ।।१४।। मूलमायाऽथ तै रम्यैरुपचारैस्तमार्च्चयत् । तथा प्रधानपुरुषद्वन्द्वानि च सहस्रशः ।।१५।। इत्थं सर्वेश्वरेशत्वं दिव्यभावं परं तथा । हरेर्वीक्ष्याऽऽत्मपुत्रस्य भक्तिराप मुदं पराम् ।।१६।। साऽथ प्रेमाश्रुनयना विस्मिता पुलकांकिता । विवक्ष्यन्त्यपि नैवासीद्वक्तुं शक्ता महीपते ।।१७।। अथोपचारयुक्स्वर्णपात्रहस्ता महाप्रभा । रूपलावण्यसंपन्ना स्त्री वरेत्याह तां वचः ।।१८।। प्रष्टव्यं यदि किञ्चित्ते तर्हि त्वं पुण्यदर्शने । निःसंशयं हि तत्सर्वं पृच्छ मां स्वमनोगतम् ।।१९।। एवमाकर्ण्य तद्वाक्यं प्रीता प्रेमवती भृशम् । इत्थं जगाद मधुरां वाचं तां प्रमदोत्तमाम् ।।२०।। उदाररूपलावण्यौ मत्पुत्रार्हणतत्परौ । कौ युवामतुलैश्वर्य्यौ महातेजोविराजितौ ।।२१।।

युष्मत्प्रतापलीनानां ह्रीमतामग्रतश्च वाम् । एनं प्रार्थयमानानामेतत्सेवां चिकीर्षताम् ।।२२।। स्त्रीपुंसानां हि युवयोः स्थितान्येतानि सर्वतः । कोटिशो युगलानि स्वित् कानि सन्ति शुचिव्रते ।।२३।। एतद् बुभुत्सवे मह्यं वक्तुमर्हसि शोभने । सा तद्वाक्यमिति श्रुत्वा वाक्यं प्राहेति तां शुभम् ।।२४।। भद्रे प्रधानपुरुषद्वन्द्वानामेव कोटिशः । हेतू विद्धि त्वमेवाऽऽवां मूलमायापुमाह्वयौ ।।२५।। अस्य सर्वेश्वरेशस्य सूनोस्ते परमात्मनः । बिभृवोऽजस्रमेवाज्ञामावां स्वीयोत्तमाङ्गयोः ।।२६।। शुभे प्रधानपुरुषद्वन्द्वान्येतानि कोटिशः । जानीहि त्वं किलावाभ्यां प्रादुर्भूतानि सर्वशः ।।२७।। अन्येषामावयोश्चैनं

---

વિવિધ વસ્તુઓ ભરેલાં સુવર્ણપાત્રો હાથમાં ધારણ કરીને ઊભા રહેલાં તે જોડલાંઓને જોઈને ભક્તિમાતા, અત્યંત આશ્ચર્ય પામ્યાં. (૧૪) પછી મૂળ માયાએ રમણીય ઉપચારોથી શ્રીહરિનું પૂજન કર્યું. તેમજ હજારો પ્રધાન પુરુષનાં જોડલાંઓએ પણ શ્રીહરિનું પૂજન કર્યું. (૧૫) આ પ્રકારે **ભક્તિમાતા,** પોતાના પુત્ર શ્રીહરિનું સર્વેશ્વરેશ્વરપણું તથા સર્વોત્તમ દિવ્ય ભાવ જોઈને, અલૌકિક આનંદ પામ્યાં. (૧૬) હે મહીપતે ! પ્રેમાશ્રુથી ભરેલાં નેત્રવાળાં, આ દિવ્ય દર્શનથી વિસ્મય પામી રોમાંચિત થયેલાં, બોલવાની ઈચ્છા છતાં ભક્તિમાતા હર્ષના અતિરેકથી બોલી ન શક્યાં. (૧૭)

તે સમયે વિવિધ ઉપચારો યુક્ત સુવર્ણ પાત્રને હાથમાં ધારી રહેલી, અત્યંત કાંતિવાળી, લાવણ્ય સંપન્ન, શ્રેષ્ઠ **મહામાયા**એ ભક્તિમાતાને કહ્યું, 'હે પુણ્ય દર્શને ! તમારે કાંઈ પૂછવું હોય તો તમો નિઃસંશય તમારા મનમાં ઉદ્‌ભવતા સર્વે પ્રશ્નો મને પૂછો.' (૧૮-૧૯)

મૂળમાયાનું વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા ભક્તિમાતાએ મૂળમાયાને મધુર વાણીથી કહ્યું, 'અતિ મહાન રૂપ-લાવણ્યવાળા★, મારા પુત્રની પૂજાપરાયણ, અનુપમ ઐશ્વર્યવાળા, અત્યંત તેજથી સુશોભિત તમો, બન્ને જણ કોણ છો ? (૨૦-૨૧) તમારા પ્રતાપમાં લીન થયેલાં; તમારા બન્ને આગળ લજ્જા યુક્ત, તમારા પતિની પ્રાર્થના કરતાં તેમજ એમની સેવા કરવા ઈચ્છતાં; આ સ્ત્રી પુરુષોનાં કોટાનકોટિ જોડલાં, તમારા બન્નેની ચારે તરફ જે રહેલાં છે તે હે પતિવ્રતે ! કોણ છે ? (૨૨-૨૩) હે શોભાવાળી ! હું તે જાણવા ઈચ્છું છું, તે મને કહો,' આવું વચન સાંભળીને મૂળમાયાએ ભક્તિમાતાને કહ્યું: (૨૪)

'હે કલ્યાણી ! આ કરોડો કરોડ પ્રધાન-પુરુષનાં જે જોડલાં છે. તેની ઉત્પત્તિના કારણરૂપ હું **મૂળમાયા** છું, અને આ મારા પતિ **મૂળ પુરુષ** છે. (૨૫) સર્વેશ્વરેશ્વર, પરમાત્મા તમારા પુત્ર આ શ્રીહરિની આજ્ઞા અમો નિરંતર અમારા શિર ઉપર ધારણ કરીએ છીએ. (૨૬) હે શુભે ! પ્રધાન પુરુષનાં એ **અસંખ્ય જોડલાં** અમારા બન્નેથી ઉત્પન્ન થયાં છે. હે માતા ! અમારા બન્નેના તથા બીજા સર્વે ઈશ્વરોના પણ અધીશ્વર આ **તમારા પુત્ર** છે. અમારાથી પર અક્ષર

---

★ મોતીઓની અંદર છાયા=દીપ્તિમાં જે ઉજ્જ્વળતા છે તે "**તરલત્વ**" છે. તેવું જેમના અંગોમાં પ્રતિ ભાસ થાય છે તે **લાવણ્ય** કહેવાય છે.

विद्धीशानामधीश्वरम् । अक्षरब्रह्मणश्चास्मत् - परस्यापि नियामकम् ॥२८॥ हेतुं सर्वावताराणामव्यक्तं पुरुषोत्तमम् । अनवद्यमनाद्यन्तं पुत्रं जानीहि ते त्विमम् ॥२९॥ परब्रह्मण एतस्मादद्वितीयादविक्रियात् । सनातनात्परानन्दात्परः कश्चिन्न वर्तते ॥३०॥ क्षराक्षराणां सर्वेषामन्तर्यामी निरञ्जनः । नित्यानां चेतनानां यो नित्यश्चेता च कामकृत् ॥३१॥ परमात्माऽखिलाधारो निराधारोऽक्षरात्परः । नियन्ता कालमायादेरात्मतन्त्रश्च सर्ववित् ॥३२॥ दिव्यावयवरूपोऽसाविन्द्रियाणामगोचरः । सर्वोत्तमगुणैश्वर्य्यप्रतापादिमहोदधिः ॥३३॥ सर्वेऽप्यक्षरमुक्ताद्यास्तथा वेदशिरोव्रजाः । शेषाद्या यद्गुणादीनां पारं यान्त्येव न क्वचित् ॥३४॥

स एव भूमाऽप्ययमङ्गभाजामात्यन्तिकीं कर्तुमहो विमुक्तिम् । ऐकान्तिकान् स्वान् सुखयन्नितान्तं त्वच्छर्मणे ते भवने प्रजातः ॥३५॥ अस्यैव धाम्नो गतिरस्ति भद्रे सुदुर्ल्लभाऽन्यैरिति विद्धि चित्ते । अस्योपलब्धिस्तु तवाद्य जाता त्वदात्मजस्यास्य हरेर्दयातः ॥३६॥ तामित्युदीर्य्यैव तदीयपूजां वरोपचारै रुचिरैर्विचित्रैः । सा भूरिमूल्याभरणाम्बराद्यैस्तां श्लाघयन्ती विदधे यथावत् ॥३७॥ भक्तिस्तयेति नृपते परिपूज्यमाना ज्ञात्वा तमात्मतनयं त्ववतारहेतुम् । राजन्पराक्षरपरं सकलेश्वरेशं रोमाञ्चिता समभवत्प्रणयाश्रुनेत्रा ॥३८॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे स्वमात्रे श्रीहरिप्रदर्शितमूलप्रकृतिपुरुषादिनिरूपणनामा त्रयोदशोऽध्यायः ॥१३॥

---

બ્રહ્મ છે, અને તેના પણ નિયામક એમને જાણો. (૨૭-૨૮) હે માતુશ્રી ! આ તમારા પુત્ર સર્વે અવતારોના કારણ, અવ્યક્ત (અજ્ઞાનીઓ ભગવાનપણે ન જાણી શકે તેવા), પુરુષોત્તમ, નિર્દોષ તેમજ આદિ અને અંત રહિત છે; (૨૯) પરબ્રહ્મ, અવિકારી, અદ્વિતીય, સનાતન, સર્વોત્તમ, અનવધિકાતિશય આનંદવાળા, આ તમારા પુત્રથી પર કોઈ પણ નથી; (૩૦) તમારા આ પુત્ર, નિરંજન, સર્વે ક્ષરાક્ષરોના અંતર્યામી, નિત્ય ચેતનોના પણ આત્મા તથા મનોરથ પૂર્ણ કરનારા છે. (૩૧) આ તમારા પુત્ર **પરમાત્મા** પોતે નિરાધાર (અર્થાત્ અન્ય આધાર આધેય ભાવ રહિત) છે, તો પણ સમગ્ર ચૈતન્ય વર્ગ તથા જડવર્ગના આધાર છે. અક્ષરથી પર, કાળમાયાદિકના નિયંતા, સ્વતંત્ર અને સર્વજ્ઞ છે; (૩૨) દિવ્ય અવયવોથી યુક્ત (સાકાર), પ્રાકૃતેન્દ્રિયોથી ન ગ્રહણ કરી શકાય તેવા તેમજ સર્વોત્તમ ગુણો તથા ઐશ્વર્ય અને પ્રતાપના સમુદ્ર રૂપ છે; (૩૩) સર્વે ઉપનિષદો તથા શેષાદિ તથા અક્ષરમુક્તો પણ જેમના ગુણાદિનો ક્યારેય પણ પાર પામતા જ નથી; (૩૪) એ જ ભૂમા (સકળ ગુણ-વિભૂતિ-ઐશ્વર્ય આદિથી શ્રેષ્ઠ), આવા મહિમાવાળા આ તમારા પુત્ર મનુષ્યોની આત્યંતિક મુક્તિ માટે, પોતાના ભક્તોને સુખ આપવા માટે અને વિશેષપણે તો તમારા સુખને માટે તમારે ત્યાં પ્રગટ થયા છે. અહો ! આ **આશ્ચર્ય**ની વાત છે; હે કલ્યાણી ! બીજાને તો આ ધામમાં આવવું અતિ દુર્લભ છે. તમો આ ધામમાં આ તમારા પુત્ર શ્રીહરિની કેવળ દયાથી જ આવી શક્યાં છો.' (૩૫-૩૬)

મૂળ પ્રકૃતિએ આ પ્રમાણે ભક્તિમાતાને કહીને તેમની **પ્રશંસા** કરી અને ઘણાં મૂલ્યવાન અલંકારો તથા વસ્ત્રોથી તેમની **પૂજા** કરી. (૩૭) હે રાજન્ ! આ પ્રમાણે મૂળ પ્રકૃતિએ પૂજેલાં ભક્તિમાતા પોતાના પુત્રને સર્વ અવતારના કારણ, શોભાયમાન-સર્વથકી પર અક્ષર તેથી પણ પર અને સમગ્ર ઈશ્વરોના નિયામક **પુરુષોત્તમ** જાણીને, રોમાંચિત બની ગયાં અને તેમના નેત્રો સ્નેહાશ્રુથી ભરાઈ ગયાં. (૩૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'પોતાની માતાને શ્રીહરિએ મૂળ પ્રકૃતિ-પુરુષાદિના લોક બતાવ્યા' તે નિરૂપણ નામે તેરમો અધ્યાય સંપૂર્ણ. (૧૩)

## ॥ अथ चतुर्दशोऽध्यायः ॥

## ( चतुर्दशे हरिर्धामाक्षरं च *मन्दिरं निजम् । मात्रे सन्दर्शयामास तन्मध्ये स्वमितीरितम् ॥ )

श्रीशुकानन्द उवाच - **अक्षराख्यं ततो राजन् स्वीयं धाम परं हरिः । स्वमात्रे दर्शयाञ्चक्रे प्रेमवत्यै दयोदधिः ॥१॥ सत्यं ब्रह्मपुरं दिव्यं प्रोक्तं चामृतधाम यत् । नित्यं पूर्णमनाद्यन्तं परमव्योमसंज्ञितम् ॥२॥ सच्चिदानन्दरूपं यत् सर्वाधारमखण्डितम् । निरवद्यं निरातङ्कं समग्रावरणोज्झितम् ॥३॥ उद्यतानां हि युगपत्कोटिकोटीन्दुभास्वताम् । भूरितेजांसि लीयेरन् यद्देशेऽल्पेऽपि सर्वशः ॥४॥ दशोत्तराधिकैर्युक्ता यत्राष्टावरणैर्ध्रुवम् । प्रविष्टा यान्त्यणुतुलां कोटिकोट्यण्डराशयः ॥५॥ सच्चित्सुखमया यस्मिन् पदार्थाः सन्ति सर्वशः । भोगभोगोपकरणैर्युक्तमप्राकृतैश्च यत् ॥६॥ किशोरैः कोटिकोट्यर्कप्रकाशैरक्षराभिधैः । मुक्तैरप्राकृताकारैरसंख्यैरुत्तमैर्युतम् ॥७॥ दिव्यालंकारवस्त्राभिः पश्यन्तीभिर्हरिं मुदा । राधारमादिभिर्युक्तं शक्तिभिर्भूरिभिस्तथा ॥८॥**

**अप्राकृतस्फुरत्स्वर्णश्रीमन्नानामणिप्रभैः । सौधैरुच्चतरैर्दिव्यैर्भ्राजितं तुल्यपङ्क्तिभिः ॥९॥ सच्चित्सुखात्मनां तस्मिन्मुक्तानां वसतां सदा । यत्सुखं तस्य नैवान्तः शेषाद्यैरपि लभ्यते ॥१०॥ यत्रत्यानां विभूतीनामैश्वर्य्याणां च भूरिशः । सच्चिदानन्दरूपाणां नान्तः कैश्चित्प्रपद्यते ॥११॥ एवं तददभुतं श्रीमत्सर्वधामविभूषणम् । दृष्ट्वा धाम परं भक्तिश्चित्रं प्राप सुखं तथा ॥१२॥**

---

### અધ્યાય : ૧૪

## શ્રીહરિએ માતાને બતાવેલ અક્ષરધામ અને ત્યાંના ઐશ્વર્યાદિકનું વર્ણન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! દયાના સાગર શ્રીહરિએ પ્રેમવતી માતાને **અક્ષર** નામનું પોતાનું **ધામ** બતાવ્યું; જે સત્ય (ત્રિકાળમાં પણ નાશ ન પામે તેવું), અપ્રાકૃત, અમૃતધામ તથા બ્રહ્મપુર શબ્દથી ઓળખાય છે તથા નિત્ય, પૂર્ણ, આદિ અને અંતરહિત, પરમ વ્યોમની સંજ્ઞાવાળું છે; (૧-૨) જેને સચ્ચિદાનંદ રૂપ, સર્વાધાર, અખંડિત, નિર્દોષ, નિર્ભય, સમગ્ર આવરણોથી રહિત; એકી સાથે ઊગેલા કરોડ કરોડ સૂર્ય અને ચંદ્રોનું સર્વે તેજ જેના અલ્પ ભાગમાં લીન થઈ જાય છે; (૩-૪) ઉત્તરોત્તર દશ ગણા અધિક એવા પૃથિવ્યાદિક અષ્ટાવરણોથી યુક્ત કોટાનકોટી બ્રહ્માંડો જેના આધારે રહ્યાં છે, છતાં તે ધામની અતિશય મોટપ આગળ તે બ્રહ્માંડો અણુ જેવા ભાસે છે; (૫) જે અક્ષરધામમાં તમામ પદાર્થો, સત્, ચિત્, આનંદ સ્વરૂપ છે. વળી જે ધામના ભોગ તથા તેના સાધનો પણ દિવ્ય છે; (૬) કરોડ કરોડ સૂર્યના સમાન પ્રકાશવાળા, કિશોરાવસ્થાવાળા, દિવ્યાકૃતિવાળા, અસંખ્ય, શ્રેષ્ઠ **અક્ષરમુક્તો** તે ધામમાં છે; તેવીજ રીતે જે દિવ્યાલંકાર અને વસ્ત્રો ધારણ કરી હર્ષપૂર્વક શ્રીહરિને નિહાળે છે તેવી રાધા રમાદિ અનેકાનેક **શક્તિઓ**થી યુક્ત છે; (૭-૮) જે અક્ષરધામ અલૌકિક સ્ફુરાયમાન સુવર્ણમાં જડેલા વિવિધ મણિઓની કાંતિયુક્ત-અત્યંત શોભાયમાન-અત્યંત ઊંચા અને હારબંધ મહેલોથી શોભાયમાન છે. (સત્સંગિજીવનમાં **ધામનું વર્ણન** કર્યું છે. તેમાંથી અને સુધાસિંધુની ટીકાથી તથા સર્વ મંગળ સ્તોત્રની ટીકાથી **પ્રમાણ વાક્યો** જાણી લેવાં) તે ધામમાં સદા વસતા સચ્ચિદાનંદરૂપ મુક્તોનું જે સુખ છે. તે સુખનો પાર શેષાદિ પણ પામતા નથી. તો બીજા ક્યાંથી પામે ? ન જ પામે!' (૯-૧૦) ત્યાંની અપરિમિત સચ્ચિદાનંદ રૂપ વિભૂતિઓ તથા ઐશ્વર્યનો પાર પણ કોઈ પામી શકતું નથી; આવું અલૌકિક આશ્ચર્યવાળું અને અતિશય શોભાવાળું, સર્વધામના ભૂષણરૂપ પૂર્વોક્ત શ્રેષ્ઠ અક્ષરધામ જોઈને ભક્તિમાતા આશ્ચર્યસહ અતિશય **આનંદ** પામ્યાં. (૧૧-૧૨)

---

★ ''निजमन्दिरम्'' इति ( ब ) पाठान्तरम् ।

सा ततोऽप्राकृतं रम्यं तत्र मन्दिरमद्भुतम् । ददर्शाऽलौकिकमहातेजोराजितमुत्तमम् ॥१३॥ अप्राकृतमणिस्वर्णस्तम्भशोभाऽद्भुतं च यत् । वर्त्ततेऽलौकिकलसद्विचित्रोल्लोचतोरणम् ॥१४॥ विस्तीर्णं चाप्रतिनिभं दिव्यानन्दावहेक्षणम् । शेषादयोऽपि यच्छोभां सर्वां वक्तुं नहि क्षमाः ॥१५॥ तत्राथ प्रेक्षत वरं महासिंहासनं हि सा । अप्राकृतातिविलसन्मणिस्वर्णमयं शुभम् ॥१६॥ शान्ताऽप्राकृतसत्तेजोभ्राजमानं मनोरमम् । अप्राकृतमणिस्वर्णश्रीमत्सोपानभास्वरम् ॥१७॥ अथ श्रीहरिकृष्णं सा तत्रासीनं निजात्मजम् । अनादिसिद्धपरमश्रीमूर्तिं समलोकयत् ॥१८॥ अप्राकृतैरवयवैर्भूरिशोभानिकेतनैः । अन्यतुल्यत्वरहितैर्युक्तो यो राजते प्रभुः ॥१९॥ शान्ताऽप्राकृतसंराजत्तेजःपुञ्जावृताकृतिः । दीर्घदोर्दण्डयुगलो भ्राजमानपदद्वयः ॥२०॥ सदा किशोरवयसा राजितोऽप्राकृताकृतिः । एकैकस्वाङ्गभूरिश्रीध्वस्तकोटिस्मरस्मयः ॥२१॥ अचिन्त्याऽप्राकृताऽनादिस्वसिद्धैरन्यदुर्लभैः । अपारैरेव कल्याणैर्गुणैश्वर्यादिभिर्युतः ॥२२॥ अप्राकृतोल्लसद्वासोनानालंकारभास्वरः । अप्राकृताऽतुलानन्दः पूर्णकामो निरञ्जनः ॥२३॥

महाराजाधिराजार्हैर्लक्ष्मभिश्चामरादिभिः । अप्राकृतैर्निजैर्जुष्टो नित्यदा पार्षदैर्युतः ॥२४॥ अपरिमितदयामहोदधिर्यो भुवनपतिश्चिदचिद्गणैकसाक्षी । शुभवचनसुधास्मितेक्षणाद्यैर्नयति सुखं भृशमक्षराख्यमुक्तान् ॥२५॥ कनकवलयशृङ्खलाभिरामः खचितमणीन्द्रसुवर्णमुद्रिकाभिः । विविधमणिसुवर्णचारुमुक्तारुचिकरहारचयैश्च रोचमानः★ ॥२६॥

---

ભક્તિમાતાએ તે ધામમાં અમાયિક, રમણીય, અદ્‌ભુત, અલૌકિક, મહાતેજથી શોભાયમાન **ઉત્તમ મંદિર** જોયું; દિવ્ય મણિ જડિત સુવર્ણ સ્તંભોની શોભાથી આશ્ચર્યજનક, જે મંદિર અલૌકિક શોભતા વિવિધ પ્રકારના તોરણોવાળું છે; (૧૩-૧૪) જે વિશાળ અને અનુપમ, તેમજ જેનાં દર્શન દિવ્યાનંદ ઉત્પન્ન કરે છે, જે મંદિરની સર્વ શોભાનું વર્ણન કરવા માટે હજાર મુખવાળા શેષાદિ પણ સમર્થ થતા નથી તો બીજાની તો વાત જ શી કહેવી ? (૧૫) ભક્તિમાતાએ તે મંદિરમાં એક શ્રેષ્ઠ **સિંહાસન** જોયું, અત્યંત શોભાયમાન દિવ્ય મણિથી જડેલું સુવર્ણમય, શુભ; શાંતિકર, દિવ્ય તેજથી સુશોભિત તથા મનોહર, દિવ્ય મણિજડિત સુવર્ણનાં સુશોભિત પગથિયાંથી તે સિંહાસન પ્રકાશિત છે. (૧૬-૧૭)

ભક્તિમાતાએ તે સિંહાસનમાં બેઠેલા અનાદિસિદ્ધ-અતિશ્રેષ્ઠ-સુશોભિત મૂર્તિમાન પોતાના પુત્ર શ્રીહરિકૃષ્ણને જોયા; (૧૮) જે **શ્રીહરિકૃષ્ણ ભગવાન** અમાયિક, અત્યંત શોભાના ધામરૂપ અને અનુપમ અવયવોવાળા વિરાજે છે. (૧૯) જેમનું સ્વરૂપ શાંત-દિવ્ય તેમજ શોભાયમાન તેજના સમૂહોથી વીંટાયેલું છે. જેમને જાનુપર્યન્ત લાંબી બે ભુજા છે અને સુશોભિત બે ચરણકમળ છે; (૨૦) સદા શોભાયમાન અને દિવ્ય કિશોરસ્વરૂપ જેમનું છે તથા જેમના એક એક અંગની અત્યંત શોભાથી કરોડો કામદેવનો ગર્વ પણ નાશ પામે છે; (૨૧) જે ચિત્તના ચિંતવનમાં કદી નથી આવતા અને બીજાઓને અત્યંત દુર્લભ એવા સદા અનાદિ-સ્વસિદ્ધ-દિવ્ય કલ્યાણકારી અગણિત ગુણ અને ઐશ્વર્યાદિ વૈભવવાળા છે; (૨૨) અપ્રાકૃત-અત્યંત શોભતાં વસ્ત્રો તથા વિવિધ અલંકારોથી પ્રકાશમાન, અમાયિક-અનુપમ આનંદવાળા, પૂર્ણકામ, માયારહિત; (૨૩) મહારાજાધિરાજને યોગ્ય ચમર-છડી-છત્ર વગેરે ચિહ્નોવાળા, પોતાના દિવ્ય પાર્ષદોએ હંમેશાં સેવેલા; (૨૪) અપરિમિત દયાના સમુદ્ર, ભુવનોના પતિ, જડ અને ચેતનના સાક્ષી, જે પોતાના વચનરૂપી અમૃતથી અને મંદ હાસ્યથી અક્ષરમુક્તો તરફ દૃષ્ટિ કરી તેમને અત્યંત સુખ પમાડે છે એવા; (૨૫)

સુવર્ણના કડાં-સાંકળાં, મણીન્દ્રોથી જડેલી સોનાની વીંટીઓ તથા વિવિધ પ્રકારના મણિ-સુવર્ણના મણકા તથા શુદ્ધ મોતીના અતિ મનોહર હારોથી અતિશય શોભાયમાન; (૨૬)

---

★ ''शोभमानः'' इति ( ब ) पाठान्तरम् ।

विविधमणिविभासितं च हैमं शिरसि दिवाकरलज्जनं किरीटम् । दधदमलमणीन्द्रहैमराजन्म-करसमाकृतिकुण्डलातिशाली ॥२७॥ सुमणिकनकमौक्तिकेन्द्रहारो मणिपुरटाङ्गदयुक्तबाहुयुग्मः । अतिशयविलसत्कपोलदेशः सुललितकुण्डलवल्गुवल्गितेन ॥२८॥ रुचिरकटितटे सुवर्णराजन्मणिमयसारसनं* समादधानः । खचितमणिहिरण्यनूपुराभ्यां विलसितपादयुगो मनोऽभिरामः ॥२९॥ सकरुणविलसत्कटाक्षमोक्षो मधुरतरस्मितलज्जिताच्छचन्द्रः । रुचिरनखमणीन्द्रपङ्क्तिभासा विलसितपादकराङ्गुलिप्रवीक्षः ॥३०॥ ललितनयनलज्जितारविन्दो रदजितदाडिमबीजकुन्दकोशः । बहुरुचिनिलयप्रसन्नवक्त्रो जितनवपल्लवसद्रदच्छदश्रीः ॥३१॥ न भवति गगनं यथाऽन्यसाम्यं नहि जलधिश्च यथा सरःसमानः । भुवि धनसदृशो यथा न चिन्तामणिरितरैर्न समस्तथा स एव ॥ ३२ ॥ एवंविधं श्रीहरिकृष्णमीक्ष्यं मुदैव सा भक्तिरवेक्षमाणा । तत्सन्निधौ प्रैक्षत तेन दृष्टान् स्थितान् स कारुण्यदृशाऽवतारान् ॥३३॥

वेदांस्ततोऽप्राकृतमूर्त्तियुक्तान् स्थितान् मुदा तं स्तुवतस्तदग्रे । तथाविधैर्ज्ञानमुखैरशेषैर्भक्तिर्भगैरैक्षत सार्धमेव ॥३४॥ अप्राकृताकारयुजोऽक्षराख्यांस्तं पश्यतो मुक्तगणानपश्यत् । सा भूरिशक्तीश्च तमीक्षमाणा राधारमाद्या वरवस्त्रभूषाः ॥३५॥

---

મસ્તકે વિવિધ પ્રકારના મણિથી પ્રકાશમાન-સૂર્યનારાયણને લજ્જા પમાડનાર સુવર્ણનો મુગટ ધારણ કરતા, શુદ્ધ મણીંદ્રોવાળા-સોનાના મકરાકૃતિ કુંડળોથી અત્યંત શોભતા; (૨૭) જેમણે સુંદર મણિ-સોનાના મણકા તથા ઉત્તમ મોતીઓથી નિર્મિત સુંદર હાર પહેર્યા છે; મણિજડિત શુદ્ધ સુવર્ણના બાજુબંધ બન્ને હાથે પહેર્યા છે, પહેરેલા સુંદર કુંડળના હલન ચલનથી જેમનું કપોળ પ્રદેશ અતિશય શોભે છે; (૨૮) સુંદર કટિતટમાં સુવર્ણનો મણિમય કંદોરો જેમણે ધારણ કર્યો છે, જેમનાં ચરણકમળ મણિજડિત સુવર્ણોનાં ઝાંઝરોથી શોભાયમાન છે એવા, મનોહર; (૨૯) કરુણાર્દ્ર નેત્રમાં અતિશોભા યુક્ત દૃષ્ટિ કટાક્ષ જેમનો છે, જેમના અત્યંત મધુર અને મંદ હાસ્યથી શરદ પૂર્ણિમાનો ચંદ્રમા પણ લજ્જા પામ્યો છે; જે સુંદર નખરૂપી મણીન્દ્રોની પંક્તિની શોભાથી શોભતી હાથ-પગની સુંદર આંગળીઓથી અતિશય દર્શનીય છે; (૩૦) જેમના સુંદર નયનોની શોભાથી કમળો પણ લજ્જા પામ્યા છે; દંત પંક્તિની શોભાથી દાડમ તથા મોગરાની કળીની સુંદરતાનો જેમણે પરાભવ કર્યો છે, અતિશય કાંતિના સ્થાનભૂત-પ્રસન્ન મુખવાળા, ઓષ્ઠની શોભાથી નવાં કુમળાં પાંદડાંની સુંદરતાને જેણે જીતી છે; (૩૧) જેમ આકાશને બીજાની ઉપમા ન દેવાય, સમુદ્રને સરોવર જેવો ન કહેવાય, ચિંતામણી સમાન જેમ બીજું ધન નથી, તેજ પ્રમાણે શ્રીહરિની તુલ્ય અક્ષર તથા અક્ષર મુક્તો પણ નથી. (૩૨)

(આ પ્રકારે સર્વોત્તમ-શ્રીહરિનું વર્ણન કરીને, તેમની માતાએ જે અન્ય જોયું તે **ત્રણ શ્લોક**થી કહે છે.) ભક્તિમાતાએ ઉપર કહ્યા તેવા દર્શનીય શ્રીહરિકૃષ્ણને જોતાં થકાં; શ્રીહરિના સમીપમાંજ ચારેય બાજુ ઊભા રહેલાં અને શ્રીહરિએ, પ્રેમરસથી ભરપૂર કરુણા દૃષ્ટિથી નીરખેલાં, **અવતાર સ્વરૂપો**ને જોયાં. (૩૩)

પછી ભક્તિમાતાએ દિવ્ય મૂર્તિ શ્રી હરિની સન્મુખ ઊભેલા અને હર્ષપૂર્વક શ્રીહરિની સ્તુતિ કરતા મૂર્તિમાન **વેદો**ને, તેમના સમગ્ર જ્ઞાનાદિ **ઐશ્વર્યો** સાથે, જોયાં. (૩૪)

તેમજ દિવ્ય આકારવાળા, શ્રીહરિના દર્શન કરતા અનંત **અક્ષર મુક્તો**ને ભક્તિમાતા જોવા લાગ્યાં; તેમજ શ્રીહરિના દર્શનમાં મગ્ન-શ્રેષ્ઠ વસ્ત્ર તથા અલંકારો જેમણે ધારણ કર્યાં છે તેવી રાધા-રમા આદિક ઘણી **શક્તિઓ**ને પણ ભક્તિમાતા જોવા લાગ્યાં. (૩૫)

---

★ ''सद्रसनाम्'' इति ( ब ) पाठान्तरम् ।

प्रेम्णाऽखिलैस्तैरधिषेव्यमाणं विलोक्य भक्तिर्हरिकृष्णमेव । मुदश्रुधारापुलकाञ्चिताङ्गी शान्तिं परां प्राप भृशं च चित्रम् ॥३६॥ एवं स्वां जननीं नितान्तकृपया लोकेशलोकांस्तथा धाम ब्रह्मपुरं परं निजमहैश्वर्य्यैस्तथाऽप्राकृतम् । स्वं विज्ञापयितुं प्रदर्श्य परमं भावं समाधेर्द्रुतं श्रीधार्मिर्ह्युदतिष्ठिपन्नरपते श्रीस्वामिनारायणः ॥३७॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिणा स्वमातृप्रदर्शिताक्षरधामादिनिरूपणनामा चतुर्दशोऽध्यायः ॥१४॥

## ॥ अथ पञ्चदशोऽध्यायः ॥

**( भक्तिः पञ्चदशेऽस्तौषीद् दृष्टैश्वर्योक्तिभिर्हरिम् । आशयद् याचिता तेन स्वाद्वन्नमिति कीर्तितम् ॥ )**

श्रीशुकानन्द उवाच – **भक्तिस्ततो निजसुतं निखिलेश्वरेशं ज्ञात्वाऽद्वितीयमवतारनिमित्तमाद्यम् । तं चाक्षरात्परतरं हरिकृष्णसंज्ञं तुष्टाव जातपुलका प्रणयाश्रुनेत्रा ॥१॥**

भक्तिरुवाच – **साक्षादलौकिकनिजाक्षरधामवासी ज्ञातो मया त्वमखिलाऽक्षरमुक्तसेव्यः । दिव्याक्षरादपि परोऽपरिमेयतेजोविभ्राजितावयवदिव्यपुराणमूर्त्तिः ॥२॥ नित्याद्भुतानवधिकातिशयैकरूपस्वीयानुरूपनिरवद्य-**

---

તે સમગ્ર મુક્તો તથા શક્તિઓ અત્યંત પ્રેમપૂર્વક શ્રી હરિકૃષ્ણને સેવે છે, તે જોઈને હર્ષના અશ્રુથી રોમાંચિત અંગોવાળાં **ભક્તિમાતા** અત્યંત શાંતિ અને આશ્ચર્ય પામ્યાં. (૩૬)

આ પ્રકારે હે રાજન્ ! શ્રી ધર્મના પુત્ર શ્રી સ્વામિનારાયણે અત્યંત કૃપાથી પોતાના માતૃશ્રીને પોતાનું દિવ્ય મહા ઐશ્વર્ય જણાવવા માટે બ્રહ્માંડોના ઈશ્વરો સહિત તેમના લોક તેમજ પોતાનું સર્વોત્કૃષ્ટ દિવ્ય અક્ષરધામ બતાવીને, તથા પોતાનો સર્વોપરી ભાવ બતાવીને, સમાધિમાંથી તત્કાળ **જાગ્રત** કર્યાં. (૩૭)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રી રઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ પોતાની માતાને બતાવેલા અક્ષરધામાદિનું વર્ણન' નામે ચૌદમો અધ્યાય સંપૂર્ણ. (૧૪)

## અધ્યાય : ૧૫

## ભક્તિમાતાએ અક્ષરાદિ ધામમાં જોયેલા સમગ્ર ઐશ્વર્યથી યુક્ત બાલપ્રભુ શ્રીહરિની સ્તુતિ કરી.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી **ભક્તિમાતા** શ્રીહરિકૃષ્ણ સંજ્ઞાવાળા પોતાના પુત્રને સર્વ ઈશ્વરોના ઈશ્વર, અદ્વિતીય (પોતાના સમાન બીજાથી રહિત), સમગ્ર અવતારોના એક કારણ, આદિ, સર્વથી પર અક્ષર બ્રહ્મ તેનાથી પરતર (સ્વરૂપ-ગુણ-વિભૂતિ-ઐશ્વર્યાદિથી અતિ વિલક્ષણ) જાણતા થકા રોમાંચિત ગાત્રો અને હર્ષાશ્રુથી ભરેલાં નેત્રો યુક્ત થકા પોતાના પુત્રની **સ્તુતિ** કરવા લાગ્યા. (૧)

**ભક્તિમાતા સ્તુતિ કરે છે :-** 'હે હરે ! પોતાના અલૌકિક અક્ષરધામમાં રહેનારા, સમગ્ર અક્ષરમુક્તોએ સેવેલા, દિવ્ય અક્ષરધામથી પણ પર, અપરિમિત તેજથી સુશોભિત અંગવાળા, અનાદિ-દિવ્ય મૂર્તિમાન તમો આજે પ્રત્યક્ષ થયા છો એમ હું જાણું છું; (૨) નિત્ય-અદ્‌ભુત-અનવધિકાતિશય-અપરિણામી-પોતાને જ અનુરૂપ-દોષનો ગંધ પણ જેમાં નથી એવા દિવ્ય તથા અપાર મહિમાવાળા જે લાવણ્યતા(સ્વરૂપસૌંદર્ય)-યૌવન-મનોહરપણું-ઔજ્જ્વલ્ય-

शुभात्यचिन्त्य-। लावण्ययौवनमनोहरतोज्ज्वलत्वमाधुर्यसौरभमुखैश्च गुणैरुपेतः ॥३॥ स्वाभाविकानवधिकातिशयाव-बोधगाम्भीर्यधैर्यबलशीलदयास्थिरत्वैः । सौहार्दशौर्यचतुरत्वशुचित्वमुख्यैर्जुष्टो गुणैरगणितैर्हि विमुक्तिकृद्भिः ॥४॥ एतद्विशेषणयुतैश्च विचित्रभोगैर्नानाविधोपकरणैरपि भोगयोग्यैः । अप्राकृतैस्त्वमसि भोक्तृगणैश्च भोगस्थानैर्युतो विविधनैकसमृद्धिभिश्च ॥५॥ स्वच्छन्दवर्त्तनसमग्रजगन्नियन्ता सर्वोत्तमाचलसुखप्रमुखैकवार्द्धिः । नैकाण्डसंभवविरक्षणनाशलीलो लोकेशमौलितटघट्टितपादपीठः ॥६॥

अव्यक्तरूपमतुलं पुरुषोत्तमं त्वां वेदा वदन्ति निरवद्यमनन्तमाद्यम् । मायागुणैर्विरहितं सकलेश्वरेशं सर्वज्ञमादिपुरुषं परिपूर्णकामम् ॥७॥ नैकाण्डोद्भवकारणे तव महामायापुमांसौ वशौ तज्जातागणितप्रधानपुरुषद्वन्द्वानि तत्त्वाभिधाः । ये देवा भवतीश्वरश्च पुरुषो वैराजसंज्ञो महांस्तत्तद्धामसु तैर्मुदैव विहितं त्वत्पूजनं सादरम् ॥८॥ एतत्त्वत्कृपया मयैव भगवन् साक्षात्समालोकितं सम्राजो भुवि सर्ववर्षपतयो वश्या यथा भूभुजः । तद्वत्तेऽप्यखिला हरे बलिभुजस्ते ह्यर्पयन्तो बलिं प्राप्तास्त्वद्वशतां ततोऽसि सततं तेषां नियन्ता स्वयम् ॥९॥ साक्षाद् ब्रह्मपुरे तथा परतरे संवीक्षितस्त्वं मया रम्याप्राकृतविग्रहोऽपरिमितज्योतिर्व्रजाच्छादितः । जुष्टश्चाक्षरमुक्तवेदसुभगैर्नानावतारास्तथा दृष्टास्ते पुरतो निमित्तमसि

---

માધુર્ય-સૌગંધ્યાદિ ગુણો તેનાથી યુક્ત; (૩) તેમજ સ્વાભાવિક-અનવધિકાતિશય જ્ઞાન, ગાંભીર્ય, ધૈર્ય, બળ, શીલ, દયા, સ્થિરતા, સુહૃદયપણું, શૌર્ય, ચાતુર્ય, શુદ્ધપણું આદિક (આદિ શબ્દથી વીર્ય, ઐશ્વર્ય, શક્તિ, તેજ, વાત્સલ્ય, મૃદુતા, સરળતા, ઔદાર્ય, સમતા, પરાક્રમ, સત્યકામ, સત્ય સંકલ્પ, કૃતકૃત્યતા, કૃતજ્ઞતા આદિ) અનવધિકાતિશય; પોતાના ભક્તોનો મોક્ષ કરનારા કલ્યાણકારી ગુણોથી યુક્ત; (૪) પૂર્વોક્ત (નિત્ય-અદ્‌ભુતાદિ) ગુણરૂપી વિશેષણોથી યુક્ત (ગુણવાન) જે નાના પ્રકારના ભોગો, ભોગના વિવિધ પ્રકારનાં ઉપકરણો; તે દિવ્ય ભોગ ભોગવતા દિવ્ય ભોક્તા, તથા ભોગનાં સ્થાનકો તેમજ અનેક પ્રકારની સમૃદ્ધિઓથી યુક્ત તમે છો. (૫) સ્વતંત્ર, સમગ્ર જગતોના નિયંતા, સર્વોત્તમ, અચળ નિત્ય સુખાદિના એક નિધિસ્વરૂપ, અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને નાશરૂપી લીલાવાળા, લોકેશ્વરોના મુગટના અગ્રભાગોથી જેમનાં ચરણકમળનો બાજઠ સદા ઘસાયેલો છે. (૬) અવ્યક્ત રૂપ (ફક્ત અભક્તોને જ અપ્રાપ્ય), અનુપમ, દોષનો ગંધ પણ જેનામાં નથી, અનંત (જેમના ગુણોનો અંત નથી એવા), આદિ (જે સર્વ ઉત્પત્તિના કારણ હોવાથી જ આદિ સ્વરૂપ), માયાના ગુણોથી રહિત, સમગ્ર લોકના ઈશ્વરોના સ્વામી, સર્વજ્ઞ, આદિપુરુષ, પૂર્ણકામ, તમોને વેદો **પુરુષોત્તમ** કહે છે; (૭) અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિના કારણભૂત એવા મહામાયા અને મહાપુરુષ, એ બન્ને તમારે વશ વર્તે છે, તે બન્નેથી ઉત્પન્ન થયેલાં અસંખ્ય પ્રધાન પુરુષના જોડલાં, તમારે વશ વર્તે છે, ચોવીશ તત્ત્વના અધિષ્ઠાતા દેવતાઓ, તથા વૈરાજ સંજ્ઞાવાળા ઈશ્વર જે પુરુષ તે તમારે વશ છે, તે તે ધામના તે તે ઈશ્વરોએ તમારું હર્ષપૂર્વક ખૂબ આદરથી પૂજન કર્યું છે. (૮) હે ભગવન્ ! એ બધું મેં તમારી કૃપાથી પ્રત્યક્ષ જોયું છે, વળી પૃથ્વીમાં જેમ સર્વ ખંડિયા રાજાઓ ચક્રવર્તી રાજાને વશ વર્તે છે, તેમ પૂર્વે કહેલા **મહામાયા-મહાપુરુષાદિ** સર્વે તમારે વશ વર્તે છે, એ સર્વે પણ પોતાનાથી કનિષ્ઠ દેવોએ અર્પણ કરેલા બલિ ગ્રહણ કરનારા છે. છતાં પણ તમોને ભેટો અર્પણ કરીને તમારે વશ વર્તે છે, તમો તો સતત તેમના **નિયંતા** છો. (અહીં પુનરુક્તિ, આગળ કહેલો અર્થ વધારે દૃઢ કરવા માટે છે. ) (૯)

હે હરે ! જેમ ઈન્દ્રલોકાદિથી મૂળ પુરુષ પર્યન્તનાં સર્વે ધામોમાં તે તે ધામોના ઈશ્વરોએ તમારાં ચરણકમળની પૂજા કરી છે, એ મેં સાક્ષાત જોયું. તે જ પ્રમાણે સર્વ થકી પર બ્રહ્મપુરધામમાં રમણીય-દિવ્યમૂર્તિ, અપરિમિત, તેજના પુંજથી ઢંકાયેલા; અક્ષરમુક્તો-વેદો અને આપના ઐશ્વર્યથી સદા સેવાયેલા તમો મને દેખાયા, (જેમ અક્ષરમુક્તો આદિક તમારી સેવામાં છે તે જ પ્રમાણે) અંશ, કલા-ગુણ-વિભૂતિ-ઐશ્વર્ય યુક્ત (વિવિધ પ્રકારના) મત્સ્ય-કૂર્માદિ અનેક અવતારોને

तत्सर्वावतारोदये ॥१०॥ तस्मादनन्यतुलनश्चिदचिन्नियन्ता साक्षात्क्षराक्षरपरस्त्वमसि स्वतन्त्रः । निर्हेत्वनन्यकरुणैकमहापयोधिर्वेदोत्तमाङ्गनिकरोदितपुण्यकीर्त्तिः ॥११॥ वक्तुं यन्महिमानमेव नितरां ब्रह्मापि जिह्मायते मुक्ताश्चाक्षरसंज्ञकाः श्रुतिशिरोव्राता हि शेषस्तथा । यस्योदारगुणादिपारमघहन्नैवाप्नुवन्ति प्रभो साक्षात् त्वं वरिवर्त्तसे वरतरः सर्वोपरि श्रीहरिः ॥१२॥ यन्नाभिपद्मप्रभवोऽपि वेधा वैराजरूपं सलिलप्रसुप्तम् । नेष्टे★[1] विबोद्धुं हि तदा परं त्वां कथं नु विद्यादवतारहेतुम् ॥१३॥

सर्वेशिता सत्यमनोरथस्त्वं स्वाधीननानाविधभूरिशक्तिः । असंख्यविश्वप्रभवादिकार्य्यं मायागुणैरेव करोष्यसङ्गः ॥१४॥ नानावतारानिह दुर्ज्जनानां नाशाय सौख्याय तथाऽऽश्रितानाम् । बिभ्रत् स्वतन्त्रो निजबोधमार्गप्रदर्शनाय प्रकटोऽद्य जातः ॥१५॥ यदीयनामश्रुतिकीर्त्तनाभ्यां तथा यदर्चास्मृतिवन्दनाभ्याम् । नीचोऽपि शुद्धिं द्रुतमेति साक्षात्तवेक्षणेनैव किमत्र चित्रम् ॥१६॥ त्वद्भक्तियुक्तोऽपि च नीचजातिर्वरोऽस्ति विप्रादपि धर्मनिष्ठात् । सान्यवं स्वं प्रपुनाति नान्यस्त्वत्पादपद्माद् विमुखः सगर्वः ॥१७॥ उच्चारयन्त्यत्र मुदा त्वदीयं ये नाम सर्वार्त्तिहरं पवित्रम् ।

પણ તમારી મૂર્તિ સમીપે મેં જોયાં. તેથી સર્વ અવતારોના તમે જ કારણભૂત છો. (૧૦) તેથી તમે જ અદ્વિતીય, જડ અને ચેતન પ્રકૃતિના નિયંતા, ક્ષર અને અક્ષરથી પર, સ્વાધીન સર્વ ક્રિયાવાળા, નિષ્કારણ કરુણાનિધિ, વેદોનાં ઉત્તમાંગો જે ઉપનિષદો, તેમણે ગાયેલી પુણ્ય કીર્તિવાળા પ્રત્યક્ષ તમે છો; (૧૧) જેનો મહિમા જેવો છે તેવો કહેવા માટે બ્રહ્મા પણ શક્તિમાન નથી. એટલું જ નહિ; પરંતુ સર્વે ઉપનિષદો શેષ અને અક્ષર મુક્તો પણ જેના મહિમાનો પાર પામતા નથી. તેથી તમારા મહાગુણો તો અપાર જ છે. તેથી હે પ્રભો ! પોતાના આશ્રિતોના પાપને નાશ કરનારા, અતિ શ્રેષ્ઠ, પ્રત્યક્ષ શ્રીહરિ તમો જ સર્વોપરી છો; (૧૨) જે વૈરાજ પુરુષના નાભિકમળમાંથી જ ઉત્પન્ન થયેલા છતાં બ્રહ્મા, પ્રલય કાળમાં જળમાં સૂતેલા વૈરાજ પુરુષને (પોતાના પિતાના સ્વરૂપને) જાણવા માટે સમર્થ ન થયા તો સર્વ અવતારના કારણરૂપ અતિ-ઉત્કૃષ્ટ તમોને તો કેવી રીતે જાણી શકે ? ન જ જાણે.★[2] (૧૩) સર્વ નિયંતા, સત્યસંકલ્પ, મૂળપ્રકૃતિ-પુરુષાદિ વિવિધ શક્તિઓના સ્વામી, તમો નિર્લેપ રહીને અસંખ્ય વિશ્વોની ઉત્પત્તિ આદિક કાર્ય માયાના ગુણો વડે કરો છો. (પોતે અસંગી છતાં રજ આદિક માયાના ગુણાત્મક **બ્રહ્માદિ દ્વારા** જગતની ઉત્પત્તિ આદિક કાર્ય કરાવો છો.) (૧૪) આ લોકમાં દુર્જનોના વિનાશ માટે તથા સ્વાશ્રિતોના સુખ માટે આપ વિવિધ અવતારોને ધારણ કરો છો. તેમ છતાં સ્વતંત્ર એવા આપ કેવળ તમારા શુદ્ધ **સર્વોપરી સ્વરૂપ**ના **જ્ઞાન**નો **ઉપદેશ** કરવા માટે જ હાલમાં પ્રગટ થયા છો. (૧૫)

તમારા નામનાં શ્રવણ અને કીર્તન તથા તમારી મૂર્તિનાં સ્મરણ અને વંદનથી, પામર જન પણ તત્કાળ શુદ્ધ થાય છે તો સાક્ષાત્ તમારા દર્શનથી શુદ્ધ થાય તેમાં શું આશ્ચર્ય છે ? અર્થાત્ કાંઈ પણ આશ્ચર્ય (નવીનતા) નથી; (૧૬) કનિષ્ઠ જાતિનો હોય છતાં પણ જો તે તમારી ભક્તિ યુક્ત છે તો તે કેવળ શુષ્ક ધર્મમાં રહેલા બ્રાહ્મણથી પણ શ્રેષ્ઠ છે. એટલે તમારી ભક્તિથી કનિષ્ઠ જાતિનો ભક્ત પણ પોતાના વંશ સહિતનું કલ્યાણ કરે છે. જ્યારે તમારા ચરણકમળથી વિમુખ વિદ્યાદિ મદવાળા બીજા પોતાના વંશનું તો શું પણ પોતાનું કલ્યાણ પણ કરી શકતા નથી. (તેવી રીતનું શ્રીમદ્ ભાગવતમાં **પ્રહ્લાદનું વાક્ય** છે.★[3]) આ લોકમાં સર્વ પીડા હરનારું તમારું પવિત્ર નામ જેઓ હર્ષપૂર્વક ઉચ્ચારે છે તેઓજ આર્યવર્યો (શ્રેષ્ઠ પુરુષો) કહેવાય છે, તેમજ તેઓ નામોચ્ચારણથી જ સ્વાધ્યાય, સત્તીર્થ, તપ, યજ્ઞ,

★१. ''नेशे'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् ॥ वस्तुतस्तु प्रथमपुरुषयोगे ''सः नेष्टे'' इत्येवं- विधमेव रूपं साधुः ।

★૨. વચનામૃત ગ.પ્ર.૬૩

★३. 'अहो बत श्वपचोऽतो गरीयान्' इत्यादि । (ભાગવત : ૩/૩૩/૬-૭, વચનામૃત ગ.અં.૫)

**स्वाध्यायसत्तीर्थतपःक्रतूनां फलानि ते यान्ति किलार्य्यवर्य्याः ॥१८॥ प्रादुर्भूय त्वं मदीयेऽत्र गेहे भित्त्वाऽभेद्यानाद्यविद्यान्धकारम् । स्वीयं धाम स्वौजसाऽसंख्यभक्तान् मायातीतं नेष्यसे ह्यक्षराख्यम् ॥१९॥**

श्रीशुकानन्द उवाच - **स्तुत्वेति तं दर्शितदिव्यभावं स्वयंप्रभं निर्गुणमद्वितीयम् । हरिं धृतात्मीयसुतत्वनाट्यं सर्वेश्वरेशं विरराम भक्तिः ॥२०॥ अथाक्षरेशोऽपि हरिः स राजन् संशोभयन्नात्मशिशुत्वनाट्यम् । आनन्दयंस्तां स्वनिषक्तचित्तां भोज्यं ययाचे जननीं स्वकीयाम् ॥२१॥ विचित्रभोज्यान्यथ हेमपात्रन्यस्तानि सुस्वादयुतानि हृष्टा । निषाद्य सा काञ्चनपट्टके तं संभोजयामास तदीयमाता ॥२२॥ स्वर्णोपपात्रेण जलं पवित्रं तं पाययन्ती तनयं निजं सा । भोज्यं त्वयैतत्त्विदमेव भोज्यं समादयच्चेति मुदा वदन्ती ॥२३॥ ज्ञात्वाऽथ तं तृप्तिमितं स्वसूनोः प्रक्षाल्य सा तस्य करौ तथाऽऽस्यम् । ददौ विचित्रं मुखवासमग्र्यं निजात्मजाय प्रणयेन तस्मै ॥२४॥ अथ स्वदृष्टं परमं समाधौ धर्माय सा चित्रमदृष्टपूर्वम् । रामप्रतापाय च तस्य पत्न्यै जगाद चैवेतरबान्धवेभ्यः ॥२५॥**

**निमित्तमेतत्परभावबोधे हरेर्निशम्येहितमाप्तहर्षाः । ते दर्शितस्वीयसुदिव्यभावं तं मेनिरे श्रीभगवन्तमेव ॥२६॥ तेभ्यो हरिर्ललितमङ्गलबाललीलासौख्यं प्रदातुमथ भक्तपतिः स तेषाम् । तूर्णं तिरोऽकृत परं निजदिव्यभावज्ञानं प्रभुं तमथ ★[१]ते स्म हि लालयन्ते ॥२७॥**

---

વગેરેનું ફળ પણ પામે છે. (૧૭-૧૮) હે હરે ! આ લોકમાં મારા ઘરમાં તમો પ્રાદુર્ભાવ પામીને, તમારા પ્રતાપથી તમો તમારા આશ્રિતોના ન ભેદી શકાય તેવા અનાદિ અવિદ્યારૂપી અંધકારનો નાશ કરીને અસંખ્ય ભક્તોને મૂળ પ્રકૃતિથી પર તમારા અક્ષરાખ્ય(-બ્રહ્મપુર) ધામને પમાડશો.' (૧૯)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** કરુણા કરીને પોતે પોતાનો દિવ્યભાવ બતાવ્યો છે તે સ્વયં પ્રકાશમાન,સત્ત્વાદિ પ્રાકૃત ગુણોથી રહિત, જેના સમાન બીજાં કોઈ નથી માટે અદ્વિતીય, પોતાના પુત્રરૂપે પ્રગટ થઈ જેમણે નર નાટ્ય ધારણ કર્યું છે. તે સર્વ ઈશ્વરોના ઈશ્વર શ્રીહરિની આ પ્રકારે **સ્તુતિ** કરીને ભક્તિમાતા **વિરામ** પામ્યાં. (૨૦)

હે રાજન્ ! અક્ષરબ્રહ્મના અધિપતિ હોવા છતાં પણ તે શ્રીહરિ હવે પોતાના બાળ ભાવનું નાટ્ય શોભાડતા થકા, પોતાને વિષે આસક્ત ચિત્તવાળા માતૃશ્રીને આનંદ પમાડવા માટે તેમની પાસે **ભોજન** માગવા લાગ્યા. (૨૧)

પછી શ્રીહરિના માતૃશ્રી પ્રસન્ન થઈને શ્રીહરિને સુવર્ણના બાજઠ ઉપર બેસાડીને સુવર્ણ થાળમાં મૂકેલાં સ્વાદિષ્ટ વિવિધ ભોજનો જમાડવા લાગ્યાં. (૨૨) પોતાના પુત્રને સોનાના પ્યાલાથી પવિત્ર જળપાન કરાવતાં થકાં હે પુત્ર ! તમો આ પદાર્થ સારું છે. જમવા યોગ્ય છે, એ જમો, તેમ હર્ષથી કહેતાં જમાડતાં હતાં; શ્રીહરિને તૃપ્ત થયેલા જાણીને ભક્તિમાતાએ પુત્રના બન્ને હાથ તથા મુખ જળથી ધોઈને, પોતાના પુત્રને વિવિધ પ્રકારનો શ્રેષ્ઠ મુખવાસ સ્નેહથી આપ્યો. (૨૩-૨૪)

પછી ભક્તિમાતા પૂર્વે કદી નહિ જોયેલું એવું-સમાધિમાં પોતે જોયેલું; અતિઉત્કૃષ્ટ **આશ્ચર્ય** ધર્મદેવને તેમજ રામપ્રતાપ અને તેમનાં પત્ની સુવાસિની તથા બીજા સંબંધીઓને કહેવા લાગ્યાં. (૨૫)

એ શ્રીહરિના પરાત્પર ભાવને જણાવનારું તેમનું અદ્ભુત ચરિત્ર સાંભળીને આનંદ પામેલા ધર્મ વગેરે આ પોતાના દિવ્ય ભાવનું દર્શન કરાવનારા બાળ શ્રીહરિને **પરમેશ્વર** જ માનવા લાગ્યા. (૨૬)

ભક્તપતિ શ્રીહરિએ પોતાની સુંદર અને મંગળકારી **બાળલીલા**નું સુખ ધર્મ વગેરેને આપવા માટે પોતાના દિવ્ય ભાવનું અતિ ઉત્કૃષ્ટ જ્ઞાન તત્કાળ ઢાંકી દીધું, પછી ધર્માદિ સંબંધીજનો 'આ શ્રીહરિ અમારા પુત્રાદિ સંબંધી છે' એમ જાણીને તેમને **લાડ** લડાવવા લાગ્યા. (૨૭)

---

★१. ''ते स्म च'' इति ( ब ) पाठान्तरम् ।

नित्यं स्वकीयपितरौ स निजांश्च बन्धूनानन्दयन्नतितरां हरिरात्मतन्त्रः । नानाविधानि चरितानि चकार राजन् संसारवार्द्धितरणोत्तमनौसमानि ॥२८॥ एतत्पुण्यतमं विभोर्हि सहजानन्दस्य धार्मेर्हरे र्दिव्यैश्वर्यविसूचकं सुचरितं श्रुत्वार्तिहृन्मङ्गलम् । भक्त्या यः परिकीर्तयेच्च शृणुयात्स प्राप्नुयाद्वाञ्छितं सौख्यं तापसदुर्ल्लभामपि परां मुक्तिं किलात्यन्तिकीम् ॥२९॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीभक्तिमातृकृतस्वसुतश्रीहरिस्तुतिनिरूपणनामा पञ्चदशोऽध्यायः ॥१५॥

## ॥ अथ षोडशोऽध्यायः ॥

## ( षोडशे श्रीहरेः प्रोक्ता विद्याऽध्ययन-सम्भवा । जनानन्दप्रदा लीला जन्म तस्यानुजस्य च ॥ )

श्रीशुकानन्द उवाच - **कारयिष्यंस्ततो राजन् स्वपुत्रस्य परात्मनः । विद्यारम्भं शुभं धर्मो भक्तिं प्राहेति सद्वचः ॥१॥ आगामिन्यस्ति दिवसे विद्यारम्भस्य शोभने । मुहूर्तमुत्तमं भद्रैर्लग्नयोगादिभिर्युतम् ॥२॥ सूनोस्तत्राऽस्य विद्यायाः कारणीयो ह्युपक्रमः । तदा महोत्सवः कार्यो भोज्या विप्राश्च भूरिशः ॥३॥ एवं तद्वचनं श्रुत्वा साधु साध्विति वादिनी । संभारान् सा विदधती निन्ये नक्तंदिवं मुदा ॥४॥ साऽथ प्रातर्जलैर्मेध्यैर्निषाद्य स्वात्मजं मुदा । भक्तिश्चतुष्कपीठे तं साङ्गोद्वर्त्तमसिस्नपत् ॥५॥ साऽथ प्रमार्ज्य मृदुना तस्यैवाङ्गानि वाससा । शुभ्रं स्वर्णगुणप्रान्तं वस्त्रं तं पर्य्यधापयत्**

---

હે રાજન્ ! આત્મતંત્ર શ્રીહરિ પોતાના માતાપિતા ધર્મ ભક્તિને તથા પોતાના બંધુ વર્ગને હંમેશાં અતિ આનંદ પમાડતા થકા સંસાર સમુદ્ર તરવામાં નૌકા સમાન નાના પ્રકારનાં **ચરિત્રો** કરતા હતા. (૨૮)

હે રાજન્ ! સર્વ વ્યાપક-સહજાનંદ-ધર્મના પુત્ર શ્રીહરિનું, દિવ્ય ઐશ્વર્ય વિશેષપણે જણાવનારું, શ્રવણ માત્રથી જન્મમરણની પીડાની નિવૃત્તિ કરનારું, મંગળરૂપ, અત્યંત પુણ્યમય આ સુંદર ચરિત્રનું ભક્તિપૂર્વક જે **ગાન** કરશે અને સાંભળશે તે **ઈચ્છિત સુખ**ને જરૂર પામશે. તેમજ આ ચરિત્રના ગાન અને શ્રવણથી મહાતપસ્વીઓને પણ દુર્લભ અત્યુત્કૃષ્ટ **આત્યંતિકી મુક્તિ**ને પામશે. (૨૯)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રી ભક્તિમાતાએ કરેલી પોતાના પુત્ર શ્રીહરિની સ્તુતિ નિરૂપણ' નામે પંદરમો અધ્યાય સંપૂર્ણ. (૧૫)

## અધ્યાય : ૧૬

## શ્રીહરિના પાંચમા વર્ષે વિદ્યારંભ મહોત્સવ, અધ્યયન લીલા, અનુજબંધુ ઈચ્છારામજીનો જન્મ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે રાજન્ ! પુત્રરૂપે પ્રગટેલા પરબ્રહ્મ પરમાત્મા-પોતાના પુત્રને વિદ્યા આરંભ કરાવવા ઈચ્છતા ધર્મદેવે ભક્તિદેવીને આ પ્રમાણે **સદ્વચન** કહ્યું: 'હે શોભને ! આવતી કાલે મંગળકારી લગ્ન-યોગ-તિથિ-વારથી યુક્ત **વિદ્યારંભનું ઉત્તમ મુહૂર્ત** છે, (તે મુહૂર્ત શ્રીહરિના જન્મથી પાંચમે વર્ષે ચૈત્ર સુદી ૨ બીજને શુક્રવારે અશ્વિની નક્ષત્ર અને સિંહ લગ્નમાં જાણવું) તે મુહૂર્તમાં આ પુત્રના **વિદ્યાધ્યયન**નો **આરંભ** કરાવવો જ જોઈએ. તે સમયે મહોત્સવ કરવો છે અને ઘણા બ્રાહ્મણો જમાડવા છે;' આવી રીતનું પોતાના પતિનું વાક્ય સાંભળીને સારું, સારું એમ બોલતાં ભક્તિમાતાએ હર્ષપૂર્વક સામગ્રી તૈયાર કરવામાં રાત્રી-દિવસ વીતાવ્યા. (૧-૪) પછી ભક્તિમાતાએ પ્રાતઃકાળમાં પોતાના પુત્ર શ્રીહરિને બાજઠ ઉપર બેસાડીને હર્ષથી પવિત્ર જળ અને સુગંધી દ્રવ્યોથી અંગોદ્વર્તન વિધિ પૂર્વક સ્નાન કરાવ્યું; (૫) પછી ભક્તિ માતાએ સુકોમળ વસ્ત્રથી શ્રીહરિનાં કર-ચરણાદિ અંગો લૂછીને સફેદ અને સુવર્ણ તારની

॥६॥ साऽथाङ्गरक्षकं पीतं रक्तबुट्टं महाधनम् । परिधाप्य वरोष्णीषं कौसुम्भं मूर्ध्न्यधारयत् ॥७॥ साऽभ्रवर्णमथ प्रीत्या प्रावारं तद्वरांसयोः । स्वर्णसूत्राञ्चलप्रान्तं भूरिमूल्यमदीधपत् ॥८॥ साऽथ नानाविधान् हैमान् नद्धनानामणित्विषः । तदङ्गेषु मुदाऽनर्घ्यानलंकारानधारयत् ॥९॥ तद्भाले साक्षतं चक्रे चारुकाश्मीरचन्द्रकम् । अलंचकार तन्नेत्रे मनोज्ञेनाञ्जनेन सा ॥१०॥

एवं सोऽलंकृतो मात्रा भूषणाभरणाकृतिः । सिञ्जन्मञ्जीरचरणो हर्षयन्नव्रजत्प्रसूम् ॥११॥ राजन्नथेत्य* सान्निध्यं श्रीहरिः पितुरात्मनः । तन्मानितस्तदुत्सङ्गे न्यषीदत्पुण्यदर्शनः ॥१२॥ अथायंस्तस्य सदनं विप्रा वेदविशारदाः । विद्वांसोऽन्ये तथा पौरा लोका मङ्गलपाणयः ॥१३॥ स्वपुत्रस्याथ मुदितो धर्मदेवो महामतिः । विद्यारम्भं यथाशास्त्रं कारयामास भूपते ॥१४॥ तदा मङ्गलवाद्यानां विचित्राणां महाध्वनिः । सुखश्रवो जनान् पौरान् हर्षयन् व्यानशे दिशः ॥१५॥ नानामङ्गलगीतानि प्रीत्या योषास्तदा जगुः । श्रीहरेस्तस्य पश्यन्त्यो मुखं स्मेरातिभास्वरम् ॥१६॥ तस्मिन्महोत्सवे धर्मो विप्रान् पौरान् सहस्त्रशः । अदभ्राज्यसितैर्भोज्यैर्भोजयामास सादरम् ॥१७॥ अत्युदारो ददौ धर्मो विप्रेभ्यो भूरिदक्षिणाः । तथा स्वलंकृता धेनूर्हेम चाऽदुस्त आशिषः ॥१८॥ राजन्नथासनासीनो रूप्यकिङ्किणिकान्विताम् ।

---

કિનારીવાળું વસ્ત્ર શ્રીહરિને પહેરાવ્યું; (૬) પછી ભક્તિ માતાએ કુસુંબી રંગની ઉત્તમ પાઘ શ્રીહરિને મસ્તક ઉપર પહેરાવીને લાલ બુટ્ટા વાળું, મૂલ્યવાન પીળું અંગરખું પહેરાવ્યું. (મસ્તકનું વસ્ત્ર ધાર્યા પહેલાં અંગરખું પહેરવું તે શાસ્ત્ર તથા શિષ્ટાચારના નિયમોમાં અયોગ્ય માન્યું છે. માટે પહેલાં **મૌલિ ધારણ** કહ્યું છે.) (૭) ભક્તિમાતાએ વાદળી રંગનો સોનેરી કિનારવાળો અમૂલ્ય ખેસ શ્રીહરિના બન્ને ખભા ઉપર પ્રીતિપૂર્વક પહેરાવ્યો. (૮) સુવર્ણનાં મણિજડિત વિવિધ પ્રકારનાં અમૂલ્ય અલંકારો હર્ષથી શ્રીહરિના અંગોમાં પહેરાવ્યાં; (૯) ભક્તિમાતાએ શ્રીહરિના લલાટમાં સુંદર કુંકુમનો ચાંલ્લો કર્યો અને તેમાં અણીશુદ્ધ ચોખા ચોડ્યા. સુંદર આંજણ શ્રીહરિના બન્ને નેત્રોમાં આંજ્યું. (૧૦)

આ પ્રકારે ભક્તિમાતાએ શણગારેલા, સર્વ ભૂષણોના ભૂષણરૂપ મૂર્તિ જેમની છે, વળી જેમનાં ચરણોમાં મધુર શબ્દ કરતાં ઝાંઝરો શોભે છે, તે શ્રીહરિ પોતાના માતુશ્રીને હર્ષ પમાડતાં વિદ્યા ભણવાનો આરંભ કરવા માટે ગયા. (૧૧)

હે રાજન્ ! પુણ્યદર્શન શ્રીહરિ પોતાના પિતાની પાસે જઈને તેમણે ('હે પુત્ર ! મારા ખોળામાં બેસો' એ પ્રમાણે) સન્માન કરાયેલા થકા ધર્મદેવના ખોળામાં બેઠા. (૧૨) વેદમાં પારંગત વિદ્વાનો ધર્મદેવને ઘેર આવ્યા. તેમજ કાવ્ય રસ અને અલંકાર જાણનારા બીજા વિદ્વાનો પણ આવ્યા. આ મંગળકારી પ્રસંગે સોનું, રૂપું, ગોળ વગેરે પદાર્થો સહિતનાં પાત્રો હાથમાં લઈને પુરના જનો આવ્યા. (૧૩) હે રાજન્ ! હર્ષ પામેલા મહા બુદ્ધિશાળી ધર્મદેવે, પોતાના પુત્રને શાસ્ત્રોક્ત રીતથી **વિદ્યારંભ** કરાવ્યો. (**શાસ્ત્રોક્ત વિદ્યારંભનો વિધિઃ** ગણેશજીનું પૂજન, લક્ષ્મીનારાયણ, સરસ્વતી પોતાનો વેદ તથા પોતાના આચાર્યનું યથાવિધિ પૂજન કરવું. પૂર્વોક્ત દેવોને તેમના મંત્રોથી અથવા મૂળ મંત્રોથી અગ્નિમાં આજ્યાહુતિ આપવી આ પ્રમાણે કહેલ છે.) (૧૪) તે સમયે અતિ સુખકર માંગલિક વાજિંત્રોનો મહાધ્વનિ પુરના જનોને હર્ષ પમાડતો થકો દિશાઓમાં વ્યાપી ગયો; તે સમયે મંદ હાસ્યથી અત્યંત પ્રકાશમાન શ્રીહરિના મુખને જોતી સ્ત્રીઓ પ્રીતિપૂર્વક વિવિધ **મંગળ ગીતો** ગાતી હતી. (૧૫-૧૬)

ધર્મદેવ તે મહોત્સવમાં હજારો બ્રાહ્મણોને ઘણાં ઘી-સાકરયુક્ત ભોજનો આદરપૂર્વક જમાડતા હતા; અત્યંત ઉદાર ધર્મદેવે બ્રાહ્મણોને ખૂબજ દક્ષિણા આપી. તેમજ શણગારેલી ગાયો અને સુવર્ણ આપ્યું. તે બ્રાહ્મણોએ ધર્મદેવને આશીર્વાદ આપ્યા. (૧૭-૧૮) હે રાજન્ ! શુભાસન ઉપર બેઠેલા શ્રીહરિએ રૂપાની ઘૂઘરીઓવાળી પીળા વર્ણવાળી

---

★ ''अथैत्य'' - इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ॥

पीतवर्णां दधद्दक्षे लेखिनीं दोःकजे हरिः ॥१९॥ शोभनं फलकं रक्तं बिभ्रत्स्वाङ्केऽर्भकैर्वृतः । सवयोभिर्बभौ स्वेन सार्द्धमध्येतृभिर्भृशम् ॥२०॥ वर्णानङ्कांश्च फलके स्वपित्रा लिखितान्मुदा । दृष्ट्वाऽलिखत्तथा प्रीत्या श्रीहरिर्नम्रकन्धरः ॥२१॥

स्वर्णपात्रस्थितं खाद्यं पिण्डकाद्यं वरं हरिः । पित्रा दत्तं ददद्बालान् भुञ्जानोऽध्यैत भूपते ॥२२॥ लिखित्वा फलके वर्णानङ्कांश्चादर्शयत्स तम् । आत्मवल्लिखितान् दृष्ट्वा तान् स प्राप मुदं पिता ॥२३॥ नदत्किङ्किणिकाराजल्लेखिनीग्रहणश्रियः । तस्य लेखनचातुर्यं दृष्ट्वाऽऽनन्दन् वृषादयः ॥२४॥ कालेनाल्पीयसा राजन् स प्रभुर्बुद्धिसागरः । अधीत्याऽखिलवर्णाङ्कान् सर्वग्रन्थानवाचयत् ॥२५॥ शरत्काले मरालानां गङ्गातीरमिवाऽऽलयः । विद्यास्तद्गुणलुब्धास्तं लेभिरे पुरुषोत्तमम् ॥२६॥ तस्यातिमानुषीं दृष्ट्वा बुद्धिं धीरः स धर्मवित् । आम्नायाङ्गानि षट् प्रीत्या तं किलाऽध्यापयत् पिता ॥२७॥ तान्यश्रमेण भगवान् सोऽध्यगीष्टैव सत्वरम् । पूर्वमेवोपनयनात्तस्मात्प्राप मुदं पिता ॥२८॥ स्वसिद्धाऽनादिविशदज्ञानोदारपयोनिधिः । अध्यैत सोऽपि राजर्षे शोभयन् स्वं नृनाटनम् ॥२९॥ अतिक्रम्य स कौमारं श्रीधार्मिः पुरुषोत्तमः । अवस्थामितरां प्रापद्राजन् पौगण्डसंज्ञिकाम् ॥३०॥ तस्या एवादिमे वर्षे

---

લેખિની જમણા કરકમળમાં ધારણ કરી, લાલ (હિંગળોકના) રંગથી રંગેલી ને ઉપર ભાગમાં શ્વેત મૃત્તિકાથી રંગેલી પાટી પોતાના ખોળામાં ધારણ કરી, પોતાની સાથે ભણનારા સમાન વયના બાળકોથી વીંટાયેલા **શ્રીહરિ** અત્યંત શોભતા હતા. (૧૯-૨૦)

શ્રીહરિએ ડોક નમ્ર કરીને પાટીમાં પોતાના પિતાએ હર્ષથી લખેલા અક્ષરો, (સ્વરથી આરંભીને સ્પર્શ, અંતસ્થ ઉષ્મા વગેરે અક્ષરો) અંકો (એકથી આરંભીને નવ પર્યન્ત) જોઈને તે જેવા જ અક્ષરો લખ્યા; હે રાજન્ ! શ્રીહરિ તે સમયે સોનાના પાત્રમાં રહેલા, શ્રીધર્મદેવે આપેલા પેંડા તથા બીજા શ્રેષ્ઠ ખાદ્ય પદાર્થો બાળકોને આપતા થકા પોતે પણ જમતા જમતા ભણતા હતા. (૨૧-૨૨) શ્રીહરિએ પાટી ઉપર **અક્ષરો** તથા **આંકડાઓ** લખીને ધર્મદેવને બતાવ્યા; ધર્મદેવ પોતાના લખેલા જેવા જ તે અક્ષરો તથા અંકો જોઈને અત્યંત આનંદ પામ્યા. (૨૩) ખણ ખણ કરતી ઘૂઘરીઓવાળી લેખિની પકડવાથી શોભાયમાન, શ્રીહરિનું લખવાનું **ચાતુર્ય** જોઈને ધર્મદેવ વગેરે **આનંદ** પામ્યા. (૨૪)

હે રાજન્ ! બુદ્ધિ સાગર શ્રીહરિ થોડા સમયમાં સમગ્ર વર્ણો તથા અંકો ભણીને **સર્વ ગ્રંથો** વાંચવા લાગ્યા. જેમ શરદઋતુમાં હંસોનો નિવાસ ગંગાતીરે હોય છે, તેમ શ્રીહરિના ગુણોમાં લુબ્ધ થયેલી **સર્વ વિદ્યાઓ** શ્રીહરિને વરી; (૨૫-૨૬) ધર્મને જાણનારા **ધર્મદેવ** શ્રીહરિની અસાધારણ (મનુષ્યોમાં ન કલ્પી શકાય તેવી) બુદ્ધિ (દૈવી) જોઈને, તેમને વેદનાં છ અંગો (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ, નિરુક્ત) પ્રીતિપૂર્વક ભણાવતા હતા; શ્રીહરિ વેદના છ અંગો પરિશ્રમ વિના અલ્પ સમયમાં (અને તે પણ ઉપવીત સંસ્કાર પહેલાં) ભણ્યા. તેથી ધર્મદેવ **આનંદ** પામ્યા. (૨૭-૨૮) અનાદિ જ્ઞાનના મહાનિધિ શ્રીહરિ પણ હે રાજર્ષે ! પોતાના મનુષ્ય નાટ્યને શોભાડતા, પોતાના પિતાના આનંદ માટે ભણતા હતા. હે રાજન્ ! શ્રી ધર્મના પુત્ર, પુરુષોત્તમ શ્રીહરિએ કૌમારાવસ્થા વીતાવીને **પૌગંડ** સંજ્ઞાવાળી બીજી અવસ્થામાં **પ્રવેશ** કર્યો. (૨૯-૩૦)

શ્રીહરિની પૌગંડાવસ્થાના પહેલા જ વર્ષમાં (શ્રીહરિના જન્મથી છઠ્ઠા વર્ષમાં) વૈશાખ સુદી ૨ ને રવિવારને દિવસે બ્રાહ્મમુહૂર્તમાં ભક્તિ દેવીએ **ત્રીજા પુત્રને જન્મ** આપ્યો; રૂપ-લાવણ્ય-માધુર્ય-સૌશીલ્યાદિ ગુણોવાળા, શાંત, ગુણોથી

माधवस्योज्ज्वले दले । रवौ प्रातर्द्वितीयायां सुतं भक्तिरसूत सा ॥३१॥ रूपलावण्यमाधुर्य्यसौशील्यादिगुणान्वितम् । इच्छारामाभिधं शान्तं गुणैः प्रद्युम्नसन्निभम् ॥३२॥

सोऽभूद्धीरश्च संतुष्टो नित्यदाऽनुसृतो हरिम् । चन्द्रतुल्यस्फुरत्कान्तिर्जनप्रार्थितदर्शनः ॥३३॥ इत्थं हरेस्तस्य नरेन्द्र पुण्यं कौमारमेतत्परमं चरित्रम् । यः कीर्त्तयेद् वा शृणुयात्स यायात्तस्मिन् परब्रह्मणि भक्तिमीशे ॥३४॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतविद्यारम्भमहोत्सवनिरूपणनामा षोडशोऽध्यायः ॥१६॥

## ॥ अथ सप्तदशोऽध्यायः ॥

**( हरेः स्वाभाविकगुणव्रातवर्णनपूर्वकम् । समाधिसिद्धिर्बालानां प्रोक्ता सप्तदशे स्फुटम् ॥१॥ अत्यद्भुतः प्रतापोऽयं हरेः साकेतवासिनाम् । बालाः सवयसो यस्य प्राह्लादीं स्थितिमाप्नुवन् ॥२॥ )**

श्रीशुकानन्द उवाच – **राजंस्तेनाथ यातेन दशां पौगण्डसंज्ञिकाम् । या या श्रीहरिणा लीला कृता ★तां तां वदामि ते ॥१॥ भक्तिं स शिक्षयन् राजन् पूर्णकामोऽपि देहिनः । अवर्ततेत्थमनिशं शोभयन् नरनाटनम् ॥२॥ रात्रेरन्ते हरिर्यामे सरयूं स्नातुमन्वहम् । ययौ कृष्णस्य विदधे नाममन्त्रेण पूजनम् ॥३॥ नानाविधोपचारैस्तं पूजयित्वा चकार सः ।**

---

પ્રદ્યુમ્ન જેવા, **ઈચ્છારામ** નામથી પ્રસિદ્ધ જે ધીર-સંતોષયુક્ત તેમજ હંમેશાં શ્રીહરિની અનુવૃત્તિ સમજનારા, ચંદ્રમા સમાન સ્ફુરાયમાન કાંતિવાળા-જનોએ પ્રાર્થના કરવા યોગ્ય-દર્શનીય હતા. (૩૧ થી ૩૩)

**શુકાનંદ મુનિ માનસિંહ રાજાને કહે છે :-** હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિનું પરમ પુણ્ય સ્વરૂપી કૌમારાવસ્થાનું ચરિત્ર જે ગાશે અથવા સાંભળશે તે મનુષ્ય પરબ્રહ્મ-સર્વનિયંતા શ્રીહરિની ભક્તિ પામશે. (૩૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ કરેલા વિદ્યારંભનો મહોત્સવ નિરૂપણ' નામે સોળમો અધ્યાય સંપૂર્ણ. (૧૬)

## અધ્યાય : ૧૭

**શ્રીહરિના સ્વાભાવિક ગુણગણના પ્રતાપથી તેમના સંગી બાલમિત્રોની પણ શુકાદિવત્ બ્રાહ્મી-સમાધિસ્થિતિ. શ્રીહરિની મૂર્તિના અનેરા આકર્ષણથી પુરજનોને પણ સમાધિદર્શન.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! **પૌગંડ** સંજ્ઞાવાળી અવસ્થા પામેલા શ્રીહરિએ જે જે **લીલા** કરી તે હવે હું તમોને કહું છું. (૧)

હે રાજન્ ! શ્રીહરિ તો પૂર્ણકામ છે છતાં દેહધારીઓને ભક્તિ શીખવાડવા માટે **નરનાટક** શોભાડતા થકા હંમેશાં આ પ્રમાણે વર્તતા હતાઃ (૨)

(હવે ચાર શ્લોકથી **શ્રીહરિની દિનચર્યા** કહે છે.) શ્રીહરિ રાત્રીના છેલ્લા પ્રહરમાં (બ્રાહ્મમુહૂર્તમાં) દરરોજ સ્નાન કરવા માટે સરયૂમાં જતા હતા, કૃષ્ણનું નામમંત્રથી **પૂજન** કરતા; (ઉપનયન સંસ્કાર થયું ન હોવાથી વૈદિક મંત્રનો પાઠ કરી શકાય નહીં.) (૩) શ્રીહરિ વિવિધ ઉપચારોથી કૃષ્ણની પૂજા કરીને તુલસીની માળા ફેરવતાં પ્રીતિપૂર્વક **નામ જપ** કરતા

---

★ ''तां च वदामि'' इति ( ब ) पाठान्तरम् ।

कृष्णनामजपं प्रीत्या तुलसीकाष्ठमालया ॥४॥ स्नात्वोर्ध्वतिलकं कृत्वा स बालोऽपि निराकुलः । जनान् विस्मापयंश्चक्रे रामकूटप्रदक्षिणाम् ॥५॥ जन्मस्थानेऽवतारेऽसौ लक्ष्मणस्य च सर्वदा । विद्याकुण्डादिषु प्रायाद्राममूर्ति-दिदृक्षया ॥६॥ तस्य यान्नामकरणे मार्कण्डेयोऽब्रवीद् गुणान् । तानेवान्वभवन् सर्वान् धर्माद्या नृपतेऽञ्जसा ॥७॥ यो बाल्येऽपि स्वनियमैर्मुनीन्द्रैश्चेप्सितैर्गुणैः । पित्रादेरपि भूयिष्ठं भूतले विश्रुतोऽभवत् ॥८॥ ये केचिद् भूपते पौराश्चक्रुर्बालास्तदाश्रयम् । प्रह्लाद इव तान् भक्तिं शिक्षयामास वै हरेः ॥९॥

राजन् सवयसो बालास्तेऽपि तस्यानुभावतः । बालक्रीडामपि त्यक्त्वा कृष्णभक्तिं हि चक्रिरे ॥१०॥ हरिस्तानपि कारुण्यात्समाधिं समकारयत् । तत्र गोलोकमुख्यानि हरेर्धामान्यदर्शयत् ॥११॥ तत्र दिव्या हरेर्मूर्तीः पार्षदान् दिव्यरूपिणः । ऐश्वर्य्याणि च दिव्यानि दर्शयामास तान् हि सः ॥१२॥ हरिध्यानं विदधतः समाधौ निर्वृता भृशम् । तेऽपि स्वदेहगेहानि सस्मरुर्नैव भूपते ॥१३॥ तत्प्रतापेन शुकवत्प्राप्तान् ब्रह्मगतिं पराम् । जनौघास्तान् प्रपश्यन्तः पौराः प्रापुर्हि विस्मयम् ॥१४॥ अपि बाला इमे प्राप्ता योगीन्द्रैरपि दुर्लभाम् । समाधौ निश्चलामेवं स्थितिं सर्वार्तिहारिणीम् ॥१५॥ क्व चैतेषां वयो बालक्रीडायोग्यं क्व दुर्लभा । अहो सिद्धदशा वृद्धैः स्पृहणीया विमुक्तिदा ॥१६॥ अत्र कारणमेवासौ वर्त्तते धर्मनन्दनः । तस्मादसौ हि भगवान् वर्त्तते नरनाट्यभृत् ॥१७॥ अन्यथैते कथं त्यक्त्वा दुस्त्यजं

---

હતા; (૪) શ્રીહરિ બાળક હોવા છતાં પણ સ્નાન કરીને, ઊર્ધ્વપુંડ્ર તિલક કરીને, રામકોટની પ્રદક્ષિણા કરતા. ભોજનનો સમય થઈ જતો છતાં આકુળતા રહિત પોતાનો આ નિયમ કરતા, તેથી પુરવાસીઓ વિસ્મય પામતા. શ્રીહરિ શ્રીરામ જન્મ સ્થાન, લક્ષ્મણઘાટ, વિદ્યાકુંડ; સૂર્યકુંડ વગેરે સ્થાનોમાં હંમેશાં શ્રી રામચંદ્રજીની મૂર્તિઓના **દર્શન** કરવાની ઈચ્છાથી જતા હતા. (અયોધ્યામાં રામ મંદિરો વિશેષપણે હોવાથી મુખ્યત્વે રામદર્શન કહ્યા છે.) (૫-૬)

હે રાજન્ ! માર્કંડેય મુનિએ શ્રીહરિના નામકરણ સંસ્કાર સમયે જે **ગુણો** કહ્યા હતા તે ગુણો શ્રીહરિને વિષે ધર્મદેવ તથા અન્ય જનો સાક્ષાત્ જોતા હતા; મુનીંદ્રોએ ઈચ્છેલા ગુણો તથા પોતાના નિયમોથી, શ્રીહરિ બાળ અવસ્થા હોવા છતાં પણ પિતાદિ કરતાં કીર્તિમાં વિશેષ પ્રસિદ્ધ થયા. (૭-૮) હે રાજન્ ! કેટલાક પુરના બાળકોએ શ્રીહરિનો આશ્રય કર્યો, તેથી તે બાળકોને પ્રહ્‌લાદજીની માફક શ્રીહરિ, ભક્તિનું **શિક્ષણ** આપતા હતા; હે રાજન્ ! શ્રીહરિની સમાન વયના બાળકો હતા તે શ્રીહરિના પ્રભાવથી બાળ સુલભ રમતોનો ત્યાગ કરીને, શ્રીકૃષ્ણની ભક્તિ કરતા હતા. (૯-૧૦) શ્રીહરિ કરુણાથી તે બાળકોને પણ સમાધિ કરાવી તેમાં ગોલોકાદિ પોતાના ધામો બતાવતા; શ્રીહરિએ તે તે ધામોમાં દિવ્ય શ્રીહરિની મૂર્તિઓ, દિવ્યસ્વરૂપવાળા પાર્ષદો તથા ઐશ્વર્યો તે બાળકોને બતાવ્યા; (૧૧-૧૨) હે રાજન્ ! શ્રીહરિનું ધ્યાન કરતાં સમાધિમાં શ્રીહરિની મૂર્તિનાં દર્શનથી આનંદ પામતા તે બાળકો પોતાના દેહ, ઘર વગેરેનું ભાન ભૂલી જતાં; શ્રી હરિના પ્રતાપથી શુકદેવજીના જેવી અત્યુત્કૃષ્ટ બ્રહ્મગતિ પામેલા તે બાળકોને જોઈને નગરવાસીઓ વિસ્મય પામતા; અહો ! આ બાળકો પણ યોગીન્દ્રોને દુર્લભ અને સર્વ દુઃખનો નાશ કરનારી અચળ **સમાધિસ્થિતિ** પામ્યા છે ! બાળક્રીડા કરવા યોગ્ય એમની અવસ્થા ક્યાં ? અને વૃદ્ધ પુરુષોએ ઈચ્છવા યોગ્ય મુક્તિ આપનારી દુર્લભ સિદ્ધ દશા ક્યાં ? આ તો એક **આશ્ચર્ય** છે ! (૧૩-૧૬)

બાળકોની આ પ્રકારની ઉત્તમ સ્થિતિનું કારણ **ધર્મનંદન** જ છે, તેથી આ ધર્મનંદન નરનાટકધારી ભગવાન જ છે, એમ ન હોય તો આ બાળકો દુઃખથી પણ ત્યાગ ન થઈ શકે એવી બાલ્યાવસ્થાની ચંચળતાનો ત્યાગ કરીને

बालचापलम् । मुनीन्द्रा इव वर्त्तेरन्विषयासक्तिवर्ज्जिताः ॥१८॥ इत्थं तस्यातुलं दृष्ट्वा प्रतापं पुरवासिनः । विवेकिनो जनाश्चक्रुस्तदीशत्वस्य निश्चयम् ॥१९॥ कोटिकामनिखिलस्मयहारी भूरिसद्गुणसुमङ्गलशीलः । एक एव पुरवासिजनानां सोऽभवत्प्रभुरदभ्रमवेक्ष्यः ॥२०॥ आगमाखिलरहस्यविदग्र्यः सर्वसज्जननरेश्वरवन्द्यः । वेदसङ्गदितकर्मविधिज्ञः सर्वधर्मपरिनिर्णयदक्षः ॥२१॥

सर्वदुर्मतविभेदनशक्तः पण्डितैरपि वरैरतिमान्यः । नैष्ठिकव्रतसुपालनसक्तः सर्वसंशयनिरासनदक्षः ॥२२॥ वन्दितो बुधजनैरतिभक्त्या भूरिदर्पविदुषां स्मयहारी । भूतलेऽनुपगतप्रतिमानः पापतापविनिवर्त्तनवीक्षः ॥२३॥ कोमलाङ्गुलिलसन्नखचन्द्रप्राज्यकान्तिचरणद्वयरम्यः । प्रोल्लसन्मृदुलवर्त्तुलजङ्घाजानुकोमलवरोरुयुगश्रीः ॥२४॥ निम्ननाभिरुचिरोदरशाली सूक्ष्मवर्त्तुलमनोहरमध्यः । लक्ष्मशालिविपुलायतवक्षा दीर्घपीवरकरः पृथुलांसः ॥२५॥ कम्बुकण्ठहनुभूरितरश्रीर्बिम्बपल्लववराधरभासी । स्वर्णभूषणललन्नवमुक्ताभासमानतिलकौसुमनासः ॥२६॥ सूक्ष्मपक्ष्मकरुणारसपूर्णनेत्रतर्ज्जितनवीनसरोजः । भङ्गुरभ्रुकुटिसुस्मितराजद्वक्त्रतर्ज्जितनिशेश्वरबिम्बः ॥२७॥

---

વિષયાસક્તિથી રહિત થઈને મુનીંદ્રોની માફક કેમ વર્તે ?' (૧૭-૧૮) પુરવાસી વિવેકી માણસોએ આ પ્રમાણે શ્રીહરિનો અનુપમ પ્રતાપ જોઈને, શ્રીહરિના ઈશ્વરપણાનો **નિશ્ચય** કર્યો. (૧૯)

કરોડો કામદેવનો ગર્વ હરનારા, સત્ય-શૌચ-અપહત પાપ્મત્વ(નિર્દોષતા) વગેરે **સદ્ગુણો**થી તેમજ સુમંગળ=પ્રશસ્તાચરણ અપ્રશસ્તવર્જનાદિ, તથા શીલ=સ્વાભાવિક-અનવધિકાતિશય જ્ઞાન-ગાંભીર્ય-ધૈર્ય-બળ-દાક્ષ્ય-દયા-સ્થિરત્વાદિ **શીલરૂપ ગુણો**થી યુક્ત પ્રભુ (નિગ્રહાનુગ્રહ સમર્થ) શ્રીહરિ એક જ પુરવાસી જનોને અત્યંત દર્શનીય થયા. (૨૦) સમગ્ર શાસ્ત્રોના રહસ્યને જાણનારાઓમાં ઉત્તમ, સર્વ સજ્જનો તથા નરેન્દ્રોને પણ વંદનીય, વેદોએ કહેલાં કર્મોના વિધિને જાણનાર, સમગ્ર ધર્મોના નિર્ણય કરવામાં ચતુર; (૨૧) સર્વ દુષ્ટ મતો (વામ- દક્ષિણ શાક્ત, કૌલ, કુંડ, નાસ્તિક, શુષ્ક વેદાંત વગેરે)નું શ્રુતિ-સ્મૃત્યાદિ સત્શાસ્ત્રોનાં પ્રમાણોથી ખંડન કરવામાં શક્તિમાન, શ્રેષ્ઠ (સ્વધર્મ આચરણાદિથી શ્રેષ્ઠ) પંડિતોને પણ અત્યંત માન્ય, નૈષ્ઠિક બ્રહ્મચર્ય વ્રત (સ્વાશ્રિત જનોને દેહાન્ત પર્યન્ત) સારી રીતે પાલન કરાવવામાં સદા ઉદ્યમશીલ, સર્વજનોના સંશયો છેદવામાં ચતુર (શાસ્ત્રના અનેક પ્રકારના સંશયો છેદવામાં; સમગ્ર શાસ્ત્રો તથા સત્પુરુષો **પ્રમાણભૂત** માને તેવી રીતે નિરાકરણ કરવામાં ચતુર); (૨૨) વિદ્વાનોએ અત્યંત ભક્તિપૂર્વક સ્તુતિ કરાયેલા, ઘણા ગર્વિષ્ઠ વિદ્વાનોનો ગર્વ હણનારા, પૃથ્વીમાં અનન્ય પ્રતિમ (જેમની સમાન કોઈ નથી), પૂર્વજન્મમાં કરેલાં પાપો તથા આધ્યાત્મિકાદિ તાપો, જેના દર્શનથી નાશ થઈ જાય છે એવા; (૨૩) કોમળ આંગળીઓના શોભતા નખ રૂપી ચંદ્રમાની કાન્તિવાળાં બન્ને ચરણ કમળથી અત્યંત રમણીય, અત્યંત શોભાયમાન કોમળ-ગોળ જંઘા અને જાનુવાળા, કોમળ અને શ્રેષ્ઠ ઉરુયુગલની શોભાવાળા; (૨૪) ઊંડી નાભિયુક્ત, સુંદર ઉદરવાળા, પાતળી-ગોળ અને મનોહર કટિવાળા, શ્રીવત્સ-વિનગુણ હારાદિ ચિહ્નોથી શોભતા પહોળા વક્ષસ્થળવાળા, ઢીંચણ સુધી લાંબા-પુષ્ટ બાહુવાળા, વિશાળ ખભાવાળા, (૨૫) શંખની માફક ત્રણ રેખાયુક્ત કંઠ તથા મનોહર દાઢીથી અતિ શોભતા, પાકાં ઘિલોડાં તેમજ અશોકાદિ વૃક્ષના નવીન પલ્લવથી પણ શ્રેષ્ઠ લાલ ઓષ્ઠથી શોભાયમાન, સુવર્ણ ભૂષણો-લલંતિકા તથા નવ સેરવાળા મોતીના હારથી શોભાયમાન, તલના પુષ્પ સમાન નાસિકાવાળા, (૨૬) સૂક્ષ્મ પાંપણોવાળા-કરુણારસથી પૂર્ણ જેમનાં નેત્રોની શોભાથી નવીન કમળો પણ તિરસ્કૃત થયાં છે, અને મંદ હાસ્યથી શોભાયમાન-વાંકી ભ્રકુટીયુક્ત મુખકમળથી ચંદ્રબિંબને પણ તિરસ્કૃત કર્યો છે એવા, (૨૭)

केशरोर्ध्वतिलकान्तरराजच्चारुकुङ्कुमसुवर्त्तुलचन्द्रः । नासिकान्तिकतिलोत्तमलक्ष्मलक्ष्यदक्षशुभगण्डमनोज्ञः ॥२८॥
नीलसत्कुटिलकुन्तलशाली पाणिपादतलतर्ज्जितपद्मः । दक्षिणेतरवरश्रवणान्तर्नीलवर्णपृथुबिन्दुविभासी ॥२९॥
हेमसूत्रमयभास्वरवासा हेमनूपुरविशिञ्जितरम्यः । चित्रवर्णमणिकाञ्चनकाञ्ची-स्वर्णकङ्कणवराङ्गदलक्ष्मीः ॥३०॥
स्वर्णमौक्तिकविचित्रमणीन्द्रे सारहारमणिभूषणकर्णः । शुद्धरत्नमयशेखर-हेमसूत्रभास्वरशिरःपटरम्यः ॥३१॥ मन्दिरं
हरिरुपैति स यद्यत्तत्र तत्र पुरवासिजनौघः । निर्निमेषनयनैस्तमपश्यन्नापि तं क्षणमुपोज्झितुमीष्टे ॥३२॥ आसने
तमुपवेश्य रसज्ञाः सादरं प्रददतो रुचिराणि । खाद्यकानि विविधानि फलानि प्रेमजातपुलकास्तमपश्यन् ॥३३॥ यत्र
यत्र स हरिर्नु तस्थौ तत्र तत्र परितो द्रुतमेव । आययुस्तदवलोकनसक्ता यूथशः पुरजनाः कृतपुण्याः ॥३४॥
अट्टपङ्क्तिषु हरिं विचरन्तं तं विलोक्य वणिजो रमणीयम् । हस्तसंस्थिततुला हि तदासन् देहभानरहिता निभृताक्षाः
॥३५॥ तं निरीक्ष्य सरयूजलपूर्णा गर्गरीर्निजशिरस्सु दधत्यः । चित्रिता इव भृशं स्थिरनेत्रास्तस्थुरेव वनिता नृपमार्गे
॥३६॥ तत्र सर्वनयनोत्सवरूपे सक्तमक्षि नितरामपहर्त्तुम् । निर्भरप्रणययुक्ततयैव कोऽपि नाक्षमत निश्चलगात्रः ॥३७॥

---

કેસર મિશ્રિત ચંદનથી કરેલું જે ઊર્ધ્વપુંડ્ર તિલક તેની મધ્યે શોભાયમાન સુંદર, કુંકુમના ગોળ ચાંલ્લાવાળા (ઊર્ધ્વપુંડ્ર તિલકની વચ્ચે ચંદ્રના સરખી આકૃતિવાળા ગોળ કુંકુમના ચાંલ્લાથી શોભાયમાન **વિશાળ** લલાટવાળા) જમણી નાસિકાની બાજુમાં રહેલા ઉત્તમ શ્યામ તિલના ચિહ્નથી દર્શનીય-શુભ જમણા કપોળથી મનોહર; (૨૮) ભક્તજનોને દર્શનીય અને પૂજ્ય- લગાર લગાર વાંકા શ્યામ કેશથી શોભાયમાન, બન્ને હાથપગનાં તળિયાંના રક્ત રંગથી કમળની લાલિમાનો પણ જેણે તિરસ્કાર કર્યો છે, ડાબા કાનની વચ્ચે શ્યામ વર્ણના મોટા તિલથી શોભતા; (૨૯) સુવર્ણમય ચળકતાં વસ્ત્રોવાળા, સુવર્ણનાં ઝાંઝરોના ઝણઝણાટ શબ્દોથી રમણીય (ઝાંઝરના ઝણ ઝણ શબ્દ યુક્ત ચરણની **દર્શનીય** ગતિવાળા), વિવિધ વર્ણ યુક્ત મણિજડિત સોનાનો કંદોરો-સોનાનાં કંકણ અને શ્રેષ્ઠ બાજુબંધની શોભા યુક્ત; (૩૦) સોનાના મણકા-મોતીઓ અને વિવિધ પ્રકારના મણીંદ્રોના ઉત્તમ હાર જેમણે પહેર્યા છે; મણિજડિત ભૂષણરૂપ કુંડળો બન્ને કાનમાં પહેર્યા છે, શુદ્ધ રત્નોથી ગૂંથેલા તોરાથી શોભતા, મસ્તક ઉપર ધારણ કરેલા સોનાના તારથી પ્રકાશમાન મંડિલથી શ્રીહરિની મૂર્તિ **રમણીય** ભાસતી હતી. (૩૧)

(આ પ્રકારે શ્રીહરિની મૂર્તિનું વર્ણન કરીને હવે તેમના **દર્શન કરનારા જનોનું વૃત્તાંત** કહે છેઃ) **શ્રીહરિ** સીતારામ, રાધાકૃષ્ણ, શિવાલયાદિ જે જે મંદિરમાં જાય છે, ત્યાં ત્યાં પુરવાસીજનોના સમુદાય અનિમિષ દૃષ્ટિથી શ્રીહરિને જોતા હતા, અને તેમના દર્શનનો ક્ષણવાર પણ ત્યાગ કરી શકતા ન હતા; (૩૨) શ્રીહરિની મૂર્તિના દર્શનના સુખને જાણનારા તેમને આસન ઉપર બેસાડીને આદરપૂર્વક સુંદર **ખાદ્ય પદાર્થો** તથા વિવિધ પ્રકારનાં **ફળો** આપતા, તેમજ રોમાંચિત ગાત્રોથી તે જનો શ્રીહરિના **દર્શન** કરતા હતા; (૩૩) જે જે સ્થાનમાં શ્રીહરિ ઊભા રહેતા, ત્યાં ત્યાં શ્રીહરિના દર્શન કરવામાં આસક્તિવાળા, પુણ્યશાળી પુરના જનો, ચારે તરફથી ટોળે ટોળાં વળીને તેમની સમીપે આવતા હતા. (૩૪) સુશોભિત બજારોના રાજમાર્ગોમાં ફરતા અતિ રમણીય શ્રીહરિને જોઈને વણિકોના હાથમાં, દેહનું ભાન ભૂલવાથી ત્રાજવાં સ્થિર થઈ જતાં, અને નેત્ર નિશ્ચલ બની જતાં હતાં. (૩૫) શ્રીહરિને જોઈને સ્ત્રીઓ સરયૂ નદીના જળથી ભરેલી ગાગરો પોતાના મસ્તક ઉપર ધારેલી છતી જાણે ભીંતમાં ચીતરેલી આકૃતિ હોય ને શું ? એમ અત્યંત સ્થિર નેત્રોવાળી રાજમાર્ગમાં ઊભી રહેતી હતી. (૩૬) સર્વજનોનાં નેત્રના ઉત્સવરૂપ શ્રીહરિમાં અત્યંત સ્નેહથી આસક્ત થયેલાં નેત્રોને પાછા ખેંચવા માટે સ્થિરગાત્રવાળો કોઈપણ પુરુષ સમર્થ થતો નહિ; (૩૭) સુંદર

बालवेशकलनातिललामं तं विलोक्य गतिलज्जितहंसम् । ईशवन्द्यचरणं पुरलोका लेभिरे कतिचिदाशु समाधिम् ॥३८॥

इत्थं ये सुकृतभुवं विलोकनीयं प्रैक्षन्त प्रथितगुणं पवित्रकीर्त्तिम् । श्रीजुष्टं हरिमतुलं क्षराक्षरेशं किन्तेषां मनुजपते वदामि भाग्यम् ॥३९॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे सवयसां श्रीहरिप्रदर्शितगोलोकादिधामादि-निरूपणनामा सप्तदशोऽध्यायः ॥१७॥

## ॥ अथाष्टादशोऽध्यायः ॥

## ( धर्मोपदेष्टा शिष्याणां हरौ भक्तिं चरन् वृषः । यथाऽवर्त्तत धर्मज्ञस्तदष्टादश ईरितम् ॥ )

राजोवाच - **अयोध्यायां वसन् ब्रह्मन् धर्मो बन्धुजनैर्युतः । धर्मज्ञोऽवर्त्तत कथं तन्मे ब्रूहि बुभुत्सवे ॥१॥**

श्रीशुकानन्द उवाच - **नृपैकान्तिकधर्मस्थो भूरिसाधुगुणालयः । धर्मो वसन्नयोध्यायां पूज्यः सर्वजनैरभूत् ॥२॥ सर्वसद्गुरुलक्ष्माणं पौरास्तं शिश्रियुर्जनाः । धनभूषान्नवस्त्राद्यैस्ते मुहुस्तमपूजयन् ॥३॥ स निजं शरणं प्राप्तान्पुरुषान्समुपादिशत् । कृष्णभक्तिं तथा धर्मान् यथावत्स्वगुरुश्रुतान् ॥४॥**

---

બાળસ્વરૂપની શોભાથી અતિ સુશોભિત, પોતાની કમનીય ચાલથી જેણે હંસની ગતિને લજ્જા પમાડી છે, જેમનાં ચરણકમળ ઈશ્વરોને પણ વંદનીય છે એવા, શ્રીહરિને જોઈને, કેટલાક પુરજનો તત્કાળ **સમાધિ** પામતા હતા. (૩૮)

**શ્રીશુકાનંદ મુનિ માનસિંહ રાજાને કહે છે :-** હે રાજન્ ! આ પ્રકારે દર્શનીય, પ્રસિદ્ધ ગુણોવાળા, પવિત્ર કીર્તિ અને શોભારૂપી લક્ષ્મીએ સેવેલા, અનુપમ, ક્ષર અને અક્ષરના નિયંતા, ધર્મનંદન શ્રીહરિના જે જનોએ દર્શન કર્યાં તે જનોનાં ભાગ્યનું હું ક્યા પ્રકારે વર્ણન કરું ? (૩૯)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'પોતાના બાળ મિત્રોને શ્રીહરિએ દેખાડેલા ગોલોકાદિ ધામ વગેરે નિરૂપણ' નામે સત્તરમો અધ્યાય સંપૂર્ણ. (૧૭)

## અધ્યાય : ૧૮

## અયોધ્યામાં આશ્રિતજનોના ધર્મોપદેષ્ટા ધર્મદેવનો સધર્મ-ભક્તિમાર્ગમાં વર્તન પ્રકાર. ધર્મદેવે 'સ્ત્રીઓના કલ્યાણ માટે ગુરુપત્ની જ ગુરુમંત્ર આપે' એવી શાસ્ત્રોક્ત મર્યાદા સ્થાપન કરી.

**માનસિંહ રાજા શુકાનંદ મુનિને પૂછે છે :-** હે બ્રહ્મન્ ! અયોધ્યામાં બંધુજનોની સાથે રહેતા ધર્મજ્ઞ, ધર્મદેવ કેવી રીતે વર્તતા હતા, તે જાણવાની મને ઈચ્છા છે તો તે **ધર્મદેવનું વૃત્તાંત** કહો. (૧)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! એકાંતિક ધર્મમાં રહેલા, અત્યંત શ્રેષ્ઠ ગુણોના સ્થાન ભૂત, અયોધ્યામાં રહેતા **ધર્મદેવ** સર્વ સજ્જનોને પૂજ્ય હતા. પુરજનો સર્વ સદ્‌ગુણોના લક્ષણોવાળા શ્રી ધર્મદેવનો આશ્રય કરતા હતા. તેમજ, ધન-ભૂષણો-અન્ન-વસ્ત્ર, વગેરેથી વારંવાર ધર્મદેવની પૂજા કરતા હતા. (૨-૩) ધર્મદેવ પણ પોતાને શરણે આવેલા પુરુષોને એકાંતિક ભાવથી શ્રીકૃષ્ણની ઉપાસના તથા પોતાના ગુરુ ઉદ્ધવાવતાર શ્રી રામાનંદસ્વામી પાસેથી સાંભળેલા ધર્મોનો યથાર્થપણે **ઉપદેશ** આપતા હતા. (૪)

ते तदुक्तस्वधर्मस्थाः सर्वैरङ्गैः समन्विताम् । अनन्यां श्रीहरेर्भक्तिं सादरं चक्रिरे सदा ॥५॥ सुरापानप्रसक्ता ये जनाश्चाप्यामिषाशिनः । तत्यजुस्तेऽपि तद् दूराद्धर्मदेवप्रसादतः ॥६॥ तच्छ्रिता गृहिणश्चक्रुर्विष्णुयागपुरःसरान् । यज्ञान् यथोदितं मेध्यैर्हविर्भिर्हिंसयोज्झितान् ॥७॥ साग्निका ये श्रिता धर्मं तेऽपि यज्ञे क्वचित्पशुम् । न जघ्नुर्न सुरां विप्राः पपुः सौत्रामणीक्रतौ ॥८॥ स्वाश्रयं स चिकीर्षन्तीर्योषा वीक्ष्य सहस्रशः । पारंपर्य्यस्य शिष्याणां श्रेय इत्थं व्यतर्कयत् ॥९॥ शुभं वाप्यशुभं लोके वरिष्ठो यद्यदाचरेत् । तच्छ्रितोऽपि तथैवाऽन्यो जनस्तत्तत् समाचरेत् ॥१०॥ तद्धिताय ततस्त्वेतत्कृत्यं स्वीयमनीषया । अवधार्य्यैव कर्त्तव्यं नैव वेगेन कर्हिचित् ॥११॥ ये स्त्रीगुरुत्वकर्त्तारस्तेऽत्र शिष्याङ्गनास्वपि । स्ववशासु रतासक्ता भ्रष्टतां यान्ति निश्चितम् ॥१२॥ स्त्रीप्रसङ्गस्ततः पुंसो नोचितः क्वापि कस्यचित् । व्याघ्र्या इव स्त्रिया रक्ष्यं भूयिष्ठं गुरुणा भयम् ॥१३॥ हितं चिकीर्षुर्यः स्त्रीणां स तु स्वाङ्गनया गुरुः । योषाः कृष्णमनुं सार्धं नियमैरुपदेशयेत् ॥१४॥

---

પોતાના ગુરુ ધર્મદેવે ઉપદેશેલ ધર્મનું પાલન કરનારા પુરજનો, સ્વધર્મ-જ્ઞાન-વૈરાગ્યરૂપ સર્વ અંગો સહિત, શ્રીકૃષ્ણની **એકાંતિકી ભક્તિ** હંમેશાં આદરપૂર્વક કરતા હતા. (૫) જે જનો સુરાપાન તથા માંસનું ભક્ષણ કરતા હતા, તે પણ ધર્મદેવની કૃપાદૃષ્ટિથી પોતાના અસત્કર્મોનો ત્યાગ કરતા હતા; (૬) ધર્મદેવને આશ્રિત ગૃહસ્થ જનો હિંસાએ રહિત વિષ્ણુયાગ વગેરે યજ્ઞો પવિત્ર હવિષ્યાન્નથી શાસ્ત્ર વિધિ પ્રમાણે કરતા હતા; (૭) અગ્નિહોત્રી બ્રાહ્મણો જે ધર્મદેવના આશ્રિત હતા, તે સોમયાગાદિ યજ્ઞમાં પણ ક્યારેય પણ પશુઓને હણતા ન હતા, તેમજ સૌત્રામણી યાગમાં પણ સુરાપાન કરતા ન હતા. (૮)

ધર્મદેવ પોતાના આશ્રયે આવેલી હજારો હજાર સ્ત્રીઓને જોઈને શિષ્યોની પરંપરાનું કલ્યાણ થાય તેને માટે આ પ્રમાણે **વિચાર** કરવા લાગ્યાઃ 'આ લોકમાં શ્રેષ્ઠ પુરુષો, શુભ અથવા અશુભ જેવા જેવા કર્મનું આચરણ કરે છે તદનુસાર તેના આશ્રિતો તથા અન્ય જનો પણ તેવા તેવા કર્મોનું જ **આચરણ** કરે છે★[1]. (૯-૧૦)

તેથી પોતાના આશ્રિત જનોના હિત માટે, પોતાની બુદ્ધિથી, આ સ્ત્રીઓના **ગુરુપદ**નો સારી રીતે **નિર્ણય** કરવો, ક્યારેય પણ ઉતાવળથી કાર્ય ન જ કરવું. (૧૧)

આ લોકમાં જે પુરુષો સ્ત્રીઓનું ગુરુપણું કરે છે તે પુરુષો શિષ્યા બનેલી સ્ત્રીઓ પોતાને વશ થાય એટલે તે સ્ત્રીઓ સાથે ગુહ્ય (પાપ) કર્મમાં આસક્ત થઈને નિશ્ચય ભ્રષ્ટ થાય છે અને નરકમાં પડે છે★[2]. (૧૨) તેથી ક્યારેય પણ કોઈ પુરુષે સ્ત્રીનો પ્રસંગ કરવો યોગ્ય નથી★[3]. તેથી ગુરુએ સ્ત્રીઓથી, સિંહણથી જેમ ભય પમાય છે તેમ, અતિશય ભય રાખીને પોતાનું રક્ષણ કરવું. ('यथा व्याघ्री हरेत्प्राणान् संप्राप्ता विदुषामपि । तथैषा संयमवतां नारी सर्वान्सुसंयमान्' એવું અભિયુક્ત વચન છે. તેમજ 'गुरवः स्त्रीप्रसङ्गेन, એ વાક્યથી પણ ગુરુઓને સ્ત્રી પ્રસંગનો નિષેધ કર્યો છે★[4].) (૧૩) જે ગુરુ સ્ત્રીઓનું હિત કરવા ઈચ્છતા હોય તે ગુરુ પોતાની સ્ત્રી દ્વારા એ અન્ય સ્ત્રીઓને નિયમો સહિત શ્રીકૃષ્ણના **મંત્ર**નો **ઉપદેશ** કરાવે :-

---

★૧. ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે, 'શ્રેષ્ઠ પુરુષ જેવું **આચરણ** કરે છે તેનું લોકો અનુવર્તન કરે છે.' ભાગવતમાં શુકદેવજીએ કહ્યું છે : શ્રેષ્ઠ પુરુષે જે આચરણ કરેલું હોય છે, લોકો તેનું **અનુવર્તન** કરે છે.

★૨. વામન પુરાણમાં કહ્યું છે : ધર્મથી યુક્ત પુરુષોએ હંમેશાં **પરદારા**ના **પ્રસંગ**નો ત્યાગ કરવો, પરસ્ત્રીઓ તો **એકવીશ નરકો** પ્રત્યે લઈ જાય છે.

★૩. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે; સ્ત્રી પુરુષનો પ્રસંગ ઈશ્વરોને પણ ભય કરે છે તો પછી ઘરમાં ચિત્તવાળા સાધારણ ગ્રામીણજનોને ભય કરનારો થાય તેમાં કહેવું જ શું ?

★૪. સ્ત્રીઓના પ્રસંગથી **અનર્થ પ્રાપ્તિ,** મહાભારતના અનુશાસન પર્વના ઓગણીસમા અધ્યાયમાં **સ્ત્રીરૂપ ઉત્તરદિશાએ** અષ્ટાવક્રને કહેલાં વાક્યોથી તથા અનુશાસનના જ આડત્રીસમા અધ્યાયમાં નારદ પ્રત્યે **પંચચૂડા અપ્સરાએ** કહેલાં વાક્યોથી તથા અનુશાસન પર્વના ચાલીશમા અધ્યાયથી આરંભીને તેંતાલીશમા અધ્યાય પર્યન્ત કહેલા **વિપુલ મુનિના ઉપાખ્યાન**થી સવિસ્તર જાણી લેવી.

तास्त्वनासन्नसम्बन्धा नेक्ष्या स्पृश्या न च क्वचित् । गुरुणाऽयं महानेव धर्मोऽस्त्यस्मद्गुरोर्मतः ॥१५॥ इत्थं विचार्य भक्त्या स्त्रीरुपदेशयति स्म सः । साऽथ ताभ्योऽवदत्स्त्रीणां सर्वधर्मान् यथार्थतः ॥१६॥ तदाश्रयेण वनिताः पापिन्योऽपि★१ महीपते । आसन् पतिव्रताः सर्वा हरेस्तस्य प्रतापतः ॥१७॥

धर्मो वसन्नयोध्यायां परिवारान्वितः सदा । षट्कर्माण्यकरोत्कृष्णमहापूजां च सादरम् ॥१८॥ नैवेद्यं विविधं तस्मै स न्यवेदयदुत्तमम् । महानीराजनं प्रीत्या तथा तस्याऽकृतोत्सुकः ॥१९॥ एकादशीजयन्त्यादि-व्रतान्येव चकार सः ।

[भर्त्राज्ञयैव नारी तु मन्त्रं दद्यात् सुवासिनी । स्त्रीभ्यस्तथा न दोषस्स्याद् दोषः स्यात् तदनाज्ञया ॥ इति पञ्चरात्रोक्तेः । योगिनीतन्त्रे च, ''साध्वी चैव सदाचारा गुरुभक्ता जितेन्द्रिया । सर्वमन्त्रार्थतत्त्वज्ञा सुशीलार्चार्चनेरता । गुरुयोग्या भवेत्सा हि विधवा परिवर्जिता'' इति । तत्रैवान्यत्र ''स्त्रिया दीक्षा शुभा प्रोक्ता स्त्रीणामष्टगुणाधिका'' इति भारते पराशरः । ''धर्मोपदेशं या नारी दानं तीर्थं व्रतानि च । करोति निष्फलं तद्वै विनाज्ञां पत्युरात्मनः'' इति । ननु ''पतिर्बन्धुर्गतिर्भर्त्ता दैवतं गुरुरेवचेति, पतिरेव गुरुः स्त्रीणां सर्वस्याभ्यागतो गुरुः'' इति निर्णयसिन्धौ, जात्याशौचनिर्णये शातातपवचनप्रामाण्यात् स्त्रीणां पतिविषयोऽपि गुरुत्वोपदेशः प्राप्तः । न केवलं योगिनीतन्त्रप्रामाण्यात् स्त्रीणां स्त्रीविषय एव गुरुत्वोपदेशः । तस्मादेतदुभयग्रन्थवचनप्रामाण्यसिद्धये विकल्पः समागत इति चेन्नैवं मन्तव्यम् । एतदुभयग्रन्थवचनयोः विषयभेदात् ।]

[**ભાવાર્થ** :- આ સિદ્ધાંતો અનુસાર 'મુમુક્ષુ સ્ત્રીઓને મોક્ષની સિદ્ધિ માટે મોક્ષનો ઉપદેશ કરનાર **ગુરુની પત્ની** જ ગુરુ કરવા યોગ્ય છે.' એ **યોગિની તંત્ર**નું વચન મોક્ષૈક વિષયવાળું જાણવું. તેમજ 'ધર્મ, અર્થ, કામની ઈચ્છાવાળી સ્ત્રીઓએ તો ધર્માદિકની સિદ્ધિ માટે **સ્વધર્મનિષ્ઠ** પોતપોતાના **પતિ**નો જ ગુરુસ્વરૂપે **આશ્રય** કરવો યોગ્ય છે.' એ **શાતાતપ**નું વચન ધર્મ-અર્થ-કામ રૂપ **ત્રિવર્ગ** વિષયવાળું માનવું. (બંનેના તાત્પર્ય-વિષય અલગ છે) જો એમ ન માને તો બંને ગ્રંથનાં વચનોનો પરસ્પર **વિરોધ** આવે. એમ જો (બંનેની યથાર્થતા વાસ્તવિક જ) હોય તો ગુરુપત્ની કોની પાસેથી દીક્ષા ગ્રહણ કરે ? (આ **પ્રશ્ન**નો **ઉત્તર** કહે છેઃ) પોતાના પતિ પાસે જ દીક્ષા ગ્રહણ કરે પણ બીજી સ્ત્રીઓથી ગ્રહણ ન કરે તો બીજા પુરુષોથી ક્યાંથી ગ્રહણ થઈ શકે ? અર્થાત્ પુરુષને સ્ત્રીઓના ગુરુપદનો **નિષેધ** જ છે.] (૧૪)

ગુરુએ સમીપ સંબંધ★૨ વિનાની સ્ત્રીઓ જોવી નહીં તેમજ તેમનો સ્પર્શ પણ કરવો નહીં[૨]. આ મારા ગુરુ રામાનંદ મુનિનો માનેલો **મોટો ધર્મ** છે.' (૧૫) ધર્મદેવ આ પ્રકારે વિચાર કરીને, પોતાના શરણે આવેલી સર્વ સ્ત્રીઓને સ્વપત્ની-ભક્તિદેવી દ્વારા **ઉપદેશ** અપાવતા હતા. પછી ભક્તિમાતાએ સ્ત્રીઓના સર્વ ધર્મો પોતાની શિષ્યાઓને યથાર્થપણે કહ્યા, હે મહીપતે ! પૂર્વે પાપ કર્મ કરનારી, સર્વે સ્ત્રીઓ પણ ભક્તિના આશ્રયથી અને શ્રીહરિના પ્રતાપથી ઉત્તમ પતિવ્રતા ધર્મવાળી થઈ. (૧૬-૧૭)

અયોધ્યામાં પોતાના કુટુંબે સહિત નિવાસ કરતા **ધર્મદેવ** હંમેશાં સ્નાન-સંધ્યાદિ છ કર્મો તથા આદરપૂર્વક શ્રીકૃષ્ણની **પૂજા** કરતા હતા; ધર્મદેવ ઉત્સાહપૂર્વક ઉત્તમ પ્રકારનું વિવિધ નૈવેદ્ય શ્રીકૃષ્ણને નિવેદન કરતા હતા તથા શ્રીકૃષ્ણની પ્રીતિપૂર્વક મહા આરતી કરતા હતા; (૧૮-૧૯) ધર્મદેવ એકાદશી-શ્રીહરિ જયંતી આદિક વ્રતો પણ કરતા

★૧. ''पापिण्योऽपि'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।
★૨. સમીપ સંબંધ સત્સંગિજીવનના તૃતીય પ્રકરણમાં **સ્પર્શવિવેક** બતાવેલા અધ્યાય (૨૫) માંથી જાણવો.

तेषु कृष्णमहापूजां रात्रौ जागरणं तथा ॥२०॥ वार्षिकानन्नकूटादीनुत्सवानकरोद्धरेः । संभारान्महतः कृत्वा धर्मदेवो यथा नृपः ॥२१॥ भाद्रशुक्लचतुर्थ्यां स श्रीगणेशोत्सवं व्यधात् । इषकृष्णचतुर्दश्यां मारुतेर्जननोत्सवम् ॥२२॥ अवतारचरित्राणि हरेरन्वहमादरात् । अपराह्णे स्वयं धर्मः कथयामास भूपते ॥२३॥ सद्ग्रन्थानां महाप्राज्ञो धर्मोऽध्ययनमन्वहम् । मननाध्यापने चक्रे स्वावकाशानुसारतः ॥२४॥ इत्थं स्वीयवृषस्थिरोऽतिविजितान्तर्वैरिवर्गो महान् विध्वस्तामरवैरिदुःसहभयस्तस्य प्रतापाद्धरेः । सन्मार्गे निखिलान्निजाश्रितजनान् संवर्तयन् सर्वदा साकेते स्वकलत्रपुत्रसहितः स्वास्थ्येन धर्मोऽवसत् ॥२५॥ इत्थं मां मनुजपते त्वयाऽभिपृष्टो, वृत्तान्तः प्रणिगदितो वृषस्य तुभ्यम् । श्रोष्यन्ति प्रचुरमुदा जना य एनं यास्यन्ति ध्रुवमचलां स्वधर्मनिष्ठाम् ॥२६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीधर्मदेववर्त्तननिरूपणनामा–अष्टादशोऽध्यायः ॥१८॥

---

હતા. તે વ્રતોમાં કૃષ્ણની મહાપૂજા તથા રાત્રિમાં જાગરણ કરતા હતા; રાજાના જેવા વૈભવથી ધર્મદેવ મોટી સામગ્રીઓ એકત્રિત કરીને દરેક વર્ષે અન્નકૂટ વગેરે **ઉત્સવો** પણ કરતા હતા; ધર્મદેવ ભાદરવા સુદી ૪ ચોથને દિવસે શ્રી ગણેશજીનો ઉત્સવ કરતા હતા. તથા આસો વદી ૧૪ ચૌદશને દિવસે હનુમાનજીનો જન્મોત્સવ કરતા હતા; (૨૦-૨૨) હે રાજન્ ! ધર્મદેવ દરરોજ પ્રેમપૂર્વક શ્રીહરિના અવતારના **ચરિત્રો** પોતાના શિષ્યો આગળ સાંજના સમયે કહેતા હતા; મહાબુદ્ધિશાળી ધર્મદેવ દરરોજ શ્રીમદ્ભાગવતાદિ સત્શાસ્ત્રોનું **અધ્યયન** (પઠન કે નિત્ય આવર્તન) તથા મનન (તેનું હાર્દ વિચારવું) તથા **અધ્યાપન** (શિષ્યોને ભણાવવું) તે પોતાના અવકાશ પ્રમાણે કરતા હતા. (અહીંયાં અધ્યયન શબ્દથી સદ્ગ્રંથોની નવીન નવીન **વ્યાખ્યાઓનું અવલોકન** જાણવું, કારણકે વૃદ્ધાવસ્થામાં એવું=પૂર્વોક્ત, પઠન-નિત્ય આવર્તનરૂપ; અધ્યયન થઈ શકે નહીં.) (૨૩-૨૪) આ પ્રકારે પોતાના ધર્મમાં નિષ્ઠાવાળા, જેમણે પોતાના સમગ્ર અંતઃશત્રુઓને જીત્યા છે તેમજ શ્રીહરિના પ્રતાપથી અસુરોનો અસહ્ય ભય જેમનો નાશ પામ્યો છે એવા, મહાન★(અર્થાત્ 'સમગ્ર ઉત્સવો યથાવિધિ કરતા') તે ધર્મદેવ, પોતાના આશ્રિત સમગ્ર જનોને સન્માર્ગમાં વર્તાવતા થકા **અયોધ્યા**માં હંમેશાં પોતાનાં પત્ની-પુત્રાદિકે સહિત સુખેથી રહેતા હતા. (૨૫)

હે નૃપતે ! તમોએ મને જે ધર્મદેવનું **વૃત્તાંત** પૂછ્યું હતું તે તમોને કહ્યું, જે જનો ધર્મદેવનું આ **વૃત્તાંત** ઘણા હર્ષથી સાંભળશે તે જનો પોતાના ધર્મને વિષે **અચળ નિષ્ઠા** જરૂર પામશે. (૨૬)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીધર્મદેવ વર્તન નિરૂપણ' નામે અઢારમો અધ્યાય સંપૂર્ણ. (૧૮)



---

★ 'महान्=उत्सवान् अनिति=जीवयति इति 'महान्' सकलोत्सवविधायक इत्यर्थः ।' અર્થાત્, 'સમગ્ર **મહોત્સવો** યથાવિધિ કરનારા' આ પ્રમાણે **રસબોધિનીમાં** **અર્થ** કર્યો છે.

## ॥ अथैकोनविंशोऽध्यायः ॥

## ( एकोनविंशे धर्माय हरिकृष्णः कृपावशात् । अलौकिकं निजैश्वर्यं समाधौ समदर्शयत् ॥ )

श्रीशुकानन्द उवाच - **अथैकदा श्रीहरिमात्मसूनुं स्वसन्निधाने रुचिरं निषण्णम् । स धर्मदेवोऽनिमिषेक्षणाभ्यां प्रियं नृप प्रैक्षत लालयंस्तम् ॥१॥ अथेश्वरेशत्वमनन्यसाध्यं तथा स्वकीयं पुरुषोत्तमत्वम् । तथाऽवतारित्वमपि स्वपित्रे तस्मै हरिर्ज्ञापयितुं समैच्छत् ॥२॥ ततस्तदीयाद्रमणीयकायात्परं विनिर्यान्तमतिप्रशान्तम् । परिस्फुरन्तं सहसा सचित्रं ददर्श तेजोनिचयं स राजन् ॥३॥ स व्याप सर्वं सदनं तदीयं तथाऽऽशु साकेतपुरं समग्रम् । आलोक्य लोका नगरालया यं प्रपेदिरे चित्रमुदारमेव ॥४॥ तं कोटिकोट्यर्कविकाशितेजोवृताखिलाङ्गं तनयं स्वकीयम् । साक्षात्परब्रह्म स देवशर्मा शशाक न प्रेक्षितुमावृताक्षः ॥५॥ तदिच्छया द्विभुजं हरिं प्राग्वराभये पाणियुगे दधानम् । दरं रथाङ्गं च गदां सरोजं चतुर्भुजं बिभ्रतमैक्षताऽसौ ॥६॥ अथ तेन विस्मितहृदा यथा पुरा स विभुर्व्यदर्शि करुणार्द्रलोचनः । विलसत्प्रसन्नवदनो मनोहरो बहुसौष्ठवावयवराजिताकृतिः ॥७॥**

**अचिरांशुभास्वरतराखिलाम्बरो विमलेन्दुलज्जनमुखस्मितच्छविः । जितबिम्बपल्लवमनोहराधरो नवफुल्लनीररुहचारुलोचनः ॥८॥ जितमीनखञ्जनविलासवीक्षणश्चपलभ्रुवा ललितया विराजितः ।**

---

### અધ્યાય : ૧૯

## શ્રીહરિએ પોતાના પિતા ધર્મદેવને પોતાનું પુરુષોત્તમપણું જણાવવા માટે અનુપમ ઐશ્વર્ય બતાવ્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! એક સમયે **ધર્મદેવ** પોતાની સમીપમાં બેઠેલા પોતાના મનોહર પુત્ર શ્રીહરિને લાડ લડાવતાં સ્થિર દૃષ્ટિથી જોતા હતા. (૧)

હજારો સાધનોથી પણ બીજાથી જે સિદ્ધ ન થઈ શકે તે પોતાનું ઈશ્વરેશપણું-પુરુષોત્તમપણું તથા પોતાનું અવતારીપણું પોતાના પિતાને જણાવવા માટે **શ્રીહરિ**એ **ઈચ્છા** કરી. (૨)

હે રાજન્ ! પછી ધર્મદેવે શ્રીહરિના રમણીય શરીરમાંથી નીકળતો સર્વોત્તમ, અતિશાંત, ચોતરફ ફેલાતો, તેજનો સમુદાય આશ્ચર્યપૂર્વક જોયો. (૩) તે તેજ ધર્મદેવના સમગ્ર ઘર તથા સમગ્ર અયોધ્યાપુરીમાં તત્કાળ વ્યાપી ગયું. અયોધ્યાનગરીના વાસીઓ તે **તેજનો સમુદાય** જોઈને અત્યંત આશ્ચર્ય પામ્યા. (૪) કરોડો સૂર્યનારાયણના પ્રકાશ જેવા પ્રકાશથી-જેમનું સમગ્ર શરીર ઢંકાયેલું છે એવા, પોતાના પુત્ર સાક્ષાત્ **શ્રીહરિ** પરબ્રહ્મ છે છતાં પણ જેમનાં નેત્રો અંજાઈ ગયા છે એવા ધર્મદેવ તે શ્રીહરિને જોવા સમર્થ ન થયા; (૫) પછી દેવશર્માએ શ્રીહરિના સંકલ્પથી પ્રથમ દ્વિભુજ, વર અને અભયદાન આપતી હસ્તમુદ્રા ધારણ કરેલા સ્વરૂપે, પછી શંખ-ચક્ર-ગદા-પદ્મને ધારી રહેલા ચતુર્ભુજ સ્વરૂપે; અને પછી વિસ્મિત થયેલા ધર્મદેવે સર્વાન્તરાત્મા શ્રીહરિ જેવા પૂર્વે હતા તેવા જ સ્વરૂપે જોયાઃ અત્યંત દયાથી ભીની દૃષ્ટિવાળા, શોભાયમાન પ્રસન્ન મુખારવિંદવાળા, દર્શન કરનાર ભક્તોનાં મનને હરતા-અત્યંત સુંદર અવયવોથી શોભાયમાન સ્વરૂપવાળા; (૬-૭) વીજળી જેવા તેજસ્વી પીતાંબરધારી, નિર્મળ ચંદ્રને લજ્જા પમાડનાર મંદ હાસ્યની કાંતિવાળા, પાકાં ઘિલોડાં અને નવીન પલ્લવોની સુંદરતાને જેમણે જીતી લીધી છે એવા મનોહર ઓષ્ઠવાળા, નવાં ફૂલેલાં લાલ કમળો જેવાં સુંદર લોચનવાળા; (૮) જીત્યા છે મીન તથા ખંજન પક્ષીના વિલાસ જેમણે એવાં નેત્રવાળા,

नवकुन्दलज्जनरदालिभास्वरो बहुगर्वकोटिमदनस्मयापहः ॥९॥ खचितस्फुरद्विविध-सन्मणिप्रभं मुकुटं दधच्छिरसि हैममुत्तमम् । वरकुण्डले मणिमये च काञ्चने मकरोपमाकृतियुते श्रुतिद्वये ॥१०॥ कलयन् गलेऽतिललितां ललन्तिकां मणिहैममौक्तिकमयीर्दधत् स्रजः । वरकण्ठकौस्तुभमणिश्रियाऽन्वितो मणिभासिहेममयभास्वराङ्गदः ॥११॥ करशालिहेमवलयो वरोर्मिका विविधस्फुरन्मणिरुचो हिरणमयीः । दधदङ्गुलीषु ललितासु हस्तयोः करपङ्कजोल्लसितमाल्यगेन्दुकः ॥१२॥ खचिताच्छचित्रमणिरश्मिभासिनीं रशनां दधत्कटितटे च काञ्चनीम् । वरनूपुरे चरणयोर्हिरण्मये परिबिभ्रदुत्खचितसन्मणिप्रभे ॥१३॥ इति बिभ्रतं श्रियमवेक्षणोचितां बहुलप्रभावलयमण्डिताकृतिम् । तमवेक्ष्य शान्तिनिलयं दयोदधिं मुदमाप स द्विजवरो गरीयसीम् ॥१४॥ ततस्तस्यान्तिकेऽपश्यद्धर्मदेवोऽक्षराभिधान् । महातेजोमयान् मुक्तान् साञ्जलींस्तन्मुखेक्षणान् ॥१५॥ ततश्चतुर्भुजान् दिव्यान् विष्वक्सेनपुरःसरान् । वैकुण्ठधामनिलयान् स तत्रैक्षत पार्षदान् ॥१६॥

ततो गोलोकधामस्थान् पार्षदान् भूरितेजसः । श्रीदामप्रमुखांस्तत्र धर्मदेवो व्यलोकयत् ॥१७॥ निरन्नाख्यांस्तथा मुक्तान् बदर्य्याश्रमवासिनः । बद्धाञ्जलिपुटान् प्रेम्णा सोऽपश्यत् स्तुवतो हि तम् ॥१८॥

સુંદર ચપળ ભ્રકુટીથી શોભાયમાન, નવીન મોગરાની કળીઓને લજ્જિત કરનાર દંત પંક્તિથી મનોહર, અત્યંત ગર્વિષ્ઠ એવા કરોડો કામદેવના ગર્વનો નાશ કરનારા; (૯) સુવર્ણનો મુગટ કે જેમાં જડેલા-વિવિધ પ્રકારના સ્ફુરાયમાન મણિઓની કાંતિથી અંધારું નાશ થઈ જાય છે. તેવા મુગટને મસ્તક ઉપર ધારણ કરતા, મણિ જડિત-સુવર્ણનાં મીનની આકૃતિવાળાં, ઉત્તમ બે કુંડળો બન્ને કાનમાં ધારણ કરતા; (૧૦) કંઠમાં અતિ સુંદર હીરાકંઠી ધારણ કરતા, તથા ઘણા મણિઓ-સોનાના મણકા અને મોતીઓ યુક્ત હાર ધારણ કરતા, સુંદર કંઠમાં કૌસ્તુભ મણિની શોભાથી શોભતા-જડેલા મણિઓની કાંતિથી યુક્ત સુવર્ણના પ્રકાશમાન બાજુબંધ ધારણ કરનારા; (૧૧) બંને હાથની શોભા વધારનાર સુવર્ણનાં કડાં, તેમજ હાથની સુંદર આંગળીઓમાં નાના પ્રકારના સ્ફુરાયમાન મણિઓની કાન્તિવાળી સુવર્ણમય ઉત્તમ વીંટીઓને ધારણ કરતા, કરકમળમાં સુશોભિત પુષ્પના ગુચ્છવાળા; (૧૨) જડેલા શુદ્ધ વિવિધ પ્રકારના મણિઓની કાંતિથી શોભતો સુવર્ણનો સોળ સેરનો કંદોરો★ કેડ્યમાં ધારણ કરતા, અંદર જડેલા સાચા મણિઓની પ્રભાવાળાં-સુવર્ણમય શ્રેષ્ઠ ઝાંઝરો બન્ને ચરણોમાં ધારણ કરતા; (૧૩) આ પ્રકારે આભૂષણોની અતિશય કાન્તિથી સુશોભિત આકૃતિવાળા, દર્શનીય શોભાને ધારણ કરતા, શાંતિના સ્થાનભૂત, દયાનિધિ શ્રીહરિને જોઈને બ્રાહ્મણશ્રેષ્ઠ **ધર્મદેવ** મહા આનંદ પામ્યા. (૧૪)

ત્યારબાદ ધર્મદેવે શ્રીહરિની સમીપમાં શ્રીહરિના મુખારવિંદને જોઈ રહેલા મહા તેજોમય **અક્ષર મુક્તો,** શ્રીહરિને હાથ જોડીને ઊભેલા જોયા. (૧૫)

પછી ધર્મદેવે ચતુર્ભુજ, દિવ્ય વૈકુંઠ ધામના નિવાસી વિશ્વક્સેન વગેરે **પાર્ષદો**ને શ્રીહરિની સમીપમાં જોયા. (૧૬)

તેમજ ગોલોક ધામમાં રહેલા ઘણાં તેજસ્વી, શ્રીદામાદિક પાર્ષદોને શ્રીહરિની સમીપમાં જોયા. (૧૭)

તથા શ્વેત દ્વીપના નિવાસી **નિરન્ન મુક્તો** તથા બદરિકાશ્રમવાસી મુક્તોને પ્રેમથી હાથ જોડીને પ્રેમપૂર્વક શ્રીહરિની સ્તુતિ કરતા ત્યાં જોયા. (૧૮)

★ એક સેરના હારને **કાંચી** કહેવામાં આવે છે, આઠ સેરના હારને **મેખલા,** સોળ સેરના હારને **રસના,** પચીસ સેરના હારને **કલાપ** કહેવામાં આવે છે.

अनिरुद्धं तथाऽपश्यत्प्रद्युम्नं तत्र साञ्जलिम् । सङ्कर्षणं सविनयं धर्मदेवोऽतिविस्मितः ॥१९॥ पाणिष्वादधतौ पात्रे सोपचारे हिरण्मये । स ददर्श महामायापूरुषौ पुरतो हरेः ॥२०॥ तथा प्रधानमायानां पुरुषाणां हि भूरिशः । युगलान्यैक्षत वृषो विस्मयं परमं गतः ॥२१॥ तत्त्वाभिमानिनो देवान् स तस्याग्रे व्यलोकयत् । भूरीन् वैराजपुरुषान् ब्रह्मविष्णुशिवांस्तथा ॥२२॥ तथा राधारमामुख्याः सोपचाराणि पाणिषु । दधाना हेमपात्राणि भूरिशक्तीर्ददर्श सः ॥२३॥ पूज्यमानः स ताभिस्तं मुक्ताद्यैस्तैस्तथाऽऽदरात् । उपासितं स्वतनयं दृष्ट्वा संप्राप विस्मयम् ॥२४॥ स तस्याग्रे ततोऽपश्यद्वेदान् दिव्याकृतींस्तथा । कुर्वतीश्चोपनिषदो भक्त्या तस्य शुभां स्तुतिम् ॥२५॥ सोऽवतारांस्तथा सर्वान् रामकृष्णपुरःसरान् । प्रैक्षतालंकृतियुजस्तस्याग्रे भास्वराम्बरान् ॥२६॥ विलोक्यैवं महाश्चर्य्यं दिव्यभावं परं हरेः । धर्मस्तं ह्यवताराणां हेतुमीशेशमाविदत् ॥२७॥

अथ प्रेमाश्रुनयनो धर्मो रोमाञ्चिताकृतिः । तुष्टाव दिव्यभावेन यथादृष्टं तमादितः ॥२८॥ चक्रेऽदृश्यं ततो राजन् दिव्यभावं निजं हरिः । कृपया दर्शितं पित्रे स्वानुरक्तात्मने प्रभुः ॥२९॥ अथेशादींस्तथा मुक्तान् नानाशक्तीश्च पार्षदान्

---

અત્યંત વિસ્મય પામેલા ધર્મદેવે વિનયપૂર્વક હાથ જોડેલા અનિરુદ્ધ, પ્રદ્યુમ્ન, તથા સંકર્ષણને ત્યાં જોયા. (૧૯)

ગંધ-પુષ્પાદિ ઉપચારો સહિત સુવર્ણ પાત્રો હાથમાં ધારીને ઊભા રહેલાં **મહા માયા** તથા **મહાપુરુષ** બન્નેને શ્રીહરિની સમીપમાં ધર્મદેવે જોયાં. (૨૦)

અત્યંત વિસ્મય પામેલા ધર્મદેવે, પ્રધાન માયાના તથા પુરુષોના ઘણાં જોડલાં પણ ત્યાં જોયાં.(૨૧)

ધર્મદેવે શ્રીહરિની આગળ ઘણા **તત્ત્વાભિમાની** દેવતાઓ તથા ઘણા **વૈરાજપુરુષો** તેમજ ઘણા બ્રહ્મા-વિષ્ણુ અને શંકરને જોયા. (૨૨)

તેમજ ધર્મદેવે પૂજાના ઉપચારો સહિત સુવર્ણ પાત્રો હાથમાં લઈને **રાધા-લક્ષ્મી** આદિક ઘણી શક્તિઓને શ્રીહરિની આગળ જોઈ.(૨૩)

તે શક્તિઓએ તથા મુક્તોએ પ્રેમપૂર્વક પૂજેલા અને ઉપાસના કરેલા પોતાના પુત્રને જોઈ, ધર્મદેવ આશ્ચર્ય પામ્યા. (૨૪)

પછી ધર્મદેવે શ્રીહરિની આગળ દિવ્ય આકૃતિવાળા; શ્રીહરિની કલ્યાણકારી સ્તુતિ કરતા **વેદો**ને તથા ભક્તિપૂર્વક શુભ સ્તુતિ કરતી **ઉપનિષદો**ને જોઈ. (૨૫)

તેવી રીતે ધર્મદેવે શ્રીહરિની સમીપમાં અત્યંત તેજસ્વી વસ્ત્રો તથા અલંકારો ધારણ કરેલા **રામકૃષ્ણાદિક** સર્વ અવતારોને જોયા. (૨૬)

આવી રીતે મહાઆશ્ચર્યમય શ્રીહરિનો **પરમ દિવ્યભાવ** જોઈને ધર્મદેવે શ્રીહરિને સર્વ અવતારોના કારણ, સર્વેશ્વરોના પણ ઈશ્વર જાણ્યા. પછી પ્રેમાશ્રુથી ભરેલાં નેત્રવાળા, રોમાંચિત ગાત્રવાળા ધર્મદેવ, શ્રીહરિને જેવા જોયા તેવાજ તેમના દિવ્ય સ્વરૂપની પ્રેમપૂર્વક **સ્તુતિ** કરતા હતા. (૨૭-૨૮)

હે રાજન્ ! પછી સમર્થ શ્રીહરિએ પોતાને વિષે પ્રેમવાળા પિતાશ્રી ધર્મદેવને કૃપાથી દેખાડેલો પોતાનો દિવ્યભાવ અદૃશ્ય કર્યો; તેથી ધર્મદેવે ઈશ્વરો તથા મુક્તો તેમજ નાના પ્રકારની શક્તિઓ, પાર્ષદો વગેરેને શ્રીહરિની સમીપમાં

। न प्रेक्षतैव सहसा धर्मदेवस्तदन्तिके ॥३०॥ ततोऽपश्यन्निषण्णं तं यथापूर्वं निजात्मजम् । एकाकिनं प्रियतरं द्विबाहुं धर्म एव सः ॥३१॥ धर्मदेवोऽथ चित्रं तत् समाधौ स्वेक्षितं महत् । तद्दिव्यभावगमकं बन्धुभ्योऽकथयन्मुदा ॥३२॥ तन्निशम्यैव मुदिता विस्मितास्तेऽखिलास्तु तम् । मेनिरे परमात्मानं सर्वकारणकारणम् ॥३३॥ ततस्तस्येच्छया राजन् बालनाट्यं चिकीर्षतः । तेषां दिव्यप्रभावस्य प्राप नाशं स्मृतिर्द्रुतम् ॥३४॥ अथ ते लालयन्तस्तं ज्ञात्वा सम्बन्धिनं निजम् । कृतपुण्योच्चया राजन् नाऽविदन् भववेदनाम् ॥३५॥ स्वपितृभ्यामिति हरिर्ददौ स्वेक्षां क्वचिन्मुदा । चतुर्भुजेन रूपेण क्वापि चैवाष्टबाहुना ॥३६॥ सहस्त्रबाहुरूपेण स्वेक्षां ताभ्यां स कर्हिचित् । क्वचित्क्वचित्तथा प्रादाद्रामकृष्णादिरूपतः ॥३७॥ एवं निजैश्वर्य्यमनन्यतुल्यं मुहुर्मुहुर्दर्शयति स्म ताभ्याम् । हरिर्हि तद् वक्तुमशेषमीशाः शेषादयो नैव कुतस्तदान्ये ॥३८॥

तस्मात्तदैश्वर्य्यमिदं हि राजन्ननन्यसाधारणमेव तुभ्यम् । प्रोक्तं समासेन मयातिपुण्यं यथामनीषं श्रुतिवर्णनीयम् ॥३९॥ एतं श्रीहरिदिव्यभावमतुलं श्रोष्यन्ति ये श्रद्धया ये वक्ष्यन्ति जनास्तथाऽघनिचयप्रध्वंसनं शृण्वताम् । ते तद्रूपविनिश्चयं दृढतरं यास्यन्ति नष्टैनसो भुक्तिं मुक्तिमपीप्सितां च सहजानन्दे हि तस्मिन् रतिम् ॥४०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिणा स्वपितृप्रदर्शितासाधारणैश्वर्यादिनिरूपणनामैकोनविंशोऽध्यायः ॥१९॥

---

જોયાં નહીં. પરંતુ આ સમાધિ અવસ્થા પહેલાં પોતાની સમીપે બેઠેલા અત્યંત પ્રિય બે હાથવાળા પોતાના પુત્રનેજ એકલા જોયા. (૨૯-૩૧)

સમાધિમાં જોયેલું, શ્રીહરિનો દિવ્યભાવ જણાવતું **મહાશ્ચર્ય** ધર્મદેવે હર્ષપૂર્વક બંધુઓને કહ્યું. તે આશ્ચર્ય સાંભળીને જ હર્ષ પામેલા સમગ્ર બંધુઓ શ્રીહરિને સર્વ કારણના કારણ **પરમાત્મા** માનવા લાગ્યા, (૩૨-૩૩)

હે રાજન્ ! પછી બાલ નાટ્ય કરવા ઈચ્છતા શ્રીહરિની ઈચ્છાથી ધર્મદેવ વગેરેને શ્રીહરિના દિવ્યભાવની સ્મૃતિ તત્કાળ નાશ પામી. (૩૪) જેમણે અત્યંત પુણ્ય સંચિત કર્યું છે એવા તે ધર્મદેવાદિ-પરિવારજનો શ્રીહરિને પોતાના સંબંધી જાણીને રમાડતા થકા **સંસાર**ની **વેદના** ભૂલી ગયા. (૩૫)

શ્રીહરિ આ પ્રમાણે ક્યારેક ચતુર્ભુજ રૂપે, ક્યારેક અષ્ટ ભુજરૂપે, પોતાના માતાપિતાને પોતાનાં દર્શન હર્ષપૂર્વક આપતા હતા. વળી શ્રીહરિ કોઈ સમયે સહસ્ર બાહુરૂપે, ક્યારેક રામકૃષ્ણાદિરૂપે ધર્મ-ભક્તિને પોતાનાં દર્શન આપતા હતા. (૩૬-૩૭)

હે રાજન્ ! આવી રીતે પોતાનું **અનુપમ ઐશ્વર્ય** પોતાના માતા-પિતાને વારંવાર શ્રીહરિ બતાવતા હતા. તે ઐશ્વર્યો સમગ્ર રીતે કહેવા માટે તો શેષાદિક પણ સમર્થ થાય નહીં. તો બીજા ક્યાંથી સમર્થ થાય ? હે રાજન્ ! તેથી અનુપમ, અતિ પુણ્યમય, શ્રુતિઓએ વર્ણનીય આ શ્રીહરિનું ઐશ્વર્ય તમોને **સંક્ષેપ**થી જ મેં મારી બુદ્ધિ પ્રમાણે કહ્યું. (૩૮-૩૯) આ ઐશ્વર્ય કથાનું **શ્રવણ** પાપના સમુદાયને નાશ કરનારું છે. આ શ્રીહરિના દિવ્યભાવને જે જનો શ્રદ્ધાપૂર્વક સાંભળશે અને કહેશે તે જનોને શ્રીહરિના સ્વરૂપનો અતિદૃઢ **નિશ્ચય** થશે. વળી આ કથા શ્રવણથી જેમના પાપ નાશ પામ્યા છે એવા તે ભક્તજનો ઈચ્છિત ભોગ તથા મુક્તિ પણ પ્રાપ્ત કરશે. તેમજ શ્રી સહજાનંદમાં **પ્રીતિ** પણ પામશે જ. (૪૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ પોતાના પિતાને બતાવેલું પોતાનું અસાધારણ ઐશ્વર્ય' વગેરે નિરૂપણ નામે ઓગણીશમો અધ્યાય સંપૂર્ણ. (૧૯)

## ॥ अथ विंशतितमोऽध्यायः ॥

### ( विंशे श्रीहरिणा प्रोक्तः कृतो मल्लपराजयः । वीक्ष्य यं विस्मयं प्रापुः सनृपात्मजनागराः ॥ )

अथैकदा श्रीहरिरात्मसक्तैर्वृतोऽर्भकैरेव विभुर्वयस्यैः । जगाम जीवाभयदानदक्षः साकेतभूपालकुमारदुर्गम् ॥१॥ नितान्तशोभानिधिरद्वितीयो विलोक्यमानो नगरस्थलोकैः । हरिश्चरन् बालवृतो मनोज्ञो वरां स तद्राजसभां प्रपेदे ॥२॥ दूरादथायान्तमवेक्ष्य हृष्टौ तं तूर्णमुत्थाय सहैव सभ्यैः । तौ राजपुत्रौ रमणीयपीठे निषादयामासतुरेव नत्वा ॥३॥ हरिं ततस्तौ कमनीयरूपं तथा सदस्या निभृतेक्षणैस्तम् । व्यलोकयन् भूरिमुदैव लोका नवोदयं चन्द्रमिवाभिरामम् ॥४॥

तत्राययुस्तावदनल्पवीर्य्या मल्ला ननु द्वादश शौर्यवन्तः । मल्लान् विजेतुं धरणीश्वराणां देशानिहोर्व्यां विविधांश्चरन्तः ॥५॥ अविषह्यतरा युद्धे सर्वैः प्रतिभटैरपि । दुर्विजेया महादर्पा युद्धोत्साहा मदोद्धताः ॥६॥ वज्रकर्कशसर्वाङ्गाः शैलतुल्यकलेवराः । नानायुद्धकलाभिज्ञा महाशौर्य्यपराक्रमाः ॥७॥ यैर्जिता मल्लयुद्धेन भूरिमल्ला महीभुजाम् । पारितोषं हि विविधं नरेन्द्रेभ्यो हृतं तु यैः ॥८॥ पराजयं प्रकुर्वन्तो मल्लानामिति भूपते । ये स्वर्णप्रतिमास्तेभ्यो मुदितेभ्य उपागताः ॥९॥ स्वकट्यां बिभ्रतो हैमीः प्रतिमाः पार्थिवार्पिताः । शत्रुमर्दनसंज्ञेन स्वमुख्येन समन्विताः ॥१०॥ अयोध्यानगरे श्रुत्वा राजमल्लान्बलीयसः । धरणीं कम्पयन्तस्ते तत्र तैर्योद्धुमाययुः ॥११॥

---

### અધ્યાય : ૨૦

## શ્રીહરિએ અયોધ્યાના રાજદરબારમાં મલ્લોનો પરાજય કર્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) એક સમયે પોતાને વિષે પ્રેમવાળા સમાન વયના બાળકો સાથે, અત્યંત ઐશ્વર્યવાળા, જીવોને અભય દાન આપવામાં ચતુર, **શ્રીહરિ,** અયોધ્યા નગરીના રાજાના દરબારમાં ગયા. (૧) અત્યંત શોભાનિધિ, અદ્વિતીય, નગર નિવાસીઓએ દર્શન કરાયેલા; મિત્ર બાળકો સહિત મનોહર શ્રીહરિ, ચાલતા ચાલતા રાજાની શ્રેષ્ઠ-સુંદર સભામાં ગયા. (૨) શ્રીહરિને પોતાની સભામાં આવતા દૂરથી જોઈને, પ્રસન્ન થયેલા બન્ને **રાજપુત્રો** પોતાના સભાસદોની સાથે તત્કાળ ઊઠીને સામા જઈને શ્રીહરિને પ્રણામ કરીને સભામાં લાવ્યા અને સુંદર પાટ ઉપર બેસાડ્યા. (૩) તે બન્ને રાજકુમારો તથા સર્વ સભાસદો કમનીય રૂપવાળા શ્રીહરિને અનિમિષ દૃષ્ટિથી; જેમ નવીન ઉદય પામેલા સુંદર ચંદ્રમાને લોકો જુએ તેમ ઘણા સ્નેહથી જોતા હતા. (૪)

તે સમયમાં જ અત્યંત બળવાળા, શૂરવીર, **બાર મલ્લો** વિવિધ દેશના રાજાઓના મલ્લોને જીતવા માટે વિવિધ દેશોમાં ફરતા ફરતા અયોધ્યાનગરની સભામાં આવ્યા. (૫)

મલ્લ યુદ્ધમાં બીજા મલ્લો પણ તેમના બળને સહન કરવા માટે શક્તિમાન થતા નહિ તેથી સદા અજેય રહેલા, મહા ગર્વિષ્ઠ, યુદ્ધમાં ઉત્સાહવાળા, બળના ગર્વથી ઉદ્ધત; (૬) વજ્ર જેવા કઠિન અંગોવાળા, પર્વત સમાન ઊંચા શરીરવાળા, નાના પ્રકારની યુદ્ધ કળાઓને જાણનારા, મહાશૂરવીર, તેમજ મહાપરાક્રમી બાર મલ્લોએ, જુદા જુદા રાજાઓના મલ્લોને મલ્લયુદ્ધમાં જીતીને તે નરેન્દ્રો પાસેથી વિવિધ પ્રકારનાં **પારિતોષિકો** (ઈનામો) મેળવ્યા હતાં; (૭-૮) હે રાજન્ ! આ પ્રકારે મલ્લોનો પરાજય કરતા તે મલ્લોએ પ્રસન્ન થયેલા રાજાઓ પાસેથી **સોનાની પૂતળીઓ** મેળવી હતી; (૯) તે દેશાંતરના રાજાઓએ આપેલી સોનાની પૂતળીઓને પોતાની કેડ્યમાં કંદોરારૂપે ધારણ કરનાર મલ્લમંડળના અધિપતિ **શત્રુમર્દન** નામના મહામલ્લે સહિત બાર મલ્લો, અયોધ્યા નગરમાં, રાજમલ્લોને અત્યંત બળવાન સાંભળીને, પૃથ્વીને કંપાવતા થકા અયોધ્યાપુરીના મલ્લો સાથે યુદ્ધ કરવા માટે રાજસભામાં આવ્યા. (૧૦-૧૧)

स्कन्धावनद्धतूणीराश्चापाद्यस्त्राणि बिभ्रतः । ते समेत्य सभां राजपुत्रयोश्चक्रिरे नतिम् ॥१२॥ अथ मुक्त्वायुधान्युर्व्यां सिंहनादं विधाय ते । आस्फोट्य नितरां बाहूनित्थमाहुर्नृपात्मजौ ॥१३॥ श्रुत्वा नृपतिपुत्रौ वां मल्लान् युद्धविशारदान् । युयुत्सया वयं प्राप्तास्तैर्नः कारयतां च तत् ॥१४॥ नो चेदर्पयतं हैमीः प्रतिमा नो नृपात्मजौ । तौ श्रुत्वा तद्वचो मल्लान् स्वानाह्वाययतामिति ॥१५॥

निजभर्त्तृसमाहूता मल्लास्ते रणगर्विताः । सज्जीभूताः समागत्य चक्रिरे प्रणतिं तयोः ॥१६॥ तौ तानथोचतुस्त्वेतैर्मल्लैर्यूयं नियुध्यत । एवं स्वभर्तृवचनं श्रुत्वा प्राहुस्तथेति ते ॥१७॥ तौ दिदृक्षू ततः शूरौ मल्लयुद्धं निजानुगैः । कारयामासतुस्तूर्णं मल्लरङ्गविशोधनम् ॥१८॥ ततस्तत्र सभां कृत्वा मनोज्ञां नृपनन्दनौ । उपावेशयतामुच्चैरासने रुचिरे हरिम् ॥१९॥ अथ तौ तस्थतुस्तत्र रम्ययोर्निजपीठयोः । निषेदुस्तच्छ्रिताः सर्वे सचिवाद्या यथोचितम् ॥ २०॥ तस्थुस्तत्र यथायोग्यं समेता नगरौकसः । सभ्याः सहस्रशश्चाऽन्ये तत्राऽऽययुस्तद्दिदृक्षवः ॥२१॥ ततो विचित्रवाद्यानि नेदुस्तत्र मदोद्धताः । कच्छान् मल्ला दृढं बद्ध्वा सज्जाश्चासन् युयुत्सवः ॥२२॥ तत्रागताश्च ये मल्ला राजमल्लास्तथाऽपरे । उत्प्लवन्तोऽतिगर्ज्जन्तो बाह्वास्फोटनमाचरन् ॥२३॥ प्रसादयितुमिच्छन्तो राजपुत्रौ महाबलाः । युयुधुर्युद्धशौण्डास्ते

---

બન્ને ખભાઓ ઉપર જેમણે ભાથાઓ ધારણ કર્યા છે, વળી ધનુષ્ય વગેરે શસ્ત્રો પણ ધારણ કર્યા છે, તેવા તે મલ્લોએ રાજપુત્રોની સભામાં આવીને નમસ્કાર કર્યા.તે મલ્લોએ પોતાના આયુધો પૃથ્વી ઉપર મૂકીને, સિંહનાદ કરીને, પોતાના બન્ને બાહુઓને એક બીજા સાથે જોરથી ઠપકારતા થકા રાજાના બન્ને પુત્રોને કહ્યું, 'હે રાજકુમારો ! તમારા મલ્લો મલ્લયુદ્ધમાં પ્રવીણ છે એમ સાંભળીને (તમારા મલ્લોનું બળ-યુદ્ધ ચાતુર્ય, કળા વગેરેમાં પ્રવીણપણું અત્રે આવેલા માણસો પાસેથી દિલ્હી-કુરુક્ષેત્ર વગેરે ઘણાં સ્થાનમાં ઘણું સાંભળીને) તેમની સામે યુદ્ધ કરવાની ઈચ્છાથી અમો આપની પાસે આવ્યા છીએ. તેથી તમારા મલ્લો સાથે અમોને યુદ્ધ કરાવો; એમ ન કરવું હોય તો (અમને જોઈને બીક પામીને યુદ્ધ ન કરાવવું હોય તો) હે રાજપુત્રો ! અમોને તમારા મલ્લોનો પરાજય થયો છે તે સૂચવનારું સુવર્ણનું પૂતળું આપો.' આ પ્રકારનું વચન સાંભળીને તે બન્ને રાજકુમારોએ પોતાના મલ્લોને બોલાવ્યા. (૧૨-૧૫)

પોતાના સ્વામીએ બોલાવેલા, મલ્લ યુદ્ધમાં ગર્વવાળા, તે મલ્લો, સજ્જ થઈને આવ્યા અને બન્ને રાજકુમારોને પ્રણામ કર્યા. પછી બન્ને રાજકુમારોએ તે મલ્લોને કહ્યું કે, 'તમે આ પરદેશથી આવેલા મલ્લો સાથે યુદ્ધ કરો.' પોતાના સ્વામીનું આવું વચન સાંભળીને અયોધ્યાના મલ્લોએ કહ્યું કે, 'જેમ તમે કહો છો તેમ કરીશું.' (૧૬-૧૭)

પછી મલ્લ યુદ્ધ જોવા ઈચ્છતા રાજકુમારોએ પોતાના સેવકો પાસે તત્કાલ મલ્લોનો **અખાડો** સાફ કરાવ્યો. રાજકુમારોએ મલ્લ અખાડામાં મનોહર **સભા** કરીને ત્યાં સુંદર આસન ઉપર શ્રીહરિને બેસાડ્યા. (૧૮-૧૯) પછી ત્યાં બન્ને **રાજકુમારો** પોતાના રમ્ય સિંહાસન ઉપર બેઠા. તેમના આશ્રિત કારભારીઓ યોગ્યતા પ્રમાણે ઘટે તેમ બેઠા; (૨૦) તેમજ નાગરિક **સભ્યો** પણ યથાયોગ્ય બેઠા. તે મલ્લ યુદ્ધ જોવાની ઈચ્છાવાળા બીજા હજારો માણસો ત્યાં આવ્યા; ત્યારબાદ અખાડામાં શૌર્ય પ્રેરક વાજિંત્રો વાગવા લાગ્યાં, (વગાડવામાં કુશળ પુરુષોએ વગાડ્યાં) તે સમયે મદોન્મત્ત મલ્લો દૃઢ કચ્છો બાંધીને, યુદ્ધની ઈચ્છાથી, તૈયાર થયા. (૨૧-૨૨)

ત્યાં મલ્લ અખાડામાં પરદેશથી આવેલા મલ્લો તથા રાજમલ્લો કૂદતાં તથા અત્યંત ગર્જના કરતાં, બંને બાહુઓને હાથનાં તળિયાંથી તાડન કરતા; મલ્લ યુદ્ધમાં વિશારદ મહા બળવાન તે બંને પક્ષના મલ્લો, બન્નેય રાજકુમારોને

द्वन्द्वीभूय परस्परम् ॥२४॥ कराभ्यां ते करौ बद्ध्वा चरणाभ्यां परस्परम् । निबद्ध्य चरणौ भूयश्चक्रुराकर्षणं मिथः ॥२५॥ अरत्निभिः प्रजह्रुस्ते वज्रतुल्यैः परस्परम् । जानुवक्षःशिरोमुख्यैरङ्गैर्जघ्नुर्मिथो भृशम् ॥२६॥ मुहुः परिभ्रामणनोदनैस्ते निष्पीडनैरप्यवपातनैश्च । उत्सर्पणैरप्यपसर्पणैर्वा मिथोऽपचक्रुर्विजिगीषमाणाः ॥२७॥

आकर्षणस्थापनचालनैस्ते ह्युत्थापनैरुन्नयनैर्विशेषैः । तथेतरैः शृङ्खलनादिभेदैर्युद्धं व्यधुर्विस्मयकृज्जनानाम् ॥२८॥ अन्योऽन्यावयवात्यन्तप्रहारोत्थो महारवः । बाह्वास्फोटनजः पौराँस्त्रासयामास निर्भरम् ॥२९॥ अन्योऽन्यमर्द्दनासक्ता मत्सराक्रान्तमानसाः । ते युद्धान्नाचलन् किञ्चिन्मत्ता इव मतङ्गजाः ॥३०॥ उत्पत्य तूर्णमेकैकमतिचक्रमुरेव ते । तद्वीक्ष्य विस्मिताः सर्वेऽहसन्भूपात्मजादयः ॥३१॥ अन्तरं चिन्तयन्तस्ते युध्यमाना मदोद्धताः । महोरगसमक्रोधाः प्रजह्रुर्नितरां मिथः ॥३२॥ देशान्तरागता मल्ला राजमल्लानशेषतः । वञ्चयित्वैव कलया भूतलेऽपातयन् द्रुतम् ॥३३॥ राजमल्लजयप्राप्तहर्षोत्फुल्लाननाश्च ते । पारितोषमयाचन्त हैमीर्मूर्त्तीर्नृपात्मजौ ॥३४॥ तदाऽतिम्लानवदनौ निजमल्लपराभवात् । आत्मीयपितृशिष्यौ तौ दृष्ट्वा शोकसमाकुलौ ॥३५॥ तत्र स्थितो हरिः प्रोचे देशकालोचितं वचः । आनन्दयिष्यंस्तौ

---

પ્રસન્ન કરવાની ઈચ્છાવાળા પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા; (૨૩-૨૪) મલ્લો પરસ્પર હાથથી હાથ ભીડાવીને, પગથી પગ ભીડાવીને, પરસ્પર વારંવાર ખેંચવા લાગ્યા; વજ્રતુલ્ય મુષ્ઠિઓથી પ્રહાર કરવા લાગ્યા; તેમજ ઢીંચણ, વક્ષ:સ્થળ, મસ્તક આદિ અંગોથી પરસ્પર ખૂબ તાડન કરવા લાગ્યા; (૨૫-૨૬) જીતવાને ઈચ્છતા મલ્લો, વારંવાર સામા મલ્લોને હાથમાં ઝાલીને ચારેય તરફ ફેરવીને (ભમાવીને) ફેંકી દેવા, તથા બન્ને હાથથી ભેટીને પીડા પમાડવી, નીચે પાડી નાંખવા, સામા મલ્લને છોડીને આગળ ચાલવું, પાછા ચાલવું, એવી રીતે એક બીજાને રૂંધતા હતા. (૨૭)

તે મલ્લો આકર્ષણ★[1]; સ્થાપન★[2], ચાલન★[3], ઉત્થાપન★[4], ઉન્નયન, તથા શૃંખલનાદિ અનેક ભેદોવાળા યુદ્ધના વિશેષો વડે પ્રેક્ષકજનોને આશ્ચર્ય પમાડનારું **મલ્લયુદ્ધ** કરતા હતા. (૨૮) એકબીજાના અવયવોના અત્યંત પ્રહારથી, તથા બન્ને બાહુઓના આસ્ફોટનથી, ઉત્પન્ન થયેલો ભયંકર શબ્દ પુરના નિવાસી જનોને અત્યંત ત્રાસ પમાડવા લાગ્યો. (૨૯) પરસ્પર એક બીજાને મચરડી નાખવામાં પ્રવીણ, મત્સરથી એક બીજાનો ઉત્કર્ષ સહન નહીં કરવાથી ઊકળી ગયેલા મનવાળા મલ્લો, મદોન્મત્ત હાથીઓની માફક યુદ્ધથી લગાર પણ ચલાયમાન થયા નહીં. (૩૦)

તે મલ્લો ઉછળી ઉછળીને એકબીજાનું અતિક્રમણ કરતા હતા. તેવું તેમનું યુદ્ધ જોઈને રાજકુમારો વગેરે સર્વે વિસ્મય પામીને હાસ્ય વિનોદ કરતા હતા; મદોન્મત્ત યુદ્ધ કરતા તે મલ્લો પરસ્પર મર્મ સ્થળમાં પ્રહાર કરવાનો અવકાશ ચિંતવતા, મહા સર્પના જેવા ક્રોધવાળા, પરસ્પર અત્યંત પ્રહાર કરવા લાગ્યા; દેશાંતરથી આવેલા મલ્લોએ છેવટે મલ્લયુદ્ધની યુક્તિ (છળ-કપટ) વિશેષોથી ઠગીને સર્વ રાજમલ્લોને તત્કાળ પૃથ્વી ઉપર પાડી દીધા. (૩૧-૩૩)

રાજમલ્લોને જીતવાથી અતિ આનંદ પામેલા પ્રસન્ન મુખવાળા દેશાંતરના તે મલ્લોએ રાજકુમારો પાસે સોનાની પૂતળીઓ ઈનામમાં માગી. (૩૪)

તે સમયે પોતાના મલ્લોના પરાજયથી અત્યંત શ્યામ મુખવાળા અને શોકથી આકુળ વ્યાકુળ, પોતાના પિતા(ધર્મદેવ)ના શિષ્ય બન્ને રાજકુમારોને જોઈને, ત્યાં બેઠેલા **શ્રીહરિ**એ બન્ને રાજકુમારોને તથા બીજા સભ્યોને

---

★૧. સામાવડિયા મલ્લને હાથ પગ વીંટી દઈને બલહીન કરી નાંખવો તેને **આકર્ષણ** કહે છે.
★૨. હાથ પગ વગેરે અંગોને એકઠા કરવા તેને **સ્થાપન** કહે છે.
★૩. કંઠ વગેરેમાં વળગી પડેલા મલ્લને ખસેડી નાંખવો તેને **ચાલન** કહે છે.
★૪. ઢીંચણો તથા બન્ને પગનો લોચો થઈને પડેલા મલ્લને ઊંચો કરવો તેને **ઉત્થાપન** કહે છે.

चान्यान् सभ्यांस्तं मल्लनायकम् ॥३६॥ मल्लवर्य्य बलीयांस्त्वं महाशौर्यपराक्रमः । असि पृच्छामि तस्मात्त्वां प्रश्नं कुरु तदुत्तरम् ॥३७॥ सङ्ग्रामविजयग्रन्थे मल्लयुद्धमुदीरितम् । समेतं विंशतिभिदा द्वात्रिंशद्भेदसंयुतम् ॥३८॥

चत्वारिंशद्विदायुक्तं तथा स्पष्टं समीरितम् । नियुद्धकुशलः सर्वं तद्भवान् वक्तुमर्हति ॥३९॥ स तद्वक्तुमशक्यत्वान्मानभङ्गभयाकुलः । मन्दः समत्सरः प्रोचे वाक्यमित्थं हि निष्ठुरम् ॥४०॥ त्वं किं जानासि रे बाल नास्ति ते गणनैव मे । मर्दयिष्यामि[१] तूर्णं त्वां माल्यमालामिव द्विपः ॥४१॥ स इत्थं तद्वचः श्रुत्वा राजपुत्रसभासदाम् । अभिप्रायं ततो जानंस्तं जगादेति गर्वितम् ॥४२॥ महीयांसो न कुर्वीर न्नित्थमात्मप्रशंसनम् । यस्मादस्ति निजश्लाघाऽन्यनिन्दा च शुभापहा ॥४३॥ स्वोत्कर्षे कीर्त्यमानेऽन्यैर्ह्रिया यान्त्येव नम्रताम् । जना विख्यातयशसो व्रीहयः फलिता इव ॥४४॥ रीतिर्विवेकिनामित्थं भवत्येव तथापि ते । गर्वश्चेत्तर्हि मल्लेन्द्र त्वं मदुक्तं द्रुतं कुरु ॥४५॥ स इत्युक्त्वा वचस्तस्मै ललितो मल्लमण्डलम् । आययौ सत्वरं सिंहो यथा मत्तकरिव्रजम् ॥४६॥ अथेत्याह स मल्लेन्द्रं प्रकोष्ठं मम मल्लराट् । उपादाय यदा भङ्क्तुं शक्तश्चेदेहि सत्वरम् ॥४७॥ इत्थं तद्वचनं श्रुत्वा स तं प्राहेति गर्वितः

---

આનંદ પમાડવાની ઈચ્છાથી, તે પરદેશી મલ્લોના અધિપતિ શત્રુમર્દનને દેશકાલ ઉચિત **વચન** કહ્યું. (૩૫-૩૬) 'હે મલ્લવર્ય ! તમો બળવાન, મહાશૂરવીર તથા મહાપરાક્રમી છો, તેથી તમોને પૂછું છું. તેનો **ઉત્તર** તમો કહોઃ (૩૭) હે શત્રુમર્દન ! સંગ્રામવિજય ગ્રંથમાં મલ્લયુદ્ધ વીસ પ્રકારનું તથા બત્રીસ ભેદવાળું કહ્યું છે. ચાલીશ ભેદવાળું પણ કહ્યું છે. તે જેમ હોય તેમ યથાર્થ કહો. તમો યુદ્ધકળામાં નિપુણ છો. તેથી તે સર્વ યથાર્થ કહો.' ( મેં કહેલા તમારા સમગ્ર યુદ્ધના ભેદના તમો અભિજ્ઞ હો તો તે ભેદો કહો.) (તેમજ ઉપરોક્ત મુજબ **સંગ્રામ વિજય**નું વાક્ય પણ છેઃ 'मल्लयुद्धं नियुद्धज्ञा विंशद्भेदं प्रचक्षते । द्वात्रिंशद् भेदमपरे चत्वारिंशद्विधं तथा' इति ॥) (૩૮-૩૯)

(પોતાના વિજયને નિષ્ફળ કરનાર શ્રીહરિનું આ વચન સાંભળીને ક્રોધ પામેલો **શત્રુમર્દન** કહેવા લાગ્યો.)

માનના ભંગથી ઉપજેલા ભયથી આકુળ વ્યાકુળ બનેલો મૂર્ખ શત્રુમર્દન શ્રીહરિના પ્રશ્નનો ઉત્તર આપી શકે તેમ ન હોવાથી મત્સરથી **કઠોરવાક્ય** બોલ્યો; અરે હે બાલ ! તમે શું જાણો છો ? મારે તમારી ગણના જ નથી. પુષ્પના હારને હાથી જેમ મર્દન કરે તેમ, તમોને હું તત્કાળ મર્દન કરી નાંખીશ.★[૧] (૪૦-૪૧)

શત્રુમર્દનનું આવું **વચન** સાંભળીને, રાજપુત્રો તથા સભાસદોનો અભિપ્રાય જાણતા શ્રીહરિએ તે ગર્વિષ્ઠ મલ્લને કહ્યું. '' મોટા માણસો આ પ્રમાણે પોતાની પ્રશંસા કરતા નથી. કારણ કે પોતાની પ્રશંસા તથા બીજાની નિંદા તે સુકૃતનો (પુણ્યનો) નાશ કરનારી છે. ''स्वश्लाघाऽथान्यनिन्दा च द्वयं सुकृतनाशकृत्'' આવું સ્મૃતિવચન છે. (૪૨-૪૩) પ્રસિદ્ધ યશસ્વી પુરુષો, જો બીજાઓ તેમનાં ઉત્કર્ષની વાત કરે તો ફળવાળી ડાંગરની માફક લજ્જા (વિનયપૂર્વક સંકોચ)થી નમ્ર બને છે; વિવેકી પુરુષોની આજ રીત છે. તો પણ હે મલ્લેન્દ્ર ! તમોને જો ગર્વ હોય તો હું કહું તે પ્રમાણે તમે કરો. (૪૪-૪૫)

સ્વભાવ સુંદર **શ્રીહરિ** મલ્લને આ પ્રમાણે કહીને જેમ સિંહ મદોન્મત્ત હાથીના ટોળામાં જાય તેમ મલ્લના મંડળમાં આવ્યા. પછી શ્રીહરિએ કહ્યું, હે મલ્લરાજ ! મારૂં કાંડું પકડીને જો તમે તેને ભાંગી શકો તેમ હો તો તત્કાળ આવો. (૪૬-૪૭) મલ્લે શ્રીહરિનું **વચન** સાંભળીને શ્રીહરિને કહ્યું ' તમે તો બાળક છો, વળી ગર્વિષ્ઠ છો. તેથી

---

★૧. **વાસ્તવિક અર્થ** :- હે અબાલ (મહાન બાલ) ! તમો જ તમારા પ્રશ્નનો ઉત્તર જાણો છો. મારે તમારી ગણતરી નથી એમ નથી. પરંતુ તમારી ગણના છે જ. જેમ હાથી પુષ્પની માળાને મર્દન કરે છે તેમ હું તમોને મર્દન નહિ કરી શકું કારણ તમો પરમેશ્વર છો.

। अस्माभिर्मा कृथा[१] वादं मुमूर्षुस्त्वं हि बालकः ॥४८॥ त्वामहं सरयूनद्यामुत्क्षेप्स्यामि[२] पदद्वयम् । गृहीत्वा भ्रामयित्वैव कमलं करिराडिव ॥४९॥ इत्थं मल्लपतेर्वाक्यं भूरिमात्सर्यगर्भितम् । श्रुत्वा धीरो महावीर्य्यस्तमूचे वचनं हरिः ॥५०॥ भवानिव विकत्थन्ते नैव शौर्यबलोर्ज्जिताः । त्वं कुर्य्या यदि मत्प्रोक्तं तर्हि सत्यपराक्रमः ॥५१॥ श्रुत्वेत्याह स मल्लं स्वं बालाऽभिगमलज्जितः । गृहीत्वैतत्प्रकोष्ठं त्वं [३]भङ्क्ष्यैवाविचारयन् ॥५२॥ इत्याज्ञप्तः स महता तूर्णमेत्य करं हरेः । जग्राहामूमुचत् सद्यस्तत्करात् स्वकरं हरिः ॥५३॥ तमित्याह ततो मल्लं श्रीहरिर्दर्पभञ्जनः । अहं गृह्णामि पाणिं ते शक्यश्चेन्मोचयाशु तम् ॥५४॥ मल्लः श्रुत्वेति तद्वाक्यं पाणिं प्रासारयन्निजम् । हरिस्ततोऽगृहीत्तं द्राग्वैनतेय इवोरगम् ॥५५॥ अवष्टभ्याथ तत्पाणिं स्वस्यान्येन करेण सः । आचकर्ष निजं पाणिं हस्तान्मोचयितुं हरेः ॥५६॥

स कुर्वाणो महायत्नं महासर्प इवोच्छ्वसन् । खिन्नगात्रो हि तं तस्मान्नासीन्मोचयितुं क्षमः ॥५७॥ स परब्रह्मणस्तस्य कालकालस्य शैशवम् । नाटनं कुर्वतस्तत्त्वमजानन् विदधे श्रमम् ॥५८॥ अथ तं शिथिलायासं ज्ञात्वा मल्लाश्च सर्वशः

---

મરવાની ઈચ્છાવાળા થઈને અમારી સાથે વાદ ન કરશો.★[१] હું તમોને જેમ ગજેન્દ્ર કમળને ફેંકી દે છે તેમ બે પગ ઝાલીને ફેરવીને સરયૂ નદીમાં ફેંકી દઈશ.★[२] (૪૮-૪૯)

આ પ્રમાણે મત્સરથી ભરેલું મલ્લેન્દ્રનું વચન સાંભળીને ધીર અને મહાપરાક્રમી શ્રીહરિએ મલ્લને કહ્યું 'શૌર્ય અને બળથી શોભતા પુરુષો તમારી માફક માત્ર વ્યર્થ બોલતા નથી. માટે જો તમો હું કહું તે પ્રમાણે કરી દેખાડો તો તમો સાચેજ **પરાક્રમી** ખરા.' (૫૦-૫૧)

મલ્લેન્દ્ર શ્રીહરિનું **વચન** સાંભળીને, તેમજ તે બાળકને પોતાની સમીપમાં આવતા જોઈને શરમિંદો બની ગયો અને પોતાના મલ્લને કહેવા લાગ્યો. હે મલ્લ ! આ બાળકનું કાંડું પકડીને વિચાર કર્યા વિના તેને ભાંગી જ નાંખો★[३]. (૫૨)

શત્રુમર્દને આજ્ઞા કરેલો તે **મલ્લ** તત્કાળ શ્રીહરિની સમીપમાં આવ્યો અને તેણે શ્રીહરિનો હાથ પકડ્યો. પરંતુ શ્રીહરિએ તેના હાથમાંથી પોતાનો હાથ તત્કાળ મુકાવી દીધો. (૫૩)

મલ્લના ગર્વનો નાશ કરનાર શ્રીહરિએ તે મલ્લને કહ્યું 'હવે હું તમારો હાથ પકડું છું. તમો શક્તિમાન હો તો તમારો હાથ મારા હાથમાંથી છોડાવી દ્યો.' (૫૪)

મલ્લે શ્રીહરિનું **વચન** સાંભળીને પોતાનો હાથ લાંબો કર્યો. શ્રીહરિએ, જેમ ગરુડ સર્પને પકડે તેમ તે મલ્લનો હાથ પકડી લીધો; મલ્લ પોતાના બીજા હાથથી શ્રીહરિના હાથમાંથી પોતાનો હાથ મુકાવવા માટે પોતાનો હાથ ખેંચવા લાગ્યો; શ્રીહરિના હાથમાંથી પોતાનો હાથ મુકાવવા માટે પ્રયત્ન કરતો મલ્લ મહાસર્પની માફક ઊંડા નિઃશ્વાસ લેતો શિથિલ અંગવાળો બની ગયો. પરંતુ શ્રીહરિના હાથમાંથી પોતાનો હાથ મુકાવવા માટે સમર્થ ન જ થયો; બાલ નાટ્ય કરતા પરબ્રહ્મ પરમાત્મા-કાળના પણ કાળ શ્રીહરિને, યથાર્થપણે ન જાણતો મલ્લ, શ્રીહરિના હાથમાંથી પોતાનો હાથ મુકાવવાનો **પ્રયત્ન** કરતો હતો. (૫૫-૫૮) પછી મોટા મલ્લે આજ્ઞા આપી તેથી બધા પરદેશી મલ્લો, એ મલ્લને

---

★૧. **વાસ્તવિક અર્થ** :- હે હરે ! હું ગર્વિષ્ઠ છું જેથી મરવાની ઈચ્છાવાળો છું. તમો તો તેના નિવારક છો માટે અમો મુમૂર્ષુઓ (મરવાની ઈચ્છાવાળાઓ)ની સાથે તેનો નિવારણનો ઉપદેશ મને ઉદ્દેશીને જ તમે કરો છો.

★૨. **વાસ્તવિક અર્થ** :- હે હરે ! આત્માને સમ્યક્ ગ્રહણ કરીને ભમાવ્યા વિના જ (નિશ્ચલ કરીને) તમારા બંને ચરણકમળમાં, ગજેન્દ્ર જેમ કમળને ફેંકે છે, તેમ ફેંકી દઈશ. તમારા પ્રત્યે કરેલા, અનિષ્ટકારી અહંકારને હું સરયૂ નદીમાં ફેંકી દઈશ.

★૩. **વાસ્તવિક અર્થ** :- હે મલ્લ ! તમો પ્રકાશમાન આ બાળકનો હાથ પકડી સંસારમાં ભ્રમણ કર્યા વિના ઉત્કર્ષ પામો. (અર્થાત્ આ બાળકનો હાથ પકડશો એટલે જન્મ મરણના ચક્રાવામાંથી તમો મુક્ત થઈને બ્રહ્મભાવને પામશો.)

॥ आगत्य महताऽऽग्रह्मा व्यकर्षंस्तत्करं करात् ॥५९॥ तैरत्याकर्ष्यमाणोऽपि हरेर्नैवाचलत् करः । पिपीलिकाभिराकृष्टो नागराजकरो यथा ॥६०॥ भस्त्रातिश्वासवदना वदन्तः परुषा गिरः । वज्राङ्गाः शैलतुल्यास्ते महायत्नं हि चक्रिरे ॥६१॥ तथापि ते हरेर्हस्तान्मल्लहस्तं महाबलाः । नासन्मोचयितुं शक्तास्तत्प्रतापक्षतौजसः ॥६२॥ तदेत्याह महामल्लस्तान् यूयमपि सर्वशः । किं न मोचयितुं हस्तं बालहस्तादपि क्षमाः ॥६३॥ युष्मानद्य गतान् क्लैब्यं धिङ् मल्लान्वयदूषकान् । निजमात्रा धृता यूयं दशमासान् वृथोदरे ॥६४॥ तदा तेऽपि बलीयांसस्तमित्याहुर्न पौरुषम् । अस्मिन्प्रवर्तते वज्रे सर्वशस्त्रबलं यथा ॥६५॥ वज्रसारैर्विधात्रा किं कृतमस्य कलेवरम् । मल्लराज वयं सर्वे किं कुर्मोऽतिश्रमातुराः ॥६६॥ इत्थं तद्वचनं श्रुत्वा स रुषाऽभ्येत्य सत्वरम् । तान् गच्छतेत्युदीर्य्यैव तत्करं जगृहे बलात् ॥६७॥

ब्रह्माण्डभारसंयुक्तं सोऽतिकर्षन् करं हरेः । विश्लेषयितुमेवासीन्न शक्तस्तत्करात् करम् ॥६८॥ तदाऽतिखिन्नः स्विन्नाङ्गो निर्गर्वः सोऽवदत्त्विति । त्वं मुञ्चैतत्करं नोचेत् प्रकोष्ठोऽस्याशु भङ्क्ष्यते ॥६९॥ निर्गर्वस्येति करुणां श्रुत्वा तस्य गिरं हरिः । मुमोचाशु दयार्द्रः सन् मल्लहस्तं निजात् करात् ॥७०॥

---

શિથિલ થયેલો જાણીને, શ્રીહરિની સમીપ જઈને, તેમના હાથમાંથી તે મલ્લનો હાથ બળપૂર્વક ખેંચવા લાગ્યા; આ પ્રમાણે **દશ મલ્લો** શ્રીહરિનો હાથ ખેંચવા લાગ્યા, પરંતુ જેમ મહાહસ્તિની સૂંઢને ખેંચવા મથતી કીડીઓથી હાથી જેમ ચલાયમાન થતો નથી, તેમ શ્રીહરિનો હાથ જરાપણ ચલાયમાન થયો નહિ; ધમણની માફક મુખદ્વારાએ વારંવાર શ્વાસ મુકતા, કઠોરવાણી બોલતા, વજના જેવા અંગવાળા, પર્વતના જેવા ઊંચા દેહવાળા મલ્લો **મહાપ્રયાસ** કરતા હતા; શ્રીહરિના પ્રતાપથી જેમનું બળ નાશ પામ્યું છે તે મહાબળવાન મલ્લો, શ્રીહરિના હાથમાંથી, તે મલ્લનો હાથ મુકાવવા માટે સમર્થ ન જ થયા. (૫૯-૬૨)

ત્યારે **શત્રુમર્દન** મલ્લોને કહેવા લાગ્યો. 'હે મલ્લો ! તમો બધા મળીને પણ આ બાળકના હાથમાંથી મલ્લના હાથને છોડાવવા સમર્થ નથી શું'? મલ્લના વંશને દૂષણ પમાડનારા તમો સૌ નપુંસકોને **ધિક્કાર** છે. તમોને તમારી માતાએ દશ મહિના નકામા ધારણ કર્યા. (૬૩-૬૪)

એ સાંભળી **મલ્લો** પણ શત્રુમર્દનને કહેવા લાગ્યા. હે શત્રુમર્દન ! અમો બળવાન છીએ તો પણ જેમ વજ આગળ બીજા સર્વ શસ્ત્રોનું બળ ચાલતું નથી, તેમ આ બાળક પાસે અમારું **પુરુષાતન** ચાલતું નથી. આ બાળકનું શરીર બ્રહ્માએ સર્વથા વજસારથી નિર્મેલું હોય એમ અમો માનીએ છીએ. હે મલ્લરાજ ! તેથી અત્યંત પરિશ્રમથી પીડાયેલા અમે શું કરીએ ? આમનું **બળ** કેટલું છે તે કહેવા માટે પણ અમો શક્તિમાન નથી. (૬૫-૬૬)

મલ્લોનું આવું વચન સાંભળીને **શત્રુમર્દન** ક્રોધપૂર્વક તત્કાળ ત્યાં આવીને તે મલ્લોને પ્રત્યે 'અહીંથી દૂર ખસો' એમ કહીને તેણે શ્રીહરિના હાથને બળપૂર્વક પકડ્યો. સમગ્ર બ્રહ્માંડના ભારવાળો શ્રીહરિનો હાથ શત્રુમર્દન અત્યંત બળપૂર્વક ખેંચવા લાગ્યો. પણ શ્રીહરિના હાથમાંથી પોતાના મલ્લનો હાથ છૂટો કરવા તે શક્તિમાન થયો જ નહિ. આથી અત્યંત ખેદ પામેલો, સમગ્ર શરીરમાં પરસેવો વળી ગયો છે અને જેનો **ગર્વ** નાશ પામ્યો છે એવા શત્રુમર્દને તે બાળકને કહ્યું ' હે બાળ ! આ મલ્લનો હાથ મૂકી દો, નહિ મૂકો તો તેના હાથનું કાંડું તત્કાળ ભાંગી જશે.' પોતાના બળનો ગર્વ જેનો નાશ પામ્યો છે તે શત્રુમર્દનની દયાજનક વાણી સાંભળીને દયાર્દ્ર અંતઃકરણવાળા હોવાથી શ્રીહરિએ તત્કાળ તેનો હાથ પોતાના હાથમાંથી મૂકી દીધો. (૬૭-૭૦)

भूयसा तत्प्रतापेन व्यर्थीभूताऽखिलोद्यमः । ज्ञात्वाऽजय्यं तमीशानं भग्नदर्पो ननाम सः ॥७१॥ ततः प्रणेमुस्तं सर्वे मल्लास्तस्यानुवर्त्तिनः । ववन्दिरेऽतिसंहृष्टा राजमल्लाश्च सर्वशः ॥७२॥ देशान्तरीयास्ते मल्ला पुरःस्थात्मीयनायकाः । बद्धाञ्जलिपुटा नम्रास्तमित्थं प्रार्थयन्मुदा ॥७३॥ विना युद्धश्रमं भूमन्बालेनाऽपि त्वया वयम् । यथा जिताः स्वमहसा न तथाऽन्यैः क्वचित्क्षितौ ॥७४॥ तस्माद्येन पुरा मल्लाः श्रीकृष्णेनात्र निर्जिताः । प्रादुर्भूतः स एव त्वमित्यन्तः प्रतिभाति नः ॥७५॥ स्वेश्रेयोनष्टदृष्टीनां त्वन्माहात्म्यमजानताम् । अस्माकं क्रूरकार्य्याणां क्षन्तुमर्हस्यतिक्रमम् ॥७६॥ भगवन् पुनरस्माकं मतिर्माभूत् क्व चेदृशी । त्वयि स्तान्नोऽचला भक्तिर्वंश्यानामपि नस्तथा ॥७७॥

इत्थं संप्रार्थ्य ते मल्ला दूरे तस्थुर्नताननाः । तद्वीक्ष्य राजपुत्राद्याः पौराश्चेयुर्हि विस्मयम् ॥७८॥ तदा जय जयेत्युच्चैर्वदन्तो नमनं मुदा । कुर्वन्तस्ते हरे रम्यैर्वाक्यैरश्लाघयन्बलम् ॥७९॥ ईशा ब्रह्मादयो हृष्टा माल्यवृष्टिं तदाम्बरात् । चक्रिरे परमानन्दं लेभिरे निखिला जनाः ॥८०॥

अथ तत्रागतं दृष्ट्वा ससभ्यौ ते नृपात्मजौ । उत्थायैवासने रम्ये तं न्यषादयतां मुदा ॥८१॥ उपचारैस्ततो रम्यैर्महार्हाम्बरभूषणैः । चक्रतुस्तस्य तौ पूजां महानीराजनं तथा ॥८२॥ तौ ज्ञात्वा परमात्मानं तं साक्षात्पुरुषोत्तमम् । पयसा चक्रतुस्तस्य पादप्रक्षालनं मुदा ॥८३॥ पादावनेजनपयस्तत्पुण्यं स्वोत्तमाङ्गयोः । सार्द्धं स्वपरिवारेण

---

શ્રીહરિના અતિશય પ્રતાપથી જેનો તમામ શ્રમ વ્યર્થ થયો છે અને તેથી જેનો ગર્વ નાશ પામ્યો છે તે શત્રુમર્દને બાળક જેવા જણાતા શ્રીહરિને તે પરમેશ્વર જ છે અને તેથી જીતવા માટે અશક્ય છે એમ જાણીને તેમને **નમસ્કાર** કર્યા. (૭૧)

ત્યારબાદ શત્રુમર્દનના અનુયાયી બધા મલ્લોએ શ્રીહરિને **પ્રણામ** કર્યા. તેમજ અત્યંત પ્રસન્ન થયેલા સર્વે રાજમલ્લો પણ શ્રીહરિને **વંદના** કરવા લાગ્યા.(૭૨)

દેશાંતરથી આવેલા **તમામ મલ્લો,** પોતાના અગ્રેસર સાથે શ્રીહરિને હાથ જોડીને નમ્ર બની, હર્ષપૂર્વક શ્રીહરિની આ પ્રમાણે **પ્રાર્થના** કરવા લાગ્યા; 'હે ભૂમન્ ! યુદ્ધના શ્રમ વિના પણ, બાળક જણાતા તમોએ તમારા સામર્થ્યથી જેવા અમોને જીત્યા છે તેવા પૃથ્વીમાં કોઈપણ ઠેકાણે બીજાઓથી અમો જીતાયેલા નથી. તેથી પૂર્વે શ્રીકૃષ્ણે ચાણૂર વગેરે મલ્લોને જીત્યા હતા તે શ્રીકૃષ્ણ તમે જ ધર્મદેવના ગૃહમાં આવિર્ભાવ પામ્યા છો, એવો અમારા અંતરમાં ભાસ થાય છે. (૭૩-૭૫) અમારી કલ્યાણની દૃષ્ટિ નાશ પામી હોવાથી અમે તમારો મહિમા જાણી શક્યા નહિ. ક્રૂર કર્મ કરતા એવા અમો અમારા અપરાધની **ક્ષમા** આપવા યાચીએ છીએ. આપ ક્ષમા આપવા યોગ્ય છો. હે ભગવન્ ! અમારી બુદ્ધિ ક્યારેય પણ આવી (જેમ તમારે વિષે મનુષ્ય બુદ્ધિ થઈ તેવી) ફરીથી ન થાય. અમારા વંશમાં ઉત્પન્ન થયેલા માણસોને તથા અમોને પણ તમારે વિષે અચલ **ભક્તિ** થાય.' (૭૬-૭૭)

આ પ્રકારે મલ્લો શ્રીહરિને પ્રાર્થના કરીને, નમ્ર મુખવાળા બનીને દૂર ઊભા રહ્યા. તે આશ્ચર્ય જોઈને બંને રાજકુમારો વગેરે સભાસદો તથા પુરના જનો વિસ્મય પામ્યા. (૭૮) તે સમયે સમગ્રજનો ઊંચા સ્વરથી **જય જય** બોલતાં હર્ષપૂર્વક શ્રીહરિને **નમસ્કાર** કરતાં રમણીય વચનોથી શ્રીહરિના બળની **પ્રશંસા** કરતા હતા. તે સમયે બ્રહ્માદિક ઈશ્વરો પણ પ્રસન્ન થઈ આકાશમાંથી **પુષ્પવૃષ્ટિ** કરવા લાગ્યા. તે જોઈને સમગ્ર જનો **પરમ આનંદ** પામ્યા. (૭૯-૮૦)

પછી રાજસભ્યોએ સહિત બન્ને રાજપુત્રોએ શ્રીહરિને સભામાં આવતા જોઈને, ઊભા થઈને, તેમને રમણીય આસન ઉપર બેસાડ્યા. (૮૧) બન્ને રાજકુમારોએ મહામૂલ્યવાળાં રમણીય વસ્ત્રો તથા નાના પ્રકારના ઉપચારોથી શ્રીહરિની પૂજા કરી તેમજ આરતી કરી. (૮૨) બન્ને રાજકુમારોએ, શ્રીહરિને પ્રત્યક્ષ પરમાત્મા-પુરુષોત્તમ જાણીને

प्रीत्यैवादधतुर्भृशम् ॥८४॥ ततो दयालुः सर्वेशो हरिरित्यवदच्च तौ । युवां दत्तं हि मल्लेभ्यः पारितोषं यथोचितम् ॥८५॥ तावित्याकर्ण्य तद्वाक्यं पारितोषं वितेरतुः । तेभ्यस्ततः प्रशंसन्तो हरिं ते च प्रतस्थिरे ॥८६॥ उपावेश्याथ तं तौ हि शिबिकायां सवाद्यकम् । यापयामासतुः सार्द्धं स्वामात्याद्यैर्निजालयम् ॥८७॥ तस्याऽद्वितीयस्य परात्परस्य चरित्रमेतत्पुरुषोत्तमस्य । यः कीर्त्तयेद्वा शृणुयाज्जनोऽत्र पराभवेत्तं नहि वैरिवर्गः ॥८८॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतमल्लपराजयनिरूपणनामा विंशोऽध्यायः ॥२०॥

## ॥ अथैकविंशोऽध्यायः ॥

## (एकविंशेऽस्ति सम्प्रोक्ता पुरुषोत्तमता हरेः । अयोध्यावासिभिर्लोकैस्तल्लक्ष्मादिनिरीक्षणैः ॥)

श्रीशुकानन्द उवाच - **स परं ब्रह्म सर्वज्ञः क्षराक्षरनियामकः । उदारैः शैशवेऽप्यासीद् गुणैर्मान्यो महात्मभिः ॥१॥ तस्मिन् विलोक्य पौराणामतिस्नेहं महीपते । प्राज्ञा पुरजना वृद्धा विस्मयं परमं ययुः ॥२॥ बुभुत्समानास्ते सर्वे**

તેમના ચરણ કમળનું હર્ષપૂર્વક દૂધથી પ્રક્ષાલન કર્યું. શ્રીહરિનું અતિ પવિત્ર પાદોદક તે રાજકુમારોએ પોતાના પરિવાર સહિત પ્રીતિથી પોત પોતાના મસ્તક ઉપર ધારણ કર્યું. (૮૩-૮૪)

ત્યારબાદ દયાળુ સર્વેશ શ્રીહરિએ બન્ને રાજકુમારોને કહ્યું, 'હે રાજકુમારો ! તમો પરદેશથી આવેલા આ મલ્લોને યથાયોગ્ય પારિતોષિક રૂપે **ધન** આપો. (૮૫)

રાજકુમારોએ શ્રીહરિનું આ **વચન** સાંભળીને પરદેશથી આવેલા મલ્લોને યથોચિત પારિતોષિક આપ્યું. ત્યાર પછી શ્રીહરિથી જિતાયેલા પરદેશી મલ્લો, શ્રીહરિની પ્રશંસા કરતાં, અયોધ્યાનગરીથી **વિદાય** થયા. (૮૬)

બન્ને રાજકુમારોએ વાજિંત્રો સહિત શ્રીહરિને શિબિકામાં બેસાડીને પોતાના કારભારી વર્ગની સાથે શ્રીહરિને તેમના સ્થાનમાં પહોંચાડ્યા. (૮૭)

અદ્વિતીય પરાત્પર પુરુષોત્તમ શ્રીહરિનું આ **ચરિત્ર** જે જન આલોકમાં ગાશે અથવા સાંભળશે તે જનને શત્રુવર્ગ પરાભવ નહિ કરી શકે. (૮૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ મલ્લોનો પરાજય કર્યો તે નિરૂપણ' નામનો વીશમો અધ્યાય સંપૂર્ણ. (૨૦)

## અધ્યાય : ૨૧

## અયોધ્યાપુરીના વિદ્વાનો સહિત સમગ્ર પુરજનો શ્રીહરિના સત્ય-શૌચાદિ અસાધારણ ગુણો તથા ઊર્ધ્વરેખાદિ સમગ્ર સામુદ્રોક્ત શુભ ચિહ્નો જોઈને, શ્રીહરિને વિષે પ્રત્યક્ષ શ્રીપુરુષોત્તમપણાનો નિશ્ચય દ્રઢ કરે છે.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પરબ્રહ્મ, સર્વજ્ઞ, ક્ષર અને અક્ષરના નિયંતા **શ્રીહરિ** શિશુ અવસ્થામાં પણ અત્યંત મહાન ગુણોથી મહાત્માઓને પણ **માનનીય** હતા; (૧) હે રાજન્ ! ધર્મપુત્રમાં પુરના નિવાસીઓનો નિરવધિકાતિશય પ્રેમ જોઈને શ્રેષ્ઠ બુદ્ધિશાળી, વયોવૃદ્ધ વગેરે પુરજનો પણ અત્યંત **વિસ્મય** પામ્યા;

तन्निमित्तं मुहुर्हरेः । तस्य बाल्येऽपि नितरां प्रसङ्गं चक्रिरे मुदा ॥३॥ ध्वजोर्ध्वरेखाब्जयवानष्टकोणाङ्कुशाशनीन् । स्वस्तिजम्बूफले दक्षे तत्पदे ते व्यलोकयन् ॥४॥ चापत्रिकोणकलशव्योमगोपत्तिमिस्तथा । अर्द्धचन्द्रं पदे वामे तस्य ते ददृशुर्हरेः ॥५॥ एवंविधानि ते दृष्ट्वा तत्पदाङ्कानि भूतले । सर्वातिशायिनीं प्रज्ञां रूपं तस्य मनोरमम् ॥६॥ न वै मानवबालोऽयं सर्वलोकैकमण्डनम् । कृष्ण एवैष इत्थं हि निश्चिक्युर्मतिशालिनः ॥७॥ सामुद्रिकनिबन्धोक्तसर्वसल्लक्ष्मलक्षितः । समग्रसद्गुणैर्जुष्टस्तुल्योऽयं नैव मानवैः ॥८॥ इत्थं निश्चित्य ते काँश्चित्पौराँस्तद्विदुषोऽवदन् । विस्मितास्तानिति प्रोचुस्तेऽपि शास्त्रविशारदाः ॥९॥

तस्य सर्वोत्तमं रूपं शुभलक्ष्माण्यशेषतः । अनन्यांश्च गुणान् दृष्ट्वा वयं विद्मस्तमीश्वरम् ॥१०॥ अथ ते मिलिता जग्मुर्धर्मदेवनिकेतनम् । बुभुत्समानास्तद्राजन्नितान्तप्रीतमानसाः ॥११॥ तत्रोपेत्य सभामध्ये निषण्णं प्रवरासने । प्राणप्रियेण हरिणा ते पुत्रेण समन्वितम् ॥१२॥ स्वशिष्यैर्वेष्टितं नत्वा निषेदुस्तत्र तं मुदा । अथ तेऽवसरं ज्ञात्वा धर्ममित्थं समूचिरे ॥१३॥ केनापि तपसा पूर्वं भवता दुष्करेण वै । हरिः प्रसादितो वान्यैः साधनैः कैर्महामते ॥१४॥ येन त्वं प्राप्तवान्साक्षादद्वितीयं मनोहरम् । वंशाऽलंकरणं पुत्रं तन्नो वक्तुं त्वमर्हसि ॥१५॥ राजाधिराजस्य सुलक्षणानि

---

શ્રીહરિ પ્રત્યે સર્વના અત્યંત પ્રેમનું કારણ જાણવા ઈચ્છતા સર્વજનો શ્રીહરિનો તેમની બાલ્યાવસ્થામાં પણ હર્ષપૂર્વક અત્યંત **પ્રસંગ** કરવા લાગ્યા; (૨-૩) શ્રીહરિનો પ્રસંગ કરનારા જનોએ ધ્વજ, ઊર્ધ્વરેખા, કમળ, જવ, અષ્ટકોણ, અંકુશ, વજ્ર, સ્વસ્તિ, જંબુફળ, એ નવ **ચિહ્નો** શ્રીહરિના જમણા ચરણના તળિયામાં જોયાં; તે જનોએ ધનુષ્ય, ત્રિકોણ, કળશ, વ્યોમ, ગોપદ, મત્સ્ય, અર્ધચંદ્ર આ સાત ચિહ્નો ડાબા ચરણના તળિયામાં જોયાં, (૪-૫) બુદ્ધિમાન જનોએ આ પ્રકારે શ્રીહરિના ચરણકમળનાં ચિહ્નો જોઈને તેમજ શ્રીહરિની અતિશય બુદ્ધિ તથા મનોહર રૂપ જોઈને, ‘સર્વ લોકોના અલંકાર સ્વરૂપ આ શ્રીહરિ, મનુષ્ય-બાળક જેવા નથી જ પરંતુ આ શ્રીકૃષ્ણ જ છે.’ એમ **નિશ્ચય** કર્યો. (૬-૭) સામુદ્રિક શાસ્ત્રમાં કહેલાં સર્વ શુભ ચિહ્નોથી યુક્ત, સર્વ સદ્‌ગુણોથી સેવાયેલા, શ્રીહરિ મનુષ્ય જેવા તો નથી જ, પરંતુ સાક્ષાત્ પરમેશ્વર જ છે.’ એમ નિશ્ચય કરીને તે પુરવાસી સુજ્ઞજનોએ પોતાના પુરમાં રહેલા પંડિતોને પરમેશ્વરપણું સૂચવનારાં શ્રીહરિના ચરણકમળમાં રહેલાં ઊર્ધ્વરેખાદિ ચિહ્નો કહ્યા. (૮-૯) શાસ્ત્રમાં પ્રવીણ **વિદ્વાનો** પણ વિસ્મય પામીને સુજ્ઞ પૌરજનોને કહેવા લાગ્યા : હે સુજ્ઞપુરુષો ! તેમનું સર્વોત્તમ રૂપ, ઊર્ધ્વરેખાદિ સમગ્ર શુભ ચિહ્નો, સત્યશૌચાદિ અસાધારણ **ગુણો,** પ્રત્યક્ષ જોઈને અને તમારાથી જાણીને ધર્મપુત્રને અમે **ઈશ્વર** જાણીએ છીએ. (એમ ન હોય તો આ કહેલી બધી વાત કેમ ઘટે ?) (૧૦)

હે રાજન્ ! પછી શ્રીહરિનું અલૌકિકપણું જાણવાને ઈચ્છતા, અત્યંત પ્રસન્ન મનવાળા **પૌરજનો** અને **વિદ્વાનો** સૌ મળીને **ધર્મદેવ**ને ઘેર આવ્યા; (૧૧) સર્વ જનો ધર્મદેવને ઘેર આવીને સભામાં શ્રેષ્ઠ આસન ઉપર બેઠેલા, પ્રાણપ્રિય શ્રીહરિની સાથે પોતાના શિષ્યોથી વીંટાયેલા ધર્મદેવને **નમસ્કાર** કરીને, તે સભામાં હર્ષથી બેઠા. પછી સર્વજનો યોગ્ય સમય જાણીને ધર્મદેવને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૧૨-૧૩)

‘હે મહા બુદ્ધિશાળી ! તમોએ પૂર્વે કયા પ્રકારના અત્યંત દુષ્કર તપથી અથવા અષ્ટાંગયોગાદિ બીજા સાધનોથી શ્રીહરિને પ્રસન્ન કરેલા છે ? હે ધર્મ ! તમો જે તપ અથવા બીજા સાધનોથી; ‘‘एकमेवाद्वितीयं’’ એ શ્રુતિએ આ અદ્વિતીય પદથી કહેલા, સર્વ રસમય મૂર્તિ હોવાથી સર્વના ચિત્તને હરનારા ‘‘रसो वै सः रसं ह्येवाऽयं लब्ध्वाऽऽनन्दी-भवति’’ એ શ્રુતિએ પ્રતિપાદન કરેલા; તમારા વંશના અલંકારરૂપ પુત્ર પામ્યા છો તે અમોને કહો. (૧૪-૧૫) હે

पुत्रे च तेऽस्मिन् परमेश्वरस्य । दृष्ट्वा गुणान् वृद्धमुनाविवास्मिन्मनांसि नो विस्मयमाप्नुवन्ति ॥१६॥ सुकोमलेऽस्यारुणपद्मरक्ते लक्ष्माणि दक्षाङ्घ्रितले भवन्ति । स्वस्त्यूर्ध्वरेखायववज्रजम्बूध्वजाष्टकोणाङ्कुशपङ्कजानि ॥१७॥ स्वकीयशोभाविजितप्रवाले लक्ष्माणि वामाङ्घ्रितलेऽस्य सन्ति । लसत्तिमिव्योमघटार्द्धचन्द्र-त्रिकोणगोपादशरासनानि ॥१८॥ यद्येकमेतेष्वपि कस्यचित्स्यात्तदा स यायाद्धि जनाधिपत्यम् । तदा स्युरेतान्यखिलानि यस्मिन् सर्वेश्वरत्वं न कथं व्रजेत् सः ॥१९॥ ललिताङ्गुलिशालिपादयोर्युगलं चास्य नखेन्दुमण्डितम् । नवनीररुहातिसुन्दरं भृशमाकर्षति पश्यतां मनः ॥२०॥

नवपल्लवभूरिमार्दवं पदमस्याङ्कितमूर्ध्वरेखया । तदयं गुरुतेजसां नृणां चरणं धास्यति मूर्द्धसु ध्रुवम् ॥२१॥ मृदुवर्त्तुलमस्य जङ्घयोर्युगलं जानुयुगं च तादृशम् । पृथुवृत्तमुरुद्वयं तथा करिहस्तोपमस्य वर्तते ॥२२॥ मृगराजकटीसमा कटिर्नतवृत्तास्य च नाभिरुत्तमा । उदरं च वलित्रयाङ्कितं हरिणस्येव निरीक्ष्यतेऽस्य वै ॥२३॥ स्तनयोर्युगमस्य भासते रुचिरं श्याममणीन्द्रचूचुकम् । हृदयं विपुलायतोन्नतं शुभरोमोत्तमदक्षिणभ्रमम् ॥२४॥ दृढभूरिबलातिपीवरं ललितं बाहुयुगं च वर्तते । उरगेश्वरभोगतर्ज्जनं निजभक्तव्रजरक्षणक्षमम् ॥२५॥ तनुसुन्दरपर्वराजिता भृशमस्याङ्गुलयो मनोहराः । अरुणे करयोस्तले तथा शुभरेखाबहुलश्रियान्विते ॥२६॥ गजचामरतापवारणोत्तमलक्ष्माणि करेऽस्य

---

ધર્મ ! તમારા પુત્રમાં રાજાધિરાજ પરમેશ્વરનાં શુભ ચિહ્નો, શ્રી નારાયણઋષિમાં છે તેવા સત્ય-શૌચાદિક ગુણો, જોઈને તમારા પુત્રમાં અમારા મન મોહિત થાય છે. (૧૬) તમારા પુત્રના લાલ કમળ જેવા અત્યંત કોમળ જમણા ચરણના તળિયામાં સ્વસ્તિ, ઊર્ધ્વરેખા, જવ, વજ્ર, જંબુફળ, ધ્વજ, અષ્ટકોણ, અંકુશ તથા પદ્મનાં ચિહ્નો છે. તેમજ પોતાની શોભાથી જીતી લીધાં છે પ્રવાળાં જેમણે એવા ડાબા ચરણના તળિયામાં શોભતાં મત્સ્ય, વ્યોમ, કળશ, અર્ધચંદ્ર, ત્રિકોણ, ગોપદ, ધનુષ્ય એ ચિહ્નો છે; (૧૭-૧૮) આ ચિહ્નોમાંથી એક પણ ચિહ્ન કોઈ મનુષ્યના પગના તળિયામાં હોય તો તે મનુષ્ય સદા સૌનો **નિયામક** જ હોય (અથવા થાય;) ''कस्योर्ध्वरेखा न करोति राज्यम् ?'' इति **सामुद्रिकोक्तेः** અર્થાત્ જેના ચરણમાં ઊર્ધ્વરેખા હોય તે રાજા બને; એમ સામુદ્રિકશાસ્ત્રમાં કહ્યું છે.) ત્યારે જેમનામાં એ સમગ્ર ચિહ્નો હોય તો તેમને વિષે સર્વેશ્વરપણું કેમ ન હોય ? તે તો **પરમેશ્વર** જ હોય. (૧૯)

હે ધર્મ ! લલિત આંગળીઓથી શોભતા નખરૂપી ચંદ્રમાથી અલંકૃત, કમળોથી અત્યંત સુંદર, શ્રીહરિના ચરણ યુગલ દર્શન કરનારાઓનું મન અત્યંત આકર્ષે છે. (૨૦) આ શ્રીહરિના નવપલ્લવોની માફક અત્યંત મૃદુ ચરણકમળ ઊર્ધ્વરેખાથી અંકિત છે. તેથી આ શ્રીહરિ લોકદૃષ્ટિથી અધિક તેજવાળા અસુરોના તથા તેજસ્વી રાજાઓના મસ્તકો ઉપર નિશ્ચય **ચરણ** મૂકશે. (૨૧) નવપલ્લવોની માફક શ્રીહરિની બન્ને જંઘાઓ તેમજ જાનુ યુગલ પણ મૃદુ અને ગોળ છે. તથા વિશાળ અને ગોળ બન્ને સાથળો, હાથીની સૂંઢની ઉપમા યોગ્ય છે; શ્રીહરિની કેડ્ય અમો સિંહની કેડ્ય સરખી જોઈએ છીએ. એમની નાભિ ઊંડી અને ગોળ છે. એમનું ઉદર ત્રણ વળથી અંકિત છે. (૨૨-૨૩)

શ્યામ મણીંદ્રના જેવા સ્તનના અગ્રભાગોથી સ્તન યુગલ શોભે છે. પહોળી અને ઊપડતી છાતીના જમણા ભાગમાં સુંદર રોમનો આવર્ત શોભે છે. (૨૪) બલિષ્ઠ-અતિપુષ્ટ અને કમનીય શોભામાં સર્પરાજ શેષજીના દેહનો પણ તિરસ્કાર કરનાર, પોતાના ભક્ત સમુદાયનું રક્ષણ કરવામાં સમર્થ, શ્રીહરિના કરયુગલ છે. જે સૂક્ષ્મ પર્વોથી શોભાયમાન શ્રીહરિની આંગળીઓથી અત્યંત મનોહર છે. તેમજ શુભ રેખાઓથી શોભાયુક્ત બન્ને હાથની હથેળીઓ લાલ છે; (૨૫-૨૬) શ્રીહરિના જમણા હાથમાં ''હાથી, ચમર, છત્ર એ **ઉત્તમ ચિહ્નો** છે.'' તેમજ ચક્રનું પણ સુંદર ચિહ્ન છે. તે હરિના દિવ્યાવતારપણાનું સૂચક છે. (ચક્રનું ચિહ્ન પરમેશ્વરપણું સૂચવે છે. એમ શ્રીમદ્‌ભાગવતમાં કહ્યું છે :-

दक्षिणे । अपि चक्रसुलक्ष्म वर्त्तते *हरिदिव्यावतरस्य सूचकम् ॥२७॥ पिहिते भवतोऽस्य जत्रुणी भवति स्कन्धयुगं च पीवरम् । हनुरस्ति वरा च वर्त्तुला रुचिरा कम्बुसमाऽस्य कन्धरा ॥२८॥ द्विजवर्य्य तवात्मजस्य वै मुखसाम्येऽप्युचितो न चन्द्रमाः । अपि शारदपर्वणः कथं समता स्यात्सकलङ्कशुद्धयोः ॥२९॥ जितमस्य दृशैव नीरजं विधुलक्ष्मीर्विजिता स्मितश्रिया । अतदन्यसुचारुवस्तुके नहि लोकेऽत्र मुखोपमानता ॥३०॥

अतिमण्डितमीक्षणोचितं मधुरस्मेरमनोहरश्रिया । नवशारदफुल्लनीरजं प्रजयच्चास्य मुखं विराजते ॥३१॥ अधरद्वयमस्य राजते जितचूताङ्कुरविद्रुमप्रभम् । यदवेक्ष्य बहुश्रियान्वितं विनतं बिम्बमिवातिलज्जया ॥३२॥ तनुरस्य समा द्विजावलिर्नवकुन्दप्रतिमा विभासते । शुभपीवरमुन्नतं भृशं विलसत्यस्य कपोलयोर्द्वयम् ॥३३॥ श्रवणद्वयमस्य भासते सममेवाधिकसौष्ठवास्पदम् । नलिनच्छदतर्ज्जनं कृपामृतपूर्णं शुभमीक्षणद्वयम् ॥३४॥ तनयस्य तवास्य नेत्रयो रमणीयत्वमवेक्ष्य निर्भरम् । हरिणा इव कुर्वते मुहुः पदकण्डूतिभिरक्षिसान्त्वनम् ॥३५॥ जितदीपशिखामनोज्ञतां तिलमाल्यातिवरश्रियान्विताम् । निवसन्ति शुकाश्च कानने त्रपयेवास्य विलोक्य नासिकाम् ॥३६॥ विततं च ललाटमुन्नतं

ब्रह्मा जगद्गुरुर्देवैः सहासृत्य सुरेश्वरैः । वैन्यस्य दक्षिणे हस्ते दृष्ट्वा चिह्नं गदाभृतः । पादयोररविन्दं च तं वै मेने हरेः कलाम् । यस्याप्रतिहतं चक्रम् अंशः स परमेष्ठिनः । इति तत्रैव, अन्यत्र । ''महिमा गीयते तस्य हरेरंशभुवो भुवि । चक्रं दक्षिणहस्तेऽस्य पद्मकोशोऽस्य पादयोरिति।'' आतपत्रं करे यस्य दन्तिना सहितं पुनः । चामरं चापि चक्रं च स भवेत् कमलापतिरिति सामुद्रिकोक्तेश्च ।)

શ્રીહરિના જત્રુણી (બંને હડપચી = ડોકની સંધિના હાડકા-હાંસડી) અતિ ગૂઢ છે. સ્કંધ યુગલ પુષ્ટ છે. દાઢી ગોળ અને શ્રેષ્ઠ છે. ગ્રીવા (ડોક) સુંદર અને શંખની માફક ત્રણ રેખાથી અંકિત છે. (૨૭-૨૮)

હે દ્વિજવર્ય ! તમારા પુત્રનાં મુખની શોભા જેવી શરદપૂર્ણિમાના ચંદ્રની શોભા પણ નથી. કારણ કે ચંદ્ર કલંકવાળો છે, અને શ્રીહરિનું મુખ શુદ્ધ છે. તેથી સરખામણી કેવી રીતે થાય ? (૨૯) નેત્રોએ પદ્મ જીત્યું છે. મંદહાસ્યની લક્ષ્મીએ ચંદ્રલક્ષ્મી જીતી લીધી છે. શ્રીહરિના મુખકમળથી અધિક બીજી કોઈ વસ્તુ સુંદર નથી. તેથી આલોકમાં શ્રીહરિનું મુખ **અનુપમેય** જ છે. (૩૦)

મધુર મંદહાસ્યની મનોહર લક્ષ્મીથી અત્યંત શોભાયમાન, દર્શનીય શ્રીહરિનું **મુખારવિંદ** શરદ-ઋતુના નવીન પ્રફુલ્લિત કમળની સુંદરતાનો પરાજય કરતું અત્યંત શોભે છે. (૩૧)

આંબાના નવીન પલ્લવની કોમળતાને જેણે જીતી છે તેવા શ્રીહરિના ઓષ્ઠ વિદ્રુમમણિ(પ્રવાળા)ની કાંતિ જેવા શોભે છે. શ્રીહરિના બન્ને શોભાયમાન ઓષ્ઠ જોઈને પાકું ઘિલોડું જાણે અત્યંત લજ્જાથી નમીને પૃથ્વીમાં પડ્યું હોય ને શું ? એમ જણાય છે. (૩૨) શ્રીહરિની સૂક્ષ્મ અને સમાન દંત પંક્તિ નૂતન મોગરાની કળીઓના જેવી શોભે છે. શ્રીહરિના બન્ને ગંડસ્થળો (કપોળ) ઊંચા, શોભાયમાન અને પુષ્ટ અત્યંત વિલસી રહ્યા છે. (૩૩) શ્રીહરિના બન્ને કાન જાણે રમણીયતાના સ્થાનભૂત હોય તેમ શોભે છે. બન્ને નેત્રો, કમળના પત્રોનો તિરસ્કાર કરતાં કૃપામૃતથી પૂર્ણ શોભે છે. (૩૪)

હે ધર્મ ! તમારા પુત્રનાં બન્ને નેત્રોની અત્યંત રમણીયતા જોઈને મૃગો, પોતાના પગથી આંખો ખંજોળવાના મિષથી જાણે કે વારંવાર આંખો ઉપર પગ અડકાડી (જેમ પિતા, માતા વિગેરે, બીજાઓથી પરાભવ પામેલા, પોતાના રડતા પુત્રોનાં આંસુ લૂછવા માટે તેની આંખો ઉપર હાથ ફેરવી શાંતિ પમાડે છે તેમ) પોતાની આંખોની **સાંત્વના** કરતા હોય તેમ લાગે છે. (૩૫) દીપ શિખાની સુંદરતા જેણે જીતી લીધી છે. તેમજ તલના પુષ્પથી પણ અત્યંત શ્રેષ્ઠ શોભા લક્ષ્મીથી યુક્ત એવી આ શ્રીહરિની નાસિકા જોઈને લજ્જાથી પોપટો જાણે વનમાં નિવાસ કરે છે એમ જણાય છે. (૩૬)

★ 'हरिदिव्याद्यवतारसूचकम्' इति ब पाठः ।

शुभरेखात्रयमस्य विद्यते । तनुरोमलसद्भ्रुवोर्द्वयं ललितं कामशरासनोपमम् ॥३७॥ विलसन्त्यलमस्य मूर्धजाः कुटिलस्निग्धतरा मनोहराः । द्विपहंसविलज्जना गतिर्वदनं मन्दमनोहरस्मितम् ॥३८॥

रमणीयमहागुणालयो जनतामानसलोचनोत्सवः । अयमीक्षित एव बालको भुवि नास्माभिरिहेतरः क्वचित् ॥३९॥ नलिनासनसृष्टिसौष्ठवं गतमस्यावयवेषु लीनताम् । तदतिस्पृहणीयवीक्षणो निखिलेभ्यः प्रवरस्तवात्मजः ॥४०॥ सुरराजविनिर्ज्जयोदयस्मय-कोटिस्मरदर्पमर्द्दनम् । सदमुष्य हि रूपमन्वहं नहि नस्तृप्तिरवेक्ष्य जायते ॥४१॥ सहजप्रणयस्त्वदात्मजे जनतानामिह जायते यथा । न तथा निजदेहगेहयोः सुतदारद्रविणेषु कर्हिचित् ॥४२॥ स्पृहणीयतरैर्महाजनैर्भगवल्लक्ष्मभिरत्र ते सुते । सहितत्वमवेक्ष्य नो मतिर्भगवानेष इति व्यवस्यति ॥४३॥ अतिकोमलमस्य भाषणं मधुरं कर्षति देहिनां मनः । गतिरस्य समीपतो हि नो न मुदेऽन्यत्र कदापि विद्यते ॥४४॥ ननु सत्यपि रोषकारणे तनुजे क्रोधलवोऽपि नेक्ष्यते । सहवासरतैर्जनैः क्वचिन्मुनिवर्य्ये विजितेन्द्रिये यथा ॥४५॥ मदवञ्चनलोभमत्सरस्मयमानादिलवोऽपि ते क्वचित् । तनयेऽत्र न कैश्चिदीक्ष्यतेऽविदिताराविव सन्मनोहरे ॥४६॥ क्वचिदप्यनृतं वचः शिशुर्नभणत्येष न वाऽपि जल्पति । अतिसत्यहितां मनोहरां गिरमुच्चारयते निरन्तरम् ॥४७॥

---

શ્રીહરિનું લલાટ, ઊંચું પહોળું અને ત્રણ રેખાવાળું છે. બન્ને ભ્રકુટિઓ સ્વાભાવિક સુંદર, કામદેવના ધનુષ્યની ઉપમા યોગ્ય, અત્યંત શોભાયમાન સૂક્ષ્મ અને ઘાટા રોમવાળી છે. (૩૭) શ્રીહરિના મસ્તકના કેશ વાંકા, રેશમ જેવા અને મનોહર અત્યંત શોભે છે. શ્રીહરિની ચાલવાની ગતિ હાથી તથા હંસોને લજ્જા પમાડે તેવી છે. (જે ગતિ જોઈને લાજ પામેલા હાથી પોતાના મસ્તક ઉપર ધૂળ નાખે છે. અને હંસો વનમાં નિવાસ કરે છે.) શ્રીહરિનું મુખકમળ મંદ - મનોહર હાસ્યવાળું છે. (૩૮)

હે ધર્મ ! આ પૃથ્વીમાં અમોએ મહાગુણોના સ્થાન ભૂત, જન સમુદાયનાં અંતઃકરણ તથા નેત્રોને આનંદ ઉત્પન્ન કરનાર આ જ બાળક જોયો છે. તે સિવાય બીજો ક્યારેય પણ જોયો નથી. (૩૯) (જોકે સ્વાભાવિક દિવ્ય સુંદરતાવાળા શ્રીહરિને બ્રહ્માએ સર્જેલી સુંદરતાનો સંબંધ ઘટતો નથી. તો પણ લોકોક્તિનું વિચિત્રપણું કહેવા માટે કહે છે.) હે ધર્મ ! શ્રીહરિના અવયવોમાં બ્રહ્માની સૃષ્ટિની રમણીયતા લીન થઈ છે. તેથી સમગ્ર બાળકોથી શ્રેષ્ઠ તમારો આ પુત્ર શ્રેષ્ઠ અને સર્વજનોને **દર્શનીય** છે. (૪૦) દેવતાઓના રાજા ઈન્દ્ર-બ્રહ્માદિ મહેશ્વરોને જીતવાથી ઉત્પન્ન થયેલા ગર્વવાળા કોટાનકોટિ કામદેવના ગર્વને નાશ કરનારા, સર્વ સજ્જન માણસોને પૂજ્ય આ તમારા પુત્રનું રૂપ દરરોજ જોવા છતાં પણ અમારા નેત્રોને તૃપ્તિ નથી થતી !! (૪૧) હે ધર્મદેવ ! આ તમારા પુત્રમાં જન સમુદાયને સ્વાભાવિક પ્રેમ થાય છે. તેવો પોતાનાં દેહ, ઘર, પુત્ર, સ્ત્રી, દ્રવ્ય વગેરેમાં ક્યારેય પણ થતો નથી. (૪૨) હે ધર્મ ! આ તમારા પુત્રમાં મોટા પુરુષોએ અત્યંત ઈચ્છવા યોગ્ય, પરમેશ્વરપણું સૂચવતાં ચિહ્નો જોઈને અમારી બુદ્ધિ આ ધર્મપુત્ર **ભગવાન** છે એવા પ્રકારનો નિશ્ચય કરે છે. (૪૩)

આ **શ્રીહરિ**નું અતિ કોમળ અને મધુર ભાષણ મનુષ્યોનાં મનને ખેંચે છે. એમની પાસેથી બીજે જવાનું ક્યારેય પણ મન થતું નથી. (૪૪) હે ધર્મ ! ક્રોધ ઉત્પન્ન થવાનું કારણ હોવા છતાં પણ આ તમારા પુત્રની સાથે વસતા નિકટ જનોએ ક્યારેય પણ, જિતેન્દ્રિય મુનિવર્યની માફક, તેમનામાં ક્રોધનો લેશ પણ જોયો નથી. (૪૫) મદ, છેતરપીંડી, લોભ, મત્સર, ગર્વ, માન એ આદિક અધર્મ સર્ગના જે દોષ છે તે દોષોનો લેશ પણ આ તમારા; સત્પુરુષોનાં મનને હરનારા, અજાતશત્રુ સમાન પુત્રમાં ક્યારેય કોઈએ પણ જોયો નથી. (૪૬) હે ધર્મ ! આ તમારા પુત્ર બાલ્યાવસ્થામાં યોગ્ય હાસ્ય વિનોદમાં પણ ક્યારેય જૂઠું વચન નથી બોલતા પરંતુ અતિ સત્ય અને હિતકર **મનોહર વાણી** સદા બોલે છે. (૪૭) શ્રીહરિના મુખમાં જેવું અમૃત છે તેવું સ્વર્ગમાં પણ નથી. ચંદ્રમાં પણ નથી. જે જનોએ તમારા પુત્રના

अमृतं वदनेऽस्य यादृशं सुरलोकेऽपि न तादृशं विधौ । इदमेव न पीतमत्र यैर्ननु तेषामिह जीवनं वृथा ॥४८॥
कृपया द्रवतोऽस्य यादृशं मृदुलत्वं हृदयस्य विद्यते । नहि तस्य लवोऽपि दृश्यते नवनीते च शिरीषपद्मयोः ॥४९॥
स्मितमस्य नितान्तसुन्दरं गमनं भाषणमीक्षणं तथा । श्रवणं पणनं भुजिक्रियां सुनिरीक्ष्यापि न तृप्नुमः क्वचित् ॥५०॥
कुरुते नहि सङ्गतिं क्वचित् स्मरलोभादिमतां नृणामयम् । हरिभक्तिमतां च धर्मिणां न जहाति क्वचनापि संगमम्
॥५१॥ तनयेऽप्यतिदुर्ल्लभं नृपैर्भृशमौदार्य्यमिहावलोक्यते । ननु पात्रमयं च निर्धनं स्वधनं दित्सति वीक्ष्य सत्वरम्
॥५२॥ स्थिरताऽस्य हि धर्मपालने महता भूमिभृतैव सन्निभा । न जहात्ययमापदि क्वचिन्ननु धैर्यं शिबिजापतिर्यथा
॥५३॥ निरहंकृतिरात्मविग्रहे निखिलेष्वेव तदीयवस्तुषु । ममतारहितोऽयमन्वहं भरतो भाति यथा महागुणः ॥५४॥
जनताविहितागसामयं प्रसहिष्णुर्नितरामिव क्षितिः । परुषैर्वचनैश्च दुर्धियां विकृतिं नैति महामुनिर्यथा ॥५५॥
सुतरामधरीकृतोऽमुना निजगाम्भीर्यगुणेन नीरधिः । विशदान्तरबाह्यवर्त्तनः परितुष्टो ननु सिद्धराडिव ॥५६॥
निजवीक्षणमात्रतोऽप्ययं निखिलापत्तिनिवारणक्षमः । पटुतां ननु धर्मबोधने वयमस्यैव निरीक्ष्य विस्मिताः ॥५७॥
इत एति विपत्तिरस्ततां तिमिरव्रात इव प्रभाकृतः । विषयातिविरक्तिमत्तया शुकतुल्योऽस्त्ययमेव ते सुतः ॥५८॥
अयमस्ति यथा युधिष्ठिरस्तनुजः पातकभीरुरेव ते । मतिमाञ् जनको यथा नृपः करुणावान्ननु रन्तिदेववत् ॥५९॥

---

મુખનું **અમૃતપાન** નથી કર્યું તેમનું આલોકમાં જીવન વૃથા છે. (૪૮) કૃપાથી દ્રવતું (બીજાનું લગારેક દુઃખ જોવાથી દયાવડે દ્રવતું) શ્રીહરિનું હૃદય જેવું મૃદુ છે તેનો લેશ પણ નવનીત (માખણ)માં, શિરીષ પુષ્પમાં તથા કમળમાં નથી. (૪૯) હે ધર્મ ! તમારા પુત્રનું અતિ સુંદર ગમન, ભાષણ તથા જોવું, મંદ હાસ્ય, સાંભળવું, લેવું-દેવું, ભોજન કરવાની રીત વગેરેનું દર્શન વારંવાર કરીને પણ અમો ક્યારેય **તૃપ્તિ** પામતા નથી. (૫૦)

હે ધર્મ ! તમારા પુત્ર કામ, ક્રોધ અને લોભાદિક દોષવાળા જનોનો ક્યારેય પણ સંગ કરતા નથી. વળી પરમાત્માની ભક્તિવાળા અને ધર્મનિષ્ઠ પુરુષોનો સંગ ક્યારેય પણ ત્યાગ કરતા નથી. (૫૧) હે ધર્મ ! આ તમારા પુત્રમાં રાજાઓથી પણ વિશેષ **ઉદારતા** જોવામાં આવે છે; સત્પાત્ર તેમજ નિર્ધનને જોઈને તત્કાળ પોતાનું ધન આપવા માટે ઈચ્છા કરે છે. (૫૨) શ્રીહરિની ધર્મ પાળવામાં દૃઢતા તો મોટા પર્વતના જેવી છે. આ તમારા પુત્ર હરિશ્ચંદ્રની માફક ક્યારેય આપત્કાળમાં પણ ધીરજનો ત્યાગ કરતા નથી. (૫૩) દેહમાં અહંકારથી રહિત તથા દેહના સુખ માટે યોગ્ય પદાર્થ માત્રમાં પણ હંમેશાં મમતાએ રહિત આ મહાગુણવાળા તમારા પુત્ર ઋષભદેવના પુત્ર ભરતની માફક જણાય છે. (૫૪) હે ધર્મ ! આ તમારા પુત્ર જનસમુદાયે કરેલા અપરાધોને સહન કરવામાં પૃથ્વીની સમાન છે. મર્મ સ્થળને ભેદી નાંખે એવાં દુષ્ટ પુરુષોનાં વચનોથી, શ્રીનારાયણની માફક, કદાપિ ક્રોધરૂપી વિકાર પામતા નથી. (૫૫) આ શ્રીહરિએ પોતાના ગંભીરતાના ગુણથી સમુદ્રની ગંભીરતાની કક્ષા નીચી કરી દીધી છે, નિર્મળ અંતઃકરણ તથા બાહ્ય વર્તનથી જાણે સિદ્ધોના રાજા હોય ને શું ? તેવા સંતોષ યુક્ત વર્તે છે. (૫૬) હે ધર્મ ! આ તમારા પુત્ર પોતાના દર્શન માત્રથી જ સમગ્ર આપત્તિઓનું નિવારણ કરવામાં સમર્થ છે. ધર્મનો ઉપદેશ આપવામાં તેમની દક્ષતા જોઈને અમો **વિસ્મય** પામ્યા છીએ. (૫૭) હે ધર્મ ! જેમ સૂર્યથી અંધકાર નાશ પામે છે તેમ આ તમારા પુત્રથી વિપત્તિઓનો નાશ થાય છે. તમારા પુત્ર **શુકદેવજી** સમાન વિષયોમાં અત્યંત વૈરાગ્યવાન છે. (૫૮) હે ધર્મ ! આ તમારા પુત્ર, પાપકર્મથી સદા બીતા યુધિષ્ઠિર રાજા જેવા છે. જનકરાજા જેવા બુદ્ધિશાળી અને રંતિદેવ રાજાની માફક દયાળુ છે, (૫૯)

अगुणत्यजने गुणग्रहे भजते दत्तमुनीन्द्रतुल्यताम् । वयुने सनकादिसन्निभस्तनुजस्त्याग इवास्त्यसौ शिवः ॥६०॥ सर्वयोगकलनानुशीलने प्राप्तरम्यविभवात्यनादरे । ब्रह्मरूपनिभृतस्थितौ सदा विद्यतेऽयमृषभेण सन्निभः ॥६१॥ धर्मवर्ज्जितजनस्य वर्ज्जने पापकारितनुभृत्पराभवे । सत्यसङ्गरतयाऽयमर्भको रामचन्द्रसदृशो हि वर्त्तते ॥६२॥ स्वाश्रिताखिलजनातिरञ्जने भक्तसङ्कटनिवारणे तथा । सर्वदुर्ज्जनसुरारिनिर्ज्जये तुल्य एव वसुदेवसूनुना ॥६३॥ इममेत्य शिशुग्रहव्रजः श्रुतमस्माभिरगात् पराभवम् । गुरुरप्यखिलामरद्विषाममुमादित्सुरगाद् यमालयम् ॥६४॥ तनयोऽयमधृष्य एव ते प्रबलैरप्यनलो यथा जनैः । इह सत्वरमस्य संज्ञया निखिलप्रेतगणा वियन्त्यपि ॥६५॥ इह योऽपि निरीक्षते त्विमं स समाधिं ननु योगिदुर्लभम् । कृपयाऽस्य समेति सत्वरं भृशमाश्चर्य्यमिदं तु विद्यते ॥६६॥ क्षणमात्रमवेक्षतेऽप्ययं कृपया कञ्चन देहिनं हि सः । द्रुतमेत्य समाधिमुत्तमैर्भवतीड्यो भुवि योगिभिर्जनैः ॥६७॥

निखिलैरयमीदृशैर्गुणैर्भगवद्भावनिबोधिभिस्तथा । तनुलक्ष्मभिरेक एव भो भुवि दृष्टो न हि चेतरः क्वचित् ॥६८॥ प्रणयास्पदमेव देहिनां परमात्मा ध्रुवमस्ति सर्वथा । अधुना तदिहास्त्ययं ततो निखिलात्मेति विभाति नः किल ॥६९॥ हृदयेष्विति निश्चयोऽस्ति नो वसति ब्रह्मणि धाम्नि योऽक्षरे । अयमेव स मुक्तये क्षितौ जनतानां

---

હે ધર્મ ! આ તમારા પુત્ર દોષોને ત્યાગ કરવામાં અને ગુણોને ગ્રહણ કરવામાં **દત્તાત્રેય** મુનિના જેવા છે. આત્મા, પરમાત્માના સ્વરૂપનો બોધ કરવામાં સનકાદિક જેવા છે. અને વિષયનો ત્યાગ કરવામાં **શિવજી** સમાન છે. (૬૦) સર્વયોગકળાની યુક્તિઓનો વારંવાર અભ્યાસ કરવામાં તથા પ્રાપ્ત થયેલા રમણીય વૈભવોનો અનાદર કરવામાં, તેમજ હંમેશાં પોતાના આત્માને બ્રહ્મરૂપની ભાવનાની દૃઢ સ્થિતિમાં, હે ધર્મ દેવ ! તમારા પુત્ર **ઋષભદેવ** ભગવાનના સમાન છે. (૬૧) ધર્મ રહિત જનોનો ત્યાગ કરવામાં, તથા પાપી પુરુષોનો પરાભવ કરવામાં તેમજ સત્ય પ્રતિજ્ઞાપણામાં હે ધર્મ ! આ તમારા બાળક **શ્રી રામચંદ્રજી** સમાન છે. (૬૨) પોતાના આશ્રિત જનોને અત્યંત પ્રસન્ન કરવામાં તથા પોતાના ભક્તોનાં સંકટોને નિવારણ કરવામાં તેમજ ન જીતી શકાય તેવા અસુરોને જીતવામાં વસુદેવના પુત્ર **શ્રીકૃષ્ણ**ના સમાન છે. (૬૩) હે ધર્મ ! કોટરાદિ બાળગ્રહનો સમુદાય તમારા પુત્રથી પરાભવ પામ્યો, એ અમોએ સાંભળ્યું છે. સમગ્ર અસુરોનો ગુરુ **કાલીદત્ત** આ શ્રીહરિને મારવા માટે ઈચ્છતો હોવા છતાં, શ્રીહરિની દૃષ્ટિ માત્રથી યમપુરીમાં ગયો એમ પણ અમે સાંભળ્યું છે. (૬૪) હે ધર્મ ! તમારા પુત્ર જેમ અત્યંત બળવાળા પુરુષોથી પણ અગ્નિ પકડી શકાય નહિ, તેમ પરાભવ કરી શકાય તેવા નથી. (આ છપૈયાનું **વૃત્તાંત** છે.) તેમજ આ પુરમાં પણ તમારા પુત્રના નામોચ્ચારણ માત્રથી સમગ્ર ભૂતગણો તત્કાળ નાસી જાય છે. (૬૫) હે ધર્મ ! આ અયોધ્યાનગરીમાં કોઈપણ માણસ આ શ્રીહરિને જુએ છે. તે માણસ તો યોગીઓને પણ દુર્લભ એવી **સમાધિ** આ શ્રીહરિની કૃપાથી તત્કાળ પામે છે. આ તો અત્યંત **આશ્ચર્ય** જણાય છે, હે ધર્મ ! આ શ્રીહરિ જે કોઈ માણસને કૃપાથી ક્ષણમાત્ર જુએ છે. તે પણ તત્કાળ સમાધિ સ્થિતિ પ્રાપ્ત કરીને પૃથ્વીમાં ઉત્તમ યોગીઓને પણ સ્તુતિ કરવા યોગ્ય થાય છે. (૬૬-૬૭) હે ધર્મ ! આ તમારા પુત્ર, પરમાત્માપણું સૂચવતા સમગ્ર પૂર્વોક્ત ગુણોથી, તથા શરીરમાં રહેલા ઉત્તમ ઊર્ધ્વરેખા વગેરે ચિહ્નોથી યુક્ત, આ પૃથ્વીમાં એકજ અમોએ જોયા, બીજા તેમના જેવા જોયા નથી. (૬૮) હાલમાં સર્વ દેહધારીઓના એક માત્ર અંતર્યામી-ભગવાન આ તમારા પુત્ર સર્વ પ્રકારે નિશ્ચય છે. હે ધર્મ ! આલોકમાં જનોના **પ્રેમાસ્પદરૂપ** આ તમારા **પુત્ર** છે. તેથી આ સમગ્રના આત્મા છે. એ પ્રકારે અમોને જણાય છે. (૬૯) હે ધર્મ ! જે ભગવાન અક્ષર નામના બ્રહ્મ

धृतमानुषाकृतिः ॥७०॥ श्रुत्वेति तेषां सुधियां स वाक्यं तानित्यवोचन्मुदितो नितान्तम् । सत्यं भवद्भिर्गदितं स्वचित्ते विचारयाम्यार्यजनास्तथैव ॥७१॥ वृन्दावने विष्णुमखेन पत्न्या सार्द्धं मयाऽऽराधित ईश्वरेशः । हरिः प्रसन्नो व्यतरद्वरं मे पुत्रो भविष्यामि तवेति सोऽद्धा ॥७२॥ तन्मायया त्वस्य हि विस्मृतं मेभवद्वचः★१ संश्रवणात् स्मृतं तत् । अयं स्वकीयाक्षरधामवासी सर्वेश्वरः श्रीहरिरित्यवैत ॥७३॥ युक्तं निशम्येति वचस्तदीयं मनीषिणस्ते नितरां प्रसन्नाः । तं वीक्षमाणाः सहसा व्यपश्यन्नर्कप्रकाशं कमनीयकांतम्★२ ॥७४॥ निजोत्तमैश्वर्य्यनिषेविताङ्घ्रिं दिव्यैर्वृतं चाक्षरमुक्तवृन्दैः । अनर्घ्यवस्त्राभरणं नतास्तं मुहूर्त्तमीक्षासुखमाप्नुवंस्ते ॥७५॥ तदीक्षणोत्पन्नमुदोऽखिलास्ते तूर्णं समैक्षन्त यथा★३ पुरा तम् । नत्वा निबद्धाञ्जलयोऽतिनम्रा विलोकयामासुरतिप्रसक्ताः ॥७६॥ धर्मस्य तेषां च नृनाट्यकर्त्तुस्तस्येच्छयैवाथ तिरोबभूव । तद्दिव्यभावस्य निबोधनं ते ययुस्ततः स्वीयनिकेतनानि ॥७७॥

---

ધામમાં નિવાસ કરે છે, તે શ્રીહરિએ જ જન સમુદાયોના કલ્યાણને માટે પૃથ્વીમાં આ **મનુષ્યાકૃતિ** ધારણ કરી છે. એવો અમારા હૃદયમાં **નિશ્ચય** થયો છે.' (૭૦)

આ પ્રકારની બુદ્ધિમાન વિદ્વાનોની વાણી સાંભળીને **ધર્મદેવ** અત્યંત પ્રસન્ન થયા અને કહેવા લાગ્યાઃ 'હે આર્યજનો ! તમોએ કહ્યું તે સત્ય છે, હું પણ મારા ચિત્તમાં તેવો જ વિચાર કરું છું, (૭૧) હે શ્રેષ્ઠ પુરુષો ! મેં મારી પત્નીની સાથે વૃંદાવનમાં જઈને વિષ્ણુયાગથી ઈશ્વરોના ઈશ્વર શ્રીહરિની **આરાધના** કરી હતી. તે શ્રીહરિએ પ્રસન્ન થઈને ''હું સાક્ષાત્ તમારો પુત્ર થઈશ'' એમ મને **વરદાન** આપ્યું. (૭૨) (તમોએ પણ આટલા દિવસ સુધી પોતાના ચિત્તમાં વિચાર કરતા હતા છતાં કેમ **નિર્ણય** કર્યો નહીં ? ત્યાં કહે છે;) હે આર્યો ! આ શ્રીહરિની માયાથી મને તે વરદાનનું વિસ્મરણ થયું હતું. હાલમાં તમારાં વચન સાંભળવાથી તે સ્મૃતિમાં આવ્યું તેથી આ શ્રીહરિ પોતાના અક્ષરધામમાં નિવાસ કરનારા સર્વેશ્વર છે, આ પ્રકારે તમો તમારા મનમાં જાણો.' (૭૩)

આ પ્રકારે ધર્મદેવનું **યથાર્થ વચન** સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા વિદ્વાનોએ શ્રીહરિના દર્શન કરતા થકા તત્કાળ તે શ્રીહરિને સૂર્ય સમાન પ્રકાશવાળા અતિ મનોહરરૂપે જોયા. (૭૪) પોતાના ઉત્તમ ઐશ્વર્યોથી સેવાયેલા છે ચરણકમળ જેમનાં એવા, દિવ્ય અક્ષર મુક્તોથી વીંટાયેલા, મહામૂલ્ય વસ્ત્રોવાળાં તથા અલંકારોથી અલંકૃત શ્રીહરિને જોઈને નમસ્કાર કરતાં તેઓ બે ઘડી શ્રીહરિના દર્શનનો **આનંદ** પામ્યા. સમગ્ર આર્યજનો શ્રીહરિના દિવ્ય ભાવનાં દર્શનથી અત્યંત હર્ષિત થયા, પછી તત્કાળ તે જ શ્રીહરિને પૂર્વની માફક બાળભાવથી યુક્ત જોતા હતા અને બંને હાથ જોડીને અતિ વિનયપૂર્વક મસ્તક નમાવીને, શ્રીહરિમાં અત્યંત પ્રેમયુક્ત થકા મટકું માર્યા વિના તેમના પ્રત્યે જોતા હતા. (૭૫-૭૬)

પછી નરનાટક કરનાર શ્રીહરિની ઈચ્છાથી જ ધર્મદેવને તેમજ આર્યજનોને શ્રીહરિના દિવ્ય ભાવનું જ્ઞાન વિલીન થઈ ગયું. પછી **આર્યજનો** પોતપોતાના નિવાસસ્થાને ગયા. (૭૭)

---

★१. ''मेऽभवद्वचः'' इति (ब) पाठः ।

★२. ''कमनीयकं तम्'' इति (ब) पाठः ।

★३. ''यथा पुराणम्'' इति (ब) पाठः ।

पौरैर्बुधैरित्थमुदीर्यमाणं हरेः शुभैश्वर्यगुणाद्यमग्र्यम् । यः कीर्तयेद्वा शृणुयात् स यायान्निर्वाणदं स्नेहभरं हि तस्मिन् ॥७८॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे साकेतजनकृतश्रीहरिगुणप्रशंसादिनिरूपणनामैकविंशोऽध्यायः ॥२१॥

## ॥ अथ द्वाविंशोऽध्यायः ॥

**( मौञ्जीबन्धनसंस्कारो द्वाविंशे प्रोक्त उत्तमः । राज्ञां चित्रकरं धर्म-कृतं दानादि तत्र यत् ॥ )**

श्रीशुकानन्द उवाच - **अथोपनयनं सूनोर्धर्मः कर्त्तुं मुदान्वितः । देशान्तरेभ्यो विविधान् संभारान् समुपानयत् ॥१॥ ततो ज्योतिर्विदं विप्रं समाहूयार्चयच्च सः । माल्यकुङ्कुमसद्वस्त्रैर्दक्षिणाभिर्महामनाः ॥२॥ स निधाय पुरस्तस्य श्रीफलं रत्नसंयुतम् । अप्राक्षीदुपनीतेस्तं मुहूर्तं हृष्टमानसः ॥३॥ गर्भात् सोऽब्देऽष्टमे मासे दशम्यां फाल्गुने सिते । मेषलग्ने विधौ पुष्ये मुहूर्त्तं शुभमब्रवीत् ॥४॥**

**स ततो ज्ञातिबन्धुभ्यो मित्रादिभ्योऽतिहर्षतः । व्यलिखत् सर्वकार्यज्ञो धर्मो मङ्गलपत्रिकाः ॥५॥ ते दारपुत्रादियुता यानैरश्वरथादिभिः । हरिप्रेक्षोत्सुकास्तत्र सोपहाराः समाययुः ॥६॥ तान् संभाव्य यथायोग्यं सोऽतिसंहृष्टमानसः । नवीनवस्त्रालंकारान् स्वीयेभ्यः प्रादिशत्तदा ॥७॥ देशान्तरेभ्यो विप्रेन्द्रान् स चतुर्वेदपारगान् । समाह्वयत् ससम्मानं**

---

આ પ્રકારે અયોધ્યાપુરના નિવાસી વિદ્વાનોએ શ્રીહરિના અતિશ્રેષ્ઠ શુભ ઐશ્વર્યો તથા ગુણો કહ્યા. તેને જે કહેશે અથવા સાંભળશે તે પુરુષને શ્રીહરિમાં, મોક્ષદાયક અત્યંત **પ્રીતિ** થશે. (૭૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'અયોધ્યાવાસી જનોએ કરેલી શ્રીહરિગુણ પ્રશંસાદિ નિરૂપણ' નામે એકવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૧)

## અધ્યાય : ૨૨

## શ્રીહરિનો મૌંજીબંધન (યજ્ઞોપવીત) સંસ્કાર.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી ધર્મદેવ પુત્રને આનંદપૂર્વક **યજ્ઞોપવીત** આપવા માટે દેશાંતરથી વિવિધ પ્રકારની સામગ્રીઓ મંગાવતા હતા. (૧) ઉદાર મનવાળા ધર્મદેવે જ્યોતિષશાસ્ત્રને જાણનાર પરમાનંદ ત્રિપાઠી નામના બ્રાહ્મણને બોલાવીને તેમની પુષ્પ, કુંકુમ, સારાં વસ્ત્રો અને દક્ષિણાથી પૂજા કરી; શ્રીહરિના પિતા ધર્મદેવે તે બ્રાહ્મણની આગળ રત્ન જડેલ શ્રીફળ મૂકીને પ્રસન્ન મનથી તે બ્રાહ્મણને **ઉપનયનનું મુહૂર્ત** પૂછ્યું. (૨-૩)

ગર્ભથી આરંભીને આઠમા વર્ષમાં (સં. ૧૮૪૪ના) ફાગણ સુદી ૧૦ દશમીની તિથિ, (તા. ૧૭-૩-૧૭૮૮) સોમવાર, પુષ્ય નક્ષત્ર, મેષ લગ્નમાં ઉપનયનનું **શુભ મુહૂર્ત** તે જ્યોતિષશાસ્ત્રજ્ઞ બ્રાહ્મણે બતાવ્યું. (૪)

કાર્યદક્ષ ધર્મદેવે અત્યંત હર્ષપૂર્વક જ્ઞાતિજનોને તેમજ સગાંસંબંધી-મિત્રો વગેરેને મંગળ પત્રિકા લખી; જ્ઞાતિબંધુ અને મિત્રો વગેરે પોતાના સ્ત્રી, પુત્ર, દાસ=નોકરાદિ સહિત શ્રીહરિનાં દર્શન કરવાના ઉત્સાહથી ઉપહારોએ સહિત ઘોડા, રથ, હાથી વગેરે વાહનોમાં બેસીને ધર્મદેવના ઘરે આવ્યા; (૫-૬) અતિ પ્રસન્ન મનવાળા ધર્મદેવે જ્ઞાતિબંધુ અને મિત્રો વગેરે સર્વની યથાયોગ્ય સંભાવના કરીને તેમને નવીન વસ્ત્રો તથા અલંકારો આપ્યાં; (૭) ધર્મદેવે ચાર

शास्त्रिमुख्यान्विचक्षणान् ॥८॥ धर्मदेवस्ततो रम्यं रचयामास मण्डपम् । स्तम्भैश्चारुतरैर्युक्तं नानारङ्गविराजितैः ॥९॥ चतुरस्त्रं चतुर्द्वारं नानासन्माल्यदामभिः । उपेतैर्बहुभिश्चित्रैर्वितानैरतिमण्डितैः ॥१०॥ फलभारानमद्रम्भास्तम्भैरत्यन्तशोभनम् । रङ्गैर्नानाविधै रम्यैर्भ्राजमानं मनोरमम् ॥११॥ इन्द्रायुधद्योतमानैस्तोरणैरतिराजितम् । विचित्रमाल्यरचितैर्जालैश्चारुभिरन्वितम् ॥१२॥ पल्लवाक्षतकाश्मीरैर्जुष्टं माङ्गलिकैस्तथा । सिक्तं चागुरुकस्तूरीकेसराद्यैः सुचन्दनैः ॥१३॥ स्तम्भावनद्धैर्विविधैर्मणीन्द्रैर्विभासमानं मुकुरैश्च रम्यम् । सुकाचयन्त्रैर्विविधैरुपेतं गोलोकसन्मण्डपवन्मनोज्ञम् ॥१४॥ परिस्फुरन्मौक्तिकदामरम्यं सुवर्णभास्वत्कलशाग्रभागम् । सुगन्धिनानाविधवस्तुयुक्तविचित्रवर्णध्वजराजमानम् ॥१५॥ आम्रप्रवालैरधिवेष्ट्यमानं जम्बीररम्भाफलनालिकेरैः । फलैर्युतं दाडिमपूगमुख्यैर्विचित्रसत्सौरभमाल्यशालम् ॥१६॥ सामोदनानाविधधूपयुक्तं गुञ्जद्भ्रमद्भृङ्गकुलैरुपेतम् । हिरण्मयैश्चारुतरैर्दुकूलैर्विभासितं विस्मयनं जनानाम् ॥१७॥

तस्मिन्सुरेन्द्रैरपि दर्शनीये वेदज्ञवर्य्या ह्युपनीतिवेदिम् । विप्रा यथाविद्विदधुर्मनोज्ञां रङ्गैर्विचित्रैरतिरोचमानाम् ॥१८॥ समग्रशास्त्रोक्तविधिप्रवीणा आम्नायकाण्डत्रयवेदिनस्ते । चक्रुर्महानन्दनिमग्नचित्ता वेदीस्ततोऽन्याश्च यथागमोक्तम् ॥१९॥ श्रीधर्मदेवस्य तदा निकेतं विराजितं चारुविचित्ररङ्गैः । विभासितं माङ्गलिकैरनेकैर्वैकुण्ठधामप्रतिमानमासीत् ॥२०॥

---

વેદના પારંગત વિચક્ષણ શાસ્ત્રી-પુરાણી વગેરે શ્રેષ્ઠ બ્રાહ્મણોને દેશાંતરથી સન્માનપૂર્વક બોલાવ્યા; (૮) પછી ધર્મદેવે અત્યંત સુંદર વિવિધ રંગોથી શોભાયમાન સ્તંભોથી યુક્ત રમણીય મંડપ રચ્યો; ચારખૂણાવાળો, ચાર બારણાંવાળો, વિચિત્ર પુષ્પોના હારથી તેમજ નાના પ્રકારના ઉલ્લોચો (ચંદનીઓ)થી અત્યંત શોભાયમાન; (૯-૧૦) ફળોથી નમી જતા કેળોના સ્તંભો વડે સુશોભિત, નાના પ્રકારના રમણીય રંગોથી દેદીપ્યમાન અને તેથી જ મનોહર; ઈન્દ્રના ધનુષ્યની માફક પ્રકાશમાન તોરણોથી અત્યંત શોભિત, નાના પ્રકારના પુષ્પ હારોથી રચેલાં સુંદર જાળિયાવાળો; (૧૧-૧૨) માંગલિક નવાંકુરો તથા અક્ષત-જવ-કુંકુમથી યુક્ત, તથા અગુરુ-ચંદન-કસ્તૂરી-કેસરાદિ યુક્ત ઘસેલ ચંદનનો છંટકાવ કરેલો; સ્તંભોમાં જડેલા વિવિધ ઉત્તમ મણિ તથા રમણીય દર્પણો તથા ઝુમ્મરોથી યુક્ત તેથી પ્રેક્ષકજનોને ગોલોક ધામના મંડપની માફક મનોહર દેખાતો; (૧૩-૧૪) ચારે તરફ ચળકતી મોતીઓની માળાઓથી રમણીય, સુવર્ણની કાંતિથી શોભાયમાન કળશો જેના અગ્ર ભાગોમાં છે એવો, સુગંધીમાન વિવિધ પ્રકારની વસ્તુઓથી યુક્ત, વિચિત્ર વર્ણવાળી ધ્વજાઓથી શોભાયમાન; (૧૫) આંબાનાં નવપલ્લવોથી શણગારેલો, લીંબુ-કેળાં-નાળીએર-દાડમ-સોપારી વગેરે ફળોથી યુક્ત તેમજ નાના પ્રકારનાં સુંદર સુગંધીવાળાં પુષ્પોની માળાઓથી શોભાયમાન; (૧૬) સુગંધીમાન વિવિધ ધૂપવાળો, ગુંજારવ કરતા ભમરાઓના સમુદાયવાળો, સુવર્ણમય અત્યંત સુંદર રેશમી વસ્ત્રોથી પ્રકાશમાન, તેથી જ જનોને વિસ્મય કરનારો; દેવેન્દ્રોએ પણ દર્શન કરવા યોગ્ય, એવા મંડપમાં વૈદિક શ્રેષ્ઠ બ્રાહ્મણોએ ઉપનયન સંસ્કાર કરવાની **વેદી** શાસ્ત્રાનુસાર શ્વેત-લાલ-લીલા-પીળા આદિ રંગોથી અતિ શોભાયમાન અને મનોહર કરી. (૧૭-૧૮)

શાસ્ત્રોક્ત તમામ વિધિમાં પ્રવીણ તેમજ વેદોના ત્રણ કાંડ-જ્ઞાન, કર્મ અને ઉપાસના તેને જાણનારા, જેમનાં ચિત્ત મહા આનંદમાં મગ્ન બની ગયા છે, તે વૈદિક **વિપ્રો** મુખ્ય વેદીથી અન્ય=બીજી વેદીઓ શાસ્ત્ર પ્રમાણે કરવા લાગ્યા. (૧૯)

તે સમયે ધર્મદેવનું ઘર રમણીય વિચિત્ર રંગોથી સુશોભિત તેમજ અનેક માંગલિક વસ્તુઓથી પ્રકાશમાન હોવાથી, વૈકુંઠ ધામની ઉપમા આપવા યોગ્ય હતું. (૨૦)

पुरं तदा मार्ज्जितसिक्तरथ्यामार्गापणाद्यं प्रविकीर्णमाल्यम् । समुल्लसत्तोरणयुक्तसद्मद्वारं विरेजेऽतिमहोत्सवेन ॥२१॥ उपेत्य गेहं सुकृतस्य पौराश्चक्रुः स्त्रियो मङ्गलपद्यगानम् । तत्रागता ज्ञातिकुटुम्बयोषा जगुस्तदाऽऽनन्दभरेण युक्ताः ॥२२॥ निरन्तरं धर्मगृहे तदानीं बभूव नानाविधवाद्यनादः । सोपायनाः पौरजनाश्च सर्वे तत्राययुर्हर्षपरीतचित्ताः ॥२३॥ तमुत्सवं द्रष्टुमवेक्षणीयं समागतानां त्रिदशेश्वराणाम् । ब्रह्मादिकानामभवद्विमानैर्नभस्तलं संकुलमेव सर्वम् ॥२४॥ अथोपनयने विप्रः सोऽधिकारत्वसिद्धये । कार्य्यकृच्छ्रत्रयस्थाने प्रादिशत्सुरभित्रयम् ॥२५॥

उपनीत्यङ्गमखिलं कर्म पूर्वदिने व्यधात् । धर्मदेवो यथाशास्त्रं श्रौतस्मार्त्तविचक्षणः ॥२६॥ दशम्यामथ स प्रातर्विधेयं कर्म वैदिकम् । द्विजसंस्कारविद्विप्रप्रोक्तरीत्याऽकरोन्मुदा ॥२७॥ ततः स स्नपयित्वा तं भोजयित्वा निजात्मजम् । धर्मो विधापयामास तत्केशवपनं नृप ॥२८॥ स्नपयित्वाऽथ विधिवत्तं दुकूलैर्महाधनैः । मणिस्वर्णमयैर्माता

---

તે સમયે અયોધ્યા નગરીના નાના માર્ગો તથા રાજમાર્ગો તેમજ બજારો, ચોક, આંગણાં વગેરે વાળીને સાફ કરેલાં હોવાથી, તેમજ ત્યાં સુગંધીમાન જળનો છંટકાવ કરેલો તથા ફૂલો વેરેલાં હોવાથી, તેમજ અતિ શોભાયમાન તોરણોવાળાં ઘરોથી **અયોધ્યા નગરી,** આ મહામહોત્સવથી શોભતી હતી. (૨૧)

પુરની સ્ત્રીઓ સુકૃતશાળી ધર્મદેવના ઘર પ્રત્યે આવીને મંગળમય ગીતો ગાતી હતી. તેમજ દેશાંતરથી આવેલ જ્ઞાતિ-કુટુંબની સ્ત્રીઓ પણ તે સમયે આનંદમગ્ન બની વિવિધ પ્રકારનાં માંગલિક ગીતો ગાતી હતી. ધર્મદેવના ઘરમાં સતત વિવિધ વાજિંત્રો વાગતાં હતાં, પુરના **સર્વજનો** પણ અતિ આનંદથી આ ઉત્સવ નિમિત્તે ઉપહારો લઈને ત્યાં આવતા હતા. (૨૨-૨૩)

અત્યંત દર્શનીય શ્રીહરિનો આ ગાયત્રી પ્રદાન (ઉપનયન) ઉત્સવ જોવા માટે આવેલા બ્રહ્માદિક દેવતાઓના વિમાનોથી સમગ્ર આકાશ વ્યાપ્ત થઈ ગયું. (૨૪)

ધર્મદેવે પોતાના પુત્રને ઉપનયન આપવાની ક્રિયામાં અધિકારી બનવા આવશ્યક કરવા યોગ્ય ત્રણ કૃચ્છ્ર વ્રતની સિદ્ધિ માટે **ત્રણ ગાયો** સત્પાત્ર બ્રાહ્મણને **દાન** આપી.

( तथा च प्रयोगरत्ने बृहद्विष्णुः ''कृच्छ्रत्रयं चोपनेता त्रीन् कृच्छ्रांश्च बटुश्चरेत् । गुरुर्द्वादशसाहस्त्रं गायत्रीं च जपेत्ततः'' इति ।'त्र्यहं प्रातस् त्र्यहं सायं त्र्यहमद्यादयाचितम् । त्र्यहं परं च नाश्नीयाच्छुद्धं कृच्छ्रं विधीयते' इति कृच्छ्रलक्षणे मनुः । કૃચ્છ્રના **પ્રતિનિધિ** (સમાનતા યુક્ત)પરાશર કહે છે; कृच्छ्रोऽयुतं तु गायत्र्या उदवासस्तथैव च । धेनुप्रदानं विप्राय सममेतच्चतुष्टयम् '' इति, उदवासोऽभुक्तवतोऽहोरात्रमिति महार्णवे. ) (૨૫)

ચાતુર્માસ્યાદિ શ્રૌત કર્મો તથા ગર્ભાધાનાદિ સંસ્કાર જે સ્માર્ત કર્મો તેને યથાર્થ જાણનારા ધર્મદેવે ઉપનયનનું અંગભૂત **સમગ્ર** કર્મ★ પૂર્વ દિવસે શાસ્ત્ર પ્રમાણે કર્યું. (૨૬)

પછી ધર્મદેવ, દશમી તિથિની સવારમાં દ્વિજત્વ પમાડનાર સંસ્કારોને જાણનારા બ્રાહ્મણે કહેલી રીત પ્રમાણે, **વૈદિક કર્મ** હર્ષપૂર્વક કરવા લાગ્યા. (અર્થાત્ દશમને દિવસે સવારમાં ગૃહની આગળ સંમાર્જનાદિ સંસ્કારોથી સંસ્કૃત સ્થંડિલમાં **સમુદ્ભવ** નામના અગ્નિની સ્થાપના પૂર્વક તેની **પૂજા** કરીને; દ્વિજાતિ સંસ્કારનો વિધિ જાણનાર બ્રાહ્મણે કહેલી રીત પ્રમાણે, પોતાનો વેદ-શાખાને ઘટિત **કર્મ માર્ગ,** કુળધર્મજ્ઞ ધર્મદેવે યથાર્થ રીતે કર્યો.) (૨૭) હે રાજન્ ! ધર્મદેવે પોતાના પુત્રને સ્નાન કરાવીને

---

★ તે કર્મ ક્યું ? તો માતૃપૂજન, નાંદીમુખ, સ્વસ્ત્યયન, ગ્રહશાંતિ, સુંદર અન્નથી બ્રાહ્મણ ભોજન વગેરે.

स्वलंचक्रे विभूषणैः ॥२९॥ ततः स्वदक्षभागे तं निषण्णं प्रश्रयान्वितम् । पिता संस्कारयाञ्चक्रे विधिवत्प्रीतमानसः ॥३०॥ तदा पौरजनाः सर्वे तत्र द्रष्टुं तमाययुः । श्रीधर्मदेवसदने तत्संमर्द्दो महानभूत् ॥३१॥ श्रीहरिं ते प्रपश्यन्तः सर्वसौन्दर्य्यसागरम् । अन्येऽपि मिलिताः सर्वे जना मोदं प्रपेदिरे ॥३२॥ निषण्णस्य तदा रम्ये श्रीहरेस्तस्य मण्डपे । या श्रीरभून्नृदेवेन्द्र-मुक्तानन्दविधायिनी ॥३३॥ वक्तुं तामखिलां शक्ताः शेषब्रह्माद्यधीश्वराः । भवेयुर्नैव ये मुक्ता न तेऽप्यक्षरसंज्ञिताः ॥३४॥ धर्मदेवस्ततस्तस्य वस्त्रालंकरणादिकम् । समुत्तार्य शुभं वेषं वर्णियोग्यमकल्पयत् ॥३५॥

तत्कट्यां स गुरुर्बद्ध्वा कटिसूत्रं मनोहरम् । कौपीनखण्डमथ तं श्रीहरिं पर्य्यधापयत् ॥३६॥ नवतन्तुयुतं मेध्यं कार्पासं त्रिगुणीकृतम् । यज्ञोपवीतं स प्रादात्तस्मै श्रीपरमात्मने ॥३७॥ आज्यहोममथाचार्य्यः कृत्वा वेदोक्तमन्त्रकैः । स्पृष्ट्वा नाभ्यादि तस्याङ्गं तमित्यूचे वचः शुभम् ॥३८॥ त्वमस्येतत्प्रभृत्यस्मिन् ब्रह्मचारी महीतले । स इत्युक्त्वाऽवदत्तस्मै प्रैषान् सर्वान्महात्मने ॥३९॥ आचार्य्येणोपदिष्टांस्तान् प्रैषान् धर्मो यथाक्रमम् । हरयेऽबोधयत्तस्मै बटुनाट्यानुकारिणे

તથા ભોજન કરાવીને મસ્તકના કેશ ઉતરાવ્યા. (ભોજન નિમિત્ત પ્રથમ સ્નાન કરાવીને, પછી ભોજન કરાવીને, ધર્મદેવે પુત્રના મસ્તકના કેશ ઉતરાવ્યા.) (૨૮) ભક્તિમાતાએ પોતાના પુત્રને શાસ્ત્ર પ્રમાણે સ્નાન કરાવીને મહામૂલ્યવાળાં રેશમી વસ્ત્રો તેમજ મણિમય અને સુવર્યમય અલંકારોથી શણગાર્યા; પછી પ્રસન્ન મનવાળા પિતા ધર્મદેવ પોતાના જમણે પડખે બેઠેલા વિનયવાળા શ્રીહરિને વિધિ પ્રમાણે **સંસ્કાર** કરાવતા હતા; (૨૯-૩૦) તે સમયે પુરના સમગ્રજનો શ્રીહરિના દર્શન માટે ધર્મદેવને ઘેર આવ્યા. તેથી ત્યાં પુરજનોની અતિશય ભીડ થઈ; (૩૧) તે સર્વેજનો સર્વ સૌંદર્યના સાગર શ્રીહરિના દર્શન કરીને આનંદ પામ્યા. તે સમયે આવેલા દેશાંતરના સર્વજનો પણ અત્યંત આનંદ પામ્યા; (૩૨) તે સમયે રમણીય મંડપમાં બેઠેલા શ્રીહરિની જે **શોભા** હતી તે શોભા નરેન્દ્રો-દેવેન્દ્રો અને મુક્તોને પણ આનંદ ઉપજાવનારી હતી. (૩૩)

સમગ્ર શોભાનું **વર્ણન** કરવામાં અક્ષર મુક્તો પણ શક્તિમાન ન થાય તો શેષ બ્રહ્માદિક દેવતાઓના અધીશ્વરો શક્તિમાન ન થાય તેમાં તો કહેવું જ શું ? (૩૪)

ત્યારબાદ ધર્મદેવે પોતાના પુત્ર શ્રીહરિનાં વસ્ત્ર-અલંકારાદિક ઉતારીને, વર્ણીને યોગ્ય **શુભ વેશ** તેમને પહેરાવ્યો; ગુરુ પિતા ધર્મદેવે શ્રીહરિના કટિ પ્રદેશમાં મનોહર કટિ સૂત્ર બાંધીને શ્રીહરિને કૌપીન પહેરાવ્યું; ધર્મદેવે લક્ષ્મી અને નારાયણના આત્મા શ્રીહરિને નવ તારવાળું ધોળું કપાસના રૂથી બનેલા તંતુઓથી નિર્માણ કરેલું ત્રણ સેરવાળું યજ્ઞોપવીત પહેરાવ્યું. (૩૫-૩૭)

પછી **આચાર્ય** વેદોક્ત મંત્રોથી (''अग्ने व्रतपते व्रतं चरिष्यामि'' ઈત્યાદિ મંત્રો વડે) પાંચ આજ્ય (ઘી) ની આહુતિઓથી હોમ કરીને નાભિ વગેરે શ્રીહરિના અંગનો સ્પર્શ કરીને શ્રીહરિને શુભ વચન કહેવા લાગ્યા; 'હે હરે ! આ પૃથ્વીમાં આ દિવસથી આરંભીને તમે બ્રહ્મચારી છો.' આવી રીતે કહીને આચાર્ય, બટુ મહાત્માને સર્વ **પ્રૈષ વચનો** કહેવા લાગ્યા. (૩૮-૩૯)

ધર્મદેવે, આચાર્યે ઉપદેશ કરેલા પ્રૈષ વચનોનો બ્રહ્મચારીના વેષને અનુકરણ કરનારા શ્રીહરિને અનુક્રમે **બોધ** આપ્યો. (તે પ્રૈષ વચનો **કૃત્યચિંતામણી**ના **પ્રયોગ**માં આ પ્રમાણે કહેલાં છે :– ''समिधमाधेहि'' ''अपोऽशान'' ''कर्म कुरु'' ''मा दिवा स्वाप्सीरिति'' तत्र समिदाधानं सायं प्रातः । अमृतोपस्तरणमसि स्वाहेति भोजनादौ, अमृतापिधानमसि स्वाहेति भोजनान्ते

॥४०॥ स्मयन् प्राह प्रतिप्रैषं हरिर्बाढं निशम्य तत् । स तत्पत्नी च भूयिष्ठां मुदं सम्बन्धिनो ययुः ॥४१॥ अथेत्य★ दिव्यभावेन तत्र ब्रह्मादयो मुदा । संप्रार्थ्य धर्मदेवाय दीक्षोपकरणान्यदुः ॥४२॥ विद्यमानेषु दीक्षायाः सर्वोपकरणेष्वपि । तान्यादाय स्वयं धर्मो मुदाऽऽचार्याय चादिशत् ॥४३॥ काश्यपेन ततो दत्तां गुरुर्मौञ्जीं सुमेखलाम् । बबन्ध त्रिगुणां कट्यां तस्य ग्रन्थित्रयान्विताम् ॥४४॥ अथोत्तमाधिकारित्वाद्धर्मदेवस्य सद्गुणैः । यथाविधि ददौ तस्मै ब्राह्ममन्त्रं सुताय सः ॥४५॥

महादुन्दुभिमुख्यानि तदाऽवाद्यन्त सर्वशः । वाद्यान्यासीद्वेदघोषो व्याप्नुवन्नखिला दिशः ॥४६॥ तदा मङ्गलगीतानामुक्तानां वनितागणैः । ध्वनिर्भूयानभून्मिश्रो जयशब्दैर्जनेरितैः ॥४७॥ देवेन्द्राश्चक्रिरे प्रीताः पुष्पवृष्टिं तदाम्बरात् । देवदुन्दुभयो नेदुस्तस्मिन्नेव महोत्सवे ॥४८॥ पालाशं स ततो दण्डं दत्तं चन्द्रमसा गुरुः । आमौलि प्रददौ तस्मै शिक्षाप्रयतचेतसे ॥४९॥ मृगाजिनं महीदत्तं तस्मै दत्त्वोत्तरीयकम् । सन्ध्याविधिं ततः सर्वं शिक्षयामास भूपते ॥५०॥

---

चाऽऽचमनद्वयम् । गुरुपरिचर्यादि कर्माचरणम् । दिवाशयनाऽनाचरणम् इति चतुर्णां तेषामर्थः । कात्यायनगृह्ये तु अत्र ''वाचं यच्छ'' इति पञ्चमोऽपि प्रैष उक्तः । कर्म च स्नानादिकं स्ववर्णाश्रमविहितमित्युक्तमस्ति ।) (૪૦)

શ્રીહરિ દરેક પ્રૈષ વચનના ઉચ્ચારણ બાદ મંદ મંદ હસતાં ''બાઢમ્'' આ પ્રકારે બોલતા હતા. તે સાંભળીને ધર્મદેવ તથા તેમનાં પત્ની ભક્તિદેવી તેમજ સંબંધીઓ અત્યંત આનંદ પામતા હતા. (૪૧)

તે કર્મના આરંભ સમયે મંડપની અંતરીક્ષમાં બ્રહ્માદિક દેવતાઓએ દિવ્ય ભાવથી આવીને હર્ષપૂર્વક પ્રાર્થના કરીને ધર્મદેવને દીક્ષાનાં ઉપકરણો અર્પણ કર્યાં. (૪૨) દીક્ષાના સર્વે ઉપકરણો હોવા છતાં પણ ધર્મદેવે, બ્રહ્માદિ દેવતાઓએ આપેલાં ઉપકરણો ગ્રહણ કરીને, હર્ષપૂર્વક આચાર્યને આપ્યાં. (૪૩)

ત્યારબાદ ગુરુએ કશ્યપે આપેલી ત્રણ ગાંઠવાળી ત્રણ સેરોની મુંજની કટિમેખલા શ્રીહરિની કેડ્યમાં બાંધી. (તે મેખલા 'इयं दुरुक्ता' इति 'ऋतस्य गोप्त्री' इति च, આ બે મંત્રો વડે બાંધી.) (૪૪)

સમગ્ર સદ્‌ગુણોથી યુક્ત ધર્મદેવનું ઉત્તમ અધિકારીપણું હોવાથી, ધર્મદેવે પોતાના પુત્ર શ્રીહરિને યથાવિધિ બ્રહ્મ સંબંધી મંત્ર આપ્યો. (**યથાવિધિ એટલે** શ્રેષ્ઠ લગ્નના અંશભૂત મુહૂર્તમાં. તે જ પ્રકારે હાથ જોડીને આચાર્યમાં મન અને નેત્રવાળાં બ્રહ્મચારીને આચાર્ય કિંચિત્ પોતાના સમીપમાં લાવતા થકા બોલાવે : ''अधीहि भोः सावित्रीं मे भवाननुब्रवीत्विति'' તમો સૂર્ય દેવતાની ગાયત્રી ભણો, હું બોલું તે પ્રમાણે મારા બોલ્યા બાદ બોલો, આ પ્રમાણે આચાર્ય ગાયત્રી બોલાવે; એવી રીતે કૃત્ય ચિંતામણિ પ્રયોગમાં કહ્યું છે તે **વિધિ અનુસાર** જાણવું.) (૪૫)

તે સમયે મહા દુંદુભિ આદિ **વાજિંત્રો** વાગતાં હતાં અને સમગ્ર દિશાઓમાં વ્યાપતો **વેદ ધ્વનિ** થતો હતો. વળી સ્ત્રીઓએ ગાયેલાં માંગલિક ગીતોનો ધ્વનિ, સંબંધીજનોએ ઉચ્ચારેલા **જય ધ્વનિ** સાથે મળીને અત્યંત **ઉદ્‌ઘોષ** થયો. પ્રસન્ન થયેલા દેવેન્દ્રોએ તે મહોત્સવમાં આકાશમાંથી **પુષ્પવૃષ્ટિ** કરી, તે સમયે દેવોના દુંદુભિઓ પણ વાગતા હતા. (૪૬-૪૮)

ત્યારબાદ ગુરુએ, ચંદ્રમાએ આપેલો પલાશનો દંડ મસ્તક સુધી લાંબો, ભણવામાં નિયત ચિત્તવાળા શ્રીહરિને આપ્યો. હે રાજન્ ! પછી ઓઢવાના વસ્ત્ર તરીકે પૃથ્વીએ આપેલું મૃગાજિન શ્રીહરિને આપીને બધો સંધ્યાનો વિધિ શિખવાડ્યો. (૪૯-૫૦)

---

★ 'अथैत्य' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

आदिश्यमानान् गुरुणा तस्मै प्रैषान् पुनः पिता । तत्पालनानुरक्ताय सुस्पष्टं समबोधयत् ॥५१॥

स्नानं सन्ध्यां जपं होमं कुर्या देवादितर्पणम् । स्वाध्यायं पूजनं विष्णोर्भक्तिमित्यब्रवीत्स तम् ॥५२॥ बाढं तच्छिक्षितस्त्वित्थं प्रोचे स्वेच्छाबटुर्हरिः । उद्बाहुरुपतस्थेऽर्कं चक्रे चाग्निप्रदक्षिणाम् ॥५३॥ ब्रह्मदत्तमथाचार्य्यस्तस्मै प्रादात्कमण्डलुम् । कुशान् सप्तर्षिभिर्दत्तान् विष्टरोपग्रहोचितान् ॥५४॥ सरस्वत्यार्पितां रम्यामक्षमालामदाच्च सः । भिक्षापात्रं कुबेरेण दत्तं तस्मै ददौ मुदा ॥५५॥ अथ प्रयाचते★[१] तस्मै भक्तिर्भिक्षामदात्पुरा । बिभ्रते निजपुत्राय

ગુરુએ ઉપદેશ કરેલા પ્રૈષ વચનો★[૨] પાલન કરવામાં પ્રીતિવાળા શ્રીહરિને ધર્મપિતા તે ફરીથી શીખવવા લાગ્યા.★[૨] (૫૧)

સ્નાન, સંધ્યા, જપ, હોમ, દેવતાદિનું સંતર્પણ, સ્વાધ્યાય, વિષ્ણુનું પૂજન તેમજ ભક્તિ કરવી, એમ ધર્મદેવે શ્રીહરિને કહ્યું. (૫૨) સ્વેચ્છાથી મનુષ્યલીલા કરતા બ્રહ્મચારી **શ્રીહરિ** તેમને ઉપદેશેલા આ વચનોના પ્રત્યુત્તરમાં ''બાઢમ્'' 'સત્યમ્' આ પ્રકારે બોલતા હતા. પછી બન્ને હાથ ઊંચા કરીને તેમણે સૂર્યનારાયણનું ઉપસ્થાન (સ્તવન) કર્યું, અને અગ્નિની પ્રદક્ષિણા કરી. (૫૩) પછી આચાર્યે, બ્રહ્માએ આપેલું કમંડલુ શ્રીહરિને આપ્યું. સપ્ત ઋષિઓએ આપેલાં આસન અને ઉપગ્રહને યોગ્ય કુશો શ્રીહરિને આપ્યાં. (ડાબા હાથમાં ધારણ કરવા યોગ્ય તૃણ-કુશને ઉપગ્રહ કહે છે. એમ મુનીંદ્રોએ સંધ્યારત્ન દીપમાં કહ્યું છે.) સરસ્વતીએ અર્પણ કરેલી રમણીય અક્ષમાળા શ્રીહરિને આપી. કુબેરજીએ આપેલું ભિક્ષાપાત્ર શ્રીહરિને હર્ષથી આપ્યું. (૫૪-૫૫)

પછી (''अर्थयते मातरमेवाग्रे इति वचनात्'' 'પ્રથમ માતા પાસે **ભિક્ષા** માંગવી' એવું શાસ્ત્ર વચન હોવાથી પોતાના માતુશ્રી પાસે શ્રીહરિ પ્રથમ ભિક્ષા માંગે છે.) ''**भवति भिक्षां देहि**' એવી રીતે પોતાનાં માતુશ્રી પાસે યાચના કરતા, મનોહર

★१ ''प्रयाचमानाय'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

★२ (''आचार्याधीनो भवान्यत्राधर्माचरणात्'' અધર્મનો ત્યાગ કરીને આચાર્યને આધીન થાઓ. ''क्रोधानृते वर्जय'' ક્રોધ અને મિથ્યાભાષણનો ત્યાગ કરો. ''मैथुनमुपरिशिय्यां वर्जय'' સ્ત્રી સંભોગનો ત્યાગ કરો. આચાર્યની શય્યા ને આસનનો ત્યાગ કરો. ''कौशीलवगन्धाञ्जनानि वर्जय'' નૃત્ય-ગાન-વાદ્ય, તથા ચંદનાદિ વડે સુગંધનો લેપ, કાજળ વડે નેત્ર અંજન કરવું વગેરેનો ત્યાગ કરવો. ''स्नानं वर्जय'' અંગમાં તેલ મર્દન કરીને સ્નાન કરવું નહીં. 'अवलेखनदन्तप्रक्षालनपादप्रक्षालनानि वर्जय'' કાંસકીથી કેશ ન ઓળવા, પ્રયોજન વિના પૃથ્વી ઉપર આલેખન કરવું નહીં, દાંત અતિ ઘસવા નહીં, પગવડે પગ ધોવા નહીં. 'क्षुरकृत्यं वर्जय'' (પિતૃમરણાદિ કારણ વિના) મુંડન કરાવવું નહીં. ''मधुमांसे वर्जय'' મદ્યમાંસનો સર્વથા ત્યાગ કરવો, ''गोयुक्तारोहणं वर्जय'' બળદ જોડેલા ગાડે બેસવું નહીં. ''अन्तर्ग्राम उपानहो धारणम्'' ગામમાં જોડાં પહેરવાં નહીં. ''स्वयमिन्द्रियमोचनम्'' ચક્ષુઆદિ ઈન્દ્રિયોને પોત પોતાના વિષયમાં રાગપૂર્વક જોડવી નહીં. 'मेखलाधारण-दण्डधारण-भैक्षाचरण, समिदाधानोदकोपस्पर्शन-प्रातरभिवादाः इति । મેખલા ધારણ કરવી, દંડ ધારવો, ભિક્ષા માંગવી, સવારસાંજ સ્નાન, સવારસાંજ હોમ, દેવ-ઋષિ અને પિતૃઓને તર્પણ તથા ગુરુઓને અભિવાદન શાસ્ત્રોક્ત રીતિ પ્રમાણે કરવું. સત્ત્વ, રજ અને તમ પ્રકૃતિવાળા પ્રાણી માત્રની શરીર-વાણી અને મનથી હિંસા કરવી નહિ તથા મુક્તિને માટે પણ આત્મઘાત કરવો નહીં. કુસંગી જનોનો સંગ, ભૂમિ ઉપર ભોજન, કાંસાના પાત્રમાં ભોજન, દ્યૂત (જુગટું), તાંબૂલ ભક્ષણ, ભાંગ આદિ અપેય પદાર્થોનું પાન, લસણ વગેરે અભક્ષ્યનું ભક્ષણ, ગાય-બ્રાહ્મણ-તીર્થ-દેવતા-સાધુ-પતિવ્રતા અને સત્શાસ્ત્રની નિંદાનો ત્યાગ કરવો. કૌપીન-મુંજની મેખલા-કટિસૂત્ર-દંડ-યજ્ઞોપવીત-કમંડલુ-મૃગચર્મ-ભિક્ષાપાત્ર વગેરે હંમેશાં ધારણ કરવાં.)

वर्णिवेशं मनोहरम् ॥५६॥ आगम्यतामहो धीर वर्णिराज स्मितान्विता । भ्रातृपत्नी तमुक्त्वेत्थं भिक्षां प्रादात्सुवासिनी ॥५७॥ ततः स्मिताननो राजन् सर्ववित् पुरुषोत्तमः । रम्यां तदर्पितां भिक्षां स जग्राह दयानिधिः ॥५८॥ अन्याः सुहृत्स्त्रियस्तस्मै ददुर्भिक्षां मुदान्विताः । निवेद्य गुरवे भैक्षं तद्दत्तमथ सोऽग्रहीत् ॥५९॥

ततो विधिविदां श्रेयान् धर्मदेवो महीपते । यथाविध्यखिलं कर्म तत्समापयति स्म सः ॥६०॥ संस्काराप्तिविराजितो जलधरोद्धासोल्लसद्विग्रहो बिभ्रन्मुञ्जमयीं लसत्कटितटे स्वर्णप्रभां मेखलाम् । ऐणेयाजिनमादधद्विधुसितं यज्ञोपवीतं तथा रेजे वाडवमण्डले हरिरिव ब्रह्मव्रतं मूर्तिमत् ॥६१॥ दण्डं किंशुकसंभवं वरतरे पाणौ दधद्दक्षिणे बिभ्राणोऽतिमनोहरे सुललिते माले तुलस्या गले । निष्कामादिभिरन्वितः शिवकरैर्नित्यैः स्वसिद्धैर्गुणैः सभ्यैश्चान्यजनैरतृप्तनयनैरालोकितो निर्भरम् ॥६२॥ धर्मस्ततः सुमुदितो व्यतरद् द्विजेभ्यो धेनुर्विभूषणवराम्बरहेममुद्राः । सद्वाहनानि च जना द्रविणादि तस्मै, प्रीत्या यथोचितमदुर्ललिताम्बराणि ॥६३॥ स्वेभ्यो यथावददिशद्वसनादि धर्मः पौरांस्तथाऽऽगतजनान्निखिलाँश्च विप्रान् । नानाविधैर्वररसैर्बहुभक्ष्यभोज्यैर्लेह्यादिभिश्च समभोजयदेव सर्वान् ॥६४॥ प्राज्ञस्ततः प्रमुदितः स यथा

---

વર્ણી વેશવાળા પોતાના પુત્રરૂપ બ્રહ્મચારીને પ્રથમ ભક્તિદેવીએ ભિક્ષા આપી. (૫૬) હે ધૈર્યવાન વર્ણિરાજ ! મારી પાસે ભિક્ષા માટે આવો, આવી રીતે શ્રીહરિને મંદ મંદ હસતાં **સુવાસિની** ભાભીએ ભિક્ષા આપી. (૫૭) હે રાજન્! મંદ હાસ્યમુખવાળા, સર્વજ્ઞ, પુરુષોત્તમ, દયાનિધિ શ્રીહરિએ માતા અને ભાભીએ આપેલી **ભિક્ષા** ગ્રહણ કરી; ત્યારબાદ અતિ આનંદથી સગાંસંબંધીઓની બીજી સ્ત્રીઓએ પણ શ્રીહરિને ભિક્ષા આપી. ભિક્ષામાં પ્રાપ્ત થયેલું બધું ભિક્ષાન્ન શ્રીહરિએ ગુરુને નિવેદન કર્યું. પછી ગુરુએ પાછી આપેલી તે ભિક્ષા ગ્રહણ કરી. (તેવી રીતે કૃત્ય ચિંતામણીમાં પ્રયોગ છે. 'अथ ब्रह्मचारी तूष्णीमादित्यमुपास्याग्निं प्रदक्षिणीकृत्याग्नेः पश्चात् प्राङ्मुख उपविश्य भिक्षापात्रमादायादौ मातरं ''भवति भिक्षां देहि'' अथवा मातुः स्वसारं स्वभगिनीमप्रत्याख्यायिनीरन्याश्च याचित्वा लब्धं भैक्षं भो इत्याचार्याय निवेदयेत् । तत इदं त्वं गृहाणेत्याचार्येण दत्तं तद् भैक्ष्यं शुचिस्थाने भोजनार्थं स्थापयेत्' इति ।) (૫૮-૫૯) ત્યારબાદ હે રાજન્ ! વિધિ જાણનારોમાં શ્રેષ્ઠ ધર્મદેવે યથાવિધિ તે **સમગ્ર કર્મ** સમાપ્ત કર્યું. (૬૦)

ઉપનયન સંસ્કારની પ્રાપ્તિથી વિશેષ શોભતા, મેઘની માફક ઉત્કૃષ્ટ કાંતિથી દેદીપ્યમાન શરીરવાળા, શોભાયમાન કેડ્યમાં સુવર્ણ સમાન કાંતિવાળી મુંજની મેખલાને ધારણ કરતા, મૃગાજિનને તેમજ ચંદ્રમાના કિરણ જેવી શ્વેત યજ્ઞોપવીતને ધારણ કરતા શ્રીહરિ વિપ્રમંડળમાં મૂર્તિમાન **બ્રહ્મચર્ય વ્રત**ની માફક શોભતા હતા. (૬૧)

અતિ શ્રેષ્ઠ જમણા હાથમાં પલાશનો દંડ ધારણ કરતા, શોભાયમાન કંઠમાં તુલસીની અતિ મનોહર બે સેરની કંઠી ધારણ કરતા, સ્વભાવ સિદ્ધ-નિત્ય મંગળકારી નિષ્કામાદિ ગુણોથી યુક્ત શ્રીહરિના દર્શન; અતૃપ્ત નેત્રોથી સભાજનો તેમજ બીજા જનો કરતા હતા. (૬૨)

પછી અતિ હર્ષ પામેલા ધર્મદેવે બ્રાહ્મણોને ઘણી ગાયો, અલંકારો, શ્રેષ્ઠ વસ્ત્રો, સુવર્ણમુદ્રાઓ, તથા હાથી-ઘોડા-રથ વગેરે સુંદર વાહનો આપ્યાં. શિષ્યવર્ગ વગેરે જનોએ ધર્મદેવને પ્રીતિપૂર્વક યથોચિત સોનારૂપાની મુદ્રાઓ, તથા સુંદર વસ્ત્રો વગેરે ભેટરૂપે અર્પણ કર્યાં. (૬૩) ધર્મદેવે પોતાના સંબંધીજનોને પણ અમૂલ્ય વસ્ત્રાદિ યથાયોગ્ય આપ્યાં. સમગ્ર બ્રાહ્મણોને તથા પ્રતિગ્રહ કરવા આવેલા પુરના રાંક (ગરીબ વગેરે)જનોને, તેમજ દેશાંતરથી આવેલા અર્થીજનોને પણ, વસ્ત્રાદિ આપ્યાં તેમજ સર્વને શ્રેષ્ઠ રસયુક્ત વિવિધ ભક્ષ્ય-ભોજ્ય-લેહ્ય-ચોષ્ય ભોજનો સારી રીતે

नरेन्द्रस्तान् दक्षिणाभिरखिलान् नृप तोषयित्वा । प्रस्थाप्य चात्मतनयं निगमं स्वकीयमध्यापयद्धि सकलार्थयुतं समग्रम् ॥६५॥ एतां श्रोष्यति यः कथामिह जनः पापार्त्तिविध्वंसिनीं प्रीत्या वा कथयिष्यति क्षितिपते स स्वीयधर्मे स्थितिम् । यास्यत्येव सुखप्रदामतिशुभां विद्यां तथा स्वेप्सितां विघ्नो नाऽत्र भविष्यति क्वचन वै तद्ब्रह्मचर्यव्रते ॥६६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहर्यधिगतमौञ्जीसंस्कारोत्सवादिनिरूपणनामा द्वाविंशोऽध्यायः ॥२२॥

## ॥ अथ त्रयोविंशोऽध्यायः ॥

**( त्रयोविंशे हरिः सर्वा विद्या अध्यैत तातत: । व्यधात्तत्सारपुस्तं च युक्त्याऽनीनशदासुरान् ॥ )**

श्रीशुकानन्द उवाच – **अथाऽल्पकालेन समग्रवेदं हरिः स्वतःसिद्धविशुद्धबोधः । समापयत् स्वं पितरं तथाऽन्यान् विस्मापयन् वै विदुषोऽप्यशेषान् ॥१॥ पुराणकाव्यान्यपठत् स तस्मात्ततश्च शास्त्राण्यखिलान्युदारः । धर्मो महाभाष्यमुखं च किञ्चिद् यद्वेद सर्वं हरिरध्यगात्तत् ॥२॥ प्राप्तां जरां वीक्ष्य स धर्मदेवः समाश्रितः सांख्यमुदारबुद्धिः । सुतीव्रवैराग्ययुतः किलासीत् सदा हरिध्यानपरो नितान्तम् ॥३॥ ततो वृषज्ञानविरक्तियोगान् स तत्त्वतो भक्तिमुपादिदेश । प्रीत्या**

---

જમાડ્યાં; રાજાની જેમ વ્યવહારાદિ સમગ્ર જાણનારા, આનંદિત ધર્મદેવે, વરૂણીમાં વરેલા સમગ્ર બ્રાહ્મણોને, દક્ષિણાદિ વડે સંતોષ પમાડીને, ઘેર મોકલ્યા. પછી હે રાજન્ ! પોતાના પુત્ર શ્રીહરિને પોતાનો સમગ્ર ''સામવેદ'' અર્થે સહિત ભણાવ્યો. (૬૪-૬૫)

હે રાજન્ ! જે માણસ આલોકમાં પાપની પીડા નાશ કરનારી આ **કથા** સાંભળશે, અથવા પ્રીતિપૂર્વક કહેશે, તે બન્ને પ્રકારના માણસ પોતાના ધર્મને વિષે સ્થિતિ પામશે. તેમજ સુખ આપનારી પોતાને ઈચ્છિત **વિદ્યા** પામશે. વળી આલોકમાં ક્યારેય પણ ગૃહસ્થોને ગૃહસ્થોચિત, ત્યાગીઓને ત્યાગીને ઉચિત, બ્રહ્મચર્ય વ્રતમાં વિઘ્ન નહીં થાય. (૬૬)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિ પ્રાપ્ત મૌંજીસંસ્કાર ઉત્સવાદિ નિરૂપણ' નામે બાવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૨)

## અધ્યાય : ૨૩

## નૈષ્ઠિક વ્રતધારી શ્રીહરિએ પિતાને ગુરુ કરીને તેમના થકી સમગ્ર શાસ્ત્ર-વિદ્યાનું અધ્યયન કરી સાર ચતુષ્ટયનો ગુટકો લખ્યો. જનશિક્ષાર્થે પિતા થકી ગુરુમંત્ર પ્રાપ્ત કરીને ભક્તિમાર્ગમાં પ્રવૃત્તિ. અયોધ્યામાં આવેલા અસુરોને પરસ્પર મોહ પમાડી નાશ કર્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા શ્રીહરિએ થોડાજ સમયમાં સમગ્ર વેદ સમાપ્ત કર્યા અને એ રીતે પોતાના પિતાશ્રીને તથા બીજા સમગ્ર વિદ્વાનોને પણ **વિસ્મય** પમાડ્યા. (૧) શ્રીહરિ ધર્મદેવ પાસેથી શ્રીમદ્ભાગવત વગેરે પુરાણો-રામાયણાદિ-કાવ્યો-સાંખ્ય-યોગ-બ્રહ્મ મીમાંસા-ધર્મ મીમાંસા-તર્કશાસ્ત્ર (ન્યાય) વગેરે ભણ્યા. ધર્મદેવ રામાનુજાચાર્ય પ્રણીત શ્રી ભાષ્ય વગેરે જે કાંઈ જાણતા હતા, તે બધું શ્રીહરિ તેમની પાસેથી ભણ્યા. (૨) આત્મા અનાત્માના વિવેકને આશરેલા ઉદાર બુદ્ધિ **ધર્મદેવ,** હવે વૃદ્ધાવસ્થા સમીપમાં આવતી જોઈને, તીવ્ર વૈરાગ્યવૃત્તિ કેળવીને હંમેશાં શ્રીહરિના **ધ્યાન પરાયણ** થયા. (૩) ધર્મદેવે સદાચારરૂપી ધર્મ-આત્મા અનાત્માનો

यथाशास्त्रमतिप्रियाय यथास्वबोधं तनयाय तस्मै ॥४॥ माहात्म्यमात्मीयगुरोः स तस्मै देशेषु सौराष्ट्रमुखेषु तस्य । स्थितिं च सर्वां निजगाद रीतिं स्वकीयमार्गस्य यथावदेव ॥५॥ पितुर्नृनाट्येन पठन् स विद्यां विद्यादिभिर्दिव्यगुणैरनैकैः । आसीज्जनैस्तातवदेव मान्यः । पूज्योऽल्पकालेन हरिर्नरेन्द्र ॥६॥

स वाच्यमानं स्वगृहे स्वपित्रा सदाऽशृणोद् भागवतं पुराणम् । एकाग्रचित्तेन च भारतं यत् स्कान्दं पुराणं निखिलं च तस्मात् ॥७॥ आर्षाः★१ स्मृतीश्चापि हरिः समग्राः स पञ्चरात्रं च निराकुलात्मा । शुश्राव धर्मात्यनुरक्तचित्तो वेदाद्यभिज्ञाज्जनकात् स्वकीयात् ॥८॥ ततः स्वसिद्धोत्तमसूक्ष्मबुद्धिस्तेषां स सारं स्वधियैव सर्वम् । निश्चित्य पाठाय सदात्मनो वै तेभ्यः समुद्धृत्य पृथग् लिलेख ॥९॥ स पञ्चमं भागवतात् पुराणात् स्कन्धं तथाऽन्यं दशमञ्च धार्मिः । स्कान्दात्पुराणादपि वासुदेवमाहात्म्यमीशो हि पृथग् लिलेख ॥१०॥ हरिस्ततो भागवतीं च गीतां नीतिं तथा वैदुरिकीं च विष्णोः । नाम्नां सहस्रं त्वथ भारताद्वै पृथग् लिलेख त्रयमेतदीशः ॥११॥ ततो हरिश्चाखिलवित्समग्रधर्मागमानां स्वयमेव सारम् । लिलेख चैकां पृथगेव रम्यां स याज्ञवल्क्यस्मृतिमीश्वरेशः ॥१२॥ चतुष्कमेतत् स हरिर्लिखित्वा

---

વિવેકરૂપી જ્ઞાન-વિષય થકી વૈરાગ્ય અને ધ્યાન તથા ભક્તિનો પોતાના અતિપ્રિય પુત્રને શાસ્ત્ર પ્રમાણે, બુદ્ધિને અનુસારે પ્રીતિપૂર્વક **ઉપદેશ** આપ્યો.★૨ (૪) ધર્મદેવે વર્ણિભાવ ભજવતા શ્રીહરિને પોતાના ગુરુ રામાનંદ મુનિનું, માહાત્મ્ય, સૌરાષ્ટ્ર દેશમાં તેમનું સ્થાન તથા પોતાના ઉદ્ધવ સંપ્રદાયની સર્વ રીતિ, યથાર્થ કહી. (૫) હે રાજન્ ! નરનાટ્ય ધારણ કર્યું હોવાથી પિતા થકી વિદ્યા ભણતાં **શ્રીહરિ** વિદ્યાદિક અનેક દિવ્ય ગુણોથી થોડા સમયમાં પિતા શ્રીધર્મદેવની માફક સર્વજનોને માનનીય અને પૂજનીય થયા. (૬) શ્રીહરિએ હવે દરરોજ પોતાના પિતા ઘરમાં જે શ્રીમદ્ભાગવત વાંચતા તે પુરાણ યથાર્થ સાંભળ્યું. વળી ધર્મદેવ પાસેથી એકાગ્રચિત્તે ભારત તથા સ્કંદ પુરાણ પણ સાંભળ્યું. (૭) ધર્મમાં અત્યંત પ્રીતિવાળા, સ્વસ્થ ચિત્તવાળા શ્રીહરિએ વેદાદિકના જ્ઞાતા પોતાના પિતા ધર્મદેવ પાસેથી સમગ્ર ઋષિપ્રણીત સ્મૃતિઓ તથા પંચરાત્ર વગેરે **ગ્રંથો** સાંભળ્યા. (૮) પિતા પાસેથી આ પ્રમાણે સમગ્ર શાસ્ત્રાધ્યયન કર્યા પછી સ્વતઃસિદ્ધ ઉત્તમ સૂક્ષ્મ બુદ્ધિવાળા શ્રીહરિએ તે શાસ્ત્રનો સર્વ સાર તે તે શાસ્ત્રોમાંથી પોતાની બુદ્ધિથી નિશ્ચય કરીને હંમેશાં પોતાને **પાઠ** કરવા માટે જુદો લખ્યો. (૯)

ધર્મપુત્ર પરમેશ્વર શ્રીહરિએ ભાગવત પુરાણમાંથી પંચમ તથા દશમ સ્કંધ, તેમજ સ્કંદ પુરાણમાંથી વાસુદેવ માહાત્મ્ય પણ જુદું લખ્યું; (૧૦) પરમેશ્વર શ્રીહરિએ વ્યાસનારાયણ પ્રણીત મહાભારત નામના ઈતિહાસમાંથી ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને ઉદ્દેશીને કહેલી ભગવદ્ગીતા તથા વિદુરે ધૃતરાષ્ટ્રને ઉદ્દેશીને કહેલી નીતિ (વિદુરનીતિ) તથા વિષ્ણુ સહસ્રનામ એ ત્રણ જુદાં લખ્યાં. (૧૧) પછી સમગ્ર શાસ્ત્રના રહસ્યને જાણનારા ઈશ્વરના ઈશ્વર શ્રીહરિએ સમગ્ર ધર્મશાસ્ત્રોના સારરૂપ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પણ જુદી લખી. (૧૨) શ્રીહરિએ આ **ચાર શાસ્ત્ર** લખીને પોતાના પિતા

---

★१. ''आर्षीः स्मृतिः'' इति ( ब ) पाठान्तरम् ।

★२. [वृषज्ञान-विरक्ति-योगान् અહીંયાં યોગ શબ્દનો અર્થ **'ધ્યાન'** લીધો છે. કારણ કે યોગ શબ્દનો અર્થ અષ્ટાંગ યોગ લઈએ તો ગોપાળયોગી પાસે અષ્ટાંગ યોગની પ્રાપ્તિ કહી છે તે વિરોધ આવે. માટે યોગ શબ્દનો અર્થ ધ્યાન જ ગ્રહણ કરવો. तत्त्वतो=भगवतः, ભગવાનની ભક્તિનો પ્રીતિપૂર્વક **ઉપદેશ** આપ્યો. અહીંયાં तत्त्वतो ત્યાં आद्यादि ગણપઠિત હોવાથી ષષ્ઠીના અર્થમાં **तसि प्रत्यय** આવેલો છે. वदन्ति तत्तत्त्वविदस्तत्त्वं यज्ज्ञानमद्वयम् । ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते, इति भागवतोक्तेः । અહીંયાં तत्त्वशब्द **ભગવાન વાચક** છે. એ કહેવાનું તાત્પર્ય છે.]

संदर्शयामास निजाय पित्रे । विलोक्य तत्प्रीतमनाः किलाऽवैन्मतिं तदीयामतिमानुषीं सः ॥१३॥

इत्यब्रवीत्तं स निरन्तरं त्वं यथावकाशं कुरु चास्य पाठम् । एतत्कथां श्रोतृजनेषु सत्सु विधेहि नित्यं हरिपूजनान्ते ॥१४॥ ॐमित्यथादाय तदीयवाक्यं तदीयपाठं विदधेऽनिशं सः । सुधाधिमाधुर्य्यवचास्तदीयां चक्रे कथां कर्णमनोभिरामाम् ॥१५॥ ततः स्वयं सारचतुष्टयस्य स्फुटाक्षरां सूक्ष्मसुपत्रिकां सः । सत्पुस्तिकामेव विधाय धार्मिर्निजान्तिकेऽरक्षदजस्त्रमीशः ॥१६॥ ततः पिता स्वीयसुताय तस्मै जिघृक्षवे दक्षतराय दीक्षाम् । स्वसंप्रदायानुसृतां च विष्णोर्दीक्षां यथावत्प्रदिदेश दिव्याम् ॥१७॥ कार्ष्णं स मन्त्रं शुभमष्टवर्णं दत्वा ततस्त्र्यक्षरयुक्तमन्त्रम् । धर्मान् सतां चोपदिदेश तस्मै प्रशान्तचित्ताय निजात्मजाय ॥१८॥ क्षराक्षरेभ्योऽपि परः स राजन् स्वसिद्धशुद्धाचलबोधवार्द्धिः । तदुक्तरीत्या ननु कृष्णपूजां चकार नित्यं निजशिक्षणार्थम् ॥१९॥ बृहद्व्रतं दुश्चरमेव भूमौ प्रवर्त्तयन्नप्यखिलेश्वरेशः । स पालयामास हरिः स्वसिद्धात् जनोपदेशार्थमशेषधर्मान् ॥२०॥ सदागमाभ्यासमजस्त्रमीशो हरिः स्वयं प्राणिहिताय चक्रे । अनन्तजीवोद्धरणैकतानो मनीषिवृन्दस्पृहणीयशीलः ॥२१॥ अथासुरेन्द्राः शतशो मिलित्वा तत्राऽऽययुर्यूथश एव राजन् । जिघांसमानास्तमुदारशक्तिं निरायुधं श्रीहरिमात्मशत्रुम् ॥२२॥ वेशं बहिर्वैष्णवमादधाना रक्तेक्षणा

---

ધર્મદેવને બતાવ્યાં. એ ચાર શાસ્ત્રનું રહસ્ય વાંચીને પ્રસન્ન મનવાળા ધર્મદેવે શ્રીહરિની બુદ્ધિ, મનુષ્યેતર **દિવ્ય** બુદ્ધિ છે, એમ જાણ્યું. (પહેલાં સાત ગ્રંથો કહ્યાં, પણ અહીંયાં **સાર ચતુષ્ટય** કહ્યો છે. તેનું **તાત્પર્ય** એવું છે કે ભાગવતના સ્કંધ બે મળીને એક સાર, ભારતના ત્રણ મળીને એક સાર, સ્કંદ પુરાણમાંથી "વાસુદેવ માહાત્મ્ય" એક સાર, સર્વ ધર્મશાસ્ત્રોમાંથી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ એક સારઃ એમ ચાર શાસ્ત્રોમાંથી ઉદ્‌ધૃત કરેલા સાત ગ્રંથોના સારને સાર ચતુષ્ટ્ય કહ્યો છે.) (૧૩)

ધર્મદેવે શ્રીહરિને આ પ્રમાણે કહ્યું: 'હે હરે ! તમો અવકાશ પ્રમાણે આ શાસ્ત્ર ચતુષ્ટયનો **પાઠ** નિરંતર કરજો. શ્રોતાજનો હોય ત્યારે ભગવાનની પૂજાના અંતમાં હંમેશાં **કથા** કરજો.' (૧૪)

આ પ્રમાણે પોતાના પિતાનું **વચન** સાંભળીને શ્રીહરિએ ધર્મદેવના તે વચનનો ઓમ્ (અર્થાત્ બહુસારું) એમ સ્વીકાર કર્યો, અને તે પ્રમાણે રાત્રિ દિવસ તે સાર ચતુષ્ટયનો પાઠ કરતા હતા. અમૃતથી પણ અધિક મધુર વચનોવાળા શ્રીહરિ શ્રોત્ર અને મનને આનંદ ઉપજાવનારી સાર ચતુષ્ટયની કથા કરતા હતા. (૧૫)

ત્યારબાદ પરમેશ્વર ધર્મપુત્ર શ્રીહરિ સાર ચતુષ્ટયનું સ્ફુટ અક્ષરોવાળું, સૂક્ષ્મ પત્રોવાળું સુંદર **પુસ્તક** બનાવીને પોતાની પાસે નિરંતર રાખતા હતા. (૧૬)

ત્યાર બાદ દીક્ષા ગ્રહણ કરવા ઈચ્છતા પોતાના અત્યંત વિચક્ષણ પુત્રને પોતે ધર્મદેવે પોતાના સંપ્રદાયને અનુસરનારી વિષ્ણુ પરમાત્માની **દિવ્ય દીક્ષા** શાસ્ત્ર પ્રમાણે આપી. (૧૭) ધર્મદેવે પ્રશાંત ચિત્તવાળા પોતાના પુત્રને શ્રીકૃષ્ણનો અષ્ટાક્ષર **મંત્ર** આપીને પછી ત્રણ અક્ષરે યુક્ત કૃષ્ણમંત્ર આપીને સાધુઓના ધર્મોનો **ઉપદેશ** આપ્યો. (૧૮) હે રાજન્ ! ક્ષર અને અક્ષરથી પર, સ્વતઃસિદ્ધ શુદ્ધ અચળ જ્ઞાનના નિધિ, શ્રીહરિ પોતાના આશ્રિતોના શિક્ષણને માટે (પોતાના આશ્રિતજનો પોતાનું આચરણ જોઈને શીખે તેને માટે) ધર્મદેવે કહેલા પ્રકારથી કૃષ્ણ પરમાત્માની પ્રત્યક્ષ પૂજા તથા માનસી પૂજા કરતા હતા. (૧૯)

અત્યંત શ્રમથી પણ આચરણ ન કરી શકાય એવું નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત પૃથ્વીમાં પ્રવર્તાવવા માટે, અખિલેશ્વરોના ઈશ્વર શ્રીહરિ, જનોના ઉપદેશ માટે પોતાને વિષે સ્વતઃ સિદ્ધ હોવા છતાં પણ સમગ્ર **ધર્મોનું પાલન** કરવા લાગ્યા. અનંત જીવોના ઉદ્ધારના જ આગ્રહવાળા, વિદ્વાનોએ ઈચ્છવા યોગ્ય સુંદર સ્વભાવવાળા, પરમેશ્વર પોતે શ્રીહરિ પ્રાણીઓના કલ્યાણ માટે રાત્રિદિવસ **સત્શાસ્ત્રનો અભ્યાસ** કરતા હતા. (૨૦-૨૧) હે રાજન્ ! તે સમયમાં સોએ સો **અસુરેન્દ્રો** ટોળે મળીને પોતે શત્રુ માનેલા મહાસામર્થ્યવાળા આયુધરહિત શ્રીહરિને હણવાની ઈચ્છાથી, અયોધ્યા નગરીમાં આવ્યા. (૨૨) બહારથી વૈષ્ણવનો વેશ ધારણ કરનારા, લાલચોળ નેત્રવાળા, અતિ ભયંકર, બહુ બળવાળા,

भीमतरा बलिष्ठाः । गृहीतनानाविधशस्त्रहस्ता महाक्रुधो दम्भमदाद्युपेताः ॥२३॥ श्रीनीलकण्ठेक्षणमात्रतस्ते मोहं प्रपन्ना द्रुतमेव सर्वे । परस्परोत्पन्नसपत्नभावा मिथो निजघ्नुर्निशितैश्च शस्त्रैः ॥२४॥ पुरा यथैवार्ज्जुनवीक्षणेन संशप्तकाः प्राप्तविमूढभावाः । मिथो नियुध्यापुरसुप्रणाशं प्रपेदिरे तेऽपि तथैव मृत्युम् ॥२५॥ इत्थं विशस्त्रोऽप्यतुलप्रतापो ब्रह्माण्डकोटिप्रभवादिहेतुः । स तान् पराभावयदेव यत्नं विनापि किं दुष्करमस्य राजन् ॥२६॥ तत्रोपयातानसुरानशेषानित्थं पराभाव्य निजौजसैव । ऐच्छत् पराभावयितुं स ईशो देशान्तरस्थानपि निर्ज्जरारीन् ॥२७॥ देशान्तरस्थेषु विपन्निधानं सांसर्गिकं दैवजनेष्वशेषम् । हरिर्निरस्यासुरभावमेव निःश्रेयसं कर्त्तुमियेष तेषाम् ॥२८॥ वाराणसीस्थितजनाऽऽसुरतामुदारः स्वीयौजसा हरिरुदस्य बुधान्विजित्य । संस्थाप्य चात्ममतमार्यमतं विशिष्टाद्वैतं हि तत्र पुरमेत्य निजं न्यवात्सीत् ॥२९॥

तस्याकर्ण्य महामुनेरिति शुकानन्दस्य वाक्यं शुभं श्रद्धावान् स हि मानसिंहनृपतिर्लब्धो मुदं भूयसीम् । धार्मेस्तस्य पिपासुरार्त्तिशमनीं कृष्णस्य लीलासुधामप्राक्षीदिति सादरं मुनिवरं बद्धाञ्जलिस्तं मुदा ॥३०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे सच्छास्त्रसारोद्धारनिरूपणनामा त्रयोविंशोऽध्यायः ॥२३॥

---

વિવિધ પ્રકારનાં શસ્ત્રો હાથમાં ધારણ કરનારા, મહાક્રોધી, દંભ, ગર્વ, માન, મત્સર વગેરે દોષોવાળા; સર્વે અસુરો શ્રી નીલકંઠના દર્શન માત્રથી જ તત્કાળ મોહ પામ્યા અને પરસ્પર ઉત્પન્ન થયેલા **શત્રુભાવ** યુક્ત થકા (આ જ નીલકંઠ છે એમ માનીને) એકબીજાને તીક્ષ્ણ શસ્ત્રોથી હણવા લાગ્યા. (૨૩-૨૪) પૂર્વે અર્જુનના દર્શન માત્રથી જ સંશપ્તકો (એ નામના ક્ષત્રિયો) જેમ મોહ પામીને **અન્યોન્ય** યુદ્ધ કરીને નાશ પામ્યા હતા તેજ પ્રમાણે આ અસુરો પણ નાશ પામ્યા; બ્રહ્માંડોની કોટિયોની ઉત્પત્તિ, સ્થિતિ, લયના કારણભૂત, અનુપમ પ્રતાપવાળા શ્રીહરિએ શસ્ત્ર વિના પણ આ પ્રકારે પ્રયાસ વિના જ અસુરોનો **પરાભવ** કર્યો, હે રાજન્ ! પરમેશ્વરને શું દુષ્કર છે ? (પરમેશ્વર હોવાથી સર્વ પણ સુકર જ થાય છે.) (૨૫-૨૬) અયોધ્યામાં આવેલા સમગ્ર અસુરોનો પોતાના પરાક્રમથી જ આ પ્રમાણે પરાભવ કરીને પરમેશ્વર શ્રીહરિએ દેશાંતરમાં પણ રહેલા અસુરોનો પરાભવ કરવા માટે **ઈચ્છા** કરી. (૨૭)

(તેમજ) અનેક દેશોમાં રહેલા દૈવી સંપત્તિવાળા લોકોમાં અસુર જનોના સંસર્ગથી ઉત્પન્ન થયેલ, વિપત્તિઓના સમુદ્રરૂપ આસુરભાવનો પણ સમગ્રપણે નાશ કરીને તે જનોનું કલ્યાણ કરવાની શ્રીહરિએ ઈચ્છા કરી. (૨૮)

અત્યંત દક્ષ શ્રીહરિએ કાશીપુરીના પંડિતોને જીતીને કાશીમાં રહેલા જનોનો આસુરભાવ પોતાના પ્રતાપથી નાશ કર્યો અને કાશીમાં પોતાના અભિમત રામાનુજાચાર્યે સ્વીકાર કરેલ **વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત**નું **સ્થાપન** કર્યું, પછી પાછા પોતાની અયોધ્યાનગરીમાં આવીને નિવાસ કર્યો. (૨૯)

શ્રીહરિના ચરિત્ર સાંભળવામાં શ્રદ્ધાવાળા **માનસિંહ રાજા,** મહામુનિશ્રી શુકાનંદ સ્વામીનું આ પ્રકારનું શુભ વચન સાંભળીને અંતરની અને બહારની પીડાને નાશ કરનારું; ધર્મપુત્ર શ્રીહરિકૃષ્ણ ભગવાનના **ચરિત્ર** રૂપી **અમૃત**ને પાન કરવાની ઈચ્છાથી હાથ જોડીને મુનિવર શુકાનંદ મુનિને હર્ષ પૂર્વક આ પ્રમાણે પૂછવા લાગ્યાઃ (૩૦)

❂ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'સત્શાસ્ત્ર સારોદ્ધાર નિરૂપણ' નામે ત્રેવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૩)

---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '❂' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૨૪, ૨૬, ૨૭, ૨૯, ૩૦ વગેરે)

## ॥ अथ चतुर्विंशतितमोऽध्यायः ॥

**( यज्ञकृत्काशिभूपालक्रतौ सभ्यमनीषिणाम् । द्वैताद्वैतमताऽसत्य-सत्यत्वकलहे मुहुः ॥१॥ चतुर्विंशे समुत्पन्ने साकेतान्नृपतिर्वृषम् । ज्ञात्वा महत्तां तद्वाक्यादाह्वातुं स्वानयोजयत् ॥२॥ )**

राजोवाच - काशीपुर्य्यां महायोगिन् हरिर्निर्जित्य पण्डितान् । अतिष्ठिपत् कथं स्वीयं विशिष्टाद्वैतकं मतम् ॥१॥ एतां वार्त्तामहं भद्रां शुश्रूषामि महामुने । तस्मात्तामेव दयया वक्तुमर्हसि मेऽञ्जसा ॥२॥ स्रवत्पुण्यं हरिकथापीयूषं त्वन्मुखेन्दुतः । पिबतो नास्ति मे तृप्तिस्ततस्तां कथयस्व मे ॥३॥

इत्थं जिज्ञासुना राज्ञा तेन पृष्टः स योगिराट् । हृदि स्मरन् हरिं धार्मिं तमित्यूचे वचो मुदा ॥४॥

श्रीशुकानन्द उवाच - भृशं पिपासुना राजन् हरिलीलासुधारसम् । साधु पृष्टं त्वया धीमन् सर्वलोकैकमङ्गलम् ॥५॥ भवान् धन्योऽस्ति राजर्षे रसज्ञः सारवित्तमः । यस्माद्धरेः कथायां ते भूयसी वर्तते रुचिः ॥६॥ कथाप्रश्नो हरेः

---

## અધ્યાય : ૨૪

**કાશી નરેશે આરંભેલા યજ્ઞમાં અનેકવિધ વિદ્વાન બ્રાહ્મણોને આમંત્રણ, દ્વૈત અને અદ્વૈત મતવાદી પંડિતોનો વિવાદ થવાથી સત્ય સિદ્ધાંત નિર્ણય માટે ધર્મદેવની પ્રશસ્તિ સાંભળીને તેમને નિર્ણાયક તરીકે મધ્યસ્થ બનાવવા રાજાએ મોકલેલું ખાસ આમંત્રણ.**

**માનસિંહ રાજા પૂછે છે :-** હે મહા યોગિન્ ! શ્રીહરિએ કાશીપુરીમાં પંડિતોને જીતીને પોતાનો **વિશિષ્ટાદ્વૈત મત** કેવી રીતે **સ્થાપન** કર્યો ? હે મહામુને ! મંગળકારી એ **ચરિત્ર** સાંભળવાની મને ઈચ્છા છે તેથી તે પ્રસંગ દયાપૂર્વક મને તત્ત્વે સહિત યથાર્થ આપ કહો. (૧-૨) [**નનુ**-(શંકા ઉઠાવે છેઃ) વિવિધ પ્રકારના રસોનો સ્વાદ લેતાં તમો ઘણું કરીને તૃપ્તિ પામેલા છો. માટે આના પાન કરવાથી શું ? એમ કહેતા હો તો. સમગ્ર રસના સારરૂપ અમૃતનું હંમેશાં પાન કરતા દેવોને તેની તૃપ્તિ થતી નથી; અર્થાત્ તે પ્રકારનું અમૃત અર્પણ કરીને પણ ભગવાનની કથારૂપી અમૃતને દેવો પણ ઈચ્છે છે. તેથી આ કથામૃત તેથી અધિક કહ્યું છે. મને પણ તેવોજ અનુભવ હોવાથી અને હજુ પણ અતૃપ્ત રહ્યો હોવાથી મને એજ અમૃતનું પાન કરાવો એ આશયથી કહે છે.] હે **મુને તમારા** મુખરૂપી ચંદ્રમાંથી સ્રવતું ઘણાં સુકૃતને સંપાદન કરનારું, શ્રીહરિની કથારૂપી **અમૃત,** તેનું **પાન** કરતા થકા મને તૃપ્તિ થતી નથી. તેથી મને તે કથા કહો. (૩)

આવી રીતે જીજ્ઞાસુ (અત્યાશ્ચર્યકારક શ્રીહરિના ચરિત્રને જાણવાને ઈચ્છતા) રાજાએ પૂછેલા યોગિરાજ (પ્રત્યક્ષ ભગવાનના યોગવાળાઓમાં પણ અત્યંત ભગવાનના યોગવાળા) **શુકાનંદ,** ધર્મના પુત્ર શ્રીહરિને હૃદયમાં સંભારીને, હર્ષપૂર્વક માનસિંહ રાજાને કહેવા લાગ્યા. (૪)

(ગ્રામ્ય કથા કરવાથી નરકની પ્રાપ્તિ થાય છે. તે નરક પ્રાપ્તિને નાશ કરનારી, શ્રીહરિની કથા શ્રવણનો રાજાનો **ઉત્સાહ** જોઈને, રાજાને પ્રોત્સાહન આપે છે.)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! સર્વ જનોનું મંગળ જ કરનાર શ્રીહરિની કથારૂપી સુધારસને અત્યંત પાન કરવા ઈચ્છતા તમોએ આ પ્રશ્ન ખૂબ સારો પૂછ્યો છે; હે રાજર્ષે ! આપ ભગવાનની કથા રૂપી રસના સ્વાદને જાણનારા છો. તેમાં પણ અતિશય તદ્દગત સારને જાણનારા છો. તમોને શ્રીહરિની કથા સાંભળવામાં અત્યંત રુચિ છે માટે તમોને **ધન્યવાદ** છે. (અનંત જન્મના સુકૃતના ફળના ઉદય સમયમાં જ ભગવાનની કથાશ્રવણમાં રુચિ ઉત્પન્ન થાય છે.) (૫-૬) (ભગવાનની કથા એક જનને ઉપકારક નથી પરંતુ ઘણાં જનોને ઉપકારક છે.) પ્રાણીઓનો મોક્ષ કરનારા- પ્રત્યક્ષ

साक्षात्प्राणिनिर्वाणकारिणः । श्रोतृवक्त्रनुयोक्तॄणां सर्वपापौघभेदनः ॥७॥ आयुषः सा परा हानिर्विज्ञेया तत्त्वदर्शिभिः । यो नीयते हरिकथाश्रवणाद्यं विना क्षणः ॥८॥ यस्मिन्नारायणकथा कीर्त्यते श्रूयतेऽथवा । कालो धन्यः स विज्ञेयो जनैरत्र विचक्षणैः ॥९॥ भवे बम्भ्रम्यमाणस्य प्राणिनः स्याद्रुचिर्यदा । कथायां श्रीहरेर्वेद्या मुक्तिस्तस्यान्तिके स्थिता ॥१०॥ ततः शुश्रूषवे तुभ्यं साक्षाद्धर्मेर्हरेरिदम् । चरित्रं कीर्त्तये पुण्यं शृणु त्वं स्वस्थमानसः ॥११॥

एकदा नृपते धीमान् राजा काशीपुराधिपः । कर्त्तुमैच्छद्यथाशास्त्रं विष्णुयागं हितावहम् ॥१२॥ अमात्यमुख्यैरथ स क्षितीशो विचार्य यज्ञोचितवस्तुजातम् । आहारयद् भृत्यगणैः प्रवीणैर्यज्ञार्हसंभारभरानुदारः ॥१३॥ ततोऽध्वरार्हां धरणीं स गङ्गातीरे विदित्वा मणिकर्णिकाख्ये । आपृच्छ्य पौरान् विदुषश्च तस्यामचीकरत्क्ष्मातलशोधनाद्यम् ॥१४॥

ततः स काश्मीररसोक्षितानामजूहवन्मङ्गलपत्रिकाणाम् । संप्रेषणेनाऽऽशु महीसुरौघान् देशान्तरेभ्यो निगमागमज्ञान् ॥१५॥ आयंस्तत्राऽथ भूदेवा दुर्जेयाः प्रतिवादिभिः । पाणिनिप्रमुखप्राज्ञत्रयोक्तागमवेदिनः ॥१६॥

सांख्यशास्त्रविदो विप्रा योगज्ञास्तत्र चाययुः । मीमांसाद्वयवेत्तारस्तर्कशास्त्रविदस्तथा ॥१७॥

---

શ્રીહરિની કથા તો શ્રોતાજનો, વક્તાઓ તથા પ્રશ્ન કર્તાઓના સર્વ પાપના સમુદાયને ભેદી નાંખે છે; (૭) (ભગવત્કથાના શ્રવણ વિના જીવન વૃથા છે) શ્રીહરિની કથાના શ્રવણ વિના મનુષ્યોના જીવનની જે ક્ષણ જાય છે, તેને આયુષ્યની હાનિ તત્ત્વદર્શી જનોએ કહી છે. (सा हानिस्तन्महच्छिद्रमित्युक्तमादित्यपुराणे) જે સમયમાં નારાયણની કથા કહેવાય છે. અથવા સંભળાય છે, તે સમય આ લોકમાં વિચક્ષણ પુરુષોએ ધન્ય માનેલો છે. (૮-૯) સંસારમાં ભમતા પ્રાણીઓને જ્યારે શ્રીહરિની કથામાં રુચિ થાય છે ત્યારે તેમની મુક્તિ સમીપમાં આવી છે એમ જાણવું. તેથી ધર્મપુત્ર પ્રત્યક્ષ શ્રીહરિનું આ પુણ્ય ચરિત્ર સાંભળવાને ઈચ્છતા તમોને કહું છું તે તમો સ્વસ્થ મનવાળા થઈને સાંભળો. (૧૦-૧૧)

હે રાજન્ ! એક સમયે બુદ્ધિમાન કાશીનરેશે શાસ્ત્ર પ્રમાણે હિતકારી **વિષ્ણુયાગ** કરવાની ઈચ્છા કરી; (૧૨) ઉદાર રાજાએ મંત્રી વગેરે કારભારી જનોની સાથે યજ્ઞોપયોગી વસ્તુ સમુદાયનો વિચાર કરીને હોશિયાર સેવકોની પાસે યજ્ઞને યોગ્ય સામગ્રીના સમૂહો દેશાંતરથી મંગાવ્યા; (૧૩) પછી રાજાએ મણિકર્ણિકા ઘાટ ઉપર ગંગાના તટ ઉપર યજ્ઞને યોગ્ય પૃથ્વી જાણીને, પુરના વિદ્વાનોને પૂછીને ગંગા નદીના તટની ભૂમિમાં પૃથ્વીનું તળ શોધન વિધાનાદિ કાર્ય તેના અભિજ્ઞો પાસે કરાવ્યું. (૧૪) ત્યારબાદ રાજાએ કંકુના છંટકાવ વાળી **મંગળ પત્રિકા** મોકલી, વેદ-પંચરાત્રાદિમાં પ્રવીણ બ્રાહ્મણોના સમૂહોને દેશાંતરથી બોલાવ્યા, પાણિનિમુનિ આદિ ત્રણ પ્રાજ્ઞ પંડિતોએ રચેલાં શાસ્ત્રોને જાણનારા (પાણિનિ, કાત્યાયન, પતંજલિ એ ત્રણ મુનિઓએ રચેલાં સૂત્ર, વાર્તિક તથા ભાષ્યને જાણનારા) પ્રતિવાદિઓથી ન જીતી શકાય એવા બ્રાહ્મણો રાજાના યજ્ઞોત્સવમાં આવ્યા. (૧૫-૧૬)

ત્રિવિધ દુઃખની નિવૃત્તિ માટે અત્યંત પુરુષાર્થ એ આદિક છ અધ્યાયાત્મક સાંખ્યશાસ્ત્ર જેમાં વિષય-પ્રધાન-કર્મ-વિષય વિરક્તિ-પિંગલાદ્યાખ્યાન-પરપક્ષ નિર્ણય તથા સર્વાર્થ સંક્ષેપો, યથાક્રમથી પ્રતિપાદન કરેલ છે તેવું. પ્રકૃતિ અને પુરુષના (આ પુરુષ છે અને આ પ્રકૃતિ છે એમ ભિન્ન જ્ઞાન) વિવેકાત્મક જ્ઞાનનું જે સાંખ્ય શાસ્ત્ર કે જેને ભગવાન કપિલ મુનિએ રચ્યું છે, તેને જાણનારા, યોગ શાસ્ત્રને જાણનારા (अथ योगानुशासनम् । ઈત્યાદિ પાદ ચતુષ્ટયાત્મક કૈવલ્યજ્ઞાન નિદિધ્યાસન-સિદ્ધિ પ્રયોજનાત્મક ભગવાન પતંજલિ મુનિ પ્રણીત જે શાસ્ત્ર તેને જાણનારા), તથા બન્ને મીમાંસા શાસ્ત્રને જાણનારા (अथातो धर्मजिज्ञासेत्यादिरन्वाहार्यदर्शनादित्यन्ता, ભગવાન્ જૈમિનિએ રચેલી બાર અધ્યાયવાળી કર્મમીમાંસા નામવાળી તથા अथातो ब्रह्मजिज्ञासा इत्यादिरनावृत्तिः शब्दादित्यन्ता ભગવાન બાદરાયણ મુનિએ રચેલી ચાર અધ્યાયવાળી શારીરક મીમાંસા) આ પ્રકારે

विप्रा वेदान्तशास्त्रज्ञाश्चतुर्वेदविदस्तथा । तत्राजग्मुर्महीदेवा मन्त्रशास्त्रप्रपारगाः ॥१८॥ रसालंकारकाव्यादिप्रवीणा ब्राह्मणोत्तमाः । पुराणपञ्चरात्रज्ञास्तथाऽऽयंस्तत्र वाडवाः ॥१९॥ ततस्तानखिलान् विप्रान् स भूपालो यथोचितम् । प्रीत्या संभावयाञ्चक्रे निवासान्नादिदापनैः ॥२०॥ सन्मुहूर्त्तेऽथ स नृपो वृतवानृत्विजो द्विजान् । ततः शास्त्रोक्तविधिना महान्तं विदधेऽध्वरम् ॥२१॥ याजकान् स ततो विप्रान्नानाजानपदांस्तथा । दक्षिणादित्सया पौरान् शास्त्रज्ञान् *समजूहवत् ॥२२॥

विद्वांसस्तेऽथ निखिला नानाविद्याविशारदाः । एत्य राजसभां रम्यां ददुस्तस्मै मुदाऽऽशिषः ॥२३॥ अथाऽऽदरेण भूपालो यथायोग्यासनेषु तान् । विधिज्ञः पण्डितप्रेयान् मुदाऽशेषान्यषादयत् ॥२४॥ तत्राऽऽसन् कतिचिद्राजन् विप्रा द्वैतमताश्रिताः । समाश्रितास्तथाऽद्वैतं मतं केचिद् विपश्चितः ॥२५॥ अथ ते प्रेरिता राज्ञा तत्प्रसादाभिलाषिणः । विवदन्ते स्म चान्योऽन्यं शीघ्रगीर्वाणभाषणैः ॥२६॥ प्रतिपादयितुं स्वं स्वं पक्षमिच्छन्त एव ते । परस्परं जिगीषन्तो वादञ्चक्रुर्महत्तरम् ॥२७॥ एके तत्रोचिरे विप्रा विद्वांसश्चेत्युरुस्मयाः । एकत्वमतमस्माकं यथाशास्त्रं हि वर्त्तते ॥२८॥

---

બન્ને મીમાંસાને જાણનારા, તેમજ તર્કશાસ્ત્રને જાણનારા (પાંચ અધ્યાયાત્મક ગૌતમે રચેલી **આન્વીક્ષિકી.** અપરપર્યાય-બીજું નામ **ન્યાય**સંજ્ઞાથી પ્રસિદ્ધ **શાસ્ત્ર.** પહેલું; તથા દશ અધ્યાયવાળું **વૈશેષિક** નામવાળું કણાદ મુનિએ રચેલું બીજું આ પ્રકારે બન્ને ભેદવાળું જે તર્કશાસ્ત્ર તેને જાણનારા) બ્રાહ્મણો રાજાના યજ્ઞોત્સવમાં આવ્યા. (૧૭)

વેદાંત શાસ્ત્રને જાણનારા (અર્થે સહિત ઉપનિષદને જાણનારા, ઉત્તર મીમાંસાની ઉક્તિથી જો કે ઉક્ત પ્રાય છે. તોપણ કેવળ વેદાંત અધ્યયનપણાથી પૃથક્ નિર્દેશ કરેલો છે.), ચાર વેદોને જાણનારા બ્રાહ્મણો તથા મંત્ર શાસ્ત્રના પારને પામેલા, બ્રાહ્મણો, રાજાના યજ્ઞમાં આવ્યા; તથા રસ-અલંકાર-કાવ્યાદિ ગ્રંથોમાં પ્રવીણ, (તેમાં વાત્સ્યાયન-ભરત વગેરેએ રચેલા **રસગ્રંથો,** કાવ્યપ્રકાશના કર્તા વગેરેએ રચેલા **અલંકાર ગ્રંથો,** તથા વાલ્મીક-કાલીદાસ-ભારવી- માઘ-શ્રીહર્ષાદિએ રચેલા **કાવ્યગ્રંથો;** તેમાં નિષ્ણાત), તેમજ પુરાણો તથા પંચરાત્રાદિને જાણનારા ઉત્તમ વિપ્રો, ત્યાં આવ્યા. (૧૮-૧૯) કાશીપતિ રાજાએ તે સર્વે બ્રાહ્મણોને, રહેવાના સ્થાન તથા ભોજનની સામગ્રીઓ વગેરેથી, પ્રીતિપૂર્વક યથાયોગ્ય સંભાવના કરી. રાજાએ સારા મુહૂર્તમાં ઋત્વિજ બ્રાહ્મણોની વરણી કરીને, શાસ્ત્રોક્ત વિધિથી મોટા **યજ્ઞ**નો **આરંભ** કર્યો. (૨૦-૨૧)

ત્યારબાદ અનેક દેશમાં રહેલા યાજક બ્રાહ્મણોને તથા શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણોને તેમજ પુરના યાજક બ્રાહ્મણોને તથા શાસ્ત્રજ્ઞ-બ્રાહ્મણોને **દક્ષિણા** આપવાની ઈચ્છાથી રાજાએ બોલાવ્યા; પછી તે વિવિધ વિદ્યાઓમાં વિશારદ સમગ્ર વિદ્વાનોએ રમણીય રાજસભામાં આવીને રાજાને હર્ષપૂર્વક **આશીર્વાદ** આપ્યા. (૨૨-૨૩) બ્રાહ્મણોના સન્માનની વિધિ જાણનારા પંડિતપ્રિય રાજાએ આદરપૂર્વક તે સમગ્ર બ્રાહ્મણોને યથાયોગ્ય આસનોમાં હર્ષપૂર્વક બેસાડ્યા. (૨૪) હે રાજન્ ! તે બ્રાહ્મણોમાં કેટલાક બ્રાહ્મણો દ્વૈતમતને આશરેલા હતા, કેટલાક વિદ્વાનો અદ્વૈત મતને આશરેલા હતા. (૨૫)

પછી રાજાએ 'દ્વૈત અને અદ્વૈત એ બન્ને મતોમાં **કયો મત શ્રેષ્ઠ છે ?'** એ જ્ઞાનનો **નિર્ણય** કરવા માટે, વિવાદ કરવા માટે પ્રેરેલા થકા રાજાની પ્રસન્નતા ઈચ્છનારા બ્રાહ્મણોએ તત્કાળ ગીર્વાણ ભાષામાં **પરસ્પર વિવાદ** શરુ કર્યો. (૨૬) પોતપોતાનો મત પ્રતિપાદન કરવા માટે ઈચ્છતા તે વિદ્વાનો પ્રતિપક્ષને જીતવાની ઈચ્છાથી પરસ્પર અતિ મોટો વિવાદ કરવા લાગ્યા. (૨૭) તેમાં કેટલાક ઘણા ગર્વિષ્ઠ વિદ્વાન બ્રાહ્મણો, અમારો એકત્વમત જ શાસ્ત્ર પ્રમાણે સિદ્ધ વર્તે છે, એમ

---

★ ''समजोहवीत्'' इति ( ब ) पाठान्तरम् ।

विद्वांसोऽन्येऽवदन्नित्थं वरं द्वैतमतं हि नः । अस्ति शास्त्रवराचार्य्यैः सत्यं हि प्रतिपादितम् ॥२९॥ इत्थं निजं निजं पक्षं स्थापयन्तो जिगीषया । खण्डयन्तश्च तेऽन्योऽन्यपक्षं वादाग्रहं व्यधुः ॥३०॥ जाते भूरिदिनान्येवं प्रतिवादेऽपि निर्भरम् । एकत्वस्य हि सिद्धान्तस्तथा द्वैतस्य नाऽभवत् ॥३१॥

तानथेत्यवदद्राजा युष्माभिः पण्डितोत्तमाः । प्रतिवादः कृतो भूयांस्तूर्णं गीर्वाणभाषणैः ॥३२॥ तथापि पक्षयुगयोरेकपक्षस्य निर्णयः । न जातो ★[१]नितरामासीद्वादक्लेशो हि केवलम् ॥३३॥ तेनेत्युक्ते विदस्तेषां गुणज्ञा दैवसंपदः । विद्वांसस्तमिति प्रोचुर्विनीतं कोविदं नृपम् ॥३४॥ बहुलाद्वादकलहान्मात्सर्याच्चैव भूपते । पक्षयोर्ननु राद्धान्तं कर्तुं नैकस्य शक्नुमः ॥३५॥ यथाशास्त्रोदितं राजन्नेतत्सिद्धान्तमञ्जसा । कर्तुं शक्तोऽस्ति चार्येन्द्रो धर्मोऽयोध्यापुरालयः ॥३६॥ स विप्रेन्द्रोऽस्ति मतिमान् सर्वाचार्यशिरोमणिः । नानादुर्बोधसद्विद्यामहासागरपारगः ॥३७॥ यत्र यत्र विदां वादो जायते तत्र तत्र तम् । आह्वाययन्ति★[२] सिद्धान्तं कर्तुमार्या यथागमम् ॥३८॥ एकदा तस्य शिष्याणां भूयसां च विपश्चिताम् । प्रतिवादो नरपते सञ्जातो हि महत्तरः ॥३९॥ स्वशिष्याणामपि तदा पक्षपातं न सोऽकरोत् । न्याय्यं व्यधाद्धि सिद्धान्तं यथाशास्त्रं विदांवरः ॥४०॥ यथा कायाधवः पूर्वं ★[३]शतधन्वस्वपुत्रयोः ।

કહેતા હતા. બીજા વિદ્વાનો અમારો દ્વૈતમત; ઉત્તમ શાસ્ત્રો તથા આચાર્યવર્યોએ સત્ય પ્રતિપાદન કર્યો છે, એથી શ્રેષ્ઠ છે, એમ કહેતા હતા. (૨૮-૨૯) આવી રીતે જીતવાની ઈચ્છાથી પોત પોતાના પક્ષને સ્થાપન કરતા અને એક બીજાના પક્ષનું ખંડન કરતા હતા. આવી રીતે ઘણાં દિવસો સુધી વાદ થયો. પણ એકત્વ મત તથા દ્વૈત મત એ બેમાંથી કયો **શ્રેષ્ઠ** છે તે નિર્ણય ન થયો. (૩૦-૩૧)

પછી રાજાએ તે પંડિતોને કહ્યું, હે પંડિતવર્યો ! તમોએ સંસ્કૃત ભાષામાં **વેગપૂર્વક** ઘણો વિવાદ કર્યો તો પણ બન્ને પક્ષમાંથી એકે પક્ષનો **નિર્ણય** તો થયો નહીં. કેવળ (બે માસ સુધી) વાદનો ક્લેશ જ થયો. (૩૨-૩૩)

રાજાએ આ પ્રમાણે કહ્યું તેથી દૈવી સંપત્તિ યુક્ત **વિદ્વાનો** ભગવાનના સદા સત્ય સાકાર સ્વરૂપને, તથા તે સ્વરૂપના સત્ય-શૌચાદિ ગુણોને, જાણનારા વિદ્વાનો હતા તે તો વિનયપૂર્વક પંડિત રાજાને કહેવા લાગ્યાઃ 'હે રાજન્ ! અતિશય વાદના ક્લેશથી અંદર અંદર મત્સર ઉત્પન્ન થવાથી અને તેથી એક બીજાનો ઉત્કર્ષ સહન નહીં કરવાથી, બન્ને પક્ષો સત્ય સિદ્ધાંત શોધવા માટે સમર્થ થયા નહિ. (૩૪-૩૫) હે રાજન્ ! સત્શાસ્ત્ર પ્રમાણિત, તાત્ત્વિક, બન્ને પક્ષોનો સિદ્ધાંતિત અર્થ કરવા માટે, અયોધ્યામાં રહેતા આચાર્ય શ્રેષ્ઠ **ધર્મ** નામના સમર્થ પંડિત છે. (૩૬) વિપ્રેન્દ્ર તે ધર્મ, બહુ બુદ્ધિવાળા, સર્વ આચાર્યોના શિરોમણિ, વિવિધ પ્રકારની ન જાણી શકાય એવી સદ્વિદ્યા રૂપી મહાસાગરના પારને પામેલા છે. (૩૭) (**નનુ**-કદાચ શંકા થાય કે તેવા પ્રામાણિક પંડિતને અહીંયાં બોલાવીએ અને તે જે પક્ષનું ખંડન કરે તે પક્ષવાળા કઠોર વાણીથી તેમનું અપમાન કરે તો ઠીક નહીં, તો ત્યાં કહે છેઃ) હે રાજન્ ! જ્યાં જ્યાં પંડિતોનો શાસ્ત્રાર્થ થાય છે ત્યાં ત્યાં વિદ્વાનો શાસ્ત્ર પ્રમાણે સિદ્ધાંત કરવા માટે તેમને જ બોલાવે છે. (૩૮) હે રાજન્ ! એક સમયે ઘણા વિદ્વાનોનો અને ધર્મના શિષ્યોનો મહાન પ્રતિવાદ (શાસ્ત્રાર્થ) થયો હતો; તે સમયે વિદ્વાનોમાં શ્રેષ્ઠ ધર્મદેવે પોતાના શિષ્યોનો પણ પક્ષપાત કર્યો ન હતો અને શાસ્ત્ર પ્રમાણે, ન્યાય યુક્ત **સિદ્ધાંત** જ સિદ્ધ કર્યો હતો. (૩૯-૪૦)

જેમ પૂર્વે શતધન્વા નામના બ્રાહ્મણે પોતાના પુત્ર અને વિરોચન વચ્ચે અત્યંત ઉગ્ર વિવાદ થયો ત્યારે ન્યાય પ્રમાણે પક્ષપાત રહિત પ્રહ્લાદને મધ્યસ્થ ઠરાવ્યા, પ્રહ્લાદે પક્ષપાત રહિત જ ન્યાય કર્યો હતો; તેમ પૃથ્વીમાં હાલ

★१. ''नितरां मासद्वयक्लेशो'' इति ( ब ) पाठान्तरम् ।

★२. ''आह्वापयन्ति'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् । ( अत्र णिचि 'अर्तिह्रीव्ली....'' इत्यनेन प्राप्तस्य पुकागमस्य अपवादसूत्रं शाच्छासाह्वाव्यावेपां युक् ।)

★३. ''पुत्रयोः शतधन्वनः'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

जाते विवाद एवोग्रे न्यायं पक्षोज्झितं व्यधात् ॥४१॥ तथा साम्प्रतमेवोर्व्यां शत्रुमित्रसमत्वयुक् । आचार्य्यालंकृतिर्न्यायं स विधत्ते महामतिः ॥४२॥

एवमत्र क्षितौ व्याप्तं यशस्तस्य गरीयसः । श्रूयते च रिपौ मित्रे समत्वं सद्गुणास्तथा ॥४३॥ समाहूयात्र तस्मात्तं महाराज सतांमतम् । एतद्द्राद्धान्तमेव त्वं तेन कारय तत्त्वतः ॥४४॥ स इत्याकर्ण्य तद्वाक्यं तदाह्वायनवाञ्छया★ । स्वामात्येन शुभं पत्रं स्वर्णवर्णमलेखयत् ॥४५॥ सोऽथामात्याय तत्पत्रं दत्त्वा तं सेनयान्वितम् । तं नेतुं प्राहिणोत्प्रीत्या साकेताख्यमहापुरम् ॥४६॥ तथा तस्य तदीयानामारोहायैरयन्नसौ । नृयानस्यन्दनादीनि वाहनानि महीपते ॥४७॥ सोऽमात्योऽथ व्रजन् धीमान् सैन्यवाहनसंयुतः । प्राप्याऽयोध्यापुरं पौरान् पृच्छन् धर्मालयं ययौ ॥४८॥ अवस्थाप्याथ स बहिः सेनां राजभटैर्वृतः । धर्मदेवस्य रुचिरं सभासौधं समाययौ ॥४९॥ सोऽथ तस्यां महापीठे स्थितं भूरिजनैर्वृतम् । धर्मं महौजसं नत्वा राजपत्रं मुदाऽर्पयत् ॥५०॥ स न्यषीदत्ततस्तस्यां धर्मदेवेन मानितः । सोऽथ सद्गुणसम्पन्नो राजपत्रमवाचयत् ॥५१॥ धर्मो ज्ञात्वाऽथ नृपतेर्वृत्तान्तं च सदाशयम् । भूरिभावं तथा स्वस्मिन् प्रोचे तं चेति मन्त्रिणम् ॥५२॥

---

શત્રુ તથા મિત્રને વિષે સમબુદ્ધિવાળા, તેમજ સર્વે આચાર્યોના અલંકાર રૂપ મહાબુદ્ધિશાળી ધર્મદેવ, પ્રહ્‌લાદની માફક જ ન્યાય કરે છે, આ રીતે પૃથ્વીમાં મહા ગુરુ **ધર્મદેવ** શત્રુ મિત્રમાં સમપણે વર્તે છે; તેથી તેમનો **યશ** સર્વત્ર પ્રસરેલો સંભળાય છે. તેમજ તેમના **સદ્‌ગુણો** સર્વત્ર વ્યાપેલા સંભળાય છે, તેથી હે મહારાજ ! સત્પુરુષોએ માનેલા ધર્મદેવને અહીંયાં બોલાવીને યથાર્થપણે દ્વૈત અને અદ્વૈત મતનો સિદ્ધાંત તમે જ કરાવો. (૪૧ થી ૪૪)

આવું પંડિતોનું વચન સાંભળીને રાજાએ ધર્મદેવને બોલાવવાની ઈચ્છાથી પોતાના અમાત્ય પાસે સુવર્ણઅક્ષરથી શુભ **આમંત્રણ પત્ર** લખાવ્યો. (૪૫) રાજાએ તે પત્ર અમાત્યને આપીને, ધર્મદેવને બોલાવવા માટે તે અમાત્યને સેના સહિત પ્રીતિપૂર્વક અયોધ્યા પુરમાં મોકલ્યા. હે રાજન્ ! ધર્મદેવ તથા તેમના શિષ્યોને બેસવા માટે કાશીનરેશે પાલખી રથ વગેરે **વાહનો** પણ મોકલ્યા. (૪૬-૪૭)

પછી પ્રશસ્ત બુદ્ધિવાળા **અમાત્ય** સૈન્ય અને વાહને સહિત ચાલતા ચાલતા અયોધ્યા નગરમાં આવ્યા અને પુરના જનોને પૂછતા થકા ધર્મદેવને ઘેર ગયા. પછી જેમણે સેનાને પુરની બહાર મુકામ કરાવ્યો છે, એવા તે કારભારી થોડા સેવકોની સાથે ધર્મદેવના સુંદર **સભાસ્થાન** પ્રત્યે આવ્યા. (૪૮-૪૯)

સભામંડપમાં મહાઆસન ઉપર બિરાજમાન, ઘણા શિષ્યોથી વીંટાયેલા મહાપ્રતાપી ધર્મદેવને નમસ્કાર કરીને હર્ષપૂર્વક રાજાનો **પત્ર** અમાત્યે **અર્પણ** કર્યો. ત્યારબાદ ધર્મદેવે સન્માન કરેલા કાશી નરેશના કારભારી તે સભામાં ધર્મદેવે બતાવેલા યોગ્ય આસનમાં બેઠા. પછી સદ્‌ગુણ સંપન્ન ધર્મદેવે કાશી રાજાનો પત્ર પોતાના મુખ્ય શિષ્યની પાસે વંચાવ્યો. (૫૦-૫૧)

ધર્મદેવ રાજાનો શુભાશય તેમજ શુભ અભિપ્રાય જાણીને, તેમજ પોતાને વિષે ઘણો ભાવ જાણીને, મંત્રીને કહેવા લાગ્યાઃ (૫૨)

---

★ ''तदाह्वापनवाञ्छया'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् ।

धीमन्नस्ति महाप्राज्ञो नीतिज्ञस्ते नरेश्वरः । शास्त्रसिद्धान्तजिज्ञासाप्रसक्तः पण्डितप्रियः ॥५३॥
ततः शास्त्रीयसिद्धान्तं विधातुं बाधवर्ज्जितम् । तत्रैष्यामि नृपं कर्त्तुं विदश्चान्यानसंशयान् ॥५४॥ स इत्युक्त्वा ससैन्यं तं निवासादिप्रदापनैः । तर्पणेन च सद्भोज्यैर्यथार्हं समभावयत् ॥५५॥ प्रमुदितहृदयोऽथ सन्मुहूर्त्ते गुरुवरवन्दित एव धर्मदेवः । सह निजनिकरैर्विचिन्त्य सज्जो नृपवर काशिपुरीं प्रयातुमासीत् ॥५६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे काशीराजकृतयज्ञारम्भादिनिरूपणनामा चतुर्विंशोऽध्यायः ॥२४॥

## ॥ अथ पञ्चविंशोऽध्यायः ॥

**( प्रयाणं धर्मदेवस्य पञ्चविंशे समीरितम् । काशींप्रति सपुत्रस्य तदुद्घोषादि ★[1]तत्र यत् ॥ )**

श्रीशुकानन्द उवाच – **निषाद्याथ हरिं धर्मो नरयाने निजात्मजम् । न्यषादयन्निजाञ् शिष्यान् वाहनेषु यथोचितम् ॥१॥ सोऽन्वितोऽथ रथारूढः ससैन्यक्ष्मेशमन्त्रिणा । व्रजन् मार्गे निजैर्जुष्टो भद्रां काशीपुरीं ययौ ॥२॥ अथ श्रुत्वा तमायान्तं सेनावाद्यस्वनान्वितः । अभ्याययौ नरपतिर्वृतः पौरजनव्रजैः ॥३॥**
**अथोपेत्य स तं राजा प्राणमच्च हरिं मुदा । ववन्दिरे जनाश्चान्ये श्रीहर्याकृष्टमानसाः ॥४॥ तान् यथार्हं ततो धर्मः संभाव्य भाषणादिभिः । सार्द्धं ससैन्यभूपाद्यैः★[2] सवाद्यं प्राविशत्पुरम् ॥५॥**

---

'મહાબુદ્ધિવાળા હે રાજમંત્રી ! તમારા રાજા નીતિજ્ઞ, બુદ્ધિશાળી, શાસ્ત્રોના સિદ્ધાંતો જાણવાની તત્પરતાવાળા, પંડિતપ્રિય છે. તેથી બાધવર્જિત ઉપનિષદોના **પરમ અર્થ**નો **નિર્ણય** કરી, કાશી રાજાને અને બીજા વિદ્વાનોને પણ નિઃસંશય કરવા માટે હું કાશીપુરીમાં આવીશ.' (૫૩-૫૪)

આવી રીતે કહીને ધર્મદેવે સૈન્ય સહિત મંત્રીને નિવાસાદિ અપાવીને તેમજ સુંદર ભોજનોથી તૃપ્તિ પમાડીને સંભાવના કરી. (૫૫) પછી પ્રસન્ન મનવાળા શ્રેષ્ઠ ગુરુઓએ પૂજેલા **ધર્મદેવ,** પોતાના શિષ્યાદિ જનોની સાથે જવાની વિચારણા કરીને હે રાજન્ ! કાશીપુરી પ્રત્યે જવા માટે સારા મુહૂર્તમાં તૈયાર થયા. (૫૬)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'કાશીરાજકૃત યજ્ઞારંભાદિ નિરૂપણ' નામે ચોવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૪)

## અધ્યાય : ૨૫

## શ્રી ધર્મદેવનું બાલપ્રભુ શ્રીહરિ તથા પોતાના સેવકો સાથે કાશીપુરીમાં આગમન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! પછી ધર્મદેવે પોતાના પુત્ર શ્રીહરિને શિબિકામાં બેસાડ્યા તેમજ પોતાના શિષ્યોને યથાયોગ્ય વાહનોમાં બેસાડ્યા. (૧) સૈન્યે સહિત અને રાજાના મંત્રીએ સહિત રથમાં બેઠેલા **ધર્મદેવ** પોતાના શિષ્યોએ સેવાયેલા થકા માર્ગમાં ચાલતા ચાલતા કલ્યાણમયી **કાશીપુરી**માં આવ્યા. (૨) ધર્મદેવને આવતા સાંભળીને **કાશીપતિ** સેના સહિત તથા વાજિંત્રો સહિત, પુરજનોથી વીંટાયેલા સતા ધર્મદેવના સન્માન માટે સામા ગયા. (૩) રાજાએ ધર્મદેવને તેમજ શ્રીહરિને મળીને હર્ષથી પ્રણામ કર્યા તેમજ શ્રીહરિમાં જેમનું મન આકર્ષાયું છે એવા બીજા પુરજનોએ પણ ધર્મદેવને તથા શ્રીહરિને **પ્રણામ** કર્યા; ધર્મદેવે પણ તેમની યથાયોગ્ય સંભાષણાદિથી **સંભાવના** કરી. પછી ધર્મદેવે સૈન્ય સહિત રાજા તથા અન્ય પુરજનો સાથે વાજિંત્રોના ધ્વનિપૂર્વક વારાણસી નગરીમાં પ્રવેશ કર્યો. (૪-૫)

---

★[1] ''तद्भवत्'' इति ( ब ) पाठान्तरम् ।
★[2] ''स सैन्यभूषाद्यैः'' इति ( प्रथममुद्रिते, रसबो० च ) पाठः लेखकदोषेन भाति ।

समानपङ्क्तिविलसत्तुङ्गवेशमविराजितम् । नानापण्याऽऽपणश्रेणिभ्राजितं स्वर्गभास्वरम् ॥६॥ सुरमन्दिरसंराजन्नानाशालासभालयम् । विचित्रशास्त्रविद्विप्रैर्जुष्टं भूरिशिवालयैः ॥७॥ गीर्वाणभाषणोद्घोषै रोचमानं विपश्चिताम् । चारुदुर्गातिरुचिरं राजसौधातिभासुरम् ॥८॥ लोलकल्लोलललिता कल्मषक्षालनाप्लवा । राजते यस्य सविधे स्वर्धुनी जनपावनी ॥९॥ ईदृशं तत्पुरं धर्मं प्रविष्टं स्वात्मजान्वितम् । द्रष्टुमायन् द्रुतं पौरास्त्यक्तकार्या जनव्रजाः ॥१०॥ ततः ससैन्यं भूपेन युक्तं रम्यरथस्थितम् । ते विलोक्यार्यतिलकं धर्मदेवं मुदाऽनमन् ॥११॥ ते तु वीक्ष्य हरिं रम्यं नरयानस्थितं परम् । निश्चलेक्षा महाश्चर्या ययुः शान्तिं महीयसीम् ॥१२॥ रूपपेशलमाधुर्य्यप्रागल्भ्यादिमहोदधिम् । पङ्क्तिशस्तं प्रपश्यन्तस्ते देहान्न विदुर्निजान् ॥१३॥ तद्रूपासक्तमनसस्तद्वीक्षाप्तमहामुदः । समाधाविव योगीन्द्रा निश्चलास्तेऽवतस्थिरे ॥१४॥ पौरा दारा हरिं सारं दृष्ट्वा शान्तिं भृशं गताः । अवाकिरन् प्रसूनैस्तं तद्यशश्च शिवं जगुः ॥१५॥

पौरा विप्रा मुदा धर्मं हरिं चार्च्चनवन्दनैः । राजन् सभाजयाञ्चक्रुर्वेदघोषैश्च मङ्गलैः ॥१६॥ तत्र तत्र वणिग्मुख्या जनास्तौ वीक्ष्य विस्मिताः । ताभ्यां पुण्यतरेक्षाभ्यां ददुर्नानोपदा मुदा ॥१७॥ एवं पौरजनव्रातैर्वीक्ष्यमाणं च सत्कृतम् । लोकमानसहृद्रूपस्वपुत्रेण समन्वितम् ॥१८॥ तं सशिष्यं स नृपतिर्यज्ञस्थानान्तिके वरे । विस्तीर्णे रुचिरे सौधे सादरं

---

સમાન પંક્તિથી શોભતી ઊંચી હવેલીઓથી સુશોભિત, વિવિધ પ્રકારની વેચવાની વસ્તુઓની દુકાનોની પંક્તિઓથી પ્રકાશતી, સ્વર્ગની માફક શોભાયમાન; (૬) દેવોના મંદિરોથી સમ્યક્ પ્રકારે શોભતું, વિવિધ પ્રકારની અશ્વ શાળાઓ-સભાસ્થાનો તેમજ નિવાસસ્થાનો યુક્ત; વિવિધ જ્ઞાતિભેદથી નાના પ્રકારના શાસ્ત્રને જાણનારા જે બ્રાહ્મણો તેમનાથી સેવાયેલું, તેમજ ઘણાં શિવાલયોથી યુક્ત; (૭) પંડિતોના સંસ્કૃત ભાષાના ઉચ્ચારણોથી મનોહર, સુંદર કિલ્લાઓથી અત્યંત સુંદર, રાજભુવનોથી અતિશય શોભાયમાન; (૮) ચંચળ તરંગોથી સુંદર, જેમાં સ્નાન કરવાથી પાપીઓના પાપો નાશ પામે છે એવી, જનોને પવિત્ર કરનારી **સ્વર્ગંગા** જે પુરની સમીપમાં વહે છે. (૯)

આવા તે પુરમાં પોતાના પુત્રે સહિત પ્રવેશેલા ધર્મદેવને જોવા માટે કામકાજનો ત્યાગ કરીને, પુરવાસી જન સમુદાયો તત્કાળ આવ્યા. (૧૦) પુરના જનોએ, સૈન્યે સહિત જે રાજા તેણે સહિત રમણીય રથમાં બેઠેલા ધાર્મિકજનોના આભૂષણ સ્વરૂપ ધર્મદેવને જોઈને હર્ષપૂર્વક **નમસ્કાર** કર્યા. (૧૧) પુરના જનો નરયાનમાં બેઠેલા પરમાત્મા રમણીય શ્રીહરિને નિશ્ચલ નેત્રોથી નિહાળીને, અતિ આશ્ચર્ય પૂર્વક અત્યંત શાંતિ પામ્યા. (૧૨) રૂપ-સૌંદર્ય-સુકોમળપણું-મધુરતા-વિચક્ષણતા-ઔદાર્ય વગેરે ગુણોના મહોદધિ શ્રીહરિના દર્શન કરતા પુરના જનો પંક્તિબદ્ધ ઊભા થકા, પોતાના દેહનું ભાન ભૂલી ગયા. (૧૩) શ્રીહરિના સ્વરૂપમાં આસક્ત મનવાળા, શ્રીહરિના દર્શનથી અત્યાનંદ પામેલા પુરના જનો, સમાધિમાં યોગીંદ્રો જેમ નિશ્ચલ થાય છે, તેમ સ્થિર થઈ ગયા ! (૧૪) સ્વતઃ સારરૂપ શ્રીહરિના **દર્શન** કરીને અત્યંત શાંતિ પામેલી, પુરની સ્ત્રીઓ શ્રીહરિને પુષ્પોથી વધાવતી હતી અને તેમનો મંગળકારી યશ ગાતી હતી. (૧૫)

હે રાજન્ ! પુરના બ્રાહ્મણોએ ધર્મદેવ તથા શ્રીહરિનું, હર્ષથી અર્ચન-વંદન અને મંગળકારી વેદોચ્ચારણથી સ્વાગત કર્યું. તે તે બજારોમાં વણિકાદિ જનો, અતિ પુણ્યકારી દર્શનવાળા ધર્મદેવ અને હરિકૃષ્ણને જોઈને, વિસ્મય પામતા થકા હર્ષપૂર્વક વિવિધ પ્રકારની **ભેટો** તેમને અર્પણ કરતા હતા. (૧૬-૧૭)

આ પ્રકારે પુરના જનોએ દર્શન કરેલા અને સત્કાર કરાયેલા, લોકોના અંતઃકરણને હરનારું છે રૂપ જેમનું એવા, પોતાના પુત્ર સહિત તેમજ શિષ્યોએ સહિત ધર્મદેવને, રાજાએ યજ્ઞ સ્થાનના સમીપમાં શ્રેષ્ઠ વિસ્તારવાળી સુંદર

समवासयत् ॥१९॥ अथातिथ्यं यथायोग्यं सह स्वैस्तस्य सोऽकरोत् । तत्सेवायाममात्यादीन् प्रीत्या प्रायुङ्क्त भूपतिः ॥२०॥ सामात्यानुचरेणेत्थं जुष्टो धर्मो महीभुजा । राजसौधेऽवसत्तस्मिन् सह स्वैरखिलैर्मुदा ॥२१॥ स्वपुत्राद्यैरथोपेतो धर्मदेवो विचक्षणः । विष्णुपद्यां यथाशास्त्रं चक्रे स्नानविधिं शुभम् ॥२२॥ ततः स विदधे धर्मो वेदप्रोक्तविधानवित् । आम्नायोक्तेन विधिना सर्वं तीर्थविधिं शुभम् ॥२३॥ विप्रान् पौरानथाशेषान् यात्रिकांश्चापि वाडवान् । सहस्रशो वरैर्भोज्यैस्तत्प्रियैः स व्यतर्पयत् ॥२४॥ तेभ्योऽथ चारुवस्त्राणि पात्रभूषादिकं मुदा । महामना ददौ धर्मो भूयसीर्दक्षिणास्तथा ॥२५॥ प्रीतास्तेऽथ भृशं विप्रा घनवद्धनवर्षिणम् । प्राशंसन् धर्मदेवं तं ददुस्तस्मै सदाशिषः ॥२६॥ अथेत्यासीत्पुरे तस्मिन्नुद्घोषो देशिकाग्रणीः । अयोध्याया इहायातो धर्मः सद्गुणमण्डितः ॥२७॥

बाल्येऽपि सद्गुणाम्भोधिः साधुशीलो मनोहरः । तत्पुत्रो हरिरायातो बृहन्मूर्त्तमिव★ स्वयम् ॥२८॥ इत्थं तत्र महानासीत् समग्रे नगरे मुहुः । उद्घोषो यं निशम्यापुर्महाश्चर्यं जनव्रजाः ॥२९॥ इत्थं प्रतापं प्रथयन् स धर्मो विचित्रवार्ता निगमागमोक्ताः । विपश्चिदाश्चर्यकरीः प्रकुर्वंस्तत्राऽवसत् स्वैरखिलैरुपेतः ॥३०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीधर्मदेवस्य काशीपुरप्रवेशादिनिरूपणनामा पञ्चविंशोऽध्यायः ॥२५॥

---

હવેલીમાં સન્માનપૂર્વક **નિવાસ** કરાવ્યો. (૧૮-૧૯) રાજાએ પોતાના અમાત્યાદિ સહિત થકા યથાયોગ્ય તેમનો આતિથ્ય સત્કાર કર્યો. તેમજ તેમની સેવામાં કારભારીઓની પ્રીતિપૂર્વક યોજના કરી. (૨૦) આ પ્રમાણે અમાત્ય તથા સેવકોએ સહિત રાજાએ સેવેલા ધર્મદેવે પોતાના સમગ્ર જનો સહિત હર્ષથી રાજાએ બતાવેલા રાજભુવનમાં નિવાસ કર્યો. (૨૧)

પોતાના પુત્રાદિથી યુક્ત લૌકિક અને અલૌકિક વ્યવહારમાં પ્રવીણ, ધર્મદેવે વિષ્ણુપદી ગંગામાં શાસ્ત્રવિધિ પ્રમાણે શુભ **સ્નાન વિધિ** કર્યો; (૨૨) પછી વેદોક્ત ધર્માચરણમાં પ્રવીણ ધર્મદેવે શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે સર્વ શુભ **તીર્થ વિધિ** કર્યો; (૨૩) ધર્મદેવે પુરના સમગ્ર વિપ્રોને તેમજ યાત્રાને માટે આવેલા હજારો હજાર બ્રાહ્મણોને પણ ઈચ્છિત શ્રેષ્ઠ ભોજનોથી તૃપ્તિ પમાડ્યા; ઉદાર મનવાળા ધર્મદેવે વિપ્રોને સુંદર વસ્ત્રો, પાત્રો, ભૂષણો તથા ઘણી દક્ષિણા પણ આપી. (૨૪-૨૫)

અત્યંત પ્રસન્ન થયેલા વિપ્રોએ મેઘની માફક ધન આપનારા ધર્મદેવની પ્રશંસા કરતા થકા તેમને શુભાશીર્વાદ આપ્યા. (૨૬) પછી કાશી નગરીમાં 'આચાર્ય શ્રેષ્ઠ સદ્‌ગુણાલંકૃત **ધર્મદેવ** અયોધ્યાથી અહીં આવેલા છે.' એમ સર્વત્ર વાત પ્રસરી ગઈ. (૨૭)

'બાલ્યાવસ્થામાં પણ સદ્‌ગુણનિધિ, સાધુની માફક શાંત સ્વભાવવાળા, મનોહર, ધર્મદેવના પુત્ર **શ્રીહરિ** પોતે મૂર્તિમાન બ્રહ્મચર્યવ્રત હોય ને શું એવા છે; તે પણ સાથે આવેલા છે.' (૨૮)

આ પ્રકારે સમગ્ર નગરમાં વારંવાર મહાન **ઉદ્‌ઘોષ** થયો. જેને સાંભળીને જનસમુદાયો **મહાશ્ચર્ય** પામ્યા. (૨૯)

વેદશાસ્ત્રમાં કહેલી વિદ્વાનોને આશ્ચર્ય કરનારી વિવિધ પ્રકારની વાર્તાઓને કરતાં ધર્મદેવ, આવી રીતે પ્રતાપ વિસ્તારતા થકા સમગ્ર શિષ્યોએ સહિત તે નગરમાં નિવાસ કરતા હતા. (૩૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રી રઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રી ધર્મદેવનું કાશીપુરમાં પ્રવેશાદિ નિરૂપણ' નામે પચીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૫)

---

★ ''बृहन्मूर्त्तिमिव स्वयम्'' इति ( अ-ग्रन्थे ) पाठान्तरम् । ''मूर्त्तम्-देहबद्धम् । बृहद्-ब्रह्मचर्यव्रतम्, इवे'' त्यादि रसबोधिनीकाराः ।

## ॥ अथ षड्विंशोऽध्यायः ॥

(द्वैतं श्रेष्ठं मतं किंवाऽद्वैतं वेत्यनुयोजितः । नृपेण धर्मः षड्विंशे ऋतं द्वैतमुवाच तम् ॥)

श्रीशुकानन्द उवाच - **अमात्यादीनथ क्ष्मेशो नानायानानि चादरात् । संप्रेष्य स्वैर्युतं धर्मं समज्यायाम★- जूहवत् ॥१॥ स्वपुत्रेणाथ हरिणा नृयानस्थेन संयुतः । भूरिशिष्यैस्तथा युक्तो नानायानस्थितैर्निजैः ॥२॥ भूपाश्रितैरमात्याद्यैर्धर्मदेवः समन्वितः । आयाद्राजसभां चन्द्रो भानुतारागणैरिव ॥३॥ अथाऽऽलोक्य तमायान्तं सार्द्धं सभ्यैर्नरेश्वरः । उत्थितो रुचिरे पीठे धर्मं प्रीत्या न्यषादयत् ॥४॥**

**ततस्तत्सन्निधौ राजा तत्पुत्रं ब्रह्मचारिणम् । श्रेष्ठासने जनव्रातप्रार्थितेक्षं न्यषीषदत् ॥५॥ धर्मशिष्यांस्तथाशेषान् वेदशास्त्रानुशीलिनः । उपावेशयदुर्वीशो यथायोग्यासनेषु तान् ॥६॥ तदा तूर्णं स्वकार्याणि त्यक्त्वा द्रष्टुं हरिं तथा । धर्मं तत्रोपयातानां सम्मर्द्दोऽभूत् पुरौकसाम् ॥७॥ वृन्दशस्ते जनाः पौरास्तौ पश्यन्तः सहस्रशः । चित्रं शान्तिं च नितरां प्राप्ता देहादि नास्मरन् ॥८॥ ते तदा वन्दमानास्तौ प्रशान्तौ शान्तिदेक्षणौ । व्यतर्कयन् मिथश्चैवं हरिप्रेक्षातिलालसाः ॥९॥ असौ सनत्कुमारः किं दत्तात्रेयः किमस्ति वा । कपिलो वासुदेवः किं नरनारायणोऽथवा ॥१०॥ किंवा रामो**

---

### અધ્યાય : ૨૬

## શ્રી ધર્મદેવનું કાશી રાજાએ યોજેલી વિદ્વાનોની સભામાં પધારવું અને ઉપસ્થિત પ્રશ્નના ઉત્તર રૂપે તેમણે કરેલું દ્વૈતમત (ભગવાન સાથે સ્વામિસેવકભાવ)નું સ્થાપન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી રાજાએ અમાત્ય, બીજા સેવકો તથા વિવિધ પ્રકારનાં વાહનો મોકલીને, પોતાના શિષ્ય વર્ગે સહિત ધર્મદેવને સભામાં બોલાવ્યા. (૧) શિબિકામાં પોતાના પુત્ર શ્રીહરિએ સહિત, તથા વિવિધ વાહનોમાં બેઠેલા પોતાના ઘણા શિષ્યોએ સહિત; રાજાના આશ્રિત કારભારી વગેરે સહિત **ધર્મદેવ,** સૂર્ય અને તારાગણોથી યુક્ત ચંદ્રમા જેમ શોભે તેમ શોભતા સભામાં આવ્યા; (૨-૩) ધર્મદેવને આવતા જોઈને નરેશ્વર સભાજનોની સાથે ઊભા થયા અને મનોહર આસન ઉપર ધર્મદેવને પ્રીતિથી બેસાડ્યા; જન સમુદાયે પ્રાર્થના કરવા યોગ્ય, દર્શનીય નૈષ્ઠિક વર્ણિવેશવાળા ધર્મદેવના પુત્ર **શ્રીહરિ**ને, ધર્મદેવના સમીપમાં શ્રેષ્ઠ (પ્રથમાશ્રમમાં રહેલા હોવાથી પૂજ્ય, વળી ઐશ્વર્ય-ગુણ વગેરે યુક્ત હોવાથી તેમને યોગ્ય-શ્રેષ્ઠ) આસનમાં બેસાડ્યા. (૪-૫) તેજ પ્રકારે વેદ-શાસ્ત્રના અભ્યાસી વિષ્ણુદત્ત, યજ્ઞદત્ત, સૂર્યદત્ત વગેરે ધર્મદેવના શિષ્યોને યથાવિધિ યોગ્ય આસનોમાં રાજાએ બેસાડ્યા. (૬)

તે સમયે ધર્મદેવ તથા શ્રીહરિના દર્શન માટે પોતાના કાર્યોનો ત્યાગ કરીને આવેલા પુરજનોની ત્યાં અત્યંત ભીડ થઈ, હજારોની સંખ્યામાં ટોળેટોળાં મળીને ધર્મદેવ અને હરિકૃષ્ણના **દર્શન** કરતા પુરજનો આશ્ચર્યપૂર્વક અત્યંત શાંતિ પામ્યા અને પોતાના દેહાદિનું પણ ભાન ભૂલી ગયા; (૭-૮) જેમના દર્શન માત્રથી શાંતિ પમાય છે તે પિતા-પુત્રને અભિવાદન કરવા આવતા જનો, શ્રીહરિના દર્શનની લાલસાવાળા હોઈ, દર્શન કરી વંદન કરતા થકા પરસ્પર આ પ્રમાણે **તર્ક** કરવા લાગ્યા; (૯) 'આ વર્ણિવેશવાળા ધર્મપુત્ર સનત્કુમાર હશે ? અથવા દત્તાત્રેય હશે ? અથવા કર્દમ મુનિના પુત્ર કપિલમુનિ હશે ? અથવા વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ હશે ? અથવા નરનારાયણ હશે ? અથવા મહાપરાક્રમી

---

★ ''अजूहवीत्'' इति (क-ड ग्रन्थयोः), ''अजोहवीत्'' इति च (ब-ग्रन्थे) पाठान्तरम् । (वस्तुतस्तु 'ह्वेञ्' धातोः लुङ्लकारे णिचि, चङि द्वित्वे अभ्यासदीर्घे, णिलोपे, अटत्वे च 'अजूहवत्' इत्येव रूपं सिध्यति ।

महावीर्यः कृष्णः किं पुण्यदर्शनः । इति ते संशयांस्तस्मिन् बहुधा चक्रिरे हरौ ॥११॥ अतुल्यरूपसौन्दर्यमाधुर्यादिमहोदधौ । हरौ सक्तेक्षणस्वान्तास्ते तस्थुश्चित्रवत् स्थिराः ॥१२॥ धार्मिं मनोऽभिरामं तं वीक्षमाणा महौजसम् । लोचनैस्ते निवेश्यान्तर्दध्युरेकाग्रचेतसः ॥१३॥ मुहुराहूयमानास्ते बन्धुभिस्तद्गतेक्षणाः । न शेकिरेऽपि चाकृष्टा गन्तुं गेहानि पङ्गुवत् ॥१४॥ इत्थं पौरजनव्रातैर्वीक्ष्यमाणं विलोक्य तम् । राजा सभ्याश्च विद्वांसो विस्मयं लेभिरे भृशम् ॥१५॥

अथ प्रीतमना राजा प्राञ्जलिर्विनयान्वितः । धर्मं शान्तमिति प्रोचे वेदशास्त्रान्तगामिनम् ॥१६॥ आचार्य्यवर्य्य भूयांसो विद्वांसोऽमी परस्परम् । अकुर्वन्नेव नितरां विवादं भूरिवासरान् ॥१७॥ तत्राद्वैतमतं केचित्सत्यमस्त्येवमब्रुवन् । ऋतं चैवाऽवदन् केचिद् बुधा द्वैतमतं निजम् ॥१८॥ इत्थं धर्मातीव जाते विवादेऽपि विपश्चिताम् । एतेषां नाऽभवत् कश्चित्सिद्धान्तः शास्त्रसम्मतः ॥१९॥ तस्मात् कर्तुं हि सिद्धान्तं द्वैताद्वैतमताश्रयम् । भवानत्र मयाऽऽहूतः समग्राचार्यभूषणम् ॥२०॥ अस्ति द्वैतमतं श्रेष्ठं किमद्वैतमतं च वा । एतन्मह्यं यथाशास्त्रं वक्तुमर्हसि शास्त्रवित् ॥२१॥ आम्नायशास्त्रजलधेर्भवसि त्वं हि पारगः । शक्तो विधातुमखिलं शास्त्रसिद्धान्तमञ्जसा ॥२२॥ मां तथैतान् हि विदुषः कर्त्तुं संशयवर्ज्जितान् । त्वं वदाऽऽगमराद्धान्तं तद्युक्तो धर्म सद्गुणैः ॥२३॥

---

જમદગ્નિના પુત્ર પરશુરામ હશે ? કે દશરથપુત્ર રામચંદ્રજી હશે ? અથવા પુણ્ય દર્શનવાળા વ્યાસનારાયણ હશે ? આ પ્રકારે પુરના જનો શ્રીહરિના સ્વરૂપ વિષે ઘણાં તર્કો કરતા હતા; (૧૦-૧૧) અનુપમ-રૂપ-સૌંદર્ય-મધુર ભાષણાદિ ગુણોના મહાસાગર શ્રીહરિમાં જેમની નેત્ર અને અંતઃકરણની વૃત્તિઓ સંલગ્ન થઈ છે, એવા પુરના જનો ચિત્રની માફક સ્થિર થઈ ગયા; (૧૨) મહાપ્રતાપશાળી, મનોભિરામ શ્રીહરિને નેત્રોથી જોતાં તે પુરના જનો, શ્રીહરિની મૂર્તિને અંતરમાં ઉતારી એકાગ્રચિત્તવાળા થઈને, શ્રીહરિનું **ધ્યાન** કરવા લાગ્યા; (૧૩) શ્રીહરિમાં જેમની નેત્રની વૃત્તિઓ પરોવાઈ ગઈ છે એવા પુરના જનો, પોતાના સગાં સંબંધીઓએ વારંવાર બોલાવ્યા તથા હાથ ઝાલીને ખેંચ્યા છતાં પણ, પાંગળાની માફક પોતાને ઘેર જવા માટે સમર્થ થયા નહીં; (૧૪) આ પ્રકારે પુરના જનોએ દર્શન કર્યા છે તેવા શ્રીહરિને જોઈને રાજા, અને સભામાં બેઠેલા વિદ્વાનો અત્યંત **વિસ્મય** પામ્યા. (૧૫)

ત્યારબાદ વિનયી **રાજા** હાથ જોડીને વેદશાસ્ત્રનો પાર પામેલા, શાંત સ્વભાવવાળા ધર્મદેવને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ 'હે આચાર્ય શ્રેષ્ઠ ! અહીં ઘણાં વિદ્વાનોએ ઘણાં દિવસ સુધી પરસ્પર **વિવાદ** કર્યો. તે વાદ કરનારા બ્રાહ્મણોમાં કેટલાક પંડિત વિપ્રો પોતાનો 'અદ્વૈત મત સત્ય છે' એમ કહેવા લાગ્યા, કેટલાક પંડિતો 'દ્વૈત મત સત્ય છે' એમ કહેવા લાગ્યા; હે ધર્મદેવ ! આ પ્રકારે પંડિતોનો વિવાદ ઘણો થયો. છતાં પણ સર્વ વિદ્વાનોનો **શાસ્ત્રસંમત** કોઈ એક સિદ્ધાંત નિશ્ચિત થયો નહીં. તેથી આ દ્વૈત અને અદ્વૈત મતનો **સત્ય સિદ્ધાંત** નક્કી કરવા માટે સમગ્ર આચાર્યના ભૂષણરૂપ આપને મેં બોલાવ્યા છે. (પ્રથમ તો મને અદ્વૈત અને દ્વૈત મતનું શબ્દાર્થ જ્ઞાન જ થતું નથી. ત્યારે સિદ્ધાંતજ્ઞાનની તો વાત જ શી કહેવી ?) (૧૬ થી ૨૦)

દ્વૈતમત શ્રેષ્ઠ છે ? અથવા અદ્વૈતમત શ્રેષ્ઠ છે. તેનો **નિર્ણય** શાસ્ત્ર પ્રમાણે, શાસ્ત્ર સમન્વયપૂર્વક, જેમ હોય તેમ તમો શાસ્ત્રના જાણનારા છો માટે મને કહેવા યોગ્ય છો; (૨૧) (તમારી પ્રસન્નતાથી પ્રાપ્ત કરેલી જ્ઞાનયુક્ત બુદ્ધિથી હું પણ વાદાર્થનો નિર્ણય કરવા માટે યોગ્ય બનું તે પ્રમાણે મને કહો. કારણ કે) હે ધર્મ ! તમો વેદ શાસ્ત્ર રૂપી સમુદ્રનો પાર પામેલા છો. માટે સમગ્ર શાસ્ત્રનો **સિદ્ધાંત** નક્કી કરવા માટે સમર્થ છો. (૨૨) તેથી હે ધર્મ ! સદ્‌ગુણોથી યુક્ત તમો મને તથા આ પંડિતોને સંશયે રહિત કરવા માટે દ્વૈત અને અદ્વૈત મતને પ્રતિપાદન કરનારા શાસ્ત્રોનું જે શ્રેષ્ઠપણું અને અશ્રેષ્ઠપણું તેનો દોષે રહિત સિદ્ધાંત કહો. (૨૩)

इत्थं निशम्य तद्वाक्यं धर्मदेवो महामतिः । तमित्यूचेऽखिलान् सभ्यान् कुर्वन्निःसंशयान् बुधान् ॥२४॥ श्रुतिस्मृत्युदितं राजन्नाचार्य्यैः प्रतिपादितम् । समीचीनमतं द्वैतं वर्तते बाधवर्ज्जितम् ॥२५॥ अद्वैतं तु मतं सत्यं यदि प्रोच्येत सन्मते । तदा तत्रैव भूयांसो बाधा आयान्ति सर्वथा ॥२६॥

तेषां कांश्चिदहं बाधान् संक्षेपेण वदामि ते । छेत्तुं ते संशयान् सर्वान् सभ्यानां च विपश्चिताम् ॥२७॥ स्वतन्त्रमेव सर्वेशं सच्चिदानन्दविग्रहम् । दिव्यानन्तगुणं शान्तं परं ब्रह्म हि वर्त्तते ॥२८॥

---

રાજાનું આવું વચન સાંભળીને મહાબુદ્ધિશાળી **ધર્મદેવ** રાજાને તેમજ સભામાં રહેલા સમગ્ર પંડિતોને સંશયે રહિત કરવા માટે બોલ્યાઃ (૨૪) હે રાજન્ ! શ્રુતિ-સ્મૃતિમાં કહેલો અને ઉદ્ધવ-વિષ્ણુસ્વામી-રામાનુજ-મધ્વ-નિંબાર્ક-વલ્લભાદિક આચાર્યોએ પ્રતિપાદન કરેલો; તેથી દોષે રહિત દ્વૈત મત શ્રેષ્ઠ છે. (૨૫) (જો ઉદ્ધવાદિ ઘણા આચાર્યોએ પ્રતિપાદન કરવાથી દ્વૈતમત સત્ય કહેતા હો તો શંકર-ભટ્ટ-યાદવ-પ્રભાકરાદિએ પણ અદ્વૈત મતનું સત્યપણું પ્રતિપાદન કર્યું છે, માટે તે પણ શ્રેષ્ઠ કેમ ન કહેવાય ? એવી તમોને આશંકા હોય તો કહું છું.) હે સન્મતે ! જો અદ્વૈતમતને સત્ય કહીએ તો તેમાં સર્વ પ્રકારે સત્ય સિદ્ધાંતોથી **ઘણાં દોષો** આવે છે. (૨૬) (તે દોષો કયા છે ? તો કહીએ છીએ) અદ્વૈતમત સત્ય છે, એમ સ્વીકાર કરવામાં આવતા દોષોમાં **કેટલાક દોષો,** તમારા અને સભામાં બેઠેલા પંડિતોના સર્વ સંશયોને છેદવા માટે તમોને સંક્ષેપથી હું કહું છું. (૨૭)

પરંબ્રહ્મ સ્વતંત્ર, સર્વેશ, સચ્ચિદાનંદ વિગ્રહવાળા, દિવ્ય-અનંત ગુણયુક્ત અને શાંત સ્વભાવવાળા છે.★ (૨૮)

---

★ (વાયુપુરાણમાં પરંબ્રહ્મની **સ્વતંત્રતા** કહેલી છે. ''सर्वज्ञता तृप्तिरनादिबोधः स्वतन्त्रता नित्यमलुप्तदृष्टिः । अनन्तशक्तिश्च विभोर्विभुज्ञाः षडाहुरङ्गानि महेश्वरस्य'' સર્વજ્ઞપણું-તૃપ્તિ-અનાદિજ્ઞાન-સ્વતંત્રતા-જેનું જ્ઞાન ક્યારેય નાશ નથી પામ્યું-અનંત શક્તિ, આ સર્વેશ્વરના **છ અંગો** છે; એમ વ્યાપક બ્રહ્મને જાણનારા કહે છે. શ્રીમદ્ ભાગવતમાં ''स्वातन्त्र्यं कौशलं कान्तिः'' આ પ્રકારે ગુણ અને ગુણીનો એકત્વ ઉપચારથી સ્વતંત્રતા ગુણને પણ **સ્વતંત્ર** કહ્યો છે. અથવા ''निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रः'' એ શ્રુતિથી જ દોષરહિત પૂર્ણ ગુણ યુક્ત શરીરવાળા પણ સ્વતંત્ર કહેવાય છે. ''નૃસિંહોત્તરતાપનીય ઉપનિષદમાં ''एष सर्वज्ञः, एषोंऽन्तर्याम्येष योनिः सर्वस्य प्रभवाप्ययौ हि भूतानाम् '' આ શ્રુતિમાં પરંબ્રહ્મ એ સર્વેશ્વર છે, એ અંતર્યામી છે, ભૂત પ્રાણી માત્રના કારણ છે, તેમજ ઉત્પત્તિ અને લય પણ તેમનાથી જ થાય છે એમ કહ્યું છે. '' વિષ્ણુ સહસ્રનામ ભાષ્યના આરંભમાં શ્રી શંકરાચાર્યજીએ ''सच्चिदानन्दरूपाय कृष्णायाक्लिष्टकारिणे । नमो वेदान्तवेद्याय गुरवे बुद्धिसाक्षिणे '' આ પ્રમાણે **સચ્ચિદાનંદ સ્વરૂપ** તરીકે સ્તુતિ કરેલી છે. શિક્ષાપત્રીની વ્યાખ્યામાં શતાનંદ મુનિએ પણ કહ્યું છેઃ ''दिव्यकल्याणगुणयोगेन भगवतः सगुणत्वम्'' દિવ્ય કલ્યાણકારી ગુણોના યોગથી ભગવાનને **સગુણ** કહેવામાં આવે છે. શ્રીરામાનુજાચાર્યે વેદાર્થસંગ્રહમાં ભગવાનને ''निर्मलानन्तकल्याणनिधये'' નિર્મળ-અનંત કલ્યાણ ગુણોના **નિધિ** કહ્યા છે. વિષ્ણુપુરાણમાં ''सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृता गुणाः'' પ્રકૃતિજન્ય સત્ત્વાદિગુણો સર્વ નિયંતા ભગવાનમાં નથી એમ કહ્યું છે. શ્રીમદ્‌ભાગવતમાં ''मां भजन्ति गुणाः सर्वे'' સર્વે ગુણો મને ભજે છે. એમ શ્રીકૃષ્ણે પોતે કહ્યું છે. અહીં મૂળ શ્લોકમાં ''नित्यानन्तगुणम्'' એમ પાઠ હોય તો ''न वियन्ति स्म कर्हिचित्'' એમ ભાગવતના પ્રથમ સ્કંધમાં ભગવાનમાં ગુણોની **નિત્યતા** કહેલી છે. બ્રહ્મબિંદુ ઉપનિષદમાં ''निष्कलं निर्मलं शान्तं'' એમ શાંત ગુણ વિશિષ્ટ બ્રહ્મનું પ્રતિપાદન કરેલું છે. ''परः पराणां सकला न यत्र क्लेशादयः सन्ति परावरेशे'' इति । ''ब्रह्मैव सन् ब्रह्माप्येति'' 'શ્રેષ્ઠમાં પણ શ્રેષ્ઠ કે જે પર પ્રકૃતિ તથા અવર પ્રકૃતિના ઈશ્વર (જડ અને ચેતનના નિયામક) છે, તેવા ઈશ્વરમાં સમગ્ર કલેશાદિક નથી જ.' તથા 'જે બ્રહ્મસ્વરૂપ થાય છે તે જ પરબ્રહ્મને પામે છે.' એમ શ્રુતિઓમાં **પ્રતિપાદન** કરેલું છે.)

अचेतनः प्रपञ्चोऽयं परिणामी स्वभावतः नानाविकारनिभृतो विद्यते हि विपत्पदम् ॥२९॥

स्वरूपेण स्वभावेन तयोश्चैवं गुणादिभिः । वैलक्षण्यं किलाऽन्योन्यं वर्त्तते शास्त्रकीर्त्तितम् ॥३०॥ तयोर्विलक्षणत्वस्य कुर्वत्यः प्रतिपादनम् । श्रुतयः स्मृतयश्चैव विरुध्येरंस्तदैक्यतः ॥३१॥ निर्विशेषैकवस्तुत्वे प्रपञ्चस्याऽस्य सर्वशः । ब्रह्मतादात्म्यवक्त्रीणां श्रुतीनां व्यर्थता भवेत् ॥३२॥ कृत्स्नप्रपञ्चसक्तानां दोषाणामेव सर्वशः । प्रसङ्गस्तत्र च परे ब्रह्मणि स्यादकल्मषे ॥३३॥ तथा सति श्रुतिप्रोक्ता ब्रह्मणो दोषहीनता । समस्तकल्याणगुणाधारता संभवेत्कथम्

---

**આ પ્રપંચ અચેતન, સ્વભાવથી પરિણામી તેમજ અનેકવિધ વિકારોથી યુક્ત છે. વિવિધ પ્રકારના દુઃખોના સ્થાન રૂપ છે.** (અહીંયાં પ્રપંચ શબ્દથી કાર્યે સહિત માયા જાણવી. તેવું નૃસિંહોત્તર તાપનીય ઉપનિષદમાં ''माया च तमोरूपानुभूतेस्तदेव जडं मोहात्मकमनन्तमित्यादि'' તથા વેદાન્ત તત્ત્વ સારમાં ''विकारजननीमजामिति'' ''सततविक्रिया'' ઈત્યાદિ શ્રુતિઓથી માયાનું સવિકારપણું તેમજ સતત પરિણામપણું હોવાથી માયા અનેક રૂપવાળી છે. તેથી એક રૂપનો અભાવ છે. માટે બ્રહ્મના સરખી સત્તા નહિ હોવાથી માયાનું વિકારયુક્તપણું અને પરિણામીપણું કહેલું છે. ''जगदशेषमसत्स्वरूपं स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखमिति'' શ્રીમદ્ ભાગવતમાં સમગ્ર જગત્ અસત્ સ્વરૂપવાળું, સ્વપ્ન સમાન, અજ્ઞાન રૂપવાળું, તથા ઘણાં દુઃખોના સ્થાનરૂપ પ્રતિપાદન કરેલું છે.) (૨૯)

આ પ્રમાણે પ્રપંચ અને પરબ્રહ્મની સ્વરૂપથી, સ્વભાવથી તેમજ ગુણાદિથી શાસ્ત્રમાં પરસ્પર વિલક્ષણતા પ્રતિપાદન કરેલી છે. જો જગત અને પરબ્રહ્મનું **એકપણું** સ્વીકારવામાં આવે તો પ્રપંચ અને પરબ્રહ્મનું વિલક્ષણપણું પ્રતિપાદન કરનારી શ્રુતિઓ અને સ્મૃતિઓનો **મોટો વિરોધ** ઊભો થાય; (૩૦-૩૧) તેમજ (સજાતીય-વિજાતીય-સ્વગત ભેદે રહિત) નિર્વિશેષ, એક બ્રહ્મનું જ સત્યપણું સ્વીકારવાથી આ સર્વ પ્રપંચને બ્રહ્મતાદાત્મ્ય કહેનારી ''ऐतदात्म्यमिदं सर्वम्'' ઈત્યાદિ બ્રહ્મની સાથે તદાત્મક સંબંધ પ્રતિપાદન કરનારી શ્રુતિઓ **નિરર્થક** થાય; અને નિર્દોષ પરબ્રહ્મમાં સમગ્રજગતમાં જોવામાં આવતા, પ્રત્યક્ષાદિ પ્રમાણ સિદ્ધ સર્વ દોષોનો પ્રસંગ થાય. (અર્થાત્ અદ્વૈત મત સ્વીકાર કરવામાં જડ ચેતનાત્મક સમગ્ર પ્રપંચમાં સ્વાભાવિકપણે રહેલા અનિષ્ટ, ત્રિવિધ તાપોનું સહન કરવાપણું, દુઃખીપણું, વગેરે **અનેક દોષો** પરબ્રહ્મમાં ઉપજે.) (૩૨-૩૩)

**સદોષ અને નિર્દોષનું જો એકપણું કહીએ તો વેદોક્ત બ્રહ્મનું દોષરહિતપણું, તથા સમસ્ત કલ્યાણગુણનું આધારપણું કેમ સંભવે ?** (''निर्दोषपूर्णगुणविग्रह आत्मतन्त्रो, निश्चेतनात्मकशरीरगुणैश्च हीनः'' इति श्रुतिः ।'' ''निर्दोषं हि समं ब्रह्म'' इति श्रीभगवद्गीतोक्तेः । समस्तकल्याणगुणात्मकोऽसाविति स्मृतेश्च । આ રીતે શ્રુતિસ્મૃતિમાં દોષેરહિત સંપૂર્ણ ગુણ-વિગ્રહવાળા, સ્વતંત્ર, અચેતનાત્મક શરીર ગુણોથી રહિત, એમ શ્રુતિમાં કહ્યું છે. 'દોષેરહિત બ્રહ્મ છે.' એમ ગીતામાં કહ્યું છે. આ પરબ્રહ્મ સમસ્ત કલ્યાણ ગુણના નિધિ છે. એમ સ્મૃતિમાં પ્રતિપાદન કર્યું છે.) વળી **જે શાસ્ત્રો વિધિ અને નિષેધનું પ્રતિપાદન કરે છે તે બધાંજ શાસ્ત્રો નકામાં થઈ જાય.** (''विधिश्च प्रतिषेधश्च निगमो हीश्वरस्य ते'' इति भागवते, વિધિ અને નિષેધ ઈશ્વર એવા તમારો વેદ છે, એમ ભાગવતમાં કહ્યું છે. श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः એ આદિક **વિધિ** જણાવનાર વેદ છે, ''नानुध्यायेद् बहून् शब्दानित्यादि'' ઈત્યાદિ નિષેધ જણાવનાર વેદ છે; અર્થાત્ પરમાત્માનું શ્રવણ, મનન અને નિદિધ્યાસ કરવારૂપ **વિધિ** વેદમાં બતાવ્યો છે. તેમજ ઘણાં શબ્દોનું ચિંતન ન કરવું, એમ

॥३४॥ विधीनां च निषेधानां कुर्वन्ति प्रतिपादनम् । यानि शास्त्राणि वैयर्थ्यं प्राप्नुयुस्तानि सर्वशः ॥३५॥ इत्यादीन्येव बहुशो दूषणानि महीपते । सन्त्यतोऽसिद्धमद्वैतं मतं सम्यङ्‌न वर्त्तते ॥३६॥ यतः श्रुतिस्मृतिप्रोक्तं ब्रह्मणो जगतस्तथा । अनादिसिद्धमस्त्येतद् वैलक्षण्यं परस्परम् ॥३७॥

अतः श्रुतिस्मृतिशतैर्निर्णीतं द्वैतसंज्ञितम् । सत्यं वरं समग्राणां मतानामस्ति सर्वथा ॥३८॥ विष्णुस्वाम्यार्यवर्य्येण प्रागेतत्प्रतिपादितम् । तथा रामानुजाख्येन देशिकेन्द्रेण सर्वथा ॥३९॥

---

વેદમાં **નિષેધ** પણ બતાવ્યો છે.) (૩૪-૩૫) હે રાજન્ ! **એ આદિક ઘણાં દૂષણો છે.** માટે (પરબ્રહ્મના સ્વરૂપમાં) નિર્દોષભાવની સિદ્ધિ રહિત **અદ્વૈતમત** શ્રેષ્ઠ નથી એમ જણાય છે. (૩૬) કારણકે સ્મૃતિમાં કહ્યા પ્રમાણે બ્રહ્મનું તથા જગતનું પરસ્પર વિલક્ષણપણું છે, તે **અનાદિ સિદ્ધ** છે. (૩૭) તેથી સો એ સો શ્રુતિઓએ નિર્ણય કરેલો **દ્વૈતમત** સમગ્ર મતોમાં સર્વથા શ્રેષ્ઠ છે. (૩૮)

(અહીં સત્પુરુષોએ આચરણ કરેલાનું **પ્રમાણ** આપે છે.) **આ દ્વૈત મત ગુરુઓમાં શ્રેષ્ઠ વિષ્ણુસ્વામીએ પહેલાં પ્રતિપાદન કરેલો છે, તેમજ આચાર્યેન્દ્ર રામાનુજાચાર્યે પણ એ સર્વ પ્રકારે પ્રતિપાદન કર્યો છે.** (''मायावाद्युदिताद्वैतध्वान्तान्धीभूतचक्षुषाम् । साकृतीश्वरबोधार्थं विष्णुस्वाम्युदितो रविः'' इति संप्रदायप्रदीपे विष्णुस्वाम्याचार्यशिष्या गदपादाः'' માયાવાદીઓએ કહેલા અદ્વૈતરૂપી અંધકારથી અંધકારયુક્ત આંખોવાળાઓને સાકાર ઈશ્વરના જ્ઞાન માટે વિષ્ણુસ્વામીરૂપી સૂર્યનારાયણ ઉદય પામ્યા છે. એમ **સંપ્રદાય પ્રદીપ**માં વિષ્ણુસ્વામીના શિષ્ય ગદપાદે કહ્યું છે.

તેમજ **વેદાર્થસંગ્રહ**માં શ્રીરામાનુજાચાર્યે કહ્યું છે : ''परं ब्रह्मैवाज्ञं भ्रम परिगतं संसरति तत् परोपाध्यालीढं विवशमशुभस्यास्पदमिति। श्रुतिन्यायापेतं जगति विततं मोहनमिदं तमो येनापास्तं स हि विजयते यामुनमुनिः★ ।''

''कृत्वानवद्यं निगमान्तभाष्यं निराकृतं येन भयं श्रुतीनाम् । प्रतारितानामबहुश्रुतैस्तं रामानुजं योगिनमाश्रयामः ॥'' જેમણે નિર્દોષ વેદાન્ત ભાષ્ય ''શ્રી ભાષ્યમ્'' કરીને શ્રુતિઓનો ભય (અલ્પજ્ઞોના અજ્ઞાનરૂપ વિકૃત અર્થ સ્વરૂપરૂપી ભય) ટાળી નાંખ્યો છે. એવા મહાયોગી રામાનુજાચાર્યનો અમો આશ્રય કરીએ છીએ. એમ વેદાર્થ સંગ્રહની **તાત્પર્ય દીપિકા** નામની ટીકાના આરંભમાં રામચંદ્ર સૂરિએ કહ્યું છે.) (૩૯)

---

★ ત્યાગ કરવા યોગ્ય ગુણોનો ત્યાગ કરવામાં (પ્રતિકાર કરવામાં) શ્રેષ્ઠ, કલ્યાણકારી ગુણોના નિધિ સ્વરૂપ, સર્વ આશ્રિતજનોના પાપનો નાશ કરવો, તેમજ તેમને તેમના કર્મનું ઈષ્ટ ફળ આપવું, તેવા ઐશ્વર્યવાન **પરબ્રહ્મ** જે આશ્રય કરવા યોગ્ય છે, તે જ જો અજ્ઞાનવશ હોય તો બીજો રક્ષા કોણ કરે ? अज्ञम् અવિદ્યાથી આવરિત થયેલા સ્વરૂપવાળા અને તેથી જ भ्रमपरिगतम् વિવિધ પ્રકારની ભેદ દૃષ્ટિવાળા संसरति એ ભેદ દૃષ્ટિથી સંસારમાં જન્મમરણનું દુઃખ પ્રાપ્ત કરનારા થાય છે. એ પ્રકારે **શંકર**નો **મત** સ્થાપન કર્યો. परोपाध्यालीढम् પર શબ્દથી અન્ય ઉપાધિથી રહિત પોતે જ પરબ્રહ્મ કર્મ વશ છે. એવો **ભાસ્કર**નો **મત** છે. अशुभस्यास्पदमिति અચિદ્‌ગત (જડતા)ને પામવારૂપ અશુભ અને ચિદ્‌ગત ચૈતન્ય સૃષ્ટિના-અશુભ કાર્યમાં પણ અન્વય સ્વરૂપે રહેવાથી અશુભના સ્થાનભૂત, જીવ અને બ્રહ્મનો ભેદ સ્વાભાવિક માનેલો છે. માટે બ્રહ્મમાં અપુરુષાર્થાન્વયપણું (પુરુષાર્થ રહિત સંબદ્ધપણું) કહેવું એ વિષમતા ભરેલું છે. જીવ બ્રહ્મનો અભેદ પણ સ્વાભાવિક છે. માટે અપુરુષાર્થનો અન્વય બની શકશે એવો ભાસ્કરનો મત છે તેમાં અચિત્ અને બ્રહ્મનો ભેદાભેદ સ્વાભાવિક માનેલો છે અને ચિત્ અને બ્રહ્મનો અભેદ જ સ્વાભાવિક છે. ભેદ તો ઔપાધિક છે. મુક્તિદશામાં અભેદ ભાવજ છે. માટે તેમનો મત ન્યાયના પ્રમાણ શૂન્ય છે. અથવા પ્રમાણ અને તર્કથી વિરુદ્ધ जगति विततं જગતમાં વિસ્તાર પામેલું मोहनमिदं तमः યથાર્થ જ્ઞાનને આવરણ કરનારું મોહનં અસત્યમાં સત્યની બુદ્ધિ કરાવનારું, એવા તમરૂપ મતને ટાળી નાખ્યું છે, એવા **યામુનમુનિ** વિજય પામો એમ **રામાનુજાચાર્ય** કહે છે.

प्रतिपादनमेतस्य मध्वेनार्यवरीयसा । कृतं चार्यवरिष्ठेन निम्बार्केण महीपते ॥४०॥ तस्माद्वरिष्ठमेवेदं मतं ज्ञेयं विचक्षणैः । यन्निर्विशेषवस्त्वैक्यं तन्न योग्यं मतं ध्रुवम् ॥४१॥ इत्थं श्रुत्वा यथाशास्त्रं न्याय्यं धर्मवचो नृपः । दैवा द्वैतमतालम्बाः सभ्याश्चान्ये विपश्चितः ॥४२॥ प्रमोदं प्रापुरुदये भानोरब्जव्रजा इव । अमन्यन्त मतं द्वैतं सत्यं तत्प्रतिपादितम् ॥४३॥ तत्राद्वैतमताः सभ्या मत्सराक्रान्तमानसा : । कुमुदानि यथा म्लानिं लेभिरे ह्युदिते रवौ ॥४४॥ श्रुत्वा तत्प्रतिपादनं बुधगणा मात्सर्यवन्तो भृशं प्राप्ताऽद्वैतमतप्रसक्तिमतयो मत्वैव तत्खण्डनम् । मन्वानाः स्वमतं वरं हि नितरां विख्यातविद्यागुणा धर्मं सर्वसभासदामभिमतं प्रोचुस्तमित्थं वचः ॥४५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीधर्मदेवकृतसभागमनादिनिरूपणनामा षड्विंशोऽध्यायः ॥२६॥

---

હે રાજન્ ! આચાર્યવર્ય મધ્વાચાર્યે દ્વૈતમતનું પ્રતિપાદન કરેલું છે, આચાર્ય વરિષ્ઠ નિંબાર્કે પણ એ મતનું પ્રતિપાદન કરેલું છે. (શ્રી **મધ્વાચાર્યજી** કહે છે કે ''विष्णुं परतरमखिलाम्नायवेद्यं च विश्वं सत्यं भेदं च जीवान् हरिचरणजुषस्तारतम्यं च तेषाम् । मोक्षं विष्णवङ्घ्रिलाभं तदमलभजनं तस्य हेतुं प्रमाणं प्रत्यक्षादित्रयं चेत्युपदिशति हरिः कृष्णचैतन्यचंद्रः'' इति मध्व सिद्धान्तोक्तिः, સમગ્ર વેદાન્તથી જાણવા યોગ્ય વિષ્ણુ પરાત્પર છે, વિશ્વ સત્ય છે, ભેદ છે તે પણ સત્ય છે, પરમાત્માના ચરણ સેવનારા જીવો પણ સત્ય છે. તેમનું તારતમ્ય પણ સત્ય છે. વિષ્ણુની ચરણની સેવાનો લાભ તેજ મોક્ષ છે. તેમની નિર્મળ ભક્તિ તે મોક્ષનું કારણ છે. પ્રત્યક્ષ-અનુમાન અને આગમ એ ત્રણ પ્રમાણ છે એમ શ્રીહરિ-કૃષ્ણ ચૈતન્યચંદ્ર ઉપદેશ આપે છે. એવી રીતે **મધ્વ સિદ્ધાંત** છે. તેમજ ''प्रत्यक् चैतन्यतत्त्वं वा चेतनाख्यं ततः परम् ! ब्रह्मादिसंज्ञं च भण्यतेऽस्मिन्समासतः'' इति निम्बार्कपादसरोजाश्रितानन्ताभिधेयकृत-रत्नमालायां द्वैतसत्यत्वोक्तिः''

એવી રીતે પ્રત્યક્ ચૈતન્ય તત્ત્વ અને પર ચૈતન્ય તત્ત્વ જેને બ્રહ્મસંજ્ઞાથી કહેવામાં આવે છે, એ મુજબ નિંબાર્ક ચરણકમળાશ્રિત 'અનંત' મહોદય રચિત 'રત્નમાલા'માં દ્વૈતમતની સત્યતા કહેલી છે.) (૪૦)

માટે વિચક્ષણ પુરુષોએ આ **દ્વૈત મત** જ શ્રેષ્ઠ જાણવો. નિર્વિશેષ બ્રહ્મ પ્રતિપાદન કરનારો અદ્વૈતમત યથાર્થ નથી. (૪૧)

કાશીરાજા તથા દૈવી સંપત્તિવાળા, દ્વૈતમતનું અવલંબન કરનારા વિદ્વાનો તથા બીજા સભાસદો આવી રીતે ન્યાયયુક્ત શાસ્ત્ર પ્રમાણે ધર્મદેવનું વચન સાંભળીને સૂર્ય ઉદય થયે જેમ કમળનો સમુદાય આનંદ પામે તેમ આનંદ પામ્યા અને ધર્મદેવે પ્રતિપાદન કરેલો **દ્વૈતમત** સત્ય માન્યો. (૪૨-૪૩)

તે સભામાં બેઠેલા **અદ્વૈત મતવાદી** પંડિતો ઈર્ષાથી ધર્મદેવનો ઉત્કર્ષ સહન ન કરી શકવાથી, અને તેથી દબાયેલા મનથી જેમ સૂર્યના ઉદયથી પોયણાં કરમાય, તેમ કરમાઈ ગયા. અર્થાત્ **ગ્લાનિ** પામ્યા. (૪૪)

સભામાં ધર્મદેવે કરેલી દ્વૈતમતની સત્યતાની સ્થાપના સાંભળીને અત્યંત ઈર્ષાથી અદ્વૈત મતમાં નિશ્ચિત બુદ્ધિવાળા **વિદ્વાનો,** પોતાના અદ્વૈતમતનું ખંડન થયેલું જાણી; પોતાનો મત અત્યંત શ્રેષ્ઠ માનતા તેમજ પ્રસિદ્ધ છે વિદ્યા ગુણ જેમનો એવા તે સર્વે, સભાસદોએ સન્માનેલા ધર્મદેવને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૪૫)

✪ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રી ધર્મદેવકૃત સભાગમનાદિ નિરૂપણ' નામે છવીશમો અધ્યાય સંપૂર્ણ. (૨૬)

---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '✪' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૨૭, ૨૯, ૩૦, ૩૧, ૩૫ વગેરે)

॥ अथ सप्तविंशोऽध्यायः ॥

( श्रुत्वा धर्मवचः क्रुद्धाः सर्वे ते वादिनो द्विजाः । ऊचुः कटाक्षसंयुक्ता अद्वैतमतिनो वृषम् ॥ विद्वत्संस्थापिताऽद्वैतमते हरिरदर्शयत् । सप्तविंशे दूषणानि तन्मात्सर्यजिहीर्षया ॥ )

विवादिविप्रा ऊचु :- **विद्वन् शास्त्रोपनिषदां सारं सर्वागमोत्तमम् । भृशमस्माभिरभ्यस्तं वेदान्तं श्रुतमञ्जसा ॥१॥ चारुवेदान्तशास्त्रस्य गलितार्थस्तु सर्वथा । महद्भ्योऽस्माभिरखिलो विज्ञातोऽभ्यासतत्परैः ॥२॥ ब्रह्म सत्यं हि तत्रोक्तं जगन्मिथ्या तथेरितम् । जीवो ब्रह्मैव गदितस्तत्रैवं प्रतिपादितम् ॥३॥ पूर्णे समरसे तस्मिन् परे ब्रह्मणि चाद्वये । भ्रान्तिमात्रं जगन्मूढा रज्जौ पश्यन्ति सर्पवत् ॥४॥ तत्रासक्त्या जना मन्दा मुहुर्यान्त्येव संसृतिम् । तस्माद् ब्रह्मास्म्यहं चेत्थं मन्यन्ते किं न पण्डिताः ॥५॥**

---

## અધ્યાય : ૨૭

## અદ્વૈતમતવાદીઓના ધર્મદેવને આક્ષેપયુક્ત પ્રશ્ન. બાલપ્રભુ શ્રીહરિએ અદ્વૈતી વિદ્વાનોને ગર્વખંડન કરતા પૂછેલા પ્રતિપ્રશ્નો.

**અદ્વૈતમતવાદી વિપ્રો બોલ્યા :-** હે વિદ્વન્, ધર્મદેવ ! યોગાદિ છ શાસ્ત્રો અને કઠ-કેન-છાંદોગ્યાદિ ઉપનિષદોના સારરૂપ અને સર્વ ધર્મશાસ્ત્રાદિ ગ્રંથોના નિચોડરૂપ વેદાંત શાસ્ત્રનો અમોએ **તાત્ત્વિક અભ્યાસ** કર્યો છે. (૧)

અતિ સુંદર વેદાંત શાસ્ત્રનો સમગ્ર **ગલિતાર્થ** તો વેદાંતના અધ્યયનમાં આસક્તિવાળા અમોએ, શબ્દ બ્રહ્મ અને પરબ્રહ્મમાં નિષ્ણાત મહાપુરુષો પાસેથી સર્વ પ્રકારે જાણ્યો છે. (૨)

વેદાંત શાસ્ત્રમાં 'બ્રહ્મ સત્ય છે અને જગત મિથ્યા છે' એમ કહ્યું છે. 'જીવ બ્રહ્મ જ છે.' આ પ્રકારે વેદાંતમાં પ્રતિપાદન કર્યું છે. (તે કહ્યું છે કે **''श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रन्थकोटिभिः । ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव नाऽपरः''** આનો **ભાવાર્થઃ** ચિદાત્મક જીવ એક, અને જડાત્મક જગત બીજું એ બન્નેના આધારભૂત બ્રહ્મ, એ ત્રણેની જો સત્યતા સંભવે તો તમોએ માનેલો દ્વૈતમત સિદ્ધ થાય, પણ તેવું નથી. કેમ જે, ચિત્ શબ્દથી તમો જેને જીવ કહો છો તે જ બ્રહ્મ છે. વળી જગત તો શશવિષાણ (સસલાનાં શિંગડાં) તથા ઝાંઝવાના જળની માફક મિથ્યા હોવાથી, કેવળ બ્રહ્મનું જ સત્યપણું ઠરે છે. તેથી તમોએ માનેલો દ્વૈતમત શ્રેષ્ઠ નથી.) (૩)

(દર્પણના અભાવથી મુખનું પ્રતિબિંબ કેવળ મુખજ છે, તેમ જીવ-બ્રહ્મનું પણ ઐક્ય સિદ્ધ છે. બ્રહ્મથી ભિન્ન જે જગત વારંવાર દેખાય છે. તે તો પૃથ્વીની ફાડમાં જળની ભ્રાંતિ, દોરડીમાં સર્પની ભ્રાંતિ, છીપમાં રજતની ભ્રાંતિ, સૂર્યના કિરણોમાં જળની ભ્રાંતિની માફક ભ્રાંતિ જ છે એમ કહે છેઃ) **પૂર્ણ** (''तेनेदं पूर्णम्'' पूर्णमदः'' ઈત્યાદિ શ્રુતિથી બ્રહ્મને પૂર્ણપણે કહેલા છે) **તથા એકરસરૂપ** ('तदेकरसमिति श्रुतेः') **અદ્વિતીય** (''एकमेवाद्वितीय मिति श्रुतेः'' એ શ્રુતિથી સજાતીય-વિજાતીય-સ્વગત ભેદશૂન્ય અદ્વિતીય) **અને પર એવા** (''यस्मात्परं नाऽपरमस्ति किंचिदिति श्रुतेः'' ''परात्परतरं ब्रह्मेति स्मृतेः'' એ શ્રુતિ અને સ્મૃતિથી 'પરથી પણ પર જેનાથી બીજું કોઈ પર નથી' એવા) **પરબ્રહ્મમાં મૂઢ પુરુષો દોરડીમાં જેમ સર્પને ભ્રાંતિથી જુએ છે તેમ જગતને માત્ર ભ્રાંતિથી જ જુએ છે.** (૪)

તેવા, ભ્રાંતિમાત્રથી દ્વૈતભાવને જણાવનારા જગતમાં આસક્તિ(સત્યપણાની પ્રતીતિ)થી **મંદ પુરુષો** વારંવાર સંસૃતિને જ પામે છે. તેથી (સર્વજ્ઞપણાનો ભાવ જણાવતા) પંડિતો **''अहं ब्रह्मास्मि''** હું બ્રહ્મ છું, એમ કેમ ન માને ? (જો તે પંડિતો હોય તો પ્રમાણસિદ્ધ અદ્વૈત મત સત્ય જ માને. પંડિતો ન હોય તો ન માને) (૫)

अद्वैतमतस्माकं वेदान्तागमकीर्त्तितम् । अज्ञात्वा येऽत्र गुरुतां प्राप्तास्तन्न विदन्ति ते ॥६॥ आकर्ण्येति सगर्वं तद् वाक्यं दर्पहरो हरिः । आचार्य्यवर्य्यमित्यूचे पितरं स्वं दयानिधिम् ॥७॥ पितर्द्वैतगुरुत्वं ते खण्डयन्तोऽतिमत्सराः । एते सेर्ष्यं हि विद्वांसो वदन्त्येव स्मयाकुलाः ॥८॥ तस्माद्विद्यागुरुस्त्वं मे वक्तुमाज्ञापयैव माम् । एतत्प्रश्नसमाधानं विधास्ये त्वत्प्रसादतः ॥९॥ तेनेत्युक्तः स हरिणा धर्मस्तत्सारवित्तमः । वक्तुं महाप्रतापं तं प्रैरयत्पाणिसंज्ञया ॥१०॥ ततो वैदुष्यमानास्ते निजाद्वैतमताग्रहाः । तत्तत्त्वाविद इत्यूचुस्तमीड्यं धर्मनन्दनम् ॥११॥

अस्मत्प्रश्नोत्तरं ब्रह्मन् कर्त्तुमावार्द्धिमण्डलम् । नास्ति कोऽपि क्षमो भूमौ विद्वांस्त्वत्पितरं विना ॥१२॥ तस्मादस्माभिरनिशं भूरिकालानुशीलनात् । स्फुरद्वेदागमैः सार्द्धं त्वं वक्तुं न क्षमोऽर्भकः ॥१३॥ एवं निशम्य तद्वाक्यं दर्पमात्सर्यगर्भितम् । दैवाः सभ्याश्च विद्वांसस्तानिदं प्रोचिरे वचः ॥१४॥ एतं पौगण्डवयसं ब्रह्मचर्ये

---

અમારો અદ્વૈતમત વેદાંત શાસ્ત્રથી પ્રમાણભૂત છે. તેને યથાર્થપણે નહિ જાણવા છતાં આલોકમાં આચાર્યપણું (અથવા રાજાએ માન્ય કરેલા હોવાથી ગૌરવ) પામેલા, તમામ શાસ્ત્રોના અભિજ્ઞ ન હોવા છતાં તમામ શાસ્ત્રો જાણનારા હોય તેમ જણાવતા વિદ્વાનો, અદ્વૈતમતનું સ્વારસ્ય જાણી શકતા નથી. (રાજમાન્ય હોવાથી મહત્પણું પામેલા આ ધર્મદેવ સમગ્ર શાસ્ત્રના અર્થને જાણતા જ નથી એવો તેમનો **ગૂઢ અભિપ્રાય** છે.) (૬)

એ પ્રકારે ગર્વયુક્ત અદ્વૈતવાદીઓનું વચન સાંભળીને ગર્વગંજન શ્રીહરિએ, આચાર્યશ્રેષ્ઠ, દયાનિધિ પોતાના પિતા ધર્મદેવને કહ્યુંઃ (''आत्मौपम्येन भूतानि'' જેવા પોતે હોય તેવા જ તમામ ભૂત પ્રાણીમાત્રને જોનારા ધર્મદેવ અદ્વૈતવાદીઓના ગુપ્ત કપટને જાણતા ન હોવાથી પોતે નિષ્કપટ ભાવથી પ્રત્યુત્તરરૂપે કહેવા જાય છે. તેટલામાં પંડિતોના કપટને જાણનારા સ્વયં શ્રીહરિ જ બોલવા લાગ્યાઃ) (૭)

'હે પિતા ! અતિ મત્સરથી તમારો ઉત્કર્ષ સહી ન શકનારા, વિદ્યાના ગર્વથી ક્ષોભિત મનવાળા, તમારા દ્વૈતમતના આચાર્યપણાનું ખંડન કરતાં આ વિદ્વાનો **ઈર્ષાયુક્ત વચનો** કહે છે. (૮)

તેથી એમના **પ્રશ્નનું સમાધાન** કરવા માટે મને જ આજ્ઞા આપો. તમે મારા વિદ્યા ગુરુ છો તેથી તમારી પ્રસન્નતાથી એમના પ્રશ્નનું હું સમાધાન કરીશ.' (૯)

ધર્મદેવને શ્રીહરિએ આ પ્રકારે કહ્યું તેથી પોતાના પુત્ર શ્રીહરિની વિદ્યાગહનતા જાણનારા ધર્મદેવે, મહાપ્રતાપી શ્રીહરિને અદ્વૈતવાદીઓના પ્રશ્નનું સમાધાન કરવા માટે હાથની સંજ્ઞાથી **પ્રેરણા** કરી. (૧૦)

પંડિતપણાના અભિમાનવાળા, પોતાના અદ્વૈતમતના આગ્રહવાળા, શ્રીહરિના સ્વરૂપને યથાર્થ નહીં જાણનારા તે પંડિતો, સ્તુતિ કરવા યોગ્ય ધર્મનંદનને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૧૧)

**અદ્વૈતીઓ બોલ્યા** : 'હે બ્રહ્મન્ ! અમારા પ્રશ્નનો ઉત્તર કરવા માટે સમુદ્ર પર્યંત ભૂમંડળમાં તમારા પિતા વિના કોઈપણ વિદ્વાન સમર્થ નથી. (ધર્મદેવ ઉપર પ્રીતિવાળા રાજાને ઉપરથી સારું લગાડવા આ પ્રશસ્તિ વાક્ય બોલ્યા એમ જાણવું.) (૧૨) તેથી હે વર્ણિન્ ! ઘણાં સમયપર્યંત અહોરાત્રી અભ્યાસ કરવાથી વેદ-શાસ્ત્રના અર્થોને સ્પષ્ટ જાણનારા અમારી સાથે વાદ કરવા માટે તમો સમર્થ નથી.' (તમારા જેવા બાળક સાથે વિવાદ કરવાથી લોકો પણ અમારી નિંદા કરે.) (૧૩)

ગર્વ અને મત્સર યુક્ત આસુરી સંપત્તિના ભાવવાળું અદ્વૈતવાદી પંડિતોનું વચન સાંભળીને, સભામાં બેઠેલા દૈવી સંપત્તિવાળા **વિદ્વાનોએ** તે પંડિતોને કહ્યુંઃ (૧૪) 'હે વિદ્વાનો ! પોતાના નૈષ્ઠિક વ્રતાદિ સદાચારનું પાલન, તથા

विराजितम् । माऽवजानीत नैवेक्ष्यं वयस्तेजस्विनां बुधाः ॥१५॥ यस्मात्सद्‌गुणसम्पन्ना वयसो नास्त्वपि ध्रुवम् । मान्या वृद्धैरपि ततो नावज्ञेयोऽयमुत्तमः ॥१६॥ महान्तोऽप्यल्पवयसो महत्कार्यं हि कुर्वते । यथा पादद्वयेनेदं वामनोऽलङ्घयज्जगत् ॥१७॥ पार्थेरितो नृरूपोऽग्निर्ददाह खाण्डवं यथा । यथाऽल्पीयानपि शरो हन्ति मर्त्यं महत्तरम् ॥१८॥ वज्रं यथाऽल्पमप्यद्रीन् महिष्ठान्वै भिनत्त्यलम् । सिंहो यथाऽल्पदेहः सन् महतो हन्त्यपि द्विपान् ॥१९॥ तथा न्यूनोऽपि वयसा भूरिवीर्य्यो जनः सुधीः । कर्तुं महत्तरं कार्यं समर्थोऽस्तीति बुध्यताम् ॥२०॥

पूर्वं बालावपि यथा जघ्नतू रामलक्ष्मणौ । रक्षांसि चावधीद् दैत्यान् यथा कृष्णोऽपि शैशवे ॥२१॥ तथाऽद्याप्यूनवयसो हरेरेव प्रसादतः । अतिमर्त्त्यं नराः प्राज्ञाः कार्यं कर्त्तुं किलेशते ॥२२॥ तस्मान्नैवास्ति वयसा गौरवं देहिनां बुधाः । श्रैष्ठ्यं चाप्यल्पवयसां शक्तिवीर्यादिसद्गुणैः ॥२३॥ अतो बाल्येऽप्यसौ धीमांस्तपोविद्यादिसद्गुणैः । अस्ति प्रतापनिलयो नावज्ञातुं किलोचितः ॥२४॥

---

સત્શાસ્ત્રાભ્યાસ સંબંધી સમૃદ્ધિની શોભાવાળા વર્ણિવેશવાળા આ ધર્મપુત્રની અવજ્ઞા કરશો નહીં. કારણ કે તેજસ્વીઓની ઉંમર કદાપિ જોવા યોગ્ય નથી. (૧૫) જેથી સદ્‌ગુણ સંપન્ન વ્યક્તિઓ વયથી નાના હોય તોપણ વૃદ્ધોએ પણ નિશ્ચય માનવા યોગ્ય છે. માટે આ ઉત્તમ પુરુષ છે. તો તેમની અવજ્ઞા કરવી નહીં. (જેમ ઈન્દ્રગોપ(કીટ)ના પરિમાણવાળા અગ્નિમાં વનપર્વતે સહિત સમગ્ર પૃથ્વીને બાળવાની શક્તિ છે, તેમ બાલ્યાવસ્થા હોવા છતાં પણ આ શ્રીહરિ સમગ્ર શાસ્ત્રના જ્ઞાતા છે. માટે તમારે તેમની અવજ્ઞા કરવી યોગ્ય નથી.) (૧૬) જેમ વામનજી ભગવાને બે પગલાંથી આ જગત (સમગ્ર પૃથ્વીના તળને પણ) આવરી લીધું, તેજ પ્રકારે મહાન પુરુષો અલ્પવયવાળા હોવા છતાં પણ મોટું કાર્ય કરે છે. (૧૭)

અર્જુને પ્રેરણા કરેલા મનુષ્ય સમાન આકારવાળા અગ્નિએ, ઈન્દ્રનું અતિ મોટું ખાંડવ વન બાળી નાંખ્યું. વળી મનુષ્યના કરતાં પરિમાણમાં અલ્પ હોવા છતાં પણ બાણ, અતિ મોટા માણસને હણે છે. (૧૮) જેમ અલ્પ પરિમાણવાળું વજ્ર અતિમોટા પર્વતોને પણ પરિપૂર્ણ ભેદી નાંખે છે; જેમ સિંહ અલ્પ દેહવાળો હોય છે છતાં પણ અતિ સ્થૂળ દેહવાળા હાથીઓને હણે છે. (૧૯)

તેજ પ્રકારે ઉંમર નાની હોય છતાં પણ બુદ્ધિમાન માણસ ઘણાં પરાક્રમ યુક્ત થકો અત્યંત મોટાં કાર્યો કરવા માટે સમર્થ થાય છે, એમ તમે જાણો. (૨૦)

જેમ પૂર્વે બાલ્યાવસ્થામાં રામ, લક્ષ્મણ બન્નેએ ઘણા મોટા રાક્ષસોને પણ હણ્યા હતા. વળી શિશુ અવસ્થામાં કૃષ્ણે પણ મોટા અસુરોને હણ્યા હતા. (૨૧)

તે જ પ્રકારે આ સમયમાં પણ અલ્પ વયના વિદ્વાન માણસો કેવળ શ્રીહરિની પ્રસન્નતાથી જ મનુષ્યોથી અસંભવિત કાર્ય કરવા માટે નિશ્ચય સમર્થ થાય છે. (૨૨)

તેથી હે વિદ્વાનો ! મનુષ્યોનું ગૌરવ વયથી નથી. અલ્પવયવાળાઓ પણ શક્તિ-વીર્યાદિ સદ્‌ગુણોથી સદા શ્રેષ્ઠ જ હોય છે. (૨૩)

હે વિદ્વાનો ! તેથી આ ધર્મપુત્ર વર્ણી બાળક છે છતાં પણ બુદ્ધિમાન, તપ-વિદ્યાદિક સદ્‌ગુણોથી યુક્ત છે. પ્રતાપના સ્થાનભૂત છે, તેથી તેમની અવજ્ઞા કરવી યોગ્ય નથી.' (૨૪)

तैर्हरेरित्थमुदितां प्रशंसां ते विपश्चितः । अद्वैतवादिनः श्रुत्वा प्रोचुरेवं तमच्युतम् ॥२५॥ ब्रह्मन्नेते तथा सभ्यास्त्वां प्रशंसन्ति पण्डिताः । तथा यर्हि त्वयि गुणा भवेयुः सज्जनोचिताः ॥२६॥ तदा विद्वत्समज्यायां वेदवेदाङ्गपारगैः । अस्माभिरेव कर्त्तव्यस्त्वया वादो मनीषिणा ॥२७॥ तवोपहासविषयं वाक्यमेषां यदा भवेत् । तदा रक्ष्यं त्वया मौनं स्वश्रेष्ठ्यावनसाधनम् ॥२८॥ इत्थं महास्मयोपेतं श्रुत्वा तेषां वचो हरिः । मत्सराक्रान्तमनसो व्याजहारेति तान् वचः ॥२९॥ दैवाधीनौ बुधा यस्माद्वर्त्तेते हि जयाजयौ । तस्मात्कार्यो न युष्माभिर्गर्व एवं मनीषिभिः ॥३०॥

विद्या ह्यापि विशदा सावद्याऽस्ति विनाऽऽर्ज्जवम् । अतो गर्वस्तु विद्याया नोचितोऽस्ति विपश्चिताम् ॥३१॥ यथोत्पन्नफलव्राता नम्रतां यान्ति भूरुहाः । यथाऽम्बुदाश्च सजला विद्यावन्तस्तथा नराः ॥३२॥ न स्तुवन्ति गुणान् स्वीयान् पण्डिता दीर्घदर्शिनः । यतोऽस्ति स्वगुणश्लाघा स्वीयपुण्यविनाशिनी ॥३३॥ श्वित्रो रूपमिवोद्धत्यं हन्ति शोभां विपश्चिताम् । तस्मात्प्राज्ञैस्तु विनयो रक्षणीयो विभूषणम् ॥३४॥

---

આ પ્રમાણે દૈવી સંપત્તિવાળા પંડિતોએ કરેલી શ્રીહરિની પ્રશંસા સાંભળીને, અદ્વૈતવાદી **વિદ્વાનોએ** અચ્યુત શ્રીહરિને કહ્યું: (૨૫)

‘હે બ્રહ્મન્ ! આ સભ્ય પંડિતો તમારી જેવી પ્રશંસા કરે છે તેવા સજ્જનોને યોગ્ય ગુણો તમારામાં હોય તો. (૨૬) હે બ્રહ્મન્ ! આ વિદ્વત્સભામાં વેદ-વેદાંગના પારંગત અમારી સાથે બુદ્ધિશાળી તમોએ વાદ કરવો જ. (૨૭) આ વિદ્વાનોના વાક્યોથી કદાચ તમારો ઉપહાસ થાય ત્યારે, પોતાના શ્રેષ્ઠપણાનું રક્ષણ કરનાર, મૌન તમારે સેવવું. (‘‘मौनं सर्वार्थसाधनम्’’ એમ અભિયુક્તો(જ્ઞાનીઓ)એ કહ્યું છે.)’ (૨૮)

આવી રીતે તેમનું મહા ગર્વેયુક્ત વચન સાંભળીને શ્રીહરિએ મત્સરાવિષ્ટ મનવાળા તે વિદ્વાનોને કહ્યું. (૨૯)

હે પંડિતો ! જય-પરાજય તો દૈવાધીન છે. માટે તમો વિદ્વાનોએ આ પ્રકારે **ગર્વ** કરવો નહીં. (‘‘युयुत्सतां कुत्रचिदाततायिनां जयः सदैकत्र नवै परात्मनाम् । विनैकमुत्पत्तिलयस्थितीश्वरं सर्वज्ञमाद्यं पुरुषं सनातनम्’’ અર્થાત્ યુદ્ધ કરતા જનોમાં ક્યારેક આતતાયીનો જય થાય છે, હંમેશાં શ્રેષ્ઠાત્માઓનો જય થતો નથી; ઉત્પત્તિ-લય અને સ્થિતિના નિયામક સનાતન, સર્વજ્ઞ, આદિ પુરુષ (-પરમાત્મા) વિના કોઈનો સદા જય થતો નથી એમ ભાગવતમાં કહ્યું છે.) (૩૦)

હે વિદ્વાનો ! મનની સરળતા વિના શુદ્ધ હૃદયંગમ થયેલી વિદ્યા પણ નિંદિત છે. માટે પંડિતોને વિદ્યાનો ગર્વ તો સર્વથા યોગ્ય નથી. (‘‘विद्यागर्वः क्षणस्थायी’’ એમ સજ્જનોની ઉક્તિ છે.) (૩૧)

(વિદ્વાનોને વિદ્યાગુણથી વિનય-નમ્રતા જ યોગ્ય છેઃ) હે વિદ્વાનો ! જેમ ફળોથી લચી પડતાં વૃક્ષો **નમ્ર** બની નીચે નમે છે, જળથી ભરેલાં મેઘ પણ નમ્ર બની નીચે પડે છે (વર્ષે છે); તેમજ વિદ્યાવાળા જનો પણ સદા નમ્ર જ બને છે. (માટે વિદ્વાનોને તો વિનયપૂર્વક નમ્રતા એ જ ભૂષણ છે.) (૩૨)

દીર્ઘદર્શી પંડિતો પોતાના ગુણોની પ્રશંસા કરતા નથી. કારણ કે પોતાના ગુણનાં વખાણ પોતાના પુણ્યનો નાશ કરે છે. (‘‘निन्दान्यस्यात्मनः श्लाघा द्वयं सुकृतनाशकृत्’’ એમ વ્યાસજીની ઉક્તિ છે.) (૩૩) ધોળા કોઢનો રોગ જેમ રૂપનો નાશ કરે છે, તેમ ઉદ્ધતપણું વિદ્વાનોની શોભાનો નાશ કરે છે. તેથી આભૂષણરૂપ **વિનય** તો પ્રાજ્ઞોએ અવશ્ય રાખવા યોગ્ય છે. (૩૪)

गर्वस्तथापि युष्माकं यदा स्यात्तर्हि पण्डिताः । भवत्प्रोक्तेऽत्र सिद्धान्ते योग्यान् प्रश्नान् करोम्यहम् ॥३५॥ तदुत्तराणि युष्माभिर्विधेयानि यथाऽऽगमम् । ततो ज्ञास्याम्यहं युष्मान् वेदान्तागमकोविदान् ॥३६॥ इत्युक्तास्तेन विद्वांसस्तमित्यूचुर्हरिं वचः । वेदान्तशास्त्रमस्माकं वर्त्तते स्फुरितं सदा ॥३७॥ महाभ्यासेन तद्धार्दं प्रसादेन गुरोस्तथा । समग्रमेव विज्ञातं ब्रह्मन्नस्माभिरञ्जसा ॥३८॥ तस्मात्तद्विषयाणां ते प्रश्नानामेव सर्वशः । समाधानं विधास्यामो यथाशास्त्रं बुधा वयम् ॥३९॥

स इत्याकर्ण्य तद्वाक्यं ★[१]सदर्पं गर्वगञ्जनः । स्मयन् पश्यंश्च ऋजुना चक्षुषाऽऽहेति तान्वचः ॥४०॥ एकवेदान्तविज्ञाः स्थ यूयं वेदान्तवेदिनः । भवाम्युभयवेदान्तविदहं कृपया गुरोः ॥४१॥ चलनीयं न तन्न्यायादित्युक्त्वा तान्बुधान् वचः । अपृच्छत्तानिति प्रश्नान् ★[२]सर्वविद्योदयो हरिः ॥४२॥ सत्यं ब्रह्मेति युष्माभिर्यदुक्तं कीदृशं नु तत् । अस्ति मूर्तममूर्तं वा क्रियायुक्तं च निष्क्रियम् ॥४३॥ जगन्मिथ्येति यत्प्रोक्तं किञ्चिद्वस्त्वस्ति वा न तत् । रज्जुसर्पभ्रमसमं तद्वाऽनित्यं नु वर्त्तते ॥४४॥

---

હે પંડિતો ! તો પણ જો તમોને ગર્વ હોય તો તમોએ કહેલા અદ્વૈત સિદ્ધાંતમાં **યોગ્ય પ્રશ્નો** હું તમોને પૂછું છું. (૩૫) તે પ્રશ્નોના પ્રત્યુત્તર તમારે શાસ્ત્ર પ્રમાણે આપવા. મારા પ્રશ્નોના ઉત્તર યથાર્થ કરશો પછી જ તમોને હું વેદાંત શાસ્ત્રના વિદ્વાનો જાણીશ. (૩૬)

આ પ્રકારે શ્રીહરિએ તે વિદ્વાનોને કહ્યું, ત્યારે તે વિદ્વાનો શ્રીહરિને કહેવા લાગ્યા; હે વર્ણિન્ ! અમોને વેદાંત શાસ્ત્ર હંમેશાં સ્ફુરાયમાન છે. (૩૭)

હે બ્રહ્મન્ ! અત્યંત અભ્યાસથી તેમજ ગુરુની પ્રસન્નતાથી સમગ્ર વેદાંત શાસ્ત્રનું રહસ્ય અમોએ તત્ત્વથી જાણ્યું છે. (૩૮) તેથી તમારા વેદાંત શાસ્ત્ર સંબંધી તમામ પ્રશ્નોનું સમાધાન અમો વિદ્વાનો શાસ્ત્ર પ્રમાણે કરીશું. (૩૯)

ગર્વગંજન શ્રીહરિ આ પ્રકારે ગર્વ યુક્ત તે પંડિતોનું વચન સાંભળીને મંદ હાસ્ય કરતા થકા સરળ નેત્રથી તેમના તરફ દૃષ્ટિ કરીને તેમને કહેવા લાગ્યાઃ (૪૦)

'હે વેદાંત જાણનારા પંડિતો ! તમો કેવળ અદ્વૈત પ્રતિપાદન કરનારા વેદાંત ગ્રંથોને જાણનારા છો. હું તો મારા ગુરુ જે મારા પિતા તેમની કૃપાથી **ઉભય વેદાંત** (અદ્વૈત પ્રતિપાદક તથા દ્વૈત પ્રતિપાદક) બન્ને **શાસ્ત્રો**ને જાણું છું. (૪૧) તેથી તમોએ આ વાદમાં ન્યાય માર્ગનું ઉલ્લંઘન કરવું નહીં.' આવું વિદ્વાનોને વચન કહીને સર્વ વિદ્યાઓનો પ્રાદુર્ભાવ જેમના થકી છે એવા શ્રીહરિએ, વિદ્વાનોને **પ્રશ્નો** પૂછ્યા. (૪૨)

હે પંડિતો ! તમોએ બ્રહ્મ સત્ય કહ્યું, તે બ્રહ્મ તમોએ કેવા પ્રકારનું માનેલું છે ? આ **પહેલો પ્રશ્ન.** તે બ્રહ્મ સાકાર છે કે નિરાકાર છે ? એ **બીજો પ્રશ્ન;** તે બ્રહ્મ સક્રિય છે કે નિષ્ક્રિય છે ? એ **ત્રીજો પ્રશ્ન** છે. (૪૩)

જગત મિથ્યા છે એમ જે તમોએ કહ્યું તે જગત કાંઈ વસ્તુ છે કે નથી ? એ **ચોથો પ્રશ્ન** છે. તે જગત રજ્જુમાં સર્પની માફક આભાસમાત્ર છે ? (એ **પાંચમો પ્રશ્ન**) અથવા તે જગત અનિત્ય છે કે કેમ ? (આ **છઠ્ઠો પ્રશ્ન.**) (૪૪)

---

★१. ''सहर्षं'' इति ब पाठः ।

★२. ''सर्वविद्यो दयानिधिः'' इति (ब) पाठान्तरम् ।

जीवो ब्रह्मेति यत्प्रोक्तं स जीवः कोऽस्ति वस्तुतः । ब्रह्मत्वं वास्तवं तस्य प्राप्यं तद्वाऽस्ति साधनैः ॥४५॥ अब्रह्मण्यपि तस्मिंस्तद् ब्रह्मत्वं त्वौपचारिकम् । उत्तराणि विधत्तैषां प्रश्नानां यूयमञ्जसा ॥४६॥ एवं तद्वचनं श्रुत्वा विद्वांसस्ते समत्सराः । प्रोचुराश्चर्यनिवहं तमित्थं सर्ववित्तमम् ॥४७॥ श्रुतिस्मृतिष्वेकमेवाद्वितीयं ब्रह्म कीर्त्तितम् । सजातीय-विजातीय-स्वगताख्यभिदोज्झितम् ॥४८॥

अस्ति पूर्णमनन्तं तन्निराकारं तथाक्षरम् । परं चाक्रियमानन्दं ज्ञानरूपमविक्रियम् ॥४९॥ तन्मायया जगत्तस्मिन् भ्रान्त्या रज्जुभुजङ्गवत् । आभाति तत्सदा मिथ्या नास्ति किञ्चिद्धि वस्तु तत् ॥५०॥ सन्त्यंशा ब्रह्मणो जीवास्तस्मादग्नेः स्फुलिङ्गवत् । ब्रह्मणः प्रतिबिम्बानि जीवा इत्युक्तमस्त्यपि ॥५१॥

---

જીવ બ્રહ્મ છે એમ જે તમોએ કહ્યું તે જીવ વસ્તુતાએ કોણ છે ? એ **સાતમો પ્રશ્ન;** તે જીવનો બ્રહ્મભાવ તમોએ કહ્યો તે અનાદિ સિદ્ધ છે ? (એ **આઠમો પ્રશ્ન**) અથવા જીવને બ્રહ્મપણું સાધનોથી પ્રાપ્ય છે ? (એ **નવમો પ્રશ્ન.**) (૪૫) અથવા સ્વભાવથી (સ્વાભાવિકપણે) બ્રહ્મભાવથી રહિત તે જીવમાં બ્રહ્મપણું શાખાચંદ્ર ન્યાયથી ઔપચારિક છે ? એ **દશમો પ્રશ્ન** છે. હે વિદ્વાનો ! આ **દશ પ્રશ્નો**ના તમો તત્ત્વથી **ઉત્તરો** આપો. (૪૬)

આવું શ્રીહરિનું વચન સાંભળીને તે મત્સરવાળા વિદ્વાનો શ્રીહરિના આ પ્રશ્નોથી જ આશ્ચર્યવત્ બની ગયા અને સ્વભાવથી સર્વશ્રેષ્ઠ સર્વજ્ઞ શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૪૭)

**અદ્વૈત વાદીઓ કહે છે :** 'હે વર્ણિન્ ! શ્રુતિ-સ્મૃતિઓમાં એક જ **અદ્વિતીય** બ્રહ્મ કહેલું છે; અને તે બ્રહ્મ સજાતીય-વિજાતીય-સ્વગત **ભેદશૂન્ય** છે, (આ **પ્રથમ પ્રશ્નનો ઉત્તર** છે.) (૪૮)

તે બ્રહ્મ, પૂર્ણ, અનંત, નિરાકાર, તથા અક્ષર, પરમ, નિષ્ક્રિય, આનંદરૂપ, જ્ઞાનરૂપ તથા નિર્વિકાર છે એમ શ્રુતિ-સ્મૃતિઓમાં પ્રતિપાદન કર્યું છે. (અદ્વૈતીઓના મતે :- બ્રહ્મ કેવું છે ? તો બ્રહ્મ સજાતીય-વિજાતીય-સ્વગત **ભેદશૂન્ય** છે. એ **પ્રથમ પ્રશ્નનો ઉત્તર** છે. બ્રહ્મ મૂર્ત છે કે અમૂર્ત છે ? તેનો ઉત્તર બ્રહ્મ **નિરાકાર** છે. એ **બીજા પ્રશ્નનો ઉત્તર** છે. બ્રહ્મ સક્રિય છે કે નિષ્ક્રિય છે ? **નિષ્ક્રિય** છે, એ **ત્રીજા પ્રશ્નનો ઉત્તર** છે.) (૪૯)

જગત માયાથી ઉત્પન્ન થયેલી ભ્રાંતિ વડે બ્રહ્મમાં પ્રતીત થાય છે, જેમ અંધકારાદિના દોષથી ઉત્પન્ન થયેલા ભ્રમથી રજ્જુમાં સર્પની પ્રતીતિ થાય છે તેમ; પરંતુ ત્રણેય કાળમાં તે (જગત) મિથ્યા પ્રતીત થાય છે. તેથી જગત કંઈ વસ્તુ જ નથી. (''अमूलमेतद् बहुरूपरूपितम्'' तथा अविद्यमानोप्यवभासते यो वैकारिको राजससर्ग एषः'' એમ શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના અ.૨૮માં કહેલું છે. આથી : જગત કાંઈ વસ્તુ છે કે નથી ? એ **ચોથા પ્રશ્નનો ઉત્તર** વસ્તુ નથી. **પાંચમો પ્રશ્ન** જગત રજ્જુમાં સર્પની માફક આભાસમાત્ર છે કે કેમ છે ? આ **પાંચમા પ્રશ્નનો ઉત્તર** રજ્જુમાં સર્પની માફક જગત આભાસ માત્ર છે. **છઠ્ઠો પ્રશ્ન** જગત અનિત્ય છે કે કેમ ? **તેનો ઉત્તર** જગત મિથ્યા છે.) (૫૦)

અગ્નિ થકી સ્ફુલિંગો (તણખાઓ) જેમ ઉત્પન્ન થાય છે તેમ બ્રહ્મ થકી તેના અંશભૂત જીવો ઉત્પન્ન થાય છે, એમ કહ્યું છે. તથા જીવો બ્રહ્મના પ્રતિબિંબો છે. એમ પણ કહેલું છે. (''यथार्चिषोऽग्नेः सवितुर्गभस्तयो निर्यान्ति संयात्यसकृत् स्वरोचिषः । तथा यतोऽयं गुणसंप्रवाहः'' इति । (ભાગ. ૮।૩।૨૩) विश्वं वै ब्रह्मतन्मात्रमिति च।'' એમ ભાગવતમાં કહ્યું છે, आबाधितोऽपि ह्याभासो यथा वस्तुतया स्मृतः'' એમ પણ ત્યાં કહેલું છે. **સાતમો પ્રશ્ન** તે જીવ કોણ છે ? તો જીવો બ્રહ્મના અંશ અથવા બ્રહ્મના પ્રતિબિંબો છે એ **સાતમા પ્રશ્નનો ઉત્તર** છે.) (૫૧)

तस्मात्स्वमायया नूनं जीवरूपेण तद् बृहत् । नाना भाति ततो जीवा ब्रह्मरूपाः पुराऽभवन् ॥५२॥ जीवत्वं तेऽथ संप्राप्ता गुरुं लब्ध्वा हि साधनैः । श्रवणाद्यैर्लभन्ते तत्प्रसादाद् ब्रह्मरूपताम् ॥५३॥

जीवे हि ब्रह्मभावस्यानादित्वान्नोपचारता । तस्यास्तीति विचारात्तु वेदान्तस्य विनिश्चितम् ॥५४॥ सदेव सोम्येदमिति श्रुतिरत्र प्रमाणिका । निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं त्विति श्रुतिः ॥५५॥

---

તે માટે બ્રહ્મ પોતાની માયાથી, જીવ રૂપે (અનેક પ્રકારે) ભાસમાન થાય છે એ નિશ્ચિત છે, તેથી જીવો પૂર્વે બ્રહ્મ હતા. (જીવનું બ્રહ્મપણું વાસ્તવિક છે કે અનિત્ય છે ? એ **આઠમા પ્રશ્નનો ઉત્તર**-જીવ બ્રહ્મ જ છે. જીવ સંજ્ઞા તો પોતાની માયાથી છે.) (૫૨)

જીવભાવને સંપૂર્ણતઃ પામેલા બ્રહ્મના અંશો અથવા બ્રહ્મના પ્રતિબિંબરૂપ જીવો, શબ્દ બ્રહ્મ અને પર બ્રહ્મના નિષ્ણાત આચાર્યની પ્રાપ્તિપૂર્વક તેમના ઉપદેશથી શ્રવણ-મનન-નિદિધ્યાસાદિ સાધનો વડે, ગુરુની પ્રસન્નતાથી ફરીથી બ્રહ્મભાવને પામે છે. (તે **સનત્ સુજાતીય વિવરણ**ના આરંભમાં પૂજ્યપાદ શંકરાચાર્યજીએ કહ્યું છે કે સ્વાભાવિક, ચિદાનંદ, અદ્વિતીય, બ્રહ્મરૂપ એવો પણ આત્મા, પોતાને આશરેલી-સ્વાનુભવગમ્ય માયાના આભાસથી, સ્વતઃ સિદ્ધ ચિદાનંદ, અદ્વિતીય, બ્રહ્માત્મ સ્વભાવથી ચ્યુત થઈ, અનાત્મરૂપ દેહાદિકમાં આત્મબુદ્ધિ પામે છે. એ રીતે સમગ્ર પુરુષાર્થથી રહિત થઈ, સમગ્ર અનર્થોથી યુક્ત બની, અવિદ્યા રૂપી કર્મથી કલ્પિત સાધનો વડે રાગયુક્ત ઈષ્ટ પ્રાપ્તિ અને દ્વેષ યુક્ત અનિષ્ટનો ત્યાગ, તે પ્રકારના સંકલ્પોની પૂર્તિની આશા રાખતો જીવ લૌકિક, વૈદિક સાધનોના અનુષ્ઠાનથી પણ પરમ પુરુષાર્થ મોક્ષને તો નથી જ પામતો. અને મગરમચ્છાદિ વડે ગળેલું પ્રાણી જેમ આમતેમ ખેંચાય છે, તેમ રાગ-દ્વેષાદિ વડે આમતેમ ખેંચાતો જીવ દેવ-મનુષ્ય-પશુ, આદિક ભેદથી ભિન્ન વિવિધ પ્રકારની યોનિઓમાં વારંવાર ભમતો, અતિશય મોહ પામતો, સંસૃતિમાં અટવાતો કોઈ પુણ્યના પ્રભાવથી, વેદમાં કહેલા ઈશ્વરને માટે કરેલા કર્માનુષ્ઠાનથી - જેના રાગાદિ દોષો નાશ પામ્યા છે. વળી આ લોકના અનિત્યના જ્ઞાનથી- આ લોક અને પરલોકના ભોગમાં જેને વૈરાગ્ય ઉત્પન્ન થયો છે એવો થકો, તે વેદાંતથી પ્રતીયમાન બ્રહ્મવિત્ આચાર્યના સમાગમપૂર્વક તેમની આજ્ઞાને અનુસરીને વેદાંતના શ્રવણ-મનન-નિદિધ્યાસાદિકથી ''अहं ब्रह्मास्मि'' હું બ્રહ્મ છું. એમ બ્રહ્માત્મ તત્ત્વને જાણી, અજ્ઞાન અને અજ્ઞાનના કર્મથી નિવૃત્ત થઈ, બ્રહ્મરૂપ થાય છે. એમ વેદાંતની મર્યાદા છે.) (જીવને બ્રહ્મપણું સાધનોથી પ્રાપ્ય છે ? એ **નવમા પ્રશ્નનો ઉત્તર** જીવો પૂર્વે બ્રહ્મરૂપ હતા. છતાં માયાથી જીવભાવને પામ્યા છે. તેથી ગુરુની પાસે જઈને તેમના થકી વેદાંત શ્રવણ વગેરે સાધનોથી ફરીથી બ્રહ્મભાવને પામે છે. એ નવમા પ્રશ્નનો ઉત્તર છે.) (૫૩)

જીવમાં બ્રહ્મભાવનું અનાદિપણું હોવાથી બ્રહ્મભાવનું શાખાચંદ્ર ન્યાયથી ઉપચારપણું નથી. આ પ્રમાણે અમોએ વેદાંતના વિચારથી નિર્ણય કર્યો છે. (અબ્રહ્મરૂપ જીવમાં બ્રહ્મપણું ઉપચારથી છે કે, સ્વાભાવિક છે ? એ **દસમા પ્રશ્નના ઉત્તરમાં** જીવમાં બ્રહ્મપણું સ્વાભાવિક છે. ઔપચારિક નથી.) (૫૪)

(હવે દસ પ્રશ્નના કરેલા ઉત્તરોના સર્વે અર્થોમાં શ્રુતિ-સ્મૃત્યાદિનાં પ્રમાણો કહે છેઃ) અત્રે 'એક જ અદ્વિતીય છે' એ અર્થમાં '' सदेव सोम्येदं'' એ શ્રુતિ પ્રમાણભૂત છે. (તેવી રીતે છાંદોગ્યમાં સદ્‌વિદ્યામાં ''सदेव सोम्येदमग्र आसीद् एकमेवाद्वितीयम्'' ઈત્યાદિ એકમ્ એ પદથી આત્માન્તર પ્રતિયોગિક **સજાતીય ભેદ** નિષેધ કરાય છે. ''एव'' પદથી આનંદાદિ

श्रुतिरस्ति निराकारं ब्रह्मेत्येवं महामते । तथा विज्ञानमानन्दं ब्रह्मेत्यस्त्यपरा श्रुतिः ॥५६॥ श्रुतिश्च वर्ततेऽस्थूलमनण्वित्यपि शास्त्रवित् । श्रुतयस्तत्त्वमस्याद्याः प्रमाणं चाऽत्र भूरिशः ॥५७॥

न यत्पुरस्तादुत यन्न पश्चादिति च स्मृतिः । स्वमायया सृष्टमिति प्रमुख्याः स्मृतयस्तथा ॥५८॥ इत्यस्माभिः समाधानं त्वत्प्रश्नानां कृतं स्फुटम् । अत्र चेत्संशयः कश्चित्तदा तं ब्रूहि सन्मते ॥५९॥

---

ધર્મ પ્રતિયોગિક **સ્વગત ભેદ**નો નિષેધ કરાય છે. ''अद्वितीय'' પદથી પ્રતિયોગિક **વિજાતીય ભેદ** નિષેધ કરાય છે. આવી રીતે છાંદોગ્યની અર્થ પ્રકાશિકા નામની ટીકામાં કહેલું છે,) તેમજ ''निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्'' એવી શ્રુતિ શ્વેતાશ્વતરોપનિષદના છઠ્ઠા અધ્યાયમાં છે. (૫૫)

હે મહાબુદ્ધિશાળી ! 'નિરાકાર બ્રહ્મ છે' તેને પ્રતિપાદન કરનારી શ્રુતિ અન્ય ઉપનિષદમાં છે. તેવી જ રીતે ''विज्ञानमानन्दं ब्रह्म'' એ પ્રકારની બીજી શ્રુતિ બૃહદારણ્યકમાં છે. (૫૬)

હે શાસ્ત્રવિત્ ! ''अस्थूलम्, अनणु, ब्रह्म'' ઈત્યાદિ પણ શ્રુતિ છે. (બૃહદારણ્યોપનિષદમાં ''स होवाच एतद्वै तदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्त्यस्थूलमनण्वह्रस्वमदीर्घमलोहितमस्नेहमच्छायमतमोऽवाय्वनाकाशमसङ्गम-स्पर्शमगन्धमरसमचक्षुष्कमश्रोत्रमवागमनोऽतेजस्कमप्राणममुखमनामाऽगोत्रमजरममरमभयममृतमरजो-ऽशब्दमविवृतमसंवृतमपूर्वमनन्तरमबाह्यमिति'' 'યાજ્ઞવલ્ક્યે કહ્યું, હે ગાર્ગી ! જેની અંદર આકાશ તાણા વાણાની પેઠે વણાયેલું છે. તેને બ્રાહ્મણો અક્ષર (અવિનાશી) કહે છે. તે જાડું નથી, ઝીણું નથી, ટૂંકું નથી. લાંબું નથી, રાતું નથી, પ્રવાહી નથી, છાયાવાળું નથી, અંધારાવાળું નથી, પવનવાળું નથી, આકાશવાળું નથી, કશાથી લેપાય એવું નથી, તેને સ્પર્શ નથી, ગંધ નથી, રસ નથી, આંખ નથી, કાન નથી, વાચા નથી, મન નથી, તેજ નથી, પ્રાણ નથી, મુખ નથી, નામ નથી, ગોત્ર નથી, તેનામાં અંદર ને બહાર એવા ભેદ નથી.' ઈત્યાદિ) તેમજ ''तत्त्वमसि'' ''તે તું છે.'' ઈત્યાદિ ઘણી શ્રુતિઓ પૂર્વોક્ત શાસ્ત્રાર્થમાં (=અદ્વૈત સિદ્ધાંતમાં) પ્રમાણભૂત છે. (આદિ શબ્દથી ''ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं'' આ પરિદૃશ્યમાન જગત ''एतदात्मक'' છે તે સત્ય છે.'' ''અહીંયાં વિવિધ પ્રકાર કંઈ છે જ નહીં. જે ભેદથી નાના પ્રકારો જુએ છે, તે મૃત્યુથી મૃત્યુને પામે છે, અર્થાત્ સંસારને પામે છે.'' ''જ્યાં દ્વૈત (બે) હોય છે ત્યાં બીજો બીજાને જુએ છે, જ્યાં સર્વત્ર આત્મા જ છે, ત્યાં કોણ કોને જુએ ?'' ''ઈન્દ્ર માયા વડે ઘણાં રૂપો પામે છે.'' એ આદિક શ્રુતિઓ અદ્વૈત મતને પ્રતિપાદન કરનારી છે.) (૫૭)

તેમજ ''न यत् पुरस्तादुत यन्न पश्चात्'' જે પૂર્વમાં નથી જે પાછળ પણ નથી, આવી સ્મૃતિ છે. તથા ''स्वमायया सृष्टम्'' પોતાની માયાથી સૃજ્યું છે, ઈત્યાદિ સ્મૃતિઓ છે. (ભાગવતના એકાદશ સ્કંધમાં ''न यत्पुरस्तादुत यन्न पश्चान्मध्ये च तत्तद् व्यपदेशमात्रम् । भूतं प्रसिद्धं च परेण यद्यत्तदेव तत्स्यादिति मे मनीषेति'' स्वमायया सृष्टमिदं सदसल्लक्षणं प्रभुः । प्रविष्ट ईयते तत्तत्सरूपोऽग्निरिवैधसि'' इति च । આ પ્રમાણે કહ્યું છે.) (૫૮)

હે વર્ણિન્ ! આ પ્રમાણે અમોએ તમારા પ્રશ્નોનું જેમ છે તેમ સ્પષ્ટ **સમાધાન** કર્યું છે. હે સન્મતે ! આમાં કોઈ સંશય હોય તો અમોને કહો.' (૫૯)

**इत्थमेव स निशम्य तदीयं वाक्यमार्यजनकीर्त्तितकीर्त्तिः । द्वैतमार्गतरणिर्हरिकृष्णस्तान् वचः समवदन्निति राजन् ॥६०॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे काशीयविद्वत्प्रतिपादिताद्वैतमते श्रीहरिप्रदर्शितदूषणनिरूपणनामा सप्तविंशोऽध्यायः ॥२७॥

## ॥ अथाष्टाविंशोऽध्यायः ॥

**( अष्टाविंशेऽद्वैतमतखण्डनं हरिणा कृतम् । सूत्रश्रुतिस्मृतिप्रोक्तयुक्तिस्वानुभवादिभिः ॥ )**

श्रीहरिकृष्ण उवाच - **वेदान्तशास्त्रनिपुणैर्युष्माभिर्वाडवोत्तमाः । प्रोक्ता सदेव सोम्येदमग्र आसीदिति श्रुतिः ॥१॥ भवद्भिरस्या अर्थोऽपि स्वयमेव समीरितः । इत्थं भेदैः सजातीयप्रमुख्यैर्वर्ज्जितं बृहत् ॥२॥ तस्मिन्नर्थे मयैवेत्थं शङ्क्यते श्रूयतां बुधाः । निर्विशेषज्ञानमात्रस्वरूपं ब्रह्म वर्तते ॥३॥ तस्य बोधैकरूपस्य जगत्सर्गादिकर्मसु । कथं व्यापार एवार्याः संभविष्यति पण्डिताः ॥४॥ स सम्भवेन्नु मायायाः स्वीकारेणेति चेत्तदा । मायैषा तिष्ठतीत्येवं ब्रह्म वेत्ति न वेत्ति वा ॥५॥**

---

હે રાજન્ ! શ્રેષ્ઠ પુરુષોએ ગાન કરી છે કીર્તિ જેમની એવા, અને દ્વૈત માર્ગ રૂપી કમળનો વિકાસ કરવામાં સૂર્ય સમાન હરિકૃષ્ણે અદ્વૈત મતવાદીઓએ કહેલાં **વચન** સાંભળીને તે પંડિતો પ્રત્યે આ પ્રમાણે કહ્યુંઃ (૬૦)

✪ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'કાશીના વિદ્વાનોએ પ્રતિપાદન કરેલા અદ્વૈતમતમાં શ્રીહરિકૃષ્ણે બતાવેલા દૂષણનું નિરૂપણ' નામે સત્તાવીશમો અધ્યાય સંપૂર્ણ. (૨૭)

## અધ્યાય : ૨૮

## શ્રીહરિએ વિદ્વત્સભામાં સૂત્ર-શ્રુતિ-સ્મૃતિના પ્રમાણો તથા સ્વાનુભવથી અદ્વૈતમતનું ખંડન કર્યું.

**શ્રીહરિકૃષ્ણ બોલ્યાઃ-** હે વાડવોત્તમા ! વેદાંત શાસ્ત્રમાં નિપુણ તમોએ ''सदेव सोम्येदमग्र आसीत्'' એ શ્રુતિ, બ્રહ્મનું સદ્રૂપત્વ જણાવતી પ્રથમ પ્રશ્નના સમાધાન માટે કહી. (૧) તેમજ બ્રહ્મ સજાતીય-વિજાતીય-સ્વગત ભેદોથી રહિત છે. આવો આ શ્રુતિનો અર્થ પણ તમોએ પોતે જ કહ્યો છે. (૨)

હે પંડિતો ! તે અર્થમાં હું આવી **શંકા** કરું છું,તે સાંભળો. બ્રહ્મ 'નિર્વિશેષ જ્ઞાનમાત્ર સ્વરૂપ' તમારા મત પ્રમાણે છે. (૩)

હે આર્યો ! હે પંડિતો ! 'જ્ઞાન માત્ર' એજ જો બ્રહ્મનું સ્વરૂપ હોય તો જગત સર્ગાદિ કાર્યોમાં બ્રહ્મની પ્રવૃત્તિ કેવી રીતે સંભવશે ? (૪)

જો તમો 'માયાના સ્વીકારથી જગત સર્ગાદિ વ્યાપાર સંભવશે' એમ કહેતા હો તો, 'એ માયા છે.' એ પ્રકારે બ્રહ્મ જાણે છે કે નથી જાણતું ? ('જેમ હું છું તેવી રીતે એ માયા પણ બીજી છે' એમ જાણે છે કે નથી જાણતું એવો **સ્પષ્ટાર્થ** છે.) (૫)

वेत्ति चेद्बोधमात्रत्वप्रणाशो ज्ञातृता भवेत् । न जानातीति चेत्प्राज्ञास्तत्स्वीकारः कथं भवेत् ॥६॥

आदौ तस्य निरीहस्य ब्रह्मणश्चित्स्वरूपिणः । हेतुः को वाऽस्ति मायायाः स्वीकारे चेति चिन्त्यताम् ॥७॥ मायात्मकं तद्भिन्नं वास्त्येतदुच्येत चेत्पृथक् । माया चान्यत् परं ब्रह्म द्वयं जातमितीयताम् ॥८॥ यत्र देशे स्थिता माया ब्रह्म तत्र न वर्तते । यत्र तिष्ठति देशे तद् बृहन्माया न तत्र वै ॥९॥ इति प्रोक्ते सति परिच्छेद्यत्वात्सर्वसाक्षिणः । ब्रह्मणो यदनन्तत्वं सर्वथा तन्न संभवेत् ॥१०॥ चेत्प्रकृत्यात्मकं मायास्वीकारोक्तिर्वृथा भवेत् । सत्यं ज्ञानमनन्तं चेत्यादि तल्लक्षणं वृथा ॥११॥

---

'પોતાના એક દેશમાં રહેલી માયાને બ્રહ્મ જાણે છે' એમ જો તમો કહેતા હો તો, તમોએ માનેલું બ્રહ્મનું 'જ્ઞાનમાત્રપણું' નાશ પામે અને બ્રહ્મ 'જ્ઞાતા' છે એમ સમજાય. (જ્ઞાનરૂપ ધર્મની જ્ઞાતામાં સત્તા છે. એટલે બ્રહ્મને જ્ઞાતૃત્વ પ્રાપ્ત થાય.' 'મારે પડખે આ માયા રહેલી છે.' એમ બ્રહ્મ નથીજ જાણતું એમ જો તમો કહેતા હો તો, હે પ્રાજ્ઞો ! જગત સર્ગને સૃજવા માટે માયાનો **સ્વીકાર** કેમ થાય ? (જે જે વસ્તુનો સ્વીકાર થાય છે તે જ્ઞાનપૂર્વક જ થાય છે, રસ્તામાં જતાં તૃણાદિકનો અજ્ઞાનપૂર્વક (અજાણતાં) સ્પર્શ થાય છે, પરંતુ તે પ્રમાણે અજ્ઞાનપૂર્વક થયેલા સ્પર્શાદિકનો સ્વીકાર કરવાપણે **વ્યવહાર** થતો નથી.) (૬)

'ચિત્ સ્વરૂપવાળા, તેથી જ નિરીહ બ્રહ્મને પ્રથમ માયાના સ્વીકારમાં કયું કારણ છે ?' એ વિચાર કરીને કહો, (''प्रयोजनमनुदिश्य मन्दोऽपि न प्रवर्तते'' કોઈપણ પ્રયોજન વિના મૂઢ માણસ પણ પ્રવૃત્તિ કરતો નથી, એ ન્યાયથી ચિન્માત્રરૂપ નિરીહ બ્રહ્મને માયાના સ્વીકારમાં કાંઈ પણ પ્રયોજનનો અભાવ હોવાથી, તેના (માયાના) સ્વીકારમાં ઈચ્છા અથવા હેતુની કલ્પના કરવી એ સંભવતું નથી.) (૭)

વળી, હે પંડિતો ! બ્રહ્મ માયા સંમિશ્રિત છે ? કે તેનાથી ભિન્ન છે ? માયાથી વિલક્ષણ છે એમ જો કહેતા હો તો માયા જુદી છે. તેમ બ્રહ્મ જુદું છે. આ પ્રકારે માયા અને બ્રહ્મ બે થયાં. (આવી રીતે ભવદીય સિદ્ધાંતમાં બ્રહ્મની એકતાને પ્રતિપાદન કરનારી શ્રુતિઓ **કોપાયમાન** થાય.) (૮)

(વળી ''सत्यं ज्ञानमनन्तं ब्रह्म'' એ બ્રહ્મનું લક્ષણ પ્રસિદ્ધ છે. એ શ્રુતિથી પૂજ્યપાદ શંકરાચાર્યજીએ અનંતપણું એ બ્રહ્મનું લક્ષણ કહ્યું છે. તેમાં અનંતપણાના લક્ષણનો નાશ થવાથી તમો જરૂર ગુરુ (બ્રહ્મ)ના **દ્રોહ**માં પણ પડ્યા. એ **વાત** કહે છે.) જે દેશમાં માયા રહેલી છે તે દેશમાં બ્રહ્મ નથી, કારણ કે માયા જડ, દુઃખ, અને મિથ્યારૂપ છે તેથી જ જે દેશમાં બ્રહ્મ છે ત્યાં માયા નથી. (બ્રહ્મનું સત્, ચિત્, આનંદ અનંતનું અદ્વૈતપણું હોવાથી.) (૯)

(આજ અર્થને ફરી સ્પષ્ટ કહે છે.) આ પ્રમાણે બ્રહ્મથી માયાનું વિલક્ષણપણું કહેવાથી સર્વ સાક્ષી બ્રહ્મનું અનંતપણું, પરિપૂર્ણપણું, તથા સર્વ વ્યાપકપણું હોવા છતાં તે વિભુ બ્રહ્મની પરિછેદ્યતા સિદ્ધ થવાથી તે બ્રહ્મને વિષે અનંતપણું સર્વ પ્રકારે સંભવતું નથી. (૧૦)

(શંકા કરે છે કે,) જો તમે કહ્યું એમ હોય તો માયાનું વિલક્ષણપણું કહેવાનું અમારે કંઈ પ્રયોજન નથી. બ્રહ્મ માયાત્મક છે. એમ માનો. એમ કહેતા હો તો જગતના સર્ગ માટે ''માયાના સ્વીકારનું તમારું કહેવું **વ્યર્થ** થશે.'' તથા ''सत्यं ज्ञानमनन्तं ब्रह्म'' ઈત્યાદિ બ્રહ્મનું લક્ષણ પણ વૃથા થશે. (માયાના સ્વીકારમાં બ્રહ્મનું અનંતપણું **નિરર્થક** થાય.) (૧૧)

नन्वेतद्रज्जुसर्पाद्यैर्दृष्टान्तैर्गुरुणा बुधाः । अध्यारोपापवादाभ्यां शिष्यज्ञानाय दर्श्यते ॥१२॥ वस्तुन्यवस्त्वारोपो यः सोऽध्यारोप समीरितः । ब्रह्म सत्यं वस्तु तत्राऽवस्तु मिथ्याऽखिलं जगत् ॥१३॥

वस्तुन्यवस्त्वारोपस्य मिथ्यात्वेन प्रदर्शनम् । अपवादो विनाऽऽदर्शं प्रत्यास्याभाववद् बुधाः ॥१४॥ अध्यारोपापवादौ हि भवेतां चेद्विचारितौ । तदा सर्वं जगन्मिथ्या भासते रज्जुसर्पवत् ॥१५॥ एवं समग्रमिथ्यात्वं वस्तुतश्चेत्तदा गुरुः । शिष्योऽपि तादृग्विज्ञेयो गुरूक्तं वयुनं तथा ॥१६॥ कल्पिताचार्यायत्तेन ज्ञानेन कल्पितेन हि । कल्पितस्यैव शिष्यस्य काऽर्थसिद्धिर्भवेदिह ॥१७॥ तथा सति च वेदोक्तो मोक्षार्थं श्रवणादिकः । प्रयत्नो निष्फलः सर्वः शुक्तिरूप्यग्रहादिवत् ॥१८॥

---

હે પંડિતો ! જો તમો એમ કહો કે, 'ગુરુએ રજ્જુ સર્પાદિ દૃષ્ટાંતોથી શિષ્યના જ્ઞાન માટે (શિષ્યને સ્વસ્વરૂપ જણાવવા માટે) અધ્યારોપ અને અપવાદથી એ બ્રહ્મને માયાત્મક કલ્પીને એનો ઉપદેશ કરાય છે—જણાવાય છે.' (૧૨)

તો (અધ્યારોપ અને અપવાદના શું લક્ષણ છે ? ત્યાં કહું છું) વસ્તુમાં અવસ્તુનો આરોપ તે **અધ્યારોપ** કહેલો છે. (શિષ્યના અજ્ઞાનની નિવૃત્તિ માટે કેવળ બ્રહ્મમાં કિંચિત્ અજ્ઞાન કલ્પીને, તેનાથી ઉત્પન્ન થતી આવરણ અને વિક્ષેપ એ બે શક્તિ કલ્પીને; આવરણ શક્તિથી જીવના સ્વસ્વરૂપ જ્ઞાનને આવરીને તેને અજ્ઞાની કરી દેવો (અજ્ઞાન પ્રતિબિંબીભૂત જીવના જ્ઞાનનું આવરણપણું), અને વિક્ષેપ શક્તિથી તેને સ્થૂળ-સૂક્ષ્મ શરીરોની ઉત્પત્તિમાં પ્રતીતિ કરાવી દેવી તેને **અધ્યારોપ** કહેવાય છે.) તે બન્ને વસ્તુ-અવસ્તુમાં સદ્રૂપ બ્રહ્મ-**વસ્તુ,** અને મિથ્યા સમગ્ર જગત **અવસ્તુ** કહેવાય છે. (૧૩)

હે પંડિતો ! પરમાર્થ વસ્તુરૂપ બ્રહ્મમાં શિષ્યને તેના સત્ય સ્વરૂપનું જ્ઞાન કરાવવા માટે કલ્પિત અજ્ઞાનના આરોપનો દર્પણ વિના દેખાતા મુખના અભાવની માફક (જ્યાં કેવળ બિંબરૂપ મુખ જ રહે છે) પણ પ્રતિબિંબિત મુખ દર્પણના અભાવથી મિથ્યા છે. તેમ અવસ્તુનું મિથ્યાપણું તેને **અપવાદ** કહેવામાં આવે છે. (જેમ સ્થૂળ, સૂક્ષ્મ શરીરની ઉત્પત્તિ અને લય તેને પણ અજ્ઞાનથી કલ્પવું, તે અજ્ઞાન પણ સસલાનાં શિંગડાં જેવું-રજ્જુ સર્પમાં મિથ્યાપણાની ભ્રાંતિ જેવું-પરંતુ દર્પણના અભાવથી જેમ મુખનું પ્રતિબિંબ દેખાતું જ નથી કેવળ મુખ માત્રજ છે, તેમ અજ્ઞાન અને તેનું કાર્ય જીવ-ઈશ્વરાદિ સર્વેનું અસત્યપણું કહીને બ્રહ્મનું સત્ય પણું કહેવું તે અપવાદ કહેવાય છે.)★ (૧૪)

તમોએ જો અધ્યારોપ અને અપવાદ સારી રીતે વિચારેલા હોય તો સર્વ જગત રજ્જુ સર્પની માફક મિથ્યા ભાસે. તેથી જગત ત્રણેય કાળમાં પણ સત્ય થાય નહીં. (૧૫)

હે પંડિતો ! જો એ પ્રકારે વસ્તુતાએ તમારા સિદ્ધાંતથી જ બ્રહ્મથી અતિરિક્ત સર્વનું રજ્જુ સર્પની માફક મિથ્યાપણું કહો તો, તમારા મતમાં બધુ કલ્પિત હોવાથી, ગુરુ-શિષ્ય પણ તે પ્રમાણે મિથ્યા જ સમજાય. ગુરુએ કહેલું જ્ઞાન પણ મિથ્યા થાય. (૧૬)

કલ્પિત આચાર્યે ઉપદેશેલા કલ્પિત જ્ઞાનથી કલ્પિત શિષ્ય જે જ્ઞાન શ્રવણ કરે, તેનાથી કયો અર્થ સિદ્ધ થાય ? અર્થાત્ કોઈપણ અર્થ સિદ્ધ ન થાય. (૧૭)

(વળી નિર્વિશેષ ચિન્માત્ર બ્રહ્મથી વ્યતિરિક્ત સર્વ મિથ્યા કહેનારા તમોએ મોક્ષને માટે જે શ્રવણ, મનન, નિદિધ્યાસાદિ **સાધન** કહ્યાં છે તે પણ નિષ્ફળ થાયજ. કલ્પિત અવિદ્યાનું કાર્ય હોવાથી છીપમાં રજતની ભ્રાંતિથી તેમાંથી રજત ગ્રહણનો પ્રયત્ન જેમ મિથ્યા થાય તેની માફક) વળી અર્થસિદ્ધિ ન થાય તો વેદમાં કહેલો મોક્ષ માટેનો શ્રવણાદિક પ્રયત્ન પણ છીપમાંથી ચાંદી મેળવવાના યત્નની માફક નિષ્ફળ થાય. (૧૮)

---

★ (અધ્યારોપ અને અપવાદ બન્નેનો વિશેષ વિસ્તાર તો સદાનંદ પરિવ્રાજકે સ્વપ્રણીત **વેદાંતસાર**માં કર્યો છે તે વિચારી જોવો.)

**अविद्याकल्पितत्वेन तत्त्वमस्यादिवाक्यजम् । ज्ञानं चापि भवेन्मिथ्या वेदस्तद्बोधकस्तथा ॥१९॥ आदौ विधेर्गुरुः साक्षात्प्रोक्तो नारायणो विभुः । स एव न्राकृतिः कृष्णो गुरुश्चोद्धवपार्थयोः ॥२०॥ तेन शास्त्रमयी गीता प्रोक्ता चोपनिषत्समा । कल्पितत्वेऽपि तस्या वो दुःसिद्धान्तो भृशं भवेत् ॥२१॥ गुरुरेव परं ब्रह्मेत्यादिवाक्यप्रमाणतः । वेदान्तिभिर्गुरोः पूजा क्रियते साऽपि निष्फला ॥२२॥ नन्वज्ञानदशायां तु नोपदेशाद्यसत्यता । अद्वैतज्ञानकाले तु सर्वं मिथ्येति कथ्यते ॥२३॥**

---

(तत्त्वमस्यादि મહાવાક્યના જ્ઞાનનો તમારા મતમાં ઉપદેશ કર્યો છે, તે પણ તમારી આ મિથ્યાપણાની ઉક્તિથી કલ્પિત જ ઠરશે એમ કહે છે.)

હે વિદ્વાનો ! (તમારા મતમાં) તત્ત્વમસ્યાદિ વાક્ય અવિદ્યા કલ્પિત હોવાથી તત્ત્વમસ્યાદિ વાક્યજન્ય જ્ઞાન પણ મિથ્યા થાય, તત્ત્વમસ્યાદિ વાક્યને બતાવનાર વેદ પણ કલ્પિત માયાથી ઉત્પન્ન થયેલા વૈરાજના નિશ્વાસરૂપ હોવાથી મિથ્યા થાય. (૧૯)

(સર્વ કલ્પિત સ્વરૂપવાળા આ તમારા સિદ્ધાંતને સત્ય માનવાથી તો; જે પરબ્રહ્મને પ્રથમ બ્રહ્માએ **ગુરુ** કરેલા છે, તેજ પુરુષોત્તમ વાસુદેવને અર્જુન અને ઉદ્ધવે ગુરુ કરેલા છે. વૈરાજના નિશ્વાસથી ઉત્પન્ન થયેલા **વેદ,** નારાયણે બ્રહ્માને, કહ્યા છે. તે વેદ શ્રીકૃષ્ણે અર્જુન અને ઉદ્ધવને કહ્યા છે અર્થાત્ ભગવદ્ગીતા અને ભાગવતના એકાદશ સ્કંધમાં પણ તેજ વેદમાંથી **જ્ઞાન** કહેલું છે - આ બધુંય **કલ્પિત** થઈ જાય, એમ બે શ્લોકથી અહીં કહે છેઃ) સાક્ષાત્ વ્યાપક નારાયણને બ્રહ્માના પ્રથમ ગુરુ કહ્યા છે. મનુષ્યાકૃતિ ધારણ કરેલા તે નારાયણને કૃષ્ણરૂપે ઉદ્ધવ અને અર્જુનના ગુરુ કહ્યા છે. તેવું શંકર ગુરુ પરંપરામાં ''नारायणं पद्मभुवं वसिष्ठं शक्तिं च तत्पुत्रपराशरं च । व्यासं शुकं गौडपादं महान्तं गोविन्दयोगीन्द्रमथास्य शिष्यम्'' એ પ્રકારે અદ્વૈત સંપ્રદાયના પ્રવર્તક શંકરાચાર્યના મૂલ ગુરુ પણ નારાયણને જ કહ્યા છે. ભાગવતના એકાદશ સ્કંધમાં તથા ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણને ઉદ્ધવ અને અર્જુનના ગુરુ કહ્યા છે. (૨૦)

શ્રીકૃષ્ણે ઉપનિષદ સમાન સમગ્રશાસ્ત્રના સિદ્ધાંતરૂપ ગીતા કહેલી છે, તેને તથા શ્રીકૃષ્ણે કહેલો એકાદશ સ્કંધ પણ કલ્પિત માનો તો તમારા મતની અત્યંત દુઃસિદ્ધાંતરૂપ **ક્ષતિ** થાય. (૨૧)

(અદ્વૈતમતના સિદ્ધાંતવાળા તમો આ પ્રકારે તમારા ગુરુને માયા કલ્પિત કહો તો ''गुरुरेव परं ब्रह्म गुरुरेव परा गतिः'' ''स हि विद्यातस्तं जनयति, तदिष्टं जन्म, तस्मै न द्रुह्येत कदाचन'' ''आचार्यं मां विजानीयात्; नावमन्येत कर्हिचित्'' 'ગુરુ જ પરંબ્રહ્મ છે, ગુરુ જ પરાગતિ છે.' 'તે ગુરુ જ વિદ્યાથી પોતે ઈચ્છેલા ઈષ્ટ જન્મને ઉત્પન્ન કરે છે, માટે તે ગુરુનો દ્રોહ ક્યારેય કરવો નહીં.' 'આચાર્યને મારા સ્વરૂપે જાણો, ક્યારેય તેમનું અપમાન કરવું નહીં.' ઈત્યાદિ શ્રુતિ સ્મૃતિનો **વિરોધ** આવ્યો. વળી આષાઢી પૂર્ણિમા (ગુરુપૂર્ણિમા) એ ગુરુપૂજનનો વિધિ થાય છે એ સર્વ નિષ્ફળ થાય. એ કેમ **વિચાર** કરતા નથી ?) હે પંડિતો ! 'ગુરુ જ પરબ્રહ્મ છે' ઈત્યાદિ વાક્ય પ્રમાણથી વેદાંતના જાણનારા તમોએ જ **ગુરુની પૂજા** ગુરુ-શિષ્યનું કલ્પિતપણું કહેવાથી **નિષ્ફળ** કરી. (મિથ્યા કરી) (૨૨)

**નનુ-**(શંકા કરે છેઃ) અજ્ઞાન દશામાં તો અમો પણ ઉપદેશાદિ સત્ય જ માનીએ છીએ. જ્ઞાન થાય છે. ત્યારે તો ''यत्र हि द्वैतमिव'' ''यत्र त्वस्य सर्वमात्मैव'' ઈત્યાદિ શ્રુતિનો વિચાર કરવાથી દ્વૈત દર્શનનો અભાવ હોવાથી, સર્વ મિથ્યા જ છે. વળી અજ્ઞાન દશામાં ઉપદેશાદિ અસત્ય નથી. અદ્વૈતજ્ઞાન થાય તે વખતે સર્વ મિથ્યા છે. એ પ્રકારે હે પંડિતો ! તમો કહો છો. (૨૩)

प्रमाणमत्र हि द्वैतमिवेत्यस्ति परा श्रुतिः । यत्र त्वस्य सर्वमिति द्वितीयाऽपि प्रमाणिका ॥२४॥ इति चेत्तर्हि तु गुरोरद्वितीयात्मवेदितुः । सकार्याज्ञानहीनस्य कथं नु द्वैतदर्शनम् ॥२५॥ सत्यं यद् बाधितस्यानुवृत्त्यैव जायते हि तत् । शिष्योपदेशो न भवेद् द्वैतदर्शनमन्तरा ॥२६॥ सा बाधितानुवृत्तिर्हि तदानीं प्रोच्यते बुधाः । ज्ञानेन तु तदज्ञानमित्येतत्स्यान्मृषा तदा ॥२७॥ यद्युच्यते बलात्सा चेदन्येषां तर्हि कथ्यताम् । विनष्टाज्ञानतत्कार्यः कृष्णः कथमुपादिशत् ॥२८॥

---

આ અર્થમાં ''यत्र हि द्वैतमिव'' એ ઉત્તમ શ્રુતિ પ્રમાણ છે. ''यत्र त्वस्य सर्वम्'' એ પ્રકારે બીજી શ્રુતિ પણ પ્રમાણ છે.

(તેવી રીતે બૃહદારણ્યક ઉપનિષદમાં દ્વૈતની શ્રુતિઓ છેઃ ''यत्र हि द्वैतमिव भवति, तदितर इतरं पश्यति, तदितर इतरं मनुते, तदितर इतरं जिघ्रति, तदितर इतरमभिवदति, तदितर इतरं शृणोति, तदितर इतरं मनुते, तदितर इतरं विजानाति; यत्र त्वस्य सर्वमात्मैवाभूत् तत्केन कं पश्येत्, केन कं जिघ्रेत्, केन कमभिवदेत्, केन कं शृणुयात्, केन कं मन्वीत, तत्केन कं विजानीयाद्, येनेदं सर्वं विजानाति तं केन विजानीयाद्, विज्ञातारमरे केन विजानीयात्'' । તે એકબીજાને જુએ છે; એકબીજાને સૂંઘે છે, એકબીજાને અભિવાદન કરે છે, એકબીજાને સાંભળે છે, એકબીજાને માને છે, એકબીજાને જાણે છે; જ્યાં આ બધું આત્મા જ હોય ત્યાં કોણ કોને જુએ ? કોણ કોને સૂંઘે ? કોણ કોને અભિવાદન કરે ? કોણ કોને સાંભળે ? કોણ કોને માને ? કોણ કોને જાણે? જેનાથી આ બધું જાણે છે તેને કોનાથી જાણે છે ? ઈત્યાદિ ઉપરોક્ત અર્થને બતાવનારી શ્રુતિઓ છે.) (૨૪)

જો આ તમારો સિદ્ધાંત સત્ય હોય તો; કાર્ય સહિત અજ્ઞાને રહિત, અદ્વિતીય આત્માને જાણનારા ગુરુને દ્વૈત દર્શન કેમ હોય ? **ભાવાર્થ એ છે કે** તમોએ પ્રમાણ કરેલી શ્રુતિની દૃષ્ટિથી સમ્યક્જ્ઞાનની પ્રવૃત્તિમાં દ્વૈતદર્શન રહેતું નથી. જો એમ ન હોય તો ગુરુને પણ દ્વૈતદર્શન બાધિતાનુવૃત્તિથી રહે. **ખેદની વાત છે કે** શિષ્યને ઉપદેશ આપતી વખતે ગુરુને અવશ્ય અદ્વિતીય આત્મ સાક્ષાત્કારની અપેક્ષા હોય છે. તે જો હોય તો ગુરુને અદ્વિતીયાત્મસાક્ષાત્કારથી, અજ્ઞાન અને તેના કાર્યનો નાશ થવાથી, દ્વૈત દર્શનપૂર્વક ઉપદેશાદિ ઘટે નહીં. (૨૫)

(પંડિતો કહે છે :) હે હરે ! તમોએ જે કહ્યું તે સત્ય છે. દ્વૈત દર્શન વિના **શિષ્યોપદેશ** ન બની શકે. 'જે ઉપદેશ અપાય છે તે તો બાધિતાનુવૃત્તિથી જ અપાય છે.' આ અમારો સિદ્ધાંત છે. (૨૬)

(શ્રીહરિ કહે છેઃ) હે પંડિતો ! સમ્યક્ જ્ઞાન સ્થિતિમાં તમોએ કહેલી **બાધિતાનુવૃત્તિ** જ જો ઉપદેશનું કારણ કહેતા હો તો 'જ્ઞાનથી જેમણે અજ્ઞાનનો નાશ કર્યો છે' એ ભગવાનનું વચન મિથ્યા થાય; (તે ભગવદ્ગીતામાં કહ્યું છે : ''ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः । तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम्'' આ શ્લોકનો અર્થ બરાબર બેસે નહીં. સમ્યક્ જ્ઞાનની સ્થિતિમાં બાધિતાનુવૃત્તિ 'રહે છે' કે નથી રહેતી ? રહે છે એમ કહેતા હો તો ભગવાનનું પૂર્વોક્ત વચન મિથ્યા થાય. રજ્જુનું જ્ઞાન થવાથી સર્પની ભ્રાંતિરૂપ અજ્ઞાન ટળી જાય છે, તે સત્યતાનો અનુભવ પણ મિથ્યા થાય. હવે 'બાધિત પદાર્થોની અનુવૃત્તિ નથી રહેતી' એમ કહેતા હો તો ઉપદેશની યોગ્યતા રહેતી નથી.) (૨૭)

હે પંડિતો ! સમ્યક્ જ્ઞાનની સ્થિતિમાં પણ બાધિતાનુવૃત્તિ હઠપૂર્વક જો તમો પ્રતિપાદન કરો તો, તે કદાચ ભગવાન વિના બીજાઓને સંભવે. પરંતુ અજ્ઞાન અને તેનું કાર્ય જેમાં સર્વથા છે જ નહિ, એવા શ્રીકૃષ્ણે અર્જુન અને ઉદ્ધવને **ઉપદેશ** કેમ આપ્યો છે; તે કેમ ઉપદેશ આપે ? (૨૮)

अविद्यान्तर्हितज्ञानं ब्रह्म द्वैतं समीक्षते । तस्मादुपदिशत्येवं चेत्तत्रेत्थं मयोच्यते ॥२९॥ अद्वितीयं च निर्लेपं स्वप्रकाशं निरञ्जनम् । शुद्धं ब्रह्म कथं गच्छेदज्ञानेन पराभवम् ॥३०॥ आवृतस्तमसा भास्वानित्युक्तिर्ह्युपहास्यताम् । यथा याति तथा तस्मिन्नज्ञानोक्तिर्महत्यलम् ॥३१॥ अज्ञानं ब्रह्मणो भिन्नमभिन्नं वाऽस्ति पण्डिताः । द्वैतापत्तिर्हि भिन्नत्वे स्यात्तथा वो मतक्षतिः ॥३२॥ अभिन्नत्वे च बृहतस्तद्रूपापत्तिरागता । तथात्वे शुद्धताहानेर्मुक्तप्राप्यं न तद्भवेत् ॥३३॥

न बाधितानुवृत्तिस्तत्तस्मिन् ब्रह्मणि संभवेत् । सेत्थं रामानुजार्याद्यैरपि तत्र निराकृता ॥३४॥

---

(નારાયણ શ્રીકૃષ્ણાત્મક બ્રહ્મ અવિદ્યાથી તેમનું જ્ઞાન જ્યાં સુધી **આવૃત્ત** થાય છે, ત્યાં સુધી શિષ્યાદિમાં, દ્વૈત જોઈને ઉપદેશ કરે છે. તેમાં શો દોષ છે ? એમ કહેતા હો તો કહીએ છીએ) અવિદ્યાથી નાશ થયું છે, જ્ઞાન જેને એવું બ્રહ્મ દ્વૈત જુએ છે. તેથી ઉપદેશ આપે છે. એમ જો કહેતા હો તો તે મતમાં હું કહું છું. (૨૯)

જે બ્રહ્મને ''एकमेवाद्वितीयम्'' એ શ્રુતિથી અદ્વિતીય, બૃહદારણ્યકમાં ''अशब्दमविवृतमसंवृतम्'' એ શ્રુતિથી નિર્લેપ, ''तमेव भान्तमनुभाति सर्वम्'' એ શ્રુતિથી સ્વ પ્રકાશ, ''निरवद्यं निरञ्जनम्'' એ શ્રુતિથી નિરંજન, ''एतद् ब्रह्म बृहत्त्वान्नित्यं शुद्धं बुद्धं मुक्तसत्यमिति'' નૃસિંહોત્તર તાપનીયોપ-નિષદમાં શુદ્ધ, તથા ''स शुद्धः सर्वशुद्धेभ्यः'' એ સ્મૃતિથી પણ શુદ્ધપણું પ્રતિપાદન કરેલું છે. એવું બ્રહ્મ અજ્ઞાનથી **પરાભવ** કેમ પામે ? (૩૦)

'અંધકારથી સૂર્ય આવરણવાળો થયેલો છે.' આ પ્રકારનું વચન જેમ હાસ્યાસ્પદ જ બને છે તેમ મહાન બ્રહ્મમાં અજ્ઞાનનો સંબંધ થાય છે, તે વચન પણ અતિશય **હાસ્યાપદ** બને છે. (૩૧)

(**શંકા—**મેઘો જેમ આકાશમાં ક્યારેક અચાનક ઉત્પન્ન થાય છે. અને ક્યારેક નાશ પામે છે, તેમ બ્રહ્મમાં પણ ક્યારેક અજ્ઞાન ઉત્પન્ન થાય છે અને ક્યારેક નાશ પામે છે. જ્યારે અજ્ઞાન ઉત્પન્ન થાય છે ત્યારે દ્વૈત જોવાપૂર્વક ઉપદેશાદિક કરે છે, જ્યારે અજ્ઞાન તિરોહિત થાય છે ત્યારે સ્વસ્વરૂપથી રહે છે **એમ જો કહેતા હો તો** ત્યાં હું કહું છુંઃ)

હે પંડિતો ! અજ્ઞાન બ્રહ્મથી ભિન્ન છે કે અભિન્ન છે ? જો ભિન્ન કહેતા હો તો બ્રહ્મ અને અજ્ઞાન બે થાય. અને તેમ થાય તો તમારા અદ્વૈત મતનો વિનાશ થાય. (૩૨)

'અજ્ઞાન બ્રહ્મથી અભિન્ન છે.' (બ્રહ્મ અજ્ઞાનરૂપ છે) એમ માનો તો સર્વ પ્રકારે શુદ્ધ બ્રહ્મને વિષે અજ્ઞાનનું આરોપણ થયું અને તેવી રીતે બ્રહ્મમાં અજ્ઞાનની વ્યાપ્તિ થવાથી, બ્રહ્મની શુદ્ધતાનો નાશ થયો. તેથી અજ્ઞાન રૂપ બ્રહ્મ મુક્તોને આશ્રય કરવા યોગ્ય ન થાય. (૩૩)

તેથી બ્રહ્મમાં (ગુરુરૂપ નારાયણમાં) **બાધિતાનુવૃત્તિ** સંભવતી નથી. આ પ્રકારે રામાનુજાચાર્યાદિક આચાર્યોએ બ્રહ્મમાં બાધિતાનુવૃત્તિ નિષેધ કરેલી છે. (આજ અર્થ નિત્યાનંદ મુનિએ પણ **હરિદિગ્વિજય**માં આ રીતે કહ્યો છે જે, દ્વૈત દર્શન વિના **શિષ્યોપદેશ** થાય નહીં. બાધિતાનુવૃત્તિથી શિષ્યોપદેશ થાય છે એમ જો કહેતા હો તો તે સમયે તે બાધિતાનુવૃત્તિ શું ગુરુમાં છે જ ? કાર્ય સહિત અજ્ઞાન નાશ થાય તો અદ્વૈત દર્શન થાય. જ્ઞાન અને અજ્ઞાન સાથે રહે તે ઘટતું નથી. જેમ તેજ અને અંધકાર સાથે ન રહી શકે તેમ ''ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः । तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम्'' એ પ્રમાણે ભગવાનનું **ગીતા**માં **વચન** છે. તેથી જ્ઞાની ગુરુને તે બાધિતાનુવૃત્તિ છે જ નહિ; જેમ રજ્જુનું યથાર્થ જ્ઞાન થવાથી સર્વપ્રકારે સર્પની ભ્રાંતિ ટળી જાય છે તેમ. તે બાધિતાનુવૃત્તિ તો તમારા મતમાં દુઃસાધ્ય જ છે. કદાચ પૂર્વે અજ્ઞાનયુક્ત જીવાત્માને વિષે એ બાધિતાનુવૃત્તિ સંભવે, તોપણ; તેવા અજ્ઞાનીને જે રીતે સદ્‌ગુરુથકી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. તે રીતે ઈશ્વરને ક્યારેય પણ સંભવતી નથી. માટે નિત્ય સિદ્ધ

सा बाधितानुवृत्तिर्वै दूरे तिष्ठतु नो हरे । बुध्यस्वाभासमेतं चेत्तत्रैवं शङ्क्यते मया ॥३५॥ जाता भ्रान्तिर्नु कस्येयं दृश्यते केन सा तथा । वस्तुनोऽन्यत्र हि सतो भ्रान्तिरन्यत्र नान्यथा ॥३६॥ सत्यमन्यद्यदि जगत् क्वचिदेव भवेत्तदा । तस्य तस्मिन् भवेद् भ्रान्तिर्नासत्यस्य तु सर्वथा ॥३७॥

साऽतोऽन्यत्र भुजङ्गस्य रज्जौ भ्रान्तिर्ध्रुवं भवेत् । जगतो ब्रह्मणि भ्रान्तिः स्यादत्यन्ताऽसतः कथम् ॥३८॥ आभासस्यास्य द्रष्टापि नान्योऽस्ति ब्रह्मणो ध्रुवम् । नान्यदतोऽस्ति द्रष्ट्रिति श्रुतिरन्यं निषेधति ॥३९॥ अनाद्यविद्यया यस्य स्वरूपं स्यात्तिरोहितम् । स एव स्वस्मिन्नानात्वं पश्येन्नैतद्विलक्षणः ॥४०॥ ब्रह्मणो नित्यमुक्तस्य ज्ञानरूपस्य भास्वतः । ज्ञानस्यैवाऽनपायत्वात्कथं स्याद्भ्रान्तिदर्शनम् ॥४१॥ ज्ञाननाशे तु तद्रूपप्रणाशःस्याद्विपश्चितः । प्रतिपाद्यं

---

જ્ઞાનવાળાજ સર્વજ્ઞ સર્વવિત્‌માં માયાથી અજ્ઞાન નાશ થવા પહેલાં જ સર્વજ્ઞ સ્થિતિમાં **બાધિતાનુવૃત્તિ** કહી શકાય નહીં. આવા ઈશ્વરને **દ્વૈત દર્શન** વિના અર્જુનાદિકને ઉપદેશાદિ **વ્યવહાર** કેવી રીતે માન્યો છે ? 'મિથ્યાભૂત દ્વૈતનું મિથ્યાપણાથી જ દર્શન થાય તે સમ્યક્ જ્ઞાનનું વિરોધી નથી ?' એમ માનતા હો તો તમોને કહીએ છીએ. 'જો ઈશ્વર, પોતાનાથી ભિન્ન, દ્વૈત સર્વ મિથ્યા છે એમ જાણે છે, તો પછી તે તેના નિયમન કરવામાં અને અનુગ્રહ કરવામાં ક્યારેય પ્રવર્તે નહીં.' કોઈ પણ ડાહ્યો મનુષ્ય, આકાશ પુષ્પાદિ મિથ્યા છે એમ માનવા છતાં પણ, તેને ગ્રહણ કરવા માટે ક્યારેય પણ પ્રવૃત્તિ કરતો નથી. માટે બ્રહ્મમાં કોઈપણ પ્રકારે બાધિતાનુવૃત્તિ કહી શકાય નહીં.) (૩૪)

હે હરે ! તે શિષ્યને ઉપદેશાદિ માટે અમોએ માનેલી બાધિતાનુવૃત્તિ દૂર જ રહો (અર્થાત્ ન સ્વીકારો તોપણ) તે શિષ્યોપદેશાદિ રૂપ ક્રિયામાત્ર ભ્રાંતિ છે એમ તમો જાણો એમ જો કહેતા હો તો તેમાં આ **શંકા** થાય છેઃ (૩૫)

(આ પ્રકારે સત્શાસ્ત્રનો સિદ્ધાંત જેમણે યથાર્થ નથી વિચાર્યો અને છતાં સર્વ મિથ્યા છે, એમ કહેનારા પંડિતોનું વચન સાંભળીને જાણે હસતા હોય ને શું ? એમ શ્રીહરિકૃષ્ણ ભગવાન તેઓની પ્રત્યેક ઉક્તિમાં **શંકા** ઉત્પન્ન કરે છેઃ) આ ભ્રાંતિ કોને થઈ ? કોણ જુએ છે ? વળી વસ્તુની સત્યતાથી જ તે પ્રત્યક્ષ વસ્તુનો બીજે **આભાસ** (ભ્રાંતિ) થાય પણ જો વસ્તુના સત્યપણાનો અભાવ હોય તો આભાસ થાય નહીં. (૩૬)

બ્રહ્મથી ભિન્ન જગત, જો સત્ય હોય તો જ જગતનો બ્રહ્મમાં આભાસ થાય. સર્વ પ્રકારે અસત્યનો તો આભાસ થાય નહીં. (૩૭)

જો અન્યત્ર સર્પ છે (તે સત્ય છે) તો રજ્જુમાં સર્પની **ભ્રાન્તિ** થાય છે. તમારા મત પ્રમાણે ત્રણેય કાળમાં પણ અવિદ્યમાન જગતની ભ્રાંતિ બ્રહ્મમાં કેમ થાય ? અર્થાત્ ન જ થાય. (૩૮)

(એમ સર્વ પ્રકારે ભ્રાન્તિથી થતા આભાસનું અસત્યપણું હોવા છતાં પણ તેનું પ્રતિપાદન તમારા મતમાં હોય તો તે ભલે હોય. પરંતુ તે આભાસનો દૃષ્ટા કોણ ? એમ આક્ષેપ કરતા **શ્રીહરિ** પૂછે છેઃ) હે પંડિતો ! આ આભાસનો જોનારો પણ બ્રહ્મથી જુદો નથી. કારણ કે ''नान्यदतोऽस्ति द्रष्ट्'' બ્રહ્મથી ભિન્ન દૃષ્ટા નથી, એ શ્રુતિ બ્રહ્મથી ભિન્નનો નિષેધ કરે છે. (૩૯)

અનાદિ અવિદ્યાથી જેનું સ્વરૂપ ઢંકાઈ ગયું છે, તે જ પોતાને વિષે નાનાપણું (વિવિધપણું) જુએ. જેનું સ્વરૂપ અનાદિ અવિદ્યાથી ઢંકાયું નથી, તે પોતાનાથી ભિન્ન વસ્તુને જોતો નથી. (૪૦)

નિત્યમુક્ત-જ્ઞાનસ્વરૂપ-પ્રકાશરૂપ બ્રહ્મનું જ્ઞાન સદા અવિનાશી જ છે. તેથી બ્રહ્મને ભ્રાંતિ દર્શન કેમ થાય ? અર્થાત્ ન જ થાય. (૪૧) હે વિપશ્ચિતો ! બ્રહ્મના જ્ઞાનનો નાશ તમે કહો તો બ્રહ્મના સ્વરૂપનો જ વિનાશ થાય, જ્ઞાન

यतो ब्रह्म ज्ञानमेव भवन्मते ॥४२॥ ज्ञानमात्रस्वरूपस्य द्रष्टृत्वं च कथं भवेत् । अकर्तृत्वाच्च तद्वक्तुं सर्वथा नैव शक्यते ॥४३॥ ज्ञातृत्वेऽपि नित्यसिद्धज्ञाने ब्रह्मणि सर्वथा । भ्रमादिदोषराहित्यान्न वाच्यं भ्रान्तिदर्शनम् ॥४४॥

रज्जौ सर्पेक्षणं यत्तद् द्रष्टुर्दृग्दोषतो भवेत् । सत्येव तिमिरादौ च न तु सर्वस्य तद्भवेत् ॥४५॥ तत्रापि सत्य एवास्ति दृग्दोषस्तेन तद्भवेत् । ब्रह्मेतरस्याऽसत्यत्वात्कथमत्र तु तद्भवेत् ॥४६॥ मायायोगेन द्रष्टृत्वं ब्रह्मणोऽस्ति स्वतो न चेत् । आगन्तुकः स भवति किं वा स्वाभाविकोऽस्ति सः ॥४७॥ आद्ये विभुत्वहानिस्स्यात् पूर्णस्य ब्रह्मणो ननु । मायाशबलता नित्यं द्वितीये समुपस्थिता ॥४८॥ मायाविशिष्टं ब्रह्माऽस्तीत्येवमेवोच्यतां तदा । निर्विशेषणताहानिर्भवतां मत आगता ॥४९॥ मायाशबलतायां च दोषोऽन्योपि भवेद्धि वः । सृष्टेरग्रे प्रपञ्चस्याप्रतीतेः किन्नु कारणम् ॥५०॥

---

અને પ્રકાશ **પર્યાય વાચક** છે, જ્ઞાન નાશ થવાથી પ્રકાશાત્મક સ્વરૂપનો નાશ કહ્યો નથી તો પણ થાય છે જ; કારણ કે તમારા મતમાં જ્ઞાન જ બ્રહ્મ છે, એમ તમોએ પ્રતિપાદન કર્યું છે. (૪૨)

(શંકા - હે પંડિતો ! તમારા મતમાં ''सत्यं ज्ञानमनन्तं ब्रह्म'' એ શ્રુતિના પ્રમાણથી બ્રહ્મ માત્ર જ્ઞાનસ્વરૂપ જ માનેલું છે, તો नान्यदतोऽस्ति द्रष्टृ'' એ શ્રુતિમાં કહેલું તેનું દ્રષ્ટાપણું કેમ કહી શકાય ? એ પ્રકારનો શ્રીહરિ આક્ષેપ કરે છે) જે માત્ર જ્ઞાનસ્વરૂપ છે તેને **દ્રષ્ટાપણું** કેમ સંભવે ? વળી કર્તાપણાના અભાવથી માત્ર જ્ઞાન સ્વરૂપ બ્રહ્મનું દ્રષ્ટાપણું તમારાથી કેવી રીતે કહી શકાય ? અર્થાત્ ન જ કહી શકાય. (૪૩)

(સૂત્ર-શ્રુતિ-સ્મૃતિઓમાં બ્રહ્મનું સ્વરૂપ 'જ્ઞાતૃતા વિશિષ્ટ જ્ઞાનરૂપ' પણ કહ્યું છે, એમ જો તમો કહેતા હો તો ત્યાં કહું છું:) હે પંડિતો ! તમારા મતમાં બ્રહ્મને જો જ્ઞાતાપણે સ્વીકારતા હો તો પણ નિત્યસિદ્ધ જ્ઞાનવાળું બ્રહ્મ તો સર્વથા ભ્રમાદિ દોષથી રહિત હોવાથી, તેમાં **ભ્રાન્તિ દર્શન** તમોએ પૂર્વોક્ત પ્રકારે કહેવું નહીં. (૪૪)

(ફરીથી પણ બ્રહ્મમાં ભ્રાંતિ દર્શનનો બાધ કહે છે:) જે રજ્જુમાં સર્પ જોવાય છે, તે દ્રષ્ટાના પટલાદિ દૃષ્ટિ દોષથી જોવાય છે. અથવા અંધકારાદિ દોષ હોય તો જ જોવાય છે. રજ્જુમાં સર્પ બધાને દેખાતો નથી, (૪૫)

તેમાં પણ દૃષ્ટાના દૃષ્ટિદોષથી જ રજ્જુમાં સર્પ દર્શન થાયછે. અહીં તો બ્રહ્મથી ભિન્ન સર્વ અસત્ય હોવાથી બ્રહ્મમાં ભ્રાન્તિ દર્શન કેમ થાય ? (૪૬)

(ફરી તેમના મતમાં **શંકા** ઉત્પન્ન કરીને શ્રીહરિ પૂછે છે) બ્રહ્મને માયાના સંબંધથી દૃષ્ટાપણું છે, સ્વાભાવિક નથી. એમ જો કહેતા હો તો તમોએ કહેલો માયાનો સંબંધ બ્રહ્મમાં **આગંતુક** છે કે **સ્વાભાવિક** છે ? (૪૭)

(જો તમો કહો કે 'બન્ને પ્રકારે બ્રહ્મમાં માયાનો યોગ છે' ત્યાં **દૂષણ** કહું છું) બ્રહ્મમાં માયાનો સંબંધ આગંતુક કહેશો તો પૂર્ણ બ્રહ્મના વિભુપણાની હાનિ થશે, અર્થાત્ વ્યાપકપણું મટી જશે. જો બ્રહ્મમાં માયાનો યોગ સ્વાભાવિક સ્વીકાર કરો તો બ્રહ્મમાં નિત્ય માયાનો સંબંધ ઉપસ્થિત થશે. (૪૮)

અને ત્યારે તમો 'બ્રહ્મ માયાવિશિષ્ટ છે' એ પ્રકારે જ કહો છો, તેથી તમારા મતમાં બ્રહ્મમાં નિર્વિશેષણપણાની હાનિ આવશે. (૪૯)

માયા શબલિત બ્રહ્મ કહેવામાં તમોને બીજો પણ દોષ પ્રાપ્ત થાય છે. સૃષ્ટિની રચના પહેલાં બ્રહ્મને, જગત નહીં દેખાવામાં શું **કારણ** હતું ? (૫૦)

ईक्षणाभाव इत्युक्ते किमु तत्रापि कारणम् । तस्येच्छैवेति चेत्तर्हि किमिच्छायुक्तमस्ति तत् ॥५१॥ तथा सति विशिष्टं हि ब्रह्म सिद्धं भवन्मते । इति चेदागता यूयं पन्थानं मे स्फुटं बुधाः ॥५२॥

जातैव केवलाद्वैतच्युतिरित्थं विबुध्यताम् । युष्मदुक्त्येति विद्वांसो जातं वो मतखण्डनम् ॥५३॥ किञ्चाङ्गीकरणात्पूर्वं या माया सा कमाश्रिता । ब्रह्माश्रितेति चेत्तर्हि सिद्धैव तद्विशिष्टता ॥५४॥ ननु नास्त्येव मायायाः परमार्थत्वमित्यतः । नोक्तदोषप्रसङ्गस्स्यादिति चेदवधार्य्यताम् ॥५५॥ नन्वस्त्वपरमार्थत्वं मायाया भवतां मते । तेन शब्देन युष्माकं विद्यते किं विवक्षितम् ॥५६॥ तेनाऽस्ति किं नु मायाया मिथ्यात्वं रज्जुसर्पवत् । किंस्विद् विकारयुक्तत्वाद् ब्रह्मतुल्यत्वहीनता ॥५७॥ प्रोच्यते यदि मायाया मिथ्यात्वं रज्जुसर्पवत् । तदा भवन्मतप्रोक्तं दूष्येदज्ञानलक्षणम् ॥५८॥ सम्प्रदाये हि वो ज्ञानविरोधि त्रिगुणात्मकम् । भावरूपं च गदितं तन्मृषा स्यान्न सर्वथा ॥५९॥

---

'ઈક્ષણના વિધાનનો ( स ऐक्षत એ શ્રુતિથી બ્રહ્મ જુએ છે તે જોવાની ક્રિયાનો) અભાવ હોવાથી જગતની પ્રતીતિ થતી નથી' એમ તમે કહો તો પણ, ઈક્ષણના અવિધાનમાં (જોવાની ક્રિયાના અભાવમાં) શું કારણ છે ? ઈચ્છા કારણ છે એમ કહેતા હો તો સૃષ્ટિના પહેલાં ઈચ્છા યુક્ત બ્રહ્મ છે શું ? (૫૧)

સૃષ્ટિના પહેલાં પણ બ્રહ્મ ઈચ્છાયુક્ત હોય તો તમારા મતમાં બ્રહ્મ **'વિશિષ્ટ'** સિદ્ધ થયું. અને એમ જો તમો સ્વીકાર કરતા હો તો, હે પંડિતો ! તમો સ્પષ્ટતાપૂર્વક મારા માર્ગમાં આવ્યા. (૫૨)

હે પંડિતો ! બ્રહ્મને ઈચ્છા વિશિષ્ટ માનો તો કેવલાદ્વૈતની ચ્યુતિ થઈ જ. એમ જાણો. હે પંડિતો ! આ પ્રમાણે તમારા કથનથી તમારો મત ખંડિત થયો છે. (૫૩)

(**શંકા-**હે પંડિતો ! બ્રહ્મનો જે કાંઈ શક્તિયોગ, માયાના અંગીકાર પછી, તમોએ સ્વીકાર કર્યો તો નિર્વિશેષ બ્રહ્મે કઈ શક્તિથી માયા અંગીકાર કરી ? તમે જો એમ કહેતા હો કે, 'તેવી બીજી શક્તિ છે' તો બ્રહ્મની નિર્વિશેષતાની હાનિ થઈ. એમ કહીને શ્રીહરિ તેમને પૂછે છેઃ) બ્રહ્મે વિભુપણું અંગીકાર કર્યા પહેલાં માયા કોને આશરે હતી ? જો એમ કહો કે માયા બ્રહ્મને આશરે હતી તો 'બ્રહ્મ માયા યુક્ત છે' એમ **સિદ્ધ** થયું. (૫૪)

**જો તમે કહો કે**-'માયાનું પરમાર્થપણું ( સત્યતા) જ નથી, તેથી આગળ કહેલો દોષ નહીં આવે' એમ કહેતા હો તો તેમાં **શંકા** કરું છું તે સાંભળોઃ (૫૫)

'તમારા મતમાં માયાનું અપરમાર્થપણું ભલે હોય, પરંતુ અપરમાર્થ શબ્દથી તમારે કહેવાનું **તાત્પર્ય** શું છે ?' (૫૬)

અપરમાર્થ શબ્દથી રજ્જુ સર્પની માફક માયાનું મિથ્યાપણું કહો છો અથવા માયા વિકારયુક્ત હોવાથી બ્રહ્મના સમાનપણાથી રહિત છે એમ કહો છો ? (૫૭)

જો રજ્જુ સર્પની માફક માયાનું મિથ્યાપણું કહો તો તમારા મતમાં કહેલું અજ્ઞાનનું લક્ષણ દૂષણ પામે. (૫૮)

હે પંડિતો ! તમારા સંપ્રદાયમાં અજ્ઞાનને 'જ્ઞાનનું વિરોધી-ત્રણ ગુણવાળું-સત્તા સ્વરૂપ' કહેલું છે, તે સત્તારૂપ અજ્ઞાન કોઈ પ્રકારે મિથ્યા ન જ થાય. (ભાવરૂપનું અભાવરૂપપણું ક્યારેય પણ થતું નથી.) (૫૯)

अभावात् कारणात् कार्योत्पत्तिः क्वापि नहि श्रुता । भावरूपस्य कार्यस्य भावरूपं हि कारणम् ॥६०॥ ननु रज्जौ सर्पवीक्षाजातभीत्या सकम्पता । शरीरे दृश्यते तत्र क्वाऽस्ति कारणसत्यता ॥६१॥

नैवं वाच्यं बुधाः सर्पः सत्यो यो वीक्षितः पुरा । स्थलान्तरे तत्स्मृत्योत्थभीत्याऽस्यैव ऋताऽस्ति सा ॥६२॥ असत्यात् कारणात् सत्यकार्योत्पत्तिर्नहि क्वचित् । इत्यज्ञानं मतं सत्यं सर्वथा शास्त्रवित्तमैः ॥६३॥ परोत्पत्त्यनुकूलशक्तिमत्त्वरूपैकलक्षणम् । कारणत्वं तु विद्वांसो नाऽसतः सम्भवेत् क्वचित् ॥६४॥ ननु कार्यं यत्र सत्यं स्यात्तत्रास्त्वस्य सत्यता । अस्मन्मते तु नैवाऽस्ति क्वचित् कार्यस्य सत्यता ॥६५॥

---

(જો તમો બલાત્કારથી અભાવરૂપને જ કારણ કહો તો તે પણ યોગ્ય ન કહેવાય, કારણ કે) આકાશ પુષ્પની માફક કારણના અભાવથી (અવિદ્યમાનપણાથી) કાર્યની ઉત્પત્તિ કોઈપણ શાસ્ત્રમાં સાંભળી નથી. ભાવરૂપ કાર્યનું ભાવરૂપ કારણ જ યોગ્ય છે. (૬૦)

**શંકા**-(ભાવરૂપ કાર્યનું ભાવરૂપ જ કારણ હોય એમ નિયમ નથી જ. દોરડીમાં ભ્રમથી થયેલા સર્પરૂપ જ્ઞાનમાં કારણ વાસ્તવિક નથી. છતાં પણ તેનાથી ઉત્પન્ન થયેલા ભયથી શરીરમાં કમ્પ થાય છે, તે સત્ય છે અને દેખાય છે. તેથી કાર્યને કારણની સત્તા(વિદ્યમાનતા)ની અપેક્ષા હોવી જોઈએ એ નિયમ નથી. એ રીતે પંડિતોની શંકા શ્રીહરિ પોતે જ ઉત્પન્ન કરીને બે શ્લોકથી તેનું **સમાધાન** કરે છે:) રજ્જુમાં સર્પના ભાસથી ઉત્પન્ન થયેલા ભયથી શરીરમાં કમ્પ જણાય છે. ત્યાં કારણની સત્યતા ક્યાં છે ? નથી જ. (તેથી કાર્યરૂપ જગત સત્ય જણાય છે, તો પણ તેના આભાસનું કારણરૂપ અજ્ઞાન ભાવરૂપ જ હોવું જોઈએ, એવો કારણની સત્તાનો નિયમ જ નથી.) (૬૧)

હે પંડિતો ! એમ તમો કહેશો તો બાધ આવશે કારણકે બીજે સ્થળે પૂર્વે જે સત્ય સર્પ જોયેલો છે. તેનો રજ્જુમાં આભાસ અને સ્મરણથી જોનારને ભય ઉત્પન્ન થાય છે, અને કંપ થાય છે. તેથી તે કંપ સત્ય છે. મિથ્યા સર્પના દર્શનથી કંપ ઉત્પન્ન થયો નથી. (૬૨)

હે પંડિતો ! આકાશ પુષ્પની માફક અસત્ય અને મિથ્યા કારણથી ક્યારેય પણ સત્કાર્યની ઉત્પત્તિ થતી જ નથી. તેથી શાસ્ત્ર જાણનારાઓમાં ઉત્તમ પુરુષોએ અજ્ઞાન પર્યાય જગતના કારણભૂત માયાને સર્વથા (ત્રણેય કાળમાં) સત્ય માનેલી છે. અસત્કારણથી કાર્યની ઉત્પત્તિનો સંભવ ન હોવાથી, કાર્યરૂપ જગત સત્ય હોવાથી તેના કારણના સત્યપણાનું અનુમાન કરવું. (૬૩)

(ઉપર કહેલા અર્થને જ કારણની **સત્યતા** કહેવા માટે ફરીથી કહે છે.) હે વિદ્વાનો ! ''**परोत्पत्त्यनुकूलशक्तिमत्त्वरूपैकलक्षणम्**'' કાર્યોત્પત્તિમાં અનુકૂળ જે શક્તિશાળીપણું તે એક લક્ષણ જેનું (બ્રહ્મનું) છે, એવું કારણપણું તો ક્યારેય **असतः** અસત્‌નું એટલે કે જે કાર્યોત્પત્તિમાં અનુકૂળ શક્તિના કારણથી રહિત હોય તેનાથી બની શકતું નથી. ('ક્યારેક શ્લોકના પાદમાં અક્ષરનું અધિકપણું દોષરૂપ ગણાતું નથી.' એમ સ્વરચિત પ્રકીર્ણ કારિકાની વ્યાખ્યામાં આશાધર ભટ્ટે કહ્યું છે. એવી રીતે અહીં ''**क्वचित् परोत्पत्त्यनुकूलशक्तिमत्त्वरूपैकलक्षणम्**'' એ શ્લોકપાદમાં પણ સમાધાન જાણી લેવું.) (૬૪)

[એ પ્રમાણે કારણની સત્યતાનું પ્રતિપાદન કરીને ફરીથી પણ શ્રીહરિ પંડિતોની **શંકા** ઊઠાવીને તેનું **સમાધાન** કરે છે.]

**શંકા**-'હે હરે ! જે પક્ષમાં કાર્ય સત્ય હોય તે પક્ષમાં કારણની સત્યતા ભલે હોય. અમારા મતમાં તો ક્યારેય પણ કાર્યની સત્યતા છે જ નહીં માટે અમારા મતમાં બાધ નથી. (૬૫)

**यथा स्वप्नीयशिरसश्छेदकार्ये स्फुटं हरे । स्वप्नीयस्यैव चोरस्य कारणत्वमवेक्ष्यते ॥६६॥**

**तथाऽस्य विश्वरूपस्य कार्यस्यैवाऽसतोऽस्त्यसत् । कारणं चेति चेत्प्राज्ञास्तदा तत्र मयोच्यते ॥६७॥ अस्ति सूत्रं वैधर्म्याच्च न स्वप्नादिवदित्यपि । निषिद्धं तत्र वैधर्म्यात्समत्वं स्वप्नजाग्रतोः ॥६८॥ तथा सत्त्वाच्चापरस्येत्यपि सूत्रं समीरितम् । तत्र न त्यजति ब्रह्म सत्त्वं कालत्रये यथा ॥६९॥ तथा कार्यमपि ह्येतत्त्रिषु कालेषु वै जगत् । सत्त्वं न त्यजतीत्येवं सूत्रार्थो भाष्यकृन्मतः ॥७०॥ स्यादन्यथा तु भवतां राद्धान्तो ध्रुवमासुरः । अत्र प्रमाणवाक्यानि संक्षेपेण वदाम्यहम् ॥७१॥ असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् । कृष्णेनेति स्वयं प्रोक्तं गीतायामासुरं मतम् ॥७२॥**

---

હે હરે ! સ્વપ્રાવસ્થામાં ચોરે કરેલા મસ્તક છેદનમાં સ્વપ્રમાં દેખાતા ચોર જ છેદન કર્મના સ્પષ્ટ કારણરૂપે છે. (૬૬)

તેવી રીતે અસત્ વિશ્વરૂપ કાર્યનું કારણ **અસત્** છે.' એમ કહેતા હો તો હે પ્રાજ્ઞો ! અમો કહીએ છીએઃ (૬૭)

''**વૈધર્મ્યાચ્ચ ન સ્વપ્નાદિવત્**'' એવું પણ સૂત્ર છે. તે સૂત્રમાં સ્વપ્ર અને જાગ્રતના સમપણાનો વૈધર્મ્યરૂપ હેતુથી નિષેધ કર્યો છે. (તેવી રીતે શ્રીભાષ્યમાં રામાનુજાચાર્યે વિવેચન કર્યું છેઃ ''સ્વપ્ન જ્ઞાનમાં વૈધર્મ્ય હોવાથી, જાગ્રત અવસ્થાનું જ્ઞાન મિથ્યા છે એમ કહેવું યોગ્ય નથી. બન્ને અવસ્થાનું જ્ઞાન એકબીજાથી વિરુદ્ધ છે. માટે સ્વપ્ર અને જાગ્રત અવસ્થાના જ્ઞાનનું સામ્યપણું નથી.'') બધા જ્ઞાનનું **અર્થ શૂન્યપણું** તમો માનો તો (''**નાભાવ ઉપલબ્ધેઃ** । ૨-૨-૨૭'' એ સૂત્રમાં પૂર્વપક્ષ પ્રતિપાદન કરેલો છે તે મુજબ) તમારે (સર્વ જ્ઞાનના સાકારપણારૂપ) સાધ્ય અર્થની પણ સિદ્ધિ નહીં થાય. આલમ્બન શૂન્ય અનુમાનની પણ અર્થશૂન્યતા હોવાથી, તેના અર્થપણાથી જ્ઞાનની અનૈકાન્ત્ય સ્થિતિના કારણે અર્થશૂન્યપણાની સિદ્ધિ થતી જ નથી.'' (૬૮)

તેમજ ''**સત્ત્વાચ્ચાવરસ્ય**'' એ સૂત્ર છે તેમાં કહ્યું છે કે, કારણરૂપ બ્રહ્મ ત્રણેય કાળમાં પોતાના અસ્તિત્વનો ત્યાગ નથી કરતું, એજ રીતે કાર્યરૂપ આ જગત પણ ત્રણેય કાળમાં 'સત્પણાનો' ત્યાગ નથી કરતું. આ પ્રકારે સૂત્રનો અર્થ ભાષ્યકારના મતમાં છે. (તેવી રીતે **શ્રી ભાષ્ય** ''अवरस्य कार्यस्योत्पत्तेः पूर्वं कारणानन्यत्वेन सत्त्वात् सत्त्वश्रवणाद् उत्पत्त्यनन्तरमनन्यत्वसिद्धमित्यर्थः''। કાર્યનું કારણમાં અસ્તિત્વ હોવાથી કારણથી કાર્યનું જુદાપણું નથી. લોક અને વેદમાં કાર્યને જ કારણપણે નિરૂપણ કરાય છે. જેમકે લોકમાં 'આ બધા શરાવાદિક પૂર્વે મૃત્તિકા દ્રવ્યરૂપે હતાં.' તથા **વેદમાં પણ** ''सदेव सोम्येदमग्र आसीत्'' 'હે સોમ્ય ! આ બધું સૃષ્ટિથી પહેલાં સત્ જ હતું.' એમ કહેવામાં આવે છે. તેમજ ''ब्रह्म वा इदमग्र आसीत्'' ઈત્યાદિકમાં ઈદં પદનું બ્રહ્મ સાથે સમાનાધિકરણપણું હોવાથી બ્રહ્મ અને જગત ભિન્ન નથી, એમ જાણવું. જો ભિન્ન હોય તો (પૂર્વે જગતનું બ્રહ્માત્મકપણું ન હોય તો) બ્રહ્મ થકી તેની ઉત્પત્તિ સંભવી શકે નહીં. જેમ રેતીમાં તેલ નથી તો રેતીમાંથી તેલ ઉત્પન્ન થતું નથી. એ પ્રકારે જો તલસ્વરૂપે તેલ રહેલું છે, તો તલ પીલાવાથી તેલ નીકળે છે. જો રેતીમાં તેલ નથી તો તેમાંથી તેલ નીકળતું નથી. આ પ્રકારે કાર્યકારણ બન્નેનું **સત્યપણું** જ છે.) (૬૯-૭૦)

કાર્ય અને કારણનું અસત્પણું સ્વીકાર કરો તો તમારો સિદ્ધાંત આસુરી જ થાય. અહીંયાં તેવા પ્રકારના સિદ્ધાંતમાં હું સંક્ષેપથી **પ્રમાણ વચનો** કહું છું. (૭૧)

અસુરો જગતને અસત્ય-અપ્રતિષ્ઠિત અને અનીશ્વર કહે છે. આ પ્રકારે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં **આસુરમત** કહેલો છે. (''असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् । अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् इति'' એ શ્લોકનું **રામાનુજ ભાષ્ય** આ પ્રમાણે છેઃ असत्यम्=આ જગત 'સત્ શબ્દથી કહેલ બ્રહ્મનું કાર્ય હોવાથી બ્રહ્માત્મક છે' એ પ્રકારે કહેતા નથી. વળી

तस्मात्सकार्यमायाया मिथ्यात्वं सर्वथा बुधाः । वक्तुं शक्यं न युष्माभिस्तत्सत्यत्वोपपादनात् ॥७३॥ विकारजननीं मायामष्टरूपामजामिति । श्रुतिर्भवत्यजामेकां लोहितेत्यपरा तथा ॥७४॥ अस्मान्मायीति मुख्या वै श्रुतयस्सन्ति भूरिशः । प्रमाणायात्र निपुणा भवद्भिश्चेति गम्यताम् ॥७५॥ मम योनिर्महद्ब्रह्म, तस्मिन्नित्यस्ति वै स्मृतिः । दैवी ह्येषा गुणमयी मम मायेति च स्मृतिः ॥७६॥

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि । इत्याद्यास्स्मृतयस्सन्ति प्रमाणायाऽत्र भूरिशः ॥७७॥

---

**अप्रतिष्ठम्=બ્રહ્મમાં પ્રતિષ્ઠિત નથી એમ કહે છે.** (બ્રહ્મે ધારણ કરેલી જ પૃથ્વી સર્વ લોકોને ધારણ કરે છે, તે કહ્યું છે ''तेनेयमतिवीर्येण विधृता सकला मही । बिभर्ति मालां लोकानां सदेवासुरमानुषाम्'' इति) **अनीश्वरम्=સત્ય સંકલ્પ-પરબ્રહ્મ-સર્વેશ્વર એવા મેંજ આ નિર્માણ કર્યું છે, તેમ નથી કહેતા,** (''હું સર્વની ઉત્પત્તિમાં કારણ છું. મારાથી સર્વે પ્રવર્તે છે.'' એમ ગીતામાં કહ્યું છે.) **અને એમ કહે છે કે ''अपरस्परसंभूतं किमन्यत् कामहैतुकम्'' સ્ત્રી પુરુષના પરસ્પર સંબંધથી** ઉત્પન્ન થયેલું આ મનુષ્ય-પશુ આદિ જગત ઉપલબ્ધ થાય છે. સ્ત્રી પુરુષના પરસ્પર સંબંધ વિનાનું બીજું શું ઉપલબ્ધ થાય છે ? કાંઈ પણ થતું નથી. તેથી આ સર્વજગત, સ્ત્રી-પુરુષ સંસર્ગ જન્ય હોવાથી કામ હેતુવાળું છે.) (૭૨)

હે પંડિતો ! તેથી કાર્ય સહિત માયાનું સર્વ પ્રકારે મિથ્યાપણું તમારાથી નહીં કહી શકાય. કારણ કે માયાના સત્યપણાનું શ્રુતિ-સ્મૃતિમાં પ્રતિપાદન કર્યું છે. (૭૩)

**માયાના સત્યપણામાં પ્રમાણો કહે છે :** વિકારજનની=અગિયાર ઈન્દ્રિયો, પંચમહાભૂત, એ સોળ વિકારોની ઉત્પત્તિમાં કારણ (તે સાંખ્ય કૌમુદીમાં કહ્યું છેઃ ''मूलप्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृतिविकृतयः सप्त । षोडशकस्तु विकारो न प्रकृतिर्न विकृतिः पुरुषः'' इति), **अष्टरूपां-''भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च । अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा''** इति, એ પ્રકારે ભગવદ્ ગીતામાં કહેલી ભૂમિ વગેરે આઠ સ્વરૂપવાળી, માયા 'ध्रुवामिति' 'ध्रुवा' એ પ્રકારે **શ્રુતિ चूलिकोपनिषद्** માં કહી છે. તેજ પ્રકારે 'अजाम् एकाम् लोहित' એ પ્રકારે **બીજી શ્રુતિ** શ્વેતાશ્વતરોપનિષદ્માં છે. જેમ કે ''अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः । अजो ह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्यः'' इति આ જ શ્રુતિ બૃહદ્ ઉપનિષદ્ તથા નારાયણોપનિષદમાં લગારેક **પાઠાન્તર**થી કહેલી છે. ''अजामेकां रोहितशुक्लकृष्णां बह्वीं प्रजां जनयन्तीं सरूपाम्'' આ પ્રમાણે કહેલી છે. (૭૪)

''अस्मान्मायी'' ઈત્યાદિક ઘણી શ્રુતિઓ આ વિષયમાં પ્રમાણરૂપ છે. હે નિપુણો ! આ પ્રકારે તમારે જાણવું. (તે બતાવે છેઃ) શ્વેતાશ્વતરોપનિષદમાં ''अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिँश्चान्यो मायया संनिरुद्धः'' । ''मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् । अस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत्'' 'એ થકી માયાધીશ વિશ્વને સર્જે છે.'' ''માયા તે પ્રકૃતિને જાણવી.'' બ્રહ્મના અવયવભૂત શરીરથી આ પરિદૃશ્યમાન જગત બધું વ્યાપ્ત છે.'' એમ કહ્યું છે. (૭૫)

महद् ब्रह्म = માયા, મારી શક્તિ હોવાથી, મારા સંબંધવાળી, જગતની ઉત્પત્તિમાં કારણભૂત છે. તેમાં હું ગર્ભ ધારણ કરું છું એવી સ્મૃતિ છે. તથા ''दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया'' એવી બીજી પણ **સ્મૃતિ** છે. (૭૬)

તેમજ ''પ્રકૃતિ તથા પુરુષ એ બન્નેને પણ અનાદિ જાણો.'' એ આદિક ઘણી સ્મૃતિઓ અત્રે પ્રમાણભૂત છે. (૭૭)

यत्तु वस्तु भवेत्प्राज्ञा मिथ्याभूतं हि सर्वथा । तद् ध्रुवत्वाजत्वमुख्यैः पदैर्व्यादिश्यते कथम् ॥७८॥ एवं प्रमाणवचनैराद्यः पक्षस्तु दूषितः । द्वितीयश्चेद्युक्त एव तस्या न ब्रह्मतुल्यता ॥७९॥ मायाया विक्रियावत्त्वात्तत्स्वरूपस्थितिर्बुधाः । नास्ति ब्रह्मसमेत्येवं पक्षो युक्तोऽस्ति सर्वथा ॥८०॥ सोक्ता विकारजननीमित्याद्यैर्नित्यविक्रिया । पदैरन्यैश्च सततविक्रियेत्यादिभिस्तथा ॥८१॥ सविकारतया नित्यपरिणामत्वतस्तथा । एकस्वरूपताऽभावान्नित्यदा प्रकृतेर्बुधाः ॥८२॥ ब्रह्मणा तु समा तस्या न स्वरूपस्थितिः क्वचित् । अत एवानृताद्यैः सा पदैरेवोपचर्यते ॥८३॥ आविर्भावतिरोभावानित्यत्वादिकधर्मतः । साम्यादनित्यान्युच्यन्ते तत्कार्याण्यपि सर्वशः ॥८४॥

असन्मिथ्यादिभिः शब्दैर्मायाकार्याणि पण्डितैः । विरागायोपदिश्यन्ते ह्युपचारत्वतो बुधाः ॥८५॥ तथाऽनित्यानि कथ्यन्ते तानि शास्त्रविशारदैः । रज्जुसर्पमरीच्यम्बुस्वप्नसृष्ट्यादिदर्शनैः ॥८६॥ एवं सकार्यमायायाः सत्यत्वोक्तौ

---

હે પ્રાજ્ઞો ! જે વસ્તુ (પ્રકૃતિ) સર્વ પ્રકારે મિથ્યા છે. (તમારા મત પ્રમાણે) તો તેને ધ્રુવપણાથી તેમજ અજત્વાદિ શબ્દોથી કેમ કહેવાય ? (अजां ध्रुवां ત્યાં અજત્વ-ધ્રુવત્વ પદોથી પ્રકૃતિને કહી છે.) જે વસ્તુ મિથ્યા છે તેને ધ્રુવ અને અજત્વાદિ પ્રબળ વાક્યોથી કહી શકાય નહીં. (''લઘુભાગવતામૃત''માં ''याथातथ्यतोऽर्थान् व्यदधात्'' એ શ્રુતિથી સત્ય કાર્યનું કારણ હોવાથી તમારી શક્તિ પણ **સત્ય** છે, ઈન્દ્રજાળની માફક નથી. આ પ્રમાણે ''उपरतसमस्तमायामये'' આ ગદ્યની ટીકામાં માયાના કાર્યને પણ સત્ય કહ્યું હોવાથી તેના કારણની સત્યતા વિષે તો કહેવું જ શું ? તે તો હોય જ !) (૭૮)

આ પ્રકારે પ્રમાણ વચનોથી પ્રથમ પક્ષને ખોટો કર્યો. બીજો પક્ષ (પૂર્વે શ્લોક નં. ૫૭માં શંકારૂપે પૂછેલો; અપરમાર્થ શબ્દનો અર્થ) તમો સત્યપણાથી સ્વીકાર કરતા હો તો માયાની બ્રહ્મના સમાન સત્તા નથી એ યોગ્ય જ છે. (૭૯)

હે પંડિતો ! માયા વિકારવાન હોવાથી બ્રહ્મ સમાન નથી. આ પ્રકારનો પક્ષ તો સર્વથા **યોગ્ય** છે. (૮૦)

''विकारजननीं'' ઈત્યાદિ શ્રુતિના શબ્દોથી માયાને નિત્ય વિકારવાળી કહેલી છે. તેવી જ રીતે ''सततविक्रिया'' ઈત્યાદિ સ્મૃતિ શબ્દોથી પણ નિત્ય વિકારવાળી કહેલી છે. (તેવી રીતે વેદાર્થ સંગ્રહની ટીકામાં ''अचेतना परार्था च नित्या सततविक्रिया । त्रिगुणा कर्मिणां क्षेत्रं प्रकृते रूपमुच्यते'' એમ કહ્યું છે.) (૮૧)

હે પંડિતો ! પ્રકૃતિ વિકારવાળી તેમજ નિત્ય પરિણામવાળી હોવાથી, હંમેશાં તેના એક સ્વરૂપપણાનો અભાવ હોવાથી; બ્રહ્મની સમાન પ્રકૃતિના સ્વરૂપની સ્થિતિ ક્યારેય પણ નથી જ. એ કારણથી પ્રકૃતિનો અનૃતાદિ પદો વડે જ **ઉપચાર** (વ્યવહારિક પ્રયોગ) કરાય છે. (૮૨-૮૩)

ઉત્પત્તિપણું-વિનાશપણું અને અનિત્યપણું વગેરે ધર્મથી સામ્યપણું છે તેથી પ્રકૃતિનાં કાર્યો પણ સર્વ પ્રકારે અનિત્ય કહેવાય છે. (માયાની માફક **અસત્ય** કહેવાય છે) (૮૪)

(એ પ્રકારે માયાનાં કાર્યો અસત્ મિથ્યાદિ શબ્દોથી કેમ કહેવાય છે ! એમ કહેતા હો તો કહું છું. ) હે પંડિતો ! જ્ઞાનીજનોએ માયાનાં કાર્યોનો ઔપચારિકપણે અસત્-મિથ્યાદિ શબ્દોથી **ઉપદેશ** કરાય છે તેથી વૈરાગ્ય પણ પમાય છે. (૮૫) તે પ્રકારે શાસ્ત્ર નિપુણોએ માયાનાં કાર્યોને, રજ્જુમાં સર્પ, કિરણોમાં જળ, સ્વપ્નમાં સૃષ્ટિ વગેરે દૃષ્ટાંતો વડે **અનિત્ય** કહ્યાં છે. (૮૬)

भवन्मते । अन्यवस्तुविशिष्टत्वं प्राप्तं ब्रह्मण ईशितुः ॥८७॥ ननु सदेव सोम्येदमग्र आसीदिति श्रुतिः । ब्रह्मणो ह्यद्वितीयत्वं वक्ति स्पष्टतया हरे ॥८८॥ अत्रैकादिपदान्येव सजातीयादिभिस्त्रिभिः । भेदैर्विवर्ज्जितं शुद्धं वदन्ति ब्रह्म केवलम् ॥८९॥ तद्वस्त्वन्तरसद्भावे कथं स्याद् ब्रह्मणःसतः । अद्वितीयत्वमित्यस्याः श्रुतेरर्थोऽयमीयते ॥९०॥ इति चेच्छ्रूयतामस्या नेत्थमर्थोऽस्ति सोऽन्यथा । रामानुजाचार्यकृतो निर्बाधः स मयोच्यते ॥९१॥

विद्वद्वर्य्या अन्यवस्तुविशिष्टस्यैव वर्त्तते । ब्रह्मणो ह्यद्वितीयत्वमस्या हार्द्दमिति श्रुतेः ॥९२॥ इदंशब्दः श्रुतावस्यां सृष्टिकाले बुधा जगत् । विभक्तनामरूपञ्च बहुत्वावस्थमस्ति यत् ॥९३॥ तच्छरीरं बृहद् ब्रूते ह्येकशब्दस्तथाऽत्र तु । सृष्टेरग्रेऽसंविभक्तनामरूपतया बुधाः ॥९४॥ आपन्नमेकताऽवस्थां यज्जगत्तच्छरीरकम् । वक्ति ब्रह्माऽखिलाधारं सर्वज्ञं

---

આ પ્રકારે કાર્ય સહિત માયાનું સત્યપણું કહેવાથી તમારા મતમાં નિયામક બ્રહ્મને અન્ય વસ્તુથી વિશિષ્ટપણું પ્રાપ્ત થયું. (૮૭)

**શંકા** - હે હરે ! ''सदेव सोम्येदमग्र आसीत्'' એ શ્રુતિ (''एकमेवाद्वितीयम्'' इति શેષઃ) સ્પષ્ટપણાથી બ્રહ્મનું **અદ્વિતીયપણું** કહે છે. (૮૮) આ શ્રુતિમાં 'એક' આદિ પદો સજાતીયાદિ ત્રણ પ્રકારના ભેદ રહિત, માટેજ કેવળ એક માત્ર શુદ્ધ બ્રહ્મને કહે છે. (તેવી રીતે છાંદોગ્યની **અર્થ પ્રકાશિકા** નામની ટીકામાં ''एकमिति'' 'એક' શબ્દથી आत्मान्तर-प्रतियोगिक **સજાતીય** ભેદનો નિષેધ કરાય છે. 'एव'કારથી આનંદાદિ-ધર્મપ્રતિયોગિક **સ્વગત** ભેદનો નિષેધ કરાય છે. अद्वितीय પદથી અનાત્મપ્રતિયોગિક **વિજાતીય** ભેદનો નિષેધ કરાય છે.) (૮૯)

તેથી જો માયા નામની અન્ય વસ્તુની સત્યતા કહીએ તો, સત્‌રૂપ બ્રહ્મનું **અદ્વિતીયપણું** (શ્રુતિમાં કહેલા 'અદ્વિતીય' પદથી વિજાતીય નામના માયાત્મક ભેદની નિવૃત્તિપૂર્વક પ્રાપ્ત થતું કેવળપણું) કેમ સંભવે ? માટે (માયાનું સત્યપણું કહેવાથી બ્રહ્મનું વિજાતીય રહિતપણું નષ્ટ થાય, તેથી) આ શ્રુતિનો અર્થ છાંદોગ્યની અર્થપ્રકાશિકા ટીકામાં નિત્યાનંદ સરસ્વતીએ કરેલો છે તે યોગ્ય જણાય છે. (૯૦)

(એમ કહેતો હો તો) હે પંડિતો ! 'માયાની સત્યતા કહેવામાં આ **દૂષણ** આવે છે.' એમ તમો કહો છો તો સાંભળો. આ શ્રુતિનો તમે કહ્યો તે પ્રકારે 'નિર્બાધ અર્થ' નથી. પરંતુ બાધ રહિત અર્થ બીજા પ્રકારે છે. (**શંકા** - જુદા પ્રકારથી કરેલો અર્થ જો મોટા પુરુષોએ નહીં કર્યો હોય તો અમો નહીં સ્વીકારીએ, એમ કહેતા હો તો) રામાનુજાચાર્યે કરેલો એ શ્રુતિનો **નિર્બાધ અર્થ** હું કહું છું. (૯૧)

હે વિદ્વદ્વર્યો ! 'અન્ય વસ્તુથી વિશિષ્ટ એવા બ્રહ્મનું જ અદ્વિતીયપણું છે. એવી રીતે આ શ્રુતિનું હાર્દ છે.' તેવી રીતે રામાનુજકૃત વેદાન્તસારમાં, 'નનુ - ''एकमेवाद्वितीयम्'' આ શ્રુતિ સ્પષ્ટપણે બ્રહ્મનું **અદ્વિતીયપણું** કહે છે. ત્યારે અન્ય વસ્તુનો સદ્‌ભાવ=સત્‌પણું સ્વીકારીએ તો કેવી રીતે અદ્વિતીયપણાની સિદ્ધિ થાય ? તો કહીએ છીએ. ''અન્ય વસ્તુથી વિશિષ્ટ એવા બ્રહ્મનું જ અદ્વિતીયપણું છે'' એવો આ શ્રુતિનો **અભિપ્રાય** છે.' એમ કહ્યું છે. (૯૨)

હે પંડિતો ! આ શ્રુતિમાં 'સૃષ્ટિકાળમાં વિભક્ત નામરૂપ જેનાં છે અને બહુપણાથી અવસ્થાન (સ્થિતિ) જેને છે, એવું જે જગત છે. તે જગત જેનું શરીર છે એવું બ્રહ્મ છે.' એ પ્રકારે **ઈદમ્** શબ્દ કહે છે. હે પંડિતો ! તેની માફક

सर्वशक्तिमत् ॥९५॥ अत्राद्वितीयशब्देन सर्वविश्वशरीरकम् । अन्याधिष्ठानशून्यं तद् ब्रह्म प्रोक्तमितीयताम् ॥९६॥ अस्या मूलमनाधारमित्यादि श्रुतिभिर्बुधाः । ऐकार्थ्यादित्थमेवार्थो वेदितव्यो न चाऽन्यथा ॥९७॥ सच्छब्दोऽत्र विशेष्यस्य वाचकोऽपि परात्मनः । निमित्तविषयत्वस्य सामर्थ्यादेव सर्वथा ॥९८॥ हेतुत्वोपयोगिगुणयुक्पुंमायाशरीरकम् । उपस्थापयति प्राज्ञाः परमात्मानमञ्जसा ॥९९॥

सदेवेत्येवकारेण न्यायशास्त्रविदां मतम् । प्राक् सृष्टेर्जगतोऽसत्त्वं सर्वथैव निवर्त्यते ॥१००॥ एकमेवेत्येवकारो बहु स्यामित्युदीरिताम् । कार्यस्य बहुतावस्थां स्त्रक्ष्यमाणस्य चास्यति ॥१०१॥

---

આ શ્રુતિમાં જે **'એક'** શબ્દ છે, તે સૃષ્ટિની પહેલાં અવિભક્ત નામ રૂપપણે બ્રહ્મ સાથે એકપણાને પામેલું જગત જેનું શરીર છે એવું સર્વાધાર-સર્વજ્ઞ-સર્વ શક્તિમાન બ્રહ્મ છે, એવું **'એક'** શબ્દ કહે છે. (૯૩-૯૪-૯૫)

આ જ શ્રુતિમાં **'અદ્વિતીય'** શબ્દ 'સર્વ વિશ્વ જેનું શરીર છે અને જે અન્ય અધિષ્ઠાન(આધાર)થી રહિત છે' એવા બ્રહ્મને કહે છે; એમ જાણો. (૯૬)

(**શંકા** - એ પ્રકારે આ શ્રુતિનો **અર્થ** કેમ કર્યો ? એમ જો કહેતા હો તો અમે કહીએ છીએ) હે પંડિતો ! ''अमूलमनाधारम्'' ઈત્યાદિ શ્રુતિઓ (''किं तदासीन्नैवेह किंचनाग्र आसीदमूलमनाधारम्'' यत इमाः प्रजाः प्रजायन्ते'' ''दिव्यो देव एको नारायणः'' ઈત્યાદિ સુબાલોપનિષદ્‌ની શ્રુતિઓ) સાથે આ ''सदेव सोम्येदं'' એ શ્રુતિનું **એકાર્થપણું** છે, કારણ કે સર્વ કારણવાદી શ્રુતિના અર્થની **એકતા** આવશ્યક છે જ, તેથી અમે કહ્યું તે પ્રમાણે જ તેનો અર્થ જાણવો બીજી રીતે જાણવો નહીં. (એવી રીતે 'वेदान्ततत्त्वसार'માં પણ इदं=આ વિભક્ત નામરૂપવાળું-બહુપણાની અવસ્થાને પામેલું-જગત જેનું શરીર છે, એવું બ્રહ્મ સૃષ્ટિ પહેલાં 'एकमेव' અવિભક્ત નામરૂપપણાથી, એકપણાની અવસ્થાને પામેલું જ, ''अद्वितीय'' અધિષ્ઠાનાન્તર શૂન્ય 'सत्'જ હતું ''मूलमनाधारम्'' ઈત્યાદિ શ્રુતિઓની સાથે તેના અર્થની એકતા છે એમ કહ્યું છે.) (૯૭)

આ શ્રુતિમાં 'सत्' શબ્દ વિશેષ્ય એવા પરમાત્માનો વાચક છે, છતાં પણ તે સર્વપ્રકારે નિમિત્તવિષયપણાના (=કારણપરત્વેના) સામર્થ્યથી જ; હે પ્રાજ્ઞો ! હેતુપણામાં ઉપયોગી ગુણોવાળા, પુરુષ અને પ્રકૃતિ જેનું શરીર છે તે પરમાત્માને તે (સત્ શબ્દ) તત્ત્વથી બતાવે છે. (૯૮-૯૯)

હે પંડિતો ! ''सदेव'' એમાં ''एव'' કારથી ન્યાયશાસ્ત્ર જાણનારાઓનો (કણાદ, ગૌતમાદિનો) મત-જેમાં સૃષ્ટિથી પહેલાં જગતનું અસત્‌પણું કહેવાય છે તે સર્વ પ્રકારે નિવૃત્તિ પામે છે. (કારણકે તે નૈયાયિકો ઉત્પત્તિના પહેલાં કાર્યનો 'પ્રાગભાવ' કહે છે. એમ કહીને જગતનું ઉત્પત્તિથી પહેલાં અસત્‌પણું છે, ઉત્પત્તિ પછી 'સત્' છે, એમ બોલે છે.) (૧૦૦)

''एकमेव'' ત્યાં ''एव'' કાર છે તે પણ बहुस्याम् એ શ્રુતિએ કહેલી સૃષ્ટિના સર્જનના કાર્યની બહુપણારૂપ (ભેદ) અવસ્થાને નિવૃત્તિ પમાડે છે. [તેવી રીતે **वेदान्तसार**માં કહ્યું છે : 'સત્ શબ્દ અહીં વિશેષ્ય ભૂત પરમાત્માનો વાચક છે. છતાં પણ કારણપણામાં નિમિત્તરૂપ (સૃષ્ટિ સર્જન રૂપી કાર્ય વિષયની ઉત્પત્તિમાં હેતુભૂત) સામર્થ્યવાળા હોવાથી, તે કાર્ય વિષયમાં ઉપયોગી ગુણવિશિષ્ટ પ્રકૃતિ-પુરુષ જેમનું શરીર છે એવા, પરમાત્માને બતાવે છે'. તેવી રીતે અહીં (સર્વે કારણવાદી શ્રુતિઓની એકવાક્યતા=સમાન તાત્પર્યની આવશ્યકતાથી) ''सदेव'' એ શ્રુતિસ્થ ''एव'' કાર નૈયાયિકોએ માનેલ; ઉત્પત્તિ પહેલાં જગતના અસત્‌પણાની નિવૃત્તિ પમાડે છે. ''एकमेव'' એ શ્રુતિસ્થ ''एव'' કાર ''बहुस्याम्'' એ શ્રુતિમાં કહેલી સૃષ્ટિ સર્જનની ઈચ્છાથી કાર્યરૂપ સૃષ્ટિની બહુપણા રૂપ અવસ્થાને ટાળી નાંખે છે.] (૧૦૧)

विष्णुस्तथाऽऽसीदित्यत्र प्रमाणायाऽस्ति वै श्रुतिः । तद्धेदं तर्ह्यव्याकृतमासीदिति परा श्रुतिः ॥१०२॥ इत्याद्या हेतुवादिन्यः श्रुतयः सन्ति भूरिशः । आवश्यकतया★ तासामेकवाक्यत्वमस्ति वै ॥१०३॥ तस्मादेतच्छ्रुतेरर्थमित्थं वित्त किलाऽन्यथा । तासां भवेत्तु व्याघातप्रसङ्गो वै परस्परम् ॥१०४॥ श्रीमद्भागवतस्यैव स्कन्ध एकादशे तथा । एको नारायणो देव इत्याद्यैः पद्यकैस्त्रिभिः ॥१०५॥

अस्याः श्रुतेरभिप्रायं दत्तात्रेयो महामुनिः । यदुं भूमिपतिं प्रीत्या स्पष्टमेवोपदिष्टवान् ॥१०६॥ तत्राखिलाश्रयत्वेऽपि तस्यैवोक्ताऽद्वितीयता । सिद्धं ततोऽद्वितीयत्वं विशिष्टस्यैव सर्वथा ॥१०७॥

---

આ અર્થમાં પ્રમાણભૂત : ''विष्णुस्तथासीत्'' એ **શ્રુતિ** છે, [તેવા પ્રકારની શ્રુતિ **સુબાલોપનિષદ્**માં છેઃ ''विष्णुस्तथासीद्धरिरेव निष्कलः'' ''एकोह वै नारायण आसीन्न ब्रह्मा, नेशानो, नेमे द्यावापृथ्व्यौ, न नक्षत्राणि, नापो, नाग्निः, न सोमो,न सूर्यः. स एकाकी न रमते तस्य ध्यानान्तःस्थस्यैका कन्या दशेन्द्रियाणि'' इत्यारभ्य ''किंतदासीन्नैवेह किंचनाग्र आसीन्मूलमनाधारं यत इमाः प्रजाः प्रजायन्ते दिव्यो देव एको नारायणः'' इति] તેમજ ''तद्धेदं तर्ह्यव्याकृतमासीत्'' એવી **બીજી શ્રુતિ** પણ અહીં પ્રમાણને માટે છે. [તે બતાવે છે કે ''तद्धेदं तर्ह्यव्याकृतमासीत्तन्नामरूपाभ्यां व्याक्रियतेति'' આથી પૂર્વે (સૃષ્ટિ પહેલાં) વિદ્યમાન એવા જગતની ઉત્પત્તિકાળમાં, તેને કેવળ નામરૂપની પ્રાપ્તિ થાય છે. એવો શ્રુતિઓનો **તાત્પર્યાર્થ** છે.] (૧૦૨)

આ પ્રકારે કારણને કહેનારી ઘણી શ્રુતિઓ છે. તે શ્રુતિઓની **એક વાક્યતા** આવશ્યક છે જ. (૧૦૩)

તેથી ''सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्'' એ શ્રુતિનો અર્થ મેં કહ્યા પ્રમાણે જ જાણો. બીજી રીતે અર્થ કરીએ તો તે શ્રુતિઓનો પરસ્પર વિરોધ જ આવે. (૧૦૪)

તેવી જ રીતે શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં (અધ્યાય ૯માં) ''एको नारायणो देवः'' ઈત્યાદિ ત્રણ શ્લોકોથી આ શ્રુતિનો **અભિપ્રાય** મહામુનિ દત્તાત્રેયે યદુરાજાને પ્રીતિપૂર્વક (''एको नारायणो देवः पूर्वसृष्टं स्वमायया। संहृत्य कालकलया कल्पान्त इदमीश्वरः ॥ एक एवाद्वितीयोऽभूदात्माधारोऽखिलाश्रयः । कालेनात्मानुभावेन साम्यं नीतासु शक्तिषु । सत्त्वादिष्वादिपुरुषः प्रधानपुरुषेश्वरः ॥ परावराणां परम आस्ते कैवल्यसञ्ज्ञितः ॥'' આ પ્રમાણે) **સ્પષ્ટ** કહેલો છે. (૧૦૫-૧૦૬)

આ શ્રીમદ્ભાગવતના શ્લોકોમાં બ્રહ્મનું અખિલાશ્રયપણું હોવા છતાં પણ તેનું **અદ્વિતીયપણું** જ કહ્યું છે. તેથી વિશિષ્ટ બ્રહ્મનું જ સર્વ પ્રકારે અદ્વિતીયપણું સિદ્ધ થાય છે. (અહીં સર્વથા એ પદથી **વારાહાદિ પુરાણ વચનો** પણ એજ **અર્થ** પ્રતિપાદન કરે છે, એમ કહે છે. (તે વચનો કહે છેઃ) ''वाराहे ''मय्येव सकलं जातं, मयि सर्वं प्रतिष्ठितं । मयि सर्वं लयं याति, तद् ब्रह्माद्वयमस्म्यम्यहम्'' इति । श्वेताश्वतरोपनिषदि च, ''ॐ ब्रह्मवादिनो वदन्ति किं कारणं ब्रह्म कुतः स्म जाता, जीवाम केन क्व च संप्रतिष्ठिताः । अधिष्ठिताः सुखेतरेषु वर्तामहे ब्रह्मविदो व्यवस्थाम् । कालः स्वभावो नियतिर्यदृच्छाभूतयोनिः पुरुष इति चिन्त्यम् । संयोग एषां न त्वात्मभावादात्माप्यनीशः सुखदुःखहेतोः । ते ध्यानयोगानुगता अपश्यन् देवात्मशक्तिं स्वगुणैर्निगूढामिति'' એ પ્રકારે મંત્રાભિમાની દેવતાઓ પણ સૂક્ષ્મ ચિદચિદ્વિશિષ્ટ પરમાત્માને જ સર્વનું **કારણ** કહે છે. શ્રીમદ્ ભાગવતમાં भक्तियोगेन मनसि सम्यक् प्रणिहिते मले । अपश्यत्पुरुषं पूर्णं मायां च तदुपाश्रयामिति'' ઈત્યાદિથી **વિશિષ્ટપણું** કહેલું છે.) (૧૦૭)

---

★ ''आवश्यकत्वया'' इति ( ब ) पाठान्तरम् ।

निराकारं निष्क्रियं च ब्रह्म यत्तु निगद्यते । मतं शून्यं खवच्चात्र निराकारपदेन किम् ॥१०८॥ यद्युच्यते★ खवत्तर्हि ज्योतिष्ट्वं नास्य संभवेत् । अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरित्याह यच्छ्रुतिः ॥१०९॥ तच्छून्यत्वे हठात्प्रोक्तेऽपरं दूषणमेष्यति । निराधारः प्रकाशो हि न कुत्राप्यवतिष्ठते ॥११०॥ प्रकाशा ये साश्रयास्ते सूर्यादीनां हि लक्षिताः । विना तिष्ठेन्न गुणिनं गुणः स्वातन्त्र्यतः क्वचित् ॥१११॥ यतो वेति श्रुतिर्विश्वसर्गादि प्राह तत्ततः । कथञ्चित् सम्भवेन्नैव निराकारे च निष्क्रिये ॥११२॥

न वाच्यं माययेत्येवं सा मिथ्याऽस्ति भवन्मते । जगत्कालत्रये नास्तीत्यस्ति वो हि मतं ध्रुवम् ॥११३॥ ब्रह्म शून्यं जगन्नास्ति माया मिथ्येति वादिनाम् । अप्यस्ति किञ्चित्सत्यं शून्यं वा सर्वमेव हि ॥११४॥ ब्रह्मास्ति सच्चिदानन्दरूपं तस्मान्न शून्यता । इति चेत्प्रोच्यते तर्हि तत्रेत्थं शङ्क्यते मया ॥११५॥ मतान्येव सदादीनि विशेषणपदानि वा । विशेष्याणीति तत्राद्ये विशिष्टं ब्रह्म भण्यताम् ॥११६॥ द्वितीये तु न बाहुल्यं विशेष्याणां श्रुतं क्वचित् । व्यावर्त्तकतया तु स्यादनेकत्वं विशेषणे ॥११७॥

---

હે પંડિતો ! જે શ્રુતિઓ નિરાકાર નિષ્ક્રિય બ્રહ્મને કહે છે. એ શ્રુતિ વાક્યમાં નિરાકાર પદથી આકાશની માફક તમોએ બ્રહ્મને શૂન્ય માનેલું છે કે શું ? (૧૦૮)

જો તમોએ નિરાકાર પદથી આકાશની માફક બ્રહ્મનું શૂન્યપણું માનેલું હોય તો કહીએ છીએ. ''अङ्गुष्ठमात्रः पुरुषो ज्योतिरिति'' એ પ્રકારે કઠવલ્લીની શ્રુતિ છે. તેમાં બ્રહ્મનું જે પ્રકાશકપણું કહ્યું છે તે સંભવે નહીં. (૧૦૯)

**(શંકા-)**જો તમો બળપૂર્વક બ્રહ્મનું આકાશની માફક શૂન્યપણું કહેતા હો તો બીજાું દૂષણ પ્રાપ્ત થશે. કારણ કે પ્રકાશ ક્યાંય પણ આધાર વિના રહેતો નથી જ. (૧૧૦)

સૂર્યાદિના જે પ્રકાશ છે તે સૂર્યાદિને આશરે રહેલા છે. કેમકે ગુણ ગુણી વિના ક્યારેય પણ સ્વતંત્રપણે રહેતો નથી. (૧૧૧)

''यतो वा'' એ શ્રુતિ બ્રહ્મ થકી વિશ્વસર્ગાદિનું વર્ણન કરે છે. જો બ્રહ્મ નિરાકાર નિષ્ક્રિય હોય તો વિશ્વની સૃષ્ટિ વગેરે ક્યારેય પણ તેનાથી ન જ સંભવે. (૧૧૨)

માયાથી જગત સર્ગાદિ થાય છે. એ પ્રકારે કહેવું નહીં. કારણ કે તમારા મતમાં માયા, મનુષ્યને જેમ શિંગડાં સંભવતાં નથી (મિથ્યા છે) તેમ, મિથ્યા છે. તેથી જગત ત્રણેય કાળમાં નથી. એ પ્રકારે તમારો **મત** નિશ્ચિત છે. (૧૧૩)

'બ્રહ્મ શૂન્ય, જગત્ નાસ્તિ, માયા મિથ્યા,' એ પ્રકારે કહેનારા તમારા મતમાં કંઈપણ સત્ય છે કે સર્વ શૂન્ય જ છે ? (૧૧૪)

બ્રહ્મ સચ્ચિદાનંદ રૂપ છે. તેથી શૂન્યપણું મનાય નહીં. એમ કહેતા હો તો તેમાં હું આ પ્રમાણે **શંકા** કરું છું. (૧૧૫)

'સત્' આદિ વિશેષણ પદો માનેલા છે કે વિશેષ્ય પદો માનેલા છે ? વિશેષણો માનતા હો તો એ પક્ષમાં બ્રહ્મ વિશિષ્ટ કહો. (૧૧૬)

વિશેષ્યો માનતા હો તો એ પક્ષમાં વિશેષ્યોનું ક્યારેય પણ બહુપણું સાંભળ્યું નથી. વિશેષણમાં તો વ્યાવર્તકપણાથી અનેકપણું થાય છે. (૧૧૭)

---

★ ''यदुच्यते'' इति ( ब ) पाठान्तरम् ।

विशेष्ये त्वेकतैवोक्ता सर्वत्र शास्त्रवेदिभिः । बहुत्वमत्र यत्तेषां तत्र किं कारणं मतम् ॥११८॥ जडमिथ्यादुःखरूपदोषापाकरणाय हि । प्रोक्ताः सदादयः शब्दा इत्थं चेच्छ्रूयतामिह ॥११९॥ व्यावृत्तिरिष्यतेऽन्यस्माद्विशेषणपदैरिह । न विशेषणतैतेषां तथात्वेऽपि कथं बत ॥१२०॥ सत्यं ज्ञानमनन्तञ्चेत्यस्त्येव ब्रह्मलक्षणम् । आचार्योक्तं हि तत्तस्य तथात्वं मन्यते यदि ॥१२१॥

अर्थो लक्षणशब्दस्य तत्रास्त्येष न चेतरः । लक्षणं शास्त्रकृत्प्रोक्तमसाधारणधर्मता ॥१२२॥ धर्मित्वं ब्रह्मणि प्राप्तं तदापि हि विशेष्यवत् । निर्दोषं गृह्यतां तस्मात् विशिष्टाद्वैतमेव नः ॥१२३॥ एवं ननूच्यते यर्हि बहुवाक्यविरुद्धता । परिहार्य्या कथं सा स्यादिति चेत्परिहार्यते ॥१२४॥ निर्गुणं च निराकारं निष्क्रियञ्च निरञ्जनम् । आकाशसदृशं चेति ब्रह्म यच्छ्रुतिषूदितम् ॥१२५॥ प्राकृताकारहीनत्वान्निराकारं हि तद् बृहत् । श्रुतयो वर्णयन्त्येव निराकारादिभिः पदैः ॥१२६॥ श्रुतयोऽस्थूलमित्याद्यैरदृश्याद्यैस्तथा पदैः । प्राकृतस्थौल्यकार्श्याद्यैर्वदन्ति ब्रह्म वर्ज्जितम् ॥१२७॥

---

સર્વ શાસ્ત્રોમાં પણ શાસ્ત્રજ્ઞોએ વિશેષ્યમાં તો સદા એકપણું જ કહ્યું છે. તમારા મતમાં જે વિશેષ્યોનું બહુપણું છે. તેમાં શું કારણ માનેલું છે ? (૧૧૮) જડ, મિથ્યા અને દુઃખરૂપ દોષોના ખંડનને માટે 'સત્' આદિ શબ્દો કહેલા છે, એમ કહેતા હો તો આ અર્થમાં સાંભળો. (૧૧૯)

અત્રે **વિચારણીય** છે કે, તમોએ આ બ્રહ્મમાં વિશેષણરૂપ સચ્ચિદાનંદ પદથી જડ-મિથ્યા, અને દુઃખરૂપ અજ્ઞાનથી નિવૃત્તિ ઈચ્છાય છે, તેમાં સત્ પદ મિથ્યાપણાનો નિષેધ કરે છે; ચિત્પદ જડપણાનો નિષેધ કરે છે. અને આનંદ પદ દુઃખપણાનો નિષેધ કરે છે. એ પ્રકારે 'સત્' આદિ પદો જડ-મિથ્યા અને દુઃખની નિવૃત્તિ કરનારા (વ્યાવર્તક) છે છતાં તે પદોની વિશેષણતા કેમ સ્વીકારાતી નથી ? (૧૨૦)

(આ પ્રકારનો પ્રશ્ન સાંભળવા છતાં તેનો ઉત્તર કરવા માટે અસમર્થ હોવાથી અદ્વૈતવાદી પંડિતોને મૌન રહેલા જોઈને, તેના ઉત્તરનો આગ્રહ ત્યજીને બીજું પૂછે છેઃ) ''सत्यं ज्ञानमनन्तम्'' એ આચાર્યોક્ત **બ્રહ્મ લક્ષણ** છે જ. એ બ્રહ્મનું લક્ષણ 'सत्यं ज्ञानमनन्तं ब्रह्मेत्येतस्य लक्षणं प्रथितम्' આ શંકરાચાર્યની ઉક્તિથી પ્રસિદ્ધ છે. તેથી આચાર્ય વચનથી તેવું બ્રહ્મનું લક્ષણ જો માનતા હો તો (૧૨૧)

આચાર્ય વચનમાં **લક્ષણ** શબ્દનો અર્થ ''असाधारणधर्मो हि लक्षणं भवितुमर्हति'' ''અસાધારણ ધર્મપણું'' એ જ છે. બીજો અર્થ નથી એમ શાસ્ત્રકારોએ કહ્યું છે. (૧૨૨) એ રીતે પણ વિશેષ્યવત્ (વિશેષ્યયુક્ત) બ્રહ્મમાં ધર્મીપણું પ્રાપ્ત થયું તેથી દોષેરહિત અમારો વિશિષ્ટાદ્વૈત મત જ ગ્રહણ કરો. (૧૨૩)

**શંકા**-હે હરે ! બ્રહ્મમાં ધર્મીપણું કહીએ તો ઘણાં વાક્યોની સાથે વિરોધ થાય, એ વિરોધનો પરિહાર કેવી રીતે થાય. એમ કહેતા હો તો **પરિહાર** કરીએ છીએ. (૧૨૪)

જે બ્રહ્મને શ્રુતિઓમાં નિર્ગુણ, નિરાકાર, નિષ્ક્રિય, નિરંજન તથા આકાશ સદશ કહેલું છે. (નિરાકાર, નિર્ગુણ, નિષ્ક્રિય, વગેરે શબ્દો તો પ્રાકૃત આકાર-ગુણ અને ક્રિયાદિનો જ નિષેધ કરે છે એમ કહે છેઃ) તે બ્રહ્મને પ્રાકૃત (માયાજન્ય) આકાર ન હોવાથી જ શ્રુતિઓ નિરાકારાદિ પદોથી નિરાકારપણે વર્ણન કરે છે. (૧૨૫-૧૨૬)

શ્રુતિઓ અસ્થૂલ ઈત્યાદિ પદોથી તથા અદશ્યાદિ પદોથી, પ્રાકૃત સ્થૂલપણું તેમજ કૃશપણું આદિ શરીર ધર્મોથી રહિત બ્રહ્મને કહે છે. (૧૨૭)

अपाणिपादञ्चाप्राणमित्यादिश्रुतयो बृहत् । ब्रुवते सर्वथा हीनं प्राकृतैरिन्द्रियादिभिः ॥१२८॥ रहितत्वाच्च सत्त्वाद्यैगुणैर्मायोद्भवैर्बृहत् । निरञ्जनं निर्गुणं च निष्कलं श्रुतयो जगुः ॥१२९॥ निर्लेपत्वेन बृहतः सदसत्कर्मभिस्तथा । वेदागमेषु तस्योक्तं निष्क्रियत्वं चिदात्मनः ॥१३०॥ अतस्तस्य नभःसाम्यं वर्णितं श्रुतिषु प्रभोः । तस्माद् दिव्यावयवयुक् तदेवास्तीति गम्यताम् ॥१३१॥

न दृश्यं प्राकृतदृशा ब्रह्म केनापि तद् बुधाः । अदृश्यं श्रुतिभिः प्रोक्तं वीक्ष्यते दिव्यया दृशा ॥१३२॥ नन्वेवं सति यत्प्रोक्तं सत्यं ज्ञानमिति श्रुतौ । ब्रह्मणो ज्ञानरूपत्वं तत्कथं संभवेत्प्रभोः ॥१३३॥ इति चेत्प्रोच्यते तस्यां श्रुतौ ज्ञानं तु पण्डिताः । धर्मो ब्रह्मण एवोक्तस्तेन धर्मि तदुच्यते ॥१३४॥ ज्ञानशब्देन तन्नोक्तं ज्ञानमात्रस्वरूपकम् । तथा तद्गुणसारत्वादिति सूत्रं हि वर्त्तते ॥१३५॥

---

''अपाणिपादम्'' ''अप्राणम्'' ઈત્યાદિ શ્રુતિઓ 'બ્રહ્મ પ્રાકૃત ઈન્દ્રિયોથી સર્વ પ્રકારે રહિત છે' એમ કહે છે. (આથી જે બ્રહ્મનું નિરવયવપણું કહે છે. તે ખોટું ઠરે છે.) (૧૨૮) વળી તે બ્રહ્મ સત્ત્વાદિ માયાથી ઉત્પન્ન થયેલા ગુણોથી રહિત હોવાથી, બ્રહ્મને શ્રુતિઓ નિરંજન, નિર્ગુણ, નિષ્કલ કહે છે. (એટલે આ શ્રુતિઓથી બ્રહ્મનું ગુણ માત્રથી રહિતપણું કહેવું તે પણ ખોટું ઠરે છે.) (૧૨૯) તે જ પ્રકારે ચિદાત્મા બ્રહ્મ, સત્-અસત્ કર્મોથી નિર્લેપ હોવાથી, બ્રહ્મને વેદ શાસ્ત્રોમાં નિષ્ક્રિય કહ્યું છે. (આથી બ્રહ્મ નિષ્ક્રિય છે એ વાત ખંડન થઈ ગઈ.) (૧૩૦)

બ્રહ્મ નિર્લેપ છે માટે શ્રુતિઓમાં બ્રહ્મ આકાશ સદશ છે એમ વર્ણન કરેલું છે. (આથી તમોએ કહેલું બ્રહ્મનું આકાશની માફક શૂન્યત્વપણું ખોટું થયું.) માટે (બ્રહ્મ પ્રાકૃત અવયવોથી રહિત છે, તે પ્રમાણે સહિત કહ્યું તેથી) તે જ બ્રહ્મ દિવ્ય અવયવે સહિત છે એમ જાણો. (૧૩૧)

હે પંડિતો ! બ્રહ્મ પ્રકૃતિજન્ય દષ્ટિથી કોઈનાથી પણ દેખાતા નથી, તેથી શ્રુતિઓએ બ્રહ્મને અદશ્ય કહ્યા છે. તે બ્રહ્મને ભગવાનના એકાંતિક ભક્તો દિવ્ય દષ્ટિથી દેખે છે.★ (૧૩૨)

**શંકા**-જો એમ જ હોય તો ''सत्यं ज्ञानं'' એ શ્રુતિમાં બ્રહ્મને જે **જ્ઞાન સ્વરૂપ** કહ્યું છે તે કેમ સંભવે. (૧૩૩)

આ પ્રકારે જો તમો કહો તો, હે પંડિતો ! ''सत्यं ज्ञानं'' એ શ્રુતિમાં જ્ઞાનને તો બ્રહ્મનો **ધર્મ** જ કહ્યો છે. તેથી બ્રહ્મ ધર્મી કહેવાય છે. શ્રીભાષ્યમાં જ્ઞાતાપણું તે 'જ્ઞાન ગુણનું આશ્રયપણું' છે એમ કહ્યું છે. નિત્ય બ્રહ્મના સ્વાભાવિક ધર્મપણાથી બ્રહ્મનું જ્ઞાન પણ નિત્ય છે એમ કહ્યું છે. (૧૩૪)

(**શંકા**-''सत्यं ज्ञानमनन्तं ब्रह्म'' विज्ञानमानन्दं ब्रह्म'' प्रज्ञानं ब्रह्म'' ઈત્યાદિ શ્રુતિઓમાં બ્રહ્મને જ્ઞાન શબ્દથી વર્ણવ્યા હોવાથી, જ્ઞાનને બ્રહ્મના ધર્મપણે કેમ કહો છો ? એમ જો કહેતા હો તો કહીએ છીએ.) જ્ઞાન શબ્દથી જ્ઞાનમાત્ર સ્વરૂપ કહ્યું નથી કારણ કે ''तद्गुणसारत्वात्'' એ સૂત્ર છે. (''तद्गुणसारत्वात् तु तद्व्यपदेशः प्राज्ञवत्'' આ સૂત્રનું **શ્રીભાષ્યઃ** ''तु'' શબ્દ શંકાની નિવૃત્તિ કરે છે. तद्गुणसार પણાથી=વિજ્ઞાન ગુણનું સારપણું હોવાથી, આત્માનો સારભૂત ગુણ વિજ્ઞાન જ છે. માટે જીવાત્માનો 'વિજ્ઞાન' શબ્દથી વ્યપદેશ થાય છે. જેમ પ્રાજ્ઞનો સારભૂત ગુણ આનંદ છે. માટે પ્રાજ્ઞ (બ્રહ્મ) આનંદ શબ્દથી કહેવાય છે, જેમકે- ''यदेष आकाश आनन्दो न स्यात्'' ''आनन्दो ब्रह्मेति व्यजानात्'' એ રીતે પ્રાજ્ઞનો સારભૂત ગુણ આનંદ વર્ણવેલો છે. ''सत्यं ज्ञानमनन्तं ब्रह्म'' એ શ્રુતિમાં, વિપશ્ચિત=જ્ઞાનવાન પ્રાજ્ઞનો જ્ઞાન શબ્દથી વ્યપદેશ કરાય છે.''सह ब्रह्मणा विपश्चिता'' ''यः सर्वज्ञः'' ઈત્યાદિ શ્રુતિઓમાં પ્રાજ્ઞનો જ્ઞાન એ સારભૂત **ગુણ** કહેલો છે. તેમ જાણવું.) (૧૩૫)

---

★ બ્રહ્મ પ્રાકૃત આકારે રહિત છે. તેનાં જે પ્રમાણો અહીં આપ્યાં છે તે શિક્ષાપત્રીમાં કહેલા 'कृष्णकृष्णावताराणाम्' એ શ્લોકની **અર્થદીપિકા** નામની ટીકામાં વિશેષ વિસ્તારથી વર્ણન કરેલાં છે.

तत्र ज्ञानगुणसारप्रधानत्वेन सर्वथा । ब्रह्म ज्ञानमिति प्रोक्तं ज्ञानरूपं तु नेरितम् ॥१३६॥

तस्मात्तस्यां हि बृहतो ज्ञानधर्मितया तथा । स्वप्रकाशतया प्रोक्ता ब्रह्मणो ज्ञानरूपता ॥१३७॥

तस्मात्तत्पुरुषाकारं सच्चिदानन्दविग्रहम् । दिव्येन्द्रियगुणं ज्ञातृ कर्तृ चास्तीति गम्यताम् ॥१३८॥ इत्येकत्वादिविषयश्रुतीनां संशयापहः । अर्थो मया यथाशास्त्रं प्रोक्तो बाधविवर्जितः ॥१३९॥

श्रीशुकानन्द उवाच - **इत्थं समग्रश्रुतिशास्त्रहार्दं प्रवेदितुस्तस्य हरेरुदारम् । वचः सुधासारतरं बुधास्ते निशम्य चित्रं ययुरेव राजन् ॥१४०॥**

---

તે સૂત્રમાં સર્વથા જ્ઞાનગુણરૂપી સારનું પ્રધાનપણું હોવાથી, બ્રહ્મને **જ્ઞાન** કહેલું છે, જ્ઞાનરૂપ કહ્યું નથી. (૧૩૬)

માટે તે આત્માના જ્ઞાનરૂપપણાનો ઉપદેશ કરનારી શ્રુતિમાં, જ્ઞાનધર્મીપણાથી=અતિશય જ્ઞાનરૂપ ધર્મના આધારપણાથી, તેમજ સ્વયંપ્રકાશપણાથી, બ્રહ્મનું જ્ઞાનરૂપપણું કહેલું છે. (૧૩૭)

આગળ કહ્યા પ્રમાણે શ્રુતિ-સ્મૃતિ ને શાસ્ત્રોનો વિચાર કરવાથી બ્રહ્મ પુરુષાકાર-સચ્ચિદાનંદ શરીરવાળા, દિવ્ય ઈન્દ્રિયો અને ગુણોવાળા, જ્ઞાતા,કર્તા છે, એમ જાણો. (તેવી રીતે **વેદાર્થ સંગ્રહ**માં ''वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् । '' य एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषः । तस्य यथा कप्यासं पुण्डरीकमेवमक्षिणी ''य एषोन्तर्हृदय आकाशस्तस्मिन् अयं पुरुषो मनोमय अमृतो हिरण्मयो मनोमयः'' अयं पुरुषो मनोमयः=વિશુદ્ધ મનથી જ જે (બ્રહ્મ) ગ્રહણ કરાય છે. ''सर्वे निमेषा जज्ञिरे विद्युतः पुरुषादधि'' વિદ્યુતવર્ણવાળા પુરુષ થકી, એ અર્થ છે. ''नीलतोयदमध्यस्था विद्युल्लेखेव भास्वरा,'' કાળા ભ્રમર વાદળાના મધ્ય ભાગમાં વીજળીની રેખાની માફક પોતાના હૃદયમાં દહરાકાશ મધ્યે વહ્નિ શિખાની મધ્યે પરમાત્માનું સ્વરૂપ નીલમેઘના જેવી કાંતિવાળું છે. ''मनोमयः प्राणशरीरो भारूपः सत्यकामः सत्यसंकल्पः 'आकाशात्मा सर्वकर्मा सर्वकामः सर्वगन्धः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यनादरः महारजतं वासः'' ઈત્યાદિ શ્રુતિઓ બ્રહ્મને **પુરુષાકાર** વર્ણન કરે છે. (બ્રહ્મના પુરુષાકાર સ્વરૂપના પ્રતિપાદનમાં આથી વિશેષ અપેક્ષા હોય તો વેદાર્થસંગ્રહથી જાણી લેવું.) ''सच्चिदानन्दरूपाय कृष्णायाक्लिष्टकारिणे । नमो वेदान्तवेद्याय गुरवे बुद्धिसाक्षिणे'' આ પ્રકારે શંકરાચાર્યે પણ **વિષ્ણુ સહસ્ર નામ** ભાષ્યના **આરંભ**માં કહ્યું છે. તે ભાષ્યની ટીપ્પણીમાં સત્, ચિત્ અને આનંદ જેની મૂર્તિમાં રહ્યા છે, 'सच्चिदानन्दाः रूपे मूर्तौ यस्य' એવો **અર્થ** કરેલો છે.) ''निर्दोषपूर्णगुण- विग्रह आत्मतन्त्रो निश्चेतनात्मशरीरगुणैश्च हीनः । आनन्दमात्र-करपादमुखोदरादिः सर्वत्र चिद्विविधभेदविवर्जितात्मा'' દોષે રહિત સમસ્ત ગુણોથી યુક્ત શરીરવાળા, સ્વતંત્ર, આત્માનું જે શરીર તેના જડત્વાદિ ગુણોથી રહિત, આનંદમાત્ર હાથ-પગ-મુખ-ઉદર વગેરે જેનાં છે એવા, ચૈતન્યના વિવિધ ભેદોથી રહિત આત્મા (પરમાત્મા) છે.'' વગેરેમાં બ્રહ્મનું દિવ્ય ઈન્દ્રિયાદિયુક્તપણું કહેલું છે. તથા ''सत्त्वादयो न सन्तीशे यत्र च प्राकृतागुणाः, योऽसौ निर्गुण इत्युक्तः शास्त्रेषु जगदीश्वरः । प्राकृतैर्हेयसंयुक्तैर्गुणै र्हीनः स उच्यते, ઈત્યાદિ સ્મૃતિઓથી બ્રહ્મને **દિવ્ય ગુણવાળા** કહ્યા છે. (આ અર્થનું વિશેષ પ્રતિપાદન નિત્યાનંદ મુનિએ રચેલા **હરિદિગ્વિજય** નામના ગ્રંથના નવમા ઉલ્લાસથી જાણવું.) (૧૩૮)

આવી રીતે બ્રહ્મના અદ્વિતીયપણાનું પ્રતિપાદન કરતી શ્રુતિઓનો; જીવો અને બ્રહ્મ એક છે કે ભિન્ન છે, તે સંશયની નિવૃત્તિ પમાડનારો **નિર્બાધ અર્થ** મેં શાસ્ત્ર પ્રમાણે કહ્યો. (૧૩૯)

આ પ્રકારે સમગ્ર શ્રુતિઓ અને શાસ્ત્રોના હૃદયરૂપ સિદ્ધાંતાર્થને-જાણનારા શ્રીહરિનું અમૃતના સારરૂપી વચન સાંભળીને, હે રાજન્ ! તે **પંડિતો** આશ્ચર્ય પામ્યા. (૧૪૦)

कर्तुं विवादं गतबुद्धिशक्तींस्तान् मूकवत्किञ्चिदभाषमाणान् । भूयो जगादेति हरिर्विनम्रानगाधनिर्बाधविबोधवार्धिः ॥१४१॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीय-स्कन्धे श्रीहरिकृताऽद्वैतमतखण्डननिरूपणनामाऽष्टाविंशोऽध्यायः ॥२८॥

## ॥ अथैकोनत्रिंशोऽध्यायः ॥

**( ऊनत्रिंशे त्वथाध्याये खण्डनं प्रोक्तमस्ति हि । अंशांशिनाम्नो वादस्य प्रतिबिम्बाभिधस्य च ॥ )**

श्रीहरिकृष्ण उवाच - **ब्रह्मणोंऽशाहि वर्त्तन्ते जीवा वह्नेः स्फुलिङ्गवत् । तस्माज्जायन्त इत्युक्तं तत्रैवं शङ्क्यते मया ॥१॥ दृष्टान्ते विस्फुलिङ्गास्तु भिन्ना नाग्नेस्तदात्मकाः । जायन्ते तद्घटेताऽग्नेः क्षरत्वाच्चेति गम्यताम् ॥२॥ सिद्धान्ते त्वक्षरं ब्रह्म विश्वहेतुस्तथाऽच्युतम् । निरंशं सर्वथा नित्यं निर्विकारं च निष्कलम् ॥३॥**

---

જેમની બુદ્ધિની શક્તિ વિવાદ કરવા માટે નાશ પામી છે, એવા મૂંગાની માફક કંઈ પણ બોલ્યા વિના **નમસ્કાર** કરતા પંડિતોને, શુદ્ધ અને અપાર જ્ઞાનના સમુદ્ર **શ્રીહરિ** ફરીથી કહેવા લાગ્યાઃ (૧૪૧)

ઈતિ શ્રી હરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત અદ્વૈતમતખંડન નિરૂપણ' નામે અઠ્ઠાવીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૮)

## અધ્યાય : ૨૯

## શ્રીહરિએ અદ્વૈતીના અંશાંશી વાદ તથા પ્રતિબિંબવાદનું ખંડન કરી દ્વૈતમતનું સ્થાપન કર્યું.

**શ્રીહરિકૃષ્ણ બોલ્યા** :- હે પંડિતો ! જેમ અગ્નિથી તણખા ઉત્પન્ન થાય છે, તેમ બ્રહ્મથી જીવો ઉત્પન્ન થાય છે. તેથી જીવો બ્રહ્મના અંશો છે, આ પ્રકારે જો તમો (પૂર્વે કહ્યું તેમ) કહેતા હો તો તેમાં હું **શંકા** કરું છુંઃ (૧)

વિસ્ફુલિંગો તો અગ્નિથી જુદા નથી. પરંતુ તદાત્મક ઉત્પન્ન થાય છે. પરંતુ તેમાં અગ્નિનું ક્ષરપણું હોવાથી તે ઘટે છે. આ પ્રકારે તમો જાણો (બૃહદારણ્યકમાં 'स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाग्नेः क्षुद्रा विस्फुलिङ्गा व्युच्चरन्त्येवमेवास्मादात्मनः सर्वे प्राणाः सर्वे लोकाः सर्वे देवाः सर्वाणि भूतानि सर्व एत आत्मानो व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम्' આ પ્રમાણે **શ્રુતિ** છે.) (૨)

સિદ્ધાંતમાં તો બ્રહ્મને અક્ષર તથા અચ્યુત, વિશ્વકારણ, નિરંશ, નિત્ય, સર્વથા નિર્વિકાર, શિલ્પ(કળા)થી રહિત કહેલા છે. (આ સંબંધમાં અનુક્રમે **શાસ્ત્ર પ્રમાણો** કહે છેઃ 'एतद्वैतदक्षरं गार्गि ब्राह्मणा अभिवदन्ति એમ બૃહદારણ્યક ઉપનિષદમાં કહ્યું છે, તથા 'यस्मान्न च्युतपूर्वोऽहमच्युतस्तेन चोच्यते' એવી સ્મૃતિ છે, 'विश्वस्यात्मेश्वरं पूर्णं शाश्वतं दिव्यमच्युतम्' એમ બૃહન્નારાયણોપનિષદમાં, 'तदेतदक्षरं ब्रह्म' એમ મુંડકોપનિષદમાં, તથા 'निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम्' એમ શ્વેતાશ્વતરોપનિષદ્માં કહ્યું છે. (**શંકા,** આ નિરંશ શબ્દ ઉપર નિષ્કલ એ પ્રમાણ કેમ આપ્યું ? એમ કહેતા હો તો ''कला स्यादंशशिल्पयोः એમ हैमकोश માં પર્યાયપણાથી કહેલા છે. માટે શિલ્પવાચક કલા શબ્દની સ્પષ્ટતાર્થે **ભિન્ન પ્રયોગ** છે.) તેમજ 'नित्यो नित्यानाम्' એમ પણ શ્વેતાશ્વતરોપનિષદમાં કહ્યું છે. તથા ''निष्क्रियं निष्कलं शान्तम्'' એમ શ્વેતાશ્વતરોપનિષદમાં, તથા 'रूपं यत्तत्प्राहुरव्यक्तमाद्यं' सत्तामात्रं निर्विशेषं निरीहम्'' એમ શ્રીમદ્ ભાગવતમાં, તથા तदेव निष्कलं ब्रह्म निर्विकल्पं निरञ्जनम्' એમ બ્રહ્મબિંદુ ઉપનિષદમાં કહ્યું છે.) (૩)

उद्भवन्ति कथं जीवास्तस्मादग्नेः स्फुलिङ्गवत् । स्युर्निरंशस्य नैवांशास्ते जायन्ते ननु क्षरात् ॥४॥ बहु स्यामिति छान्दोग्यश्रुत्या सङ्कल्पपूर्वकम् । मते वो जीवतापत्ति र्ब्रह्मणोऽस्त्युदिता बुधाः ॥५॥ ब्रह्मणो निर्विशेषस्य तत्र साभिमतास्ति किम् । मता सा हीश्वरस्यैव मायोपाधिमतोऽथवा ॥६॥ नाद्ये संकल्पशून्यत्वान्निर्विशेषस्य संभवेत् । सा द्वितीयेऽपि पक्षे वै दोषापत्तिस्तु विद्यते ॥७॥ ब्रह्मास्ति यच्छुद्धसत्त्वप्रधानोपाधिमत्स्वयम् । मलसत्त्वोपाधिकं स्यां कुर्यात्तर्कं कथंन्विति ॥८॥ सङ्कल्पयेदनुन्मत्तः स्वीयानर्थं कथं स्वयम् । भ्रमणं संसृतौ स्वस्य वाञ्छेत्को दुःखदं तथा ॥९॥ ननु प्रभुत्वात्स्वोपाधेस्त्यागेऽप्यस्तीश्वरः स्वयम् । चेदेवं निर्विशेषः किं न तिष्ठेत्स्वसुखे रतः ॥१०॥ नैव विद्यावतो युज्यादविद्यावत्त्वमीशितुः । तथात्वे सति साङ्कर्यं स्याद्विद्याविद्ययोरपि ॥११॥ अन्तः प्रविष्टः शास्तेति जनानामीश्वरो

---

કહેલા વિશેષણ વિશિષ્ટ બ્રહ્મથી, અગ્નિથી અગ્નિકણો જેમ ઉત્પન્ન થાય છે, તેમ જીવ કેમ ઉત્પન્ન થાય ? નિરંશના અંશો થાય જ નહિ. અંશો તો ક્ષરણ ધર્મવાળી વસ્તુમાંથી જ થાય છે. (૪)

(આ પ્રકારે **શ્રીહરિ** અગ્નિવિસ્ફુલિંગના દૃષ્ટાંતથી બ્રહ્મથી જીવોત્પત્તિમાં તેમના મતમાં દૂષણ બતાવીને હવે પછી ''बहु स्याम्'' એ શ્રુતિનું આલંબન કરીને કહેલા તેમના સિદ્ધાંતમાં **દૂષણ** બતાવે છેઃ)

હે પંડિતો ! તમારા મતમાં ''बहु स्याम्'' એ છાંદોગ્યશ્રુતિથી સંકલ્પપૂર્વક બ્રહ્મને જીવભાવની પ્રાપ્તિ કહેલી છે. (૫)

બ્રહ્મને જીવભાવની પ્રાપ્તિમાં હું પૂછું છું. જીવભાવની પ્રાપ્તિ નિર્વિશેષબ્રહ્મને માનેલી છે કે માયારૂપી ઉપાધિવાળા ઈશ્વરને જ માનેલી છે. (૬)

પહેલા પક્ષમાં સંકલ્પરહિત નિર્વિશેષ બ્રહ્મને જીવપણાની પ્રાપ્તિ બની શકે જ નહિ. (કારણ કે બ્રહ્મ સંકલ્પરહિત હોવાથી ''अप्राणो ह्यमना'' એ શ્રુતિમાં અમનસ્કપણાથી (મન નહિ હોવાથી) સંકલ્પશૂન્યપણું યોગ્ય જ છે.) બીજા પક્ષમાં પણ દોષાપત્તિ તો છે જ. (૭) જે બ્રહ્મ પોતે શુદ્ધ સત્ત્વપ્રધાન ઉપાધિવાળું છે. તે ''હું મલિન સત્ત્વોપાધિવાળું થાઉં'' એવો વિચાર કેમ કરે ? (૮)

ડાહ્યો માણસ પોતે જ પોતાના અનર્થને માટે સંકલ્પ કેમ કરે ? તેવી રીતે પોતાને કેવલ દુઃખને પમાડનારું સંસારભ્રમણ પણ કોણ ઈચ્છે ? (વિદ્વાન માણસ કોઈ ઈચ્છે નહીં. પોતાને અનર્થ કરનાર સંકલ્પ કરે અથવા ઈચ્છે તો તે ગાંડો જ કહેવાય.) (૯)

**શંકા**-(જે ઉપાધિનો ત્યાગ કરવા માટે સમર્થ ન હોય તેને તેના સ્વીકારમાં દોષ આવે પણ જે સમર્થ હોય તેને તેના સ્વીકારમાં શો દોષ છે ?) 'ઈશ્વર પોતે સમર્થ હોવાથી પોતાની ઉપાધિનો ત્યાગ કરવામાં પણ સમર્થ છે' એમ કહેતા હો તો, પોતાના સુખમાં પ્રીતિવાળા **નિર્વિશેષ** જ કેમ ન રહે ''प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम्'' એ ન્યાયથી સ્વતઃ શુદ્ધ બ્રહ્મને ઉપાધિનું ગ્રહણ કરવું તથા ત્યાગ કરવું તેમાં શું પ્રયોજન છે ? (૧૦)

(આ જ વાતને **સ્પષ્ટ** કહે છેઃ) વિદ્યાયુક્ત (જ્ઞાનવાન) ઈશ્વરને અવિદ્યા (અજ્ઞાન)નો યોગ કેવી રીતે સંભવે ? અર્થાત્ ન જ હોય; જો યોગ માનો તો વિદ્યા અને અવિદ્યાનું પણ સંકરપણું થાય. (૧૧)

''अन्तः प्रविष्टः शास्ता'' એ શ્રુતિથી જનોના નિયામક **ઈશ્વર** માનેલા છે. એજ ઈશ્વર પોતે પોતાનું જ શાસન કેવી રીતે કરે ? જો તેને સત્યપણાથી સ્વીકાર કરો તો ''વહ્નિ પોતાને બાળે છે.'' એની માફક થાય. (અગ્નિ ક્યારેય

मतः । स एव स्वं कथं शास्ति स्वं वह्निर्दहतीतिवत् ॥१२॥ एवं ह्यनुपपत्तिर्वो मतेऽस्तीत्युपपद्यते । दोषा अन्येपि बहवः सन्ति कांश्चन तान् ब्रुवे ॥१३॥ एष एवासाधुकर्म कारयत्येवमादिका । श्रुतिर्भवति तत्रैष शब्देनेश्वर उच्यते ॥१४॥ स स्वस्य जीवभूतस्य निरयप्राप्तिकारणम् । असत्क्रियाः कारयिता न च ताभ्यो निवर्त्तकः ॥१५॥ सर्वज्ञस्य समर्थस्य ह्यनुन्मत्तस्य चेशितुः । कथमेतन्नु घटते दोषमन्यं निबोधत ॥१६॥ मुक्तिर्हित्वाऽन्यथा रूपं स्वरूपेण व्यवस्थितिः । इति शास्त्रात्पूर्वरूपप्राप्तिर्मुक्तिरुदीरिता ॥१७॥

मायाशबलितं ब्रह्म भवद्भिर्मत ईश्वरः । जीवभावापत्तिरपि तस्यैवाऽस्ति हि वो मते ॥१८॥ ईश्वरस्य पुनर्ज्जीवरूपस्येश्वरता यदा । भवेत्तदा सैव मुक्तिस्तस्य स्यादिति निश्चितम् ॥१९॥

---

પણ પોતાને બાળતો નથી. તેવી રીતે પરમાત્મા પોતે શાસ્તા (નિયામક) હોઈને, જીવરૂપે પોતે થઈને પોતે જ શાસનીય પોતાના શાસ્તા ન જ થાય એવો **ભાવાર્થ** છે.) (૧૨)

આ પ્રકારે તમારા મતમાં (પૂર્વોક્ત) કહેલા અર્થની સિદ્ધિ થઈ શકતી નથી. બીજા પણ ઘણા દોષો છે તેમાં **કેટલાક દોષો** હું કહું છું. (૧૩)

'એ ભગવાન જ અસાધુ કર્મ કરાવે છે' એ આદિક શ્રુતિ છે. તેમાં एष શબ્દથી ઈશ્વર કહેવાય છે, [एष ह्येव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्यो उन्निनीषते । एष ह्येवासाधुकर्म कारयति तं यमधो निनीषत इति'' આ શ્રુતિનો અર્થ - જેમ જે મનુષ્યને રાજાએ અધિકાર આપેલો છે; તે અધિકારીએ કરેલું કર્મ રાજાએ કર્યું એમ લોકો માને છે. તેવી રીતે ભગવાને જીવોના કર્મને અનુગુણ આપેલાં કરણ (ઈન્દ્રિયો) તથા શરીર જેને છે, એવો જીવાત્મા સત્ અને અસત્ દેશકાળાદિકના સેવનથી તે કર્મને અનુસરીને આલોક અને પરલોકમાં સુખ-દુઃખ તથા ઉચ્ચ-નીચ ગતિ પામે છે. તેવી રીતે જીવવર્ગને નારાયણે આપેલાં ઈન્દ્રિયો અંતઃકરણ તથા શરીર વગેરે હોવાથી, દેશકાળને અનુગુણ જીવે કરેલાં કર્મો નારાયણે કર્યાં એમ શાસ્ત્રો કહે છે. આવા પ્રકારની ઉક્તિ છે. છતાં પણ જેણે જે કર્મ કર્યા તેનું ફળ તેને જ છે. પણ તેના સ્વામીને નથી એ **શ્રુતિ**નો **તાત્પર્યાર્થ** છે.] (૧૪)

(તમે કહો છો તે મુજબ તો) જીવસ્વરૂપ પોતાને નરક પ્રાપ્તિમાં કારણ અસત્ ક્રિયાઓના કરાવનાર ઈશ્વર પોતે જ થાય; તેમજ તે અસત્ ક્રિયાઓના નિષેધ કરનારા નથી થતા. (૧૫)

સર્વજ્ઞ, સમર્થ, વિદ્વાન ઈશ્વરને આ પ્રમાણે વિપરીત કરવું કેમ ઘટે ? નજ ઘટે. ત્યાં બીજો દોષ પણ (હું આગળ કહું છું તે પ્રમાણે) તમો જાણો. (૧૬)

ત્રણ અવસ્થાવાળા અનાત્મરૂપ દેહને વિષે આત્માપણાની માનીનતારૂપ અન્યથાભાવનો ત્યાગ કરીને, પોતાના આત્મસ્વરૂપ ભાવથી રહેવું તેને **મુક્તિ** કહેલી છે. એમ શ્રીમદ્ભાગવત શાસ્ત્રમાં પૂર્વરૂપની પ્રાપ્તિરૂપ મુક્તિ કહેલી છે. (૧૭)

તમારા મતમાં માયા વિશિષ્ટ બ્રહ્મને તમોએ ઈશ્વર માનેલા છે. જીવભાવની પ્રાપ્તિ પણ તે ઈશ્વરને જ માનેલી છે. (૧૮)

જીવરૂપ ઈશ્વરને ફરીથી જ્યારે ઈશ્વરપણું પ્રાપ્ત થાય, ત્યારે તે જીવની એ ઈશ્વરભાવરૂપી મુક્તિ થાય. (જીવભાવનો ત્યાગ કરીને ફરી જ્યારે ઈશ્વરભાવને પામે ત્યારે તે **મુક્ત** કહેવાય છે.) એમ તમોએ નિશ્ચય કરેલો છે. (૧૯)

तर्हि कैवल्यमुक्तिस्तु न कथञ्चिद्भविष्यति । एवं द्वितीयपक्षेऽपि दूषणं महदागतम् ॥२०॥ अतस्तेंऽशा ब्रह्मणो जीवास्तद्रूपाश्चेति वो मतम् । बहुधा बाधयुक्तत्वात्संभवेन्नेति चिन्त्यताम् ॥२१॥ ततोऽक्षरस्याखण्डस्य ब्रह्मणश्चित्स्वरूपिणः । निर्विकारस्य खण्डत्वं कथंचिन्नैव संभवेत् ॥२२॥ ननु वेदेऽपि बृहतो जीव एवांश ईरितः । पादोऽस्य विश्वाभूतानीत्यादिवाक्यैरतिस्फुटम् ॥२३॥ अंशोनानाव्यपदेशादितिसूत्रं च विद्यते । तत्रस्थस्यांशशब्दस्य निर्बाधोऽर्थः कथं वद ॥२४॥ इति चेदंशशब्दस्य श्रीभाष्योक्तोऽर्थ ईर्यते । एकवस्त्वेकदेशस्य वाचकोंऽशस्तु वर्त्तते ॥२५॥

विशिष्टस्यैव शब्दस्य प्रोक्तोऽस्त्यंशो विशेषणम् । देहिनोऽयं यथा देहो बुध्यतामिति सर्वथा ॥२६॥ अयं विशेषणांशोऽयं विशेष्यांशो भवेदिति । विशिष्टे वस्तुनि प्राज्ञा व्यपदेशं प्रकुर्वते ॥२७॥ एवमंशांशिभावेऽपि विशेषणविशेष्ययोः । स्वभावे च स्वरूपे वै वैलक्षण्यं तु वीक्ष्यते ॥२८॥

---

ત્યારે (તેમ છતાં) કૈવલ્યમુક્તિ તો કોઈ પણ પ્રકારે નહીં જ થઈ શકે. એવી રીતે બીજા પક્ષમાં પણ મોટું દૂષણ આવ્યું. (૨૦)

તેથી હે પંડિતો ! જીવો બ્રહ્મના અંશો છે અને બ્રહ્મસ્વરૂપ છે. આ પ્રકારે તમારો મત ઘણા પ્રકારના બાધ યુક્ત હોવાથી, સંભવી શકતો નથી. માટે તેનો વિચાર કરો. (૨૧)

તે હેતુ માટે અક્ષર, અખંડ, ચૈતન્ય સ્વરૂપ, નિર્વિકાર બ્રહ્મનું ગમે તે પ્રકારે ખંડપણું (ચ્યુતભાવ) સંભવતું જ નથી. (''अखण्डं सच्चिदानन्दमवाङ्मानसगोचरम्'' એ પ્રકારે વેદાંતસારના આરંભમાં કહ્યું છે. ''एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्या-चन्द्रमसौ विधृतौ तिष्ठतः'' એ પ્રકારે બૃહદારણ્યકમાં કહ્યું છે. ''चिन्मूर्तिं, चिद्रूपं, चिल्लीलं, चिदेकगुणं । चित्कवलं चिद्धेत्रं वन्दे ब्रह्माद्वयं विधिप्रणुतम्'' એમ વૈષ્ણવતોષણી સારસંગ્રહમાં, તથા ''निर्गुणं निर्विकारम्'' એમ ભાગવતમાં કહ્યું છે.) (૨૨)

**શંકા**-વેદમાં પણ ''पादोऽस्य विश्वाभूतानि'' 'આ બ્રહ્મનો અંશ ભૂત પ્રાણી માત્ર છે,' ઈત્યાદિ વાક્યોથી 'જીવ બ્રહ્મનો અંશ છે' એમ અતિસ્પષ્ટ કહેલું છે. (૨૩)

વળી ''अंशो नानाव्यपदेशात्'' એ સૂત્ર પણ 'જીવ બ્રહ્મનો અંશ છે' એમ સૂચવનારું છે. તો તેમાં (શ્રુતિ અને સૂત્રમાં) અંશ શબ્દનો **નિર્બાધ અર્થ** કેવી રીતે જાણવો ? એમ કહેતા હો તો હે વિદ્વાનો ! અંશ શબ્દનો અર્થ શ્રીભાષ્યમાં કહ્યો છે તે હું કહું છું. હે પંડિતો ! એક વસ્તુનો જે એક દેશ તેનો વાચક અંશ શબ્દ છે. (''अंशो विभाजने प्रोक्तः एकदेशेऽपि वस्तुनः'' इति हेमचन्द्रः'' 'અંશ શબ્દ વિભાગ અર્થમાં કહ્યો છે તેમજ વસ્તુના એક દેશમાં પણ કહ્યો છે.' એમ હેમચંદ્ર કોશમાં કહ્યું છે.) (૨૪-૨૫)

જેમ કે વિશિષ્ટ શબ્દ (અંશી વાચક) કરી (હાથી), શિખી, દેહી, ઈત્યાદિના અંશ; કર, શિખા, દેહ ઈત્યાદિ વિશેષણો કહ્યાં છે. એ જ વસ્તુને સ્પષ્ટ કહે છે. જેમ દેહીનો (આત્માનો) આ દેહ અંશ માનેલો છે, એમ સર્વથા જાણો. (૨૬)

વિવેકી પુરુષો વિશિષ્ટ વસ્તુમાં આ વિશેષણાંશ છે, આ વિશેષ્યાંશ છે, આ પ્રકારે યથાર્થ સમજે છે. (૨૭)

એજ રીતે અંશ-અંશી ભાવમાં પણ વિશેષણ અને વિશેષ્યના સ્વભાવમાં અને સ્વરૂપમાં વિલક્ષણપણું તો ડાહ્યા પુરુષો જુએ જ છે. (૨૮)

सूत्रे प्रकाशादिवत्तु नैवं पर इति स्फुटम् । प्रकाशितोऽयमेवार्थो विस्तरेण विपश्चितः ॥२९॥ नैवं पर इति पदैस्तत्राऽर्थोऽयमुदीरितः । यथा भूतो जीव उक्तस्तथाभूतो न वै परः ॥३०॥

द्वयोरेव यथा भेदो वर्त्तते देहदेहिनोः । अंशांशिनोरपि तथा वास्तवो भेद उच्यते ॥३१॥ सृज्यो हि ब्रह्मणो जीवो जीवस्त्रष्टृ तदीरितम् । नियम्यो गदितो जीवो नियन्तृ ब्रह्म कीर्तितम् ॥३२॥ तत्स्वतन्त्रं पराधीनो जीव एव समीरितः । सर्वज्ञं ब्रह्म चाल्पज्ञस्तच्छुद्धं सोऽशुचिर्मतः ॥३३॥ कल्याणगुणसम्पूर्णं ब्रह्म क्षुद्रगुणश्च सः । शेषि ब्रह्म स शेषो वै वैलक्षण्यमिति स्फुटम् ॥३४॥

---

હે પંડિતો ! ''प्रकाशादिवत्तु नैवं परः'' એ સૂત્રમાં આ જ અર્થ જેમ હોય તેમ સ્પષ્ટપણે વિસ્તારથી કહ્યો છે. (૨૯)

સૂત્રમાં ''न एवं परः'' એ પદોથી આ અર્થ કહ્યો છેઃ 'જેવો જીવ કહેલો છે. તેવા પર (પરમાત્મા) નથી.' (તે વિષે પ્રમાણ બતાવે છે, प्रकाशादिवत्तु नैवं परः'' એ સૂત્રનું **શ્રીભાષ્યઃ** 'तु' શબ્દ શંકાની નિવૃત્તિ કરે છે, પ્રકાશાદિની માફક જીવ, પરમાત્માનો **અંશ** છે; જેમ અગ્નિ, આદિત્ય, આદિકનો પ્રકાશરૂપ અંશ છે, અથવા ગાય, ઘોડો, શુક્લ, કૃષ્ણ, આદિકમાં ગોત્વ, અશ્વત્વાદિ, વિશિષ્ટોનો ગોત્વાદિ વિશેષણો અંશ છે, અથવા દેહીઓને દેવ મનુષ્યાદિનો દેહ અંશ છે. તેની માફક એક વસ્તુનું એક દેશપણું તે **અંશપણું** કહેવાય છે. વિશિષ્ટ એક વસ્તુનો વિશેષણ અંશ જ છે. તેવી રીતે વિવેકી પુરુષો વિશિષ્ટ વસ્તુમાં આ વિશેષણાંશ છે અને આ વિશેષ્યાંશ છે, એમ યથાર્થ સમજે છે. વિશેષણ-વિશેષ્યના અંશાંશીપણામાં પણ સ્વભાવનું વિલક્ષણપણું દેખાય છે. એ પ્રકારે જીવ અને પરમાત્માના વિશેષણ-વિશેષ્યનું અંશાંશીપણું અને સ્વભાવભેદ ઉપપન્ન=સિદ્ધ થાય છે. તેથી આ કહેવાય છે, કે ''नैवं परः'' જેવો જીવ છે તેવા પ્રકારના પરમાત્મા નથી. જેમ કે પ્રભાથી પ્રભાવાન બીજા પ્રકારના છે તેવી રીતે પ્રભાના સ્થાનાપન્ન અંશરૂપ જીવ થકી પર પરમાત્મા ભિન્ન છે. એવી રીતે જીવ-પરમાત્માના વિશેષણ-વિશેષ્યભાવથી કરાયેલાં સ્વભાવના વિલક્ષણપણાને આશરીને ભેદના નિર્દેશો પ્રવર્તે છે. અભેદ નિર્દેશો તો વિશેષ્યથી જે જુદા નથી એવા વિશેષણોનું વિશેષ્યપર્યન્તપણાનો આશ્રય કરીને મુખ્યપણાથી પ્રવૃત્ત થાય છે. ''तत्त्वमसि'' ''अयमात्मा ब्रह्म'' ઈત્યાદિ શ્રુતિઓમાં તત્ શબ્દ-બ્રહ્મશબ્દની જેમ તેની સાથે રહેલા ત્વમ્ (તું), અયમ્ (આ) આત્મા, એ પ્રકારના શબ્દો પણ જીવ જેનું શરીર છે એવા બ્રહ્મના વાચકપણે એકાર્થને જ કહેનારા છે, માટે; આવી રીતે આ અર્થ પહેલાં જ કહ્યો છે.) (૩૦)

દેહ અને દેહી બંન્નેનો જેવી રીતે ભેદ છે તેવી રીતે અંશાંશીનો પણ **વાસ્તવિક ભેદ** કહેવાય છે. (૩૧)

જીવ બ્રહ્મથકી સૃજ્ય છે, બ્રહ્મ જીવના સૃષ્ટા છે, (જીવોના નાના પ્રકારના દેહોને સર્જનારા છે), બ્રહ્મથી જીવ નિયામ્ય છે. બ્રહ્મને જીવના નિયંતા કહ્યા છે. (૩૨)

બ્રહ્મ સ્વતંત્ર છે, જીવ પરાધીન જ કહેલો છે. બ્રહ્મ સર્વજ્ઞ છે, જીવ અલ્પજ્ઞ છે; બ્રહ્મ શુદ્ધ છે, જીવ અશુદ્ધ; માનેલો છે. (૩૩)

બ્રહ્મ સકલ કલ્યાણ ગુણોથી સંપૂર્ણ છે. જીવ અતિ અલ્પ ગુણોવાળો કહેલો છે. બ્રહ્મ શેષી, જીવ શેષ (ગૌણ) છે. આ પ્રકારનું **વિલક્ષણપણું** એટલે જીવ-પરમાત્માનું ભિન્નપણું સ્પષ્ટ કહેલું છે જ. (૩૪)

तस्य ब्रह्माश्रयत्वेऽपि भेद इत्यस्ति सर्वथा । नास्ति नूनं स्वरूपैक्यं सर्वथाऽऽत्मपरात्मनोः ॥३५॥ ममैवांशो जीवलोक इत्थं यद्भगवद्वचः । उक्तं तत्रांशशब्दार्थो विभूतिश्चेति गम्यताम् ॥३६॥ नन्वित्यभेदवादिन्यस्तत्त्वमस्यादयोऽखिलाः । या विद्यन्ते कथं तासां निर्बाधोऽर्थो भविष्यति ॥३७॥ इति चेच्छ्रूयतां प्राज्ञा एतासामेव सर्वशः । श्रुतीनामार्यवर्य्येष्टो निर्बाधोऽर्थो मयोच्यते ॥३८॥ शरीराणि शरीरिभ्यः पृथक् तिष्ठन्ति न क्वचित् । विशेषणानि च तथा विशेष्येभ्यः पृथक्तया ॥३९॥

तथा विशेषणान्येव शरीराणि न वै पृथक् । जीवास्तिष्ठन्ति बृहतो विशेष्याच्च शरीरिणः ॥४०॥ इत्यभिप्रायतस्तत्त्वमस्याद्याः श्रुतयोऽखिलाः । अभेदं ब्रुवते जीवब्रह्मणोरेव नान्यथा ॥४१॥

---

જીવને બ્રહ્મ જ આશ્રયપણે અર્થાત્ આધારપણે હોવા છતાં પણ તેનો ઉપર કહેલા પ્રકારથી ભેદ સર્વ પ્રકારે છે. તેથી આત્મા પરમાત્માના સ્વરૂપનું સર્વપ્રકારે એકપણું નથી જ. (સૃજ્યથી અર્થાત્ શ્લોક નં. ૩૨થી આરંભીને આ શ્લોક સુધી કહેલો અર્થ ''अंशो नानाव्यपदेशात्'' ''अन्यथा चापि दाशकितवादित्वमभिधीयते'' એ સૂત્રોના વ્યાખ્યાનરૂપે શ્રીભાષ્યમાં વિસ્તાર સહિત છે. ત્યાંથી જાણી લેવો.) (૩૫)

'ममैवांशो जीवलोके'' આ પ્રકારે જે ભગવાનનું વચન છે. ત્યાં અંશ શબ્દનો અર્થ **વિભૂતિ** કહેલો છે. સૂક્ષ્મોમાં પણ હું જીવ છું. એ આદિક વચનોમાં જીવનું સ્વયં ભગવાને જ પોતાની વિભૂતિપણું કહ્યું છે. (૩૬)

**શંકા**-(એ પ્રકારે અંશાંશીનો ભેદ નિર્ણય કરવાથી ''तत्त्वमसि'' ઈત્યાદિ અભેદ કહેનારી શ્રુતિઓ કોપાયમાન થશે. આ પ્રકારની વાદીની શંકા મનમાં ધારીને કહે છે.) 'तत्त्वमस्यादि' અભેદને કહેનારી એટલે જીવ-બ્રહ્મના એકપણાને કહેનારી જે સમગ્ર શ્રુતિઓ છે. તે શ્રુતિઓનો નિર્બાધ અર્થ કેવી રીતે થશે ? (૩૭)

એમ જો કહેતા હો તો હે વિદ્વાનો ! એ સર્વે શ્રુતિઓનો આર્યવર્યોએ માનેલો **નિર્બાધ અર્થ** હું કહું છું. તે સાંભળો (૩૮)

હે પંડિતો ! શરીર એ શરીરી થકી જુદું ક્યારેય પણ રહેતું નથી, તેવી રીતે વિશેષણો વિશેષ્યોથી ક્યારેય પણ જુદાં રહેતા નથી. તેવી જ રીતે વિશેષણરૂપ શરીરો (**બૃહદારણ્યક**માં બ્રહ્મના શરીરરૂપે કહેલા) જે જીવ સમુદાયો, વિશેષ્યરૂપ શરીરી બ્રહ્મ થકી જુદા રહેતા જ નથી. (તેવી રીતે બૃહદારણ્યકોપનિષદ્માં ''यः पृथिव्यां तिष्ठन् '' જે પૃથ્વીમાં રહે છે, છતાં પૃથ્વીથી જુદા છે જેને પૃથ્વી જાણતી નથી, જેનું પૃથ્વી શરીર છે, જે પૃથ્વીની અંદર રહીને નિયમન કરે છે, તે અંતર્યામી આત્મા અમૃત છે, ઈત્યાદિ ''य आत्मनि तिष्ठन्'' એ શ્રુતિ અંતે જેમાં છે એવા; અંતર્યામી બ્રાહ્મણમાં પૃથિવ્યાદિથી આત્મા પર્યંત સર્વને બ્રહ્મનું શરીરપણું કહ્યું છે.) (૩૯-૪૦)

આ પ્રકારના અભિપ્રાયથી જ ''तत्त्वमस्याद्याः'' તત્ત્વમસિ વગેરે સમગ્ર શ્રુતિઓ જીવ બ્રહ્મનો **અભેદ** કહે છે. બીજા પ્રકારે કહેતી નથી. [તેવી રીતે **વેદાર્થ સંગ્રહ**માંઃ 'આ જ આત્મશરીરભાવ છે; કે જે પૃથક્ સિદ્ધપણાથી રહિત આધાર-આધેયભાવ, નિયંતા-નિયામ્ય ભાવ, તથા શેષ-શેષીભાવને સર્વપ્રકારે આધારપણાથી, નિયંતાપણાથી, તથા શેષીપણાથી, જે પામે છે તે **આત્મા** કહેવાય છે; તેમજ સર્વપ્રકારે આધેયપણાથી, નિયામ્યપણાથી, તથા શેષપણાથી અપૃથક્સિદ્ધ પ્રકારભૂત જે હોય તેને આકાર તથા શરીર પણ કહેવાય છે. એજ રીતે જીવાત્માને પોતાના શરીરનો સંબંધ છે. એ જ પ્રકારે પરમાત્માનું સર્વ શરીરીપણું હોવાથી **સર્વ શબ્દ** વાચ્યપણું છે. ઈત્યાદિ ગ્રંથથી, તેમનો અભેદ કહેલો છે, એમ જાણવું.) (૪૧)

इति प्रोक्तोंऽशशब्दार्थो निर्बाधोऽयं मया स्फुटम् । ततस्तदर्थ एवाऽयं ग्राह्यो नैव भवत्कृतः ॥४२॥ नन्वस्ति सर्वजीवानां ब्रह्मणः प्रतिबिम्बता । अत्र प्रमाणवचनं प्रोच्यते वेदशास्त्रवित् ॥४३॥ मायाभासेन जीवेशौ करोतीत्यस्ति वै श्रुतिः । तस्यामाभास-शब्दस्तु प्रतिबिम्बार्थ ईरितः ॥४४॥ अतो वै प्रतिबिम्बत्ववादः सेत्स्यति सर्वथा । यतश्चैकत्वसंसिद्धिः स श्रुत्वेत्याह तद्वचः ॥४५॥ पण्डिताः★ प्रतिबिम्बस्तु साकारस्यैव संभवेत् । रूपावयवहीनस्य प्रतिबिम्बः कथं भवेत् ॥४६॥ अलिङ्गमप्रमेयं तदनिर्देश्यं भवन्मते । मतं ब्रह्म ततस्तस्य कथं स्यात्प्रतिबिम्बता ॥४७॥

बिम्बमेवादितो नास्ति कुतस्तत्प्रति-बिम्बता । जीवस्य प्रतिबिम्बत्वे भवत्यन्यच्च दूषणम् ॥४८॥ निवृत्ताज्ञानतत्कार्यो ब्रह्मरूपो गुरुः स्वकम् । शिष्यं जीवत्वमापन्नं यदोपदिशति स्वयम् ॥४९॥ प्रतिबिम्बं ममाऽस्त्येष वेत्त्येवं तु तदा हृदि । पुनस्तदैक्यवित्स्वस्मै स्वयं कथमुपादिशेत् ॥५०॥

આ પ્રકારે આ અંશ શબ્દાર્થ **બાધરહિત** મેં **સ્પષ્ટ** કહ્યો. તેથી તત્ત્વમસ્યાદિ વાક્યનો આ જ **અર્થ** ગ્રહણ કરવા યોગ્ય છે પરંતુ તમોએ કહેલો અર્થ ગ્રહણ કરવા યોગ્ય નથી જ. (૪૨)

**શંકા-**(અંશાંશીવાદ તથા અભેદવાદનું ખંડન ભલે થાય. પરંતુ પ્રતિબિંબવાદની શી ગતિ થાય ? એમ વાદીઓ શંકા કરે છે.) હે વેદ શાસ્ત્રને જાણનાર ! સર્વજીવો બ્રહ્મના પ્રતિબિંબરૂપ છે, આમાં **પ્રમાણ વચન** અમે કહીએ છીએ. (૪૩)

'માયા પ્રતિબિંબથી જીવ-ઈશ્વરને અન્યથા આભાસિત કરે છે.' (વિદ્યા=જ્ઞાન અવસ્થામાં પ્રતિબિંબિત થયેલું ચૈતન્ય ઈશ્વર સંજ્ઞાને પામે છે. અવિદ્યા અવસ્થામાં પ્રતિબિંબિત ચૈતન્ય તે જીવ સંજ્ઞાને પામે છે.) આ પ્રકારની શ્રુતિ છે તેમાં આભાસ શબ્દનો **પ્રતિબિંબાર્થ** કહ્યો છે. (૪૪)

તેથી પ્રતિબિંબવાદ સર્વ પ્રકારે સિદ્ધ થશે જ. વળી પ્રતિબિંબવાદની સિદ્ધિથી એકત્વની સિદ્ધિ સંભવશે જ, આવું અદ્વૈતવાદીઓનું વચન સાંભળીને **શ્રીહરિ** કહેવા લાગ્યાઃ (૪૫)

'હે પંડિતો ! પ્રતિબિંબ તો સાકારનું જ સંભવે. રૂપ અને અવયવો રહિતનું **પ્રતિબિંબ** કેમ થાય ? (૪૬) હાલમાં તમારા મત પ્રમાણે, તમોએ બ્રહ્મને નિરાકાર, અપ્રમેય અને અનિર્દેશ માન્યું છે. તેથી તે પ્રકારના બ્રહ્મનું પ્રતિબિંબપણું કેવી રીતે થઈ શકે ? (૪૭)

પ્રથમ તો તમારા મતમાં બિંબ જ નથી તો પ્રતિબિંબપણું તો ક્યાંથી જ હોય ? તમારા મતમાં બ્રહ્મને તમો અલિંગ કહો છો તેથી તેનું પ્રતિબિંબ કહેવા માટે તમો શક્તિમાન નથી. વળી જીવ બ્રહ્મનું પ્રતિબિંબ છે એમ કહેવાથી બ્રહ્મને બીજું પણ **દૂષણ** પ્રાપ્ત થાય છે. (૪૮)

અજ્ઞાન અને તેનું કાર્યરૂપ જગત જેને નિવૃત્તિ પામ્યું છે, તેવા બ્રહ્મભાવને પામેલા ગુરુ, જીવપણાને પામેલા પોતાના શિષ્યને જ્યારે **ઉપદેશ** આપે છે; (૪૯)

ત્યારે 'આ શિષ્ય મારું પ્રતિબિંબ છે' એવી રીતે ગુરુ પોતાના હૃદયમાં જાણે છે. પ્રતિબિંબ ભૂત પોતાને પોતે અદ્વૈત જ્ઞાનવાળા હોવા છતાં ફરીથી કેવી રીતે ઉપદેશ આપે ? (ઉપદેશના સમયમાં—સમ્યક્ જ્ઞાનની પ્રવૃત્તિમાં તમારા મતમાં દ્વૈત દર્શનનો **અભાવ** છે. તેથી કોઈ પણ પ્રકારે આ ગુરુનું ઉપદેશાચરણ ઘટતું નથી.) (૫૦)

★ ''पण्डिता प्रतिबिम्बस्तु' इति (ब) पाठान्तरम् ।

**नैव कश्चिद्विवेकी स्वं दर्पणादिषु वीक्षितम् । क्रिया-निष्पत्तये क्वापि ह्युपादिशति किञ्चन ॥५१॥ उपादिशेद्यदि तदा बालकोन्मत्ततुल्यताम् । प्राप्नुयान्नत्वसौ सुज्ञ इति भाष्येत केनचित् ॥५२॥ ननु श्रुत्यन्तरे छायाशब्देन प्रतिबिम्बता । जीवस्योक्ता यतश्छायाप्रतिबिम्बे उभे समे ॥५३॥ गुहां प्रविष्टौ परम इति श्रुत्या ननु स्फुटम् । शब्दौ छायातपौ प्रोक्तौ प्रतिबिम्बप्रभार्थकौ ॥५४॥ प्रतिबिम्बानि बृहतो जीवाः सन्ति किलेति चेत् । श्रुतौ हि प्रतिबिम्बार्थश्छायाशब्दो न चेरितः ॥५५॥**

**किञ्चाभास्वरता तेषां छायाशब्देन कीर्तिता । द्वासुपर्णेति चास्त्यन्या श्रुतिस्त्वेकार्थिकाऽनया ॥५६॥ एकदेहेऽपि वसतोर्द्वयोर्जीवपरात्मनोः । भास्वराऽभास्वरत्वाभ्यां छायातपनिदर्शनम् ॥५७॥ अस्नेहमच्छायमिति श्रुत्या छायानिषेधनम् । क्रियते प्रतिबिम्बानि न जीवा ब्रह्मणस्ततः ॥५८॥**

---

(એ પ્રકારે ઉપદેશ આપે તેમાં શો **દોષ** છે ? ત્યાં કહે છેઃ) કોઈપણ વિવેકી પુરુષ દર્પણમાં જોયેલા પોતાના પ્રતિબિંબને કોઈપણ ક્રિયાની સિદ્ધિ માટે ક્યારેય પણ ઉપદેશ આપતો નથી. (૫૧)

(**શંકા**-કેટલાક એકાકી માણસો માર્ગમાં ચાલતા ચાલતા પણ બોલતા જતા દેખાય છે, તેની માફક આ પણ **ઉપદેશાચરણ** છે, એમ કહેતા હો તો કહીએ છીએઃ) ડાહ્યો માણસ જો પોતાના પ્રતિબિંબને ઉપદેશ આપે તો તે ઉન્મત્ત કે બાળકના જેવો કહેવાય, પણ તે સુજ્ઞ છે એમ કોઈ પણ કહે નહીં.' (૫૨)

**શંકા**-હે વર્ણિન્ ! (આવા પ્રકારની યુક્તિથી તમો પ્રતિબિંબ વાદનું **ખંડન** શા માટે કરો છો ? આ પ્રતિબિંબ વાદ અનેક શ્રુતિઓએ કહેલો છે. ''गुहां प्रविष्टौ परमे परार्धे छायातपौ ब्रह्मविदो वदन्ति'' આ શ્રુતિમાં પણ છાયા શબ્દથી પ્રતિબિંબનું અભિધાન કરેલું છે એ કહે છે.) શ્રુતિમાં છાયા શબ્દથી જીવનું બ્રહ્મ-પ્રતિબિંબપણું કહેલું છે. કારણ કે છાયા અને પ્રતિબિંબ બંને સમાન જ છે. (૫૩) ''गुहां प्रविष्टौ परमे'' એ શ્રુતિમાં છાયા-આતપ બંને શબ્દો પ્રતિબિંબ અને પ્રભાના અર્થને કહેનારા સ્પષ્ટ કહ્યા જ છે ને ? (૫૪)

**(શ્રીહરિ કહે છે :-)** 'જીવો બ્રહ્મના પ્રતિબિંબો છે એમ જો કહેતા હો તો હે પંડિતો ! શ્રુતિમાં છાયા શબ્દનો અર્થ પ્રતિબિંબ કહ્યો જ નથી. (૫૫)

પરંતુ છાયા શબ્દથી જીવોની **અભાસ્વરતા** કહેલી છે. એવા અર્થને જણાવનારી બીજી શ્રુતિની સાથે આ શ્રુતિનો સમન્વય સંભવે છે. તેથી આ અર્થ જ ખરેખર યોગ્ય છે. (બીજી **શ્રુતિ** બતાવે છે :-) ''द्वासुपर्णा'' એ મુંડકોપનિષદમાં શ્રુતિ છે તે ''गुहां प्रविष्टौ'' એ કઠવલ્લી ઉપનિષદની શ્રુતિ સાથે એકાર્થવાળી જ છે. (''द्वासुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते, तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति'' એ બીજી શ્રુતિ છે.) (૫૬)

એક દેહમાં રહેનારા છે છતાં પણ જીવ અને પરમાત્મા બન્નેને અનુક્રમે 'કાંતિહીન' અને 'કાંતિમાન' એ પ્રમાણે છાયા અને આતપના દૃષ્ટાંતથી બતાવેલા છે. (૫૭)

(**શંકા**-આવા પ્રકારની યુક્તિનો અમો સ્વીકાર નહીં કરીએ. બ્રહ્મને છાયાનો નિષેધ ક્યાંય પણ કહેલો નથી. જો કહ્યો હોય તો કહો. ત્યાં **શ્રીહરિ** કહે છેઃ) ''अस्नेहं अच्छायं'' આ બૃહદારણ્યકની શ્રુતિથી બ્રહ્મને છાયાનો નિષેધ કરેલો છે, તેથી જીવો બ્રહ્મના પ્રતિબિંબો નથી. (૫૮)

एक एव हि भूतात्मेत्यस्यामेव श्रुतौ प्रभोः । जीवाऽन्तर्यामिता प्रोक्ता ब्रह्मणो नैव जीवता ॥५९॥ चिदचिद्वपुषस्तस्य नीरस्थेन्दु-निदर्शनम् । शुद्धस्याऽसङ्गिनो ब्रूते तद्दोषाऽस्पर्शतां सदा ॥६०॥ तच्च सूर्यो यथा सर्वेत्यादि-श्रुत्यभिवर्णितम् । न तु जीवोऽस्त्यविद्यायां प्रतिबिम्बं परात्मनः ॥६१॥ किञ्च जीवोऽस्त्यविद्यायां प्रतिबिम्बं परात्मनः । तमःप्रधाना मलिना वर्त्तते सा स्वभावतः ॥६२॥

नृसिंहोत्तरतापन्यां तमोरूपा समीरिता । माया चासौ महाप्राज्ञा ज्ञातव्यं चेति निश्चितम् ॥६३॥ तस्मात्साऽस्त्येव मलिना तमोयुक्ता स्वभावतः । प्रतिबिम्बं भवेत्स्वच्छे जातं तन्मलिने कथम् ॥६४॥ तस्मान्न शक्यते वक्तुं जीवस्य प्रतिबिम्बता । मायाभासेनेति श्रुतेर्निर्बाधोऽर्थो मयोच्यते ॥६५॥ आभासशब्द एवोक्तो विपरीतार्थवाचकः । हेत्वाभासे तथा धर्माभासादाविव वैदिकैः ॥६६॥ करोति माया जीवेशावाभासेनेति चैतयोः । स्वरूपे विपरीतत्वं जनयत्येव सर्वथा ॥६७॥

---

હે પંડિતો ! ''एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः, एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत्'' આવા પ્રકારની શ્રુતિમાં બ્રહ્મનું, જીવનું અંતર્યામીપણું કહ્યું છે. બ્રહ્મનું જીવપણું કહ્યું જ નથી. (૫૯)

ચિદચિત્ શરીરવાળા શુદ્ધ અસંગી બ્રહ્મ એક હોવા છતાં પણ, નીરસ્થ ચંદ્રના દૃષ્ટાંતથી; જેમ ચંદ્ર એક છે છતાં જળમાં પ્રતિબિંબરૂપે બહુપ્રકારે ભાસે છે. તેમ દર્શાય છે. પરંતુ ચંદ્રમા દોષ સહિત ભાસે છે. જ્યારે બ્રહ્મ અસંગી હોવાથી જીવમાં અંતર્યામી રૂપે રહેવા છતાં, જીવના દોષ તેને ક્યારેય અડતા નથી એમ કહ્યું છે. (૬૦)

(તે જ બતાવે છેઃ) બ્રહ્મનું અસંગીપણું અને નિર્દોષપણું છે. તે ''सूर्यो यथा'' એ શ્રુતિથી વર્ણન કરેલું છે. તેથી જીવ અવિદ્યામાં પરમાત્માનું પ્રતિબિંબ નથી. (બ્રહ્મનું અસંગીપણું પ્રતિપાદન કરનારી **શ્રુતિ** કઠવલ્લી ઉપનિષદમાં છે, જેમ કે ''सूर्यो यथा सर्वलोकस्य चक्षुः न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः, एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोकदुःखेन बाह्यः ।'') (૬૧)

વળી 'અવિદ્યામાં બ્રહ્મનું પ્રતિબિંબ જીવ છે' એમ જો અતિ આગ્રહથી કહેતા હો તો તે અવિદ્યા અંધકાર પ્રધાન અને એવા સ્વભાવથી મલિન વર્તે છે, (૬૨)

હે મહાપ્રાજ્ઞો ! નૃસિંહોત્તરતાપનિ ઉપનિષદ્‌માં આ માયા 'तमोरूपा' કહેલી છે. આ પ્રમાણે તમે નિશ્ચય જાણો. (અત્રે તેવી પ્રમાણભૂત **શ્રુતિ** તો ''माया च तमोरूपाऽनुभूतेस्तदेव जडम्'' ઈત્યાદિ છે.) (૬૩)

માયા સ્વભાવથી મલિન-તમો યુક્ત છે. પ્રતિબિંબ તો નિર્મળમાં જ થાય. મલિનમાં, તમોરૂપા માયામાં, તેનું પ્રતિબિંબ કેવી રીતે થયું ? (મલિનમાં પ્રતિબિંબ સંભવતું નથી.) (૬૪)

તેથી બ્રહ્મ જીવનું પ્રતિબિંબ છે. એમ તમોએ કહી શકાય તેમ નથી. (**શંકા** :- તો પછી ''मायाभासेन'' એ શ્રુતિનો **અર્થ** કેમ સમજવો ? ત્યાં કહે છેઃ) હે પંડિતો ! ''मायाभासेन'' એ શ્રુતિનો અર્થ હું તમોને કહું છું. (૬૫)

આભાસ શબ્દ **વિપરીત** અર્થનો **વાચક** છે, (હેત્વાભાસમાં વિપરીત હેતુની માફક તથા ધર્માભાસાદિકમાં - વિપરીત ધર્માદિ વાચકની જેમ) એમ વેદને જાણનારાઓએ કહ્યું છે. (૬૬)

'માયા, આભાસથી જીવ અને ઈશ્વરને અન્યથા આભાસિત કરે છે.' માયા, જીવ ઈશ્વરના યથાર્થ સ્વરૂપમાં સર્વથા વિપરીતપણું ઉત્પન્ન કરે છે જ, આવો તે શ્રુતિનો **અર્થ** છે. (૬૭)

अजश्च शाश्वतो नित्यस्तथाऽछेद्यादिलक्षणः । अनीशया शोचतीति जीवयाथार्थ्यमीरितम् ॥६८॥ तत्र देहात्मविभ्रान्तिं स्वतन्त्रात्मभ्रमं तथा । कृत्वा देहोऽहमीशोऽहं सेत्थं वादयति स्फुटम् ॥६९॥ विश्वाधारो जगत्कर्त्ता मायेशः शाश्वतः शिवः । सर्वशक्तिः स्वतन्त्रश्च प्रोक्तेतीशयथार्थता ॥७०॥

तत्राऽन्याधारता चान्यकार्यता परतन्त्रता । मायोपाधित्वमुख्यं यत्क्वचिद्भ्रान्त्या समीक्ष्यते ॥७१॥ मायया क्रियते तद्वै वैपरीत्यमितिश्रुतेः । अर्थो निर्बाध एवोक्तो विरुद्धस्त्यज्यतां ततः ॥७२॥ इत्थं समग्रनिगमागमसंशयाग्निज्वाला-चयप्रशमनामृतवृष्टितुल्यम् । श्रुत्वा हरेर्वचनमाप्तमुदो बुधास्ते तं चेति संयतकरा जगदुर्नरेन्द्र ! ॥७३॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतद्वैतमतनिरूपणनामैकोनत्रिंशोऽध्यायः ॥२९॥

---

અજ ''ज्ञाज्ञौ द्वावजावीशानीशाविति श्रुतेः'' જ્ઞ અને અજ્ઞ બે અજ. ઈશ્વર જ્ઞ અને જીવ અજ્ઞ. ઈશ્વર ઈશ અને જીવ અનીશ એમ જીવ-ઈશ્વરને કહ્યા છે. ''अजो नित्यः शाश्वतोऽयं पुराणः''

એ શ્રુતિથી જીવને **શાશ્વત** કહેલો છે ''नित्यो नित्यानाम्'' એ શ્રુતિથી **નિત્ય** કહેલ છે. તેજ પ્રકારે ''अछेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोच्य एव च । नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ।'' એ રીતે ગીતામાં **અછેદ્યાદિ** લક્ષણવાળો કહ્યો છે. આવી રીતનો જીવ છે. છતાં પણ કર્મના પરાધીનપણાથી ''अनीशया शोचति मुह्यमानः'' એમાં કહ્યા મુજબ માયાથી મોહ પામીને દુઃખી થાય છે. એમ એ શ્રુતિથી જીવનું **યથાર્થપણું** કહેલું છે. (૬૮)

આવું આત્મતત્ત્વ છે છતાં પણ 'દેહ એજ **આત્મા** છે' એ પ્રકારનો ભ્રમ તથા 'હું **સ્વતંત્ર** જ છું' આ પ્રકારની ભ્રાન્તિથી હું દેહ, હું ઈશ્વર=સ્વતંત્ર, આ પ્રકારે માયા જેમ હોય તેમ સ્પષ્ટ રીતે દેહીઓને (અભિમાનપૂર્વક) ઉચ્ચારણ કરાવે છે. (૬૯)

આવી રીતે જીવમાં માયાથી થતું વિપરીતપણું કહ્યું, હવે ઈશ્વરમાં માયાએ કરેલું **વિપરીતપણું** કહે છે. ''शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं विश्वाधारम्'' આ સ્મૃતિથી ઈશ્વરને વિશ્વાધાર કહ્યા છે. ''सृजत्यवत्यत्ति न तत्र सज्जते'' એ સ્મૃતિથી જગતના સ્રષ્ટા (કર્તા) કહેલા છે. ''मायेशो मायया स्वया'' એ સ્મૃતિથી **માયેશ** કહેલા છે. ''शाश्वतं शिवमच्युतम्'' એ શ્રુતિથી **શાશ્વત** અને **શિવ** કહેલા છે. તથા ''सर्वशक्तिः स्वतन्त्रश्च सर्वात्मा सर्वभावविद्'' એ સ્મૃતિથી; આવા પ્રકારની ઈશની **યથાર્થતા** કહેલી છે. (૭૦)

આવા પ્રકારના ઈશ્વર તત્ત્વમાં અન્યાધારપણું, અન્યકાર્યપણું, પરતંત્રપણું, તથા માયાની ઉપાધિપણું વગેરે ક્યારેક જે જોવાય છે તે ભ્રાંતિથી જોવાય છે. (૭૧)

એ વિપરીતપણું માયાથી થાય છે. આવી રીતે શ્રુતિનો **બાધે રહિત** જ **અર્થ** કહ્યો છે, તેથી તમો તે અર્થથી વિરુદ્ધાર્થનો ત્યાગ કરો.' (૭૨)

આ પ્રકારે સમગ્રવેદ શાસ્ત્રોને વિષે જે સંશયરૂપી અગ્નિ છે તેની જ્વાળાને સારી રીતે શાંત કરવામાં અમૃત સમાન, શ્રીહરિનાં **વચન** સાંભળીને, આનંદિત થયેલા **પંડિતો** હાથ જોડીને શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૭૩)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીયસ્કંધમાં 'શ્રીહરિકૃત દ્વૈતમત નિરૂપણ' નામે ઓગણત્રીસમો અધ્યાય સંપૂર્ણ. (૨૯)

## ॥ अथ त्रिंशोऽध्यायः ॥

## ( त्रिंशे मायापरब्रह्मजीवानां परमार्थतः । नित्यत्वोक्त्या भेद एव सनातन इतीरितम् ॥ )

विद्वांस ऊचुः - **शास्त्रसिद्धान्तविद्धीमन् सर्वाचार्य्यशिरोमणे । छिन्ना ज्ञानासिनाऽस्माकं त्वया सर्वे हि संशयाः ॥१॥ तथापि त्वन्मुखविधुस्त्रवद्वाक्यसुधारसम् । पिपासन्तो वयं किञ्चित्पृच्छामस्त्वां दयानिधे ॥२॥**

**ब्रह्मणः सर्वविद्ब्रह्मन् जीवानां प्रकृतेस्तथा । किमस्त्यौपाधिको भेदो वास्तवो वा महामते ॥३॥ वेदशास्त्रीयसिद्धान्तज्ञातृवर्यतराद्वयम् । त्वत्त एतन्महाबुद्धे शुश्रूषामो हि सर्वशः ॥४॥ किञ्च श्रुतिस्मृतिन्यायैर्भेदाऽभेदार्थवादिभिः । विशिष्टं कीर्त्तितं ब्रह्म स्पष्टमेव त्वया मुहुः ॥५॥ विशिष्टस्यैव बृहतस्त्वया प्रोक्ताऽद्वितीयता । समग्राऽऽम्नाय शास्त्राणां सर्वसिद्धान्तवेदिना ॥६॥ ततो विशिष्टाद्वैतं ते मतं किञ्चाऽस्ति चेतरत् । एतद्बुभुत्समानेभ्यो वक्तुमर्हसि नोऽञ्जसा ॥७॥**

श्रीशुकानन्द उवाच - **स इत्याकर्ण्य तद्वाक्यं सर्ववित्पुरुषोत्तमः । स्वप्रतापपराभूतांस्तानित्यूचे वचो नृप ॥८॥**

श्रीहरिकृष्ण उवाच - **ब्रह्मणस्तस्य विद्वांसो जीवानां प्रकृतेस्तथा । नास्त्येवौपाधिको भेदः किन्तु भेदोऽस्ति वास्तवः ॥९॥ स्वरूपेण स्वभावेन तथा ऽ साङ्कर्यतो बुधाः । त्रयाणामस्ति चैतेषां भेदोऽनादिरितीयताम् ॥१०॥**

---

### અધ્યાય : ૩૦

## શ્રીહરિએ જીવ, માયા, પરબ્રહ્મના અનાદિ ભેદનું નિરૂપણ કર્યું.

**વિદ્વાનો કહે છે :-** હે શાસ્ત્રના સિદ્ધાંતને જાણનાર ! હે બુદ્ધિમાન ! હે સર્વાચાર્ય શિરોમણી ! અમારા સર્વ સંશયો તમોએ જ્ઞાનરૂપી તરવારથી છેદી નાંખ્યા છે. (૧)

તો પણ તમારા મુખરૂપી ચંદ્રમાંથી સ્રવતા વાક્યરૂપી સુધારસ પીવાને ઈચ્છા કરતા અમો હે દયાનિધે ! તમોને કંઈક થોડું પૂછીએ છીએ. (૨)

હે સર્વવિત્ ! હે બ્રહ્મન્ ! જીવોનો તથા પ્રકૃતિનો તથા બ્રહ્મનો ભેદ ઉપાધિજન્ય છે કે પારમાર્થિક છે ? (૩)

વેદ તથા શાસ્ત્રસંબંધી સિદ્ધાંતના જાણનારાઓમાં અત્યંત શ્રેષ્ઠ ! તમારી પાસેથી હે મહાબુદ્ધે ! અમો બધા તે સાંભળવા ઈચ્છીએ છીએ. (૪)

વળી ભેદાભેદાર્થને કહેનારા શ્રુતિ-સ્મૃતિ અને ન્યાયથી બ્રહ્મ, સ્પષ્ટ જેમ હોય તેમ ચિદચિદ્ વિશિષ્ટ જ તમોએ વારંવાર કહ્યું છે. (૫)

સમગ્ર વેદ તથા શાસ્ત્રોના સર્વસિદ્ધાંતને જાણનારા તમોએ શરીરભૂત ચિદચિત્ વિશિષ્ટ જ બ્રહ્મનું અદ્વિતીયપણું કહ્યું છે. (૬)

તેથી તમારો મત વિશિષ્ટાદ્વૈત મત છે કે શું ? અથવા અન્ય (નિમ્બાર્કીઓની માફક બ્રહ્મના ભેદાભેદનું સત્યપણું પ્રતિપાદન કરનારો) મત છે કે શું ? તે જાણવાને ઈચ્છતા અમોને તમો તત્ત્વે સહિત કહો. (૭)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! સર્વવિદ્ પુરુષોત્તમ **શ્રીહરિ** આ પ્રમાણે પંડિતોનું વચન સાંભળીને પોતાના પ્રતાપથી પરાભવ પામેલા તેમને કહેવા લાગ્યાઃ (૮)

**શ્રીહરિકૃષ્ણ બોલ્યા :-** હે વિદ્વાનો ! બ્રહ્મનો તથા જીવોનો તેમજ પ્રકૃતિનો ભેદ ઉપાધિજન્ય નથી, પરંતુ વાસ્તવિક ભેદ છે. (૯)

હે પંડિતો ! સ્વરૂપથી તથા સ્વભાવથી તલ અને ચોખાની માફક અસાંકર્યપણે એ ત્રણેનો ભેદ અનાદિ છે. એમ જાણો. (૧૦)

**विशिष्टाद्वैतसञ्ज्ञं मे मतं श्रेष्ठं हि वर्त्तते । इदं श्रुतिस्मृतिन्यायैरुक्तमार्यवरप्रियम् ॥११॥ एतद्भेदत्रयं स्पष्टं वेदशास्त्रप्रमाणतः । कीर्त्तयिष्यामि युष्मभ्यं जिज्ञासुभ्यो विपश्चितः ॥१२॥**

**यतो निर्मानिनो यूयं जातास्तच्चेन्न कीर्त्तये । तर्ह्यहं स्यां सदोषो वै कीर्त्तयेऽसौ निशम्यताम् ॥१३॥ एतेषामेव नित्यानामनादीनां बुद्धोत्तमाः । त्रयाणामस्ति तत्त्वानां भेदोऽनादिर्हि वास्तवः ॥१४॥ अत्र प्रमाणवाक्यानि सन्ति सूत्राणि भूरिशः । श्रुतिस्मृतिशतान्येव कतिचित्तत्र कीर्त्तये ॥१५॥ भेदव्यपदेशाच्चेति ब्रह्मसूत्रं हि वर्तते । सूत्रं चानुपपत्तेस्तु न शारीर इति स्मृतम् ॥१६॥**

---

હે પંડિતો ! ''વિશિષ્ટાદ્વૈત'' સંજ્ઞાવાળો મારો શ્રેષ્ઠમત છે. આ મત શ્રુતિસ્મૃતિ અને ન્યાયના સિદ્ધાંત અનુસાર કહેલો છે. (સર્વ પ્રકારે પ્રમાણિત છે) તેથી જ રામાનુજ વગેરે આચાર્યવર્યોને આ મત અતિ પ્રિય છે. (૧૧)

હે વિપશ્ચિતો ! એ બ્રહ્મ, જીવ અને પ્રકૃતિ એ ત્રણના વિભાગ વેદશાસ્ત્રના પ્રમાણથી તમોને જીજ્ઞાસુ જાણી હું યથાર્થ કહું છું. (૧૨)

(પંડિતોને પોતાનો આ સિદ્ધાંત તેઓ શા માટે કહે છે તે કારણ કહે છેઃ) હે પંડિતો ! તમો નિર્માની થયા છો. તેથી હું તમોને ન કહું તો દોષિત થાઉં. માટે કહું છું તે સાંભળો. (૧૩)

હે પંડિતો ! નિત્ય અનાદિ ત્રણ તત્ત્વોનો ભેદ અનાદિ વાસ્તવિક છે, (એ ત્રણ તત્ત્વોનું વિવેચન વરદાર્ય પ્રણીત **તત્ત્વત્રય વિવેચન** નામના ગ્રંથમાં ''द्रव्याद्रव्यप्रभेदान्वितमुभयविधं तद्विदस्तत्त्वमाहुर्द्रव्यं द्वेधा, विभक्तं जडमजडमिति ह्याद्यमव्यक्तकालौ । अन्त्यं प्रत्यक् पराक्च् प्रथममुभयथा तत्र जीवेशभेदान्नित्या भूतिर्मतिश्चेत्यपरम्'' ઈત્યાદિથી રામાનુજાચાર્યે કહેલું જાણવું) અહીં ત્રણ તત્ત્વોના ભેદમાં **પ્રમાણ વાક્યો** શારીરક સૂત્રો તથા શ્રુતિ સ્મૃતિઓમાં સોએ સો છે. તેમાંથી કેટલાક પ્રમાણો હું કહું છુંઃ (૧૪-૧૫)

''भेदव्यपदेशात्'' (१-३-४) એ શારીરક સૂત્ર છે. [આ સૂત્રનું **શ્રીભાષ્યઃ-** 'શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमेति वीतशोकः'' ઈત્યાદિથી જીવથી વિલક્ષણ પરમાત્મા કહેલા છે. ભોગ્યભૂત પ્રકૃતિથી મોહ પામતો જીવ, શોક કરે છે. જ્યારે આ જીવ પોતાથી ભિન્ન અને સર્વ પ્રકારે પ્રીતિ કરવા યોગ્ય સર્વેશ્વર પરમાત્માને તથા તેમના મહિમાને 'પરમાત્મા સમગ્ર જગતના નિયામક છે' એ પ્રકારે જાણે છે, ત્યારે શોક રહિત થાય છે.' **સૂત્રનો અર્થ** તો 'પ્રીતિ કરવા યોગ્ય પોતાનાથી અન્ય પરમાત્માને જ્યારે એ જીવ જુએ છે એ આદિક ભેદથી નિર્દેશ હોવાથી, આ જીવથી પરમાત્મા અન્ય છે.'] તેમજ ''अनुपपत्तेस्तु न शारीरः'' આ પ્રકારનું પણ સૂત્ર છે. ['આ સૂત્રનું **શ્રીભાષ્યઃ-** 'આ ગુણના સમુદ્રને (પરમાત્માને) જોઈએ છીએ ત્યારે આગીઆ સમાન દેખાતો જે બદ્ધ તેમજ મુક્ત અવસ્થાવાળો જીવ, જે શરીર સાથેના સંબંધને લીધે અપાર દુઃખ પામે છે, તેનામાં પરમાત્માના ગુણ લેશ પણ આવવાનો સંભવ નથી દેખાતો. માટે આ પ્રકરણમાં- શારીર=શરીરના સંબંધ યુક્ત પ્રત્યગાત્મા (જીવ)નો સર્વગુણસંપન્નપણે સ્વીકાર હોઈ શકે એવી શંકા પણ ઉપજતી નથી.' **સૂત્રનો અર્થ** તો 'સત્યસંકલ્પાદિ ગુણો, અનંત દુઃખને ભજનારા અજ્ઞાની-કર્મ પરવશ પ્રત્યગાત્મા(જીવ)માં ઉપપન્ન થઈ શકતા નથી. માટે શારીર આત્મા (સર્વગુણસંપન્ન સર્વાત્મા) નથી. પરંતુ પરબ્રહ્મ જ (સર્વાત્મા) છે.'] (૧૬)

कर्मकर्त्तृव्यपदेशाच्चान्य इत्यस्ति सूत्रकम् । शब्दविशेषादित्येवं संभोगप्राप्तिरित्यपि ॥१७॥
न च स्मार्त्तमतद्धर्माभिलापादिति विद्यते । सूत्रं तथोभयेऽपि हि भेदेनैनमितीतरत् ॥१८॥

તથા कर्मकर्तृव्यपदेशाच्चान्यः'' આ સૂત્ર છે. [આ સૂત્રનું શ્રીભાષ્યઃ- ''एतमितः प्रेत्याभिसंभविताऽस्मि'' અહીંથી જઈને એને હું પામીશ.''એમ પરબ્રહ્મનું પ્રાપ્ય (પામવાની વસ્તુ) તરીકે પ્રતિપાદન કરેલું છે. અને પ્રાપ્તા (પામનાર) તરીકે જીવનું પ્રતિપાદન કરેલું છે. માટે જીવ (પ્રાપ્તા) તે ઉપાસક અને પ્રાપ્ય પરબ્રહ્મ તે ઉપાસ્ય; એમ પ્રાપ્તા (જીવ)થી પરબ્રહ્મ ભિન્ન છે. એમ શ્રુતિથી સમજાય છે.] ''शब्दविशेषात्'' એવું પણ સૂત્ર છે. [આનું શ્રીભાષ્યઃ- ''एष म आत्माऽन्तर्हृदये'' આ મારો આત્મા હૃદયની અંદર રહેલો....'' એમ શારીર આત્મા (જીવ) નો ષષ્ઠી વિભક્તિથી નિર્દેશ કરેલો છે, અને ઉપાસ્ય આત્મા (પરમાત્મા)નો પ્રથમા વિભક્તિથી નિર્દેશ કર્યો છે. તે જ પ્રમાણે વાજસનેયિ સંહિતામાં એને મળતા પ્રકરણમાં જીવાત્મા અને પરમાત્મા માટે જુદા જુદા શબ્દો વાપરેલા જોવામાં આવે છે. ''व्रीहिर्वा यवोवा श्यामाको वा श्यामाकतण्डुलो वा एवमयमन्तरात्मनि पुरुषो हिरण्मयो यथा ज्योतिरधूमम्'' इति (શતપથ) જેમ વ્રીહિ=ડાંગની શાળમાં ચોખા, જવ, સામો કે સામાનો ચોખો હોય છે, તેમ આત્માની અંદર હિરણ્મય પુરુષ રહેલો છે. જાણે કે ધૂમરહિત જ્યોતિ ! અહીં ''अन्तरात्मनि'' આત્માની અંદર એમ સપ્તમ્યન્ત શબ્દ શારીર આત્માનો વાચક છે. અને ''हिरण्मयपुरुषः'' હિરણ્મય પુરુષ એમ પ્રથમાન્ત શબ્દ ઉપાસ્ય પરમાત્માને લાગુ પડે છે. માટે પરમાત્મા જ ઉપાસના કરવા યોગ્ય છે.] (**સૂત્રાર્થ તો** જીવ અને પરમાત્મા માટે જુદા જુદા શબ્દો જુદી જુદી વિભક્તિઓ પૂર્વક વાપરેલા છે, તેથી પણ જણાય છે કે, જીવાત્મા અને પરમાત્મા એક નથી, અને તેથી અહીં જીવાત્મા નહીં પણ પરમાત્મા જ ઉપાસ્ય સમજવાના છે.) એવી રીતે આ પ્રકારે ''संभोगप्राप्तिरिति चेन्न वैशेष्यात्'' એ પણ સૂત્ર છે. [આ સૂત્રનું **શ્રીભાષ્ય** આ પ્રમાણે છેઃ 'जीवस्येव परस्यापि...सुखदुःखोपभोगप्राप्तिः इति चेत्' તમે કહેશો કે, 'જીવની માફક પરબ્રહ્મને પણ શરીરની અંદર રહેલા માનીએ, તો જેમ જીવને શરીરના સંબંધે કરીને સુખ દુઃખ ભોગવવાં પડે છે, તેમ બ્રહ્મને પણ ભોગવવાં પડે.' તો 'तन्न' એમ કહેવું તે યોગ્ય નથી. ('संभोगप्राप्तिः इति चेन्न') તમે સુખ દુઃખનો હેતુ શરીરની અંદર રહેવું તે બતાવ્યો પણ તેમાં ફેર છે. ('हेतुवैशेष्यात्') શરીરની અંદર રહેવું તે જ સુખદુઃખભોગનું કારણ નથી. પરંતુ પાપ-પુણ્યરૂપ કર્મને પરવશ હોવું, એ સુખદુઃખ ભોગવવાનું કારણ છે. એવી પરવશતા સર્વપાપ અને દોષ રહિત પરમાત્મામાં સંભવતી નથી. તે ઉપર શ્રુતિ છે કે ''तयोरन्यो पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति'' તેમાંના એક (જીવ) સ્વાદિષ્ટ પીપળ ફળ ખાય છે, બીજા (પરમાત્મા) ખાતા નથી પણ જોયા કરે છે. આ રીતે પરમાત્મા કર્મફળરૂપ સુખ-દુઃખના ભોક્તા નથી, એટલે સર્વત્ર ભોક્તા તરીકે વર્ણવાતો આત્મા તે જીવ જ સમજવો જોઈએ. કારણ કે 'अनश्नन्' એ કારણરૂપ પરમાત્માનું **વિશેષપણું** છે. પરમાત્મા પીપળના સ્વાદિષ્ટ ફળ ખાતા નથી. પણ ફક્ત જુએ જ છે. શરીરી પરબ્રહ્મનો શરીરની અંદર નિવાસ છે તે પોતાની ઈચ્છાથી જીવની રક્ષા માટે છે. જીવની માફક કર્મ પરવશપણાથી નથી.] (૧૭)

તથા ''न च स्मार्तमतद्धर्माभिलापाच्छारीरश्च'' એ સૂત્ર છે. [આ સૂત્રનું શ્રીભાષ્યઃ- ''स्मार्तम्'' કપિલ સ્મૃતિમાં કહેલું પ્રધાન નહીં; ''शारीर'' જીવ પણ નહીં; કારણ કે એના ધર્મ (અહીં) કહેલા નથી; એ સ્માર્ત અને શારીર અર્થાત્ પ્રધાન અને જીવ એ અંતર્યામી ન હોઈ શકે, ''अतद्धर्माभिलापात्'' કારણ કે પરમાત્મામાં જે ધર્મ

तद्विशेषणभेदेति ब्रह्मसूत्रं हि वर्त्तते । अन्यच्च मुक्तोपसृप्यव्यपदेशादिति स्मृतम् ॥१९॥

છે તે તેમનામાં સંભવતા નથી. 'સ્વભાવથી જ સર્વના દૃષ્ટા, સર્વના નિયંતા, સર્વના આત્મા, સ્વતઃ અમૃત હોવું, એ ગુણો તેઓમાં (પ્રધાનમાં અને જીવમાં) લેશ પણ સંભવતા નથી.' કહેવાનું **તાત્પર્ય** એ છે કે જેમ સ્માર્ત અચેતન(પ્રધાન)માં સર્વજ્ઞત્વ, સર્વનિયંતૃત્વ, સર્વાત્મત્વ, વગેરે ગુણો સંભવતા નથી, તેમ જીવમાં પણ તે સંભવતા નથી. કારણ કે એનામાં એ ધર્મો નથી, આ ગુણો પરમાત્મા સાથે જોડી શકાય છે, અને જીવ સાથે નથી જોડી શકાતા. એ પ્રસ્તુત (પૂર્વાપર) બે સૂત્રોથી બતાવ્યું છે.'] સૂત્રાર્થ **સ્પષ્ટ** છે. બીજું સૂત્ર ''उभयेऽपि हि भेदेनैनम् अधीयते'' એ પ્રકારે કહેવાય છે. [આ સૂત્રનું શ્રીભાષ્યઃ ''उभये'' ''બન્ને'' માધ્યંદિન શાખાવાળા અને કાણ્વ શાખાવાળા અંતર્યામીને નિયામ્ય એવા જે વાણી વગેરે અચેતન પદાર્થો તેની સાથે શારીર (જીવ) ને પણ 'भेदेन अधीयते' જુદો પાડીને પઠે છે. ''य आत्मनि तिष्ठन् आत्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः'' અર્થાત્ ''જે આત્મામાં રહેતા થકા આત્માથી જુદા છે, જેને આત્મા જાણતો નથી, જેનું આત્મા શરીર છે, જે આત્માની અંદર રહી એનું નિયમન કરે છે. એ તારો અમૃત અંતર્યામી આત્મા'' એમ માધ્યન્દિની શાખાવાળાનો પાઠ છે. અને ''यो विज्ञाने तिष्ठन्'' જે વિજ્ઞાનમાં રહેતા થકા'' ઈત્યાદિ કાણ્વોનો પાઠ છે.) તાત્પર્ય કે તેઓ, જીવ પરમાત્માનો નિયામ્ય હોવાથી પરમાત્માથી તેને ભિન્ન કહે છે. તેથી અંતર્યામી (અંદર રહી નિયમન કરતા પરમાત્મા તે) જીવ થકી ભિન્ન, દોષરહિત, પરમાત્મા નારાયણ છે, એમ સિદ્ધ થયું.] સૂત્રાર્થ તો **સ્પષ્ટ** છે. (૧૮)

તેમજ ''विशेषणभेदव्यपदेशाभ्यां च नेतरौ'' એ **બ્રહ્મસૂત્ર** છે. [આ સૂત્રનો રામાનુજાચાર્યકૃત **વેદાંતસાર**માં આ પ્રમાણે **અર્થ** કહ્યો છેઃ 'એકને જાણવાથી સર્વ જાણી શકાય છે,' એવું પરબ્રહ્મનું વિશેષણ કહ્યું હોવાથી, પ્રધાન તે પરમાત્મા હોઈ શકે નહીં. ''अक्षरात्परतः परः'' પ્રધાનથી પર જે પ્રત્યગાત્મા (પુરુષ) તેનાથી પણ પર એ પ્રમાણે અંતર્યામી પરમાત્મા ભિન્ન છે એમ કહ્યું છે. તેથી પ્રત્યગાત્મા પરમાત્મા ન હોઈ શકે; અથવા સામાનાધિકરણ્યથી (જીવ અને ઈશ્વરથી) પર જે અક્ષર-પચ્ચીસમું તત્ત્વ તેનાથી પર-એમ **ભેદ કથન** કહ્યું છે.] તથા ''मुक्तोपसृप्य-व्यपदेशात्'' એ પ્રમાણે **બીજું સૂત્ર** છે. [આનું શ્રીભાષ્યઃ- 'સ્વર્ગ-પૃથ્વી વગેરેનો આશ્રયરૂપ આ આત્મા, તે સંસારના બંધમાંથી છૂટેલા પુરુષોએ પણ પામવા યોગ્ય (''मुक्तोपसृप्य'') છે.' એમ નીચેની શ્રુતિમાં ( व्यपदिश्यते ) કહેલું છે. ''यदा पश्यः पश्यते रुक्मवर्णं कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम् । तदा विद्वान् पुण्यपापे विधूय निरञ्जनः परमं साम्यमुपैति'' । यथा नद्यः स्यन्दमानाः समुद्रे अस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः परात्परं पुरुषमुपैति दिव्यम्'' અર્થાત્ :- 'જ્યારે જ્ઞાની પુરુષ એ સુવર્ણ વર્ણયુક્ત-કર્તા, ઈશ્વર, બ્રહ્માંડના કારણ પરમાત્માને જુએ છે, ત્યારે એ જ્ઞાની, પુણ્ય પાપથી મુક્ત થઈ નિરંજન થઈ, પરમ સામ્યને પામે છે.' 'જેમ વહેતી નદીઓ નામરૂપ ત્યાગ કરી સમુદ્રમાં અસ્ત પામે છે, તેમ જ્ઞાની પુરુષ, નામ અને રૂપથી મુક્ત થઈને, પર થકી પણ પર એવા જે દિવ્ય પુરુષ તેને પામે છે.' 'સંસારના બંધનથી જેઓ મુક્ત થયા છે તેઓ જ પુણ્ય પાપથી રહિત થઈ, નિરંજન અને નામ રૂપ (પ્રકૃતિ) થી મુક્ત થાય છે.' પુણ્ય-પાપથી ઉત્પન્ન થતો જે અચિત્ (પ્રકૃતિ)નો સંસર્ગ, તેજ નામરૂપ ભેદનું કારણ છે, તેજ સંસાર છે; તેથી પાપ પુણ્યથી મુક્ત થયેલા નિરંજન, પ્રકૃતિના સંસર્ગ રહિત, અને પરબ્રહ્મ સાથે પરમ સામ્ય પામેલા એવા પુરુષોને પ્રાપ્ય તેમજ સ્વર્ગ=પૃથ્વી વગેરેના આશ્રયભૂત, જે પુરુષ કહેલા છે, તે **પરબ્રહ્મ** જ હોવા જોઈએ.] સૂત્રાર્થ તો ''પુણ્ય પાપ અને નામરૂપથી રહિત મુક્ત પુરુષોને જે પ્રાપ્ય કહ્યા છે. તે પરબ્રહ્મ જ છે.'' એમ સ્પષ્ટ છે. (૧૯)

स्थित्यदनाभ्यां चेत्येवं ब्रह्मसूत्रं हि वर्त्तते । उतराच्चेदाविर्भूतस्वरूप इति चेतरत् ॥२०॥
सूत्रं चाधिकं तु भेदनिर्देशादिति विद्यते । सन्तीत्यादीनि सूत्राणि प्रमाणायात्र भूरिशः ॥२१॥

---

તથા ''स्थित्यदनाभ्याञ्च '' આ પ્રકારે બ્રહ્મસૂત્ર છે. [આનું શ્રીભાષ્ય:- ''द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति'' “મિત્ર એવા બે પક્ષીઓ એકજ વૃક્ષ ઉપર બેઠાં છે. તેમાંનું એક મીઠું પીપળ-ફળ ખાય છે. અને બીજું ખાતું નથી પણ જોયા કરે છે.”એ શ્રુતિમાં એક (જીવ) જ કર્મનું ફળ ભોગવે છે. એમ પ્રતિપાદન કર્યું છે. તેમાં બીજા (પરમાત્મા) કર્મ ફળ ન ભોગવતાં દેદીપ્યમાન હોઈ, શરીરની અંદર ફક્ત રહે છે, એમ પ્રતિપાદન કર્યું છે. તેમાં કર્મ ફળ ન ભોગવતો દીપ્યમાન જે સર્વજ્ઞ, અમૃતનો સેતુ, સર્વનો આત્મા, એજ, દ્યૌ-પૃથ્વી, આદિનો આશ્રય હોવો ઘટે છે. કર્મ ફળ ભોગવતો શોકમાં પડેલો પ્રત્યગાત્મા (જીવ) નહીં. તેથી દ્યૌ–પૃથ્વી આદિનો આશ્રય તે પરમાત્મા છે એમ સિદ્ધ થયું.] બીજું ''उत्तराच्चेदाविर्भूतस्वरूपस्तु'' આ બ્રહ્મસૂત્ર છે. [આ સૂત્રનો **અર્થ** વેદાંત દીપમાં, 'પછીના પ્રજાપતિના વાક્યમાં કહેલો જે આત્મા પાપેરહિત, જરારહિત, વગેરે ગુણવાળો છે, તે જીવ જણાય છે' એમ કહેવું ખોટું છે. કારણ કે જાગ્રતાદિ અવસ્થા વડે અનાદિ કાળથી પ્રવર્તેલાં પુણ્ય-પાપરૂપ કર્મનાં મૂળોથી ઢંકાઈ ગયેલા ગુણવાળો, પરબ્રહ્મની ઉપાસનાથી ઉત્પન્ન થયેલી પરમાત્માની પ્રાપ્તિથી આવિર્ભૂત સ્વરૂપવાળો, આ જીવ પ્રજાપતિના વાક્યમાં પાપે રહિત ગુણવાળો કહ્યો છે. પરંતુ દહરાકાશને જીવ કહ્યો નથી. કારણ કે, જેનું સ્વરૂપ ઢંકાયેલું નથી એવા અપાપ્મત્વાદિ ગુણવાળું દહરાકાશનું સ્વરૂપ છે, માટે દહરાકાશ એ જીવ છે તે સંભવતું જ નથી. (૨૦)

તેમજ ''अधिकं तु भेदनिर्देशात्'' એવું સૂત્ર છે [તેનું **શ્રીભાષ્ય** :- ''तु'' શબ્દ પૂર્વોક્ત પક્ષનો (જીવ એજ બ્રહ્મ છે એ પક્ષનો) નિષેધ કરે છે; આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક દુઃખનો સંબંધ જેને છે. એવા પ્રત્યાગાત્મા (જીવ) થકી બ્રહ્મ “અધિક” કહેતાં જાુદું છે. શાથી ? ભેદનિર્દેશ છે. તેથી પ્રત્યગાત્મા (જીવ) થકી પરબ્રહ્મનો ભિન્નરૂપે નિર્દેશ કર્યો છે. તે વચનો નીચે પ્રમાણે છે. ''य आत्मनि तिष्ठन्नात्मनोऽन्तरो यमात्मा न वेद यस्यात्मा शरीरं य आत्मानमन्तरो यमयति स त आत्माऽन्तर्याम्यमृतः'' ''पृथगात्मानं प्रेरितारं च मत्वा जुष्टस्ततस्तेनामृतत्वमेति'' ''स कारणं करणाधिपाधिपः'' ''तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति अनश्नन्नन्योऽभिचाकशीति'' ''ज्ञाज्ञौ द्वाजावीशानीशौ'' ''प्राज्ञेनाऽऽत्मना सम्परिष्वक्तः'' ''प्राज्ञेनाऽऽत्मना अन्वारूढः'' '' अस्मान्मायी सृजते विश्वमेतत् तस्मिंश्चान्यो मायया सन्निरूद्धः'' ''प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः'' ''नित्यो नित्यानां चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामान्'' योऽव्यक्तमन्तरे सञ्चरन् यस्याऽव्यक्तं शरीरं यमव्यक्तं न वेद, योऽक्षरमन्तरे सञ्चरन् यस्याक्षरं शरीरं यमक्षरं न वेद एष सर्वभूतान्तरात्माऽपहतपाप्मा दिव्यो देव एको नारायणः'' જે આત્મામાં રહેતો આત્માથી અન્ય છે, જેને આત્મા જાણતો નથી, જેનું આત્મા શરીર છે, જે અંદર રહી આત્માનું નિયમન કરે છે, તે તારો આત્મા અંતર્યામી અમૃત છે” આત્માને અને એના પ્રેરકને જુદા સમજી પરમાત્માનો અનુગ્રહ પામી, એ અમર થાય છે. “એ કારણ છે, કરણોના (શ્રોત્રાદિ ઈન્દ્રિયોના) અધિપતિનો પણ અધિપતિ છે.” “તેઓમાંનો એક મીઠું ફળ ચાખે છે. બીજો તે ન ચાખતાં જોયા કરે છે.” જ્ઞાની અને અજ્ઞાની એક ઈશ અને બીજો અનીશ” પ્રાજ્ઞ આત્માથી આલિંગાએલો” “ પ્રાજ્ઞ આત્માથી અધિષ્ઠિત” એ થકી એ માયાવાળો (માયાને ધરનારો) વિશ્વ સૃજે છે. અને એ

प्रधानक्षेत्रज्ञपति र्गुणेश इति वै श्रुतिः । भोक्ता भोग्यं प्रेरितारमित्यन्या भवति श्रुतिः ॥२२॥ सोऽश्नुते सर्वान्कामान् हि श्रुतिरित्यपराऽस्त्यपि । श्रुतिरेतमितः प्रेत्येत्यभिसम्भविताऽस्मि च ॥२३॥ तथाऽयमन्तरात्मनि पुरुष इति वै श्रुतिः । सा स कारणं करणाधिपाधिप इतीतरा ॥२४॥ तथेतरा श्रुतिर्ज्ञाज्ञौ द्वावजाविति वर्त्तते । नित्यो नित्यानां चेतनश्चेतनानामिति श्रुतिः ॥२५॥

---

વિશ્વમાં બીજો (જીવ) માયા થકી પુરાઈ રહ્યો છે.'' ''પ્રધાન અને ક્ષેત્રજ્ઞના પતિ, ગુણોના નિયંતા'' ''નિત્યોમાં નિત્ય'', ''ચેતનોમાં ચેતન, જે એક હોઈ બહુનાં કામ સિદ્ધ કરે છે.'' ''જે અવ્યક્તની અંદર ફરે છે, જેનું અવ્યક્ત શરીર છે, જેને અવ્યક્ત જાણતું નથી,'' ''જે અક્ષરની અંદર ફરે છે. જેનું અક્ષર શરીર છે. જેને અક્ષર જાણતું નથી'' એ સર્વભૂતોના અંતરાત્મા, પાપરહિત, દિવ્ય દેવ એક નારાયણ છે,'' એ આદિક શ્રુતિઓ જીવ અને બ્રહ્મનો ભેદ કહે છે.] **સૂત્રાર્થ** તો ''તુ'' શબ્દ અભેદ પક્ષનો નિષેધ કરે છે. પ્રત્યગાત્મા (જીવ) થી બ્રહ્મ અધિક **–**અર્થાંતરભૂત(અન્ય) છે. શાથી ? ભેદનો નિર્દેશ કર્યો છે. માટે. અહીં પ્રમાણને માટે પૂર્વે કહ્યાં એ આદિક ઘણાં સૂત્રો તથા શ્રુતિઓ છે. (૨૧)

[એ પ્રકારે સૂત્રોથી જીવ, માયા અને પરબ્રહ્મના ભેદનો નિર્દેશ કર્યો. હવે શ્રુતિઓ દ્વારા તે **ભેદ** કહે છેઃ] ''પ્રધાન અને ક્ષેત્રજ્ઞના પતિ, સત્ય-શૌચ-અપહતપાપ્મ વગેરે ગુણોના સ્વામી'' એ અર્થને કહેનારી શ્રુતિ શ્વેતાશ્વતરોપનિષદના છઠ્ઠા અધ્યાયમાં છેઃ ''प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः संसारमोक्षस्थितिबन्धहेतुः,'' ''પ્રધાન અને ક્ષેત્રજ્ઞના પતિ, ગુણોના સ્વામી.'' જે સંસારમાંથી મુક્તિ, સંસારમાં સ્થિતિ, અને સંસારના બંધનમાં કારણભૂત છે.'' આ પ્રમાણે કહ્યું છે. તથા આ જ ઉપનિષદમાં પહેલાં અધ્યાયમાં ''भोक्ता भोग्यं प्रेरितारं च मत्वा सर्वं प्रोक्तं त्रिविधं ब्रह्म ह्येतत्'' આ પ્રકારે બીજી **શ્રુતિ** છે. ''ભોક્તા, ભોગ્ય, પ્રેરિતા એ ત્રણ પ્રકારનું સર્વ બ્રહ્મ (બ્રહ્માત્મક) કહેલું છે. તેને જાણીને સર્વ પ્રકારના બંધનથી મુક્તિ પામે છે.'' (૨૨)

''सोऽश्नुते सर्वान्कामान् सह ब्रह्मणा विपश्चिता'' આ આનંદવલ્લ્યુપનિષદમાં ''તે સર્વજ્ઞબ્રહ્મની સાથે સર્વ કામોને ભોગવે છે.'' વળી ''एतमितः प्रेत्याभिसंभविताऽस्मि'' આ પ્રમાણે છાંદોગ્યોપનિષદ્‌માં પણ **બીજી શ્રુતિ** છે કે, 'અહીંથી આ શરીર છોડીને એને હું પામવાનો છું.' (૨૩)

''अयमन्तरात्मनि पुरुषः'' એ પ્રકારની **શ્રુતિ** છે, તેવી રીતે બૃહદારણ્યકમાં ''स होवाच गार्ग्यो य एवायमात्मनि पुरुष एतमेवाहं ब्रह्मोपास इति'' ''ગર્ગવંશી બાલાકિએ કહ્યું જે, આ આત્માની અંદર પુરુષ છે. તેને હું બ્રહ્મ માની ઉપાસના કરું છું.'' **બીજી શ્રુતિ** શ્વેતાશ્વતરોપનિષદ્‌માં છેઃ ''स कारणं करणाधिपाधिपो न चास्य कश्चिज्जनिता न चाधिपः इति. અર્થાત્ ''તે કારણ છે, કરણોના જે અધિપતિ તેના પણ અધિપતિ છે. એમના કોઈ ઉત્પન્ન કરનાર નથી, તેમ એમનો કોઈ અધિપતિ નથી.'' (૨૪)

તેમજ શ્વેતાશ્વતરોપનિષદમાં ''ज्ञाज्ञौ द्वावजावीशानीशावजा ह्येका भोक्तृभोग्यार्थयुक्ता । अनन्तश्चात्मा विश्वरूपो ह्यकर्ता त्रयं यदा विन्दते ब्रह्म ह्येतदिति'' ''नित्यो नित्यानां चेतनश्चेतनानाम् एको બહૂનાં यो विदधाति कामान्। तमात्मस्थं येऽनुपश्यन्ति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषामिति,'' ''એક જ્ઞાની અને બીજો અજ્ઞાની. બન્ને નિત્ય-અજન્મા છે. એક ઈશ અને બીજો અનીશ છે. એક અજા. કે જે ભોક્તાઓના ભોગ્યાર્થ વાળી છે, તેમજ જે (પરમાત્મા) અનંત-આત્મા-વિશ્વરૂપ, તેમજ અકર્તા છે જ્યારે એ ત્રણને બ્રહ્મ(બ્રહ્માત્મક) જાણે છે, ત્યારે બંધનથી

तमीश्वराणां परमं महेश्वरमिति श्रुतिः । तथाऽन्तःप्रविष्टः शास्ता जनानामिति साऽस्ति वै ॥२६॥ ब्रह्मविदाप्नोति परं श्रुतिरेवं हि विद्यते । ब्रह्मैव सन् ब्रह्माप्येति श्रुतिरित्यस्ति चेतरा ॥२७॥ समाने वृक्षे पुरुषो निमग्न इति वै श्रुतिः । वेदाहमेतमित्यन्या द्वासुपर्णेति च श्रुतिः ॥२८॥ विकारजननीं मायामष्टरूपामजामिति । श्रुतिर्हिगौरनाद्यन्तवतीत्यन्याऽपि वर्त्तते ॥२९॥ श्रुतिर्भवत्यजामेकां लोहितेत्येवमादिका । इत्याद्याःश्रुतयःसन्ति प्रमाणायात्र भूरिशः ॥३०॥

---

મુક્ત થાય છે.'' એવી શ્રુતિ છે-તથા ''નિત્યોમાં નિત્ય, ચેતનોમાં ચેતન એક ઘણાંના કામ કરે છે, તે આત્મસ્થ પરમાત્માને જે જુએ છે, તે ધીર પુરુષોને અખંડ સુખ પ્રાપ્ત થાય છે. બીજાઓને પ્રાપ્ત થતું નથી.'' એવી પણ શ્રુતિ છે. (૨૫)

શ્વેતાશ્વતરોપનિષદમાં ''तमीश्वराणां परमं महेश्वरं तं देवतानां परमञ्च दैवतम् । पतिं पतीनां परमं परस्ताद्विदाम देवं भुवनेशमीड्यमिति,'' તથા સુબાલોપનિષદ્‌માં ''अन्तः प्रविष्टः शास्ता जनानां सर्वात्मेति,'' ''ઈશ્વરોના પરમ મહેશ્વર, દેવતાઓના દેવ, પતિઓના પરમ પતિ, પરથકી પર, ભુવનના સ્વામી, સ્તુતિ કરવા યોગ્ય દેવને, અમો જાણીએ છીએ.'' વળી સુબાલોપનિષદ્‌માં ''જનોની અંદર પ્રવેશ કરીને નિયમન કરનાર સર્વના આત્મા છે.'' એવી **શ્રુતિઓ** છે. (૨૬)

તેવી રીતે આનંદવલ્લી ઉપનિષદ્‌માં ''ब्रह्मविदाप्नोति परमिति,'' તથા નૃસિંહોત્તરતાપનીય ઉપનિષદ્‌માં ''ब्रह्मैव सन्ब्रह्माप्येति'' બ્રહ્મરૂપ થઈને બ્રહ્મને પામે છે. આવી **શ્રુતિ** છે. (૨૭)

શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''समाने वृक्षे पुरुषो निमग्नोऽनीशया शोचति मुह्यमानः । जुष्टं यदा पश्यत्यन्यमीशमस्य महिमानमेति'' તથા (બીજી શ્રુતિ) ''वेदाहमेतं पुरुषं महान्तमादित्यवर्णं तमसः परस्तात् । तमेव विदित्वातिमृत्युमेति नान्यः पन्था विद्यतेऽयनायेति,'' द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते । तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्योऽभिचाकशीति'' આ પ્રકારે શ્વેતાશ્વતરોપનિષદ્‌ની **શ્રુતિઓ** છે. ''એક વૃક્ષમાં રહેતા છતાં અનીશ હોવાથી મોહ પામતો જીવ શોક કરે છે. જ્યારે પોતાથી અન્ય ઈશ્વરને પ્રસન્ન થયેલા જાુએ છે તેમજ તેમનો મહિમા જાણે છે, ત્યારે શોકરહિત થાય છે.'' **બીજી શ્રુતિ** ''માયા થકી પર આદિત્યવર્ણવાળા એ મહાન પુરુષને જાણે છે. તેને જાણીને જ મૃત્યુનું ઉલ્લંઘન થાય છે. બીજો મોક્ષને માટે માર્ગ નથી'' તથા **ત્રીજી શ્રુતિ** પણ શ્વેતાશ્વતરોપનિષદ્‌ની છે. 'બે પક્ષીઓ એક વૃક્ષ ઉપર બેઠા છે તેમાંથી એક પક્ષી તે વૃક્ષનું સ્વાદિષ્ટ ફળ ખાય છે અને બીજાું જોઈ રહે છે.' (૨૮)

ચૂલિકા ઉપનિષદ્‌માં ''विकारजननीं मायामष्टरूपामजां ध्रुवाम्, ध्यायेताध्यासिता तेन तन्यते प्रेरिता पुनः, सूयते पुरुषार्थं च तेनैवाध्यासिता पुरः'' એવી **શ્રુતિ** છે. તથા બીજી પણ શ્રુતિ તેમાં છે. ''गौरनाद्यन्तवती सा तु जनित्री भूतभाविनी । असिता सितरक्ता च सर्वकामदुघा विभोरिति'' 'વિકાર ઉત્પન્ન કરનારી, અષ્ટરૂપવાળી, અજ, ધ્રુવ, એવી માયાને ધ્યાન (ચિંતન) દ્વારા તેણે અધિષ્ઠિતા અને પ્રેરણા કરેલી માયા વિસ્તાર પામે છે.' ''ભૂત ભવિષ્ય (પ્રાણીમાત્ર)ને ઉત્પન્ન કરનારી, કાળી, ધોળી અને લાલવર્ણવાળી સર્વકામોને પૂરનારી માયા, છે.'' (૨૯)

તેવી રીતે શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''अजामेकां लोहितशुक्लकृष्णां बह्वीः प्रजाः सृजमानां सरूपाः । अजोह्येको जुषमाणोऽनुशेते जहात्येनां भुक्तभोगामजोऽन्य इति'' 'જેની ઉત્પત્તિ નથી તે લાલ-શુક્લ-કૃષ્ણવર્ણવાળી, સમાનરૂપવાળી

नत्वेवाऽहं जातु नासं न त्वं नेम इति स्मृतिः । प्रकृतिं पुरुषञ्चैव विद्धीत्येवेतरा स्मृतिः ॥३१॥ इत्याद्याःस्मृतयःसन्ति प्रमाणायाऽत्र भूरिशः । तस्माद्भेदो हि विज्ञेयो मायाजीवपरात्मनाम् ॥३२॥ अन्यथा श्रुतयः सर्वा भेदाभेदावबोधिकाः । प्रकुप्येरंश्च विधयो निषेधास्स्युरपार्थकाः ॥३३॥

पुण्यपापे तथा स्वर्गनरकौ बन्धमोक्षकौ । तथा गुरुत्वशिष्यत्वे व्यर्थे स्यातां विपश्चितः ॥३४॥ चिदचिद्ब्रह्मणां तस्माद्भेदरूपो बुधोत्तमाः । सिद्धान्तोऽयं यथाशास्त्रं मयोक्तश्चेति गम्यताम् ॥३५॥

---

પ્રજાની ઉત્પત્તિ કરનારી એવી માયાને, એક અજ (જીવ) પ્રીતિથી સેવન કરીને તેમાં જોડાય છે. બીજો અજ (પરમાત્મા) ભોગવેલા ભોગો છે જેના એવી માયાનો ત્યાગ કરે છે.' આ રીતે જીવ-ઈશ્વર ને માયા એ ત્રણ તત્ત્વના નિરૂપણમાં પ્રમાણ માટે આ કહી એ આદિક **ઘણી શ્રુતિઓ** છે. (૩૦)

તેવી રીતે ભગવદ્ગીતામાં 'न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः । न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥' એમ કહ્યું છે. [આ શ્લોકનું **રામાનુજ ભાષ્ય** - હું સર્વેશ્વર વર્તમાન કાળથી પહેલાં અનાદિકાળમાં ન હતો એમ નહિ, પણ હતો જ. તું તથા બીજા નિયમન કરવા યોગ્ય ક્ષેત્રજ્ઞો પણ ન હતા એમ નહિ, હતા જ. હું, તમે, આપણે સર્વે, વર્તમાનકાળ પછી નહિ હોઈએ એમ નહિ, પરંતુ હઈશું જ. જેમ હું સર્વેશ્વર નિત્ય છું, એમાં કોઈ પ્રકારનો સંશય નથી, તે જ પ્રકારે તમો ક્ષેત્રજ્ઞો પણ નિત્ય છો, એમ જ માનવું.] તેવી રીતે ભગવદ્ ગીતામાં 'प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादि उभावपि । विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥' એમ કહ્યું છે. [આ શ્લોકનું રામાનુજભાષ્ય:- 'હવે અત્યંત ભિન્ન સ્વભાવવાળી પ્રકૃતિ અને આત્માના સંસર્ગનું અનાદિપણું તથા સંસર્ગિત થયેલા બન્નેનો કાર્યભેદ તથા સંસર્ગનું કારણ કહીએ છીએઃ 'પ્રકૃતિ અને પુરુષ બન્ને એકબીજાને મળેલાં અનાદિ જાણો. બંધનના કારણભૂત વિકારો, ઈચ્છા-દ્વેષ, વગેરે તેમજ મોક્ષના કારણભૂત અમાનિત્વાદિ ગુણો, પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં જાણો. પુરુષની સાથે સંબંધ પામેલી, અનાદિકાળથી પ્રવર્તેલી ક્ષેત્રના આકારથી પરિણામ પામેલી પ્રકૃતિ, પોતાના વિકારો ઈચ્છા-દ્વેષ આદિથી પુરુષને બંધનનું કારણ છે, તે જ પ્રકૃતિ પોતાના વિકારો (અંતઃકરણાદિ દ્વારા) અમાનિત્વાદિ ગુણોથી પુરુષના મોક્ષમાં કારણ છે.'] (૩૧)

અહીં પ્રમાણને માટે આ કહી એ આદિક **ઘણી સ્મૃતિઓ** છે. તેથી માયા-જીવ અને પરમાત્માનો **ભેદ** જ જાણવો. (૩૨)

જો તત્ત્વત્રયનો ભેદ ન હોય તો ભેદાભેદને જણાવનારી **સર્વે શ્રુતિઓ** પ્રકોપ પામે અને શાસ્ત્રમાં કહેલા **વિધિ નિષેધો** અર્થશૂન્ય (નકામાં) થાય. (૩૩)

હે વિદ્વાનો ! પુણ્ય-પાપ તથા સ્વર્ગ-નર્ક તેમજ બંધ-મોક્ષ તથા ગુરુપણું અને શિષ્યપણું બધું **વ્યર્થ** થાય. (૩૪)

હે શ્રેષ્ઠ વિદ્વાનો ! તેથી ચિત્ અચિત્ અને બ્રહ્મનો ભેદરૂપ આ **સિદ્ધાંત** મેં શાસ્ત્ર પ્રમાણે કહ્યો છે, એમ જાણો. (૩૫)

जीवानामपि बृहतो बुधप्रवर्या मायायाः समभिहितो मयेति भेदः । अस्माकं मतमथ कीर्त्तये विशिष्टाद्वैताख्यं शुभमतराजराजमेव ॥३६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतजीवमायापरब्रह्मणामनादिभेदनिरूपणनामा त्रिंशोऽध्यायः ॥३०॥

## ॥ अथैकत्रिंशोऽध्यायः ॥

**( विशिष्टाद्वैतसंज्ञस्य मतस्य स्थापनं शुभम् । एकत्रिंशे स्वरूपं च प्रोक्तं पण्डिततुष्टये ॥ )**

श्रीहरिकृष्ण उवाच – **अस्ति धाम परं प्राज्ञा हेरेक्षरमव्ययम् । कोटिकोट्यर्कचन्द्राग्निप्रकाशं तमसः परम् ॥१॥**

---

હે પંડિતપ્રવરો ! જીવ, બ્રહ્મ અને માયાનો પણ આ પ્રકારે ભેદ મેં કહ્યો. હવે પછી સર્વ શુભમતોમાં પણ અતિશ્રેષ્ઠ અમારો **વિશિષ્ટાદ્વૈતમત** તમોને હું કહું છું. (૩૬)

❁ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીયસ્કંધમાં 'શ્રીહરિકૃત, જીવ, માયા, પરબ્રહ્મનો અનાદિ ભેદ નિરૂપણ' નામે ત્રીસમો અધ્યાય સંપૂર્ણ. (૩૦)

## અધ્યાય : ૩૧

## શ્રીહરિએ પોતાના ઉપનિષદ્ પ્રતિપાદિત વિશિષ્ટાદ્વૈત મતનું સરસ રીતે સ્થાપન કર્યું.

[હવે પોતાનો **વિશિષ્ટાદ્વૈતમત** કહેવાની ઈચ્છાવાળા શ્રીહરિ પોતાનું, પોતાના પાર્ષદો સાથે સદા સાવયવપણું (સાકારપણું) પ્રતિપાદન કરવા માટે પોતાના ધામનું સ્વરૂપ તથા પાર્ષદોનું સ્વરૂપ સમજાવતા **પોતાનો સિદ્ધાંત** નિરૂપણ કરે છે.] **શ્રીહરિકૃષ્ણ કહે છે :-** હે પ્રાજ્ઞો ! અવ્યય (અર્થાત્ **''सद्दशं त्रिषु लिंगेषु सर्वासु च विभक्तिषु। वचनेषु च सर्वेषु यन्न व्येति तदव्ययमिति''** ત્રણેય લિંગ - નર, નારી અને નાન્યતર જાતિમાં તેમજ સર્વ (સાતેય) વિભક્તિઓમાં સર્વ વચનો (એકવચન, દ્વિવચન અને બહુવચન)માં જે વિકારને નથી પામતો તેને **અવ્યય** કહેવામાં આવે છે.) આનો અર્થ પંચશિખવૃત્તિમાં કહેલો નિરૂપણ કરીએ છીએ. 'જે બ્રહ્મધામ ત્રણે લિંગથી રહિત છે=જેના સ્વરૂપમાં ત્રણ લિંગોમાંથી કોઈપણ લિંગનું ચિહ્ન જણાતું નથી. સર્વ વિભક્તિઓ=જે ઉત્પત્તિ, સ્થિતિ અને લયસંજ્ઞાવાળી વિભક્તિ તે થવા છતાં પણ, પોતે અવિકૃત હોવાથી સમાન જ છે. (ઉત્પત્તિ, સ્થિતિ અને લય થવાથી પ્રાકૃત ભાવોના સૃષ્ટિ આદિક વિકારરૂપ વિભાગ થાય છે. પણ બ્રહ્મધામનો વિકાર થતો નથી, તેમજ સર્વ વચનોમાં સમાન છે=શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, ઈતિહાસ, પંચરાત્ર અને આગમોએ એકરૂપ અને એકવચનથી જ કહેલું છે. (વર્ણન કરવાપણાથી સર્વ વચનોમાં સમાન કહેલું છે.) એવી રીતે **ત્રણેય પ્રકારે** પણ **વિકારરહિત** હોવાથી સમાન રહે છે. તેથી અવ્યય છે.' એવું સર્વોત્કૃષ્ટ શ્રીહરિનું **અક્ષર** સંજ્ઞાવાળું ધામ કોટાનકોટી સૂર્ય-ચંદ્ર અને અગ્નિના જેવું પ્રકાશવાળું, માયાના અંધકારથી પર છે.★ (૧)

---

★ આ વિષયમાં વિશેષ પ્રમાણોની અપેક્ષા હોય તો સત્સંગિજીવનમાં (પ્ર.૩।૪૧) બ્રહ્મધામના વર્ણનના અધ્યાયથી જાણવાં.

आम्नायादिषु यत्प्रोक्तं सत्यं ब्रह्मपुराभिधम् । अमृतं परमव्योम सर्वधामविभूषणम् ॥२॥ अत्र प्रमाणवाक्यानि श्रुत्यादीनि सहस्रशः । विद्यन्ते तत्र कतिचित्तानि वः कीर्त्तयाम्यहम् ॥३॥ एतत्सत्यं ब्रह्मपुरं श्रुतिरित्यस्ति पण्डिताः । न तत्र सूर्यो भातीति श्रुतिश्चास्ति सनातनी ॥४॥ अपहतपाप्मा ह्येष ब्रह्मलोक इति श्रुतिः । दिव्ये ब्रह्मपुरे ह्येष स व्योम्न्यात्मेति च श्रुतिः ॥५॥ अक्षरे परमे व्योमन्नित्याद्याः सन्ति भूरिशः । श्रुतयोऽत्र प्रमाणार्थं बुध्यन्तां★ चेति पण्डिताः ॥६॥ तदाहुरक्षरं ब्रह्म स्मृतिरित्येव वर्त्तते । क्षेमं विदन्ति मत्स्थानं यद्ब्रह्मेत्यपरा स्मृतिः ॥७॥

---

સર્વ ધામોના વિભૂષણરૂપ વેદાદિકમાં સત્ય, બ્રહ્મપુર, અમૃત, પરમવ્યોમ વગેરે શબ્દોથી કહેલું છે. (૨)

અહીં અક્ષરને સત્યાદિ શબ્દોથી પ્રતિપાદન કરવામાં શ્રુત્યાદિકનાં **પ્રમાણ વાક્યો** હજારો હજાર છે. તેમાંથી કેટલાંક હું તમોને કહું છું. (૩)

હે પંડિતો ''एतत्सत्यं ब्रह्मपुरम्'' એ શ્રુતિ છે, એ અક્ષરધામને સત્ય-બ્રહ્મપુર કહે છે. છાન્દોગ્યોપનિષદ્‌માં एतत्सत्यं ब्रह्मपुरमस्मिन्कामाः समाहिताः एष आत्मा अपहतपाप्मा विजर इत्यादि એ ધામને સત્ય, બ્રહ્મપુર કહે છે. આમાં સર્વકામો રહેલા છે. એ આત્મા પાપે રહિત. જરાએ રહિત છે, વગેરે તેમજ મુંડકોપનિષદમાં ''न तत्र सूर्यो भाति न चन्द्रतारकं नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः, तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति'' इति ત્યાં સૂર્ય પ્રકાશતો નથી. તેમજ ચંદ્ર તથા તારાઓ પ્રકાશતા નથી. વીજળી પણ પ્રકાશ કરતી નથી. ત્યારે અગ્નિ તો ક્યાંથી પ્રકાશ કરે ? તેના જ પ્રકાશમાનપણાથી સૂર્ય, ચંદ્ર, તારાઓ, વીજળી, અગ્નિ વગેરે પ્રકાશે છે. તે પ્રકાશની કાન્તિથી જ બધા પ્રકાશને પામે છે. (૪)

બૃહદારણ્યકોપનિષદ્‌માં ''अथ य आत्मा स सेतुर्विधृतिरेषां लोकानामसंभेदाय नैतं सेतुमहोरात्रे तरतो न जरा न मृत्युः न शोको न सुकृतं न दुष्कृतं सर्वे पाप्मानोऽतो निवर्तन्तेऽपहतपाप्मा ह्येष ब्रह्मलोकः'' એવી શ્રુતિ છે. તથા મુંડકોપનિષદમાં પણ ''दिव्ये ब्रह्मपुरे ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः'' જે આત્મા (પરમાત્મા) છે તે મર્યાદારૂપી પાળ છે સમગ્ર લોકોનું મિશ્રણ ન થાય માટે વિધારણ કરી રાખે છે. તે સેતુને તરનારને અહોરાત્રિ નથી, જરા નથી, મૃત્યુ નથી, શોક નથી, સુકૃત તથા દુષ્કૃત નથી. તેથી સર્વ પાપો નિવૃત્તિ પામે છે. તે પાપે રહિત એ બ્રહ્મલોક છે.'' (મુંડકોપનિષદમાં) જે સર્વજ્ઞ, સર્વવિત્ છે જેનો મહિમા પૃથ્વીમાં તથા દિવ્ય બ્રહ્મપુરમાં છે એ પરમાત્મા વ્યોમમાં (અક્ષર ધામમાં) પ્રતિષ્ઠિત છે. (૫)

હે પંડિતો ! નૃસિંહ તાપનીય મહોપનિષદ્ તથા શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''ऋचो अक्षरे परमे व्योमन् यस्मिन्देवा अधिविश्वे निषेदुः'' એમ કહ્યું છે : જે પરમ વ્યોમરૂપ અક્ષર છે, તેમાં વિશ્વના અધપિતિ દેવતાઓ રહે છે ઈત્યાદિ ઘણી **શ્રુતિઓ** અહીં પ્રમાણ માટે છે, એમ જાણો. (૬)

શ્રીમદ્ ભાગવતના તૃતીય સ્કંધમાં ''तदाहुरक्षरं ब्रह्म सर्वकारणकारणम् । विष्णोर्धाम परं साक्षात् पुरुषस्य महात्मनः'' इति સર્વ કારણોનું કારણ, પ્રત્યક્ષ મહાત્મા પુરુષ વિષ્ણુનું પરં ધામ અક્ષર તથા બ્રહ્મ શબ્દોથી કહેવામાં આવે છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં ''एवमेतान्मयादिष्टाननुतिष्ठन्ति ये पथः । क्षेमं विन्दन्ति मत्स्थानं यद्ब्रह्म परमं विदुरिति'' એ પ્રકારે મેં બતાવેલા એ માર્ગને જે અનુસરે છે તે સુખને પામે છે, અને મારું શ્રેષ્ઠ જે બ્રહ્મધામ તેને પામે છે. (૭)

---

★ 'बुध्यतां' इति ( ब-ड ग्रन्थयोः ) पाठान्तरम् ।

प्राप्याऽवध्यं ब्रह्मपुरं राजेवेत्यादयो बुधाः । स्मृतयोऽत्र प्रमाणार्थं भूयस्यः सन्ति निश्चितम् ॥८॥ धाम्नि तत्रैव परमे सर्वदा राजते हरिः । अप्राकृतगुणैश्वर्यप्रशान्त्यादिमहोदधिः ॥९॥ नित्याद्भुतानवधिकातिशयैकरूप-स्वीयानुरूपनिरवद्य-शुभाऽत्यचिन्त्य★- । लावण्ययौवनमनोहरतोज्ज्वलत्वमाधुर्यसौरभमुखैश्च गुणैरुपेतः ॥१०॥

स्वाभाविकानवधिकातिशयावबोधगाम्भीर्यधैर्यबलशीलदयास्थिरत्व - । सोहार्दशौर्यचतुरत्वशुचित्व-मुख्यैर्जुष्टोगुणैरगणितैर्हि विमुक्तिकृद्भिः ॥११॥ सौगन्ध्यमार्दवौज्ज्वल्यैस्तेजोमाधुर्यसौष्ठवैः । समाश्रितैरवयवैर्हस्त-पादादिभिर्युतः ॥१२॥

अप्राकृतातुलश्रीमन्महानन्दाद्भुताकृतिः । विचित्रानन्तशक्तीनामीश्वरः पुरुषोत्तमः ॥१३॥ अद्वितीयोऽक्षरपरो मुक्तैरक्षरसंज्ञिकै : । सुदिव्यावयवाकारैर्जुष्टपादसरोरुहः ॥१४॥ नियन्ताकालमायादेरन्तर्याम्यखिलात्मनाम् । शेषाद्यक्षरमुक्ताद्यैर्गीतो ब्रह्मशिरोव्रजैः ॥१५॥ सूत्रश्रुतिस्मृतिव्रातैः प्रपञ्चाच्चिदचिन्मयात् । विलक्षणो गुणैश्वर्यस्वभावाद्यैर्निरूपितः ॥१६॥

મોક્ષ ધર્મમાં ''प्राप्यावध्यं ब्रह्मपुरं राजेव स्यामहं सुखी'' 'અવિનાશી બ્રહ્મપુરને પામીને રાજાની માફક હું સુખી થઈશ' ઈત્યાદિક **ઘણી સ્મૃતિઓ** હે પંડિતો ! અહીં પ્રમાણને માટે નિશ્ચિત છે. (૮)

તે અક્ષરધામમાં જે સત્ય-શૌચાદિ અપ્રાકૃત ગુણો તથા અણિમા-મહિમા આદિ ઐશ્વર્ય વગેરે તથા પ્રશાંતિ (ઉપશમ અથવા શાંતતા) વગેરે (૯) નિત્ય અને આશ્ચર્યકારી અને અનવધિકાતિશય, પરિણામ રહિત, કેવળ પોતાને જ યોગ્ય, દોષ ગંધથી રહિત, દિવ્ય તેમજ અચિન્ત્ય એવા–(જેના મહિમાનો પાર ન પામી શકાય એવા) સ્વરૂપનું સૌંદર્ય, સુકોમળપણું, મનોહરપણું, ઉજ્જ્વળપણું, મધુરપણું, સુગંધીપણું એ આદિક ગુણોવાળા; (૧૦)

સ્વાભાવિક-અનવધિકાતિશય જ્ઞાન, ગંભીરપણું, ધૈર્ય, બળ, શીલ, દયા, સ્થિરપણું, સુહૃદપણું, શૌર્ય, ચાતુર્ય, પવિત્રપણું વગેરે; વીર્ય, ઐશ્વર્ય, તેજ, વાત્સલ્ય, કોમળતા, ઉદારતા, સમતા, પરાક્રમ, સત્યકામ, સત્ય સંકલ્પ, કૃતજ્ઞપણું એ આદિક પોતાના ભક્તોને કલ્યાણ કરનારા એવા અસંખ્ય ગુણોથી સેવાયેલા. (૧૧)

સુગંધીપણું-કોમળપણું-ઉજ્જ્વળપણું તેમજ તેજ-મધુરતા-સુંદરપણું વગેરે ગુણોવાળા હાથ-પગ વગેરે અવયવવાળા. (૧૨)

દિવ્ય-અનુપમેય-અત્યંત આનંદિત-શ્રીયુત અદ્‌ભુત આકૃતિથી શોભતા, વિવિધ પ્રકારની અનંત શક્તિઓના ઈશ્વર, પુરુષોત્તમ. (૧૩)

ગુણ-વિભૂતિ અને ઐશ્વર્યોથી જેમના સમાન કોઈ નથી, અક્ષર થકી પર, અત્યંત દિવ્ય અવયવો યુક્ત મૂર્તિવાળા અક્ષરમુક્તોએ સેવ્યાં છે ચરણકમળ જેમનાં એવા; (૧૪)

કાળ-માયા આદિના નિયંતા, સમગ્ર આત્માઓના અંતર્યામી, શેષજી-અક્ષર મુક્તો વગેરે સહિત ઉપનિષદના સમુદાયોએ સ્તુતિ કરાયેલા. (૧૫)

સૂત્ર-શ્રુતિ અને સ્મૃતિના સમુદાયોએ જડ-ચૈતન્યમય પ્રપંચ થકી પોતાના ગુણ-ઐશ્વર્ય-સ્વભાવ આદિકથી વિલક્ષણ, (માયાકૃત ગુણ તથા આકૃતિથી વિલક્ષણ દિવ્યગુણ અને દિવ્યાકૃતિથી યુક્ત) નિરૂપણ કરેલા છે. (૧૬)

★ ''शुभातिचिन्त्यः' इति ( ब ) पाठः ।

तस्यैव साकृतित्वादौ सूत्रादीन्येव भूरिशः । सन्ति प्रमाणवाक्यानि कतिचित्तत्र कीर्त्तये ॥१७॥ ईक्षतेर्नाशब्दमिति प्रमुख्यानि विपश्चितः । भूरीणि ब्रह्मसूत्राणि ब्रुवन्त्येवाकृतिं हरेः ॥१८॥ श्रुतिस्तदैक्षतेत्यस्ति तथा स ईक्षतेत्यपि । ★सा य एषोऽन्तरादित्ये हिरण्मय इतीतरा ॥१९॥

वर्त्तते तस्य कप्यासं पुण्डरीकमितिश्रुतौ । अक्षिणी चेति तु पदं व्यनक्त्येवाकृतिं हरेः ॥२०॥ श्रुतिश्च विद्यते सर्वे वेदा यत्पदमित्यपि । वक्त्येषा पदशब्देन पदं दिव्यं स्फुटं हरेः ॥२१॥

પરબ્રહ્મ શ્રીહરિના સાકાર સ્વરૂપાદિના ઘણાં જ **સૂત્રો** અને **પ્રમાણ વાક્યો** છે, તેમાંથી કેટલાક હું તમોને કહું છું. (૧૭)

હે વિદ્વાનો ! ''ईक्षतेर्नाशब्दम्'' એ આદિક ઘણાં બ્રહ્મસૂત્રો શ્રીહરિની આકૃતિને જ કહે છે. [વેદાંતદીપમાં આ સૂત્રનો અર્થ આ પ્રમાણે છેઃ ઈક્ષતિ ધાતુનો અર્થ **જોવું.** શબ્દ એ જ પ્રમાણ જેને નથી એવું **અશબ્દ** પદથી કહેલું, અનુમાન પ્રમાણથી પ્રતિપાદન કરેલું જે પ્રધાન તે ''सदेव सोम्येदमिति'' એ શ્રુતિથી જગતનું કારણ બ્રહ્મ તેની સાથે અન્વય પામતો ઈક્ષણરૂપી વ્યાપાર હોવાથી, પ્રધાનરૂપી જડ જે અનુમાનથી પ્રતિપાદન કરેલું છે, તે **જગતનું કારણ** બની શકતું નથી. પરંતુ **સર્વજ્ઞ બ્રહ્મ** જ જગતનું કારણ છે. એમ નિશ્ચય થાય છે.] (૧૮)

છાંદોગ્યના છઠ્ઠા પ્રપાઠકમાં ''तदैक्षत बहुस्यां प्रजायेयेति'' ''तत्तेजोऽसृजतेत्यादि'' તથા द्वितीयारण्यके चतुर्थेऽध्याये ''आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचनमिषत्स ईक्षत लोकान्नुसृजा इति स इमान् लोकान् असृजत'' इत्यादिः । 'તેણે સંકલ્પ કર્યો કે પ્રજારૂપે હું થાઉં.' 'તેણે તેજ ઉત્પન્ન કર્યું' વગેરે. તેમજ બીજા આરણ્યકના ચોથા અધ્યાયમાં, 'સૃષ્ટિના પહેલાં આ દેખાતું જગત એક આત્મા જ હતો, કંઈ પણ બીજું, નહોતું, આત્માએ સંકલ્પ કર્યો કે 'લોકોને સર્જું' એ પ્રકારે આ સૃષ્ટિની ઉત્પત્તિ થઈ.' તેમજ છાંદોગ્યમાં-''य एषोन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते हिरण्यश्मश्रुर्हिरण्यकेश आप्रणखात् सर्व एव सुवर्णः'' 'જે એ આદિત્યની અંદર હિરણ્યમય પુરુષ દેખાય છે. હિરણ્યની માફક સુંદર વર્ણવાળા દાઢી મૂછના કેશ જેમને છે એવા, નખથી આરંભીને સર્વ અવયવો સુંદર વર્ણવાળા જેમને છે' એવી બીજી શ્રુતિ છે. (૧૯)

છાંદોગ્યશ્રુતિમાં જ ''तस्य कप्यासं पुण्डरीकमेवमक्षिणी तस्योदिति नाम स एष सर्वेभ्यः पाप्मभ्य उदित इत्यादि'' આ શ્રુતિનું 'अक्षिणी च' એવું જે પદ છે તે હરિની આકૃતિને જણાવે છે જ. [આ શ્રુતિનો અર્થ પ્રપન્નામૃતમાં કહેલો છે કે, जलं पाति रक्षति इति कपिः ह्रदः तस्मिन्नास उपवेशनं यस्य तत् कप्यासं जलपूर्णह्रदोत्पन्नम् इत्यर्थः'' જળને રક્ષણ કરે તે (કં =જલં પાતિ ઈતિ) કપિ=હ્રદ કહેવાય અને તેમાં રહેવાનું છે જેને તે **કપ્યાસ** કહેવાય છે. જલથી પૂર્ણ હ્રદમાં ઉત્પન્ન થયેલું જે કમળ તેના જેવાં નેત્રોવાળા અને સર્વ પાપોથી જે દૂર છે માટે તેનું નામ 'ઉત્' એ પ્રકારનું છે.] (અમુક નિરાકારવાદી-મતાનુયાયીઓ તેનો અર્થ બીજા પ્રકારે કરે છે તે તો તેમનું આસુરપણું હોવાથી કરે છે એમ જાણવું.) (૨૦)

કઠવલ્લ્યુપનિષદ્‌માં ''सर्ववेदा यत्पदमामनन्ति तपांसि सर्वाणि च यद्वदन्ति, यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीमि'' इति. 'સર્વ વેદો જેના પદ (ચરણ)નું સ્તવન કરે છે,' આ પ્રમાણે કહે છે. આ શ્રુતિમાં ''પદ'' શબ્દથી સ્પષ્ટ રીતે શ્રીહરિના દિવ્ય ચરણને કહે છે. [સમગ્ર શ્રુતિનો અર્થ તો 'સર્વવેદો જેના પદનું પ્રતિપાદન કરે છે, સર્વ તપો પણ જેને (પ્રાપ્યપણે) કહે છે. જે પદને ઈચ્છતા પુરુષો બ્રહ્મચર્યનું આચરણ કરે છે, તેવું પદ (પ્રાપ્ય-શ્રીહરિનું સ્વરૂપ) હું સંક્ષેપથી તમોને કહું છું.] (૨૧)

★ ''सोऽयमेषो'' इति (ब) पाठान्तरम् ।

योऽक्षरे सञ्चरत्येवमाद्याः सन्त्येव भूरिशः । श्रुतयो बोधयन्त्येव साकारत्वं हरेस्तु ताः ॥२२॥ श्रुतिरस्ति साक्षी चेता केवलो निर्गुणस्त्विति । श्रुतिरस्ति क्षरात्मानावीशते देव इत्यपि ॥२३॥ धर्मावहं पापनुदं भगेशमिति च श्रुतिः । पराऽस्य शक्तिर्विविधा श्रुतिरित्यपि वर्त्तते ॥२४॥

पतिं विश्वस्यात्मेश्वरं शाश्वतं शिवमित्यपि । श्रुतिर्विश्वस्य कर्त्तेति विद्यते हि सनातनी ॥२५॥ भीषाऽस्माद्वातः पवते भीषोदेतीति वै श्रुतिः । एतस्य वा अक्षरस्य प्रशासन इति श्रुतिः ॥२६॥ श्रुतिरेको बहूनां यो विदधातीति वर्त्तते । इत्याद्याः श्रुतयः सन्ति प्रमाणायाऽत्र भूरिशः ॥२७॥ मां भजन्ति गुणाः सर्वे निर्गुणं स्मृतिरित्यपि । अन्याऽस्ति

---

સુબાલોપનિષદ્‌માં ''योऽक्षरे संचरति'' ''જે અક્ષરને વિષે ફરે છે'' તથા ''योऽक्षरमन्तरे संचरति'' એ આદિક ઘણી શ્રુતિઓ છે. તે શ્રુતિઓ તો શ્રીહરિનું સાકારપણું જ વર્ણન કરે છે. (૨૨)

શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा, कर्माध्यक्षः सर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्चेति ।'' તથા ''क्षरं प्रधानममृताक्षरं हरः क्षराऽक्षरात्मानावीशते देव एकः । तस्याभिध्यानाद्योजनात् तत्त्वभावाद्भूयश्चान्ते विश्वमायानिवृत्तिः'' ''સર્વ ભૂત પ્રાણીઓમાં એક દેવ ગુપ્તપણે રહેલા છે. તે સર્વવ્યાપી, સર્વભૂતોના અંતરાત્મા, કર્મોના નિયંતા, સર્વભૂતોમાં નિવાસ કરીને રહેલા છે. સાક્ષી, ચૈતન્ય, કેવળ, નિર્ગુણ છે.' તથા 'ક્ષરણ' સ્વભાવવાળું પ્રધાન અને જીવાત્મા જે મરણધર્મેરહિત નિત્ય છે, તે પ્રધાન અને આત્મા બંનેનું એક દેવ નિયમન કરે છે. તેનું ધ્યાન કરવાથી, વારંવાર યથાર્થ પ્રેમપૂર્વક ભજન કરવાથી અંતે જગતની માયાની નિવૃત્તિ થાય છે.' એવી પણ શ્રુતિ છે. (૨૩)

શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''धर्मावहं पापनुदं भगेशम्'' ''ધર્મનું વહન કરનારા, પાપને નાશ કરનારા, ઐશ્વર્યોના સ્વામી'' એવી શ્રુતિ છે. તથા ''परास्य शक्तिर्विविधैव श्रूयते'' ''આમની પરાશક્તિ વિચિત્ર પ્રકારની સંભળાય છે'' એવી પણ શ્રુતિ છે. (૨૪)

સુબાલોપનિષદ્‌માં ''पतिं विश्वस्यात्मेश्वरं शाश्वतं शिवमव्ययम्'' એવી શ્રુતિ છે. તથા મુંડકોપનિષદ્‌માં ''ॐ ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राहेति'' 'દેવોની મધ્યે બ્રહ્મા પ્રથમ થયા. વિશ્વનું રક્ષણ કરનારા અને વિશ્વના કર્તા બ્રહ્માએ પોતાના મોટા પુત્ર અથર્વાને સર્વ વિદ્યાની પ્રતિષ્ઠારૂપ બ્રહ્મવિદ્યા કહી.' એવી સનાતની શ્રુતિ છે. (૨૫)

નૃસિંહતાપનીય મહોપનિષદ્‌માં ''भीषास्माद्वातः पवते भीषोदेति सूर्यः भीषाऽस्मादग्निश्चेन्द्रश्च मृत्युर्धावति पञ्चम इति'' 'એમની બીકથી વાયુ વાય છે, સૂર્યનારાયણ ઉદય થાય છે, અગ્નિ બાળે છે, ઈન્દ્ર વર્ષે છે પાંચમો મૃત્યુ (કાળ) પણ દોડે છે. (પોતપોતાની નિયમિત ક્રિયાઓ કરે છે.)' એવી શ્રુતિ છે. તથા બૃહદારણ્યકોપનિષદ્‌માં ''एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः'' 'એ અક્ષરના પ્રશાસનમાં હે ગાર્ગિ ! સૂર્ય અને ચંદ્રમા વિધરણ કરેલા (ધારેલા) સતા પોતપોતાના સ્થાને રહ્યા છે.' એવી શ્રુતિ છે. (૨૬)

શ્વેતાશ્વતરોપનિષદ્‌માં ''नित्यो नित्यानाम् चेतनश्चेतनानामेको बहूनां यो विदधाति कामानिति'' નિત્ય ચેતનોમાં એક નિત્ય ચેતન,'' આ પ્રમાણે કહ્યું છે. એ રીતે આ અર્થમાં પ્રમાણ માટે ઘણી શ્રુતિઓ છે. (૨૭)

શ્રીમદ્‌ભાગવતના એકાદશસ્કંધમાં ''मां भजन्ति गुणाः सर्वे निर्गुणं निरपेक्षकम् । सुहृदं प्रियमात्मानं साम्यासङ्गादयो गुणाः'' માયાના ગુણોએ રહિત, સર્વનો સુહૃદ-પ્રિય અને આત્મ સ્વરૂપ એવો જે હું, તે મને

त्वमकरणः स्वराडित्येव च स्मृतिः ॥२८॥ यत्तद्ब्रह्म परं सूक्ष्ममशून्यं शून्यकल्पितम् । इत्याद्याः स्मृतयः सन्ति प्रमाणायाऽत्र भूरिशः ॥२९॥

स्वतन्त्रस्याखिलपतेर्यदा तस्य परात्मनः । ब्रह्माण्डसंजिहीर्षाऽऽसीत्तदैव प्रलयोऽभवत् ॥३०॥ तत्रासीच्चिदचिद्रूपमतिसूक्ष्मदशं जगत् । कारणावस्थया युक्तं परब्रह्मशरीरकम् ॥३१॥ नानाविधाभिधारूपप्रविभागापवर्ज्जितम् । अन्तर्यामिस्वरूपं वै तद्विशिष्टमभूद्बृहत् ॥३२॥ शरीरिणश्चिदचितां ब्रह्मणोऽशेषसाक्षिणः । कथ्यते कारणाऽवस्था चिदचिद्वृन्दयोगतः ॥३३॥ परब्रह्मण ईशस्य ब्रह्माण्डानां परात्मनः । यदा हरेः सिसृक्षाऽऽसीत्सृष्टिरेव तदाऽभवत् ॥३४॥ अतिस्थूलदशापन्नं चिदचिद्वृन्दकं तदा । नामरूपविभागार्हं कार्यावस्थं किलाऽभवत् ॥३५॥

---

સમતા અને અસંગાદિ ગુણો ભજે છે. (અહીં શ્રીધરસ્વામીએ ગુણાઃ એટલે નિત્યગુણો એવો અર્થ કરેલો છે.) તેમજ શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધમાં વેદસ્તુતિમાં ''त्वमकरणः स्वराडखिलकारकशक्तिधरः'' 'તમો માયાજનિત ઈન્દ્રિઓ-અંતઃકરણરૂપ કરણોથી રહિત, સ્વયં શોભતા, સમગ્ર ક્રિયાઓ જેનાથી થાય છે, એવી શક્તિઓને ધારણ કરનારા છો.' એમ કહ્યું છે.' (૨૮)

શ્રીમદ્ ભાગવતના નવમા સ્કંધમાં કહ્યું છે જે- यत्तद्ब्रह्मपरं सूक्ष्ममशून्यं शून्यकल्पितम् । 'તે પરંબ્રહ્મ જે તે સૂક્ષ્મ છે, શૂન્યરહિત અને શૂન્યની માફક છે.' ઈત્યાદિ, અત્રે પ્રમાણને માટે **ઘણી સ્મૃતિઓ** છે. [અહીં ''तस्यैव''એ સત્તરમાં શ્લોકથી આરંભીને આ ઓગણત્રીસમા ''यत्तद्ब्रह्मेति''શ્લોક પર્યન્ત બાર શ્લોકોથી બતાવેલા સૂત્ર, શ્રુતિ, સ્મૃતિઓથી બ્રહ્મશબ્દ વાચ્ય(ભગવાન)નું સમીક્ષણ-ક્રિયાપણું, શ્મશ્રુ-કેશ વગેરેથી યુક્ત તથા કમળના સરખા નેત્રપણું, પદ (ચરણ) યુક્તપણું, સંચરણ (ચાલવાની) ક્રિયાપણું, સાક્ષીપણું, ચિત્તયુક્તપણું, અક્ષરાદિના આત્મા-ધર્મના વાહક-વિવિધ શક્તિશાળી-વિશ્વના આત્માઓના સ્વામી-વિશ્વકર્તાપણું, તેમજ વાયુ-અક્ષર-સૂર્ય-અગ્નિ-કાળ વગેરેના નિયામક એ પ્રકારે ઘણાનું નિયમન પૂર્વક તેમના સર્વ મનોરથોનું વિધાન (પૂર્ણ કરવા)પણું, પ્રકૃતિજન્ય ગુણોથી રહિતપણું, દિવ્ય ગુણોથી યુક્તપણું, માયિક ઈન્દ્રિયો રૂપી કરણોથી રહિત હોવા છતાં, સમગ્ર ક્રિયા કરવાની શક્તિના ધારકપણું, અશૂન્યપણું તેમજ શૂન્યની માફક નિર્લેપપણું, ઈત્યાદિથી શ્રીહરિના **સનાતન આકાર**નું પ્રતિપાદન કરેલું છે.] (૨૯)

સ્વતંત્ર-સર્વના પતિ પરમાત્માને જ્યારે બ્રહ્માંડ નાશ કરવાની ઈચ્છા થઈ, ત્યારે પ્રલય થયો. (૩૦)

તે પ્રલયમાં જડચૈતન્યરૂપ, અત્યંત સૂક્ષ્મ અવસ્થાવાળું, કારણ અવસ્થા યુક્ત, પરબ્રહ્મના શરીરભાવથી રહેલું (પરબ્રહ્મ જેના ધારક, શાસક, નિયામક અને અનન્ય આધાર છે તેવું) જગત હતું. (૩૧)

આ પ્રકારે જ્યારે વિવિધ પ્રકારનાં નામ અને રૂપ વગેરે વિભાગથી રહિત જગત હતું ત્યારે અંતર્યામી સ્વરૂપ સ્વયં તો તેનાથી વિશિષ્ટ જ હતું. (૩૨)

જડ ચેતનોના શરીરી, સમગ્રના સાક્ષી-બ્રહ્મની, ચિદ્ અચિદ્ સમુદાયના યોગથી આ **કારણાવસ્થા** કહેવાય છે. (૩૩)

પરબ્રહ્મ, પરમાત્મા, ઈશ્વર શ્રીહરિને જ્યારે બ્રહ્માંડોને સૃજવાની ઈચ્છા હતી, ત્યારે સૃષ્ટિ થઈ. (૩૪)

તે સમયે ચિદ્ અચિદ્ સમુદાયવાળું, અતિ સ્થૂળદશાને પામેલું, નામરૂપ વિભાગને યોગ્ય, તેથી જ કાર્યાવસ્થા વાળું જગત થયું. (૩૫)

तच्छरीरिपरब्रह्म साक्षिरूपं तदाऽभवत् । तद्विशिष्टं हि तस्मात्तत्कार्यावस्थं निरूप्यते ॥३६॥ नन्वन्तर्यामिशक्तिर्वै चिदचित्स्वस्त्यवस्थिता । स्वयं स्थितं न च बृहत्त्विति चेत्प्रोच्यते मया ॥३७॥ अभेदोऽस्ति यतो नूनं शक्तिशक्तिमतोर्बुधाः । ततोऽन्तर्यामिरूपस्य ब्रह्मणश्चैक्यमीयताम् ॥३८॥

एवं हि कारणावस्थां प्राप्तेषु प्रलये बुधाः । चिदचित्सु स्थितं चान्तर्यामिरूपं तु यद्बृहत् ॥३९॥ कार्यावस्थामथाप्तेषु सर्गादौ चिदचित्सु यत् । अवस्थितं सदैवान्तर्यामिरूपं परं बृहत् ॥४०॥ तयोरेवं हि चिदचित्कदम्बेषु विशिष्टयोः । एकत्वं वर्त्तते चान्तर्यामिणो र्ब्रह्मरूपयोः ॥४१॥ तयोर्विशिष्टयोरेवं चिदचित्स्वविकारयोः । अद्वैतत्वात्परंब्रह्म विशिष्टाद्वैतमुच्यते ॥४२॥ एतावता ह्यवस्थायामुभयत्राप्यचिच्चिताम् । ब्रह्मणश्चास्ति सद्भावो नित्यदैवं विबुध्यताम् ॥४३॥ तस्मात्तेषामनादित्वं नित्यत्वं चाचितां चिताम् । परब्रह्मनियाम्यत्वं सर्वथाऽस्तीति गम्यताम् ॥४४॥ नन्वेवं चिदचिद्योगे ब्रह्मणःसति सर्वदा । तत्स्वभावादिसाङ्कर्यं स्यादेवं चेन्मयोच्यते ॥४५॥

---

તે સમયે સ્થૂળ ચિદ્ અચિદ્ શરીરવાળા, સાક્ષીરૂપ પરબ્રહ્મ, નામરૂપ વિભાગને યોગ્ય સ્થૂળ ચિત્ અને અચિત્ શરીરવાળા થયા. તેથી તેવા પ્રકારનું બ્રહ્મ કાર્યાવસ્થાવાળું કહેવાય છે. (૩૬)

**શંકા**-ચિત્ અને અચિત્‌ને વિષે તો **અંતર્યામી** નામની શક્તિ-શબ્દથી કહેવાતું બ્રહ્મનું ઐશ્વર્ય જ રહેલું છે. બૃહદ્=બ્રહ્મવાચ્ય ભગવાન તો **સ્વયં** નથી રહેલા. બૃહદારણ્યકમાં અંતર્યામી બ્રાહ્મણમાં, બ્રહ્મની શક્તિભૂત અંતર્યામી જ, પૃથ્વીથી લઈને આત્મા અને અક્ષર પર્યંત રહેલા છે એવું સાંભળ્યું હોવાથી, બૃહદ્ શબ્દ વાચ્ય ભગવાન તેમાં રહેલ છે એમ તમો કેમ કહી શકો ? એમ જો કહેતા હો તો ત્યાં હું કહું છુંઃ (૩૭)

હે પંડિતો ! શક્તિ અને શક્તિમાનનો અભેદ છે. તેથી અંતર્યામીરૂપ શક્તિથી બ્રહ્મનું ઐક્ય જાણો. (પદાર્થ વિવેકમાં તેમનું **ઐક્ય** કહેલું છે.વસ્તુ વિચારમાં બ્રહ્મ સ્વરૂપથી સર્વવ્યાપક અને સર્વના નિયંતા હોવાથી, શંકાનો પ્રસંગ જ નથી. શ્રી ભાષ્યમાં બ્રહ્મની સ્વરૂપથી જ **સર્વત્ર વ્યાપ્તિ** બતાવેલ છે.) (૩૮)

હે પંડિતો - આ પ્રકારથી જ પ્રલયમાં કારણાવસ્થાને પામેલા ચિત્ અચિત્‌માં અંતર્યામીરૂપ જે બ્રહ્મ તે રહેલું છે. (૩૯) પછી સૃષ્ટિ આદિ કાર્યાવસ્થાને પામેલા ચિદ્અચિત્‌માં હંમેશાં અંતર્યામીરૂપે એજ **પરમ બ્રહ્મ** રહેલા છે. (૪૦)

આ પ્રકારે ચિદ્અચિત્ સમુદાયમાં **વિશિષ્ટ** બ્રહ્મરૂપ **અંતર્યામી**નું એકપણું વર્તે છે. (કારણાવસ્થા અને કાર્યાવસ્થાવાળા ચિદ્ અને અચિત્‌ના અંતર્યામી રૂપ જે બ્રહ્મ તે એક જ છે.) (૪૧) આ પ્રકારે ચૈતન્યોમાં તેમજ જડમાં રહેલા, તેથીજ વિશિષ્ટ છતાં પણ નિર્વિકારી, કારણાવસ્થ અને કાર્યાવસ્થ બન્ને બ્રહ્મોનું એકપણું હોવાથી; પરંબ્રહ્મ **વિશિષ્ટાદ્વૈત** કહેવાય છે. (૪૨)

કહેલી રીત પ્રમાણે કાર્ય-કારણરૂપ બન્ને અવસ્થામાં અચિત્-ચિત્ અને બ્રહ્મનું સદાય **વિદ્યમાનપણું** છે જ એમ જાણો. (૪૩)

તેથી જડ અને ચૈતન્યોનું અનાદિપણું, નિત્યપણું, અને પરબ્રહ્મથી નિયામ્યપણું, સર્વ પ્રકારે છે, એમ જાણો. (૪૪)

**શંકા**-એ પ્રકારે બ્રહ્મને હંમેશાં ચૈતન્ય અને જડનો સંબંધ હોવાથી બ્રહ્મમાં ચિદ્ અને અચિદ્‌ના સ્વભાવાદિનું પરસ્પર (એકબીજામાં) **સંકરપણું** (મિશ્રણ) થાય, એમ જો તમો કહેતા હો તો (ત્યાં) હું કહું છું : (૪૫)

यथा शुभ्राऽसितोद्रक्ततन्तुसङ्घातभावतः । निर्मितस्य विचित्रस्य भ्राजमानस्य वाससः ॥४६॥ शौक्ल्यादिगुणसम्बन्धस्तत्तत्तन्तुप्रदेशके । दृश्यते न च तन्तूनां वर्णसङ्करता क्वचित् ॥४७॥

तथा सत्यपि संसर्गे चिदचिद्ब्रह्मणां सदा । तत्स्वभावस्वरूपादिसाङ्कर्यं स्यान्न कर्हिचित् ॥४८॥ नन्वेवं वै चिदचितां ब्रह्मणश्चाविकारिणः । स्वभावादेव साङ्कर्यं सिद्धमेवाऽस्तु सर्वथा ॥४९॥ तथाप्यत्रेक्ष्यते यद्वन्महापापविधायिनाम् । दुर्जनानां प्रसङ्गेन पातकित्वं शरीरिणाम् ॥५०॥ यथाचोषरसंसर्गात्काष्ठे क्षारत्वमीक्ष्यते । तथा शरीरभूताऽचिच्चेतनानां प्रसङ्गतः ॥५१॥ ब्रह्मणःपरिणामित्वक्लेशभोक्तृत्वमुख्यकाः । दोषाः सर्वे प्रसज्येरन्निति चेत्प्रोच्यते मया ॥५२॥ यथा सत्यपि जीवस्य देहयोगे निरन्तरम् । धर्माः शैशवतारुण्यस्थविरत्वादयोऽखिलाः ॥५३॥ देह एवावतिष्ठन्ते जीवे तिष्ठन्ति न क्वचित् । सुखरूपे सदा तस्मिन् धर्मास्तिष्ठन्ति चेतरे ॥५४॥ सुखदुःखादिभोक्तृत्वं परिणामादिहीनता । नित्यत्वाऽच्छेद्यतामुख्या धर्मा जीवे सदाऽऽसते ॥५५॥ तथाऽवस्थाद्वयस्थानां समग्राणामचिच्चिताम् । संसर्गे तस्य बृहतो विद्यमानेऽपि साक्षिणः ॥५६॥

---

જેમ ધોળા, કાળા, અને લાલ એવા તારના સમુદાયની સત્તાથી નિર્માણ કરાયેલા (વણાયેલા) અને એથી જ વિવિધ પ્રકારથી શોભતા વસ્ત્રમાં; (૪૬)

સફેદાઈ વગેરે તો ફક્ત જ્યાં સફેદાદિ તાર હોય ત્યાંજ - તેતે તંતુ પ્રદેશમાં (શ્વેતાદિ તંતુઓના પ્રદેશ વિશેષમાં) જ દેખાય; પરંતુ ક્યારેય તંતુઓની વર્ણ સંકરતા (સફેદ તારનો સફેદ રંગ, રાતા તારનો રાતો રંગ અને કાળા તારનો કાળો રંગ એક બીજા સાથે ભળી જઈ, વર્ણ સાંકર્ય) દેખાતી નથી. (૪૭)

તેની માફક જ ચિત્ અચિત્ બ્રહ્મનો હંમેશાં સંબંધ હોવા છતાં પણ તેમના સ્વભાવ-સ્વરૂપાદિનું સાંકર્ય ક્યારેય થતું નથી. (૪૮)

**શંકા-**કહેલી રીત પ્રમાણે ચિત્-અચિત્ અને અવિકારી બ્રહ્મના, પોત પોતાના, ભાવનું અસંકરપણું સર્વ પ્રકારે સિદ્ધ થાય જ. (૪૯) તો પણ આ લોકમાં મહાપાપ કરનારા દુર્જનોના પ્રસંગથી શરીર ધારીઓને પાતકીપણું જેવી રીતે જોવાય છે, જેવી રીતે ઉષર (ક્ષાર) ના સંયોગથી કાષ્ઠમાં ક્ષારપણું જોવાય છે, તેવી રીતે શરીરભૂત અચેતન અને ચેતનોના પ્રસંગથી બ્રહ્મનું પરિણામિપણું કલેશ ભોક્તાપણું, એ આદિક સર્વે દોષો બ્રહ્મમાં પ્રાપ્ત થશે. એમ જો તમે કહેતા હોતો ત્યાં અમો કહીએ છીએ. (૫૦-૫૧-૫૨)

જેમ જીવને નિરંતર દેહનો યોગ છે છતાં પણ બાળપણું, યૌવનપણું, વૃદ્ધપણું એ આદિક જે સમગ્ર દેહના ધર્મ, દેહમાં જ રહે છે, ક્યારેય જીવમાં રહેતા નથી. એમ સદા સુખરૂપ જીવમાં બીજા ધર્મો રહે છે. (૫૩-૫૪)

સુખ-દુઃખાદિનું ભોક્તાપણું, પરિણામાદિથી રહિતપણું, નિત્યપણું, અચ્છેદ્યપણું, વગેરે ધર્મો જીવમાં હંમેશ રહે છે. (૫૫)

તેવી રીતે સાક્ષી બ્રહ્મ સમગ્ર અચિત્ ચિત્‌ને વિષે સ્થૂળ-સૂક્ષ્મ (કાર્ય-કારણ) એ બંને અવસ્થામાં રહેલા હોવા છતાં અને બંનેનો સંબંધ હોવા છતાં પણ (૫૬)

अचित्सु परिणामित्वप्रमुख्या येऽचितां हि ते । धर्माश्चित्सु सुखक्लेशभोक्तृत्वाद्यास्तथाऽऽसते ॥५७॥ निरस्तदोषगन्धत्वं सत्यसङ्कल्पता तथा । अनन्ताऽप्राकृताऽऽनंदज्ञानत्वाद्या महाद्भुताः ॥५८॥ धर्मा ब्रह्मणि तिष्ठन्ति शरीरिण्यचितां चिताम् । चिदचित्सङ्गतादोषा न स्पृशन्ति हि तत् क्वचित् ॥५९॥ चिदचिद्ब्रह्मणामित्थं धर्माऽसाङ्कर्यमीरितम् । अथावस्थाद्वये तेषां विशेषः प्रोच्यते मया ॥६०॥ तत्राचेतनवर्गस्य विकारोवस्थयोर्द्वये । स्वीयरूपाऽन्यथाभावलक्षणो ननु विद्यते ॥६१॥ तथैव ज्ञानसङ्कोचविकाशत्वैकलक्षणः । चिद्वर्गस्याऽन्यथाभावो विकारोस्ति श्रुतोदितः ॥६२॥ स्थूलसूक्ष्मोभयाऽवस्थास्थितानां चाचितां चिताम् । परब्रह्मशरीराणां तदधीनत्वमीयुषाम् ॥६३॥ नानाकर्मफलानां वै धारणाय पृथक् पृथक् । तत्तत्कर्म-फलान्येव तेभ्यः प्रापयितुं तथा ॥६४॥ द्वेधावस्थास्थचिदचिद्विशिष्टत्वैकलक्षणः । विकारो विद्यते तस्य ब्रह्मणो नाऽन्यथा क्वचित् ॥६५॥ बह्व्यो यतो वा इमानि भूतानीत्येवमादयः । श्रुतयश्चिदचिद्रूपप्रपञ्चोत्पत्तिबोधिकाः ॥६६॥ चितां ता ज्ञानविस्तारसङ्कोचप्राप्तिपूर्वकम् । बोधयन्ति स्फुटं नानादेहयोगवियोगताम् ॥६७॥

---

જે અચિતોના પરિણામપણું (વિકારીપણું)આદિ ધર્મો છે. તે અચિતોને વિષે જ રહે છે. તેવી રીતે સુખ તથા કલેશ ભોક્તાપણું, વગેરે ધર્મો ચૈતન્યોમાં જ રહે છે. (૫૭)

દોષના લવલેશથી રહિત, તેમજ સત્ય સંકલ્પપણું, અનંત-દિવ્ય આનંદ જ્ઞાન વગેરે (મુખ્ય) જેમને છે, એવા મહા અદ્‌ભુત ધર્મો તે જડ અને ચેતનોના શરીરી બ્રહ્મમાં જ રહે છે, બીજાઓમાં તો તે ધર્મો બ્રહ્મની ઉપાસનાથી જ આવિર્ભાવ પામે છે. ચિત્ અચિત્‌માં રહેલા દોષો ક્યારેય પણ તે બ્રહ્મને સ્પર્શતા નથી. (૫૮-૫૯)

હે પંડિતો ! આ  પ્રકારે ચિત્ અચિત્ અને બ્રહ્મના ધર્મનું અસંકરપણું કહ્યું. હવે કાર્યકારણરૂપ બન્ને અવસ્થામાં તેમનું જે **વિશેષપણું** છે તે હું કહું છું. (૬૦)

ચિત્ અચિત્ અને બ્રહ્મ એ ત્રણની મધ્યે જે અચેતન વર્ગ છે તેને પોતાની કારણ અને કાર્યાવસ્થા એ બન્નેમાં, પોતાના સ્વરૂપનો જે અન્યથાભાવ (બીજા પ્રકારે હોવું) તે રૂપ વિકાર છે. (૬૧)

તેવી જ રીતે ચિદ્‌વર્ગમાં પણ શાસ્ત્રમાં કહેલો જ્ઞાનનો સંકોચ-વિકાસપણારૂપ જે અન્યથાભાવ (ફેરફાર થવો) તે વિકાર છે, (૬૨)

સ્થૂળ-સૂક્ષ્મરૂપ બન્ને અવસ્થામાં રહેલાં, પરબ્રહ્મનાં શરીરો જે ચિત્, અચિત્ તેમનું સદાય બ્રહ્મની આધીનતાને પામેલાપણું છે; તેમનાં (૬૩)

નાના પ્રકારનાં કર્મોનાં ફળોને જુદાં જુદાં ધારણ કરવા માટે, તેમજ તેમને તેમનાં કર્મોનાં ફળોને જુદાં જુદાં પમાડવા માટે, (૬૪)

બન્ને પ્રકારની અવસ્થામાં રહેલા ચિત્ અને અચિત્‌ની સાથે વિશિષ્ટપણું એજ એક સ્વરૂપ (લક્ષણ) જેને છે, એવો વિકાર બ્રહ્મને જણાય છે. ક્યારેય તેનાથી અન્ય વિકાર નથી જ જણાતો. (૬૫)

જડ અને ચેતનરૂપ આ જગતની ઉત્પત્તિને જણાવનારી, તેવા પ્રકારની ''यतो वा इमानि भूतानि'' (અર્થાત્ જેનાથી આ ભૂત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે.) એવી ઘણી શ્રુતિઓ છે, (૬૬)

તે શ્રુતિઓ ચૈતન્યોને, જ્ઞાનના વિસ્તાર અને સંકોચ રૂપી વિકાર પ્રાપ્ત થવા પૂર્વક, નાના પ્રકારના દેહનો યોગ અને વિયોગપણાનો સ્પષ્ટ ઉપદેશ કરે છે. (૬૭)

तथाऽचितां समग्राणां ता एवोद्भवबोधिकाः । स्वीयरूपाऽन्यथाभावं ज्ञापयन्ति किलाञ्जसा ॥६८॥

चिद्वर्गस्य प्रकुर्वत्यो ह्युत्पत्तिप्रतिषेधनम् । न जायते म्रियते वेत्यादयः श्रुतयोऽखिलाः ॥६९॥ चेतनानां स्वरूपाणामन्यथाभावहीनताम् । ज्ञानोद्विकाशसङ्कोचप्राप्तानामपि वै चिताम् ॥७०॥ अनादित्वमनाशित्वं नित्यत्वं श्रुतयश्च ताः । विबोधयन्त्यजत्वाद्यं वास्तवं निश्चितं स्फुटम् ॥७१॥ या वै य आत्मनि तिष्ठन्नित्याद्याः श्रुतयोऽखिलाः । स वा एष महानज आत्मेत्याद्यास्तथेतराः ॥७२॥ श्रुतयश्चेतरा नित्यो नित्यानामेवमादयः । भूरिशस्ता हि सकलाश्चिदचिद्भ्यस्तु सर्वथा ॥७३॥ ब्रह्मणो यत्स्वरूपादेर्वैलक्षण्यं वदन्ति तत् । अथैतासामभिप्रायः सङ्क्षेपेण मयोच्यते ॥७४॥ भोग्यभूतोऽस्त्यचिद्वर्गो भोक्तृभूतश्च चिद्गणः । परमात्मा तु सर्वज्ञस्तन्नियन्ता निरञ्जनः ॥७५॥ तेषामेव समग्राणां श्रुतयो बोधयन्ति ताः । यत्स्वभावस्वरूपादिवैलक्षण्यं हि वास्तवम् ॥७६॥ उद्भवाद्यमचिद्वर्गप्राप्तं चित्सु निषिद्ध्य ताः । नित्यत्वाद्यं चितां स्पष्टं बोधयन्ति यथातथम् ॥७७॥ अचिद्गतं यदुत्पत्तिप्रमुख्यं तास्तु सर्वशः । भावं त्रिविधतापाद्याश्रयत्वं चिद्गतं तथा ॥७८॥ प्रतिषेधति तत्सर्वं नानाशक्त्याद्यधीश्वरे । परे ब्रह्मणि सर्वज्ञे गुणैश्वर्यादिवारिधौ ॥७९॥

---

તેવી રીતે શ્રુતિઓ સમગ્ર અચિત્ પદાર્થોની ઉત્પત્તિ સમજાવતી, તત્ત્વથી તેમના (અચિત્‌ના) સ્વરૂપનો બીજા પ્રકારે થવા રૂપ ભાવ જણાવે છે. (૬૮)

ચિદ્‌વર્ગની ઉત્પત્તિનો નિષેધ કરતી ''न जायते म्रियते वा'' ઈત્યાદિ **સમગ્ર શ્રુતિઓ,** ''આ જીવાત્મા ઉત્પન્ન થતો નથી. તેમ મરતો પણ નથી.'' આ પ્રકારે ચિદ્વર્ગ સંબંધી સ્વરૂપોનું 'વિકાર રહિતપણું' જણાવે છે. અને એ રીતે ચૈતન્યોનું નિર્વિકારપણું જણાવતી શ્રુતિઓ જ્ઞાનરૂપી ગુણનો સંકોચ અને વિકાસ અવસ્થાવાળા ચૈતન્યોનું પણ, (૬૯-૭૦)

અનાદિપણું, અવિનાશીપણું, નિત્યપણું, અજત્વાદિક સ્વરૂપલક્ષણ પારમાર્થિક તથા નિશ્ચિત જેમ હોય તેમ સ્પષ્ટ જણાવે છે. (૭૧)

જે ''य आत्मनि तिष्ठन्'' 'જે આત્મામાં રહેતા થકા' એ આદિ સમગ્ર શ્રુતિઓ છે. તેવી રીતે ''स वा एष महानज आत्मा'' 'તે એ મહાન, ઉત્પન્ન નહીં થનારો આત્મા' તથા ''नित्यो नित्यानां'' એ આદિક બીજી અનેક શ્રુતિઓ ચિત્ અને અચિત્ થી તો સર્વ પ્રકારે બ્રહ્મના સ્વરૂપાદિનું જે **વિલક્ષણપણું** છે તે કહે છે. એ શ્રુતિઓનો **અભિપ્રાય** હું હવે સંક્ષેપથી કહું છું. (૭૨-૭૩-૭૪)

અચિદ્વર્ગ ભોગ્યભૂત છે. ચિદ્‌ગણ ભોક્તા સ્વરૂપ છે. સર્વજ્ઞ, નિરંજન, પરમાત્મા તો ચિદ્ અને અચિદ્‌ના નિયંતા છે. (૭૫)

તે સમગ્ર શ્રુતિઓ, ચિદ્ અચિદ્ તથા બ્રહ્મના જે સ્વભાવ-સ્વરૂપાદિનું વિલક્ષણપણું છે તે વાસ્તવિક જ છે. એમ **ઉપદેશ** કરે છે. (૭૬)

શ્રુતિઓ, અચિદ્વર્ગમાં રહેલું ઉત્પત્ત્યાદિક, ચૈતન્યોમાં નથી ઘટાવતી. પરંતુ ચૈતન્યોનું નિત્યપણું, શાશ્વતપણું, પુરાણપણું, આદિક યથાર્થપણે **સ્પષ્ટ** કહે છે. (૭૭)

સર્વે શ્રુતિઓ તો અચિદ્‌માં રહેલું જે ઉત્પત્ત્યાદિક કાર્ય તેમજ ચિદ્‌માં રહેલું સાંસારિક જે ત્રિવિધ તાપો વગેરેનું આશ્રયપણું. (૭૮)

તેનો, સર્વ વિવિધ શક્તિ આદિના અધીશ્વર, સર્વજ્ઞ, ગુણૈશ્વર્યાદિના સમુદ્રરૂપ પરબ્રહ્મમાં **નિષેધ** કરે છે. (૭૯)

**तास्तस्यैवानवद्यत्वं सत्यसङ्कल्पतां तथा । बोधयन्त्येव नित्यत्वं सर्ववेदितृत्वादिकम् ॥८०॥ अचितां च चितां तेषां परब्रह्मशरीरताम् । तस्यैव तच्छरीरित्वं ताभिर्वै प्रतिपाद्यते ॥८१॥ सर्वशास्त्रोपनिषदां सिद्धान्तोऽयं मयोदितः । इत्युक्तं मे मतं प्राज्ञा विशिष्टाद्वैतमुत्तमम् ॥८२॥ अस्ति शास्त्रोदितमिदं मतं सन्मतमण्डनम् । यन्निर्विशेषवस्त्वैक्यं मतं वो नोचितं हि तत् ॥८३॥ मतात्केवलभेदाख्याद्भेदाऽभेदाभिधात्तथा । भवत्येतन्मतं श्रेष्ठं श्रेष्ठार्यप्रतिपादितम् ॥८४॥**

श्रीशुकानन्द उवाच - **इति हरिवचनं सुधावरिष्ठं शुभनिगमागमहार्दमिश्रमर्थ्यम् । नृपतिवर निशम्य पण्डितास्ते विगतमदा बहुविस्मयं समीयुः ॥८५॥ अथ विनयभृतो बुभुत्समाना नृप ननु योजितपाणयो बुधास्ते । हरिमखिलसदस्यवीक्षमाणं जगदुरिदं जनगीतपुण्यकीर्त्तिम् ॥८६॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतविशिष्टाद्वैतमतप्रतिपादननामैकत्रिंशोऽध्यायः ॥३१॥

---

શ્રુતિઓ પરબ્રહ્મનું નિર્દોષપણું, તેમજ સત્યસંકલ્પપણું, નિત્યપણું, સર્વજ્ઞપણું, વગેરેનો **ઉપદેશ** કરે છે. (૮૦)

શ્રુતિઓ ચિદ્ તેમજ અચિત્ એ પરબ્રહ્મના શરીર છે, એમ કહે છે અને પરબ્રહ્મ ચિદ્ અચિદ્‌ના શરીરી છે. એમ પ્રતિપાદન કરે છે. (૮૧)

હે પ્રાજ્ઞો ! મેં આ સર્વ શાસ્ત્રોનો તેમજ ઉપનિષદોનો સિદ્ધાંત કહ્યો છે, આ પ્રકારે મારો ઉત્તમ **વિશિષ્ટાદ્વૈત મત** કહ્યો. (૮૨)

સમગ્રશાસ્ત્ર પ્રતિપાદિત આ વિશિષ્ટાદ્વૈત મત, સન્મતોના ભૂષણરૂપ છે, નિર્વિશેષ વસ્તુનું ઐક્ય, તે રૂપ તમારો મત, એ અનેક બાધવાળો છે તેથી યોગ્ય નથી. (૮૩)

કેવળ ભેદ નામના તેમજ ભેદાભેદ નામના મતથી; સર્વાચાર્યોમાં શ્રેષ્ઠ રામાનુજાચાર્યે કરેલો **સિદ્ધાંત** જે આ વિશિષ્ટાદ્વૈત નામનો મત તે શ્રેષ્ઠ છે. (૮૪)

હે નૃપતિ શ્રેષ્ઠ ! અમૃતથી પણ અતિશ્રેષ્ઠ, વેદશાસ્ત્રોના અભિપ્રાયથી સંયુક્ત, સત્યાર્થવાળું, એ પ્રકારનું શ્રીહરિનું વચન સાંભળીને, તે પંડિતોનો ગર્વ નષ્ટ થયો અને અત્યંત **વિસ્મય** પામ્યા. (૮૫)

પછી હે રાજન્ ! વિનયવાળા, હવે પછી આગળ જાણવાની ઈચ્છાવાળા તે **વિદ્વાનો,** સમગ્ર સભાસદો જેના દર્શન કરે છે, જેમની પુણ્યકીર્તિનું લોકોએ સદા ગાન કર્યું છે, એવા શ્રીહરિને હાથ જોડીને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૮૬)

❁ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત વિશિષ્ટાદ્વૈતમત પ્રતિપાદન' નામે એકત્રીશમો અધ્યાય સંપૂર્ણ. (૩૧)



---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '❁' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૩૫, ૪૧, ૪૮, ૫૨, ૫૭ વગેરે)

## ॥ अथ द्वात्रिंशोऽध्यायः ॥

**( प्राह केवलभेदाख्यं भेदाभेदाभिधं तथा । द्वात्रिंशे पण्डितान् धार्मिर्मतं तैः पुनरर्थितः ॥ )**

विद्वांस ऊचुः - **यथा त्वयैव निर्बाधं विद्वन् ब्रह्मनिरूपणम् । कृतं श्रुतिस्मृतिन्यायैर्नैव कैश्चित्तथैतरैः ॥१॥ श्रुतयोऽभेदविषयास्तथा भेदावबोधिकाः । यास्तासामेव निर्बाधो राद्धान्तः कीर्त्तितस्त्वया ॥२॥ वेदसच्छास्त्रविषयास्त्वयाऽस्माकं हि संशयाः । हृदयस्था यथा छिन्ना नैवाऽऽचार्यैस्तथेतरैः ॥३॥ त्वया न्यायश्रुतिस्मृतिप्रमाणानि गरीयसा । वृष्टानि प्रावृषि यथा भूरिनीराणि वार्मुचा ॥४॥ विशिष्टाद्वैतसञ्ज्ञं ते मतं सन्मतभूषणम् । त्वया श्रुतिस्मृतिन्यायैर्यथार्थं प्रतिपादितम् ॥५॥ तदस्माभिर्ननु ज्ञातं वर्णिन् सर्वमतोत्तमम् । यन्निर्विशेषवस्त्वैक्यं तथाऽस्माकं मतं हि तत् ॥६॥ किञ्च केवलभेदाख्यं भेदाऽभेदाभिधं तथा । एतन्मतद्वयं धीमन् बुद्धं नाऽस्माभिरञ्जसा ॥७॥**

**इदं मतद्वयं तस्माद्वेदशास्त्रैकहार्दवित् । तत्र वक्तुं च बाधांस्त्वं दयया नोऽञ्जसाऽर्हसि ॥८॥**

श्रीशुकानन्द उवाच - **स इत्थं तद्वचः श्रुत्वा भूपते धर्मनन्दनः । तानित्यूचे स्वमहसा ध्वस्तविद्याऽखिलस्मयान् ॥९॥**

---

## અધ્યાય : ૩૨

## શ્રીહરિએ ફરીથી પંડિતોએ પૂછવાથી કેવળ ભેદ (અદ્વૈત) મતમાં તથા ભેદાભેદ મતમાં દૂષણ બતાવી વિશિષ્ટાદ્વૈતમતનું શ્રેષ્ઠપણું સ્થાપન કર્યું.

**વિદ્વાનો કહે છે :-** હે વિદ્વન્ ! તમોએ જેવી રીતે **બ્રહ્મનિરૂપણ** નિર્બાધપણે શ્રુતિ-સ્મૃતિ અને ન્યાય પ્રમાણોથી કર્યું, તેવી રીતે બીજા કોઈપણ આચાર્યોએ નથી જ કર્યું, (૧)

જે અભેદ વિષયક, તેમજ ભેદને બોધ કરનારી **શ્રુતિઓ** છે, તેનો તમોએ દોષ રહિત **સિદ્ધાંત** કહ્યો. (૨)

વેદ અને સત્શાસ્ત્રના **ગલિતાર્થ**માં અમારા હૃદયમાં રહેલા સંશયો, તમોએ જેવી રીતે છેદી નાંખ્યા, તેવી રીતે બીજા આચાર્યોએ નથી જ છેદ્યા. (૩)

તમો અત્યંત મહાન છો, તેથી શારીરક સૂત્રો, શ્રુતિઓ અને સ્મૃતિઓનાં પ્રમાણો વર્ષાઋતુમાં જેમ મેઘ મુશળધારે વર્ષે છે તેમ, તમોએ વર્ષાવ્યાં (બતાવ્યાં) છે. (૪)

હે વર્ણીન્દ્ર ! સન્મતોના ભૂષણ રૂપ તમારો જે **વિશિષ્ટાદ્વૈતમત** છે. તે તમોએ શ્રુતિ-સ્મૃતિ અને શારીરક ન્યાયથી યથાર્થ પ્રતિપાદન કર્યો છે. (૫) હે વર્ણિન્ ! સર્વમતોમાં ઉત્તમ વિશિષ્ટાદ્વૈતમત અમોએ નિશ્ચય જાણ્યો. તેવી રીતે નિર્વિશેષ વસ્તુનું ઐક્ય જેમાં છે, એવો અમારો જે મત તે પણ નિશ્ચય જાણ્યો. (તમો ઉભય વેદાંતને જાણનારા હોવાથી આ બે મતોનું યથાર્થપણું અમોએ તમારાથી જાણ્યું) (૬)

પરંતુ હે બુદ્ધિમાન્ વર્ણીન્દ્ર ! **કેવળ ભેદ,** તેમજ **ભેદાભેદ** નામના જે બે મતો તે અમોએ યથાર્થપણે જાણ્યા નથી. (૭)

તેથી હે વેદશાસ્ત્રનો અભિપ્રાય જાણનારા ! તમે દયા કરીને અમોને આ બે મત અને તેમાં રહેલા દોષોને યથાર્થ કહો. (૮)

ધર્મનંદન **શ્રીહરિ** આ પ્રકારે તેમનું વચન સાંભળીને, પોતાના પ્રતાપથી નાશ થયો છે વિદ્યાનો સમગ્ર ગર્વ જેમનો, એવા તે પંડિતોને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૯)

श्रीहरिकृष्ण उवाच – **बुधा एतद्यथार्थं वो जिज्ञासुभ्यो मतद्वयम् । कीर्त्तये शृणुत स्पष्टं याथातथ्येन सर्वशः ॥१०॥ तत्र केवलभेदाख्यं मतं पूर्वं वदामि वः । यूयमेकाग्रमनसा संशृणुध्वं विपश्चितः ॥११॥ तन्मताश्रयिणः केचित् प्रपञ्चब्रह्मणोर्बुधाः । घटांशुकवदत्यन्तं भेदमेवाभिमन्वते ॥१२॥ तथात्वे सति विद्वांसो ब्रह्मणश्चित्स्वरूपिणः । अन्तर्यामिब्राह्मणादौ प्रोक्तं स्वाभाविकं स्फुटम् ॥१३॥ शरीरित्वं समग्राणां चितां चैवाचितां तु यत् । नैसर्गिकं शरीरित्वं सम्भवेत्तन्न सर्वथा ॥१४॥ तथैव चिदचिद्रूपप्रपञ्चस्य न संभवेत् । ब्रह्मात्मकत्वं संप्रोक्तं समग्रोपनिषत्सु यत् ॥१५॥ ऐतदात्म्यमिदं सर्वमित्यादिश्रुतिषु स्फुटम् । ब्रह्मात्मकत्वं छान्दोग्ये प्रोक्तं चिदचितां ननु ॥१६॥ इत्थं तत्र मते प्रोक्ता बाधापत्तिर्मया स्फुटम् । तस्मान्न तन्मतं योग्यं गम्यतां चेति पण्डिताः ॥१७॥**

**कीर्त्तयाम्यथ युष्मभ्यं भेदाऽभेदाभिधं मतम् । तन्मताश्रयिणामेवं सिद्धान्तोऽस्ति विपश्चितः ॥१८॥ विरुद्धान् स्वधिया केचिद्वेदाद्यर्थान् प्रकल्प्य वै । स्वाभाविकं ह्यभेदं चिद्ब्रह्मणोर्मन्वते बुधाः ॥१९॥**

---

**શ્રીહરિકૃષ્ણ બોલ્યા :-** હે પંડિતો ! બે મતોને જાણવા ઈચ્છતા તમોને એ **બે મત** યથાર્થ કહું છું. તે તમો સર્વે યથાર્થપણે સ્પષ્ટ સાંભળો. (૧૦)

તે બે મતોમાં **કેવળભેદ** નામનો મત તમોને કહું છું. હે વિપશ્ચિતો ! તે તમો એકાગ્ર મનથી સાંભળો. (૧૧)

હે પંડિતો ! કેવળ ભેદના મતને આશરેલા કેટલાક વિદ્વાનો જગત અને બ્રહ્મનો ઘટ અને પટની માફક અત્યંત ભેદ જ માને છે. (૧૨)

હે વિદ્વાનો ! ઘટ અને પટની માફક જગત અને બ્રહ્મ ભિન્ન હોય તો અંતર્યામી બ્રાહ્મણ વગેરેમાં ચિત્સ્વરૂપી બ્રહ્મનું, સમગ્ર ચિત્ અને અચિત્નું સ્વાભાવિક જે શરીરીપણું જેમ હોય તેમ સ્પષ્ટ કહ્યું છે; તથા ચિદ્અચિદ્નું બ્રહ્મ સંબંધી સ્વાભાવિક જે શરીરપણું કહ્યું છે, તે ચિદ્અચિદ્ અને બ્રહ્મનો પરસ્પર શરીર-શરીરી સંબંધ સર્વ પ્રકારે સંભવે નહીં. (૧૩-૧૪)

તે જ પ્રકારે ઉપનિષદોમાં જડ-ચેતનાત્મક જગતનું જે બ્રહ્માત્મકપણું કહ્યું છે તે પણ સંભવે નહીં. (૧૫)

**શંકા—**પ્રપંચનું બ્રહ્માત્મકપણું કયા ઉપનિષદ્માં કહેલું છે ? તો છાંદોગ્યોપનિષદ્માં ''ऐतदात्म्यमिदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि श्वेतकेतो'' અર્થાત્ 'પરિદૃશ્યમાન આ સર્વ પ્રપંચ બ્રહ્માત્મક સત્ય છે. હે શ્વેતકેતુ ! તે તું બ્રહ્માત્મક છે.' એ આદિ શ્રુતિઓમાં સ્પષ્ટ જેમ હોય તેમ સમગ્ર જડ-ચેતનોનું બ્રહ્માત્મકપણું નિશ્ચિત કહેલું છે. (૧૬)

હે પંડિતો ! આ પ્રકારે કેવળ ભેદ નામના મતમાં જે **દોષો** રહ્યા છે. તે સ્પષ્ટપણે મેં તમોને કહ્યા, તેથી દોષયુક્ત તે મત યોગ્ય નથી, એમ જાણો. (૧૭)

હવે **ભેદાભેદ** નામનો મત હું તમોને કહું છું. હે વિદ્વાનો ! તેમના મતના અનુયાયીઓનો **સિદ્ધાંત** આ પ્રકારે છે. (૧૮)

કેટલાક ભાસ્કરાચાર્યના અનુયાયી વિદ્વાનો શ્રુતિ-સ્મૃતિ અને ન્યાયના પ્રસિદ્ધ અર્થથી વિપરીત અર્થની કલ્પના કરીને, ચિદ્ અને બ્રહ્મનો **અભેદ** સ્વાભાવિક માને છે. (''तत्त्वमसि'' ''તે તું છે'' ''सर्वं खल्विदं ब्रह्म'' ''આ બધું બ્રહ્મ છે.'' વગેરે અભેદવાચક શ્રુતિવાક્યોને ચિદ્ અને બ્રહ્મના અભેદ પરત્વે **વ્યાખ્યા** કરે છે.) (૧૯)

ब्रह्मणश्चाचितस्तेऽज्ञा भेदाभेदौ मनीषिभिः । स्वाभाविकौ हि मन्यन्ते युष्माभिश्चेति गम्यताम् ॥२०॥ प्रकल्प्य प्राग्वदन्ये तु श्रुत्याद्यर्थान् हि मन्वते । चिद्ब्रह्मणोस्तथैवाचिद्ब्रह्मणोस्तौ तथाविधौ ॥२१॥ तच्छ्रुतिस्मृतिभिः सार्द्धं मुनिवाग्युक्तिभिस्तथा । विरोधान्नोचितं चैवं ज्ञेयं युष्माभिरञ्जसा ॥२२॥ अन्यथा नित्यो नित्यानामिति या वर्त्तते श्रुतिः । या ज्ञाज्ञौ द्वावजावीशानीशावित्यपरा तथा ॥२३॥ अन्यास्तथा त्वजामेकां लोहितेत्यादयोऽखिलाः । श्रुतयः सन्ति सर्वास्ता विरुध्येरन् हि सर्वथा ॥२४॥ जगत्सर्वं शरीरं त इति या विद्यते स्मृतिः । यत्किञ्चित्सृज्यत इति स्मृतिरन्यापि वर्त्तते ॥२५॥

प्रकृतिं पुरुषं चेति स्मृतिरप्यस्ति चेतरा । अहमात्मेति मुख्यास्ता विरुध्येरन् हि भूरिशः ॥२६॥ तद्भेदाभेदयोरेवं स्वीकारे सति सर्वथा । विरोधो योऽस्ति युक्तीनां स्फुटं स प्रोच्यते मया ॥२७॥

---

(પોતાને જ્ઞાની માનીને) પૂર્વે કહેલા અજ્ઞાની વિદ્વાનો બ્રહ્મ અને અચિત્‌નો ભેદાભેદ સ્વાભાવિક માને છે. આ પ્રકારે તમો જાણો. [તેવી રીતે વેદાર્થસંગ્રહની ટીકામાં (ભેદાભેદ મત આ પ્રકારે કહેલો છે :-) ''અચિત્-બ્રહ્મનો **ભેદાભેદ** સ્વાભાવિક છે. ચિત્-બ્રહ્મનો તો **અભેદ** જ સ્વાભાવિક છે, મુક્તિ દશામાં અભેદ વચન હોવાથી, ભેદ તો ઔપાધિક છે.'' એવો **ભાસ્કર મત** કહ્યો છે.] (૨૦)

બીજા યાદવપ્રકાશ આચાર્યના અનુયાયી વિદ્વાનો શ્રુત્યાદિકના અર્થોનો, પહેલાંની માફક પોતાની બુદ્ધિથી, વિપરીત અર્થ કરીને ચિત્-બ્રહ્મનો તેમજ અચિદ્-બ્રહ્મનો **ભેદાભેદ** સ્વાભાવિક જ માને છે. [એ પણ વેદાર્થ સંગ્રહની ટીકામાં - જેમ કે 'ચિદ્બ્રહ્મનો પણ ભેદાભેદ સ્વાભાવિક છે. મુક્તિમાં ભેદનો પણ નિર્દેશ કરેલો છે' એવો **યાદવપ્રકાશનો મત** છે.] (૨૧)

હે વિદ્વાનો ! આ પ્રકારે બન્નેના બે મતો શ્રુતિ-સ્મૃતિની સાથે, તેમજ મુનિઓની વાણી તથા યુક્તિઓની સાથે, વિરોધી હોવાથી 'તત્ત્વથી યોગ્ય છે' એમ તમારે ન જાણવું. (૨૨)

તેમના બન્ને મતોનો સ્વીકાર કરવાથી ''नित्यो नित्यानाम्'' ''નિત્યોમાં નિત્ય'' એ જે શ્રુતિ છે તથા બીજી ''ज्ञाज्ञौ द्वावजावीशानीशौ'' ''એક જ્ઞાની બીજો અજ્ઞાની, બન્ને અજન્મા છે, એક ઈશ બીજો અનીશ.'' એવી જે શ્રુતિ છે. (૨૩)

તેની જ માફક ''अजामेकां लोहित-'' ''જન્મરહિત એક લોહિતાદિ વર્ણવાળી'' ઈત્યાદિ જે **શ્રુતિઓ** છે, તે સર્વેના અર્થ વિરોધ પામે. (૨૪)

''जगत्सर्वं शरीरं ते'' 'સર્વ જગત્ તમારું શરીર છે.' એવી જે સ્મૃતિ છે.' તથા બીજી પણ સ્મૃતિ છેઃ (વિષ્ણુ પુરાણમાં પરાશરનું વચન છે.) ''यत्किञ्चित्सृज्यते येन सत्त्वजातेन वै द्विज । तस्य सृज्यस्य संभूतौ तत्सर्वं वै हरेस्तनुः'' इति 'હે દ્વિજ ! સત્ત્વગુણથી ઉત્પન્ન થયેલા જેણે કંઈ સૃજેલું છે તે સૃજ્ય જગતમાં જે કાંઈ છે, તે સર્વ નિશ્ચય ભગવાનનું શરીર છે.' (૨૫)

''प्रकृतिं पुरुषं चेति'' ''પુરુષ અને પ્રકૃતિને'' એવી બીજી પણ સ્મૃતિ છે. તેમજ ''अहमात्मा'' 'હું આત્મા છું.' વગેરે ઘણી **સ્મૃતિઓ** છે તે વિરોધ પામે. (૨૬)

તેથી એવી રીતે સર્વથા ભેદાભેદનો સ્વીકાર કરવાથી યુક્તિઓનો જે **વિરોધ** આવે છે. તે હું તમોને સ્પષ્ટ સમજાવું છું. (૨૭)

यथा शीतोष्णयोश्छायातपयोर्ध्वान्ततेजसोः । अवस्थितिश्च युगपन्नैकवस्तुनि युज्यते ॥२८॥ तथैकवस्तुनि प्राज्ञा धर्मयोस्तु विरुद्धयोः । अवस्थानं हि युगपद्युज्यते नेति गम्यताम् ॥२९॥ तथाऽन्येऽप्यत्र भूयांसो भेदाऽभेदाभिधे मते । दोषा ये सन्ति दुर्वारा★[१] स्तान्समासेन कीर्त्तये ॥३०॥ औपाधिके हि भेदे चिद्ब्रह्मणोर्बृहतः सतः । निर्विकारस्य जीवत्वं प्राप्तमौपाधिकं बुधाः ॥३१॥ तथा सति तु यत्सूत्रश्रुतिस्मृत्यभिवर्णितम् । विरुध्येन्नित्यभेदत्वं★[२] जीवानां ब्रह्मणस्तथा ॥३२॥ चितोऽचितश्च बृहतः सर्वथाऽजत्वमीरितम् । वेदागमैरनादित्वं सम्भवेन्नेति गम्यताम् ॥३३॥ चिदचिद्ब्रह्मणां प्रोक्तं सूत्रश्रुत्यादिभिर्बुधाः । असाङ्कर्यं च धर्मादेर्नित्यत्वाद्यं न सम्भवेत् ॥३४॥ तस्योपाधितिरोभूतस्वरूपस्य परात्मनः । उपाधिभेदवादे वै जीवभावाप्तिरागता ॥३५॥

तथा तस्यैव बृहतो जीवभावमुपेयुषः । दोषा एवोपपद्येरन् भोगव्यतिकरादयः ॥३६॥ अत्यन्ताऽनिष्टनिःसीमतीव्रतापत्रयादयः । जीवस्थिताः प्रसज्ज्येरन् दोषा ब्रह्मणि भूरिशः ॥३७॥

---

હે પંડિતો ! ઠંડુ અને ઊનું, તડકો અને છાંયો, અંધારું અને અજવાળું, એક વસ્તુમાં એકી સાથે રહે એ સંભવી શકતું નથી. [તેવી રીતે **શ્રીભાષ્યમાં :-** 'જો કે કોઈએ કહ્યું છે કે, ભેદ અને અભેદનો વિરોધ નથી; પરંતુ તે સત્ય નથી. કારણ કે, ઠંડું અને ઊનું, અંધકાર અને પ્રકાશ આદિકની માફક; ભેદ અને અભેદ એક જ વસ્તુમાં રહી શકે નહીં.' એ આદિ વચનોથી આ **અર્થ** કહ્યો છે.] (૨૮)

હે પ્રાજ્ઞો ! તેવી રીતે પરસ્પર વિરોધી **ધર્મો** પણ એક વસ્તુમાં એક જ વખતે રહી શકે નહીં, તેમ જાણો. (૨૯)

તેવી રીતે આ ભેદાભેદ વાદમાં પણ ઘણા ન નિવારણ કરી શકાય તેવા **દોષો** છે, તેને સંક્ષેપથી હું કહું છું. (૩૦) હે પંડિતો ! ચિદ્-બ્રહ્મનો **ઔપાધિકભેદ** સ્વીકાર કરવાથી સત્રૂપ નિર્વિકાર બ્રહ્મને જ જીવપણું ઉપાધિકૃત પ્રાપ્ત થયું, (અર્થાત્ સ્વાભાવિક નથી, પણ ઔપાધિક છે એમ સિદ્ધ થયું.) (૩૧) તેવું માનીએ તો જે સૂત્ર, શ્રુતિ, સ્મૃતિઓએ વર્ણન કરેલું જીવોનું તથા બ્રહ્મનું નિત્યભેદપણું, તે **વિરોધ** પામે. (તેવું કહેનારાઓમાં તેના ભેદોની પ્રતિપાદક શ્રુતિઓ પ્રકોપ જ પામે.) (૩૨)

તથા બ્રહ્મ, ચિત્ અને અચિત્નું, વેદ અને શાસ્ત્રોએ, સર્વ પ્રકારે નિત્યપણું અને અનાદિપણું કહેલું છે તે ન સંભવે, એમ જાણો. (૩૩)

તેમજ હે પંડિતો ! સૂત્રો અને શ્રુત્યાદિ દ્વારા ચિદ્-અચિદ્ અને બ્રહ્મના ધર્માદિનું અસંકરપણું તથા નિત્યપણું વગેરે કહેલું છે, તે સંભવે નહીં. (૩૪)

ઔપાધિક ભેદવાદ સ્વીકારવાથી તો ઉપાધિથી ઢંકાઈ ગયું છે સ્વરૂપ જેનું એવા **પરમાત્મા** છે, તેમને જ ઉપાધિથી જીવ ભાવની પ્રાપ્તિ થાય. (૩૫)

તેવી રીતે 'જીવભાવને પામેલા બ્રહ્મને શુભાશુભ કર્મના ફળસ્વરૂપ સુખદુઃખાદિયુક્ત ભોગની પ્રાપ્તિ થાય.' ઈત્યાદિ દોષો પ્રાપ્ત થાય જ. (૩૬)

અવધિ વગરના અત્યંત અનિષ્ટ **ત્રિવિધ તાપો** જે જીવને ભોગવવાના હોય છે. એ આદિક જીવોમાં રહેલા ઘણા દોષો બ્રહ્મને પ્રાપ્ત થાય. (૩૭)

---

★१. ''दुर्वार्यास्तान्'' इति (क-ग्रन्थे) पाठान्तरम् ।

★२. ''विरुध्येत भिन्नत्वं'' इति (ब) पाठान्तरम् । (क-ड गन्थयोस्तु ''विरुध्येन्नित्यभेदत्वं'' इत्येव उभयोरपि एकसदृश एव पाठः ।

निरस्तावद्यगन्धत्वं स्वातन्त्र्यं ब्रह्मणस्तथा । कल्याणगुणवत्त्वाद्यं विरुध्येन्निगमोदितम् ॥३८॥

ब्रह्मणस्तस्य दुःखित्वाद्यनर्थप्राप्तियोगतः । अकर्त्तृत्वं हितस्यैव प्रपञ्चस्य तु सर्वशः ॥३९॥ तथाऽहितप्रपञ्चस्य कर्त्तृत्वं ब्रह्मणः प्रभोः । प्राप्तमित्यादयो दोषास्तस्मिन् ब्रह्मण्युपागताः ॥४०॥ तथा विधिनिषेधानां व्यर्थता बन्धमोक्षयोः । जातैवाम्नायशास्त्राणां साधनानां च सर्वशः ॥४१॥ तथाऽचिद्ब्रह्मणोरुक्ते ह्यभेदे परिणामिता । विकारित्वादयो दोषा ब्रह्मणः प्राप्नुयुर्ध्रुवम् ॥४२॥ एतस्यार्थस्य विस्तारः प्रोक्तो वेदार्थसंग्रहे । रामानुजार्यविहिते श्रीभाष्ये चेति बुध्यताम् ॥४३॥ सन्तीत्थं बहुधा बाधा भेदाभेदाभिधे मते । तस्मान्नेदं मतं योग्यं विरुद्धं वेदशास्त्रतः ॥४४॥ मतद्वयमिदं प्राज्ञा युष्माभिः पृष्टमीरितम् । तस्मादस्ति मतं श्रेष्ठं विशिष्टाद्वैतसञ्ज्ञितम् ॥४५॥ शुभामित्थं वेदश्रुतविविधसंदेहदहनप्रशान्तिं कुर्वाणाममृतवरमाधुर्यनिलयाम् । सुकल्याणीं वाणीं नृपवर हरेस्तस्य परमां प्रसन्नास्ते श्रुत्वा प्रचुरतरचित्रास्तमनमन् ॥४६॥

प्रमाणौघान् सूत्रस्मृतिनिगमगम्यानिव घनो जलव्रातान् वर्षन् हरिरतुलविज्ञानजलधिः । यदूचे भद्रं स्वं मतमभिमतं देशिकवरैर्विशिष्टाद्वैतं तद् वरतरममन्यन्त ननु ते ॥४७॥

---

વળી સમગ્ર દોષોનો ગંધ પણ જેમાં નથી. સ્વતંત્રપણું, કલ્યાણકારી ગુણયુક્તપણું, વગેરે વેદમાં વર્ણવેલા બ્રહ્મના ગુણો પણ આ માન્યતાથી ખોટા ઠરે. (૩૮)

ઉપાધિથી ઢંકાઈ ગયું છે સ્વરૂપ જેમનું, એવા બ્રહ્મને દુઃખીપણું વગેરે અનર્થની પ્રાપ્તિના યોગથી; જે સર્વ પ્રકારે સર્વના હિતકારી જગતના રચયિતા છે, એવા કર્તાપણાનો પણ નાશ થાય. (૩૯)

તેવી રીતે સમર્થ બ્રહ્મને, અહિતરૂપ પ્રપંચ(જગત-સૃષ્ટિ)નું કર્તાપણું પ્રાપ્ત થાય. એ આદિક **ઘણા દોષો** તે બ્રહ્મમાં આવે. (૪૦)

તેવી રીતે વિધિ-નિષેધ, તથા બંધ-મોક્ષની નિરર્થકતા પણ પ્રાપ્ત થાય. અને વેદ-શાસ્ત્રો તથા સર્વ સાધનો પણ વ્યર્થ જ થાય. (૪૧) અચિત્-બ્રહ્મનો અભેદ કહેવાથી બ્રહ્મમાં પરિણામીપણું, વિકારીપણું વગેરે દોષો પણ આવે. (૪૨)

આ અર્થનો **વિસ્તાર** રામાનુજાચાર્યે કરેલા વેદાર્થસંગ્રહમાં તથા શ્રી ભાષ્યમાં કહેલો છે, એમ જાણવું. (૪૩)

હે પંડિતો ! આ પ્રકારે ભેદાભેદ મતમાં ઘણા દોષો છે. તેથી વેદશાસ્ત્રથી વિરુદ્ધ આ મત યોગ્ય નથી. (૪૪)

હે પ્રાજ્ઞો ! તમોએ પૂછેલા કેવળ ભેદ મત, તેમજ ભેદાભેદ મત આ **બન્ને મતો** મેં તમોને કહ્યા. આવી રીતે સર્વે મતો દોષવાળા છે, તેથી દોષે રહિત **વિશિષ્ટાદ્વૈતમત** શ્રેષ્ઠ છે. (૪૫)

હે નૃપશ્રેષ્ઠ ! આ રીતે વેદશાસ્ત્રોમાં વિવિધ પ્રકારના સંશયોરૂપી અગ્નિને શાંત કરનારી શ્રીહરિની અમૃતથી પણ શ્રેષ્ઠ, મધુરતાના સ્થાનભૂત, અત્યંત કલ્યાણ કરનારી **શ્રેષ્ઠ વાણી** સાંભળીને, પ્રસન્ન થયેલા અને અત્યંત આશ્ચર્ય પામેલા પંડિતોએ શ્રીહરિને **નમસ્કાર** કર્યા. (૪૬)

અનુપમ વિજ્ઞાનના સમુદ્ર શ્રીહરિએ, મેઘ જેમ જળના સમુદાયને વર્ષાવે છે, તેવી રીતે સૂત્રો, સ્મૃતિઓ તથા વેદોમાં રહેલા અસંખ્ય પ્રમાણો વર્ષાવતા (કહેતા) થકા, આચાર્ય શ્રેષ્ઠોએ માનેલો કલ્યાણકારી **વિશિષ્ટાદ્વૈત મત** કહ્યો, તે મતને પંડિતોએ **અત્યંત શ્રેષ્ઠ** માન્યો. (૪૭)

**हरेस्ते विद्वांसो निगमशुभशास्त्रादिविषयं निकामं प्रावीण्यं पुरुमधुरतां भाषणविधौ । तथैश्वर्यं दृष्ट्वा प्रचुरमपि सार्वज्ञ्यमतुलं महाश्चर्यं प्राप्तास्तमतुलमपश्यन् भवहरम् ॥४८॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतकेवलभेदादिमतोक्तिनिरूपणनामा द्वात्रिंशोऽध्यायः ॥३२॥

## ॥ अथ त्रयस्त्रिंशोऽध्यायः ॥

## ( त्रयस्त्रिंशे हरिः स्वीयं दिव्यरूपमदर्शयत् । तेभ्यो जितेभ्यस्तैः सोऽपि संस्तुतः स्वपुरं ह्यगात् ॥ )

श्रीशुकानन्द उवाच - **हर्योजसा पराभूता भूपते भानुतेजसा । खद्योता इव ते सर्वे विस्मयेनेत्यचिन्तयन् ॥१॥ अहो महानुभावोऽयं वेदशास्त्रैकतत्त्ववित् । व्यासः किं वास्ति कपिलो वाऽस्त्ययं गीष्पतिर्विभुः ॥२॥**

**अन्यथा कथमित्थं स्याद् बाल्येऽप्यस्य पराक्रमः । वेदशास्त्राणि जिह्वाग्रे कथं स्युर्वा यथाक्रमम् ॥३॥ भूरिकालमहाभ्यास-प्रसक्तैरेव सर्वथा । साधिता भृशमस्माभिर्विद्या नानाविधा हि नः ॥४॥ विलीयन्ते शुभेऽतुल्ये प्रतापेऽस्य महौजसः । यथा समग्रताराणां भासस्तेजसि भास्वतः ॥५॥**

---

તે **વિદ્વાનો** શ્રીહરિનું વેદ અને શાસ્ત્રોના વિષયમાં અત્યંત પ્રવીણપણું, બોલવામાં ઘણી મધુરતા, અનુપમ ઐશ્વર્ય તથા સર્વજ્ઞપણું જોઈને **મહા આશ્ચર્ય** પામ્યા; અને આ સંસારના પાશને છેદનારા, અનુપમ શ્રીહરિના આદરપૂર્વક **દર્શન** કરવા લાગ્યા. (૪૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્યવિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત-કેવળ-ભેદાદિ મતોક્તિનિરૂપણ' નામે બત્રીશમો અધ્યાય સંપૂર્ણ. (૩૨)

## અધ્યાય : 33

## શ્રીહરિના દિવ્યદર્શનાદિ અદ્ભુત પ્રતાપથી વિદ્વાનોના મોહનો નાશ અને તેમણે કરેલી શ્રીહરિની સ્તુતિ. શ્રીહરિનું સત્કાર સહિત પિતા સાથે અયોધ્યા આગમન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે ભૂપતે ! જેમ સૂર્યના તેજથી ખદ્યોતો પરાભવ પામે છે, તેમ શ્રીહરિના પ્રતાપથી પરાભવ પામેલા સર્વ પંડિતો વિસ્મય પામીને **વિચાર** કરવા લાગ્યા : (૧)

"અહો ! વેદશાસ્ત્રના અનુપમ તત્ત્વને જાણનારા મહાપ્રતાપી આ શ્રીહરિ સ્વયં કૃષ્ણદ્વૈપાયન (વ્યાસજી) છે અથવા કપિલદેવ છે અથવા વિભુ પોતે બૃહસ્પતિ છે કે શું ? (૨)

એ ત્રણમાંથી એકે ન હોય તો બાલ્યાવસ્થામાં પણ આમનું આવું પરાક્રમ કેમ હોય ? વળી વેદ શાસ્ત્રો અનુક્રમે સહિત જીહ્વાગ્રે કેવી રીતે હોય ? (૩)

સર્વ પ્રકારે ઘણાં કાળ પર્યંત જે મહાભ્યાસમાં આસક્તિવાળા અમોએ, અત્યંત સિદ્ધ કરેલી અમારી વિવિધ પ્રકારની વિદ્યા.

સમગ્ર તારાની કાંતિ જેમ સૂર્યના, તેજમાં લીન થાય છે, તેમ મહાપ્રતાપશાળી આ શ્રીહરિના અનુપમ શુભ પ્રતાપમાં, લય પામે છે. (૪-૫)

शैशवेऽप्यस्य दुर्वार्यं वीर्यमाश्चर्यकृन्महत् । अस्ति तस्मादसौ साक्षादीशो नैवाऽन्यसन्निभः ॥६॥ इत्थं विचिन्तयन्तस्ते वीक्षमाणास्तमच्युतम् । वक्तुं मूका इवाऽशक्तास्तस्थुरालेख्यवत् स्थिराः ॥७॥ सर्वेश्वरोऽथ भगवानस्माँश्चेद् दर्शयेदसौ । स्वैश्वर्यं तर्हि सन्तोषः स्यादेवं ते व्यचिन्तयन् ॥८॥ अथेत्थं सर्ववित् तेषामन्तर्यामितया हरिः । अभिप्रायं विभुर्ज्ञात्वा कारुण्यादिमहोदधिः ॥९॥ तद्धिताय समग्रेभ्यस्तेभ्य एवानुकम्पया । ऐच्छद् दर्शयितुं स्वीयं दिव्यं भावं परं शुभम् ॥१०॥ ततस्तद्वपुषो निर्यद् दिव्यं तेजो महत्तरम् । विद्वांसस्ते च भूपाद्या ददृशुर्विस्मयाकुलाः ॥११॥ कर्पूरपुञ्जधवलं पावनं दर्शनोचितम् । सर्वतापोपशमनं प्रसरत् सर्वतो दिशः ॥१२॥

एककालसमुद्भूतकोटिकोट्यर्कसन्निभम् । जनास्तत् पिहिताक्षास्ते द्रष्टुं यन्नैव सेहिरे ॥१३॥ तेऽथैक्षन्त हरिं सर्वे तेजोमण्डलशालिनम् । दिव्योदारद्युतिलसत्समग्रावयवाद्भुतम् ॥१४॥ अत्यानन्दकरप्रेक्षं सर्वलोकैकसुन्दरम् । दिव्यनानामणिमयस्वर्णभूषणधारिणम् ॥१५॥ महार्हदिव्यविलसत्तडिद्भास्वर–वाससम् । सस्मेरास्यमहाशोभाकोटिचन्द्राब्जलज्जनम् ॥१६॥ सदर्पकोटिकन्दर्पप्रचुराश्चर्यकारिणम् । कौस्तुभालङ्कृतिग्रीवं★ चारुश्रीवत्सवक्षसम् ॥१७॥

બાલ્યાવસ્થામાં પણ, મહાન આશ્ચર્ય પમાડનારું અને કોઈથી પણ નિવારણ ન થઈ શકે તેવું. શ્રીહરિનું પરાક્રમ છે, તેથી આ પ્રત્યક્ષ પરમેશ્વર જ છે, બીજા મનુષ્ય જેવા તો નથી જ.'' (૬)

આ પ્રકારે **ચિંતવન** કરતા, અચ્યુત શ્રીહરિના દર્શન કરતા તે **પંડિતો,** શ્રીહરિની સન્મુખ પ્રતિવાદ કરવા અસમર્થ હતા, તેથી જ જાણે કે મૂંગા હોય, અથવા ચિતરેલા હોય એવા, સ્થિર બેસી જ રહ્યા; (કંઈ પણ બોલ્યા નહીં.) (૭)

'સર્વેશ્વર શ્રીહરિ અમોને પોતાનું **ઐશ્વર્ય** જો બતાવે તો અમોને સંતોષ થાય.' આ પ્રકારે વિદ્વાનો **ચિંતવન** કરવા લાગ્યા. (૮)

કારુણ્યાદિ ગુણોના મહાસાગર, વિભુ શ્રીહરિએ, અંતર્યામીપણાથી આવો તેમના મનનો **અભિપ્રાય** છે એમ જાણીને. (૯)

તેમનું હિત કરવા માટે અનુકંપાથી તે સમગ્ર વિદ્વાનોને પોતાનું દિવ્ય અને એક પોતામાંજ રહેલું એવું અલૌકિક ઐશ્વર્ય બતાવવા માટે **ઈચ્છા** કરી. (૧૦) પછી તે વિદ્વાનો અને રાજા વગેરે સભાસદો આશ્ચર્ય ચકિત થઈને, શ્રીહરિના શરીરમાંથી નીકળતું દિવ્ય અત્યંત **મહત્ તેજ** જોવા લાગ્યા. (૧૧)કપૂરના ઢગલાની માફક ધોળું, પવિત્ર કરનારું, દર્શનીય, સર્વ તાપોને શાંત કરનારું, સર્વ દિશાઓમાં પ્રસરતું. (૧૨) એક જ સમયમાં ઉદય પામેલા કોટાનકોટી સૂર્યોની સમાન જે તેજ, તે તેજથી આંખો મીંચાઈ ગઈ છે જેમની એવા પંડિતાદિ જનો તે તેજ જોવા માટે શક્તિમાન ન જ થયા. (૧૩) તે તેજ જોયા પછી સર્વ પંડિત આદિજનો તેજોમંડળમાં શોભતા, દિવ્ય મહાન કાંતિથી વિલસિત એવા સમગ્ર અવયવોથી આશ્ચર્યકારી **શ્રીહરિ**ને જોતા હતા. (૧૪) અતિ આનંદ કરનારાં છે **દર્શન** જેમનાં એવા, અતિસુંદર, દિવ્ય વિવિધ પ્રકારના મણિઓથી યુક્ત-સુવર્ણનાં આભૂષણોને ધારણ કરનારા; (૧૫) મહાઅમૂલ્ય અને દિવ્ય-શોભાયમાન-વીજળી સમાન કાંતિયુક્ત વસ્ત્રોવાળા, મંદહાસ્ય સહિત મુખની મહા શોભાથી કરોડો ચંદ્ર અને કમળોને લજ્જા પમાડનાર; (૧૬) રૂપના ગર્વ યુક્ત કરોડો કામદેવને પણ (પોતાના સૌંદર્યથી) અતિ આશ્ચર્ય કરનારા, કૌસ્તુભ એજ આભૂષણ છે કંઠમાં જેમને એવા, સુંદર શ્રીવત્સ છે વક્ષઃસ્થળમાં જેમને એવા; (૧૭)

★ ''कौस्तुभालङ्कृतग्रीवम्०'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

परितस्तस्य सानन्दान् दिव्यावयवराजितान् । प्रैक्षन्ताक्षरमुक्ताँस्ते महातेजोमयाकृतीन् ॥१८॥ मायां ते ददृशुर्दूरे लज्जमानामवस्थिताम् । लोकव्यामोहनकरीं तच्छक्तिं त्रिगुणात्मिकाम् ॥१९॥ अथ तं परमैश्वर्यं मनःकान्तं महाद्युतिम् । विलोक्याश्चर्यमापन्नाः प्राणमँस्तेऽच्युतं मुदा ॥२०॥ अवलोकमात्रसकलार्त्तिहरं पुरुषोत्तमं परमदिव्यतनुम् । विपुलप्रभावलयसंवलितं तमवेक्ष्य ते मुमुदिरे नितराम् ॥२१॥ इति तेऽद्भुतं भगमवेक्ष्य हरेरतिमज्जिता बहुमुदम्बुनिधौ । हरिरूपकृष्टमनसो ह्यभवन्निजदेहभानरहिता नृपते ॥२२॥

इति ते क्षणं समलभन्त हरेर्ध्रुवमिच्छया सुखमनन्यतुलम् । मुनयः समाधिमधिगम्य यथा स्वतनुस्मृतिं च पुनरानशिरे ॥२३॥ ददृशुस्ततः प्रथमवत् परमं हरिमेव ते प्रणतभीतिहरम् । शुभवर्णिवेषमतुलं प्रणयैरवलोकितं सकलसभ्यजनैः ॥२४॥ अथ ते तु पण्डितजनाः प्रवरास्त उरुप्रतापविगतोरुमदाः । अवगत्य तस्य परमेश्वरतां हरिमस्तुवँस्तमिति बद्धकराः ॥२५॥

विद्वांस ऊचुः- **गुरुराजराज तव शान्तिपदं चरणद्वयं मुनिसुरेन्द्रनतम् । नखचन्द्ररश्मिहृतहृत्तिमिरं प्रणता वयं शिवकरं परमम् ॥२६॥ भगवन्नभेदविषयाः श्रुतयो निखिलाश्च भेदविषया ननु याः । भवता तदर्थ उदितो हि बुधैरपि दुष्करस्तदसि तत्प्रभवः ॥२७॥**

---

તે શ્રીહરિની ચારેય બાજુએ અતિ આનંદ યુક્ત દિવ્ય અવયવોથી વિરાજતા મહાતેજોમય આકૃતિવાળા અક્ષર મુક્તોને, તે **પંડિતો** તથા **રાજાદિ** સભ્યજનો જોતા હતા. (૧૮) તે જનો, લોકોને મોહ પમાડનારી સત્ત્વાદિ ત્રણ ગુણવાળી માયા જે પરમાત્માની શક્તિ તેને શ્રીહરિથી લાજ પામતી થકી દૂર રહેલી જોતા હતા. (૧૯) પછી તે પંડિતો વગેરે સભ્યજનો પરમૈશ્વર્યવાળા, મનને પ્રિય, મહા કાન્તિવાળા, અચ્યુત શ્રીહરિને જોઈને આશ્ચર્ય સહ હર્ષપૂર્વક **પ્રણામ** કરવા લાગ્યા. (૨૦)

દર્શનમાત્રથી સમગ્ર પીડાને હરનારા, ક્ષર અને અક્ષરથી ઉત્તમ, અતિશ્રેષ્ઠ દિવ્ય શરીરવાળા, અત્યંત મહાન કાંતિમંડળથી વીંટાયેલા શ્રીહરિને જોઈને, પંડિતો વગેરે સભ્ય જનો **અત્યંત આનંદ** પામ્યા. (૨૧)

હે રાજન્ ! તે જનો આ પ્રકારે શ્રીહરિનું અદ્ભુત ઐશ્વર્ય જોઈને, આનંદરૂપી સમુદ્રમાં નિમગ્ન થકા શ્રીહરિની આકૃતિમાં ખેંચાયેલા મનવાળા, તે સર્વ પોતાના **દેહનું ભાન** ભૂલી ગયા. (૨૨)

જેમ મુનિઓ નિર્વિકલ્પ સમાધિથી મનમાં સુખનો અનુભવ કરે છે, તેમ ક્ષણ માત્ર જ હરિની ઈચ્છાથી સમાધિના અનુપમ સુખનો તે જનોએ અનુભવ કર્યો, અને તેમાંથી જાગ્રત થઈ પોતાના શરીરની સ્મૃતિ પામ્યા. (૨૩)

પછી પ્રણામ કરતા જનોને સંસારનો ભય નાશ કરનારા, અનુપમ, કલ્યાણકારી, વર્ણીવેશવાળા, સમગ્ર સભ્યજનોએ સ્નેહપૂર્વક દર્શન કરાયેલા શ્રેષ્ઠ શ્રીહરિને જ, પંડિતો વગેરે સભ્યજનો પ્રથમની માફક જોતા હતા. (૨૪)

સર્વોપરી શ્રીહરિના અદ્ભુત પ્રતાપથી, નષ્ટ થયો છે મદ જેમનો, એવા **પંડિત જનો** તો શ્રીહરિનું પરમેશ્વરપણું જાણીને હાથ જોડીને શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા. (૨૫)

**વિદ્વાનો કહે છે :-** હે શ્રેષ્ઠ ગુરુરાજ ! શાંતિના સ્થાનરૂપ ! મુનિઓ અને દેવેન્દ્રોએ નમસ્કાર કરાયેલા, નખરૂપી ચંદ્રમાનાં કિરણોથી હણી નાંખ્યો છે હૃદયનો અંધકાર જેમણે એવા, કલ્યાણકારી, શ્રેષ્ઠ, તમારાં બન્ને ચરણોને અમો નમસ્કાર કરીએ છીએ. (૨૬)

હે ભગવન્ ! સમગ્ર જે અભેદ વિષયક તેમ જ ભેદ વિષયક શ્રુતિઓનો, પંડિતોએ પણ ન કરી શકાય એવો સિદ્ધાંતાર્થ તમોએ કહ્યો, તેથી તે શ્રુતિઓની ઉત્પત્તિના સ્થાનરૂપ તમે જ છો. સર્વ શાસ્ત્રના કારણ તમો છો. (''अस्य महतो भूतस्य निःश्वसितम्'' 'આ મહાભૂતનું નિશ્વાસ એજ ઋગ્વેદ વગેરે છે' ઈત્યાદિ કહ્યું છે.) (૨૭)

अत्यन्तानुभवकणादगौतमाद्या निर्णेतुं प्रवरधियोऽपि वेदहार्दम् । व्यामोहं ययुरितरः कथं तदुक्तौ स्यादीशो भुवि भगवन्तमन्तरा त्वाम् ॥२८॥

आम्नायश्रुतनिकरादयोऽल्पधीमद्दुर्व्याख्याप्रकरभुजङ्गदंशनष्टाः । त्वत्सूक्तिप्रवरसुधाभिषेकपुष्टिं नाऽऽप्ताश्चेत् कथमिह जीविता भवेयुः ॥२९॥ तापैनःप्रशमनमापदां निरासं मन्दारं सकलमनोऽभिलाषपूर्तौ । अज्ञानक्षय इह सूर्यतुल्यमाप्तास्त्वद्वाणीश्रवणमगण्यपुण्यपुञ्जैः ॥३०॥ आम्नायश्रुतगतसंशयाद्रिभेदे संसारद्रुमदलनेऽप्यघौघनाशे ।

અનુમાનકારક અત્યંત અનુભવ જ્ઞાન જેમને છે એવા કણાદ, ગૌતમ વગેરે મુખ્ય જેમાં છે, એવા કપિલાદિ પંડિત પ્રવરો, સર્વોત્તમ બુદ્ધિવાળા હતા છતાં પણ વેદના હૃદગત અભિપ્રાયને (આ જ સિદ્ધાંતાર્થ છે એવો નિશ્ચય કરવા માટે) અતિશય તર્કથી પણ નિશ્ચિત નિર્ણય ન કરી શક્યા. પૃથ્વીમાં અસ્પષ્ટાર્થ એવા વેદ વાક્યોના નિર્ણય કરવામાં પ્રગટ ભગવાન તમારા વિના બીજો વિદ્વાન કેમ સમર્થ થાય ? (અર્થાત્ ન જ થાય ?) તેથી જ શ્રીમદ્ ભાગવતમાં (સ્કંધ-૧૧/અ.૨૧માં) તમોએ જ વેદાર્થના **વિચાર પ્રસંગ**માં ઉદ્ધવ પ્રત્યે કહ્યું છેઃ ''**वेदः किं विधत्ते किमाचष्टे, किमनूद्य विकल्पयेत्**'' અર્થાત્ - 'વેદ (કર્મકાંડમાં વિધિવાક્યોથી) શું વિધાન = પ્રતિપાદન કરે છે ? (દેવતાકાંડમાં મંત્રવાક્યોથી) શું (કોને) પ્રકાશિત કરે છે ?, (જ્ઞાનકાંડમાં ઉપનિષદ્ વાક્યોથી) કોને ઉદ્દેશીને વિકલ્પ કરે છે ?' એ આદિક સંશય કરીને 'વેદો મને (આરાધ્યપણે) પ્રતિપાદન કરે છે. મને (દેવતાઓના અંતર્યામીરૂપે) કહે છે, મને જ ઉદ્દેશીને (સર્વાન્તરાત્મપણામાં) વિકલ્પ કરે છે.' અને આ રીતે અન્યત્ર આરાધ્ય-ઉપાસ્ય તથા સર્વાન્તરાત્મપણાનું નિરાકરણ કરીને મારું જ વિશુદ્ધ સર્વાત્માપણે વર્ણન કરે છેઃ આ સર્વ **વેદનું રહસ્ય** મારા વિના કોઈ જાણતું નથી.) ઈત્યાદિ કહેલું છે. (૨૮)

[જીવ-બ્રહ્મના અભેદવાદી શંકર, ભાસ્કર, યાદવપ્રકાશાદિ આર્યોએ શ્રુતિઓનું જે **અન્યથા વ્યાખ્યાન** કર્યું છે, તે પ્રસ્તુત પ્રસંગથી આ પંડિતોએ જાણ્યું, તેથી **શોક** કરતા કહે છેઃ] વેદ-શાસ્ત્રો તથા સ્મૃતિઓ વગેરેનું આ અલ્પ બુદ્ધિવાળા અભેદ વાદીઓએ જીવ, બ્રહ્મનો અભેદ માનીને કરેલી વેદ સૂત્રો વગેરેની અભેદ વાચક વ્યાખ્યાઓરૂપી સર્પના કરડવાથી અમો નાશ પામ્યા હતા. તે શ્રુતિઓનો તમોએ પરસ્પર નિર્બાધ અર્થ સમજાવ્યો, શ્રેષ્ઠ અમૃત સમાન તમારાં વચનો રૂપી સૂક્તિઓના અભિષેકથી, અમો જો પોષણ ન પામ્યા હોત તો આલોકમાં કેવી રીતે જીવતા રહેત? (અર્થાત્ તમોએ નિર્બાધ અર્થયુક્ત અમૃતવચનોથી અમોને **નવું જીવન** આપ્યું છે.) (૨૯)

[**શંકા** - મેં કરેલા શ્રુતિ - સૂત્રોના અર્થોને અનુસરતો રામાનુજાચાર્ય વગેરે આચાર્યોનો પણ મત છે જ, છતાં કેમ મારી એકલાની જ **પ્રશંસા** કરો છે ? એમ કહેતા હો તો તે આચાર્યો ભલે હોય; તે તો પરોક્ષ કાળમાં તે અર્થોના પ્રવર્તકો હતા. પરંતુ હાલમાં તો શંકરાચાર્યકૃત ગ્રંથોનો સર્વત્ર પ્રચાર હોવાથી તેને અનુસરનારા ને તેમના જ્ઞાનવાળા અમોએ તો, તેમનું ઝેર ઉતારનારા વચનોરૂપી અમૃતયુક્ત તમારી વાણી, પૂર્વજન્મમાં અમોએ કરેલા **અગણિત સુકૃતો** વડે જ શ્રવણ કરી શક્યા છીએ.] ત્રિવિધ તાપ તથા પૂર્વે ઘણાં જન્મમાં કરેલા પાપની નિવૃત્તિ કરનારા, નાનાવિધ દુઃખોના નાશ કરનારા, સમગ્ર મનની અભિલાષાઓને પૂર્ણ કરવામાં કલ્પવૃક્ષ સમાન, આલોકમાં અજ્ઞાન નાશ કરવામાં તમો **સૂર્ય સમાન** છો. અંધકારના આવરણથી અંધારું જ કેવળ જણાય છે. પણ સૂર્યનો પ્રકાશ તેનો નાશ કરે છે, તેવી રીતે અમારા અદ્વૈત આચાર્યોએ કરેલું-શ્રુતિ આદિકનું સદોષ નિરૂપણરૂપ ગાઢ અજ્ઞાનના અંધારાથી આવૃત્ત થયેલી અમારી બુદ્ધિમાં ફક્ત બ્રહ્મનું ઐક્યરૂપી પ્રપંચ (ભ્રમજાળ) જ કેવળ છવાયેલ હતું. તમારી વાણીના શ્રવણથી તે પ્રપંચનો નાશ થયો છે. તેથી અમો પૂર્વજન્મમાં કરેલા અગણિત **પુણ્ય**ના **સમુદાયો**થી આપને પામેલા છીએ. (૩૦)

(ભગવાનની દિવ્ય વાણીને ગંગાના પ્રવાહ સાથે સરખાવતા તે **પંડિતો** કહે છે.) વેદશાસ્ત્ર સંબંધી સંશયોરૂપી પર્વતોને ભેદી નાંખવામાં, સંસારરૂપી વૃક્ષોને ઉખેડી નાંખવામાં, તેમજ પાપના પુંજોનો નાશ કરવામાં પણ મંગળરૂપ;

स्वर्गङ्गाशुभसलिलप्रवाहतुल्यो भद्रस्ते जयतितरां वचःप्रयोगः ॥३१॥ त्वत्प्रोक्तप्रवरवचोऽमृतांशुरश्मि-व्रातोऽयं यदि विततो भवेन्न भूमौ । संसारप्रबलदवानलस्य तापं स्यादीशः शमयितुमत्र कः परात्मन् ॥३२॥

वाग्ध्वान्तैर्मलिनमभेदवादिपुंसां चेतो नः परमगुरो विमुह्यमानम् । त्वद्वाक्यामृतधररश्मिभिः प्रकामं वैशद्यं परमसुखं च नूनमाप्तम् ॥३३॥ कुर्वद्भिर्भगवदुपासनाविभेदं वागस्त्रैस्ततमवनीतलं जनैस्तत् । स्यान्मुक्तिः कथमिह देहिनामृते त्वामाचार्यं परमख★धामनाथमिष्टम् ॥३४॥

---

ગંગા નદીના જે શુભ જળના પ્રવાહની સમાન અમોને ઉદ્દેશીને તમોએ કહેલી તમારી દિવ્ય વાણી, અતિશય જય પામો! [ગંગા જેમ માર્ગમાં આવતા પર્વતને ભેદી નાંખે છે. વૃક્ષોને પાડી નાંખે છે પાપના સમુદાયને નાશ કરે છે. તેવી રીતે તમારી વાણીનો પ્રયોગ પણ તેના સમાન સંશય, સંસાર તથા પાપ સમુદાયને નાશ કરે છે. એવી રીતે બંન્નેની **અભેદોક્તિ** છે.] (૩૧)

[સંસારના સંતાપની શાંતિ તો તમારી એક પ્રસન્નતાથી જ અમોને મળી છે. એમ કહે છેઃ] તમોએ કહેલાં જે દોષે રહિત-શ્રુતિઓના અર્થરૂપી **ઉત્તમ વચનો,** તે રૂપી ચંદ્રમાનાં કિરણોનો સમુદાય, જો પૃથ્વી ઉપર તમોએ સંચાર (પ્રચાર) ન કર્યો હોત તો હે પરમાત્મન્ ! સંસારરૂપી પ્રબળ દાવાનળના તાપને શાંત કરવા માટે આ લોકમાં કોણ સમર્થ થાત ? અર્થાત્ કોઈ ન થાત. (૩૨)

[ફરીથી પણ અભેદ વાદીઓમાં શ્રેષ્ઠ શંકર, ભાસ્કર, યાદવપ્રકાશ વગેરેનું તુચ્છપણું બતાવવાપૂર્વક શ્રીહરિકૃષ્ણ ભગવાનની જ **સ્તુતિ** કરે છેઃ] જીવાત્મા-પરમાત્માનો અભેદ કહેનારા જે પુરુષો, તેમની વાણીરૂપી અંધકારથી મલિન થયેલું અને તેથી જ મોહ પામેલું અમારું અંતઃકરણ, તમારાં વચનોરૂપી ચંદ્રમાનાં કિરણોથી હે પરમગુરો ! અત્યંત નિર્મળ થયું છે. અને નિશ્ચય પરમસુખ પામ્યું છે. (જો તમો પ્રાદુર્ભાવ ન પામ્યા હોત તો બ્રહ્મસ્વરૂપના વિપરીત જ્ઞાનથી અમોને મોટો અનર્થ થાત.) (૩૩)

[આ પ્રકારે શ્રી પુરુષોત્તમ શ્રીહરિની વાણીનો વૈભવ (પરાક્રમ) કહીને તેમના પ્રાદુર્ભાવના હેતુનું વર્ણન કરીને હાલમાં ભગવાનની ઉપાસનાનું ખંડન કરનારા અભેદવાદીઓનું જગતમાં બહુપણું હોવાથી. ભેદ પ્રતિપાદક અને ભગવાનની ઉપાસનાનું સ્થાપન કરનારા શ્રીહરિનું એકપણું હોવાથી, જગતમાં ભગવાનની એકાંતિક ઉપાસનાના પ્રચારમાં મુશ્કેલી પડશે તેવો પહેલાં **સંશય** કરીને, શ્રીહરિમાં (આ પ્રત્યક્ષ ભગવાન છે એવા) પરમાત્મ પ્રાદુર્ભાવપણાના સંસ્મરણથી પ્રાપ્ત થયેલું છે **બળ** જેમને એવા તે ફરીથી કહે છેઃ] હે હરે ! મંત્રથી મંત્રિત બાણ સમાન વચનોથી, ભગવાનની ઉપાસનાનું ખંડન કરનારા અદ્વૈતાચાર્યોએ પૃથ્વીતળ ઢાંકી દીધું છે. તેથી આ લોકમાં અક્ષરધામના એક સ્વામી, અમારા ઈષ્ટદેવ, આચાર્ય ધર્મદેવના પુત્ર હોવાથી **ભાવિ આચાર્ય** તમારા વિના દેહધારીઓની મુક્તિ કેમ થાય ? અર્થાત્ ન જ થાય. (જેથી તમો અક્ષરધામના અધિપતિ પુરુષોત્તમ અહીં પ્રાદુર્ભાવ પામ્યા છો તે અમોએ તમોએ કરાવેલી સમાધિમાં જોયેલા ઐશ્વર્યથી અને તેથી પ્રાપ્ત થયેલા બળ વડે, 'આ જ **પુરુષોત્તમ** છે,' એમ નિશ્ચય કર્યો છે. તેથી અમારા હૃદયમાં અમોએ "તમારો આશ્રય કરવાપૂર્વક તમારી ઉપાસના કરવાથી જનોની મુક્તિ થશે" એવો **નિર્ણય** કર્યો છે.) (૩૪)

---

★ "परनिजधामनाथमिष्टम्" इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

सर्वज्ञोऽखिलजगदीश्वरोऽक्षरेशो दिव्यात्मा सुखनिलयो निरस्तसाम्यः । जातस्त्वं हरिरिह मुक्तये जनानामस्माभिस्त्विति विदितोऽसि वासुदेवः ॥३५॥

ब्रह्म त्वं भवसि परं प्रशान्तरूपं श्रीमद्भिः सदवयवैरुपेतमेव । वेदान्तैरुदितमचिच्चितां शरीरि ब्रह्माण्डस्थपतिनियन्तृ पूर्णकामम् ॥३६॥ त्वन्माया त्रिगुणमयी प्रभोऽस्ति सत्या सत्या वै भवदुदिता भवन्ति जीवाः । यो ब्रह्मप्रकृतिचितामिति त्रयाणां भेदस्त्वन्निगदित एव वास्तवोऽस्ति ॥३७॥

---

(પોતે ગુપ્તપણે કહેલા 'તમે ભગવાન છો' એવા અર્થને સ્પષ્ટ કરતા થકા શ્રીહરિને જ અક્ષરાધિપતિ **વાસુદેવ** પોતે જાણ્યા છે. એમ કહેતા કહે છે:) સર્વજ્ઞ, સકળ જગતના ઈશ્વર, અક્ષરના નિયંતા, દિવ્યસ્વરૂપ, સુખનિધિ, જેના સમાન કોઈ નથી એવા, સર્વના સ્વામી **શ્રીહરિ** તમો ''यः सर्वज्ञः सर्वविद्'' એ શ્રુતિથી 'જે સર્વજ્ઞ સર્વવિત્ છે.' ''एष सर्वेश्वर एष भूताधिपतिः'' એ શ્રુતિથી 'સમગ્ર બ્રહ્માંડોના ઈશ્વર જે પ્રાણીમાત્રના અધિપતિ છે.' ''आत्मात्मा चाक्षरात्मा च'' એ સ્મૃતિથી 'આત્માના આત્મા અને અક્ષરના આત્મા છે.' ''योऽक्षरमन्तरो यमयति'' એ શ્રુતિથી 'અક્ષરની અંદર રહીને અક્ષરનું નિયમન કરનારા છે.' ''दिव्यो देव एको नारायणः'' એ શ્રુતિથી 'દિવ્યાત્મા=દિવ્ય સ્વરૂપ એક નારાયણ છે.' નૃસિંહોત્તરતાપનીય ઉપનિષદ્‌માં ''स होवाच तद्वा एतद् ब्रह्माद्वयं बृहत्त्वान्नित्यं, शुद्धं, बुद्धं, सत्यं, सूक्ष्मं, परिपूर्णमद्वयं सदानन्दम्'' એ શ્રુતિથી 'તે નિશ્ચય બૃહત્પણાથી બ્રહ્મ અદ્વિતીય, નિત્ય, શુદ્ધ, બુદ્ધ, સત્ય, સૂક્ષ્મ, પરિપૂર્ણ, અદ્વિતીય, હંમેશાં આનંદ મૂર્તિ છે.' તથા ભૃગુવલ્લીઉપનિષદ્‌માં ''आनन्दादेव खल्विमानि भूतानि जायन्ते'' એ શ્રુતિથી 'આનંદ (યુક્ત સ્વરૂપ)થી જ આ ભૂત પ્રાણીમાત્ર નિશ્ચય ઉત્પન્ન થાય છે.' ''निरस्तसाम्यातिशयोऽपि यः स्वयम्'' એ સ્મૃતિથી 'અતિશય સામ્યપણું નાશ પામ્યું છે. જેને એવા' ''एक एव हरिः स्वामी'' એ સ્મૃતિથી - શ્રીહરિ એકજ સ્વામી છે. આ પ્રકારે શ્રુતિ અને સ્મૃતિઓમાં પ્રતિપાદન કરેલા તમો આ લોકમાં જનોની મુક્તિ માટે જ પ્રાદુર્ભાવ પામેલા છો, તેથી **વાસુદેવ** છો. આ પ્રકારે અમોએ સારી રીતે તમોને જાણ્યા છે. (૩૫)

(આ પ્રમાણે સ્તુતિ વચનો કહેવા છતાં પણ સંતોષ ન થયો તેથી તે જ શબ્દોને સમૂહરૂપમાં કહે છે.) પ્રકૃતિથી પર, પ્રશાંતરૂપવાળા, શોભાયમાન સુંદર અવયવોવાળા, ઉપનિષદોએ અચિત્ અને ચિત્‌ના શરીરીપણે પ્રતિપાદન કરેલા, બ્રહ્માંડના અધિપતિઓના નિયંતા, પૂર્ણકામ **બ્રહ્મ** તમો જ છો. (૩૬)

હે પ્રભો ! તમોએ કહેલી **માયા** સત્ત્વાદિ ત્રણ ગુણવાળી સત્ય છે. અને તમોએ કહેલા જીવો પણ સત્ય જ છે. જીવ, માયા અને પરબ્રહ્મ, એ ત્રણનો તમોએ કહેલો **ભેદ** વાસ્તવિક જ છે.★ (અદ્વૈત વાદીઓએ કહેલી રીત પ્રમાણે કલ્પિત નથી.) (૩૭)

---

★[**વિસ્તૃત અર્થ કહે છે:** હે પ્રભો ! તમોએ કહેલી **માયા** ત્રિગુણાત્મિકા (ત્રણ ગુણ વાળી) સત્ય છે, [અમર કોશના દ્વિતીય કાંડના શૂદ્ર વર્ગમાં ''स्यान्माया शाम्बरी'' એ શ્લોકની વ્યાખ્યા સુધાટીકામાં ''विश्वं माति यस्यां मिमीते वा'' જગત્ જેને વિષે જણાય છે તે માયા મા ધાતુ પ્રમાણ (અર્થ)માં તથા माङ् ધાતુ પ્રમાણ (અર્થ)માં વપરાય છે. ''माच्छाससिभ्यो यः'' એ (ઉણાદિ) સૂત્રથી ય કાર થઈને અકારાન્ત શબ્દ સ્ત્રીલિંગમાં આકારાન્ત થાય છે. એમ માયા શબ્દની સિદ્ધિ થાય છે. અથવા માં याति'' ''आतोऽनुपेति कः'' मा એટલે જ્ઞાન, જ્ઞાનને પામે તે 'માયા. आतोऽनुपेति સૂત્રથી ''क'' થઈને માયા શબ્દની સિદ્ધિ થાય છે.] ''माया प्रकृतिरविद्या कला शक्तिरनर्थान्तरम्'' ઈતિ (સાંખ્ય સૂત્રમ્) 'માયા, પ્રકૃતિ, અવિદ્યા, કલા, શક્તિ એ એક જ અર્થને કહેનારા છે.'

તેમજ આવું સાંખ્યસૂત્ર છે. અને ''यत्कार्यं जगत् यतोऽर्थान्तरं वस्त्वन्तरं न भवतीत्यनर्थान्तरं प्रधानमेवानेकशब्दव्यपदेश्यमिति पञ्चशिखवृत्तौ तदर्थः ।'' જેનું કાર્ય જગત, જેનાથી બીજી વસ્તુ ન હોય (બંને એક જ હોય) તે **અનર્થાન્તર** કહેવાય છે. પ્રધાન જ અનેક શબ્દથી કહેવા યોગ્ય છે. એમ પંચશિખવૃત્તિમાં કરેલો તેનો અર્થ છે;'' એ પ્રકારે 'સંધ્યા રત્ન પ્રદીપ'ના પ્રથમ કિરણના પ્રથમ શ્લોકના વ્યાખ્યાનમાં કહ્યું છે. ''લઘુ ભાગવતામૃતમાં'' ''याथातथ्यतोऽर्थान् व्यदधात्'' એ શ્રુતિથી 'સત્ય અર્થોને ધારણ કર્યા. સત્ય કાર્યમાં કારણ હોવાથી, તમારી શક્તિરૂપી માયા સત્ય જ છે. ઈન્દ્રજાળની માફક કલ્પિત નથી.' આ પ્રકારે ''उपरतसमस्तमायामये'' 'વિરામ પામ્યું છે. સમગ્ર માયામય' એ ગદ્યના વ્યાખ્યાનમાં કહેલું છે.

આશાધર ભટ્ટ રચિત વેદ સ્તુતિના રહસ્યમાં ''नृषु तव मायया'' એ શ્રુતિ વ્યાખ્યાનમાં ''मीयते प्रमीयते सा मा, नैयायिकैर्या प्रमेत्युच्यते, सा च प्रत्यक्षानुमित्युपमितिशाब्दभेदाच्चतुर्विधतां याति प्राप्नोतीति माया, प्रमाविषयीभूतं पदार्थजातमित्यर्थः'' 'જ્ઞાન જેનાથી થાય છે. તે ''મા'' કહેવાય છે. નૈયાયિકો જેને 'પ્રમા' કહે છે. તે (પ્રમા) તે પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ અને શાબ્દ ભેદથી ચાર પ્રકારની થાય છે. આ પ્રમાણે જ્ઞાનને પ્રાપ્ત કરવાના સાધનને ''मा'' કહેવામાં આવે છે.' તેને પામે તે **માયા** કહેવાય. (પ્રમાના વિષયીભૂત પદાર્થમાત્ર **માયા** કહેવાય.) અથવા ''मा'' શબ્દથી અણુપણું, મહત્ત્વપણું આદિક પરિમાણ કહ્યું. તેને પામે તેને માયા કહેવાય. (પરિચ્છેદવાળી વસ્તુમાત્ર એ અર્થ છે.) કેટલાક તો ''माती सृजति विश्वं'' વિશ્વને સૃજે છે તે **માયા** કહેવાય એમ કહે છે. બીજા તો ''मीयते विश्वरूपतया सृज्यते विष्णुना'' 'વિષ્ણુ દ્વારા વિશ્વરૂપપણાથી સૃજાય છે તેને માયા કહે છે.' તે માયામાં સત્ત્વ, રજ અને તમનું સામ્ય હોય તે સમયે તે માયા અવ્યક્ત હોય છે. અને સત્ત્વાદિકનું વિષમપણું હોય છે તે વખતે તે વ્યક્ત હોય છે. એવી રીતે કાર્ય-કારણરૂપી માયા બે પ્રકારની છે. એ માયાને જ તત્ત્વસમુદાયના મુખ્યપણાથી અને રાજમંત્રીના સમાનપણાથી સાંખ્યકારો **''પ્રધાન''** આ પ્રકારે નિર્દેશ કરે છે.' એમ કહ્યું છે.

''स्वशक्त्या मायया युक्तः'' 'પોતાની શક્તિરૂપ માયાએ સહિત,' આવી રીતે ભાગવતમાં ધ્રુવજી પ્રત્યે મનુએ, માયાને ભગવાનની શક્તિ કહેલી છે. ''प्रकृतिर्गुणसाम्यं वै''સત્ત્વાદિ ગુણોનું સમપણું તે પ્રકૃતિ કહેવાય છે, એમ એકાદશ સ્કંધમાં કહેલું છે. ''सेयं गुणमयी माया'' તે આ ગુણમયી માયા છે, એમ દ્વાદશ સ્કંધમાં કહ્યું છે. ''त्रिगुणात्मा तमः कृष्णशक्तिर्देहतदीययोः । जीवस्य चाहंममताहेतुर्मायाऽवगम्यताम्'' इति शिक्षापत्र्याम्'' જે ત્રણ ગુણવાળી, અંધકારરૂપ, શ્રીકૃષ્ણ ભગવાનની શક્તિ છે. દેહ અને દેહના સંબંધીને વિષે જીવને અહં મમત્વને કરાવનારી છે, તેને માયા જાણવી. એ શિક્ષાપત્રીના શ્લોકની અર્થદીપિકા નામની ટીકામાં જે ઘણાં પ્રમાણો આપ્યાં છે, તે જોવાથી માયા સત્ય છે. આકાશ પુષ્પની માફક મિથ્યા નથી, એ સમજાય છે.

''अजां ध्रुवां'' इतिश्रुतौ 'માયાનું અજપણું, ધ્રુવપણું' શ્રુતિમાં કહ્યું છે. ''अचेतना परार्था च नित्या सततविक्रिया । त्रिगुणा कर्मिणां क्षेत्रं प्रकृते रूपमुच्यते'' इति स्मृतौ'' 'જડ, બીજાને માટે પ્રયોજન વાળી, નિત્ય, હંમેશાં વિકારવાળી, ત્રણ ગુણવાળી, કર્મ કરનારાઓનું ક્ષેત્ર, એ પ્રકૃતિનું રૂપ કહેવાય છે,' એમ સ્મૃતિમાં કહેલું છે. આથી માયા સત્ય છે. એથી વિશેષ કહેવાથી બસ છે.]

તેમજ-હે પ્રભો ! તમોએ કહેલા **''જીવો''** સત્ય છે જ. ''ज्ञाज्ञौ द्वावजावीशानीशौ'' ''अजो नित्यः शाश्वतोऽयम्'' ''अच्छेद्योऽयमदाह्योऽयम्'' ''नैनं छिन्दन्ति शस्त्राणि'' ''એ આત્માને શસ્ત્રો છેદતાં નથી.'' ''तयोरन्यः पिप्पलं स्वाद्वत्ति'' ''બંનેમાંથી એક સ્વાદુ કર્મફળ ખાય છે.'' ''नित्यः सर्वगतः स्थाणुः'' ''નિત્ય - સર્વગત, સ્થાણુ છે (અચળ છે)'' ''तदात्मा प्रकृतेः सङ्गादहंमानादिदूषितः । भजते प्राकृतान् धर्मानतस्तेभ्योऽपि सोऽव्ययः । पुमान्न देवो न नरो न पशुर्न च पादपः । शरीराकृतिभेदास्तु

वैधेया भुवि कथयन्ति येऽत्र जीवब्रह्मैक्यं विषयविभोगसक्तचित्ताः । धूर्तास्ते ननु मनुजान् प्रतारयन्तः कूटोक्त्या न समुपयान्ति मुक्तिमेव ॥३८॥ कल्याणस्त्रुतिमपहाय तेऽत्र भक्तिं निर्भेदं मतमवलम्ब्य ये विवादम् । कुर्वन्ति त्वतनुतुषावघातनं ते शान्तिं न क्वचिदपि यान्त्यनन्तमोहाः ॥३९॥ अत्र त्वां निखिलवरिष्ठराजराजं सम्प्राप्ता जितकलिदूषणा जनौघाः । उत्कर्षं समुपगतास्तव प्रसादान्मोदन्ते जगति जयन्ति पुण्यभाजः ॥४०॥

देवोभ्योऽप्यतिवरवाञ्छितार्थदात्रीं संसारभ्रमदसुभृद्विमुक्तिकर्त्रीम् । त्वद्वीक्षाऽमृततटिनीं कृपातरङ्गां पुण्यां यो ध्रुवमवगाहते स धन्यः ॥४१॥

---

શબ્દાદિ પ્રાકૃત ભોગોના વિશેષ ભોગમાં આસક્ત ચિત્તવાળા જે જનો પૃથ્વીમાં જીવ-બ્રહ્મનું ઐક્ય (અભેદ) કહે છે, તે મૂર્ખ અને જગતને ઠગનારા છે. એથી કપટમય ભાષણોથી મનુષ્યોને ઠગીને મુક્તિ નથી જ પામતા, ઊલટા નરકમાં જ પડે છે. (૩૮)

આ લોકમાં મુક્તિનો માર્ગ જેનાથી છે એવી તમારી ભક્તિનો ત્યાગ કરીને, જીવ-બ્રહ્મના અભેદનું પ્રતિપાદન કરનાર મતનું અવલંબન કરીને, જે વિવાદ કરે છે. તે જનો તો (ધાન્ય રહિત) અતિસ્થૂલ ફોતરાં ખાંડનારા જ છે. જેનો અંત નથી એવા મોહવાળા તે ક્યારેય પણ શાંતિ તો નથી જ પામતા. (૩૯)

આ લોકમાં સમગ્ર શ્રેષ્ઠ પુરુષોના રાજાઓના પણ તમો **રાજા** છો. તે તમોને જે પામ્યા છે અને તેથી જ જેમણે કળિયુગનાં દૂષણો જીતી લીધાં છે તે જનો તમારી પ્રસન્નતાથી ખૂબજ મહત્તા પામ્યા થકા આનંદ અનુભવે છે. તેમજ મહાસુકૃત કરનારા તે જનો આ જગતમાં સર્વોત્કર્ષપણે વર્તે છે. (૪૦)

(બહુ શું કહીએ ? આ લોકમાં જે તમારા દર્શન કરે છે, કરશે ને કર્યા છે તે સર્વે **ધન્ય** છે એ કહે છે.) દેવોએ ભોગવવા યોગ્ય ભોગો, તેથી પણ ઉત્તમ એવા ઈચ્છિત અર્થોને આપનારી, જન્મમરણના પ્રવાહરૂપ સંસારમાં ભમતા પ્રાણીઓની મુક્તિ કરનારી, સુકૃત પ્રાપ્ત કરાવનારી, કૃપારૂપી તરંગોવાળી, તમારા દર્શનરૂપી અમૃત નદીને જે માણસ પામે છે, તે મનુષ્યને ધન્ય છે. (૪૧)

---

भूपैतत्कर्मयोनयः ॥ निर्वाणमय एवायमात्मा ज्ञानमयोऽमलः । दुःखाज्ञानमला धर्माः प्रकृतेस्ते न चात्मनः'' પ્રકૃતિના સંગથી આત્મા અહંકાર - માન આદિકથી દૂષિત થયેલો પ્રકૃતિના ધર્મોને ભજે છે. તો પણ તે દોષોથી વિકાર પામતો નથી. (અવ્યય છે.) '' આત્મા, દેવ નથી, નર નથી, પશુ નથી, વૃક્ષ નથી, હે રાજન્ ! શરીરની આકૃતિના ભેદો તો તે કર્મોથી પ્રાપ્ત થયેલી યોનિઓના કારણથી છે, શરીરના સંબંધથી મુક્ત થયેલો આ આત્મા જ્ઞાનમય શુદ્ધ છે. દુઃખ અજ્ઞાન, મલ વગેરે ધર્મો પ્રકૃતિના છે, આત્માના નથી.'' ''हृत्स्थोऽणुसूक्ष्मश्चिद्रूपो ज्ञाता व्याप्याखिलां तनुम् । ज्ञानशक्त्या स्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः इति'' આત્મા હૃદયમાં રહેલો છે, અણુ સરખો સૂક્ષ્મ છે, ચિદ્રૂપ, જ્ઞાતા, પોતાની સમગ્ર જ્ઞાનશક્તિથી સમગ્ર શરીરમાં વ્યાપીને રહેલો, અછેદ્યાદિ સ્વરૂપવાળો જાણવો. એવી રીતે (શિક્ષાપત્રી તથા તેની ટીકામાં) જીવોનું પારમાર્થિક **સત્યપણું** પ્રતિપાદન કરેલું છે. તેથી જીવો બ્રહ્મના આભાસભૂત નથી, બ્રહ્મના પ્રતિબિંબભૂત પણ નથી. [પૂર્વે આપે (શ્રીહરિએ) સિદ્ધાંત સ્પષ્ટપણે પ્રમાણોથી કહ્યો છે. તેથી અમો (પંડિતો તથા રસબોધિની-વ્યાખ્યા કર્તા) તે પ્રમાણો વિશેષ કહેતા નથી, પણ વિરામ પામીએ છીએ.] જીવ, માયા, પરબ્રહ્મ, એ ત્રણનો તમોએ જે ભેદ કહ્યો તે યથાર્થ જ છે. અદ્વૈતવાદીઓએ કહેલી રીત પ્રમાણે કલ્પિત નથી. **-રસબોધિની.**]

माहात्म्यं तव विषयप्रसक्तचित्तैरज्ञात्वा जगदखिलार्त्तिहन्नतर्क्यम् । अस्माभिर्गदितमयुक्तमप्यशेषं क्षन्तव्यं परमदयालुना त्वयैव ॥४२॥ दुर्हेयं स्वमतदुराग्रहं च नानाविद्याऽऽप्तिप्रभवमशेषमेव गर्वम् । हित्वा ते शरणमुपागतास्त्वदीया दासाः स्मः★ पुरुकृपयाऽनुशाधि नस्त्वम्★ ॥४३॥ बहुविधमतवादध्वान्तपुञ्जान्तराल-भ्रमणपरिविमुह्यद्बुद्धयश्चावृताक्षाः । वयमिह निखिलास्त्वां प्राप्य लब्धप्रकाशा दिनकरमिव तीर्णास्तत्तमस्काण्डमेव ॥४४॥ वयमतिशयदेहाहंकृतिव्यालतीव्रक्षतबहुतरमूर्च्छा मुक्तिमार्गाच्च्युताः स्मः । विषमुरु शमयित्वा ज्ञानपीयूषसेकैर्विषभिषगिव नस्त्वं जीवयन्भास्यधीशः ॥४५॥

श्रीशुकानन्द उवाच - **स्तुत्वेति ते सर्वजनैकवन्द्यं ज्ञात्वा तमीशं हरिमेव साक्षात् । तदाश्रयं चक्रुरपि क्षितीशः सभ्याश्च दैवा निखिलार्त्तिहारम् ॥४६॥ अथ प्रसन्नो नितरां स राजा महार्हवस्त्राभरणादिभिस्तम् । सद्गन्धपुष्पोत्तमहारमुख्यैरपूजयत् तत्पितरं च धर्मम् ॥४७॥ अथाऽऽज्ञया तस्य हरेः स विप्रान् वस्त्रादिभिस्तानपि दक्षिणाभिः । यथोचितं शास्त्रविदः समग्रान् सन्तोषयामास जनाँस्तथाऽन्यान् ॥४८॥ धर्मस्य साकेतपुरागतस्य पुत्रेण**

હે જગતની સમગ્ર પીડાને હણનારા ! તમારું અતકર્ય માહાત્મ્ય, વિષયમાં આસક્ત ચિત્તવાળા અમો યથાર્થ જાણી શક્યા નથી. છતાં અમારી બુદ્ધિને અનુસારે અમે કહ્યું છે. તેથી તેમાં કંઈ પણ અયોગ્ય કહેવાયું હોય તો હે પરમ દયાળુ ! (બાળકોનું કાલું કાલું બોલવું સાંભળીને પિતા ક્રોધ કરતા નથી તેમ) તમે **ક્ષમા** કરશો. (૪૨)

હે અતિમહિમન્ ! અમો તમારા સમાગમ વિના ન ત્યાગ થઈ શકે એવો અમારા મતનો દુરાગ્રહ, અને વિદ્યાથી ઉત્પન્ન થતો ગર્વ, તેનો ત્યાગ કરીને તમારે શરણે આવેલા છીએ. અમો તમારા દાસ છીએ માટે કૃપા કરીને તમો અમોને **શિક્ષણ** આપો. (જેવી રીતે અમારું પરમ કલ્યાણ થાય તેવું અમોને કહો.) (૪૩)

કેવલાદ્વૈત, દ્વૈત, અદ્વૈત આદિક અનેક પ્રકારના જે મતો, તેમના વાદરૂપી અંધકારના મધ્યભાગમાં ભમવું તેનાથી જેમની બુદ્ધિ **મોહ** પામી છે, તે અંધકારથી આવૃત્ત નેત્રોવાળા, અમો સર્વે આ લોકમાં તમોને પામીને, સૂર્યના ઉદયથી પ્રકાશ પ્રાપ્ત થયો હોય તેવા થકા વિવિધ પ્રકારના મતવાદરૂપી અંધકારને (અજ્ઞાનને) તરી ગયા છીએ. (૪૪)

દેહને વિષે અત્યંત અહંકારરૂપી જે મહાસર્પ, તેના તીવ્ર દંશથી અતિ મોટી મૂર્છા પામેલા અમો મુક્તિના માર્ગથી પડ્યા હતા. જ્ઞાનરૂપી અમૃતના સિંચનથી વિષવૈદની માફક તમોએ તે ઝેરને **નિવૃત્ત** કરી, અમોને **નવું જીવન** આપ્યું છે, તેથી તમો એક જ સર્વના નિયંતા જણાઓ છો. (૪૫)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** આવી રીતે સર્વજનોને વંદના કરવા યોગ્ય શ્રીહરિને જ પ્રત્યક્ષ, સમગ્ર પીડાને હરનારા, પરમેશ્વર જાણીને તેમજ સ્તુતિ કરીને, સર્વ દૈવી સંપદાયુક્ત તે સભ્યોએ તથા રાજાએ પણ શ્રીહરિનો **આશ્રય** કર્યો. (૪૬)

પછી અત્યંત પ્રસન્ન થયેલા **કાશીપતિ,** મહામૂલ્યવાળાં વસ્ત્રો તથા અલંકારો તેમજ સુગંધીવાળું ચંદન, પુષ્પોના ઉત્તમ હાર તથા આરતી વગેરેથી શ્રીહરિના પિતાશ્રી ધર્મદેવને તથા શ્રીહરિને પૂજવા લાગ્યા. (૪૭)

પછી રાજા શ્રીહરિની આજ્ઞાથી, સમગ્ર શાસ્ત્રોને જાણનારા બ્રાહ્મણોને તથા બીજા જે પૂજવા યોગ્ય જનોને વસ્ત્રાલંકાર, સદ્‌ભોજન, દક્ષિણા વગેરેથી યથાયોગ્ય **સંતોષ** પમાડતા હતા. (૪૮)

'પૌગંડાવસ્થામાં રહેલા, પોતાના પિતાશ્રી શ્રી ધર્મદેવથી પણ મંગળરૂપ ગુણ સમુદાયોથી અધિક, સમગ્ર પંડિતવર્ગને વંદનીય, અયોધ્યાનગરથી આવેલા ધર્મદેવના બહુ વિદ્યા તથા ઐશ્વર્યસંપન્ન પુત્ર શ્રીહરિકૃષ્ણે, ન જીતાય એવા કાશીપુરના

★''हित्वा ते शरणमुपागताँस्त्वदीयान् दासान्स्मः पुरुकृपयाऽनुशाधि नस्त्वम्'' इति (रसबोधिन्यां=क ग्रन्थे) पाठान्तरम् । मूलमात्रे (ड-ग्रन्थे) तु ''हित्वा ते शरणमुपगताँस्त्वदीयान् दासान्नः पुरुकृपयाऽनुशाधि भूमन् ।'' इति किञ्चित् सविशेष दृश्यते ।

पौगण्डदशेन भद्रैः । गुणव्रजैरप्यधिकेन तस्मादशेषसत्पण्डितवन्दितेन ॥४९॥ एतेन भूम्ना हरिकृष्णनाम्ना पौरा जिताः शास्त्रविदोऽप्यजेयाः । उद्घोष इत्थं सततं महीयान् पुरे तु तस्मिन्निखिले किलाऽऽसीत् ॥५०॥ सन्मानेन वृषः स पूर्ववदथ प्रस्थापितः क्ष्माभृता विद्वद्भिर्नगरालयैरनुगतैश्चातिप्रसक्तैर्हरौ । आरुह्यात्मसुतत्वनाटनभृता तेनाऽन्वितः स्यन्दनं शिष्यैरुत्सुकमानसैः परिवृतोऽभ्यायादयोध्यापुरीम् ॥५१॥ श्रीधर्मस्तत आगतैरभिमुखं पौरव्रजैर्मानितो युक्तस्तेन जनार्थितेन जयता वाराणसीपण्डितान् । तस्यामात्मनिकेतने समवसत् सार्धं स्वपुत्रादिभिः सर्वानात्मसमाश्रिताँस्तनुभृतश्चानन्दयन् निर्भरम् ॥५२॥

तस्यैतन्नृपते पठन्ति चरितं श्रोष्यन्ति★१ ये श्रद्धया जीवब्रह्मगताश्च संशयगणा यास्यन्ति★२ तेषां क्षयम्★३ । दिव्ये ब्रह्मपुरे हरेर्निवसतो बोधो हि दिव्याकृते र्भाव्योऽप्राकृतविग्रहैरतिमुदा जुष्टस्य मुक्तव्रजैः ॥५३॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरेर्विद्वज्जनकृतस्तुतिनिरूपणनामा त्रयस्त्रिंशोऽध्यायः ॥३३॥

---

નિવાસી પંડિતોને જીત્યા.' આ પ્રકારે કાશીનગરીમાં અતિ મોટો **ઉદ્‌ઘોષ** થયો. (૪૯-૫૦) પછી જગત પ્રસિદ્ધ ધર્મદેવને, પૂર્વની માફક સેનાની સાથે સત્કારપૂર્વક અયોધ્યાપુર પહોંચાડવા રાજા તથા શ્રીહરિને વિષે અતિ આસક્ત કાશીનગરના નિવાસીઓ તથા પંડિતો જે વળાવવા પાછળ આવતા હતા, તેમને પાછા વાળીને, **ધર્મદેવ** પોતાના પુત્રસ્વરૂપ **શ્રીહરિ** સાથે ઉત્સાહિત મનવાળા શિષ્યોથી વીંટાયેલા, રથમાં બેસીને તેમજ બીજાઓને પણ યથાયોગ્ય બેસાડીને **અયોધ્યાપુરી** આવ્યા. (૫૧)

પછી શ્રી ધર્મદેવ, અયોધ્યામાં પોતાનો સત્કાર કરવા સામા આવેલા પોતાના શિષ્યાદિ લોકસમુદાયોએ પ્રણામ ભેટ વગેરેથી સત્કાર કરાયેલા થકા કાશીના પંડિતોને જીતનારા, અને સર્વજનોએ પ્રાર્થના કરાયેલા એવા શ્રીહરિએ સહિત અયોધ્યાપુરીમાં પોતાની હવેલીમાં, સર્વે પોતાના આશ્રિતોને અત્યંત આનંદ પમાડતાં, પોતાના પુત્રાદિકની સાથે **નિવાસ** કરવા લાગ્યા. (૫૨)

હે રાજન્ ! કાશીના પંડિતો ઉપર વિજય પ્રાપ્ત કરનારા પરમેશ્વર **શ્રીહરિ**નું આ **ચરિત્ર** જે જનો શ્રદ્ધાપૂર્વક કહેશે અથવા સાંભળશે, તે જનોના 'જીવ અને બ્રહ્મનું એકપણું છે કે અનેકપણું છે' એવા સંશયો વિનાશ પામશે. તેમજ તેમને દિવ્ય બ્રહ્મપુરમાં નિવાસ કરતા, અપ્રાકૃત શરીરવાળા, અક્ષર મુક્તોએ અતિઆનંદપૂર્વક સેવાયેલા શ્રીહરિની **દિવ્યાકૃતિનું જ્ઞાન** થશે. (૫૩)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'વિદ્વદ્‌જનકૃત શ્રીહરિની સ્તુતિ નિરૂપણ' નામે તેત્રીસમો અધ્યાય સંપૂર્ણ. (૩૩)

---

★१. ''शृण्वन्ति'' इति (प्रथममुद्रिते=ब ग्रन्थे) पाठान्तरम् । रसबोधिन्यां (क-ग्रन्थे) त्वत्र (उपरोक्तः) 'श्रोष्यन्ति' इत्येव पाठः ।

★२. ''यान्त्येव'' इति (प्रथममुद्रिते=ब ग्रन्थे) पाठान्तरम् । रसबोधिन्यां (क-ग्रन्थे) तु 'यास्यन्ति' इत्येव (उपरोक्तः) पाठोऽस्ति ।

★३. મૂળમાત્ર (ड) હ.લિ. ગ્રંથમાં તો આ શ્લોકના શ્લોકાર્ધનો ''तस्यैतत्परमेश्वरस्य चरितं श्रोष्यन्ति ये श्रद्धया जीवब्रह्मगताश्च संशयगणा यास्यन्ति तेषां क्षयम् ।'' આ પ્રમાણે જ પાઠ છે.

## ॥ अथ चतुस्त्रिंशोऽध्यायः ॥

**( चतुस्त्रिंशेऽस्ति सम्प्रोक्तं हर्याविर्भावकारणम् । देहत्यागो हरेः पित्रोर्विचारश्च गृहत्यजेः ॥)**

श्रीशुकानन्द उवाच-**अथ श्रीधर्मभूर्भूमा भूपते पुरुषोत्तमः । हरिर्दयामहाम्भोधिर्धीर इत्थं व्यचिन्तयत् ॥१॥ अविद्यामयमज्ञानं यज्जनानां दुरत्ययम् । सर्वापत्तिपदं भूयः संसृतिभ्रमणप्रदम् ॥२॥ तदुन्मूल्य परं तेषां कर्त्तुं श्रेयो महीतलम् । चरणीयं मया स्थेयं न समृद्धेऽत्र मन्दिरे ॥३॥**

**उन्मूल्य नितरां भूमेरधर्मं कलिनैधितम् । स्थापनीयो मयैवोर्व्यां धर्मः सर्वसुखावहः ॥४॥ साधूनां सर्वमित्राणां विधेयं रक्षणं मुहुः । मदैकान्तिकभक्तेभ्यो मया देयं सुखं भृशम् ॥५॥ तथापि साम्प्रतं गेहं यदि जह्यां तदा त्विमौ । पितरौ मद्वियोगार्त्तिं सहेयातां न मद्रतौ ॥६॥ तस्मात्पुरैव नीत्वैतौ परां दिव्यगतिं शुभाम् । त्यक्त्वाऽगारमिदं तूर्णं विचरिष्ये धरातले ॥७॥ इत्थं विचार्य भगवान् सर्वजीवहितोद्यतः । स प्रोचे कृपया ज्ञानं स्वजनन्यै निजं परम् ॥८॥**

---

## અધ્યાય : ૩૪

## ગૃહત્યાગ કરવા માટે શ્રીહરિનો આવિર્ભાવ હેતુ સંકલ્પ, માતાપિતાને દિવ્યગતિ. ધર્મદેવે પોતાના બંને પુત્રોને કહેલાં ઉપદેશનાં હિતવચનો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! ધર્મના પુત્ર પુરુષોત્તમ, દયાના મહાસાગર, ધીર, અતિમહાન શ્રીહરિ આવી રીતે **વિચાર** કરવા લાગ્યાઃ (૧)

“જનોએ નાશ કરવામાં અશક્ય, (જીવોને અનાદિકાળથી વળગેલું) વારંવાર સર્વવિપત્તિઓને આપનારું, તેમજ સંસાર ભ્રમણને કરાવનારું જે અવિદ્યાત્મક અજ્ઞાન છે. તે જનોના અજ્ઞાનનો મૂલમાંથી વિનાશ કરીને, કલ્યાણ કરવા માટે, મારે પૃથ્વીના તળમાં વિચરણ કરવું છે, પરંતુ આ સમૃદ્ધિવાળા ઘરમાં રહેવું નથી. (૨-૩)

કલિથી વૃદ્ધિ પામેલો અધર્મ પૃથ્વીમાંથી ઉખેડી નાંખીને, મારે સર્વજનોને સુખ કરનારો ધર્મ પૃથ્વીમાં સ્થાપન કરવો છે. (૪)

સર્વભૂત પ્રાણીમાત્રના મિત્રરૂપ સાધુઓનું રક્ષણ મારે વારંવાર કરવું છે. મારા એકાંતિક ભક્તોને અત્યંત સુખ આપવું છે. (૫)

આ પ્રકારે **અવશ્યકર્તવ્ય** છે. છતાં પણ હાલમાં જો હું ઘરનો ત્યાગ કરું તો મારે વિષે અત્યંત પ્રીતિવાળા આ મારા માતાપિતા મારા વિયોગનું દુઃખ સહન કરી શકશે નહિ. (૬)

તેથી માતાપિતાને પ્રથમ શુભ દિવ્યગતિ પમાડીને પછીથી જ આ ગૃહનો તત્કાળ ત્યાગ કરીને, પૃથ્વીતળમાં હું વિચરણ કરીશ.” (૭)

આ પ્રકારે વિચાર કરીને, સર્વ જીવોનું હિત કરવામાં ઉદ્યમવાળા ભગવાન શ્રીહરિ, પોતાના માતુશ્રીને કૃપાથી પોતાનું **પરમ જ્ઞાન** કહેતા હતા. (૮)

ज्वरव्यथां प्रपन्नायै लोकभोगविरक्तये । निजाज्ञानविनाशाय प्रार्थयन्त्यै स्वमादरात् ॥९॥ शास्त्रोपनिषदां सारं हरिगीतां स्वयं हरिः । कथयामास सर्वज्ञः स तस्यै पुरुषोत्तमः ॥१०॥ तत्र भक्तिः समाहात्म्या धर्माद्यङ्गयुता हरेः । प्रोक्ता साऽऽप्या यतस्तेषां लक्ष्माण्युक्तानि वै सताम् ॥११॥ चतुर्ण्णामथ वर्णानामाश्रमाणां पृथक् पृथक् । साधारणस्तथा धर्मो विशेषः स्पष्टमीरितः ॥१२॥ ततो ज्ञानं यथाशास्त्रं प्रोक्तं जीवपरात्मनोः । ज्ञाज्ञयोश्च तथैवेशानीशयोर्नित्ययोः स्वतः ॥१३॥

ततः स्पष्टतरं प्रोक्तं वैराग्यं भक्तिवर्द्धनम् । भगवन्तं विनाऽन्यत्र सर्वत्राप्रीतिलक्षणम् ॥१४॥ लक्ष्माणि नवधा भक्तेः प्रेमभक्तेरथ प्रभोः । स्वरूपं चास्य माहात्म्यं प्रोक्तान्येतानि भूपते ॥१५॥ साऽथ तत्प्रोक्तबोधेन संशयाज्ञानवर्ज्जिता । विवेद परमात्मानं तं साक्षात्पुरुषोत्तमम् ॥१६॥ अथैकाग्रेण मनसा तं ध्यायन्त्यखिलेश्वरम् । अत्याक्षीज्जननी तस्य शरीरं पाञ्चभौतिकम् ॥१७॥ तदिच्छयाऽथ सा प्रापद्दिव्यदेहं तदन्तिके । तं पश्यन्त्यवसत्प्रीत्या सदैवालक्षिता जनैः ॥१८॥

---

તાવથી પીડા પામેલાં, આ લોકના ભોગોમાં વૈરાગ્યવાળાં, પોતાનું અજ્ઞાન નાશ કરવા માટે આદરપૂર્વક શ્રીહરિની પ્રાર્થના કરતાં પોતાના માતુશ્રી ભક્તિદેવીને સર્વજ્ઞ, પુરુષોત્તમ **શ્રીહરિ,** શાસ્ત્રો અને ઉપનિષદોના સારરૂપ હરિગીતા★ કહેવા લાગ્યા. (૯-૧૦)

★હરિગીતામાં ધર્માદિ અંગે સહિત, માહાત્મ્યે સહિત, શ્રીહરિની **ભક્તિ** કહેલી છે, અને તે ભક્તિ જેમનાથી પમાય છે તે **સાધુઓનાં લક્ષણો** કહેલાં છે. (૧૧)

★પછી ચાર વર્ણોના, તેમજ આશ્રમોના, જુદા જુદા સાધારણ તથા વિશેષ **ધર્મો** પણ સ્પષ્ટપણે કહેલા છે. (૧૨)

★જે સર્વજ્ઞ, અલ્પજ્ઞ તથા સ્વતંત્ર અને પરતંત્ર તથા જે બન્ને નિત્ય છે એવા જીવાત્મા અને પરમાત્મા, તે સંબંધી **જ્ઞાન** શાસ્ત્ર પ્રમાણે કહેલું છે. (૧૩)

★'ભગવાન વિના બીજે ઠેકાણે પ્રીતિ નહિ' એવા લક્ષણવાળો ભક્તિને વધારનારો જે **વૈરાગ્ય,** તે અત્યંત સ્પષ્ટ જેમ હોય તેમ કહ્યો છે. (૧૪)

★તેમજ હે રાજન્ ! પ્રભુની નવ પ્રકારની **ભક્તિ**નાં લક્ષણ, પ્રેમ ભક્તિનું સ્વરૂપ, તથા પ્રભુનું **માહાત્મ્ય** એ ત્રણ હરિગીતામાં કહેલાં છે. (૧૫)

આ પ્રકારે હરિગીતા સાંભળ્યા પછી, ભક્તિમાતાએ શ્રીહરિએ કહેલા જ્ઞાનથી, શ્રીહરિના પરમેશ્વરપણામાં સંશયરૂપી અજ્ઞાનરહિત થઈને, શ્રીહરિને પ્રત્યક્ષ પરમાત્મા **પુરુષોત્તમ** જાણ્યા. (૧૬)

પછી અખિલેશ્વર શ્રીહરિનું એકાગ્ર મનથી ધ્યાન કરતાં શ્રીહરિનાં માતુશ્રીએ પંચભૌતિક દેહનો ત્યાગ કર્યો. (૧૭)

ભક્તિમાતા શ્રીહરિના સંકલ્પથી **દિવ્યદેહ** પામ્યાં. જનોને અગોચર એવા દિવ્ય દેહધારી શ્રીહરિના નિત્યદર્શન કરતાં, શ્રીહરિની સમીપમાં પ્રીતિપૂર્વક સદા રહ્યાં. (૧૮)

---

★ હરિગીતા સત્સંગિજીવનમાં સવિસ્તર કહેલી છે, અહીં તો માત્ર તેમાં કહેલા **અર્થ**નો **સંક્ષેપ** પાંચ શ્લોકથી કહ્યો છે.

तदौर्ध्वदैहिकं धर्मो ज्येष्ठेनात्मीयसूनुना । स्वसम्पत्त्यनुसारेण यथावत् समकारयत् ॥१९॥ सांख्ययोगं ततो धर्मः श्रितो धर्माऽचलस्थितिः । विषयात्यरुचिस्त्यक्तप्रवृत्तिर्विजितेन्द्रियः ॥२०॥ ब्रह्मचर्य्यव्रतासक्तस्तपःकृशीकृताकृतिः । पुत्ररूपे हरौ तस्मिन्नासीद् गाढानुरक्तिमान् ॥२१॥ लोभादिवर्ज्जितः शान्तो ध्यानयोगविनिष्ठितः । सोऽतिशुद्धमना धीरो ज्वरितः सहसाऽभवत् ॥२२॥ ज्वरातिव्यथया निद्रामप्राप्तः सोऽपि चात्मजम् । मुहुर्विलोकयन्प्रीत्या समशेत प्रशान्तधीः ॥२३॥ पादसंवाहनं कुर्वंस्तस्य सेवारतो हरिः । रात्रौ जागरणं चक्रे निर्जलैकादशीव्रती ॥२४॥

तत्रस्था★ बान्धवास्त्वन्ये बभूवुर्निद्रितास्तदा । तं पश्यन् सहसा प्रापत्समाधिं स तदिच्छया ॥२५॥ तमेव परमात्मानं तत्र श्रीपुरुषोत्तमम् । महातेजोमयं दिव्यैर्युक्तमैक्षत पार्षदैः ॥२६॥ सोऽथोत्थितस्तमेवेशं स्वान्तिके ब्रह्मचारिणम् । दृष्ट्वाऽभिवन्द्य जानंस्तत्तत्त्वमस्तौत्तमञ्जसा ॥२७॥ स प्रीतोऽथ तमित्यूचे धर्मस्त्वमसि मे प्रियः । चिन्ता नैव त्वया कार्य्या त्वां त्यक्ष्यामि न कर्हिचित् ॥२८॥ त्यक्त्वा देहमिमं दिव्यदेहेनैव ममान्तिकम् । अचिरात्प्राप्स्यसे प्रोक्तस्तेनेत्थं पिप्रिये हि सः ॥२९॥ अथ धर्मः स्वतनयौ हरेर्ज्येष्ठानुजावुभौ । आजुहाव परं दास्यन् वयुनं ज्ञानिसत्तमः ॥३०॥

---

ધર્મદેવ, ભક્તિનો ઔર્ધ્વદૈહિકસંસ્કાર, પોતાના મોટા પુત્ર રામપ્રતાપની પાસે પોતાની સંપત્તિ અનુસાર કરાવતા હતા. (૧૯)

પછી ધર્મમાં અચલસ્થિતિવાળા, સાંખ્યયોગને આશરેલા, વિષયોમાં અત્યંત અરુચિવાળા, ત્યાગ કરી છે પ્રવૃત્તિ જેમણે એવા, જિતેન્દ્રિય, બ્રહ્મચર્યવ્રતમાં આસક્તિવાળા, તપથી કૃશ શરીરવાળા, ધર્મદેવ, પુત્રરૂપ શ્રીહરિને વિષે અત્યંત પ્રેમવાળા થયા. (૨૦)

લોભ-કામ-રસાસ્વાદ-સ્નેહ આદિકથી રહિત, શાન્ત, ધ્યાનયોગમાં વિશેષ નિષ્ઠાવાળા, અતિશુદ્ધમનવાળા, ધીર, ધર્મદેવને ત્યાર પછી એકાએક તાવ આવ્યો. (૨૧-૨૨)

તાવની અત્યંત પીડાથી નિદ્રારહિત બનેલા પ્રશાન્તબુદ્ધિવાળા ધર્મદેવ પણ, પ્રીતિપૂર્વક વારંવાર શ્રીહરિને નીરખતા થકા નિદ્રાધીન થયા. તેમની પ્રીતિપૂર્વક સેવા કરતા શ્રીહરિ, તે દિવસે એકાદશીનું વ્રત હોવાથી પિતા શ્રીધર્મદેવના પગ ચાંપતા થકા રાત્રિએ જાગરણ કરતા હતા. (૨૩-૨૪)

તે વખતે ત્યાં ધર્મદેવના ઘેર રહેલા, બીજા સર્વે બંધુજનો નિદ્રા પામ્યા. ધર્મદેવ તો શ્રીહરિના દર્શન કરતા કરતા શ્રીહરિની ઈચ્છાથી તત્કાળ સમાધિ અવસ્થાને પામ્યા. (૨૫) સમાધિમાં શ્રી પુરુષોત્તમ-પરમાત્મા શ્રીહરિને ધર્મદેવ, મહા તેજોમય દિવ્ય પાર્ષદોએ સહિત નિહાળતા હતા. (૨૬)

પછી સમાધિમાંથી જાગીને ધર્મદેવ, પોતે દર્શન કરેલા; પરમેશ્વર શ્રીહરિને જ બ્રહ્મચારી વેષવાળા પોતાની સમીપમાં જોઈને, અભિવંદન કરીને, તત્ત્વથી શ્રીહરિનું સ્વરૂપ જાણીને, સ્તુતિ કરવા લાગ્યા. (૨૭)

તેથી પ્રસન્ન થયેલા **શ્રીહરિ** ધર્મને આ પ્રકારે કહેવા લાગ્યાઃ 'હે તાત ! તમો મને અત્યંત પ્રિય સાક્ષાત્ ધર્મ છો, તમોએ ચિંતા ન જ કરવી. તમારો ક્યારેય પણ હું ત્યાગ નહિ કરું. (૨૮) હે તાત ! આ દેહનો ત્યાગ કરીને, દિવ્ય દેહથી તમો તત્કાળ મારી સમીપમાં આવશો.' આ પ્રકારે શ્રીહરિએ કહ્યું તેથી ધર્મદેવ અત્યંત પ્રસન્ન થયા. (૨૯)

પછી જ્ઞાનીઓમાં ઉત્તમ ધર્મદેવે, શ્રીહરિના મોટા અને નાના ભાઈ રામપ્રતાપ તથા ઈચ્છારામને પરમાત્મા સંબંધી જ્ઞાન આપવા માટે બોલાવ્યા. (૩૦)

---

★ ''अपरे बान्धवाः सर्वे'' इति मूले ( ड-ग्रन्थे ) पाठः ।

तावथोपेत्य तं तूर्णं महाप्राज्ञौ हि सोदरौ । नत्वोपाविशतां तस्य सन्निधौ प्राह सोऽथ तौ ॥३१॥ पुत्रौ रहस्यं मद्वाक्यं श्रूयतां हितमेव वाम् । यदा प्रतीतिर्मद्वाक्ये हृदि धार्य्यमिदं तदा ॥३२॥ कुर्मो यस्य वयं पुत्रौ सर्वदोपासनां प्रभोः । युवयोः सोदरत्वेन स एवायं हि वर्त्तते ॥३३॥ तस्मादेतत्प्रभृत्येव भक्तिर्धर्मादिसंयुता । कार्या निष्कपटाऽस्यैव स्थेयं वाक्येऽस्य चान्वहम् ॥३४॥ कृष्णार्चाया वयं यस्याः पूजनं कुर्महे सदा । ज्ञात्वा साप्यस्य वै पूज्या विधिवत्सर्वदा सुतौ ॥३५॥

भजन्तौ सादरं त्वेनं मदीयाज्ञानुवर्तिनौ । परं श्रेयो युवां नूनमिहाऽमुत्र च यास्यथः ॥३६॥ उन्मूलयिष्यति क्षोण्यामधर्मं कलिवर्द्धितान् । दैत्यांश्चायं नराकारानशस्त्रोऽपि धिया स्वया ॥३७॥ दुष्टैर्विग्लापितं धर्मं पोषयिष्यत्ययं क्षितौ । कृष्णभक्तिं विशेषेण संप्रवर्त्तयिता स्वयम् ॥३८॥ आचार्य्यत्वं निजं वंशे स्थापयित्वात्मजौ हि वाम् । महाकीर्तिरयं धाम प्रयास्यत्यक्षरं परम् ॥३९॥ तत एतं श्रिताः सर्वे कृष्णस्याऽस्यैव सर्वदा । अर्च्चयिष्यन्ति ये चार्चां ते प्राप्स्यन्त्यात्मवाञ्छितम् ॥४०॥ सम्यगेतन्निबद्धायां मर्यादायां स्थिताश्च ये । एनं समर्च्चयिष्यन्ति श्रद्धात्यादरपूर्वकम् ॥४१॥ स्वाभीष्टां ते चतुर्वर्गसिद्धिं प्राप्स्यन्ति निश्चितम् । युवाभ्यां तद्विधातव्यं नित्यदाऽस्यानुवर्त्तनम् ॥४२॥ आकर्ण्य चेति जनकस्य वचोऽतिरम्यं पुत्रावुदारधिषणावतिहर्षमाप्तौ । विज्ञाय तत्त्वमथ तस्य सहोदरस्य प्रीत्याऽनुवृत्तिमनिशं ननु चक्रतुस्तौ ॥४३॥

---

તે બન્ને મહાબુદ્ધિશાળી ભાઈઓ તત્કાળ ધર્મદેવની પાસે આવીને વંદન કરીને બેઠા, પછી **ધર્મદેવ** તે બન્ને ભાઈઓને કહેવા લાગ્યા: (૩૧)

'હે પુત્રો ! અતિ રહસ્યરૂપ તમારા બન્નેનું હિત કરનારું, મારું વચન છે તે સાંભળો. જો મારા વચનમાં તમોને પ્રતીતિ હોય તો આ **મારું વચન** હૃદયમાં ધારણ કરજો. (૩૨) હે પુત્રો ! આપણે જે પ્રભુની સર્વદા ઉપાસના કરીએ છીએ, તે પ્રભુ આ શ્રીહરિ જ તમારા બન્ને ભાઈઓના બંધુ સ્વરૂપે વર્તે છે. (૩૩) તેથી આ દિવસથી આરંભીને ધર્મ-જ્ઞાન અને વૈરાગ્યરૂપી અંગોએ સહિત (ધર્મરૂપી મસ્તક, જ્ઞાનરૂપી હૃદય, વૈરાગ્યરૂપી ચરણ છે તેનાથી યુક્ત) નિષ્કપટ ભાવથી આ શ્રીહરિની જ તમારે ભક્તિ કરવી, અને એમની આજ્ઞામાં હંમેશાં રહેવું. (૩૪) આપણે જે શ્રીકૃષ્ણની મૂતિનું હંમેશાં પૂજન કરીએ છીએ, તે મૂર્તિ પણ આ શ્રીહરિની જ છે, એમ જાણીને હે પુત્રો ! સર્વદા વિધિ સહિત તમારે તે મૂર્તિ પૂજવી. (૩૫) મારી આજ્ઞા મુજબ વર્તનારા તમો આદરપૂર્વક આ શ્રીહરિને ભજતા થકા નિશ્ચય આ લોક અને પરલોકમાં **સર્વોત્કૃષ્ટ શ્રેય** પામશો. (૩૬) હાલમાં પૃથ્વીમાં પ્રવર્તેલો જે અધર્મ અને કલિ, તેનાથી વૃદ્ધિ પામેલા મનુષ્યાકારવાળા દૈત્યોને આ **શ્રીહરિ** શસ્ત્ર ધારણ કર્યા વિના પણ પોતાની બુદ્ધિથી જ ઉખેડી નાંખશે. (૩૭) પૃથ્વીમાં આ શ્રીહરિ વિચરણ કરતા થકા દુર્જનોરૂપી અસુરોએ ધ્વંસ કરેલા ધર્મનું પોષણ કરશે. અને પોતે વિશેષપણે શ્રીકૃષ્ણની ભક્તિ સારી રીતે પ્રવર્તાવશે. (૩૮) હે પુત્રો ! મહાકીર્તિવાળા આ શ્રીહરિ પોતાનું **આચાર્યપણું** તમારા વંશમાં સ્થાપન કરીને પછી પોતાના સર્વોત્કૃષ્ટ અક્ષરધામમાં જશે. (૩૯) તેથી જે જનો આ શ્રીહરિને આશરીને સર્વદા આ કૃષ્ણની જ પ્રતિમાને પૂજશે, તે તે સર્વે પોતાના ઈચ્છિત ફળને પામશે. (૪૦) જે જનો એમણે બાંધેલી મર્યાદામાં રહીને શ્રદ્ધા તેમજ અતિ આદરપૂર્વક એમને પૂજશે. તે જનો પોતાને ઈચ્છિત ધર્મ, અર્થ, કામ અને મોક્ષની સિદ્ધિ નિશ્ચય પામશે. તેથી તમો બન્ને ભાઈઓ હંમેશાં આ શ્રીહરિની **આજ્ઞા અનુસાર** વર્તજો.' (૪૧-૪૨)

મહાબુદ્ધિશાળી ધર્મના પુત્ર રામપ્રતાપ અને ઈચ્છારામ પોતાના પિતાનું અતિ સુંદર વચન સાંભળીને, અત્યંત હર્ષ પામ્યા અને પોતાના ભાઈ શ્રીહરિનું સ્વરૂપ યથાર્થ જાણીને, બન્ને ભાઈઓ રાત્રિદિવસ પ્રીતિપૂર્વક તેમને અનુસરીને રહેતા હતા. (૪૩)

धर्मस्ततो हरिविचिन्तनमग्नचेता देहं विहाय समुपेत्य च दिव्यदेहम् । पार्श्वे तथाविध उवास हरेरजस्रं प्रीतो भृशं स्वपरिवारयुतोऽनवद्यः ॥४४॥ जयेष्ठो हरेरनुमतेन ततस्तदीयः पुत्रो यथाविधि तदुत्तरकर्म सर्वम् । चक्रे यथाधनमुदारमतिस्ततः स्वं गेहं हरिर्द्रुतमियेष विहातुमीशः ॥४५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे श्रीहरेः स्वाविर्भावप्रयोजनविचारादिनिरूपणनामा चतुस्त्रिंशोऽध्यायः ॥३४॥

## ॥ अथ पञ्चत्रिंशोऽध्यायः ॥

**( पञ्चत्रिंशे विधातुं यज्जातः कर्तुं स तद्धरिः । त्यक्त्वाऽऽत्मीयं गृहं तीर्त्वा नदीं स्वीयार्चितो ययौ ॥ )**

श्रीशुकानन्द उवाच - **अथाक्षरपरो भूमौ नृनाट्यं सोऽनुशीलयन् । त्यक्तुमिच्छन् द्रुतं गेहं हरिरित्थं व्यचिन्तयत् ॥१॥ स्वबन्धूनां च पौराणां सखीनां चापि भूयसी । वर्तते हि मयि प्रीतिस्त्यागविघ्नविधायिनी ॥२॥ प्रस्थातुं हि ततः शक्यं समक्षं तु न विद्यते । विचिन्त्येत्थं हरिः शीघ्रं गुप्तं गन्तुं मनो दधे ॥३॥ अथासंख्यजनोद्धारं चिकीर्षुः करुणार्णवः । संसृतिच्छिदुरप्रेक्षो हरिः प्रातर्विनिर्ययौ ॥४॥ स्वबन्धुभिस्तथा पौरैरविज्ञातगतिर्हरिः । एक एव गृहात्**

---

श्रीहरिना चिंतनमां निमग्न चित्तवाळा, निर्दोष, धर्मदेव पंचभौतिक शरीरनो त्याग करीने तथा दिव्य देहने पामीने, दिव्य देहवाळा पोताना परिवार सहित, अत्यंत प्रीतिपूर्वक हंमेशां श्रीहरिनी समीपमां निवास करीने रह्या. (४४)

त्यारबाद तेमना जयेष्ठपुत्रे, श्रीहरिनी अनुमतिथी शास्त्रविधि प्रमाणे तेमनी सर्व और्ध्वदैहिक क्रिया, पोताना धननी सामर्थी प्रमाणे, करी. आ पछी उदारबुद्धि परमेश्वर श्रीहरिए तत्काळ पोताना **गृह**नो **त्याग** करवा माटे ईच्छा करी. (४५)

ईति श्रीहरिकृष्ण भगवानना पुत्र श्रीरघुवीराचार्य विरचित श्रीहरिलीलाकल्पतरुरुप भक्तिशास्त्रना द्वितीय स्कंधमां 'श्रीहरिना स्वाविर्भाव प्रयोजन विचारादि निरुपण' नामे चोत्रीसमो अध्याय संपूर्ण. (३४)

## अध्याय : ३५

## श्रीहरिए करेलो गृहत्याग अने तेमना स्वजन तथा सखाओनो विषाद.

**श्रीशुकानंद मुनि कहे छे :** (हे राजन् !) पछी अक्षरथी पर श्रीहरिए पृथ्वीमां मनुष्य नाट्यनुं अनुकरण करतां, घरनो तत्काळ त्याग करवा माटे ईच्छा करी, आ प्रकारे **चिंतवन** करवा लाग्याः (१)

'पोताना बंधुओ तथा पोताने विषे प्रीतिवाळा पुरजनो तथा पोताने विषे सखा भावने पामेला जनोने जे मारे विषे घणी प्रीति छे. ते घरनो त्याग करवामां अंतरायरुप छे. (२)

तेथी ते सौ जाणे ते प्रमाणे तो गृहत्याग शक्य नथी.' एवी रीते विचार करीने, कोई न जाणे तेवी रीते **गृहत्याग** करवानुं विचारी रह्या. (३)

असंख्यजनोनो उद्धार करवाने ईच्छता, करुणासागर, जेना दर्शनमात्रथी संसारना बंधननो नाश थाय छे, ते श्रीहरि सवारमां (प्रातःकाळे) घेरथी, फरी पाछा घेर नहि आववानो निश्चय करी, नीकळ्या. (४) नित्यनी स्नानविधिना

प्रायान्नित्यस्नानमिषेण सः ॥५॥ तपःप्रियश्चलन्नादौ स्वयमुत्तरदिग्मुखः । स प्राप्य सरयूतीरं विविक्ते तस्थिवान् क्षणम् ॥६॥ साच्छादनांशुकं बिभ्रत् कौपीनं च मृगाजिनम् । उत्तरीयं सितं ब्रह्मसूत्रं पालाशदण्डकम् ॥७॥

वृन्देन्धनोद्भवं सूक्ष्मं कण्ठे मालाद्वयं दधत् । ललाटे च सचन्द्रोर्ध्वतिलकस्य सुलक्षणम् ॥८॥ मौञ्जीं च मेखलां बिभ्रत् स्वर्णवर्णजटाच्छटाम् । कमण्डलुं च तुलसीजपमालां लसत्करे ॥९॥ आदधानस्तथा भिक्षापात्रं खण्डं च वाससः । नीरशुद्धिविधानार्थमादधत् पादुके पदोः ॥१०॥ शालग्रामं तथा बालमुकुन्दं सम्पुटेऽल्पके । संस्थाप्यावेष्ट्य वस्त्रेण कण्ठे बिभ्रन्मनोहरे ॥११॥ लघ्वीं सारचतुष्कस्य पुस्तिकामतिवल्लभाम् । समधुत्थाम्बराबद्धां दधत्स्कन्धेऽतिभास्वरे ॥१२॥ धार्मिरेवंविधस्तिष्ठन्नुत्तितीर्षुर्द्रुतं हरिः । तां नदीं महतीं नौकागमं प्रत्यैक्षत स्वयम् ॥१३॥ अवशिष्टः पुराऽन्योऽन्यशस्त्रच्छिन्नासुरव्रजात् । तावत्तत्रागमत्कश्चित्तच्छत्रुर्विकृतोऽसुरः ॥१४॥ तावत्तत्राययुस्तूर्णं पार्षदा गरुडादयः । नृनाट्यं तस्य जानन्तौ दैतेयोपद्रवं तथा ॥१५॥ सोऽथ तं हरिमवेत्य चैकलं यावदाशु तटिनीजलेऽक्षिपत् । तावदेव जगृहुस्तमीश्वरं पार्षदाः सपदि संभ्रमाकुलाः ॥१६॥

મિષથી શ્રીહરિ ઘેરથી એકલા જ નીકળ્યા. તેમનું આ પ્રકારનું ગમન તેમના સંબંધી તથા પુરજનો જાણી શક્યા નહિ. (૫) તપઃપ્રિય **શ્રીહરિ** પહેલાં ઉત્તરદિશા સન્મુખ ચાલવા લાગ્યા. સરયૂ તીરે આવીને ક્ષણવાર ત્યાં એકાન્ત સ્થાનમાં ઊભા રહ્યા. (૬)

આચ્છાદન વસ્ત્રે સહિત કૌપીન, મૃગાજિન, ઓઢવાનું વસ્ત્ર, ધોળું બ્રહ્મસૂત્ર (ઉપવીત) અને પાલાશ દંડને ધારણ કરતા. (૭) તુલસીના કાષ્ઠની કરેલી સૂક્ષ્મ મણીકાવાળી બેવડી કંઠી કંઠમાં ધારણ કરતા, લલાટમાં ચાંદલાએ સહિત ઊર્ધ્વપુંડ્ર તિલકને ધારણ કરતા. (૮) મુંજની મેખલાને કેડ્યમાં ધારણ કરતા, કમંડલું તથા સુવર્ણ વર્ણવાળી જટાની શોભાવાળા, તુલસીના કાષ્ઠની મણીકાવાળી જપમાલાને સુશોભિત હાથમાં ધારણ કરતા. (૯) તેવી જ રીતે ભિક્ષાપાત્ર તથા જળ ગાળવા માટે વસ્ત્રખંડ (ગરણું) ધારણ કરતા, પગમાં પાદુકાને ધારણ કરતા. (૧૦) શાલગ્રામ તથા બાલમુકુંદને, નાના બટવામાં સારી રીતે પધરાવીને વસ્ત્ર વીંટાળી બાંધીને, મનોહર કંઠમાં ધારણ કરતા. (૧૧) ભાગવતના બે સ્કંધ, તથા મહાભારતના ત્રણ ગ્રંથ તથા સ્કંદ પુરાણમાંનું વાસુદેવ માહાત્મ્ય, તથા યાજ્ઞવલ્ક્ય રચિત ધર્મશાસ્ત્ર, મળીને સારચતુષ્ટયની અતિપ્રિય નાની પુસ્તિકાને ભીણીયા રેશમી વસ્ત્રના ખંડથી વીંટીને, બીજા વસ્ત્રથી બાંધીને, અતિ તેજસ્વી ખભા ઉપર ધારણ કરેલી હતી. (૧૨)

આવી રીતે નદીના કાંઠે રહેલા ધર્મપુત્ર શ્રીહરિ, મોટી નદી જલદી ઊતરવાની ઈચ્છાથી પોતે વહાણ આવવાની રાહ જોતા હતા. (૧૩)

તેટલીવારમાં, પહેલા અન્યોઅન્ય યુદ્ધમાં શસ્ત્રથી મરણ પામેલા અસુરોમાંનો એક બાકી રહેલો અતિ ભયંકર આકૃતિવાળો, શ્રીહરિનો શત્રુ કોઈ **અસુર** તે સ્થાનમાં આવ્યો. (૧૪)

તે અસુર ત્યાં આવ્યો. તેટલામાં શ્રીહરિના મનુષ્યાનુકરણરૂપ વિચારને જાણતા (સાથે રહેવાથી આકાર ચેષ્ટાદિથી જાણતા) તથા દૈત્યના ઉપદ્રવરૂપ અનિષ્ટને જાણતા ગરુડાદિ **પાર્ષદો** તત્કાળ તે સ્થાનમાં આવ્યા. (૧૫)

પછી તે અસુર શ્રીહરિને એકલા જોઈને તત્કાળ તેમને ઊંચકીને નદીના જળમાં ફેંકતો હતો, તેટલામાં જ ઉતાવળથી પાર્ષદોએ તત્કાળ શ્રીહરિને ગ્રહણ કરી લીધા. (૧૬)

तं गृहीतमथ तेभ्य आदरात्स्कन्ध ईशमुपवेश्य पक्षिराट् । उत्पतन् खमनयत्परं सरित्तीरमाशु नृप योजनत्रयम् ॥१७॥ पार्षदास्तमथ ते सदासने सादरं समुपवेश्य सर्वशः । प्रेमनिश्चलविलोचनैर्मुदा चित्तलोभनमलोकयन्नलम् ॥१८॥ तानथैक्षत दयासुधार्द्रया श्रीहरिर्निखिलकल्मषच्छिदा । मन्दहासविलसन्मुखो दृशा तेन तेऽपि मुदितास्तदाऽभवन् ॥१९॥ ते ततः कुसुमहारशेखरैः केसरीयतिलकादिभिस्तथा । तं समर्च्चर्य निखिलोपचारकैरस्तुवन् सविनयं यथोचितम् ॥२०॥ तं प्रणेमुरथ ते★[१] वृषात्मजं तेभ्य एव स ततो हरिर्ददौ । प्रेमतः स्वविधृतांस्तदर्पितांश्चारुपुष्पवरहारशेखरान् ॥२१॥ तान् प्रयातुमथ पाणिसंज्ञया स्वप्रियान् स हरिरादिशत्प्रभुः । ते ततोऽपि ननु गन्तुमक्षमा आत्मधाम ययुराज्ञया हरेः ॥२२॥ सोऽथ रूपमपरं प्रभुर्निजं प्रोह्यमाण★[२]मिव तन्महोर्मिभिः । मूढबुद्धिमसुरं व्यदीदृशत् सोऽपि तं मृतमवैन्निजं रिपुम् ॥२३॥ मोहितोऽथ हरिमायया स तत् प्राह कांश्चिदसुरान्भृशं द्रवन् । तत्प्रवक्तुमितरांस्ततो निजान् धावति स्म कृतकृत्यतां विदन् ॥२४॥

सोऽथ भूरिगतिरंहसा क्षितौ स्वैनसा निपतितो दुराशयः । डित्थघट्टनविभिन्नमस्तकः प्राप भीमरवमुच्चरन्मृतिम् ॥२५॥

---

હે રાજન્ ! પછી પક્ષીરાજ ગરુડજી આદરપૂર્વક પાર્ષદો પાસેથી ગ્રહણ કરેલા શ્રીહરિને પોતાના ખભા ઉપર બેસાડીને આકાશમાં ઊડીને નદીના સામે કાંઠે ત્રણ યોજન દૂર લઈ ગયા. (૧૭) સર્વ પાર્ષદો, ચિત્તને લોભાવનારું સુંદર આસન બનાવી, શ્રીહરિને તેની ઉપર આદરપૂર્વક બેસાડીને તેમનું નિશ્ચલ નેત્રો વડે પ્રેમથી **દર્શન** કરવા લાગ્યા. (૧૮)

મંદ હાસ્યથી શોભતા મુખારવિંદવાળા શ્રીહરિએ સમગ્ર પાપોને નાશ કરનારી, દયારૂપી સુધાથી ભીની દૃષ્ટિ વડે, પાર્ષદોને જોયા. તેનાથી પાર્ષદો પણ તે સમયે હર્ષ પામ્યા. (૧૯)

પાર્ષદોએ પુષ્પોના હાર તોરા વગેરે તેમજ કેસરેયુક્ત ચંદન તિલક વગેરે તથા સમગ્ર પૂજાના ઉપચારોથી, શ્રીહરિની પૂજા કરીને વિનયપૂર્વક યથાયોગ્ય **સ્તુતિ** કરી. (૨૦)

પછી પાર્ષદો ધર્મનંદન શ્રીહરિને પ્રણામ કરવા લાગ્યા. શ્રીહરિએ પ્રેમપૂર્વક તેમણે જ આપેલા અને પોતે ધારણ કરેલા સુંદર પુષ્પોના હારો તથા તોરાઓ તે પાર્ષદોને જ આપ્યા. (૨૧)

પ્રભુ શ્રીહરિએ પોતાના પ્રિય પાર્ષદોને તેમના ધામમાં જવા માટે, હસ્તચેષ્ટાથી આજ્ઞા આપી, પાર્ષદો ત્યાંથી જવા માટે અસમર્થ હતા છતાં પણ શ્રીહરિની આજ્ઞાથી પોતાના નિવાસસ્થાનરૂપ ધામમાં ગયા. (૨૨)

પછી પોતાના સ્વરૂપને અનેક પ્રકારે દેખાડવામાં સમર્થ શ્રીહરિએ, પોતાના બીજા રૂપને નદીના મહા તરંગથી તણાતું હોય ને શું ? એમ મૂઢ બુદ્ધિવાળા અસુરને દેખાડ્યું. તેથી તે અસુરે પણ પોતાનો શત્રુ શ્રીહરિ મરી ગયો એમ જાણ્યું. (૨૩)

શ્રીહરિની માયાથી મોહ પામેલો **અસુર** પોતાને કૃતાર્થ માનતો થકો શ્રીહરિના મૃત્યુના સમાચાર કેટલાક અસુરોને કહેતો હતો. તે પછી બીજા પોતાના સંબંધીજનોને પણ તે સમાચાર કહેવા માટે, અત્યંત ઉતાવળથી દોડતો જતો હતો. (૨૪)

પછી દુષ્ટાશયવાળો તે અસુર અતિવેગપૂર્વક ચાલવાથી, પોતાના પાપથી પૃથ્વી ઉપર પડ્યો અને વૃક્ષના થડમાં અથડાયો. તેથી મસ્તક ભેદાવાથી તે અસુર ભયંકર શબ્દ કરતો **મૃત્યુ** પામ્યો. (૨૫)

---

★१. ''ते प्रणेमुरथ तं'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।
★२. ''प्रोह्यमानमिव'' इति (मूले+रसबोधिन्यां च) पाठान्तरम् ।

इत्थमात्तनरनाटनः स्वयं स्वौजसा हरिरमोघवाञ्छितः । अभ्यभावयदमर्त्यवैरिणं शुद्धसाधुपदवीं प्रवर्त्तयन्
॥२६॥ श्रीहरिस्त्वथ जनागमाद्भयं प्राप्नुवन् द्रुततरं समासतः । नित्यकर्म स विधाय निर्ययावुत्तरां दिशमभीष्टकाननः
॥२७॥ यदोरुसम्पत्तिपदं स्वगेहं विहाय बन्धून्प्रणयानुबद्धान् । बालानपृष्ट्वैव तथा वयस्यान् धार्मिर्जगाम स्वयमेक
एव ॥२८॥ तदा हि बालाः सरयूतटिन्यां तेनान्वहं स्नानविधायिनस्ते । प्रातः समुत्थाय गृहं तदीयं गत्वोच्चकैराजुहुवुस्तमिष्टम्
॥२९॥ स यर्हि न प्रत्यवदत्तदा ते व्यतर्कयन्नित्थमयं तु पूर्वम् । आहूतमात्रो वदति स्म तूर्णं न साम्प्रतं तु प्रतिभाषतेऽसौ
॥३०॥ अतः स्थितोऽन्तर्भवनं तमित्थं विज्ञाय तत्राऽमृगयन् हरिं ते । तथापि तस्मिन्नयनाभिरामं नैक्षन्त तं सुप्रियमेव
धार्मिम् ॥३१॥ उपेत्य सर्वे सरयूं ततस्ते तस्योपवेशादिपदेषु चैव । पुरे च रथ्याऽमरमन्दिरादौ प्रियात्प्रियं ते मृगयांबभूवुः
॥३२॥ तथापि कुत्रापि न तं त्वपश्यंस्ततस्तदासक्ततरा विना तम् । स्थातुं ह्यशक्ता रुरुदुर्भृशं ते तद्विप्रयोगार्त्तिमहाब्धिमग्नाः
॥३३॥ तत्तेऽवदंस्तद्विरहातिखिन्ना रामप्रतापादितदीयबन्धून् । तद्वज्रपातप्रतिमं निशम्य मूर्च्छां ययुस्ते च तदीयपत्न्यः
॥३४॥ उत्थाय ते चाथ भृशं रुदन्तः शोकातुरा नष्टधना इवासन् । आक्रोशमाकर्ण्य हि सर्वपौरा निशम्य तं चाप्यरुदन्
प्रयातम् ॥३५॥

---

નરનાટક ધારણ કરનારા, સફળ ઈચ્છાવાળા, સાધુના માર્ગને પ્રવર્તાવનારા, શ્રીહરિએ તે અસુરને આ પ્રકારે પોતાના પ્રતાપથી પરાભવ પમાડ્યો. (૨૬)

પછી જનોના આગમનથી ભયને પામતા વનપ્રિય **શ્રીહરિ,** નિત્યકર્મ સંક્ષેપથી કરીને, ઉત્તરદિશા તરફ ચાલવા લાગ્યા. (૨૭)

જે સમયે ધર્મના પુત્ર સ્વયં શ્રીહરિ મહાન્ સંપત્તિના નિધાનરૂપ પોતાના ગૃહનો ત્યાગ કરીને, સ્નેહથી બંધાયેલા બંધુવર્ગ તથા પોતાના મિત્ર બાળકોને પૂછ્યા વિના એકલા જ ગયા. તે વખતે શ્રીહરિની સાથે દરરોજ સરયૂ નદીમાં સ્નાન કરનારા બાળકો સવારમાં ઊઠીને શ્રીહરિના ઘર પ્રત્યે જઈને, પોતાના મિત્ર શ્રીહરિને ઊંચા સ્વરથી બોલાવવા લાગ્યાં. (૨૮-૨૯)

શ્રીહરિએ પ્રત્યુત્તર ન આપ્યો તેથી **બાળકો** વિચાર કરવા લાગ્યા કે શ્રીહરિ પહેલાં તો તરત જ જવાબ દેતા; પરંતુ હમણાં તો સામો જવાબ નથી આપતા. (૩૦)

માટે ઘરમાં હશે એમ જાણી બાળકો શ્રીહરિને ઘરમાં ખોળવા લાગ્યાં. ઘરમાં પણ અત્યંત પ્રિય, નેત્રોને સુંદર લાગતા, ધર્મના પુત્ર શ્રીહરિને ન જોયા. (૩૧) પછી સર્વે બાળકો સરયૂ નદી ઉપર જઈને શ્રીહરિના બેસવાનાં સર્વ સ્થાનોમાં તથા પુરમાં, રાજમાર્ગોમાં, તથા દેવમંદિરોમાં, મોટા તળાવો વગેરે સ્થાનોમાં, અત્યંત પ્રિય શ્રીહરિને ખોળવા લાગ્યાં. (૩૨)

તો પણ શ્રીહરિને ન જોયા. તેથી શ્રીહરિ વિના રહેવા માટે અશક્ત, શ્રીહરિને વિષે અત્યંત આસક્તિવાળા તેમના વિયોગથી પીડારૂપી મહાસમુદ્રમાં બૂડેલા બાળકો, અત્યંત રુદન કરવા લાગ્યાં. (૩૩) વળી શ્રીહરિના વિયોગથી અત્યંત ખેદ પામેલા બાળકોએ, રામપ્રતાપભાઈ વગેરે શ્રીહરિના **સંબંધીઓ**ને 'શ્રીહરિ કોઈ જગ્યાએ નથી' એમ કહ્યું. તેથી વજ્રપાત સમાન તેમનું એ વચન સાંભળીને, રામપ્રતાપ વગેરે તથા તેમનાં પત્ની વગેરે મૂર્છા પામ્યાં. (૩૪)

પછી રામપ્રતાપાદિ મૂર્છામાંથી જાગ્રત થઈને **રુદન** કરતાં, નષ્ટ ધનની માફક, શોકાતુર થયા. સર્વ પૌરજનો પણ, તેમનું રુદન સાંભળીને; 'શ્રીહરિ બધાનો ત્યાગ કરી કોઈ ઠેકાણે ગયા છે.' તે જાણીને **રુદન** કરવા લાગ્યા. (૩૫)

संहत्य तं यूथश एव सर्वे ह्यन्वेषमाणा नितरां रुदन्तः । अलभ्य★ तं क्वाप्यतिखेदवन्तो हा हा गतः क्वायमवोचुरित्थम् ॥३६॥ न शक्नुयात् कश्चन देवशत्रुर्हर्तुं किलैनं च दृशाऽस्य दैत्याः । द्रुतास्तदस्माभिरवेक्षितं तन्निजेच्छयैवायमितः प्रयातः ॥३७॥ इत्थं ब्रुवन्तोऽतिविषण्णचित्तास्तद्बन्धवः पौरगणाः समेत्य । पुराद्बहिर्मार्गयितुं च नेत्रच्युताश्रुधारा नृप निर्ययुस्ते ॥३८॥ तदा पुरी मङ्गलवर्ज्जिताऽऽसीत्तृणानि नादन्ननु धेनवोऽपि । वत्सा न दुग्धं पपुरग्नयोऽपि हवींषि नैवाजगृहुर्द्विजानाम् ॥३९॥ ववुश्च कार्कश्ययुता हि वातास्तेजोविहीनोऽपि रविस्तदासीत् । तच्छोकमालोक्य दयापरीता ग्रहास्तदा क्षोभमवापुरेव ॥४०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरेः स्वगृहत्यागादिनिरूपणनामा पञ्चत्रिंशोऽध्यायः ॥३५॥

## ॥ अथ षट्त्रिंशोऽध्यायः ॥

## ( षट्त्रिंशेऽन्वेषणं सर्वे कुर्वन्तो हरिबन्धवः । चित्रधा व्यलपन्नेषां स शोकं स्वेक्षयाऽहरत् ॥ )

श्रीशुकानन्द उवाच - **अथ बन्धुजना व्यथातुरास्तदतिप्रेमनिबद्धचेतसः । निखिलाश्च पुरौकसो बहिर्नगरादेत्य विचिक्युरेव तम् ॥१॥**

---

તે સર્વ ભેગા થઈને શ્રીહરિને ખોળતાં અને અત્યંત રડતાં કોઈપણ સ્થાનમાં શ્રીહરિને નહિ જોતાં ‘ હા હા’ એવાં વચનો બોલતાં, શોક કરતાં, ‘આ શ્રીહરિ ક્યાં ગયા હશે ?’ એમ બોલવા લાગ્યા. (૩૬)

કોઈ દૈત્ય પણ આમને હરવા માટે સમર્થ નથી જ, કારણ કે આમની દૃષ્ટિમાત્રથી કોટરા તથા કાલીદત્ત વગેરે દૈત્યો તત્કાળ નાસી ગયા, તે આપણે સહુએ પ્રત્યક્ષ જોયેલું છે. તેથી શ્રીહરિ પોતાની ઈચ્છાથી જ અહીંથી ગયા છે. (૩૭)

આવી રીતે બોલતા અતિખેદયુક્ત ચિત્તવાળા શ્રીહરિના બંધુઓ અને પુરના જન સમુદાયો, નેત્રમાંથી સ્રવતી આંસુની ધારા સાથે શ્રીહરિને ખોળવા પુરથી બહાર નીકળ્યા. (૩૮)

તે સમયે **અયોધ્યાપુરી** અમંગળ બની ગઈ. ગાયો પણ ઘાસ ખાતી નહોતી, વાછરડાઓ દૂધ પીતા નહોતા, અગ્નિહોત્રી બ્રાહ્મણોના અગ્નિઓએ પણ હવિષ્યાન્ન ગ્રહણ ન કર્યાં. (૩૯)

તે સમયે વાયુ અતિકઠોર વાવા લાગ્યો. સૂર્ય પણ તેજહીન થયો. તે જનોનો શોક જોઈને દયાવાળા ગ્રહો તે સમયે ક્ષોભ પામવા લાગ્યા. (૪૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં ‘શ્રીહરિએ સ્વગૃહનો ત્યાગ કર્યો’ એ નામે પાંત્રીસમો અધ્યાય સંપૂર્ણ. (૩૫)

## અધ્યાય : ૩૬

## શ્રીહરિને શોધતા બંધુજનોનો અનેક પ્રકારે અતિ કરુણ વિલાપ. શ્રીહરિએ તેમને દિવ્યરૂપે દર્શન આપી શાંત કર્યાં.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) શ્રીહરિમાં અત્યંત પ્રેમથી બંધાયેલા ચિત્તવાળા સમગ્ર **બંધુજનો** તથા **પુરવાસીઓ** દુઃખથી પીડાતા, નગરથી બહાર આવીને શ્રીહરિને ખોળવા લાગ્યા. (૧)

---

★ ‘‘लब्ध्वा न तं’’ इति ( ब-ग्रन्थे=प्रथममुद्रिते ) पाठान्तरम् ।

अथ वर्त्मनि तेऽभ्युपागतान् समपृच्छन्त जनांश्च सर्वशः । हरिरद्य गतो यदीक्षितो गदताऽऽर्तानिति नोऽनुकम्पया
॥२॥ विकला इव तं विना च ते पथि धेनुप्रमुखानुपागतान् । मुहुरेव पशून् मृगव्रजानपि धार्मिं ननु संपपृच्छिरे ॥३॥
फलमाल्यभरातिभङ्गुरा हरिवीक्षामुदिता द्रुमा इमे । इति तानवधार्य्य सर्वशः समपृच्छन्त हरिं प्रियं हि ते ॥४॥ अयि
! वीक्ष्य हरिं मनोहरं स्मितवत्यो विकसत्प्रसूनकैः । वदतैव लता ! विलोकितं तमसुभ्योऽप्यतिवल्लभं हि नः ॥५॥
वृषसूनुरवेक्षितस्त्वया यदि वृन्दे ननु तत्पदालये । त्वमवेक्ष्य तर्हि नोऽद्य तं दयया जीवय नः कृपावती ॥६॥
विकसत्कुसुमैर्लताद्रुमैर्धरणि ! त्वं मुदिता विभासि नः । तदवेक्षणमस्ति ते हरेस्त्वयि लीलां बहुधा विधास्यतः ॥७॥

રામપ્રતાપ વગેરે માર્ગમાં સામા આવતા સર્વેજનોને પૂછવા લાગ્યા. 'હે જનો ! હરિ હમણાં અહીંથી ચાલ્યા ગયા છે. તેમને જવામાં ઘણો સમય નથી થયો. એમના વિયોગથી અમો અત્યંત દુઃખી થયા છીએ. તેથી જો તમોએ તેમને જોયા હોય તો તમો અમોને દયાથી કહો. (દુઃખી ઉપર દયા કરવાથી **મહા પુણ્ય** થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. માટે અમોને અત્યંત પ્રિય **હરિ** બતાવો.) (૨)

શ્રીહરિ વિના વિહ્‌વળની માફક વર્તતા પોતાના જવાના માર્ગમાં પોતાની સન્મુખ આવેલી ગાયો આદિક પશુઓ તથા મૃગલાંના ટોળાંને પણ તે શ્રીહરિના **સમાચાર** પૂછવા લાગ્યા. (વિરહથી વિકળ થયેલાઓને પૂછવાનો વિવેક હોતો નથી માટે પશુ વગેરેને પણ પૂછે છે.) (૩)

આ વૃક્ષો, ફળો તથા પુષ્પોના ભારથી નમ્ર થઈ ગયાં છે, માટે શ્રીહરિના દર્શનથી હર્ષ પામેલાં છે, એમ નિશ્ચય કરીને સર્વ વૃક્ષોને પણ તે જનો પ્રેમાસ્પદ શ્રીહરિના સમાચાર પૂછતા હતા. (હે તરુઓ ! અમારા પ્રાણપ્રિય શ્રીહરિ અહીંથી ગયા છે. તમોએ તેમને જોયા લાગે છે. તમોએ ન જોયા હોય તો તમો આવા હર્ષ પામેલાં કેમ હો ? માટે જોયા જ છે તો અમોને કહો.) (૪)

હે લતાઓ ! મનોહર શ્રીહરિને જોઈને પ્રફુલ્લિત પુષ્પો વડે તમો મંદહાસ્યવાળી છો. તમોએ શ્રીહરિને નિશ્ચય જોયા છે. અમારા પ્રાણોથી પણ અતિપ્રિય શ્રીહરિને તમોએ જોયા છે, માટે અમોને કહો. (બીજાના ત્રાસની નિવૃત્તિ કરવાનું શાસ્ત્રોમાં **મહાપુણ્ય** કહ્યું છે. તેમજ પ્રાણ આપનારાને પણ તેવું જ પુણ્ય થાય છે. માટે શ્રીહરિને બતાવવાથી બન્ને પ્રકારનું પુણ્ય મળશે. એવો ગૂઢ અભિપ્રાય છે.) (૫)

હે વૃન્દે ! શ્રીહરિના ચરણ કમળમાં રહેલાં તમોએ ધર્મપુત્ર શ્રીહરિને જો જોયા હોય તો હમણાં જ (શરીરથી પ્રાણ નીકળ્યા પહેલાં જ ) શ્રીહરિ ક્યાં છે તે અમોને તમો બતાવો. એવી દયા કરી અમોને જીવન આપો [वृण्यते इति वृन्दा ( वृण पक्षे ) પક્ષ રાખે તે **વૃંદા** કહેવાય. હે તુલસી ! તમારા વાચક વૃન્દા શબ્દની વ્યુત્પત્તિથી તેનો અર્થ **પક્ષ** થાય છે. તમારામાં તે પક્ષ સ્વાભાવિકપણે હોવાથી, અને વળી તમો ભગવાનના ભક્ત છો તેમજ અમો પણ ભગવાનના ભક્ત છીએ માટે અમોને શ્રીહરિને બતાવવારૂપ પક્ષ રાખવાથી તમારું નામ **સાર્થક** થશે. એવો **ગૂઢ અભિપ્રાય** છે.] (૬)

હે પૃથ્વી ! તમો વિકસિત પુષ્પોવાળી લતાઓ તથા વૃક્ષોથી હર્ષ પામેલાં અમોને જણાઓ છો. માટે તમારા વિષે ઘણી લીલાઓ કરશે એવા શ્રીહરિનું દર્શન તમોને થયેલું છે. (પહેલાં તમો આવા નહોતાં, હમણાં તો આવા આનંદિત થયેલાં છો. માટે નિશ્ચય તમોએ અહીંથી ગયેલા શ્રીહરિને જોયા છે.) (૭)

कलशाङ्कुशवज्रनीरजध्वजमुख्यैर्वरलक्ष्मभिस्त्वयि । जनयन्तमुरुश्रियं हरिं कथय त्वं जनवत्सला यतः ॥८॥ विदधत् सरयु ! त्वयि प्रियो जलकेलिं ललितां सुमङ्गलाम् । स हि नीत इतस्त्वया हरिः स्वपतिं दर्शयितुं किमम्बुधिम् ॥९॥ अधुना तु स दीयतां चिरं बहुभाग्ये ! निकटेऽभिरक्षितः । न भविष्यति जीवनं हि नस्तमृते तापविनाशनेक्षणम् ॥१०॥ सरिति प्रविलोक्य नीरजप्रकरं तेऽप्यथ संपपृच्छिरे । ननु हृष्टतरैरवेक्षितः स भवद्भिर्भवतां मनोहरः ॥११॥

अत एव विधाप्य तस्य नः प्रसमीक्षां जनतापतेर्हरेः । परिजीवयताऽतिदुःखितान्निखिलान्नः कृपयाऽम्बुजानि वै ॥१२॥ न किशोरवयास्त्वमर्हसि प्रिय ! कर्तुं विपिने महत्तपः । तव माल्यसुकोमलं वपुर्हिमवातादि सहिष्यसे कथम् ॥१३॥ अपि पल्लवमाल्यसंस्तरे तव खिद्येत पदं सुपेशलम् । अनुपानदिदं★ व्यथेत किं न वने कण्टककर्कराादिभिः ॥१४॥ इति चिन्तयतां मनस्सु नो व्यसनं वज्रनिघातसन्निभम् । अतिदुःसहमेव जायते तदिह त्वं वितरात्मदर्शनम् ॥१५॥ नवशारदपार्वणक्षपापतिनूत्नाम्बुजतर्ज्जनं हरे । वदनं तव दर्शयैव नः स्मितपूर्वेक्षणमीक्षणोचितम् ॥१६॥

---

હે ધરણી ! કળશ, અંકુશ, વજ, પદ્મ, ધ્વજ વગેરે પરમેશ્વરપણાને જણાવનારાં ચિહ્નોથી અંકિત થયેલું તમારું તળ, ઘણાં રસકસરૂપી લક્ષ્મી ઉત્પન્ન કરશે. જેથી તમો તમારા આધારવાળા જનોમાં પ્રેમવાળાં છો, માટે શ્રીહરિને તમો બતાવો. (૮)

હે સરયૂ ! તમારા જળમાં પોતાના મિત્ર બાળકોની સાથે અત્યંત મંગળકારી બાલ્યોચિત જળક્રીડા કરતા, પ્રાણથી અત્યંતપ્રિય, શ્રીહરિને તમોએ તમારા પતિ સમુદ્રને બતાવવા માટે અહીંથી લઈને ક્યાંય રાખેલા તો નથી ને ? (૯)

બહુ ભાગ્યશાળી હે સરયૂ ! શ્રીહરિને તમોએ સમીપમાં રાખેલા હોય તો હમણાં તો અમોને આપો જ, વાર લગાડશો નહીં. તાપોને નાશ કરનારાં છે, દર્શન જેમનાં એવા શ્રીહરિ વિના અમારા પ્રાણ નહીં રહે. (દુઃખી જનોના દુઃખ નાશ કરવા માટે सरति प्रवहति સરે છે એટલે પ્રવાહિત થાય છે. તે **सरयू** કહેવાય છે. આ પ્રકારનું નામ **सार्थक** કરવા માટે હરિને બતાવો એવો ગૂઢ અભિપ્રાય છે.) (૧૦)

પછી રામપ્રતાપાદિજનો સરયૂનદીમાં કમળોના સમુદાયને જોઈને, પૂછવા લાગ્યાઃ 'હે કમળો ! અત્યંત પ્રસન્ન થયેલા તમોએ મનોહર શ્રીહરિને જોયા છે. એમ અમો **અનુમાન** કરીએ છીએ. તમોએ શ્રીહરિને જોયેલા છે માટે હે કમળો ! જનસમુદાયના પતિ શ્રીહરિનાં દર્શન અમોને કરાવીને, શ્રીહરિના વિરહથી અત્યંત દુઃખી અમોને બધાંને કૃપાથી તમો **જીવતદાન** આપો.' (૧૧-૧૨)

હે પ્રાણવલ્લભ ! અતિગહન વનમાં દુષ્કર તપ કરવા માટે હજુ તમો યોગ્ય નથી, કારણ કે તમો કિશોર અવસ્થાવાળા છો. હે હરે ! તમારું શરીર પુષ્પથી પણ સુકોમળ છે. તેથી એ શરીરથી ટાઢ, તડકો, વાયુ આદિક કેવી રીતે સહન કરશો ? (૧૩)

હે હરે ! પલ્લવો અને પુષ્પોની શય્યામાં (તેવી આંગણ ભૂમિમાં) પણ અતિ મૃદુલ તમારા ચરણકમળ કષ્ટ પામે તેવા છે, તો મોજડીઓ રહિત આપના ચરણકમળ વનમાં કાંટા, કાંકરાથી વ્યથા શું નહીં પામે ? પામશે જ. (૧૪)

હે હરે ! આ પ્રકારની ચિંતા કરતા અમારા મનમાં વજ્રપાત સમાન અતિ દુઃસહદુઃખ થાય છે. તેથી તમો અમોને તમારાં દર્શન આપો. (૧૫)

હે હરે ! નવો ઊગેલો શરદઋતુની પૂર્ણિમાનો ચંદ્રમા તથા નૂતન કમળને તિરસ્કાર કરનાર, મંદહાસપૂર્વક કૃપાદૃષ્ટિ છે જેને વિષે એવું અતિ દર્શનીય તમારું મુખારવિંદ અમોને બતાવો. (૧૬)

---

★ ''अनुपानत्=पादत्राणवर्जितम्'' इति रसबोधिनी ।

तव पावनकारिणीं गिरं पुरुमाधुर्य्यसुधावधीरिणीम् । शमनीं त्वतिदुःसहापदो द्रुतमाकर्णय जीवयाऽद्य नः
॥१७॥ भ्रमरालिरियं दयानिधे ! भृशमाकर्ण्य विलापमत्र नः । करुणैरतिगुञ्जितैर्मुहुर्बहुशोकाऽनुविरोदितीव नः ॥१८॥
रुदितं च निशम्य नो गताः समदुःखत्वमिवाऽत्र कोकिलाः । विलपन्त्यतिदीनकूजितैः कुरराद्याश्च पतत्रिणोऽखिलाः
॥१९॥

करुणं निनदं निशम्य नश्च्युतनिर्यासमिषेण शाखिनः । विरुदन्त्यपि सर्वशो हरे ! न कथं ते हृदये दयोदयः
॥२०॥ कृपया प्रकटीभव प्रभो ! शमयास्मान् विरहाग्नितापितान् । कुमुदानि यथा निशाकरो रवितापग्लपितानि वासरे
॥२१॥ न भवन्तमृते विराजते नगरी प्रोषितभर्तृका यथा । वनिता हि विवर्णतां गता विलपत्सर्वजना गतोत्सवा ॥२२॥
इति तं विपिने समन्ततो हरिमन्विष्य न तं प्रपद्य ते । अतिशून्यमिमं तमन्तरा सकलं लोकमलोकयन् किल ॥२३॥
अनुपेत्य तमार्त्तिहारिणं विनिवृत्ता विपिनात्ततो हि ते । अभवन्निव निर्गतासवः कटिहस्ताः पथि विस्खलत्क्रमाः ॥२४॥
तत एत्य निजं निजं गृहं सुतदारादिवृताश्च तत्र ते । प्रचुराश्रुपरिप्लुताननना विरहार्त्ता रुरुदुर्गतत्रपाः ॥२५॥

અતિશય પવિત્ર કરનારી, મધુરતામાં અમૃતનો પણ તિરસ્કાર કરતી, અતિ દુઃસહ આપત્તિને શમન કરનારી તમારી વાણી અમોને તત્કાળ સંભળાવો. તમારી વાણી સાંભળવાથી જ અમે જીવી શકીશું. (૧૭)

હે દયાનિધે ! આ ભમરાઓની પંક્તિ અહીં અમારો અત્યંત વિલાપ સાંભળીને બહુ શોકમગ્ન બની ગઈ છે અને તેથી અત્યંત કરુણ ગુંજારવોથી અમારી પાછળ જાણે રડતી હોય ને શું ? એમ જણાય છે. (૧૮)

હે હરે ! કોકિલાઓ પણ અમારું રુદન સાંભળીને અમારા જેવું દુઃખ પામી હોય ને શું ? એમ અહીં અતિદીન શબ્દો વડે વિલાપ કરે છે. ટીંટોડીઓ વગેરે સમગ્ર પક્ષીઓ પણ **વિલાપ** કરે છે. (૧૯)

હે હરે ! કરુણ રસ પ્રધાન અમારા વિલાપનો શબ્દ સાંભળીને સર્વ વૃક્ષો ગુંદરરૂપી અશ્રુ સારીને અતિ રુદન કરે છે. (આવું અમારું રુદન સાંભળીને કંપિત હૃદયવાળા સ્થાવર જંગમ પ્રાણીઓને **દયા** ઉત્પન્ન થઈ. તે સમયે પણ તમારા હૃદયમાં દયા કેમ ઉત્પન્ન થતી નથી ? એવો અમોએ કયો **અપરાધ** કર્યો છે ? જેથી આવા વજ્રસાર કઠિન હૃદયવાળા થયા છો.) (૨૦)

હે પ્રભો ! તમો કૃપા કરીને પ્રગટ થાઓ. (તમો અમોને પ્રત્યક્ષ દર્શન આપો.) દિવસે સૂર્યના તાપથી કરમાઈ ગયેલાં કુમુદોને ચંદ્રમા જેમ પ્રફુલ્લિત કરે છે, તેમ વિરહરૂપી અગ્નિથી સંતાપવાળા અમોને તમારા દર્શનરૂપી અમૃતના સિંચનથી **શાંતિ** પમાડો. (૨૧)

જેના સ્વામી પરદેશમાં ગયા છે. એવી સ્ત્રી જેમ નિસ્તેજ થઈ જાય છે, તેમ વિલાપ કરતા સર્વજનો જેને વિષે છે અને જેનો ઉત્સાહ નાશ પામ્યો છે, એવા જનોવાળી અયોધ્યા નગરી પણ તમારા વિના શોભતી નથી (અયોધ્યાનગરી પણ દયા કરવા યોગ્ય છે. માટે તમો **દર્શન** આપો.) (૨૨)

શ્રીહરિના બંધુજનોએ આ પ્રમાણે શ્રીહરિને વનમાં ચોતરફ ખોળ્યા. પણ શ્રીહરિ પ્રાપ્ત ન થયા. એટલે તેમને શ્રીહરિ વિના આ લોક સઘળો **અતિ શૂન્ય** જેવો થઈ ગયો. (૨૩)

સમગ્ર પીડાને નાશ કરનારા શ્રીહરિને નહીં મેળવીને તે બધા જનો વનમાંથી પાછા ફરતાં કેડ્યમાં હાથ જેમનાં છે, માર્ગમાં અથડાતા પગે ઠોકરો ખાતા, જાણે પ્રાણ નીકળી ગયા હોય ને શું ? એવા થઈ ગયા. (૨૪)

ત્યારબાદ પોતપોતાના ઘેર જઈને પુત્ર-સ્ત્રી વગેરેથી વીંટાઈને બેઠેલા સર્વે જનો તેમના ઘરમાં અતિશય અશ્રુથી વ્યાપ્ત મુખવાળા, શ્રીહરિના વિયોગથી દુઃખી થકા (અને તેથી જ) શરમ છોડીને **રુદન** કરવા લાગ્યા. (૨૫)

शशिहीनमिवाम्बरन्तदा पयसांराशिमिवाम्बुवर्ज्जितम् । पुरमेव जना विचेतसो गतहर्षं दद्दशुर्हि सर्वशः ॥२६॥
तदवेक्षणलालसान्तरा विलपन्ति स्म भृशं पुरौकसः । विरहव्यसनातिविह्वला गतवत्सा इव धेनवो नवाः ॥२७॥
अनवाप्य तवावलोकनं किमु नो दारसुताप्तवेश्मभिः । द्रविणैरपि किं सुखेन वा त्वदधीनं सुखमेव नः सदा
॥२८॥ अथ गेहमुपेत्य भूतले पतितस्तत्प्रणयप्रसक्तधीः । विललाप तदग्रजो भृशं विवशस्तद्विरहाग्नितापितः ॥२९॥
प्रियबान्धव बन्धुवत्सलः करुणावानिह मां त्वदग्रजम् । अपहाय तवेक्षणोत्सुकं क्व गतस्त्वं हरिकृष्ण सत्वरम् ॥३०॥
तव दर्शनमन्तरा हरे मम यास्यन्त्यसवः शरीरतः । तदनन्तरमेत्य वै भवानिह कार्य्यं किमु साधयिष्यति ॥३१॥ इह
निर्दयतां शरीरिणः कथयिष्यन्ति दयावतो हि ते । तदुपेत्य हि सत्वरं शुचं स्वजनानां कृपया निवर्तय ॥३२॥
परलोकमुपेयुषोर्हरे ननु पित्रोर्विरहस्य वेदना । अतुलापि कथंचिदेव मे त्वदवेक्षासुखतो हि विस्मृता ॥३३॥ अपि तां
द्रुतमेव दुःसहां त्वदयोगो नवतां नु नेष्यते★ । ज्वलयन्मम मानसं व्रणं परिशुष्यत् क्षतिरार्द्रतामिव ॥३४॥

---

તે સમયે ચિત્તવિનાના **સર્વજનો** જેમ આકાશ ચંદ્રરહિત થયો હોય, જેમ સમુદ્ર જળ રહિત થયો હોય, તેમ સમગ્ર અયોધ્યાનગરીને આનંદ રહિત જોવા લાગ્યા. (૨૬)

શ્રીહરિના વિયોગથી ઉત્પન્ન થયેલા દુઃખથી અત્યંત વિહ્વળ, શ્રીહરિના દર્શનની જેમના અંતરમાં પ્રબળ ઈચ્છા છે એવા પુરવાસી જનો મરી ગયાં છે વાછરડાં જેમના એવી તાજી વિયાએલી ગાયોની જેમ, **વિલાપ** કરવા લાગ્યા.(૨૭)

હે હરે ! તમારું દર્શન નહીં થાય તો અમારાં સ્ત્રી, પુત્ર, હિતેચ્છુઓ, ઘર તથા ધન હોય તો પણ શું ? શરીર નિરોગી હોય તો પણ શું ? અમારું સુખ હંમેશાં તમારે જ આધીન હતું. (તમારા દર્શનરૂપી સુખથી જ અમો સુખી છીએ. બીજાં સુખથી નથી. ) (૨૮)

(આવી રીતે અયોધ્યાનગરીના સર્વજનોનું વૃત્તાંત કહીને હવે શ્રીહરિના **બંધુઓ**નું વૃત્તાંત કહે છે.) પછી પોતાને ઘેર આવીને પૃથ્વી ઉપર પડેલા, શ્રીહરિના સ્નેહથી આસક્ત બુદ્ધિવાળા, શ્રીહરિના વિરહરૂપી અગ્નિથી તપી ગયેલા, એથી અત્યંત વિવશ, શ્રીહરિના મોટાભાઈ **રામપ્રતાપ** વિલાપ કરવા લાગ્યા. (૨૯-૩૦)

'હે હરે ! તમારા દર્શન વિના મારા શરીરમાંથી પ્રાણ જશે. ત્યાર પછી આપ આ ભુવનમાં આવીને શું કાર્ય સિદ્ધ કરશો ? (મારા મરણ પછી જો આપ આવશો તો પણ મને શું ? અર્થાત્ હાલમાં તમારા દર્શનથી જ સુખ પ્રાપ્તિ થાય.) (૩૧)

હે હરે ! આ લોકમાં લોકો દયાવાળા તમોને નિર્દય કહેશે. તેથી તત્કાળ આવીને કૃપા કરીને તમારા જનોનો શોક નિવૃત્ત કરો. (૩૨)

હે હરે ! પરલોકમાં ગયેલા માતા પિતાના વિયોગની વેદના જો કે અત્યંત છે, તો પણ તમારા દર્શનના સુખથી હું તે માંડ માંડ વિસારી શક્યો છું. (૩૩)

તમારો આ વિયોગ દુઃસહ એવી એ (માતાપિતાના વિયોગની) વેદનાને ફરીથી નૂતનની માફક ઉપજાવે છે. આ આઘાતથી મારા મનમાં રુઝાયેલા એ વિયોગના ઘાને વધુ જાગ્રત કર્યો છે. (૩૪)

---

★ ''नवतां नयिष्यते'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् ।

व्यसनं कुत एव मे विधे भृशमुत्पादितमित्थमुग्रकम् । मम बन्धुहरीक्षणोद्भवं न विषोढं सुखमीर्ष्यया त्वया ॥३५॥

किमु ते विहितं मया विधे प्रकृतिक्रूरतरस्य विप्रियम् । इह बन्धुवियोगपावके ज्वलयन्मां न कथं विलज्जसे ॥३६॥ वृषवंशमिमं निरागसं दुरितैरप्यपवर्जितं विधे । अतिनिर्दय दाहयस्यलं तदसि त्वं ननु चाधमाधमः ॥३७॥ करुणाप्रणयान्वितेक्षणं तव मुग्धस्मितरम्यमाननम् । वचनामृतवर्षणं शुभं कृपया दर्शय मां दयानिधे ॥३८॥ अमृताधिकसद्रसान्वितां तव वाणीं मधुरस्मितश्रियम् । स्मरतो व्यथते हि मे मनः करुणापूर्णमवेक्षणं तथा ॥३९॥ तव मङ्गललक्ष्मलक्षितं वपुरानन्दकरं प्रपश्यताम् । त्वमवेक्षय मेऽनुकम्पया विरहाग्निप्रशमाय सत्वरम् ॥४०॥ पदवीं भवतः प्रवासिनः कथमेष्याम्यखिलार्त्तिहारिणः । विधिना गमितो दशामिमामतिदुःखां त्वदधीनजीवितः ॥४१॥ अतिकर्कशमप्ययोऽग्निना परितप्तं समुपैति मार्द्दवम् । विरहानलतप्तमप्यहो हृदयं मे मृदु नो न शीर्यते ॥४२॥

(જો દૈવ પ્રતિકૂળ ન હોય તો તમો આવું ન કરત. એમ ધારીને દૈવને **ઠપકો** આપે છેઃ) હે વિધે ! (ભાગ્યદેવતા) દુઃસહ એવું મારું અત્યંત દુઃખ તમોએ ક્યાંથી ઉત્પન્ન કર્યું ? મારા ભાઈ શ્રીહરિના દર્શનથી ઉત્પન્ન થયેલું મારું સુખ, તમો ઈર્ષાથી સહન ન કરી શક્યા કે શું ? (મેં અનુભવ કરેલા ભગવાનના દર્શન તેને સહન ન કરી શકવાથી તમોએ આ દુઃખ ઉત્પન્ન કર્યું છે. એમ **તર્ક** કરું છું.) (૩૫)

હે વિધે ! સ્વભાવથી કઠોર તમારું મેં શું બગાડ્યું છે ? આ લોકમાં ભાઈના વિયોગ રૂપી અગ્નિમાં મને બાળતા તમે કેમ લજ્જા પામતા નથી ? (પ્રથમ તો નિરપરાધી જનના મનને **દાહ** પમાડવો તે અનુચિત છે. તેમ છતાં તેવા આચરણમાં પણ જે નિર્લજપણું તે તો અતિ **અનુચિત** જ છે.) (૩૬)

[આ લોકમાં ધર્મીજનો તો ગુરુકુળ માનીને ધર્મવંશને પૂજે છે. તે તો **ઉત્તમ** છે, બીજા પૂજા નથી કરતા પણ ધર્મનિષ્ઠ જાણીને પ્રશંસા વડે અનુમોદન કરે છે. તે **મધ્યમ** છે. આ બન્ને ભાવથી રહિત જે અન્ય છે તે સમય અનુસાર લગારેક પ્રશંસા અનાદરપૂર્વક કરે છે, છતાં પણ નિંદા બહુ કરે છે, તે **અધમ** છે. અપરાધ રહિત ધર્મવંશને દાહ કરે છે તે તો અધમોમાં પણ અધમ છે જ, તે **વાત** કહે છે.] હે વિધે ! અપરાધરહિત, પાપકર્મોથી પણ રહિત, આ ધર્મવંશને તું દાહ કરે છે, તેમાં પણ અત્યંત દાહ કરે છે તેથી હે અતિ નિર્દય ! તું અધમમાં અધમ છે. (૩૭)

(આ પ્રકારે વિધિને ઠપકો આપીને ફરીથી શ્રીહરિની **પ્રાર્થના** કરે છે.)

હે દયાનિધે ! દયા અને સ્નેહયુક્ત બન્ને નેત્રોવાળું, અતિ સુંદર મંદ હાસ્યથી રમણીય, વચનરૂપી અમૃતવર્ષી, તમારું શુભ મુખારવિંદ મને કૃપા કરીને બતાવો. (૩૮)

અમૃતથી અધિક એવી ઉત્તમ રસવાળી, મધુર મંદ હાસ્યથી શોભાયમાન, તમારી વાણી તથા તમારું કરુણાપૂર્ણ દર્શન સંભારતા મારું મન વ્યથા પામે છે. (૩૯)

મંગળ કરનારાં જે ચિહ્નોથી ચિહ્નિત ને દર્શન કરનારાઓને આનંદકારી તમારા શરીરના, હે હરે ! વિરહાગ્નિ શમાવવા માટે દયા કરીને મને તત્કાળ દર્શન કરાવો. (૪૦)

સમગ્રજનોની પીડાને નાશ કરનારા હે પ્રવાસી ! શ્રીહરિ ! તમારા માર્ગને હું કેવી રીતે પામું ? ( અહો દૈવ બળવાન છે) જેથી તમારે આધીન મારું જીવિત છે એવા મને અતિદુઃખ આપનારી આ દશાને દૈવે પમાડ્યો છે. (૪૧)

(અહો ! આ **પરમાશ્ચર્ય** છે કે જેના વિના ક્ષણવાર પણ પ્રાણ ધારણ કરવાને હું શક્તિમાન નથી, છતાં હું તેમના વિના આટલા કાળ સુધી જીવું છું) અતિ કઠોર લોઢું પણ અગ્નિથી તપાવવાથી નરમ બને છે. કોઈક લોહ તો ભાંગી

इह ते दयया निकेतने विभवे सत्यपि देवदुर्ल्लभे । नहि सन्ति सुखप्रदा हरे विषयास्त्वद्विरहाकुलस्य मे ॥४३॥ तदवेक्षणकाङ्क्षिणो हि मे तव संदेश उदारशर्मदः । कृपया निखिलाश्रितार्तिहन् सपदि प्रेष्य इह त्वया हरे ॥४४॥

अथ तत्प्रचुरानुरक्तिमाननुजस्तस्य नितान्तविह्वलः । नितरां व्यलपत् कृपानिधे ! त्वदधीनं क्व गतो विहाय माम् ॥ ४५॥ ननु रामवियोगतो यथा भरतस्यातितरां व्यथाऽभवत् । अधुना तव विप्रयोगतो मम चास्त्येव तथा करोमि किम् ॥४६॥ प्रथमं त्विति निश्चितं मया ननु मां त्वं परिलालयिष्यसि । तदनुव्रतमेव सर्वदा न हि मामत्र विहातुमर्हसि ॥४७॥ गदिता जनकेन तेऽन्तिके तव कार्या ह्यनुवृत्तिरेव नः । भगवन्नपवर्ज्जितस्य मे भवता सापि कथं भविष्यति ॥४८॥ पितृवाक्यविधेरसंभवात्तव चादर्शनतो व्यथास्ति मे । तदिमामपनेतुमार्त्तिहंस्त्वमिहागच्छ दयामहोदधे ॥४९॥

---

પણ જાય છે. મારું હૃદય તો વિરહાગ્નિથી તપેલું છે. પણ મૃદુ થતું નથી તેમજ તૂટતું પણ નથી. (અહો ! આ આશ્ચર્ય છે. જે ક્યારેય આ નહીં જોયેલું જોઉં છું.) (૪૨)

[**શંકાઃ** હું આપણાં ઘરનાં ઉત્તમ વિષયો (ભોગ્ય પદાર્થો)ને લઈને વનમાં ગયો નથી. તે તો ઘરમાં જ છે. માટે ઘરમાં રહીને વિષયો ભોગવો. એમાં મારું તમારે શું કામ છે ? એમ જો કહેતા હો તો કહું છુંઃ] હે હરે ! તમારી દયાથી આ ઘરમાં દેવતાઓને દુર્લભ વૈભવ છે, છતાં પણ તમારા વિરહથી દુઃખી મને ઘરમાં રહેલા વિષયો સુખ આપનારા નથી થતા. (૪૩)

તેથી હે હરે ! સમગ્ર આશ્રિતોના દુઃખને હણનારા તમે તમારાં દર્શનની અભિલાષાવાળા મને, મહાસુખને આપનારો તમારો સંદેશો કૃપા કરીને તત્કાળ અહીં મોકલો. (૪૪)

(આ પ્રકારે શ્રીહરિના મોટાભાઈ રામપ્રતાપજીના વિલાપનું વર્ણન કરીને હવે તેમના નાનાભાઈ **ઈચ્છારામ**ના કરુણ આક્રંદનું વર્ણન કરે છે.) પછી શ્રીહરિમાં અત્યંત પ્રેમવાળા, તેથી જ અત્યંત વિહ્વળ, શ્રીહરિના નાનાભાઈ ઈચ્છારામ ''હે કૃપાનિધે ! હું તો તમારે આધીન હતો. મને મૂકીને તમો ક્યાં ગયા ?'' એમ બોલતાં બોલતાં અત્યંત વિલાપ કરવા લાગ્યા. (૪૫)

હે હરે ! રામના વિયોગથી ભરતજીને જેમ અત્યંત દુઃખ થયું હતું, તે પ્રમાણે મને પણ તમારા વિયોગથી અતિ પીડા થાય છે. માટે હું શું કરું ? (તમો જ ઉપાય બતાવો.) (૪૬)

હે હરે ! પ્રથમ તો જે સમયે મારી સોંપણી પિતાજીએ તમને કરીને કહ્યુંઃ '' હે હરે ! તમો ઈચ્છારામનું પાલન કરજો'' તે સમયે તો મને ખાત્રી હતી કે તમો મારું પરિપાલન કરશો. માટે હું સર્વદા તમને જ અનુસરેલો છું. મારો ત્યાગ કરવો તે તમારે માટે યોગ્ય નથી. (૪૭)

હે હરે ! તમારી હાજરીમાં જ પિતાજીએ અમોને તમારી આજ્ઞામાં રહેવાનું કહ્યું છે. હે ભગવન્ ! તમોએ ત્યાગ કરેલો હું હવે તમારી અનુવૃત્તિ કેવી રીતે પાલન કરીશ ? (પિતાનું વચન પાલન કરવા-કરાવવા માટે પણ અમોને દર્શન આપો.) (૪૮)

તમારા દર્શન વિના, તેમજ પિતાના વચનનું પાલન કરવું તે અસંભવ છે. માટે મને પીડા થાય છે. તેથી હે દયાસાગર ! હે પીડાને નાશ કરનાર ! આ દુઃખનો નાશ કરવા માટે તમો અહીં પધારો. (૪૯)

इह नास्ति विलोकनोचितो विधिसृष्टौ सद्दशस्त्वया हरे । तदवेक्ष्य परं न मे सुखं त्वदवेक्षामत एव देहि मे ॥५०॥ पदयोर्लसदूर्ध्वरेखयोर्युगलं मङ्गललक्ष्मकोमलम् । नखचन्द्रमरीचिभास्वरं दयया दर्शय चारुचङ्क्रमम् ॥५१॥ ननु वीक्षय माल्यपेशलं तव जङ्घायुगलं सुमञ्जुलम् । शुभमूरुयुगं च वर्त्तुलं परमोचाकरिहस्ततर्जनम् ॥५२॥ मृगराजकटीत्रपावहां कटिमत्युत्तमनिम्ननाभिमत् । उदरं च वलित्रयाङ्कितं हृदयं प्रेक्षय दीर्घविस्तृतम् ॥५३॥ फणिभोगवरं भुजद्वयं तव कण्ठं च दरातिसुन्दरम् । शरदिन्दुसरोजतर्ज्जनं वदनं दर्शय दर्शनोचितम् ॥५४॥ अतिरम्यसमं श्रुतिद्वयं तव नासां तिलमाल्यमञ्जुलाम् । त्वमवेक्षय चापसन्निभां भृकुटिं कालभयप्रदायिनीम् ॥५५॥ तव वामवरश्रवोऽन्तरे ललितं नीलसुबिन्दुलक्षणम् । तिललक्ष्म च दक्षगण्डगं तव नः प्रेक्षय मङ्गलेक्षणम् ॥५६॥

---

હે હરે ! આ બ્રહ્માની સૃષ્ટિમાં તમારી સમાન દર્શનીય બીજો કોઈ નથી. તમારું શરીર જોઈને મને તમારા શરીર વિના બીજી વસ્તુ સુખકારી નથી લાગતી. તેથી જ મને તમારાં દર્શન આપો. (૫૦)

(આ પ્રકારે શ્રીહરિના સ્વરૂપના દર્શનની યાચના કરીને તેમની મૂર્તિનું તેમાં રહેલાં **ચિહ્ન** સહિત સ્મરણપૂર્વક **વર્ણન** કરે છે.) હે હરે તમારૂં ઊર્ધ્વ રેખાઓથી શોભતું ચરણ યુગલ દયા કરીને બતાવો. જેમાં મંગળમય ચિહ્નો, સ્વસ્તિ, અષ્ટકોણ, જવ, જાંબુ, ધ્વજ, વજ્ર, ઊર્ધ્વરેખા,કમળ, અંકુશ, એ **નવ** ચિહ્ન જમણા ચરણમાં છે. તથા વ્યોમ, મીન, ત્રિકોણ, ગોપદ, કળશ, અર્ધચંદ્ર, ધનુષ, એ **સાત** ચિહ્ન ડાબા ચરણમાં છે. એવાં બન્ને ચરણકમળ કોમળ એટલે મૃદુ છે. [અથવા ક-બ્રહ્મા, અ-વિષ્ણુ, ઉ-શંકર. તે 'કૌ' કહેવાય. તે ચરણની **ઉપાસના** કરતા તેમને ''मलते'' ઉત્પત્તિ, સ્થિતિ અને લયરૂપ કાર્યમાં જોડે છે. તે કોમળ કહેવાય છે. ચરણની ઉપાસના કરીને બ્રહ્મા, વિષ્ણુ, શંકર તે સૃષ્ટિ કરવાના બળને પામ્યા છે, તેવું ચરણકમળ તે કોમળ કહેવાય છે. ''मल धारणे'' એ ધાતુથી अच् પ્રત્યય થતાં ''मलम्'' એવું રૂપ થાય છે. ''को ब्रह्मादौ'' એમ વિશ્વ કોષ કહે છે. ''आकारो वासुदेवः स्यात्'' એમ એકાક્ષરી કોષ છે. ''उ सम्बुद्धौ रुषोक्तौ च शिववाची त्वनव्ययम्'' એમ અનેકાર્થ સંગ્રહમાં હેમચંદ્ર કહે છે.] નખરૂપી ચંદ્રમાના કિરણોથી કાંતિવાળા સુંદર પદ વિન્યાસ જેનો છે એવું તમારું ચરણયુગલ દયા કરીને બતાવો. (૫૧)

હે હરે ! પુષ્પની માફક કોમળ-અતિ સુંદર જંઘા યુગલ તથા અતિ શોભાયમાન, ગોળ, શ્રેષ્ઠ કેળ અને હાથીની સૂંઢનો તિરસ્કાર કરનારું સાથળ યુગ્મ મને બતાવો. (૫૨)

સિંહની કેડ્યને લજજા પમાડનાર ઉત્તમ કેડ્ય, ઊંડી નાભિ જેમાં છે એવું ત્રણવળથી અંકિત ઉદર, અને દીર્ઘ(વિશાળ) અને પહોળું વક્ષઃસ્થળ તમો મને બતાવો. (૫૩)

હે હરે ! સર્પના દેહની માફક-શ્રેષ્ઠ કર યુગલ, શંખની માફક અતિ સુંદર કંઠ, તથા શરદઋતુના ચંદ્ર તથા કમળને તિરસ્કાર કરનારું દર્શનીય મુખારવિંદ મને બતાવો. (૫૪)

હે હરે ! તમારું અતિરમણીય શ્રવણેન્દ્રિય યુગ્મ (બે કાન) તથા તિલના પુષ્પસમાન મંજુલનાસિકા, તથા કાળને ભય પમાડનારી ધનુષ્ય સમાન ભ્રકુટિ તમો દેખાડો. (૫૫)

હે હરે ! તમારા શ્રેષ્ઠ ડાબા કાનની અંદર સુંદર શ્યામ બિંદુનું ચિહ્ન તથા જમણી નાસિકા અને કપોળના મધ્ય ભાગમાં રહેલું તલનું મંગળકારી દર્શનવાળું ચિહ્ન અમોને તમો બતાવો. (૫૬)

नयनद्वयमब्जतर्ज्जनं द्विजपङ्क्ति जितकुन्दकुड्मलाम् । मृदुशालिकपोलमण्डलं विपुलं शालि ललाटमीक्षय ॥५७॥ रुचिरत्वमहापयोनिधिं सुखदं त्वामनवेक्ष्य मेऽसवः । त्वरयन्ति हि गन्तुमात्मनो वितर त्वं तव दर्शनं ततः ॥५८॥ अवलोकनतापहारिणं निखिलार्थ्यं च भवन्तमन्तरा । निखिलार्थविवर्ज्जितं हि नो बहुदुःखं च धिगस्ति जीवितम् ॥५९॥ कथमत्रभवान् दयानिधिस्त्वदधीनानपहाय नः प्रभो । विपिनं गतवानतिद्रुतं करणं ते नहि योग्यमीदृशम् ॥६०॥ त्वयि भूरितरानुरागिणः शिशवस्त्वां समुपाह्वयन्त्यमी । कृपयाऽखिलदीनवत्सल द्रुतमेभ्यो वितर त्वमीक्षणम् ॥६१॥ कथमद्य विना त्वदत्र मे भविता जीवनमापदां पदम् । प्रिय यत्र गमिष्यसि स्वयं नय तत्रैव दयां विधाय माम् ॥६२॥ क्षणमात्रमपि त्वया विना नहि योग्यं मम जीवितं हरे । व्यसनं मम कस्य वै पुरः कथयिष्यामि दयानिधे वद ॥६३॥

---

હે હરે ! કમળનો તિરસ્કાર કરનારા તમારા બન્ને નેત્રકમળ, જીતી છે મોગરાની કળીઓ જેણે એવી દંતપંક્તિ, કોમળ-સ્વભાવથી સુંદર કપોળ મંડળ, તથા વિશાળ અને શોભતું લલાટ મને બતાવો. (૫૭)

હે હરે ! સુંદરતાના મહા સમુદ્ર ! સુખને આપનારા તમારાં દર્શન વિના મારા પ્રાણ દેહમાંથી નીકળવા માટે ઉતાવળ કરે છે. તેથી તમો તમારાં દર્શન આપો. (૫૮)

જોવા માત્રથી જ તાપને હરનારા, સમગ્ર જનોએ સંપ્રાર્થનીય તમારા વિના સમગ્ર અર્થોથી રહિત; ઘણું દુઃખ જેમાં છે એવું અમારું જીવિત પણ ધિક્કારને યોગ્ય છે. (૫૯)

હે પ્રભો ! હે દયાનિધે ! તમારે આધીન એવા અમારો ત્યાગ કરીને તમો અતિ ઉતાવળા વનમાં કેમ ગયા ? આવું કરવું તે તમોને યોગ્ય નથી. (૬૦)

[સંબંધના સ્વાર્થને લઈને કદાચિત્ કોઈ **અપરાધ** અમારાથી થયો હોય તેથી અમારો ત્યાગ કર્યો હોય તો ભલે, પરંતુ તમારે વિષે જ એક અનુરાગવાળા બાળકોએ શો અપરાધ કર્યો ? જેનાથી તમોએ એમનો પણ ત્યાગ કર્યો. જો તમે કહેતા હો કે વિનોદને માટે એમ કર્યું છે, તો હવે તમોને બોલાવનાર એ બાળકોને દર્શન આપો એમ કહે છેઃ] હે હરે ! તમારે વિષે અત્યંત સ્નેહવાળા આ બાળકો તમોને સારી રીતે બોલાવે છે. માટે હે અખિલ દીનવત્સલ ! તમો કૃપા કરીને તત્કાળ આવીને એમને દર્શન આપો. (૬૧)

[તમારી આગળ હું બાળક છું. છતાં (ઉપરોક્ત મુજબ) જાણે વડીલપણાના ભાવવાળા શબ્દો હું કહું છું એમ જો તમે કહેતા હો તો હું તેમ (વડીલભાવથી) કહેતો નથી. પરંતુ તમારા મિત્રો મારાથી ઘણી જ મોટી ઉંમરવાળા તમારી સાથે રમત રમનારાઓને જ્યારે આ પ્રકારની તમારા વિરહની વેદના છે, ત્યારે હું તમારી અને બાળકોની સાથે રમવા યોગ્ય અત્યંત નાનો બાળક છું, અને તમારે વિષે જ એક પ્રીતિવાળો છું. તમારા વિના મારું જીવન કેમ રહેશે ? એ કહે છેઃ] હે હરે ! તમારા વિના આ સમયે આ લોકમાં વિપત્તિઓના સ્થાનભૂત મારું જીવન કેમ રહેશે ? અર્થાત્ નહીં જ રહે; તેથી હે પ્રિય ! જ્યાં તમો જતા હો ત્યાં જ દયા કરીને મને લઈ જાઓ. (૬૨)

(તમોને રમાડનાર તથા તમારું હિત કરનાર મોટાભાઈ ઘેર છે. હવે મારું શું કામ છે ? એમ તમો કહેતા હો તો કહું છું.) હે હરે ? તમારા વિના આલોકમાં ક્ષણ માત્ર પણ મારું જીવવું યોગ્ય નથી (તેમાં શું કારણ છે. એમ કહેતા હો તો કહું છું.) હે દયાનિધે ! મારું દુઃખ હું કોની આગળ કહીશ ? એ તમો જ કહો. [આ **ગૂઢ અભિપ્રાય**

जनमानसलोचनोत्सवे तव गात्रे दृगगोचरेऽपि मे । हृदयं न विशीर्यतेतरां पविनैतद्रचितं नु वेधसा ॥६४॥ कथमत्र तवानुवर्त्तिनं क्षणमात्राच्चलसौहृदोऽव्रजः । कृपणं भगवन् विहाय मां जलसङ्घात इवाम्बुजव्रजम् ॥६५॥ न मया तव विप्रियं कृतं प्रतिकूलं न कृतं त्वयापि मे । अत एव कथं न दीयते तव वीक्षा निखिलार्त्तिहारिणी ॥६६॥ व्यथिताऽथ तदग्रजाङ्गना स्वकपोलार्पितपाणिपल्लवा । व्यलपत्कुररीव विह्वला समदुःखानिव कुर्वती जनान् ॥६७॥ नितरामहितेन राहुणा ग्रसमानं शशिमण्डलं यथा । विरहेण विपत्तिकारिणा द्युतिहीनं दधती तथाननम् ॥६८॥ स्मरणीयतदीयसद्गुणप्रियवाक्यस्मरणोत्थवेदना । न्यपतत्तनुभानवर्जिता कदली वातहतेव सा क्षितौ ॥६९॥

---

છેઃ- સ્વાભાવિક દયાળુપણાથી અને માતા પિતાની આજ્ઞાથી, બાલ્ય ભાવથી, મારી કોઈ ક્રિયામાં આપને દોષ આવ્યો હોય તો તમો 'હે નાનાભાઈ ! હે ભાઈ !' વગેરે સંબોધનોથી આવું ન કરવું, એમ ધીમે ધીમે સ્નેહપૂર્વક, મંદ હાસ્યે સહિત, સારી રીતે ઉપદેશના વચન કહેતા હતા. મોટાભાઈની કઠોર પ્રકૃતિ હોવાથી સ્વાભાવિક રીતે મારે છે. અને કાંઈ અપરાધ થયો હોય તો અતિશય મારે છે, એ વાત તમો ઘેર હતા ત્યારે હું તમોને કહેતો હતો. હું રડતો ત્યારે તમો મને કેડમાં લઈને શાંતિ પમાડતા હતા. હાલમાં હું કોની આગળ નિવેદન કરું ?] માટે તમારા વિના મારું જીવન યોગ્ય નથી. (૬૩)

(વળી આ અવસર તો તમારા વિરહથી હૃદયને ભેદી નાંખનારો આવ્યો છે. તો પણ હૃદય નથી ભેદાતું તે તો **પરમ આશ્ચર્ય** છે.) જનોના મન તથા નેત્રોને આનંદ કરનારું તમારા શરીરનું દર્શન ન થવા છતાં પણ મારું હૃદય ભાંગી નથી જતું, તેથી બ્રહ્માએ એ વજ્રથી રચેલું છે કે શું ? (૬૪)

હે હરે ? ક્ષણ માત્રમાં ચલાયમાન હૃદયવાળા તમો, તમારી અનુવૃત્તિ પાળનારો તેમાં પણ ગરીબ મને, કમળ સમુદાયને જળ સમુદાય જેમ જીવન છે તેમ મારું જીવન તમે હોવા છતાં ત્યાગ કરીને, હે હરે ! આ સમયે કેમ ચાલ્યા ગયા ? (૬૫)

હે હરે ! મેં તમારું કંઈ અશુભ નથી કર્યું. તમોએ પણ મારી વિરુદ્ધ કંઈ કર્યું નથી. તેમ છતાં (પરસ્પર અપરાધ ન હોવા છતાં) સમગ્ર પીડાઓને નાશ કરનારું તમારું દર્શન તમો કેમ નથી આપતા ? (૬૬)

(આવી રીતે શ્રીહરિના નાનાભાઈના કરુણ આક્રંદનું વર્ણન કરીને તેમના મોટાભાઈ રામપ્રતાપના પત્નીના રુદનનું વર્ણન કરે છે. ) પોતાના કપોળોમાં પલ્લવસમાન બન્ને હાથ મૂકી પોતાના દિયરના વિયોગથી પીડાવાળા શ્રીહરિના મોટાભાઈના પત્ની, **સુવાસિની** પોતે કરેલા વિલાપને સાંભળનારા લોકોને પણ પોતાના વિલાપથી સમાન દુઃખવાળા કરતા હોય ને શું ? તેમ પોતાના બચ્ચાનાં વિયોગથી આકુળ થઈ ગયેલી ટીંટોડીની જેમ વિલાપ કરતાં હતાં. (૬૭)

અત્યંત વૈર ભાવથી રાહુ, ગ્રસાયમાન ચંદ્ર મંડળને જેમ વિપત્તિ કરનારો છે, તેમ શ્રીહરિના વિયોગથી, રાહુથી ગ્રસિત ચંદ્રના જેવા કાંતિરહિત મુખને ધારણ કરતા; શ્રીહરિના સદ્ગુણો તથા પ્રિય વાક્યોના સ્મરણથી ઉત્પન્ન થયેલી વેદના જેને છે એવા અને દેહના ભાનથી રહિત, સુવાસિની વાયુથી હણાયેલી કેળની જેમ પૃથ્વી ઉપર પડી ગયાં. (૬૮-૬૯)

**इह योगिजनैस्तपस्विभिर्न च गोप्यो हि ममासुवल्लभः । सकलातिविलक्षणं त्वमुं★ कलयिष्ये ललितैश्च लक्ष्मभिः ॥७०॥ करुणारहित त्वया विधे हरिवीक्षासुखसिन्धुमग्नताम् । प्रगताश्च वयं ततो बहिर्विहितास्तेन भृशं हि पीडिताः ॥७१॥ निखिलं मम सृष्टिसौष्ठवं रुचिरेऽस्यावयवेऽस्ति यच्च तत् । अवलोकितमाभिरित्यसन्निदमस्मासु कृतं त्वयेर्ष्यया ॥७२॥ कलशं च यथा सुधाभृतं द्रुतमाच्छिद्य शठो निरागसः । विषपात्रमिहार्पयेत्त्वया विहितं दुःखमिदं तथैव नः ॥७३॥ अतिदूरमिमं जनप्रियं प्रणयन्नो हि करोष्यचक्षुषः । अतिदुःखपरीतचेतसस्तव किं तेन विधे भविष्यति ॥७४॥**

---

(મૂર્છાવશ બની પૃથ્વી ઉપર પડીને મૂર્છા વળી એટલે ઊભા થયા ત્યારે કહે છે.) આ પુરમાં યોગિજનોએ= સંન્યાસ યોગમાં રહેનારા **ગોસ્વામી** પર્યાય નામવાળા અતીત વગેરેએ, તથા તપસ્વીઓએ=શરીરમાં ભસ્મ વગેરે લગાવીને રહેનારા તપોનિષ્ઠ **વેરાગી** પર્યાય નામવાળા ખાખી વગેરેએ, મારા પ્રાણપ્રિય હરિ સંતાડેલા નહીં રહી શકે. કારણ કે સુંદર ચિહ્નો ઊર્ધ્વરેખા, સ્વસ્તિક વગેરેથી સમગ્ર પુરુષોથી વિલક્ષણ, મારા દિયરને હું ઓળખીશ. (માટે સંતાડેલા હોય તો લાજપૂર્વક આપો.) આ બ્રહ્માંડમાં બ્રહ્માદિક દેવતાઓએ પણ સંતાડેલા હોય તો પણ સમગ્ર જનોથી અતિવિલક્ષણ શ્રીહરિને, જેમનાં ચરણકમળમાં ઊર્ધ્વરેખા વગેરે સુંદર ચિહ્નો છે, તેથી હું ઓળખી કાઢીશ. (હે **બ્રહ્માદિક** દેવતાઓ ! તમોએ મારા પ્રાણપ્રિયને કદાચ રમુજ માટે સંતાડેલા હોય તો તેમને લાવીને મને આપો. જો તમો નહીં આપો તો શ્રીહરિની પ્રસન્નતાથી સમગ્ર લોકની ગતિને હું પામેલી છું તેથી તમે જ્યાં તેમને મૂક્યા હશે ત્યાંથી, તેમના ચિહ્નોથી, હું તેમને ખોળી કાઢીશ ત્યારે તમારો પ્રયાસ **વ્યર્થ** જશે. અને લાજ પણ જશે, અને તમો ચોરીનું કામ કરો છો એવો **અપવાદ** પણ તમારે માથે આવશે. મને પણ **પરિશ્રમ** પડશે. માટે સુખપૂર્વક પાછા આપો.) (૭૦)

હે કરુણારહિત ! વિધે ! શ્રીહરિના દર્શનરૂપી જે સમુદ્ર, તેમાં નિમગ્ન થયેલા અમોને તમોએ, બહાર કાઢ્યા. તેથી અમો **અત્યંત દુઃખી** થયા છીએ. (૭૧)

(આવી રીતે તમોને અત્યંત પ્રિય શ્રીહરિનો વિયોગ કરીને તમને દુઃખી કરવાથી મને કયો લાભ છે ? એમ કહેતા હો તો કહીએ છીએ. ઈર્ષાવાળા જનો કોઈને પણ **અનર્થ** કરે છે. તે કેવળ લાભને માટે નથી કરતા, પરંતુ સ્વભાવજન્ય ઈર્ષાથી જ કરે છે.) મારી સૃષ્ટિનું સમગ્ર સુંદરપણું જે રમણીય, શ્રીહરિના અવયવોમાં છે, તે મેં સ્રજ્યું છે. તે આ સ્ત્રીઓએ જોયું, એમ વિચાર કરીને તમો ઈર્ષાથી તે સહન ન કરી શક્યા. તેથી શ્રીહરિના અપહરણરૂપ **અશુભ કર્મ** તમોએ કર્યું. (૭૨)

(આ કર્મ જેવું તેવું નથી. પરંતુ અતિ મોટું છે. એમ દૃષ્ટાંતથી કહે છે.) હે વિધે ! જેમ આલોકમાં કોઈ ધૂર્તજન નિર્દોષ માણસ પાસેથી અમૃતથી ભરેલો કળશ ખૂંચવી લે, અને તેને ઝેરનું પાત્ર અર્પણ કરે, તેવી જ રીતે તમોએ અમોને દુઃખ આપ્યું છે. (અમૃત કળશરૂપી શ્રીહરિને અમારાથી ઝૂંટવીને આ દુઃખરૂપી **ઝેરનું પાત્ર** તમોએ આપ્યું.) (૭૩)

(શ્રીહરિનો તમારાથી વિયોગ કરીને તમોને મેં શું દુઃખ આપ્યું ? તે તો મને કહો. એમ કહેતા હો તો કહીએ છીએ. આંખોના અપહરણથી આંધળા કર્યા એથી બીજું કયું દુઃખ ?) સર્વ લોકોમાં પ્રિય આ શ્રીહરિને અત્યંત દૂર તમો લઈ ગયા. તેથી અતિદુઃખથી વ્યાપ્ત ચિત્તવાળા અમોને તમો ચક્ષુ વિનાના કરો છો. (અમારે તો શ્રીહરિરૂપી એક નેત્ર હોવાથી તેવું તમોએ કર્યું છે.) આવા અવળા કર્મથી તમારું શું સારું થશે ? ભૂંડું જ થશે. (૭૪)

---

★ ''तमुत्कलयिष्ये'' इति ( ब ) पाठः ।

भवसि त्वमतीव बालिशो न विधातस्तव विद्यते दया । प्रणयं प्रविधाप्य दूरयस्यसुभाजस्त्वमरिर्विभासि नः
॥७५॥ तव चेष्टितमित्यपार्थकं भवसि त्वं स्मरतां हि नो रिपुः । हृतवानसि तं मम प्रियं रुचिरं देवरमीक्षणोचितम्
॥७६॥ करुणाविधुर त्वया विधे नयनागोचरतां ममाधुना । गमितोऽयमदभ्रवल्लभस्तदिदं चानुचितं त्वया कृतम्
॥७७॥ अगमत् क्षणवत्तवेक्षणान्ननु नक्तंदिवमप्यहो पुरा । तव नोऽद्य वियोगतः प्रभो युगतुल्यं भवति त्वहर्निशम्
॥७८॥ व्यसनं क्वचिदप्यदृष्टवान् कथमार्त्तिं विपिने सहिष्यसे । सततं च कथं नु भोक्ष्यसे फलमूलादि सुभोज्यभुक्तिमान्
॥७९॥ अशितुं समयोऽस्ति तेऽधुना ★[१]तदुपेत्याद्यमिदं च भुज्यताम् । पिब तोयमिदं पिपासितः सुहृदां शोकमिमं निवर्त्तय ॥८०॥

इति मामतिशोकसङ्कुलां ★[२]कृपणां नात्र विहातुमर्हसि । विललाप वियोगजां च ते कथमार्त्तिं सहितास्मि सुन्दरी
॥८१॥ व्यथितामिह मज्जतीं हि मां ननु शोके जलधाववेक्षय । तव मूर्त्तिमशान्तिहारिणीं नवनावं वनधाविव स्त्रियम्
॥८२॥ करुणाविधुराऽस्म्यहं तु ते भगवन् मातृसमैव वल्लभा । अपहाय गतोऽस्यसाम्प्रतं विललापेति गुणान् स्मरन्त्यरम् ॥८३॥

---

હે વિધાતા ! તમો અત્યંત મૂર્ખ છો, તમોને દયા નથી. જેથી પ્રાણીઓને સ્નેહ કરાવીને સ્નેહાસ્પદ જનથી વિયોગ કરાવો છે. તેથી તમો અમારા શત્રુ છો. (૭૫)

(**શંકા** :- પ્રાણીઓને તેવા આચરણથી તેમનું મારે વિષે શત્રુપણું ભલે રહે. તેમાં તમારે શું ? ત્યાં કહે છે કે,) હે વિધે! સુંદર, દર્શનીય, મારા દિયરને હરી ગયા છો, આવી તમારી ચેષ્ટા અયોગ્ય છે. તેથી શ્રીહરિને સ્મરણ કરનાર અમારા તમો શત્રુ જ છો. (૭૬) હે દયારહિત ! મને અત્યંત પ્રિય શ્રીહરિને તમોએ મારા નેત્રથી દૂર કર્યા છે તેથી હે વિધે! તમોએ આ કર્મ **અઘટિત** કર્યું છે. (૭૭)

(આવો વિધિને ઠપકો આપીને હવે શ્રીહરિને ઉદ્દેશીને કહે છેઃ) હે હરે ! પહેલાં તમારા દર્શનથી રાત્રિ દિવસ ક્ષણની માફક જતા હતા. અહો ! એ એક **આશ્ચર્ય** હતું. હમણાં તો તમારા વિયોગથી અમોને રાત્રિ દિવસ યુગતુલ્ય લાગે છે ! (૭૮)

હે હરે ! તમે ક્યારેય પણ દુઃખ નથી જોયું. તેથી વનમાં ટાઢ-તડકાથી ઉત્પન્ન થયેલી પીડા કેમ સહન કરશો? સારા ભોજનો જમનારા તમો નિરંતર ફળ-મૂળાદિ કેવી રીતે જમશો ? (૭૯)

તેથી હવે ઘેર આવીને તમો આ જમો. તમારે ભોજન કરવાનો સમય થયો છે. તૃષા લાગી હોય તો આ જળપાન કરો. અને આ સુહૃદ વર્ગનો શોક નિવૃત્ત કરો. (૮૦)

(એવી રીતે ભાભીના વિલાપનું વર્ણન કરીને મામી **સુંદરીનું આક્રંદ** વર્ણવે છેઃ) હે હરે ! તમારા વિયોગથી ઉત્પન્ન થયેલી પીડાને કેવી રીતે સહન કરી શકીશ ? એવી રીતે શ્રીહરિની મામી **સુંદરી** વિલાપ કરવા લાગી. (૮૧)

આ શોકરૂપી સમુદ્રમાં બૂડતી તેથી જ દુઃખવાળી મને, જેમ સમુદ્રમાં બૂડતી કોઈ સ્ત્રીને કોઈ નાવિક હોડી બતાવી ઉગારે છે, તેમ શોકને હરનારી તમારી મૂર્તિને તમો બતાવો. (૮૨)

(હવે **વલ્લભાએ કરેલો વિલાપ** કહે છે.) હે દયા વર્જિત ! હે ભગવન્ ! વૈશ્યજાતિમાં ઉત્પન્ન થયેલી **વલ્લભા** નામની હું, તમારી માતા સમાન તમારે વિષે પ્રીતિવાળી છું, તમો મારો ત્યાગ કરીને ગયા છો તે તમોએ યોગ્ય કર્યું નથી. એમ શ્રીહરિના ગુણો સંભારતી અતિશય વિલાપ કરવા લાગી. (૮૩)

---

★१. ''तदुपेत्याद्य गृहं च भुज्यताम्'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् । अत्रैवः- ''गृहमिति शेषः'' इति रसबोधिनी ।
★२. ''कृपणामत्र न हातुमर्हसि'' इति ( ब-ग्रन्थे = प्रथममुद्रिते ) पाठान्तरम् । ''कृपणां त्वं न विहातुमर्हसि'' इति च मूले ( ड-ग्रन्थे ) पाठः ।

**विरहानलतापमीश मे तव दृष्ट्या शमयानुकम्पया । ह्रदनीरविशोषणातुराण्डजतापं मघवाऽम्बुना यथा ॥८४॥ भगवंस्तव मातुलात्मजं मनसाराममुं भृगुं च माम् । स्मर मित्र हरे दयाम्बुधे न वियोगः सखितस्तवोचितः ॥ ८५॥ ललितः किल कोकिलारवो वरगानं बहुवाद्यसंयुतम् । विरहे तव नो गुरुव्यथां जनयत्येव ततः समाव्रज ॥८६॥**

श्रीशुकानन्द उवाच – **इति तत्प्रविलापमुच्चकैः करुणं शोकपदं निशम्य ते । रुरुदुर्हि नराः शुचार्दिताः पुरनार्यश्च कुटुम्बयोषितः ॥८७॥**

**तद्बान्धवा इति विलप्य हरिप्रसक्ताः पौरा ययुः परवशाश्च यदा विमूर्च्छाम् । तेभ्यः प्रदाय स तदैव शुभां स्ववीक्षामाश्वास्य तानशमयद्विरहाग्नितापम् ॥८८॥ अन्तर्दधेऽथ भगवान्निखिलास्ततस्ते तद्रूपसद्गुणगणान्नितरां स्मरन्तः । राजन् परस्परमुदारमुदा वदन्तो निन्युर्दिनान्यसुखतस्तदतिप्रसक्ताः ॥८९॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिविरहासहनतया श्रीहरिबन्धुजनकृतविलापनिरूपणनामा षट्त्रिंशोऽध्यायः ॥३६॥

---

હે ઈશ ! ધરાનું જળ સુકાઈ જવાથી પીડા પામતા પક્ષીઓ તથા માછલીઓના તાપને ઈન્દ્ર જળવૃષ્ટિથી જેમ શાંતિ પમાડે છે, તેમ તમો દયાદૃષ્ટિથી મારો વિરહાગ્નિનો તાપ શાંત કરો. (૮૪)

હે ભગવન્ હે હરે ! હે દયાસાગર ! હે મિત્ર ! તમારા મામાનો પુત્ર આ **મંછારામ, ભૃગુ** અને મને તમો યાદ કરો. મિત્રોની સાથે વિયોગ કરવો તે યોગ્ય નથી. (૮૫)

હે હરે ! સુંદર કોયલોના શબ્દો તથા ઘણાં વાજિંત્રોથી યુક્ત શ્રેષ્ઠ ગીતો પણ તમારા વિરહમાં, અમોને ઘણું દુઃખ ઉત્પન્ન કરે છે. માટે તત્કાળ પધારો. (૮૬)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે ! રાજન્ ! આવી રીતે આ સર્વનો કરુણામય વિરહનો **વિલાપ** સાંભળીને શોકથી પીડા પામેલા પુરવાસી જનો તથા બંધુજનો, પુરની સ્ત્રીઓ તથા કુટુંબની સ્ત્રીઓ **રુદન** કરવા લાગી. (૮૭)

શ્રીહરિના સ્વરૂપમાં આસક્ત મનવાળા પુરના જનો, તથા શ્રીહરિના બંધુઓ, આ પ્રમાણે વિલાપ કરીને મૂર્છાવશ થઈ ગયા. મૂર્છા પામ્યા તે જ સમયે શ્રીહરિએ તેમને કલ્યાણકારી પોતાના **દર્શન** આપીને તેમજ તેમને **આશ્વાસન** આપીને તેમનો વિરહાગ્નિ શાન્ત કર્યો. (૮૮)

પછી હે રાજન્ ! ભગવાન **અંતર્ધાન** થઈ ગયા. પછી તે સમગ્રજનો તે શ્રીહરિનાં રૂપ અને ગુણને સંભારતા અને હર્ષથી પરસ્પર બોલતા, શ્રીહરિમાં અત્યંત આસક્તિવાળા હોવાથી દુઃખથી દિવસો કાઢવા લાગ્યા. (૮૯)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિના વિરહથી શ્રીહરિના બંધુજનોનો વિલાપ' નિરૂપણ નામે છત્રીસમો અધ્યાય સંપૂર્ણ (૩૬)



॥ अथ सप्तत्रिंशोऽध्यायः ॥

( सप्तत्रिंशे हरिं ज्ञात्वा स्वगृहान्निर्गतं सुराः । ब्रह्माद्याः समुपेत्येशं मिथो भूयोऽस्तुवँस्ततः ॥)

श्रीशुकानन्द उवाच - **अथोत्तीर्य नदीं राजन् सरयूं धर्मसंभवः । उत्तरस्यां दिशि प्रायात् स्वयं श्रीपुरुषोत्तमः ॥१॥ ततः क्रोशद्वयं मार्गे स प्रयातो द्रुतक्रमः । स्वप्रियं निर्जनस्थानं प्रतिपद्य मुदं ययौ ॥२॥ अथ तत्र सरस्तीरे वटाधस्तान्निषद्य सः । मेने केनाप्यदृष्टः सन्निर्याणं विघ्नवर्ज्जितम् ॥३॥ तदा स्वीयगणोपेता ब्रह्माद्यास्त्रिदशेश्वराः । हिमाचलादयः शैला ऋषयो नारदादयः ॥४॥ पुष्कराद्यानि तीर्थानि गङ्गाद्याः सरितस्तथा । तत्राऽऽजग्मुर्हरिं ज्ञात्वा निर्यातं स्वनिकेतनात् ॥५॥ अधर्मोन्मूलनं भूमेः कर्त्तुं धर्मस्य रक्षणम् । साधूनां च समुद्युक्तं विदित्वा ते तमाययुः ॥६॥ अथ सतीर्थसरित्त्रिदशेश्वरा ऋषिगणाश्च मुदा तमलोकयन् । विधृतनैष्ठिकवेशमनोहरं क्षितिप धर्मभुवं पुरुषोत्तमम् ॥७॥**

**शिवकरेक्षणदिव्यतरप्रभाविपुलमण्डलशालिकलेवरम् । निजसुखैकरतिं परिराजितं विधृतदेहमिवात्र बृहद्व्रतम् ॥८॥**

---

## અધ્યાય : ૩૭

## શ્રીહરિની બ્રહ્માદિક દેવતાઓએ કરેલી સ્તુતિ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) ધર્મના પુત્ર **શ્રીહરિ,** સ્વયં પુરુષોત્તમ, સરયૂ નદી ઊતરીને ઉત્તર દિશામાં ગયા. (૧)

શ્રીહરિ ઉતાવળી ગતિથી ચાલતાં બે ગાઉ ચાલ્યા પછી પોતાને પ્રિય **નિર્જન સ્થાન**માં પહોંચ્યા અને હર્ષ પામ્યા, (૨)

ત્યાં તળાવને કાંઠે વડની નીચે બેસીને, શ્રીહરિ પોતાનો ગૃહત્યાગ નિર્વિઘ્ન અને કોઈએ દેખ્યો નથી તેવો છે, એમ માનતા હતા. (૩)

તે સમયે પોતાના ગણોએ સહિત બ્રહ્માદિ **દેવેન્દ્રો,** હિમાલયાદિ **પર્વતો** તથા નારદાદિ **ઋષિઓ;** પુષ્કરાદિ **તીર્થો** તથા ગંગાદિ **નદીઓ,** શ્રીહરિને પોતાના સ્થાનથી જનોના હિતને માટે નીકળેલા જાણી, શ્રીહરિ બેઠા છે ત્યાં આવ્યાં. (૪-૫)

શ્રીહરિને 'પૃથ્વીમાંથી અધર્મને મૂળમાંથી ઉખેડી નાંખવા અને ધર્મનું તથા સાધુઓનું રક્ષણ કરવા માટે' ઉદ્યમ કરતા જાણીને, તે સર્વે ત્યાં આવ્યાં. (૬)

પછી પુષ્કરાદિ તીર્થો, ગંગાદિ નદીઓ, બ્રહ્માદિક દેવેન્દ્રોએ સહિત નારદાદિક ઋષિગણો તથા હિમાલયાદિ પર્વતો, નૈષ્ઠિક બ્રહ્મચર્ય વેશધારી-મનોહર ધર્મપુત્ર પુરુષોત્તમ શ્રીહરિના હે રાજન્ ! હર્ષપૂર્વક **દર્શન** કરતાં હતાં. (૭)

સુખકારી દર્શન જેનું છે એવા-દિવ્ય કાંતિના વિશાળ મંડળથી શોભાયમાન શરીરવાળા, પોતાના સુખમાં જ એક પ્રીતિવાળા, જાણેકે આ લોકમાં જેણે દેહ ધારણ કર્યો છે એવું (મૂર્તિમાન) **બ્રહ્મચર્યવ્રત** હોયને શું ? એમ જણાતા હતા. (૮)

विदधतं जनशिक्षणहेतवे भुवि मुमुक्षुविधेयशुभक्रियाम् । परतरादपि चाक्षरतः परं मुनिजनस्मरणीयपदाम्बुजम्
॥९॥ सजलनूत्नपयोधरभास्वरे वपुषि कृष्णमृगाजिनमुत्तमम् । दधतमेककरे च कमण्डलुं रुचिरकिंशुकदण्डमथाऽपरे
॥१०॥ वरगले तुलसीन्धनसूक्ष्मसन्मणिकृतं युगलं दधतं स्रजोः । अमहतीं च मनोहरपुस्तिकां सुललितांसतटे परिबिभ्रतम्
॥११॥ वृषकुलाभ्युदयप्रदवीक्षणं शमदमादिकसद्गुणभूषणम् । परसुखास्पदबोधविचक्षणं जनहितप्रयतञ्च निरञ्जनम्
॥१२॥ भृशमराजत सक्थियुगं हरेर्धवलमञ्जुलचेलसमावृतम् । सुरसरिज्जलफेनचयोल्लसद्द्विरदराजकरप्रवितर्ज्जनम्
॥१३॥ कटितटं त्रिगुणीकृतमेखलं भृशमरोचत यस्य गिरेर्यथा । तटमशुभ्रमणिव्रजभास्वरं नवसुवर्णलतात्रयसंगतम्
॥१४॥ यदुपवीतमभासत नीलभूधरतटान्निपतत्तिर औदकम्★ । शरदनुष्णकरच्छविपाण्डुरं रुचिरवामनिजांसगतं यथा
॥१५॥

पुरटविस्फुटवर्णजटाच्छटामुकुटभृत् समराजत यो भृशम् । जलधरो नवनीरभृतस्तडिद्विपुलमण्डलसंवलितो यथा
॥१६॥

---

જનોના શિક્ષણ માટે પૃથ્વીમાં મુમુક્ષુઓએ કરવા યોગ્ય શુભ ક્રિયાને કરનારા, (તેવી રીતે ભગવદ્ગીતામાં પણ કહ્યું છે. ''यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः'' ઈત્યાદિ તથા શ્રીમદ્ભાગવતમાં ''तच्छिक्षयँल्लोकमिममास्थितः पुत्र मा खिदेति च'' એમ કહ્યું છે.) સર્વથી પર અત્યંત શ્રેષ્ઠ અક્ષર તે થકી પણ પર, મુનિજનોએ સ્મરણીય છે પાદારવિંદ જેમનાં એવા. (૯)

જળ સહિત નવીન મેઘ સમાન શોભાયમાન શરીરમાં ઉત્તમ કાળિયાર મૃગના અજિનને ધારણ કરતા, એક હાથમાં કમંડલું અને બીજા હાથમાં સુંદર પલાશનો દંડ ધારણ કરતા. (૧૦)

અત્યુત્તમ શોભાયમાન કંઠમાં સૂક્ષ્મમણીકાથી કરેલી તુલસીના કાષ્ઠની બેવડી કંઠી ધારણ કરતા, શોભાયમાન ખભાને વિષે નાની મનોહર પુસ્તિકાને ધારણ કરતા; દૃષ્ટિથી જ જે ધર્મના કુળનો અભ્યુદય કરે છે એવા, શમદમાદિક સદ્ગુણોરૂપી ભૂષણોવાળા, બીજાઓને સુખ થાય તેવો ઉપદેશ આપવામાં વિચક્ષણ, જનોના હિતમાં પ્રયત્નવાળા, માયાના અંજને રહિત. (૧૧-૧૨)

શ્રીહરિને પહેરવાના સફેદ સુંદર વસ્ત્રથી ઢંકાયેલ, ગંગાના જળના ફીણ સમૂહની માફક શોભતા ગજરાજના હાથ(સૂંઢ) ને તિરસ્કાર કરતું શ્રીહરિના સાથળોનું જોડલું અત્યંત શોભતું હતું. (૧૩)

ત્રણ સરી મેખલા જેમાં છે એવો શ્રીહરિનો કટિતટ, શ્યામ મણીઓના સમુદાયોની કાંતિવાળો, નવીન સુવર્ણની ત્રણ લતાઓથી સંયુક્ત પર્વતના કાંઠાની માફક અત્યંત શોભતો હતો. (૧૪)

શરદઋતુનો જે ચંદ્રમા તેની કાંતિ સમાન જેની સુંદર કાંતિ છે એવા, ડાબા ખભા ઉપર શોભતું ઉપવીત (બ્રહ્મસૂત્ર) કાળા પર્વતના કાંઠા ઉપરથી જેમ વાંકુ (વક્રધારાથી) પડતું જળ શોભે, તેમ શોભતું હતું. (૧૫)

સુવર્ણની માફક ચળકતા વર્ણયુક્ત જટારૂપી મુકુટને ધારણ કરતા શ્રીહરિ, નવીન જળને ધારણ કરનાર મેઘ, વીજળીઓના મંડળોથી વીંટાયેલો (ઊંચા પ્રસરતા કિરણોના સમુદાયવાળી વીજળીથી વ્યાપ્ત) થકો જેમ શોભે, તેમ અત્યંત શોભતા હતા. (૧૬)

---

★ ''उदकमेव औदकं=जलम्'', इति रसबोधिनी ।

**अथ तं प्रणम्य कमलासनादयः पुरुषोत्तमं निखिलसद्गुणार्णवम् । मुदिता नियोजितकरद्वया हरिं विनयान्वितास्तमिदमाहुरीश्वरम् ॥१७॥**

ब्रह्मादय ऊचुः - **पुरुषोत्तमस्त्वमवनौ निजेच्छया धृतमानुषाकृतिरसीश्वरेश्वरः । वृषसाधुगुप्तय★ अधर्मशान्तये भुवि जात एव दययेति विद्महे ॥१८॥ ध्रुवमात्मसाध्यमखिलं प्रयोजनं स्वयमेव साधयितुमत्र भूतले । जनवृन्दसंसृतिविमुक्तये प्रभो निजसद्मनस्त्वमसि निर्गतोऽधुना ॥१९॥ अवनी भवच्चरणचारुचङ्क्रमैः सुखमेव यास्यति सुरालयस्तथा । तव वीक्षणेन सकलक्लमच्छिदा तव दर्शनाच्च वयमद्य निर्वृताः ॥२०॥ सहवासतस्तव हरे महर्षयो व्रजितार एव परमां च निर्वृतिम् । तव योगमेत्य जगतीभृतस्तथा ध्रुवमग्रजन्मनिकरास्त्वदर्च्चनात् ॥२१॥**

**स्पर्शात्पापकृतां क्षितौ तनुभृतां प्राप्तानि पुण्यश्रवः पापान्यप्यतिदुस्तराणि सहसा तीर्थानि हास्यन्ति वै । लब्ध्वा ते पुरुषोत्तमस्य चरणस्पर्शं समग्रैनसां सद्योनाशविधायिनं शिवकरं तापत्रयोद्भेदिनम् ॥२२॥ अन्तर्यामी त्वमसि भगवन्नात्मनामात्मतन्त्रस्तेभ्यो भिन्नः सततमचले स्वेऽक्षरे धाम्नि दिव्ये । आस्से नित्यं स्फुरदवयवैर्युक्त एवातिदिव्यैर्जुष्टो भक्त्या परमसुखदो ब्रह्मरूपैश्च मुक्तैः ॥२३॥**

---

પછી બ્રહ્માદિ દેવતાઓ વિનયપૂર્વક હાથ જોડીને પ્રસન્ન થકા સમગ્ર સદ્‌ગુણોના સમુદ્ર પરમેશ્વર, પૂર્વોક્ત સકળ ઉપમા વિશિષ્ટ પુરુષોત્તમ, સકળ જગત પ્રસિદ્ધ શ્રીહરિને પ્રણામ કરીને કહેવા લાગ્યાઃ (૧૭)

**બ્રહ્માદિ દેવો બોલ્યા** :- હે પુરુષોત્તમ ! તમો અવનિમાં તમારી ઈચ્છાથી મનુષ્યાકૃતિ ધારણ કરી છે, છતાં પણ ઈશ્વરના ઈશ્વર છો. (**શંકા**-એવા પરમેશ્વર હોવા છતાં પૃથ્વી ઉપર શા માટે પ્રગટ થયા ? એમ કહેતા હોય તો ત્યાં કહે છે :) અધર્મી ગુરુ તથા રાજાઓથી ધર્મ અને સાધુઓનું રક્ષણ કરવા માટે અને અધર્મનો નાશ કરવા માટે દયાથી જ પૃથ્વી ઉપર પ્રગટ થયા છો, એમ જાણીએ છીએ. (૧૮)

હે પ્રભો ! તમો આ પૃથ્વીમાં કેવળ તમારા થકી જ જે સિદ્ધ થાય છે તે એકાન્તિક ધર્મની સ્થાપનાના હેતુને સિદ્ધ કરવા માટે, તેમજ જનસમુદાયની મુક્તિ માટે, તમારા ઘેરથી હમણાં નીકળેલા છો. (૧૯)

તમારા ચરણોની જે સુંદર ગતિ તેથી **પૃથ્વી** સુખ પામશે. તેવી રીતે સ્વર્ગ, સમગ્ર દુઃખોનું છેદન જેનાથી છે એવાં, તમારા દર્શનથી સુખ પામશે. અમો હાલમાં તમારા દર્શનથી સુખી થયા છીએ. (૨૦)

હે હરે ? દુર્વાસાના શાપથી ઉત્પન્ન થયેલા **મરીચ્યાદિ મુનિઓ** તમારા સહવાસથી પરમ સુખિયા થશે. તમારા યોગથી પર્વતો પણ નિશ્ચય સુખ પામશે, તથા બ્રાહ્મણના સમુદાયો તમારા પૂજનથી સુખિયા થઈ જશે. (૨૧)

હે પુણ્યકીર્તે ! સમગ્ર પાપોને તત્કાળ નાશ કરનારા, તેથી જ કલ્યાણકારી, ત્રિવિધ તાપને નાશ કરનારા, પુરુષોત્તમ એવા તમો, તે તમારા ચરણોનો સ્પર્શ પામીને, પૃથ્વીમાં **તમામ તીર્થો** પોતાને વિષે પાપી જનોના સ્પર્શથી પ્રાપ્ત થયેલાં અતિ દુસ્તર એવા પાપ કર્મોનો પણ તત્કાળ નાશ કરશે જ. (૨૨)

હે ભગવન્ ! તમો આત્માઓના અંતર્યામી અને તેનાથી જુદા આત્મ તંત્ર છો. અતિ દિવ્ય સ્ફુરાયમાન એવા અવયવો હાથ-પગ-મુખ વગેરેથી નિત્યયુક્ત, બ્રહ્મરૂપ મુક્તોએ ભક્તિપૂર્વક સેવાયેલા, મુક્તોને પરમ સુખ આપનારા, તમો અચળ, દિવ્ય, તમારા અક્ષરધામમાં હંમેશાં રહો છો. (૨૩)

---

★ ''वृषसाधुगुप्तिकृदधर्मशान्तये'' इति ( ब-ग्रन्थे= प्रथममुद्रिते ) पाठान्तरम् ।

**त्वत्तश्चान्यो न भवति परस्त्वं हि सर्वावतारान् बिभ्रद्भूमौ परमकृपया श्रेयसे देहभाजाम् । ईशाधीशोऽक्षरपरतरः कारणं कारणानां गीतः सर्वैर्मुनिवरगणैश्चापि वेदोत्तमाङ्गैः ॥२४॥**

**त्वमसि हि करुणामहापयोधिर्भुवि जनसञ्चयमुक्तये ऽवतीर्णः । प्रभुरिह सुखयिष्यसे जनांस्त्वं स्वयमतिकृच्छ्रमहातपांसि कृत्वा ॥२५॥ निखिलसुखकरं हि धर्मसर्गं त्वमवितुमीश्वर एक एव भूमन् । भवसि तदवनीभरं दुरन्तं हर निखिलं प्रणता हरे वयं त्वाम् ॥२६॥**

श्रीशुकानन्द उवाच - **स्तुत्वेति ते तमतिसुन्दरगन्धमाल्यैः सम्पूज्य तं क्षुधित इत्यवगत्य धार्मिम् । तस्मै विचित्रमधुराणि फलानि दत्त्वा, तस्याग्रतश्च विहिताञ्जलयो हि तस्थुः ॥२७॥**

**मानुष्यनाटनविधित्सुरथो हरिस्तान् वाण्या सुधामधुरया ननु तोषयित्वा । गन्तुं स्वकीयनिलयानदिशत्ततस्ते नत्वा तदाशयविदो ययुरीश्वरं तम् ॥२८॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरेर्ब्रह्मादिकृतस्तुतिनिरूपणनामा सप्तत्रिंशोऽध्यायः ॥३७॥

---

વળી તમારાથી પર બીજો પરમાત્મા નથી. દેહીઓના કલ્યાણ માટે પરમકૃપાથી પૃથ્વીમાં સર્વાવતારોને ધારણ કરતા તમોને, મુનિગણોએ તથા ઉપનિષદોએ ઈશ્વરોના અધીશ, અક્ષરથી અત્યંત પર, સર્વ શ્રેષ્ઠ, સર્વ કારણોના કારણ વર્ણવ્યા છે. (૨૪)

હે હરે ! તમો કરુણાના મહાસાગર છો. પૃથ્વીમાં તમારા સંબંધથી જનસમુદાયોની મુક્તિ કરવા માટે તમો અવતરેલા છો. હે પ્રભો ! આ પૃથ્વી ઉપર અતિકૃચ્છ્રાદિ મહા તપ કરીને, તમારા ભક્તજનોને તમો સુખિયા કરશો. (૨૫)

હે ભૂમન્ ! સમગ્ર પ્રાણીઓને સુખ કરનારા ધર્મસર્ગનું રક્ષણ કરવા માટે, એક તમો જ સમર્થ છો. તેથી દુઃખથી પણ નાશ ન થઈ શકે એવા સમગ્ર પૃથ્વીના ભારનો નાશ કરો. હે હરે ! તમોને અમો **નમસ્કાર** કરીએ છીએ. (૨૬)

**શ્રીશુકાનંદ સ્વામી કહે છે :** હે રાજન્ ! બ્રહ્માદિ દેવતાઓએ આ પ્રમાણે શ્રીહરિની **સ્તુતિ** કરી તથા અતિ સુંદર ચંદન-પુષ્પોથી **પૂજા** કરી. ત્યારબાદ ધર્મના પુત્ર શ્રીહરિને ભૂખ લાગી હશે. એમ જાણીને, તેમને વિવિધ પ્રકારનાં મધુર ફળો આપ્યાં. અને તેમની સન્મુખ હાથ જોડીને ઊભા રહ્યા. (૨૭)

પછી મનુષ્યનાટ્ય કરવા ઈચ્છતા શ્રીહરિએ સુધાથી અતિ મધુર વાણી વડે દેવતાઓને સંતોષ પમાડીને, પોતાના સ્થાન પ્રત્યે જવા માટે **આજ્ઞા** આપી. ત્યારબાદ બ્રહ્માદિ દેવતાઓ, શ્રીહરિનો અભિપ્રાય જાણતા હોવાથી, તેમને નમસ્કાર કરીને પોતપોતાના ધામમાં ગયા. (૨૮)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિની બ્રહ્માદિક દેવતાઓએ કરેલી સ્તુતિનું નિરૂપણ' નામે સાડત્રીશમો અધ્યાય સંપૂર્ણ. (૩૭)



॥ अथाष्टत्रिंशोऽध्यायः ॥

( अष्टत्रिंशे तु बदरीनाथसत्तीर्थमाव्रजत् । तन्मूर्तिस्थापनवरं तस्मै प्रादाच्च श्रीहरिः ॥ )

श्रीशुकानन्द उवाच - **अथ स्नात्वाऽकरोत्सर्वं विधिं सायंतनं हरिः । स्थितिं तीव्रविरक्तीनां नैष्ठिकानां प्रदर्शयन् ॥१॥ ब्रह्मादिप्रीतये भुक्त्वा स फलानि च तां निशाम् । तत्र नीत्वाऽऽह्निकं कृत्वा प्रातः प्रायादुदग्दिशम् ॥२॥ गच्छन् मार्गे ततो राजंश्चापमुक्त इवाशुगः । हरिर्भूरिपुरग्रामव्रजादीनि व्यलङ्घयत् ॥३॥ दावशैलसरिद्वासप्रेयान् भोगारुचिस्ततः । स व्रजन्नैमिषारण्यं प्रपेदे निर्भयो विभुः ॥४॥**

**स ततो भगवान् राजन् भूरिकालतपःफलम् । तत्रत्येभ्यो ददौ पुण्यं महर्षिभ्यो निजेक्षणम् ॥५॥ तेऽथ भूरिप्रतापं तं दृष्ट्वा हृष्टा विराजितम् । तपो मूर्त्तमिवोदारं साष्टाङ्गं प्राणमन्मुदा ॥६॥ अथाऽऽतिथ्यं यथायोग्यं नानास्वादुफलादिभिः । तस्य ते परमप्रीत्या चक्रिरे परमात्मनः ॥७॥ आनन्दयंस्ततो राजन् सर्वांस्तान् स्वेक्षणादिभिः । तां स तत्राऽनयद्रात्रिं नीलकण्ठो दयानिधिः ॥८॥**

---

**અધ્યાય : ૩૮**

## શ્રીહરિ નૈમિષારણ્ય, હરિદ્વાર, ગુપ્તપ્રયાગ વગેરે તીર્થોમાં ફરી બદરીનાથ પધાર્યા. બદરીનાથે કરેલી સ્તુતિ, શ્રીહરિએ તેમનાં મંદિર બંધાવવાનું આપેલ વરદાન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) તીવ્ર વૈરાગ્યવાળા નૈષ્ઠિક બ્રહ્મચારીઓની સ્થિતિ, પોતાના આચરણથી બતાવવા માટે, શ્રીહરિ સ્નાન કરીને સાયંકાળનો સર્વ વિધિ કરવા લાગ્યા. (૧)

શ્રીહરિ બ્રહ્માદિની પ્રીતિ માટે, રુચિ પ્રમાણે ફળો જમીને રાત્રિ ત્યાં રહ્યા ને પ્રાતઃ કાળમાં આહ્નિકવિધિ કરીને ઉત્તર દિશા તરફ ચાલ્યા. (૨)

હે રાજન્ ! પછી ખેંચેલા ધનુષ્યમાંથી છૂટેલું બાણ જે ગતિએ જાય, તેમ **શ્રીહરિ** માર્ગમાં ગતિ કરતા થકા અનેક પુર, ગ્રામ તથા ગોષ્ઠ, ખેટ, ખર્વટ વગેરેને ઉલ્લંઘન કરતા હતા. (૩)

વન-પર્વત-સરિતાદિમાં રહેવું જેમને પ્રિય છે, અને માયિક શબ્દાદિ વિષયોમાં જેમને અરુચિ છે એવા, નિર્ભય, વ્યાપક, શ્રીહરિ ચાલતા ચાલતા **નૈમિષારણ્ય** ક્ષેત્રમાં આવ્યા. (૪)

હે રાજન્ ! ત્યારબાદ ભગવાન શ્રીહરિ નૈમિષારણ્ય ક્ષેત્રના નિવાસી મહર્ષિઓને, કે જેમણે ઘણાં કાળપર્યંત તપ કર્યું છે, તેમને તેનાં ફળસ્વરૂપે પવિત્ર કરનારું પોતાનું પ્રત્યક્ષ દર્શન આપ્યું. (૫)

તે **ઋષિઓ** બ્રહ્મચર્યથી દેદીપ્યમાન, અત્યંત પ્રતાપી શ્રીહરિ જાણે અતિમહાન-મૂર્તિમાન તપ હોય ને શું ? એમ શ્રીહરિને જોઈને પ્રસન્ન થઈને હર્ષપૂર્વક તેમને સાષ્ટાંગ પ્રણામ કરતા હતા. (૬)

પછી ઋષિઓ વિવિધ પ્રકારના ફળોથી પરમાત્મા શ્રીહરિનો યથાયોગ્ય આતિથ્ય સત્કાર પરમપ્રીતિપૂર્વક કરતા હતા. (૭)

હે રાજન્ ! ત્યારબાદ દયાસાગર નીલકંઠવર્ણીએ★ પોતાના દર્શનાદિથી તે સર્વેને આનંદ પમાડતા થકા તે રાત્રિ ત્યાં ગાળી. (૮)

---

★ વનવિચરણ દરમ્યાન નીલકંઠવર્ણી નામ ધારણ કર્યું છે.

अथ प्रस्थाप्यमानस्तैस्ततः प्रातर्विनिर्गतः । एकाकी स व्रजन्मार्गे हरिद्वारं समाययौ ॥९॥ स्नात्वा तत्राऽथ गङ्गायां तीर्थकीर्त्तिर्व्रजंस्ततः। स केदारेश्वराख्यस्य च प्रायात् स्थानं पिनाकिनः ॥१०॥ प्रस्थितः स ततो राजन्निर्भयो विचरन् हरिः । प्रायाद्गुप्तप्रयागाख्यं सत्तीर्थं गोमठं ततः ॥११॥ ततश्चरन् भवाम्भोधेरुद्धरन् स्वेक्षया जनान् । बदरीनाथसत्क्षेत्रे स प्रायात् पुण्यवीक्षणः ॥१२॥ यत्र विष्णुपदी साक्षाद् वहत्येवाघहारिणी । तीर्थं नारदकुण्डाख्यं तप्तकुण्डं तथा शुभम् ॥१३॥

उर्वशीसङ्गमं तीर्थं यस्मिन् पञ्चशिलास्तथा । यत्र चान्यानि विद्यन्ते पुण्यतीर्थानि भूरिशः ॥१४॥ तत्राऽऽवासं ततः कृत्वा स्वानुकूलस्थले हरिः । स्नात्वा चकार गङ्गायां सर्वं नित्यविधिं निजम् ॥१५॥ लोकानथ प्रभुर्भक्तिं शिक्षयन् स महीपते । नारायणर्षिविलसत्प्रतिमाप्रेक्षणं व्यधात् ॥१६॥ धर्मशास्त्रानुसारेण हरिस्तीर्थविधिं स्वयम् । चरित्वा शिक्षयँल्लोकांस्तत्रोवास दयानिधिः ॥१७॥ ततस्तदाऽऽगमोत्पन्नप्रभूतानन्दमानसः । सनरो बदरीनाथः प्रायान्मूर्त्तस्तदन्तिकम् ॥१८॥ मानितस्तेन स ततो मानयंस्तं कृतादरम् । सुखासीनस्तमवदद्वाक्यमित्थं सुधोपमम् ॥१९॥

---

પ્રાતઃકાળમાં તે મહર્ષિઓએ વળાવ્યા થકા શ્રીહરિ તે સ્થાનથી નીકળી માર્ગમાં એકાકી ચાલતાં **હરિદ્વાર** તીર્થમાં આવ્યા. (૯)

પછી તીર્થરૂપ કીર્તિવાળા શ્રીહરિએ હરિદ્વારમાં ગંગામાં સ્નાન કર્યું. પછી શ્રીહરિના પ્રવેશ અને ગમનથી ‘‘હરિદ્વાર’’નું નામ સાર્થક કરતા શ્રીહરિ, ત્યાંથી ચાલતા **કેદારેશ્વર** નામના શિવના સ્થાનમાં આવ્યા. (૧૦)

હે રાજન્ ! પછી કેદારેશ્વરથી પ્રસ્થાન કરીને, નિર્ભય રીતે વિચરણ કરતા શ્રીહરિ, **ગુપ્ત પ્રયાગ** નામના તીર્થમાં ગયા. ત્યાંથી **ગોમઠ** નામના ક્ષેત્રમાં આવ્યા. (૧૧)

ગોમઠ તીર્થમાં ફરતા જનોને પોતાના દર્શનથી સંસારરૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરતા પુણ્યદર્શનવાળા શ્રીહરિ **બદરીનાથ** ક્ષેત્રમાં આવ્યા. (૧૨)

બદરીનાથ ક્ષેત્રમાં બ્રહ્મહત્યાદિ મહાપાપોને નાશ કરનારી સાક્ષાત્ વિષ્ણુપદી ગંગા વહે છે. ત્યાં નારદકુંડ નામનું તીર્થ છે, તથા શુભ તપ્તકુંડ નામનું તીર્થ છે. (૧૩)

જ્યાં ઉર્વશી સંગમ નામનું તીર્થ છે, તથા નારદી, વૈનતેયી, વારાહી, નારસિંહી, નરનારાયણીય નામની પ્રસિદ્ધ **પંચશિલાઓ** છે. બીજાં ઘણાં **પુણ્યતીર્થો** પણ છે. (અગ્નિતીર્થ, કપાલમોચન તીર્થ, તૈંમિગિલ તીર્થ, ઈન્દ્રપદ તીર્થ, માનસોદ્‌ભેદક તીર્થ, એ આદિ ઘણાં તીર્થો છે. ‘‘નારદીયોત્તરે’’ મોહિની અને વસુના સંવાદથી જાણવાં.) (૧૪)

શ્રીહરિએ બદરીનાથ ક્ષેત્રમાં, પોતાને અનુકૂળ સ્થાનમાં નિવાસ કરીને ગંગામાં સ્નાન કરીને, પોતાનો સર્વ નિત્ય વિધિ કર્યો. (૧૫) પછી હે મહીપતે ! શ્રીહરિએ લોકોને ભક્તિનું શિક્ષણ આપવા માટે નારાયણ ઋષિની શોભાયમાન પ્રતિમાનાં દર્શન કર્યાં. (૧૬)

દયાનિધિ શ્રીહરિ લોકોને શિક્ષણ આપવા માટે ધર્મશાસ્ત્રને અનુસરીને તીર્થવિધિ કરીને ત્યાં રહ્યા. (૧૭)

શ્રીહરિના આગમનથી અતિશય આનંદિત થયેલા મનવાળા, મૂર્તિમાન નરે સહિત **બદરીનાથજી** શ્રીહરિના સમીપમાં આવ્યા. (૧૮)

શ્રીહરિએ સન્માન કરેલા નરે સહિત બદરીનાથજી શ્રીહરિને શ્રેષ્ઠ આસન ઉપર બેસાડીને સ્વાગત કરતા થકા શ્રીહરિ પ્રત્યે અમૃત સમાન વચન બોલ્યાઃ (૧૯)

बदरीनाथ उवाच - **स्वागतं साम्प्रतं भूमंस्त्वयाऽत्रैवागतेन ते । जुष्टेनाक्षरमुक्तौघैर्जातो हर्षो महान् हि मे ॥२०॥ दिव्यब्रह्मपुराधीशः सर्वकारणकारणम् । भवस्येवाक्षरपरः साक्षात्त्वं पुरुषोत्तमः ॥२१॥ निमित्तीकृत्य दुर्वासःशापमुद्दिश्य मां तथा । जातोऽस्यनन्तजीवानां त्वमात्यन्तिकमुक्तये ॥२२॥**

**साक्षात्क्षराक्षरपरो बिभ्रन्नैष्ठिकनाटनम् । विचरस्यत्र तीर्थानि तीर्थीकुर्वंस्त्वमार्त्तिहन् ॥२३॥ सर्वेषामवताराणां कारणस्याऽद्वयात्मनः । वर्त्तते हि तव प्रेक्षा दुर्ल्लभाऽपि तपस्यताम् ॥२४॥ आश्रयेण तव क्षोण्यां त्यागिनो हि सहस्त्रशः । पालयिष्यन्ति सततं ब्रह्मचर्यं किलाष्टधा ॥२५॥ कलावप्यतिघोरेऽस्मिन् कोटिशो हि त्वदाश्रिताः । पालयिष्यन्ति गृहिणो ब्रह्मचर्यं यथोचितम् ॥२६॥ अष्टधा विधवा योषा नित्यदैव बृहद्व्रतम् । पालयिष्यन्ति बहुशो यथार्हं च सभर्तृकाः ॥२७॥ ऋषीन्द्रैश्चापि देवेशैर्ब्रह्मचर्यं सुदुश्चरम् । प्रवर्तयिष्यसे भूमौ स्वप्रतापेन भूयसा ॥२८॥ तदा बृहद्व्रतप्रेयांस्तोषं यास्याम्यहं भृशम् । प्रवर्तितं श्रमेणैतत् केवलं मे मयाऽऽश्रमे ॥२९॥ समाधिं कृपया तूर्णं त्वं विधाप्य जनव्रजान् । गोलोकादीनि ते तत्र धामानि प्रेक्षयिष्यसे ॥३०॥**

---

**બદરીનાથ કહે છે :** 'હે ભૂમન્ ! હાલમાં તમે અહીં પધાર્યા તે બહુ સારું થયું. હે હરે ! અક્ષરમુક્તોના સમુદાયોએ સેવાયેલા તમો અહીં પધાર્યા તેથી મને ઘણો હર્ષ થયો. (૨૦)

હે હરે ! દિવ્ય બ્રહ્મપુરના અધિપતિ, સર્વ કારણના કારણ, અક્ષરથી પર, સાક્ષાત્ પુરુષોત્તમ તમો જ છો. (૨૧) તમો દુર્વાસાના શાપને નિમિત્ત કરીને તથા મને ઉદ્દેશીને (દુર્વાસાના શાપથી આ નારાયણ પ્રગટ થયા છે આ પ્રકારે મારો ઉદ્દેશ્ય કરીને) અનંત જીવોની આત્યંતિકી મુક્તિને માટે આવિર્ભાવ પામ્યા છો. (૨૨) હે દુઃખોનો નાશ કરનાર! ક્ષરાક્ષરથી પર, નૈષ્ઠિક વ્રત ધારણ કરનાર, તીર્થોને તીર્થ સ્વરૂપ કરતા થકા આપ આ પૃથ્વીમાં વિચરણ કરો છો. (૨૩)

સર્વ અવતારોના કારણ, અનુપમ સ્વરૂપવાળા, તમારાં દર્શન તપ કરનારાઓને પણ દુર્લભ જ છે. (૨૪)

હે હરે ! પૃથ્વીમાં હજારો ત્યાગીઓ તમારા આશ્રયથી હંમેશાં અષ્ટપ્રકારનું બ્રહ્મચર્ય નિશ્ચય પાલન કરશે. (૨૫)

હે હરે ! અતિ ઘોર એવા આ કલિયુગને વિષે પણ તમારા આશ્રિતો કરોડો ગૃહસ્થો **યથોચિત** બ્રહ્મચર્યને (સર્વ પ્રકારે પરસ્ત્રીના સંગનો ત્યાગ કરવારૂપ બ્રહ્મચર્ય વ્રત, આત્યંતિક બ્રહ્મચર્યપાલન; ત્રણ આશ્રમમાં રહેનારાઓ માટે આવશ્યક કહ્યું છે. જે પોતાની સ્ત્રી સાથે શાસ્ત્ર નિયમથી રહે તે ગૃહસ્થાશ્રમી બ્રહ્મચારી છે, એમ સ્મૃતિમાં કહ્યું છે. ગૃહસ્થોને પરસ્ત્રીનો ત્યાગ એ **બ્રહ્મચર્ય** કહ્યું છે, તેનું) પાલન કરશે. (૨૬) વિધવા સ્ત્રીઓ નિરંતર અષ્ટપ્રકારે પુરુષ પ્રસંગનો ત્યાગ કરવારૂપ બ્રહ્મચર્યવ્રતનું તથા સધવા સ્ત્રીઓ યથાયોગ્ય-પરપુરુષના પ્રસંગનો ત્યાગરૂપ બ્રહ્મચર્યનું પાલન કરશે. (૨૭)

ઋષીન્દ્રો તથા દેવેશોને પણ બ્રહ્મચર્ય પાલન દુષ્કર છે તે તમો તમારા પ્રતાપથી આ ભૂમિમાં પ્રવર્તાવશો. (૨૮) ત્યારે બૃહદ્વ્રત પ્રિય જેને છે એવો હું, અત્યંત સંતોષ પામીશ. મેં તો મારા આશ્રમમાંજ પરિશ્રમપૂર્વક આ બ્રહ્મચર્યવ્રત પ્રવર્તાવેલું છે. (૨૯)

હે હરે ! તમો કૃપાથી પોતાના દર્શન માત્રથી, તત્કાળ જન સમુદાયોને સમાધિ કરાવીને સમાધિમાં તેમને તમારા ગોલોકાદિ ધામો બતાવશો. (૩૦)

तेषु दिव्या हि ते मूर्त्तीर्मनोज्ञा दर्शयिष्यसे । ऐश्वर्य्याणि च दिव्यानि तत्र दिव्यांश्च पार्षदान् ॥३१॥ ब्रह्माण्डेष्वपि सर्वेषु गन्तुं तेभ्यो बहिस्तथा । हीनास्त्वावरणैर्भक्ता भाव्यास्ते तु त्वदोजसा ॥३२॥ एवंविधं निजैश्वर्य्यं दर्शयिष्यसि देहिनः । केनचित्तेऽवतारेण यत् पुरा नैव दर्शितम् ॥३३॥

साधनानि विनाऽपि त्वं भूरिभक्तान्निजाश्रितान् । अष्टाङ्गयोगसंसिद्धिं प्रापयिष्यसि निश्चितम् ॥३४॥ रङ्कीकृतसुरेशादीन् कामक्रोधरसादिकान् । अन्तर्द्विषो हि भक्तास्ते नूनं जेष्यन्ति भूरिशः ॥३५॥ एवं निरङ्कुशैश्वर्य्यस्त्वं प्रतापं निजं शुभम् । अनन्यप्रतिमं चित्रं भूमौ विस्तारयिष्यसे ॥३६॥ नेतुं ब्रह्मपुरं स्वीयं देहान्ते योगिदुर्लभम् । सदिव्यपार्षदो भक्तांस्त्वमायास्यसि निश्चितम् ॥३७॥ एवं तवावतारेभ्यः सर्वेभ्योऽपि विलक्षणम् । कुर्वन्नात्यन्तिकीं मुक्तिं स्वैश्वर्य्यं प्रथयिष्यसे ॥३८॥ क्षितावनन्यपूर्वां त्वं स्वीयेनैव महौजसा । अत्रात्यन्तिकनिर्वाणप्रथां संस्थापयिष्यसे ॥३९॥ वृतस्त्वं विचरन् भूमौ त्यागिभिर्हि सहस्त्रशः । जेष्यस्येवाऽन्यदुर्ज्जेयान् स्वौजसाऽसुरदेशिकान् ॥४०॥ उन्मूल्याऽधर्ममभितो भूमेरात्ममहौजसा । स्थापयिष्यसि धर्मं त्वं कालनष्टं धरातले ॥४१॥ अस्मिन् वै भारते वर्षे मदर्च्चात्रैव विद्यते । नान्यत्र कुत्रचित्तस्मात्सा संस्थाप्या त्वया प्रभो ॥४२॥

---

તે ધામોમાં રહેલી દિવ્ય મનોહર સુંદર, તમારી મૂર્તિઓ તેમને બતાવશો. ત્યાં દિવ્ય ઐશ્વર્યો, દિવ્ય પાર્ષદો વગેરે બતાવશો. (૩૧)

હે હરે ! સમાધિવાળા ભક્તો સર્વ બ્રહ્માંડોમાં તથા બ્રહ્માંડોથી બહાર પણ જવા માટે આવરણોથી રહિત થઈ, તમારા પ્રતાપથી સમર્થ થશે. અર્થાત્ તે ભક્તો સર્વ બ્રહ્માંડોમાં, તેમજ બ્રહ્માંડોથી બહાર, જવા માટે પણ તમારા પ્રતાપથી આવરણ રહિત થશે. (૩૨) હે હરે ! પૂર્વે કોઈ પણ તમારા અવતારે જે **ઐશ્વર્ય** બતાવ્યું નથી એવા પ્રકારનું તમારું ઐશ્વર્ય તમો મનુષ્યોને બતાવશો. (૩૩)

હે હરે ! તમો પોતાના આશ્રિત ઘણા ભક્તોને સાધન વિના પણ અષ્ટાંગ યોગની સિદ્ધિ નિશ્ચય પમાડશો. (૩૪)

હે હરે ! તમારા ભક્તો, ઈન્દ્રાદિક દેવતાઓ પણ જેમનાથી રાંક બની ગયા છે એવા કામ, ક્રોધ, રસ, માન અને સ્નેહાદિ ઘણા અંતઃશત્રુઓને પણ નિશ્ચય જીતશે જ. (૩૫)

આ પ્રકારે તમો નિરંકુશૈશ્વર્યવાળા, અનુપમ તમારો વિવિધ શુભ **પ્રતાપ** આ પૃથ્વીમાં વિસ્તાર પમાડશો. (૩૬)

પોતાના ભક્તોના દેહાવસાનમાં યોગિદુર્લભ તમારા બ્રહ્મપુર ધામમાં ભક્તોને લઈ જવા માટે તમારા દિવ્યપાર્ષદોએ સહિત તમો નિશ્ચય આવશો. (૩૭) આ પ્રકારે પોતાના ભક્તોની આત્યંતિકી મુક્તિ કરતા થકા તમો તમારા સર્વ અવતારોથી પણ વિલક્ષણ તમારું ઐશ્વર્ય વિસ્તારશો. (૩૮)

હે હરે ! આ પૃથ્વીમાં તમો તમારા પ્રતાપથી જ બીજાઓએ પહેલાં નહિ સ્થાપન કરેલી આત્યંતિક મોક્ષની પ્રથા (રીતિ) સ્થાપન કરશો. (૩૯)

હે હરે ! હજારો ત્યાગીઓ સાથે તમો પૃથ્વીમાં વિચરણ કરીને તમારા વિના બીજાઓએ હજારો ઉપાયોથી પણ ન જીતી શકાય તેવા અસુર ગુરુઓને, તમારા પ્રતાપથી જીતશો. (૪૦)

હે હરે ! તમારા મોટા પ્રતાપથી પૃથ્વી ઉપરથી અધર્મને સર્વ પ્રકારે ઉખેડીને. તમો કાળે નાશ કરેલા એકાંતિક ધર્મને પૃથ્વી ઉપર સ્થાપન કરશો. (૪૧)

હે હરે ! આ ભારતવર્ષમાં મારી મૂર્તિ બદરીકેદારમાં જ છે, બીજે નથી. તેથી મારી મૂર્તિ તમો જ્યારે મંદિરો કરો ત્યારે સ્થાપન કરશો. (આથી પૃથ્વીમાં મોટાં મંદિરો સ્થાપન કરશો. એ પણ **સૂચના** છે.)' (૪૨)

श्रीशुकानन्द उवाच - **एवं निशम्य तद्वाक्यं नीलकण्ठो हरिर्भृशम् । प्रीतः स्मितोल्लसद्वक्त्रस्तमित्थं वाक्यमब्रवीत् ॥४३॥**

**स्थानद्वये विधास्येऽहं त्वन्मूर्तिस्थापनं क्षितौ । एवमाकर्ण्य तद्वाक्यं मुदं प्रापत्स भूयसीम् ॥४४॥ उपचारैरथ वैरस्तं संपूज्य मुदैव सः । गन्तुमापृच्छ्य तं राजंस्तूर्णमन्तर्दधे ततः ॥४५॥ अथावसंस्तत्र स तीर्थयात्रां तत्रागतान् कर्त्तुमुदारकीर्त्तिः । हरिर्हि विप्रान् विदुषोऽप्यजैषीद् बहुप्रमाणैर्निगमागमानाम् ॥४६॥ नानामतस्थानपि तत्र राजन् हरिर्जनौघानतुलप्रतापः । शास्त्रप्रमाणैरजयत् समग्रानशेषविद्योदयहेतुरीशः ॥४७॥ दृष्ट्वा तदैश्वर्य्यमनन्यसाम्यं मुनिस्तुतं ब्रह्मशिरःप्रगीतम् । मुमुक्षवो भूरिश एव चक्रुस्तस्याऽऽश्रयं संसृतिभीतिभेदम् ॥४८॥ तत्राद्भुतं स्वीयमुदारमित्थं विस्तारयन्नेव परं प्रतापम् । उवास तत्रत्यजनैरशेषैर्हरिर्भृशं मानित ईश्वरेशः ॥४९॥ अनाद्यविद्यातिमिरं दुरन्तं हरन् हरिस्तत्र जनव्रजानाम् । शुभोपदेशैरमृतोपमानैर्विलज्जयामास दिनेश्वरं सः ॥५०॥**

---

આ પ્રકારે બદરીનાથનું વચન સાંભળીને, અત્યંત પ્રસન્ન થયેલા નીલકંઠ **શ્રીહરિ** મંદહાસ્યથી શોભતા મુખારવિંદયુક્ત થકા નારાયણ પ્રત્યે આ પ્રમાણે **વચન** બોલ્યાઃ (૪૩)

'હે બદરીપતે ! હું પૃથ્વીમાં બે ઠેકાણે (શ્રીનગરમાં તથા ભુજપુરમાં) તમારી મૂર્તિનું સ્થાપન કરીશ.' આવું શ્રીહરિનું વચન સાંભળીને **બદરીનાથ** ઘણા પ્રસન્ન થયા. (૪૪)

પછી નરે સહિત નારાયણ અત્યાનંદપૂર્વક શ્રેષ્ઠ ચંદનપુષ્પાદિ ઉપચારોથી શ્રીહરિને પૂજીને ત્યાંથી જવા માટે શ્રીહરિને પૂછીને હે રાજન્ ! તત્કાળ તે સ્થાન થકી **અંતર્ધાન** થયા. (૪૫)

પછી મહાયશસ્વી શ્રીહરિએ, બદરીકેદાર ક્ષેત્રમાં વસતા થકા તીર્થયાત્રા કરવા માટે ત્યાં આવેલા વિદ્વાન બ્રાહ્મણોને પણ વેદશાસ્ત્રોના પ્રમાણોથી જીત્યા. (ફરીથી ક્યારેય પણ પોતાના જનોની સાથે વાદ કરવા માટે સમર્થ ના થાય તેવી રીતે જીત્યા. વિદ્વાનોને જીતનારાને અવિદ્વાનોને જીતવામાં શું **પ્રયાસ** છે, એ 'अपि' શબ્દથી **જ્ઞાપન** કર્યું છે.) (૪૬)

હે રાજન્ ! અનુપમ પ્રતાપશાળી, સમગ્ર વિદ્યાઓની ઉત્પત્તિના કારણ ('शास्त्रयोनित्वात्' એ સૂત્રના શ્રીભાષ્યમાં રામાનુજાચાર્યે વિસ્તાર કરેલો છે.) પરમેશ્વર શ્રીહરિએ નાના (અનેક પ્રકારનાં) વાદમાં રાચતા સમગ્ર જનોના સમુદાયોને પણ શાસ્ત્ર પ્રમાણોથી જીત્યા. (૪૭)

મુનિઓએ અનેક પ્રકારે સ્તુતિ કરેલા, ઉપનિષદોએ પણ સ્તુતિ કરેલા, શ્રીહરિનું અદ્વિતીય ઐશ્વર્ય જોઈને ઘણા મુમુક્ષુજનો સંસારના ભયને નાશ કરનારો શ્રીહરિનો જ આશ્રય કરતા હતા. (૪૮)

આ પ્રકારે પોતાનો અતિ મહાન્ અદ્ભુત-શ્રેષ્ઠ પ્રતાપ, બદરીકેદાર ક્ષેત્રમાં વિસ્તારતા થકા ત્યાંના, સમગ્ર જનોએ અત્યંત માનેલાં ઈશ્વરના ઈશ્વર **શ્રીહરિ** ત્યાં રહ્યાં. (૪૯)

ત્યાં શ્રીહરિએ જનસમુદાયોનો અનાદિ અવિદ્યારૂપી અંધકાર અમૃતસમાન **શુભ ઉપદેશથી** હરતા થકા દિનેશ્વરને; માત્ર ગુફામાં લીન થયેલો જે અંધકાર, તે થકી બાકી રહેલા બહારના અંધકારને જ હરનારા સૂર્યને, લજ્જિત કર્યો. (બાહ્યાંધકારને સમગ્ર રીતે નાશ નહિ કરી શકતો સૂર્ય 'શ્રીહરિ તો હૃદયની અંદર રહેલું અનાદિ-અજ્ઞાનરૂપી અંધકાર પણ નાશ કરે છે. તેથી શ્રીહરિની આગળ હું કોણ ?' એમ વિચાર કરીને લજ્જિત થઈ ગયો.) (૫૦)

**हरिरिति सुखयन् स तत्र जीवानृषिवरसिद्धतपस्विसेव्यमानः । कतिचन नृपते दिनान्युषित्वा परनिजसौख्यरतस्ततः प्रतस्थे ॥५१॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरेर्बदरीनाथसमागमादिनिरू पणनामाऽष्टत्रिंशोऽध्यायः ॥३८॥

## ॥ अथैकोनचत्वारिंशोऽध्यायः ॥

## (एकोनचत्वारिंशे तु भैरवस्य पराजयः । हनूमता हरेः प्रीत्यै कृतं तद्बन्धुसान्त्वनम् ॥)

श्रीशुकानन्द उवाच - **अथ मार्गे हरिर्ग्रामान् खेटखर्वटवाटिकाः । अरण्यनगरादीनि बहुशोऽलङ्घ्यच्चरन् ॥१॥ अनासक्तो व्रजन्नेकः सोऽगात् कृष्णं हिमाचलम् । दिनैः कतिपयैस्तस्योपत्यकायां महावनम् ॥२॥ प्रविवेश भयाकारं घोरं सर्पमृगान्वितम् । शार्दूलैर्महिषैः सिंहैर्वराहैश्च महाद्विपैः ॥३॥ कस्तूरीहरिणैर्जुष्टं रुरुभिर्गवयैस्तथा । वन्यैर्नानाविधैरन्यैस्तिर्यग्भिश्चापि सङ्कुलम् ॥४॥**

**फलमाल्यातिविनमद्विटपैर्विविधैर्द्रुमैः । नानाविहंगमैर्युक्तं सरिद्भिश्च सरोवरैः ॥५॥ तत्रापि निर्भयो धीरो वन्यवृत्तिर्महामतिः । नितान्तसुकुमाराङ्गो दीर्घदर्शी गतस्मयः ॥६॥**

---

પોતાના ઉત્કૃષ્ટ સુખમાં પ્રીતિવાળા, ઋષિવરો-સિદ્ધો તથા તપસ્વીઓથી સેવાયેલા શ્રીહરિએ આવી રીતે બદરીનાથના આશ્રમમાં, ત્યાંના જનોને સુખ આપતા થકા કેટલાક દિવસો રહીને હે રાજન્ ! બદરીનાથના આશ્રમથી પ્રસ્થાન કર્યું. (૫૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રમાં દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિનો બદરીનાથ સાથે સમાગમાદિ નિરૂપણ' નામે અષ્ટત્રિંશો અધ્યાય સંપૂર્ણ. (૩૮)

## અધ્યાય : ૩૯

## વનમાં શ્રીહરિની સેવા માટે પધારેલા હનુમાનજીએ ભૈરવનો કરેલો પરાજય.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) બદરીનાથના આશ્રમથી પ્રયાણ કર્યા પછી, **શ્રીહરિ** માર્ગમાં ચાલતા ચાલતા ગામડાંઓ, મોટાં શહેરો, ફૂલવાડીઓ, વન અને નગરાદિ ઉલ્લંઘન કરતા હતા. (૧)

માર્ગમાં આવતા અનેક પ્રકારના આશ્ચર્યવાળા સ્થાનો તથા પદાર્થોને વિષે આસક્તિએ રહિત, એકાકી ચાલતા શ્રીહરિ, કેટલાક દિવસે કાળા હિમાલયને પામ્યા. અને તેની સમીપની ભૂમિના મહાવનમાં **પ્રવેશ** કર્યો. (૨)

**(તે વન કેવું હતું ? તો)** તે ઘોર વન સર્પો, અજગરો તથા હરણોથી યુક્ત, તેમજ વાઘ, અરણ્યના પાડા, કેસરી સિંહો, વરાહો તેમજ મદોન્મત્ત હાથીઓથી અતિ ભયંકર હતું. (૩)

કસ્તૂરિયાં તથા ચિત્ર-વિચિત્ર વર્ણવાળાં મૃગો, ગાયના જેવાં પશુઓ તથા વનનાં બીજાં પશુઓથી વ્યાપ્ત. (૪)

ફળો અને પુષ્પોથી નમી ગયેલાં વિવિધ પ્રકારનાં વૃક્ષો, નાના પ્રકારનાં પક્ષીઓ, સરોવરો તથા નદીઓથી યુક્ત (૫)

તે વનમાં પણ નિર્ભય, ધીર (વિવિધ પ્રકારનાં ફળો ચિત્તને આકર્ષે છતાં પણ તેની ઈચ્છાથી રહિત), વનમાં થતાં કંદ-ફળ-પત્ર વગેરેથી જીવન નિર્ગમન કરતા, પ્રશસ્ત બુદ્ધિમાન, અત્યંત સુકોમળ અંગોવાળા, દીર્ઘદર્શી, ગર્વે રહિત; (૬)

आत्मदर्शी सदा धर्मं पालयन्नत्र देहिनाम् । शिक्षणाय ननु ग्राम्यभोगाऽत्यन्ताऽरुचिः प्रभुः ॥७॥ निवासं विपिने घोरे क्लेशरूपमपि स्वयम् । सद्मसौख्याधिकं मेने तीव्रवैराग्यवत्तया ॥८॥ स तस्माद् विचरन्काञ्चित् प्राप भीमां महाटवीम् । दिनत्रयं चरंस्तस्यां फलं तोयं च नागमत् ॥९॥ चतुर्थेऽहनि तत्रासौ नदीं दृष्ट्वैत्य तां शनैः । व्यधान्नित्यविधिं तस्यामापद्धर्मानुसारतः ॥१०॥ वनवासान्महाकष्टं प्राप्तं स्वप्रेयसो हरेः । द्रष्टुं रविरिवाशक्तः प्राविशन्नीरधिं स्वयम् ॥११॥ विशश्राम ततोऽधस्ताद् वटवृक्षस्य तत्र सः । आत्मरूपं हृदि ध्यायन् प्रशान्तं परतः परम् ॥१२॥ अथ तत्राऽऽययौ जानन् स्वेष्टदेवं तमच्युतम् । तं द्रष्टुं मारुतिर्वै तद्वियोगं सोढुमक्षमः ॥१३॥ सोऽथ ध्यानस्थिरतनुं विधृतोपशमं हरिम् । दृष्ट्वा प्रणम्य तद्भार्दं स्वयं जानन् महामतिः ॥१४॥

स्थानं हिंस्रैस्तदाकीर्णं धीराणामपि भीतिदम् । ज्ञात्वा दूरस्थले तस्थौ हृदि ध्यायंस्तमच्युतम् ॥१५॥ तत्राथ भैरवो भीमः कश्चिदायान्निजैर्गणैः । भूतप्रेतपिशाचाद्यैरावृतश्च समन्ततः ॥१६॥ भीमाक्षस्तद्वटावासो गुहास्यः शूलमादधत् । तं दृष्ट्वोत्प्लुत्य तरसा स दुद्राव जिघत्सया ॥१७॥ स चाक्रोशन् हरिं यावज्जिघृक्षत्यकुतोभयम् । तावदुन्मील्य नेत्रेऽसौ★ तमपश्यद्विभीषणम् ॥१८॥

આત્મદર્શી, આ લોકમાં દેહીઓના શિક્ષણ માટે હંમેશાં ધર્મનું પાલન કરતા, ગ્રામ્ય ભોગોમાં અત્યંત અરુચિવાળા, સમર્થ, (૭) અતિ ભયંકર વનમાં નિવાસ કરવો તે ક્લેશરૂપ (દુઃખરૂપ) હોવા છતાં પણ શ્રીહરિ, તીવ્ર વૈરાગ્યવાળા હોવાથી, ઘરના સુખ કરતાં પણ અધિક સુખ યુક્ત માનતા હતા. (૮) તેથીજ એવા વનમાં ચાલતા ચાલતા શ્રીહરિ એક ભયંકર મહાવનમાં આવ્યા. તેમાં ચાલતા ચાલતા ત્રણ દિવસ સુધી ફળ તથા જળ પણ તેમને મળ્યા નહિ. (૯) શ્રીહરિ મહાટવીમાં ચોથે દિવસે નદી જોઈને, ધીમે ધીમે નદી પાસે આવ્યા. આપદ્ધર્મને અનુસરીને તેમાં સ્નાનાદિ નિત્યકર્મ કર્યું. (૧૦)

પ્રાણ થકી પણ પોતાને અતિપ્રિય શ્રીહરિના વનવાસથી તેમને પ્રાપ્ત થયેલું મહાકષ્ટ જોવા માટે જાણે અશક્તિમાન્ હોય ને શું ? તેમ સૂર્યે પોતે સમુદ્ર પ્રત્યે પ્રવેશ કર્યો. (સૂર્યાસ્ત થયો.) (૧૧) ત્યાર બાદ ત્યાં વડના વૃક્ષની નીચે સર્વથી પર અક્ષર તેનાથી પણ પર-પ્રશાંત-આત્મસ્વરૂપનું હૃદયમાં ધ્યાન કરતા, શ્રીહરિએ **વિશ્રામ** કર્યો. (૧૨)

શ્રીહરિનો વિયોગ સહન કરવા માટે અસમર્થ **હનુમાનજી,** અચ્યુત શ્રીહરિને પોતાના ઈષ્ટદેવ જાણતા હોવાથી, તેમના દર્શન માટે તે સ્થાનમાં આવ્યા. (૧૩) પછી મહામતિ હનુમાનજી ધ્યાનથી સ્થિરશરીરવાળા, ધારણ કરી છે ઉપશમ અવસ્થા જેમણે એવા શ્રીહરિને જોઈને, તેમનો અભિપ્રાય જાણતા હોવાથી (૧૪)

તે સ્થાન હિંસક પ્રાણીઓથી વ્યાપ્ત, ધીર પુરુષોને પણ ભય આપનારું જાણીને, અચ્યુત શ્રીહરિનું હૃદયમાં ધ્યાન કરતા થકા દૂર ઊભા રહ્યા. (૧૫)

પછી ભૂત-પ્રેત-પિશાચાદિ પોતાના ગણોથી ચારેય બાજુ વીંટાયેલો કોઈ ભયંકર **ભૈરવ,** તે સ્થાનમાં આવ્યો. (૧૬)

ભયંકર નેત્રોવાળો, ગુફા જેવા મુખવાળો, ત્રિશૂલ ધારણ કરનારો, તે વડમાં નિવાસવાળો ભૈરવ, શ્રીહરિને જોઈને ઊંચે કૂદીને વેગપૂર્વક ખાવાની ઈચ્છાથી દોડ્યો. (૧૭)

પોતાની જાતિના સ્વભાવ પ્રમાણે જ એવો મોટો ચિત્કાર કરીને ભૈરવ, નિર્ભય શ્રીહરિને પકડવા પ્રયત્ન કરે છે તેટલામાં શ્રીહરિએ પોતાનાં બન્ને નેત્રો ઉઘાડીને તે ભયંકર ભૈરવને જોયો. (૧૮)

★ ''नेत्रे स'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

अथ दावाग्नितुल्यं तं स पश्यन् स्वगणैः सह । मृतोऽस्मीत्येवमाक्रोशन् बिभ्यन्मृत्युभयाद् भृशम् ॥१९॥ दन्दह्यमानसर्वाङ्गस्तत्प्रतापमहाग्निना । पलायते स्म वन्याग्नेर्भीतो व्याल इव द्रुतम् ॥२०॥ निशम्योच्चैस्तमाक्रोशं चिन्तयन्मारुतिर्हरिम् । उत्प्लुत्यान्वद्रवत्तूर्णं भूतसङ्घान् महाबलः ॥२१॥ आबध्य तान् स पुच्छेन पदाघातैः प्रताड्य तान् । दिक्षु विद्रावयामास मुक्त्वा मृत्युभयार्दितान् ॥२२॥ तत्प्रतापेन सञ्जातं जानंस्तेषां पराभवम् । स उपेत्य हरिं प्रोचे प्राञ्जलिस्तमिदं वचः ॥२३॥ प्रभो मदिष्टदेवस्य दर्शनं तव मे प्रियम् । चिरं जातमहं तेन शान्तिं प्राप्तोऽस्मि भूयसीम् ॥२४॥

अनादृतशरीरस्य नरनाट्यं चिकीर्षतः । कालकालस्य ते भीतिः कस्माच्चिन्नैव विद्यते ॥२५॥ तथापि स्नेहयुक्तस्य जनस्य पुरुषोत्तम । प्रेयस्यपि भयापेते जायते भयभावना ॥२६॥ तस्मात् प्रेमातिरेकत्वात्त्वयि मे परमेश्वरे । ईदृशानां हि दुष्टानां शङ्का ह्यस्त्युपद्रवात् ॥२७॥ तस्मान्नाथ कृपां कृत्वा मां त्वया सह वासय । ध्यायमानं तपस्यन्तं त्वां सेविष्ये वने सदा ॥२८॥ यदैतत् प्राङ्मया पृष्टं त्वां तदा ते प्रसन्नताम् । अनवेक्ष्य सहावासे नागतोऽहं सह त्वया ॥२९॥

---

પોતાના ગણોએ સહિત દાવાગ્નિ સમાન શ્રીહરિને જોતો તે ભૈરવ, શ્રીહરિની દૃષ્ટિથી, 'મરી ગયો' એમ બોલતો મૃત્યુના ભયથી અત્યંત બીતો; (૧૯) શ્રીહરિના પ્રતાપરૂપી મહાગ્નિથી બળતાં સર્વ અંગોવાળો, વનના અગ્નિથી જેમ સર્પ ભય પામીને નાસી જાય તેમ તત્કાળ નાસી ગયો. (૨૦)

ભૈરવે કરેલો અતિ મોટો શબ્દ સાંભળીને હરિનું ચિંતવન કરતા, મહાબલવાન મારુતિ ઊંચા કૂદીને તત્કાળ ભૂત સમુદાય તરફ દોડ્યા. (૨૧)

હનુમાનજીએ તે ભૂતોના સમુદાયને પૂંછડાથી બાંધીને તથા લાતોના પ્રહારોથી અત્યંત મારીને, પછી મૃત્યુના ભયથી પીડાતા તેમને પોતાના પૂંછડાનાં બંધનથી છોડીને ચારેય દિશાઓમાં નસાડી મૂક્યા. (૨૨)

'શ્રીહરિના પ્રતાપથી ભૂતોનો પરાભવ થયો' એમ જાણતા **હનુમાનજી,** શ્રીહરિની પાસે આવીને હાથ જોડીને શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૨૩)

'હે પ્રભો, ! મારા ઈષ્ટદેવ એવા તમો, તમારાં દર્શન મને પ્રિય છે તે ઘણા વખતે થયાં તેથી મને ઘણી શાંતિ થઈ છે. (૨૪)

શરીરની પરવા નહિ કરનારા, નર નાટક કરવાને ઈચ્છતા, કાળના કાળ, તમારે કોઈનો ભય નથી. (૨૫)

તોપણ હે પુરુષોત્તમ ! સ્નેહી જનને તો, પોતાના અતિપ્રિય જનને ભય પ્રાપ્ત થાય તેમ ન હોય છતાં ભયની ભાવના ઉત્પન્ન થાય છે. (૨૬) તેથી પરમેશ્વર તમારે વિષે અતિશય પ્રેમને લઈને ભૈરવ સમાન દુષ્ટોના ઉપદ્રવથી મારા હૃદયમાં શંકા થાય છે. (૨૭)

તેથી હે નાથ ! કૃપા કરીને તમારી સાથે મને રહેવા દ્યો. ધ્યાન કરતા, તેમજ તપ કરતા તમારી વનમાં હું હંમેશાં સેવા કરીશ. (૨૮) પહેલાં જ્યારે આ 'તમારી સાથે વનમાં રહેવાનું' મેં તમોને પૂછ્યું હતું, ત્યારે તમારી ઈચ્છા ન હોવાથી તમારી સાથે હું આવ્યો નહિ. (સ્વામીની ઈચ્છાની જે અનુવૃત્તિ તેને જ **સેવા** કહેલી છે.) (૨૯)

त्वं ब्रह्म परमं साक्षान्निरवद्यं सनातनम् । घोरारण्यं चरन्नित्यं नय मां त्वामनुव्रतम् ॥३०॥ स इत्थं तद्वचः श्रुत्वा भगवान् भक्तवत्सलः । तमित्यूचे वचो रम्यं स्वानुरक्तं महामतिम् ॥३१॥ वेद्म्यहं मारुते त्वां वै दृढं भक्तवरं मम । यदा त्वां चिन्तये तर्हि त्वयाऽऽगम्यं मदन्तिके ॥३२॥ सर्वतस्तीव्रवैराग्यादुदासीनस्य मेऽधुना । कस्यापि विपिने सङ्गो रोचते नैव सन्मते ॥३३॥ सहोषित्वा मया रात्रिं स्वालयं याहि यर्हि ते । मद्वीक्षेच्छा भवेत्तर्हि ज्ञात्वा ध्यानबलेन माम् ॥३४॥ यत्र यत्र निवासो मे तत्र तत्र ननु त्वया । उपेत्य मम कर्त्तव्यं दर्शनं वनवासिनः ॥३५॥

इति श्रीहरिणा प्रोक्तः स हि जानंस्तदिङ्गितम् । तदैकान्तिकभक्तेन्द्रस्तं नत्वा तद्वचोऽग्रहीत् ॥३६॥ ततः किञ्चिदपि क्षोभं नाप्तो धीरः स भैरवात् । तां तत्रैव निशां निन्ये सार्द्धं मारुतजन्मना ॥३७॥ अथ प्रातर्हरिः कृत्वा नित्यकर्म विनिर्ययौ । यदेति मारुतिः प्रोचे तं वचो व्याकुलान्तरः ॥३८॥ तपस्विलीलां त्वं कुर्वन् स्वतन्त्रः पुरुषोत्तमः । अनेकजनताश्रेयःकारणं दुर्ल्लभेक्षणम् ॥३९॥ ब्रह्मरूपमुनिध्येयं नवनीतातिकोमलम् । वपुर्मङ्गलरूपं ते कार्श्यं मा नय सत्पते ॥४०॥ अहो सर्वेश्वराधीशः पूर्णकामः परात्परः । निराहारस्तपः कुर्वन् विचरस्यटवीं प्रभो ॥४१॥

---

તમો નિર્દોષ, સનાતન, પ્રત્યક્ષ પરબ્રહ્મ છો. તોપણ ઘોરવનમાં નિત્ય ફરતા હોવાથી, તમોને અનુસરનારા (તમારી સાથે રહેવા ઈચ્છતા) મને તમો સાથે રાખો.' (૩૦)

ભક્તવત્સલ ભગવાન **શ્રીહરિ** મારુતિનું આવું વચન સાંભળીને પોતાને વિષે પ્રીતિવાળા મહાબુદ્ધિશાળી, હનુમાનજીને આ પ્રમાણે રમ્ય વચન કહેવા લાગ્યા. (૩૧)

'હે મારુતે ! તમોને હું મારા દૃઢ, શ્રેષ્ઠ ભક્ત જાણું છું. તેથી હું તમારુ ચિંતવન કરું ત્યારે તમારે મારી પાસે આવવું. (૩૨)

હાલમાં મેં અત્યંત તીવ્ર વૈરાગ્યનો સ્વીકાર કર્યો છે, તેથી સર્વથી ઉદાસીન હોવાથી હે સન્મતે ! વનમાં મને કોઈનો પણ સંગ રુચતો નથી. (૩૩) તેથી મારી સાથે આ રાત્રિ રહીને તમે તમારા સ્થાનમાં જાવ. તમોને જ્યારે મારા દર્શનની ઈચ્છા થાય ત્યારે ધ્યાન બળથી મને જાણીને (૩૪)

જ્યાં જ્યાં મારો નિવાસ હોય, ત્યાં ત્યાં તમારે આવીને વનવાસી એવાં મારાં **દર્શન** કરવાં.' (૩૫)

આવી રીતે શ્રીહરિએ કહ્યું ત્યારે શ્રીહરિના હૃદયગત અભિપ્રાયને જાણતા શ્રીહરિના એકાંતિક ભક્તેન્દ્રોમાં શ્રેષ્ઠ મારુતિએ, શ્રીહરિને નમસ્કાર કરીને, તેમના વચન પ્રમાણે કર્યું. (૩૬) ભૈરવથી લગાર પણ ક્ષોભ નહીં પામેલા, ધૈર્યવાન શ્રીહરિએ, ત્યાં વડના વૃક્ષ નીચે જ હનુમાનજીની સાથે રાત્રિ નિર્ગમન કરી. (૩૭)

પછી શ્રીહરિ પ્રાતઃકાળમાં નિત્ય કર્મ કરીને ચાલ્યા ત્યારે દુઃખી અંતઃકરણવાળા **મારુતિ** શ્રીહરિને કહેવા લાગ્યા. (૩૮)

'તપસ્વી લીલાનું આચરણ કરતા તમો પુરુષોત્તમ, સ્વતંત્ર છો; છતાં અનેક જનોના કલ્યાણનું કારણ, જેનું દર્શન દુર્લભ છે એવું, (૩૯) બ્રહ્મરૂપ મુનિઓએ હંમેશાં ચિંતવન કરવા યોગ્ય, માખણ કરતાં પણ અત્યંત કોમળ, સર્વજનોને મંગળરૂપ તમારું આ શરીર, હે સત્પતે ! અત્યંત કૃશ ન કરશો. (૪૦)

હે પ્રભો ! ઈશ્વરના ઈશ્વર, પૂર્ણકામ, પરાત્પર તમો નિરાહાર રહીને તપ કરતા વનમાં વિચરો છો. (૪૧)

माल्यातिसुकुमाराभ्यां युक्ताभ्यां शुभलक्ष्मभिः । असंवृताभ्यां पद्भ्यां श्रीजुष्टाभ्यां विपिने चरन् ॥४२॥ न खिद्येथाः कथं नाथ त्वमित्थं स्मरतो हि मे । मानसं व्यथते वै त्वत्सहवासातिलालसम् ॥४३॥ तवेदं परमं गात्रं तीव्रवैराग्यवेगतः । अनादृतं हि दृष्ट्वा मे मानसं बहु खिद्यते ॥४४॥ वने चतुर्दिनान्यस्मिन्भगवंस्त्वमुपोषितः । अतः फलान्युपाहर्तुं गच्छामि त्वत्कृते द्रुतम् ॥४५॥

तमित्युक्त्वा गतः सद्यः सोऽतिस्वादुफलानि वै । न्यवेदयत् समानीय तस्मै श्रीपरमात्मने ॥४६॥ सोऽप्यादाय ततः प्रीत्या चत्वार्येव फलानि च । निवेद्य विष्णवे भुक्त्वा नदीनीरं पपौ हरिः ॥४७॥ ततो भक्तं निराहारं तं विदित्वा दयानिधिः । तस्मै हरिर्मुदा युक्तो ददौ शेषफलानि सः ॥४८॥ ततोऽभुनङ्मारुतिस्तत्प्रासादिकफलान्यथ । प्रायात्तदाज्ञयाऽयोध्यां तमपि त्यक्तुमक्षमः ॥४९॥ अथांतःप्रेरितस्तेन सर्वान्तर्यामिणा नृप । स हि रामप्रतापेच्छारामौ तद्भ्रातरौ वरौ ॥५०॥ दत्त्वा श्रीहरिणा स्वेक्षां स्वकीयविरहानले । शमितेऽपि प्रतिदिनं तद्वियोगव्यथातुरौ ॥५१॥ उवाचेत्थं वचो रम्यं शोकाग्निप्रशमामृतम् । मा कुर्वाथां युवां शोकं श्रीहरेर्भ्रातुरात्मनः ॥५२॥

---

પુષ્પોથી પણ અત્યંત સુકુમાર, શુભ સ્વસ્તિ, જવ, જાંબુ, ધ્વજ, અંકુશ, કમળ, અષ્ટકોણ, વજ્ર, ઊર્ધ્વરેખા, એ નવ ચિહ્ન જમણા પદારવિંદમાં, અને ડાબા ચરણારવિંદમાં મીન, ત્રિકોણ, વ્યોમ, ગોપદ, કળશ, અર્ધચંદ્ર, ધનુષ એ સાત ચિહ્નોથી યુક્ત, મોજડીઓ વિનાના બન્ને ચરણકમળોથી તમો વનમાં ફરો છો. (૪૨)

હે નાથ ! તમો ખેદ કેમ પામતા નથી ? આવી રીતે સ્મરણ કરનારું મારું મન તમારી સાથે રહેવામાં લાલસાવાળું હોવાથી, વ્યથા પામે છે, (૪૩)

સમગ્ર લક્ષ્મીના સ્થાનરૂપ હોવાથી, તમારું આ અતિ ઉત્તમ શરીર છે. તે તીવ્ર વૈરાગ્યના વેગથી અનાદત થયેલું જોઈને મારું મન બહુ પીડા પામે છે., (૪૪)

હે ભગવન્ ! આ વનમાં તમો ચાર દિવસના ઉપવાસી છો માટે ફળો લેવા માટે શીઘ્ર (તત્કાળ) જાઉં છું.' (૪૫)

શ્રીહરિને આ પ્રમાણે કહીને **હનુમાનજી** તત્કાળ ગયા. હનુમાનજીએ અતિ સ્વાદિષ્ટ ફળો લાવીને, પરમાત્મા શ્રીહરિને નિવેદન કર્યાં. (૪૬)

શ્રીહરિએ પણ પ્રીતિપૂર્વક, મારુતિએ લાવેલા ફળોમાંથી ચાર **ફળો** લઈને, વિષ્ણુને નિવેદન કરી, જમીને, નદીનું જળ ગળણાથી ગાળીને પીધું. (૪૭)

ત્યારબાદ દયાસાગર શ્રીહરિએ પોતાના એકાંતિક ભક્ત હનુમાનજીને નિરાહાર જાણીને, હર્ષપૂર્વક હનુમાનજીને બાકીનાં ફળો આપ્યાં. (૪૮)

પછી મારુતિ શ્રીહરિનાં પ્રસાદીનાં ફળો જમ્યાં. પછી શ્રીહરિને છોડીને જવા માટે અસમર્થ હોવા છતાં પણ, શ્રીહરિની આજ્ઞાથી મારુતિ અયોધ્યાનગરીમાં ગયા. (૪૯)

પછી હે રાજન્ ! સર્વાંતર્યામી શ્રીહરિએ અંતઃકરણમાં પ્રેરણા કરેલા હનુમાનજીએ, સર્વોત્તમ; શ્રીહરિએ જેમને દર્શન આપીને પોતાનો વિરહ શમાવ્યો છે છતાં પ્રતિદિન તે શ્રીહરિનો જે વિયોગ તેની વ્યથાથી દુઃખી એવા, તે શ્રીહરિના ભાઈ રામપ્રતાપ તથા ઈચ્છારામ બન્નેને પોતાનાં દર્શન આપીને, શ્રીહરિના વિરહરૂપી અગ્નિને શાંત કર્યો. શ્રીહરિના વિયોગની પીડાથી દુઃખી બન્ને ભાઈઓને, હનુમાનજી કહેવા લાગ્યાઃ (૫૦-૫૧)

'હે રામપ્રતાપ તથા ઈચ્છારામ ! તમો બંને તમારા ભાઈ શ્રીહરિનો શોક કરશો નહીં.' એ પ્રકારે (આગળ કહે છે તે મુજબ) શોકરૂપી અગ્નિ શાંત કરવામાં અમૃત સમાન રમણીય વચન **મારુતિ** કહેવા લાગ્યાઃ (૫૨)

स मया प्रेक्षितो नूनं तपः कुर्वन् वने प्रभुः । कुशलोऽस्ति परं ब्रह्म धैर्यवान् पुरुषोत्तमः ॥५३॥ तस्मादिह महाभागौ माननीयौ महात्मभिः । युवामेवाल्पकालेन तत्सम्बन्धमवाप्स्यथः ॥५४॥ यस्मादनन्तप्रद्युम्नप्रतिमानौ गुणैरुभौ । तदिच्छयैव सञ्जातौ श्रेयसे च शरीरिणाम् ॥५५॥

विस्मृत्य दिव्यभावं स्वं युवां प्राकृतजीववत् । शोचितुं नार्हथस्तं तद्धीरौ धर्मधुरंधरौ ॥५६॥ इत्थं श्रुत्वा वचस्तस्य धैर्यमालम्ब्य तावुभौ । तत्प्राप्तौ जातविस्रम्भौ दुरन्तां जहतुः शुचम् ॥५७॥ भ्रातरौ श्रीहरेरित्थं तावुक्त्वा स महागुणौ । चन्द्रोपमौ जनाह्लादे वन्दनीयौ तिरोदधे ॥५८॥ क्वचित्क्वचित् सोऽथ तदीक्षणाय मरुत्सुतोऽभ्येत्य वने विदूरात् । प्रणम्य तं चाशु तिरोबभूव तस्थौ तदग्रेऽपि कदाचिदेव ॥५९॥ घोरे कदाचिद् विपिने समाधिं तं प्राप्नुवन्तं स सुधीर्विदित्वा । चरन् समन्तात् कुरुते स्म भूतहिंस्रादितो रक्षणमेव तस्य ॥६०॥ स निर्यन् भैरवस्थानाच्चलन्नेकोऽपि कानने । यत्र सायं निशां निन्ये तत्रैव तपतां पतिः ॥६१॥ कतिभिर्दिवसैः कृष्णं सोऽतिक्रम्य हिमाचलम् । तं तु प्राप्य गिरिं श्वेतं चचारोपत्यकासु वै ॥६२॥

---

"સમર્થ અને મહા ધૈર્યશાળી, શ્રીહરિને વનમાં તપ કરતા મેં નિશ્ચે જોયા છે, અને તે કુશળ છે. તે પોતે પરબ્રહ્મ પુરુષોત્તમ છે. (૫૩)

તેથી હે મહા ભાગ્યશાળી ! તમો બન્ને, મહાત્માઓને પણ માનનીય છો. આ લોકમાં થોડા જ સમયમાં તમો તેમનો સંબંધ પામશો. (૫૪)

ગુણોથી સંકર્ષણ તથા પ્રદ્યુમ્નની ઉપમા આપવા યોગ્ય તમો બન્ને છો. આ લોકમાં શ્રીહરિની ઈચ્છાથી જ દેહધારીઓના કલ્યાણ માટે પ્રાદુર્ભાવ પામ્યા છો. (અર્થાત્ તમારા પિતાએ પૂર્વે તમોને કહ્યા મુજબ, આ શ્રીહરિ તમારા વંશમાં આચાર્ય પદવી સ્થાપન કરશે; એ રીતે ધર્મવંશથી અસંખ્ય જનોના કલ્યાણ કરવા માટે તમો અહીં શ્રીહરિની ઈચ્છાથી ઉત્પન્ન થયેલા છો.) (૫૫)

તેથી ધર્મધુરંધર અને ધીર તમો બન્ને, તમારો દિવ્યભાવ ભૂલીને પામરજીવની માફક શ્રીહરિનો શોક કરશો નહીં." (૫૬)

હનુમાનજીની આવી વાણી સાંભળીને, રામપ્રતાપે તથા ઈચ્છારામે ધીરજ રાખીને, શ્રીહરિની પ્રાપ્તિ હવે ચોક્કસ થશે. એમ વિશ્વાસ રાખીને અપાર શોકનો ત્યાગ કર્યો. (૫૭)

લોકોને આનંદ પમાડવામાં ચંદ્રમાની સમાન, વંદના કરવા યોગ્ય, મહાગુણવાળા, શ્રીહરિના બન્ને ભાઈઓને આવી રીતે કહીને હનુમાનજી **તિરોધાન** થયા. (૫૮)

પછી વાયુનંદન ક્યારેક ક્યારેક શ્રીહરિનાં દર્શન કરવા માટે વનમાં જઈને દૂરથી શ્રીહરિને પ્રણામ કરીને તત્કાળ તિરોધાન થતા. ક્યારેક શ્રીહરિની સમીપમાં પણ ઊભા રહેતા. (૫૯)

મારુતિ ઘોર વનમાં ક્યારેક, શ્રીહરિ સમાધિ અવસ્થામાં હોય તો, તેમની ચારેબાજુ ફરતા અને ભૂત તથા હિંસક પ્રાણીઓથી શ્રીહરિનું રક્ષણ કરતા હતા. (૬૦)

તપસ્વીઓના પતિ **શ્રીહરિ** ભૈરવના સ્થાનથી નીકળીને વનમાં ચાલતા ચાલતા જ્યાં સાયંકાળ થાય ત્યાં જ રાત્રિ નિર્ગમન કરતા. (૬૧)

શ્રીહરિ કેટલાક દિવસોએ કાળા પર્વતને ઉલ્લંઘન કરીને, ચંદ્રિકાના જેવા ઉજ્જવળ શ્વેત પર્વત પાસે આવીને તેની સમીપની ભૂમિમાં ચાલતા હતા. (૬૨)

व्रजन्नासाग्रदृष्टिः सन् क्वापि मार्गं स विस्मरन् । हिमाद्रिपादनिर्यातां प्रपेदे महतीं नदीम् ॥६३॥ तामगाधजलां धार्मिः प्रतिपूरं हरिस्तरन् । निर्गतोऽवैक्षत पुरः प्रेक्षमाणो महीधरौ ॥६४॥ तयोर्मध्ये नदीं तीर्त्वा पूर्वपश्चिमसंस्थयोः । गह्वरं प्राप तन्मूलं गम्यं मार्गं तु नाप्तवान् ॥६५॥

तरणिरपि जगाम तावदस्तं हरिरभयः क्षणमेव तत्र तस्थौ । स्वगणपरिवृतोऽथ सार्घ्यपात्रो हिमगिरिरागमदेव तत्र मूर्त्तः ॥६६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे हनुमत्कृतभैरवपराजयादिनिरूपणनामैकोनचत्वारिंशोऽध्यायः ॥३९॥

## ॥ अथ चत्वारिंशोऽध्यायः ॥

### ( चत्वारिंशे तु सम्प्रोक्तं हिमवद्गिरिणा कृतम् । हरेः संस्तवनं मुक्तनाथाश्रमगतिर्हरेः ॥ )

श्रीशुकानन्द उवाच - **अथाद्रिराजः स विलोक्य हृष्टस्तं दृष्टपूर्वं रमणीयरूपम् । प्रणम्य धार्मिं मुनिमाननीयं बद्धाञ्जलिश्चेत्यवदद् विनीतः ॥१॥**

हिमगिरिरुवाच - **प्रभो भवघ्नेन तवेक्षणेन मनो नितान्तं ननु निर्वृतं मे । अनेकजन्मार्ज्जितपुण्यलभ्यं त्वद्दर्शनं सिद्धजनैरपीष्टम् ॥२॥**

---

નાસાગ્રદૃષ્ટિ રાખીને ચાલતા, તેથી જ ક્યારેક માર્ગ વીસરી જતા શ્રીહરિ, હિમાદ્રિના મૂળમાંથી નીકળેલી મોટી નદી પ્રત્યે આવ્યા. (૬૩)

અગાધ ઊંડા જળથી ભરપૂર તે નદીના પ્રવાહની સામે તરતા થકા નીકળેલા ધર્મપુત્ર શ્રીહરિ, આગળનો પ્રદેશ જોતા થકા બન્ને પર્વતોને જોતા હતા. (૬૪)

પૂર્વ અને પશ્ચિમમાં રહેલા. બન્ને પર્વતોના મધ્યમાં આવેલી નદી તરીને, તેના મૂળમાં રહેલી અતિ મોટી ગુફા પ્રત્યે **શ્રીહરિ** આવ્યા. પરંતુ ત્યાંથી આગળ જવાય તેવો માર્ગ મળ્યો નહીં. (૬૫)

તેટલામાં સૂર્ય પણ અસ્ત થયો. ભયરહિત શ્રીહરિ, ક્ષણવાર ત્યાં ઊભા રહ્યા પછી તે સ્થાનમાં પોતાના ગણોથી વીંટાયેલા, હાથમાં પૂજાનું પાત્ર લઈને મનુષ્યાકૃતિ ધારણ કરેલા **હિમાચલ** આવ્યા. (૬૬)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'હનુમાનકૃત ભૈરવ પરાજયાદિ નિરૂપણ' નામે ઓગણચાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૩૯)

## અધ્યાય : ૪૦

### હિમાદ્રિએ શ્રીહરિની કરેલી પ્રાર્થના. શ્રીહરિ પુલહાશ્રમ પધાર્યા.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી પોતે પૂર્વે જેમને સરયૂનદી ઊતર્યા બાદ નીરખ્યા છે એવા, રમણીયરૂપવાળા, મુનિઓને માનનીય, ધર્મના પુત્ર શ્રીહરિને જોઈને, પ્રસન્ન થયેલા **અદ્રિરાજ** બે હાથ જોડીને વિનયપૂર્વક કહેવા લાગ્યાઃ (૧)

**હિમાચલ કહે છે :-** 'અનેક જન્મોમાં કરેલાં પુણ્યોથી પામવા યોગ્ય તમારાં દર્શન, અષ્ટાંગ યોગની સિદ્ધિ પામેલા જનો પણ ''ક્યારે ભગવાનના દર્શન થશે'' એમ દરરોજ ઈચ્છતા હોવા છતાં તે દર્શન જેને થતાં નથી, જ્યારે

पुण्येन तेऽत्रागमनेन भूमन् मयाऽधुना जन्मफलं हि लब्धम् । धनैरुदारैरपि संयुतेन महान्मयाद्यैव निधिस्तु यातः ॥३॥ फलं मया सम्प्रति सत्क्रियाणामशेषमाप्तं भगवन्मदीयम् । इदं हि मे शैलकुलेऽपि जन्म त्वया कृतार्थीकृतमीश्वरेण ॥४॥ तवागमेनार्त्तिनिवर्तनेन निःशेषपापक्षयकारिणैव । सन्मान्यतामप्यतुलां हि लोके प्राप्स्यामि शैलैरखिलैरलभ्याम् ॥५॥ सुरर्षिवर्य्यैरपि सेवनीया मम प्रदेशाः पुरुषोत्तमस्य । पादक्रमैस्ते ह्यतिपावनत्वं प्राप्ताः परात्मन्नितरां दुरापैः ॥६॥ ब्रह्मादिभिर्यद्वचनं पुरोक्तं सत्यं विधातुं मुनिचिन्तनीयः । इहाभ्युपेतोऽसि दयापयोधिः समग्रतापोपशमावलोकः ॥७॥ नारायणः श्रीपुरुषोत्तमो यस्त्वमत्र साक्षान्ननु धर्मदेवात् । भक्तौ प्रजातो विधिना

હે પ્રભો ! સંસારની નિવૃત્તિ કરનારાં તમારા દર્શનથી મારું મન અત્યાનંદ યુક્ત થયું છે. અહો મારા ભાગ્યનું હું શું વર્ણન કરું ? (૨)

હે ભૂમન્ ! અતિશય અનેક ગુણથી શ્રેષ્ઠ **પુણ્યકારી** તમારું અહીં **આગમન** થયું છે તેથી હું મારા જન્મનું ફળ પામ્યો છું.) હે હરે ! અતિ મોટા નિધિ(ધન)વાળો હું છું છતાંપણ મહાનિધિ તો હમણાં જ પામ્યો છું. (નવનિધિની પ્રાપ્તિને હું ધનવાનપણાનું કારણ જાણતો નથી. પરંતુ તમારા દર્શન જ કરોડો નિધિની પ્રાપ્તિથી પણ અધિક મારા ચિત્તમાં હું જાણું છું.) (૩)

હે ભગવન્ ! સત્ક્રિયાઓનું **સમગ્ર ફળ** પણ હું હમણાં જ પામ્યો. (સત્ ક્રિયાઓના ફળથી પણ હું તમારા દર્શનનું ફળ કરોડગણું અધિક જાણું છું.) મારા જેવા પતિતોને પણ પવિત્ર કરવા માટે સમર્થ, પતિતપાવન નામને સાર્થક કરતા હે હરે ! હે પરમેશ્વર ! પર્વતના કુળમાં આ મારો જન્મ તમોએ **કૃતાર્થ** કર્યો. (જેનાથી મુમુક્ષુઓને પણ હું પામવા યોગ્ય થયો.) (૪)

હે હરે ! સમગ્ર પાપનો ક્ષય કરનાર, એજ હેતુથી દુઃખનો નાશ કરનાર તમારૂં દર્શન સમગ્ર પર્વતોને અલભ્ય હોવાથી તમારું મારી પાસે આગમન તથા તમારાં દર્શનથી હું હવે અનુપમ **સન્માન** પામીશ. (૫)

હે પરમાત્મન્ ! સર્વાવતારથી પરસ્વરૂપ ! દેવતાઓ, ઋષિમુનિઓ તથા નરનારાયણાદિ દેવર્ષિઓએ સેવેલા આ મારા પ્રદેશો, બીજાઓને અતિ અપ્રાપ્ય એવા હે પુરુષોત્તમ ! તમારાં ચરણકમળના પાદ વિન્યાસથી આજે અત્યંત **પવિત્ર** થયા છે. (૬)

મુનિઓને ચિંતવન કરવા યોગ્ય (નરનારાયણાદિ ઋષિઓને પણ હંમેશાં સ્મરણીય), સમગ્ર તાપોને શમાવનારા છે દર્શન જેમનાં એવા, નિષ્કારણ અપાર કરુણાસાગર તમો, બ્રહ્માદિકે પહેલાં જે (સ્તુતિ-પ્રાર્થના પ્રસંગે) વચન કહ્યું હતું તેને સત્ય કરવા માટે અહીં પધારેલા છો એમ હું જાણું છું. (૭)

(**શંકા**—પૂર્વે પૃથ્વીના ભારની પીડાથી વ્યથિત હૃદયવાળા બ્રહ્માની પ્રાર્થના સાંભળીને ઉત્પન્ન થઈ છે કરુણા જેમને એવા ભગવાને, સમાધિમાં જે કહ્યું તે **બ્રહ્મા** દેવોને કહેતા હતા : ''पुरैव पुंसाऽवधृतो धराज्वरो भवद्भिरंशैर्यदुषूपजन्यताम् । स यावदुर्व्या भरमीश्वरेश्वरः स्वकालशक्त्या क्षपयंश्चरेद् भुवि'' ॥ इति એ રીતે ભૂમિનો ભાર ઉતારવા માટે પહેલાં જણાવેલા; તેમજ (પ્રાગટ્ય પછી) ''હે પ્રભો ! તમો અમારા સમગ્રના આત્મા છો. જે કાર્ય કરવા માટે અમોએ તમોને જણાવેલું તે તેવી રીતે જ તમોએ ઉપપાદન કર્યું છે.'' એ પ્રકારે પણ બ્રહ્માનું **વચન** છે. તેને જોતા; પૂર્વે બ્રહ્માદિના વચન સત્ય કરનારા ભગવાન તો બીજા જ છે, હું તો ધર્માત્મજ

स्तुतोऽसावधीश्वरोऽसंख्यजनाभवाय ॥८॥ अशेषसौख्यप्रदया तवेक्षया ह्यसंख्यविश्वोद्भवसंस्थितिक्षयाः । भवन्ति नूनं प्रथितश्रवाः प्रभो त्वमन्तरात्माऽस्यखिलात्मनां पतिः ॥९॥ गौर्य्याः पतिर्यो मम कन्यकायास्त्रिलोचनस्त्वत्परितोषणाय । सदा तपस्यन् हि भवन्निदेशे स्थितोऽनिशं ध्यायति ते पदाब्जे ॥१०॥ एवं मयोक्तो महिमा त्वदीयस्तस्माद् भवत्प्राप्तसमग्रशक्तेः । जामातुरग्रे विदितो मदीयात्त्वदाज्ञया विश्वलयप्रकर्तुः ॥११॥ सम्बन्धिनं मां त्वमवेत्य तस्य त्वमीश्वरस्याखिलविश्वसाक्षी । पवित्रतां मेऽत्र विधातुमीशः क्लेशं च हर्तुं कृपयाऽभ्युपेतः ॥१२॥ पुण्यैरगण्यैः शरणं शरण्यं प्राप्तो भवन्तं भगवन्तमेव । अहं ततस्त्वं ह्यनुशाधि भृत्यं मां यत्त्वदाज्ञाऽस्ति भवापहर्त्री ॥१३॥

---

છું. માટે તે વચન સત્ય કરનારો હું છું એમ કેમ મને કહો છો ? એમ કહેતા હો તો કહીએ છીએ.) ''नराणां जीवानां समूहो नारं तदयतेंऽतर्यामितया गच्छति'' અર્થાત્ નરો જે જીવો, તેનો સમુદાય તે **''નાર''** કહેવાય તેમાં **અયન** એટલે અંતર્યામીપણે જે રહે છે તે નારાયણ'. આવી રીતની વ્યુત્પત્તિથી તમોને **સર્વાત્મા** કહેલા છે. જે પુરુષોત્તમ, ઈશ્વરોના ઈશ્વર, એવા હોવા છતાં પણ અસંખ્ય જીવોના કલ્યાણ માટે આ લોકમાં ધર્મદેવ તથા ભક્તિદેવી થકી પ્રાદુર્ભાવ પામ્યા છો. એવા જે તમો તે તમારી જ સ્તુતિ બ્રહ્માએ કરી છે. [**ભાવાર્થ એ છે કે** :- બ્રહ્માની પ્રાર્થનાથી આગળ પ્રાદુર્ભાવ પામેલા જે **ભગવાન** ભાગવતમાં કહેલા છે. તેમને એ પ્રકારે=બ્રહ્મસ્તુત હું કહેતો નથી. પરંતુ અક્ષરધામના અધિપતિ સર્વાવતારના કારણ, સર્વ કારણના કારણ, તમો ધર્મ થકી ભક્તિમાં હમણાં ઉત્પન્ન થયેલા છો, વર્ણીવેશ જેમણે ધારણ કર્યો છે, એવા તમો જ્યારે તમારા ઘરનો ત્યાગ કરીને નીકળ્યા અને સરયૂનદી તરીને સામે કાંઠે આવીને ત્યાંથી દૂર નિર્જન વનમાં રહ્યા, ત્યારે "તમારા સહવાસથી હે હરે ! મહર્ષિઓ પરમ આનંદ પામશે. તથા તમારો યોગ પામીને પૃથ્વીને ધારણ કરનાર પર્વતો પણ પરમ સુખ પામશે'' ઈત્યાદિ જે બ્રહ્માદિકે પહેલાં કહ્યું હતું તે સત્ય કરવા માટે એ વચન મેં અહીં કહ્યું છે. એ વચન બ્રહ્માએ જ્યારે કહ્યું હતું ત્યારે હું પણ તેમની સમીપે બેઠો હતો. પહેલાં (ભાગવતમાં કહ્યા પ્રમાણે બ્રહ્માએ પ્રાર્થના કરી તે વખતે) તો હું ત્યાં તેમની સમીપમાં ન હતો. એ પ્રકારે વિધિએ સ્તુતિ કરાયેલા જે ભગવાન તે તો તમોને જ મેં કહેલા છે.] (૮)

હે પ્રભો ! અશેષ સુખ આપનારા તમારી દૃષ્ટિમાત્રથી અસંખ્ય વિશ્વોની ઉત્પત્તિ, સ્થિતિ, લય થાય છે. તે તમો પ્રસિદ્ધ કીર્તિવાળા સમગ્ર આત્માઓના પતિ, અંતરાત્મા છો. (૯)

મારી કન્યા જે ગૌરી તેના પતિ ત્રિલોચન, તે પણ તમોને પ્રસન્ન કરવા માટે હંમેશાં તપ કરતા કરતા તમારી આજ્ઞામાં રહીને હંમેશાં તમારા ચરણકમળોનું જ ધ્યાન કરે છે. (૧૦)

હે હરે ! આવી રીતે તમારો મહિમા મેં કહ્યો તે, તમારા થકી સમગ્ર શક્તિને પામેલા એવા મારા જામાતા (જમાઈ) જે તમારી આજ્ઞાથી વિશ્વનો પ્રલય કરનાર શંકર તેમની પાસેથી પહેલાં મેં જાણ્યો હતો. (મને તમારા સ્વરૂપનું જે સમ્યક્ જ્ઞાન થયું તેનું કારણ તેજ છે.) (૧૧)

અખિલ વિશ્વના સાક્ષી તમો, ઈશ્વર જે શિવ, તેનો સંબંધી મને જાણીને મને પવિત્ર કરવા માટે અને ક્લેશને હણવા માટે અહીં કૃપાથી પધાર્યા છો. (૧૨)

હે હરે ! પૂર્વ જન્મમાં કરેલા અસંખ્યાત પુણ્યથી, શરણ્ય ભગવાન તમારા જ શરણે હું આવ્યો છું. તેથી તમો સેવકરૂપ મને મારા યોગ્ય કાંઈપણ **આજ્ઞા** કરો. તમારી આજ્ઞા સંસૃતિને નાશ કરનારી છે. (૧૩)

प्रभो त्वदीयेऽस्तु पदारविन्दे निष्किञ्चना भक्तिरहर्निशं मे । त्वदीयदासेषु मम प्रसङ्गो भवत्वशेषार्त्तिविनाशकारी ॥१४॥

श्रीशुकानन्द उवाच – **इत्थं नगेन्द्रस्य वचः स धार्मिर्निशम्य तं चेत्यवदत् प्रसन्नः । स्मिताननो नैष्ठिकवेशरम्यस्तथाऽस्तु ते भूमिधराधिराज ॥१५॥ ततो गिरीन्द्रो वरचन्दनैस्तं सुगन्धिनानाविधपुष्पहारैः । प्रीत्या समभ्यर्च्य निवेद्य तस्मै फलानि रम्याणि च तं ववन्दे ॥१६॥ अथाऽवदद् भूमिधरस्तमित्थं मार्गो नितान्तं विषमोऽस्ति तस्मात् । ईश त्वमारोह मदीयमंसं तूर्णं तु नेष्ये★ पुलहाश्रमं त्वाम् ॥१७॥ श्रुत्वेति तद्वाक्यमथाह वर्णी संसाधितं भूधरराज कार्यम् । त्वया यतो मे नरनाट्यकर्त्तुर्ज्ञात्वा स्वरूपं कृतमर्हणादि ॥१८॥ नेच्छामि गन्तुं त्वरया ततो मे प्रयोजनं नास्ति तवाचलेन्द्र । सुतीव्रनिर्वेदतयाऽहमेको वाञ्छाम्यरण्यादिषु यातुमेव ॥१९॥ जगद्विपत्पातकजालहन्त्रीं संसारपाशच्छिदुरां मदीक्षाम् । नानाविधेभ्यो हि जनव्रजेभ्यो दिशन् व्रजिष्यामि शनैरभीतः ॥२०॥ तद् वर्त्म मे दर्शय न त्वया वै मयाधिगम्यं सह निःस्पृहेण । प्रदर्श्य मार्गं हरयेऽथ शैलस्तदिच्छया तत्र तिरोबभूव ॥२१॥ श्रेयश्चिकीर्षुः स हरिस्ततोऽद्रेर्भुक्त्वा फलान्येव तदर्पितानि । मृष्टं तटिन्याश्च निपीय नीरं जगाम तद्दर्शितवर्त्मनैव ॥२२॥**

---

હે પ્રભો ! તમારા બન્ને ચરણકમળમાં મારી રાત્રિ દિવસ નિષ્કિંચન **ભક્તિ** રહો. સમગ્ર પીડાને વિનાશ કરનારો તમારા દાસોનો **પ્રસંગ** મને થાઓ.' (૧૪)

ધર્મના પુત્ર; મંદહાસ્યયુક્ત મુખારવિંદવાળા, નૈષ્ઠિકવેશથી રમણીય શ્રીહરિએ નગેન્દ્રનું વચન સાંભળીને, પ્રસન્ન થઈને હે ભૂમિધરાધિરાજ ! "તમારા કહ્યા પ્રમાણે થાઓ." એમ હિમાદ્રિને કહ્યું. (૧૫)

પછી **હિમગિરિ,** શ્રેષ્ઠ કુંકુમે યુક્ત ચંદન વડે તથા સુગંધીમાન નાના પ્રકારના પુષ્પના હારથી, શ્રીહરિની પૂજા કરીને તેમને રમ્યફળો નિવેદન કરીને, વંદના કરવા લાગ્યા. (૧૬)

પછી ભૂમિધરે શ્રીહરિને આ પ્રમાણે કહ્યું. 'હે હરે ! અહીંથી પુલહાશ્રમ જવાનો માર્ગ અત્યંત કઠિન છે. તેથી તમો મારા ખભા ઉપર બેસો. તમોને હું તત્કાળ પુલહાશ્રમમાં લઈ જઈશ.' (૧૭)

**શ્રીહરિ** તેમનું વાક્ય સાંભળીને આ પ્રમાણે બોલ્યાઃ 'હે ભૂધરરાજ ! નરનાટ્યધારી મારા સ્વરૂપને જાણીને, જેવો હું છું તેવો મને જાણીને, તમોએ પૂજન સન્માન વગેરે કર્યું. આથી બીજું કર્તવ્ય તમારે બાકી રહેતું નથી. (૧૮)

હે અચલેન્દ્ર ! હું ઉતાવળથી જવા માટે ઈચ્છતો નથી. તેથી મારે તમારી સહાયનું પ્રયોજન નથી. મને અતિ તીવ્ર વૈરાગ્ય હોવાથી હું એકાકી જ અરણ્યાદિમાં જવા ઈચ્છું છું. (૧૯)

લોકોની વિપત્તિઓ અને પાતકનાં જાળાં તેને હણનાર સંસારરૂપી પાશને છેદનાર, મારું દર્શન નાના પ્રકારના જનસમુદાયને આપતો નિર્ભય થકો હું ધીમે ધીમે જઈશ. (૨૦)

તેથી મને પુલહાશ્રમનો માર્ગ બતાવો. નિઃસ્પૃહી એવો હું તે મારી સાથે તમારે ન આવવું.' આ પ્રકારનું વચન સાંભળીને **હિમાદ્રિ** શ્રીહરિને માર્ગ બતાવીને શ્રીહરિની ઈચ્છાથી ત્યાં **અંતર્હિત** થયા. (૨૧)

અદ્રિનું કલ્યાણ કરવા માટે ઈચ્છતા હોવાથી તેમણે આપેલાં ફળો **શ્રીહરિ** રુચિ પ્રમાણે જમ્યા અને નદીનું મીઠું જળ ગાળીને પીધું; પછી તેમણે બતાવેલા માર્ગ તરફ ગમન કર્યું. (૨૨)

---

★ ''नयिष्ये'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

गच्छन् हरिः सान्द्रतमोवृतायां प्रविश्य धैर्याम्बुनिधिर्गुहायाम् । स्वदिव्यमूर्त्तिप्रभयाऽतिगुर्व्या भिन्दन् प्रतस्थे तिमिरं सुघोरम् ॥२३॥ तस्यां चलन्निर्भय एव धार्मिर्निरञ्जनः श्रीपुरुषोत्तमः सः । यामे निशायाः प्रथमेऽन्तमाप्ते बहिर्गुहायाः समवाप मार्गम् ॥२४॥ स तत्र विस्तीर्णमगाधनीरं ह्रदं ददर्शातितरां प्रशान्तः । तीरे तदीये रुचिरे त्रियामां तामेव निन्ये प्रियवन्यवासः ॥२५॥ प्रातः प्रयातः स ततस्तृतीये दिने महाध्वानमवाप धार्मिः । विलङ्घ्य धीरो बहुशो हि दुर्गस्थानानि लेभे पुलहाश्रमं तम् ॥२६॥ अथातिपुण्यं तमवेक्ष्य रम्यं सद्यस्तपःसिद्धिदमाश्रमं सः । विमुक्तिकामैरवलम्बनीयं मुदं प्रपेदे नितरामुदारः ॥२७॥ स भक्तवात्सल्यनिधिः किलेच्छारूपेण नित्यं ननु यत्र साक्षात् । नारायणः सन्निहितोऽस्ति सिद्धैर्निषेव्यमाणश्च महर्षिसंघैः ॥२८॥ यत्रार्षभो वै भरतो महात्मा पूर्वं तपो दुश्चरमाचचार ॥ विराजते चक्रनदी प्रसिद्धा समन्ततो यत्र नितान्तपुण्या ॥२९॥ स्नात्वा स तस्यामतितीर्थकीर्तिः कृत्वा निजं नित्यविधिं यथावत् । श्रीमुक्तनाथस्य चकार विष्णोर्विलोकनं चार्च्चनमादरेण ॥३०॥

संशिक्षणाय स, जनानिह मुक्तिमार्गं प्रीत्या चरन् हि भगवानपि पूर्णकामः । यत्राऽकरोद्भरत उग्रतपो नरेन्द्रः स्थाने च तत्र विदधे रुचिरे निवासम् ॥३१॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे हिमाद्रिकृतहरिप्रार्थनादिनिरूपणनामा चत्वारिंशोऽध्यायः ॥४०॥

---

ધીરજના મહોદધિ સમાન **શ્રીહરિ,** ઘોર અંધારાવાળી ગુફામાં પ્રવેશ કરીને, ચાલતા થકા પોતાની અતિ મહાન્ દિવ્ય મૂર્તિની કાંતિથી ઘોર અંધકારને ભેદતાં આગળ પ્રયાણ કરવા લાગ્યા. (૨૩)

નિરંજન (ગુફામાં રહેલા અંધકારના આવરણથી રહિત), ધર્મપુત્ર શ્રી પુરુષોત્તમ તે ગુફામાં નિર્ભય બની ચાલતા ચાલતા રાત્રિનો પહેલો યામ વીત્યે ગુફાની બહાર નીકળીને માર્ગ તરફ ચાલ્યા. (૨૪)

અત્યંત શાંત, વનવાસ છે પ્રિય જેમને, એવા શ્રીહરિએ, ગુફાની બાજુના પ્રદેશમાં અતિવિશાળ, અગાધ જળવાળો ધરો જોયો. તેના રમણીય કિનારા ઉપર જ તે રાત્રિ વીતાવી. (૨૫) પછી તે સ્થાનથી ચાલતા ધીર, ધર્મના પુત્ર શ્રીહરિ, ત્રીજે દિવસે મહામાર્ગે પહોંચ્યા. જઈ ન શકાય તેવાં ઘણાં સ્થાનો ઉલ્લંઘન કરીને શ્રીહરિ **પુલહાશ્રમ** પહોંચ્યા. (૨૬) પછી મહાન શ્રીહરિ, તત્કાળ તપની સિદ્ધિ આપનારો, અતિ પવિત્ર, રમણીય આશ્રમ જોઈને તથા મોક્ષાર્થી પુરુષોએ તે આશ્રય કરવા યોગ્ય છે, એમ જાણીને, અત્યંત આનંદ પામ્યા. (૨૭)

ભક્તો પ્રત્યે પ્રેમના મહોદધિસમાન **સાક્ષાત્ નારાયણ,** મહર્ષિ સંઘો તથા સિદ્ધોએ સેવાયેલા થકા જ્યાં પોતાની ઈચ્છાથી સદાને માટે બિરાજી રહેલા છે. (શ્રીમદ્ભાગવતાદિમાં પ્રસિદ્ધ છે.) (૨૮)

જે પુલહાશ્રમમાં પૂર્વે ઋષભદેવના પુત્ર મહાત્મા ભરતે દુષ્કર તપ કર્યું હતું, જ્યાં ચારેય બાજુ અત્યંત પવિત્ર પ્રસિદ્ધ **ચક્ર નદી** વિરાજે છે. (૨૯)

તીર્થોથી પણ શ્રેષ્ઠ કીર્તિવાળા, શ્રીહરિએ તેમાં સ્નાન કરીને, પોતાનો નિત્ય વિધિ બરાબર કરીને, આદરપૂર્વક શ્રી **મુક્તનાથ વિષ્ણુ**ના દર્શન તથા યથાવિધિ પૂજન કર્યું. (૩૦)

જે સ્થાનમાં ભરતરાજાએ ઉગ્ર તપ કર્યું, તે મનોહર સ્થાનમાં પૂર્ણકામ એવા ભગવાન શ્રીહરિએ પણ આ લોકમાં જનોને મુક્તિમાર્ગ શીખવાડવા માટે પ્રીતિપૂર્વક તપ કરવા નિવાસ કર્યો. (૩૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'હિમાદ્રિકૃત હરિપ્રાર્થનાદિ નિરૂપણ' નામે ચાલીશમો અધ્યાય સંપૂર્ણ. (૪૦)

## ॥ अथैकचत्वारिंशोऽध्यायः ॥

## ( एकचत्वारिशे उक्ता भानुप्रीत्यै तपःक्रियाः । हरेः प्रीतस्तथाऽस्तौषीद् वरान् दत्त्वा रविश्च तम् ॥ )

श्रीशुकानन्द उवाच - **निर्विकारोऽथ राजर्षे यः परं ब्रह्म सर्ववित् । वर्णितो वेदशास्त्रेषु परमात्मा परात्परः ॥१॥ स एवात्तनृनाट्यः सन् मुमुक्षुत्यागिनः क्षितौ । प्रशिक्षयंस्तपोरीतिं तत्र तेपे महत्तपः ॥२॥ ऊर्ध्वबाहुद्वयस्तिष्ठन् पदैकेन क्षितौ जपन् । गायत्रीं चार्कसंप्रीतिं समुद्दिश्य निजात्मनि ॥३॥ स्नात्वा त्रिकालं गण्डक्यां मुक्तनाथं विलोकयन् । यथालब्धं क्वचिच्चाश्नन् कन्दमूलफलादिकम् ॥४॥**

**यदा तेन तपो दिव्यं प्रारब्धं तत्र भूपते । अपूर्वाऽऽसीत्तदा शान्तिस्तत्रत्यानां तपस्विनाम् ॥५॥ मानसेन्द्रियवश्यत्वं तदा तेषां यथाऽभवत् । प्रथमं तु तथा नासीत् तस्मात्ते विस्मयं ययुः ॥६॥ तस्मिन्नानाविधान्येवं दृष्ट्वाऽऽश्चर्य्याणि तेऽखिलाः । संप्राप्ताः परमाश्चर्य्यं प्राहुरित्थं परस्परम् ॥७॥ अहो बालोऽप्ययं वर्णी दुष्कराण्यखिलैरपि । तपांसि कुरुते नित्यं शान्ततेजोमयाकृतिः ॥८॥ दत्तात्रेयोऽथ कपिलो नरनारायणोऽथवा । किमयं वासुदेवः स्विदथवोपेन्द्र एष किम् ॥९॥**

---

## અધ્યાય : ૪૧

## શ્રીહરિએ પુલહાશ્રમમાં આદરેલી તીવ્ર તપશ્ચર્યા. તપોમૂર્તિ શ્રીહરિના દર્શનથી અપૂર્વ શાંતિ પામેલા ત્યાંનાં આશ્રમવાસી ઋષિઓને બ્રહ્મધામમાં શ્રીહરિના દિવ્ય દર્શન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજર્ષે ! પ્રકૃતિજન્ય ષોડશ વિકાર રહિત, પરબ્રહ્મ, સર્વવિત્, પરમાત્મા, પરાત્પર એ નામોથી વેદશાસ્ત્રોમાં જે વર્ણવેલા છે. (૧)

તેજ **ભગવાન** મનુષ્ય ભાવ સ્વીકારીને પૃથ્વીમાં મુમુક્ષુ ત્યાગીઓને તપની રીતનું ઉત્તમ શિક્ષણ આપતા થકા પુલહાશ્રમમાં મહાન તપ કરવા લાગ્યા. (૨)

**શ્રીહરિ** બન્ને હાથ ઊંચા રાખીને એક પગે પૃથ્વી ઉપર ઊભા રહીને, પોતાના મનમાં સૂર્યની પ્રસન્નતાને ઉદ્દેશીને ગાયત્રીનો જપ કરતા હતા. (૩)

ગંડકી નદીમાં ત્રિકાળ સ્નાન કરીને, મુક્તનાથના દર્શન કરીને, ક્યારેક યદચ્છાથી (વિના પ્રયત્ને) પ્રાપ્ત થયેલાં કંદમૂળ-ફળ વગેરે ખાઈને શ્રીહરિ **તીવ્ર તપ** કરતા હતા. (૪)

હે રાજન્ ! જ્યારે ત્યાં શ્રીહરિએ દિવ્ય તપ આરંભ્યુ ત્યારે ત્યાં રહેલા તપસ્વીઓને અપૂર્વ શાંતિ થઈ. તે સમયે ત્યાંના વાસીઓનાં મન અને ઈન્દ્રિયો જેવા વશ થયાં તેવા પૂર્વે થયાં ન હતાં. તેથી ત્યાંના મુનિઓ વિસ્મય પામ્યા. (૫-૬)

તે આશ્રમમાં આવી રીતે નાના પ્રકારના આશ્ચર્યો જોઈને, **સમગ્ર મુનિઓ** પરમ આશ્ચર્ય પામ્યા અને પરસ્પર આ પ્રમાણે બોલતા હતા. (૭)

"અહો હે તપસ્વીઓ ! આ **આશ્ચર્ય** છે : આ વર્ણી બાળક છે, છતાં પણ મહામુનિઓને પણ દુષ્કર એવું તપ શાંત અને તેજોમય આકૃતિ થકા હંમેશાં કરે છે. (૮)

આ વર્ણી દત્તાત્રેય હશે કે શું ? અથવા કપિલ હશે ? અથવા નરનારાયણ હશે ? અથવા શ્વેતદ્વીપવાસી વાસુદેવ હશે ? અથવા આ બ્રહ્મચારી વામનજી હશે ? (૯)

प्रतापेनास्य चास्माकं मानसेन्दियवृत्तयः । परमां स्थिरतां प्राप्तास्तस्मान्नैषोऽन्यसन्निभः ॥१०॥ इत्थं ते निश्चयं प्राप्ताः सर्वे स्वस्वाश्रमान्नृप । तत्राययुस्तदीक्षार्थं तद्गुणाकृष्टचेतसः ॥११॥ अथ दिव्यस्वरूपं तं तेजःपुञ्जविराजितम् । ददृशुर्ब्रह्मधामस्थं श्रीहरिं ते तपस्विनः ॥१२॥ वर्णिवेषं पुनर्दृष्ट्वा तपस्यन्तमतीव तम् । ते तु ग्लानिं परां प्रापुः स्वप्रेष्ठकृच्छ्रदर्शनात् ॥१३॥ तदोद्बाहोः पदैकेन तिष्ठतोऽतिकृशाकृतेः । तस्य पार्श्वे शुभे दक्षे तस्थौ भक्तिस्तपोरता ॥१४॥ वामे तपःप्रियो धर्मो भूमौ पतनशङ्कया । आस्तां सहचरौ तस्य सदा तौ शुद्धचेतसौ ॥१५॥

इन्द्रियादिपरितापकरेषु तीव्रदिव्यतपसामसुखेषु । सोऽपि माल्यमृदुलाकृतिरेव स्थैर्यमाप नितरामिव शैलः ॥१६॥ आत्मसन्निधिगतेषु फलेषु पक्वतापुरुसुगन्धिषु तस्य । नापतच्छुचिजलेऽपि मनो वै तस्य तत्तप इवामृतमासीत् ॥१७॥ सौकुमार्यमधिकं नवनीतादप्युपेक्ष्य हि तनोरतिधीरः । सर्वदा समचरत्तप ईशस्तापसैरपि स कर्तुमशक्यम् ॥१८॥ यः पुरा कुसुमपल्लवशय्यास्पर्शनादपि ययावतिखेदम् । सोऽशयिष्ट भगवानुपधानं सद्भुजस्य च विधाय धरण्याम् ॥१९॥

---

આ વર્ણીના પ્રતાપથી મન, ઈન્દ્રિયોની વૃત્તિઓ અત્યંત સ્થિર થઈ ગઈ છે. તેથી એ વર્ણી બીજા મુનિ સમાન નથી.'' (૧૦)

હે રાજન્ ! આવો નિશ્ચય કરીને તે સર્વે ઋષિઓ વર્ણીના ગુણોથી આકર્ષિત ચિત્તવાળા થયા હોવાથી, તે વર્ણીના દર્શન કરવા માટે પોતપોતાના આશ્રમમાંથી ત્યાં આવ્યા. (૧૧)

પછી તે તપસ્વીઓએ તે શ્રીહરિને તેજના પુંજમાં-બ્રહ્મધામમાં-દિવ્ય સ્વરૂપે બિરાજેલા જોયા. (૧૨)

તે તપસ્વીઓ દિવ્યરૂપમાં જોયેલા શ્રીહરિને ફરીથી વર્ણી વેશવાળા જોઈને, અને અતિશય તપ કરતા જોઈને, પોતાને અતિપ્રિય જે શ્રીહરિ તેમનું આવું દુષ્કર કષ્ટદાયક તપસ્વી સ્વરૂપે દર્શન કરી, પરમ ગ્લાનિ પામ્યા. (૧૩)

તે સમયે શ્રીહરિ જ્યારે તીવ્ર તપ કરતા હતા, ત્યારે બન્ને હાથ ઊંચા અને એક પગે પૃથ્વી ઉપર ઊભા રહેલા અતિકૃશ આકૃતિવાળા શ્રીહરિ જાણે હમણાં પૃથ્વી ઉપર પડી જશે, એવી શંકાને લીધે, પોતાના પ્રાણપ્રિયને તપ કરતા જોઈને ગ્લાનિ પામતાં, તપમાં પ્રીતિવાળાં ભક્તિ માતા શ્રીહરિની જમણી બાજુ ઊભાં રહ્યાં, અને તપઃપ્રિય ધર્મદેવ શ્રીહરિના ડાબે પડખે ઊભા રહ્યા. શુદ્ધ ચિત્તવાળા **ધર્મ** તથા **ભક્તિ** બન્ને હંમેશાં એવી રીતે શ્રીહરિની સાથે જ રહેતાં હતાં. (૧૪-૧૫)

ઈન્દ્રિયોને પરિતાપ કરનારા, અતિતીક્ષ્ણ, અને દિવ્ય ભાવ પામેલા મુક્તોથી જ સાધ્ય એવા કઠિન તપના દુઃખમાં પણ પુષ્પની માફક કોમળ આકૃતિવાળા છે છતાં પણ શ્રીહરિ પર્વતની માફક અત્યંત સ્થિર હતા. (ધીર પુરુષોને કંઈપણ દુઃખ હોતું નથી.) (૧૬)

પાકાં અને અતિશય સુગંધીવાળાં ફળો પોતાના સમીપમાં પ્રાપ્ત થવા છતાં શ્રીહરિનું મન તેમાં આકર્ષાયું નહીં. તેમજ શુદ્ધ અને ઠંડુ જળ પીવાની પણ શ્રીહરિને ઈચ્છા થતી નહીં. (ત્યારે પ્રાણ ધારણ કેવી રીતે થાય ?) ત્યાં કહે છે. શ્રીહરિને તે તપ જ અમૃત સમાન હતું. (તપરૂપી અમૃતનું પાન કરનાર અર્થાત્ તપથી તૃપ્ત થયેલાઓને બીજા તર્પણાંતરોથી શું પ્રયોજન છે ?) (૧૭)

અતિધીર પરમાત્મા **શ્રીહરિ,** માખણથી પણ અધિક કોમળ શરીરની ઉપેક્ષા કરીને, તપસ્વીઓને પણ જે અશક્ય લાગે તેવું **તપ** હંમેશાં કરતા હતા. (૧૮)

જે શ્રીહરિ પૂર્વે પુષ્પો અને પલ્લવોની શય્યાના સ્પર્શથી પણ અતિ ખેદ પામે તેવા હતા, તે ભગવાન્ પોતાના હાથનું ઉશીકું કરીને પૃથ્વી ઉપર સૂવે છે. (૧૯)

कोमलैर्नवतृणैर्वरमाल्यैर्नूत्नपल्लवचयैर्मृदुशय्याम् । आदरेण रचितां स धरण्या नाददे प्रियतपोऽतिविरक्तः ॥२०॥ वह्निना तनुभृताऽपि तथाऽन्यैरर्पितानि रुचिराणि फलानि । नाग्रहीन्निजसुखैकरतोऽसौ स्वीचकार कृपया क्व च किञ्चित् ॥२१॥ अर्पितं हि वरुणेन च नीरं शीतलं शुचि सुधाप्रतिमानम् । नाददे स हि परो विमलात्मा कर्हिचित् करुणया पिबति स्म ॥२२॥ लोकपालनिकरैरुपयातैस्तत्र सादरतया ननु दत्तान् । स्वादुखाद्यनिचयांस्तु कदाचिन्नेक्षतैव स दृशाऽप्यनपेक्षः ॥२३॥ यत्पदाम्बुजविचिन्तनसक्ता नैकलोकविषयान् क्वचिदेव । योगिनो ह्यभिलषन्ति न तर्हि स्यान्नु तत्र कथमस्य सुखेच्छा ॥२४॥

ईश्वरे तपति दीधितिजालं भानवं गतनिजर्तुगुणं हि । निर्मलोडुगणनिर्मलतारं निर्मलग्रहमभूच्च नभोऽपि ॥२५॥ भूरुहाश्च फलमाल्यविवृद्धिं लेभिरे ★[1]ह्यवाचितुं कुसुमानि । देवपूजनकृते ननु तस्मिन्नुद्यते समनमंस्तरवोऽपि ॥२६॥ तस्य रेणुशमनैः परिचर्यां छायया च जलदा ननु चक्रुः । उत्किरन् कुसुमशीकरजालं पावनं हरिमसेवत वातः ॥२७॥ सर्वलोकपरिरक्षणशक्तां शान्तकान्तिललितामतिदिव्याम् । आदधत् स तनुमम्बुदनीलां मूर्त्तिमत्तप इवाऽतिचकाशे★[2]

અતિ વૈરાગ્યવાન તપઃપ્રિય શ્રીહરિ, પૃથ્વીદેવીએ નવીન કોમળ તૃણ, ઉત્તમ પુષ્પ તથા નવીન પલ્લવોથી આદરપૂર્વક રચેલી મૃદુશય્યાને પણ અંગીકાર કરતા નથી. (૨૦)

એકમાત્ર પોતાના સ્વરૂપના સુખથી જ સુખી રહેતા શ્રીહરિ, ત્યાં મનુષ્યાકૃતિ ધરીને આવેલા અગ્નિદેવે તથા બીજા ત્યાં રહેનારા મુનિ વગેરેએ અર્પણ કરેલાં કેળાં, દાડમ, જામફળ, વગેરે રમણીય ફળો પણ ગ્રહણ કરતા ન હતા. છતાં ક્યારેક નિજજનોની પ્રીતિ માટે લગારેક ગ્રહણ કરતા હતા. (૨૧)

વરુણદેવે અર્પણ કરેલું શીતળ, પવિત્ર અને અમૃત જેવું નિર્મળજળ પણ પરમાત્મા **શ્રીહરિ** પીતા ન હતા. પરંતુ ક્યારેક તેથી ખેદ પામતા વરુણદેવ ઉપર દયા કરીને પીતા હતા. (૨૨)

પોતાના દર્શન કરવા માટે આવેલા લોકપાળોના સમૂહોએ સન્માનપૂર્વક આપેલા સ્વાદિષ્ટ ખાવાના પદાર્થો તરફ શ્રીહરિ પોતાની દૃષ્ટિથી પણ જોતા ન હતા. (૨૩)

શ્રીહરિનાં ચરણ કમળના ચિંતવનમાં આસક્ત યોગીઓ પણ જો લોકાંતરમાં રહેલા પંચવિષયોને ન જ ઈચ્છતા હોય, તો તે યોગીઓને પણ ઉપાસના કરવા યોગ્ય શ્રીહરિને તો તે વિષયોની ઈચ્છા ક્યાંથી થાય ? અર્થાત્ ન જ થાય. (૨૪)

શ્રીહરિ તપ કરતા હતા ત્યારે સૂર્યનાં કિરણો પોતાની ઋતુના ગુણ પામ્યા. આકાશ પણ નિર્મળ નક્ષત્ર સમુદાયવાળું તથા નિર્મળ તારા અને નિર્મળ શુક્રાદિ ગ્રહોવાળું થયું. (૨૫)

શ્રીહરિના તપથી વૃક્ષો ઉપર ફળો તથા પુષ્પો વૃદ્ધિ પામ્યાં. શ્રીહરિ દેવપૂજન કરવા માટે પુષ્પો વીણતા ત્યારે તે પુષ્પના છોડ શ્રીહરિના ચરણારવિંદમાં નમસ્કાર કરતા હતા. (૨૬)

આકાશમાંના મેઘ તપ્ત રજકણોને શાંત કરતા હતા અને વળી છાયા કરી શ્રીહરિની સેવા કરતા હતા. પવન પણ, પુષ્પ તથા જળનાં બિંદુઓ શ્રીહરિ ઉપર છાંટીને, પોતાને પવિત્ર કરનાર શ્રીહરિને સેવતો હતો. (૨૭)

(એ પ્રકારે તેજ, આકાશ, વૃક્ષો, જળ, વાયુ વગેરેના સાનુકૂળપણે શ્રીહરિના તપની **શીઘ્ર પક્વતા** દર્શાવીને હવે **શ્રીહરિની તપસ્થ મૂર્તિનું વર્ણન** કરે છે) સર્વ લોકોનું રક્ષણ કરવામાં શક્તિશાળી, શાંત-કાંતિથી શોભાયમાન, અત્યંત

★१. ''ऽवचयनाय सुमानाम्'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।
★२. इवातिचकासे इति (क-ड) पाठान्तरम् ।

॥२८॥ व्याप्तमूर्त्तिरपि दृश्यशिराभिर्बिभ्रदेव स च नैष्ठिकवेषम् । भूषणैरिव पुरा वरवस्त्रैर्दिद्युते हि निजगात्ररुचैव ॥२९॥ स्वेदबिन्दुनवमौक्तिकजुष्टं तस्य चारु वदनं स्मरणीयम् । मङ्गलं च हिमबिन्दुपरीतं फुल्लनीरजमतर्ज्जयदेव ॥३०॥ बिभ्रदुत्तमजटां तडिदाभां नैष्ठिकेन्द्रतिलकः स विरेजे । भास्वदंशुपरिभासितमूर्धा फुल्लमाल्य इव शालितमालः ॥३१॥ सत्तपःकृशतरीकृतमूर्त्तिर्नेत्रशान्तिनिवहैर्द्युतिपुञ्जैः । भूरितापसगणानपि सिद्धान् विस्मयं समनयत् स नितान्तम् ॥३२॥

तस्य कान्तिपटलैरतिशान्तैः कृष्णपक्षरजनीष्वपि चासीत् । व्योम भिन्नतिमिरव्रजमिन्दो रश्मिसंचयरुचेव परीतम् ॥३३॥ तत्कलेवरविनिर्गततेजश्छादितं हिमकरस्य शरीरम् । व्योम्नि निर्मलतरेऽपि न दृश्यं ह्रीविशेषमुपयातमिवासीत् ॥३४॥ गर्वमाप स न कर्हिचिदेव नापि खेदमपि न क्व च तन्द्राम् । स्वात्मलाभनिभृतोऽजयदीशो नीरराशिमपि धीरतयैव ॥३५॥ इत्थं तपस्यतस्तस्य श्रीहरेर्धर्मजन्मनः । व्यतीयाय प्रशान्तस्य चातुर्मास्यं महीपते ॥३६॥ अथ तद्दिव्यतपसा सूर्यः प्रीतोऽतिविस्मितः । आययौ तस्य सान्निध्यं द्विभुजो दिव्यविग्रहः ॥३७॥

---

દિવ્ય, મેઘની માફક શ્યામ એવી મૂર્તિને ધારણ કરતા **શ્રીહરિ** મૂર્તિમાન તપ હોય ને શું ? એમ નિરવધિકાતિશય શોભતા હતા. (૨૮)

શરીરની દેખાતી નાડીઓથી વ્યાપ્ત મૂર્તિવાળા તેમજ માત્ર નૈષ્ઠિક વેષને જ ધારણ કરતાં શ્રીહરિ, પહેલાં જેમ શ્રેષ્ઠ વસ્ત્રો અલંકારો વડે શોભતા હતા, તેમ આજે પોતાના શરીરની કાંતિથી જ શોભતા હતા. (૨૯)

પરસેવાના બિંદુરૂપી નૂતન મોતીઓથી સેવાયેલું, સ્મરણીય, સુંદર શ્રીહરિનું મુખારવિંદ ઝાકળના બિંદુઓથી વ્યાપ્ત સુંદર ખીલેલા કમળને પણ (સુંદરતામાં) તિરસ્કાર કરતું હતું. (૩૦)

વીજળીની સમાન કાંતિવાળી ઉત્તમ જટા ધારણ કરતા, નૈષ્ઠિકેન્દ્ર બ્રહ્મચારીઓમાં (તિલક સમાન) અગ્રગણ્ય શ્રીહરિ સૂર્યનાં કિરણોથી શોભાયમાન મસ્તકવાળા, ફૂલેલા પુષ્પોવાળાં તમાલ વૃક્ષો જેમ શોભે, તેમ શોભતા હતા. (૩૧)

અતિશોભાયમાન તપથી અત્યંત કૃશ થયેલી શ્રીહરિની મૂર્તિ, દર્શન કરનાર જનોના નેત્રોને શાંતિ પમાડનાર કાંતિના પુંજથી યુક્ત જોઈને ઘણા **તપસ્વીઓ** તથા **સિદ્ધો** પણ **અત્યંત વિસ્મય** પામતા હતા. (૩૨)

અતિ શાંત શ્રીહરિની કાંતિથી, કૃષ્ણપક્ષની રાત્રિઓમાં પણ જેમ ચંદ્રનાં કિરણોની કાંતિથી વ્યાપ્ત આકાશમાં અંધારું નાશ થાય છે, તેમ આકાશ તેવું સ્વચ્છ-નિર્મળ થયું. (૩૩)

શ્રીહરિના શરીરમાંથી નીકળેલા તેજથી ઢંકાઈ ગયેલું ચંદ્રનું શરીર, અત્યંત નિર્મળ આકાશમાં પણ લજ્જા પામ્યું હોય ને શું ? તેમ દેખાતું ન હતું. (હજારો ચંદ્રના પ્રકાશથી જેટલો લોકોને આનંદ થાય તેટલો આનંદ તો આકાશમાં વ્યાપ્ત થયેલા શ્રીહરિના તેજથી થયો. તેથી આકાશમાં રહેલા ચંદ્રબિંબને, જેમ મોટી મશાલની પાસે નાના દીવાની જ્યોતિ જણાય તેમ, શ્રીહરિના પ્રકાશ આગળ ચંદ્રનો પ્રકાશ લોકોને ફક્ત દીવાની જ્યોત જેવો નહિવત્ લાગતો હતો.) (૩૪)

પોતાના આત્મ લાભથી પરિપૂર્ણ પરમેશ્વર શ્રીહરિને, ક્યારેય પણ ગર્વ (વિસ્મય) થતો નહોતો. (અહો ! મેં મોટું તપ કર્યું એવો વિસ્મય પામતા નહિ ''तपः क्षरति विस्मयात्'' તપ વિસ્મયથી નાશ પામે છે. એવું સ્મૃતિવચન છે.) ખેદ પણ ન પામ્યા, તેમજ ક્યારેય આળસ પણ ન થઈ. ધૈર્યના સર્વોત્તમ ગુણથી શ્રીહરિએ સમુદ્રને પણ જીત્યો. (૩૫)

આ પ્રકારે તપ કરતા પ્રશાંત ધર્મપુત્ર શ્રીહરિને તપ કરતાં, હે મહીપતે ! **ચાતુર્માસ** વ્યતીત થયો. (૩૬)

પછી શ્રીહરિના દિવ્ય તપથી પ્રસન્ન થયેલા, અતિ વિસ્મય પામેલા, દિવ્ય વિગ્રહવાળા **સૂર્ય** દ્વિભુજ સ્વરૂપે બનીને શ્રીહરિની પાસે આવ્યા. (૩૭)

स्वसमीपं तमायातं★ साक्षाद्वीक्ष्य दिवाकरम् । दर्शयन् मानवं नाट्यं तं तुष्टाव नमन् प्रभुः ॥३८॥
विश्वध्वान्तविनाशनं तनुभृतां सौख्यप्रदं भास्करं त्वां वेदोक्तविधानतो द्विजगणैराराध्यमानं सदा । स्वीयोपासनकार्य्यभीष्टफलदं तेजस्विनामीश्वरं तेजोमण्डलवर्त्तिनं सुललितं वन्दे त्रयीविग्रहम् ॥३९॥
दृष्ट्वैवं विनयं हरेर्दिनकरो मानुष्यनाट्यं विदन् प्राहेत्थं वरयात्मवाञ्छितवरं तं नीलकण्ठं मुदा । इत्यूचेऽथ रविं स तापसगणैर्याच्यं स्वयं शिक्षयन् बिभ्रन्नैष्ठिकनाटनं गुणनिधिर्निर्मानचूडामणिः ॥४०॥ प्रीतस्त्वं यदि तर्हि मे कुरु रवे सर्वेन्द्रियेभ्योऽवनं लोभाऽनङ्गरसक्रुधादिसकलान्तःशत्रुतो रक्ष माम् । स्थैर्य्यं मे भवतात्तपस्यपि गुणाः स्युर्ब्रह्मचर्यादयः श्रुत्वैवं हरिवाचमित्थमवदत्तं सस्मितं भास्करः ॥४१॥ त्वत्तत्त्वाऽविदुषामिदं तु वचनं मोहप्रदं श्रीहरे जानेऽहं पुरुषोत्तमं स्वहृदये त्वामेव सर्वेश्वरम् । त्वं यान् मानुषनाट्यतः शुभगुणान् मां याचसे सत्पते नित्यास्ते त्वयि सन्ति वै गुणगणास्त्वन्येऽप्यसंख्यास्तथा ॥४२॥ भद्रास्ते त्वदुपाश्रितेष्वपि गुणाः सन्ति त्वदीयौजसा श्रेयस्कारिगुणार्णवे त्वयि गुणाः स्युस्तत्र चित्रं नु किम् । तस्माद्वाक्यमिदं विरक्तजनतासंशिक्षणायात्थ मां मत्संमानकृत्तथापि भगवंस्ते वै तथाऽस्तु प्रभो ॥४३॥ कल्याणाय शरीरिणां करुणया जातं हि भक्तौ वृषाद्दिव्यानन्तगुणं च जीवनिकरान्तर्यामिणं

પોતાની સમીપમાં આવેલા દિવાકરને જોઈને, મનુષ્ય નાટકને (પોતાનું ઐશ્વર્ય ઢાંકવા રૂપ મનુષ્ય ભાવને) બતાવતાં પ્રભુ શ્રીહરિ સૂર્યને નમસ્કાર કરી તેમની **સ્તુતિ** કરતા હતા. (૩૮)

'વિશ્વના અંધકારને નાશ કરનારા ! દેહીઓને સુખ આપનારા ! વેદોક્ત વિધિથી બ્રાહ્મણના ગણોએ હંમેશાં આરાધન કરાયેલા, પોતાની ઉપાસના કરનારાઓને અભીષ્ટ ફળ આપનારા, તેજસ્વીઓના સ્વામી, તેજના મંડળમાં રહેલા, સુંદર ત્રણ વેદમય શરીરવાળા, સૂર્ય નારાયણ ! તમોને હું **અભિવંદન** કરું છું.' (૩૯)

શ્રીહરિનું મનુષ્ય નાટ્ય જાણતા હોવાથી શ્રીહરિનો આ પ્રકારનો વિનય જોઈને 'હે હરે ! આપનો **ઈચ્છિત વર** માગો !' આ પ્રમાણે હર્ષપૂર્વક સૂર્યે શ્રી નીલકંઠને કહ્યું. પછી નૈષ્ઠિક નાટ્ય ધારણ કરતા ગુણસાગર, નિર્માન ચૂડામણી **શ્રીહરિ,** તાપસ-ગણોએ પોતાના ઈષ્ટદેવ પાસે જે યાચવા યોગ્ય હોય તે પોતે તપસ્વીઓની શિક્ષાને અર્થે, સૂર્ય પાસે માંગતાં આ પ્રમાણે કહેતા હતાઃ (૪૦)

''હે સૂર્ય ! તમો જો પ્રસન્ન થયા હો તો મારું સર્વેન્દ્રિયોથી રક્ષણ કરો. લોભ, કામ, રસ, ક્રોધ એ આદિક સમગ્ર અંતઃશત્રુઓથી મારું રક્ષણ કરો. તપમાં પણ મારું સ્થિરપણું થાઓ. બ્રહ્મચર્યાદિ ગુણો મારામાં સદૈવ રહો.'' આ પ્રકારની શ્રીહરિની વાણી સાંભળીને ભાસ્કરે મંદ હાસ્ય સહિત શ્રીહરિને આ પ્રમાણે કહ્યુંઃ (૪૧)

''હે હરે ! તમારું આ વચન તો તમારા સ્વરૂપને નહીં જાણનારાઓને મોહ પમાડનારું છે. હું તો મારા હૃદયમાં તમોને જ સર્વેશ્વર **પુરુષોત્તમ** જાણું છું. તમો મનુષ્યનાટ્યથી જે શુભ ગુણો માગો છો, હે સત્પતે ! તે ગુણગણો તથા બીજા પણ અસંખ્ય દિવ્યગુણો, તમારામાં નિત્ય છે જ. (૪૨)

હે ભગવન્ ! કલ્યાણકારી, તે ગુણો તમારા પ્રતાપથી તમારા આશ્રિતોને વિષે પણ છે. તો કલ્યાણકારી ગુણસમુદ્ર એવા તમારામાં તે ગુણો હોય તેમાં શું આશ્ચર્ય છે ? તેથી તમોએ જે મારી પાસે માગ્યું તે તો મારું સન્માન કરવા માટે અને વળી વૈરાગ્યવાળા જનોના શિક્ષણ માટે માગ્યું છે. તો પણ હે પ્રભો ! 'તમારું ઈચ્છિત સફળ થાઓ.' (૪૩)

તમો શરીરીઓના કલ્યાણ માટે કરુણાથી ધર્મદેવ થકી ભક્તિ દેવીમાં ઉત્પન્ન થયા છો, અનંત દિવ્ય ગુણોવાળા, જીવ સમુદાયના અંતર્યામી, સત્પતિ, હેય ઉપાધિ રહિત, પરાત્પર, સચ્ચિદાનંદોના સમુદ્ર, નિર્દોષ (સમગ્ર દોષોના

★ ''तमायान्तम्'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

सत्पतिम् । हेयोपाधिविवर्ज्जितं परतरं सच्चित्सुखाम्भोनिधिं वन्दे त्वां निरवद्यमाद्यमनिशं सर्वेश्वराधीश्वरम् ॥४४॥ श्रौतं स्मार्त्तं च धर्मं क्षतमशुभजनैरत्र वर्णाश्रमाणां, त्वं सामान्यं विशेषं परनिजमहसा स्थापयिष्यस्यधीशः । एकान्तं धर्ममाद्यं सुखकरपरमश्रेयसो हेतुमूर्व्यां, तं तन्वन् देहभाजोऽक्षरपरमपदं *स्वं च नेष्यस्यनन्तान् ॥४५॥

प्रधानमायापुरुषव्रजानां हेतू भवत्प्राप्तमहाप्रतापौ । यौ मूलमायापुरुषौ परात्मन्निरन्तरं तौ भजतो भवन्तम् ॥४६॥ परस्ततोऽप्यक्षरपूरुषस्त्वां त्वदर्पितैश्वर्य्य उदारकीर्तिः । त्वां वै भजत्यक्षरसंज्ञमुक्ता भजन्त्यसंख्याश्च सदेश्वरेशम् ॥४७॥ कालादयोऽप्यार्त्तिहरां त्वदाज्ञां कदाचिदेवाक्रमितुं न शक्ताः । तस्मादतुल्योऽस्ति भवांस्त्वनेकब्रह्माण्ड-जन्मस्थितिनाशलीलः ॥४८॥ अनन्तशक्तेश्चिदचिन्नियन्तुस्त्वत्तः प्रकाशं समुपेत्य विश्वम् । प्रकाशयामि प्रणतार्तिहारिन् सर्वोपरि त्वं भवसि स्वतन्त्रः ॥४९॥ सान्द्रं स्वराडतिदुरन्तमनाद्यविद्याध्वान्तं जनान्तरगतं च मयाऽप्यभेद्यम् । उन्मूल्य संसृतिकरं भगवन् विना त्वां, कः शक्नुयात् सुखयितुं परितप्तजीवान् ॥५०॥

---

સ્પર્શે રહિત), સર્વના કારણ, સર્વેશ્વરોના ઈશ્વર, તમોને નિરંતર હું વંદના કરુ છું. હે અધીશ ! તમો આ પૃથ્વીમાં ચાતુર્માસ્યાદિ યજ્ઞ કર્મનું, તથા ગર્ભાધાનાદિ સકળ સંસ્કાર વગેરે સહિત ઉત્કૃષ્ટ ધર્મનું, તમારા મહિમાથી સ્થાપન કરશો. અસુરાંશ રાજાઓ તથા ગુરુઓ વગેરે અધર્મીજનોએ નાશ કરેલો વર્ણાશ્રમનો સામાન્ય તથા વિશેષ ધર્મ તે પણ સ્થાપન કરશો. પરમશ્રેયના કારણ ભૂત, સનાતન, એકાંતિક ધર્મનું પણ તમો સ્થાપન કરશો. તમો એકાંતિક ધર્મને જ વિસ્તારતા હોવાથી એકાંતિક ધર્મવાળા અસંખ્ય જનોને તમારું **અક્ષર** નામનું પરમ ધામ પમાડશો. (૪૪-૪૫)

જે પ્રધાન માયા અને પુરુષોના સમુદાયોના કારણભૂત, તમારાથી પ્રાપ્ત થયો છે મહાપ્રતાપ જેમને એવી મૂળમાયા અને મૂળ પુરુષ છે. હે પરમાત્મન્ ! તે બન્ને નિરંતર તમોને ભજે છે. (૪૬)

સર્વથી પર જે અક્ષર પુરુષ જેમને તમોએ તમારું સકળ **ઐશ્વર્ય** અર્પણ કર્યું છે, તે પણ હે ઉદાર કીર્તે ! તમોને જ ભજે છે. અસંખ્ય અક્ષરમુક્તો પણ હંમેશાં ઈશ્વરોના પણ ઈશ્વર તમોને જ ભજે છે. (૪૭)

હે હરે ! કાલાદિ પણ, દુઃખને નાશ કરનારી, તમારી આજ્ઞા, ઉલ્લંઘન કરવા ક્યારેય પણ સમર્થ થતા નથી. તેથી અનેક બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને નાશ છે લીલા જેમની એવા તમોને કોઈની પણ ઉપમા આપી ન શકાય એવા તમો છો. (આકાશ તે આકાશ જ છે. સમુદ્ર તે સમુદ્ર જેવો જ છે, એવી રીતે મહત્ત્વપણામાં તમારા જેવા તો તમો જ પરાત્પર છો.) (૪૮)

હે પ્રણતજનોની પીડાને હરનારા ! અનંત શક્તિવાળા; ચિત્ અચિત્‌ના નિયંતા, તમારાથી પ્રકાશ પામીને વિશ્વને હું પ્રકાશ કરું છું. તમો સર્વોપરી, સ્વતંત્ર છો. (તેવી રીતે સ્કંદપુરાણમાં વાસુદેવ માહાત્મ્યમાં કહ્યું છે : ''प्रकाशिता येन वयं जगन्ति प्रकाशयामो भवता रमेश, स्वयंप्रकाशं तमुरुप्रकाशं प्रकाशमूर्तिं प्रणता भवन्तम्'' હે રમેશ ! તમોએ પ્રકાશ પમાડેલા અમો, બ્રહ્માંડોને પ્રકાશિત કરીએ છીએ.) સ્વયંપ્રકાશ, પ્રકાશમૂર્તિ તમોને, અમો નમસ્કાર કરીએ છીએ. (૪૯)

હે સ્વરાટ્ ! હે ભગવન્ ! અતિદુરંત-જનોની અંદર રહેલું-મારાથી પણ અભેદ્ય-ઘાટું-સંસૃતિ કરનાર-અનાદિ અવિદ્યારૂપી અંધકારનો મૂળમાંથી નાશ કરીને; અતિ તપેલા જીવોને સુખ આપવા માટે તમારા વિના કોણ સમર્થ થાય? (૫૦)

---

★ ''नयिष्यस्यनन्तान्'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

**सर्वेश्वरेश पुरुषोत्तम ये त्वदीयं पादारविन्दमकरन्दमुदारमाप्ताः । ब्रह्मादिसौख्यमपि नैव तथाऽक्षरस्य वाञ्छन्ति ते न च सुखं क्वचिदेव धन्याः ॥५१॥ पुंसां च ते नमनमात्रकृतां दुरन्तं तापत्रयं शमयितुं क्षम एव भूमन् । त्वं दास्यसि श्रितजनेभ्य उदारसौख्यं संसारसिन्धुपतितोद्धरणप्रतापः ॥५२॥ सर्वावतारधर दिव्य विचित्रशक्ते सद्धर्मगोद्विजमुनीन्द्रसुरार्त्तिहारिन् । त्वद्दर्शनेन सुचिरं त्वहमीप्सितेन प्राप्तोऽम्बुधिर्मुदमिवेन्दुविलोकनेन ॥५३॥**

श्रीशुकानन्द उवाच – **स्तुत्वेति तं च परमं प्रणिपत्य भास्वानन्तर्दधेऽथ हरिरात्मतपःसमाप्तिम् । चक्रे स गन्तुमभवद् द्रुतमेव सज्जस्तावन्महर्षय उपाययुरीश्वरं तम् ॥५४॥ तेऽथ प्रणम्य तमशेषतपस्विवन्द्यं सद्गन्धपुष्पवरहारमुखोपचारैः । तस्यार्च्चनं विदधिरेऽथ तमेव धार्मिं वाक्यं मुदेत्थमवदन् स्त्रवदश्रुनेत्राः ॥५५॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृततपश्चर्यादिनिरूपणनामैकचत्वारिंशोऽध्यायः ॥४१॥

---

હે સર્વેશ્વરેશ ! હે પુરુષોત્તમ ! જે જનો તમારા ઉત્તમ ચરણારવિંદના મકરન્દને પામેલા છે, તે બ્રહ્માદિકનું સુખ પણ ક્યારેય પણ ઈચ્છતા નથી, તેવી રીતે અક્ષરના સુખને પણ નથી જ ઈચ્છતા. તેથી તે જનો ધન્ય (કૃતાર્થ) થયા છે. (૫૧)

હે ભૂમન્ ! સંસારરૂપી સમુદ્રમાં પડેલાઓનો ઉદ્ધાર કરનારો પ્રતાપ જેમનો છે એવા તમો, તમોને ફક્ત નમસ્કાર કરનારા પુરુષોના પણ દુરંત ત્રિવિધ તાપ શમન કરવા માટે તમો સમર્થ છો. તમો તમારા આશ્રિતજનોને અતિમોટું સુખ આપશો. (૫૨)

હે સર્વાવતારધારી ! હે દિવ્ય-વિચિત્ર શક્તિવાળા ! સદ્ધર્મ, ગાયો, બ્રાહ્મણો, મુનીંદ્રો તથા દેવતાઓની પીડા નાશ કરનારા હે હરે ! ઘણાં કાળથી ઈચ્છિત તમારા દર્શનથી તો જેમ સમુદ્ર ચંદ્રના દર્શનથી હિલોળે ચઢે તેમ હું આનંદ પામ્યો છું.'' (૫૩)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** પરમ (સર્વોપરી) શ્રીહરિની આ પ્રમાણે સૂર્યે **સ્તુતિ** કરી અને **પ્રણામ** કરી અંતર્હિત થયા. પછી શ્રીહરિએ પોતાના તપની સમાપ્તિ કરી. પછી શ્રીહરિ તત્કાળ જવા માટે તૈયાર થયા, એટલામાં શ્રીહરિની સમીપે **મહર્ષિઓ** આવ્યા. (૫૪) પછી તે મહર્ષિઓએ, સમગ્ર તપસ્વીઓએ વંદનીય શ્રીહરિને પ્રણામ કરીને ઉત્તમ સુગંધી ચંદન તથા પુષ્પના શ્રેષ્ઠ હાર વગેરે ઉપચારોથી શ્રીહરિનું પૂજન કર્યું. પછી જેમની આંખોમાંથી આંસુ સ્રવે છે તેવા થકા તેઓ ધર્મના પુત્ર શ્રીહરિ પ્રત્યે હર્ષપૂર્વક આવી રીતે કહેવા લાગ્યાઃ (૫૫)

✪ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત તપશ્ચર્યાદિ નિરૂપણ' નામે એકતાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૧)



---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '✪' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૪૮, ૫૨, ૫૭, ૬૨, ૬૩ વગેરે)

## ॥ अथ द्विचत्वारिंशोऽध्यायः ॥

**( द्विचत्वारिंशके प्रोक्ता पुलहाश्रमसंस्थितैः । मुनिभिर्महिमोक्त्यादिरम्या धार्मेः कृता स्तुतिः ॥)**

महर्षय ऊचु : - **दत्त्वाऽस्मभ्यं करुणया स्वेक्षणं पावनं प्रभो । त्वयाऽस्मद्योगतपसां फलं दत्तं दयालुना ॥१॥ त्वदीयागमनेनैव प्राप्ताः शान्तिं यथा वयम् । प्राक् तथाऽऽत्मनिरीक्षाद्यैर्नोपयाता ध्रुवं क्वचित् ॥२॥ अत्रैव त्वन्निवासेन प्राणिनो हि चराचराः । अपूर्वं परमानन्दं प्राप्ताः सन्ति दयानिधे ॥३॥ तरवः फलमाल्यानामपूर्वां वृद्धिमार्तिहन् । दधतेऽत्रैव सहजं वैरं हिन्वन्ति जन्तवः ॥४॥ मृगादयोऽपि पशवस्त्वामवेक्ष्योज्झितक्रियाः । समाधिं त्वत्प्रतापेन तूर्णं यान्तीव योगिनः ॥५॥ त्वां विलोक्य महानन्दा नरीनृत्यन्ति बर्हिणः । शैलूषा इव कुर्वन्तः कूजनं मधुरस्वरम् ॥६॥ शाखिशाखास्तथाऽऽरूढा धृतमौना विहङ्गमाः । त्वामीक्षन्ते महर्षीणां कुमारा इव निश्चलाः ॥७॥ अनन्यप्रतिमं दिव्यं तपस्तीव्रं तव प्रभो । शिक्षणायास्मदादीनां वर्तते परमात्मनः ॥८॥ त्वया प्रदर्श्य नोऽनन्यं दिव्यभावं निजं शुभम् । बिभ्रता नैष्ठिकं नाट्यं वयं नीताः कृतार्थताम् ॥९॥**

---

### અધ્યાય : ૪૨

## પુલહાશ્રમવાસી મહર્ષિઓએ શ્રીહરિની મહિમાયુક્ત કરેલી સ્તુતિ.

**મહર્ષિઓ કહે છે :-** હે પ્રભો ! દયાળુ તમોએ કરુણાથી અમોને તમારા પાવનકારી દર્શન આપીને અમારા યોગ તથા તપનું **ફળ** આપ્યું. (૧)

તમારા આવવાથી અમો જેવી શાંતિ પામ્યા છીએ તેવી, પહેલાં આત્મદર્શન આદિકથી ક્યારેય પણ શાંતિ પામ્યા ન હતા. (તમારું આગમન જ અમારા તપના ફળરૂપી શાંતિમાં કારણ છે. જે શાંતિનું કારણ (પરમાત્મા) હોય તે જ તે તપનું ફળ પણ હોય, જેમ ધ્રુવ પ્રહ્‌લાદાદિને **ભગવદ્ દર્શન** થયા એ જ તપના ફળરૂપે શાંતિનું કારણ હતું; તેમ.) (૨)

હે દયાસાગર ! આ સ્થાનમાં તમારા નિવાસથી સ્થાવર-જંગમ પ્રાણીઓ પરમાનંદને પામ્યા છે. (૩)

હે આર્તિહન્ ! તમારા નિવાસથી તરુઓ, ફળ-પુષ્પો વિશેષ આપે છે. પ્રાણીઓ સ્વભાવિક વૈરનો પરિત્યાગ કરે છે. (૪)

મૃગાદિ પશુઓ પણ તમોને જોઈને ખાવું પીવું વગેરે ક્રિયાનો જેમણે ત્યાગ કર્યો છે. એવા થકા તમારા પ્રતાપથી યોગીઓની જેમ તત્કાળ સમાધિ પામે છે. (૫)

તમોને જોઈને મહા આનંદવાળા મયૂરો મધુર સ્વરે કૂજન (ટહુકા) કરતા થકા નૃત્યકારોની જેમ નૃત્ય કરે છે. (૬)

તથા વૃક્ષની ડાળીઓ ઉપર બેઠેલા અને મૌનવ્રતવાળા વિહંગમો (પક્ષીઓ) જાણે મહર્ષિઓના કુમારો જ હોયને શું ? એમ નિશ્ચલ બની તમારા દર્શન કરે છે. (૭)

હે પ્રભો ! પરમાત્મા એવા તમારું અનુપમ અને દિવ્ય એવું **તીવ્ર તપ** અમારા શિક્ષણ માટે જ છે. (૮)

નૈષ્ઠિક નાટ્યને ધારણ કરનારા તમોએ, અમોને તમારો શુભ અને અનન્ય દિવ્યભાવ બતાવીને અમોને કૃતાર્થ કર્યા છે. (૯)

**त्वं भवस्यवताराणां हेतुरेवाक्षरात्परः । प्रादुर्भूतोऽत्र दयया जीवात्यन्तिकमुक्तये ॥१०॥ दिव्यशीलगुणादीनां महापाथोनिधौ हरे । त्वयि स्यात् सर्वदाऽस्माकं प्रीतिरेव महीयसी ॥११॥**

श्रीशुकानन्द उवाच - **तमित्युक्त्वाऽतितुष्टास्ते तद्वेशं नैष्ठिकं शुभम् । वर्णयन्तोऽतिललितं स्तोत्रेणैवाऽमुनाऽस्तुवन् ॥१२॥ प्रियगिरितटिनीवनाधिवासो निजपरमोक्षरतो विरक्तिवार्द्धिः । हरिरिह वृषभूर्भवापहारी जयसि हि नैष्ठिकराज नीलकण्ठ ! ॥१३॥ शुचिरुचिरचमूरुचर्मचञ्चद्रुचिकरचीरधरो विरोचमानः । सजलजलदजालनीलगात्रो जयसि हि नैष्ठिकराज नीलकण्ठ ! ॥१४॥ स्फुटपुरटजटाच्छटाकिरीटः कटितटमुञ्जसुमेखलाकलापः । करकलितपलाशदण्डशाली जयसि हि० ॥१५॥ वरतरजपमालिकां दधानः श्रुतनिकरोद्धृतसारपुस्तिकांसः । करकमलकमण्डलुर्दयालुर्जयसि हि० ॥१६॥ मृदुतनुरपि कर्कशाकृतीनां निजतपसाऽपि तपस्तपोरतानाम् । बहुतरमधरीकरोऽतितीव्रं जयसि हि० ॥१७॥ क्व च फलदलकन्दमूलमश्नन् क्वचन जलं च निपीय वर्त्तमानः । निजपरतरदिव्यरूपदर्शी जयसि हि० ॥१८॥ पदमुरुविपदां वनेऽस्ति वासस्तदपि सदा ननु तत्र सौख्यवर्ती । परमतरनिजात्मलाभपूर्णो जयसि हि० ॥१९॥**

---

હે હરે ! અક્ષરથી પર, અવતારોના કારણ, તમો આ લોકમાં જીવોની આત્યંતિક મુક્તિને માટે દયા કરીને પ્રાદુર્ભાવ પામ્યા છો. (૧૦) હે હરે ! દિવ્ય એવા સદ્‌વૃત્તાંત અને સત્ય-શૌચાદિક ગુણોના મહા સમુદ્રરૂપ તમારે વિષે હંમેશાં અમોને અતિશય પ્રીતિ થાઓ. (૧૧) અતિ સંતોષ પામેલા મહર્ષિઓ શ્રીહરિને આ પ્રમાણે કહીને સુંદર, શુભ નૈષ્ઠિક વેશને વર્ણન કરતાં આ પ્રકારના સ્તોત્રથી જ શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા. (૧૨)

પર્વતો-નદીઓ-વનોમાં વસવું પ્રિય જેમને છે એવા, પોતાના જનોના ઉત્તમ મોક્ષમાં પ્રીતિવાળા, વૈરાગ્યના સમુદ્ર, સંસારનું અપહરણ કરનારા, ધર્મજન્મા, નૈષ્ઠિકરાજ, એવા નીલકંઠ શ્રીહરિ ! તમો આ લોકમાં **જય** પામો છો. (૧૩)

પવિત્ર મનોહર એવું મૃગચર્મ તથા ચલાયમાન રુચિકર જીર્ણ વસ્ત્રને ધારણ કરનારા, અને એવા છતાં પણ વિશેષ શોભાયમાન, સજળ મેઘના સમુદાયની માફક શ્યામ શરીરવાળા, નૈષ્ઠિકરાજ, નીલકંઠ તમો **જય** પામો છો. (૧૪)

સ્પષ્ટ શુદ્ધ સુવર્ણની માફક પીળા કેશના સમુદાય રૂપી મુગટવાળા, કટિતટે મુંજના શોભાયમાન કંદોરારૂપી અલંકારવાળા, હસ્તમાં ગ્રહણ કરેલા પલાશના દંડથી શોભતા એવા નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૧૫)

અતિશય શ્રેષ્ઠ જપમાળાને ધારણ કરનારા, આઠ સત્શાસ્ત્રોમાંથી ઉદ્‌ધૃત કરેલા સારનું નાનું પુસ્તક (ગોટકો) ખભા ઉપર જેમને છે એવા, હસ્તકમળમાં કમંડળ જેમણે ધાર્યું છે એવા, દયાળુ, નૈષ્ઠિકરાજ, નીલકંઠ તમો **જય** પામો છો. (૧૬)

તમો કોમળ શરીરવાળા છતાં પણ તમારા તપના પ્રભાવથી અમારું; કઠિન શરીરવાળા તેમજ તપમાં પ્રીતિવાળા એવા તપસ્વીઓનું અત્યંત અતિતીવ્ર તપ પણ જે તમારા તપથી કનિષ્ઠ બન્યું છે, એવા નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૧૭)

ક્યારેક ફળ-પત્ર-કંદ-મૂળને જમતા, ક્યારેક જળ પીને રહેતા, પોતાનું જે પરાત્પર અને દિવ્ય સ્વરૂપ તેને નિરંતર દેખતા એવા, શ્રી નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૧૮)

વનનો નિવાસ ઘણી આપત્તિઓના નિવાસ સ્થાનરૂપ હોવા છતાં પણ એવા વનવાસમાં હંમેશાં નિશ્ચય સુખપૂર્વક વર્તનારા, સર્વોત્તમ પોતાના આત્મસ્વરૂપના લાભથી પૂર્ણ, નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૧૯)

मृगमहिषवराहदन्तिसिंहैर्वनपशुभिश्च वनेऽपि सङ्कुलेऽन्यैः । अभयविचरणोऽपरोऽनुघस्त्रं जयसि हि० ॥२०॥
प्रकृतिविरहितैरनादिसिद्धैरनवधिकातिशयैः शुभैरतर्क्यैः । श्रितवरचरणो गुणैरगण्यैर्जयसि हि० ॥२१॥
ललिततिलकलक्ष्मशालिभालः कलिकलुषक्लमजाललोपलीलः । सकलभयनिवारणावलोको जयसि हि० ॥२२॥
वनभुवमधिपावयन् पदाभ्यां मृदुतलमङ्गललक्ष्मलक्षिताभ्याम् धृतिजलधिरधिव्रजन् स्वतन्त्रो जयसि हि० ॥२३॥
वरविहगरवैरिवोपहूतः पथि तरुभिः कुसुमैरिवावकीर्णः । तरुजनिकृदघौघहारिवीक्षो जयसि हि० ॥२४॥ स विशति
सति काननं हि यस्मिन् दवदहनोप्यशमद्विनैव वृष्टिम् । जहुरपि पशवो निसर्गवैरं जयसि हि० ॥२५॥ वनहरिणगणा
निरीक्ष्य तूर्णं यमधिगता इव योगिनः समाधिम् । नयनविपुलताफलं स ईयुर्जयसि हि० ॥२६॥

मधुकरनिकरास्त्वनुव्रजन्तो यमतिवरं स हि गूढदिव्यभावम् । जगुरिव मुनयो यशो यदीयं जयसि हि० ॥२७॥
दुरितभरहरं निरीक्ष्य यं त्वां कलरवणाः सकलाः कलापिनः सः । ननृतुरतितरां मुदं प्रपन्ना जयसि हि० ॥२८॥
वरपरिमलमान्द्यशैत्ययुक्तो यमनुगवन्मुहुरेव सेवमानः । वनगतपवनोऽपि वाति स त्वं जयसि हि० ॥२९॥

---

મૃગો, મહિષો, વરાહો, ગજો તથા સિંહો તથા ગવયો વગેરે બીજાં વન પશુઓથી પરિપૂર્ણ એવા વનમાં હંમેશાં નિર્ભય ફરનારા, જેનાથી કોઈ પર નથી, એવા નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૨૦)

માયાથી રહિત-અનાદિ સિદ્ધ-અનવધિકાતિશય-શુભ-તર્કના વિષયમાં ન આવે એવા અગણિત ગુણોથી આશ્રિત છે શ્રેષ્ઠ ચરણો જેમના, એવા નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૨૧)

પોતાનો વૈષ્ણવીભાવ જણાવનારા ચાંલ્લા સહિત સુંદર ઊર્ધ્વપુંડ્ર તિલકના ચિહ્નથી શોભાયમાન લલાટવાળા, કલહ-પાપ-ખેદ તેમના સમૂહને નાશ કરનારી લીલા જેમની છે એવા, સમગ્ર ભયને નિવારણ કરનારું દર્શન છે જેમનું એવા, નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૨૨)

કોમળ તળાંમાં મંગળકારી સ્વસ્તિકાદિ ચિહ્નોથી ચિહ્નિત જે બન્ને ચરણારવિંદ તેથી વનભૂમિને અત્યંત અધિક પાવન કરતા ધૈર્યસિંધુ, તીર્થોમાં જતા, સ્વતંત્ર, નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૨૩)

માર્ગમાં વૃક્ષોએ શ્રેષ્ઠ પક્ષીઓના શબ્દો વડે બોલાવેલા હોયને શું ? સ્વાભાવિક વાયુના વેગથી પડતાં પુષ્પો વડે જાણે વધાવતા હોયને શું ? એમ આપનું સ્વાગત-પૂજન કરનાર તે તે વૃક્ષોના, તરુના જન્મને પમાડનાર પાપના સમુદાયને નાશ કરનાર દર્શન જેમનું છે એવા, નૈષ્ઠિકરાજ નીલકંઠ તમો **જય** પામો છો. (૨૪)

જ્યારથી તમોએ વનમાં પ્રવેશ કર્યો છે ત્યારથી વનનો વહ્નિ પણ વૃષ્ટિ વિના જ શાંતિ પામ્યો; પશુઓ સ્વાભાવિક વૈરવાળા-ઉંદર બિલાડાદિ, પોતાના સ્વાભાવિક વૈરનો પણ ત્યાગ કરી દે છે, એવા તમો નૈષ્ઠિકરાજ નીલકંઠ **જય** પામો છો. (૨૫)

વનમાં હરિણોના સમુદાયો તમોને જોઈને તત્કાળ યોગીઓની જેમ સમાધિ અવસ્થા પામીને પોતાનાં નેત્રોની વિશાળતાનું ફળ પામ્યા, એવા તમો નૈષ્ઠિકરાજ નીલકંઠ **જય** પામો છો. (૨૬)

ગુપ્ત દિવ્યભાવવાળા, અતિશ્રેષ્ઠ-સર્વોત્તમ એવા, તમારી પછવાડે ચાલતા મધુકરના સમુદાયો જે તમારા યશનું મુનિઓની જેમ ગાન કરે છે, એવા તમો નૈષ્ઠિકરાજ નીલકંઠ **જય** પામો છો. (૨૭)

પાપનો ભાર નાશ કરનારા જે તમોને જોઈને મધુરવાણી જેમની છે એવા સમગ્ર મયૂરો આનંદ પામ્યા અને અત્યંત આનંદથી નૃત્ય કરવા લાગ્યા. એવા તમો નૈષ્ઠિકરાજ નીલકંઠ **જય** પામો છો. (૨૮)

મંદ તથા શીતળ સુગંધવાળો વનનો પવન પણ જે તમારી, સેવકની માફક, વારંવાર સેવા કરતો વાય છે. એવા તમો નૈષ્ઠિકરાજ નીલકંઠ **જય** પામો છો. (૨૯)

ययुरधिकसुखं यथा तवैष क्षणमपि वीक्षणमेत्य योगभाजः । क्वचिदपि न तथाऽऽत्मदर्शनाद्यैर्जयसि हि० ॥३०॥ स्तुत्वेति तं ते हरिकृष्णमीशं प्रणेमुरानन्दभराश्रुनेत्राः । ततोऽभयं श्रीहरिरेव तेभ्यो दत्त्वोद्यतोऽभूद् गमनाय राजन् ॥३१॥ दत्त्वा स्वेक्षणमेव भूरितपसां तेभ्यः फलं श्रीहरिस्तत्रावासकृतश्च तान् स्वमहसा कृत्वा कृतार्थान् स्वयम् । नत्वा तानभिवन्द्यमानचरणस्तैर्मुक्तनाथं च तं श्रीधार्मिः प्रति दक्षिणां दिशमसौ प्रातः प्रतस्थे ततः ॥३२॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे पुलहाश्रमे महर्षिकृतश्रीहरिस्तुतिनिरूपणनामा द्विचत्वारिंशोऽध्यायः ॥४२॥

## ॥ अथ त्रिचत्वारिंशोऽध्यायः ॥

( पर्वतीयो नृपो यत्राऽवसद् बुट्टोलपत्तने । त्रिचत्वारिंशके तत्र हरिर्गत्वोद्दधार तम् ॥ )

श्रीशुकानन्द उवाच - **अथारण्यानि बहुशो नदीरत्यक्रमच्च सः । सरांस्यथोपत्यकायां हिमाद्रेर्व्यचरत् प्रभुः ॥१॥ स प्राप गहनं भीमं वनं श्रीपुरुषोत्तमः । वराहसिंहशार्दूलैर्मत्तनागैश्च सङ्कुलम् ॥२॥ आकीर्णं महिषैरुग्रैर्वन्यैश्च पशुभिः परैः। नानाविधैर्महावृक्षैर्दुष्प्रवेशश्च देहिभिः ॥३॥**

---

યોગીજનો તમારા ક્ષણવારના દર્શનથી પણ જેવું અધિક સુખ પામે છે, તેવું આત્મદર્શનાદિ વડે પણ ક્યારેય સુખ નથી પામ્યા, એવા એ તમો નૈષ્ઠિકરાજ નીલકંઠ **જય** પામો છો. (૩૦)

હે રાજન્ ! મુનિઓ આ પ્રમાણે સ્તુતિ કરીને આનંદના અતિરેકથી જેમનાં નેત્રોમાં આંસુ છે એવા થકા પરમેશ્વર શ્રીહરિકૃષ્ણને **પ્રણામ** કરવા લાગ્યા. પછી પોતે શ્રીહરિકૃષ્ણ ભગવાન પણ તે મુનિઓને **અભયદાન** આપીને ત્યાંથી જવા માટે ઉદ્યમવાળા થયા. (૩૧) સ્વયં શ્રીહરિ તેમને તેમનાં તપનાં ફળરૂપે પોતાના દર્શન આપીને, પુલહાશ્રમમાં રહેલા ઋષિઓને પોતાના પ્રતાપથી કૃતાર્થ કરી, મુક્તનાથને તથા ઋષિઓને નમસ્કાર કરીને, મુક્તનાથે તથા મુનિઓએ જેમનાં ચરણકમળની વંદના કરી છે, એવા શ્રી ધર્મપુત્રે, સવારમાં પુલહાશ્રમથી નીકળી દક્ષિણ દિશા સન્મુખ પ્રયાણ કર્યું. (૩૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'પુલહાશ્રમમાં મહર્ષિકૃત શ્રીહરિ સ્તુતિ નિરૂપણ' નામે બેતાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૨)

## અધ્યાય : ૪૩

### શ્રીહરિ બુટ્ટોલપતન પધાર્યા. ત્યાંના રાજા મહાદત્તે બહેન માયાદેવીની ઈચ્છા મુજબ તેમની કન્યાનું પાણિગ્રહણ કરવા કરેલી વિનંતી. શ્રીહરિએ સ્ત્રી તથા રાજ્યાદિની નરક તુલ્ય અસારતાનો આપેલો ઉપદેશ. રાજાએ કરેલું શ્રીહરિનું પૂજન અને શ્રીહરિની ત્યાંથી વિદાય.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી શ્રીહરિએ ઘણાં અરણ્યો, ઘણી નદીઓ તથા ઘણાં સરોવરો ઉલ્લંઘન કર્યાં. એવી રીતે પ્રભુ **શ્રીહરિ** હિમાદ્રિની તળેટીમાં ફરતા હતા. (૧)

પુરુષોત્તમ શ્રીહરિ વરાહ, સિંહ, વાઘ તથા મદોન્મત્ત હાથીઓથી યુક્ત ભયંકર **ગહન** વનમાં આવ્યા. (૨)

કઠોર મહિષો તથા બીજાં વન્ય પશુઓથી વ્યાપ્ત, વિવિધ પ્રકારનાં મહાવૃક્ષોથી ગહન અને તેથી જ દેહધારીઓથી પ્રવેશ ન કરી શકાય તેવું તે **વન** હતું. (૩)

क्वचिद्दलं क्वचिन्माल्यं क्वापि कन्दफलं तथा। बुभुजे स क्वचिन्नीरं पीत्वाऽवर्तत केवलम् ॥४॥ उपोवास हरिश्चैकं द्वे क्वचित्त्रीण्यहानि च । रक्षन्नयाचितां वृत्तिं निन्ये कालं निराकुलः ॥५॥ नासाग्रस्थिरदृष्टिः सन्नात्मरूपस्थितिर्व्रजन् । प्रपेदे पत्तनं रम्यं हरिर्बुट्टोलसञ्ज्ञितम् ॥६॥ महादत्ताभिधस्तत्र *पर्वतीयः सुधीर्नृपः । नानासौधे निजारामे सादरं तमवासयत् ॥७॥ अन्येऽपि रक्षितास्तेन बहवः साधवोऽभवन् । बाह्यवैष्णवकर्माणो रहो दुष्कर्मकारिणः ॥८॥

तस्य सर्वोत्तमां प्रज्ञां मनोज्ञांश्च महागुणान् । दृष्ट्वाऽतिविस्मितो राजा सिषेवे प्रणयेन तम् ॥९॥ तेन निश्छद्मभावेन सेव्यमानो दिने दिने । विवर्द्धमानया प्रीत्या कञ्चित् कालं स चावसत् ॥१०॥ रमणीयत्वपाथोधौ शालिशीलगुणालये । तस्मिन् पुरौकसामासीत् प्रीतिर्वै सर्वतोऽधिका ॥११॥ त्यक्तान्यकर्मणां तेषां तं विलोकयतां मुदा । कश्चिदप्यक्षि तत्सक्तं नैवाक्रष्टुं क्षमोऽभवत् ॥१२॥ नव्यवत् सर्वदा तेषां पश्यतां तं मुहुर्मुहुः । महानप्यभवत् कालः क्षणतुल्यो महीपते ॥१३॥ स्वसा मायाभिधा राज्ञो बहुप्रेम्णा तमन्वहम् । निर्वाणकारिणं ज्ञात्वा स्वभ्रात्राद्यैरसेवयत् ॥१४॥

---

તે વનમાં શ્રીહરિ ક્યારેક ડોડીની ભાજી વગેરે (પાન) જમતા હતા. ક્યારેક વર્ષા ડોડીનાં ફૂલ, ક્યારેક શક્કરિયાં વગેરે કંદ તથા ક્યારેક સીતાફળાદિ ફળ જમતા હતા. ક્યારેક કેવળ પાણી પીને રહેતા હતા. (૪)

ક્યારેક શ્રીહરિ એક દિવસ ઉપવાસ કરતા હતા. ક્યારેક બે દિવસ, ક્યારેક ત્રણ દિવસ ઉપવાસ કરતા હતા. ક્યારેક અયાચક વૃત્તિ ગ્રહણ કરતા, છતાં દુઃખ જેમને ક્યારેય લાગતું નથી તેવી રીતે કાળ નિર્ગમન કરતા હતા. (૫)

સર્વદા આત્મદર્શી, નાસાગ્ર દૃષ્ટિવાળા શ્રીહરિ, ચાલતા ચાલતા રસ્તામાં રમણીય **બુટ્ટોલ પત્તન** નામના શહેરમાં આવ્યા. (૬)

ત્યાં મહાદત્ત નામના પર્વત-પ્રાંતના બુદ્ધિશાળી રાજાએ પોતાના બગીચામાં જ્યાં વિવિધ પ્રકારનાં ઘર છે ત્યાં આદરપૂર્વક શ્રીહરિને ઉતારો કરાવ્યો. (૭)

મહાદત્ત રાજાએ ત્યાં બીજા પણ, બાહ્યાચારથી વૈષ્ણવો; પરંતુ એકાંતમાં દુષ્ટ કર્મ કરનારા સાધુઓને રાખ્યા હતા. (૮)

મહાદત્ત રાજા, શ્રીહરિની સર્વોત્તમ પ્રજ્ઞા તથા મનોહર મહાગુણો જોઈને, અતિ વિસ્મય પામીને નમ્રતાપૂર્વક શ્રીહરિનું સેવન કરતો હતો. (૯)

તે રાજાએ નિષ્કપટ ભાવથી, દિવસે દિવસે વધતી પ્રીતિથી, સેવા કર્યા થકા શ્રીહરિ પણ ત્યાં થોડો સમય રહ્યા. (૧૦)

સૌંદર્યના સાગર, શોભાયમાન એવા સ્વભાવ અને સદ્‌ગુણોના સ્થાનભૂત, શ્રીહરિમાં નગર વાસીઓની પ્રીતિ સર્વથી અધિક થઈ. (૧૧) શ્રીહરિના હર્ષપૂર્વક દર્શન કરનારા, જેમણે પોતાનાં બીજાં તમામ કાર્યો ત્યાગ કરી દીધાં છે એવા થકા શ્રીહરિના દર્શનમાં સંલગ્ન થયેલા જનો મધ્યે કોઈપણ મનુષ્ય, તેનાં નેત્રો શ્રીહરિની મૂર્તિથી બીજે ખેંચવા સમર્થ જ થતો ન હતો. (૧૨) હે મહીપતે ! શ્રીહરિના વારંવાર દર્શન કરનારા જનોને જાણે તે દર્શન નવીન જ હોય એમ ઘણો સમય દર્શન કરવા છતાં, તે સમય ક્ષણ સમાન જ લાગતો હતો. (૧૩)

મહાદત્ત રાજાની બેન માયાદેવી, શ્રીહરિને મોક્ષકારી જાણીને, હંમેશાં બહુ પ્રેમપૂર્વક પોતાના ભાઈ વગેરે પાસે શ્રીહરિની સેવા કરાવતી હતી. (૧૪)

---

★ ''पार्वतीयः'' इति ( क-ड ग्रन्थयोः ) पाठान्तरम् ।

तत्प्रतापेन चासाधौ साधुबुद्धिस्तयोर्नृप । अनश्यत्तावमन्येतां सत्यं साधुं तमुत्तमम् ॥१५॥ साधुलक्षणसम्पन्नं तं ज्ञात्वा साधवः परे । पलायन्त स्वदौरात्म्यप्रकाशत्वभयात्★१ ततः ॥१६॥ उद्वाहस्याप्ययोग्यत्वं विप्रबाहुजयोः कलौ । अजानन्त्या हरौ तस्मिन् बिभ्रत्याऽत्यनुरागताम्★२ ॥१७॥

तेनोद्वाहं स्वकन्यायाश्चिकीर्षन्त्येरितो नृपः । तथाविधः स्वयं स्वस्रा तमित्याह वचः सुधीः ॥१८॥ मुनीन्द्र दुर्लभं गात्रं लोकलोचनलोभनम् । अतिकार्श्यं कथं नीतं सुतीव्रतपसा त्वया ॥१९॥ किशोरेऽपि वयस्यस्मिंस्त्वयारब्धं महत्तपः । नोचितं तज्जरन्तोऽपि ह्रियन्ते विषयैर्यतः ॥२०॥ विषयप्राप्तये लोकाः प्रयतन्ते निरन्तरम् । त्वया त्वनादरस्तेषां कथमित्थं विधीयते ॥२१॥ मुने त्वयैव तारुण्ये दुर्ज्जयेन्द्रियवैरिणाम् । बलोद्रेके कथं स्थातुं शक्ष्यते विषयैर्विना ॥२२॥ नैष्ठिकब्रह्मचर्यं तु दुश्चरं विद्यते कलौ । यावज्जीवं नु तद् ब्रह्मन् कथं त्वं पालयिष्यसि ॥२३॥

---

હે રાજન્ ! તે ભાઈ બેન બન્ને, તેમને શ્રીહરિના પ્રતાપથી અસાધુમાં સાધુ બુદ્ધિ નાશ પામી ગઈ તેથી, શ્રીહરિને જ ઉત્તમ અને સાચા સાધુ માનવા લાગ્યા. (શ્રીહરિની વાર્તા સાંભળવાથી પ્રાપ્ત થયેલ સત્ અને અસત્ સાધુના વિવેક જ્ઞાનવાળા બન્ને જણ પોતે રાખેલા શ્રીહરિ વિના બીજા સાધુઓના દુષ્ટ લક્ષણોથી તેમને અસાધુ જાણીને, શ્રીહરિને જ સાચા સાધુ જાણીને તે બન્ને શ્રીહરિની સેવામાં આસક્ત થયાં. ) (૧૫)

બીજા સાધુઓ, કૃપાળુપણું વગેરે સાધુનાં લક્ષણો શ્રીહરિમાં જોઈને પોતાનું દુરાત્માપણું હવે બહાર પડશે તેવા ભયથી, તે સ્થાનમાંથી નાસી ગયા. (૧૬)

કળિયુગમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયનો પરસ્પર વિવાહ અયોગ્ય છે એ વિધાનને નહીં જાણતી, શ્રીહરિમાં અત્યંત અનુરાગને ધારણ કરતી; શ્રીહરિની સાથે પોતાની કન્યાનો વિવાહ કરવા માટે ઈચ્છતી બહેન-માયાદેવીની પ્રેરણાથી, બુદ્ધિમાન રાજાએ પણ પોતાની બેનની ઈચ્છા પ્રમાણે પ્રીતિપૂર્વક તેનો સંકલ્પ પૂરો કરવા શ્રીહરિને આ પ્રમાણે વચન કહ્યું. (૧૭-૧૮)

હે મુનીંદ્ર ! દુર્લભ, લોકોનાં નેત્રોને મોહ કરનારું આ શરીર, તમોએ અતિતીક્ષ્ણ તપ કરીને અતિ કૃશ કેમ કર્યું? (૧૯)

કિશોર અવસ્થામાં પણ તમોએ મહાન તપ આરંભ્યુ તે યોગ્ય નથી. (આ ઉંમરે તો નાના પ્રકારના વિષયો ભોગવવા જોઈએ. મનુષ્ય જન્મમાં આવી ઉંમર ફરીથી પ્રાપ્ત થતી નથી. આવી તપશ્ચર્યા તૃતીય ઉંમરમાં (વૃદ્ધપણામાં) કરવી.) કારણ કે વિષયોથી તો વૃદ્ધો પણ ખેંચાઈ જાય છે. (લોભાય છે.) (૨૦)

વિષય પ્રાપ્તિને માટે લોકો નિરંતર પ્રયત્ન કરે છે ત્યારે તમો તે વિષયોનો આ રીતે (તપશ્ચર્યાથી) અનાદર કેમ કરો છો ? (૨૧)

હે મુને ! તરુણાવસ્થામાં દુર્જય ઈન્દ્રિયોરૂપી વેરીઓનું બળ વૃદ્ધિ પામે છે. ત્યારે તમો એ તરુણાવસ્થામાં વિષયો વિના કેવી રીતે રહેવા સમર્થ થશો ? (૨૨)

પાપરૂપ આ ચોથા (કલિ)યુગમાં નૈષ્ઠિક બ્રહ્મચર્ય તો દુષ્કર અર્થાત્ દુઃખે કરીને પણ પાલન કરવું અશક્ય જણાય છે. હે બ્રહ્મન્ ! તે નૈષ્ઠિક બ્રહ્મચર્ય જીવન પર્યંત તમો કેવી રીતે પાળશો ? (૨૩)

---

★१. ''स्वदौरात्म्यप्रकाशनभयात्०'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।
★२. ''बिभ्रत्याऽत्यनुरागिताम्'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

तस्मान्मत्स्वसृकन्यायास्त्वं पाणिग्रहणं कुरु। राज्ये मयार्पिते भोगान् भुङ्क्ष्व देवैरपीप्सितान् ॥२४॥ स इत्थं तद्वचः श्रुत्वा स्वदिव्यानन्दनिर्वृतः । आत्मारामपतिर्धीरस्तमित्यूचे शुचिस्मितः ॥२५॥ विषयासक्तचित्तस्य तव देहाभिमानिनः । वाक्यं मन्यामहे नो वै स्वात्मसौख्यरता वयम् ॥२६॥

विषवल्लीसमानाया मलपूर्णाकृतेः स्त्रियाः । सङ्कल्पोऽतिविरक्तत्वात् स्वप्नेऽप्यस्ति न मे क्वचित् ॥२७॥ त्वङ्मांसरुधिरस्नायुमेदोमज्जादिनिर्मिते । स्त्रीरूपे सक्तचित्ता ये कृमिभिः सन्ति ते समाः ॥२८॥ ब्रह्मस्थितिमतः पुंसो भगवद्योजितात्मनः । पराभावयितुं शक्ता नैव कामादयोऽरयः ॥२९॥ सदा स्वानन्दपूर्णं मां न ते क्षोभयितुं क्षमाः । ब्रह्मचर्य्यव्रतं तस्मान्निर्विघ्नं मे भविष्यति ॥३०॥ राज्यं तु निरयौपम्यं सर्वदोषनिकेतनम् । नानाक्लेशमयं तस्मात्तत्स्पृहा मे न विद्यते ॥३१॥ सन्ति संसारबीजानि विषयाः क्लेशकारिणः । स्वीयसम्बन्धिमित्रेषु विद्यन्ते वैरहेतवः ॥३२॥ विश्वास्य तु जनान् येऽत्र वञ्चयन्त्यतिदुस्त्यजाः । रम्या बहिर्यथा धूर्त्तास्तथैवाप्रियकारिणः ॥३३॥

---

તેથી હે વર્ણિન્ ! તમો મારી બેનની કન્યાનો પાણિ(હસ્ત) ગ્રહણ કરો અને મેં અર્પણ કરેલા આ રાજ્યમાં રહીને, દેવતાઓને પણ ઈચ્છિત ભોગોને ભોગવો. (હમણાં જો મારું વચન તમો નહીં સ્વીકારો તો આગળ પ્રાપ્ત થયેલા વિષયો જ્યારે તમને પરાભવ પમાડશે ત્યારે પશ્ચાત્તાપ થશે. પ્રાપ્ત થયેલી વસ્તુનો અનાદર અભાગી-ભાગ્યહીન લોકો કરે છે.) (૨૪)

પોતાના દિવ્યાનંદથી સુખવાળા આત્મારામ (મુનિઓ) ના પતિ, ધીર, પવિત્ર મંદ હાસ્યવાળા, **શ્રીહરિ**, રાજાનું આવું વચન સાંભળીને રાજાના પ્રત્યે વચન બોલ્યાઃ (૨૫)

'હે રાજન્ ! અમો અમારા આત્મસુખમાં પ્રીતિવાળા છીએ. તમો વિષયાસક્ત ચિત્તવાળા હોવાથી દેહાભિમાની છો, તેથી તમારું વચન અમો નહીં માનીએ. (૨૬)

હે રાજન્ ! ઝેરની વેલ સમાન, મળથી પૂર્ણ શરીરવાળી સ્ત્રીનો સંકલ્પ, મને અતિ વૈરાગ્ય હોવાથી, સ્વપ્નમાં પણ ક્યારેય થતો નથી. (૨૭) ત્વચા, માંસ, રુધિર, સ્નાયુ, મેદ, મજ્જાદિથી નિર્માણ કરેલા સ્ત્રી શરીરમાં જે આસક્ત છે તે મનુષ્યો કીડાઓ સમાન છે. (૨૮) બ્રહ્મમાં સ્થિતિવાળા, ભગવાનમાં જોડ્યું છે મન જેણે, એવા પુરુષના મનને કામાદિશત્રુઓ પરાભવ કરવા માટે સમર્થ નથી જ થતા. (૨૯)

હંમેશાં સ્વાનંદપૂર્ણ મને, તે વિષયો, ક્ષોભ પમાડવા માટે સમર્થ નથી થતા. તેથી મારું બ્રહ્મચર્યવ્રત નિર્વિઘ્ન પૂર્ણ થશે. (૩૦)

(તમોએ કહ્યું કે મેં અર્પણ કરેલા રાજ્યમાં દેવતાઓએ પણ ઈચ્છેલા ભોગોને ભોગવો ત્યાં કહીએ છીએ.) હે રાજન્ ! એક જ સમયે ! સમગ્ર નરક દુઃખોના ઉપભોગ સમાન, સર્વદોષોનું (અધર્મ સર્ગમાં રહેલા લોભ, કામ, રસાસ્વાદ વગેરેનું) સ્થાનરૂપ, અનેકવિધ ક્લેશોથી સંપૂર્ણ ભરેલું રાજ્યનું સુખ છે. તેથી રાજ્યના સુખની અમોને ઈચ્છા નથી. (૩૧)

કેવળ નાના પ્રકારના ક્લેશને કરનારા વિષયો સંસારમાં વારંવાર ઉત્પત્તિના બીજરૂપ છે, અને પોતાના સંબંધી તથા મિત્રોમાં વેરના કારણભૂત છે. (૩૨)

જેનો સહેજે ત્યાગ ન થઈ શકે તેવા વિષયો, તે જનોને પોતામાં સમ્યક્ વિશ્વાસ ઉત્પન્ન કરીને છેતરે છે, કોની માફક ? તો ઉપરથી રમણીય અને અંદરથી અનર્થ કરનારા ઠગારાઓ જેમ જનોને ઠગે છે; તેવી જ રીતે અનર્થ કરે છે. (૩૩)

स्फुरत्सर्पशिरोमणीन्★ गृह्णतश्चाहिदंशतः । यथा स्यान्महती पीडा पुंसः कामभुजस्तथा ॥३४॥

क्षौद्रं यथा खड्गधारालग्नं संलिहतो व्यथा । तथा तान् सेवमानस्य महद् दुःखं भवेन्नृप ॥३५॥ तडिल्लोलं धनं राज्यं तारुण्यं च वयः किल । पूर्वं रम्याश्च विषयाः पश्चात्तापविधायिनः ॥३६॥ चिन्तेर्ष्यामदमात्सर्य-क्रोधहिंसादिहेतवः । शत्रवो विषयास्तस्मात्तेषु मे न स्पृहा क्वचित् ॥३७॥

आकर्ण्येत्थं स तद्वाक्यं संसारामयभेषजम् । परं विस्मयमापन्नो निर्निमेषं तमैक्षत ॥३८॥ सोऽथ तं चन्द्रिकाश्वेतं दिव्यतेजश्चयावृतम् । दिव्यरूपं मनःकान्तं संदृश्योदारसौष्ठवम् ॥३९॥ विस्फुरद्दिव्यवसनं नानादिव्यविभूषणम् । श्रीवत्सवक्षसं भास्वत्कौस्तुभं वनमालिनम् ॥४०॥ अक्षराख्यैर्महामुक्तैरनेकैर्दिव्यविग्रहैः । पूजितं चन्दनै रम्यैर्माल्यहारादिभिस्तथा ॥४१॥ दिव्यैकावयवोदारश्रिया सर्वातिरिक्तया । अनेकलोकलावण्यं तिरस्कुर्वन्तमच्युतम् ॥४२॥ तद्भगिन्यादयो दूराद्ददृशुस्तं तथाविधम् । तेषां मुहूर्त्तमित्यासीत्तन्निरीक्षणनिर्वृतिः ॥४३॥ तदिच्छयाऽथ भूपाद्या वर्णिवेशं व्यलोकयन् । तं ततो हरिमस्तौषीत् प्राञ्जलिर्मनुजेश्वरः ॥४४॥

---

વળી સર્પના મસ્તક ઉપર રહેલો સ્ફુરાયમાન મણી લેનાર પુરુષને સર્પે કરેલાં ડંશથી જેમ મોટી પીડા થાય, તેવી રીતે વિષયોને ભોગવનારને પણ પીડા થાય છે. (૩૪)

તરવારની ધાર ઉપર ચોટેંલું મધ ચાટનારને જેમ દુઃખ થાય, તેમ હે રાજન્ ! તેવી રીતે વિષયો ભોગવનારને મોટું દુઃખ થાય છે. (૩૫)

હે રાજન્ ! ધન, રાજ્ય, તરુણવય, એ વીજળીના ઝબકારાની માફક અતિ ચંચળ છે. વિષયો પહેલાં રમણીય લાગે છે. પછી સંતાપ કરનારા છે. ('आपातरम्या विषयाः पर्यन्तपरितापिनः ।' તેવી અભિયુક્તોક્તિ છે.) (૩૬)

ચિંતા, ઈર્ષ્યા, મદ, મત્સર, ક્રોધ, હિંસા, માન વગેરેને ઊપજવામાં કારણભૂત વિષયો શત્રુઓ છે. તેથી વિષયોમાં ક્યારેય પણ મને ઈચ્છા થતી નથી.' (૩૭)

તે રાજા, આ પ્રકારે સંસારના રોગનું ઔષધરૂપ શ્રીહરિનું વચન સાંભળીને, પરમ વિસ્મય પામ્યો અને નિર્નિમેષ દૃષ્ટિથી શ્રીહરિને જોવા લાગ્યો. (૩૮) પછી નરેન્દ્ર ચંદ્રની કાંતિ સમાન શ્વેત-દિવ્ય તેજના સમુદાયથી વીંટાયેલા, દિવ્ય સ્વરૂપવાળા, મનને અતિ પ્રિય, દર્શનીય મહાસૌંદર્યવાળા; (૩૯) સ્ફુરાયમાન દિવ્ય વસ્ત્રોવાળા, વિવિધ પ્રકારના દિવ્ય વિભૂષણોથી વિભૂષિત, વક્ષઃ સ્થળમાં શ્રીવત્સના ચિહ્ન વાળા, કંઠમાં કૌસ્તુભમણી તથા વનના મોગરાના પુષ્પની માળા જેમણે ધારી છે એવા; (૪૦) દિવ્ય શરીરવાળા, અક્ષરનામના અનેક મહામુક્તોએ અતિસુંદર ચંદન તથા પુષ્પના હારવડે પૂજેલા; (૪૧) સર્વથી અધિક દિવ્ય એવા એક એક અવયવની મહાન શોભા વડે અનેક લોકોની લાવણ્યતાની શોભાનો તિરસ્કાર કરતા; અચ્યુત શ્રીહરિને રાજાની બેન આદિક સંબંધી જનો પણ દૂરથી પૂર્વોક્ત પ્રકારે જોવા લાગ્યા. તે બધા મુહૂર્ત પર્યન્ત શ્રીહરિના નિરીક્ષણથી અતિઅધિક સુખિયા થયા. (૪૨-૪૩) પછી શ્રીહરિના સંકલ્પથી જ રાજા વગેરેએ શ્રીહરિને ફરી પૂર્વવત્ વર્ણીવેશવાળા જોયા. પછી **નરેન્દ્ર** હાથ જોડીને શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા : (૪૪)

---

★ ''स्फुरत्सर्पशिरोभूषां'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

राजोवाच - **दृष्टं मया त्वत्कृपया त्वदीयं परात्परं रूपमनन्यतुल्यम् । यत्प्राप्तये योगतपःप्रयासं सदैव कुर्वन्त्यपि ये मुनीन्द्राः ॥४५॥ सङ्कल्पमात्रेण हरे त्वमेव ब्रह्माण्डकोटिप्रभवादिकर्ता । जातः समुद्धर्तुमिहैव मायागुणप्रवाहाच्च जनानसंख्यान् ॥४६॥**

**राज्यान्धकूपे पतितो दुरन्ते कामान् समश्नन् मधुबिन्दुतुल्यान् । तस्मात्त्वया मे त्ववगृह्य हस्तं समुद्धृतोऽहं करुणापयोधे ॥४७॥ त्वदीयतीर्थास्पदपादपद्मस्पर्शेन सौधं ननु पावितं मे । त्वयाऽद्य भूमन् पुरुषोत्तमेन कृतं कृतार्थं मम जन्म नूनम् ॥४८॥ शरीरमानोरगदंशनष्टविवेकदृष्टिर्विषयाटवीस्थः । कामादिशार्दूलभृशार्द्यमानो मायापरं त्वां कथमत्र विद्याम् ॥४९॥ दिव्यं त्वदीयं कमलासनाद्यै रूपं दुरापं त्वपि दीनबन्धो । प्रदर्शितं मे कृपया त्वयैव ययुर्यदर्थं विपिनं नरेन्द्राः ॥५०॥ भवत्पदस्पर्शविहीयमानं सौधं समेतं विभवैरपीश । श्मशानतुल्यं तव पादतीर्थं प्राप्तं च यत् तद्भवतीह धन्यम् ॥५१॥ अजानता त्वन्महिमानमुक्तं मया त्वयुक्तं यदपि त्वया तत् । विषह्य दासं तव मामव त्वं वन्दे मुहुस्त्वामखिलार्त्तिहारम् ॥५२॥**

श्रीशुकानन्द उवाच -**अथ स्वसा तस्य नितान्तभक्त्या युक्ता विदित्वा परमेश्वरं तम् । स्थित्वा विदूरे महनीयकीर्त्ति सप्रेमबाष्पा पुलकाञ्चिताऽस्तौत् ॥५३॥**

---

"હે હરે ! તમારી નિષ્કારણ અપાર કૃપાથી તમારું પરાત્પર અનુપમ સ્વરૂપ મેં જોયું. કે જેની પ્રાપ્તિ માટે મુનીંદ્રો પણ હંમેશાં અષ્ટાંગ યોગ તથા તપ વગેરેમાં યત્નશીલ રહે છે. (૪૫)

હે હરે ! સંકલ્પ માત્રથી કરોડો બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારા તમો જ છો. તે તમો માયાથી ઉત્પન્ન થયેલ સંસારના પ્રવાહથી અસંખ્ય ગુણાત્મક (ત્રણ ગુણવાળા) જનોનો સમ્યક્ પ્રકારે ઉદ્ધાર કરવા માટે જ આ લોકમાં પ્રગટ થયા છો. (૪૬)

હે હરે ! દુઃખાત્મક અગાધ જળથી ભરેલા રાજ્યરૂપ આંધળા કૂવામાં પડેલો (લીલા ઘાસને ચરનાર પશુની માફક) મધના બિંદુની માફક વિષયોને ભોગવતો હું, હે કરુણાસાગર ! મારો હાથ ગ્રહણ કરીને તમોએ રાજ્યરૂપી અંધારા કૂવામાંથી મને બહાર કાઢ્યો છે. (૪૭)

તીર્થને તીર્થત્વ આપનાર તમારાં ચરણકમળના સ્પર્શથી તમોએ મારો મહેલ નિશ્ચય પવિત્ર કર્યો છે. હે ભૂમન્! પુરુષોત્તમ તમોએ મારો જન્મ આજે કૃતાર્થ કર્યો છે. (૪૮)

દેહાભિમાનરૂપી સર્પના દંશથી નાશ પામેલી વિવેકદષ્ટિવાળો, વિષયોરૂપી વનમાં રહેનારા કામાદિ અંતઃશત્રુરૂપી સિંહોથી અત્યંત પીડા પામેલો હું, આ લોકમાં માયાથી પર તમોને કેવી રીતે જાણી શકું ? (૪૯) હે દીનબંધો ! તમારું દિવ્યરૂપ બ્રહ્માદિક દેવેન્દ્રોને પણ પ્રાપ્ત ન થઈ શકે તેવું છે, તથાપિ તમોએ કૃપાથી જ મને બતાવ્યું છે. જેની પ્રાપ્તિ માટે રાજાઓ વનમાં ગયા હતા. (૫૦)

હે ઈશ ! તમારા ચરણસ્પર્શથી રહિત જે રાજમહેલ, નાના પ્રકારની સંપત્તિઓએ યુક્ત હોય તો પણ સ્મશાન તુલ્ય છે. તે મહેલ તમારા ચરણતીર્થને પામે તોજ આ લોકમાં ધન્ય બને છે. (૫૧)

હે હરે ! તમારા મહિમાથી અજ્ઞાત મેં તમોને જે કાંઈ અયોગ્ય કહ્યું હોય, તે મારો અપરાધ તમો ક્ષમા કરીને, તમારો દાસ જે હું તે મારું રક્ષણ કરો. સમગ્ર પીડાને નાશ કરનારા તમોને હું વારંવાર વંદન કરું છું." (૫૨)

પછી અત્યંત સ્નેહયુક્ત તે રાજાની બેન, શ્રીહરિને પરમેશ્વર જાણીને દૂર ઊભા રહીને (મહા વિભૂતિ નામના પરબ્રહ્મ શ્રીહરિ માટે અયોગ્ય સંકલ્પના આચરણથી ત્રાસ પામેલી હોવાથી દૂર જ રહીને) સ્નેહના અશ્રુથી ભરપૂર નેત્ર તથા રોમાંચિત બનેલા ગાત્રોયુક્ત થકા **માયાદેવી** સ્તુતિ કરવા લાગ્યાં : (૫૩)

मायोवाच - **राधारमाद्याभिरुदारभक्त्या निषेव्ययोस्त्वच्चरणाब्जयोर्मे । सदाऽस्तु दास्यं प्रणतैकबन्धो माऽस्त्वैहिके राज्यसुखे रतिर्मे ॥५४॥ या त्वां समाराध्य हरेऽन्यसौख्यं तुच्छं समिच्छेन्ननु साऽतिमन्दा । जाने विना त्वां मनुजांश्च योषित्क्रीडामृगानप्यमरान् विहेयान् ॥५५॥ कामातुरास्तेऽशुचिवस्तुपूर्णकलेवराः कालमहाहिभीताः । योषित्प्रियं किं विवशाः प्रकुर्युस्तस्मान्ममाऽस्तु त्वयि भक्तिरीशे ॥५६॥**

श्रीशुकानन्द उवाच - **स्तुत्वेति तं सा विरराम धार्मिं ततो नरेन्द्रं हरिरित्यवोचत् । दृष्टं भवद्भिर्मम दिव्यरूपं सदा विचिन्त्यं दृढभावपूर्वम् ॥५७॥ स्थित्वा स्वधर्मे प्रणयेन नित्यं यूयं भजध्वं प्रतिवासरं माम् । मामेव संयास्यथ चान्तकाले परात्परं स्वाक्षरधामसंस्थम् ॥५८॥ श्रुत्वेति तद्वाक्यमतिप्रसन्नः स्वस्त्रेरितो भूमिपतिस्तमीशम् । सच्चन्दनैः कौसुमदाममुख्यैर्मुदाऽऽर्च्चयच्चारुतरोपचारैः ॥५९॥**

---

'હે પ્રણતૈકબંધો ! રાધા, રમા વગેરે તમારી એકાંતિક ઉપાસનાવાળી શક્તિઓ હે પરમેશ્વર ! તમારાં ચરણકમળને અત્યંત પ્રેમથી સેવે છે તે ચરણકમળોમાં મને સર્વદા પ્રીતિ અને દાસપણું રહો. આ લોકમાં પ્રાપ્ત થયેલા રાજ્યસુખમાં મને પ્રીતિ ન થાય. (૫૪)

હે હરે તમોને આરાધીને જે સ્ત્રી પ્રાકૃત વિષયોનું અલ્પ સુખ ઈચ્છે છે, તે સ્ત્રી નિશ્ચય અતિ મંદબુદ્ધિવાળી છે. તમારા વિના અન્ય મનુષ્યો તથા દેવો તો સ્ત્રીઓને ક્રીડા કરવાના મૃગલાંઓ છે, તેથી તેઓને હું વિશેષપણે પરિત્યાગ કરવા યોગ્ય જાણું છું. (૫૫)

મલાત્મક અશુદ્ધ પદાર્થોથી ભરેલા દેહવાળા, કામથી અત્યંત વ્યાકુળ, કાળરૂપી મહાન સર્પથી સદા બીતા, તેથી જ પરાધીન મનુષ્યો તથા દેવતાઓ સ્ત્રીઓનું હિત શું કરે ? ન જ કરે. (અહીં **योषित्प्रियम्** - અર્થાત્ સ્ત્રીઓનું હિત એટલે ''ગર્ભધારણ, પ્રસવવેદના વગેરે દુઃખોથી ભરપૂર સ્ત્રી જન્મ હવે પછી ન થાય અને બ્રહ્મરૂપ બની ભગવત્ સેવામાં રહેવાય'' એવા હેતુથી કહે છે :) તેથી હે ઈશ્વર ! તમારે વિષે મને ભક્તિ થાય.' (૫૬)

રાજાની ભગિની, ધર્મપુત્ર શ્રીહરિની આ પ્રમાણે સ્તુતિ કરીને વિરામ પામી, પછી **શ્રીહરિ** રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા. તમોએ મારું જે દિવ્યરૂપ જોયું તે સ્વરૂપનું હંમેશાં દૃઢતાપૂર્વક વિશેષપણે ચિંતવન કરવું. (૫૭)

તમો હંમેશાં તમારા ધર્મમાં રહીને સ્નેહથી દરરોજ મને ભજો. અંતકાળે મારા પરાત્પર અક્ષરધામમાં રહેલા મને જ તમો પામશો. (૫૮)

આ પ્રમાણે શ્રીહરિનું વચન સાંભળીને, અત્યંત પ્રસન્ન થયેલા, પોતાની બહેને પ્રેરણા કરેલા ભૂમિપતિ, પરમેશ્વર શ્રીહરિને, પુષ્પના હાર, બાજુબંધ, કંકણ, કલંગીઓ તથા તોરા વગેરે અતિ સુંદર ઉપચારોથી તેમજ શ્રેષ્ઠ ચંદનથી, હર્ષપૂર્વક પૂજતા હતા.★ (૫૯)

---

★ પોતાની બહેને પ્રેરેલા એવું રાજાનું વિશેષણ હોવાથી રાજા દ્વારાએ માયાદેવીએ શ્રીહરિનું **પૂજન** કર્યું હોય એમ જણાય છે. તે શ્રીહરિમાં ભક્તિવાળા હતાં છતાં તેમણે શ્રીહરિને સ્પર્શ કરી, પૂજા કેમ ન કરી ? જો એમ શંકા થાય તો તેના નિવારણમાં કહીએ છીએ કે નૈષ્ઠિક વર્ણીઓને સ્ત્રી સ્પર્શાચરણ શાસ્ત્રમાં નિષિદ્ધ છે તેથી રાજા દ્વારા પૂજન કરાવ્યું. પરંતુ આજ ગ્રંથમાં આગળ સ્ત્રીઓએ પૂજન કર્યું છે તેમ કહ્યું છે તેની સાથે તે સમાધાનનો વિરોધ આવે. પણ એવી શંકા કરવી જ નહિ. કારણ કે શ્રીહરિને રામાનંદ સ્વામીએ ધર્મધુરા સોંપી ત્યારે તે સમયે રામાનંદ સ્વામીએ શ્રીહરિને સ્ત્રીઓની પૂજા અંગીકાર કરવાનો બલપૂર્વક આગ્રહ કર્યો છે. આ પ્રસંગ તે પહેલાનો હોવાથી સ્ત્રીએ કરેલી પૂજા અંગીકાર ન કરવી તે **યોગ્ય** જ છે.

**हरिरिति कृपया विधाप्य तेषां निजपररूपविबोधनं च कृत्वा । निजशरणगतान् बहून्मुमुक्षून् पुरनिलयान्निरगाच्च दक्षिणाशाम् ॥६०॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे बुट्टोलपत्तनीयश्रीहरिचरित्रवर्णननामा त्रिचत्वारिंशोऽध्यायः ॥४३॥

## ॥ अथ चतुश्चत्वारिंशोऽध्यायः ॥

**( चतुश्चत्वारिंशके तु हरेर्गोपालयोगिनः । संगमोऽस्माद् योगशिक्षा प्रोक्ता मोक्षोऽस्य संसृतेः ॥ )**

श्रीशुकानन्द उवाच -**अथाव्रजन् वने तत्र वासरैः कतिभिर्हरिः । नितान्तनिबिडच्छायं स व्यचष्ट महावटम् ॥१॥ अथ तत्र स्थितो योगी शान्तो गोपालसञ्ज्ञितः । दृष्ट्वा दूरात्तमायान्तं ववन्देऽभ्येत्य सादरम् ॥२॥ महातेजस्विनं मूर्त्तं ब्रह्मचर्यमिवाद्भुतम् । ज्ञात्वा तं परमप्रीत्या मानयित्वा न्यवासयत् ॥३॥**

**योगाभ्यासकृता तेन सार्द्धं श्रीपुरुषोत्तमः । स मासान् कतिचित्तत्र न्यवसत्तस्य संमुदे ॥४॥ सर्वज्ञोऽथ हरिः साक्षात् कुर्वन् मानुष्यनाटनम् । तस्मादशिक्षताष्टाङ्गं योगमेवाल्पकालतः ॥५॥ तूर्णं श्रवणमात्रेण योगशास्त्रं तु सोऽग्रहीत् । स तेन विस्मितस्तं वै भगवानित्यमन्यत ॥६॥**

---

આ પ્રકારે શ્રીહરિએ કૃપાથી તેઓને પોતાના સર્વોત્કૃષ્ટ દિવ્ય સ્વરૂપનું જ્ઞાન કરાવીને, તે પુરના ઘણા મુમુક્ષુઓને પોતાના આશ્રિત કરી **દક્ષિણ દિશા** તરફ પ્રયાણ કર્યું. (૬૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'બુટ્ટોલપત્તનીય શ્રીહરિચરિત્ર વર્ણન' નામે તેંતાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૩)

## અધ્યાય : ૪૪

## શ્રીહરિને ગોપાળયોગીનો મેળાપ, શ્રીહરિ તેમને દિવ્યગતિ આપીને આદિવરાહ તીર્થમાં જઈને બંગાળ દેશમાં પધારે છે.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી શ્રીહરિએ વનમાં ચાલતા ચાલતા કેટલાક દિવસે એક અત્યંત ઘાટી છાયાવાળો મોટો વડ જોયો. (૧)

અષ્ટાંગ યોગથી જેને ઉપશમ અવસ્થા પ્રાપ્ત થઈ છે એવા **ગોપાળ** નામના **યોગી** તે વડ નીચે રહેતા હતા. તેમણે શ્રીહરિને દૂરથી આવતા જોઈને, તેમની સન્મુખ જઈને, આદરપૂર્વક તેમને વંદના કરી. (૨)

મહા તેજસ્વી, જાણે મૂર્તિમાન બ્રહ્મચર્ય હોય ને શું ? એમ આશ્ચર્ય પમાડનારા શ્રીહરિને જાણી, પરમ પ્રેમવડે તેમનું સન્માન કરીને, તેમને પોતાની સમીપમાં રાખ્યા. (૩)

અષ્ટાંગ યોગનો અભ્યાસ કરનારા ગોપાળયોગીની સાથે પુરુષોત્તમ **શ્રીહરિ** કેટલાક માસ તેમને પ્રસન્ન કરવા રહ્યા. (૪)

પછી મનુષ્ય નાટ્યધારી, પ્રત્યક્ષ સર્વજ્ઞ શ્રીહરિ ગોપાળયોગી પાસેથી થોડા જ સમયમાં અષ્ટાંગ યોગ શીખ્યાં. (૫)

શ્રીહરિએ યોગશાસ્ત્રનું એકવાર શ્રવણ માત્રથી જ તેને તત્કાળ સિદ્ધ કરી લીધું. તેથી વિસ્મય પામેલા ગોપાળયોગી શ્રીહરિને 'આ **સાક્ષાત્** ભગવાન જ છે' એમ માનતા હતા. (૬)

गुणान् सर्वोत्तमांस्तस्य शीलं चारुतरं तथा । प्रश्नोत्तरपटीयस्त्वं दृष्ट्वाऽवैत्तस्य गौरवम् ॥७॥ स्वस्याऽप्यतिविरक्तस्य जातां तस्मिन् गरीयसीम् । प्रीतिं दृष्ट्वा स तं मेने गुरुमेवातिसूक्ष्मधीः ॥८॥ स्वाप्तये तस्य स ज्ञात्वा महायोगपरिश्रमम् । सर्वज्ञो रूपमात्मीयं तस्मै दिव्यमदर्शयत् ॥९॥ ततः स प्रसरद्रम्यं चन्द्रज्योत्स्नासितैः शुभैः । तेजोभिर्नयनाह्लादैस्तं परीतमवैक्षत ॥१०॥ विलसद्वदनस्मेरं करुणापूर्णवीक्षणम् । तेजोमयैरवयवै राजितं नयनोत्सवैः ॥११॥ कोटिकाममहाश्चर्य्यप्रदयाऽतिश्रियाऽन्वितम् । दिव्यालंकरणं श्रीमत्तडिद्भास्वरवाससम् ॥१२॥

वृत्तकुङ्कुमचन्द्रश्रीलसन्मध्यं च कैसरम् । ऊर्ध्वं सुतिलकं रम्ये ललाटे दधतं शुभे ॥१३॥ अनन्तकोटिभिर्मुक्तैरक्षरैरर्चितं मुदा । दिव्योपचारनिकरैस्तेषां परसुखप्रदम् ॥१४॥ एवंविधं स योगीन्द्रस्तं दृष्ट्वा पुरुषोत्तमम् । अस्तौद् रोमाञ्चितः प्रेमबाष्पगद्गदया गिरा ॥१५॥

---

સમગ્ર જનોથી અતિ ઉત્તમ સત્ય-શૌચાદિ, કૃપાળુતા વગેરે ગુણો તથા અતિ સુંદર શીલ-સદ્‌વર્તન તેમજ પ્રશ્ન પૂછવામાં અને ઉત્તર આપવામાં ચતુરાઈ જોઈને તેમનું અતિ ગૌરવ=મહિમા જાણતા હતા. (અથવા તેમને વિષે ગૌરવ=ગુરુભાવ થયો. જેમકે यथाहं ज्ञानदो गुरुः એમ શ્રીમદ્‌ભાગવતમાં પોતાના મિત્ર દ્વિજ પ્રત્યે શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે. ''वृतो गुर्न्नः स्वगतिं बुभुत्सताम्'' એ પ્રમાણે મત્સ્ય ભગવાનને ઉદ્દેશીને સત્યવ્રત રાજાએ કહ્યું છે. તેમ પરમાર્થનું જ્ઞાન આપનારમાં ગુરુભાવથી, 'આ સાક્ષાત્ પરમેશ્વર છે તેથી આજ **ગુરુ કરવા યોગ્ય** છે' એમ જાણતા હતા.) (૭)

પોતે અતિ વૈરાગ્યવાળા હોવા છતાં પણ પોતાને શ્રીહરિમાં ઉત્પન્ન થયેલી પ્રીતિથી (બીજા ગુરુઓ તો ફક્ત નામધારી છે સાચા ગુરુ તો આ જ છે) એમ અતિ સૂક્ષ્મ બુદ્ધિવાળા ગોપાળયોગીએ શ્રીહરિને **ગુરુ** માન્યા. (૮)

ગોપાળયોગીએ, પોતાના કલ્યાણની પ્રાપ્તિ માટે કરેલા મહાયોગ સાધનારૂપ પરિશ્રમને સર્વજ્ઞ શ્રીહરિએ પરમેશ્વર એવા પોતાની જ પ્રાપ્તિ માટે જાણીને તેમને પોતાનું દિવ્યસ્વરૂપ બતાવ્યું. (૯)

ગોપાળયોગીએ ચંદ્રની રમણીય પ્રસરતી કાંતિ જેવા શીતળ અને નેત્રોને આનંદ આપનારા શુભ તેજથી વ્યાપ્ત શ્રીહરિને જોયા. (૧૦)

સુંદર શોભાયમાન મુખમાં મંદહાસ્ય જેમને છે એવા, કરુણાથી પૂર્ણ નેત્રોવાળા, નેત્રને આનંદ આપનારા, તેજોમય (પ્રસરતા તેજઃપ્રચુર) અવયવોથી દર્શનીય, વિરાજમાન; (૧૧)

કરોડો કામદેવને મહાઆશ્ચર્ય પમાડનારી શોભાથી યુક્ત, દિવ્યાલંકારવાળા, શોભાયુક્ત-વીજળીના જેવા તેજસ્વી વસ્ત્રોવાળા; (૧૨)

ગોળ કુંકુમનો ચાંદલો તેની શોભાથી દેદીપ્યમાન છે મધ્ય ભાગ જેનો એવું, કેસરેયુક્ત ચંદનથી કરેલું ઊર્ધ્વપુંડ્રાકૃતિ તિલક રમણીય લલાટમાં ધારણ કરતા; (૧૩)

અનંત કોટિ અક્ષર મુક્તોએ દિવ્ય ઉપચારોથી અતિ આનંદપૂર્વક પૂજેલા તેમજ તે મુક્તોને ઉત્તમ સુખ આપતા એવા,

પુરુષોત્તમ શ્રીહરિને જોઈને, ગોપાળ યોગીન્દ્ર પુલકિતાંગ થઈ પ્રેમાશ્રુઓ સાથે ગદ્‌ગદ વાણીથી **સ્તુતિ** કરવા લાગ્યા. (૧૪-૧૫)

('मथ्यमानक्षीरनिधिप्रोत्पन्नसुरभिसमैः । श्लोकैस्तं सप्तभिश्चास्तौद् गोपालो योगिराड् हरिम्' ક્ષીરસમુદ્રથી ઉત્પન્ન થયેલ સુરભિ સમાન **સાત શ્લોકથી ગોપાળયોગી** સ્તુતિ કરે છેઃ)

गोपालयोगीन्द्र उवाच - **जय जय बहुकालमेव वै मत्कृतशुभयोगतपःफलं त्वदीयम् । तव बहुदययेक्षणं मयाऽऽप्तं विषयरतैरिह योगिभिर्दुरापम् ॥१६॥ जगति भवदुपासनां विना ये समभिलषन्त्युपलब्धुमात्मवीक्षाम् । गगनमिव लिलिक्षवो रसं वै क्वचिदपि ते नहि सिद्धिमाप्नुवन्ति ॥१७॥ मम नयनपथं त्वयि प्रपन्ने समधिगताऽद्य मया यथात्मदृष्टिः । कृतबहुविधदुष्करप्रयत्नैरपि न पुरा ननु सा तथोपलब्धा ॥१८॥ निजहृदि दधतां प्रभो त्वदर्चानखविधुमण्डलशालिपादपद्मम् । शमयसि मदनादिवह्नितापं किमुत भवानवलोकितोऽत्र साक्षात् ॥१९॥ प्रकृतिपरतरेऽक्षरे स्वकीये, निवसति धाम्नि सदाऽनवद्यरूपे । धृतवति जनमुक्तये नृनाट्यं त्वयि रमतां पुरुषोत्तमे मनो मे ॥२०॥**

**सकलभुवनपालमौलिमालामणिकिरणच्छुरिताङ्घ्रिपद्मपीठः । त्वमसि हि निखिलावतारहेतुर्जगदुदय-स्थितिनाशनप्रलीलः ॥२१॥ शुभगुणरमणीयतैकधाम्ने प्रणतजनार्त्तिहृतेऽक्षरात् परस्मै । मुहुरवनकृते नमो मुनीनां वृषकुलपङ्कजभास्कराय तुभ्यम् ॥२२॥**

હે ભગવન્ ! તમો જયકારી પ્રવર્તો, જયકારી પ્રવર્તો (તમારા અનંત અવતારોએ નહિ બતાવેલો ઉત્કર્ષ અવતારી તમો આવિષ્કાર કરો.) નિશ્ચય ઘણાકાળ પર્યંત મેં કરેલાં શુભ યોગ તથા તપના ફળરૂપે તમારું દર્શન તમારી અતિ દયાથી હું પામ્યો. આ લોકમાં વિષયમાં પ્રીતિવાળા યોગીઓને દુર્લભ આપના દિવ્ય દર્શન હું પામ્યો છું. માટે હું કૃતાર્થ છું. (૧૬)

પૃથ્વીમાં જે જનો તમારી ઉપાસના વિના પોતાના આત્માનું દર્શન પામવાને ઈચ્છે છે, તે જનો આકાશને ચાટવાની ઈચ્છાવાળા જેમ તેમાંથી રસ મેળવી શકતા નથી, તેમ ક્યારેય પણ આત્મદર્શનરૂપ સિદ્ધિ પામતા જ નથી. (૧૭)

હે હરે ! હમણાં તમોએ મને પ્રત્યક્ષ દર્શન આપ્યા તેવી તમારી કૃપાથી, મેં જેવી આત્મદૃષ્ટિ પ્રાપ્ત કરી છે તેવી આત્મદૃષ્ટિ ઘણા પ્રકારના દુષ્કર પ્રયત્નો આગળ (પૂર્વેના) યોગીઓએ કર્યા હતા; છતાં પણ તેમને નિશ્ચય તે પ્રાપ્ત થઈ નથી. (૧૮)

હે પ્રભો ! પોતાના મનમાં તમારી અર્ચા (મૂર્તિ)ના નખરૂપી ચંદ્રમાના મંડળોથી શોભાયમાન એવા તમારા ચરણ કમળનું સદા ધ્યાન કરવાથી, કામાદિ અંતઃશત્રુરૂપ અગ્નિથી તપેલા જનોને શાંતિ થાય છે. તમારી અર્ચામૂર્તિમાં આવું ઐશ્વર્ય હોય છે; તો તમો પ્રત્યક્ષ છો ત્યારે તમારા દર્શનથી, અંતઃશત્રુએ કરેલા પરિતાપની શાંતિ થાય તેમાં તો કહેવું જ શું ? (૧૯)

માયાથી અત્યંત પર, પોતાના અક્ષરધામમાં રહેલા, હંમેશાં અનવદ્ય સ્વરૂપવાળા, પોતાના દર્શનથી પોતાના આશ્રિતજનોને સંસારના બંધનમાંથી છોડાવવા મનુષ્ય નાટ્ય ધારણ કરતા, પુરુષોત્તમ એવા તમારે વિષે મારું મન સદા રમો. (૨૦)

સમગ્ર ભુવનપાલોના મુગટોની પંક્તિમાં રહેલા મણિઓનાં કિરણોથી વ્યાપ્ત છે ચરણકમળનો બાજોઠ જેમનો એવા, અવતારોના કારણ સ્વરૂપ, બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને લય તે છે પ્રકૃષ્ટલીલા જેમની એવા તમો છો. (૨૧)

સૌશીલ્ય-વાત્સલ્યાદિ શુભ ગુણો તથા રમણીયતા વગેરેના એક જ સ્થાનરૂપ, પ્રણતજનોની પીડા હરનારા, અક્ષરથી પર, મુનિઓનું વારંવાર રક્ષણ કરનારા, ધર્મના વંશરૂપી કમળને પ્રકાશ કરવામાં સૂર્યનારાયણ સમાન એવા તમોને હું **નમસ્કાર** કરું છું. (૨૨)

श्रीशुकानन्द उवाच -**इतीशानं स तं स्तुत्वा परमात्मानमच्युतम् । विरराम निजात्मानं मेने पूर्णमनोरथम् ॥२३॥ तदाश्रमसमीपे प्राग् घोषो गोपैः परोऽकृत । महिषीर्गाश्चारयद्भिरायातैस्तृणलोभतः ॥२४॥ अथ तत्र वने पूर्वं जघ्नुरेत्य पशून्निशि । शार्दूला विगणय्यैव गोपानाक्रोशकारिणः ॥२५॥ तेऽपि तत्र यदा राजन्नागतः श्रीहरिः स्वयम् । तदा तस्यानुभावेन नाजग्मुस्तत्र कर्हिचित् ॥२६॥ तेन सर्वेऽपि तच्छिष्या गोपाद्या विस्मयं गताः । ज्ञात्वा तं परमात्मानं शिश्रियुर्निखिलेश्वरम् ॥२७॥ ततो योगी स तत्प्राप्त्या लब्धयोगादिसत्फलः । पूजयामास तं प्रीत्या नानापूजोपचारकैः ॥२८॥**

**दृढासनोऽथ शान्तात्मा तमेव स्वान्तिके स्थितम् । पश्यन् योगिप्रियं योगी देहं तत्याज स द्रुतम् ॥२९॥ स तं धाम निजं दिव्यं निन्ये श्रीपुरुषोत्तमः । अथौर्ध्वदैहिकं तस्य विधायैवाशु निर्ययौ ॥३०॥ प्राच्यां स विचरन् धीरो व्यतिक्रम्य महावनम् । आदिवाराहसञ्ज्ञं सत्तीर्थं प्राप महीपते ॥३१॥ स्थित्वा दिनत्रयं तत्र मुमुक्षून्बहुशो हरिः । कृत्वा निजाश्रितांस्तांस्तु भवपाशादमोचयत् ॥३२॥**

---

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** ગોપાળયોગી, સર્વના નિયન્તા, પરમાત્મા, અચ્યુત શ્રીહરિની આ પ્રમાણે સ્તુતિ કરીને વિરામ પામ્યા. અને પોતાના આત્માને પૂર્ણ મનોરથવાળો માનવા લાગ્યા. (૨૩)

(શ્રીહરિના અહીં આવતા) પહેલાં ભેંસો તથા ગાયોને સારું તાજું ઘાસ ચરાવવા માટે આવતા ગોવાળિયાઓએ ગોપાળયોગીના આશ્રમની સમીપમાં પોતાનો (આભીરપલ્લી) **નેસ** બાંધ્યો હતો. (૨૪)

શ્રીહરિના આગમન પહેલાં આ વનમાં રાત્રે વાઘ ત્રાડ પાડતાં આવીને, આક્રોશ કરતા ગોવાળિયાઓને પણ નહિ ગણીને તેમના પશુઓને હણતા હતા. (૨૫)

હે રાજન્ ! જ્યારે સ્વયં શ્રીહરિ ત્યાં ગોપાળયોગીના આશ્રમમાં આવ્યા ત્યારે શ્રીહરિના પ્રતાપથી ત્યાં ક્યારેય પણ વાઘ વિગેરે હિંસક પશુ આવતા ન હતા. (૨૬)

તેથી સર્વે ગોવાળો જે ગોપાળયોગીના શિષ્યો હતા તે વિસ્મય પામ્યા અને શ્રીહરિને, અખિલેશ્વર પરમાત્મા જાણી તેમનો **આશ્રય** કર્યો. (૨૭)

પછી જેમને શ્રીહરિની પ્રાપ્તિથી યોગાદિનું સત્ફળ પ્રાપ્ત થયું છે એવા **ગોપાળયોગી** શ્રીહરિની પ્રીતિપૂર્વક વિવિધ પ્રકારના પૂજાના ઉપચારોથી **પૂજા** કરતા હતા. (૨૮)

પછી ગોપાળયોગીએ પોતાની સમીપમાં બેઠેલા, યોગીપ્રિય શ્રીહરિને જ નિર્નિમેષ દૃષ્ટિથી નિહાળતા થકા દૃઢ આસન વાળી, શાંત ચિત્તથી તત્કાળ **દેહનો ત્યાગ** કર્યો.★ (૨૯) પુરુષોત્તમ શ્રીહરિ ગોપાળયોગીને પોતાના દિવ્ય ધામમાં લઈ ગયા. પછી તેમના દેહની અગ્નિસંસ્કાર ક્રિયા કરીને **શ્રીહરિ** તત્કાળ તે સ્થાનથી ચાલ્યા. (૩૦)

હે રાજન્ ! પછી પૂર્વ દિશામાં ચાલતાં ધીર શ્રીહરિ મહાવન ઉલ્લંઘીને **આદિવારાહ** નામના સત્ તીર્થમાં આવ્યા. (૩૧)

શ્રીહરિએ, આદિવારાહ તીર્થમાં ત્રણ દિવસ રહીને, ઘણા મુમુક્ષુઓને પોતાના આશ્રિત કરીને તેમને સંસારના પાશ થકી મુકાવ્યા. (૩૨)

---

★ ગોપાળયોગી અને શ્રીહરિના પ્રસંગની કથા સત્સંગિજીવન **પ્રથમ પ્રકરણ અ.૪૫**માં વિસ્તારપૂર્વક વર્ણવેલી છે.

**रुचिरचरणचङ्क्रमैर्धरित्रीमतिदिवमेव सुमङ्गलां स कुर्वन् । जनहितनिरतस्ततः प्रयातः समभिजगाम नरेन्द्र वङ्गदेशान् ॥३३॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिगोपालयोगिसंयोगादिनिरूपणनामा चतुश्चत्वारिंशोऽध्यायः ॥४४॥

## ॥ अथ पञ्चचत्वारिंशोऽध्यायः ॥

**( सिद्धाभिमानिदुर्दर्पहरणं विप्रमोचनम् । दुष्प्रतिग्रहजात् पञ्चचत्वारिंशे च पातकात् ॥ )**

श्रीशुकानन्द उवाच - **सोऽथ सीरपुरं प्राप्तः सिद्धवल्लभभूभुजा । मानितो न्यवसत्तस्मिन् प्राणिश्रेयोविधित्सया ॥१॥**

**तपस्विनोऽपि तत्रासन् सिद्धमन्त्राः सहस्त्रशः । कौपीनैकाम्बराः क्षुद्रदेवोपासनतत्पराः ॥२॥ तेष्वसद्वासनावत्सु प्राणिवञ्चनकर्मसु । आसन्नेकशतं मुख्याश्छलच्छादितदूषणाः ॥३॥ ते★ च्छायावर्ज्जिते सर्वे राजदुर्गेऽवसन् सदा । सिद्धत्वमानिनो राजन् सोऽपि तत्रावसत् प्रभुः ॥४॥ सिद्धप्रियतया सोऽपि सिद्धवल्लभसंज्ञया । ख्यातो नृपः सदा भोज्यैस्तदिष्टैस्तानतर्पयत् ॥५॥**

---

હે નરેન્દ્ર ! જનહિતમાં જ પ્રીતિવાળા શ્રીહરિ પોતાના સુંદર ચરણોના વિન્યાસથી (ચરણકમળ મૂકવાથી) પૃથ્વીને સ્વર્ગની શોભાથી પણ અતિ સુશોભિત મંગળકારી કરતા થકા ત્યાંથી **બંગાળ દેશ** તરફ ચાલ્યા. (૩૩)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિ ગોપાળયોગી સંયોગાદિ નિરૂપણ' નામે ચુંમાલીશમો અધ્યાય સંપૂર્ણ. (૪૪)

## અધ્યાય : ૪૫

## શ્રીહરિએ સીરપુરમાં પધારી ત્યાંના રાજા સિદ્ધવલ્લભને, પોતાના પ્રતાપથી દંભી સિદ્ધોના કુમાર્ગથી છોડાવી પોતાનો આશ્રિત બનાવ્યો. અને તૈલંગી વિપ્રનું મહાકષ્ટ ટાળ્યું.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી **સીરપુર** આવેલા શ્રીહરિનો તે પુરના અધિપતિ સિદ્ધ વલ્લભ રાજાએ સત્કાર કર્યો. એ રીતે પ્રાણીઓનું શ્રેય કરવાની ઈચ્છાથી શ્રીહરિએ સીરપુરમાં નિવાસ કર્યો. (૧)

તે પુરમાં તામસ દેવતાઓના મંત્રની સાધનાવાળા, ઉપરથી તપસ્વી જણાતા, કૌપીનરૂપી એક વસ્ત્રવાળા, ક્ષુદ્ર દેવતાઓની ઉપાસનામાં પ્રીતિવાળા, સિદ્ધો પણ હતા. (૨)

અસદ્વાસનાવાળા અને તેથીજ પ્રાણીઓને ઠગવાના કર્મવાળા, તેઓના મધ્યે દંભથી પોતાના પરસ્ત્રીસંગાદિ કુકર્મને ઢાંકતા એકસો એક **કપટી સિદ્ધો** મુખ્ય હતા. (૩)

★હે રાજન્ ! સિદ્ધપણાના અભિમાનવાળા આ સિદ્ધો રાજાના કોટમાં (કિલ્લામાં) છાયા રહિત સ્થાનમાં હંમેશાં રહેતા હતા. પ્રભુ શ્રીહરિ પણ ત્યાં છાયા રહિત સ્થાનમાં રહેતા હતા. (૪)

સિદ્ધો છે પ્રિય જેમને એવા ભાવવાળા **સિદ્ધવલ્લભ** નામથી પ્રસિદ્ધિ પામેલા, તે રાજા પણ હંમેશાં તે સિદ્ધોને ઈચ્છિત ભોજનો જમાડી તૃપ્તિ પમાડતા હતા. (૫)

---

★ વિગત જુઓ શ્લો.નં.૭ ની ટીપ્પણીમાં.

विषयासक्तचित्तास्ते दम्भेन त्यागिवद्बहिः । वर्त्तमानाः स्वसिद्धत्वं प्रथयन्ति स्म सर्वदा ॥६॥ ग्रीष्मेऽपि न्यवसंस्तत्र कथंचिद्रसलौल्यतः । वृष्टिः प्रावृष्यथाभूत्तां सेहिरे तत्र तेऽखिलाः★ ॥७॥ दाम्भिकत्वं नृपं तेषां मुमुक्षुं ज्ञापयिष्यतः । इच्छयैव हरेस्तस्य सहसेत्थमभून्नृप ॥८॥ आसीद्रात्रौ भृशं वृष्टिस्तडिद्विस्फुरणैर्युता । मुहुर्भीमाश्च तत्रासन् महान्तः स्तनयित्नवः ॥९॥ अत्यन्तपवनासारैरर्दितास्ते तु दाम्भिकाः । निशो यामद्वयं निन्युर्दुःखेनैव कथञ्चन ॥१०॥ ततस्तत्सहनेऽशक्तास्ते पलायन्त सत्वरम् । पञ्चषाः पञ्चषाश्चासंस्तत्र शेषा हि पञ्चषाः ॥११॥

अथोदिते रवौ राजा विधायाह्निकमात्मनः । वन्दनायैव सिद्धानां तत्र तेषामुपाययौ ॥१२॥ पलायिताऽवशिष्टांस्तानथापश्यद्गतश्रियः । स हरिं च यथापूर्वं स्थितं स्मेरविराजितम् ॥१३॥ ततः स दाम्भिकान् सर्वान् सिद्धानेवावबुध्य तान् । सद्गुरुं च हरिं सत्यं जानाति स्मैव केवलम् ॥१४॥

---

વિષયોમાં આસક્ત ચિત્તવાળા તે સિદ્ધો દંભથી ત્યાગીની માફક વર્તતા હતા અને પોતાનું સિદ્ધપણું હંમેશાં પ્રસિદ્ધ કરતા હતા. (૬)

તે એકસો એક સિદ્ધો ગ્રીષ્મ સમયે પણ છાયાવિનાના સ્થાનમાં રસની (સ્વાદુભોજનની) લાલચથી પરાણે રહેતા હતા. પછી વર્ષાઋતુમાં ઘણો વર્ષાદ થયો છતાં પણ રસયુક્ત ભોજનની લાલસાવાળા તે સિદ્ધો તે મેઘની ધારા પણ સહન કરતા હતા.★ (૭)

હે રાજન્ ! 'મુમુક્ષુ રાજાને તે સિદ્ધોનો દંભ પ્રગટ જણાઈ આવે' એમ શ્રીહરિની ઈચ્છા હોવાથી એકાએક આ પ્રમાણે બન્યું: (૮)

રાત્રે વીજળીના ઝબકારા સાથે વર્ષાદ ખૂબ વર્ષ્યો. તેમાં મેઘની ભયંકર ગર્જનાઓ વારંવાર થવા લાગી. (૯)

અતિશય પવન તથા મૂશળધાર વર્ષાદ પડવાથી પીડા પામેલા તે દાંભિકોએ રાત્રીના બે પ્રહર તો દુઃખથી કાઢ્યા. (૧૦)

ત્યારબાદ મૂશળધાર વર્ષાદ સહન ન કરી શકવાથી તે પાંચ પાંચ કે છ છ મળીને તત્કાળ ત્યાંથી પલાયન થઈ ગયા. ફકત પાંચ કે છ બાકી રહ્યા. (૧૧)

સવારે જ્યારે સૂર્યનારાયણ ઉદય પામ્યા ત્યારે તે **સિદ્ધવલ્લભ રાજા** પોતાનો આહ્નિક વિધિ કરીને તે સિદ્ધોને વંદના કરવા ત્યાં આવ્યા. (૧૨)

ત્યાંથી બધા સિદ્ધો પલાયન કરી ગયેલા; તેમજ બાકી રહેલ પાંચ છ સિદ્ધોના પણ મુખની શોભા નાશ પામી ગઈ હતી, તે રાજાએ ત્યાં જોયું. પરંતુ શ્રીહરિકૃષ્ણ ભગવાનને તો જેવા પૂર્વે ત્યાં જોયા હતા તેવાને તેવાજ મંદહાસ્યે યુક્ત વિરાજમાન રાજાએ જોયા. (૧૩)

તેથી રાજા સર્વે સિદ્ધોનો દંભ જાણી ગયા અને કેવળ એક હરિનેજ સમગ્ર સાધુઓમાં શ્રેષ્ઠ **સાચા સિદ્ધ** જાણવા લાગ્યા. (૧૪)

---

★ અહીં શ્લો.નં. ૪ થી ૭ નું **પ્રથમ મુદ્રિત** (ब) માં બે-બે શ્લોકોનું આગળ-પાછળ **સ્થાન વ્યત્યાસ**=ફેરફાર થયેલ જણાવાથી રસબોધિની (क) તથા મૂલ (ड) ગ્રંથ અનુસાર જ પુનઃ યોગ્ય = યથાપૂર્વ **સુધારણા** કરેલ છે.

ततः सोऽत्यादरात्कृत्वा तदर्चां स्वालयं ययौ । बभूवातितरां वृष्टिस्तदा तत्र दिनत्रयम् ॥१५॥ अन्येद्युश्चैव शेषास्ते पलायन्ताऽपि पञ्चषाः । तत्रैक एव सोऽतिष्ठन्नरेन्द्रानुजिघृक्षया ॥१६॥ उपारतं वातवर्षं धरित्र्याश्यानकर्दमा । अभूद् भास्वान् सुप्रकाशस्ततस्तस्येच्छयेशितुः ॥१७॥ ज्ञानवार्तामथास्याऽऽस्यात्स मुहूर्तद्वयं सदा । अशृणोन्मधुरां पुण्यां वेदशास्त्रानुसारिणीम् ॥१८॥ कतिभिर्वासरै राज्ञो भक्तिस्तस्मिन्नजायत । दृढनिष्ठा च धर्मेषु तत्प्रोक्तेषु किलाऽभवत् ॥१९॥ अधर्मवर्तिनस्त्वन्यानसुरानेव भूपतिः । ज्ञात्वा शास्त्रदृशा धीमांस्ततस्तं शिश्रिये मुदा ॥२०॥ स्वावासे रक्षिताः शाक्तास्तेन कौलाश्च मान्त्रिकाः । मद्यमांसादिभिश्चक्रुर्निशायां शक्तिपूजनम् ॥२१॥

सोऽथ वैदिकमार्गस्थः सदसद्व्यक्तिविन्नृपः । ज्ञात्वा तद्दुष्क्रियां तेभ्यो वासोऽन्नादि न चादिशत् ॥२२॥ तदुत्कर्षासहिष्णुत्वात्तेऽभिचारैश्च वीरकैः । हन्तुमैच्छन् हरिं दुष्टाः समन्त्रैर्माषमुष्टिभिः ॥२३॥ हन्तुं नैवाशकत्तेषु कोऽपि तं पुरुषोत्तमम् । नराकारं परं ब्रह्म गूढैश्वर्यमविक्रियम् ॥२४॥ तस्मिन्नेव हरौ तेषामायासा दुष्टचेतसाम् । बभूवुर्निखिला मोघा हेतिघाता इवाम्बरे ॥२५॥

---

પછી રાજા અતિ આદરપૂર્વક શ્રીહરિનું પૂજન કરીને પોતાના નિવાસસ્થાનમાં ગયા ત્યારથી આરંભીને તે પુરમાં ત્રણ દિવસ પર્યંત **અતિવૃષ્ટિ** થઈ. (૧૫) બીજે દિવસે બાકી રહેલા પાંચ છ સિદ્ધો પણ પલાયન કરી ગયા. તે સ્થાનમાં ફક્ત એક **શ્રીહરિ** જ રાજા ઉપર અનુગ્રહ કરવા માટે રહ્યા. (૧૬) પછી શ્રીહરિની ઈચ્છાથી તીવ્ર વાયુ સહિત વૃષ્ટિ શાંત પડી, સૂર્ય પૂર્ણ સ્વરૂપે પ્રકાશિત થયો. ભૂમિ ઉપરથી કાદવ સુકાઈ ગયો. (૧૭)

પછી રાજા દરરોજ શ્રીહરિના મુખકમળથી બે મુહૂર્ત પર્યંત મધુર, ઉત્તમ અને પવિત્રતા પમાડે તેવી વેદ-શાસ્ત્ર અનુસાર, આત્મા પરમાત્માના સ્વરૂપના જ્ઞાને સહિત, ભગવાનના ચરિત્રોની વાતો સાંભળતા હતા. (૧૮)

પછી કેટલાક દિવસો વીત્યા બાદ રાજાને શ્રીહરિને વિષે ભક્તિ ઉત્પન્ન થઈ તેમજ શ્રીહરિએ પોતાના મુખથી કહેલા ધર્મોમાં રાજાને **દ્રઢ નિષ્ઠા** થઈ. (૧૯)

પછી બુદ્ધિમાન રાજાએ શાસ્ત્રમાં કહેલા સાધુઓના લક્ષણોનું નિરીક્ષણ કરવાથી, અધર્મમાં વર્તનારા બીજા સિદ્ધો અસુરો છે તેમ જાણીને, હર્ષપૂર્વક શ્રીહરિનો **આશ્રય** કર્યો. (૨૦)

રાજાના મહેલમાં રહેલા કૌલમતવાદી અને શક્તિના ઉપાસકો, તથા મંત્રો જાણનારા (મલિન વિદ્યાના સાધક) સિદ્ધો, રાત્રે મદ્ય-માંસ વગેરેથી શક્તિનું પૂજન કરતા હતા. (૨૧)

વૈદિક માર્ગમાં રહેલા (અહિંસા આદિ વેદોક્ત માર્ગને અનુસરનારા) સત્ અસત્‌નો વિવેક જાણનારા રાજાએ, તે તે સિદ્ધોનું મદ્ય-માંસાદિથી શક્તિનું પૂજનાચરણરૂપ દુષ્કર્મ જાણીને, તેમને વસ્ત્ર તથા અન્ન વગેરે આપવું બંધ કર્યું. (૨૨)

દુષ્ટ સિદ્ધોએ શ્રીહરિનો ઉત્કર્ષ સહન ન કરી શકવાથી, મોહન-મારણ અને ઉચ્ચાટનાદિ અભિચાર કર્મોથી તથા પ્રેરિત કાલી-ભૈરવાદિના વીરોથી, તેમજ મંત્રથી પ્રાણનો નાશ કરનારા અધમ દેવોના મંત્રોથી મંત્રિત અડદની મુષ્ટિઓ વડે, શ્રીહરિને હણવા માટે ઈચ્છા કરી. (૨૩)

પરંતુ તેમાંથી કોઈ પણ સિદ્ધ, નરાકાર, પરબ્રહ્મ, ગૂઢ ઐશ્વર્યવાળા, અવિકારી પુરુષોત્તમ શ્રીહરિને હણવા સમર્થ ન જ થયો. (૨૪)

દુષ્ટ ચિત્તવાળા તેમના સમગ્ર પ્રયાસો શ્રીહરિમાં, આકાશમાં તરવારના પ્રહાર જેમ નિષ્ફળ જાય, તેમ નિષ્ફળ ગયા. (૨૫)

तत्रैको न्यक्षिपद्दुष्टो माषमुष्टिं दुराग्रहः । साधौ गोपालदासाख्ये ततस्तत्सेवनादृते ॥२६॥ स मुखच्युतफेनौघो ललज्जिह्वोऽपतत्क्षितौ । तदोद्घोषेण महता पौराश्चायन् सहस्रशः ॥२७॥ अथाह मान्त्रिकान् भूपस्त्वेनं जीवयताऽखिलाः । इत्याहुस्तेऽप्रतीकार्य्यो नूनमस्यास्त्युपद्रवः ॥२८॥ करोत्वस्य चिकित्सां तु नीलकण्ठश्च सिद्धराट् । इत्युक्तस्तैर्नरेन्द्रस्तं श्रीहरिं तद् व्यजिज्ञपत् ॥२९॥ गतासुप्रायमथ तं सकृन्नाम्नाऽऽजुहाव सः । स तावत्तूर्णमुत्थाय प्राणमत्प्राञ्जलिर्हरिम् ॥३०॥

तदा कृतापराधास्ते भूपतिश्च पुरौकसः । आश्चर्यं परमं प्राप्ता ईश्वरं तं हि मेनिरे ॥३१॥ साधोर्निजाश्रितस्यैवं रक्षा श्रीहरिणा कृता । स द्रोग्धा स्वाभिचारेण ततोऽभूद्यस्तथाविधः ॥३२॥ यतमाना भृशं तेऽपि विधातुं तत्प्रतिक्रियाम् । नाशक्नुवन्नृपः पौरास्तत्र द्रष्टुमुपाययुः ॥३३॥ ततो विनष्टगर्वास्ते म्लानवक्त्रास्तमच्युतम् । उपेत्य प्रार्थयामासुर्विभ्रान्ताः साश्रुलोचनाः ॥३४॥ वयं स्मः पामरा नीलकण्ठ त्वं तु हरिः स्वयम् । क्षान्त्वाऽपराधान्नः साधुं जीवयैनमतः प्रभो ॥३५॥ निर्विकारोऽथ भगवान् सर्वजीवहितोत्सुकः । दयोदधिः प्रशान्तात्मा स्वयं प्रायात्तदन्तिके ॥३६॥

---

શ્રીહરિમાં તે અસુરોનું સામર્થ્ય ન ચાલ્યું. પછી તેમાંથી કોઈ એક દુરાગ્રહી દુષ્ટે શ્રીહરિની સેવામાં આદરવાળા સાધુ ગોપાળદાસ ઉપર અડદની મૂઠ નાંખી. (૨૬)

તેથી તે સાધુના મુખમાંથી ફીણ નીકળવા લાગ્યું, જીભ પણ બહાર નીકળી ગઈ. એમ નિશ્ચેતન બની તે સાધુ પૃથ્વી ઉપર પડ્યો. તે વખતે મોટા ઉદ્‌ઘોષથી (કોઈ પાપીએ શ્રીહરિના સેવક ગોપાળદાસ ઉપર અડદની મૂઠ નાંખી છે તેથી તે મૃતપ્રાય થયો છે એવા સમાચારની બૂમો સાંભળવાથી) હજારો પુરજનો ત્યાં આવ્યા. (૨૭)

તેથી તત્કાળ ત્યાં આવેલા રાજા પણ, હે માંત્રિકો ! તમે બધા આ ગોપાળદાસ સાધુને જિવાડો, એમ કહેવા લાગ્યા. પછી માંત્રિકોએ રાજાને કહ્યું 'ગોપાળદાસ જીવતો થાય તેમ નથી. (૨૮)

હે રાજન્ ! અહીં આ દેખાતા સિદ્ધેન્દ્ર નીલકંઠ આ ગોપાળદાસના રોગનો નાશ કરે !' આ પ્રમાણે તે સિદ્ધોએ કહેવાયેલા નરેન્દ્રે શ્રીહરિ પાસે જઈને તેમનું વચન કહ્યું. (૨૯)

પછી શ્રીહરિએ મૃતપાય થયેલા ગોપાળદાસને ઊંચેથી 'ગોપાળદાસ' એ પ્રમાણે કહીને બોલાવ્યા કે તરત જ ગોપાળદાસ ઊઠ્યા અને શ્રીહરિને હાથ જોડી પ્રણામ કરવા લાગ્યા. (૩૦) આથી સર્વ અપરાધી સિદ્ધો, રાજા તથા પુરના નિવાસીઓ પણ પરમ આશ્ચર્ય પામ્યા અને શ્રી નીલકંઠને **ઈશ્વર** માનવા લાગ્યા. (૩૧)

હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિએ પોતાના આશ્રિત સાધુ ગોપાળદાસની **રક્ષા** કરી. જેણે અડદની મૂઠ નાંખી સાધુ ગોપાળદાસનો દ્રોહ કર્યો હતો, તે સિદ્ધ પોતાના અભિચારથી જ ગોપાળદાસની માફક મૃતપ્રાય થયો. (૩૨)

અત્યંત પ્રયત્ન કરવા છતાં પણ તે સિદ્ધો, તે સિદ્ધને જિવાડવાનો ઉપાય કરી શક્યા નહિ. રાજા તથા પુરના વાસીઓ તે વખતે ત્યાં તે સિદ્ધને જોવા આવ્યા. (૩૩)

આથી નાશ પામ્યો છે ગર્વ જેનો અને ગ્લાનિ પામ્યાં છે મુખ જેમનાં એવા સિદ્ધો સંભ્રાંત ચિત્તવાળા, આંખમાં અશ્રુ સહિત અચ્યુત શ્રીહરિની પાસે આવીને તેમની **પ્રાર્થના** કરવા લાગ્યા. (૩૪)

હે નીલકંઠ ! અમો તો શિશ્ન અને ઉદરના સુખ માટે દંભથી સ્વાર્થ સાધનારા નીચ જનો છીએ. તમો તો સ્વયં શ્રીહરિ છો, તેથી અમારા અપરાધ ક્ષમા કરીને આ સાધુને જિવાડો. (૩૫)

પછી નિર્વિકાર, સર્વ જીવના હિતમાં ઉત્સાહવાળા, દયાસાગર, પ્રશાંતાત્મા, ભગવાન **સ્વયં શ્રીહરિ** મંત્ર અભિચારથી મૃતપ્રાય થયેલા સિદ્ધની પાસે ગયા. (દયાળુ પરમેશ્વરનું દયાળુપણું આ જ છે કે પોતે તે સિદ્ધની પાસે ગયા. પરંતુ મૃતપ્રાય સિદ્ધને પોતાની પાસે ન બોલાવ્યો.) (૩૬)

ततः पीयूषवर्षिण्या दृशा प्रेक्ष्य तमाह्वयत् । तदीयेनाभिधानेन विश्वकृत्सर्ववित्प्रभुः ॥३७॥ स तदैवोत्थितस्तूर्णं नत्वा तं दण्डवन्मुदा । तुष्टाव कौलशाक्ताद्या दृष्ट्वा तद्विस्मयं ययुः ॥३८॥ लेभिरे परमाश्चर्य्यं भूपतिश्च पुरौकसः । स्वं स्वं स्थानं ययुः सर्वे प्रशंसन्तो हरिं च ते ॥३९॥

सह राज्ञा हरिः प्रायात् स्वावासं पुरुषोत्तमः । अथोपचारैस्तं राजा पूजयामास भक्तितः ॥४०॥ सह स्वपरिवारेण ज्ञात्वा तं परमेश्वरम् । शिष्यतां स हरेः प्रापन्महापुण्यो महीपतिः ॥४१॥ ये ये मुमुक्षवश्चासंस्तत्र ते ते हि सर्वशः । तदाश्रयं दृढं चक्रुर्मान्त्रिकाश्चाविदन् सुरम् ॥४२॥ ततो राज्ञा स पौरैश्च दीयमानानि सादरम् । धनालंकृतिसद्वासोवाहनादीनि नाऽग्रहीत् ॥४३॥ ततस्तस्मिन्प्रसक्तात्मा नरेन्द्रः सिद्धवल्लभः । तुष्टाव प्राञ्जलिः प्रीत्या तं साक्षात् पुरुषोत्तमम् ॥४४॥

राजोवाच - **कामाद्युग्रतिमिङ्गिले च विषयग्राहे भवाम्भोनिधौ तृष्णावीचियुते हरे निपतितो दुःसङ्गरंहस्यहम् । तस्माद्वै पुरुषोत्तमेन भवता सन्तारितः साम्प्रतं दत्त्वा त्वद्वयुनार्कमेव निबिडो मोहान्धकारः क्षतः ॥४५॥ त्वत्पादाश्रयवर्ज्जितस्य भगवन् प्राज्येन राज्येन किं किं चाप्तैर्धनधान्यभूरिविभवैर्ब्रह्मादिभोगैरपि । सर्वाः संपद एव सन्ति विपदस्त्वद्भक्तिविघ्नावहा भूयः संसरणप्रदाश्च तदहं नेच्छामि तास्त्वां विना ॥४६॥**

---

પછી જગત્ સ્રષ્ટા, અંતર્યામીપણાથી સર્વના અંતરનું જાણનાર, પ્રભુ શ્રીહરિએ અમૃત વર્ષિણી દૃષ્ટિથી તે સાધુ તરફ જોઈને તેને તેના નામથી બોલાવ્યો. (૩૭)

તેજ સમયે તે સિદ્ધ ઊભો થયો અને હર્ષપૂર્વક દંડની માફક શ્રીહરિને પ્રણામ કરીને શ્રીહરિની સ્તુતિ કરવા લાગ્યો. કૌલ તથા શાક્ત વગેરે શ્રીહરિનું ચરિત્ર જોઈને વિસ્મય પામ્યા. (૩૮)

રાજા તથા પુરવાસીઓ પણ **પરમ આશ્ચર્ય** પામ્યા. તે સર્વ પુરજનો શ્રીહરિની પ્રશંસા કરતા થકા પોતપોતાના સ્થાનમાં ગયા. (૩૯) પુરુષોત્તમ શ્રીહરિ રાજાની સાથે પોતાના સ્થાનમાં આવ્યા. પછી રાજાએ ભક્તિપૂર્વક શ્રીહરિની પૂજા સર્વ ઉપચારોથી કરી. (૪૦)

મહાપુણ્યશાળી મહીપતિ, શ્રીહરિને પરમેશ્વર જાણીને, પોતાના પરિવાર સહિત શ્રીહરિનો શિષ્ય થયો. (૪૧) પુરમાં જે જે મુમુક્ષુઓ હતા, તે તે મુમુક્ષુઓએ શ્રીહરિની દૃઢ **શરણાગતિ** સ્વીકારી, માંત્રિકો પણ આ કોઈ દેવ છે એમ માનવા લાગ્યા. (૪૨)

ત્યારબાદ રાજા તથા પુરજનો, શ્રીહરિને આદરપૂર્વક ધન, સોનારૂપાની મુદ્રાઓ, કડાં, સાંકળાં વગેરે અલંકારો તથા સુશોભિત વસ્ત્રો નરયાન (શિબિકા) તેમજ ગૃહક્ષેત્રાદિ વગેરે આપવા લાગ્યા, પરંતુ શ્રીહરિએ તેનો સ્વીકાર ન કર્યો. (૪૩)

પછી શ્રીહરિમાં જેમનું ચિત્ત આસક્ત થયું છે એવા **સિદ્ધવલ્લભ** રાજા હાથ જોડીને પ્રત્યક્ષ પુરુષોત્તમ શ્રીહરિની પ્રીતિપૂર્વક **સ્તુતિ** કરવા લાગ્યા. (૪૪)

**રાજા કહે છે :-** હે હરે ! કામાદિ ઉગ્ર તિમિંગલો જેમાં છે, શબ્દાદિ વિષયોરૂપી મઘરો જેમાં છે, તૃષ્ણારૂપી મહાતરંગોથી યુક્ત, દુર્જનના પ્રસંગરૂપી વેગવાળા સંસારરૂપી સમુદ્રમાં હું પડેલો છું. પુરુષોત્તમ તમોએ સંસાર સાગરમાંથી હાથ ઝાલીને મારો ઉદ્ધાર કર્યો છે. આપના સ્વરૂપનું જ્ઞાનરૂપી સૂર્યના આપવાથી, ન ભેદી શકાય તેવું અનાદિ અજ્ઞાનરૂપી અંધારું નાશ કર્યું. (૪૫)

હે ભગવન્ ! તમારા ચરણકમળનો જે આશ્રય તેનાથી રહિત જે હોય તેને મોટા રાજ્યના સુખથી પણ શું ? (રાજ્યના ભોગને અંતે નરકપાત થાય) લૌકિક આત્મીય હિત ઈચ્છનારા પુત્ર, સ્ત્રી, બંધુઓ તથા મિત્રોથી પણ શું?

तस्मात्त्वच्चरणाब्जयोर्वितर मे दास्यं परं पावनं सर्वापत्तिविनाशनं सुखकरं यद्वाञ्छितं सज्जनैः । साधूनां तव सङ्गमोऽस्तु सततं मे सर्वदोषापहस्त्वां वन्दे परमेश्वरं मयि भृशं प्रीतो भव श्रीहरे ॥४७॥

श्रीशुकानन्द उवाच - इति स्तुत्वा हरिं प्रीत्या राजा प्रायान्निजालयम् । सोऽपि तेनाऽनिशं भक्त्या तत्रोवास निषेवितः ॥४८॥ अत्रान्तरे च तैलिङ्गस्तत्रायात् कश्चन द्विजः । व्यथितो निर्धनत्वेन वेदशास्त्रविशारदः ॥४९॥ तस्मै पात्राय विधिवन्महादानान्यदान्नृपः । विद्वानप्यग्रहीत् तानि स महापत्तिवश्यतः ॥५०॥ तत्प्रतिग्रहदोषेण श्वेतवर्णोऽपि स द्विजः । सद्योऽभूदञ्जनश्यामस्तं निनिन्दुर्जना भृशम् ॥५१॥ सोऽथ खिद्यन्मना विप्रः स्वीयपापप्रशान्तये । जगत्प्रसिद्धमेवेशं शरणं हरिमाययौ ॥५२॥ ततः प्रार्थयमानं तं स्वप्रतापेन स प्रभुः । पापाद्विमोच्य तं चक्रे पूर्ववद्गौरविग्रहम् ॥५३॥ सोऽथ पश्यत्सु पौरेषु त्वं कृष्णोऽसीत्युदीर्य्य तम् । नत्वा स्तुत्वाऽऽश्रयं तस्य कृत्वाऽगात्स्वालयं मुदा ॥५४॥

---

(તેમાં આસક્તિ રાખનારને પ્રેતભાવ પ્રાપ્ત થાય છે.) ધન, ધામ, વૈભવો વગેરેથી શું ? (લોભથી સર્પની યોનિ પ્રાપ્ત થાય છે) બ્રહ્માદિના ભોગોપભોગોથી પણ શું ? ( आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन એમ ભગવાને કહ્યું છે) ત્યાંથી પણ પતન સંભવે છે ? સર્વ સંપત્તિઓ, વિપત્તિરૂપ જ છે; તથા તમારી ભક્તિમાં વિઘ્ન કરનારી છે અને વારંવાર જન્મ અને મરણ ભોગવાવે છે, તેથી તમારા વિના સંપદાઓ હું ઈચ્છતો નથી. (૪૬)

તેથી સર્વોત્તમ પવિત્ર કરનારું, સર્વ આપત્તિઓનો વિનાશ કરનારું અને સુખ આપનારું જે સજ્જનોએ ઈચ્છેલું તમારા ચરણકમળનું દાસપણું તે મને આપો, સમગ્ર દોષોની નિવૃત્તિ કરનારો તમારા સાધુઓનો સમાગમ મને નિરંતર થાઓ. હે પરમેશ્વર ! તમોને હું અભિવંદન કરું છું. હે શ્રીહરે ! મારા ઉપર અત્યંત પ્રસન્ન થાઓ. (૪૭)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- રાજા આ પ્રકારે શ્રીહરિનું સ્તવન કરીને પોતાના ભુવનમાં ગયા. શ્રીહરિ પણ તે રાજાએ રાત્રિદિવસ ભક્તિપૂર્વક સેવાયેલા, સીરપુરમાં રહ્યા. (૪૮)

તે સમયમાં એક દુઃખી=નિર્ધન, વેદશાસ્ત્ર વિશારદ **તૈલંગ** દેશનો એક **બ્રાહ્મણ** રાજાના પુરમાં આવ્યો. (ધનના લોભથી નહિ, પણ દુઃખ નિવારણાર્થે આવ્યો હતો.) (૪૯)

તે બ્રાહ્મણ વિદ્યા અને તપયુક્ત હોવાથી તેને વિધિ પ્રમાણે હાથી, કાલ પુરુષ, લવણ વગેરે **મહાદાન** આપ્યું. તે બ્રાહ્મણ વિદ્વાન હતો પરંતુ મહા આપત્તિને લઈને તેણે આ મહાદાન ગ્રહણ કર્યું. (૫૦) શ્વેતવર્ણવાળો તે બ્રાહ્મણ મહાદાન ગ્રહણ કરવાના દોષથી તત્કાળ અંજનના જેવો શ્યામ થઈ ગયો. તે વખતે લોકો તેની અત્યંત નિંદા કરવા લાગ્યા. (૫૧)

આથી દુઃખી થયેલો તે બ્રાહ્મણ પોતાના પાપની શાંતિ માટે જગત્ પ્રસિદ્ધ પરમેશ્વર શ્રીહરિને શરણે આવ્યો. (૫૨) પછી પ્રભુ શ્રીહરિએ પોતાની પ્રાર્થના કરતા તે બ્રાહ્મણને, પોતાના પ્રતાપથી દુષ્પ્રતિગ્રહના પાપથી મુકાવીને, પૂર્વવત્ ગૌર શરીરવાળો કર્યો. (૫૩)

પછી તે તૈલંગી વિપ્ર પુરના નિવાસી જનો જુએ તેમ 'હે હરે ! તમો શ્રીકૃષ્ણ વાસુદેવ છો,' આ પ્રમાણે શ્રીહરિ પ્રત્યે કહીને, નમસ્કાર કરીને, સ્તુતિ કરીને, શ્રીહરિનો **આશ્રય** કરીને હર્ષપૂર્વક પોતાના સ્થાનમાં ગયો. (૫૪)

इत्थं विस्तारयन्स्वं भवदवशमनं तत्र दिव्यं प्रतापं तत्रत्यानां स चक्रेऽगणिततनुभृतां मोक्षमेवोरुकीर्तिः । चातुर्मास्ये व्यतीते हरिरथ निरगात् पत्तनादेव तस्माद् राज्ञा प्रस्थाप्यमानो★ निखिलपुरजनैरन्वयुस्तं च सिद्धाः ॥५५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे
सीरपुरे सिद्धवल्लभनृपकृतश्रीहर्याश्रयादिनिरूपणनामा पञ्चचत्वारिंशोऽध्यायः ॥४५॥

## ॥ अथ षट्चत्वारिंशोऽध्यायः ॥

षट्चत्वारिंशके शाक्ताग्रण्य विप्रस्य धर्मजः । पिबैकनाम्नः कृतवान् पराजयमितीरितम् ॥ )

श्रीशुकानन्द उवाच – **सार्द्धं सिद्धैरथ हरिर्गच्छन्नध्वनि भूपते । कामाक्षीसञ्ज्ञिकां देवीं प्रपेदे प्रियदर्शनः॥१॥ ततस्तत्सन्निधौ कञ्चित्स ग्रामं प्राप्य सिद्धयुक् । तस्मात् प्रभुर्बहिर्ग्रामाद्विस्तीर्णोपवनेऽवसत् ॥२॥ तद्ग्रामस्थोऽथ दुर्ज्जेयो महाकाल्या उपासकः । कश्चिद्विप्रस्तु तान् सिद्धाञ् श्रुत्वाऽऽयात्तत्र चागतान् ॥३॥ सुरापानमदाऽऽरक्तप्रचलद्भीमलोचनः । त्रिशूलमायसं बिभ्रत्पाणौ सिन्दूरचन्द्रकम् ॥४॥**

**सिन्दूरञ्च दधत् कूर्चे मांसभक्षणतत्परः । मूर्धबद्धारुणपटः पिबैकाख्योऽतिविश्रुतः ॥५॥ वशीकृतमहाकालीभैरवादिर्मदोद्धतः । अभिचारवतामीशो मायायां मयसन्निभः ॥६॥**

---

આ પ્રમાણે મહાકીર્તિવાળા શ્રીહરિ, સંસારરૂપી દાવાગ્નિ શાંત કરનાર, પોતાનો દિવ્ય પ્રતાપ વિસ્તારતા થકા સીરપુરના અગણિત જનોને સંસારમાંથી મુક્તિ આપતા હતા. પછી ચાતુર્માસ પૂરો થવાથી શ્રીહરિએ, રાજાએ તથા સમગ્ર પુરજનોએ વળાવ્યા થકા તે પુરથી અન્યત્ર જવા પ્રયાણ કર્યું. સિદ્ધો પણ શ્રીહરિની સાથે ચાલ્યા. (૫૫)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના
દ્વિતીય સ્કંધમાં 'સીરપુરના સિદ્ધવલ્લભ રાજાએ શ્રીહરિનો આશ્રય કર્યો'
ઈત્યાદિ નિરૂપણ નામે પીસ્તાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૫)

## અધ્યાય : ૪૬

### શ્રીહરિએ કામાક્ષીદેવીના સ્થાનમાં પધારી ત્યાંના કુલાર્ણવ મતાગ્રણી પિબૈકનો પરાભવ કર્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! પછી સિદ્ધોની સાથે માર્ગમાં ચાલતા પ્રિયદર્શન **શ્રીહરિ** કામાક્ષી દેવીના સ્થાને આવ્યા. (૧)

સમગ્ર સિદ્ધો સાથે શ્રીહરિ કામાક્ષી દેવીના દેવાલયની સમીપમાં ગામની બહાર ફૂલવાડીમાં રહેતા હતા. (૨)

તે ગામમાં રહેનારો, વિવાદમાં જીતવામાં અશક્ય, મહાકાલી દેવીનો ઉપાસક, એક બ્રાહ્મણ આ સિદ્ધોને ફૂલવાડીમાં આવેલા સાંભળીને ત્યાં આવ્યો. (૩) સુરાપાનના મદ વડે લાલ, ચંચળ અને ભયંકર નેત્રવાળો, હાથમાં સિંદૂરના ચાંદલાવાળુ લોઢાનું ત્રિશૂલ ધારણ કરતો. (૪) ભ્રકુટિના મધ્યમાં સિંદૂર લગાવેલો, માંસ ભક્ષણમાં તત્પર, મસ્તક ઉપર લાલ ચૂંદડી બાંધેલો તે **પિબૈક** નામથી અતિ પ્રસિદ્ધ (શાક્તજનોમાં વિખ્યાત મહાકીર્તિવાળો), (૫) જેણે મહાકાલી-ભૈરવાદિ મલિન દેવો વશ કર્યા છે એવો, મદોદ્ધત, અભિચાર કર્મ કરનારા જનોનો સ્વામી, નાના પ્રકારની માયા સૃજવામાં મયદાનવ સમાન. (૬)

---

★ ''संप्रार्थ्यमानो'' इति ( ब ) पाठान्तरम् ।

महाबलो रिपुव्रातैरविषह्यपराक्रमः । विकरालतराकारो निर्दयः कालभीषणः ॥७॥ पूर्वं स हि स्वधर्मस्थो वेदप्रोक्तक्रियापरः । बुधः शीलगुणोपेतः★ स्वीयदाररतोऽभवत् ॥८॥ स चैकदाऽऽगमं सर्वं शाक्तसङ्गात् कुलार्णवम् । फलप्रदर्शनं तूर्णं पण्डितोऽवाचयन्मुदा ॥९॥ ततो दुःसङ्गदोषेण तस्मिंस्तस्याऽभवद्रुचिः । कौलसङ्गरतः सोऽभूत्तत्प्रोक्ताचारतत्परः ॥१०॥ स्वधर्मादींस्ततो हित्वा स शाक्ताध्वपुरःसरः । सिद्धेशाभिमतिर्जातो मात्सर्याद्याकुलान्तरः ॥११॥ सिद्धान् स्वीयान्तिकायातान् विजित्य स्वौजसा बहून् । कृत्वा यः किङ्करान् स्वीयान् स्वान्तिकेऽरक्षदन्वहम् ॥१२॥ तत्राऽऽयातांश्च यो नानादेवोपास्तिमतो जनान् । त्याजयित्वाऽऽशु तल्लिङ्गं निजाकल्पमधारयत् ॥१३॥

विभिन्नशास्त्रमर्यादं वीरभद्रपराक्रमम् । यं जेतुं नाऽशकत् कश्चिन्महावीर्योऽपि भूतले ॥१४॥ स हि ग्राम्यैर्नरैर्दारैर्निजशिष्यैश्च वेष्टितः । सिद्धानुपेत्य तान् स्वेक्षाभीतानेवं वचोऽब्रवीत् ॥१५॥ अहो सिद्धाभिधां धूर्ताः कथं धारयथोद्धताः । अधुनाऽत्रैक एवाहं भूमौ सिद्धोऽस्मि नेतरः ॥१६॥

મહાબળવાન, જેનું પરાક્રમ શત્રુઓ પણ સહન કરી શકતા નથી, જોનારા જનોને કાળના જેવો ભયંકર લાગતો. (૭)

તે બ્રાહ્મણ મહાકાલીની દીક્ષા ગ્રહણ કર્યા પહેલાં સ્વધર્મનિષ્ઠ, વિદ્વાન, સદ્વૃત્તાન્ત તથા શમદમાદિ ગુણોએ યુક્ત તેમજ એક પત્નીવ્રતવાળો હતો. (૮)

એક સમયે શક્તિના ઉપાસકના સમાગમથી તે બ્રાહ્મણે **કુલાર્ણવ** નામનો કાલ્પનિક નવીન ગ્રંથ, જે તાત્કાલિક ફળ બતાવનારો, શાલ્મલી પુષ્પની માફક, અર્થવાદની રુચિ ઉત્પન્ન કરનાર આગમ-તંત્ર કોઈ કામી રાજાએ પોતાના જેવી પ્રકૃતિવાળા પંડિત પાસે કરાવેલું હતું. તે ગ્રંથ પોતે પંડિત હોવાથી હર્ષપૂર્વક વાંચ્યું. (૯) તેનો વારંવાર અભ્યાસ કરવાથી, શાક્ત બ્રાહ્મણ તથા વેદ વિરુદ્ધ અસત્ શાસ્ત્રના સંસર્ગ દોષથી, તે બ્રાહ્મણને કુલાર્ણવ ગ્રંથમાં પ્રીતિ થઈ, શાક્તોનો સમાગમ કરવામાં પ્રીતિવાળો તે બ્રાહ્મણ, કૌલાર્ણવમાં કહેલા આચારો તથા મહાકાલી વગેરે મલિન દેવતાઓની ઉપાસનામાં આસક્તિવાળો થયો. (૧૦)

પછી શાક્ત માર્ગમાં અગ્રગણ્ય તે બ્રાહ્મણ પોતાના પૂર્વના સ્વધર્મો તથા મુખ્ય ગુણોનો ત્યાગ કરીને સિદ્ધેશના અભિમાનવાળો, મત્સર-ક્રોધ વગેરેથી મલિન અંતઃકરણવાળો થયો. (૧૧) તે પિબૈક બાહ્મણ પોતાની પાસે આવેલા ઘણા સિદ્ધોને પોતાના પ્રતાપથી જીતીને પોતાના સેવકો બનાવી, તેમને પોતાની પાસે જ રાખતો હતો. (૧૨)

વળી ત્યાં દેવીની યાત્રા નિમિત્તે આવતા, નાના પ્રકારના દેવોની ઉપાસનાવાળા જનોને, પોતાના દર્શન માત્રથીજ તેમની આગળની દીક્ષાના ચિહ્નો તિલક-માળા વગેરેનો ત્યાગ કરાવીને, પોતાની દીક્ષામાં ધારણ કરવા યોગ્ય પોતાના સમાન વેષ ધારણ કરાવતો હતો. (૧૩)

જેણે સત્શાસ્ત્રની મર્યાદા ત્યાગ કરી છે તેમજ જે વીરભદ્ર સમાન પરાક્રમવાળો છે, એવા જેને જીતવા માટે પૃથ્વીના તળ ઉપરનો કોઈ પણ મહાપરાક્રમી પુરુષ શક્તિમાન થયો ન હતો; (૧૪)

એવો તે **પિબૈક** તે ગામમાં રહેતા પોતાના શિષ્ય, સ્ત્રીઓ તથા પુરુષોથી વીંટાયો થકો, પોતાના દર્શનથી ભય પામેલા સિદ્ધોની સમીપે આવીને આ પ્રમાણે બોલવા લાગ્યો : (૧૫)

'અહો હે ધૂર્તો ! હે ઉદ્ધતો ! (સકલ જગતમાં પ્રસિદ્ધ સિદ્ધ હું છું. તો મારું એ નામ તમો કેમ ધારણ કરો છો?) સિદ્ધ તો હું છું. તમો સિદ્ધ કેમ કહેવાઓ છો ? સમગ્ર પૃથ્વી ઉપર હમણાં હું એક જ સિદ્ધ છું, બીજો નથી. (૧૬)

★ ''बुधशीलगुणोपेतः'' इति (ब) पाठभेदः लेखकप्रमादेन भाति ।

भवादृशास्तु भूयांसः शिष्या हि विहिता मया । न येऽमन्यन्त मद्वाक्यं ते च नीता यमालयम् ॥१७॥ उत्तार्याऽऽशु ततो यूयं धृता यज्ञोपवीतवत् । कण्ठस्त्रजो हि शिष्यत्वं मदीयं यात भूतये ॥१८॥ अन्यथा वीरपुरुषा भीमास्या रक्तलोचनाः । मदाज्ञयाऽखिलान् युष्मान् भक्षयिष्यन्ति जीवतः ॥१९॥ इत्युक्तास्तेन ते सिद्धास्तत्पराक्रमवेदिनः । वीक्षमाणास्तमत्युग्रं भृशं भीत्या चकम्पिरे ॥२०॥ ततो विभ्रान्तचित्तास्ते जातजीवितसंशयाः । विचारं विदधुरेवं नाश्रयिष्याम चेद् वयम् ॥२१॥ मरिष्यामोऽथवोन्मत्ता भविष्यामो द्रुतं ततः । स्याम शिष्यास्त्वमुष्यैवं ते परस्परमब्रुवन् ॥२२॥ ततस्त्रोटयितुं कण्ठस्त्रजस्तानुद्यतान् हरिः । दृष्ट्वेत्याह त्विदं सिद्धाः किं न्वयोग्यं विधीयते ॥२३॥

चिन्ता कार्या न युष्माभिः किं क्षुद्रोऽसौ विधास्यते । मां शिष्यं कुरुतात् पूर्वं ततोऽयं भवतोऽखिलान् ॥२४॥ सान्त्विता अपि तेनैवं तं भीतास्तेऽवदन्निति । नान्यसिद्धसमोऽयं यत्त्वां निहन्यादपि क्षणात् ॥२५॥ अथेत्यूचे हरिः सिद्धान् भूरिदुष्कर्मदूषितात् । भीतिर्ममास्ति नैवाऽस्मादात्मनिष्ठस्य नित्यदा ॥२६॥ इत्याकर्ण्य स तद्वाक्यं पिबैको भूरिमत्सरः । तं दृशात्युग्रया पश्यन्नाजुहावात्मसन्निधौ ॥२७॥

---

મેં તમારા જેવા તો ઘણા શિષ્યો કર્યા છે. તેમાં મારું વચન જેણે નથી માન્યું, તે બધાને મેં યમાલયમાં પહોંચાડ્યા છે. (૧૭)

તેથી તમો યજ્ઞોપવીતની માફક કંઠમાં ધારણ કરેલી તુલસીની કંઠી ઉતારી નાંખો અને તમારા આત્માના રક્ષણરૂપ અભ્યુદય માટે મારા શિષ્ય બનો. ('આત્માનું રક્ષણ કરવું' એમ તમોએ માનેલા વેદનું વચન સત્ય કરવું હોય તો તત્કાળ મારા શિષ્ય થાઓ.) (૧૮)

જો તમો એમ નહિ કરો તો મારી આજ્ઞાથી ભયંકર મુખવાળા, લાલ નેત્રોવાળા, વીરો તમોને તમારા પ્રાણ સહિત ભક્ષણ કરી જશે.' (૧૯) પિબૈકે આ પ્રમાણે સિદ્ધોને કહ્યું તેથી હજારો માણસોને મારી નાખવારૂપ તેનું પરાક્રમ જાણનારા, તેને અતિ ઉગ્ર અને તીક્ષ્ણ પ્રકૃતિવાળો જોઈને, મરણ પ્રાપ્તિના ભયથી સર્વ **સિદ્ધો** અત્યંત કંપવા લાગ્યા. (૨૦) ત્યાર બાદ અસ્થિર ચિત્તવાળા, જીવતા રહેશું કે નહિ એવા સંશયવાળા સિદ્ધો આવો વિચાર કરવા લાગ્યાઃ 'જો આપણે એના આશ્રિત નહિ થઈએ. તો આપણે મરી જઈશું અથવા ઉન્મત્ત થઈ જઈશું. તેથી એના શિષ્યો તત્કાળ થઈ જઈએ.' આવી રીતે સિદ્ધો પરસ્પર બોલતા હતા. (૨૧-૨૨) પછી કંઠમાંથી કંઠીઓ તોડવા તત્પર થયેલા સિદ્ધોને જોઈને, શ્રીહરિએ તેમને કહ્યુંઃ 'હે સિદ્ધો ! આવું અયોગ્ય કાર્ય શા માટે કરો છો ? (તમો વૈષ્ણવો છો તેથી તમારે કંઠીઓ તોડવી તે અયોગ્ય છે.) (૨૩) હે સિદ્ધો ! તમારે ચિંતા ન કરવી (એ મારી નાંખશે એવી ચિંતા ન કરવી) ક્ષુદ્ર, અધમ, કાળના કોળિયારૂપ પિબૈક શું કરવાનો છે ? (આત્મારામ જે હોય તેને તે શું કરે ?) એ પહેલાં મને શિષ્ય કરે પછી તમો બધાને શિષ્ય કરે.' (૨૪)

શ્રીહરિએ આ પ્રમાણે **સાંત્વન** આપ્યું છતાં પણ તે સિદ્ધો ભય પામ્યા હોવાથી શ્રીહરિ પ્રત્યે કહેવા લાગ્યાઃ હે શ્રીહરે ! આ પિબૈક બીજા સિદ્ધ જેવો નથી. તે તો તમોને પણ ક્ષણવારમાં હણશે (ત્યારે અમારી તો વાત જ શી કહેવી ?) (૨૫)

સિદ્ધોનું આવું **વચન** સાંભળીને શ્રીહરિએ આ પ્રમાણે કહ્યું : હે સિદ્ધો ! ઘણા દુષ્કર્મથી દૂષિત પિબૈકથી હંમેશાં આત્મનિષ્ઠાવાળા મને લગારેય ભય નથી. (૨૬)

શ્રીહરિનું આવું વચન સાંભળીને અત્યંત મત્સરવાળા પિબૈકે અતિ ઉગ્ર દૃષ્ટિથી શ્રીહરિ પ્રત્યે જોઈને તેમને પોતાની સમીપ બોલાવ્યા. (૨૭)

अथोपेत्य विभुस्तूर्णं नीलकण्ठोऽतिधैर्यवान् । वीरासनेन निर्भीको न्यषीदत्तस्य सन्मुखम् ॥२८॥ निषेदुस्तेऽथ तत्पृष्ठे सिद्धा हर्य्युन्मुखेक्षणाः । भीताः सोऽथ स्वसामर्थ्यं तेभ्यस्तूर्णमदर्शयत् ॥२९॥ सोऽक्षिपन्मन्त्रितान् माषान् सान्द्रपत्रे वटद्रुमे । सोऽथ शुष्कोऽभवत्तूर्णं सिद्धा बिभ्युस्तदा भृशम् ॥३०॥ तथाऽप्यक्षुब्धचित्तं तं निरातङ्कं विलोक्य सः । तस्मिन् प्राणापहरणं माषमुष्टिं किलाऽक्षिपत् ॥३१॥ तथापि पूर्ववच्छान्तं स्थितं दृष्ट्वेत्युवाच तम् । कालभैरवमुष्ट्या त्वां हन्मि स्वं स्मर निर्जरम् ॥३२॥ इत्युक्तवन्तमत्युग्रं व्यात्तभीमारुणेक्षणम् । स तं प्राहेति का चिन्ता कुरूद्योगं यथाबलम् ॥३३॥

ततः स भैरवान् वीरान् प्रैरयत्तं प्रति द्रुतम् । अजानन्नेव तत्तत्त्वं तं जिघांसुर्दुराशयः ॥३४॥ ततस्तीक्ष्णासिहस्तास्ते कालकालं विलोक्य तम् । पलायन्त भयात् सद्यो दृष्ट्वा सिंहं यथा मृगाः ॥३५॥ तत्प्रतापेन दग्धास्ते तं विवल्य स्वप्रेरकम् । नितरां पीडयामासुर्धर्मसाधुजनद्रुहम् ॥३६॥ सोऽथाऽपतत् क्षितौ वक्त्राद् भूयिष्ठं रुधिरं वमन् । प्राप्य मूर्च्छामथोत्तस्थौ क्षणान्ते रोषितो भृशम् ॥३७॥ कृत्वाऽम्भसाऽथ गण्डूषान् पुनस्तं चेत्युवाच सः । घ्नन्त्याऽऽशु त्वां

---

અતિ ધૈર્યવાન, વિભુ **નીલકંઠ** તત્કાળ તેની સમીપ ગયા અને નિર્ભયતાથી વીરાસન વાળી તેની સન્મુખ બેઠા. (૨૮)

પછી સિદ્ધો શ્રીહરિ સન્મુખ નેત્ર રાખીને ભય પામેલા થકા શ્રીહરિની પાછળ બેઠા. પછી પિબૈકે તેમને પોતાનું સામર્થ્ય બતાવ્યું. (૨૯)

પિબૈકે એક ઘટાદાર વડના વૃક્ષ ઉપર મંત્રેલા અડદ ફેંક્યા તેથી તે વડનું વૃક્ષ તત્કાળ સુકાઈ ગયું. આ જોઈને સિદ્ધો અત્યંત બીવા લાગ્યા. (૩૦)

છતાં શ્રીહરિને ચિત્તક્ષોભથી રહિત, નિર્ભય જોઈને પિબૈકે શ્રીહરિ ઉપર પ્રાણનાશ કરનારી અડદની મુષ્ટિ ફેંકી. (૩૧)

અડદની મુષ્ટિ નાખ્યા છતાં પણ શ્રીહરિને પૂર્વની માફક શાંત, નિર્ભય બેઠેલા જોઈને પિબૈક આ પ્રમાણે બોલ્યો, હે હરે ! તને હમણાં કાલ ભૈરવની મુષ્ટિથી હણું છું. માટે તારા ઈષ્ટદેવને સંભારી લે. (૩૨)

આ પ્રમાણે કહેનાર અતિભયંકર આકૃતિવાળો, તેમજ પહોળાં અને અતિ ભયંકર લાલનેત્રવાળા પિબૈકને શ્રીહરિએ કહ્યું 'હે પિબૈક ! તમો કાળ ભૈરવની મુષ્ટિ નાંખો છતાં પણ મને લેશ માત્ર ચિંતા નથી. તેથી જેટલું તમારૂં બળ હોય તે પ્રમાણે મને મારવાનો ઉપાય કરો.' (૩૩) શ્રીહરિના સ્વરૂપને જાણતો ન હોવાથી શ્રીહરિને હણવાની ઈચ્છાવાળો, દુષ્ટ આશયવાળો **પિબૈક,** શ્રીહરિનું વચન સાંભળ્યા પછી અત્યંત ક્રોધ કરીને તત્કાળ શ્રીહરિ પ્રત્યે કાળભૈરવના વીરગણોને મોકલતો હતો. (૩૪)

પછી હાથમાં તરવારોવાળા, કાળભૈરવના વીરો કાળના પણ કાળ, શ્રીહરિને જોઈને; સિંહને જોઈ જેમ મૃગલાં ભયભીત થઈને તત્કાળ નાસી જાય તેમ તત્કાળ નાસી ગયા. (૩૫) શ્રીહરિના પ્રતાપથી બળેલા કાળ ભૈરવના વીરો પોતાને પ્રેરણા કરનાર પિબૈકને જ વળગ્યા. અને ધર્મ તથા સાધુજનોનો દ્રોહ કરનાર પિબૈકને તેઓ અત્યંત પીડા કરવા લાગ્યા. (૩૬)

પછી તે પિબૈકના મુખમાંથી અત્યંત લોહી નીકળવા લાગ્યું. અને તે મૂર્છા પામીને પૃથ્વી ઉપર પડી ગયો. પરંતુ ક્ષણવાર પછી પાછો અત્યંત ક્રોધે ભરાયેલો થકો ઊભો થયો. (૩૭) પછી તેણે પાણીથી કોગળા કર્યા અને ફરીથી

भव स्वस्थो वीरा बाटुकभैरवाः ॥३८॥ अथेत्यूचे हरिश्चिन्ता नास्ति तान् सोऽप्यथैरयत् । तेऽपि द्रष्टुमशक्तास्तं प्राग्वत्तं दुष्टमार्दयन् ॥३९॥ पतितः पूर्ववत् क्षोण्यां पुनरुत्थाय सोऽब्रवीत् । वीरैर्हन्मि महाकाल्यास्त्वमद्यैव भव स्थिरः ॥४०॥ स इत्युक्त्वैरयत्तांस्तं द्रष्टुं तेऽप्यक्षमा भिया । प्रेरितारं परावृत्य पूर्ववत्तं न्यपीडयन् ॥४१॥

अथोत्थाय क्षणान्ते स प्राहेत्थं तं क्रुधाकुलः। स्थिरो भवाद्य वीरैस्त्वां मारुतेर्घातयाम्यहम् ॥४२॥ इत्युक्त्वा प्रेरितास्तेन ते प्रेष्ठं मारुतेश्च तम् । दृष्ट्वा नत्वा परावृत्य क्षितौ तं द्रागपातयन् ॥४३॥ तेऽथ तं प्राहरन् दुष्टं वज्रनिष्ठुरमुष्टिभिः । सोऽथ रक्तं वमन् वक्त्रान्मूर्च्छां प्रापातिविह्वलः ॥४४॥ ततः कण्ठगतप्राणं विवृत्ताक्षं विचेष्टनम् । म्रियमाणं च धरणौ पतितं व्याकुलं भृशम् ॥४५॥ तं तद्बन्धुजना दृष्ट्वा हा हता इति सर्वशः । विलपन्तस्तमित्यूचुर्वन्दमाना मुहुर्हरिम् ॥४६॥ नीलकण्ठ दयासिन्धो प्राणांस्त्यक्ष्यत्ययं प्रभो । कृतापराधमप्येनं जीवयैवानुकम्पया ॥४७॥ पुनरीदृग्विधं निन्द्यं कर्म नाऽसौ विधास्यति । इत्युक्त्वा ते बहु द्रव्यं न्यधुस्तत्पादसन्निधौ ॥४८॥ तेऽथाऽऽमान्नानि सिद्धेभ्यः शर्कराऽऽज्यान्वितान्यदुः । तं प्रेक्षताऽथ भगवान् दयाब्धिः सोऽनुकम्पया ॥४९॥

---

શ્રીહરિને એમ કહેવા લાગ્યો. 'હે વર્ણિન્ ! તને હણવા માટે બટુક ભૈરવના વીરો આવે છે માટે સ્વસ્થ થા.' (૩૮) તેનું વચન સાંભળીને શ્રીહરિએ કહ્યું કે 'મારે ચિંતા નથી.' પિબૈકે બટુક ભૈરવના વીરો મોકલ્યા. તે વીરો પણ શ્રીહરિ સન્મુખ જોવા માટે અશક્ત થયા તેથી દુષ્ટ **પિબૈક**ને પહેલાંની માફક પીડા કરવા લાગ્યા. (૩૯) પિબૈક પહેલાંની માફક પૃથ્વી ઉપર પડ્યો અને ફરી ઊભો થઈને બોલ્યો : હે વર્ણિન્ ! હમણાં તને મહાકાલીના વીરો મોકલી હણું છું. માટે સ્થિર થા. (૪૦)

પછી પિબૈકે આ પ્રમાણે કહીને મહાકાલીના વીર મોકલ્યા. તે વીરો પણ શ્રીહરિ સામે દૃષ્ટિ કરવાને પણ સમર્થ ન થયા અને બીકથી પાછા વળીને પૂર્વની માફક પોતાને મોકલનાર પિબૈકને પીડા કરવા લાગ્યા. (૪૧) પછી પિબૈક ક્ષણવારમાં ઊઠીને, શ્રીહરિને હણવામાં પોતાનું સામર્થ્ય ચાલ્યું નહિ તેથી ક્રોધથી આકુળવ્યાકુળ બનીને 'હે હરે ! હવે તને હું મારુતિના વીરો વડે હણું છું. માટે સ્થિર થા.' એમ શ્રીહરિને કહેવા લાગ્યો. (૪૨)

એમ કહીને પિબૈકે મોકલેલા મારુતિના વીરો, મારુતિને પ્રાણથી અતિપ્રિય શ્રીહરિને જોઈને, તેમને નમસ્કાર કરીને, પાછા વળીને તત્કાળ તે દુષ્ટ કર્મ કરનાર પિબૈકને ભૂમિ ઉપર પછાડીને વજ્રના જેવી કઠોર મૂઠીઓથી મારવા લાગ્યા. પછી મુખમાંથી રુધિર વમન કરતો અત્યંત ગભરાયેલો, તે મૂર્છા પામ્યો. (૪૩-૪૪) કંઠમાં આવ્યો છે પ્રાણ જેને, પહોળી થઈ છે આંખો જેની, નિશ્ચેષ્ટ અત્યંત વ્યાકુળ, થઈને મરણાસન્ન દશામાં પૃથ્વી ઉપર પડેલા. (૪૫) પિબૈકને જોઈને તેમના તમામ બંધુજનો હા, હા, આના વિના અમે મરેલા જ છીએ, એમ વિલાપ કરતાં, શ્રીહરિને વારંવાર વંદન કરતાં, આ પ્રમાણે કહેવા લાગ્યા : (૪૬)

હે નીલકંઠ ! હે દયાસિંધો ! હે પ્રભો ! આ પિબૈક તેના પ્રાણનો ત્યાગ કરશે. તેણે અપરાધ કર્યો છે છતાં પણ તમો તેને દયા કરીને જિવાડો (૪૭) હે હરે ! એ હવે ફરીથી આવું નિંદ્ય કર્મ નહિ કરે. એમ કહીને પિબૈકના બંધુજનોએ શ્રીહરિના ચરણકમળમાં ઘણું દ્રવ્ય મૂક્યું. (૪૮)

તેના બંધુજનોએ તે સિદ્ધોને પણ પુષ્કળ સાકર, ઘી તથા કાચું અન્ન આપ્યું. પછી દયાસાગર ભગવાન શ્રીહરિએ (પોતાની આગળ પુષ્કળ સાકર, ઘી તથા કાચું અન્ન આપ્યા તેથી પ્રસન્ન થઈ દયા કરી એવો **ભાવાર્થ** નથી, પરંતુ પોતે નિષ્કારણ અપાર દયાવાળા છે તેથી) દયાથી પિબૈક તરફ દૃષ્ટિ કરી. (૪૯)

उत्थाय तावन्नृपते स तूर्णं तं प्राणमत् प्राणदमादरेण । सम्प्रार्थ्य तं चाथ तदाज्ञया स्वं गेहं ययौ बन्धुजनैरुपेतः ॥५०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे पिबैकपराजयनिरूपणनामा षट्चत्वारिंशोऽध्यायः ॥४६॥

## ॥ अथ सप्तचत्वारिंशोऽध्यायः ॥

( उपकारिण्यपि हरावपकारं पुनश्चरन् । स पुनर्मरणात् सप्तचत्वारिंशेऽवितोऽमुना ॥ )

श्रीशुकानन्द उवाच - **नीलकण्ठोऽथ तद्दत्तं विप्रेभ्योऽदाद् भृशं धनम् । विविदुस्तेऽथ तं सिद्धा भगवन्तं हि विस्मिताः ॥१॥ तेऽथ तस्याश्रयं सर्वे चक्रिरे प्राणदायिनः । पाकं कृत्वाऽथ ते सर्वे भोजनं चक्रुरुत्सुकाः ॥२॥ ततस्ते हरिणा सार्द्धं तां तत्रोषुर्निशां मुदा । तस्यां सर्वेऽस्वपन् सिद्धा हरिर्दध्यौ स्थिरासनः ॥३॥ महामानोऽथ स क्रूरो दण्डघातादिवोरगः । मानभङ्गादतिक्रुद्धः पिबैको नाऽऽप निर्वृतिम् ॥४॥ सोऽभ्यर्च्याथ महामांसैर्निशायां कालभैरवम् । पाययित्वा सुरारक्ते तं हन्तुं प्रैरयत् प्रभुम् ॥५॥**

---

હે નૃપતે ! જે સમયે શ્રીહરિએ પિબૈક તરફ જોયું કે તરતજ પિબૈક ઊઠીને આદરપૂર્વક પ્રાણને આપનારા શ્રીહરિને **નમસ્કાર** કરવા લાગ્યો. પછી શ્રીહરિને **સંપ્રાર્થના** કરીને ‘‘હું હવે ફરી આવું કર્મ નહિ કરું’’ એમ કહીને શ્રીહરિની આજ્ઞાથી, બંધુજનોએ સહિત પોતાને ઘેર ગયો. (૫૦)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં ‘પિબૈક પરાજય નિરૂપણ’ નામે છેંતાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૬)

## અધ્યાય : ૪૭

## પિબૈકે કરેલો શ્રીહરિનો આશ્રય અને સ્તુતિ, શ્રીહરિએ તેના ઉપર પ્રસન્ન થઈ ધર્મ સહિત ભક્તિનો ઉપદેશ આપ્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી નીલકંઠે પિબૈકના બંધુજનોએ આપેલું તમામ દ્રવ્ય બ્રાહ્મણોને આપી દીધું. શ્રીહરિની સાથે આવેલા **સિદ્ધો** શ્રીહરિના ચરિત્રથી વિસ્મય પામીને શ્રીહરિને ભગવાન જાણવા લાગ્યા. (૧)

સર્વ સિદ્ધોએ પિબૈકને પ્રાણ આપનાર શ્રીહરિનો **આશ્રય** કર્યો. પછી સર્વ સિદ્ધો પાક (રસોઈ) બનાવી ઉત્સાહપૂર્વક ભોજન કરવા લાગ્યા. (૨)

તે સિદ્ધો શ્રીહરિ સાથે હર્ષપૂર્વક તે રાત્રિ રહ્યા. તે રાત્રે બધા સિદ્ધો ગાઢ નિદ્રામાં સૂતા હતા ત્યારે **શ્રીહરિ** સ્થિર આસનવાળી સ્વસ્વરૂપનું ચિંતવન કરવા લાગ્યા. (૩) તે સમયે મહામાની ક્રૂર સ્વભાવવાળો પિબૈક, લાકડીના મારવાથી સર્પ જેમ ક્રોધિત થાય, તેમ માનભંગ થવાથી, અત્યંત ક્રોધી થઈને અશાંત થયો. (૪)

તે રાત્રે તેણે કાળભૈરવને માંસથી તૃપ્તિ પમાડી અને ત્રણ પ્રકારની સુરા તથા રુધિરનું પુષ્કળ પાન કરાવ્યું અને પછી શ્રીહરિને મારવા માટે મોકલ્યો. (૫)

मुक्तकेशोऽथ रक्ताक्षः स नग्नो भीषणाननः । शूलभृत् कज्जलश्यामस्तस्याऽऽयात् सन्निधिं हरेः ॥६॥ सोऽथ तत्सन्निधौ स्थातुं ह्यशक्तोऽस्थाद् विदूरतः । सोऽथ वीक्ष्यापि तं क्रूरं नाऽबिभेच्चाहसद्धरिः ॥७॥

सोऽप्युषःकालपर्य्यन्तं तस्थिवानथ स प्रभुः । उग्रमुद्यतशूलं तं व्रजन् स्नातुं व्यलोकयत् ॥८॥ तद्दृशा कम्पमानाङ्गो बिभ्यत् सोऽप्याशु भैरवः । चक्रे पलायनं हन्तुं प्रेरकं विप्रमेव तम् ॥९॥ इत्थं पलायमानं तं दयालुर्हरिरब्रवीत् । मा हिंसीस्त्वं द्विजं यस्मात्तदन्नप्राशिनो वयम् ॥१०॥ इत्युक्तो भैरवस्तेन प्राप्येत्यूचे तमुद्धतम् । अहं तु प्रेरितस्तस्मिन् कथं पापीयसा त्वया ॥११॥ तदीक्षयैव गात्राणि दन्दह्यन्तेऽखिलानि मे । आयातोऽपि ततो हन्तुं त्वां मुञ्चामि तदाज्ञया ॥१२॥ अथ स्वकीयदौरात्म्यं गर्हयन् सोऽतिविस्मितः । अपकारिण्यपि स्वस्मिन् प्राशंसत्तद्दयालुताम् ॥१३॥ सोऽथ ध्वस्तमहादर्पो ह्रिया नम्रो विमत्सरः । भगवन्तं परं साक्षात् सशिष्यो निश्चिकाय तम् ॥१४॥ अथान्वितो निजैः शिष्यैरागतः सोऽन्तिकं हरेः । तं दयालुं हि सर्वेशं ववन्दे दण्डवन्मुदा ॥१५॥

---

છૂટા છે કેશ જેના તથા લાલ નેત્રોવાળો, વસ્ત્ર રહિત, ભયંકર મુખવાળો, ત્રિશૂળધારી, કાજળ જેવો શ્યામ, તે કાળભૈરવ, શ્રીહરિની સમીપમાં આવ્યો. (પહેલાં કાળભૈરવના વીરો મોકલ્યા હતા. હવે વીરોના સ્વામી કાળભૈરવને મોકલ્યો માટે પુનરુક્તિ દોષ નથી.) (૬) કાળભૈરવ તો શ્રીહરિની પાસે સમર્થ ન થયો તેથી દૂર ઊભો રહ્યો. તે ક્રૂર કાળભૈરવને જોઈને શ્રીહરિ જરાપણ ભય પામ્યા નહિ પરંતુ હસ્યા. (અહો દુર્જનનું દુર્જનપણું કેવું છે ? એમ અંતઃકરણમાં વિચારીને પોતે હસ્યા.) (૭)

કાળભૈરવ પણ પ્રાતઃકાળ પર્યંત ત્યાંજ રહ્યો. પછી પરમેશ્વર શ્રીહરિ સ્નાન કરવા જવા લાગ્યા ત્યારે ઉગ્ર સ્વભાવવાળા, ઉગામ્યું છે ત્રિશૂળ જેણે એવા **કાળભૈરવ** તરફ શ્રીહરિએ દૃષ્ટિ કરી. (૮)

શ્રીહરિએ કરેલા નયન કટાક્ષથી તે ભય પામ્યો અને તેથી કંપતો કાળભૈરવ, શ્રીહરિને મારવા માટે પ્રેરણા કરનાર પિબૈક બ્રાહ્મણને જ હણવા માટે તત્કાળ દોડ્યો. (૯)

આ પ્રમાણે દોડતા કાળભૈરવને દયાળુ શ્રીહરિએ કહ્યું કે 'હે કાળભૈરવ ! તને પ્રેરણા કરનારા પિબૈક બ્રાહ્મણને તું હણીશ નહિ. કારણ કે અમોએ તેનું અન્ન ખાધું છે.' (૧૦) આ પ્રમાણે શ્રીહરિએ કહ્યું તેથી કાળભૈરવે તે ઉદ્ધત પિબૈકને મળીને, 'હે અતિપાપી ! તેં શ્રીહરિ પાસે મને કેમ મોકલ્યો ?' એમ કહ્યું. (૧૧)

(તને ઈષ્ટ પદાર્થો વડે તૃપ્ત કરીને તેને મારવા માટે મેં મોકલ્યો હતો તેથી 'કેમ મોકલ્યો હતો' તેવું શા માટે કહે છે ? એમ જો કહેતા હો તો, મને તમોએ તેને મારવા માટે મોકલ્યો ન હતો. પરંતુ તેમના દ્વારા મારો નાશ કરવા માટે તમોએ આ ઉપાય કર્યો હતો. તો પણ દયાળુ પ્રભુએ મને માર્યો નહિ.) તેમની દૃષ્ટિથી જ મારું શરીર અત્યંત બળે છે. હે પિબૈક ! તેથી હું તને મારવા માટે આવ્યો છું. તો પણ શ્રીહરિની આજ્ઞાથી (શ્રીહરિએ કહ્યું છે કે પિબૈકને મારીશ નહિ તેથી) તને હું મારતો નથી. (૧૨)

એમ કહીને કાળભૈરવ ગયો. પછી **પિબૈક** પોતાના દુરાત્મપણાને નિંદતો થકો અપકાર કરનાર પોતાના પ્રત્યે શ્રીહરિએ કરેલી અત્યંત દયા (કાળભૈરવને તેને મારવાનો નિષેધ કર્યો તે રૂપી દયા) તેની પ્રશંસા કરવા લાગ્યો. (૧૩)

પછી જેનો (સિદ્ધત્વના અભિમાનરૂપ) મહાન ગર્વ નાશ પામ્યો છે એવો, લાજથી નમ્ર, મત્સર રહિત થયેલા; પોતાના શિષ્યો સહિત પિબૈકે 'આ જ પ્રત્યક્ષ શ્રીહરિ સર્વ અવતારોના અવતારી છે' એમ નિશ્ચય કર્યો. (૧૪)

પછી **પિબૈક** પોતાના શિષ્યો સાથે શ્રીહરિની સમીપમાં આવીને, દયાળુ સર્વેશ શ્રીહરિને હર્ષપૂર્વક દંડવત્ પ્રણામ કરવા લાગ્યો. (૧૫)

ततस्तमालोक्य स कम्पमानो ह्रिया नतास्यो विहितापराधः । तं प्राञ्जलिर्गद्गदया गिरेदं जगाद सानन्दमुदारवन्द्यम् ॥१६॥ अनेकलोकेश्वरमौलिमालाविचित्रवर्णीकृतपादपीठः । अवार्यवीर्यो ह्यतुलप्रतापः सत्योऽसि साक्षाद् भगवान् परस्त्वम् ॥१७॥ धर्मद्विषत्कैरवहर्षहारी प्रमोदयन् सज्जनपद्मवृन्दम् । प्रचण्डपाषण्डतमोऽवभेदी महोरविस्ते जयतीह भद्रः ॥१८॥ क्षिपन् दुराचारतुषारपुञ्जं दूरीकृतासद्गुरुघूकजातः । विशोषिताऽधर्मकुलोरुपङ्को विद्राविताऽसज्जनचौरवर्गः ॥१९॥ जगद्विधातारमुदारसारं त्वां जेतुमैच्छं शलभो यथाऽग्निम् । अर्कं च खद्योत इवार्त्तिहारिन् कियांस्तवाग्रेऽहमनन्तशक्तेः ॥२०॥

ईशेश्वरं साक्षिणमङ्गभाजां गुणार्णवं प्राणिहितावतीर्णम् । त्वां कालकालं बलिनां बलिष्ठं यो जेतुमिच्छेत् स तु मन्दबुद्धिः ॥२१॥

---

શ્રીહરિને જોઈને કંપતો, લાજથી નમ્ર મુખવાળો, અપરાધી પિબૈક, હાથ જોડીને મહાપુરુષોએ વંદના કરવા યોગ્ય શ્રીહરિને પ્રેમના અશ્રુથી ગદ્ગદ ભાવથી અતિ હર્ષપૂર્વક **સ્તુતિ વચન** બોલવા લાગ્યો. (૧૬)

'જે તમારા સિંહાસનનું પાદપીઠ જેના ઉપર તમારાં ચરણકમળ રહે છે; તે અનેક લોકેશ્વરોના મુગટોની હારો (પંક્તિઓ) વડે નાના પ્રકારના રંગથી રંગાયેલું છે એવા, જેનું સામર્થ્ય નિવારણ થઈ શકે તેમ નથી એવા, અનુપમ પ્રતાપશાળી, અક્ષરાદિથી પર, સત્ય જે ભગવાન છે તે તો પ્રત્યક્ષ તમો જ છો. (''अयं सत्यो★ भगवान्'' अयं गुणादिजो★ भगवान्'' અહીં **સત્ય** શબ્દ છે તેનો આ ભાવ છેઃ હે ભગવન્ ! તમારા ગુણ- વિભૂતિ-ઐશ્વર્ય તથા આવેશથી ભગવદ્ ભાવને પામેલા પરશુરામ-નારદ-વ્યાસ આદિ જે સ્વરૂપો છે તે **અપર** છે. જેના ગુણાદિ વડે બીજા ભગવત્ શબ્દ વાચ્ય થાય છે. એવા આપ **પર** સ્વરૂપ છો.) માટે સર્વાવતારના એક કારણ તે તમો જ છો. (૧૭)

હે હરે ! આ લોકમાં તમારો મંગળકારી પ્રતાપરૂપી સૂર્ય સર્વોત્કર્ષપણે વર્તે છે. ધર્મના દ્વેષીરૂપી કુમુદોનો હર્ષ નાશ કરનારા (સૂર્યોદય થાય છે ત્યારે કુમુદો બીડાય જાય છે તેમ) અને સાધુજનોરૂપી કમળના સમૂહને આનંદ આપનારા, પ્રચંડ પાખંડરૂપી ગાઢ અંધકારને ભેદી નાંખનારા. (૧૮)

દુષ્ટાચારરૂપ ઝાકળના પુંજને નાશ કરનારા, નાશ કર્યા છે પર્વતની ગુફામાં પ્રવેશ કરનારા અસત્ ગુરુરૂપી ઘુવડોના સમુદાય જેમણે, સૂકવી નાંખ્યો છે અધર્મના કુળરૂપી મહા કાદવ જેમણે, નસાડી મૂક્યા છે અસજ્જનરૂપી ચોર વર્ગ જેમણે એવા. (૧૯)

જગતના વિધાતા, બ્રહ્મા-મરીચ્યાદિમાં જગત સૃજવાની શક્તિ પ્રેરનાર તમોને, અગ્નિને પતંગિયાની જેમ; તથા સૂર્યને ખદ્યોત જેમ પરાભવ કરવા પ્રયત્ન કરે, તેમ તમારો પરાભવ કરવા હું ઈચ્છતો હતો, તે સર્વથા અયોગ્ય હતું. હે આર્તિહારિન્ ! અનંત શક્તિવાળા એવા તમારી આગળ હું કોણ ? (મેરુ પર્વત પાસે જેમ પરમાણું દેખાય તેમ હું આપની પાસે છું.) (૨૦)

ઈશ્વરોના ઈશ્વર, શરીરીઓના સાક્ષી, સત્ય-શૌચાદિ તથા અપહત પાપ્મા વગેરે ગુણોના સમુદ્ર, પ્રાણીઓના કલ્યાણ માટે અવતરેલા, કાળના કાળ, બલવાનોમાં સદા વિજય મેળવનારા, તમોને જીતવા માટે જે ઈચ્છે તે તો મંદ બુદ્ધિવાળો છે. (૨૧)

---

★ આના વિવેચનનો પ્રકાર લઘુ ભાગવતામૃતની **વૈષ્ણવતોષિણી** વીર રાઘવી તથા શ્રીમદ્ભાગવતની **બ્રાહ્મી સંહિતા** ટીકા થકી જાણવો.

त्वद्दासदासस्य नरस्य दासे जनेऽपि मे शक्तिरतुल्यकीर्त्ते ! नैव प्रवर्त्तेत कदापि किञ्चित्तदा त्वयीशे किमु तत्र चित्रम् ॥२२॥ कृतागसं मामपि पापिमुख्यं त्वं भैरवाद् रक्षितवान् दयालो । तस्मादतुल्याऽस्ति तवानुकम्पा ममापि दौरात्म्यमनन्यतुल्यम् ॥२३॥ संसारसिन्धोरधमाधमं मामुद्धारयन् धर्मधुरन्धरस्त्वम् । नाम स्वमन्वर्थमहो प्रकुर्वन् नारायणो वै जयसीह साक्षात् ॥२४॥ तवोपकारं प्रतिकर्तुमेतमहं त्वशक्तो ह्यपि कोटिवर्षैः । त्वां कालमायाद्यधिपं परस्मात्परं स्वतन्त्रं प्रणमामि भूयः ॥२५॥ यथा परात्मन्निह चन्दनद्रुर्व्यथाप्रदस्यापि महोरगस्य । शान्तिं नयत्याशु तथाऽहमुग्रस्त्वया सुखं प्रापित एव भूमन् ॥२६॥ स्तैन्याभिचारव्यभिचारहिंसामांसाशनाद्युत्पथपङ्कमग्नः । त्वयोद्धृतोऽहं निरयाध्वमुख्यो विभिन्नमर्याद इव द्विपेन्द्रः ॥२७॥

ये वेदसन्मार्गमुदस्य पुण्यं मांसादिकप्राशसुरादिपानम् । असत्पथं तामसदेवपूजायुतं श्रयन्ते ननु तेऽतिमन्दाः ॥२८॥ मोहान्धदृष्टेर्जनवञ्चकस्य भोगाप्तिचिन्तातुरमानसस्य । अबुद्धिजातं हि ममाऽपराधं क्षमस्व सर्वं दयया त्वमीशः ॥२९॥

---

જેને કોઈની ઉપમા આપી શકાતી નથી એવા તમો, તમારા દાસનો દાસ જે પુરુષ તેના પણ દાસને વિષે ક્યારેય પણ મારી શક્તિ ચાલી શકતી નથી તો ઈશ્વર એવા તમારે વિષે ન પ્રવર્તે તેમાં શું આશ્ચર્ય છે. (૨૨)

હું અપરાધી છું. મારું એકવાર આપે રક્ષણ કર્યું છતાં ફરીથી પણ કાળભૈરવને મોકલવારૂપ અપરાધ કર્યો તેથી પાપીઓમાં મુખ્ય (કૃતઘ્ની) એવો હું, હે દયાળુ ! તમોએ કાળભૈરવથી મારી રક્ષા કરી, તેથી તમારી અનુકંપા અનુપમ છે. મારું દુરાત્મપણું પણ અનુપમ છે. (તમો સદ્ધર્મ ધારક છો તેથી તમારે દુરાત્મા મારું રક્ષણ કરવું તે યોગ્ય જ છે.) (૨૩)

હે હરે ! અધમથી પણ અધમ મને, સંસાર સમુદ્રથી ઉદ્ધાર કરનારા તમારું જગત પ્રસિદ્ધ **અધમોદ્ધારક** આ નામ અહો, તમો સાર્થક કરો છો. પ્રત્યક્ષ નારાયણ તમો આલોકમાં સર્વોત્કર્ષપણે વર્તો છો. (૨૪)

આ તમારા ઉપકારનો બદલો, હું તો કરોડો વર્ષોથી પણ વાળવા અશક્ત જ છું. તેથી સર્વ થકી પર અક્ષરબ્રહ્મ તેનાથી પણ પર, કાળ-માયાદિના અધિપતિ, સ્વતંત્ર, તમોને હું વારંવાર **પ્રણામ** કરું છું. (૨૫)

હે પરમાત્મન્ ! આ લોકમાં જેમ મહાસુગંધ તથા શીતળતા આપતું ચંદન વૃક્ષ, દુઃખદાયક સર્પને પણ શાંતિ કરે છે, તેવી રીતે હે ભૂમન્ ! સર્પરાજની માફક તીવ્ર સ્વભાવવાળા મને તમોએ ચંદન જેવા આપના શીતળ ગુણોથી સુખ જ પમાડ્યું છે. (૨૬)

ચોરી, વ્યભિચાર, અભિચાર, હિંસા, માંસ ભોજન જેમાં છે એવા નિંદિત માર્ગરૂપી કાદવમાં બૂડેલો, શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરનાર, નરકના માર્ગે જનારાઓમાં અગ્રેસર, કાદવમાં બૂડેલા મહાહાથીને જેમ બહાર કાઢે તેમ તમોએ મારો ઉદ્ધાર કર્યો છે. (૨૭)

જે માણસો પવિત્ર વેદોદિત સત્ય માર્ગનો ત્યાગ કરીને, માંસાદિક અભક્ષ્ય ભોજન, સુરાપાન તથા તામસ દેવતાઓની પૂજારૂપી અસત્ માર્ગનો આશ્રય કરે છે, નિશ્ચય તે જનો અતિમંદ મતિવાળા છે. (૨૮)

મોહથી આવૃત દૃષ્ટિવાળો, જનોને ઠગનારો, ભોગની પ્રાપ્તિ માટે ચિંતાથી વ્યગ્ર મનવાળો હું અજાણથી થયેલા મારા બધા અપરાધને હે ઈશ ! દયાવડે તમો ક્ષમા કરો. (૨૯)

वन्दारुवृन्ददलितार्तिरभद्रभेदी सद्वन्द्यमोदपदभद्रपदारविन्दः । संसारसिन्धुतरणप्लवपुण्यकीर्तिर्नारायणो विजयसे पुरुषोत्तमस्त्वम् ॥३०॥ माद्दग्दुर्ज्जयदुष्टपण्डितमहानागोज्जये केसरी नानादुर्मततूलजालविपिनज्वालानलः सत्पते । अज्ञानोरुतरान्धकारतरणिर्दुर्मार्गभूभृत्पविर्व्याप्तो यस्य महान् प्रताप इह तं वन्दे मुहुस्त्वां हरिम् ॥३१॥

श्रीशुकानन्द उवाच - तं स्तुत्वेत्थं स नृपते शिष्यानूर्ध्वकरो निजान् । अस्त्यसौ भगवान् साक्षात् प्राहेत्याश्रीयतां ततः ॥३२॥ स इत्युक्त्वा मतं दुष्टं वेषं त्यक्त्वा निजं तथा । सार्द्धं शिष्यव्रजैश्चक्रे दृढं तस्याऽऽश्रयं हरेः ॥३३॥

स इत्यूचेऽथ तं स्वामिन् दयाम्भोधे भवापहम् । त्वदीयं शरणं प्राप्तान् पाहि नस्तव किङ्करान् ॥३४॥ हरिस्ततस्तमित्युचे सोऽन्तर्याम्यखिलात्मनाम् । कृतान्यंहांसि भूयांसि त्वया दुष्टप्रसङ्गतः ॥३५॥ तमित्युक्त्वा स सर्वज्ञस्तत्कृतान्येव भूरिशः । प्रच्छन्नानि विचित्राणि प्रोचे पापानि सर्वशः ॥३६॥ स ततस्तमिति प्रोचे दुष्टमार्गाग्रणीर्भवान् । अजामिल इवाजस्रं घोरैनांसि व्यधाद् भृशम् ॥३७॥ तथाप्यार्त्तिच्छिदं साक्षादक्षरात् परतः परम् । कारणं चावताराणां कालमायाद्यधीश्वरम् ॥३८॥

---

વંદન કરનાર પુરુષોના વૃંદોનાં દુઃખને જેણે નાશ કરી નાંખ્યા છે, પાપનો નાશ કરવાના સ્વભાવવાળા, ભગવાનના એકાંતિક સંતોને વંદનીય-આનંદના સ્થાનભૂત-મંગળસ્વરૂપ ચરણારવિંદ જેમના છે, સંસારરૂપી સમુદ્ર તરવામાં નૌકારૂપ પુણ્યકીર્તિવાળા, જીવોનો સમૂહ જે નાર તેમાં અંતર્યામીપણાથી રહેલા (નારાયણ) તેવા પુરુષોત્તમ ! તમો હમણાં સર્વોત્કર્ષપણે વર્તો છો. (૩૦)

હે સત્પતે ! મારા જેવા દુર્જય-દુષ્ટ પંડિતરૂપી મદોન્મત્ત હાથીઓના પરાજય કરવામાં કેસરી સિંહ જેવા, વિવિધ પ્રકારના નિંદ્ય કૌલાદિરૂપી તૂલના સમુદાયમાં જ્વાળાયુક્ત વનના અગ્નિ જેવા, અજ્ઞાનરૂપી મહા અંધકારમાં સૂર્ય સમાન, દુરાચારી જનોરૂપી પર્વતોમાં વજ્ર સમાન જેમનો મહાન પ્રતાપ આ લોકમાં સર્વ સ્થળે વ્યાપેલો છે એવા, તમો શ્રીહરિને હું વારંવાર **વંદના** કરું છું.' (૩૧)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે રાજન્ ! પિબૈકે આ પ્રમાણે શ્રી નીલકંઠની સ્તુતિ કરીને, ઊંચા હાથ કરીને, પોતાના શિષ્યોને આ પ્રમાણે કહ્યું. હે શિષ્યો ! આ નીલકંઠ પ્રત્યક્ષ ભગવાન છે. તેથી કાળ, માયા, યમદૂતના પાશથી તમારા આત્માને મુકાવવાની જો તમોને ઈચ્છા હોય તો તેમનો આશ્રય કરો. (૩૨)

પિબૈકે આ પ્રમાણે કહીને પોતાના પાપરૂપ મતનો અને વેષનો ત્યાગ કરીને, પોતાના શિષ્યો સાથે શ્રીહરિનો દૃઢ આશ્રય કર્યો. (૩૩)

પછી **પિબૈક** શ્રીહરિને આ પ્રમાણે કહેવા લાગ્યો. 'હે સ્વામિન્ ! હે દયાસાગર ! સંસૃતિનો નાશ કરનાર, તમારા શરણે આવેલા તમારા સેવકો એવા જે અમો, તે અમારું આપ રક્ષણ કરો.' (૩૪)

પછી સમગ્ર જીવોના અંતર્યામી **શ્રીહરિ** પિબૈકને આ પ્રમાણે કહેવા લાગ્યા. હે પિબૈક ! તમોએ દુષ્ટ જનના પ્રસંગથી ઘણાં પાપ કર્યાં છે. (૩૫)

સર્વજ્ઞ શ્રીહરિએ પિબૈકને આ પ્રમાણે કહીને તેણે કરેલાં અનેક પ્રકારના છાનાં સર્વ પાપકર્મો પણ કહ્યાં. (૩૬)

પછી શ્રીહરિ પિબૈકને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ 'હે પિબૈક ! દુષ્ટ મતમાં અગ્રગણ્ય તમોએ અજામિલની માફક ઘણાં ઘોર પાપ કર્યાં છે. (૩૭)

હે પિબૈક ! તમો આવા પાપી છતાં પણ, તેવા પાપીઓની પીડા નાશ કરનારા, સર્વ થકી પર જે અક્ષર તેથી પણ પર, રામકૃષ્ણાદિ સમગ્ર અવતારોના કારણ, કાળ-માયા-અક્ષરબ્રહ્મ આદિના અધિપતિ, એવા હોવા છતાં પણ પ્રત્યક્ષ પ્રવર્તમાન; નારાયણ એવો જે હું, તેને તમો તમારા અસત્ માર્ગનો ત્યાગ કરીને, મારા શરણે આવ્યા છો, તેથી

नारायणं हि मां प्राप्तस्त्वं हित्वाऽसन्मतं निजम् । तस्मात् पापार्त्तिभीतिभ्यस्त्वां पास्यामि शुचं त्यज ॥३९॥ अद्य प्रभृत्यसत्सङ्गो नैव कार्यस्त्वया क्वचित् । कुलार्णवादयोऽभद्रा ग्रन्था हेयाश्च सर्वशः ॥४०॥ सच्छास्त्राऽभ्यसनं कार्यं सत्प्रसङ्गस्तथा त्वया । विधातव्यस्त्वसन्मार्गो हेयो दूराद्भवप्रदः ॥४१॥ तपः कुर्वन् स्वधर्मस्थो नित्यदा मां भजाऽच्युतम् । वर्तमानस्त्वमेवेत्थं नित्यदा मत्परायणः ॥४२॥

देहान्ते यास्यसि परं धाम नाम ममोत्तमम् । स इत्युक्तस्तमित्यूचे वर्त्तिष्येऽहं तथा हरे ॥४३॥ सोऽथ नानोपचारैस्तं सशिष्योऽभ्यर्च्च्य सादरम् । नत्वा तदाऽऽज्ञया चाऽऽगाद् ग्रामं शिष्यगणैर्वृतः ॥४४॥ असद्ग्रन्थानथाशेषान् कूपे चिक्षेप स द्रुतम् । सद्ग्रन्थांश्चाऽऽर्ज्जयांचक्रे गीताभागवतादिकान् ॥४५॥ स्वधर्मस्थोऽथ संयुक्तः स्वशिष्यैर्धर्मवर्त्तिभिः । हरिकृष्णं परं साक्षाद् भेजेऽजस्रं भवच्छिदम् ॥४६॥ ततस्तदाज्ञया सर्वे सिद्धास्तत्पादसंश्रयाः । विचेरुर्भूतले राजन् भजमानास्तमन्वहम् ॥४७॥ इत्थं पिबैकमभिचारवतां पुरोगं जित्वा हरिस्त्वितरदुर्ज्जयमेव राजन् । एनं विधाय बहुशिष्ययुतं स्वशिष्यं संस्थाप्य धर्मयुतभक्तिपथे प्रतस्थे ॥४८॥ इत्येतत् परमं पिबैकविजयप्रख्यातमत्यद्भुतं दिव्यं

પાપના ફળરૂપ નરકથી તમોને હું મુકાવીશ. માટે 'નરકમાં જરૂર જવું પડશે' એવા ભાવથી ઉત્પન્ન થયેલા શોકનો ત્યાગ કરો. (૩૮-૩૯)

હે પિબૈક ! આજથી આરંભીને તમારે ક્યારેય કુત્સિત જનોનો પ્રસંગ કરવોજ નહિ. કુલાર્ણવાદિ અમંગળકારી બધા ગ્રંથો, નદી-કૂવા-તળાવાદિમાં ફેંકી દેવા. (૪૦)

તમારે શ્રીમદ્ ભાગવતાદિ સત્શાસ્ત્રોનો અભ્યાસ કરવો તથા ભગવાનના એકાંતિક સાધુજનોનો સમાગમ કરવો. જન્મ-મરણના પ્રવાહરૂપ સંસરણને આપનારા અસત્ માર્ગનો તો દૂરથી જ ત્યાગ કરવો. (૪૧)

તપ્તકૃચ્છ્ર ચાંદ્રાયણાદિ તપનું આચરણ કરતા તમો તમારા ધર્મમાં રહીને હંમેશાં મને ભજો. આ પ્રમાણે હંમેશાં વર્તશો તો મારા પરાયણ તમો. દેહનો અંત આવશે ત્યારે મારા અક્ષર નામના ધામને પામશો.' આ પ્રમાણે પિબૈકને શ્રીહરિએ કહ્યું, એટલે **પિબૈક** શ્રીહરિને કહેવા લાગ્યો. 'હે હરે ! હું જેમ તમો કહો છો તે પ્રમાણે વર્તીશ.' (૪૨-૪૩)

પછી પિબૈક, પોતાના શિષ્યો સાથે આદરપૂર્વક શ્રીહરિની વિવિધ પ્રકારના ઉપચારોથી પૂજા કરી તથા સાષ્ટાંગ નમસ્કાર કરીને શ્રીહરિની આજ્ઞાથી શિષ્યગણોથી વીંટાયેલો થકો પોતાને ઘેર ગયો. (૪૪)

પછી પિબૈકે તમામ અસત્ ગ્રંથોને કૂવામાં તત્કાળ ફેંકી દીધા અને ગીતા-ભાગવત આદિ **સદ્ગ્રંથો** મેળવ્યા. (૪૫)

પછી શ્રીહરિએ કહેલા વર્ણાશ્રમના ધર્મમાં વર્તતો થકો; ધર્મમાં વર્તતા પોતાના શિષ્યો સાથે, જન્મ-મરણરૂપ સંસારને નાશ કરનારા પ્રત્યક્ષ પરમેશ્વર શ્રીહરિકૃષ્ણને નિરંતર ભજતો હતો. (૪૬)

હે રાજન્ ! પછી શ્રીહરિનાં ચરણકમળનો આશ્રય કરીને નિરંતર શ્રીહરિનું ભજન કરતાં, સર્વ **સિદ્ધો** શ્રીહરિની આજ્ઞાથી પૃથ્વી ઉપર ફરતા હતા. (૪૭)

હે રાજન્ ! આ પ્રકારે શ્રીહરિએ અભિચાર કર્મ કરનાર, લૌકિક સિદ્ધોના અગ્રેસર, બીજાથી ન જીતી શકાય તેવા પિબૈકને જીતીને, તેને તેના તમામ શિષ્યો સાથે પોતાનો શિષ્ય કરીને ધર્મસહિત ભક્તિ માર્ગમાં સંસ્થાપન કરીને શ્રીહરિ ત્યાંથી આગળ ચાલ્યા. (૪૮) આ પ્રકારે **પિબૈક** ઉપરના **વિજયથી** એ જ નામથી ખ્યાતિ પામેલું, અતિ

यश्चरितं हरेश्च शृणुयात् संकीर्त्तयेन्मङ्गलम् । त्यक्त्वा भूरि विपत्पदाखिलदुराचारं स्वधर्मे स्थितो भक्तिं धर्मजनौ हरौ हि सहजानन्दे स संप्राप्नुयात् ॥४९॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे पिबैककृतश्रीहर्याश्रयनिरूपणनामा सप्तचत्वारिंशोऽध्यायः ॥४७॥

## ॥ अथाष्टचत्वारिंशोऽध्यायः ॥

## ( नवलक्षाभिधगिरौ स्थितसिद्धतपःफलम् । तेभ्यो हरिरदादष्टचत्वारिंशे स्वदर्शनम् ॥ )

श्रीशुकानन्द उवाच - **अथैको विचरन् मार्गे श्रीधार्मिः पुरुषोत्तमः । स दूरान्नवलक्षाद्रिं ददर्शाद्भुतदर्शनः ॥१॥ नवलक्षमिता यत्र सिद्धेन्द्रा बहुकालतः । श्रीहरिप्राप्तयेऽत्यन्तं तपस्यन्तोऽवतस्थिरे ॥२॥ तत्र सिद्धीकृताष्टाङ्गयोगाश्चासन् हि केचन । केचित् सुतीव्रया युक्ता विरक्त्या चात्मनिष्ठया ॥३॥ ध्याननिष्ठास्तथा केचित् केचन ज्ञाननिष्ठिताः । समाधौ सुचिरं केचिद्वर्त्तमाना निराकुलाः ॥४॥ तपःप्रसक्तमनसः शुद्धान्तःकरणेन्द्रियाः । अहंताममताहीना मानमत्सरवर्जिताः ॥५॥**

---

અદ્‌ભુત, મંગળ, દિવ્ય એવું આ શ્રીહરિનું પરમ દિવ્ય ચરિત્ર જે સાંભળશે તથા સંભળાવશે તે આપત્તિઓના સ્થાનરૂપ દુરાચારનો ત્યાગ કરીને, પોતાના ધર્મમાં રહીને શ્રી ધર્મદેવના પુત્ર શ્રીહરિ સહજાનંદજીમાં ભક્તિવાન થશે. (૪૯)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'પિબૈકે શ્રીહરિનો આશ્રય કર્યો' એ નામે સુડતાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૭)

## અધ્યાય : ૪૮

## શ્રીહરિએ નવલખા પર્વત ઉપર પધારી ત્યાં પોતાની પ્રતીક્ષા કરતા નવલાખ યોગીન્દ્રોને નવલાખ સ્વરૂપે પોતાનાં અતિ આશ્ચર્યજનક દિવ્ય સ્વરૂપનાં દર્શન આપ્યાં.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) માર્ગમાં એકાકી વિચરતા શ્રી ધર્મના પુત્ર પુરુષોત્તમ **શ્રીહરિ** જે અલૌકિક દર્શનીય સ્વરૂપ છે, તેમણે દૂરથી નવલખા પર્વતને જોયો. (૧)

તે **નવલખા પર્વત**માં નવલાખ સિદ્ધેન્દ્રો, શ્રીહરિની પ્રાપ્તિ માટે ઘણા સમયથી તપશ્ચર્યા કરતાં રહેતા હતા. (૨)

તે સિદ્ધોમાં કેટલાક સિદ્ધોએ અષ્ટાંગ યોગ સિદ્ધ કર્યો હતો, કેટલાક તીવ્ર વૈરાગ્યવાળા હતા, કેટલાક ધ્યાનનિષ્ઠ હતા, કેટલાક જ્ઞાનનિષ્ઠ હતા અને કેટલાક લાંબા કાળ સુધી સમાધિમાં રહી પ્રશાન્તપણે વર્તતા હતા. (૩-૪)

સર્વ ઈન્દ્રિયોને પોતપોતાના વિષયોનો ત્યાગ કરવારૂપ કૃચ્છ્ર-ચાંદ્રાયણાદિક વ્રતરૂપી તપમાં આસક્ત મનવાળા આ સિદ્ધોનાં ઈન્દ્રિયો અને અંતઃકરણ શુદ્ધ હતાં, પંચભૌતિક દેહને વિષે અહંભાવથી રહિત હતા તથા ભોગ્ય પદાર્થોમાં પણ મમત્વભાવથી રહિત હતા, (અનાત્મા જે દેહાદિ તેમાં વર્તતી અહંતા તે બંધનરૂપ છે. સ્વસ્વરૂપના જ્ઞાનરૂપ 'અહં' પ્રત્યય (અનુભવ) તે 'અહં' અજ્ઞાનીપણું ઉત્પન્ન કરતું નથી અને બંધન પણ કરતું નથી; પરંતુ અજ્ઞાન અને બંધન બંનેનો તે સ્વસ્વરૂપના જ્ઞાનનું 'અહં' નાશ કરે છે.) તથા માન મત્સરથી રહિત હતા. (૫)

अहिंसाब्रह्मचर्य्याद्यैर्यमैर्युक्ता निरेनसः । नियमानागमप्रोक्तान् पालयन्तो निरन्तरम् ॥६॥ निर्दम्भाः शुचयः शान्ता अन्तर्दृष्टिविशारदाः । हरिध्यानावधानातिप्रेमगर्भितचेतसः ॥७॥ अन्यक्रिया अकुर्वाणाः श्रीहरेर्भक्तिमन्तरा । स्थिरासना जिताहाराः कन्दमूलफलाशिनः ॥८॥ तपोयोगादिकष्टेषु दुःसहेष्वपि सर्वदा । अविक्लवाः श्रद्दधाना देहसौख्यात्यनादराः ॥९॥ बहिर्विनिर्गताशेषधमनीव्याप्तविग्रहाः । नरैर्यागरतैर्देवैरप्यलभ्यनिरीक्षणाः ॥१०॥ वैराग्यनिशितज्ञानवह्निदग्धमलव्रजाः । नारायणैकशरणास्त्रिकालज्ञा दृढव्रताः ॥११॥ दुर्ल्लभेष्वपि सर्वेषु योगैश्वर्य्येषु कर्हिचित् । नूनं स्पृहामकुर्वन्तो विभवेष्वपि सर्वशः ॥१२॥ अन्तर्दृष्ट्या स्वमात्मानं पश्यन्तोऽपि महाधियः । ततोऽधिकं हि मन्वानाः सुखं श्रीपरमात्मनः ॥१३॥ सुहृदः सर्वजीवानां सर्वदोपशमप्रियाः । श्रीवासुदेवकल्याणगुणस्मृत्यादितत्पराः ॥१४॥

અહિંસા, બ્રહ્મચર્ય, સત્ય, અસ્તેય, અપરિગ્રહરૂપ યમયુક્ત તથા પાપરહિત થકા શાસ્ત્રમાં કહેલા તપ, સ્વાધ્યાય, ઈશ્વર પ્રણિધાન, શૌચ વગેરે નિયમોનું તેઓ પાલન કરતા હતા.★ (૬)

દંભ રહિત, પવિત્ર, ઉપશમ અવસ્થામાં રહેલા, અંતર્દષ્ટિમાં પ્રવીણ, પરમાત્માના ધ્યાનમાં એકાગ્રતાથી અતિ પ્રેમ પરિપૂર્ણ ચિત્તવાળા, (૭)

શ્રીહરિની ભક્તિ વિના અન્ય ક્રિયા નહિ કરનારા, સ્થિર આસનવાળા, આહાર જીતનારા, કંદ-મૂળ તથા ફળો ખાનારા, (૮)

તપ અને યોગથી ઉત્પન્ન થતા દુઃસહ કષ્ટોમાં પણ સ્થિરતાવાળા, શ્રદ્ધાળુ અને દેહના સુખમાં અતિ અનાદરવાળા, (૯)

કૃશ થયેલા શરીરમાં બહાર દેખાતી નાડીઓથી વ્યાપ્ત દેહવાળા, જેના દર્શન પ્રાકૃત જનો-યજ્ઞપરાયણ મનુષ્યો તથા દેવતાઓને પણ દુર્લભ છે. (૧૦)

તીક્ષ્ણ વૈરાગ્ય અને જ્ઞાનરૂપી અગ્નિથી જેમના અંતરના મળ બળી ગયા છે એવા, એક નારાયણના જ આશ્રયવાળા; ભૂત-ભવિષ્ય તથા વર્તમાન કાળનું વૃત્તાંત જાણનારા; દૃઢ વ્રતવાળા, (૧૧)

યોગના દુષ્પ્રાપ્ય ઐશ્વર્યની સ્પૃહાથી પણ રહિત તેમજ સર્વ લૌકિક કે અલૌકિક ભાવમાં પણ નિઃસ્પૃહ, (૧૨)

મહાબુદ્ધિશાળી હોવાથી અંતર્દષ્ટિથી પોતાના આત્માને જોતા હોવા છતાં પણ શ્રી પરમાત્માનું સુખ આત્મસુખ કરતાં પણ અધિક માનનારા, (૧૩)

સર્વ જીવોના સુહૃદ, સદા ઉપશમ પ્રિય, શ્રીવાસુદેવના કલ્યાણકારી ગુણોની સ્મૃતિમાં સદા તત્પર, (૧૪)

★(**શંકા** : ''निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः'' અર્થાત્ ત્રણ ગુણથી રહિત આત્મસત્તારૂપ થયેલા નિર્ગુણ પુરુષના માર્ગમાં વિચરણ કરનારને કયો વિધિ છે અને કયો નિષેધ છે ? એમ અભિયુક્તોક્તિ છે છતાં આત્મારામોને પણ નિયમોના પાલનરૂપી વિધિ તથા નિષેધ અહીં કેમ કહ્યાં છે ? તો કહીએ છીએ કે આ વાક્ય **પરમાર્થ અભિયુક્ત**નું વાક્ય નથી; જેથી ભગવાનના વાક્ય સાથે તેનો **વિરોધ** થાય છે. કારણ કે શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે ''यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः । न स सिद्धिमवाप्नोति॰'' જે શાસ્ત્ર વિધિનો ત્યાગ કરીને ઈચ્છા મુજબ વર્તે છે તે સિદ્ધિ પામતો જ નથી. અદ્વૈતતત્ત્વ જેમણે જાણ્યું છે એવા પુરુષો જો મરજી મુજબ આચરણ કરે ત્યારે તો જેમ કૂતરા તથા તત્ત્વવિદો અભક્ષ્ય ભક્ષણ કરે તેમાં જેમ ભેદ ન રહ્યો તેવું થાય. એમ **નૈષ્કર્મ્ય સિદ્ધિ** વગેરેમાં કહ્યું છે. અમાનિત્વાદિ જ્ઞાનનાં સાધનો તથા દ્વેષરહિતપણું આદિક સદ્‌ગુણો, એ તો આત્મદર્શીપુરુષને અલંકારરૂપ છે એમ કહ્યું છે. 'વિધિનિષેધ પાળવા' એવી ઈશ્વરની આજ્ઞા હોવાથી, તેનો ત્યાગ કરવાના વચનો અસત્ જ છે.)

एवं प्रयतमानास्ते दीर्घकालं हि सर्वशः । एकदेत्थं नभोवाणीमशृण्वन्कर्णरोचनाम् ॥१५॥ अनन्यप्रतिमैश्वर्यः सर्वज्ञः पुरुषोत्तमः । सिद्धा ब्रह्मपुरे दिव्ये यः स्थितो दिव्यविग्रहः ॥१६॥ जुष्टाङ्घ्रिरक्षरैर्मुक्तैर्योऽसंख्यैर्यस्य चेशितुः । अवतारा गुणैश्वर्य्यैर्जायन्ते भूतलेऽखिलाः ॥१७॥ अवतारी स एवाऽत्र जातो भक्तौ वृषात् क्षितौ । कर्त्तुमात्यन्तिकं श्रेयः कृपयाऽसङ्ख्यदेहिनाम् ॥१८॥

तपोयोगादिकृच्छ्रं यद् युष्माभिर्विहितं चिरम् । तज्जानन् सर्ववित्साक्षात्स्वेक्षणं वः स दास्यति ॥१९॥ तां श्रुत्वेत्यखिलाः सिद्धा निर्वृत्तिं ननु भूयसीम् । लेभिरे विस्मयं प्राप्तास्तन्निरीक्षणकाङ्क्षिणः ॥२०॥

पुरुषोत्तमशब्दस्य श्रुतिमात्रेण ते ययुः । यथा शान्तिं तथा नान्तर्ब्रह्मरूपात्मभावनात् ॥२१॥ तदीयान्यावताराणां मूर्त्तीनामपि दर्शनात् । पुरा जातान्न ते प्रापुस्तादृशं परमं सुखम् ॥२२॥ एवं नभोगिरा प्राप्ता महानन्दं हि सर्वशः । इत्थं परस्परं सिद्धा जगदुर्दीर्घदर्शिनः ॥२३॥ अहो सिद्धा वयं यस्य शब्दस्येत्थं श्रुतेरपि । प्राप्ता महासुखं तर्हि साक्षात् तस्य निरीक्षणात् ॥२४॥ उत्कृष्टं यद्भवेत् सौख्यं वक्तुं कः शक्नुयान्नु तत् । ईदृक्सुखप्रदेक्षस्य तस्येक्षा भवितैव नः ॥२५॥ इत्युक्त्वा दर्शनौत्कण्ठ्यं हरेर्बिभ्रत एव ते । हर्षिताः स्वस्वकं स्थानं गत्वा दध्युर्भृशं हरिम् ॥२६॥ अथातिदीर्घतपसां तेषां सङ्कल्पवित् प्रभुः । तेभ्यस्तपःफलं दास्यन्नारुरोह गिरिं स तम् ॥२७॥

---

ઘણા કાળ પર્યન્ત ઉક્ત પ્રકારે સાધના કરતા સર્વ સિદ્ધો એક વખતે શ્રવણપ્રિય **આકાશવાણી** સાંભળતા હતા. (૧૫)

'હે સિદ્ધો ! અનુપમ ઐશ્વર્યવાળા, સર્વજ્ઞ, દિવ્યાકૃતિ જે પુરુષોત્તમ ભગવાન દિવ્ય બ્રહ્મપુર ધામમાં રહેલા છે (૧૬) અસંખ્ય અક્ષરમુક્તોએ જેમનાં ચરણકમળ સેવ્યા છે, તે સર્વના નિયંતા, જેના ગુણ-ઐશ્વર્ય વડે પૃથ્વીમાં સમગ્ર અવતારો થાય છે. (૧૭) તે અવતારી પુરુષોત્તમ જ આ પૃથ્વીમાં ધર્મદેવથી ભક્તિદેવીમાં, અસંખ્ય દેહધારીઓના આત્યંતિક શ્રેય માટે, કૃપાથી આવિર્ભાવ પામ્યા છે. (૧૮) હે સિદ્ધો ! તમોએ જે દીર્ઘકાળ પર્યંત તપ, યોગ વગેરેનું કષ્ટ સહન કર્યું છે તેને જાણીને શ્રીહરિ તમોને પોતાના પ્રત્યક્ષ દર્શન આપશે.' (૧૯)

આ પ્રમાણે આકાશવાણી સાંભળીને વિસ્મય પામેલા તે સમગ્ર સિદ્ધો અવતારી પુરુષોત્તમના દર્શન કરવાની ઈચ્છાવાળા, ખૂબજ આનંદ પામ્યા. (૨૦) આકાશવાણીએ ઉચ્ચારેલો કેવળ **પુરુષોત્તમ** શબ્દ સાંભળીને જ તે સિદ્ધો જેવી શાંતિ પામ્યા, તેવી પોતાના અંતઃકરણમાં અક્ષરના સાધર્મ્યસ્વરૂપ આત્માના ચિંતવનથી પામ્યા ન હતા. (૨૧)

આ પુરુષોત્તમ શબ્દ સાંભળીને તે સિદ્ધો જેવો આનંદ પામ્યા તેવો આનંદ તો અગાઉ થયેલ તે પુરુષોત્તમના અન્ય અવતારોની મૂર્તિઓના દર્શનથી પણ પામ્યા ન હતા. (૨૨)

આવી રીતે આકાશવાણી સાંભળીને મહા આનંદ પામેલા, દીર્ઘદર્શી સર્વે **સિદ્ધો** એકઠા થઈને પરસ્પર આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૨૩) 'અહો, હે સિદ્ધો ! જે શબ્દના શ્રવણમાત્રથી જ આપણે આવું મહાસુખ પામ્યા છીએ તો તે પુરુષોતમના પ્રત્યક્ષ દર્શનથી (૨૪) અતિ ઉત્કૃષ્ટ સુખ થાય તે કહેવા માટે કોણ સમર્થ થાય ? અર્થાત્ કોઈ સમર્થ ન થાય. આ પ્રકારનું સુખ આપનારા શ્રીહરિના દર્શન આપણને થશે જ.' (૨૫)

આવી રીતે કહીને શ્રીહરિના દર્શનના ઉત્સાહવાળા તે સિદ્ધો હર્ષ પામતા થકા પોતપોતાના સ્થાનમાં જઈ શ્રીહરિનું ધ્યાન અત્યંત કરવા લાગ્યા. (૨૬)

પછી તે મહાતપસ્વી સિદ્ધોના સંકલ્પને જાણનારા પ્રભુ **શ્રીહરિ** સિદ્ધોને તપનું ફળ આપવા **નવલખા પર્વત ઉપર** ચઢ્યા. (૨૭)

अथान्तर्यामिणस्तस्य सिद्धास्ते सपदीच्छया । समाधेर्हि बहिर्दृष्टिं प्रापुस्तत्कृष्टचेतसः ॥२८॥ तदैव पुनरित्थं तान् सिद्धान् प्राहाऽशरीरवाक् । सिद्धा वः★[१] प्रथमं प्रोक्तो यो मया पुरुषोत्तमः ॥२९॥ स एवास्मिन् गिरौ साक्षादागतोऽस्त्यखिलेश्वरः । तस्माद् दृग्विषयः सद्यो युष्माकं हि भविष्यति ॥३०॥ श्रुत्वेत्याकाशवाणीं ते तद्विलोकनलालसाः । सर्वेऽतिविस्मिताः सिद्धा दिशो व्यालोकयन् मुदा ॥३१॥ तदैव श्रीहरिस्तेभ्यः स्वेक्षणं व्यतरत् प्रभुः । दयार्द्रः स विदंस्तेषां तपोयोगाद्यतिश्रमम् ॥३२॥ ततस्तद्वीक्षयाऽऽकृष्टा निखिलास्ते तमभ्ययुः । महाकर्षमणेर्योगादयांसीवाऽऽशु सर्वतः ॥३३॥ अथ साष्टाङ्गमनमंस्तं साक्षात् पुरुषोत्तमम् । सिद्धास्ते युगपत् सर्वे नितान्तप्रीतमानसाः ॥३४॥ ततस्तैर्विहितायासं बहुकालं स्वप्राप्तये । अन्तर्यामितया जानन् हरिर्योगकलानिधिः ॥३५॥

नवलक्षप्रमाणानां मुदे तेषां हि सर्वशः । धृत्वा तावन्ति रूपाणि युगपत्तान् किलाऽस्वजत् ॥३६॥ इत्थं स्वाभाविकस्वीययोगैश्वर्य्यबलेन सः । स्वाङ्गस्पर्शसुखं तेभ्यो दत्त्वाऽऽसीत् पूर्ववत् स्वयम् ॥३७॥ सिद्धास्तेऽथ तदीयेक्षाप्राप्तिलब्धमहामुदः । तमुपावेशयामासुर्हरिं चारुतरासने ॥३८॥ ततस्तस्याभितः★[२] सर्वे स्थितास्ते पुलकाङ्किताः । प्रेमबाष्पाश्च तद्रूपाकृष्टान्तःकरणेन्द्रियाः ॥३९॥ तमेकाग्रतयाऽपश्यन्नात्मयोगादिसत्फलम् । निरवद्यमनाद्यन्तं निर्विकारं परात्परम् ॥४०॥

---

અંતર્યામી શ્રીહરિની ઈચ્છાથી તે સિદ્ધોનાં ચિત્ત શ્રીહરિ તરફ ખેંચાઈ ગયા અને તેમની સમાધિમાંથી તેઓ જાગ્રત થઈ, બહાર દૃષ્ટિ પામ્યા. (૨૮)

તે સમયે ફરીથી આકાશવાણી સિદ્ધોને આ પ્રમાણે કહેવા લાગીઃ 'હે સિદ્ધો ! મેં પ્રથમ તમોને જે પુરુષોત્તમ કહ્યા; (૨૯) અખિલેશ્વર તે જ આ પર્વતમાં પ્રત્યક્ષ પધાર્યા છે, થોડા જ સમયમાં તે તમોને દૃષ્ટિગોચર થશે.' (૩૦)

આ પ્રકારની **આકાશવાણી** સાંભળીને તે સિદ્ધો, પુરુષોત્તમના દર્શનમાં ઉત્સુક બની અતિ આશ્ચર્ય પામીને હર્ષપૂર્વક સર્વ દિશાઓ તરફ જોવા લાગ્યા. (૩૧)

તે સમયમાં સિદ્ધોનો તપ અને યોગ વગેરેનો અતિ શ્રમ જાણીને, દયાર્દ્ર પ્રભુ શ્રીહરિએ તેમને પોતાના દર્શન આપ્યા. (૩૨)

પછી પુરુષોત્તમના દર્શનની આકાંક્ષાથી ખેંચાયેલા સમગ્ર સિદ્ધો, મહાચુંબક મણિના સંબંધથી જેમ લોખંડ ખેંચાય તેમ સર્વ દિશાઓમાંથી તત્કાળ શ્રીહરિ સન્મુખ આવ્યા. (૩૩)

અત્યંત પ્રસન્ન મનવાળા **સર્વ સિદ્ધો** એક કાળાવચ્છિન્ન (એક સાથે) પ્રત્યક્ષ પુરુષોત્તમ શ્રીહરિને સાષ્ટાંગ નમસ્કાર કરવા લાગ્યા. (૩૪) પોતાના દર્શન માટે ઘણાકાળ પર્યંત સિદ્ધોએ કરેલા શ્રમયુક્ત સાધનોને અંતર્યામી પણે જાણતા યોગકલાના સમુદ્ર શ્રીહરિ, નવ લાખ સંખ્યાવાળા સર્વ સિદ્ધોના આનંદ માટે તેટલાં (નવલાખ) રૂપો ધારણ કરીને એક જ વખતે સર્વને ભેટ્યા. (૩૫-૩૬)

આ પ્રમાણે **શ્રીહરિ** પોતાના સ્વાભાવિક યોગ ઐશ્વર્યના બળથી, પોતાના અંગસ્પર્શનું સુખ યોગીઓને આપીને, પાછા પૂર્વવત્ દર્શન આપવા લાગ્યા. (૩૭)

શ્રીહરિના દર્શનની પ્રાપ્તિથી મહાઆનંદ પામેલા તે સિદ્ધો શ્રીહરિને અતિ સુંદર આસન ઉપર બેસાડતા હતા. (૩૮)

પછી શ્રીહરિની ચારેય બાજુએ બેઠેલા; પ્રેમાશ્રુ ભરપૂર, શ્રીહરિના રૂપથી જેમનાં ઈન્દ્રિયો અંતઃકરણ આકર્ષાઈ ગયાં છે તે રોમાંચિત ગાત્રવાળા સર્વ સિદ્ધો પોતાના યોગાદિના ઈષ્ટફળરૂપ, નિર્દોષ, આદિ-અંતથી રહિત, નિર્વિકાર, પરાત્પર, શ્રીહરિનું એકાગ્ર ભાવથી **દર્શન** કરવા લાગ્યા. (૩૯-૪૦)

---

★१. ''सिद्धा यः प्रथमं प्रोक्तो मया वः'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

★२. ''ततस्तमभितः'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् । (पाणिनीयसूत्रदृष्ट्या कृतपरिवर्तनमेतत्तथापि, कादम्बर्यां कथामुखे 'राज्ञः परितः' इति बाणभट्टेनापि षष्ठीप्रयोगस्य विहितत्वात् अत्र 'तस्याऽभितः' इति मौलिकपाठेऽपि शिष्टाचारप्रामाण्येन न कश्चिद्बाधः)

तं प्रैक्षन्त विभुं सिद्धाः सर्वेऽपि स्वस्वसम्मुखम् । कृपाऽमृतस्त्रुता दृष्ट्या सोऽपि तानैक्षत प्रभुः ॥४१॥ अथ ते सहसा दिव्यान्निर्यत् तस्य कलेवरात् । अद्‌भुतं परमं तेजो ददृशुर्विस्मयाकुलाः ॥४२॥ सर्वतापोपशमनं नयनानन्दवर्द्धनम् । अनेककोटिचन्द्रार्कप्रकाशं मङ्गलास्पदम् ॥४३॥ लिल्युरर्कादितेजांसि यस्मिन् पावनदर्शने । शरत्पूर्णनिशाधीशदीधितिप्रकरोज्ज्वले ॥४४॥ तत्तेजसाऽखिलः शैलः कोटिसूर्यैरिवाऽभवत् । भासितश्चैव दृष्ट्वा तत् तत्रत्या विस्मयं ययुः ॥४५॥

तद् व्यानशे महीगोलं जवेनाशु महीयसा । दिशश्च विदिशः सर्वा ऊर्ध्वं चाधः समन्ततः ॥४६॥ सच्चित्सुखमये तस्मिन्नेवंभूते हि तेऽखिलाः । तदिच्छया तमैक्षन्त श्रीमदप्राकृताकृतिम् ॥४७॥ भूरिलावण्यमाधुर्यसौन्दर्याद्युपलक्षितैः । भूषणाभरणैर्दिव्यैर्भद्रैश्चावयवैर्युतम् ॥४८॥ यदेकैकाङ्गातिलीलासिन्धुकल्लोलतुल्यताम् । तन्नेयादेव गर्विष्ठकोटिकन्दर्पसौष्ठवम् ॥४९॥ मन्दस्मितस्फुरत्कान्तिद्योतितोष्ठविराजितम् । कृपाऽमृतरसक्लिन्नशालिचञ्चललोचनम् ॥५०॥ असंख्यैर्विनयोपेतैर्मुक्तैरक्षरसञ्ज्ञितैः । सेवितं चामरच्छत्रमुख्यैर्भूपोपचारकैः ॥५१॥

---

તે સર્વ સિદ્ધો વિભુ શ્રીહરિને દરેક પોતપોતાના સન્મુખ જોવા લાગ્યા. પ્રભુ **શ્રીહરિ** પણ દયારૂપી સુધા વર્ષિણી દૃષ્ટિથી સિદ્ધો તરફ જોતા હતા. (૪૧)

પછી સિદ્ધો, શ્રીહરિના દિવ્ય શરીરમાંથી એકદમ નીકળતું **અદ્‌ભુત તેજ** આશ્ચર્ય ચકિત થકા જોવા લાગ્યા. (૪૨)

સર્વ તાપને શમાવનારું, નેત્રોને આનંદ વૃદ્ધિ પમાડનારું, અનેક કોટી સૂર્ય-ચંદ્રના પ્રકાશ સરખું પ્રકાશમાન, સર્વ મંગળના સ્થાનભૂત; (૪૩)

પાવનકારી દર્શન જેનાં છે એવું તેમજ, શરદઋતુના પૂર્ણચંદ્રમાનાં કિરણોની માફક ઉજ્જ્વલ એવું તે તેજ ભગવાનના શરીરમાંથી નીકળતું હતું. જેમાં સૂર્યાદિકનાં તેજ લીન થઈ ગયાં. (૪૪) તે તેજથી સમગ્ર પર્વત જાણે કરોડો સૂર્યોથી પ્રકાશમાન હોય ને શું ? એવો દેખાતો હતો. તેને જોઈને ત્યાંનાં જનો વિસ્મય પામ્યા. (૪૫) તે તેજ અત્યંત વેગથી પૃથ્વીના ગોળા પ્રત્યે પૂર્વ-પશ્ચિમ-ઉત્તર-દક્ષિણ સમગ્ર દિશાઓ તથા અગ્નિ આદિ વિદિશાઓ તથા ઊંચે બ્રહ્મલોક પર્યન્ત તથા નીચે શેષનારાયણ સુધી ચારેય તરફ વ્યાપી ગયું. (૪૬) સત્ ચિત્ અને આનંદમય તે તેજમાં શ્રીહરિની ઈચ્છાથી અનવધિકાતિશય શોભાયુક્ત, દિવ્યાકૃતિવાળા, શ્રીહરિને તે સિદ્ધો જોતા હતા. (૪૭)

અતિશય લાવણ્ય-માધુર્ય-સૌન્દર્યાદિ ગુણોથી અન્વિત, ભૂષણોના ભૂષણરૂપ, એવા દિવ્ય **મંગલકારી** અવયવો યુક્ત; (૪૮)

જે શ્રીહરિના એક એક અવયવની મહાશોભારૂપી સમુદ્રના જે મહાતરંગો તેના તુલ્યપણાને સૌન્દર્યના ગર્વવાળા કરોડો કામદેવની **સુંદરતા** પણ નથી પામતી. (૪૯)

મંદ હાસ્યથી સ્ફુરાયમાન કાંતિથી પ્રકાશિત એવા ઓષ્ઠથી શોભાયમાન, નિરવધિકાતિશય દયારૂપી અમૃતરસથી આર્દ્ર-અતિ શોભાયમાન-ચંચલ નેત્રો જેમનાં છે એવા; (૫૦)

વિનયયુક્ત, અસંખ્ય અક્ષર સંજ્ઞાવાળા મુક્તોએ ચામર, છત્ર, છડી વગેરે મહારાજાને યોગ્ય ઉપચારોથી સેવેલા; (૫૧)

मूर्त्तिमद्दिव्यचक्रादिस्वायुधार्चितपत्कजम् । दिव्याम्बरधरं नानादिव्यसन्मणिभूषणम् ॥५२॥ अप्राकृताभिधाकारं मुक्तैरप्यक्षराभिधैः । अविधेयोपमानत्वादद्वितीयमगोचरम् ॥५३॥ मुहूर्त्तमित्यभूत्तेषां तद्दिव्याकृतिदर्शनम् । तदिच्छयाऽथ तेऽपश्यन् वर्णिवेषं तमच्युतम् ॥५४॥

इति ते विलोक्य तमनन्यसौष्ठवं पुलकाञ्चिताः प्रणयबाष्पलोचनाः । परिबद्धपाणियुगलास्तमस्तुवन् परमं पुराणपुरुषं गुणार्णवम् ॥५५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे नवलक्षाद्र्यवस्थितसिद्धश्रीहरिसमागमादिनिरूपणनामाऽष्टचत्वारिंशोऽध्यायः ॥४८॥

## ॥ अथैकोनपञ्चाशत्तमोऽध्यायः ॥

## ( ऊनपञ्चाशत्तमेऽनुगृह्य सिद्धांस्तु तत्स्तुतः । हरिर्यात्रां चरन् प्रापद् देवहूत्यात्मजाश्रमम् ॥ )

सिद्धा ऊचुः- अत्रागतं करुणया श्रुतिमृग्यमार्गं नैकाण्डनायकनियामकमक्षरेशम् । लीलालयं ललितमङ्गलजालमूलं वन्दामहे परमहंसगतिं मुहुस्त्वाम् ॥१॥

---

મૂર્તિમાન દિવ્ય જે શંખ, ચક્ર, ગદા, પદ્માદિ આયુધો તેમણે સમય સમય પ્રમાણે પૂજ્યાં છે ચરણકમળ જેમનાં, દિવ્ય અંબરો ધારણ કરનારા, વિવિધ પ્રકારના દિવ્ય સુંદર મણિઓથી યુક્ત ભૂષણોવાળા; (૫૨)

દિવ્યનામ અને આકૃતિવાળા, અક્ષરાખ્ય મુક્તો પણ જેને કોઈ ઉપમા આપી ન શકવાથી જે एकमेवाद्वितीयम् એ શ્રુતિ દ્વારા અદ્વિતીય પદથી વર્ણન કરેલા છે, અભક્તોનાં મન અને નેત્રને જે અગોચર છે એવા; (૫૩)

આ પ્રકારે મુહૂર્ત પર્યંત સિદ્ધોને તે દિવ્યાકૃતિના દર્શન થયાં. પછી સિદ્ધો શ્રીહરિની ઈચ્છાથી અચ્યુત શ્રીહરિને વર્ણિવેશસ્વરૂપે દેખવા લાગ્યા. (૫૪)

અસાધારણ સૌંદર્યવાળા શ્રીહરિના દર્શન કરીને તે સિદ્ધોનાં ગાત્રો રોમાંચિત થઈ ગયાં, નેત્રો હર્ષાશ્રુથી ભરાઈ ગયાં. આ સ્થિતિમાં બંને હાથ જોડીને ગુણસમુદ્ર, પુરાણપુરુષ પરમાત્મા શ્રીહરિની તેઓ **સ્તુતિ** કરવા લાગ્યા. (૫૫)

❂ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં ‘નવલખા પર્વતમાં રહેલા નવલાખ સિદ્ધોને શ્રીહરિસમાગમ નિરૂપણ’ નામનો અડતાલીસમો અધ્યાય સંપૂર્ણ. (૪૮)

## અધ્યાય : ૪૯

## શ્રીહરિની સિદ્ધયોગીઓએ કરેલી સ્તુતિ. શ્રીહરિ ત્યાંથી કપિલાશ્રમ પધાર્યા ત્યાં અધર્મના ભારથી પીડાયેલી પૃથ્વી ધ્યાનસ્થ શ્રીહરિને શરણે આવે છે અને કપિલમુનિ દ્વારા શ્રીહરિને પોતાનું દુઃખ નિવેદન કરે છે.

**સિદ્ધો કહે છે :** હે હરે ! શ્રુતિઓએ ખોળ્યો છે માર્ગ જેનો એવા, અનેક બ્રહ્માંડોના અધિપતિના નિયામક, અક્ષરબ્રહ્મના પણ સ્વામી, પોતાના ભક્તોને મોક્ષ સંપાદન કરનારાં ચરિત્રોના ઉદ્‌ભવ સ્થાનભૂત, સુંદર મંગળ

त्वं सर्वधामपरमेऽक्षरधाम्नि दिव्ये नित्याद्भुतावयवराजितदिव्यमूर्त्तिः । संराजसेऽविगणिताक्षर-सञ्ज्ञमुक्तैर्दिव्यात्मभिः सततमर्च्चितपादपद्मः ॥२॥ दिव्याद्भुतानवधिकातिशयानवद्याऽचिन्त्यस्वसंमतनिजोचितनित्यसिद्धः । लावण्ययौवनमनोहरतोज्ज्वलत्वमाधुर्य्यसौरभमुखैश्च गुणैरुपेतः ॥३॥

स्वाभाविकानवधिकातिशयावबोधगाम्भीर्य्यसाम्यविनयस्थिरताशुचित्व- । सौहार्दमार्दवभगैश्च युतो गुणौघैर्वात्सल्यशीलबलकौशलतुष्टिमुख्यैः ॥४॥ एवंविधस्त्वमिह मानवनाट्यमूर्व्यां धृत्वा चरन्नगणितासुभृतां विधातुम् । आत्यन्तिकं ननु विमोक्षणमत्र भूमन्नेकान्तधर्ममवनौ प्रथयिष्यसे स्वम् ॥५॥ यद् ब्रह्मचर्य्यमतिदुश्चरमप्यमर्त्यैरात्मौजसा तदिह घोरतरेऽपि तिष्ये । संस्थापयिष्यसि हरे भुवि धर्मवर्मन् वेदोत्तमाङ्गनवितः पुरुषोत्तमस्त्वम् ॥६॥ सर्वातिरिक्तकरुणादिगुणार्णवस्य सत्यव्रतस्य भगवन्नवतारिणस्ते । ऐश्वर्य्यतो विविधपुण्यगुणैश्च रामकृष्णादयो भुवि भवन्ति किलावताराः ॥७॥ ये त्वां वदन्ति परमं निखिलावतारहेतुं सुरैः सदृशमत्र तवावतारैः । जानन्ति मन्दमतयो नहि ते त्वदीयं तत्त्वं हरे विधिमुखैरपि चाऽवितर्क्यम् ॥८॥

---

સમૂહના મૂળ સ્વરૂપ, ભાગવત પરમહંસોના શરણરૂપ તમો કેવળ કરુણા કરી અહીં પધાર્યા છો તે તમોને અમો વંદન કરીએ છીએ. (૧)

હે હરે ! તમો સર્વ ધામોમાં ઉત્તમોત્તમ દિવ્ય અક્ષરધામમાં નિત્ય-અદ્‌ભુત અવયવોથી શોભાયમાન દિવ્ય મૂર્તિવાળા, દિવ્ય શરીરવાળા-અસંખ્યાત અક્ષરમુક્તોએ હંમેશાં પૂજ્યા છે ચરણકમળ જેમનાં, એવા થકા સદા બિરાજો છો. (૨) દિવ્ય-આશ્ચર્યકારી, અનવધિકાતિશય, નિર્દોષ, અપાર મહિમાયુક્ત, પોતાને અનુરૂપ-પોતાના આત્માને જ યોગ્ય, નિત્યસિદ્ધ અનુપમ લાવણ્ય-યૌવન-મનોહરપણું-ઉજ્જવલપણું-માધુર્ય-સૌરભ એ આદિક મુખ્ય ગુણોથી યુક્ત; (૩)

સ્વાભાવિક-અનવધિકાતિશય જ્ઞાન, ગાંભીર્ય, સામ્ય, વિનય, સ્થિરતા, પવિત્રપણું, સુહૃદયપણું, માર્દવ, ભગ તથા વાત્સલ્ય, શીલ, બલ, કૌશલ, તુષ્ટિ એ આદિક મુખ્ય ગુણોવાળા; (અહીં મુખ્ય શબ્દથી કહેલા ગુણોથી બાકી રહેલા ભાગવતમાં કહેલા સત્ય-શૌચાદિ તથા છાન્દોગ્ય ઉપનિષદમાં કહેલા અપહતપાપ્મત્વાદિ આઠ ગુણો તથા સર્વજ્ઞતા આદિ છ ઐશ્વર્ય વગેરે સમજવા.) (૪)

આ પ્રકારના ગુણ વિશિષ્ટ તમો આ પૃથ્વી ઉપર મનુષ્ય દેહ ધરીને અગણિત જીવોના આત્યંતિક મોક્ષ કરવા માટે વિચરો છો તેથી આ પૃથ્વીમાં તમો એકાંતિક ધર્મનું સ્થાપન કરશો. (૫)

હે હરે ! હે ધર્મરક્ષક ! ઉપનિષદોએ સ્તુતિ કરેલા પુરુષોત્તમ તમો અતિ દુષ્કર્મ પ્રચુર આ કલિયુગમાં દેવતાઓએ પણ ધારણ કરવા માટે અશક્ય જે બ્રહ્મચર્યવ્રત (આજીવન પર્યન્ત પાલનીય નૈષ્ઠિક વ્રત) તેને પૃથ્વીમાં સ્થાપન કરશો. (૬) હે ભગવન્ ! સર્વથી અનવધિકાતિશય દયા આદિ મુખ્ય ગુણોના સાગર, સત્યવ્રતવાળા, સત્ય સંકલ્પવાળા, સર્વ અવતારના કારણ, તમારા લોકોત્તર ઐશ્વર્યથી તથા વિવિધ પ્રકારના પુણ્ય ગુણો વડે પૃથ્વીમાં રામકૃષ્ણાદિ અવતારો થાય છે. (૭)

હે હરે ! પરમેશ્વર સંબંધી શોભા છે જેમની એવા, સમગ્ર અવતારોના કારણ એવા અને મનુષ્ય ભાવ ધારણ કરનારા, તમોને જે જનો આ લોકમાં બ્રહ્મા-ઈન્દ્રાદિક દેવો જેવા જાણે છે, અથવા તમારા અન્ય અવતાર સ્વરૂપ જેવા જાણે છે તે જનો **મંદમતિવાળા** છે. બ્રહ્માદિ દેવતાઓએ પણ તર્ક ન કરી શકાય તેવું તમારું પરમાર્થ (સત્ય)સ્વરૂપ તેઓ નથી જાણતા. (તેવી રીતે **નૃસિંહ પુરાણ**માં કહ્યું છે. ''ये तु सामान्यभावेन मन्यन्ते पुरुषोत्तमम् । ते वै

त्वां पञ्चरात्रनिपुणा निगमप्रवीणा गायन्ति शास्त्रकुशलाश्च पुराणदक्षाः । श्रीनारदादिमुनयो विधिशम्भुशेषास्त्वत्पादसक्तमनसोऽक्षरमुक्तसङ्घाः ॥९॥ नान्तं व्रजन्ति तव तेऽपि हरे महिम्नो व्योम्नः पतत्रिनिकरा इव मङ्गलात्मन् । त्वं चापि नैषि तव दिव्यगुणादिपारं दिव्यानवद्यमहनीयविचित्रशक्ते ॥१०॥ यत्पादपङ्कजरजः स्पृहयन्ति सन्तो ब्रह्मादयः सुरवरा निगमास्तथा श्रीः । स त्वं हि नः करुणयाऽक्षिपथं प्रपन्नः प्राप्ता वयं निखिलसाधनसत्फलं तत् ॥११॥ अत्र त्वदीयचरणाश्रयमन्तरेण ये वासनानिरसनाय भृशं यतन्ते । मज्जन्ति ते ननु भवे वणिजो व्यथाऽऽर्त्ताः कैवर्त्तयोगरहिता इव नीरराशौ ॥१२॥ अपि जगति बुधाः सगर्वचित्ता बहुविधशास्त्रविवादमुह्यमानाः । प्रकटितमनुजाकृतिं भवन्तं परम ! विदन्ति न कौशिका इवाऽर्कम् ॥१३॥

---

पाषण्डिनो ज्ञेया नरकार्हा नराधमाः ।'' જે જનો તમો પુરુષોત્તમને સામાન્ય ભાવથી માને છે તે નિશ્ચય પાખંડી પુરુષો છે. નરકને યોગ્ય નરાધમો છે. **સારસંગ્રહ**માં તથા **વસિષ્ઠ સ્મૃતિ**માં महाविष्णुं हि मन्येत समं देवैः स दुर्मतिः । ब्रूयात् साधारणं सकृत् सोऽन्त्यजो नाऽन्त्यजोऽन्त्यजः ॥'' 'મહાવિષ્ણુને દેવતાઓની સમાન જે માને છે તે દુર્મતિવાળા છે. એકવાર મહાવિષ્ણુને સર્વ સાધારણ કહે તે અંત્યજ નથી પણ અંત્યજમાં અંત્યજ છે'. એમ કહ્યું છે. પદ્મપુરાણમાં **હરિભક્તિવિલાસ**માં કહ્યું છે. ''यो मोहाद्विष्णुमन्येन हीनदेवेन दुर्मतिः । साधारणं सकृद् ब्रूते सोऽन्त्यजो नाऽन्त्यजोऽन्त्यजः'' इति । 'જે પુરુષ અજ્ઞાનથી તમોને બીજા હીન દેવો સમાન એકવાર કહે છે, તે દુર્મતિ અંત્યજ નથી પણ અંત્યજમાં અંત્યજ છે.' તથા ત્યાં જ **વૈષ્ણવતંત્ર**માં ''यस्तु नारायणं देवं ब्रह्मरुद्रादिदैवतैः । समत्वेनैव वीक्षेत स पाषण्डी नराधमः'' इति 'જે જન બ્રહ્મા રુદ્રાદિ દેવતાઓ જેવા જ નારાયણ દેવને કહે છે તે પાખંડી નરાધમ છે.' એમ કહ્યું છે.) (૮)

હે હરે ! પંચરાત્ર શાસ્ત્રમાં નિપુણ, વેદોનો ઉપદેશ આપવામાં ચતુર તથા શાસ્ત્ર-પુરાણમાં કુશળ સર્વજનો તમારી જ સ્તુતિ કરે છે. શ્રી નારદાદિ મુનિઓ બ્રહ્મા, શંભુ, શેષ તથા અક્ષર મુક્તો પણ તમારા ચરણકમળમાં આસક્ત મનયુક્ત થકા તમારું જ ગાન કરે છે. (૯)

દિવ્ય-નિર્દોષ-વિવિધ પ્રકારની મહાન શક્તિવાળા હે મંગલાત્મન્ ! પક્ષી સમૂહો જેમ આકાશનો પાર પામી શકતા નથી, તેમ તમારા મહિમાનો અંત પૂર્વોક્ત પંચરાત્રાદિ શાસ્ત્રોમાં નિપુણ પંડિતો વગેરે પણ પામતા નથી. હે હરે ! તમો પણ તમારા દિવ્ય ગુણોનો પાર પામતા નથી. (૧૦)

હે હરે ! બ્રહ્માદિ શ્રેષ્ઠ દેવતાઓ, વેદો, લક્ષ્મી તથા સનકાદિ સાધુઓ જેનાં ચરણકમળની રજની સ્પૃહા કરે છે, તે તમો દયાથી અમોને પ્રત્યક્ષ થયા છો (અમો તો કોઈપણ ઠેકાણે તમોને ખોળવા માટે ગયા નથી તો પણ તમો જ અમારા પ્રતિ પધાર્યા છો) તેથી સમગ્ર સાધનોના શુભ ફળને અમે પામ્યા છીએ. (૧૧)

આલોકમાં જે જનો તમારાં ચરણકમળના આશ્રય વિના અંતઃકરણની વાસના નાશ કરવા માટે અષ્ટાંગ યોગ આદિ ઘણાં સાધનો કરે છે, તે જનો સમુદ્રમાં ખેવટિયા વિના, વણિકો જેમ હેરાન થાય છે તેમ પીડા પામીને સંસારરૂપી સમુદ્રમાં ડૂબે છે. (૧૨)

(**શંકા-**એ પ્રકારે હું જ જગતમાં સંસાર સાગર તરવાનું એકમાત્ર સાધન છું તો પ્રત્યક્ષ એવા મને તે શાસ્ત્રવિદો કેમ નથી જાણતા ? એમ કહેતા હો તો કહીએ છીએઃ) હે હરે ! ગર્વ રહિત ચિત્તવાળા, અનેક પ્રકારના શાસ્ત્રના વિવાદથી મોહ પામેલા, પંડિતો પણ જગતમાં પ્રગટ કર્યો છે મનુષ્યાકાર જેમણે એવા તમોને હે પરમેશ્વર ! ઘુવડો સૂર્યને જેમ નથી જોઈ શકતા, તેમ નથી જાણતા. (૧૩)

स्मरदवदहनातिदह्यमानो बहुलमदो जनमानसद्विपेन्द्रः । तव चरितकथासुधापगायां सकृदवगाह्य परामुपैति शान्तिम् ॥१४॥ इह दुरवगमाऽऽत्मदिव्यतत्त्वं गमयितुमङ्गभृतो गृहीतमूर्त्तेः । तव शुभनिलयस्य दिव्यलीलाऽमृतजलधेः पृषतं निपीय सन्तः ॥१५॥

परसुखनिभृतोऽस्मृतप्रदृष्टश्रुतविषयास्त्वदतिप्रसक्तचित्ताः । क्वचिदपि भगवंस्त्यजन्ति नैव प्रियसुहृदस्तव पादपद्मसेवाम् ॥१६॥ चरणशरणमत्र ये त्वदीयं जगति विहाय मनोहयं विजेतुम् । अवजितपवनेन्द्रियैर्यतन्ते क्षिपति स तान् भगवन् भवान्धकूपे ॥१७॥ प्रबलविषयवासनापिशाच्या व्यथितमिमं जनमाकुलं नितान्तम् । सुखयितुमिह को भवेत् समर्थो भुवनपतिं पुरुषोत्तमं विना त्वाम् ॥१८॥ न भवति गगनं यथाऽन्यतुल्यं नहि जलधिश्च यथा सरःसमानः । भवसि न हि ★तथाऽन्यसदृशस्त्वं निगमशिरोभिरतोऽद्वितीय उक्तः ॥१९॥ अनवसितविशेषाशेषलोकव्रजानामवनविधिपटीयान् सर्वशक्तीश्वरस्त्वम् । तव विधिमखिलेशा वर्षभाजोऽतिभीता नृपतय इव सर्वक्ष्मापतेः पालयन्ते ॥२०॥ तव चरणसरोजमाश्रिता ये तव भजनक्षपितान्तरारिवर्गाः । निजहितकुशला हि ते भवन्तं निजहृदि भागवता विचिन्तयन्ति ॥२१॥

---

કામરૂપી દાવાગ્નિથી અત્યંત બળતો, બહુ મદવાળો, જનોના માનસરૂપી દ્વિપેન્દ્ર, તમારા ચરિત્રરૂપી અમૃત-નદીમાં એકવાર સ્નાન કરીને અતિ ઉત્તમ શાંતિ પામે છે. (૧૪)

આલોકમાં પોતાની મેળે ન ગ્રહણ થઈ શકે એવું આત્માનું દિવ્યતત્ત્વ શરીરધારીઓને પમાડવા માટે ગ્રહણ કરી છે મૂર્તિ જેણે એવા, મંગળના એક સ્થાનરૂપ, તમારી દિવ્ય લીલાઓ રૂપી અમૃત-સમુદ્રના બિંદુનું પાન કરીને સાધુઓ (૧૫)

પરમાત્માના સુખથી પૂર્ણ, વિસ્મૃત થઈ ગયા છે સારી રીતે જોયેલા અને સાંભળેલા વિષયો જેમને, તમારે વિષે અતિ આસક્ત ચિત્તવાળા થઈને હે ભગવન્ ! ક્યારેય પણ પ્રિય અને સુહૃદ એવા તમારા ચરણકમળની સેવાનો ત્યાગ કરતા નથી. (૧૬)

હે ભગવન્ ! આ જગતમાં જે જનો તમારાં ચરણના શરણનો ત્યાગ કરીને, માનસરૂપી ઘોડાને વશ કરવા માટે વશ કરેલાં પ્રાણ અને ઈન્દ્રિયો વડે પ્રયત્ન કરે છે, તે જનોથી તે મનરૂપી ઘોડો વશ થતો નથી અને ઊલટો સંસારના પ્રવાહરૂપી અંધારા કૂવામાં તેમને નાંખે છે. (૧૭)

વિષયની પ્રબળ વાસનારૂપી પિશાચીએ પીડા પમાડેલો અને તેથીજ અત્યંત પીડિત આ જનને સુખ કરવા માટે ભુવનોના પતિ પુરુષોત્તમ ! તમારા વિના આ લોકમાં કોણ સમર્થ થાય ? (૧૮)

જેમ આકાશ પોતાનાથી બીજા ભૂત સમાન થતું નથી., જેમ સમુદ્ર પોતાનાથી બીજા સમગ્ર સરોવર તુલ્ય થતો નથી. તેવી રીતે તમો બીજા સમાન નથી થતા. તેથી ઉપનિષદોએ તમોને **અદ્વિતીય** કહ્યા છે. (૧૯)

જેમનો (આ યોગ્ય છે કે અયોગ્ય છે તેવો) વિશેષ વિચાર કર્યો નથી તેવા સમગ્ર લોકના સમુદાયનું રક્ષણ કરવામાં ચતુર, સર્વ શક્તિઓના સ્વામી તમો છો. પોતપોતાના ખંડ રાજ્યોને ભોગવનારા રાજાઓ સમ્રાટને જેમ વશ વર્તે છે, તેમ સર્વ ઈશ્વરો તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરતા નથી. (૨૦)

જે તમારાં ચરણસરોજને આશ્રેલા છે, તમારા ભજનથી નાશ કર્યા છે કામાદિ શત્રુઓ જેમણે, તે જનો પોતાના હિત આચરણમાં કુશળ છે. તે ભગવદ્ ભક્તો પોતાના હૃદયમાં તમારું **ચિંતવન** કરે છે. (૨૧)

---

★ ''तथाऽन्यतुल्यकीर्तिर्'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

सुविशदमनसामधीश तेषां दृढरतिरज्जुनिबद्धपादपद्मः । अपसरसि न तद्धृदः क्वचित् त्वं वियदिव सज्जनवत्सलो दयालुः ॥२२॥

कुर्वन्नेव जगद्भवादिरचनां भ्रूविभ्रमेण प्रभो, सर्वब्रह्मशिरःप्रगीतमहिमा स्वानन्दपूर्णः सदा । सद्व्रातप्रणयस्मृताङ्घ्रिकमलः सर्वेश्वरेशो भवान्, सर्वज्ञो निरवद्यसद्गुणनिधिर्वर्वर्ति सर्वोपरि ॥२३॥ दिव्याऽनन्तविचित्रशक्तिविभवैश्वर्य्यादिपाथोनिधिं स्तोतुं त्वामवतारकारणमहो नेशा वयं सर्वथा । तस्मात्त्वां नतसर्वपापशमनं भूयोऽभिवन्दामहे, साक्षात्त्वां प्रसमीक्ष्य शान्तिनिलयं जाताः कृतार्था भृशम् ॥२४॥

श्रीशुकानन्द उवाच - इत्यभिष्टुत्य★ तं राजन् सिद्धेषु विरतेषु सः । सिद्धान् मधुरया वाचा जगादानन्दयन्निदम् ॥२५॥

श्रीहरिकृष्ण उवाच-युष्मत्सुदीर्घतपसा सिद्धा युष्मास्वहं भृशम् । प्रीतो भवद्भिरुक्तं यन्मामुद्दिश्य तथैव तत् ॥२६॥ वरं वरयत स्वेष्टं सिद्धा दास्याम्यहं हि वः । चेदक्षरपदाप्तीच्छा तदाऽद्यैव नयामि वः ॥२७॥ ते तद्वाणीमिति श्रुत्वा सुधामाधुर्य्यतर्ज्जिनीम् । इत्याहुर्नितरां प्रीतास्तं साक्षात् पुरुषोत्तमम् ॥२८॥

---

હે સર્વાધિપતે ! અત્યંત વિશદ મનવાળા તે ભક્તોની દૃઢ પ્રીતિરૂપી દોરડીથી બાંધ્યાં છે ચરણકમળ જેમનાં એવા, પોતાના એકાંતિક સાધુઓમાં સ્નેહવાળા, દયાળુ, તમો ક્યારેય પણ, આકાશની માફક, તેવા ભક્તોના હૃદયથી મુહૂર્તમાત્ર પણ દૂર થતા નથી. (૨૨)

હે પ્રભો ! સર્વ ઉપનિષદોએ પ્રકર્ષપણાથી કહ્યો છે મહિમા જેમનો એવા, હંમેશાં પોતાના આનંદથી પૂર્ણ, એકાંતિક સાધુ સમૂહો ગાઢ અનુરાગથી જેમને સંભારે છે અને એમની સ્મૃતિ પથમાં પ્રાપ્ત થયેલાં છે ચરણકમળ જેમનાં એવા, સર્વ ઈશ્વરોના નિયંતા, સર્વજ્ઞ, નિર્દોષ, સદ્‌ગુણોના સાગર, કેવળ ભ્રકુટિના ભંગ (વિભ્રમ) માત્રથી બ્રહ્માંડોની ઉત્પત્તિ-સ્થિતિ અને લયરૂપી લીલાને કરતાં (જેમ મંદિરના શિખર ઉપર કળશ હોય છે, તેમ) આપ અતિશય સર્વોપરી વર્તો છો. (૨૩)

હે દિવ્ય મૂર્તે ! હે હરે ! અપરિમિત વિચિત્ર શક્તિઓ તથા વૈભવ, ઐશ્વર્ય એ આદિક જેમને છે એવા ગુણ વિભૂતિઓના સમુદ્ર, સકલ અવતારોના આવિર્ભાવમાં કારણભૂત, તમારી સ્તુતિ કરવા માટે અમો સમર્થ થતા નથી. તેથી પ્રણામ કરતા જનોના સર્વ પાપોનું શમન કરનારા, તમોને વારંવાર અમે **અભિવંદન** કરીએ છીએ. હે હરે ! શાંતિના એક સ્થાનરૂપ, તમોને પ્રકર્ષપણે જોઈને અમો ઘણા કૃતાર્થ થયા છીએ. (૨૪)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** : હે રાજન્ ! આ પ્રમાણે શ્રીહરિની સ્તુતિ કરીને સિદ્ધો વિરામ પામ્યા. એટલે **શ્રીહરિ** મધુર વાણીથી સિદ્ધોને આનંદ પમાડવા માટે **વચન** બોલ્યાઃ (૨૫)

‘હે સિદ્ધો ! તમોએ લાંબા કાળ પર્યન્ત તપ કર્યું તેથી હું પ્રસન્ન થયો છું. તમોએ મને ઉદ્દેશીને જે કહ્યું છે તે તે પ્રમાણે જ થશે. (૨૬) હે સિદ્ધો ! તમો ઈચ્છિત વર માગો. હું તમોને આપીશ. જો તમારે મારા અક્ષરધામમાં જવાની ઈચ્છા હોય તો તમોને હમણાંજ લઈ જઉં.’ (૨૭)

અમૃતના સ્વાદનો તિરસ્કાર કરનારી શ્રીહરિની આવી વાણી સાંભળીને **સિદ્ધો** અત્યંત પ્રસન્ન થયા અને પ્રત્યક્ષ પુરુષોત્તમ શ્રીહરિને આ પ્રમાણે કહેવા લાગ્યા. (૨૮)

---

★ ''इत्यभिष्टुय'' ''इत्यभिष्टूय'' इति च ( क-ड ग्रन्थयोः ) क्रमेण पाठान्तरम् ।

सिद्धा ऊचुः- **योगीश्वरपते भूमन्नवतारैककारण । भूयसां तपसां प्राप्तं फलं नस्तव दर्शनात् ॥२९॥**

**त्वन्मूर्त्तेरस्तु नो नित्यं दर्शनं पुरुषोत्तम । अन्येच्छा नास्ति नः स्वामिन् विना त्वत्पादसेवनम् ॥३०॥ तथाप्यत्र हरे लीलास्त्वं या वै विश्वपाविनीः । विधास्यसि शुभास्तासां दिदृक्षा नोऽस्ति केवलम् ॥३१॥ तस्माद् विलोक्य ता दिव्याः कुर्वन्तस्तव चिन्तनम् । कृपया तेऽक्षरं धाम प्राप्स्यामोऽन्ते वयं प्रभो ॥३२॥**

श्रीशुकानन्द उवाच - **इत्थं तद्वचनं श्रुत्वा प्रीत एव हरिर्भृशम् । मन्दस्मिताननः प्रोचे तांस्तथाऽस्त्वित्यधीश्वरः ॥३३॥ अथ ज्ञातात्मतत्त्वैस्तैर्दर्शितान्यखिलानि सः । अपश्यन्नवलक्षाणि तेषां स्थानानि सत्पतिः ॥३४॥ अनिन्धनानलज्वालास्तत्रोष्णाम्बून्यवैक्षत । कुण्डानि च क्वचित् क्वापि शीतलाम्बूनि स प्रभुः ॥३५॥ स सिद्धान् सुखयन्नीशस्तत्रोषित्वा दिनत्रयम् । ततः प्रस्थापितः सिद्धैर्वडवाकुण्डमाययौ ॥३६॥ तत्र वायुजलाग्नीनां निःसरन्तं चयं क्षितेः । स पश्यन् विदधे तत्र मुमुक्षून् स्वाश्रितान् बहून् ॥३७॥ साक्षात् स्वेक्षाप्रदानेन कुर्वंस्तत्र स तापसान् । कृतार्थान् योगिनश्चान्यांस्तत्रोवास दिनत्रयम् ॥३८॥ सोऽथ वह्निदिशं गच्छन् गङ्गासागरसङ्गमम् । प्राप्तः सहस्त्रशश्चक्रे कृतार्थांस्तैर्थिकान् प्रभुः ॥३९॥**

---

**સિદ્ધો કહે છે :** હે યોગીશ્વરોના સ્વામી ! હે ભૂમન્ ! હે અવતાર માત્રના એક કારણ ! અમોને અમારા તપનું ફળ તમારા દર્શનથી પ્રાપ્ત થયું. (૨૯) હે પુરુષોત્તમ ! અમોને તમારી મૂર્તિના દર્શન નિત્ય થાય. હે સ્વામિન્ ! તમારા ચરણકમળની સેવા વિના અમોને બીજા પદાર્થની પ્રાપ્તિની ઈચ્છા નથી. (૩૦)

તો પણ હે હરે ! વિશ્વને પવિત્ર કરનારી **શુભ લીલાઓ** તમો આ લોકમાં કરશો, તે લીલા જોવાની અમારે ઈચ્છા છે. (૩૧)

હે પ્રભો ! તેથી તમારી **દિવ્ય લીલા** જોઈને તમારું ચિંતવન કરતા થકા તમારી કૃપાથી અંતે અમો અક્ષરધામને પામીશું. (૩૨)

આ પ્રમાણે સમગ્ર સિદ્ધોનું વચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયેલા સર્વાધિપતિ શ્રીહરિએ મંદ મંદ હસતાં **''તથા અસ્તુ''** જેમ તમે કહો છો તે પ્રમાણે થશે, એમ સિદ્ધોને કહ્યું. (૩૩)

પછી સત્પતિ શ્રીહરિ, પોતાના સત્ય ભગવત્ સ્વરૂપનું જ્ઞાન જેમણે જાણ્યું છે એવા સિદ્ધોએ બતાવેલા નવ લાખ સ્થાનોને જોતા હતા. (૩૪)

પ્રભુ શ્રીહરિ ત્યાં સિદ્ધોના સ્થાનોમાં, કોઈ કુંડમાં કાષ્ઠ વિના પણ બળતા અગ્નિની જ્વાળાઓ જોતા હતા, કોઈ સ્થાને ઊના પાણીના કુંડો તેમજ કોઈ સ્થાને ઠંડા જળના કુંડો પણ જોતા હતા. (૩૫)

પરમેશ્વર શ્રીહરિ સિદ્ધોને સુખી કરવા માટે નવલખા પર્વતમાં ત્રણ દિવસ રહ્યા. પછી સિદ્ધોએ પ્રેમથી વળાવ્યા થકા ત્યાંથી પર્વતની નીચે **વડવા કુંડ** નામના તીર્થમાં, રાજમાર્ગથી ઊતરીને આવ્યા. (૩૬)

વડવા તીર્થમાં શ્રીહરિએ પૃથ્વીમાંથી નીકળતો વાયુ, જળ તથા અગ્નિનો સમૂહ જોયો. ત્યાં ઘણા મુમુક્ષુઓને પોતાના આશ્રિત કર્યા. (૩૭)

તીર્થમાં પોતાના પ્રત્યક્ષ દર્શન આપતા અને તેથી તપસ્વીજનોને તથા અન્ય યોગીઓને કૃતાર્થ કરતા શ્રીહરિ વડવા કુંડ તીર્થમાં ત્રણ દિવસ રહ્યા. (૩૮)

પછી પ્રભુ શ્રીહરિ અગ્નિ ખૂણા તરફ ચાલતા થકા જ્યાં **ગંગા** અને **સાગર**નો **સંગમ** થાય છે ત્યાં પધાર્યા અને હજારો તીર્થવાસીજનોને કૃતકૃત્ય કર્યા. (૩૯)

मुमुक्षूननुजिघृक्षंस्तत्रोषित्वा दिनत्रयम् । कपिलस्याश्रमं प्रायात्तीर्थकीर्तिः स भूपते ॥४०॥ नृनाट्याऽऽच्छादितैश्वर्य्यं कपिलो ध्यानतो हि तम् । अवतारिणमेवावैत् सर्वेशं पुरुषोत्तमम् ॥४१॥ सोऽथ प्रीतमना नित्यं सिषेवे तं परात्परम् । स्वेच्छोपात्तनराकारं धर्मसंस्थापनोद्यतम् ॥४२॥ एवं तत्रान्वहं धार्मिः कपिलेनातिसत्कृतः । उवास प्रीणयन्नित्यं कपिलं तस्य चाश्रितान् ॥४३॥ सुधामाधुर्य्यवार्त्ताद्यैस्तानेवानन्दयन् हरिः । तत्र निन्ये कतिपयान् दिवसान् भद्रदर्शनः ॥४४॥ विविक्तेऽथ शुभे तस्मिन् विधायोपशमं हरिः । अचिन्तयन्निजात्मानं ध्यानयोगमुपाश्रितः ॥४५॥

एवं निवृत्तिनिरते वर्त्तमाने परे हरौ । पञ्चभिर्वासरैर्न्यूनो ययौ मासो महीपते ॥४६॥ अथाऽसुरैर्धिताऽधर्मभाराक्रान्ता वसुन्धरा । हरिं वव्राज शरणं स्वार्त्तिविज्ञापनाय हि ॥४७॥ साऽथ तं ध्याननिरतं भूरितेजोविराजितम् । दृष्ट्वा वक्तुं न चाशक्नोत् पराभूता तदोजसा ॥४८॥

---

હે રાજન્ ! જેની કીર્તિમાં તીર્થો રહેલા છે ''**सर्वाणि तीर्थानि वसन्ति तत्र यत्राच्युतोदारकथाप्रसङ्गः**'' એમ સ્મૃતિ છે, જ્યાં અચ્યુત ભગવાનના દિવ્ય ચરિત્રોની કથાનો પ્રસંગ હોય છે, ત્યાં સર્વ તીર્થો વસે છે, અથવા તીર્થરૂપ છે કીર્તિ જેમની એવા, (મૂર્તિમાન તીર્થોથી પણ ઉત્કૃષ્ટ, અમૂર્ત એવી જે કીર્તિ તે ગંગાદિ તીર્થોને પરાભવ પમાડે છે. તે વાત શ્રીમદ્‌ભાગવતમાં કહી છે. तीर्थं चक्रे नृपोनं यदजनि यदुषु स्वःसरित्पादशौचम् । હે રાજન્ ! યદુકુળમાં જે (કીર્તિ તીર્થ) ઉત્પન્ન થયું. શ્રીકૃષ્ણ પરમાત્માની કીર્તિરૂપ-તેણે વિષ્ણુ પાદોદકી સ્વર્ગગંગાને ન્યૂન તીર્થ કર્યું: માટે કૃષ્ણ કીર્તિનું સર્વતીર્થોમાં ઉત્તમપણું અને શ્રીકૃષ્ણનું સર્વદેવોથી ઉત્તમપણું તે આશ્ચર્યકારી નથી. એમ **શ્રીધરસ્વામી** તેમની ટીકામાં કહે છે.) શ્રીહરિ મુમુક્ષુઓ ઉપર અનુગ્રહ કરવા ઈચ્છતા હતા તેથી ગંગાસાગરના સંગમમાં ત્રણ દિવસ સુધી રહીને કપિલ મુનિના આશ્રમમાં ગયા. (૪૦)

કર્દમના પુત્ર ભગવાન **કપિલદેવ,** મનુષ્યનાટ્યથી જેમણે ઐશ્વર્ય ઢાંકેલું છે તેવા શ્રીહરિને અવતારી, અક્ષરાદિના એકમાત્ર અધિપતિ પુરુષોત્તમ, પોતાના ધ્યાનયોગથી જાણતા હતા. (મારા પ્રભાવ-ઐશ્વર્ય અને પ્રાદુર્ભાવના એક કારણરૂપ આ સ્વયં અક્ષરાધિપતિ શ્રી પુરુષોત્તમ આવ્યા છે એમ જાણતા હતા.) (૪૧)

પછી કપિલદેવ અત્યંત પ્રસન્ન મનથી, જે નરાકૃતિ સ્વીકારી ધર્મના સ્થાપનમાં ઉદ્યત છે એવા પરાત્પર શ્રીહરિનું સન્માન કરવું, રહેવા માટે જગ્યા આપવી, ફલાદિવડે ભોજન કરાવવું વગેરે **સેવા** કરવા લાગ્યા. (૪૨)

આ પ્રકારે કપિલમુનિએ અતિ સત્કાર કરેલા ધર્મપુત્ર **શ્રીહરિ,** કપિલમુનિ તથા તેમના આશ્રિતોને હંમેશાં પ્રસન્ન કરતાં કપિલાશ્રમમાં રહ્યા. (૪૩)

અમૃતના જેવી મધુરતા ભરેલી વાતો તથા ભગવત્ કથા કીર્તનાદિથી શ્રીહરિ કપિલ વગેરેને આનંદ પમાડતા હતા. કલ્યાણકારી દર્શન જેનાં છે એવા શ્રીહરિ કપિલાશ્રમમાં કેટલાક દિવસો રહ્યા. (૪૪) પછી એકાંતે કપિલના શુભ આશ્રમમાં ઉપશમ કરીને, ધ્યાનયોગનો ઉપાશ્રય કરીને, શ્રીહરિ પોતાના આત્માનું ચિંતવન કરવા લાગ્યા. (૪૫)

આ પ્રકારે વર્તતા પરમાત્મા શ્રીહરિ, નિવૃત્તિમાં અત્યંત આનંદ પામતાં હે રાજન્ ! ત્યાં પચ્ચીસ દિવસ રહ્યા. (૪૬) પછી અસુરોથી વૃદ્ધિ પામેલા અધર્મના ભારથી પીડાતી **વસુંધરા,** પોતાની પીડાનું દુઃખ નિવેદન કરવા માટે શ્રીહરિને શરણે આવી. (૪૭)

શ્રીહરિને ઘણા પ્રકાશથી આવરિત તેમજ ધ્યાન પરાયણ જોઈને વસુંધરા, શ્રીહરિની કાંતિથી પરાભવ પામી અને પોતાનું દુઃખ કહેવા માટે સમર્થ ન થઈ. (૪૮)

उपेत्यातो मही दीना कपिलं बाष्पलोचना । विषण्णा म्लानवदना प्राहेत्थं दीनदीनवत् ।।४९।। अहो दयानिधेऽत्यर्थं पूर्वदेवोपसादितम्★[१] । अहं सोढुमधर्मस्य भारं नास्मि क्षमा प्रभो ।।५०।। एतत् कष्टं ममाऽसह्यं नाशयन् विचरन् क्षितौ । अयं साम्प्रतमेवाप्तो ध्यानयोगं परं प्रभुः ।।५१।। भूमन् यस्याऽवतारस्त्वं सोऽवतारी स्वयं त्वयम् । हर्त्तुं शक्तोऽपि मद्भारं विधायोपशमं स्थितः ।।५२।। अतो बताऽयमार्तिं मे कदोत्क्षेप्स्यति भूयसीम् । मत्कष्टं वक्तुमेवाऽस्मै संप्राप्ताऽहं शुचाऽऽतुरा ।।५३।। तथाप्यस्याऽग्रतो वक्तुं ध्याननिष्ठस्य न क्षमा । तस्मादस्मै महार्त्तिं मे त्वमेतां वक्तुमर्हसि ।।५४।। स इत्याकर्ण्य तद्वाक्यं भूरिदैन्यं दयानिधिः । ध्यानस्थस्य हरेरायात् सन्निधिं धर्मजन्मनः ।।५५।।

ध्यानयोगाद्धरिस्तावत् प्रोत्थितो भद्रदर्शनः । उन्मीलितेक्षणाब्जाभ्यां पुण्याभ्यां तं व्यलोकयत् ।।५६।। अथ प्रसन्नतां तस्य ज्ञात्वा सर्वार्तिहारिणः । स एवावसराभिज्ञस्तमिदं प्राह सादरम् ।।५७।। धराभारक्षयोदारशक्तेऽदभ्रदयोदधे । आक्रान्ताऽधर्मभारेण भूरियं दुर्ज्जनार्द्दिता ।।५८।। शोकार्त्ता म्लानवदना ★[२]रुदन्ती दीनदीनवत् । त्वां विज्ञापयितुं स्वीयं भूरिदुःखमिहाऽऽगता ।।५९।।

---

તેથી દીન, આંખમાં અશ્રુવાળી **પૃથ્વી,** કપિલ મુનિને મળીને, ખેદથી કરમાઈ ગયેલા મુખવાળી અત્યંત દીન થઈને કહેવા લાગીઃ (૪૯)

'અહો હે દયાનિધે ! હે પ્રભો અસુરોએ અત્યંત પ્રવર્તાવેલો અધર્મનો ભાર તેને હું સહન કરવા સમર્થ નથી. અહો ! આ પહેલાં આવો અધર્મનો ભાર મારા ઉપર ક્યારેય ન હતો. (૫૦)

મારું આ અસહ્ય દુઃખ નાશ કરવા માટે પૃથ્વી ઉપર વિચરતા પ્રભુ આ શ્રીહરિ, હમણાં કેવળ ધ્યાનાવસ્થ થયા છે. (એમને આવું ઉપશમ આચરણ આ સમયે યોગ્ય નથી.) (૫૧)

હે ભૂમન્ ! સાંખ્ય જ્ઞાનના પ્રવર્તક ! તમો જેના અવતાર છો તે સ્વયં અવતારી (પોતાના સંકલ્પ માત્રથી અનંત બ્રહ્માંડના અન્તર્વર્તી અનેક જીવોને સંસારરૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરનાર) બીજા અનંત અવતારોના એક કારણ, આ શ્રીહરિ તો મારો ભાર ઉતારવા માટે શક્તિમાન છે. છતાં પણ ઉપશમ કરીને બિરાજ્યા છે. (૫૨)

સ્વયં શ્રીહરિ મારી આ મહાન પીડા ક્યારે નાશ કરશે ? શોકથી પીડાયેલી હું શ્રીહરિને મારું દુઃખ કહેવા માટે આવી છું. (૫૩) છતાં ધ્યાનનિષ્ઠ શ્રીહરિ પાસે બોલવા માટે શક્તિમાન નથી. તેથી મારું દુઃખ એમને કહેવા માટે તમોજ યોગ્ય છો.' (૫૪)

દયાનિધિ કપિલમુનિ પૃથ્વીનું આવું દૈન્ય સભર વચન સાંભળીને ધ્યાનસ્થ ધર્મપુત્ર શ્રીહરિની સમીપ આવ્યા. (૫૫)

કપિલમુનિ તેમની સમીપ આવ્યા તેટલામાં મંગળકારી દર્શનવાળા શ્રીહરિએ ધ્યાનમાંથી જાગ્રત થઈ પુણ્યમય વિકસિત નેત્રકમળથી કપિલમુનિ તરફ જોયું. (૫૬) અવસર જાણનારા **કપિલમુનિ,** સર્વ દુઃખને હરનારા શ્રીહરિની પ્રસન્નતા જાણીને, આદરપૂર્વક શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૫૭)

''પૃથ્વીનો ભાર નાશ કરવામાં મહાશક્તિવાળા, અતિશય દયાસાગર હે હરે ! અધર્મી જનોથી અત્યંત પીડા પામેલી, અધર્મના ભારથી નત મસ્તકવાળી આ પૃથ્વી (૫૮) શોકથી દુઃખી, મ્લાન મુખવાળી, અતિ દીનની માફક રડતી, પોતાનું દુઃખ તમોને નિવેદન કરવા માટે આવી છે. (૫૯)

---

★१. ''पूर्वदेवाः सुरद्विषः'' इत्यमरः । (અર્થાત્ ''પૂર્વદેવો=અસુરો'' એમ અમરકોશમાં કહ્યું છે.)
★२. 'रुदती दीनवत् सती'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

तथापि ध्याननिरतेस्तवाग्रे प्रचुरौजसः । भूमिर्वक्तुमशक्तत्वाद् वक्तुं प्रेरयते हि माम् ॥६०॥ तस्मादेतन्महाऽऽपत्तिं वच्मि तुभ्यमहं हरे । उच्छृङ्खलाऽसुरव्रातैरधर्मोऽत्रैधितो भृशम् ॥६१॥ तस्मादधर्मभारेण प्रभूतेनार्दिता भृशम् । धरा त्वां शरणं प्राप्ता शरण्यं करुणार्णवम् ॥६२॥ अतोऽवतारहेतुस्त्वं कालमायाद्यधीश्वरः । भूमेर्महार्त्तिमेतस्या हर्त्तुमर्हस्युरुक्रमः ॥६३॥ धर्मसंस्थापनायोर्व्यामधर्मोन्मूलनाय च । अवतीर्णोऽसि दयया त्वं साक्षात् पुरुषोत्तमः ॥६४॥ तस्मादुपशमं भूमन् कर्त्तुं नार्हसि साम्प्रतम् । सुखयापद्गतामेनां प्रपन्नां दीनवत्सल ॥६५॥

असङ्ख्यभुवनोत्पत्तिस्थित्यादि स्वेच्छया ध्रुवम् । कुर्वन्नमोघसङ्कल्पस्त्वं भूभारं हर प्रभो ॥६६॥ इत्युपाकर्ण्य तद्वाक्यं सोऽवतारैककारणम् । धरणीं साश्रुवदनामित्थं प्राह दयाकुलः ॥६७॥ शोकं मा कुरु भद्रे त्वं नाशयिष्याम्यहं द्रुतम् । त्वदीयं दुस्तरं भारं भव स्वस्था शुचिव्रते ॥६८॥ इत्युक्ता पृथिवी हृष्टा नत्वा स्तुत्वा तमच्युतम् । तिरोऽभूदिच्छया तस्य सर्वेशस्याऽवतारिणः ॥६९॥ ततो गन्तुं स भगवानुद्यतोऽपि दयानिधिः । प्रार्थितः कपिलेनेशस्तत्राऽस्थात् पञ्च वासरान् ॥७०॥

---

પરંતુ અત્યંત પ્રૌઢ પ્રતાપવાળા, ધ્યાનમાં અત્યંત પ્રીતિવાળા તમારી પાસે બોલવા માટે તે અશક્ત હોવાથી મને કહેવા માટે **પ્રેરણા** કરે છે. (૬૦)

તેથી હે હરે ! હું તમોને પૃથ્વીનું મહાદુઃખ કહું છું. ઉચ્છૃંખલ અસુરોના સમુદાયોએ આ પૃથ્વીમાં અધર્મ ઘણો વૃદ્ધિ પમાડ્યો છે. (૬૧) તેથી અધર્મના અત્યંત ભારથી અત્યંત પીડાતી ભૂમિ, કરુણાસાગર, શરણ્ય, તમારે શરણે આવી છે. (૬૨) તેથી સર્વ અવતારોના એક કારણભૂત, કાલમાયા આદિના અધીશ્વર, અત્યંત પરાક્રમી તમો એ પૃથ્વીની મહાપીડા હરવા માટે યોગ્ય છો. (૬૩)

ધર્મના સ્થાપન માટે, અધર્મના મૂળ ઉખેડવા માટે હે પ્રત્યક્ષ પુરુષોત્તમ ! તમો આ ભૂમિ ઉપર અવતરેલા છો. (૬૪)

તેથી હે ભૂમન્ ! હમણાં તમોએ ઉપશમ અવસ્થા ધારણ કરવી તે યોગ્ય નથી. હે દીનવત્સલ ! આપતકાળમાં પડેલી, તમારે શરણે આવેલી આ ભૂમિને આપ સુખી કરો. (૬૫)

(**શંકા** : હું ધર્મનો પુત્ર તપસ્વી બ્રાહ્મણ કેવી રીતે તેનું દુઃખ નિવૃત્ત કરવા શક્તિમાન થાઉં ? એમ કહેતા હો તો અમો કહીએ છીએ કે જેના નયન કટાક્ષથી જગતની ઉત્પત્તિ વગેરે થાય છે તે પ્રત્યક્ષ પરમેશ્વર તમો છો) હે હરે ! તમારી ઈચ્છાથી અસંખ્ય બ્રહ્માંડોની ઉત્પત્તિ, સ્થિતિ અને લય તમો કરો છો તેથી સત્ય સંકલ્પ એવા તમો ભૂભાર હરો. (૬૬)

અવતારોના કારણ **શ્રીહરિ** આવી રીતે કપિલ મુનિનું વચન સાંભળીને દયાથી કોમળ મનવાળા થઈને અશ્રુયુક્ત મુખવાળી પૃથ્વીને કહેવા લાગ્યાઃ (૬૭)

'હે ભદ્રે ! તમો શોક ન કરશો. હે શુચિવ્રતે ! તમારો **દુસ્તર ભાર** હું તત્કાળ નાશ કરીશ. તું અંતરમાં શાંતિ રાખ.' (૬૮)

આ પ્રકારે શ્રીહરિએ પૃથ્વીને કહ્યું તેથી પ્રસન્નતા પામી **પૃથ્વી** અચ્યુત શ્રીહરિને નમસ્કાર કરીને તથા સ્તુતિ કરીને સર્વના સ્વામી, અવતારી શ્રીહરિની ઈચ્છાથી અંતર્ધાન થઈ ગઈ. (૬૯) પછી શ્રીહરિ ત્યાંથી જવા માટે તૈયાર થયા. છતાં પણ દયાસાગર સમર્થ શ્રીહરિ, કપિલમુનિએ **પ્રાર્થના** કરી તેથી પાંચ દિવસ ત્યાં રહ્યા. (૭૦)

**अथ प्रतस्थे नृपते स तस्मादसङ्ख्यजीवोद्धरणैकतानः । ततो जगन्नाथपुरीं पयोधेस्तीरे प्रसिद्धां रुचिरां प्रपेदे ॥७१॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे श्रीहरिकपिलाश्रमप्राप्त्यादिनिरूपणनामैकोनपञ्चाशत्तमोऽध्यायः ॥४९॥

## ॥ अथ पञ्चाशत्तमोऽध्यायः ॥

## ( जगन्नाथपुरीं प्राप्य हरिस्तत्र स्थितान् बहून् । अन्योऽन्यमसुरान् पञ्चाशत्तमेऽघातयत्त्वघान् ॥ )

श्रीशुकानन्द उवाच - **सोऽथ तत्र वसन्नब्धौ स्नात्वा पश्यन् जगत्पतिम् । इन्द्रद्युम्नसरोमुख्यतीर्थेषु तैर्थमाचरत्
॥१॥ ततस्तत्र जगन्नाथस्तं ज्ञात्वैवाऽवतारिणम् । सदाऽदृश्यः सिषेवेऽन्यैः श्रीधार्मिं पुरुषोत्तमम् ॥२॥ अथाऽन्यत्र
हरिर्गत्वा धरणीभारमीश्वरः । संजिहीर्षुस्ततः स्थानात् प्रयाणायोद्यतोऽभवत् ॥३॥ तदोपेत्य जगन्नाथस्तमिति प्राह
सत्पतिम् । प्रभो सन्त्यत्र पापिष्ठा बहवः स्वैरचारिणः ॥४॥ उलङ्घितार्य्यमर्यादा दैतेया नरविग्रहाः ।
दम्भात्तवैष्णवाकल्पास्तथाऽधर्मप्रवर्तकाः ॥५॥ शाक्तशाङ्करलक्ष्माणि दधतश्चोरगक्रुधः । कुर्वन्तः स्ववशे लोकान्
मन्त्रैस्तन्त्रैश्च यन्त्रकैः ॥६॥**

---

પછી હે રાજન્ ! અસંખ્ય જીવોનો ઉદ્ધાર કરવામાં એક આગ્રહવાળા શ્રીહરિએ કપિલાશ્રમથી પ્રયાણ કર્યું. પછી સમુદ્ર કિનારે પ્રસિદ્ધ મનોહર **જગન્નાથપુરી**માં પધાર્યા. (૭૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિ કપિલાશ્રમ પ્રાપ્તિ આદિ નિરૂપણ' નામે ઓગણપચાસમો અધ્યાય સંપૂર્ણ. (૪૯)

## અધ્યાય : ૫૦

## શ્રીહરિએ જગન્નાથપુરી પધારી ત્યાંના અધિષ્ઠાતા ભગવાન શ્રીજગન્નાથજીની વિનતિથી ત્યાં વિશેષ રોકાઈને પૃથ્વીના ભારભૂત અસુરોનો પરસ્પર વિનાશ કરાવ્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** પછી જગન્નાથપુરીમાં રહીને રોજ સમુદ્ર સ્નાન કરીને, જગત્પતિ-જગન્નાથ નામના વિષ્ણુના અર્ચાવતારનાં દર્શન કરતાં **શ્રીહરિ** ઈન્દ્રદ્યુમ્ન સરોવર વગેરે તીર્થોમાં સ્નાનાદિ વિધિ કરતા હતા. (૧)

ત્યાં **જગન્નાથજી** ધર્મના પુત્ર શ્રીહરિને સર્વ અવતારના અવતારી પુરુષોત્તમ જાણીને અગોચર (અદૃશ્ય) સ્વરૂપે તે શ્રીહરિકૃષ્ણ ભગવાનને સેવતા હતા. (૨) પછી પરમેશ્વર શ્રીહરિ પૃથ્વી ઉપર પ્રવર્તેલ અધર્મનો ભાર ઉતારવા ઈચ્છતા હોવાથી ત્યાંથી પ્રયાણ કરવા માટે તૈયાર થયા. (૩)

તે સમયે **જગન્નાથ-વિષ્ણુ** સંતોના પતિ શ્રીહરિની સમીપ જઈને કહેવા લાગ્યા: ''હે પ્રભો ! આ પુરમાં પોતાની ઈચ્છામાં આવે એમ પાપાચરણ કરનારા ઘણા છે. (૪) મહાપુરુષોએ બાંધેલી મર્યાદા ઉલ્લંઘન કરનારા, દંભથી વૈષ્ણવ નામ અને વેશધારી, અધર્મને પ્રવર્તાવનારા-અસુરો (૫) શક્તિના ઉપાસકો તથા શંકરના ઉપાસકોના ચિહ્નો ધારણ કરનારા, સર્પની માફક ક્રોધી, ''અનંગ રંગ'' નામના ગ્રંથમાં કહેલા વશીકરણ મંત્રોથી, તેમજ દોરડીમાં સર્પ, પીંછામાં કબૂતર વગેરે બતાવતા તંત્રોથી, અને પંચદશાંક તથા વિશાંકાદિ યંત્રોથી લોકોને વશ કરનારા; (૬)

स्त्रीद्रव्यरसमानादिप्राप्तये सततोद्यताः । मदेर्ष्यामत्सरयुजो देहपोषणतत्पराः ॥७॥ प्रलोभ्य बहुधा योषा नरांश्चाप्यतिकैतवात् । धर्ममार्गाच्च वेदोक्तात् पातयन्तः सनातनात् ॥८॥

महतश्चिपिटाँल्लौहानयःकीलांश्च यष्टिकाः । नानाशस्त्राणि दधतो भङ्गापानारुणेक्षणाः ॥९॥ परस्परमहास्पर्द्धा दुराचारपरायणाः । ध्यायन्तः सिद्धतासिद्ध्यै दुराशा बकवद्बहिः ॥१०॥ एवंविधैर्महादैत्यैर्वर्द्धिताऽधर्मसर्गके । वस्तुं न रोचते मह्यं स्थानेऽत्रैव दयानिधे ॥११॥ यथाऽग्निर्घृतधाराभिस्तैरधर्मस्तथैधितः । अपाकर्त्तुमहं त्वेनं न शक्तोऽस्म्यखिलेश्वर ॥१२॥ अवतारी ततः साक्षात् त्वमनन्तपराक्रमः । नियन्ता कालमायादेरद्वितीयोऽक्षरात् परः ॥१३॥ सर्वशक्तिधरः स्थित्वा त्वमत्राधर्ममुल्बणम् । उन्मूलयाऽप्रमेयात्मन् सुखायाऽसंख्यदेहिनाम् ॥१४॥

श्रीशुकानन्द उवाच - इत्याकर्ण्य स तद्वाक्यं तमित्याह महीपते । विधास्याम्यहमेवैतत् कार्य्यमात्मचिकीर्षितम् ॥१५॥ अधुना साधुपदवीमास्थितेन मया त्विमे । दैत्या शस्त्रैर्न हन्तव्या हनिष्ये तांस्ततोऽन्यथा ॥१६॥ स श्रुत्वेति वचस्तस्य प्रसन्नः स्वालयं ययौ । कल्याणसद्‌गुणमणिश्रेणिभूषणवर्ष्मणः ॥१७॥ स ततः सत्यसङ्कल्प इन्द्रद्युम्नसरस्तटे । प्रायोऽतिष्ठन्महीभारं जिहीर्षुर्दैत्यनाशनः ॥१८॥

---

સ્ત્રીઓ તથા દ્રવ્ય, રસ, માન તથા (આદિ શબ્દથી ગ્રાહ્ય) પ્રતિષ્ઠા વગેરેની પ્રાપ્તિ માટે હંમેશાં ઉદ્યમવાળા, મદ, ઈર્ષા તથા મત્સરવાળા, દેહના પોષણમાં તત્પર; (૭) કપટ કરીને સ્ત્રીઓને તથા પુરુષોને પણ બહુ પ્રકારે લોભ બતાવીને વેદમાં કહેલા સનાતન ધર્મમાર્ગ થકી પાડનારા. (૮) લોઢાના મોટા ચીપિયાઓ તથા લોઢાના ખીલા જેમાં છે એવી લાકડીઓ તથા વિવિધ પ્રકારનાં શસ્ત્રો ધારણ કરનારા, ભાંગ પીવાથી લાલચોળ નેત્રોવાળા; (૯) પરસ્પર મોટી સ્પર્ધા રાખનારા, દુરાચાર પરાયણ, દુષ્ટ આશયવાળા, સિદ્ધપણાની સિદ્ધિ (પ્રખ્યાતિ) માટે બગલાની માફક ઉપરથી ધ્યાનનું નાટક કરનારા (૧૦) એવા મહાદૈત્યોએ અધર્મસર્ગને આ પુરમાં વૃદ્ધિ પમાડ્યો છે, તેથી આ સ્થાનમાં રહેવા માટે હે દયાનિધે ! મને રુચતું નથી. (૧૧) ઘૃતની ધારાઓથી અગ્નિ જેમ ભડકે બળે તેમ અસુરોએ અધર્મ વૃદ્ધિ પમાડેલો છે. હે અખિલેશ્વર ! એ અધર્મનો વિનાશ કરવા માટે તો હું શક્તિમાન નથી. (૧૨)

તેથી અનંત પરાક્રમવાળા, પ્રત્યક્ષ અવતારી, કાળમાયાદિના નિયંતા, અક્ષર થકી પર અદ્વિતીય; (૧૩) સર્વ શક્તિધર તમો હે અપ્રમેયાત્મન્ ! અસંખ્ય દેહીઓના સુખ માટે અહીં રહીને આ ઉગ્ર અધર્મનો વિનાશ કરો.'' (૧૪)

હે મહીપતે ! શ્રીહરિ, જગન્નાથ વિષ્ણુનું આવું **વચન** સાંભળીને, તેમને કહેવા લાગ્યા : ''હે જગન્નાથ, વિષ્ણો ! મેં જ કરવા ઈચ્છેલું એ કાર્ય હું જ કરીશ. (૧૫) હે વિષ્ણો ! હું હમણાં અહિંસાદિ સદ્‌ગુણશીલ સાધુઓનો માર્ગ ધારણ કરી રહ્યો છું. તેથી મારે આ દૈત્યોને શસ્ત્રો વડે હણવા એ યોગ્ય નથી. માટે આ અસુરોને હું બીજી રીતે હણીશ.'' (૧૬)

સંસૃતિને નિવૃત્ત કરનારું, જન્મમરણના રોગને નાશ કરનારું, સદ્‌ગુણોરૂપી મણિઓની પંક્તિઓરૂપી ભૂષણોથી શોભાયમાન છે મૂર્તિ જેમની એવા શ્રીહરિનું આવું વચન સાંભળીને, જગન્નાથજી પ્રસન્ન થકા પોતાના નિવાસસ્થાને (મંદિરે) ગયા. (૧૭)

પછી સત્યસંકલ્પ શ્રીહરિ, અસુરોનો વિનાશ કરી પૃથ્વીનો ભાર હળવો કરવાનો **સંકલ્પ** કરીને બહુધા ઈન્દ્રદ્યુમ્ન સરોવરને કાંઠે નિવાસ કરીને રહ્યા. (૧૮)

वसंस्तत्र हरिश्चक्रे धर्मज्ञानादिवार्त्तिकाम् । मधुरां संसृतिव्यालदष्टजीवौघजीविनीम् ॥१९॥ तां श्रोतुमाययुः पौरा नित्यं तत्र सहस्रशः । श्रुत्वा तदीयवार्त्तां ते विस्मयं परमं ययुः ॥२०॥ सुधातिरिक्तमाधुर्य्यामर्थगौरवगर्भिताम् । शृण्वन्तस्तां ततोऽन्यत्र गन्तुं ते नैव शेकिरे ॥२१॥ दैवा जनास्तु तद्वार्त्तां ये येऽशृण्वन् पुरौकसः । ते तेऽविदुस्तमीशानं भगवन्तं नराधिप ॥२२॥ उद्घोषस्तत्र नगरे तद्वार्त्तायास्तदाऽभवत् । प्रतिगेहं जनाः पौराः पुण्यं तस्य यशो जगुः ॥२३॥ बहवस्ते तमानर्च्चुस्तद्वीक्षां चान्वहं व्यधुः । तस्मै दातुं हि ते वासोधनपात्राण्यधुः पुरः ॥२४॥ पूर्णकामो हि तानि स★[१] राजन् दृष्ट्याऽपि नैक्षत । वीक्ष्य पौरास्तदाश्चर्यं तन्माहात्म्यं विदुर्भृशम् ॥२५॥ तस्मिन् प्रीतिं च पौराणां तत्सन्मानं★[२] च तत्कृतम् । न सेहिरेऽतिमात्सर्य्यादसुरास्ते दुराशयाः ॥२६॥ ततः संहत्य ते सर्वे नानाशस्त्राणि बिभ्रतः । हन्तुकामास्तमाजग्मुः कालकल्पा मदोद्धताः ॥२७॥ स तान् क्रोधानलज्वालादग्धाङ्गान् वीक्ष्य सर्ववित् । वाक्पीयूषेण सत्कृत्य सभायां समतिष्ठिपत् ॥२८॥

---

ઈન્દ્રદ્યુમ્ન સરોવરને કાંઠે રહેતા **શ્રીહરિ,** સાંભળનારાઓને પ્રિય લાગે તેવી, સંસારરૂપી મહાસર્પે દંશ કરેલા જીવના સમુદાયોને જિવાડનારી, ધર્મજ્ઞાનાદિસંબંધી-વાર્તાઓ કરતા હતા. (૧૯)

શ્રીહરિની વાતો સાંભળવા માટે શ્રીહરિની સમીપે પુરના **હજારો જનો** આવતા. તેમની વાતો સાંભળીને તે પુરના જનો પરમ વિસ્મય પામતા હતા. (૨૦)

અમૃતથી પણ અતિ અધિક મધુર, અર્થગૌરવવાળી શ્રીહરિની વાતો સાંભળતા તે પુરના જનો, શ્રીહરિની પાસેથી બીજે જવા સમર્થ ન થયા. (૨૧)

જે જે પુરના જનો, દૈવીસંપત્તિવાળા હતા તે તો શ્રીહરિએ કરેલી વાતો સાંભળવા લાગ્યા. હે રાજન્ ! તે તે જનો તો શ્રીહરિને સર્વના શાસક ભગવાન જ જાણતા હતા. (૨૨)

તે સમયે નગરમાં શ્રીહરિની વાતોનો જ **ઉદ્‌ઘોષ** થયો. પુરવાસીજનો ઘર ઘર પ્રત્યે શ્રીહરિનો પવિત્ર યશ ગાતા હતા. (૨૩)

ઘણા પુરજનો શ્રીહરિને પૂજતા હતા. દરરોજ તેમનાં દર્શન કરતા હતા. તે લોકો શ્રીહરિને આપવા માટે વસ્ત્રો, ધન તથા પાત્રો શ્રીહરિની આગળ મૂકતા હતા. (૨૪)

હે રાજન્ ! પૂર્ણકામ શ્રીહરિ પુરજનોએ મૂકેલાં વસ્ત્ર વગેરે વસ્તુઓને દૃષ્ટિથી પણ જોતા નહિ. પુરજનોના પદાર્થો શ્રીહરિ ગ્રહણ ન કરતા તે જોઈને આશ્ચર્ય પામતાં સૌ શ્રીહરિનો અતિશય મહિમા સમજવા લાગ્યા. (૨૫)

દુષ્ટ અભિપ્રાયવાળા અસુરો શ્રીહરિ પ્રત્યે પુરવાસીઓની પ્રીતિ, તેમણે કરેલું તેમનું સન્માન વગેરે, મત્સર વ્યાપવાથી લગાર પણ સહન ન કરી શક્યા. (૨૬)

વિવિધ પ્રકારનાં શસ્ત્રો ધારણ કરનારા, કાળના જેવા, મદોદ્ધત બધા અસુરો મળીને શ્રીહરિને હણવાની ઈચ્છાથી શ્રીહરિની સમીપ આવ્યા. (૨૭)

સર્વજ્ઞ શ્રીહરિ, ક્રોધ રૂપી અગ્નિની જ્વાળાથી બળેલા અંગોવાળા અસુરોને જોઈને, વાણીરૂપી અમૃતથી બહુમાન આપવા પૂર્વક સત્કાર કરીને, તેમને સભામાં બેસાડતા હતા.(૨૮)

---

★१. ''पूर्णकामः स चैतानि'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

★२. अत्र 'सत् चासौ मानश्चे'ति कर्मधारये 'यरोऽनु०' इति सूत्रेण अनुनासिक-नकारादेशे कृते 'सन्मानम्' इत्येवं रूपसिद्धिः ।

अथ ते तत्प्रतापेन जल्पितुं किञ्चिदक्षमाः । चित्रार्पिता इवाशृण्वंस्तद्वार्त्तामपि वैरिणः ॥२९॥ अथोत्थाय ततस्तेषां गच्छतां पथि भूपते । केचिदित्थं हि जगदुर्वाक्यं तस्येच्छया हरेः ॥३०॥ अहो पूर्वं हि सिद्धेन्द्रो नेक्षितोऽस्माभिरीदृशः । स्पृहणीयगुणं त्वेनं पौराः सर्वेऽपि मन्वते ॥३१॥ तदाकर्ण्येति तत्रैके★[१] रुषेत्थं तान् बभाषिरे । वशीकरोत्ययं पौरान् मन्त्रैराराध्य देवताम् ॥३२॥ पाषण्डिप्रवरस्तन्त्रयन्त्रवित् कैतवान्वितः । अमुना भाग्यहीनानां युष्माकं भ्रामिता मतिः ॥३३॥ तच्छ्रुत्वेत्याहुरपरे साधोरस्य निरेनसः । कथं विधीयते निन्दा सर्वश्रेयोविनाशिनी ॥३४॥ अथेतरे क्रुधेत्यूचुर्यूयं कार्मणकेन वै । एतेन भ्रामिता मूढा नूनमुन्मत्ततां गताः ॥३५॥ इत्युक्त्वा तानवाच्यानि ब्रुवन्तो वचनानि ते । गालीस्तेभ्यश्च ददतश्चक्रिरे क्षीजनं भृशम् ॥३६॥ ततस्तेऽपि रुषाक्रान्तास्तान् गालीर्ददतो मुहुः । तिरश्चक्रुरथाऽन्योऽन्यं वाग्बाणैस्ते प्रजह्रिरे ॥३७॥ इत्थं भूभारसंहारं चिकीर्षोरिच्छया हरेः । मर्मस्पृशद्वचोबाणैर्विध्यन्तस्ते★[२] परस्परम् ॥३८॥

---

તે અસુરો શ્રીહરિના સ્વાભાવિક પ્રભાવથી કંઈપણ બોલવા માટે સમર્થ થયા નહીં. શત્રુઓ છે છતાં પણ ચિત્રમાં ચિતરેલા હોયને શું ? એમ તે બધા સ્થિર થઈને શ્રીહરિની વાર્તા સાંભળવા લાગ્યા. (૨૯)

પછી હે રાજન્ ! શ્રીહરિની પાસેથી ઊઠીને રસ્તે જતાં તે અસુરોમાંના **કેટલાક** શ્રીહરિની ઈચ્છાથી આ પ્રમાણે બોલતા હતાઃ (૩૦) 'અહો ! આ પહેલાં આવા સિદ્ધેન્દ્ર અમોએ જોયા નથી. સર્વે પૌરજનો પણ એ સિદ્ધને સ્પૃહણીય ગુણવાળા માને છે.' (૩૧)

તે અસુરોમાંના કેટલાક અસુરો, આ પ્રમાણેનું અસુરોનું વચન સાંભળીને, ક્રોધથી તેમના પ્રત્યે બોલવા લાગ્યા. 'હે મહાપુરુષો ! આ સિદ્ધ મંત્રોથી દેવતાની આરાધના કરીને પૌરજનોને વશ કરે છે. (૩૨)

આ પાખંડીમાં શ્રેષ્ઠ છે. તંત્ર-યંત્રને જાણનારો કપટ વાળો છે. એથી આ સિદ્ધે તમારી ભાગ્યહીનની બુદ્ધિ ભ્રમિત કરી છે.' (૩૩) તેવું વચન સાંભળીને બીજા આ પ્રમાણે બોલતા હતા. 'આ નિષ્પાપ સાધુની નિંદા કરી સર્વશ્રેયનો વિનાશ કેમ કરો છો.' (૩૪)

પછી બીજા ક્રોધથી આ પ્રમાણે બોલવા લાગ્યા. 'હે મૂઢો ! એણે કામણ ટુંમણ ક્રિયાથી તમોને ભમાવ્યા છે. તેથી તમો ઉન્મત્ત (ગાંડા-ઘેલા) થયા છો.' (૩૫) આ પ્રકારે કહીને તેમને ન બોલવાનાં વચનો કહ્યા અને તે અસુરોને ગાળો દેતાં અત્યંત તિરસ્કાર કરવા લાગ્યા. (૩૬)

પછી જેમને ગાળો દીધી છે તે પણ ક્રોધથી પીડા પામતાં વારંવાર ગાળો દેતાં, તેમનો તિરસ્કાર કરવા લાગ્યા. પછી તે અસુરો પરસ્પર વાણીરૂપી બાણોથી પ્રહાર કરવા લાગ્યા. (૩૭)

આ પ્રકારે ભૂભારનો સંહાર કરવા માટે ઈચ્છતા શ્રીહરિની ઈચ્છાથી અસુરો મર્મ સ્પર્શી વાગ્બાણોથી પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. (૩૮)

---

★१. ''तद्वाक्यमाकर्ण्य तत्रैके'' इति (अ-ग्रन्थे) ''एके तद्वाक्यमाकर्ण्य'' इति च (ब-ग्रन्थे) पाठान्तरम् । (रसबो०+मूले तूभयोः समानः (उपरोक्तः) पाठः ।)

★२. स्पृशन्तीति स्पृशा इगुपधेति कः । मर्मणां स्पृशा-मर्मस्पृशाः वचोबाणाः ''मर्मस्पृशवचो बाणैः'' इति (ब-ग्रन्थे) पाठान्तरम्। ''मर्माणि स्पृशन्तीति मर्मस्पृशन्तः ते च ते वचोबाणाश्च तैः=मर्मस्पृशद्वचोबाणैः' इति रसबोधिन्यां, मूले=ड ग्रन्थे च (उपरोक्तः) पाठः ।

मदोन्मत्ता इव गजा महोक्षा इव चोद्धताः । मल्ला इवोन्मदाश्चक्रुर्महान्तं दारुणं कलिम् ।।३९।। ततो युद्धमभूत्तेषां नानाशस्त्रभृतां नृप । हरेर्मायाविमूढानां मत्सराक्रान्तचेतसाम् ।।४०।। वृन्दशो मिलिता भीमा वदन्तो दुर्वचांसि ते । शस्त्रैरस्त्रैर्मिथो जघ्नुर्यष्टिमुष्ट्यादिभिर्भृशम् ।।४१।। शस्त्रवृक्णानि भूपृष्ठे पेतुस्तेषां सहस्रशः । शिरांस्येव महातालफलानीव महीपते ।।४२।। विच्छिन्नोरुयुगाः केचित् केचिद्वृक्णभुजद्वयाः । केचन च्छिन्नसर्वाङ्गाः पेतुस्तत्रोल्बणे रणे ।।४३।। महासुरद्विषां तेषां सहस्राणि दश द्रुतम् । मिथः प्रहरतां रोषात् सौर्यातिथ्यं प्रपेदिरे ।।४४।। ततोऽन्येऽपि बलिष्ठास्ते युद्धं चक्रु र्जिगीषया । मम्रुः सहस्रे द्वे तेषां क्वचित् पञ्चशतान्यपि ।।४५।। क्वचित् पञ्च सहस्राणि मरणं ते प्रपेदिरे । सहस्रं च क्वचित् सप्तशतानि द्वै शते क्वचित् ।।४६।। एवं मासद्वयं युद्ध्वा मिथस्ते हि हरीच्छया । प्रापुर्धर्मद्रुहो नाशं मोदं देवाश्च साधवः ।।४७।। अवाकिरंस्ततो माल्यैर्हरिं ब्रह्मादयो मुदा । देवा महर्षयश्चान्ये चक्रिरे जयनिःस्वनम् ।।४८।।

---

મદોન્મત્ત હાથીઓ જેમ ઉન્મત્ત થાય, તથા ચાતુર્માસમાં લીલું ઘાસ ખાઈને ઉદ્ધત થયેલા મોટા સાંઢ ઉન્મત્ત થાય, તે પ્રમાણે રોજ સાકર દૂધનું પાન કરીને, મલ્લયુદ્ધની શિક્ષા પામેલા મદોન્મત્ત મલ્લોની માફક તે અસુરો અતિમહાન કજિયો અંદરો અંદર કરવા લાગ્યા. (૩૯)

પછી હે રાજન્ ! શ્રીહરિની માયાથી મૂઢ બનેલા, અત્યંત માત્સર્યયુક્ત ચિત્તવાળા, વિવિધ પ્રકારના શસ્ત્રો ધારણ કરનારા, એવા અસુરોનું અંદરો અંદર યુદ્ધ થયું.★ (૪૦)

ટોળે ટોળાં મળીને ભયંકર દુર્વચનો બોલતા અસુરો, શસ્ત્રો તથા અસ્ત્રો, લાકડીઓ તથા મુષ્ટિઓ તથા લાતોથી પરસ્પર મારવા લાગ્યા. (૪૧)

હે રાજન્ ! મોટાં તાડનાં ફળો જેમ પડે તેમ શસ્ત્રોથી છેદાયેલાં અસુરોનાં હજારો માથાં પૃથ્વી ઉપર પડવા લાગ્યાં. (૪૨)

કેટલાકના સાથળો છેદાઈ ગયા, કેટલાકના બન્ને હાથ છેદાઈ ગયા. કેટલાકનાં સર્વાંગો છેદાયાં. એવા તે અસુરો ભયંકર રણમાં પડ્યા. (૪૩)

પરસ્પર પ્રહાર કરતા આ અસુરોમાંના દશ હજાર તો પહેલે દિવસે જ મૃત્યુ પામી સૂર્યના પુત્ર યમના અતિથિ થયા. (૪૪)

ત્યારબાદ બીજા બળવાન અસુરો પણ જીતવાની ઈચ્છાથી, બીજા દિવસે પણ અંદરો અંદર યુદ્ધ કરવા લાગ્યા. યુદ્ધ કરતા અસુરો કોઈ દિવસે બે હજાર મરણ પામતા હતા. કોઈ દિવસે પાંચસો મરતા હતા. (૪૫)

કોઈ દિવસે પાંચ હજાર મરણ પામતા હતા. કોઈ દિવસે હજાર, કોઈ દિવસે સાતસો કોઈ દિવસે બસો મરણ પામતા હતા. (૪૬)

ધર્મનો દ્રોહ કરનારા અસુરો આવી રીતે **બે માસ** સુધી પરસ્પર યુદ્ધ કરીને, શ્રીહરિની ઈચ્છાથી, નાશ પામ્યા. તેથી દેવતાઓ અને સાધુઓ આનંદ પામ્યા. (૪૭)

ત્યારબાદ બ્રહ્માદિક દેવતાઓ આનંદપૂર્વક શ્રીહરિને પુષ્પોથી વધાવતા હતા. બીજા મહર્ષિઓ પણ જયજય શબ્દોનું ગાન કરવા લાગ્યા. (૪૮)

---

★ આ પ્રસંગનું સુંદર વર્ણન સત્સંગિજીવન ગ્રંથમાં વિસ્તાર પૂર્વક કર્યું છે.

छिन्ननासाश्रवोहस्ताः केचित्तत्रामरद्विषः । पलायन्ताऽपरे तूर्णं व्याकुला युद्धभीरवः ॥४९॥ देशान्तरस्थितेभ्यस्ते दैत्येभ्यस्तत्समग्रतः । वृत्तान्तं कथयामासुर्निरानन्दा हतौजसः ॥५०॥ एवं नष्टेषु दैत्येषु धर्मत्राणात्तविग्रहः । नष्टप्रायं हरिर्मेने मूलं धर्मेतरस्य सः ॥५१॥ एवं तदिच्छया नेशुस्ते नियुद्ध्य परस्परम् । वंशारण्यं मरुद्धूतं यथा सङ्घर्षजाग्निना ॥५२॥ इत्थं सर्वोत्तमं तस्य प्रतापं वीक्ष्य भूपते । दैवाः सहस्त्रशो जीवाश्चक्रुस्तत्र तदाश्रयम् ॥५३॥ भगवन्तं विदित्वा तं तदुक्तात्मवृषस्थिताः । भेजिरे परमात्मानं सर्वदैनं हरिप्रियाः ॥५४॥ तत्र तैः सेवितो भक्त्या भक्तिं धर्मान्वितां प्रभुः । पोषयन्नवसत्तत्र दश मासान् स तन्मुदे ॥५५॥ अथोपेत्य जगन्नाथस्तमदृश्योऽन्यमानवैः । अभाषत रहस्येवं प्रसन्नस्तत्पराक्रमात् ॥५६॥ मया चिकीर्षितं कार्य्यं स्वामिन्नेतत् कृतं त्वया । मयाऽपि दुष्करं नूनं किञ्चित्रं तत्र चेतरैः ॥५७॥ अशस्त्रेणाऽपि भवता हता दैत्या निजौजसा । पूर्वं त्वन्यावतारैस्ते नियुद्ध्यैव स्वयं हताः ॥५८॥ तवेदं तु मया दृष्टं सर्वज्ञस्यावतारिणः । ऐश्वर्यमधिकं सर्वावतारेभ्योऽप्युरुश्रवः ॥५९॥

---

તે અસુરોમાંના કેટલાક અસુરોના નાસિકા, બે કાન, બે હાથ વગેરે અંગો છેદાઈ ગયા હતા. યુદ્ધથી ગભરાયેલા બીજા અસુરો તો તત્કાળ નાસી ગયા. (૪૯)

ઉત્સાહરહિત, હણાઈ ગયું છે બલ જેમનું એવા, નાસી ગયેલા અસુરો દેશાન્તરમાં રહેલા બીજા અસુરોને જગન્નાથપુરીનું બધું **વૃત્તાંત** કહેવા લાગ્યા. (૫૦)

આ પ્રકારે દૈત્યો નાશ પામવાથી, ધર્મનું રક્ષણ કરવા માટે સ્વીકાર કર્યો છે દિવ્યવિગ્રહ જેમણે એવા શ્રીહરિ, અધર્મના મૂળને નષ્ટપ્રાય માનવા લાગ્યા. (૫૧)

આ પ્રમાણે પરસ્પર યુદ્ધ કરીને, જેમ વાયુથી કંપાયમાન થયેલ વાંસનું વન પરસ્પર ઘર્ષણથી અગ્નિ ઉત્પન્ન થવાથી બળીને ભસ્મ થઈ જાય; તેમ શ્રીહરિના સંકલ્પથી આ અસુરો નાશ પામ્યા. (૫૨)

હે રાજન્ ! જગન્નાથપુરીમાં આ પ્રમાણે શ્રીહરિનો સર્વોત્તમ પ્રતાપ જોઈને, હજારો હજાર દૈવી જીવો શ્રીહરિનો આશ્રય કરવા લાગ્યા. (૫૩)

પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ ભગવાનને વિષે પ્રીતિવાળા જનો, શ્રીહરિને ભગવાન જાણીને, શ્રીહરિએ ઉપદેશેલ પોતાના સ્વધર્મમાં રહીને, પરમાત્મા શ્રીહરિને ભજતા હતા. (૫૪)

જગન્નાથપુરીમાં પોતાના આશ્રિત જનોની ભક્તિથી સેવાયેલા પ્રભુ શ્રીહરિ, ધર્મસહિત ભક્તિનું પોષણ કરતાં, પોતાના આશ્રિતોની પ્રીતિને માટે જગન્નાથપુરીમાં દશ માસ પર્યંત નિવાસ કરીને રહ્યા. (૫૫)

અન્ય મનુષ્યોને અગોચર રહીને **જગન્નાથ વિષ્ણુ,** શ્રીહરિને મળીને, શ્રીહરિનું પરાક્રમ જોઈ પ્રસન્ન થઈને, ધર્મનંદન શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૫૬)

'હે સ્વામિન્ ! (હે શ્રીહરિ !) અમોએ ઈચ્છેલું આ કાર્ય તમોએ નિશ્ચય કર્યું. જે કાર્ય મને પણ દુષ્કર હતું તો બીજાઓથી ન બની શકે, તેમાં તો આશ્ચર્ય જ શું ? (૫૭)

હે હરે ! તમોએ શસ્ત્ર વિના પણ તમારા પ્રતાપથી દૈત્યો હણ્યા. પૂર્વે તમારા અવતારોએ તો સ્વયં યુદ્ધ કરીને જ હણ્યા હતા. (૫૮)

હે મહાકીર્તે ! સર્વજ્ઞ અવતારી, તમારું આ ઐશ્વર્ય તો સર્વાવતારોથી પણ અધિક છે એમ મેં જોયું. (૫૯)

दैत्यव्रजं निहत्यैव तूलजालमिवानिलः । कृतवांस्त्वमधर्मस्य नाशं धर्मावनं तथा ॥६०॥ प्रसन्नोऽस्मि दयासिन्धो त्वत्प्रतापनिरीक्षणात् । यथाऽद्य भवतो वाञ्छा तथा कार्य्यं त्वया प्रभो ॥६१॥ कृतान्यदुष्करस्वीयकार्यं धर्मधुरंधरम् । स इत्युक्त्वोपचारैस्तं स्वच्चर्य्य नीराजनं व्यधात् ॥६२॥ तदा प्रसन्नमनसो ब्रह्माद्यास्त्रिदशेश्वराः । अवाकिरन् हरिं माल्यैः साधुसाध्वितिवादिनः ॥६३॥ अथ प्रणम्य तं धार्मिं जगन्नाथो मुदान्वितः । वचोभिर्विशदैः स्तुत्वा तं पृष्ट्वा स्वालयं ययौ ॥६४॥ इदमिह शृणुयाच्च कीर्त्तयेद् यो हरिचरितं द्रुतमाप्नुयुर्हि तस्य । क्षयमरिविपदो व्रजेत्तथान्ते सुखमयमक्षरनाम धाम तस्य ॥६५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकारितजगन्नाथपुरीस्थासुरविनाशादिनिरूपणनामा पञ्चाशत्तमोऽध्यायः ॥५०॥

---

જેમ વાયુથી રૂનો ઢગલો ઊડી જાય છે તેમ દૈત્યના સમુદાયને હણીને હે હરે ! તમોએ અધર્મનો નાશ તથા ધર્મનું રક્ષણ કર્યું છે. (૬૦)

હે પ્રભો ! હે દયાસિંધો ! તમારા પ્રતાપના નિરીક્ષણથી હું પ્રસન્ન થયો છું. હવે તમો તમારી જેવી ઈચ્છા હોય તે પ્રમાણે કરો.' (૬૧)

બીજાઓથી ન બની શકે એવું પોતાનું (જગન્નાથજીનું) કાર્ય જેમણે કર્યું છે એવા ધર્મ ધુરંધર શ્રીહરિ પ્રત્યે આ પ્રમાણે કહીને ચંદન-પુષ્પાદિક ઉપચારો વડે શ્રીહરિને પૂજીને **નીરાજન** કર્યું. (૬૨)

તે સમયમાં પ્રસન્ન મનવાળા બ્રહ્માદિ દેવેન્દ્રોએ, 'બહુ સારું' 'બહુ સારું' એમ કહીને શ્રીહરિને પુષ્પોથી વધાવ્યા. (૬૩) પછી તે જગન્નાથ, ધર્મના પુત્ર શ્રીહરિને **પ્રણામ** કરીને હર્ષપૂર્વક વિશદ વચનોથી શ્રીહરિની **સ્તુતિ** કરીને અનુજ્ઞા લઈને પોતાના સ્થાનમાં ગયા. (૬૪)

જે પુરુષ આ લોકમાં આ હરિચરિત્ર સાંભળશે તથા કહેશે તેની, શત્રુ તરફથી આવતી તમામ વિપત્તિઓ નાશ પામશે, તેમજ દેહાન્તે અત્યંત સુખમય અક્ષર નામના ભગવાનના ધામમાં જશે. (૬૫)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ જગન્નાથપુરીમાં રહેલા અસુરોનો વિનાશ કર્યો તે નિરૂપણ' નામે પચાસમો અધ્યાય સંપૂર્ણ. (૫૦)



## ॥ अथैकपञ्चाशत्तमोऽध्यायः ॥

## (एकपञ्चाशत्तमे तु हरिर्मानसपत्तने । असुरान् नृपतिद्वारा स्वैश्वर्येणाऽप्यघातयत् ॥)

श्रीशुकानन्द उवाच - **स प्रतस्थे ततो धार्मिर्जगन्नाथपुरात् प्रभुः । सर्वदैवान्वितो भक्तिधर्माद्यैर्दिव्यविग्रहैः ॥१॥ आदिकूर्ममसौ प्रापत्तत्र विष्णुस्ततो हरिम् । आदिकूर्माभिधः प्राप्य जनादृश्यस्तमब्रवीत् ॥२॥ तवाहो स्वागतं प्रीतो दृष्ट्वा त्वां पुरुषोत्तमम् । इत्युक्त्वा पूजितस्तेन स प्रायात् परमेश्वरः ॥३॥ एकाक्यात्मरतिर्धीरो विचरन् काननेषु सः । प्रपेदे पत्तनं रम्यं मानसाख्यं महीपते ॥४॥ तत्रैव संपदा दैव्या युक्तो राजा विचक्षणः । सत्रधर्मा वरीयांसं ज्ञात्वा तं समवासयत् ॥५॥ वाट्यां रहोऽच्छदि★ वेद्यां वसतस्तस्य सर्वदा । सेवां मुदा नृपश्चक्रे सार्द्धं भृत्यैर्यथोचितम् ॥६॥ ज्ञात्वाऽथ धरणीपालं मुमुक्षुं स तमच्युतः । स्वेक्षणाय समायातं दिव्यभावमदर्शयत् ॥७॥ तदीक्षामात्रसञ्जातसमाधिः स नराधिपः । ददर्शैवाक्षरं दिव्यं धाम तस्य सनातनम् ॥८॥**

---

## અધ્યાય : ૫૧

## શ્રીહરિ આદિકૂર્મ થઈને માનસપત્તન પધાર્યા. ત્યાંનાં રાજા સત્રધર્માને પોતાનો પ્રતાપ જણાવી તેના દ્વારા અસુરોનો નાશ કર્યો.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) દિવ્ય વિગ્રહધારી ભક્તિધર્માદિથી સદા સેવાયેલા, ધર્મપુત્ર પ્રભુ શ્રીહરિએ જગન્નાથપુરીથી પ્રયાણ કર્યું. (૧)

શ્રીહરિ **આદિકૂર્મ** તીર્થ પ્રત્યે આવ્યા. અહીં આદિકૂર્મ વિષ્ણુ અન્ય જનોને અગોચર રહીને શ્રીહરિને મળીને તેમને કહેવા લાગ્યાઃ (૨)

'અહો હરે ! તમો ભલે પધાર્યા. ધર્મનંદન શ્રીહરિ પુરુષોત્તમ ! તમોને જોઈને હું પ્રસન્ન થયો છું.' એમ કહીને આદિકૂર્મ વિષ્ણુએ પરમેશ્વર શ્રીહરિનું પૂજન કર્યું. પછી શ્રીહરિ ત્યાંથી ચાલ્યા. (૩)

હે મહીપતે ! એકાકી, આત્મરતિ, ધીર, શ્રીહરિ વનમાં વિચરતા વિચરતા રમણીય **માનસપત્તન** તીર્થમાં આવ્યા. (૪)

માનસપત્તનમાં દૈવી સંપત્તિવાળા વિચક્ષણ **સત્રધર્મા** નામના રાજાએ, શ્રીહરિને અતિશ્રેષ્ઠ જાણીને પોતાના દરબારમાં નિવાસ કરાવ્યો. (૫)

બગીચામાં એકાંત સ્થળમાં આવરણે રહિત ઓટલા ઉપર રહેતા શ્રીહરિની સેવા, યોગ્ય સેવકો સહિત રાજા હંમેશાં હર્ષપૂર્વક કરતા હતા. (૬)

પછી અચ્યુત શ્રીહરિએ સત્રધર્મા રાજાને મુમુક્ષુ જાણીને, પોતાના દર્શન માટે આવેલા તેમને દિવ્યભાવ બતાવ્યો. (૭)

શ્રીહરિના દર્શનથી જેમને સમાધિ થઈ છે એવા તે રાજા, સમાધિમાં શ્રીહરિનું સનાતન દિવ્ય અક્ષરધામ જોવા લાગ્યા. (૮)

---

★ ''रहोऽच्छदौ वेद्यां '' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

अनन्ताप्रतिमज्योतिर्मयं धामोत्तमोत्तमम् । अनवद्यमनाद्यन्तं सच्चिदानन्दलक्षणम् ॥९॥ तत्र दिव्यमणिश्रीमत्स्वर्णसिंहासने स्थितम् । सोऽचष्ट तेजसा रम्यं दिव्यावयविनं हरिम् ॥१०॥ असंख्यैरक्षरैर्मुक्तै : स्फुरद्दिव्यकलेवरैः । परितः संवृतं श्रीमत्स्वाननाबद्धलोचनैः ॥११॥ दिव्यानर्घ्याम्बरधरं दिव्याङ्गेषु च काञ्चनीः । दिव्या नानामणिमयीर्बिभ्रतं सदलंकृतीः ॥१२॥ दिव्यदेहैर्मुदा वेदैर्गीयमानगुणोदयम् । भगैर्ज्ञानादिभिर्दिव्यमूर्त्तिमद्भिस्तथा स्तुतम् ॥१३॥ रत्नदण्डप्रकीर्णाभ्यां छत्रेणोन्मणिचारुणा । सेव्यमानं च सप्रेमपार्षदैर्विनयान्वितैः ॥१४॥ स ततः स्वेच्छया भूपं समाधेरुदतिष्ठिपत् । सोऽथ तत्पादयोर्नत्वा तमित्याह दयानिधिम् ॥१५॥ त्वं हि साक्षात् परं ब्रह्म निरवद्योऽखिलेश्वरः । अवतारी मया ज्ञातः सर्वथा पुरुषोत्तमः ॥१६॥ इत्युक्त्वैव सह स्वीयपरिवारेण भूपतिः । कृत्वा दृढाश्रयं तस्य सिषेवे तं सदा मुदा ॥१७॥ जगन्नाथपुरे तावन्मृतशेषः सुरद्विषाम् । तत्रोपेत्यासुरान् पौरांस्तं स्वशत्रुं समब्रवीत् ॥१८॥ ततस्ते मिलिताः सर्वे वैरनिर्यातनेच्छवः । तं हन्तुमाययुः क्रुद्धा रात्रौ शस्त्राणि बिभ्रतः ॥१९॥ ऋते हरिं यथा विद्युर्न तं स्वान् हन्तुमागतान् । नृपः पौराश्च ते चक्रुर्मोहं कार्मणतस्तदा ॥२०॥

---

અનંત અને અનુપમ જ્યોતિઃપ્રધાન સમગ્ર ધામોમાં ઉત્તમ, દોષે રહિત, આદિ અને અંત રહિત, સચ્ચિદાનંદસ્વરૂપ (૯)

તે ધામમાં, દિવ્ય મણિઓ જેમાં છે એવાં શોભાયમાન સુવર્ણનાં સિંહાસનમાં બેઠેલા, તેજથી અતિ રમણીય અવયવોવાળા, શ્રીહરિને તે **રાજા** જોવા લાગ્યા. (૧૦)

સ્ફુરાયમાન દિવ્ય શરીરો જેમનાં છે એવા, સર્વ ઉપમાની શોભા યુક્ત એવા સુંદર શ્રીહરિના મુખકમળમાં જેમની દૃષ્ટિ જોડાયેલી છે તેવા, અસંખ્ય અક્ષર મુક્તોથી ચારેય બાજુએ વીંટાયેલા; (૧૧)

દિવ્ય-અમૂલ્ય અંબરો ધારણ કરનારા, દિવ્યાંગોમાં સુવર્ણમય વિવિધ પ્રકારના પોતાને યોગ્ય અલંકારો ધારણ કરનારા; (૧૨) તથા દિવ્ય દેહવાળા વેદોએ હર્ષપૂર્વક જેમનાં ગુણગાન ગાયા છે તેવા, દિવ્ય મૂર્તિવાળા જ્ઞાનાદિ ઐશ્વર્યોએ સ્તુતિ કરાયેલા; (૧૩)

રત્નજડિત દાંડીયુક્ત ચામરો તથા બહુ પ્રકારના મણિઓથી સુંદર છત્રવડે વિનયવાળા પાર્ષદોએ પ્રેમપૂર્વક સેવાયેલા (શ્રીહરિનાં દર્શન કર્યાં.) (૧૪) પછી શ્રીહરિએ પોતાની ઈચ્છાથી રાજાને સમાધિમાંથી જાગ્રત કર્યા. પછી રાજા શ્રીહરિના ચરણકમળમાં નમસ્કાર કરીને, શ્રીહરિને કહેવા લાગ્યા. (૧૫)

'(હે શ્રીહરે !) તમો નિર્દોષ, અખિલેશ્વર, પરબ્રહ્મ અવતારી પ્રત્યક્ષ પુરુષોત્તમ છો. એમ મેં સર્વથા જાણ્યું છે.' (૧૬) આ પ્રકારે કહીને રાજા પોતાના પરિવારે સહિત શ્રીહરિનો દૃઢાશ્રય કરીને, શ્રીહરિને હંમેશાં હર્ષપૂર્વક સેવતા હતા. (૧૭) તે સમયે જગન્નાથપુરીમાંથી જીવતો રહેલો એક **અસુર** ત્યાં (માનસપત્તન) આવીને તે પુરના અસુરોને, આ **શ્રીહરિ** આપણો શત્રુ છે' એમ કહેવા લાગ્યો. (૧૮)

પછી ક્રોધિત થયેલા તે બધા અસુરો ભેગા થઈને વેર વાળવાની ઈચ્છાથી, શસ્ત્રો ધારણ કરીને, શ્રીહરિને હણવા માટે રાત્રે ત્યાં આવ્યા. (૧૯)

શ્રીહરિને હણવા માટે આવેલા તે અસુરોએ પોતાને જેવી રીતે શ્રીહરિ વિના, રાજા તથા પુરવાસી જનો ન જાણી શકે તેવી રીતે પોતાની મલિન વિદ્યાથી તેમને મોહ ઉત્પન્ન કર્યો. (૨૦)

नातिदूरमथाऽऽयातान् जिघांसूंस्तान् स सर्ववित् । विज्ञायाऽऽविश्चकारैवं निजैश्वर्य्यं विभुर्हरिः ॥२१॥ तदिच्छयाऽथ ते राजन्नन्तिकागतमृत्यवः । स्वस्वसम्मुखमेवेशं योगेशं तं व्यलोकयन् ॥२२॥ ततोऽतिक्रुद्धमनसस्तन्मायामूढचेतसः । भीमा युद्धमहोत्साहास्ते चैवं प्रोचुरुद्धताः ॥२३॥ अस्माकं शत्रुरेवायं हन्यतां हन्यतां द्रुतम् । वदन्त इति तेऽन्योऽन्यं मत्वा तं प्राहरन् भृशम् ॥२४॥ तदैश्वर्येण ते सर्वे प्राप्ता मोहं परस्परम् । तीक्ष्णैर्नानायुधैर्जघ्नुस्तद्भ्रान्त्या भीषणे रणे ॥२५॥ भिण्डिपालपरिक्षिप्तैस्तदा केचित् किलाऽश्मभिः । भृशं प्रजह्रिरेऽन्योऽन्यं भ्रान्ताः सर्पसमक्रुधः ॥२६॥ इत्थं जातारिभावानां मिथस्तेषां दुरात्मनाम् । जिघांसतां किलाऽन्योऽन्यमासीदत्युल्बणो रणः ॥२७॥ इत्थं ते श्रीहरिभ्रान्त्या नानाशस्त्रैर्मिथो मुहुः । प्रहरन्तो महानादान् कुर्वन्तो युद्धमाचरन् ॥२८॥ यथा प्रागर्ज्जुनक्षिप्तत्वाष्ट्रास्त्रेण महारणे । संशप्तका महामोहं प्राप्ता एव महौजसः ॥२९॥

अवलोक्याऽर्ज्जुनस्यैव प्रतिरूपाणि रोषिणः । प्रहरन्तो मिथः शस्त्रैरापुराजौ परासुताम् ॥३०॥ मिथो नियुध्यतां तस्य मूढानां मायया तथा । तेषां सहस्रशो दुष्टा भूभारास्ते ययुर्मृतिम् ॥३१॥ ततः करुणया तेषां मोहे तेन विनाशिते । हरौ सर्वे कृतघ्नास्ते चक्रुरश्माभिवर्षणम् ॥३२॥

---

પછી વિભુ, સર્વવિત્ શ્રીહરિએ, પોતાને હણવા માટે ઈચ્છતા અસુરોને પોતાની સમીપે આવેલા જાણીને, પોતાનું ઐશ્વર્ય પ્રગટ કર્યું. (૨૧) હે રાજન્ ! પછી જેમનું મૃત્યુ સમીપમાં આવ્યું છે તે અસુરો, શ્રીહરિના સંકલ્પથી યોગેશ્વર શ્રીહરિને જ પોતપોતાની સન્મુખ જોવા લાગ્યા. (૨૨)

પછી અતિક્રોધી, શ્રીહરિની માયાથી વિમૂઢ, યુદ્ધમાં મહા ઉત્સાહવાળા, ભયંકર, ઉદ્ધત અસુરો આ પ્રમાણે બોલવા લાગ્યા. (૨૩) 'આજ આપણો શત્રુ છે. તેને તત્કાળ હણો હણો.' એમ બોલતા અસુરો એક બીજાને શ્રીહરિ માનીને તેને હણવા લાગ્યા. (૨૪)

શ્રીહરિના કોઈ સ્વાભાવિક ઐશ્વર્યથી મોહ પામીને સર્વ અસુરો આજ શ્રીહરિ છે, એવી ભ્રાંતિથી ભયંકર રણમાં, તીક્ષ્ણ વિવિધ આયુધો વડે પરસ્પર હણવા લાગ્યા. (૨૫)

તે સમયે સર્પની સમાન ક્રોધવાળા, ભ્રાન્ત ચિત્તવાળા, તે દુષ્ટાત્મા અસુરોએ પથ્થર ફેંકવાના સાધનો-ચર્મની ગોફણ, ગિલોલી વગેરેથી પ્રહાર કરવા પૂર્વક પરસ્પર **શત્રુ ભાવ** ઉત્પન્ન થવાથી અન્યોન્ય હણવાને ઈચ્છતા થકા ત્યાં અત્યંત ઉગ્ર **રણસંગ્રામ** રચ્યો. (૨૬-૨૭)

આ પ્રકારે અસુરો 'આ શ્રીહરિ છે' એવી ભ્રાંતિથી વારંવાર વિવિધ શસ્ત્રોથી પરસ્પર પ્રહાર કરતા થકા મોટો ઉદ્ઘોષ કરીને યુદ્ધ કરવા લાગ્યા. (૨૮)

જેમ પૂર્વે કુરુક્ષેત્રમાં (કૌરવ - પાંડવના રણ સંગ્રામમાં) અર્જુને ફેંકેલા ત્વષ્ટ્રાના મંત્રોથી અભિમંત્રિત અસ્ત્રથી મહાબળવાન સંશપ્તકો **મહામોહ** પામ્યા હતા. (૨૯) અને અર્જુનના જ પ્રતિરૂપો જોઈને (પરસ્પર અર્જુનને જ જોઈને) ક્રોધ યુક્ત, પરસ્પર શસ્ત્રોથી પ્રહાર કરતા થકા યુદ્ધમાં મરણ પામ્યા હતા. (૩૦)

તેમ શ્રીહરિની માયાથી પરસ્પર યુદ્ધ કરતા મૂઢ અસુરોમાંના પૃથ્વીના ભારરૂપ હજારો હજાર દુષ્ટ અસુરો મરણ પામ્યા. (૩૧)

પછી શ્રીહરિએ કરુણાથી અસુરોનો મોહ વિનાશ કર્યો. એટલે કર્યા કૃત્યને નહીં જાણનારા (કૃતઘ્ની) બાકી રહેલા અસુરો, શ્રીહરિ ઉપર પથરાઓનો વર્ષાદ વરસાવતા હતા. (૩૨)

पाषाणानां हि क्षिप्तानां दैतेयैर्बहुराशयः । तद्वेदीं परितोऽभूवंस्तं तत्रैकोऽपि नास्पृशत् ॥३३॥ युद्धकोलाहलं श्रुत्वा सैन्यं भूपेरितं ततः । मृतावशिष्टांस्तान् दैत्यान् निर्भरं प्राहरद् रणे ॥३४॥ ततस्ते भयमापन्ना निजप्राणपरीप्सया । मुखोपात्ततृणाः पेतुः सैन्यम्लेच्छाङ्घ्रिषु द्रुतम् ॥३५॥ प्रोचुस्तेऽथ वयं युष्मद्दासा नैवं पुनः क्वचित् । करिष्यामो महादीनान् माऽऽहतास्मान् व्रणार्द्दितान् ॥३६॥ तथापि तान् बलीयांसो नामुञ्चंस्तेऽखिलानपि । हरिणानिव शार्दूलाः शस्त्रैस्तान् प्राहरन् भृशम् ॥३७॥ छिन्नभिन्नाखिलाङ्गास्ते रणे पेतुः सहस्रशः । फुल्लकिंशुकसंकाशा दन्तदष्टोष्ठभीषणाः ॥३८॥ इत्थं भूभारभूतानां धर्मसाधुसुरद्रुहाम् । तेषां तदिच्छयैवासीत् क्षयो दुष्कर्मकारिणाम् ॥३९॥ अथ ब्रह्मादयो देवास्तुष्टाः कृत्वा जयारवम् । स्वकीयकार्यकर्त्तारं हरिं माल्यैरवाकिरन् ॥४०॥

प्रातरायात्ततो राजा द्रष्टुं स्वेष्टं निशम्य तत् । तं नत्वा परितोऽपश्यद् वेदीं राशीन् महाश्मनाम् ॥४१॥ स्वस्तिमन्तं च तं साक्षात् परमात्मानमच्युतम् । दृष्ट्वा चानेकशो दैत्यान् मृतानेव तदोजसा ॥४२॥ आश्चर्य्यं परमं प्राप्तस्तन्माहात्म्यं विदन् भृशम् । पतित्वा पादयोर्भक्त्या तमित्यैट्ट कृताञ्जलिः ॥४३॥

---

દૈત્યોએ ફેંકેલા પત્થરોથી શ્રીહરિ બેઠેલા તે ઓટલાની ચારેય તરફ મોટો ઢગ થઈ ગયો. પરંતુ એક પણ પત્થર શ્રીહરિને સ્પર્શ કરી શક્યો નહીં. (૩૩)

આ યુદ્ધનો કોલાહલ સાંભળીને સત્રધર્મા રાજાએ મોકલેલા સૈન્યે, બાકી રહેલા દૈત્યોને રણમાં પ્રહાર કર્યા. (૩૪)

ભય પામેલા અસુરો પોતાના પ્રાણની રક્ષા કરવાની ઈચ્છાથી, મુખમાં ઘાસ લઈને સેનામાં આવેલા મ્લેચ્છો (મુસલમાનો)ના પગમાં તત્કાળ પડ્યા. (૩૫)

અમો તમારા દાસ છીએ. ક્યારેય પણ ફરીથી આવું નહીં કરીએ. ઝખમની પીડાથી મહાદીન અમોને તમો ન મારશો. એમ તે અસુરો કહેવા લાગ્યા. (૩૬)

તો પણ બળવાન સૈનિકોએ તે અસુરોને, સિંહ જેમ મૃગલાંઓને છોડતા નથી તેમ તેમને, મૂક્યા નહીં. અને તેમને શસ્ત્રોથી માર્યા. (૩૭) છેદાયેલા અને ભેદાયેલા (ભાંગેલા) સમગ્ર અંગોવાળા; માટે જ ખાખરાના વૃક્ષ જેવા જણાતા હજારો અસુરો દાંતથી ઓષ્ઠને કરડતા થકા ભયંકર ભાસતાં રણમાં પડ્યા. (૩૮)

ભૂમિના ભારભૂત, ધર્મ-સાધુ તથા દેવતાઓનો દ્રોહ કરનારા, દુષ્ટ કર્મ કરનારા, અસુરોનો શ્રીહરિના સંકલ્પથી વિનાશ થયો. (૩૯)

પછી બ્રહ્માદિક દેવતાઓ પ્રસન્ન થઈને જય શબ્દોચ્ચારણ કરી, પોતાનું કાર્ય કરનારા શ્રીહરિને પુષ્પોથી વધાવતા હતા. (૪૦)

પછી **રાજા** તે રાત્રિએ બનેલું વૃત્તાંત પોતાના સેવકો પાસેથી સાંભળીને, પોતાના અતિપ્રિય શ્રીહરિના દર્શન માટે પ્રાતઃકાળમાં આવ્યા. શ્રીહરિને નમસ્કાર કરીને, ઓટલાની ચારેય બાજુએ પત્થરોનો મોટો ઢગલો જોવા લાગ્યા. (૪૧)

અચ્યુત પરમાત્મા સાક્ષાત્ શ્રીહરિને સ્વસ્થ જોઈને, અનેક દૈત્યોને શ્રીહરિના પ્રતાપથી મરેલા જોઈને (૪૨)

પરં આશ્ચર્ય પામેલા અને શ્રીહરિનું અત્યંત માહાત્મ્ય જાણતા રાજા ભક્તિપૂર્વક શ્રીહરિના ચરણકમળમાં પડીને હાથ જોડી શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા. (૪૩)

नमो नमः कारणकारणाय ते जनव्रजाऽऽत्यन्तिकमुक्तिहेतवे । अधर्मसर्गामरवैरिविच्छिदे सदर्चितायाखिलजीवसाक्षिणे ।।४४।। तव प्रतापेन सुरद्विषोऽखिला गता विनाशं ननु मङ्गलश्रवः । निरीक्षयाऽसंख्यजगद्विधायिनः किमस्ति कार्यं तव दुष्करं हरे ।।४५।। पुराऽपि भूमौ जनकप्रियव्रतौ गयाम्बरीषादय एव पार्थिवाः । विधाय भक्तिं तव हि प्रपेदिरे पदं च ते स्वेष्टसुखं तथा प्रभो ।।४६।। परे तु राज्यस्मयनष्टदृष्टयो नृपा ममत्वाभिनिविष्टचेतसः । हताः प्रमत्ता मुषका यथाऽहिना द्रुतं कृतान्तेन भवापदं ययुः ।।४७।। समुद्धृतोऽहं कृपया भवाम्बुधेस्त्वयैव दत्त्वाऽऽत्मकराऽवलम्बनम् । त्वदीयदास्यं पुरुषोत्तम त्वया प्रदेयमुत्कृष्टसुखास्पदं हि मे ।।४८।। तमित्युदीर्य्योरुविधोपचारैरपूजयत् सादरमेव भूपतिः । स्वैकान्तिकीं भक्तिमसौ ततो हरिर्जगाद तस्मै विनयातिशालिने ।।४९।।

तथा प्रतापं च हरेः पुरौकसो मुमुक्षवो वीक्ष्य जनाः सहस्रशः । सुविस्मितास्तस्य दृढाश्रयं विभोर्विधाय तं संततमेव भेजिरे ।।५०।। अवयुनतिमिरं जनान्तरस्थं हरिरसुरानपनीय चात्यधर्मम् । परनिजमहसा ततः प्रतस्थे नरपतिना ह्यनुगम्य सत्कृतः सन् ।।५१।।

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरेरादिकूर्मविष्णुकृतस्तुत्यादिनिरूपणनामैकपञ्चाशत्तमोऽध्यायः ।।५१।।

---

'સર્વ કારણોના કારણ, જન સમુદાયની આત્યંતિક મુક્તિના કારણ, અધર્મ સર્ગ તેમજ દેવતાઓના વૈરીઓનો નાશ કરનારા, સાધુજનોએ પૂજેલા, અખિલ જીવોના સાક્ષી તમોને હું વારંવાર **નમસ્કાર** કરું છું. (૪૪)

હે મંગળ યશવાળા શ્રીહરિ ! તમારા પ્રતાપથી સમગ્ર અસુરો નિશ્ચય વિનાશ પામ્યા. કેવળ દૃષ્ટિ માત્રથી અસંખ્ય જગતની ઉત્પત્તિ કરનારા હે હરે ! તમારે દુષ્કર શું છે ? (અર્થાત્ કંઈ જ દુષ્કર નથી.) (૪૫)

હે પ્રભો ! પૂર્વે પણ પૃથ્વીમાં જનક, પ્રિયવ્રત, ગયરાજા તથા અંબરીષ વગેરે રાજાઓ તમારી ભક્તિ કરીનેજ, જેમાં સ્વેષ્ટ સુખ છે એવા તમારા ધામને પામ્યા છે. (૪૬)

બીજા રાજાઓ તો રાજ્યના ગર્વથી નષ્ટ જ્ઞાનવાળા, તથા મમત્વમાં અભિનિવેશવાળા છે ચિત્તો જેમનાં એવા; સર્પે હણેલા મદોન્મત્ત ઉંદરડાઓની જેમ, કાળે હણેલા છતાં સંસૃતિનું દુઃખ પામેલા છે. (૪૭)

મારો તો તમોએ હાથ પકડીને, કૃપાથી સંસાર સાગરથી ઉદ્ધાર કર્યો છે. તેથી હે પુરુષોત્તમ ! તમો એ ઉત્કૃષ્ટ સુખના સ્થાનભૂત તમારું **દાસપણું** મને આપો.' (૪૮)

રાજાએ શ્રીહરિની આ પ્રકારે સ્તુતિ કરીને આદરપૂર્વક વિવિધ ઉપચારોથી શ્રીહરિની **પૂજા** કરી. પછી શ્રીહરિએ, વિનયથી અત્યંત શોભતા રાજાને, પોતાની એકાંતિકી ભક્તિનો **ઉપદેશ** કર્યો. (૪૯)

વળી મુમુક્ષુ એવા, પુરના હજારો નિવાસીઓએ શ્રીહરિનો પ્રતાપ જોઈને અત્યંત આશ્ચર્ય પામીને વિભુ શ્રીહરિનો દૃઢાશ્રય કર્યો. અને હંમેશાં શ્રીહરિની તેઓ **ઉપાસના** કરવા લાગ્યા. (૫૦)

મનુષ્યોના અંતરમાં રહેલું અજ્ઞાનરૂપી અંધારું, અત્યંત અધર્મ તથા અસુરોનો પોતાના સર્વોત્તમ પ્રતાપથી નાશ કરીને, રાજાએ અનુગમનપૂર્વક સત્કાર કરેલા થકા શ્રીહરિએ માનસપત્તનથી **પ્રયાણ** કર્યું. (૫૧)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિની આદિકૂર્મ વિષ્ણુકૃત સ્તુત્યાદિ નિરૂપણ' નામે એકાવનમો અધ્યાય સંપૂર્ણ. (૫૧)

## ॥ अथ द्विपञ्चाशत्तमोऽध्यायः ॥

**( द्विपञ्चाशत्तमे गच्छन् वेङ्कटाद्र्यादिषु प्रभुः । मार्गे भूतपुरीं यास्यन् शिवावानन्दयद् वने ॥)**

श्रीशुकानन्द उवाच - **वेङ्कटाद्रिं ततो राजन् प्रपेदे पुरुषोत्तमः । तत्रापि वेङ्कटेशाख्यो विष्णुस्तं समपूजयत् ॥१॥ स नित्यं सत्कृतस्तेन तत्रोषित्वा दिनत्रयम् । तत्र स्वज्ञानदानेन मुमुक्षून् कतिचिज्जनान् ॥२॥ स्वकीयशरणं प्राप्तान् कृतार्थीकृत्य वर्णिराट् । शिवकाञ्चीं ततः क्षेत्रं प्रस्थितो हि समाययौ ॥३॥ शिवेन पूजितस्तत्र सभां कृत्वा स पण्डितान् । अद्वैतवादिनः सर्वानजयत् स्वौजसा हरिः ॥४॥**

**वेदशास्त्रप्रमाणानि हरेर्गङ्गाप्रवाहवत् । वदतः पुरतस्तस्य कीर्त्तनीयमहौजसः ॥५॥ कश्चिदप्यशकत्तत्र प्रतिवक्तुं न पण्डितः । मतं विशिष्टाद्वैताख्यं स तत्र स्वमतिष्ठिपत् ॥६॥ मुमुक्षून् बहुशस्तत्र स्वाश्रितान् विदधे हरिः । तत्कीर्त्तिं परमां तत्र सर्वे पौरा जगुर्जनाः ॥७॥ स ततः प्रस्थितः प्रायाद्विष्णुकाञ्चीं महीपते । तत्राप्यथ सभां कृत्वा वैष्णवान् प्रतिवादिनः ॥८॥ विदुषश्चाजयद्विप्रान् गर्विष्ठांस्तु हरिः स्वयम् । वैष्णवैः पूज्यमानस्तैस्तत्रोवास दिनद्वयम् ॥९॥**

---

## અધ્યાય : પર

**શ્રીહરિ માનસપત્તનથી વેંકટાદ્રિ પધાર્યા. વેંકટેશ વિષ્ણુ તે શ્રીહરિનું પૂજન-સત્કાર કરે છે. ત્યાંથી શ્રીહરિ શિવકાંચી પધારે છે અને ત્યાં વિશિષ્ટાદ્વૈત મતનું સ્થાપન કરે છે. ત્યાંથી વિષ્ણુકાંચી થઈ શ્રીરંગક્ષેત્ર પધારે છે. ત્યાંથી શ્રીહરિ ભૂતપુરી જતા થકા મહાવનમાં પધારે છે. અહીં શિવ-પાર્વતી શ્રીહરિ માટે સાથવો લઈ શ્રીહરિના દર્શનાર્થે આવે છે.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! માનસ પત્તનથી શ્રીપુરુષોત્તમ ભગવાન **વેંકટાદ્રિ** તીર્થમાં પધાર્યા. ત્યાં પણ વેંકટેશ નામના વિષ્ણુએ શ્રીહરિનું ભાવથી પૂજન કર્યું. (૧)

વેંકટેશ વિષ્ણુએ નિત્ય સત્કાર કરેલા વર્ણીરાજ શ્રીહરિ, ત્રણ દિવસ પર્યન્ત વેંકટાદ્રિમાં રહ્યા. પોતાના સ્વરૂપનું જ્ઞાન ત્યાંના મુમુક્ષુ જનોને તેમણે પ્રદાન કર્યું. શરણે આવેલા તે મુમુક્ષુ જનોને કૃતાર્થ કરીને ત્યાંથી શ્રીહરિએ પ્રયાણ કર્યું. અને **શિવકાંચી** ક્ષેત્રમાં પધાર્યા. (૨-૩)

અહીં પણ મનુષ્યોને અગોચર રહીને શિવજીએ પૂજેલા શ્રીહરિએ, સભા કરીને અદ્વૈતવાદી સર્વ પંડિતોને પોતાના પ્રતાપથી જીત્યા. (૪)

ગંગાપ્રવાહની માફક વેદ-શાસ્ત્રોનાં પ્રમાણો કહેતા, કીર્તન કરવા યોગ્ય છે મહા પ્રતાપનું બળ જેમનું એવા શ્રીહરિની આગળ સભામાં કોઈ પણ પંડિત પ્રત્યુત્તર આપવા માટે સમર્થ થયા નહીં, શ્રીહરિએ સભામાં પોતાનો વિશિષ્ટાદ્વૈત મત સ્થાપન કર્યો. (૫-૬)

શ્રીહરિએ શિવકાંચીમાં ઘણા મુમુક્ષુને પોતાના આશ્રિત કર્યા. ત્યાં સર્વે પુરના જનો શ્રીહરિની અનુપમ કીર્તિનું ગાન કરવા લાગ્યા.(૭)

હે મહીપતે ! ત્યાંથી શ્રીહરિએ પ્રયાણ કર્યું અને **વિષ્ણુકાંચી** આવ્યા. પછી ત્યાં પણ સભા કરીને પ્રતિવાદી **વૈષ્ણવો**ને તથા વિવિધ પ્રકારની વિદ્યાના મદવાળા પંડિત બ્રાહ્મણોને, શ્રીહરિએ જીત્યા. વૈષ્ણવોએ પૂજન કર્યા થકા શ્રીહરિ ત્યાં બે દિવસ રહ્યા.(૮-૯)

ततः प्रचलितः प्रायात् स श्रीरङ्गं तपःप्रियः । पुलिने प्राङ् महानद्याः कावेर्यास्तरुसङ्कुले ॥१०॥ विशुद्धे रुचिरे स्थाने सोऽवात्सीत् पुण्यदर्शनः । जना मुमुक्षवस्तत्र तद्वार्त्तां श्रोतुमाययुः ॥११॥ दिव्यानन्तगुणैश्वर्यैर्ज्ञात्वा साक्षात्तमच्युतम् । शिश्रियुर्हि दृढं राजन् बहवस्तं मुमुक्षवः ॥१२॥ जनाश्च कतिचित्तत्र दुराचारपरायणाः । बहिर्वैष्णवलक्ष्माणो विवदन्ते स्म तेन हि ॥१३॥ श्रुतिस्मृत्यादिवाक्यैस्तान् विजिग्ये प्रबलैर्हरिः । तत्र कोऽप्यशकन्नैव तं जेतुं पुरुषोत्तमम् ॥१४॥ ततस्ते तं तु सर्वज्ञं भगवन्तं पराजिताः । ज्ञात्वा तदीरितं मार्गं सत्यं निश्चिक्युरन्तरे ॥१५॥

तत्प्रतापाद्विदित्वा ते शास्त्रप्रामाण्यवर्जितम् । स्वावस्थितं दुराचारं निरयाद्याप्तिकारणम् ॥१६॥ तं त्यक्त्वा मुक्तये चक्रुर्दृढं तस्य समाश्रयम् । सदा तैस्सेवितोऽवात्सीत्तत्र मासद्वयं हरिः ॥१७॥ स कुर्वन् मधुरा वार्त्ताः सर्वदा तत्र सत्पतिः । अज्ञानमहरत्तेषां स्वज्ञानमदिशत्तथा ॥१८॥ कृतार्थीकृत्य तान् सर्वान् मुमुक्षूनपरांस्तथा । तत्र प्रतापमात्मीयं पुण्यं सोऽप्रथयत् परम् ॥१९॥ ततस्तैः पूजितः प्रायात् सेतुबन्धं स एकलः । रामेश्वराभिधस्तत्र शिवस्तं समपूजयत्

---

તપઃપ્રિય શ્રીહરિ વિષ્ણુકાંચીથી ચાલ્યા અને **શ્રીરંગ** નામના ભગવાનના **ક્ષેત્ર**માં પધાર્યા. અહીં પૂર્વ દિશામાં પુષ્પ ફળોના ભારથી નમી ગયેલા વૃક્ષો યુક્ત મહાનદી કાવેરીના કાંઠે વિશુદ્ધ અને મનોહર સ્થાનમાં, પવિત્ર દર્શનવાળા શ્રીહરિ નિવાસ કરીને રહ્યા. અહીં **મુમુક્ષુજનો** શ્રીહરિએ કરાતી ભગવાનની વાર્તા સાંભળવા માટે આવતા હતા. (૧૦-૧૧)

ઘણાં મુમુક્ષુજનોએ દિવ્ય અને અનંત ગુણો તથા ઐશ્વર્ય વડે શ્રીહરિને પ્રત્યક્ષ પરમાત્મા જાણીને, હે રાજન્ ! તે શ્રીહરિનો **દ્રઢ આશ્રય** કર્યો. (૧૨)

શ્રીરંગક્ષેત્રમાં દુરાચાર પરાયણ, ઉપરથી વૈષ્ણવનાં ચિહ્નોવાળા કેટલાક જનો, શ્રીહરિની સાથે વિવાદ કરવા લાગ્યા. (૧૩)

તેમાં શ્રીહરિએ શ્રુતિ-સ્મૃતિના પ્રબળ પ્રમાણોથી વાદીઓને જીત્યા. પુરુષોત્તમ શ્રીહરિને જીતવા કોઈ પણ સમર્થ થયા જ નહીં. (૧૪)

પછી પરાજય પામેલા વાદીઓ શ્રીહરિને સર્વજ્ઞ ભગવાન જાણીને, અંતરમાં તેમણે પ્રતિપાદન કરેલો માર્ગ સત્ય છે. એમ માનવા લાગ્યા. (૧૫)

તે મુમુક્ષુઓ, શ્રીહરિના પ્રતાપથી 'પોતાનામાં રહેલો શાસ્ત્રપ્રમાણ રહિતનો દુરાચાર કેવળ નરકની પ્રાપ્તિ જ કરાવનાર છે' એમ સમજી, તે દુરાચારનો ત્યાગ કરીને પોતાના મોક્ષ માટે શ્રીહરિનો દૃઢ સમાશ્રય કરવા લાગ્યા. શ્રીહરિ હંમેશાં તેમની સેવા અંગીકાર કરતા થકા શ્રીરંગક્ષેત્રમાં **બે માસ** સુધી રહ્યા. (૧૬-૧૭)

સત્પતિ શ્રીહરિ ત્યાં હંમેશાં મધુર જ્ઞાનવાતો કરીને તેમનું અજ્ઞાન નાશ કરતા હતા. તેમજ પોતાના સ્વરૂપનું જ્ઞાન પણ આપતા હતા. (૧૮)

મુમુક્ષુઓને તથા બીજા સર્વ જનોને કૃતાર્થ કરીને શ્રીહરિ શ્રીરંગક્ષેત્રમાં પોતાનો પવિત્ર અનુપમ પ્રતાપ વિસ્તારતા હતા. (૧૯)

શ્રીરંગક્ષેત્રમાં પોતાના આશ્રિત જનોની પૂજા અંગીકાર કરીને, શ્રીહરિ એકાકી **સેતુબંધ** ગયા. અહીં રામેશ્વર ભગવાન શ્રીશંકરે શ્રીહરિનું પૂજન કર્યું. (૨૦)

॥२०॥ तापसैर्मानितस्तत्र सुखयंस्तान् भृशं हरिः । स्थित्वा मासद्वयं तेभ्यस्स्वज्ञानं दययाऽदिशत् ॥२१॥ अथ सम्पूजितो भक्त्या तैस्ततश्चलितो हरिः । विष्णुं सुन्दरराजाख्यं स प्रापत् पुरुषोत्तमः ॥२२॥ तत्र विष्णुः स विदधे तस्यातिथ्यं यथोचितम् । तत्रत्यैश्च जनै र्भक्त्या स प्रायात् पूजितस्ततः ॥२३॥ उन्मूलयन्निति क्षोणेरधर्मं स निजौजसा । व्रजन् भूतपुरीं घोरां प्राप धीरो महाटवीम् ॥२४॥ स तत्रान्नं जलं वापि न प्रपेदे चतुर्दिनम् । पञ्चमे स दिने सायं जलाशयमथैक्षत ॥२५॥ तत्र स्नात्वा नित्यकर्म कृत्वा शिम्बीर्वनोद्भवाः । चतस्त्रो भर्जिता विष्णोर्निवेद्य प्राश वर्णिराट् ॥२६॥

तत्र स्थित्वा पूर्वयामावधि प्रायात् ततो हरिः । मध्याह्नेऽथ दिने षष्ठे प्राप कूपं वटान्तिके ॥२७॥ निष्कास्याऽथ महीपाल स कमण्डलुना जलम् । स्नात्वा तले वटतरोरुपविश्याह्निकं व्यधात् ॥२८॥ एतस्मिन्नन्तरे गौरीशिवौ तत्र महीपते । आजग्मतुस्तपोनिष्ठौ वेशं कार्पटिकं गतौ ॥२९॥ महावृषं समारूढौ तद्वीक्षोत्कण्ठमानसौ । तपोनिष्ठजनप्रेष्ठौ काषायाम्बरधारिणौ ॥३०॥ तौ दम्पती प्रजानन्तौ तं साक्षात् पुरुषोत्तमम् । प्रापतुर्विस्मयं दृष्ट्वा तं श्रीधार्मिं तपस्विनम् ॥३१॥ अथोत्तीर्य वृषेन्द्रात्तौ पार्वतीशङ्करौ द्रुतम् । तस्थतुर्निकटे प्रीत्या तं प्रणम्याऽखिलेश्वरम् ॥३२॥

સેતુબંધમાં તપસ્વીઓએ અત્યંત સન્માનેલા શ્રીહરિ, તેમને સુખ આપતા થકા બે માસ પર્યંત રહ્યા અને દયા કરીને તેમને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપ્યું. (૨૧)

પછી સેતુબંધમાં રહેલા પોતાના આશ્રિત જન સમુદાયોએ ભક્તિપૂર્વક પૂજેલા પુરુષોત્તમ શ્રીહરિ, સેતુબંધ ક્ષેત્ર થકી ચાલ્યા અને **સુંદરરાજ** નામના વિષ્ણુ ક્ષેત્રમાં પધાર્યા. (૨૨) તે ક્ષેત્રમાં સુંદરરાજ વિષ્ણુએ શ્રીહરિનું યથાયોગ્ય આતિથ્ય કર્યું. ત્યાંનાં જનોએ ભક્તિપૂર્વક પૂજેલા શ્રીહરિ, સુંદરરાજ ક્ષેત્રથી ચાલ્યા. (૨૩)

આ પ્રકારે પોતાના પ્રતાપ વડે પૃથ્વી ઉપરથી અધર્મને ઉખેડતા ભૂતપુરી પ્રત્યે જતાં ધીર શ્રીહરિએ, અતિ ભયાનક **મહાવનમાં પ્રવેશ** કર્યો. (૨૪)

શ્રીહરિને આ વનમાં ચાર દિવસ સુધી જળ પણ મળ્યું નહીં. પાંચમા દિવસે શ્રીહરિએ સંધ્યા સમયે એક જળાશય જોયું. (૨૫) વર્ણિરાજ શ્રીહરિ તે જળાશયમાં સ્નાન કરીને તથા નિત્ય કર્મ કરીને, વનમાં થયેલી ચાર શીંગો (આબુવાની ફળીઓ) શેકી વિષ્ણુને નૈવેદ્ય ધરીને જમ્યા. (૨૬)

શ્રીહરિ જળાશયની સમીપે રાત્રીના એક પ્રહર સુધી રહ્યા. ત્યાંથી ચાલ્યા પછી છઠ્ઠા દિવસે મધ્યાહ્ન સમયે, વડની સમીપમાં એક કૂવા પાસે પહોંચ્યા. (૨૭)

હે મહીપાલ ! ત્યાર પછી શ્રીહરિએ કમંડળ વડે જળ કાઢીને સ્નાન કર્યું. પછી વડના વૃક્ષ નીચે બેસીને આહ્નિક વિધિ આપત્ ધર્મ અનુસાર કરવા લાગ્યા. (૨૮) હે રાજન્ ! તે સમયે પાર્વતી તથા શંકર બન્ને (જૂના-કપડાં પહેરી યાત્રા કરનાર) કાપડીના વેશમાં વડની પાસે આવ્યાં. (૨૯) નંદીશ્વર ઉપર બેઠેલાં, શ્રીહરિના દર્શનની ઉત્કંઠા યુક્ત મનવાળાં, તપસ્વીજનો છે પ્રિય જેમને એવાં, ભગવા વસ્ત્ર ધારણ કરનારાં. (૩૦)

શ્રીહરિને સાક્ષાત્ પુરુષોત્તમ જાણતાં તે સ્ત્રી પુરુષ બન્ને, તપસ્વી-શ્રીધર્મના પુત્ર શ્રીહરિને જોઈને આશ્ચર્ય પામ્યાં. (૩૧)

પછી પાર્વતી અને શંકર બન્ને તત્કાળ નંદિકેશ્વર ઉપરથી ઊતરીને સર્વલોકૈક નાથ શ્રીહરિને પ્રણામ કરીને, પ્રીતિપૂર્વક શ્રીહરિની બાજુમાં બેઠાં. (૩૨)

तावन्नित्यविधिं कृत्वा प्रवासविधिना हरिः । शालग्रामं समारेभे स्नपनाद्यैः समर्चितुम् ॥३३॥ वेदमन्त्रान् पठन् विष्णुं स पात्रेऽल्पे सचन्दनम् । निधायाऽतिमुदाऽसिञ्चत् करकस्थाम्बुधारया ॥३४॥ पञ्चप्रस्थप्रमाणाम्भःपूर्णोऽप्यासीत् कमण्डलुः । रिक्तस्तथापि तत्पात्रं पाथोरिक्तं ददर्श सः ॥३५॥ क्व यातं नीरमेतावदित्युक्त्वोन्नीय पात्रकम् । स दृष्ट्वा च्छिद्रहीनं तत् पुनरस्थापयत् क्षितौ ॥३६॥ पीतं पिपासितेनाम्भः शालग्रामेण चेति सः । ज्ञात्वा तृषाशान्तिं कर्त्तुमैच्छत् स्वयं हरिः ॥३७॥

स भक्तिं शिक्षयँल्लोकान् बिभ्रत् तापसनाटनम् । कुण्ड्योद्धृत्य जलं कूपात्तं सिषेचाम्बुधारया ॥३८॥ अपिबत् सोऽपि तत् सर्वं व्यधात् सोऽपि तथा पुनः । विष्णुस्तदप्यपान्नीरं स जहास प्रभुस्तदा ॥३९॥ भूयो निष्कास्य नीरं तद् धारया स सिषेच तम् । शालग्रामोऽपिबत् पाथः सर्वं तच्चापि भूपते ॥४०॥ तस्माद् भूरितृषोपेतं स तं ज्ञात्वाऽगमत् प्रभुः । जलं कुण्ड्या स्वयं कूपात् पुनरुद्धर्त्तुमीश्वरः ॥४१॥ खिन्नाकृतेर्बह्वहानि तस्योपोषणकारिणः । भक्तिं दृष्ट्वेति साश्चर्यौ शिवौ तावाहतुर्मिथः ॥४२॥ पूर्णकामोऽपि भगवानयं श्रीपुरुषोत्तमः । जनताशिक्षणायैवमत्रैवाचरति स्वयम् ॥४३॥

---

શ્રીહરિએ તેટલીવારમાં પોતાનો **નિત્ય વિધિ** કરીને શાલિગ્રામના પૂજનનો સ્નાનાદિ ક્રિયાથી આરંભ કર્યો. (૩૩)

શ્રીહરિ નાનાપાત્રમાં ચંદન સહિત પૂજેલા શાલિગ્રામને મૂકીને, અતિ હર્ષપૂર્વક કમંડળના જળની ધારા વડે, વેદ મંત્રોનું ઉચ્ચારણ કરતા થકા **અભિષેક** કરતા હતા. (૩૪)

પાંચ પ્રસ્થ (પાંચ શેર) જળથી ભરેલું કમંડળ પણ ખાલી થઈ ગયું. છતાં તે નાના પાત્રમાં જળ ન રહ્યું. તે શ્રીહરિએ જોયું. (૩૫) આટલું જળ ક્યાં ગયું ? એમ વિચારીને શાલિગ્રામનું આધારપાત્ર ઊંચું કરીને, તે પાત્રમાં છિદ્ર નથી તેમ નક્કી કરીને, શ્રીહરિએ તે પાત્ર જમીન ઉપર મૂક્યું. (૩૬)

અત્યંત તૃષાથી વ્યાપ્ત શાલિગ્રામે એટલું જળ પીધું એમ જાણીને, શ્રીહરિએ શાલિગ્રામની તૃષા શાંત કરવા માટે ઈચ્છા કરી. (૩૭)

તપસ્વી નાટ્ય કરતા શ્રીહરિ, લોકોને ભક્તિનો આદર્શ શિખવાડવા માટે, કમંડળ વડે જળ કાઢીને તે જળની ધારા વડે વિષ્ણુને અભિષેક કરવા લાગ્યા. (૩૮)

વિષ્ણુ પણ તે સર્વ જળ પી ગયા. શ્રીહરિએ ફરીથી જળ કાઢીને અભિષેક કર્યો, તે જળ પણ (ત્રીજા કમંડળનું જળ પણ ) વિષ્ણુ પી ગયા. તે સમયે પ્રભુ **શ્રીહરિ** હસતા હતા. (૩૯)

શ્રીહરિ ફરીથી (ચોથીવાર) જળ કાઢીને તે જળની ધારાથી વિષ્ણુને અભિષેક કરવા લાગ્યા. હે રાજન્ ! શાલિગ્રામ તે જળ પણ પી ગયા. (૪૦)

સ્વયં પ્રભુ શ્રીહરિ, આ ચોથું કમંડળ પણ શાલિગ્રામ પી ગયા, તેથી તેમને ઘણાં તરસ્યા જાણીને, ફરીથી કૂવામાંથી કમંડળ વડે જળ કાઢવા લાગ્યા. (૪૧)

ઘણાં દિવસના ઉપવાસી, મ્લાન વદનવાળા વર્ણિવેશ શ્રીહરિની આવી **ભક્તિ** જોઈને, શિવ પાર્વતી આશ્ચર્ય પામ્યાં અને પરસ્પર કહેવા લાગ્યાં: (૪૨)

'આ શ્રી પુરુષોત્તમ ભગવાન, પોતે પૂર્ણકામ હોવા છતાં પણ જનસમુદાયને ભક્તિ શિખવાડવા માટે, આ મહા વનમાં પોતે જ શ્રેષ્ઠ ભક્તિનું **આચરણ** કરે છે.' (૪૩)

इत्युक्त्वा तस्थतुः प्रीत्या तौ कुर्वन्तौ तदीक्षणम् । विष्णुस्तं श्रमितं ज्ञात्वा वितृषोऽभूत् किल द्रुतम् ॥४४॥ अथाऽऽनीतजलो दृष्ट्वा स्नानपात्रं जलाऽन्वितम् । शान्ततृषं★ स तं ज्ञात्वा चन्दनाद्यैरपूजयत् ॥४५॥ सोऽचिन्तयत्ततश्चैवं निवृत्ताऽस्य महातृषा । क्षुधानिवृत्तये त्वस्मै किं निवेद्यं मया वने ॥४६॥ खिद्यति स्मेति सोऽत्यर्थं शालग्रामार्थमच्युतः । स्वार्थं तु व्यथितो नासीत् पञ्चभिश्चाऽप्युपोषणैः ॥४७॥ ततः शिवाज्ञया सक्तून् पार्वती प्रस्थसम्मितान् । तस्मै प्रादात् स जगृहे यावदर्थं गतस्पृहः ॥४८॥

स मिश्रीकृत्य तान् सक्तूँल्लवणोपेतवारिणा । निवेद्य विष्णवे पूजाविधिं धार्मिः समापयत् ॥४९॥ ततः सोऽप्यखिलाऽभिज्ञस्तावजानन्निव स्वयम् । पप्रच्छ कौ युवामित्थं तदेत्यूचे हरिं शिवः ॥५०॥ वर्णिराज त्वमेवासि क्षुत्तृड्भ्यां व्यथितस्ततः । सक्तून् भुङ्क्ष्व पिबैवापस्ततो वक्ष्ये तदुत्तरम् ॥५१॥ इति श्रुत्वा स तद्वाक्यं जग्ध्वा सक्तून् पपौ जलम् । ततस्तदन्तिकं गत्वा निषसाद स्वयं प्रभुः ॥५२॥ अथ प्राह त्रिनेत्रस्तं प्रणम्य प्रश्रयाऽन्वितः । शङ्करं मामवेहि त्वं पत्नीं मे पार्वतीं त्विमाम् ॥५३॥

---

એમ કહીને શ્રીહરિનાં દર્શન કરતાં ગૌરી તથા શંકર બંને પ્રીતિપૂર્વક ત્યાં ઊભાં રહ્યાં. શ્રીહરિ (જળ કાઢીને) થાકી ગયા છે એમ જાણીને શાલિગ્રામ તત્કાળ **તૃપ્ત** થયા. (૪૪)

એટલે શ્રીહરિ જે જળ લાવ્યા તેથી શાલિગ્રામને સ્નાન કરવાનું પાત્ર તુરત જ ભરાઈ ગયું. શાલિગ્રામને તૃપ્ત થયા જાણીને ચંદનાદિ વડે શ્રીહરિ તેમને પૂજવા લાગ્યા. (૪૫)

'શાલિગ્રામની તૃષા નિવૃત્ત થઈ. પરંતુ આમને **ક્ષુધા નિવૃત્તિ** માટે વનમાં હું શું ધરાવું ?' એમ શ્રીહરિ ચિંતવન કરવા લાગ્યા. (૪૬)

આ પ્રકારે અચ્યુત શ્રીહરિ, શાલિગ્રામની ક્ષુધા નિવૃત્ત કરવાની ચિંતાથી, અત્યંત ગ્લાનિ પામ્યા. પોતાને તો પાંચ ઉપવાસ થયા છે છતાં તેને માટે તેમને પીડા થતી ન હતી. (૪૭)

શિવજીની આજ્ઞાથી પાર્વતીએ પ્રસ્થ પરિમિત (એક શેર) **સાથવો** શ્રીહરિને આપ્યો. નિસ્પૃહી શ્રીહરિએ તેમાંથી જેટલો જોઈતો હતો તેટલો જ સાથવો ગ્રહણ કર્યો. (૪૮)

ધાર્મી શ્રીહરિએ મીઠાવાળા સાથવામાં થોડું જળ નાંખીને, વિષ્ણુને નૈવેદ્ય ધરી પૂજા વિધિ સમાપ્ત કરી. (૪૯)

પછી સર્વજ્ઞ શ્રીહરિ પોતે જાણે ન જાણતા હોય તેમ "તમે બન્ને કોણ છો ?" એમ શિવ-પાર્વતીને પૂછતા હતા. ત્યારે શિવજીએ શ્રીહરિને કહ્યું. (૫૦)

'હે વર્ણિરાજ ! તમો ભૂખ અને તરસથી વ્યાકુળ થયા છો માટે પહેલા સાથવો જમો તથા જળ પીઓ. ત્યાર પછી હું ઉત્તર કહીશ.' (૫૧)

શ્રીહરિએ તે સાંભળીને સાથવો જમીને જળપાન કર્યું. પછી કાપડીના વેશમાં રહેલા શંકર પાર્વતીની સમીપમાં જઈને સ્વયં શ્રીહરિ બેઠા. (૫૨)

પછી વિનય યુક્ત **ત્રિનેત્ર** (શંકર), શ્રીહરિને પ્રણામ કરીને કહેવા લાગ્યા. 'હે હરે ! તમો મને શંકર જાણો. આ મારાં પત્ની પાર્વતી છે. (૫૩)

---

★ "शान्ततर्षं स" इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् ।

**कर्त्तुं त्वद्दर्शनं सार्धं पार्वत्याऽहमुपागतः । इत्युक्त्वा शङ्करस्तस्मै स्वीयरूपमदर्शयत् ॥५४॥ ततो हरिर्मानवनाट्यरीतिं संशीलयन्नप्यखिलेश्वरेशः । अनादिसिद्धस्पृहणीयशीलस्तावित्यवोचज्जनशिक्षणाय ॥५५॥ विश्वैकमातापितरावशेष-प्रत्यूहविच्छेदकराभिधानौ । तूर्णप्रतोषौ नितरांविरक्तौ तपःप्रियौ तापसवन्दनीयौ ॥५६॥ नरामरव्रातनिषेव्यमाणौ देवारिविध्वंसविधानशक्तौ । त्रिवर्गदौ स्वाश्रयवज्जनेभ्यो गौरीशिवौ वां प्रणमाम्युदारौ ॥५७॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतवेङ्कटाद्र्यादिविचरणनिरूपणनामा द्विपञ्चाशत्तमोऽध्यायः ॥५२॥

---

(તમો પાર્વતી-પરમેશ્વર આ વનમાં શા માટે આવ્યાં એવા સંભવિત પ્રશ્નના **ઉત્તર**માં કહે છે :) તમારા દર્શન કરવા માટે પાર્વતીએ સહિત હું આ વનમાં આવ્યો છું.' આ પ્રકારે કહીને શ્રીહરિને શિવજીએ પોતાનું સ્વરૂપ બતાવ્યું. (૫૪)

પછી અનાદિ સિદ્ધ, સ્પૃહા કરવા યોગ્ય સ્વભાવ જેમનો છે એવા અખિલેશ્વર **શ્રીહરિ,** નરનાટ્યની રીતને અનુસરતા થકા જન શિક્ષણને માટે, શંકર પાર્વતી બન્નેને આ પ્રમાણે કહેવા લાગ્યા : (૫૫)

"હે વિશ્વના મુખ્ય માતાપિતા ! સમગ્ર વિઘ્નોના વિનાશ કરનારા છે નામ જેમનાં એવાં, સંતોષી, અત્યંત વૈરાગ્યવાળાં, તપઃપ્રિય, તપસ્વીઓથી વંદના કરાયેલાં, (૫૬)

મનુષ્યો તથા દેવતાઓના સમૂહોથી સેવાયેલા, દૈત્યોનો વિધ્વંસ કરવામાં સમર્થ, પોતાના આશ્રયવાળા જનોને ધર્મ-અર્થ-કામને આપનારાં ( **त्रिवर्गदौ धर्मार्थकामप्रदौ । दत्ते मोक्षमधोक्षजः** એ પ્રકારે કાશી ખંડમાં કહ્યું છે. આ બન્નેનું ત્રિવર્ગ આપવાપણું અહીં કહ્યું છે.) એવા, મહાન ગૌરી અને શિવ તમોને હું **પ્રણામ** કરું છું." (૫૭)

✪ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત વેંકટાદ્રિ વિચરણ નિરૂપણ' નામે બાવનમો અધ્યાય સંપૂર્ણ. (૫૨)



---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, **'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '✪' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૫૭, ૬૨, ૬૩ વગેરે)

॥ अथ त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥

( त्रिपञ्चाशत्तमे गौरीशिवाभ्यां संस्तुतो हरिः । तयोर्वनागमे हेतुद्वयमस्त्येतदीरितम् ॥)

श्रीशुकानन्द उवाच – **स इत्युदीर्य्यानमनोद्यतोऽभूद् यावत् त्रिनेत्रः प्रणयेन तावत् । आदाय तत्पाणियुगं पिनाकी पपात तत्पादयुगेऽतितूर्णम् ।१॥ ततः स संयोज्य करावधीशमुदाजहारेति हरो हरिं तम् । यद् वन्दनं नौ विदधासि भूमन्नवैमि तन्मानवनाटनं ते ॥२॥ मन्माननं★[1] वर्द्धयितुं हि लोके नृनाटनं शोभयितुं स्वकीयम् । करोषि चैवं जनसंग्रहाय तथाप्यहं त्वस्मि तवैव दासः ॥३॥ त्वं श्रीमति ब्रह्मपुरेऽतिदिव्ये निषेव्यमाणोऽक्षरमुक्तवृन्दैः । अनादिसिद्धाद्भुतदिव्यमूर्त्तिर्विभो सदाऽऽस्से पुरुषोत्तमस्त्वम् ॥४॥ भवान् स एवाखिलमाशु भूमेरधर्ममुन्मूलयितुं च धर्मम् । पातुं जनाऽऽत्यन्तिकमुक्तयेऽत्र श्रीधर्मदेवस्य गृहेऽवतीर्णः ॥५॥ असंख्यविश्वानि यदा सिसृक्षसि त्वमात्मशक्तिं पुरुषोत्तमस्तदा । परेश मूलप्रकृतिं समीक्षसे स्वयं महापूरुषरूपतः प्रभो ॥६॥**

**संधार्य सा गर्भमथेक्षणात्मकं ततः प्रसूते शुभपावनश्रवः ! प्रधानपुंसां युगलानि कोटिशो ★[2]किलैककस्मान्मिथुनात्ततो विभो ॥७॥**

---

**અધ્યાય : ૫૩**

**શિવજી તથા પાર્વતીએ કરેલી શ્રીહરિની સ્તુતિ. શિવ-પાર્વતીના આગમનનું દ્વિવિધકારણઃ (૧) નારદજીના મુખથી શિવજીએ સાંભળેલ શ્રીહરિચરિત્ર મહિમા તથા (૨) તે બંનેના મુખથી પાર્વતીએ સાંભળેલ પ્રત્યક્ષ શ્રીહરિના સ્વરૂપનો સર્વોપરિ મહિમા કહ્યો છે.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** (હે રાજન્ !) શ્રીહરિ આ પ્રમાણે કહીને પ્રેમપૂર્વક શિવ-પાર્વતીને પ્રણામ કરવા તત્પર થયા. તેટલામાં **પિનાકી** શ્રીહરિના બન્ને હાથ પકડીને, અતિ ઉતાવળથી શ્રીહરિનાં ચરણ યુગલમાં પડ્યા. (૧)

પછી **શિવજી** બન્ને હાથ જોડીને, 'હે ભૂમન્ ! અમને બન્નેને તમે જે વંદન કરો છો તે તો તમારું માનવ નાટ્ય છે એમ અમો જાણીએ છીએ.' આ પ્રમાણે સર્વાધિપતિ શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૨)

'હે હરે ! લોકમાં મારું માન વધારવા માટે, આપનું મનુષ્ય નાટ્ય શોભાડવા માટે તથા મુમુક્ષુજનોને આ રીત ગ્રહણ કરાવવા માટે, તમો આ પ્રકારે નમસ્કારાદિ આચરણ કરો છો તો પણ હું તો તમારો દાસ જ છું. (૩)

હે વિભો ! અત્યંત દિવ્ય શોભાયમાન બ્રહ્મપુર ધામમાં, અક્ષર મુક્તના સમુદાયોથી સેવાયેલા, અનાદિ સિદ્ધ, અદ્ભુત દિવ્ય મૂર્તિ જેમની છે એવા પુરુષોત્તમ, તમો હંમેશાં રહો છો. (૪)

તેજ તમો ભૂમિ ઉપરથી અધર્મનો ઉચ્છેદ કરવા માટે તથા ધર્મનું રક્ષણ કરવા માટે, અને જનોની આત્યંતિકી મુક્તિ માટે, આલોકમાં શ્રીધર્મદેવના ઘેર અવતરેલા છો. (૫)

હે પરમેશ્વર ! હે પ્રભો ! હે પુરુષોત્તમ ! તમો જ્યારે અગણિત બ્રહ્માંડની કોટિઓને સૃજવાની ઈચ્છા કરો છો, ત્યારે તમારી શક્તિરૂપ મૂળ પ્રકૃતિને મૂળ પુરુષ દ્વારા તમોજ સમીક્ષણ (દૃષ્ટિ) કરો છો. (૬)

હે પવિત્ર યશવાળા ! પછી મૂળ પ્રકૃતિ ઈક્ષણાત્મક ગર્ભ ધારણ કરે છે. અને પ્રધાન-પુરુષોના કોટાન કોટી જોડલાં ઉત્પન્ન કરે છે. હે વિભો ! એકએક પ્રધાન પુરુષરૂપ જોડલાંથી (૭)

---

★१. ''सन्माननं'' इति ( ब ) पाठभेदः लेखकप्रमादेन दृश्यते ।

★२. ''ह्येकैककस्मात्'' इति ( ब-ग्रन्थे ) पाठान्तरम् । एकैकशब्दादकचि ङसि प्रत्यये स्मादादेशे च ''एकैककस्मात्'' इति रूपं सिध्यति ।

हरे चतुर्विंशतितत्त्वसंभवस्ततो हि वैराजपुमान् प्रजायते । तदुद्भवोऽर्वागवतारिणस्त्वहं कियांस्तवाग्रेऽखिलविश्वसाक्षिणः ॥८॥ इत्थं त्वयैवागणिताण्डसर्गे यौ मूलमायापुरुषौ नियुक्तौ । तौ सर्वदा त्वच्चकितौ नितान्तं सर्वात्मनः पालयतस्तवाज्ञाम् ॥९॥ अनाद्यनन्तः स उदारवीर्य्यो निःशेषवित्रासकरश्च कालः । त्वत्तस्तथैवाऽक्षरसञ्ज्ञमुक्ता भीताः स्थितास्ते सततं निदेशे ॥१०॥ यथा धनाढ्याद् द्रविणं दरिद्राः प्रपद्य यान्ति व्यवहारसिद्धिम् । तथाऽखिलेशास्त्वदवाप्तवीर्या विश्वोद्भवादौ प्रभवन्ति कार्ये ॥११॥ विधिस्तु तेषां भवदाज्ञयैतद्विश्वं सृजत्येव परावरेश । विष्णुश्च गोपायति मङ्गलात्मन्नहं तु विश्वप्रलयं करोमि ॥१२॥ या वै स्त्रियो मां कमलासनादीन् कलङ्कयुक्तान् विदधुः सुरेन्द्रान् । तस्मात् किलाऽस्मानधुनाऽपि चाल्पा निन्दन्ति जीवाः सशिरःप्रकम्पम् ॥१३॥

तास्त्वष्टधा त्यागिजनास्त्यजन्तः सहस्त्रशोऽप्यत्र कलावभद्रे । बृहद् व्रतं चर्षिसुरैरसाध्यं संपालयिष्यन्ति तव प्रतापात् ॥१४॥

---

હે હરે ! ચોવીશ તત્ત્વોની ઉત્પત્તિ થાય છે. પછી ચોવીશ તત્ત્વોથી વૈરાજ પુરુષ થાય છે. તે વૈરાજ પુરુષથી ઉત્પન્ન થયેલો હું હે અવતારી ! સમગ્ર વિશ્વના સાક્ષી ! તમારી આગળ શા હિસાબમાં ! અર્થાત્ કાંઈપણ હિસાબમાં નથી. (૮)

આ પ્રકારે અગણિત બ્રહ્માંડોની ઉત્પત્તિમાં મૂળ માયા તથા મૂળ પુરુષ બન્નેને જોડેલાં છે, તે બન્ને હંમેશાં તમારા પ્રભાવથી ડરીને હે સર્વાત્મા ! તમારી આજ્ઞામાં નિરંતર વર્તે છે. (૯)

આદિ તથા અંતે રહિત, મહા પરાક્રમી, સમગ્ર લોકોને ત્રાસ આપનાર કાળ, તેમજ અક્ષર સંજ્ઞાવાળા મુક્તો પણ તમારા પ્રભાવથી ડરીને હંમેશાં તમારી આજ્ઞામાં રહ્યા છે. (૧૦)

જેમ દરિદ્ર માણસો ધનાઢ્ય પાસેથી ધન મેળવીને વ્યવહાર સિદ્ધિ પામે છે, તેવી રીતે ઈશ્વર શબ્દ વાચ્ય તે સર્વે પણ તમારાથી પ્રાપ્ત કર્યું છે વીર્ય (પરાક્રમ) જેમણે એવા થઈને વિશ્વની ઉત્પત્તિ વગેરે કાર્યમાં સમર્થ થાય છે. (૧૧)

હે પરાવરેશ ! ઈશ્વરોમાં બ્રહ્મા તમારી આજ્ઞાથી આ પ્રસિદ્ધ વિશ્વને સૃજે છે. હે મંગલાત્મન્ ! વિષ્ણુ રક્ષણ કરે છે, હું શંકર તો વિશ્વનો પ્રલય કરું છું. (૧૨)

(**શંકા**-જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લયના કારણ જગતના ઈશ્વરો તમો જ પ્રસિદ્ધ છો. તો પણ આવી રીતે દીનની માફક કેમ બોલો છો ? તમો કહો છો તે સત્ય છે પરંતુ અમો તો તમારી ઉપાસનાથી જ એ ઉત્પત્તિ આદિ ઐશ્વર્ય પામ્યા છીએ. એ વિના સ્વયં તો સ્ત્રી સંબંધથી પ્રાપ્ત થયેલા કલંકથી લોકમાં નિંદ્ય જ છીએ.) સ્ત્રી ‘અબળા’ એવા નામથી પ્રસિદ્ધ છે છતાં તે શિવ જે હું તથા બ્રહ્મા તેમજ સુરેન્દ્રોને પણ કલંકિત કરે જ છે. અમો તો આવા છીએ. તેથી તેવા ભાવથી રહિત તમે જ સર્વેશ્વર છો. (**શંકા**-પૂર્વે થયેલું તમારું આવું વૃત્તાંત શું બીજા જાણે છે ? કે જેથી તમને ભય છે. તો કહીએ છીએઃ) અમો કલંક યુક્ત થયા છીએ. એટલે અલ્પ જીવો પણ માથું હલાવતા અમને નિંદે છે. (એવો દુર્યશ પ્રાપ્ત કરી જીવનારને કદાચ ઈશ્વર સંજ્ઞાથી સંબોધે તો પણ તેના શ્રવણના સુખથી શું ?) (૧૩)

(તમારા પ્રતાપનો **મહિમા** શું વર્ણન કરીએ ? એમ મસ્તક હલાવતા **પ્રશંસા** કરતા કહે છે.) હે હરે ! અકલ્યાણકારી કળિયુગમાં હજારો ત્યાગીજનો, અષ્ટ પ્રકારથી સ્ત્રીઓનો ત્યાગ કરીને, ઋષિઓ તથા દેવતાઓથી પણ અસાધ્ય બ્રહ્મચર્ય વ્રત તમારા પ્રતાપથી સારી રીતે પાલન કરશે. (૧૪)

सन्नैष्ठिकाचार्य्यवरः सदर्थ्यो नारायणश्चापि तवावतारः । नरेण युक्तो बदरीवनस्थो यत्प्रापयामास निजाश्रमस्थान् ॥१५॥ तद् भूरिशस्त्यागिजनेषु भूमौ प्रवर्त्तयिष्यस्यतुलप्रतापः । तांस्त्वं प्रशंसन् स तदा सहस्वैर्नारायणः प्राप्स्यति भूरि हर्षम् ॥१६॥ प्रभो द्वितीयाऽऽश्रमिणोऽप्यसङ्ख्यास्तद् ब्रह्मचर्यं भवदोजसैव । प्रसत्तये श्रीपुरुषोत्तमस्य संपालयिष्यन्ति यथोचितं ते ॥१७॥ ऐश्वर्य्यमेतन्निगमान्तगेयं तवैव सर्वोपरि मे विभाति । नितान्तमाश्चर्य्यकरं सुदिव्यं स्तुत्यं महद्भिः सनकादिसिद्धैः ॥१८॥ त्वं कोटिशः साधनमन्तराऽपि स्वीयान् समाधिं गमयिष्यसे वै । स्वान्यक्षरब्रह्ममुखानि तस्मिन् दिव्यानि धामानि दयापयोधे ॥१९॥ तान् दर्शयिष्यस्यपि तत्र दिव्या विचित्रमूर्त्तीर्ननु पार्षदांश्च । दिव्यं तथैश्वर्यमनन्तशक्ते तवावतारांश्च वराहमुख्यान् ॥२०॥

निजाश्रितान् साधनमन्तरा तानष्टाङ्गयोगं प्रणयिष्यसे★१ त्वम् । त्वदीयकल्याणगुणैरुपेतान् विधास्यसे देववराभिवन्द्यान् ॥२१॥

---

સંતો તથા નૈષ્ઠિકો તેમના આચાર્યોમાં શ્રેષ્ઠ ! સાધુપુરુષોએ પણ પોતાના વ્રતની રક્ષા માટે પ્રાર્થનીય નારાયણ જે તમારો અવતાર છે, તે પણ બદરીવનમાં નરઋષિની સાથે રહીને પોતાના આશ્રમમાં રહેલાં ઋષિઓને જ આ બૃહદ્ વ્રત પમાડે છે. (૧૫)

અતુલ પ્રતાપશાળી તમો પૃથ્વી ઉપર કદાપિ ન જ પ્રવર્તાવી શકાય તેવું આ બ્રહ્મચર્ય વ્રત ઘણાં ત્યાગીજનોમાં પ્રવર્તાવશો, ત્યારે પોતાના ભક્તોએ સહિત તે નારાયણ ઋષિ જેમણે આ નૈષ્ઠિક વ્રત ધારણ કર્યું છે. તે તમારા ત્યાગીજનોની પ્રશંસા કરતાં ઘણો હર્ષ પામશે. (૧૬)

હે શ્રી પુરુષોત્તમ ! અસંખ્ય ગૃહસ્થો પણ તમારી પ્રસન્નતા માટે તમારા પ્રતાપથી જ બ્રહ્મચર્ય યથાયોગ્ય પાલન કરશે. (''गृहस्थानामुचितं ब्रह्मचर्यव्रतमाह'' स्मृतिः સ્મૃતિમાં ગૃહસ્થોને યોગ્ય બ્રહ્મચર્ય કહ્યું છે : ''आत्यन्तिकं ब्रह्मचर्यमाश्रमत्रयवासिनाम् । स्वदारनियमात् सम्यग् ब्रह्मचारी गृहाश्रमीति'' ત્રણ આશ્રમી - બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત - આ આશ્રમીઓને અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય પાળવું આવશ્યક છે. ગૃહસ્થાશ્રમી શાસ્ત્ર નિયમથી વર્તે તો સમ્યક્ **બ્રહ્મચારી** કહેવાય છે. ત્યાગીઓને સર્વપ્રકારે સ્ત્રી સંબંધનો ત્યાગ કહ્યો છે, તેથી તેવી રીતે વર્તવાથી તેમનો ત્યાગ સહેલાઈથી પાર પડે તેમ છે. દ્વિતીયાશ્રમી-ગૃહસ્થોને તો સ્ત્રીઓનો નિત્ય સંબંધ હોવાથી એક પત્નીવ્રત પાલન કંઈક દુષ્કર છે એવું જ્ઞાપન કરવા માટે 'તમારા પ્રતાપથી' એમ કહ્યું છે.) (૧૭)

ઉપનિષદોએ ગાવા યોગ્ય આવું ઐશ્વર્ય તમારું જ છે. અત્યંત આશ્ચર્ય કરનારું, સુદિવ્ય, મોટા સનકાદિક સિદ્ધોએ સ્તુતિ કરવા યોગ્ય તમારું ઐશ્વર્ય સર્વોપરી છે. એવી રીતે હું વિશેષપણે સમજું છું. (૧૮)

હે હરે ! તમારા અસંખ્યાત ભક્તજનોને અષ્ટાંગ યોગાદિરૂપ સાધન વિના પણ તમો સમાધિ પમાડશો. હે દયાનિધે ! સમાધિમાં અક્ષરબ્રહ્માદિ પોતાનાં દિવ્ય ધામો (૧૯) સમાધિવાળા જનોને બતાવશો તેમજ અક્ષરાદિ તે તે ધામોમાં દિવ્ય તે તે ધામના અધિપતિઓની મૂર્તિઓ તથા દિવ્ય ઐશ્વર્ય તથા પાર્ષદો પણ બતાવશો. તેમજ હે અનંતશક્તે ! વારાહાદિ તમારા અવતારોનું પણ દર્શન કરાવશો. (૨૦)

તમારા આશ્રિતોને સાધન વિના પણ તમો અષ્ટાંગયોગ સિદ્ધ કરાવશો. તેમજ તમારા કલ્યાણકારી ગુણો પણ પમાડશો. એ રીતે તેમને (સ્વાશ્રિતોને) બ્રહ્માદિ દેવતાઓએ પણ અભિવંદના કરવા યોગ્ય કરશો. (૨૧)

---

★१. प्रणयिष्यसे-प्रणयेन प्रापयिष्यसीत्यर्थः ।

अजामिलं च ध्रुवमन्तकाले धामैव विष्णोर्ननु पार्षदाग्र्याः । उपाययुर्नेतुमिदं पुराणाद् बुद्धं मया भागवताभिधानात् ॥२२॥ त्वं तु स्वभक्तांस्त्यजतः स्वदेहानुपेत्य दिव्यैः सह पार्षदैः स्वैः । विमानमुख्ये ह्युपवेश्य दिव्ये यानेऽक्षरं धाम च नेष्यसे★[१] स्वम् ॥ २३॥ इदं तु तेऽप्राकृतमेव दिव्यं सहस्रवक्त्राद्यनवाप्यपारम् । ऐश्वर्य्यमेवाद्भुतमद्वितीयं विभाति मेऽतर्क्यमतुल्यधामन् ॥२४॥ सर्वेशं पुरुषोत्तमं गुणगणालंकारदिव्याकृतिं वन्दे त्वामवतारिणं मुनिगणध्येयाङ्घ्रिपद्मद्वयम् । नित्याऽचिन्त्यविशुद्धबोधजलधे त्वद्रूपमेवाऽस्तु मे नित्यं दृग्विषयं सतां तव हरे सङ्गोऽस्तु चैकान्तिनाम् ॥२५॥ अनन्यसामान्यदयानिधानं स्तुत्वेति तस्मिन् विरते सती तम् । तद्दर्शनाह्लादनिमग्नचित्ता ★[२]स्तुवन्ती सा प्राञ्जलिरित्यवोचत् ॥२६॥ पराक्षरेशं पुरुषोत्तमं त्वां सर्वेश्वराधीश्वरमार्त्तिहारम् । संसारपाशच्छिदुरप्रतापं वन्दे मुदा वन्द्यपदारविन्दम् ॥२७॥ त्वयेरितस्याखिलसाक्षिणाऽस्य शम्भोर्निदेशेन मयैव धर्माः । ये पूर्वमुक्ता द्विविधाङ्गनानां न शेकिरे पालयितुं स्त्रियस्तान् ॥२८॥ तानत्र धर्मान् भुवि कोटिशो वै स्त्रियः सुवासिन्य उरुप्रतापात् । सम्पालयिष्यन्ति तवोरुशक्तेरस्मिन् कलावप्यतिपापजुष्टे ॥२९॥

---

અજામિલ તથા ધ્રુવને અંતકાળે વિષ્ણુના ઉત્તમ પાર્ષદો વૈકુંઠાદિ ધામમાં લઈ જવા માટે આવ્યા હતા. આ મેં ભાગવત પુરાણ થકી જાણ્યું છે. (૨૨)

તમો પુરુષોત્તમ તો દેહનો ત્યાગ કરતા તમારા ભક્તોને, તમારા દિવ્ય પાર્ષદો સાથે પધારી, દિવ્ય વિમાન આદિ વાહનમાં બેસાડીને તમારા અક્ષરધામમાં લઈ જશો. (૨૩)

હે અતુલ્યધામન્ ! ઉત્તમ પ્રકારનું આ તમારું ઐશ્વર્ય, અપ્રાકૃત તેથી જ દિવ્ય અતિ મનોહર છે. અને હજાર મુખવાળા (શેષાદિ)થી પણ તેનો પાર ન પામી શકાય તેવું અદ્ભુત, તર્કમાં ન આવી શકે તેવું અદ્વિતીય છે, એમ હું જાણું છું. (૨૪)

હે ગુણગણાલંકૃત સર્વેશ ! દિવ્યાકૃતિ અને મુનિગણોએ ધ્યાન કરવા યોગ્ય છે બન્ને ચરણકમળ જેમનાં એવા, અવતારી પુરુષોત્તમ ! તમોને હું વંદના કરું છું. હે નિત્ય અચિંત્ય વિશુદ્ધજ્ઞાન નિધિ ! તમારું રૂપ જ મારી દૃષ્ટિ સમક્ષ સદા રહો. તેમજ હે હરે ! તમારા એકાંતિક સત્પુરુષોનો મને સદાય સંગ રહો.' (૨૫)

અસાધારણ દયાના સમુદ્ર પરમેશ્વર શ્રીહરિની આ પ્રકારે સ્તુતિ કરીને, શિવજી વિરામ પામ્યા. ત્યારે શ્રીહરિના દર્શનથી થયેલો જે આનંદ, તેમાં નિમગ્ન ચિત્તવાળાં **પાર્વતી** હાથ જોડીને સ્તુતિ કરતાં થકાં આ પ્રમાણે શ્રીહરિ પ્રત્યે કહેવા લાગ્યાં : (૨૬)

"સર્વોત્તમ અક્ષરના પણ સ્વામી ! સર્વેશ્વરોના અધીશ્વર ! આપત્તિઓનો નાશ કરનારા, અનાદિ સિદ્ધ, સંસારરૂપી પાશને નાશ કરનારો પ્રતાપ જેનો છે એવા, વંદનીય છે બન્ને પાદારવિંદ જેમનાં એવા હે પુરુષોત્તમ ! તમોને હું હર્ષપૂર્વક વંદના કરું છું. (૨૭)

સર્વાંતર્યામી તમોએ પ્રેરણા કરેલા આ શંકરની આજ્ઞાથી મેં પૂર્વે ગંગાદિને કહેલા સધવા-વિધવા સ્ત્રીઓના ધર્મો, તે પાલન કરવા સ્ત્રીઓ સમર્થ નથી થઈ. (૨૮)

તે ધર્મો પૃથ્વીમાં, આ ભારતવર્ષમાં અતિ પાપયુક્ત આ કલિયુગમાં પણ, અત્યંત શક્તિશાળી તમારા મહાપ્રભાવથી કરોડો કરોડ સુવાસિની સ્ત્રીઓ સમ્યક્ પ્રકારે પાલન કરશે જ. (૨૯)

---

★१. ''नयिष्यसे'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् । (धातोरनिटत्वात् 'नेष्यसे' इत्येव रूपं साधु ।)
★२. ''स्तवाय सा'' इति (ब-ग्रन्थे) पाठान्तरम् ।

**तद् ब्रह्मचर्य्यं विधवास्तु योषाः संपालयिष्यन्ति सदाऽष्टधैव । त्वदोजसा वर्णिमुनीन्द्रतुल्यं दृढं च धर्मान्निखिलांस्तथाऽन्यान् ॥३०॥ गुणांस्तपोज्ञानविरक्तिमुख्यान् यास्यन्ति ताश्चैव तवानुभावात् । ऐश्वर्य्यमेतत्त्वखिलावतारविलक्षणं चास्त्यवतारिणस्ते ॥३१॥**

श्रीशुकानन्द उवाच - **स्तुत्वेति तं सा व्यरमत् ततस्तौ स इत्यवोचत् स्मितभासितास्यः । प्रोक्तं युवाभ्यां हि जगत्पितृभ्यामुद्दिश्य मां यच्च तदस्ति सत्यम् ॥३२॥ इत्थं तदीयवचनामृतपानतुष्टौ तद्वीक्षणातिशयहर्षनिमग्नचित्तौ । तस्येच्छया नृप तिरोदधतुस्ततस्तौ गौरीशिवावथ हरिः स ततः प्रतस्थे ॥३३॥ शुकानन्दमुनेरित्थं श्रुत्वा वाचं सुधोपमाम् । राजा प्राप्तो महानन्दं तं पप्रच्छेति सादरम् ॥३४॥**

राजोवाच - **घोराऽरण्ये कुतो ब्रह्मन् पार्वतीशङ्करावुभौ । सहसैवागतौ तन्मां कथय त्वं महामते ॥३५॥**

**इत्थं जिज्ञासमानेन पृष्टस्तेन महीभुजा । मुनीन्द्रो ज्ञाननिलयो जगादेदं मुदैव तम् ॥३६॥**

श्रीशुकानन्द उवाच - **तयोर्घोरतराटव्यां तत्राऽऽगमनकारणम् । समासेन ब्रुवे तुभ्यं शृणु त्वं तन्महीपते ॥३७॥ एकदा शङ्करो राजन् ब्रह्मविष्णुसमन्वितः । प्रायान्नारायणसरश्छुप्पयोग्रामसन्निधौ ॥३८॥**

---

વિધવા સ્ત્રીઓ તો તમારા પ્રતાપથી હંમેશાં વર્ણી તથા મુનીંદ્રોની માફક અષ્ટપ્રકારે જ પુરુષના ત્યાગ રૂપ બ્રહ્મચર્ય દૃઢ રીતે પાલન કરશે. તેમજ બીજા સમગ્ર ધર્મો પણ સમ્યક્ પાલન કરશે. (૩૦)

સ્ત્રીઓ તમારા જ પ્રતાપથી તપ, જ્ઞાન, વૈરાગ્યાદિ ગુણો પામશે. હે અવતારી ! સમગ્ર અવતારોથી આ તમારું ઐશ્વર્ય તો વિલક્ષણ જ  છે.'' (૩૧)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** પાર્વતી શ્રીહરિની આ પ્રમાણે સ્તુતિ કરીને વિરામ પામ્યાં. પછી મંદહાસ્યથી પ્રકાશિત છે મુખારવિંદ જેમનું એવા **શ્રીહરિ,** શંકર-પાર્વતી બન્ને પ્રત્યે બોલ્યા : ''જગતના માતા પિતા એવા તમોએ મને ઉદ્દેશીને જે કહ્યું તે સત્ય જ છે.'' (૩૨)

આ પ્રકારે શ્રીહરિનાં વચનામૃતના પાનથી સંતુષ્ટ થયેલાં અને શ્રીહરિના દર્શનથી અતિશય હર્ષમાં મગ્ન થયું છે ચિત્ત જેમનું એવાં, ગૌરી અને શિવજી બન્ને શ્રીહરિની ઈચ્છાથી અન્તર્હિત થઈ ગયાં. હે રાજન્ ! પછી શ્રીહરિ વડના વૃક્ષ પાસેથી ચાલ્યા. (૩૩)

શુકાનંદ મુનિની આવી અમૃતસમાન વાણી સાંભળીને મહા આનંદ પામેલા રાજા **માનસિંહ** આદરપૂર્વક શુકાનંદ મુનિને પૂછવા લાગ્યા : (૩૪)

'હે બ્રહ્મન્ ! શંકર-પાર્વતી બન્ને મહા અરણ્યમાં શા માટે તત્કાળ આવ્યાં ? હે મહામતે ! તે મને તમો કહો.' (૩૫)

શિવજીને ત્યાં આવવાનું કારણ જાણવા ઈચ્છતા રાજા માનસિંહે આ પ્રમાણે પૂછાયેલા જ્ઞાનસમુદ્ર, મુનીન્દ્ર **શુકાનંદ,** રાજાને આ પ્રમાણે કહેવા લાગ્યા. (૩૬)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે મહીપતે ! શિવ-પાર્વતીનું મહાવનમાં આવવાનું કારણ હું તમોને કહું છું તે તમો સાંભળો. (૩૭)

હે રાજન્ ! એક સમયે બ્રહ્મા તથા વિષ્ણુએ સહિત શંકર **છપૈયા** ગામની સમીપમાં **નારાયણ સરોવર** પ્રત્યે કંઈક વિજ્ઞપ્તિ કરવા આવ્યા. (૩૮)

तत्र स्नपयितुं मात्रा तमानीतमधीश्वरम् । बालरूपं मनःकान्तं सोऽपश्यत् पुरुषोत्तमम् ॥३९॥ ततः प्रमुदितो राजन् कैलासं प्राप्य शङ्करः । यथादृष्टं तमीशानं निदध्यौ स्थिरमानसः ॥४०॥ तद्रूपासक्तचित्तत्वात् स कालेन महीयसा । समाधेरुत्थितस्तावत् तत्रायान्नारदो मुनिः ॥४१॥ अथ तं सत्कृतं प्रीत्या शम्भुरित्यब्रवीन्मुनिम् । कुतस्त्वमागतो ब्रह्मन् स तदेत्याह शङ्करम् ॥४२॥ योऽवतारी परः साक्षात् स्वयंश्रीपुरुषोत्तमः । प्रोक्तोऽतुल्यगुणैश्वर्य्यलावण्यादिमहोदधिः ॥४३॥ सोऽवतीर्य्याऽधुना श्रीमद्धर्मसद्मनि सत्पतिः । नैष्ठिकाकल्पललितो धर्मवंशैकमण्डनम् ॥४४॥ सोऽधुना विचरन् भूमौ तीर्थानां पावनेच्छया । यास्यन् भूतपुरीं दृष्टो मया सर्वेश्वरेश्वरः ॥४५॥

तत्पुण्यवीक्षणप्राप्तमहानन्दाऽऽप्लुतस्त्वहम् । अत्राऽऽयातो हि तद्रूपगुणैश्वर्य्यादि संस्मरन् ॥४६॥ इत्थं तद्वचनं श्रुत्वा शिवः प्राहेति नारदम् । बालरूपो मया दृष्टो यदा विद्वन् स सर्ववित् ॥४७॥ तदैवासक्तचित्तः सन् स्थित्वैकान्ते त्वचिन्तयम् । उपारतोऽस्म्यहं तस्य ध्यानादेवाधुना मुने ॥४८॥ तयोर्वार्त्तामिति श्रुत्वा तौ पप्रच्छेति पार्वती । मह्यं गदत को वाऽसौ विद्यते पुरुषोत्तमः ॥४९॥ ततस्तौ प्रोचतुस्तस्यै तत्त्वतस्तं महीपते । साऽथ तद्वचनं श्रुत्वा विस्मितेत्यवदच्छिवम्

નારાયણ સરોવરમાં સ્નાન કરાવવા માટે માતાએ લાવેલા સર્વાધિપતિ બાલસ્વરૂપ, દર્શન માત્રથીજ પ્રેક્ષકજનોનું ચિત્ત ખેંચનારા, પુરુષોત્તમ શ્રીહરિના શિવજીએ દર્શન કર્યાં. (૩૯)

હે રાજન્ ! પછી શ્રીહરિના દર્શનથી સમ્યક્ ઉત્પન્ન થયો છે આનંદ જેમને એવા શિવજી, કૈલાસ જઈને સ્થિર મનસ્ક થઈ, શ્રીહરિને જેવા જોયા હતા તેવા તે પરમેશ્વર શ્રીહરિને સમાધિમાં સંભારતા હતા. (૪૦)

શિવજી સમાધિમાં શ્રીહરિના બાલસ્વરૂપમાં આસક્ત ચિત્તથી ઘણા કાળ સુધી રહ્યા. પછી સમાધિમાંથી ઊઠ્યા તેટલામાં ત્યાં નારદમુનિ આવ્યા. (૪૧)

પછી શંકરે પ્રીતિપૂર્વક નારદમુનિનો સત્કાર કરીને, હે બ્રહ્મન્ ! તમો કયા સ્થાનથી આવ્યા છો ? આ પ્રમાણે પૂછ્યું ત્યારે **નારદજી** શિવજી પ્રત્યે કહેવા લાગ્યા : (૪૨)

“જે અવતારી, અક્ષર થકી પર પ્રત્યક્ષ સ્વયં શ્રી પુરુષોત્તમ, અનુપમ ગુણો તથા ઐશ્વર્ય વગેરે (આદિ) જેમને છે એવા, લાવણ્યાદિના મહાસાગર જેમને કહ્યા છે. (૪૩) સાધુ જનોના એક નાથ શ્રીહરિ લક્ષ્મીસંપન્ન ધર્મના ભુવનમાં હાલમાં અવતરીને, નૈષ્ઠિક બ્રહ્મચારીના જેવા વેશથી ધર્મદેવના સુંદર વંશમાં મુખ્ય અલંકારરૂપ ઉત્પન્ન થયા છે. (૪૪) સર્વ ઈશ્વરોના ઈશ્વર શ્રીહરિ, હાલમાં તીર્થોને પવિત્ર કરવાની ઈચ્છાથી, પૃથ્વીમાં વિચરણ કરતા થકા ભૂતપુરીમાં જશે એમ મેં જોયું. (૪૫) શ્રીહરિના પવિત્ર દર્શનથી પ્રાપ્ત થયેલા મહાનંદવાળો હું તો તેમનાં રૂપ-ગુણ અને ઐશ્વર્ય વગેરેને સંભારતો અહીં આવ્યો છું.” (૪૬)

આવું નારદનું વાક્ય સાંભળીને **શિવજી** નારદ પ્રત્યે આ પ્રમાણે કહેવા લાગ્યા. ‘હે વિદ્વન્ ! સર્વવિત્ શ્રીહરિને બાલરૂપે મેં જ્યારે જોયા હતા (૪૭) ત્યારથી હું તે જ સમયે તેમની મૂર્તિમાં આસક્ત ચિત્તવાળો બની એકાંતમાં બેસી તેમનું ચિંતવન કરું છું. હે મુને ! હાલમાં તેમના ધ્યાનમાંથી હું જાગ્રત થયો છું.’ (૪૮)

આ પ્રકારની શિવ-નારદની વાણી સાંભળીને, **પાર્વતી** બન્નેને પૂછવા લાગ્યાં. હે શિવ ! હે નારદ ! આ પુરુષોત્તમ કોણ છે ? તે મને કહો. (૪૯)

પછી શિવ તથા નારદ બન્નેએ પાર્વતીને શ્રીહરિનું તત્ત્વથી (સર્વ કારણના કારણ સર્વાવતાર હેતુ, પુરુષોત્તમ સ્વ સ્વભાવ-ગુણ-ઐશ્વર્યાદિને ઢાંકીને અસંખ્ય જનોના ઉદ્ધાર માટે આ પૃથ્વીમાં પ્રાદુર્ભાવ પામી તીર્થોમાં વિચરે છે. એ

॥५०॥ एक एव कथं स्वामिंस्तं साक्षात् पुरुषोत्तमम् । द्रष्टुं गतोऽत्र मां हित्वा किलैतन्न तवोचितम् ॥५१॥ क्षराऽक्षरनियन्तारं द्रष्टुं तं त्ववतारिणम् । तूर्णं मां नय शान्तिर्मे भविष्यत्येव नाऽन्यथा ॥५२॥ इत्थं तद्वचनं श्रुत्वा शिवस्तद्दर्शनोत्सुकः । मुनिं प्रास्थापयत् प्रीत्या प्रयाणाय कृतोद्यमः ॥५३॥ समारुह्य ततस्तूर्णं रमणीयं स नन्दिनम् । ययौ तत्रोमया सार्द्धं यत्र श्रीपुरुषोत्तमः ॥५४॥ ततस्तद्वीक्षणं कृत्वा सक्तून् संभोज्य तं मुदा । स स्तुत्वा सह पार्वत्या तिरोऽभूद् वै तदिच्छया ॥५५॥

तस्यान्तिके श्रीपुरुषोत्तमस्य गौरीवृषाङ्कागमनस्य हेतुः । पृष्टस्त्वया ते गदितो मयेत्थं हरेश्चरित्रं प्रकृतं शृणु त्वम् ॥५६॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे सक्तुप्रदानपूर्वं शिवपार्वतीकृतहरिस्तुत्यादिनिरूपणनामा त्रिपञ्चाशत्तमोऽध्यायः ॥५३॥

---

પ્રમાણે શ્રીહરિના સ્વરૂપનું) યથાર્થ માહાત્મ્ય કહ્યું. પછી હે રાજન્ ! પાર્વતી તે બન્નેનું વચન સાંભળીને વિસ્મય પામ્યાં અને શિવજીને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૫૦) 'હે સ્વામિન્ ! તે પ્રત્યક્ષ પુરુષોત્તમના દર્શન કરવા માટે મને અહીં મૂકીને તમો એકલા કેમ ગયા ? આ તમોને યોગ્ય નથી. (૫૧) ક્ષર અને અક્ષરના નિયંતા, અવતારી શ્રીહરિના દર્શન માટે મને તમો તત્કાળ લઈ જાવ. નહિ તો મને શાંતિ નહિ જ થાય.' (૫૨) આવું પાર્વતીનું વચન સાંભળીને, શ્રીહરિના દર્શનમાં ઉત્સાહવાળા શિવજીએ જવા માટે પ્રીતિપૂર્વક તૈયારી કરી અને નારદમુનિને વળાવ્યા. (૫૩) પછી શિવજી રમણીય નંદિ ઉપર બેસીને જ્યાં પુરુષોત્તમ છે ત્યાં પાર્વતી સાથે તત્કાળ ગયા. (૫૪) ત્યાં શ્રી પુરુષોત્તમનાં દર્શન કરીને હર્ષપૂર્વક શ્રીહરિને સાથવો જમાડીને સ્તુતિ કરી, પાર્વતી સહિત **શિવજી** શ્રીહરિની ઈચ્છાથી **તિરોધાન** થયા. (૫૫)

હે રાજન્ ! શ્રીપુરુષોત્તમની સમીપમાં (મહા અરણ્યમાં) પાર્વતી સહિત શંકરને આવવાનું જે કારણ તમોએ પૂછ્યું તે મેં તમોને આ પ્રકારે કહ્યું. હવે શ્રીહરિનું આગળનું જે **ચરિત્ર** છે તે તમો સાંભળો. (૫૬)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શિવપાર્વતીએ સાથવો આપ્યો અને શ્રીહરિની સ્તુતિ કરી' ઈત્યાદિ નિરૂપણ નામે ત્રેપનમો અધ્યાય સંપૂર્ણ. (૫૩)



## ॥ अथ चतुष्पञ्चाशत्तमोऽध्यायः ॥

## ( चतुष्पञ्चाशत्तमे तु भूतपुर्यादिषु प्रभुः । कृत्वा रामानुजादीनां वीक्षां लोजपुरं ययौ ॥)

श्रीशुकानन्द उवाच - **अथैको विचरन् धार्मिर्धनुर्मुक्त इवाऽऽशुगः । हरिर्भूतपुरीं राजन् प्रपेदे पुरुषोत्तमः ॥१॥ तत्र रामानुजाचार्य्यः प्राप्य तं पुरुषोत्तमम् । जनैरलक्षितश्चित्रैरुपचारैपूजयत् ॥२॥ अथ तत्र सभां कृत्वा विद्वांसः प्रतिवादिनः । बहवो हरिणा सार्धं विवदन्ते स्म वैष्णवाः ॥३॥ श्रुतिस्मृतिप्रमाणैस्तान् बलिष्ठैरजयद्धि सः । वक्तुं प्रश्नोत्तरं तस्य ते तु मूका इवाऽभवन् ॥४॥**

**तत्प्रतापं परं दृष्ट्वा साक्षात्तं पुरुषोत्तमम् । शिश्रियुर्दृढमेवेशं जनास्तत्र मुमुक्षवः ॥५॥ स भक्त्या पूज्यमानस्तैस्तत्रोषित्वा दिनत्रयम् । संप्रस्थितस्ततः प्रायाद् दुर्गां कन्यासमाह्वयाम् ॥६॥ ततो ययौ हरिर्धार्मिः पद्मनाभं जनार्दनम् । स्वीकृत्य तत्कृतातिथ्यमादिकेशवमाययौ ॥७॥ तत्रापि विदुषश्चान्यान् स जिगायैव वादिनः । बहवो हि जनास्तत्र शिश्रियुस्तं मुमुक्षवः ॥८॥**

---

### અધ્યાય : ૫૪

**શ્રીહરિ ભૂતપુરીમાં શ્રી રામાનુજાચાર્યાદિના દર્શન કરી પદ્‌મનાભ થઈને આદિકેશવ પધાર્યા. ત્યાંના રાજા સુમતિ દ્વારા અસુરોનો નાશ કરાવી સાક્ષીગોપાળ, પંઢરપુર, નાસિક, સુરત, ભીમનાથ, ગોપનાથ, ગુપ્તપ્રયાગ વગેરે તીર્થોમાં થઈને માંગરોળ બંદર પધાર્યા. શ્રીહરિની વનમાં વ્યતીત- સાત વર્ષ અને એક માસ પર્યંતની તપશ્ચર્યા વૃત્તિનું સંક્ષિપ્ત વર્ણન.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે** :- હે રાજન્ ! પછી ધર્મપુત્ર પુરુષોત્તમ શ્રીહરિ, જેમ કોઈ બલવાન પુરુષે ખેંચીને ધનુષ્યમાંથી છોડેલ બાણ ગતિ કરે તેમ એકાકી વિચરતા થકા **ભૂતપુરી**માં ગયા. (૧)

અહીં રામાનુજાચાર્યે, અન્ય જનોને અગોચર રહી, પુરુષોત્તમના દર્શન કરીને નાના પ્રકારના ઉપચારોથી પૂજ્યા. (૨) પછી ભૂતપુરીમાં સભા કરીને, ઘણા પ્રતિવાદી વૈષ્ણવ **વિદ્વાનો** શ્રીહરિની સાથે વિવાદ કરવા લાગ્યા. (૩)

શ્રીહરિએ વિદ્વાનોને શ્રુતિ-સ્મૃતિનાં પ્રમાણવાક્યોથી જીત્યા. તે વિદ્વાનો તો શ્રીહરિના પ્રશ્નનો ઉત્તર ન આપી શક્યા તેથી જાણે મૂક હોય તેવા થઈ ગયા. (૪)

ત્યાંના મુમુક્ષુજનોએ, સર્વોત્તમ શ્રીહરિનો પ્રભાવ જોઈને, પ્રત્યક્ષ સર્વ નિયામક તે પુરુષોત્તમનો દઢ આશ્રય કર્યો. (૫)

તે મુમુક્ષુઓએ ભક્તિપૂર્વક સંપૂજ્યમાન શ્રીહરિ, ભૂતપુરીમાં બે દિવસ સુધી રહ્યા અને પછી ત્યાંથી **કન્યાકુમારી** દેવીના તીર્થ સ્થાનમાં પધાર્યા. (૬)

ત્યાંથી શ્રીહરિ ચાલ્યા અને **પદ્મનાભ** ક્ષેત્રમાં પધાર્યા. શ્રી પદ્મનાભ ભગવાનનું આતિથ્ય સ્વીકાર કરીને, શ્રીહરિ **જનાર્દન** તીર્થક્ષેત્રમાં પધાર્યા, જનાર્દન ભગવાને કરેલી અતિથિ સત્ક્રિયાનો સ્વીકાર કરીને શ્રીહરિ, **આદિકેશવ** તીર્થમાં પધાર્યા. અહીં પણ (પદ્મનાભ, જનાર્દન, **આદિકેશવ** ક્ષેત્રોમાં પણ) ત્યાં ત્યાં પ્રધાનભૂત વાદી વિદ્વાનોને શ્રીહરિએ જીત્યા. તે ક્ષેત્રોમાં ઘણાં મુમુક્ષુઓ શ્રીહરિના આશ્રિત થયા. (૭-૮)

भूपतिः सुमतिर्नाम्ना तत्र बुद्ध्वा तमच्युतम् । कृत्वा दृढाश्रयं तस्य तं सिषेवे निरन्तरम् ॥९॥ द्वे सहस्रे हि तत्रास्तां दुराचारानुरागिणाम् । शैववैष्णवलक्ष्माणि बिभ्रतां त्रिदशद्विषाम् ॥१०॥ तत्र भूपादिभिस्तस्य सन्मानं विहितं भृशम् । दृष्ट्वा ते दग्धमनसो मात्सर्यान्नैव सेहिरे ॥११॥ देवमायाविमूढांस्तानुद्यतांस्तज्जिघांसया । मानदावानलप्लुष्टान् विवेद स्वानुगैर्नृपः ॥१२॥ स भूपालस्ततः क्रूरान् पदातीन् हेतिधारिणः । तूर्णं प्रेष्यैव तान् सर्वान् भूमिभारानघातयत् ॥१३॥ सत्रधर्माख्यभूपेन पूर्वं मानसपत्तने । घातिता हरिणा यद्वत् तेन राज्ञा तथाऽसुराः ॥१४॥ स्वतत्त्वज्ञानमाप्तैस्तैरर्च्चितः पार्थिवादिभिः । कुलशैलं ततः प्रायान्मलयाख्यं स भूपते ॥१५॥

चन्दनोर्वीरुहां तत्र वेष्टितानां महोरगैः । वनेऽवसन्महाधीरः स धार्मिः पुरुषोत्तमः ॥१६॥ तत्रैत्य साक्षिगोपालं विष्णुं तेनाऽतिसत्कृतः । कृतार्थानेव तत्रत्यान् प्रकुर्वंस्तापसान् प्रभुः ॥१७॥ स्थित्वा तत्रैव पञ्चाहं स ततः प्रस्थितो हरिः । किष्किन्धामगमत् पम्पासरश्चाथ महत्तरम् ॥१८॥ तस्मिन् स्नात्वाऽथ विधिवत् प्रयातः स ततो हरिः । चन्द्रभागानदीतीरे पुण्डलीकपुरं ययौ ॥१९॥ तत्र श्रीविठ्ठलेशो वै तत्पूजां विदधे मुदा । परिरेभे स तं प्रीत्या श्रीधार्मिस्तत्प्रसत्तये ॥२०॥

---

આદિકેશવ ક્ષેત્રમાં **સુમતિ** નામના રાજા, શ્રીહરિને પરમેશ્વર જાણીને, શ્રીહરિનો દૃઢાશ્રય કરીને તેમની નિરંતર સેવા કરવા લાગ્યા. (૯) તે ક્ષેત્રમાં દુરાચારમાં પ્રીતિવાળા શૈવો તથા વૈષ્ણવોના ચિહ્નોને ધારણ કરતા બે હજાર અસુરો હતા. (૧૦) તે ક્ષેત્રમાં રાજાદિકે શ્રીહરિનું ઘણું સન્માન કર્યું. તે જોઈને પ્રજ્વલિત હૃદયવાળા અસુરો મત્સરથી તે સહન ન કરી શક્યા. (૧૧) શ્રીહરિની માયાથી મૂઢ થયેલા, શ્રીહરિને હણવાની ઈચ્છાથી તે ઉદ્યમમાં પ્રવૃત્ત થયેલા તેમને, રાજાએ પોતાના સેવકો દ્વારા; માનરૂપી દાવાગ્નિથી બળેલા અંતઃકરણવાળા જાણ્યા. (૧૨)

પછી તે સુમતિ નામના રાજાએ, તરવાર વગેરે આયુધો ધારણ કરનારા ક્રૂર સેવકો તત્કાળ મોકલીને, ભૂભારરૂપ સર્વ અસુરોને મારી નંખાવ્યા. (૧૩) પહેલાં માનસપત્તનમાં સત્રધર્મા નામના રાજા પાસે જેવી રીતે શ્રીહરિએ અસુરોનો નાશ કરાવ્યો હતો, તેવી રીતે સુમતિ નામના રાજા પાસે અહીં અસુરોનો નાશ કરાવ્યો. (૧૪)

હે રાજન્ ! શ્રીહરિના સ્વરૂપનું જ્ઞાન પામેલા તે રાજા વગેરેએ પૂજેલા શ્રીહરિ, આદિકેશવ ક્ષેત્રથી નીકળી **મલય** નામના કુલ પર્વત પ્રત્યે પધાર્યા. (૧૫)

કુલ પર્વતમાં, મોટા મોટા સર્પોથી વીંટાયેલા ચંદન વૃક્ષોના વનમાં, મહાધૈર્યશાલી પુરુષોત્તમ ધાર્મિ શ્રીહરિ રહ્યા. (૧૬) મલયાદ્રિમાં **સાક્ષીગોપાળ** વિષ્ણુના તીર્થમાં પધારી, સાક્ષી ગોપાળે કરેલો અતિ સત્કાર સ્વીકારી, પ્રભુ શ્રીહરિ ત્યાંના તપસ્વીઓને કૃતાર્થ કરતા થકા ત્યાં રહેતા હતા. (૧૭)

મલયાચલ પર્વતમાં પાંચ દિવસ સુધી રહીને પછી શ્રીહરિ ત્યાંથી **કિષ્કિંધા** પધાર્યા. પછી ત્યાંથી ચાલતા, મહાન **પંપા સરોવર** પધાર્યા. (૧૮)

પંપા સરોવરમાં વિધિવત્ શ્રીહરિએ સ્નાન કર્યું અને ત્યાંથી ચાલીને ચંદ્રભાગા નદીના તીરે આવેલા **પુંડલિકપુર** (પંઢરપુર)માં પધાર્યા. (૧૯) અહીં વિઠ્ઠલેશે હર્ષપૂર્વક શ્રીહરિની પૂજા કરી. ધાર્મિ શ્રીહરિ, તેમને પ્રસન્ન કરવા માટે, તેમને ભેટ્યા (શ્રી પુરુષોત્તમને ભેટવાની ઈચ્છાવાળા **શ્રીવિઠ્ઠલેશ** પોતે જે દિવસથી આરંભીને ત્યાં વસતા હતા, ત્યારથી આરંભીને સર્વજનોને પરિરંભણાત્મક-ભેટવાની ક્રિયાથી, ક્યારે મને પુરુષોત્તમની ભેટ થશે એમ **સંકલ્પ** કરીને, આ સમયે શ્રીહરિને ભેટીને **કૃતકૃત્ય** થઈ અત્યંત પ્રસન્ન થયા.) (૨૦)

**तत्रापि सोऽखिलान् पौरान् वादैरन्यांस्तथाऽजयत् । दैवा जीवा हरिं तत्र द्वे सहस्रे तमाश्रयन् ॥२१॥ तत्र मासद्वयं तेषामुवासानुग्रहाय सः । ततः प्रचलितः प्रायाद् दण्डकारण्यमच्युतः ॥२२॥ नासिकाख्यं ततः प्रायात् पुरं श्रीपुरुषोत्तमः । त्र्यम्बकेशाभिधस्तत्र शिवस्तं समपूजयत् ॥२३॥ तत्रोपाहूय शास्त्रज्ञान् विदुषः शङ्कराश्रितान् । जित्वा विशिष्टाद्वैतं स स्वमतं समतिष्ठिपत् ॥२४॥**

**सोऽथ सूर्यपुरं प्राप्तस्तत्र नानामताश्रितान् । विदुषो वादिनश्चान्यान् दुर्जयानजयज्जनान् ॥२५॥ दैवांस्तत्र हरिर्जीवान् कृतार्थीकृत्य भूरिशः । उत्ततार ततस्तर्प्या तपन्तीं भूपते नदीम् ॥२६॥ स ततो नर्मदां प्रायात् तत्रत्याश्च तपस्विनः । अनुगृह्य दयाम्भोधिर्नौकयैवोत्ततार ताम् ॥२७॥ अथोपेत्य स तत्तीरे भृगुकच्छाभिधं पुरम् । नानामताश्रितांस्तत्र पण्डितांश्च विवादिनः ॥२८॥ वेदशास्त्रप्रमाणौघैरजयत् स्वौजसा स्वयम् । ततस्तैः स्वानुभावज्ञैः पूजितो निर्ययौ हरिः ॥२९॥ अथोत्तीर्य महीं प्रायात् पुरं देवाणसञ्ज्ञिकम् । सोऽथ तत्रत्यमुर्वीशं निजैश्वर्यमदर्शयत् ॥३०॥**

---

શ્રીહરિએ પુરના વિદ્વાનોને તથા તીર્થયાત્રામાં આવેલા સમગ્ર વિદ્વાનોને પણ શાસ્ત્રાર્થ વિવાદોથી પરાજીત કર્યા. અહીં બે હજાર દૈવી જીવોએ શ્રીહરિનો આશ્રય કર્યો. (૨૧)

શ્રીહરિ તેમના અનુગ્રહ માટે પુંડલિકપુરમાં બે માસ રહ્યા. પછી ત્યાંથી નીકળી શ્રીહરિ **દંડકારણ્ય**માં પધાર્યા. (૨૨)

દંડકારણ્યથી શ્રી પુરુષોત્તમ-ભગવાન શ્રીહરિ ચાલ્યા અને **નાસિક** નામના પ્રસિદ્ધ પુરમાં આવ્યા. (ચારે યુગમાં નાસિક નગરનું નામ જુદું જુદું છે. પુરાણાન્તરમાં ''कृते तु पद्मनगरं त्रेतायां सत्यमन्दिरम् । द्वापरे तुं जनस्थानं कलौ नासिकमुच्यते ॥'') નાસિકપુરમાં ત્ર્યંબકેશ નામના શિવે શ્રીહરિને પૂજ્યા. (૨૩)

શ્રીહરિએ નાસિકપુરમાં શંકરના આશ્રિત શાસ્ત્રજ્ઞ વિદ્વાનોને બોલાવીને, શાસ્ત્રાર્થના વાદથી પરાભવ પમાડી પોતાનો વિશિષ્ટાદ્વૈત મત સ્થાપન કર્યો. (૨૪) પછી શ્રીહરિ ત્યાંથી ચાલ્યા અને **સૂર્યપુર** (સુરત) પધાર્યા. સૂર્યપુરમાં જુદા જુદા મતવાદીઓ, શાસ્ત્રાર્થવાદમાં નિષ્ણાત વિદ્વાનો, શંભુરામ, આદિત્યરામ, આનંદરામ, આંબાશાસ્ત્રી એ આદિક દુર્જેય પંડિતજનો તથા બીજા મનુષ્યો (ગોસ્વામી વગેરે મતવાળા લોકો)ને પરાજીત કર્યા. તેમજ શાક્તાદિ મતવાળા લોકોને પણ પરાજીત કર્યા. (૨૫) સુરતમાં શ્રીહરિએ દૈવી સંપત્તિ યુક્ત ઘણા જીવોને કૃતાર્થ કરીને, ત્યાંથી નીકળીને હે રાજન્ ! શ્રીહરિ નાવમાં બેસી તાપી નદી ઊતર્યા. (૨૬)

પછી દયાસાગર શ્રીહરિ નર્મદા તીરે પધાર્યા. નર્મદાને તીરે તપ કરતા તપસ્વીઓ ઉપર અનુગ્રહ (સ્વસ્વરૂપજ્ઞાન આપવા રૂપ) કરીને (આ તમારા પાદારવિંદના સંસ્પર્શથી કરોડો મુક્તોને કૃતાર્થ કરતા તમો મને કેમ તેનો સ્પર્શ નથી આપતા ? એમ નર્મ(=હાસ્ય-રમૂજ) વચનો જાણે કહેતા હોય તેવા ઉછળતા તરંગોરૂપી હસ્તથી નાવ ઉપર બેસવા જતા શ્રીહરિના ચરણનો સ્પર્શ કરીને ''મેં તમારા ચરણનો સ્પર્શ કર્યો કે નહિ ?'' એમ નર્મ (=હાસ્ય)પ્રદ સાર્થક સંજ્ઞાવાળી) નર્મદા નદી નાવમાં બેસીને ઊતર્યા (૨૭) પછી શ્રીહરિ નર્મદા તીરે આવેલા **ભરૂચ** શહેરમાં પધાર્યા. અહીં વિવિધ મતવાદી પંડિતોને (૨૮) વેદ-શાસ્ત્રના પ્રમાણોના સમુદાયોથી, પોતાના પ્રભાવથી, શ્રીહરિએ સૌને જીતી લીધા. આથી શ્રીહરિનો મહિમા જાણનારાઓએ શ્રીહરિનું પૂજન કર્યું. પછી શ્રીહરિ ત્યાંથી ચાલ્યા. (૨૯)

મહી નદી ઊતરીને શ્રીહરિ **દેવાણ** પુર પધાર્યા. પછી ત્યાંના પૃથ્વીપતિને પોતાનું ઐશ્વર્ય બતાવ્યું.★ (૩૦)

---

★ (તે ઐશ્વર્ય અહીં કહ્યું નથી, પણ હંમેશાં શ્રીહરિના સહચર અને શ્રીહરિને વિષે અત્યંત આસક્ત મનરૂપી ભૃંગ (ભમરો) જેમનો છે એવા **માધવાનંદ મુનિ**ના મુખથી સાંભળેલું લખીએ છીએઃ સાતમા ઓરડાની અંદર સભામાં બેઠેલા રાજાની આગળ

तेनार्चितोऽथ स ययौ ग्रामं व्युच्चासनाभिधम् । ततो बुद्धेज्यनामानं हरिर्ग्रामं समाययौ ॥३१॥ अथोत्तीर्य हरिर्धार्मिर्नदीं साभ्रमतीं स्वयम् । भीमनाथं शिवं प्राप्य गोपनाथमथागमत् ॥३२॥

सोऽथ तीर्थयशा राजन् पञ्चतीर्थीं समाचरत् । ततो गुप्तप्रयागाख्यं श्रीहरिस्तीर्थमाययौ ॥३३॥ तत्रातिसेवितो भक्त्या चारुशीलेन वर्णिना । स चैकं मासमवसत्तदनुग्रहकाम्यया ॥३४॥ स ततः प्रस्थितो राजन् वर्णिवेषो दयानिधिः । प्रापत् पयोनिधेस्तीरे पत्तनं मकरालयम् ॥३५॥ इत्यत्र तीर्थानि चरन् स धर्मं संपालयन् स्वीयवरौजसैव । तीर्थस्थितं सर्वमधर्मसर्गं व्यनीनशत् सूर्य इवान्धकारम् ॥३६॥ विजित्य पाषण्डिगुरून् विवादैराम्नाय-सच्छास्त्रदृढप्रमाणैः । तेभ्यो मुमुक्षून् स बहूनवित्वा चिच्छेद तत्संसृतिपाशमीशः ॥३७॥ समाचरन् वै नियमानजस्त्रं स ब्रह्मचर्य्यप्रमुखानशेषान् । विरक्तिभाजामिह तैर्थिकानां स्थितिं स्वयं दर्शयति स्म धार्मिः ॥३८॥ गतस्पृहः शान्ततरस्वभावः कौपीनमाच्छादनवस्त्रयुक्तम् । मृगाजिनं चादधदीश्वरोऽसाववर्त्तताऽन्यग्रहवर्ज्जितः सन् ॥३९॥

---

પછી રાજાએ શ્રીહરિનું પૂજન કર્યું. પછી શ્રીહરિ ત્યાંથી ચાલ્યા અને **બોચાસણ** પધાર્યા. ત્યાંથી શ્રીહરિ ચાલ્યા અને **બુધેજ** ગામ પધાર્યા. (૩૧) પછી ધર્મપુત્ર શ્રીહરિ સાબરમતી નદી ઊતરીને ભાલ દેશમાં રહેલા **ભીમનાથ** મહાદેવ આવ્યા. પછી ગોહિલવાડ નામના પ્રસિદ્ધ દેશમાં રહેલા **ગોપનાથ** તીર્થમાં પધાર્યા. (૩૨)

હે રાજન્ ! પછી તીર્થ કીર્તિ શ્રીહરિ પંચતીર્થીમાં ફર્યા. ત્યાંથી શ્રીહરિ **ગુપ્તપ્રયાગ** નામના તીર્થમાં પધાર્યા. (૩૩) ગુપ્તપ્રયાગ તીર્થમાં સુંદર વ્રતવાળા કોઈ વર્ણીએ શ્રીહરિની અત્યંત ભક્તિપૂર્વક સેવા કરી. તેથી શ્રીહરિ તેમના ઉપર અનુગ્રહની ઈચ્છાથી એક મહિનો ત્યાં રહ્યા. (૩૪) હે રાજન્ ! ત્યાંથી નીકળીને વર્ણિવેશ દયાનિધિ શ્રીહરિ સમુદ્ર કાંઠે આવેલા **માંગરોળ બંદર** નામના પ્રસિદ્ધ શહેરમાં પધાર્યા. (૩૫)

(પોતાના ઘરનો ત્યાગ કરીને નીકળેલા, તીર્થોમાં ફરતા શ્રીહરિકૃષ્ણ ભગવાનનું ત્યાં ત્યાં કરેલું ને અત્રે નહિ કહેલું પણ **ચરિત્ર** તેને સંભારીને **એક સાથે** હવે કહે છે.) શ્રીહરિએ આ પ્રમાણે પૃથ્વી ઉપર તીર્થોમાં ફરતા ફરતા વર્ણીધર્મને સંપાલન કરતા થકા પોતાના ઓજસથી જ તીર્થોમાં વ્યાપેલા સમગ્ર અધર્મસર્ગને, સૂર્ય અંધકારનો જેમ નાશ કરે છે તેમ નાશ કરી નાંખ્યો. (૩૬)

પાખંડી ગુરુઓને સત્શાસ્ત્રનાં દૃઢ પ્રમાણો વડે વિવાદથી જીતીને, શ્રીહરિએ પાખંડી ગુરુઓથી ઘણા મુમુક્ષુઓનું રક્ષણ કરીને તેમના સંસારનો પાશ છેદી નાખ્યો. (૩૭) ધર્મપુત્ર શ્રીહરિ બ્રહ્મચર્યાદિ સમગ્ર નિયમો આચરણ કરીને, આ લોકમાં વૈરાગ્યવાળા તીર્થવાસીઓની સ્થિતિ પોતે (પોતાના આચરણ દ્વારા) બતાવતા હતા. (૩૮) સ્પૃહારહિત, અતિશય શાન્ત સ્વભાવવાળા, આ શ્રીહરિ ફક્ત એક ઓઢવાનું વસ્ત્ર તથા કૌપીન તથા મૃગાજિન ધારણ કરતા, અન્ય વસ્ત્રોના સંગ્રહમાં સ્પૃહા રહિત વર્તતા હતા. (૩૯)

---

દ્વારપાલ પણ ન જાણી શક્યો તેવી રીતે એકદમ પ્રકાશમય મૂર્તિવાળા સ્વયં શ્રીહરિ આવીને જ્યારે ઊભા રહ્યા ત્યારે રાજા શ્રીહરિ પ્રત્યે કહેવા લાગ્યા. ''દેવેન્દ્ર ! અથવા સર્વ યોગીન્દ્રાદિમાં આપ કોણ છો ?' એટલે શ્રીહરિએ કહ્યું 'નથી જાણતા ?' તમો ગંગા તીરે તપ કરતા હતા. ત્યારે તમારા તપથી હું પ્રસન્ન થયો હતો અને તમને કહ્યું ''वरं वृणीष्व'' ''વર માંગો'' આ પ્રમાણે મેં કહ્યું અને તમોએ રાજ્ય માંગ્યું ત્યારે મેં કહ્યું ' રાજ્ય પામશો' તે હું તમોને રાજ્યનો આપનારો છું.'' એમ કહીને તેને પોતાની સ્મૃતિ કરાવી. **-રસબોધિની**)

सदैव सर्वर्तुषु वै तपस्यन्ननावृताङ्गो दिवसे च रात्रौ । ग्रामाद्बहिर्वृक्षतलेऽतिधीरः कुर्वन्निवासं स्वयमेक एव ॥४०॥ स्नानं त्रिकालं विदधच्च सर्वं निरन्तरं नित्यविधिं स्वकीयम् । श्रीविष्णुपूजां विधिवच्च कुर्वन् संशिक्षणायैव निजाश्रितानाम् ॥४१॥ प्राणोपयामं सततं त्रिकालं कुर्वन् विचित्राणि तथाऽऽसनानि । असेवमानः शिशिरेऽपि वह्निं सुनिश्चलात्मस्थितिराप्तकामः ॥४२॥

त्वगस्थिशेषोरुशिरापरीताकृतिर्निमेषोज्झितचारुनेत्रः । चरन् युते ह्यध्वनि कण्टकाद्यैः सुकोमलाङ्घ्रिर्निरुपानदेव ॥४३॥ शैलेषु घोरेष्वपि काननेषु मार्गं त्वपृच्छन् विचरंश्च कंचित् । कदाऽप्यसंभावितगात्र एवाभयोऽक्षताङ्गः क्वचिदेव हिंस्रैः ॥४४॥ कदाचिदश्नन् सकृदन्नमेव कन्दं फलं वापि दलं च मूलम् । क्वचिन्निराहारतयैव तिष्ठन् पिबन् कदाचित् पवनं च धीरः ॥४५॥ रक्षन् क्वचिद् वृत्तिमयाचितां वा कृच्छ्राणि कुर्वन् क्व च पूर्णकामः । रम्येषु नूनं विषयेष्वदभ्रं सदा विरक्तः परमोर्ध्वरेताः ॥४६॥ स्त्रीणां कदाचित्त्वपि गन्धमात्रामशक्नुवन् सोढुमशेषवन्द्यः । जितेन्द्रियो दिव्यतपःक्रियाभिर्विस्मापिताऽशेषतपस्विवृन्दः ॥४७॥ तपस्विनस्त्यागिजनास्तदीयं विलोक्य दिव्यं तप एव राजन् । स्वयं तथा तीव्रतपो विधातुं चक्रुस्तदीयं मुदिताः प्रसङ्गम् ॥४८॥ ततो हि ते सोढुमशक्नुवन्तो देहातिसक्त्या नितरामसौख्यम् । चित्तोन्नताश्चापि हरेः समीपे न शेकिरे स्थातुमधीश्वरस्य ॥४९॥ केचित् त्रिरात्रं ननु तत्र पञ्चरात्रं च

---

સર્વ ઋતુઓમાં પણ હંમેશાં તપ કરતા, દિવસે તથા રાત્રિમાં ઉઘાડા શરીરવાળા, ગામથી બહાર વૃક્ષ નીચે સ્વયં એકલા જ નિવાસ કરતા, અતિ ધીર, (૪૦) ત્રણ સમય સ્નાન કરતા, નિરંતર પોતાનો બધો નિત્યવિધિ તથા શ્રી વિષ્ણુની પૂજા; પોતાના આશ્રિતોના શિક્ષણ માટે જ યથાશાસ્ત્ર કરતા, (૪૧) નિરંતર પ્રાણાયામ કરતા તથા નાના પ્રકારનાં મયૂરાસન, કૌકુટાસન તથા સ્વસ્તિકાસન વગેરે આસનો કરતા, શીતળ ઋતુમાં પણ અગ્નિનું સેવન નહિ કરતા, સુનિશ્ચલ આત્મ સ્થિતિવાળા, પૂર્ણકામ, (૪૨)

ત્વચા અને અસ્થિ જ ફક્ત બાકી રહ્યાં છે જેને એવા, ઘણી નાડીઓથી વ્યાપ્ત આકૃતિવાળા, નિર્નિમેષ સુંદર નેત્રોવાળા, કોમળ ચરણકમળવાળા છે છતાં પણ ઉપાનહ (પગરખાં) રહિત કાંટા કાંકરા વગેરેથી છવાયેલા માર્ગમાં ચાલતા. (૪૩)

પર્વતોમાં તથા ભયંકર વનમાં પણ કોઈને પણ માર્ગ ન પૂછતાં એકાકી વિચરતા, ક્યારેય પણ દેહની જેમણે સંભાળ નથી રાખી તેવા,ક્યારેય પણ વાઘ-સર્પ વગેરેથી ક્ષતિરહિત તથા ભયથી રહિત. (૪૪) ક્યારેક એક વાર જ જેવું મળ્યું તેવું અન્ન જમતા, ક્યારેક કંદ(સૂરણાદિ), ક્યારેક જે ઋતુમાં જેવા મળે તેવા ફળ (કેરી, જાંબુડાં વગેરે) તેમજ ક્યારેક પત્ર (ડોડીનાં પાન વગેરે) તથા ક્યારેક મૂળ (શકરિયાં વગેરે) જમતા, ક્યારેક નિરાહાર રહેતા, ધીર, ક્યારેક ફક્ત વાયુ ભક્ષણ કરતા. (૪૫)

ક્યારેક અયાચકવૃત્તિ ધારણ કરતા, ક્યારેક પૂર્ણકામ છે છતાં પણ કૃચ્છ્રવ્રતો કરતા, રમણીય વિષયોમાં સદા અત્યંત વૈરાગ્યવાળા, પરમ ઊર્ધ્વરેતા. (૪૬) સ્ત્રીઓનો તો ગંધમાત્ર પણ ક્યારેય સહન ન કરી શકતા, સકલ પ્રાણીઓને વંદનીય, જિતેન્દ્રિય, દિવ્ય એવી તપની ક્રિયાઓથી વિસ્મિત કર્યો છે તપસ્વીવૃંદ જેમણે એવા. (૪૭)

હે રાજન્ ! તપસ્વી ત્યાગીજનો તેમનું દિવ્ય તપ જોઈને, જે પ્રકારે શ્રીહરિ કરે છે તે પ્રકારે પોતે તીવ્ર તપ કરવા માટે હર્ષ પામતા થકા શ્રીહરિનો પ્રસંગ કરવા લાગ્યા. (૪૮) શ્રીહરિના પ્રસંગને ઈચ્છતા જનો, કેટલાક પોતાના દેહમાં આસક્તિ હોવાથી તેમજ કેટલાક માની હોવાથી પરમેશ્વર શ્રીહરિની સમીપ રહેવા માટે સમર્થ ન થયા. (૪૯)

**केचिद्दशरात्रमेव । सङ्गं तदीयं च विधाय गुप्तं तूर्णं पलायन्त हि सर्वशस्ते ॥५०॥ नरामरेन्द्रैरतिदुश्चराणि तपांसि तस्याचरतो वनेषु । श्रीधर्मसूनोर्व्रजतो हि सप्त वर्षाणि मासेन युतानि जग्मुः ॥५१॥**

**एवंविधं तत्र समागतं तं निशम्य पौरा परिद्रष्टुकामाः । तस्यान्तिकं सत्वरमाययुर्वै लोहानि चाकर्षमणेर्यथैव ॥५२॥ विलोक्य तं ते नयनाभिरामं महाप्रतापं रमणीयशीलम् । लावण्यसौन्दर्य्यमहापयोधिं प्रपेदिरे विस्मयमत्युदारम् ॥५३॥ इत्थं स तत्र पुरुपौरजनान् प्रदाय स्वीयेक्षणं भवभयच्छिदुरं दयालुः । संप्रस्थितस्तत उदारमतिः स्वतन्त्रो लोजाह्वयं हि नगरं प्रतिगन्तुमिच्छन् ॥५४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतभूतपुर्यादिविचरणनिरूपणनामा चतुष्पञ्चाशत्तमोऽध्यायः ॥५४॥

---

કેટલાક તપસ્વી ત્યાગી જનો, તેમનો સંગ ત્રણ રાત્રિ કરીને (થાકીને) ગુપ્ત રીતે નાસી ગયા. કેટલાક પાંચ રાત, કેટલાક દશ રાત, એ પ્રમાણે સર્વે પલાયન થઈ ગયા. (૫૦) આ પ્રકારે મનુષ્યો તથા દેવેન્દ્રોને દુશ્ચર કૃચ્છ્રાદિ તપો આચરતા શ્રીધર્મપુત્રને વનમાં ચાલતા થકા સાત વર્ષ ને એક માસ વ્યતીત થઈ ગયા. (૫૧)

આ પ્રકારે **માંગરોળ** બંદરમાં સમગ્ર ગુણોથી સંપન્ન **શ્રીહરિ** પધાર્યા છે એમ સાંભળીને, તેમના દર્શનની ઈચ્છાવાળા પુરના જનો, લોઢું જેમ ચુંબક મણિના સમીપમાં આકર્ષાય તેમ શ્રીહરિની સમીપમાં તત્કાળ આવ્યા. (૫૨) દર્શન માત્રથી જ નેત્રોને આનંદ આપનારા, મહાપ્રતાપી, રમણીય સ્વભાવવાળા, લાવણ્ય-સૌન્દર્યના મહાસાગર, શ્રીહરિને જોઈને પુરજનો અતિ મહાન **વિસ્મય** પામ્યા. (૫૩) દયાળુ, મહાબુદ્ધિશાળી, સ્વતંત્ર શ્રીહરિ માંગરોલ પત્તનમાં ઘણાં પુરજનોને સંસારનો જે ભય તેને છેદનારાં, પોતાના દર્શન આપીને પછી લોજ નામના નગર પ્રત્યે જવાને ઈચ્છતા, ત્યાંથી ચાલવા લાગ્યા. (૫૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિએ ભૂતપુરી આદિ તીર્થોમાં વિચરણ કર્યું' એ નામે ચોપનમો અધ્યાય સંપૂર્ણ. (૫૪)



## ॥ अथ पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥

**( पञ्चपञ्चाशत्तमे श्रीहरिर्लोजपुरस्य सः । न्यषीददुपशल्यस्थां★ वापीं प्राप्य तदन्तिके ॥ तावत्तत्रागताः सन्तः सुखानन्दादयो हरिम् । निन्युर्दृष्ट्वा सुसम्प्रार्थ्य स्वमावासमितीरितम् ॥ )**

श्रीशुकानन्द उवाच – **अथ सङ्गवकाले तत् पुरं प्राप्य स भूपते । निषसाद हरिस्तस्माद् बहिर्वापीसमीपतः ॥१॥ तावद् बहिः पुरात् पौराः प्रचलन्तो विलोक्य तम् । प्रशान्तं नयनानन्दं विस्मयं लेभिरे भृशम् ॥२॥**

**ते चाऽथानुपमां राजन् निर्वृतिं लेभिरे भृशम् । दावदग्धा इवारण्या घनसिक्ता वपुर्भृतः ॥३॥ गत्वा तेऽथ पुरं तूर्णं प्राहुरित्थं जनव्रजान् । उपवापि स्थितः कश्चिद् योगीन्द्रोऽद्भुतदर्शनः ॥४॥ तच्छ्रुत्वा निखिलाः पौरास्तत्समाकृष्टचेतसः । यूथशस्तदवेक्षार्थं तत्राऽऽजग्मुर्मुदान्विताः ॥५॥ तं विलोक्य हरिं रम्यं पापतापहरेक्षणम् । लेभिरे परमानन्दं ते तदासक्तचेतसः ॥६॥ लोचनैर्निर्निमेषैस्तं पश्यन्तः प्रेमगर्भितैः । ते चिरं चित्रवत् सर्वे वृन्दशश्चावतस्थिरे ॥७॥ हृदयेषु विदन्तस्ते तं स्वातिप्रियकारिणम् । न शेकिरे गृहान् गन्तुं तद्वीक्षासक्तचेतसः ॥८॥ रामानन्दमुनेः शिष्याः साधवस्तत्र संस्थिताः । भूरिशस्तमुपायातं शुश्रुवुर्मुनिवत्सलाः ॥९। तेऽथ तत्कृष्टमनसः केचित्तं द्रष्टुमाययुः । महातेजोमयं शान्तं**

## અધ્યાય : ૫૫

**શ્રીહરિ માંગરોળથી નીકળી સંગવકાળે (સવારના ૯-૦૦ ના સુમારે) લોજ પધાર્યા. ત્યાંની વાવને કાંઠે શિલા ઉપર બેઠેલા શ્રીહરિનો સુખાનંદાદિ સંતો સાથે મેળાપ. ત્યારબાદ શ્રીહરિ તેમની પ્રાર્થનાથી આશ્રમમાં પધારી ત્યાંના મુક્તાનંદસ્વામી વગેરે સંતોનો હર્ષ વધારે છે.**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :** હે રાજન્ ! ગાયો છોડવા ટાણે (સવારમાં નવ વાગે) શ્રીહરિ **લોજ** નામના નગરમાં પધાર્યા. પુરથી બહાર **શ્રીહરિ** એક વાવ પાસે આવીને બિરાજ્યા. (૧) પુરની બહાર જતા-આવતા પુરજનો પ્રથમતો પ્રશાંત છે ઈન્દ્રિયોની વૃત્તિઓ જેમની એવા, નેત્રોને આનંદ આપનારા શ્રીહરિને જોઈને અત્યંત વિસ્મય પામ્યા. (૨) પછી હે રાજન્ ! જેમ વનના અગ્નિથી દાહ પામેલા, અને પછી મેઘની વર્ષાના જળસિંચનથી અરણ્ય પશુઓ શાન્તિ પામે તેમ, પુરના જનો (શ્રીહરિના દર્શનથી) અત્યંત સુખ પામ્યા. (૩)

પછી તે જનો તત્કાળ પુરમાં જઈને 'અદ્‌ભુત દર્શનવાળા કોઈક **યોગીન્દ્ર** વાવની સમીપ બેઠેલા છે' આ પ્રકારે જન સમુદાયને કહેવા લાગ્યા. (૪) સમગ્ર પુરજનો, આ વચન સાંભળીને ('શ્રીહરિ બિરાજે છે' એવું સાંભળવાથી) જ ખેંચાયા છે ચિત્ત જેમનાં એવા, અતિ આનંદિત બની ટોળે મળીને, શ્રીહરિના દર્શન માટે ત્યાં આવતા હતા. (૫)

અનંત જન્મોમાં કરેલાં પાપ તથા ત્રિવિધ તાપને નિવારણ કરનારું દર્શન છે જેમનું, રમણીય આકૃતિવાળા, શ્રીહરિને જોઈને, શ્રીહરિમાં આસક્ત ચિત્તવાળા જનો પરમાનંદ પામ્યા. (૬) અત્યંત સ્નેહથી, નિર્નિમેષ નેત્રોથી, શ્રીહરિના દર્શન કરતાં સર્વે જનો લાંબા કાળ સુધી ચિત્રની માફક ત્યાં ઊભા રહ્યા. (૭) તે પુરજનો શ્રીહરિને પોતાનું પ્રિય કરનાર છે એમ પોતાના અંતઃકરણમાં જાણી (આ યોગીન્દ્ર આપણું આત્યંતિક શ્રેય કરનારા છે એમ પોતાના અંતઃકરણમાં જાણતા થકા) શ્રીહરિના દર્શનમાં આસક્ત ચિત્તવાળા બની, પોતાને ઘેર જવા સમર્થ ન થયા. (૮)

લોજ નગરમાં સંસ્થિત સદ્‌ગુરુ રામાનંદ મુનિના શિષ્ય સાધુઓએ શ્રીહરિ પોતાના ગામની ભાગોળે પધાર્યા છે એમ સાંભળ્યું. (૯) પછી શ્રીહરિએ ખેંચ્યાં છે મન જેમનાં એવા કેટલાક સાધુઓ, મહા તેજોમય, શાંત, આનંદના

★ 'न्यषीददुरुशैलस्थां' इति ( ब ) पाठान्तरम् ।

निजानन्दं दयोदधिम् ॥१०॥ तत्र ते तमुपविष्टमपश्यन्नाश्रितं परमतापसरीतिम् । त्यागमार्गमिह योगिजनानां शिक्षणाय धृतवन्तमधीशम् ॥११॥ एकमप्यगणितैरिव युक्तं पार्षदैरतिमनोहरशोभम् । निष्परिग्रहमधृष्यमुदारं भास्वरं तप इवाकृतिधारम् ॥१२॥

स्वर्णवर्णवरमूर्द्धजराजिप्रोल्लसन्मुकुटमूर्द्धमनोज्ञम् । सान्द्रनीरधरबन्धुरगात्रं निःस्पृहं पुरुतपःकृशमूर्तिम् ॥१३॥ प्रेक्षमाणमनिमेषणदृग्भ्यां नासिकां च तिलमाल्यसुरम्याम् । देहमार्दवविनिर्जितमाल्यं शालिकोमलविशाललललाटम् ॥१४॥ मन्दहासविलसद्वदनश्रीनिर्जिताम्बुजनिशारदचन्द्रम् । सूक्ष्मपक्ष्मकरुणामृतपूर्णभ्राजमान नयनद्वयरम्यम् ॥१५॥ निर्ज्जितेन्द्रियचयं यतवाचं संततोपशममाश्रितवन्तम् । सर्वदैव विषयातिविरक्तं प्रेक्षणीयमनवद्यमतर्क्यम् ॥१६॥ स्वेक्षमाणजनसञ्चयचेतोभूरिकर्षणकरं कमनीयम् । शान्तमप्युरुतपांसि चरन्तं सत्तपोललितलक्ष्मसमेतम् ॥१७॥ पापतापनिचयक्षयवीक्षं मोक्षमार्गपरिबोधनदक्षम् । शास्त्रवादविजितोन्मदवादिवृन्दवन्दितपदं मुनिवन्द्यम् ॥१८॥ धर्मसद्गणविरक्षणदक्षं स्वाश्रिताऽखिलविपत्क्षयशिक्षम् । वीर्यकोषितवृषाहितकक्षं स्वप्रतापजितदेवविपक्षम्★॥१९॥

મહાસાગર શ્રીહરિના દર્શન માટે ત્યાં આવ્યા. (૧૦) વાવને કાંઠે બેઠેલા, સર્વોત્તમ તપસ્વીઓની રીતને આશરેલા, આલોકમાં યોગીજનોના શિક્ષણને માટે ત્યાગ માર્ગને ધારણ કરનારા, સર્વલોકૈકનાથ શ્રીહરિના, રામાનંદમુનિના શિષ્ય સાધુઓ દર્શન કરવા લાગ્યા. (૧૧)

એકાકી છે છતાં પણ અગણિત પાર્ષદોએ યુક્ત હોય ને શું ! અતિ મનોહર શોભાવાળા, પોતાને અયોગ્ય (બ્રહ્મચારીને નિષિદ્ધ અથવા બીનજરૂરી) વસ્તુ માત્રનો પરિગ્રહ જેમણે ત્યાગ કર્યો છે, કોઈનાથી પણ પરાભવ નહિ પામનારા, ઉદાર તેમજ મૂર્તિમાન તેજોમય તપ હોય ને શું ? (૧૨) સુવર્ણના વર્ણ જેવો છે વર્ણ જેમનો એવા મસ્તકના કેશની પંક્તિથી જાણે શિર ઉપર શ્રેષ્ઠ મુગટ શોભે છે તેવા મસ્તકથી મનોહર, સાન્દ્ર મેઘના સમાન સુંદર શરીરવાળા, નિઃસ્પૃહ, ઘણા તપથી કૃશમૂર્તિવાળા; (૧૩) નિર્નિમેષ દૃષ્ટિ વડે તિલના પુષ્પની સમાન રમણીય નાસિકાને જોતા, દેહની કોમળતાથી જીત્યું છે પુષ્પોનું કોમળપણું જેમણે એવા, કોમળ અને વિશાળ લલાટ જેમનું શોભે છે એવા, (૧૪) મંદ હાસ્યથી શોભતા મુખની જે લક્ષ્મી તેની શોભાથી જીતેલાં છે કમળ અને શરદઋતુનો પૂર્ણ ચંદ્રમા જેમણે એવા, સૂક્ષ્મ પાંપણોવાળું કરુણારૂપી અમૃતથી પૂર્ણ, પ્રકાશમાન જે નેત્રનું યુગ્મ તેનાથી કમનીય; (૧૫)

જીત્યો છે ઈન્દ્રિયસમૂહ જેમણે, સંયમિત વાણીવાળા, હંમેશાં ઉપશમને આશરેલા, વિષયોમાં નિરંતર અતિ વૈરાગ્યવાળા, સદા નિરીક્ષણીય, નિર્દોષ, જેમનું સ્વરૂપ અતકર્ય છે એવા; (૧૬)

પોતાના દર્શન કરનારા જનસમૂહના ચિત્તનું પોતાના આત્મામાં સમગ્રપણે આકર્ષણ કરનારા, સ્પૃહણીય, શાન્ત, ઘણા કાળ પર્યંત તપ કરનારા, તપના સુંદર ચિહ્નોવાળા; (૧૭) બ્રહ્મહત્યાદિક પાપ તથા આધ્યાત્મિકાદિ ત્રિવિધતાપના સમૂહોનો ક્ષય કરનારું છે દર્શન જેમનું એવા, મોક્ષમાર્ગના ઉપદેશમાં ચતુર, નાના પ્રકારના શાસ્ત્રાર્થવાદમાં જીતેલા માટે જ મદરહિત થયેલા વાદી સમુદાયોએ વંદિત છે પાદારવિંદ જેમનાં એવા, મુનિવંદનીય; (૧૮) ધર્મ તથા સંતોના સમુદાયોનું વિશેષ પરિત્રાણ કરવામાં ચતુર, પોતાના આશ્રિતોની જે સમગ્ર વિપત્તિઓ તેનો વિનાશ જેનાથી છે એવી શિક્ષા છે જેમની એવા, સામર્થ્યરૂપી અગ્નિથી બાળી દીધી છે ધર્મના દ્રોહી રૂપી ઘાસની ગંજીઓ જેમણે એવા, પોતાના પ્રતાપથી અસુરોને જીતનારા; (૧૯)

★ ''सर्वविपक्षम्'' इति ( ब ) पाठान्तरम् ।

मूर्त्तिमान् दिनकरः किमयं स्वित् किं हरिर्बदरिकाश्रमवासी । वासुदेव उत वा सितचारुद्वीपसंस्थ उत वाऽस्त्यवतारी ॥२०॥ ते वितर्कितधियस्त्विति सन्तो विस्मितास्तदवलोकनसक्ताः । वीक्षणार्त्तिशमनाद्‌भुतरूपं प्राणमंस्तमतुलप्रणयेन ॥२१॥

तेषां साधुः सुधीर्वाग्मी सुखानन्दसमाह्वयः । तं नत्वा प्रार्थयन्नित्थं हरिं प्राहातिर्हर्षितः ॥२२॥ महातेजोमयं ब्रह्मन्नवितर्क्यं बुधैरपि । यथावन्न हि विद्मस्त्वां★ माननीयं महात्मभिः ॥२३॥ मनुष्याकृतिरेवासि त्वमात्मा सर्वदेहिनाम् । त्वय्यन्यथा कथं न्वित्थं प्राणिनां प्रणयो भवेत् ॥२४॥ अपि नः कृष्णभक्तानां विरक्तानां महामते । त्वयि प्रजायते भूयान् प्रणयः सहसा विभो ॥२५॥ अलौकिकस्ततोऽसि त्वं महापुरुषलक्ष्मवान् । न दृष्टस्त्वादृशोऽस्माभिः कश्चिदेव तपस्विराट् ॥२६॥ त्वमेह्याश्रममस्माकं पावयास्मान् दयानिधे । यथामति सदा प्रीत्या त्वां सेविष्यामहे वयम् ॥२७॥ मुक्तानन्दादयोऽस्माकं सतीर्थ्याः साधवोऽमलाः । त्वां दिदृक्षन्ति तस्मात्ते सद्योऽत्रैष्यन्ति सर्वशः ॥२८॥ अत्रायास्यन्ति ते यर्हि तदाऽन्येषां पुरौकसाम् । कथं नु दर्शनं ते स्यात् संसारार्णवपारदम् ॥२९॥

આ વર્ણી મૂર્તિમાન દિનકર છે કે શું ? અથવા બદરિકાશ્રમવાસી નારાયણ છે કે શું ? અથવા શ્વેતદ્વીપવાસી વાસુદેવ છે કે શું ? અથવા અક્ષરધામવાસી અવતારી છે કે શું ? (એમની મધ્યે કોણ હશે ? એમ તર્ક કરતા થકા) (૨૦) વિશેષ તર્કયુક્ત બુદ્ધિવાળા હોવા છતાં આ પ્રકારે વિસ્મય પામેલા શ્રીહરિના દર્શનમાં આસક્તિવાળા, દર્શન માત્રથી જન્મમરણની પીડાને નાશ કરનાર અદ્‌ભુત મૂર્તિવાળા શ્રીહરિને અનુપમ સ્નેહથી નમસ્કાર કરતા હતા. (૨૧)

તે સાધુઓમાં બુદ્ધિમાન, બોલવામાં ચતુર, **સુખાનંદ** નામના સાધુ, શ્રીહરિને અતિ હર્ષપૂર્વક નમસ્કાર કરીને, પ્રાર્થના કરતાં આવી રીતે કહેવા લાગ્યાઃ (૨૨) 'મહા તેજોમય, વિદ્વાનોને પણ અતર્ક્ય, મહાત્માઓને પણ માનનીય, તમોને, હે બ્રહ્મન્ ! તત્ત્વથી અમો જાણતા નથી. (૨૩)

હે વર્ણિન્ ! તમો મનુષ્યાકૃતિવાળા છો છતાં પણ સર્વ દેહીઓના આત્મા છો. એમ ન હોય તો તમારે વિષે પ્રાણીઓને આવો સ્નેહ કેમ થાય ? (૨૪) હે મહામતે ! હે વિભો ! શ્રીકૃષ્ણની એકાંતિક ભાવથી ઉપાસના કરનારા, તેથી જ શ્રીકૃષ્ણ વિના બીજામાં તીવ્ર વૈરાગ્યવાળા અમોને પણ, તમારે વિષે અતિશય સ્નેહ એકદમ થાય છે; (૨૫) તેથી મહાપુરુષના ચિહ્નોવાળા તમો અલૌકિક છો. હે વર્ણિન્ ! અમોએ તમારા જેવા કોઈપણ તપસ્વીરાજ જોયા નથી. (૨૬) [**શંકા** : આટલી પ્રશંસા કરવાનું શું પ્રયોજન છે ? જે કહેવાનું હોય તે કહો. એમ કહેતા હો તો કહીએ છીએ.] હે દયાનિધે! તમો અમારા આશ્રમ પ્રત્યે પધારો, અમોને પાવન કરો. અમો અમારી બુદ્ધિ પ્રમાણે તમારી સેવા હંમેશાં પ્રીતિથી સદાય કરીશું. (૨૭) [એટલું જ કારણ નથી પણ બીજો પણ **હેતુ** છે તે કહે છે.] મુક્તાનંદ આદિ બધા સંતો, સ્વચ્છ અંતઃકરણવાળા અમારા ગુરુના શિષ્ય સાધુઓ, જ્યારથી તમારું નામ સાંભળ્યું છે ત્યારથી, તમારા દર્શન ઈચ્છે છે. તે બધા તત્કાળ અહીં આવશે. (૨૮)

[**શંકા**—તીર્થો તીર્થ કરનારા પ્રત્યે જાય છે કે તીર્થ કરનારા તીર્થો પ્રત્યે જાય છે ? પહેલું વિધાન યોગ્ય નથી કારણ કે એવું જણાતું નથી, બીજા વિધાનમાં સર્વ પ્રકારે તે સર્વેને અહીં આવવામાં શું નુકસાન છે ? એમ કહેતા હો તો ત્યાં કહું છું : તે બધા સાધુ હોવાથી દયાથી એવો સંકલ્પ કરે છે કે અનાદિ કાળના અજ્ઞાન વાળા અને પ્રમાદી એવા ગ્રામના જનો તેમને પણ આ મહામુનિના આગમનથી અહીં આશ્રમમાં સ્વાભાવિકપણે દર્શન થશે. તેથી તેમનું કલ્યાણ થશે. જો અમો ત્યાં દર્શનાર્થે જઈશું તો તે ગ્રામજનોને વર્ણીનું દર્શન નહિ થાય. તેથી દયાળુ, જગતના હિત

★ ''यथावन्न विदामस्त्वाम्०'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

अत्र यच्चलनं क्षोण्यां सद्गुणालंकृतस्य ते । भवदावाग्नितप्तानां सुखायैव शरीरिणाम् ॥३०॥ त्वमत्रैहि पुरे तस्मात् कृपां कृत्वा तपोनिधे । त्वत्पादपद्मरजसा पुनीहि त्वं पुरं विभो ॥३१॥ साक्षादीक्षणकाङ्क्षिभ्यः सद्भ्यो देयं तव त्वया । त्वद्दर्शनं महापुण्यं सर्वापत्तिविभेदनम् ॥३२॥ इत्थं तद्वचनं श्रुत्वा प्रसन्नः पुरुषोत्तमः । स तमित्यब्रवीद् वाक्यं धार्मिर्मधुरभाषणः ॥३३॥ निर्गतोऽहं यदा गेहात् तत्प्रभृत्येव कर्हिचित् । प्रविष्टो न पुरं ग्रामं ★प्रायो वत्स्यामि कानने ॥३४॥ मुने तत्राऽप्यहं वृक्षे वसन्नेव नवे नवे । आहारार्थं च याचेऽहं न कंचित् किल कर्हिचित् ॥३५॥ हरीच्छयैव मद्देहस्तिष्ठत्येष न चाऽन्यथा । हिंस्रयुक्तासु घोरासु त्रातस्तेनाटवीष्वपि ॥३६॥ ग्रीष्मे पञ्चानलावासं वर्षास्वभ्रावकाशकम् । व्रतं च शिशिरे नीरे स्थितिं कुर्वे मुनेऽन्वहम् ॥३७॥ सोढुं शक्तो नहि स्त्रीणां गन्धमात्रमपि क्वचित् । न प्रिया विषया रम्याः क्वाऽपि मे मुनिसत्तम ॥३८॥ इत्थं हि विद्यते रीतिर्मम स्वाभाविकी सदा । तथाऽप्यायाम्यहं सार्धं त्वया सद्दर्शनेच्छया ॥३९॥ इत्युक्तस्तूर्णमुत्थाय सोऽप्यादाय करे हरिम् । प्रसन्नः स्वाश्रमं प्रायात् सद्भिराकीर्णमुत्तमम् ॥४०॥

માટે આવિર્ભાવવાળા, મહામુનિ વર્ણિરાજ અમોને પવિત્ર કરવા માટે અવશ્ય પધારશે. એમ વિચારીને તે આવ્યા નથી. તેથી આપને ત્યાં લઈ જવા એ અમારે માટે યોગ્ય છે.] મુક્તાનંદ આદિ સાધુઓ જો અહીં આવે તો બીજા પુર વાસીઓને, સંસારસમુદ્ર પાર લઈ જનાર તમારાં દર્શન કેમ થાય ? અર્થાત્ ન જ થાય. (૨૯)

સદ્‌ગુણાલંકૃત તમારું આ પૃથ્વીમાં જે વિચરણ છે તે સંસારરૂપી દાવાનલથી તપેલા શરીરધારીઓના સુખને માટે જ છે (૩૦) તેથી હે તપોનિધે ! તમો કૃપા કરીને આ પુરમાં પધારો. હે વિભો ! આ નગરને તમારા ચરણ કમળની રજથી પવિત્ર કરો. (૩૧)

હે પ્રભો ! તમારા પ્રત્યક્ષ દર્શનને ઈચ્છનારા સાધુઓને, મહા પુણ્યકારી, સર્વ આપત્તિઓને ભેદી નાંખનારા તમારાં દર્શન તમારે આપવાં.' (૩૨) સુખાનંદ મુનિનું આવું વચન સાંભળીને પ્રસન્ન થયેલા પુરુષોત્તમ, મધુરભાષી, ધર્મપુત્ર **શ્રીહરિ,** સુખાનંદમુનિને કહેવા લાગ્યાઃ (૩૩) 'જ્યારથી હું ઘેરથી નીકળ્યો છું ત્યારથી આરંભીને ઘણું કરીને પુર અથવા ગામમાં ગયો નથી. વનમાં જ રહ્યો છું. (૩૪)

હે મુને ! વનમાં પણ હું નવા નવા વૃક્ષ નીચે જ હંમેશાં રહેતો (જેથી સ્થાનનું મમત્વ ન થાય. ) વળી આહાર માટે કોઈપણ માણસ પાસે ક્યારેય પણ મેં યાચના કરી નથી. (૩૫) હે મુને ! આ મારો દેહ હરિની ઈચ્છાથી જ રહ્યો છે. આ મારો દેહ રહ્યો તેમાં બીજું કોઈ કારણ નથી. સિંહ, સર્પ, વૃશ્ચિક વગેરે હિંસક પ્રાણીઓવાળા અરણ્યોમાં પણ શ્રીહરિએ જ મારી રક્ષા કરી છે. (૩૬) હે મુને ! હું ગ્રીષ્મઋતુમાં પણ બેસવાની વેદિકાના ચાર ખૂણામાં ચાર અગ્નિ અને પાંચમો સૂર્ય, એવી રીતે પાંચ અગ્નિના મધ્યમાં નિવાસ કરું છું. વર્ષાઋતુમાં અભ્રાવકાશ વ્રત (ખુલ્લા આકાશ નીચે જ નિવાસ કરવાનું વ્રત અર્થાત્ વૃક્ષાદિની છાયાથી રહિત સ્થાનમાં, તીવ્ર વાયુ તથા વરસાદ, ટાઢ વગેરેનું સહન કરવું તેવું વ્રત) કરું છું. શીત ઋતુમાં દરરોજ જળમાં બેસું છું. (૩૭)

ક્યારેય પણ સ્ત્રીઓનો ગંધમાત્ર સહન કરવા સમર્થ થતો નથી. હે મુનિસત્તમ ! મને ક્યારેય પણ રમણીય વિષયો પ્રિય નથી. (૩૮) આ પ્રકારે હંમેશાં મારી સ્વાભાવિક રીત છે તથાપિ હું તમારી સાથે સાધુ પુરુષોના દર્શન કરવાની ઈચ્છાથી આવું છું.' (૩૯)

આ પ્રકારે સુખાનંદ મુનિને શ્રીહરિએ કહ્યું, પછી સુખાનંદમુનિ તત્કાળ ઊભા થઈ, શ્રીહરિનો હાથ પકડીને પ્રસન્ન થતાં, સાધુઓથી વસેલા પોતાના ઉત્તમ આશ્રમમાં આવ્યા. (૪૦)

★ ''प्रायस्तिष्ठामि इति रसबोधिन्यां पाठः ।'' ब-ड ग्रन्थयोस्तु ''प्रायो वत्स्यामि'' इत्येव पाठः ।

मुक्तानन्दादयः सन्तः प्रत्युत्थाय ततोऽनमन् । यथाऽऽप्य देहाः प्राणांस्तं तद्रुचिच्छन्नरोचिषः ॥४१॥ उपवेश्याऽथ तं प्रीत्या निषेदुस्ते यथोचितम् । लोका निधिमिव प्राप्तास्ते विलोक्य मुदं ययुः ॥४२॥ नितान्तद्योतमानं तं शान्तरूपं तपोनिधिम् । दृष्ट्वा शान्तिं ययुश्चन्द्रं चकोरा इव ते भृशम् ॥४३॥ मानसेन्द्रियनैश्चल्यं तत्र सौख्यं च निर्भरम् । लेभिरेऽभूतपूर्वां ते वीक्षामात्मपरात्मनोः ॥४४॥ दिव्यैश्वर्य्यादिनिलयं तमाह्लादप्रदेक्षणम् । विलोक्य विस्मिताश्चेत्थं बहुधा ते व्यतर्कयन् ॥४५॥ अहो तपस्विनोऽस्माभिर्भूयांसोऽप्यत्र योगिनः । दृष्टाश्चैतादृशस्त्वेव नेक्षितो न श्रुतोऽधुना ॥४६॥ बालक्रीडोचितेऽप्यस्मिन् वयस्येवायमद्भुतः । तीव्रं तपः करोत्येवं नाऽन्यसाधारणस्ततः ॥४७॥ सर्वातिरिक्त-कल्याणगुणैश्वर्य्यादिमन्दिरम् । न निश्चेतुं वयं शक्ता नूनमेनमलौकिकम् ॥४८॥ अस्यैव दर्शनात् सद्यो जाताऽस्माकं हि यादृशी । शान्तिर्न तादृशी पूर्वं बभूव क्वापि भूयसी ॥४९॥ सेवनीयस्ततोऽस्माभिरयं सर्वोत्तमः सदा । श्रीस्वामी तोषमेवाऽस्य सेवयाऽस्मासु यास्यति ॥५०॥ एवं निश्चित्य ते तस्य तत्र सेवां व्यधुर्मुदा । मुक्तानन्दस्तमापृच्छत् स्वागतादि विचक्षणः ॥५१॥

શ્રીહરિના દૂરથી દર્શન કરીને, મુક્તાનંદાદિ સંતો, જાણે દેહોને નવા પ્રાણ આવ્યા હોય તેમ શ્રીહરિની સન્મુખ ગયા. શ્રીહરિની કાંતિથી જેમની કાંતિ ઢંકાઈ ગઈ છે એવા તે સંતો, શ્રીહરિને નમસ્કાર કરતા હતા. (૪૧) મુક્તાનંદાદિ સંતો શ્રીહરિને યોગ્ય આસનમાં પ્રીતિપૂર્વક બેસાડીને યથાયોગ્ય બેઠા. નિધિને પામીને જેમ લોકો આનંદ પામે, તેમ શ્રીહરિના દર્શનથી આનંદ પામ્યા. (૪૨) અત્યંત પ્રકાશમાન, શાંતમૂર્તિ તપોનિધિને જોઈને ચંદ્રને જોઈને જેમ ચકોર પક્ષી આનંદ પામે, તેમ મુક્તાનંદ આદિ સંતો શ્રીહરિને જોઈને અત્યંત શાંતિ પામ્યા. (૪૩)

મુક્તાનંદાદિ સાધુઓના મન તથા ઈન્દ્રિયો અત્યંત નિશ્ચલ થયા તેથી તેઓ સુખ પામ્યા. (આત્મા તથા પરમાત્મા બંનેના પૂર્વે નહિ થયેલા એવા પ્રત્યક્ષ દર્શન પામ્યા.) (અહીં મનની સ્થિરતાથી તત્કાળ થયેલી સર્વ ઈચ્છાઓના વિરામરૂપ **સર્વેહોપરતિ** જાણવી. તેનાથી આત્મપરમાત્માના સુખની પ્રાપ્તિ પુરાણમાં પ્રસિદ્ધ છે. ''विमुञ्चति यदा कामान् मानवो मनसि स्थितान् । तर्ह्येव पुण्डरीकाक्ष भगवत्त्वाय कल्पते'' આ પ્રમાણે ભાગવતના સ્કંધ-૭/અ.૧૦ માં કહેલા વાક્યથી જાણવું. આનંદવલ્લ્યુપનિષદમાં ભગવાનનું આનંદરૂપપણું ''आनन्दो ब्रह्मेति व्यजानात् । आनन्दाद्ध्येव खल्विमानि भूतानि जायन्ते'' એમ વર્ણવ્યું છે. (૪૪)

દિવ્ય ઐશ્વર્યાદિના સ્થાનભૂત, આહ્‌લાદપ્રદ દર્શનવાળા, શ્રીહરિને જોઈને વિસ્મિત થયેલા મુનિઓ આ પ્રમાણે ઘણા પ્રકારે તર્ક કરવા લાગ્યાઃ (૪૫) 'અહો હે સંતો ! અમોએ આ લોકમાં ઘણા તપસ્વીઓ તથા યોગીઓ જોયા છે. પરંતુ આવા તપસ્વી તથા યોગી હાલમાં (અત્યાર સુધીમાં) જોયા નથી તેમજ સાંભળ્યા પણ નથી. (૪૬)બાલક્રીડાને યોગ્ય એવી આ વયમાં પણ જે આ વર્ણી આ પ્રકારે (પૂર્વે કહ્યા મુજબ) તીવ્ર તપ કરે છે. તેથી આ સાધારણ નથી. અદ્‌ભુત આશ્ચર્ય કરનારા છે. (૪૭)

સર્વથી અતિરિક્ત કલ્યાણ ગુણો તથા ઐશ્વર્યો તેમજ વિભૂતિ વગેરેના આશ્રયરૂપ, આ અલૌકિક વર્ણી કોણ છે તેનો નિશ્ચય કરવા માટે અમો શક્તિમાન નથી જ. (૪૮) આ વર્ણીના દર્શનથી જ અમોને તત્કાળ જેવી શાંતિ થઈ છે, તેવી શાંતિ ક્યારેય પણ પહેલાં નથી થઈ. (૪૯) તેથી સર્વોત્તમ આ વર્ણી હંમેશાં સેવા કરવા યોગ્ય છે. શ્રીરામાનંદ સ્વામી પણ આમની સેવાથી જ આપણા ઉપર પ્રસન્ન થશે.' (૫૦)

મુક્તાનંદાદિ સાધુઓ આ પ્રકારે નિશ્ચય કરીને શ્રીહરિની **પરિચર્યા** હર્ષપૂર્વક કરવા લાગ્યા. તે સાધુઓમાં વિચક્ષણ મુક્તાનંદ, શ્રીહરિને 'ભલે પધાર્યા,' 'કેમ સુખી છો ?' વગેરે **કુશળ** પૂછવા લાગ્યા. (૫૧)

**अथातिथ्यं यथायोग्यं कारयित्वैव तस्य सः । स्वाश्रमेऽवासयत् प्रीत्या तं संप्रार्थ्य प्रियेक्षणम् ॥५२॥ विज्ञाय सोऽपि तद्भावं साधुशीलान् यतेन्द्रियान् । तान् कलावपि दृष्ट्वाऽस्थाद् दयालुस्तत्र सर्ववित् ॥५३॥ तस्यैतच्चरितं हरेर्जनमनःश्रोत्राभिरामं शुभं प्रीत्या श्रोष्यति यो वदिष्यति जनः श्रुत्यैव सर्वैनसाम् । क्लेशानां च विनाशनं हरिपदात्यन्तानुरागप्रदं संप्राप्स्यत्यवनीपते ननु चतुर्वर्गं तथेष्टं सुखम् ॥५४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतलोजपुरागमनवर्णननामा पञ्चपञ्चाशत्तमोऽध्यायः ॥५५॥

## ॥ अथ षट्पञ्चाशत्तमोऽध्यायः ॥

## ( षट्पञ्चाशत्तमे लोजे वसन् सन्मण्डले हरिः । प्रश्नोत्तरादिना स्वीयैश्वर्यं तेभ्यो व्यदर्शयत् ॥ )

श्रीशुकानन्द उवाच – **हरिस्ततोऽपि सर्वज्ञो नृनाट्येनाऽविदन्निव । मुक्तानन्दमिदं प्रोचे साधुशीलं सदग्रणीम् ॥१॥ तत्सम्प्रदायसिद्धान्तं तन्महत्त्वं तथाऽखिलम् । बोद्धुमिच्छन् सतां प्रेयान् प्रश्रयेण समन्वितः ॥२॥**

---

પછી મુક્તાનંદ મુનિએ તે શ્રીહરિનું યથાયોગ્ય **આતિથ્ય** કરાવીને સર્વજનોને પ્રીતિ કરનારાં દર્શન જેમનાં છે એવા શ્રીહરિને, સારી રીતે પ્રાર્થનાથી પ્રસન્ન કરીને, પ્રીતિપૂર્વક પોતાના આશ્રમમાં **નિવાસ** કરાવ્યો. (૫૨)

સર્વજનોના અંતર્ગત અભિપ્રાયને જાણનારા **શ્રીહરિ** પણ, પાપાત્મક આ કળિયુગમાં પણ સાધુ સ્વભાવવાળા, વશ કર્યા છે ઈન્દ્રિયો જેમણે એવા, મુક્તાનંદાદિ સાધુઓને જોઈને, તેમનો પોતાને વિષેનો ભાવ જાણીને, તેમના ઉપર દયા ઉત્પન્ન થઈ હોવાથી ત્યાં રહ્યા. (૫૩)

સમગ્ર જનોના મન તથા શ્રવણેન્દ્રિયને પ્રિય, કલ્યાણકારી, શ્રવણમાત્રથી જ સકળ પાપ તથા કલેશને નાશ કરનારું, શ્રીહરિચરણની સેવામાં અતિ પ્રીતિ આપનારું શ્રીહરિનું આ ચરિત્ર, જે મનુષ્ય પ્રીતિથી સાંભળશે અથવા કહેશે તે જન હે અવનીપતે ! ચતુર્વર્ગને તથા વાંછિત સુખને પામશે જ. (૫૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિ લોજપુર પધાર્યા તેનું વર્ણન' નામે પંચાવનમો અધ્યાય સંપૂર્ણ. (૫૫)

## અધ્યાય : ૫૬

## શ્રીહરિ (લોજમાં) મુક્તાનંદમુનિને જીવ, ઈશ્વર, માયા, બ્રહ્મ અને પરબ્રહ્મનાં સ્વરૂપો સંબંધી પ્રશ્ન પૂછે છે. તેનો ઉત્તર મુક્તાનંદસ્વામી સરળતાથી આપે છે. શ્રીહરિ તેમની સમજણથી સંતોષ પામીને ત્યાં જ નિવાસ કરીને રહે છે, અને અત્રેના આશ્રમવાસીઓને પોતાનું અદ્‌ભુત ઐશ્વર્ય બતાવે છે.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી **શ્રીહરિ** સર્વજ્ઞ હોવા છતાં પણ મનુષ્ય નાટ્યથી જાણે ન જાણતા હોય ને શું ? એમ સાધુ સ્વભાવવાળા, રામાનંદ સ્વામીના શિષ્ય સાધુઓમાં અગ્રેસર મુક્તાનંદમુનિને; (૧) વિનયશીલ તથા ઉદ્ધવ સંપ્રદાયના સર્વ સાધુઓના પ્રાણપ્રિય (શ્રીહરિ), તેમના સમગ્ર સંપ્રદાયનો સિદ્ધાંત તથા તેનું માહાત્મ્ય જાણવાને ઈચ્છતા થકા કહેવા લાગ્યા. (૨)

अहं मुनीन्द्र सर्वत्र विचरन् मतवादिनः । बहून् बुधांश्च यान् प्रश्नानप्राक्षं दुष्करोत्तरान् ॥३॥ कर्त्तुं तदुत्तराण्येव कोऽपि तेषु न चाशकत् । तदुत्तरविधौ शक्तस्त्वं मे भासि सतां मतः ॥४॥ तस्मात्त्वां तत्त्वविद्वर्य्यं प्रश्नान् पृच्छामि तानहम् । उत्तराणि त्वमेतेषां कर्तुमर्हसि सन्मते ॥५॥ जीवेशयोर्ब्रह्मणश्च रूपाणि प्रकृतेस्तथा । त्वं परब्रह्मणश्चैव ब्रूहि स्पष्टं पृथक् पृथक् ॥६॥ तेषामहं तु रूपाणि हस्तामलकवन्मुने । वीक्षे तस्मादिमान् प्रश्नान् समाधेहि यथार्थतः ॥७॥ पृष्टः सूक्ष्मानिति प्रश्नान् स तेन स्वगुरोर्मुखात् । यथा श्रुतानि वै तेषामुत्तराणि तथाऽवदत् ॥८॥

मुक्तानन्दस्ततः प्रीत्या तमित्याह यथाश्रुतम् । यथाबुद्धि भवत्प्रश्नोत्तराण्युक्तानि ते मया ॥९॥ सविस्तृतं किलैतेषां व्याख्यानं तु महामते । वेत्त्यस्माकं गुरुः साक्षात् तद्रूपाणीक्षते तथा ॥१०॥ दर्शयत्येव रूपाणि मुमुक्षुभ्यश्च तानि सः । तमित्युक्त्वाऽभवत्तूष्णीमौद्धवीयपुरःसरः ॥११॥ ऋजुं ततो मत्सराद्यैर्हीनं ज्ञात्वा हरिः स तम् । इति प्रसन्नो विदधे गुणज्ञस्तत्प्रशंसनम् ॥१२॥ निर्दम्भः साधुशीलस्त्वं भवस्येव यथा त्वया । कृतं प्रश्नसमाधानं तथा नैवाऽपरैः कृतम् ॥१३॥ अथेत्याह मुदा शान्तं मुक्तानन्दो गुणार्णवम् । निर्बाधागाधबोधं तं सर्वैश्वर्याभिभाविनम् ॥१४॥ वर्णिराज मया दृष्टा भूयांसोऽत्र तपस्विनः । भवादृशस्त्विह क्वापि न श्रुतो नावलोकितः ॥१५॥ विधातुमीदृशं प्रश्नं

---

હે મુનીન્દ્ર ! હું સર્વ તીર્થક્ષેત્રાદિમાં ફરતો, ઘણાં મતવાદી વિદ્વાનોને જેના ઉત્તર દુષ્કર છે તેવા **પ્રશ્નો** પૂછતો આવું છું. (૩)

તેમાં કોઈ પણ વિદ્વાન મારા પ્રશ્નોના ઉત્તર કરવા સમર્થ નથી થયા. પરંતુ સત્પુરુષોને માનનીય તમો તો મારા પ્રશ્નોના પ્રત્યુત્તર કરવામાં સમર્થ જણાઓ છો. (૪) તેથી હું તત્ત્વવિદ્ મુનિઓમાં શ્રેષ્ઠ તમોને તે પ્રશ્નો પૂછું છું. કારણ કે હે સન્મતે ! તમો મારા પ્રશ્નોના ઉત્તર કરવા માટે યોગ્ય છો. (૫) જીવ, ઈશ્વર, તથા માયા, બ્રહ્મ, પરબ્રહ્મ, તેનાં **લક્ષણો** તમો જુદાં જુદાં સ્પષ્ટ યથાર્થપણે મને કહો. (૬) હે મુને ! હું તો જીવાદિ પાંચના સ્વરૂપો હસ્તામલકવત્ જોઉં છું. તેથી આ પ્રશ્નોના યથાર્થ ઉત્તર કરી સમાધાન કરો. (૭)

શ્રીહરિએ આવી રીતે સૂક્ષ્મ પ્રશ્નો મુક્તાનંદ મુનિને પૂછ્યા. મુક્તાનંદ મુનિએ પોતાના ગુરુ પાસેથી જેવા તેના ઉત્તર સાંભળ્યા હતા તેવા કહ્યા. (૮) પછી મુક્તાનંદ મુનિએ શ્રીહરિને પ્રીતિપૂર્વક કહ્યું, હે વર્ણિન્ ! જેવા મેં સાંભળ્યા છે તેવા મારી બુદ્ધિ અનુસારે તમારા પ્રશ્નોના ઉત્તર★ મેં તમોને કહ્યા. (૯) હે મહામતે ! વિસ્તારે સહિત એ પ્રશ્નોનું વ્યાખ્યાન તો અમારા ગુરુ જાણે છે. તથા તેના સ્વરૂપને પણ સાક્ષાત્ દેખે છે. (૧૦) રામાનંદ મુનિ જીવ, ઈશ્વર વગેરેના સ્વરૂપો બતાવે પણ છે. આવી રીતે ઉદ્ધવ સંપ્રદાયના સાધુઓમાં અગ્રેસર **મુક્તાનંદ** શ્રીહરિ પ્રત્યે કહીને મૌન રહ્યા. (૧૧)

પછી ગુણજ્ઞ **શ્રીહરિ,** મુક્તાનંદ મુનિને સરળ, મત્સરાદિથી રહિત જાણીને, પ્રસન્ન થયા અને તેમની પ્રશંસા કરવા લાગ્યા. (૧૨) હે મુને ! તમો દંભ વર્જિત, સાધુશીલ છો તમોએ પ્રશ્નોના ઉત્તર કર્યા. તેવા બીજા કોઈએ કર્યા નથી. (૧૩) આવી રીતે શ્રીહરિનું વચન સાંભળ્યા પછી ગુણ સમુદ્ર, શાંત, નિર્બાધ અપાર જ્ઞાનવાળા, સર્વના ઐશ્વર્યને પરાભવ પમાડનારા, શ્રીહરિને **મુક્તાનંદ મુનિ** હર્ષપૂર્વક કહેવા લાગ્યાઃ (૧૪)

'હે વર્ણિરાજ ! આ લોકમાં મેં ઘણા તપસ્વીઓ જોયા છે. પરંતુ તમારા જેવા તો આ લોકમાં કોઈ દેશમાં સાંભળ્યા પણ નથી તેમ જોયા પણ નથી. (૧૫) હે વર્ણિન્ ! આવા પ્રશ્ન પૂછવા માટે, તેમજ પ્રશ્નના સમાધાનનો

---

★ શ્રીહરિએ પૂછેલા જીવાદિ સ્વરૂપના પ્રશ્નોના ઉત્તરો તો સત્સંગિજીવનના પ્રથમ પ્રકરણના એકાવનમા અધ્યાયથી જાણવા.

तत्समाधाननिर्णयम् । ज्ञातुं तवैव बुद्धिस्तु सर्वोपर्य्येव भाति मे ॥१६॥ शास्त्रज्ञत्वं तु ते यादृक् सर्वज्ञत्वमनन्यगम् । सर्वयोगकलादाक्ष्यं तादृग् नान्यत्र वीक्षितम् ॥१७॥ तमित्युक्त्वा स निर्दम्भः साधुशीलप्रियं हरिम् । सर्वातिरिक्तमहसं ववन्दे विनयान्वितः ॥१८॥ साधुलक्षणसम्पन्नांस्तान् विदित्वा स तैर्मुहुः । प्रार्थितोऽनुग्रहायैव तेषां तत्राऽवसत् स्वयम् ॥१९॥ प्रश्नेषु ब्रह्मविद्यानां दुष्करेषूत्तरेष्वपि । संस्कृतप्राकृतग्रन्थसूक्ष्माभिप्रायवेदने ॥२०॥

कोऽपि नात्यक्रमत्तेषु हरिं सर्वेषु सत्सु वै । प्रतिवादी च शास्त्रज्ञः सर्वनिर्ज्जयगर्वितः ॥२१॥ कुर्वत्यल्पमपि प्रश्नं वर्णिवेशे हरौ नृप । प्रतिवक्तुं हि विद्वांसो मूका इव न शेकिरे ॥२२॥ कृतेऽपि शास्त्रविषये प्रश्ने तैर्दुष्करोत्तरे । तान् स विस्मापयंश्चक्रे हरिस्तूर्णं तदुत्तरम् ॥२३॥ तस्याम्नायशिरःशास्त्रवेदितृत्वस्य नाप्नुवन् । अन्तं योगकलानां च विज्ञानस्य च साधवः ॥२४॥ दृष्ट्वाऽतिमानुषीं प्रज्ञां तस्य ते साधवोऽखिलाः । सर्वोत्तमं तमेवान्तर्जानन्ति स्म विचक्षणाः ॥२५॥ कल्याणकारिणस्तस्मिन् सद्गुणानागमोदितान् । सर्वातिरिक्तांस्ते सन्तो वीक्ष्याऽऽश्चर्य्यं हि लेभिरे ॥२६॥ अनाप्नुवन्तस्ते पारं तद्गुणादेर्मनीषिणः । चक्रुर्भगवतः सेवां दासवन्मनुजाकृतेः ॥२७॥ सन्मण्डले तत्र वसन् स गुप्तैश्वर्यो नृनाट्यं दधदात्मतन्त्रः । तेषां यथा स्यादनुरागवृद्धिः स्वस्मिंस्तथाऽवर्त्तत सज्जनेष्टः ॥२८॥ क्वचित् क्वचिद्दर्शयति स्म किञ्चित् किञ्चिन्निजैश्वर्य्यमवार्यवीर्यः । साधुत्वमात्मीयमनन्यसाध्यं सुदुष्करा योगकलाश्च सर्वाः

---

નિર્ણય જાણવા માટે, તમારી બુદ્ધિ તો સર્વોપરી જ છે. આ પ્રકારે મને ભાસે છે. (૧૬) હે વર્ણિન્ ! તમારા જેવું બીજામાં નહીં જણાતું સર્વજ્ઞપણું તથા યોગકળામાં કૌશલપણું અમોએ બીજામાં જોયું નથી.' (૧૭) દંભ રહિત, સાધુ સ્વભાવવાળા જનોમાં પ્રીતિવાળા, મુક્તાનંદ મુનિ, સર્વ કરતાં અધિક તેજસ્વી શ્રીહરિને આ પ્રમાણે કહીને વિનયપૂર્વક **વંદન** કરવા લાગ્યા. (૧૮)

તેમને સાધુ લક્ષણ સંપન્ન જાણીને તેમણે પ્રાર્થના કરાયેલા શ્રીહરિ તેમના અનુગ્રહ માટે જ ત્યાં **નિવાસ** કરીને રહ્યા. (૧૯) બ્રહ્મવિદ્યાના દુષ્કર પ્રશ્નોમાં અને ઉત્તરમાં પણ સંસ્કૃત તથા પ્રાકૃત જે ગ્રંથો, તેમના સૂક્ષ્મ અભિપ્રાય જાણવામાં; (૨૦) સર્વ સાધુઓમાં કોઈપણ સાધુ, તેમજ સમગ્ર શાસ્ત્રાર્થના જાણનારા તેથીજ સર્વના જયથી ગર્વવાળો કોઈપણ પ્રતિવાદી શ્રીહરિને પરાજય નજ કરી શક્યા. (૨૧) આ વર્ણી વેશધારી શ્રીહરિ જ્યારે શાસ્ત્ર સંબંધી અલ્પ પ્રશ્ન પણ પૂછતા હતા તેનો ઉત્તર આપવામાં વિદ્વાનો પણ મૂંગા જેવા થઈને મૌન સેવતા હતા. (૨૨) શાસ્ત્ર વિષયમાં વિદ્વાનોએ પૂછેલા કૂટ પ્રશ્નો કે જેનો ઉત્તર સહેલાઈથી ન થઈ શકે, તેવા પ્રશ્નો પૂછવા છતાં પણ, શ્રીહરિ વિસ્મય પમાડતા થકા તેવા પ્રશ્નનો ઉત્તર તત્કાળ કરતા હતા. (૨૩) શ્રીહરિની વેદાન્ત શાસ્ત્રની અભિજ્ઞતા તથા યોગકળાના વિજ્ઞાનની વિશારદતાના પારને મુક્તાનંદાદિક સર્વે સાધુઓ પણ પામી શકતા ન હતા. (૨૪) સર્વ સાધુઓ, શ્રીહરિની વિચક્ષણ અતિમાનુષી બુદ્ધિ જોઈને, પોતાના અંતઃકરણમાં શ્રીહરિનેજ સર્વોત્તમ જાણતા હતા. (૨૫) તે સંતો શ્રીહરિમાં સત્શાસ્ત્રમાં કહેલા કલ્યાણકારી સદ્ગુણોને સર્વાધિકપણે જોઈને, આશ્ચર્ય પામ્યા. (૨૬) મનીષી (બુદ્ધિશાળી) સંતો, શ્રીહરિના ગુણ, ઐશ્વર્ય, વિભૂતિ વગેરેનો પાર ન પામ્યા, અને કેવળ દાસભાવે મનુષ્યાકૃતિ ભગવાનની **સેવા** કરવા લાગ્યા. (૨૭)

લોજપુરમાં સંતના મંડળમાં વસતા ગૂઢ ઐશ્વર્યવાળા મનુષ્યભાવ ધારણ કરનાર, આત્મતંત્ર, સજ્જનો જેમને અતિપ્રિય છે એવા શ્રીહરિ, જેમ પોતાને વિષે તેમનો પ્રેમ વૃદ્ધિ પામે, તેવીજ રીતે વર્તતા હતા. (૨૮) અતુલ પરાક્રમી શ્રીહરિ, કોઈ કોઈ સમયે લગાર લગાર પોતાનું ઐશ્વર્ય અને અનન્યસાધ્ય સાધુપણું, તેમજ સર્વ દુષ્કર યોગકળાઓ

॥२९॥ ध्यानस्य रीतिं विविधां स तेभ्यः सद्भ्यो हरिः शिक्षयति स्म धार्मिः । शास्त्रोदितानेव सतां विचित्रान् धर्मानशेषांश्च मुनीन्द्रवन्द्यः ॥३०॥ कृष्णं हि केचिन्मुनयो विविक्ते विचिन्तयन्तो हृदयारविन्दे । तं दिव्यतेजोमयमेव धार्मिं प्रैक्षन्त तं चाद्भुतदिव्यरूपम् ॥३१॥ केचिच्च तस्याप्यवतारमूर्त्तीः संदर्शितास्तेन दयालुनैव । अदृष्टपूर्वाः सहसैव राजन् व्यलोकयन् विस्मयमाप्नुवन्तः ॥३२॥

इत्थं तदैश्वर्य्यमनन्यसिद्धं विलोक्य सन्तो विविदुस्तमीशम् । तथापि तस्यैव नृनाटनेन सर्वेऽपि तद्विस्मरणं ययुस्ते ॥३३॥ केषांचन ध्यानकृतां मुनीनां कृष्णे बलादात्ममनो नियुक्तम् । गच्छत्ततोऽन्यत्र हरिर्विदित्वा दूरस्थितस्तान् समबोधयत् सः ॥३४॥ तेन प्रपन्ना ननु विस्मयं ते तदीयरूपं नितरामतर्क्यम् । सर्वे विनिश्चेतुमशक्नुवन्तः सिषेविरे तं परमादरेण ॥३५॥ या या तपोयोगमुखा तदीया क्रिया च सा सा ननु दुष्कराऽन्यै : । संपश्यतां साऽपि महामुनीनां नितान्तमाश्चर्य्यवहा बभूव ॥३६॥ स एवमाश्चर्य्यवहक्रियाभिस्तथा शुभैः साधुगुणैरनन्यैः । आनन्दयन् साधुजनानशेषांस्तत्रावसत् स्वानुरतान् सुशीलान् ॥३७॥ अथैकदा स्वीयवृषैकनिष्ठान् मुनीन् स दृष्ट्वा विजितेन्द्रियांस्तान् । श्रीकृष्णभक्तान्नितरां प्रसन्नः स्वयं त्वजानन्निव चेत्यवोचत् ॥३८॥

---

સાધુઓને બતાવતા હતા. (૨૯) ધર્મના પુત્ર, મુનીંદ્રોને વંદનીય હરિ, સાધુઓને વિવિધ પ્રકારની **ધ્યાનની રીત** શિખવાડતા હતા. તથા શાસ્ત્રોમાં કહેલા સાધુઓના સમગ્ર આશ્ચર્યકારી **ધર્મો** શિખવાડતા હતા. (૩૦) કેટલાક મુનિઓ એકાન્તમાં પોતાના હૃદય કમળમાં શ્રીકૃષ્ણનું ચિંતવન કરતા, તે સમયે તેજોમય દિવ્ય શ્રીકૃષ્ણનેજ ધર્મના પુત્ર શ્રીહરિરૂપે દેખતા. પછી આશ્ચર્યવાળું દિવ્યરૂપ જેમનું છે એવા શ્રીકૃષ્ણને તથા વર્ણિવેશ શ્રીહરિને પણ જોતા હતા. (૩૧) હે રાજન્ ! સર્વ શાસ્ત્ર પ્રસિદ્ધ, પૂર્વના અવતારોને જેમને ક્યારેય પણ નહીં જોયેલા તેમને, દયાળુ **શ્રીહરિ** કેટલાકને બતાવતા હતા અને તેથી તેઓ આશ્ચર્ય પામીને તે સ્વરૂપોને જોતા હતા. (૩૨)

આ પ્રકારે શ્રીહરિનું અનન્ય સિદ્ધ પરમૈશ્વર્ય જોઈને, સાધુઓ વર્ણિવેશ શ્રીહરિને ઈશ્વર જાણતા હતા. તો પણ શ્રીહરિના મનુષ્ય નાટ્યથી તે સંતો તે અલૌકિકતા વીસરી જતા હતા. (૩૩) શ્રીકૃષ્ણનું ધ્યાન કરનાર કેટલાક મુનિઓ, શ્રીકૃષ્ણને વિષે બળપૂર્વક જોડેલું પોતાનું મન, તે શ્રીકૃષ્ણના સ્વરૂપથી જ્યારે બીજે જતું ત્યારે શ્રીહરિ, દૂર રહેવા છતાં પણ તે જાણીને સાધુઓને કહેતા. (હે મુનિઓ ! સુખના સ્થાનભૂત શ્રીકૃષ્ણસ્વરૂપને છોડીને તમારું મન અનર્હ પદાર્થોનું કેમ ચિંતવન કરે છે ? જ્યાં ગયું હોય ત્યાંથી ખેંચીને શ્રીકૃષ્ણના સ્વરૂપમાં નિયોગ કરો.) (૩૪)

ધ્યાન સમયમાં બીજે જતા મનને શ્રીહરિ જાણે છે. તેથી આશ્ચર્ય પામેલા સર્વે મુનિઓ શ્રીહરિના અત્યંત અતકર્ય સ્વરૂપનો નિશ્ચય કરવા માટે અસમર્થ બની, કેવળ પરમ આદરથી શ્રીહરિને સેવતા હતા. (૩૫) તપ, યોગ, મુખ્ય જેને છે એવી શ્રીહરિની જે ક્રિયા, તે ક્રિયા બીજાઓને દુઃસાધ્ય છે. એમ મહામુનિઓને પણ શ્રીહરિની ક્રિયા અત્યંત આશ્ચર્યકારી લાગતી હતી. (૩૬)

શ્રીહરિ આ પ્રકારે આશ્ચર્ય ઉત્પન્ન કરનારી ક્રિયાઓથી, તથા પોતાના સિવાય બીજામાં નહીં જણાતા એવા સાધુ ગુણોથી, પોતાને વિષે પ્રીતિવાળા, સુશીલ સમગ્ર સાધુજનોને આનંદ આપતા થકા (લોજપુરમાં) નિવાસ કરીને રહ્યા. (૩૭)

પછી **શ્રીહરિ** પોતાના ધર્મમાં દૃઢપણે વર્તનારા, જિતેન્દ્રિય, શ્રીકૃષ્ણ ભગવાનના ભક્ત મુક્તાનંદ વગેરે સાધુઓને જોઈને, અત્યંત પ્રસન્ન થયા. અને જાણે કાંઈ જાણતા ન હોય તેમ તેમના પ્રત્યે કહેવા લાગ્યા. (૩૮)

अस्मिन् कलावप्यखिला भवन्तः सन्तोऽतिधन्या ननु साधुशीलाः । महीतलेऽप्यत्र चरन्नशेषे सतां हि लक्ष्माणि भवत्सु वीक्षे ॥३९॥ तस्मान्मुनीन्द्रा भवतां गुरुर्मे समर्थ इत्थं प्रतिभाति नूनम् । तेनैवमुक्ता जगदुर्मुदा ते तं सर्ववृत्तान्तमनुक्रमेण ॥४०॥

गुरोः प्रतापं त्वपि संप्रदायप्रवर्त्तनं तत्कृतमप्यशेषम् । संपालनीयान्नियमांश्च सर्वांस्तस्मै मुदा ते कथयांबभूवुः ॥४१॥ श्रुत्वा तदेवाऽतितरां प्रसन्नस्तं सम्प्रदायं च गुरुं हरिस्तम् । प्रशंसति स्माऽतितरां गुणज्ञस्तानित्यवोचत् पुनरेव साधून् ॥४२॥ प्रयागतीर्थे मुनयो हि रामानन्दाद् गुरोरेव समेत्य दीक्षाम् । पिता मदीयः शुभसम्प्रदायं वरिष्ठमेनं श्रयति स्म धर्मः ॥४३॥ मया श्रुतं मत्पितुरेव बाल्ये कालेन तद् विस्मृतमेव सर्वम् । तदेव युष्मद्वचनेन सन्तो मया स्मृतं साम्प्रतमात्मचित्ते ॥४४॥ तस्यावतारस्य किलोद्धवस्य वरीयसश्चाखिलसद्गुरूणाम् । विलोकनं सत्वरमेव मे स्यात् तथा विधेयं मुनयो भवद्भिः ॥४५॥ इत्थं शुभां तस्य निशम्य वाणीं मनोहरां श्रीपुरुषोत्तमस्य । सुधाधिमाधुर्य्यवतीमुदारां तमित्यवोचन् मुनयः प्रसन्नाः ॥४६॥ स्वामी भुजङ्गाख्यपुरेऽधुनाऽऽस्ते ग्रीष्मे हि सोऽत्रैष्यति वर्णिराज । तदा तदीक्षा भविता तवैव स्वस्थः कुरुष्वाऽत्र ततो निवासम् ॥४७॥ श्रुत्वेति वाक्यं स हरिर्मुनीनां विलोक्य तान्निष्कपटांश्च सर्वान् । आनन्दयंस्तानखिलानदभ्रं तत्रावसत् तैरधिसेव्यमानः ॥४८॥

---

હે સંતો ! કલિયુગમાં પણ તમો બધા ભગવાનના પરમ એકાંતિક ભક્તસ્વભાવવાળા છો. તેથી અતિ ધન્ય છો. હું આ સમગ્ર પૃથ્વીતળમાં વિચરતો આવ્યો છું. શાસ્ત્રોમાં કહેલાં સાધુનાં લક્ષણો હું તમારામાં જ જોઉં છું. (૩૯) તેથી હે મુનીંદ્રો ! તમારા ગુરુ સમર્થ છે. આ પ્રકારે મને નિશ્ચય જણાય છે. એવી રીતે શ્રીહરિએ મુક્તાનંદાદિ **સંતો**ને કહ્યું, તેથી તે બધા હર્ષપૂર્વક પોતાના ગુરુનું પ્રાગટ્ય નિમિત્ત તથા ઐશ્વર્યાદિ **વૃત્તાન્ત** યથાર્થ કહેવા લાગ્યા. (૪૦) પોતાના ગુરુનો પ્રતાપ તથા તેમણે કરેલું સમગ્ર સંપ્રદાયનું પ્રવર્તન, તથા સંપાલનીય સર્વ નિયમો પણ તે સંતો હર્ષપૂર્વક શ્રીહરિને કહેવા લાગ્યા. (૪૧)

તે સાંભળીને અત્યંત પ્રસન્ન ગુણજ્ઞ **શ્રીહરિએ** ગુરુ તથા સંપ્રદાયની પ્રશંસા કરી, અને ફરીથી સાધુઓ પ્રત્યે કહેવા લાગ્યાઃ (૪૨)

હે મુનિઓ ! મારા પિતા ધર્મદેવ પ્રયાગ તીર્થમાં રામાનંદ ગુરુ પાસેથી જ દીક્ષાગ્રહણ કરીને આ શુભ અને શ્રેષ્ઠ સંપ્રદાયને આશર્યા હતા. (૪૩) મારા પિતા પાસેથી આ મેં બાલ્યાવસ્થામાં સાંભળેલું હતું. તે બધું કાળે કરીને વીસરી ગયો હતો. હે સંતો ! તમારા વચનથી જ તેની સ્મૃતિ મારા ચિત્તમાં થઈ. (૪૪) હે મુનિઓ ! હવે તમો સમગ્ર સદ્‌ગુરુઓમાં અત્યંત શ્રેષ્ઠ, ઉદ્ધવના અવતારરૂપ શ્રીરામાનંદ સદ્‌ગુરુના દર્શન મને તત્કાળ કરાવો. (૪૫)

આવી રીતે પુરુષોત્તમ શ્રીહરિની મનોહર શુભ અને અમૃતથી અધિક માધુર્યવાળી, અતિ મોટા અર્થવાળી વાણી સાંભળીને, **મુનિઓ** પ્રસન્ન થઈને શ્રીહરિ પ્રત્યે બોલ્યાઃ (૪૬)

'હે વર્ણિરાજ ! સ્વામી (શ્રી રામાનંદસ્વામી, ભગવાનની ઉપાસનાથી પ્રાપ્ત થયેલા ભગવાનના ગુણો તથા ઐશ્વર્યથી સ્વામી શબ્દ વાચ્ય છે. તે બૃહદ્ વિષ્ણુપુરાણમાં કહ્યું છે. ''एक एव हरिः स्वामिशब्दवाच्योऽस्ति सर्वथा । अन्यस्तु तदुपास्त्याप्तगुणयोगात् तथोच्यते'') શ્રીરામાનંદ મુનિ હાલમાં ભુજંગપુરમાં રહે છે. તેઓશ્રી ચૈત્ર માસમાં અહીં આવશે, ત્યારે તમોને તેમનાં દર્શન થશે જ. માટે અહીં સુખેથી નિવાસ કરીને રહો.' (૪૭)

શ્રીહરિ આ પ્રકારે મુનિઓનું વચન સાંભળીને, સર્વ સાધુઓને નિષ્કપટી જોઈને, સમગ્ર સાધુઓને અત્યંત આનંદ પમાડતા અને તેમનાથી સેવા કરાયેલા થકા લોજમાં નિવાસ કરીને રહ્યા. (૪૮)

तत्रैवं वसतो हरेर्वृषभुवः कारुण्यपाथोनिधेर्दिव्यैरात्मगुणादिभिर्विदधतोऽत्याश्चर्य्ययुक्तान् मुनीन् । तान् संशिक्षयतो मुदा क्षितिपते सद्ब्रह्मविद्या विभोर्मासाः केचन नूनमीयुरतुलैश्वर्य्यस्य सर्वेशितुः ॥४९॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे श्रीहरिप्रदर्शितैश्वर्य्यनिरूपणनामा षट्पञ्चाशत्तमोऽध्यायः ॥५६॥

## ॥ अथ सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥

### ( सप्तपञ्चाशत्तमे स्वे पत्रेक्षाप्तसमाधितः । उत्था रामानन्दपृष्टाः स्वेक्षिताश्चर्यमब्रुवन् ॥ )

श्रीशुकानन्द उवाच - **रामानन्दागमस्यातिप्रतीक्षामथ कुर्वतः । चैत्रमासो हरेराप्तस्तत्र नायात् तथापि सः ॥१॥ तदा गन्तुं हरिस्तस्य समीपं ह्युद्यतोऽभवत् । आश्वासयत् ततो राजन् मुक्तानन्दस्तमच्युतम् ॥२॥ अथ श्रीस्वामिने पत्रं मुक्तानन्दोऽलिखत् सुधीः । तद्वृत्तान्तगुणैश्वर्य्यस्वभावादिकगर्भितम् ॥३॥ ततो हरिं स इत्याह स्वामिने लिखितं मया । पत्रं च स्यात्तवेच्छा चेत् तदा लेख्यं त्वयाऽपि तत् ॥४॥**

હે રાજન્ ! આવી રીતે લોજપુરમાં નિવાસ કરતા કરુણાસાગર પોતાના દિવ્યગુણોથી મુક્તાનંદાદિ સંતોને અત્યાશ્ચર્ય યુક્ત કરતા, હર્ષપૂર્વક છાંદોગ્ય ઉપનિષદ્ માં કહેલી સદ્‌બ્રહ્મનું પ્રતિપાદન કરનારી, સુંદર ઉદ્‌ગીથાદિ બ્રહ્મવિદ્યા મુનિઓને સારી રીતે શિખવાડતા, વ્યાપક-અનુપમૈશ્વર્યવાળા, સર્વનિયંતા ધર્મપુત્ર શ્રીહરિને ત્યાં રહેતાં કેટલાક માસ વ્યતીત થઈ ગયા. (૪૯)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિ પ્રદર્શિત ઐશ્વર્ય નિરૂપણ' નામે છપ્પનમો અધ્યાય સંપૂર્ણ. (૫૬)

## અધ્યાય : ૫૭

### સદ્‌ગુરુ રામાનંદ સ્વામીના દર્શનની અતિ ઉત્સુકતાથી શ્રીહરિ રામાનંદ સ્વામીને પત્ર લખે છે. ભુજમાં શ્રીહરિનો પત્ર મળતાં તે વાંચતાં તરત જ રામાનંદ સ્વામીને તથા તદાશ્રિતોને થયેલી સમાધિ અને તે થકી શ્રીહરિનું દિવ્ય સ્વરૂપૈશ્વર્યાદિ દર્શન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી રામાનંદ સ્વામીના આગમનની **શ્રીહરિ** પ્રતીક્ષા કરતા હતા. ચૈત્ર માસ વીત્યો તો પણ રામાનંદ સ્વામી લોજમાં ન આવ્યા. (૧) એટલે શ્રીહરિ રામાનંદ સ્વામી પાસે જવા માટે તૈયાર થયા. પછી હે રાજન્ ! મુક્તાનંદમુનિ, શ્રીહરિને આશ્વાસન આપવા લાગ્યા. (૨)

પછી બુદ્ધિમાન **મુક્તાનંદ મુનિ**એ શ્રીસ્વામીને (અભિયુક્ત અર્થાત્ મહાન પુરુષોના નામોચ્ચારણમાં શ્રીશબ્દનો પહેલાં પ્રયોગ કરવો એમ શિષ્ટો કહે છે.) શ્રીહરિના ગુણ, ઐશ્વર્ય, સ્વભાવ વગેરેના નિર્દેશથી ગર્ભિત **પત્ર** લખ્યો. (જે ગુણો પૂર્વ અધ્યાયમાં ''प्रश्नेषु ब्रह्मविद्यानां....' ઈત્યાદિ (શ્લો.નં.૨૦) થી કહેલા છે તથા (શ્લો. નં. ૨૯માં) 'क्वचित् क्वचिद्दर्शयति स्म किञ्चिन्निजैश्वर्यमवार्यवीर्यः' ઈત્યાદિથી કહેલા ઐશ્વર્ય ક્યારેક ક્યારેક દેખાડ્યા હતા, તે તથા સુખાનંદમુનિ પ્રત્યે સ્વયં શ્રીહરિએ પોતાનો સ્વભાવ કહેલો છે; તે સર્વ પહેલાના અધ્યાયથી જાણી લેવું.) (૩)

હે વર્ણિન્ ! મેં સ્વામીને પત્ર લખ્યો છે. તમો પણ જો ઈચ્છા હોય તો પત્ર લખો. આ પ્રમાણે મુક્તાનંદમુનિએ શ્રીહરિને કહ્યું. (૪)

इत्युक्तः स हरिस्तेन नृनाट्येन यथा स्वयम् । अवर्त्तत तथा तस्मै व्यलिखत् पत्रमच्युतः ॥५॥ अथ प्रादात् स तत् पत्रं मुक्तानन्दाय धीमते । सोऽथ तन्मुद्रयांचक्रे पत्रं चापि निजं मुनिः ॥६॥ मयारामाभिधानेन स कार्यावश्यवेदिना । विप्रेण प्रैषयत् पत्रद्वयं सत्वरगामिना ॥७॥ भुजङ्गनगरं विप्रः सप्तमेऽह्नि प्रपद्य सः । तस्मै सद्गुरवे नत्वा ददौ पत्रद्वयं मुदा ॥८॥ अथात्महस्तगं पूर्वं श्रीरामानन्दसद्गुरुः । मुक्तानन्देन लिखितं पत्रं वाचयति स्म सः ॥९॥ बुद्ध्वा वृत्तान्तमखिलं पत्रस्थं सद्गुरुस्ततः । हरिणा लिखितं पत्रं वाचयामास भूपते ॥१०॥ तदैव सहसा प्रापत् समाधिं स गुरुः सताम् । सदःस्थिताश्च तद्भक्ताः सर्वेऽप्यासंस्तथाविधाः ॥११॥ रामानन्दश्च ते तस्मिन् प्राग् गोलोकं व्यलोकयन् । महासुखमयं दिव्यं शोकमोहभयोज्झितम् ॥१२॥ नानारत्नमयै रम्यैः प्राकारैर्गोपुरैस्तथा । मणिस्वर्णमयैरुच्चैश्चारुसौधैश्च राजितम् ॥१३॥ नानाविधमणिश्रीमत्तोरणैरतिमण्डितम् । स्फुरन्मणिमयैर्हैमैरनेकै रासमण्डपैः ॥१४॥ भास्वन्मणिगणश्रीमत्तीर्थतीरस्थलश्रिया । राजितं विरजानद्या निर्मलाऽमृतनीरया ॥१५॥ स्वर्णरत्नस्फुरत्तेजोविलसद्भूरिसानुना । शतशृङ्गाभिधेनोच्चैर्भ्राजमानं महीभृता ॥१६॥ गोपगोपीगणैर्जुष्टं नानाभूषणभूषितैः । श्रीदामाद्यैस्तथा दिव्यैराश्रितं पार्षदोत्तमैः ॥१७॥ ततोऽक्षरं च तन्मध्ये धाम सर्वोत्तमं शुभम् । अप्राकृताद्भुतैश्वर्यं विस्मितास्ते व्यलोकयन् ॥१८॥ एककालोद्यतासंख्यसूर्यचन्द्राधिकप्रभम् । अमृतं परमव्योम शाश्वतं परमं पदम् ॥१९॥

---

મુક્તાનંદમુનિએ આવી રીતે શ્રીહરિને કહ્યું એટલે મનુષ્ય નાટ્યને અંગીકાર કરીને, જેમ પોતે વર્તતા હતા તેવી રીતે અચ્યુત શ્રીહરિએ રામાનંદમુનિને પોતાનું **વૃત્તાન્ત** જણાવવા માટે પત્ર લખ્યો. (૫) શ્રીહરિએ બુદ્ધિશાળી મુક્તાનંદમુનિને તે પત્ર આપ્યો. પછી મુક્તાનંદ મુનિએ પોતાના પત્રને તથા શ્રીહરિના પત્રને ભેગો કરીને બીડી દીધો. (૬)

કાર્યના આવશ્યકપણાને જાણનારા, ઉતાવળી ગતિવાળા, **મયારામ** નામના **વિપ્ર** સાથે મુક્તાનંદમુનિએ તે બન્ને પત્રો મોકલ્યા. (૭) મયારામ બ્રાહ્મણ, સાતમે દિવસે **ભુજનગર** પહોંચ્યા. અને સદ્‌ગુરુશ્રી રામાનંદમુનિને નમસ્કાર કરીને તેમણે હર્ષથી **બન્ને પત્રો** આપ્યા. (૮)

પછી સદ્‌ગુરુ રામાનંદસ્વામી પોતાના હાથમાં આવેલો, મુક્તાનંદમુનિએ લખેલો પત્ર પહેલા વાંચવા લાગ્યા. (૯) સદ્‌ગુરુ શ્રી રામાનંદમુનિ પત્રમાં લખેલું સમગ્ર વૃત્તાન્ત જાણીને, હે ભૂપતે ! શ્રીહરિએ લખેલો પત્ર વાંચવા લાગ્યા. (૧૦) તેજ વખતે સત્પુરુષોના ગુરુ રામાનંદમુનિ તત્કાળ સમાધિ અવસ્થાને પામ્યા. સભામાં બેઠેલા શ્રીરામાનંદમુનિના સર્વે શિષ્યોને પણ, તેવી રીતે **સમાધિ** થઈ. (૧૧)

રામાનંદ મુનિ તથા સર્વે ભક્તો સમાધિમાં પ્રથમ તો મહાસુખમય દિવ્ય તેમજ શોક-મોહ અને ભયથી રહિત ગોલોકધામ જોવા લાગ્યા. (૧૨) નાનાવિધ રત્નોથી નિર્મિત રમણીય કિલ્લાઓ તથા દરવાજાઓ તથા મણિ-સુવર્ણમય ઊંચા મહેલોથી વિરાજમાન; (૧૩) નાના પ્રકારના મણિઓના શોભાયમાન તોરણો તથા સ્ફુરાયમાન મણિમય સુવર્ણના અનેક રાસમંડપોથી અતિ સુશોભિત; (૧૪)

ચળકાયમાન મણિગણો જેમાં છે એવા શોભાયમાન પગથિયાંઓથી યુક્ત કિનારાઓની શોભાવાળી, સ્વચ્છ અને અતિ મધુર જળવાળી, વિરજા નદીથી શોભતું; (૧૫) સુવર્ણ અને રત્નોના ચળકતા તેજથી શોભાયમાન શિખરો જેના છે, એવા શતશૃંગ નામના ઊંચા પર્વતથી શોભાયમાન; (૧૬)

નાના પ્રકારના ભૂષણોથી ભૂષિત ગોપગોપીઓના ગણોથી સેવાયેલું, શ્રીદામાદિ દિવ્ય ઉત્તમ પાર્ષદોથી આશ્રિત. (૧૭)

એવા ગોલોકના મધ્ય ભાગમાં પછી તે **રામાનંદમુનિ વગેરે** સર્વે, અપ્રાકૃત-અદ્‌ભુત ઐશ્વર્યવાળું, સર્વોત્તમ-શુભ અક્ષર ધામ, વિસ્મય પામતા થકા જોવા લાગ્યા. (૧૮) એકી વખતે ઉદય પામેલા અસંખ્ય સૂર્ય ચંદ્રથી અધિક કાંતિ

अनन्तं चाजरं शुभ्रं कालमायाभयोज्झितम् । सदानन्दार्णवस्थानं रमणीयं हिरण्मयम् ॥२०॥
शान्तदिव्यमहातेजोनितान्ताद्भुतदर्शनम् । आद्यन्तरहितं साम्यातिशयत्वापवर्जितम् ॥२१॥ अनेकैरक्षरैर्मुक्तैराश्रितं
दिव्यविग्रहैः । अपारैरतुलैर्दिव्यैर्भोक्तृभोग्यादिभिर्युतम् ॥२२॥ एवमाद्यैर्बहुविधैर्गुणैर्जुष्टमनन्यगैः । न यद् वर्णयितुं
कैश्चित् कोटिकल्पैरपि क्षमम् ॥२३॥ तन्मध्ये मन्दिरं दिव्यमणिस्तम्भातिभास्वरम् । मणिस्वर्णमयं
मुक्तादामचित्रवितानयुक् ॥२४॥ तत्स्थे सिंहासने दिव्यतूलिकाद्यैः समन्विते । ते प्रैक्षन्त समासीनं श्रीधार्मिं पुरुषोत्तमम्
॥२५॥ प्रफुल्लेन्दीवरश्रेणिश्यामकोमलविग्रहम् । फुल्लारुणाब्जविलसत्पाणिपादतलश्रियम् ॥२६॥
कृपार्द्रलोचनोरुश्रीफुल्लनीरजतर्ज्जनम् । लसन्नासाभ्रुवं राजत्कपोलश्रवणद्वयम् ॥२७॥

कुन्दकुड्मलसंकाशस्फुरत्तुल्यरदप्रभम् । स्मितस्फुरत्सुदन्तार्चिर्भासिताधरविद्रुमम् ॥२८॥
सस्मितस्वाननातिश्रीशरत्पूर्णेन्दुतर्ज्जनम् । विराजमानकुटिलस्निग्धश्यामलकुन्तलम् ॥२९॥
तरुणादित्यविलसल्लोलकुण्डलशालिनम् । बालप्रभाकरात्यन्तश्रीमत्कौस्तुभशोभितम् ॥३०॥

---

જેની છે એવું, અમૃત, પરમવ્યોમ, શાશ્વત, પરમ પદ (અમૃતાદિ નામોથી શ્રુતિમાં સારી રીતે વર્ણન કરેલું છે તે), (૧૯) અનંત (અંત રહિત), અજર (ક્યારેય પણ જીર્ણ થતું નથી તેવું), શુભ્ર (ચંદ્રની કાંતિ સમાન કાંતિવાળું), કાળ-માયાના ભયથી રહિત, શાશ્વત આનંદના સમુદ્રનું એક આધારભૂત, રમણીયતાનું એકમાત્ર સ્થાનભૂત, હિરણ્યમય (ઘણાં પ્રકાશવાળું), (૨૦) શાંત અને દિવ્ય મહાતેજવાળું, અત્યંત અદ્‌ભુત દર્શનવાળું, આદિ અંતથી રહિત, પોતાનાથી અન્યનું સમાનપણું અથવા અતિશયપણું તેનાથી રહિત, (૨૧)

અક્ષર નામના દિવ્ય વિગ્રહવાળા અનેક મુક્તોએ આશરેલું, અનંત-અનુપમ-દિવ્ય ભોક્તા તથા ભોગ્યાદિથી યુક્ત, (૨૨) ઈત્યાદિ અનંત તથા (અજર આદિ) અનેક પ્રકારના અનન્યગામિ ગુણોથી સેવાયેલું, કોટિ કલ્પે પણ કોઈથી વર્ણન ન કરી શકાય તેવું; (૨૩) તેના મધ્ય ભાગમાં દિવ્ય મણિઓથી જડિત સ્તંભોથી ઘણાં પ્રકાશવાળું, સુવર્ણ અને મણિઓના સમુદાયવાળું, મોતીઓની માળાઓથી વિવિધ પ્રકારના ઉલ્લોચોવાળું (૨૪) તેવા મંદિરમાં દિવ્ય તૂલિકા (રૂ ભરેલી ગાદી) વગેરેથી યુક્ત સિંહાસનમાં સુખપૂર્વક બેઠેલા પુરુષોત્તમ શ્રીહરિને રામાનંદાદિ સર્વે જોતા હતા. (૨૫)

પ્રફુલ્લિત શ્યામ કમળોની પંક્તિની માફક કોમળ વિગ્રહવાળા, પ્રફુલ્લિત લાલ કમળોના જેવા શોભતા હાથ તથા પગનાં તળાંની શોભાવાળા; (૨૬) પોતાના ભક્તો તરફ કરુણામય દૃષ્ટિથી જોતા-તે કરુણાના પૂરથી ભીનાશવાળા જે બન્ને નેત્રોની જે ઘણી અલૌકિક શોભા-તેથી પ્રફુલ્લિત કમળોનો પણ તિરસ્કાર કરતા એવા, તિલ પુષ્પ તથા દીપશિખા સમાન નાસિકા યુક્ત તથા કોટિ કામદેવની શોભાને લજ્જા પમાડતી બન્ને ભ્રકુટિ જેમની છે એવા, અતિ શોભાયમાન બન્ને કપોલો તથા બન્ને શ્રવણ ( શ્રોત્ર) જેમના છે, એવા. (૨૭)

મોગરાની કળીઓના સમાન, ચળકતા અને સરખી પંક્તિવાળા (ચોસઠ)દાંતોમાં પ્રકૃષ્ટ કાંતિ જેને છે એવા, મંદ હાસ્યથી ચળકતા દાંતોની કાંતિથી પ્રકાશિત; પ્રવાળના સમાન બન્ને ઓષ્ઠ જેમના છે એવા, (૨૮) મંદ હાસ્યયુક્ત જે પોતાનું મુખકમળ તેની અતિશય શોભાથી શરદ પૂર્ણિમાના ચંદ્રને તિરસ્કાર કરનારા; શોભાયમાન વાંકા અને સુંવાળા શ્યામ કેશો જેને છે એવા, (૨૯) તરુણ સૂર્યનારાયણની માફક પ્રકાશમાન-ચલાયમાન કુંડળોથી શોભાયમાન, ઊગતા સૂર્યની માફક અત્યંત શોભાયમાન કૌસ્તુભ મણિથી સુશોભિત; (૩૦)

मुक्तानानामणिस्वर्णग्रैवेयैरतिराजितम् । हारैस्तथाविधैर्दिव्यैर्भ्राजमानं मनोहरम् ॥३१॥ केयूरकटकैर्दिव्यैर्भूषितं चाङ्गुलीयकैः । कोटिबालार्कसंकाशैर्भूषणैर्विविधैर्युतम् ॥३२॥ विस्तीर्णविलसद्वक्षोवनमालाविराजितम् । गम्भीरनाभिसंराजत्तुन्दशालिवलित्रयम् ॥३३॥ शरत्पूर्णविधुश्रीमन्नखश्रेणिस्फुरत्पदम् । दिव्यप्रसरदामोदचन्दनालिप्तविग्रहम् ॥३४॥ अनर्घ्यदिव्यवसनं करुणापूर्णवीक्षणम् । कोटिकन्दर्पसौन्दर्य्यं तर्ज्जयन्तं निजश्रिया ॥३५॥ तमीदृशं हि दृष्ट्वा ते शान्तिदं पुरुषोत्तमम् । तदत्यासक्तमनसः परमानन्दमाप्नुवन् ॥३६॥ ददृशुस्ते पुरस्तस्य लावण्यामृतनीरधेः । तदीयान् रामकृष्णादीनवतारान् कृताञ्जलीन् ॥३७॥ तस्याग्रेऽवस्थितम् स्वीयं रामानन्दाभिधं गुरुम् । ते प्रैक्षन्तेक्षमाणं तं प्राञ्जलिं शान्तविग्रहम् ॥३८॥ ततोऽवतारान् सर्वांस्तानात्मीयं चापि तं गुरुम् । तद्रूपे लीनतां प्राप्तान् विस्मितास्ते व्यलोकयन् ॥३९॥

ते निमग्ना हि तद्दिव्यरूपावेक्षासुखाम्बुधौ । उत्तस्थुर्युगपत् सर्वे समाधेश्च तदिच्छया ॥४०॥ अथावलोकयामासुर्यथापूर्वमवस्थितम् । स्वगुरुं ते सभामध्ये तां सभामपि पूर्ववत् ॥४१॥ समाधिवीक्षिताश्चर्य्यप्रपन्नानन्दसञ्चयाः । विस्मितास्ते भृशं सर्वे प्रैक्षन्तैव परस्परम् ॥४२॥ इत्यूचेऽपीक्षिताश्चर्यः स

---

મોતીઓ તથા લીલા-પીળા-લાલ-શ્યામ-ધોળા આદિ ભેદવાળા મણિઓથી જડેલા સોનાના કંઠના અલંકારોથી તેમજ તેવાજ દિવ્ય હારોથી અત્યંત શોભાયમાન, તેથી જ મનોહર; (૩૧) અતિ સુંદર બાજુબંધ તથા કડાં તથા વેઢથી ભૂષિત, કરોડો બાળ સૂર્ય સમાન વિવિધ ભૂષણોથી યુક્ત; (૩૨) વિસ્તારવાળું અને વિલસિત જે વક્ષઃસ્થળ (હૃદય) તેમાં ધારેલી જે વનમાળા તેનાથી વિરાજીત, ઊંડી નાભિથી શોભતા ઉદરમાં સુંદર ત્રણ રેખા જેમને છે એવા; (૩૩)

શરદ ઋતુના પૂર્ણ ચંદ્રની માફક શોભતી નખપંક્તિથી પ્રકાશિત છે ચરણકમળ જેમનાં એવા, સુંદર પ્રસરતા સુગંધથી યુક્ત ચંદનથી ચર્ચિત છે શરીર જેમનું એવા, (૩૪) અમૂલ્ય દિવ્ય વસ્ત્રોવાળા, કરુણાર્દ્ર નેત્રોવાળા, પોતાના અંગના લાવણ્યથી કરોડો કામદેવના સૌંદર્યને તિરસ્કાર કરતા એવા, (૩૫)

આવી રીતે શાંતિ આપતા પુરુષોત્તમ શ્રીહરિને જોઈને, શ્રીહરિને વિષે આસક્ત મનવાળા તે સર્વે, પરમાનંદ પામ્યા. (૩૬) સર્વજનોએ, લાવણ્યરૂપી અમૃતના સાગર શ્રીહરિની સન્મુખ, રામકૃષ્ણાદિક અવતારોને હાથ જોડીને ઊભેલા દીઠા. (૩૭) શ્રીહરિની પાસે તે સર્વ, શાંત મૂર્તિ તેમજ હાથ જોડ્યા છે જેમણે એવા, શ્રીહરિના દર્શન કરતા, પોતાના ગુરુ રામાનંદ સ્વામીને પણ જોતા હતા. (૩૮) પછી તે સર્વેએ વિસ્મય પામતા થકા સર્વ અવતારો તથા પોતાના ગુરુ શ્રી રામાનંદ સ્વામીને પણ શ્રીહરિના સ્વરૂપમાં ★લીન થયેલા જોયા. (૩૯)

શ્રીહરિના અતિસુંદર દિવ્ય સ્વરૂપના દર્શનરૂપી સુખ સમુદ્રમાં નિમગ્ન થયેલા **રામાનંદમુનિ વગેરે,** પત્રદ્વારા આ પ્રકારનું ઐશ્વર્ય બતાવતા શ્રીહરિના સંકલ્પથી, સર્વે એકી સાથે સમાધિમાંથી જાગ્રત થયા. (૪૦) પછી બધા સભામાં બેઠેલા ગુરુ શ્રીરામાનંદ મુનિને તથા સભાને પણ પૂર્વે જેવી જોઈ હતી તેવી જોતા હતા. (૪૧) સમાધિમાં જોયેલા આશ્ચર્યથી પ્રાપ્ત થયો છે આનંદ સમુદાય જેમને એવા, સર્વે અત્યંત વિસ્મય પામીને પરસ્પર એકબીજાને જોવા જ લાગ્યા. (૪૨)

---

★ અહીં લીનતા એટલે તેમનાં સ્વરૂપનું દર્શન ન થવું તે. પણ જળમાં જળની માફક અથવા જળમાં લવણની માફક ન સમજવું, કારણ કે તેવું હોય તો ફરીથી દર્શન થાય નહીં.

गुरुस्तांस्तथाविधान् । किं पश्यथ मिथो भक्ताः साश्चर्य्याः फुल्ललोचनाः ॥४३॥

इत्थं तस्य गुरोर्वाक्यं श्रुत्वा ते प्रीतमानसाः । समाधौ दृष्टमाश्चर्य्यं तस्मा इत्यवदन् मुदा ॥४४॥ समाधौ सद्गुरोऽस्माभिर्गोलोकः पूर्वमीक्षितः । दिव्यानेकर्द्धिभिर्युक्तो दिव्याश्चर्य्यश्रियाऽन्वितः ॥४५॥ तत्र धामाक्षरे तस्मिन् कोटिमन्मथमोहनः । गुरो समीक्षितोऽस्माभिर्नूनं श्रीपुरुषोत्तमः ॥४६॥ अवतारास्तथा सर्वे त्वं च तद्धामपार्षदाः । दृष्टाश्चास्माभिरैश्वर्य्यं दृष्टं तत्राखिलोत्तमम् ॥४७॥ त्वया सहावताराणां लीनत्वं तत्र भास्वतः । यथा तेजसि ताराणामस्माभिश्चावलोकितम् ॥४८॥ अदृष्टपूर्वमस्माभिर्महाश्चर्यमिदं गुरो । दृष्टं किमत्र बहुधा संशयो वर्त्तते हि नः ॥४९॥

संदिग्धचित्तैरिति चात्मभक्तैः स्वस्मिन्नतिप्रीतियुतैरशेषैः । प्रोक्तं समाकर्ण्य वचो गुरुस्तानानन्दयन्नित्यवदत् सदर्थ्यः ॥५०॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीय-स्कन्धे श्रीरामानन्दाऽऽदीक्षितहर्यैश्वर्यनिरूपणनामा सप्तपञ्चाशत्तमोऽध्यायः ॥५७॥

---

પછી સમાધિમાં કહ્યા પ્રમાણે જેમણે આશ્ચર્ય જોયું છે એવા ગુરુ શ્રી રામાનંદ સ્વામીએ તે સર્વેને આ પ્રમાણે કહ્યું. હે ભક્તો ! પ્રફુલ્લિત નેત્રોવાળા, તમો આશ્ચર્ય યુક્ત પરસ્પર શું જુઓ છો ? (૪૩)

સર્વ ભક્તો ગુરુનું આવું વચન સાંભળીને, પ્રસન્નમનવાળા થઈ, સમાધિમાં જોયેલું આશ્ચર્ય હર્ષપૂર્વક ગુરુને કહેવા લાગ્યાઃ (૪૪) 'હે સદ્‌ગુરો ! અમોએ સમાધિમાં (પ્રથમ તમારા હાથમાં રહેલા પત્રના દર્શન કર્યા. અને તેમાં લખેલા શબ્દો અમે સાક્ષાત્ સાંભળ્યા. તે જ સમયે ઉત્પન્ન થયેલા ધ્યાનમાં,) અમોએ પહેલાં **ગોલોક ધામ** જોયું. તે કેવું છે તો દિવ્ય (=અતિસુંદર) અનેક સમૃદ્ધિઓથી યુક્ત તેમજ દિવ્ય આશ્ચર્યો જેનાથી છે એવી શ્રી=શોભાથી યુક્ત છે; (૪૫)

તે ગોલોકધામમાં **અક્ષરધામ** જોયું. તેમાં હે ગુરો ! કરોડો કામદેવને મોહ પમાડનાર, શ્રી પુરુષોત્તમ ભગવાનને અમોએ જોયા. (૪૬) તથા અક્ષરધામમાં રામકૃષ્ણાદિ **અવતારો** તથા તે ધામના **પાર્ષદો** તથા તમો, એ સર્વે અમોએ દીઠા, સકળધામો થકી ઉત્તમ **ઐશ્વર્ય** પણ દીઠું. (૪૭) શ્રી પુરુષોત્તમમાં તમારા સહિત સર્વ અવતારોનું લીનપણું, સૂર્યના તેજમાં તારાઓ જેમ લીન થાય છે તેમ, અમોએ જોયું. (૪૮)

હે ગુરો ! આ પહેલાં નહીં જોયેલું **મહાશ્ચર્ય** જોયું. એ શું છે (અર્થાત્ એનું યથાર્થ સ્વરૂપ શું છે ?) એમાં અમોને ઘણા પ્રકારે સંશય થાય છે.' (૪૯) પોતાને વિષે અતિ પ્રીતિવાળા, સંશય ચિત્તવાળા, સમગ્ર પોતાના ભક્તોએ આ પ્રકારે કહેલાં વચનને સાંભળીને, સાધુઓએ પ્રાર્થના કરવા યોગ્ય **શ્રી રામાનંદમુનિ,** ભક્તોને આનંદ પમાડતા સતા આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૫૦)

❂ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રી રામાનંદ સ્વામી તથા તેમના ભકતોએ શ્રીહરિનું ઐશ્વર્ય જોયું' એ નિરૂપણ નામે સત્તાવનમો અધ્યાય સંપૂર્ણ. (૫૭)

---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '❂' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૬૨, ૬૩ વગેરે)

## ॥ अथाष्टपञ्चाशत्तमोऽध्यायः ॥

( अष्टपञ्चाशत्तमे तु रामानन्देन कीर्तितः । प्रतापश्चावतारित्वं हरेः *पत्रोत्तरेरणम् ॥ )

श्रीरामानन्द उवाच - **भक्ता वदामि युष्माकं वचः श्रेयस्करं हितम् । यूयं मदाश्रिताः सर्वे शृणुत स्वस्थमानसाः ॥१॥ सर्वेषामपि हेतूनां हेतुर्यः पुरुषोत्तमः । अवतारी स्वयं साक्षादक्षरात् परतः परः ॥२॥ स एवात्यन्तिकं श्रेयः कर्त्तुं चासंख्यदेहिनाम् । अधर्मं नाशयन् धर्मं स्थापयन् विचरन् क्षितौ ॥३॥ आगतो लोजनगरे वर्णिवेशस्तपोनिधिः । संप्रार्थ्य रक्षितस्तत्र मुक्तानन्दादिभिर्मुदा ॥४॥ ध्यायामि सततं भक्ता मदिष्टं कृष्णमेव यम् । तस्मादपि परोऽयं वै परो नास्मात्तु कश्चन ॥५॥ असुरांशगुरुव्रातैस्तच्छिष्यैश्च तथाविधैः । प्रबलैः कलिना जुष्टैर्भूतले सङ्कुले जनाः ॥६॥**

**मया महाप्रयत्नेन सम्प्रदायप्रवर्त्तनम् । कृतमल्पं शुभे कार्ये गणेशस्थापनं यथा ॥७॥ अयं तु स्वप्रतापेन सम्प्रदायमिमं शुभम् । प्रवर्त्तयिष्यते भूमावासमुद्रान्तमीश्वरः ॥८॥ पूरयिष्यत्ययं सर्वान् सङ्कल्पान् मम निश्चितम् । मयाऽप्यसाध्यं यत् कार्य्यं तद् विधास्यत्यशेषतः ॥९॥ समाधिं कारयित्वा स्वान् भक्तौघान् साधनं विना । स्वं परत्वं तथैश्वर्य्यं दयया ज्ञापयिष्यति ॥१०॥**

---

## અધ્યાય : ૫૮

### ભુજનગરની સભામાં રામાનંદસ્વામી સ્વયં, તથા શેખપાટના ભક્તના પ્રશ્નના ઉત્તરરૂપે શ્રીહરિનો અદ્‌ભુત મહિમા કહે છે. પછી પત્રના ઉત્તરરૂપે પત્ર લખીને મયારામ ભટ્ટ સાથે લોજપુર પ્રત્યે મોકલાવે છે; પછી યોગ્ય સમયે પીપલાણા પધારી કુમારજીત બ્રાહ્મણને લોજ પ્રત્યે સમાચાર આપવા મોકલે છે

**શ્રી રામાનંદ સ્વામી કહે છે :-** ‘હે ભક્તો ! તમારું કલ્યાણ કરનારું **હિતનું વચન** તમોને હું કહું છું. તમો સર્વે મારા આશ્રિતો સ્થિર મનવાળા થઈને મારું વચન સાંભળો. (૧) સર્વ કારણના પણ કારણ અને સર્વ થકી પર જે અક્ષર તેથી પણ પર જે પ્રત્યક્ષ પુરુષોત્તમ અવતારી છે; (૨) તે જ અસંખ્ય જનોના આત્યંતિક શ્રેય કરવા માટે અને અધર્મનો નાશ કરવા માટે, તેમજ ધર્મનું સ્થાપન કરવા માટે, પૃથ્વી ઉપર વિચરણ કરતા થકા બ્રહ્મચારી સ્વરૂપે તપોનિધિ, લોજ નગરમાં પધાર્યા છે. ત્યાં મુક્તાનંદ વગેરે સંતોએ પ્રાર્થના કરીને હર્ષથી તેમને રાખ્યા છે. (૩-૪) હે ભક્તો ! મેં ઈષ્ટદેવ તરીકે ઉપાસના કરેલ જે **શ્રીકૃષ્ણ** જેનું હું ધ્યાન કરું છું, તેમનાથી પણ આ પર છે. (તેના પણ કારણ છે.) એમનાથી પર કોઈ નથી. (૫)

હાલમાં કળિયુગના બળથી વૃદ્ધિ પામેલા અસુરાંશ ગુરુઓના સમૂહો અને તેવા જ તેમના શિષ્યોથી વ્યાપ્ત પૃથ્વીમાં, હે જનો ! (૬)

મેં મહાપ્રયત્નથી, આ **સંપ્રદાય**નું અલ્પમાત્ર **પ્રવર્તન** કર્યું છે. તે તો જેમ શુભ કાર્યમાં ગણેશનું સ્થાપન કર્યું હોય, તેમ કર્યું છે. (૭) આ વર્ણી તો પોતાના પ્રતાપથી આ શુભ સંપ્રદાયને આ પૃથ્વી ઉપર સમુદ્ર પર્યન્ત પ્રવર્તાવશે. એવા એ સમર્થ છે. (૮) આ વર્ણી મારા સર્વ સંકલ્પો નિશ્ચય પૂરા કરશે. મારાથી પણ જે કાર્ય અસાધ્ય છે, તે તેઓ સમગ્ર રીતે સંપૂર્ણ કરશે. (૯) પોતાના આશ્રિત ભક્ત સમૂહને સાધન વિના જ સમાધિ કરાવીને, પોતાનો સર્વોપરી ભાવ તથા ઐશ્વર્ય દયાથી જણાવશે. (૧૦)

---

★ ‘पत्रोत्तरेण च’ इति ( ब ) पाठान्तरम् ।

भक्ताः सभाया एतस्याः सहस्राधिक्यसंयुता । सभा त्वस्य पुरः पुण्या भवितैवातिशोभना ॥११॥ अत्र ये सन्ति दैत्यांशा देशिकाश्च महीभुजः । तेषां शिष्यास्तथैवाऽन्ये भूयांसो मतवादिनः ॥१२॥ यास्यन्ति नूनं ते सर्वे प्रतापेऽस्यातिलीनताम् । खद्योतकान्तयो भास्वत्तेजसीव समग्रतः ॥१३॥ यदा सहस्रशः सद्भिः पार्षदैश्चाश्वसादिभिः । अयं चरिष्यति क्षोण्यां सम्प्रदायं प्रवर्त्तयन् ॥१४॥ तदाऽस्याश्वखुरक्षुण्णै रजोभिर्मरुतेरितैः । मतवादिगणाः सर्वे भविष्यन्ति क्षतौजसः ॥१५॥ अस्यैवोरुप्रतापेन विनष्टाखिलपौरुषाः । कामक्रोधादिशार्दूलविदीर्णवपुषो हि ते ॥१६॥ इह स्थानेष्वलक्ष्येषु दस्युसेव्येषु भीतितः । स्थास्यन्ति गह्वरेष्वर्के घूकाः सर्व इवोदिते ॥१७॥ औद्धवीयमिमं शुद्धं सम्प्रदायं तदा क्षितौ । एतत्प्रवर्त्तितं सर्वसम्प्रदायशिरोमणिम् ॥१८॥ असङ्ख्याः संश्रयिष्यन्ते देहिनो भवमुक्तये । अत्र लोके हि कोऽप्येनं जेतुं शक्ष्यति नेश्वरम् ॥१९॥

नानामताश्रितानेव कारयित्वाऽयमोजसा । जनान् सहस्रशः सद्यः समाधिं चापि दुर्लभम् ॥२०॥ स्वस्वेष्टदेवतावीक्षां कारयिष्यति तत्र वै । स्वमतानि तदा हित्वा ते भजिष्यन्ति तं श्रिताः ॥२१॥ अहं तु संश्रितानल्पान् समाधिं चाधिकारिणः । कारयामि त्वयं जीवानसंख्यांस्तं विधास्यति ॥२२॥ तदा विधास्यते नायं पात्रापात्रविचारणाम् ।

---

હે ભક્તો ! આ સભાથી હજાર ગણી વધારે અતિ શોભાયમાન, પાવનકારી **સભા** એમની આગળ થશે. (૧૧) આ લોકમાં જે દૈત્યાંશ ગુરુઓ તથા રાજાઓ છે, તેમજ તેમના શિષ્યો અને તેવાજ બીજા ઘણાં મતવાદીઓ જે છે તે સર્વે આ વર્ણીના પ્રતાપમાં, સૂર્યના તેજમાં જેમ સમગ્ર ખદ્યોતની કાંતિ લીન થાય છે તેમ, સર્વથા લીન થશે. (૧૨-૧૩)

જ્યારે હજારો સાધુ, પાર્ષદ, તથા ઘોડેસ્વારોની સાથે આ વર્ણી પૃથ્વી ઉપર આ સંપ્રદાય પ્રવર્તાવવા વિચરણ કરશે (૧૪) ત્યારે આ વર્ણીના ઘોડાની ખરીથી ખોદાયેલી અને પવને ઉડાડેલી રજકણોથી, સર્વ મતવાદીઓના સમૂહનું બળ ક્ષીણ થશે. (૧૫)

આ વર્ણીના મહાપ્રભાવથી કામ, ક્રોધ મુખ્ય છે જેમાં એવા લોભ, સ્નેહ, માન, મત્સરાદિ રૂપી વ્યાઘ્રોએ વિદારણ કર્યાં છે, શરીરો જેમનાં એવા, સર્વ મતવાદી સમૂહોનું પુરુષાતન નષ્ટ થઈ જશે. (૧૬) અને તેઓ ભયથી કોઈ ન જોઈ શકે તેવી, ચોરોએ આશ્રય કરવા યોગ્ય ગુફાઓમાં; જેમ સૂર્યનારાયણ ઉદય પામે ત્યારે સર્વ ઘુવડો સંતાઈને રહે તેમ, રહેશે. (૧૭) ત્યારે પૃથ્વીમાં આ વર્ણીએ પ્રવર્તાવેલો; સર્વ સંપ્રદાયોમાં શિરોમણી આ શુદ્ધ ઉદ્ધવ સંપ્રદાયનો આલોકમાં અસંખ્ય જનો, સંસૃતિના બંધનથી મુક્તિ માટે, આશ્રય કરશે. તે ઈશ્વરને જીતવા માટે કોઈ પણ સમર્થ નહીં થાય. (૧૮-૧૯)

આ વર્ણી નાના પ્રકારના મતોને આશ્રેલા હજારો મનુષ્યોને પોતાના પ્રતાપથી દુર્લભ સમાધિ, પોતાના દર્શન માત્રથી જ, કરાવીને (૨૦) પોતપોતાના ઈષ્ટદેવનાં દર્શન સમાધિમાં કરાવશે. ત્યારે તે સર્વે પોતપોતાના મતનો ત્યાગ કરીને, આ વર્ણીનો જ આશ્રય કરીને, તેમને જ નિશ્ચય ભજશે. (૨૧)

(**નનુ**-સમાધિ તો તમો પણ કરાવો છો. તો તમારાથી શું વધારે છે ?) હે ભક્તો ! હું તો કેવળ મારા આશ્રિતોને, તેમાં પણ થોડાઓને, અને તેમાં પણ અધિકારીને જ અને તે પણ વળી ઘણા કાળે, સમાધિ કરાવું છું. આ વર્ણી તો આશ્રિત તથા અનાશ્રિત, અધિકારી તથા અનધિકારી, એવા અસંખ્ય જીવોને તત્કાળ સમાધિ કરાવશે. (૨૨) ત્યારે આ વર્ણી, વર્ષાઋતુમાં

वर्षाकाले हि सर्वत्र वर्षन्निव पयोधरः ॥२३॥ ज्ञात्वा मदीयान् वः सर्वान् समाधावयमच्युतः । सर्वोत्तमं निजैश्वर्य्यं दयया दर्शयिष्यते ॥२४॥ तदा यूयं हि सामर्थ्यं ★[१]मंस्यध्वेऽस्याग्र एव मे । तारकाणामिव ज्योतिः सचन्द्राणां पुरो रवेः ॥२५॥ एवमाद्यानि बहुशः सन्त्यैश्वर्य्याणि सद्गुणाः । एतस्मिन्नहमेवान्तं तेषामन्येऽपि नाप्नुयुः ॥२६॥ एतल्लिखितपत्रस्य वीक्षयैव मया तथा । युष्माभिर्दृष्टमैश्वर्य्यं नूनमस्येच्छयाऽद्भुतम् ॥२७॥ तस्मात् सर्वावताराणां कारणं पुरुषोत्तमम् । सर्वोपर्य्येव सर्वज्ञं जानीतैनमधीश्वरम् ॥२८॥

श्रीशुकानन्द उवाच - **एवमुक्त्वा महाप्राज्ञः श्रीरामानन्दसद्गुरुः । तदीयसद्गुणादीनां प्रशंसां बहुधा व्यधात् ॥२९॥ तां निशम्य सदस्यास्ते भक्ताः सुन्दरजिन्मुखाः । तद्वार्त्तासक्तमनसो विस्मयं परमं ययुः ॥३०॥**

**विदधे सद्गुरुर्यावत् स वार्त्तामित्युदारधीः । सदःस्थानां स्वकीयानां भक्तानां विस्मयावहाम् ॥३१॥ एतस्मिन्नन्तरे तस्य भक्तो लालजिदाह्वयः । शेषपाटाभिधग्रामात् तत्रायात्तद्दिदृक्षया ॥३२॥ तत्र सुन्दरजिद्भक्तगृहे स्वाश्रितसंसदि । ★[२]मुमुदे तं स्थितं दृष्ट्वा द्रव्यराशिमिवाधनः ॥३३॥ ततो दयार्द्रया दृष्ट्या स पश्यन् करुणानिधिः । कुत आगत एवं तमप्राक्षीत् स्वेक्षणोत्सुकम् ॥३४॥ इत्थं तद्वाक्यपीयूषपाननिर्वृतमानसः । तं जगादेति स प्रीत्या प्राञ्जलिर्भक्तवत्सलम् ॥३५॥**

---

જેમ મેઘ સર્વ ઠેકાણે વર્ષે છે તેમ, પાત્ર અપાત્રનો વિચાર કર્યા વિના, સમાધિ કરાવશે. (૨૩) અચ્યુત આ વર્ણી, તમો સર્વને મારા જાણીને, દયાવડે સમાધિમાં પોતાનું સર્વોત્તમ ઐશ્વર્ય બતાવશે. (૨૪) તે સમયે તમો એમની આગળ મારું સામર્થ્ય, સૂર્યની આગળ ચંદ્રમા સહિત તારાઓનું તેજ જેમ હોય, તેમ માનશો. (જાણશો.) (૨૫)

આ વર્ણીમાં આ પ્રમાણે ઘણું ઐશ્વર્ય તથા સદ્‌ગુણો છે. તેમનો અંત હું તથા બીજા કોઈ પણ પામી શકીએ નહીં. (ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રિકાળમાં એમના ગુણ ઐશ્વર્યાદિનો પાર કોઈ પણ પામી શકે નહીં,) એવા એ છે. (૨૬) એમના લખેલા પત્રના દર્શન માત્રથી જ, મેં તથા તમોએ એમની ઈચ્છાથી, અદ્‌ભુત ઐશ્વર્ય નિશ્ચય જોયું. (૨૭) તેથી અધીશ્વર, સર્વજ્ઞ, એમને સર્વાવતારોના કારણ પુરુષોત્તમ સર્વોપરી જ જાણો.' (૨૮)

એમ કહીને મહા પ્રાજ્ઞ **શ્રી રામાનંદ** સદ્‌ગુરુ, વર્ણીના સદ્‌ગુણાદિની પ્રશંસા બહુ પ્રકારે કરવા લાગ્યા. (૨૯) સભામાં બેઠેલા અને તેમની વાર્તામાં આસક્ત મનવાળા સુંદરજીત આદિ ભક્તો શ્રી રામાનંદ સ્વામીએ કરેલી વર્ણીના ગુણની પ્રશંસા સાંભળીને પરમ વિસ્મય પામ્યા. (૩૦)

ઉદાર બુદ્ધિવાળા સદ્‌ગુરુ રામાનંદ મુનિ, આ પ્રમાણે સભામાં બેઠેલા ભક્તોને વિસ્મય પમાડે તેવી વાતો કરે છે તેટલામાં. (૩૧) **લાલજી** નામના શ્રીરામાનંદ મુનિના શિષ્ય શેખપાટ ગામથી રામાનંદ સ્વામીના દર્શન કરવાની ઈચ્છાથી, ભુજ નગરમાં શ્રીરામાનંદ સ્વામી પાસે આવ્યા. (૩૨) ભુજ નગરમાં સુંદરજીત ભક્તના ઘરમાં, પોતાના આશ્રિતોની સભામાં, શ્રીરામાનંદ મુનિને જોઈને, દ્રવ્યના ઢગલાને જોઈને જેમ દરિદ્ર રાજી થાય તેમ, તે પ્રસન્ન થયા. (૩૩) પછી કરુણાનિધિ, શ્રીરામાનંદ મુનિ દયાર્દ્ર દૃષ્ટિથી તે ભક્તને જોઈને, હે ભક્ત ! કયા સ્થાનથી આવ્યા ? આ પ્રકારે પોતાના દર્શનમાં ઉત્કંઠાવાળા, લાલજી ભક્તને પૂછતા હતા. (૩૪)

રામાનંદ મુનિના સુધાસમ શબ્દોના પાનથી જેમનું મન હર્ષિત થયું છે એવા લાલજી ભક્ત હાથ જોડીને ભક્તવત્સલ શ્રીરામાનંદ મુનિ પ્રત્યે પ્રીતિપૂર્વક આ પ્રમાણે બોલ્યા. (૩૫)

---

★१. ''मंस्यथास्याग्र एव मे'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।
★२. ''तं मुमोद स्थितम्०'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् । ('मुद हर्षे' धातोः आत्मनेपदित्वात् मुमुदे इत्येव रूपं साधु ।)

आगतोऽस्म्यत्र मद्ग्रामात्त्वद्वीक्षार्थमहं गुरो । स इत्थं तद्वचः श्रुत्वा वाक्यमेवं तमब्रवीत् ॥३६॥ आगतो लोजनगरे साम्प्रतं सत्तपोनिधिः । भक्तवर्य्य महत्प्रार्थ्यसद्गुणः कश्चिदद्भुतः ॥३७॥ तस्य पुण्यावलोकस्य दर्शनाय महौजसः । प्रयातो न कुतस्तत्र कथमत्रागतो भवान् ॥३८॥ सर्वातिरिक्तफलदं शान्तिदं तस्य दुर्लभम् । वीक्षणं तु सुरेन्द्राद्यैर्मयाऽपि प्रार्थ्यते भृशम् ॥३९॥ इति श्रुत्वा स तद्वाक्यं विस्मयाविष्टमानसः । सद्गुरुं तं जगादेत्थं तस्य तत्त्वबुभुत्सया ॥४०॥

यं स्वयं श्लाघतेऽत्यन्तं भवानेवं जगद्गुरुः । सदृशः सोऽस्ति किं स्वामिन् मुक्तानन्दादिसज्जनैः ॥४१॥

श्रीरामानन्द उवाच - **भक्तप्रवर तस्याग्रे किं ते सर्वेऽपि साधवः । स त्वप्रतिम एवाऽस्ति शीलैश्वर्यगुणादिभिः ॥४२॥ स इत्याकर्ण्य तं भूयः पप्रच्छेति मुदान्वितः । गुणधाम्ना त्वया स्वामिन् किं नु तुल्यः स विद्यते ॥४३॥ अथाब्रवीत् स तं चेत्थं सद्गुरुस्तस्य तत्त्ववित् । अहमप्यसमानस्य किं पुरस्तस्य★[१] सत्पतेः ॥४४॥ ततोऽप्राक्षीत् स तं भूयः स तुल्यः कपिलेन किम् । दत्तात्रेयेण हरिणा ऋषभेणाऽथवा समः ॥४५॥**

'હે ગુરો હું તમારી પાસે તમારાં દર્શન કરવા માટે મારા ગામથી આવ્યો છું,' આવું વચન સાંભળીને **રામાનંદ મુનિ** લાલજી ભક્તને કહેવા લાગ્યાઃ (૩૬)

'હે ભક્તવર્ય ! હાલમાં લોજનગરમાં, મહાપુરુષોએ સંપ્રાર્થના કરવા યોગ્ય શ્રેષ્ઠ ગુણોવાળા, અદ્ભુત, સત્ તપોનિધિ (તપના આશ્રયથી સનાતન સત્ય સ્વરૂપ-બ્રહ્મ-પરબ્રહ્મનું જ્ઞાન થાય છે. એ 'સત્' શબ્દનો ભાવાર્થ છે. એવા તપોનિધિ) આવ્યા છે. (૩૭) (હંમેશાં દાનક્ષેત્રોમાં એવા ઘણા તપસ્વીઓ આવે છે તેનાથી શું ?) સુકૃતને ઉત્પન્ન કરનાર છે દર્શન જેમનાં એવા, મહાપ્રતાપશાળી તપસ્વીનાં દર્શન કરવા માટે તમો લોજનગરમાં કેમ ન ગયા ? અહીં કેમ આવ્યા ? (આવા તપસ્વીનાં દર્શનનો ત્યાગ કરીને શ્રેયસ્કામવાળાઓએ બીજે જવું ન જોઈએ.) (૩૮)

(**શંકાઃ-** પુરુષાર્થ સિદ્ધ કરનારા તમારા દર્શનનો ત્યાગ કરીને ત્યાં તેમના દર્શનથી અમોને અધિક લાભ કયો છે ? - ત્યાં કહે છેઃ) મારા તેમજ સમગ્ર દેવાદિના દર્શનથી અત્યધિક ફળ આપનારા, વર્ણિરાજના દર્શન તો દુર્લભ છે. તે તો દેવેન્દ્રોએ તથા મારે પણ અત્યંત પ્રાર્થનીય છે.' (૩૯)

**લાલજી ભક્ત** શ્રી રામાનંદ સ્વામીનું આવું વચન સાંભળીને, વિસ્મિત મનવાળા થયા. વર્ણીના સ્વરૂપને જાણવાની ઈચ્છાથી શ્રીરામાનંદમુનિને પૂછવા લાગ્યાઃ (૪૦)

હે સ્વામિન્ ! જગદ્ગુરુ તમો આ પ્રકારે જેને અત્યંત વખાણો છો તે વર્ણી મુક્તાનંદાદિક સંતો જેવા છે કે શું ? (૪૧)
**શ્રીરામાનંદમુનિ બોલ્યા** : હે ભક્ત પ્રવર ! વર્ણીની આગળ તો કોઈ કંઈ નથી. સ્વભાવ-ઐશ્વર્ય-ગુણો વગેરેથી વર્ણી તો અનુપમ જ છે.' (૪૨)

લાલજી ભક્ત આ પ્રકારે શ્રીરામાનંદ સ્વામીનું વચન સાંભળીને, હર્ષે સહિત ફરીથી શ્રીરામાનંદ સ્વામીને પૂછવા લાગ્યા. 'હે સ્વામિન્ ! આ વર્ણી, ગુણોના સ્થાનભૂત તમારા તુલ્ય છે કે શું ?' (૪૩)

પછી વર્ણીને યથાર્થ જાણનારા સદ્ગુરુ શ્રીરામાનંદમુનિ, **'સાધુજનોના એક નાથ, અનુપમ એવા તે વર્ણી આગળ હું પણ સૂર્યની આગળ ખદ્યોતની માફક છું.'** આ પ્રકારે લાલજી ભક્તને કહેતા હતા. (૪૪)

પછી લાલજીભક્ત ફરીથી સદ્ગુરુને પૂછવા લાગ્યા. 'હે સ્વામિન્ ! વર્ણી કપિલમુનિના સમાન છે કે શું ? અથવા દત્તાત્રેય ભગવાનની તુલ્ય છે કે શું ? કે ઋષભદેવ સમાન છે કે શું ?' (૪૫)

★१. ''पुनस्तस्य'' इति (ब) पाठान्तरम् ।

रामचन्द्रेण किं तुल्यो वर्त्तते स महामुने । स प्राहेत्यथ तेभ्योऽपि विद्यते स भृशं वरः ॥४६॥ स तं पुनरथाप्राक्षीदित्थं विस्मितमानसः । अस्माकमिष्टदेवेन स किं कृष्णेन सन्निभः ॥४७॥ स इत्यथावदद् भक्तं मत्तः कृष्णो यथाधिकः । तथाऽत्यधिक एवेशाात् तस्मादपि स विद्यते ॥४८॥ सर्वेषामवताराणां कारणं च परात्परः । सोऽप्राकृतगुणैश्वर्यो विद्यते पुरुषोत्तमः ॥४९॥ ब्रह्मरूपैरप्युपास्यो मुक्तैरक्षरसञ्ज्ञितैः । कारणं सर्वहेतूनां सर्वसाक्षी सनातनः ॥५०॥

क्षराऽक्षरनियन्तैव परमात्मा निरञ्जनः । निरस्तसाम्य ईशेशः सोऽस्ति नूनमितीयताम् ॥५१॥

श्रीशुकानन्द उवाच - **एवं तद्वाक्यमाकर्ण्य स प्रीतो निश्चिकाय तम् । हेतुमेवावताराणां सर्वकारणकारणम् ॥५२॥ तं गुरुं लोजनगरं ततः प्रस्थातुमुद्यतम् । संप्रार्थ्यावासयंस्तत्र कंचित् कालं तदाश्रिताः ॥५३॥ ततः सान्त्वयितुं स्वामी मुक्तानन्दं तथा हरिम् । तेनैव प्रैषयत् पत्रं तत्पत्रोत्तरगर्भितम् ॥५४॥ सप्तमेऽह्नि स तत् प्राप्य पुरं तत्र निजाश्रमे । मुक्तानन्दाय तत् पत्रं सभायामदिशन्नृप ॥५५॥ वाचयित्वा स तत् साधून् सर्वांश्चेत्याह तं हरिम् । अचिरं पिप्पलग्रामं सद्गुरुर्नूनमेष्यति ॥५६॥**

---

હે મહામુને ! તે વર્ણી રામચંદ્રની તુલ્ય છે કે શું ? આવી રીતે લાલજી ભક્તનું વચન સાંભળ્યા પછી, રામાનંદમુનિએ તે ભક્તને કહ્યું કે 'વર્ણી તો કપિલ, દત્તાત્રેય, ઋષભદેવ, રામચંદ્ર વગેરેથી પણ અતિશય શ્રેષ્ઠ છે.' (૪૬)

પછી આશ્ચર્યયુક્ત મનવાળા **લાલજી ભક્ત** શ્રીરામાનંદ સદ્‌ગુરુને ફરીથી પૂછતા હતા. 'હે ગુરો ! વર્ણી આપણા ઈષ્ટદેવ શ્રીકૃષ્ણ સમાન છે કે શું ?' (૪૭)

પછી **રામાનંદમુનિ** કહેવા લાગ્યા : **'હે ભક્ત ! મારાથી જેમ શ્રીકૃષ્ણ અધિક છે, તેમ ઈશ્વર એવા શ્રી કૃષ્ણથી આ વર્ણી અતિ અધિક છે.'** એમ તે ભક્તને કહેતા હતા. (૪૮) 'હે ભક્ત ! આ વર્ણી સર્વ અવતારોના કારણ, પરાત્પર, અપ્રાકૃત ગુણ-ઐશ્વર્યવાળા પુરુષોત્તમ છે. (૪૯) અક્ષરબ્રહ્માત્મ ભાવને પામેલા અક્ષર સંજ્ઞાવાળા મુક્તોએ પણ ઉપાસના કરવા યોગ્ય; સર્વ કારણોના કારણ, સર્વના અંતર્યામી, સનાતન, (૫૦) ક્ષર અને અક્ષરના નિયંતા તથાપિ નિરંજન, પરમાત્મા, નિરસ્તસામ્ય, ઈશ્વરોના ઈશ્વર, આ વર્ણી છે. આ પ્રકારે નિશ્ચય તમો જાણો.' (૫૧)

લાલજી ભક્તે શ્રી રામાનંદસ્વામીનું આવું વચન સાંભળીને પ્રસન્ન થઈને, વર્ણી સર્વાવતારોના એક કારણ છે, એ પ્રકારે નિશ્ચય કર્યો. (૫૨)

પછી લોજનગર જવા માટે તૈયાર થયેલા શ્રીરામાનંદમુનિને તેમના આશ્રિતોએ પ્રાર્થના કરી થોડા દિવસો સુધી ભુજનગરમાં નિવાસ કરાવ્યો. (૫૩) પછી સદ્‌ગુરુશ્રી રામાનંદસ્વામીએ મુક્તાનંદમુનિ તથા વર્ણિવેશ શ્રીહરિકૃષ્ણને શાંતિ કરવા માટે (જે પ્રકારે વર્ણી ત્યાં રહે તેવું સાંત્વન આપવા માટે) શ્રીહરિ તથા મુક્તાનંદમુનિના પત્રોના **પ્રત્યુત્તર** લખીને મયારામ ભટ, જે પત્ર લાવ્યા હતા તેમની સાથે જ પ્રત્યુત્તરનો **પત્ર** મોકલ્યો. (૫૪)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! મયારામ વિપ્રે, સાતમે દિવસે લોજપુરમાં જઈને રામાનંદ સ્વામીના આશ્રમમાં મુક્તાનંદ સ્વામીને તે પત્ર સભામાં આપ્યો. (૫૫)

મુક્તાનંદમુનિએ તે પત્ર સાધુઓને તથા શ્રીહરિને વંચાવીને કહ્યું, 'હે સંતો ! સદ્‌ગુરુ શ્રીરામાનંદ મુનિ થોડા વખતમાં પીપલાણા ગામમાં જરૂર આવશે. (૫૬)

आह्वयिष्यति तत्रास्मान् स इहास्त्युत्तरं शुभम् । तन्निशम्य हरिः सर्वे साधवश्च मुदं ययुः ॥५७॥ ततः प्रतीक्षमाणास्ते रामानन्दस्य सद्गुरोः । तत्रागमं तदीयेक्षालालसाश्चावतस्थिरे ॥५८॥ दिनानि कतिचित् स्वामी स्थित्वा तत्र पुरे ततः । आययौ पिप्पलग्रामं हर्याकृष्टमनस्तया ॥५९॥ स ततो लोजनगरं प्रैषयद्विप्रमाश्रितम् । सद्यः कुमारजित्सञ्ज्ञमाह्वातुं सर्वसज्जनान् ॥६०॥ स तत् प्राप्याह तानित्थमाहूताः स्वामिना द्रुतम् । यूयमेवं वचः श्रुत्वा सज्जाश्चासन्मुदाऽऽशु ते ॥६१॥

श्रीनीलकण्ठेन सह प्रयातास्ते साधवश्चैकदिनेन सर्वे । ऊर्जस्वतीसत्सरितः परस्मिंस्तीरे स्थितं ग्राममुपाविशंस्तम् ॥६२॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीरामानन्दस्वामिवर्णितश्रीहर्यैश्वर्य्यादिनिरूपणनामाऽष्टपञ्चाशत्तमोऽध्यायः ॥५८॥

---

પછી તેઓશ્રી ત્યાં આપણને બોલાવશે.' એવો પ્રત્યુત્તર ત્યાંથી અહીં આવેલા આ પત્રમાં છે. તે સાંભળીને શ્રીહરિ તથા સર્વે સાધુઓ આનંદ પામ્યા. (૫૭) પછી રામાનંદ સદ્‌ગુરુની પીપલાણા ગામમાં આવવાની પ્રતીક્ષા કરતા મુક્તાનંદાદિ સર્વે, શ્રી રામાનંદ સદ્‌ગુરુના દર્શનની અભિલાષાવાળા થઈને રહ્યા. (૫૮)

રામાનંદમુનિ ભુજનગરમાં કેટલાક દિવસો રહ્યા. પછી શ્રીહરિએ જેમનું મન પોતા પ્રત્યે ખેંચી લીધું છે એવા થકા **પીપલાણા** ગામમાં આવ્યા. (૫૯) રામાનંદમુનિએ પીપલાણા ગામથી તત્કાળ **કુમારજી** બ્રાહ્મણને સર્વ સાધુઓને બોલાવવા માટે લોજનગર મોકલ્યા. (૬૦)

કુમારજી બ્રાહ્મણે ત્યાં જઈને સાધુઓને કહ્યું, 'હે સંતો ! તમોને સ્વામીએ પીપલાણા તુરતજ બોલાવ્યા છે.' આવું વચન સાંભળીને **મુક્તાનંદાદિ સંતો** હર્ષપૂર્વક જવા માટે તત્કાળ તૈયાર થયા. (૬૧) તે સર્વ સાધુઓ પણ નીલકંઠની સાથે એક જ દિવસમાં ઓજસ્વતી નામની શુભ નદીના સામે કાંઠે આવેલા પીપલાણા ગામમાં પહોંચ્યા. (૬૨)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીરામાનંદ સ્વામીએ વર્ણન કરેલ શ્રીહરિનું ઐશ્વર્યાદિ નિરૂપણ' નામે અઠ્ઠાવનમો અધ્યાય સંપૂર્ણ. (૫૮)



## ॥ अथैकोनषष्टितमोऽध्यायः ॥

**( नवपञ्चाशत्तमे तु हरिस्वामिसमागमे । मिथोऽस्त्युक्तो महानन्दस्तथैश्वर्यं हरेः परम् ॥१॥**
**सत्सङ्गोद्धावकः स्वामी तत्पोष्टा तत्प्रवर्धनः । हरिस्तौ जयतां स्वीयाश्रितमुक्तिविधायिनौ ॥२॥**
**धन्यः स्वामी हरिर्धन्यो रघुवीरश्च तत्सुतः । धन्यो धन्यं चरन् मैते धन्यान् कुर्वन्तु मच्छ्रितान् ॥३॥ )**

श्रीशुकानन्द उवाच - **तत्राथ तं ते नरसिंहनाम्नो विप्रस्य गेहे स्वसमाश्रितानाम् । स्थितं महत्यां ददृशुः सभायां सिंहासने स्वर्च्चितमात्मभक्तैः ॥१॥ चन्द्राननं पुष्टसुगौरगात्रमाजानुबाहुद्वयमन्दहासम् । आनन्दयन्तं स्वजनानशेषान् दयार्द्रनेत्रं मुनयोऽनमंस्तम् ॥२॥ अथोद्यतोऽभून्नमनाय यावद्धरिर्नृनाट्याद् द्रुतमेव तावत् । गुरुर्गृहीत्वा तमुदुह्य पाण्योः स सस्वजे सादरमेव धार्मिम् ॥३॥ तदाऽतिहर्षाश्रुपरीतनेत्रौ बभूवतुस्तौ पुलकाञ्चिताङ्गौ । महामुनिश्चाथ पतिर्मुनीनामलौकिकं सौख्यमुभावयाताम् ॥४॥**

**स्वामी गृहीत्वाऽथ हरिं करेण न्यषादयत्सादरमात्मपार्श्वे । मुहूर्त्तमन्योऽन्यमथेक्षमाणावास्तां च तौ निर्निमिषाक्षियुग्मौ ॥५॥ सद्गुरुश्च हरिरित्युभौ तदा रेजतुर्भृशमवाप्य सङ्गमम् । भक्तलोचनमहोत्सवप्रदौ यामिनीपतिदिनेश्वराविव ॥६॥ श्वेतनीलरमणीयविग्रहौ तौ परस्परविलोकनोत्सुकौ । ऊहतुः श्रियमवेक्षणोचितां जाह्नवीतरणिजाप्रवाहयोः ॥७॥**

---

## અધ્યાય : ૫૯

## પીપલાણામાં સદ્. શ્રી રામાનંદસ્વામી તથા શ્રીહરિના મેળાપમાં બંનેને પરસ્પર થયેલો મહાઆનંદ તથા સભામાં એક અજાણ્યા યોગીને થયેલી સમાધિ દ્વારા શ્રીહરિના પરમ અદ્‌ભુત ઐશ્વર્યનું નિરૂપણ.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) લોજપુરથી આવેલા **સર્વે,** પીપલાણા ગામમાં નરસિંહ નામના વિપ્રને ઘેર પોતાના આશ્રિતોની મોટી સભામાં સિંહાસનમાં બેઠેલા, પોતાના ભક્તોએ પૂજેલા, શ્રી રામાનંદમુનિના દર્શન કરવા લાગ્યા. (૧) ચંદ્રવત્ આહ્‌લાદકારી મુખવાળા, પુષ્ટ અને સુંદર ગૌરવર્ણ યુક્ત શરીરવાળા, આજાન બાહુ, મંદ હાસ્યવાળા, પોતાના સમગ્ર જનોને આનંદ પમાડતા, દયાર્દ્ર નેત્રવાળા, શ્રીરામાનંદમુનિને મુક્તાનંદાદિક સાધુઓ **સાષ્ટાંગ પ્રણામ** કરવા લાગ્યા. (૨)

મનુષ્ય નાટ્ય ધારણ કરતા **શ્રીહરિ** જ્યાં રામાનંદ મુનિને સાષ્ટાંગ નમસ્કાર કરવા માટે તત્પર થયા, તેટલામાં તત્કાળ શ્રી રામાનંદ સ્વામી શ્રીહરિને બન્ને હસ્તોથી ઉંચકી લઈને આદરપૂર્વક ભેટ્યા. (૩) બન્ને દિવ્ય પુરુષો પરસ્પર મળ્યા. તે સમયે રોમાંચિત થયેલા બન્ને જણને અતિ હર્ષથી નેત્રોમાં આંસુ આવી ગયાં. પછી મુનિઓના પતિ શ્રી રામાનંદ સ્વામી અને મહામુનિ શ્રીહરિ બન્ને **અલૌકિક આનંદ** પામ્યા. (૪)

પછી શ્રી રામાનંદ સ્વામીએ શ્રીહરિનો હાથ પકડીને, તેમને આદરપૂર્વક પોતાને પડખે બેસાડ્યા. પછી બન્ને બે ઘડી સુધી નિર્નિમેષ દૃષ્ટિથી એક બીજાને જોવા લાગ્યા. (૫) તે સમયે ભક્તોના નેત્રોને મહા આનંદ કરનારા રામાનંદ સ્વામી તથા શ્રીહરિ બન્ને જણ પરસ્પર મળીને રાત્રિના પતિ ચંદ્રમા તથા દિવસના પતિ સૂર્ય જેમ શોભે તેમ અત્યંત શોભતા હતા. (૬) પરસ્પર દર્શનના ઉત્સાહવાળા, ગૌરવર્ણવાળા (રામાનંદ સ્વામી) તથા શ્યામ વર્ણવાળા (શ્રીહરિ) રમણીય શરીરવાળા, રામાનંદ સ્વામી તથા હરિકૃષ્ણ બન્ને, અત્યંત દર્શન કરવા યોગ્ય ગંગા તથા યમુનાના પ્રવાહની શોભાની જેમ, શોભવા લાગ્યા. (૭)

इन्द्रनीलमणिसन्निभैस्तथा मौक्तिकोच्चयनिभैरभीषुभिः । रेजतुश्छुरितविग्रहौ मिथस्तौ गताविव तदैकवर्णताम् ॥८॥
सञ्चयेन हरिदिव्यरोचिषां तस्य संवलितमुज्ज्वलं वपुः । सान्द्रतोज्झितपयोदमण्डले चन्द्रबिम्बमिव चातिदिद्युते ॥९॥
प्रेमनिर्भृतदृशा परस्परप्रेक्षणं विदधतोस्तयोस्तदा । लोचनानि दधुरीक्षणोचितां फुल्लनूतनसरोरुहश्रियम् ॥१०॥
नैष्ठिकेन्द्रशुभवेषनाटनं बिभ्रतं बहुतपःकृशाकृतिम् । मूर्त्तिमत्तप इवोरुतेजसं शान्तिधाम कमनीयविग्रहम् ॥११॥ तं
विलोक्य हि गुरोस्तथा सतां तच्छ्रिताऽखिलगृहस्थदेहिनाम् । विग्रहेषु न ममुर्मुदस्तदा शर्वरीशमिव वीक्ष्य नीरधेः
॥१२॥ पूर्णशारदनिशेशतर्ज्जनस्मेरचारुवदनातिभास्वरः । आजहार स मनांसि पश्यतां शान्तपावनमनोहराकृतिः
॥१३॥

शुद्धकाञ्चनपरिस्फुरज्जटाकान्तिविच्छुरितवक्त्रमण्डितः । कैसरोर्ध्वतिलकान्तरोल्लसद्वृत्तकुङ्कुमवरेन्दुसुन्दरः
॥१४॥ द्योतमाननखसन्मणिप्रभाराजिताङ्गुलिकराङ्घ्रिशोभनः । शान्तभूरि-करुणार्द्रलोचनो
भासुरभ्रकुटिकर्णनासिकः ॥१५॥ बिम्बपल्लवसुविद्रुमश्रियं तर्ज्जयन्नतिवराधरश्रिया ।
दक्षिणेतरमनोहरश्रवोमध्यनीलपृथुबिन्दुराजितः ॥१६॥ नासिकान्तिकगतं सुमङ्गलं दक्षगण्डनिलयं मनोहरम् ।
आदधत्तिलकलक्ष्म सद्गले वृन्दिकाणुमणिमालिकाद्वयम् ॥१७॥

---

ઈન્દ્ર નીલમણિઓની સમાન તથા મોતીઓના સમુદાયની સમાન, એક બીજાની કાંતિથી પરસ્પર વ્યાપ્ત શરીરવાળા બન્ને તે વખતે જાણે એકત્વ ભાવને પામ્યા હોય ને શું ? એમ (બન્નેની કાંતિના મળવાથી સર્વ પ્રકારે ગંગા યમુનાનો સંગમ જેમ શોભે છે તેમ; સ્ફટિક મણિ તથા નીલમણિની કાંતિના મળવાથી કોઈ એક પ્રકારનો વર્ણ ઉત્પન્ન થાય છે તેમ) શોભતા હતા. (૮) શ્રીહરિની દિવ્ય કાંતિના સમુદાયથી મિશ્રિત શ્રી રામાનંદ સ્વામીનું ઉજ્જ્વળ શરીર, આછા શ્યામ મેઘમંડળમાં ચંદ્રમાનું બિંબ શોભે તેમ, અત્યંત શોભતું હતું. (૯)

તે સમયે પ્રેમ પૂરિત દૃષ્ટિથી એકબીજાને જોતા તેમનાં નેત્રો, જોવા યોગ્ય પ્રફુલ્લિત નૂતન અરવિંદની શોભા ધારણ કરતા હતા. (૧૦) નૈષ્ઠિક વર્ણીન્દ્રના શુભ વેશનું અનુકરણ કરનારા, અત્યંત તપથી કૃશાકૃતિવાળા મૂર્તિમાન તપની માફક અતિ તેજોમય, શાંતિના સ્થાનરૂપ, રમણીય શરીરવાળા શ્રીહરિને જોઈને તે વખતે (૧૧) શ્રીરામાનંદમુનિ તથા તેમના આશ્રિત સર્વ સાધુઓ તથા રામાનંદ સ્વામીના આશ્રિત ગૃહસ્થોના શરીરમાં, ચંદ્રમાને જોઈને સમુદ્રના શરીરમાં જેમ તરંગ ઉછાળા મારે તેમ, આનંદ સમાતો ન હતો. (૧૨)

શરદ પૂર્ણિમાના ચંદ્રમાનો તિરસ્કાર કરતા - મંદહાસ્ય યુક્ત સુંદર મુખારવિંદથી અત્યંત શોભાયમાન, શાંત અને પવિત્ર, મનોહર આકૃતિવાળા શ્રીહરિ, પોતાના દર્શન કરનારાઓના મન ખેંચી લેતા હતા. (૧૩)

શુદ્ધ સુવર્ણની માફક ચળકતી જટાની કાંતિથી સુશોભિત મુખારવિંદથી શોભાયમાન, કેસરમિશ્રિત ચંદનથી કરેલા ઊર્ધ્વપુંડ્રતિલકના મધ્ય ભાગમાં ગોળ કુંકુમનો ચાંદલો તેનાથી શોભાયમાન, (૧૪) પ્રકાશિત નખરૂપી સુંદર મણિઓની કાંતિથી શોભાયમાન આંગળીઓવાળા બંને હાથ તથા ચરણો તેની શોભાથી શોભાયમાન, શાંત અને અત્યંત કરુણામય નેત્રવાળા, સર્વાતિશાયિની કાંતિ યુક્ત ભ્રકુટિ-કર્ણ તથા નાસિકાવાળા; (૧૫)

પાકાં ઘિલોડાં તથા નવ પલ્લવ તથા સુંદર પરવાળાની શોભાનો તિરસ્કાર કરતા અત્યંત શોભતા અધરોષ્ઠ, મનોહર ડાબા કર્ણના મધ્ય ભાગમાં શ્યામ મોટો તિલ તેનાથી સુશોભિત, (૧૬) નાસિકાની સમીપમાં રહેલ, જમણા કપોળમાં મનોહર-મંગળકારી, તિલનું ચિહ્ન ધારણ કરતા શ્રીહરિએ તુલસીની સૂક્ષ્મ-બેવડી કંઠી કંઠમાં ધારણ કરેલી હતી. (૧૭)

निजानशेषानथ तान् यथार्हं स मानयित्वा मुनिमाननीयः । तं स्वागताद्यं समपृच्छतेशं सद्वृन्दसंवन्द्यपदारविन्दम्
॥१८॥ तावच्च तस्मै गुरवेऽथ मुक्तानन्दो जगादैव मुदा तदीयम् । वृत्तान्तमग्र्यं च यथानुभूतं श्रुत्वा स तद् भूरिमुदं
प्रपेदे ॥१९॥ तदीयमातिथ्यमुदारकीर्तिर्यथोचितं चापि सतां ततः सः । निजाश्रितैरेव विधाप्य भक्तैर्विधिं च सान्ध्यं
विदधे यथोक्तम् ॥२०॥ ततो ह्यपृच्छत् कुलतातवेदगोत्रादिवृत्तं स हरिं मुनीन्द्रः । ततः स तस्मै निखिलं तदुक्त्वा
स्वस्याह तद्दर्शनलालसत्वम् ॥२१॥ श्रुत्वेति हृष्टः स तमाबभाषे त्वं धर्मपुत्रोऽप्यधिको हि तस्मात् ।
गुणैरुदारैर्निगमागमोक्तैरत्युत्तमैः सज्जनकीर्त्यमानैः ॥२२॥

पिता त्वदीयः कृततीर्थयात्रो मान्यो महद्भिः स्पृहणीयशीलः । प्रयागतीर्थे शुभकृष्णदीक्षां मत्तः प्रपन्नो
विधिवन्मनीषी ॥२३॥ मदाज्ञयैवोत्तरकोसलेषु वसन् ददाति स्म हिताय दीक्षाम् । शरीरिणां तस्य सुतस्त्वमीड्यः
सम्माननीयोऽसि ततो भृशं मे ॥२४॥ इत्थं मिथश्चामृतसारवार्त्तारसेन तां निन्यतुरेव रात्रिम् । प्रातस्ततस्तौ कुरुतःस्म
सर्वं यथोदितं नित्यविधिं विधिज्ञौ ॥२५॥ निषेदतुस्तावथ सत्सभायां तदाऽऽगतास्तत्र तदीक्षणार्थम् । नराश्च योषा
बहुशो मनोज्ञं विलोक्य तं विस्मयमीयुरेव ॥२६॥ तं चेत्यपृच्छन्मुदिता जनास्ते को वै नितान्ताद्भुतदर्शनोऽयम् । पृष्टः

---

પછી મુનિઓને માનનીય શ્રીરામાનંદ સ્વામી, પોતાના સમગ્ર મુક્તાનંદ વગેરે મુનિઓને યથાયોગ્ય, માન આપીને, સત્પુરુષોના વૃંદોને પૂજ્ય ચરણારવિંદવાળા; મનુષ્ય ભાવમાં પણ ઈશ્વર સમાન ઐશ્વર્યવાળા શ્રીહરિને 'સુખેથી પધાર્યા' વગેરે વૃત્તાંત પૂછવા લાગ્યા. (૧૮)

તેટલામાં મુક્તાનંદ સ્વામી, શ્રી રામાનંદ સ્વામીને પોતાના અનુભવથી શ્રીહરિનું **સર્વોત્તમ વૃત્તાંત** હર્ષપૂર્વક કહેતા હતા. રામાનંદમુનિ શ્રીહરિનું વૃત્તાંત સાંભળીને અત્યાનંદ પામ્યા. (૧૯)

ત્યારબાદ મહાયશસ્વી રામાનંદ મુનિ, શ્રીહરિનું તથા લોજપુરથી આવેલા સંતોનું આતિથ્ય પોતાના આશ્રિત ભક્તો દ્વારા કરાવીને, શાસ્ત્ર પ્રમાણે સંધ્યાવિધિ કરતા હતા. (૨૦)

પછી **રામાનંદ સ્વામી** શ્રીહરિને તેમનું કુળ, પિતા, વેદ, ગોત્ર વગેરે વૃત્તાન્ત પૂછવા લાગ્યા. પછી શ્રીહરિ રામાનંદ મુનિને તે વૃત્તાંત કહીને પોતાને તેમનાં (સદ્. શ્રી રામાનંદ મુનિનાં) દર્શનની અભિલાષા હતી તે પણ કહ્યું. (૨૧)

શ્રીહરિનું વચન સાંભળીને પ્રસન્ન થયેલા રામાનંદ મુનિએ, હે હરે ! તમો મારા શિષ્ય ધર્મદેવના પુત્ર છો. છતાં પણ વેદશાસ્ત્રમાં કહેલા-મહાન સત્પુરુષોએ ગાન કરાયેલા ઉત્તમ ગુણોથી, ધર્મદેવથી અધિક છો.' એમ શ્રીહરિને કહ્યું. (૨૨) હે હરે ! કરી છે તીર્થયાત્રા જેમણે અને મહાન પુરુષોએ પણ સત્કાર કરાયેલા, સ્પૃહણીય સ્વભાવવાળા, શાસ્ત્રજ્ઞ, તમારા પિતાએ, પ્રયાગતીર્થમાં મારી પાસેથી કલ્યાણકારી **વૈષ્ણવી દીક્ષા** શાસ્ત્ર પ્રમાણે લીધી હતી. (૨૩) મારી આજ્ઞાથી ઉત્તર કોશલ દેશમાં રહીને, મનુષ્યોના હિત માટે **ધર્મદેવ** તેમને દીક્ષા આપતા હતા. તે ધર્મદેવના પુત્ર, સ્તુતિ કરવા યોગ્ય તમો, મારા માટે ધર્મદેવથી પણ અધિક સન્માન કરવા યોગ્ય છો. (૨૪)

આ પ્રમાણે પરસ્પર અમૃતના સારરૂપ વાર્તાના રસથી જ રાત્રિ નિર્ગમન કરી. પછી પ્રાતઃકાળ થયે બન્ને જણ વિધિને જાણનારા હોવાથી શાસ્ત્ર પ્રમાણે સર્વ નિત્યવિધિ કરતા હતા. (૨૫)

પછી રામાનંદ સ્વામી તથા શ્રીહરિ સાધુઓની સભામાં બેઠા. તે વખતે તેમનાં દર્શન કરવા માટે ઘણા પુરુષો તથા સ્ત્રીઓ આવ્યાં. મનોહર સ્વરૂપવાળા શ્રીહરિને જોઈને સૌ વિસ્મય પામ્યાં. (૨૬) આનંદ પામેલાં સ્ત્રી પુરુષો

स तैरित्यवदत्तदीयं वृत्तान्तमाश्चर्य्यकरं समग्रम् ॥२७॥ तं प्रेक्षमाणा रमणीयशीलं नेत्रैरतृप्तैर्हरिमीक्षणीयम् । नितान्तमानन्दमवाप्नुवन्तो दृष्टिं न चाक्रष्टुमशक्नुवंस्ते ॥२८॥ तदा प्रभृत्येव हरौ जनानां श्रीस्वामिनश्चापि सतामुदारा । आसीद्रतिर्दिव्यगुणादिवाब्धौ घनेऽखिलानामिव चातकानाम् ॥२९॥ स सद्गुरुं श्रीपुरुषोत्तमस्तं स्वयं विदित्वोद्धवमेव धार्मिः । आनन्दयंस्तं च सतस्तदीयांस्तत्रावसच्चारुनृनाटनैस्तान् ॥३०॥ एतस्मिन्नन्तरे राजन् यदासीन्महदद्भुतम् । तदहं कीर्त्तये तुभ्यं शृणु स्वस्थेन चेतसा ॥३१॥

तत्रैकदा मुनीन्द्रस्य रामानन्दस्य सद्गुरोः । आश्रितानां गृहस्थानां मुनीनां चाभवत् सभा ॥३२॥ उच्चैस्तदन्तरे पीठे कोमलैस्तूलिकादिभिः । जुष्टे न्यषीदद्रुचिरे रामानन्द उदारधीः ॥३३॥ श्रीहरेस्तस्य माहात्म्यं स विदन्नेव सद्गुरुः । तं हि स्थापयितुं पीठे स्वकीयेऽत्याग्रहं व्यधात् ॥३४॥ तथापि सोऽनुकुर्वाणो नरनाट्यं च शिक्षयन् । मुमुक्षूंस्त्यागिनस्तस्थौ वृष्यां निर्मानमण्डनम् ॥३५॥ मुमुक्षुरथ तत्रायाद् योगी कश्चिन्महीपते । अलक्ष्यलिङ्ग एवोर्व्यां विचरन्नत्र शान्तधीः ॥३६॥ अष्टाङ्ग्योगसिद्ध्यर्थं कुर्वन्नपि महाश्रमम् । नाप्तस्तदीयनिष्पत्तिं विषयत्यागतत्परः ॥३७॥ कर्त्तुं स्वकीयनिर्वाणं मृगयन्नेव सद्गुरुम् । आत्मनिष्ठः स्वधर्मस्थो हरिध्यानप्रसक्तधीः ॥३८॥ सोऽवलोक्याऽथ तां पुण्यां भ्राजमानां महासभाम् । सद्गुरुं च हरिं रम्यं विस्मयं परमं ययौ ॥३९॥

---

અદ્‌ભુત દર્શનવાળા આ કોણ છે ? એમ શ્રી રામાનંદ સ્વામીને પૂછતા હતા. જનોએ પૂછેલા રામાનંદ સ્વામી, તેમનું આશ્ચર્યજનક સમગ્ર વૃત્તાંત કહેતા હતા. (૨૭)

સર્વજનો રમણીય સ્વભાવવાળા, દર્શનીય શ્રીહરિના અતૃપ્ત નેત્રો વડે દર્શન કરતાં અત્યંત આનંદ પામ્યા અને દૃષ્ટિને પાછી વાળવા સમર્થ થયા નહિ. (૨૮) જ્યારથી શ્રીહરિનાં દર્શન થયાં તે દિવસથી શ્રીરામાનંદમુનિ તથા તેમના આશ્રિત સાધુઓ તથા ઉદ્ધવ સમ્પ્રદાયમાં રહેલા જનોને પણ દિવ્ય ગુણ-વિભૂતિ-ઐશ્વર્યાદિના સમુદ્ર શ્રીહરિમાં, સમગ્ર ચાતક પક્ષીઓને મેઘમાં જેમ પ્રીતિ છે તેમ, અત્યંત પ્રીતિ થઈ. (૨૯)

સ્વયં પુરુષોત્તમ ધર્મપુત્ર શ્રીહરિ, સદ્‌ગુરુ રામાનંદમુનિને ઉદ્ધવ જાણીને, શોભાયમાન મનુષ્યભાવ ધારણ કરતા થકા શ્રીરામાનંદમુનિ તથા તેમના સાધુઓને આનંદ આપતાં, શ્રીસ્વામીની પાસે રહેતા હતા. (૩૦)

હે રાજન્ ! તે વખતે જે મહાન આશ્ચર્ય થયું. તે હું તમોને કહું છું, તે સ્વસ્થ મનથી સાંભળો (૩૧) ત્યાં (પીપલાણા ગામમાં) એક વખતે મુનીન્દ્ર સદ્‌ગુરુ રામાનંદ સ્વામીના આશ્રિત ગૃહસ્થો તથા મુનિઓની સભા થઈ. (૩૨) તે સભામાં કોમળ ગાદલાંથી યુક્ત ઊંચા સુંદર સિંહાસનમાં મહાબુદ્ધિશાળી રામાનંદ સ્વામી બેઠા. (૩૩) શ્રીહરિનું માહાત્મ્ય જાણતા સદ્‌ગુરુ રામાનંદ સ્વામીએ શ્રીહરિને પોતાના આસનમાં બેસાડવા માટે અત્યંત આગ્રહ કર્યો. (૩૪)

તો પણ નરનાટકનું અનુકરણ કરનારા, નિર્માની જનોના આભૂષણ સ્વરૂપ શ્રીહરિ, મુમુક્ષુઓ તથા ત્યાગીઓને શિષ્યની રીતિ બતાવવા માટે, સદ્‌ગુરુની સમીપમાં દર્ભાસન ઉપર બેઠા. (૩૫) પછી હે મહીપતે ! તે સમયે જેમનાં વર્ણ-જાતિ-આશ્રમાદિ નથી સમજી શકાતા એવા, ઉપશમ અવસ્થામાં રહેતા કોઈ **મુમુક્ષુ યોગી** પૃથ્વી ઉપર વિચરતા થકા આ સભામાં આવ્યા. (૩૬) અષ્ટાંગ યોગની સિદ્ધિ માટે મહા પરિશ્રમ કરતા છતાં પણ યોગ સંસિદ્ધિ નહિ પામેલા, પંચ વિષયના ત્યાગી, (૩૭)

સંસૃતિથી પોતાનો મોક્ષ કરવા માટે જ સદ્‌ગુરુને ખોળતા, આત્મનિષ્ઠ, સ્વધર્મમાં રહેલા, શ્રીહરિના ધ્યાનમાં આસક્ત બુદ્ધિવાળા (૩૮) તે યોગી શોભાયમાન પવિત્ર **મહાસભા** જોઈને, ત્યાં સદ્‌ગુરુ શ્રીરામાનંદમુનિ તથા મનોહર આકૃતિવાળા શ્રીહરિને જોઈને, પરમ વિસ્મય પામ્યા. (૩૯)

ततस्तस्यां स्थितः प्रीत्या हरिं दृष्ट्वा स निर्भरम् । तत्रासक्तोऽभवच्चन्द्रे चकोरः शान्तिदे यथा ॥४०॥ रामानन्दोऽथ तं ज्ञात्वा त्यागिनं स्वहितोद्यतम् । कृपयाऽकथयत्तस्मै हरिवार्त्तां हितावहाम् ॥४१॥ स चैकाग्रतया वार्त्तां शृण्वन् सद्गुरुणोदिताम् । हरिणेव समाकृष्टः पश्यति स्मैव तं मुहुः ॥४२॥ तस्मिन्नासक्तमनसं स तं ज्ञात्वैव सद्गुरुः । विधातुं भगवद्वार्त्तां श्रीहरिं तमजिज्ञपत् ॥४३॥

अथाऽकरोद्धरिर्वार्त्तां सार्धं सत्करचेष्टया । यावदेवागमत्तावत् समाधिं स तु सत्वरम् ॥४४॥ स तत्रैक्षत दुर्लक्ष्यान् सर्वाँल्लोकांस्तदिच्छया । वैकुण्ठञ्च ततो दिव्यं श्रीहरेर्धाम भास्वरम् ॥४५॥ अप्राकृतं च सोऽपश्यद्धाम गोलोकमद्भुतम् । अक्षरं धाम तन्मध्ये दिव्यमप्रतिमं शुभम् ॥४६॥ तत्र दिव्यतरे हैमे नानादिव्यमणिप्रभे । सिंहासने स्थितं धार्मिं श्रीहरिं स व्यलोकयत् ॥४७॥ तेजोमाधुर्य्यसौन्दर्यभ्राजितावयवश्रियम् । श्रियाऽप्रतिमया जुष्टं कोटिकामस्मयच्छिदा ॥४८॥ किशोरवयसं शान्तं करुणार्द्रावलोकनम् । मन्दस्मितप्रभाराजद्वक्त्रसंतर्ज्जितोडुपम् ॥४९॥ नानादिव्यमणिस्वर्णमुक्ताभास्वरभूषणम् । विचित्रपुष्पसन्मालाकेयूरादिविराजितम् ॥५०॥ परितस्तस्य सोऽपश्यत् कोटिशश्चाक्षराभिधान् । तदास्यैकदृशो मुक्तान् सानन्दान् दिव्यविग्रहान् ॥५१॥

---

તે યોગી સભામાં બેઠા. પછી પ્રીતિપૂર્વક શ્રીહરિના ભાવપૂર્વક દર્શન કરતાં, ચકોર પક્ષી જેમ શાંતિદાયક ચંદ્રમાં આસક્ત થાય તેમ, શાંતિને આપનાર શ્રીહરિમાં આસક્ત થયા. (૪૦)

પછી રામાનંદ સ્વામી, તે યોગી પોતાના કલ્યાણની ઈચ્છાવાળો છે એમ જાણીને, તેને મોક્ષ સંબંધી વાર્તા કૃપાપૂર્વક કહેવા લાગ્યા. (૪૧)

તે યોગી શ્રીરામાનંદ સ્વામીએ કહેલી વાતો એકાગ્રવૃત્તિથી સાંભળતા હતા. છતાં શ્રીહરિની મૂર્તિમાં આકૃષ્ટ ચિત્તવાળા હોય ને શું ? એમ શ્રીહરિને જ વારંવાર જોતા હતા. (૪૨)

શ્રી રામાનંદ મુનિએ તે યોગીને શ્રીહરિમાં આસક્ત મનવાળા જાણીને, તેમને ભગવદ્ વાર્તા કરવા માટે શ્રીહરિને આજ્ઞા આપી. (૪૩) શ્રી સદ્‌ગુરુની આજ્ઞા સાંભળ્યા પછી કરની સુંદર ચેષ્ટાએ સહિત શ્રીહરિ જ્યાં વાર્તા કહેવા લાગ્યા. તેટલામાં જ યોગીને તત્કાળ **સમાધિ** પ્રાપ્ત થઈ. (૪૪)

ભગવાનની કૃપા વિના ન જોઈ શકાય તેવા સર્વ લોકને તે યોગીએ, સમાધિમાં ભગવાનની ઈચ્છાથી જોયા. પછી શ્રીહરિનું અત્યંત તેજસ્વી દિવ્ય **વૈકુંઠ ધામ** જોયું. (૪૫) પછી યોગીએ અપ્રાકૃત આશ્ચર્યકારી **ગોલોકધામ** જોયું. તેના મધ્ય ભાગમાં અનુપમ શુભ દિવ્ય **અક્ષરધામ** જોયું. (૪૬) તે અક્ષરધામના મધ્ય ભાગમાં અત્યંત સુંદર, અનેક પ્રકારના દિવ્ય મણિઓથી અતિ શોભાયમાન સુવર્ણ સિંહાસનમાં બેઠેલા શ્રી ધર્મદેવના પુત્ર શ્રીહરિને યોગીએ જોયા. (૪૭) સ્વાભાવિક મનોહરપણું, સુંદરપણું વગેરેથી દેદીપ્યમાન અવયવોમાં લોકોત્તર શોભાવાળા, કરોડો કામદેવના સૌંદર્યની શોભાનો તિરસ્કાર કરનારી અનુપમ શ્રી(શોભાલક્ષ્મી)થી સેવાયેલા. (૪૮)

કિશોર અવસ્થાવાળા, શાંત આકારવાળા, દયાર્દ્ર દૃષ્ટિવાળા, મંદહાસ્યની કાન્તિથી શોભતા મુખારવિંદથી તિરસ્કૃત કર્યો છે ચંદ્રમા જેમણે એવા, (૪૯) અનેક પ્રકારના દિવ્ય મણિઓના તથા સોનાનાં તથા મોતીઓનાં ચળકતાં ભૂષણોવાળા, વિચિત્ર પુષ્પોના સુંદર હાર તથા બાજુબંધ, તોરા વગેરેથી શોભાયમાન (૫૦) શ્રીહરિની ચોતરફ તે યોગીએ શ્રીહરિના મુખારવિંદને વિષે સંલગ્ન નેત્રોવાળા, દિવ્ય વિગ્રહવાળા કરોડો અક્ષરમુક્તોને જોયા. (૫૧)

तस्याग्रे रामकृष्णादीनवतारानवस्थितान् । सोऽपश्यदर्घ्ययुक्स्वर्णपात्रहस्तान् महामुदा ॥५२॥ रामानन्दं गुरुं तस्य पुरतः समवस्थितम् । बिभ्रतं सलिलापूर्णां स्वर्णभृङ्गारिकां करे ॥५३॥ सर्वातिरिक्तमैश्वर्य्यं तत्रत्यं दिव्यमद्भुतम् । सुखं सर्वोत्तमं दिव्यं स ददर्शाऽतिविस्मितः ॥५४॥ एवं समाधौ तद्दिव्यरूपेक्षासुखमन्वभूत् । मुहूर्त्तं स ततस्तस्मादुत्थितोऽभूत्तदिच्छया ॥५५॥

अथाऽनमत् स साष्टाङ्गं श्रीहरिं तत्प्रतापवित् । रामानन्दस्तथा सभ्या दृष्ट्वा तद् विस्मयं ययुः ॥५६॥ स ततः पुलकोद्रेकः प्रेमबाष्पाकुलेक्षणः । रामानन्दमिदं वन्द्यं जगाद प्राञ्जलिर्मुदा ॥५७॥ सर्वधर्मविदां स्वामिन् वरिष्ठस्य जगद्गुरोः । श्रेयस्करं प्रथयतः★ सम्प्रदायमिहौद्धवम् ॥५८॥ सज्जनैर्वन्द्यमानस्य शरण्यस्य दयानिधेः । वैपरीत्यं तवैतस्यां सभायामेतदस्ति किम् ॥५९॥ रामानन्द इति श्रुत्वा धर्म्यं वाक्यं तदीरितम् । परबोधपटीयांस्तं प्रोचे वाक्यमिदं मुदा ॥६०॥ त्वया प्रोक्तमिदं सत्यं तथापि व्यवहारतः । एवं वर्त्तामहे मार्गे विरोधो लौकिकेऽन्यथा ॥६१॥ गूढाभिप्रायतस्तेन प्रोक्तमेवं तदुत्तरम् । यथा निशम्य तद्वाक्यं सोऽभूत् संशयवर्जितः ॥६२॥ अथ प्रीतमनाः साक्षात् स तं ज्ञात्वाऽवतारिणम् । समाश्रित्याऽभजन्नित्यं सर्वक्लेशहरं हरिम् ॥६३॥

---

તેમજ શ્રીહરિની આગળ ઊભા રહેલા, પૂજા કરવા માટે પુષ્પ-ચંદન-અક્ષત વગેરે સામગ્રીએ સહિત સુવર્ણપાત્રો જેમના હાથમાં છે, અને પુરુષોત્તમનાં દર્શનથી આનંદયુક્ત છે એવા રામકૃષ્ણ વગેરે અવતારોને પણ યોગીએ જોયા. (૫૨) તથા શ્રીહરિની આગળ ઊભા રહેલા, સુગંધી-શીતળ જળથી ભરેલી ઝારી પોતાના હાથમાં ધારણ કરતા રામાનંદ ગુરુને પણ જોયા. (૫૩) ત્યાંનું સર્વાતિશાયી દિવ્ય અદ્‌ભુત ઐશ્વર્ય તથા દિવ્ય, સર્વોત્તમ સુખ પણ અતિ વિસ્મય પામતાં યોગીએ જોયું. (૫૪) તે યોગીએ આ પ્રકારે સમાધિમાં શ્રીહરિના દિવ્યરૂપના દર્શનના આનંદનો મુહૂર્ત પર્યંત અનુભવ કર્યો. પછી શ્રીહરિની ઈચ્છાથી સમાધિમાંથી જાગ્રત થયા. (૫૫)

પછી શ્રીહરિનો પ્રતાપ જાણનારા યોગીએ શ્રીહરિને સાષ્ટાંગ પ્રણામ કર્યા. શ્રી રામાનંદ સ્વામી તથા સભામાં બેઠેલા જનો, તે જોઈને વિસ્મય પામ્યા. (૫૬) પછી રોમાંચિત અંગવાળા, પ્રેમાશ્રુ યુક્ત નેત્રવાળા યોગી, હાથ જોડીને, હર્ષપૂર્વક વંદનીય રામાનંદ સ્વામીને આ પ્રમાણે કહેવા લાગ્યાઃ (૫૭) 'હે સ્વામિન્ ! સર્વ ધર્મોને જાણનારાઓમાં શ્રેષ્ઠ તેમજ આ લોકમાં કલ્યાણકારી ઉદ્ધવ સંપ્રદાય પ્રવર્તાવનારા, સજ્જનોને પૂજનીય, શરણાગતનું રક્ષણ કરનારા, દયાનિધિ જગદ્‌ગુરુ એવા તમારી આ સભામાં આ રીતે **વિપરીત ભાવ** કેમ વર્તે છે ?' (૫૮-૫૯)

આવી રીતે યોગીએ કહેલું ધર્માનુસારી વચન સાંભળીને, બીજાને બોધ આપવામાં અતિ ચતુર **રામાનંદ મુનિ** હર્ષપૂર્વક યોગીને કહેવા લાગ્યા; (૬૦) હે યોગિન્ ! તમોએ આ કહ્યું તે સત્ય છે. (જેમ તમો જાણો છો તે પ્રમાણે યોગ્ય છે,) તો પણ લૌકિક વ્યવહારનું આલંબન કરીને, આ પ્રકારે અમો વર્તીએ છીએ. એમ ન વર્તીએ તો લૌકિક માર્ગમાં વિરોધ આવે. (૬૧)

આ પ્રકારે પોતાનો ગુપ્ત અભિપ્રાય જણાવીને શ્રી રામાનંદ મુનિએ યોગીના પ્રશ્નનો યથાર્થ **પ્રત્યુત્તર** કર્યો. તે સાંભળીને તે યોગી સંશય રહિત થયો. (૬૨) પછી પ્રસન્ન મનવાળા યોગી શ્રીહરિને સર્વ અવતારના એક કારણ પ્રત્યક્ષ જાણીને (જે અવતારી ભગવાન તે જ આ છે. એમ જાણીને) સર્વ ક્લેશોને હરનારા શ્રીહરિનો આશ્રય કરીને, હંમેશાં પ્રત્યક્ષ ભગવાનનું ભજન કરતા હતા. (૬૩)

---

★१. ''पृथयतः'' इति (क-ड ग्रन्थयोः) पाठान्तरम् ।

राजोवाच - **वैपरीत्यं नु किं ब्रह्मन् पृष्टं तेन किमुत्तरम् । रामानन्देन तत्रोक्तं वदैतन्मे बुभुत्सवे ।।६४।।**

श्रीशुकानन्द उवाच-**श्रीहरेरिच्छया प्राप्ते समाधौ तेन भूपते । हरिर्धाम्न्यक्षरे दृष्टो दिव्यसिंहासनेऽद्भुतः ।।६५।। अवतारास्तथाऽनेन वीक्षितास्तस्य सन्निधौ । दृष्टस्तत्परिचर्यायां रामानन्दश्च तत्परः ।।६६।। अथोत्थाय समाधेस्तं स दृष्ट्वा श्रीहरिं त्वधः । स्थितमुच्चैस्तथा पीठे रामानन्दमवस्थितम् ।।६७।। पृष्टस्तेनेति स गुरुर्व्यधादेवं तदुत्तरम् । स्थातुमुच्चासने योग्यो नन्वयं पुरुषोत्तमः ।।६८।। सर्वोत्तमोऽप्यगणितैर्गुणैः कल्याणकारणैः । निषादयत्यसौ युक्तो मां संसद्युन्नतासने ।।६९।। रामचन्द्रोऽपि भगवान् वसिष्ठं गुरुमासने । उच्चैर्न्यषादयत् प्रीत्या निषसाद स्वयं त्वधः ।।७०।। कृष्णोऽपि नारदं स्वीये तुङ्गे पीठे न्यषीषदत् । इत्थं हि वर्तते रीतिर्लोके सज्जनसंमता ।।७१।। एतत्प्राप्तगुणैश्वर्य्यो निषण्णोऽस्म्युन्नतासने । सर्वेशस्येच्छयैवाऽस्य नरनाट्यानुकारिणः ।।७२।। स एवमुत्तरं प्रोचे दृष्टान्तद्वयतो नृप । इत्थं स्पष्टं तव प्रश्नसमाधानं कृतं मया ।।७३।। सर्वातिरिक्तनिखिलक्रियमात्मतन्त्रं तं सद्गुणादिनिलयं स्पृहणीयशीलम् । आनन्दमूर्त्तिमघहारिणमीक्षमाणाः नैवास्मरंस्तनुगृहान्नृपते जनौघाः ।।७४।।**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिरामानन्दस्वामिसमागमावसरोद्भूतश्रीहर्यैश्वर्य्यनिरूपणनामैकोनषष्टितमोऽध्यायः ।।५९।।

---

**માનસિંહ રાજા કહે છે :-** હે શુકાનંદ મુનિ ! યોગીએ 'વિપરીતપણું' કહ્યું તે શું ? અને શ્રી રામાનંદમુનિએ શું પ્રત્યુત્તર આપ્યો. એ જાણવાની મને ઈચ્છા છે તે તમો કહો. (૬૪)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! શ્રીહરિની ઈચ્છાથી પ્રાપ્ત થયેલી સમાધિમાં યોગીએ અક્ષરધામમાં દિવ્ય સિંહાસનમાં બેઠેલા આશ્ચર્યરૂપવાળા શ્રીહરિને જોયા. (૬૫) તેવી રીતે યોગીએ શ્રીહરિની સમીપમાં રામકૃષ્ણાદિક અવતારો જોયા, તથા શ્રીહરિની સેવામાં તત્પર રામાનંદમુનિને જોયા. (૬૬) પછી સમાધિથી ઊઠીને, સમાધિમાં સિંહાસનમાં જોયેલા શ્રીહરિને અહીં નીચે બેઠેલા જોઈને, તથા રામાનંદમુનિને ઉચ્ચ આસનમાં બેઠેલા જોઈને (૬૭) યોગીએ 'તમારી આ સભામાં વિપરીતપણું કેમ છે ?' એમ પૂછ્યું. ત્યારે ગુરુ રામાનંદ સ્વામીએ તેનો ઉત્તર આ પ્રમાણે કર્યો : 'હે યોગી ! પુરુષોત્તમ આ શ્રીહરિ ખરેખર ઊંચા આસને બેસવા યોગ્ય છે. (૬૮) હે યોગિન્ આ શ્રીહરિ અસંખ્યાત કલ્યાણકારી ગુણોવાળા છે. તેથી જ સર્વોત્તમ પણ છે. તો પણ સભામાં મને જ બળપૂર્વક ઊંચા આસનમાં બેસાડે છે. (૬૯) ભગવાન શ્રી રામચંદ્રજી પણ વસિષ્ઠ ગુરુને ઊંચા આસનમાં પ્રીતિપૂર્વક બેસાડતા હતા. પોતે તો તેમનાથી નીચા આસને બેસતા હતા. (૭૦) શ્રીકૃષ્ણે પોતે પણ, પોતાના ગૃહમાં પોતાનું ઐશ્વર્ય જોવા આવેલા દેવર્ષિ નારદને પોતાના ઊંચા આસનમાં બેસાડ્યા હતા. આ પ્રમાણેની રીત લોકમાં સજ્જન પુરુષોએ સ્વીકાર કરેલી છે. (અહીં નારદનું ગુરુપણું ''वर्णानां ब्राह्मणो गुरूः'' 'વર્ણોમાં બ્રાહ્મણ ગુરુ છે.' એવું સ્મૃતિ વાક્યથી જાણવું.) (૭૧) આમના થકી પ્રાપ્ત કર્યા છે ગુણો તથા એશ્વર્યો જેણે એવો હું, નર નાટ્યનું અનુકરણ કરનારા સર્વેશ આ શ્રીહરિની ઈચ્છાથી જ ઊંચા આસનમાં બેઠો છું. (હું પોતાની મેળે બેઠો નથી.)' (૭૨)

હે રાજન્ ! રામાનંદમુનિએ બે દૃષ્ટાંતોથી યોગીના પ્રશ્નનો પ્રત્યુત્તર કર્યો તે આ પ્રકારે મેં **સ્પષ્ટ** તમોને કહીને તમારા પ્રશ્નનું **સમાધાન** કર્યું છે. (૭૩) સર્વાતિશાયી ક્રિયાવાળા, સ્વતંત્ર, સદ્ગુણોના સમુદ્ર, સ્પૃહણીય સ્વભાવવાળા, આનંદમૂર્તિ, આશ્રિતોના પાતકોને નાશ કરનારા શ્રીહરિના દર્શન કરનારા જન સમુદાયો હે રાજન્ ! પોતાના દેહ તથા ધામ(ઘર)ને પણ સંભારતા ન હતા. (૭૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિ તથા રામાનંદ સ્વામીના સમાગમના અવસરમાં પ્રકટેલું શ્રીહરિનું અદ્ભુત ઐશ્વર્ય નિરૂપણ' નામે ઓગણસાઠમો અધ્યાય સંપૂર્ણ. (૫૯)

## ॥ अथ षष्टितमोऽध्यायः ॥

**( दीक्षा षष्टितमे रामानन्दादाप्ताऽथ वैष्णवी । हरिणाऽऽप्ते च संज्ञे द्वे हरेरुक्ता गुणास्तथा ॥)**

श्रीशुकानन्द उवाच - **रामानन्दगुरोस्तस्य सन्निधौ निवसन् हरिः । रञ्जयामास जनतां स्वतः सिद्धैर्निजैर्गुणैः ॥१॥ आसक्ता नितरां तस्मिन् बभूवुर्मुनयोऽखिलाः । वशीकृता गुणैस्तस्य तं त्यक्तुं नैव सेहिरे ॥२॥ प्राप्तानामपि सर्वेषां रामानन्दाश्रयं नृप । जनानामभवत् प्रीतिस्तस्मिन् वै सर्वतोऽधिका ॥३॥ यथा घनागमे सर्वे प्राणिनो यान्ति निर्वृतिम् । तथा तस्यावलोकेन जनाः शान्ति प्रपेदिरे ॥४॥ द्रष्टुकामास्तमीशानं यूथशोऽवस्थिता जनाः । चित्रार्पिता इवाभूवन्नितान्तस्थिरविग्रहाः ॥५॥ तद्गुणाकृष्टमनसो जनौघा द्रष्टुमेव तम् । आययुः सर्वतो भृङ्गा यथाऽऽरामं सुपुष्पितम् ॥६॥ पश्यतामनिमेषाक्षैर्देहिनां तमधीश्वरम् । नवं नवमिवाजस्रं तद्दर्शनमभून्नृप ॥७॥ तस्यावलोकनं पुण्यं विधातुं पङ्क्तिशः स्थिताः । प्राणिनः सेहिरे नैव पक्ष्मपातमपीक्षणे ॥८॥ तस्यैव प्रेक्षणे यूनां वृद्धानामपि देहिनाम् । अर्भकाणां तथा प्रीतिरासीत् समरसा नृप ॥९॥ सतां वीक्ष्य गृहस्थानां प्रीतिं तस्मिन् महीयसीम् । रामानन्दो मुदं लेभे तत्त्ववित्तस्य सद्गुरु : ॥१०॥**

---

### અધ્યાય : ૬૦

## શ્રીહરિની શુભ ઈચ્છાથી રામાનંદ સ્વામીએ તેમને ભાગવતી-વૈષ્ણવી દીક્ષા આપી. 'સહજાનંદ' સ્વામી અને 'નારાયણમુનિ' એવાં બે નામ પાડ્યાં.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) શ્રીહરિ રામાનંદ ગુરુની સમીપમાં નિવાસ કરીને પોતાના સ્વતઃસિદ્ધ ગુણોથી જન સમુદાયને પ્રસન્ન કરતા હતા. (૧) સમગ્ર મુનિઓ શ્રીહરિમાં અત્યંત આસક્ત થયા. શ્રીહરિના ગુણોથી વશ થયેલા સંતો, શ્રીહરિને છોડી શકતા ન હતા. (''गुणतन्त्राः प्रेमाणो न परिचयतन्त्राः'' સ્નેહ ગુણોને આધીન છે. પરિચયને આધીન નથી.) (૨)

હે રાજન્ ! રામાનંદ સ્વામીના આશ્રિત સર્વજનોનો શ્રીહરિમાં ગાઢ અનુરાગ સર્વ કરતાં અધિક થયો. (૩) જેમ મેઘના આવવાથી સર્વે પ્રાણીઓ સુખ પામે છે. તેમ શ્રીહરિના દર્શનથી જનો શાંતિ પામ્યા. (૪) પરમેશ્વર શ્રીહરિના દર્શન માટે ટોળે ટોળાં મળીને ઊભા રહેલા જનો, જાણે ચિત્રોમાં આલેખેલા હોય ને શું ? એમ સ્થિર થઈ જતા હતા. (૫) તેમના ગુણોથી ખેંચાયેલા મનવાળા જનના સમુદાય, શ્રીહરિના દર્શન માટે જ, ભમરાઓ સુંદર પુષ્પોવાળી ફૂલવાડીમાં જેમ આવે છે તેમ, સર્વ દેશોથી આવવા લાગ્યા. (૬)

હે રાજન્ ! નિર્નિમેષ દૃષ્ટિથી અધીશ્વરના હંમેશાં દર્શન કરતા દેહધારીઓને, તેમનાં દર્શન નવાં નવાં હોયને શું એમ થતાં હતાં. (૭) શ્રીહરિનું પવિત્ર દર્શન કરવા માટે પંક્તિબદ્ધ રહેલા પ્રાણીઓ શ્રીહરિના દર્શનમાં જે પાંપણોનું હલવું તેને પણ સહન કરી શકતા ન હતા. (૮) હે રાજન્ ! શ્રીહરિના દર્શનમાં દેહધારી યુવાનો, વૃદ્ધો તથા બાળકોની પણ પ્રીતિ સમાન સુખવાળી હતી. (૯)

મુક્તાનંદાદિ સાધુઓ તથા મયારામ વગેરે સર્વ ગૃહસ્થોની શ્રીહરિમાં મહાન પ્રીતિ જોઈને, શ્રીહરિના સ્વરૂપને જાણનારા સદ્ગુરુ **રામાનંદ સ્વામી** આનંદ પામ્યા. (''रसो वै सः'' એ શ્રુતિએ કહેલા રસરૂપ મૂર્તિ સ્વરૂપ આ શ્રીહરિમાં જનો અનુરાગ કરે તેમાં શું આશ્ચર્ય ! એમ તત્ત્વને જાણવાપણું જાણવું.) (૧૦)

सर्वोत्तमगुणैश्वर्य्यं याथातथ्येन कोऽपि तम् । ज्ञातुं नैवाशकत् सर्वे विस्मयं ते हि लेभिरे ॥११॥ यत्र यत्र जनप्रार्थ्यो निषसाद स्वयं हरिः । तत्र तत्र सभैवासीज्जनौघानां महीयसी ॥१२॥ कदाचन स्वस्थमथ स्थितं तं हरिर्जगादेति महामुने त्वम् । गुरुः पितुर्मेऽस्य सुताय दीक्षां श्रीवैष्णवीं मे वितर श्रुतोक्ताम् ॥१३॥ सामान्यदीक्षां पितुरीयुषो मे विशेषदीक्षाग्रहणैषणाऽस्ति । तस्मान्नितान्तोत्सुकमानसाय दीक्षा प्रदेया भवतैव मह्यम् ॥१४॥ इत्थं नृनाट्येन तदुक्तमेतन्निशम्य तं चेत्यवदत् स हृष्टः । स्वसिद्धबोधो हि विनापि दीक्षामसंख्यजीवोद्धरणेऽसि शक्तः ॥१५॥ भवादृशो ज्ञाननिधिस्तपस्वी नान्यो मया वीक्षित एव विद्वन् । न चेतरस्त्वादृश एव धर्मविरक्तिमान् कर्हिचिदत्र दृष्टः ॥१६॥ तथापि संशिक्षयितुं मुमुक्षून् सर्वेश्वरो वाञ्छसि चेति तस्मात् । महामते कार्तिकशुक्लकैकादशीतिथौ त्वं हि गृहाण दीक्षाम् ॥१७॥ दिनेऽथ तस्मिन् महतीं स दीक्षां दिदेश तस्मै मुदितो यथावत् । अनुक्रमेणाथ सदागमोक्तानुवाच धर्मान्निखिलांस्तदीयान् ॥१८॥

---

સર્વોત્તમ ગુણો તથા ઐશ્વર્યવાળા શ્રીહરિને કોઈ પણ, જેવા છે તેવા, જાણવા માટે સમર્થ ન જ થતા હતા. તે બધા આશ્ચર્ય જ પામતા હતા. (૧૧) સર્વજનોએ પોતાના શ્રેય માટે પ્રાર્થનીય સ્વયં શ્રીહરિ જ્યાં જ્યાં બેસતા હતા, ત્યાં ત્યાં મનુષ્યોના સમુદાયની મોટી સભા થતી હતી. (૧૨)

પછી **શ્રીહરિ** એક સમયે સુખપૂર્વક બેઠેલા શ્રીરામાનંદમુનિને કહેવા લાગ્યા, 'હે મહામુને ! તમો મારા પિતા ધર્મદેવના ગુરુ છો. તેથી ધર્મદેવનો પુત્ર જે હું તે મને શ્રીવૈષ્ણવી (આ સંપ્રદાય રામાનુજ સંપ્રદાય મૂળ હોવાથી 'શ્રી' શબ્દનો પૂર્વ પ્રયોગ કરવામાં આવ્યો છે તેવી), શાસ્ત્ર મૂળવાળી દીક્ષા આપો. (૧૩) (તમારા પિતા ધર્મદેવે મારી પાસેથી વૈષ્ણવી દીક્ષા લઈ આચાર્ય પદવી પ્રાપ્ત કરી હતી. તેમની પાસેથી શું આટલા સમય સુધી **વૈષ્ણવી દીક્ષા** તમોએ નથી લીધી ? એમ **શંકા** ઉપજે તો **સમાધાન** આપે છેઃ) હે ગુરુ ! મારા પિતા ધર્મદેવ પાસેથી સામાન્ય દીક્ષા મેં લીધી છે પરંતુ વિશેષ દીક્ષા ગ્રહણ કરવાની ઈચ્છા છે. તેથી અત્યંત ઉત્સાહયુક્ત મનવાળા મને વિશેષ દીક્ષા તમારે જ આપવી.' (૧૪)

મનુષ્ય નાટ્યધારી શ્રીહરિનું આ પ્રકારનું કથન સાંભળીને પ્રસન્ન થયેલા શ્રીરામાનંદમુનિ, શ્રીહરિના પ્રત્યે કહેવા લાગ્યાઃ 'હે હરે ! સ્વતઃસિદ્ધ જ્ઞાનવાળા તમો દીક્ષા વિના પણ અપરિમિત જીવોનો સંસારમાંથી ઉદ્ધાર કરવા માટે સમર્થ છો. (૧૫)

(**શંકા** :- તમો કહો છો એવા ગુણ તો કોઈ તપસ્વી જ્ઞાનાદિયુક્તમાં હોય. હું તો દેવશર્મા બ્રાહ્મણનો પુત્ર **નીલકંઠ** નામે બ્રાહ્મણ જ્ઞાતિનો **બ્રહ્મચારી** છું. ત્યાં કહે છે.) હે નીલકંઠ વર્ણિન્ ! હે વિદ્વન્ ! તમારા જેવા જ્ઞાનનિધિ તપસ્વી તમારા વિના બીજા મેં જોયા જ નથી. તેમજ આ લોકમાં કોઈ પણ કાળમાં (ત્રિકાળમાં) પણ તમારા જેવા બીજા ધર્મ-વૈરાગ્ય વાળા જોયા જ નથી. (૧૬) (**શંકા-** જો હું એવો હોઉં તો આ રીતે દાસની જેમ તમારી સેવા કરીને મુમુક્ષુપણું કેમ પ્રગટ કરું ?) હે વર્ણિન્ ! તમો તો કહ્યા પ્રમાણે સમર્થ છો. તો પણ મુમુક્ષુઓને શિક્ષણ આપવા માટે (મુમુક્ષુઓને આ પ્રમાણે વર્તવું જોઈએ એવો બોધ આપવા માટે) સર્વેશ્વર તમો, આ પ્રમાણે દીક્ષા ગ્રહણ કરવા ઈચ્છો છો. તેથી હે મહામતે ! કાર્તિક સુદી એકાદશીને દિવસે તમો દીક્ષા ગ્રહણ કરો.' (૧૭)

પછી કાર્તિક સુદી એકાદશીને દિવસે પ્રસન્નતાને પામેલા શ્રીરામાનંદમુનિએ, શ્રીહરિને શાસ્ત્ર પ્રમાણે **વિશેષ દીક્ષા** આપી. પછી સત્શાસ્ત્રમાં કહેલા, મહાદીક્ષાવાળાને હંમેશાં પાળવાના ધર્મો ("શ્રીકૃષ્ણનું અર્ચન વગેરે સમગ્ર નિયમો, સત્સંગિજીવનના અઠ્ઠાવનમા અધ્યાયમાં કહેલા) અનુક્રમથી કહ્યા. (૧૮)

अथ तस्य स नाम मङ्गलं सहजानन्द इति व्यधान्मुदा । मुनिशब्दपरं तथा शुभं नृप नारायण इत्यपीतरत् ॥१९॥ स वृषान्निखिलांस्तदीरितान् सततं सिद्धतयात्मसंस्थितान् । नरनाटनतो हि पालयन्ननुवृत्त्या तमतोषयद् भृशम् ॥२०॥ ननु साहजिका महागुणा अभवंस्तत्र परात्परे हरौ । अपि सिद्धजनैश्च योगिभिः स्पृहणीयाः श्रुतिशास्त्रकीर्त्तिताः ॥२१॥ सत्यं शौचं तितिक्षा शमदमवयुनस्थैर्यसाम्यानि तेजो दाक्ष्यं शौर्यं च धैर्यं स्मृतिविनयदयाशीलतोषाश्च कान्तिः । स्वातन्त्र्यं ब्रह्मचर्योपरतिबलतपोनिर्भयत्वानि कीर्त्तिः प्रागल्भ्यं चास्तिकत्वं श्रुतभगमृदुतात्यागमैत्र्यार्ज्जवानि ॥२२॥ गाम्भीर्य्यं रम्यभोगारुचिरतिशयिता कौशलं मानदत्वं निर्दम्भत्वं शरण्यत्वमतिरहितता मानगर्वादिदौषैः । एते सत्प्रार्थनीया निभृतसुभविकाः सद्गुणास्तत्र चान्ये नैके ह्यासन् महान्तो भगवति विलसन्नैष्ठिकाऽऽकल्पकान्ते ॥२३॥

तस्मिन् संवर्धमानानतिविशदगुणान् सज्जनश्लाघ्यमानान् दृष्ट्वा प्रीतिर्हि तस्याऽभवदतिशयिता सद्गुरोस्तच्छ्रितानाम् । तत्राऽऽसीत् सज्जनानां रतिरपि गृहिणां प्रत्यहं वर्द्धमाना चक्रे तस्य प्रशंसां निजजनसदसि प्रीतचित्तो भृशं सः ॥२४॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्यविरचिते द्वितीयस्कन्धे श्रीरामानन्दस्वामिप्रदत्तवैष्णवदीक्षानिरूपणनामा षष्टितमोऽध्यायः ॥६०॥

---

પછી શ્રીરામાનંદમુનિએ શ્રીહરિનું સર્વજનોને મંગળ કરનારું ''**સહજાનંદ**'' આ પ્રકારનું નામ હર્ષપૂર્વક પાડ્યું. તેવી રીતે હે રાજન્ ! બીજું ''**નારાયણમુનિ**'' એવું પણ શુભ નામ પાડ્યું. (૧૯)

શ્રીહરિ પોતામાં સ્વતઃ સિદ્ધપણાથી વર્તતા, રામાનંદ સ્વામીએ કહેલા, સમગ્ર ધર્મોને મનુષ્યનાટ્યનું અનુકરણ કરતા થકા ગુરુની અનુવૃત્તિપૂર્વક હંમેશાં પાળતા હતા. અને ગુરુને અત્યંત સંતોષ પમાડતા હતા. (૨૦) શ્રુતિ તથા શાસ્ત્રોમાં કહેલા, સિદ્ધજનોએ તથા યોગીઓએ પણ સ્પૃહા કરવા યોગ્ય, સત્ય-શૌચાદિ મહાગુણો, પરાત્પર શ્રીહરિમાં સ્વાભાવિક હતા. (૨૧) સત્ય, શૌચ, તિતિક્ષા, શમ, દમ, જ્ઞાન, સ્થૈર્ય, સામ્ય, તેજ, દાક્ષ્ય, શૌર્ય, ધૈર્ય, સ્મૃતિ, વિનય, દયા, શીલ, સંતોષ, કાંતિ, સ્વતંત્રતા, બ્રહ્મચર્ય, ઉપરતિ, બળ, તપ, નિર્ભયતા, કીર્તિ, પ્રાગલ્ભ્ય, આસ્તિકતા, શ્રુતપણું, ભગ, મૃદુતા, ત્યાગ, મૈત્રી, આર્જવ; (૨૨) ગાંભીર્ય, રમણીય ભોગોમાં અત્યંત અરુચિ, કૌશલ્ય, માન આપવાપણું, નિર્દંભપણું, શરણ્યત્વ, માન-ગર્વાદિ દોષોથી અતિ રહિતપણું ઈત્યાદિ સાધુપુરુષોએ પામવા માટે ઈચ્છેલા નિશ્ચલ-મંગળરૂપ સત્ય-શૌચાદિ અને અપહત પાપ્માદિ મોટા અનેક સદ્ગુણો, અતિ શોભાયમાન નૈષ્ઠિક વેશવાળા પરમાત્મા શ્રીહરિમાં હતા. (૨૩)

શ્રીહરિમાં, સજ્જનોએ વખાણેલા-પ્રતિદિન વૃદ્ધિને પામતા વિશુદ્ધિવાળા ગુણો જોઈને, શ્રી રામાનંદ મુનિને તેમને વિષે અત્યંત પ્રીતિ થઈ. શ્રીહરિમાં રામાનંદસ્વામીના આશ્રિત મુક્તાનંદાદિ સાધુઓ તથા મયારામાદિ ગૃહસ્થોને પણ દરરોજ પ્રીતિ વૃદ્ધિ પામતી હતી. તેથી પ્રસન્ન મનવાળા **શ્રીરામાનંદ મુનિ** પોતાના ભક્તોની સભામાં શ્રીહરિની અત્યંત પ્રશંસા કરતા હતા. (૨૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીરામાનંદ સ્વામીએ આપેલી વૈષ્ણવી દીક્ષા નિરૂપણ' નામે સાઠમો અધ્યાય સંપૂર્ણ. (૬૦)

## ॥ अथैकषष्टितमोऽध्यायः ॥

( एकषष्टितमे स्वामी सत्सङ्गस्य धुरोऽर्पणम् । कर्तुं कृष्णं हठात्तं स्ववाक्स्वीकारमकारयत् ॥ )

श्रीशुकानन्द उवाच – **अथाऽऽप्तेऽपि नृनाट्येन शिष्यतां पुरुषोत्तमे । तत्रैव सद्गुणाम्भोधौ मित्रभावोऽभवद् गुरोः ॥१॥ सर्वातिरिक्तसद्बुद्धौ तस्मिन्नेकमनस्तया । कार्यमप्यखिलं स्वामी तं पृष्ट्वैवाकरोन्नृप ॥२॥ अथ ग्रामेषु भक्तानां व्यचरत् सह तेन सः । प्रवर्तयन् हरेर्भक्तिं रैवतोपत्यकासु ह ॥३॥**

**क्वचिन्मासं च मासार्धं स क्वचित् पञ्च वासरान् । निवसन्नगरं प्रायाज्जयन्ताख्यं महीपते ॥४॥ तत्रोन्नडाभिधानेन राज्ञा धर्मस्थितेन सः । प्रार्थ्यमानो हि बहुधा न्यवात्सीत् करुणानिधिः ॥५॥ ज्ञात्वा गुणैर्वरीयांसं हरिं धर्मधुरोचितम् । सर्वेषां चात्मशिष्याणां तस्मिन् प्रीतिं सुभूयसीम् ॥६॥ स विदित्वात्मवृद्धत्वं तस्मै स्वीयधुरां हि तम् । प्रदित्सन् सदसि स्वानां शृण्वतामित्थमुक्तवान् ॥७॥ नारायणमुने विद्वन् मद्वाक्यं शृणु सादरम् । निशम्य तत्तथैव त्वं कर्त्तुमर्हसि सन्मते ॥८॥**

---

## અધ્યાય : ૬૧

**દીક્ષા આપ્યા પછી રામાનંદ સ્વામીએ, પોતાને અંતર્ધાન થવાનો સમય નજીક આવવાથી શ્રી સહજાનંદ સ્વામીનો જેતપુરમાં પટ્ટાભિષેક કરી પોતાને પદે તેમને સ્થાપન કર્યા. (રામાનંદ મુનિએ શ્રીહરિનું પુરુષોત્તમપણું જાણીને જ તેમને આ આચાર્યપદનું સ્થાન સ્વીકારવા પ્રાર્થના કરી અને શ્રીહરિએ તે પ્રાર્થના સ્વીકારીને તે સ્થાન અંગીકાર કર્યું.)**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) પછી મનુષ્ય નાટ્યથી રામાનંદ સ્વામીના શિષ્ય રૂપે વર્તતા છતાં પણ પુરુષોત્તમ, સદ્‌ગુણના સમુદ્રરૂપ, શ્રીહરિ પ્રત્યે સદ્‌ગુરુશ્રી રામાનંદ સ્વામીને **મિત્રભાવ** જ હતો. (૧) સર્વથી વિલક્ષણ બુદ્ધિવાળા શ્રીહરિમાં એક ચિત્ત હોવાથી, હે રાજન્ ! રામાનંદ સ્વામી સમગ્ર કાર્ય પણ શ્રીહરિને પૂછીને જ કરતા હતા. (૨)

પછી શ્રી રામાનંદ સ્વામી શ્રીહરિની સાથે, રૈવતાચલ પર્વતની તળેટીમાં વર્તતા પોતાના આશ્રિતજનોના ગ્રામોમાં ભગવાનની ભક્તિ પ્રવર્તાવતા થકા પ્રસિદ્ધપણે ફરતા હતા. (૩) હે રાજન્ ! શ્રી રામાનંદ મુનિ કોઈ ગામમાં એક માસ પર્યન્ત, કોઈ ગામમાં પંદર દિવસ, કોઈ ગામમાં પાંચ દિવસ નિવાસ કરતા થકા **જેતપુર** આવ્યા. (૪)

સ્વધર્મમાં નિષ્ઠાવાળા **ઉન્નડ** નામના **રાજા**એ ઘણી પ્રાર્થના કરી તેથી કરુણાસાગર શ્રી રામાનંદ સ્વામીએ જેતપુરમાં નિવાસ કર્યો. (૫)

શ્રીહરિના અતિશ્રેષ્ઠ ગુણોથી, તેમને ધર્મધુરને વહન કરવા યોગ્ય જાણીને, તેમજ શ્રીહરિમાં પોતાના શિષ્યોની ઘણી પ્રીતિ જાણીને (૬) શ્રી રામાનંદમુનિ પોતાનું વૃદ્ધપણું જાણીને, પોતાની ધર્મધુરા શ્રીહરિને આપવા માટે ઈચ્છતા હોવાથી, સભામાં પોતાના ભક્તો સાંભળે તે પ્રમાણે શ્રીહરિને કહેવા લાગ્યાઃ (૭) 'હે વિદ્વન્ ! હે નારાયણ મુને ! હે સન્મતે ! તમો મારું વાક્ય આદરપૂર્વક સાંભળો. તે સાંભળીને જે પ્રમાણે હું કહું છું તે પ્રકારે જ કરવા માટે યોગ્ય છો. (૮)

निखिला भगवद्भक्ता एते मां संश्रिता नराः । स्थाप्याश्च योषितो धर्ममर्यादायां त्वया सदा ॥९॥ श्रीवासुदेवमाहात्म्ये प्रोक्ता धर्मा विभागशः । वर्णाश्रमवतां नृणां योषितां चापि सर्वशः ॥१०॥ यथाधिकारं मतिमंस्तेषु सर्वे मदाश्रिताः । स्थापनीयास्त्वया तस्मिन् समर्थोऽसि यतो भृशम् ॥११॥ एतत्त्वया वचो मान्यं मम शास्त्रार्थदर्शिनः । मत्पदे स्थातुमर्होऽसि त्वमन्यो नैव कश्चन ॥१२॥ यदा त्वद्दर्शनं जातं तत्प्रभृत्ययमस्ति मे । सङ्कल्पस्तं महाप्राज्ञ त्वं पूर्णीकर्त्तुमर्हसि ॥१३॥ अतितीव्रां विरक्तिं ते नूनं जाने मनस्यहम् । तथाऽप्यनन्यसाध्यत्वात् कार्यमेव त्वया त्विदम् ॥१४॥ पूजा जनैः कृता युक्ता वस्त्रालंकरणादिभिः । स्वीकार्या श्रेयसे तेषां निःस्पृहेणाऽपि हि त्वया ॥१५॥

मदाज्ञया वाहनेषु रथवाजिद्विपादिषु । आरोहणं हि कर्त्तव्यं भाषणादि सह स्त्रिया ॥१६॥ कलिकल्मषजालेभ्यो रक्ष्यास्त्वेते सदा त्वया । पटीयान् रक्षणविधावेषामस्यखिलोत्तमः ॥१७॥ कामक्रोधादिभिर्द्रव्यैर्योषाभिश्चापि कर्हिचित् । नैवासि त्वं पराभाव्यो गुणौघैरितरासमः ॥१८॥ धीरं धर्मावने कल्पं शास्त्रहार्दविदां वरम् । त्वां विदित्वेत्याधिपत्ये मया संस्थाप्यते भवान् ॥१९॥ निशम्येति स तद्वाक्यं पूर्णकामस्तमब्रवीत् । स्त्रीधनादिप्रसङ्गस्य बन्धकृत्त्वं सविस्तरम् ॥२०॥

---

હે હરે ! મારા આશ્રિત ભગવાનના સમગ્ર ભક્તો, આ પુરુષો તથા સ્ત્રીઓને તમારે હંમેશાં ધર્મ મર્યાદામાં સ્થાપન કરવા. (૯) શ્રી વાસુદેવ માહાત્મ્યમાં વર્ણાશ્રમી પુરુષો તથા સ્ત્રીઓના પણ સર્વે ધર્મો વિભાગથી કહેલા છે. (૧૦) હે મતિમાન્ ! તે ધર્મોમાં સર્વે મારા આશ્રિતોને યથાધિકાર પ્રમાણે તમારે સ્થાપન કરવા. જે માટે આ કાર્યમાં તમો અત્યંત સમર્થ છો. (૧૧) યથાશાસ્ત્ર સર્વ કાર્ય કરનારા મારા વચનને તમારે માન્ય કરવું. કારણ કે તમો જ મારા આ સર્વના ગુરુપણા રૂપ અધિકારમાં સર્વથા યોગ્ય છો, બીજા કોઈ પણ યોગ્ય નથી. (૧૨)

હે હરે ! જે સમયે તમારા દર્શન થયાં ત્યારથી આરંભીને મારો આ સંકલ્પ છે. હે મહામતે ! મારો સંકલ્પ પૂર્ણ કરવા માટે તમો યોગ્ય છો. (૧૩) તમારા અતિ તીવ્ર વૈરાગ્યને હું મનમાં જાણું છું. તોપણ તમારા વિના બીજાથી આ કાર્ય સિદ્ધ થઈ શકે તેવું નથી. માટે આ કાર્ય તો તમારે જ કરવું. (૧૪) જનોએ કરેલી વસ્ત્રાલંકારે સહિત પૂજા તેમના શ્રેયને માટે નિઃસ્પૃહ એવા પણ તમારે સ્વીકારવી. (૧૫) રથ, ઘોડા, હાથી તથા નરયાન આદિક વાહનોમાં બેસવું તથા સ્ત્રીઓની સાથે ભાષણ પણ કરવું. (**શંકા**-શાસ્ત્રમાં બ્રહ્મચારીને આ ક્રિયાઓ નિષેધ કરેલી છે તે કેવી રીતે હું કરું ? તો કહે છેઃ) મારી આજ્ઞાથી તમોને તેમાં બાધ નહિ આવે. (૧૬) આ મારા આશ્રિત જનોનું તમારે, કલિયુગના પ્રાધાન્યપણાથી પ્રવર્તેલા પાતકોના સમુદાયોથી, રક્ષણ કરવું. કારણ કે સર્વોત્તમ તમો આ મારા આશ્રિત સર્વજનોનું કાળ, માયા, પાપકર્મ, યમદૂતના ભયથી રક્ષણ કરવામાં અતિ ચતુર છો. (૧૭)

ગુણ સમુદાયોથી અનુપમ તમો, ક્યારેય પણ ક્રોધાદિ અંતઃશત્રુઓથી તથા દ્રવ્ય, સ્ત્રીઓ વગેરેથી પરાભવ પામવાના નથી. (આવા પ્રકારના ગુણો તો કેવળ પરમેશ્વરમાં હોવાથી; તમો તેવા ગુણવાળા હોવાથી તમારે તેનાથી ભય ન પામવો.) (૧૮) વિકારનાં કારણ ઉપસ્થિત હોવા છતાં પણ વિકારને નહિ પામતા, પોતાના આશ્રિતોના સદ્ધર્મની રક્ષા કરવામાં સમર્થ, શાસ્ત્રોનું હૃદય જાણનારાઓમાં શ્રેષ્ઠ, તમોને આવા અલૌકિક ગુણવાળા જાણીને, તમારી મેં મારા શિષ્યોના અધિપતિપણામાં સંસ્થાપના કરી છે. (૧૯)

આવું શ્રીરામાનંદ મુનિનું વચન સાંભળીને, પૂર્ણકામ **શ્રીહરિ** શ્રીરામાનંદ મુનિને, 'સ્ત્રી ધનાદિનો પ્રસંગ બંધન કરનારો છે' એમ વિસ્તારપૂર્વક કહેવા લાગ્યા.★ (૨૦)

---

★ આનો વિસ્તાર સત્સંગિજીવન ગ્રંથમાં પ્રથમ પ્રકરણના ઓગણસાઠમા અધ્યાયમાં કહેલો છે.

स्त्रीधनादिपदार्थेषु दृष्ट्वा चास्य भृशाऽरुचिम् । प्रीतस्तं योजयन्नित्थं स्वस्वामित्वेऽवदत् स तम् ॥२१॥ शृणु त्वं मद्वचो जाने तवाभिप्रायमञ्जसा । मया यत्क्रियते धीमन् तत्तु नैवाविचारितम् ॥२२॥ मत्प्रिये त्वयि सद्‌बुद्धौ धुरं न्यस्यैव चिन्तया । वर्ज्जितः कृतकृत्योऽहं जिहासामि तनुं त्विमाम् ॥२३॥ अत्र मे धूर्वहं कंचिन्न पश्यामि भवादृशम् । तस्मात्तात त्वमेतन्मे वाक्यं मन्यस्व सर्वथा ॥२४॥

अन्ये तु वर्णिनः स्त्रीणां प्रसङ्गेनैव सन्मते । पतेयुर्वर्त्मनो मुक्तेस्त्वं नैवामानवक्रियः ॥२५॥ हेमराशिषु च स्त्रीणां सहस्त्रेष्वपि वै सदा । स्थातुं त्वविक्रियत्वेन त्वं समर्थोऽसि नेतरः ॥२६॥ वर्तितुं विषयेष्वेव निर्लेपत्वेन सर्वदा । शक्तोऽसि त्वं यथाऽऽकाशो भूतेष्वौर्वो यथाऽम्बुधौ ॥२७॥ त्वं हि नैष्ठिकनाट्येन हिताय त्यागिनां क्षितौ । वर्तसे भीतवत् स्त्र्यादेः सर्वज्ञः पुरुषोत्तमः ॥२८॥ अन्ये तु वर्णिनो भूमन् स्त्रीकथाश्रवणादपि । स्युर्भ्रष्टाः श्रेयसस्तूर्णं किं पुनर्वीक्षणादिभिः ॥२९॥

---

શ્રીહરિની સ્ત્રી-ધનાદિ પદાર્થોમાં અત્યંત અરુચિ જોઈને, પ્રસન્ન મનવાળા **શ્રી રામાનંદ મુનિ,** પોતાના સમગ્ર જન સમુદાયના ગુરુપણાના પદમાં શ્રીહરિની યોજના (નિમણૂક) કરતા કહેવા લાગ્યા. (૨૧) હે ધીમન્ ! તમો મારું વચન સાંભળો. તમારો અભિપ્રાય હું તત્ત્વથી જાણું છું. હું જે કરું છું તે વિચાર્યા વિના નથી જ કરતો. (૨૨) (**શંકા**-પોતાના આશ્રિત જનોની ધર્મરક્ષા કરવામાં સમર્થ તમો હાલમાં પૃથ્વી ઉપર છો છતાં મારી બલપૂર્વક શા માટે યોજના કરો છો ? તો) હે નારાયણ મુને ! સદ્‌બુદ્ધિવાળા મને પ્રિય એવા તમારે વિષે ધર્મધુરા આરોપીને જ ચિંતા રહિત થઈને હું મારું કર્તવ્ય પૂર્ણ કરીને - કૃતાર્થ થઈને આ (દુર્વાસાના શાપથી પ્રાપ્ત થયેલા) શરીરનો ત્યાગ કરવા ઈચ્છું છું. (૨૩) હે તાત! આલોકમાં ધર્મધુરાને વહન કરનારા, તમારા સમાન કોઈ પણ હું જોતો નથી. તેથી તમો મારું આ **વચન** સર્વ પ્રકારે માનો. (૨૪)

(**શંકા**-હે ગુરુ ! તમારું કહેવું સત્ય છે પરંતુ निपीतमद्यभङ्गादि शास्त्रज्ञं वा जडं नरम् । मादयित्वा यथा सद्यो नयत्युन्मत्ततां खलु ॥ तथैव स्त्री धनं वापि मादयित्वा स्वसेविनम् । उत्पथं प्रापयत्येव विद्वांसमपि सात्त्विकम् । મદ્યપાન, ભાંગ્ય, ગાંજો વગેરેનું પાન જો કર્યું હોય તો તે શાસ્ત્રજ્ઞ પુરુષને અથવા જડપુરુષને મદ કરાવીને તત્કાળ ઉન્મત્ત કરી દે છે તેવી જ રીતે સ્ત્રી અને ધન પણ તેનું સેવન કરનારને, સાત્ત્વિક વિદ્વાનને પણ, નઠારા માર્ગમાં લઈ જાય છે જ. ईदृग्स्वभावमेवैतद्वर्तते वस्तु सर्वथा । स्वाभाविकं गुणं नैव हातुं शक्नोति कश्चन। આવા સ્વભાવવાળી સ્ત્રી-ધનાદિ વસ્તુ સર્વ પ્રકારે વર્તે છે જ. સ્વાભાવિક ગુણને ત્યાગ કરવા કોઈ સમર્થ નથી. એમ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. માટે સ્ત્રી ધનાદિકનો પ્રસંગ સર્વ પ્રકારે અનર્થનો હેતુ હોવાથી, મને બીજી આજ્ઞા કરો. એમ કહેતા હોય તો કહીએ છીએઃ) હે સન્મતે ! સ્ત્રીઓના પ્રસંગથી મુક્તિના માર્ગથી જે પડે તે વર્ણીઓ બીજા, અને ધનના પ્રસંગથી જે ભ્રષ્ટ થાય તે પણ બીજા. તમો તો અમાનુષિક ક્રિયાવાળા છો. (૨૫) સુવર્ણના સમુદાયમાં તથા હજારો સ્ત્રીઓમાં પણ હંમેશાં અવિકારી રહેવા માટે તો તમો જ **સમર્થ** છો. બીજા નથી. (૨૬)

પંચવિષયમાં હંમેશાં નિર્લેપ વર્તવા માટે; પૃથ્વી આદિ ચાર ભૂતોમાં જેમ આકાશ રહે છે તથા રત્નાકર(સમુદ્ર)માં વડવાનલ જેમ રહે છે, તેમ તમો શક્તિમાન છો. (૨૭) હે નીલકંઠ ! તમો નૈષ્ઠિક બ્રહ્મચારી સ્વરૂપે કેવળ ત્યાગીઓના હિતને માટે ("મને આ પ્રકારે વર્તતો જોઈને બીજા ત્યાગીઓ મારી માફક વર્તશે. બીજે પ્રકારે નહિ વર્તે." એમ મનમાં અનુસંધાન રાખીને) આ પૃથ્વીમાં સર્વજ્ઞ પુરુષોત્તમ ! તમો સ્ત્રી આદિથી ભય પામતા હોય ને શું ? એમ વર્તો છો. (૨૮) હે ભૂમન્ તમારા વિના બીજા બ્રહ્મચારીઓ તો સ્ત્રીઓની કથા શ્રવણથી પણ પોતાના કલ્યાણના માર્ગ થકી તત્કાળ ભ્રષ્ટ થાય, તો જોવા વગેરેથી ભ્રષ્ટ થાય તેમાં તો કહેવું જ શું ? (૨૯)

**तैरतः स्त्रीधनादीनां सङ्गस्त्याज्यो हि सर्वथा । नास्ति ते निर्विकारस्य तत्संसर्गेऽपि बन्धनम् ॥३०॥ ततस्त्वं कृपया भूमौ स्वाश्रयं समुपेयुषाम् । जनानां धर्ममर्यादारक्षणं कर्त्तुमर्हसि ॥३१॥**

श्रीशुकानन्द उवाच - **इति श्रुत्वा स तद्वाक्यं व्यवहारभृशारुचिः । पूर्णकामो निजानन्दः सर्वशक्तिपतिः प्रभुः ॥३२॥ स्वीकृतस्य नृनाट्येन गुरोस्तस्यैव गौरवम् । वर्द्धयन् मानयामास ह्यनिच्छन्नपि तद्वचः ॥३३॥ इत्थं स्ववाक्यं जनतोपकारं तस्मिंस्तदाङ्गीकृतवत्यधीशे । कृतार्थतामात्मनि मन्यमानो गुरुर्मुदं सोऽतितरां प्रपेदे ॥३४॥**

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे स्वधुरार्पणार्थं रामानन्दमुनिकृतश्रीहरिप्रार्थनादिनिरूपणनामैकषष्टितमोऽध्यायः ॥६१॥

---

તેથી તમારા વિના બીજા ત્યાગીઓએ સ્ત્રી-ધનાદિકનો સંગ સર્વપ્રકારે ત્યાગ કરવો જ; તમે તો નિર્વિકારી છો તેથી તમારે તેના સંસર્ગમાં પણ બંધન નથી. (૩૦) તેથી હે નારાયણમુને ! તમો આ પૃથ્વી ઉપર તમારે આશ્રયે આવેલ જનોની ધર્મમર્યાદાનું સારી રીતે રક્ષણ કરવા માટે યોગ્ય છો. (૩૧)

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** આવી રીતે શ્રીરામાનંદ સ્વામીનું વચન સાંભળીને, વ્યાવહારિક કાર્યમાં અત્યંત અરુચિવાળા, પૂર્ણકામ, સ્વસ્વરૂપમાં આનંદવાળા, સર્વશક્તિઓના સ્વામી, સમર્થ શ્રીહરિએ મનુષ્ય નાટ્યથી સ્વીકાર કરેલા ગુરુ શ્રીરામાનંદમુનિનું **ગૌરવ** વૃદ્ધિ પમાડવા, પોતાની અનિચ્છા છતાં પણ શ્રીરામાનંદમુનિનું **વચન** માન્યું. (૩૨-૩૩)

જન સમુદાયને ઉપકારક પોતાનું વચન પરમેશ્વર શ્રીહરિએ અંગીકાર કર્યું, તેથી આત્મામાં પોતાનું કૃતાર્થપણું માનતા ગુરુ **શ્રીરામાનંદમુનિ** અત્યંત આનંદ પામ્યા. (૩૪)

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'સ્વધુરાર્પણ કરવા માટે રામાનંદમુનિએ કરેલી શ્રીહરિની પ્રાર્થના વગેરેનું નિરૂપણ' નામે એકસઠમો અધ્યાય સંપૂર્ણ. (૬૧)



॥ अथ द्विषष्टितमोऽध्यायः ॥

**( हरेर्गुरुपदारोहो द्विषष्टितम ईरितः । सोत्सवाऽऽर्चाक्षरादीनामागतिस्तत्र कीर्तिता ॥१॥ जयताच्छ्रीहरिः साक्षात् सत्सङ्गिजनजीवनः । पदं गौरवमारोहञ् जनानावत् सृतेर्भयात् ॥२॥ )**

श्रीशुकानन्द उवाच - **स्वामी ततः स्वजनवृन्दमहासभायां प्रीत्या हरेर्निजकरेण करं गृहीत्वा । तं सादरं समुपवेशयति स्म हैमे सिंहासने विविधमङ्गलवाद्यनादैः ॥१॥**

**उच्चैस्तरां जयजयेति रवस्तदानीमुच्चारितो निखिलसभ्यजनैर्बभूव । नेदुस्तदैव दिवि दुन्दुभयो द्युभाजां देवाङ्गनाश्च ननृतुर्जगुरुत्कचित्ताः ॥२॥ प्रीतस्ततो गुरुवरः स सुगन्धिगन्धकाश्मीरमाल्यवरशेखरगुत्समुख्यैः । चञ्चन्महार्हरुचिराभरणाम्बराद्यैश्चित्रोपचारनिकरैः समपूजयत्तम् ॥३॥ तत्सन्निधौ समुपविश्य गुरुः प्रसन्नः साधून् निजाश्रयवतो यतिवर्णिनोऽथ । पद्मांस्तथा गृहिगणान् द्विविधाश्च योषा वाक्यं मुदेति निजगाद हितं मनीषी ॥४॥**

श्रीरामानन्द उवाच - **नारायणो मुनिरयं परमादरेण ह्यास्थापितो गुरुपदेऽत्र मया मदीये । मत्तोऽधिकः शुभगुणादिभिरेव वेद्यस्ताराव्रजादिव रविः सकलैर्भवद्भिः ॥५॥ बोद्धुं न शक्यमिति चेद्गदितं मयाऽसौ युष्माभिरेव सदृशोऽपि मयाऽवसेयः । ऐश्वर्य्यमस्य च विलोक्य परं यथावत् कालेन निश्चयमुपैष्यथ यूयमस्य ॥६॥**

---

**અધ્યાય : ૬૨**

## શ્રીહરિનો પટ્ટાભિષેક વિધિ. રામાનંદ સ્વામીએ પોતાના શિષ્યોને શ્રીહરિનું ગુરુત્વપદ સ્વીકારવાનો આદેશ આપી પોતે શ્રીહરિનું પૂજન કર્યું. પછી સર્વ શિષ્યોએ શ્રીહરિનું પૂજન કર્યું. તે સમયે થયેલું અદ્‌ભુત આશ્ચર્ય દર્શન.

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** (હે રાજન્ !) ત્યારબાદ **શ્રીરામાનંદ સ્વામી,** પોતાના શિષ્ય સમુદાયની મોટી સભામાં, પોતાના હાથમાં શ્રીહરિનો હાથ પ્રીતિપૂર્વક પકડીને, વિવિધ પ્રકારના માંગલિક વાજાંઓના શબ્દોની સાથે પોતાને બેસવા યોગ્ય સુવર્ણના સિંહાસનમાં આદરપૂર્વક શ્રીહરિને બેસાડતા હતા. (૧) તે સમયે સમગ્ર સભ્યજનોએ ઊંચા સ્વરથી ઉચ્ચારણ કરેલો **જય જય** આ પ્રકારનો **ધ્વનિ** થયો. તેજ વખતે સ્વર્ગમાં દેવતાઓનાં દુંદુભિ વગેરે વાજિંત્રો વાગ્યાં. દેવાંગનાઓ ઉત્સાહથી નૃત્ય કરવા લાગી, તેમજ ગીત ગાવા લાગી. (૨)

ત્યારબાદ પ્રસન્ન થયેલા ગુરુવર શ્રીરામાનંદમુનિએ સુંદર સુગંધવાળું-અતિ સૂક્ષ્મ ઘસેલું ચંદન, કુંકુમ, પુષ્પના હાર તથા ઉત્તમ તોરા ગુચ્છ વગેરે તેમજ ચળકતાં મહામૂલ્યવાળાં આભૂષણો તથા વસ્ત્રો વગેરે નાના પ્રકારના ઉપચારોથી શ્રીહરિની **પૂજા** કરી. (૩) પછી વિદ્વાન ગુરુ શ્રીરામાનંદમુનિ પ્રસન્ન થઈને શ્રીહરિના આસનની સમીપમાં (તેમના સમાન આસનમાં) બેસીને પોતાના આશ્રયવાળા સાધુઓ તથા સંન્યાસીઓએ સહિત વર્ણીઓ, પાર્ષદો, ગૃહસ્થજનો તથા સધવા-વિધવા સ્ત્રીઓ તે સર્વ પ્રત્યે હર્ષપૂર્વક હિત વચન બોલ્યા. (૪)

હે ભક્તો ! આ નારાયણમુનિને મારા સ્થાને ગુરુપદે મેં **પરમાદરપૂર્વક** સ્થાપ્યા છે. માટે તમારે સર્વેએ 'તારાના સમુદાયથકી પ્રકાશના અધિકપણાદિથી જેમ સૂર્ય નારાયણ અધિક છે' તેમ શુભ ગુણાદિ વડે મારાથી તેમને **અધિક** જ જાણવા. (૫) મેં જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે જાણવા માટે શક્તિમાન ન થાવ તો તમોએ આ નારાયણમુનિને મારા સમાન તો અવશ્ય જાણવા જ. સર્વોત્તમ આ નારાયણમુનિનું ઐશ્વર્ય જોઈને, સમય વ્યતીત થયે, આ નારાયણમુનિનો યથાર્થ નિશ્ચય તમોને થશે. (૬)

**आज्ञा यथा मम तथाऽस्य सदैव मान्या स्वश्रेयसे सविनयं निखिलैर्मदीयैः । कायेन चापि मनसा वचसा विधेयं संसेवनं सततमस्य ममेव भक्त्या ॥७॥**

श्रीशुकानन्द उवाच - **आकर्ण्य चेति वचनं स्वगुरोरुदारं ते श्रीहरावतिनिषक्तधियस्तदैव । उत्थाय चेति विहिताञ्जलयस्तमाहुरस्माभिरेवमखिलैरनिशं विधेयम् ॥८॥**

**प्रीत्याऽथ ते रुचिरचन्दनपुष्पहारैर्नानाविधैश्च वसनाभरणैर्महार्हैः । निखिलैरितरोपचारैर्नारायणं गुरुवरं तमनुक्रमेण ॥९॥ नीराज्य ते तमतिहृष्टतया यथावत् तस्य प्रदक्षिणपरिक्रमणं विधाय । नत्वावदन्निति तवैव वयं भवामो ह्यस्मासु चातिकरुणा भवता विधेया ॥१०॥ स्वामी ततो रुचिरझर्झरकांस्यवाद्यैस्तन्त्रीमृदङ्गमुखमाङ्गलिकैश्च वाद्यैः । सार्द्धं च कृष्णशुभपद्यसुगायनाद्यैः प्रीत्या महोत्सवमचीकरदात्मभक्तैः ॥११॥ द्रष्टुं तमुत्कमनसः सहसा सुराणां व्राताः स्थिता वियति चैव जनैरलक्ष्याः । सिंहासनस्थमवलोक्य महार्हवासोऽलंकारिणं तमगमन्नितरां प्रमोदम् ॥१२॥ माल्यानि नन्दनवनोपहृतान्युदारसौरभ्यलुब्धमधुपावलिसंगतानि । सच्चन्दनानि ववृषुस्त्रिदशाः सयोषा भक्त्यैव तत्र भगवत्यनवद्यरूपे ॥१३॥ सिद्धा महर्षिनिकराश्च तदैव सर्वे प्रीत्याऽवदन्नतितरां जयशब्दमुच्चैः । गन्धर्वसाध्यनिकराश्च जगुस्तदानीं संगीतशास्त्रपठनं सफलं विधातुम् ॥१४॥**

---

મારા સમગ્ર શિષ્યોએ પોતાનું શ્રેય કરવા માટે મારી આજ્ઞાની માફક જ આ નારાયણમુનિની પણ આજ્ઞા હંમેશાં સવિનય માનવી. વળી શરીર-મન અને વાણીથી હંમેશાં આ નારાયણમુનિની સેવા, મારી સેવા કરો છો તે પ્રમાણે ભક્તિપૂર્વક કરવી. (૭)

પોતાના ગુરુનું આવું મહાન વચન સાંભળીને, સર્વ **હરિભક્તો** તેજ વખતે શ્રીહરિમાં અત્યંત આસક્ત બુદ્ધિયુક્ત થકા ઊઠીને હાથ જોડી ''અમો બધા રાત્રિ દિવસ-નિરંતર તમારા કહેવા પ્રમાણે જ કરીશું.'' આવી રીતે શ્રીરામાનંદ મુનિને કહેવા લાગ્યા. (૮)

પછી સર્વ ભક્તો સુંદર ચંદન તથા પુષ્પના હાર, નાના પ્રકારનાં મહામૂલ્યવાળાં વસ્ત્રો, આભૂષણો તથા બીજા નીરાજનાદિ સમગ્ર ઉપચારો વડે ગુરુવર નારાયણ (શ્રી સહજાનંદ સ્વામી)ને અનુક્રમથી પૂજવા લાગ્યા. (૯) સર્વે ભક્તો અતિ પ્રસન્નતાથી શ્રીહરિની યથાવિધિ આરતી કરીને, શ્રીહરિની પ્રદક્ષિણા કરી અને સાષ્ટાંગ પ્રણામ કરી, 'અમો તમારા જ છીએ. અમારા પ્રત્યે તમારે કરુણા કરવી' એમ બોલ્યા. (૧૦)

પછી શ્રીરામાનંદ મુનિએ ઝાંઝ, કાંસીજોડાં, વીણા, મૃદંગ વગેરે માંગલિક વાજિંત્રો સાથે, શ્રી કૃષ્ણનાં કલ્યાણકારી પદો, સુંદર ગાન કરનારા પોતાના ભક્તો પાસે ગવરાવી પ્રીતિપૂર્વક **મહોત્સવ** કરાવ્યો. (૧૧)

તે ઉત્સવ જોવા માટે ઉત્સાહી મનવાળા દેવતાઓના સમુદાયો, મનુષ્યો ન દેખે તેવી રીતે, અદૃશ્યપણે આકાશમાં રહીને, મહામૂલ્ય વસ્ત્રાલંકારો ધારણ કરીને સર્વજન સમુદાયનાં ગુરુપદમાં બેઠેલા શ્રીહરિને જોઈને, અત્યંત આનંદ પામ્યા. (૧૨) પત્નીઓ સહિત દેવતાઓ મહા સુગંધીમાં લુબ્ધ થયેલા ભમરાઓની પંક્તિઓથી યુક્ત નંદન વનમાંથી લાવેલા પુષ્પો તથા સુગંધીમાન ચંદન, નિર્દોષ ભગવાન શ્રીહરિ ઉપર ભક્તિપૂર્વક વર્ષાવતા હતા. (૧૩) તે સમયે સર્વે સિદ્ધો તથા મહર્ષિઓના સમુદાયો ઊંચા સ્વરથી પ્રીતિપૂર્વક જય શબ્દ બોલતા હતા. ગંધર્વો તથા સાધ્ય દેવતાઓ સંગીત શાસ્ત્રાધ્યયન સફળ કરવા માટે ગાન કરવા લાગ્યા. (૧૪)

आश्चर्य्यमाशु महदत्र बभूव भूमौ मणयाकरेषु मणयोऽप्यभवन् प्रदीप्ताः । वृक्षास्तदा मधुमुचः फलमाल्यनम्रा आसन् पयोभिरवनीं सिषिचुश्च गावः ॥१५॥ उद्भिन्ननूतनतृणा मुदमाप भूमिः स्वीयावनावसरमात्मनि मन्यमाना । नेशुस्तदा तनुभृतां व्यसनानि तूर्णं सत्त्वानि चापि सहजं जहुरेव वैरम् ॥१६॥

संकोचितानुगसुहृज्जनसर्वशक्तिस्तिष्योऽप्यभूत् कृतयुगेन समस्तदानीम् । वाता ववुः सुखकराश्च दिशः प्रसेदुः सर्वाऽपि मङ्गलयुताऽभवदेव भूमिः ॥१७॥ शान्तर्क्षतारकगणग्रहरोचमानमासीत्तदाऽतिविमलं गगनं समग्रम् । आसन् प्रसन्नमनसो मुनयश्च देवा धर्मप्रिया भुवि जनास्त्वसुराश्च बिभ्युः ॥१८॥ स्वर्गेऽपि मङ्गलमभूत् त्रिदशव्रजानामानन्द एव नितरामभवत् त्रिलोक्याम् । सिंहासने स्थितवति प्रणतार्त्तिहारे नारायणे सुखमभून्नितरां जनानाम् ॥१९॥ आसन् प्रसन्नसलिला विकसत्सरोजव्रातश्रियाऽतिरुचिरा निखिला ह्रदिन्यः । सौरभ्यलोभविचलन्मधुपालिराजन्माल्यव्रजाश्च विपिनावलयो विरेजुः ॥२०॥ दारिद्र्यमुच्चलितमाशु सतां जनानां दुद्राव वासमिह कर्त्तुमसद्गृहेषु । भूमौ समृद्धिरगमत् सहसैव वृद्धिं साश्चर्य्यमीयुरधनास्तु जनाः समृद्धिम् ॥२१॥ हरौ सिंहासने तस्मिन् स्थिते श्रीपुरुषोत्तमे । इत्युदारश्रियं कालः प्रपेदे विस्मयावहाम् ॥२२॥

---

તે વખતે આ પૃથ્વીમાં એક **મોટું આશ્ચર્ય** થયું. વિવિધ પ્રકારના મણિઓની ખાણમાં મણિઓ પણ પ્રકાશમાન થયા. ફળો તથા પુષ્પો વડે નમી ગયેલા વૃક્ષોમાંથી મધ ઝરવા લાગ્યું. ગાયો, પોતાના આંચળોમાંથી દૂધનો સ્રાવ કરી પૃથ્વીને અભિષેક કરતી હતી. (૧૫) તે સમયે પૃથ્વી, પોતાના રક્ષણનો સમય આજે આવ્યો છે એમ આત્મામાં ચિંતવન કરતી, સર્વત્ર લીલા ઘાસવાળી બની આનંદથી શોભાયમાન દીસતી હતી. શરીરધારીઓનાં દુઃખો તત્કાળ નાશ પામ્યા. વ્યાઘ્રાદિ ઘાતક પ્રાણીઓએ સ્વાભાવિક વૈર પણ ત્યાગ કર્યું. (૧૬) સંકોચ પામેલી છે કામાદિ સેવકો (અંતઃશત્રુઓ)ની તથા અધર્માદિક મિત્રવર્ગની સર્વ શક્તિઓ જેની એવો, કળિયુગ પણ તે સમયે સત્યુગ જેવો થયો. સર્વત્ર સુખદવાયુ વાવા લાગ્યો. દિશાઓ પ્રસન્ન થઈ, સર્વે ભૂમિ મંગળ યુક્ત થઈ. (૧૭)

તે સમયે શાંત નક્ષત્ર-તારાઓના ગણ તથા રવિ-ચંદ્રાદિ ગ્રહોથી પ્રકાશમાન સમગ્ર આકાશ, અતિ વિમળ થયું. પૃથ્વી ઉપર પ્રતિમામાં પ્રતિષ્ઠિત થયેલા દેવતાઓ, ધર્મપ્રિય મુનિઓ તથા બીજા લોકો પ્રસન્ન મનવાળા થયા, અસુરો ભય પામ્યા. (૧૮)

સ્વર્ગમાં દેવતાઓના સમુદાયોનું પણ મંગળ થયું. ત્રિલોકીમાં અત્યંતાનંદ થયો. પ્રણતજનોની પીડા નાશ કરનારા નારાયણ, ગુરુપણાના યોગ્ય સ્થાનરૂપ સિંહાસનમાં બિરાજ્યા તેથી જનોને અત્યંત સુખ થયું. (૧૯)

સમગ્ર નદીઓ પ્રસન્ન જળવાળી, પ્રફુલ્લિત કમળના સમુદાયની શોભાથી અત્યંત રમણીય બની. વનની પંક્તિઓ સુગંધીના લોભથી ચલાયમાન ભમરાઓની પંક્તિથી શોભતા પુષ્પના સમુદાયોવાળી શોભતી હતી. (૨૦)

સદ્ધર્મનિષ્ઠ ભગવાનના ભક્તજનોનું દારિદ્રપણું તત્કાળ દૂર થયું અને આલોકમાં અધર્મ નિષ્ઠ, જે ભગવાનના ભક્ત નથી, તેવા જનોના ભવનોમાં તે દારિદ્રય વાસ કરવા માટે દોડ્યું. પૃથ્વીમાં સમૃદ્ધિ એકદમ વૃદ્ધિ પામી, નિર્ધનજનો આશ્ચર્યપૂર્વક સમૃદ્ધિ પામ્યા. (૨૧)

આ રીતે પુરુષોત્તમ શ્રીહરિ સિંહાસનમાં બિરાજ્યા તે સમયે કાળ વિસ્મય પમાડે એવી મહા શોભાને પામ્યો. (૨૨)

आयन्महोत्सवे तस्मिन्मुक्ता ह्यक्षरसञ्ज्ञिताः । मूलमायापतिश्चायात् प्रधानपुरुषस्तथा ॥२३॥ तत्त्वाभिमानिनो देवाश्चायन्वैराजपूरुषः । ब्रह्माऽऽययौ च सावित्री विष्णुर्लक्ष्मीस्तथागमत् ॥२४॥ शर्वः सती क्षितिश्चायात्तथैवायन्महर्षयः । नारदो वासवः सौरिर्लोकपालास्तथाऽऽययुः ॥२५॥

देवाः सिद्धास्तथा साध्या गन्धर्वाश्चाऽथ चारणाः । आनन्दनिभृतात्मानस्तस्मिन्नायन्महोत्सवे ॥२६॥ एते स्वपरिवारेण सार्द्धमुत्सुकमानसाः । आजग्मुस्तदवेक्षार्थं नानोपायनपाणयः ॥२७॥ दृष्ट्वा तं तेऽथ कोटिस्मरमदशमनश्रीहृताशेषचित्तं श्रीमन्मन्दस्मितास्यं मुदमतिशयिनीं विस्मयं चाप्नुवन्तः । साष्टाङ्गं प्राणमंस्तं प्रणतजनचयक्लेशविध्वंसशक्तं तस्मै दत्त्वोपहारान् स्तुतिमिति विदधुस्तस्य भक्त्याऽवनम्राः ॥२८॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य्यविरचिते द्वितीयस्कन्धे श्रीहरिकृतगुरुपदारोहणसमयशोभादिनिरूपणनामा द्विषष्टितमोऽध्यायः ॥६२॥

---

તે મહોત્સવમાં અક્ષરસંજ્ઞાવાળા મુક્તો આવ્યા. મૂળ માયાનો પતિ તથા પ્રધાનપુરુષ પણ આવ્યા. (૨૩) તત્ત્વાભિમાની દેવતાઓ આવ્યા. વૈરાજ પુરુષ, બ્રહ્મા તથા સાવિત્રી, વિષ્ણુ તથા લક્ષ્મી આવ્યાં. (૨૪) શિવ તથા સતી ઉમા આવ્યાં. પૃથ્વી, મહર્ષિઓ, નારદમુનિ, ઈન્દ્ર, યમ તથા લોકપાળો આવ્યા. (૨૫) દેવતાઓ, સિદ્ધો, સાધ્ય દેવતાઓ, ગંધર્વો તથા ચારણો તે મહોત્સવમાં આનંદથી જેમનો આત્મા પૂર્ણ થયો છે તેવા થકા ત્યાં આવ્યા. (૨૬) પૂર્વોક્ત અક્ષર મુક્તો તથા દેવતાઓ વગેરે ઉત્સાહયુક્ત મનવાળા, પોતાના પરિવારે સહિત વિવિધ પ્રકારની ભેટો હાથમાં લઈને શ્રીહરિનાં દર્શન કરવા માટે આવ્યા. (૨૭)

પછી અક્ષરમુક્તો, કોટિ કામદેવના સૌંદર્યને નાશ કરનારી અંગની શોભાથી જેમણે સૌના ચિત્ત આકર્ષી લીધા છે એવા, સ્વાભાવિક શોભાયમાન-મંદ હાસ્યયુક્ત મુખવાળા, શ્રીહરિને જોઈને, અત્યંત આનંદ તથા વિસ્મય પામ્યા. અને પ્રણત જનોના સમુદાયના વિવિધ કલેશને નાશ કરવામાં સમર્થ શ્રીહરિને, સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. પોતે લાવેલા ઉપહારો શ્રીહરિને સમર્પીને, ભક્તિપૂર્વક નમસ્કાર કરીને, શ્રીહરિની **સ્તુતિ** કરવા લાગ્યા. (૨૮)

❂ઈતિ★ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિત શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'શ્રીહરિકૃત ગુરુપદારોહણ સમયની શોભા વગેરેનું નિરૂપણ' કર્યું નામે બાસઠમો અધ્યાય સંપૂર્ણ. (૬૨)



---

★ **નોંધ** : આ શ્રી **હ.લી.ક.** ગ્રંથમાં, 'શ્રીહરિલીલાકલ્પતરુ માહાત્મ્ય' **અ.૭** મુજબ જે જે **અધ્યાય**ને અંતે **કથા વિરામ**નો નિષેધ છે - ત્યાં ત્યાં **ઈતિ** શબ્દની આગળ '❂' આ પ્રકારની **નિશાની** મૂકેલી છે. (દા.ત. અધ્યાય ૬૩ વગેરે)

## ॥ अथ त्रिषष्टितमोऽध्यायः ॥

( हरिं तेऽक्षरमुक्ताद्यास्त्रिषष्टितमकेऽस्तुवन् । स्वस्वमत्यनुसारेण भाव्यतच्चरितादिभिः ॥)

अक्षरमुक्ता ऊचुः- **कारुण्यादिमहोदधेस्तव वयं कृत्वा दृढोपासनां सर्वैरावरणैर्हरे विरहिता जाता ध्रुवं भूरिशः । जुष्टा धर्मविरक्तिवेदनमुखैर्दिव्यैरनेकैर्गुणैस्त्वं नो ऽपारतया विभासि हि यथा पाथोनिधिर्यादसाम् ॥१॥**

**निर्वाणं भुवि कर्त्तुमात्तनृतनु चात्यन्तिकं देहिनां त्वामत्राश्रयतः प्रभो तनुभृतोऽसंख्यान् स्वकीयौजसा । अस्माकं तुलनां ★च नेष्यसि परब्रह्मावतारी स्वयं किं ब्रूमस्तव सत्पतेरतिदयां वात्सल्यपाथोनिधेः ॥२॥ संप्रोक्तं करभाजनेन मुनिना पद्यं कृतादिष्विति त्वं तत्सत्यमहो विधातुमिह सञ्जातः कलौ भूतले । एकान्तं परमं वृषं च महता कालेन नष्टं क्षितौ भद्रं संप्रथयिष्यसे स्वमहसा भूमावतारी प्रभुः ॥३॥**

---

## અધ્યાય : ૬૩

## પટ્ટાભિષેક સમયે શ્રીહરિના દર્શનાર્થે આવેલા અક્ષરમુક્તો, તથા મૂળ માયાપતિ, પ્રધાનપુરુષ તથા સર્વ દેવતાઓએ કરેલી શ્રીહરિની સ્તુતિ.

**અક્ષરમુક્તો કહે છે :-** હે હરે ! કારુણ્યાદિ ગુણોના મહાસાગર એવા તમારી દૃઢ ઉપાસના કરીને અમો સર્વ આવરણોથી નિશ્ચય રહિત થયા છીએ. ધર્મ-વૈરાગ્ય-જ્ઞાનાદિ મુખ્ય છે એવા અનેક દિવ્ય ગુણોના ધારક બન્યા છીએ, આવા પ્રકારના અમોને, જેમ જળજંતુઓને સમુદ્ર અનંત ભાસે છે તેમ, તમો ગુણ-વિભૂતિ-ઐશ્વર્યાદિથી અનંત અપાર ભાસો છો. (માટે તમારું સૌ ''**અનંત**'' એ પ્રકારે ગાન કરે છે.) (૧)

હે પ્રભો ! પૃથ્વીમાં દેહધારીઓનું આત્યંતિક કલ્યાણ કરવા માટે સ્વીકાર કર્યું છે મનુષ્ય દેહ જેમણે એવા તમો, આલોકમાં તમારો આશ્રય કરનારા અસંખ્ય મનુષ્યોને, તમારા પ્રતાપથી અમારા જેવા બનાવશો. કારણ કે તમો પરબ્રહ્મ સ્વયં અવતારી છો. તેથી વાત્સલ્યના સાગર, સજ્જનોના એક સ્વામી ! પરાકાષ્ઠાને પામેલી તમારી અતિ દયાળુ પ્રકૃતિનું અમે કેમ વર્ણન કરીએ ? (અમો અક્ષરમુક્તો કંઈ પણ કહેવાને માટે શક્તિમાન નથી.) (૨)

કરભાજન નામના મુનિએ શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધમાં કહેલું છે : (''कृतादिषु प्रजा राजन्कलाविच्छन्ति संभवम् । कलौ खलु भविष्यन्ति नारायणपरायणाः'' 'સત્યાદિ યુગોની મધ્યે હે રાજન્ ! પ્રજા કળિયુગમાં જન્મ ઈચ્છે છે. કળિયુગમાં મનુષ્યો નારાયણ પરાયણ થશે.') તે સત્ય કરવા માટે કળિયુગમાં આ ભૂતળમાં આવિર્ભાવ પામેલા છો. તે સર્વ પ્રકારે આશ્ચર્ય કહેવાય. (તમે તો સર્વ પ્રકારે, સર્વકાળે **ત્રિયુગ** શબ્દાર્થ પ્રતિપાદ્ય ષડૈશ્વર્યવાળા જ છો. એવો ત્રિયુગ શબ્દનો અર્થ 'કળિયુગ સિવાય બીજા ત્રણ યુગમાં જ ફક્ત ભગવાન છ ઐશ્વર્યો સાથે પ્રગટ થાય છે' તેવું વ્યાખ્યાન કરનારાઓનું માનભંગ કરવા માટે જ, પ્રાદુર્ભાવ પામેલા છો. એ આશ્ચર્ય છે.) વળી મહાકાળથી નષ્ટતાને પામેલો સર્વોત્તમ મંગળ સ્વરૂપ એકાંતિક ધર્મ, તેને પૃથ્વી ઉપર તમારા પ્રતાપથી વિસ્તાર પમાડશો. કારણ કે આપ બહુ ગુણ-ઐશ્વર્યાદિવાળા અવતારી પ્રભુ છો. (૩)

---

★ ''नयिष्यसि'' इति (क-ड) पाठान्तरम् । (धातोरनिटत्वात् 'नेष्यसि' इत्येव रूपं साधु ।)

त्वां भूमन्नवतारिणं गुणनिधिं सर्वातिरिक्तौजसं सत्प्रार्थ्यं पुरुषोत्तमं करुणया मानुष्यनाट्यं गतम् । नित्यं नन्वनुयान्त्यमायिकगुणैश्वर्य्यावतारादयो भूपा वर्षभुजो यथाऽत्र निखिलाः सम्राजमूर्वीश्वरम् ॥४॥
धन्येयं धरणी सुमङ्गलवती त्वत्पादपद्माङ्किता स्वर्गादीनपि वर्त्तते हि निखिलाँल्लोकानतिक्रम्य या । लीला यत्र विधास्यसे हि विविधा दिव्या जगत्पाविनीर्धास्यन्त्येव शिरस्सु सज्जनगणा देवादयो यद्रजः ॥५॥
पूर्वानेकजनुःसुपुण्यसुलभं नूनं सुरेन्द्रैरपि क्लेशोन्मूलनकारणं च परमानन्दप्रदं पावनम् । योगीन्द्रैरपि वाञ्छितं भुवि दृढं प्राप्तास्त्वदीयाश्रयं ये त्वत्सक्तधियोऽत्र तान्ननु जनान् धन्यान्वयं मन्महे ॥६॥ त्वन्माहात्म्यविदो विविक्तमनसस्त्वत्पादसेवारताः कुर्वन्त्येव तृणोपमं मुनिवरास्तुर्यं पुमर्थं हरे । नेच्छेयुर्निखिलं च मायिकसुखं किं तेऽत्र चित्रं प्रभो सम्राड् वाञ्छति चारुभोज्यभुगिहान्यत् किं कदन्नाशनम् ॥७॥ मनुजनाटनं बिभ्रदुत्तमं निखिलदेहिनां श्रेयसे क्षितौ । श्रितजनार्त्तिहा त्वं परात्परो जय जय प्रभो सद्गुणोदधे ॥८॥ सकलसज्जनैश्चिन्तिताकृतिर्भुवनमङ्गलं

---

હે ભૂમન્ ! તમો અવતારી છો માટે જ અલૌકિક ગુણ ગણોના એક જળનિધિ, સર્વથી અધિક સામર્થ્યવાળા પુરુષોત્તમ, કેવળ કરુણાથી મનુષ્ય નાટ્ય આચરતા તમોને આ લોકમાં, સમગ્ર ખંડિયા રાજાઓ ચક્રવર્તી રાજાને જેમ અનુસરે છે તેમ, દિવ્ય ગુણ-ઐશ્વર્યવાળા તમારા અવતારો, તથા બ્રહ્માદિ દેવતાઓ, હંમેશાં તમારું અનુગમન કરે છે. (૪) તમારા ચરણકમલાંકિત મંગળવાળી આ સમગ્ર પૃથ્વીને ધન્ય છે. કારણ કે સમગ્ર સ્વર્ગાદિ લોકથી પણ પૃથ્વી તમારા સંબંધથી વિશિષ્ટ છે. (આ પૃથ્વીને કેવળ તમારા ચરણકમળથી અંકિત થવાનો લાભ છે એમ નથી. વિશેષ પણ લાભ છે.) આ પૃથ્વીમાં જગતને મંગળ કરનારી વિવિધ દિવ્ય લીલાઓ પણ તમો કરશો જ. આ પૃથ્વીના મહિમાનું અહો! શું વર્ણન કરીએ ? કારણ કે તમારા ચરણના સ્પર્શવાળા જે રજકણોને પણ, સજ્જન પુરુષો તથા દેવતાઓ રત્નજડિત મુગટ યુક્ત મસ્તકો ઉપર ધારણ કરશે. (ક્યાં આ રજકણો અને ક્યાં સત્પુરુષ તથા દેવતાઓનાં મસ્તકો ! તો પણ ભગવાનના સ્પર્શના મહિમાથી શું અસાધ્ય છે ?) (૫)

(હાલમાં કેવળ શ્રીહરિની શરણાગતિ વાળાઓને પણ **ધન્યવાદ** છે એમ કહે છેઃ) પૂર્વે અનેક જન્મોમાં જે દેવેન્દ્રોએ નિષ્કામ ભાવથી કરેલા સત્કર્મો તેથી તેમને સુલભ, જન્મમરણના પ્રવાહના દુઃખને નાશ કરવામાં કારણરૂપ, પરમાનંદને આપનાર, પાવનકારી, યોગીન્દ્રોએ પણ ઈચ્છિત એવા તમારા આશ્રયને પૃથ્વીમાં જે જનો દૃઢપણે પામ્યા છે અને તમારે વિષે આસક્ત બુદ્ધિવાળા છે, તે જનોને આ લોકમાં ધન્ય છે, એમ અમો માનીએ છીએ. (૬)

(પ્રથમ તો તમારા સ્વરૂપના માહાત્મ્યનું જ્ઞાન દુર્લભ છે. તે જ્ઞાન પ્રાપ્ત થવાથી સાંસારિક સર્વ તુચ્છ જ થઈ જાય એ વાત કહે છેઃ) હે હરે ! યથાર્થપણે તમારા માહાત્મ્યને જાણનારા, પવિત્ર મનવાળા, તમારા ચરણકમળની સેવામાં પ્રીતિવાળા મુનિવરો તો ચતુર્થ પુરુષાર્થ જે મોક્ષ તેને પણ તૃણની માફક તુચ્છ ગણે છે. હે પ્રભો ! આવા તમારા ભક્તો સમગ્ર માયિક સુખને ન ઈચ્છે તેમાં શું આશ્ચર્ય છે ? જેમ સુંદર ભોજન જમનારો ચક્રવર્તી રાજા, આ લોકમાં શુષ્ક કુત્સિત ભોજનને શું ઈચ્છે છે ? નથી જ ઈચ્છતો, (તેમ મુનિવરો માયિક સુખ ઈચ્છતા નથી.) (૭)

હે સદ્ગુણ નિધે ! હે પ્રભો ! પૃથ્વીમાં સમગ્ર દેહધારીઓના શ્રેયને માટે ઉત્તમ મનુષ્ય નાટ્ય ધારણ કરતા, સ્વાશ્રિત જનોની સમગ્ર પીડા નાશ કરનારા, પરાત્પર તમો, **જય પામો જય પામો.** (૮) સમગ્ર જનોએ ચિંતવન

**सर्वकारणम् । नतपदाम्बुजो निर्ज्जरेश्वरैर्जय जय प्रभो० ॥९॥ विषयवासनाहीनमानसैर्मुनिवरैर्मुदा सेवितोऽन्वहम् । अपि तपस्विभिर्दुर्ल्लभेक्षणो जय जय प्रभो० ॥१०॥ प्रणतिकारिणां प्राणधारिणां दुरितसञ्चयं नैकजन्मनाम् । भवभयं तथा नाशयन् द्रुतं जय जय प्रभो० ॥११॥ श्रुतिशिरोव्रजैरक्षरैस्तथा विधिभवादिभिस्तत्त्वदर्शिभिः । उदितसद्‌गुणैश्वर्य्यसद्यशा जय जय प्रभो०॥१२॥ अतिदुरन्तयाऽनाद्यविद्यया जगति देहिनो मूढचेतसः । सुखयितुं क्षमोऽपास्य तां भृशं जय जय प्रभो० ॥१३॥**

**तव सदाकृतेर्ध्यानकारिणां तनुभृतां व्रजान् सर्वतोऽधिकम् । करुणया दिशन् सौख्यमात्मनो जय जय प्रभो० ॥१४॥ निखिलतापहृत्पुण्यदर्शनो बहुचरित्रकैर्दिव्यमङ्गलैः । अगणिताङ्गिनः पावयन् भृशं जय जय प्रभो० ॥१५॥ (मनोविकारमुण्डनं★ समाधियोगहुण्डनं भवोपतापशुण्ठनं महाभिचारकुण्ठनम् ।) भवन्तमार्त्तिखण्डनं वयं स्वभक्तमण्डनं मनोजगर्वतण्डनं नता वृषारिकण्डनम् ॥१६॥**

मूलमायापतिरुवाच - **अहं लेशं वीर्य्यं त्वदुपगत एवाखिलपतेर्यथा पाथोराशेः सलिलपृषतं ते हि विधिना । अनेकब्रह्माण्डप्रभवमतिवश्यस्तव सदा करोमीशं वन्देऽक्षरपरमहं त्वामतिमुदा ॥१७॥**

---

કરાયું છે સ્વરૂપ જેમનું એવા, અખિલ ભુવનમાં એક મંગળ મૂર્તિ, સર્વના કારણ સ્વરૂપ, સકળ દેવતાઓએ પૂજ્યાં છે ચરણકમળ જેમનાં એવા, હે પ્રભો ! **તમો જયકારી પ્રવર્તો, જયકારી પ્રવર્તો.** (૯)

જેમના મનમાંથી વિષય વાસના દૂર થઈ છે. એવા તપસ્વી મુનિવરોએ પણ હર્ષથી દરરોજ સેવા કરાયેલા, અભક્તોને દુર્લભ દર્શન વાળા, (૧૦) પ્રણામ કરનારા પ્રાણીઓના અનેક જન્મનાં પાપ સંચય તથા સંસારનો ભય તત્કાળ નાશ કરતા એવા, **તમો જય પામો જય પામો.** (૧૧)

ઉપનિષદોએ તથા અક્ષર બ્રહ્માત્મક અમોએ તથા બ્રહ્મા-શિવાદિ તત્ત્વદર્શીઓએ જેમના સદ્‌ગુણ તથા ઐશ્વર્ય અને યશનું ગાન કર્યું છે એવા તમો, **જયકારી પ્રવર્તો.** (૧૨)

અનંત, અનાદિ અવિદ્યાથી મોહિત ચિત્તવાળા જગતમાં વર્તતા પ્રાણીઓનું મૂઢપણું નાશ કરીને સુખી કરવા માટે તમો સમર્થ છો. એવા તમો **જયકારી પ્રવર્તો.** (૧૩) તમારી સુશોભિત મૂર્તિનું ધ્યાન કરનારા મનુષ્યોને કરુણા કરીને સર્વ થકી અધિક તમારું સુખ આપતા એવા તમો, તમારા અવતારીપણાનો **ઉત્કર્ષ પ્રગટ કરો.** (૧૪) સમગ્ર તાપને હરનારું છે પવિત્ર દર્શન જેમનું એવા, દિવ્ય મંગળકારી ચરિત્રો વડે અસંખ્ય જીવોને અત્યંત પવિત્ર કરતા એવા તમો, તમારા અવતારીપણાનો **ઉત્કર્ષ પ્રગટ કરો.** (૧૫) તમારા ભક્તોની વિવિધ પ્રકારની પીડાનો નાશ કરનારા, ભક્તોને શોભાડનારા, કામદેવના ગર્વને નાશ કરનારા, ધર્મના શત્રુઓનો નાશ કરનારા તમોને, અમો અક્ષર મુક્તો, સાષ્ટાંગ પ્રણામ કરીએ છીએ. (૧૬)

**હવે મૂળ માયાપતિ સ્તુતિ કરે છે :** હે હરે ! હે અખિલેશ્વર ! સમુદ્ર થકી જળબિંદુની માફક મૂળ માયાપતિ હું તમારાથી અલ્પ સામર્થ્ય પામ્યો છું. હું તમારી આજ્ઞાથી, તમારે વશ વર્તીને, અનેક બ્રહ્માંડની ઉત્પત્તિ હંમેશાં કરું છું. એવો હું, અક્ષર પર પરમેશ્વર તમોને, અતિ હર્ષપૂર્વક અભિવાદન કરું છું. (૧૭)

---

★ एतेन (कौंसस्थेन) पूर्वार्धेन रहितमर्धं पञ्चचामरं ग्रन्थे विलोक्यते ।

प्रधानपुरुष उवाच - **ब्रह्माण्डमेकं भवदाज्ञयाऽहं सृजाम्यधीनस्तव सर्वदैव । त्वद्दत्तनानाविधभूतिवीर्यो वन्दे मुदैवातिदयोदधिं त्वाम् ॥१८॥**

तत्त्वाभिमानिदेवा ऊचुः:- **पुरा सृष्टौ सृष्टाः परम भवता वै यदि वयं विराड्देहं स्रष्टुं किमपि नहि शक्तास्तदखिलाः । अभूमास्मास्वेवादिशदतुलशक्तिं सपदि यः प्रविश्य त्वामीशं मुहुरिह नमामस्तमतुलम् ॥१९॥**

वैराजपुरुष उवाच - **त्वदवाप्तशक्तिरहमेतदार्त्तिहन् भुवनं दधामि निखिलं त्वदाज्ञया । विविधाऽवितर्क्यगुणशक्तिसम्पदं पुरुषोत्तमं ननु भवन्तमानतः ॥२०॥**

ब्रह्मोवाच -**असुरांशगुरुप्रवर्त्तितं भृशमुन्मूल्य किलावृषान्वयम् । शुभधर्मकुलं निजौजसा त्वमिह स्थापयितासि भूतले ॥२१॥ निगमागमचारुकार्मुकं वयुनासिं नियमाशुगांस्तथा । स्वनिदेशजयध्वजं भवान् ननु दत्त्वा मुनितो महोऽशनिम् ॥२२॥ प्रतिदेशमिहासतः सतो यदि जेतुं स्वयमीरयिष्यसे । बलिनोऽपि तदा भयेन ते द्रुतमेष्यन्ति पलाय्य गुप्तताम् ॥२३॥ अवृषं मुनयस्तवौजसा भृशमुन्मूल्य हिताय देहिनाम् । तव भक्तिमिहार्त्तिहारिणीं वितनिष्यन्ति**

---

**પ્રધાન પુરુષ કહે છે :** હે શ્રીહરે ! હું પ્રધાનપુરુષ, તમારી આજ્ઞાથી એક બ્રહ્માંડ સર્જુ છું. હંમેશાં તમારે આધીન રહીને, તમોએ આપેલા નાના પ્રકારનાં ઐશ્વર્ય તથા સામર્થ્ય વાળો હું, આનંદથી અત્યંત કૃપા સમુદ્ર તમોને શરીર, વાણી અને મનથી નમસ્કાર કરું છું. (૧૮)

**તત્ત્વાભિમાની દેવતાઓ સ્તુતિ કરે છે :** હે પરમ ! (=સર્વોત્તમ ભગવન્ !) પરમેશ્વર ! તમોએ સૃષ્ટિમાં પહેલાં સૃજેલા સમગ્ર અમો જે તત્ત્વાભિમાની દેવતાઓ, વૈરાજ શરીરને સૃજવા માટે લગારેય પણ શક્તિમાન જ્યારે ન થયા, ત્યારે અમારામાં પ્રવેશ કરીને જેમણે તત્કાળ અતુલ શક્તિ આપેલી છે એવા, આ ભૂતળમાં પ્રાદુર્ભાવ પામેલા, અનુપમ પરમેશ્વર તમોને, વારંવાર નમસ્કાર કરીએ છીએ. (૧૯)

**વૈરાજ પુરુષ સ્તુતિ કરે છે :-** સકળ લોકના સંસૃતિના દુઃખનો નાશ કરનારા, તમારા થકી પ્રાપ્ત શક્તિવાળો હું વૈરાજ પુરુષ, તમારી આજ્ઞાથી આ સમગ્ર ભુવન ધારણ કરું છું. તેવો હું, વિવિધ પ્રકારના તર્કના વિષયમાં ન આવે તેવા વાત્સલ્ય-ઔદાર્ય વગેરે ગુણો, અણિમાદિ શક્તિઓ તથા સમગ્ર ઐશ્વર્યાદિ સંપદાઓવાળા પુરુષોત્તમ એવા તમોને, સદા નમન કરું છું. (૨૦)

**બ્રહ્મા કહે છે :-** હે શ્રીહરે ! તમો અસુરાંશવાળા ગુરુઓએ પ્રવર્તાવેલા અધર્મ વંશને, તમારા પ્રતાપથી ઉચ્છેદન કરીને શુભધર્મનું કુળ પૃથ્વીમાં સ્થાપન કરશો. (૨૧) (હાલમાં ચક્રવર્તી રાજા જેમ પોતાની સેનાને યુદ્ધના સાધનો આપીને, દિશાઓમાં મોકલીને, તેના દ્વારા દિગ્વિજય કરે છે તેવી રીતે તમો પણ સાધુઓને, અધર્મ સર્ગના વિજયનાં સાધનો આપીને, જુદાં જુદાં દેશોમાં મોકલીને, સાધુ દ્વારાએ તમારા ભક્તજનોના અંતઃશત્રુરૂપ અધર્મનું મૂળ ઉખેડીને, તમારી **એકાંતિક ભક્તિ** પ્રવર્તાવશો. એ કહે છેઃ) હે શ્રી હરે ! આપ વેદ તથા પંચરાત્ર રૂપી અભેદ્ય ધનુષ, જ્ઞાનરૂપી તલવાર, નિયમોરૂપી બાણો, તમારી આજ્ઞારૂપી જય ધ્વજ, તથા તેજરૂપી વજ, મુનિઓને આપીને. (૨૨)

અસુર ગુરુઓને જીતવા માટે, મુનિઓને આ ભૂતળમાં દરેક દેશમાં ફરવા તમો પ્રેરણા કરશો. તેજ સમયે મહાબળવાળા અસુર ગુરુઓ તેમનાથી ભય પામીને નાસી જશે. અને ગુપ્ત રીતે રહેશે. (૨૩) તમોએ મોકલેલા સાધુઓ, તમારા પ્રતાપથી અધર્મ સર્ગને પરિવારે સહિત મૂળમાંથી વિનાશ કરશે, અને લોકોના હિત માટે સર્વ

वृषादिसंयुताम् ॥२४॥ विदुषो मतवादिनो जनानपि सर्वान् बहुमत्सरांश्च ते । अवजित्य तव प्रतापतः प्रथयिष्यन्ति विमुक्तिसत्पथम् ॥२५॥

इदमत्र तवावतारिणो वरमैश्वर्य्यमवेक्ष्य पावनम् । जनसञ्चयविस्मयावहं गमितोऽस्म्येव हरेऽहमुत्स्मयम् ॥२६॥ भुवि मानवनाट्यधारिणं जनताऽऽत्यन्तिकमुक्तिकारिणम् । भुवनेशं भवन्तमच्युतं तव दासः प्रणमामि सर्वथा ॥२७॥

सावित्र्युवाच - **इह वरद तवाश्रयेण भूमौ दशगुणकामबलं नरात्तु यासाम् । अपि मदनमुदस्य योषितस्ताः परम ! समाधिमहो पुरा व्रजन्ति ॥२८॥ अयमतुलतरोऽवतारिणस्ते श्रवणसुमङ्गलकृन्महाप्रतापः । इति सकलविलक्षणानुभावं मुहुरजितं प्रणमाम्यहं भवन्तम् ॥२९॥**

विष्णुरुवाच - **ऐश्वर्य्यमेवाऽऽप्य तथा गुणांस्ते भवन्ति भूमौ तव येऽवताराः । तैरल्पदेशेष्विह मुक्तिमार्गः प्रवर्तितो भूमितलेऽवतारिन् ॥३०॥ सर्वेश्वरेशः पुरुषोत्तमस्त्वं शास्त्रोक्तमात्यन्तिकमोक्षमार्गम् । इहाऽऽसमुद्रान्तमुदारकीर्त्ते प्रवर्त्तयिष्यस्यतुलप्रतापः ॥३१॥ दुरन्तसंसारवने नितान्तं विमुह्यमानान् भ्रमतोऽतितप्तान् । असंख्यजीवान् कृपयैव भूमन्निजाक्षरं धाम नयिष्यसे★ त्वम् ॥३२॥ अनेकविश्वस्थपतिप्रशास्तुर्भक्तार्त्तिहर्त्तुश्च गुणादिवार्द्धेः । त्वत्तो हरे पोषणशक्तिमाप्तः पुष्णामि विश्वं भवदाज्ञयाऽहम् ॥३३॥ जनाननेकांस्त्वमिहावतारी स्वतन्त्रसत्यव्रतपूर्णकामः ।**

---

આપત્તિ નિવર્તક તમારી ભક્તિ, ધર્મ-જ્ઞાન અને વૈરાગ્ય જે અનુક્રમે તમારું મસ્તક, હૃદય અને ચરણરૂપ છે, તે અંગો સાથે તમો તેને આલોકમાં શુભ પ્રવૃત્તિદ્વારા વિસ્તાર પમાડશો. (૨૪)

બહુ મત્સરવાળા સર્વ મતવાદી વિદ્વાન જનોને, તે મુનિઓ તમારા પ્રતાપથી જીતીને સર્વ જનોના મોક્ષકારી સુંદર માર્ગને વિસ્તારશે. (૨૫) આલોકમાં પ્રગટ થયેલા હે અવતારી ! જનસમુદાયને વિસ્મય પમાડનારું પવિત્ર સર્વોત્તમ ઐશ્વર્ય જોઈને, હે શ્રીહરે ! હું બ્રહ્મા, અધિક આશ્ચર્ય પામીશ. (૨૬) હે અનેક બ્રહ્માંડના અધિપતિ ! પૃથ્વીમાં માનવ નાટ્ય ધારી, મનુષ્યોની આત્યંતિકી મુક્તિ કરનારા, પુરુષોત્તમ ! તમોને તમારો દાસ હું સર્વથા પ્રણામ કરું છું. (૨૭)

**સાવિત્રી કહે છે :-** હે વરદ ! સ્ત્રીઓને પુરુષોથી દશ ગણું કામ બળ છે. તેવી સ્ત્રીઓ પણ, મહા બળવાન કામનો તમારા આશ્રયથી વિનાશ કરીને, હે પરમ ! (શ્રીહરિ) તમારી મૂર્તિમાં ચિત્તનું એકાગ્રપણું પામશે. અહો ! આ મોટું આશ્ચર્ય છે. (૨૮) હે શ્રીહરે ! શ્રવણ માત્રથી જ સુંદર મંગળકારી, અનુપમ, અવતારી તમારો આ મહાપ્રતાપ છે. તેથી સર્વ થકી વિલક્ષણ મહિમાવાળા અજિત તમોને હું પ્રણામ કરું છું. (૨૯)

**વિષ્ણુ કહે છે :-** હે અવતારિન્ ! તમારું ઐશ્વર્ય તથા ગુણોથી ભૂમિમાં તમારા જે અવતારો થાય છે, તેમણે તો આ પૃથ્વી ઉપર ફક્ત અલ્પ સ્થળમાં જ મુક્તિનો માર્ગ પ્રવર્તાવ્યો છે. (૩૦) હે ઉદાર કીર્તે ! સર્વેશ્વરોના પતિ! પુરુષોત્તમ ! તમો આ લોકમાં સત્ શાસ્ત્રોમાં કહેલો મુક્તિનો માર્ગ સમુદ્ર પર્યન્ત પ્રવર્તાવશો. કારણ કે તમો અસાધારણ ઐશ્વર્યવાળા છો. (૩૧) હે ભૂમન્ ! સંસારરૂપી અપાર વનમાં ભમતા, મોહ પામેલા, અતિ તપાયમાન થયેલા અસંખ્ય જીવોને, તમારા અક્ષર ધામમાં તમો કેવળ દયાથી જ લઈ જશો. (૩૨)

હે હરે ! અનેક વિશ્વેશ્વરોના નિયામક, ભક્તજનોની પીડા હરનારા, ગુણ તથા ઐશ્વર્યના સમુદ્રરૂપ તમારાથી સકળ પ્રાણીઓના પોષણ કરવારૂપ સામર્થ્ય પામેલો હું વિષ્ણુ, તમારી આજ્ઞાથી પોષણ કરું છું. (૩૩) સ્વતંત્ર,

---

★ नयतेश्छान्दसमुदात्तत्वमत्राभिप्रेतम् । ('णीञ्-प्रापणे' धातोरनिट्त्वेपि उदात्तत्वेन इटागमः)

प्रदर्शयिष्यस्यखिलावताररूपाणि चात्मीयमनोज्ञमूर्त्तौ ॥३४॥ गोलोकमुख्यात्मसुधामसंस्था मूर्त्तीः स्वकीया ननु दिव्यरूपाः । दिव्यं तदैश्वर्यमशेषमात्ममूर्तौ भवान् दर्शयितोरुभक्तान् ॥३५॥ बहूनिहाल्पानपि देहभाजः स्वदृष्टिमात्रेण भवान् स्वमूर्त्तौ । विधापयिष्यत्युत साधनेन विनाऽपि सद्योऽसुलभं समाधिम् ॥३६॥ अन्यावतारैर्विहितोऽत्र यादृग्मोक्षो जनानां भुवि कारितो वा । यादृक् समाधिर्हि भवान् स्वभक्तद्वाराऽपि तं कारयिता तथैव ॥३७॥ अपारतेजोऽक्षरधाममध्ये सिंहासने नद्धमणीन्द्रहैमे । विराजते या निजदिव्यमूर्तिर्ह्यनेककोट्यक्षरमुक्तयुक्ता ॥३८॥ तां यादृशस्तादृश एव जीवांस्त्वं दर्शयिष्यस्यखिलेश्वरेशः । जीवेशमायाक्षरपूरुषादिज्ञानं वदिष्यस्यतुलं जनेभ्यः ॥३९॥ प्राप्तात्मसम्बन्धसुयष्टिवासोमाल्यादिसंदर्शनमात्रतोऽपि । सद्यः प्रपद्यैव जनाः समाधिं द्रक्ष्यन्ति हि ब्रह्मपुरादि धाम ॥४०॥ विलोकयिष्यन्त्यपि तत्र नित्यं दिव्यं तदैश्वर्य्यमनन्यतुल्यम् । तेऽत्यद्भुतं सौख्यमशेषवन्द्या यास्यन्ति भूमन् कृपया तवैव ॥४१॥ देशान्तरे केनचिदेव पुंसा वार्त्तां कृतां त्वच्चरितोपपन्नाम् । जना निशम्य द्रुतमप्यलभ्यं यास्यन्ति चालौकिकमेव भावम् ॥४२॥ पूर्वं समासन्निह येऽवतारास्ते लीनतां त्वद्रमणीयमूर्त्तौ । प्राप्ता इति स्वीयजनाननेकानत्यद्भुतं दर्शयितासि हि त्वम् ॥४३॥ कस्यांचिदेवाप्यवतारमूर्त्तौ मूर्तिर्न वै यास्यति लीनतां ते । जीवा विलोक्येत्यवतारिणं त्वां ज्ञास्यन्ति सर्वोपरि वर्त्तमानम् ॥४४॥

---

સત્યવ્રત, અને પૂર્ણકામ એવા અવતારી તમો, આલોકમાં અનેક જનોને, તમારા અત્યંત સુંદર સ્વરૂપમાં સમગ્ર અવતારો બતાવશો. (૩૪) હે હરે ! તમો ગોલોકાદિ ધામોમાં રહેલી તમારી દિવ્ય મૂર્તિઓ તથા તે ધામનું દિવ્ય ઐશ્વર્ય, તમારી મૂર્તિમાં, તમારા અસંખ્ય ભક્તજનોને બતાવશો. (૩૫) આ લોકમાં તમો ઘણાં સાધારણ જનોને પણ તમારી દૃષ્ટિ માત્રથી જ સાધન વિના, સાધનોથી પણ અસુલભ, તમારા દિવ્યાકારમાં સમાધિ તત્કાળ કરાવશો. (૩૬) હે હરે ! આ ભૂલોકમાં તમારા બીજા અવતારોએ જેવો મનુષ્યોનો મોક્ષ કર્યો છે અથવા તેમના ભક્તજનોને જેવી સમાધિ કરાવી છે, તેવી **સમાધિ** તથા **મોક્ષ** તો તમો તમારા ભક્તો દ્વારા કરાવશો. (૩૭)

અપાર તેજોમય જે અક્ષરધામ, તેના મધ્યમાં જડેલા મણીંદ્રોવાળું સોનાનું જે સિંહાસન, તેમાં અનેક કોટિ અક્ષર મુક્તોએ યુક્ત તમારી દિવ્ય મૂર્તિ વિરાજે છે. (૩૮) અખિલેશ્વરોના પણ ઈશ્વર ! તમો તે મૂર્તિ જેવી છે તેવી જ જીવોને બતાવશો. વળી જીવ, ઈશ્વર, માયા બે પ્રકારની (પ્રધાનમાયા, તથા મૂળ માયા) તથા અક્ષરભાવને પામેલા મુક્ત પુરુષો અને અક્ષરબ્રહ્મ, તેમના સ્વરૂપોનું યથાર્થ **જ્ઞાન** કરાવશો. (૩૯)

તમારો સંબંધ પામેલ લાકડી, વસ્ત્ર, પુષ્પ, વાહન આદિકનાં દર્શન માત્રથી પણ મનુષ્યોને તત્કાળ સમાધિ થશે. અને તે સમાધિમાં બ્રહ્મપુરાદિક ધામ જોશે. (૪૦) તે અક્ષરાદિ ધામોમાં સાધારણજનો પણ અવિનાશી, દિવ્ય, અનુપમ ઐશ્વર્ય તથા અલૌકિક સુખ જોશે. એટલું જ નહીં પણ સમગ્ર જનોને વંદનીય બની, તમારી કૃપાથી જ દેહ મૂકીને અક્ષર ધામમાં જશે, (૪૧)

કોઈ પણ પુરુષે કોઈ અન્ય દેશમાં તમારા ચરિત્રે સહિત જે વાતો કરી હશે. તે સાંભળીને જ જનો તમારી કૃપાવિના દુષ્પ્રાપ્ય એવો અલૌકિક ભાવ તત્કાળ પામશે. (૪૨) હે હરે ! તમારા આગળના અવતારોને તમારી રમણીય મૂર્તિમાં તમો લીન કરી દેખાડશો એવો અત્યદ્‌ભુત પ્રતાપ, તમારા અનેક જનોને બતાવશો. (૪૩) હે શ્રી હરે ! તમારી મૂર્તિ તો કોઈપણ અવતારની મૂર્તિમાં લીન નહીં જ થાય. એવું આશ્ચર્ય જોઈને લોકો તમોને સર્વોપરી અવતારી જાણશે. (૪૪)

**अहीश्वरब्रह्मशिरोऽक्षरादिप्रगीतदिव्योरुगुणप्रतापम् । असंख्यजीवोद्धरणावतीर्णं वन्देऽनवद्यं पुरुषोत्तमं त्वाम् ॥४५॥**

लक्ष्मीरुवाच - **जीवजातभवमोचनदक्षं त्वां विहाय सुखदं तनुभाजः । ये भजन्ति विभवाय सदा मां ते भवन्ति भगवन्नतिमन्दाः ॥४६॥ सम्पदो मम कटाक्षविलभ्या नाप्नुवन्ति हि भवद्विमुखास्ते । यत्त्वदीयचरणाश्रयहीनं देहिनं क्वचिदहं न समीक्षे ॥४७॥ ये त्वदाश्रयमनन्यमवाप्तास्ते व्रजन्ति परमं पुरुषार्थम् । सादरं सुरवरैरपि वन्द्या यान्ति सौख्यमतुलं ननु धन्याः ॥४८॥ अन्यदेवसमुपास्तिकृतो ये तेऽक्षयं न सुखमेव लभन्ते । तद् विहाय ननु ताननवद्यं त्वां भजेऽहमवतारिणमाद्यम् ॥४९॥**

शम्भुरुवाच - **त्वत्तः शक्तिं प्राप्य पुण्याज्ञया ते कुर्वे भूमन् विश्वसंहारमेव । निर्दोषोऽहं त्वत्प्रतापेन वर्त्ते भूयो वन्दे शान्तिदं त्वत्पदाब्जम् ॥५०॥**

सत्युवाच - **त्वामेवाप्ता जगति वनिता भूरिशस्त्यक्तकामा लब्ध्वाऽयत्नादमलमुनिभिश्चाप्यलभ्यं समाधिम् । स्वर्गादीन् वै सपदि भगवन्नप्यतिक्रम्य लोकान् दिव्यं सत्तेऽक्षरमतिवरं धाम यास्यन्ति नूनम् ॥५१॥ ऐश्वर्यं तेऽप्यसममितैरदर्शितं नावतारैर्दृष्ट्वैवाहं श्रुतिसुखमिदं हर्षमेष्याम्युदारम् । सर्वश्रेष्ठाऽमितगुणमहैश्वर्य्यमेवाप्तकामं सर्वाध्यक्षं रुचिरचरितं त्वां नमामीश्वरेशम् ॥५२॥**

---

અહીશ્વર (શેષજી), ઉપનિષદો, અક્ષર બ્રહ્મ, બ્રહ્મા-ઈન્દ્રાદિકોએ ગાન કરેલા ઘણાં ગુણ તથા પ્રતાપવાળા, અસંખ્ય જીવોનો ઉદ્ધાર કરવા માટે અવતરેલા, સ્વતઃ દોષરહિત પુરુષોત્તમ ! તમોને હું વિષ્ણુ, અભિવંદન કરું છું. (૪૫)

**શ્રી લક્ષ્મીજી કહે છે :-** હે ભગવન્ ! જીવોના સમુદાયોને સંસારમાંથી મુકાવવામાં ચતુર, સ્વસ્વરૂપના આનંદને આપનારા તમોને ત્યાગ કરીને જે જનો સાંસારિક વૈભવની પ્રાપ્તિને માટે હંમેશાં મને (લક્ષ્મીને)ભજે છે, તે, જનો અતિ મંદ બુદ્ધિવાળા છે. (૪૬) તમારાથી જે જનો વિમુખ છે તે મારા કટાક્ષ માત્રથી પ્રાપ્ત થતી સંપત્તિને પામતા નથી. કારણ કે તમારા ચરણારવિંદના આશ્રયે રહિત મનુષ્ય તરફ હું (લક્ષ્મી) ક્યારેય પણ **દ્રષ્ટિ** કરતી નથી. (૪૭)

જે જનો તમારો અનન્યાશ્રય પામેલા છે તે જનો પરમ પુરુષાર્થ પ્રાપ્ત કરે છે, તમારા આશ્રયથી; શ્રેષ્ઠ દેવતાઓને પણ આદરપૂર્વક વંદનીય બની, અનુપમ સુખ પામે છે. તેથી તેઓ ખરેખર ધન્ય છે. (૪૮) હે શ્રીહરે ! જે જનો તમારી ઉપાસનાનો ત્યાગ કરીને બીજા દેવોની ઉપાસના કરે છે, તે જનો અક્ષય સુખ નથી જ પામતા. તેથી બીજા દેવોનો ત્યાગ કરીને અવતારી, નિત્ય નિર્દોષ, સનાતન, તમોને હું ભજું છું. (૪૯)

**શંભુ કહે છે :-** હે ભૂમન્ ! હે પાવનકારી ! હું શિવ, તમારી પાસેથી શક્તિ મેળવી, તમારી આજ્ઞાથી વિશ્વ સંહાર કરું છું. તો પણ તમારા પ્રતાપથી નિર્દોષ રહું છું, એવો હું સુખ આપનાર તમારાં ચરણકમળને **વંદન** કરું છું. (૫૦)

**સતી કહે છે :-** હે ભગવન્ જગતની ઘણી સ્ત્રીઓ તમારા દિવ્ય સ્વરૂપની પ્રાપ્તિ થયા પછી કામવાસનાનો ત્યાગ કરીને, શુદ્ધ અન્તઃકરણવાળા મુનિઓને પણ દુષ્પ્રાપ્ય સમાધિ, અષ્ટાંગ યોગના સાધન વિના પણ પામીને, સ્વર્ગાદિ લોકને ભેદીને અતિ સુંદર, અનાદિકાળથી વિદ્યમાન, અતિશ્રેષ્ઠ તમારું અક્ષરધામ પામશે. (૫૧) હે શ્રી હરે ! તમારા બીજા અવતારોએ નહીં બતાવેલું તેથી અનુપમ, અત્યંત મહાન-શ્રવણ માત્રથી સુખ આપનારું, તમારું આ ઐશ્વર્ય જોઈને હું શંકરની પત્ની, સતી, આનંદ પામીશ. સર્વ શ્રેષ્ઠ અગણિત ગુણ તથા મહા ઐશ્વર્યવાળા, પૂર્ણકામ, સર્વાધિપતિ, મનોહર ચરિત્રવાળા, ઈશ્વરોના ઈશ્વર, તમોને જ શરીર, વાણી અને મનવડે હું **નમસ્કાર** કરું છું. (૫૨)

क्षितिरुवाच – **दैत्यांशदेशिकगणैश्च तदीयशिष्यैस्तिष्यप्रवेशकलुषैः कृतभूरिपापैः । मां मर्द्दितां च मलिनां ननु पावयित्वा तेभ्यस्त्ववविष्यसि विभो कृपयाऽवतारी ॥५३॥ तेषां करिष्यसि पराभवमोजसा त्वं धर्मावनातिचतुरः प्रणतार्तिहारी । उन्मूलयिष्यसि किलाऽवृषमाशु मत्तो रक्षिष्यसे श्रितजनांश्च मुनीन् विपद्भ्यः ॥५४॥ सच्चन्दनार्च्चितपदाम्बुजचारुचिह्नैर्मां मण्डयन् यदि करिष्यसि सद्गणैस्त्वम् । एकान्तिकैः सह निजैश्च विचित्रलीला लप्स्ये तदोत्तमभगादिगुणान् सनाथा ॥५५॥ स्वर्गादितोऽप्यधिककीर्त्तिमवाप्नुवन्तीं त्वत्पादयोगशमिताऽखिलकल्मषाधिम् । नंस्यन्ति मां सुरवरा विहितप्रशंसा मय्येव वासमुपलब्धुमपेक्षमाणाः ॥५६॥**

**दास्या ममाखिलपतेस्तव दिव्यधामन् यः प्रार्थनां सुकपिलाश्रमवासमाप्तः । श्रुत्वाऽतिशान्तिमनयस्तमुपागतां मां वन्दे मुदा मुहुरहं पुरुषोत्तमं त्वाम् ॥५७॥**

महर्षय ऊचुः- **इह नस्तपस्सु बहुविघ्नकारिणो मदनादिमान्तररिपूंश्च दुर्ज्जयान् । शमयिष्यसे हि पुरुषोत्तमः स्वयं प्रणता भवन्तमवतारिणं वयम् ॥५८॥**

नारद उवाच – **भक्तिं मया निगदितां शुभपञ्चरात्रे भूमौ प्रवर्त्तयितुमप्यशकन्न कश्चित् । विस्तारयिष्यसि हि तामभितस्त्वमूर्व्यां वन्देऽवितर्क्यमहसं पुरुषोत्तमं त्वाम् ॥५९॥**

---

**પૃથ્વી સ્તુતિ કરે છે :-** કળિયુગના પ્રવેશથી ક્ષોભિત અંતઃકરણવાળા, જેમણે ઘણાં પાપો કર્યા છે એવા, દૈત્યાંશવાળા આચાર્યોના ગણોએ તથા તેમના શિષ્યોએ પીડા પમાડેલી અને મલિન કરેલી મને (પૃથ્વીને)પવિત્ર કરીને હે પ્રભો ! અવતારી તમો, કૃપા કરીને દૈત્યાંશ ગુરુ તથા શિષ્યોથી મારું રક્ષણ કરશો જ. (૫૩) ધર્મનું રક્ષણ કરવામાં અતિ ચતુર, પ્રણતોની પીડા નાશ કરનારા તમો, તમારા પ્રતાપથી તે ગુરુઓ તથા શિષ્યો બન્નેનો પરાભવ કરશો. મારા ઉપર પ્રવર્તેલા અધર્મને તત્કાળ ઉખેડી નાંખશો. આશ્રિતજનોનું તથા મુનિઓનું આપત્તિઓથી રક્ષણ કરશો. (૫૪) તમારા ભક્ત સાધુઓએ ચંદનથી પૂજેલા તમારા ચરણ કમળના સુંદર ચિહ્નો વડે મને અલંકૃત કરતા તમો, તમારા એકાંતિક સાધુ સમૂહની સાથે વિચિત્ર લીલાઓ જ્યારે કરશો ત્યારે, સનાથ થઈને હું ઉત્તમ લક્ષ્મી તેમજ વીર્ય, જ્ઞાન, વૈરાગ્યાદિ ગુણો પામીશ. (૫૫) સ્વર્ગ વગેરે ઉત્તમ લોકથી પણ અધિક કીર્તિને પામતી, તમારાં ચરણ કમળના સંબંધથી શમેલી છે સમગ્ર પાપીજનોના સંસર્ગની પીડા જેને એવી મને, મારા મહિમાનું ગાન જેમણે કર્યું છે એવા શ્રેષ્ઠ દેવતાઓ, મારા વિષે જ નિવાસ પામવાની અપેક્ષા રાખતા થકા મને **નમસ્કાર** કરશે. (૫૬)

હે દિવ્ય ધામવાળા ! (દિવ્ય પ્રભાવવાળા !) કપિલમુનિના સુંદર આશ્રમમાં વાસ પામેલા જે તમો અખિલપતિ! તમારી દાસી જે હું, તે મારી પ્રાર્થના સાંભળીને તમારે શરણે આવેલી મને, અતિ શાંતિ પમાડનારા છો. એવા પુરુષોત્તમ તમોને હર્ષપૂર્વક હું વારંવાર **નમસ્કાર** કરું છું. (૫૭)

**મહર્ષિઓ સ્તુતિ કરે છે :-** આલોકમાં અમારા તપમાં વિઘ્ન કરનારા દુર્જય કામાદિ અન્તઃશત્રુઓને સ્વયં પુરુષોત્તમ તમો નાશ કરશો. માટે હે અવતારી ! અમો તમોને **નમસ્કાર** કરીએ છીએ. (૫૮)

**નારદ સ્તુતિ કરે છે :-** પંચરાત્ર શાસ્ત્રમાં મેં કહેલી શુભ ભક્તિ, ભૂમિ ઉપર પ્રવર્તાવવા માટે કોઈપણ સમર્થ થયા નહિ તે ભક્તિ તમો પૃથ્વીમાં ચોતરફ વિસ્તારશો જ. એવા અતકર્ય પ્રતાપવાળા પુરુષોત્તમ ! તમોને હું નારદ **અભિવાદન** કરું છું. (૫૯)

इन्द्र उवाच – **त्वत्तोऽहं भुवनपते प्रपद्य वीर्यं कुर्वेऽस्यां भुवि ननु वृष्टिमाज्ञया ते । वश्यास्ते द्रुहिणमुखा भवन्ति चेशाः सम्प्रोता इव नसि मानवस्य गावः ॥६०॥ दैत्यांशैरिह गुरुभिर्जनैः प्रणुन्नैर्हिंसावत्क्रतुषु कृतेष्वसत्प्रियेषु । भक्तत्वात्तव दनुजोचितेषु नस्तत्तद्भागाग्रहणतयाऽतिकार्श्यमाप्ताः ॥६१॥ त्वं हिंसामयमवृषं निरस्य ★भूमे र्निर्हिंसान् निजमहसा विधाप्य यज्ञान् । पुष्टिं नः परम ! विधास्यसेऽवतारिन् ! भूयस्त्वामसुखहरं वयं नमामः ॥६२॥**

यम उवाच –**आरूढस्त्वं यदैतद् गुरुपदमुचितं स्वं गरीयानधीशः सङ्कल्पेनैव तर्हि द्रुतमतुलदयोऽमूमुचो मन्नगर्याम् । स्वावद्यैः कोटिजीवान्निरयनिपतितान् क्लेशहृत्कीर्त्तिसंज्ञो बद्धान् राज्यासनस्थो नृप इव निगडात् सर्वशश्चक्रवर्ती ॥६३॥**

**वृत्तान्तं ज्ञापितं मे द्रुतमिदमधुना पत्रमेवाऽऽर्प्य दूराद् मद्भृत्यैरीश चैतत् क्वचिदपि न मया दृष्टमेव श्रुतं वा । सञ्जातैरत्र भूमौ न विहितमितरैर्यत्तवैवावतारैस्तत्कर्तुं स्वौजसा त्वं भवसि हि निखिलं शक्त एवावतारी ॥६४॥ पुण्यामेव प्रसिद्धामिह जगति तव स्वामिनारायणाख्यां ज्ञात्वाऽज्ञात्वा वदिष्यन्त्यपि सकृदथवा हेलया ये दयालो ।**

---

**ઈન્દ્ર સ્તુતિ કરે છે :-** હે ભુવનપતે ! હું ઈન્દ્ર તમારી પાસેથી સામર્થ્ય પામી, તમારી આજ્ઞાથી પૃથ્વીમાં વૃષ્ટિ કરું છું. બ્રહ્મા આદિક ઈશ્વરો, જેમ નાથેલા બલીવર્દો(બળદો) ખેડૂતોને વશ વર્તે છે તેમ, તમારે વશ વર્તે છે. (૬૦) હે શ્રીહરે ! લોકમાં દૈત્યાંશ ગુરુઓએ પ્રેરણા કરવાથી લોકોએ કરેલા; અસત્ પુરુષોને પ્રિય, તેથીજ દૈત્યોને યોગ્ય હિંસાવાળા યજ્ઞમાં, અમો તમારા ભક્ત હોવાથી તે યજ્ઞોનો ભાગ ગ્રહણ ન કરવાથી અત્યંત કૃશ થયા છીએ. (૬૧) હે પરમ ! હે અવતારી તમો તમારા પ્રતાપથી હિંસામય અધર્મને પૃથ્વી ઉપરથી વિનાશ કરીને, અહિંસામય યજ્ઞો કરાવીને અમારી પુષ્ટિ કરશો. તેથી અમારું દુઃખ નિવારણ કરનારા તમોને અમો વારંવાર **નમસ્કાર** કરીએ છીએ. (૬૨)

**યમરાજા સ્તુતિ કરે છે :-** સમગ્ર ગુણોથી અત્યંત શ્રેષ્ઠ, અક્ષરાદિ સમગ્ર મુક્તોના સ્વામી, અનુપમ દયાવાળા, ક્લેશને નાશ કરનાર છે યશોગાન તથા નામોચ્ચારણ જેમનું એવા તમો કેવળ તમોને જ યોગ્ય આ ગુરુપદ ઉપર તમો જ્યારે બિરાજ્યા ત્યારે, જેમ રાજ્યાસન ઉપર બેઠેલા ચક્રવર્તી રાજા, દુષ્કર્મોથી કેદખાનામાં પડેલાઓને કેદખાનામાંથી મુક્ત કરે છે તેમ કરેલા દુષ્કર્મોથી અનેક પ્રકારના નરકમાં પડેલા કરોડો જીવોને, તમે સંકલ્પ માત્રથી નરકમાંથી મુક્તિ આપી દીધી છે. (૬૩)

(**શંકા :-** જ્યારે તમો તમારી નગરીથી મારી સમીપે આવ્યા ત્યારે નરકમાં પડેલા નારકીઓને તમોએ દીઠા હતા. ત્યારબાદ - અહીં આવીને તો તમે બીજે ગયા નથી. તોપણ તમોએ કેવી રીતે જાણ્યું કે મેં નારકીઓને નર્કમાંથી છોડી મૂક્યા છે એમ કહેતા હો તો ત્યાં કહું છું :) હે ઈશ ! મને આ **વૃત્તાંત** (નારકીઓ નરક મુક્ત થાય છે તે) મારા સેવકોએ દૂરથી **પત્ર** આપીને જણાવ્યું છે. આવા પ્રકારનું ઐશ્વર્ય તો મેં ક્યારેય પણ જોયું નથી તેમ સાંભળ્યું પણ નથી. (**નનુ**-બીજા મારા અવતારોએ પણ આવું ઐશ્વર્ય બતાવ્યું જ છે; એમ કહેતા હોતો આવા પ્રકારનું આશ્ચર્ય કરનારું ચરિત્ર તો હે અવતારી ! તમારું જ છે એમ કહે છે) પૃથ્વી ઉપર થયેલા બીજા તમારા અવતારોએ જે નથી કર્યું, તે તમારા પ્રતાપથી અવતારી તમો જ કરી શકવા સમર્થ છો. (૬૪)

(અહો તમારો **મહિમા** શું કહું ? કારણ કે તમારા નામોચ્ચારનું **સામર્થ્ય** પણ કહેવા માટે હું શક્તિમાન નથી એ વાત કહે છે) હે દયાળુ ! ઉચ્ચારણ માત્રથી પણ સુકૃત ઉત્પન્ન કરનારું, જગતમાં પ્રસિદ્ધ, થોડા સમયમાં પણ સમુદ્ર પર્યન્ત

---

★ ''भूमौ निर्हिंसान्'' इति (ब) पाठान्तरम् ।

ये श्रोष्यन्त्यन्तकालेऽप्यतिदुरितकृतस्ते हि मद्दूतभीत्या हीना यास्यन्ति मुक्तिं तव निखिलवरं किं ब्रुवेऽहं महत्त्वम् ॥६५॥ जीवानामत्र भूमाविति तव कृपया मोक्षमार्गे प्रवृत्ते भाव्यो मन्मन्त्रिणो मे दुरितकृदसुभृद्दण्डविश्राम ईश ! । [1]तर्ह्येवाहं निवृत्तस्तव भजनमतिक्लेशनाशैकहेतुं प्रीत्याऽजस्रं विधास्ये सकलकलिमलक्षालनं दीनबन्धो ॥६६॥

लोकपाला ऊचुः - त्वदधिगतबलास्त्वद्भीतचित्ता दिगीशा दिगवनमनिशं वै कुर्महे त्वन्निदेशात् । वयमखिलनियन्तुस्ते हि वश्या भवन्तं परमसुखनिधानं त्वां नताः पुण्यकीर्त्तिम् ॥६७॥

देवा ऊचुः - मायया तव विमुष्टदृष्टयो निर्ज्जराधिपतयोऽपि तत्त्वतः । त्वां विदन्ति न पराक्षरात् परं पाहि नस्तव सदैव किंकरान् ॥६८॥

प्रजापतय ऊचुः - कृतसुकृतवितानं जीवमोक्षैकतानं विहितसुजनमानं सद्गणैर्गीयमानम् । श्रुतमुनिजनगानं भक्तसंस्तूयमानं परमसुखनिधानं त्वां नमामः सुयानम् ॥६९॥

---

પ્રસિદ્ધિને પામેલું. તમારું સ્વામિનારાયણ નામ, જે જનો જાણીને અથવા અજાણે એકવાર પણ બોલશે અથવા મશ્કરીમાં બોલશે અથવા જે જનો અંતકાળે પણ સાંભળશે, અતિ પાપ કરનારા તે જનો પણ નિશ્ચય મારા દૂતના ભય થકી રહિત થઈને પાપ, યમપાશ તથા જન્મ મરણરૂપ સંસૃતિથી રહિત થઈ, મોક્ષ પામશે. તેથી સર્વશ્રેષ્ઠ ! તમારો મહિમા હું યમ શું કહું ? અર્થાત્ કહેવા માટે શક્તિમાન નથી. (૬૫)

(હે ભગવન્ ! તમારી જે પોતાના સેવકોનું રક્ષણ કરવાની કળા તે તો આશ્ચર્યરૂપ જ છે. કારણ કે પહેલાં પાપીઓને દંડ દેવાની પ્રવૃત્તિમાંથી સમય ન મળવાથી તમારા **ભજન**નો **અવકાશ** મળતો નહિ. હમણાં પાપી જનોને પણ તમોએ પ્રયાસ વિના તમારે શરણે લઈને, તમોએ તેમનું રક્ષણ કર્યું છે તેથી એવા પાપીજનોના અભાવથી દંડ દેવાનો મારો ઉદ્યમ બંધ થયો છે. એટલે તમારા ભજનનો અવકાશ મળ્યો છે. એ વાત કહે છે) હે ઈશ ! પૃથ્વી ઉપર તમો કૃપા કરી જીવોના મોક્ષ માર્ગમાં પ્રવર્ત્યા હોવાથી મારા મંત્રી ચિત્રલેખ, તથા હું નિવૃત્તિ પામીને, મહાદુઃખોના કારણભૂત આ કળિયુગના મળને નાશ કરનારું તમારું ભજન નિરંતર પ્રીતિથી કરીશું.(૬૬)

**લોકપાલો સ્તુતિ કરે છે :** તમારા થકી બળ પામેલા; તમારાથી ભય પામેલા ચિત્તવાળા અમો દિશાઓના ઈશ્વરો તમારી આજ્ઞાથી રાત્રિ દિવસ દિશાઓનું રક્ષણ કરીએ છીએ. સર્વનિયંતા, સર્વોત્તમ સુખના નિધિ, પુણ્યકીર્તિવાળા, સંસારનો નાશ જેનાથી છે એવા તમોને, અમો નમસ્કાર કરીએ છીએ. (૬૭)

**દેવો સ્તુતિ કરે છે :** હે શ્રીહરે ! તમારી માયાથી વિમોહિત દૃષ્ટિવાળા દેવાધિપતિઓ પણ સર્વ થકી પર જે અક્ષર, તેનાથી પણ સર્વ પ્રકારે સ્વરૂપ-સ્વભાવાદિથી વિલક્ષણ તમોને, તત્ત્વે સહિત યથાર્થપણે જાણતા નથી. તેથી તમારા સેવકો જે અમો દેવો તેમનું હંમેશાં રક્ષણ કરો. (૬૮)

**પ્રજાપતિઓ સ્તુતિ કરે છે :** યજ્ઞાદિ પુણ્યોનો વિસ્તાર જેમણે કર્યો છે એવા, જીવોના મોક્ષ કરવામાં એક આગ્રહવાળા, કર્યું છે સત્પુરુષોનું સન્માન જેમણે એવા, સાધુના સમુદાયોએ જેમના યશનું ગાન કર્યું છે એવા, સાંભળ્યું છે મુનિજનોનું ગાન જેમણે, ભક્તોએ સ્તુતિ કરાયેલા, પરમ સુખના સાગર, સુંદર છે વાહન જેમને એવા, તમોને અમો પ્રજાપતિઓ★ નમસ્કાર કરીએ છીએ. (૬૯)

---

★ પ્રજાપતિઓનું આગમન થયું એમ પૂર્વે કહ્યું નથી, છતાં તેમણે કરેલી સ્તુતિ અહીં હોવાથી તેમનું આગમન થયું છે એમ જાણવું.

सिद्धा ऊचुः- **दोषातीतं कालमायाद्यधीशं सर्वाधारं साक्षिणं प्राणभाजाम् । निर्हेतुं त्वां विश्वसर्गादिबीजं मुक्तैर्नित्यं चिन्त्यमानं नमामः ॥७०॥**

गन्धर्वा ऊचुः- **त्वत्कथानां श्रुतिं गायनं वा जना ये प्रकुर्वन्ति शान्तिं गतास्ते विभो । त्वत्कृपाच्छिन्नसंसारपाशा द्रुतं यान्ति मुक्तिं भजामो भवन्तं वयम् ॥७१॥**

साध्या ऊचुः - **विदधति नतिमात्रं ये जनास्त्वाममात्रं शुभगुणगणपात्रं ते न यान्त्यल्पमात्रम् । असुखमसमगात्रं भक्तसद्वृन्दयात्रं हृतजनयमयात्रं त्वां नमामो धरात्रम् ॥७२॥**

चारणा ऊचुः- **चरित्रं विचित्रं जगत्पावनं ते बुधैर्गद्यपद्यादिभिर्गीयमानम् । श्रुतं कीर्त्तितं वा जनैर्यैस्तु तेषां निहन्त्यार्त्त्यघौघं नताः स्मो वयं त्वाम् ॥७३॥**

श्रीशुकानन्द उवाच - **इत्थं तेऽक्षरमुक्तमूलपुरुषाद्या भूपते सर्वशः स्तुत्वा तं पुरुषोत्तमं प्रविलसत्सिंहासनस्थं हरिम् । पश्यन्तो मुदितास्तमेव नितरां वस्तूनि दिव्यानि वै दातुं तत्समयोचितानि हरये प्रीत्याऽभवन्नुद्यताः ॥७४॥**

---

**સિદ્ધો સ્તુતિ કરે છે :** સમગ્ર દોષ રહિત, કાળ માયાદિના નિયામક, સર્વ પ્રાણીઓના આધાર, સમગ્ર પ્રાણીઓના સાક્ષી, અનાદિ હોવાથી પોતાની ઉત્પત્તિમાં કારણ રહિત, જગતની સૃષ્ટિ-સ્થિતિ અને લયનાં કારણરૂપ, મુક્તો હંમેશાં જેમનું ચિંતવન કરે છે એવા તમોને અમો સિદ્ધો નમસ્કાર કરીએ છીએ. (૭૦)

**ગંધર્વો સ્તુતિ કરે છે :** હે વિભો ! જે જનો તમારી કથાનું શ્રવણ અથવા ગાન કરે છે તે જનો, પરમ શાંતિ પામી, તમારી કૃપાથી સંસારના બંધનથી મુક્ત થઈ તત્કાળ મુક્તિ પામે છે. એવા તમોને અમો ગંધર્વો ભજીએ છીએ. (૭૧)

**સાધ્ય દેવતાઓ સ્તુતિ કરે છે :** હે શ્રીહરે ! અપરિમિત શક્તિ-ગુણ-ઐશ્વર્યવાળા, શુભગુણોના પાત્ર સ્વરૂપ, અનુપમ અંગવાળા, ભક્તો તથા સંતોના વૃંદોને ઉત્સવ છે જેનાથી એવા, નાશ કરી નાંખી છે પોતાના આશ્રિત જનોની યમ યાત્રા જેમણે એવા, પૃથ્વીનું રક્ષણ કરનારા એવા, તમોને જે જનો કેવળ પ્રણામ જ કરે છે તે જનો (પણ) લગારેય દુઃખને પામતા નથી. માટે તમોને અમો સાધ્ય દેવતાઓ નમસ્કાર કરીએ છીએ. (૭૨)

**ચારણો સ્તુતિ કરે છે :** જગતને પવિત્ર કરનારું, પંડિતોએ ગદ્ય-પદ્યોથી ગાન કરેલું આશ્ચર્યકારી તમારું ચરિત્ર, જે જનોએ સાંભળ્યું છે અને ગાયું છે, તે જનોની પીડા તથા પાપના સમુદાય નાશ થાય છે. એવા તમોને અમો ચારણો **નમસ્કાર** કરીએ છીએ. (૭૩)

**શ્રીશુકાનંદમુનિ કહે છે :-** હે ભૂપતે ! સર્વે અક્ષરમુક્ત, મૂલ પુરુષાદિ, પ્રકર્ષપણે સુશોભિત સિંહાસનમાં બેઠેલા પુરુષોત્તમ શ્રીહરિની સ્તુતિ કરીને **આનંદ** પામ્યા અને શ્રીહરિના જ દર્શન કરતાં તે સમયમાં યોગ્ય **દિવ્ય વસ્તુઓ** શ્રીહરિને આપવા માટે પ્રીતિપૂર્વક તત્પર થયા. (૭૪)

શ્રીહરિની સાથે જ રાત્રિ દિવસ રહેનારા પોતાના પરિવાર સહિત ધર્મદેવ, આ પ્રકારે દર્શન કરનારા જનોને અતિશય હર્ષ પમાડતો આ મહોત્સવ જોઈને, તથા અક્ષરમુક્તાદિએ કરેલી સ્તુતિ સાંભળીને, હે ક્ષિતિપતે ! ઘણો

प्राप्तस्तेन सहैव वासमनिशं धर्मः स्वयं सान्वयस्तं दृष्ट्वेति महोत्सवं बहुतरानन्दप्रदं पश्यताम् । श्रुत्वा तद्विहितां स्तुतिं क्षितिपते प्रापन्मुदं भूयसीं तस्मै तेऽक्षरमुक्तमुख्यसुधियोऽनर्घ्याणि वस्तून्यदुः ॥७५॥

इति श्रीहरिलीलाकल्पतरौ भक्तिशास्त्रे श्रीहरिकृष्णभगवत्सूनुश्रीरघुवीराचार्य-विरचिते द्वितीयस्कन्धे महर्ष्यादिकृतश्रीहरिस्तुतिनिरूपणनामा त्रिषष्टितमोऽध्यायः ॥६३॥

## ॥ अथ चतुष्षष्टितमोऽध्यायः ॥

**( चतुःषष्टितमे प्रोक्तं हरये ह्युपदार्पणम् । रामानन्दतिरोधानं नृपप्रश्नोत्तरं ततः ॥)**

श्रीशुकानन्द उवाच - **अथाक्षराख्या व्यतरन् हि मुक्ता नक्षत्रमालां नृप रोचमानाम् । स्वप्रेयसे श्रीपुरुषोत्तमाय गुणादिधाम्ने हरिकृष्णनाम्ने ॥१॥ मुक्तामयीं दिव्यतरामनर्घ्यां स्रजं ददौ मूलपुमांश्च तस्मै । रक्तैर्मणीन्द्रैर्ग्रथितां सुमालां पुमान् प्रधानाधिपतिर्दिदेश ॥२॥ तत्त्वाभिमानित्रिदशास्तदीक्षाप्रपन्नहर्षाम्बुधिमग्नचित्ताः । प्रीत्याऽदिशन्नार्तिहराय तस्मै मालां मनोज्ञां ननु वैजयन्तीम् ॥३॥**

આનંદ પામતા હતા. અક્ષરમુક્તો છે મુખ્ય જેમાં એવા મૂળ માયાના પતિ શ્રેષ્ઠ બુદ્ધિવાળા તે સર્વે, શ્રીહરિને અમૂલ્ય વસ્તુઓ અર્પણ કરતા હતા. (૭૫)

[અક્ષર મુક્તાદિએ કરેલી મહાન અર્થગૌરવ વાળી આ સ્તુતિ, બુદ્ધિ પ્રમાણે અનુવાદ કરી છે. તેથી હે શ્રીહરિ તમો મારું સર્વપ્રકારે રક્ષણ કરો.]

ઈતિ શ્રીહરિકૃષ્ણ ભગવાનના પુત્ર શ્રીરઘુવીરાચાર્ય વિરચિતે શ્રીહરિલીલાકલ્પતરુરૂપ ભક્તિશાસ્ત્રના દ્વિતીય સ્કંધમાં 'મહર્ષ્યાદિ કૃત શ્રીહરિ સ્તુતિ નિરૂપણ' નામે ત્રેસઠમો અધ્યાય સંપૂર્ણ. (૬૩)

## અધ્યાય : ૬૪

**સર્વ મુક્તો, ઈશ્વરો અને દેવતાઓએ શ્રીહરિને અર્પણ કરેલી ભેટ. સદ્. શ્રી રામાનંદ સ્વામીએ હજારો હજાર બ્રાહ્મણાદિકોને ભોજનદાનાદિથી મહોત્સવપૂર્વક સંતોષ પમાડ્યા. પછી સંવત્ ૧૮૫૮ ના માગશર સુદ-૧૩ ના દિવસે રામાનંદ સ્વામી અંતર્ધાન થયા. તેમના દેહનો ઔર્ધ્વદૈહિક સમગ્ર વિધિ નારાયણમુનિએ યથાશાસ્ત્ર કર્યો. (પ્રસંગોપાત રામાનંદ સ્વામીની ગતિ-પ્રાપ્તિ બાબત રાજાએ પૂછેલા પ્રશ્નનો રહસ્યસભર ઉત્તર પણ શુકાનંદમુનિએ સ્પષ્ટ કહેલો છે.)**

**શ્રીશુકાનંદ મુનિ કહે છે :-** હે રાજન્ ! પછી શ્રીહરિને ભેટ આપવાના આરંભમાં પ્રથમ અક્ષર મુક્તોએ પોતાને અત્યંત પ્રિય, સત્ય-શૌચ-અપહતપાપ્મત્વાદિ ગુણ ગણો તથા ઐશ્વર્ય-વિભૂતિ આદિકના એક આશ્રયરૂપ, ભગવાન શ્રી હરિકૃષ્ણ-પુરુષોત્તમને અત્યંત શોભાયુક્ત સત્તાવીશ સેરોવાળો **મોતીઓનો હાર** અર્પણ કર્યો. (૧)

તે વખતે મૂલપુરુષ શ્રીહરિને અતિ સુંદર, અમૂલ્ય, ઘણાં મોતીઓથી યુક્ત **માળા** અર્પણ કરતા હતા. પ્રધાનાધિપતિ પુરુષે લાલ શ્રેષ્ઠ મણિઓથી ગૂંથેલી સુશોભિત માળા આપી. (૨)

તે વખતે પૃથ્વીઆદિકના તત્ત્વાભિમાનવાળા દેવતાઓએ શ્રીહરિના દર્શનથી પ્રાપ્ત થયેલા આનંદના સમુદ્રમાં જાણે પોતાનું ચિત્ત ડૂબી ગયું છે એવા થકા દુઃખને હરનારા શ્રીહરિને, અતિ સુંદર પંચવર્ણવાળી **વૈજયંતી માળા** પ્રીતિપૂર્વક અર્પણ કરી. (૩)

ईशाय वैराजपुमांस्तदानीं समर्पयामास मुदैव तस्मै । प्रणद्धनानामणिभासमानं सौवर्णमुत्कृष्टतरं किरीटम् ॥४॥ ब्रह्मा ददौ श्रीहरये महार्हं यज्ञोपवीतं वरकाञ्चनीयम् । मणिं ददौ कौस्तुभमेव विष्णुस्तथा त्रिनेत्रः स्फटिकाक्षहारम् ॥५॥ सिंहासनं स्वर्णमयं मनोज्ञं दिदेश तस्मै हरये कुबेरः । छत्रं जलस्त्रावि निशेशगौरं सुवर्णदण्डं वरुणो महार्हम् ॥६॥

दिदेश बालव्यजने समीरो धर्मः स्त्रजं कीर्त्तिमयीं च दिव्याम् । नानामणीन्द्रोत्खचितं च हैमं तस्मै ददौ कुण्डलयुग्ममिन्द्रः ॥७॥ अव्याहतां भूतिमदाच्च लक्ष्मीर्हारं वरस्वर्णमयं च गौरी । श्रीपादुके भूस्त्वथ योगमय्यौ द्योरुत्तमाम्लानसरोजमालाम् ॥८॥ पीयूषपूर्णं कलशं च हैमं चन्द्रो यमः संयमनं च दण्डम् । प्रत्युप्तनानामणिरोचमानं त्वष्टा ददौ स्यन्दनमेव हैमम् ॥९॥ रविर्दुकूलानि दिदेश तस्मै हैमान्यनर्घ्याण्यतिभास्वराणि । प्रसूनहारान् व्यतरद् वसन्तस्तर्थर्षिमुख्या ददुराशिषोऽन्ये ॥१०॥ तथार्पयन् सर्वश एव चान्ये सुदिव्यनानाविधभूषणानि । नत्वाऽथ तस्मै पुरुषोत्तमाय तस्थुर्मुदा ते तमवेक्षमाणाः ॥११॥ कृताञ्जलींस्तानथ हृष्टचित्तान् दयार्द्रदृष्ट्या स ददर्श धार्मिः । ते भूरिसौख्याम्बुधिपूरमग्ना आसन् कृतार्था इति मन्यमानाः ॥१२॥ कांश्चिद् दृशा कांश्चन तानथ भ्रूविलासतः कांश्चिदपि स्मितेन । कांश्चिच्च वाचा करसंज्ञया वा स्वस्वालयान् गन्तुमजिज्ञपत् सः ॥१३॥

---

તે સમયે વૈરાજ પુરુષ, નિયંતા શ્રીહરિને, વિવિધ પ્રકારના મણિઓથી પ્રકાશમાન અતિ શ્રેષ્ઠ, શુદ્ધ સુવર્ણથી કરેલો **મુગટ** હર્ષપૂર્વક સમર્પણ કરતા હતા. (૪) તે વખતે બ્રહ્માએ પોતે શ્રીહરિને મહામૂલ્યવાળું શ્રેષ્ઠ સુવર્ણમય યજ્ઞોપવીત અર્પણ કર્યું. વિષ્ણુએ **કૌસ્તુભમણિ** અર્પણ કર્યો. તેમજ ત્રિનેત્રધારી શંકરે સ્ફટિક મણિનો **હાર** અર્પણ કર્યો. (૫)

તે વખતે કુબેર ભંડારીએ શ્રીહરિને મનોહર સુવર્ણમય **સિંહાસન** અર્પણ કર્યું. વરુણે મહામૂલ્યવાળું અને સુવર્ણના દંડવાળું ચંદ્રમા જેવું સફેદ, જળ સ્ત્રવે તેવું, **છત્ર** અર્પણ કર્યું. (૬) વાયુએ બે **ચામરો** અર્પણ કર્યાં. ધર્મ પ્રજાપતિએ કીર્તિમયી **દિવ્યમાળા** અર્પણ કરી, ઈન્દ્રે વિવિધ પ્રકારના શ્રેષ્ઠ મણિઓ જડેલાં બે **કુંડળો** અર્પણ કર્યાં. (૭) લક્ષ્મીદેવીએ નાશ ન પામે તેવી **વિભૂતિ** (સંપત્તિ) અર્પણ કરી. પાર્વતીએ સુંદર સુવર્ણમય **હાર** અર્પણ કર્યો, પછી પૃથ્વીએ અત્યંત સુશોભિત બે **પાદુકાઓ** શ્રીહરિને આપી. સ્વર્ગે (તેના અધિષ્ઠાતા દેવતાએ) ન કરમાય તેવી ઉત્તમ કમળોની **માળા** અર્પણ કરી. (૮)

ચંદ્રમાએ અમૃતથી ભરેલો સુવર્ણ કળશ અને યમે નિયમન કરનારો **દંડ,** શ્રીહરિને અર્પણ કર્યો. ત્વષ્ટાએ (વિશ્વકર્માએ) વિવિધ મણિઓથી શોભાયમાન સોનાનો **રથ** અર્પણ કર્યો. (૯) સૂર્યે શ્રીહરિને સુવર્ણમય અતિ પ્રકાશમાન રેશમી **વસ્ત્રો** અર્પણ કર્યાં. વસંતે ન કરમાય તેવા પુષ્પના હાર અર્પણ કર્યા. તેવી રીતે બીજા ઋષિ વગેરેએ શુભાશીર્વાદ આપ્યા. (૧૦)

તેમજ બીજા બધાએ નાના પ્રકારના અત્યંત દિવ્ય **ભૂષણો,** શ્રીહરિને અર્પણ કર્યાં. પછી પુરુષોત્તમ શ્રીહરિને નમસ્કાર કરીને તે બધા શ્રીહરિના પ્રેમથી દર્શન કરતાં ઊભા રહ્યા. (૧૧)

પછી ધર્મપુત્ર શ્રીહરિ, હાથ જોડીને ઊભેલા પ્રસન્ન ચિત્તવાળા, પહેલાં કહેલા અક્ષર મુક્તાદિ સર્વેને, દયાર્દ્રદષ્ટિથી જોતા હતા, તે સર્વે સુખ રૂપી સમુદ્રમાં ડૂબેલા હોવાથી, કૃતાર્થ થયા છીએ એમ માનવા લાગ્યા.(૧૨) પછી શ્રીહરિએ કોઈને દષ્ટિની સંજ્ઞાથી, કોઈને ભ્રકુટિના વિલાસથી, કોઈને મંદ હાસ્યથી, કોઈને વાણીથી, કોઈને હાથની ચેષ્ટાથી જ, એમ તે સર્વેને પોતપોતાના સ્થાનમાં જવા માટે આજ્ઞા આપી. (૧૩)

अथाऽक्षराद्याश्च तदाज्ञया ते तद्वीक्षणप्राप्तनितान्तहर्षाः । प्रणम्य तं सादरमीश्वरेशं निजं निजं धाम ययुर्नरेन्द्र ॥१४॥ एवंविधं तस्य हरेरुदारं तं दिव्यभावं पुरुषोत्तमस्य । भक्ताः समाधौ ★ददृशुर्हि केचित् प्रैक्षन्त साक्षात्कतिचिच्च राजन् ॥१५॥

रामानन्दस्ततः स्वामी प्रीतस्तस्मिन् महोत्सवे । विप्रान् सहस्रशो रम्यैर्नानाभोज्यैरतर्पयत् ॥१६॥ भूरिशो दक्षिणाभिश्च तान् गोदानादिभिस्तथा । दानैर्नानाविधैः स्वामी सादरं समतोषयत् ॥१७॥ अतिप्रसन्नमनसो मुनीन् सर्वांस्तथाऽमलान् । भक्तांश्चापि समायातान् भोजयामास सद्गुरुः ॥१८॥ भोजयित्वा हरिं प्रीत्या स्वादुभोज्यानि सादरम् । विधिवत् स महाप्राज्ञो बुभुजे च स्वयं ततः ॥१९॥ अथ श्रीहरिणा सार्द्धं भक्तैरन्यैश्च सज्जनैः । प्रस्थितः स ततः प्रायात् फणिग्रामं महत्प्रियः ॥२०॥ अथ स्वैर्मानितो भक्तैस्तत्रोवास स्वयं गुरुः । स्वातिप्रियेण हरिणा सज्जनैश्चान्वितो निजैः ॥२१॥ वेल्लश्च गोवरस्तस्मिन् कान्हो रामजितावुभौ । कृष्णश्च हरिदासाख्यो वीतरागी तदाश्रितः ॥२२॥ तस्मिन् प्रीतियुजश्चान्ये भक्ता वीरजिदादयः । सिषेविरे निजैः सार्धं तं प्रीत्यैव निरन्तरम् ॥२३॥ अमूल्याऽऽख्या च जीवन्ती केसराख्यादयस्तथा । योषितः स्वीयधर्मस्थास्तमसेवन्त भक्तितः ॥२४॥

---

પછી હે રાજન્ ! શ્રીહરિના દર્શનથી પ્રાપ્ત થયો છે અત્યંત હર્ષ જેમને એવા અક્ષરાદિ મુક્તો ઈશ્વરના ઈશ્વર શ્રીહરિને આદરપૂર્વક પ્રણામ કરીને, શ્રીહરિની આજ્ઞાથી પોતપોતાના ધામમાં ગયા. (૧૪) (આવા પ્રકારનું અલૌકિક શ્રીહરિનું ઐશ્વર્ય તે સમયમાં કેટલાકે સમાધિમાં તથા કેટલાકે પ્રત્યક્ષ પણ જોયું એ વાત કહે છે.) પુરુષોત્તમ શ્રીહરિનું આવા પ્રકારનું મોટું **દિવ્ય ઐશ્વર્ય** કેટલાક ભક્તો સમાધિમાં જોતા હતા. હે રાજન્ ! કેટલાક ભક્તો પ્રત્યક્ષ જોતા હતા. (૧૫)

પછી અત્યંત પ્રસન્ન થયેલા શ્રી રામાનંદ સ્વામીએ મહોત્સવમાં હજારોહજાર બ્રાહ્મણોને વિવિધ પ્રકારનાં સ્વાદુ ભોજનોથી તૃપ્ત કર્યા. (૧૬) શ્રીરામાનંદ સ્વામીએ પુષ્કળ ગાયોનાં દાન, દક્ષિણા તથા બીજાં નાના પ્રકારનાં દાનોથી વિપ્રોને આદરપૂર્વક સંતોષ પમાડ્યા, (૧૭) સદ્‌ગુરુ શ્રી રામાનંદ સ્વામીએ તે ઉત્સવમાં આવેલા અતિપ્રસન્ન મનવાળા મુનિઓને તથા શુદ્ધાન્તઃકરણવાળા સર્વ હરિભક્તોને પણ સુંદર ભોજનો વડે તૃપ્ત કર્યા. (૧૮)

ત્યારબાદ મહાબુદ્ધિશાળી પોતે શ્રી રામાનંદ મુનિ, પ્રીતિપૂર્વક શ્રીહરિને આદરપૂર્વક સ્વાદિષ્ટ ભોજનો વિધિ પ્રમાણે જમાડીને પોતે જમ્યા. (૧૯) પછી મહાન પુરુષોને પ્રિય **રામાનંદ મુનિ** શ્રીહરિની સાથે તેમજ સાધુઓ તથા હરિભક્તો સાથે જેતપુરથી **ફરેણી** ગામ આવ્યા. (૨૦) પોતાને અત્યંત પ્રિય શ્રીહરિ તથા પોતાના સાધુઓની સાથે ગુરુ શ્રી રામાનંદ સ્વામી, ફરેણી ગામના પોતાના ભક્તોએ સત્કાર કરાયેલા થકા ફરેણી ગામમાં **નિવાસ** કરીને રહ્યા. (૨૧)

ફરેણી ગામમાં વેલો, ગોબર, કાનભાઈ, બે રામજીભાઈ, કૃષ્ણભાઈ, હરિદાસ નામે શ્રીરામાનંદમુનિને આશ્રેલા વેરાગી, (૨૨) શ્રીરામાનંદ સ્વામીને વિષે પ્રીતિવાળા વીરજીભાઈ વગેરે બીજા ભક્તો, રામાનંદ સ્વામીની સાથે હંમેશાં વિચરતા મુક્તાનંદાદિ મુનિઓએ સહિત શ્રીરામાનંદ સ્વામીની પ્રીતિપૂર્વક હંમેશાં સેવા કરતા હતા. (૨૩) અમૂલાબાઈ, જીવીબાઈ તથા કેસરબાઈ વગેરે પોતાના ધર્મમાં રહેલી સ્ત્રીઓ પણ શ્રીરામાનંદ સ્વામીની ભક્તિપૂર્વક સેવા કરતી હતી. (૨૪)

---

★ ''ददृशुश्च केचित्'' इति ( ब ) पाठान्तरम् ।

**तं तत्रागतमाकर्ण्य ग्रामाद् गुन्द्रालयाभिधात् । कर्मश्रीस्तत्र चायातः सुधीरानन्दजित्तथा ॥२५॥ लक्षो मिष्टादयश्चान्ये समायाता हि पूरुषाः । केसराद्यास्तथा योषास्तमसेवन्त सादरम् ॥२६॥ स ततः सर्वभक्तानां सुखदः स्वानुवर्त्तिनाम् । महोत्सवं व्यधात्तस्मिन् मोक्षदैकादशीतिथौ ॥२७॥**

**द्वादश्यां स गुरुर्विप्रान् भूरिशः समभोजयत् । तथा साधुजनान् सर्वान् विप्रेभ्योऽदाच्च दक्षिणाः ॥२८॥ त्रयोदश्यामथ प्रातः स भद्राख्यां महानदीम् । प्राप्य स्नात्वा स्वयं तस्यां निषसाद रहःस्थले ॥२९॥ ततः पद्मासनेनैव स्थितः कुर्वन् हरौ हि सः । समाधिं मानुषं देहं जहौ तस्येच्छयोद्धवः ॥३०॥ रामानन्दो विहायैवं देहमात्मविदां वरः । लब्ध्वा सिद्धतनुं प्राग्वत् प्रपेदे बदरीवनम् ॥३१॥**

राजोवाच - **कस्मात् पुनर्गतो ब्रह्मन्नुद्धवो बदरीवनम् । कदास्विल्लप्स्यते धाम हरेर्ब्रह्मपुराभिधम् ॥३२॥ तस्याप्तस्य महाबुद्धेस्तं साक्षादवतारिणम् । बदरीविपिनप्राप्तिः संभवेन्नु कथं मुने ॥३३॥ एवं मनसि मे विद्वन् संशयो विद्यते महान् । तमेव तत्त्वविन्मुख्यस्त्वमपाकर्त्तुमर्हसि ॥३४॥**

श्रीशुकानन्द उवाच - **कृष्णेन प्राङ्निजं ज्ञानं जनान् ग्राहयितुं च यः । उद्धवो रक्षितो राजन्नरनारायणाश्रमे ॥३५॥ स एव जातो दुर्वासःशापेनात्र महीतले । रामानन्दाख्यया ख्यातस्तत्त्ववित् सद्गुणालयः ॥३६॥**

---

શ્રી રામાનંદ મુનિને ફરેણીમાં આવેલા સાંભળીને ગુંદાળા ગામથી કરમશીભાઈ તથા બુદ્ધિશાળી આનંદજીત ફરેણી ગામમાં આવ્યા. (૨૫) લાખાભાઈ તથા મીઠાભાઈ તથા બીજા પુરુષો પણ આવ્યા. તેમજ કેસરા વગેરે સ્ત્રીઓ આવી. તે સર્વે આદરપૂર્વક શ્રીરામાનંદમુનિને સેવતા હતા. (૨૬)

ત્યારબાદ પોતાની અનુવૃત્તિવાળા સર્વ ભક્તોને સુખ આપનારા શ્રીરામાનંદ મુનિએ, ફરેણી ગામમાં માગશર સુદી એકાદશીને દિવસે મોટો ઉત્સવ કર્યો. (૨૭) ગુરુ શ્રીરામાનંદમુનિએ બારસને દિવસે ઘણાં વિપ્રોને ભોજન કરાવ્યું. તેમજ સર્વ સાધુજનોને પણ ભોજન કરાવ્યું તથા બ્રાહ્મણોને દક્ષિણાઓ આપી. (૨૮)

પછી **શ્રીરામાનંદ સ્વામી** ત્રયોદશીને દિવસે પ્રાતઃકાળમાં ભદ્રા નદીએ જઈને, નદીમાં સ્નાન કરીને, પોતે એકાંત સ્થાનમાં બેઠા. (૨૯) ત્યારપછી ઉદ્ધવાવતાર શ્રીરામાનંદ મુનિએ પદ્માસનવાળી, પ્રત્યક્ષ શ્રીહરિકૃષ્ણ ભગવાનને પોતાના ઈષ્ટદેવ જાણીને, તેમના સ્વરૂપને વિષે સમાધિ દ્વારા ચિત્ત એકાગ્ર કરતા થકા, શ્રીહરિની ઈચ્છાથી મનુષ્ય દેહનો ત્યાગ કર્યો. (સંવત ૧૮૫૮ ના માગશર સુદી ૧૩ તેરસને ગુરુવારે આલોકથી **અંતર્ધાન** થયા.) (૩૦)

આ પ્રકારે આત્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ, રામાનંદ સ્વામી, મનુષ્ય શરીરને ત્યજીને સિદ્ધ દેહ પામી, પહેલાંની માફક બદરિકાશ્રમમાં પધાર્યા. (૩૧)

(જેમના યોગથી અધમ જન પણ બ્રહ્મધામને પામે છે. તો શ્રી રામાનંદ સ્વામી શાથી બદરિકાશ્રમમાં ગયા ! એમ માનસિંહ રાજા આશ્ચર્યથી પૂછે છેઃ) **માનસિંહ રાજા શુકાનંદ મુનિને પૂછે છે કે :-** હે બ્રહ્મન્ ! ઉદ્ધવજી ફરીથી બદરીવનમાં શાથી ગયા ? અને બ્રહ્મપુર નામનાં શ્રીહરિના ધામને ક્યારે પામશે ? (૩૨) અવતારી શ્રીહરિને પ્રત્યક્ષ પામેલા મહા બુદ્ધિશાળી રામાનંદ સ્વામીને બદરીવનની પ્રાપ્તિ હે મુને ! કેમ સંભવે ? (૩૩) હે વિદ્વન્ ! આ પ્રકારે મારા મનમાં મોટો સંશય થયો છે. તે સંશયને તત્ત્વવિદોમાં શ્રેષ્ઠ તમો જ નિવારણ કરવાને યોગ્ય છો. (૩૪)

**શ્રીશુકાનંદમુનિ કહે છે :-** હે રાજન્ ! શ્રીકૃષ્ણે પોતાનું જ્ઞાન લોકોને આપવા માટે ઉદ્ધવને નરનારાયણના આશ્રમમાં રાખ્યા હતા. (૩૫) તે જ ઉદ્ધવ દુર્વાસાના શાપથી મહીતળ ઉપર રામાનંદ સ્વામી સ્વરૂપે ઉત્પન્ન થયા હોવા છતાં પણ તત્ત્વને જાણનારા તેમજ સદ્‌ગુણોના સ્થાનરૂપ જ હતા. (૩૬)

प्रावर्त्तयत् स एवोर्व्यां सम्प्रदायमिहौद्धवम् । सच्छास्त्रसंमतं पुण्यं जनेश्रेयोविधायिनम् ॥३७॥ ततः सर्वेश्वराधीशः श्रीमद्ब्रह्मपुरेश्वरः । अवतारी परं ब्रह्म सर्वज्ञः पुरुषोत्तमः ॥३८॥ अत्रैकान्तिकधर्मस्य स्थापनाय धरातले । प्रादुरासीत् स्वयं भक्तौ धर्मदेवाद् दयानिधिः ॥३९॥ रामानन्दोऽथ तं प्राप्य ज्ञात्वा श्रीपुरुषोत्तमम् । अक्षरेशं निजाचार्यपदे प्रीत्या व्यतिष्ठिपत् ॥४०॥ तं कृष्णाद्यवताराणां बुद्ध्वा परमकारणम् । समाधिना जहौ देहं कृतकृत्यः स सद्गुरुः ॥४१॥ ततः स वै तदाज्ञप्तस्तज्ज्ञानादिप्रदित्सया । गत्वा प्राग्वत् पुनस्तस्थौ श्रीमद्बदरिकाश्रमे ॥४२॥ ततोऽवतारिणस्तस्य ज्ञानं सर्वोत्तमं च सः । स्वरूपगुणलीलानां तन्वादिभ्य उपादिशत् ॥४३॥ अथैकान्तिकभक्तेन्द्रः स तस्यैवेच्छया प्रभोः । तदीयमक्षरं★ श्रीमत् प्रपेदे धाम भास्वरम् ॥४४॥ अथौर्ध्वदैहिकं तस्य नारायणमुनिर्नृप । यथाशास्त्रं व्यधात् सर्वं विप्रांश्चातर्पयत् सतः ॥४५॥ श्रुत्वा तस्य तिरोधानं तद्भक्ताश्च सहस्रशः । त्यागिनो गृहिणो नानादेशेभ्यश्चाययुः स्त्रियः ॥४६॥ ततो यथोचितं सर्वान्नारायणमुनिः स तान् । स्वयं सम्भावयांचक्रे सर्वकार्यविचक्षणः ॥४७॥ विदित्वा तं गुरुं स्वीयं ययुस्ते नितरां मुदम् । ददृशुर्निर्निमेषाक्षैस्तं च सर्वार्त्तिहारिणम् ॥४८॥

---

આ પૃથ્વીમાં ઉદ્ધવજીએ પવિત્ર **ઉદ્ધવ સંપ્રદાય** પોતાના નામને અન્વર્થક તેમજ સત્શાસ્ત્ર સંમત, જનોનું શ્રેય કરનારો પ્રવર્તાવ્યો. (૩૭)

ત્યારબાદ સર્વ ઈશ્વરોના ઈશ્વર, શ્રીમદ્ બ્રહ્મપુરના અધીશ્વર અવતારી પરબ્રહ્મ, સર્વજ્ઞ, પુરુષોત્તમ, (૩૮) દયાસાગર, ભગવાન શ્રીહરિ પોતે જ, આ ધરાતળમાં એકાંતિક ધર્મનું સ્થાપન કરવા માટે ધર્મદેવ થકી ભક્તિ દેવીમાં પ્રાદુર્ભાવ પામ્યા. (૩૯) પછી રામાનંદ સ્વામીએ, શ્રીહરિને અક્ષરધામાધિપતિ પોતાના ઈષ્ટદેવ શ્રી પુરુષોત્તમ જાણીને, પોતાના **આચાર્યપદે** પ્રીતિપૂર્વક સ્થાપન કર્યા. (૪૦)

શ્રીહરિને કૃષ્ણાદિ અવતારોના પરમ કારણ પોતાના ઈષ્ટદેવ જાણીને, સદ્ગુરુ શ્રી રામાનંદ મુનિ કૃતાર્થ થઈ સમાધિ વડે દેહનો ત્યાગ કરતા હતા. (૪૧) પછી તેમની આજ્ઞાથી શ્રી રામાનંદ મુનિ શ્રીહરિનું જ્ઞાનાદિ આપવાની ઈચ્છાથી (પુરુષોત્તમ શ્રીહરિનો પ્રાદુર્ભાવ તથા તેમના સ્વરૂપનું જ્ઞાન, તેમણે પ્રવર્તાવેલી મોક્ષની રીત વગેરે) તનુ આદિ મુનિઓને ઉપદેશ આપવા માટે, બદરિકાશ્રમમાં જઈને, પહેલાંની માફક ફરીથી રહ્યા. (૪૨)

પછી ઉદ્ધવજી, અવતારી પુરુષોત્તમ શ્રીહરિનું સ્વરૂપ-ગુણ તથા લીલાનું સર્વોત્તમ જ્ઞાન, તનુ આદિ મુનિઓને આપતા હતા. (૪૩) પછી એકાંતિક ભક્તેન્દ્ર **ઉદ્ધવજી** પ્રભુ શ્રીહરિની ઈચ્છાથી જ પ્રકાશમાન શોભાયુક્ત શ્રીહરિના ધામને પામ્યા. (૪૪)

હે રાજન્ ! નારાયણમુનિએ શ્રીરામાનંદમુનિનું ઔર્ધ્વદૈહિક સર્વ કર્મ શાસ્ત્ર પ્રમાણે કર્યું. વિપ્રોને તથા સાધુઓને વિવિધપ્રકારના ભોજનથી તૃપ્ત કર્યા. (૪૫) શ્રીરામાનંદમુનિનું તિરોધાન સાંભળીને, તેમના હજારો હજાર શિષ્યો ત્યાગી તથા ગૃહસ્થો તથા સ્ત્રીઓ જુદા જુદા દેશોથી આવ્યા. (૪૬) પછી સર્વ કાર્યમાં વિચક્ષણ નારાયણમુનિએ સર્વેની યથાયોગ્ય સંભાવના કરી. (૪૭)

તે સર્વ જનો નારાયણમુનિને પોતાના **ગુરુ** જાણીને, અત્યંત પ્રસન્ન થયા. સર્વ પીડાને હરનારા શ્રીહરિને નિર્નિમેષ દૃષ્ટિથી જોવા લાગ્યા. (૪૮)

---

★ ''तदाऽयमक्षरं'' इति (ब) पाठान्तरम् ।




**શ્રી સ્વામિનારાયણ મંદિર - સુરત**

પાવર હાઉસની પાછળ, ગજેરા સ્કૂલની બાજુમાં, તાપી કિનારે, મોટા વરાછા, સુરત.

સંપર્ક : **કોઠારી સ્વામી પ્રભુચરણદાસજી** - મો. ૮૦૦૦૦૫૮૫૦૩

**આરતી સમય :- શણગાર :** ૬.૩૦ **સંધ્યા :** ૭.૦૦ **દરરોજ કથાવાર્તા ॥** સવારે ૬.૪૫ થી ૭.૩૦ રાત્રે ૮.૦૦ થી ૮.૩૦

**અભયદાન સત્સંગ રવિસભા - સમય :-** સાંજે ૫.૦૦ થી ૭.૦૦ **દર એકાદશી -** સવારે ૭.૦૦ કલાકે અભિષેક તથા મહાપૂજા




**શ્રી સ્વામિનારાયણ મંદિર - ડોંબીવલી**

રાજાજી રોડ, રેલ્વે બ્રીજની બાજુમાં, ડોંબીવલી (ઈસ્ટ) મુંબઈ (મહારાષ્ટ્ર)

સંપર્ક : **કોઠારી પાર્ષદ હરેશ ભગત** - મો. ૮૮૮૮૦૫૮૫૦૩

**આરતી સમય :- શણગાર :** ૭.૦૦ **સંધ્યા :** ૭.૦૦ **દરરોજ કથાવાર્તા ॥** સવારે ૭.૧૫ થી ૮.૦૦ રાત્રે ૮.૦૦ થી ૮.૩૦

**અભયદાન સત્સંગ રવિસભા - સમય :-** સાંજે ૫.૦૦ થી ૭.૦૦ **દર એકાદશી -** સવારે ૭.૦૦ કલાકે અભિષેક તથા મહાપૂજા



પ.પૂ. ધ.ધુ. ૧૦૦૮ શ્રી આચાર્ય
શ્રી રાકેશપ્રસાદજી મહારાજશ્રી





પ્રેરક : પૂ. સ.ગુ
સ્વામી શ્રી નિત્યસ્વરૂપદાસજી

## શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથ ભૂમિકા

શ્રીહરિલીલાકલ્પતરુ ગ્રંથની રચના પાછળ આદિઆચાર્ય શ્રી રઘુવીરજી મહારાજનો શુભ સંકલ્પ અને જૂનાગઢ શ્રી સ્વામિનારાયણ મંદિરના આદિ મહંત સદ્‌ગુરુ શ્રી ગુણાતીતાનંદ સ્વામીના અંતરના આશીર્વાદ સાથે ગીર્વાણ સંસ્કૃત પદ્ય ભાષા સાહિત્યના અનુભવી તેમજ ઊંડા ચિંતક કવિરાજ સદ્‌ગુરુ બ્રહ્મચારી શ્રી અચિંત્યાનંદજી સ્વામીના પ્રબળ પુરુષાર્થના ત્રિવેણી સંગમમાં ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણની પરમ કૃપાનો સુભગ સમન્વય જોવા મળે છે.

સંસ્કૃત ભાષાના મૂર્ધન્ય વિદ્વાન કવિ શ્રી અચિંત્યાનંદ બ્રહ્મચારીજીએ આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજના નામે આ ગ્રંથનું આલેખન કર્યું છે. આ ગ્રંથમાં ભગવાન શ્રીહરિના કૃપાપાત્ર સદ્‌ગુરુ શ્રી શુકાનંદ સ્વામીને વક્તા અને સદ્‌ગુરુ શ્રી ગોપાળાનંદ સ્વામીના કૃપાપાત્ર મેંગણીના દરબાર શ્રી માનસિંહજી રાજાને મુખ્ય શ્રોતા તરીકે દર્શાવ્યા છે.

વિવિધ અલંકાર, પદલાલિત્ય સભર વર્ણનથી ભરપૂર આ ગ્રંથની વિશેષતા તો એના અધ્યયનથી જ સમજાય એવી છે. આ ગ્રંથમાં અચિંત્યાનંદ બ્રહ્મચારીજીએ પોતાના અંતરમાં ઊભરાતા અદકેરા અહોભાવથી ઈષ્ટદેવ ભગવાન શ્રી સ્વામિનારાયણનું સર્વાવતારીપણું અને અમોઘ પ્રૌઢ પ્રતાપ યથાસ્થિત વર્ણવેલ છે. સાથે સાથે ધર્મકુળ અને સંતો-ભક્તોનો પણ અપાર મહિમા ગાયો છે. ભગવાન શ્રીહરિના મોક્ષમૂલક સદાચારમય એકાંતિક ભાગવત ધર્મના પ્રચારક નંદસંતોનું ગૌરવ અને મહિમાનું ગાન કરીને એમના ત્યાગ-વૈરાગ્ય અને સેવાભાવને અહોભાવથી બિરદાવ્યા છે. વિશાળ સાગર સમા સત્સંગમાં રહેલ જનકજી અને અંબરીષજી જેવા જક્તવિરક્ત અને ભગવાન શ્રીહરિના સ્વરૂપમાં આસક્ત હરિભક્તો બાઈઓ અને ભાઈઓને પણ પ્રસંગે પ્રસંગે સુંદર રીતે બિરદાવ્યા છે.

ગ્રંથ રચયિતા બ્રહ્મચારી અચિંત્યાનંદજીની વિદ્વત્તા, આર્ષદ્દષ્ટિ અને મેધાવી શક્તિનો પરિચય આ ગ્રંથના વાંચનથી થઈ આવે છે. ભગવાન શ્રી સ્વામિનારાયણનું અમોઘ પારમૈશ્વર્ય, સર્વનિયંતાપણું અને સર્વોપરીપણાને બિરદાવતા, આ ગ્રંથમાં ૧૨ સ્કંધ અને ૩૩૦૦૦ હજાર જેટલા શ્લોકો છે. વિદ્વત્તાથી સભર આ ગ્રંથ તે ગામડામાં વસતા સામાન્ય માણસ પણ સમજી શકે તેટલા માટે ઘણા સમયથી સત્સંગી ભક્તજનોની માગણી અને લાગણીને કારણે સંતોએ કરેલા શુભ સંકલ્પથી આ ગ્રંથનું સંશોધનકાર્ય અમારા અનુજ ગુરુબંધુ પૂ. સ્વામી આનંદસ્વરૂપદાસજીએ ઘણાં વર્ષો સુધી અતિ દાખડો કરી સંસ્કૃતમાંથી સરળ ગુજરાતી ભાષામાં આપ સર્વે ભક્તજનો સુધી મૂકવાનો પ્રયાસ કર્યો છે.




શ્રી સ્વામિનારાયણ મંદિર - સરધાર, તા.જી. રાજકોટ - ૩૬૦૦૨૫